૧———હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર બિન કુસૈય. (રદિયલ્લાહુ અન્હુ) મદીનહમાં એમની કોશિશથી ઈસ્લામનું નૂર ફેલાયું

૨———હઝરત સુવૈબિત બિન સઅદ બિન હુરૈમલહ બિન માલિક.....(રદિયલ્લાહુ અન્હુ)

• **બનૂ ઝુહરહ બિન કિલાબ**————બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી આઠ ગૃહસ્થો :

૧———હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ બિન અબ્દે-ઔફ બિન અબ્દ બિન હારિસ બિન ઝુહરહ. (રદિયલ્લાહુ અન્હુ)

૨———હઝરત સઅદ બિન અબી વક્કાસ. (રદિયલ્લાહુ અન્હુ) અબી વક્કાસનું નામ માલિક બિન ઉહૈબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ હતું.

૩———હઝરત સઅદના ભાઈ હઝરત ઉમૈર બિન અબી વક્કાસ. (રદિયલ્લાહુ અન્હુ)

૪———એમના હલીફોમાંથી હઝરત મિકદાદ બિન અમ્ર બિન સઅલબહ બિન માલિક બિન રબીઅહ........(રદિયલ્લાહુ અન્હુ)

૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ બિન હારિસ બિન શમખ બિન મખઝૂમ બિન સાહિલહ બિન કાહિલ બિન હારિસ......(રદિયલ્લાહુ અન્હુ)

૬———હઝરત મસઊદ બિન રબીઅહ બિન અમ્ર બિન સઅદ.........(રદિયલ્લાહુ અન્હુ)

૭———ઈબ્ને હિશામ કહે છે : હઝરત ઝુશ-શમાલૈન બિન અબ્દે-અમ્ર બિન નદલહ બિન ગુબશાન બિન સુલૈમ બિન મુલ્કાન.....(રદિયલ્લાહુ અન્હુ) બનૂ ખુઝાઅહમાંથી હતા. એમને ઝુશ-શમાલૈન એટલા માટે કહેતા કે, એ દરેક કામ ડાબા હાથે કરતા હતા. નામ ઉમૈર હતું.

૮———હઝરત ખબ્બાબ બિન અલ-અરત્ત અથવા અરિત્ત. (રદિયલ્લાહુ અન્હુ) બનૂ તમીમમાંથી હતા. એમની અવલાદ પણ છે અને તે કૂફામાં રહે છે. અમુકના કથન મુજબ બનૂ ખુઝાઅહમાંથી હતા.

• **બનૂ તૈમ બિન મુર્રહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ તૈમ બિન મુર્રહમાંથી પાંચ ગૃહસ્થોઃ

૧———હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ આપનું નામ અતીક બિન ઉસમાન બિન આમિર બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ હતું. (આપ ઈસ્લામમાં પહેલા ખલીફા હતા. આપના બાપાજી ઉસમાન, અબૂ કુહાફહ ઉપનામે જાણીતા હતા.)

ઈબ્ને હિશામ કહે છે : હઝરત અબૂબક્રનું નામ અબ્દુલ્લાહ હતું અને અતીક આપનો લકબ હતો. ખૂબસુરતી અને ખાનદાનીના કારણે અતીક નામે ખ્યાતિ પામ્યા.

૨———હઝરત અબૂબક્રના આઝાદ કરેલા ગુલામ હઝરત બિલાલ રદિયલ્લાહુ અન્હુ. આપ બનૂ જુમહના સરદાર ઉમૈયહ બિન ખલફના ગુલામ હતા. તે આપને બેહદ ત્રાસ આપતો હતો. હઝરત અબૂ બક્રે આપને તેની પાસેથી ખરીદી લઈને આઝાદ કરી દીધા હતા. હઝરત બિલાલના બાપાજીનું નામ રબાહ હતું. હઝરત બિલાલની કોઈ અવલાદ ન હતી. હઝરત બિલાલ હબશી કૌમમાંથી હતા.

૩———હઝરત આમિર બિન ફુહૈરહ. રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત આમિર બિન ફુહૈરહ બનૂ અસદના ગુલામોમાંથી હતા. તેઓ પાસેથી જ હઝરત અબૂબક્રે એમને ખરીદીને આઝાદ કરી દીધા હતા. હબશી હતા.

૪———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત સુહૈબ બિન સિનાન રદિયલાહુ અન્હુ. જેઓ નમિર બિન કાસિતમાંથી હતા.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત સુહૈબ, નમિર બિન કાસિત બિન હમ્બ બિન અફ્સા બિન જદીલહ બિન અસદ બિન રબીઅહ બિન નિઝારમાંથી હતા. રોમ દેશના વતની હતા. રોમીઓએ એમને પકડીને ગુલામ બનાવી લીધા હતા. અને તેઓ પાસેથી જ એમને ખરીદી લેવામાં આવ્યા હતા. હઝરત સુહૈબ વિષે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ હદીસ છે : "સુહૈબુ સાબિકુર-રૂમ" એટલે સુહૈબ તમામ રોમવાસીઓથી આગળ નીકળી જનાર છે. અથવા તમામ રોમન લોકો પર શ્રેષ્ઠતા ભોગવે છે.

૫———હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ બિન ઉસ્માન બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ રદિયલ્લાહુ અન્હુ. મુલ્કે શામના વતની હતા. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બદ્રથી વાપસ પધાર્યા ત્યારે આપની તહેનાતમાં હાજર થયા. આપની સાથે વાતચીત થતાં આપે એમને પણ બદ્રની ગનીમતમાંથી ભાગ આપ્યો.હઝરત તલહાએ પૂછયું, "યા રસૂલુલ્લાહ ! માલમાં મારો પણ ભાગ ખરો ?" આપે ફરમાવ્યું, "હા તમારો ભાગ પણ ખરો."

• **બનૂ મખ્ઝૂમ બિન મુર્રહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ મખ્ઝૂમ બિન મુર્રહમાંથી પાંચ ગૃહસ્થોઃ

૧———હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ રદિયલ્લાહુ અન્હુ. હઝરત અબૂ સલમહનું નામ અબ્દુલ્લાહ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ હતું.

૨———હઝરત શમ્માસ બિન ઉસ્માન બિન શુરૈદ બિન સુવૈદ બિન હુરમી બિન આમિર બિન મખ્ઝૂમ-રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત શમ્માસનું અસલ નામ ઉસ્માન હતું. શમ્માસ નામ પડવાનું કારણ એમ બન્યું કે, જાહિલિયતના જમાનામાં શમ્માસા કુટુંબમાંથી શમ્માસ નામધારી એક યુવક બેહદ રૂપાળો અને ફાંકડો હતો. એક દિવસે એ મક્કહ આવ્યો તો લોકો એના રૂપનો ઠસ્સો જોઈને છક થઈ ગયા. ત્યારે હઝરત ઉસ્માનના મામા ઉત્બહ બિન રબીઅહએ લોકોને કહ્યું, "એનું રૂપ જોઈને શું છક થઈ ગયા ? એના કરતાં પણ વધુ ફાંકડો યુવક હું તમને દેખાડું છું." આમ કહીને તેણે પોતાના ભાણેજ ઉસ્માનને બોલાવી મંગાવ્યો. (ઉસ્માનનું રૂપ જોઈને લોકો આફરીન પોકારી ઊઠયા.) ત્યારથી હઝરત ઉસ્માન શમ્માસના નામે પંકાઈ ગયા. ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરી વગેરેએ પણ આ બનાવનો ઉલ્લેખ કર્યો છે.

૩———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અરકમ બિન અબી અરકમ રદિયલ્લાહુ અન્હુ. અબી અરકમનું નામ અબ્દે-મનાફ બિન અસદ હતું. અસદનું ઉપનામ અબૂ જુન્દુબ હતું અને તે અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમનો બેટો હતો.

૪———હઝરત અમ્માર બિન યાસિર રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત અમ્માર બિન યાસિર અન્સી, બનૂ મઝહિજની શાખમાંથી હતા.

૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત મુઅત્તબ બિન ઔફ બિન આમિર બિન ફદલ બિન અકીફ બિન કુલૈબ બિન હુબૈશહ બિન સલૂલ બિન કઅબ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ. બનૂ મખ્ઝૂમના હલીફ હતા. બનૂ ખુઝાઅહમાંથી "ઐહામહ" નામે જાણીતા થયેલા ગૃહસ્થ હઝરત મુઅત્તબ પોતે હતા.

• **બનૂ અદી બિન કઅબ————બનૂ અદી બિન કઅબમાંથી ૧૪ ગૃહસ્થો**

૧———હઝરત ઉમર બિન ખત્તાબ બિન નુફૈલ બિન અબ્દુલ-ઉઝઝા બિન રયાહ બિન અબ્દુલ્લાહ બિન કુર્ત બિન રઝાહ બિન અદી રદિયલ્લાહુ અન્હુ. મુસલમાનોના બીજા ખલીફા.

૨———હઝરત ઉમરના ભાઈ હઝરત ઝૈદ બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત ઉમરના આઝાદ કરેલા ગુલામ હઝરત મહજઅ રદિયલ્લાહુ અન્હુ. મુલ્કે-યમનના વતની હતા. જંગે-બદ્રમાં બંને લશ્કરોની વચ્ચે મુસલમાનોમાંથી જે સૌથી પહેલા શહીદ થયા તે હઝરત મહજઅ હતા. એમને દુશ્મનનું તીર ભોંકાયું હતું.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત મહજઅ બનૂ અક્ક બિન અદનાનમાંથી હતા.

૪———હઝરત અમ્ર બિન સુરાકહ બિન મુઅતમિર બિન અનસ બિન આઝાહ બિન અબ્દુલ્લાહ બિન કુર્ત બિન રયાહ બિન રઝાહ બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત અમ્રના ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન સુરાકહ રદિયલ્લાહુ અન્હુ.

૬———હઝરત વાકિદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દે-મનાફ બિન ઈરયન બિન સઅલબા બિન યરબૂઅ બિન હન્ઝલહ બિન માલિક ઝૈદ મનાત બિન તમીમ રદિયલ્લાહુ અન્હુ.

૭———હઝરત ખવલી બિન અબી ખવલી રદિયલ્લાહ અન્હુ.

૮———હઝરત માલિક બિન અબી ખવલી રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : અબી ખવલી બનૂ ઈજ્લ બિન લુજૈમ બિન સઅબ બિન અલી બિન બક્ર બિન વાઈલમાંથી હતા.

૯———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત આમિર બિન રબીઅહ રદિયલ્લાહુ અન્હુ. જેઓ આલે-ખત્તાબના હલીફ અન્ઝ બિન વાઈલમાંથી હતા.

૧૦———હઝરત આમિર બિન બુકૈર બિન અબ્દે-યાલીલ બિન નાશિબ બિન ગિયરહ બિન સઅદ બિન લૈસ રદિયલ્લાહુ અન્હુ.

૧૧———હઝરત આકિલ બિન બુકૈર રદિયલ્લાહુ અન્હુ.

૧૨———હઝરત ખાલિદ બિન બુકૈર રદિયલ્લાહુ અન્હુ.

૧૩———હઝરત ઈયાસ બિન બુકૈર રદિયલ્લાહુ અન્હુ. બનૂ અદી બિન કઅબના હલીફ.

૧૪———હઝરત સઈદ બિન ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબ્દુલ્લાહ બિન કુર્ત બિન રયાહ બિન રઝાહ બિન અદી બિન કઅબ રદિયલ્લાહુ અન્હુ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની જંગ-વાપસી પછી મુલ્કે-શામથી આવ્યા તો આપે હઝરત સઈદને પણ ગનીમતના માલમાંથી ભાગ આપ્યો

તો એમણે કહ્યું, "યા રસૂલુલ્લાહ ! ગનીમતના માલમાં મારો ભાગ ?" આપે ફરમાવ્યું, "હા તમારો ભાગ પણ ખરો."

• **બનૂ જુમહ અને બનૂ સહમ**————બનૂ જુમહ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી પાંચ ગૃહસ્થોઃ

૧———હઝરત ઉસ્માન બિન મઝઊન બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત ઉસ્માનના બેટા હઝરત સાઈબ બિન ઉસ્માન રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત ઉસ્માનના ભાઈ હઝરત કુદામહ બિન મઝઊન રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત ઉસ્માનના ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન મઝઊન રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત મઅમર હારિસ઼ બિન મઅમર બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત ખુનૈસ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી બિન સહમ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ માલિક બિન હસ્લ**————બનૂ આમિર બિન લુઐયની શાખ બનૂ માલિક બિન હસ્લમાંથી પાંચ ગૃહસ્થો :

૧———હઝરત અબૂ સબ્રહ બિન અબી રુહમ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબી કૈસ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અબ્દુલ્લાહ બિન મખ્રમહ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબી કૈસ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત અબ્દુલ્લાહ બિન સુહૈલ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લ રદિયલ્લાહુ અન્હુ. હઝરત અબ્દુલ્લાહ પોતાના પિતા સુહૈલ બિન અમ્ર સાથે મુસલમાનો વિરૂધ્ધ લડવા માટે મક્કહથી આવ્યા હતા. જ્યારે બંને લશ્કરો બદ્રના મેદાનમાં આવ્યા તો હઝરત અબ્દુલ્લાહ મોકાની શોધમાં હતા તક મળતા કુરૈશના લશ્કરમાંથી નાસીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને કુરૈશી લશ્કરનો બહાદુરીથી મુકાબલો કર્યો.

૪———સુહૈલ બિન અમ્રના આઝાદ કરેલા ગુલામ હઝરત ઉમૈર બિન ઔફ રદિયલ્લાહુ અન્હુ.

૫———સુહૈલ બિન અમ્રના હલીફ હઝરત સઅદ બિન ખવલહ રદિયલ્લાહુ અન્હુ. મુલ્કે-યમનના વતની હતા.

• **બનૂ હારિસ઼ બિન ફિહર**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ હારિસ઼ બિન ફિહરમાંથી પાંચ ગૃહસ્થો

૧———હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ રદિયલ્લાહુ અન્હુ. એમનું નામ આમિર બિન અબ્દુલ્લાહ બિન જર્રાહ બિન હિલાલ બિન ઉહૈબ બિન દિબાહ બિન હારિસ઼ હતું.

૨———હઝરત અમ્ર બિન હારિસ઼ બિન ઝુહૈર બિન અબી શદ્દાદ બિન રબીઅહ બિન હિલાલ બિન ઉહૈબ બિન દિબહ બિન હારિસ઼ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત સુહૈલ બિન વહબ બિન રબીઅહ બિન હિલાલ બિન ઉહૈબ બિન દિબહ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત સુહૈલના ભાઇ હઝરત સફવાન બિન વહબ રદિયલ્લાહુ અન્હુ. બંને ભાઇઓ બૈદાઅના બેટા હતા.

૫———હઝરત અમ્ર બિન અબી સરહ બિન રબીઅહ બિન હિલાલ...... રદિયલ્લાહુ અન્હુ.

સારાંશ કે મક્કહથી હિજરત કરીને મદીનહ આવેલા આ બધા મુહાજિરો જંગે-બદ્રમાં શામિલ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને ગનીતમમાંથી હિસ્સો આપ્યો. કુલ સંખ્યા ૮૩ થાય છે.

ઇબ્ને હિશામ કહે છે : ઇબ્ને ઇસ્હાક વગર જંગે-બદ્રની માહિતી ધરાવનારા ઘણા જાણકારોએ બીજા ત્રણ ગૃહસ્થોના નામો પણ દર્શાવ્યાં છે જેઓએ જંગે-બદ્રમાં ભાગ લીધો હતો. ઇબ્ને ઇસ્હાકે દર્શાવેલી ટીપમાં એમના નામો નથી. એ ત્રણ ગૃહસ્થો આ છે :

૧———બનૂ આમિર બિન લુઐયમાંથી : હઝરત વહબ બિન સઅદ બિન અબી સરહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત હાતિબ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ.

૩———બનૂ હારિસ બિન ફ્રિહરમાંથી : હઝરત અયાઝ બિન અબી ઝુહૈર રદિયલ્લાહુ અન્હુ.

જો આ ત્રણ ગૃહસ્થોને પણ શામિલ કરી લેવામાં આવે તો જંગે-બદ્રમાં ભાગ લનોરા મુહાજિરોની સંખ્યા ૮૬ થાય છે.

---

# પ્રકરણ ૧૦૦

# જંગે-બદ્રમાં ભાગ લેનારા અન્સાર

## ઔસ કબીલાના મુજાહિદોના મુબારક નામો [૧]

બનૂ અબ્દે-અશહલ • બનૂ સવાદ અને બનૂ રઝાહ • બનૂ હારિસહ બિન હારિસ • બનૂ દુબૈઅહ બિન ઝૈદ • બનૂ ઉમૈયહ બિન ઝૈદ • બનૂ ઉબૈદ બિન ઝૈદ • બનૂ સઅલબા બિન અમ્ર • બનૂ જહજબા બિન કલફહ • બનૂ ગનમ બિન સલમ • બનૂ મુઆવિયહ બિન માલિક.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મદીનહના અન્સારમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જંગે-બદ્રમાં શામિલ થનારા સહાબાના મુબારક નામોની ટીપ આ છે :

• **બનૂ અબ્દે-અશહલ**——————ઔસ બિન હારિસહ બિન સઅલબા બિન અમ્ર બિન આમિરની શાખ બનૂ અબ્દે-અશહલ બિન જુશમ બિન હારિસ બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસમાંથી ૧૫ ગૃહસ્થો :

૧———હઝરત સઅદ બિન મુઆઝ બિન નુઅમાન બિન ઈમ્રઉલ-કૈસ બિન ઝૈદ બિન અબ્દે-અશહલ-રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અમ્ર બિન મુઆઝ બિન નુઅમાન. રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત હારિસ બિન અનસ બિન રાફિઅ બિન ઈમ્રઉલ-કૈસ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત હારિસ બિન ઔસ બિન મુઆઝ બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ.

---

૧. મદીનહમાં અરબોના બે મુખ્ય કબીલા વસતા હતા : ઔસ અને ખઝરજ. વધુ ભાગે બધા ખેતીવાડીનો ધંધો કરતા હતા. નુબુવ્વતને દસમે વરસે બંને કબીલાના કેટલાક લોકો હજ્જ માટે મક્કહ ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તબલીગથી મુસલમાન બની ગયા. એ પછી આપના સહાબી હઝરત મુસઅબ બિન ઉમૈર (રદિ.)ની તબલીગથી બંને કબીલાઓનો મોટો ભાગ મુસલમાન બની ગયો. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મદીનહ પધારવાનું ભાવાભીનું આમંત્રણ આપ્યું. દિલોજાનથી આપનો સત્કાર કર્યો પોતાનું સર્વસ્વ આપના ચરણોમાં કુરબાન કરીને આપના અદના ગુલામ બની ગયા અને અન્સારનો માનભર્યો લકબ મેળવ્યો. અન્સાર અરબીના નાસિર શબ્દનું બહુવચન છે. જેના અર્થ મદદગાર, સહાયક, સહકારી વગેરે થાય છે. ઇસ્લામની પરિભાષામાં અન્સાર મદીનહના તે લોકોને કહે છે જેઓએ ઇસ્લામના આરંભ કાળમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા આપના મક્કી સાથીઓની દરેક પ્રકારે મદદ કરી. બંને કબીલામાંથી ઘણી શાખો નીકળેલી હતી. અહીં ઔસ કબીલાની શાખોમાંથી બદ્રમાં શરીક થયેલા સહાબાના મુબારક નામોની

૫———બનૂ ઉબૈદ બિન કઅબ બિન અબ્દે-અશહલમાંથી: હઝરત સઅદ બિન ઝૈદ બિન માલિક બિન ઉબૈદ રદિયલ્લાહુ અન્હુ.

૬———બનૂ ઝઊરા બિન અબ્દે-અશહલમાંથી : હઝરત સલમહ બિન સલામહ બિન વક્શ બિન ઝઅબહ બિન ઝઊરા. રદિયલ્લાહ અન્હુ.

૭———હઝરત અબ્બાદ બિન બિશ્ર બિન વક્શ બિન ઝઅબહ બિન ઝઊરા. રદિયલ્લાહુ અન્હુ.

૮———હઝરત સલમહ બિન સાબિત બિન વકશ. રદિયલ્લાહુ અન્હુ.

૯———હઝરત રાફિઅ બિન યઝીદ બિન કુર્ઝ બિન સકન્ન બિન ઝઊરા. રદિયલ્લાહુ અન્હુ.

૧૦———હઝરત હારિસ બિન ખુઝામહ બિન અદી બિન ઉબય બિન ગનમ બિન સાલિમ બિન ઔફ બિન અમ્ર બિન ખઝરજ રદિયલ્લાહુ અન્હુ જેઓ બનૂ ઔફ બિન ખઝરજમાંથી બનૂ અબ્દે અશહલના હલીફ હતા.

૧૧———બનૂ હારિસહ બિન હારિસમાંથી તેઓના હલીફ હઝરત મુહંમદ બિન મસ્લમહ બિન ખાલિદ બિન અદી બિન મજદિઆ બિન હારિસહ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૧૨———બનૂ હારિસહ બિન હારિસમાંથી તેઓના હલીફ હઝરત સલમહ બિન અસ્લમ બિન હુરૈશ બિન અદી બિન મજદિઆ બિન હારિસહ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૧૩———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબુલ-હૈસમ બિન તૈયિહાન. રદિયલ્લાહુ અન્હુ.

૧૪———હઝરત ઉબૈદ બિન તૈયિહાન રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકના કથન મુજબ ઉબૈદને બદલે અતીક બિન તૈયિહાન. રદિયલ્લાહુ અન્હુ.

૧૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન સહલ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે: હઝરત અબ્દુલ્લાહ બિન સહલ બનૂ ઝઊરામાંથી હતા. કેટલાકે કહ્યું કે ગસ્સાન કબીલામાંથી હતા.

• **બનૂ સવાદ અને બનૂ રઝાહ**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ ઝફરની શાખ બનૂ સવાદ બિન કઅબ અને કઅબનું જ બીજું નામ ઝફરમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત કતાદહ બિન નુઅમાન બિન ઝૈદ બિન આમિર બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત ઉબૈદ બિન ઔસ બિન માલિક બિન સવાદ. રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત ઉબૈદ બિન ઔસ તે ગૃહસ્થ છે જેમનું નામ "મુકર્રિન" પડી ગયું હતું કેમકે બદ્રમાં એમણે ચાર મુશરિક કેદીઓને પકડીને એકઠા કરી દીધા હતા. અને હઝરત અલીના ભાઈ અકીલ બિન અબી તાલિબને પણ એમણે જ ગિરિફતાર કર્યા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ અબ્દ બિન રઝાહ બિન કઅબમાંથી ત્રણ ગૃહસ્થો :

૧———હઝરત નસ્ર બિન હારિસ બિન અબ્દ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત મુઅત્તબ બિન અબ્દ રદિયલ્લાહુ અન્હુ.

૩———અને એમના હલીફોમાંથી બનૂ બલ્લીવાળા હઝરત અબ્દુલ્લાહ બિન તારિક રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ હારિસહ અને બનૂ દુબૈઅહ**—————બનૂ હારિસહ બિન હારિસ બિન ખઝરજ બિન અમ્ર બિન

માલિક બિન ઔસમાંથી ત્રણ ગૃહસ્થો :

૧———હઝરત મસઊદ બિન સઅદ બિન આમિર બિન અદી બિન જુશમ બિન મજદઆ બિન હારિસ઼હ રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : કેટલાકે મસઊદ બિન અબ્દે-સઅદ કહ્યું છે.

૨———ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ અબ્સ બિન જબ્ર બિન અમ્ર બિન ઝૈદ બિન જુશમ બિન મજદઆ બિન હારિસ઼હ રદિયલ્લાહુ અન્હુ.

૩———અને બનૂ બલ્લીમાંથી એમના હલીફ હઝરત અબૂ બુર્દહ બિન નયાર જેમનું નામ હાની બિન નયાર બિન ઉમર બિન ઉબૈદ બિન કિલાબ....બિન કુદાઅહ હતું. રદિયલ્લાહુ અન્હુ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ અમ્ર બિન ઔફ બિન ઓસની શાખ બનૂ દુબૈઅહ બિન ઝૈદ બિન માલિક બિન ઔફ બિન અમ્ર બિન ઔફમાંથી પાંચ ગૃહસ્થો :

૧———હઝરત આસિમ બિન સ઼ાબિત બિન કૈસ રદિયલ્લાહુઅન્હુ.

૨———હઝરત મુઅત્તબ બિન કુશૈર બિન મુલૈલ બિન ઝૈદ બિન અત્તાફ બિન દુબૈઅહ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત અબૂ મુલૈલ બિન અઝઅર બિન ઝૈદ બિન અત્તાફ બિન દુબૈઅહ રદિયલ્લાહુ અનહુ.

૪———હઝરત ઉમૈર બિન મઅબદ રદિયલ્લાહ અન્હુ.

૫———હઝરત સહલ બિન હુનૈફ બિન વાહિબ બિન ઉકૈમ બિન મજદઆ બિન હારિસ઼ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ ઉમૈયહ બિન ઝૈદ**——બનૂ ઉમૈયહ બિન ઝૈદ બિન માલિકમાંથી ૯ ગૃહસ્થો :

૧———હઝરત મુબશ-શિર બિન અબ્દુલ મુનઝિર બિન ઝૈદ બિન ઉમૈયહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત રિફાઅહ બિન અબ્દુલ-મુનઝિર બિન ઝનીર રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત સઅદ બિન ઉબૈદ બિન નુઅમાન બિન કૈસ બિન અમ્ર બિન ઝૈદ બિન ઉમૈયહ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત ઉવૈમ બિન સાઇદહ રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત રાફિઅ બિન ઉન્જદહ રદિયલ્લાહુ અન્હુ. ઉન્જદહ એમની માનું નામ છે.

૬———હઝરત ઉબૈદ બિન અબી ઉબૈદ રદિયલ્લાહુ અન્હુ.

૭———હઝરત સ઼અલબહ બિન હાતિબ રદિયલ્લાહુ અન્હુ.

૮———હઝરત અબૂ લુબાબહ બિન અબ્દુલ-મુનઝિર રદિયલ્લાહુ અન્હુ.

૯———હઝરત હારિસ઼ બિન હાતિબ રદિયલ્લાહુ અન્હુ.

છેલ્લા બે ગૃહસ્થો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે મદીનહથી બદ્ર જવા રવાના થયા. જયારે ''રવહા''સ્થળે પહોંચ્યા તો આપે એ બંને ગૃહસ્થોને મદીનહ મોકલાવી દીધા. એમાંથી હઝરત અબૂ લુબાબહને મદીનહના હાકિમ એટલે ગવર્નર બનાવીને મોકલાવ્યા. ગનીમતના માલમાંથી આપે બંને ગૃહસ્થોને

અને હઝરત અબૂ લુબાબહનું અસલ નામ બશીર હતું.

• **બનૂ ઉબૈદ બિન ઝૈદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ ઉબૈદ બિન ઝૈદ બિન માલિકમાંથી સાત ગૃહસ્થો :

૧————હઝરત ઉનૈસ બિન કતાદહ બિન રબીઅહ બિન ખાલિદ બિન હારિસ બિન ઉબૈદ રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત મઅન બિન અદી બિન જદ્દ બિન ઇજલાન બિન દુબૈઅહ રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત સાબિત બિન અકરામ બિન સઅલબા બિન અદી બિન ઇજલાન રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત અબ્દુલ્લાહ બિન સલમહ બિન માલિક બિન હારિસ બિન અદી બિન ઇજલાન રદિયલ્લાહુ અન્હુ.

૫————હઝરત ઝૈદ બિન અસલમ બિન સઅલબા બિન અદી બિન ઇજલાન રદિયલ્લાહુ અન્હુ.

૬————હઝરત રબઇ બિન રાફિઅ બિન ઝૈદ બિન હારિસહ બિન જદ્દ બિન ઇજલાન રદિયલ્લાહુ અન્હુ.

૭————હઝરત આસિમ બિન અદી બિન જદ્દ બિન ઇજલાન રદિયલ્લાહુ અન્હુ. હઝરત આસિમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે મદીનહથી બદ્ર જવા રવાના થયા હતા. પણ આપે એમને પાછા મોકલાવી દીધા અને ગનીમતના માલમાંથી હિસ્સો આપ્યો.

• **બનૂ સઅલબા બિન અમ્ર**————બનૂ સઅલબા બિન અમ્ર બિન ઔફમાંથી સાત ગૃહસ્થો:

૧————હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈર બિન નુઅમાન બિન ઉમૈયહ બિન બુર્ક જેનું નામ ઇમ્રઉલ-કૈસ બિન સઅલબા રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત આસિમ બિન કૈસ બિન સાબિત બિન નુઅમાન બિન ઉમૈયહ બિન ઇમ્રઉલ-કૈસ બિન સઅલબા રદિયલ્લાહુ અન્હુ.

૩————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ દય્યાહ બિન સાબિત બિન નુઅમાન બિન ઉમૈયહ બિન ઇમ્રઉલ-કૈસ બિન સઅલબા રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત અબૂ હન્નહ બિન સાબિત બિન નુઅમાન....રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ હન્નહ હઝરત અબૂ દય્યાહના ભાઇ હતા. કેટલાકે અબૂ હન્નાહને બદલે અબૂ હય્યહ કહ્યું છે.

૫————હઝરત સાલિમ બિન ઉમૈર સાબિત બિન નુઅમાન.....રદિયલ્લાહુ અન્હુ. કેટલાકે એમને સાબિત બિન અમ્ર પણ કહ્યા છે.

૬————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત હારિસ બિન નુઅમાન બિન-ઉમૈયહ બિન ઇમ્રઉલ-કૈસ બિન સઅલબા રદિયલ્લાહુ અન્હુ.

૭————હઝરત ખવાત અથવા ખવ્વાત બિન જુબૈર બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને પણ ગનીમતના માલમાંથી હિસ્સો આપ્યો.

• **બનૂ જહજબા બિન કલફહ**————બનૂ જહજબા બિન કલફહ બિન ઔફ બિન અમ્ર બિન ઔફમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત મુનઝિર બિન મુહંમદ બિન ઉકબહ બિન ઉહૈહા બિન જુલાહ બિન હુરૈશ બિન જહજબા બિન કુલફહ રદિયલ્લાહુ અન્હુ.

૨———એમના હલીફો બનૂ ઉનૈફમાંથી હઝરત અબૂ અકીલ બિન અબ્દુલ્લાહ બિન સ઼અલબા બિન તૈજાન બિન આમિર......રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ ગનમ બિન સલમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ ગનમ બિન સલમ બિન ઈમ્રઉલ-કૈસ બિન માલિક બિન ઔસમાંથી પાંચ ગૃહસ્થો :

૧———હઝરત સઅદ બિન ખૈસ઼મહ બિન હારિસ઼ બિન માલિક બિન કઅબ બિન નુહાત.....રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત મુનઝિર બિન કુદામહ બિન અર્ફજહ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત માલિક બિન કુદામહ બિન અર્ફજહ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત હારિસ઼ બિન અર્ફજહ. રદિયલ્લાહુ અન્હુ.

૫———બનૂ ગનમના આઝાદ કરેલા ગુલામ હઝરત તમીમ રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત તમીમ, સઅદ બિન ખૈસ઼મહના આઝાદ કરેલા હતા.

• **બનૂ મુઆવિયહ બિન માલિક**————ઈબ્ને ઈસ્હાક કહે છે: બનૂ મુઆવિયહ બિન માલિક બિન ઔફ બિન અમ્ર બિન ઔફમાંથી ત્રણ ગૃહસ્થો :

૧———હઝરત જબ્ર બિન અતીક બિન હારિસ઼ બિન કૈસ બિન હૈશહ બિન હારિસ઼ બિન ઉમૈયહ બિન મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત માલિક બિન નુમૈલહ રદિયલ્લાહુઅન્હુ. બનૂ મઝીનહના હલીફોમાંથી.

૩———બનૂ બલ્લીના હલીફોમાંથી હઝરત નુઅમાન બિન અસ્ર અથવા ઉસ્ર રદિયલ્લાહુ અન્હુ.

સારાંશ કે મદીનહના અન્સારના ઔસ કબીલામાંથી જે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સાથે જંગે-બદ્રમાં શરીક રહ્યા અને જેઓને આપે ગનીમતના માલમાંથી હિસ્સો આપ્યો એ ૬૧ ગૃહસ્થો હતા.

---

# પ્રકરણ ૧૦૧

# જંગે-બદ્રમાં ભાગ લેનારા અન્સાર

## ખઝરજ કબીલાના મુજાહિદોના મુબારક નામો

બનૂ ઈમ્રઉલ-કૈસ • બનૂ ઝૈદ અને બનૂ અદી • બનૂ અહમર, બનૂ જુશમ, બનૂ ઝૈદ • બનૂ જિદારહ અને બનૂ અબજર • બનૂ ઔફ અને બનૂ જઝઅ • બનૂ સાલિમ, બનૂ અસરામ, બનૂ દઅદ • બનૂ કરયૂશ, બનૂ મર્ઝખહ, બનૂ લુઝાન • બનૂ ગુસૈનહ • બનૂ સાઇદહ, બનૂ બુદ્દી, બનૂ તરીફ • બનૂ જુહૈનહ • બનૂ જુશમ • બનૂ ઉબૈદ બિન અદી • બનૂ ખુનાસ બિન સિનાન • બનૂ નુઅમાન, અને બનૂ સવાદ • બનૂ અદી બિન નાબી • બનૂ ઝુરૈક બિન આમિર • બનૂ ખાલિદ અને બનૂ ખલદહ • બનૂ ઈજલાન અને બનૂ બયાદહ • બનૂ હબીબ, બનૂ સ઼અલબા, બનૂ ઉસૈરહ બનૂ અમ્ર • બનૂ ઉબૈદ અને બનૂ આઇઝ • બનૂ ઝૈદ અને બનૂ સવાદ • બનૂ આમિર અને બનૂ અમ્ર • બનૂ અદી બિન અમ્ર • બનૂ હરામ અને બનૂ માઝિન • બનૂ ખન્સાઅ, બનૂ સ઼અલબા, બનૂ દીનાર • બનૂ કૈસ બિન માલિક.

**• બનૂ ઈમ્રઉલ-કૈસ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે મદીનહના અન્સારમાંથી ખઝરજ બિન હારિસ઼ બિન સ઼અલબા બિન અમ્ર બિન આમિરની શાખ બનૂ હારિસ઼ બિન ખઝરજ અને પછી તેની શાખ બનૂ ઈમ્રઉલ-કૈસ બિન માલિક બિન સ઼અલબા બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજમાંથી ચાર ગૃહસ્થો જંગે-બદ્રમાં શામિલ હતા.

૧————હઝરત ખારિજહ બિન ઝૈદ બિન અબી ઝુહૈર બિન માલિક બિન ઈમ્રઉલ-કૈસ રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત સ઼અદ બિન રબીઅ બિન અમ્ર બિન અબી ઝુહૈર બિન માલિક બિન ઈમ્રઉલ-કૈસ રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત અબ્દુલ્લાહ બિન રવાહ બિન સ઼અલબા બિન ઈમ્રઉલ-કૈસ બિન અમ્ર બિન ઈમ્રઉલ-કૈસ રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત ખલ્લાદ બિન સુવૈદ બિન સ઼અલબા બિન અમ્ર બિન હારિસ઼હ બિન ઈમ્રઉલ-કૈસ રદિયલ્લાહુ અન્હુ.

**• બનૂ ઝૈદ અને બનૂ અદી**————બનૂ ઝૈદ બિન માલિક બિન સ઼અલબા બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત બશીર બિન સઅદ બિન સ઼અલબા બિન ખલ્લાસ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત સમ્માક બિન સઅદ રદિયલ્લાહુ અન્હુ હઝરત બશીરના ભાઈ

• બનૂ અદી બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજમાંથી ત્રણ ગૃહસ્થો :

૩———હઝરત સુબૈઅ બિન કૈસ બિન ઐશહ બિન ઉમૈયહ બિન માલિક બિન આમિર બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત અબ્બાદ બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ. હઝરત સુબૈઅના ભાઈ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે કહ્યું કે ઐશહ નહિ બલકે અબ્બાદ બિન કૈસ બિન અબસહ છે.

૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્સ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ અહમર, બનૂ જુશમ, બનૂ ઝૈદ**———બનૂ અહમર બિન હારિસ઼હ બિન સ઼અલબા બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજમાંથી એક જ ગૃહસ્થ :

૧———હઝરત યઝીદ બિન હારિસ઼ બિન કૈસ બિન માલિક બિન અહમર રદિયલ્લાહુ અન્હુ. એમને જ ઈબ્ને-ફુસ્હુમ પણ કહે છે. ઈબ્ને હિશામ કહે છે. ફુસ્હુમ એમના માતાજીનું નામ હતું અને તે બનૂ અલ-કૈન બિન જસ્રમાંથી હતી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ જુશમ બિન હારિસ઼ બિન ખઝરજ અને ઝૈદ બિન હારિસ઼ બિન ખઝરજ (જેઓ જોડિયા હતા) માંથી ચાર ગૃહસ્થો :

૧———હઝરત ખુબૈબ બિન ઈસાફ બિન ઉત્બહ બિન અમ્ર બિન ખુદૈજ બિન આમિર બિન જુશમ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન સ઼અ્લબા...રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત હુરૈસ઼ બિન ઝૈદ બિન સ઼અલબા.....રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત સુફયાન બિન બિશ્ર અંગે પણ દાવો કરવામાં આવે છે કે જંગે-બદ્રમાં શામિલ હતા રદિયલ્લાહુ અન્હુ ઈબ્ને હિશામ કહે છે : સુફયાન બિન બિશ્ર નહિ, સુફયાન બિન નસ્ર બિન અમ્ર બિન હારિસ઼ બિન કઅબ બિન ઝૈદ.

**બનૂ જિદારહ અને બનૂ અબજર**———ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ જિદારહ બિન ઔફ બિન હારિસ઼ બિન ખઝરજમાંથી ચાર ગૃહસ્થો :

૧———હઝરત તમીમ બિન યુઆર બિન કૈસ બિન અદી બિન ઉમૈયહ બિન જ઼િદારહ રદિયલ્લાહુ અન્હુ.

૨———બનૂ હારિસ઼હમાંથી : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે: અબ્દુલ્લાહ બિન ઉમૈર બિન અદી બિન ઉમૈયહ બિન જિદારહ.

૩———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઝૈદ બિન મુઝૈયિન બિન કૈસ બિન ઉમૈયહ બિન જિદારહ. રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત અબ્દુલ્લાહ બિન અર્ફતહ બિન અદી બિન ઉમૈયહ બિન જિદારહ રદિયલ્લાહુ અન્હુ

૫———બનૂ અબ્જર જેઓને બનુ ખુદરહ અથવા ખદિરહ બિન ઔફ બિન હારિસ બિન ખઝરજ પણ કહેવામાં આવે છે—માંથી એક ગૃહસ્થ : હઝરત અબ્દુલ્લાહ બિન રબીઅ બિન કૈસ બિન અમ્ર બિન અબ્બાદ બિન અબજર રદિયલ્લાહુ અન્હુ.

**• બનૂ ઔફ અને બનૂ જઝઅ**————બનૂ ઔફ બિન ખઝરજની શાખ બનૂ ઉબૈદ બિન માલિક બિન સાલિમ બિન ગનમ બિન ઔફ બિન ખઝરજ- જેઓને બનૂ હુબ્લા પણ કહે છે-માંથી બે ગૃહસ્થોઃ

૧———હઝરત અબ્દુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉબય બિન માલિક બિન હારિસ બિન ઉબૈદ રદિયલ્લાહુ અન્હુ ઇબ્ને હિશામ કહે છે : હુબ્લાનું નામ સાલિમ બિન ગનમ બિન ઔફ હતું. તેનું પેટ મોટું ફૂલી ગયેલું હોવાથી હુબ્લા નામે પ્રખ્યાત થઇ ગયો. હઝરત અબ્દુલ્લાહનો બાપ અબ્દુલ્લાહ બિન ઉબય મદીનહના મુનાફિકોનો સૌથી મોટો સરદાર હતો. તે "ઇબ્ને-સલૂલ"ના નામે પંકાયેલો હતો. સલૂલ એક સ્ત્રીનું નામ હતું જે ઉબયની મા હતી. અબ્દુલ્લાહ બિન ઉબયના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ સાચા મુસ્લિમ યુવક હતા.

૨———હઝરત ઔસ બિન ખવલી બિન અબ્દુલ્લાહ બિન હારિસ બિન ઉબૈદ રદિયલ્લાહુ અન્હુ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ જઝઅ બિન અદી બિન માલિક બિન સાલિમ બિન ગનમમાંથી છ ગૃહસ્થોઃ

૧———હઝરત ઝૈદ બિન વદીઅહ બિન અમ્ર બિન કૈસ બિન જઝઅ રદિયલાહુ અન્હુ.

૨———બનૂ અબ્દુલ્લાહ બિન ગત્ફાનમાંથી તેઓના હલીફ : હઝરત ઉકબહ બિન વહબ બિન કલદહ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત રિફાઅહ બિન અમ્ર બિન ઝૈદ બિન અમ્ર બિન સઅલબા બિન માલિક બિન સાલિમ બિન ગનમ રદિયલ્લાહુ અન્હુ.

૪———એમના હલીફ હઝરત આમિર બિન સલમહ બિન આમિર યમનવાળા રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત અબૂ ખુમૈસહ મઅબદ બિન અબ્બાદ બિન કુશૈર...રદિયલ્લાહુ અન્હુ.

૬———એમના હલીફ હઝરત આમિર બિન બુકૈર રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : કેટલાકે એમને આમિર બિન ઉકૈર અને અમુકે આસિમ બિન ઉકૈર કહ્યા છે.

**• બનૂ સાલિમ, બનૂ અસરામ, બનૂ દઅદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ સાલિમ બિન ઔફ બિન અમ્ર બિન ઔફ બિન ખઝરજની શાખ બનૂ ઇજલાન બિન ઝૈદ બિન ગનમ બિન સાલિમમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત નવફલ બિન અબ્દુલ્લાહ બિન નદલહ બિન માલિક બિન ઇજ્લાન રદિયલ્લાહુ અન્હુ.

બનૂ અસરામ બિન ફિહર બિન સઅલબા બિન ગનમ બિન સાલિમ બિન ઔફમાંથી બે ગૃહસ્થોઃ

૨———હઝરત ઉબાદહ બિન સામિત બિન કૈસ બિન અસરામ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત ઔસ બિન સામિત રદિયલ્લાહુ અન્હુ. હઝરત ઉબાદહના ભાઇ.

૪———હઝરત નુઅમાન બિન માલિક બિન સઅલબા બિન દઅદ રદિયલ્લાહુ અન્હુ. આ હઝરત નુઅમાન

તે ગૃહસ્થ છે જેમને કૂકલ કહેવામાં આવે છે.

• **બનૂ કરયૂશ, બનૂ મર્ઝખહ, બનૂ લૂઝાન**———બનૂ કરયૂશ બિન ગનમ બિન ઉમૈયહ બિન સાલિમમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત સાબિત બિન હઝાલ બિન અમ્ર બિન કરયુશ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ મર્ઝખહ બિન ગનમમાંથી એક ગૃહસ્થ :

૨———હઝરત માલિક બિન દખશમ બિન મર્ઝખહ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ લૂઝાન બિન સાલિમમાંથી ત્રણ ગૃહસ્થો :

૩———હઝરત રબીઅ બિન ઈયાસ બિન અમ્ર બિન ગનમ બિન ઉમૈયહ બિન લૂઝાન રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત વર્કહ બિન ઈયાસ રદિયલ્લાહુ અન્હુ હઝરત રબીઅહના ભાઈ.

૫———એમના હલીફ હઝરત અમ્ર બિન ઈયાસ યમનવાળા રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ ગુસૈનહ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : એમના હલીફ બનૂ બલ્લીની શાખ બનૂ ગુસૈનહમાંથી પાંચ ગૃહસ્થો :

૧———હઝરત મુજઝ-ઝર બિન ઝિયાદ બિન અમ્ર બિન ઝુમઝમહ......રદિયલ્લાહુ અન્હુ.

૨———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉબાદહ બિન ખશખાશ બિન અમ્ર બિન ઝુમ-ઝમહ. રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત નહહાબ અથવા નહહાસ બિન સઅલબા બિન ખઝમહ......રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત અબ્દુલ્લાહ બિન સઅલબા બિન ખઝમહ.....રદિયલ્લાહુ અન્હુ.

૫———બનૂ બહરાઅમાંથી એમના હલીફ હઝરત ઉત્બહ બિન રબીઅહ બિન ખાલિદ બિન મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ સાઈદહ, બનૂ બુદ્દી, બનૂ તરીફ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ સાઈદહ બિન કઅબ બિન ખઝરજની શાખ બનૂ સઅલબા બિન ખઝરજના સાઈદહમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત અબૂ દુજાનહ સમ્માક બિન ઓસ બિન ખરશહ બિન લૂઝાન......રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત મુનઝિર બિન અમ્ર બિન ખુનૈસ બિન હારિસહ બિન લૂઝાન રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે એમને મુનઝિર બિન ખુનૈસ કહ્યા છે.

૩———ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ બુદ્દી બિન આમિર બિન ઔફ બિન હારિસહમાંથી બે ગૃહસ્થો: હઝરત અબૂ ઉસૈદ માલિક બિન રબીઅહ બિન બુદ્દી રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત માલિક બિન મસઊદ બિન બુદ્દી રદિયલ્લાહુ અન્હુ.

૫———બનૂ તરીફ બિન ખઝરજ બિન સાઈદહમાંથી એક ગૃહસ્થ : હઝરત અબ્દે-રબ-બિહી બિન હક્ક

• **બનૂ જુહૈનહ**————બનૂ જુહૈનહના હલીફોમાંથી પાંચ ગૃહસ્થો :

૧————હઝરત કઅબ બિન જમ્માર બિન સ઼અલબા રદિયલ્લાહુ અન્હુ કેટલાકે જમ્મારને બદલે જમ્માઝ કહ્યા છે અને તેઓ ગુબશાનમાંથી હતા.

૨————હઝરત દમ્રહ બિન બિશ્ર રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત ઝિયાદ બિન બિશ્ર રદિયલાહુ અન્હુ બંને ભાઈઓ હતા.

૪————હઝરત બસબસ અથવા બસીસ બિન અમ્ર બિન રદિયલ્લાહુ અન્હુ.

૫————હઝરત અબ્દુલ્લાહ બિન આમિર બનૂ બલ્લીવાળા રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ જુશમ**————બનૂ જુશમ બિન ખઝરજની શાખ બનૂ સલમહ બિન સઅદ બિન અલી બિન સઅદ....બિન જુશમ બિન ખઝરજના કબીલાના બનૂ હરામ બિન કઅબ બિન ગનમ બિન કઅબ બિન સલમહમાંથી ૧૨ ગૃહસ્થો :

૧————હઝરત ખરાશ બિન સિમ્મહ બિન અમ્ર બિન જુમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત હુબાબ બિન મુનઝિર બિન જુમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત ઉમૈર બિન હમામ બિન જુમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત ખરાશ બિન સિમ્મહના આઝાદ ગુલામ હઝરત તમીમ રદિયલ્લાહુ અન્હુ.

૫————હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ બિન સ઼અલબા બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૬————હઝરત મુઆઝ બિન અમ્ર બિન જુમૂહ રદિયલ્લાહુ અન્હુ.

૭————હઝરત મુઅવ્વઝ બિન અમ્ર બિન જુમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલાહુ અન્હુ.

૮————હઝરત ખલ્લાદ બિન અમ્ર બિન જુમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૯————હઝરત ઉકબહ બિન આમિર બિન નાબી બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૧૦————હઝરત ઉકબહના આઝાદ ગુલામ હઝરત હબીબ બિન અસ્વદ રદિયલ્લાહુ અન્હુ.

૧૧————હઝરત સ઼ાબિત બિન સ઼અલબહ બિન ઝૈદ બિન હારિસ઼ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ આ તે સ઼અલબહ છે જેઓ અલ-જઝઅ નામે પંકાયેલા હતા.

૧૨————હઝરત ઉમૈર બિન હારિસ઼ બિન સ઼અલબહ બિન હારિસ઼ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : ઉમૈર બિન હારિસ઼ પછી લબદહ પછી સ઼અલબહ છે.

• **બનૂ ઉબૈદ બિન અદી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ ઉબૈદ બિન અદી બિન ગનમ બિન કઅબ બિન સલિમહની શાખ બનૂ ખન્સાઅ બિન સિનાન બિન ઉબૈદમાંથી ૯ ગૃહસ્થો :

૧————હઝરત બિશ્ર બિન બરાઅ બિન મઅરૂર બિન સખ્ર બિન માલિક બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત તુફૈલ બિન નુઅમાન બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ

૩————હઝરત તુફૈલ બિન માલિક બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત સિનાન બિન સૈફી બિન સખ્ર બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત અબ્દુલ્લાહ બિન જદ્દ બિન કૈસ બિન સખ્ર બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

૬———હઝરત ઉત્બહ બિન અબ્દુલ્લાહ બિન સખ્ર બિન ખન્સાઅ રદિયલાહુ અન્હુ.

૭———હઝરત જબ્બાર બિન સખ્ર બિન ઉમૈયહ બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

૮———હઝરત ખારિજહ બિન હુમૈર રદિયલ્લાહુ અન્હુ.

૯———હઝરત અબ્દુલ્લાહ બિન હુમૈર રદિયલ્લાહ અન્હુ. છેલ્લા બે ગૃહસ્થો, અશજઅ બનૂ દહમાનમાંથી, બનૂ ઉબૈદના હલીફ હતા.

• **બનૂ ખુનાસ બિન સિનાન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ ખુનાસ બિન સિનાન બિન ઉબૈદમાંથી ૭ ગૃહસ્થો :

૧———હઝરત યઝીદ બિન મુનઝિર બિન સરહ બિન ખુનાસ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત મઅકલ બિન મુનઝિર બિન સરહ બિન ખુનાસ રદિયલાહુ અન્હુ.

૩———હઝરત અબ્દુલ્લાહ બિન નુઅમાન બિન બલ્દમહ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છેઃ કેટલાકે બુલ્ઝુમહ અને બુલ્દુમહ કહ્યું છે.

૪———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત દહહાક બિન હારિસહ બિન ઝૈદ બિન સઅલબહ બિન ઉબૈદ બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત સવાદ બિન ઝુરૈક બિન સઅલબહ બિન ઉબૈદ બિન અદી રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે સવાદ બિન રઝન બિન ઝૈદ બિન સઅલબહ કહ્યું છે.

૬———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત મઅબદ બિન કૈસ બિન સખ્ર બિન હરામ બિન રબીઅહ બિન અદી બિન ગનમ બિન કઅબ બિન સલિમહ રદિયલ્લાહુ અન્હુ.

૭———હઝરત અબ્દુલ્લાહ બિન કૈસ બિન સખ્ર બિન હરામ બિન રબીઅહ બિન અદી બિન ગનમ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ નુઅમાન અને બનૂ સવાદ**————બનૂ નુઅમાન બિન સિનાન બિન ઉબૈદમાંથી ૪ ગૃહસ્થોઃ

૧———હઝરત અબ્દુલ્લાહ બિન મનાફ બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ બિન રિઆબ બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત ખુલૈદહ બિન કૈસ બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત ખુલૈદહના આઝાદ ગુલામ હઝરત નુઅમાન બિન સિનાન રદિયલ્લાહુ અન્હુ.

બનૂ સવાદ બિન ગનમ બિન કઅબ બિન સલિમહની શાખ બનૂ હદીદહ બિન અમ્ર બિન ગનમ બિન સવાદમાંથી ૪ ગૃહસ્થો : ઇબ્ને હિશામ કહે છે : સવાદનો ગનમ નામે કોઇ બેટો ન હતો.

૧———હઝરત અબુલ-મુનઝિર યઝીદ બિન આમિર બિન હદીદહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત સુલૈમ બિન અમ્ર બિન હદીદહ રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત કુત્બહ બિન આમિર બિન હદીદહ રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત સુલૈમ બિન અમ્રના આઝાદ ગુલામ હઝરત અન્તરહ રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : હઝરત અન્તરહ, બનૂ સુલૈમ બિન મન્સૂરની શાખ બનૂ ઝકવાનમાંથી હતા.

• **બનૂ અદી બિન નાબી** ————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ અદી બિન નાબી બિન અમ્ર બિન સવાદ બિન ગનમમાંથી ૬ ગૃહસ્થો.

૧————હઝરત અબ્સ બિન આમિર બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત સ‌અલબહ બિન ગનમહ બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત અબુલ-યુસ્ર કઅબ બિન અમ્ર બિન અબ્બાદ બિન અમ્ર બિન ગનમ બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત સહલ બિન કૈસ બિન અબી કઅબ બિન અલ્કૈન બિન કઅબ બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ.

૫————હઝરત અમ્ર બિન તલિક બિન ઝૈદ બિન ઉમૈયહ બિન સિનાન બિન કઅબ બિન ગનમ રદિયલ્લાહુ અન્હુ.

૬————હઝરત મુઆઝ બિન જબલ બિન અમ્ર બિન ઔસ બિન આયિઝ બિન અદી બિન કઅબ બિન અદી બિન અદૈય બિન સઅદ બિન અલી બિન અસદ બિન સારદહ બિન તઝીદ બિન જુશમ બિન ખઝરજ બિન હારિસ‌હ બિન સ‌અલબહ બિન અમ્ર બિન આમિર રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : હઝરત મુઆઝની વંશાવળીમાં ઔસ પછી અબ્બાદ બિન અદી બિન કઅબ બિન અમ્ર બિન અદૈય બિન સઅદ છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત મુઆઝ બિન જબલને બનૂ સવાદમાંથી એટલા માટે શુમાર કર્યા છે કે તેઓ, બનૂ સવાદમાંથી ન હોવા છતાં તેઓની સાથે જ રહેતા હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ સલિમહ કબીલાની મૂર્તિઓ અને મંદિરોનું ખંડન કરનારાઓમાં હઝરત મુઆઝ બિન જબલ, હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસ અને હઝરત સ‌અલબહ બિન ગનમહએ આગળ પડતો ભાગ લીધો હતો. (ઇસ્લામ પહેલાં પોતે પણ એજ મૂર્તિઓના પૂજારી હતા. ઇસ્લામ બાદ પોતાના જ હાથે મૂર્તિઓ-મંદિરોનું ખંડન કરી નાખ્યું. કૌમ જોતી જ રહી ગઇ. પછી જ્યારે સત્ય સમજમાં આવી ગયું તો લોકો મુસલમાન બની ગયા.) એ બધા બનૂ સવાદ બિન ગનમની કૌમમાંથી જ હતા. અલ્લાહ તઆલા એ બધાથી રાજી હો !

• **બનૂ ઝુરૈક બિન આમિર** ————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ ઝુરૈબ બિન આમિર બિન ઝુરૈક બિન અબ્દે-હારિસ‌હ બિન માલિક બિન ગદબ બિન જુશમ બિન ખઝરજની શાખ બનૂ મુખ્લદ બિન આમિર બિન ઝુરૈકમાંથી ૭ ગૃહસ્થો : ઇબ્ને હિશામ કહે છે : કેટલાકે આમિર બિન અઝરક હોવાનું કહ્યું છે.

૧————હઝરત કૈસ બિન મિહસન બિન ખાલિદ બિન મુખ્લદ રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : કેટલાકે કેસ બિન હિસ્ન કહ્યું છે.

૨————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ ખાલિદ હારિસ‌ બિન કૈસ બિન ખાલિદ બિન મુખ્લદ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત જુબૈર બિન ઈયાસ બિન ખાલિદ બિન મખ્લદ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત અબૂ ઉબાદહ સઅદ બિન ઉસ્માન બિન ખલ્દહ બિન મખ્લદ રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત અક્બહ બિન ઉસ્માન બિન ખલ્દહ બિન મખ્લદ રદિયલ્લાહુ અન્હુ.

૬———હઝરત ઝકવાન બિન અબ્દે-કૈસ બિન ખલ્દહ બિન મખ્લદ રદિયલ્લાહુ અન્હુ.

૭———હઝરત મસઊદ બિન ખલ્દહ બિન આમિર બિન મખ્લદ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ ખાલિદ અને બનૂ ખલ્દહ** ——————બનૂ ખાલિદ બિન આમિર બિન ઝુરૈકમાંથી એક ગૃહસ્થઃ

૧———હઝરત અબ્બાદ બિન કૈસ બિન આમિર બિન ખાલિદ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ ખલ્દહ બિન આમિર બિન ઝુરૈકમાંથી ૪ ગૃહસ્થો :

૧———હઝરત અસઅદ બિન યઝીદ બિન ફાકેહ બિન ઝૈદ બિન ખલ્દહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અલ-ફાકેહ બિન બિશ્ર બિન ફાકેહ બિન ઝૈદ બિન ખલ્દહ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : અલ-ફાકેહ પછી બિશ્ર નહીં યુસ્ર બિન ફાકેહ છે.

૩——— ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત મુઆઝ બિન માઈસ બિન કૈસ બિન ખલ્દહ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત આયિઝ બિન માઈસ બિન કૈસ બિન ખલ્દહ રદિયલલાહુ અન્હુ.

• **બનૂ અજલાન અને બનૂ બયાદહ** ——————બનૂ અજલાન બિન અમ્ર બિન આમિર બિન ઝુરૈકમાંથી ૩ ગૃહસ્થો :

૧———હઝરત રિફાઅહ બિન રાફિઅ બિન માલિક બિન અજલાન રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત ખલ્લાદ બિન રાફિઅ બિન માલિક બિન અજલાન રદિયલ્લાહુ અન્હુ. હઝરત રિફાઅહના ભાઈ.

૩———હઝરત ઉબૈદ બિન ઝૈદ બિન આમિર બિન અજલાન રદિયલ્લાહુ અન્હુ.

બનૂ બયાદહ બિન આમિર બિન ઝુરૈકમાંથી ૬ ગૃહસ્થો :

૧———હઝરત ઝિયાદ બિન લુબૈદ બિન સઅલબહ બિન સિનાન બિન આમિર બિન અદી બિન ઉમૈયહ બિન બયાદહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત ફર્વહ બિન અમ્ર બિન વઝફહ બિન ઉબૈદ બિન આમિર બિન બયાદહ રદિયલ્લાહુ અન્હુ ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે વઝફહને બદલે વદફહ કહ્યું છે.

૩———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ખાલિદ બિન કૈસ બિન માલિક બિન અજલાન બિન આમિર બિન બયાદહ રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત રુજૈલહ બિન સઅલબહ બિન ખાલિદ બિન સઅલબહ બિન આમિર બિન બયાદહ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે રુજૈલહ નહિ, રુખૈલહ કહ્યું છે.

૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અતિય્યહ બિન નુવૈરહ બિન આમિર બિન અતિય્યહ બિન આમિર બિન બયાદહ રદિયલ્લાહુ અન્હુ.

૬———હઝરત ખુલૈફહ બિન અદી બિન અમ્ર બિન માલિક બિન આમિર બિન ફુહૈરહ બિન બયાદહ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે ખુલૈફહ નહિ, ઉલૈફહ કહ્યું છે.

**• હબીબ, સુઅલબહ, ઉસૈરહ, બનૂ અમ્ર** ——————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ હબીબ બિન અબ્દે-હારિસહ બિન માલિક બિન ગદબ બિન જુશમ બિન ખઝરજમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત રાફિઅ બિન મુઅલ્લા બિન લૂઝાન બિન હારિસહ બિન અદી બિન ઝૈદ બિન સુઅલબહ બિન ઝૈદ મનાત બિન હબીબ રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ નજ્જાર તૈમુલ્લાહ બિન સુઅલબહ બિન અમ્ર બિન ખઝરજની શાખ બનૂ ગનમ બિન માલિક બિન નજ્જારના કબીલા બનૂ સુઅલબહ બિન અબ્દે-ઔફ બિન ગનમમાંથી એક ગૃહસ્થ:

૧———હઝરત અબૂ ઐયૂબ ખાલિદ બિન ઝૈદ બિન કુલૈબ બિન સુઅલબહ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ ઉસૈરહ બિન અબ્દે-ઔફ બિન ગનમમાંથી એક ગૃહસ્થ

૧———હઝરત સાબિત બિન ખાલિદ બિન નુઅમાન બિન ખન્સાઅ બિન ઉસૈરહ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે ઉસૈરહને ઉશૈરહ પણ કહ્યું છે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ અમ્ર બિન અબ્દે-ઔફ બિન ગનમમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત ઉમારહ બિન હઝ્મ બિન ઝૈદ બિન લૂઝાન બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત સુરાકહ બિન કઅબ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન ઈઝયહ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ.

**• બનૂ ઉબૈદ અને બનૂ આઈઝ** ——————બનૂ ઉબૈદ બિન સુઅલબહ બિન ગનમમાંથી બે ગૃહસ્થો:

૧———હઝરત હારિસહ બિન નુઅમાન બિન ઝૈદ બિન ઉબૈદ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત સુલૈમ બિન કૈસ બિન કહદ રદિયલ્લાહુ અન્હુ. કહદનું નામ ખાલિદ બિન કૈસ બિન ઉબૈદ હતું. ઈબ્ને હિશામ કહે છે : હારિસહ બિન નુઅમાન બિન નફઅ બિન ઝૈદ. (નંબર ૧નું નામ)

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ આઈઝ બિન સુઅલબહ બિન ગનમમાંથી બે ગૃહસ્થો : ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે આઈઝ નહિ, આબિદ કહ્યું છે.

૧———હઝરત સુહૈલ બિન રાફિઅ બિન અબી અમ્ર બિન આઈઝ રદિયલ્લાહુ અન્હુ.

૨———એમના હલીફ જુહૈનહવાળા હઝરત અદી બિન ઝગબાઅ રદિયલ્લાહુ અન્હુ.

**• બનૂ ઝૈદ અને બનૂ સવાદ**——————બનૂ ઝૈદ બિન સુઅલબહ બિન ગનમમાંથી ત્રણ ગૃહસ્થો:

૧———હઝરત મસઊદ બિન ઔસ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અબૂ ખુઝૈમહ બિન ઔસ બિન ઝૈદ બિન અસરામ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત રાફિઅ બિન હારિસ બિન સવાદ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ સવાદ બિન માલિક બિન ગનમમાંથી ૧૦ ગૃહસ્થો :

૧———હઝરત ઔફ રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત મુઅવ્વઝ રદિયલ્લાહુ અન્હુ.

૩————હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુ. મુઅવ્વઝ અને મુઆઝ બંને, હારિસ બિન રિફાઅહ બિન સવાદના બેટા હતા. એમના અમ્માંજીનું નામ બીબી અફરાઅ રદિયલ્લાહુ અન્હા હતું. ઈબ્ને હિશામ કહે છે : અફરાઅ બિન્તે ઉબૈદ બિન સઅલબહ બિન ગનમ બિન માલિક બિન નજ્જાર અને કેટલાકે રિફાઅહ બિન હારિસ બિન સવાદ હોવાનું કહ્યું છે.

૪————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત નુઅમાન બિન અમ્ર બિન રિફાઅહ બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે નુઅમાન નહિ, નુઐમાન કહ્યું છે.

૫————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત આમિર બિન મખ્લદ બિન હારિસ બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ.

૬————હઝરત અબ્દુલ્લાહ બિન કૈસ બિન ખાલિદ બિન ખલ્દહ બિન હારિસ બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ.

૭————હઝરત બનૂ અશજઅમાંથી એમના હલીફ હઝરત ઉસૈમહ રદિયલ્લાહુ અન્હુ.

૮————બનૂ જુહૈનહમાંથી એમના હલીફ હઝરત વુદૈઅહ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ.

૯————હઝરત સાબિત બિન અમ્ર બિન ઝૈદ બિન અદી બિન સવાદ રદિયલ્લાહુ અન્હુ.

૧૦————એમનો દાવો છે કે, હારિસ બિન અફરાઅના આઝાદ ગુલામ હઝરત અબુલ-હમરાઅ પણ જંગે બદ્રમાં શામિલ હતા. રદિયલ્લાહુ અન્હુ. ઈબ્ને હિશામ કહે છે : અબુલ-હમરાઅ હારિસ બિન રિફાઅહના આઝાદ કરેલા ગુલામ હતા.

• **બનૂ આમિર અને બનૂ અમ્ર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ આમિર બિન માલિક બિન નજ્જાર (અને આમિરનું નામ મબઝૂલ હતું.)ની શાખ બનૂ અતીક બિન અમ્ર બિન મબઝૂલમાંથી ત્રણ ગૃહસ્થો :

૧————હઝરત સઅલબહ બિન અમ્ર બિન મિહસન બિન અમ્ર બિન અતીક રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત સહલ બિન અતીક બિન નુઅમાન બિન અમ્ર બિન અતીક રદિયલ્લાહુ અન્હુ.

૩————અને હઝરત હારિસ બિન સિમ્મહ બિન અમ્ર બિન અતીક રદિયલ્લાહુ અન્હુ. એમની ટાંગ રવહાઅ સ્થળે તૂટી ગઈ હતી. એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગનીમતના માલમાંથી હિસ્સો ઈનાયત કર્યો.

બનૂ અમ્ર બિન માલિક બિન નજ્જાર, જેઓ બનૂ હઝૈલહ કહેવાય છે, ની શાખ બનૂ કૈસ બિન ઉબૈદ બિન ઝૈદ બિન મુઆવિયહ બિન અમ્ર બિન માલિક બિન નજ્જારમાંથી બે ગૃહસ્થો : ઈબ્ને હિશામ કહે છે: બીબી હુઝૈલહ બિન્તે માલિક, મુઆવિયહ બિન અમ્ર બિન માલિક નજ્જારની મા હતી, જેથી બનૂ મુઆવિયહ એમના જ નામે ઓળખાય છે.

૧————હઝરત ઉબય બિન કઅબ બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ.

૨————હઝરત અનસ બિન મુઆઝ બિન અનસ બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ અદી બિન અમ્ર**————બનૂ અદી બિન અમ્ર બિન માલિક બિન નજ્જારમાંથી ત્રણ ગૃહસ્થો: ઈબ્ને હિશામ કહે છે : આ લોકો બનૂ મગાલહ બિન્તે ઔફ બિન અબ્દે-મનાત બિન અમ્ર બિન માલિક

બિન કિનાનહ બિન ખુઝૈમહનું કુટુંબ છે. કેટલાકના કથન મુજબ બીબી મગાલહ, બનૂ ઝુરૈકની અને અદી બિન અમ્રની મા હતી જેથી બનૂ અદીના લોકો તેઓમાંથી જ ગણાય છે.

૧———હઝરત ઔસ બિન સાબિત બિન મુનઝિર બિન હરામ બિન અમ્ર બિન ઝૈદ મનાત બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અબૂ શૈખ ઉબય બિન સાબિત બિન મુનઝિર બિન હરામ.......રદિયલ્લાહુ અન્હુ.

ઇબ્ને હિશામ કહે છે : અબૂ શૈખ ઉબય બિન સાબિત હઝરત હસ્સાન બિન સાબિતના ભાઇ છે.

૩———ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ તલહા ઝૈદ બિન સહલ બિન અસ્વદ બિન હરામ બિન અમ્ર બિન ઝૈદ મનાત બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

બનૂ અદી બિન નજ્જારની શાખ બનૂ અદી બિન આમિર બિન ગનમ બિન અદી બિન નજ્જારમાંથી ૮ ગૃહસ્થો :

૧———હઝરત હારિસહ બિન સુરાકહ બિન હારિસ બિન અદી........રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અમ્ર બિન સઅલબહ બિન વહબ બિન અદી........રદિયલ્લાહુ અન્હુ. એમનું ઉપનામ અબૂ હકીમ હતું.

૩———હઝરત સુલૈત બિન કૈસ બિન અમ્ર બિન અતીક બિન માલિક બિન અદી બિન આમિર રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત અબૂ સુલૈત રદિયલ્લાહુ અન્હુ. એમનું નામ ઉસૈરહ બિન અમ્ર છે. અમ્રનું ઉપનામ અબૂ ખારિજહ બિન કૈસ છે.

૫———હઝરત સાબિત બિન ખન્સાઅ બિન અમ્ર બિન માલિક બિન અદી બિન આમિર રદીયલ્લાહુ અન્હુ.

૬———હઝરત આમિર બિન ઉમૈયહ બિન ઝૈદ બિન હસહાસ બિન માલિક.......રદિયલ્લાહુ અન્હુ.

૭———હઝરત મુહરિઝ બિન આમિર બિન અદી બિન આમિર રદિયલ્લાહુ અન્હુ.

૮———હઝરત સવાદ બિન ગઝયહ બિન ઉહૈબ રદિયલ્લાહુ અન્હુ.

**• બનૂ હરામ અને બનૂ માઝિન**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ હરામ બિન જુન્દુબ બિન આમિર બિન ગનમ બિન અદી બિન નજ્જારમાંથી ૪ ગૃહસ્થો :

૧———હઝરત અબૂ ઝૈદ કૈસ બિન સકન બિન કૈસ બિન ઝઊરા બિન હરામ. રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત અબુલ-અઅવર બિન હારિસ બિન ઝાલિમ બિન અબ્સ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત સુલૈમ બિન મિલ્હાન રદિયલ્લાહુ અન્હુ.

૪———હઝરત હરામ બિન મિલ્હાન રદિયલ્લાહુ અન્હુ. હઝરત સુલૈમના ભાઇ. મિલ્હાનનું નામ માલિક બિન ખાલિદ બિન ઝૈદ બિન હરામ હતું.

બનૂ માઝિન બિન નજ્જારની શાખ બનૂ ઔફ બિન મબઝૂલ બિન અમ્ર બિન ગનમ બિન માઝિન બિન નજ્જારમાંથી ૩ ગૃહસ્થો :

૧———હઝરત કૈસ બિન અબૂ સઅસઆ રદિયલ્લાહુ અન્હુ. અબૂ સઅસઆનું નામ અમ્ર બિન ઝૈદ બિન ઔફ હતું.

૨———હઝરત અબ્દુલ્લાહ બિન કઅબ બિન અમ્ર બિન ઔફ રદિયલ્લાહુ અન્હુ.

૩———બનૂ અસદ બિન ખુઝૈમહમાંથી તેઓના હલીફ હઝરત ઉસૈમહ રદિયલ્લાહુ અન્હુ.

• **ખન્સાઅ, સ઼અલબહ, બનૂ દીનાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ ખન્સાઅ બિન મબઝૂલ બિન અમ્ર બિન ગનમ બિન માઝિનમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત અબૂ દાવૂદ ઉમૈર બિન આમિર બિન માલિક બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત સુરાકહ બિન અમ્ર બિન અતિય્યહ બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ સ઼અલબહ બિન માઝિન નજ્જારમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત કૈસ બિન મખ્લદ બિન સઅલબહ બિન સખ્ર બિન હબીબ બિન હારિસ઼ બિન સ઼અલબહ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ દીનાર બિન નજ્જારની શાખ બનૂ મસઊદ બિન અબ્દુલ-અશહલ બિન હારિસ઼હ બિન દિનાર બિન નજ્જારમાંથી ૫ ગૃહસ્થો :

૧———હઝરત નુઅમાન બિન અબ્દે-અમ્ર બિન મસઊદ રદિયલાહુ અન્હુ.

૨———હઝરત દહહાક બિન અબ્દે-અમ્ર બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત સુલૈમ બિન હારિસ઼ બિન સ઼અલબહ બિન કઅબ બિન હારિસ઼હ બિન દીનાર રદિયલ્લાહુ અન્હુ. હઝરત સુલૈમ, હઝરત દહહાક અને હઝરત નુઅમાનના માદરી ભાઈ હતા.

૪———હઝરત જાબિર બિન ખાલિદ બિન અબ્દુલ-અશહલ બિન હારિસ઼હ રદિયલ્લાહુ અન્હુ.

૫———હઝરત સઅદ બિન સુહૈલ બિન અબ્દુલ-અશહલ રદિયલ્લાહુ અન્હુ.

• **બનૂ કૈસ બિન માલિક**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ કૈસ બિન માલિક બિન કઅબ બિન હારિસ઼હ બિન દીનાર બિન નજ્જારમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત કઅબ બિન ઝૈદ બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ.

૨———એમના કરારી હઝરત બુજૈર બિન અબી બુજૈર. રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને ઈસ્હાક કહે છે : સારાંશ કે મદીનહના અન્સારના ખઝરજ કબીલામાંથી જંગે-બદ્રમાં ભાગ લેનારા કુલ ૧૭૦ ગૃહસ્થો હતા.

ઈબ્ને હિશામ કહે છે : જંગે-બદ્રની પાયાની માહિતી ધરાવનારાઓમાંથી ઘણા માહિતગારોનું કહેવું છે કે, જંગે-બદ્રમાં ખઝરજ કબીલાના જે ગૃહસ્થો હાજર હતા તેઓમાં ખઝરજના નીચે દર્શાવેલા ગૃહસ્થોએ પણ જંગમાં ભાગ લીધો હતો :

૧———બનૂ અજલાન બિન ઝૈદ બિન ગનમ બિન સાલિમ બિન ઔફ બિન અમ્ર બિન ઔફ બિન ખઝરજમાંથી: હઝરત ઈત્બાન યા ઉત્બાન બિન માલિક બિન અમ્ર બિન અજલાન. રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત મુલૈલ બિન વબરહ બિન ખાલિદ બિન અજલાન રદિયલ્લાહુ અન્હુ.

૩———હઝરત ઉસ્મહ યા ઈસ્મહ બિન હુસૈન બિન વબરહ બિન ખાલિદ બિન અજલાન. રદિયલ્લાહુ અન્હુ.

૪———બનૂ હબીબ બિન અબ્દે-હારિસહ બિન માલિક બિન ગદબ બિન જુશમ બિન ખઝરજની શાખ બનૂ ઝુરૈકમાંથી : હઝરત હિલાલ બિન મુઅલ્લા બિન લૂઝાન બિન હારિસહ બિન અદી બિન ઝૈદ બિન સઅલબા બિન માલિક બિન ઝૈદ મનાત બિન હબીબ રદિયલ્લાહુ અન્હુ પણ બદ્રની લડાઈમાં શામિલ હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : સારાંશ કે મક્કહના મુહાજિરોમાંથી જંગે-બદ્રમાં ભાગ લેનારા ૮૩ ગૃહસ્થો હતા.

મદીનહના અન્સારમાંથી ઔસ કબીલાના ૬૧ ગૃહસ્થો હતા. અને ખઝરજ કબીલામાંથી ૧૭૦ ગૃહસ્થો હતા, જેઓ જંગે-બદ્રમાં શામિલ થયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને ગનીમતના માલમાંથી હિસ્સો આપ્યો. આ હિસાબે બધા મળીને કુલ ૩૧૪ ગૃહસ્થોએ જંગે-બદ્રમાં ભાગ લીધો.

---

## પ્રકરણ ૧૦૨

# જંગે-બદ્રમાં શહીદ થયેલા સહાબા

હઝરત ઉબૈદહ બિન હારિસ • હઝરત ઉમૈર બિન અબી વક્કાસ • હઝરત ઝુશ-શમાલૈન • હઝરત આકિલ બિન બુકૈર • હઝરત મહજઅ • હઝરત સફવાન બિન બૈદાઅ • હઝરત સઅદ બિન ખૈસમહ • હઝરત યઝીદ બિન હારિસ • હઝરત ઉમૈર બિન હુમામ • અનસારના બીજા શહીદો.

જંગે-બદ્રને દિવસે જે મુસલમાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જંગમાં શામિલ હતા તેઓમાંથી શહીદ થનારા સહાબાના મુબારક નામોની ટીપ આ છે :

**• હઝરત ઉબૈદહ બિન હારિસ**————કુરૈશની શાખ બનૂ મુત્તલિબ બિન અબ્દે-મનાફમાંથી એક ગૃહસ્થઃ હઝરત ઉબૈદહ બિન હારિસ બિન મુત્તલિબ. રદિયલ્લાહુ અન્હુ.[1]

હઝરત ઉબૈદહને એમના હરીફ ઉત્બહ બિન રબીઅહએ કતલ કર્યા. બદ્રને દિવસે ઉત્બહ કુરૈશી લશ્કરનો સરસેનાપતિ હતો. ઉત્બહએ હઝરત ઉબૈદહનો પગ કાપી નાખ્યો હતો. [2] એજ ઝખ્મને કારણે સુફરાઅ સ્થળે પહોંચીને હઝરત ઉબૈદહનો ઈન્તેકાલ થઈ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અહીં જ એમને દફન કર્યા. આ કબીલાના એજ એક ગૃહસ્થ શહીદ થયા.

**• હઝરત ઉમૈર બિન અબી વક્કાસ**————બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી બે ગૃહસ્થો શહીદ થયાઃ

૧————હઝરત ઉમૈર બિન અબી વક્કાસ બિન ઉહૈબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ રદિયલ્લાહુ અન્હુ.

---

૧. મુત્તલિબ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હઝરત હાશિમના ભાઈ હતા જેઓ મદીનહ જઈને આપના દાદા અબ્દુલ-મુત્તલિબને તેમના માતાજી બીબી સલમા પોથી લઈ આવ્યા હતા. હઝરત ઉબૈદહ એજ મુત્તલિબના ફરઝંદ હારિસના બેટા હતા. ''હ''

૨. એજ ઝખ્મી હાલતમાં હઝરત ઉબૈદહને એમના સાથીઓ ઉપાડી લાવ્યા હતા. એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર ચરણોમાં માથું નાખી દીધું અને પૂછ્યું, ''યા રસુલલ્લાહ ' શું હું શહીદ નથી ?'' આપે ફરમાવ્યું, ''અશહદુ અન્નક શહીદુન'' હું સાક્ષી આપું છું કે બેશક તમે શહીદ છો. ''હ''

ઈબ્ને હિશામ કહે છે : હઝરત ઉમૈર હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુના ભાઈ હતા. ૧

• **હઝરત ઝુશ-શમાલૈન**——————બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી શહીદ થનારા બીજા ગૃહસ્થઃ

૨———હઝરત ઝુશ-શમાલૈન બિન અબ્દે-અમ્ર બિન નદલહ. રદિયલ્લાહુ અન્હુ. એ બનૂ ખુઝાઅહની શાખ બનૂ ગુબશાનમાંથી હતા અને બનૂ ઝુહરહના હલીફ એટલે કરારી હતા.

**હઝરત આકિલ બિન બુકૈર**——————બનૂ અદી બિન કઅબ બિન લુઐયમાંથી બે ગૃહસ્થો શહીદ થયાઃ

૧———હઝરત આકિલ બિન બુકૈર રદિયલ્લાહુ અન્હુ. એ બનૂ સઅદ બિન લૈસ બિન બક્ર બિન અબ્દે-મનાત બિન કિનાનહમાંથી હતા અને બનૂ અદી બિન કઅબના હલીફ હતા. (૩૪ વરસની ઉંમર હતી.)

• **હઝરત મહજઅ**——————બનૂ અદી બિન કઅબ બિન લુઐયમાંથી શહીદ થનારા બીજા ગૃહસ્થઃ

૨———હઝરત મહજઅ રદિયલ્લાહુ અન્હુ. એ હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુના આઝાદ કરેલા ગુલામ હતા.

• **હઝરત સફવાન બિન બૈદાઅ**——————બનૂ હારિસ બિન ફિહરમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત સફવાન બિન બૈદાઅ રદિયલ્લાહુ અન્હુ.

મક્કહના મુહાજિરીનમાંથી ઉપરના ૬ ગૃહસ્થો બદ્રમાં શહીદ થયા.

• **હઝરત સઅદ બિન ખૈસમહ**——————મદીનહના અનસારમાં બનૂ અમ્ર બિન ઔફમાંથી બે ગૃહસ્થો શહીદ થયા :

૧———હઝરત સઅદ બિન ખૈસમહ રદિયલ્લાહુ અન્હુ.

૨———હઝરત મુબશ-શિર બિન અબ્દુલ-મુનઝિર બિન ઝુમ્બુર રદિયલ્લાહુ અન્હુ.

• **હઝરત યઝીદ બિન હારિસ**——————બનૂ હારિસ બિન ખઝરજમાંથી એક ગૃહસ્થ બદ્રમાં શહીદ થયાઃ

૧———હઝરત યઝીદ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ જેઓ ઈબ્ને -ફુસ્હુમ નામે જાણીતા હતા.

• **હઝરત ઉમૈર બિન હુમામ**——————બનૂ સલિમહની શાખ બનૂ હરામ બિન કઅબ બિન ગનમ બિન કઅબ બિન સલિમહમાંથી એક ગૃહસ્થ બદ્રમાં શહીદ થયા :

૧———હઝરત ઉમૈર બિન હુમામ રદિયલ્લાહુ અન્હુ. જેઓ ખજૂરો ખાવાનું છોડીને બહાદુરીથી લડતાં શહીદ થઈ ગયા.

• **અનસારના બીજા શહીદો**——————બનૂ હબીબ બિન અબ્દે-હારિસહ બિન માલિક બિન ગદબહ બિન

૧. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)નું કથન છે : જયારે અમે મદીનહથી બદ્ર જવા ભેગા થયા તો મારો નાનો ભાઈ ઉમૈર પણ ચૂપકેથી આવીને લોકોની પાછળ અહીંતહીં સંતાવા લાગ્યો. મેં તેને જોઈ લીધો અને પૂછયું, ''ભાઈ! આ કેવું ?'' બોલ્યો, ''મારે બદ્ર આવવું છે પણ ધાસ્તી આ વાતની કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મને જોઈ લેશે તો છોકરો સમજીને ઘરે મોકલાવી દેશે. પછી જયારે આપે લશ્કરનું અવલોકન કર્યું તો ઉમૈરને પણ હાજર કરવામાં આવ્યો . આપે તેની કિશોર વયને કારણે તેને પાછા જવાનો હુકમ ફરમાવ્યો ઉમૈર રડવા લાગી ગયો. ત્યારે તેનો ઇમાની જુસ્સો જોઈને આપે તેને પરવાનગી આપી દીધી. બદ્રમાં જઈને ખરેખર તેણે પોતાની મર્દાનગીનું પાણી બતાવી દીધું. એવો બહાદુરી અને દ્રઢતાથી લડયો કે અંતે શહીદ થઈ ગયો. તે વેળા તેની ઉંમર ૧૬ વરસની હતી. (તબકાતે-ઈબ્ને સઅદ જિ.૩ પા. ૧૦૬) ''હ''

જુશમમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત રાફિઅહ બિન મુઅલ્લા રદિયલ્લાહુ અન્હુ.

બનૂ નજ્જારમાંથી એક ગૃહસ્થ :

૧———હઝરત હારિસહ બિન સુરાકહ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

બનૂ ગનમ બિન માલિક બિન નજ્જારમાંથી બે ગૃહસ્થો :

૧———હઝરત ઔફ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૧———હઝરત મુઅવ્વઝ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

આ બંને શહીદો હારિસ બિન રિફાઅહ બિન સવાદના જવાન ફરઝંદો હતા અને જેઓએ હઝરત બીબી અફરાઅ રદિયલ્લાહુ અન્હા જેવી બહાદુર ખાતૂનની કુખે જન્મ લીધો હતો.

મદીનહના અનસારમાંથી કુલ ૮ ગૃહસ્થો જંગે-બદ્રમાં શહીદ થયા. મક્કહના મુહાજિરીન માંથી ૬ ગૃહસ્થો મળી ને કુલ્લે ૧૪ મુસલમાનો બદ્રની લડાઈમાં શહીદ થયા.

---

# પ્રકરણ ૧૦૩

# જંગે-બદ્રમાં માર્યા ગયેલા મુશરિકો

બનૂ અબ્દે-શમ્સ • બનૂ નવ્ફલ અને બનૂ અસદ • બનૂ અબ્દે-દાર અને બનૂ તૈમ • બનૂ મખ્ઝૂમ બિન યકઝહ • બનૂ સહમ બિન અમ્ર • બનૂ જુમહ બિન અમ્ર • બનૂ આમિર બિન લુઐય • બદ્રના મકતૂલોની સંખ્યાનો ફેસલો • કુરૈશના બાકીના માર્યા ગયેલા માણસો.

• **બનૂ અબ્દે-શમ્સ**————બદ્રને દિવસે કુરૈશના મુશરિકોમાંથી જે લોકો કતલ થયા તેઓના નામોની ટીપ આ છેઃ

કુરૈશની શાખ બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફમાંથી ૧૨ ગૃહસ્થો બદ્રના મેદાનમાં કતલ થયાઃ

૧————હન્ઝલહ બિન અબી સુફયાન બિન હર્બ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ.

ઈબ્ને હિશામ કહે છે : અબૂ સુફયાનના આ જવાન પુત્રને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા હઝરત ઝૈદ બિન હારિસહએ કતલ કર્યો. કેટલાક જાણકારો મુજબ હઝરત અલી અને હઝરત ઝૈદ બિન હારિસહ (રદિયલ્લાહુ અન્હુ)એ સાથે મળીને એને કતલ કર્યો.

૨————ઈબ્ને ઈસ્હાક કહે છે : અલ-હારિસ બિન અલ-હદ્રમી.

૩————આમિર બિન અલ-હદ્રમી. આ બંને હદ્રમી ગૃહસ્થો બનૂ અબ્દે-શમ્સના હલીફ હતા. આમિરને હઝરત અમ્માર બિન યાસિર (રદિયલ્લાહુ અન્હુ) એ કતલ કર્યો અને અલ-હારિસને ઈબ્ને હિશામના કથન મુજબ હઝરત નુઅમાન બિન અસર (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. હઝરત નુઅમાન ઔસ કબીલાના હલીફ હતા.

૪————હદ્રમીઓનો આઝાદ ગુલામ ઉમૈર બિન અબી ઉમૈર. ઈબ્ને હિશામના કથન મુજબ ઉમૈરને હઝરત અબૂ હુઝૈફહના આઝાદ ગુલામ હઝરત સાલિમે કતલ કર્યો.

૫————ઉમૈર બિન અબી ઉમૈરનો જવાન પુત્ર.

૬————ઉબૈદહ બિન સઈદ બિન આસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ. એને હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૭————આસ બિન સઈદ બિન આસ બિન ઉમૈયહ. એને હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૮———ઉકબા બિન અબી મુઐત બિન અબી અમ્ર બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ. એને હઝરત આસિમ બિન સ઼ાબિત બિન અબી અફ્લહ (રદિયલાહુ અન્હુ)એ કેદી અવસ્થામાં કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છેઃ કેટલાકના કહેવા મુજબ એને હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૯———ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ. (કુરૈશી લશ્કરનો કમાન્ડર) એને હઝરત ઉબૈદહ બિન હારિસ઼ બિન મુત્તલિબ (રદિયલાહુ અન્હુ)એ કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકના કથન મુજબ ઉત્બહને હઝરત હમ્ઝહ તથા હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુમા)એ ભેગા મળીને કતલ કર્યો.

૧૦———શૈબહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ. એને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. (શૈબહ ઉત્બહનો ભાઈ હતો.)

૧૧———વલીદ બિન ઉત્બહ બિન રબીઅહ. એને હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. (ઉત્બહનો બેટો)

૧૨———આમિર બિન અબ્દુલ્લાહ. એ બનૂ અનમાર બિન બુગૈદનો હલીફ હતો. એને હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

• **બનૂ નવફલ અને બનૂ અસદ**———બનૂ નવફલ બિન અબ્દે-મનાફમાંથી બે ગૃહસ્થો જંગે-બદ્રમાં કતલ થયા :

૧———હારિસ઼ બિન આમિર બિન નવફલ. કેટલાક જાણકારો મજુબ એને બનૂ હારિસ઼હ બિન ખઝરજવાળા હઝરત ખુબૈબ બિન ઈસાફ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૨———તુઐમહ બિન અદી બિન નવફલ. એને હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ) એ કતલ કર્યો. અથવા કેટલાકના કથન મુજબ હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ એને કતલ કર્યો.

બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયમાંથી પાંચ ગૃહસ્થો :

૩———ઝમ્અહ બિન અસ્વદ બિન મુત્તલિબ બિન અસદ. ઈબ્ને હિશામ કહે છે : એને બનૂ હરામવાળા હઝરત સ઼ાબિત બિન જિઝઅ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. ત્યારે કેટલાક કહે છે કે હઝરત હમ્ઝહ, હઝરત અલી અને હઝરત સ઼ાબિત (રદિયલ્લાહુ અન્હુમ) એ સાથેમળીને એને કતલ કર્યો.

૪———હારિસ઼ બિન ઝમઅહ. એને હઝરત અમ્માર બિન યાસિર (રદિયલ્લાહુ અન્હુ) એ કતલ કર્યો.

૫———અકીલ બિન અસ્વદ બિન મુત્તલિબ. ઈબ્ને હિશામના કથન મુજબ એને હઝરત હમ્ઝહ અને હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુમા) એ ભેગી રીતે કતલ કર્યો.

૬———અબુલ-બુખ્તરી આસ બિન હિશામ બિન હારિસ઼ બિન અસદ. એને હઝરત મુજઝ્ઝિર બિન ઝિયાદ બલ્વી (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છે : અબુલ-બુખ્તરી આસ બિન હિશામ નહિ પણ હાશિમ.

૭———ઈબ્ને ઈસ્હાક કહે છે : નવફલ બિન ખુવૈલિદ બિન અસદ. એનું જ નામ ઈબ્ને અદુયહ અથવા

બિન ઉબૈદુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ) જે મુસલમાન બનતી વેળા એક જ દોરડીથી જકડી લીધા હતા. એજ કારણે બંને સાહેબોનું નામ "કરીનેન" પડી ગયું હતું એટલે એકબીજા સાથે દોરડીથી જકડી લીધેલા. એ શખ્સ કુરૈશના શયતાનોમાંથી એક શયતાન હતો. એને હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

● **બનૂ અબ્દે-દાર અને બનૂ તૈમ**——————બનૂ અબ્દે-દાર બિન કુસૈયમાંથી બે ગૃહસ્થો :

૧———નદ્ર બિન હારિસ બિન કલદહ બિન અલકમા બિન અબ્દે-મનાફ બિન અબ્દે-દાર. કેટલાકના કહેવા મુજબ એને સુફરાઅ મુકામે કેદી અવસ્થામાં હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે કતલ કર્યો.

૨———ઝૈદ બિન મુલૈસ. એ ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દે-દારનો આઝાદ કરેલો ગુલામ હતો. ઇબ્ને હિશામ કહે છેઃ એને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હુ)ના આઝાદ કરેલા ગુલામ હઝરત બિલાલ બિન રબાહ તથા હઝરત ઝૈદ (રદિયલ્લાહુ અન્હુમા)એ કતલ કર્યો. હઝરત ઝૈદ બનૂ માઝિન બિન માલિક બિન અમ્ર બિન તૈમમાંથી હતા અને બનૂ અબ્દેદારના હલીફ હતા. અમુકના કથન પ્રમાણે ઝૈદ બિન મુલૈસને હઝરત મિકદાદ બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ તૈમ બિન મુર્રહમાંથી બે ગૃહસ્થો કતલ થયા :

૧———ઉમૈર બિન ઉસ્માન બિન કઅબ બિન સઅદ બિન તૈમ. ઇબ્ને હિશામ કહે છેઃ એને હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. કેટલાકના કથન મુજબ હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૨———ઉસ્માન બિન માલિક બિન ઉબૈદુલ્લાહ બિન ઉસ્માન બિન અમ્ર બિન કઅબ. એને હઝરત સુહૈબ બિન સિનાન (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

● **બનૂ મખ્ઝૂમ બિન યકઝહ**——————બનૂ મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહમાંથી ૧૭ ગૃહસ્થો બદ્રમાં કતલ થયા :

૧———અબૂ જહલ બિન હિશામ. એનું અસલ નામ અમ્ર બિન હિશામ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ હતું. એક નવયુવક હઝરત મુઆઝ બિન અમ્ર બિન જમૂહ (રદિયલ્લાહુ અન્હુ)એ એનો પગ કાપી નાખ્યો. વળતામાં અબૂ જહલના જવાન પુત્ર ઇકરિમહએ હઝરત મુઆઝ પર વાર કરીને તેમનો હાથ અલગ કરી નાખ્યો. એ પછી હઝરત મુઅવ્વઝ બિન અફરાઅ (રદિયલાહુ અન્હુ) એ તલવારનો પ્રચંડ ફટકો ઝીંકીને અબૂ જહલને ભોંયભેગો કરીદીધો. અને તેને જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતી દશામાં છોડી દીધો. પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો કે અબૂ જહલને મરનારાઓમાં તલાશ કરો તો હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રયિલ્લાહુ અન્હુ)એ એને પૂરો કરી નાખ્યો અને એનુ માથું કાપીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર કરી દીધું.

૨———આસ બિન હિશામ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ. એને હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૩———યઝીદ બિન અબ્દુલ્લાહ. ઈબ્ને હિશામ કહે છે : એ બનૂ તમીમની શાખ બનૂ અમ્ર બિન તમીમમાંથી હતો. મોટો બહાદુર અને જોરાવર હતો. એને હઝરત અમ્માર બિન યાસિર (રદિયલ્લાહુ અન્હુ) એ કતલ કર્યો. એ બનૂ મખ્ઝૂમનો હલીફ હતો.

૪———ઈબ્ને ઈસ્હાક કહે છે : અબૂ મુસાફિઅ અશઅરી. એ પણ બનૂ મખ્ઝૂમનો હલીફ હતો. એને હઝરત અબૂ દુજાનહ સાઈદી (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૫———હર્મલહ બિન અમ્ર એ પણ હલીફ હતો. એને બલહારિસ બિન ખઝરજવાળા હઝરત ખારિજહ બિન ઝૈદ બિન અબી ઝુહૈર (રદિયલ્લાહુ અન્હુ) એ કતલ કર્યો. કેટલાકના કથન મુજબ હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ એને કતલ કર્યો. હર્મલહ બનૂ અસદમાંથી હતો.

૬———મસઊદ બિન અબી ઉમૈયહ બિન મુગીરહ. એને ઈબ્ને હિશામના કથન મુજબ હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૭———અબૂ કૈસ બિન વલીદ બિન મુગીરહ. એને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ (રદિયલ્લાહુ અન્હુ) અથવા હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૮———અબૂ કૈસ બિન ફાકેહ બિન મુગીરહ. એને હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો. કેટલાકના કહેવા મુજબ હઝરત અમ્માર બિન યાસિર (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૯———રિફાઅહ બિન અબી રિફાઅહ બિન આઈઝ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ. એને બલહારિસ બિન ખઝરજવાળા હઝરત સઅદ બિન રબીઅ (રદિયલ્લાહુ અન્હુ)એ કતલ કર્યો.

૧૦———અલ-મુનઝિર બિન રિફાઅહ બિન આઈઝ : એને ઈબ્ને હિશામની તહકીક મુજબ બનૂ ઉબૈદ બિન ઝૈદ બિન માલિક બિન ઔફના હલીફ હઝરત મઅન બિન અદી બિન જદ્દ બિન અજલાન રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૧૧———અબ્દુલ્લાહ બિન મુનઝિર બિન અબી રિફાઅહ બિન આઈઝ : એને ઈબ્ને હિશામના કહેવા મુજબ હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૧૨———ઈબ્ને ઈસ્હાક કહે છે : સાઈબ બિન અબી સાઈબ બિન આઈઝ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ :

ઈબ્ને હિશામ કહે છે : આ સાઈબ બિન અબી સાઈબ નામે ગૃહસ્થ વેપારમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ભાગીદાર હતો. આ ગૃહસ્થ વિષે આપે પોતાની હદીસમાં ફરમાવ્યું છે :

| | |
|---|---|
| નિઅમશ-શરીકુસ-સાઈબ | સાઈબ બહુ સારો ભાગીદાર છે |
| લા યુશારી વલા યુમારી. | ન આગ્રહ કરનારો છે ન ઝગડાખોર છે. |

એટલે વેપારમાં ભાગીદાર તરીકે સાઈબ એક ભરોસાદાર અને પ્રામાણિક ગૃહસ્થ છે. રકઝક કે લડઝગડ કરનારો માણસ નથી. ઈબ્ને હિશામ કહે છે : મને મળેલી માહિતી મુજબ સાઈબ બિન્ અબી સાઈબે ઈસ્લામ ગ્રહણ કર્યો અને અલ્લાહ બેહતર જાણે છે કે તે ઈસ્લામમાં પણ મક્કમ રહ્યો. હઝરત ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીએ, ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહના મુખે સાંભળેલી, હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ

અન્હુની આ રિવાયત ટાંકી છે કે :

> ''સાઈબ બિન અબી સાઈબ આઈઝ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ કુરૈશના એવા લોકોમાંથી છે જેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરી, કલિમો પઢયો અને મુસલમાન બની ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સાઈબને જિઅરાનાને દિવસે ગનીમતમાં માલમાંથી હિસ્સો પણ આપ્યો.''

૧૩———ઈબ્ને ઈસ્હાક કહે છે : અસ્વદ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ : આ માણસને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૧૪———હાજિબ બિન સાઈબ બિન ઉવૈમર બિન અમ્ર બિન આઈઝ બિન અબ્દ બિન ઈમ્રાન બિન મખ્ઝૂમ: ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે હાજિબને બદલે હાજિઝ કહ્યું છે. આ મુશરિકને હઝરત અલી બિન અબી તાલિબે કતલ કર્યો.

૧૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉવૈમર બિન સાઈબ બિન ઉવૈમરને હઝરત નુઅમાન બિન માલિક કૂકલી રદિયલ્લાહુ અન્હુએ, ઈબ્ને હિશામના કથન મુજબ હાથોહાથના મુકાબલા વેળા કતલ કર્યો.

૧૬———અમ્ર બિન સુફયાન.

૧૭———જાબિર બિન સુફયાન

આ બંને મુશરિકો બનૂ તયના કબીલામાંથી હતા અને બનૂ મખ્ઝૂમ કબીલાના હલીફ હતા. એમાંથી અમ્રને હઝરત યઝીદ બિન રૂકૈશ રદિયલ્લાહુ અન્હુએ અને જાબિરને હઝરત અબૂ બુર્દહ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

• **બનૂ સહમ બિન અમ્ર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐયમાંથી પાંચ ગૃહસ્થો :

૧———મુનબ્બેહ બિન હજ્જાજ બિન આમિર બિન હુઝૈફહ બિન સઅદ બિન સહમ : આ માણસને બનૂ સલિમહવાળા હઝરત અબુલ-યસર રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૨———મુનબ્બેહનો બેટો આસ બિન મુનબ્બેહ બિન હજ્જાજ : એને ઈબ્ને હિશામના કથન મુજબ હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહ અન્હુએ કતલ કર્યો.

૩———નુબૈહ બિન હજ્જાજ બિન આમિર : એને ઈબ્ને હિશામના કથન મુજબ હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ અને હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુએ મળીને કતલ કર્યો.

૪———અબુલ-આસ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ : ઈબ્ને હિશામ કહે છે : આ માણસને હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો. કેટલાક કહે છે કે હઝરત નુઅમાન બિન માલિક કૂકલી રદિયલ્લાહુ અન્હુએ અને કેટલાક કહે છે કે હઝરત અબૂ દુજાનહ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૫———ઈબ્ને ઈસ્હાક કહે છે : આસિમ બિન ઔફ બિન દુબૈરહ બિન સુઐદ બિન સઅદ બિન સહમ : એને ઈબ્ને હિશામના કથન મુજબ બનૂ સલિમહવાળા હઝરત અબુલ-યુસ્ર રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

• **બનૂ જમહ બિન અમ્ર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ જમહ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐયમાંથી ત્રણ ગૃહસ્થો :

૧————ઉમૈયહ બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જમહ : એને બનૂ માઝિનના એક અન્સારી સહાબાએ કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકના કહેવા મુજબ એને હઝરત મુઆઝ બિન અફરાઅ, હઝરત ખારિજહ બિન ઝૈદ અને હઝરત ખુબૈબ બિન ઈસાફ રદિયલ્લાહુ અન્હુમએ મળીને કતલ કર્યો.

૨————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉમૈયહનો બેટો અલી બિન ઉમૈયહ બિન ખલફ : એને હઝરત અમ્માર બિન યાસિર રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૩————ઔસ બિન મુઐર બિન લૂઝાન બિન સઅદ બિન જમહ : ઈબ્ને હિશામ કહે છે : એને હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો. કેટલાકે કહ્યું છે કે એને હઝરત અલ-હુસૈન બિન હારિસ઼ બિન મુત્તલિબ અને હઝરત ઉસ઼માન બિન મઝઊન રદિયલ્લાહુ અન્હુમાએ મળીને કતલ કર્યો.

• **બનૂ આમિર બિન લુઐય**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ આમિર બિન લુઐયમાંથી બે ગૃહસ્થો

૧————મુઆવિયહ બિન આમિર. એ અબ્દુલ-કૈસની બિરાદરીમાંથી હતો અને બનૂ આમિરનો હલીફ હતો. એને હઝરત અલી બિન અબૂ તાલિબ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છે : કેટલાકના કહેવા મુજબ એને હઝરત ઉકાશહ બિન મિહસન રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૨————ઈબ્ને ઈસ્હાક કહે છે : મઅબદ બિન વહબ. આ માણસ બનૂ કલ્બ બિન ઔફ બિન કઅબ બિન આમિર બિન લૈસ઼માંથી બનૂ આમિરનો હલીફ હતો. એને બુકૈરના બેટાઓ હઝરત ખાલિદ અને હઝરત ઈયાસ રદિયલ્લાહુ અન્હુમાએ કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છે : મઅબદ બિન વહબને હઝરત અબૂ દુજાનહ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

**બદ્રના મકતૂલોની સંખ્યાનો ફેસલો**————ઈબ્ને ઈસ્હાક કહે છે: જંગે-બદ્રમાં માર્યા ગયેલા કુરૈશી કાફિરોની કુલ સંખ્યા મને મળેલી માહિતી મુજબ ૫૦ છે.

ઈબ્ને હિશામ કહે છે : મને હઝરત અબૂ ઉબૈદહએ હઝરત અબૂ અમ્રની રિવાયત બયાન કરી કે જંગે-બદ્રમાં માર્યા ગયેલા કુરૈશી કાફિરોની કુલ સંખ્યા ૭૦ હતી અને એટલી જ સંખ્યામાં કુરૈશના માણસો કેદ પકડાયા હતા. હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત સઈદ બિન મુસૈયબનો પણ એજ મત છે. અલ્લાહ તઆલાની કિતાબમાં છે : "અ-વ-લમ્મા અસાબત-કુમ મુસીબતુન કદ અસબ-તુમ મિસ્લૈહા." તરજુમો : અને શું જયારે તમે એવી મુસીબતમાં ઝીંકાયા જેની બમણી મુસીબતમાં તમે સ઼ામા પક્ષને ઝીંકી ચૂકયા હતા. [૧]

આ આયત "જંગે-ઉહુદ" સંબંધી ઊતરેલી છે. જંગે-ઉહુદમાં ૭૦ મુસલમાનો શહીદ થઈ ગયા તો કેટલાક સહાબા તઅજજુબથી બોલી ઊઠયા, "અરે આ સંકટ કયાંથી આવી પડયું ?"આયતના શબ્દો આ છે : "કુલ્તુમ અન્ના હાઝા." તરજુમો : "તેઓ બોલ્યા, આ મુસીબત કયાંથી ઊતરી આવી ?"

એટલે અલ્લાહ તઆલા ફરમાવે છે કે જંગે-ઉહુદમાં તમારા ૭૦ માણસોના શહીદ થવાની જે મુસીબત તમારી ઉપર તૂટી પડી તેનાથી તઅજજુબ પામીને , "આ મુસીબત કયાંથી ઊતરી આવી ?" તેવું બોલવાની

જરૂર નથી કેમકે એનાથી બમણી મુસીબતમાં તમે દુશ્મનને જંગે-બદ્રમાં ઝીંકી ચૂકયા છો. બમણી મુસીબત એટલે ૭૦ માર્યા ગયા અને ૭૦ કેદ થયા.

ઇબ્ને હિશામ કહે છે : અબૂ ઝૈદ અન્સારીએ મને હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુનો આ શેઅર સંભળાવ્યો :

**ફ-અકામા બિલ- અતનિલ મુઅત-તને મિન્હુમ, • સબઊન ઉત્બતા મિન્હુમ વલ-અસ્વદુ.**

પાણીના ખાડામાં ઊંટોના બેસવાના સ્થળે, તેઓના ૭૦ માણસો જઇને ઝીંકાઇ પડયા જેમાં ઉત્બહ અને અસ્વદ પણ હતા.

ઇબ્ને હિશામ કહે છે : શાઇરનો ઇશારો જંગે-બદ્રમાં કુરૈશના મકતૂલો તરફ છે. આ શેઅર હઝરત કઅબ બિન માલિકે રચેલા કસીદામાંથી લીધો છે. જેમાં જંગે-બદ્રનું બયાન થયેલું છે. ઇન્શા અલ્લાહ આ પૂરો કસીદો તેના પ્રસંગે રજૂ કરીશ.

**કુરૈશના બાકીના માર્યા ગયેલા માણસો**————ઇબ્ને હિશામ કહે છેઃ જંગે-બદ્રમાં કુરૈશના માર્યા ગયેલા ૭૦ માણસોમાંથી જેઓના નામો ઇબ્ને ઇસ્હાકે લખ્યાં નથી, તેમાંથી કેટલાક નામો આ છે :

• ———બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફમાંથી બે માણસો :

૧———વહબ બિન હારિસ : બનૂ અન્મારની બિરાદરીમાંથી બનૂ અબ્દે-શમ્સનો હલીફ હતો.

૨———આમિર બિન ઝૈદ : યમનવાસીઓમાંથી એમનો હલીફ હતો.

બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી બે માણસો :

૧———ઉકબા બિન ઝૈદ : એમનો હલીફ હતો.

૨———એમનો આઝાદ કરેલો ગુલામ જેનું નામ ઉમૈર હતું.

બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી ૪ માણસો

૧———નુબૈહ બિન ઝૈદ બિન મુલૈસ.

૨———ઉબૈદહ બિન સુલૈત : બનૂ કૈસમાંથી એમનો હલીફ હતો.

૩———માલિક બિન ઉબૈદુલ્લાહ બિન ઉસ્માન કેદ થયો, કેદી અવસ્થામાં મરી ગયો જેથી એને મકતૂલોમાં ગણી લેવામાં આવ્યો.

૪———કેટલાકના કથન મુજબ અમ્ર બિન અબ્દુલ્લાહ બિન જુદઆન.

બનૂ મખ્ઝૂમ બિન યકઝહમાંથી ૭ માણસો :

૧———હુઝૈફહ બિન અબી હુઝૈફહ બિન મુગીરહ : એને હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૨———હિશામ બિન હુઝૈફહ બિન મુગીરહ : એને હઝરત સુહૈબ બિન સિનાન રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૩———ઝુહૈર બિન અબી રિફાઅહ : એને હઝરત અબૂ ઉસૈદ માલિક બિન રબીઅહ રદિયલ્લાહુ અન્હુએ

કતલ કર્યો.

૪———આઈઝ બિન સાઈબ બિન ઉવૈમર : એ કેદ થયો, દંડ ભરીને આઝાદ થયો પણ લડાઈમાં હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ અન્હુની તલવારથી એને જે ઘા લાગ્યો હતો તેના કારણે મક્કહ જતાં રસ્તામાં મરી ગયો.

૫———સાઈબ બિન અબી રિફાઅહ : એને હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૬———ઉમૈર : બનૂ તૈયમાંથી એમનો હલીફ.

૭———ખિયાર : અલ-કારહમાંથી એમનો હલીફ :

બનૂ જમહ બિન અમ્રમાંથી એક માણસ કતલ થયો :

૧———સબ્રહ બિન માલિક : એમનો હલીફ.

બનૂ સહમમાંથી બે માણસો કતલ થયા :

૧———અલ-હારિસ બિન મુનબ્બેહ બિન હજ્જાજ : એને હઝરત સુહૈબ બિન સિનાન રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

૨———આમિર બિન અબી ઔફ બિન દુબૈરહ : એને હઝરત અબ્દુલ્લાહ બિન સલિમહ અજલાની રદિયલ્લાહુ અન્હુએ અથવા હઝરત અબૂ દુજાનહ રદિયલ્લાહુ અન્હુએ કતલ કર્યો.

---

# પ્રકરણ ૧૦૪

# જંગે-બદ્રમાં કેદ પકડાયેલા મુશરિકો

બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ • બનૂ અબ્દે-શમ્સ • બનૂ નવફલ અને બનૂ અબ્દુદ-દાર • બનૂ અસદ અને બનૂ મખઝૂમ • બનૂ સહમ બિન અમ્ર • બનૂ જુમહ બિન અમ્ર • બનૂ આમિર અને બનૂ હારિસ • જંગે-બદ્રના વધુ કેદીઓ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બદ્રની લડાઇમાં કુરૈશના મુશરિકોમાંથી જે લોકો મુસલમાનોના હાથે કેદ પકડાયા તેઓના નામોની ટીપ આ પ્રમાણે છે :

**• બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ**————કુરૈશની શાખ બનૂ હાશિમ બિન અબ્દે-મનાફમાંથી ત્રણ ગૃહસ્થો.

૧———અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ બિન અબ્દે-મનાફ.

૨———હઝરત અલીના ભાઇ અકીલ બિન અબી તાલિબ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ.

૩———નવફલ અને હારિસ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ.

બનૂ મુત્તલિબ બિન અબ્દે-મનાફમાંથી બે શખ્સો :

૪———સાઇબ બિન ઉબૈદ બિન અબ્દે-યઝીદ બિન હાશિમ બિન મુત્તલિબ.

૫———નુઅમાન બિન અમ્ર બિન અલકમહ બિન મુત્તલિબ.

**• બનૂ અબ્દે-શમ્સ**————બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફમાંથી સાત ગૃહસ્થો :

૧———અમ્ર બિન અબી સુફયાન બિન હર્બ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ. (કુરૈશી સેનાપતિનો બેટો.)

૨———હારિસ બિન અબી દજઝહ બિન અબી અમ્ર બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ. ઇબ્ને હિશામ કહે છે : કેટલાકે અબી દજઝહને બદલે અબી હર્રહ કહ્યું છે.

૩———અબુલ-આસ બિન રબીઅ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબ્દે શમ્સ.

૪———અબુલ-આસ બિન નવફલ બિન અબ્દે-શમ્સ.

૫———અમ્ર બિન અઝરક.

૬———અબૂ રૈશહ યા અબૂ રીશહ બિન અબી અમ્ર.

૭——ઉકબહ બિન હારિસ બિન હદ્રમી.

**• બનૂ નવફલ અને બનૂ અબ્દુદ-દાર**——બનૂ નવફલ બિન અબ્દે-મનાફમાંથી ત્રણ ગૃહસ્થો:

૧——અદી બિન ખિયાર બિન અદી બિન નવફલ.

૨——ઉસ્માન બિન અબ્દે-શમ્સ. ગઝવાન બિન જાબિરનો ભત્રીજો. બનૂ બિન મનસૂરનો કરારી.

૩——અબૂ સૌર બનૂ માઝિનનો કરારી

બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી બે શખ્સો

૪——અબૂ અઝીઝ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર. (હઝરત મુસઅબ બિન ઉમૈરનો ભાઇ.

૫——અસ્વદ બિન આમિર.

**• બનૂ અસદ અને બનૂ મખ્ઝૂમ**——બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયમાંથી ત્રણ ગૃહસ્થો

૧——સાઇબ બિન અબી હુબૈશ બિન મુત્તલિબ બિન અસદ.

૨——હુવૈરિસ બિન અબ્બાદ બિન ઉસ્માન બિન અસદ. ઈબ્ને હિશામ મુજબ : હારિસ બિન આઇઝ બિન ઉસ્માન બિન અસદ.

૩——સાલિમ બિન શમ્માખ. એમનો કરારી.

બનૂ મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહમાંથી ૯ ગૃહસ્થો :

૪——ખાલિદ બિન હિશામ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ.

૫——ઉમૈયહ બિન અબી હુઝૈફહ બિન મુગીરહ.

૬——વલીદ બિન વલીદ બિન મુગીરહ.

૭——ઉસ્માન બિન અબ્દુલ્લાહ બિન મુગીરહ.

૮——અબુલ-મુનઝિર બિન રિફાઅહ બિન આબિદ બિન અબ્દુલ્લાહ.

૯——સૈફી બિન અબી રિફાઅહ.

૧૦——અબૂ અતા અબ્દુલ્લાહ બિન અબી સાઇબ બિન આબિદ બિન અબ્દુલ્લાહ.

૧૧——મુત્તલિબ બિન હન્તબ બિન હારિસ બિન ઉબૈદ બિન ઉમર બિન મખ્ઝૂમ.

૧૨——ખાલિદ બિન અઅલમ. આ તે પહેલો શખ્સ છે જે મુસલમનોના રૂઆબથી હેબતાઇને મેદાનમાંથી નાઠો અને આ શેઅર લલકારતો ગયો :

**વ લસ્ના અલલ અદબારિ તદમી કુલૂમુના, • વલાકિન અલા અકદામિના યકતુરુદ - દમુ.**

અમે એવા લોકોમાંથી નથી જેઓનું લોહી તેઓની પૂઠના જખ્મોથી વહેવા લાગે. અમે તો એવા લોકોમાંથી છીએ કે અમારૂં લોહી અમારી સામેના અંગમાંથી વહી રહ્યું છે. (એટલે અમે પૂઠ ફેરવનારા નથી. સામી છાતીએ લડનારા છીએ.)

ખાલિદ બિન અઅલમ બનૂ ખુઝાઅહમાંથી હતો. કેટલાક કહે છે કે બનૂ અકીલમાંથી હતો.

• **બનૂ સહમ બિન અમ્ર**————બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસમાંથી ૪ શખ્સો

૧————અબૂ વદાઅહ બિન દબીરહ બિન સઈદ બિન સઅદ બિન સહમ. બદ્રના કેદીઓમાંથી આ પહેલો શખ્સ છે જેણે દંડ ભરીને છુટકારો મેળવ્યો. એનો દંડ એના પુત્ર મુત્તલિબે ચૂકવ્યો.

૨————ફર્વહ બિન કૈસ બિન અદી બિન હુઝાફહ બિન સઈદ બિન સહમ.

૩————હન્ઝલહ બિન કુબૈદહ બિન હુઝાફહ બિન સઈદ બિન સહમ.

૪————હજ્જાજ બિન હારિસ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ.

• **બનૂ જુમહ બિન અમ્ર**————બનૂ જુમહ બિન અમ્ર બિન હુસૈસમાંથી ૫ ગૃહસ્થો :

૧————અબ્દુલ્લાહ બિન ઉબય બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ.

૨————અબૂ અઝઝા અમ્ર બિન અબ્દુલ્લાહ બિન ઉસ્માન બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ.

૩————અલ-ફાકેહ. ઉમૈયહ બિન ખલફનો આઝાદ ગુલામ.

૪————વહબ બિન ઉમૈર બિન વહબ બિન ખલફ......બિન જુમહ.

૫————રબીઅહ બિન દર્રાજ બિન અમ્બસ બિન ઉહબાન......બિન જુમહ.

• **બનૂ આમિર અને બનૂ હારિસ**————બનૂ આમિર બિન લુઐયમાંથી ત્રણ માણસો :

૧————સુહૈલ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લ બિન આમિર.

૨————અબ્દ બિન ઝમ્અહ બિન કૈસ બિન અબ્દે-શમ્સ........બિન આમિર.

૩————અબ્દુર્રહમાન બિન શનૂઅહ બિન વકદાન બિન કૈસ બિન અબ્દે-શમ્સ......... બિન આમિર.

બનૂ હારિસ બિન ફિહરમાંથી બે શખ્સો

૪————તુફૈલ બિન અબી કુનૈઅ.

૫————ઉત્બહ બિન અમ્ર બિન હજદમ અથવા જહદમ

ઇબ્ને ઇસ્હાક કહે છે : આ બધા મળીને કુલ ૪૩ કેદીઓ છે જેઓના નામોની મને માહિતી મળી છે.

**જંગે-બદ્રના વધુ કેદીઓ**————ઇબ્ને હિશામ કહે છે : ઇબ્ને ઇસ્હાકે ૪૩ કેદીઓનો આંકડો દર્શાવ્યો છે પણ એક કેદીનું નામ લખવાનું તેઓ ચૂકી ગયા છે. [1] વળી બીજા જે કદીઓના નામો ઇબ્ને ઇસ્હાકે દર્શાવ્યાં છે તે આ રહ્યાં :

૧————બનૂ હાશિમ બિન અબ્દે-મનાફમાંથી એક શખ્સ ઉત્બહ જે બનૂ ફિહરમાંથી તેઓનો હલીફ હતો.

બનૂ મુત્તલિબ બિન અબ્દે-મનાફમાંથી ત્રણ શખ્સો :

૨————અકીલ બિન અમ્ર એમનો હલીફ.

૩————અકીલનો ભાઈ તમીમ બિન અમ્ર

---

૧. એ નામ અમે પ્રકરણની શરૂઆતમાં નંબર ૧માં લખી દીધું છે. ''હ''

૪———તમીમ બિન અમ્રનો પુત્ર.

બનૂ અબ્દે-શમ્સ બિન મનાફમાંથી ત્રણ ગૃહસ્થો :

૫———ખાલિદ બિન ઉસૈદ બિન અબી ઐસ અથવા ઈસ.

૬———અબુલ-અરીદ યસાર. આસ બિન ઉમૈયહનો આઝાદ ગુલામ.

૭———બનૂ નવફલ બિન અબ્દે-મનાફમાંથી એક શખ્સ નબહાન. તેઓનો આઝાદ ગુલામ.

૮———બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી એક શખ્સઃ અબ્દુલ્લાહ બિન હમીદ બિન ઝુહૈર બિન હારિસ.

૯———બનૂ અબ્દે-દાર બિન કુસૈયમાંથી એક શખ્સ-અકીલ. યમનવાસી કરારી.

બનૂ તમીમ બિન મુર્રહમાંથી બે ગૃહસ્થો :

૧૦———મુસાફિઅ બિન અયાદ બિન સખ્ર બિન આમિર બિન કઅબ બિન સઅદ બિન તૈમ.

૧૧———જાબિર બિન ઝુબૈર.

૧૨———બનૂ મખ્ઝૂમ બિન યકઝહમાંથી એક શખ્સ : કૈસ બિન સાઇબ.

બનૂ જુમહ બિન અમ્રમાંથી પાંચ ગૃહસ્થો :

૧૩———અમ્ર બિન ઉબય બિન ખલફ.

૧૪———અબૂ રુહમ બિન અબ્દુલ્લાહ.

૧૫———બીજો એક કરારી જેનું નામ મારી પાસેથી જતું રહ્યું.

૧૬———ઉમૈયહ બિન ખલફના આઝાદ કરેલા બે શખ્સો, જેમાંથી એકનું નામ નસતાસ હતું.

૧૭———ઉમૈયહ બિન ખલફનો ગુલામ અબૂ રાફિઅ.

૧૮———બનૂ સહમ બિન અમ્રમાંથી એક શખ્સ અસલમ જે નુબૈહનો આઝાદ ગુલામ હતો.

બનૂ આમિર બિન લુઐયમાંથી બે ગૃહસ્થો :

૧૯———હબીબ બિન જાબિર.

૨૦———સાઇબ બિન માલિક.

બનૂ હારિસ બિન ફિહરમાંથી બે ગૃહસ્થો :

૨૧———શાફિઅ. યમનનો વતની, એમનો હલીફ.

૨૨———શફીઅ. યમનનો વતની, એમનો હલીફ.

---

**ગુજરાતી સંપાદકની નોંધ**————જંગે-બદ્રનું પ્રકરણ પૂરૂં કરીને અલ્લામા ઈબ્ને હિશામે, પ્રસ્તુત યુધ્ધને લગતાં, મુસ્લિમ અને મુશરિક શાઇરોએ રચેલા લાંબા-લાંબા કાવ્યો ટાંકેલા છે. આ કાવ્યકૃતિઓમાં, મુસલમાન શાઇરોએ જિહાદી જુસ્સાથી છલકાતા યુધ્ધના રોમાંચક પ્રસંગો આલેખીને, મુસ્લિમ મુજાહિદોની અનુપમ બહાદુરી તથા કુરૈશી મુશરિકો સાથે યાહોમ ઝીલેલી ટક્કરનો હૃદયસ્પર્શી ચિતાર દર્શાવ્યો છે. ત્યારે

કુરૈશ પક્ષના શાઈરો તથા શાઈરહઓએ યુધ્ધમાં માર્યા જનારા પોતાના સરદારો અને વીરનરોના દર્દનાક વિલાપ-કાવ્યો રચીને પોતાની કમનસીબી, લશ્કરની ખુવારી તથા નામોશી ભરેલી હારનું હૈયાંફાટ રૂદન કર્યું છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા શાઈરોએ જંગે-બદ્રને લગતા જે કાવ્યો રચેલા છે એમાં હઝરત અલી બિન અબૂ તાલિબ રદિયલ્લાહુ અન્હુનો કસીદો સૌથી વધુ તેજસ્વી, છટાદાર અને કાવ્યરસથી ભરપૂર છે. સામા પક્ષે મુશરિકોમાંથી જે શાઈરોએ પોતાના મરનારાઓના વિયોગમાં જે મરસિયા એટલે શોક-કાવ્યો રચેલા છે એમાં સૌથી વધુ છટાદાર અને કરૂણારસથી છલકાતો મરસિયા કુરૈશના સરદાર અબૂ સુફયાન બિન હર્બની બેગમ હિન્દ બિન્તે ઉત્બહનો છે. આ મરસિયો (એટલે વિલાપ-કાવ્ય) એણે પોતાના બાપ ઉત્બહ બિન રબીઅહના વિયોગમાં રચેલો છે.

શાઈરોના આ કસીદાઓ અને મરસિયાઓ સીરતે-ઈબ્ને હિશામના ચાર પ્રકરણોના ૫૮ પાનાંઓ પર ફેલાયેલા છે. એમાં મુસ્લિમ અને બિનમુસ્લિમ ૧૬ શાઈરોના કુલ ૩૮૯ શેઅરો તેના ઉર્દૂ તરજુમા સાથે ટાંકવામાં આવ્યા છે. એમાં ચાર શાઈરહઓ એટલે કવિયણો કે કવિયિત્રીઓ પણ શામિલ છે. અમે ઈખ્તેસારના હેતુએ આ કાવ્યકૃતિઓ જતી કરીએ છીએ. અલબત્ત નમૂના દાખલ થોડાક શેઅરો રજૂ કરવાનું મુનાસિબ લેખાશે. આ કસીદાઓમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુના રચેલા પૂરા સાત કસીદા ટાંકેલા છે. એમાં એક કસીદાના ત્રણ શેઅરો આ છે.

**ફીનર-રસૂલુ વ ફીનલ-હક્કુ નત-બઉહૂ, • હત્તલ-મમાતે વ નસ્રુન ગયરુ મહદૂદે.**

અમારામાં અલ્લાહના રસૂલ બિરાજમાન છે અને અમારામાં હક છે, સચ્ચાઈ છે. અમે મરતાં દમ સુધી આ સચ્ચાઈનું અનુસરણ કરતા રહીશું અને આ (અલ્લાહની એક) અમર્યાદ કે અનંત મદદ છે.........

**વાફિંવ વ માઝિન શિહાબુન યુસ-તદાઉ બિહી, • બદરુન અનારા અલા કુલ-લિલ અમાજીદે.**

એવી મદદ જે મુકમ્મલ છે, પરિપૂર્ણ છે, તુરંત મળનારી છે. અને અલ્લાહના રસૂલ એવા શિહાબ એટલે ઝળહળતા સિતારા છે જેનાથી રોશની લેવામાં આવે છે અને એવા બદ્રે-કામિલ એટલે પૂર્ણિમાના ચાંદ છે જેણે તમામ આબરૂદારો અને પ્રતિભાશાળીઓને રોશન કરી દીધા છે.

**મુસ્તઅ-સિમીના બિ-હબલિન ગયરે મુન-જઝેમિન, • મુસ્તહ-કિમિન મિન હિબાલિલ-લાહે મમ્દૂદે.**

અમે એવી દોરી પકડી લીધી છે જે કદી તૂટનારી નથી. એ અલ્લાહ તરફથી લંબાવવામાં આવેલી દોરીઓમાંથી એક મજૂબત કે અતૂટ દોરી છે.

કસીદા અને મરસિયા રચનારા શાઈરો તથા શાઈરાતના નામો આ છે.

૧ હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ.
૨ હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ.
૩ હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુ.
૪ હઝરત ઉબૈદહ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.
૫ હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ.
૬ હારિસ બિન હિશામ બિન મુગીરહ.
૭ દિરાર બિન ખત્તાબ ફિહરી.
૮ ઉમૈયહ બિન અબી સલ્ત
૯ અબ્દુલ્લાહ બિન ઝબિઅરા.
૧૦ તાલિબ બિન અબી તાલિબ
૧૧ અબૂબક્ર શદ્દાદ બિન અસ્વદ લૈસી.
૧૨ અબૂ ઉસામહ મુઆવિયહ બિન ઝુબૈર.
૧૩ હિન્દ બિન્તે ઉત્બહ બિન રબીઅહ.
૧૪ હિન્દ બિન્તે ઉસાસહ.
૧૫ સફિય્યહ બિન્તે મુસાફિર.
૧૬ કતીલહ બિન્તે હારિસ

ઈબ્ને હિશામ કહે છે : લડાઈની શરૂઆતમાં હાથોહાથના મુકાબલા વેળા જયારે હઝરત ઉબૈદહ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુની ટાંગ પર ઉત્બહ બિન રબીઅહની તલવારનો ફટકો પડયો અને તેઓ ભોંય પર ઢળી પડયા કે તરત પોકારી ઊઠયા :

ફઈન તકતઊ રિજલી ફ ઈન્ની મુસ્લિમુન. • ઉરજજી બિહા અયશમ મિનલ્લાહે દાનિયા.

ત્યારે જો તેઓએ મારી ટાંગ કાપી નાખી તો કંઇ વાંધા જેવું નથી કેમકે હું તો મુસલમાન છું એજ કપાયેલી ટાંગના બદલામાં હું અલ્લાહ પાસેથી બહુ જ જલદી એક શાનદાર જીવનનો આશાવાદી છું.

મઅલ-હૂરે અમ્સા-લત- તમાસીલે ઉખ્લેસત, • મિનલ-જન્નતિલ - ઉલ્યા લિમન કાના આલિયા.

મારૂં તે જીવન મોટી-મોટી સુંદર આંખોવાળીઓ એટલે જન્નતની હૂરો સાથે પસાર થશે. એ હૂરો રૂપ-સૌંદર્યની પૂતળીઓ જેવી હશે અને ઊંચા વર્ગના જન્નતીઓમાંથી એવા લોકો માટે ખાસ હશે જેઓ ઊંચો મરતબો ધરાવનારા હશે.

ફ-અકરમ-નીર-રહમાનુ મિન ફદલે મન્નેહી, • બિ-સવબિમ મિનલ-ઈસ્લામે ગત્તલ-મસાવિયા.

અને બેહદ દયાળુ અલ્લાહએ પોતાની કૃપાથી મને ઈસ્લામના એવા શિરપાવ કે મૂલ્યવાન પોશાકથી સરફરાઝ કર્યો છે જેણે મારી તમામ બુરાઈઓને ઢાંકી દીધી છે.

વલમ યબ્ગે ઇઝ સાલુન-નબીય્યે સવાઅના, • સલાસત-ના હત્તા હદર-નલ મુનાદિયા.

જયારે તેઓએ (એટલે ઉત્બહ, શૈબહ અને વલીદે) નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોકારીને માગણી કરી (કે અમારા મુકાબલા માટે અન્સારને નહિ, અમારી કૌમના લોકોને મોકલાવો) તો, આપે અમે ત્રણ સિવાય (એટલે હઝરત હમ્ઝહ, હઝરત અલી, હઝરત ઉબૈદહ સિવાય) બીજા કોઈને નહિ બોલાવ્યા તો અમે તુરંત એજ પળે પોકારનાર પાસે હાજર થઈ ગયા.

લકીના હુમ કલ-ઉસ્દે તખતિરુ બિલ-કના, • નુકાતિલુ બિર-રહમાને મન કાના આસિયા.

અમે ભાલા તાણીને સિંહો પેઠે દમામભેર ચાલતા તેઓની પાસે પહોંચી ગયા અને જે નાફરમાન કે બંડખોર હતો તેની સાથે, બેહદ દયાળુ અલ્લાહ માટે જંગ ખેલવા લાગ્યા.

ફમા બરેહત અકદામુ-ના મિમ મકામેના, • સલાસતિ-ના હત્તા ઉઝીરૂલ-મનાઇયા.

સારાંશ કે અમે ત્રણે પોતપોતાના સ્થળે અડગ રહ્યા ત્યાં સુધી કે તેઓની, મૃત્યુઓ સાથે મુલાકાત કરાવી દેવામાં આવી.

ઈબ્ને હિશામ કહે છે : બીજી રિવાયત મુજબ જયારે હઝરત ઉબૈદહની ટાંગ પર તલવારનો ફટકો પડયો તો એજ પળે તેઓ પોકારી ઊઠયા, "અરે સાંભળો તો ખરા ! અલ્લાહના સોગંદ, જો આજે અબૂ તાલિબ જીવતા હોત તો તેઓ જાણી લેત કે તેમના કસીદાના આ શેઅરોનો સૌથી વધારે હકદાર હું છું :

કઝબ-તુમ વ બૈતિલ્લાહે નુબ્ઝા મુહમ્મદન. • વ લમ્મા નુતાઇનું દૂનહૂ વ નુનાદેલે.

બૈતુલ્લાહના સોગંદ ! તમે તદ્દન ખોટું કહ્યું કે તમે મુહંમદને બળજબરીથી અમારી પાસેથી છીનવી જશો. તેમના બચાવ માટે હજુ સુધી અમે ન તો ભાલા તાણ્યા છે ન તીરોનો મારો ચલાવ્યો છે.

વ નુસ-લિમુહૂ હત્તા નુસર-રઆ હવ-લહૂ, • વ નઝહલા અન અબ્ના-ઈના વલહલાઈલે.

(બૈતુલ્લાહના સોગંદ ! તમે સાવ ખોટું કહ્યું કે) અમે તેમને તમારે હવાલે કરી દઈશું. (એ કદાપિ બનવા જેગ નથી) ત્યાં સુધી કે અમે તેમની ચોગર્દમ પછડાઈ પડીએ અને અમારાં બાલ-બચ્ચાંઓને પણ ભૂલી જઈએ.

ઈબ્ને હિશામ કહે છે : ઉપરના બંને શેઅરો અબૂ તાલિબના એક કસીદાના છે. આ કસીદો અમે શરૂઆતના એક પ્રકરણમાં ટાંકી આવ્યા છીએ. અબૂ તાલિબે આ કસીદો પોતાના ભત્રીજા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં રચ્યો હતો જયારે કે કુરૈશના લોકો આપના દુશ્મન બની ગયા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મરસિયા રચનારી કવિયણોમાં એક કતીલહ (અથવા કુતૈલહ) બિન્તે હારિસ પણ છે. એ કુરૈશના નામચીન સરદાર નદ્ર બિન હારિસની બહેન હતી. (નદ્ર કેદ પકડાયો હતો. મદીનહ જતાં રસ્તામાં સુફરાઅ સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી હઝરત અલી રદિયલ્લાહુ અન્હુએ એને કતલ કર્યો.)

કતીલહને જયારે પોતાના ભાઈની હત્યાના સમાચાર મળ્યા તો પોતાના મરસિયામાં તેણે કહ્યું :

**હલ યસ-મઅન-નિન-નદ્રુ ઈન નાદૈતુહૂ, • અમ કૈફ યસ્મઉ મૈયિતુન લા યનતિકુ.**

જો હું પોકાર પાડું તો શું નદ્ર મારો પોકાર સાંભળી લેશે ? જે મુરદું વાત ન કરી શકે તે કેવી રીતે સાંભળી શકે?

**અ મુહમ્મદુન યા ખૈર દિન્એ કરીમતિન, • ફી કવમિહા વલ ફહલુ ફહલુન મઅરિકુ.**

હે મુહંમદ ! હે પોતાની કૌમની સૌથી શરીફ ખાતૂનની સૌથી ઉત્તમ અવલાદ ! શરીફ તો કુળની દ્રષ્ટિએ શરીફ જ હોય છે.

**મા કાના દર્રકા લવ મનન-તા વ રુબ્બમા, • મન્નલ-ફતા વહુવલ મગીઝુલ મુનહિકુ.**

આપનું શું નુકસાન થાત અગર આપ ઉપકાર કરતે અને તેને છોડી મુકતે ! કોઇકવાર એવું પણ બન્યું છે કે ગુસ્સામાં ભરાપેલા એક કીનાખોર જવાંમર્દે ઉપકારથી કામ લીધું છે.

**અવ કુન્તા કાબિલ્ ફિદ-યતિન ફલ-યુન-ફકન, • બિઅ અઝ-ઝમા યગ્લૂ બિહી મા યુનફિકુ.**

અથવા આપ મુકિત દંડની રકમ કબૂલ કરી લેત તો કિંમત આકરી અને અઘરી હોવા છતાં અમારા તરફથી તેને ચૂકવી દેવામાં આવતે !

**ફન-નદ્રુ અક-રબુ મન અસ-રતા કરાબતન, • વ અહક્કુ હુમ ઈન કાના ઈલ્કુન યુઅ-તકુ.**

કેમકે જે લોકોને આપે કેદ કર્યા એ બધામાં નદ્ર તો સૌથી વધુ નિકટનો સગો હતો અને આ વાતનો સૌથી વધુ હકદાર હતો કે કોઈને આઝાદી આપવામાં આવતે તો તે સૌથી પહેલાં આઝાદ થઈ જતે !

**તલ્લત સુયૂફુ બની અબીહે તનવ-શુહૂ, • લિલ્લાહિ અરહામુન હુનાકા તુશક-કકૂ.**

તેના ભાઈઓની તલવાર તેના ટુકડે ટુકડા કરવા લાગી. અરે અલ્લાહને ખાતર જુઓ, અહીં સગાઈના ટુકડે ટુકડા થઈ રહ્યા છે !

સબ્રન યુકાદુ ઇલલ મનીય-યતિ મુન-અબન, • રસ્ફુલ મુકય-યદિ વહુવા આનિન મવ-સકુ.

મૃત્યુ તરફ તેને એવી હાલતમાં ઘસીટવામાં આવ્યો કે તેના હાથપગ બંધાયેલા છે. તે થાકેલો પાકેલો છે. બેડીઓમાં માંડમાંડ પગલું ઉપાડે છે અને સાંકળોમાં જકડાયેલો છે.

ઈબ્ને હિશામ કહે છે : મને કેટલાક જાણકારો તરફથી આ માહિતી મળી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જયારે કતીલહ બિન્તે હારિસ઼ના આ શેઅરોની ખબર પહોંચી તો આપે ફરમાવ્યું:

| | |
|---|---|
| લવ બલગની હાઝા | જો મારી પાસે પહોંચી જતે તેના આ શેઅરો |
| કબ્લ કતલિહિ | તેના કતલ થવા પહેલાં, |
| લ મનન-તુ અલૈહિ. | તો જરૂર હું તેની ઉપર ઉપકાર કરતે. [1] |

અરબ શાઈરો ઉપરાંત મદીનહના એક પંકાયેલા યહુદી શાઈરે પણ બદ્રમાં માર્યા ગયેલા મક્કહના સરદારોના માતમમાં એક જોરદાર અને કરૂણારસથી ભરપૂર મરસિ઼યો રચ્યો હતો. એ યહૂદી શાઈરનું નામ કઅબ બિન અશરફ હતું. પોતાના કબીલાનો સરદાર હતો. દેખાવે પણ રૂપાળો ફાંકડો અને છેલછબીલો હતો. તેના ઝુલ્ફાંમાથી ખુશ્બૂની સેરો ફૂટતી હતી. બહુ ધર્માંધ, કટ્ટરવાદી અને કીનાખોર હતો. ઈસ્લામનો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પાકો દુશ્મનો હતો. મરસિ઼યો રચીને મક્કહ ગયો અને કુરૈશની મજલિસોમાં એવી દર્દનાક ઢબે રડીરડીને વાંચી સંભળાવ્યો કે લોકોની આહો-ઝારીની સાથે વેર-વેરના પોકારોથી મજલિસો ગાજી રહી. તેની શાઈરીએ આખા મક્કહમાં તરખાટ મચાવી દીધો. સ્ત્રીઓ અને બાળકો સુધ્ધાં વેર-વેરના પોકારો ગજાવતા ઘરોમાંથી નીકળી પડયાં. આ રીતે યહૂદી બચ્ચો પોતે પણ ખૂબ રડયો અને મક્કહના લોકોને પણ ધાર-ધાર રડાવ્યા અને આખા મક્કહમાં તેણે મુસલમાનો વિરૂધ્ધ વેરનો દાવાનળ પ્રકટાવી દીધો. આગળ જતાં ઈબ્ને અશરફનો એજ મરસિ઼યો જંગે-ઉહુદની પ્રસ્તાવના બની ગયો. મક્કહના લોકો આખું વરસ મુસલમાનો વિરૂધ્ધ લડાઈની તૈયારી કરતા રહ્યા. કઅબ બિન અશરફના આ મરસિ઼યાનો જવાબ બીબી મયમૂનહ બિન્તે અબ્દુલ્લાહ નામે એક મુસ્લિમ ખાતૂને શાઈરીમાં આપીને તેના દાંત ખાટા કરી દીધા હતા. એનું બયાન આગળ આવે છે.

**ગઝવએ-બદ્રની નોંધપાત્ર વાતો**————અલ્લામા ઈબ્ને સઅદના મંતવ્ય મુજબ ઈસ્લામી લશ્કર મદીનહથી નીકળીને બદ્ર તરફ રવાના થયું એ શનિવારનો દિવસો હતો. હિજરતનું બીજું વરસ અને રમઝાનુલ મુબારકની ૧૨ તારીખ હતી. ઈસ્વીસન મુજબ ૬૨૪ના માર્ચની ૮ તારીખ હતી. અલ્લામા ઈબ્ને હિશામે સોમવારનો દિવસ અને રમઝાન ૮ તારીખ દર્શાવી છે. સહીહ તારીખ અંગે ઈતિહાસકારોમાં મતભેદ પ્રવર્તે છે. છતાં આટલું ચોક્કસ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની હિજરતનું બીજું વરસ અને રમઝાનનો મુબારક મહિનો હતો.

• મદીનહથી એકાદ માઈલ જવા પછી ''બીરે-અબી અનીબહ''સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ઈસ્લામી ફોજનું અવલોકન કર્યું. એમાં કેટલાક ઊગતી વયના કિશોરો પણ દેખાયા તો આપે એ છોકરાઓને મદીનહ પાછા જવાનું ફરમાવ્યું. ઊગતી વયના આ જુવાનિયાઓમાં હઝરત ઉમૈર બિન અબી વક્કાસ, હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર, હઝરત બરાઅ બિન આઝિબ, હઝરત રાફિઅ બિન ખુદૈજ, હઝરત ઉસામહ બિન ઝૈદ, હઝરત ઝૈદ બિન અરકમ, હઝરત ઝૈદ બિન સા઼બિત અને હઝરત જાબિર બિન અબ્દુલ્લાહના નામો

૧. ઈબ્ને હિશામ જિ.૧ પા. ૮૮૫

મળે છે. (અલ્લાહએ બધાથી રાજી હો !) વાપસીનું સાંભળીને હઝરત ઉમૈર બિન અબી વક્કાસ રડવા લાગ્યા તો આપે એમને સાથે આવવાની પરવાનગી આપી દીધી.

• એ પછી ગણત્રી કરવામાં આવી તો ઈબ્ને ઈસ્હાકના કથન મુજબ મુજાહિદોની સંખ્યા ૩૧૪ હતી. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ શામિલ હતા. લશ્કરમાં સવારી માટે ૭૦ ઊંટો અને બે કે ત્રણ ઘોડા હતા. સરેરાશ ત્રણ કે ચાર મુજાહિદો વચ્ચે એક ઊંટ હતું. જેની ઉપર વારાફરતી સવારી કરવામાં આવતી. આ રીતે બદ્ર સુધીનાં ૮૦ માઈલનો રસ્તો વધુ ભાગે પગપાળા કાપવામાં આવ્યો મુજાહિદોમાં ફક્ત છ બખતરધારી અને ૮ શમશીરબાજ હતા. બાકીના મુજાહિદો બરછી, ભાલા અને તીર કામઠાંથી સજ્જ હતા. કોઈની પાસે બખતર છે તો ઢાલ નથી અને ઢાલ છે તો તલવાર નથી.

• સવારીના ઊંટમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ત્રણ મુજાહિદો———હઝરત અલી, હઝરત અબૂ લુબાબહ અને હઝરત ઝૈદ બિન હારિસહ શામિલ હતા. ત્રણે ગૃહસ્થોએ અરજ કરી, ''યા રસૂલલ્લાહ! અમે મઝાથી ચાલતા રહીશું, આપ આરામથી સવારી પર બિરાજમાન રહો.'' જવાબમાં આપે ફરમાવ્યું:

> ''ન તમે ચાલવામાં મારા કરતાં વધારે જોરાવર છો ન હું નેકીની કમાણીમાં તમારાથી કમજોર છું.''

સમાનતા, સભાનતા અને ન્યાયશીલતાનો આ તે સિધ્ધાંત છે જેને આજના મુસ્લિમ નેતાઓ વિસારી બેઠા છે. મુજાહિદોની આ નાદારી અને બે-સરો-સામાની દેખીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ દુઆ માંગી:

> ''યા અલ્લાહ ! આ લોકો પગપાળા છે એમને સવારી આપ. એ ભૂખ્યા છે એમને ખાવાનું આપ. એમનાં તન પર કપડાં નથી એમને કપડાં આપ. એ ગરીબ છે, તારી કૃપાથી એમને ગની કરી દે !''

બારગાહે-ઈલાહીમાં આપની આ દુઆ કબૂલ થઈ. લડાઈ બાદ એમાંનો કોઈ મુજાહિદ એવો ન હતો જે પોતાની માલિકીના સવારી પર બેસીને મદીનહ વાપસ ન થયો હોય. અલ્લાહ તઆલાએ દુશ્મન પાસેથી ગનીમતનો માલ અપાવીને બધાને ગની કરી દીધા. [૧]

• મક્કહના મુશરિકોનું લશ્કર એક રિવાયત મુજબ એક હજારનું અને બીજી રિવાયત મુજબ ૧૩ સો સિપાહીઓનું હતું. લડાયક સાધન-સામગ્રીથી સંપૂર્ણ રીતે સજ્જ હતું. એમાં ૬૦૦ બખતરધારી યોધ્ધાઓ, એક સો હથિયારસજ્જ ઊંટસવારો, ત્રણ સો અધૂરાં હથિયારવાળા સિપાહીઓ અને ઘોડેસવારોની ટુકડીમાં બસો ઘડાયેલા વીરનરો હતા. એમાં કુરૈશના સરદારો અને અમીરો ઊંચી કિંમતના લાલ ઊંટો પર સવાર હતા. અબૂ જહલ પોતાના જાતવાન અને મૂલ્યવાન ઊંટ પર દબદબાથી આરૂઢ હતો.

• લશ્કરમાં અલગ-અલગ ટુકડીના અલગ-અલગ સેનાપતિ હતા અને પૂરા લશ્કરનો સરસેનાપતિ ઉત્બહ બિન રબીઅહ હતો પણ સત્તા આખા લશ્કર પર અબૂ જહલની ચાલતી હતી. તેની પકડ એટલે મજબૂત હતી કે સરસેનાપતિ પણ એના હુકમ આગળ લાચાર હતો.

---

૧. સીરતે-અહમદે-મુજતબા જિ.૨ પા. ૨૪૮ – સીરતુલ-મુસ્તફા જિ. ૨ પા. ૫૭

• અબ્દુ-દાર કબીલાના ત્રણ ઝંડાધારીઓ હતા. એમના નામ અબૂ અઝીઝ બિન ઉમૈર, નદ્ર બિન હારિસ અને તલહા બિન અબી તલહા.બખતરધારી પાયદળ ફોજનો ઝંડો સાઇબ બિન યઝીદના હાથમાં હતો. માલવાહક ઊંટો ઉપરાંત ખોરાકીના ઊંટો પણ મોટી સંખ્યામાં હતાં જેમકે :

———મક્કહથી નીકળીને અબૂ જહલે ૧૦ ઊંટો કાપીને ઉજાણી કરાવી.

———ઉસફાન સ્થળે ઉમૈયહ બિન ખલફે ૯ ઊંટો કાપીને ઉજાણી કરાવી.

———કુદૈદ સ્થળે પહોંચીને સુહૈલ બિન અમ્રે ૧૦ ઊંટોની ઝિયાફત કરાવી.

———સમુદ્રકાંઠે પહોંચીને શૈબહ બિન રબીઅહએ ૧૦ ઊંટોની ઉજાણી કરાવી.

———હુજફહ સ્થળે પડાવ નાખીને ઉત્બહ બિન રબીઅહએ ૧૦ ઊંટોની કુરબાની કરી.

———અબવાઅ મુકામે નુબૈહ અને મુનબ્બહ ભાઇઓએ ૧૦ ઊંટો ઝબહ કર્યા.

———બદ્રથી પહેલાં અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબે ૧૦ ઊંટોની ઉજાણી કરાવી.

———બદ્રના મેદાનમાં પહોંચીને અબુલ-બુખ્તરીએ ૧૦ ઊંટોની ઝિયાફત કરાવી.

• મક્કહથી ૨૦૦ માઇલનો પ્રવાસ આ લશ્કરે ૧૦ દિવસમાં પુરો કર્યો. ૬ રમઝાને મક્કહથી નીકળીને ૧૬ રમઝાને બદ્રમાં આવીને પડાવ નાખ્યો. નાચનારીઓ અને ગાનારીઓ પણ લશ્કરની સાથે આવી હતી. અબૂ જહલે ગાનારીઓને દફ અને ઢોલકની થાપ પર શાઇરોના વીરરસથી છલકાતાં કાવ્યો અને મુસલમાનોની બદગોઇઓના નિંદાકાવ્યો લલકારાવીને પોતાના સિપાહીઓને પાણી ચઢાવવા સાથે લીધી હતી. [૧]

• ઇસ્લામી લશ્કરની મદદ માટે આવેલા ફરિશ્તાઓને માથે પીળાં રંગની પાઘડીઓ હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબાને ફરમાવ્યું, "તમે પણ ફરિશ્તાઓ પેઠે પોતાની નિશાની મુકર્રર કરી લો." સહાબાએ પોતાની પાઘડીઓ પર પશ્મીના (ઊની કાપડ)ની પટ્ટીઓ કલગી પેઠે બાંધી લીધી.

• સહાબાના પૂરા લશ્કરમાં ચાર વીરનરો સૌથી નોખા તરી આવતા હતા. અલ્લાહ અને તેના રસૂલના સિંહ હઝરત અમીર હમ્ઝહના ટોપ પર શાહમૃગના સુંદર પીંછા શોભી રહ્યાં હતાં. શેરે નર હઝરત અલીના સરે સફેદ રંગની ઊની પટ્ટી શોભતી હતી. હઝરત ઝુબૈરની પાઘડીનો પીળો રંગ અનેરૂં આકર્ષણ ધરાવતો હતો. હઝરત અબૂ દુજાનહને માથે લાલ પટ્ટી અલબેલી શાનથી શોભતી હતી.

હાથોહાથના ધમસાણ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અગાઉથી મુજાહિદોને પોતાની અને દુશ્મનની ઓળખ માટેનો સંકેત-શબ્દ - CODE-WORD - નક્કી કરી આપ્યો હતો. મક્કહના મુહાજિરીનનો સંકેત શબ્દ "યા બની અબ્દિર્રહમાન" હતો. ખઝરજ કબીલાના અનસારનો "યા બની અબ્દિલ્લાહ"અને ઔસ કબીલાના અનસારના "યા બની ઉબૈદિલ્લાહ" અને પૂરા લશ્કરનો "યા મન્સૂર અમિત" હતો. જેના અર્થ મારો, હે ફતેહયાબ ! બીજી રિવાયત મુજબ પૂરા લશ્કરનો સંકતે શબ્દ "અહદ" અને પૂરા લશ્કરનો જંગી નઅરો"યા હય્યુ યા કય્યૂમ"હતો.

સાથે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાન મુજાહિદોને હુકમ ફરમાવ્યો હતોઃ

• લડાઇમાં પહેલ નહિ કરો.

---

૧. સીરતે-અહમદે-મુજતબા જિ.૨ પા. ૨૫૭

- મારો હુકમ મળતાં લડાઈ શરૂ કરો.
- નક્કર ચટાન પેઠે પોતાના સ્થળે અડગ રહો.
- દુશ્મન આક્રમણ કરે તો તેને આવવા દો. જ્યારે તે તીરોના નિશાના પર આવે તો તીરો વરસાવો. તે પહેલા છોડશો તો તીરો નકામા જશે.
- દુશ્મન ધસારો કરીને વધારે નજીક આવે તો પથ્થરોનો મારો ચલાવો.
- ભાલાઓ અને બરછીઓની હદમાં આવે તો ભાલાઓ અને બરછીઓનો ઉપયોગ કરો.
- તલાવરનો ઉપયોગ સૌથી છેલ્લે કરો.
- દુશ્મનને કતલ કરો તો ઉત્તમ રીતે કતલ કરો. કુર્આનના આદેશ મુજબ તેની ગરદન અને સાંધાઓ પર મારો કે જેથી તે લડવાને લાયક ન રહે. બિનજરૂરી ખૂનરેજીથી બચવાનો એ ઉત્તમ તરીકો છે.
- વૃધ્ધો, બાળકો, સ્ત્રીઓ પર તલવાર ન ઉપાડો. લાશોનો મુસ્લહ ન કરો. શોરબકોર કે ઘોંઘાટ બિલકુલ ના કરો. પહાડ પેઠે પોતાની જગાએ ખામોશ રહો.
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરની સફબંદી એવી રીતે ફરમાવી કે દુશ્મન પોતાનું પૂરૂં લશ્કર ઝોંકી ન શકે. સફબંદીમાં સૂરજ અને પવનની દિશાનો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો. આપે ફરમાવ્યું, ''સુરજ પીઠની પાછળ કે પડખે હોવો જોઈએ કે જેથી લડતી વળા સૂરજથી આંખો ચુંધાવા ન પામે. અને પવન સામી દિશાએ નહિ આવે કે જેથી રેતીની રજકણો ઊડીને આંખોમાં નહિ પડે.
- અલ્લાહની આકાશી કિતાબે જંગે-બદ્રના દિવસને ''યવમુલ-ફુરકાન''નું નામ આપ્યું છે એટલે હકને બાતિલથી અલગ કરનારો કે સચ્ચાઈને જૂઠાણાથી નોખા પાડનારો દિવસ. ઈસ્લામી ઈતિહાસમાં એનું નામ ગઝવએ-બદ્ર, બદ્રે-કુબ્રા, બદ્રુલ-કિતાલ, બદ્રુલ-બત્શા છે. એ દિવસે સ્નેહના તમામ બંધનો, લોહીના તમામ સંબંધો અને લોહીની સગાઈના તમામ રિશ્તાઓ ખતમ થઈને ફકત એક જ રિશ્તો રહી ગયો હતો. એ રિશ્તો ઈસ્લામનો તથા અલ્લાહના પયગમ્બરનો રિશ્તો.......

આજે બેટો બાપને મુકાબલે છે તો બાપ બેટાને મુકાબલે. આજે ભાઈ પોતાના ભાઈને મુકાબલે છે તો ભાજેણ મામાને મુકાબલે. એવી રીતે બીજા બધા રિશ્તાઓ.......તલવારે એ બધા વચ્ચે ચોખ્ખો ફેસલો કરી દીધો. જેમકે :

બાપ -- ઉત્બહ બિન રબીઅહ.................. બેટો ------ હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ રદિયલ્લાહુ અન્હુ.

કાકા -- શૈબહ બિન રબીઅહ..................... ભત્રીજા ---- હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ રદિયલ્લાહુ અન્હુ.

ભાઈ -- વલીદ બિન ઉત્બહ ...................... ભાઈ ------ હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ. રદિયલ્લાહુ અન્હુ.

કાકા -- અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ ...... ભત્રીજા ---- હઝરત મુહંમદ બિન અબ્દુલ્લાહ. સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

ભાઈ -- અકીલ બિન અબી તાલિબ............. ભાઈ------ હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ.

કાકા -- ઉમૈર બિન ઉસ્માન..................... ભત્રીજા---- હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ.

બેટો -- અબ્દુર્રહમાન બિન અબીબક્ર ........... બાપ------ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ.

ભાઈ -- અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ ...... ભાઈ------ હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ.

મામા - આસ બિન હિશામ બિન મુગીરહ ...... ભાણેજ---- હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ.

દામાદ અબુલ-આસ બિન રબીઅ ............. ખુસર ----- હઝરત મુહંમદ બિન અબ્દુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

ભાઈ -- અબૂ અઝીઝ બિન ઉમૈર................ ભાઈ------ હઝરત મુસઅબ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુ.

ભાઈ -- અબૂ જહલ બિન હિશામ .............. ભાઈ------ હઝરત અય્યાશ બિન અબી રબીઅહ રદિયલ્લાહુ અન્હુ.

એક દિવસે વાત નીકળતાં અબ્દુર્રહમાન બિન અબીબક્રે કહ્યું, "અબ્બાજાન ! બદ્રના મેદાને-જંગમાં આપ મારી તલાવરની દોટે ચઢી ગયા હતા પણ મેં આમ વિચારીને હાથ ખેંચી લીધો કે એ તો મારા માનવંતા અબ્બાજાન છે."

બાપાનો જવાબ બેટા માટે કેવળ અણધારેલો હતો. ફરમાવ્યું "બેટાજી! એ લોહીની સગાઈનો મામલો ન હતો, એ તો ઈસ્લામ અને કુફ્રનો મામલો હતો. તું કુફ્ર તરફથી લડવા આવ્યો હતો. જો મારી તલવારની દોટે ચઢી ગયો હોત તો હું મુત્લક વિચાર ન કરતે કે તું મારો બેટો છે. કુફ્રનું જોર તોડવા ભરપૂર વાર કરતે અને આ વાતનો વિચાર ન કરતે કે મુકાબલામાં મારૂં પોતાનું લોહી છે." (ગુજરાતી સંપાદકનું લખાણ પૂરૂં થયું)

ઈબ્ને ઈસ્હાક કહે છે: રસૂલુલ્લાહ સલિલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-બદ્રના મામલાઓથી રમઝાનના અંતમાં અવથા શવ્વાલ હિજરી ૨ના આરંભમાં ફારિગ થયા.

---

# જંગે-બદ્રનો ઉપસંહાર

(ગુજરાતી સંપાદક તરફથી)

**બાપ-બેટા આમને સામને**——————ઈસ્લામ પહેલાં જાહિલિયતના યુગમાં, કૌમવાદ, સગાંવાદ, કબીલાવાદ કે લોહીવાદના રાક્ષસે અરબભરમાં અંધેર મચાવી દીધો હતો. અરબના લોકોમાં આ વાદો વંશપરંપરાથી ઊતરી આવતા હતા. કબીલાવાદની લડાઈઓ વરસોના વરસો સુધી પેઢી-દર-પેઢી ચાલ્યા કરતી હતી. ઈસ્લામે આવીને આ વાદોનું નિકન્દન કાઢી નાખ્યું. એટલું જ નહિ, બદ્રના મેદાનમાં જ્યારે બે લશ્કરો સામસામે થયાં તો માલૂમ પડયું કે હવે કૌમવાદ તો શું, સગાંવાદ અને લોહીવાદનું પણ કશું મૂલ્ય રહ્યું નથી.

ઈસ્લામી લશ્કરમાં એક તરફ હઝરત અબૂબક્ર સિદ્દીક હતા તો બીજી તરફ કુરૈશી લશ્કરમાં એમના બેટા તલવાર તાણીને ઊભેલા હતા. બાદમાં બેટા મુસલમાન બની ગયા તો બાપુજીને કહેવા લાગ્યા, ''અબ્બાજાન ! જાણો છો લડાઈના મેદાનમાં આપ મારી તલવારની દોટે ચઢી ગયા હતા. પણ બીજી જ પળે મગજમાં ચમકાર થયો, ''અરે એ તો મારા મુરબ્બી અબ્બાજાન છે !'' તરત તલવારવાળો મારો હાથ નીચો થઈ ગયો.''

બેટાજી ધારતા હતા કે બાપુજી મારા વખાણ કરશે, મારો આભાર માનશે, મને શાબાશી આપશે પણ હઝરત અબૂબક્રનો જવાબ બેટા માટે કેવળ અણધારેલો હતો, ''બેટા ! મારી તલવારની દોટે કદાચ તમે ચઢી જાત તો એક જ ઝાટકે તમારૂં ડોકું ઉડાવી દેત. કેમકે એ લોહીની સગાઈનો મામલો ન હતો. એ તો ઈસ્લામ અને કુફ્રનો મામલો હતો. તે વેળા હું આ વિચાર નહિ કરતે કે તમે મારૂં લોહી છો.''

ઈસ્લામ પહેલાં અરબોની કલ્પનામાં પણ ન હતું કે લોહીની સગાઈને મુકાબલે ઈમાન અને અકીદાની સગાઈ અધિક બળવાન હોય શકે છે. જંગે-બદ્રને જ લઈ લો. એક તરફ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હતા તો સામા પક્ષે આપના કાકા અબ્બાસ, આપના જમાઈ અબુલ-આસ અને આપના પાક બેગમ હઝરત ખદીજહના ભત્રીજા હકીમ બિન હિઝામ આપના મુકાબલે લડવા આવ્યા હતા. આ તરફ હઝરત અલી હતા તો તે તરફ એમના ભાઈ ઉકૈલ બિન અબૂ તાલિબ હતા. આ પક્ષે હઝરત ઉમર ફારૂક હતા તો તે પક્ષે એમના મામા આસ બિન હિશામ બિન મુગીરહ હતા. આ તરફ હઝરત અબૂ હુઝૈફહ હતા તો સામા પક્ષે એમના બાપા ઉત્બહ બિન રબીઅહ, એમનો કાકો શૈબહ બિન રબીઅહ અને ભાઈ વલીદ બિન ઉત્બહ હતો.

લડાઈ પછી સામા પક્ષના માર્યા ગયેલાઓની લાશોને ખાડામાં નાખવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો. જ્યારે ઉત્બહની લાશ લાવવામાં આવી તો આપે તેના બેટા હઝરત અબૂ હુઝૈફહના ચેહરા પર ઉદાસી કે રંજોગમની રેખાઓ પ્રસરેલી જોઈ. આપ તરત મૂળ કારણ સમજી ગયા. બહુ પ્યારથી નરમાશભર્યા સ્વરે ફરમાવ્યું, ''અબૂ હુઝૈફહ ! કંઈક કાંટો તમારા મનમાં આવી ગયેલો લાગે છે, નહિ વારૂ!''

''જી હા યા રસૂલલ્લાહ !'' ઉદાસ ચેહરે અદબથી બોલ્યા, ''કાંટો ફકત આ વાતનો યા રસૂલલ્લાહ ! કે મારા બાપા બહુ શાણા, ઠરેલ અને સમજુ ગૃહસ્થ હતા. આ ખૂબીઓને કારણે તેમના મુસલમાન બનવાની મને

પૂરેપૂરી આશા હતી. આજે નહિ તો કાલે મારા બાપા જરૂર મુસલમાન બની જશે તેની મને ખાતરી હતી. હવે તેમનો આ અંજામ આવેલો જોઈને મારી આશાના ચૂરેચૂરા થઈ ગયા છે. બસ એજ કાંટો મારા મનને ડંખે છે. એ સિવાય બીજું કશું નહિ યા રસૂલલ્લાહ !''

બાપ પ્રત્યે બેટાની આટલી ઊંડી લાગણી જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ હુઝૈફહના વખાણ કર્યા અને તેમને ખૂબ-ખૂબ દુઆઓ આપી.

બદ્રના સંગ્રામમાં અન્સારની પરીક્ષા પણ જેવી તેવી ન હતી મગર સૌથી આકરી પરીક્ષા મક્કહના મુહાજિર મુસલમાનોની હતી. એમના પોતાના જ ભાઈબંધો મરવા-મારવા થનગની રહ્યા હતા. કોઈનો બાપ, કોઈનો બેટો, કોઈનો કાકો, કોઈનો મામો તો કોઈનો ભાઈ પોતાની જ તલવારની હડફટમાં આવી રહ્યો હતો. પોતાના જ હાથે પોતાના જિગરના ટુકડાઓને કાપવા પડતા હતા. આગના અંગારા જેવી આ કસોટીમાંથી તેજ લોકો પાર ઊતરી શકતા હતા જેઓએ પૂરી ગંભીરતા, પૂરા ઈખ્લાસ, પૂરી દ્રઢતાથી સચ્ચાઈને અપનાવીને કુફર સાથેનો નાતો તોડી નાખ્યો હોય.

**ઈસ્લામી લશ્કરની રવાનગી**—————મક્કહના અબૂ જહલોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વતનથી બેવતન કરવા પછી મદીનહમાં પણ ચેનથી બેસવા દીધા નહિ. મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબયને ધમકીભર્યો કાગળ લખ્યો કે મુહંમદને કતલ કરી નાખો કાં પોતાના શહેરમાંથી હાંકી કાઢો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુસલમાનોની નાનકડી જમાઅતને બચાવવાની સૌથી મોટી ચિન્તા હતી. આ જમાઅત આપે ૧૪ વરસોની લાગલગાટ મેહનત અને ઝહમતથી તૈયાર કરી હતી. દુશ્મનોના કાવાદાવાઓથી માહિતગાર રહેવા માટે આપ મુહાજિરોની ટુકડીઓને મક્કહ અને શામના રસ્તે મોકલ્યા કરતા હતા જેને ''સરિય્યહ'' કહે છે.અને જે ટુકડી સાથે આપ પોતે તશરીફ લઈ જતા તેને ''ગઝવહ'' કહે છે. એવી જ એક ટુકડી લઈને આપ અબૂ સુફ્યાનના વેપારી કાફલાને અટકાવવા બદ્ર તરફ રવાના થયા હતા.

આ ટુકડીમાં ૩૧૩ જેટલા સહાબા જોડાયા હતા. ફક્ત અબૂ સુફયાનના વેપારી કાફલાને અટકાવવાનો ઈરાદો હતો. કોઈ લશ્કર સાથે બા-કાયદા લડાઈ કરવાનો ઈરાદો ન હતો. અબૂ સુફ્યાનને તેના જાસૂસો મારફતે સમાચાર મળી ગયા. તેણે તાબડતોડ કુરૈશને સંદેશો મોકલાવ્યો કે પોતાના કાફલાને બચાવવો હોય તો જલ્દી તૈયાર થઈને આવી લાગો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને રસ્તામાં સમાચાર મળ્યા કે કુરૈશનું એક હજારનું લશ્કર મુકાબલા માટે આવી રહ્યું છે. આપના લશ્કરમાં લડાઈ કરી શકે એવા મુહાજિરોની સંખ્યા ૮૦ જેટલી હતી. બાકીના મદીનહના અન્સાર હતા. આટલી નજીવી સંખ્યાથી મક્કી બળનો મુકાબલો કરવો મુશકિલ હતો. આપે મામલો અન્સારની સામે રજૂ કર્યો. અન્સારના સરદાર હઝરત સઅદ બિન મુઆઝે પોતાના બધા જ સાથીઓ સાથે મદદનું વચન આપી દીધું તો વાત બની ગઈ. આપે અલ્લાહનું નામ લઈને બદ્ર તરફ કૂચનો હુકમ ફરમાવી દીધો.

ઈસ્લામી લશ્કર હિજરી સન ૨ના રમઝાનની ૧૨ તારીખે મદીનહથી રવાના થયું તો જરા વિચાર કરો કે તે સમયે મદીનહમાં કેવું દ્રશ્ય સર્જાયું હશે ! અમુક હજારની વસતિ ધરાવતા મદીનહ માટે એક લશ્કરની રવાનગી કોઈ મામૂલી બનાવ ન હતો. લશ્કરની રવાનગીનું દ્રશ્ય જોવા માટે ગલીકૂચીઓમાંથી બાળકો, વૃધ્ધો, સ્ત્રીઓ, પુરૂષો નીકળી આવ્યાં હતાં. બનૂ નદીર, બનૂ કૈનુકાઅ, બનૂ કુરૈઝહના માલદાર યહૂદીઓ પોતાના ઘરો અને દુકાનોમાંથી નીકળી આવ્યા હતા. એ બધા મસ્જિદે-નબવીથી કુબાની વસતિ તરફ જનારા રસ્તા પર મુજાહિદોના લશ્કરને જોવા માટે પહોંચી ગયા હતા.

ઔસ અને ખઝરજ બંને કબીલાના મુસલમાન સ્ત્રી-પુરૂષો, મક્કહ તરફ જનારા રસ્તાની બંને બાજુએ, મુજાહિદોને અલ-વદાઅ કહેવા માટે ટોળીઓ વળીને ઊભા થઈ ગયા હતા. આ લશ્કરમાં તેઓના બેટાઓ,

ભાઇઓ, ખાવિન્દો, બાપો અને બીજા સ્નેહીઓ હતા. તેઓને રસ્તાના ભાથાં તરીકે ખજૂરો, સત્તુઓ અને ખાદ્યખોરાકીની બાંધેલી પોટલીઓ આપતા હતા અને તેઓ હેમખેમ મદીનહ પાછા આવે તેવી દુઆઓ પણ આપતા હતા અને એવી નજરે જોતા હતા જેમાં પ્યારની સાથે અનુકંપા કે દર્દની લાગણી ભરેલી હતી કે, અલ્લાહ જાણે ફરીવાર આ દુનિયામાં આ લોકોની સાથે મુલાકાત થશે કે કેમ ?

ઈસ્લામી લશ્કરમાં ફકત ૩૧૩ જેટલા મુજાહિદો હતા. ફકત ૭૦ ઊંટો હતાં જેની ઉપર વારાફરતી સવારી કરતા હતા. ઘોડા ફકત ત્રણ કે ચાર હતા. લડાઇના હથિયારો અને બીજો સામાન પણ છેક નજીવો હતો. અલબત્ત તેઓના હોસલા બુલંદ હતા. અલ્લાહના રસ્તામાં નીકળેલા હોવાથી ઈમાનનો જોશ હતો. જિહાદનો જુસ્સો હતો. મતલબ કે મદીનહથી એવી રીતે રવાના થયા કે તેઓ એકબીજાને દુઆઓ આપતા હતા અને એકબીજાની દુઆઓ લેતા હતા. જીભ પર અલ્લાહની તસબીહ હતી તો દિલમાં અલ્લાહની યાદ હતી અને સૌથી મોટી વાત આ કે અલ્લાહના આખેરી નબી, અલ્લાહના પ્યારા નબી, અલ્લાહના લાડલા નબી તેઓની સાથે હતા.

**કુરૈશી લશ્કરનો ઠાઠ અને ભપકો**————હવે તે તરફ જુઓ કે કુરૈશનું એક હજારનું લશ્કર મક્કહથી કેવી રીતે રવાના થયું ? એનો આછો ચિતાર અલ્લાહના પાક કલામ કુર્આને દર્શાવ્યો છે. એની રોશનીમાં કહી શકાય કે અલ્લાહનું ફિટકારેલું આ લશ્કર પોતાની તાકત, પોતાના હથિયારો, પોતાની બહુમતીના ઘમંડમાં પોતાની જાહોજલાલીનું પ્રદર્શન કરતું નીકળ્યું. લોકોને ઈસ્લામથી અટકાવવા, ઈસ્લામને ઉખેડી કાઢવા ભારે હેકડાઇ અને અભિમાનથી નીકળ્યું. ઈતરાતું અકડાતું અને તલવારો, ભાલાઓ, બરછાઓના દેખાવો કરતું ઊછળતું કૂદતું નીકળ્યું. ઢોલતાસાંના ધૂમધડાકા સાથે વાજતે ગાજતે નીકળ્યું. તેઓની સાથે સુરીલા કંઠે ગાનારીઓ હતી અને ઝાંઝરના ઝંકાર સાથે નાચનારીઓ પણ હતી.

**અબૂ જહલઃ જહાલતનું પૂતળું**————કુરૈશની કૌમને તબાહીથી બચાવવા માટે અલ્લાહ તરફથી અનેક ગૈબી ચેતવણીઓ પણ આપવામાં આવી મગર કુરૈશે તેની ઐસીતૈસી કરીને પોતાની હિંસક પ્રવૃત્તિ ચાલુ રાખી. દાખલા તરીકે કુરૈશની એક ખાનદાની ખાતૂનનો બિહામણો ખ્વાબ.

આ ખાતૂનનું નામ આતિકહ બિન્તે અબ્દુલ-મુત્તલિબ હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બાપાની બહેન એટલે આપની ફોઇ હતી. આતિકહએ ખ્વાબમાં જોયું કે એક ઊંટસવાર પોતાના ઊંટ સાથે ખાનએ-કઅબહની છત પર ઊભેલો છે અને ઘાંટો પાડીને કર્કશ અવાજે પોકાર પાડી રહ્યો છેઃ "હે ગદ્દારો! ત્રણ દિવસની અંદર પોતાના ઘરોમાંથી નીકળીને પોતાની કતલની જગાએ પહોંચી જાવ !"

અહીંથી ઊપડીને તે પોતાના ઊંટ સાથે અબૂ કુબૈસ નામે પહાડની ચોટી પર ચઢી ગયો અને ત્યાંથી તેણે એક વિરાટ ચટાણ ગબડાવી દીધી. જમીન પર પટકાતાં જ ધડાકો થયો. ધરતી ધણધણી ઊઠી. ચટાણના ચૂરેચૂરા થઇ ગયા. મક્કહનું કોઇ ઘર એવું ન રહ્યું જેમાં ચટાણના ટુકડા ઊડીને ન ગયા હોય.

આતિકહએ આ ખ્વાબ પોતાના ભાઇ અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબને વર્ણવ્યો. અબ્બાસે પોતાના મિત્ર ઉત્બહ બિન રબીઅહને ખ્વાબની વાત કરી અને જયારે એ વાત અબૂ જહલને કાને પડી તો તે ગુસ્સાથી સમસમી રહ્યો. તેણે ધિક્કારથી અબ્બાસ પર કટાક્ષ ઉછાળતાં કહ્યું, "અબ્બાસ ! તમારા ખાનદાનમાં સ્ત્રીઓ કયારથી પયગમ્બર બની ગઇ ?"

બીજી ચેતવણીનો બનાવ એમ બન્યો કે કુરૈશી લશ્કરે અલ-હુજફહ મુકામે પડાવ નાખેલો હતો. સવારે જુહૈમ બિન સલ્ત નામના સરદારે પોતાનો ખ્વાબ વર્ણવ્યો કે એક ઘોડેસવાર ઊંટ સાથે ધસી આવ્યો. આવતાં જ તેણે પોકાર પાડયો, "ઉત્બહ કતલ થઇ ગયો, શૈબહ કતલ થઇ ગયો, ઉમૈયહ કતલ થઇ ગયો. અબૂ જહલ કતલ થઇ ગયો, ફલાણો કતલ થઇ ગયો....." એ પછી તેણે ઊંટના સીનામાં તલવાર ભોંકીને ઊંટને લશ્કરમાં દોડાવી દીધું. કોઇ તંબૂ એવો ન રહ્યો જે ઊંટના લોહીથી લોહીલુહાણ ન થઇ ગયો હોય.

જુહૈમનો આ ખ્વાબ સાંભળીને અબૂ જહલ ગુસ્સાથી તડૂકી ઊઠયો, "લ્યો અબ્દુલ-મુત્તલિબમાં આ બીજો પયગમ્બર ફૂટી નીકળ્યો !"

**અબૂ સુફયાનનો સંદેશો**——————કુરૈશનું લશ્કર અહીંથી ઊપડયું તો અબૂ સુફયાનનો સંદેશો મળ્યો કે તમે ફકત કાફલાને બચાવવા નીકળ્યા હતા. કાફલો માલસામાન સાથે સહીસલામત મક્કહ પહોંચી ગયો છે માટે પાછા વળો.

અબૂ જહલે સાંભળ્યું તો બોલી ઊઠયો, "હરગિઝ નહિ. પાછા વળવાનો સવાલ જ નથી. વલ્લાહ હવે તો બદ્ર પહોંચીને ત્રણ દિવસો ત્યાં ધામો નાખીશું. ઊંટો કાપીને ઉજાણી કરીશું. શરાબની છોળો ઉડાવીશું. ગાનારીઓના ગાયનો સાંભળીશું. નાચનારીઓના મુજરા જોઇશું. અરબભરમાં આપણી જાહોજલાલીનો ડંકો બજી જશે.

આ સાંભળીને બનૂ ઝુહરહનો સરદાર અખનસ બિન શરીક ઊભો થઇ ગયો. તેણે અબૂ જહલને પડકારતાં કહ્યું, "કાફલો જયારે સહીસલામત મક્કહ પહોંચી ગયો તો હવે લડવાનો શો અર્થ ? પોતાની જાનોને જાણી જોઇને નાહક હલાકતમાં શા માટે નાખવી ? હે લોકો ચાલો મક્કહ પાછા વળો."

મગર અબૂ જહલની જહાલત આગળ અખનસનું પણ કંઇ ચાલી શકયું નહિ. ખરૂં જોતાં અબૂ સુફયાનનો સંદેશો પણ એક ચેતવણી જ હતી. કુરૈશ આ તક ઝડપી લેવામાં પણ થાપ થઇ ગયા. તેઓના માથે પનોતીનું પંખી બેસી ગયું હતું.

**ઉમૈર બિન વહબની ચેતવણી**——————છેવટે કુરૈશી લશ્કરે બદ્રના મેદાનમાં પહોંચીને પડાવ નાખી દીધો. લડાઇ શરૂ કરવા પહેલાં લશ્કરના સિપહસાલાર ઉત્બહ બિન રબીઅહએ ઉમૈર બિન વહબ જુહમી નામે કમાનદારને ઇસ્લામી લશ્કરનું અવલોકન કરવા મોકલ્યો. ઉમૈરે ઘોડા પર સવાર થઇને ઇસ્લામી લશ્કરની ફરતે એક વખત નહિ, બે વખત ચક્કર લગાવ્યો. ચારે તરફ નજર કરીને બહુ બારીકીથી નિરીક્ષણ કર્યું અને આવીને કહેવા લાગ્યો, "હે કુરૈશ ! મને તો એવું લાગ્યું કે બલાઓ, આફતો અને મુસીબતોના ખભા પર બેસીને મૃત્યુનો દેવ આવી ગયો છે. મદીનહની ઊંટણીઓની પીઠો પર માણસો નહિ, મોતના લાલ ફરિશ્તા બેઠેલા છે. તેઓની ખૂંખાર નજરોથી મને થયું કે જયાં સુધી પોતાની સંખ્યા પ્રમાણે તેઓ આપણને કાપી નહિ નાખે, પોતે પણ મરવાના નથી. પછી જયારે આપણા આટલા માણસો કતલ થઇ ગયા તો તમે જ બતાવો, એવા જીવનની શી મજા ?"

આ સાંભળીને હકીમ બિન હિઝામ નામે ઠરેલ ગૃહસ્થ ઉત્બહ બિન રબીઅહ પાસે ગયા અને બોલ્યા, "હે ઉત્બહ ! તમે લશ્કરના સરસાલાર છો. શું તમારી ઇચ્છા નથી કે લોકો તમને ભલાઇથી યાદ કરતા રહે?"

"કેમ નહિ, બોલો શું કહેવું છે ?"

"અમ્ર બિન હદ્રમીનો મૃત્યુદંડ ચૂકવવાનું માથે લઇ લો અને લશ્કરને મક્કહ તરફ પાછા વાળો."

"હા મેં માથે લઇ લીધું. તેનો મૃત્યુદંડ હું મારા માલમાંથી ચૂકવી આપીશ." ઉત્બહ બોલ્યો, "અમ્ર બિન હદ્રમી મુસલમાનોના હાથે માર્યો ગયો તેનો મૃત્યુદંડ હું તેના ભાઇ આમિરને ચૂકવી આપીશ. પણ હે હકીમ ! તમે એક કામ કરો."

"તે શું ?" હકીમે પૂછયું.

"અબૂ જહલને જઇને રાજી કરો. જુઓ, સિપહસાલાર હું છું પણ સત્તા અબૂ જહલની ચાલે છે."

આ સાંભળીને હકીમ બિન હિઝામ અબૂ જહલ તરફ જવા રવાના થયો. ઉત્બહ બિન રબીઅહ મક્કહનો એક બહુ જ શાણો, ઠરેલ સ્વભાવનો, સમજબુધ્ધિ ધરાવનારો આગેવાન હતો. પોતે પણ દિલથી ચાહતો હતો

કે લડાઈ ટળી જાય તો સારૂં. તેણે લશ્કરની સામે ઊભા થઈને પ્રવચન આપતાં કહ્યું :

"હે કુરૈશી બહાદુરો ! મારી વાત ધ્યાનથી સાંભળો. સારી રીતે સોચો, વિચાર કરો પછી ફેસલો કરો. જુઓ મુહંમદ અને તેમના સાથીઓ સાથે લડવાનો કોઈ અર્થ નથી. એ બધા તમારા જ ભાઈબંધો છે. આપસમાં આથડીને પોતાના જ ભાઈબંધો પોતાના જ હાથે કતલ થઈ ગયા તો બાદમાં એવા જીવનની શી મજા ? મારૂં માનો તો મુહંમદને અરબના લોકોને હવાલે કરી દો. જો અરબના લોકો મુહંમદને પછાડી નાખે તો તમારી મુરાદ પૂરી થઈ અને જો મુહંમદ અરબના લોકો પર ફતેહ મેળવી લે તો એ તમારી જ ફતેહ લેખાશે. તેમની સાથે અરબમાં તમારૂં નામ પણ રોશન થઈ જશે. જુઓ, મારી વાતને તરછોડશો નહિ. મને હલકટ કે મૂર્ખાઓમાં ખપાવશો નહિ." [૧]

બીજી તરફ હકીમ બિન હિઝામે જઈને અબૂ જહલને વાત કરી તો સાંભળતાં જ તે એવી રીતે ભડકી ઊઠયો જેમ ભુરાયો આખલો લાલ કપડું જોતાં જ ભડકી ઊઠે છે. ઉત્બહ બિન રબીઅહ પર ઝેરીલો કટાક્ષ કરતાં બોલી ઊઠયો, "મુહંમદ અને તેમના સાથીઓને જોઈને ઉત્બહનું ફેફસું ફૂલી ગયેલું લાગે છે. સામા પક્ષે તેનો બેટો પણ છે જેથી તેના પોતિયાં ઢીલાં થઈ ગયાં છે."

સાથે જ અબૂ જહલે અમ્ર બિન હદ્રમીના ભાઈ આમિરને બોલાવીને કહ્યું, "અલ્યા જુએ છે શું ? જોતો નથી તારા ભાઈનું ખૂન ફોગટ જઈ રહ્યું છે ?"

આ સાંભળતાં જ અમ્રના ભાઈ આમિરે પોતાના કપડાં ફાડી નાખ્યાં. માથાના વાળો પીંખી નાખ્યા અને "વા અમ્રાહ ! વા અમ્રાહ!" ની બૂમરાણથી આખા લશ્કરમાં ખળભળાટ મચાવી દીધો. વેર-વેરના પોકારોથી વાતાવરણ ગાજી ઊઠયું. બીજી તરફ લશ્કરના સિપહસાલાર ઉત્બહએ સાંભળ્યું કે અબૂ જહલે તેને બાયલાપણાનો ટાણો માર્યો છે તો મગજ પરનો કાબૂ ગુમાવીને જુસ્સાથી તે બોલી ઊઠયો, "એ બાયલાને હમણા ખબર પડી જશે કે ફેફસું કોનું ફૂલી ગયું છે, એનું કે મારૂં ?"

એજ ઉત્તેજિત દશામાં ઉત્બહએ લોખંડી ટોપ મંગાવ્યો જે તેના માથે ફિટ નહિ થયો. ત્યારે પોતાની ચાંદર તેણે માથે વીંટાળી લીધી અને પોતાના ભાઈ શૈબહ તથા પોતાના બેટા વલીદને લઈને તલવાર ચમકાવતો મેદાને પડયો અને હાથોહાથ લડાઈનો પડકાર ગજાવ્યો. એ પછી બદ્રના મેદાનમાં જે કંઈ બન્યું તેની વિગત આપણે આ કિતાબમાં વાંચી આવ્યા છીએ.

**શાનદાર જીત અને ગનીમતનો માલ**————સારાંશ કે આટઆટલી ચેતવણીઓ છતાં કુરૈશના નસીબમાં ચેતવાનું લખેલું ન હતું. દરેક વાર અબૂ જહલની જહાલત આડે આવી ગઈ. એની નહૂસતે આખા લશ્કરને તબાહ કરી નાખ્યું અને પેલી કહેવત સાચી ઠરી કે, જેનો આગેવાન આંધળો તેનું કટક કૂવામાં !

અબૂ જહલ પોતાની જહાલતને લીધે ખરેખર બેહદ મગરૂર, બેહદ તુમાખીખોર અને અભિમાની માણસ હતો. મૂર્ખાઓના સ્વર્ગમાં રાચનાર દોઢ ડાહ્યા પેઠે દરેક વાતમાં પોતાની ટાંગ અડાડવાનું ચૂકતો ન હતો. તેની હાલત "મિયાં પડે તો પડે લેકીન ટંગડી ખડી" જેવી હતી. મેદાનમાં જખ્મી દશામાં કણસી રહ્યો હતો.હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુ એનું માથું કાપવા લાગ્યા તો બોલી ઊઠયો, "અલ્યા ભરવાડ! મારૂં માથું જરા નીચેથી કાપજે કે જેથી જોનાર પોકારી ઊઠે કે ખરેખર કોઈ મોટા સરદારનું માથું છે !"

એટલે જ એની લાશ જયારે ખાડામાં નાખવા માટે લાવવામાં આવી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "એક ફિરઔન અલ્લાહના પયગમ્બર મૂસાની ઉમ્મતમાં થઈ ગયો છે. મારા ઝમાનામાં

---

૧. સીરતુલ-મુસ્તફા જિલ્દ-૨ પેજ ૭૩

મારી ઉમ્મતનો ફિરઔન અબૂ જહલ છે.''

ગઝવએ-બદ્ર એટલે ઈસ્લામ અને કુફ્રની પહેલી ટક્કરમાં અલ્લાહની મદદથી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુઆઓથી મુસલમાનોને શાનદાર ફતેહ મળી. આપે એટલા ગદગદ સ્વરે બારગાહે-ઈલાહીમાં દુઆ માગી હતી કે આપની દુઆ ખતમ થાય તે પહેલાં હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ ફતેહની ખુશખબર લઈને આવી ગયા.

મુસલમાનોને કુરૈશી લશ્કરમાંથી ગનીમતનો બેશુમાર માલ મળ્યો. ૭૦ કેદીઓ, ૧૦ ઘોડા, ૧૫૦ ઊંટો,એક હજારથી વધારે હથિયારો, કીમતી ચામડાં જેને તેઓ વેચવા માટે લાવ્યા હતા. બેશુમાર પોશાકો, ચાદરો, ચટાઈઓ વગેરે. ૭૦ કેદીઓ પાસેથી મુક્તિ-દંડની વસૂલ થયેલી મબલખ રકમ. મુનબ્બેહ બિન હજ્જાજ સહમી નામે કુરૈશી સરદારની ઝુલ-ફકાર નામે મૂલ્યવાન તલવાર. આ તલવાર આપે હઝરત અલીને ભેટ તરીકે ઈનાયત ફરમાવી. એજ તલવારનું પાણી બતાવીને હઝરત અલીએ યહૂદીઓનું વતન ખયબર ફતેહ કર્યું અને ''ફાતિહે-ખયબર'' તરીકે નામના મેળવી.

ગનીમતના માલમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પણ એક ઊંટ મળ્યો. એ બહુ તાજો, બળવાન અને દેખાવડો ઊંટ હતો. જાણો છો એ કોનો ઊંટ હતો ?————અબૂ જહલનો !

**અલ્લાહના પાંચ ઈનામો**————અલ્લાહ તઆલાએ ગઝવએ-બદ્રના ૩૧૩ મુજાહિદોની અલબેલી જમાઅત પર પોતાના ખાસ પાંચ ઈનામોની નવાઝિશ ફરમાવી. આ પાંચ એવા ઈનામો છે જે તેઓથી પહેલાના કોઈ પયગમ્બરની ઉમ્મતને તો નહિ મળ્યાં મગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉમ્મતમાં, સહાબાના ચીલે ચાલનારા બાદના મુજાહિદોને કિયામત સુધી મળતાં રહેશે. કુર્આને-કરીમમાં એ પાંચે ઈનામોનું ચોખ્ખા શબ્દોમાં વર્ણન કરવામાં આવ્યું છે. એમાંના બે ઈનામોનું વર્ણન સૂરએ-આલે-ઈમ્રાનમાં થયું છે અને બાકીના ત્રણ ઈનામોનું વર્ણન સૂરએ-અન્ફાલમાં થયું છે.

**પહેલું ઈનામ**————લડાઈના મેદાનમાં જ્યારે ૩૧૩ મુજાહિદો, આકરી કસોટી અને કટોકટીની પળોમાં, એક હજારને મુકાબલે પૂરા શિસ્ત-પાલન સાથે અડગ, અચળ અને મક્કમ રહ્યા તો તેઓની સંખ્યાની કમીને પૂરી કરવા માટે અલ્લાહ તઆલાએ આસમાનથી ફરિશ્તાઓને મોકલાવી દીધા. પ્રથમ એક હજાર, પછી ત્રણ હજાર અને પછી પાંચ હજાર ફરિશ્તા મોકલાવ્યા.

કારણ આ હતું કે કુરૈશી લશ્કરની મદદ માટે શયતાને-મરદૂદ પોતાનું શયતાની લશ્કર લઈને આવી લાગ્યો હતો. શયતાન પોતે સુરાકહ બિન માલિકના રૂપમાં આવ્યો હતો અને તેનું લશ્કર બનૂ મુદલિજ કબીલાના જવાનોના રૂપમાં આવ્યું હતું. તેઓના મુકાબલા માટે અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રીલ, હઝરત મીકાઈલ અને હઝરત ઈસરાફીલની આગેવાની હેઠળ ફરિશ્તાઓનું લશ્કર મોકલાવી દીધું. શયતાન અને તેની અવલાદ ઈન્સાનના રૂપમાં આવી હતી. જેથી ફરિશ્તા પણ આસમાનથી ઈન્સાનના રૂપમાં આવ્યા. પછી એવું બન્યું કે શયતાને જ્યારે લડાઈના મેદાનમાં ફરિશ્તાઓને જોયા તો તે દુમ દબાવીને ભાગી ઊઠયો અને તેની સાથે તેની અવલાદ પણ ઊભી પૂછડીએ નાઠી અને કુરૈશ તેઓને પોકારતા જ રહી ગયા.....

મુસલમાનોની મદદ માટે આકાશથી ઊતરેલા ફરિશ્તા ઈન્સાનના રૂપમાં હતા અને તેઓએ પોતાને માથે પાઘડીઓ સજેલી હતી. પાઘડીઓના રંગને લગતી બે રિવાયતો છે. એક રિવાયત મુજબ સફેદ રંગ અને બીજી રિવાયત મુજબ પીળો રંગ. પાઘડીઓના છેડા તેઓના ખભાઓની વચ્ચે લટકતા હતા. માલૂમ પડયું કે પાઘડી મુસલમાન મુજાહિદો માટે કેટલો સુંદર પોશાક છે કે અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તાઓ માટે તેને યુનિફોર્મનો એક ભાગ બનાવી દીધો.

**બીજું ઈનામ**————અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને હુકમ ફરમાવ્યો કે : ''ફ-સ્રબ-બિતૂલ-

લઝીન આમનૂ'' એટલે હે ફરિશ્તાઓ ! જમીન પર જઈને મુસલમાનોના દિલોને મજબૂત બનાવો કે જેથી તેઓના પગો લડાઈના મેદાનમાં મક્કમ રહે. તેઓના સરો ઉન્નત રહે અને તેઓ ખેલદિલીથી મારા દુશ્મનો સાથે લડે.

અહીં આ વાત યાદ રાખો કે જેવી રીતે શયતાનને અલ્લાહ તઆલાએ લોકોના દિલોમાં શયતાની વસવસાઓ જન્માવવાની તાકત બખ્શેલી છે તેવી જ રીતે ફરિશ્તાઓને લોકોના દિલોમાં નેકીના વિચારો જન્માવવાની તાકત બખ્શેલી છે. કુર્આનમાં એના માટે ''અલ્હમ'' શબ્દ આવેલો જે અરબીના ''ઈલ્હામ'' શબ્દમાંથી નીકળેલો છે. ઈલ્હામ એટલે અલ્લાહ તરફથી દિલમાં કોઈ વાત નાખી દેવી. એને લગતી કુર્આને-કરીમની આયત વાંચો : ''ફ-અલ-હ-મ્-હા ફુજૂ-રહા વ તક્વાહા.'' ભાવાર્થ આ છે કે, અમે ઇન્સાનને સુંદર સ્વરૂપે જન્માવ્યો અને પછી તેના દિલમાં નેકી અને બદીને પારખવાની ભાવનાઓ જન્માવી એટલે નેકી અને બદીના ભેદને પારખવાની સમજબુધ્ધિ આપી. એક તરફ શયતાને વસવસો નાખ્યો, બીજી તરફ ફરિશ્તાએ દિલમાં પ્રેરણા નાખી કે, નહિજી નેકીનો રસ્તો એ નહિ આ છે. તો અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને ઇન્સાનના દિલમાં નેકીની ભાવના જન્માવવાની તાકત આપેલી છે જેને ઈલ્હામ કહે છે. શયતાન તરફથી હોય તો તે બુરો વિચાર છે જેને વસવસો કહે છે. ખરૂં જોતાં હારજીતનો આધાર મનોબળની મજબૂતાઈ કે મનોબળની નબળાઈ પર રહેલો છે. મનોબળ મજબૂત હોય તો બેડો પાર અને જયાં મનોબળ ઢીલું થયું કે બેડો ગરક. આ રીતે અલ્લાહ તઆલાએ બદ્રની લડાઈમાં ફરિશ્તાઓ મારફતે મુસલમાનોના મનોબળને મજબૂત કરીને તેઓની જીતનું કારણ બનાવી દીધું.

**ત્રીજું ઈનામ**————અલ્લાહ તઆલાએં દુશ્મનોના દિલો પર મુસલમાનોની ધાક બેસાડી દીધી. મુસલમાનોના રૂઆબની એવી થરથરી નાખી દીધી કે મુહંમદી લશ્કરને જોતાં જ તેઓના હાંજા ગગડી ગયા. હાથપગ ઢીલા થઈ ગયા. હિંમતની કમ્મર તુટી ગઈ. જેમકે ફરમાવ્યું : ''સનુલ્કી ફી કુલૂબિલ-લઝીન કફરૂર-રૂઅબ.'' અમે બહુ જ જલદી કુફ્ફારના દિલોમાં તમારો રૂઆબ નાખી દઈશું.

**ચોથું ઈનામ**————અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને લડાઈના મેદાનમાં જઈને મુસલમાનોના દુશ્મનો સાથે લડાઈ કરવાનો હુકમ ફરમાવ્યો. આથી પહેલાં નાફરમાન કે બંડખોર કૌમોને શિક્ષા આપવાનો અલ્લાહનો કાનૂન જુદો હતો. જેમકે જમીનને ફાડી નાખનારો ભયંકર ધરતીકંપ, કડાકા ધડાકા સાથે તૂટી પડનારો વરસાદ, પાણીની પ્રચંડ રેલ, જોશભેર ફૂંકાતા પવનનો ઝંઝાવાત, આકાશથી દેમાર પથ્થરમારો વગેરે. પહેલાંની ઈસ્લામ-દુશ્મન પ્રજાઓને આ રીતે શિક્ષા આપવામાં આવતી હતી.

એથી વિરૂધ્ધ અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉમ્મત પર જિહાદ ફર્ઝ કર્યો અને હુકમ ફરમાવ્યો કે મેદાને-જંગમાં ઊતરીને લડાઈખોર દુશ્મનોનો મુકાબલો કરો. પોતે પણ કતલ થાવ અને જન્નત મેળવો. દુશ્મનોને પણ કતલ કરો અને જહન્નમભેગા કરો. તમારી તલવારોથી અલ્લાહના દુશ્મનોને શિક્ષા આપો. તમારી મદદ માટે હું મારા ફરિશ્તાઓને મોકલાવી આપીશ. એની સાથે જ અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને પણ જિહાદનો હુકમ ફરમાવ્યો અને એ ફરિશ્તાઓને મુસલમાનોની મદદ માટે બદ્રના મેદાનમાં મોકલાવી દીધા.

**પાંચમું ઈનામ**————અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને મુસલમાનોના મદદગાર અને સહકારી બનાવી દીધા. અસલ લડનારા મુસલમાનો હતા અને ફરિશ્તા તેઓને તાબે હતા. સૂરએ-આલે-ઈમ્રાનમાં ''અન્ની મુમિદ્-દુકુમ'' એટલે હું તમારી મદદ કરનારો છું અને ''હાઝા યુમ-દિદ-કુમ રબ્બુકુમ''ના શબ્દો એજ તરફ ઈશારો કરે છે કે બેશક તમારો પાલનહાર તમારી મદદ કરશે. અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારા મુસલમાનો માટે અલ્લાહના આ પાંચ ખાસ ઈનામો છે. (સીરતુલ-મુસ્તફા જિલ્દ ૨ પેજ ૮૨)

એનાથી માલૂમ પડ્યું કે ઈસ્લામી જિહાદનો આધાર લશ્કરની બહુમતી કે લઘુમતી અને હથિયારો કે દારૂગોળા પર નહિ બલકે અલ્લાહની મદદ પર રહેલાં છે.

# પ્રકરણ ૧૦૫

# ગઝવાત અને સરાયાત [૧]

ગઝવએ-કુદ્ર ● ગઝવએ-સવીક ● ગઝવએ-ઝી-અમ્ર ● ગઝવએ-બુહરાન ● ગઝવએ-બનૂ કૈનુકાઅ ● યહૂદીઓની ખતરનાક શરારતો ● મુનાફિકોના સરદારની ગુસ્તાખી ● યહૂદીઓ પ્રત્યે બેજારીની જાહેરાત ● યહૂદ અને નસારાની દોસ્તી વિષે હુકમ ● સરિય્યહે-ઝૈદ બિન હારિસહ.

**ગઝવએ-કુદ્ર**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : બદ્રના યુધ્ધથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રમઝાનના અંતમાં અથવા સન હિજરી ૨ ના શવ્વાલની શરૂઆતમાં નિવૃત્ત થયા. એ પછી આપ મદીનહ પધારીને સાત દિવસોથી કંઈક વધુ મદીનહમાં બિરાજમાન રહ્યા. એ પછી આપે બનૂ સુલૈમની વસતિ તરફ પોતે જવાનો નિર્ધાર કર્યો. [૨]

ઈબ્ને હિશામ કહે છે : મદીનહથી ઊપડવા પહેલાં આપે હઝરત સબાઅ બિન અર્ફતહ ગિફારી અથવા હઝરત ઈબ્ને ઉમ્મે-મકતૂમને મદીનહના હાકિમ (ગવર્નર) બનાવ્યા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી આપ મદીનહથી નીકળીને બનૂ સુલૈમની વસતિના એક ઝરણા પાસે પહોંચ્યા. આ ઝરણાનું નામ "કુદ્ર" હતું. અહીં લગાતાર ત્રણ દિવસો સુધી આપ પોતાની લશ્કરી ટુકડી સાથે બિરાજમાન રહ્યા. જ્યારે મુકાબલા માટે કોઈ નહિ આવ્યું તો આપ પાછા મદીનહ આવી ગયા. એ પછી શવ્વાલના બાકીના દિવસો અને ઝુલ-કઅદનો પુરો મહિનો આપ મદીનહમાં બિરાજમાન રહ્યા. એ દરમિયાન કુરૈશના કેદીઓની મોટી સંખ્યાને મુકિતદંડની રકમ લઈને છોડી મૂકવામાં આવી.

---

૧. ગઝવાત : ગઝવહનું બહુવચન. ઇસ્લામી લશ્કરની એવી ચઢાઇ કે લડાઇને ગઝવહ કહે છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બ-નફસે-નફીસ એટલે જાતે ને પોતે ભાગ લીધો હોય. ગઝવ, ગઝવાન, ગઝાવહ એટલે લડાઇ કરવી કે લડાઇ માટે નીકળવું. સરાયાત : સરિય્યહનું બહુવચન. સરિય્યહ એટલે નાનકડી લશ્કરી ટુકડી. એમાં પાંચથી લઈને ત્રણ સો કે ચારસો સુધીનો સમાવેશ થાય છે. ઇસ્લામી પરિભાષામાં સરિય્યહ એવી ચઢાઈ, લડાઇ કે લશ્કરી હિલચાલ જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે ભાગ ન લીધો હોય. "હ"

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બાતમીદારોથી સમાચાર મળ્યા કે બનૂ સુલૈમ અને બનૂ ગત્ફાનના દુશ્મન કબીલા મદીનહ પર ચઢાઇ માટે એકત્ર થઇ રહ્યા છે. તેઓના પ્રતિકાર માટે બસો સહાબાની લશ્કરી ટુકડી સાથે આપ પોતે ત્યાં પહોંચી ગયા ત્રણ દિવસો સુધી આપે ત્યાં પડાવ નાખીને દુશ્મનની રાહ જોઈ પણ કોઇ મુકાબલા માટે નહિ આવ્યું. આપના પધરામણીના સમાચાર મળતાં જ તેઓ ફરાર થઇ ગયા હતા. "હ"

**ગઝવએ-સવીક**————અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ કહે છે : મને ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઇએ મુહંમદ બિન ઇસ્હાક મુત્તલબીની રિવાયત કહી સંભળાવી જે આ પ્રમાણે છે : મક્કહના સરદાર અબૂ સુફયાન બિન હર્બએ એ પછી ઝિલ હજ્જના મહિનામાં મુસલમાનો સાથે લડાઇનો પ્રસંગ સર્જાવી દીધો જેને ''જંગે-સવીક'' કહેવામાં આવે છે. આ વરસની કઅબહની હજ્જનો સંપૂર્ણ અધિકાર અને પૂરેપૂરો વહીવટ પણ મક્કહના મુશરિકોના હાથમાં જ રહ્યો.

મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈર અને યઝીદ બિન રૂમાને અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિકની રિવાયત કહી સંભળાવી જેઓ મદીનહના અન્સારમાં સૌથી બહોળું અને વિશાળ જ્ઞાન ધરાવનારા વિદ્વાન હતા. અબ્દુલ્લાહ બિન કઅબની રિવાયત જે શબ્દોમાં મેં સાંભળી તે આ પ્રમાણે છે :

''ગઝવએ-સવીક''નો પ્રસંગ એવી રીતે સર્જાયો કે અબૂ સુફયાન જ્યારે પોતાના વેપારી કાફલા સાથે સહીહ સલામત મક્કહ પોહંચી ગયો અને કુરૈશના હારેલા સૈનિકો પણ બદ્રથી જાન બચાવીને મક્કહ પહોંચી ગયા તો (પોતાની કૌમનો કરૂણ અંજામ આવેલો જોઇને) અબૂ સુફયાને એવી માનતા લીધી કેઃ

> ''જ્યાં સુધી મુહંમદ સાથે જંગ કરીને મારી કૌમનું વેર નહિ લઉં, ન તો માથામાં તેલ નાખીશ ન નાપાકીનો ગુસલ ઉતારીશ !''

પોતાની આ માનતા કે બાધાને અમલમાં મૂકવા માટે તે લશ્કરી જવાનોની બસો સવારોની ટુકડી સાથે મક્કહથી નીકળીને મદીનહ તરફ ઊપડયો. મક્કહથી નજદ પ્રદેશના રસ્તે કૂચ કરતો નહેરના ઊંચાણ વિભાગે આવેલા એક પહાડની તળેટીમાં જઇને તેણે પડાવ નાખ્યો. આ સ્થળનું નામ ''સૈબ''હતું જે મદીનહથી આ તરફના અંતરે આવેલું હતું. જ્યારે રાત પડી તો રાતના અંધારાનો લાભ લઇને પોતાના સવારોની ટુકડી સાથે સાવચેતીપૂર્વક મદીનહમાં દાખલ થયો અને અંધારાંમાં લપાતો છુપાતો બનૂ નદીર કબીલાના યહૂદીઓના મહોલ્લામાં પહોંચી ગયો. [૧] અહીં બનૂ નદીર યૂહદીઓના સરદાર હુય્ય બિન અખ્તબનું મકાન આવેલું હતું. અબૂ સુફયાને મકાનનો દરવાજો ખખડાવ્યો. ''કોણ છે દરવાજે ?'' હુય્ય બિન અખ્તબે અંદરથી પૂછયું.

જવાબ મળ્યો, ''અબૂ સુફયાન, મક્કહનો સરદાર.''

આ નામ સાંભળતાં જ હુય્ય બિન અખ્તબ બીકનો માર્યો થથરી ઊઠયો. દરવાજો ખોલવાનો તેણે ધરાર ઇન્કાર કરી દીધો. અહીંથી નિરાશ થઇને અબૂ સુફયાન સલ્લામ બિન મિશ્કમના મકાને પહોંચ્યો. તે વેળા સલ્લામ બિન મિશ્કમ બનૂ નદીરનો મોટો સરદાર અને પોતાની કૌમના ખજાનાનો મંત્રી હતો. અબૂ સુફયાને દરવાજો ખખડાવીને પોતાની ઓળખ આપી અને મકાનમાં આવવાની પરવાનગી માગી. સલ્લામે તુરંત દરવાજો ખોલીને તેને ભાવભીનો આવકાર આપ્યો. માનપાનથી સત્કારીને તેની મેહમાનીનો પ્રબંધ કર્યો. શરાબ અને ખાણીપીણીની વાનગીઓથી તેની સરભરા કરી. મુસલમાનોને લગતી ઘણી છુપી બાતમીઓથી તેને માહિતગાર કર્યો. બંને મોડે સુધી બેસીને ગુપ્ત મંત્રણાઓ કરતા રહ્યા. જ્યારે રાતનો પાછલો પ્રહર થયો તો અબૂ સુફયાન સલ્લામના મકાનમાંથી નીકળીને પોતાના સાથીઓ તરફ ઊપડી ગયો. પોતાના કેટલાક સાથીઓને તેણે અમુક

૧. યહૂદીઓની વસ્તી મદીનહના ઉપનગર જેવી હતી. શહેરનો જ લત્તો ગણાતો હતો પણ અલગ રીતે વસેલા હતા. ''હ''

સૂચનો આપીને મદીનહના એક ચોક્કસ વિભાગ તરફ દોડાવી દીધા.

અબૂ સુફયાનના આ સાથીઓ તેના સૂચન મુજબ મદીનહને છેડે આવેલા અરીદ અથવા ઉરૈદ નામના સ્થળે પહોંચી ગયા.અહીં અન્સારના એક કુટુંબના ખેતરો અને ખજૂરના ઝાડો આવેલા હતાં. તેઓએ ખજૂરના ઝાડોમાં આગ લગાડી દીધી. ખેતરમાં બે માણસો સૂતેલા જોવામાં આવ્યા. એક અન્સારી (હઝરત સઅદ બિન અમ્ર) હતા અને બીજા તેમના કરારી હતા. તેઓએ બંનેને સૂતેલી દશામાં કતલ કરી નાખ્યા અને પ્હો ફાટવા પહેલાં ત્યાંથી ફરાર થઇને અબૂ સુફયાન પાસે પહોંચી ગયા.

જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બનાવના સમાચાર મળ્યા તો વિના વિલંબે તૈયારી કરીને આપ પોતાના સાથીઓ સાથે અબૂ સુફયાન અને તેના માણસોની તલાશમાં નીકળી પડયા અને તેઓની પૂઠે પડીને ''કરકરતુલ-કુદ્ર''સુધી પહોંચી ગયા. પરંતુ અબૂ સુફયાન ઊભી પૂછડીએ પોતાના સાથીઓ સાથે એવો નાઠો કે તેનો પત્તો નહિ લાગ્યો અને છટકી જવામાં સફળ થઇ ગયો. રસ્તામાં થોડે થોડે દૂર થોડાક થેલાઓ જોવામાં આવ્યા. એ સવીક એટલે સત્તુના થેલા હતા. અબૂ સુફયાન અને તેના સાથીઓ અંધાધૂંધ નાસવાની ઉતાવળમાં ઊંટોનો બોજ હલકો કરવા રસ્તામાં ઠેરઠેર સવીકના આ થેલા નાખતા ગયા હતા. મુસલમાનોએ સત્તુના એ બધા થેલા કબજે કરી લીધા. સત્તુના થેલાઓને કારણે આ ગઝવહનું નામ ''ગઝવએ-સવીક'' પડી ગયું.

મદીનહ તરફ પાછા ફરતાં સહાબાએ પૂછયું, ''યા રસૂલલ્લાહ ! શું આ બનાવ પણ અમારા માટે એક ગઝવહ છે જેનો અમને સવાબ મળશે''

આપે ફરમાવ્યું, ''હા એ પણ એક ગઝવહ છે જેનો સવાબ મળશે.''

ઇબ્ને હિશામ કહે છે : અબૂ સુફયાન અને તેના સાથીઓની તલાશમાં મદીનહથી ઊપડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત બશીર બિન અબ્દુલ-મુનઝિરને જેમનું ઉપનામ અબૂ લુબાબહ હતું, મદીનહમાં પોતાના નાયબ તરીકે નિર્માણ કર્યા હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : સલ્લામ બિન મિશ્કમના મકાનેથી ઊપડતી વેળા અબૂ સુફયાન બિન હર્બે તેની મેહમાન-નવાઝીના વખાણમાં એક કસીદો કહ્યો. તેના બે શેઅર આ રહ્યા :

**વ ઇન્ની તખય-યરતુલ-મદીનત વાહિદન, • લ હિલ-ફિન ફલમ અન્દમ વલમ અતાઉમિ.**

મેં મદીનહમાંથી એક ગૃહસ્થને કોલ-કરાર માટે ચૂંટી લીધો તો તેનો મને કોઇ પસ્તાવો નથી, ન મેં કોઇ એવું કામ કર્યું જેના કારણે હું ઠપકાપાત્ર ઠરી જાઉં !

**સકાની ફર્રવાની કુમયતન મુદા-મતન, • અલા અજલિમ મિન્ની સલામુબ્ને મિશ્કમિ.**

સલ્લામ બિન મિશ્કમે મને કાળાશ પડતી લાલ શરાબનું પાન કરાવ્યું, જો કે હું ત્યાંથી નીકળી નાસવાની ઉતાવળમાં હતો.

**ગઝવએ-ઝી અમર્ર**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જયારે ગઝવએ-સવીકથી

વાપસ મદીનહ પધાર્યા તો ઝિલ-હજજના બાકીના લગભગ બધા દિવસો આપે મદીનહમાં પસાર કર્યા. એ પછી નજદના પ્રદેશ તરફ બનૂ ગત્ફાને જન્માવેલા ફિત્નાને ડામવા માટે જવાનો આપે નિર્ણય લીધો. ઇબ્ને હિશામ મુજબ નજદ તરફ જતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહમાં પોતાના નાયબ તરીકે હઝરત ઉસ્માન બિન અફ્ફાનની નિમણૂંક કરી.

સફરનો લગભગ પૂરો મહિનો આપે પોતાના સાથીઓ સાથે નજદમાં પસાર કર્યો પણ કોઇ મુકાબલા માટે નહિ આવ્યું. એનું જ નામ ગઝવએ-ઝી અમર્ર છે. અહીંથી કૂચ કરીને આપ પાછા મદીનહ પધાર્યા. કોઇએ આ પ્રવાસમાં સામે આવવાનું સાહસ નહિ કર્યું. રબીઉલ-અવ્વલનો બાકીનો ભાગ અથવા તેનો થોડો ભાગ આપ મદીનહમાં બિરાજમાન રહ્યા.

**ગઝવએ-બુહરાન**————એ પછી રબીઉલ-આખિરના મહિનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે બુહરાન સ્થળે કુરૈશ અને બનૂ સુલૈમના લોકો ઇસ્લામ વિરૂધ્ધ બળવો જગાડવા એકત્ર થઇ રહ્યા છે. આ ઉપદ્રવને શમાવવા આપે બુહરાન જવાનું નક્કી કર્યું. મદીનહમાં આપે હઝરત ઇબ્ને ઉમ્મે-મકતૂમને પોતાના નાયબ તરીકે નીમ્યા અને બુહરાન તરફ કૂચ કરી.

ઇબ્ને ઇસ્હાક કહે છેઃ બુહરાન હિજાઝ પ્રદેશના ફુરઅ જિલ્લામાં આવેલી એક ખાણ છે. ત્યાં આપ રબીઉલ-આખિર અને જુમાદલ-અવ્વલના લગભગ બે મહિના સુધી થોભ્યા પણ કોઇએ મુકાબલા માટે નીકળવાની હામ નહિ ભીડી. આપની પધરામણીનું સાંભળીને બધા વેરવિખેર થઇ ગયા હતા. કોઇ મુકાબલો નહિ થયો. પોતાના સાથીઓ સાથે આપ મદીનહ પાછા આવી ગયા.

**ગઝવએ- બની કૈનુકાઅ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ગઝવએ-બુહરાનથી મદીનહમાં પધરામણી થતાં યહૂદીઓના બની કૈનુકાઅ કબીલાની કમનસીબ ઘટના સર્જાઇ ગઇ. આ ઘટના આપની પધરામણી દરમિયાન બનવા પામી. આપને એના સમાચાર મળતાં આપ બની કૈનુકાઅના બજારમાં પધાર્યા અને બની કૈનુકાઅના યહૂદીઓને ભેગા કરીને આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| યા મઅશર યહૂદ ! | હે યહૂદીઓની જમાઅત ! |
| અહઝરૂ- મિનલ્લાહ. | અલ્લાહથી ડરો, |
| મિસ્લ મા નઝલ, | ક્યાંક તમારી ઉપર ન તૂટી પડે ; |
| બિ-કુરૈશિમ-મિનન-નિકમતિ. | જેવી આફત કે કુરૈશ પર તૂટી પડી. |
| વ અસલિમૂ | અને તમે બધા મુસલમાન બની જાવ, |
| ફઇન-નકુમ કદ-અરફ-તુમ | કેમકે બેશક તમે સારી રીતે જાણો છોકે, |
| અન્ની નબિય્યુમ-મુર્સલુન. | હું અલ્લાહનો મોકલેલો પૈગંબર છું, |
| તજિદુન ઝાલિક ફી કિતાબી-કુમ | જેનું લખાણ તમે પોતાની કિતાબમાં જુઓ છો, |
| વ અહદલ્લાહિ ઇલૈકુમ. | અને અલ્લાહએ તમારી પાસેથી એનું વચન લીધું છે. |

આ સાંભળતા જ યહૂદીઓ ઉશ્કેરાઇ ગયા અને આવેશથી બોલ્યા :

"હે મુહંમદ ! શું તમે એમ ધારી લીધું છે કે અમે પણ તમારી કૌમ કુરૈશ જેવા છીએ? એવા ગુમાનમાં બિલકુલ ન રહેજો. તમે એવા લોકો સાથે મુકાબલો કર્યો જેઓ

યુધ્ધની કળા વિશે કશું જ જાણતા ન હતા. એજ કારણે તમે તેઓ પર જીત મેળવી લીધી. અગર અમારી સાથે તમે ટક્કર લીધી તો અલ્લાહના સોગંદ ! તમને ખબર પડી જશે કે લડાઈ કોને કહે છે : અમે અનુભવી લડવૈયા અને ખરા મર્દબચ્ચા છીએ !"[૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઝૈદ બિન સાબિતના આઝાદ કરેલા ગુલામે કહ્યું. તેમને સઈદ બિન જુબૈરે અથવા ઈકરિમહએ કહ્યું અને તેમણે હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની રિવાયતને આધારે કહ્યું કે આ આયત, બનૂ કૈનુકાઅના યહૂદીઓના એજ જવાબ અંગે ઊતરેલી છે :

| | |
|---|---|
| કુલ લિલ-લઝીન કફરૂ | કહી દો હે નબી ! આ કાફિરોને કે |
| સ-તુગ-લબૂન | બહુ જ જલદી તમે પછડાઈ પડશો. |
| વ તુહશરૂન ઈલા જહન્નમ | અને ભેગા કરવામાં આવશે તમને જહન્નમ તરફ |
| વ બિઅસલ મિહાદ. | અને તે બહું બુરૂં ઠેકાણું છે.[૨] |

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહના યહૂદીઓ સાથે સુલેહશાંતિના જે કરારો કર્યા હતા એમાં સૌથી પહેલાં જે લોકોએ કરારભંગ કર્યો તે બનૂ કૈનુકાઅના યહૂદીઓ હતા. આ લોકોએ કરારનામાનો ભંગ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ટક્કર લીધી. ટક્કરનો આ બનાવ જંગે-બદ્ર અને જંગે-ઉહુદના વચગાળે બનવા પામ્યો.

**યહૂદીઓની ખતરનાક શરારતો**——ઈબ્ને હિશામ કહે છે : અબ્દુલ્લાહ બિન જઅફર બિન મિસ્વર બિન મખ્રમહએ અબૂ ઔનના મુખે સાંભળેલી રિવાયત મુજબ આ કમનસીબ ઘટનાનું મૂળ કારણ એમ બન્યું કે મદીનહની એક મુસલમાન ખાતૂન પોતાનો કંઈક માલ વેચવા માટે બનૂ કૈનુકાઅના બજારમાં ગઈ. પોતાનો માલ વેચીને તે એક ઝવેરીની દુકાનમાં ગઈ. આ ઝવેરી યહુદી હતો. તેણે ખાતૂનને બેસી જવાનું કહ્યું અને પછી આગ્રહ કર્યો કે ખાતૂને પોતાના ચેહરા પર નાખેલો નિકાબ હટાવી દે. ખાતૂન માની નહિ અને તેણે નિકાબ હટાવવાનો ઈન્કાર કરી દીધો. થોડી વારે ઝવેરી ચૂપકેથી ખાતૂનની પીઠ પાછળ ગયો અને તેના નિકાબનો છેડો પોશાકના પાલવ સાથે એવી રીતે બાંધી દીધો કે ખાતૂન જયારે ઊભી થઈ તો નિકાબ સરકી ગયો ને તેનો ચેહરો ખુલ્લો થઈ ગયો. ઝવેરી અને બીજા યહુદી ગુંડાઓએ આ બનાવને એક તમાશો બનાવી લીધો અને ઊછળીકૂદીને ખાતૂનની હાંસી ઉડાવવા લાગ્યા. આ અપમાનથી ખાતૂન ભોંઠી પડીને છંછેડાઈ ગઈ અને તેણે મદદ માટે શોર મચાવી દીધો.[૩]

સંજોગજોગે એજ સમયે એક મુસલમાન ગૃહસ્થ ત્યાંથી પસાર થતા હતા. ખાતૂનનો શોર સાંભળીને

---

૧. મુસલમાન બનેલા યહૂદી ધર્મગુરૂ હઝરત અબ્દુલ્લાહ બિન સલામ રદિયલ્લાહુ અન્હુ બનૂ કૈનુકાઅની બિરાદરીમાંથી હતા. આ કબીલાના યહૂદીઓ ઘણા બહાદુર અને યુધ્ધકળામાં પંકાયેલા હતા. સોનાચાંદીનો ધંધો કરતાં હોવાથી ઘણા માલદાર હતા. બનૂ કૈનુકાઅનું બજાર મદીનહમાં સોનાચાંદી અને ઝવેરાતનું મુખ્ય મથક ગણાતું હતું. "હ"

૨. સૂરએ-આલે-ઈમ્રાન પારહ ૩ આયત ૧૨

૩. બીજી રિવાયત મુજબ આ મુસ્લિમ ખાતૂન દૂધ વેચવા કે બીજા કોઈ સોદા માટે આવી હતી. કામ પતાવીને ઝવેરીની દુકાનમાં ગઈ. જંગે-બદ્રનો મામલો તાજો હતો. યહૂદીઓ મુસલમાનોની જીતથી મનમાં સમસમી રહ્યા હતા. ખાતૂન દુકાનમાં માલ જોતી હતી. યહૂદી ગુંડાએ ખાતૂનની બેખબરીમાં તેના પોશાકનો છેડો પાછળથી એવી રીતે બાંધી દીધો કે જયારે તે ઊભી થઇ તો પીઠ પાછળનું શરીર ખુલી ગયું આ જોઇને યહૂદીઓને ખૂબ મજા પડી. તેઓએ કટાક્ષો અને અટ્ટહાસ્યોની રમઝટ બોલાવી દીધી. (સીરતે-અહમદે-મુજતબા જિ.૨

દુકાનમાં દોડી ગયા. તેણે મુસ્લિમ ખાતૂનનો પક્ષ લઈને પેલાઓને ઠપકાર્યા. જવાબમાં તેઓ મરવા મારવા પર ઊતરી પડયા. મુસલમાન ગૃહસ્થને ગુસ્સો આવી ગયો. તેણે પેલા ઝવેરી પર ત્રાટકીને તેને કતલ કરી નાખ્યો. બદલામાં યહૂદીઓએ આ મુસલમાન ગૃહસ્થને શહીદ કરી નાખ્યા. જોતજોતામાં આ બનાવના સમાચાર મદીનહમાં ફેલાય ગયા. મરનાર મુસલમાનના સ્નેહીઓ દોડી આવ્યા અને તેઓએ બીજા મુસલમાનોને મદદની હાકલ કરી. આ રીતે બનૂ કૈનુકાઅના ઝવેરી બજારમાં મુસલમાનો અને યહૂદીઓ વચ્ચે રમખાણ મચી ગયું.

**મુનાફિકોના સરદારની ગુસ્તાખી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે જ્યારે મામલો આટલી હદે પહોંચી ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ કૈનુકાઅના બજારમાં પધાર્યા અને યહૂદીઓને શાંતિ જાળવી રાખવાની, અલ્લાહના અઝાબથી ડરવાની, કરારનામાનું પાલન કરવાની અને ઈસ્લામ કબૂલ કરી લેવાની નસીહત ફરમાવી. પરંતુ જવાબમાં યહુદીઓએ ધાકધમકીથી કામ લીધું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આસિમ બિન ઉમર બિન કતાદહએ મને આપેલી માહિતી મુજબ યહૂદીઓએ જ્યારે હેંકડાઈ કે તુમાખીથી કામ લઈને જંગની ધમકી ઉચ્ચારી તો લાચારીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ કૈનુકાઅના મહોલ્લા ફરતે ઘેરો નાખી દીધો. તેઓની વસતિને ઘેરવા પહેલાં આપે હઝરત બશીર બિન અબ્દુલ-મુનઝિરની, મદીનહમાં પોતાના નાયબ તરીકે નિમણૂંક કરી. ઘેરાની મુદ્દત લગાતાર પંદર દિવસ સુધી ચાલુ રહી. છેવટે યહૂદીઓ આ ઘેરાથી તંગ આવી ગયા તો તેઓએ આપની શરણાગતિ સ્વીકારી લેવાનું કબૂલ કરી લીધું અને આપનો જે કંઈ હુકમ કે ફેસલો હશે તેને માની લેવા તેઓ રાજી થઈ ગયા.

જયારે અલ્લાહ તઆલાએ આપને બનૂ કૈનુકાઅના યહૂદીઓ પર વર્ચસ આપી દીધું તો એજ વેળા મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય સલૂલ આપની તહેનાતમાં હાજર થયો. તેને યહૂદીઓની કતલના ફેસલાની ધાસ્તી હતી. તે બોલ્યો, "હે મુહંમદ ! મારા મિત્રો સાથે ભલાઈનો વર્તાવ કરો. એ લોકો મારા ખઝરજ કબીલા સાથે કરારોથી જોડાયેલા છે."

આપે અબ્દુલ્લાહને જવાબ આપવામાં વિલંબ કર્યો તો તેની ધીરજ ખૂટી ગઈ. અધીરાઈથી બોલ્યો, "હે મુહંમદ ! મારા દોસ્તો સાથે ઉદારદિલીનો વર્તાવ કરો."

આપે તેની તરફથી પોતાનો નૂરાની ચેહરો ફેરવી લીધો તો તેણે આગળ વધીને આપના બખતરના ખીસામાં હાથ નાખી દીધો. આપે ફરમાવ્યું, "અરસિલ-ની." છોડી દે મને !

રાવીનું કથન છે : તે વેળા આપને એવો ગુસ્સો આવી ગયો કે લોકોના કહેવા મુજબ આપનો નૂરાની ચેહરો રાતો થઈ ગયો.આપે બીજીવાર ફરમાવ્યું, "વૈહકા અરસિલ-ની." ખરાબી હો તારા માટે, છોડી દે મને !

તે બોલ્યો, "ના વલ્લાહ ! ત્યાં સુધી નહિ છોડું કે તમે મારા મિત્રોને જીવતદાન આપીને તેઓની ઉપર ઉપકાર નહિ કરો. મારા આ યહૂદી મિત્રોમાં ચાર સો બખતર વગરના અને ત્રણ સો બખતરધારી એવા લડવૈયા છે જેઓએ દરેક કાળા-ધોળાથી મારૂં રક્ષણ કર્યું છે એ બધા એટલા બહાદુર છે કે આજ સુધી કોઈ

જંગથી પૂઠ ફેરવી નથી. શું તમે એ બધાને એક જ દિવસે કાપીને ફેંકી દેવા માગો છો ? વલ્લાહ ! મને તો એનો જ ખટકો લાગેલો છે."

આપે ફરમાવ્યું, "જા એ બધા મેં તને બખ્શી દીધા."[1]

આ સાંભળીને અબ્દુલ્લાહ બિન ઉબય રાજી-રાજી થઇ ગયો.

**યહૂદીઓ પ્રત્યે બેજારીની જાહેરાત**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબૂ ઈસ્હાક બિન યસારે ઉબાદહ બિન વલીદ બિન ઉબાદહ બિન સામિતની આ રિવાયત કહી સંભળાવી કે જ્યારે બનૂ કૈનુકાઅના યહૂદીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરારભંગ કરીને લડાઇ કરી તો અબ્દુલ્લાહ બિન ઉબય તેઓના મામલાની આડે આવી ગયો. આ દેખીને અન્સારના બનૂ ઔફ કબીલાના સરદાર હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. હઝરત ઉબાદહ પણ બનૂ કૈનુકાઅ સાથે કરારોથી જોડાયેલા હતા. એમના પણ આ યહૂદીઓ સાથે દોસ્તીના તેવા જ સંબંધો હતા જેવા કે મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબયના હતા. હઝરત ઉબાદહ આપની તહેનાતમાં હાજર થયા અને બા-અદબ બોલ્યા,

"યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપ પર કુરબાન ! આજથી હું બનૂ કૈનુકાઅના યહૂદીઓ પ્રત્યે ખુલ્લા શબ્દોમાં મારી બેજારીની જાહેરાત કરૂં છું. તેઓ સાથે કરેલા કરારોને તોડી નાખું છું. હું અલ્લાહ અને તેના રસૂલનો પક્ષ લઉં છું અને યહૂદીઓથી અલગ થઇ જવાની જાહેરાત પોકારૂં છું. યા રસૂલલ્લાહ ! હું અલ્લાહ અને તેના રસૂલનો ગુલામ છું. હું અલ્લાહ અને તેના રસૂલ અને ઈમાનવાળાઓ સાથે મહબ્બત રાખું છું. આ યહૂદી કાફિરોની દોસ્તી તથા તેઓના કરારી બનવા પ્રત્યે મારો ધિક્કાર જાહેર કરૂં છું."

**યહૂદ અને નસરાની દોસ્તી વિષે હુકમ**——————હઝરત ઉબાદહ બિન સામિતનું બયાન છે કે, બનૂ કૈનુકાઅના યહૂદીઓ સાથે અમે કરારોથી જોડાયેલા હતા અને તેઓ સાથે અમારા મૈત્રીભર્યા સંબંધો હતા. પરંતુ જ્યારે તેઓએ કરારનો ભંગ કર્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ઉધ્ધતાઇ ભર્યો વર્તાવ કર્યો અને લડાઈની ધમકી ઉચ્ચારી તો હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયો અને યહૂદીઓ સાથેના સંબંધો તોડી નાખવાની જાહેરાત કરતાં મેં વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! હું અલ્લાહ સાથે તેના રસૂલ સાથે અને મુસલમાનો સાથે ખરા દિલથી મહબ્બત રાખું છું. હું આ યહૂદી કુફ્ફારની દોસ્તી અને તેઓના કરારી હોવાથી બેજારીની જાહેરાત કરૂં છું.[2]

રાવીનું કથન છે કે અબ્દુલ્લાહ બિન ઉબય અને તેના જેવા મુનાફિકો વિષે કુર્આનની સૂરએ માઇદહમાં

૧. બીજી રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબ્દુલ્લાહ બિન ઉબય અને હઝરત ઉબાદહ બિન સામિતની ભલામણ સ્વીકારીને તેઓને જ ફેસલાનો અધિકાર સોંપી દીધો. તેઓના ફેસલા મુજબ ગદ્દાર યહૂદીઓ કતલ થવાથી બચી ગયા અને જીવતદાન મેળવીને મદીનહથી દેશનિકાલ થઇ ગયા. તેઓના માલ અસબાબ પર કબજો કરી લેવામાં આવ્યો. (અસિહ-હુસ-સિયર પેજ ૧૧૧) "હ"

૨. આ હદીસથી માલૂમ પડયું કે અલ્લાહ, તેના રસૂલ અને મુસલમાનો સાથે મહબ્બત રાખવી તે ઇસ્લામ અને ઇમાનની પહેલી શર્ત છે. એવી જ રીતે અલ્લાહ, તેના રસૂલ અને મુસલમાનોના દુશ્મનો પ્રત્યે બેજારી દર્શાવીને તેની જાહેરાત કરી દેવી તે પણ ઇમાનની અગત્યની શર્ત છે. જેમકે હઝરત ઉબાદહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇને યહૂદીઓ પ્રત્યે પોતાની બેજારીની ખુલ્લા શબ્દોમાં જાહેરાત કરી. "હ"

આ આયત નાઝિલ થઇ : ''યા ઐયુહલ-લઝીન આમનૂ લા તત-તખિઝૂલ-યહૂદ વન્નસારા......

''હે ઈમાનવાળાઓ ! તમે યહૂદીઓ અને ખ્રિસ્તીઓને પોતાના દોસ્ત ન બનાવો. તેઓ આપસમાં (તમારી દુશ્મની માટે) એકબીજાના દોસ્ત છે. અને જે કોઇ તમારામાંથી તેઓની સાથે દોસ્તી રાખે તો તે પણ તેઓમાંથી જ ગણાશે બેશક અલ્લાહ ઝુલ્મગાર કોમને હિદાયત આપતો નથી.'' [1]

એ પછી બીજી આયતમાં ફરમાવ્યું : ''ઇન્નમા વલીય-યુકુમુલ-લાહુ વ રસૂલુહૂ......''

''તમારા દોસ્ત તો માત્ર અલ્લાહ અને તેના રસૂલ છે. અને તે મુસલમાનો છે જેઓ નમાઝ કાયમ કરે છે અને ઝકાત આપે છે અને નમ્રતા ગ્રહણ કરનારા છે.'' [2]

આ એટલા માટે ફરમાવ્યું કે હઝરત ઉબાદહ બિન સામિત, અલ્લાહ તેના રસૂલ અને મુસલમાનો સાથે મહબ્બત ધરાવતા હતા અને યહુદીઓની દોસ્તી તથા તેઓના કરારી હોવાથી પોતાની બેજારી જાહેર કરી ચૂકયા હતા. એ પછી ફરમાવ્યું : ''વ મંય યતવલ-લલ્લાહ વ રસૂલહૂ....''

''અને જે શખ્સ અલ્લાહ અને તેના રસૂલ અને ઈમાનવાળાઓ સાથે દોસ્તી રાખશે તો બેશક અલ્લાહની જ જમાઅત સૌની ઉપર ફાવી જનારી છે.''[3]

**સરિય્યએ-ઝૈદ બિન હારિસહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ ચઢાઇ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઝૈદ બિન હારિસહને ''કર્દહ'' સ્થળે રવાના કર્યા. એ નજદ પ્રદેશના એક ઝરણાનું નામ છે. અહીં પહોંચીને હઝરત ઝૈદે કુરૈશના એક કાફલાને ઝડપી લીધો. એમાં અબૂ સુફયાન બિન હર્બ પણ હતો.

આ બનાવની વિગત એવી છે કે બદ્રના યુધ્ધ પછી મક્કહના કુરૈશ મુસલમાનોથી એટલા ડરી ગયા હતા કે તેઓએ સીરિયાના વેપારી પ્રવાસ માટે મદીનહનો રસ્તો છોડીને ઈરાકનો રસ્તો ગ્રહણ કરી લીધો હતો. આ વેળા પણ કુરૈશના કેટલાક સોદાગરોએ જેમાં અબૂ સુફયાન બિન હર્બ પણ હતો, વેપારી માલનો કાફલો તૈયાર કર્યો. વેપારના માલમાં ચાંદી પુષ્કળ પ્રમાણમાં હતી. મોટે ભાગે ચાંદી જ એ લોકોના વેપારમાં મોખરે રહેતી હતી. પોતાના વેપારી કાફલાની દોરવણી માટે તેઓએ બનૂબક્ર બિન વાઇલના ફુરાત બિન હૈયાન નામે ગૃહસ્થને મહેનતાણું આપીને ભોમિયા તરીકે સાથે લીધો હતો. તેની દોરવણી હેઠળ ઈરાકને રસ્તે કાફલાને લઇને તેઓ સીરિયા તરફ રવાના થયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ વેપારી કાફલાના સમાચાર મળ્યા. આપે હઝરત ઝૈદ બિન હારિસહ (રદિ.)ને એક લશ્કરી ટુકડી સાથે કાફલાને અટકાવવા રવાના કર્યા. આ લશ્કરી ટુકડીએ નજદના અલ-કર્દહ અથવા અલ-કર્વહ નામે ઝરણા પાસે પહોંચીને કાફલાને ઝડપી લીધો. અને તેઓની ઉપર ઓચિંતો હમલો કરી દીધો. અચાનક આક્રમણથી કાફલાના લોકો ગભરાઇને નાસી છૂટવામાં સફળ થઇ ગયા. કોઇ કેદ પકડાયું નહિ. કાફલાનો પૂરોમાલ હાથ લાગ્યો. જેને લઇને હઝરત ઝૈદ બિન હારિસહ પોતાના સાથીઓ સાથે

૧. સૂરએ-માઇદહ પા.૬ આ. ૫૧ **૨.** માઇદહ આયત ૫૫ **3.** માઇદહ આયત ૫૬

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇ ગયા.

ઇબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશે જંગે-બદ્ર પછી મુસલમાનોથી ડરીને વેપાર માટે બીજો રસ્તો લીધો તો હઝરત હસ્સાન બિન સાબિતે તેઓને ઠપકારતાં આ શેઅરો કહ્યા :

**દઊ-ફ-લજાતિશ-શામે કદ હાલા દૂનહા, • જિલાદુન-ક-અફવાહિલ - મખાદિલ - અવારિકે**

મુલ્કે-શામની નાની નેહરોને હવે છોડી દો. તેની અને તમારી વચ્ચે એવી તેજધાર-પાણીદાર તલવારો આડે આવી ગઇ છે જે પીલૂડીના ઝાડનો પાલો ખાનારી ઊંટણીઓના ડાચાંઓ પેઠે ખોફનાક છે.

**બિ અયદી રિજાલિન હાજરૂ નહવા રબ્બેહિમ, • વ અન્સારેહી હક્કંવ-વ-ઐદિલ-મલાઈકે.**

આ તલવારો એવા લોકોના હાથોમાં છે જેઓએ પોતાના પાલનહાર તરફ અને પોતાનાં સાચા મદદગાર તરફ હિજરત કરી છે. અને આ તલવારો ફરિશ્તાઓના હાથોમાં છે.

---

# પ્રકરણ ૧૦૬

# કઅબ બિન અશરફની કતલ

કઅબની ઇસ્લામ દુશ્મની ● કુરૈશના મકતૂલોનો મરસિયો ● હઝરત હસ્સાનનો જવાબ ● બીબી મૈમૂનહનો જવાબ ● કઅબ બિન અશરફની અવળચંડાઇ ● કઅબની કતલ માટે મનસુબો ● કઅબની નીચ મનોવૃત્તિ ● અલ્લાહના દુશ્મનની કમબખ્તી ● કઅબ બિન અશરફની કતલ ● દરબારે-નબવીમાં હાજરી ● હઝરત કઅબ બિન માલિકના શેઅરો ● ફિત્નાખોર યહૂદીઓની કતલનો હુકમ ● હુવૈયસાના ઇસ્લામની કથા.

**કઅબની ઇસ્લામ દુશ્મની**————ઇબ્ને ઇસ્હાક કહે છેઃ યહૂદી સરદાર કઅબ બિન અશરફની ઇસ્લામ-દુશ્મની અને તેની હલકટ મનોદશાનો કિસ્સો એમ છે કે જયારે બદ્રના મેદાનમાં કુરૈશ પર આફત તૂટી પડી અને મુસલમાનોને અલ્લાહની મદદથી જીત મળી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જીતની ખુશખબર આપવા માટે હઝરત ઝૈદ બિન હારિસહને મદીનહના નીચાણવાળા વિભાગે મોકલ્યા અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને મદીનહના ઊંચાણવાળા વિભાગે મોકલ્યા. આ બંને ગૃહસ્થોએ મદીનહ પહોંચીને મુસલમાનોને ખુશખબર આપતાં કહ્યું કે, અલ્લાહ તઆલાએ બદ્રમાં મુસલમાનોને જીત આપી છે અને કુરૈશના ફલાણા-ફલાણા આગેવાનો માર્યા ગયા છે.

આ સમાચાર મદીનહમાં કઅબ બિન અશરફના કાને પણ પહોંચી ગયા. એ બનૂ તયની શાખ બનૂ નબહાનમાંથી હતો. એની મા યહૂદીઓના બનૂ નદીર કબીલાની એક સ્ત્રી હતી. કઅબ પોતે મોટો અમીર, વૈભવશાળી, દબદબાવાળો અને કબીલાનો સરદાર હોવા ઉપરાંત એક પંકાયેલો શાઇર પણ હતો. મુસલમાનોની જીતના સમાચાર સાંભળતાં જ એ બોલી ઊઠયો :

> ''હેં.......શું એ સાચી વાત છે ? શું તમે માનો છો કે પેલા બંનેના કહેવા મુજબ મુહંમદે મક્કહના મહાન માણસોને કાપી નાખ્યા છે ? તેઓ તો અરબના નામીચા બહાદુરો અને લોકોના બાદશાહો હતા. વલ્લાહ ! અગર મુહંમદે એ લોકોને કાપી નાખ્યા છે તો જમીનનું પેટ, જમીનની પીઠ કરતાં બેહતર છે !''

અલ્લાહના આ દુશ્મનને જયારે આ સમાચારની પાકે પાયે ખાતરી થઇ ગઇ તો તે યહૂદીઓના મોભાદાર આગેવાનો સાથે મદીનહથી ઊપડીને મક્કહ પહોંચી ગયો. અહીં તેણે અબ્દુલ-મુત્તલિબ બિન અબી વદાઅહ બિન સુબૈરહ સહમીના મકાને ઉતારો લીધો. આ સહમીની બેગમનું નામ આતિકહ હતું જે અબીલ-ઇસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફની બેટી હતી. આતિકહએ કઅબ બિન અશરફને ઉમળકાભેર

સત્કાર્યા અને માનપાનથી તેની પરોણાગત કીધી.

અહીં આવીને કઅબ બિન અશરફે બદ્રમાં માર્યા ગયેલા અને બદ્રના ખાડામાં દાટી દેવાયેલા કુરૈશી સરદારોનું દર્દનાક વિલાપકાવ્ય રચ્યું, અને ભરબજારે કુરૈશની મજલિસોમાં તેને દર્દનાક શૈલીએ ગાઈ-ગાઇને, લોકોની ઘવાયેલી લાગણીઓને ઉશ્કેરી મૂકી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ વેરના ભારેલા અગ્નિને એવી રીતે ભભૂકતો કરી દીધો કે રડારોળની સાથે વેર-વેર-વેરના બૂમાટાઓથી મજલિસો ગાજી ઊઠી.

**કુરૈશના મકતૂલોનો મરસિયા**——————બદ્રના મેદાનમાં માર્યા ગયેલા સરદારોના માતમમાં કઅબ બિન અશરફે રચેલા મરસિયામાં તે કહે છે :

**તહનત રહય બદરિન લ - મુહલિકા અહલિહી, • વલ મિસ્લે બદરિન તસ-તહિલ્લુ વ તદ-મઉ**

બદ્રની ચક્કી એવી રીતે ચાલી કે પોતાના જ લોકોને દળણા પેઠે દળીને તેણે બરબાદ કરી નાખ્યા. અને બદ્રના દર્દનાક બનાવો પર આંખો આંસુઓ સારતી જ રહેશે.

**કુતિલત સરાતુન-નાસિ હવલા હિયાદિ-હિમ, • લા તબ્અદૂ ઈન્નલ-મુલૂકા તુસર-રઉ.**

લોકોના સરદારો પોતાના જ હવેડાઓની ચોગર્દમ કતલ થઇ ગયા, તો આ વાતને તમે અક્કલ-વિહોણી ન સમજો કેમકે બાદશાહો પણ પછડાઈ પડે છે.

**કમ કદ ઉસીબા બિહી મન અબ્યદા માજિદિન, • ઝી બહ-જતિન યઅવી ઈલૈહિદ-દુઅ્યઉ.**

કેટલાય આબરૂદાર, રોનકદાર સુંદર મુખડા મુસીબતમાં સપડાઇ ગયા, જેઓની પાસે નાદારો,ગરીબો, હાજતમંદો આસરો લેતા હતા.

**સારલ લઝી અસરલ હદીસા બિ-તઅ-નતિન, • અવ આશ અઅમા મુર-અશન લા યસ્મઉ.**

જેણે આ વાતો વહેતી કરી છે કાશ ! તેજ ભાલાનો નિશાનો બની ગયો હોત ! અથવા આંધળો બનીને જીવતો રહેત ! તરફડિયાં મારતો રહેત ! અને કંઇ પણ સાંભળી ન શકત !

**નુબ્બઅ-તુ અન્ન બનીલ-મુગીરત કુલ્લ-હુમ, • ખશઉલ-કત્લે અબીલ-હકમે વ જુદ-દઉ.**

મને સમાચાર મળ્યા કે અબુલ-હકમ (અબૂ જહલ)ની હત્યાને કારણે તમામ બનૂ મુગીરહનું નાક કપાઇ ગયું અને તેઓ બધા ઝલીલો-ખ્વાર થઇ ગયા.

**વબ્ના રબીઅતા ઈન્દહૂ વ મુનબ-બહુન, • મા નાલા મિસ્લલ મુહલિ-કૈન વ તુબ્બઉ.**

અને રબીઅહના બંને પુત્રો (ઉત્બહ અને શૈબહ) પણ તેની જ પાસે પહોંચી ગયા અને મુનબ્બીહ પણ તેઓની પાસે પહોંચી ગયો.

**હઝરત હસ્સાનનો જવાબ**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : પછી હઝરત હસ્સાન બિન સાબિત અનસારી રદિયલ્લાહુ અન્હુએ એનો જવાબ આપ્યો અને કહ્યું :

**અબ્કય કઅબિન સુમ્મ ઉલ્લા બિ અબ-રતિન, • મિન્હુ વ આશ મુજદ-દઅન લા યસ-મઉ**

કઅબ બિન અશરફે તેઓનો કરૂણાજનક મરસિયો કહ્યો. ત્યારે તેને આંસુઓના ઘૂંટડા બીજીવાર પીવાડવામાં

**વલ્કદ્ રઐતુ બિ-બત્ને-બદરિમ મિન્હુમ, • કત્લા તસુહ-હુ-લહલ-ઉયૂનુ વ તદ-મઉ.**

મેં બદ્રની ખીણમાં કુરૈશના એવા માર્યા ગયેલા મોવડીઓને જોયા જેઓ માટે આંખો રડી રહી છે અને આંસુઓની ઝડી લાગેલી છે.

**ફબ્કી ફકદ અબકૈતા અબ્દન રાદિઅન, • શિબ્હલ-કુલૈબે ઇલલ-કુલૈબતિ યત્બઉ.**

(હે કઅબ !) તેં મક્કહના અછૂતો જેવા કે હલકટ ગુલામોને તો ખુબ રડાવ્યા. હવે તું પોતે (પોક મૂકીને) રડ જેવી રીતે કે કૂતરીનું નર બચ્ચું કૂતરીના માદા બચ્ચાં પછી ભેંકડો તાણે છે.

**વલ્કદ્ શફર-રહમાનુ મિન્ના સૈયિદન, • વ અહાના કવમન કાતલૂહુ સુર-રઉ.**

અને બેશક અમારા સરદાર (હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ના પવિત્ર દિલને તો દયાળુ અલ્લાહએ સંતુષ્ટ કરી દીધું છે અને જે લોકોએ એમની સાથે યુધ્ધ કર્યું તેઓને ઝલીલો-ખ્વાર કરી નાખ્યા અને તેઓ પછડાઇ પડયા.

**વ નજા વ અફલિત મિન્હુમ મન કલ્બહૂ, • શઅફુન યઝલ્લુ લિ-ખવફિહી યત્સદ-દઉ.**

અને તેઓમાંથી જે શખ્સ બચી ગયો અને નાસી છૂટયો તેના દિલમાં અગ્નિ ભડકી રહ્યો છે. અને અમારા તે સરદાર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ડરથી તેનું હૈયુ ફાટી રહ્યું છે.

**બીબી મૈમૂનહનો જવાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુસલમાનોમાંથી એક માનવંતા ખાતૂનનું નામ (ઇબ્ને હિશામના કહેવા મુજબ) મૈમૂનહ બિન્તે અબ્દુલ્લાહ હતું. આ ખાતૂન બનૂ બલ્લીની શાખ બનૂ મુરૈદમાંથી હતાં. એમણે કઅબ બિન અશરફના મરસિયાનો જવાબ શાઇરીમાં આપતાં કહ્યું:

**તહન-નન હાઝલ-અબ્દુ કુલ્લ તહન-નુનિન • યુબક્કી અલા કત્લા વ લૈસા બિ-નાસિબિ.**

આ (કઅબ બિન અશરફ જેવા હલકટ) ગુલામે માર્યા ગયેલાઓ પર બનાવટી રીતે ખૂબ રૂદન-આક્રંદ કર્યું કે જેથી બીજાઓને પણ પોકેપોક રડાવે. જો કે વાસ્તવમાં આઘાત જેવું તેના દિલમાં કંઇ જ નથી.

**બકત ઐનુ મંય યબ્કી લિ-બદરિંવ-વ અહલિહી, • વ ઉલ્લત બિ-મિસ્લૈહા લુઐયબ્નુ ગાલિબિ.**

બદ્ર અને બદ્રવાળાઓ પર જેઓને તેણે રડાવ્યા તેઓની આંખો તો રડી ઊઠી પણ લુઐય બિન ગાલિબવાળાઓને તો તેના આંસુઓના બમણા ઘૂંટડા પીવાડવામાં આવ્યા.

**ફલૈતલ-લઝીન દુર્રિહૂ બિ-દમા-ઇહિમ, • યરા મા બિહિમ મન કાના બૈનલ-અખાશિબિ.**

કાશ ! જે લોકો પોતાના જ લોહીમાં ખરડાઇ ગયા તેઓ એવા લોકોની હાલત જોઇ લેત જેઓ મક્કહના પહાડોની વચ્ચે રહેલા છે-

**ફ-યઅલમ હક્કન અંય-યકીર્નિવ-વ-યુબસિરૂ, • મજર-રહુમ ફવલકલ-લહા વલ-હવાજિબિ.**

તો તેઓને મૂળ હકીકતની જાણકારી મળવા પામત ! અને તેઓ પોતાની આંખે જોઇ લેત કે, કેવી રીતે તેઓને કપાળભેર અને લમાણાભેર ભોંય પર ઘસીટવામાં આવ્યા.

• કઅબ બિન અશરફે મૈમૂનહ ખાતૂનના જવાબમાં કહ્યું :

**અલા ફઝજુરૂ મિન્કુમ સફીહન લિ-તસ્લમૂ, • અનિલ કવલિ યઅતી મિન્હુ ગૈર મુકારિબિ.**

અરે સાંભળો ! તમે પોતાના નાદાનોને ધમકાવો કે આવી વાતોથી તેઓ અલગ રહે, કેમકે એ વાતો ખરાબ સંજોગો જન્માવે છે.

**અતશ-તુમુની અન કુન્તુ અબ્કી બિ-અબ્રતિન, • લિ-કવમિન અતાની વુદ્દુ-હુમ ગયરુ કાઝિબિ.**

તું મને એટલા માટે ઠપકો આપી રહી છે કે, હું તે કૌમ માટે આંસુઓ વહાવું છું જેની, મારા દિલમાં કોઇ જૂઠી મહબ્બત નથી રહી.

**ફ ઇન્ની લ બાકિન મા બકીતુ વ ઝાકિરુન, • મઆસિરા કવમુ મજદુ-હુમ બિલ જબાજિબિ.**

હું તો જીવીશ ત્યાં સુધી રડતો જ રહીશ અને એ લોકોની ભલાઇઓને યાદ કરતો રહીશ જેઓની જાહોજલાલી મક્કહની મંઝિલોમાં જગજાહેર છે.

**લઉમ્રી લકદ કાના મુરૈદુન બિ-મઅ-ઝિલિન, • અનિશ-શર્રે ફહ-તાલત વુજૂહુસ-સઆલિબિ.**

મારા જીવનના સોગંદ ! પેલો (મૈમૂનહ ખાતૂનનો) મુરૈદ કબીલો આજ સુધી બુરાઈઓથી બિલકુલ અલગ-થલગ હતો પણ હવે તેણે પોતાનો રંગ છેકજ બદલી નાખ્યો છે. એ શિયાળવાં જેવા ચેહરાવાળાઓની તો હું સદા બદગોઈઓ કરતો જ રહીશ.

**કઅબ બિન અશરફની અવળચંડાઇ**——————મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ લોકલાગણી ઉશ્કેરીને અને વેરનો જ્વાળામુખી પ્રગટાવીને કઅબ બિન અશરફ મદીનહ ચાલ્યો આવ્યો.

મદીનહ પહોંચીને તેણે પાકદામન મુસલમાન મહિલાઓની આબરૂને બટ્ટો લાગે અને ફજેતો ફેલાવે તેવાં પ્રેમરસથી છલકાતાં કાવ્યો રચીને અને મજલિસોમાં તેને ગાઇગાઇને મુસલમાનોને માનસિક તકલીફો આપવાની શરૂઆત કરી ત્યારે હઝરત અબ્દુલ્લાહ બિન મુગીસ રદિયલ્લાહુ અન્હુના કથન મુજબ એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું, ''મન લી બિ-ઇબ્ને અશરફ ?'' અર્થાત : કોણ છે જે મારી તરફથી કઅબ બિન અશરફની ખબર લેવાનું બીડું ઝડપે ?

બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત મુહંમદ બિન મસ્લમહ બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! હું આપની આબરૂ ખાતર એનું બીડું ઝડપું છું. હુકમ ફરમાવો તો તેને કતલ કરી નાખું !''

આપે ફરમાવ્યું, ''ફફઅલ ઇન કદર-તા અલા ઝાલિક.'' અગર તમને એની તક મળે તો એમ જ કરી નાખો !

આ વાતચીત પછી એજ પળે હઝરત મુહંમદ બિન મસ્લમહ ત્યાંથી ઊઠીને પોતાના ઘર તરફ ઊપડી ગયા. લગાતાર ત્રણ રાત-દિવસ સુધી પોતાના ઘરમાં ભરાઇ રહ્યા અને ત્રણ રાત-દિવસ સુધી કશું ખાધુંપીધું નહિ. આ સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળ્યા તો આપે તેમને બોલાવીને ફરમાવ્યું, ''લિમા તરક-તત-તઆમ વશ-શરાબ ?''તમે ખાવાનું અને પીવાનું કેમ છોડી દીધું ?

અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મેં આપને એક વાતનું વચન તો આપી દીધું પણ તેનું પાલન કરી શકીશ કે નહિ તેની ખબર નથી.''

આપે ફરમાવ્યું, ''ઇન્નમા અલૈકલ-જહદ્દુ.'' તમારા માથે માત્ર કોશિશ છે.

ફરમાવ્યું, "કૂલૂ મા બદઅ લકુમ ફ-અન્તુમ ફી હિલ્લીમી મિન ઝાલિક."અર્થાત : તમને વાજબી લાગે તે પૂછી લો. એમાંની દરેક વાત તમારા માટે યોગ્ય લેખાશે.

**કઅબની કતલ માટે મનસુબો**————સારાંશ કે કઅબ બિન અશરફની કતલ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી પરવાનગી મળી જતાં હઝરત મુહંમદ બિન મસ્લમહએ અન્સાર સાથે મળીને તેને કતલ કરવાની યોજના ઘડી કાઢી.આ યોજનાના અમલીકરણ માટે તેમણે અન્સારના નીચે મુજબ ચાર ગૃહસ્થોની પસંદગી કરી :

- ——— બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત સલકાન બિન સલામહ બિન વકશ રદિયલ્લાહુ અન્હુ.
- ——— બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત અબ્બાદ બિન બિશ્ર બિન વક્શ રદિયલ્લાહુ અન્હુ.
- ——— બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત હારિસ બિન ઔસ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુ.
- ——— બનૂ હારિસહવાળા હઝરત અબૂ અબ્સ બિન જબ્ર રદિયલાહુ અન્હુ.

આ પાંચે ગૃહસ્થો એક સ્થળે ભેગા થઇને યોજના સાથે સહમત થઇ ગયા. એમાં હઝરત સલકાન બિન સલામહનું ઉપનામ અબૂ નાઇલહ હતું અને તેઓ કઅબ બિન અશરફના દૂધશરીક ભાઇ થતા હતા.

સૌથી પહેલાં ચારે ગૃહસ્થોએ હઝરત અબૂ નાઇલહને અલ્લાહના દુશ્મન કઅબ બિન અશરફ પાસે મોકલાવ્યા. અબૂ નાઇલહ તેના મકાને પહોંચી ગયા અને લગભગ કલાક સુધી તેની સાથે અલક-મલકની વાતો કરતા રહ્યા. શેઅરો-શાઇરીની ચર્ચા કરીને પોતપોતાના કાવ્યો એકબીજાને સંભળાવતા રહ્યા. અબૂ નાઇલહ પોતે પણ બહુ અચ્છા શાઇર હતા.

રંગ જમાવીને અબૂ નાઇલહ અચાનક બોલ્યા, "હે અશરફના બેટા ! હું તો એક જરૂરી કામ માટે તારી પાસે આવ્યો છું. પ્રથમ મારી વાત સાંભળી લે પણ એ ભેદની વાત છે. એને ખાનગીમાં રાખવાનું તારે વચન આપવું પડશે."

"હા બોલ શું વાત છે ?" કઅબે અધીરાઇથી પોતાના દૂધ શરીક ભાઇને પૂછ્યું.

"બાબત એમ છે કે....." હઝરત અબૂ નાઇલહ બોલ્યા, "પેલા માણસનું (એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મદીનહ આવવું અમારા માટે એક મુસીબત બની ગયું છે. તેના આવવા પછી તરહ તરહની તકલીફો અને આફતો અમારી ઉપર તૂટી પડી છે. સાચું કહું તો આખું અરબ અમારૂં દુશ્મન થઇ પડયું છે. એક જ કમાનથી અમારી ઉપર તીરો વરસી રહ્યાં છે. ચોતરફથી અમારા રસ્તા બંધ થઇ રહ્યા છે. અમારાં બાલબચ્ચાં બરબાદ થઇ રહ્યાં છે. અમારા માટે ભૂખે મરવાનો વખત આવી લાગ્યો છે. અમારા માટે જાનનો જોખમ ઊભો થઇ ગયો છે. મતલબ કે ચોતરફથી અમે આફતોમાં ઘેરાઇ ગયા છીએ." [૧]

**કઅબની નીચ મનોવૃત્તિ**————હઝરત અબૂ નાઇલહએ પોતાની વાત પૂરી કરી તો કઅબ બોલ્યો, "હું અશરફનો બેટો છું હે અબૂ નાઇલહ ! સાંભળ મારી વાત, હું તને અગાઉથી જ એ માણસ વિષે ચેતવતો

---

૧. આવો શબ્દો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં એક સહાબી તો શું, એક અદના દરજ્જાનો મુસલમાન પણ બોલી શકે નહિ અને બોલે તો ઇસ્લામથી ખારિજ થઇને વાજિબુલ-કત્લ બની જાય જેવી રીતે મલઊન અને મરદૂદ સલમાન રૂશ્દી વાજિબુલ-કત્લ બની ગયો. મસ્લેહતને ખાતર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે હઝરત મુહંમદ બિન મસ્લમહને એની પરવાનગી આપી દીધી હતી. "હ"

રહ્યો છું કે પરિણામ માઠું આવવાનું છે અને તે આવીને જ રહ્યું....."

"હે અશરફના બેટા !" અબૂ નાઈલહએ તેની વાત કાપતાં કહ્યું, "અત્યારે તો હું એટલા માટે આવ્યો છું કે કંઈક ખાવાપીવાની વસ્તુઓ તું મને વેચાતી આપી દે. બદલામાં તું કહે તે વસ્તુ ગીરો મૂકવા તૈયાર છું પણ ઉપકારથી કામ લેજે કે જેથી હું તારો વિશ્વાસ કેળવવાની નીતિ અપનાવી શકું."

"વારૂ !" કઅબ બોલ્યો, "શું તું તારાં છોકરાં મારે ત્યાં ગીરો મૂકી શકશે ?"

"હે અશરફના બેટા !"હઝરત અબૂ નાઈલહ બોલ્યા, "શું તું મારો ફજેતો બોલાવવા માગે છે ? એથી તો આખા અરબમાં મારી આબરૂના કાંકરા વેરાઈ જશે. મારી સાથે મારા કેટલાક સાથીઓ પણ છે. તેઓ પણ મારા જેવા દુખિયારા છે. આફતોમાં ઘેરાયેલા છે અને તારી મદદના આશાવાદી છે. તેઓને હું તારી પાસે હાજર કરવા માગું છું. મહેરબાની કરીને થોડુંઘણું અનાજ તેઓને પણ આપી દેજે. બદલામાં અમે અમારાં હથિયારો અનાજની કિંમતના વળતર તરીકે તારી પાસે ગીરો મૂકી દઈશું."

હથિયારની યુક્તિ હઝરત અબૂ નાઈલહએ એટલા માટે અજમાવી કે જ્યારે એમના સાથીઓ હથિયારો લઈને આવે તો કઅબ બિન અશરફ ચોંકી નહિ જાય. એ પછી હઝરત અબૂ નાઈલહ પોતાના આ યહુદી દૂધભાઈથી રૂખ્સત થઈને પોતાના સાથીઓ પાસે ગયા અને પૂરો કિસ્સો તેઓને કહી સંભળાવતાં ઉમેર્યું, "તમે બધા પોતપોતાના હથિયારો ઉપાડી લો અને ચાલો મારી સાથે."

ઈબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારો તરફથી મને જે રિવાયત મળી તે મુજબ કઅબ બિન અશરફે આ લોકોને કહ્યું, "શું તમે પોતાના બચ્ચાં મારે ત્યાં ગીરો મૂકશો ?"

અબૂ નાઈલહ ચમકીને બોલ્યા, "અરે એનાથી તો આખા અરબમાં અમારા ફજેતાનો ઢંઢેરો પીટાઈ જશે."

"વારૂ તો પોતાની સ્ત્રીઓને મારે ત્યાં ગીરો મૂકો." કઅબ બોલ્યો.

"અમારી સ્ત્રીઓને કેવી રીતે ગીરો મૂકીએ ?"અબૂ નાઈલહ બોલ્યા, "કેમકે તું તો એક ફાંકડો અને બાંકો-છબીલો રંગીલો નર છે. મદીનહવાસીઓમાં સૌથી વધુ જુવાનીનો જુસ્સો ધરાવનાર મર્દબચ્ચો છે. ચોવીસે કલાક મસ્તીભરી ખુશબૂઓમાં અંઘાયેલો રહે છે."

"ચાલો જવા દો એ વાતને." કઅબ બોલ્યો.

**અલ્લાહના દુશ્મનની કમબખ્તી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને સૌર બિન ઝૈદે કહ્યું અને તેમને ઈકરિમહએ કહ્યું અને ઈકરિમહએ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત બયાન કરી કે હઝરત અબૂ નાઈલહ અને તેમના સાથીઓ હથિયારો સજીને રસૂલુલ્લાહ સલ્લલલાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. બનેલી હકીકતથી આપને માહિતગાર કર્યા અને અલ્લાહના દુશ્મન તરફ ઊપડવાની પરવાનગી માગી.

હઝરત ઈબ્ને અબ્બાસ ફરમાવે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ લોકોની સાથે "બકીઉલ-ગરકદ" સુધી ચાલતા પધાર્યા [1] પાછી તેઓને રૂખ્સત કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન-તલિકૂ અલા ઇસ્મિલ્લાહિ | ઊપડી જાવ અલ્લાહનું નામ લઇને. |
| અલ્લા હુમ્મ અઇન-હુમ. | હે અલ્લાહ ! એમની મદદ ફરમાવજે ! |

આ લોકોને અલ્લાહની મદદની દુઆઓથી રૂખ્સત કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના મકાન તરફ તશરીફ લઇ ગયા.

રાવીનું બયાન છે : ચાંદરણી રાત હતી. હઝરત અબૂ નાઇલહ અને તેમના સાથીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુઆઓ સાથે ત્યાંથી ઊપડીને કઅબ બિન અશરફના બંગલે પહોંચી ગયા. હઝરત અબૂ નાઇલહએ ઊંચા સાદે તેને હાંક મારી. કઅબની શાદીને થોડાક જ દિવસો થયા હતા. બૂમ સાંભળીને તેની દુલહનને કોઇ અજાણ્યા ખતરાનો આંચકો અનુભવ્યો. પણ કઅબ બૂમ સાંભળીને પથારીમાંથી નીકળી પડયો. તેની દુલહને તેની કમલીનો છેડો પકડી લેતાં કહ્યું, ‘‘તમે એક લડવૈયા સૈનિક છો. આવા સમયે ચંચળ સૈનિકો સાવચેતી વિના બહાર નીકળતા નથી.’’

‘‘અરે એ તો અબૂ નાઇલહ છે મારો દૂધભાઇ !’’ કઅબ બોલ્યો, ‘‘એમાં ચિન્તા જેવું કંઇ નથી. એને ખબર હોત કે હું ઊંઘી ગયો છું તો કદી મને જગાડત નહિ.’’

દુલહન બોલી, ‘‘વલ્લાહ ! તેના અવાજમાં મને ખતરાની ગંધ લાગે છે.’’ [૧]

કઅબ બોલ્યો, ‘‘ખરો જવાંમર્દ તે છે જે ખાંડાના ખેલનો પડકાર વિના વિલંબે ઝીલી લે!’’

એ પછી તે નીચે ઊતરી આવ્યો અને આ લોકો સાથે થોડીવાર વાતચીત કરતો રહ્યો. આ લોકો પણ તેની સાથે વાતે વળગ્યા અને પછી તેઓ બોલ્યા, ‘‘હે ઇબ્ને અશરફ ! જુઓ ચાંદરણું કેવું પુરબહારમાં ખીલેલું છે. ચાલો ચાંદરણાની મોજ માણતા ‘‘શિઅબુલ-અજૂઝ’’ તરફ જઇએ અને ત્યાં બેસીને શાંતિથી થોડીક વાતો કરીએ.’’[૨]

‘‘તમારી ઇચ્છા હોય તો ચાલો મને વાંધો નથી.’’ કઅબ બોલ્યો.

**કઅબ બિન અશરફની કતલ**————સારાંશ કે તેઓ ટહેલતા-ટહેલતા ત્યાંથી ઊપડયા અને થોડીવાર ચાલતા રહ્યા. અચાનક હઝરત અબૂ નાઇલહએ તેના ઝુલફાં વાળોમાં હાથ નાખ્યો અને પછી તેને સૂંઘતાં બોલ્યા, ‘‘અહા ! ખુશ્બૂથી મઘમઘી રહેલી આજની રાતથી વધુ અલબેલી રાત મેં કદી જોઇ નથી.’’

આગળ ચાલતાં થોડીવાર પછી હઝરત અબૂ નાઇલહએ પાછું એમ જ કર્યું ત્યાં સુધી કે કઅબના દિલને સંતોષ થઇ ગયો. થોડે આગળ જતાં ફરીવાર એનું પુનરાવર્તન કરતાં હઝરત અબૂ નાઇલહએ બળપૂર્વક તેના ઝુલફાંના વાળો પોતાની મુઠ્ઠીમાં દબાવી લીધા અને ગર્જના કરી, ‘‘કાપી નાખો અલ્લાહના દુશ્મનને!’’

બધાએ તાબડતોડ તેની ઉપર તલવારના પ્રહારો ઝીંકયા પણ ઉતાવળમાં તેઓની તલવારો એકબીજાની તલવાર સાથે ટકરાવા લાગી. અલ્લાહના દુશ્મને કમલી ઓઢેલી હોવાથી તલવારના વારો કારગર નીવડતા ન હતા.

હઝરત મુહંમદ બિન મસ્લમહનું બયાન છે : ‘‘જયારે મેં જોયું કે અલ્લાહના દુશ્મન પર અમારી તલવારોના

૧. બીજી રિવાયતમાં આ શબ્દો આવેલા છે : ‘‘મને તેના અવાજમાં લોહીની ગંધ લાગે છે.’’ ‘‘હ’’

૨. શિઅબુલ-અજૂઝ : મદીનહથી થોડે દૂર આવેલું એક રળિયામણું સ્થળ :

વારો કારગર નીવડતા નથી તો અચાનક મારૂં ખંજર મને યાદ આવી ગયું. મેં અલ્લાહના દુશ્મનને ભોંય પર પછાડી નાખ્યો અને ખીસામાંથી ખંજર ખેંચી કાઢયું.

મને ખંજર કાઢતો જોઇને અલ્લાહના દુશ્મને બરાડો પાડીને એવી ભયંકર ચીસ ગજાવી કે આજુબાજુના મકાનોમાં સૂતેલા લોકો હડબડાટ કરતા જાગી ઊઠયા અને તેઓના મકાનોમાં દીવાઓની રોશની દેખાવા લાગી.

મેં ખંજરની અણી તેની નાફ નીચે ઘોંચીને પૂરા બળથી ખંજર દબાવી દીધું તો અણી તેની નાફની નીચેના ભાગ સુધી પહોંચી ગઇ અને અલ્લાહનો દુશ્મન જહન્નમ રસીદ થઇ ગયો. આ ધમાચકડીમાં અમારો એક સાથી હારિસ બિન ઔસ બિન મુઆઝ પણ બુરી રીતે ઘવાઇ ગયો. તેના સર અથવા પગમાં જખમો આવ્યા જે અમારી જ તલવારોના હતા.

અલ્લાહના દુશ્મનને ઠેકાણે પાડીને અમે ઝપાટાભેર ત્યાંથી નીકળી નાઠા. અહીંથી અમે બનૂ ઉમૈયહ બિન ઝૈદ અને બનૂ કુરૈઝહના મહોલ્લા વટાવતા બુઆસ સ્થળે થઇને "હર્રતુલ-ઉરૈદ"ને ટેકરે ચઢી ગયા. [1] અહીં થોભીને અમે અમારા સાથી હારિસ બિન ઔસની રાહ જોવા લાગ્યા. થોડીવારના ઈન્તેઝાર બાદ તેઓ પડતા આખડતા આવી લાગ્યા. માલૂમ પડયું કે એ અમારી જ તલવારોથી બુરી રીતે ઘવાયા હતા. અને લોહી વધુ વહી જવાથી કમજોર થઇ ગયા હતા."

**દરબારે નબવીમાં હાજરી**——————હઝરત મુહંમદ બિન મસ્લમહ રદિયલ્લાહુ અન્હુનુ બયાન છે:" અમે પોતાના ઘવાયેલા સાથીને અમારી પીઠ પર ઉપાડી લીધો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થવા ત્યાંથી ઊપડયા. રાતના પાછલા પ્રહરે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તે વેળા આપ નમાઝ માટે ઊભા થઇ ગયા હતા. અમે સલામ કરી તો આપ નમાઝથી પરવારીને બહાર પધાર્યા. અમે અલ્લાહના દુશ્મનની કતલના આપને સમાચાર આપ્યા જેને સાંભળીને આપ બહુ ખુશ થયા. પછી આપે અમારા ઘવાયેલા સાથીના જખમ પર પોતાનું મુબારક થૂંક લગાડી દીધું અને અમે બધા પોતપોતાના ઘરો તરફ ઊપડી ગયા.

જયારે સવાર પડી તો અમે જોયું કે રાતના બનાવની દહેશતથી સમસમીને તમામ યહૂદીઓ થરથર કાંપી રહ્યા છે અને તેઓની વસતિઓમાં સન્નાટો છવાઇ ગયો છે અને આઇન્દા માટે તેઓને પોતાની જાનોનો ખતરો લાગુ પડી ગયો છે. [2]

**હઝરત કઅબ બિન માલિકના શેઅરો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહના દુશ્મન કઅબ બિન અશરફની કતલ અંગે હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો કહ્યા :

ફગૂદિરા મિન્હુમ કઅબુન સરીઅન, • ફ-ઝલ્લત બઅદ મસરઇ-હિન નદીરુ.

---

૧. કઅબ બિન અશરફની હવેલી મદીનહની દક્ષિણે બનૂ નદીરના ઊંચા મહોલ્લા પાસે આવેલી હતી. એની સામે કંઇક નીચાણમાં યહૂદીઓની વાડીઓ હતી. બનૂ ઉમૈયહ બિન ઝૈદની વસતિ ત્યાં નજીકમાં જ હશે. એની પાસે બનૂ કુરૈઝહના યહૂદીઓની વસતિ હતી. એથી આગળ બુઆસ આવેલું હતું. કેટલીક રિવાયતો મુજબ બુઆસ કિલ્લાનું નામ અથવા પડતર જમીનનું નામ હતું. અનુમાન મુજબ આ સ્થળો મદીનહની આબાદીથી આશરે બે અઢી માઇલના અંતરે આવેલાં હશે. 'હર્રહ''કાળા રંગની પથરીલી જમીનને કહે છે. મદીનહના પૂર્વ અને પ્રશ્ચિમમાં બે હર્રહ આવેલા છે. અને દરેક હર્રહના અલગ નામો છે. હર્રતુલ-ઉરૈદ પૂર્વ દિશાના હર્રહનો એક ભાગ છે. (ઇબ્ને હિશામનો હાશિયો જિ.૨ પા. ૩૬)

૨. કઅબ બિન અશરફની કતલનું બયાન બુખારી શરીફના "બાબે-કત્લે-કઅબ બિન અશરફ"માં પણ થયેલું છે. વધુ વિગત માટે જુઓ

છેવટે તેઓમાંથી કઅબને પછાડી નાખવામાં આવ્યો અને તેના પછડાઈ જવા પછી બનૂ નદીર (કબીલાના યહૂદીઓ) ઝલીલો-ખ્વાર થઈ ગયા.

**અલલ કફ્-ફૈને સુમ્મ વકદ અલત્હુ, • બિ-ઐદીના મુશહ-હરતુન ઝુકૂરુ.**

તે ત્યાં હથેલીઓભેર પછડાયેલો હતો અને અમારી ઉઘાડી તલવારો તેની ઉપર છવાયેલી હતી.

**બિ-અમરે મુહમ્મદિન ઇઝ દસ્સ લૈલન, • ઈલા કઅબિન અખા કઅબિન યસીરુ.**

તે સમયને યાદ કરો જયારે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી બનૂ કઅબનો એક શખ્સ રાતની વેળા છુપી રીતે કઅબ બિન અશરફ તરફ જઈ રહ્યો હતો.

**ફમા કરહુ ફઅન-ઝલહુ બિ-મકરિન, • વ મહમૂદુન અખૂ સિક્તિન જસૂરુ.**

તો તેણે તેની સાથે એક યુક્તિ કીધી અને એ યુક્તિથી તેને નીચે ઉતાર્યો. સાચી વાત આ છે કે પોતાની જાત પર ભરોસો કરનાર, સાહસિક નર પ્રશંસાપાત્ર હોય છે.

ઈબ્ને હિશામ કહે છે : આ શેઅરો હઝરત કઅબ બિન માલિકના તે કસીદાના છે જેનો સંબંધ બનૂ નદીર સાથે ખેલાયેલા યુધ્ધ સાથે છે. ઈન્શા અલ્લાહ આ યુધ્ધનું બયાન અમે તેના પ્રસંગે કરીશું.

**ફિત્નાખોર યહૂદીઓની કતલનો હુકમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કઅબ બિન અશરફની કતલ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું : "મન ઝફિર-તુમ મિન રિજાલિ યહૂદ ફક્તુલૂ-હુ." એટલે ફિત્નાખોર, આતંકવાદી અને માથાભારે યહૂદીઓમાંથી જેની ઉપર તમે કાબૂ મેળવો તેને કતલ કરી નાખો.

મદીનહમાં ઈબ્ને સુનૈનહ નામે એક યહૂદી બહુ મોટો સોદાગર હતો. એ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કટ્ટરવાદી દુશ્મન હતો. તરહ-તહરના ફિત્ના જન્માવીને લોકોને આપની વિરૂધ્ધ ઉશ્કેર્યા કરતો. એક દિવસે લાગ મળતાં હઝરત મુહૈયસા બિન મસઊદ બિન કઅબ બિન આમિર બિન અદી.......બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસ નામના મુસ્લિમ યુવકે તેને કતલ કરી નાખ્યો.

હઝરત મુહૈયસાના મોટાભાઈનું નામ હુવૈયસા હતું. એ હજુ સુધી મુસલમાન બન્યો ન હતો. આ બનાવના સમાચાર મળતાં તેણે નાનાભાઈ મુહૈયસાને પકડીને ખૂબ માર્યો અને કહ્યું, "હે અલ્લાહના દુશ્મન ! તેં ઈબ્ને સુનૈનહ જેવા ભલા ગૃહસ્થને શું કામ કતલ કર્યો ? તેના માલની કંઈક ચરબી તો તારા પેટમાં હજુ પડેલી હશે!"

હઝરત મુહૈયસાએ હિંમતથી જવાબ આપ્યો, "ભાઈ સાહેબ ! સાંભળી લો. તેની કતલનો હુકમ મને એવા ગૃહસ્થે આપ્યો હતો કે એ ગૃહસ્થ મને તમારી કતલનો હુકમ આપતે તો હું બેધડક તમારૂં ડોકું પણ ઉડાવી મૂકતે !"

આ સણસણતો જવાબ સાંભળીને હુવૈયસા દંગ થઈ ગયો. ગુસ્સાથી તડૂક્યો, "અલ્યા શું બોલ્યો ? શું મુહંમદ હુકમ કરતે તો તું મને પણ મારી નાખતે ?"

"હા બિલકુલ યકીની વાત છે." નાનાભાઈએ ઠાવકા મુખે કહ્યું.

હઝરત મુહૈયસાના આ હિંમતભર્યા જવાબની હુવૈયસાના મન પર ઊંડી છાપ પડી. તેના દિલે પ્રથમ વાર ઈસ્લામ પ્રત્યે આકર્ષણ અનુભવ્યું. જાણે ઈસ્લામની સચ્ચાઈનો ફણગો તેના દિલમાં ફૂટયો હોય તેમ તેણે

વિચાર્યું કે, જેના ધર્મે નાનાભાઇને આટલો હિંમતવાન અને નિડર બનાવી દીધો એ જરૂર કોઇ અનોખી વસ્તુ હોવી જોઇએ! એ પછી વધુ દિવસો પસાર નહિ થયા તો હુવૈયસાએ પણ પોતાનું માથું ઇસ્લામના ચરણોમાં નાખી દીધું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ રિવાયત મને બનૂ હારિસહના આઝાદ કરેલા ગુલામે સંભળાવી અને તેણે મુહૈયસાની બેટીને મુખે સાંભળી અને બેટીએ તેના બાપ મુહૈયસાને મુખે સાંભળી.

**હુવૈયસાના ઈસ્લામની કથા**————ઈબ્ને હિશામ કહે છે : મને હુવૈયસાના ઈસ્લામ કબૂલ કરવાની જે રિવાયત મળી તેની વિગત એમ છે કે, જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ કુરૈઝહના યહૂદીઓ પર ફતેહમંદી મેળવી તો તેઓના ચાર સો જેટલા પુરૂષોને ગિરફતાર કરી લીધા. આ યહૂદીઓ બનૂ ખઝરજના કબીલા વિરૂધ્ધ ઔસ કબીલા સાથે કરારોથી જોડાયેલા હતા. જ્યારે આપે આ યહૂદીઓની ગરદનો મારવાનો હુકુમ ફરમાવ્યો તો ખઝરજ કબીલાના મુસલમાનો હોંસે-હોંસે તેઓની ગરદનો મારવા તૈયાર થઇ ગયા અને આનંદ તથા ઉલ્લાસના ભાવોથી તેઓના ચેહરા પ્રફુલ્લા બની ગયા.

એથી વિરૂધ્ધ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઔસ કબીલાના મુસલમાનોને જોયા તો તેઓના ચેહરાઓ પર આનંદને બદલે ઉદાસીની રેખાઓ પ્રસરેલી હતી. આ જોઇને આપ તરત એનું કારણ પામી ગયા કે ઔસના લોકો આ યહૂદીઓના કરારી હોવાથી ખઝરજના લોકો એમની ગરદનો મારે તે એમને પસંદ નથી અને તેથી એ બધા ઉદાસ છે.

હવે યહૂદીઓના ફકત બાર પુરૂષો બાકી રહી ગયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખઝરજના લોકોને તેઓની ગરદનો મારવાથી અટકાવી દીધા. અને બાકી રહેલા બાર યહૂદીઓને ઔસ કબીલાના ૨૪ માણસોને હવાલે કરી દીધા અને હુકમ ફરમાવ્યો કે બબ્બે માણસો એક-એક યહૂદીને કતલ કરે અને તે એવી રીતે કે : ''લિયબ-રિ ફુલાનુન વલ-યુઝફ-ફિફ ફુલાનુન.'' એટલે ફલાણો માણસ તલવારથી ઘાયલ કરે અને ફલાણો તેનો ખાતેમો કરે.

ઔસ કબીલાના મુસલમાનોને સોંપાયેલા યહૂદીઓમાં કઅબ બિન યહૂઝા નામે યહૂદી પણ હતો જે બનૂ કુરૈઝહનો માનવંતો સરદાર હતો. એ હઝરત મુહૈયસા બિન મસઊદ અને હઝરત અબૂ બુરદહ બિન નયારને ભાગે આવ્યો. આ હઝરત અબૂ બુરદહ તેજ ગૃહસ્થ છે જેમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બકરીઈદની કુરબાનીમાં એક વરસના બકરાની કુરબાની કરવાની ખાસ પરવાનગી આપી હતી. આપે એ બંનેને ફરમાવ્યું : ''લિયદ-રિબ્હુ મુહૈયસતુ વલ-યુઝફ-ફિફ અલૈહિ અબૂ બુરદહ.'' એટલે મુહૈયસા એને ઘાયલ કરે અને અબૂ બુરદહ એનો ખાતેમો બોલાવે.

આ ફરમાન મુજબ હઝરત મુહૈયસાએ કઅબ બિન યહૂઝાને તલવારનો હળવો પ્રહાર કરીને ઘાયલ કર્યો અને હઝરત અબૂ બુરદહએ આગળ વધીને તેનો ખાતેમો કરી નાખ્યો.

હઝરત મુહૈયસાના મોટા ભાઇનું નામ હુવૈયસહ હતું. એ હજુ સુધી મુસલમાન બન્યો ન હતો. જ્યારે એને ખબર પડી કે મારા નાના ભાઇએ કઅબ બિન યહૂઝાને મારીનાખ્યો છે તો તે બહુ નારાજ થઇ ગયો. તરત નાના ભાઇ પાસે પહોંચીને ગુસ્સાથી બોલ્યો, ''અલ્યા ! કઅબ બિન યહૂઝાને તેં કતલ કર્યો ?''

તે બોલ્યો, ''હા ભાઇસાહેબ ! મેં તેને કતલ કર્યો.''

"નાલાયક નફફટ !"હુવૈસહ બરાડયો, "તું છેક નગુણો ઇન્સાન છે. તેના રોટલા ખાય-ખાયને તારા પેટમાં આટલી ચરબી ચઢી ગઇ છતાં તેં તેને મારી નાખ્યો. તેના ઉપકારોનો જરાયે વિચાર નહિ કર્યો. ખરેખર તું નીચ માણસ છે."

"સાંભળો મુરબ્બી સાહેબ !" મુહૈયસા હિંમતથી બોલ્યો, "બેશક મેં તેને કતલ કર્યો પણ જાણો છો કોના હુકમથી ? એવા ગૃહસ્થના હુકમથી કે એ ગૃહસ્થ મને તમારા ખૂનનો હુકમ ફરમાવતે તો બેધડક હું તમારૂં ખૂન પણ કરી નાખતે !"

આ સણસણતો જવાબ સાંભળીને હુવૈયસા સમસમી રહ્યો. નીચી મૂંડી કરીને એજ દશામાં તે ત્યાંથી હાલી નીકળ્યો. લોકોનું બયાન છે કે રાતભર તે તરંગોમાં ગોથાં ખાતો રહ્યો અને નાના ભાઇની હિંમત પર તઅજજુબ કરતો રહ્યો. આખી રાત તેને ઊંઘ નહિ આવી અને સવાર પડી તો પોકારી ઊઠયો, "વલ્લાહ! બેશક સાચો ધર્મ એજ છે."

પછી એજ પળે ઝપાટાભેર ચાલતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો અને સાચા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ગઝવએ-બુહરાનથી નિવૃત્ત થઇને મદીનહ વાપસ પધાર્યા અને જુમાદલ-આખિરહ, રજબ, શઅબાન તથા રમઝાન ચાર મહિના મદીનહમાંજ બિરાજમાન રહ્યા. એ પછી હિજરતના ત્રીજા વરસે એટલે હિજરી સન ૩ના શવ્વાલ મહિનામાં મક્કહના કુરૈશ લાવલશ્કર લઇને મદીનહ પર ચઢી આવ્યા અને મદીનહથી થોડે દૂર આવેલા ઉહુદ સ્થળે આપની સાથે ટક્કર લીધી જેનું નામ જંગે-ઉહુદ છે.

---

# પ્રકરણ ૧૦૭

# ગઝવએ-ઉહુદ : બીજું મહાયુધ્ધ

—————૧—————

રિવાયતોનો સંગ્રહ • કુરૈશનો જુસ્સો અને જંગની તૈયારી • કુરૈશ લશ્કર એકઠું કરે છે • અબૂ ઉઝઝહ શાઇરની ગદ્દારી • મસાફિઅ શાઇરની રણભેરી • વહશી ગુલામને આઝાદીનું વચન • કુરૈશની બેગમો અને મહિલાઓ • રસૂલુલ્લાહ (સલ.)નો ખ્વાબ • સહાબા સાથે યુધ્ધની મંત્રણા • મુનાફિકોના સરદારનો વિરોધ • જોશીલા જવાનોનો જોશ અને જુસ્સો • મુનાફિકોની અંતરિયાળ દગલબાજી • ઘોડાની દુમ અને તલવારનો શુકન • આંખ અને દિલનો આંધળો • ઉહુદની ઘાટીમાં પડાવ • લડાઇની તૈયારી અને તીરંદાઝોને હુકમ • સગીર વયના કિશોરો માટે હુકમ • રસૂલુલ્લાહ (સલ.)ની તલવારનો હક • અબૂ આમિર ફાસિકની ચાલ • અબૂ સુફયાન અને ઝંડાધારીઓ • કુરૈશી વીરાંગનાઓનો જુસ્સો • અબૂ દુજાનહ અને તલવારનો હક • હિન્દ અને તલવારનો હક • હઝરત હમ્ઝહની શહાદત • વહશીની કથા વહશીના મુખે • વહશીની આપવીતી • મક્કહથી વહશીની નાસભાગ • મુસૈલિમહ કઝ્ઝાબની કતલ.

**રિવાયતોનો સંગ્રહ**————બુહરાનથી વાપસી પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ચાર મહિના મદીનહમાં ગુજાર્યા. પછી હિજરી સન ૩ ના શવ્વાલમાં કુરૈશી કુફ્ફાર સાથે ઉહુદનો સંગ્રામ ખેલાયો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-ઉહુદના બનાવોનો આધાર તે રિવાયતો પર છે જેને, આપણા માનવંતા ધર્મ-વિશારદોમાંથી હઝરત મુહંમદ બિન મુસ્લિમ ઝુહરી, હઝરત મુહંમદ બિન યહયા બિન હબ્બાન, હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ, હઝરત હુસૈન બિન અબ્દુર્રહમાન બિન અમ્ર બિન સઇદ બિન મુઆઝ વગેરેએ વર્ણવી છે. એ બધાએ જંગે-ઉહુદના બનાવોમાંથી કંઇ ન કંઇ પ્રસંગોનો ઉલ્લેખ કર્યો છે. મેં જે જે બનાવો અહીં રજૂ કર્યા છે તે ઉપરના વિદ્વાનોની તમામ રિવાયતોનો સંગ્રહ છે.

**કુરૈશનો જુસ્સો અને જંગની તૈયારી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહના કુરૈશને બદ્રની રણભૂમિમાં નામોશી ભરેલી શિકસ્ત મળી. તેઓના મોટા-મોટા સરદારો અને નામીચા વીરનરો માર્યા ગયા અને મેદાનમાંથી જીવ લઇને નાઠેલા સૈનિકો મક્કહ પહોંચી ગયા. તે વેળા સુધીમાં અબૂ સુફયાન બિન હર્બ પણ વેપારી કાફલા સાથે મક્કહ પહોંચી ગયો હતો.

એ પછી અબ્દુલ્લાહ બિન રબીઅ, ઈકરિમહ બિન અબૂ જહલ અને સફવાન બિન ઉમૈયહ શિકસ્તના ઊંડા આઘાત સાથે મક્કહ પહોંચી ગયા અને કુરૈશના એવા લોકો પાસે ગયા જેઓના બાપ-બેટા કે ભાઈઓ બદ્રના મેદાનમાં કતલ થઈ ગયા હતા. તેઓ, એ બધાને લઈને અબૂ સુફયાન અને વેપારી કાફલાના અગ્રેસરો પાસે ગયા અને ટહેલ નાખતાં બોલ્યા :

"હે કુરૈશી સરદારો ! મુહંમદે તમારો કિલ્લો ઉખેડી કાઢયો છે. તમારા લશ્કરી બળના ભૂક્કા બોલાવી દીધા છે. તમારા નામીચા સરદારો અને ચુનંદા માણસોને મોતને ઘાટ ઉતારી દીધા છે. હવે અમારી વિનંતી છે કે કાફલા સાથે વેપારનો જેટલો માલ તમે લાવ્યા છો એ બધો મુહંમદ સાથેના મુકાબલામાં ઝોંકી દો કે જેથી અમે અમારા માણસોનું વેર લઈ શકીએ !"

અબૂ સુફયાન અને કાફલાના સોદાગરોએ તેઓની આ વિનંતીનો સ્વીકાર કરી લીધો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને કુર્આની ઉલૂમના જ્ઞાનીઓએ માહિતી આપતાં કહ્યું કે, એજ તે લોકો છે જેઓના બારામાં કુર્આને-મજીદની આ આયત નાઝિલ થઈ : "ઈન્નલ-લઝીન કફરૂ યુન-ફિકૂન અમ્વાલ-હુમ લિ-યસુદ્દૂ અન સબીલિલ્લાહ...."

"બેશક જે લોકો કુફ્ર પર આગ્રહી છે તેઓ પોતાનું ધન એવા હેતુએ વાપરે છે કે તેનાથી અલ્લાહના માર્ગમાં રૂકાવટો નાખી શકે. પછી તેઓ વધુ ધન પણ વાપરશે. પરંતુ નતીજા રૂપે તેઓ પોતાનું ધન વાપરીને પસ્તાવા તથા હતાશા સિવાય કશું મેળવી શકવાના નથી. અને પછી પછડાઈ પડશે. અને કુફ્ર ગ્રહણ કરનારાઓને છેવટે જહન્નમમાં ભેગા કરી દેવામાં આવશે." [૧]

**કુરૈશ લશ્કર એકઠું કરે છે**—————અબૂ સુફયાન અને વેપારી કાફલાના અધિકારીઓની ઉશ્કેરણીથી કુરૈશના તમામ કબીલાઓ અને તેઓની સાથે કરારોથી જોડાયેલા બીજા કબીલાઓ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મુકાબલાના યુધ્ધ માટે એકઠા થઈ ગયા. એટલું જ નહિ, તેઓથી દબાયેલા અને તેઓની આણ હેઠળ રહેનારા બનૂ કિનાનહ તેમજ તિહામહ પ્રદેશમાં વસનારા કબીલાઓના લોકો પણ દરેક પ્રકારે કુરૈશની મદદ કરવા તૈયાર થઈ ગયા.

**અબૂ ઉઝઝહ શાઈરની ગદ્દારી**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબૂ ઉઝઝહ અમ્ર બિન અબ્દુલ્લાહ જુમહી નામે એક પંકાયેલો શાઈર હતો. બદ્રની લડાઈમાં કેદ પકડાઈને મદીનહ આવ્યો હતો. બહુ ગરીબ, કંગાલ અને નાદાર હોવા ઉપરાંત ઘરમાં છૈયાં છોકરાંની લંગાર ધરાવતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ રહમદિલીથી કામ લઈને એની ઉપર મોટો ઉપકાર કર્યો હતો. એણે વિનંતી કરી હતી, "હે મુહંમદ! તમે જાણો છો કે હું એક ગરીબ માણસ છું. ઘરમાં છોકરાંઓની લંગાર છે. હાજતો પૂરી થતી નથી. દંડની રકમ કયાંથી લાવું? બસ મુજ પર ઉપકાર કરો. મને છોડી મુકો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એની પાસેથી કબૂલાત લીધી હતી, "અબૂ ઉઝઝહ! વચન

---

૧. સૂરએ-અન્ફાલ પા. ૯ આયત ૩૬

આપો કે અમારા દુશ્મનની મદદ નહિ કરશો.'' શાઈરે વચન શબ્દ પર ભાર મૂકતાં કહ્યું હતું:

''હે મુહંમદ ! હા પાકું વચન છે. ન તમારા દુશ્મનનો પક્ષ લઈશ ન તેની મદદ કરીશ.''

ત્યારે આપે તેની ઉપર ઉપકાર કરીને દંડ લીધા વિના તેને છોડી મૂકયો હતો.

હવે સફવાન બિન ઉમૈયહ એની પાસે ગયો અને બોલ્યો, ''હે અબૂ ઉઝઝહ ! તમે એક જાણીતા અને અચ્છા શાઈર છો. પોતાની શાઈરી અને જોશીલી વાણીથી અમારી મદદ કરો અને અમારી સાથે જંગમાં પણ ચાલો.''

''જુઓભાઈઓ ! સાંભળો,'' તેણે પોતાની લાચારી દર્શાવતાં કહ્યું, ''જંગે-બદ્રમાં મુહંમદ સાહેબે મુજ પર ઉપકાર કર્યો છે. તેમની વિરૂધ્ધ કોઈ પગલું નહિ લેવાનું મેં વચન આપી દીધું છે.''

સફવાન બોલ્યો, ''વારૂ શાઈરી કે વાણીથી મદદ કરવાની વાત જવા દો. ફકત પોતાની જાતથી અમારી મદદ કરો. હું વચન આપું છું કે જંગમાંથી તમે હેમખેમ પાછા ફર્યા તો એટલો માલ આપીશ કે તમે માલામાલ થઈ જશો અને જો માર્યા ગયા તો તમારાં બાલબચ્ચાંની જવાબદારી હું ઉપાડી લઈશ. તમારી બેટીઓ મારી જ બેટીઓ હશે. મારા જ ઘરમાં મારી બેટીઓ સાથે રહેશે. સુખ અને દુખ બંને હાલતમાં અમારૂં જીવન અને મરણ સાથે જ હશે.''

અબૂ ઉઝઝહ શાઈર સફવાનની ચીકણી વાતો પર લપસી પડયો અને તેની મરજી પર ચાલવા તૈયાર થઈ ગયો. એ પછી તે કુરૈશે ઘડેલા કાર્યક્રમ મુજબ તિહામહ પ્રદેશ તરફ ઊપડયો અને ત્યાં વસનારા કબીલાઓમાં જઈને વીરહાક ગજાવતાં લલકાર્યો :

**ઐયુહા બની અબ્દે મનાતર રુઝામ, • અન્તુમ હુમાતુન વ અબૂકુમ હામ.**

રણસંગ્રામમાં દ્રઢતાથી લડનારા હે બનૂ અબ્દે-મનાત ! તમે પોતાના બાપદાદા પેઠે મોટા જોરાવર અને પીઠબળ આપનારા લડવૈયા છો. (આ પ્રસંગે અમારી મદદ કરો.)

**લા તએદૂની નસ્ર-કુમ બઅદલ-આમ, • લા તુસ-લિમૂની લા યહિલ્લુ ઈસ્લામ**

આ વરસ પછી તમારે અમારી મદદ કે સહકારનું વચન આપવાની કોઈ જરૂર નહિ રહેશે. બસ આટલું કરો કે અમને દુશ્મનના હાથને હવાલે નહિ કરો. કેમકે આ નીતિ કોઈ રીતે વાજબી નથી.

**મુસાફિઅ શાઈરની રણભેરી**———મુસાફિઅ બિન અબ્દે-મનાફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ નામે શાઈર બનૂ માલિક બિન કિનાનહની વસતિમાં પહોંચી ગયો અને તેઓની કૌમી તથા ધાર્મિક લાગણીઓને ઉશ્કેરીને અને તેઓના બાપદાદાઓની પરંપરાગત ખૂબીઓના સંભારણા કરાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ યુધ્ધનો નાદ ગજાવતાં લલકાર્યો :

**યા માલિક માલલ હસબિલ મુકદ-દમિ, • અન્શુદુ ઝલ-કુરબા વઝત-તઝમ-મુમિ.**

**મન કાના ઝા રુહમિન વમલ-લમ યરહમિ, • અલ-હિલ્ફ વસ્તલ બલદિલ મુહર-રમિ.**

**ઈન્દ હતીમિલ-કઅબતિલ-મુઅઝ-ઝમિ.**

હે બનૂ માલિક બિન કિનાનહ (ના બહાદુરો !) તમારા ભૂતપૂર્વ સંસ્કાર તમારા સ્વમાન અને શરાફતને

શું થઇ ગયું કે, હું કદી આ ભાઇબંધને તો કદી પેલા જવાબદાર ગૃહસ્થને શોધતો ફરી રહ્યો છું ! તમે જ કહો, દયાળુ અને સહાનુભૂતિવાળા કોણ હતા ? માનવંતા કઅબહના હતીમ પાસેના, માનવંતા શહેર (મક્કહ)ની વચ્ચે કોણે લાગણીભર્યો વર્તાવ નહિ કર્યો ? (એ તમે જ હતા) ત્યારે બતાવો હવે તમારી બહાદુરી અને તમારા વારસાગત સંસ્કારને શું થઇ ગયું છે ?

**વહશી ગુલામને આઝાદીનું વચન**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જુબૈર બિન મુત્ઇમનો એક હબશી ગુલામ હતો. લોકો એને વહશી નામે બોલાવતા હતા. એ હબશીઓની પ્રણાલી મુજબ બરછો ફેંકી મારવાની કળામાં પારંગત હતો. એનું તાકેલું નિશાન ભાગ્યે જ ખાલી જતું. એની પાસે હબશ દેશનો એક બરછો હતો. આ બરછો મલકુલ-મવત એટલે યમદૂતનો બરછો ગણાતો. જેને ખેંચી મારતો તેનું આવી બનતું.

જુબૈર બિન મુત્ઇમે પોતાના આ ગુલામને કહ્યું, "અલ્યા વહશી ! ચાલ તું પણ અમારી જોડે લડાઇમાં જોડાઇ જા. જો તું મારા કાકા તુઐમહ બિન અદીના બદલામાં મુહંમદના કાકા હમ્ઝહને કતલ કરી નાખે તો તું આઝાદ છે. તારી આઝાદીની એજ કિંમત છે." [૧]

**કુરૈશની બેગમો અને મહિલાઓ**————જ્યારે કુરૈશના લોકો પોતાના તાબેદારો, કરારીઓ, સહકારીઓ અને બનૂ કિનાનહ તથા તિહામહ પ્રદેશના કબીલાઓ સાથે જંગી તૈયારીઓથી પરવારી ગયા તો યુધ્ધની સંપૂર્ણ સાધનસામગ્રી સાથે પોતાનું લાવલશ્કર લઇને લડાઇના મેદાન તરફ રવાના થઇ ગયા. આ વેળા સૈનિકો લડાઇનું મેદાન છોડીને નાસી ના છૂટે અને લોહીના છેલ્લાં ટીપાં સુધી મરણિયા થઇને બહાદુરીથી લડી લે તે માટે કુરૈશે પોતાની બેગમો તથા કુળવાન મહિલાઓને પણ સાથે લીધી અને ઊંટની કાઠીઓ પર બેસાડીને પોતાની સાથે લઇ ગયા કે જેથી આ વીરાંગનાઓ રણભૂમિમાં વીરકાવ્યો લલકારીને સૈનિકોને શૂર ચઢાવતી રહે અને કોઇ સિપાહી મેદાને-જંગથી પૂઠ ફેરવીને ફરાર થવાનું બાયલાપણું નહિ બતાવે. જંગે-ઉહુદમાં ઉત્સાહભેર શામિલ થયેલી કુરૈશી બેગમોના નામ આ છે :

• ——— કુરૈશના સરસેનાપતિ અબૂ સુફયાન બિન હર્બે પોતાની બેગમ હિન્દ બિન્તે ઉત્બહ બિન રબીઅહને સાથે લીધી. એ હઝરત અમીર મુઆવિયહની મા હતી. એનો બાપ ઉત્બહ બિન રબીઅહ, એનો કાકો શૈબહ બિન રબીઅહ, એનો ભત્રીજો વલીદ બિન ઉત્બહ, એનો બેટો હન્ઝલહ બદ્રમાં માર્યા ગયા હતા.

• ——— ઇકરિમહ બિન અબૂ જહલે પોતાની બેગમ ઉમ્મે-હકીમ બિન્તે હારિસ઼ બિન હિશામ બિન મુગીરહને સાથે લીધી.

• ——— હારિસ઼ બિન હિશામ બિન મુગીરહએ પોતાની બેગમ ફાતિમહ બિન્તે વલીદ બિન મુગીરહને સાથે લીધી.

• ——— સફવાન બિન ઉમૈયહએ પોતાની બેગમ બરઝહ બિન્તે મસઊદ બિન ઉમર બિન ઉમૈર સ઼કફિયહને સાથે લીધી. આ બરઝહ બેગમ અબ્દુલ્લાહ બિન સફવાન બિન ઉમૈયહની મા છે. ઇબ્ને હિશામ કહે છે : બરઝહનું અસલ નામ રૂકૈયહ છે. ઇબ્ને ઇસ્હાકે કુરૈશની બીજી બેગમોના નામો પણ દર્શાવ્યાં છે જેમકે :

• ——— અમ્ર બિન આસે પોતાની બેગમ રીતહ બિન્તે મુનબ્બેહ બિન હજ્જાજને સાથે લીધી. આ રીતહ

---

૧. જુબૈર બિન મુત્ઇમનો કાકો તુઐમહ બિન અદી જંગે-બદ્રમાં હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ અન્હુના હાથે માર્યો ગયો હતો. "હ"

બેગમ અબ્દુલ્લાહ બિન અમ્રની મા છે.

• ——— એવી જ રીતે તલહા બિન અબી તલહાએ પોતાની બેગમ સુલાફહ બિન્તે સઅદ બિન શહીદ અન્સારીયહને સાથે લીધી. સુલાફહનો પતિ તલહા, તેના બેટાઓ મુસાફિઅ, જુન્નાસ અને કિલાબ એ બધા જ આ જંગે-ઉહુદમાં કતલ થઇ ગયા.

• ——— એવી જ રીતે બનૂ માલિક બિન હુસ્લની મહિલાઓમાંથી ખુનાસ બિન્તે માલિક બિન મિદરબ પોતાના જવાન બેટા અબૂ અઝીઝ બિન ઉમૈર સાથે મેદાને-જંગ તરફ ઊપડી ગઇ. આ ખુનાસ બેગમ હઝરત મુસઅબ બિન ઉમૈરની મા છે. અબૂ અઝીઝ જંગે-બદ્રમાં કેદ પકડાયો હતો.

• ——— એવી જ રીતે અમ્રહ બિન્તે અલ્કમહ પણ કુરૈશી લશ્કરની સાથે હતી. આ અમ્રહ બેગમ બનૂ હારિસ઼હ બિન કિનાનહની બેગમોમાંથી હતી. [1]

આખા રસ્તે અને લડાઇના મેદાનમાં અબૂ સુફયાનની બેગમ હિન્દ બિન્તે ઉત્બહ જયારે ય હબશી ગુલામ વહશી પાસેથી પસાર થતી તો તેને "અબૂ વસમા" ઉપનામે સંબોધીને હાકલ કરતી, "યા અબા વસમા! ઈશ્ફે વસ-તશ્ફે." એટલે તું તારૂં કલેજું પણ ઠંડું કરજે અને મારૂં કલેજું પણ ઠંડું કરજે ! મતલબ હમ્ઝહને મારી નાખશે તો આઝાદી મળતાં તારૂં કલેજું ઠંડું થઇ જશે અને મારી મુરાદ બર આવતાં મારા કલેજાંની આગ ઠંડી થઇ જશે.

સારાંશ કે આ લોકો ધૂમધડાકાથી લાવલશ્કર સાથે ઈતરાતા-મલકાતા અને ફોજી બૂટોના ધમાકાથી ધરતી ધરૂજાવતા લડાઇના મેદાન તરફ રવાના થઇ ગયા અને મેદાનમાં પહોંચીને "જબલે-અયનૈન"પાસે પડાવ નાખી દીધો. આ સ્થળ મદીનહની સામી દિશાએ "કનાત"ની ખીણને છેડે "સબેખા"ની ભૂમિમાં આવેલું છે.

**રસૂલુલ્લાહ (સલ.)નો ખ્વાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જયારે સમાચાર મળ્યા કે કુરૈશનું લશ્કર જંગની તૈયારી કરીને શસ્ત્રસરંજમ સાથે આવી લાગ્યું છે તો આપે મુસલમાનોને ભેગા કર્યા અને તેઓને સંબોધીને ફરમાવ્યું :

> "હે મુસલમાનો ! સોગંદ છે અલ્લાહના, રાતે મેં એક અજીબો-ગરીબ ખ્વાબ જોયો છે. પણ ખ્વાબનો અંજામ રૂડો છે. મેં કેટલીક ગાયો જોઇ અને પછી જોયું કે મારી તલવારમાં એક દન્દાનો એટલે દાંતો પડી ગયો છે. સાથે જ એવું પણ જોયું કે મેં મારો હાથ એક મજબૂત બખતરમાં દાખલ કરી દીધો છે. મારી ધારણા મુજબ એનો ઈશારો મદીનહ તરફ છે."

ઈબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારોએ મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ શબ્દો કહ્યા : "રઐતુ બકરન તુઝબહુ." એટલે મેં ખ્વાબમાં કેટલાક ગાય-બળદો જોયાં. એ બધાં મારાં છે અને એ બધાંને ઝબહ કરવામાં આવે છે. વધુમાં આપે ફરમાવ્યું :

> "ગાય-બળદોનો ઈશારો મારા કેટલાક સહાબા છે. જેઓ આ લડાઇમાં શહીદ થઇ

૧. આ બેગમોમાંથી અમ્રહ બિન્તે અલ્કમહ અને ખુનાસ બિન્તે માલિક વગર બાકીની બધી બેગમો આગળ જતાં મુસલમાન બની ગઇ. (સીરતુલ-મુસ્તફા જિ ૨ પા. ૧૮૭) "દ"

જવાના છે. અને મારી તલવારમાં દાંતો પડી જવાનો ઈશારો મારા ખાનદાનનો કોઈ મોટો માણસ છે જે આ લડાઈમાં શહીદ થઇ જશે.''

**સહાબા સાથે યુધ્ધની મંત્રણા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનો સાથે યુધ્ધને લગતી મંત્રણાનો આરંભ કરતાં ફરમાવ્યું, ''હે મુસલમાનો! સાંભળો, અગર તમારો અભિપ્રાય એવો હોય કે આપણે મુકાબલા માટે મદીનહમાં જ રહીએ અને કુરૈશને તેઓના પડાવને સ્થળે જ રહેવા દઇએ તો આ વાત આપણા માટે અનુકૂળ હશે અને તેઓ માટે અનુકૂળ નહિ હશે કેમકે તેઓએ ખોટા સ્થળની પસંદગી કરીને પડાવ નાખેલો છે. પછી જો તેઓ મદીનહ પર ચઢી આવીને આક્રમણ કરી દે તો આપણે અહીં જ રહીને તેઓનો મુકાબલો કરીશું.''[1]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પોતાનો અભિપ્રાય એવો હતો કે મદીનહથી બહાર નીકળીને અને કુરૈશના પડાવને સ્થળે જઈને મુકાબલો નહિ કરવામાં આવે બલકે મદીનહમાં જ રહીને દુશ્મનનો મુકાબલો કરવામાં આવે.

મદીનહના મુનાફિકો અને તેઓનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય પણ આ મશ્વરામાં શામિલ હતા. આપની વાત સાંભળીને અબ્દુલ્લાહ આપના મત સાથે પૂરી રીતે સંમત થઇ ગયો બલકે તેણે આગળ વધીને ભારપૂર્વક કહ્યું, ''હરગિઝ બહાર નીકળીને લડાઇ નહિ કરવામાં આવે. બલકે મદીનહમાં જ રહીને તેઓનો મુકાબલો કરવામાં આવે.''

અનુભવોથી ઘડાયેલા પાકટ વયના સહાબા પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ મત સાથે સહમત હતા. આમ છતાં મુસલમાનોમાં કેટલાક નવલોહિયા અને જોશીલા જવાનો એવા હતા જેઓ જંગે-બદ્રમાં ભાગ લેવાથી પાછળ પડી ગયા હતા અને જેઓ અલ્લાહના રાહમાં જિહાદ કરીને શહીદ કે ગાઝી બનવાની તમન્ના ધરાવતા હતા અને જેઓના નસીબમાં આ લડાઈમાં શહીદ થવાના લેખ લખાય ચૂકયા હતા, તેઓએ આગળ વધીને આગ્રહપૂર્વક વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! અમને મદીનહથી બહાર નીકળીને દુશ્મનનો મુકાબલો કરવાની તક આપો કે જેથી દુશ્મન એમ ન સમજે કે, અમારામાં કોઇ તરહની બુઝદિલી કે કમજોરી પેદા થઇ ગઇ છે.''

**મુનાફિકોના સરદારનો વિરોધ**————જિહાદ માટે થનગનતા યુવકોની વાત કાપતાં અબ્દુલ્લાહ બિન ઉબય બોલી ઊઠયો, ''યા રસૂલલ્લાહ ! હરગિઝ નહિ, મદીનહથી બહાર નીકળશો નહિ. આપણા માટે મદીનહમાં જ રહેવાનું હરહાલમાં મુનાસિબ છે. આ બધા કાચી બુધ્ધિના છોકરાઓ છે. એમનું કહ્યું માનીને બહાર નીકળવામાં મોટું જોખમ રહેલું છે. મારો અંગત અનુભવ છે કે જયારે પ કદી મદીનહથી બહાર નીકળીને શત્રુ પર આક્રમણ કરવામાં આવ્યું તો સદા શિકસ્તનું જ મુખ જોવું પડયું છે. એથી વિરૂધ્ધ દુશ્મન જયારે પહેલ કરીને મદીનહ પર તૂટી પડયો તો વિજય અમારો જ થયો છે. માટે કુરૈશને તેઓની દશા પર છોડી દો. અગર તેઓ પોતાના પડાવે જ પડી રહ્યા તો એજ સ્થળ તેઓ માટે કેદખાનું પુરવાર થશે અને જો મદીનહમાં

૧. એટલે કુરૈશના મુકાબલા માટે આપણે મદીનહથી બહાર નીકળવાની જરૂર નથી. ભલે તેઓ ત્યાં પડી રહીને આપણી રાહ જોતા રહે. એમાં બે લાભ છે. એક તો તેઓના પડાવનું સ્થળ ખોટું છે. બીજું કે રાહ જોયા કરવામાં તેઓનું નુકસાન છે આપણું કોઇ નુકસાન નથી. પછી થાકીહારીને તેઓ ચઢાઇ કરી દે તો આપણે મદીનહમાં જ રહીને તેઓનો મુકાબલો કરીશું. ''હ''

પ્રવેશીને તેઓએ આક્રમણ કર્યું તો અમારા પુરૂષો જાન પર ખેલીને તેઓનો જોરદાર મુકાબલો કરશે. અમારી સ્ત્રીઓ અને બાળકો ઘરોની છતો પરથી તેઓ પર પથ્થરોનો મારો ચલાવશે. પછી જો તેઓને પીછેહટ કરવી પડી તો પીછેહટ કરતા જ ચાલ્યા જશે ત્યાં સુધી કે જાનો બચાવવા મક્કહ તરફ નાસતા નજર આવશે. આ રીતે તેઓની નાકામી કે નિષ્ફળતા યકીની વાત છે.''

**જોશીલા જવાનોનો જોશ અને જુસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જે લોકો શહેરથી બહાર નીકળીને દુશ્મનનો મુકાબલો કરવા માગતા હતા તેઓ લગાતાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આગ્રહ કરતા રહ્યા અને જે લોકો જંગે-બદ્રમાં પાછળ પડી ગયા હતા તેઓનો ટેકો પણ ચાલુ રહ્યો. ત્યારે ના છૂટકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરમાં તશરીફ લઈ ગયા અને પોતાના પવિત્ર અંગ પર લોખંડી બખતર તથા લડાઈના બીજાં હથિયારો સજીને પાછા બહાર પધાર્યા.

(એક રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે ઘરમાં તશરીફ લઈ ગયા તો ઠરેલ મતના અનુભવી સહાબાએ જવાનો તથા તેઓના ટેકાદારોને સમજાવ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આગ્રહ કરવો કોઇ પણ રીતે વાજબી નથી. આપની ઉપર આકાશથી વહી ઊતરે છે. આપનો જે કંઇ ફેસલો હશે તે અલ્લાહનો ફેસલો હશે. માટે કયા સ્થળે દુશ્મનનો મુકાબલો કરવો તે આપની મરજી પર છોડી દેવું જોઇએ. પરંતુ તેટલી વારમાં તો આપ હથિયારો સજીને બહાર પધારી ચૂકયા હતા. રાવીનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઘરમાં પધારીને પવિત્ર અંગ પર બખતર ધારણ કર્યું. મુબારક શિરે પાઘડી સજાવી. નૂરાની કમ્મરે પટ્ટો બાંધ્યો. હાથમાં ભાલો અને ગળે તલવાર લટકાવીને બહાર પધાર્યા. પયગમ્બરીની આ અનેરી શાન અને નિરાલી અદા જોઇને સહાબા સમજી ગયા કે આપે બહુમતીના મતને વધાવી લઇને અને મદીનહથી બહાર નીકળીને મુકાબલો કરવાનું નક્કી કરી લીધું છે.''હ'')

હવે લોકોને શરમિન્દગી થઇ અને તેઓ પસ્તાવો કરવા લાગ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અમે નાહક આગ્રહ શા માટે કર્યો ? અને શું કામ આપને બહાર નીકળવાની ઝેહમત આપી ? પોતાનો ખેદ જાહેર કરતાં તેઓએ દરખાસ્ત કરી, '' યા રસૂલલ્લાહ ! અમે નાહક આપને તકલીફમાં નાખી દીધા. કોઇ પણ રીતે એ વાત અમને છાજતી ન હતી. આપની ઇચ્છા મુજબ આપ અમારી સાથે મદીનહમાં જ થોભો અને મદીનહથી બહાર નીકળવાની તકલીફ ના ફરમાવો.''

જવાબમાં આપે ફરમાવ્યું, ''આ વાત અલ્લાહના પયગમ્બરની શાનને લાયક નથી કે તે એક વાર હથિયારો સજી લે તો દુશ્મનના મુકાબલા વગર તેને ઉતારી નાખે. અથવા અલ્લાહના નબી માટે આ વાત જાઇઝ કે શોભતી નથી કે સજેલા હથિયારોને હારજીતના ફેસલા વગર કાઢી નાખે. હવે અલ્લાહનું નામ લઇને આગળ બઢો.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : શુક્રવારનો મુબારક દિવસ હતો. હિજરીનું ત્રીજું વરસ અને શવ્વાલની ૧૫ તારીખ હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે તમામ મુસલમાનો જુમઅહની નમાઝથી પરવારી ચૂકયા હતા. એજ દિવસે બનૂ નજ્જાર કબીલાના એક અન્સારી હઝરત માલિક બિન અમ્રની વફાત થઇ હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબા સાથે તેમના જનાઝહની નમાઝ પઢી. પછી દુશ્મન લશ્કરના મુકાબલાને ઈરાદે મુસલમાનોના લશ્કરને લઈને મદીનહથી નીકળી પડયા.

ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સહાબાના લશ્કર સાથે મદીનહથી રવાના થયા તે પહેલાં, આપે મદીનહમાં પોતાના નાયબ તથા નમાઝના ઈમામ તરીકે મશહૂર અંધ સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમની નિમણૂંક કરી.

**મુનાફિકોની અંતરિયાળ દગલબાજી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના એક હજાર સહાબાના સૈન્ય સાથે મદીનહથી બહાર નીકળ્યા અને જ્યારે મદીનહ તથા ઉહુદની વચ્ચે આવેલા ''શવત'' મુકામે પહોંચ્યા તો મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય પોતાના ત્રણ સો સિપાહીઓને લઈને ઈસ્લામી લશ્કરથી અલગ થઈ ગયો અને જતી વેળા બોલ્યો, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કાચી બુધ્ધિના છોકરાઓની વાત માની લીધી અને મારા જેવા પાકટ બુધ્ધિના અનુભવીની વાત નહિ માની તો હે લોકો ! જાણી જોઈને મૃત્યુના ડાચાંમાં જવાની મૂર્ખાઈ શા માટે કરવી ?''

સારાંશ કે નિફાક, કપટ, અદેખાઈ, વૈનસ્ય અને શંકા-કુશંકાની ગંદકીમાં સબડતા લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ઈસ્લામી લશ્કરને તરછોડીને અલગ થઈ ગયા અને અબ્દુલ્લાહ બિન ઉબય એ બધાને લઈને મદીનહ તરફ પાછો વળ્યો. એ જોઈને બનૂ સલિમહવાળા હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ તેઓની પાછળ-પાછળ ગયા અને વિનવણી કરતાં બોલ્યા,

''હે મારી કૌમના ભાઈબંધો ! તમે પોતાની કૌમના ભાઈબંધોને અને અલ્લાહના પયગમ્બરને દુશ્મનની ભીંસમાં અંતરિયાળ છોડીને ચાલ્યા જાવ એ કોઈ પણ રીતે વાજબી પગલું લીધેલું ન કહેવાય. હું તમને યાદ દેવાડું છું કે અલ્લાહ તઆલાએ તમને એની મનાઈ ફરમાવી છે. માટે પાછા વળો.''

મુનાફિકોએ તેમની વાતનો જવાબ આપતાં કહ્યું, ''હે અબ્દુલ્લાહ ! જો અમને પાકે પાયે ખાતરી હોત કે આજે કાપાકાપીનું યુધ્ધ જામવાનું જ છે તો અમે કદી તમને છોડીને ચાલ્યા નહિ જાત. પણ અમારી ધારણા પ્રમાણે આજે કાપાકાપી જેવું કશું જ અહીં બનવાનું નથી.''

મુનાફિકોએ હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રની કોઈ વાત નહિ માની અને જવાની જ હઠ લઈ બેઠા તો તેમણે ભારે ખેદથી કહ્યું, ''હે હત્ભાગી મુનાફિકો ! તમે અલ્લાહના ઉઘાડા દુશ્મન છો. ભલે તમે ચાલ્યા જાવ, અલ્લાહ તમને પોતાની રહમતથી દૂર રાખે ! બહુ જ જલદી અલ્લાહ પોતાના નબીને તમારાથી બે-નિયાઝ કરી દેશે. પછી અલ્લાહના નબીને તમારી કોઈ જરૂર નહિ રહેશે.''

ઈબ્ને હિશામ કહે છે : જ્યારે જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો તો અન્સારી મુસલમાનોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને, યહૂદીઓ સાથે થયેલા કરારનામાને આધારે અરજ કરી, ''યા રસૂલલ્લાહ! યહૂદીઓ આપણી સાથે કરારોથી જોડાયેલા છે. લડાઈના આ પ્રસંગે કેમ તેઓની મદદ નહિ લેવામાં આવે ?''

આપે ફરમાવી દીધું, ''આપણને યહૂદીઓની મદદની કોઈ જરૂરત નથી.''

**ઘોડાની દુમ અને તલવારનો શુકન**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈસ્લામી લશ્કર સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કૂચકદમ ચાલુ રહી. જ્યારે આપ બનૂ હારિસહની પથરાળી ભૂમિમાં પહોંચ્યા તો ત્યાં એક બનાવ બની ગયો. બન્યું એમ કે એક ફોજીના ઘોડાએ સપાટાભેર પોતાની દુમ ઘૂમાવવા માંડી. તેની દુમનો ઝપાટો એક સિપાહીની તલવારની મૂઠ પર પડ્યો અને તલવાર મ્યાનમાંથી નીકળીને જમીન પર

પછડાઇ પડી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને નેક શગુન એટલે શુભશુકન લેવાનું પસંદ હતું પણ કોઈ બનાવથી અપશુકન લેવાને આપ નાપસંદ ફરમાવતા હતા. આપે તલવારવાળા સિપાહીને ફરમાવ્યું, ''પોતાની તલવાર ઝટપટ ઉપાડીને મ્યાનમાં કરી લો. મારૂં માનવું છે કે આજે તલવારો મ્યાનમાંથી નીકળી પડશે.''

**આંખ અને દિલનો આંધળો**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સાથીઓને ફરમાવ્યું, ''કોણ છે જે અમને નિકટના રસ્તેથી દુશ્મન તરફ લઈ જાય; એવો રસ્તો જે દુશ્મનની આંખ સામેથી પસાર થતો ન હોય ?''

બનૂ હારિસ઼હ બિન હારિસ઼વાળા હઝરત અબૂ ખૈસ઼મહ આગળ આવ્યા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ! એ રસ્તે હું લઈ જઈશ.''

તેઓ પોતાની દોરવણી હેઠળ ઇસ્લામી લશ્કરને લઈને બનૂ હારિસ઼હની પથરાળી ભૂમિ તરફ બઢયા. સાથે-સાથે રસ્તામાં આવનારી લોકોની વાડીઓ, ખેતરો અને જમીનોના નામો પણ બતાવતા ગયા. ચાલતાં-ચાલતાં તેઓ મિરબ્બેઅ બિન કૈઝી નામે ખેડૂતની વાડી પાસેથી પસાર થવા લાગ્યા. આ માણસ પાકો મુનાફિક અને બદજાત હતો અને આંખે આંધળો હતો. એને ઈસ્લામી લશ્કરના આગમનના સમાચાર મળી ગયા હતા. જયારે એણે લશ્કરના પગલાંની ધમક સાંભળી તો ધૂળના ખોબા ભરીભરીને લશ્કર તરફ ઉછાળવા લાગ્યો. સાથે સાથે બરાડતો પણ હતો કે ''અગર તું અલ્લાહનો પયગમ્બર છે તો હું તને મારી વાડીમાંથી જવાની પરવાનગી નથી આપતો.''

કહેવાય છે કે મિરબ્બેઅ બિન કૈઝી પોતાના ખોબામાં ધૂળ ભરીને જોરજોરથી બોલતો હતો, ''હે મુહંમદ! મને ખબર હોત કે આ ધૂળ તારા સિવાય કોઈ બીજાના ચેહરા પર નહિ પડશે તો હું નક્કી તારા જ ચેહરા પર એને ઝીંકી મારતે !''

તેના આ નાપાક શબ્દો સાંભળીને મુસલમાનોનું લોહી ઊકળી ઊઠયું. કેટલાક સહાબા તેને કતલ કરવા તેની તરફ ધસી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને રોકી લીધા અને ફરમાવ્યું, ''એને કતલ ના કરો, એને જવા દો. એ આંખોનો પણ આંધળો છે અને દિલનો પણ આંધળો છે !''

પરંતુ આપના રોકવા પહેલાં બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત સઅદ બિન ઝૈદ ઝપાટાભેર તેની તરફ ધસી ગયા હતા. તેમણે પોતાની કમાન ઉપાડીને તેની ખોપરીએ દઈ મારી જેનાથી તેનું માથું ફાટી ગયું.

**ઉહુદની ઘાટીમાં પડાવ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ચાલતાં-ચાલતાં ઉહુદ પહાડની એક ઘાટીમાં પહોંચી ગયા. આપે પોતાના લશ્કર સાથે ત્યાં જ પડાવ નાખી દીધો. આ સ્થળ ખીણથી પહાડ તરફની ઊંચાઈએ આવેલું હતું. આપે લશ્કર અને ઊંટોને પહાડની તળેટી તરફ રાખ્યાં અને સહાબાને ફરમાવ્યું, ''તમારામાંથી કોઈ લડાઈની શરૂઆત નહિ કરે જયાં સુધી કે મારો હુકમ નહિ મળે.''

તે વેળા કુરૈશના લોકો પોતાના ઊંટો અને ઘોડાઓને ''સમગહ''ના ખેતરોમાં ચરાવી રહ્યા હતા. એ ઉહુદ પહાડની પાસે કનાતની ખીણનો એક મોટો ટુકડો હતો અને આ જમીનના માલિક અન્સારી મુસલમાનો હતા. આપે લડાઈની શરૂઆત નહિ કરવાની સૂચના ફરમાવી હતી જેથી કુરૈશના ઢોરોને એમાં ચરતાં જોઈને

એક અન્સારી ગૃહસ્થ બોલી ઊઠયા, "અફસોસ ! બનૂ કૈલહના ખેતરોનો નાશ થઈ રહ્યો છે છતાં બચાવમાં અમે અમારી તલવારોનો ઉપયોગ કરવાથી લાચાર છીએ."

**લડાઇની તૈયારી અને તીરંદાજોને હુકમ**————હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લડાઇની તૈયારી કરવા માંડી. અત્યારે આપની સાથે કુલ સાત સો લશ્કરીઓ હતા. બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈરને આપે તીરંદાજોની ટુકડીના ઉપરી બનાવ્યા. તે વેળા તેઓ સફેદ પોશાકમાં સજ્જ હોવાને કારણે નોખા તરી આવતા હતા. તીરંદાજોની સંખ્યા કુલ પચાસની હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને સંબોધીને હુકમ આપતાં ફરમાવ્યું :

> "દુશ્મનના સવારોને તમારા તીરોથી રોકી રાખવાનું કામ તમારૂં છે કે જેથી તેઓ પાછળથી આવીને આપણી ઉપર હુમલો ન કરી દે. સાંભળો, લડાઇનો નકશો ગમે તેવો હોય, અમે જીતીએ કે હારીએ, હર હાલમાં તમારે પોતાની જગાએ મક્કમ રહેવું. પોતાની જગા હરગિઝ છોડવી નહિ. તમારી દિશાએથી અમારી ઉપર હુમલો નહિ થવો જોઈએ."

એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક શરીરે બે બખતરો સજેલાં હતાં. એટલે એકની ઉપર બીજું અને લશ્કરનો ઝંડો બનૂ અબ્દે-દારવાળા હઝરત મુસઅબ બિન ઉમૈરને હવાલે કર્યો. (એમની મા ખુનાસ બિન્તે માલિક પોતાના બીજા પુત્ર અબૂ અઝીઝ સાથે કુરૈશી લશ્કરને પાણી ચઢાવવા સામા પક્ષે હાજર હતી.)

**સગીર વયના કિશોરો માટે હુકમ**————ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મદીનહથી નીકળીને "શયખૈન"સ્થળે પહોંચ્યા હતા તો અહીં આપે લશ્કરનું નિરીક્ષણ કર્યું હતું. માલૂમ પડયું કે લશ્કરના મુજાહિદો સાથે કેટલાક ઊગતી વયના કિશોરો પણ જિહાદના જોશમાં નીકળી આવ્યા હતા. એમાં નીચે મુજબ આઠ કિશોરો હતા :

૧ ——— હઝરત ઉસામહ બિન ઝૈદ બિન હારિસહ રદિયલ્લાહુ અન્હુ.
૨ ——— હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ.
૩ ——— બનૂ માલિક બિન નજ્જારમાંથી હઝરત ઝૈદ બિન સાબિત રદિયલ્લાહુ અન્હુ.
૪ ——— બનૂ હારિસહમાંથી હઝરત બરાઅ બિન આઝિબ રદિયલ્લાહુ અન્હુ.
૫ ——— બનૂ માલિક બિન નજ્જારમાંથી હઝરત અમ્ર બિન હઝમ રદિયલ્લાહુ અન્હુ.
૬ ——— બનૂ હારિસહમાંથી હઝરત ઉસૈદ બિન ઝુહૈર રદિયલ્લાહુ અન્હુ.
૭ ——— હઝરત સમુરહ બિન જુન્દુબ ફઝારી રદિયલ્લાહુ અન્હુ.
૮ ——— હઝરત રાફિઅ બિન ખુદૈજ રદિયલ્લાહુ અન્હુ, બનૂ હારિસહવાળા.

લશ્કરનું અવલોકન કરતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ આઠ કિશોરોને લડાઇમાં આવવાથી અટકાવી દીધા તો આપને કહેવામાં આવ્યું, "યા રસૂલલ્લાહ ! રાફિઅ તો પંદર વરસનો છે અને તીરંદાજીમાં મોટો નિશાનાબાજ છે."

આ સાંભળીને આપે રાફિઅને લડાઇમાં આવવાની પરવાનગી આપી દીધી ત્યારે સમુરહ વિષે પણ દરખાસ્ત કરવામાં આવી, "યા રસૂલલ્લાહ ! સમુરહ પણ પંદર વરસનો છે. એ તો કુસ્તીમાં રાફિઅને પછાડી નાખે

છે.''

ત્યારે બંને વચ્ચે કુશ્તી ગોઠવવામાં આવી અને ખરેખર સમુરહએ રાફિઅને કુશ્તીમાં પછાડી નાખ્યો તો સમુરહને પણ લડાઈમાં આવવાની પરવાનગી મળી ગઈ. બાકીના કિશોરોને મદીનહ પાછા મોકલાવી દેવામાં આવ્યા. એ બધા બાળમુજાહિદોને ખન્દકના યુધ્ધમાં ભાગ લેવાની પરવાનગી મળી ગઈ હતી કેમકે ત્યારે તેઓ પંદર વરસના થઈ ગયા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશે પણ જંગની તૈયારી આરંભી દીધી. તેઓનું સૈન્ય ત્રણ હજાર યોધ્ધાઓ પર ફેલાયેલું હતું. એમાં સાત સો બખતરધારી હતા. બસો ઘોડા અને ત્રણ હજાર ઊંટો હતા. સવારોની જમણી પાંખે ખાલિદ બિન વલીદની નિમણુંક કરવામાં આવી. ડાબી પાંખે ઈકરિમહ બિન અબૂ જહલની નિમણુંક થઈ.

**સંપાદકની નોંધ**————કુરૈશી ફોજ પર પાંચ કમાન્ડરોની નિમણુંક કરવામાં આવી. જમણી પાંખે ખાલિદ બિન વલીદની, ડાબી પાંખે ઈકરિમહ બિન અબૂ જહલની, પાયદળ ફોજ પર સફવાન બિન ઉમૈયહ અથવા અમ્ર બિન આસની અને તીરંદાજો પર અબ્દુલ્લાહ બિન અબી રબીઅહની. આગળ જતાં આ પાંચે કમાન્ડરો મુસલમાન બની ગયા. ફોજની સંખ્યા ત્રણ હજારની હતી. એમાં સાત સો બખતરધારી હતા. બસો ઘોડા, ત્રણ હજાર ઊંટો અને ઊંચા ખાનદાનોની પંદર આબરૂદાર બેગમો હતી જેઓ રણગીતોથી વાતાવરણ ગજાવીને યુધ્ધવીરોને પાણી ચઢાવવા આવી હતી.

બીજી તરફ ત્રણ સો મુનાફિકોના ચાલ્યા જવા બાદ ઈસ્લામી ફોજની સંખ્યા ઘટીને સાત સોની થઈ ગઈ હતી. એમાં એક સો બખતરધારી હતા. બે ઘોડા હતા. એક ઘોડો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો અને એક ઘોડો હઝરત અબૂ બુરદહ બિન નયાર હારિસનો. લશ્કરની ગોઠવણી આ રીતે કરવામાં આવી કે મદીનહ લશ્કરની સામે હતું અને ઉહુદ પહાડ તેઓની પાછળ હતો. પાછળથી ઓચિંતા આક્રમણનો ખતરો હોવાથી ૫૦ તીરંદાજોને ઘાટીને નાકે ગોઠવવામાં આવ્યા હતા જેઓના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈર હતા. લશ્કરનો ઝંડો હઝરત મુસઅબ બિન ઉમૈરના હાથમાં હતો. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૧૮૭) ''હ''

**રસૂલુલ્લાહ (સલ.)ની તલવારનો હક**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની તલવાર પોતાના મુબારક હાથમાં લીધી અને પોતાના સાત સો સહાબાના લશ્કરને સંબોધીને ફરમાવ્યુંઃ ''મંય યઅખુઝુ હાઝસ-સૈફ બિ-હક-કિહી.'' એટલે કોણ છે જે આ તલવારને લઈને તેનો હક અદા કરે ?

આ શબ્દો સાંભળતાં જ ૧૪ સો હાથો તલવાર લેવાની તમન્નામાં લાંબા થઈ ગયા પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કોઈને તલવાર નહિ આપતાં તેને પોતાના મુબારક હાથમાં પકડી રાખી. છેવટે બનૂ સાઈદહવાળા હઝરત અબૂ દુજાનહ સિમાક બિન ખરશહ ઊભા થઈને આગળ-વધ્યા અને અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આપની તલવારનો શો હક છે ?''

જવાબમાં આપે ફરમાવ્યુંઃ ''અન તદરિબ બિહિલ-અદુવ્વ હત્તા યનહની.'' એટલે એનો હક આ છે કે એનાથી દુશ્મનોને એટલા મારો કે મારતાં-મારતાં એ વાંકી વળી જાય.

''યા રસૂલલ્લાહ !'' હઝરત અબૂ દુજાનહ બોલ્યા, ''એ તલવાર હું લઈશ, મને આપો આ તલવાર, યા

રસૂલલ્લાહ ! હું એનો હક અદા કરીશ યા રસૂલલ્લાહ !''

તલવાર હઝરત અબૂ દુજાનહને મળી ગઇ. એ અલ્લાહના લાડલા, અલ્લાહના હબીબ, અલ્લાહના આખેરી નબીની તલવાર હતી. હઝરત અબૂ દુજાનહનું મૂળ નામ સિમાક બિન ખરશહ હતું. અરબના પંકાયેલા વીરનર, મોટા બહાદુર, યુધ્ધકળાના નિષ્ણાંત અને યુધ્ધના બારીકથી બારીક દાવપેચોથી પૂરી રીતે માહિતગાર હતા. યુધ્ધમાં ઝંપલાવતી વેળા એમનો નિયમ હતો કે લાલ રંગના રૂમાલ જેવી એક પટ્ટી માથા ફરતે વીંટાળી લેતા જેના અર્થ એવા થતા કે અબૂ દુજાનહ હવે મરણિયા થઇને દુશ્મન પર તૂટી પડવા તૈયાર છે. અત્યારે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથથી તલવાર મેળવતાં જ એમણે લાલ પટ્ટી કાઢીને માથા ફરતે વીંટાળી લીધી અને ઇતરાતા-અકડાતા, સીનો તાણીને અક્કડ ચાલે ચાલતા, બંને ફોજોની વચ્ચે આવેલા મેદાનમાં વિફરેલા સિંહ પેઠે આંટા મારવા લાગી ગયા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના આઝાદ ગુલામ જઅફર બિન અબ્દુલ્લાહ બિન અસ્લમે બનૂ સલિમહના એક અન્સારીની રિવાયતથી મને આ માહિતી આપી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે હઝરત અબૂ દુજાનહને આ રીતે સીનો તાણીને અક્કડ ચાલે આંટા મારતા જોયા તો ફરમાવ્યું: ''ઇન્નહા લિ-મશિય્યતુ યબ્ગદુ-હલ્લાહુ ઇલ્લા ફી મિસ્લે હાઝલ મવતિને.''[1]

અર્થાત : અકડવું, ઇતરાવું, સીનો તાણીને અક્કડ ચાલવું અલ્લાહને સખત નાપસંદ છે પરંતુ રણભૂમિના આ વર્તમાન સંજોગોમાં આ ચાલ અલ્લાહને નાપસંદ નથી.

**અબૂ આમિર ફાસિકની ચાલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આસિમ બિન અમ્ર બિન કતાદહનું બયાન છે કે મદીનહમાં અબૂ આમિર બિન અબ્દે અમ્ર બિન સૈફી બિન માલિક બિન નુઅમાન નામે એક શખ્સ બનૂ દબીઅહના કબીલામાંથી હતો. એ અન્સારના ઔસ કબીલાનો માનીતો આગેવાન હતો. જગતની મોહમાયા અને સંસારની લીલાનો ત્યાગ કરીને પોતે સંસારત્યાગી સાધુ બની ગયો હતો. પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજ્રત કરીને મદીનહ પધાર્યા અને આ સાધુના ચેલા પણ મુસલમાન બનવા લાગ્યા તો એના મનમાં અદેખાઇ અને અંટસનો કાંટો ખૂંપી ગયો. અંદરખાને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો દુશ્મન બની ગયો. જ્યારે પોતાની કોઇ યુક્તિમાં ફાવ્યો નહિ તો એના દિલમાં વેરનો અગ્નિ ભભૂકી ઊઠયો. મદીનહમાં રહીને વેર લેવાનો કોઇ ઉપાય દેખાયો નહિ તો વતનથી બેવતન થઇને પોતાના ૫૦ ચેલાઓ સાથે મક્કહ જઇને વસી ગયો. અહીં કુરૈશ સાથે મળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ લોકલાગણી ઉશ્કેરતો રહ્યો. કુરૈશના આગેવાનોને છાતી ઠોકીને કહ્યા કરતો,

> ''તમે લશ્કર તો તૈયાર કરો પછી મારા જેવા પહોંચેલા સાધુનાં ચમત્કાર જુઓ. સૌથી પહેલાં મર્દે-મેદાન તરીકે હું યુધ્ધનો નઅરો ગજાવીશ. મારો નઅરો સાંભળતાં જ મારી કૌમના લોકો મુહંમદનો પક્ષ છોડીને મારા પક્ષે આવી જશે. મારો વિરોધ કરનારા બે માણસો પણ સામા પક્ષે રહી જાય તો મારૂં નામ અબૂ આમિર નહિ.''

---

૧. ''મવતિન''માં ત્રીજો અક્ષર તોયથી છે જેના અર્થ મયદાને-જંગ એટલે લડાઇનું મેદાન થાય છે. એનું બહુવચન મવાતિન છે. જિહાદમાં દુશ્મન પર રૂઆબ જમાવવા અને તેઓના હાંજા ગગડાવવા માટેની અક્કડ ચાલ અલ્લાહને નાપસંદ નથી. અલબત્ત તુમાખી ભરેલી અભિમાની ચાલ અલ્લાહને સખ્ત નાપસંદ છે. બંને ચાલમાં જમીન-આસમાનનો ફરક છે ઓર અભિમાની કા સર સદા નીચા. ''ઠ''

અને જ્યારે યુધ્ધનો પ્રસંગ સર્જાયો અને બંને લશ્કરો મુકાબલા માટે સામસામે આવી ગયાં તો સૌથી પહેલાં જે શખ્સ મુકાબલા માટે મેદાને નીકળ્યો તે એજ અબૂ આમિર હતો. અલ્લાહનો આ દુશ્મન મક્કહના કેટલાક ગુલામો અને હબશીઓને લઈને કુરૈશી લશ્કરમાંથી આગળ વધ્યો અને ઈસ્લામી લશ્કરની સામે આવીને નઅરો ગજાવતાં લલકાર્યો, ''હે બનૂ ઔસના લોકો ! હું છું અબૂ આમિર, તમારો માનીતો સાધુ મહારાજ!''

જવાબમાં ઈસ્લામી લશ્કરમાંથી તેની કૌમના લોકોએ ધિક્કારભર્યા અવાજે તેને ઠપકાર્યો, ''હે બદકાર પાપી ! અમે તને સારી રીતે જાણીએ છીએ. અલ્લાહ તને આંખોથી આંધળો બનાવી દે !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણી પેહલાં મદીનહના લોકો અબૂ આમિરને ''રાહિબ'' એટલે સાધુ કે સંન્યાસીના હુલામણા નામે બોલાવતા હતા પણ એના શયતાની ધંધા જોઈને આપે એને ''ફાસિક'' નામ આપ્યું હતું. ફાસિક એટલે બદકાર, પાપી, દુરાચારી, લંપટ.

પોતાની કૌમ તરફથી સણસણતો જવાબ સાંભળીને એને ઠસી ગયું કે મારી કૌમે ખરેખર મને ઠુકરાવી દીધો છે તો ભોંઠો પડીને બહાનુ બનાવતાં કુરૈશને બોલ્યો, ''ભૂલ મારાથી થઈ છે. કૌમને તરછોડીને ચાલ્યો આવ્યો તો કૌમના વિચારો બદલાય ગયા તેનું આ પરિણામ છે.''

એ પછી તેણે બઢીચઢીને યુધ્ધમાં ભાગ લીધો અને પોતાના ચેલાઓ સાથે મુસલમાનો પર પથ્થરમારાની સાથે તીરોની પણ દેમાર શરૂઆત કરી દીધી. [૧]

**અબૂ સુફયાન અને ઝંડાધારીઓ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-બદ્ર પેઠે જંગે-ઉહુદમાં પણ કુરૈશી સૈન્યનો ઝંડો અબ્દુદ-દાર ખાનદાનના લોકોના હાથમાં હતો. અબૂ સુફયાન લશ્કરમાં ઘૂમીફરીને સૈનિકોને પાણી ચઢાવતો હતો. અચાનક ઝંડાધારીઓ પાસે જઈને કહેવા લાગ્યો :

> ''હે અબ્દુદ-દારના વીરનરો ! સાંભળો, જંગે-બદ્રમાં પણ ઝંડો તમારા હાથમાં હતો. તે વેળા જે આફતો કુરૈશ પર ઊતરી તે તમે જાણો છો. જુઓ, ઝંડાને ઊંચો જોઈને જ સૈનિકોના પગો રણભૂમિમાં મક્કમ રહે છે. જ્યાં ઝંડો પડયો કે લોકોના પગો ઊખડી ગયા. પગો ઊખડતાં જ લશ્કરમાં નાસભાગ મચી રહે છે.
>
> હે બહાદુરો! હજુ સમય છે, કાં તમે મને ખાતરી અપાવો કે ઝંડાને જાનને ભોગે ઊંચો જ રાખશો અને નહિ તો ઝંડો અમારે હવાલે કરી દો. અમે એને સંભાળી લઈશું !''

આ સાંભળીને અબ્દુદ-દારના ઝંડાધારીઓએ પોતાની બહાદુરી, અડગતા અને પોતાની મર્દાનગીનું વચન આપતાં કહ્યું, ''ભલા ઝંડો અમે તમને આપી દઈએ ? એ બની શકે ખરૂં ? હે અબૂ સુફયાન ! જ્યારે ઘમસાણનું યુધ્ધ જામે તો જોઈ લેજો કે અમે કેવા પરાક્રમો કરી બતાવીએ છીએ !''

**કુરૈશી વીરાંગનાઓનો જુસ્સો**————જ્યારે બંને લશ્કરો સામસામે આવી ગયાં, ટક્કરની કટોકટીની પળ તોળાવા લાગી અને તેઓ એકમેકથી નિકટતર થતા ગયા તો હિન્દ અને તેની સાહેલીઓ ઊભી થઈ

---

૧. અલ્લાહની કુદરતનો કરિશ્મો જુઓ. અબૂ આમિર જેવા શયતાન સાધુના એક જવાન બેટાનું નામ હન્ઝલહ હતું. હન્ઝલહ પાકા મુસલમાન અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા આશિક હતા. આ લડાઈમાં હઝરત હન્ઝલહ ઈસ્લામી લશ્કરમાં મવજૂદ હતા અને બહાદુરીનું પાણી બતાવતાં એજ લડાઈમાં શહીદ થઈ ગયા અને શહીદ થઈને ''ગસીલુલ-મલાઈકહ'' કહેવાયા. એમની પૂરી વિગત આગળ આવે છે. ''હ''

ગઇ અને ઢોલકના ધૂમધડાકા સાથે રણગીત લલકારીને પુરૂષોને શૂર ચઢાવવા લાગી. ઢોલકની તાલ સાથે આ રણચંડીઓ વીરકાવ્ય લલકારીને વાતાવરણ ગજાવતી હતી :

**વયહન બની અબદિદ-દાર • વયહન હુમાતુલ અદબાર**

**દરબન બિ - કુલ્લે બત્તાર.**

ખબરદાર ! ઊઠો, ઊભા થાવ, હે બનૂ અબ્દુદ-દાર ! હે પોતાની પાછળ રહેનારાઓના સહાયકો અને સંરક્ષકો! ઊભા થઇ જાવ અને દરેક શમશીરબાજને કાતિલ ફટકાઓથી કાપીને ફેંકી દો !

એની સાથે જ હિન્દ તાલબધ્ધ રીતે આ રણગીત પણ લલકારતી હતી :

**નહનુ બનાતુ તારિક • નમશી અલન નમારિક.**

**ઇન તુકબિલૂ નુઆનિક • વ નફ-રુશુન નમારિક.**

**અવ તુદબિરૂ નુફારિક • ફિરાકા ગયરા વાફિક.**

અમે આકાશના તારલાઓની પુત્રીઓ છીએ. અમે જાજમ પર ચાલનારી સન્નારીઓ છીએ. જો તમે બઢીચઢીને બહાદુરીથી મુકાબલો કરશો તો અમે તમને ગળે વળગાડી લઇશું અને તમારા રાહમાં ગાલીચા પાથરીને તમારો સત્કાર કરીશું. પણ જો તમે પૂઠ ફેરવીને નાઠા તો અમે પ્રેમબંધન તોડીને તમને તરછોડી દઇશું જેવી રીતે કોઇ પ્રેમ ન કરનારો તરછોડી દે છે.

ઇબ્ને હિશામ કહે છે : ઉહુદના યુધ્ધ પ્રસંગે મુસલમાનોનો નઅરો એટલે એકબીજાને ઓળખવાનો સંકેત શબ્દ ''અમિત ! અમિત !'' હતો. જેના અર્થ મારો ! મારો ! થાય છે.

**અબૂ દુજાનહ અને તલવારનો હક**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બંને લશ્કરો વચ્ચે ઘમસાણનું યુધ્ધ જામી ગયું અને લડાઇનો જુસ્સો તેની પરાકાષ્ટાએ પહોંચી ગયો. હઝરત અબૂ દુજાનહ ખાંડાના ખેલ ખેલતા, દુશ્મનની સફોને ચીરતા, વિફરેલા સિંહ પેઠે અંદર ઘૂસતા ચાલ્યા ગયા.

ઇબ્ને હિશામ કહે છે : અનેક જાણકારોએ મને એવી માહિતી પણ આપી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇભાઇ હઝરત ઝુબૈર બિન અવ્વામે આ પ્રસંગે કહ્યું હતું :

> ''તલવારના હકની હાકલ વેળા મેં પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી આપની તલવાર માગી હતી. પરંતુ હું મહરૂમ રહી ગયો અને અબૂ દુજાનહને એ મળી ગઇ. મારૂં માનવું હતું કે હું આપના ફોઇ બીબી સફીય્યહનો બેટો છું અને હાશિમી તથા કુરૈશી છું. મેં અબૂ દુજાનહથી પહેલ કરીને તલવાર માગી હતી છતાં મને ના મળી શકી, અને અબૂ દુજાનહને આપી દેવામાં આવી. હવે હું જોવા માગતો હતો કે અબૂ દુજાનહ એ તલવારથી કેવા પરાક્રમો કરી દેખાડે છે અને એનો કેવો હક અદા કરે છે !''

આમ વિચારીને હું અબૂ દુજનહની પાછળ થઇ ગયો. મેં જોયું કે અબૂદુજાનહએ પોતાની પેલી લાલ પટ્ટી કાઢીને માથે વીંટાળી લીધી. આ જોઇને કેટલાક અન્સાર બોલી ઊઠયા, ''અબૂ દુજાનહએ મોતની પટ્ટી બાંધી લીધી છે.'' પછી મેં જોયું, તેઓ આ કાવ્ય લલકારતા મેદાને-જંગમાં કૂદી પડયાઃ

**અનલ લઝી આહદની ખલીલી • વ નહનુ બિસ-સફહે લદન-નખીલે.**

**અલા અકૂમદ-દહ્‌ર ફિલ-કૈયૂલે • ઈદરિબ બિ-સૈફિલ-લાહે વર-રસૂલે.**

હું તે છું કે જેની પાસેથી મારા હબીબે એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખજૂરીના ઝાડો પાસે, પહાડની તળેટીમાં કોલકરાર લીધા છે કે, હું ખડા પગે મક્કમ રહીને, છેલ્લી લાઈન સુધી લગાતાર લડતો રહીશ અને અલ્લાહ તથા તેના રસૂલની તલવાર બરાબર ચલાવતો રહીશ.

હઝરત ઝુબૈર બિન અવ્વામનું બયાન છે : ''અબૂ દુજાનહને મુકાબલે જે કોઈ આવતો, પળવારમાં અબૂ દુજાનહ તેનો ખાતેમો કરી નાખતા. મેં જોયું કે શત્રુના સૈન્યમાં એક બહાદુર લડવૈયો એવો પણ હતો જે અમારા માણસોનો સફાયો કરતો જતો હતો. કોઈ, વીરલો જ તેનાથી બચી શકતો હતો. સામે આવનારને પેલો એક જ ઝાટકે કાપી નાખતો હતો.

પછી મેં જોયું કે એ બહાદુર અને અબૂ દુજાનહ એકબીજાથી નિકટ આવી રહ્યા છે. મેં દુઆ માગી, ''હે અલ્લાહ ! બંને બહાદુરોને આપસમાં ટકરાવી દે !'' અલ્લાહનું કરવું એવું થયું કે બંનેનો મુકાબલો થઈ જ ગયો. બંનેની તલવારો ટકરાવા લાગી. પેલા બહાદુરે અબૂ દુજાનહ પર પોતાની તલવારનો વાર કર્યો. આ વાર અબૂ દુજાનહએ પોતાની તલવાર પર ઝીલી લીધો અને પોતે સાફ બચી ગયા. પછી પોતે પેંતરો બદલીને પેલા બહાદુર દુશ્મન પર એવો પ્રચંડ વાર કર્યો કે તે બચી ન શકયો અને ત્યાં જ ઢગલો થઈને ભોંયે પછડાઈ પડયો.

**હિન્દ અને તલવારનો હક**————હઝરત ઝુબૈરનું બયાન છે : ''અબૂ દુજાનહ તલવાર વીંઝતા આગળ બઢયે ગયા. અચાનક અબૂ સુફયાનની બેગમ હિન્દ બિન્તે ઉત્બહ સાથે સામનો થઈ ગયો. મેં જોયું કે અબૂ દુજાનહનો હાથ બુલંદ થયો અને તલવારની વીજળી ઝબૂકી ગઈ. તલવારનો ભરપૂર વાર હતો પણ તેનો ફટકો હિન્દના માથા પર પડે તે પહેલાં અબૂ દુજાનહએ વીજળીની ગતિથી પોતાનો હાથ રોકી લીધો. તલવાર પર તેમના કાબૂની આ અદભુત કળા જોઈને હું છકક થઈ ગયો. હું વિચારવા લાગ્યો કે એનો ભેદ અલ્લાહ અને તેના રસૂલ જ જાણે છે કે અબૂ દુજાનહએ ચાલી ચૂકેલી તલવારનો વાર કેમ અને કેવી રીતે રોકી લીધો!''[1]

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ દુજાનહ પોતે આ બનાવ ટાંકતાં ફરમાવે છે : ''મેદાને-જંગમાં મેં એક માણસને જોયો તે પોતાની શાઈરીથી સિપાહીઓને પાણી ચઢાવતો હતો. હું જિહાદના જુસ્સામાં તેની તરફ ધસી ગયો કે એક જ વારમાં તેનો ખાતેમો બોલાવી દઉં. જેવી જ તલવાર મેં તેના માથે ઉગામી દીધી કે તે કમકમું ખાયને ઊંટ પેઠે બિલબિલાવી ઊઠયો. મેં જોયું તો તે એક સ્ત્રી હતી. એજ પળે મેં વિચાર્યું, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તલવારથી એક સ્ત્રીને શેં મારવી? એનાથી તો આ ગૌરવશાળી તલવારને પાક જ રાખવી બેહતર છે.''

**હઝરત હમ્ઝહની શહાદત**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ પણ સિંહ પેઠે વિફરી-વિફરીને દુશ્મનો પર ત્રાટકી રહ્યા હતા અને સામે આવનારનો સફાયો કરતા ચાલ્યા જતા હતા. એટલામાં અરતાત બિન અબ્દે-શુરહબીલ બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-

૧. ચાલી ચૂકેલી તલવાર પર હઝરત અબૂ દુજાનહનો અદ્‌ભુત કાબૂ જોઈને ખુદ હઝરત ઝુબૈર દંગ થઈ ગયા. ભેદ નહિ સમજાયો તો મામલો અલ્લાહ અને તેના રસૂલ પર છોડી દીધો. આ હકીકત છે કે કોઈ વસ્તુ પર લાઠી કે તલવારનો વાર કરી દેવામાં આવે તો અધવચ્ચે તેને રોકી લેવું અસંભવિત લાગે છે. પરંતુ અહીં તલવાર અલ્લાહના પયગમ્બરની હતી અને હાથ અબૂ દુજાનહ જેવા આશિકે રસૂલનો હતો. એ એમની યુદ્ધકળાનો કમાલ હતો. આમ છતાં ચાલી ચૂકેલી તલવારનો વાર ખાલી નહિ ગયો બલકે રહમત બનીને વરસી પડયો. એનાથી હિન્દની ગરદન તો નહિ કપાઈ અલબત તેના કુફ્રો-શિર્કની ગરદન જરૂર કપાઈ ગઈ. એની સાબિતી ફત્હે-મક્કહ વેળા મળવા પામી. ''હ''

દાર પર એમની નજર પડી. તેણે કુરૈશનો ઝંડો ઉપાડેલો હતો. હઝરત હમ્ઝહએ આગળ વધીને તલવારના એક જ વારથી તેને કાપીને ફેંકી દીધો. એ દરમિયાન સિબાઅ બિન ઉબ્દુલ-ઉઝઝા ગુબશાની હઝરત હમ્ઝહ તરફ આવી ચઢયો. આ માણસ અબૂ નયારના ઉપનામે જાણીતો હતો. એની માનું નામ ઉમ્મે-અન્માર હતું જે શરીક બિન અમ્ર બિન વહબ સકફીની લોંડી હતી.

ઇબ્ને હિશામ કહે છે : ઉમ્મે-અન્માર નામે આ સ્ત્રી શરીક બિન અખ્નસ બિન શરીકની લોંડી હતી અને મક્કહમાં સ્ત્રીઓના ખત્ના કરવાનો ધંધો કરતી હતી.

હઝરત હમ્ઝહએ સિબાઅ ગુબશાનીને જોતાં જ પડકાર કર્યો, "હલુમ્મ ઇલય્ય યબ્ન મુ-ક-ત-તઅતિલ- બુઝૂર. "હે સ્ત્રીઓના ખત્ના કરનારી સ્ત્રીના બચ્ચા ! મર્દ બચ્ચો હોય તો અહીં મારી પાસે આવ !"

આ પડકાર ઝીલીને જેવો જ તે પલટયો કે હઝરત હમ્ઝહએ તેના બે ટુકડા કરી નાખ્યા.

એજ પ્રસંગે અને એજ સ્થળે જુબૈર બિન મુત્ઇમનો હબશી ગુલામ જેનું નામ વહશી હતું, એક ચટાણની પાછળ લપાઇને બેઠેલો હતો અને મોકાની રાહ જોતો હતો. એને હઝરત હમ્ઝહના ખૂન બદલ આઝાદીનું વચન મળ્યું હતું. વહશીનું પોતાનું બયાન છે : "હું હમ્ઝહની તાકમાં ચટાણની પાછળ લપાઇને બેઠેલો હતો. મેં જોયું કે હમ્ઝહ લોકોનો સફાયો કરતા ચાલ્યા જાય છે. કોઇ એમની તલવારથી બચતું નથી. તે વેળા તેઓ ગુસ્સામાં વિફરેલા ભૂરા રંગના ઊંટ જેવા લાગતા હતા. જેવો જ હમ્ઝહએ સિબાઅ ગુબશાની પર વાર કર્યો, આબાદ એજ સમયે મેં મારો ભાલો ઘુમાવ્યો અને નિશાન તાકીને પુરા બળથી હમ્ઝહ તરફ ફેંકી માર્યો. ભાલો સનન કરતો હમ્ઝહની દૂંટીના ઉપલા ભાગમાં ખૂંપી ગયો અને બંને ટાંગોની વચ્ચેથી આરપાર નીકળી ગયો. એજ પળે હમ્ઝહ ઝનૂનથી મારી તરફ લપકયા પણ બીજી જ પળે તમ્મર ખાયને ભોંય પર ઢળી પડયા. મેં એમને એજ હાલતમાં પડી રહેવા દીધા ત્યાં સુધી કે એમની રૂહ પરવાઝ કરી ગઈ. એ પછી હું ઊભો થઇને એમની પાસે ગયો. પોતાનો ભાલો લીધો અને લશ્કરમાંથી નીકળીને મેદાનના એક ખૂણે જઇને બેસી ગયો. હવે મારી કોઇ જરૂર રહી ન હતી. હું મારી આઝાદી માટેની કામગીરી બજાવી ચૂકયો હતો."

**વહશીની કથા વહશીના મુખે**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન ફઝલ બિન અબ્બાસ બિન રબીઅહ બિન હારિસે કહ્યું. તેમને સુલૈમાન બિન યસારે કહ્યું અને સુલૈમાન બિન યસારે આ કથા જઅફર બિન અમ્ર બિન ઉમૈયહ દમરીના મુખે સાંભળી. જઅફર બિન અમ્ર બિન ઉમૈયહ દમરીનું બયાન છે :

"હઝરત અમીર મુઆવિયહ બિન અબૂ સુફ્યાનના ખિલાફત-કાળમાં હું અને મારો મિત્ર ઉબૈદુલ્લાહ બિન અદી બિન ખિયાર એક કાફલા સાથે પ્રવાસ કરતા મુલ્કે-શામના હિમ્સ શહેરમાં પહોંચી ગયા. અહીં અમને સમાચાર મળ્યા કે જુબૈર બિન મુત્ઇમનો આઝાદ કરેલો ગુલામ વહશી અહીં જ રહે છે. એક દિવસે ઉબૈદુલ્લાહ બિન અદીએ મને કહ્યું, "હે જઅફર બિન અમ્ર ! શા માટે વહશીની મુલાકાત નહિ લેવી ? એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા કાકા હમ્ઝહનો ખૂની છે. એને મળીને ખૂનની વિગત એના જ મુખે સાંભળીએ તો કેમ ?"

મેં કહ્યું, " હા તમારી ઇચ્છા હોય તો ચાલો. તેનાં જ મુખે ખૂનની પુરી વિગત સાંભળીએ."

પ્રથમ અમે શહેરના એક મોભાદાર ગૃહસ્થ પાસે ગયા. આ ગૃહસ્થ વહશીના હાલાતથી બાખબર હતા. અમે તેને વહશી વિષે પૂછયું તો તે બોલ્યા, "હા વહશી તમને આ શહેરના ફલાણા મહોલ્લાના ફલાણા ઘરમાં મળશે. પરંતુ તે એવો ગૃહસ્થ છે કે વધુ ભાગે ઊંઘતો રહે છે. મુલાકાત વેળા તે હોશમાં હશે તો અરબી ભાષામાં તમારી સાથે વાત કરશે. આ હાલતમાં તમારી મુલાકાતનો હેતુ બર આવશે. જે કંઇ સવાલ તમે પૂછશો તેનો જવાબ મળશે. પણ જો તે ઘેનમાં હોય તો વળતા પગલે ચાલ્યા આવશો. હરગિઝ કોઇ વાત તેની સાથે નહિ કરશો."

જઅફર બિન અમ્ર બિન ઉમૈયહનું બયાન છે : "પેલા ગૃહસ્થની વાત સાંભળીને અમે બંને ઊભા થઇ ગયા અને તેણે બતાવેલા ઠેકાણે વહશીના મકાને પહોંચી ગયા. અમે જોયું તો વહશી પોતાના મકાનની સામે આવેલા ચોકમાં એક ચટાઈ પર બેઠેલો હતો. અત્યારે તે "બુગાસ" નામના કાળા પક્ષી પેઠે કે કાળા રંગના કાગડા પેઠે એકદમ કાળો અને છેક બુઢ્ઢો લાગતો હતો. [૧] અમે જોયું તો વહશી સાહેબ ઊંઘની ઘેનમાં ન હતા. પૂરી રીતે હોશની હાલતમાં હતા. અમે સલામ કરી તો ખુશદિલીથી અમારી સલામનો જવાબ આપ્યો.

મારો સાથી ઉબૈદુલ્લાહ બિન અદી બિન ખિયાર મક્કહના જીવનમાં પોતાના બચપનથી વહશીની આંખ સામે ઉછેર પામ્યો હતો. વહશી સાહેબ તેને ધારીધારીને જોવા લાગ્યા. અચાનક ઉબૈદુલ્લાહના પગ તરફ જોઇને પૂછયું, "ભાઇ તું અદી બિન ખિયારનો છોકરો ઉબૈદુલ્લાહ તો નહિ ?"

"હા હું તેજ છું." મારા સાથીએ કહ્યું, "પણ કાકા ! તમે મને ઓળખ્યો કેવી રીતે ?"

વહશી સાહેબ બોલ્યા, "વલ્લાહ ! હું તારા વિષે વધુ તો નથી જાણતો પણ આટલું જરૂર જાણું છું કે અદી બિન ખિયારે એક સ્ત્રી સાથે શાદી કરી હતી જેનું નામ ઉમ્મુલ-કિતાલ બિન્તે અબીલ-ઇસ હતું. આ સ્ત્રીથી અદીનો એક છોકરો મક્કહમાં જન્મ પામ્યો હતો. આ બાળક માટે મેં એક દાયણ શોધી હતી. પછી એ બાળકને હું મારા ખોળામાં ઉપાડીને દાયણ પાસે લઇ ગયો હતો. તે વેળા બાળકના પગ પર જે નિશાન મેં જોયું હતું તેજ નિશાન જોઇને મેં તને ઓળખી કાઢયો છે." [૨]

અમે વહશી પાસે બેસી ગયા અને અમારા આગમનનો મુદ્દો રજૂ કરતાં બોલ્યા, "વહશી સાહેબ ! અમે એટલા માટે આવ્યા છીએ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હમ્ઝહના બનાવની વિગત માલૂમ કરીએ કે તમે કેવી રીતે હમ્ઝહ જેવા પંકાયેલા વીરનરને કતલ કર્યા હતા ?"

**હઝરત વહશીની આપવીતી**————જવાબમાં હઝરત વહશી રદિયલ્લાહુ અન્હુએ પોતાની આપવીતી વાર્ણવતાં કહ્યું, "હમ્ઝહના બનાવની વિગત હું તમને એવી જ રીતે કહી સંભળાવીશ જેવી રીતે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહી સંભળાવી હતી. હું મક્કહમાં જુબૈર બિન મુત્ઇમનો ગુલામ હતો. જુબૈરનો કાકો તુઐમહ

---

૧. સહીહ બુખારીની રિવાયતમાં "ક-અન્નહુ હમીત" શબ્દો આવેલા છે. હમીત પાણીથી છલોછલ ભરેલી ચામડાંની મોટી મશકને કહે છે. મશક પર વાળ નથી હોતા અને તેનો રંગ કાળો હોય છે. મતલબ આ કે હઝરત વહશી સાહેબ શરીરે જાડા અને રંગે કાળા હતા. (ફત્હુલ-બારી જિલ્દ ૨ પાનું ર૭ર) "હ"

૨. બીજી રિવાયત મુજબ હઝરત ઉબૈદુલ્લાહની દાયણનું નામ સઅદિયહ હતું જેણે મક્કહની ઝી-તુવા નામે વસતિમાં એમને દૂધ ધવાડયું હતું. સઅદિયહ ઊંટ પર બેઠેલી હતી અને એજ હાલતમાં વહશીએ હાથ લાંબા કરીને એમને સઅદિયહના ખોળામાં આપ્યા હતા. તે વેળા એમનું શરીર કપડામાં લપેટાયેલું હતું ફકત પગ દેખાતા હતા. પગ પર જે નિશાન હતું તેજ નિશાન જોઇને હઝરત વહશીએ એમને ઓળખી લીધા. "હ"

બિન અદી જંગે-બદ્રમાં હમ્ઝહના હાથે માર્યો ગયો હતો. મક્કહના કુરૈશે જંગે-ઉહુદની તૈયારી કરી તો જુબૈર બિન મુત્ઈમે મને કહ્યું, ''અલ્યા વહશી ! ચાલ તું પણ અમારી સાથે લડાઈમાં જોડાઇ જા અને સાંભળ, જો તું મારા કાકાના બદલામાં મુહંમદના કાકા હમ્ઝહને કતલ કરી નાખે તો તું મારી ગુલામીથી આઝાદ છે.''

આઝાદીની લહેરમાં હું પણ કુરૈશ સાથે જંગે-ઉહુદમાં ભાગ લેવા નીકળી પડયો. હું એક હબશી છું અને હબશીઓની પ્રણાલી મુજબ બરછો ખેંચી મારવાની કળામાં પારંગત છું. મારૂં તાકેલું નિશાન ભાગ્યે જ ખાલી જાય છે. જયારે બંને પક્ષે ઘમસાણનું યુધ્ધ જામી ગયું તો મેં હમ્ઝહનો નિશાનો તાકી લીધો અને એક અનુકૂળ સ્થળની પસંદગી કરીને તકની રાહ જોવા લાગ્યો. મેં જોયું કે હમ્ઝહ ધૂળમાં અંટાયેલા હતા અને ભૂરા રંગના ઊંટ જેવા લાગતા હતા. તેઓ ગુસ્સામાં વિફરેલા હતા અને સામે આવનારનો તલવારથી સફાયો કરતા બઢયે જતા હતા. તેમની તલવાર સામે કોઇ ટકી શકતું ન હતું.

હમ્ઝહને આગળ બઢતા જોઇને મેં તૈયારી કરવા માંડી અને તેમની સમીપ પહોંચવા માટે કોઇ ઝાડ કે ચટાણની આડ લેવા લાગ્યો. નસીબજોગે એવી એક ચટાણ મળી ગઇ અને હું તેની પાછળ એક શિકારી પેઠે લપાઇને બેસી ગયો કે હમ્ઝહ જેવા જ દાવમાં આવે કે હું મારો બરછો ફેંકી મારૂં .

એજ દરમિયાન સિબાઅ બિન અબ્દુલ-ઉઝ્ઝા મારી સામેથી પસાર થઇને હમ્ઝહ તરફ જવા લાગ્યો. તેને જોતાં જ હમ્ઝહએ તેને લલકાર્યો : ''યા સિબાઅ ! યબ્ન ઉમ્મ અન્માર ! મુ-ક-ત-તઅતિલ-બુઝૂર! અ-તુહાદ-દુલ્લાહ વ રસૂલહૂ ?''

હે સિબાઅ ! હે સ્ત્રીઓના ખત્ના કરનાર ઉમ્મે-અન્મારના બચ્ચા ! તું અલ્લાહ અને તેના રસૂલ સાથે લડવા આવ્યો છે ?

આમ કહીને હમ્ઝહએ આગળ વધીને તલવારના એક જ વારથી તેના ટુકડા કરી નાખ્યા. આબાદ એજ સમયે મેં મારો બરછો ઘૂમાવ્યો અને નિશાન તાકીને છુટટો દઇ માર્યો. બરછો સીધો હમ્ઝહની નાફના ઉપલા ભાગે પેટમાં ઘૂસી ગયો અને તેમની બંને ટાંગોની વચ્ચેથી આરપાર નીકળી ગયો. લાગલી જ તેમણે મારી તરફ છલાંગ મારી પણ તેઓ બેબસ થઇ ગયા હતા. ત્યાં જ તમ્મર ખાયને પડી ગયા. મેં એજ હાલતમાં તેમને રહેવા દીધા. પછી જયારે તેમનું પ્રાણ પંખેરૂં ઊડી ગયું તો હું તેમની પાસે ગયો. મારો બરછો મેં ઉપાડી લીધો અને લશ્કરના એક ખૂણે જઇને બેસી ગયો. હવે કોઇ વસ્તુની મને જરૂર ન હતી. હમ્ઝહને મેં ફકત એટલા કારણે કતલ કર્યા કે મને આઝાદીની જરૂર હતી અને જયારે અમે મક્કહ પહોંચી ગયા તો મારા શેઠ તરફથી મને આઝાદી મળી ગઇ.''

**મક્કહથી વહશીની નાસભાગ**——————વહશી સાહેબે પોતાનું બયાન ચાલુ રાખતાં કહ્યું, ''હું મક્કહમાં જ રહેતો હતો. પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ ફતેહ કરી લીધું તો હું ત્યાંથી ફરાર થઇને તાઇફ ચાલ્યો ગયો અને ત્યાં જ રહેવા લાગ્યો. એ પછી જયારે તાઇફની ફતેહનો વારો આવ્યો અને તાઇફના લોકોનું મંડળ મુસલમાન બનવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મદીનહ ગયું તો મારા પગો તળેથી જમીન સરકી ગઇ. શું કરવું, કયાં જવું, કેવી રીતે જાન બચાવવી, કંઇ મને સમજાતું ન હતું. કોઇક

વાર થતું કે મુલ્કે-શામ ચાલ્યો જાઉં યા પછી યમન ભાગી જાઉં ? એજ ગડમથલમાં હતો ત્યાં એક ગૃહસ્થે મને કહ્યું, "અરે ગાંડા ! શું તને ખબર નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો દયાના ભંડાર છે. એવા માણસને કતલ નથી કરતા જે તેમનો ધર્મ કબૂલ કરીને તેમાં દાખલ થઇ જાય અને કલિમએ-શહાદત પઢી લે."

એમના મુખે આ ખુશખબર સાંભળીને મારા દિલમાં આશાનો સંચાર થયો. મેં મદીનહ જવાનું ઠરાવી લીધું અને જયારે મદીનહ પહોંચી ગયો તો એક દિવસે મોકો જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયો. તે વેળા આપ પોતાના કેટલાક સહાબા સાથે બેઠેલા હતા. હું ચૂપકેથી જઇને આપની પીઠ પાછળ ઊભો થઇ ગયો અને કલિમએ-શહાદત પઢવા લાગી ગયો. સાચું કહું છું મને કલિમએ-શહાદત પઢતો સાંભળીને આપને એટલો બધો અચંબો થયો કે એટલો અચંબો આપને કદી થયો નહિ હોય.

મને જોઇને આપે પૂછયું, "કોણ વહશી છે કે ?"

મેં કહ્યું, "જી હા યા રસૂલલ્લાહ !"

આપે ફરમાવ્યું, "બેસી જાવ, અમને બતાવો કે તમે હમ્ઝહને કેવી રીતે કતલ કર્યા હતા ?"

હઝરત વહશીનું બયાન છે : "મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હમ્ઝહની કતલનો બનાવ એવી જ રીતે કહી સંભળાવ્યો જેવી રીતે કે હું તમને સંભળાવી રહ્યો છું. મારી વાત પૂરી થતાં આપે મને ફરમાવ્યું: "વૈહકા ગય્યબા અન્ની વજહકા, ફલા ઉ-ર-યન્નકા." અર્થાત : તારૂં બુરૂં થાય! તું પોતાનો ચેહરો મારી સામેથી હટાવી લે. ફરીવાર હું કદી તારો ચેહરો જોવા નહિ પામું !

(સંપાદકની નોંધ : બીજી રિવાયતમાં છે કે હઝરત વહશી તાઇફના મંડળ સાથે મદીનહ પહોંચી ગયા અને મોકો જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પીઠ પાછળ ઊભા થઇને કલિમએ-શહાદત પઢવા લાગી ગયા. સહાબા બોલ્યા, "વહશી છે યા રસૂલલ્લાહ ! હમ્ઝહનો ખૂની."

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| દઅવ-હુ | છોડી દો એને. |
| ફલ-ઈસ્લામુ રજુલુન વાહિદુન | એક માણસનું મુસલમાન બનવું |
| અહબ્બુ ઈલય્ય | મને વધારે પસંદ છે |
| મિન કત્લે-અલ્ફ કાફિર. | એક હજાર કાફિરોને કતલ કરવાથી. |

એ પછી આપે તેમને જોઇને પૂછયું, "અન્ત વહશીય્યુન ?"શું તું વહશી છે ?

વહશી બોલ્યા, "નઅમ." જી હું વહશી છું.

આપે પૂછયું, "અન્ત કતલ-તા હમ્ઝહ ?" શું હમ્ઝહને તેં કતલ કર્યા ?

વહશી બોલ્યા, "કદ કાના મિનલ અમ્રે મા બલગ-કા." જી હા યા રસૂલલ્લાહ ! આપને જે સમાચાર મળ્યા તેજ પ્રમાણે બન્યું છે.

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-હલ તસ-તતીઉ અન | શું તું આમ કરી શકે છે કે |
| તુગય્યબા વજ-હકા અન્ની. | છુપાવી રાખે પોતાનો ચેહરો મુજથી ? |

પોતાનો ચેહરો છુપાવી રાખે એટલે મારી સામે, મારી રૂબરૂમાં આવવું નહિ કેમકે તેનો ચેહરો જોઇને આપને પોતાના કાકાનો સદમો તાજો નહિ થઇ જાય. સદમો તાજો થાય તો આપના દિલને તકલીફ પહોંચે અને જે ઇન્સાનથી અલ્લાહના પયગમ્બરને તકલીફ પહોંચે તેનાથી મોટો મનહૂસ અને બદનસીબ ઇન્સાન બીજો કોણ હોય શકે ? એવા હત્ભાગી ઇન્સાન પર તો સદા અલ્લાહની લઅનત વરસતી રહે છે. એક તો આપે હઝરત વહશી જેવા ખૂનીને માફી બખ્શી દીધી. બીજું તેના ઇસ્લામનો સ્વીકાર કરી લીધો અને ત્રીજું તેને અલ્લાહની લઅનતનો ભોગ બનવાથી બચાવી લીધો. ઉપકાર પર ઉપકાર અને ઇનામ પર ઇનામ તે આનું નામ. ખરેખર આપ નખશિખ રહમત જ રહમત હતા. એટલે જ તો અલ્લાહ તઆલાએ આપની શાનમાં ફરમાવ્યું છેઃ ''વમા અરસલના-ક ઇલ્લા રહમતલ-લિલ-આલમીન. ''હ'')[1]

**મુસૈલિમહ કઝ્ઝાબની કતલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત વહશીનું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ હુકમ મળવા પછી જ્યારે ય હું આપની મજલિસમાં હાજર થતો તો મારો ચેહરો છુપાવીને આપની મુબારક પીઠ પાછળ બેસી જતો કે જેથી મારો ચેહરો આપને દેખાવા નહિ પામે. આ નિયમ મેં છેવટ સુધી જાળવી રાખ્યો ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ ગઇ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : પયગમ્બરીના જુઠા દાવેદાર કે લેભાગુઓના સરદાર મુસૈલિમહ કઝ્ઝાબને કતલ કરવાની ઘટના હઝરત વહશી આ રીતે વર્ણવે છે : જ્યારે ઇસ્લામી લશ્કર મુસૈલિમહ કઝ્ઝાબના લશ્કર સાથે જિહાદ કરવા મદીનહથી રવાના થયું તો હું પણ મારો તેજ બરછો લઇને ઇસ્લામી લશ્કરમાં જોડાઇ ગયો. એજ બરછાથી મેં હઝરત હમ્ઝહને શહીદ કર્યા હતા.

જ્યારે બંને લશ્કરો પરસ્પર આથડી પડ્યાં તો મેં જોયું, દુશ્મનના લશ્કરમાં એક ઘોડેસવાર હાથમાં તલવાર લઇને પોતાના ફોજીઓને જોશીલી વાણીથી પાણી ચઢાવી રહ્યો છે. હું મુસૈલિમહને ઓળખતો ન હતો. મારી બાજુના એક મુજાહિદને મેં પૂછ્યું, ''પેલો તલવારધારી કોણ છે જે પોતાના સૈનિકોને પાણી ચઢાવી રહ્યો છે?''

તેણે કહ્યું, ''એજ તો જૂઠાઓનો સરદાર મુસૈલિમહ છે.''

આ સાંભળતાં જ હું તેને કતલ કરવા કટિબધ્ધ થઇ ગયો. ગમે તે ભોગે તેને ઠેકાણે પાડી દેવાનો સંકલ્પ કરીને હું ત્યાંથી ઊપડ્યો. બીજી તરફ એક અન્સારી મુજાહિદને પણ એજ વિચારે આગળ બઢતા મેં જોયા. અમે બંને તેને પોતાનો નિશાનો બનાવવા માગતા હતા. બઢતાં-બઢતાં હું એક અનુકૂળ જગાએ પહોંચી ગયો અને ત્યાં જ લપાઇને ઘાતમાં બેસી ગયો. પછી જ્યારે તે મારા નિશાના પર આવી ગયો તો પૂરા બળથી મેં બરછો ઘૂમાવવા માડ્યો અને નિશાન તાકીને તેને દઇ માર્યો. મેં મારી આંખે જોયું કે મારા બરછાએં તેને વીંધી નાખ્યો છે પરંતુ બીજી જ પળે પેલા અન્સારી ફોજીએ પણ ઝપાટાભેર ધસીને તેની ઉપર તલવારનો વાર કરી દીધો. હવે અલ્લાહને જ ખબર છે કે અમારા બંનેમાંથી કોના વારે તેનો ખાતેમો બોલાવી દીધો !

---

૧. ઇસ્લામનો આ ચમત્કાર છે કે માણસે કુફ્રો-શિર્કની હાલતમાં ગમે તેવાં અને ગમે તેટલાં પાપકર્મો આચર્યાં હોય, મુસલમાન બનતાં જ ઇસ્લામ તેના તમામ પાપોને ધોઇ નાખે છે અને તે તમામ ગુનાહોથી એવો પાક સાફ થઇ જાય છે જાણે આજે જ મા ના પેટથી પૈદા થયો હોય. ''અલ-ઇસ્લામુ યહદિમુ મા કાના કબ્લહૂ. એટલે ઇસ્લામ, મુસલમાન બનવા પહેલાંના તમામ પાપોને મિટાવી દે છે. ''હ''

અગર તે મારા બરછાથી જહન્નમ રસીદ થઇ ગયો તો હું સમજું છું કે જ્યાં મેં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પછી, સૌથી શ્રેષ્ઠ ઇન્સાન-હઝરત હમ્ઝહને કતલ કર્યા ત્યાં સૌથી બદતર ઇન્સાન-મુસૈલિમહ કઝઝાબને પણ મેં જ કતલ કર્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન ફઝલે કહ્યું અને તેમને સુલૈમાન બિન યસારે કહ્યું અને સુલૈમાન બિન યસારને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર બિન ખત્તાબે કહ્યું.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર બિન ખત્તાબનું બયાન છે : મુસૈલિમહ કઝઝાબ સાથે ખેલાયેલા યુધ્ધમાં જેનું નામ જંગે-યમામહ છે. હું હાજર હતો. જેવો જ મુસૈલિમહ કતલ થયો, તેના લશ્કરમાં નાસભાગ મચી રહી. અચાનક મેં સાંભળ્યું કે એક માણસ ઘાંટો પાડીને ચિલ્લાતો હતો, ''મુસૈલિમહ કઝઝાબને વહશી ગુલામે કતલ કરી નાખ્યો!''

---

# પ્રકરણ ૧૦૮

# ગઝવએ-ઉહુદ : બીજું મહાયુદ્ધ

## —૨—

હઝરત મુસઅબની શહાદત • હઝરત અલીની સિંહગર્જના • કુરૈશનો ઝંડાધારી મેદાનમાં • કુરૈશના ઝંડાધારી અંગે બીજી રિવાયત • ખોપરીમાં શરાબ પીવાની પ્રતિજ્ઞા • કુરૈશના બીજા ઝંડાધારીનો પડકાર • હઝરત હન્ઝલહની શહાદત • હઝરત હન્ઝલહને ફરિશ્તાઓનો ગુસલ • ઇસ્લામી સૈન્યનો ઝળહળતો વિજય • હિન્દ અને કુરૈશની બેગમો • વિજયનું પલટાયેલું પાસું • ઇબ્ન મુહમ્મદન કદ કુતિલા • સુવાબ હબશીનું પરાક્રમ • પયગમ્બરને ઘાયલ કરનારી કૌમ • નસીબના ફૂટેલા હતભાગી લોકો • તકલીફો અને દુઃખોની પરંપરા • ચાલતો ફરતો જીવતો શહીદ • હઝરત અબૂ ઉબૈદહના દાંત • હઝરત હસ્સાનના શેઅરો • હઝરત ઇબ્નુસ-સકનની ફિદાકારી • બીબી ઉમ્મે ઉમારહની બહાદુરી • હઝરત અબૂ દુજાનહની જાંનિસારી • ફિદાકા અબી વ ઉમ્મી • હઝરત કતાદહની આંખ • રસૂલુલ્લાહ (સલ.)તો શહીદ થઇ ગયા. • હાઝા રસૂલુલ્લાહ !

**હઝરત મુસઅબની શહાદત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં હઝરત મુસઅબ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુ ઇસ્લામી સૈન્યના ઝંડાધારી હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દુશ્મનથી બચાવવામાં તલવારનું પાણી બતાવતા હતા અને ખૂબ બહાદુરીથી લડતા હતા. એજ હાલતમાં એમને શહીદ કરી નાખવામાં આવ્યા. એમને કતલ કરનાર ઇબ્ને કમીઅહ લૈસી નામે શખ્સ હતો.

હઝરત મુસઅબ બિન ઉમૈર ચેહરેમુહરે અને રૂપરેખાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળતા આવતા હતા જેથી ઇબ્ને કમીઅહ સમજ્યો કે મેં મુહંમદને કતલ કરી નાખ્યા છે. તેની આ ધારણા મુજબ તેણે શોરબકોરથી મેદાન ગજાવી નાખ્યું. વારંવાર તે ચિલ્લાતો હતો., ''કતલ્તુ મુહમ્મદન !''એટલે મુહંમદને મેં કતલ કરી નાખ્યા છે. કતલ્તુ મુહમ્મદન.....!

હઝરત મુસઅબ બિન ઉમૈરના શહીદ થવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરનો ઝંડો હઝરત અલી બિન અબી તાલિબને ઇનાયત ફરમાવ્યો. હવે હઝરત અલી પણ બીજા મુજાહિદો સાથે મળીને પુરા જુસ્સાથી મુશરિકોના લશ્કર પર તૂટી પડયા.

**હઝરત અલીની સિંહગર્જના**————એ પછીનો બનાવ ઇબ્ને હિશામે, મુસૈલિમહ બિન અલકમહ

માઝનીને મુખે ટાંકેલો છે. ઇબ્ને હિશામ કહે છે : મુસૈલિમહ માઝનીનું બયાન છે કે જ્યારે ઉહુદની રણભૂમિમાં ઘમસાણનું યુધ્ધ જામી ગયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અન્સારના ઝંડા નીચે પધારીને બેસી ગયા અને હઝરત અલીને માણસ મારફતે કહેણ મોકલાવી કે તેઓ ઝંડો લઇને આગળ ધપે. હુકમ મળતાં જ હઝરત અલી ઝંડો ઉપાડીને યાહોમ ધસારો કરતા આગળ બઢ્યા અને બુલંદ સ્વરે લલકાર્યા : ''અના અબુલ-કુસમ ! અના અબુલ-કુસમ !'' એટલે હું કુસમનો બાપ છું, હું કુસમનો બાપ છું !

ઇબ્ને હિશામ કહે છે : કુસમના અર્થ લાકડીને એવી સિફતથી તોડવી કે તેના સાંધા વિખૂટા નહિ પડે અને કુસમ એટલે કોઇ વસ્તુને એવી રીતે તોડવી કે તેનો સાંધેસાંધો અલગ થઇને તેના ભૂક્કા વેરાય જાય. બંને રીતે એના અર્થ થયા : ''હું દુશ્મનનો સાંધેસાંધો છૂટો પાડીને તેના ભૂક્કા વેરી નાખનારો વીરનર છું.''

**કુરૈશનો ઝંડાધારી મેદાનમાં**——————રણભૂમિમાં હઝરત અલીની આ વીરહાક સાંભળીને કુરૈશનો ઝંડાધારી અબૂ સઅદ બિન અબી તલહા મેદાને નીકળી આવ્યો. તેણે હઝરત અલીને પડકાર્યા, ''હે અબુલ-કુસમ ! શું મેદાને પડીને મારી સાથે ટક્કર લેવાની હિંમત છે ?''

''કેમ નહિ !''હઝરત અલીએ તેનો પડકાર ઝીલી લીધો. બંને વીરનરો મેદાને પડયા. બંને ઝંડાધારી હતા. બંને બહાદુર હતા. તલવાર સાથે તલવાર ટકરાવા લાગી. હઝરત અલીએ તેનો વાર પોતાની તલવાર પર ઝીલી લીધો અને તતક્ષણ પેંતરો બદલીને તલવારનો એવો ફટકો માર્યો કે આંખના પલકારામાં તે ભોંયે પછડાઇ પડયો. પરંતુ એજ પળે હઝરત અલી તેને પૂરો કરવા પહેલાં નીચી આંખે ચૂપચાપ ત્યાંથી સરકી આવ્યા.

સાથીઓએ પૂછયું, ''અલી ! તેને અધમૂઓ છોડીને કેમ પલટી આવ્યા ?''

ફરમાવ્યું, ''તે મારી સામે એવી રીતે પછડાયો કે તેની શર્મગાહ ખુલી ગઇ જેથી શરમને લીધે મને તેની દયા આવી ગઇ. છતાં મને ખાતરી છે કે અલ્લાહએ તેને મૃત્યુ આપી દીધું છે .''

**કુરૈશના ઝંડાધારી અંગે બીજી રિવાયત**——————કુરૈશના ઝંડાધારી અબૂ સઅદ બિન અબૂ તલહા વિષે બીજી રિવાયત એવી છે કે તેણે બંને સૈન્યોની વચ્ચે મેદાને પડીને પડકાર ફેંકયો હતો., ''અના કાસિમુન!''એટલે હું સાંધેસાંધો તોડી નાખનારો ભડવીર છું; તો છે કોઇ મર્દ બચ્ચો જે મારા મુકાબલે મેદાને પડે?''[1]

જ્યારે મુસલમાનોમાંથી કોઇ તેના મુકાબલા માટે નહિ નીકળ્યો તો હેંકડાઇથી બડાશ હાંકતાં તે લલકાર્યો:

> ''હે મુહંમદના સાથીઓ ! તમારો દાવો છે કે તમારા કતલ થનારા જન્નતમાં પહોંચી જાય છે જ્યારે અમારા કતલ થનારા જહન્નમ ભેગા થઇ જાય છે. તો શું કારણ છે કે તમારામાંથી કોઇ જન્નતમાં જનારો બહાદુર મારા મુકાબલા માટે મેદાને નથી પડતો?
>
> સાંભળો, હું મારા લાત ભગવાનના સોગંદ ખાયને કહું છું કે તમે પોતાના દાવામાં જૂઠા છો. અને જો સાચા છો તો છે કોઇ માઇનો લાલ ! જે મારી તલવારથી જન્નત ભેગો થઇ જાય અથવા મને પોતાની તલવારથી જહન્નમ ભેગો કરી દે!''

---

૧. અહીં ''કાસિમ''શબ્દ અરબીના ''સ્વાદ''અક્ષરથી આવેલો છે જેના અર્થ છૂટું પાડનાર, તોડી નાખનાર વગેરે થાય છે. એનું મુળ ''કસ્મ'' શબ્દ છે. જેના અર્થ છૂટું પાડવું, અલગ કરવું વગેરે છે. એક ''કાસિમ''શબ્દ અરબીના ''સીન''અક્ષરથી આવે છે જેના અર્થ વહેંચણી કરનાર થાય છે. એનું મૂળ પણ ''કસ્મ''શબ્દ છે જેના અર્થ વહેંચણી કરવી, ચૂરવું વગેરે. ''હ''

તેનો આ કટાક્ષભર્યો પડકાર સાંભળીને હઝરત અલી એજ પળે મેદાનમાં નીકળી આવ્યા. બંને વચ્ચે ખરાખરીનો ખેલ જામ્યો. છેવટે હઝરત અલીએ તેનો વાર ખાળીને તલવારનો એવો ફટકો માર્યો કે તે ભોંયે પછડાઈને તરફડિયાં ખાવા લાગ્યો. આ રીતે હઝરત અલીએ તેને જહન્નમ રસીદ કરી દીધો અને જહન્નમમાં જવાની તેની તમન્ના પૂરી કરી દીધી.

**ખોપરીમાં શરાબ પીવાની પ્રતિજ્ઞા**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બીજી રિવાયત મુજબ કુરૈશના ઝંડાધારી અબૂ સઅદ બિન અબૂ તલહાને હઝરત સઅદ બિન અબી વક્કાસે કતલ કર્યો હતો. એના પછી એનો ભાઈ તલહા બિન અબૂ તલહા મેદાને આવ્યો. એને હઝરત અલીએ કતલ કર્યો. એના પછી એનો ભાઈ ઉસ્માન બિન અબૂ તલહા મેદાને આવ્યો. એને હઝરત હમ્ઝહએ કતલ કરી નાખ્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉહુદના યુધ્ધમાં અબુલ-અફલહના બહાદુર બેટા હઝરત આસિમ બિન સાબિત રદિયલ્લાહુ અન્હુ પણ અપૂર્વ બહાદુરીથી લડયા. તીરંદાજીની કળામાં પારંગત હતા. એમણે મુસાફિઅ બિન તલહા અને જુલ્લાસ બિન તલહા નામે બે ભાઈઓને પોતાના તીરોથી વીંધી નાખ્યા. એક પછી એક બે તીરો છોડયાં અને બંનેને ધૂળ ચાટતા કરી દીધા. તીર છોડતાંની સાથે જ લલકારી ઊઠતા, ''લેતો જા, હું છું અબુલ-અફલહનો બેટો !''

મુસાફિઅ અને જુલ્લાસની માનું નામ સુલાફહ હતું. તે પણ કુરૈશની બેગમો સાથે આ લડાઈમાં હાજર હતી. પોતાના જવાન બેટાઓને ખાકો-ખૂનમાં તરફડિયાં ખાતા જોઈને દોડી આવી. બંનેના માથાં પોતાના ખોળામાં મૂકી લીધાં અને પૂછયું, ''મારા વીરાઓ ! મારા દિલના ટુકડાઓ ! તમને કોણે વીંધી નાખ્યા ?''

બંનેએ વારાફરતી કહ્યું, ''મા ! તીર ભોંકાયું ત્યારે અમે આ શબ્દો સાંભળ્યા હતા, ''લેતો જા, હું છું અબુલ-અફલહનો બેટો !''

આ સાંભળીને સુલાફહએ એજ વેળા માનતા લીધી : ''અગર અલ્લાહ મને કાબૂ આપશે તો હું આસિમ બિન સાબિત બિન અબુલ-અફલહની ખોપરીને પ્યાલું બનાવીને અને તેમાં શરાબ પીને મારૂં કલેજું ઠંડું કરીશ!''

બીજી તરફ અબુલ-અફલહના બેટા હઝરત આસિમ બિન સાબિતને આ સમાચાર મળતાં તેમણે પણ અલ્લાહ તઆલા પાસે પ્રતિજ્ઞા લીધી : ''યા ઈલાહી ! ન હું કોઈ મુશરિકના શરીરને હાથ લગાડીશ. ન કોઈ મુશરિક મારા શરીરને હાથ લગાડવા પામે !''[1]

**કુરૈશના બીજા ઝંડાધારીનો પડકાર**————કુરૈશનો પહેલો ઝંડાધારી અબૂ સઅદ બિન અબૂ તલહા હઝરત અલીના હાથે માર્યો ગયો તો મુશરિકોનો ઝંડો તેના ભાઈ ઉસ્માન બિન અબૂ તલહાએ સંભાળી લીધો. ઝંડો ઉપાડતા જ તે આ રણગીત લલકારતો મેદાનમાં નીકળી આવ્યો :

ઇન્ન અલા અહલિલ-લિવાએ હક્કન ; • અંય યખ-દિબુસ-સઅદતા અવ તન-દક્ક ન.

સાંભળી લો ! ઝંડાધારીઓનું આ કર્તવ્ય છે કે તેનો ભાલો લડતાં-લડતાં દુશ્મનના લોહીથી ખરડાઈ જવો જોઈએ કાં પછી તૂટી જવો જોઈએ !

---

૧. એટલે યા અલ્લાહ ! જો હું શહીદ થઈ જાઉં તો કોઈ કાફિર મારી લાશ સુધી પહોંચવા નહિ પામે. રજીઅની ઘટનામાં કાફિરોએ હઝરત આસિમને દોકાથી કતલ કરી નાખ્યા. એમના ખૂનીઓ ઈનામની લાલચે લાશને સુલાફહ પાસે મક્કહ લઈ જવા માગતા હતા. મધમાખીઓનું ઝુંડ આવી લાગ્યું. કાફિરો ડરીને ભાગી ગયા. વિગત રજીઅના પ્રકરણમાં આવશે. ''હ''

ઉસ્માન બિન અબૂ તલહાના રણગીતનો પડઘો વાયુમાં વિલીન થાય તે પહેલાં હઝરત હમ્ઝહ સિંહ પેઠે તેની ઉપર ત્રાટકયા અને આંખના પલકારામાં તેને કાપીને ફેંકી દીધો.

**હઝરત હન્ઝલહની શહાદત**————લંપટ, પાપી અને ફાસિક અબૂ આમિર નામે સંસારત્યાગી સાધુનું વર્ણન આગળ ઉપર આવી ગયું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પાકો દુશ્મન અને ઈસ્લામનો કટ્ટર વિરોધી હતો. એના જવાન પુત્રનું નામ હન્ઝલહ હતું. પાકા મુસ્લિમ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જાંનિસાર આશિક હતા. મજબૂત ઈમાનના મજબૂત મનોબળ ધરાવનારા વીરનર હતા. આપના સંગાતે, જે હાતલમાં હતા તેજ હાલતમાં, જિહાદનો પોકાર સાંભળતાં પોતાના ઘરમાંથી નીકળી આવ્યા હતા.

લડાઈમાં મેદાનમાં ઘમસાણનું યુધ્ધ જામ્યું તો કુરૈશી લશ્કરના સરસેનાપતિ અબૂ સુફયાન બિન હર્બ સાથે અચાનક હઝરત હન્ઝલહનો મુકાબલો થઈ ગયો. ખાંડાના ખેલમાં હઝરત હન્ઝલહ તેને ભારે પડી રહ્યા હતા. તલવાર ઉગામીને જેવા જ અબૂ સુફયાન પર વાર કરવા જાય છે કે એજ પળે પાછળથી શદ્દાદ બિન અસ્વદ નામના મુશરિક સિપાહીએ તલવારના એક જ ઝાટકે એમને શહીદ કરી નાખ્યા.

**હઝરત હન્ઝલહને ફરિશ્તાઓનો ગુસલ**————હઝરત હન્ઝલહના શહીદ થતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''હું જોઈ રહ્યો છું કે અલ્લાહના ફરિશ્તા આકાશથી ઊતરીને તમારા મિત્ર (હન્ઝલહ)ને ગુસલ આપી રહ્યા છે.''

બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાનથી મુસલમાનોએ હઝરત હન્ઝલહના ઘરે જઈને તેમના બેગમને પૂછ્યું હતું કે, ''હન્ઝલહ લડાઈ માટે ઘરમાંથી નીકળ્યા ત્યારે કેવી હાતલમાં હતા ?'' બેગમે જવાબ આપ્યો, ''જનાબત એટલે હમબિસ્તરીની નાપાકીનો ગુસલ ફર્ઝ થાય તેવી હાલતમાં હતા. લડાઈ માટે કૂચનો હુકમ સાંભળતાં જ તલવાર લઈને પળના વિલંબ વિના ઝપાટાભેર ઊપડી ગયા અને ગુસલ ઉતારવા જેટલા સમયનો પણ વિલંબ નહિ કર્યો.'' [૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત હન્ઝલહની દુલહનનો આ જવાબ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''એટલે જ તો હન્ઝલહને અલ્લાહના ફરિશ્તાઓએ ગુસલ આપ્યો.''

આ કારણે હઝરત હન્ઝલહ ''ગસીલુલ-મલાઈકહ''ના અભૂતપૂર્વ લકબે પ્રખ્યાત થઈ ગયા. એટલે એવા પાકબાઝ જવાન જેને જનાબતથી પાક કરવા માટે અલ્લાહના ફરિશ્તાઓએ આકાશ પરથી ઊતરીને ગુસલ આપ્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત હન્ઝલહને કતલ કર્યા તે વેળા તેમનો ખૂની શદ્દાદ બિન અસ્વદ આ શેઅર લલકારતો હતો :

---

૧. હઝરત હન્ઝલહ રદિયલ્લાહુ અન્હુના દુલહનનું નામ જમીલહ હતું. મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબયના બહેન હતાં. પણ પોતે પાકા મુસલમાન સહાબિયહ હતાં. હઝરત હન્ઝલહ શહીદ થવાના હતા એ રાતે જમીલહ ખાતૂને ખ્વાબ જોયો કે આકાશનો દરવાજો ખુલી ગયો. હઝરત હન્ઝલહ અંદર ચાલ્યા ગયા અને દરવાજો બંધ થઈ ગયો. સમજી ગયાં કે સરતાજ આ જગતથી રૂખ્સત થવાના છે.

લડાઈ પછી હઝરત હન્ઝલહની લાશ ઉપાડવામાં આવી તો બદન પરથી પાણીના ટીપાં ટપકતાં હતાં. આ કારણે ''ગસીલુલ-મલાઈકહ''ના માનભર્યા લકબે પંકાઈ ગયા. એમનો બાપ અબૂ આમિર ફાસિક મેદાને આવ્યો તો એમણે પોતાના બાપને કતલ કરવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પરવાનગી માગી. પણ બેટો બાપને કતલ કરે તે આપને પસંદ ન હતું. પરવાનગી નહિ આપી. ''ગસીલુલ-મલાઈકહ'' એટલે એવા શહીદ જેને અલ્લાહના ફરિશ્તાઓએ ગુસલ આપ્યો. (સીરતુલ-મુસ્તફા જિ.ર પા. ૧૯૫) ''હ''

લઅહ-મિયન્ન સાહિબી વ નફસી, • બિ-તઅનતિ મિસ્લે શુઆઇશ-શમસિ.

હું મારા મિત્રને અને મારી પોતાની જાતને એવા ભાલા થકી બચાવી લઈશ જે સૂર્યના કિરણ પેઠે ચમકારા મારતો હશે.

(''નોંધ : - અહીં હઝરત હન્ઝલહ રદિયલ્લાહુ અન્હુના ખૂની શદ્દાદ બિન અસ્વદના પરાક્રમ બદલ તેની પ્રશંસામાં રચેલું અબૂ સુફયાનનું કાવ્ય અને તેના વળતા જવાબ તરીકે હઝરત હસ્સાન બિન સાબિત અને હારિસ બિન હિશામના કાવ્યો અમે જતા કર્યા છે.)

**ઈસ્લામી સૈન્યનો ઝળહળતો વિજય**————ઈબ્ને ઈસ્હાક કહે છે : પછી તો અલ્લાહ તઆલાએ પોતાની ગૈબી મદદથી મુસલમનોને કુરૈશી કુફ્ફાર પર ઝળહળતા સૂરજ જેવો ખુલ્લો અને શાનદાર વિજય અપાવીને પોતાનો વાયદો પૂરો કરી દેખાડયો. મુસલમાનોએ મુશરિકોને તલવારની ધાર પર લીધા અને મારી મારીને તેઓને હલાકત તથા પરાજયની ચરમસીમાએ પહોંચાડી દીધા. દુશ્મનની ફોજ વેરવિખેર થઇ ગઇ. લશ્કરી ગોઠવણીનું તંત્ર છિન્ન-વિછિન્ન થઇ ગયું. લશ્કરીઓ જીવ બચાવવા અંધાધૂંધ નાસવા લાગ્યા અને ખુલ્લી રીતે તેઓને એવી હાર મળી ગઇ જેમાં શંકાને રત્તીભાર સ્થાન રહ્યું નહિ.

**હિન્દ અને કુરૈશની બેગમો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે કહ્યું અને યહયાએ પોતાના પિતા અબ્બાદના મુખે સાંભળ્યું અને અબ્બાદે પોતાના પિતા હઝરત અબ્દુલ્લાહના મુખે સાંભળ્યું અને હઝરત અબ્દુલ્લાહએ પોતાના પિતા હઝરત ઝુબૈરના મુખે સાંભળ્યું અને હઝરત ઝુબૈરે જંગે-ઉહુદમાં પોતાની આંખે જોયેલી હકીકતનું વર્ણન કરતાં ફરમાવ્યું :

''અલ્લાહના સોગંદ ! મેં મારી આંખે જોયું કે અબૂ સુફયાનની બેગમ હિન્દ બિન્તે ઉત્બહ અને તેની સાથે આવેલી કુરૈશી બેગમો ઘાઘરા ઊંચકીને ગબડી મારતી નાસી રહી છે. તેઓના દુપટ્ટા હવામાં લહેરાય રહ્યા છે. કોઇને કોઇના કે પોતાના હોશ ન હતા. પાછળ ફરીને જોવાની પણ કોઇએ હિંમત નહિ કરી. એજ કારણ છે કે કેદી તરીકે પકડાયેલી બેગમો બહુ ઓછી હતી.''

**વિજયનું પલટાયેલું પાસું**————હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના પિતા હઝરત ઝુબૈરનું બયાન ચાલુ રાખતાં ઉમેર્યું : ''જયારે અમે કુરૈશી કુફ્ફારના હારેલા લશ્કરને છિન્નવિછિન્ન કરી નાખ્યું તો અમારા તીરંદાજોએ——જેઓને રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પહાડની ઘાટીને નાકે ગોઠવેલા હતા અને તાકીદી હુકમ ફરમાવ્યો હતો કે, ''લડાઈનો નકશો ગમે તેવો હોય, અમે જીતીએ કે હારીએ, તમારે પોતાને સ્થાને મક્કમ રહેવું. તમારી દિશાએથી અમારી ઉપર હુમલો નહિ થવો જોઇએ!''——એ તીરંદાજોએ પોતાનું સ્થાન છોડી દીધું અને તેઓ કુરૈશના શિકસ્ત ખાઈને નાસી રહેલા લશ્કર તરફ દોડી પડયા.''

**સંપાદકની નોંધ**————કુરૈશનું લશ્કર મેદાન મૂકીને નાસવા લાગ્યું તો કેટલાક મુસલમાનો તેઓને કેદ કરવા તેઓની પૂઠે દોડયા અને મોટા ભાગના મુસલમાનો તેઓનો છોડેલા માલ ભેગો કરવામાં લાગી ગયા. તે તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પહાડની ઘાટીને નાકે ગોઠવેલા ૫૦ તીરંદાજોએ જોયું કે દુશ્મનનું લશ્કર શિકસ્ત ખાયને ભાગી રહ્યું છે અને મુજાહિદો તેઓનો માલસામાન ભેગો કરી રહ્યા છે તો તેઓ પણ પોતાનું સ્થાન છોડીને જવા માટે તૈયાર થઈ ગયા. એમના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈરે તેઓને બહુ વાર્યા, વિનવ્યા

ફાકલૂદી કરી અને કહ્યું, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું તાકીદી ફરમાન છે કે લડાઈનો ગમે તેવો નકશો હોય, તમારે પોતાની જગા છોડવી નહિ !''પણ નવલોહિયા અને જોશીલા યુવકોએ તેમની વાત માની નહિ અને પોતાની જગા છોડીને માલસામાન તરફ દોડી પડયા. હવે ઘાટીને નાકે તેઓના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈર સાથે પચાસમાંથી ૧૦ તીરંદાજો રહી ગયા. ''હ''

**''ઈન્ન મુહમ્મદન કદ કુતિલા''**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઝુબૈરે પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું: ''હવે મેદાનનો નકશો એવો બન્યો કે અમારી પીઠો કુરૈશના ભાગી રહેલા ઘોડેસવારો તરફ થઈ ગઈ.[૧] એ પછી દુમ દબાવીને ભાગતા દુશ્મને અણીની તક ઝડપી લીધી અને પાછળથી આવીને ઓચિંતા અમારી ઉપર તૂટી પડયા.[૨]

બીજી તરફ એજ પળે કોઈ ''સારિખ''ના ઘાંટાનો પડઘો વાતાવરણમાં ગુંજી રહ્યો.

''અલા ! ઈન્ન મુહમ્મદન કદ કુતિલા !''

સાંભળો ! સાંભળો ! બેશક મુહંમદ કતલ થઈ ગયા !

દુશ્મન ઘોડેસવારોના ઓચિંતા આક્રમણથી મુસલમાનો ગભરાય ગયા અને સાવધ થઈને મુકાબલો કરે તે પહેલાં પેલો બુમાટો સાંભળીને દુશ્મનના નાસી રહેલા બીજા લોકો પણ પલટી આવ્યા. આ પરિસ્થિતિ ત્યાર પછી ઊભી થઈ જયારે કે અમે મુશરિકોના એકેએક ઝંડાધારીને ભોંયભેગા કરી ચૂકયા હતા. તે વેળા કોઈની મજાલ ન હતી કે પોતાના ઝંડા પાસે જઈને તેને ઉપાડી લે.''

ઈબ્ને હિશામ કહે છે: ''સારિખ'' પેલો ઘાંટો ગજાવનાર, પહાડોમાં વસનારો 'સારિખ''નામે શયતાન હતો.

**સુવાબ હબશીનું પરાક્રમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં ભાગ લેનારા અમુક મુજાહિદોના કહેવા મુજબ તે વેળા કુરૈશી કુફ્ફારનો ઝંડો ધૂળચાટતી દશામાં ભોંય પર પડી રહ્યો હતો. બાદમાં અમ્રહ બિન્તે અલકમા હારિસીયા નામની મહિલાએ હિંમતથી આગળ વધીને તેને ઉપાડી લીધો અને કુરૈશ તરફ મુખ કરીને તેને હવામાં લહેરાતો કરી દીધો. આ જોઈને કુરૈશ ફરીવાર તેની આજુબાજુમાં એકઠા થઈ ગયા. ધીરેધીરે આ ઝંડો સુવાબ નામે હબશીના હાથમાં પહોંચી ગયો. આ હબશી, અબૂ તલહાનો ગુલામ હતો. મુશરિકોમાં સૌથી છેલ્લો એજ હબશી હતો જેના હાથમાં કુરૈશનો ઝંડો આવ્યો. ઝંડાને ઊંચો રાખવામાં સુવાબ હબશી છેલ્લી પળ સુધી ઝઝૂમતો રહ્યો. જયારે તેના બંને હાથો પણ કપાઈ ગયા તો તે ઘૂંટણીએ પડી ગયો અને ઝંડાને ઘૂંટણોથી સીના સાથે ચાંપીને વાયુમાં લહેરાવતો રહ્યો અને ત્યાં સુધી તેને નમવા નહિ દીધો જયાં સુધી કે પોતે કતલ નહિ થઈ ગયો. તે વેળા તે આ શબ્દો ઉચ્ચારતો હતો : ''અલ્લા-હુમ્મ, હલ અઅ-ઝરતુ ! અલ્લા-હુમ્મ, હલ અઅ-ઝરતુ !'' હે અલ્લાહ ! શું મેં કોઈ કસર રહેવા દીધી છે ? હે અલ્લાહ! શું મેં કોઈ કસર રહેવા દીધી છે?

---

૧. એટલે કુરૈશના નાસી રહેલા ઘોડેસવારો તરફ પૂઠ કરીને જીતની ખુશાલીમાં બધા મુસલમાનો તેઓનો માલસામાન એકઠો કરવામાં લાગી ગયા જેથી કોણ કયાં નાસે છે અને કયાં જાય છે તે જાણવાની કોઈએ દરકાર નહિ કરી.''હ''

૨. કુરૈશની જમણી પાંખની સરદારી ખાલિદ બિન વલીદને અને ડાબી પાંખની સરદારી ઈકરિમહ બિન અબૂ જહલને મળી હતી. નાસતી વેળા ખાલિદ બિન વલીદે જોઈ લીધું કે ઘાટીનું નાકું ખુલ્લું છે અને ત્યાં ગણત્રીના જ માણસો ઊભેલા છે. ખાલિદે આ તક ઝડપી લીધી. પોતાના ઘોડેસવારો અને ઈકરિમહના સાથીઓ સાથે પલટી આવ્યા અને ઘાટીને નાકે જઈને તીરંદાજો પર તૂટી પડયા અને બધાને કતલ કરીને મારતે ઘોડે મેદાનમાં પહોંચી ગયા અને માલ ભેગો કરનારા મુસલમાનો પર પાછળથી જઈને ઓચિંતા ત્રાટકી પડયા. ''હ''

કુરૈશનો ઝંડો ઉપાડનાર સુવાબ હબશી અબૂ તલહાનો ગુલામ હતો. એના વિષે હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો કહ્યા :

**ફખરતુમ બિલ લિવાએ વ શર્રુ ફખરિન, • લિવાઉન હીના રૂદ્દા ઇલા સુવાબે.**

તમે પોતાના ઝંડા પર ગર્વ લઇ રહ્યા છો ! જો કે તમારો આ ગર્વ સૌથી ભૂંડો ગર્વ છે. કેમકે એ ઝંડો છેવટે સુવાબ જેવા હબશી હલકટ ગુલામના હાથમાં પહોંચી ગયો હતો.

**જઅલ-તુમ ફ-ખ-ર કુમ ફીહે બિ-અબદિન, • વલ ઉમ્મુ મંચ યતા-અફરત - તુરાબે.**

ઝંડાને લગતો આ ગર્વ તમે એક હબશી ગુલામને પ્રતાપે લઇ રહ્યા છો ? તે હબશી ગુલામ કે જેની માની હાલત આ છે કે……… (તરજુમો છોડી દીધો છે.)

અને કુરૈશના ધૂળ ચાટતા ઝંડાને ઉપાડીને હવામાં લહેરાવનાર બહાદુર ખાતૂન અમ્રહ બિન્તે અલ્કમા હારિસીયા વિષે હઝરત હસ્સાને આ શેઅર કહ્યો :

**ફ-લવલા લિવાઉલ-હારિસીય્યતે અસ્બહૂ, • યુબાઉના ફીલ-અસ્વાકે બેઅલ-જલાઇબે.**

અગર અમ્રહ હારિસીય્યહ ઝંડો ન ઉપાડતે તો તેઓ એટલે કુરૈશના લોકો વેપારના માલ પેઠે બજારોમાં વેચાતા જોવામાં આવતે.

**પયગમ્બરને ઘાયલ કરનારી કૌમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : પછી તો પાછળથી ધસી આવેલા દુશ્મનના ઓચિંતા આક્રમણથી મુસલમાનોની સફો વેરણછેરણ થઇ ગઇ. તેઓ પોતાના બચાવ માટે તલવારો કાઢે તે પહેલાં શત્રુએ તેઓને પોતાની તલવારોની ધાર પર લઇ લીધા. ચોતરફથી તેઓ પર તલવારો વરસવા લાગી. જેઓના નસીબમાં અલ્લાહ તઆલાએ શહીદ થવાનું લખેલું હતું એ બધા શહીદ થઇ ગયા. બાકીના લોકો મરણિયા બનીને પોતાનો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બચાવ કરવા લાગ્યા.

ખરેખર મુસલમાનો માટે બેહદ આકરી કસોટીનો સમય હતો અને તેઓ માટે જીવ સટોસટની પળો આવી લાગી હતી. એજ દરમિયાન દુશ્મનનો એક રેલો પ્રચંડ ધસારો કરતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની લગોલગ આવી લાગ્યો. તેઓએ પથ્થરોનો મારો ચાલુ કરી દીધો. મામલો એટલી હદે પહોંચી ગયો કે પથ્થરોની દેમારથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પડખાંભેર નીચે પડી ગયા. એક પથ્થરથી આપનો આગલો મુબારક દાંત તૂટી ગયો. મુબારક ચેહરો લોહીલુહાણ થઇ ગયો. મુબારક હોઠ પર ઊંડો જખમ આવ્યો. જે હતભાગી માણસે આપને પથ્થરથી ઘાયલ કર્યા તેનું નામ ઉત્બહ બિન અબી વક્કાસ હતું. એ મશહૂર સહાબી હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુનો ભાઇ હતો.

**નસીબના ફૂટેલા હતભાગી લોકો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હમીદુત-તવીલે હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી. હઝરત અનસનું બયાન છે : જંગે-ઉહુદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સામેનો મુબારક દાંત તૂટી ગયો. નીચલો મુબારક હોઠ ફાટી ગયો. નૂરાની ચેહરા પર ઊંડો ઘા આવ્યો. લોહી વહી રહ્યું હતું. મુબારક મુખડો લોહીલુહાણ હતો. આપ પોતાના હાથથી લોહી લૂંછતા

હતા અને ફરમાવતા હતા :

| | |
|---|---|
| કયફા યુફલિહુ કવમુન | કેવી રીતે સફળતા મેળવી શકે તે કોમ |
| ખ-દ-બૂ વજહુ નબીય-યિહિમ | જે લોહીલુહાણ કરી નાખે પોતાના નબીના ચેહરાને; |
| વહુવા યદઊહુમ | જો કે તે બોલાવી રહ્યો છે તેઓને |
| ઈલા રબ્બેહિમ. | તેઓના પાલનહાર તરફ. |

ત્યારે અલ્લાહ તઆલાએ આ મામલા અંગે આ આયત નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| લયસા લકા મિનલ અમ્રે શૈઉન. | હે નબી ! આપને કશો અધિકાર નથી આ મામલામાં |
| અવ યતૂબ અલૈહિમ | અલ્લાહ ચાહે તેને માફ કરી દે |
| અવ યુઅઝ - ઝિબહુમ | અથવા ચાહે તેને અઝાબ આપે |
| ફઈન - નહુમ ઝાલિમૂન. | કેમકે એ ઝાલિમ લોકો છે. |

**તકલીફો અને દુખોની પરંપરા**————ઈબ્ને હિશામ કહે છે : રૂબેહ બિન અબ્દુર્રહમાન બિન અબૂ સઈદ ખુદરીએ મને કહ્યું અને તેમણે પોતાના પિતા અબ્દુર્રહમાનથી સાંભળ્યું અને અબ્દુર્રહમાને તેના પિતાજી હઝરત અબૂ સઈદ ખુદરીથી સાંભળ્યું.

હઝરત અબૂ સઈદ ખૂદરી રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : "જંગે-ઉહુદમાં ઉત્બહ બિન અબી વક્કાસે પથ્થરના પ્રહારથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નીચલો દાંત તોડી નાખ્યો અને નીચેનો હોઠ પણ ચીરી નાખ્યો. તેઓમાં બીજો શખ્સ અબ્દુલ્લાહ બિન શિહાબ ઝુહરી હતો જેના પથ્થરથી આપની મુબારક પેશાની પર ઊંડો ઘા આવ્યો અને ત્રીજો શખ્સ ઈબ્ને કમિઅહ છે જેણે અચાનક ધસી આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર તલવારનો વાર કરી દીધો જેના આઘાતથી લોખંડી ટોપની બે કડીઓ આપના મુબારક ગાલના ઉપલા ભાગે ઊંડે સુધી ઊતરીને તેમાં ખૂંપી ગઇ. તેના એજ આકરા પ્રહારના આઘાતથી આપ એક ઊંડા ખાડામાં ગબડી પડયા.

આવા કેટલાક છુપા ખાડાઓ પેલા જ લંપટ અને પાપી અબૂ આમિર ફાસિક નામના ઢોંગી સાધુએ, ઈસ્લામી લશ્કરના આગમન પહેલાં મેદાનમાં ખોદાવીને ઉપરથી ઢાંકી દીધા હતા કે જેથી મુસલમાન મુજાહિદો તેમાં ગબડી-ગબડીને હલાક થતા રહે. ખાડાઓ ખાસા ઊંડા હતા અને એવી સિફતથી ઢાંકેલા હતા કે જોનારને તેનો પતો લાગતો ન હતો. આપને ખાડામાં ગબડેલા જોઇને હઝરત અલી બિન અબી તાલિબ દોડી આવ્યા. બીજી તરફથી હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ દોડી આવ્યા. હઝરત અલીએ વાંકા વળીને આપનો મુબારક હાથ ઝાલી લીધો અને હઝરત તલહાએ વાંકા વળીને આપની મુબારક કમરને સહારો આપ્યો ત્યારે આપ ખાડામાંથી ઉપર આવ્યા અને બંને સાહેબોએ હાથોના ટેકાઓથી આપને સીધા ઊભા કરી દીધા.

હઝરત માલિક બિન સિનાન એટલે હઝરત અબૂ સઈદ ખુદરીના બાપાજી પણ ત્યાં આવી લાગ્યા હતા. એમણે આગળ વધીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરાનું તમામ લોહી પોતાની જીભથી ચૂસીચૂસીને આપનો નૂરાની ચેહરો સાફ કરી દીધો. હઝરત માલિક દરેક વેળા પોતાની જીભથી આપનું આબે-હયાત જેવું લોહી સાફ કરીને તેને ગળી જતા હતા. તેમનો આ પ્રેમભાવ જોઇને આપે ફરમાવ્યું : "મમ-મસ્સ દમી, દ-મ-હૂ લમ તુસિબ-હુન્નાર." એટલે જેણે મારા લોહીનો સ્પર્શ કર્યો, તેના લોહીને જહન્નમની

આગ સ્પર્શી શકવાની નથી.

**ચાલતો ફરતો જીવતો શહીદ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક બદન પર બે લોખંડી બખતરોનો બોજ હોવાથી આપ ખાડામાં પડી ગયા હતા. હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહએ આપની મુબારક કમરને ટેકો આપીને આપને ખાડામાંથી બહાર કાઢયા હતા. ખાડામાંથી બહાર પધારીને આપે હઝરત તલહા વિષે ફરમાવ્યું :

| | |
|---|---|
| મન અહબ્બ અંય-યન્ઝુરા | જે માણસ જોવાનું પસંદ કરે |
| ઈલા શહીદિન અલા વજહિલ-અર્દે | જીવતા શહીદને જમીનની સપાટી પર; |
| ફલ-યન્ઝુર | તો તેણે જોવું જોઇએ |
| ઈલા તલ્હ-તબ્ને ઉબૈદિલ્લાહ. | તલહા બિન ઉબૈદુલ્લાહ તરફ. |

એટલે કોઇ માણસ કોઇ જીવતા જાગતા કે ચાલતા ફરતા શહીદને જમીનની સપાટી પર જોવા માગે તો તેણે હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહને જોઇ લેવા જોઇએ. કેમકે શહીદ તો તે છે જે અલ્લાહના રાહમાં લડતાં-લડતાં કાફિરના હાથે કતલ થઇ જાય અને કતલ થઇને કબરમાં લેટી જાય. અહીં જીવતા જાગતા હઝરત તલહા રદિયલ્લાહુ અન્હુને શહીદ હોવાનું બેનમૂન માન મળ્યું.

**હઝરત અબૂ ઉબૈદહના દાંત**————ઇબ્ને હિશામ કહે છે : મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત આઇશહ પોતાના માનવંતા પિતાજી હઝરત અબૂબક્ર સિદ્દીકનું કથન ટાંકતાં ફરમાવે છે : "ઈબ્ને-કમીઅહના પ્રહારથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક ગાલમાં લોખંડી ટોપની જે બે કડીઓ ખૂપી ગઇ હતી તેને હઝરત ઉબૈદહ બિન જર્રાહએ પોતાના દાંતોના ઝાટકાથી બહાર ખેંચી કાઢી હતી. પહેલી કડી ખેંચી કાઢી તેની સાથે જ અબૂ ઉબૈદહનો આગલો દાંત પડી ગયો અને જયારે બીજી કડી દાંતના ઝાટકાથી ખેંચી કાઢી તો અબૂ ઉબૈદહનો બીજો દાંત પણ નીકળીને બહાર આવી ગયો. આ રીતે તેમના આગલા બંને દાંતો પડી ગયા.

**હઝરત હસ્સાનના શેઅરો**————ઈબ્ને હિશામ કહે છે : હઝરત હસ્સાન બિન સાબિતે ઉત્બહ બિન અબી વક્કાસની નાલાયકી, સંગદિલી, ગુસ્તાખી અને બદનસીબીને લગતા આ શેઅરો કહ્યા :

ઇઝલ-લાહિ જાઝા મઅ-શરન બિ-ફઆલિ-હિમ, • વ દર્રહુમુર - રહમાનુ રબ્બુલ-મશારિકિ.

જે સમયે અલ્લાહ તઆલા કોઇ ગુમરાહ ટોળકીને તેના કરતૂતોની શિક્ષાનો ફેસલો સંભળાવે અને જે સમયે પૂર્વ-પશ્ચિમનો પાલનહાર અલ્લાહ તેઓને સંકટમાં નાખી દે તો——

ફ અખ્ઝાકા રબ્બી યા ઉતૈ-બબ્ને માલિકિ, • વ લિક-કાક કબ્લલ-મવતિ ઇહદસ-સવાઈકિ.

તે સમયે હે ઉત્બહ બિન માલિક ! મારો પાલનહાર તને ખુબ ઝલીલો-ખ્વાર અને રૂસ્વા કરે અને તારા મરણ પહેલાં વીજળીઓમાંથી કોઇ વીજળી તુજ પર તૂટી પડે !

બસત્તા યમીનન લિન-નબીય્યે તઅમ-મુદન, • ફ અદમૈત ફાહુ કુત્તઅત બિલ-બવારિકિ.

તારો હાથ નિશાન તાકીને નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ઊપડયો અને તેનાથી આપનો નૂરાની મુખડો લોહીલુહાણ થઇ ગયો. તારા એ હાથના તલવારોથી ટુકડે ટુકડા કરવામાં આવે !

**ફ હલ્લા ઝકર-તલ્લાહુ વલ મનઝિલિલ-લઝી, • તુસીરુ ઈલૈહિ ઇન્દ ઇહદલ-બવાઈકિ.**

તો શું તને અલ્લાહ અને તે સ્થળ યાદ નહિ આવ્યું જેની તરફ એક સંકટ સમયે પલટીને જવાનું છે? એટલે કિયામતને દિવસે સજીવન થઇને અલ્લાહની અદાલતમાં હાજર થવાનું છે અને કરણીનો હિસાબ આપવાનો છે તેને શું તું ભૂલી ગયો ?

**હઝરત ઇબ્નુસ-સકનની ફિદાકારી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હુસૈન બિન હમાન બિન અમ્ર બિન સઅદ બિન મુઆઝે કહ્યું અને તેમને મહમૂદ બિન અમ્રે આ માહિતી આપી કે, જયારે દુશ્મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ચોતરફથી ઘેરી લીધા તો આપે પોતાના સહાબાને ફરમાવ્યું:

**"મન રજુલુંય-યશરી લના નફ-સહૂ !"**

કોણ છે જે અમારા માટે પોતાના પ્રાણ વેચવા તૈયાર હોય ?"

એટલે મારા બચાવ માટે પોતાના પ્રાણને હોડમાં મૂકીને કોણ જન્નત ખરીદવા તૈયાર છે ? [1]

આ સાંભળતાં જ હઝરત ઝિયાદ બિન સકન જેઓ "ઇબ્નુસ-સકન" એટલે સકનના બેટાને નામે જાણીતા હતા, પાંચ અન્સારી જવાનોને લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે આવીને ચટાણ પેઠે ઊભા થઇ ગયા. બીજી રિવાયત મુજબ હઝરત ઉમારહ બિન યઝીદ બિન સકન પાંચ અન્સારી જવાનો સાથે આવીને ઊભા થઇ ગયા. આ બહાદુર જવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રક્ષણ અને બચાવમાં વીરતાથી લડતાં-લડતાં એક પછી એક શહીદ થતા ગયા. એમાં સૌથી છેલ્લા હઝરત ઝિયાદ બિન સકન (અથવા હઝરત ઉમારહ) હતા જેઓ છેવટ સુધી મરણિયા થઇને ઝઝૂમતા રહ્યા ત્યાં સુધી કે જખમોથી ચૂર થઇને પડી ગયા. એમના પછી મુસ્લિમ વીરનરોની બીજી ટુકડી આવી લાગી. એ બધાએ મુશરિકો સાથે એવી ટક્કર લીધી કે તેઓને મારીમારીને પાછળ ધકેલી દીધા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તેઓના ઘેરામાંથી કાઢી લીધા.

દુશ્મનના ઘેરામાંથી નીકળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જોયું તો હઝરત ઝિયાદ બિન સકન ઘાયલ દશામાં ત્યાં જ પડેલા હતા. આપે સહાબાને ફરમાવ્યું, "અદનૂહુ મિન્ની ! અદનૂહુ મિન્ની!" એમને મારી પાસે લઇ આવો, એમને મારી પાસે ઉપાડી લાવો ! સહાબા હઝરત ઝિયાદ બિન સકનને ઉપાડીને આપની પાસે લઇ આવ્યા. આપે હઝરત ઝિયાદને સુવાડી દીધા અને પોતાના મુબારક ખોળાનો તકિયો બનાવીને તેમનું માથું પોતાના ખોળામાં મૂકી દીધું અને એજ દશામાં તેમણે પોતાના પ્રાણ અલ્લાહને હવાલે કરી દીધા. [2]

---

૧. દુશ્મનના ઓચિંતા આક્રમણથી થોડીવાર માટે મોટામોટા વીરનરો પણ ગભરાય ગયા મગર દુશ્મનના ઘેરામાં આવી જવા છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દ્રઢતા, મક્કમતા કે અડગતામાં કશો ફેર પડયો ન હતો. આપ બેમિસાલ બહાદુરીથી પોતાના સ્થળે મક્કમ રહીને દુશ્મનોના વારો ખાળી રહ્યા હતા. શત્રુના મુકાબલામાં અલ્લાહના પયગમ્બરના પગો ડગમગી જાય એ બનવા જોગ નથી. પહાડ પોતાના સ્થળેથી ટળી જાય અને દુશ્મન ઉલટો લટકી જાય એ બની શકે પણ પયગમ્બર દુશ્મનના મુકાબલાથી નાસે સે કોઇ કાળે બની શકે નહિ. પયગમ્બરની બહાદુરી આખા જગતની બહાદુરીથી વધુ વજનદાર હોય છે કેમકે પયગમ્બરને અલ્લાહનું, અલ્લાહના ફરિશ્તાઓનું અને પૂરી ગૈબી દુનિયાનું પીઠબળ મળેલું હોય છે. "હ"

૨. અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની અને જન્નતી ખોળામાં માથું મૂકીને મરી જવું એનાથી મોટી ખુશનસીબી બીજી કઇ હોય શકે ? ધન્ય હો અલ્લાહના પયગમ્બરના પ્રેમીઓને કે તેઓએ પોતાના પ્રાણોની પરવા નહિ કરી અને પોતાના આકાના ચરણોમાં કુરબાન થઇ ગયા. "હ"

**બીબી ઉમ્મે-ઉમારહની બહાદુરી**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત બીબી ઉમ્મે-ઉમારહ જેમનું મૂળ નામ નુસૈબહ બિન્તે કઅબ માઝનિયહ હતું એમણે પણ ઉહુદના યુધ્ધમાં ભાગ લઇને દુશ્મનો સાથે મુકાબલો કર્યો અને વીર પુરૂષો જેવી મર્દાનગીથી લડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બચાવ કર્યો.

સઇદ બિન અબૂ ઝૈદ અન્સારીના બયાન મુજબ બીબી ઉમ્મે-સઅદ બિન્તે સઅદ બિન રબીઅ કહ્યા કરતાં કે, એક દિવસે હું ઉમ્મે-ઉમારહ પાસે ગઇ. સલામ કલામ બાદ મેં કહ્યું, ''માસી! તમે જંગે-ઉહુદમાં મુશરિકો સાથે લડયાં હતાં. તે પ્રસંગના તમારા કંઇક અનુભવો કહી સંભળાવશો ?''

બીબીજી બોલ્યાં, ''હા સાંભળો. તે દિવસે લડાઇના મેદાનમાં શું ચાલી રહ્યું છે તે જાણવા હું સવારના પહોરમાં ઘરમાંથી નીકળીને ઉહુદના મેદાન તરફ રવાના થઇ ગઇ. પાણીથી ભરેલી મશક પણ મેં ઉપાડી લીધી હતી. ધીરે ધીરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બિરાજમાન હતા ત્યાં હું પહોંચી ગઇ. આપ પોતાના સહાબા સાથે ત્યાં મવજૂદ હતા. મુશરિકોના લશ્કર પર ફતેહ તો મુસલમાનોને અલ્લાહની મદદથી મળી ગઇ હતી. પણ જ્યારે લડાઇએ પલટો ખાધો અને મુસલમાનો મુશરિકોના ઘેરામાં આવી ગયા તો હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસે પહોંચી ગઇ. દુશ્મનો ચોતરફથી ધસારો કરીને ધસી રહ્યા હતા. મેં પણ તલવાર ખેંચીને જંગમાં ઝંપલાવી દીધું.

દુશ્મનનો જબરદસ્ત ધસારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ હતો. આપના બચાવમાં હું તલવાર પર તલવાર ચલાવવા લાગી. કોઇક વાર મોકો જોઇને તીરકામઠું ઉપાડી લેતી અને દુશ્મન તરફ તાકીતાકીને તીરોની વૃષ્ટિ કરી દેતી. જીવ સટોસટના આ સંગ્રામમાં ઝઝૂમતાં મારૂં બદન જખમોથી ચાલણી જેવું બની ગયું.''

બીબી ઉમ્મે સઅદનું બયાન છે : બીબીજીએ આટલું કહીને પોતાના ખભા પરથી કપડું સરકાવી દીધું. મેં જોયું તો બીબીજીના ખભા પર ઊંડો ઘા પડેલો હતો. મેં પૂછયું, ''માસી ! મન અસાબકા બિ-હાઝા?'' આટલો ઊંડો ઘા તમને કોણે કર્યો ?

બોલ્યાં, ''એ પેલા કમબખત ઇબ્ને-કમીઅહની તલવારના ઘા છે. અલ્લાહ તેને ગારત કરે. આ ઘમસાણમાં થોડીક પળો એવી પણ આવી જ્યારે મુસલમાન લોકો દુશ્મનના બેપનાહ ધસારાથી જરા આઘાપાછા થઇ ગયા. આ તકનો લાભ લઇને ઇબ્ને-કમીઅહ ઓચિંતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ધસી આવ્યો અને ગુસ્સાથી બરાડયો :

| | |
|---|---|
| દલ્લૂની અલા મુહમ્મદિન ? | લોકો ! મને બતાવો મુહંમદ કયાં છે ? |
| ફલા ન-જવતુ અન-ન-જ-અ. | જો તેઓ બચી ગયા તો મારૂં જીવવું બેકાર છે ! |

તેનો આ બૂમાટો સાંભળતાં જ હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ દોડી પડી. મારી સાથે જ લશ્કરના ઝંડાધારી મુસઅબ બિન ઉમૈર અને બીજા કેટલાક મુસલમાનો પણ આપના બચાવ માટે દોડીને આપની સામે આવી ગયા. અમે જાનને હથેલીમાં લઇને આપનો બચાવ કરતાં હતાં. એજ દરમિયાન ઇબ્ને-કમીઅહ જેવા કમીનાએ મને તલવારનો આ ફટકો માર્યો હતો. મેં પણ આગળ વધીને તાબડતોડ તલવારના તેની ઉપર વાર કર્યા પણ અલ્લાહના એ દુશ્મને બબ્બે બખતરો પહેરેલાં હતાં જેથી મારા વાર તેની ઉપર કારગર નિવડયા નહિ.''

**હઝરત અબૂ દુજાનહની જાંનિસારી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં મુસલમાનોના વિજયનું પાસું પલટાયું તો હઝરત અબૂ દુજાનહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે આવીને ઊભા થઇ ગયા. એમણે પોતાના બદનને આપના માટે ઢાલ બનાવી લીધું. તીરો પર તીરો આવતાં હતાં અને એ બધાં એમની પીઠમાં આવીને ખૂપી જતાં હતાં. એ દિવસે હઝરત અબૂ દુજાનહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે સાચેસાચ ઢાલ બની ગયા હતા.

**"ફિદાકા અબી વ ઉમ્મી !"**————હઝરત સઅદ બિન અબી વક્કાસ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બચાવમાં દુશ્મનો તરફ તાકી તાકીને તીર પર તીર છોડી રહ્યા હતા. એમનું કથન છે કે જ્યારે મારૂં તીરોનું ભાથું ખાલી થઇ ગયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના તીરોનું ભાથું મારી સામે ઠાલવતાં ફરમાવ્યું, "ઈરમે ફિદાકા અબી વ ઉમ્મી !" એટલે હે સઅદ! તીર પર તીર ચલાવો, મારા માબાપ તમ પર કુરબાન ! [૧]

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને એવું તીર આપ્યું જેમાં ફળ ન હતું. આમ છતાં આપે ફરમાવ્યું, "ઈરમે બિહી." એટલે લો, એને જ કમાનમાં જોડીને ચલાવો.

**હઝરત કતાદહની આંખ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમૈર બિન કતાદહએ કહ્યું કે, એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પણ પોતાના કામઠાંમાંથી લગાતાર તીરો વરસાવતા રહ્યા. એજ દરમિયાન કામઠાંનો એક તરફનો ભાગ ફાટી ગયો. તરત જ હઝરત કતાદહ બિન નુઅમાને આગળ વધીને એ ફાટેલું કામઠું આપના હાથમાંથી લઇ લીધું. એજ પળે એક તીર સનન કરતું દુશ્મન તરફથી આવ્યું અને હઝરત કતાદહની આંખમાં એવું ભોંકાયું કે આંખ, કુંડાળામાંથી નીકળીને ગાલ પર લટકી પડી. એજ હાલતમાં હઝરત કતાદહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે જઇને ઊભા થઇ ગયા. આપે પોતાનો મુબારક હાથ તેમની આંખ પર ફેરવ્યો અને આંખને મુબારક હાથથી તેના સ્થાને ગોઠવી દીધી તો તે પહેલાં કરતાં વધારે રોશન થઇ ગઇ. એટલે હઝરત કતાદહ અગાઉ કરતાં વધારે તેજીલી નજરના બની ગયા.

**રસૂલુલ્લાહ (સલ.)તો શહીદ થઇ ગયા !**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બનૂ અદી બિન નજ્જારવાળા કાસિમ બિન અબ્દુર્રહમાન બિન રાફિઅએ માહિતી આપતાં કહ્યું કે જીતેલી લડાઈનું પાસું પલટાતાં મુસલમાનોમાં અફરા-તફરી ફેલાઇ ગઇ હતી. દુશ્મને પાછળથી આવીને અચાનક હલ્લો બોલી દીધો હતો. ઈબ્ને કમીઅહએ રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થવાના સમાચાર ફેલાવી દીધા હતા. કેટલાક મુસલમાનો આ સમાચારથી હતાશ થઇને નાસીપાસ થઇ ગયા હતા. એવી દશામાં હઝરત અનસ બિન માલિકના કાકા હઝરત અનસ બિન નઝ્ર એક તરફથી પસાર થયા. તેમણે જોયું કે હઝરત ઉમર બિન ખત્તાબ અને હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ મેદાનને એક ખૂણે માથે હાથ દઇને બેઠેલા છે. અન્સાર અને મુહાજિરીનમાંથી બીજા ગૃહસ્થો પણ પારાવાર નિરાશાની દશામાં માથે હાથ દઇને ત્યાં બેઠેલા હતા.

હઝરત અનસ બિન નઝ્રનું બયાન છે : મેં તેઓને પૂછયું, "આપ લોકો અહીં કેમ બેઠેલા છો?"

---

૧. હઝરત અલી રદિયલ્લાહુ અન્હુનું કથન છે : "ઈરમે ફિદાકા અબી ય ઉમ્મી !"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ ભારેખમ શબ્દો કોઇના માટે ફરમાવતાં મેં કદી સાંભળ્યા નથી; સિવાય સઅદ બિન અબી વક્કાસના. આ અનુપમ માન આપના લાખો સહાબામાં ફક્ત હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુને મળવા પામ્યું એટલે ફિદા-ક અબી વ ઉમ્મીનું માન (કશ્ફુલ-બારી અમ્મા ફી સહીહિલ-બુખારી જિ.૨ પેજ ૨૧૧) "હ"

ભારે હતાશાથી તેઓ બોલ્યા, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો કતલ થઇ ગયા. આપણે હવે લડીને શું કરવું ?''

મેં કહ્યું, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કતલ થઇ ગયા તો આપણે જીવીને શું કરવું? ચાલો ઊઠો, જે હેતુ ખાતર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના પ્રાણ આપી દીધા, આપણે પણ તેની ઉપર કુરબાન થઇ જઇએ.''

આમ કહીને હઝરત અનસ બિન નઝ્ર કુફ્ફારના લશ્કર પર તૂટી પડયા અને સામે આવનારને મારતા કાપતા છેવટે પોતે પણ શહીદ થઇ ગયા. એમના ભત્રીજા હઝરત અનસ બિન માલિકનું કથન છે : ''એ દિવસે મારા કાકાના બદન પર તલવાર, ભાલા અને તીરના ૭૦ થી ૮૦ જેટલા ઘા લાગ્યા હતા. આખું શરીર જખમોથી ચૂરચૂર હોવાને કારણે કોઇ એમને ઓળખી શકયું નહિ. એમના બહેન બીબી રૂબૈયઅ બિન્તે નઝ્રે આંગળી પરની નિશાનીથી એમને ઓળખ્યા.''

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારો તરફથી મને મળેલી માહિતી અનુસાર જંગે-ઉહુદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બચાવ કરતી વેળા હઝરત અબ્દુર્રહમાન બિન ઔફના ચેહરા પર એવા તો જોરથી દુશ્મનનો પથરો લાગ્યો કે એમનો આગલો દાંત તૂટી ગયો. ઉપરાંત વીસ કે તેથી વધારે તલવારના ફટકા લાગવાથી એમનું આખું બદન લોહીલુહાણ થઇ ગયું. કેટલાક ફટકા પગો પર પડયા જેથી તેઓ લંગડા બની ગયા. રદિયલ્લાહુ અન્હુ.

**''હાઝા રસૂલુલ્લાહ !''**————ઇબ્ને ઇસ્હાક કહે છેઃ મને ઇબ્ને શિહાબ ઝુહરીએ કહ્યું કે જંગે-ઉહુદમાં હારી જવા પછી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થવાની અફવા ફેલાવા પછી સૌથી પહેલાં જે ગૃહસ્થે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઓળખી કાઢયા તે હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ હતા.

હઝરત કઅબ બિન માલિકનું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોખંડી ટોપ પોતાના મુબારક માથે મૂકેલો હતો જેમાં આપનો નૂરાની ચેહરો છુપાયેલો હતો. અચાનક મારી નજર આપની નૂરાની આંખો પર પડી જે લોખંડી ટોપમાં ચમકી રહી હતી. આપની ચમકારા મારતી નૂરાની આંખો જોતાં જ મેં આપને ઓળખી કાઢયા અને એજ પળે બુલંદ અવાજે મેં નઅરો ગજાવ્યો:

| | |
|---|---|
| યા મઅ-શરલ મુસ્લિમીન ! | હે મુસલમાનોના સમૂહ ! |
| અબશિરૂ | ખુશખબરી કે વધામણી હો ! |
| હાઝા રસૂલુલ્લાહ ! | આ રહ્યા અલ્લાહના રસૂલ ! |

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ખામોશ રહેવાનું ફરમાવ્યું. પરંતુ મારા મુખેથી સરી પડેલા શબ્દોના શુભ સમાચાર સાંભળતાં જ તમામ મુસલમાનો અહીંતહીંથી સમેટાઇને આપની પાસે આવીને એકત્ર થઇ ગયા. આપ એ બધાને લઇને પહાડની ઘાટી તરફ રવાના થયા. તે વેળા બીજા મુસલમાનો ઉપરાંત આપની સાથે હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર બિન ખત્તાબ, હઝરત અલી બિન અબી તાલિબ, હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ, હઝરત ઝુબૈર બિન અવ્વામ, હઝરત હારિસ બિન સિમ્મહ વગેરે હતા. રદિયલ્લાહુ અન્હુમ.

**સંપાદકની નોંધ**————જંગે-ઉહુદ વિશે કેટલાક ઈતિહાસકારોએ શિકસ્ત અથવા પરાજય શબ્દનો ઉલ્લેખ કરીને લખ્યું છે કે ઇસ્લામી લશ્કર આ જંગ હારી ગયું હતું. કેટલાકે લખ્યું છે કે આ યુધ્ધમાં અણધારેલી રીતે અમુક એવા પ્રસંગો સર્જાઇ ગયા જેણે મુસલમાનોની શાનદાર જીતને પરાજયમાં પલટાવી નાખી.

પરંતુ ઈસ્લામી ઈતિહાસના અભ્યાસીઓ અને યુધ્ધકળાના નિષ્ણાંતોએ તેઓના આ મંતવ્યનો વિરોધ કરતાં એવી દલીલ કરી છે કે, શિકસ્ત અથવા પરાજય જે વસ્તુનું નામ છે તે ત્રણ રૂપોમાંથી એક રૂપનું નામ હોય છે:

૧ ——— દુશ્મન સામે હથિયાર નાખી દેવામાં આવે.

૨ ——— જીતેલા પ્રદેશ પર દુશ્મન કબજો કરી લે.

૩ ——— હારેલું લશ્કર મેદાન મૂકીને નાસી જાય.

એમાંની એક પણ વાત જંગે-ઉહુદમાં બનવા પામી નથી. ઈસ્લામી લશ્કર ન તો મેદાન મૂકીને નાસી ગયું, ન ઇસ્લામી લશ્કરે દુશ્મન સામે હથિયાર નાખી દીધાં, ન દુશ્મનની શરણાગતિ સ્વીકારી, ન મુસલમાનોના પ્રદેશ પર દુશ્મનનો કબજો થયો. દુશ્મને ન તો મુસલમાનોનો માલ-સામાન લૂંટયો ન કોઈને કેદ કર્યા ન કોઈને લોંડીગુલામ બનાવ્યા. પોતાના પ્રદેશ પર મુસલમાનોનો અગાઉ જેવો જ કબજો રહ્યો. પોતાના વતનની તસુ જેટલી જમીન પણ દુશ્મનના કબજામાં જવા પામી નહિ.

અલબત્ત પહાડની ઘાટીને નાકે ગોઠવેલા તીરંદાજોમાંથી ઘણાખરાએ પોતાના પયગમ્બરની નાફરમાની કરી અને પોતાનું સ્થળ છોડીને ચાલ્યા ગયા જેના કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અને ઈસ્લામી લશ્કરને જે ઘા લાગ્યો તે બહુ ઊંડો હતો. "હ"

---

# પ્રકરણ ૧૦૯

# ગઝવએ-ઉહુદ : બીજું મહાયુદ્ધ

## —૩—

ઉબય બિન ખલફની કમબખ્તી • હઝરત હસ્સાનના શેઅરો • અલ્લાહનો ગઝબ અને ગુસ્સો • હઝરત સઅદનો જુસ્સો • કુરૈશની ચઢાઈ ઘાટી પર • હઝરત તલહા માટે જન્નતની બશારત • હઝરત સાબિત અને હઝરત હુસૈલ • મુનાફિકની ઊલટી ખોપરી • કુઝમાન મુનાફિકની આત્મહત્યા • જિહાદમાં ભાગ લેનાર યહૂદીનો કિસ્સો • એક મુનાફિકની દગાખોરી • જન્નતમાં જનારો બેનમાઝી • હઝરત અમ્રની શહાદતનો કિસ્સો • કુરૈશની બેગમો લડાઈના મેદાનમાં • હિન્દના વેરનો જવાળામુખી • હિન્દને હિન્દનો જવાબ • હિન્દ બિન્તે ઉત્બહના શેઅરો • હઝરત ઉમર અને હઝરત હસ્સાન • અબૂ સુફયાન અને હઝરત હમ્ઝહ • અબૂ સુફયાન અને હઝરત ઉમર • અબૂ સુફયાનની ધમકી • હઝરત અલી કુરૈશી લશ્કરની પૂઠે • હઝરત સઅદનો આખેરી પયગામ • હઝરત સઅદની બાળકી.

**ઉબય બિન ખલફની કમબખ્તી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે ઘાટીના ટેકરા પર ચઢી ગયા તો ઉબય બિન ખલફ નામે કુરૈશી દુશ્મન આપની બાતમી મેળવીને ઘોડો દોડાવતો અને મોટેથી બૂમબરાડા ગજાવતો ત્યાં આવી લાગ્યો. તે બૂમાટા મારતો હતો : ''અય મુહંમદ ! લા નજવ-તુ ઈન નજવ-તા !''

એટલે હે મુહંમદ ! અગર તમે બચી ગયા તો મારે બચવું નથી. બીજા શબ્દોમાં તમે નહિ કે હું નહિ!

તેના આ બૂમાટા કે હાકોટા સાંભળીને સહાબાએ પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! શું અમારામાંથી કોઈ માણસ એના મુકાબલા માટે આગળ વધે ?''

આપે ફરમાવ્યું, ''દઅવ-હુ.'' એને છોડી દો, આગળ આવવા દો.

પછી જ્યારે ઉબય બિન ખલફ ઘોડો કૂદાવતો અને ધસારો કરતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે આવી લાગ્યો તો આપે હઝરત હારિસ બિન સિમ્મહના હાથમાંથી બરછી લઈને એવા તો જોરથી તેને ઘૂમાવી કે બધા સહાબા ડરના માર્યા આપની આજુબાજુથી એવી રીતે હટી ગયા જેમ ઊંટની પીઠ પર બેઠેલી ડંખ મારનારી માખી ઊંટની ધ્રુજારીથી ડરીને ઊડી જાય છે. બરછી ઘૂમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમ આગળ વધ્યા અને ઉબય બિન ખલફની ગરદન પર એવો તો ઘા કર્યો કે તે ઘોડાની પીઠ પર લથડિયાં ખાય ગયો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને સાલિહ બિન ઈબ્રાહીમ બિન અબ્દુર્રહમાન બિન અવફે માહિતી આપતાં કહ્યું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મક્કહમાં હતા તો ઉબય બિન ખલફ જ્યારે ય આપને જોતો, હમેશા કહ્યા કરતો, "હે મુહંમદ ! મારી પાસે બચાવનું એક મજબૂત સાધન છે અને તે સાધન મારો ઘોડો છે જેને હું રોજ એક "ફર્ક"દાણા ખવાડીને પાળી રહ્યો છું કે જેથી તેની પીઠ પર સવાર થઈને હું તમને કતલ કરી શકું !"[૧]

તેની આ ધમકીના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવી દેતા, "ઈન્શા અલ્લાહ હું જ તને કતલ કરીશ."

બરછીનો ઘા ખાઈને જ્યારે ઉબય બિન ખલફ કુરૈશ પાસે પહોંચ્યો તો જો કે તેની ગરદનમાં કોઈ ઊંડો ઘા ન હતો, માત્ર થોડુંક લોહી અછરતા ઘાથી નીકળીને, તેની ચામડીમાં અટકીને થીજી ગયું હતું છતાં પારાવાર વેદનાથી તે ચિલ્લાઈ રહ્યો હતો, "ક-ત્-લ્-ની વલ્લાહિ મુહંમદુન !" એટલે વલ્લાહ મુહંમદે તો મને મારી જ નાખ્યો ! ક-ત-લની વલ્લાહિ....!

તેની આ હાયપીટ કે હૈયાફૂટ સાંભળીને કુરૈશે તેને ઠપકાર્યો, "અલ્યા ! બાયલા પેઠે હિંમત શેં હારે છે ? હજુ તો તું હટ્ટો-કટ્ટો છે."

"અરે તમે જાણતા નથી." ઉબય બિન ખલફ બોલ્યો, "મક્કહમાં મુહંમદે મને કહ્યું હતું કે, હું જ તને કતલ કરીશ. વલ્લાહ ! મુહંમદ મારી ઉપર થૂંકી દેત તો યે હું મરી જાત !"

પછી જ્યારે કુરૈશ ઉહુદથી મક્કહ તરફ પાછા વળ્યા તો "સરિફ" સ્થળે પહોંચીને ઉબય બિન ખલફ મરી ગયો.[૨]

**હઝરત હસ્સાનના શેઅરો**———ઈબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહના પયગમ્બરના મુબારક હાથથી લાગેલો બરછીનો નજીવો ઘા અને તેનાથી ઉબય બિન ખલફના નિપજેલા મૃત્યુ અંગે હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો કહ્યા :

લકદ વરિસદ-દલાલતા અન અબીહે, • ઉબય્યુન યવમ્ બારિ-ઝહુર-રસૂલુ

ઉબય બિન ખલફને ગુમરાહી તેના બાપ તરફથી વારસામાં મળી હતી. તે ઉહુદના મેદાનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે બાખડી પડયો.

અતૈતા ઈલૈહિ તહમિલુ રિમ્મ અઝમિન, • વ તૂઈદહૂ વ અન્ત બિહી જહૂલુ.

હે ઉબય બિન ખલફ ! તું પોતાના જર્જરિત હાડકાંનો ભાર વેંઢારતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ધસી રહ્યો હતો. મૂળ હકીકતથી અંજાણ હોવા છતાં તું ધમકીઓ આપતો હતો.

વકદ કુતિલત બનૂન- નજ્જાર મિન્કુમ, • ઉમૈયતા ઈઝ યુગવ-વસ યા અકીલુ.

---

૧. ફર્ક : સવા પાંચ શેર કે આઠ શેર દાણા માપવાનું એક વાસણ.

૨. સરિફ : મક્કહથી ૬ માઈલના અંતરે આવેલું એક સ્થળ.

બનૂ નજ્જારે તમારામાંથી ઉમૈયહ બિન ખલફને એવી હાલતમાં રહેંસી નાખ્યો જયારે કે તે "યા બનૂ અકીલ ! યા બનૂ અકીલ !"ના પોકારથી ફરિયાદ કરી રહ્યો હતો.

વ તબ્બ ઇબ્ના રબીઅતા ઇઝ અતાઆ, • અબા જહલિન લિ-ઉમ્મે-હિમલ- હબૂલુ.

રબીઅહના બંને બેટા (ઉત્બહ બિન રબીઅહ અને શૈબહ બિન રબીઅહ) અબૂ જહલનું કહ્યું માનીને હલાક થઇ ગયા. હવે તેઓની મા તેઓને ઢૂંઢતી ફરે છે.

અલા મન મુબલ-લિગુન અન્ની ઉબૈયન, • લકદ ઉલ-કિયત ફી સુહકિસ-સઈરી.

શું કોઇ એવો શખ્સ છે જે ઉબય બિન ખલફને મારો સંદેશો પહોંચાડે ? તે સંદેશો આ છે કે તને જહન્નમના ઊંડાણમાં ઉતારી દેવામાં આવ્યો છે.

તમન્ની બિદ-દલાલતા મિમ-બઈદિન, • વ તુકસિમ અન કદરતા મઅન-નુઝુરી.

તું મુદ્દત સુધી ગુમરાહીની તમન્નાઓ સેવતો રહ્યો અને સોગંદો ખાતો રહ્યો કે તું જરૂર કામયાબ થવાનો છે.

તમન-નૈકલ-અમાનિય્યા મિમ-બઈદિન, • વ કવલુલ-કુફરિ યરજિઉ ફી ગુરૂરી.

તું ફુઝૂલ આશાઓ સેવતો રહ્યો જો કે કુફ્રને છાજનારી વાતોનો નતીજો પોતાને ધોકો આપવા સિવાય શું હોય શકે ?

ફકદ લ-અકતકા તઅનતુ ઝી હુફાઝિન, • કરીમુલ બયતિ લૈસા બિ-ઝી ફુજૂરી.

એજ કારણ છે કે તું એવા ગૃહસ્થના ભાલાનો ભોગ થઇ પડયો જે નિષ્ઠાવાન છે, કુળવાન છે અને બેશરમીની વાતોથી આઘા રહેનારા છે.

લહૂ ફદલુ અલલ-ઇહયાએ તુર્રન, • ઇઝા નાબત મુલમ-માતુલુ ઉમૂરી.

તે એવા ગૃહસ્થ છે કે મોટી મોટી સમસ્યાઓ અને સંકટોના આક્રમણ સમયે પણ તમામ ઈન્સાનો પર શ્રેષ્ઠતા ભોગવે છે.

**અલ્લાહનો ગઝબ અને ગુસ્સો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે ઘાટીના ટેકરા પર બિરાજમાન થઇ ગયા તો હઝરત અલી બિન અબી તાલિબ "મિહરાસ"[1] નામે ઝરણા પાસે ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પીવા માટે તથા આપના જખમો ધોવા માટે ત્યાંથી પોતાની ઢાલમાં પાણી ભરીને લઇ આવ્યા. આ પાણીમાં ગંધ હોવાથી આપને કરાહત જેવું લાગ્યું જેથી આપે એ પાણી નહિ પીધું. હઝરત અલીએ પાણી રેડીને આપના મુબારક ચેહરાનું લોહી ધોવા માંડયું. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવતા હતા: "અલ્લાહનો ગઝબ અને ગુસ્સો એવા માણસ પર આકરો બની ગયો જેણે તેના પયગમ્બરના ચેહરાને લોહીલુહાણ કરી નાખ્યો !"

**હઝરત સઅદનો જુસ્સો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મહાન અને માનવંતા સહાબી હઝરત સઅદ બિન અબી વક્કાસ હમેશા ફરમાવ્યા કરતા હતા કે, 'અલ્લાહના

૧. ઉહુદ પહાડની એ ઘાટી પાસે આવેલા એક ઝરણાનું નામ મિહરાસ હતું.

સોગંદ ! મારા દિલમાં કોઇનું ખૂન કરી નાખવાની એટલી પ્રબળ તમન્ના નહિ જાગી જેટલી મારા ભાઇ ઉત્બહ બિન અબી વક્કાસનું ખૂન કરી નાખવાની તમન્ના મારા દિલમાં જાગી. આ તમન્ના રહી રહીને મારા દિલમાં ઉછાળા મારતી હતી કેમકે મારા એજ ભાઇએ પથ્થરથી નિશાનો તાકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નૂરાની ચેહરો લોહીલુહાણ કરી નાખ્યો હતો. જો કે હું જાણતો હતો કે મારા ભાઇના આ પાપી કૃત્યની શિક્ષા તરીકે તેનું ખૂન કરીને હું મારી કોમમાં હડધૂત થઇ પડવાનો છું. છતાં જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું આ કથન મેં સાંભળ્યું કે : "અલ્લાહનો ગઝબ અને ગુસ્સો એવા માણસ પર આકરો બની ગયો જેણે તેના પયગમ્બરના ચેહરાને લોહીલુહાણ કરી નાખ્યો"તો કંઇક મારા મનને સંતોષ થયો કે, ચાલો ! મારો ભાઇ અલ્લાહના ગઝબ અને ગુસ્સાનો ભોગ બને એટલું જ બસ છે !"

**કુરૈશની ચઢાઇ ઘાટી પર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે એ ઘાટીમાં જ હતા એ દરમિયાન કુરૈશના કેટલાક સૈનિકો ઘાટીના ટેકરા પર ચઢવા લાગ્યા. ઇબ્ને હિશામની રિવાયત મુજબ પૂઠ પકડનારા ઘોડેસવારોનો ઉપરી ખાલિદ બિન વલીદ હતો. આ લોકોને પહાડી ટેકરા પર ચઢતા જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દુઆ માગી : "અલ્લાહુમ્મ ઇન્નહુ લા યમ્બગી લહુમ અંય-યઅલૂના !"એટલે હે અલ્લાહ ! એમનું અમારાથી ઊંચે હોવું મુનાસિબ નથી.

એજ વેળા હઝરત ઉમર બિન ખત્તાબ અને મુહાજિર મુજાહિદોની એક જમાઅત તલવારો ચમકાવતી દોડી ગઇ અને મરણિયા થઇને તેઓનો ઝબરદસ્ત મુકાબલો કર્યો અને છેવટે તેઓને પહાડ પરથી ભગાડી મૂકયા.

**હઝરત તલહા માટે જન્નતની બશારત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથીઓ સાથે પહાડની ઘાટી તરફ પધાર્યા હતા તો આપે એક ચટાણ પર ચઢવાની કોશિશ કરી હતી. પરંતુ જખમોમાંથી લોહી પુષ્કળ પ્રમાણમાં વહી ગયું હોવાથી કમજોરી ઘણી આવી ગઇ હતી. વળી બબ્બે બખતરો આપે પવિત્ર શરીરે સજેલાં હોવાથી ચટાણ પર ચઢી શકયા નહિ. એ જોઇને હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ તરત દોડી આવ્યા અને વાંકા વળીને જમીન પર બેસી ગયા. તેમના ખભાની મદદ લઇને એટલે તેમના ખભા પર પવિત્ર પગો મૂકીને આપ ઉપર ચઢી ગયા અને ચટાણ પર પહોંચીને આપે પોતાને સંભાળી લીધા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઝુબૈરનું બયાન છે કે, એ દિવસે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આમ ફરમાવતાં સાંભળ્યા : "અવજબ તલ્હતુ હીના સનઆ બિ-રસૂલિલ્લાહિ મા સનઆ." એટલે તલહાએ એજ પળે પોતાને માટે જન્નત વાજિબ કરી લીધી; જ્યારે કે તેણે અલ્લાહના રસૂલની આ સેવા બજાવી.

ઇબ્ને હિશામ કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની રિવાયતથી આ માહિતી મળી છે કે, નિર્બળતા અને કમશકિતને કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પહાડની ઘાટીના બનેલાં પગથિયાં ચઢી શકયા ન હતા. વળી ગુફરહના આઝાદ ગુલામ ઉમરને મુખે એવી પણ માહિતી મળી કે જંગે-ઉહુદમાં જખમોની કમશકિતને કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઝુહરની નમાઝ બેસીને પઢાવી હતી.

અને તમામ મુસલમાનોએ પણ ઝુહરની એ નમાઝ બેસીને જ આપની પાછળ પઢી હતી. [૧]

**હઝરત સાબિત અને હઝરત હુસૈલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશી કાફિરોના ઓચિંતા આક્રમણની કટોકટીમાં મુસલમાન મુજાહિદો છેરણવેરણ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી આઘાપાછા થઈ ગયા હતા. કેટલાક દૂરદૂર સુધી પાછલા પગે ધકેલાય ગયા હતા ત્યારે કેટલાક તો ''અઅવદ'' મુકામે આવેલા ''મનકા''કે મનક્કા સ્થળ સુધી જઈ પહોંચ્યા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉંમર બિન કતાદહએ મહમૂદ બિન લબીદની આ રિવાયત કહી સંભળાવી : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે જંગે-ઉહુદ માટે ઈસ્લામી સૈન્ય સાથે મદીનહથી નીકળ્યા તે પહેલાં આપે સાવચેતીના પગલાં તરીકે મુસલમાન સ્ત્રી-બાળકો માટે શહેરથી બહાર આવેલા કિલ્લામાં રહેવાનો બંદોબસ્ત કરી દીધો હતો અને તેઓની હિફાઝત માટે હઝરત હુસૈલ બિન જાબિર તથા હઝરત સાબિત બિન વક્શનો પહેરો ગોઠવી દીધો હતો. હઝરત હુસૈલને લોકો ''યમાન''નામે પણ બોલાવતા હતા જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનીતા અને જાણીતા સહાબી હઝરત હુઝૈફહના માનવંતા પિતાજી હતા. હઝરત યમાન અને હઝરત સાબિત બિન વક્શ બંને પાકટ વયના વયોવૃધ્ધ ગૃહસ્થો હતા.

એ પછી જયારે ઉહુદના મેદાનમાં રણસંગ્રામ જામ્યો તો બંને વૃધ્ધોએ એકબીજાને કહ્યું, ''અફસોસ છે આપણી ઉપર ! આપણે બંને કબરમાં ટાંટિયા લટકાવીને બેઠેલા ડોસા છીએ. આપણી ઉંમર એટલી જ રહી ગઈ છે જેટલી ગધેડાના બે વખત પાણી પીવાની વચ્ચે રહેલી હોય છે. આજે નહિ મર્યા તો કાલે મરવાના! કેમ નહિ આપણે પણ તલવારો ખેંચીને કાફિરોને કતલ કરવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પહોંચી જઈએ ? બનવા જોગ છે અલ્લાહ તઆલા આપણને પણ શહાદતનો દરજ્જો આપી દે !

''ત્યારે હવે વાર કોની જોવાની ?''કહીને બંને બહાદુર ડોસાઓ તલવારો લઈને શહાદતની તમન્નામાં લડાઈના મેદાન તરફ ઊપડી ગયા અને જતાં જ કાફિરો પર તૂટી પડયા. આ તરફ મુસલમાનોને આ ડોસાઓ વિષે કોઈ માહિતી ન હતી. મારામારી અને કાપાકાપીથી લડાઈનું મેદાન ગરમ હતું. હઝરત સાબિત બિન વક્શને તો મુશરિકોએ શહીદ કરી નાખ્યા. રહ્યા હઝરત હુસૈલ બિન જાબિર ઉર્ફે યમાન, તો અજાણતામાં મુસલમાનોની જ તલવારો એમની ઉપર તૂટી પડી અને અણધારેલી રીતે એમને મૃત્યુને ઘાટ ઉતારી દીધા. એમના પુત્ર હઝરત હુઝૈફહ તેટલામાં જ હતા. પોતાના પિતાજીને તલવારોની હડફટમાં આવેલા જોઈને પોકારતા જ રહી ગયા, ''અરે અરે હે મુસલમાનો ! એ તો મારા બાપાજી યમાન છે!'' પણ એટલામાં તો કામ તમામ થઈ ચુકયું હતું, કેમકે કોઈને ખબર ન હોવાથી કોઈ એમને ઓળખી શકયું નહિ. ત્યારે મુસલમાનોએ કહ્યું, ''અલ્લાહ બેહતર જાણે છે , અમે એમને ઓળખી શકયા નહિ.''

અને વાત પણ બિલકુલ સાચી હતી. જવાબમાં હઝરત યમાનના બેટા હઝરત હુઝૈફહ બોલ્યા, ''હે મુસલમાનો ! અલ્લાહ તમારા પર રહમ કરે, તમને બધાને માફ કરે તે મોટો દયાળુ છે.''

બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત હુઝૈફહને એમના શહીદ થયેલા બાપાજીનો

---

૧. શરૂઆતમાં એવો જ હુકમ હતો કે ઇમામ કોઈ કારણે બેસીને નમાઝ પઢાવે તો મુકતદીયોએ પણ બેસીને જ ઇમામ પાછળ નમાઝ પઢવી જોઈએ. બાદમાં આ હુકમ બદલાય ગયો જેમકે વફાતની બીમારીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બેસીને નમાઝ પઢાવી હતી અને સહાબાએ ઊભા રહીને આપની પાછળ નમાઝ પઢી હતી. ''૬ ''

લોહીદંડ ચૂકવી આપવાનું સૂચન ફરમાવ્યું. પણ હઝરત હુઝૈફહએ બાપાજીનો લોહીદંડ રાજીખુશી અને ઉદારદિલીથી મુસલમાનોને માફ કરી દીધો. આ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હઝરત હુઝૈફહનો મરતબો ઓરભી બુલંદ થઇ ગયો.

**મુનાફિકની ઊલટી ખોપરી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આસિમ બિન ઉમર બિન કતાદહએ મને આ માહિતી આપી કે, મદીનહના મુસલમાનોમાં હાતિબ બિન ઉમૈયહ બિન રાફિઅ નામે શખ્સનો એક જવાન બેટો હતો જેનું નામ યઝીદ હતું. યઝીદે મુસલમાનો સાથે જંગે-ઉહુદમાં ભાગ લીધો હતો અને કુફ્ફારની તલવારોથી બુરી રીતે ઘાયલ થઇ ગયો હતો. મુસલમાન લોકો તેને ઉપાડીને તેના ઘરે લઇ ગયા. ઘરના લોકો અને સગાસ્નેહીઓ તેની આસપાસ ભેગા થઇ ગયાં. યઝીદ ગંભીર રીતે ઘવાયેલો હોવાથી જીવન મરણ વચ્ચે ઝોલાં ખાતો હતો. ઘરમાં ભેગાં થયેલા સ્ત્રી-પુરૂષો તેને દિલાસો આપતાં હતાં. કેટલાક તેને જન્નતની વધામણી આપતાં હતાં : "અબશિર યબ્ન હાતિબ બિલ જન્નહ !"એટલે ખુશખબરી હો તને જન્નતની હે હાતિબના બેટા ! અથવા હે યઝીદ ! તને જન્નતની બશારત હો !

યઝીદનો બુઢ્ઢો બાપ છેક જાહિલ અને ઠોઠ હતો. ઉપરથી મુનાફિક હોવા છતાં પોતાને મુસલમાનોમાં ખપાવતો હતો. બેટાને લોકોના મુખે જન્નતની વધામણીના શબ્દો સાંભળીને ચીડાઇ ગયો અને કટાક્ષરૂપે ધિક્કારથી તડુકી ઊઠયો, "હે લોકો ! તમે મારા બેટાને કઇ જન્નતની વધામણી આપો છો ? શું તે જન્નત જે હરમલના ઝાડીઝાંખરાંઓથી ભરેલી છે ? અલ્લાહના સોગંદ ! એક તો તમે મારા જવાન બેટાને ધોકો આપીને મરાવી નાખ્યો!" અને ઉપરથી તેને ઝાડીઝાંખરાંવાળી જન્નતની વધામણી આપો છો !" [૧]

**કુઝમાન મુનાફિકની આત્મહત્યા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આસિમ બિન ઉમર બિન કતાદહના કથન મુજબ મદીનહમાં બહારનો કોઇ અજાણ્યો માણસ આવેલો હતો. એ કોણ છે, કયાંથી આવેલો છે અને કયા કબીલાનો છે તેની કોઇને ખબર ન હતી. લોકો એને કુઝમાન નામે બોલાવતા હતા અને એજ એનું નામ હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે જયારેય એનું નામ બોલાતું તો આપ ફરમાવી દેતા: "ઇન્નહૂ લમિન અહલિન-નાર !" એટલે એ માણસ જહન્નમીઓમાંથી છે.

પછી જયારે ઉહુદનું યુધ્ધ ખેલાયું તો કુઝમાને તેમાં ખૂબ બઢીચઢીને ભાગ લીધો. જોશીલા બહાદુર નર પેઠે એકલાએ પરાક્રમ કરીને સાત આઠ મુશરિકોને કતલ કરી નાખ્યા. ખરેખર મોટો બહાદુર અને બળવાન માણસ હતો. એને પોતાને પણ એટલા જખમો લાગ્યા હતા કે ઉઠાતું ન હતું. મુસલમાન લોકો એને ઉપાડીને બનૂ ઝફરના મહોલ્લામાં લઇ આવ્યા. ત્યાં મુસલમાનોએ એને ધન્યવાદ આપતાં કહ્યું, "શાબાશ છે હે કુઝમાન! તમે કસોટીમાં પૂરા ઉતર્યા. ખુશખબરી હો તમને જન્નતની !"

"ખુશખબરી કેવી ને વાત કેવી ?" તે બોલ્યો, "મને કોઇ શાબાશી કે ખુશખબરીની જરૂર નથી. હું જન્નત માટે નહિ, મારી કૌમની આંટ-આબરૂ ખાતર લડયો છું. જાન ભલે જાય, કૌમની આંટ નહિ જવી

૧. હરમલ : ઘણું કરીને કબ્રસ્તાનો કે મસાણોમાં ઊગી નીકળતી એક જડીબુટ્ટી કે વનસ્પતિનું નામ છે. એમાંથી રાયના દાણા જેવાં કાળાં બિયાં નીકળે છે. ભૂવાઓ કે તાવીજ-પલીતાવાળા બાપુંઓ જિનભૂતના વળગાડને લગાડવા માટે એના બિયાંઓની ધૂણી દખાવે છે. મુનાફિક

જોઈએ. એનો ખિયાલ નહિ હોત તો હું કદી લડાઈમાં ભાગ નહિ લેત !'' [૧]

એ પછી જ્યારે જખમોની પીડા હદ ઉપરાંત વધી ગઈ તો કુઝમાને ભાથામાંથી તીર કાઢીને આત્મહત્યા કરી લીધી. આ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેના વિષે ઉચ્ચારેલી પેશીનગોઈ સાચી પડી.

**જિહાદમાં ભાગ લેનાર યહૂદીનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં માર્યા જનારાઓમાં મુખૈરીક નામે એક નેકદિલ યહૂદીનું નામ પણ તરી આવે છે. ભલા માણસ જેવો એ યહૂદી મદીનહના બનૂ સ્અલબા બિન ફિત્યૂન કબીલાનો એક પ્રામાણિક, નિષ્ઠાવાન અને ધર્મચુસ્ત ગૃહસ્થ હતો. જમીન-જાગીર અને બાગ-બગીચાનો માલિક હતો. યહૂદીઓમાં માનમોભાનું સ્થાન ધરાવતો હતો.

જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો તો એણે પોતાના કબીલાના લોકોને ભેગા કરીને હાકલ કરી હતી, ''હે મારી કૌમના લોકો ! તમે સારી રીતે જાણો છો કે આપણે મુસલમાનો સાથે સુલેહ-શાંતિના કરારોથી જોડાયેલા છીએ. યુધ્ધની આ કટોકટીને પ્રસંગે મુહંમદની મદદ કરવી તે આપણું કૌમી અને ધાર્મિક કર્તવ્ય છે. માટે ચાલો એની તૈયારી કરીએ.''

''હે અમારા ભલાભાઈ મુખૈરીક !'' યહૂદીઓ બોલ્યા, ''વાત તમારી બિલકુલ સાચી છે. પણ તમે જાણો છો તેમ આજે તો આપણો ''યવમે-સબ્ત'' છે ને ! તવરાતની રૂએ એ આપણા કૌમી તહેવારનો દિવસ છે. તહેવારના દિવસે યુધ્ધમાં મદદ કેવી રીતે કરી શકાય ?''

''સાંભળો મારા યહૂદી ભાઈઓ !'' જવાબમાં મુખૈરીકે કહ્યું, ''તવરાતની રૂએ વચન-પાલનના મૂલ્ય આગળ તહેવારની ઉજવણીનું કોઈ મૂલ્ય રહેતું નથી. માટે હે યહૂદીઓ ! આજે તમારા માટે ''યવમે-સબ્ત'' જેવું કશું જ નથી.'' [૨]

છતાં યહૂદીઓ માન્યા નહિ ત્યારે મુખૈરીક યહૂદીએ મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને વસિય્યત રૂપે યહૂદીઓને કહ્યું, ''તમે ભલે તહેવારની ઉજવણી કરતા રહો. હું તો મુહંમદની મદદ માટે લડાઈમાં જાઉં છું અને સાંભળો, અગર લડાઈમાંથી જીવતો પાછો ફર્યો તો ઠીક અને માર્યો ગયો તો મારો જેટલો માલ-સામાન અને જમીન-જાગીર છે એ બધું હું મુહંમદને આપી દઉં છું. એનું દસ્તાવેજી લખાણ તૈયાર છે. માર્યો ગયો તો મારી કુલ પુંજીના માલિક મુહંમદ છે. તેઓ પોતાની મરજી મુજબ એનો ઉપયોગ કરવાના પૂરા અધિકારી છે.

એ પછી મુખૈરીક યહૂદી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ગયો. આપના લશ્કરમાં જોડાઈને મેદાને-જંગમાં પહોંચ્યો અને મર્દાનગીથી મુશરિકો સાથે લડીને પોતે પણ કતલ થઈ ગયો. એની કતલના સમાચાર મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એના વખાણ કરતાં ફરમાવ્યું, ''મુખૈરીક

---

૧. માલૂમ પડયું કે મુસ્લિમ અને કાફિર વચ્ચે લડાઈના ભેદને નોખી પાડનારી વસ્તુ ''નિય્યત''છે. એટલે જેવી નિય્યત તેવી બરકત. એટલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુઝમાનના જનાઝહની નમાઝ પઢાવવાનો ઈન્કાર ફરમાવી દીધો હતો. એટલા માટે નહિ કે તેણે આપઘાત કરી લીધો હતો બલકે એટલા માટે કે તેણે ઈસ્લામને બદલે કૌમી આંટ માટે જિહાદ કર્યો હતો. ''હ''

૨. ''યવમે-સબ્ત'' એટલે શનિવારનો દિવસ. એ યહૂદીઓના તહેવારનો દિવસ હોય છે. યહૂદી ધર્મ મુજબ શનિવારે કામ કરવાની મના છે. જંગે-ઉહુદ માટે મદીનહથી નીકળતી વેળા અન્સાર સહાબાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી હતી, ''યા રસૂલલ્લાહ ! યહૂદીઓ સાથે આપણા કરાર થયેલા છે. એ કરારને આધારે આ પ્રસંગે કેમ તેઓની મદદ નહિ લેવામાં આવે ?''

આપે ફરમાવ્યું હતું, ''આપણને યહૂદીઓની મદદની કોઈ જરૂર નથી.'' ''હ''

પોતાની કૌમમાં બહુ ભલો યહૂદી હતો.''

**એક મુનાફિકની દગાખોરી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મદીનહમાં હારિસ બિન સુવૈદ બિન સામિત નામે એક મેલા મનનો કીનાખોર મુનાફિક હતો. જંગે-ઉહુદ વેળા ચાલાકીથી ઈસ્લામી લશ્કરમાં ભળી જઈને લડાઈના મેદાનમાં પહોંચી ગયો. જ્યારે બંને લશ્કરો આપસમાં ટકરાઈ ગયાં તો હારિસ બિન સુવૈદે અનુકૂળ તક ઝડપી લઈને અને પાછળથી ઘા કરીને હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવી અને બનૂ દુબૈઅહવાળા હઝરત કૈસ બિન ઝૈદને કતલ કરી નાખ્યા અને કુરૈશી લશ્કરમાં શામિલ થઈને મક્કહ ભાગી ગયો.

લોકોના કહેવા મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ દગાબાજ મુનાફિકને કતલ કરી નાખવાનો હઝરત ઉમર બિન ખત્તાબને હુકમ ફરમાવી દીધો હતો. પરંતુ તક ન મળવાથી હઝરત ઉમર તેને કતલ ન કરી શકયા. હારિસ બિન સુવૈદનો ભાઈ જુલ્લાસ બિન સુવૈદ મદીનહમાં રહેતો હતો. મક્કહથી હારિસ મુનાફિકે પોતાના ભાઈ જુલ્લાસને કહેણ મોકલાવી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઈને મારા માટે જીવતદાન મેળવી લો. હું મારા પાપી કૃત્ય બદલ તોબા કરીને માફી માગું છું.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલાહુ અન્હુની રિવાયત મુજબ આ આયત એજ મુનાફિક વિષે ઊતરેલી છે :

| | |
|---|---|
| કયફા યહદિલ્લાહુ કવમન | અલ્લાહ કેવી રીતે હિદાયત આપે એવા લોકોને |
| ક-ફ-રૂ બઅદ ઈમાનિ હિમ. | જેઓએ કુફ્ર ગ્રહણ કર્યો ઈમાન લાવવા પછી. |
| વ શહિદૂ અન્નર રસૂલ હક્કુન | અને તેઓએ સાક્ષી આપી કે બેશક રસૂલ સાચા છે |
| વ જાઅ-હુમુલ-બૈયિનાત. | અને આવી ગઈ હતી તેઓની પાસે રોશન દલીલો. [૧] |

ઈબ્ને હિશામ કહે છે : કેટલાક ભરોસાદાર માહિતગારોએ મને કહ્યું કે હારિસ બિન સુવૈતે હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવીને કતલ કર્યા હતા. હઝરત કૈસ બિન ઝૈદને તેણે કતલ કર્યા ન હતા. એની દલીલ આ છે કે ઈબ્ને ઈસ્હાકે જંગે-ઉહુદના શહીદોની ટીપમાં હઝરત કૈસ બિન ઝૈદનું નામ દર્શાવ્યું નથી. અને હારિસ બિન સુવૈતે હઝરત મુજઝ-ઝિરને કતલ કર્યા તેનું કારણ આ હતું કે હઝરત મુજઝ-ઝિરે હારિસના બાપ સુવૈદને ઈસ્લામ પૂર્વે, ઔસ અને ખઝરજ વચ્ચે ખેલાયેલા કોઈ યુધ્ધમાં મારી નાખ્યો હતો. એનું વર્ણન અમે આ પુસ્તકના પાછલા પ્રકરણોમાં કરી આવ્યા છીએ.

પછી એક દિવસે એવું બન્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની મજલિસમાં બિરાજમાન હતા ત્યાં હારિસ બિન સુવૈદ અચાનક કોઈ બગીચામાંથી નીકળી આવ્યો. તેણે પોતાના અંગ પર લાલ રંગના બે વસ્ત્રો પહેરેલાં હતાં. તેને જોઈને આપે હઝરત ઉસ્માન બિન અફ્ફાનને અથવા એક અન્સારીને તેને કતલ કરી નાખવાનો હુકમ ફરમાવી દીધો. આ હુકમ મળતાં જ તેનું ડોકું ઉડાવી દેવામાં આવ્યું.

**જન્નતમાં જનારો બેનમાઝી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હુસૈન બિન અબ્દુર્રહમાન બિન અમ્ર બિન સઅદે કહ્યું અને તેમને અબૂ સુફયાન ઈબ્ને અબૂ અહમદના આઝાદ ગુલામે આ માહિતી આપી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિદ્વાન સહાબી હઝરત અબૂ હુરૈરહ મુસલમાનોને હમેશા પૂછયા

---

૧. આલે ઈમ્રાન પારહ ૩ આયત ૮૫

કરતા,

"હે મુસલમાનો ! શું તમે એવો માણસ મને બતાવી શકો છો જેણે ન તો મુસલમાનો સાથે કોઇ સંબંધ રાખ્યો ન પોતાના જીવનમાં તેણે કોઇ નમાઝ પઢી છતાં તે જન્નતનો હકદાર બનીને જન્નતમાં દાખલ થઇ ગયો ?"

આ સવાલ સાંભળીને લોકો હયરતના ચક્કરમાં પડી જતા કે એવો કોણ માણસ હોય શકે જે ન મુસલમાનોની સાથે રહ્યો ન તેણે પોતાના જીવનમાં કોઇ નમાઝ પઢી છતાં તે જન્નતી બની ગયો? જયારે એવો કોઇ માણસ તેઓના ધ્યાનમાં નહિ આવતો તો તેઓ હઝરત અબૂ હુરૈરહને જ પૂછી લેતા, "હઝરત ! તમે જ બતાવો ને એવો કોણ સદભાગી માણસ છે ?"

હઝરત અબૂ હુરૈરહ ફરમાવતા, "એ અબ્દુલ-અશહલ કુટુંબનો નબીરો ઉસૈરમ છે જેનું અસલ નામ અમ્ર બિન સાબિત બિન વક્શ છે."

ઇબ્ને ઇસ્હાક કહે છે : ખુદ હુસૈન બિન અબ્દુર્રહમાનનું બયાન છે કે મેં મહમૂદ બિન અસદને પૂછયું, "ઉસૈરમનો શો મામલો બન્યો હતો ?"

તેઓ બોલ્યા, "ઉસૈરમ પોતાની કૌમના લોકોને એમ જ કહેતો રહ્યો કે હું કદી મુસલમાન બનવાનો નથી. પરંતુ જયારે જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હથિયારો સજીને જંગ માટે જવા તૈયાર થયા તો ઉસૈરમના દિલમાં ઇસ્લામનો ચમકાર થયો. એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. તેણે પોતાની જીભથી કલિમો પઢયો અને સાચા દિલથી મુસલમાન બન્યો અને ઇસ્લામી સૈન્યમાં શામિલ થઇને લડાઇના મેદાનમાં પહોંચી ગયો. પછી જયારે લડાઇ શરૂ થઇ તો ઇસ્લામના દુશ્મનો સાથે એવી બહાદુરીથી લડયો કે પોતે પણ જખમોથી ચૂર થઇને હલનચલનથી લાચાર બની ગયો.

એ પછી જયારે યુધ્ધ સંકેલાઇ ગયું અને લોકો રણભૂમિમાં પોતાના માર્યા ગયેલા કે ઘાયલ થયેલા માણસોને શોધવા નીકળી પડયા તો અબ્દુલ-અશહલના લોકો પણ મૃતદેહોમાં પોતાના માણસોને શોધવા લાગ્યા. અચાનક તેઓની નજર ઉસૈરમ પર પડી. ચમકીને બોલી ઊઠયા, "અરે આ તો ઉસૈરમ છે !"ઉસૈરમના ઇસ્લામની કોઇને ખબર ન હતી. તેને રણભૂમિમાં ઘાયલ દશામાં જોઇને તેઓ નવાઇ પામી ગયા કે, આખર ઉસૈરમ જેવા જવાનને કઇ વસ્તુ અહીં ખેંચી લાવી? કેમકે તેઓ તો એને કુફ્રની હાલતમાં છોડીને આવ્યા હતા. તેઓએ ઉસૈરમ પાસે જઇને પૂછયું, "હે અમ્ર ! કહો તો ખરા કે કઇ વસ્તુ તમને અહીં ખેંચી લાવી ? શું પોતાની કૌમનો પ્રેમ તમને અહીં ખેંચી લાવ્યો કે પછી ઇસ્લામનું આકર્ષણ ?"

ઉસૈરમે એજ ઘાયલ દશામાં જવાબ આપ્યો, "કૌમનો પ્રેમ નહિ, માત્ર ઇસ્લામનું આકર્ષણ......હું અલ્લાહ અને તેના રસૂલ પર ઇમાન લાવ્યો. સાચા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયો. પોતાની તલવાર લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે લડાઇમાં જોડાઇ ગયો અને અલ્લાહ તથા તેના રસૂલના દુશ્મનો સાથે લડતો રહ્યો. અનેકને કતલ કરીને પોતે પણ ઘાયલ થઇ ગયો. હવે મારી જે હાલત છે તે તમે જોઇ રહ્યા છો....!"

એ પછી હઝરત ઉસૈરમ પોતાના જ માણસોના હાથોમાં વફાત પામી ગયા. જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમના દરબારમાં ઉસૈરમનું વર્ણન કરવામાં આવ્યું તો આપે ફરમાવ્યું, ''ઈન્નહૂ મિન અહલિલ-જન્નતે.'' બેશક તે જન્નતીઓમાંથી છે. એટલે જ હઝરત અબૂ હુરૈરહ ફરમાવ્યા કરતા, ''ઉસૈરમ તે સહાબી છે જેણે એક વખતની નમાઝ નહિ પઢી અને જન્નતમાં દાખલ થઈ ગયા.''

**હઝરત અમ્રની શહાદતનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મારા બાપાજી ઈસ્હાક બિન યસારે કહ્યું અને તેમને બનૂ સલિમહના માહિતગાર વડીલો તરફથી આ માહિતી મળવા પામી તે મુજબ ઈસ્હાક બિન યસારે મને હઝરત અમ્ર બિન જમૂહની આ કથા સંભળાવી કે, હઝરત અમ્ર બિન જમૂહ ખાસ્સા લંગડા હતા. એમના ચાર પુત્રો હતા અને ચારેય સિંહ જેવા બહાદુર હતા. એ બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પડખે રહીને દરેક લડાઈમાં સિંહ પેઠે લડયા કરતા. જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો તો અમ્રે પોતાના પુત્રોને કહ્યું, ''દીકરાઓ ! મારે પણ ઉહુદમાં લડાઈ માટે આવવું છે.''

આ વીરનરોએ પોતાના બાપને લડાઈમાં ભાગ લેવાની ના પાડી, ''બાપુજી ! તમે અપંગ છો અને અલ્લાહ તઆલાએ અપંગો પર જિહાદ ફર્ઝ કર્યો નથી. તમે ઘરમાં બેસી રહો. અમે જંગમાં જઈએ છીએ.''

હઝરત અમ્ર બિન જમૂહને લડાઈમાં જઈને મરવા મારવાની અને શહીદ થવાની તાલાવેલી લાગી હતી. બેટાઓથી નિરાશ થઈને ડગુમગુ ચાલતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચી ગયા અને અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મારા દીકરાઓ મને જિહાદમાં જવાથી અટકાવે છે.''

''તેઓ શું કહે છે ?'' આપે પૂછયું.

''તેઓ કહે છે કે બાપુજી ! તમે લંગડા છો અને લંગડાઓ પર જિહાદ ફર્ઝ નથી. પણ યા રસૂલલ્લાહ! મારી આ દિલી તમન્ના છે કે હું મારા આ લંગડાપણા સાથે જિહાદ કરીને શહીદ થઈ જાઉં અને શહીદ થઈને આ લંગડાપણા સાથે જન્નતની સહેલ માણતો ફરું !''

આપે ફરમાવ્યું, ''હે અમ્ર ! તમારા બેટા સાચું કહે છે. અલ્લાહ તઆલાએ તમને જિહાદમાં નહિ જવાની છૂટ આપી દીધી છે. પછી તકલીફ લેવાની શી જરૂર ?''

એ પછી આપે એમના બેટાઓને બોલાવીને ફરમાવ્યું, ''તમારા બાપુજીની એજ ઈચ્છા છે તો એમને શું કામ રોકો છો ? બનવા જોગ છે અલ્લાહ તઆલા એમને શહીદ થવાનું નસીબ ફરમાવે અને જન્નતમાં જવાની એમની તમન્ના બર આવે !''

કહ્યાગરા બેટાઓ રાજી થઈ ગયા. એમના બાપુજી હઝરત અમ્ર બિન જમૂહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ઉહુદના મેદાનમાં ગયા અને પોતાના લંગડાપણા સાથે કાફિરો પર તૂટી પડીને ખૂબ બહાદુરીથી જિહાદ કર્યો અને લડતાં-લડતાં છેવટે પોતે પણ શહીદ થઈ ગયા. [૧]

**કુરૈશી બેગમો લડાઈના મેદાનમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને સાલિહ બિન કીસાનએ કુરૈશી બેગમોને લગતી માહિતી આપતાં કહ્યું : ''મુસલમાનોની જીતેલી લડાઈનું પાસું પલટાયું તો ઘાઘરા

૧. હઝરત અમ્ર બિન જમૂહ રદિયલ્લાહુ અન્હુની સાથે એમનાં બેટા હઝરત ખલ્લાદ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ પણ આ લડાઈમાં શહીદ થઈ ગયા. બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન જમૂહના બેગમ બીબી હિન્દહને ફરમાવ્યું, ''બેશક મેં અમ્ર બિન જમૂહને તેના લંગડાપણા સાથે જન્નતના બગીચામાં ટહેલતા જોયા.'' (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૨૪) ''હ'' આ અમ્ર બિન જમૂહ તેજ સહાબી છે જેના ભગવાનની મૂર્તિને લોકો ઉકરડામાં ફેંકી આપતા હતા.

ઊંચકીને નાસી રહેલી કુરૈશી બેગમો પણ પલટીને ફરીવાર મેદાનમાં આવી લાગી. ઉહુદના મેદાનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી જે લોકો શહીદ થઈ ગયા હતા, આ બેગમો અબૂ સુફયાનની બેગમ સાથે તેઓની લાશો પાસે પહોંચી ગઇ. વેરનો ભૂત દરેક બેગમનાં માથે ચઢી બેઠો હતો. આ બેગમો શહીદોની પાક લાશોના નાક-કાન કાપી કાપીને તેના હાર તથા ઝાંઝર વગેરે બનાવવા લાગી અને હદ વળી કે હિન્દ બિન્તે ઉત્બહએ પોતે એ હાર પોતાને ગળે લટકાવ્યા અને પોતાના ગળે પહેરેલા હાર, એરિંગ, કંઠા વગેરે ઉતારીને જુબૈર બિન મુત્ઈમના ગુલામ વહશીને ઇનામ તરીકે આપી દીધા.

**હિન્દના વેરનો જવાળામુખી**————એ પછી હિન્દ બિન્તે ઉત્બહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થયેલા માનવંતા કાકા, સૈયિદુશ-શુહદાઅ એટલે શહીદોના સરદાર હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુનું મુબારક પેટ ચીરી નાખ્યું અને તેમાંથી કાળજું કાઢી લઇને પોતાના દાંતોથી તેને ચાવવા લાગી. હિન્દના વેરનો જવાળામુખી ભભૂકી ઊઠયો હતો. તેણે શહીદોના સરદારના પવિત્ર કાળજાંને દાંતોથી ચાવીચાવીને ગળાંથી નીચે ઉતારવાની મથામણ કરી પણ ઊતરી શકયું નહિ. લાચારીએ ધિક્કારની લાગણીથી ભોંય પર થૂંકી કાઢયું. એ પછી તે ઊંચી ચટાણ પર ચઢી ગઇ અને લલકારીને આ શેઅરો ગાવા લાગી :

**નહનુ જઝય-ના કુમ લિ-યવમે બદરિન, • વલ-હર્બુ બઅદલ-હર્બે ઝાતા સુઅરી.**

(આજે જંગે-ઉહુદમાં) અમે જંગે-બદ્રનો બદલો વાળી લીધો. ખરેખર એક યુધ્ધ પછી બીજું યુધ્ધ વધારે ભીષણ અને અંગારા ઝરતું હોય છે.

**મા કાના અન ઉત્બતે લી મિન-સબરિન...., • વ લા અખી વ અમ્મેહી વ બિકરી.**

મારા બાપ ઉત્બહની કતલના આઘાતની ધીરજ ન મુજને હતી, ન મારા ભાઇને હતી, ન ઉત્બહના કાકાને હતી અને ન મારા પહેલા ખોળાની અવલાદને હતી. [૧]

**શફૈતુ નફસી વ કૈદેતુ નઝરી, • શફૈતા વહશીય્યુન ગલીલુ સદરી.**

તો મેં મારૂં કલેજું ઠંડું કરી લીધું અને મેં મારી બાધા પૂરી કરી લીધી. હે વહશી ! તેં મારા સીનાની કારમી તરસ બુઝાવી દીધી.

**ફ શુકરૂ વહશીય્યીન અલય્ય ઉમરી, • હત્તા તરીમ્મ અઅઝુમી ફી કબરી.**

તો હું જીવનભર વહશીના ઉપકારની આભારી રહીશ ત્યાં સુધી કે મારી કબરમાં મારાં હાડકાં ઓગળી ન જાય !

**હિન્દને હિન્દનો જવાબ**————હિન્દ બિન્તે ઉત્બહના આ કાવ્યનો જવાબ એક મુસલમાન ખ્વાતૂને આપ્યો છે. આ ખાતૂનનું નામ પણ હિન્દ છે અને તે ઉસાસહ બિન અબ્બાદ બિન-મુત્તલિબની બેટી છે. હિન્દ બિન્તે ઉસાસહ કહે છે :

ખઝીતિ ફી બદરિંવ વ બઅદા બદરિન, • યા બિન્ત વક-કાઇન અઝીમિલ કુફરી.

---

૧. હિન્દનો બાપ ઉત્બહ બિન રબીઅહ, હિન્દનો કાકો શૈબહ બિન રબીઅહ, હિન્દનો ભાઇ વલીદ બિન ઉત્બહ જંગે-બદ્રમાં હાથોહાથની લડાઇમાં માર્યા ગયા હતા. "હ"

હે સ્ત્રી ! તું એવા પુરૂષની પુત્રી છે જે કાયમ ધિક્કારભર્યા અને હલકટ કૃત્યોમાં સબડયા કરતો હતો અને જેનું કુફ્ર હદ વટાવી ગયું હતું. તું જંગે-બદ્રમાં પણ ખુવાર થઈ અને તારો ફજેતો બોલાય ગયો અને જંગે-બદ્ર પછી પણ.

સબ-બહ કલ્લાહ ગદાતલ-ફજરિ. • મિલ્હા શિય - યમીનત - તવાલિઝ - ઝુહરી.

બિ - કુલ્લે કતાઈન હુસામિન યફરી, • હમ્ઝતુ લૈસી વ અલીય્યુન સકરી.

અલ્લાહ કરે કે સવારના પહોરમાં જ, ટિક્કાબોટી કરી નાખનારી તલવારોવાળા, લાંબા-કદ્દાવર કાયાના, રૂપાળા-દેખાવડા હાશિમીઓના સપાટામાં તુ આવી જાય ! હઝરત હમઝહ મારા સિંહ છે અને હઝરત અલી મારા શાહીન છે. [1]

ઈઝ રામા શયબુન વ અબૂકા ગદરી, • ફખદ - દબા મિન્હુ દવાહિન નહરી,

વ નઝ - રુકિસ-સૂઅ ફ-શર્રુ નઝરી.

જયારે શૈબહ અને તારા બાપે અમારી સાથે ગદ્દારી કરી તો હઝરત હમઝહ અને હઝરત અલીએ તેઓની છાતીઓના ખુલ્લા ભાગોને લોહીલુહાણ કરી નાખ્યા. ઈબ્ને હિશામ કહે છે : આ કાવ્યના ત્રણ શેઅરો મેં છોડી દીધા છે.

**હિન્દ બિન્તે ઉત્બહના શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે: હિન્દ બિન્તે ઉત્બહએ જંગે-ઉહુદ પ્રસંગે આ શેઅરો પણ કહ્યા હતા :

શફૈતુ મિન હમ્ઝતા નફસી બિ-ઉહદિન, • હત્તા બકરતુ બત્નહુ અનિલ કબ્દે.

મેં ઉહુદના મેદાનમાં હમ્ઝહ તરફથી મારૂં દિલ ખૂબ ઠંડું કરી લીધું. તેનું પેટ ચીરીને તેનું કાળજું સુધ્ધાં કાઢી લીધું.

અઝહબ અન્ની ઝાકા મા કુન્તુ અજિદ, • મિન લઝ-અતિલ-હુઝનિશ-શદીદિલ મુઅતમિદ.

આમ કરવાથી, આત્માને બુરી રીતે કોરી ખાનાર રંજોગમના તે નિસાસા શમી ગયા જે રહીરહીને મારા સીનામાં ઊઠતા હતા.

વલ - હર્બુ તઅલૂ-કુમ બેશૂ-બૂબિ બરિદ, • તુકદિમુ ઇકદામન અલૈકુમ કલ-અસદ.

આ યુદ્ધ તમારી ઉપર બરફ અને વરસાદના તોફાન પેઠે તૂટી પડયું અને એક ખૂંખાર સિંહ પેઠે તમારી ઉપર ચઢતું ચાલ્યું ગયું.

**હઝરત ઉમર અને હઝરત હસ્સાન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને સાલિહ બિન કીસાને કહ્યું અને તેમને આ સનદી માહિતી મળી કે કુરૈશ અને મુસલમાનો વચ્ચે શાઈરીની આ સાઠમારી વેળા હઝરત ઉમર બિન ખત્તાબે એક દિવસે હઝરત હસ્સાન બિન સાબિતને સંબોધીને કહ્યું, ''હે ફરીઅહના બેટા ! શું તમે હિન્દ બિન્તે ઉત્બહની તુમાખી ભરેલી વાતો સાંભળી ? કેટલી હેંકડાઈથી ટેકરા પર ચઢીને આપણી વિરૂધ્ધ નિંદાકાવ્ય લલકારતી હતી અને હમ્ઝહ સાથેના જંગલી વર્તાવનું અભિમાન લઇને કેટલી નફરતથી આપણી ઠેકડી

૧. શાહીન : એક જાણીતું શિકારી પક્ષી. ''હ''

ઉડાવતી હતી. કેમ તમે તેનો જવાબ નથી આપતા ?"[૧]

હઝરત હસ્સાને દુઃખ ભરેલી લાગણીથી કહ્યું, "હે ઉમર ! મારી આંખોમાં વહશીના ફેંકેલા બરછાનું દ્રશ્ય ઘૂમી રહ્યું છે. તેણે બરછો ફેંકયો તે વેળા હું એક ટેકરા પર ઊભેલો હતો. વહશીનો ઘૂમતો બરછો જોઇને મેં વિચાર્યું કે આ તે બરછો નથી જેને અરબના લોકો વાપરે છે. બરછો વાયુને ચીરતો ગયો તે મેં મારી આંખે જોયું પણ નિશાને પહોંચીને બરછાએ કેવું ઘમસાણ વાળ્યું તેની મને ખબર નહિ પડી. અલબત્ત એજ પળે હિન્દના આ શબ્દો મેં સાંભળ્યા : "ઇક-ફકા-મૂહા !"એટલે લેતો જા, તારા માટે આટલું જ બસ છે !

હઝરત હસ્સાને વધુમાં ઉમેર્યું, "હે ઉમર ! હું મારા આ તરંગોમાં ગોથાં ખાતો હતો. હિન્દે શું કહ્યું અને કેવું કાવ્ય લલકાર્યું તેની મને ખબર નહિ પડી. જરા કહો તો ખરા કે હિન્દ શું બોલી છે ?"

હઝરત ઉમરે હિન્દના શેઅરો સંભળાવ્યા તો હઝરત હસ્સાને તેના જવાબમાં ઢગલાબંધ શેઅરો ફીલ-બદીહ રચીને સંભળાવી દીધા. એમાંનો એક શેઅર :

**અશિરત લકાઆ વ કાના આદતુ-હા, • લઊમન ઇઝા અશિરત મઅલ કુફરે.**

હિચકારી નીચ સ્ત્રી અકડતી-મલકાતી-ઇતરાતી ફરે છે. તેની આ જન્મજાત હેંકડાઇ છેલ્લા દરજાની નીચતા છે. મૂર્તિપૂજાની ગંદકીમાં લબછબ હોવા છતાં અકડતી ફરે છે.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત હસ્સાનના લાંબા કાવ્યમાંથી તારવીને આ શેઅર મેં અહીં રજૂ કર્યો છે. બાકીના શેઅરો મેં જતા કર્યા છે કેમકે તેમાં બહુ આકરી અને ઉઘાડી વાતો કહેવામાં આવી છે. હઝરત હસ્સાને આ પ્રકારના બીજા શેઅરો પણ કહ્યા છે જેનો કાફિયો દાલ અને ઝાલ છે.

**અબૂ સુફયાન અને હઝરત હમ્ઝહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હુલૈસ બિન ઝબ્બાન એક મુશરિક હતો. એ બનૂ હારિસ઼ બિન અબ્દે-મનાતમાંથી હતો અને જંગે ઉહુદમાં કુરૈશની મદદે આવેલા અહાબીશ કબીલાનો સરદાર હતો. લડાઇમાં માર્યા ગયેલાઓની લાશો પાસેથી પસાર થતાં હુલૈસે જોયું કે કુરૈશી લશ્કરનો સેનાપતિ અબૂ સુફયાન, હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબની લાશ પાસે બેઠેલો છે. તેના હાથમાં ભાલો છે અને આ ભાલાની અણીથી તે હઝરત હમ્ઝહની લાશના જડબામાં ગોદા મારી રહ્યો છે અને કહી રહ્યો છેઃ "ઝુક ઉ-ક-ક !" હે નાફરમાન ! હવે મઝા ચાખ !

હુલૈસથી અબૂ સુફયાન જેવા સરદારનું આ નીચ કૃત્ય જોવાયું નહિ. તેણે પોતાના લોકોને બૂમ મારીને કહ્યું, "હે બનૂ કિનાનહ ! આ રહ્યો અબૂ સુફયાન ! જુઓ તો ખરા, એ પોતાના પિતરાઇ સાથે કેવી નીચ હરકત કરી રહ્યો છે !"

આ સાંભળીને અબૂ સુફયાન ભોંઠો પડી ગયો. ગિન્નાઇને બોલ્યો, "ચૂપ મર કમબખત ! ખબરદાર કોઇને કહ્યું તો ! મારી ભૂલ થઇ છે."

**અબૂ સુફયાન અને હઝરત ઉમર**————લડાઇનો મામલો ખતમ થયો તો અબૂ સુફયાન તે ટેકરા પાસે ગયો જેની ઉપર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે બિરાજમાન હતા.

૧. ફરીઅહ : હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુના માતાજીનું નામ. હઝરત હસ્સાન મદીનહના અન્સારના પંકાયેલા શાઇર, વાણીના પિતા અને શાઇરીના શહેનશાહ હતા. મુશરિક શાઇરોના નિંદાકાવ્યોના જવાબમાં ફીલ-બદીહ શેઅરો રચીને તેઓના દાંત ખાટા કરી દેતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે : "હસ્સાનની શાઇરીને જિબ્રીલનો ટેકો મળેલો છે." "હ"

આ ટેકરાની સામે આવેલા પહાડી ટેકરા પર તે ચઢી ગયો અને જોરજોરથી બુમાટો મારતાં બોલ્યો, "અફીલ-કવમે મુહમ્મદુન ?" શું મુહંમદ તમારામાં જીવે છે ?

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબાને ફરમાવ્યું, "કોઇ એનો જવાબ નહિ આપે."

અબૂ સુફયાને ઉપર મુજબ ત્રણ વાર બુમાટો માર્યો છતાં જવાબ નહિ મળ્યો તો ફરીવાર તેણે ઘાંટો પાડીને પૂછ્યું, "અફીલ-કવમે ઇબ્ને-અબી કુહાફહ ?" શું તમારામાં કુહાફહનો પુત્ર અબૂબક્ર જીવે છે ?

આપે ફરીવાર પોતાના સહાબાને ખામોશ રહેવાનું ફરમાવ્યું અને જવાબમાં કોઇ કંઇ બોલ્યું નહિ. જ્યારે ત્રણ વાર પૂછવા છતાં જવાબ નહિ મળ્યો તો અબૂ સુફયાને ફરીવાર ઘાંટો પાડીને પૂછ્યું, "અફીલ-કવમે ઇબ્નુલ-ખત્તાબ ?"શું તમારામાં ખત્તાબનો પુત્ર ઉમર જીવે છે ?

આ શબ્દોને ત્રણવાર દોહરાવવા છતાં જવાબ નહિ મળ્યો તો અબૂ સુફયાને ખુશાલીના જોશમાં પોતાના સાથીઓને ઘાંટો ગજાવતાં કહ્યું :

| | |
|---|---|
| અમા હાઉલાઇ કદ કુતિલૂ. | ખરેખર બધા જ માર્યા ગયા છે. |
| ફલવ કાનૂ અહયાઅ લ-અજાબૂ. | અગર જીવતા હોત તો જરૂર જવાબ આપતે ! |

આ સાંભળીને હઝરત ઉમર બિન ખત્તાબથી રહેવાયું નહિ. બુલંદ સ્વરે જવાબમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| કઝબતા વલ્લાહિ | વલ્લાહ ! તું જૂઠું બોલ્યો છે, |
| યા અદુવ-વલ્લાહિ ! | હે અલ્લાહના દુશ્મન ! |
| અબ્કલ-લાહુ અલૈક | હજુ બાકી રાખ્યું છે અલ્લાહએ તારા માટે |
| મા યહઝુન્ક. | તારા સંતાપ કે બળાપાનું સાધન. |

આ સાંભળીને અબૂ સુફયાન નિરંકુશ રીતે બરાડી ઊઠયો :

| | |
|---|---|
| ઉઅલુ હુબલ ! | હુબલ દેવતાની જય હો ! |
| ઉઅલુ હુબલ ! | જય હો હુબલ ભગવાનની ! |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમરને ફરમાવ્યું, "એના જવાબમાં આમ કહો: "અલ્લાહુ અઅલા ! વ અજલ્લ !" એટલે અલ્લાહ સૌથી ઉચ્ચતર અને કીર્તિવંત કે જાહોજલાલીવાળો છે.

હઝરત ઉમરે એજ ભવ્ય શબ્દોમાં તેને જવાબ આપી દીધો. વળતા જવાબમાં અબૂ સુફયાન પહાડી ટેકરા પરથી ચિલ્લાયો :

| | |
|---|---|
| અન્ન લનલ-ઉઝઝા ! | બેશક ઉઝઝા દેવી અમારી બેલી છે. |
| વલા ઉઝઝા લકુમ ! | તમારા માટે ઉઝઝા જેવી કોઇ દેવી નથી ! |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમરને ફરમાવ્યું, "એને જવાબ આપો :

| | |
|---|---|
| અલ્લાહુ મવલાના ! | અલ્લાહ અમારો બેલી છે. |
| વલા મવલા લકુમ ! | તમારો કોઇ બેલી નથી. |

આ સાંભળીને પહાડી ટેકરી પરથી ઘાંટો પાડીને અબૂ સુફયાન બોલ્યો : "યવમુન બિ-યવમિ બદરિન! વલ-હર્બુ સિજાલ !" આજનો દિવસ બદ્રના દિવસ સાથે સરખો થઇ ગયો અને લડાઇ ડોલ જેવી છે; કદી

ઉપર કદી નીચે અથવા કદી સીધી કદી ઊલટી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમરને ફરમાવ્યું. "ઉમર ! ઊભા થઈને એને જવાબ આપો :

| | |
|---|---|
| લા સવાઉન | આજનો દિવસ સરખો કેવી રીતે હોય શકે ? |
| કુતિલાના ફિલ-જન્નહ. | અમારા માર્યા ગયેલા જન્નતમાં છે |
| વ કુતિલા-કુમ ફિન્નાર. | અને તમારા માર્યા ગયેલા જહન્નમમાં છે. |

એના જવાબમાં અબૂ સુફયાને પોકારીને હઝરત ઉમરને કહ્યું, "હલુમ્મ ઈલય્ય યા ઉમર ! એટલે હે ઉમર! જરા મહેરબાની કરીને મારી પાસે આવો.

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમરને ફરમાવ્યું, "ઉમર ! "જાવ એની પાસે, જુઓ તો ખરા એ શું કહેવા માગે છે."

હઝરત ઉમર ટેકરા પરથી ઊતરીને તેની પાસે પહોંચી ગયા તો અબૂ સુફયાને કહ્યું, "હે ઉમર ! હું તમને અલ્લાહના સૌગંદ આપીને પૂછું છું. સાચેસાચું કહેજો, અમે મુહંમદને કતલ કરી નાખ્યા છે ને ?"

હઝરત ઉમર બિન ખત્તાબે જવાબ આપ્યો, "ના બિલકુલ નહિ, અલ્લાહના રસૂલ તો અત્યારે પોતે તમારી બધી વાતો સાંભળી રહ્યા છે."

અબૂ સુફયાન બોલ્યો, "ઠીક છે હે ઉમર ! હું તમને ઈબ્ને-કમીઅહ કરતાં વધારે સાચા અને પ્રામાણિક સમજું છું. તેણે તો દાવો કર્યો હતો કે તેણે મુહંમદને કતલ કરી નાખ્યા છે."[1]

ઈબ્ને હિશામ કહે છે : ઈબ્ને કમીઅહનું નામ અબ્દુલ્લાહ હતું. અને તે મક્કહનો પંકાયેલો પહેલવાન અને એક હજાર સવારોની બરાબર ગણાતો હતો.

**અબૂ સુફયાનની ધમકી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી અબૂ સુફયાને ટેકરા પરથી પોકારીને કહ્યું, "હે મુસલમાનો ! તમારા માર્યા ગયેલાઓમાંથી અમુકનો "મુસ્લહ" કરવામાં આવ્યો છે. પરંતુ અલ્લાહના સોગંદ ! મને લાગે વળગે છે ત્યાં સુધી હું આ કામથી ન રાજી છું ન નારાજ, ન મેં એનો હુકમ આપ્યો ના કોઈને મના કરી."[2]

અને જ્યારે અબૂ સુફયાન પોતાના લાવલશ્કર સાથે મક્કહ જવા લાગ્યો તો તેણે લલકારીને એવી ધમકી ઉચ્ચારી કે, "હે મુસલમાનો ! આવતા વરસે બદ્રની રણભૂમિમાં આપણી વચ્ચે ફરીવાર જંગ જામશે !"

એના જવાબરૂપે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબામાંથી એક ગૃહસ્થને ફરમાવ્યું કે અબૂ સુફયાનને કહી દો, "હા અમે એના માટે તૈયાર છીએ. બદ્રનું મેદાન આવતા વરસની લડાઈ માટે નક્કી થઈ ચૂકયું છે!"

---

૧. ઇબ્ને હિશામની સીરતુન-નબીમાં અબૂ સુફયાન સાથેના આ સવાલ-જવાબનો ક્રમ કંઈક અલગ રીતે થયો હોવાથી તેને જ આધારે અમે સનદી રિવાયતો મુજબ ક્રમવાર ગોઠવણી કરીને એની રજૂઆત કરી છે. "હ"

૨. નાક-કાન વગેરે અવયવો કાપીને માણસની આકૃતિને વિકૃત કરી નાખવી એને અરબી ભાષામાં "મુસ્લહ" કહે છે. આ શબ્દમાં ("સ" અરબી બારાખડીનો ચોથો અક્ષર છે.) "હ"

**હઝરત અલી કુરૈશી લશ્કરની પૂઠે**——————જયારે કુરૈશી લશ્કર મક્કહ ભણી ઊપડી ગયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીને મુશરિકોની પૂઠે જવાનો હુકમ આપતાં ફરમાવ્યું, ''જરા એમની પાછળ-પાછળ તો જાવ. જુઓ તો ખરા તેઓ શું કરવા માગે છે ! અગર તેઓ ઘોડાઓના મુખો દક્ષિણ તરફ કરી દે અને પોતે ઊંટો પર સવાર થઇ જાય તો સમજી લેવું કે તેઓ મક્કહ જાય છે. પણ જો તેઓ ઘોડાઓ પર સવાર થઇને ઊંટોને હાંકવા લાગે તો સમજી લેવું કે તેઓનો ઇરાદો મદીનહ પર ચઢાઇ કરવાનો છે. જો આમ જ હોય અને તેઓ મદીનહ પર ચઢાઇ કરે તો, સોગંદ છે તે અલ્લાહના જેના હાથમાં મારા પ્રાણ છે, હું પોતે આગળ બઢીને તેઓની સાથે અવશ્ય જંગ કરીશ!''

હઝરત અલી ફરમાવે છે, ''હું તેઓની પૂઠે ગયો કે જોઉં તેઓ શું કરવા માગે છે. મેં જોયું કે તેઓ પોતાના ઘોડાઓને દક્ષિણ તરફ હાંકી રહ્યા છે. પોતે ઊંટો પર સવાર થઇ ગયા છે. અને મક્કહ તરફ કૂચ કરી રહ્યા છે.

**હઝરત સઅદનો આખેરી પયગામ**——————કુરૈશી લશ્કર મક્કહ તરફ ઊપડી ગયું તો હવે મુસલમાનોને પોતાના શહીદો તરફ ધ્યાન આપવાની તક મળી. લોકો પોતપોતાના શહીદોની તલાશમાં નીકળી પડયા. ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન બિન અબૂ સઅસઆ માઝિનીએ માહિતી આપી કે આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું, ''કોણ છે જે તપાસ કરીને મને બતાવે કે, સઅદ બિન રબીઅ સાથે શું મામલો બન્યો ? શું તેઓ જીવતાઓમાં છે કે મરનારાઓમાં ?''

તરત એક અન્સારી ગૃહસ્થ ઊભા થઇ ગયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! હું અબઘડી તપાસ કરીને બતાવું છું કે સઅદ સાથે શું મામલો બન્યો છે !''

એજ વેળા અન્સારી ગૃહસ્થ હઝરત સઅદ બિન રબીઅની તલાશમાં નીકળી પડયા. મેદાનમાં શહીદ થયલાઓની લાશોમાં જઇને જોયું તો હઝરત સઅદ ગંભીર રીતે ઘવાયેલી હાલતમાં પડેલા હતા અને જીવનના છેલ્લા શ્વાસો લઇ રહ્યા હતા.

અન્સારી ગૃહસ્થનું કથન છે : મેં સઅદને તેમનું નામ લઇને કહ્યું, ''હે સઅદ ! શું તમે સાંભળો છો? મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો છે કે હું તપાસ કરીને ખબર આપું કે તમે જીવતાઓમાં છો કે પછી મરનારાઓમાં શામિલ થઇ ગયા છો ?''

હઝરત સઅદે જવાબ આપ્યો, ''હે ભાઇ ! હું મરનારાઓમાંથી છું. તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મારાં સલામ પહોંચાડો અને કહો કે સઅદ બિન રબીઅ આપની સેવામાં અરજ કરે છે :

> ''યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા આપને મારા તરફથી અને તમામ મુસલમાનો તરફથી એવી ઉત્તમ જઝા આપે કે આજ સુધી કોઇ નબીને તેની ઉમ્મત તરફથી તેવી ઉત્તમ જઝા નહિ મળી હોય.''

એ પછી હઝરત સઅદે કહ્યું :

> ''હે ભાઇ ! તમે મારા બધા મુસલમાનોને પણ મારાં સલામ પહોંચાડશો અને કહેશો

કે, જ્યાં સુધી તમારી આંખોમાં પલકારા મારવાની શકિત રહેલી છે ત્યાં સુધી, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જરાજેટલી તકલીફ પહોંચી તો યાદ રાખજો, અલ્લાહના દરબારમાં તમારૂં કોઈ બહાનું ચાલી શકવાનું નથી.''

અન્સારી ગૃહસ્થ કહે છે : હું ત્યાં જ બેઠેલો હતો કે મારા દેખતાં સઅદ બિન રબીઅ વફાત પામી ગયા. એ પછી હું ત્યાંથી ઊઠીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયો અને સઅદની પૂરી વિગત મેં આપને કહી સંભળાવી.

**હઝરત સઅદની બાળકી**————ઈબ્ને હિશામ કહે છે : મને અબૂબક્ર ઝુબૈરીએ આ રિવાયત કહી સંભળાવી કે, એક દિવસે એવું બન્યું કે હઝરત અબૂબક્ર સિદ્દીક હઝરત સઅદ બિન રબીઅની એક નાનકડી બાળકીને પોતાના મુબારક ખોળામાં બેસાડીને રમાડી રહ્યા હતા અને તેને ચૂમીઓ આપતા હતા એટલામાં એક ગૃહસ્થ આવ્યા. તેણે હઝરત અબૂબક્રને બાળકીને બચીઓ કરતા જોઈને પૂછ્યું, ''હઝરત! એ કોની બાળકી છે ?''

હઝરત અબૂબક્રે ફરમાવ્યું, ''એ મારાથી શ્રેષ્ઠ એક શખ્સ સઅદ બિન રબીઅની બાળકી છે. સઅદ તે શખ્સ છે જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ''બૈઅતે-અકબા''વેળા પોતાના નકીબ બનાવ્યા હતા.

''અને સઅદ તે શખ્સ છે જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જંગે-બદ્રમાં ભાગ લીધો હતો.''

''અને સઅદ તે શખ્સ છે જેણે જંગે-ઉહુદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પડખે રહીને શહાદતનો મરતબો મેળવી લીધો હતો.''

---

# પ્રકરણ ૧૧૦

# ગઝવએ-ઉહુદ : બીજું મહાયુધ્ધ



હઝરત હમઝહની જન્નતી લાશ ● કુર્આનમાં ધીરજની પ્રેરણા ● શહીદોના જનાઝહની નમાઝ ● બહેનની ધીરજનો લાજવાબ દાખલો ● હઝરત અબ્દુલ્લાહ બિન જહશ ● શહીદોની લાશોની તદફીન ● બીબીના દિલમાં ખાવિન્દનો મરતબો ● અન્સારી ખાતૂનોનો વિલાપ ● દીનારી ખાતૂન અને ઇશ્કે-નબી ● તલવારો પાણીથી ધોવામાં આવી ● લા સૈફ ઇલ્લા ઝુલ-ફકાર ● દુશ્મનને ભયભિત કરવાની જંગી ચાલ ● મુસલમાનોનો જિહાદનો જુસ્સો ● હમરાઉલ-અસદમાં પડાવ ● એક મુશરિકની શરાફત ● અબૂ સુફયાનની ધમકી ● સફવાન બિન ઉમૈયહની સલાહ ● શાઇરની ગદ્દારીનો અંજામ ● મુઆવિયહ બિન મુગીરહનો અંજામ ● મુનાફિકોના સરદારની હાલહવાલી ● જંગે-ઉહુદ : બેહદ આકરી કસોટી.

**હઝરત હમઝહની જન્નતી લાશ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી સનદી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે હઝરત હમ્ઝહની તલાશ માટે નીકળ્યા તો તેમની લાશ મેદાનની વચ્ચે પડેલી મળી આવી. જોયું તો લાશનું પેટ ચીરાયેલું હતું. જિગર ચવાયેલું હતું. નાક-કાન કપાયેલા હતા.[1]

ઇબ્ને ઇસ્હાક કહે છે : મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે મને કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે આ કમકમાટી ભરેલું દ્રશ્ય જોયું તો ફરમાવ્યું :

> "અગર મને આ વાતની ધાસ્તી ન હોત કે સફિય્યહને આઘાત પહોંચશે [2] અને મારા પછી લોકો એને રિવાજ તરીકે અપનાવી લેશે તો હું મારા કાકા હમ્ઝહની લાશને એમ જ છોડી દેત કે જેથી એ જંગલી પ્રાણીઓના પેટોમાં અને પક્ષીઓના પોટાઓમાં પહોંચી જાય ! અને જો અલ્લાહ તઆલાએ કદી મને કુરૈશ પર વર્ચસ આપ્યું તો હું તેઓની ત્રીસ માણસોનો મુસ્લહ કરી નાખીશ !"

મુસલમાનોએ જયારે હઝરત હમ્ઝહ સાથે આ જંગલી વર્તાવ કરનારાઓ પ્રત્યે રસૂલુલ્લાહ અલૈહિ વ

---

૧. એનાથી કલ્પના કરો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના વહાલા કાકાની લાશની આ હાલત જોઇને કેટલો ઊંડો સદમો થયો હશે ! "હ"

૨. હઝરત બીબી સફિય્યહ : હઝરત હમઝહના બહેન અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇનું નામ. "હ"

સલ્લમનો આ ગમ, આ આઘાત, આ ગુસ્સો, આ આક્રોશ જોયો તો તેઓ પણ બોલી ઊઠયા :

"અલ્લાહના સોગંદ ! અલ્લાહ તઆલા જયારે ય કદી અમને એ કાફિરો પર વિજય આપશે તો, અમે તેઓનો એવો મુસ્લહ કરીશું કે અરબભરમાં કોઇએ કોઇનો કદી કર્યો ન હોય !"

આગળ ઈબ્ને હિશામનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે હઝરત હમ્ઝહની લાશ પાસે પધાર્યા તો તેમને સંબોધીને ફરમાવ્યું :

"હે કાકા ! તમારા કારણે મારા દિલને જે આઘાત લાગ્યો છે એવો આઘાત આઈન્દા કદી મારા દિલને નહિ લાગશે અને હું કદી એવા સ્થળે ઊભો થયો નથી જયાં આ સ્થળથી વધુ મને ગુસ્સો આવ્યો હોય !"[૧]

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"જિબ્રીલ અલૈહિસ-સલામ મારી પાસે આવ્યા અને કહ્યું :" સાતે આકાશોના લોકોમાં હમ્ઝહ વિષે લખી દેવામાં આવ્યું છે કે : "હમ્ઝહ ઈબ્ને અબ્દુલ-મુત્તલિબ, અસદુલ્લાહ, અસદુ રસૂલિહી !"

એટલે : હમ્ઝહ અબ્દુલ-મુત્તલિબના ફરઝંદ, અલ્લાહના સિંહ છે, અલ્લાહના રસૂલના સિંહ છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે અને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ મુત્તલિબ અને હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ ત્રણે આપસમાં દૂધભાઈઓ થતા હતા. ત્રણેએ અબૂ લહબની લોંડી બીબી સુવૈબહનું દૂધપાન કર્યું હતું.

**કુર્આનમાં ધીરજની પ્રેરણા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની રિવાયતમાં છે : અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આક્રોશ અને આઘાત અંગે, તથા મુસલમાનોના આક્રોશ અને આઘાત અંગે, તથા સંગદિલ કાફિરોથી "મુસ્લહ"નું વેર લેવાની લાગણી અંગે આ આયતો નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| વઈન આકબ-તુમ ફ-આકિબૂ | અને જો તમે શિક્ષા આપો તો તેટલી જ શિક્ષા આપો |
| બિ-મિસ્લિ-મા ઊકિબ્તુમ બિહી. | જેટલી તમને તકલીફ પહોંચાડવામાં આવી છે. |
| વ લઈન સબર-તુમ લ-હુવ | અને જો તમે ધીરજ ધરો તો એજ |
| ખૈરુલ-લિસ-સાબિરીન. | બેહતર છે ધીરજવાનો માટે. |
| વસ-બિર વમા સબ્રુક | અને (હે નબી !) તમે ધીરજ ધરો, તમારૂં ધીરજ ધરવું; |
| ઈલ્લા બિલ્લાહિ. | અલ્લાહની જ મદદથી થઈ શકે. |
| વલા તહઝન અલૈહિમ | અને દિલગીર ના થાવ તેઓના કૃત્યો પર, |
| વલા તકુ ફી દૈકિમ | અને ન મૂઝવણમાં પડો, |
| મિમ્મા યમ-કુરૂન. | તેઓના કાવાદાવા અને પ્રપંચો વિષે. [૨] |

૧. હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુની રિવાયતમાં છે કે, હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ અન્હુની મુબારક લાશની આ રોમાંચકારી કે કમકમાટી ઉપજાવનારી બે-હુરમતી જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એટલું રડયા કે આપની હિચકી બંધાઈ ગઇ. પછી ફરમાવ્યું, "સૈયિદુશ-શુહદાઅ ઇન્દલ-લાહિ યવમલ-કિયામતિ હમઝહ." એટલે હઝરત હમ્ઝહ કિયામતને દિવસે અલ્લાહ કને તમામ શહીદોના સરદાર હશે. એટલે જ હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ અન્હુ "સૈયિદુશ-શુહદાઅ"ના લકબે પંકાઇને અમર થઇ ગયા. "હ"

૨. સૂરએ-નહલ પારહ ૧૪ આયત ૧૨૬-૧૨૭

અલ્લાહ તઆલાનો આ આદેશ મળતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ધીરજનો પાલવ મજબૂતીથી ઝાલી લીધો. નિર્દય, હિંસક અને જંગલી દુશ્મનોને માફ કરી દીધું અને દુશ્મનોની લાશ "મુસ્લહ" નહિ કરવાનો પોતાના સહાબાને હુકમ ફરમાવી દીધો.

હઝરત સુમ્રહ બિન જુન્દુબ રદિયલ્લાહુ અન્હુનુ બયાન છે : મુસ્લહના મનાઇ હુકમ પછી આમ કદી બન્યું નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કોઇ સ્થળે ઉતારો લીધો હોય તો ત્યાંથી ઊપડવા પહેલાં આપે અમને દાન-ખૈરાત કરવાનો અને મુસ્લહ નહિ કરવાનો હુકમ ન ફરમાવ્યો હોય.

**શહીદોના જનાઝહની નમાઝ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની આ રિવાયત મને , અબ્દુલ્લાહ બિન હારિસના આઝાદ ગુલામ મુકસ્સમ મારફતે મળી છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ફરમાવે છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત હમ્ઝહની લાશને એક ચાદરમાં લપેટી લેવાનો હુકમ ફરમાવ્યો અને પછી તેમના જનાઝહની નમાઝ પઢી જેમાં સાત તકબીરો પોકારવામાં આવી. એ પછી સહાબા આપના હુકમથી બીજા શહીદોની લાશો લાવી-લાવીને હઝરત હમ્ઝહની લાશની બાજુમાં મૂકતા ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓના જનાઝહની નમાઝ પઢતા રહ્યા અને સાથે-સાથે હઝરત હમ્ઝહ માટેની નમાઝ પણ થતી રહી.

આ રીતે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત હમ્ઝહ પર ૭૨ વખત જનાઝહની નમાઝ પઢી."

**બહેનની ધીરજનો લાજવાબ દાખલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી પ્રમાણભૂત માહિતી મુજબ અબ્દુલ-મુત્તલિબના સુપુત્રી હઝરત બીબી સફિય્યહ પોતાના શહીદ થયેલા વહાલા ભાઇ હઝરત હમ્ઝહની લાશના દર્શન માટે ઉહુદના મેદાનમાં આવી લાગ્યાં. બીબી સફિય્યહ અને હઝરત હમ્ઝહ, મા અને બાપ બંને તરફથી આપસમાં હકીકી ભાઇ-બહેન હતાં.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સમાચાર મળ્યા તો આપે બીબી સફિય્યહના ફરઝંદ હઝરત ઝુબૈર બિન અવ્વામને બોલાવીને ફરમાવ્યું, "જુઓ તમે જઇને સફિય્યહને મળો અને તેમને સમજાવીને પાછા વાળો કે જેથી તેમના ભાઇ સાથે જે કંઇ બન્યું છે તેને તેઓ જોવા નહિ પામે."

હઝરત ઝુબૈર બિન અવ્વામ એજ પળે પોતાના માનવંતા માતાજીની સેવામાં ગયા અને બા-અદબ બોલ્યા, "અમ્મીજાન ! તમે પાછા વળો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ છે.

"આ હુકમનું કારણ હું સમજી ગઇ છું."બીબી સફિય્યહએ જવાબ આપ્યો, "જુઓ બેટા ! મને સમાચાર મળી ચૂકયા છે કે મારા ભાઇનો મુસ્લહ કરવામાં આવ્યો છે. અને આ બધું અલ્લાહના રાહમાં બન્યું છે. અને જે કંઇ બન્યું છે તેની ઉપર રાજી રહેવાની અલ્લાહ તઆલાએ આપણને સદ્બુધ્ધિ આપી છે. જુઓ, અલ્લાહએ ચાહયું તો હું સહનશીલતાથી કામ લઇશ અને મન પર કાબૂ રાખીને ધીરજ ધરીશ."

હઝરત ઝુબૈરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇને માતાજીની આ વાતોથી આપને વાકિફ કર્યા. પોતાના માનવંતા ફોઇનો આ જવાબ સાંભળીને આપે ફરમાવ્યું, "વારૂ તો એમનો રસ્તો છોડી દો !"

પરવાનગી મળતાં હઝરત સફિય્યહ પોતાના ભાઈ હઝરત હમ્ઝહના મૈયિત પાસે આવ્યાં. ભાઈની લાશની કમકમિયાં કે અરેરાટી ઉપજાવનારી હાલત પોતાની આંખે જોઈ. જનાઝહની નમાઝ પઢી અને "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન"પઢયાં અને મગફેરતની દુઆ માગીને ત્યાંથી ચાલ્યા ગયાં.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શહીદોને દફન કરવાનો હુકમ ફરમાવ્યો.

**હઝરત અબ્દુલ્લાહ બિન જહશ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ રિવાયત મને હઝરત અબ્દુલ્લાહ બિન જહશના કુટુંબીજનોએ કહી સંભળાવી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ બિન જહશની લાશને હઝરત હમ્ઝહની લાશ સાથે એક જ કબરમાં દફન કરાવી. હઝરત અબ્દુલ્લાહ, બીબી ઉમૈમહ બિન્તે અબ્દુલ-મુત્તલિબના બેટા હતા. અને બીબી ઉમૈમહ હઝરત હમ્ઝહના બહેન હતાં. આ રિશ્તાથી હઝરત હમ્ઝહ અને હઝરત અબ્દુલ્લાહ બિન જહશ આપસમાં મામા-ભાણેજ થતા હતા. હઝરત હમ્ઝહ પેઠે હઝરત અબ્દુલ્લાહની લાશનો પણ મુસ્લહ કરવામાં આવ્યો પણ એમના પેટને ચીરીને કાળજું નહિ કાઢવામાં આવ્યું.

આ રિવાયત મેં હઝરત અબ્દુલ્લાહના કુટુંબીઓ સિવાય કોઈને મુખે નહિ સાંભળી.

**શહીદોની લાશોની તદફીન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અમુક મુસલમાનો પોતાના કેટલાક શહીદોને ઉપાડીને મદીનહ લઈ ગયા અને ત્યાંની ભૂમિમાં તેઓને દફન કરી દીધા. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને હુકમ ફરમાવ્યો, "શહીદોને તેજ સ્થળે દફન કરો જયાં તેઓ શહીદ થયા."

મને મુહંમદ બિન મુસ્લિમ ઝુહરીએ, અબ્દુલ્લાહ બિન સઅલબા સુઐરની આ રિવાયત બયાન કરી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉહુદના મેદાનમાં પધારીને શહીદોની લાશો જોઈ તો ફરમાવ્યું:

> "કિયામતને દિવસે હું આ બધા શહીદોનો સાક્ષી હોઈશ. અને કિયામતને દિવસે, અલ્લાહના રાહમાં દરેક જખમી થનારને, અલ્લાહ એવી રીતે ઉઠાડશે કે તેના જખમોમાંથી લોહી ટપકી રહ્યું હશે. એ લોહીનો રંગ સામાન્ય લોહી જેવો જ હશે પણ તેની ખૂશ્બૂ મુશ્ક જેવી હશે."

એ પછી આપે ફરમાવ્યું, "જુઓ શહીદોમાં જે શહીદને કુર્આને-મજીદના વધારે ભાગો યાદ હતા તેને દફનમાં આગળ રાખો."એ પછી બબ્બે અને ત્રણ-ત્રણ શહીદોને એકેક કબરમાં દફન કરવામાં આવ્યા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મારા પિતાજી ઈસ્હાક બિન યસારે બનૂ સલમહના જાણકાર વડીલોથી સાંભળેલી આ રિવાયત મને કહી સંભળાવી કે, શહીદોને દફન કરતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો, "અમ્ર બિન જમૂહ અને અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામની લાશો કયાં છે ? એ બંને આ દુનિયામાં એકબીજાના ધાડા અને સાચા મિત્રો હતા જેથી બંનેને એક જ કબરમાં દફન કરો !"

**બીબીના દિલમાં ખાવિન્દનો મરતબો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મૈંને કહેવામાં આવ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે પોતાના સહાબા સાથે મદીનહ પધારવા લાગ્યા તો રસ્તામાં બીબી હમ્નહ બિન્તે જહશ આવતાં દેખાયાં. [૧]

૧. હઝરત બીબી હમ્નહ બિન્તે જહશ હઝરત મુસઅબ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુના બેગમ હતાં અને હઝરત મુસઅબ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે માનીતા અને ઊંચા પાયાના સહાબી હતા જેમની તબલીગથી ઈસ્લામની શરૂઆતમાં મદીનહના ઘરેઘરમાં ઈસ્લામ ફેલાયો હતો. જંગે ઉહુદમાં હઝરત મુસઅબ ઈસ્લામી લશ્કરના ઝંડાધારી હતા, અને જંગે-ઉહુદમાં જ શહીદ થઈ ગયા. "હ"

લોકોએ બીબી હમિનહને એમના ભાઇ હઝરત અબ્દુલ્લાહ બિન જહશના શહીદ થવાના સમાચાર કહ્યા તો બીબી હમિનહએ "ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલૈહિં રાજિઊન" પઢીને તેમના માટે મગફેરતની દુઆ માગી.

એ પછી લોકોએ એમના મામા હઝરત હમ્ઝહની શહાદતના સમાચાર કહ્યા તો બીબી હમિનહએ તેવી જ રીતે "ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલૈહિ રાજિઊન" પઢીને તેમના માટે પણ મગફેરતની દુઆ કરી.

એ પછી જ્યારે લોકોએ એમના ખાવિન્દ હઝરત મુસઅબ બિન ઉમૈરની શહાદતના સમાચાર કહ્યા તો તેને સાંભળતાં જ બીબી હમિનહએ રડવા-ચીખવાનું શરૂ કર્યું. એ જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> "બાબત આ છે કે બેગમના દિલમાં પોતાના ખાવિન્દ માટે એક નોખું સ્થાન હોય છે. આ કારણે હમિનહ પોતાના ભાઇ અને પોતાના મામાનો સદમો તો સહન કરી ગયાં પણ ખાવિન્દના સદમાને સહન ન કરી શકયાં."

**અન્સારી ખાતૂનોનો વિલાપ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે જ્યારે મદીનહમાં પધાર્યા અને બનૂ અબ્દે-અશહલ તથા બનૂ ઝફરના મહોલ્લાઓમાં રહેનારા અન્સારીઓના એક મકાન પાસેથી પસાર થયા તો ઘરમાંથી સ્ત્રીઓના રડવાનો અને કલ્પાંત કરવાનો અવાજ આપના સાંભળવામાં આવ્યો. માલૂમ પડયું કે અન્સારી ખાતૂનો પોતાના શહીદોનો માતમ કરે છે. તેઓના કરૂણ કલ્પાંત કે છાજિયાં સાંભળીને આપનું મુબારક હૈયું પણ દ્રવી ઊઠયું અને આપની નૂરાની આંખોમાંથી ટપટપ આંસુ સરવા લાગ્યાં. અચાનક આપે ફરમાવ્યું, "હા પણ હમ્ઝહ પર રડનારૂં કોઇ નથી !"

આ સાંભળીને હઝરત સઅદ બિન મુઆઝ અને હઝરત ઉસૈદ બિન હુદૈર પોતાના ઘરે ગયા અને ઘરની ખાતૂનોને કહ્યું, "જાવ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હમ્ઝહના ઘરે જઇને તેમનો વિલાપ કરો."

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હકીમ બિન હકીમ બિન અબ્બાદ બિન હુનૈફએ બનૂ અબ્દે-અશહલના એક મોવડીનું આ કથન ટાંકી બતાવ્યું કે: "અમારી ઓરતોના રોવા-કકળવાનો અવાજ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરમાંથી બહાર પધાર્યા. જોયું તો અન્સારની ઔરતો મસ્જિદના બારણે જ હઝરત હમ્ઝહનો માતમ કરતી હતી. આપે ફરમાવ્યું, "હે ખાતૂનો ! અલ્લાહની રહમત હો તમારી ઉપર ! જાવ, પોતપોતાને ઘરે સિધાવો. તમે પોતાના તરફથી દિલાસાનો હક અદા કરી દીધો."

ઇબ્ને હિશામ કહે છે : એજ દિવસથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મરનારાઓ પર વિલાપ કરવાની કે છાજિયાં લઇને રડવાની મના ફરમાવી દીધી.

બીજી રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સ્ત્રીઓનો કરૂણ કલ્પાંત સાંભળ્યો તો ઘરમાંથી બહાર પધારીને ફરમાવ્યું, "અલ્લાહની દયા હો અન્સાર પર ! એમની દિલસોજી, સહાનુભૂતિ કે હમદર્દી પ્રાચીન યુગથી પરંપરાગત ઊતરી આવે છે. હવે એ ઓરતોને કહો કે પોતાને ઘરે સિધાવે !"

**સંપાદકની નોંધ**————જંગે-ઉહુદ પહેલાં અને જંગે-ઉહુદ સુધી મુરદાં પર કે શહીદો પર

જોરજોરથી રડવાની, કરૂણ સ્વરે વિલાપ કરવાની, છાતી કૂટીને છાજિયાં લેવાની, કપડાં ફાડીને કે વાળો પીંખીને કે માથા પર ટપલા મારીને કલ્પાંત કરવાની મના ન હતી. એટલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું કે હમ્ઝહ પર રડનારૂં કોઇ નથી ! એજ દિવસે અલ્લાહનો હુકમ આવી લાગ્યો અને જાહિલિયત કાળના આ રિવાજ પર પ્રતિબંધ મૂકીને એને કાયમ માટે હરામ ઠરાવી દેવામાં આવ્યો. મરનારના ગમમાં છાના આંસુ સારવાની મનાઇ નથી. હદીસ શરીફમાં છે કે જ્યારે ય પોતાનો ગમ કે મુસીબત યાદ આવે તો ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલૈહિ રાજિઊન પઢી લેવું. એનાથી ગમ હળવો થઇ જશે અને દિલને તસલ્લી મળી જશે. ''હ''

**દીનારી ખાતૂન અને ઇશ્કે-નબી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ-વાહિદ બિન અબૂ ઔનએ ઇસ્માઇલ બિન મુહંમદના વાસ્તાથી હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી.

'' હઝરત સઅદ બિન અબી વક્કાસનું બયાન છે : મદીનહના અન્સારના બનૂ દીનાર કબીલાની એક ખાતૂનનો ખાવિન્દ અને એ ખાતૂનનો એક ભાઇ અને એ ખાતૂનનો બાપ જંગે-ઉહુદમાં એક પછી એક શહીદ થઇ ગયા હતા. એ ત્રણેના શહીદ થવાના સમાચાર ખાતૂનને કહેવામાં આવ્યા. ખાતૂને પૂછયું, ''પ્રથમ મને આ બતાવો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કેમ છે ?''

લોકોએ કહ્યું, ''હે ફલાણાની મા ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો તારી તમન્ના મુજબ અલ્લાહના ફઝલો-કરમથી સહીહ-સલામત છે.''

ખાતૂને કહ્યું, ''વારૂ તો અલ્લાહના રસૂલ કયાં છે એ મને બતાવો. હું મારી આંખોથી આપના દીદાર કરી લઉં તો જ મારા દિલને સંતોષ થશે.''

લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ઇશારો કરીને કહ્યું, ''જુઓ પેલા રહ્યા અલ્લાહના રસૂલ ! જોઇ લો અને ખાતરી કરી લો.''

ખાતૂને પોતાની આંખથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જોયા તો જોતાં જ નઅરો ગજાવ્યો:

''કુલ્લુ મુસીબહ બઅદક જલલ !''

આપ સલામત છો તો તમામ મુસીબતો તુચ્છ છે ! [1]

**તલવારો પાણીથી ધોવામાં આવી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરવાળાંઓમાં પધાર્યા તો આપે પોતાની તલવારો પોતાના લાડલાં બેટી ખાતૂને-જન્નત હઝરત બીબી ફાતિમહને આપીને ફરમાવ્યું, ''લો બેટી, આ તલવાર ! એનું લોહી ધોઇ નાખો. જંગમાં એ બહુ સાચી પુરવાર થઇ છે.''

હઝરત અલીએ પણ પોતાની તલવાર બીબી ફાતિમહને આપતાં ફરમાવ્યું, ''આ તલવાર પણ લો. એનું લોહી પણ ધોઇ નાખો. અલ્લાહના સોગંદ ! લડાઇમાં આ તલવારે પણ પોતાનું પાણી બતાવી દીધું

૧. આ ખાતૂનનું નામ હિન્દ હતું. એમના લંગડા પતિ હઝરત અમ્ર બિન જમૂહ અને એમના પુત્ર હઝરત ખલ્લાદ બિન અમ્ર આ જંગમાં શહીદ થઇ ગયા હતા. જોયું કે મુસલમાન બીબીઓ ! મુસલમાન બીબીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કેટલી મહબ્બત હતી? કે તેના મુકાબલામાં પોતાના ખાવિન્દો, પોતાના બાપો-બેટાઓ કે ભાઇઓની મહબ્બત પણ કશી વિસાતમાં ન હતી. ''હ''

છે.''

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''હે અલી ! અગર તમે જંગમાં મક્કમ રહીને તલવારનું પાણી બતાવી દીધું છે તો તમારી સાથે સહલ બિન હુનૈફ અને અબૂ દુજાનહએ પણ સાબિત-કદમ રહીને તલવારનું પાણી બતાવી આપ્યું છે.''

**લા સૈફ ઈલ્લા ઝુલ-ફકાર**————ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તલવાર ''ઝુલ-ફકાર''નામે પંકાયેલી હતી. કેટલાક જાણકારોએ મને કહ્યું કે જંગે-ઉહુદના દિવસે રણભૂમિમાં અચાનક કોઈનો આ ગૈબી નઅરો ગાજી ઊઠયો હતો :

''લા સૈફ ઈલ્લા ઝુલ-ફકાર ! લા ફતન ઈલ્લા અલી !''

એટલે ઝુલ-ફકાર જેવી કોઈ તલવાર નથી અને અલી જેવો કોઈ જવાન નથી.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીને ફરમાવ્યું, ''મુશરિકો આ પ્રકારની તલવારને કોઈ નુકસાન પહોંચાડી શકતા નથી. અલબત્ત અલ્લાહ તેઓને આપણી ઉપર ફતેહમંદી આપી જ દે તો એ જુદી વાત છે.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉહુદનું યુધ્ધ શવ્વાલની વચલી તારીખે ખેલાયું. એ શનિવારનો દિવસ હતો.[1]

**દૂશ્મનને ભયભિત કરવાની જંગી ચાલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉહુદનું યુધ્ધ શનિવારે ખેલાયું. બીજા દિવસે રવિવારે શવ્વાલની ૧૬ તારીખ આવી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી ઢંઢેરો પીટનારે દુશ્મનની પૂઠ પકડવાની જાહેરાત પોકારી. આ જાહેરાતમાં તેણે એમ પણ પોકાર કર્યો:

''જે લોકો ગઈ કાલે શનિવારે લડાઈમાં અમારી સાથે નહિ હતા તેઓમાંથી કોઈ અમારી સાથે દુશ્મનની પૂઠે નહિ આવે !''

આ જાહેરાત સાંભળીને હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં દોડી ગયા અને બા-અદબ કહેવા લાગ્યા,

''યા રસૂલલ્લાહ ! મારા પિતાજીએ મને મારી સાત બહેનોની દેખરેખ માટે ઘરમાં રહેવાનો હુકમ આપ્યો હતો. અને કહ્યું હતું કે બેટા ! આપણે ઘરની સ્ત્રીઓને કોઈ પુરૂષની દેખરેખ વગર અટૂલી મૂકીને ચાલ્યા જઈએ તે વાત ન મને શોભે ન તમને શોભે. વળી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે જઈને જિહાદનું માન બેટો ખાટી જાય અને બાપ લટકી પડે તે પણ નહિ બને. માટે બહેનોની નિગરાની માટે તમારે ઘરમાં રહેવું પડશે. તો આ કારણે યા રસૂલલ્લાહ ! હું પાછળ રહી ગયો હતો.''

પાછળ રહી જવાના કારણનો સબળ પુરાવો હોવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જાબિરની દરખાસ્ત મંજૂર ફરમાવી લીધી અને તેમને પોતાની સાથે દુશ્મનની પૂઠે આવવાની પરવાનગી આપી દીધી.

દુશ્મનની પૂઠ પકડવાનો મૂળ મકસદ કેવળ આટલો જ હતો કે દુશ્મન ભયભિત બની જાય અને તેને ઠસી જાય કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરીવાર લડાઈના હેતુએ જ પૂઠ પકડી છે અને

૧. ૧૫ શવ્વાલ સન ૩ હિજરી મુતાબિક ૩૧ માર્ચ ૬૨૫ ઈસ્વી (ઇબ્ને હિશામ)

મુસલમાનોમાં દુશ્મનનો મુકાબલો કરવાનો દમખમ મવજૂદ છે અને લડાઈની જે અણધારેલી કટોકટી સર્જાઇ ગઇ તેનાથી મુસલમાનોમાં કોઈ તરહની નાહિંમતી કે કમજોરી પેદા થવા પામી નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ એક જંગી ચાલ હતી.

**મુસલમાનોનો જિહાદનો જુસ્સો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ અબ્દુલ-અશહલ કબીલાના એક અન્સારી મુજાહિદનું બયાન છે :

"હું અને મારો ભાઇ અમે બંને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જંગે-ઉહુદમાં શામિલ હતા. લડાઇ પછી અમે મદીનહ આવ્યા તો અમારાં શરીરો જખમોથી ચૂર અને થાકથી લોથપોથ હતાં. આમ છતાં જ્યારે અમે દુશ્મનની પૂઠે જવાની જાહેરાત સાંભળી તો મેં મારા ભાઈને કહ્યું અથવા તેણે મને કહ્યું, "હે ભાઇ ! શું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે દુશ્મનની પૂઠે જવામાં આપણે પાછળ પડી જઈશું ? જો આમ બને તો આપણા જેવો કમભાગી બીજો કોણ હોય શકે ? અધુરામાં પુરૂં આપણી પાસે સવારી પણ નથી કે તેની ઉપર બેસીને જઈએ અને ઉપરથી આપણે બંને સખત રીતે ઘવાયેલા પણ છીએ."

એજ અન્સારી ગૃહસ્થનું બયાન છે : "જખમોથી ચૂર અને થાકથી લોથપોથ હોવા છતાં અમે બંને ભાઈઓ હિંમત કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે નીકળી જ પડયા. હું મારા ભાઈ કરતાં કંઈક ઓછો ઘવાયેલો હતો. જ્યારે ચાલવામાં તે લથડિયાં ખાવા લાગતો તો હું તેને મારી પીઠ પર ઉપાડી લેતો અને ચાલવામાં સૌથી પાછળ પડી જતો. આ રીતે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે પડતા-આખડતા છેવટે ધારેલા સ્થળે પહોંચી જ ગયા."

**હમરાઉલ-અસદમાં પડાવ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે મદીનહથી નીકળીને "હમરાઉલ-અસદ"પહોંચી ગયા. આ સ્થળ મદીનહથી આઠ માઈલના અંતરે આવેલું હતું.

ઈબ્ને હિશામ કહે છે : મદીનહથી ઊપડવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના નાયબ તરીકે હઝરત ઈબ્ને-ઉમ્મે-મકતૂમની મદીનહના અમીર તરીકે નિમણૂંક કરી દીધી હતી. ઈબ્ને ઈસ્હાકના કથન મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ "હમરાઉલ-અસદ" સ્થળે સોમવાર, મંગળવાર, બુધવાર સુધી પડાવ નાખીને બિરાજમાન રહ્યા અને તે પછી પોતાના સહાબા સાથે મદીનહ વાપસ તશરીફ લઈ ગયા. [૧]

**એક મુશરિકની શરાફત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન અબૂબકે મને કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે હમરાઉલ-અસદમાં બિરાજમાન હતા તે વેળા મઅબદ ખુઝાઈ નામનો ગૃહસ્થ ત્યાંથી પસાર થવા લાગ્યો. એ પોતાના ખુઝાઅહ કબીલાનો સરદાર હતો અને અત્યાર સુધી મુશરિક કે મૂર્તિપૂજક હતો. તે આપની તહેનાતમાં હાજર થયો અને બોલ્યો, "હે મુહંમદ! સાચું માનજો, તમારા ઘણા માણસો લડાઈમાં માર્યા ગયા. તેઓના માર્યા જવાનો જે આઘાત તમને લાગ્યો છે તેનો મને ભારે ખેદ છે. અલ્લાહ તમને દુશ્મનોની વચ્ચે હમેશા સલામત અને આબાદ રાખે તેવી હું શુભેચ્છા

---

૧. એટલે ૧૫ શવ્વાલ શનિવારે યુદ્ધ ખેલાયું. ૧૬ શવ્વાલ રવિવારે કુરૈશની પૂઠે ગયા અને ૧૮-૧૯ શવ્વાલે હમરાઉલ-અસદમાં બિરાજમાન રહ્યા. (ઇબ્ને હિશામનો હાશિયો)

પાઠવું છું.''

મઅબદ ખુઝાઈ બહુ ભલો ગૃહસ્થ હતો. મૂર્તિપૂજક હોવા છતાં સંસ્કારી અને સજ્જન પુરૂષ હતો. માનવતાના મુલ્યોને આંકનારો અને સુલેહ શાંતિમાં માનનારો હતો. મુસલમાનો અને મુશરિકો વચ્ચે સુલેહ શાંતિ જળવાય રહે તેવું દિલથી ચાહતો હતો. એના ખુઝાઅહ કબીલાના લોકો પણ સુલેહશાંતિની નીતિને અનુસરનારા હતા. એમાં કેટલાક મુસલમાન પણ બની ગયા હતા. આ કબીલાના મુશરિક કે મુસલમાન બધા જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચાહક અને આપના પ્રત્યે શુભેચ્છાની લાગણી ધરાવનારા હતા. તેઓએ પોતાના તિહામહ પ્રદેશનો કોઈ પણ ભેદ આપથી નહિ છુપાવવાનું અને દરેક નવાજૂનીથી આપને બા-ખબર રાખવાનું નક્કી કરી લીધું હતું.

મઅબદ ખુઝાઈ આપને શુભેચ્છાનો સંદેશ પાઠવીને અને એજ સ્થળે રાહ જોવાનું સૂચન કરીને ''રવહાઅ''સ્થળે પહોંચી ગયો. એજ રવહાઅ સ્થળે અબૂ સુફયાન બિન હર્બ પોતાના લશ્કર સાથે પડાવ નાખીને થોભેલો હતો. અહીં પહોંચવા પછી તેઓને પોતાની ભૂલનું ભાન થયું હતું. અબૂ સુફયાન અને તેના સાથીઓએ ફરીવાર મુસલમાનો પર ચઢાઈ કરી દેવાનો એકમતે ફેસલો કરી લીધો હતો. જીતેલી લડાઈનું મેદાન મૂકીને ચાલ્યા આવવાનો તેઓને રહીરહીને પસ્તાવો થતો હતો. અહીં તેઓ એકબીજાને ઠપકો આપતા હતા કે:

> ''અરે આપણે આ કેવી મૂર્ખાઈ કરી કે, તેઓના પંકાયેલા વીરનરો, અગ્રણી સરદારો અને નામચીન નેતાઓને રહેંસી નાખવા છતાં તેઓનું નિકંદન કાઢ્યા વગર આપણે ત્યાંથી ચાલ્યા આવ્યા ! તો શું તેઓનો સફાયો કર્યા વગર આપણે મક્કહ પાછા વળી જવું ? નહિજી આપણે જરૂર તેઓના બાકી રહેલા લોકો પર તૂટી પડીશું અને તેઓનો મુકમ્મલ ખાતેમો બોલાવીને પછી મક્કહ જઈશું!''
>
> અબૂ સુફયાને મઅબદ ખુઝાઈને જોયો તો તેને પોતાની પાસે બોલાવીને પૂછયું, ''કહો મઅબદ! શું સમચાર છે ?''

મઅબદ બોલ્યો, ''સમાચાર આ છે કે મુહંમદ પોતાના સાથીઓના લાવલશ્કર સાથે તમારી પૂઠે પડીને હમરાઉલ અસદ સુધી આવી લાગ્યા છે. મુહંમદના ખૂંખાર અને જંગી લશ્કર જેવો દાખલો મેં આજ સુધી જોયો નથી. તેઓ મરણિયા થઈને આવેલા લાગે છે. એક એકની આંખમાંથી વેરની આગના તણખા ઝરી રહ્યા છે અને વેરના જુસ્સાથી તેઓ થનગની રહ્યા છે. ઘણા લોકો તો એવા છે જેઓ ઉહુદના મેદાનમાં ગેરહાજર હતા અને પોતાની ગેરહાજરીનો તેઓ પસ્તાવો કરી રહ્યા છે. અને લડાઈમાં પાછળ કેમ રહી ગયા તે માટે પોતાની જાતને ઠપકો આપી રહ્યા છે. મતલબ કે તમારી વિરૂધ્ધ આક્રોશ, ઉન્માદ અને વેરના ઝનૂનનો જોશભેર ફૂંકાતો એક વંટોળિયો છે જે આથી પહેલાં કદી મારા જોવામાં નથી આવ્યો.''

અબૂ સુફયાન બોલ્યો, ''અલ્યા મઅબદ ! નખ્ખોદ વળે તારૂં, તું આ બધું શું બકે છે ?''

''સાચું જ કહું છું હે કુરૈશી સરદાર ! '' મઅબદે કહ્યું, ''માનવામાં ન આવે તો ચાલો મારી સાથે અને નજરોનજર જોઈને ખાતરી કરી લો.''

''ગમે તેમ હોય.'' અબૂ સુફયાન બોલ્યો, ''અમે તો ફરીવાર મુસલમાનો પર તૂટી પડવાનો ફેસલો

કરી લીધો છે કે જેથી તેઓના બાકી રહેલા લોકોના મૂળિયાં પણ ઉખેડી કાઢીએ.''

''એમ જ હોય તો હે કુરૈશી સરદાર !''મઅબદે કહ્યું, ''વલ્લાહ ! તમને અટકાવનાર હું કોણ? પણ તમને મારી સલાહ છે કે પોતાના જ હાથે પોતાનો વિનાશ નહિ બોલાવવો જોઈએ. કેમકે મુસલમાનોના જોશ અને જુસ્સાનો જે પ્રભાવ મારા દિલ પર પડયો છે તેને લગતા કેટલાક શેઅરો પણ તે વેળા મારી જીભેથી સરી પડયા હતા. ''

''કેવા શેઅરો ?'' અબૂ સુફયાને અધીરાઈથી પૂછયું.

''હા વલ્લાહ સાંભળો, તે શેઅરો આ છે : મઅબદે કહ્યું :

**કાદત તુહદ્દા મિનલ અસ્વાતે રાહેલતી, • ઈઝ સાલતિલ-અર્દુ બિલ-જુરદિલ-અબાબીલે**

લશ્કરોના ઘોંઘાટ કે ચીખ-પોકારથી મારી ઊંટણી ભયભિત થઈને ગબડી પડવાની અણી પર હતી; જયારે કે જમીન પર ઢગલાબંધ ઘોડાઓનું ઘોડાપૂર ધસારાભેર આવી લાગ્યું.

**તરદી બિ-ઉસદિન કિરામિન લા તના-બલ-તિન, • ઈન્દલ-લિકાએ વલા મીલિમ મઆઝીલે.**

આ ઘોડા યુધ્ધ પ્રસંગે ઠેકડા મારતા પોતાના સવારોને ઝપાટાભેર લઈ જઈ રહ્યા હતા. આ સવારો લાંબાતડંગા, કદ્દાવર કાયાના, શરીફ સિંહો જેવા હતા. એ બધા ખાલી હાથના કે હથિયાર વગરના ન હતા. (બલ્કે પૂરી રીતે હથિયારોથી સુસજજ હતા.)

**ફ-ઝિલ્તુ અદવન અઝન્નલ-અર્દ માઈલતન, • લમ્મા સમવ બિ-રઈસિન ગૈર મખ્ઝૂલે.**

આ જોઈને હું ઝપાટાભેર દોડી ગયો. તે વેળા ધરતી મને ધ્રૂજી રહેલી લાગતી હતી, જયારે કે પેલા હથિયારબંધ, લાંબાતડંગા સિંહો પોતાના અણનમ કે અજિત સરદારની સાથે આગળ બઢી રહ્યા હતા.

**ફ-કુલ્તુ વયલબ્ને હર્બિન મિન લિકા-ઈકુમ. • ઈઝા તગત-મતલિલ-બત્હાઉ બિલ-જલીલે.**

ત્યારે મેં મનમાં કહ્યું, ''હર્બના બેટા અબૂ સુફયાનનું આવી જ બનશે અગર તે પેલા કદ્દાવર કાયાના સિંહો સાથે મુકાબલો કરશે તો!'' આ વાત મેં ત્યારે કહી જયારે બત્હાની જમીન લશ્કરોથી ધણીધણી ઊઠી હતી.

**ઈન્ની નઝીરુલ-લિ-અહલિલ-બસ્લે દાહિયતન, • લિ-કુલ્લે ઝી ઈર-બતિમ મિન્હુમ વ મઅકૂલે.**

**મિન જયશે અહમદા લા વહશિન કનાબિ-લતિન, • વ લૈસા યૂ-સકુ મા અન્ઝરતુ બિલ-કીલે.**

હું ફકત કુરૈશને નહિ, બલકે દરેક બુધ્ધિશાળી અને હોશમંદ ગૃહસ્થને અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે લશ્કરથી ડરાવું છું જે કોઈ હલકટ કે નબળા લોકોનું લશ્કર નથી અને જે વસ્તુથી હું ડરાવું છું. તે ન ધમકી છે ન શબ્દોની સાઠમારી છે.

**અબૂ સુફયાનની ધમકી**——————એ પછી અબ્દુલ-કૈસ કબીલાના કેટલાક ઘોડેસવાર અબૂ સુફયાનના પડાવ પાસેથી પસાર થયા. અબૂ સુફયાને તેઓને બોલાવીને પૂછયું, ''તમે લોકો કયાં જાઓ છો ?''

જવાબ મળ્યો, ''અમે મદીનહ જઈએ છીએ.''

''કેમ શું કામે જાઓ છો ?''

"અરે એમ જ સહેલ સપાટા માટે"

"વારૂ તો મારૂં એક કામ કરી આપશો ?" અબૂ સુફયાને પૂછયું.

"બોલો શું કામ છે ?"

"હું તમારી મારફતે મુહંમદને એક સંદેશો પાઠવવા માંગુ છું. બોલો મારો આ સંદેશો તમે પ્રહોંચાડી દેશો?"

"કેમ નહિ, જરૂર પહોંચાડી દઈશું. બોલો શું સંદેશો છે ?"

"સાંભળો, "અબૂ સુફયાને કહ્યું, "જો તમે મુહંમદને મારો આ સંદેશો પહોંચાડી દેશો તો હું ઉકાઝના મેળા પ્રસંગે તમારા ઊંટને સૂકી દ્રાક્ષથી લાદી દઈશ. બોલો કબૂલ છે ?"

"હા કબૂલ છે." અબ્દુલ-કૈસના સવારો બોલ્યા, "પણ સાહેબ ! સંદેશો શું છે તે તો કહો ?"

અબૂ સુફયાને કહ્યું, "મુહંમદ સાથે મુલાકાત થાય તો તેમને ખબરદાર કરી દેશો કે, અબૂ સુફયાન અને તેના લશ્કરે તમારા બાકીના લોકોના મૂળિયાં પણ ખોદી કાઢવાનો ફરીવાર સંકલ્પ કરી લીધો છે."

અબ્દુલ-કૈસ કબીલાના સવારોએ હમરાઉલ-અસદ સ્થળે પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અબૂ સુફયાનનો આ સંદેશો પહોંચાડી દીધો. સંદેશો સાંભળીને આપે ફરમાવ્યું : "હસ્બુનલ-લાહુ વ નિઅમલ-વકીલ." એટલે અલ્લાહ અમારા માટે કાફી છે અને તેજ અમારો નિગહબાન છે.

**સફવાન બિન ઉમૈયહની સલાહ**——————ઈબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહએ માહિતી આપી કે અબૂ સુફયાન બિન હર્બ પોતાના લશ્કર સાથે જંગે-ઉહુદ પછી મક્કહ પાછા જતાં, રવહાઅ સ્થળે થોભ્યો તો ત્યાં અચાનક તેણે ફરીવાર પલટીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બાકીના સાથીઓનું નિકંદન કાઢી નાખવાનું નકકી કરી લીધું. પરંતુ મંત્રણા દરમિયાન સફવાન બિન ઉમૈયહએ સલાહ આપતાં અબૂ સુફયાનને કહ્યું, "આમ નહિ કરો કેમકે એક જંગ આપણે ખેલી ચૂકયા છીએ, બીજી જંગનો રંગ કંઈ જુદો હશે. મુહંમદના સાથીઓ સખત રોષે ભરાયેલા છે. બનવા જોગ છે પરિણામ ઊલટું આવે. મારી સલાહ છે કે મક્કહ પાછા વળો".

સફવાનની સલાહ વધાવી લઈને અબૂ સુફયાન પોતાના લશ્કર સાથે મક્કહ તરફ રવાના થઈ ગયો. બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સમાચાર મળ્યા તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| વલ્લઝી નફસી બિ-યદિહી | સોગંદ છે તે અલ્લાહના જેના હાથમાં મારા પ્રાણ છે, |
| લકદ સુવ્વેમત લહુમ | (અઝાબ તરીકે) કોતરાઇ ગયાં હતાં તેઓના નિશાન |
| હિજારતન. | પથ્થરો પર. |
| લવ સુબ્બેહૂ બિહા | જો સવારે ભેટો થતે તેઓનો આ પથ્થરો સાથે |
| લકાનૂ ક-અમ-સિઝ-ઝાહિબ. | તો નામોનિશાન મટી જતે તેઓનું ગઈ કાલ પેઠે. ૧ |

૧. એટલે જેવી રીતે હઝરત લૂત અલૈહિસ-સલામની બદકાર કૌમ માટે પથ્થરો પર અલ્લાહ તરફથી નિશાન બની ગયાં હતાં. અને અઝાબ આવ્યો ત્યારે દરેક બદકાર, નિશાના મુજબના પથ્થરથી હલાક થઈ ગયો. આ રીતે આખી કૌમ તબાહ થઈ ગઈ. એવી જ રીતે અબૂ સુફયાન અને તેના લશ્કરના માણસો માટે પથ્થરો પર અલ્લાહ તરફથી નિશાન બની ગયાં હતાં. અગર સવારે પાછા વળીને મુસલમાનો પર હુમલો કરતે તો અબૂ સુફયાન અને તેના લશ્કરનો પણ એજ અંજામ આવતે. "હ"

**શાઇરની ગદ્દારીનો અંજામ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ ઉબૈદહના કહેવા મુજબ અબૂ અઝઝા જુમ્હી એક ગદ્દાર શાઇર હતો. જંગે-બદ્રમાં કુરૈશ તરફથી લડવા આવ્યો હતો અને કેદ પકડાયો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એના છૈયાંછોકરાંની દયા ખાયને દંડ લીધા વિના એને છોડી મૂકયો હતો. ફકત દુશ્મનોની મદદ નહિ કરવાની એની પાસેથી કબૂલાત લીધી હતી. કમનસીબીથી એ પોતાના વચન પર કાયમ નહિ રહ્યો. ગદ્દારી કરીને પોતાની શાઇરીથી લોકોને ઉશ્કેર્યા અને જંગે-ઉહુદમાં મુસલમાનો સાથે લડવા પોતે પણ દોડી આવ્યો હતો.

જંગે-ઉહુદથી પાછા મદીનહ ફરવા પહેલાં એજ વિસ્તારમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બે શખ્સોને ગિરિફતાર કરી લીધા હતા. એમાં એક અબૂ અઝઝા જુમ્હી હતો. બીજો મુઆવિયહ બિન મુગીરહ બિન અબી આસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ હતો. અબૂ અઝઝા શાઇરને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરવામાં આવ્યો તો તેણે ફરીવાર યાચના કરી, ''યા રસૂલલ્લાહ ! આપ તો દયાના ભંડાર છો. મારી દયા ખાવ, મને માફ કરી દો.''

આપે ફરમાવ્યું, ''અલ્લાહના સોગંદ ! હવે તું મક્કહ જઇને બડાશ નહિ મારી શકે કે, હું મુહંમદને બે વખત છેતરી આવ્યો છું. હે ઝુબૈર ! એની ગરદન ઉડાવી દો !''

હઝરત ઝુબૈરે હુકમના પાલનમાં એની ગરદન ઉડાવી દીધી.

ઇબ્ને હિશામ કહે છે : મને સઇદ બિન મુસય્યબની આ રિવાયત પહોંચી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શાઇરની વિનંતીના જવાબમાં ફરમાવ્યું:

| | |
|---|---|
| ઇન્નલ-મુઅમિન લા યુલ્દગુ | બેશક મુઅમિન ડંખ ખાય શકતો નથી |
| ફી હુજરિમ મર્રતૈન. | એક દરમાંથી બે વખત. |
| ઇદરિબ ઉનુકહૂ | ઉડાવી દો એની ગરદન |
| યા આસિમબ્ન સાબિત ! | હે આસિમ બિન સાબિત ! |

હઝરત આસિમ બિન સાબિતે વિના વિલંબે આપના હુકમનું પાલન કર્યું.

**મુઆવિયહ બિન મુગીરહનો અંજામ**——————ઇબ્ને હિશામ કહે છે : એવું કહેવાતું હતું કે હઝરત ઝૈદ બિન હારિસહ અને હઝરત અમ્માર બિન યાસિરે હમરાઉલ-અસદથી આવવા બાદ મુઆવિયહ બિન મુગીરહને કતલ કર્યો. કારણ આ હતું કે મુઆવિયહએ હઝરત ઉસ્માન ગનીનો આસરો લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માફીની દરખાસ્ત કરી હતી. આપે એવી શરતે તેને માફી આપી દીધી હતી કે ત્રણ દિવસની અંદર મદીનહ છોડીને ચાલ્યો જાય. પછી જોવામાં આવશે તો કતલ થઇ જશે.

પરંતુ મુઆવિયહ બિન મુગીરહ ત્રણ દિવસો વીતી જવા છતાં મદીનહથી ગયો નહિ અને કોઇ છુપા સ્થળે સંતાય રહ્યો. ત્યારે આપે હઝરત ઝૈદ અને હઝરત અમ્મારને બોલાવીને ફરમાવ્યું, ''મુઆવિયહ બિન મુગીરહ ફલાણી જગાએ સંતાયેલો છે. જઇને તેની ગરદન મારી દો.''

આપના ફરમાન મુજબ બંને ગૃહસ્થો તે સ્થળે ગયા. જોયું તો મુઆવિયહ ત્યાં જ સંતાયેલો હતો. બંનેએ મળીને તેને કતલ કરી નાખ્યો. આ મુઆવિયહ, ખલીફા અબ્દુલ-મલિક બિન મરવાનની મા આઇશહનો બાપ એટલે અબ્દુલ-મલિકનો નાનો થતો હતો.

**મુનાફિકોના સરદારની હાલહવાલી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઈબ્ને શિહાબ ઝુહરીએ આ માહિતી આપી કે મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ પોતાની અંગત પ્રતિષ્ઠા, બહોળી લાગવગ અને કૌમી માનમોભો ધરાવતો હોવાને કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં તેના માટે એક અલાહેદા જગાનો ખાસ બંદોબસ્ત કરવામાં આવતો હતો. કશી રોકટોક કે અડચણ વિના મસ્જિદમાં આવીને તે પોતાની આ નોખી જગાએ બેસી જતો અને અહીં જ ઊભા રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઈમામતમાં જુમઆની નમાઝ પઢતો હતો. મદીનહના મોટા માણસ તરીકે તેણે એવો નિયમ અપનાવ્યો હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે જુમઆના ખુત્બા માટે મિમ્બર પર બિરાજમાન થતા તો લાગલો જ એ પોતાની જગાએ ઊભો થઈ જતો અને જુમઅહની નમાઝ માટે આવેલા લોકોને સંબોધીને આ પ્રમાણે પ્રવચન કરતોઃ

> "હે લોકો ! આ રહ્યા અલ્લાહના પયગમ્બર જેઓ તમારી વચ્ચે બિરાજમાન છે. અલ્લાહ તઆલાએ એમની બરકતથી તમને માન-આબરૂ અને પ્રતિષ્ઠાથી વધાવી લીધા છે. તમારૂં કર્તવ્ય છે કે તમે એમની મદદ કરો. એમને સાથ-સહકાર આપો. એમની તબલીગી પ્રવૃત્તિને વેગવાન બનાવો. એમના હુકમોને સાંભળો અને એમની આજ્ઞાઓનું પાલન કરો !"

આટલું પ્રવચન કરીને તે પોતાની નોખી જગાએ બેસી જતો. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જુમ્આનો ખુત્બો બયાન ફરમાવતા. આ સિલસિલો મુદ્દતથી ચાલુ જ હતો ત્યાં તો જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો. જંગે-ઉહુદ વેળા અબ્દુલ્લાહ બિન ઉબયે જે પગલું લીધું તે એને છાજતું ન હતું. અણીને પ્રસંગે કે કટોકટીના સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દગો આપી દીધો. રસ્તાની અધવચ્ચેથી પોતાના ત્રણ સો સાથીઓને લઈને ચાલ્યો ગયો.

એ પછી એવું બન્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-ઉહુદથી નિવૃત્ત થઈને ઈસ્લામી લશ્કર સાથે મદીનહ આવી ગયા અને પછી જયારે જુમઅહનો દિવસ આવ્યો તો અબ્દુલ્લાહ બિન ઉબય પોતાના નિયમ મુજબ મસ્જિદમાં આવીને પોતાની નોખી જગાએ બેસી ગયો. જયારે ખુત્બાનો સમય આવ્યો તો એ પોતાની જગાએ પ્રવચન કરવા ઊભો થઈ ગયો. પરંતુ જેવો જ ઊભો થયો કે લોકો તેની તરફ ધસી ગયા. કોઈએ તેનું બાવડું ઝાલ્યું, કોઈએ તેની ગળચી પકડી લીધી તો કોઈએ તેના કપડાં ખેંચવા માંડયાં. બધા તેને ઠપકારતા હતા, "હે અલ્લાહના દુશ્મન ! બેસી જા, તું એ લાયક નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં કંઈ બોલી શકે. જંગે-ઉહુદના દિવસે જે પગલું તેં લીધું એ શું તને છાજતું હતું ?"

લોકોના અચાનક ધસારા અને આક્રોશભર્યા ઠપકારાઓથી અબ્દુલ્લાહ બિન ઉબય મૂઝાઈ ગયો. પોતાને તેઓની પકડથી બચાવવાના ફાંફાં મારતો, લોકોને ઓળંગતો-ફલાંગતો અને કફોડી દશાએ હડધૂત થતો બહાર જવા લાગ્યો. સાથે કહેતો જતો હતો, "ભલા મેં શું કોઈ ખોટું કામ કર્યું છે ? હું તો એમની જ ભલાઈના કામોમાં ટેકો આપવા ઊભો થયો હતો. એમાં મારો કોઈ અંગત સ્વાર્થ હોય તો કહો ?"

મસ્જિદના દરવાજે પહોંચતાં સામેથી એક અન્સારી ગૃહસ્થ આવી લાગ્યા. તેમણે પૂછયું, "કેમ શું મામલો છે ? શોર કેમ મચાવે છે ?"

મુનાફિકોનો સરદાર બોલ્યો, "હું તો એમનો જ મામલો મજબૂત કરવા ઊભો થયો હતો પણ રસૂલુલ્લાહના સાથીઓમાંથી અમુકે મારી સાથે તાણાતાણી કરવા માંડી. કોઈએ મારી ગળચી પકડી લીધી તો કોઈએ મારૂં બાવડું ઝાલી લીધું. જાણે મેં કોઇ ખોટી વાત કહી દીધી હોય ! જાણે મારો પોતાનો કોઈ અંગત સ્વાર્થ હોય!

અન્સારી ગૃહસ્થ બોલ્યા, "તારૂં ભૂંડું થાય ! પાછો વળ, ચાલ મારી સાથે, હું રસૂલુલ્લાહને તારી ભલામણ કરૂં છું. તેઓ તારા માટે અલ્લાહ પાસે માફીની દુઆ માગશે."

જવાબમાં મોઢું મચકોડતાં બોલ્યો, "વલ્લાહ ! મને શું પડી છે કે હું રસૂલુલ્લાહ પાસે જઈને માફીની દુઆ મંગાવું ? અલ્લાહના સોગંદ, મને તેમની માફીની કે દુઆની કોઇ જરૂર નથી."

**જંગે-ઉહુદ : બેહદ આકરી કસોટી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : જંગે ઉહુદ મુસલમાનો માટે જીવસટોસટ કે કાળજું તાળવે આવી જવાની એક બેહદ આકરી કસોટી હતી. એ મુસીબતો, સંકટો, યાતનાઓ અને આફતોની અગ્નિપરીક્ષાનો દિવસ હતો. અલ્લાહ તઆલાએ એ દિવસે મુસલમાનોની ખૂબ આઝમાઈશ કરી લીધી અને સાથે-સાથે મુનાફિકોની પણ પરીક્ષા લઈ લીધી; તે મુનાફિકો કે જેઓ પોતાના દિલોમાં કુફ્રને છુપાવીને ફકત જીભોથી ઈમાનની જાહેરાત અને ઈસ્લામનું એલાન કરતાં થાકતા ન હતા. વળી આ જંગમાં અલ્લાહ તઆલાએ પોતાના જે-જે મકબૂલ બંદાઓના નસીબમાં અમર કીર્તિ અને બેનમૂન સિધ્ધિના લેખ લખી દીધા હતા તેઓને શહાદતના મરતબાથી બિરદાવીને પોતાના દરબારમાં બોલાવી લીધા.

---

# પ્રકરણ ૧૧૧

# ગઝવએ-ઉહુદ અને કુર્આને-મજીદ

આલે-ઈમ્રાનની સાઠ આયતો ● નાહિંમતીનો વસવસો ● ફરિશ્તાઓની મદદ ● મુહંમદ અલ્લાહના રસૂલ ● અલ્લાહનો સાચો વાયદો ● લડાઈની કૈફીયત ● શાંતિભરેલી મીઠી ઊંઘ ● મુનાફિકોની કૈફીયત ● જંગે-ઉહુદની મુસીબતો ● શહીદોનું અમર જીવન ● જંગે-ઉહુદના શહીદોનો મરતબો ● શહીદો માટે જન્નતની વધામણી.

**આલે-ઈમ્રાનની સાઠ આયતો**——અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામે ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઈથી સાંભળ્યું અને બુક્કાઈએ મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબીથી સાંભળીને બયાન કર્યું કે : જંગે-ઉહુદના સિલસિલામાં અલ્લાહ તબારક વ તઆલાએ કુર્આને-મજીદનો જે વિભાગ નાઝિલ કર્યો તે સૂરએ-આલે ઈમ્રાનની ૬૦ આયતો છે. કલામે-પાકની એ આયતોમાં તે બનાવો અને પ્રસંગોનું વર્ણન કરવામાં આવ્યું છે જે જંગે-ઉહુદમાં સર્જાવા પામ્યા.

(નોંટ : અલ્લામા ઈબ્ને હિશામે આ ૬૦ આયતોનું વિવેચન અને સ્પષ્ટીકરણ પુસ્તકના બે પ્રકરણોના ૨૪ પાનાઓમાં કર્યું છે. લંબાણથી બચવાના હેતુએ અમે એ પ્રકરણોનો મુકમ્મલ તરજુમો જતો કરીને એમાંના મુખ્ય બનાવોનું બયાન ટૂંકાણમાં રજૂ કરીએ છીએ. સીરતે-પાકના પ્રેમીઓ અને અભ્યાસીઓને એનું મુકમ્મલ બયાન, તરજુમા-તફસીરવાળા કલામે-પાકમાં વાંચી લેવાની ભલામણ છે. ''હ'')

**નાહિંમતીનો વસવસો**——અલ્લાહ તઆલા પોતાના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંબોધીને ફરમાવે છે : ''વઈઝ ગદવ-તા મિન અહલિક તુબવ-વિઉલ-મુઅમિનીન......''

''અને યાદ કરો તે સમયને હે નબી ! જયારે કે તમે પોતાના ઘરવાળાંઓને છોડીને સવાર પડતાં જ નીકળી પડયા. (તે વેળા) તમે (ઉહુદના મેદાનમાં) મુસલમાનોને લડાઈ માટે મોરચાઓમાં ગોઠવી રહ્યા હતા. અને અલ્લાહ બધું જ સાંભળનારો અને જાણનારો છે.''

એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે : ''ઈઝ હમ્મત તાઈ-ફતાનિ મિન્કુમ અન તફ-શલા.''

"પછી જ્યારે એવું બન્યું હતું કે તમારામાંથી બે સમૂહોએ ઇરાદો કર્યો કે હિંમત હારી બેસે અને (લડાઇ માંડી વાળીને) પાછા વળી જાય."

એટલે ઇસ્લામી લશ્કરમાંથી જે બે સમૂહોએ હિંમત હારીને પાછા વળી જવાનો વિચાર કર્યો હતો એમાંનું એક જૂથ ખઝરજ કબીલામાંથી બનૂ સલિમહ બિન જુશમના મુસલમાનો હતા અને બીજું જૂથ ઔસ કબીલામાંથી બનૂ હારિસહ બિન નુબૈતના લોકો હતા. જ્યારે કે બંને કબીલાના એજ લોકો ઇસ્લામી લશ્કરની બંને પાંખોને સંભાળનારા હતા.

એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે : "વલ્લાહુ વલીય્યુ-હુમા." એટલે અલ્લાહ તેઓનો મદદગાર અને બેલી હતો. મતલબ આ છે કે ઉપરના બંને સમૂહોના વીરનરોમાં જે નાહિંમતી કે મનોબળની નબળાઇનો સંચાર થયો જેના કારણે લડયા વિના પાછા વળી જવાનો તેઓએ વિચાર કર્યો તો એજ વેળા અલ્લાહ તઆલાએ પોતાની કૃપા અને મદદથી તેઓની એ નાહિંમતી કે નબળાઇને દૂર કરી દીધી. તેઓના મનોબળને મજબૂત કરી દીધું. તેઓના દિલોમાં ઉત્સાહનો જુસ્સો જન્માવી દીધો. તેઓના હોસલાઓને બુલંદ કરી દીધા. અલ્લાહની આ ગૈબી મદદ મળતાં જ શયતાની વસવસા તેઓના મગજમાંથી નીકળી ગયા અને ફરીવાર તેઓ કાફિરો સાથે ટક્કર લેવા નવા જોશ અને જુસ્સાથી થનગની રહ્યા.

આ બે સમૂહોના દિલોમાં જે નાહિંમતી કે નબળાઇનો સંચાર થયો તેનું કારણ માત્ર મનોબળની નબળાઇ હતી. તેઓના દીનમાં, ઇમાનમાં, ઇસ્લામમાં કોઇ નબળાઇ, કોઇ સંદેહ, કોઇ વસવસો ન હતો. એટલે જ અલ્લાહની મદદ આવી લાગતાં તેઓ પૂરા જોશ, જુસ્સા અને ઉત્સાહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પડખે રહીને કાફિરો સાથે ટક્કર લેવા થનગની રહ્યા.

આ નાહિંમતીનું કારણ એમ બન્યું હતું કે મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય પોતાના ૩૦૦ સૈનિકોની સાથે ઇસ્લામી લશ્કરને અટૂલું મૂકીને ચાલ્યો ગયો અને મુસલમાનો ફકત સાત સોની સંખ્યામાં રહી ગયા તો અચાનક બંને સમૂહોના દિલોમાં પાછા વળી જવાનો શયતાની વસવસો આવી ગયો. પરંતુ એજ પળે અલ્લાહની મદદ આવી લાગતાં એ વસવસો દૂર થઇ ગયો. પછી તેઓ મક્કમ રહીને ખૂબ બહાદુરીથી લડયા અને જિહાદનો જે હક હતો તે પૂરી રીતે અદા કરી દીધો.

**ફરિશ્તાઓની મદદ**——————અલ્લાહ તઆલા ફરમાવે છે : "ઇઝ તકૂલુ લિલ-મુઅમિનીન અલંય-યક-ફિયકુમ અંય-યુમિદ-દકુમ રબ્બુકુમ......"

"હે નબી ! જ્યારે તમે (મેદાને-જંગમાં) મુસલમાનોને કહી રહ્યા હતા કે, શું તમારા માટે આ કાફી નથી કે તમારો પાલનહાર ત્રણ હજાર ઉતારેલા ફરિશ્તાઓથી તમારી મદદ કરે. બલકે જો તમે ધીરજ અને દ્રઢતાથી કામ લેશો અને અલ્લાહથી ડરતા રહેશો અને એ પછી જો તેઓ તમારા પર તૂટી પડશે તો તમારો પાલનહાર પાંચ હજાર એવા ફરિશ્તાઓથી તમારી મદદ કરશે જેઓની ઓળખ માટેની નિશાનીઓ હશે."

એટલે અલ્લાહના દુશ્મનોના મુકાબલામાં ધીરજ, દ્રઢતા અને મક્કમતાથી કામ લેશો, અલ્લાહથી ડરીને તેના આદેશોનું પાલન કરતા રહેશો અને પછી જો દુશ્મનો અચાનક હલ્લો કરી દેશે તો અલ્લાહ તઆલા પાંચ

હજાર એવા ફરિશ્તાઓથી તમારી મદદ કરશે જેઓની ઓળખ માટેની નિશાનીઓ કરેલી હશે. એ નિશાનોથી તમે લડાઈના મેદાનમાં એ ફરિશ્તાઓને ઓળખી લેશો.

આથી પહેલાં બદ્રના યુધ્ધમાં ઈસ્લામી લશ્કરની મદદ માટે આકાશથી ઊતરેલા ફરિશ્તાઓની ઓળખ તેઓની સફેદ પાઘડીઓ હતી જેને તેઓએ પોતાને માથે બાંધેલી હતી, જેનું બયાન જંગે-બદ્રના પ્રકરણમાં આવી ગયું છે. જંગે-ઉહુદમાં ઈસ્લામી લશ્કરની મદદ માટે ઊતરેલા ફરિશ્તાઓની ઓળખ, હઝરત હસન બિન અબુલ-હસન બસરીના કથન મુજબ આ હતી કે એ ફરિશ્તાઓના ઘોડાઓની પૂછડીઓ અને પેશાનીઓ પર સફેદ ઊનના નિશાન લગાડી દેવામાં આવ્યા હતાં.

**મુહંમદ અલ્લાહના રસૂલ**————અલ્લાહ તઆલા ફરમાવે છે : "વમા મુહમ્મદુન ઈલ્લા રસૂલ કદ ખલત મિન કબ-લિહિર રુસુલ......"

"અને મુહંમદ તો અલ્લાહના એક રસૂલ જ છે. આપથી પહેલાં પણ ઘણા રસૂલો થઈ ગયા છે, તો અગર આપની વફાત થઈ જાય અથવા આપને શહીદ કરી નાખવામાં આવે તો શું તમે ઊલટા પગે પાછા વળી જશો ? અને જે કોઈ ઊલટા પગે પાછો વળી જશે તે અલ્લાહને લેશ પણ નુકસાન પહોંચાડી શકવાનો નથી અને અલ્લાહ શુક્રગુઝાર બંદાઓને બહુ જલદી ઉત્તમ બદલો આપશે."

એટલે જ્યારે એવી અફવા ઊડી હતી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કતલ કરી નાખવામાં આવ્યા છે તો મુસલમાનોનો એક સમૂહ હિંમત હારી બેઠો હતો અને ભારે હતાશાથી તેણે કહી દીધું હતું કે, અલ્લાહના રસૂલ જ ન રહ્યા તો હવે લડીને શું કરવું ? આમ કહીને તેઓ પાછલા પગે વળી જવાનો વિચાર કરતા હતા. તો શું આ અફવાને આધારે તમે ઈસ્લામને છોડીને પાછા તેવા જ બની જશો જેવા ઈસ્લામથી પહેલાં હતા ? શું તમે અલ્લાહની કિતાબમાં લખેલી આ વાત વિસારી બેઠા કે અલ્લાહના રસૂલો કાયમ માટે આ દુનિયામાં રહેતા નથી બલકે વફાત પામીને બીજા ઈન્સાનો પેઠે તેઓ પણ અલ્લાહના દરબારમાં ચાલ્યા જાય છે. માટે જે કોઈ એવું કરશે તે અલ્લાહનું તો કંઈ બગાડી શકશે નહિ પણ પોતાનું જ નુકસાન કરી નાખશે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : "વ મા કાન્ લિ-નફસિન અન તમૂત ઈલ્લા બિ-ઈઝનિલ્લાહ....."

"અને કોઈ ઈન્સાન માટે આ બનવા જોગ નથી કે તે મરી જાય; સિવાય કે લખી દીધેલા નિર્મિત સમયે અલ્લાહનો હુકમ આવી લાગે."

એટલે અલ્લાહના રસૂલ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત માટેનો પણ એક સમય નિર્માણ થઈ ચૂક્યો છે. જ્યારે એ સમય આવી લાગશે તો આપ પણ વફાત પામીને પોતાના પાલનહારના દરબારમાં ચાલ્યા જશે.

**અલ્લાહનો સાચો વાયદો**————અલ્લાહ તઆલા ફરમાવે છે : "વ લકદ્ સદક્-કુમુલ્લાહુ વઅ-દહૂ ઈઝ તહુસ્સૂન-હુમ બિ-ઈઝનિહી.........."

"અને અલ્લાહએ તો યકીની રીતે તમારી આગળ પોતાનો વાયદો સાચો કરીને દેખાડી

> દીધો જયારે કે તમે કાફિરોને અલ્લાહના હુકમથી કતલ કરી રહ્યા હતા ત્યાં સુધી કે તમે પોતે જ ઢીલા પડી ગયા અને આપસમાં હુકમનો વિરોધ કરવા લાગી ગયા અને તમે નાફરમાની કરી અને આ તે પછી બન્યું જયારે કે તમને તે વાત દેખાડી દીધી હતી જેને તમે ચાહતા હતા તમારામાં અમુક તે લોકો હતા જેઓ દુનિયાને ચાહનારા હતા અને અમુક તેઓ હતા. જેઓ આખેરતને ચાહનારા હતા. પછી તમને કાફિરોથી હટાવી દેવામાં આવ્યા કે જેથી અલ્લાહ તમારી આઝમાઇશ કરે. અને પછી અલ્લાહએ તમને માફી પણ આપી દીધી અને અલ્લાહ મુસલમાનો પર મોટો ફઝલ કરનારો છે.''

એટલે મેં તમારા દુશ્મન વિરૂધ્ધ તમારી મદદનો જે વાયદો આપ્યો હતો તે પૂરો કરીને દેખાડી દીધો હતો અને એ વાયદો ત્યારે પૂરો થયો હતો જયારે કે તમે પોતાની તલવારોથી કાફિરોનો સફાયો કરી રહ્યા હતા કેમકે એ બધું મારા જ હુકમથી થઇ રહ્યું હતું. તમારા હાથો કાફિરો પર ચાલી રહ્યા હતા. અને કાફિરોના હાથોને મેં રોકી રાખ્યા હતા. એ પછી તમે ઢીલા પડી ગયા અને એકબીજાની મદદ કરવાનું છોડી બેઠા અને તમે મારા હુકમનો વિરોધ કર્યો. એટલે તમારા નબીએ તમને જે હુકમ આપ્યો હતો અને જે જોખમદારી સોંપી હતી તેને તમે અંજામે નહિ પહોંચાડી. એટલે મારા નબીએ તીરંદાજોને જે તાકીદી હુકમ ફરમાવ્યો હતો તેની અવગણના કરીને પોતાની જગા તેઓએ છોડી દીધી અને મેદાન તરફ દોડી ગયા કે જેથી કાફિરોએ છોડેલા માલમાં ભાગ પડાવે. [૧]

અલ્લાહ તઆલા ફરમાવે છે : ''મિમ બઅદિ મા અરાકુમ મા તુહિબ્બૂન.'' એટલે જે જીત કે ફતેહની તમે ઇચ્છા ધરાવતા હતા એ ફતેહ તો મેં તમને દેખાડી દીધી હતી જેમાં રતીભાર શંકાને સ્થાન રહ્યું ન હતું અને કાફિરોને ખુલ્લી હાર આપી દીધી હતી અને તેઓ તમારી આંખો સામે મેદાન છોડીને અંધાધૂંધ ભાગી ઊઠયા હતા. એ પછી તમારી નાફરમાનીનો બનાવ બન્યો જેના કારણે તમે આકરી કસોટીમાં સપડાઇ ગયા.

**લડાઇની કૈફીયત**——————અલ્લાહ તઆલા ફરમાવે છે : ''ઈઝ તુસ-ઇદૂન વલા તલ્વૂન અલા અહદિંવ-વર્રસૂલુ યદ્ઊ-કુમ.........''

> ''અને તે સમયને યાદ કરો જયારે તમે (મેદાને-જંગથી) દોડી જતા હતા અને કોઇ એકબીજાને પાછળ ફરીને જોતું ન હતું અને રસૂલ તમારી પાછળ તમને બોલાવી રહ્યા હતા. ત્યારે નતીજા રૂપે અલ્લાહએ તમને એની શિક્ષામાં ગમ પર ગમ આપ્યો કે જેથી તમે આ બનાવથી ધડો લો અને તે વસ્તુનો ગમ ન કરો જે હાથથી નીકળી જાય અને તે મુસીબતનો ગમ ન કરો જે તમારી ઉપર ઊતરી આવે.''

એટલે તમારા દેખતાં તમારા કેટલાક ભાઇઓનું કતલ થઇ જવું, દુમ દબાવીને ભાગતા દુશ્મનનું ઓચિંતા પલટીને તૂટી પડવું, દુશ્મનના અચાનક હલ્લાથી તમારૂં ગભરાઇ જવું, તમારા લશ્કરી તંત્રનું છેરણવેરણ થઇ

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તીરંદાજોની એક ટુકડીને પહાડી ટેકરાને નાકે ગોઠવી દઇને તાકીદી હુકમ ફરમાવી દીધો હતો કે જંગમાં અમારી જીત થાય કે હાર, તમારે પોતાની જગા છોડવી નહિ કે જેથી દુશ્મન પાછળથી આવીને અચાનક અમારી ઉપર તૂટી નહિ પડે. પણ કુરૈશ જયારે ખુલ્લી હાર પામીને નાસવા લાગ્યા તો ટુકડીના કેટલાક બિનઅનુભવી અને જોશીલા જવાનો-તેઓના અમીરના ના કહેવા છતાં- પોતાની જગા છોડીને ચાલ્યા ગયા. એજ નાફરમાની મુસલમાનોની આકરી કસોટીનું કારણ બની ગઇ. ''ફ''

જવું, મારોકાપોની બૂમરાણમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થવાના સમાચારથી તમારી હિંમતોનું પડી ભાંગવું, તેના આઘાતથી હતાશ થઈને બેસી પડવું વગેરે. આ બધી પરેશાનીઓ, આફતો, મુસીબતો, બેચેનીઓ એક પછી એક લગાતાર તમારી ઉપર ત્રાટકી પડી. જેનું બયાન કુર્આનમાં "ગમ્મમ-બિ-ગમ્મિન"ના શબ્દોથી કરવામાં આવ્યું એટલે ગમ પર ગમ, દુખ પર દુખ, આઘાત પર આઘાત........આ બધું તમારા દિલોમાં એટલા માટે જન્માવવામાં આવ્યું કે, કાફિરો પર મળેલી શાનદાર જીતનો તમે પસ્તાવો કે ગમ ન કરો જે તમારા હાથમાંથી સરકી જવા પામી અને વળી તે મુસીબતનો પણ તમે ગમ કે પસ્તાવો ન કરો જે તમારા ભાઈઓની કતલના રૂપમાં તમારા પર તૂટી પડી.

એ દિવસે મુસલમાનો પર તૂટી પડેલી મુસીબતોમાં એક મુસીબત એટલી બધી આકરી, પ્રચંડ અને ભીષણ હતી કે જેના આઘાતથી તેઓ અકળાઈ-મૂંઝાઈને હોશ ગુમાવી બેઠા હતા. તે આ હતી કે તેઓના મહબૂબ, તેઓના આકા અને મવલા, તેઓના પ્રાણપ્યારા, આકાએ-નામદાર અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થઈ જવાની ખબર જેને મરદૂદ શયતાને આખા મેદાનમાં ફેલાવી દીધી હતી. પછી અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી એ શયતાની જૂઠાણાના ઢોલની પોલ ખોલીને મુસલમાનોને જીવલેણ મુસીબતમાંથી ઉગારી લીધા. જ્યારે તેઓએ પોતાના મહબૂબ, પોતાના આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાની વચ્ચે જીવતા-જાગતા, સહીહ-સલામત અને હેમખેમ જોયા તો એટલા બધા ખુશ થઈ ગયા જાણે તેઓને દીનો-દુનિયાની દવલત મળી ગઈ છે.

આ રીતે દુશ્મન પર મળેલી જીત પછીની હારનો જે પસ્તાવો મુસલમાનોને થયો હતો તે આપને જોવા પછી એકદમ દૂર થઈ ગયો અને પોતાના ભાઈઓની કતલથી જે પારાવાર આઘાત લાગ્યો હતો તે પણ આપને સહીહ-સલામત જોવા પછી નહિવત્ બની ગયો. મતલબ કે એક આઘાત, જીતનો નકશો પલટાઈ જવાનો અને બીજો આઘાત પોતાના ભાઈઓની કતલનો અને ત્રીજો આઘાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થઈ જવાના સમાચારનો.....પછી જ્યારે આપની સલામતીની ખુશખબર મળી તો પોતાની આંખે આપના નૂરાની દીદાર કરીને તેઓ એટલા બધા ખુશ થઈ ગયા કે જેની આગળ અગાઉના આઘાતોની કોઈ હકીકત નહિ રહી.

**શાંતિભરેલી મીઠી ઊંઘ**——અલ્લાહ તઆલા ફરમાવે છે : "સુમ્મ અન્ઝલ અલૈકુમ મિમ બઅદિલ-ગમ્મિ અમ્નતન-નુઆસંય-યગ્શા........."

"પછી એવું બન્યું કે આઘાત અને પસ્તાવા બાદ તમારી ઉપર બેખોફી એટલે નિર્ભયતાની ઊંઘ મોકલી દેવામાં આવી."

એટલે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો પર મુકમ્મલ યકીન રાખનારા મુસલમાનો પર અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી એક ખાસ પ્રકારની ઊંઘ મોકલાવી આપી જેનાથી તેઓના દિલોને શાંતિ મળી ગઈ. આ એટલી મીઠી, પ્યારી અને ગેહરી નીંદર હતી જેણે મુજાહિદોના દિલોમાંથી દરેક પ્રકારનો ડર દૂર કરી દીધો. ચિન્તાઓ, ખતરાઓ અને પરેશાનીઓનો એહસાસ જતો રહ્યો અને પરોઢે જ્યારે જાગ્યા તો માનસિક, આંતરિક, શારીરિક સર્વરીતે શાંત, સંતુષ્ઠ અને પ્રફુલ્લ હતા.

**મુનાફિકોની કૈફીયત**————અલ્લાહ તઆલા ફરમાવે છે : "વ મા અસાબ-કુમ યવમલ-તકલ-જમ્આનિ ફ-બિ-ઈઝનિલ્લાહિ......"

"અને જે મુસીબત તમારી ઉપર તે દિવસે ઊતરી પડી જયારે બંને સમૂહો એકમેકને મુકાબલે આવી ગયા તો એ અલ્લાહના હુકમથી થયું અને એટલા માટે થયું કે અલ્લાહ મુસલમાનોને પણ તપાસી લે અને તે લોકોને પણ તપાસી લે જેઓએ નિફાકનો વર્તાવ કર્યો."

એટલે ઉહુદની રણભૂમિમાં જયારે દુશ્મનો સાથે તમારો ખરાખરીનો સંગ્રામ જામ્યો તે વેળા જે કંઇ બની ગયું તે અલ્લાહના કાનૂન મુજબ બન્યું. [૧] તે સમયે મારી મદદ પહોંચી ચૂકી હતી અને મારો વાયદો પૂરો થઇ ગયો હતો. પછી જે કંઇ તમે કર્યું તે કરી નાખ્યું. બસ એજ પ્રસંગે મુનાફિકોનું ટોળું મુસલમાનોથી નોખું પડી ગયું.

એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "વ કીલ લહુમ તઆલવ કાતિલૂ ફી સબીલિલ્લાહિ અવિદ-ફઊ.........."

"અને જયારે મુનાફિકોને કહેવામાં આવ્યું કે આવો (સમયનો પડકાર ઝીલી લઈએ) કાં તો અલ્લાહના રાહમાં (બહાર નીકળીને) જંગ કરો અથવા (શહેરમાં રહીને) દુશ્મનોના આક્રમણને ખાળો ! તેઓ બોલ્યા, જો અમને ખબર હોત કે જરૂર લડાઇ થવાની છે તો અમે અવશ્ય તમારો સાથ આપતે !

એટલે મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય જંગે-ઉહુદ પ્રસંગે પોતાના સાથીઓ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સંગાત છોડીને ફરાર થઇ ગયો હતો. તે વેળા તેણે બહાનું કાઢીને કહ્યું હતું કે જો અમને ખાતરી હોત કે યુધ્ધ જરૂર થવાનું છે તો અમે તમારા સંગાતે આવીને જરૂર તમારા દુશ્મનો સાથે યુધ્ધ ખેલતે. પરંતુ અમારૂં માનવું છે કે યુધ્ધ જેવું કે કાપાકાપી જેવું કશું બનવાનું નથી. આ રીતે મેલા મનના મુનાફિકો પોતાના સીનાઓમાં મુનાફિકતની જે નાપાકી છુપાવતા હતા તેને અલ્લાહ તઆલાએ જગજાહેર કરી દીધી.

**જંગે-ઉહુદની મુસીબતો**————અલ્લાહ તઆલા ફરમાવે છે : "અ-વ-લમ્મા અસાબત-કુમ મુસીબતુન કદ્ અસબ-તુમ મિસ્લૈહા કુલ્તુમ અન્ના હાઝા......"

"અને શું જયારે તમારી ઉપર (હારનું) સંકટ તૂટી પડયું - જેનાથી બમણી હારનું સંકટ તમે તેઓની ઉપર ઉતારી ચૂકયા હતા - તો તે વેળા તમે બોલી ઊઠયા કે, આ મુસીબત કયાંથી આવી લાગી ? કહી દો હે નબી ! આ મુસીબત ખુદ તમારા તરફથી આવી છે. બેશક અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કુદરત ધરાવે છે."

---

૧. એટલે અલ્લાહ તઆલાએ લડાઇ માટે હારજીતના જે સિધ્ધાંતો ઘડી આપ્યા છે તે મુજબ થયું. શરૂઆતમાં તમને કામયાબી મળી અને અલ્લાહની મદદનો વાયદો પૂરો થયો. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આજ્ઞાનો અનાદર કરીને તીરંદાજોએ પોતાનો મોરચો છોડી દીધો. પરિણામે મુસલમાનો સંકટોમાં સપડાઇ ગયા. "હ"

એટલે તમારી જ ભૂલોને કારણે તમારા ભાઈઓ પર મુસીબત ઊતરી આવી તો એમાં તઅજ્જુબ પામવા જેવું શું છે ? આથી પહેલાં જંગે-બદ્રમાં તમે તેઓની ઉપર બમણી મુસીબત ઉતારી ચૂકયા હતા અને તેઓના મોટા-મોટા સરદારોને કાપીને ફેંકી દીધા હતા. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે : "ઈંય-યમ-સસ્કુમ કર્હુન ફકદ મસ્સલ-કવમ કર્હુમ મિસ્લુહ......"

"અગર તમે જંગે-ઉહુદમાં જખમ ખાધા છે તો કુરૈશની કૌમને પણ તેવા જ જખમ જંગે-બદ્રમાં લાગી ચૂકયા છે. અસલમાં હાર-જીતના આ દિવસો હોય છે જેને અમે લોકોની વચ્ચે અદલ-બદલ કરતા રહીએ છીએ."

એટલે બંદાઓની આઝમાઈશ, કસોટી કે શિક્ષા તરીકે સંજોગ મુજબ કોઈને ફતેહથી વધાવી લઈએ છીએ તો કોઈને શિકસ્તની ખાઈમાં ઝોંકી દઈએ છીએ. કોઈની પાસેથી સત્તાની લગામ છીનવી લઈએ છીએ તો કોઈને સત્તાની ગાદીએ બિરાજમાન કરી દઈએ છીએ.

અલ્લાહ તઆલા ફરમાવે છે : "વલા તહિનૂ વલા તહઝનૂ." જે મુસીબતો તમારા પર આવી તેનાથી કમજોર ન બની જાવ અને તેનો ગમ ન કરો કેમકે "વ અન્તુ-મુલ અઅલૌન ઈન કુન્તુમ મુઅમિનીન." તમે જ વર્ચસશાળી રહેશો, તમે જ ઉપરવટ ભોગવતા રહેશો જો તમે સાચા મુસલમાન હો તો !

**શહીદોનું અમર જીવન**————અલ્લાહ તઆલા ફરમાવે છે : વલા તહ-સબન-નલ-લઝીન કુતિલૂ ફી સબીલિલ્લાહિ અમ્વાતા......"

"જે લોકો અલ્લાહના રાહમાં માર્યા ગયા તેઓને તમે મરી ગયેલાં મુરદાં ન સમજો, બલકે તેઓ જીવતા છે. પોતાના પાલનહારના માનીતા છે. તેઓને રોજી આપવામાં આવે છે. અલ્લાહએ પોતાની કૃપાથી જે કંઈ તેઓને આપ્યું છે તેનાથી તેઓ ખુશ છે. જે લોકો તેઓની પાછળ રહી ગયા છે અને (શહીદ થઈને) તેઓમાં શામિલ થયા નથી તેઓ વિષે આનંદ ઊજવે છે કેમકે (કિયામતને દિવસે) તેઓને પણ ન કોઈ ડર હશે ન તેઓ ગમગીન થશે."

એટલે જે લોકો અલ્લાહના રાહમાં દુશ્મન કાફિરો સાથેની લડાઈમાં કાફિરોની તલવારોથી કતલ થઈ ગયા તેઓને મરી ગયેલાં મુરદાં ન ધારો બલકે તેઓ જીવતા છે. અલ્લાહના રાહમાં શહીદ થઈને અમર જીવન મેળવી ચૂકયા છે. શહીદ થવા પછી અલ્લાહ તઆલાએ તેઓને જન્નતનું નવજીવન આપી દીધું છે. અલ્લાહ તઆલા તેઓને જન્નતમાં રોજી પહોંચાડે છે. તેઓ જન્નતના બગીચાઓમાં આનંદથી મહાલે છે અને અલ્લાહની રોજી ખાયને જન્નતમાં એશઆરામથી રહે છે જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે : "યસ-તબ-શિરૂન બિ-નિઅ-મતિમ મિનલ્લાહિ વ ફદલિન....."

"અલ્લાહના ઈનામો, નેઅમતો અને કૃપાઓથી તેઓ ખુશખુશાલ છે અને આ વાતથી કે અલ્લાહ મુઅમિનોનો અજર બરબાદ કરતો નથી કેમકે તેઓએ જોઈ લીધું કે અલ્લાહનો જે વાયદો હતો તે સાચો ઠર્યો અને કાયમની સફળતા મળી ગઈ."

**જંગે-ઉહુદના શહીદોનો મરતબો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઇસ્માઇલ બિન ઉમૈયહએ અબૂ ઝુબૈરના વાસ્તાથી હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત બયાન કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> "જંગે-ઉહુદમાં તમારા જેટલા ભાઇઓ કતલ થઇ ગયા, અલ્લાહ તઆલાએ તેઓની રૂહોને લીલા રંગના પંખીઓનું રૂપ આપી દીધું છે. આ પંખીઓ જન્નતની નહેરો પાસે આવે છે. જન્નતની નહેરોમાંથી પાણી પીએ છે. જન્નતના બગીચાઓમાંથી ફળો ખાય છે. આ ફળો તેઓ ઝાડો પરથી તોડી તોડીને ખાય છે અને અલ્લાહના અર્શના સાયામાં લટકેલી સોનાની કિન્દીલોમાં તેઓ નિવાસ કરે છે."[1]

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> "જ્યારે આ રૂહો જન્નતની ખાણીપીણીની વાનગીઓની અલબેલી ખુશ્બૂ સૂંઘે છે અને પોતાના એશઆરામ કે પોતાના રહેઠાણોની જાહોજલાલી જુએ છે તો પોકારી ઊઠે છે : કાશ ! અમારા મુસલમાન ભાઈઓને આ વાતની ખબર પડતે કે અલ્લાહ તઆલાએ અમારી સાથે કેવા એશઆરામનો મામલો કર્યો છે તો તેઓ, ન જિહાદથી બેપરવાઇ દાખવતે અને ન લડાઇના મેદાનથી ફરાર થવાની કલ્પના કરતે !"

એના જવાબમાં અલ્લાહ તઆલા તેઓને ફરમાવે છે , "હે મારા રાહમાં શહીદ થનારા મારા બંદાઓ! હું તમારી આ તમન્ના દુનિયામાં વસનારા તમારા ભાઇઓ સુધી પહોંચાડી દઉં છું !"

એ પછી અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર કુર્આનની આ આયત ઉતારી :

| | |
|---|---|
| વલા તહ-સબન-નલ-લઝીન | અને તમે એવું ન ધારો એવા લોકો વિષે જેઓ |
| કૂતિલૂ ફી સબીલિલ-લાહિ | માર્યા ગયા અલ્લાહના રાહમાં |
| અમવાતા. | કે તેઓ મરી પરવાર્યા છે. |
| બલ અહયા-ઉન | બલકે તેઓ જીવતા છે, |
| ઈન્દ રબ-બિહિમ યુર-ઝકૂન. | પોતાના પાલનહાર તરફથી રોજી મેળવે છે. |
| ફરિહીન બિમા આતા | ખુશ છે તે પર જે કંઇ આપ્યું છે |
| હુમુલ્લાહુ મિન ફદલિહી. | અલ્લાહએ તેઓને પોતાની કૃપાથી. |

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હારિસ બિન ફુઝૈલએ મહમૂદ બિન લબીદ અન્સારીના હવાલાથી કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> "જન્નતના દરવાજા પર "બારિક" નામે એક નહેર છે. શહીદો એ નહેરના એક

---

૧. કિન્દીલ-કન્દીલ એટલે ફાનસ અથવા કાચથી બનાવેલું એવું પાત્ર જેમાં દીવો પેટાવીને છત સાથે સાંકળથી લટકાવી દેવામાં આવે છે. "હ"

લીલા રંગના ગુંબદમાં રહે છે. સવાર-સાંજ જન્નતમાંથી એમની પાસે એમની રોજી પહોંચતી રહે છે." [૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે કે, ઉપર ટાંકેલી આયતઃ "વલા તહ-સબન-નલ-લઝીન કુતિલૂ....." વિષે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદને પૂછવામાં આવ્યું તો જવાબમાં તેમણે કહ્યું કે, મેં પોતે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ આયત વિષે પૂછયું હતું તો જવાબમાં આપે ફરમાવ્યું :

"ઉહુદની લડાઈમાં તમારા જે ભાઈઓ શહીદ થઈ ગયા, અલ્લાહ તઆલાએ તેઓની રૂહોને લીલા રંગના પંખીઓનું રૂપ આપી દીધું. આ પંખીઓ જન્નતની નહેરો પર આવે છે. જન્નતના ઝાડોના મેવા ખાય છે. અર્શના સાયામાં સોનાની કિન્દીલોમાં નિવાસ કરે છે. અલ્લાહ તઆલા તેઓની પાસે પધારે છે અને પૂછે છે : "યા ઈબાદી ! મા તશ્તહૂન ફ-અઝીદ-કુમ !" એટલે હે મારા બંદાઓ ! તમારી શી ઈચ્છા છે ? હું તમને વધારે આપવા તૈયાર છું.

આ રૂહો જવાબ આપે છે : "રબ્બના ! લા ફવક મા અઅતૈ-તનલ-જન્નહ." એટલે હે અમારા પાલનહાર ! જન્નતમાં જે કંઈ તેં અમને આપી દીધું છે તેનાથી વિશેષ કંઈ નહિ જોઈએ. તારી જન્નતમાં અમારી ઈચ્છા મુજબ અમે ખાય-પીને મહાલીએ છીએ.

ત્રણ વાર એજ મુજબ સવાલ-જવાબ થાય છે. અલબત્ત છેલ્લી વાર રૂહો અરજ કરે છે : "હે અમારા પાલનહાર ! વધુમાં અમારી આટલી જ ઈચ્છા છે કે આપ અમારી રૂહોને ફરીવાર અમારા બદનોમાં દાખલ કરી દો અને દુનિયામાં અમને પાછા મોકલાવી દો કે જેથી, ફરીવાર અમે તારા રાહમાં (ઈસ્લામના દુશ્મનો સાથે) જિહાદ કરીએ, ત્યાં સુધી કે એકવાર ફરીથી અમને કતલ કરી નાખવામાં આવે."

**શહીદો માટે જન્નતની વધામણી**——ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુનુ બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ફરમાવ્યું, "હે જાબિર! શું હું તને ખુશખબર નહિ સંભળાવું ?"

મેં કહ્યું, "કેમ નહિ, જરૂર યા રસૂલલ્લાહ !"

આપે ફરમાવ્યું, "ઉહુદના મેદાનમાં જે સ્થળે તારા બાપા માર્યા ગયા તેજ સ્થળે અલ્લાહ તઆલાએ તેમને જીવતા કર્યા અને પૂછયું, "હે અબ્દુલ્લાહ બિન અમ્ર ! બતાવ તારી શી ઈચ્છા છે ?"

તેમણે કહ્યું, "હે મારા પાલનહાર ! મારી આ ઈચ્છા છે કે તું મને દુનિયામાં પાછો મોકલાવી દે કે

૧. "બારિક"(મોટા કાફથી) જન્નતની નહેરનું નામ. એના કિનારે આવેલો ગુંબદ જેમાં શહીદોની રૂહો રહે છે, એ કેટલો ભવ્ય, કેટલો સુંદર, કેટલો નૂરાની અને કેટલો આલીશાન કે અઝીમુશ-શાન હશે તે કોણ કહી શકે ? હદીસ શરીફમાં છે કે જન્નતમાં અલ્લાહ તઆલાએ એવી એવી નેઅમતો પેદા કરેલી છે કે ઈન્સાનના વહેમો-ગુમાનમાં પણ નહિ આવી શકે અને ઈન્સાનની કલ્પના પણ ત્યાં સુધી નહિ પહોંચી શકે. "હ"

જેથી હું ફરીવાર તારા રાહમાં જિહાદ કરૂં અને બીજીવાર કતલ થઇ જાઉં."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> "સોગંદ છે તે અલ્લાહના જેના હાથમાં મારા પ્રાણ છે, આ દુનિયા છોડીને ચાલ્યો જનાર કોઇ મુઅમિન એવો નથી જે બીજીવાર આ દુનિયામાં પાછા આવવાની ઇચ્છા જાહેર કરે, ભલેને દુનિયાભરની દવલત તેને આપી દેવામાં આવે. અલબત્ત શહીદ સિવાય. તે બેશક એમ ચાહે છે કે તેને ફરીવાર આ દુનિયામાં મોકલાવી દેવામાં આવે કે જેથી તે અલ્લાહના રાહમાં જિહાદ કરે અને એકવાર ફરીથી તેને કતલ કરી નાખવામાં આવે."[1]

એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે : "યસ્તબ-શિરૂન બિ-નિઅમતિમ મિનલ્લાહિ......"

> "તેઓ આનંદ ઊજવે છે અલ્લાહની નેઅમતો પર અને અલ્લાહની કૃપાઓ પર . અને બેશક અલ્લાહ મુઅમિનોનો અજર અકારત જવા દેતો નથી; એવા મુઅમિનો જેઓ જખમોથી ચૂર હોવા છતાં અલ્લાહ અને તેના રસૂલની હાકલ પર લબ્બૈક પોકારી ઊઠયા."

એટલે જંગે-ઉહુદમાં દુશ્મનની તલવારોના આકરા, ઊંડા અને જીવલેણ જખમો લાગેલા હોવા છતાં અલ્લાહ અને રસૂલની હાકલ પર લબ્બૈક પોકારનારા તે મુસલમાનો છે જેઓ જંગે-ઉહુદના બીજા દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે "હમરાઉલ-અસદ" નામે સ્થળ તરફ કુરૈશી લશ્કરની પૂઠે ગયા હતા અને પોતાના કારી જખમોની તેઓએ મુદ્દલ પરવા કરી ન હતી.

---

૧. એટલે આ દુનિયાથી મરણ પામીને બીજી દુનિયામાં જનાર સાચા મુસલમાનને આખી દુનિયાની દવલત આપી દેવામાં આવે તો પણ તે આ દુનિયામાં પાછા આવવાની ઇચ્છા નહિ દર્શાવે. ફકત શહીદ જ તે મુસલમાન છે જે ફરીવાર આ દુનિયામાં પાછા આવવાની પ્રબળ ઇચ્છા ધરાવે છે. "હ"

# પ્રકરણ ૧૧૨

# ઈસ્લામના શહીદો અને કુરૈશના મકતૂલો

## (શહીદ થનારા સહાબાના મુબારક નામો)

શહીદ થયેલા મુહાજિરીન ● શહીદ થયેલા અન્સાર ● ઉહુદમાં કતલ થયેલા કુરૈશી કુફ્ફાર

**શહીદ થયેલા મુહાજિરીન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ભાગ લઈને મક્કહના જે મુહાજિર મુસલમાનો શહીદ થઈ ગયા તેઓના મુબારક નામોની ટીપ આ છે :

૧ ——— હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ. રદિયલ્લાહુ અન્હુ. એમને જુબૈર બિન મુત્ઈમના ગુલામ વહશીએ શહીદ કર્યા. હઝરત હમ્ઝહ કુરૈશની શાખ બનૂ હાશિમમાંથી હતા.

૨ ——— હઝરત અબ્દુલ્લાહ બિન જહશ. રદિયલ્લાહુ અન્હુ. કુરૈશની શાખ બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સમાંથી હતા.

૩ ——— હઝરત મુસઅબ બિન ઉમૈર. રદિયલ્લાહુ અન્હુ. કુરૈશની શાખ બનૂ અબ્દે-દાર બિન કુસૈયમાંથી હતા. એમને ઈબ્ને કમીઅહ લૈસીએ શહીદ કર્યા.

૪ ——— હઝરત શમ્માસ બિન ઉસ્માન. રદિયલ્લાહુ અન્હુ. કુરૈશની શાખ બનૂ મખઝૂમ બિન યકઝહમાંથી હતા. મક્કહના મુહાજિરોમાંથી આ ચાર ગૃહસ્થો જંગે-ઉહુદમાં શહીદ થયા જેઓ કુરૈશના કબીલામાંથી હતા.

**શહીદ થયેલા અન્સાર**————મદીનહના અન્સારમાંથી જે મુસલમાનો જંગે-ઉહુદમાં શહીદ થયા તેઓના મુબારક નામો આ છે :

૫ ——— હઝરત અમ્ર બિન મુઆઝ બિન નુઅમાન. રદિયલ્લાહુ અન્હુ. બનૂ અબ્દુલ-અશહલના ખાનદાનમાંથી હતા.

૬ ——— હઝરત હારિસ બિન અનસ બિન રાફિઅ. રદિયલ્લાહુ અન્હુ. બનૂ અબ્દુલ-અશહલવાળા.

૭ ——— હઝરત ઉમારહ બિન ઝિયાદ બિન સકન. રદિયલ્લાહુ અન્હુ. બનૂ અબ્દુલ-અશહલવાળા

૮ ——— હઝરત સલમહ બિન સાબિત બિન વકશ. રદિયલાહુ અન્હુ.

૯ ——— હઝરત અમ્ર બિન સાબિત બિન વકશ. રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આસિમ બિન ઉમર બિન કતાદહના કહેવા મુજબ આ બંને જવાનોના પિતા હઝરત સાબિત બિન વક્શ પણ જંગે-ઉહુદમાં શહીદ થયા. રદિયલ્લાહુ અન્હુ.

૧૦ ——— હઝરત સાબિત બિન વક્શ. રદિયલાહુ અન્હુ.

૧૧ ——— હઝરત રિફાઅહ બિન વક્શ. રદિયલ્લાહુ અન્હુ.

૧૨ ——— હઝરત હુસૈલ બિન જાબિર રદિયલ્લાહુ અન્હુ. એમને યમાન પણ કહેવામાં આવે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનીતા સહાબી હઝરત હુઝૈફહ રદિયલ્લાહુ અન્હુના પિતા હતા. અજાણતામાં એમને મુસલમાનોએ જ શહીદ કરી નાખ્યા.

૧૩ ——— હઝરત સૈફી બિન કૈઝી રદિયલ્લાહુ અન્હુ.

૧૪ ——— હઝરત હુબાબ બિન કૈઝી રદિયલ્લાહુ અન્હુ.

૧૫ ——— હઝરત અબ્બાદ બિન સહલ રદિયલ્લાહુ અન્હુ.

૧૬ ——— હઝરત હારિસ બિન ઔસ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુ.

૧૭ ——— હઝરત ઈયાસ બિન ઔસ બિન અતીક બિન અબ્દુલ-અઅલમ બિન ઝઊરા બિન જુશમ બિન અબ્દુલ-અશહલ રદિયલ્લાહુ અન્હુ.

૧૮ ——— હઝરત ઉબૈદ બિન તૈયિહાન. ઈબ્ને હિશામ મુજબ હઝરત અતીક બિન તૈયિહાન રદિયલ્લાહુ અન્હુ.

૧૯ ——— હઝરત હબીબ બિન યઝીદ બિન તૈમ. રદિયલ્લાહુ અન્હુ. (હઝરત ઈયાસ, હઝરત ઉબૈદ, હઝરત હબીબ ત્રણે રાબિહવાળાઓમાંથી છે જેઓ મદીનહ પાસેના એક ગઢમાં રહેતા હતા.

૨૦ ——— હઝરત યઝીદ બિન હાતિબ બિન ઉમૈયહ બિન રાફિઅ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઝફરની બિરાદરીમાંથી હતા.

૨૧ ——— હઝરત અબૂ સુફયાન બિન હારિસ બિન કૈસ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ. બનૂ દુબૈઅહની બિરાદરીમાંથી હતા.

૨૨ ——— હઝરત હન્ઝલહ બિન અબૂ આમિર બિન સૈફી બિન નુઅમાન બિન માલિક રદિયલ્લાહુ અન્હુ. એમનો લકબ "ગસીલુલ-મલાઈકહ" હતો. શહીદ થવા પછી અલ્લાહના ફરિશ્તાઓએ એમને ગુસલ આપ્યો હતો. કારણ આગળ દર્શાવી દીધું છે. બનૂ દુબૈઅહમાંથી હતા. એમને શદ્દાદ બિન વુદ્દ બિન શુઊબ લૈસીએ શહીદ કર્યા.

ઈબ્ને હિશામનું બયાન આ પ્રમાણે છે : હઝરત કૈસ બિન ઝૈદ બિન દુબૈઅહ અને હઝરત માલિક બિન ઉમહ બિન દુબૈઅહ. આ બે જવાનો બનૂ દુબૈઅહના કબીલામાંથી શહીદ થયા. રદિયલ્લાહુ અન્હુમા.

૨૩ ——— હઝરત ઉનૈસ અથવા અનીસ બિન કતાદહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઉબૈદ બિન ઝૈદવાળા.

૨૪ ——— હઝરત અબૂ હય્યહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ સઅલબહ બિન અમ્ર બિન ઔફવાળા. હઝરત સઅદ બિન ખૈસમહના મા-શરીક ભાઈ હતા. ઈબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ હય્યહ બિન અમ્ર બિન

સાબિત.

૨૫ ——— હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈર બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પહાડની ઘાટીમાં ગોઠવેલા તીરંદાજોના અમીર હતા. એમની ટુકડીના કેટલાક જવાનો પોતાની જગા છોડીને મેદાન તરફ દોડી ગયા. હઝરત અબ્દુલ્લાહ પોતાના બાકી સાથીઓ સાથે પોતાની જગાએ અડગ રહ્યા અને ખાલિદ બિન વલીદના ઘોડેસવારો સાથે ટક્કર ઝીલીને શહીદ થઇ ગયા. આ રીતે પોતાના મહબૂબ અને અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આદેશને છેલ્લા શ્વાસ સુધી વફાદારીથી વળગી રહીને પોતાની જાન કુરબાન કરી દીધી. બનૂ સઅલબહમાંથી હતા.

૨૬ ——— હઝરત ખૈસમહ અબૂ સઅદ બિન ખૈસમહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ અસલમ બિન ઇમ્રઉલ-કૈસ બિન માલિક બિન ઔસમાંથી હતા.

૨૭ ——— હઝરત અબ્દુલ્લાહ બિન સલમહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઇજલાનમાંથી હતા જેઓ બનૂ સલમહના હલીફ હતા.

૨૮ ——— હઝરત સુબૈઅ બિન હાતિબ બિન હારિસ બિન કૈસ બિન હુબશહ બિન મુઆવિયહ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : એમનું નામ સુવૈબિક બિન હારિસ બિન હાતિબ બિન હૈશહ હતું.

૨૯ ——— હઝરત અમ્ર બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને હિશામ કહે છે : એમનું નામ અમ્ર બિન કૈસ બિન ઝૈદ બિન સવાદ બિન માલિક બિન ગની. બનૂ નજ્જારમાંથી હતા.

૩૦ ——— હઝરત કૈસ બિન અમ્ર બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ. એ અમ્ર બિન કૈસના બેટા હતા.

૩૧ ——— હઝરત સાબિત બિન અમ્ર બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ. ઇબ્ને ઇસ્હાક મુજબ બનૂ નજ્જારમાંથી હતા.

૩૨ ——— હઝરત આમિર બિન મુખલિદ રદિયલ્લાહુ અન્હુ. (ઇબ્ને ઇસ્હાકની રિવાયત મુજબ)

૩૩ ——— હઝરત અબૂ હુબૈરહ બિન હારિસ બિન અલકમા બિન અમ્ર બિન સકફ બિન માલિક બિન મબઝૂલ રદિયલ્લાહુ અન્હુ. બનૂ મબઝૂલવાળા.

૩૪ ——— હઝરત અમ્ર બિન મુત્તરિબ બિન અલકમહ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ. બનૂ મબઝૂલમાંથી.

૩૫ ——— હઝરત ઔસ બિન સાબિત બિન મુનઝિર રદિયલ્લાહુ અન્હુ. બનૂ અમ્ર બિન માલિકમાંથી. ઇબ્ને હિશામ કહે છે : હઝરત ઔસ બિન સાબિત હઝરત હસ્સાનના ભાઇ હતા.

૩૬ ——— હઝરત અનસ બિન નદ્ર બિન દમદમ બિન ઝૈદ બિન હરામ બિન જુન્દુબ બિન આમિર બિન ગનમ બિન અદી બિન નજ્જાર રદિયલ્લાહુ અન્હુ. બનૂ અદી બિન નજ્જારમાંથી હતા. ઇબ્ને હિશામ કહે છે : હઝરત અનસ બિન નદ્ર હઝરત અનસ બિન માલિકના કાકા હતા. અને હઝરત અનસ બિન માલિક, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખાદિમ હતા.

૩૭ ——— હઝરત કૈસ બિન મુખલ્લદ રદિયલ્લાહુ અન્હુ. બનૂ માઝિન બિન નજ્જારમાંથી હતા.

૩૮ ——— હઝરત કૈસાન અથવા કીસાન રદિયલ્લાહુ અન્હુ. બનૂ માઝિનના ગુલામ હતા.

૩૯ ———— હઝરત સલીમ અથવા સુલેમ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ. બનૂ દીનાર બિન નજ્જારમાંથી હતા.

૪૦ ———— હઝરત નુઅમાન બિન અબ્દે-અમ્ર રદિયલ્લાહુ અન્હુ. બનૂ દીનારમાંથી હતા.

૪૧ ———— હઝરત ખારિજહ બિન ઝૈદ અબૂ ઝુહૈર રદિયલ્લાહુ અન્હુ. બનૂ હારિસ બિન ખઝરજમાંથી.

૪૨ ———— હઝરત સઅદ બિન રબીઅ બિન અમ્ર બિન અબૂ ઝુહૈર રદિયલ્લાહુ અન્હુ. બનૂ હારિસના કબીલામાંથી હતા. હઝરત સઅદ અને હઝરત ખારિજહ એક જ કબરમાં દફન થયા.

૪૩ ———— હઝરત ઔસ બિન અરકમ બિન ઝૈદ બિન કૈસ બિન નુઅમાન બિન માલિક બિન સઅલબહ બિન કઅબ રદિયલ્લાહુ અન્હુ. બનૂ હારિસમાંથી હતા.

૪૪ ———— હઝરત માલિક બિન સિનાન બિન ઉબૈદ બિન સઅલબહ બિન ઉબૈદ બિન અલ-જબ્ર રદિયલ્લાહુ અન્હુ. હઝરત માલિક બિન સિનાન મશહૂર સહાબી હઝરત અબૂ સઈદ ખુદરીના પિતા હતા. એ બનૂ અલ-જબ્ર અથવા બનૂ ખુદરહમાંથી હતા. ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુનું નામ સિનાન હતું. કેટલાક કહે છે સઅદ હતું.

૪૫ ———— હઝરત સઈદ બિન સુવૈદ બિન કૈસ બિન આમિર બિન અબ્બાદ બિન અલ-જબ્ર રદિયલાહુ અન્હુ. બનૂ અબજરવાળા.

૪૬ ———— હઝરત ઉત્બહ બિન રબીઅ બિન રાફિઅ બિન મુઆવિયહ બિન ઉબૈદ બિન સઅલબહ બિન ઉબૈદ રદિયલાહુ અન્હુ. બનૂ અબજરમાંથી હતા.

૪૭ ———— હઝરત સઅલબહ બિન સઅદ બિન માલિક બિન ખાલિદ બિન સઅલબહ બિન હારિસહ બિન અમ્ર બિન ખઝરજ બિન સાઈદહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ સાઈદહવાળા.

૪૮ ———— હઝરત સફ્ફ બિન ફર્વહ બિન બદય. રદિયલ્લાહુ અન્હુ. બનૂ સાઈદહમાંથી હતા.

૪૯ ———— હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન વહબ બિન સઅલબહ બિન વક્શ બિન સઅલબહ બિન તરીફ રદિયલ્લાહુ અન્હુ. બનૂ તરીફમાંથી હતા.

૫૦ ———— હઝરત દમ્રહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ તરીફના હલીફ હતા અને બનૂ જુનૈહનહ કબીલામાંથી હતા.

૫૧ ———— હઝરત નવફલ બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઔફવાળા

૫૨ ———— હઝરત અબ્બાસ બિન ઉબાદહ બિન નદલહ બિન માલિક બિન ઇજલાન રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઔફમાંથી હતા.

૫૩ ———— હઝરત નુઅમાન બિન માલિક બિન સઅલબહ બિન ફિહર બિન ગનમ બિન સાલિમ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઔફવાળા.

૫૪ ———— હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઔફવાળા.

૫૫ ———— હઝરત ઉબાદહ બિન હશહાસ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઔફવાળા.

બનૂ ઔફ કબીલાના આ પાંચ ગૃહસ્થો છે જેઓ જંગે-ઉહુદમાં શહીદ થયા. એમાંથી હઝરત નુઅમાન, હઝરત મુજઝ-ઝિર અને હઝરત ઉબાદહને એક જ કબરમાં દફન કરવામાં આવ્યા.

૫૬ ——— હઝરત રિફાઅહ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ. બનૂ હબ્લીવાળા.

૫૭ ——— હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ બિન સઅલબહ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ. મશહૂર સહાબી હઝરત અનસના બાપાજી હતા. શહીદ થયા તેજ સ્થળે અલ્લાહ તઆલાએ એમને જીવતા કર્યા અને એમની સાથે વાતો કરી. બનૂ સલિમહમાંથી હતા.

૫૮ ——— હઝરત અમ્ર બિન જમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ. પગે લંગડા હતા. બનૂ સલિમહમાંથી હતા. એમને અને હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રને એક જ કબરમાં દફન કરવામાં આવ્યા. બંને પાકા મિત્ર હતા.

૫૯ ——— હઝરત ખલ્લાદ બિન અમ્ર બિન જમૂહ બિન ઝૈદ બિન હરામ રદિયલ્લાહુ અન્હુ. બનૂ સલિમહવાળા.

૬૦ ——— હઝરત અબૂ અયમન રદિયલ્લાહુ અન્હુ. હઝરત અમ્ર બિન જમૂહના આઝાદ ગુલામ.

૬૧ ——— હઝરત સુલૈમ બિન અમ્ર બિન હદીદહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ સવાદવાળા.

૬૨ ——— હઝરત અન્તરહ રદિયલ્લાહુ અન્હુ. હઝરત સુલૈમ બિન અમ્રના આઝાદ ગુલામ.

૬૩ ——— હઝરત સહલ બિન કૈસ બિન અબૂ કઅબ બિન કૈન રદિયલ્લાહુ અન્હુ. બનૂ સવાદમાંથી.

૬૪ ——— હઝરત ઝકવાન બિન અબ્દે કૈસ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઝુરૈક બિન આમિરમાંથી.

૬૫ ——— હઝરત ઉબૈદ બિન મુઅલ્લા બિન લૂઝાન રદિયલ્લાહુ અન્હુ. બનૂ ઝુરૈક બિન આમિરના કબીલામાંથી. ઈબ્ને હિશામના કથન મુજબ બનૂ હબીબના કબીલામાંથી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં જે મુહાજિર અને અન્સાર સહાબા શહીદ થયા તેઓની સંખ્યા ૬૫ હતી.

ઈબ્ને હિશામ કહે છે : જંગે-ઉહુદમાં શહીદોની સંખ્યા ૭૦ હતી. શહીદોમાંથી જે પાંચ શહીદોના નામો ઈબ્ને ઈસ્હાકે દર્શાવ્યાં નથી તે આ છે :

૬૬ ——— હઝરત માલિક બિન નુમૈલહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ મુઝૈનહમાંથી હતા અને બનૂ મુઝૈનહ બનૂ મુઆવિયહના હલીફ હતા.

૬૭ ——— હઝરત હારિસ બિન અદિલ્લી બિન ખરશહ બિન ઉમૈયહ બિન આમિર બિન ખતમહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ ખતમહવાળા અને ખતમહનું નામ અબ્દુલ્લાહ બિન જુશમ બિન માલિક બિન ઔસ હતું.

૬૮ ——— હઝરત માલિક બિન ઈયાસ રદિયલ્લાહુ અન્હુ. ખઝરજની શાખ બનૂ સવાદ બિન માલિકમાંથી હતા.

૬૯ ——— હઝરત ઈયાસ બિન અદિલ્લી રદિયલ્લાહુ અન્હુ. બનૂ અમ્ર બિન માલિક બિન નજ્જારમાંથી હતા.

૭૦ ——— હઝરત અમ્ર બિન ઇયાસ રદિયલ્લાહુ અન્હુ. બનૂ સાલિમ બિન ઔફમાંથી હતા.

## ઉહુદમાં કતલ થયેલા કુરૈશી કુફ્ફાર

ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-ઉહુદમાં કુરૈશની શાખ બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયનું ખાનદાન જેના લોકો કુરૈશી લશ્કરના ઝંડાધારી હતા, તેઓમાંથી જે મુશરિકો કતલ થઇ ગયા તેઓના નામો આ છે :

૧ ——— તલહા બિન અબી તલહા. એનું નામ અબ્દુલ્લાહ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન ઉસ્માન બિન અબ્દુદ-દાર હતું. કુરૈશના લશ્કરમાંથી હાથોહાથની લડાઇ માટે સૌથી પહેલાં મેદાને આવીને પડકાર ફેંક્યો. ઇસ્લામી લશ્કરમાંથી હઝરત અલી બિન અબી તાલિબે એને કતલ કર્યો.[૧]

૨ ——— એનો ભાઇ ઉસ્માન બિન અબી તલહા. એને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબે કતલ કર્યો.

૩ ——— એનો ભાઇ અબૂ સઅદ બિન અબી તલહા. એને હઝરત સઅદ બિન અબી વક્કાસે કતલ કર્યો.

૪ ——— મુસાફિઅ બિન તલહા. એને હઝરત આસિમ બિન સાબિત બિન અબુલ-અફલહએ કતલ કર્યો.

૫ ——— એનો ભાઇ જુલ્લાસ બિન તલહા. એને પણ હઝરત આસિમ બિન સાબિતે કતલ કર્યો.[૨]

૬ ——— કિલાબ બિન તલહા. એને બનૂ ઝફરના હલીફ કુઝમાને કતલ કર્યો.[૩]

૭ ——— હારિસ બિન તલહા. એને પણ કુઝમાને કતલ કર્યો. ઇબ્ને હિશામ કહે છે : કહેવાય છે કે કિલાબ બિન તલહાને હઝરત અબ્દુર્રહમાન બિન અવ્ફે કતલ કર્યો.

૮ ——— અરતાત બિન અબ્દે-શુરહબીલ બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર. એને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબે કતલ કર્યો.

૯ ——— અબૂ યઝીદ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર. એને કુઝમાને કતલ કર્યો.

૧૦ ——— સુવાબ. અબૂ યઝીદનો હબશી ગુલામ. એને પણ કુઝમાને જ કતલ કર્યો. ઇબ્ને હિશામ કહે છેઃ કહેવાય છે કે સુવાબ હબશીને હઝરત અલી બિન અબી તાલિબે કતલ કર્યો. બીજી રિવાયત મુજબ હઝરત સઅદ બિન અબૂ વક્કાસે અને ત્રીજી રિવાયત મુજબ હઝરત અબૂ દુજાનહએ એને કતલ કર્યો.

૧૧ ——— કાસિત બિન શુરૈહ બિન હાશિમ બિન અબ્દે-મનાફ, બિન અબ્દુદ-દાર કુઝમાને એને કતલ કર્યો.

૧૨ ——— અબ્દુલ્લાહ બિન હુમૈદ બિન ઝુહૈર બિન હારિસ બિન અસદ. (બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયના કબીલામાંથી) એને હઝરત અલી બિન અબી તાલિબે કતલ કર્યો.

---

૧. હઝરત અલી અને દરેક સહાબીના મુબારક નામ સાથે રદિયલ્લાહુ અન્હુ વાંચવું. ''હ''

૨. મુસાફિઅ અને જુલ્લાસની મા નું નામ સુલાફહ હતું જેણે બાધા લીધી હતી કે હઝરત આસિમ પર કાબૂ મેળવશે તો તેમની ખોપરીને જામ બનાવીને તેમાં શરાબ ઢીંચશે. ''હ''

3. આ કુઝમાન તે બહાદુર જવાન છે જે ઇસ્લામ ખાતર નહિ, પોતાની કૌમની આંટ ખાતર લડયો હતો. બાદમાં જખમોની પીડાથી કાયર થઇને આપઘાત કરી લીધો અને જહન્નમી બની ગયો. ''હ''

૧૩ ——— અબુલ-હકમ બિન અખનસ બિન શરીક બિન અમ્ર બિન વહબ સકફી. (બનૂ ઝુહરહ બિન કિલાબનો કરારી.) એને હઝરત અલી બિન અબી તાલિબે કતલ કર્યો.

૧૪ ——— સિબાઅ બિન અબ્દુલ-ઉઝઝા. અબ્દુલ-ઉઝઝાનું નામ અમ્ર બિન નદલહ બિન ઉન્શાન બિન સુલૈમ બિન મલકાન બિન અકસા છે. આ સિબાઅ પણ બનૂ ઝુહરાનો કરારી હતો અને બનૂ ખુઝાઅહમાંથી હતો. એને હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબે કતલ કર્યો.

૧૫ ——— હિશામ બિન અબૂ ઉમૈયહ બિન મુગીરહ. (બનૂ મખઝૂમ બિન યકઝહમાંથી હતો.) એને કુઝમાને કતલ કર્યો.

૧૬ ——— વલીદ બિન આસ બિન હિશામ બિન મુગીરહ. (બનૂ મખઝૂમ બિન યકઝહમાંથી હતો.) એને પણ કુઝમાને કતલ કર્યો.

૧૭ ——— અબૂ ઉમૈયહ બિન અબૂ હુઝૈફહ બિન મુગીરહ. (બનૂ મખઝૂમ બિન યકઝહમાંથી હતો.) એને હઝરત અલી બિન અબી તાલિબે કતલ કર્યો.

૧૮ ——— ખાલિદ બિન અઅલમ. (બનૂ મખઝૂમનો કરારી) એને કુઝમાને કતલ કર્યો.

૧૯ ——— અમ્ર બિન અબ્દુલ્લાહ બિન ઉમૈરહ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ. એનું ઉપનામ અબૂ ઉઝઝહ છે જે શાઈર હતો અને જેણે ગદ્દારી કરી હતી. બનૂ જુમહ બિન અમ્રના કબીલામાંથી હતો. એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી કતલ થયો.

૨૦ ——— ઉબય બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ. બનૂ જુમહ બિન અમ્રમાંથી હતો. એને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથથી કતલ કર્યો.

૨૧ ——— ઉબૈદહ બિન જાબિર. બનૂ આમિરમાંથી હતો.

૨૨ ——— શૈબહ બિન માલિક બિન મુદર્રિબ. બનૂ આમિરમાંથી હતો. એ બંનેને કુઝમાને કતલ કર્યા. ઈબ્ને હિશામ કહે છે : કહેવાય છે કે ઉબૈદહ બિન જાબિરને હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદે કતલ કર્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ બધા કુરૈશી મુશરિકોની સંખ્યા, જેઓને અલ્લાહ તઆલાએ ઉહુદના સંગ્રામમાં કતલ કરાવ્યા, કુલ્લે ૨૨ હતી.

# પ્રકરણ ૧૧૩

# જંગે-ઉહુદ અને શાઈરોના કાવ્યો

હુબૈરહ બિન વહબના શેઅરો • હઝરત હસ્સાનનો જવાબ • હઝરત કઅબનો જવાબ • ઇબ્ને ઝબિઅરાના શેઅરો • હઝરત હસ્સાનના જવાબી શેઅરો • હઝરત ઇબ્ને રવાહાના શેઅરો • દિરાર ઇબ્ને ખત્તાબના શેઅરો • હઝરત સફીય્યહનું શોકગીત • હિન્દ બિન્તે ઉત્બહના શેઅરો.

### ગુજરાતી સંપાદકની નોંધ

જંગે-બદ્ર પેઠે જંગે-ઉહુદ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને કુરૈશના આક્રમણખોર કાફિરો વચ્ચે ખેલાયેલું હક અને બાતિલનું ભીષણ ધર્મયુધ્ધ હતું. તે સમયના અરબ શાઈરોના ચીલા મુજબ મુસ્લિમ અને મુશરિક શાઈરોએ જંગે-ઉહુદને લગતા પણ લાંબા-લાંબા કસીદાઓ અને મરસિયાઓ રચેલા છે. અલ્લામા ઈબ્ને હિશામે પોતાની ''સીરતુન-નબી''માં એ બધાં કાવ્યો વિગતવાર ટાંકેલાં છે, જે તેના ઉર્દૂ તરજુમા સાથે પુસ્તકના ૬ પ્રકરણોના લગભગ ૭૦ પાનાઓ પર ફેલાયેલાં છે. ખરૂં જોતાં સીરતુન-નબીના મૂળ વિષય સાથે આ કાવ્યોનો ઝાઝો સંબંધ નથી. છતાં લંબાણથી બચવા કે પુસ્તકનું દળ ઓછું કરવાના હેતુએ ગુજરાતીમાં એ વિભાગનો પૂરો તરજુમો જતો કરીને થોડાક શેઅરો નમૂના દાખલ પીરસીએ છીએ. કાવ્યકૃતિઓ રચનારા શાઈરોના નામો વાંચકોની જાણ ખાતર રજૂ કરીએ છીએ જે આ પ્રમાણે છે :

૧—— હુબૈરહ બિન અબૂ વહબ બિન અમ્ર
૨—— અબ્દુલ્લાહ બિન ઝબિઅરા
૩—— દિરાર બિન ખત્તાબ ફિહરી
૪—— અમ્ર બિન આસ
૫—— અબૂ ઝઅના બિન અબ્દુલ્લાહ
૬—— ઈકરિમહ બિન અબૂ જહલ
૭—— અઅશા બિન ઝુરારહ તમીમી
૮—— શમ્માસ બિન ઉસ્માનની બેગમ નુઅમ

૧—— હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુ.
૨—— હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ.
૩—— હઝરત હજ્જાજ બિન અલ્લાત સુલમી રદિયલ્લાહુ અન્હુ.
૪—— હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ.

૯—— નુઅમનો ભાઈ અબુલ-હકમ બિન સઈદ

૧૦—— હિન્દ બિન્તે ઉત્બહ.

૫—— હઝરત બીબી સફીય્યહ બિન્તે અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હા. (હઝરત હમ્ઝહ ના બહેન.)

---

**હુબૈરહ બિન અબૂ વહબના શેઅરો**———ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદ પ્રસંગે અરબના શાઈરોએ પોતાની પ્રણાલી મુજબ જે કાવ્યકૃતિઓની રચના કરી અને પછી મજલિસો કે સંમેલનોમાં તેને વાંચી સંભળાવી તેમાં હુબૈરહ બિન અબી વહબ બિન અમ્ર બિન આઇઝ બિન અબ્દ બિન ઈમ્રાન બિન મખ્ઝૂમ નામે શાઈરના શેઅરો પણ છે. તે કહે છે :

**કઅન-નહૂ ઇઝ જરા ઐરુન બિ-ફદ્ફદ્ - તિન, • મુકદ-દમુન લાહિકુન બિલ ઊને ચહમીહા.**

મેં મારા જંગી હથિયારો એવા ઘોડા પર સજાવ્યા છે જેના રૂપના ઠસ્સાને લોકો આંખો પહોળી કરી કરીને જુએ છે. આ ઘોડો લાંબા-લાંબા ડગ ભરનારો, રવાલ ચાલે ગતિભેર દોડનારો અને ઘોડદોડના મુકાબલામાં આગળ નીકળી જનારો છે. એવો પવનવેગી ઘોડો છે કે જંગલના મેદાનમાં પૂરપાટ દોડનારાં જંગલી ગધેડાંને પણ જોતજોતામાં આંબીને એવી રીતે પાછળ છોડી દે છે જાણે કોઈએ એને બચકાં ભર્યાં હોય ! (એવો ઝનૂની ઘોડો છે.)

**નહનુલ ફવારિસુ યવમલ-જર્રે મિન ઉહદિન, • હાબત મઅદ-દુન ફ-કુલ્ના નહનુ નઅતીહા.**

**હાબૂ દિરાબન વ તઅનન સાદિકન ખઝિમન, • મિમ્મા યરવ-ના વકદ સુમ્મત કવાસીહા.**

ઉહુદ પહાડની તળેટીમાં ખેલાયેલા રણસંગ્રામમાં અમે જ તો શાહસવારો હતા. જયારે "એ આવી લાગ્યા!"નો પડકારો ગાજયો તો મઅદ્દનો કબીલો ધ્રૂજી ઊઠયો. પછી જયારે અમારી તલવારબાજી અને ભાલાબાજી જોઈ——જેનાથી તેઓના શરીરોના ચીંથરાં ઊડતાં હતાં અને તેઓના બધા વીરનરો દૂર-નિકટથી એકઠા થઈ ગયા હતા છતાં તેઓ થરથર કાંપતા હતા.

**સુમ્મતા રુહના ક-અન્ના આરિદુન બરિદુન, • વ કામ હામુ બનિન-નજજારિ યબકીહા.**

**ક-અન્ન હામહુમ ઈન્દલ-વગા ફલિકુન, • મિન કૈઝે રૂબદિન નફ્લુહુ અન અદાહીહા.**

પછી અમે સાંજના સમયે ધોધમાર બરફના તોફાની વાદળો પેઠે ત્રાટકી પડયા તો તે વેળા હાલત આ હતી કે બનૂ નજજાર (કબીલાના મુસલમાનો)ની મોતના પંખીઓ તેઓના છાજિયાં લેતાં હતાં. અને લડાઈના મેદાનમાં તેઓની ખોપરીઓ એવી લાગતી હતી જાણે તે શુતુરમુર્ગના તૂટેલાં ઈંડાઓના એવા ટુકડા છે જેને માળાઓમાંથી જમીન પર પટકી મારવામાં આવ્યા હોય ! (શુતુરમુર્ગ એટલે શાહમૃગ.)

**હઝરત હસ્સાનનો જવાબ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : હુબૈરહ શાઈરના ઉપરના શેઅરોના જવાબમાં હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો કહ્યા :

**સુકતુમ કિનાનતા જહલન મિન સફાહતિ કુમ, • ઇલર રસૂલિ ફ જુન્દુલ - લાહિ મુખઝીહા.**

તમે પોતાની બેવકૂફી અને નીચ મનોવૃત્તિને કારણે હકીકતને સમજયા વગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુકાબલે બનૂ કિનાનહને લઈ આવ્યા, નતીજો છેલ્લે એ નીકળ્યો કે અલ્લાહના લશ્કરે બનૂ કિનાનહને

ઝલીલો-ખ્વાર કરીને તેઓનો ફજેતો બોલાવી દીધો.

**અવરદ - તમુહા હિયાદલ - મવતિ દાહિયતન, • ફન્નારુ મવઇદુ-હા વલ-કત્લુ લાકીહા.**

ખરૂં પૂછાવો તો તમે સવારના પહોરમાં જ તેઓને મોતના ખાબોચિયા પર ખેંચી લાવ્યા હતા તો, જહન્નમ તેઓનું ઠેરવેલું ઠેકાણું બની ગયું અને કતલ (ની તલવારે) તેઓનો સત્કાર કર્યો.

**જમ્મઅ - તુમૂહા અહાબીશન બિલા હસબિન, • અઇમ - મતલ- કુફરે ગર્રત્ - કુમ તવાગીહા.**

તમે હલકટ હબશીઓના ટોળાંને ભેગા કરી લીધા હતા જેઓનું કોઈ ચરિત્ર હોતું નથી. કુફ્રના આગેવાનોમાં જેઓ અભિમાની અને બંડખોર હતા તેઓએ તમને ધોકામાં નાખ્યા હતા.

**ઇલ્લઅ-તબર તુમ બિ-ખૈલિલ્લાહિ ઇઝ કતલત, • અહલલ - કલીબે વ મન અલકૈ - નહ ફીહા.**

શું તમે અલ્લાહના શાહસવારોથી ધડો નહિ લીધો ? જયારે કે તેઓએ બદ્રના સંગ્રામમાં કાફિરોને રહેંસી નાખ્યા હતા અને એવા લોકોને કતલ કર્યા હતા જેઓને ખાડામાં ફગોટી દેવામાં આવ્યા હતા.

**કમ મિન અસીરે ફ-કકનાહુ બિલા સમનિન, • વ જઝ-ઝા નાસિ-યતિન કુન્ના મવાલીહા.**

કેટલાય કેદીઓ હતા જેઓને અમે દંડ લીધા વિના છોડી મૂકયા અને અમે તેઓના કપાળની ચોટલીઓ સુધ્ધાં નહિ કાપી. અમે મોટો ઉપકાર કર્યો હતો.

**હઝરત કઅબનો જવાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અને હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો કહ્યા જેમાં હુબૈરહના શેઅરોનો જવાબ છે :

**વલા કિન બિ- બદરિન સઅલૂ મન્ લકૈતુમ, • મિનન-નાસે વલ અમબાઉ બિલ-ગૈબે તન્ફઉ.**

જરા પૂછો તો ખરા, બદ્રના મેદાનમાં કયા વીરનરો સાથે તમારો પનારો પડયો હતો ? જયારે કે ગૈબથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે વહી મારફતે ખબરો આવતી હતી અને તેનો લાભ પણ મળી રહ્યો હતો.

**ફલવ ગયરુના કાનત જમીઅન તકીદુ-હુલ, • બરિય્યતુ કદ અઅતવ યદન વ તવઝ-ઝઉ.**

**નુજાદિલુ લા તબ્કી અલૈના કબીલતુન, • મિનન-નાસે ઇલ્લા અન્વ યહાબૂ વ યકઝઉ.**

જયારે તમારા ટોળેટોળા કાવાદાવાઓથી પરાજય આપવા માટે ઉમટી આવ્યાં હતાં તો અમારા સિવાય કોણ હતું જે પોતાની હાર ન માની લેત ? અને ટુકડે-ટુકડા ન થઈ જાત ? પણ અમે બહાદુરીથી મુકાબલો કરતા રહ્યા અને એવો કોઈ કબીલો ન રહ્યો જે અમારાથી ભયભિત થઈને ભાન ન ભૂલી ગયો હોય !

**વ ફીના રસૂલુલ - લાહિ નત્બઉ અમ્રહૂ. • ઇઝા કાલ્ ફીનલ-કવલા લા નત-તલ્લઉ.**

અમારી વચ્ચે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બિરાજમાન છે. દરેક મામલામાં અમે તેમના આદેશોનું પાલન કરીએ છીએ. તેઓ અમારા વિષે કંઇ ફરમાવે તો અમે તેમના દબદબા અને માન ખાતર નજર પણ ઉઠાવતા નથી.

**વ કાલા રસૂલુલ્લાહિ લમ્મા બદવ લના, • ઝરૂ અન્કુમ હવલલ-મનિય્યાતિ વત્મઊ.**

જયારે દુશ્મનો અમારી સામે આવી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને ફરમાવ્યું,

"મૃત્યુનો ડર દિલમાંથી કાઢી નાખો બલકે મૃત્યુની તમન્ના કરો અને એવા લોકો જેવા બની જાવ જેઓ અલ્લાહની નઝદીકી મેળવવા માટે પોતાની જાનો સુધ્ધાં વેચી નાખે છે; એવા અલ્લાહની નઝદીકી જેના દરબારમાં દરેક ઈન્સાનને સજીવન કરવામાં આવશે અને તેની જ પાસે પલટીને જવાનું છે."

**ફ-ઈલા મવજિમ મિનલ-બહરે વસ્તહૂ • અહાબીશુ મિન્હુમ હાસિરુન વ મુકન-નઉ.**

છેવટે અમે સમુદ્રના મોજાં પેઠે કુફ્ફારના લશ્કરમાં ઘૂસી ગયા. તેઓમાં હબશી ગુલામો પણ મવજૂદ હતા. અમુકે માથે ટોપ મૂકેલો હતો અને અમુક ઉઘાડા માથે હતા.

**વ રાહૂ સિરાઅન મુજઐને કઅન-નહુમ, • જહામુન હરાકત માઅહુર-રીહુ મુકલઉ.**

પછી એ કુફ્ફાર ઊભી પૂછડીંએ નાસવા લાગ્યા. એવું લાગતું હતું જાણે એક ઊખડી ગયેલું વાદળ છે જેનું પાણી પવને નિચોવી નાખ્યું હોવાથી તે ઊડતું ચાલ્યું જાય છે.

**ફખર-તા અલૈ-યબ્નઝ-ઝબ્અરી વકદ સરી, • લકુમ તલબુન મિન આખિરિલ-લૈલે મુતબિઉ.**

હે ઝબિઅરીના બેટા ! તું પોતાની સરસાઈ જાહેર કરીને અમારી ઉપર ગર્વ લઈ રહ્યો છે ! જો કે તમે લોકો દુમ દબાવીને ભાગી છૂટયા હતા અને અમારા માણસો રાતની છેવટ સુધી તમારી પૂઠે દોડધૂપ કરતા રહ્યા.

**ઈબ્ને ઝબિઅરાના શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ઉહુદ પ્રસંગે સામે પક્ષના અબ્દુલ્લાહ બિન ઝબિઅરાએ આ શેઅરો કહ્યા હતા :

**અબ-લિગન હસ્સાન અન્ની આયતન • ફ-કરીદુશ-શઅરે યશ્ફી ઝલ-ગુલલ.**

હે સંદેશવાહક ! હસ્સાન બિન સાબિતને મારા તરફથી આ નિશાની (શેઅર) પહોંચાડી દે. કેમકે તરસ્યાઓની તરસ શેઅરના ટુકડા જ છીપાવી શકે છે.

**કમ તરા બિલ-જર્રે મિન જુમ-જુમતિન • વ અકુફ-ફિન કદ ઉતિર્રત વ રિજલ**

તમે ઉહુદ પહાડની તળેટીમાં એક તરફ કેટલીયે ખોપરીઓ જોઈ હશે અને બીજી તરફ કેટલાયે કપાયેલા હાથ પગ જોયા હશે.

**કમ કતલ-ના મિન કરીમિન સૈયિદિન, • માજિદિલ-જદ - દૈન મિકદામિન બતલ.**

કેટલાયે શરીફ સરદારોને અમે કાપી નાખ્યા જેઓ માતપિતા બંને તરફથી ઊંચા કુળના હતા અને જંગમાં સૌથી આગળ રહેનારા બહાદુર લોકો હતા.

**સુમ્મ ખફ-ફૂ ઈન્દ ઝાકુમ રૂક-કસન, • રક્સલ-હફ-ફાનિ યઅલૂ ફિલ-જબલ.**

(તે દ્રશ્ય જોવા જેવું હતું) જયારે કુબા સ્થળે તેઓના ઊંટો જમીન સાથે ચોંટી ગયાં હતાં, અને બનૂ અબ્દે-અશહલમાં જોરોશોરથી કત્લે-આમ ચાલી રહી હતી. પછી એ લોકો ઉતાવળે નાચતા-નાચતા એવી રીતે નાસી રહ્યા હતા જેમ શુતુરમુર્ગ પહાડ પર ચઢતી વેળા નાચે છે.

**હઝરત હસ્સાનના જવાબી શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈબ્ને ઝબિઅરાના ઉપરના શેઅરોનો જવાબ હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ પ્રમાણે આપ્યો :

ઝહબત યબ્નઝ-ઝબિઅરી વક-અતુન • કાના મિન્નલ-ફદલુ ફીહા લવ અદલ.

ઇબ્ને ઝબેઅરાને માથેથી એવું યુધ્ધ પસાર થઇ ગયું કે અગર તે યોગ્ય રીતે ખેલાતે તો ફતેહમંદીનું ગૌરવ અમને જ મળતે.

નદઉલ અસ્યાફ ફી અકતાફે-હિમ • હયસુ નહવી અલલન બઅદા નહલ.

અમે તેઓના ખભાઓ પર તલવારો ચલાવી રહ્યા હતા અને એવી જ રીતે તેઓ પર તૂટી-તૂટીને એક પછી એક લોહીની તરસ બુઝાવી રહ્યા હતા.

નુખ-રિજુલ-અદ્યાહ મિન ઇસ્તાહે-કુમ • ક-સુલાહન-નીબે યઅકુલ-નલ અસલ.

અમે તમારા થાપાઓ પર (તલવારો મારી-મારીને) જાણે પાણીના મિશ્રણવાળું દૂધ કાઢી રહ્યા હતા; એવું દૂધ જે એવી ડોબી ઊંટણીઓનું હોય છે જે "નબાતે-અસલ" (એક પ્રકારનું ઘાસ) ખાનારી છે. (જેના ખાવાથી દૂધમાં લાલી આવી જાય છે.)

ઇઝ તુવલ-લૂના અલા અઅકાબે-કુમ • હુર્રબન ફિશ - શિઅબે અશબા - હિર રસલ.

અમે તમારા થાપાઓમાંથી તે વેળા દૂધ કાઢી રહ્યા હતા જ્યારે તમે પૂઠ ફેરવીને ઘાટીમાં એવી રીતે ઉલટા પગે નાસી રહ્યા હતા જેમ કતારબંધ ઊંટો નાસે છે.

નહનુ લા અમ્સાલુ-કુમ વુલ્દ ઉસ્તેહા • નહ-દુરુન - નાસ ઇઝલ-બઅસુ નઝલ.

અમે તમારી પેઠે થાપાઓથી પૈદા થનારી અવલાદ નથી. જંગની કારમી આફતો આવી પડે ત્યારે અમે ગાયબ થઇ જતા નથી બલકે સામી છાતીએ રણભૂમિમાં બધાની સામે હાજર રહીએ છીએ.

**હઝરત ઇબ્ને રવાહાના શેઅરો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા રદિયલ્લાહુ અન્હુ પોતાના આ શેઅરોમાં હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ અન્હુની કરૂણ શહાદત પર વિલાપ કરતાં કહે છે:

બકત ઐની વ હક્ક લહા બુકાહા • વમા યુગનિલ-બુકાઅ વલલ-અવીલુ

મારી આંખોમાંથી આંસુની ધારા ફૂટી નીકળી અને એમ થવું જ જોઇતું હતું ! પણ આ હાયકારા અને રડાકૂટનો લાભ શો ?

અલા અસદિલ - ઇલાહિ ગદાતા કાલૂ • અ હમ્ઝતુ ઝાકુમુર - રજુલુલ- કતીલુ.

મારાં આંસુ અલ્લાહના સિંહ હમ્ઝહ પર ત્યારે નીકળી પડયાં જ્યારે લોકોએ કહ્યું, "શું આ શહીદ થયેલા ગૃહસ્થ હમ્ઝહ છે ?"

ઉસીબલ મુસ્લિમૂન બિહી જમીઅન • હુનાકા વકદ્ ઉસીબા બિહિર રસૂલુ.

હઝરત હમ્ઝહની કતલથી તમામ મુસલમાનોને આઘાત લાગ્યો છે. બીજાઓની તો વાત શી ? ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એનો પારાવાર આઘાત લાગ્યો છે.

અબા યઅલા લકલ અરકાના હુદ્દત • વ અન્તલ માજિદિલ બર્રુલ વસૂલુ

હે અબૂ યઅલા ! (હઝરત હમ્ઝહનું ઉપનામ) તારા પવિત્ર શરીરના તમામ અવયવો કાપી લેવામાં આવ્યા. જો કે તમે એક શરીફ, નેક અને દરેકના કામમાં આવનારા ગૃહસ્થ હતા.

અલૈકા સલામુન રબ્બક ફી જિનાન • મુખાલિતુ-હા નઈમુન લા યઝૂલુ.

તમારી ઉપર તમારા પાલનહાર તરફથી જન્નતમાં સલામતી ઊતરો ! એ જન્નતમાં તમને અમર એશઆરામ મળતો રહેશે.

અલા યા હાશિમુલ અખ્યારુ સબ્રન • ફ કુલ્લુ ફિઆલુ-કુમ હસનુન જમીલુ.

હે હાશિમી નબીરા ! ધીરજશીલતામાં તમે સૌથી શ્રેષ્ઠ હતા. તમારૂં દરેક કામ રૂડું અને રૂપાળું હતું.

રસૂલુલ-લાહિ મુસ્તબિ-રુન કરીમુન • બિ-અમ્રિલ-લાહિ યનતિકુ ઇઝ યકૂલુ.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ બેહદ ધીરજવાન અને ઉદારવૃત્તિના છે.

તેઓ જયારે કંઈ ફરમાવે છે, અલ્લાહની જ વાત પોતાની મુબારક જીભથી ફરમાવે છે.

વ કબ્લલ યવમે મા અરફૂ વ ઝાકૂ • વ કાએ-અના બિહા યુશ્ફલ ગલીલુ.

અને ઉહુદના આ યુધ્ધ પહેલાં બદ્રના યુધ્ધમાં કાફિરોએ અમને બરાબર ઓળખી લીધા હતા અને અમારા મુકાબલાની મઝા પણ ચાખી ચૂકયા હતા, જેનાથી તરસ્યાઓની તરસ બુઝાવવામાં આવતી હતી.

નસીતુમ દરબ્ના બિ-કબીલે બદરિન • ગદાતા અતા-કુમુલ - મવતુલ - અજીલુ.

શું તમે અમારી તે શરમશેરબાજી ભૂલી ગયા જે બદ્રના કૂવા પર ખેલાઇ હતી જયારે કે મૃત્યુ તમને જલદી-જલદી ભરખી રહ્યું હતું.

ગદાતા સવય અબૂ જહલિન સરીઅન • અલૈહિત તયરુ હાએ - મતુન તજૂલુ.

અબૂ જહલને જયારે પછાડીને કતલ કરી નાખવામાં આવ્યો હતો અને ગીધ જેવાં લાશખોર પક્ષીઓ તેની ઉપર ચકરાવો લઇ લઈને ઘૂમી રહ્યાં હતાં.

વ ઉત્બતુ વબ્નહૂ ખરન જમીઅન • વ શૈબતુ અદ્દુસ - સૈફુસ - સ઼કીલુ.

અને ઉત્બહ તથા તેનો બેટો બંને પછડાઈ પડયા હતા અને શૈબહને પાણી ચઢાવેલી તલવારે ચીરી નાખ્યો હતો.

વ મત્રુકુ-ના ઉમૈયતા મુજ-લઈબન • વ ફી હયઝૂ - મહ લદુનુન નબીલુ.

અને અમે ઉમૈયહને લાંબો કરી નાખ્યો હતો અને તેના હલકમાં લાંબો ભાલો ઘૂસાડી દીધો હતો.

વ હામુ બની રબીઅતા સાઇલૂહા • ફફી અસ્યાફે-ના મિન્હા ફલૂલુ.

હે હિન્દ ! હવે ખૂબ રડ અને રડવાથી કંટાળજે નહિ, કેમકે તું મોટાં મોટાં આંસુઓ સારનારી અને પોતાની અવલાદને ગુમાવી નાખનારી સ્ત્રી છે.

અલા યા હિન્દ લા તુબ્દી શિમાતન • બિ-હમ્ઝતા ઇન્ન અઝ-ઝકુમ ઝલીલુ.

હે હિન્દ ! તારા દિલમાં હઝરત હમઝહ (રદિયલ્લાહુ અન્હુ) તરફથી કીનો અને કપટ ભરેલા છે. હવે તેને જાહેર ન કરજે કેમકે તારી આબરૂ ધૂળ ભેગી થઇ ગઇ છે.

**દિરાર ઇબ્ને ખત્તાબના શેઅરો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : દિરાર ઇબ્ને ખત્તાબ શાઇરે જંગે-

ઉહુદને લગતા આ શેઅરો કુરૈશ તરફથી કહ્યા છે :

**મા યન-તહૂન અનિલ-ગૈયિલ - લઝી રકિબૂ • વમા લહુમ મિન લુએયિન વચ-હહુમ અદુદુ.**

આ મુસલમાન લોકો જે ગુમરાહીને ગ્રહણ કરી બેઠા છે તેનાથી અટકી જવાનું નામ જ નથી લેતા. જો કે લુએયના કબીલા તરફથી કોઇ સાથ-સહકાર એમને મળેલો નથી. બુરૂં હો એમનું !

**વકદ નશદ્‌ના - હુમ બિલ્લાહિ કાતિ-બતન, • ફમા તરુદ - દુહુમુલ - અરહામુ વન-નશદુ.**

અમે એમને બધાને અલ્લાહના સોગંદો પણ અપાવ્યા પણ એ એવા હઠીલા અને જક્કી લોકો છે કે ન એમને સોગંદો નડે છે ન સગાઇના સંબંધો એમને પાછા વાળે છે.

**ફઅલ - રઝલ - હૈનુ કવમન મિન-મનાઝિલે-હિમ, • ફ કાના મિન્ના વ મિન્હુમ મુલ્તકન ઉહુદ.**

ત્યારે આ મુસલમાનોને મૃત્યુ જ તેઓના ઘરોમાંથી ખેંચીને લઇ આવ્યું હતું અને પછી ઉહુદનું સ્થળ અમારી અને તેઓની વચ્ચે જંગનું મેદાન બની ગયું.

**ફગૂ-દિરત મિન્હુમ કત્લા મુજદ - દલતુન; • કલમઅઝે અસ-રદ્દહૂ બિસ્સર-દહિલ બરદુ.**

એટલે જ એમના ઘણાબધા માણસોને કતલ કરીને જમીન પર ફગોટી દેવામાં આવ્યા. એવું લાગતું હતું જાણે પહાડની પથરાળી જમીન પર પછડાઇ પડેલા એવા લોકો છે જેઓ કડકડતી ટાઢમાં ટૂંટિયું વળી ગયા છે.

**કત્લા કિરામુન બનૂન - નજજારા વસ્તહુમ, • વ મુસ્અબ મિન કિનાના હવલહૂ કિસદુ.**

તેઓમાંથી જેઓ આબરૂદાર કે પ્રતિભાશાળી આગેવાનો હતા, બધાને જ કાપી નાખવામાં આવ્યા. તેઓની વચ્ચે બનૂ નજ્જારના લોકો પણ હતા અને મુસઅબ બિન ઉમૈર પણ હતો. [૧] તેઓની આજુબાજુ અમારા ભાલાઓના ટુકડા તૂટી-તૂટીને એકઠા થઇ ગયા હતા.

**વ હમ્ઝતલ - કવમુ મસ્રૂઉન તુતીફુ બિહી, • સકલચ વકદ હુઝઝ મિન્હુલ - અન્ફુ વલ - કબિદુ.**

અને હમ્ઝહ જેવો બહાદુર સરદાર પણ પછડાઇને પડેલો હતો. [૨] અને તેની બહેન સફીય્યહ, બાળક ગુમાવી નાખનાર માતા પેઠે આંટાફેરા મારીમારીને પોતાના તે ભાઇને જોઇ રહી હતી જેના નાક-કાન, દિલ જિગર કાપી નાંખવામાં આવ્યા હતા. (મુસ્લહ કરી નાખવામાં આવ્યો હતો.)

**તબ્કી અલૈહિમ નિસાઉન લા બુઊલા લહા, • મિન કુલ્લે સાલિ-બતિન અસ્વાબુ-હા કિદ્દુ.**

ધણી વગરની સ્ત્રીઓ માતમી પોશાક સજીને તેઓના છાજિયાં લેતી હતી અને પોતાના કપડાં ફાડી-ફાડીને તેના ચીથરાં ઉડાવતી હતી.

**વકદ તરકના-હુમ લિત-તૈરે મલ-હમતન, • વ લિદ-દબાએ ઇલા અજસાદિ-હિમ તફદુ.**

અમે તેઓને, પક્ષીઓ અને મરેલાંનું માંસ ખાનારા પશુઓનો ખોરાક બનાવીને છોડી દીધા. એ પશુઓ અને પંખીઓના ટોળેટોળાં આવીને તેઓનું માંસ ખાય રહ્યા હતા.

---

૧. હઝરત મુસઅબ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુ. ઇસ્લામી લશ્કરના ઝંડાધારી.

૨. હઝરત હમ્ઝહ શહીદોના સરદાર રદિયલ્લાહુ અન્હુ.

**હઝરત સફીય્યહનું શોકગીત**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત બીબી સફીય્યહ બિન્તે અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હાએ પણ આ પ્રસંગે એક શોક-કાવ્ય રચ્યું જેમાં તેઓ પોતાના શહીદ ભાઈ હઝરત હમ્ઝહ પર માતમી આંસુ સારતાં કહે છે.

**અ સા-ઈ-લ-તુન અસ્હાબ ઉહદિન મખા-ફતન, • બનાતુ અબી મિન અઅજમ વ ખબીરી.**

એ મારી બહેનો ! શું તમે ડરતાં-ડરતાં ઉહુદના લડવૈયાઓને પૂછવા માગો છો ? ભલે તેઓમાંથી કોઈ ત્યાંના બનાવોનો જાણકાર હોય કે ન હોય ?

**ફ કાલલ - ખબીરુ ઈન્ન હમ્ઝતા કદ સવય, • વઝીરુ રસૂલિલ-લાહિ ખયરુ વઝીરી.**

લો સાંભળી લો ! જાણકાર અને માહિતગાર શખ્સે તો બતાવી પણ દીધું કે હમ્ઝહ—જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડીલા-માનીતા વઝીર એટલે મદદગાર અને સલાહકાર મંત્રી હતા, બલકે બેહતરીન વઝીર હતા - અલ્લાહને પ્યારા થઈ ગયા.

**દઆહુ ઈલાહલ-હક્કે ઝુલ-અર્શિ દઅ-વતન, • ઈલા જન્નતિન યુહયા બિહા વ સરૂરી.**

હમ્ઝહને આસમાનોવાળા હકીકી મઅબૂદે જન્નત તરફ બોલાવી લીધા, જ્યાં તેમને જીવતા કરવામાં આવશે અને આનંદ ભરેલું જીવન ગુજારશે.

**ફ ઝાલિકા મા કુન્ના નુરજ-જી-વ-નર-તજી, • લિ હમ્ઝતા યવમલ - હશરે ખૈરુ મસીરી.**

વળી આ તો તે વસ્તુ છે જેની આપણે બધા જ પોતપોતાને માટે તમન્ના ધરાવીએ છીએ અને બીજાઓને તેવી તમન્ના કરવાનું કહીએ છીએ. હશરના દિવસે હમ્ઝહની, આ જગતથી ઉત્તમ વાપસી હશે.

**ફ-વલ્લાહિ લા અન્સાકા મા હબ્બતસ-સબા, • બુકાઅન વ હુઝનન મહદરી વ મસીરી.**

તો અલ્લાહના સોગંદ ! જ્યાં સુધી પૂર્વનો શીતલ વાયુ લહેરાતો રહેશે હું કદી તમને ભૂલીશ નહિ અને ઘરમાં - સફરમાં ગમગીન રહીને તમારો માતમ કરતી રહીશ.

**અલા અસ્દુલ-લાહિલ - લઝી કાના મિદ-રહન, • યઝૂદુ અનિલ-ઈસ્લામે કુલ્લ કફૂરી.**

હું અલ્લાહના એ સિંહ પર હંમેશા ઉદાસ રહીને માતમ કરનારી રહીશ, જે પોતાની કૌમનો મદદગાર અને દરેક કાફિરથી ઇસ્લામનો બચાવ કરનારો હતો.

**ફ યા લૈત શલ્વી ઈન્દ ઝાક વ અઅઝુમી • લદય અસ્બુઊ તઅતાદ-ની વ નુસૂરી.**

એ કાશ ! મારું બાકી શરીર અને મારાં હાડકાં સુધ્ધાં તે ગીધો અને મુરદાર ખાનારાં પશુઓનો ખોરાક બની જાત જે ઈન્સાનોનું માંસ ખાનારા છે ! ——

**અકૂલુ વકદ અઅલન નઈય્ય અશીરતી, • જઝલ્લાહુ ખયરન મિન અખિંવ વ નસીરી.**

જે સમયે મૃત્યુના સમાચાર આપનારે મારા ખાનદાનને આ સમાચાર આપ્યા તો (તેને સાંભળતાં જ) હુ પોકારી ઊઠી : "જઝલ્લાહુ ખયરન મિન અખિંવ-વ-નસીરી !" એટલે મારા સહાયક અને મદદગાર ભાઈ તરફથી અલ્લાહ તેને જઝાએ-ખૈર આપે !

**હિન્દ બિન્તે - ઉત્બહના શેઅરો**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે મુશરિકોનું લશ્કર ઉહુદના

મેદાનથી મક્કહ તરફ ઊપડયું તો હિન્દ બિન્તે ઉત્બહ, અબૂ સુફયાનની બેગમે આ શેઅરો કહ્યાઃ

**રજઅ-તુ વફી નફસી બલાબિલુ જુમ્મતન, • વકદ ફ-અ-તિની બઅદુલ-લઝી કાના મત્લબી**

હું એવી દશામાં પાછી વળી કે મારા દિલમાં ઘણાબધાં દુઃખો બાકી રહી ગયાં અને મારી તે ઈચ્છાઓ અધૂરી રહી ગઈ.........

**મિન અસ્હાબે-બદરિન મિન કુરૈશિન વ ગૈરિહિમ, • બની હાશિમિન મિન્હુમ વ મિન અહલે-યસ્રિબી**

એ ઈચ્છાઓ અને મુરાદો હું બદ્રના લડવૈયાઓ પાસેથી પૂરી કરવા માગતી હતી જેઓમાં કુરૈશ, બનૂ હાશિમ અને મદીનહવાસીઓ શામિલ હતા.

**વલા કિન્ની કદ નિલ્તુ શૈઅન વ લમ યકુન, • કમા કુન્તુ અરજૂ ફી મસીરી વ મરકબી.**

આ વાતમાં કોઈ શંકા નથી કે અમુક હદે તો મેં મારી મુરાદ પૂરી કરી લીધી પણ આ સફરથી અને જંગલની રખડપટ્ટીથી અને લડાઈથી હું જે મુરાદો લઈને આવી હતી તે બધી બર નહિ આવી.

---

# પ્રકરણ ૧૧૪

# રજીઅની દર્દનાક ઘટના

## કીનાખોર કાફિરોની દગલબાજી

દીની શિક્ષણનું બહાનું • દગાબાજ કાફિરોની ગદ્દારી • કાફિરોના વચનનો વિશ્વાસ • હઝરત આસિમનું મુબારક માથું • હઝરત ઇબ્ને તારિકની શહાદત • હઝરત ખુબૈબનો સોદો • હઝરત ઝૈદનો સોદો • હઝરત ખુબૈબની શહાદત • હઝરત ઉમરના સમયનો બનાવ • હતભાગી મુનાફિકોના ઝેરીલા ટાણા • હઝરત ખુબૈબના દર્દનાક શેઅરો • હઝરત હસ્સાને રચેલો મરસિયો • હઝરત ખુબૈબ અને રફીકોનો માતમ • હઝરત ખુબૈબની હત્યાના સાક્ષીઓ • હઝરત હસ્સાનનું નિંદાકાવ્ય.

**દીની શિક્ષણનું બહાનું**————અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામે ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઈથી, તેમણે મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબીથી, તેમણે આસિમ બિન ઉમર કતાદહથી રિવાયત કરી.

આસિમ બિન ઉમર બિન કતાદહનું બયાન છેઃ કે, ઉહુદના યુધ્ધ પછી અદલ અને કારહ નામે બંને કબીલાના કેટલાક અગ્રેસરોનું એક મંડળ રસૂલુલ્લાહ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મદીનહ હાજર થયું.

ઈબ્ને હિશામ કહે છે : આ બંને કબીલા હૂન બિન ખુઝૈમહ બિન મુદરિકહ કબીલાની શાખામાંથી હતા. અદલ અને કારહના આ મોવડીઓ મદીનહ આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થઈને દરખાસ્ત રજૂ કરતાં બોલ્યા :

> "હે મુહંમદ ! અમારા કબીલાઓના લોકોમાં ઈસ્લામ પ્રત્યે આકર્ષણ છે. અને તેઓ મુસલમાન બનવા માટે આતુર છે. કૃપારાહે આપ પોતાના સાથીઓમાંથી થોડાક જાણકાર ગૃહસ્થોને અમારી સાથે મોકલાવો કે જેથી તેઓ અમારી કૌમને ઈસ્લામનું શિક્ષણ આપે. અમને કુર્આન પઢવાની તઅલીમ આપે અને અમારામાં ઈસ્લામના સિધ્ધાંતોની સમજબુધ્ધિ કેળવે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની દરખાસ્ત મંજૂર ફરમાવી અને પોતાના સહાબામાંથી નીચે મુજબ છ કેળવાયેલા વિદ્વાન આલિમોને તેઓના સંગાતે મોકલાવી આપ્યાઃ

૧———— હઝરત મરસદ બિન અબી મરસદ ગનવી રદિયલ્લાહુ અન્હુ. હઝરત હમઝહ બિન અબ્દુલ-

મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુના હલીફ (કરારી) હતા.

૨———— હઝરત ખાલિદ બિન બુકૈર લૈસી રદિયલ્લાહુ અન્હુ. બનૂ અદી બિન કઅબના કબીલાના હલીફ હતા.

૩———— હઝરત આસિમ બિન સાબિત બિન અબુલ-અફલહ રદિયલ્લાહુ અન્હુ. બનૂ અમ્ર બિન ઔફ બિન માલિકના ખાનદાન સાથે એમનો ભાઈચારો જોડાયો હતો.

૪———— હઝરત ખુબૈબ બિન અદી રદિયલ્લાહુ અન્હુ. એમનો ભાઈચારો બનૂ જહજબી બિન કુલફા બિન અમ્ર બિન ઔફના કુટુંબ સાથે જોડાયો હતો.

૫———— હઝરત ઝૈદ બિન દસિનહ બિન મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુ. એમનો ભાઈચારો બનૂ બયાદહ બિન અમ્ર ઝુરૈક બિન અબ્દે-હારિસહ બિન માલિક બિન ગદબ બિન જુશમ બિન ખઝરજના ખાનદાન સાથે થયો હતો.

૬———— હઝરત અબ્દુલ્લાહ બિન તારિક રદિયલ્લાહુ અન્હુ. એ બનૂ ઝફર બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસના હલીફ હતા.

**દગાબાજ કાફિરોની ગદ્દારી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મરસદ બિન અબી મરસદને આ તબલીગી જમાઅતના અમીર બનાવ્યા. [1] મંડળના મોવડીઓ સાથે આ છ કેળવાયેલા શિક્ષકો મદીનહથી રવાના થઈ ગયા અને ચાલતાં-ચાલતાં છેવટે એ બધા લોકો રજીઅ નામના સ્થળે પહોંચી ગયા. આ સ્થળ હિજાઝ પ્રદેશના એક જિલ્લામાં હદઅત અથવા હદાત મુકામે વસનારા હુઝૈલ કબીલાના એક ઝરણા કે કૂવાનું નામ હતું જે ઉસ્ફાન અને મક્કહ વચ્ચે આવેલું હતું.

રજીઅ સ્થળે પહોંચતાં જ અદલ અને કારહના કીનાખોર કાફિરોએ મુસલમાનો સાથે ગદ્દારી કરી. અહીંના વિસ્તારમાં હુઝૈલ કબીલાના લોકોની મોટી વસતિ હતી. એ બધા ઈસ્લામ સાથે ખાર રાખીને મુસલમાનો પ્રત્યે દુશ્મની ધરાવતા હતા અને કટ્ટર કાફિરો હતા.

મંડળના અમુક આગેવાનોએ હુઝૈલની વસતિમાં જઈને ત્યાંના લોકોને મુસલમાનો વિરૂધ્ધ ઉશ્કેરી મૂકયા અને મારોકાપોની બૂમરાણ મચાવીને મદદ માટે બૂમાબૂમ કરી મૂકી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા અહીં પડાવ નાખીને આરામ લેતા હતા અને મંડળના મોવડીઓના આગમનની રાહ જોતા હતા એટલામાં શું જુએ છે કે લોકોનું મોટું ટોળું તલવારો અને તીરકામઠાં લઈને ધસમસતું આવી રહ્યું છે. [2] આ અણધારેલી પરિસ્થિતિથી તેઓ લેશ પણ ગભરાયા કે મૂંઝાયા નહિ. પોતાની સવારીઓ પર મક્કમ રહીને મર્દાનગીપૂર્વક મુકાબલા માટે તૈયાર થઈ ગયા. અલબત્ત જેઓના હાથોમાં તલવારો હતી તેઓ સવારી પરથી કૂદીને ધસી આવનાર પહેલી ટોળી પર તૂટી પડયા. બહાદુરીથી એમાંના

---

**૧.** સહીહ બુખારીમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબામાંથી ૧૦ જાણકાર સહાબાને મોકલાવ્યા. એ બધા કેળવાયેલા આલિમો અને શિક્ષકો હતા. એમના અમીર તરીકે આપે હઝરત આસિમ બિન સાબિતની નિમણુક કરી હતી. વલ્લાહુ અઅલમ. (અસિહ-હુસ-સિયર પા. ૧૫૩) ''હ''

**૨.** બીજી રિવાયતમાં છે કે હુમલાખોરો હુઝૈલ કબીલાની શાખ બનૂ લિહ્યાનમાંથી હતા. એમાં એક સો હુમલાખોરો તલવારો અને તીરકામઠાંથી સજ્જ હતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૩૯૧) ''હ''

દરેકને જેર કરીને તેઓના હથિયારો ઝૂંટવી લીધા. પછી એ બધાને કતલ કરવાની તૈયારીમાં જ હતા એટલી વારમાં તો હુમલાખોરોનું મોટું ટોળું જોતજોતામાં ધસી આવ્યું. તેઓએ હાકોટા અને પડકારા ગજાવતાં ચોતરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાથીઓને ઘેરી લીધા અને બુલંદ સ્વરે બોલ્યા,

"હે મુસલમાનો ! સાંભળી લો, અલ્લાહના સોગંદ ! અમે તમને કતલ કરવા નથી માગતા. અમારો હેતુ માત્ર આટલો જ છે કે તમને પકડીને મક્કહ લઈ જઈએ અને બદલામાં કુરૈશ તરફથી જાહેર થયેલી ઇનામની રકમ મેળવી લઈએ. બસ એથી વધુ કંઈ નહિ. તમે અમારો વિશ્વાસ રાખો. અમે અલ્લાહના સોગંદપૂર્વક તમને કતલ નહિ કરવાનું વચન આપીએ છીએ !"

**કાફિરોના વચનનો વિશ્વાસ**————હઝરત મરસદ બિન અબૂ મરસદ, હઝરત ખાલિદ બિન બુકૈર- અને હઝરત આસિમ બિન સાબિતે જવાબ આપ્યો, "વલ્લાહ ! અમે કદી દગલબાજ કાફિરોના સોગંદ કે વચનનો વિશ્વાસ કરવાના નથી." આમ કહીને હઝરત આસિમ બિન સાબિત આ રણગીત લલકારતા મર્દાનગીથી કાફિરો પર તૂટી પડયાઃ

**મા ઇલ્લતી વ અના જલ્દુન નાબિલુન, • વલ - કવસુ ફીહા વત્રુન ઉનાબિલુ.**

**તઝલ્લ અન સફ-હતિહલ મકાબિલુ, • અલ મવતુ હક-કુન વલ હયાતુ બાતિલુ.**

હું એક બળવાન, બહાદુર અને નિશાનબાજ બાણાવળી છું. મારા ધનુષમાં એક સખત તાંતણો લાગેલો છે, જેમાંથી લાંબાં-ચોડાં ધારદાર તીરો ઝપાટાભેર નીકળી શકે છે તો પછી મારામાં કઈ વસ્તુની ખોટ છે ? મોત તો બરહક છે (એક ન એક દિ' આવીને જ રહેવાનું) અને જીવન એ તો નાપાયેદાર વસ્તુ છે.

**વ કુલ્લુ મા હમ્મલ - ઇલાહુ નાઝિલુ, • બિલ-મરએ વલ-મરઓ ઇલૈહિ આઇલુ,**

**ઇન - લમ ઉકાતિલ્-કુમ ફ-ઉમ્મી હાબિલુ.**

દરેક એવી વસ્તુ જે અલ્લાહ તઆલાએ નસીબમાં લખી દીધી છે તે ઇન્સાન પર નાઝિલ થઈને જ રહે છે અને દરેક ઇન્સાને હર હાલમાં અલ્લાહ તરફ જ પલટીને જવાનું છે ત્યારે જો હું મુકાબલો નહિ કરૂં તો મારી મા પોતાના બેટાના મરણનો આઘાત વેઠે !

**અના સુલયમાનુ વરીશુલ મુકઅદે, • વ દાલતુન મિસ્લલ-જહીમિલ-મૂકઅદે.**

**ઇઝન-નવાજી અફ-તુરિશતે લમ ઉઅદે, • વ મુજનઅ મિન જલ્દે-સૌરિન અજરદે.**

**વ મુઅમિનુન બિમા અલા મુહમ્મદે.**

હું અબૂ સુલૈમાન છું. હું મુકઅદ નામના કારીગરે બનાવેલા તીરની અણી છું. હું તે કમાન છું જેને દાલહ નામે ઝાડની ડાળીથી બનાવવામાં આવી છે. એ કમાન ધગધગી ઊઠેલા જહન્નમ જેવી છે. જયારે ઝડપભેર દોડનારાં ઊંટો પણ પડુ-પડુ થઈ જાય છે તો મારા શરીર પર કંપારી સુધ્ધાં પ્રસરતી નથી. હું બળદની ચીકણી ચામડીથી બનેલી નખશિખ ઢાલ છું. અને હું મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આકાશથી ઊતરનારી વહી તથા હિદાયત પર મુકમ્મલ ઇમાન ધરાવનારો છું.

હઝરત આસિમ બિન સાબિત આ રણગીત લલકારતા અપૂર્વ બહાદુરીથી દગાબાજ કે બેઈમાન કાફિરો સાથે લડતા, અનેકને જહન્નમ-રસીદ કરીને પોતે પણ શહીદ થઈ ગયા. એમની સાથે એમના બંને સાથીઓ—

હઝરત મરસદ અને હઝરત ઇબ્ને બુકૈર પણ કાફિરો સાથે લડીને શહીદ થઇ ગયા. લડતી વેળા હઝરત આસિમ બિન સાબિતે બારગાહે ઈલાહીમાં દુઆ કરીને આ યાચના ગુજારી હતી :

"યા ઈલાહી ! આજે હું તારા દીનના રક્ષણ કાજે તારી પ્રસન્નતા મેળવવા ખાતર લડી રહ્યો છું તો હે અલ્લાહ ! તું પણ તારી રહમતથી મારા મૃતદેહનું રક્ષણ કરી લેજે!"

**હઝરત આસિમનું મુબારક માથું**————હઝરત આસિમ બિન સાબિતની શહાદત થતાં હુઝૈલના ખૂનીઓએ વિચાર્યું કે એમનું માથું કાપી લઇને મક્કહ લઇ જઇએ અને સુલાફહ બિન્તે સઅદને વેચી દઇએ અને બદલામાં એક સો ઊંટોનું ઇનામ ઝડપી લઇએ. આ સુલાફહ બિન્તે સઅદ કુરૈશની તેજ સ્ત્રી છે જેણે જંગે-ઉહુદમાં પોતાના બે જવાન પુત્રોની હત્યા વેળા માનતા લીધી હતી કે, "જો હું આસિમનું માથું મેળવી શકું તો તેની ખોપરીનો વાડકો બનાવીને અને તેમાં શરાબ ઢીંચીને મારો વેરાગ્નિ શાંત કરીશ !" [૧]

હુઝૈલના હિંસક હુમલાખોરો જ્યારે હઝરત આસિમ બિન સાબિત બિન અબુલ-અફલહનું મુબારક માથું કાપવા આગળ વધ્યા તો અચાનક જંગલી મધમાખીઓનું એક મોટું ઝુંડ ઝનૂનથી બણબણાટ કરતું આવી ચઢ્યું અને તેણે આ હત્યારાઓને હઝરત આસિમના પવિત્ર મૃતદેહ પાસે જવા દીધા નહિ. મધમાખીઓ આડે આવી ગઇ તો લાચારીએ એ લોકો બોલ્યા, "ચાલો હમણા રહેવા દો, સાંજ પડતાં માખીઓ ચાલી જશે ત્યારે અહીં આવીને એનું માથું કાપી લઇશું !"એ પછી અલ્લાહના હુકમથી એ ભૂમિમાં વરસાદનું એક જોરદાર ઝાપટું તૂટી પડ્યું અને પાણીનો પ્રચંડ રેલો આવી ગયો જે હઝરત આસિમની પવિત્ર મૈયતને તાણીને લઇ ગયો.[૨]

એ પછી હઝરત આસિમ બિન સાબિતના પવિત્ર મૃતદેહનો કોઇને પત્તો મળી શક્યો નહિ. લડતી વેળા હઝરત આસિમે આ દુઆ પણ માગી હતી, "હે અલ્લાહ ! કોઇ મુશરિક ન તો મારા શરીરનો સ્પર્શ કરવા પામે ન હું કોઇ મુશરિકના શરીરનો સ્પર્શ કરવા પામું !"એનું કારણ આ હતું કે અલ્લાહ તઆલાના આદેશ મુજબ તેઓ મુશરિકોને નાપાક સમજતા હતા. [૩]

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુને જ્યારે સમાચાર મળ્યા કે મધની માખીઓએ હઝરત આસિમ બિન સાબિતની પવિત્ર લાશની હિફાઝત કરી લીધી તો ફરમાવ્યું :

"અલ્લાહ તઆલા પોતાના મુઅમિન બંદાની પોતે હિફાઝત કરે છે. આસિમે માનતા લીધી હતી કે મારા જીવનમાં કોઇ મુશરિક મારા અંગને હાથ નહિ અડાડે ન હું કોઇ મુશરિકના અંગને હાથ અડાડવા પામું. અલ્લાહ તઆલાએ એમની વફાત પછી પણ એમની એ માનતા પૂરી કરાવી દીધી જેવી રીતે એમના જીવનમાં પૂરી કરાવી હતી."(એટલે ન જીવતા

---

૧. સુલાફહના પુત્રોનું નામ મુસાફિઅ અને જુલ્લાસ હતું. હઝરત આસિમ બિન સાબિત બિન અબુલ-અફલાહ રદિયલ્લાહુ અન્હુએ બંનેને તીરોથી વીંધી નાખ્યા હતા. તીરો છોડતી વેળા હઝરત આસિમ લલકારતા હતા : "લેતો જા ! હું છું અબુલ-અફલાહનો બેટો !" તે વેળા સુલાફહએ ઉપર મુજબની માનતા લીધી હતી. "હ"

૨. આ રીતે હુઝૈલના હિચકારા, હિંસક અને દગાબાજ કાફિરો પોતાના નાપાક ઇરાદામાં નિષ્ફળ ગયા ત્યારે તેઓ ખાલી હાથે ઇનામની રકમ લેવા મક્કહ દોડી ગયા અને સુલાફહ બિન્તે સઅદ પાસે જઇને બોલ્યા, "હે બેગમ ! અમે તારા પુત્રોના ખૂનીને મારી નાખ્યો છે. ઇનામની રકમ આપી દે !" બેગમ બોલી, "મારી માનતા તો ખોપરીમાં શરાબ પીવાની હતી. જાવ ખોપરી લઇ આવો પછી ઇનામ મેળવો !" ખૂનીઓ વીલે મોઢે પાછા ફર્યા. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૫૫) "હ"

૩. કુર્આને-મજીદમાં છે : "ઇન્નમલ-મુશરિકૂન નજસુન. "બેશક મુશરિકો નજસ એટલે નાપાક છે. એનાથી મતલબ બદનની જાહેરી નાપાકી નહિ બલકે કુફ્ર અને શિર્કની બાતિની નાપાકી છે. "હ"

કેદ પકડાયા ને વફાત પછી કોઈને મળ્યા.)

**હઝરત ઈબ્ને તારિકની શહાદત**———છ કેળવાયેલા આલિમ મુજાહિદોમાંથી બાકીના ત્રણ હઝરત ઝૈદ બિન દસિનહ અને હઝરત ખુબૈબ બિન અદી અને હઝરત અબ્દુલ્લાહ બિન તારિક પોતાના સાથીઓની શહાદત બાદ કંઈક કમજોર અને નરમ પડી ગયા. તેઓએ કાફિરોના વચનનો વિશ્વાસ કરી લીધો. તેઓને તાબે થઈને સ્વેચ્છાએ ગિરિફતારી વહોરી લીધી. બનૂ હુઝૈલના હુમલાખોરો તેઓને કેદ કરીને મક્કહ લઈ જવા લાગ્યા કે જેથી તેઓને કુરૈશને હાથે વેચી મારીને કિંમત ઉપજાવી લે. જ્યારે ઝહરાન સ્થળે પહોંચ્યા તો હઝરત અબ્દુલ્લાહ બિન તારિક રદિયલ્લાહુ અન્હુએ બળ વાપરીને હાથો પર બાંધેલા દોરડાની ગાંઠો છોડી નાખી અને તલવાર કબજે કરીને કાફિરો પર ત્રાટકયા. આ જોઈને કાફિરો જીવ બચાવીને નાઠા અને દૂર જઈને પથ્થરોનો જોરદાર મારો ચલાવ્યો ત્યાં સુધી કે એમને શહીદ કરી નાખ્યા. હઝરત અબ્દુલ્લાહ બિન તારિકની કબર આજ તલક ઝહરાનમાં જ છે.

એ પછી હઝરત ખુબૈબ બિન અદી અને હઝરત ઝૈદ બિન દસિનહનો મામલો એવો બન્યો કે હુઝૈલના કાફિરો એમને બંદીવાન હાલતમાં મક્કહ લઈ ગયા. ઈબ્ને હિશામ કહે છે : હુઝૈલી કાફિરોએ બંનેને મક્કહ લઈ જઈને કુરૈશને હવાલે કરી દીધા અને બદલામાં પોતાના બે કેદીઓને છોડાવી લાવ્યા જેઓ અગાઉથી જ કુરૈશની કેદમાં હતા.

**હઝરત ખુબૈબનો સોદો**———ઈબ્ને ઈસ્હાકની રિવાયત આ છે કે હઝરત ખુબૈબ બિન અદીને મક્કહના હુજૈર બિન અબૂ ઈહાબ તમીમીએ કુરૈશ પાસેથી ખરીદી લીધા. હુજૈરનો હેતુ આ હતો કે પોતાના બાપની હત્યાના વેર તરીકે હઝરત ખુબૈબને કતલ કરી નાખે. હુજૈર, બનૂ નવફલનો કરારી હતો. એનો બાપ અબૂ ઈહાબ, મા તરફથી હારિસ બિન આમિર બિન નવફલનો ભાઈ હતો. ઈબ્ને હિશામ કહે છે : હારિસ બિન આમિર, અબૂ ઈહાબનો મામો હતો અને અબૂ ઈહાબ, બનૂ ઉસૈદ બિન અમ્ર બિન તમીમના કબીલામાંથી હતો. હઝરત ખુબૈબે હુજૈરના બાપ અબૂ ઈહાબને કતલ કરી નાખ્યો હતો. બદલામાં હુજૈરે કતલ માટે હઝરત ખુબૈબને કુરૈશ પાસેથી ખરીદી લીધા હતા.

**હઝરત ઝૈદનો સોદો**———હવે રહ્યો હઝરત ઝૈદ બિન દસિનહનો મામલો તો એમને મક્કહના સફવાન બિન ઉમૈયહએ તેના બાપ ઉમૈયહ બિન ખલફની હત્યાના બદલામાં કતલ કરવા માટે કુરૈશ પાસેથી ખરીદી લીધા અને હઝરત ઝૈદને પોતાના ગુલામ નસ્તાસ રૂમી સાથે તન્ઈમ સ્થળે મોકલાવી દીધા કે જેથી હરમની હદથી બહાર લઈ જઈને એમને કતલ કરી નાખે.[૧]

હઝરત ઝૈદની કતલનો તમાશો જોવા માટે કુરૈશનું એક જંગી ટોળું તનઈમ સ્થળે એકત્ર થઈ ગયું. આ ટોળામાં મક્કહનો સરદાર અબૂ સુફયાન પણ હાજર હતો. જ્યારે હઝરત ઝૈદને કતલ માટે ત્યાં ઊભા કરવામાં આવ્યા તો અબૂ સુફયાને તેમને પૂછયું,

"હે ઝૈદ ! હું તને અલ્લાહના સોગંદ આપીને સવાલ કરૂં છું. મને સાચું કહેજે, શું તું આ વાતને પસંદ કરશે કે અત્યારે તારી જગાએ અમે મુહંમદને કતલ કરત અને તું તારા ઘરમાં બાલબચ્ચાં સાથે મજાથી બેઠેલો

૧. તન્ઈમ : મક્કહના હરમની હદથી બહાર આવેલું એક સ્થળ છે. કુરૈશના લોકો કુફ્રની હાલતમાં પણ કઅબહના હરમનું માન જાળવતા હતા અને હરમની હદમાં હત્યાને પાપ સમજતા હતા. સફવાનનો બાપ ઉમૈયહ અને તેનો બેટો અલી જંગે-બદ્રમાં હઝરત બિલાલના કહેવાથી માર્યા ગયા હતા. "હ"

હોત ?''

''ના અલ્લાહના સોગંદ હરગિઝ નહિ !'' હઝરત ઝૈદે જવાબ આપ્યો, ''સાંભળી લો, મારા પ્રાણની તો આટલી કિંમત પણ નથી કે મારા મહબૂબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પગમાં કાંટો ખૂંપે અને હું મારા ઘરમાં આરામથી બેઠેલો હોઉં !''

અબૂ સુફયાન પોકારીને બોલ્યો, ''સાંભળી લીધું તમે હે લોકો ! વલ્લાહ, આજ સુધી મેં કોઇ એવો માણસ નથી જોયો જેને લોકો એટલો પ્રેમ કરતા હોય જેટલો મુસલમાન લોકો મુહંમદને પ્રેમ કરે છે. સાચેસાચ બધા મુસલમાનો મુહંમદના સાચા આશિક છે. સાચા ગુલામ છે. સાચા પ્રેમી છે.''

એ પછી સફવાન બિન ઉમૈયહના ગુલામ નસતાસે હઝરત ઝૈદને કતલ કરી નાખ્યા. અલ્લાહની લાખો રહમતો હો હઝરત ઝૈદના પવિત્ર આત્મા પર ! [૧]

**હઝરત ખુબૈબની શહાદત**————હઝરત ખુબૈબને ખરીદી લેનાર હુજૈર બિન અબૂ ઇહાબની લોંડી માવિય્યા, જે છુપી રીતે મુસલમાન બની ચૂકી હતી તેનું બયાન છે કે, '' ખુબૈબ મારા શેઠના ઘરમાં જ બંદીવાન અવસ્થામાં હતા. એક દિવસે મેં તેમની ઓરડીમાં ઝાંખીને જોયું તો શું જોઉં છું કે, માણસના માથા જેટલો લીલી દ્રાક્ષનો ઝૂમખો ખુબૈબના હાથમાં છે અને ઝૂમખામાંથી દાણો-દાણો તોડીને તેઓ મઝાથી ખાય રહ્યા છે. આ દ્રશ્ય જોઇને હું બેહદ નવાઇ પામી ગઇ. જે દ્રાક્ષ તેઓ ખાતા હતા, અલ્લાહની જમીન પર તેવી દ્રાક્ષનો નમૂનો મેં કદી જોયો ન હતો. અને તે વેળા દ્રાક્ષની મોસમ પણ ન હતી. ખૂબીની વાત આ છેકે તેઓ બેડીઓમાં જકડાઇને કેદી તરીકે ઓરડીમાં પૂરાયેલા હતા.'' [૨]

માવિય્યાએ પોતાનું બયાન ચાલુ રાખતાં ઉમેર્યું, ''ખુબૈબની હત્યાનો દિવસ આવ્યો તો તેમણે મને બોલાવીને કહ્યું, ''બીબીજી ! મને એક અસ્તરો નહિ આપો કે જેથી હું મરવા પહેલાં પાકીસાફી લઇને સ્વચ્છ થઇ જાઉં !''

મેં મારા બાળકને બોલાવીને તેને અસ્તરો આપતાં કહ્યું, ''બેટા ! જા આ ઘરમાં જે કેદી છે તેને આ અસ્તરો આપી આવ.''મારો એવો હેતુ ન હતો કે છોકરાને હું તેમના કાબૂમાં આપી દઉં અને તેઓ અસ્તરાથી તેનું ગળું કાપી નાખે. ત્યારે મને ધ્રાસ્કો પડયો કે અરે મેં આ શું કર્યું ? અલ્લાહના સોગંદ, ખુબૈબ હવે છોકરાનું ગળું કાપીને વેર વાળી લેશે અને આદમીને બદલે આદમીનો હિસાબ ચૂકતે કરી દેશે !

ખુબૈબ મારા બદલાયેલા મુખભાવોથી મારા દિલની દહેશત પામી ગયા. છોકરાના હાથમાંથી અસ્તરો લઇને કહેવા લાગ્યા, ''બેટા ! તારી માના દિલમાં એવો વસવસો પેઠો છે કે હું કદાચ આ અસ્તરાથી તને કાપી નહિ નાખું ! હરગિઝ નહિ. મુસલમાન એવી ગદ્દારી કરી શકતો નથી. ''એ પછી જરૂરત પુરી કરીને અસ્તરો તેમણે પાછો મોકલાવી દીધો.'' ઇબ્ને હિશામ કહે છે : એ છોકરો માવિય્યાનો જ બેટો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હઝરત ખુબૈબને ફાંસીએ લટકાવવા માટે તન્ઇમ સ્થળે લઇ જવામાં આવ્યા. ફાંસીને માચડે લટકાવવાનો સમય આવ્યો ત્યારે હઝરત ખુબૈબે કુફ્ફારને કહ્યું, ''શું તમે મને એટલો સમય આપશો કે હું બે રકઅત નમાઝ પઢી લઉં ?''

૧. બાદમાં હઝરત નસ્તાસ રૂમી ફત્હે-મક્કહ વેળા મુસલમાન બની ગયા હતા. (સીરતુન્નબી જિ.૧ પા. ૩૯૩ નો હાશિયો.)

૨. અલ્લાહ તઆલા પોતાના મુજાહિદ બંદાના દિલાસા માટે આ રીતે પણ પોતાની કુદરત દેખાડે છે અને દુનિયામાં જ તેને જન્નતની વધામણી આપે છે. ''હ''

કુરૈશી કાફિરોએ એમની વિનંતી માન્ય રાખી, "વારૂ નમાઝ પઢી લો."

હઝરત ખુબૈબે અલ્લાહના દરબારમાં રજૂ થઇને બહુ ખૂબીથી પરંતુ કંઇક ઉતાવળથી બે રકઅત નમાઝ પઢી લીધી પછી કુફ્ફારને સંબોધીને કહ્યું, "કદાચ તમે એવું ધારી લો કે હું મરવાની બીકે લાંબી નમાઝ પઢું છું જેથી મેં જલદી નમાઝ પઢી લીધી છે. આ ડર ના હોત તો હું ઓરભી લાંબી નમાઝ પઢત !"

આ રિવાયત ટાંકનાર હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહનું બયાન છે : હઝરત ખુબૈબ બિન અદી પહેલા ગૃહસ્થ છે જેમણે ઇંસ્લામ ખાતર અલ્લાહના રસ્તામાં કતલ થવા પહેલાં બે રકઅત નમાઝ પઢવાનો રિવાજ ચાલુ કર્યો. એ પછી હઝરત ખુબૈબને ફાંસીના તખતા પર ઊભા કરીને દોરડીઓથી મુશ્કેટાટ જકડી લેવામાં આવ્યા. તે વેળા એમણે બારગાહે-ઇલાહીમાં દુઆ માગી :

| | |
|---|---|
| અલ્લા હુમ્મ ઇન્ના કદ બલ્લગ્ના | હે અલ્લાહ ! અમે પહોંચાડી દીધો |
| રિસાલત રસૂલિક | તારા રસૂલનો સંદેશો. |
| ફ-બલ્લગ્ - હુલ - ગદાત | તો તું પણ ખબર આપી દે તારા રસૂલને સવારે, કે |
| મા યુસ્નઉ બિના. | શું મામલો બન્યો અમારી સાથે ? |

એ પછી હઝરત ખુબૈબ રદિયલ્લાહુ અન્હુએ અલ્લાહની બારગાહમાં આ દુઆ માગી :

| | |
|---|---|
| અલ્લા-હુમ્મ અહસિ-હિમ અ-દ-દા. | હે અલ્લાહ ! આ કુફ્ફારને એક સ્થળે એકઠા કરજે ! |
| વકતુલ-હુમ બ-દ-દા. | અને એમને વીણી-વીણીને કતલ કરજે ! |
| વલા તુગાદિર મિન્હુમ અ-હ-દા. | અને એમાંના એકને પણ જીવતો નહિ છોડજે ! |

એ પછી કુરૈશી કાફિરોએ હઝરત ખુબૈબ રદિયલ્લાહુ અન્હુને કતલ કરી નાખ્યા. અલ્લાહ તઆલાની લાખો રહમતો હો એમના પવિત્ર આત્મા પર !

હઝરત અમીર મુઆવિયહ બિન અબૂ સુફયાન પોતાનો અનુભવ વર્ણવતાં કહ્યા કરતા કે, "ખુબૈબની હત્યા વેળા હું પણ મારા પિતા અબૂ સુફયાન સાથે લોકોના ટોળામાં ઊભેલો હતો. ખુબૈબને મુખે બદ-દુઆના આ ખોફનાક શબ્દો સાંભળતાં જ મારા પિતા અબૂ સુફયાન મને ઝાલીને તરત જમીન પર આડા થઇને લેટી ગયા. અરબના લોકોની માન્યતા હતી કે કોઇને બદ-દુઆ કે શ્રાપ આપવામાં આવે અને તે તરત પડખાંભેર જમીન પર લેટી જાય તો શ્રાપના શબ્દો ફોગટ જાય છે અને કોઇ તરહનું નુકસાન થવા પામતું નથી."

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ખુબૈબે ઉહુદના યુધ્ધમાં હારિસ઼ બિન આમિર નામે કુરૈશી કાફિરને કતલ કર્યો હતો. હારિસ઼ના પુત્રોએ હઝરત ખુબૈબને કુરૈશ પાસેથી ખરીદી લીધા હતા કે જેથી બાપના બદલામાં હઝરત ખુબૈબને કતલ કરી નાખે. હારિસ઼ના એક પુત્રનું નામ ઉકબા બિન હારિસ઼ હતું.

આ ઉકબા બિન હારિસ઼ અલ્લાહના સોગંદ ખાયને કહે છે કે, "વલ્લાહ ! ખુબૈબ બિન અદીને મેં કતલ નથી કર્યા કેમકે તે વેળા હું સગીર વયનો છોકરો હતો. બન્યું એમ કે બનૂ અબ્દે-દાર વાળા અબૂ મૈસરહએ મારા હાથમાં ભાલો પકડાવી દીધો. પછી તેણે મારો ભાલાવાળો હાથ ઝાલીને ખુબૈબના બદનમાં એ ભાલો ભોંકી દીધો અને વારંવાર મારા હાથથી ભાલો ભોંકી-ભોંકીને તેમને કતલ કરી નાખ્યા." [૧]

---

૧. હુજૈર બિન અબૂ ઇહાબ તમીમી જેણે હઝરત ખુબૈબ રદિયલ્લાહુ અન્હુને કુરૈશ પાસેથી ખરીદી લીધા હતા તે આ ઉકબા બિન હારિસ઼નો મા-શરીક ભાઇ હતો. બાદમાં ઉકબા બિન હારિસ઼ મુસલમાન બની ગયા હતા. "હ"

**હઝરત ઉમરના સમયનો બનાવ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કેટલાક જાણકાર ગૃહસ્થોએ મને આ ઘટના કહી સંભળાવી કે, મુસલમાનોના બીજા ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુએ સઈદ બિન આમિર બિન જિઝૈમ જુમહીને મુલ્કે-શામના કેટલાક પ્રાંતોના ગવર્નર બનાવીને મોકલાવ્યા હતા. આ ગવર્નર સાહેબ કોઈ માનસિક બીમારીના રોગી હતા. અવારનવાર એમને બેહોશીના દવરા પડતા હતા. બેઠાં-બેઠાં લોકોની સામે બેહોશ થઈને ઢળી પડતા હતા. એમના રોગનું વર્ણન હઝરત ઉમરની સામે કરવામાં આવ્યું અને કહેવામાં આવ્યું કે આ ગવર્નર સાહેબ કોઈ માનસિક વિકૃતિના રોગથી પીડાઈ રહ્યા છે જેના કારણે કોઈકવાર બેઠાં-બેઠાં અચાનક બેહોશ થઈ જાય છે.

એ પછી એક પ્રસંગે ગવર્નર સાહેબ હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુના દરબારમાં હાજર થયા. વાતચીત દરમિયાન હઝરત ઉમરે પૂછયું, ''સઈદ ! કહો તો ખરા તમને શું તકલીફ છે ? તમે બેઠાં-બેઠાં બેહોશ કેમ થઈ જાઓ છો ?''

હઝરત સઈદ બિન આમિર બોલ્યા, '' હે અમીરૂલ-મુઅમિનીન ! વલ્લાહ મને કોઈ તકલીફ નથી. ન હું માનસિક વિકૃતિનો રોગી છું ન મારી જાતમાં કોઈ જાતનો બગાડો છે. અસલ વાત આટલી છે કે જયારે ખુબૈબને કતલ કરવામાં આવ્યા તો તમાશો જોનારાઓના ટોળાંમાં હું પણ હાજર હતો. બીજા લોકોની પેઠે મેં પણ ખુબૈબની બદ-દુઆના આ શબ્દો સાંભળ્યા હતા :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ અહસિ-હિમ અ-દ-દા. | હે અલ્લાહ ! આ લોકોને એક જગાએ ભેગા કરજે ! |
| વકતુલ-હુમ બ-દ-દા. | અને વીણી વીણીને એમને કતલ કરજે ! |
| વલા તુગાદિર મિન્હુમ અ-હ-દા. | અને એમાંના એકને પણ નહિ છોડજે ! |

હે અમીરૂલ-મુઅમિનીન ! એ પછી મારી આ હાલત થઈ ગઈ કે જયારે પણ ખુબૈબની બદ-દુઆના આ શબ્દો મને યાદ આવે છે તો મારા કાનોમાં તેના ભણકારા વાગે છે અને એજ પળે હું બેહોશ થઈ જાઉં છું.''

આમ કહેતાં જ ગર્વનર સાહેબ હઝરત ઉમરની સામે બેહોશ થઈને ઢળી પડયા.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત ખુબૈબ રદિયલ્લાહુ અન્હુ ''અશહુરે-હરામ'' એટલે હરામ મહિના ખતમ થયા ત્યાં સુધી કુરૈશી કાફિરોની કેદમાં રહ્યા. કેદ દરમિયાન એમના પગોમાં લોખંડી બેડીઓ નાખી દેવામાં આવી હતી અને ગૈબથી રોજી મળતી હતી. હરામ મહિના વીતી જવા પછી એમને કતલ કરવામાં આવ્યા.

**હતભાગી મુનાફિકોના ઝેરીલા ટાણા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : ''રજીઅ સ્થળે હિચકારા, હિંસાખોર અને દગલબાજ કાફિરો તરફથી બેગુનાહ મુસલમાનો પર જે આગધારી આફત નાઝિલ થઈ અને હઝરત મરસદ બિન અબી મરસદ હઝરત આસિમ બિન સાબિત તથા એમના સાથીઓ કટ્ટર કાફિરોની ગદ્દારીથી શહીદ થઈ ગયા તો મદીનહના મુનાફિકો ટાણા મારવા લાગ્યા :

| | |
|---|---|
| યા વૈહ ! હાઉલાઇલ - મફતૂનીન ! | નખ્ખોદ વળે આ પાગલોનું ! |
| અલ્લઝીન હ-લ-કૂ | જેઓ પોતે કપાઈ મર્યા. |
| લા હુમ કઅદૂ ફી અહલી-હિમ | ન પોતાના બાલબચ્ચાંમાં રહી શકયા |

| | |
|---|---|
| વલા હુમ ઉદ્દુ | અને ન સંદેશો પહોંચાડી શકયા |
| રિસાલતા સાહિબિ-હિમ. | પોતાના રસૂલનો. |

એટલે રજીઅ સ્થળે શહીદ થનારા સહાબા નાલાયક માણસો હતા. પાગલો પેઠે કતલ થઇ ગયા. ન પોતાના ઘરોમાં બાલબચ્ચાં સાથે રહી શકયા ન પોતાના પયગમ્બરનો સંદેશો પહોંચાડી શકયા. ન બાલબચ્ચાનું ભલું કરી શકયા ન પોતાનું ભલું કરી શકયા. જેમકે મુનાફિકોએ આ શબ્દો પણ કહ્યા : ''વમા અસાબ ઉલા-ઇકન-નસ્રુ મિનલ-ખૈર બિલ્લઝી અસાબહુમ.'' એટલે પાગલોની આ ટોળી કોઇ પ્રકારની ભલાઇ મેળવી શકી નહિ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : એના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''વ ઇઝા તવલ્લા સઆ ફીલ-અર્દિ લિ-યુફસિદા ફીહા......''

''અને હે નબી ! આ લોકો જયારે આપની પાસેથી મુખ ફેરવીને જાય છે તો ધરતીમાં ફિત્નો-ફસાદ ફેલાવવાના પ્રયત્નો શરૂ કરી દે છે અને ખેતીઓ તથા નસલોને બરબાદ કરી નાખવાની કોશિશો કરે છે. અને અલ્લાહ ફસાદ કે તબાહી અને બરબાદીને પસંદ કરતો નથી.''

''અને જયારે તેઓને કહેવામાં આવે છે કે અલ્લાહથી તો ડરો ત્યારે (તેઓ અભિમાન કરે છે જેથી) તેઓનું અભિમાન તેઓને વધારે પાપો તરફ દોરે છે. તો એવાઓ માટે તો જહન્નમ જ બસ છે અને તે બહુ બુરૂં ઠેકાણું છે.

અને લોકોમાંથી કેટલાક એવા છે જેઓ અલ્લાહની ખુશ્નૂદી કે પ્રસન્નતા મેળવવા માટે પોતાની જાનો સુધ્ધાં વેચી દે છે. અને અલ્લાહ પોતાના બંદાઓ પર બેહદ દયાળુ છે.''

''હે મુસલમાનો ! ઇસ્લામમાં સંપૂર્ણ રીતે દાખલ થઇ જાઓ અને શયતાનને પગલે ન ચાલો. બેશક તે તમારો ખુલ્લો દુશ્મન છે.'' [1]

એટલે સાચા મુસલમાનો અલ્લાહના રાહમાં ઇસ્લામના દુશ્મનો સાથે જિહાદ કરીને અને સચ્ચાઇ પર અડગ રહીને રાજીખુશીથી મૃત્યુને આમંત્રણ આપે છે અને આ રીતે પોતાની જાનોને અલ્લાહની ખુશ્નૂદી માટે વેચી દે છે. આયતનો ઇશારો રજીઅની એજ ઘટના તરફ છે.

(સંપાદકની નોંધ : હઝરત ખુબૈબ બિન અદી રદિયલ્લાહુ અન્હુની કરૂણ શહાદત પ્રસંગે ખુદ હઝરત ખુબૈબે રચેલા ૧૦ શેઅરોના દર્દનાક કાવ્ય ઉપરાંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઇર હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ રજીઅની આ કમનસીબ ઘટના અંગે રચેલા ૫૩ શેઅરોના મરસિયાઓ, અલ્લામા ઇબ્ને હિશામે અહીં પૂરા એક પ્રકરણમાં ટાંકેલા છે. ઇખ્તેસારના હેતુએ થોડાક શેઅરો તરજુમા સાથે અહીં રજૂ કરીએ છીએ.)

**હઝરત ખુબૈબના દર્દનાક શેઅરો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રજીઅના ઝરણા સ્થળે દગલબાજ

૧. સૂરએ-બકરહ પારહ ૨ આયત ૨૦૫-૨૦૬-૨૦૭-૨૦૮

કાફિરોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા સહાબા સાથે ગદ્દારી કરી તેને લગતા કાવ્યોમાં તે શેઅરો પણ છે જે હઝરત ખુબૈબે તે વેળા કહ્યા જ્યારે તેમને ફાંસી આપવા માટે કાફિરોનું મોટું ટોળું એકઠું થઈ ગયું હતું. હઝરત ખુબૈબ કહે છે :

**લકદ જમ્મઅલ-અહઝાબુ હવલા વ અલ્લબૂ, • કબાઇલ-હુમ વસ્તજ - મઊ કુલ્લ મજમઇ.**

જુઓ તો ખરા ! આ ટોળાંઓએ પોતપોતાના કબીલાઓને મારી ચોગર્દમ એકઠા કરી લીધા છે. તેઓએ બૂમો પાડી-પાડીને લોકોનું ટોળું ભેગું કરી લીધું છે.

**વકદ જમ્મઊ અબ્ના-અહુમ વ નિસાઅ-હુમ, • વ કુર્રબ્તુ મિન જિઝઇન તવીલિન મુમન-નઇ.**

તેઓએ પોતાના પુત્રોને અને પોતાની સ્ત્રીઓને બૂમાબૂમ કરીને મોટું ટોળું ભેગું કરી લીધું અને મને એક લાંબા થાંભલાં પાસે ઊભો કરી લીધો છે.

**ફ - ઝલ - અર્શે સબ-બિરની અલા મા યુરાદુ-બી, • ફકદ બદ-દઊ લહમી વકદ યાસા મત્મઇ.**

તો હે અર્શના માલિક ! મારા માટે જે મનસૂબો ઘડવામાં આવ્યો છે તેની ઉપર ધીરજ ધરવાની મને સદ્‌બુધ્ધિ આપજે ! આ હિંસાખોરોએ મારા માંસની બોટી-બોટી કરી નાખવાનું વિચારી લીધું છે તો હવે મારી દરેક આશા, નિરાશામાં પલટાઈ ગઈ છે.

**વ ઝાલિક ફી ઝાતિલ-ઇલાહે વ ઇંય યશઅ, • યુબારિક અલા અવસાલિ શલ્વે મમઝ-ઝઇ.**

આ બધું ચોખ્ખી રીતે અલ્લાહના રાહમાં બની રહ્યું છે. તે ચાહશે તો મારા શરીરના કરી નાખેલા અલગ-અલગ ટુકડાઓમાં બરકત નાઝિલ કરી દેશે.

**વમા બી હઝરુલ- મવતે ઇન્ની લ-મૈયિતુન, • વલાકિન હિઝારી જહમ નારુન મુલફ-ફઇ.**

મને મોતનો કોઈ ડર નથી. હું તો મરી જનારો છું. પરંતુ મને જહન્નમની આગના, લાંબે સુધી લપેટી લેનારા ભડકાઓનો ડર છે.

**ફવલ્લાહિ મા અરજૂ ઝા-મિત્તુ મુસ્લિમન, • અલા ઐયિ જમબિન કાના ફિલ્લાહિ મસરિઇ.**

અલ્લાહના રાહમાં કયા પડખે પછાડીને મને મારી નાખવામાં આવશે તેનો તો અલ્લાહના સોગંદ, મને કોઈ ડર કે ગમ નથી, જ્યારે કે હું મુસલમાન તરીકે મરી રહ્યો છું.

**ફ - લસ્તુ બિ-મુબદિન લિલ-અદુવ્વે તખશ-શુઅન, • વલા જઝઅન ઇન્ની ઇલલ-લાહિ મરજિઇ.**

તો દુશ્મનની સામે હું કોઈ તરહનો ગભરાટ કે હલકટપણું જાહેર કરનારો નથી. કેમકે હું તો અલ્લાહના તરફ પલટીને જઇ રહ્યો છું.

**હઝરત હસ્સાને રચેલો મરસિયો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિતે હઝરત ખુબૈબની શહાદત અંગે આ શેઅરો કહ્યા :

**મા બાલુ ઐનિકા લા તરકા મદમ-અહા, • સહહન અલસ સદરિ મિસ્લલ લુઅલુ-ઇલ - કલિકિ.**

તારી આંખોને શું થઇ ગયું છે કે તારાં આંસુઓ થંભતાં જ નથી અને તૂટેલાં મોતીઓ પેઠે અનરાધાર સીના પર વહયે જ ચાલ્યાં જાય છે !

**અલા ખુબૈબિન ફતલ ફિત્યાને કદ અલિમૂ, • લા ફશિલિન હીના તલકાહુ વલા નઝિકિ.**

આ આંસુઓ નવયુવકોના નવયુવક ખુબૈબ પર વહી રહ્યાં છે. લોકો જાણે છે કે મુકાબલા વેળા તે ન તો બુઝદિલ કે ડરપોક પુરવાર થતો હતો અને ન તે તૂંડમિજાજી કે ભૂંડી ટેવો વાળો હતો.

**ય્યા ઐનુ જૂદી બિ-દમ્ઈન મિન્કા મુન-સકિબિન, • વ અબ્કી ખુબૈબન મઅલ-ફિત્યાને લમ યઉબિ.**

હે આંખ ! તારાં લગાતાર વહેનારાં ચોધાર આંસુઓની સખાવત ચાલુ રાખજે જ્યારે કે હું ખુબૈબ પર રડું! તે ખુબૈબ જે પોતાના જવાનો સાથે પાછો પલટીને નથી આવ્યો.

**કદ હાજા ઐની અલા ઈલ્લાતિ અબ-રતિહા, • ઈઝ કીલા નુસ્સા ઈલા જિઝઈમ મિનલ-ખુશબિ.**

રડતાં-રડતાં આંખો એમ જ સુકાઈ ગઈ હતી અને હવે આંસુઓનું નીકળવું પણ દુશ્વાર બની ગયું હતું. તેમ છતાં જ્યારે એવા ગમનાક સમાચાર મળ્યા કે ખુબૈબને ફાંસીને માચડે લટકાવીને મારી નાખવામાં આવ્યા છે તો ધસારાભેર આંસુઓનો ધોધ ફૂટી નીકળ્યો. [1]

**હઝરત ખુબૈબ અને રફીકોનો માતમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિતે આ શેઅરોમાં હઝરત ખુબૈબ તથા તેમના શહીદ થયેલા સાથીઓનો મરસિયો કહ્યો છે :

**સલ્લલ-ઈલાહિ અલલ-લઝીન તતા-બઊ • યવમર - રજીએ ફ-અકરિમૂ વ ઉસીબૂ.**

અલ્લાહ તઆલા તે લોકો પર પોતાની રહમત નાઝિલ કરે જેઓ એક પછી એક રજીઅ સ્થળે કતલ થઈ ગયા અને એજ કારણે તેઓ માનપાનવાળા અને પ્રતિષ્ઠાશાળી પણ બની ગયા અને સવાબના હકદાર પણ ઠરી ગયા.

**રઅસસ સરિય્યતે મરસદુંવ - વ - અમીરુ હુમ • વબ્નલ - બુકૈરે ઈમામુ - હુમ વ ખુબૈબુ.**

આ કતલ થનારાઓમાં એ જમાઅતના અમીર કે સરદાર મરસદ હતા અને તેઓના ઈમામ કે આગેવાન ઈબ્ને બુકૈર તથા ખુબૈબ હતા.

**વબ્નુ લિ-તારિક વબ્નુ દસિનતા મિન્હુમ, • વ અફાહુ સમ્મ હિમા-મુહુલ - મકતૂબિ.**

અને તેઓમાં ઈબ્ને તારિક અને ઈબ્ને દસિનહ હતા. એ બંને અલ્લાહના રાહમાં સંપૂર્ણરીતે વફાદારીને વળગી રહ્યા. પછી તકદીરી મોતના શિકાર બની ગયા.

**વલ-આસિમલ - મકતૂલુ ઈન્દ રજીઇ - હિમ • કસબલ - મઆલી ઈન્નહૂ લ-કસૂબિ.**

અને તેઓમાં આસિમ છે જેમને રજીઅ મુકામે કતલ કરવામાં આવ્યા. તેમણે ઊંચા મરતબા મેળવી લીધા અને ઊંચા મરતબા મેળવી લેવામાં તેઓ બહુ ઝડપી ગતિના હતા.

**મનઅલ - મુકાવતા અંય-યનાલૂ ઝહ-રહૂ, • હત્તા યુજાલિદુ ઈન્નહૂ લ નજીબિ.**

તેઓએ નામોશી કે હલકટપણું પોતાની નઝદીક પણ આવવા દીધું નહિ, અને આ વાત ગવારા નહિ કીધી કે પૂરી રીતે મુકાબલો કર્યા વિના દુશ્મન તેઓની ઉપર કાબૂ મેળવી લે. ખરેખર તેઓ કુળવાન અને ખાનદાની નબીરા હતા.

---

૧. પચાસેક શેઅરોનો લાંબો મરસિયા છે. નમૂના દાખલ થોડાક શેઅરો લખી દીધા છે. "હ"

**હઝરત ખુબૈબની હત્યાના સાક્ષીઓ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જે લોકો બૂમબરાડા પાડતા અને દેકારા તથા પડકારા ગજાવતા હઝરત ખુબૈબની ફાંસી પ્રસંગે એકઠા થઈને પોતાની આંખે કતલનો તમાશો જોતા હતા તે એક જંગી ટોળું હતું. એમાંથી કેટલાક કુરૈશી કાફિરોના નામો આ છે : (૧) ઈકરિમહ બિન અબૂ જહલ (૨) સઈદ બિન અબ્દુલ્લાહ બિન અબૂ કૈસ બિન અબ્દે-વુદ્દ (૩) અખનસ બિન શરીક સકફી (૪) ઉબૈદહ બિન હકીમ બિન ઉમૈયહ બિન હારિસહ (૫) ઉમૈયહ બિન અબૂ ઉત્બહ (૬) અલ-હદરમીના કુટુંબીજનો અને કુરૈશનું જંગી ટોળું.

**હઝરત હસ્સાનનું નિંદાકાવ્ય**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિતે લિહયાન અને હુઝૈલ કબીલાની ગદ્દારી પ્રત્યે ધિક્કાર જાહેર કરતાં ફરમાવ્યું :

**ઈન સર્રકલ ગદરૂ સિફ્ફન લા મિઝાજા લહૂ • ફાતિર રજીઆ ફ-સલ અન દારિલ હયાને.**

અગર તને આણીશુધ્ધ એટલે મેળવણી વગરની ગદ્દારીથી ખુશી થતી હોય તો રજીઅ સ્થળે પહોંચી જા અને ત્યાં જઈને લિહયાનનું ઘર પૂછી લે. (અહીં ગદ્દારીની કળાનું શિક્ષણ લેવાની ખરી તક મળી જશે.)

**કવમુન તવાસવ બિ - અકલિલ જારે બૈનહુમ • ફલ કલ્બુ વલ કિ-ર-દુ વલ ઈન્સાનુ મિસ્લાને.**

લિહયાન એક એવી કૌમ છે જેણે પાડોશીને ઓઈયાં કરી જવાની એકબીજાને વસીય્યત કરી રાખી છે. આ કૌમની નજરમાં કૂતરાં, વાંદરાં અને ઈન્સાન બધાં સરખાં જ હોય છે.

**લહલ્લાહે લિહયાનન ફ-લૈસત દિમાઉ હુમ • લના મિન કતીલા ગદ-રતિન બિ-વફાએ.**

અલ્લાહ તઆલા લિહયાન કબીલાની ચામડીના ચીંથરાં ઉડાડી દે ! તેઓએ અમારા આદમીઓ સાથે ગદ્દારી કરીને તેઓને કતલ કરાવી નાખ્યા. અમે તેઓના ખૂનનું વેર લઈશું. એ ગદ્દારી નહિ લેખાશે.

**ફલા વલ્લાહે મા તદરી હૈઝેલુન • અસાફિન માઉ ઝમઝમા અમ મશૂબુ.**

હુઝૈલનો કબીલો વલ્લાહ ! અજીબો-ગરીબ અને વિચિત્ર કબીલો છે. તેને આ વાતનું પણ ભાન નથી કે ઝમઝમના કૂવાનું પાણી પવિત્ર છે કે ગંદું અથવા પાક છે કે નાપાક ?

---

## પ્રકરણ ૧૧૫

# બીરે-મઊનહનો હત્યાકાંડ

## (માહે-સફર સન ૪ હિજરી)

તબલીગ માટે અબૂ બરાઅની દરખાસ્ત • ધર્મધુરંધર સહાબાની જમાઅત • આમિરની ગદ્દારી અને દગલબાજી • હઝરત મુનઝિરની શહાદત • બે અજાણા આમિરીઓની હત્યા • સહાબાની કત્લે આમનો સદમો • હઝરત આમિરની લાશનો અજીબ બનાવ • જબ્બાર બિન સુલમીનું બયાન • અબૂ બરાઅનો બદ અંજામ • હઝરત હસ્સાનનું વિલાપ-કાવ્ય.

**તબલીગ માટે અબૂ બરાઅની દરખાસ્ત**———ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ શવ્વાલના બાકીના દિવસો ઉપરાંત ઝુલ-કઅદહ, ઝુલ-હિજજહ અને મુહર્રમના મહિનાઓમાં મદીનહમાં જ બિરાજમાન રહ્યા. આ વરસના હજજની ક્રિયાઓ અને બીજી તમામ ધાર્મિક વિધિઓના કાર્યક્રમનો સૂકતે વહીવટ કુરૈશી મુશરિકોના હાથમાં રહ્યો. એ પછી જંગે-ઉહુદના ચાર મહિના બાદ સફરના મહિનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાની એક જમાઅતને તૈયાર કરીને બીરે-મઊનહ તરફ કૂચ કરવાનો હુકમ ફરમાવ્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : સહાબાની આ જમાઅતને બીરે-મઊનહ મોકલવા અંગે જે કંઇ માહિતી મને મળવા પામી તે મારા પિતાજી ઇસ્હાક બિન યસારે તથા અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન મુહંમદ બિન અમ્ર વગેરેએ મુગીરહ બિન અબ્દુર્રહમાન બિન હારિસ્ બિન હિશામના મુખે સાંભળીને મને તેનું વર્ણન કરતાં કહ્યું કે,

અબૂ બરાઅ આમિર બિન માલિક બિન જઅફર નામે જાણીતો સરદાર જે "મુલાઇબુલ-અસિન્નહ" એટલે બરછીઓના ખેલાડી તરીકે ચોમેર પંકાયેલો હતો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મદીનહ હાજર થયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પ્રથમ તેને ઇસ્લામનું આમંત્રણ આપ્યું. આમંત્રણનો જવાબ તેણે ન હકારમાં આપ્યો ન નકારમાં આપ્યો. અર્થાત ગોળ-ગોળ વાતો કરીને તેણે ન ઇસ્લામનો ઇન્કાર કર્યો ન ઇસ્લામનો સ્વીકાર કર્યો. એ પછી તેણે દરખાસ્ત રજૂ કરતાં અરજ કરી :

> "હે મુહંમદ ! અગર તમે પોતાના રફીકોમાંથી થોડાક જાણકાર ગૃહસ્થોને નજદ પ્રદેશની વસતિઓમાં મોકલાવી આપો અને તેઓ ત્યાં આવીને તમારો પયગામ પહોંચાડે, ઇસ્લામની તબલીગ કરે, લોકોને ઇસ્લામનું આમંત્રણ આપે તો મને ખાતરી છે કે નજ્દની વસતિઓના

ઢગલાબંધ માણસો તમારા પયગામ પર લબ્બૈક પોકારીને જરૂર મુસલમાન બની જશે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જવાબમાં ફરમાવ્યું, ''ઇન્ની અખ્શા અલૈહિમ અહલ-નજ્દિન.''એટલે મને મારા માણસો વિશે નજદવાસીઓ તરફથી ધાસ્તી લાગે છે.

અબૂ બરાઅ બોલ્યો, ''અના લહુમ જારુન, ફબ્અસ્-હુમ, ફલ-યદ-ઉન-નાસ ઇલા અમરિક.''હું તેઓના સંરક્ષક અને સહકારી તરીકે તેઓના સંગાથે રહીશ. તમે બેધડક તેઓને મારી સાથે મોકલાવી આપો કે જેથી તેઓ ત્યાંના લોકોને તમારા સંદેશાનું આમંત્રણ આપે.

**ધર્મધુરંધર સહાબાની જમાઅત**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ બરાઅ આમિર બિન માલિકની દરખાસ્ત મંજૂર ફરમાવીને પોતાના ૪૦ સહાબાની એક જમાઅતને નજ્દના ઇલાકામાં જવા માટે તેના સંગાથે કરી દીધી. એ બધા કેળવાયેલા ધર્મજ્ઞાનીઓની જમાઅત હતી. એમાં નીચે મુજબ ગૃહસ્થો પણ શામિલ હતા :

૧—— હઝરત મુનઝિર બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ એમનો લકબ ''અલ-મુઅનિક લિ-યમૂત'' હતો એટલે શહાદતની મોત માટે ઝડપથી દોડનાર. હઝરત મુનઝિર બનૂ સાઇદહની બિરાદરી સાથે ભાઇચારાને રિશ્તે જોડાયેલા હતા. ૪૦ સહાબાની તબલીગી જમાઅતના એ જ અમીર હતા.

૨—— હઝરત હારિસ્ બિન સિમ્મહ રદિયલ્લાહુ અન્હુ.

૩—— હઝરત હરામ બિન મિલહાન. રદિયલ્લાહુ અન્હુ. આ બંને ગૃહસ્થો બનૂ અદી બિન નજ્જાર કબીલાના મુવાખાતી ભાઈ હતા.

૪—— હઝરત ઉર્વહ બિન અસમા બિન સલ્ત સુલમી રદિયલ્લાહુ અન્હુ.

૫—— હઝરત નાફિઅ બિન બુદૈલ બિન વરકાઅ ખુઝાઇ રદિયલ્લાહુ અન્હુ.

૬—— હઝરત આમિર બિન ફુહૈરહ રદિયલ્લાહુ અન્હુ. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુના આઝાદ કરેલા ગુલામ. મદીનહની હિજરત વેળા સફરના સાથી.

એવી જ રીતે ૪૦ ચુનંદા અને ધર્મધુરંધર વિદ્વાનોની આ જમાઅત હતી.

**સંપાદકની નોંધ**————સહીહ બુખારીની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ બરાઅ આમિર બિન મલિક સાથે ૪૦ નહિ, ૭૦ અનસારી સહાબાની જમાઅત મોકલાવી હતી. એ બધા ઊંચા પાયાના ધર્મજ્ઞાનીઓ, કુર્આનના નિષ્ણાત કારીઓ અને સૂફી-દરવેશો જેવા ગુણો ધરાવનારા પાકબાઝ કે પવિત્ર પુરૂષો હતા. એમાંના ઘણાખરા ''અસહાબે-સુફ્ફહ''માંથી હતા. અને બધા જ દીની ઉલૂમના આલિમ-ફાઝિલ હતા. એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે ઇસ્લામ અને કુર્આનનું શિક્ષણ આપીને તબલીગી કામના નિષ્ણાત બનાવ્યા હતા. એમનો રોજિંદો નિયમ હતો કે દિવસના અમુક ભાગે જંગલમાંથી લાકડાં કાપી લાવતાં અને સાંજે તેને વેચીને પોતાનું ગુજરાન ચલાવતા અને બાકીનો સમય ઇલ્મે-દીન હાસિલ કરવામાં ગુજારતા. રાતનો મોટો ભાગ તહજ્જુદ અને તિલાવતમાં લાગેલા રહેતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૩૯૦- સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૮૫) ''હ''

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુનઝિર બિન અમ્રની, આ તબલીગી

જમાઅતના અમીર તરીકે નિમણુક કરેલી હતી. આ લોકો પ્રવાસની મંઝિલો વટાવતા છેવટે ''બીરે-મઊનહ'' સ્થળે પહોંચી ગયા. આ સ્થળ બનૂ સુલૈમ કબીલાના એક કૂવાનું નામ હતું જે બનૂ આમિર અને બનૂ સુલૈમની બે વસતિઓની વચ્ચે આવેલો હતો.

મદીનહથી ઊપડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ આમિર કબીલાના સરદાર આમિર બિન તુફૈલને નામે એક કાગળ લખીને હઝરત હરામ બિન મિલહાનને આપતાં ફરમાવ્યું હતું, ''મારો આ કાગળ આમિર બિન તુફૈલને હાથોહાથ પહોંચાડી દેજો !''

**આમિરની ગદ્દારી અને દગલબાજી**——————બીરે-મઊનહ મુકામે પહોંચીને તબલીગી જમાઅતના સભ્યોએ પડાવ નાખી દીધો. જમાઅતના અમીરે હઝરત હરામ બિન મિલહાનને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાગળ પહોંચાડવા માટે આમિર બિન તુફૈલ તરફ રવાના કર્યા. અલ્લાહના દુશ્મન આમિર બિન તુફૈલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઈને તેને વાંચવા પહેલાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂત હઝરત હરામ બિન મિલહાનને તલવારના એક જ ઝાટકે કતલ કરી નાખ્યા. અને તરત જ બૂમાટા પાડી-પાડીને પોતાની કૌમને તાબડતોડ ભેગી કરી અને તેઓને હુકમ ફરમાવ્યો કે અબઘડી બીરે-મઊનહ જઈને મુસલમાનો પર તૂટી પડો અને એકેકને વીણી-વીણીને કતલ કરી નાખો.

જવાબમાં તેની કૌમના લોકોએ તેનો હુકમ માનવાનો ચોખ્ખો ઈન્કાર કરી દીધો અને કહ્યું, ''તમારા કાકા અબૂ બરાઅએ આ મુસલમાનોના રક્ષણનું મુહંમદને વચન આપી દીધું છે. તેના આ વચનનો અમે કેવી રીતે ભંગ કરી શકીએ ?''[1]

આ જવાબથી નિરાશ થઈને અલ્લાહના દુશ્મન આમિર બિન તુફૈલે પોતાની કૌમને પડતી મૂકી અને બનૂ સુલૈમના કબીલાઓને મુસલમાનો પર તૂટી પડવાની હાકલ કરી. આ કબીલાઓમાં બનૂ ઉસૈયહ, બનૂ રિઅલ અને  બનૂ ઝકવાનનો સમાવેશ હતો. આ કબીલાઓના ખૂની લોકોએ અલ્લાહના દ્રોહી આમિર બિન તુફૈલના જંગલી હુકમનું પાલન કર્યું. તીરકામઠાં અને તલવારો લઈને દોડી આવ્યા અને મુસલમાનોને ચારે તરફથી ઘેરી લીધા. મુસલમાન બહાદુરો પણ તેઓની ગદ્દારી જોઈને કટોકટીની પળ પારખી ગયા અને તલવારો ખેંચી કાઢીને પોતાથી અનેક ગણા દુશ્મનો પર તૂટી પડયા અને મરણિયા બનીને ત્યાં સુધી લડયા કે એક-એક કરીને અલ્લાહના રાહમાં શહીદ થઈ ગયા. અલ્લાહની અપાર રહમતો હો એ વીરનરોના પવિત્ર આત્માઓ પર !

શહીદ થયેલા આ મુજાહિદોમાં ફકત હઝરત કઅબ બિન ઝૈદ હતા જેઓ જીવતા રહી જવા પામ્યા. હઝરત કઅબ પણ ગંભીર રીતે ઘવાઈને પોતાના શહીદ સાથીઓની પવિત્ર લાશોમાં પડેલા હતા અને થોડો-થોડો શ્વાસ ચાલતો હતો. કાફિરો એમને મરેલા ધારીને લાશોમાં છોડી ગયા હતા. બાદમાં શહીદ થયેલા સાથીઓની

---

૧. આમિર બિન તુફૈલ પોતાના બનૂ આમિર કબીલાનો સરદાર હતો. અને મુસલમાનોને લઈ આવનાર અબૂ બરાઅ આમિર બિન માલિકનો ભત્રીજો હતો. આમિર બહુ આપખુદ, સત્તાનો ભૂખ્યો અને ગમારો પેઠે જંગલી મનોવૃત્તિનો શખ્સ હતો. સહીહ બુખારીમાં છે કે, એક પ્રસંગે એણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મુસલમાન બનવા માટે ત્રણ વાતોનો પ્રસ્તાવ મૂકતાં કહ્યું હતું : રણ વિસ્તારના તમે માલિક બનો અને હું શહેરી પ્રદેશનો માલિક બનું. બીજું તમારી વફાત પછી મને તમારો ગાદીવારસ બનાવો અને આ શરતો મંજૂર ન હોય તો લડાઈ માટે તૈયાર રહો. યાદ રાખો, મોટું લાવલશ્કર લઈને મદીનહ પર ચઢાઈ કરી દઈશ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એનો આ પ્રસ્તાવ મંજૂર નહિ રાખતાં ફરમાવી દીધું હતું, ''અલ્લાહ અમારા માટે કાફી છે.'' એટલે જ આપે એના કાકા અબૂ બરાઅને ફરમાવ્યું હતું કે, ''મને મારા માણસો માટે નજદવાસીઓ તરફથી ધાસ્તી છે.'' (સીરતુન-નબી જિ.૧ પા. ૩૮૯ હવાલો સહીહ બુખારી) ''હ''

લાશોમાંથી એમને ઉપાડીને લાવવામાં આવ્યા. પછી નસીબની યારીથી ધીરે-ધીરે તંદુરસ્ત થઇને એકદમ સારા થઇ ગયા અને ખન્દકના યુધ્ધમાં શહીદ થઇ ગયા. અલ્લાહની અગણિત રહમતો હો એમના પવિત્ર આત્મા પર !

**હઝરત મુનઝિરની શહાદત**————ઇબ્ને હિશામ કહે છે : બીરે-મઊનહની તબલીગી જમાઅતમાંથી બે સાથીઓ, હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી અને બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત મુનઝિર બિન મુહંમદ બિન ઉકબા બિન ઉહેહા બિન જુલાહ અનસારી પણ હતા જેઓ બીરે-મઊનહ આવવા પછી કાફલાના ઊંટોને ચરાવવા જંગલમાં નીકળી ગયા હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : આ બંને ગૃહસ્થોને પોતાના સાથીઓ પર શું વીતી અને કેવો ખૂંખાર બનાવ તેઓની સાથે બની ગયો તેની કશી ખબર ન હતી. જ્યારે બંને ગૃહસ્થો ઊંટોને ચરાવીને વાપસ થયા તો દૂરથી જોયું કે ગીધ જેવાં પક્ષીઓ આકાશમાં ચકરાવો લેતાં ઊડી રહ્યાં છે, તો બંને બેહદ નવાઇ લાગી. બોલી ઊઠયા, ''વલ્લાહ! કંઇ નવાજૂની થયેલી લાગે છે. જરૂર કોઇ અવનવો મામલો બન્યો છે. પક્ષીઓનો વિચિત્ર ચકરાવો તો જુઓ.''

જ્યારે નઝદીક પહોંચી ગયા તો શું જુએ છે કે બધા સાથીઓની લાશો ખાકો-ખૂનમાં ખરડાયેલી વેરવિખેર હાલતમાં પડેલી છે અને જે કાફિરોએ એમને કતલ કર્યા હતા તેઓ દૂર ઊભેલા છે. હઝરત મુનઝિર બિન મુહંમદ અન્સારીએ પોતાના સાથીને કહ્યું, ''બોલો હવે તમારો શો મત છે ?''

હઝરત અમ્ર બિન ઉમૈયહ બોલ્યા, ''મારા મત મુજબ આપણે મદીનહ જઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બનાવના સમાચાર આપવા જોઇએ.''

હઝરત મુહંમદ બિન મુનઝિરે કહ્યું, ''સમાચાર તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વહી મારફતે મળી ગયા હશે, પણ જે સ્થળે મુનઝિર બિન અમ્ર પોતાના સાથીઓ સાથે કતલ થઇ ગયા ત્યાંથી હું પોતાની જાન બચાવીને પાછો ફરવા માગતો નથી. સાથીઓનો સંગાથ કેવી રીતે છોડું !''

આમ કહીને હઝરત મુહંમદ બિન મુનઝિર દુશ્મનને પડકારતા તેઓના ટોળાં પર તૂટી પડયા અને અનેકને જહન્નમ રસીદ કરીને પોતે પણ શહીદ થઇને જન્નતમાં પહોંચી ગયા.

એ પછી બુઝદિલ અને હિચકારા કાફિરોએ હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને ગિરિફતાર કરી લીધા અને બનૂ આમિર કબીલાના સરદાર આમિર બિન તુફૈલને હવાલે કરી દીધા. આ નરાધમ કાફિરને જ્યારે ખબર પડી કે હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી મુદર કબીલાના એક અગ્રણી ગૃહસ્થ છે તો તેણે એમની પેશાની પરથી ચોટલી જેટલા વાળ કાપી લીધા અને એમને છોડી મૂકતાં કહ્યું, ''જા હું તને આઝાદ કરૂં છું, મારી માએં એક ગુલામને આઝાદ કરવાની માનતા લીધી હતી. મારી મા તરફથી તું આઝાદ છે.''

**બે અજાણા આમિરીઓની હત્યા**————નસીબની બલિહારીથી દુશ્મન કાફિરોના પંજામાંથી આઝાદ થઇને હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી મદીનહ તરફ રવાના થઇ ગયા. બીજા દિવસે જ્યારે કતાદહની ખીણમાં આવેલા ''કર-કરહ''સ્થળે પહોંચ્યા તો અહીં બે અજાણ્યા માણસો સાથે એમનો ભેટો થયો. આ બંને માણસો બનૂ આમિરના કબીલામાંથી હતા.

ઇબ્ને હિશામ કહે છે . આ બંને માણસો બનૂ આમિરના કબીલાના નહિ બલકે બનૂ કિલાબ કબીલામાંથી

હતા અને બીજી રિવાયત મુજબ બનૂ સુલૈમના કબીલામાંથી હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : પછી આ બંને માણસો હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી સાથે ત્યાંના એક જ ઝાડના સાયા તળે આરામ કરવા લાગ્યા. બનૂ આમિરના કબીલા સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સુલેહશાંતિના કરાર થયેલા હતા અને બંધારણ મુજબ બંને એકમેક સાથે પાડોશીઓના હકો પેઠે વર્તવાને બંધાયેલા હતા. પણ હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને આ કરારની ખબર ન હતી.

હઝરત અમ્ર બિન ઉમૈયહએ બંનેને પૂછયું, ''તમે કયા કબીલામાંથી છો ?''

''અમે બનૂ આમિરના કબીલામાંથી છીએ.'' બંનેએ જવાબ આપ્યો.

હઝરત અમ્રે એમને એમ જ રહેવા દીધા અને જયારે તેઓ ઊંઘી ગયા તો હઝરત અમ્રે બંનેને એજ હાલતમાં પોતાની તલવારથી કતલ કરી નાખ્યા અને મનમાં વિચાર્યું કે, બંનેને મારી નાખીને મેં બનૂ આમિરના કબીલા પાસેથી મારા સાથીઓના ખૂનનો દંડ વસૂલ કરી લીધો છે.

એ પછી જયારે હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બનેલા બનાવની વિગત સાથે બે આમિરીઓની કતલનો કિસ્સો કહ્યો તો તેને સાંભળીને આપ બેહદ નારાજ થઈ ગયા. ફરમાવ્યું, ''જુઓ તમે એવા બે શખ્સોને કતલ કર્યા છે જેઓના કબીલા સાથે આપણા સુલેહશાંતિના કરાર હતા. હવે બંધારણ મુજબ એ બંનેના લોહીનો દંડ ચૂકવવો મારા માટે જરૂરી છે.'' [1]

**સહાબાની કત્લેઆમનો આઘાત**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને પોતાના ચુનંદા અને કુર્આનના હાફિઝો, કારીઓ, આલિમો જેવા વિદ્વાન સહાબાઓની અણધારેલી કત્લે-આમથી બેહદ ઊંડો આઘાત લાગ્યો. આમ છતાં આપે અલ્લાહના આદેશ પર રાજી રહીને ધીરજથી કામ લીધું અને ફરમાવ્યું, ''એ અબૂ બરાઅ આમિર બિન માલિક બિન જઅફરનું કારસ્તાન છે. તેણે મને એમના રક્ષણનું વચન આપ્યું હતું છતાં પોતાનું વચન તેણે પાળ્યું નહિ. મને અગાઉથી જ એની ધાસ્તી હતી એટલે જ હું મારા સહાબાને મોકલવા રાજી ન હતો.'' [2]

બીજી તરફ વચન આપનાર અબૂ બરાઅ આમિર બિન માલિકને પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાની કત્લે-આમના સમાચારથી પારાવાર આઘાત લાગ્યો. સૌથી મોટો આઘાત તેને આ વાતનો હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરેલા કોલકરારના, ખુદ તેના નાલાયક ભત્રીજા આમિર બિન તુફૈલે ભૂકકા કરી નાખ્યા હતા. તેને આ વાતનું પણ પારાવાર દુખ થયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

૧. હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનીતા સહાબી હતા. બાદશાહોના દરબારી આદાબ અને રાજકારણના માહિતગાર હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ સુફયાનના બેટી બીબી ઉમ્મે હબીબહ સાથે નિકાહ કર્યા તે વેળા બીબી ઉમ્મે હબીબહ હબશહ દેશમાં હતાં. નિકાહનો પયગામ આપીને આપે હઝરત અમ્ર બિન ઉમૈયહને નજાશી બાદશાહના દરબારમાં મોકલાવ્યા હતા. નજાશી બાદશાહને ઈસ્લામના આમંત્રણનો કાગળ લખ્યો તો એ કાગળ પણ એમને જ આપીને બાદશાહના દરબારમાં મોકલાવ્યા હતા. ''હ''

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ દર્દનાક ઘટનાના સમાચારથી વર્ણવી ન શકાય એટલો ઊંડો આઘાત લાગ્યો હતો. એજ દિવસથી આપે ફજરની નમાઝમાં ''કુનૂતે-નાઝિલહ''પઢવાનું શરૂ કર્યું. નમાઝની બીજી રકઅતમાં રૂકુઅથી સર ઉઠાવવા બાદ કુનૂતે-નાઝિલહમાં દગાબાજ કાફિરો-ખૂનીઓ માટે બદ-દુઆ ફરમાવતા રહ્યા. એક રિવાયતમાં એક મહિનો અને બીજી રિવાયત મુજબ ૪૦ દિવસો સુધી બદ-દુઆ ફરમાવી. એ પછી આપે કુનૂતે-નાઝિલહ પઢવાનું છોડી દીધું. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૬૦ - અસિહ-હુસ સિયર પા. ૧૫૬) ''હ''

અલૈહિ વ સલ્લમને રક્ષણની જામિનગીરી આપવા છતાં આપના સહાબાને બેદર્દીથી રહેંસી નાખવામાં આવ્યા.

**હઝરત આમિરની લાશનો અજીબ બનાવ**————કત્લે-આમના એજ હિંસાકાંડમાં હઝરત અબૂબક્ર સિદ્દીકના આઝાદ ગુલામ હઝરત આમિર બિન ફુહૈરહ પણ શહીદ થઈ ગયા હતા. શહીદ થતાં જ એમનો જનાઝો આકાશ તરફ ઉઠાવવામાં આવ્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : હિશામ બિન ઉર્વહએ પોતાના પિતાજી ઉર્વહની રિવાયત ટાંકતાં મને કહ્યું કે, જયારે હઝરત આમિર બિન ફુહૈરહને કતલ કરવામાં આવ્યા તો એમની લાશ આકાશ તરફ ઊંચે ચઢી ગઇ. લાશનું આકાશે જવાનું દ્રશ્ય ખુદ આમિર બિન તુફૈલે પોતાની આંખથી જોયું હતું. આ અજીબો-ગરીબ દ્રશ્ય જોઈને તે બેહદ નવાઈ પામી ગયો હતો.

હઝરત ઉર્વહનું બયાન છે : જયારે ''બીરે મઊનહ''માં ૭૦ સહાબાને શહીદ કરી નાખવામાં આવ્યા અને હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને કેદ કરી લેવામાં આવ્યા તો આમિર બિન તુફૈલે એક કતલ થનાર તરફ ઈશારો કરીને પૂછયું, ''આ કોણ માણસ છે હે અમ્ર ?''

હઝરત અમ્રે જવાબ આપ્યો, ''એ આમિર બિન ફુહૈરહ છે.''

આમિર બિન તુફૈલ બોલ્યો, ''મેં મારી આંખે જોયું કે જયારે એને કતલ કરવામાં આવ્યો તો એની લાશને આસમાન તરફ ઊંચકવામાં આવી. પછી મેં જોયું કે લાશ આસમાન અને જમીન વચ્ચે અધ્ધર છે. એ પછી લાશને જમીન પર મૂકી દેવામાં આવી.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : બીજી રિવાયત એવી છે કે આમિર બિન તુફૈલે કેદ થયેલા હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને લાશોના ઢગલા પાસે લઈ જઈને કહ્યું, ''તપાસ કરીને મને બતાવો કે કોની લાશ ગાયબ છે?''

હઝરત અમ્રે તપાસને અંતે ફરમાવ્યું, આમિર બિન ફુહૈરહની લાશ દેખાતી નથી.'' [૧]

**જબ્બાર બિન સુલમીનું બયાન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જબ્બાર બિન સુલમી બિન માલિક બિન જઅફરના એક બેટાએ મને આ વિગત જણાવી કે બીરે-મઊનહની કત્લે-આમમાં મારા પિતાજી જબ્બાર પણ મુસલમાનોના ખૂની આમિર બિન તુફૈલની સાથે શામિલ હતા. બાદમાં મારા પિતાજી મુસલમાન બની ગયા હતા. પિતાજીના મુસલમાન બનવાનું કારણ તેઓ પોતે વર્ણવતા હતા. તેમનું બયાન છે કે, આ કત્લે-આમમાં મેં એક મુસલમાનના બંને ખભા વચ્ચે એવા જોરથી ભાલો માર્યો કે ભાલાનું ફળ તેના સીનાને ભેદીને આરપાર નીકળી ગયું. ભાલો ખાતાં જ તે પોકારી ઊઠયો, ''ફુઝતુ વલ્લાહિ !''એટલે અલ્લાહના સોગંદ, હું કામયાબ થઈ ગયો.

તેના આ શબ્દો સાંભળીને હું ચમકી ઊઠયો. નવાઈ પામીને મેં મારા મનમાં કહ્યું, ''શું મેં એને કાપીને ફેંકી નથી દીધો ? પછી એ ''કામયાબ થઈ ગયો'' તેવા શબ્દો કેવી રીતે ઉચ્ચારી શકે ? મરી જવામાં કામયાબી કેવી ? તેના આ શબ્દો મારા દિલ પર કોતરાઈ ગયા. બાદમાં કેટલાક જાણકારોને મેં એના અર્થ પૂછયા તો તેઓએ કહ્યું, ''કામયાબીના અર્થ અલ્લાહના રાહમાં કતલ થવું છે અને અલ્લાહના રાહમાં કતલ થનાર જન્નતમાં જવાની કામયાબી મેળવી લે છે.''

---

૧. હઝરત આમિર બિન ફુહૈરહ રદિયલ્લાહુ અન્હુ બહુ ઊંચા પાયાના સહાબી હતા. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુના આઝાદ કરેલા ગુલામ હતા. હિજરતે-મદીનહના પ્રવાસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ત્રીજા સાથી હતા. ચોથો સાથી તે ભોમિયો હતો જેનું નામ અબ્દુલ્લાહ બિન ઉરૈકિત હતું. ''હ''

આ સાંભળીને મેં મનમાં કહ્યું, "વલ્લાહ ! ત્યારે તો મારા હાથથી કતલ થનાર એ મુસલમાન સાચેસાચ કામયાબ છે. એ પછી હું પોતે પણ સાચા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયો. કેમકે મુસલમાન તરીકે અલ્લાહના રાહમાં કતલ થવાથી જન્નત મળતી હોય તો કાફિર તરીકે જાન આપીને જહન્નમમાં શા માટે જવું ?"

**અબૂ બરાઅનો બદ અંજામ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વાયદો આપીને ૭૦ મુસલમાનોને લઇ જનાર અબૂ બરાઅ આમિર બિન માલિક પણ પોતાના બુરા અંજામે પહોંચી ગયો. તેના ભત્રીજા આમિર બિન તુફૈલે તેની સાથે હડહડતી ગદ્દારી કીધી. નાલાયક ભત્રીજાની આ ગદ્દારી તેના માટે પ્રાણઘાતક નીવડી. એજ ગમમાં પસ્તાવો કરીકરીને અને એજ દુખમાં ઝુરીઝુરીને છેવટે તે મરી ગયો. તેના એક જવાન બેટાનું નામ રબીઅહ બિન અબૂ બરાઅ હતું. તેણે પોતાના બાપના ખૂને-નાહકના વેર તરીકે આમિર બિન તુફૈલ પર હુમલો કરીને ભાલો ઝીંકી દીધો જે આમિરની જાંઘમાં ખૂપી ગયો પણ ઘા ઊંડો ન હોવાથી તે કતલ થવાથી બચી ગયો. હા ઘોડાની પીઠ પરથી લથડિયાં ખાતો ભોંય પર પછડાઇ પડયો અને પડતાં-પડતાં બોલી ઊઠયો.

"આ તો નક્કી મારા કાકા અબૂ બરાઅના વેરનો વાર લાગે છે ! વાંધો નહિ, જો હું મરી ગયો તો મારૂં ખૂન મારા કાકાના મરણનું સાટું થઇ જશે. તમારામાંથી કોઇએ તેની પાછળ પડીને બનેલા મામલાને લંબાવવો નહિ. પણ જો હું જીવતો રહી ગયો તો બનેલા મામલા અંગે શું પગલું લેવું તેનો હું વિચાર કરીને નિર્ણય લઇશ!"

**હઝરત હસ્સાનનું વિલાપ-કાવ્ય**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ બીરે-મઊનહના શહીદો——ખાસ કરીને તેઓના અમીર હઝરત મુનઝિર બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુની કરૂણ શહાદત અંગે ખેદ અને અફસોસ વ્યકત કરતાં માતમી કાવ્યના આ શેઅરો કહ્યાઃ

**અલા કત્લા બીરે-મઊનતા ફસ - તહિલ્લી, • બિ-દમ્ઇલ - ઐનિ સહહન ગયર નઝરિ.**

**અલા ખૈલિર રસૂલે ગદાતા લાકૂ, • મનાયા - હુમ વ લાકત-હુમ બિ-કદરિ.**

દિલ ખોલીને કે મન મુકીને પોતાની આંખોમાંથી આંસુઓ વહાવો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે લશ્કરો પર જેઓને બીરે-મઊનહ મુકામે કતલ કરી નાખવામાં આવ્યાં. એ દિવસે તેઓ મૃત્યુનો સત્કાર કરતા હતા અને મૃત્યુ તેઓનો સત્કાર કરી રહ્યું હતું.

**અસા-બહુમુલ - ફનાઉ બિ-અકદે કવમિન, • તુખવ-વના અકદુ હબ-લિહિમ બિ-ગદ્‌રિ.**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ સિપાહીઓને વિશ્વાસઘાત કરનારા કાફિરોના વચનભંગને કારણે મૃત્યુને ઘાટ ઊતરી જવું પડયું. તે કાફિરો કે જેઓ ગદ્દારીની દોરડીમાં જકડાયેલા છે.

**ફયા લહફીલ- મુનઝિરે ઇઝ તવલ્લા, • વ અઅનકા ફી મનિય-યતેહી બિ-સબરિ.**

તો અફસોસ છે કે હઝરત મુનઝિર જેઓ અમારાથી મુખ ફેરવીને રૂખ્સત થઇ ગયા અને અતિશય ધીરજ તથા સહનશીલતાથી મૃત્યુ તરફ ઉતાવળે બઢી ગયા.

**વ કાઇનુ કદ ઉસીબા ગદાતા ઝાકુમ, • મિન અબ-યદિ માજિદિમ મિન સિર્રે અમરિ.**

તે દિવસે સવારના સમયે તેમને કતલ કરવામાં આવ્યા. તેઓ બેહદ રૂપાળા-દેખાવડા, માનપાનવાળા અને અમ્રના સૌથી શ્રેષ્ઠ પુત્ર હતા. [1]

૧. અહીં બીજા શાઇરોના ૧૨ શેઅરો જતા કર્યા છે.

## પ્રકરણ ૧૧૬

# બનૂ નદીરના યહૂદનો દેશનિકાલ

### (રબીઉલ-અવ્વલ સન ૪ હિજરી)

આમિરીઓની દિયતનો મામલો • યહૂદ પાસે દિયતની માગણી • રસૂલુલ્લાહ (સલ.)ની હત્યાનું કાવતરૂં • યહૂદનો ઘેરો અને ખજૂરીના ઝાડો • યહૂદને મુનાફિકોની ઉશ્કેરણી • મદીનહથી નીકળી જવાની પરવાનગી • ખૈબરમાં જઇને વસેલા યહૂદીઓ • યહૂદીઓના માલની વહેંચણી • મુસલમાન બનેલા બે યહૂદીઓ • બનૂ નદીર કુર્આનની રોશનીમાં • હઝરત કઅબના શેઅરો.

**આમિરીઓની દિયતનો મામલો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બીરે-મઊનહથી પાછા ફરતી વેળા હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીએ [1] રસ્તામાં મળેલા બનૂ આમિર કબીલાના બે માણસોને ઊંઘની હાલતમાં કતલ કરી નાખ્યા હતા અને માની લીધું હતું કે મેં મારા સાથીઓની કત્લે-આમનો બદલો વાળી લીધો છે. બનૂ આમિરના કબીલા સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મૈત્રીના કરાર થયા હતા પણ હઝરત અમ્ર બિન ઉમૈયહને એ કરારની ખબર ન હતી જેથી બે-ખબરીની હાલતમાં તેમણે એમને કતલ કરી નાખ્યા હતા. પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને આ સમાચાર મળ્યા તો આપે પોતાની નારાજી દર્શાવીને ફરમાવ્યું હતું કે, ''બનૂ આમિર સાથે આપણા મૈત્રીના કરાર હતા. એ કરારને આધારે બંનેની હત્યાનો લોહીદંડ ચૂકવવો મારા માટે જરૂરી છે.'' [2]

**યહૂદ પાસે દિયતની માગણી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના કેટલાક સહાબા સાથે બનૂ નદીર કબીલાના યહૂદીઓની વસતિમાં તશરીફ લઈ ગયા; એવા હેતુએ કે બનૂ આમિરના બે માણસોની હત્યાના લોહીદંડની રકમ અંગે તેઓની સાથે વાતચીત કરે અને મુસલમાનો સાથે થયેલા કરાર મુજબ તેઓને ભાગે આવતા ફાળાની રકમ મેળવે. કેમકે બનૂ આમિરના બે

૧. હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી રદિયલ્લાહુ અન્હુ નસીબની બલિહારીથી કતલ થવાથી બચી ગયા હતા. દગાખોર આમિર બિન તુફૈલે એમની પેશાની પરથી ચોટલી જેટલા વાળ કાપી લઈને કહી દીધું હતું કે, જા હું તને આઝાદ કરૂં છું કેમકે મારી માએ એક ગુલામને આઝાદ કરવાની મન્નત લીધી હતી. ''હ''

૨. એજ કરારને આધારે જયારે અલ્લાહના દુશ્મન આમિર બિન તુફૈલે પોતાની કૌમ - બનૂ આમિરના લોકોને મુસલમાનો પર તુટી પડવાનો હુકમ આપ્યો હતો તો તેઓએ ચોખ્ખો ઇન્કાર કરી દેતાં કહી દીધું હતું કે, અમે મુહંમદ સાથે થયેલા કરારનો ભંગ કરી શકીએ નહિ ! ''હ''

માણસોને હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીએ બે-ખબરીની હાલતમાં કતલ કરી નાખ્યા હતા. અને કરારને આધારે બનૂ નદીરના યહૂદ પણ ફાળાની રકમ ભરપાઇ કરવા માટે બંધાયેલા હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન રૂમાને કહ્યું કે, બનૂ નદીરના કબીલા અને બનૂ આમિરના કબીલા વચ્ચે એકબીજાની મદદના કોલ-કરાર થયેલા હતા અને તેઓ આપસમાં એકમેકના સહકારના કરારોથી જોડાયેલા હતા. આ હેતુએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ નદીરના યહૂદીઓની વસતિમાં તશરીફ લઇ ગયા.

પોતાના સહાબા સાથે બનૂ નદીરની વસતિમાં પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓના અગ્રેસરો અને મુખીઓને ભેગા કર્યા અને પોતાના આગમનનો હેતુ દર્શાવીને લોહીદંડની ચૂકવણીમાં સહકારી બનવાની અને ફાળે આવતી રકમ ભરપાઇ કરી દેવાની તેઓ પાસે માગણી રજૂ કરી.

બનૂ નદીરના અગ્રેસરોએ ઉમળકાભેર કે ઉત્સાહભેર આપની માગણી વધાવી લેતાં કહ્યું, ''હા હે અબુલ-કાસિમ ! [1] આપ શાંતિ રાખો. જે કંઇ આપ ચાહો છો તેમાં અમે આપના સહકારી જ છીએ. અમારે ફાળે આવતી રકમથી જરૂર આપની મદદ કરવામાં આવશે. મહેરબાની કરીને થોડીવાર માટે આપ પેલી દીવારના સાયા તળે આરામ ફરમાવો. અમે નાણાની વ્યવસ્થા કરીને જલદી આવીએ છીએ.''

**રસૂલુલ્લાહ (સલ.)ની હત્યાનું કાવતરૂં**—————આ જવાબ આપીને યહૂદી અગ્રેસરો આપસમાં ઘુસપુસ કરતા એક મકાનમાં ચાલ્યા ગયા અને ત્યાં છુપી મંત્રણા કરતાં એકબીજાને કહેવા લાગ્યા, ''વલ્લાહ ! આ શખ્સને (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને) ફરીવાર આ હાલતમાં જોવાની તક નહિ મળશે. અત્યારે બરાબર દાવમાં આવેલા છે. કોણ બહાદુર છે જે આ અણીની તક ઝડપી લે અને મકાનની અગાશી પર જઇને મોટો પથરો એમનાં માથે ઝીંકી દે અને આપણી આખી કૌમને એમની રોજ-રોજની કનડગતથી નજાત અપાવી દે !'' [2]

તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ નદીરના એક મકાનની દીવારના સાયા તળે પોતાના સહાબા સાથે બિરાજમાન થઇને આરામ ફરમાવતા હતા. યહૂદી અગ્રેસરોની હાકલ પર અમ્ર બિન હંજાશ બિન કઅબ નામે જોશીલા યુવકે એનું બીડું જડપી લેતાં કહ્યું, ''હું મારી જાનના જોખમે આ સાહસ ખેડવા તૈયાર છું!''

આમ કહીને તે મોટો પથરો લઇને અગાશી પર પહોંચી ગયો અને ચાહતો જ હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક સર પર પથ્થર ઝીંકી મારે ત્યાં જ આકાશી વહી મારફતે આપને બનૂ નદીરના છુપા મનસૂબાની બાતમી મળી ગઇ. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે માનવંતા સહાબાની જે જમાઅત બેઠેલી હતી તેમાં હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર ફારૂક અને હઝરત અલી પણ હતા. અલ્લાહ

---

**૧.** યહૂદીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુહંમદ નામે બોલાવવાને બદલે અબુલ-કાસિમ ઉપનામે બોલાવતા હતા. કારણ આ હતું કે મુહંમદ નામે બોલાવે તો તવરાતના હુકમ મુજબ આપની પયગમ્બરીનો સ્વીકાર કરવો તેઓ માટે જરૂરી ઠરતો હતો. ''હ''

**૨.** આ છુપી મંત્રણા વેળા સલ્લામ બિન મિશ્કમ નામે યહુદી સરદાર પણ તેઓમાં હાજર હતો. તેણે ચેતવણી આપતાં કહ્યું હતું, ''ભાઇઓ! હરગિઝ આમ ન કરો. વલ્લાહ ! મુહંમદને તેમનો પાલનહાર આ છુપા કાવતરાની ખબર કરી દેશે. વળી એ કરારભંગ પણ છે જેનો નતીજો બુરો આવશે.'' કોઇએ તેની વાત માની નહિ. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૬૧)

એ સૌથી રાજી હો ! [1]

અલ્લાહ તઆલા તરફથી યહૂદીઓના છુપા કાવતરાની બાતમી મળતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થઈ ગયા અને પોતાના સહાબાને કંઈ પણ કહ્યા વિના મદીનહની વસતિ તરફ વાપસી માટે રવાના થઈ ગયા. સહાબાએ વિચાર્યું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કોઈ અગત્યના કામ અંગે તશરીફ લઈ ગયા છે. એ કામ પતાવીને તુરંત પાછા પધારશે. પરંતુ જયારે પાછા પધારવામાં લાંબો વિલંબ થઈ ગયો તો માનવંતા સહાબા પણ ફિકરમંદ થઈને આપની તલાશમાં મદીનહ તરફ રવાના થયા. રસ્તામાં મદીનહ તરફથી આવનારા એક મુસલમાન ગૃહસ્થ મળ્યા. સહાબાએ એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે પૂછયું તો તેઓ બોલ્યા, ''હા મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મદીનહમાં દાખલ થતાં જોયા છે.''

આ સાંભળીને સહાબા ત્યાંથી આગળ વધ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયા. આપે સહાબાને અસલ હકીકતના સમાચાર આપતાં યહૂદીઓના છુપા કાવતરાની બાતમી આપી કે તેઓએ ગદ્દારીથી કામ લઈને કેવો ખોફનાક ત્રાગડો રચ્યો હતો ! એ પછી આપે સહાબાને બનૂ નદીરના ગદ્દાર અને કરારભંગી યહૂદીઓ સાથે જંગની તૈયારી કરવાનો અને જલદી તેઓની વસતિમાં પહોંચી જવાનો હુકમ ફરમાવી દીધો.

**યહૂદનો ઘેરો અને ખજૂરીના ઝાડ**————ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહથી ઊપડતી વેળા પોતાની જગાએ પોતાના નાયબ તરીકે એટલે મદીનહના ગર્વનર તરીકે હઝરત ઈબ્ને ઉમ્મે મકતૂમની નિમણૂંક કરી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગની તૈયારી કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે બનૂ નદીરના મુકાબલા માટે પહોંચી ગયા અને તેઓની વસતિ ફરતે ઘેરો ઘાલીને પડાવ નાખી દીધો.

ઈબ્ને હિશામ કહે છે : બનૂ નદીરની વસતિ ફરતે ઘેરાનો આ બનાવ સન ૪ હિજરીના રબીઉલ-અવ્વલમાં બન્યો. આપે ૬ રાતો સુધી બનૂ નદીરના યહૂદની વસતિને પોતાના ઘેરામાં રાખી. એજ દિવસોમાં શરાબના હરામ હોવાનો હુકમ અલ્લાહ તઆલા તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળવા પામ્યો. આજ સુધી શરાબ હલાલ હતો. હવે હરામ ઠરી ગયો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : યહૂદીઓ પોતાના બાલબચ્ચાં અને કુટુંબ-કબીલા સાથે પોતાના કિલ્લાઓમાં ભરાય ગયા. ફાટકો અને દરવાજા બંધ કરી લીધા અને માની લીધું કે મુસલમાનો તરફથી અમે હરેક રીતે સલામત છીએ. આ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓના ખજૂરીઓના ઝાડોને કાપી નાખવાનો

---

૧. સહાબાની આ જમાઅતમાં હઝરત ઉસમાન ગની, હઝરત ઝુબૈર, હઝરત તલહા, હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ, હઝરત સઅદ બિન મુઆઝ, હઝરત સઅદ બિન ઉબાદહ અને હઝરત ઉસૈદ બિન હુદૈર (રદિયલ્લાહુ અન્હુમ) પણ હાજર હતા. એ શનિવારનો દિવસ હતો. મસ્જિદે કુબામાં નમાઝ પઢીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના આ સહાબા સાથે બનૂ નદીર પાસે તશરીફ લઈ ગયા. એમની વસતિ મદીનહથી ૬ માઈલના અંતરે આવેલી હતી. એમના સરદારનું નામ હુય્ય બિન અખ્તબ હતું. એમનો ધર્મગુરૂ સલ્લામ બિન મિશ્કમ પણ હાજર હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાંથી ચાલ્યા ગયા તો યહૂદીઓ ભોંઠા પડીને બેહદ પસ્તાયા. કિનાનહ બિન હુવૈરા નામે યહૂદી ધર્મગુરૂ બોલ્યો, ''જાણો છો મુહંમદ કેમ ઊઠીને ચાલ્યા ગયા ? વલ્લાહ, તેઓ અલ્લાહના સાચા રસૂલ છે અને તેમને આપણી ગદ્દારીની બાતમી મળી ગઈ છે.'' (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૬૧ - સીરતે - અહમદે મુજતબા જિ.૨ પા.૪૯૧ હવાલો સહીહ બુખારી ) ''હ''

અને તેમાં આગ ચાંપી દેવાનો હુકમ ફરમાવી દીધો.

પોતાના ઝાડોને ભડભડાટ બળતાં જોઈને યહૂદીઓ રાડારાડ કરવા લાગ્યા, "અરે ઓ મુહંમદ ! તમે તો ફિત્ના-ફસાદથી લોકોને અટકાવો છો અને જે ફસાદ કરે તેને ઠપકારો છો. હવે આ ઝાડોને કાપવું અને તેમાં આગનું ચાંપવું એ શું છે ?"

જે ઝાડોને કાપવામાં આવ્યાં તે "લીનહ" નામે મામૂલી ખજૂરના ઝાડો હતાં. ઉત્તમ કોટિના મૂલ્યવાન ઝાડો ન હતાં. એ ઝાડોના ઝુંડ પાછળ યહૂદીઓ કિલ્લામાં ભરાયેલા હતા. આ ઝાડોને કાપી નાખવાનું વર્ણન કુર્આનમાં આ પ્રમાણે છે :

| | |
|---|---|
| મા કતઅ-તુમ મિલ - લીનતિન | જે ઝાડો તમે કપાવ્યાં લીનહ નામે ખજૂરનાં; |
| અવ તરક-તુમૂહા કાઈ-મતન | અથવા જેટલાં ઝાડો તમે કાયમ રહેવા દીધાં. |
| અલા ઉસૂલિહા | તેના મૂળિયાં પર, |
| ફ-બિ-ઈઝનિલ્લાહિ | એ બધું અલ્લાહના હુકમથી થયું છે |
| વ-લિ-યુખ-ઝિયલ ફાસિકીન. | કે જેથી અલ્લાહ ફજેતો બોલાવે આ નાફરમાનોનો.[1] |

**યહૂદને મુનાફિકોની ઉશ્કેરણી**————યહૂદીઓ ફરતેના ઘેરાના સમાચાર જયારે મદીનહના મુનાફિકોને મળ્યા તો બનૂ ઔફ બિન ખઝરજના મુનાફિકોની એક ટોળી—જેમાં મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ, વદીઅહ, માલિક બિન અબી કૂકલ, સુવૈદ અને દાઈસ વગેરે શામિલ હતા. આ ટોળીએ બનૂ નદીરના યહૂદીઓ પાસે જઈને કહ્યું :

"હે યહૂદી બિરાદરો ! તમે પોતાના સ્થળે અડગ અને મક્કમ રહેજો. અમે તમારી દરેક મદદ માટે તૈયાર છીએ. અગર તમે મુસલમાનો સાથે લડશો તો અમે પણ તમારા પડખે રહીને લડીશું. અગર તમે તમારા ઘરબાર છોડીને તડીપાર થઈ જશો તો અમે પણ અમારાં ઘરબાર છોડીને તમારી સાથે તડીપાર થઈ જઈશું. તમને અમે અટૂલા નહિ છોડી દઈશું. હર હાલમાં અગ્રનમ રહેશો અને નમતું નહિ આપશો."

અલ્લાહ તઆલાએ મુનાફિકોની આ ઉશ્કેરણીની નોંધ લેતાં કુર્આનમાં એનું વર્ણન આ પ્રમાણે કર્યું :

| | |
|---|---|
| અલમ તરા ઈલલ-લઝીન - નાફકૂ. | શું તમે નહિ જોયા આ મુનાફિકોને ? |
| યકૂલૂન લિ-ઈખ્વા-નિહિમુલ-લઝીન | કહે છે પોતાના તે ભાઈઓને જેઓએ |
| ક-ફ-રૂ મિન અહલિલ-કિતાબિ- | કુફ્ર કર્યો અહલે-કિતાબમાંથી. |
| લઈન ઉખ-રિજ-તુમ | અગર તમે નીકળી જશો તો |
| લનખ-રુજન્ન મઅકુમ. | અમે પણ નીકળી જઈશું તમારી સાથે. |
| વલા નુતીઉ ફીકુમ અહદન અબદા. | તમારા મામલામાં અમે કોઈનું કહ્યું નહિ માનીશું. |
| વઈન કૂતિલ-તુમ | અને જો કોઈ લડયું તમારી સાથે |
| લનન-સુરન-નકુમ. | તો અમે આવી લાગીશું તમારી મદદ માટે.[2] |

---

૧. સૂરએ-હશ્ર પા. ૨૮ આયત ૫ - મતલબ આ કે ઝાડો કાપવામાં આવ્યાં તે કોઈ ફસાદ કે ફિત્નો ન હતો બલકે અલ્લાહનો હુકમ હતો. કેમકે આ દગાખોર અને ગદ્દાર યહૂદીઓને અલ્લાહ તઆલા ઝિલ્લતો-ખ્વારીની શિક્ષા આપવા માગતો હતો. "હ"

૨. સૂરએ-હશ્ર પારહ ૨૮ આયત ૧૧

સારાંશ કે બનૂ નદીરના આ કાફિર યહૂદીઓ ઘણા દિવસો સુધી મુનાફિકોને ભરોસે કિલ્લેબંધ રહ્યા અને તેઓની મદદની કાગને ડોળે રાહ જોતા રહ્યા પણ તેઓમાંથી કોઇ મદદ માટે નહિ આવ્યું તે નહિ આવ્યું. છેવટે તેઓની હિંમતે જવાબ આપી દીધો અને અલ્લાહ તઆલાએ તેઓના દિલો પર મુસલમાનોનો રૂઆબ બેસાડી દીધો.

**મદીનહથી નીકળી જવાની પરવાનગી**————યહૂદીઓએ મજબૂર થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી, "હે મુહંમદ ! રહમદિલીથી કામ લો. લોહી રેડવાની જરૂર નથી. અમને મદીનહથી નીકળી જવાની પરવાનગી આપો. એવી શરતે કે જેટલો માલ સામાન અમારા ઊંટોની પીઠો પર લાદી શકાય તેટલો અમે પોતાની સાથે લઇ જઇએ."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની આ શરત કબૂલ ફરમાવી. યહૂદીઓ જેટલો માલ-સામાન ઊંટો પર લાદી શકયા તે બધો લાદીને લઇ ગયા. [1] એટલે સુધી કે પોતાના મકાનોના બારીબારણા સુધ્ધાં ઉખાડીને, ઊંટોની પીઠો પર લાદીને લઇ ગયા અને જતી વેળા પોતાનાં ઘરોને પણ પોતાના હાથથી તોડતા-ફોડતા ગયા. એમાંના કેટલાક યહૂદીઓ તો મુલ્કે શામ તરફ નીકળી ગયા અને કેટલાક પોતાના બાલબચ્ચાં સાથે ખૈબરના ઇલાકામાં જઇને વસી ગયા.

**ખૈબરમાં જઇને વસેલા યહૂદીઓ**————યહૂદીઓના જે આબરૂદાર અમીરો, ધર્મનેતાઓ કે મોભાદાર અગ્રેસરો મદીનહથી તડીપાર થઇને ખૈબરના ઇલાકામાં ચાલ્યા ગયા તેઓમાં સલ્લામ બિન અબી હુકૈક, કિનાનહ બિન રબીઅ બિન અબી હુકૈક અને હુય્ય બિન અખ્તબ જેવા નામીચા સજજનો કે સરદારો શામિલ હતા. જયારે આ લોકો ખૈબર પહોંચ્યા તો ત્યાંના વસાહતીઓએ એમને હાથોહાથ લીધા અને પછી તો જોતજોતામાં એ બધા આપસમાં કુટુંબીજનો જેવા બની ગયા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રે તેમને મળેલી માહિતી મુજબ કહ્યું કે, બનૂ નદીરના યહૂદીઓ ઊંટોની પીઠો પર પોતાની ઔરતો, બચ્ચાંઓ અને માલસામાન લાદીને મદીનહથી નીકળ્યા તો તેઓની સાથે ઢોલતાસાં અને વાજાંગાજાં પણ હતાં. તેઓના ગુલામો પાછળ-પાછળ ચાલતા હતા. ગાનારીઓ ગાયન લલકારતી હતી અને ગુલામો ઢોલતાસાંની થાપ સાથે સૂરો પૂરાવીને હાકોટા ગજાવતા હતા. આ લોકો વાજતે-ગાજતે ધૂમધડાકાથી મદીનહથી ઊપડયા.

આ યહૂદીઓમાં ઉર્વહ બિન વરદ અબ્સી નામે પંકાયેલા શાઇરની હસીનો-જમીલ કે બાંકી-છબીલી માશૂકા પણ હતી. તેનું નામ સલમા અથવા લયલા હતું. અને ઉપનામ ઉમ્મે-અમ્ર હતું. એ ગિફારી કબીલાની એક હસીના હતી એટલી રૂપવાન અને ફાંકડી કે જેનો જવાબ ન હતો. ઉર્વહ શાઇર એને કોઇ રમખાણ પ્રસંગે લૂંટમાં ઉપાડી લાવ્યો હતો અને એક માલદાર યહૂદીને હાથે એને વેચી મારી હતી. સારાંશ કે બનૂ નદીરના યહૂદીઓ હદ વગરની હેંકડાઇ અને અભિમાનની અલબેલી છટાથી રવાના થયા. તે જમાનાના અરબના કોઇ કબીલાએ આવા લાજવાબ અભિમાન કે હેંકડાઇનો દાખલો રજૂ કર્યો નથી.

**યહૂદીઓના માલની વહેંચણી**————બનૂ નદીરના યહૂદીઓ પોતાનો બાકીનો માલસામાન

---

૧. યહૂદીઓને લડાઇના હથિયારો લઇ જવાની ઇજાઝત નહિ આપવામાં નાહિ. એમણે છોડેલાં હથિયારોમાં ૫૦ બખતરો, ૫૦ લોખંડી ટોપ અને ૩૪૦ તલવારો હતી. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૧૨) "ફ"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે છોડી ગયા. આ પૂરો માલસામાન ખાસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અંગત ઉપયોગ માટે જ હતો. આપને અલ્લાહ તઆલાએ એના માલિક બનાવ્યા હતા અને આપ એના માલિક હોવાથી પોતાની મરજી મુજબ એને વાપરી શકતા હતા. [૧]

આમ છતાં આપે એ બધો માલ, મક્કહથી પ્રથમ હિજરત કરીને ખાલી હાથે આવનારા ગરીબ અને નાદાર મુહાજિરોમાં વહેંચી આપ્યો. મદીનહના અન્સાર મુસલમાનોને આ વહેંચણીમાં શામિલ નહિ કરવામાં આવ્યા. અલબત્ત અન્સારમાંથી હઝરત સહલ બિન હુનૈફ અને હઝરત અબૂ દુજાનહ સિમાકની ગરીબી કે નાદારીનો હાલ સાંભળીને આપે તેઓને પણ એમાંથી અમુક ભાગ ઈનાયત કર્યો.

**મુસલમાન બનેલા બે યહૂદીઓ**————બનૂ નદીરના યહૂદીઓમાંથી ફકત બે ગૃહસ્થોએ ઈસ્લામનો સ્વીકાર કર્યો. એક હતા યામીન બિન ઉમૈર બિન કઅબ બિન અમ્ર બિન હજાશ અને બીજા હતા અબૂ સઅદ બિન વહબ. આ બંને ગૃહસ્થોએ પોતાની માલમિલકતની માલિકીની શરતે ઈસ્લામ કબૂલ કર્યો. મુસલમાન બનવા બાદ એમનો પૂરો માલ-સામાન કે મિલકત જે કંઇ હતું બધું એમને આપી દેવામાં આવ્યું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મુસલમાન બનેલા હઝરત યામીન બિન ઉમૈરની અવલાદમાંથી એક ગૃહસ્થે મને આ માહિતી આપી. તેણે કહ્યું કે મારા વડીલ યામીન મુસલમાન બની ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ફરમાવ્યું, ''હે યામીન ! શું તને ખબર છે કે તારા પિતરાઇ ભાઇ અમ્ર બિન હજાશે અગાશી પર જઇને મારી સાથે કેવો ભૂંડો વર્તાવ કરવાનો ઈરાદો કર્યો હતો ?''

આ વાત પર યામીન બિન ઉમૈરે એક માણસને પૈસા આપીને અમ્ર બિન હજાશની હત્યા માટે તૈયાર કર્યો અને તેણે તક ઝડપી લઇને અમ્ર બિન હજાશને કતલ કરી નાખ્યો. [૨]

**બનૂ નદીર કુર્આનની રોશનીમાં**————બનૂ નદીરના યહૂદીઓની ગદ્દારી અંગે અલ્લાહ તઆલાએ કુર્આને મજીદના પારહ ૨૮ માં પૂરેપૂરી સૂરએ-હશ્ર નાઝિલ ફરમાવી. એમાં આ વાતની ચોખવટ છે કે અલ્લાહ તઆલાએ એ નાલાયક ગદ્દારો પર પોતાના હબીબે પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંપૂર્ણ કાબૂ અપાવીને તેઓની ગદ્દારીની કેવી આકરી શિક્ષા અપાવી દીધી. એને લગતી પૂરી વિગત સૂરએ-હશ્રમાં દર્શાવવામાં આવી છે.

(સંપાદકની નોંધ : અલ્લામા ઈબ્ને હિશામે અહીં સૂરએ-હશ્રની આયતો ટાંકીને લંબાણથી તેનું વિવેચન કર્યું છે. થોડીક આયતોનો તરજુમો આ છે : )

અલ્લાહ તઆલા ફરમાવે છે : ''હુવલ-લઝી અખ-રજલ-લઝીન ક-ફ-રૂ મિન અહલિલ-કિતાબિ....''

''તે અલ્લાહ તઆલા જ છે જેણે અહલે-કિતાબના (બનૂ નદીરના) કાફિરોને પ્રથમ

---

૧. ઈસ્લામના દુશ્મનો પાસેથી જે માલ હાથ લાગે તેના બે પ્રકાર છે : ગનીમત અને ફૈઅ. ગનીમત તે માલ જે લડાઇમાં હાથ લાગે અને ફૈઅ તે માલ જે લડાઇ વગર હાથ લાગે. આ બીજા પ્રકારનો ચૂકતે માલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મિલકત હોય છે. ઈસ્લામી હુકૂમત હોય તો એ માલ બૈતુલ-માલમાં જાય છે. એમાંથી ન પાંચમો ભાગ કાઢવામાં આવે છે ન મુજાહિદોને વહેંચવામાં આવે છે. વધુ વિગત માટે જુઓ કામૂસુલ-કુર્આન પેજ ૩૬૯-૩૮૯ ''હ''

૨. અમ્ર બિન હજાશ તે જોશીલો યહૂદી જવાન છે જેણે બનૂ નદીરની વસતિમાં મકાનની અગાશી પર જઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક સર પર પથ્થર ઝીંકી મારવાનું બીડું ઝડપ્યું હતું. ''હ''

વાર એક સામટા જ તેઓના ઘરબારમાંથી હાંકી કાઢયા. તમે તો વિચારી પણ શકતા ન હતા કે એ લોકો કદી પોતાના ઘરબારમાંથી નીકળી જશે. અને તેઓ પોતે તો એમ જ ધારતા હતા કે તેઓના કિલ્લા તેઓને અલ્લાહના અઝાબથી બચાવી લેશે, તો અલ્લાહ એવા સ્થળેથી તેઓની પાસે પહોંચી ગયો કે તેઓની કલ્પનામાં પણ ન હતું.''

''અને અલ્લાહ તઆલાએ તેઓના દિલોમાં એવી ધાક બેસાડી દીધી કે તેઓ પોતાના ઘરોને પોતાના જ હાથે અને મુસલમાનોના હાથે વેરાન કરવા લાગ્યા. (કેમકે એ લોકો પોતાના મકાનોને તોડી ફોડીને, તેના બારીબારણા ઉખાડીને, ઊંટોની પીઠો પર લાદીને ઉપાડી ગયા હતા.) તો હે આંખવાળાઓ ! એનાથી ઈબ્રત ગ્રહણ કરો.''

''અને જો અલ્લાહ તઆલાએ તેઓના દેશનિકાલની વાત લખી દીધી ન હોત તો તેઓને દુનિયામાં જ (કતલ અથવા કેદની) શિક્ષા આપી દેત ! પણ આખિરતમાં તેઓ માટે આગની શિક્ષા છે.''

''આ શિક્ષાનું કારણ આ કે તેઓ અલ્લાહ તથા તેના રસૂલના વિરોધી છે. અને જે કોઈ અલ્લાહ તથા તેના રસૂલનો વિરોધ કરે તો અલ્લાહ આકરી શિક્ષા આપનારો છે. અને જે માલ તેઓ પાસેથી અલ્લાહએ પોતાના રસૂલને અપાવ્યો (તેમાં હે મુસલમાનો! તમારો હક નથી કેમકે) તેને મેળવવા માટે તમે ન ઘોડા દોડાવ્યા છે ન ઊંટો દોડાવ્યાં છે પરંતુ અલ્લાહ ચાહે તેની ઉપર પોતાના રસૂલને ફતેહમંદી અપાવે છે.''

(સંપાદકની નોંધ :- અહીં અલ્લામા ઈબ્ને હિશામે બનૂ નદીરના યહૂદની આ ઘટના અંગે, બંને પક્ષના શાઇરોએ સામસામે રચેલાં ચોટદાર કાવ્યો ટાંકેલાં છે. જવાબુલ-જવાબના આસરે એક સો જેટલા શેઅરો તેના ઉર્દૂ તરજુમા સાથે ૧૫ પાનાંઓ પર ફેલાયેલા છે. ઈખ્તેસારના હેતુએ અમે આ કાવ્યો જતાં કરીએ છીએ. ફકત હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુના કાવ્યમાંથી થોડાક શેઅરો પીરસીએ છીએ. હ)

**હઝરત કઅબના શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ બનૂ નદીરની હકાલપટ્ટીને લગતા આ શેઅરો કહ્યા છે :

લકદ ખઝિયત બિ-ગદ-રતિ - હલ - હુબૂરુ • કઝા કદ- દહરુ ઝૂ સરફિન યદૂરુ.

યહૂદીઓના અહબાર એટલે ધર્મગુરૂઓ કે પાદરીઓ પોતાની ગદ્દારીને કારણે ઝલીલો-ખ્વાર થઇને રહી ગયા. કાળનું આ ચક્કર એવી જ ઘટનાઓ સાથે ઘૂમતું રહે છે.

વ ઝાલિક અન્ન હુમ ક-ફ-રૂ બે - રબ્બે-હિમ • અઝીઝિન અમ્રુહૂ અમ્રુન કબીરુ.

અને એનું કારણ આટલું જ કે યહૂદના આ ધર્મગુરૂઓએ પોતાના એવા પાલનહાર સાથે ગદ્દારી કરી જે બેહદ જોરાવર છે અને જેનો હુકમ અતિશય બળવાન છે.

વ કદ ઊતૂ મઅન ફહમંવ વ ઇલ્મન • વ જાઅહુમ મિનલ-લાહિન નઝીરુ.

જો કે આ ધર્મગુરૂઓને ઇલ્મ પણ આપવામાં આવ્યો હતો અને અક્કલ પણ આપવામાં આવી હતી અને

તેઓની પાસે અલ્લાહ તરફથી ડરાવનારો પણ આવ્યો હતો. (જહન્નમના અઝાબથી)

**નઝીરુન સાદિકુન અદ્દા કિતાબન • વ આયાતિમ મુબય-યિ-ન - તન તુનીરુ.**

તે ડરાવનારો વાતનો તદ્દન સાચો હતો જેને અલ્લાહ તરફથી કિતાબ તથા એવી ખુલ્લી અને સ્પષ્ટ નિશાનીઓ મળેલી હતી જે સૂર્ય પેઠે રોશન છે.

**ફ કાલૂ મા અતૈતા બિ-અમ્રિન સિદકીન • વ અન્તા બિ મુન-કરિન મિન્ના જદીરુ.**

આમ છતાં યહૂદીઓએ કહી દીધું કે તમે કોઈ સાચી વાત લઈને આવ્યા નથી અને તમે તો અમને એવી વસ્તુ જેવા લાગો છો જે તદ્દન વિચિત્ર અને અપ્રાપ્ય હોય છે.

**ફ તિલ્ક બનૂન - નદીરુ બિ દારિન સવઈન • અબાર હુમ બિમજ તરમુલ મુબીરુ.**

તો આ બનૂ નદીર મોટી બુરાઈ અને બદીના ભૂંડા મુકામે પહોંચેલા હતા. તેઓએ જે અપરાધો આચર્યા તેના કારણે બરબાદ કરી નાખનારા અલ્લાહએ તેઓને બરબાદ કરી નાખ્યા.

**ગદાત અતાહુમ ફીઝ ઝહફે રહવન • રસૂલુલ્લાહિ વ હુવા બિહિમ બસીરુ.**

આ તે દિવસનો બનાવ છે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે મંદ ગતિએ ચાલતા પધાર્યા હતા અને આપ તેઓને સારી રીતે ઓળખતા હતા.

**ફ ઝાકૂ ગિબ્બા અમ-રિહિમ વબાલન • લિ કુલ્લે સલા સતિમ મિન્હુમ બઅીરુ.**

તો તેઓએ પોતાના કરતૂતના અંજામની મઝા ચાખી લીધી. તેઓના દરેક ત્રણ માણસો માટે એક ઊંટ હતું.

ઈબ્ને હિશામ કહે છે : અબૂ અમ્ર મદનીએ આપેલી માહિતી મુજબ બનૂ નદીરના બનાવ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ મુસ્તલિક કબીલાના બળવાખોરો તરફ જવાનું ઠરાવ્યું. એનું બયાન ઈબ્ને ઈસ્હાકે જે જગાએ રજૂ કર્યું છે, હું પણ ઈન્શા અલ્લાહ તેજ જગાએ એનું બયાન રજૂ કરીશ.

---

## પ્રકરણ ૧૧૭

# ગઝવએ-ઝાતિર-રકાઅ

## (સન ૪ હિજરીની ઘટના)

ઝાતિર-રકાઅના ગઝવહની તૈયારી ● ઝાતિર-રકાઅ નામ પડવાનું કારણ ● સલાતુલ-ખૌફ પઢવાની તરકીબ ● ગવરસ પહેલવાનનો કિસ્સો ● ગવરસ વિષે ઊતરેલી આયત ● હઝરત જાબિરના ઊંટનો કિસ્સો ● ઊંટનો બાકી રહેલો કિસ્સો ● બે પહેરેગીરોનો કિસ્સો.

**ઝાતિર રકાઅના ગઝવહની તૈયારી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ નદીર કબીલાના ગદ્દાર યહૂદીઓની મદીનહથી હકાલપટ્ટી બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ, સન ૪ હિજરીના રબીઉલ-અવ્વલથી લઈને જમાદિલ-અવ્વલની શરૂઆતના અમુક દિવસો મદીનહમાં બિરાજમાન રહીને પસાર કર્યા.[1]

એ પછી નજદ પ્રાંતમાં વસનારા ગત્ફાન કબીલાની શાખો——બનૂ મુહારિબ અને બનૂ સઅલબહના માથાભારે આક્રમણખોરોના મુકાબલા માટે આપ મદીનહથી નીકળીને પોતાના સહાબા સાથે નજદના ઈલાકા તરફ રવાના થયા.[2]

મદીનહથી રવાના થવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ મદીનહના અમીર તરીકે હઝરત અબૂ ઝર ગિફારી રદિયલ્લાહુ અન્હુની નિમણૂક કરી.

ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહના અમીર કે ગવર્નર તરીકે હઝરત ઉસ્માન બિન અફ્ફાન રદિયલ્લાહુ અન્હુની નિમણૂક કરી.

ઈબ્ને ઈસ્હાક વધુમાં ઉમેરે છે : મદીનહથી રવાના થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ''નખ્લ'' મુકામે પધાર્યા તો અહીં જ આપે પોતાના સહાબા સાથે પડાવ નાખી દીધો.[3]

ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈસ્લામી ઈતિહાસમાં આ ગઝવહનું નામ ''ગઝવએ-ઝાતિર-રકાઅ''છે.

---

૧. ઓગસ્ટ - સપ્ટેમ્બર ઇસ્વી સન ૬૩૫ (ઇબ્ને હિશામનો હાશિયો)

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના જાસૂસો મારફતે સમાચાર મળ્યા કે આ બંને કબીલાના દુશ્મન સરદારો મોટું લશ્કર ભેગું કરીને મુસલમાનો વિરૂધ્ધ જંગની તૈયારી કરી રહ્યા છે. તેઓ મદીનહ પર ચઢી આવે તે પહેલાં આપ પોતાના ૪૦૦ સહાબાનું સૈન્ય લઈને તેઓના ઈલાકામાં પહોંચી ગયા. જોયું તો દુશ્મનનું લશ્કર પણ ત્યાં પડાવ નાખીને પડેલું હતું. બીજી રિવાયતો મુજબ ઈસ્લામી લશ્કરની સંખ્યા સાત સો થી આઠ સો જેટલી હતી. (સીરતુલ-મુસ્તફા જિ.ર પા. ૨૬૫) હ

3. નખ્લ : નજદની ભૂમિમાં ગત્ફાન કબીલાની એક વસતિનું નામ.

**ઝાતિર-રકાઅ નામ પડવાનું કારણ**————ઈબ્ને હિશામ કહે છે : આ ગઝવહનું નામ ઝાતિર-રકાઅ એટલા માટે પડ્યું કે ઈસ્લામી લશ્કર માટે જે વાવટા તૈયાર કરવામાં આવ્યા તે એવા કપડાંના હતા જેમાં થીંગડાં મારેલાં હતાં.

બીજું કથન એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબા સાથે જે નખ્લ મુકામે પડાવ નાખેલો હતો ત્યાં ઝાતિર-રકાઅ નામનું એક ઝાડ ઊભેલું હતું. ઝાડના નામે આ ગઝવહનું પણ એજ નામ પડી ગયું. ત્રીજું કથન એમ છે કે ઈસ્લામી સૈન્યે જ્યાં પડાવ નાખેલો હતો તે એક પહાડ હતો અને એ પહાડનું નામ ઝાતિર-રકાઅ હતું. ચોથું કથન એમ છે કે આ ગઝવહના પ્રવાસમાં પથરીલી જમીન પર ચાલી-ચાલીને મુસલમાનોના પગો છોલાઈ ગયા હતા જેથી તેઓએ પગોના છાલાં અને આંટણો ફરતે ચીંથરાં વીંટાળી લીધાં હતાં.[૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : નખ્લ મુકામે ગત્ફાન કબીલાના એક જંગી ટોળાં સાથે મુસલમાનોનો આમનો-સામનો થઈ ગયો. હિલચાલમાં ગરમી આવતાં બંને લશ્કરો એકબીજાની લગોલગ આવી લાગ્યાં પણ મામલો ઉગ્ર બને તે પહેલાં શમી ગયો અને કોઈ દંગો, છમકલું કે અથડામણ થવા પામી નહિ. અલબત્ત બંને લશ્કરોની દહેશત એકબીજાના દિલો પર એટલી હદે છવાઈ ગઈ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "સલાતુલ-ખૌફ"એટલે ભય કે ખતરા કે સંકટ સમયની નમાઝ પઢાવી હતી. એ પછી દુશ્મનો ભાગી ગયા તો ઈસ્લામી સૈન્ય પાછું મદીનહ પાછું વળ્યું.

**સલાતુલ-ખૌફ પઢવાની તરકીબ**————ઈબ્ને હિશામ કહે છે : સલાતુલ-ખૌફ પઢવાની તરકીબ વિશે મને અબ્દુલ-વારિસ઼ બિન સઈદ તન્નૂરીએ માહિતી આપી. અબ્દુલ-વારિસ઼નું ઉપનામ અબૂ ઉબૈદહ હતું. એમને આ માહિતી, અનુક્રમે યૂનુસ બિન ઉબૈદ તથા હસન બિન અબુલ-હસન તરફથી મળવા પામી અને આ બંને ગૃહસ્થોને એની વિગત હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ તરફથી મળવા પામી.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સલાતુલ-ખૌફ પઢવા માટે અમારા લશ્કરની બે જમાઅતો બનાવી. સૌથી પહેલાં આપે એક જમાઅતને બે રકઅતો પઢાવી અને બે રકઅતો પઢાવીને સલામ ફેરવી દીધું. એ દરમ્યાન અમારી બીજી જમાઅત દુશ્મનના મુકાબલા માટે મેદાનમાં તૈયાર ઊભેલી રહી કે જેથી દુશ્મન નમાઝ પઢનારી જમાઅત પર તૂટી નહિ પડે.

બે રકઅત નમાઝ ખતમ કરીને પહેલી જમાઅત દુશ્મનના મુકાબલા માટે મેદાનમાં ચાલી ગઈ અને ત્યાં પહેરો ભરનારી બીજી જમાઅત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ આવીને ઊભી થઈ ગઈ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ બીજી જમાઅતને છેલ્લી બે રકઅત પઢાવી અને સલામ ફેરવી દીધું.

ઈબ્ને હિશામ કહે છે : અબ્દુલ-વારિસ઼ તન્નૂરીએ, અનુક્રમે ઐયૂબ અને અબૂ ઝુબૈર જાબિર બિન અબ્દુલ્લાહના વાસ્તાથી મળેલી રિવાયત આ પ્રમાણે બયાન કરી : સૌથી પહેલાં સહાબાની એક જમાઅતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ નમાઝની સફ બનાવી અને બીજી જમાઅત દુશ્મનના

૧. અરબી ભાષામાં થીંગડાં કે ચીંથરાંને "રકાઅ" કહે છે. એનું એકવચન "રૂકઅહ" છે જેનો અર્થ થીંગડું, ચીંથરૂં વગેરે. "ઝાતિર-રકાઅ"એટલે થીંગડાવાળું કે ચીંથરાંવાળું. "હ"

મુકાબલા માટે મેદાનમાં ઊભેલી રહી.

જે જમાઅતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ સફ બનાવેલી હતી તેને આપે નમાઝની એક રકઅત પઢાવી અને એક રકઅત પઢાવીને આપ નમાઝની હાલતમાં ઊભા રહી ગયા. આ જમાઅતે પોતે બીજી રકઅત પઢીને પોતાની નમાઝ પૂરી કરી લીધી અને સલામ ફેરવીને આ જમાઅતના લોકો દુશ્મનના મુકાબલા માટે મેદાનમાં જઈને ઊભા થઈ ગયા.

હવે બીજી જમાઅત આવી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની બાકી રહેલી એક રકઅત આ જમાઅતને પઢાવી અને પછી આપ સલામ ફેરવ્યા વગર કઅદહમાં બેસી રહ્યા ત્યારે આ લોકોએ ઊભા થઈને પોતાની બાકી રહેલી બીજી રકઅત પઢવા માંડી. જ્યારે આ લોકોએ રૂકૂઅ અને સિજદહ કરી લીધા અને કઅદહમાં બેસીને તશહ-હુદ, દુરૂદ વગેરેથી ફારિગ થઈ ગયા તો એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની સાથે સલામ ફેરવી દીધું.[૧]

ઈબ્ને હિશામ કહે છે : અબ્દુલ-વારિસ઼ બિન સઈદ તન્નૂરીને, અનુક્રમે ઐયૂબ તથા નાફિઅ બિન ઉમર તરફથી જે રિવાયત મળી તે મુજબ ફરમાવ્યું :

સલાતુલ-ખૌફમાં ઈમામ સાહેબ ઊભા થાય છે તો તેમની સાથે એક જમાઅત ઊભી થઈ જાય છે અને બીજી જમાઅત દુશ્મનના મુકાબલા માટે મેદાનમાં રહે છે. ઈમામ સાહેબ પહેલી જમાઅતને રૂકૂઅ તથા સિજદહ સાથે એક રકઅત પઢાવે છે. આ એક રકઅત ખતમ થતાં આ જમાઅત પાછળ હટીને દુશ્મનના મુકાબલા માટે મેદાનમાં જઈને ઊભી થઈ જાય છે. અને ત્યાં ઊભેલી જમાઅત ત્યાંથી આવીને ઈમામની પાછળ નમાઝ માટે ઊભી થઈ જાય છે. હવે ઈમામ આ જમાઅતને એક રકઅત નમાઝ રૂકૂઅ તથા સિજદાઓ સાથે પઢાવે છે. એ પછી બંને જમાઅતો એક-એક રકઅત પોતે જ પઢી લે છે. આ રીતે બંને જમાઅતોની નમાઝની એક રકઅત ઈમામની સાથે થાય છે અને બીજી રકઅત તેઓ પોતે પઢી લે છે.

**ગવરસ઼ પહેલવાનનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અમ્ર બિન ઉબૈદે હસનના વાસ્તાથી હઝરત જાબિર બિન અબ્દુલ્લાહની આ રિવાયત કહી સંભળાવી. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે :

"બનૂ મુહારિબ કબીલાનો એક જવાન બહાદુરી અને પરાક્રમમાં પંકાયેલો હતો. તેનું નામ ગવરસ઼ બિન હારિસ઼ હતું. તેણે ગત્ફાન અને મુહારિબના લોકોને કહ્યું, "તમે કહો તો હું હમણાં જઈને મુહંમદને કતલ કરી નાખું."

લોકો બોલ્યા, "વાહ એથી ઉત્તમ બીજું શું, પણ તું મુહમંદને કતલ કેવી રીતે કરશે ?"

"બસ વાતોમાં લગાડીને અચાનક કતલ કરી નાખીશ." ગવરસ઼ બોલ્યો.

આમ કહીને તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ચાલી નીકળ્યો અને તરંગોમાં ગોથાં

૧. હઝરત ઈમામ માલિક ફરમાવે છે કે સલાતુલ-ખૌફની આ તરકીબ સૌથી બેહતર છે. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બીજી રકઅત પછી કઅદહમાં બેસી રહ્યા અને બીજી જમાઅતના લોકો પોતાની નમાઝ પૂરી કરે તેની રાહ જોતા રહ્યા. અને જયારે આ બીજી જમાઅતે તશહ-હુદ, દુરૂદ વગેરે પઢીને પોતાની નમાઝ પૂરી કરી તો આપે તેઓની સાથે સલામ ફેરવી લીધું. (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૩૨૦) "બ"

ખાતો આપની પાસે પહોંચી ગયો. બપોરનો સમય હતો. તડકો આકરો બની ગયો હતો. આપ પોતાના સાથીઓથી દૂર એક સાયાદાર ઝાડ તળે આરામ માટે બિરાજેલા હતા. આપની તલવાર આપના ખોળામાં હતી. ગવરસે જતાં જ કહ્યું, "મુહંમદ સાહેબ ! જરા તમારી તલવાર તો મને દેખાડો."

"ભલે જોઇ લે, આ રહી મારી તલવાર." આમ ફરમાવીને આપે પોતાની તલવાર તેનાં હાથમાં આપી દીધી. તલવાર ચાંદીની સૂંદર મૂઠથી શોભી રહી હતી. તેણે તલવાર હાથમાં લઇને ઘૂમાવવા માંડી. તેનો વિચાર આપની ઉપર ઓચિંતો વાર કરવાનો હતો. ઘૂમાવતાં-ઘૂમાવતાં વાર કરવા જ માગતો હતો કે અચાનક તેનું પોતાનું માથું ઘૂમી ગયું. અલ્લાહ તઆલાએ તેના દિલમાં દહેશત નાખીને તેના ગાત્રો ઢીલાં કરી દીધાં. બોલ્યો, "મુહંમદ ! શું તમને મારો ડર નથી લાગતો ?"

"કેવો ડર ?" આપે ફરમાવ્યું.

"જોતા નથી મારા હાથમાં ખુલ્લી તલવાર છે ?"

આપે ફરમાવ્યું, "ના મને કોઇ વાતનો ડર નથી અને ડર કેવો ?"

બોલ્યો, "તમને ડર કેમ નથી લાગતો ?"

"એટલા માટે કે મારો રક્ષક અલ્લાહ છે."

અલ્લાહનું નામ સાંભળતાં જ તેણે તલવાર મ્યાનમાં કરીને આપના ચરણોમાં ધરી દીધી.

**સંપાદકની નોંધ :**——————સહીહ બુખારીમાં હઝરત જાબિર બિન અબ્દુલ્લાહની રિવાયત આ પ્રમાણે ટાંકેલી છે : જયારે તડકો આકરો બની ગયો તો લોકો સાયાદાર ઝાડોનો આસરો લેવા માટે અહીંતહીં ફેલાઇ ગયા. ત્યાં કાંટાવાળાં (બાવળના) ઝાડો ફેલાયેલાં હતાં. ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક મોટા ઝાડ પાસે જઇને તેના સાયામાં આરામ લેવા બિરાજમાન થયા. પોતાની તલવાર આપે ઝાડની એક ડાળ સાથે લટકાવી દીધી.

હઝરત જાબિર ફરમાવે છે : થોડીક જ વાર અમે સૂતેલા હોઇશું ત્યાં તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને બોલાવ્યા. અમે ગયા તો જોયું કે એક તગડો ગામડિયો જવાન ત્યાં બેઠેલો છે. આપે ફરમાવ્યું, "આ માણસે મારી તલવાર આંચકી લીધી હતી. એટલે બિલ્લી પગે આવીને ઝાડ પરથી ચૂપકેથી ઉતારી લીધી હતી. હું સૂતેલો હતો. તરત જ મારી આંખ ખુલી તો શું જોઉં છું કે આ માણસ મારી તલવાર તાણીને મારા માથે ઊભેલો છે. કહેવા લાગ્યો, "હે મુહંમદ ! તમને મારા હાથથી કોણ બચાવશે ?"

મેં કહ્યું, "અલ્લાહ !" તો જુઓ એ તમારી સામે બેઠેલો છે."

સહાબા તેને ઠપકારવા લાગ્યા તો આપે ફરમાવ્યું, "મેં એને માફ કરી દીધું છે."

વાકિદીનું બયાન છે કે આ ગમાર એજ વેળા મુસલમાન બની ગયો અને પછી તે પોતાના કબીલામાં જઇને ઇસ્લામની તબલીગ કરવા લાગ્યો અને તેની તબલીગથી ઘણા મૂર્તિપૂજકો મુસલમાન બની ગયા. (ફત્હુલ-બારી જિ.૨ પા. ૩૨૩) "હ"

**ગવરસ વિષે ઊતરેલી આયત**——————હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ફરમાવે છે : ગવરસના એજ બનાવ અંગે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : "યા એયુહલ-લઝીન આમનૂઝ-કુરૂ નિઅ-મતલ-લાહિ અલૈકુમ ઇઝ હમ્મ કવમુન......"

"હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહના તે ઉપકારને યાદ કરો જ્યારે એક જૂથે તમારી ઉપર હાથ ઉગામવાનો ઈરાદો કર્યો હતો પણ અલ્લાહએ તેનો હાથ પકડી લીધો અને તમે અલ્લાહથી ડરતા રહો અને મુસલમાનો તો ફકત અલ્લાહ પર જ ભરોસો કરે છે."[1]

ઈબ્ને ઈસ્હાક કહે છે : યઝીદ બિન નુઅમાને મને કહ્યું કે આ આયત બનૂ નદીરના યહૂદી અમ્ર બિન હજાશ વિષે ઊતરેલી છે જેણે મકાનની અગાશી પરથી પથ્થર ગબડાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કતલનું બીડું ઝડપેલું હતું. હવે એમાંની કઇ વાત સાચી છે તે અલ્લાહ બેહતર જાણે!

**હઝરત જાબિરના ઊંટનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને વહબ બિન કૈસાને હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનો આ કિસ્સો કહ્યો. હઝરત જાબિરનું પોતાનું બયાન છેઃ

"ઝાતિર-રકાઅના ગઝવહ પ્રસંગે હું પણ મારા ઊંટ પર બેસીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ગયો હતો ત્યાંથી પાછા ફરતી વેળા મારો ઊંટ બેહદ નબળો પડી ગયો હતો. મારા સાથીઓ વારંવાર આગળ નીકળી જતા હતા અને હું વારંવાર તેઓથી પાછળ પડી જતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ફરમાવ્યું, "હે જાબિર ! શું વાત છે ? પાછળ કેમ પડી જાય છે ?"

મેં કહ્યું, "યા રસૂલલ્લાહ ! મારો ઊંટ નબળાઈને કારણે બરાબર ચાલતો નથી. એણે મને પાછળ પાડી દીધો છે."

આપે ફરમાવ્યું, "વારૂ એને બેસાડી દે."

મેં મારા ઊંટને બેસાડી દીધો તો આપે પણ પોતાના ઊંટને બેસાડી દીધો. પછી ફરમાવ્યું, "તારા હાથમાં જે લાકડી છે એ મને આપી દે અથવા જા, કોઇ ઝાડની લાકડી કાપીને લઇ આવ."

મેં તુરંત આપના હુકમનું પાલન કર્યું. આપે એ લાકડી પોતાના મુબારક હાથમાં પકડી લીધી અને પોતાના મુબારક હાથથી મારા ઊંટના પડખાંમાં એ લાકડીથી થોડાક હળવા ગોદા માર્યા. પછી મને ફરમાવ્યું, "ચાલ હવે પોતાના ઊંટની પીઠ પર સવાર થઇ જા."

હુકમનું પાલન કરતાં હું મારા ઊંટની પીઠ પર સવાર થઇ ગયો અને પછી જો મારો ઊંટ ચાલ્યો છે તો કસમ છે તે અલ્લાહના, જેણે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના બરહક પયગમ્બર બનાવ્યા છે, એટલી ઝડપી ગતિએ તે ચાલ્યો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટથી પણ પાછળ નહિ પડયો. એજ ઝડપી ગતિએ મારો ઊંટ રાબેતા મુજબ ચાલતો રહ્યો અને હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની જોડેજોડ રહીને આપની જોડે વાતો કરતો રહ્યો.

આપે મને ફરમાવ્યું : "અ-તબીઉની, જ-મ-લુકા હાઝા યા જાબિરુ ?"એટલે હે જાબિર ! શું તારો આ ઊંટ મને વેચવો છે ?

મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! વેચવાની વાત કેવી ? હું એને આપના ચરણોમાં ભેટ ધરૂં છું."

આપે ફરમાવ્યું, "ના ભેટ તરીકે નહિ, મને વેચાતો આપી દે."

"વારૂ તો આપ મારા ઊંટની કેટલી કિંમત આંકો છો ?"મેં પૂછ્યું.

---

૧. સૂરએ-માઇદહ પારહ ૬ આયત ૧૧

ફરમાવ્યું, "જા એક દિરમની કિંમતે મેં એને ખરીદી લીધો."

"નહિજી યા રસૂલલ્લાહ !" મેં કહ્યું, " આ કિંમતે તો આપ મને ખોટના ધંધામાં નાખી રહ્યા છો."

"વારૂ તો બે દિરમ આપું છું બોલ, કબૂલ છે ?"

મે ફરીવાર એજ જવાબ આપી દીધો." નહિંજી આ તો ખોટના ધંધા છે યા રસૂલલ્લાહ ! "

ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારા ઊંટની કિંમત વધારતાં-વધારતાં એક ઉકીય્યહ સોનું કરી દીધી. [૧]

મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! શું સાચેસાચ આટલી ઊંચી કિંમતે આપ એને ખરીદવા રાજી છો?"

ફરમાવ્યું, "હા કેમ નહિ, એજ કિંમતે હું એને ખરીદવા રાજી છું."

"વારૂ તો યા રસૂલલ્લાહ ! આ કિંમતે મારો ઊંટ મેં આપને વેચી દીધો. હવે આપ એના માલિક બની ગયા."

"હા મેં પણ એજ કિંમતે એને ખરીદી લીધો."

એ પછી આપે ફરમાવ્યું, "જાબિર ! શું તેં શાદી કરી લીધી છે ?"

મેં કહ્યું, "જી હા યા રસૂલલ્લાહ !"

ફરમાવ્યું, "કુંવારી સાથે કે વિધવા સાથે ?"

"યા રસૂલલ્લાહ !"મેં કહ્યું, "શાદી તો મેં વિધવા સાથે કરી છે."

ફરમાવ્યું, "અ-ફલા જારિયહ તલા-અબહા વ તલા-અબક." એટલે કુંવારી કન્યા સાથે કેમ શાદી નહિ કરી ? અથવા શું કોઇ કુંવારી કન્યા તને નહિ મળી ? તે તારાથી ખુશ થતે અને તું તેનાથી ખુશ થતે!

મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મારા બાપા ઉહુદની લડાઈમાં શહીદ થઈ ગયા. [૨] તેમણે પોતાની પાછળ મારી સાત બહેનો છોડી છે. મેં વિચાર્યું, એવી સ્ત્રી સાથે શાદી કરૂં જે મારી બહેનોની સંભાળ રાખી શકે. હવે જે ખાતૂન સાથે મેં શાદી કરી તે મારી બહેનોને નવડાવે-ધોવડાવે છે. મારી બહેનોની કંગીચોટી કરે છે. ખવડાવે-પીવડાવે છે. અને હરેક રીતે તેઓની સંભાળ રાખે છે."

આપે ફરમાવ્યું, "જાબિર ! ખરેખર તેં બહુ અકલમંદીનું કામ કર્યું છે. અલ્લાહ તઆલાએ ચાહ્યું તો તારા કામમાં બરકત થશે."

એ પછી આપે ફરમાવ્યું, "જાબિર ! જ્યારે આપણે સિરાર મુકામે પહોંચીશું [3] તો ઊંટ ઝબહ કરાવીશું અને આજનો દિવસ ત્યાં જ પસાર કરીશું અને હે જાબિર ! જ્યારે તારી બીબીને આપણા આવવાની ખબર પડશે તો તે આપણી પરોણાગત માટે ગાદી-તકિયા પાથરશે."

---

૧. ઉકીય્યહ : રતલનો ૧૨ મો ભાગ, ૪૦ દિરમના વજન જેટલું અથવા ૩ તોલા કે આઉંસ. (બયાનુલ-લિસાન પેજ ૭૪) "હ"

૨. હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુના બાપાજી હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ રદિયલ્લાહુ અન્હુ જંગે-ઉહુદમાં શહીદ થઇ ગયા હતા. "હ"

3. સિરાર : મદીનહથી ત્રણ માઇલના અંતરે આવેલા સ્થળનું નામ.

મેં કહ્યું, "યા રસૂલલ્લાહ ! અમારા ઘરમાં ગાદી-તકિયા કયાંથી ?"

ફરમાવ્યું, "જાબિર ! અલ્લાહએ ચાહ્યું તો એ પણ મળી રહેશે અને સાંભળ, જયારે તું ઘેર પહોંચે તો તારે બહુ હોશિયારી અને સાવચેતીથી કામ લેવાનું છે."

હઝરત જાબિરનું બયાન છે : "જયારે અમે સિરાર મુકામે પહોંચ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી ઊંટ ઝબહ કરવામાં આવ્યું અને પૂરો દિવસ અમે ત્યાં જ પસાર કર્યો અને જયારે સાંજ પડી તો મદીનહમાં દાખલ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની મસ્જિદમાં તશરીફ લઈ ગયા અને હું મારા ઘર ભણી ઊપડયો. મેં મારી ઘરવાળીને પૂરો કિસ્સો કહી સંભળાવ્યો અને રસ્તામાં જે કંઈ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મારી વાતચીત થઈ હતી તેની વિગત પણ કહી સંભળાવી. આ બધું સાંભળીને મારી બીબી બોલી, "જુઓ તમારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એકએક હુકમને માથે ચઢાવીને તેનો અમલ કરવાનો છે. સાંભળ્યું ને ?"

**ઊંટનો બાકી રહેલો કિસ્સો**————હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુનુ બયાન છે : "સવાર પડી તો હું મારા ઊંટને દોરીને મસ્જિદને દરવાજે લઈ ગયો. ત્યાં ઊંટને બેસાડીને પોતે મસ્જિદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસે જઈને બેસી ગયો. નમાઝ પૂરી કરીને આપ મસ્જિદથી બહાર પધાર્યા તો મારા ઊંટને ત્યાં ઊભેલો જોઈને આપે ફરમાવ્યું, "મા હાઝા ? "આ કોનો ઊંટ છે ?

લોકોએ કહ્યું, "યા રસૂલલ્લાહ ! જાબિર આ ઊંટ લઈ આવ્યો છે."

ફરમાવ્યું, "જાબિર કયાં છે ? તેને અહીં લઈ આવો."

હું તરત આપની તહેનાતમાં હાજર થઈ ગયો. મને જોઈને આપે ફરમાવ્યું, "ભત્રીજા ! આ તો તારો જ ઊંટ લાગે છે. જા અહીંથી એને લઈ જા." (તું જ એનો માલિક છે.)

એ પછી આપે બિલાલને બોલાવીને ફરમાવ્યું, "બિલાલ ! જાબિરને તમારી સાથે લઈ જાવ અને એને એક ઊકીય્યહ સોનું આપી દો."

હું બિલાલ સાથે ચાલ્યો ગયો અને તેમણે એક ઊકીય્યહ સોનું મને આપી દીધું બલકે કંઈક વધારે જ આપી દીધું.

હઝરત જાબિરે વધુમાં ઉમેર્યું : "સોગંદ છે અલ્લાહના ! આ એક ઊકીય્યહ સોનું મારા ઘરમાં રહ્યું અને તેમાં રોજ-બ-રોજ વધારો એટલે બરકત થતી રહી ત્યાં સુધી કે "હર્રહની હોનારત"સર્જાઈ ગઈ. આ કમનસીબ ઘટનામાં મારા ઘરના બીજા માલસામાનની સાથે મારૂં આ સોનું પણ લૂંટી લેવામાં આવ્યું."

**સંપાદકની નોંધ**————હર્રહની હોનારતની મુખ્તસર વિગત એમ છે કે રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી તે સમય આવ્યો જયારે મક્કહ-મદીનહ પર હઝરત અમીર મુઆવિયહનો પાટવી કુંવર યઝીદ રાજગાદીએ બેસીને રાજ કરતો હતો. મદીનહવાસીઓએ યઝીદની બૈઅત તોડીને તેના ગવર્નર મરવાન બિન હકમને પદભ્રષ્ટ કર્યો અને તેની જગાએ હઝરત હન્ઝલહના બેટા હઝરત અબ્દુલ્લાહને મદીનહના ગવર્નર બનાવી દીધા. (હઝરત હન્ઝલહ તે સહાબી છે જેઓ જંગે-ઉહુદમાં શહીદ થયા હતા અને જેમની મૈયતને ફરિશ્તાઓએ ગુસલ આપ્યો હતો.)

યઝીદને આ સમાચાર મળતાં તેણે મુસ્લિમ બિન ઉકબા નામે ફોજીને મોટી ફોજ આપીને રવાના કર્યો. તેણે મદીનહ પર ચઢાઇ કરીને ઝુલ્મો-સિતમની સાથે લૂંટમાર મચાવી દીધી. હઝરત જાબિર તે સમયે વયોવૃધ્ધ હોવાથી એમની આંખોની રોશની ચાલી ગઇ હતી. મદીનહની ગલીઓમાં હઝરત જાબિર શહીદોની લાશો વચ્ચે ઠોકરો ખાતા હતા અને કહેતા હતા, ''હે લોકો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે, જેણે મદીનહના લોકોને ભયભિત કર્યા તેણે મને એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ભયભિત કર્યા. બળવાખોરો હઝરત જાબિરને કતલ કરી નાખવા માગતા હતા પણ મરવાન બિન હકમે હઝરત જાબિરને પોતાના મકાનમાં આસરો આપીને કતલ થવાથી બચાવી લીધા. આ રમખાણ કે હોનારતમાં હઝરત જાબિરનું ઘર લૂંટી લેવામાં આવ્યું જેમાં બળવાખોરો પેલું સોનું પણ લૂંટી ગયા. (ઇબ્ને હિશામ જિ.૨ પા. ૨૨૪નો હાશિયો)''હ''

**બે પહેરેગીરોનો કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મારા કાકા સદકા બિન યસારે કહ્યું અને તેમને ઉકૈલ બિન જાબિરે કહ્યું અને ઉકૈલ બિન જાબિરને તેમના બાપાજી હઝરત જાબિર બિન અબ્દુલ્લાહએ આ કિસ્સો કહી સંભળાવ્યો. હઝરત જાબિરનું બયાન છે :

''અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ''ઝાતિર-રકાઅ''નો મામલો પતાવીને મદીનહ પાછા ફરતા હતા. રસ્તામાં અમને એક મુશરિક સ્ત્રી મળી. પૂછપરછ દરમિયાન આ મુશરિક સ્ત્રીએ અવળચંડાઇથી કામ લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં સખત ગુસ્તાખીભર્યા શબ્દો ઉચ્ચાર્યા. અમારા એક જોશીલા જવાને આગળ વધીને તેને કતલ કરી નાખી. એ પછી અમે આગળ વધી ગયા. મુશરિક સ્ત્રીની કતલ વેળા તેનો ખાવિન્દ તેની સાથે ન હતો. જ્યારે તેને આ કતલની ખબર પડી તો તેણે સોગંદ લીધા કે, જ્યાં સુધી મુહંમદના સહાબામાંથી કોઇનું ખૂન નહિ કરશે, ચેનથી બેસવાનો નથી.

એ પછી તે છુપી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ લાગી ગયો. જ્યારે રાત પડી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક મંઝિલે પડાવ નાખ્યો અને ફરમાવ્યું, ''આજે રાતે કોણ મારી હિફાઝત માટે પહેરો ભરવા તૈયાર છે ?''

હઝરત જાબિર ફરમાવે છે, આ સાંભળીને એક મુહાજિર જવાન અને એક અન્સારી જવાન આગળ આવ્યા અને બોલ્યા ''યા રસૂલલ્લાહ ! અમે પહેરો ભરવા તૈયાર છીએ.''

આપે ફરમાવ્યું, ''જુઓ આ ઘાટીને નાકે જઇને પહેરો ભરવાનો છે.'' એ રાતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જંગલની એજ ઘાટીમાં પોતાના લશ્કર સાથે પડાવ નાખ્યો હતો.

ઇબ્ને હિશામ કહે છે : પહેરા માટે તૈયાર થયેલા સહાબામાંથી એક હઝરત અમ્માર બિન યાસિર હતા અને બીજા હઝરત અબ્બાદ બિન બિશ્ર હતા. (રદિયલ્લાહ અનહુમા) ઇબ્ને ઇસ્હાક કહે છે : આ પહેરેગીરો જ્યારે ઘાટીને નાકે પહોંચી ગયા તો અન્સારીએ મુહાજિરને પૂછયું, ''કહો ભાઇ, રાતના પહેલા ભાગનો પહેરો તમે ભરશો કે હું ભરું ?''

મુહાજિરે કહ્યું, ''પહેલા ભાગની જવાબદારી તમે ઉપાડી લો. હું બીજા ભાગે ઊઠીને પહેરાની જવાબદારી સંભાળી લઇશ. તેટલી વાર આરામ કરી લઉં.''

હઝરત જાબિરનું બયાન છે : આટલી વાતચીત બાદ મુહાજિર સહાબી આરામ માટે લેટી ગયા અને

અન્સારી સહાબી નમાઝનો કોલ બાંધીને અલ્લાહના દરબારમાં ઊભા થઇ ગયા, કે જેથી અલ્લાહની બંદગી પણ થાય અને જાગતા રહીને પહેરા માટે પણ સચેત રહે.

બીજી તરફ પેલી મુશરિક સ્ત્રીનો ખાવિન્દ પણ સચેત રહીને ઘાતમાં બેઠેલો હતો અને તકની રાહ જોતો હતો. રાતના સન્નાટામાં લપાતો છુપાતો ઘાટીના નાકાથી થોડે દૂર આવીને ઊભો થઇ ગયો. તેણે જોયું કે એક મુસલમાન ઘાટીના નાકે ઊભેલો છે. સમજી ગયો કે લશ્કરનો પહેરેગીર છે. તેણે કમાનમાં તીર જોડયું અને તાકીને અન્સારી સહાબી તરફ છોડયું જે તેમના શરીરના એક ભાગમાં ખૂપી ગયું. અન્સારીએ બદનમાં ખૂપેલું તીર કાઢીને જમીન પર ફેંકી દીધું અને તેવી જ રીતે નમાઝમાં તલ્લીન રહ્યા. તેટલી વારમાં મરનાર સ્ત્રીના ખાવિન્દનું બીજું તીર આવ્યું અને તે પણ એમના બદનમાં ઊતરી ગયું. અન્સારી જવાને એને પણ બદનમાંથી કાઢીને ભોંય પર ફગોટી દીધું અને કંઇ બન્યું જ ન હોય તેમ નમાઝમાં મશ્ગૂલ રહ્યા. ત્યારે સામી દિશાએથી ફરીવાર ત્રીજું તીર આવ્યું અને એ પણ એમના શરીરમાં અંદર ઊતરી ગયું. અલ્લાહના બંદા અન્સારીએ એને પણ શરીરમાંથી ખેંચી કાઢીને જમીન પર નાખી દીધું. તેટલી વારમાં નમાઝ પૂરી થઇ ગઇ. નમાઝનું સલામ ફેરવીને પોતાના મુહાજિર સાથીને હાંક મારતાં બોલ્યા, "ઊઠો ભાઇ અને જુઓ, મારૂં આખું શરીર લોહીલુહાણ છે. હું મારી જગાએ ઢગલો વળી ગયો છું."

મારી હાંક સાંભળીને મુહાજિર સાથી સફાળો ઊભો થઇ ગયો. મુશરિક સ્ત્રીના ખાવિન્દે મારા સાથીને પણ ત્યાં ઊભેલો જોયો તો ડરનો માર્યો ફવરન ત્યાંથી પલાયન થઇ ગયો. તેને થયું કે લશ્કરના બીજા માણસો પણ એના સંગાતે લાગે છે. આ ડરથી ગભરાઇને તે ભાગી છૂટયો.

હઝરત જાબિર ફરમાવે છે : મુહાજિર સાથીએ અન્સારી સાથીને લોહીલુહાણ જોયા તો તઅજજુબથી બોલ્યા, "સુબ્હાનલ્લાહ, ભાઇ સાહેબ ! પહેલું તીર લાગતાં જ કેમ મને જગાડી નહિ દીધો ?"

અન્સારી સાથી શાંતિથી બોલ્યા, "ભાઇ ! હું નમાઝમાં કલામે-પાકની એક લાંબી સૂરત પઢવામાં તન્મય હતો. સૂરતને ખતમ કર્યા વગર અધવચ્ચે છોડી દેવાનું મને મુનાસિબ નહિ લાગ્યું. હું નમાઝમાં મારા અલ્લાહ સાથે વાતો કરતો હતો એ દરમિયાન એક પછી એક તીર આવવા લાગ્યું. મને થયું કે ભલે તીર પર તીર આવે, શરૂ કરેલી સૂરતને ખતમ કરીને જ જંપીશ. પછી અચાનક મને વિચાર આવ્યો કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિફાઝતના પહેરાની જવાબદારી પણ ઉપાડેલી છે. એનું ભાન થતાં જ મેં રૂકૂઅ સિજદા કરીને મારી નમાઝ પૂરી કરી લીધી. અલ્લાહના સોગંદ ! જો આ જવાબદારી ન હોત તો નમાઝને ઔરભી લંબાવી દેત ત્યાં સુધી કે સૂરત પૂરી થઇ જતે ભલે એમાં મારી જાન પણ ચાલી જાત !"

ઇબ્ને ઇસ્હાક કહે છે : ગઝવએ-ઝાતિર-રકાઅના મામલાથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથીઓ સાથે મદીનહ વાપસ પધાર્યા. એ પછી જમાદિલ-અવ્વલના બાકીના દિવસો અને જમાદિલ-આખિરનો પૂરો મહિનો અને રજબના અમુક દિવસો મળીને પૂરા બે મહિના આપ મદીનહમાં બિરાજમાન રહ્યા.

# પ્રકરણ ૧૧૮

# બદ્રુલ-આખિરહ અને દૂમતુલ-જન્દલ

## (શઅબાન સન ૪ હિજરી)

ઇસ્લામી લશ્કર બદ્રના મેદાનમાં ● મખ્શી દમરીની ધમકી ● મઅબદ ખુઝાઇનો ફરાર ● હઝરત કઅબના શેઅરો ● દૂમતુલ-જન્દલનો ગઝવહ.

**ઇસ્લામી લશ્કર બદ્રના મેદાનમાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સન ૪ હિજરીના શઅબાનમાં પોતાના સહાબાનું એક લશ્કર લઇને બદ્રના મેદાન તરફ રવાના થયા. કારણ કે જંગે-ઉહુદ પ્રસંગે કુરૈશનો સરસેનાપતિ અબૂ સુફયાન ધમકી આપી ગયો હતો કે આવતા વરસે આજની તારીખે આજ મેદાનમાં ફરીવાર આપણી વચ્ચે યુદ્ધ જામશે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેની ચેલેંજ ઝીલી લીધી હતી. જેથી તેનો નક્કી કરેલો દિવસ આવી લાગતાં તેજ મેદાન તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાનું લશ્કર લઇને રવાના થઇ ગયા અને બદ્રના મેદાનમાં પડાવ નાખીને અબૂ સુફયાન અને તેના લશ્કરની રાહ જોવા લાગ્યા.[૧]

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ મદીનહના હાકિમ તરીકે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલની નિમણૂંક કરી.[૨]

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બદ્ર મુકામે પડાવ નાખીને અબૂ સુફયાનના ઇન્તેઝારમાં આઠ રાતો પસાર કરી. તે તરફ અબૂ સુફયાન પોતાનું લશ્કર લઇને મક્કહથી રવાના થયો પણ ઝહરાનની બાજુમાં આવેલા મજિન્નહ અથવા ઉસ્ફાન મુકામે પહોંચીને ત્યાં જ તેણે પડાવ નાખી દીધો.[૩]

જયારે કુરૈશી લશ્કર ઉસ્ફાન મુકામે પહોંચ્યું તો અહીં પડાવ નાખવા પછી અબૂ સુફયાનના વિચારો બદલાય

---

૧. ઇસ્લામી લશ્કરમાં ૧૫ સો સહાબા હતા. ૧૦ ઘોડા હતા. હઝરત અલી લશ્કરના ઘજાધારી હતા. (અસિહ-હુસ-સિયર પેજ ૧૬૩) ''હ''

૨. હઝરત અબ્દુલ્લાહ, મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલના જવાન બેટા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા આશિક અને ઊંચા પાયાના સહાબી હતા. ''હ''

3. ઝહરાન : મક્કહ પાસે આવેલી એક ખીણનું નામ. અહીં મરનામ નામે એક ગામ છે જેને ઝહરાન કહે છે અને ઉસ્ફાન, મક્કહ-મદીનહના રસ્તે આવેલું જાણીતું સ્થળ જે મક્કહથી બે મંઝિલના અંતરે આવેલું છે.

ગયા. તેને થયું કે કુરૈશ માટે સંજોગો હજુ અનુકૂળ થયા નથી જેથી અંત્યારે યુધ્ધને ટાળી દેવું બેહતર છે. લશ્કરીઓ સાથે ચર્ચા વિચારણાને અંતે બધા એવા ઠરાવ પર આવ્યા કે ખરેખર આપણા સંજોગો યુધ્ધને અનુકૂળ નથી જેથી મક્કહ પાછા વળી જવું. આ ઠરાવ બાદ અબૂ સુફયાને પોતાના સિપાહીઓને સંબોધીને કહ્યું :

"હે કુરૈશી જવાનો ! યુધ્ધકળાની દ્રષ્ટિએ, જંગ ખેલવા માટે હરિયાળી જમીન અને વસંતની ફળદ્રુપતાની મોસમ જ આપણા માટે અનુકૂળ હોય શકે છે. બાગો-બહારની લીલીછમ રૂતુમાં તમે પોતાના ઊંટોને ઝાડોના લીલાંછમ પાંદડાનો ચારો પણ ખવડાવી શકો છો અને ઊંટણીઓનું તાજું ગરમાગરમ દૂધ પણ પી શકો છો. ત્યારે આ તો દુકાળનું સૂકું વરસ ચાલે છે. આવા સૂકામણા અને પાનખરના કાળઝાળ દિવસોમાં લડાઇ આપણને માફક આવે એમ નથી. માટે હું પાછો વળું છું. તમે પણ મક્કહ પાછા વળો."

સેનાપતિની વાત સિપાહીઓને ગળે ઊતરી ગઇ અને તેઓ ડાહ્યા ડમરા કે કહ્યાગરા પેઠે મક્કહ પાછા વળી ગયા. મક્કહના કુરૈશે તેઓની આ દલીલની નોંધ લીધી અને આ "અણખેલાયેલા યુધ્ધનું પરાક્રમ કરનારા" પોતાના લશ્કરને "જૈશુસ-સવીક"એટલે "સત્તુ પીનેવાલા લશ્કર"નું નામ આપ્યું. મક્કહના લોકો કહ્યા કરતા કે આપણું લશ્કર સત્તુ ઢીંચવા માટે મક્કહથી નીકળીને મુસલમાનો તરફ ગયું હતું.

**મખ્શી દમરીની ધમકી**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાના લશ્કર સાથે બદ્રના મેદાનમાં અબૂ સુફયાનના ઈન્તેઝારમાં બિરાજમાન હતા એ દરમિયાન દમરહ કબીલાનો સરદાર મખ્શી બિન અમ્ર દમરી આપની તહેનાતમાં હાજર થયો. આ તે ગૃહસ્થ છે જેણે "ગઝવએ-વુદ્દાન"પ્રસંગે ખટપટ કરીને બંને પક્ષ વચ્ચે સુલેહશાંતિ કરાવી દીધી હતી. આવતાં જ તે કહેવા લાગ્યો, "હે મુહંમદ ! શું આ સ્થળે તમે કુરૈશ સાથે લડવા આવ્યા છો ?"

આપે ફરમાવ્યું, હા હે બનૂ દમરહના ભાઇ ! તારી ઈચ્છા હોય તો આપણી વચ્ચે થયેલું સુલેહનામું પાછું ખેંચી લઉં અને આપણી વચ્ચે જંગ જામી જાય. પછી તારી સાથે એટલો લડું કે અલ્લાહ આપણી વચ્ચે સુલેહ કરાવી દે !"

મખ્શી દમરી ગભરાય ગયો અને ઝટ બોલ્યો, "નહિ નહિ હે મુહંમદ ! વલ્લાહ તમારી સાથે લડવાની મારી કોઇ ઇચ્છા નથી."

**મઅબદ ખુઝાઇનો ફરાર**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાના લશ્કર સાથે બદ્રમાં પડાવ નાખીને અબૂ સુફયાનની રાહ જોતા હતા એટલામાં મઅબદ બિન અબૂ મઅબદ ખુઝાઇ નામે પોતાના કબીલાનો સરદાર ત્યાં આવી લાગ્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને ઈસ્લામી લશ્કરને જોતાં જ તેણે પોતાની ઊંટણીને પૂરપાટ દોડાવી દીધી. ઊંટણી હવા સાથે વાતો કરવા લાગી. ફરાર થતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ મુખ કરીને તે આ શેઅરો લલકારતો હતો:

કદ નફરત મિન રૂક-કતૈ મુહમ્મદ. • વ અજ-વતિમ મિન યસરિબ કલ-અન્જદિ.
તહવી અલા દીને અબીહલ-અતલદ. • કદ જઅલત માઅ કુદૈદિન મવ-ઇદી.
વ માઅ દજનાન લહા દુહલ-ગદિ.

મારી ઊંટણી મુહંમદના રફીકોની બંને જમાઅતોથી (ભડકીને) ભાગી ઊઠી અને યસરિબ એટલે મદીનહની

(અજવહ) ખજૂરનો ઠળિયો બની ગઇ. મારી ઊંટણી પોતાની જૂની નસલની ટેવ મુજબ એટલી તેજીથી ભાગી કે (મક્કહ નજીક આવેલા) કુદૈદના ઝરણાને જોતજોતામાં તેણે મારી મંઝિલ બનાવી દીધી. અને (હવે) દજનાનનું ઝરણું બીજા દિવસે તેની મંઝિલ હશે.

**હઝરત કઅબના શેઅરો**————ઇબ્ને હિશામ કહે છે : બદ્રુલ-આખિરહના મામલા અંગે હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ રચેલા આ શેઅરો મને અબૂ ઝૈદ અનસારીએ સંભળાવ્યા:

**વઅદ-ના અબા સુફયાના બદરન ફલમ નજિંદ, • લિ-મીઆદિહી સિદકન વમા કાના વાફિયા.**

અમે અબૂ સુફયાન સાથે બદ્રમાં લડવાનો વાયદો આપ્યો હતો. પરંતુ અમે જોયું કે તે પોતાના વાયદા અને વચનમાં સાચો ઠર્યો નહિ અને તે પોતાના વાયદાને પૂરો કરી શક્યો નહિ.

**ફ-ઉકસિમુ લવ વાફય-તના ફ-લકી-તિના, • લ-ઉબ્તા ઝમીમન વાફતા-કદતલ-મવાલિયા.**

હું કસમ ખાયને કહું છું (હે અબૂ સુફયાન !) અગર તું પોતાનો વાયદો પૂરો કરત તો અમારા હાથે ઝડપાઇ જાત ! અમારા કબજામાં આવી જાત તો પોતાના સગાં-સ્નેહીઓનો વિનાશ નોતરીને, હતાશ થઇને, ભૂંડો અને ખુવાર થઇને પાછો ફરત !

**તરકના બિહી અવસાલા ઉત્બતા વબ્નહૂ, • વ અમ્રન અબા જહલિન તરક-નાહુ સાવિયા.**

બદ્રમાં અમે ઉત્બહ અને તેના બેટાનો સાંધેસાંધો તોડી નાખ્યો અને અમ્ર, અબૂ જહલને ત્યાં જ ઠેકાણે પાડી દીધો.

**અસય-તુમ રસૂલલ્લાહિ ઉફ-ફિન લ-દીનેકુમ, • વ અમ્રે-કુમુસ - સઅયલ - લઝી કાના ગાવિયા.**

હે કુરૈશ ! તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નાફરમાનીઓ કરી તો, તુફ છે તમારા એ ધર્મ પર ! અને તુફ છે તમારા તે મામલાઓ પર જે અતિશય ભૂંડા અને ગુમરાહ કરી નાખનારા છે !

**ફ ઇન્ની વઇન - અન્ - નફ - તુમૂની લ-કાઇલુન, • ફિદન લિ રસૂલિલ્લાહિ અહલી વ માલિયા.**

સાંભળી લો ! ભલે તમે મને ગમે તેટલો ઠપકો આપો, હું તો એમ જ કહીશ કે મારાં બાલ-બચ્ચાં અને મારો માલ-સામાન બધું જ અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર કુરબાન થઇ જાય !

**અતઅના-હુ લમ નઅ-દિલ્હુ ફીના બિ-ગયરિહી, • શિહાબન લના ફી ઝુલ-મતિલ-લયલે હાવિયા.**

અમે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તાબેદારી માટે અમારાં મસ્તકો નમાવી દીધાં છે. આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રાતના અંધારામાં અમારા માટે એક રોશન સિતારા છે, એ અમારી રાહબરી (માર્ગદર્શન) કરે છે. અમે અમારામાંથી કોઇને પણ આપના હમ-પલ્લા, સમોવડિયા કે સરખા પલ્લાંના ઠરાવી શકતા નથી.

(નોટ : હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુનું રચેલું ૯ શેઅરોનું કાવ્ય અને અબૂ સુફયાન બિન હર્બે રચેલું ૧૦ શેઅરોનું જવાબી કાવ્ય જતું કરવામાં આવ્યું છે.)

**દૂમતુલ-જન્દલનો ગઝવહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સન ૫ હિજરીના રબીઉલ-અવ્વલમાં બદ્રથી વાપસ થઇને અને મદીનહ પધારીને થોડા મહિના

મદીનહમાં બિરાજમાન રહ્યા, ત્યાં સુધી કે ઝિલ-હજ્જનો મહિનો પસાર થઇ ગયો. આ વરસે એટલે સન ૪ હિજરીના વરસે પણ હજ્જની તમામ ક્રિયાઓ અને વિધિઓનો સંપૂર્ણ વહીવટમક્કહના કુરૈશી મુશરિકોના હાથમાં રહ્યો.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ યુધ્ધને ઈરાદે પોતાના સહાબાના લશ્કર સાથે દૂમતુલ-જન્દલ તરફ રવાના થયા. ઇબ્ને હિશામ કહે છે : આ રવાનગી સન ૫ હિજરીના રબીઉલ-અવ્વલમાં થવા પામી. [1] મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના નાયબ કે ગવર્નર તરીકે હઝરત સબાઅ યા સિબાઅ બિન અર્ફતહ રદિયલ્લાહુ અન્હુની નિમણૂંક કરી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ દૂમતુલ-જન્દલ પહોંચવા પહેલાં જ પોતાના લશ્કર સાથે મદીનહ વાપસ થઇ ગયા. કોઇ મુકાબલો થવા પામ્યો નહિ. પછી સન ૫ હિજરીનું બાકીનું વરસ આપે મદીનહમાં પસાર કર્યું. [2]

**ગુજરાતી સંપાદકની નોંધ**————————દૂમતુલ-જન્દલ ઇરાની અખાત અને રાતા સમુદ્ર વચ્ચે સીરિયાની અંતિમ સરહદે આવેલો પ્રદેશ છે. મદીનહથી પંદર અને દમિશ્કથી પાંચ રાતોનું અંતર છે. અહીં કબાઇલી ડાકૂઓનો અડ્ડો હતો જેઓ વેપારી કાફલાઓ કે પસાર થનારા વટેમાર્ગુઓને લૂંટી લેતા હતા. આ પ્રદેશ પર ઉકૈદર બિન અબ્દુલ-મલિક નામે ખ્રિસ્તી રાજાનું શાસન ચાલતું હતું. એ રોમના શહેનશાહ હિરકલનો ખંડિયો હતો. મદીનહથી તડીપાર થયેલા યહૂદીઓની ઉશ્કેરણીથી કબાઇલી ડાકૂઓ મદીનહ પર ચઢાઇ કરવાની તૈયારી કરતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના બાતમીદાર કે જાસૂસ મારફતે એના સમાચાર મળતાં આપ એક હજાર સહાબાનું લશ્કર લઇને તેઓની સરકોબી માટે રવાના થયા. પરંતુ ડાકૂઓને આગોતરી બાતમી મળી જતાં તેઓ ત્યાંથી ફરાર થઇને વેરવિખેર થઇ ગયા. કોઇ અથડામણ કે છમકલું થવા પામ્યું નહિ. આ રીતે સીરિયાની સરહદે વસનારા ખ્રિસ્તીઓ અને મૂર્તિ પૂજક અરબો પર મુસલમાનોની ધાક બેસી ગઇ. (સીરતે-અહમદે-મુજતબા જિ.૨ પા. ૫૦૯ - સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૭૦ - પયગમ્બરે-ઇન્સાનિયત પા. ૪૨૯) ''હ''

---

૧. ઑગષ્ટ ઇસ્વી સન ૬૨૬

૨. એપ્રિલ ઇ.સ. ૬૨૭

# પ્રકરણ ૧૧૯

# ગઝવએ-અહઝાબ

——એટલે——

## ખન્દકનું અભૂતપૂર્વ યુધ્ધ

યહૂદી નેતાઓનું મંડળ મક્કહમાં ● યહૂદના મુખે મૂર્તિપૂજાના વખાણ ● જંગ માટે બીજા કબીલાઓની ઉશ્કેરણી ● વિવિધ કબીલાઓના ફોજી સરદારો ● ખન્દકની તૈયારી ● ખન્દકમાં મુસલમાનોનું રણગીત ● ખન્દકમાં પ્રગટેલા મુઅજિઝા ● નક્કર જમીન નરમ બની ગઇ. ● થોડીક ખજૂરોમાં લશ્કર ધરાઇ ગયું. ● ખાના થોડા ખાનેવાલે બહુત ● કાળમીંઢ ચટાણના ચૂરેચૂરા ● કુરૈશી સૈન્યનો પડાવ મદીનહમાં ● ઇસ્લામી લશ્કરની રવાનગી ● બે યહૂદી સરદારોની મુલાકાત ● બનૂ કુરૈઝહની ગદ્દારીની તહકીક ● યહૂદી સરદારની બદતમીઝી ● મુનાફિકોના નિફાકની જાહેરાત ● ગત્ફાન સાથે સમાધાનની કોશિશ ● ખન્દક અરબો માટે એક અજાયબી ● સલમાનુ મિન્ના અહલલ-બૈત.

**યહૂદી નેતાઓનું મંડળ મક્કહમાં**————અબૂ મુહંમદ અબ્દુલ-મલિક ઇબ્ને હિશામ કહે છે: ખન્દકના યુધ્ધને લગતી આ રિવાયત મને ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઇએ કહી સંભળાવી અને તેમણે મુહંમદ ઇબ્ને ઇસ્હાક મુત્તલબીના મુખેથી સાંભળી. મુહંમદ ઇબ્ને ઇસ્હાક મુત્તલબી કહે છે : એ પછી સન ૫ હિજરીના શવ્વાલમાં ગઝવએ-અહઝાબ એટલે ખન્દકનું અભૂતપૂર્વ યુધ્ધ ખેલાયું. [૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આલે-ઝુબૈર બિન ઉર્વહ બિન ઝુબૈરના આઝાદ ગુલામ યઝીદ બિન રૂમાને તથા બીજા વિશ્વાસપાત્ર માહિતગારોએ અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિક, મુહંમદ બિન કઅબ કુરઝી, ઇમામ મુહંમદ બિન શિહાબ ઝુહરી, આસિમ બિન ઉમર બિન કતાદહ અને અબ્દુલ્લાહ બિન અબીબક્ર વગેરે આલિમોની, જંગે-ખન્દકને લગતી જેટલી રિવાયતો મળી એ બધી મેં અહીં ભેગી કરી દીધી છે. આ રિવાયતોમાં જંગે-ખન્દકને લગતી વિવિધ માહિતી પીરસવામાં આવી છે. કોઇએ એક બનાવનું વર્ણન કર્યું છે તો કોઇએ બીજા બનાવનું વર્ણન કર્યું છે. કેટલાક એવા બનાવો પણ છે જેની વિગત કોઇએ દર્શાવી છે તો કોઇએ નથી દર્શાવી.

આ બધી રિવાયતોને આધારે જંગે-ખન્દકનું કારણ એમ બન્યું કે મદીનહથી તડીપાર થયેલા યહૂદી કબીલા બનૂ નદીરના આગેવાનો તથા બનૂ વાઇલ કબીલાના કેટલાક યહૂદી સરદારો ખાનગી મંત્રણા માટે એક સ્થળે

૧. શવ્વાલનો મહિનો ફેબ્રુઆરી ૬૨૭ ની ૨૩ તારીખે શરૂ થઇને માર્ચ ૬૨૭ ની ૨૩ તારીખે પૂરો થયો. (ઇબ્ને હિશામનો હાશિયો જિ.૨ પા. ૨૪૮)

ભેગા થયા. હાજર ગૃહસ્થોમાં સલ્લામ બિન અબુલ-હુકૈક નદરી, કિનાનહ બિન અબુલ-હુકૈક નદરી, હુય્ય બિન અખ્તબ નદરી, હવઝહ બિન કૈસ વાઇલી તથા અબૂ અમ્માર વાઇલી જેવા અગ્રેસરો અને ધર્મનેતાઓનો સમાવેશ હતો.

ખાનગી મંત્રણામાં ઠરાવ્યા મુજબ યહૂદી કૌમના પંકાયેલા આગેવાનોનું એક મોવડી મંડળ પ્રવાસની મંઝિલો વટાવતું મક્કહના કુરૈશ પાસે પહોંચી ગયું. તેઓએ કુરૈશને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે લડી લેવાનું આમંત્રણ આપ્યું અને પોતાની યહૂદી કૌમના સંપૂર્ણ સહકારની ખાતરી અપાવતાં કહ્યું:

"હે કુરૈશ ! તમે તેમની ઉપર (એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર) બેધડક ચઢાઇ કરી દો અને સાંભળો, અમે ત્યાં સુધી તમારો સંગાથ આપીશું જ્યાં સુધી કે, તેમનો અને તેમના સાથીઓનો સમૂળગો સફાયો નહિ થઇ જાય!"

**યહૂદના મુખે મૂર્તિપૂજાના વખાણ**————યહૂદીઓની વાત સાંભળીને મક્કહના કુરૈશે તેઓને સવાલ કર્યો, "હે યહૂદી ધર્મનેતાઓ ! તમારી પાસે આકાશી કિતાબનું જ્ઞાન છે. તમે તવરાતને માનનારા છો જેના આધારે તમે અમારા અને મુહંમદના મઝહબી મતભેદોની પૂરી માહિતી ધરાવો છો. હવે બતાવો કે અમારો મૂર્તિપૂજાનો ધર્મ ચઢિયાતો છે કે મુહંમદનો ઇસ્લામ ?"

જવાબમાં યહૂદી ધર્મગુરૂઓ બોલ્યા, "નહિ નહિ, તમારો દીન તેઓના દીનથી ચઢિયાતો છે અને તમારો મૂર્તિપૂજાનો ધર્મ તેઓના ઇસ્લામ કરતાં સચ્ચાઇથી વધારે નઝદીક છે."

યહૂદી પાદરીઓનો આ જવાબ સાંભળીને કુરૈશ મલકાઇ ઊઠયા અને એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ લડાઇનો પ્રસ્તાવ વધાવી લઇને મદીનહ પર ચઢાઇ કરવાની પોતાની અનુમતિ દર્શાવી દીધી.

એજ તે લોકો છે જેઓના બારામાં કુર્આને-મજીદની આ આયતો ઉતારવામાં આવી:

| | |
|---|---|
| અલમ તરા ઇલલ લઝીન | શું તમે નહિ જોયા એવા લોકોને જેઓને |
| ઊતૂ નસીબમ મિનલ કિતાબ | આપવામાં આવ્યો કિતાબનો એક ભાગ ? |
| યુઅમિનૂન બિલ જિબ્તિ વત-તાગૂત | જેઓ ઇમાન ધરાવે છે મૂર્તિઓ અને શયતાનો પર |
| વ યકૂલૂન લિલ-લઝીન ક-ફ-રૂ | તેઓ કહે છે કાફિરો વિષે કે |
| હાઉલાઇ અહદા | આ લોકો વધારે સત્યમાર્ગે ચાલનારા છે |
| મિનલ લઝીન આમનૂ સબીલા. | મુસલમાનો કરતાં. |
| ઉલાઇકલ લઝીન લઅન હુમુલ્લાહ | એજ તે લોકો છે જેઓને ફિટકારી નાખ્યા છે અલ્લાહએ |
| વમંય યલ-અનિલ્લાહુ | અને જેને ફિટકારી નાખે અલ્લાહ |
| ફલન તજિદા લહૂ નસીરા. | તેનો કોઇ મદદગાર તમને મળશે નહિ. [1] |

૧. સૂરએ-નિસાઅ પારહ ૫ આયત ૫૧-૫૨. આ આયતોમાં અલ્લાહ તઆલાએ, ઇસ્લામના મુકાબલામાં મૂર્તિપૂજાના ધર્મને ચઢિયાતો કહેનારા યહૂદીઓને ફિટકારી નાખ્યા એટલે તેઓની ઉપર પોતાની લઅનત મોકલાવી કેમકે યહૂદીઓએ મૂર્તિપૂજાના વખાણ કરીને પોતાનું ઇમાન વેચી નાખ્યું. તવરાતના શિક્ષણ મુજબ તેઓ જાણતા હતા કે મૂર્તિપૂજા મોટું પાપ છે, એટલું મોટું કે જેની માફી નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મશહૂર હદીસ છે : "અલ-કુફરુ મિલ્લતુન વાહિદહ." એટલે ઇસ્લામના મુકાબલામાં દુનિયાના બીજા ધર્મો એક અંગ જેવા છે. ઇસ્લામનો સવાલ આવે તો યહૂદીઓ, મૂર્તિપૂજકો, ખ્રિસ્તીઓ, કાદયાનીઓ, શીયાઓ વગેરે તમામ ધર્મોના લોકો પોતાના આપસના મતભેદો ભૂલાવીને એક થઇ જાય છે. અને મુસલમાનો વિરૂધ્ધ એકબીજાની મદદ કરે છે. "હ"

**જંગ માટે બીજા કબીલાઓની ઉશ્કેરણી**——————સારાંશ કે યહૂદી ધર્મના નેતાઓનો જવાબ સાંભળીને મક્કહના કુરૈશ ગેલમાં આવી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ યુધ્ધનું આમંત્રણ તેઓ માટે અપૂર્વ આનંદ અને ઉત્સાહનું કારણ બની ગયું. બસ પછી શું હતું ! બધા જ કુરૈશી કબીલા યહૂદીઓ સાથે સહમત થઈને હોંસે-હોંસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ જંગની તૈયારીમાં લાગી ગયા.

કુરૈશ પાસેથી ઊઠીને યહૂદનું મોવડી મંડળ બનૂ ગત્ફાન અને કૈસ અયલાનના કબીલાઓ પાસે પહોંચ્યું અને તેઓને પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ યુધ્ધનું આમંત્રણ પાઠવીને ખાતરી અપાવી કે અમે છેલ્લી પળ સુધી તમારે પડખે રહીને હરેક પ્રકારે તમારી ભરપૂર મદદ કરીશું. એમ પણ જણાવ્યું કે કુરૈશ અમારો સાથ આપીને જંગ માટે તૈયાર થઇ ગયા છે. આ સાંભળીને બનૂ ગત્ફાન અને બનૂ અયલાનના કબીલા પણ પોતાની સંમતિ દર્શાવીને જંગની તૈયારીમાં પરોવાઇ ગયા.

**વિવિધ કબીલાઓના ફોજી સરદારો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મક્કહના કુરૈશી મુશરિકોના લશ્કરમાં કુરૈશનો સિપહસાલાર અબૂ સુફયાન બિન હર્બ હતો. બનૂ ગત્ફાન કબીલાઓની ફોજમાં ત્રણ સિપહસાલારો હતા. જેમાં ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્ર પોતાના બનૂ ફઝારહ કબીલાનો સિપહસાલાર હતો.

એવી જ રીતે હારિસ બિન ઔફ બિન અબૂ હારિસહ મુર્રી નામનો યોધ્ધો પોતાના બનૂ મુર્રહ કબીલાની ફોજનો સિપહસાલાર હતો. અને મિસઅર બિન રૂખૈલહ બિન નુવૈરહ બિન તરીફ બિન સુહમહ બિન અબ્દુલ્લાહ બિન હિલાલ બિન ખલાદહ બિન અશજહ બિન રૈસ બિન ગત્ફાન પોતાના બનૂ અશજઅ કબીલાના લશ્કરી જવાનોનો ઉપરી અધિકારી હતો. આ બધા કબીલાઓનું એક વિરાટ લશ્કર જંગની સર્વાંગી તૈયારી કરીને લશ્કરી દબદબા સાથે મદીનહ તરફ રવાના થઈ ગયું. [૧]

**ખન્દકની તૈયારી**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જયારે સમાચાર મળ્યા કે અરબના કબીલાઓના ધાડેધાડાં જંગની તૈયારી કરીને મદીનહ પર ચઢાઇ કરવા નીકળી ચૂકયાં છે તો આપે પોતાના અને મુસલમાનોના બચાવ માટે મદીનહની ફરતે ખન્દક ખોદવાની તૈયારી કરવાનો હુકમ ફરમાવી દીધો. ખન્દક ખોદવાની પ્રવૃત્તિમાં મુસલમાનોને પ્રોત્સાહન મળે અને તેઓના દિલોમાં નેકી તથા આખિરતની કમાણીનો ઉત્સાહ જન્મે તેટલા ખાતર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જાતે ને પોતે પણ બધા મુસલમાનો સાથે શામિલ થઇને ખન્દકના ખોદકામમાં પરોવાઇ ગયા. આપને જમીન ખોદતા જોઇને તમામ મુસલમાનો બમણા ઉત્સાહે કામ કરવા લાગ્યા.

ખન્દકના ખોદકામમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મજબૂત મનોબળ અને નક્કર નિષ્ઠાથી કામ લઇને બીજા મુસલમાનો સાથે ભારે જેહમત ભરેલી મેહનત ઉઠાવી પણ મુનાફિકોમાંથી કેટલાક લોકો આળસ અને ઢીલીપોચી નીતિથી કામ કરતા હતા. તેઓના દિલોમાં જે કંઇ હતું તેને છુપાવતા હતા અને અમલમાં આળસુ કે માયકાંગલા બની ગયા હતા. દાખલા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગી

---

૧. મક્કહના કુરૈશી લશ્કરમાં ૪ હજાર સૈનિકો, ૩૦૦ ઘોડા અને ૧ હજાર ૫૦૦ ઊંટો હતાં. મક્કહથી નીકળીને કુરૈશી લશ્કર મર્રૂઝ-ઝહરાન (વાદીએ-ફાતિમહ) સ્થળે પહોંચ્યું તો બનૂ સુલૈમ, બનૂ અસદ, બનૂ ફઝારહ, બનૂ અશજઅ, બનૂ મુર્રહ વગેરેના લશ્કરી જૂથો અને ફોજી જથ્થાઓ પણ ત્યાં આવીને સાથે થઇ ગયા. આ રીતે મુશરિકોનું ૧૦ હજારનું વિરાટ લશ્કર ભેગું થઇને ઇસ્લામના મૂળિયાં ખોદી કાઢવાને ઇરાદે મદીનહ તરફ ઊપડી ગયું. (અસિહ-હુસ-સિયર પા. ૧૭૭ કશ્કુલ-બારી જિ.૨ પા. ૨૭૫) ''હ''

લીધા વગર વારંવાર પોતાના બાલબચ્ચાં પાસે જવા માટે ચુપચાપ છટકી જતા હતા. જો કે ખન્દક ખોદવાનું કામ વારાફરતી ચાલતું હતું. મુસલમાનો રાબેતા મુજબ ભારે ખંતથી બઢીચઢીને કામગીરી બજાવતા હતા. કોઇને કંઇ જરૂરત ઊભી થતી તો તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થતો. કાયદેસર આપની રજા મેળવતો અને પછી પોતાને ઘેર જતો અને કામ પત્યું કે તુરંત પાછો આવીને પોતાના કામે વળગી જતો કેમકે મુસલમાનના દિલમાં નેકીની ભાવના સાથે પોતાની જવાબદારી પૂરી કરવાનો અપૂર્વ ઉત્સાહ હતો.

એજ પ્રસંગને અનુસરીને સાચા મુસલમાનોને બગલાભગત જેવા મુનાફિકોથી નોખા પાડવા માટે અલ્લાહ તઆલાએ આ આયતો ઉતારી : ''ઇન્નમલ-મુઅમિનૂ-નલ-લઝીન આમનૂ બિલ્લાહિ વ રસૂલિહી.....'' છેવટ સુધી તરજુમો :

''બેશક મુસલમાન તો તેજ છે જે અલ્લાહ પર અને તેના રસૂલ પર ઈમાન ધરાવે છે અને રસૂલ પાસે જ્યારે તેઓ એવા જ કોઇ કામ માટે ભેગા થાય છે તો પોતાની કોઇ જરૂરત માટે આપની પરવાનગી લીધા વગર ત્યાંથી જતા નથી.''

''હે નબી ! જે લોકો આવા પ્રસંગોએ આપની પરવાનગી માગે છે એજ લોકો અલ્લાહ પર અને તેના રસૂલ પર ઈમાન ધરાવનારા છે તો જ્યારે એ લોકો (આવા પ્રસંગે) પોતાના કોઇ કામ માટે આપની રજા માગે તો તેઓમાંથી જે કોઇ માટે આપની ઇચ્છા હોય તેને રજા આપતા રહો અને તેઓ માટે અલ્લાહ પાસે માફીની દુઆ માગો. બેશક અલ્લાહ માફ કરનારો અને મોટો દયાળુ છે.'' [૧]

એ પછીની આયતમાં તે મુનાફિકોનું બયાન છે જેઓ કામચોરો પેઠે પોતાની જાન બચાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગી લીધા વગર પોતાના ઘરો તરફ ચુપચાપ છટકી જતા હતા. જેમકે ફરમાવ્યું છે : ''લા તજ-અલૂ દુઆઅર-રસૂલિ બૈનકુમ....'' તરજુમો.

''તમે લોકો રસૂલને બોલાવવાને મામૂલી બોલાવવા જેવું ન સમજો જેમકે તમે આપસમાં એકબીજાને બોલાવો છો. અલ્લાહ એવા લોકોને ખૂબ જાણે છે જેઓ તમારામાંથી એકબીજાની આડ લઈને સરકી જાય છે. તો જે લોકો અલ્લાહના હુકમનો વિરોધ કરે છે તેઓએ આ વાતથી ડરવું જોઇએ કે તેઓ પર (દુનિયામાં) કોઇ આફત ન ઊતરી આવે યા આખેરતમાં દર્દનાક અઝાબ ન તૂટી પડે.....(સૂરએ-નૂર આયત ૬૩)

**ખન્દકમાં મુસલમાનોનું રણગીત**————ઇબ્ને ઈસ્હાક કહે છે : તમામ મુસલમાનો દિલોજાનથી ખન્દક ખોદવામાં લાગેલા રહ્યા ત્યાં સુધી કે તેને મુકમ્મલ કરીને જંપ્યા. ખન્દક ખોદતી વેળા બધા મુસલમાનો હઝરત જુઐલ નામના એક સહાબી સાથે ભેગા સ્વરે આ રણગીત લલકારતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જુઐલનું નામ બદલીને અમ્ર નામ રાખી લીધું હતું. એજ જુઐલ અને અમ્ર નામનું આ રણગીત હતું :

**સમ્માહુ મિમ બઅદિ જુઐલિ અમ્રન, • વ કાના લિલ-બાઇસ્રિ યવમન ઝહરન.**

---

૧. સૂરએ-નૂર પા. ૧૮ આયત ૬૨ આ આયત એવા મુસલમાનો માટે ઊતરી જેઓ પોતાની જવાબદારીનું ભાન રાખે છે. નેકીના કામો તરફ દોડીદોડીને જાય છે અને અલ્લાહ તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તાબેદારી માટે એકમેકની ટપી જવાના પ્રયત્નો કરે છે. ''હ''

અર્થાત : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વં સલ્લમએ જુઐલનું નામ બદલીને અમ્ર નામ રાખી લીધું અને તે વેળા આ નામ ખન્દક ખોદનારાઓ માટે શકિત કે ઉત્સાહનું પ્રતીક બની ગયું.

ખન્દક ખોદનારા સહાબા જયારે ઉપરના શેઅરની પહેલી કડીનો અમ્ર શબ્દ લલકારતા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ અમ્ર શબ્દ ઉપાડી લઈને તેઓના સૂરમાં પોતાનો સૂર પુરાવતા હતા અને જયારે તેઓ બીજી કડીનો ઝહરન શબ્દ લલકારતા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ એ શબ્દને ઉપાડી લઈને તેઓના સૂરમાં પોતાનો સૂર પુરાવતા હતા.

**ગુજરાતી સંપાદકની નોંધ——————**

અલ્લામા ઈબ્ને હિશામની સીરતુન-નબીમાં જંગે-ખન્દકને લગતી કેટલીક પ્રમાણભૂત વિગતો રહી જવા પામી છે. બીજા સનદી સીરત-ગ્રંથોને આધારે તેનો ટૂંકસાર અહીં રજૂ કરીએ છીએ.

યહૂદીઓની ઉશ્કેરણીથી મદીનહની મુકદ્દસ ભૂમિમાં ખેલાયેલા આ અભૂતપૂર્વ યુધ્ધના બે નામો સીરતની કિતાબોમાં જોવામાં આવે છે : ગઝવએ-ખન્દક અને ગઝવએ-અહઝાબ, ખન્દક અસલમાં ફારસી ભાષાનો ''કન્દહ'' શબ્દ છે જેના અર્થ ખોદી કાઢેલી જમીન કે ખાડો થાય છે. એજ ''કન્દહ''થી અરબીનો ''ખન્દક'' શબ્દ બન્યો છે. આ જંગ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર ઈરાની સહાબી હઝરત સલમાન ફારસી રદિયલ્લાહુ અન્હુની સલાહથી મદીનહની ફરતે રક્ષણ માટે ઊંડી ખાઈ ખોદી કાઢવામાં આવી હતી જેથી એને ગઝવએ-ખન્દક કે જંગે-ખન્દક કહે છે.

આ જંગનું બીજું નામ ગઝવએ-અહઝાબ છે. અહઝાબ અરબીના ''હિઝ-બ'' શબ્દનું બહુવચન છે. ''હિઝ-બ''ના અર્થ જમાઅત, જથ્થો, જૂથ, ટોળું, ગિરોહ, સમૂહ ટોળેટોળાં કે ધાડેધાડાં વગેરે થાય છે. બાબત એમ બની કે યહૂદીઓની ઉશ્કેરણીથી અરબભરના અનેક કબીલાઓના ટોળેટોળાં કે ધાડેધાડાં સંગઠિત થઈને ઇસ્લામના મૂળિયાં ખોદી કાઢવા માટે મદીનહ પર ચઢી આવ્યાં હતાં. જેથી એને ગઝવએ-અહઝાબ કે જંગે-અહઝાબ કહે છે. કુર્આને-મજીદમાં ''સૂરતુલ-અહઝાબ'' નામે એક પૂરી સૂરત મવજૂદ છે જેમાં આ જંગનું વર્ણન કરવામાં આવ્યું છે.

દસ હજારનું આ વિરાટ લશ્કર વાજતે ગાજતે એવા ધૂમધડાકાથી મદીનહ પર ચઢી આવ્યું કે ફોજીઓના બૂટો અને ઘોડાઓની ટાપોના ધમાકાઓથી મદીનહની ધરતી ધણધણી ઊઠી, અને મુસલમાનોના કલેજાં તાળવે આવી ગયાં. એનું બયાન સૂરએ-અહઝાબની આયત ૧૦માં આ રીતે થયું છે:

| | |
|---|---|
| ઈઝ જાઊ કુમ | જયારે ચઢી આવ્યા તે લોકો તમારી ઉપર |
| મિન ફવકિ કુમ | ઉપરની દિશાએથી પણ |
| વ મિન અસ્ફલ મિન્કુમ | અને નીચાણની દિશાએથી પણ |
| વ ઈઝ ઝાગતિલ અબ્સારુ | અને જયારે આંખો ફાટેલી રહી ગઈ |
| વ બલગ-તિલ-કુલૂબુલ-હનાજિરા | અને કલેજાં તાળવે આવી લાગ્યાં |
| વ તઝૂન-નૂન | અને તમે કલ્પના કરવા લાગ્યા |
| બિલ્લાહિઝ-ઝનૂના. | અલ્લાહની સાથે જાતજાતની કલ્પના.[1] |

૧. સૂરએ-અહઝાબ પારહ ૨૧ આયત ૧૦ ''હ''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જ્યારે સમાચાર મળ્યા કે કુરૈશની સાથે અહઝાબ એટલે અરબના કબીલાઓના ટોળેટોળાંનું જંગી લશ્કર મદીનહ પર ચઢાઈ કરવાના ઈરાદે નીકળી ચૂકયું છે તો આપે પોતાના સહાબાને સલાહ-મંત્રણા માટે ભેગા કર્યા. યુધ્ધકળાના નિષ્ણાત સહાબાએ પોતપોતાનો અભિપ્રાય વ્યકત કર્યો. સહાબામાં હઝરત સલમાન ફારસી રદિયલ્લાહુ અન્હુ પણ હતા. હઝરત સલમાન મુલ્કે-ઈરાનના વતની હતા. ઈરાનમાં જંગે-દિફાઈ એટલે સ્વરક્ષણની લડાઈનો નોખો તરીકો પ્રચલિત હતો જેનાથી અરબના લોકો સાવ અજ્ઞાત હતા, પણ હઝરત સલમાન ફારસી તેનાથી પૂરી રીતે માહિતગાર હતા. તે તરીકો આ હતો કે સ્વરક્ષણના યુધ્ધની કટોકટી ઊભી થતાં ઈરાની લોકો શહેરથી બહાર નીકળીને મુકાબલો કરવાને બદલે શહેરની ફરતે લાંબી-ચોડી અને ઊંડી ખાઇ ખોદી લેતા અને તેની હદમાં રહીને આક્રમણખોર દુશ્મનનો મુકાબલો કરતા.

હઝરત સલમાન ફારસીએ વર્તમાન કટોકટીને અનુલક્ષીને ખાઇ ખોદવાની રૂપરેખા વિગતથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં રજૂ કરી. ખાઈની રૂપરેખાની વિગત જાણીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઘોડા પર સવાર થયા અને હઝરત સલમાન ફારસીને સાથે લઈને આપે અવલોકનની દ્રષ્ટિએ મદીનહનો એક ચક્કર લગાવ્યો. શહેરના ત્રણ ભાગ ફરતે મકાનો અને ખજૂરવૃક્ષોની હારમાળા લાગેલી હતી જે એક રીતે શહેર-પનાહ એટલે નગરકોટની ગરજ સારતી હતી. ફકત મુલ્કે-શામ તરફની દિશાનો ભાગ ખુલ્લો હતો જયાંથી દુશ્મન શહેરની અંદર પ્રવેશી શકતો હતો.

આપે હઝરત સલમાન ફારસીની સલાહ સાથે સંમત થઇને એજ તરીકો અપનાવી લેવાનું નક્કી કર્યું અને એજ વેળા ખન્દક એટલે ખાઇ ખોદવાના સાધનો એકઠાં કરીને પોતાના ત્રણ હજાર સહાબાને શહેરથી બહાર તે સ્થળે લઇ ગયા જયાંથી મદીનહનો ભાગ ખુલ્લો હતો. આપે ખન્દક ખોદવા માટે પોતાના મુબારક હાથથી જમીન પર લિસોટા દોરીને તેની હદો નક્કી કરી દીધી અને દસ-દસ માણસો વચ્ચે દસ-દસ ગજ જમીનનું ખોદકામ વહેંચી આપ્યું. એટલે દરેક માણસ એક ગજ લાંબી અને પાંચ હાથ ઊંડી જમીન ખોદે. ચોડાઇ એટલી રાખવામાં આવી કે ખન્દકમાં ઊતર્યા વિના માણસ કે ઘોડો છલાંગ મારીને તેને પાર ન કરી શકે. આ વહેંચણી અને ગોઠવણી મુંજબ ૬ દિવસમાં ત્રણ હજાર મુજાહિદોના મુબારક હાથોએ, લગભગ સાડા ત્રણ માઈલ લાંબી ખન્દક ખોદી કાઢવાનું કામ અંજામે પહોંચાડી દીધું. કેટલીક રિવાયતોમાં ૧૫ કે ૨૦ દિવસનો ઉલ્લેખ છે.

ખોદકામની શરૂઆત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથે ફરમાવી. અલ્લાહનું નામ લઈને કોદાળી જમીન પર મારતાં આપે આ પંકિતઓ લલકારી :

**બિસ્મિલ્લાહિ વ બિહી બદીના • વ-લવ અબદના ગયરિહી શકીના**

અમે અલ્લાહના નામથી શરૂઆત કરીએ છીએ અને જો એક અલ્લાહને છોડીને અમે કોઇ બીજાની બંદગી કરીએ તો એજ સૌથી મોટી કમનસીબી છે.

**હબ્બઝા રબ્બંવ વ હબ્બઝા દીના.**

વાહ વાહ અમારો પાલનહાર કેટલો ભલો છે ! અને સુબ્હાનલ્લાહ અમારો દીન કેટલો રૂડો છે!

શિયાળાની મોસમ હતી. કડકડતી ટાઢના દિવસો હતા. ઠંડો પવન જોશભેર ફૂંકાતો હતો. દુકાળનું વરસ હતું. કેટલાય દિવસના લાગલગાટ ફાકા હતા. ખાવાપીવાના સાંસા હતા. ત્યાં ન નોકરો હતા ન ચાકરો હતા

ન ગુલામો હતા ન મઝદૂરો હતા. મુહાજિરીન અને અન્સારે પોતે અલ્લાહના ગુલામ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અદના નોકર ચાકર હતા. ખંતીલા મઝદૂરો પેઠે જિહાદના જુસ્સાથી ખન્દક ખોદવામાં લાગેલા હતા. ન ભૂખ તેઓના જુસ્સાને અવરોધી શકતી હતી ન બરફીલા વાયુના સૂસવાટા તેઓના ઉત્સાહને ભાંગી શકતા હતા. માટીના ટોપલા ઉપાડી-ઉપાડીને લાવતા હતા અને એક સ્વરે આ રણગીત લલકારતા હતાઃ

નહનુલ લઝીના બાયઊ મુહમ્મદન • અલલ જિહાદે મા બકીના અબદા.

અમે તે લોકો છીએ જેઓએ મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર જિહાદની બૈઅત કરી છે. અમે જ્યાં સુધી બાકી રહીશું કે જીવીશું, હમેશા આપની સાથે રહીને જિહાદ કરતા રહીશું.

હઝરત સહલ બિન સઅદ અન્સારી રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જોયું કે મારા સહાબા સવારના પહોરમાં અને કડકડતી ટાઢમાં ખન્દક ખોદી રહ્યા છે અને માટીના ટોપલા ખભાઓ પર મૂકીને આવજાવ કરી રહ્યા છે તો આપે તેઓની ભૂખ અને જિહાદનો જુસ્સો જોઇને ફરમાવ્યુંઃ

અલ્લા હુમ્મ લા ઐશ ઇલ્લા ઐશુલ-આખિરહ, • ફગફિર લિલ-અન્સારે વલ-મુહાજિરહ.

હે અલ્લાહ ! અસલ ઝિન્દગી તો આખિરતની ઝિન્દગી છે (અને ખરૂં સુખ તો પરલોકનું સુખ છે) તો હે અલ્લાહ ! આપ અન્સાર અને મુહાજિરીનની મગફિરત ફરમાવી દેજો !

અને કદી આપ પોતાની મુબારક જીભે આ શેઅર ફરમાવતા :

અલ્લાહુમ્મ ઇન્નહૂ લા ખૈર ઇલ્લા ખૈરુલ-આખિરહ, • ફ-બારિક ફિલ-અન્સારે વલ-મુહાજિરહ.

હે અલ્લાહ ! ભલાઇ તો બેશક પરલોકની જ ભલાઇ છે તો અન્સાર અને મુહાજિરીનને બરકત અતા ફરમાવ !

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : "મુહાજિરીન અને અન્સાર ખન્દક ખોદતી વેળા અને માટીના ટોકરા ઉપાડતી વેળા જ્યારે આ શેઅર લલકારતા :

નહનુલ લઝીન બાયઊ મુહમ્મદન • અલલ ઇસ્લામે મા બકીના અબદા.

તો તેઓના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ ઉપરનો શેઅર બુલંદ સ્વરે ફરમાવતા.

સહીહ બુખારીમાં હઝરત બરાઅ બિન આઝિબ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત ટાંકેલી છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક સીના પર નૂરાની વાળોની એક બારીક લીટી મુબારક પેટ સુધી ઊતરેલી હતી. ખન્દકના દિવસોમાં જમીન ખોદતાં અને માટી ઉપાડતાં આપનું મુબારક પેટ ધૂળથી ઢંકાઇ જતું અને વાળોની લીટી પણ ધૂળથી ઢંકાઇ જતી. આમ છતાં આપ અલ્લાહની દયા-યાચના તથા તેના ઉપકારોના આભાર-દર્શન તરીકે આ કડીઓ બુલંદ સ્વરે ફરમાવતા હતા : "વલ્લાહિ લવ લા અલ્લાહુ મહ-તદૈના." અથવા આ પ્રમાણે :

અલ્લા-હુમ્મ લવ લા અન્તા મા અહ-તદૈના, • વલા તસદ-દકના વલા સલ-લૈના.

હે અલ્લાહ ! જો આપ અમને સત્યપંથે ન દોરતે તો અમને ન દાન-ખયરાતની સદ્બુધ્ધિ મળતે ન નમાઝ પઢવાની !

ફ - અન - ઝિલન સકી-નતન અલૈના, • વ સબ્બ - બિતિલ - અકદામ ઇન લાકૈના.

તો હે અલ્લાહ ! આપ અમ પર આપની શાંતિ ઉતારજો અને જંગ વેળા અમને સાબિત-કદમ રાખજો!

ઇન્નલ ઉલા કદ બગવ અલૈના, • ઇઝા અરાદૂ ફિત - નતન અબૈના.

તેઓએ અમારી ઉપર ત્રાસ ગુજારવામાં પહેલ કરી છે. જ્યારે પ તેઓએ ફિત્નો જગાડયો છે અમે તેને દાબી દીધો છે.

જ્યારે શેઅરનો છેલ્લો શબ્દ આવતો તો આપનો અવાજ બુલંદ થઇ જતો અને વારંવાર એ શબ્દને આપ દોહરાવતા. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૦૨-૩૦૩ - સીરતુન-નબી જિ.૧ પા. ૪૨૧ - કશ્ફુલ-બારી અમ્મા ફી સહીહિલ-બુખારી જિ.૨ પા. ૨૮૮) ગુજરાતી સંપાદકનું લખાણ પૂરૂં થયું. અસલ કિતાબનું લખાણ વાંચો.

**ખન્દકમાં પ્રગટેલા મુઅજિઝા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી સનદી માહિતી મુજબ ખન્દક ખોદતી વેળા અમુક એવા પ્રસંગો સર્જાયા જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કેટલાક અદ્‌ભુત કે અજાયબી ભરેલા મુઅજિઝા જાહેર થયા. આ અજાયબી ભરેલા બનાવોમાં અલ્લાહ તરફથી તેના પયગમ્બરની સચ્ચાઇ તથા પયગમ્બરીની ચકાસણીની દલીલો અંગે બોધપાઠ મવજૂદ છે. ખન્દક વેળા સર્જાયેલા આ મુઅજિઝા ખન્દક ખોદનારા મુસલમાનોએ પોતાની સગી આંખે જોયા હતા. એના દર્શનથી મુસલમાનોનું ઇમાન તાજું થઇ ગયું અને તેઓના ઇમાન તથા યકીનમાં અનેક ગણો વધારો થઇ ગયો.

**નક્કર જમીન નરમ બની ગઇ**————હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : ''ખન્દક ખોદતી વેળા જમીનમાં એક જગાએ પથરીલી જમીન નીકળી આવી. બાહુબળ ધરાવનારા મજબૂત જવાનોના પ્રયત્નો છતાં જમીન તૂટી શકી નહિ ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સમસ્યાની ખબર કરવામાં આવી કે, ''યા રસૂલલ્લાહ ! એની ઉપર કોદાળીના ઘા પણ કારગર નિવડતા નથી.''આપ ત્યાં પધાર્યા. જમીનની નક્કરતા કે પથ્થર જેવી ખાસિયત જોઇને આપે એક વાસણમાં પાણી મંગાવ્યું. એ પાણીમાં આપે પોતાનું લુઆબે-દહન એટલે પવિત્ર થૂંક મેળવ્યું. પછી અલ્લાહ જાણે કેવી દુઆ માગી. દુઆ બાદ એ પાણી એજ પથરીલી જમીન પર છાંટી દીધું. જે લોકો ત્યાં હાજર હતા તેઓનું કહેવું છે :

> ''તે અલ્લાહના સોગંદ જેણે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના બરહક નબી બનાવીને મોકલાવ્યા, પાણી છાંટતા જ જમીન એકદમ નરમ અને ભુરભુરી રેતી જેવી બની ગઇ. પછી એ જમીન ન કોદાળીને ઠેલવતી હતી ન પાવડાને.''

**થોડીક ખજૂરોમાં લશ્કર ધરાઇ ગયું**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત બશીર બિન સઅદની બેટી જે હઝરત નુઅમાન બિન બશીરની બહેન હતી, પોતાના જાતઅનુભવની કથા વર્ણવતાં કહે છે : ''મારાં અમ્માંજી અમ્રહ બિન્તે રવાહાએ મને હાંક મારીને પોતાની પાસે બોલાવી અને ખોબો ભરીને ખજૂર મારી ઓઢણીના પાલવમાં ઠાલવતાં કહ્યું, ''બેટી ! તારા બાપા અને તારા મામા અબ્દુલ્લાહ બિન રવાહા પાસે જા અને તેઓને આ નાશ્તો આપી આવ.''

હું ખજૂરોનો નાશ્તો લઇને ઘરેથી ચાલી નીકળી અને ખન્દક પાસે જઇને મારા બાપા તથા મારા મામાને શોધવા લાગી. એજ શોધમાં હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી પસાર થઈ. મને જોઇને આપે ફરમાવ્યું, "તઆલી યા બુનય્યતુ મા હાઝા મઅકે ?" હે બાળકી ! અહીં આવ, તારી પાસે આ શું છે ?

મેં કહ્યું, " યા રસૂલલ્લાહ ! થોડીક ખજૂરો છે, મારી માએ મને આપીને મારા બાપા બશીર બિન સઅદ અને મારા મામા અબ્દુલ્લાહ બિન રવાહા પાસે મોકલાવી છે કે જેથી તેઓ નાશ્તો કરી લે."

"હે બાળકી !" આપે ફરમાવ્યું "અહીં લાવ એ ખજૂર."

મેં આપના મુબારક ખોબામાં એ ખજૂરો સરકાવી દીધી. મેં જોયું કે આટલી ખજૂરોથી આપનો ખોબો ભરાયો નહિ. પછી આપે એક પાથરણું મંગાવ્યું. તેને જમીન પર પાથરીને બધી ખજૂરો તેની ઉપર વિખેરી દીધી અને પછી એક કપડાંથી તેને પૂરી રીતે ઢાંકી દીધી. ખજૂરોને ઢાંકવા બાદ આપે ત્યાં ઊભેલા એક સહાબીને ફરમાવ્યું, "જાવ બધા ખન્દક ખોદનારાઓને બોલાવી લો કે અહીં આવીને નાશ્તો કરી લે."

જોતજોતામાં લોકો આવી-આવીને કપડાંની નીચે ઢાંકેલી ખજૂરો ખાવા લાગ્યા. ખજૂરોમાં લાગલગાટ બરકત થતી જ ચાલી ગઇ ત્યાં સુધી કે તમામ લોકોએ ધરાઈને નાશ્તો કરી લીધો. એ પછી પણ ઢાંકેલી ખજુરો પાથરાણાના કિનારેથી નીકળી-નીકળીને બહાર સરકતી રહી.

**ખાના થોડા ખાનેવાલે બહોત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ પોતાનો અનુભવ ટાંકતાં ફરમાવે છે : "ખન્દક ખોદનારાઓમાં હું પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે શામિલ હતો. મારી પાસે કુમળી વયનું એક માતેલું બકરૂં હતું. મેં વિચાર્યું, એને ઝબહ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દઅવત કરૂં તો બેહતર છે. મેં ઘરે જઇને મારી ઘરવાળીને કહ્યું, "હે બેગમ! ઘરમાં જેટલા જવ હોય તેને દળીને અમારા માટે રોટલી પકાવી લો."

મેં બકરૂં ઝબહ કર્યું અને તેને ભૂંજીભાંજીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દઅવત માટે તૈયાર કરી લીધું. દિનભર ખન્દક ખોદવા બાદ સાંજ પડી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વાપસીનો ઈરાદો કર્યો. અમે બધા પણ પોતપોતાના ઘરે ઊપડવા લાગ્યા. તે વેળા મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મારી પાસે એક જાડું તાજું કુમળું બકરૂં હતું. તેને ઝબહ કરીને મેં આપની દઅવત માટે તૈયાર રાખ્યું છે. તેની સાથે જવની રોટલી પણ છે. મારી ઈચ્છા છે કે આપ કૃપા રાહે મારે ઘેર પધારો."

હઝરત જાબિર ફરમાવે છે : "મારો હેતુ આ હતો કે ફક્ત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એકલા મારા ઘેર પધારે. પણ જયારે હું કહી ચૂકયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક માણસને હુકમ ફરમાવ્યો કે, ઘરે જનારા તમામ લોકોને પોકાર પાડીને બોલાવી લો. ત્યારે પોકાર પાડનારે પોકાર ગજાવ્યો, "હે લોકો ! તમે બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે જાબિરના ઘર તરફ વળો."

આ સાંભળીને હું "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન" બોલી ઊઠયો (કે હવે શું થશે?)

પોકાર સાંભળતાં જ બધા લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે મારા ઘર તરફ વળી

ગયા. ઘરમાં પધારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બેસી ગયા. અમે રોટલી અને બકરાનું ભૂંજેલું ગોશ્ત આપની તહેનાતમાં પેશ કર્યું. આપે "બિસ્મિલ્લાહ"અને "બારકલ્લાહ" પઢીને ખાવાનું શરૂ કર્યું અને પછી બીજા લોકોએ પણ વારાફરતી ખાવા માડયું. એક સફ ખાઇ પરવારીને ઊઠી જતી તો બીજી સફ આવીને ખાવા લાગતી. આ સિલસિલો એમ જ ચાલતો રહ્યો ત્યાં સુધી કે ખન્દક ખોદનારા તમામ લોકો મજાથી ખાઇ પીને પરવારી ગયા.

**કાળમીંઢ ચટાણના ચૂરેચૂરા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત સલમાન ફારસીનું બયાન છે : "હું ખન્દકના એક ખૂણામાં ખોદકામ કરતો હતો એટલામાં એક કાળમીંઢ ચટાણ નીકળી આવી. તેને તોડવાની મેં તનતોડ મથામણ કરી પણ તે પોતાની જગાએથી હાલી સુધ્ધાં નહિ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારી બાજુમાં જ જમીન ખોદતા હતા. પથ્થર પર મને કોદાળીના લગાતાર પ્રહારો કરતો જોઇને આપ કળી ગયા કે પથ્થર નકકર છે અને તેને તોડવામાં મુશ્કેલી નડી રહી છે. આપ નીચે ઊતરી આવ્યા. કોદાળી મારા હાથમાંથી લઇ લીધી અને પછી ચટાણ પર એક જોરદાર પ્રહાર કર્યો તો પથ્થરમાંથી આગના તણખા ઊડયા જાણે કે વીજળી ઝબૂકી ગઇ. પછી લાગલો જ આપે બીજો પ્રહાર કર્યો તો ફરીવાર વીજળી ઝબૂકી ગઇ. ત્રીજીવાર કોદાળીનો પ્રહાર કર્યો તો એજ મુજબ ચટાણમાં વીજળીના ઝબકારા થયા. આ ઝબકારાઓથી હું બેહદ નવાઇ પામી ગયો.

મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ! મારાં માબાપ આપની ઉપર કુરબાન ! આપના પ્રહારો વેળા ચટાણમાં વીજળી ઝબૂકતી હતી એ શી વસ્તુ છે ?"

આપે ફરમાવ્યું, "સલમાન ! શું તમે એ વીજળી જોઇ લીધી ?"

મેં અરજ કરી, "હા યા રસૂલલ્લાહ ! મેં મારી આંખે આગના તણખા અને વીજળીના ઝબકારા જોયા."

ફરમાવ્યું, "પ્રથમ વાર જે વીજળી ઝબૂકી તેની રોશનીમાં મેં જોયું કે અલ્લાહ તઆલાએ મુલ્કે-યમન મારા માટે ફતેહ કરાવી દીધો. બીજીવારની રોશનીમાં મેં જોયું કે અલ્લાહ તઆલાએ મુલ્કે-શામ અને મગરિબનો ઈલાકો મારા માટે ફતેહ કરાવી દીધો. અને ત્રીજીવારની રોશનીમાં અલ્લાહ તઆલાએ મશરિકનો ઈલાકો મારા માટે ફતેહ કરાવી દીધો."

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ હુરૈરહનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશીનગોઇ મુજબ એ મુલ્કો અને ઈલાકાઓ હઝરત ઉમરના ખિલાફત કાળમાં, હઝરત ઉસ્માનના ખિલાફત કાળમાં અને તે પછીના જમાનામાં અલ્લાહ તઆલાએ મુસલમાનોના હાથે ફતેહ કરાવી દીધા.

હઝરત અબૂ હુરૈરહ મુસલમાન મુજાહિદોને હમેશા કહ્યા કરતા, "હે અલ્લાહના સિપાહીઓ ! તમારે જે દેશો અને જે પ્રદેશો ફતેહ કરવા હોય તે ફતેહ કરતા ચાલ્યા જાવ. કસમ છે તે અલ્લાહના જેના અધિકારમાં અબૂ હુરૈરહના પ્રાણ છે. આજ સુધી જેટલા મુલ્કો તમે ફતેહ કર્યા અને હવે પછી જેટલા ફતેહ કરવાના છો એ દરેકની ચાવીઓ અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હાથમાં અગાઉથી જ આપી દીધી હતી."

**કુરૈશી સૈન્યનો પડાવ મદીનહમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમ ખન્દકની તૈયારીથી ફારિગ થયા ત્યાં સુધીમાં કુરૈશનું વિરાટ લશ્કર ધરતી ધ્રુજાવતું મદીનહને આંગણે આવીને જુરુફ તથા ઝગાબહની વચ્ચે બીરે-રૂમહ તરફથી વહેતાં નાળાંઓને સંગમે પડાવ નાખી ચૂક્યું હતું.[1]

કુરૈશી કુફ્ફાર દસ હજારનું વિરાટ લશ્કર લઈને મદીનહ પર ચઢી આવ્યા હતા. એમાં અહાબીશ,[2] બનૂ કિનાનહ અને તિહામહ પ્રદેશમાં વસનારા તેઓના ખાંધિયાઓના જુદા જુદા કબીલાઓના સૈનિકો હતા. સાથે જ ગત્ફાનનો કબીલો, પોતાના ખાંધિયા નજદવાસીઓની જંગી ફોજ સાથે ઉહુદ પહાડની તળેટીમાં "ઝમ્બ-નકમી" નામના સ્થળે પહોંચીને પડાવ નાખી ચૂક્યો હતો.[3]

**ઈસ્લામી લશ્કરની રવાનગી**————હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ મુસલમાનોનું લશ્કર લઈને નીકળ્યા અને મદીનહના સિલઅ નામે પહાડ પાસે પહોંચી ગયા. અહીં પધારીને આપે લશ્કરની ગોઠવણી એવી રીતે કરી કે પહાડને પીઠ પાછળ રાખવામાં આવ્યો અને ખન્દક બંને લશ્કરોની વચ્ચે આડ બની ગઈ. મુસલમાનોની સંખ્યા ત્રણ હજારની હતી.

ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહથી કૂચ કરવા પહેલાં પોતાની જગાએ મદીનહના અમીર કે ગવર્નર તરીકે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમની નિમણુક કરી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી સ્ત્રીઓ અને બાળકોને કિલ્લાઓમાં પહોંચાડી દેવામાં આવ્યાં કે જેથી તેઓ ત્યાં સલામત રહી શકે.

**બે યહૂદી સરદારોની મુલાકાત**————આ કટોકટી કે આકરી કસોટીની પળોમાં, મદીનહથી તડીપાર થઈને ખૈબરમાં વસેલા યહૂદી કબીલા-બનૂ નદીરનો સરદાર અને અલ્લાહ તથા તેના રસૂલનો દુશ્મન હુય્ય બિન અખ્તબ વેશપલ્ટો કરીને રાતના સમયે છુપી રીતે મદીનહમાં દાખલ થયો અને અંધારામાં ભારે સાવચેતીથી ડગ ભરતો કઅબ બિન અસદ કુરઝીના કિલ્લા પાસે પહોંચી ગયો.

કઅબ બિન અસદ મદીનહના જાણીતા યહૂદી કબીલા—બનૂ કુરૈઝહનો સૌથી મોટો સરદાર હતો. કૌમી મામલાઓની ચૂકતે લગામ એના હાથમાં હતી. યહૂદીઓના બીજા કબીલાઓ પેઠે બનૂ કુરૈઝહનો કબીલો પણ સૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે સુલેહશાંતિ અને એકબીજાની મદદના કોલકરારથી જોડાયેલો હતો. કઅબ પોતે પોતાની કૌમ તરફથી કરારનામાનો મુખ્તારે-કુલ હતો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરારનામાનું પાકું લખાણ કરી ચૂક્યો હતો. આ કારણે જયારે તેને ખબર પડી કે હુય્ય બિન અખ્તબ આવેલો છે અને તે તેને મળવા માગે છે તો તેણે પોતાના કિલ્લાનો દરવાજો બંધ કરી લીધો. હુય્ય બિન અખ્તબની આગ્રહભરી વિનવણી છતાં તેણે દરવાજો ખોલવાની ઘસીને ના પાડી દીધી.

ત્યારે હુય્યે ઘાંટો ગજાવીને આવેશથી કહ્યું, "અલ્યા તારૂં ભૂંડું થાય. દરવાજો તો ખોલ !"

---

૧. જુરુફ, ઝગાબહ, રગાબહ, ગાબહ વગેરે મદીનહની ઉત્તર-પશ્ચિમે આવેલાં સ્થળો છે. જુરુફ મદીનહથી લગભગ ત્રણ માઇલના અંતરે અને ઝગાબહ તેથી આગળ આવેલું છે. મદીનહ અને તેની આજુબાજુમાં અનેક ખીણો આવેલી છે જયાંથી ચોમાસામાં વરસાદનું પાણી નાળાંઓ રૂપે વહીને ઝગાબહ કે ગાબહની ખાડીમાં આવીને મળી જાય છે. એને બુહૈરહ પણ કહે છે. એટલે સરોવર.

૨. અહાબીશ : મક્કહ પાસે હુબશી નામે પહાડ આવેલો છે તેની ખીણમાં વસનારા અહાબીશ કહેવાય છે.

[illegible] પશ્ચિમ ભાગે આવેલું એક સ્થળ. અહીં ગત્ફાન અને નજદ ઈલાકાના લશ્કરે પડાવ નાખેલો હતો.

કઅબ બોલ્યો, "ભૂંડું તારૂં થાય, દરવાજો હરગિઝ નહિ ખોલું. તું મોટો મનહૂસ અને ખોડપગો માણસ છે. સાંભળી લે, હું મુહંમદ સાથે પાકા કોલકરાર કરી ચૂકયો છું. કરારને તોડવાનું સાહસ ખેડવા હું તૈયાર નથી, કેમકે મુહંમદમાં સચ્ચાઇ અને વચન-પાલન કે વફાદારી સિવાય મેં કોઇ વસ્તુ જોઇ નથી."

જવાબમાં હુય્ય બિન અખ્તબ બોલ્યો, "અરે તારૂં ભૂંડું થાય, ભલા માણસ. તું સમજતો કેમ નથી? દરવાજો તો ખોલ, મારે જરૂરી વાત કરવી છે."

આમ છતાં કઅબે દરવાજો ખોલવાનો ઇન્કાર કરી દીધો તો હુય્ય બિન અખ્તબે કંજૂસીનું મહેણું મારતાં ઝનૂનથી કહ્યું, "હવે હું સમજયો હે કંજૂસોના સરદાર ! શું તું એમ માને છે કે હું તારૂં જશીશા પકવાન એક જ કોળિયે ઝાપટી જઇશ ? શું એના જ ડરથી તું દરવાજો ખોલવાની ના પાડે છે ?"[1]

કંજૂસીના નામોશીભર્યા કે ઝેરીલા ટાણાથી કઅબ છંછેડાઇ ગયો અને એજ ઉત્તેજિત દશામાં તેણે કિલ્લાનો દરવાજો ખોલી નાખ્યો. હુય્યે અંદર ધસી જતાં કહ્યું,

"હે કઅબ ! ભલા માણસ તને શું થઇ ગયું છે ? જરા સમજ તો ખરો ! જો, હું તારા માટે દુનિયાભરની ઇઝઝત-આબરૂ લઇને આવ્યો છું. અરબના કબીલાઓનો એક મોજાં મારતો સમુદ્ર લઇને આવ્યો છું જે મુહંમદની વિરૂધ્ધ ઉછાળા મારી રહ્યો છે. હું કુરૈશને લઇને આવ્યો છું. તેઓના તમામ સરદારો, સાલારો અને નેતાઓ પણ મવજૂદ છે. મેં તેઓને રૂમહ પ્રદેશની ખીણોના સંગમે થોભાવ્યા છે. હું ગત્ફાનના કબીલાને પણ લઇ આવ્યો છું. તેના તમામ મદદગારોનું લાવલશ્કર પણ પોતાના સરદારો, નેતાઓ અને લશ્કરી અધિકારીઓ સાથે આવી ગયું છે. મેં એ બધાને ઉહુદ પહાડને એક ખૂણે ઝમ્બ-નકમીમાં ઉતારો આપ્યો છે. એ બધા સાથે મારા પાકા કોલકરાર થઇ ગયા છે આ વાતના કે :

> "ત્યાં સુધી અહીંથી ટળીશું નહિ જયાં સુધી કે મુહંમદ અને તેના સાથીઓને જડમૂળથી ઉખેડી નહિ નાખીશું !"

કઅબ તેની વાતો સાંભળતો રહ્યો અને પછી જવાબમાં બોલ્યો, "હે હુય્ય ! સાંભળી લે, વલ્લાહ! તું મારા માટે ઇઝઝત-આબરૂ નહિ, દુનિયાભરની ઝિલ્લતો-ખ્વારી અને બરબાદીનું એવું વાદળ લઇને આવ્યો છે જેનું પાણી વરસી ચૂકયું છે. આ વાદળમાં કડાકા અને ધડાકા તો છે પણ અંદરખાને એકદમ પોલું છે. હે હુય્ય ! તારૂં ભૂંડું થાય, તું મને મારી દશા પર છોડી દે અને જાણી લે કે મુહંમદમાં મેં સચ્ચાઇ, વફાદારી અને કરાર-પાલન વગર કંઇ જોયું નથી."

બનૂ કુરૈઝહના બાદશાહ જેવા સરદાર કઅબનો આ ઠાવકો જવાબ સાંભળવા છતાં હુય્ય બિન અખ્તબ નિરાશ થયો નહિ. બરાબર તેને બહેલાવતો અને ફોસલાવતો રહ્યો. છેવટે છેલ્લા તીર તરીકે તેણે એવી બાંયધરી કે જામિનગીરી આપી કે :

> "હે કઅબ ! માની લે કે કુરૈશ અને ગત્ફાન મળીને પણ મુહંમદનો ખાત્મો ન બોલાવી શકયા તો હું મારી જાતને તારે હવાલે કરી દઇશ અને તારી સાથે તારા કિલ્લામાં રહીને નસીબમાં જે કંઇ લખ્યું હશે તે ભોગવવા તૈયાર છું."

જયારે તેનો આગ્રહ ખૂબ વધી ગયો અને છેલ્લે તેણે આપેલી ઉપર મુજબની જામિનગીરીના શબ્દો

---

૧. જશીશા પકવાન : ઘઉંના જાડા લોટથી પકાવેલી એક સ્વાદિષ્ટ વાનગી.

સાંભળ્યા તો અંતે કઅબ બિન અસદનું દિલ પણ પીગળી ગયું અને તેણે નમતું જોખીને વચન આપી દીધું કે, "હુય્ય ! જા હું મુહંમદ સાથે થયેલા મારા કરાર તોડી નાખું છું."

એ પછી કઅબ બિન અસદે પોતાની કૌમ તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરેલા કરાર તોડી નાખવાની જાહેરાત પોકારાવી દીધી.

**બનૂ કુરૈઝહની ગદ્દારીની તહકીક**——રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનોને જ્યારે સમાચાર મળ્યા કે બનૂ કુરૈઝહના સરદારે મુસલમાનો સાથેના કરાર તોડીને હુય્ય બિન અખ્તબ સાથે નવા કરાર કરી લીધા છે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હકીકતની તહકીક માટે હઝરત સઅદ બિન મુઆઝ બિન નુઅમાનને મોકલ્યા, જેઓ તે સમયે ઔસ કબીલાના સરદાર હતા અને એમની સાથે હઝરત સઅદ બિન ઉબાદહ બિન દુલૈમને પણ મોકલ્યા જેઓ બનૂ સાઇદહ બિન કઅબ બિન ખઝરજ કુટુંબના નબીરા અને તે સમયે ખઝરજ કબીલાના સરદાર હતા. આ બંને માનવંતા સરદારોની સાથે બનૂ હારિસ઼ બિન ખઝરજવાળા હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા તથા બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત ખવ્વાત બિન જુબૈરને પણ મોકલાવ્યા.

ઊપડતી વેળા આ ચારેય ગૃહસ્થોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સુચના ફરમાવી, "જઈને તહકીક કરો કે સમાચાર સાચા છે કે નહિ ? અગર સાચા છે તો અહીં પાછા આવીને મને ફક્ત સાંકેતિક ભાષામાં ઇશારો કરી દેજો કે જેથી હું સમજી જાઉં. ખુલ્લેઆમ તેની જાહેરાત કરીને મુસલમાનોમાં બદ-દિલી કે બેચેની ફેલાવવી નહિ. પણ જો સમાચાર ખોટા હોય અને બનૂ કુરૈઝહના યહૂદ આપણી સાથેના કરારને વફાદારીથી વળગી રહ્યા હોય તો ખુલ્લેઆમ તેની જાહેરાત કરી દેવી."

**યહૂદી સરદારની બદતમીઝી**——રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું આ દૂરંદેશી ભરેલું ફરમાન સાંભળીને ચારે અગ્રણીઓ બનૂ કુરૈઝહના યહૂદીઓની વસતિમાં પહોંચ્યા. તહકીકને અંતે માલૂમ પડ્યું કે જે કંઇ સાંભળેલું હતું, મામલો તેનાથી અનેકગણો ગંભીર અને બદતર હતો. આ ગૃહસ્થોએ કબીલાના સર્વેસર્વા કઅબ બિન અસદને પૂછ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરેલા કરારને તોડી નાખવાનું કારણ ?"

કઅબ બોલ્યો, "હું નથી જાણતો કે રસૂલુલ્લાહ કોણ છે અને કરાર શી વસ્તુ છે ? સાંભળો, તેમની સાથે અમારા કોઇ કરાર થયા નથી."

હઝરત સઅદ બિન મુઆઝ બિન નુઅમાન તેને ઠપકારૂપે બુરૂં ભલું કહેવા લાગ્યા. જવાબમાં યહૂદી સરદાર પણ આવેશમાં આવી ગયો અને બદ-કલામી પર ઊતરી પડીને હઝરત સઅદ સાથે ઝગડવા લાગ્યો. હઝરત સઅદ જરા કડક તબીઅતના હતા. આવેશથી બોલ્યા, "બદતમીઝી કરવાનું માંડી વાળો. જે કરાર આપણી વચ્ચે થયા હતા એજ મુખ્ય વસ્તુ છે."

અહીંથી ઊઠીને હઝરત સઅદ બિન મુઆઝ બિન નુઅમાન પોતાના સાથીઓ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને સલામ કરવા બાદ સંકેતભાષામાં બોલ્યા, "અદલુંવ-વલ-કારહ !"

એટલે જેવી રીતે "રજીઅ" ની ઘટનામાં અદલ અને કારહ કબીલાના દગાબાજ કાફિરોએ હઝરત ખુબૈબ અને તેમના સાથીઓ સાથે વિશ્વાસભંગ કરીને ગદ્દારી કરી હતી તેવી જ રીતે બનૂ કુરૈઝહના યહૂદીઓએ પણ

કરારભંગની ગદ્દારી કરી છે અને યા રસૂલલ્લાહ ! આપને મળેલા સમાચાર સાચા છે.

તેમની વાત સાંભળીને આપે ફરમાવ્યું : "અલ્લાહુ અકબર ! અબશિરૂ યા મઅ-શરલ-મુસ્લિમીન." એટલે અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહએ ચાહ્યું તો હે મુસલમાનોની જમાઅત ! તમારા માટે ખુશખબરી જ છે. (તેની રહમતથી નિરાશ થવાની જરૂર નથી.)

**મુનાફિકોના નિફાકની જાહેરાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ રીતે મુસલમાનો માટે આકરી કસોટી કે ખરેખરી આઝમાઇશનો સમય આવી લાગ્યો. તેઓ જીવ સટોસટની કટોકટીમાં મૂકાઇ ગયા. દુશ્મનોએ દરેક દિશાએથી ત્રાટકીને તેઓને ઘેરી લીધા. તરહ તરહના અંદેશાઓ અને વસવસાઓએ તેઓને ભરડામાં લઇ લીધા. કુર્આનમાં પણ છે કે આ પ્રસંગે ઇમાનવાળાઓની ખરેખરી કસોટી થઇ. દુશ્મનોના ધાડેધાડાં ઊતરી આવેલાં જોઇને આંખો ફાટેલી રહી ગઇ. ડર અને દહેશતથી કલેજાં તાળવે આવવા લાગ્યાં અને ધરતીકંપથી ધરતી ધણધણી ઊઠે તેમ હવે શું થશે ? ના ડરથી તેઓને હચમચાવી નાખવામાં આવ્યા. [૧]

અધૂરામાં પૂરૂં મુસલમાનોની સાથે મુનાફિકો પણ ભળેલા હતા. જાહેરમાં તેઓ મુસલમાન હોવાનો દાવો કરતા હતા જેથી નાછૂટકે હાજરી પૂરાવવા આવેલા હતા. મગર શિયાળાની સખ્તી, ખાધખોરાકીની તાણ, લાગલગાટ ફાકા, રાતોના ઉજાગરા અને કુફ્ફારના તોતિંગ લશ્કરની ચઢાઇ આ બધી વાતોએ તેઓના ઇસ્લામનો ભાંડો ફોડી દીધો અને ખુલ્લેઆમ તેઓનો નિફાક જાહેર થવા લાગ્યો. બનૂ અમ્ર બિન ઔફના મુઅત્તિબ બિન કુશૈરે તો એટલે સુધ્ધાં કહી દીધું કે :

> "મુહંમદ અમને વાયદા તો આપે છે કે આપણે કૈસર અને કિસરાના ખજાના હજમ
> કરી જઇશું પણ હવે હાલત આ છે કે કોઇ માણસ જાજરૂમાં પણ નિરાંતે જઇ શકતો નથી."[૨]

ઇબ્ને હિશામ કહે છે : યુધ્ધોની સનદી માહિતી ધરાવનારા જાણકારોએ મને કહ્યું કે મુઅત્તિબ બિન કુશૈર મુનાફિકોની ટોળીમાંથી ન હતા. એની દલીલ આ છે કે એ ગૃહસ્થ જંગે-બદ્રમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરમાં શામિલ હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ હારિસહ બિન હારિસ કુટુંબનો ઔસ બિન કૈઝી નામે મુનાફિક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે આવીને બોલ્યો, "યા રસૂલલ્લાહ ! અમારાં ઘરો મદીનહથી બહાર આવેલાં છે. ત્યાં દુશ્મનની મોટી ફોજે પડાવ નાખેલો છે અને અમારાં ઘરો ખુલ્લાં પડેલાં છે અને ખતરામાં ઘેરાયેલાં છે. મહેરબાની કરીને રજા આપો તો અમે ઘર ભેગા થઇએ."

કોઇ મુનાફિક આવીને કહેતો હતો, "યા રસૂલલ્લાહ અમારાં ઘરો ચોપટ ખુલ્લાં પડેલાં છે, જોખમમાં મુકાઇ ગયાં છે, અમને જવાની પરવાનગી આપી દો."કુર્આનમાં છે :

| | |
|---|---|
| યકૂલૂન ઇન્ન બુયૂ-તના અવરહ | તેઓ કહે છે, અમારાં ઘરો ખુલ્લાં પડેલાં છે, |
| વમા હિયા બિ-અવરહ | અને એ ઘરો ખુલ્લાં પડેલાં ન હતાં, |
| ઇંય યુરીદૂન ઇલ્લા ફિરારા. | તેઓ ફકત ફરાર થવાના બહાના શોધે છે. [૩] |

૧. જુઓ સુરએ-અહઝાબ આયત ૧૦-૧૧

૨. તે સમયે ઘરો કે વાડાઓમાં જાજરૂનો રિવાજ ન હતો. કુદરતી હાજત માટે લોકો ખેતરો કે વગડાઓમાં ચાલ્યા જતા હતા. "હ"

૩. સૂરએ-અહઝાબ પા. ૨૧ આયત ૧૩

એજ તે કટોકટીની પળો હતી જેમાં મુનાફિકો અને મુસલમાનોને કસોટીએ ચઢાવીને કસવામાં આવ્યા. એમાં મુનાફિકો નાકામ નિવડયા અને તેઓના ઈસ્લામનો ભાંડો ફૂટી ગયો ત્યારે સાચા મુસલમાનો એમાંથી હેમખેમ પાર ઊતરી ગયા. જેમકે કુર્આનમાં છે :

| | |
|---|---|
| વ લમ્મા રઅલ મુઅમિનૂ-નલ | જયારે જોયાં મુસલમાનોએ |
| અહઝાબ કાલૂ હાઝા મા | કબાઈલીઓના લશ્કર તો બોલી ઊઠયા, આ તો તે જ છે |
| વઅદ-નલ્લાહુ વ રસૂલુહૂ. | જેનો વાયદો અલ્લાહ અને તેના રસૂલે અમને આપ્યો હતો. |
| વ સદકલ્લાહુ વ રસૂલુહૂ. | અને અલ્લાહ તથા તેના રસૂલ સાચા જ હતા. |
| વમા ઝાદ હુમ ઈલ્લા | આ બનાવે ઓરભી વધારો કરી દીધો |
| ઈમાનંવ - વ - તસ્લીમા. | તેઓના ઈમાનમાં અને તાબેદારીમાં.[૧] |

ઈબ્ને ઈસ્હાક કહે છે : તસ્લીમના અર્થ આઝમાઈશમાં અડીખમ રહેવું, કસોટીમાં ધીરજ ધરીને સંઘર્ષ કરવું, તકદીરના લખાણ પર રાજી રહીને તદબીર કરવી વગેરે થાય છે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : ખન્દકની આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને ખન્દકની તે તરફ મુશરિકોનું લશ્કર બંને ૨૮ અથવા ૨૯ રાતો એટલે લગભગ એક મહિનો એકબીજાને મુકાબલે અડીખમ રહ્યા અને જેને યુધ્ધ કહી શકાય તેવી બા-કાયદા લડાઈની નવબત નહિ આવી. ફકત ઘેરો કાયમ રહ્યો અને બંને પક્ષે તીરો તથા પથ્થરોનો મારો ચાલુ રહ્યો.

**ગત્ફાન સાથે સમાધાનની કોશિશ**———મુહંમદ બિન મુસ્લિમ બિન અબ્દુલ્લાહ બિન શિહાબ ઝુહરીનું બયાન છે : જયારે મુસલમાનો આકરી આઝમાઈશમાં પડી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દુશ્મન પક્ષના ગત્ફાન કબીલાના બે સરદારો — ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્ર તથા હારિસ બિન ઔફ બિન અબૂ હારિસહને કહેણ મોકલાવીને બોલાવી લીધા[૨] અને તેઓને ફરમાવ્યું, ''જુઓ મદીનહના ફળોની પેદાવારનો ત્રીજો ભાગ અમે તમને આપવા તૈયાર છીએ શરત આટલી કે તમારા સાથીઓને લઈને લશ્કરથી અલગ થઈ જાવ.''

હવે બંને પક્ષો સુલેહની વાટાઘાટનો આરંભ થઈ ગયો. પછી તો સુલેહને લગતું એક લખાણ પણ કરી આપ્યું. પરંતુ ખતપત્ર પર સાક્ષીઓની સહીઓ થવા પામી ન હતી અને છેવટનો ચોક્કસ ફેસલો થયો ન હતો. ફકત દોડધૂપ ચાલુ હતી. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ છેવટનો નિર્ણય લેવા પહેલાં હઝરત સઅદ બિન મુઆઝ અને હઝરત સઅદ બિન ઉબાદહને બોલાવી મંગાવ્યા અને આ બાબત અંગે તેઓની સલાહ માગી.[3]

તેઓએ અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! શું એ અલ્લાહનો હુકમ છે કે પછી આપનો અંગત મત છે?''

આપે ફરમાવ્યું, ''ના અલ્લાહનો હુકમ નથી, મારો પોતાનો અંગત મત છે. હું ફકત મુસલમાનોને આ કટોકટીમાંથી ઉગારવા અને ઊતરી આવેલી આફતથી બચાવવાના હેતુએ તેઓની સાથે આ સોદો કરવા

૧. અહઝાબ આયત ૨૨ ૨. આ બંને સરદારો પોતાના લશ્કરી જથ્થાઓના સિપહસાલાર હતા.

3. હઝરત સઅદ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુ અન્સારનાં ઔસ કબીલાના સરદાર હતા અને હઝરત સઅદ બિન ઉબાદહ રદિયલ્લાહુ અન્હુ અન્સારના ખઝરજ કબીલાના સરદાર હતા. ''હ''

માગું છું. કેમકે હું જોઇ રહ્યો છું કે તમારા સરો પર તીરો વરસી રહ્યાં છે અને ચારે તરફથી તમને ઘેરી લેવામાં આવ્યા છે. આ કારણે મને થયું કે દુશ્મનની તાકત તોડી નાખું.''

હઝરત સઅદ બિન મુઆઝે નમ્ર વાણીમાં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આથી પહેલાં અમે બધા જ કાફિર હતા. પથ્થરની મૂર્તિઓને પૂજતા હતા. કુફ્રો-શિર્કની ગંદકીમાં લબછબ હતા. ન અલ્લાહની બંદગી કરતા હતા ન અલ્લાહને ઓળખતા હતા. તેવા વખતે પણ અમે કોઈથી ડરતા ન હતા. કોઈની મજાલ ન હતી કે અમારી એક ખજૂર તરફ પણ લાલચની નજરે જોઇ લે. હા પરોણાગત અને વેપારી લેણદેણની વાત અલગ છે. હવે અલ્લાહ તઆલાએ અમને ઈસ્લામની દવલતથી માલામાલ કર્યા છે. ઈસ્લામ માફરતે અમને સીધા રાહે દોર્યા છે. આપની બરકતથી અમને માનઆબરૂના ઊંચા મુકામે બિરાજમાન કરી દીધા છે. તો યા રસૂલલ્લાહ! શું અમે દુશ્મનથી દબાઇને અમારો માલ તેઓને આપી દઇએ ? સોગંદ છે અલ્લાહના યા રસૂલલ્લાહ ! દુશ્મન સાથે આવો કોઇ સોદો કરવાની જરૂર નથી. આપણી તરફથી દુશ્મનને તલવાર વગર કોઇ ઈનામ મળવાનું નથી, ત્યાં સુધી કે અલ્લાહ તઆલા આપણી અને તેઓની વચ્ચે ફેસલો કરી દે.''

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સઅદના ઈમાની જુસ્સાના વખાણ કર્યા અને ફરમાવ્યું, ''ફ-અન્ત વ ઝાક !'' વારૂ તો તમે જાણો અને તમારૂં કામ.

હઝરત સઅદ બિન મુઆઝે લખાણની તે ચબરખી મેળવી લીધી અને તેમાંનું લખાણ મિટાવી દેતાં કહ્યું, ''લિ-યજહદૂ અલૈના.'' હવે એ કાફિરો અમારી વિરૂધ્ધ બળ વાપરીને જોઈ લે અથવા તેઓથી જે થાય તે કરી લે!

**ખન્દક : અરબો માટે એક અજાયબી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઈસ્લામી લશ્કર સાથે મુશરિકોના મુકાબલા માટે કટીબધ્ધ હતા. દુશ્મન તરફથી ઘેરો ચાલુ હતો. કોઇ કાયદેસરનું યુધ્ધ જામેલું ન હતું ત્યારે કુરૈશના કેટલાક નામીચા બહાદુરો ખરાખરીના યુધ્ધનું પરાક્રમ કરવા તૈયાર થયા. તેઓમાં મક્કહનો પંકાયેલો પહેલવાન અમ્ર બિન અબ્દે-વુદ્દ બિન અબૂ કૈસ, ઈકરિમહ બિન અબૂ જહલ મખ્ઝૂમી, દિરાર બિન ખત્તાબ જાણીતો શાઈર, હુબૈરહ બિન અબૂ વહબ મખ્ઝૂમી અને બનૂ મુહારિબ બિન ફિહરવાળા ઇબ્ને મિરદાસ જેવા લડવૈયા શામિલ હતા. એ બધા લડાઇના હથિયારોથી સજ્જ થઇને ઘોડાઓની પીઠો પર સવાર થયા અને જ્યારે બનૂ કિનાનહની ફોજી છાવણી પાસેથી પસાર થયા તો યુધ્ધનો પડકાર ગજાવતાં બોલ્યા, ''હે બનૂ કિનાનહના બહાદુરો ! જંગ માટે તૈયાર રહો. મુસલમાનોના મુકાબલામાં આજે તમને ખબર પડી જશે કે કોણ શાહસવાર છે અને કોણ મર્દે-મેદાન છે !''

કુરૈશના આ વીરનરો પૂરપાટ ઘોડા દોડાવતા આગળ બઢયા અને જ્યારે ખન્દક પાસે પહોંચી ગયા તો અચાનક પોતાના ઘોડાઓને થોભાવી દીધા અને ભારે ખેદની લાગણીથી બોલી ઊઠયા, ''અલ્લાહના સોગંદ! આ તો યુધ્ધકળાની તે ચાલ છે જેને અરબના લોકોમાંથી કોઇ જાણતું નથી.''

**સલમાનુ મિન્ના અહલલ-બૈત**————ઇબ્ને હિશામ કહે છે : કહેવાય છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખન્દક ખોદવાની સલાહ હઝરત સલમાન ફારસીએ આપી હતી અને તેને ખોદવાની તરકીબ પણ બતાવી હતી.

મને કેટલાક જાણકારો તરફથી આ માહિતી મળી કે ખન્દક ખોદવાની વહેંચણી વેળા મુહાજિરીન અને

અન્સારમાં હઝરત સલમાન ફારસી વિષે મતભેદ પડી ગયો. દરેક પક્ષ એમને પોતાના પક્ષે રાખવા માગતો હતો. મક્કહના મુહાજિરીન દાવો કરતા હતા કે ''સલમાનુ મિન્ના !''એટલે સલમાન અમારામાંથી છે. અમારા જેવા મુહાજિર છે. અમે મક્કહથી હિજરત કરી એમણે ઈરાનથી હિજરત કરી.

ત્યારે મદીનહના અન્સાર કહેતા હતા કે ''સલમાનુ મિન્ના !''સલમાન અમારામાંથી છે. અમારા જેવા અન્સારી છે જેથી અમારી સાથે હોવા જોઈએ.

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

**''સલમાનુમ-મિન્ના અહલલ-બૈત .''**

એટલે સલમાન તો અમારા અહલે-બૈતમાંથી છે અથવા અમારા કુટુંબના સભ્યોમાંથી છે.[1]

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક પરદેશી ગુલામને ''મિન્ના અહલલ-બૈત''ફરમાવીને જે માનપાનથી બિરદાવી લીધા તે દલીલ છે આ વાતની કે ઈસ્લામમાં ઊંચનીચ કે કાળાધોળાના સવાલને સ્થાન જ નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું હાશિમી ખાનદાન અરબભરમાં સૌથી ઊંચું ખાનદાન ગણાય છે. અબૂ લહબ એજ ખાનદાનમાંથી હોવા છતાં પોતાના ભૂંડા કૃત્યોને કારણે કાયમી ફિટકારનો અધિકારી ઠરી ગયો ત્યારે હઝરત સલમાન ફારસી મૂળે એક યહૂદીની ગુલામીમાંથી છૂટેલા હોવા છતાં અહલે-બૈતમાંથી હોવાનું માન ખાટી ગયા. રદ્દિયલ્લાહુ અન્હુ. ''હ''

# પ્રકરણ ૧૨૦

# જંગે-ખન્દકમાં અલ્લાહની ગૈબી મદદ

અમ્ર બિન અબ્દે-વુદ્દની સિંહ ગર્જના ● હઝરત અલીના શેઅરો ● હઝરત સઅદને ખૂંપેલું તીર ● બીબી સફિય્યહની બહાદુરી ● નુએમનું શાનદાર કારનામું ● હઝરત નુએમ અને યહૂદી અગ્રેસરો ● હઝરત નુએમ અને કુરૈશી અગ્રેસરો ● મુશરિકોમાં પડેલી ફાટફૂટ ● દુશ્મનો પર આંધીનો અઝાબ ● મુશરિકોના લશ્કરની કફોડી હાલત ● મક્કહ પાછા વળોની જાહેરાત ● હઝરત હુઝૈફહની વાપસી.

**અમ્ર બિન અબ્દે-વુદ્દની સિંહગર્જના**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશી સૈન્યનો પંકાયેલો વીરનર અમ્ર બિન અબ્દે-વુદ્દ અને તેના બહાદુર સાથીઓ ઘોડા દોડાવતા અને ખન્દકનું નિરીક્ષણ કરતા એક તંગ જગાએ પહોંચીને થંભી ગયા. અહીં ખન્દક સાંકળી હોવાથી ઘોડા કુદાવવા માટે અનુકૂળ લાગી. તેઓએ ઘોડાઓને એડ મારી અને બીજી જ પળે ઘોડા ખન્દકની પેલે પાર હતા. હવે ખન્દક અને સિલઅ પર્વત વચ્ચેની ખારી ભૂમિમાં તેઓના ઘોડા ચક્કર મારવા લાગ્યા. આ તરફથી હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ મુસલમાન જવાનોની એક ટુકડી લઇને નીકળ્યા કે જેથી તે સ્થળનો કબજો લે જ્યાંથી કુરૈશી સવારોએ ઘોડા કુદાવ્યા હતા. એમને જોઇને એજ પળે કુરૈશી સવારો ઘોડા દોડાવતા હઝરત અલીની સામે આવી લાગ્યા.

અમ્ર બિન અબ્દે-વુદ્દ જંગે-બદ્રમાં કુરૈશી લશ્કર સાથે આવ્યો હતો અને બહાદુરીથી લડીને બુરી રીતે ઘાયલ થઇ ગયો હતો. એજ કારણે તે જંગે-ઉહુદમાં ગેરહાજર રહ્યો હતો. હવે ખન્દકના યુધ્ધ માટે અનેરી શાનથી પોતાના અંગ પર વીરતાના અનેરા નિશાનો સજીને આનબાનથી આવ્યો હતો કે જેથી આખા લશ્કરમાં પોતે બીજા બહાદુરોથી નોખો તરી આવે. તેણે મુસલમાનો તરફ મુખ કરીને યુધ્ધનો પડકાર ફેંકતાં ગર્જના કરી, "છે કોઇ બહાદુર જે મારા મુકાબલા માટે મેદાનમાં આવે ?" [૧]

હઝરત અલી તેનો પડકાર ઝીલીને મુકાબલા માટે નીકળી આવ્યા અને બોલ્યા, "હે અમ્ર ! શું તારૂં આ સોગંદપૂર્વકનું વરદાન નથી કે કોઇ કુરૈશી તારી પાસે બે વસ્તુઓની માગણી કરે તો તું તેને કબૂલ રાખે છે ?"

"હા બેશક એ મારૂં વરદાન છે."અમ્ર ગર્વભેર બોલ્યો, "બોલ તારી શું ઇચ્છા અને શી માગણી છે?"

૧. અમ્ર બિન અબ્દે-વુદ્દ કુરૈશનો પંકાયેલો યુધ્ધવીર હતો. અરબમાં એક હજાર સવારોની બરાબર ગણાતો હતો.અત્યારે તેની વય ૯૦ વરસથી વધારે હતી પણ લડવાનો જુસ્સો બહાદુર જવાનો જેવો હતો. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૦૯ હવાલો ઝુરકાની) "હ"

"મારી પહેલી માગણી આ છે કે," હઝરત અલીએ કહ્યું, "તું એક અલ્લાહ પર અને તેના રસૂલ પર ઈમાન લાવીને મુસલમાન બની જા."

"તારા ઈસ્લામની મને કોઈ જરૂર નથી." અમ્ર તુચ્છકારથી બોલ્યો.

"વારૂ તો મારા મુકાબલા માટે મેદાનમાં આવવાનું મારૂં આમંત્રણ સ્વીકારી લે!" હઝરત અલીએ ફરમાવ્યું.

"હે મારા ભાઈના પુત્ર !" "અમ્ર નવાઈથી બોલ્યો, "આ આમંત્રણ તારા જેવા છોકરાને નહિ શોભે. અલ્લાહના સોગંદથી કહું છું પાછો વળી જા. હું તને કતલ કરવાનું પસંદ નથી કરતો."

હઝરત અલીએ જુસ્સાથી કહ્યું, "પણ સોગંદ છે અલ્લાહના, હું તને કતલ કરવાનું પસંદ કરૂં છું."

આ સાંભળીને અમ્ર ઉશ્કેરાઈ ગયો અને ગુસ્સાથી ગજબનાક થઈ ગયો. તરત ઘોડા પરથી કૂદીને નીચે ઊતરી પડયો અને તલવારનો પહેલો ફટકો તેણે પોતાના ઘોડાના પગ પર માર્યો જેનાથી તેની કૂંચો કપાઈ ગઈ. પછી તેના છોબડાં પર મુક્કો માર્યો કે જેથી તે પાછળ હટી જાય. [૧] એ પછી તે હઝરત અલી તરફ ધસ્યો. બંને વચ્ચે ખરાખરીનો ખેલ જામ્યો. છેવટે હઝરત અલીએ તેનો ખાતેમો બોલાવી દીધો. [૨] બાકીના સવારો શિકસ્ત ખાઈને ખન્દક ઓળંગતા નાસી છૂટયા. ઈકરિમહ બિન અબૂ જહલ બદ્-હવાસીમાં પોતાનો ભાલો ફેંકીને ભાગી છૂટયો.

**હઝરત અલીના શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અલી બિન અબૂ તાલિબે એજ પ્રસંગને અનુસરીને આ શેઅરો કહ્યા છે :

**નસરલ હિજારતા મિન સફાહતે રાયિહી, • વ નસરતુ રબ્બ મુહમ્મદિન બિ-સવાબી.**

તેણે એટલે અમ્ર બિન અબ્દે વુદ્દે પોતાના હલકટ કે કાચા મત મુજબ પથ્થરની મૂર્તિઓને મદદ પહોંચાડી ત્યારે મેં મારા નક્કર મત મુજબ મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાલનહારને મદદ પહોંચાડી. (એટલે તે પોતાના લેભાગુ ભગવાનો માટે લડયો અને હું મારા હકીકી પાલનહાર માટે લડયો.)

**વ અફીફ-તુ અન અસ્વાબે-હી વલવ અન્નની, • કુન્તુલ મુ-કત-તર બઝ- ઝની અસ્વાબી.**

મારો હેતુ અલ્લાહનો બોલ ઊંચો કરવાનો અને મૂર્તિપૂજાનું ખંડન કરવાનો હતો. લૂંટમાર કરવાનો મારો હેતુ ન હતો. જેથી મેં તેના પોશાકને હાથ સુધ્ધાં અડાડયો નહિ. પણ જો પોશાક મારા અંગ પર હોત અને હું માર્યો જાત તો કદી તે છોડત નહિ; જરૂર મારો પોશાક ઉતારીને ભાગી જાત !

**લા તહ-સબન - નલ્લાહ ખાઝિલા દીનહૂ, • વ નબીય્યહૂ યા મઅ-શરલ અહઝાબી.**

---

૧. આમ તેણે એટલા માટે કર્યું કે હઝરત અલી જમીન પર હતા અને પોતે ઘોડા પર સવાર હતો. તેની ગયરતે ગવારા નહિ કર્યું કે પોતે ઘોડા પર ટટાર રહીને જમીન પર ઉભેલા દુશ્મનનો મુકાબલો કરે. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૨૭) "હ"

૨. બીજી રિવાયતો મુજબ હઝરત અલીએ અમ્રનો વાર પોતાની ઢાલ પર લીધો. પણ તલવાર ઢાલ પરથી ઉછળીને હઝરત અલીની પેશાની પર લાગી જેનાથી ઊંડો ઘા આવ્યો. એનું નિશાન યાદગાર તરીકે જીવનભર કાયમ રહ્યું. હઝરત અલીને "ઝુલ-કરનૈન"પણ કહે છે કેમકે આપની મુબારક પેશાની પર બે ઘાના નિશાન હતાં. એક અમ્ર બિન અબ્દે-વુદ્દની તલવારનો અને બીજો ઇબ્ને -મુલજિમની તલવારનો જેમાં આપ શહીદ થઇ ગયા. અમ્રનો ખાતેમો બોલાવીને હઝરત અલીએ અલ્લાહુ અકબરનો નઅરો ગજાવ્યો જેનાથી મુસલમાનો સમજી ગયા કે અલ્લાહની મદદથી ફતેહ મળી છે. આ રંગ જોઇને તેના સાથીઓ નાઠા પણ નવફલ બિન અબ્દુલ્લાહ નામના જવાને મુકાબલો કર્યો અને તે પણ માર્યો ગયો. મુશરિકોએ બંનેની લાશો માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દસ હજાર દિરહમની ફર્માઇશ કરી પણ આપે ફરમાવ્યું, "અમને તમારા પૈસા કે જહન્નમી લાશોની જરૂર નથી. અહીં આવીને પોતે ઉપાડી જાવ." (સીરતુન-નબી જિ.૧ પા. ૪૨૭ - સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૦૯) "હ"

હે મુશરિકોના ટોળેટોળાં ! તમે એમ ન ધારતા કે અલ્લાહ તઆલા પોતાના દીનને અને પોતાના નબીને મદદ વગરના, નિરાધાર દશામાં છોડી દેશે !

ઈબ્ને ઈસ્હાક કહે છે : અમ્ર બિન અબ્દે વુદ્દના માર્યા જવાથી તેના સાથીઓ જીવ લઈને નાઠા અને ઈકરિમહ બિન અબૂ જહલ પોતાનો ભાલો ફેંકીને ભાગી ગયો તે વિષે હઝરત હસ્સાન બિન સાબિતે શેઅરો કહ્યા. તેમાંનો એક શેઅર આ છે.

**ફર્રા વ અલ્કા લના રૂમ્હહ • લઅલ્લકા ઈકરિમા લમ તફઅલે.**

અમારા માટે પોતાનો ભાલો છોડીને ઈકરિમા ફરાર થઈ ગયો. માનવામાં નથી આવતું હે ઈકરિમા! કે ભાલો છોડીને ભાગવાની ભૂલ તેં કરી હોય !

**હઝરત સઅદને ખૂંપેલું તીર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બનૂ હારિસહવાળા અબૂ લયલા બિન સહલ બિન અબ્દુર્રહમાન બિન સહલ અન્સારીએ કહ્યું કે, જંગે-ખન્દક વેળા મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા બનૂ હારિસહના કિલ્લામાં બિરાજમાન હતાં. મદીનહના બીજા કિલ્લાઓ કરતાં આ કિલ્લો સૌથી વધારે સલામત હતો. એમાં હઝરત આઈશહ સાથે મુસ્લિમ ખાતૂનો ઉપરાંત હઝરત સઅદ બિન મુઆઝના માનવંતા અમ્માંજી પણ બિરાજેલા હતાં.

હઝરત બીબી આઈશહ ફરમાવે છે : ''મુસલમાન ખાતૂનો માટે હજુ સુધી પર્દાનો હુકમ ઊતરેલો ન હતો. હું કિલ્લાની અગાશી પરથી ખન્દકનું દ્રશ્ય જોતી હતી એટલામાં સઅદ બિન મુઆઝ એ તરફથી પસાર થયા. તેમણે શરીર પર બખતર કસેલું હતું. એ બહુ ટૂંકું હતું. કોણી સુધી એમના હાથ બખતરમાંથી ખુલ્લા હતા. એમના એક હાથમાં ભાલો હતો જેને હલાવતાં હલાવતાં તેઓ ઉતાવળે ચાલતા આ કડીઓ લલકારતા હતા :

**લબ્બસ કલીલન યશ-હદિલ - હયજા જમલ, • લા બઅસા બિલ મવતે ઈઝા હાનલ અજલ.**

જરા થોભી જા ! ઊંટને જંગ જોઈ લેવા દે. પછી મૃત્યુનો સમય આવી લાગે તો વાંધો નહિ.

આ પ્રાચીન યુગના યુદ્ધગીતની પંક્તિઓ છે જેને સઅદ દાખલા રૂપે લલકારતા હતા. એને સાંભળીને સઅદના માતાજીએ પોતાના પુત્રને કહ્યું, ''બેટા ! વાત તારી સાચી છે પણ તું બહુ મોડો પડયો છે માટે ઉતાવળ કર અને જલદી જા !''

હઝરત આઈશહ ફરમાવે છે : ''સઅદના માતાજીની વાત સાંભળીને મેં કહ્યું, ''અમ્માજી ! ખેદ આટલો કે સઅદનું બખતર બહુ ટૂંકું છે. કાશ ! માપસરનું બખતર એમના અંગ પર હોત !''

અમ્માજી બોલ્યાં, ''બીબીજી ! શું તમને ધાસ્તી છે કે દુશ્મનનું તીર સઅદની ખુલ્લી કોણીએ ભોંકાશે?''

અને પછી તો સંજોગે પુરવાર કરી દીધું કે જંગે-ખન્દકમાં દુશ્મનનું તીર સઅદની એજ ખુલ્લી કોણીએ ભોંકાયું જેનાથી તેમની અકહલ નામે રગ જે કોણીના સામેના ભાગે આવેલી છે તે કપાઈ ગઈ.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ આ માહિતી આપી કે, હઝરત સઅદ બિન મુઆઝને તીર મારનારનું નામ હિબ્બાન બિન કૈસ બિન અરિકહ હતું જે બનૂ આમિર બિન લુઐયના ખાનદાનમાંથી હતો. કમાનમાંથી તીર છોડતી વેળા તે બરાડયો હતો: ''ખુઝહા મિન્ની વ અનબ-નુલ-

અરિકહ!''લેતો જા એને મારી તરફથી, હું છું અરિકહનો બેટો !

તીર લાગતાં જ હઝરત સઅદના મુખેથી આ શબ્દો સરી પડયા, ''હે હત્ભાગી ! હે અલ્લાહના દુશ્મન! અલ્લાહ તારા મનહૂસ ચેહરાને જહન્નમ ભેગો કરી દે !''

એ પછી હઝરત સઅદે બારગાહે-ઈલાહીમાં ગદ્ગદ સ્વરે યાચના કરી :

''હે અલ્લાહ ! જો આ યુધ્ધ લાંબું ચાલવાનું હોય તો મને તેના અંત સુધી જીવતો રાખજે !

ઈલાહી ! તારા દુશ્મન કાફિરો સાથે જિહાદ કરવાનું મને આ દુનિયામાં સૌથી વધારે પ્રિય છે.

યા અલ્લાહ ! સામા પક્ષે તે લોકો છે જેઓએ તારા રસૂલને અપાર કષ્ટો આપ્યાં છે. જેઓએ તારા રસૂલને જૂઠલાવ્યા છે. જેઓએ તારા રસૂલને વતનથી બેવતન કર્યા છે.

પણ યા ઈલાહી ! જો આ યુધ્ધનો અંત આવ્યો હોય તો મને શહાદતની મોત નસીબ કરજે ! અને ત્યાં સુધી મને મોત ન આપજે જ્યાં સુધી કે બનૂ કુરૈઝહના દગાબાજ અને ગદ્દાર યહૂદીઓનો અંજામ હું મારી આંખે ન જોઈ લઉં !'' [1]

ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિકની રિવાયત મુજબ હઝરત સઅદ બિન મુઆઝને અબૂ ઉસામહ જુશમી નામના મુશરિકે તીર મારીને શહીદ કર્યા હતા. એ બનૂ મખઝૂમ કબીલા સાથે કરારોથી જોડાયેલો હતો.

ઈબ્ને હિશામ કહે છે : એક રિવાયત આ છે કે હઝરત સઅદ બિન મુઆઝને ખફાજહ બિન આસિમ બિન હિબ્બાન નામના મુશરિકે તીર માર્યું હતું.

**બીબી સફિય્યહની બહાદુરી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહ્યા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના બાપા અબ્બાદની આ રિવાયત કહી સંભળાવી. અબ્બાદનું બયાન છે કે, અબ્દુલ-મુત્તલિબના પુત્રી એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઈ હઝરત બીબી સફિય્યહ રદિયલ્લાહુ અન્હા ખન્દકના યુધ્ધ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હઝરત હસ્સાન બિન સાબિતના કિલ્લામાં હતાં. આ કિલ્લામાં સ્ત્રીઓ અને બાળકોની હિફાઝત માટે હઝરત હસ્સાનની નિમણૂક કરવામાં આવી હતી.

---

૧. હઝરત સઅદ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુ દુશ્મનના એજ તીરથી વીંધાઇને પુષ્કળ લોહી વહી જવાને કારણે એક મહિના પછી વફાત પામી ગયા. એ દરમિયાન બનૂ કુરૈઝહના ગદ્દાર યહૂદીઓનો ફેસલો પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી કરતા ગયા જેની વિગત આગળ આવે છે. હઝરત સઅદ પોતાના ઔસ કબીલાના સર્વે સર્વા હતા. હઝરત મુસઅબ બિન ઉમૈરના હાથે મુસલમાન બન્યા હતા અને સાંજ સુધીમાં એમના કહેવાથી ઔસનો પૂરો કબીલો મુસલમાન બની ગયો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા આશિક, અદના ગુલામ અને અલ્લાહના મકબૂલ બંદા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''સઅદનો જનાઝો ફરિશ્તાઓએ ઉપાડયો અને એમની વફાતથી અલ્લાહનો અર્શ હાલી ઊઠયો.'' (અશિહ-હુસ-સિયર પેજ ૧૮૧) ''હ''

હઝરત બીબી સફિય્યહનું બયાન છે : ''અમે કિલ્લામાં બેઠેલાં હતાં એ દરમિયાન મેં જોયું કે એક યહૂદી અમારા કિલ્લાની ફરતે શકમંદ હાલતમાં ચક્કર લગાવી રહ્યો છે. મને થયું કે નક્કી યહૂદીઓએ આ માણસને અમારી જાસૂસી માટે મોકલ્યો છે. કેમકે આથી પહેલાં અમને સમાચાર મળી ગયા હતા કે બનૂ કુરૈઝહના યહૂદીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ગદ્દારી કરીને એકબીજાની મદદના કરારો તોડી નાખ્યા છે અને હવે તેઓ અમારા દુશ્મન બનીને કાફિરો સાથે ભળી ગયા છે. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસલમાનો સાથે લડાઇને મોરચે રોકાયેલા હતા. હઝરત હસ્સાન વગર કોઇ પુરૂષ અમારા કિલ્લામાં ન હતો. કોઇ દુશ્મન કિલ્લા પર ચઢી આવે તો મદદ કરનારૂં કોઇ ન હતું. એટલે મેં હસ્સાનને કહ્યું,

''હસ્સાન ! તમે જુઓ છો, પેલો યહૂદી કિલ્લાની ફરતે આંટા મારી રહ્યો છે. મને એ દુશ્મનનો જાસૂસ લાગે છે. મને ભય છે કે એ અહીંથી જઇને બીજા યહૂદીઓને આપણા છુપા રહેઠાણની ખબર કરી દેશે. અત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને બીજા મુસલમાનો આપણા તરફ ધ્યાન આપી શકશે નહિ કેમકે તેઓ બધા લડાઇને મોરચે રોકાયેલા છે. માટે તમે અબઘડી નીચે ઊતરો અને એ યહૂદી જાસૂસને કતલ કરી નાખો!''

જવાબમાં હસ્સાન બોલ્યા, ''યગ-ફિરુલ્લાહુ લકિ યબ્નતા અબ્દલ-મુત્તલિબ ! વલ્લાહિ લકદ અરફ-તિ મા અના બિ -સાહિબિ હાઝા !''હે અબ્દુલ-મુત્તલિબની બેટી ! અલ્લાહ તને માફ કરે. વલ્લાહ તું જાણે છે કે અત્યારે હું એ કામને લાયક નથી.''

**ગુજરાતી સંપાદકની નોંધ**————હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુ મદીનહના કાવ્યસમ્રાટ અને શાઇરોના શિરોમણિ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઇર હતા. અરબના મુશરિક શાઇરો જ્યારેય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં નિંદાકાવ્યો રચતા કે મુસલમાનોને મુકાબલે પોતાની મોટાઇના બણગા ફૂંકતા કે મુશાઇરાઓ ગોઠવીને ઇસ્લામની વગોવણી કરતા તો હઝરત હસ્સાન પોતાની ફીલ-બદીહ શાઇરીમાં તેનો જડબાતોડ જવાબ આપીને સામેવાળાના દાંત ખાટા કરી દેતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવતા કે હસ્સાનને ''રૂહુલ-કુદ્સ'' એટલે અલ્લાહના ફરિશ્તા જિબ્રીલની મદદ મળે છે. અત્યારે હઝરત હસ્સાન કોઇ માનસિક રોગથી પીડાતા હોવાથી આપે એમને સ્ત્રી બાળકોની હિફાઝત માટે નીમેલા હતા.

બીબી સફિય્યહનું બયાન છે : હસ્સાનનો આ જવાબ સાંભળીને મને થયું કે એમનામાં હિંમત કે મનોબળ જેવું નથી ત્યારે મેં કમર કસીને દંડો હાથમાં લીધો. સાવચેતીથી નીચે ઊતરી અને તક ઝડપી લઇને પેલા યહૂદી જાસૂસની ખોપરી પર પૂરા બળથી દંડો ફટકારી માર્યો જેનાથી તે ત્યાં જ ઢગલો થઇને ઢળી પડયો. એ પછી કિલ્લામાં જઇને મેં હસ્સાનને કહ્યું, ''પેલાને મેં મારી નાખ્યો છે. તમે નીચે જઇને તેનો સામાન, હથિયાર જે કંઇ હોય ઉપાડી લાવો. હું પોતે લઇ આવતે પણ તે પુરૂષ હોવાથી મેં તેને હાથ અડાડયો નહિ.''

હસ્સાન બિન સાબિતે કહ્યું, ''હે અબ્દુલ-મુત્તલિબની બેટી ! સાચું કહું તો તેના માલ કે હથિયારની મને જરૂર નથી.''

હઝરત હસ્સાનનો જવાબ સાંભળીને બીબી સફિય્યહ ફરીવાર નીચે ગયાં અને જાસૂસનું માથું કાપીને યહૂદીઓની વસતિ તરફ ઉછાળી મૂકયું જેનાથી યહૂદીઓ સમજી ગયા કે કિલ્લામાં રક્ષણ માટે લશ્કરી સિપાહીઓ મવજૂદ છે.

(સીરતુન-નબી જિ.૧ પા. ૪૨૯) "હ"

**નુએમનું શાનદાર કારનામું**————ઈબ્ને ઈસ્હાક કહે છે : દુશ્મનનું દસ હજારનું વિરાટ લશ્કર પૂરી સાધનસામગ્રી સાથે, સંયુકત બળે મદીનહ પર ચોતરફથી તૂટી પડયું હતું કે જેથી ઈસ્લામને જડમૂળથી ઉખાડીને કાયમ માટે મુસલમાનોનો સફાયો બોલાવી દે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ત્રણ હજાર સહાબા સાથે આકરી કસોટીમાં મૂકાઈ ગયા હતા. રોજીરોટી કે જીવન-નિર્વાહનો ધંધો-રોજગાર ઠપ થઇ ગયો હતો. કેટલાય દિવસના ફાકા ચાલતા હતા. [1] આમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનોના કદમ લેશ પણ ડગમગાવા પામ્યા ન હતા. તેઓ પહાડ પેઠે પોતાના સ્થળે અચળ રહીને પોતાથી અનેકગણા બળવાન દુશ્મનની ઝીંક ઝીલતા હતા.

પછી કટોકટીની આ નાજુક પળોમાં અલ્લાહની કુદરતથી એવું બન્યું કે નુએમ બિન મસઊદ બિન આમિર બિન ઉનૈફ બિન સઅલબહ બિન કુન્ફઝ બિન હિલાલ બિન ખલાદહ બિન અશજઅ બિન રૈસ બિન ગત્ફાન નામના ગૃહસ્થ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા,

"યા રસૂલલ્લાહ ! હું અંતઃકરણથી મુસલમાન બની ગયો છું. પણ મારા ઈસ્લામકરણની યહૂદીઓને કે મારા ગત્ફાન કબીલામાંથી કોઈને ખબર નથી.હવે જે કંઇ સેવા મારે લાયક હોય તે ફરમાવો. આજ્ઞા પાલન માટે બંદો હાજર છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે નુએમ ! અમારામાં તમે જ એક એવા ગૃહસ્થ છો જે આ કોકડાનો ઉકેલ લાવી શકે છે. જો તમારાથી બની શકે તો મુસલમાનોની ખેરખાહી ખાતર દુશ્મનના લશ્કરમાં ભંગાણ નાખી દો. કેમકે "અલ-હર્બુ ખદઅહ" એટલે લડાઇ યુકિત-પ્રયુકિતનું નામ છે તે મુજબ કોઇ એવી તરકીબ કરો કે દુશ્મનોમાં ફાટફૂટ પડી જાય."

હઝરત નુએમ બોલ્યા, "બહુ સારૂં યા રસૂલલ્લાહ ! " [2]

**હઝરત નુએમ અને યહૂદી અગ્રેસરો**————હઝરત નુએમ બિન મસઊદ મદીનહ પર ચઢી આવેલા ગત્ફાન કબીલાના જ એક અગ્રણી ગૃહસ્થ હતા. જાહિલિયતના યુગથી જ બનૂ કુરૈઝહના યહૂદીઓના વિશ્વાસુ અને ધાડા મિત્ર હતા. જેથી પ્રથમ તેઓ બનૂ કુરૈઝહના યહૂદ પાસે ગયા અને તેઓના મોવડી મંડળને બોલાવીને બોલ્યા, "હે બનૂ કુરૈઝહના માનવંતા અગ્રેસરો ! આજ સુધી તમારી સાથે મારા જે દોસ્તીભર્યા સંબંધો રહ્યા છે એ તો તમે જાણો જ છો ને ?"

તેઓ બોલ્યા, "હા તમે અમારા ભલા મિત્ર છો. તમારી દોસ્તીમાં શંકા કરવાનું અમારા માટે કોઇ કારણ

૧. એક મહિના જેટલા ઘેરા દરમિયાન એવો સમય પણ આવ્યો જયારે લગાતાર ત્રણ રાતદિવસ સુધી ખાણીપીણીનો કોઇ બંદોબસ્ત થઇ શકયો નહિ. સહાબા પર લગાતાર ત્રણ દિવસના ફાકા પસાર થઇ ગયા. ભૂખથી બેતાબ થઇને સહાબાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે પોતાના પેટ ખુલ્લા કર્યા. જોયું તો તેઓના પેટ પર પથ્થર બાંધેલા હતા. શમાઇલે-તિરમિઝી હદીસગ્રંથમાં છે કે અરબના લોકો સખત ભૂખની હાલતમાં પેટ પર પથ્થર બાંધી લેતા હતા. એનાથી કમર વાંકી વળવા પામતી ન હતી. સહાબાના પેટે પથ્થર બાંધેલા જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનું મુબારક પેટ ખુલ્લું કરી દીધું. જોયું તો ત્યાં એકને બદલે બે પથ્થરો બાંધેલા હતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૨૪- સીરતુલ-મુસ્તફા જિ. ૨ પા. ૩૦૪) "હ "

૨. હઝરત નુએમે દુશ્મનમાં ફાટફૂટ નાખવા માટે જે યુકિત કે હિકમતથી કામ લીધું તે એમની બાહોશી, કુનેહબુધ્ધિ કે રાજનીતિને આભારી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુઆઓ એમની સાથે હતી. અલ્લાહ તઆલાએ એમની કોશિશમાં કામયાબી આપી અને દુશ્મનમાં ભંગાણ પડી ગયું. "હ"

નથી.''

''ત્યારે સાંભળો, '' હઝરત નુએમે કહ્યું, ''હું તમારા ભલા ખાતર તમને ચેતવવા આવ્યો છું. તમે કુરૈશ અને ગત્ફાનના કહેવાથી મુહંમદ સાથેના કરાર તોડી નાખ્યા છે એ મારા મત મુજબ તમે વાજબી કર્યું નથી. કેમકે કરારભંગના અંજામનો તમે વિચાર કર્યો નથી. જુઓ, તમારા અને કુરૈશના સંજોગો એકસરખા નથી. તેઓ બહાર ગામથી આવેલા છે. તેઓની ઓરતો, તેઓના છૈયાંછોકરાં, માલ મિલ્કત, ઢોરઢાંખર બધું તેઓના જ વતનમાં છે. જયારે તમે કાયમી ધોરણે અહીંના જ વતની છો. મદીનહ તમારૂં, તમારા બાપદાદાનું તમારી અવલાદનું વતન છે. તમારી ઓરતો, તમારાં છૈયાછોકરાં, તમારી માલ મિલ્કત, વેપાર રોજગાર બધું અહીં જ છે. તમે આ બધું અહીંથી ખસેડીને બીજા કોઈ શહેરમાં લઈ જઈ શકતા નથી. કુરૈશ અને ગત્ફાન પોતાનું લાવલશ્કર લઈને મુહંમદ સાથે લડવા આવેલા છે. તમે મુહંમદ સાથે કરારભંગ કરીને એમની સાથે જોડાઈ ગયા છો. માની લો કે કુરૈશની જીત થઈ અને તેઓ લૂંટમાર કરશે તો એના છાંટા તમારી ઉપર પણ ઊડશે. પણ જો બાજી પલટાઈ ગઈ અને હાર ખમવી પડી તો તમારૂં શું થશે? પેલા બધા તો જાનો બચાવીને પોતાના વતન તરફ ભાગતા નજર આવશે અને તમને મુહંમદના રહમો-કરમ પર છોડી જશે. ત્યારે તમે નિરાધાર હાલતમાં એકલા પડી જશો. કોઈ તમારો મદદગાર કે બેલી ન હશે. આ સંજોગોમાં મુસલમાનો તમારી ઉપર તૂટી પડશે તો કેવી રીતે તમે પોતાનો બચાવ કરી શકશો? તમારામાં એટલું બળ કયાં છે કે એકલા હાથે તેઓનો મુકાબલો કરી શકો ?''

સારાંશ કે હઝરત નુએમ બિન મસઊદે પોતાની કુનેહબુધ્ધિ અને છટાદાર વાણીથી વસ્તુસ્થિતિનો એવો ચિતાર દર્શાવી દીધો કે યહૂદીઓના કાળજાં કોઈ નામાલૂમ ભયથી કાંપી ઊઠયાં. તેઓએ પૂછયું, ''ત્યારે હે નુએમ! તમે શું સલાહ આપો છો ?''

હઝરત નુએમ બોલ્યા, ''મારૂં માનો તો પોતાના બચાવ ખાતર તમે કુરૈશ અને ગત્ફાન પાસે જઈને માગણી કરો કે તેઓ પોતાના થોડાક માનમોભાવાળા માણસોને બાન તરીકે તમારે હવાલે કરે. આ માણસો તમારા બાનમાં ત્યાં સુધી રહેશે જયાં સુધી કે તેઓ મુહંમદ અને તેમના સાથીઓનો મુકમ્મલ સફાયો નહિ બોલાવી દે. આ રીતે તેઓ પોતાના માણસોને તમારા બાનમાંથી છોડાવવા માટે પૂરા જુસ્સા અને ઝનૂનથી લડી લેશે. પૂઠ ફેરવીને ભાગવાનો કોઈ વિચાર સુધ્ધાં નહિ કરશે.''

બનૂ કુરૈઝહ બોલ્યા, ''ખરેખર હે નુએમ ! તમે બહુ ઉત્તમ સલાહ આપી છે. એ સિવાય અમારા બચાવનો બીજો રસ્તો નથી.કુરૈશ અને ગત્ફાન અમારી આ માગણી મંજૂર નહિ રાખે તો અમે તેઓની મદદથી હાથ ઉપાડી લઈશું.'' ૧

**હઝરત નુએમ અને કુરૈશી અગ્રેસરો**————હઝરત નુએમ બિન મસઊદ બનૂ કુરૈઝહના યહૂદને આ પાઠ ભણાવીને કુરૈશી લશ્કરની છાવણી તરફ ગયા અને અબૂ સુફયાન બિન હર્બ તથા તેના સાથીઓ પાસે જઈને બોલ્યા, ''હે કુરૈશી સરદારો ! મારા વિષે તમારો શો અભિપ્રાય છે ?''

તેઓ બોલ્યા, ''તમે એક બહુ સાચા અને બહુ ભલા ગૃહસ્થ છો. અમારૂં ભલું ચાહનારા ભલા મિત્ર છો.''

---

૧. આથી પહેલા યહૂદી સરદાર હુય્ય બિન અખ્તબ પણ બનૂ કુરૈઝહના યહૂદને એવી જ બાંયધરી આપી ચૂકયો હતો કે તમારી હાર થાય તો હું તમારા સંગાતે રહીને, નસીબમાં જે કંઈ ભોગવવાનું લખ્યું હશે તે ભોગવવા તૈયાર છું. આ બાંયધરી પછી જ બનૂ કુરૈઝહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથેના કરાર તોડયા હતા. ''હ''

"તમે બિલકુલ સાચું જ કહ્યું." હઝરત નુઐમ બોલ્યા, "સાંભળો ! મુહંમદ સાથે મને જે દુશ્મનાવટ છે અને તમારી સાથે મને જે હમદર્દી છે એ તમે સારી રીતે જાણો છો. એજ લાગણીથી પ્રેરાઈને હું તમારી પાસે આવ્યો છું. એક નવી વાત મારી જાણમાં આવી છે તે હું તમારી ભલાઈ ખાતર તમને કહેવા આવ્યો છું. તમે ખાનગીમાં રાખો અને કોઈને મારૂં નામ જાહેર નહિ કરો તો કહું !"

કુરૈશ બોલ્યા, "નુઐમ ! જલદીથી કહો, શી વાત છે ? અમે કોઈને નહિ કહીએ એ અમારૂં વચન છે."

નુઐમ ઠાવકા મુખે બોલ્યા, "તમને કદાચ ખબર નહિ હોય પણ તાજા સમાચાર છે કે બનૂ કુરૈઝહના લોકો મુહંમદ સાથેના કરાર તોડીને ખૂબ પસ્તાઈ રહ્યા છે. એટલું જ નહિ, તેઓએ મુહંમદ પાસે એવી શરતે માફી માગી છે કે, અમે અમારી ભૂલના ભોગ તરીકે કુરૈશ તથા ગત્ફાનના થોડાક આબરૂદાર માણસોને પકડીને તમારે હવાલે કરવા તૈયાર છીએ. તમે ચાહો તો તેઓની ગરદનો મારી દેજો અને ચાહો તો દંડ લઈને છોડી મૂકજો. જવાબમાં મુહંમદ સાહેબે બનૂ કુરૈઝહની આ શરત સ્વીકારી લઈને તેઓને માફી આપી દીધી છે. હવે બનૂ કુરૈઝહના આગેવાનો તમારી પાસે આવવાના છે કે જેથી તેઓ તમારા આબરૂદાર માણસોને બાન તરીકે માગી લઈને મુસલમાનોને હવાલે કરી દે અને મુહંમદ સાહેબ કાં તેઓની ગરદન મારી દે કાં દંડ લઈને તેઓને છોડી મૂકે. માટે હે કુરૈશ ! ખબરદાર પોતાનો એક પણ માણસ તેઓને હવાલે કરવો નહિ અને કરશો તો પસ્તાવું પડશે."

હઝરત નુઐમે વધુમાં ઉમેર્યું, "હે કુરૈશ ! મેં તમારા લાભની જે ખાનગી વાત કરી છે તેના ખરા-ખોટાની ખાતરી કરવી હોય તો તમારા કોઈ માણસને અબઘડી બનૂ કુરૈઝહ પાસે મોકલાવીને એની તહકીક કરાવી લો."

કુરૈશના અગ્રણીઓને આ પાઠ ભણાવીને હઝરત નુઐમ ગત્ફાનના આગેવાનો પાસે પહોંચ્યા અને તેઓને સંબોધીને બોલ્યા, "હે મારી કૌમના આગેવાનો ! હું તમારી જ કૌમમાંથી છું. તમારો જ માણસ છું. તમે આ જગતમાં મને સૌથી વધુ વહાલા છો. તમે મને જૂઠો તો નહિ જ ધારો તેની મને ખાતરી છે. કેમકે કૌમના નફા-નુકસાનના આપણે સરખા ભાગીદાર છીએ."

ગત્ફાન બોલ્યા, "તમે સાચું કહ્યું. અમારા દિલમાં તમારા વિષે કોઈ શંકા નથી."

નુઐમે કહ્યું, "હું જે કંઈ કહું તેને ખાનગી રાખજો."

"હા ખાનગીનું વચન છે. પણ વાત શું છે તે કહો !"

જવાબમાં હઝરત નુઐમે કુરૈશને જે કંઈ કહ્યું હતું તેજ ગત્ફાનીઓ આગળ દોહરાવી દીધું અને એમને પણ એવી જ રીતે ભયભીત કર્યા જેમ કુરૈશને કર્યા હતા.

**મુશરિકોમાં પડેલી ફાટફૂટ**——————સન ૫ હિજરીના શવ્વાલ મહિનાના શનિવારની રાત હતી. અલ્લાહ તઆલાએ પોતાના હબીબે પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ગૈબી મદદ માટે એવા સંજોગો જન્માવી દીધા કે અબૂ સુફયાન બિન હર્બ અને ગત્ફાનના ફોજી અધિકારીઓએ બંને પક્ષના પ્રતિનિધિઓને ઈકરિમહ બિન અબૂ જહલની આગેવાની હેઠળ બનૂ કુરૈઝહના યહૂદ પાસે વાટાઘાટ માટે દોડાવી દીધા. મંડળના સભ્યોએ ત્યાં પહોંચીને યહૂદીઓને કહ્યું,

"હે બનૂ કુરૈઝહના ભાઈબંધો ! અમારા દુઃખોની કથા સાંભળો. અમે પરદેશથી અહીં લડવા આવેલા છીએ. તમારા બોલાવવાથી, તમારા વચનને ભરોસે આવેલા છીએ. આ અમારૂં વતન નથી. અહીં અમારાં ઘરબાર નથી.

અહીં ઘરઆંગણા જેવી સહૂલતો નથી. અમે જાતજાતની હાડમારીઓ અને તરહ તરહની તકલીફો ભોગવી રહ્યા છીએ. અમારાં ઊંટો મરી રહ્યાં છે. અમારા ઘોડા મરી રહ્યા છે. ખાદ્યસામગ્રી ખૂટી રહી છે. અમારી દરખાસ્ત આટલી જે કે તમે પોતાનું વચન પુરૂં કરો. અમારી મદદ કરો. સવાર પડતાં જ અમારી સાથે જોડાઇ જાવ. લડાઈ માટે તૈયાર રહો. આપણે એકસામટો હલ્લો કરી દઇએ અને ભેગા બળે મુહંમદને પરાજય આપીને આ ઝંઝટથી કાયમ માટે છુટકારો મેળવી લઇએ.''

જવાબમાં યહૂદીઓ બોલ્યા, ''હે કુરૈશ અને ગત્ફાનના એલચીઓ ! જુઓ કાલે શનિવારનો દિવસ છે. એ અમારો તહેવારનો દિવસ છે. એમાં અલ્લાહની બંદગી વગર બીજું કોઇ કામ અમે કરી શકીએ નહિ. આ દિવસે લડાઇ કે મારામારી અમારા માટે હરામ છે. બીજું કે અમે એક નિર્ણય પર આવેલા છીએ. સાંભળો, જ્યાં સુધી તમે પોતાના અમુક આબરૂદાર માણસોને બાનમાં નહિ મૂકો, અમારા હવાલે નહિ કરો, અમે તમારી મદદ માટે તૈયાર નથી અને તમારા પડખે રહીને મુહંમદ સાથે જંગ કરવા તૈયાર નથી. કારણ આ છે કે કાલે ઊઠીને કદાચ તમારી હાર થઇ જાય તો તમે અમને લટકતા છોડીને દામન ખંખેરતા પોતાના વતને ચાલ્યા જશો ત્યારે અમારૂં શું થશે ? તમારૂં વતન મક્કહ છે. અમારૂં વતન મદીનહ છે. અમે નાસીને ક્યાં જઇશું? અમારે તો અહીં જ રહેવાનું છે. શું મુહંમદ અમને જીવતા છોડી દેશે? અમારામાં એટલું બળ ક્યાં છે કે એકલપંડે મુહંમદનો મુકાબલો કરી શકીએ ? હા તમારા માણસો અમારે ત્યાં ગીરો હશે તો અમે મન મૂકીને પૂરા બળથી તમારો સંગાથ આપી શકીશું એ સિવાય અમારા માટે બીજો કોઇ ઉપાય નથી.''

ગત્ફાન અને કુરૈશના એલચીઓ, યહૂદીઓનો આ જવાબ લઇને પોતાના લશ્કરમાં પાછા આવ્યા તો બધાને પાકે પાયે ખાતરી થઇ ગઇ કે નુઐમ બિન મસઊદે જે ભેદની વાત કહી હતી તે બિલકુલ સાચી છે. ત્યારે કુરૈશ અને ગત્ફાન કહેવા લાગ્યા, ''અલ્લાહના સોગંદ ! નુઐમ બિન મસઊદ સાચો માણસ છે અને તેણે આપેલી ભેદી માહિતી પણ સાચી છે.''

એ પછી કુરૈશ અને ગત્ફાને યહૂદીઓને કહેવડાવી દીધું, ''સોગંદ છે અલ્લાહના ! અમે અમારા એક પણ માણસને બાનમાં મૂકવા કે તમારા હવાલે કરવા તૈયાર નથી. તમારો લડવાનો વિચાર હોય તો આવો. અમારી મદદ કરો. પોતાનું વચન પૂરૂં કરો. અમારી સાથે રહીને લડો. ખભેખભા મેળવીને મુહંમદનો મુકાબલો કરો.''

કુરૈશ અને ગત્ફાનના એલચીઓના જવા બાદ બનૂ કુરૈઝહના યહૂદીઓ આપસમાં કહેવા લાગ્યા, ''વલ્લાહ! નુઐમ બિન મસઊદે જે ખાનગી ખબર આપણને આપી હતી તે બિલકુલ સાચી જ છે. હવે જો કુરૈશની જીત થાય તો એ લોકો ઝનૂનમાં આવીને મદીનહ પર તૂટી પડશે અને આડેધડ લૂંટફાટ મચાવી દેશે. પણ જો હારી ગયા તો દુમ દબાવીને પોતાના વતન તરફ દોટ મૂકી દેશે અને આપણને મુંહમદના ભરોસે લટકતી હાલતમાં છોડી જશે, કે જેથી મુહંમદ આપણને ઘેટાબકરાં પેઠે ઝબહ કરી નાખે. માટે હે ભાઇઓ ! કુરૈશ અને ગત્ફાનને આ કહેણ મોકલાવી દો કે, અલ્લાહના સોગંદ ! અમે મુહંમદ વિરૂધ્ધ હરગિઝ તમારા સંગાથે રહીને લડવાના નથી જ્યાં સુધી કે તમે તમારા અમુક આબરૂદાર માણસોને બાન તરીકે અમારે હવાલે નહિં કરો.''

પરંતુ જવાબમાં કુરૈશ તથા ગત્ફાનના આગેવાનોએ તેઓની આ માગણીને કબૂલ કરવાનો ધરાર ઇન્કાર કરી દીધો. આ રીતે અલ્લાહ તઆલાએ દુશ્મનોમાં ફાટફૂટ કે ભંગાણ જન્માવીને પોતાના હબીબે પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ગૈબી મદદ ફરમાવી.

**દુશ્મનો પર આંધીનો અઝાબ**———————ઇબ્ને ઇસ્હાક કહે છે : એની સાથે જ કડકડતા શિયાળાની કડકડાટ ઠંડીની કાળમીંઢ રાતોમાં અલ્લાહ તઆલાએ જોશભેર ફૂંકાતા પવનના એવા સૂસવાટાઓ મોકલ્યા કે મુશરિકોની હાંડીઓ ચૂલાઓ પરથી ઊંધી વળી ગઇ. વાસણો આંધીના સૂસવાટાઓમાં અહીંતહીં ગબડવા લાગ્યાં. ખાવાપીવાની વસ્તુઓ વેરણછેરણ થઇ ગઇ. તંબૂઓ ફડફડાટ કરતા હવામાં ઊડીને ભોંય પર પછડાવા લાગ્યા. એજ આંધીના અઝાબનું કુર્આનમાં આ રીતે વર્ણન થયું છે :

| | |
|---|---|
| યા ઐયુહલ - લઝીન આમનૂઝ - કુરૂ | હે મુસલમાનો ! યાદ કરો |
| નિઅ - મતલ્લાહિ અલૈકુમ | અલ્લાહના તે ઉપકારને જે તમારી ઉપર |
| ઈઝ જાઅત - કુમ જુનૂદુન | તે સમયે થયો જ્યારે તૂટી પડયાં લશ્કરો તમારી ઉપર |
| ફઅર - સલ્ના અલૈહિમ રીહંવ | તો અમે મોકલાવી દીધી આંધી તેઓની ઉપર. |
| વ જુનૂદલ લમ તરવ-હા. | અને એવાં લશ્કરો જે તમને દેખાતાં ન હતાં. [૧] |

**મુશરિકોના લશ્કરની કફોડી હાલત**———————જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાણ થઇ કે અલ્લાહ તઆલાએ દુશ્મનોના લશ્કરમાં ફાટફૂટ નાખી દીધી છે અને તેઓના સંગઠનના ભૂક્કા કરી નાખ્યા છે અને અલ્લાહનો કહેર ઝંઝાવાત રૂપે તેઓની ઉપર તૂટી પડયો છે તો આપ નામદારે, પોતાના સાહસિક અને રાઝદાર સહાબી હઝરત હુઝૈફહ બિન યમાનને બોલાવીને ફરમાવ્યું, ''જાઇને જોઇ આવો કે મુશરિકોની શું હાલત છે, તેઓ શું કરે છે અને રાત કેવી રીતે પસાર કરે છે !''

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન ઝિયાદે મુહંમદ બિન કઅબ કુરઝીની આ રિવાયત કહી સંભળાવીઃ કૂફાવાસીઓમાંથી એક જવાન હઝરત હુઝૈફહ બિન યમાનની મુલાકાતે ગયો અને તેમને પૂછયું, ''માનવંતા કાકાજી ! શું તમે પોતાની આંખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના દર્શન કર્યા છે?''

''હા મેં મારી આંખે દર્શન કર્યા છે.'' હઝરત હુઝૈફહએ ફરમાવ્યું, ''કેમ શું વાત છે ?''

કૂફી જવાન બોલ્યો, ''વારૂ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં તમારો વર્તાવ કેવો હતો અને કેવા નિયમો તમે અપનાવતા હતા ?''

''હે ભત્રીજા !'' હઝરત હુઝૈફહ બોલ્યા, ''અલ્લાહના સોગંદ ! અમે બધા આજ્ઞાપાલન માટે ખડે પગે તૈયાર રહેતા હતા. આપનો હુકમ મળતાં જ અમે દોડી પડતા હતા. આપના ચરણોમાં જાનની કુરબાની અમારા માટે કોઇ સમસ્યા ન હતી.''

''ધન્ય છે તમારા ઇશ્કે-નબીને !'' કુફી જવાન બોલ્યો, ''હે માનવંતા કાકા ! સાચું માનજો, જો હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જમાનામાં હોત તો હું પણ મારી જાન આપના ચરણોમાં કુરબાન કરી દેત અને આપને જમીન પર ચાલવા દેવાને બદલે હું આપને મારા ખભે ઉપાડી-ઉપાડીને ફેરવ્યા કરત!''

''સાંભળ તો ખરો હે ભત્રીજા !'' હઝરત હુઝૈફહએ ફરમાવ્યું, ''વલ્લાહ ! જંગે-ખન્દકનું એ દ્રશ્ય આજે પણ મારી આંખોમાં ઘૂમી રહ્યું છે. અમે બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર હતા. રાતનો સમય હતો. શિયાળાની રૂતુ હતી. ટાઢ કહે મારૂં કામ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નિયમ મુજબ રાતના એક ભાગમાં પોતાના પાલનહારના દરબારમાં ઊભેલા હતા. નમાઝનું સલામ ફેરવતાં જ આપે અચાનક પાછળ

૧. અહઝાબ પારહ ૨૧ આયત ૯

ફરીને જોયું અને અમારી તરફ મુખ કરીને ફરમાવ્યું,

"કોણ છે જે દુશ્મનની છાવણીમાં જવાનું બીડું ઝડપે ? બસ ત્યાં જઈને જોઇ આવે કે દુશ્મનો અત્યારે કેવી હાલતમાં છે અને શું કરી રહ્યા છે ? અને સાંભળો, જાનને જોખમમાં નાખીને દુશ્મનની છાવણીમાં જનાર માટે મારૂં વચન છે કે તે સહી સલામત પાછો ફરશે અને હું દુઆ કરીશ કે અલ્લાહ તઆલા જન્નતમાં તેને મારો રફીક બનાવે !"

ચિન્તા, ભૂખ, કડકડતી ઠંડી, બરફીલા પવનના સૂસવાટા અને જાનના ડરથી કોઇ ઊઠયું નહિ કે પછી પવનના સૂસવાટાઓમાં કોઈના કાને આપનો અવાજ ગયો નહિ ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારા નામનો પોકાર ફરમાવ્યો, "હુઝૈફહ કયાં છે ? પછી મને બોલાવીને ફરમાવ્યું,

"હુઝૈફહ ! ઊઠો અને ખન્દકની પેલે પાર જાવ અને દુશ્મનોમાં ઘૂસીને ખબર લઇ આવો કે તેઓ કેવી હાલતમાં છે, શું કરી રહ્યા છે અને શું કરવા માગે છે ? હા સાંભળો, ત્યાંની ખબર લઇને આવો તો સીધા મારી પાસે આવજો. વચ્ચે ન કોઈની સાથે વાત કરવી ન કોઈ બીજું કામ કરવું."

હઝરત હુઝૈફહ બિન યમાનનું બયાન છે : "હુકમ મળતાં જ હું ઊપડી ગયો. પૂરી સાવચેતીથી ખન્દક પાર કરીને દુશ્મનના ટોળામાં ઘૂસી ગયો. મેં જોયું કે દુશ્મનની છાવણીઓમાં વંટોળિયાનું તોફાન મચેલું છે. અને અલ્લાહની ગૈબી ફોજો પૂરા બળથી પોતાની કામગીરી બજાવી રહી છે. પવનના બરફીલા સૂસવાટા તેઓની હાંડીઓમાં, તેઓની આગમાં, તેઓના તંબુઓમાં ઝંઝાવાત મચાવતા હતા. એટલામાં શું જોઉં છું કે અબૂ સુફયાન અચાનક ઊભો થઇ ગયો અને મારી તરફ આંગળી ચીંધતાં બોલ્યો, "હે કુરૈશ ! જુઓ તો ખરા. પેલું ત્યાં કોણ બેઠેલું છે ? કોઇ અજાણ્યો માણસ લાગે છે."

એક માણસે ઝીણી આંખે ધારીધારીને મારી તરફ જોયું અને પછી બોલ્યો, "મને તો એ હુઝૈફહ જેવો લાગે છે."

મારી બાજુમાં જ એક માણસ બેઠેલો હતો. મેં ઝટ દઈને તેનો હાથ ઝાલી લેતાં પહાડી અવાજે પૂછયું, "હે ભાઇ ! તું કોણ છે ? તારૂં નામ શું છે, તારા બાપનું નામ શું છે ?"

તે બોલ્યો, "હું તો ફલાણો બિન ફલાણો બિન ફલાણો છું." [૧]

**મક્કહ પાછા વળોની જાહેરાત**————એ પછી અબૂ સુફયાને ઘાંટો ગજાવતાં પોતાના લશ્કરને કહ્યું, "હે કુરૈશી જવાનો ! જુઓ, અલ્લાહના સોગંદ ! આપણે એવી જગાએ આવી ચઢયા છીએ જયાં જૂતીઓ સુધ્ધાં ફાટી ગઈ છે. આપણા ઘોડા અને આપણા ઊંટો હલાકતને ઘાટ ઊતરી ગયા છે. બનૂ કુરૈઝહના યહૂદે આપણી સાથે વિશ્વાસઘાત કર્યો છે. તેઓએ દગાખોરીથી કામ લઈને જે માગણી રજુ કરી તે ધિક્કારને પાત્ર છે. તમે જુઓ છો કે આપણે આંધીની આફતમાં સપડાયેલા છીએ. ન આપણી હાંડીઓ ચૂલા પર સલામત રહી, ન આપણી આગ સળગતી રહી, ન આપણા તંબૂઓ ખૂંટા સાથે વળગેલા રહ્યા. માટે ચાલો પાછા વળો. હું મક્કહ તરફ કૂચ કરૂં છું, તમે પણ કૂચ કરો."

હઝરત હુઝૈફહ ફરમાવે છે : "આમ કહીને અબૂ સુફયાન પોતાના ઊંટ પાસે જઈને ઊભો થઇ ગયો. તેનો

---

૧. આ તરકીબથી હઝરત હુઝૈફહએ પોતાની જાન બચાવી લીધી કેમકે તેઓ છુપા વેશે જાસૂસી માટે લશ્કરના સેનાપતિ સુધી પહોંચી ગયા હતા. "હ"

ઊંટ દોરડીથી બંધાઈને ઝંઝાવાતી પવનના સપાટા ઝીલતો હતો. અબૂ સુફયાને ઊંટને ઊભો કર્યો. પછી તેની પીઠ પર સવાર થઈને તેને થાબડા મારવા લાગ્યો. ઊંટ પોતાની જગાએ કાયમ રહીને ત્રણ વખત ઊછળ્યો-કૂદયો પણ તેના પગોની દોરડી તૂટી શકી નહિ. ઊંટ ઊભેલો હતો ત્યાંને ત્યાં જ ઊભેલો રહી ગયો.''

હઝરત હુઝૈફહ ફરમાવે છે : ''જો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારી પાસેથી સીધા આવી જવાનું, કોઈની સાથે વાત નહિ કરવાનું અને કોઈ કામગીરી નહિ બજાવવાનું વચન ના લીધું હોત તો અબૂ સુફયાનને એજ હાલતમાં તીરથી વીંધીને ઠેકાણે પાડી દેત !''

**હઝરત હુઝૈફહની વાપસી**————હઝરત હુઝૈફહનું બયાન છે : ''કુરૈશના પડાવથી ઊપડીને હું સીધો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. તે વેળા આપ પોતાના પાક બેગમોમાંથી કોઈ બીબીની નકશીદાર યમની ચાદર ઓઢીને નમાઝમાં તલ્લીન હતા. મને આવેલો જોઈને આપે પોતાના ચરણોમાં મને બેસાડી લીધો અને ચાદરનો એક પલ્લૂ મુજ પર નાખી દીધો. હું ચાદરમાં જ હતો અને આપ રૂકૂઅ સિજદા કરતા રહ્યા. જયારે આપે નમાઝ પૂરી કરી તો નમાઝના સલામ બાદ, દુશ્મનની છાવણીમાં જે કંઈ બન્યું હતું અને જે કંઈ મેં જોયું હતું તેની પૂરી વિગત આપને કહી સંભળાવી.

બીજી તરફ ખન્દકની પેલે પાર ગત્ફાની લશ્કરના જથ્થાઓએ જયારે જોયું કે અબૂ સુફયાન અને તેનું કુરૈશી લશ્કર કૂચ કરતું મક્કહ તરફ ઊપડી રહ્યું છે તો તેઓએ પોતે પણ મક્કહ તરફ હંકારી મૂકયું.

આ રીતે ઈસ્લામના દુશ્મન કાફિરોનું દસ હજારનું લશ્કર પરાજયના આઘાતથી હીણુંહલકું પડીને કે નિષ્ફળતાના ઘાથી ઘાયલ થઈને, પોતાના જ ગુસ્સામાં વળ ખાતું મેદાન મૂકીને મક્કહ તરફ પલાયન થઈ ગયું. ન વિજયનો આનંદ મળ્યો ન ગનીમતની કોઈ વસ્તુ હાથ લાગી. એનો આબેહૂબ ચિતાર કુર્આને આ રીતે દર્શાવ્યો છે:

| | |
|---|---|
| વ રદ-દલ લાહુલ લઝીન કફરૂ | અને પાછા પલટાવી દીધા અલ્લાહએ કાફિરોને |
| બિ-ગયઝિ - હિમ. | તેઓના જ ગુસ્સામાં વળ ખાતા. |
| લમ યનાલૂ ખયરા. | તેઓને મળ્યો નહિ કંઈ જ લાભ. |
| વ કફલ - લાહુલ | અને લઈ લીધી અલ્લાહએ પોતાની ઉપર |
| મુઅ - મિનીનલ- કિતાલ. | મુસલમાનોની આ લડાઈ. (અહઝાબ આયત ૨૫) |

ઈબ્ને ઈસ્હાક કહે છે : અને જયારે પ્રભાતનું અજવાળું રેલાયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ પોતાના સહાબાના લશ્કર સાથે ખન્દક છોડીને મદીનહ તરફ તશરીફ લઈ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે તમામ મુસલમાનોએ પણ પોતપોતાના હથિયાર ઉતારી નાખ્યા.

# પ્રકરણ ૧૨૧

# ગઝવએ-બનૂ કુરૈઝહ

## ——યહૂદીઓની ગદ્દારીનો અંજામ——

## (સન ૫ હિજરી)

હઝરત જિબ્રીલની પધરામણી ● બનૂ કુરૈઝહ પર ચઢાઈનું એલાન ● હઝરત અલી યહૂદની વસતિમાં ● હઝરત જિબ્રીલ યહૂદીઓની વસતિમાં ● મોડેથી આવનારા મુસલમાનો ● બનૂ કુરૈઝહની નાકાબંદી ● જીવન મરણની ત્રણ વાતો ● સલાહ માટેની યહૂદીઓની માગણી ● હઝરત અબૂ લુબાબહની ભૂલ ● હઝરત અબૂ લુબાબહનો પસ્તાવો ● હઝરત અબૂ લુબાબહને મળેલી માફી ● તોબા કબૂલ થવાની કુર્આની બશારત ● ત્રણ યહૂદીઓનો ઈસ્લામ સ્વીકાર ● એક યહૂદીની અજીબ ઘટના ● બનૂ કુરૈઝહ માટે માફીની દરખાસ્ત ● હઝરત સઅદ બિન મુઆઝની હાલત ● હઝરત સઅદનો ફેસલો ● ગદ્દારો માટે તવરાતનો કાનૂન ● યહૂદીઓની કતલગાહ ● હુય્ય બિન અખ્તબની કતલ ● એક યહૂદી સ્ત્રીની કતલ ● એક યહૂદી બુઢ્ઢાનો અજીબ બનાવ ● બે યહૂદી કિશોરોનો મામલો ● યહૂદીઓની માલમિલકતની વહેંચણી ● રૈહાનહ ખાતૂનનો બનાવ ● યહૂદીઓની બરબાદીનો ચિતાર.

**હઝરત જિબ્રીલની પધરામણી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મુહંમદ ઈબ્ને શિહાબ ઝુહરીના બયાન મુજબ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાના સહાબાના લશ્કર સાથે જંગે-ખન્દકથી પરવારીને મદીનહ વાપસ પધાર્યા. આપની સાથે તમામ મુસલમાનોએ પોતાના શરીરે સજેલાં હથિયાર ઉતારી નાખ્યાં. એજ દરમિયાન ઝુહરની નમાઝનો સમય આવી લાગ્યો. એજ વેળા અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. હઝરત જિબ્રીલે પોતાને માથે રેશમી પાઘડી સજેલી હતી અને પોતે એક ખચ્ચરની પીઠ પર સવાર થઈને આવેલા હતા. ખચ્ચરની પીઠ પર જીન સજેલું હતું અને જીન પર રેશમી કપડું પડેલું હતું.

"યા રસૂલલ્લાહ ! શું આપે પોતાના હથિયાર ઉતારી નાખ્યાં ?" હઝરત જિબ્રીલે પૂછયું.

આપે ફરમાવ્યું, "હા અલ્લાહ તઆલાએ દુશ્મનને દફે કર્યો અને નિરાંત થઈ એટલે હથિયાર ઉતારી નાખ્યાં."

"પણ યા રસૂલલ્લાહ ! "જિબ્રીલે કહ્યું," અલ્લાહના ફરિશ્તાઓએ હજુ ન તો હથિયારો ઉતારેલાં

છે ન તેઓ પાછા વળેલા છે કેમકે તેઓની જરૂરત હજુ બાકી છે."

આપે ફરમાવ્યું, "કેવી જરૂરત ?"

જિબ્રીલે અરજ કરી, "અલ્લાહ તઆલાએ આપને બનૂ કુરૈઝહની વસતિ તરફ કૂચ કરવાનો હુકમ ફરમાવ્યો છે. હું પોતે પણ તેઓની વસતિ તરફ જઈ રહ્યો છું. ત્યાં પહોંચતાં જ હું તેઓની વસતિમાં ધરતીકંપ નાખું છું."

**બનૂ કુરૈઝહ પર ચઢાઈનું એલાન**——એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક સહાબીને બોલાવીને ફરમાવ્યું :

> "મુસલમાનોમાં જઈને એલાન પોકારી દો કે જે લોકો અલ્લાહ અને તેના રસૂલની તાબેદારી કરનારા છે તેઓ અસરની નમાઝ અહીં નહિ, બનૂ કુરૈઝહની વસતિમાં જઈને પઢે."

ઈબ્ને હિશામ કહે છે : આ એલાન પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ મદીનહના હાકિમ તરીકે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમની નિમણૂક કરી.

**હઝરત અલી યહૂદની વસતિમાં**——એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબી તાલિબને ઈસ્લામી લશ્કરનો ઝંડો આપીને "મુ-કદ-દિમતુલ-જૈશ" તરીકે બનૂ કુરૈઝહની વસતિ તરફ મોકલાવી દીધા. [૧] હઝરત અલીને જંગી ઝંડા સાથે જતા જોઈને ઘણા મુસલમાનો પણ દોડીને એમની સાથે શામિલ થઈ ગયા. હઝરત અલી ચાલતા-ચાલતા બનૂ કુરૈઝહના કિલ્લાઓ પાસે પહોંચી ગયા. એમને આવેલા જોઈને કિલ્લાઓમાંથી દેકારા અને પડકારા ગાજવા લાગ્યા. યહૂદીઓ બેબાકળા થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં અણછાજતા અને અપમાનભર્યા નઅરા ગજાવતા હતા. તેઓના બેહૂદા પડકારા સાંભળીને હઝરત અલી પોતાના સાથીઓ સાથે પાછલા પગે વળી ગયા. રસ્તામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મુલાકાત થઈ તો હઝરત અલીએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! એ કાળામુખાઓની નઝદીક પણ નહિ જશો."

આપે ફરમાવ્યું, "કેમ શું થયું ? નઝદીક પણ કેમ નહિ જવું ? કદાચ તમે તેઓને મુખે મારી ભાંડણલીલાના શબ્દો સાંભળ્યા હશે ?"

હઝરત અલીએ હકારમાં જવાબ આપ્યો તો આપે ફરમાવ્યું, "વાંધો નહિ, તેઓ મને જોઈ લેશે તો તેવું બોલશે નહિ."

કિલ્લા પાસે પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યહૂદીઓને સંબોધીને ફરમાવ્યું, "હે ભોજલાંઓના ભાઈઓ ! શું અલ્લાહ તઆલાએ તમને ઝલીલો-ખ્વાર નહિ કર્યા? અને શું અલ્લાહ તઆલાએ તમારી ઉપર વાંદરા બની જવાનો અઝાબ નહિ ઉતાર્યો ?"

બનૂ કુરૈઝહ બોલ્યા, "હે અબુલ-કાસિમ ! સાચી વાત છે. આપને એ બનાવની પૂરી ખબર છે અને

---

૧. મુ-કદ-દિમતુલ-જૈશ : લશ્કરી સૈનિકોની એવી ટુકડી જે લશ્કરની વ્યવસ્થા માટે સૌથી આગળ રહે છે. "હ"

આપ અમારા કરતાં એ બનાવની વધારે માહિતી ધરાવો છો." [૧]

**હઝરત જિબ્રીલ યહૂદીઓની વસતિમાં**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સહાબાની એક જમાઅત સાથે યહૂદીઓની વસતિ તરફ જવા રવાના થયા. ચાલતાં-ચાલતાં જયારે રસ્તામાં "સવરૈન" નામની જગાએથી પસાર થયા તો ત્યાં કેટલાક માણસો ઊભેલા જોવામાં આવ્યા. આપે તેઓને પૂછયું, "શું તમે અહીંથી કોઇ માણસને જતાં જોયો છે ?"

તેઓ બોલ્યા, "હા યા રસૂલલ્લાહ ! હમણા જ અહીંથી દિહયહ બિન ખલીફહ કલબી પસાર થયા છે. તેઓ સફેદ ખચ્ચર પર સવાર હતા. ખચ્ચરની પીઠ પર જીન કસેલું હતું અને જીન પર રેશમી કપડું પડેલું હતું [૨]

આપે ફરમાવ્યું, "એ જિબ્રીલ હતા. અલ્લાહ તઆલાએ એમને બનૂ કુરૈઝહની વસતિ તરફ તેઓના કિલ્લાઓના પાયા હચમચાવી નાખવા માટે મોકલ્યા છે જેનાથી તેઓના દિલો થથરી ઊઠશે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અહીંથી પોતાના સહાબા સાથે રવાના થયા અને બનૂ કુરૈઝહની વસતિમાં પધારીને તેઓના "બીરે-અના" નામે કૂવા પાસે પડાવ નાખીને બિરાજમાન થયા. ઈબ્ને હિશામ કહે છે : યહૂદીઓના આ કૂવાનું નામ બીરે-અન્ની હતું.

**મોડેથી આવનારા મુસલમાનો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હવે મદીનહ તરફથી મુસલમાનોના ટોળેટોળાં આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં એકત્ર થવા લાગ્યાં. મુસલમાનોનું આગમન ચાલુ જ રહ્યું ત્યાં સુધી કે કેટલાક મુસલમાનો તો ઈશાની નમાઝ પછી આવ્યા. જો કે એલાનમાં આપે ફરમાવી દીધું હતું કે કોઇ મુસલમાન અસરની નમાઝ મદીનહમાં નહિ, બનૂ કુરૈઝહની વસતિમાં પહોંચીને પઢે. મોડા આવનારા સાહેબોએ હજુ સુધી અસરની નમાઝ પઢી ન હતી. નમાઝ નહિ પઢવાનું અને મોડા પડવાનું કારણ જંગને લગતી તૈયારી જ હતી. અનિવાર્ય સંજોગોને લીધે જ તેઓ મોડા પડયા હતા એટલે જ તેઓએ આપના એલાન મુજબ અસરની નમાઝ પઢી ન હતી. પછી જયારે એ લોકો બનૂ કુરૈઝહની વસતિમાં આપની પાસે પહોંચી ગયા તો પ્રથમ તેઓએ ઈશાની નમાઝ અદા કરી અને ઈશાની નમાઝ ખતમ કરીને લાગલી જ અસરની નમાઝ પઢી લીધી. અસરની નમાઝ કઝા કરવા બદલ અલ્લાહ તઆલાએ પોતાની કિતાબમાં એ લોકોને ન તો કોઇ ઠપકો આપ્યો ન પોતાની નારાજી દર્શાવી.

**બનૂ કુરૈઝહની નાકાબંધી**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ કુરૈઝહની વસતિની નાકાબંધી ૨૫ રાતો સુધી લગાતાર ચાલુ રાખી ત્યાં સુધી કે તેઓ આ જડબેસલાક નાકાબંધીથી કંટાળીને થાકીને પાકી ગયા. અલ્લાહ તઆલાએ તેઓના દિલો પર મુસલમાનોની દહેશત નાખી દીધી.

કુરૈશ અને ગત્ફાનના લશ્કરોના ચાલ્યા જવા પછી હુય્ય બિન અખ્તબ જે બનૂ નદીરના યહૂદનો બાદશાહ

---

૧. અલ્લાહ તઆલાએ યહૂદીઓના પૂર્વજોની એક કૌમને તેની નાફરમાનીઓ અને અલ્લાહ તઆલા સાથે છેતરપિંડીની રમતને કારણે વાંદરાઓના વિકૃત રૂપમાં ફેરવી નાખી હતી. એનું બયાન કુર્આનના પહેલા પારહમાં અને નવમા પારહની સુરએ-અઅરાફમાં થયું છે. સૂરએ-બકરહની આયત ૬૫ માં છે : "કૂનૂ કિ-ર - દતન ખાસિઈન." એટલે જાવ ધુતકારાયેલા વાંદરા બની જાવ અને તેઓ વાંદરા બની ગયા. "હ"

૨. હઝરત દિહયહ બિન ખલીફહ કલબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા સહાબી હતા. બહુ દેખાવડા, રૂપાળા, જાજરમાન જવાન હતા. હઝરત જિબ્રીલ ઘણું કરીને એમની જ શકલ સૂરતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પધારતા હતા. "હ"

હતો અને જે પોતાની કૌમ સાથે મદીનહથી તડીપાર થઇને ખૈબરમાં જઇને વસી ગયો હતો અને જેણે મુસલમાનો સાથેના કરાર તોડી નાખવા બદલ બનૂ કુરૈઝહના બાદશાહ કઅબ બિન અસદને, સાથે જીવવાનું-સાથે મરવાનું વચન આપ્યું હતું તે, પોતાની જાન બચાવીને ખૈબર ભાગી નહિ ગયો બલકે મર્દબચ્ચા પેઠે વચન-પાલન માટે બનૂ કુરૈઝહની સાથે તેઓના કિલ્લામાં જ રહી ગયો હતો.

**જીવન-મરણની ત્રણ વાતો**———જયારે બનૂ કુરૈઝહના યહૂદને પાકે પાયે ખાતરી થઇ ગઇ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગ કર્યા વિના અહીંથી પાછા જવાના નથી તો તેઓના સરદાર કઅબ બિન અસદે પોતાની કૌમને સંબોધીને કહ્યું, ''હે યહૂદીઓની જમાઅત ! જે સંકટ આપણા માથે તૂટી પડ્યું છે એ તમે પોતે જોઇ રહ્યા છો. હવે હું ત્રણ વાતો તમારી આગળ રજૂ કરૂં છું. એમાંથી જે પસંદ કરવા લાયક હોય તેને કબૂલ કરી લો.''

યહૂદીઓએ પૂછયું, ''એ ત્રણ વાતો શું છે ? જરા વિગતથી સમજાવો !''

કઅબ બિન અસદે પોતાનું બયાન ચાલુ રાખ્યું, ''પહેલી વાત આ છે કે આપણે એ શખ્સની તાબેદારી સ્વીકારી લઇએ અને એની પયગમ્બરીનું સમર્થન કરીને મુસલમાન બની જઇએ. હું અલ્લાહના સોગંદ ખાઇને કહું છું કે મારી પેઠે તમને બધાને પણ ખાતરી છે કે, એ શખ્સ યકીની રીતે નબીય્યે-મુરસલ એટલે અલ્લાહના મોકલેલા પયગમ્બર છે અને આ વાત પણ જગજાહેર છે કે એ તેજ પયગમ્બર છે જેનો ઉલ્લેખ આપણી કિતાબ તવરાતમાં દાખલા-દલીલો સાથે થયેલો છે અને જેને આપણે રોજ વાંચીએ છીએ. હવે જો તમે તેનું સમર્થન અને અનુકરણ કરી લેશો તો પોતાના જાન-માલ, આલ-અવલાદ, ખેતીવાડી અને પોતાની ઔરતોને સુરક્ષિત કરીને તમામ આફતોથી નચિંત થઇ જશો. બોલો તમારો શું જવાબ છે?''

આ સાંભળીને યહૂદીઓએ મક્કમતાથી કહ્યું, ''અમે તવરાતનો ધર્મ કદી છોડવાના નથી, ન એને બદલે કોઇ બીજો ધર્મ કબૂલ કરવા તૈયાર છીએ.''

કઅબ બોલ્યો, ''વારૂ મારી પહેલી વાત તમને માન્ય નથી તો આવો, પ્રથમ આપણે આપણા બેટા-બેટીઓ અને ઓરતોને પોતાના હાથે કતલ કરી નાખીએ પછી આપણા શમશેરબાજોને સાથે લઇને આગળ બઢીએ અને તલવારો તાણીને મુસલમાનો પર તૂટી પડીએ અને ત્યાં સુધી લડીએ કે અલ્લાહ, તેઓ વચ્ચે અને આપણી વચ્ચે આખેરી ફેસલો કરી દે. જો આ મુકાબલામાં આપણે હાર્યા તો સમજી લેવું કે જમીન પરથી આપણી નસલની જડ કપાઇ ગઇ. સૌથી મોટી ચિન્તા આપણને આપણી ઔરતો અને અવલાદની જ છે. પણ જો આપણે જીતી ગયા તો મારા પ્રાણના સોગંદ, ઔરતો અને બચ્ચાં તો જેટલાં જોઇએ તેટલાં આપણને મળી જ રહેશે.''

આ વાત સાંભળીને યહૂદીઓ બોલ્યા, ''એ પણ બને નહિ. પોતાના હાથે પોતાની બેગુનાહ ઔરતો અને નિર્દોષ બચ્ચાંઓને અમે કેવી રીતે કતલ કરીએ ? એમની હત્યા પછી જીવનનો શો આનંદ અને જીવવાના શો અર્થ ?''

કઅબ બિન અસદે કહ્યું, ''મારી બીજી વાત પણ તમને મંજૂર નથી તો હવે ત્રીજી અને છેવટની વાત સાંભળી લો. જુઓ આજે શનિવારની રાત છે. મુહંમદને આપણે દરખાસ્ત કરીએ કે આજની રાત માટે અમને જીવતદાન આપી દો. મને યકીન છે કે મુહંમદ આપણી વાત માની લેશે. શનિવારે લડવું આપણા માટે હરામ

છે એ વાત તેઓ જાણે છે જેથી તેઓ આપણા તરફથી નચિંત થઇને ઊંઘતા રહેશે. પછી મોડી રાતે ચૂપચાપ કિલ્લાઓમાંથી નીકળીને મુસલમાનો પર ઓચિંતા તૂટી પડીએ. બનવા જોગ છે આ રીતે તેઓને અંધારામાં રાખીને આપણે પોતાના હેતુમાં કામયાબી મેળવી લઇએ."

એનો જવાબ યહૂદીઓએ આ રીતે આપ્યો, "હે કઅબ ! જુઓ શનિવાર આપણા મઝહબી તહેવારનો દિવસ છે. એની પવિત્રતા જાળવવી આપણા મઝહબનું ફરમાન છે. મઝહબની મર્યાદાનો ભંગ કરીશું તો એ પોતાના હાથે પોતાના પગ પર કુહાડો મારવા જેવું છે. મઝહબમાં બિદઅતો ઘડી કાઢવી અને નવી વાતો ઉપજાવી કાઢવી તે અલ્લાહના અઝાબને નોતરવા સમાન છે. આપણા પૂર્વજો એવી જ ભૂલ કરી ચૂકયા છે જેની શિક્ષા રૂપે અલ્લાહએ તેઓના ચેહરા બગાડી નાખ્યા હતા. આ વાતો આપણી કિતાબમાં લખેલી છે અને આપણે રોજ તેનું વાંચન કરીએ છીએ."

"આહ મારી કૌમ ! અફસોસ મારી કૌમ !" કઅબે ભારે નિરાશા અને દુઃખની લાગણીથી નિસાસો નાખતાં કહ્યું, "સાંભળો, તમારામાંથી દરેક માણસ જયારથી પૈદા થયો છે, આજ સુધી એક પણ રાત એવી ગુજારી શકયો નથી જેમાં તે, પોતાનું ધારેલું કામ પાર પાડી શકયો હોય !"

**સલાહ માટેની યહૂદીઓની માગણી**————પચ્ચીસ રાતોના લગાતાર ઘેરાને અંતે અને પોતાના બાદશાહ જેવા કઅબ બિન અસદની ત્રણે માગણીઓને ઠુકરાવી દેવા પછી બનૂ કુરૈઝહના યહૂદે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંદેશો મોકલાવ્યો કે, "હે મુહંમદ ! તમારો એક સાથી કે જેનું નામ અબૂ લુબાબહ બિન મુનઝિર છે તેને અમારી પાસે મોકલાવો, કે જેથી અમે અમારા મામલા અંગે તેની સલાહ લઇ શકીએ. એ અમારૂં ભલું ચાહનારો ભલો મિત્ર છે. અમને વાજબી જ સલાહ આપશે."

હઝરત અબૂ લુબાબહ બિન મુનઝિર મદીનહના અન્સારના બનૂ અમ્ર બિન ઔફના ખાનદાનમાંથી એક આગેવાન ગૃહસ્થ હતા. બનૂ કુરૈઝહના યહૂદીઓ સાથે અગાઉથી કરારોથી જોડાયેલા હતા. બંને વચ્ચે મૈત્રીના ખુશગવાર સંબંધો બાપદાદાથી ઊતરી આવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ યહૂદીઓની દરખાસ્ત મંજૂર ફરમાવીને હઝરત અબૂ લુબાબહને તેઓની પાસે મોકલાવી આપ્યા.

**હઝરત અબૂ લુબાબહની ભૂલ**————જેવા જ હઝરત અબૂ લુબાબહ કિલ્લામાં દાખલ થયા, એમને જોતાં જ બધા યહૂદીઓ માનભેર ઊભા થઇ ગયા. સ્ત્રીઓ અને બાળકોએ ચારે તરફથી આવીઆવીને એમને ઘેરી લીધા. બધાં જ એમની પાસે આવીને રડવા પીટવા લાગી ગયાં. ડૂસકાંઓથી વાતાવરણ ઘેરૂં બની ગયું. હઝરત અબૂ લુબાબહનું હૈયુ પણ ભરાય આવ્યું. તેઓનું દુખ જોઇને અનુકંપાની લાગણીથી પોતે પણ ગળગળા થઇ ગયા.

યહૂદીઓએ દયામણા સ્વરે કહ્યું, "અબૂ લુબાબહ ! નસીબના ચક્કરથી અમે જે સંકટમાં સપડાયા એ તમે જાણો છો. હવે અલ્લાહ અને તમારા વગર અમારો કોઇ બેલી નથી. તમે અમારા મિત્ર છો. અમારૂં ભલું ચાહનારા છો. અમારે હવે શું કરવું ? કહો અમારા મામલામાં તમારી શું સલાહ છે ? શું મુહંમદના આદેશ મુજબ અમારે કિલ્લામાંથી નીચે ઊતરી આવવું ?"

જવાબમાં હઝરત અબૂ લુબાબહએ પોતાનું માથું હકારમાં ધુણાવી દીધું. પરંતુ એની સાથે જ બે-ખ્યાલી કે બે-ધ્યાનીમાં એમનો હાથ પોતાના ગળાં તરફ ચાલ્યો ગયો અને અણધારેલી રીતે પોતાના ગળાં તરફ પોતાની

આંગળી ચીંધીને ઈશારો કરી દીધો જેનો અર્થ આ હતો કે, "જેવા જ કિલ્લાથી નીચે ઊતર્યા કે જાનથી ગયા !" મોઢેથી કશું બોલ્યા નહિ, ફક્ત આંગળી પોતાના ગળાં તરફ ચીંધીને ઈશારો જ કર્યો કે, હે યહૂદીઓ ! તમારૂં કિલ્લામાંથી નીકળી આવવું ઝબહ થઈ જવા જેવું છે.

ઈશારો કરતાં તો કરી દીધો પછી શું બન્યું તેની વિગત ખુદ હઝરત અબૂ લુબાબહના જ મુખે સાંભળો. હઝરત અબૂ લુબાબહનું પોતાનું બયાન છે :

"બે-ધ્યાનીમાં આંગળીથી મારા ગળાં તરફ ઈશારો તો મેં કરી દીધો પણ વલ્લાહ ! બીજી જ મને ભાન થયું કે અરે મેં આ શું કરી નાખ્યું ? આ તો અલ્લાહ અને તેના રસૂલ સાથે મેં ચોખ્ખો વિશ્વાસઘાત કર્યો છે. આ વિશ્વાસઘાત કે ગદ્દારીનું ભાન થતાં જ હું માથાથી પગ સુધી થથરી ઊઠયો. એ પછી મારા હોશ મારા કાબૂમાં નહિ રહ્યા. ભાન ભૂલીને હું શૂન્ય-મનસ્ક બની ગયો. મારૂં મગજ બહેર મારી ગયું."

**હઝરત અબૂ લુબાબહનો પસ્તાવો**————એજ પળે એજ ભાનસૂની દશામાં, પારાવાર પરેશાની અને પશેમાની સાથે, યહૂદીઓ પાસેથી ઊઠીને હું ચાલી નીકળ્યો. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જવાને બદલે સીધો મસ્જિદે-નબવીમાં પહોંચી ગયો. મારા પગો પોતે મને દોરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં લઈ ગયા. અહીં પહોંચીને મેં પોતાને મસ્જિદના એક થાંભલા સાથે દોરડીથી બાંધી લીધો અને નિરંકુશ રીતે રડવા લાગી ગયો. આંસુ હતાં કે ધોધ પેઠે ધસારાભેર વહેતાં હતાં. મેં મનમાં ગાંઠ વાળી લીધી કે આ સ્થળેથી ત્યાં સુધી નહિ ટળું જયાં સુધી કે અલ્લાહ મારી તોબા કબૂલ નહિ કરે. પછી મેં અલ્લાહ પાસે સોગંદ લીધા કે હવે પછી બનૂ કુરૈઝહની વસતિમાં પગ નહિ મૂકું અને આજ પછી આ શહેરમાં કોઈના દીઠામાં નહિ આવું, તે શહેર કે જેમાં અલ્લાહ અને તેના રસૂલ સાથે મેં ગદ્દારી કરી છે."

ઈબ્ને હિશામ કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબૂ કતાદહ તરફથી મળેલી રિવાયત મુજબ હઝરત અબૂ લુબાબહના એજ મામલા અંગે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| યા ઐયુહલ - લઝીન આમનૂ. | હે તે લોકો જેઓ ઈમાન લઈ આવ્યા ! |
| લા તખૂનૂલ્લાહ વર-રસૂલ. | તમે ખિયાનત ન કરો અલ્લાહ અને તેના રસૂલ સાથે. |
| વ તખૂનૂ અમાનાતિ કુમ. | અને ન ખિયાનત કરો પોતાની અમાનતમાં, |
| વ અન્તુમ તઅ-લમૂન. | જયારે કે તમે જાણો છો. [૧] |

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અબૂ લુબાબહનો ઈન્તેઝાર ફરમાવતા હતા. જયારે તેમની વાપસીમાં ખાસ્સો વિલંબ થયો તો તપાસને અંતે મૂળ બનાવની જાણ થતાં આપે ફરમાવ્યું :

"અગર અબૂ લુબાબહ મારી પાસે હાજર થઈ જાત તો હું તેના માટે આ ભૂલ બદલ અલ્લાહની બારગાહમાં માફીની દુઆ માગતે. હવે અબૂ લુબાબહએ એવું પગલું લીધું છે કે જયાં સુધી અલ્લાહ તેની તોબા કબૂલ નહિ કરે, હું તેને થાંભલાના બંધનથી છોડી શકું નહિ."

૧. સૂરએ-અન્ફાલ પા. ૯ આયત ૨૭

**હઝરત અબૂ લુબાબહને મળેલી માફી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : યઝીદ બિન અબ્દુલ્લાહ બિન કુસૈતે મને માહિતી આપી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના પાક બેગમ હઝરત ઉમ્મે-સલમહના મકાનમાં બિરાજમાન હતા. વહેલી સવારનો સમય હતો. પ્રભાતનું અજવાળું રેલાયું ન હતું. આપ નમાઝ અને દુઆમાં મશગૂલ હતા એટલામાં અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ આપની તહેનાતમાં પધાર્યા અને અલ્લાહ તઆલાએ અબૂ લુબાબહની તૌબા કબૂલ કરી લીધી તે અંગેની આયત આપને પઢી સંભળાવી. એ આયત સાંભળીને આપનો નૂરાની ચેહરો આનંદની મુસ્કુરાહટથી પ્રફુલ્લી રહ્યો.

બીબી હઝરત ઉમ્મે સલમહ ફરમાવે છે : "મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વહેલી સવારે જોયા કે આપના નૂરાની હોઠો પર ગુલાબી હાસ્ય ફરકી રહ્યું છે. મેં નવાઇ પામીને અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અલ્લાહ આપને હમેશા હસતા રાખે. આજે વહેલી સવારે આપના નૂરાની હોઠો પર મીઠું હાસ્ય રમી રહ્યું છે. એનું શું કારણ છે ?"

ફરમાવ્યું, "અબૂ લુબાબહની તૌબા કબૂલ થઇ ગઇ."

મેં અરજ કરી, "જઇને અબૂ લુબાબહને એની વધામણી નહિ આપું ?"

ફરમાવ્યું, "હા તમારી ઈચ્છા હોય તો જઇને વધામણી આપી આવો."

હઝરત ઉમ્મે સલમહ પોતાના મકાનની ઓરડીને બારણે [1] જઇને ઊભા થઇ ગયાં અને આ ત્યારની વાત છે કે મુસલમાન ઓરતો માટે પરાયા પુરુષોથી પર્દો કરવાનો હુકમ હજુ ઊતરેલો ન હતો. હઝરત સલમહએ બારણે ઊભા રહીને પોકાર પાડયો, "હે અબૂ લુબાબહ ! વધામણી હો, અલ્લાહ તઆલાએ તમારી તૌબા કબૂલ કરી લીધી છે."

હઝરત ઉમ્મે સલમહનું બયાન છે : "બધા મુસલમાનો ફજરની નમાઝ માટે મસ્જિદમાં આવી ગયા હતા. મારો પોકાર સાંભળતાં જ લોકો અબૂ લુબાબહ તરફ દોડી પડયા કે જેથી તેમને થાંભલાંના બંધનથી મુક્ત કરે.

લોકોની પડાપડી જોઇને અબૂ લુબાબહ બોલ્યા, "ના, નહિ, વલ્લાહ બિલકુલ નહિ, હમણા મારે છૂટવું નથી, ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પધારીને પોતાના મુબારક હાથથી મને નહિ છોડે."

પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફજરની નમાઝ માટે મસ્જિદમાં પધાર્યા તો અબૂ લુબાબહ પાસે જઇને પોતાના મુબારક હાથથી આપે તેમને થાંભલાથી છોડીને આઝાદ કરી દીધા.

**તૌબા કબૂલ થવાની કુર્આની બશારત**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ લુબાબહ મસ્જિદે-નબવીમાં ખજૂરીના થાંભલાં સાથે લગાતાર છ રાતો સુધી બંધાયેલી હાલતમાં રહ્યા. દરેક નમાઝના વખતે એમના બેગમ મસ્જિદમાં આવીને એમને થાંભલાંથી છોડી મૂકતાં અને નમાઝ ખતમ થતાં એમને પૂર્વવત બાંધીને ચાલ્યાં જતાં. કલામે-પાકની જે આયત એમની તૌબા કબૂલ થવા અંગે ઊતરી તે આ છે:

---

૧. પાક બીબીઓના મકાનો મસ્જિદની જોડે જ આવેલાં હતાં. "હ"

| | |
|---|---|
| વ આખરૂ-નઅ - ત-ર-ફૂ | અને બીજા તે લોકો જેઓએ કબૂલાત કરી લીધી |
| બિ ઝુનૂબિ હિમ. | પોતાના ગુનાહોની. |
| ખ-લ-તૂ અમલન સાલિહન | તેઓએ ભેળસેળ કરી દીધાં નેક કામોને |
| વ આખર સૈયિઆ. | બુરાં કામોની સાથે. |
| અસલ્લાહુ અંય-યતૂબ અલૈહિમ | આશા છે અલ્લાહ તેઓની તોબા કબૂલ કરી લે |
| ઈન્નલ્લાહ ગફૂરૂર રહીમ. | અને અલ્લાહ માફ કરનારો મોટો દયાળુ છે. [1] |

**ત્રણ યહૂદીઓનો ઈસ્લામ સ્વીકાર**——ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ બનૂ કુરૈઝહના લોકો કિલ્લામાંથી નીકળીને બહાર આવી ગયા તે વેળા યહૂદીઓમાંથી ત્રણ ગૃહસ્થો——સઅલબા બિન સઅયહ, ઉસૈદ બિન સઅયહ અને અસદ બિન ઉબૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા. આ ત્રણે ગૃહસ્થો બનૂ હઝલની બિરાદરીમાંથી હતા. યહૂદીઓના બનૂ કુરૈઝહ કે બનૂ નદીરના કબીલા સાથે એમનો કોઇ સંબંધ ન હતો. એમનો વંશ આ કબીલાઓના વંશ કરતાં ઊંચો ગણાતો હતો. અને એ ત્રણે તેઓના કાકાભાઇઓની અવલાદમાંથી હતા. યહૂદીઓ કિલ્લા પરથી ઊતરી આવ્યા એજ રાતે આ ત્રણે ગૃહસ્થો મુસલમાન બની ગયા.

**એક યહૂદીની અજીબ ઘટના**——એજ રાતના અંધારાંમાં બનૂ કુરૈઝહના યહૂદમાંથી અમ્ર બિન સુઅદી કુરઝી નામે ગૃહસ્થ કિલ્લા પરથી ઊતરીને ઘેરામાંથી બહાર જવા લાગ્યા. ઘેરાના નાકે પહોંચ્યા તો ત્યાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચોકીદાર હઝરત મુહંમદ બિન મસ્લમહ પહેરો ભરતા હતા. તેમણે એમને જોઇ લીધા. કડક સ્વરે પૂછયું, ''ભાઇ ! તમે કોણ છો, કયાં જાઓ છો ?''

યહૂદી ગૃહસ્થ બોલ્યા, ''મારૂં નામ અમ્ર બિન સુઅદી કુરઝી છે.''

આ નામ સાંભળીને હઝરત મુહંમદ બિન મસ્લમહએ એમને ઓળખી લીધા. કેમકે આ અમ્ર બિન સુઅદી તે યહૂદી ગૃહસ્થ છે જેણે ગદ્દારી અને કરારભંગના મામલામાં પોતાની કૌમનો સાથ આપ્યો ન હતો. પૂરી કૌમનો વિરોધ કરીને એમણે સાફ શબ્દોમાં સુણાવી દીધું હતું કે હે મારી કૌમ ! તમે માનો કે નહિ માનો, પણ મુહંમદ અલ્લાહના સાચા રસૂલ છે અને અલ્લાહના રસૂલ સાથે હું કદી ગદ્દારી કરી શકું નહિ. આ વાત મુસલમાનોના કાનો સુધી પહોંચી ગઇ હતી. આ કારણે હઝરત મુહંમદ બિન મસ્લમહએ એમનો રસ્તો છોડી દીધો અને સાથે જ આ દુઆ માગી, ''હે અલ્લાહ ! શરીફ અને સદાચારી માણસોની ભૂલો માફ કરી દેવાની મને સદ્‌બુધ્ધિ આપજે!''

અમ્ર બિન સુઅદી અહીંથી આગળ વધીને રાતના અંધારાંમાં ચાલતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદના દરવાજે જઇને ઊભા થઇ ગયા. થોડીવાર અહીં થોભીને ફરી આગળ વધ્યા અને એ પછી રાતના અંધારાંમાં તેઓ ધરતીના કયા ભાગમાં જઇને ગાયબ થઇ ગયા તેનો આજ સુધી કોઇને પત્તો મળ્યો નથી.

અમ્ર બિન સુઅદીના ગુમ થવાની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''આ તે યહૂદી ગૃહસ્થ છે જેની વફાદારી અને વચનપાલનના ઇનામ તરીકે અલ્લાહ તઆલાએ તેને નજાત

૧. સૂરએ-તવબહ પા. ૧૧ આયત ૧૦૨

આપી દીધી.''

બીજી રિવાયતો મુજબ અમ્ર બિન સુઅદીનો કિસ્સો એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી જ્યારે બનૂ કુરૈઝહના લોકોને કેદ કરવા માટે દોરડીઓથી બાંધવામાં આવ્યા તો અમ્ર બિન સુઅદીને પણ એક જૂની દોરડીથી બાંધી દેવામાં આવ્યા. આ જર્જરિત દોરડી આપમેળે કપાઇને નીચે પડી ગઇ. દોરડી કપાતાં તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને ઘેરાના નાકેથી પસાર થઇને બહાર નીકળી ગયા. એ પછી તેમનો પત્તો નહિ લાગ્યો કે રાતના અંધારાંમાં તેઓ કયાં ચાલ્યા ગયા અને તેમનું શું થયું ? આ તે રાતનો બનાવ છે કે જે રાતે રસૂલુલ્લાહના હુકમથી બનૂ કુરૈઝહના લોકોને કિલ્લા પરથી ઉતારીને કેદ કરી લેવામાં આવ્યા. હવે એમાંની કઇ રિવાયત ખરી છે તે અલ્લાહ બેહતર જાણે !

**બનૂ કુરૈઝહ માટે માફીની દરખાસ્ત**————બનૂ કુરૈઝહને કેદ કરી લેવામાં આવ્યા તો સવાર પડતાં જ અન્સારના ઔસ કબીલાના મુસલમાનો ઝડપભેર ચાલતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને કહેવા લાગ્યા,

''યા રસૂલલ્લાહ ! બનૂ કુરૈઝહના યહૂદ કાયમથી અમારા કરારી રહ્યા છે. બાપદાદાથી અમારી વચ્ચે આ સંબંધ ઊતરી આવે છે. જ્યારે કે અમારા ભાઇબંધ ખઝરજના લોકો બનૂ કૈનુકાઅના યહૂદ સાથે દોસ્તીના કરારથી જોડાયેલા રહ્યા છે. આથી પહેલાં બનૂ કૈનુકાઅના યહૂદ પણ ગદ્દારી કરી ચૂકયા છે જેની શિક્ષા રૂપે આપે તેઓને મદીનહથી કાઢી મૂકયા છે. એ ગદ્દારો જ્યારે આપના હુકમથી કિલ્લામાંથી નીકળ્યા હતા તો મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય- જે ખઝરજના કબીલામાંથી છે.— આપની સેવામાં દોડી આવ્યો હતો અને એ બધાને જીવતા છોડી મૂકવાની તેણે આપને ભલામણ કરી હતી અને તેની ભલામણનો સ્વીકાર કરીને આપે તેઓને જીવતા છોડી દીધા હતા. તો હવે યા રસૂલલ્લાહ ! આ બનૂ કુરૈઝહના ગદ્દારોના મામલામાં એમને જીવતા છોડી મૂકવાની અમારી ભલામણ કબૂલ નહિ ફરમાવો?''

જવાબમાં આપે ફરમાવ્યું, ''હે ઔસના મુસલમાનો ! શું તમે આ વાતથી ખુશ થશો કે તમારા જ કબીલાના એક સરદારને એમના ફેસલાનો અધિકાર હું સોંપી દઉં ?''

''કેમ નહિ યા રસૂલલ્લાહ ! અમે બહુ જ ખુશ છીએ. ફરમાવો, તે અમારો સરદાર કોણ છે?''

આપે ફરમાવ્યું, ''જાવ સઅદ બિન મુઆઝને મળો. એ તમારા કબીલાના સરદાર છે. બનૂ કુરૈઝહના ફેસલાની સત્તા મેં તેમને સોંપી દીધી. તેઓ જે ફેસલો કરે તે મને કબૂલ છે.''

**હઝરત સઅદ બિન મુઆઝની હાલત**————ઔસ કબીલાના સરદાર હઝરત સઅદ બિન મુઆઝ ખન્દકના યુધ્ધમાં દુશ્મનના તીરથી બુરી રીતે ઘવાઇ ગયા હતા. કોણી ઉપરની એમની ''અકહલ''નામે રગ કપાઇ ગઇ હતી. પુષ્કળ લોહી વહી જવાથી બેહદ કમજોર થઇ ગયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને અસ્લમ કબીલાના તબીબ ખાતૂન (લેડી ડૉકટર) હઝરત રૂફૈદહના દવાખાનમાં દાખલ કરાવી દીધા હતા. આ દવાખાનું એક તંબૂમાં હતું અને તંબૂ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદની બાજુમાં આવેલો હતો. આ શિફાખાનામાં તબીબી ખાતૂન હઝરત રૂફૈદહ, લડાઇમાં ઘવાયેલાઓના મલમપટ્ટા અને સારવાર કરતાં હતાં. હઝરત સઅદ દુશ્મનના તીરથી ગંભીર રીતે ઘવાયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના માણસોને ફરમાવ્યું હતું, ''સઅદને રૂફૈદહના તંબૂમાં દાખલ કરી દો કે જેથી હું જાતે

એમની ખબર અંતર લેતો રહું." [૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે હઝરત સઅદ બિન મુઆઝને બનૂ કુરૈઝહના કેસના "હકમ" એટલે જજ બનાવ્યા તો બનૂ ઔસના લોકો એમને તેડવા ગયા. હઝરત સઅદ બીમાર હોવાથી એમના માટે સવારીનો બંદોબસ્ત કરવામાં આવ્યો. બેહદ કમજોર હોવાથી સવારીના નરમ બિછાના પર ચામડાંનો સુંવાળો ગાદલો ગોઠવી દેવામાં આવ્યો. હઝરત સઅદ "જસીમ" અને "જમીલ" પુરૂષ હતા. (જસીમ એટલે મજબૂત બાંધાના ભારેખમ માણસ અને જમીલ એટલે રૂપાળા, દેખાવડા, જાજરમાન પુરૂષ) [૨]

લોકો એમને સવારી પર બેસાડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઇ આવ્યા. રસ્તામાં આ લોકો એમને કહેતા રહ્યા હતા કે :

> "હે અબૂ અમ્ર ! (હઝરત સઅદનું ઉપનામ) જોજો, દયા-માયાથી કામ લેજો. આપણા કરારીઓના મામલામાં તેઓની ઉપર ઉપકાર કરજો અને તેઓના કેસમાં દયાભરેલો ચુકાદો આપજો. એજ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમને તેઓના કેસના હકમ બનાવ્યા છે."

આ લોકો રસ્તામાં વારંવાર એવી જ આગ્રહભરેલી કાકલૂદીઓ કરતા રહ્યા તો હઝરત સઅદે ફરમાવી દીધું, "મારી એક વાત સાંભળી લો. સઅદ એવો માણસ નથી જે અલ્લાહના મામલામાં કોઇ ઠપકો આપનારના ઠપકાની પરવા કરે !"

આ જવાબ સાંભળીને એમની કૌમના કેટલાક મુનાફિકો ચુપચાપ ત્યાંથી સરકીને અબ્દુલ-અશહલના મહોલ્લામાં પહોંચી ગયા અને હઝરત સઅદ આવે તે પહેલાં બનૂ કુરૈઝહના યહૂદીઓની કત્લે-આમના સમાચાર ફેલાવી દીધા.

હઝરત સઅદ બિન મુઆઝ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો એમને જોતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ત્યાં બેઠેલા લોકોને સંબોધીને ફરમાવ્યું, "તમારા સરદારની તઅઝીમ માટે ઊભા થઇ જાવ!"

સરદારના સન્માન અર્થે ઊભા થઇ જવાનો હુકમ કોના માટે હતો ? મક્કહના મુહાજિરોની દલીલ હતી કે આ હુકમ મદીનહના અન્સાર માટે હતો કેમકે સઅદ બિન મુઆઝ અન્સારના સરદાર હતા. ત્યારે અન્સાર દલીલ કરતા હતા કે આ હુકમ ત્યાં હાજર રહેલા તમામ લોકો માટે હતો કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમામ હાજરજનોને સંબોધીને હુકમ ફરમાવ્યો હતો.

મતલબ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ મળતાં જ ત્યાં હાજર રહેલા તમામ લોકો હઝરત સઅદ બિન મુઆઝની તઅઝીમ માટે ઊભા થઇ ગયા. લોકો હઝરત સઅદને આવકાર આપતાં બોલ્યા,

---

૧. હઝરત બીબી રૂફૈદહ રદિયલ્લાહુ અન્હા મદીનહના જાણીતા તબીબ ખાતૂન હતાં. ઇલ્મે-તિબ એટલે તબીબી વિદ્યાનો બહોળો અનુભવ ધરાવતાં હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગીથી એક તંબૂમાં શિફાખાનું કાયમ કરીને ઘવાયેલાઓ અને દરદીઓની સારવાર કરતાં હતાં. નીમ હકીમો એટલે ઊંટવૈદોને દરદીઓની દવાદારૂ કરવાની આપના તરફથી સખત મનાઇ હતી. "હ"

૨. હઝરત સઅદ રદિયલ્લાહુ અન્હુ જસીમ અને જમીલની સાથે જસૂર પણ હતા એટલે મોટા બહાદુર કે વીરનર પણ હતા. ઔસ કબીલાના સૌથી મોટા સરદાર હતા. પોતે મુસલમાન બન્યા તો સાંજ સુધીમાં એમનો પૂરો કબીલો પણ મુસલમાન બની ગયો. "હ"

"હે સઅદ ! ધન્યવાદ હો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમારા કરારીઓના મામલામાં ફેસલો આપવાનો અધિકાર તમારે હવાલે કરી દીધો છે."

**હઝરત સઅદનો ફેસલો**————હઝરત સઅદે ન્યાયની ગાદીએ બેસીને સૌથી પહેલાં પોતાની કૌમને પૂછ્યું, "હે મારી કૌમ ! શું તમે અલ્લાહને વચન છો કે હું જે ફેસલો આપું તેજ કાયમ રહેશે અને તેનો જ અમલ થશે ?"

બધાએ હકારમાં જવાબ આપ્યો, "હા બેશક તમારો જ ફેસલો કાયમ રહેશે અને તેનો જ અમલ થશે."

એ પછી એ જ સવાલ હઝરત સઅદે તે લોકોને કર્યો જ્યાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બિરાજમાન હતા. હઝરત સઅદનો હેતુ આપને જ સવાલ કરવાનો હતો કે, "યા રસૂલલ્લાહ! શું મારો ફેસલો આપને પણ માન્ય હશે ? "એટલે હું જે ફેસલો આપું તેને માનવા શું આપ પણ રાજી છો ? પરંતુ આ સવાલ વેળા હઝરત સઅદે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માન ખાતર ન તો આપની તરફ મુખ કર્યું ન આપનું મુબારક નામ ઉચ્ચાર્યું.

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "બેશક હે સઅદ ! તમારો ફેસલો મને પણ લાગુ પડશે અને હું તેને કબૂલ કરવા રાજી છું."

આ સાંભળીને હઝરત સઅદે કેસનો ચુકાદો આપતાં કહ્યું :

"મારો ફેસલો આ છે કે બનૂ કુરૈઝહના પુરૂષોને કતલ કરવામાં આવે. તેઓની માલ-મિલકતની વહેંચણી કરી લેવામાં આવે. તેઓની ઓરતો અને બચ્ચાંઓને કેદ કરી લેવામાં આવે."

**ગદ્દારો માટે તવરાતનો કાનૂન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ અબ્દુર્રહમાન બિન અમ્ર બિન અસદ બિન મુઆઝ તથા અલ્કમહ બિન વક્કાસ લૈસીની આ રિવાયત કહી સંભળાવી : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સઅદનો આ ફેસલો સાંભળીને ફરમાવ્યું:

"હે સઅદ ! બનૂ કુરૈઝહના મામલામાં તમે અલ્લાહના ફરમાન મુજબ ફેસલો સાદર કર્યો છે. આ ફેસલો આકાશોથી ઊતરેલો ફેસલો છે." (એટલે યહૂદીઓની આકાશી કિતાબ તવરાતમાં અલ્લાહના ઉતારેલા કાનૂન મુજબનો ફેસલો છે.)

**સંપાદકની નોંધ**————અલ્લામા શિબ્લી નુઅમાની સાહેબ તવરાતમાંથી આ હુકમનો હવાલો આપતાં લખે છેઃ તવરાત, કિતાબે-તસ્નિયહ, અસહાહ ૨૦ આયત ૧૦ માં છે :

"જ્યારે તું કોઈ શહેર પર ચઢાઈ કરવા જાય તો પ્રથમ સુલેહનો પયગામ આપ જો, તેઓ કબૂલ કરી લે અને દરવાજા ખોલી નાખે તો જેટલા લોકો ત્યાં હોય એ બધા તારા ગુલામ બની જશે."

"પણ જો તેઓ સુલેહ ન કરે તો તું તેઓને ઘેરી લે. પછી જ્યારે તારો ખુદાવંદ ખુદા તેઓ પર તને કબજો અપાવી દે તો જેટલા પુરૂષો હોય, બધાને કતલ કરી નાખ. બાકીના બચ્ચાંઓ, ઔરતો, જાનવરો અને જેટલી ચીજો શહેરમાં મવજૂદ હોય એ બધું તારા

માટે ગનીમતનો માલ હશે.''(સીરતુન-નબી જિલ્દ ૧ પાનું ૪૩૬) સંપાદકની નોંધ પૂરી થઇ. ''હ''

ઈબ્ને હિશામ કહે છે : કેટલાક ભરોસેદાર આલિમોએ મને માહિતી આપી કે હઝરત સઅદ બિન મુઆઝના ફેસલા વેળા બનૂ કુરૈઝહના લોકો હજુ કિલ્લા પરથી ઊતરેલા ન હતા અને ઈસ્લામી લશ્કરનો ઘેરો ચાલુ હતો. ફેસલો સાંભળવા છતાં યહૂદીઓએ નીકળવાનો ઈન્કાર કરી દીધો તો હઝરત અલીએ નઅરો ગજાવ્યો :

''હે મુસલમાનો ! ફેસલો સાંભળવા છતાં યહૂદીઓ કિલ્લામાંથી નહિ નીકળે તો હું પણ હમ્ઝહ પેઠે શહીદ થઇ જઈશ અથવા તો કિલ્લો ફતેહ કરીને જંપીશ!''

આમ કહીને હઝરત અલી તથા હઝરત ઝુબૈર બિન અવ્વામ બનૂ કુરૈઝહના કિલ્લા તરફ ધસી ગયા. પરંતુ હઝરત અલીનો પડકાર સાંભળતાં જ યહૂદીઓના હાંજા ગગડી ગયા. તરત જ તેઓએ શરણાગતિ સ્વીકારી લેતાં કહ્યું, ''હે મુહંમદ ! અમે સઅદના હુકમ મુજબ કિલ્લામાંથી નીકળી આવીએ છીએ.''

**યહૂદીઓની કતલગાહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ કુરૈઝહને કિલ્લામાંથી નીકળી આવવાનો હુકમ મળતાં તેઓ બહાર નીકળી આવ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ બધાને બનૂ નજ્જાર ખાનદાનની એક ખાતુનના મકાનમાં કેદ કરી દીધા. આ ખાતૂનનું નામ કૈયિસહ બિન્તે હારિસ હતું. આથી પહેલાં આ ખાતૂન પયગમ્બરીના જૂઠા દાવેદાર મુસૈલિમહ કઝઝાબના નિકાહમાં હતાં. હવે અબ્દુલ્લાહ બિન આમિરના નિકાહમાં આવ્યાં હતાં.

યહૂદીઓને બીબી કૈયિસહના મકાનમાં પૂરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના માણસો સાથે મદીનહના બજારમાં તશરીફ લઇ ગયા. એ હાટડીનો દિવસ હોવાથી બજાર ભરચક હતું. બજારને એક ખૂણે આપના હુકમથી કેટલાક ઊંડા ખાડા ખોદી કાઢવામાં આવ્યા. એ પછી બનૂ કુરૈઝહના પુરૂષોને ત્યાં લઇ જવામાં આવ્યા અને એક પછી એકને બોલાવીને તેની ગરદન મારી દેવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. યહૂદીઓની એક પછી એક ટોળી આવતી હતી અને વારાફરતી એકેકનું ડોકું કાપીને તેનું માથું ખાડામાં નાખી દેવામાં આવતું હતું.

કતલ થનારાઓમાં અલ્લાહના દુશ્મન હુય્ય બિન અખ્તબ અને કઅબ બિન અસદ જેવા યહૂદી કૌમના સરદારો કે બાદશાહો જેવા નેતાઓ પણ હતા. મકતૂલોની સંખ્યા છ સો અથવા સાત સો જેટલી હતી. કેટલાકે આઠ સો કે નવ સો ની સંખ્યા પણ દર્શાવી છે.

કહેવાય છે કે કતલગાહ તરફ લઇ જતી વેળા યહૂદીઓ હઝરત સઅદ બિન મુઆઝને પૂછતા હતા, ''હે સઅદ ! તમે લોકો અમને ક્યાં લઈ જાઓ છો ? અમારી સાથે તમે શું મામલો કરવા માગો છો?'' જવાબમાં હઝરત સઅદ ફરમાવતા હતા :

''તમે યહૂદી લોકો દરેક મોકા પર અજાણ્યા થઇને નાસમજીની વાતો કરતાં આવ્યા છો. જોતા નથી જેને લઇ જવામાં આવે છે તે અટકતો નથી અને જે ગયો તે પાછો ફરતો નથી. સોગંદ છે અલ્લાહના ! બસ કતલ જ કતલ છે.''

આ સિલસિલો એમ જ ચાલતો રહ્યો ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહના આદેશને અંજામે પહોંચાડવાના કામથી ફરાગત મેળવી લીધી.

**હુય્ય બિન અખ્તબની કતલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ કતલ પ્રસંગે અલ્લાહના દુશ્મન હુય્ય બિન અખ્તબને કતલગાહમાં હાજર કરવામાં આવ્યો. તેણે ગુલાબી રંગનો પોશાક પરિધાન કરેલો હતો અને પોતાના કપડાંઓને તેણે ઠેકઠેકાણેથી આંગળી જેટલાં ફાડી નાખ્યાં હતાં કે જેથી કોઇના પહેરવાના કામમાં આવી શકે નહિ. દોરડીથી તેના બંને હાથ ગરદન સાથે બાંધેલા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરા પર નજર પડતાં જ તે પોકારી ઊઠયો :

"અમા વલ્લાહિ ! હા અલ્લાહના સોગંદ ! મને આ વાતનો જરાયે અફસોસ નથી કે મેં કેમ તારી સાથે અદાવત રાખી ? પણ અસલ વાત એમ છે કે જે માણસ અલ્લાહને છોડી દે છે, અલ્લાહ પણ તેને છોડી દે છે."

એ પછી તેણે ત્યાં ઊભેલા લોકો તરફ જોયું. પછી તેઓને સંબોધીને બોલ્યો :

"હે લોકો ! અલ્લાહના હુકમનું પાલન કરવામાં કશો વાંધો નથી. એ તો અલ્લાહનો એક હુકમ હતો. એ મારા નસીબનો લખેલો એક લેખ હતો. એક આકરી શિક્ષા હતી જેને અલ્લાહએ બની ઈસરાઈલ માટે લખી દીધી હતી."[1]

આમ કહીને તે ગરદન નમાવીને બેસી ગયો અને બીજી જ પળે તેનું ડોકું ઉડાવી દેવામાં આવ્યું. એજ પ્રસંગ માટે જબલ-બિન જવ્વાલ સઅલબી નામના શાઈરે આ શેઅરો કહ્યા છે :

**લ અમ્રેકા મા લામબ્નુ અખ્તબા નફ-સહૂ, • વલા-કિન્નહૂ મંય - યખ - ઝુલિલ્લાહુ યુખ્ઝલે.**

તારી જાનના સોગંદ ! અખ્તબના બેટાએ પોતાની જાતને કોઇ ઠપકો નહિ આપ્યો પણ વાત એમ છે કે જે માણસ અલ્લાહને તરછોડે છે તેને પણ તરછોડી કાઢવામાં આવે છે.

**લ જાહદા હત્તા અબ-લગન નફસા ઉઝ-રહા, • વ કલ્કલા યબગિલ-ઇઝઝા કુલુ મુકલ-કલે.**

તેણે ખૂબ યત્નો-પ્રયત્નો કર્યા ત્યાં સુધી કે પોતાને માટે વાંધા જેવું કશું રહેવા દીધું નહિ અને માનપાન કે પ્રતિષ્ઠા મેળવી લેવાની ખૂબ ધમપછાડ કરી.

**એક યહૂદી સ્ત્રીની કતલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે કહ્યું અને તેમને ઉર્વહ બિન ઝુબૈરે કહ્યું અને ઉર્વહ બિન ઝુબૈરે આ રિવાયત હઝરત આઇશહના મુખેથી સાંભળી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે :

"બનૂ કુરૈઝહની સ્ત્રીઓમાંથી ફક્ત એક સ્ત્રીને કતલ કરવામાં આવી. એ યહૂદી ખાતૂન મારી પાસે બેસીને મઝાથી વાતોના તડાકા ઉડાવતી હતી અને સાથે ખુલ્લા દિલથી વાતવાતમાં હાસ્યની છોળો ઉછાળતી હતી. બીજી તરફ એની કોમના લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહના બજારમાં કતલ કરાવતા હતા. એટલામાં પોકારનારાએ એના નામનો પોકાર પાડયો, "હે ફલાણાની બેટી ફલાણી ! હાજર થઇ જા !"

---

૧. અલ્લાહનો એજ તે હુકમ હતો જેને હુય્ય બિન અખ્તબ છોડી બેઠો હતો. એજ હુકમ અને નસીબના એજ લેખ મુજબ તેણે કતલ થઇ જવાનું પસંદ કર્યું પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી પર ઇમાન લાવીને મુસલમાન બનવાનું પસંદ નહિ કર્યું. જો કે હુય્ય તવરાતનો બહુ મોટો આલિમ, યહૂદી ધર્મનો પ્રખર પાદરી અને પૂરી કૌમનો બાદશાહ જેવો ધર્મનેતા હતો. ખરેખર અલ્લાહ જેને ગુમરાહ કરી નાખે તેને કોઇ હિદાયત આપી શકતું નથી. હુય્ય પોતે તો કુફ્રની મૌતે મરી ગયો, સાથે પોતાની કૌમને પણ લઇ ડૂબ્યો. ખરૂં છે, જેનો નેતા આંધળો તેનું કટક કૂવામાં. "હ"

પોતાનું નામ સાંભળતાં જ એ બોલી, "વલ્લાહિ લબ્બૈક !" અલ્લાહના સોગંદ, હું હાજર છું.

હઝરત આઈશહ ફરમાવે છે : મેં એને પૂછ્યું, "તારૂં ભલું થાય, તારો શો ગુનાહ છે ? કેમ તારા નામનો પોકાર પડયો ?"

તે બોલી, "એક જ ગુનાહ જે મારૂં મસ્તક ઉડાવી દેશે."

પછી તેને કતલખાનામાં લઇ જવામાં આવી અને બીજા યહૂદીઓ પેઠે તેની પણ ગરદન ઉડાવી દેવામાં આવી.

હઝરત બીબી આઈશહ ફરમાવ્યા કરતાં, "અલ્લાહના સોગંદ ! આ યહૂદી ખાતૂનના મામલામાં સૌથી નવાઇ પમાડનારી જે વાત મેં જોઇ તેને હું કદી ભૂલી શકતી નથી. એ ખાતૂન જાણતી હતી કે પળ બે પળમાં તેનું ડોકું ઊડી જવાનું છે છતાં તે એટલી પ્રફુલ્લ અને મોજીલી હતી કે વાતવાતમાં હસી પડતી હતી."

ઈબ્ને હિશામ કહે છે : આ તેજ યહૂદી સ્ત્રી છે જેણે મકાનના મેડા પરથી ઘંટીનું પડ ઝીંકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત ખલ્લાદ બિન સુવૈદને કતલ કર્યા હતા. [૧]

**એક યહૂદી બુઢ્ઢાનો અજીબ બનાવ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીએ આ બનાવ મને કહી સંભળાવ્યો કે બનૂ કુરૈઝહના યહૂદીઓમાં ઝુબૈર બિન બાતા કુરઝી નામે [૨] એક ગૃહસ્થ હતો. એનું ઉપનામ અબૂ અબ્દુર્રહમાન હતું. યહૂદીઓની કત્લે-આમ વેળા એણે પોતાની કૌમ સાથે મરી જવાનું જે પરાક્રમ કર્યું તેનો દાખલો મળવો અઘરો છે.

અસલ બાબત એમ બની કે જાહિલિયતના યુગમાં એટલે ઈસ્લામના આગમનના થોડા વરસો પહેલાં ઝુબૈર બિન બાતાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત સ઼ાબિત બિન કૈસ બિન શમ્માસ પર દયા ખાયને મોટો ઉપકાર કર્યો હતો. આ ઉપકાર તેણે ઈસ્લામના આગમન પહેલાં ખેલાયેલ જંગે-બુઆસ઼ નામે યુધ્ધ પ્રસંગે કર્યો હતો. લડાઈ દરમિયાન ઝુબૈર બિન બાતાએ હઝરત સ઼ાબિત બિન કૈસને ગિરિફતાર કરી લીધા અને પછી એમને કતલ કરવાને બદલે એમની ચોટલીના વાળ કાપી લઇને છોડી મૂકયા હતા.

એ પછી ઈસ્લામી સૂર્યનો ઉદય થતાં હઝરત સ઼ાબિત બિન કૈસ બિન શમ્માસ મુસલમાન બની ગયા અને જયારે બનૂ કુરૈઝહની ગદ્દારીનો પ્રસંગ સર્જાયો ત્યારે ઝુબૈર બિન બાતા બુઢ્ઢો થઈ ગયો હતો. એનો ઉપકાર યાદ રાખીને હઝરત સ઼ાબિત બિન કૈસ એની પાસે ગયા અને બોલ્યા, "હે ઝુબૈર ! શું તું મને ઓળખે છે?"

તે બોલ્યો, "મારા જેવો માણસ તને નહિ ઓળખે તો કોને ઓળખશે ?"

હઝરત સ઼ાબિતે કહ્યું, "સાંભળ મેં નક્કી કર્યુ છે કે મુજ પર તારો જે ઉપકાર છે, આજે તેનો બદલો ચૂકવી આપું."

ઝુબૈર બોલ્યો, "હા ખાનદાની માણસ જ ખાનદાની માણસનો બદલો ચૂકવે છે."

એ પછી હઝરત સ઼ાબિત બિન કૈસ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને અરજ કરી, "યા રસૂલલ્લાહ! મુજ પર ઝુબૈર બિન બાતાનું મોટું એહસાન છે. ચાહું છું કે આજે તેનો

---

૧. એ યહૂદી ખાતૂનનું નામ બુનાનહ હતું અને તે હકમ કુરઝીની બેગમ હતી. (સીરતુલ-મુસ્તફા જિ.ર પા. ૩૧૯) "હ"

૨. એના નામની જોડણીમાં મતભેદ છે. કેટલાકે ઝુબૈરનો ઉચ્ચાર ઝબીર કર્યો છે.

બદલો વાળી દઉં તો યા રસૂલલ્લાહ ! મારે ખાતર તેનું લોહી માફ ફરમાવી દો !"

આપે ફરમાવ્યું, "ફહુવા લકા." જા તેનું લોહી મેં તને બખ્શી દીધું.

હઝરત સાબિત હરખભેર તેની પાસે ગયા અને બોલ્યા, "મુબારક હો ઝુબૈર ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તારૂં લોહી મને બખ્શી દીધું છે. હવે તારા લોહીનો તું માલિક છે."

ઝુબૈર બોલ્યો, "ભાઇ ! હું બુઢ્ઢો માણસ મારાં બીબી-બચ્ચાં માર્યાં જશે તો હું જાન બચાવીને શું કરીશ અને કોના સહારે જીવીશ ?"

લાગલા જ હઝરત સાબિત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા, "યા રસૂલલ્લાહ ! ઝુબૈરના બીબી-બચ્ચાં પણ તેને બખ્શી દો."

"જા તેનાં બીબી-બચ્ચાં પણ મેં તને બખ્શી દીધાં. આપે ફરમાવ્યું.

હઝરત સાબિત ત્રીજી વાર ઝુબૈર બિન બાતા પાસે ગયા અને તેને વધામણી આપતાં બોલ્યા, "લો જનાબ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તારાં બીબી-બચ્ચાં પણ તને બખ્શી દીધાં. હવે તો રાજી છો ને !"

ઝુબૈર બોલ્યો, "બીબી-બચ્ચાં તો બચી ગયાં પણ જે માણસના ઘરબાર અને માલ-મિલકત લૂંટાઇ જાય તે બીબી-બચ્ચાંનું ભરણ-પોષણ કેવી રીતે કરી શકે ?"

હઝરત સાબિત પાછા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા, "યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપની ઉપર કુરબાન ! તેના ઘરબાર અને માલ-મિલકત પણ તેને બખ્શી દો."

આપે તેના ઘરબાર અને માલ-મિલકત પણ તેને ઇનાયત ફરમાવી દીધાં.

હઝરત સાબિતે ઝુબૈર પાસે જઇને વધામણી આપી, "લે ભાઇ ! એ બધું પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તને બખ્શી દીધું. હવે તો રાજી છે ને !"

ઝુબૈર બિન બાતા ગંભીર મુખે બોલ્યો, "હે સાબિત ! કહે તો ખરો કે અમારો તે સરદાર જેનો મુખડો મુલ્કે-ચીનના આઇના જેવો સ્વચ્છ હતો જેમાં મહોલ્લાની કુંવારી કન્યાઓ અને રૂપવાન સન્નારીઓ પોતાના મુખડા જોવાની પડાપડી કરતી હતી, તેનો શું અંજામ આવ્યો ?" (એટલે યહૂદીઓના બાદશાહ જેવા સરદાર કઅબ બિન અસદનો અંજામ?)

હઝરત સાબિતે ફરમાવ્યું, "તે તો કતલ થઇ ગયો."

ઝુબૈરે પૂછયું, "વારૂ અમારા સૈયિદુલ-હાઝિર વલ-બાદી (એટલે શહેરો અને ગામડાંઓના સરદાર) હુય્ય બિન અખ્તબનું શું થયું ?"

"તે પણ કતલ થઇ ગયો."હઝરત સાબિતે જવાબ આપ્યો.

ઝુબૈરે પૂછયું, "વારૂ કહે તો ખરો કે અમારો તે ભડવીર જે અમારી ચઢાઇઓમાં સૌથી આગળ રહેતો હતો અને અમારી પીછેહટમાં અમારો રખેવાળ હતો તેનું શું થયું ?"

હઝરત સાબિતે પૂછયું, "તમારા એ ભડવીરનું નામ ?"

ઝુબૈર બોલ્યો, ''અઝઝાલ બિન સમઊલ અમારો પંકાયેલો વીરનર.''

''તે પણ માર્યો ગયો.''

ઝુબૈરે પૂછ્યું, ''વારૂ હવે બતાવ અમારી બંને મજલિસોની મિત્રમંડળી એટલે બનૂ કઅબ બિન કુરૈઝહ અને બનૂ અમ્ર બિન કુરૈઝહનું શું થયું ?''

''એ બધા પણ કતલ થઈ ગયા.''

''ત્યારે હે સાબિત !'' ઝુબૈર બોલ્યો, ''મારા ઉપકારના બદલામાં હું એક જ માગણી તારી પાસે રજૂ કરૂં છું.''

''તે શું ? હઝરત સાબિતે પૂછ્યું.

''હે સાબિત ! મને પણ ત્યાં જ પહોંચાડી દે જ્યાં તમે લોકોએ મારી કૌમના લોકોને પહોંચાડી દીધા છે. તેઓના મરણ પછી મારે જીવીને શું કરવું ? અને એવા જીવનની મજા શી ? હવે તો હું એટલી ધીરજ પણ રાખી શકતો નથી કે ભરેલી ડોલનું પાણી ઘડામાં ઠાલવવામાં આવે. બસ બસ હવે તો મિત્રોને જઈ મળવાની મારી અધીરાઇ ખૂટી ગઇ છે. હું મિત્રોની મુલાકાતનો અભિલાષી છું.''

વયોવૃધ્ધ ઝુબૈર બિન બાતાની આ અભિલાષા અને તેની આખેરી ઇચ્છા જાણીને હઝરત સાબિતે ફરમાવ્યું, ''વારૂ તો લંબાવી દે તારૂં ડોકું.'' અને જેવું જ તેણે ડોકું લંબાવ્યું કે હઝરત સાબિતે તલવારના એક જ ઝાટકે ધડથી તેને છૂટું કરી દીધું.

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ જ્યારે બાતાના બેટાના આ શબ્દો સાંભળ્યા કે, ''હું મિત્રોની મુલાકાતનો અભિલાષી છું'' તો ફરમાવ્યું, ''વલ્લાહ ! એ બુઢ્ઢો જહન્નમમાં જઈને પોતાના મિત્રોને મળવાનો છે જ્યાં કાયમ માટે રહેવાનું છે.''

**બે યહૂદી કિશોરોનો મામલો**——ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ કુરૈઝહમાંથી પુરૂષોની સાથે એવા બાલિગ કિશોરો, જેઓના નાક નીચેના વાળ ઊગેલા હોય, તેઓને પણ કતલ કરવાનો હુકમ ફરમાવ્યો હતો.

યહૂદીઓના એવા કિશોરોમાંથી એકનું નામ અતિય્યહ કુરઝી હતું. એજ અતિય્યહ કુરઝીની રિવાયત મને મળી છે જેમાં અતિય્યહ કુરઝીનું પોતાનું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમારા કબીલા (બનૂ કુરૈઝહ)ના બાલિગ છોકરાઓને પણ અલ્લાહના ફરમાન મુજબ કતલ કરવાનો હુકમ ફરમાવ્યો હતો. આ હુકમ મુજબ મારી પણ તપાસ કરવામાં આવી. હું કિશોર હતો અને તે સમય સુધીમાં મારા નાક નીચેના વાળ ફૂટયા ન હતા જેથી મને છોડી દેવામાં આવ્યો.''

ઇબ્ને ઈસ્હાક વધુમાં ઉમેરે છે : બનૂ અદી બિન નજ્જારમાંથી એક મુસલમાન ખાતૂનનું નામ સલમા બિન્તે કૈસ હતું. એ હઝરત મુનઝિરના અમ્માંજી હતાં અને હઝરત સુલૈત બિન કૈસના બહેન હતાં. સગાઈમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માસી થતાં હતાં. બીબી સલમાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે બંને કિબ્લહ તરફ મોં કરીને નમાઝો પઢી હતી અને ''બૈઅતુન-નિસાઅ''એટલે સ્ત્રીઓની બૈઅતમાં પણ શામિલ હતાં. એમણે રિફાઅહ બિન સમૂઅલ નામે એક યહૂદી છોકરા વિષે ભલામણ કરી.

આ યહૂદી છોકરો બાલિગ હતો અને તેણે બીબી સલમાનો આસરો મેળવી લીધો હતો જેની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર હતી.

બીબી સલમાએ દરખાસ્ત કરી, "યા રસૂલલ્લાહ ! મારાં માંબાપ આપની ઉપર કુરબાન ! આ રિફાઅહ નામે યહુદી છોકરો મને અર્પણ કરી દો. એ કહે છે કે હું નમાઝ પઢીશ અને ઊંટનું માંસ ખાઇશ."

આપે બીબી સલમાની વિનંતી માન્ય રાખીને એ છોકરો તેમને અર્પણ કરી દીધો. આ રીતે બીબી સલમાએ એક યહૂદી છોકરાની જાન બચાવી અને તેને મુસલમાન બનાવીને જહન્નમની આગથી પણ કાયમ માટે બચાવી લીધો.

**યહૂદીઓની માલમિલકતની વહેંચણી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ કુરૈઝહની સ્ત્રીઓ, બાળકો અને માલ-મિલ્કતની મુસલમાનોમાં વહેંચણી કરી દીધી. આ પ્રસંગે આપે સવારો અને પાયદળોના હિસ્સા નક્કી કર્યા અને ખુમ્સ એટલે પાંચમો ભાગ કાઢયો. ઘોડેસવારના ત્રણ હિસ્સા નક્કી કર્યા. એમાં બે હિસ્સા ઘોડાના અને એક હિસ્સો સવારનો હતો. પાયદળના સૈનિકનો ફકત એક હિસ્સો મુકર્રર થયો. બનૂ કુરૈઝહ પરની ચઢાઈમાં ૬૩ ઘોડાઓના સવારો હતા. વળી આ સૌથી પહેલો માલે-ગનીમત હતો જેમાં હિસ્સા નક્કી કરવામાં આવ્યા અને પાંચમો ભાગ કાઢવામાં આવ્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માલે-ગનીમતની વહેંચણીના જે ધારાધોરણો ઘડી આપ્યા હતા એજ ધારાધોરણો બાદના જમાના માટે પણ ઇસ્લામમાં કાયમ માટે ચાલુ રહ્યા.

વહેંચણીથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત સઅદ બિન ઝૈદ અન્સારીને બનૂ કુરૈઝહના કેટલાક કેદીઓ આપીને નજદના ઇલાકામાં મોકલ્યા. અહીંના બજારમાં તેમણે એ કેદીઓને વેચીને ઘોડા તથા હથિયારો ખરીદી લીધાં.

**રૈહાનહ ખાતૂનનો બનાવ**————બનૂ કુરૈઝહની ખાતૂનોમાં એક સન્નારીનું નામ રૈહાનહ બિન્તે અમ્ર બિન ખુનાફહ હતું. એ બનૂ અમ્ર બિન કુરૈઝહ કુટુંબના એક આબરૂદાર મહિલા હતાં. વહેંચણી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ ખાતૂન પર પોતાની પસંદગી ઉતારી. આપે તેમને ફરમાવ્યું, "હે ખાતૂન ! તમને પર્દામાં રહેવાનું કબૂલ છે ? કબૂલ હોય તો મારી સાથે નિકાહ કરી લો અને મારા હરમમાં પ્રવેશી જાવ."

જવાબમાં રૈહાનહ ખાતૂને અરજ કરી, "હે અલ્લાહના નબી ! પર્દો પાળવાનું કામ અઘરૂં છે. આપ મને પોતાની મિલ્કતમાં જ રહેવા દો. એમાં મારા માટે સહૂલત છે અને આપના માટે પણ."

આપે એમને એજ હાલત પર છોડી દીધાં અને જયારે થોડા દિવસો પસાર થઇ ગયા તો આપે તેમને ઇસ્લામ કબૂલ કરી લેવાનું આમંત્રણ આપ્યું. જવાબમાં રૈહાનહ ખાતૂને ઇસ્લામ કબૂલ કરવાનો ઇન્કાર કરી દીધો અને પોતાના યહૂદી ધર્મ પર કાયમ રહ્યાં. તેમના ઇન્કારથી આપને રંજ થયો. એ પછી આપે તેમની તરફ ઝાઝું ધ્યાન નહિ આપ્યું.

એક દિવસે આપ પોતાના સહાબાની મજલિસમાં બિરાજમાન હતા. એટલામાં પીઠ પાછળથી કોઇ આવનારની જૂતીઓનો અવાજ સંભળાયો. આપે પાછળ જોયા વિના ફરમાવ્યું," એ તો સઅલબા બિન સઅયહ

છે. મારા માટે રૈહાનહના ઈસ્લામની ખુશખબર લાવ્યા છે.'' [૧]

સઅલબાએ આવતાં જ સલામ બાદ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! ખુશખબર હો ! રૈહાનહએ ઈસ્લામ કબૂલ કરી લીધો છે.''

આ સાંભળીને આપ ખુશ થઈને મુસ્કુરાવા લાગ્યા. [૨]

ઈબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ જંગે-ખન્દક અને બનૂ કુરૈઝહની ગદ્દારી અંગે સૂરએ-અહઝાબમાં જે આયતો નાઝિલ ફરમાવી તેનો સંબંધ ઉપરની બંને ઘટનાઓ વેળા સર્જાયેલા પ્રસંગો સાથે છે. એમાં મુસલમાનો પર જે ઓચિંતી આફત——દુશ્મન કબીલાઓના ધાડેધાડાંની ચઢાઈના રૂપમાં- ઊતરી આવી અને મુસલમાનો જે કટોકટીમાં ઘેરાઈ ગયા અને ઉપરથી મુનાફિકોએ જે હિંમતતોડ વાતો કીધી અને ઝેરીલા ટાણા માર્યા એ બધી વાતોનું આ આયતોમાં વર્ણન કર્યું. એ પછી અલ્લાહ તઆલાએ પોતાના આકાશી લશ્કરો મોકલાવીને મુસલમાનોની ગૈબી મદદ ફરમાવી અને ગદ્દાર યહૂદીઓને નામોશી ભરેલી હાર આપી એ બધી વાતોનો આ આયતોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

(નોટ : અલ્લામા ઈબ્ને હિશામે સુરએ-અહઝાબ પારહ ૨૧ની આ બધી આયતો પાંચ પાનાંઓમાં ટાંકેલી છે. એમાંની કેટલીક આયતો અમે તેના પ્રસંગે ગુજરાતી તરજુમા સાથે ટાંકી આવ્યા છીએ.)

**યહૂદીઓની બરબાદીનો ચિતાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ કુરૈઝહના યહૂદીઓની ગદ્દારીના અંજામ રૂપે તેઓની જમીન-જાગીર અને માલ-મિલકતની બરબાદી, તેઓના પુરૂષોની જાનોની ખુવારી અને તેઓના સ્ત્રી-બાળકોની ગુલામીનો ચિતાર અલ્લાહ તઆલાએ પોતાના કલામે-પાકની આયતોમાં દર્શાવ્યો છે. જેમકે ફરમાવ્યું છે : વ અન-ઝલલ-લઝીન ઝાહરૂ-હુમ મિન અહલિલ-કિતાબિ મિન સયાસી-હિમ......''

''અને અહલે-કિતાબમાંથી જે લોકોએ (એટલે બનૂ કુરૈઝહના યહૂદે) તે લોકોની મદદ કરી હતી(એટલે કુરૈશ અને ગત્ફાનના લશ્કરોની મદદ કરી હતી) તેઓને અમે તેઓના કિલ્લાઓ પરથી નીચે ઉતારી નાખ્યા અને તેઓના દિલોમાં તમારી ધાક બેસાડી દીધી (જેથી તેઓના હાંજા ગગડી ગયા) તેઓના એક જૂથને તમે કતલ કરતા હતા.(એટલે પુરૂષોને) અને એક જૂથને તમે કેદ કરતા હતા. (એટલે સ્ત્રીઓ અને બાળકોને)

''અને અલ્લાહ તઆલાએ તમને વારસદાર બનાવી દીધા તેઓની જમીનના, અને તેઓના ઘરોના, અને તેઓના માલોના, અને એવી જમીનના પણ જેની ઉપર તમે પગ મૂક્યો ન હતો. અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કુદરત ધરાવનારો છે.'' (સૂરએ-અહઝાબ પારહ ૨૧ આયત ૨૬-૨૭)

૧. સઅલબા બિન સઅયહ : કિલ્લામાંથી નીકળવા પછી જે ત્રણ યહૂદી ગૃહસ્થો સ્વેચ્છાએ મુસલમાન બની ગયા હતા. તેમાંના એક ગૃહસ્થનું નામ. એમની કોશિશથી બીબી રૈહાનહ મુસલમાન બન્યાં હશે. અલ્લાહ એ સૌથી રાજી હો !''હ''

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીબી રૈહાનહને ખુદમુખ્તાર બનાવી દીધાં હતાં. એટલે ઇસ્લામ કબૂલ કરવું ન કરવું તેમની મરજી પર છોડી દીધું હતું. પછી જયારે તેઓ મુસલમાન બની ગયાં તો આપે તેમને આઝાદ કરી દીધાં. આઝાદ થવા પછી બીબી રૈહાનહ રાજીખુશીથી આપના નિકાહમાં આવી ગયાં અને પર્દાની પાબંદી સાથે આપના હરમમાં દાખલ થઇ ગયાં. (અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૪૪૦) ''હ''

# પ્રકરણ ૧૨૨

# જંગે-ખન્દકનો ઉપસંહાર

હઝરત સઅદ બિન મુઆઝની વફાત • ફૂલથી પણ હળવો જનાઝો • જંગે-ખન્દકમાં શહીદ થનારા સહાબા • મુશરિકોના માર્યા ગયેલા માણસો • બે શહીદોનો સ્વાબ મેળવનારા સહાબી • ઘેરા દરમિયાન એક સહાબીની વફાત • કુરૈશ વિષે એક પેશીનગોઇ • દિરાર બિન ખત્તાબનું કાવ્ય • હઝરત કઅબનું જવાબી કાવ્ય.

**હઝરત સઅદ બિન મુઆઝની વફાત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ કુરૈઝહના યહૂદનો મામલો અંજામે પહોંચતા જ મદીનહના ઔસ કબીલાના સૌથી મોટા સરદાર હઝરત સઅદ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુનો જખમ ખુલી ગયો અને તેમાંથી પુષ્કળ લોહી વહી ગયું એમાંથી તેઓ બચી શકયા નહિ અને વફાત પામી ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુઆઝ બિન રિફાઅહ ઝુરકીએ પોતાની કૌમના વિશ્વાસુ અને જ્ઞાની મિત્રોને મુખે સાંભળેલી આ રિવાયત બયાન કરી કે, રાતના વચલા ભાગે એટલે મધરાતે હઝરત સઅદની રૂહ પરવાઝ કરી ગઇ તો એજ સમયે અને એજ પળે અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ, માથે રેશમી કાપડની પાઘડી સજીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને આપને પૂછવા લાગ્યા, "મુહંમદ! હમણા કોણ ગૃહસ્થ વફાત પામી ગયા કે જેના માટે આસમાનના દરવાજા ઉઘાડી નાખવામાં આવ્યા અને અલ્લાહનો અર્શ હાલી ઊઠયો ?"

રાવીનું કથન છે : આ સાંભળતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ચાદર ઘસીટતા ઝપાટાભેર સઅદના ઘર તરફ ચાલી નીકળ્યા. જઈને જોયું તો સઅદ વફાત પામી ગયા હતા.[૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રએ અમ્રહ બિન્તે અબ્દુર્રહમાનની આ રિવાયત કહી સંભળાવી કે મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા પોતાના સ્વજનો સાથે મક્કહથી પાછા ફરતાં હતાં. એમાં ઔસ કબીલાના અગ્રણી હઝરત ઉસૈદ બિન હુદૈર પણ હતા. રસ્તામાં હઝરત ઉસૈદને એમના એક બેગમના મરણના સમાચાર મળ્યા જેના આઘાતથી એમનું હૈયું ભરાઇ આવ્યું અને તેઓ બેગમના મરણનો ખેદ દર્શાવવા લાગ્યા. હઝરત આઇશહએ તેમને ફરમાવ્યું, "હે અબૂ યહયા ! (હઝરત ઉસૈદનું ઉપનામ) અલ્લાહ તમને માફ કરે ! તમે એક સ્ત્રીના મરણ પર આટલો ખેદ દર્શાવો છો જયારે કે

---

૧. જે સહાબીની વફાતથી આસમાનના દરવાજા ઊઘડી જાય અને અલ્લાહનો અર્શ હાલી ઊઠે, એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ [illegible] સહાબી હશે અને અલ્લાહના દરબારમાં તેનો કેટલો ઊંચો મરતબો હશે તેની કલ્પના કરવી રહી! "ક"

તમારા કાકાભાઇ સઅદ બિન મુઆઝનો પણ ઇન્તેકાલ થઇ ગયો જેની વફાતથી અલ્લાહનો અર્શ પણ હાલી ઊઠયો!''

**ફૂલથી પણ હળવો જનાઝો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહના વલી અને વિદ્વાન આલિમ હઝરત હસન બસરીથી રિવાયત છે કે હઝરત સઅદ બિન મુઆઝ એક લહીમ-શહીમ એટલે રૂષ્ટ-પુષ્ટ કે સ્થૂળ કાયાના ભારેખમ ગૃહસ્થ હતા. પરંતુ લોકોએ જ્યારે તેમનો જનાઝો ઉપાડયો તો તે છેક હલકા વજનનો ફૂલ જેવો જનાઝો હતો. લોકો નવાઇ પામીને એકબીજાને કહેવા લાગ્યા, ''અલ્લાહના સોગંદ ! એ હતા તો જાડાતાજા ગૃહસ્થ પણ એમના જનાઝહથી વધારે હલકો જનાઝો અમે આજ સુધી ઉપાડયો નથી.''

લોકોની આ વાતની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર પડી તો આપે ફરમાવ્યું, ''ઇન્ન લહૂ હમલતુન ગયરૂ કુમ.'' એટલે એમના જનાઝહને ઉપાડનારા તમારા ઉપરાંત બીજા લોકો પણ હતા. (એટલે અલ્લાહના ફરિશ્તા.)

પછી આપે ફરમાવ્યું, ''કસમ છે તે અલ્લાહના જેના અધિકારમાં મારા પ્રાણ છે, સઅદની રૂહથી ફરિશ્તાઓએ બશારત મેળવી અને અલ્લાહનો અર્શ પ્રસન્ન થયો.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુઆઝ બિન રિફાઅહએ મહમૂદ બિન અબ્દુર્રહમાન બિન અમ્ર બિન જુમૂહના વાસ્તાથી હઝરત જાબિર બિન અબ્દુલ્લાહની આ રિવાયત બયાન કરી કે, ''જ્યારે સઅદ બિન મુઆઝને દફન કરવામાં આવ્યા તો અમે બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે ત્યાં હાજર હતા. દફન વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ''સુબહાનલ્લાહ''નો પોકાર કર્યો તો અમે બધાએ પણ આપની સાથે સુબહાનલ્લાહનો પોકાર કર્યો. એ પછી આપે ''અલ્લાહુ અકબર''નો પોકાર કર્યો તો અમે બધાએ પણ આપની સાથે અલ્લાહુ અકબરનો પોકાર કર્યો.

ત્યારે બધાએ નવાઇ પામીને પૂછયું, ''યા રસૂલલ્લાહ ! આપે સુબહાનલ્લાહ અને અલ્લાહુ અકબરનો પોકાર કર્યો તેનું કારણ શું ?''

આપે જવાબમાં ફરમાવ્યું, ''અલ્લાહના આ નેક બંદા પર કબર તંગ થઇ ગઇ હતી. પછી અલ્લાહ તઆલાએ તેને કુશાદા કરી દીધી.''

ઇબ્ને હિશામ કહે છે : હઝરત આઇશહનું કથન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''કબર દરેક માણસ પર તંગ થઇને કે સંકોચાઇને તેને દબાવે છે. અગર કોઇ એના દબાવથી બચવા પામતે તો તે સઅદ હતા.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : એક અન્સારી સહાબીએ હઝરત સઅદની વફાત પર આ શેઅર કહ્યોઃ

વમહ-તઝઝા અર્શુલ-લાહિ મિમ મવતિ હાલિકિન, • સમિઅના બિહિ ઇલ્લા લિસઅદિન અબી અમ્રી.

અમે આજ પર્યંત સાંભળ્યું નથી કે કોઇ મરનારના મરણ પર અલ્લાહનો અર્શ હાલી ઊઠયો હોય. પણ અબૂ અમ્ર એટલે સઅદના મરણ પર હાલી ઊઠયો.

જ્યારે હઝરત સઅદનો જનાઝો ઉપાડવામાં આવ્યો તો એમના અમ્માંજી રડતાં રડતાં આ શેઅરો ઉચ્ચારતાં હતાં.

વયલુ ઉમ્મે-સઅદિન સઅદન • સરા - મતંવ - વ - હદ-દન,

વ સૂદ-દંવ - વ - મજદન • વ ફારિસન મુઅદ-દન,

સુદ્દ બિહિ મસદ - દન • યકુદ્દુ હામન કદ-દન.

અર્થ : સઅદના માતાજીને સઅદના મરણનો ખેદ છે. તે એક સત્તાવાહી બળ અને તલવારની ધાર હતો. તે એક નખશિખ નેતાગીરી, સરદારી, પ્રતિષ્ઠા અને પ્રતિભાનું પૂતળું હતો. તે હર પળે તૈયાર ઊભેલા સવાર જેવો હતો જેના થકી દુશ્મનનો રસ્તો બંધ હતો અને જે શત્રુઓના માથાં કાપીને ધૂળ ચાટતાં કરી દેનાર હતો.

ઇબ્ને હિશામના કથન મુજબ હઝરત સઅદના અમ્માંજીનું નામ અને નસબ આ છે : કુબૈશહ બિન્તે રાફિઅ બિન મુઆવિયહ બિન ઉબૈદ બિન સઅલબહ બિન જબ્ર.

સઅદના અમ્માંજીનું વિલાપગીત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : દરેક વિલાપ કરનારી સ્ત્રી જુઠું બોલનારી છે. અલબત્ત સઅદ પર વિલાપ કરનારી એમાંથી બાકાત છે. તેણે જે કંઇ કહ્યું, દુરૂસ્ત કહ્યું.''

**જંગે-ખન્દકમાં શહીદ થનારા સહાબા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-ખન્દક પ્રસંગે વધારે નહિ, ફક્ત છ ગૃહસ્થો શહીદ થયા :

• બનૂ અબ્દુલ-અશહલમાંથી ત્રણ ગૃહસ્થો : (૧) હઝરત સઅદ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુ (૨) હઝરત અનસ બિન અવસ બિન અતીક બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ (૩) હઝરત અબ્દુલ્લાહ બિન સહલ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ જુશમ બિન ખઝરજની શાખ બનૂ સલિમહમાંથી બે ગૃહસ્થો : (૧) હઝરત તુફૈલ બિન નુઅમાન રદિયલ્લાહુ અન્હુ. (૨) હઝરત સઅલબહ બિન ગનમહ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ નજ્જારની શાખ બનૂ દીનારમાંથી એક ગૃહસ્થ : (૧) હઝરત કઅબ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ એમને કોઇ નામાલૂમ વ્યકિતનું તીર વાગ્યું જેનાથી એ શહીદ થઇ ગયા.

**મુશરિકોના માર્યા ગયેલા માણસો**————મુશરિક પક્ષે ફક્ત ત્રણ માણસો આ જંગમાં માર્યા ગયા :

• બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી : (૧) મુનબ્બેહ બિન ઉસ્માન બિન ઉબૈદ બિન સિબાક બિન અબ્દુદ-દાર. એક તીરથી એ વીંધાઇ ગયો અને મક્કહમાં જઇને મરી ગયો.

• બનૂ મખઝૂમ બિન યકઝહમાંથી : (૧) નવફલ બિન અબ્દુલ્લાહ બિન મુગીરહ કતલ થયો. મુસલમાનોએ એની લાશનો કબજો લીધો હતો. મુશરિકોએ એની લાશ ખરીદી લેવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફર્માઇશ કરી હતી કે, જે કિંમત માગો તે આપવા તૈયાર છીએ. એણે ખન્દક ઓળંગવાનું પરાક્રમ કર્યું હતું. તેમાં એ ગબડી પડયો અને માર્યો ગયો. ફર્માઇશના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''અમે મરેલાઓના મૃતદેહોની કિંમત ખાનારા નથી. પોતે આવો અને વગર પૈસે એને ઉપાડીને લઇ જાવ.'' પરવાનગી મળતાં મુશરિકો આવીને એની લાશ ઉપાડી ગયા.

ઈબ્ને હિશામ કહે છે : ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીની આ રિવાયત મને મળી છે કે મુશરિકોએ નવફલના મૃતદેહની કિંમત તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દસ હજાર દિરહમની પેશકશ કરી હતી.

બનૂ આમિર બિન લુઐયની શાખ બનૂ માલિક બિન હસિલમાંથી : (૧) અમ્ર બિન અબ્દે-વુદ્દ જંગે-ખન્દકમાં માર્યો ગયો. એને હઝરત અલી બિન અબૂ તાલિબે તલવારથી કતલ કર્યો.

ઈબ્ને હિશામ કહે છે : મને એક પ્રામાણિક ગૃહસ્થે ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીની આ રિવાયત કહી સંભળાવી કે હઝરત અલી બિન અબી તાલિબે જંગે-ખન્દકમાં અમ્ર બિન અબ્દે-વુદ્દની સાથે તેના પુત્ર હસિલ બિન અમ્રને પણ કતલ કર્યો હતો.

**બે શહીદોનો સવાબ મેળવનારા સહાબી**———ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ કુરૈઝહના યહૂદ સાથે સર્જાયેલી ઘટના વેળા એક મુસલમાન ગૃહસ્થ શહીદ થયા. અર્થાત : બનૂ હારિસ બિન ખઝરજમાંથી હઝરત ખલ્લાદ બિન સુવૈદ બિન સઅલબા બિન અમ્રને શહીદ કરી નાખવામાં આવ્યા. એમના સર પર ઉપરથી પથ્થરની ઘંટી ઝીંકવામાં આવી જેણે એમને કચડીને ફેંકી દીધા. આ ઘંટી એક યહૂદી સ્ત્રીએ મેડા પરથી ઝીંકી મારી હતી.[૧] લોકોનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના વિષે ફરમાવ્યું, "ખલ્લાદ બિન સુવૈદને બે શહીદોનો સવાબ મળશે."

**ઘેરા દરમિયાન એક સહાબીની વફાત**———ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ કુરૈઝહ ફરતે ઘેરો નાખ્યો હતો તે વખતે હઝરત અબૂ સિનાન બિન મિહસન બિન હુરસાન નામે સહાબીનો ઈન્તેકાલ થઈ ગયો. એ બનૂ અસદ બિન ખુઝૈમહના કરારી હતા. એમને બનૂ કુરૈઝહના તે કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા જ્યાં તેઓ ખુદ પોતાના માણસોને દફન કરતા હતા. ઈસ્લામના યુગમાં પણ તેઓ પોતાના માણસોને અહીં જ દફન કરતા હતા.

**કુરૈશ વિષે એક પેશીનગોઈ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ખન્દકથી નિવૃત્ત થઈને મુસલમાન લોકો મદીનહ વાપસ થયા તો મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ઉદ્દેશીને ફરમાવ્યું :

| | |
|---|---|
| લમ તગ઼ઝૂ-કુમ કુરૈશુન | કુરૈશ હરગિઝ જંગ કરી શકવાના નથી; |
| બઅદ આમિકુમ હાઝા. | આ વરસ પછી તમારી સાથે. |
| વલાકિન્ન કુમ તગ઼ઝૂ-નહુમ. | પણ હવે તમે તેઓ સાથે જંગ કરી શકશો. |

બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ પેશીનગોઈ અક્ષરસઃ સાચી ઠરી. કુરૈશ એ પછી ક્યારેય મદીનહ પર કોઈ ચઢાઈ કરી શકયા નહિ. ઊલટાનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓની સાથે લડતા રહ્યા અને વધુ સમય વીત્યો નહિ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશ પર ચઢાઈ કરીને મક્કહ ફતેહ કરી લીધું.

(નોટ : અલ્લામા ઈબ્ને હિશામે જંગે-ખન્દક અને બનૂ કુરૈઝહ પર ચઢાઈનું બયાન ખતમ કરીને રાબેતા મુજબ અરબના પંકાયેલા મુસ્લિમ અને મુશરિક શાઈરોના તે લાંબાચોડા

૧. આ સ્ત્રીનું નામ બુનાનહ હતું જે કતલ થવાં પહેલાં હઝરત બીબી આઇશહ સાથે હસીહસીને વાતો કરતી હતી. "હ"

કસીદા તથા મરસિયા ટાંકેલા છે જે તેઓએ ઉપરની બંને ઘટનાઓને અનુસરીને રચેલા છે. આ કાવ્યો પુસ્તકના બે પ્રકરણોના ૩૩ પાનાંઓ પર તેના તરજુમા સાથે ફેલાયેલાં છે. અમે એ બંને પ્રકરણો જતાં કર્યાં છે. શાઈરોના નામ આ છે : દિરાર બિન ખત્તાબ બિન મિરદાસ, હઝરત કઅબ બિન માલિક, અબ્દુલ્લાહ બિન ઝિબઅરા, હઝરત હસ્સાન બિન સાબિત, મુસાફિઅ બિન અબ્દે-મનાફ, હુબૈરહ બિન અબી વહબ, અબૂ સુફયાન બિન હારિસ બિન મુત્તલિબ , ઈબ્ને જવ્વાલ સઅલબી.

ફકત બે શાઈરોના કલામના ચુનંદા શેઅરો નમુના તરીકે અત્રે રજૂ કરીએ છીએ. એમાંના એક શાઈર વિરોધ પક્ષના દિરાર બિન ખત્તાબ બિન મિરદાસ છે. અને બીજા શાઈર મુસ્લિમ પક્ષના હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ છે. ''હ''

**દિરાર બિન ખત્તાબનું કાવ્ય**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ મુહારિબ બિન ફિહરની બિરાદરીવાળા દિરાર બિન ખત્તાબ બિન મિરદાસે જંગે-ખન્દકને લગતા આ શેઅરો કહ્યા છે :

**વ મુશ-ફિકતુ તઝુન્ન બિનઝ - ઝુનૂના. • વકદ કુદના અરન-દસ્તન તહૂના.**

કેટલીયે માયાળુ સન્નારીઓ અમારા મામલા અંગે તરહ-તરહના ગુમાનો કરવા લાગી ગઈ; જ્યારે કે અમે એક બળવાન અને વિરાટ લશ્કરની નેતાગીરીનું સુકાન સંભાળી લીધું. અમારૂં લશ્કર જે દિશાએથી પસાર થઈ જતું, ઘંટીના પડો પેઠે બધું જ દળી નાખતું હતું.

**કઅન્ન ઝહા-અહા ઉહુદુન ઈઝા મા • બદત અરકા - નુહૂ લિન-નાઝિરીના .**

જ્યારે આ વિરાટ લશ્કરના ચારે ય ખૂંટા, જોનારાઓની નજરે પડતા તો એવું લાગતું જાણે ઉહુદ પહાડ ઊભેલો છે.

**તરલ - અબદાન ફીહા મુસ - બિગાતિન • અલલ - અબતાલે વલ-ચલબલ - હસીના.**

તમે આ લશ્કરમાં મોટા-મોટા ભડવીરોને બખતરોના પોશાકમાં સજ્જ થયેલા અને ભારે ભરખમ ઢાલો ઉપાડીને ચાલતા જોઈ લેત !

**વ જુરદન કલ-કિદાહે મુસવ- વ માતિન • નઉમ્મુ બિહલ - ગુવાતલ - ખાતિઈના.**

અને આ લશ્કરમાં ઓછા વાળોવાળા, મોંઘી કિંમતવાળા, તીરની ગતિએ દોડનારા જાતવાન ઘોડાઓ તમને દેખાતે. આ ઘોડાઓ થકી અમે ગુનાહખોરોની, ખોટા રસ્તે ચાલનારાઓની, માથાભારે ઈન્સાનોની પૂઠ પકડતા હતા. (એટલે મુસલમાનોની)

**કઅન્ન-હુમ ઈઝા સાલૂ વ સુલ્ના • બિ-બાબિલ - ખન્દકૈને મુસા - ફિહૂના.**

જે સમયે ખન્દકને દરવાજે તેઓએ પણ આક્રમણ કર્યું અને અમે પણ આક્રમણ કર્યું તો એ ભટકેલા અને ગુમરાહ ઈન્સાનો જાણે અમારી સાથે હસ્તધૂનન કરતા હતા.

**ઉનાસુન લા નરા ફીહિમ રશીદન • વકદ કાલૂ અ-લસ્ના રાશિદીના.**

એ એવા લોકો છે કે જેઓમાં એક પણ ઈન્સાન તમને સીધા રસ્તે ચાલનારો દેખાશે નહિ. આમ છતાં તેઓનો દાવો છે કે, ''શું અમે સીધા રસ્તે ચાલનારા લોકો નથી ?''

ફઅહ-જરના - હુમ શહરન કરીતન • વ કુન્ના ફવ-કહુમ કલ- કાહિરીના.

અમે તેઓને મુકમ્મલ એક મહિના સુધી ઘેરામાં ગૂંગળાવી રાખ્યા, અને તેઓને માથે અઝાબે-ઈલાહી પેઠે છવાયેલા રહ્યા.

બિ - ઐદીના સવારિમુ મુર-હફાતુન • નકદ્દુ બિહલ મફારિકે વશ-શુઊના.

અમારા હાથોમાં કાપીને ટુકડા કરી નાખનારી તલવારો હતી. એજ તલવારોથી અમે તેઓના મસ્તકો અને ખોપરીઓના ચીંથરાં ઉડાવી રહ્યા હતા.

ફ - લવલા ખન્દકુન કાનૂ લદૈહિ • લદમ - મરના અલૈહિમ અજ-મઐના.

અગર એ ખન્દક ન હોત જેના સહારે તેઓ ટકી રહ્યા હતા તો, અમે એક-એકને વીણી-વીણીને કતલ કરી નાખતે !

ફઈન નરહલ ફઈન્ના કદ તરક -ના • લદય અબયાતે - કુમ સઅદન રહૈના.

માટે જો અમે મક્કહ ભણી કૂચ કરી રહ્યા છીએ તો શું અમે તમારા ઘરો પાસે સઅદ બિન મુઆઝને મરવા માટે ગીરો નથી મૂકી આવ્યા ?

ઈઝા જન્નઝ - ઝલામુ સમિઅ-તા નવહય • અલા સઅદિન યુર-જિઅનલ - હનૈના.

જયારે રાતનું અંધારૂં ઊતરી આવે તો તે વેળા બૈરાંઓની રડારોળ સાંભળી લેજો; જેઓ પોતાની રડાકૂટથી, સઅદના છાજિયાં લેનારી હશે અને એકબીજીના સૂરમાં સૂર પુરાવનારી હશે.

**હઝરત કઅબનું જવાબી કાવ્ય**————ઈબ્ને ઈસ્હાક કહે છે : દિરાર બિન ખત્તાબના ઉપલા શેઅરોનો જવાબ, બનૂ સલમહવાળા હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ આપ્યો છે. તેઓ કહે છે :

વ સાઈ-લતિન તુસાઈલુ મા લકૈના • વલવ શહિદત અરત્ના સાબિરૈના.

કેટલીયે પૂછનારી સન્નારીઓ પૂછી રહી છે કે અમે જંગમાં કઈ વસ્તુ સાથે બાખડયા ? અને અમે શું-શું કરી દેખાડયું ? મારો જવાબ આ છે કે, અગર એ સન્નારીઓ જોઈ લેત તો એ પ્રસંગે તેઓ અમને ખૂંખાર દુશ્મનના મુકાબલાની ઝીંક ઝીલી રહેલા જોતે !

સબરના લા નરા લિલ્લાહિ ઇદલન • અલા મા નાબના મુત-વક - કલીના.

અમે સંપૂર્ણ ધીરજ અને દ્રઢતાથી કામ લીધું. અમારી ઉપર સતત તૂટી પડનારી મુસીબતોમાં અને આફતોમાં, અલ્લાહ પર ભરોસો કરીને, અમે જે સહનશીલતાથી કામ લીધું તેનો દાખલો જડે એમ નથી.

વ કાના લનન-નબીય્ય વઝીરા સિદ્દકિન • બિહી નઅલૂલ-બરિય-યતા અજ-મઈના.

અને અમારા માટે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હતા; જેઓ હક અને સચ્ચાઈમાં અમારા મદદગાર હતા; જેમના વસીલાથી અમે સારીયે મખ્લૂક પર વર્ચસ અને ઉપરવટ મેળવી લઈશું.

નુકાતિલુ મઅ-શરન ઝલમૂ વ અક-કૂ • વ કાનૂ બિલ ગદાવતે મુરસિદીના.

તે જથ્થાઓ જેઓ સિતમખોર, હિંસાખોર અને નાફરમાન છે અને જેઓએ કેવળ દુશ્મનીના પાયા

પર (નહિ કે સચ્ચાઈના પાયા પર) અમારી સાથે લડાઈની આટલી જંગી તૈયારી કરી છે, અમે છેવટ સુધી તેઓની સાથે લડતા રહીશું.

બિ-બાબિલ - ખન્દકૈન કઅન્ન ઉસ્દન • શવાબિકુ - હુન્ન યહમી - નલ - અરૈના.

ખન્દકને દરવાજે જાણે સિંહો ઊભેલા હતા જેઓ સંગઠિત થઈને પોતાના બોડનું રક્ષણ કરી રહ્યા હતા.

ફવારિસુ-ના ઇઝા બ-ક-રૂ વ રાહૂ • અલલ - અઅદાએ શૂશન મુઅલે - મયના.

લ -નન્સુરુ અહમદંવ વલ્લાહિ હુત્તા • નકૂના ઈબાદ સિદકીન મુખ-લિસીના.

જંગની નોબત ગગડાવનારા અને અભિમાનની તિરછી નજરથી જોનારા દુશ્મન પર જ્યારે અમારા સવારો સવાર-સાંજ ત્રાટકી રહ્યા હતા તો અમે અમારા પ્યારા અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદ કરી રહ્યા હતા. એના જ નતીજારૂપે આજે અમે અલ્લાહના સાચા અને નિખાલસ બંદા બની ગયા છીએ.

વ - યઅ - લમુ અહલ - મક્કતા હીના સારૂ • વ - અહઝાબુન અતવ મુતહઝ - ઝબીના.

બિઅન - નલ્લાહ લૈસા લહૂ શરીકુન • વઅન - નલ્લાહ મવલલ મુઅ-મિનીના.

મક્કહના કુરૈશ અને તે જૂથો જેઓ જથ્થાબંધી કરીને ચઢી આવ્યા હતા, જ્યારે પાછા જવા લાગ્યા તો તેઓને ખાતરી થઈ ગઈ હતી કે સાચેસાચ અલ્લાહનો કોઈ ભાગીદાર નથી અને સાચેસાચ અલ્લાહ મુસલમાનોનો બેલી છે.

ફ - ઇમ્મા તકતુલૂ સઅદન સિફાહન • ફ - ઈન - નલ્લાહ ખયરુલ - કાદિરીના

અગર તમે પોતાની નાદાની અને બેવકૂફીથી હઝરત સઅદને મારી પણ નાખ્યા તો એથી શું થાય છે? અલ્લાહ તઆલા તો દરેક પર કુદરત અને કાબૂ ધરાવનારો છે.

સયુદ - ખિલુ - હૂ જિનાનન તૈયિબાતિન • તકૂનુ મકા - મતન લિસ - સાલિહીના.

એ અલ્લાહ ! હઝરત સઅદને ઊંચા વર્ગની જન્નતમાં જગા આપજે ! એ જન્નત અલ્લાહના નેક બંદાઓનું કાયમી રહેઠાણ છે.

કમા કદ્ રદ્દુકુમ ફલ્લા શરીદન • બિ - ગૈઝિકુમ ખઝાયા ખાએબીના.

જેમકે તેણે એટલે અલ્લાહ તઆલાએ તમને શિકસ્ત આપીને ભાગેડુ બનાવી દીધા અને તમે પોતાનાજ ગુસ્સામાં વળ ખાતા, ઝલીલો-ખ્વાર થઈને, નિરાશ ચેહરે, નુકસાન વેઠનારા બનીને, દુમ દબાવતા ભાગી ગયા. અને આ સ્થળે તમને કંઈ પણ મળવા પામ્યું નહિ.

બિ - રીહિન આસિફિન હબ્બત અલૈકુમ • ફ - કુન્તુમ તહ-તહા મુતકમ - મિહીના.

એટલું જ નહિ, તમારી ઉપર પ્રચંડ વાવાઝોડાનું જે તોફાન તૂટી પડ્યું અને જેનાથી તમે આંધળા બનીને ઊંધા વળી ગયા હતા. એ એવો અઝાબ હતો જેનાથી તમારૂં નામો-નિશાન દુનિયાની સપાટી પરથી નાબૂદ થતાં-થતાં બચી ગયું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : વિરોધ પક્ષના શાઈર અબ્દુલ્લાહ બિન ઝિબઅરાએ પણ લાંબું કાવ્ય રચેલું છે. (એમાંના બેએક શેઅરો આ છે :)

**જૈશુન ઉયય-નતુ કાસિદુન બિ - લવાએહી, • ફીહે વ સખ્રુન કાઇદુલ- અહઝાબે.**

અમારૂં લશ્કર તે લશ્કર હતું જેમાં ઉયૈનહ જેવો મહારથી પણ મવજૂદ હતો જેણે યુધ્ધનો ઝંડો ઉપાડેલો હતો અને લશ્કરોનો સૌથી મોટો ઉપરી અબૂ સુફયાન જેવો સરસેનાપતિ પણ સંગાતે હતો.

**કરમાના કલ બદરૈના અસ્બહા ફીહેમા, • ગયસલ ફકીર વ - મઅ-કલિલ હુર્રાબે.**

આ બંને વીરનરો આખા લશ્કરમાં ચઉદમી રાતના ચાંદ જેવા લાગતા હતા. જરૂરતમંદોની ફરિયાદો સાંભળવી, લોકોની હાજતો પુરી કરવી, મેદાનથી નાસનારાઓને બાંધીને કેદ કરવા, એ બધી કામગીરી આ બંને વીરનરો બજાવતા હતા.

**લવલલ ખનાદિકુ ગાદિરૂ મિન જમ-ઇહિમ, • કત્લા લ-તયરિન સુગ-ગબિન વ ઝિઆબે.**

અગર આ ખન્દકો ખાડી પેઠે આડે નહિ આવતે તો અમારા લોકો, મુસલમાનોના લશ્કરમાંથી બેશુમાર લોકોને કતલ કરીને, ભૂખ્યાં પક્ષીઓ તથા ભૂખ્યાં વરૂઓના ખોરાક તરીકે છોડી જતે.

ઈબ્ને ઝિબઅરાના આ શેઅરોનો જવાબ પણ હઝરત કઅબ બિન માલિકે ૨૨ શેઅરોના કાવ્યમાં આપ્યો છે જેનો છેલ્લો શેઅર આ છે.

**જાઅત સખીનતુ કય તુગાલિબા રબ્બહા, • ફ - લ - યુગ - લબ્બન મુગા - લિબુલ - ગલ્લાબે.**

આ દુશ્મન કુરૈશીઓ એવા વિચારે ચઢી આવ્યા હતા કે જીત મેળવી લેવામાં પોતાના પાલનહારની સાથે ટક્કર ઝીલે. પરંતુ સૌથી બળવાન અને શકિતશાળી અલ્લાહની પાક જાત સાથે જે કોઇ ટક્કર ઝીલે તે જરૂર-બેજરૂર પટકાઇ પડે છે.

ઈબ્ને હિશામ કહે છે : મને એક ખાતરીના ગૃહસ્થે આ માહિતી આપી અને આ ગૃહસ્થને અબ્દુલ-મલિક બિન યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે કહ્યું કે, હઝરત કઅબ બિન માલિકનો ઉપરનો શેઅર જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સાંભળ્યો તો આપે તેમને ફરમાવ્યું, ''હે કઅબ! આ શેઅર બદલ અલ્લાહ તઆલાએ તમારો આભાર માન્યો.''

---

# પ્રકરણ ૧૨૩

# સલ્લામ બિન અબિલ-હુકૈકની કતલ

ખૈબરનો ફિત્નાખોર યહૂદી સરદાર • ખઝરજી મુસલમાનોની દરખાસ્ત • ખઝરજી બહાદુરોની પ્રતિજ્ઞા • ખઝરજી સાહસવીરો ખૈબર તરફ • યહૂદી સરદારના કિલ્લામાં • સાહસવીરો સલ્લામના શયનખંડમાં • સલ્લામના મરણની જાહેરાત • સલ્લામને કોણે કતલ કર્યો • હઝરત હસ્સાનના શેઅરો.

**ખૈબરનો ફિત્નાખોર યહૂદી સરદાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ રાફિઅ સલ્લામ બિન અબિલ-હુકૈક નામે યહૂદી સોદાગર પોતાની કૌમનો જાણીતો અને માનીતો સરદાર હતો. સલ્લામ તેનું નામ અને અબૂ રાફિઅ તેનું ઉપનામ હતું. એ યહૂદીઓના એવા અગ્રણી સરદારોમાંથી હતો જેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મુકાબલામાં ખન્દકનું યુધ્ધ ખેલવા માટે કુરૈશ ઉપરાંત, અરબના ઢગલાબંધ મુશરિક કબીલાઓને ઉશ્કેરીને, તેઓના જથ્થાઓના જથ્થાઓને સંગઠિત કરી લીધા હતા કે જેથી મદીનહ પર ચઢાઇ કરીને કાયમ માટે ઇસ્લામના મૂળિયાં ઉખેડી નાખવામાં આવે. [૧]

આથી પહેલાં અનસારના ઔસ કબીલાના કેટલાક સાહસિક મુસલમાનો, જંગે-ઉહુદ પૂર્વે યહૂદી સરદાર અને શાઇર કઅબ બિન અશરફને, તેની ઇસ્લામ- દુશ્મની અને ફિત્નાખોરીને કારણે કતલ કરી ચૂકયા હતા. કેમકે એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બહુ મોટો દુશ્મન હતો. પોતાની શાઇરીથી આપની શાનમાં નિંદાકાવ્યો કે આપની બદગોઇઓની કવિતાઓ રચીને લોકોની લાગણીઓને આપની વિરૂધ્ધ ભડકાવ્યા કરતો હતો. વળી હદ તો ત્યારે વળી જયારે તેણે પાકદામન મુસલમાન ખાતૂનોની આબરૂને કલંક લાગે તેવાં પ્રેમરસથી છલકાતાં કાવ્યો લખીને તેનો પ્રચાર કરવા માંડયો હતો.

**ખઝરજી મુસલમાનોની દરખાસ્ત**————મુસલમાનોને જયારે જંગે-ખન્દક અને બનૂ કુરૈઝહના બખેડાઓથી ફરાગત મળી તો ખઝરજ કબીલાના કેટલાક સાહસિક જવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને તેઓએ સલ્લામ બિન અબિલ-હુકૈકને કતલ કરી નાખવાની દરખાસ્ત આપની સેવામાં રજૂ કરી. તે સમયે સલ્લામ ખૈબરમાં રહેતો હતો. આપે તેઓની આ દરખાસ્ત કબૂલ કરી

---

૧. સલ્લામ બિન અબિલ-હુકૈક બહુ માલદાર અને મોટો વેપારી ગૃહસ્થ હતો. ખૈબરમાં વસનારા યહૂદીઓ સાથે પોતાના કિલ્લામાં રહેતો હતો. કઅબ બિન અશરફ અને હુય્ય બિન અખ્તબ પેઠે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો જાની દુશ્મન હતો. મક્કહના કુરૈશ અને મુશરિક કબીલાઓના જથ્થાઓની હરેક પ્રકારે મદદ કરીને મદીનહ પર ચઢાઇ કરાવવામાં એણે અગ્ર ભાગ ભજવ્યો હતો. (સીરતુલ-મુસ્તફા જિ. ૨ પા. ૧૭૬) ''હ''

લીધી અને સલ્લામને કતલ કરી નાખવાની તેઓને પરવાનગી આપી દીધી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરીએ હઝરત અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિકની આ રિવાયત બયાન કરી. તેમણે કહ્યું :

''અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે સફળતા અને સિધ્ધિના જે સાધનો તૈયાર કરી રાખ્યાં હતાં તેમાંથી એક આ વાત પણ હતી કે, મદીનહના અન્સારના બંને કબીલા એટલે ઔસ અને ખઝરજના મુસલમાનો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં ગર્વ લેવા જેવું મર્દાનગીનું કોઇ સાહસ ખેડવામાં અને પરાક્રમ કરી બતાવવામાં હમેશા એકબીજાને ટપી જવાના પ્રયત્નો કરતા રહેતા હતા.

એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાભનું એક જોખમ ભરેલું કામ અગર ઔસ કબીલાના બહાદુરો કરી બતાવતા તો ખઝરજ કબીલાના બહાદુરો તરત પોકારી ઊઠતા કે, ''આ પરાક્રમમાં પણ તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં અમારા ઉપર સરસાઇ કે શ્રેષ્ઠતા ભોગવી શકવાના નથી!'' (એટલે અલ્લાહએ ચાહ્યું તો એના કરતાં પણ મોટું પરાક્રમ કરીને અમે તમને દેખાડી દઇશું !) એ પછી ખઝરજ કબીલાના બહાદુરો ત્યાં સુધી ચેનથી નહિ બેસતા જ્યાં સુધી કે તેવું જ અથવા તેથી ચઢિયાતું કોઇ પરાક્રમ કરીને દેખાડી નહિ દે ! અને જ્યારે ખઝરજવાળા એ જોખમી પરાક્રમ કરીને બતાવી દેતા તો ઔસના બહાદુરો કોઇ બીજા જોખમી પરાક્રમનું બીડું ઝડપી લેતા.

**ખઝરજી બહાદુરોની પ્રતિજ્ઞા**—————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટરવાદી દુશ્મન કઅબ બિન અશરફને જ્યારે તેની અદાવતને કારણે ઔસ કબીલાના બહાદુરોએ કતલ કરી નાખ્યો હતો તો ખઝરજ કબીલાના સાહસખેડુ બહાદુરોએ પ્રતિજ્ઞા લેતાં કહી દીધું હતું કે, ''અલ્લાહના સોગંદ! આ સાહસમાં પણ ખઝરજવાળા અમારા ઉપર સરસાઇ ભોગવી શકવાના નથી !''

રાવીનું કથન છે : આ પ્રતિજ્ઞા પછી ખઝરજ કબીલાના લોકોમાં એવી ચર્ચા ચાલી નીકળી કે, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નાહકની દુશ્મની રાખવામાં આજકાલ કઅબ બિન અશરફ જેવો કોણ માણસ છે ?''

જવાબમાં લોકોએ સલ્લામ બિન અબિલ-હુકૈકનું નામ લીધું. ત્યારે ખઝરજના સાહસવીરોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જઇને સલ્લામને કતલ કરી નાખવાની પરવાનગી માગી તો આપે તેઓને પરવાનગી આપી દીધી.

**ખઝરજી સાહસવીરો ખૈબર તરફ**—————હવે ખઝરજ કબીલાની શાખ બનૂ સલિમહના પાંચ સાહસિક જવાનો એટલે : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન અતીક રદિયલ્લાહુ અન્હુ (૨) હઝરત મસઊદ બિન સિનાન રદિયલ્લાહુ અન્હુ (૩) હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસ રદિયલ્લાહુ અન્હુ (૪) હઝરત અબૂ કતાદહ હારિસ બિન રિબઇ રદિયલ્લાહુ અન્હુ (૫) અને હઝરત ખુઝાઇ બિન અસવદ રદિયલ્લાહુ અન્હુ જેઓ અસલમ કબીલાના એક સભ્ય અને બનૂ સલિમહના કરારી હતા. એ બધા આ હેતુની સિધ્ધિ માટે ખૈબર તરફ રવાના થયા. મદીનહથી ઊપડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ બિન અતીકને આ જમાઅતના અમીર બનાવ્યા અને સાથે તાકીદ ફરમાવી કે કોઇ સ્ત્રી કે બાળકની હત્યા કરવી નહિ.

આ સૂચનો લઇને પાંચે સાહસવીરો અંતે ખૈબરમાં વસેલા યહૂદીઓની વસતિમાં પહોંચી ગયા.

**યહૂદી સરદારના કિલ્લામાં**————રાતનો વધુ સમય વીત્યો ન હતો. પાંચે ગૃહસ્થો અલ્લાહનું નામ લઇને સલ્લામ બિન અબિલ-હુકૈકની કિલ્લા જેવી હવેલી પાસે પહોંચીને બેધડક તેમાં દાખલ થઇ ગયા. પૂરી સાવચેતીથી કદમ બઢાવતા દરેક ખંડનો દરવાજો બંધ કરતા ગયા કે જેથી અંદરનો કોઇ માણસ બહાર ન આવી શકે. સલ્લામ ઉપરના માળે પોતાના શયનખંડમાં દરવાજો બંધ કરીને સૂતેલો હતો. માળ પર જવા માટે ખજૂરીના થડની સીડી લાગેલી હતી. એજ સીડી પર થઇને આ લોકો તેના શયનખંડને દરવાજે જઇને ઊભા થઇ ગયા અને અંદર આવવાની રજા માટે તેના દરવાજા પર ટકોરા માર્યા. સલ્લામની બીબી જાગતી હતી. ટકોરા સાંભળીને બારણા પાસે આવી અને બોલી, ''કોણ છે ?''

જવાબ મળ્યો, ''અમે અરબના વેપારી છીએ. અનાજની ખરીદી માટે આવ્યા છીએ.''

બીબી બારણું ઉઘાડતાં બોલી, ''આવો ઘરધણી અંદરના કમરામાં છે. કદાચ જાગતા હશે. અંદર જઇને વાત કરો.''

**સાહસવીરો સલ્લામના શયનખંડમાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અહીંથી આગળ એ સાહસવીરોનું પોતાનું બયાન શરૂ થાય છે : ''અમે યહૂદના ફિત્નાખોર સરદાર સલ્લામ બિન અબિલ-હુકૈકના શયનખંડમાં પહોંચી ગયા. સાથે જ સાવચેતી રૂપે કમરાનું બારણું અંદરથી બંધ કરી લીધું કે જેથી તેની બીબી કે ઘરની કોઇ વ્યક્તિ અંદર આવીને અમારા કામમાં ખલલ નહિ નાખે. કમરાનો દરવાજો બંધ થતાં જ તેની બીબી બૂમરાણ મચાવવા લાગી અને બૂમો પાડી-પાડીને લોકોને મદદ માટે બોલાવવા લાગી કે, ''દોડો કોઇ ડાકૂઓ ઘરમાં ઘૂસી આવ્યા છે !''

''અમે જલદીથી પોતાની તલવારો મિયાનમાંથી કાઢીને હાથોમાં લઇ લીધી. અબુલ-હુકૈકનો બેટો સલ્લામ પોતાની પથારી પર લાંબો થઇને સૂતેલો હતો અને અલ્લાહના સોગંદ ! રાતના અંધારાંમાં તેના શરીરની સફેદી સિવાય બીજી કોઇ વસ્તુથી તેની નિશાની જણાતી ન હતી. બસ એવું લાગતું હતું જાણે સફેદ રંગનું કોઇ મિસરી કપડું પલંગ પર પડેલું છે.

તેની બીબી બૂમબરાડા મચાવવા લાગતી ત્યારે અમારામાંથી એક જણ તેના માથે તલવાર તાણી લેતો પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સૂચનનો ખિયાલ કરીને તરત પોતાનો હાથ નીચો કરી લેતો. જો આ સૂચન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી ના મળ્યું હોત તો એજ પળે તેની બીબી તરફથી પણ અમને છુટકારો મળી જાત !

છેવટે અમે પોતાની તલવારો અબુલ-હુકૈકના બેટા તરફ લંબાવી દીધી. અબ્દુલ્લાહ બિન ઉનૈસની તલવાર તેના પેટમાં ઘૂસી ગઇ. તલવારની અણી તેના પેટમાં ઘૂસતાં જ તે ચિલ્લાઇ ઊઠયો, ''કતની! કતની !'' એટલે બસ-બસ, આટલું જ મારા માટે બસ છે !

એ પછી અમે બહાર દોડી ગયા. અબ્દુલ્લાહ બિન ઉનૈસની નજર ઝાંખી હોવાથી ઓછું દેખાતું હતું. ઉતાવળમાં નીચે ઊતરતાં સીડીથી ગબડી પડયા જેના કારણે તેમનો હાથ બુરી રીતે મોચકાઇ ગયો. ઇબ્ને હિશામની રિવાયત મુજબ સીડી પરથી પટકાઇ જવાને કારણે તેમનો હાથ નહિ, પગ મોચકાઇ ગયો અને બીજી રિવાયત મુજબ તેમના પગનું હાડકું તૂટી ગયું. અમે એમને ખભે ઉપાડી લીધા અને લોકોની નજરોથી બચતા પાણીના ગરનાળાંને રસ્તેથી એમને લઇને બહાર નીકળી ગયા.

એ દરમિયાન કિલ્લાવાળાઓએ દીવા પેટાવીને રોશની કરી હતી અને તેના પ્રકાશમાં અમને પકડી પાડવાની ચોતરફ દોડધામ કરી મુકી હતી. પણ અંતે તો તેઓએ નિરાશાનું જ મોં જોવું પડયું. રાતના અંધારાંનો લાભ લઇને અમે તેઓની પહોંચથી બહાર નીકળી ગયા હતા. છેવટે થાકીહારીને હતાશ ચેહરે તેઓ અબુલ-હુકૈક પાસે ચાલ્યા ગયા અને દીવાઓની રોશનીમાં તેના પલંગની ફરતે જઇને ઊભા થઇ ગયા. તે વેળા અલ્લાહના એ દુશ્મન પર સકરાતની હાલત હતી અને તેનો શ્વાસ તૂટી રહ્યો હતો."

**સલ્લામના મરણની જાહેરાત**——————"તે વેળા અમારી વચ્ચે સવાલ ઊભો થયો કે, આખર આપણને ખબર કેવી રીતે પડે કે અલ્લાહનો એ દુશ્મન મરી ગયો છે ? એના જવાબનું જોખમ ખેડવા અમારો એક સાથી તૈયાર થયો. તેણે કહ્યું, "હું હમણા જઇને એની બાતમી મેળવી લાવું છું."

આમ કહીને અમારો એ સાથી અંધારાંમાં ગાયબ થઇ ગયો અને પૂરી સાવચેતી તથા સાવધાનીથી લપાતો-છુપાતો કિલ્લા પાસે પહોંચી ગયો અને ત્યાં ઊભેલાં લોકોના ટોળામાં સિફતપૂર્વક ઘૂસી ગયો. ત્યાંથી પાછા આવીને તેણે વિગત દર્શાવતાં કહ્યું, "મેં જોયું કે યહૂદી સ્ત્રી-પુરૂષો તેને ઘેરીને ઊભેલાં છે. તેની બીબી હાથમાં દીવો લઇને ખાવિન્દનું મોં જોતી હતી અને રડતાં-રડતાં લોકોને કિસ્સો કહેતી હતી. તે બોલતી હતી, "અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે મારા કાનોએ અબ્દુલ્લાહ બિન અતીક જેવો અવાજ સાંભળ્યો હતો. પછી મને થયું કે ના, ઇબ્ને અતીક તો મદીનહમાં રહે છે, તે અહીં કયાંથી ?"

આમ કહીને તે ફરીવાર તેના ખાવિન્દનું મોં જોવા લાગી અને પછી અચાનક પોકારી ઊઠી, "હાય હાય, રબ્બે-યહૂદના સોગંદ ! એ તો મને રડતી મૂકીને ચાલી નીકળ્યો !"

અમારા સાથીએ પોતાની વાત ચાલુ રાખતાં ઉમેર્યું, "બસ પછી શું હતું ! સાચું કહું તો તેની બીબીના આ બોલોથી વધુ મીઠા બોલો મારા કાનોએ આજ સુધી સાંભળ્યા નથી !"

**સલ્લામને કોણે કતલ કર્યો**——————આ સમાચાર મળતાં જ અમે અમારા સાથીને ખભે ઉપાડીને ત્યાંથી ચાલી નીકળ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને અલ્લાહના દુશ્મનની કતલનો પૂરો કિસ્સો કહી સંભળાવ્યો. આપની એજ મજલિસમાં કોની તલવારે અલ્લાહના દુશ્મનને કતલ કર્યો તે અંગે અમારી વચ્ચે મતભેદ ઊભો થયો કેમકે અમારામાંથી દરેક જણ તેની કતલનો દાવેદાર હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "વારૂ તમે લોકો તમારી તલવારો મારી સામે પેશ કરો."

અમે અમારી તલવારો રજૂ કરી. આપે તલવારોની ઝીણવટભરી તપાસ કરી અને પછી ફરમાવ્યું, "તે અબ્દુલ્લાહ બિન ઉનૈસની તલવારથી કતલ થયો છે. એમની તલવાર પર હું અનાજની અસર જોઉં છું."

**હઝરત હસ્સાનના શેઅરો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : સાહસવીરોના આ પરાક્રમના મામલે હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ કેટલાક શેઅરો કહ્યા જેમાં તેમણે કઅબ બિન અશરફ અને સલ્લામ બિન અબિલ-હુકૈકની કતલનો ઉલ્લેખ કર્યો છે :

લિલ્લાહે દર્રૂ અસા-બતિન લાકૈ - તહુમ, • યબ્નલ - હુકૈકા વ અન્તા યબ્નલ - અશરફે.

હે ઇબ્ને અબિલ - હુકૈક ! અને હે કઅબ બિન અશરફ ! તે જમાઅતનું શું પૂછવું જેની સાથે તમે

ભોટકાઈ પડયા !

**યસરૂના બિલ - બીદિલ - બિફાફે ઈલૈકુમ, • મ-ર-હન ક - ઉસદિન ફી અરીનિમ મુગરેફે.**

આ લોકો પોતાની હલકી-ફુલકી તલવારો લઈને, ઝાડીઓની બોડમાં ભરાયેલા સિંહો પેઠે, મજામજાથી રાતની વેળા તમારી તરફ ચાલી નીકળ્યા.

**હત્તા અતવ - કુમ ફી મહલ્લે બિલાદે - કુમ, • ફ - સ - કવ કુમ હત્ફન બે - બીદિન ઝુફ - ફફે.**

ત્યાં સુધી કે તેઓ તમારી વસતિના રહેઠાણો સુધી પહોંચી ગયા અને પોતાની ધારદાર તલવારોથી તમને મૃત્યુનું જળ પીવાડી દીધું.

**મુસ્તબ - સિરીન લિ-નસરે - દીને - નબીય - યિહિમ, •મુસ્તસ - ગિરીન લિ - ફુલ્લે અમરિન મુજ - હેફે.**

કેવળ પોતાના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દીનની મદદ ખાતર અને પોતાના જાન-માલને હકીર કે તુચ્છ સમજીને.

**સંપાદકની નોંધ**————સહીહ બુખારીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત બરાઅ બિન આઝિબ રદિયલ્લાહુ અન્હુના મુખે, અબૂ રાફિઅ સલ્લામની કતલની વિગત આ પ્રમાણે ટાંકેલી છે :

હઝરત બરાઅ બિન આઝિબનું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામના કટ્ટર દુશ્મન અબૂ રાફિઅ સલ્લામ યહૂદીને કતલ કરવા માટે અન્સારમાંથી કેટલાક સહાબાને પરવાનગી આપી દીધી. જ્યારે આ લોકો સલ્લામના કિલ્લા પાસે પહોંચ્યા તો સુરજ આથમી ગયો હતો. અંધારૂં ઊતરી આવ્યું હતું. લોકો જંગલમાંથી પોતાના ઢોરઢાંખર ચરાવીને આવી રહ્યા હતા. અન્સારના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન અતીકે પોતાના સાથીઓને કહ્યું, ''તમે લોકો અહીં જ થોભો. હું કિલ્લા પાસે જઈને અંદર દાખલ થવાની કોઈ તદબીર કરૂં છું. અલ્લાહએ ચાહ્યું તો કામયાબી મળશે.''

કિલ્લાના ફાટકે ચોકીદાર પહેરો ભરતો હતો. લોકો અંદર દાખલ થઈ રહ્યા હતા. એટલામાં હઝરત અબ્દુલ્લાહ ફાટક પાસેના એક ખૂણે હાથપગ સંકોચીને એવી રીતે બેસી ગયા જાણે તેઓ પેશાબ કરવા બેઠા હોય. અચાનક ચોકીદારે પોકાર પાડયો, ''હે અલ્લાહના બંદા ! અંદર આવવું હોય તો ઉતાવળ કર, હું ફાટક બંધ કરૂં છું.''

હઝરત અબ્દુલ્લાહ બિન અતીક ફરમાવે છે : ''આ પોકાર સાંભળતાં જ હું ઝડપભેર કિલ્લામાં દાખલ થઈ ગયો. બાજુમાં જ ગધેડાનો તબેલો આવેલો હતો. હું તેમાં જઈને લપાઈને બેસી ગયો. ચોકીદારે ફાટક બંધ કરીને ચાવીઓ ત્યાંના એક ગોખલાની ખીંટીએ ટાંકી દીધી. સલ્લામના કિલ્લામાં રાતે કિસ્સા કહાણીઓની મજલિસ જામતી હતી. કથાકારો કથા માંડતા હતા. જ્યારે એ બધા ચાલ્યા ગયા અને રાત ખાસી વીતી ગઈ તો હું તબેલામાંથી નીકળ્યો. ગોખલાના ખૂંટે ટાંકેલી ચાવીઓ ઉપાડી અને સીડી પરથી થઈને સલ્લામના શયનખંડ તરફ જવા લાગ્યો. જ્યારે હું કોઈ દરવાજો ખોલતો તો અંદરથી તરત તેને બંધ કરી દેતો કે જેથી કોઈ અંદર ન આવી શકે. સલ્લામ પોતાની બેગમ સાથે એક અંધારા કમરામાં સૂતેલો હતો પણ કમરાની કઈ દિશાએ સૂતેલો છે તેની મને ખબર ન હતી.

મેં હળવેથી પોકાર પાડયો, ''હે અબૂ રાફિઅ !''

તે બોલ્યો, "કોણ છે ?"

એજ પળે અવાજની દિશાએ હું ધસી ગયો અને તલવારનો વાર કરી દીધો. પણ અંધારૂં હતું. હું ગભરાટમાં હતો. વાર ખાલી ગયો. સલ્લામે જેવી જ ચીસ પાડી કે તરત હું કમરામાંથી નીકળી ગયો. બહાર થોડીવાર થોભીને પાછો કમરામાં ગયો અને અવાજ બદલીને બોલ્યો, "હે અબૂ રાફિઅ ! તમારા કમરામાં એ કોનો અવાજ હતો?"

"તારી મા મરે, શું કોઈએ તલવાર મારી હતી ? જા જઈને જોઈ આવ કે કોણ છે ?" અબૂ રાફિઅ બોલ્યો.

હવે મને સમજાય ગયું કે તે કયાંથી બોલે છે. નઝદીક જઈને તલવારનો ભરપૂર વાર કરી દીધો. પછી મને થયું કે એ પણ ઓછો પડયો છે ત્યારે મેં તલવારની અણી તેના પેટમાં ઘૂસાડી દીધી ત્યાં સુધી કે અણી તેની કેડ સુધી પહોંચી ગઈ. હવે મને ખાતરી થઇ કે મેં તેને કતલ કરી નાખ્યો છે.

એ પછી હું ત્યાંથી પલટયો અને મેં બંધ કરેલો એકએક દરવાજો ખોલતો સીડી સુધી પહોંચી ગયો. પગથિયાં ઊતરતી વેળા મને થયું કે હું જમીન સુધી પહોંચી ગયો છું, જો કે જમીન હજી દૂર હતી. આ રીતે હું સીડી પરથી પટકાતો નીચે પછડાયો જેના કારણે મારી પિંડલીનું હાડકું તૂટી ગયું. તરત જ પાઘડી ઉતારીને મેં પિંડલી ફરતે મજબૂતીથી કસી દીધી. તે વેળા ચાંદરણું ખીલી ઊઠયું હતું.

કિલ્લાથી બહાર નીકળીને મેં ફેસલો કરી લીધો કે ત્યાં સુધી અહીંથી ટળવાનો નથી જયાં સુધી કે અબૂ રાફિઅના મરણની પાકે પાયે ખાતરી નહિ થઈ જાય. ત્યાં જ કિલ્લાના ફાટકની બહાર બેસી રહ્યો. જયારે કૂકડાએ પરોઢની બાંગ પોકારી તો મરણની જાહેરાત કરનારે કિલ્લાની અગાશી પરથી પોકાર પાડયો, "હે લોકો ! આથી હું હિજાઝના શાહસોદાગર અબૂ રાફિઅના મરણની જાહેરાત કરૂં છું !"

તેના મરણની જાહેરાતથી હું એટલો આનંદમાં આવી ગયો કે પગની તકલીફ હોવા છતાં મને પગની તકલીફનો એહસાસ નહિ રહ્યો. સાથીઓ પાસે જઈને મેં કહ્યું, "અન-નજાઅ" જલદી કરો. મેં અબૂ રાફિઅને કતલ કરી નાખ્યો છે.

એ પછી અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને પૂરો કિસ્સો આપને કહી સંભળાવ્યો. આપે મને ફરમાવ્યું, "તમારો પગ લાંબો કરો."

મેં અદબથી પગ લંબાવી દીધો. આપે મારી પિંડલીના તૂટેલા ભાગ પર પોતાનો મુબારક હાથ ફેરવી દીધો. વલ્લાહ ! પગ એવો સાજોસમો થઇ ગયો જાણે તેને કંઇ જ થયું ન હતું. (કશ્ફુલ-બારી અમ્મા ફી સહીહિલ-બુખારી જિ.૨ પા. ૧૯૮ થી ૨૦૨ - સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૧૭૮) "હ"

---

## પ્રકરણ ૧૨૪

# અમ્ર બિન આસ અને ખાલિદ બિન વલીદ ઈસ્લામના ચરણોમાં

અમ્ર બિન આસ નજાશીના દરબારમાં • હઝરત અમ્ર દમરીનું આગમન • હઝરત અમ્રને કતલ કરવાની દરખાસ્ત • નજાશીના ગુસ્સાનો પારો • મદીનહ જતાં ખાલિદ સાથે ભેટો • અમ્ર અને ખાલિદ ઈસ્લામના ચરણોમાં • ઈબ્ને તલહાનો ઈસ્લામ સ્વીકાર.

**ગુજરાતી સંપાદકની નોંધ**————અમ્ર બિન આસ અને ખાલિદ બિન વલીદ ઈસ્લામી ઈતિહાસના નામચીન સિપહસાલાર થઈ ગયા છે. કુફ્રો-શિર્કની હાલતમાં પણ બંને વીરનરો બહુ જોશીલા, બાહોશ અને કુનેહબુધ્ધિ ધરાવનારા મુત્સદ્દી કે રાજકારણી તરીકે જાણીતા હતા. લશ્કરી વ્યૂહરચના અને રાજકારણના દાવપેચના નિષ્ણાંત હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટરવાદી દુશ્મનોમાંથી હતા. ઈસ્લામને ઉખેડી કાઢવાની પ્રવૃત્તિઓમાં બઢીચઢીને ભાગ લેતા હતા. પછી તે સમય આવ્યો જયારે બંનેની આંખો પરથી શયતાની પર્દા હટી ગયા. અને ઈસ્લામની સચ્ચાઈની બંનેને ખાતરી થઈ ગઈ. ત્યારે બંનેએ અંતરનો નાદ ઝીલી લેવામાં પળનો પણ વિલંબ નહિ કર્યો. બેધડક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને અંતઃકરણથી મુસલમાન બની ગયા. આ રીતે બંને રાજપુરૂષોએ ઈસ્લામના ચરણોમાં માથાં નમાવીને બંને જહાનની કામયાબી મેળવી લીધી. હઝરત અમ્ર બિન આસે મિસરના વિજેતા તરીકે અને મિસરના ગવર્નર તરીકે અમર નામના મેળવી જયારે હઝરત ખાલિદ બિન વલીદે સરકારે-મદીનહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી ''સૈફુલ્લાહ'' એટલે અલ્લાહની તલવારનો ખિતાબ મેળવ્યો અને મુલકોના મુલકો ફતેહ કરી લીધાં. ''હથુરાણી''

**અમ્ર બિન આસ નજાશીના દરબારમાં**——ઈબ્ને ઈસ્હાક કહે છે : અમ્ર બિન આસના મુસલમાન બનવાની આ કથા મને યઝીદ બિન અબૂ હબીબે કહી સંભળાવી અને તેણે હબીબ બિન અબૂ ઔસ સકફીના આઝાદ ગુલામ રાશિદના મુખે સાંભળી અને રાશિદે આ કથા હબીબ બિન અબૂ ઔસ સકફીના મુખે સાંભળી. હબીબ બિન અબૂ ઔસનું બયાન છે કે, અમ્ર બિન આસે સ્વમુખે પોતાના ઈસ્લામ-સ્વીકારની કથા મારી આગળ વાર્ણવતાં કહ્યું :

"ખન્દકના યુધ્ધમાં હરેક પ્રકારે ખુવાર થઈને અમારૂં વિરાટ લશ્કર વીલે મોંઢે મક્કહ પાછું ફર્યું. તે વેળા મારી ચિન્તા, મારી ઉદાસી અને મારી હતાશા-નિરાશાનો પાર ન હતો. ત્યારે મેં કુરૈશના કેટલાક એવા જવાનોને ભેગા કર્યા જેઓ મારી સલાહને મહત્વ આપીને વધાવી લેતા હતા અને મારો પડયો બોલ ઝીલી લેવા તૈયાર હતા.

મેં તેઓને કહ્યું, "હે કુરૈશી જવાનો ! જુઓ, અલ્લાહના સોગંદ, તમે બધા જાણો છો કે હવે મુહંમદનો બોલ ઊંચે ને ઊંચે જઈ રહ્યો છે. તેમને જીત પર જીત અને ફતેહ પર ફતેહ મળી રહી છે. સાચું કહું તો તેમની આ ચઢતી મને દીઠી ગમતી નથી અને ઈસ્લામના પ્રવાહને અટકાવવાની આપણી કોઈ તદબીર કારગર નીવડતી નથી. હવે આ પરિસ્થિતિ કે લમણાઝીંકથી છૂટવાનો એક રસ્તો મારા ઝેહનમાં આવે છે. કહો એ વિષે તમારો શો મત છે ?" (એટલે મારો આ વિચાર જાહેર કરૂં કે ન કરૂં ?)

કુરૈશી જવાનો બોલ્યા, "હે અમ્ર ! પ્રથમ બતાવો તમે શું વિચાર્યું છે ?"

મેં કહ્યું, "જુઓ આપણે થોડીક ભેટની વસ્તુઓ લઈને હબશહ દેશના બાદશાહ નજાશીના દરબારમાં જઈએ અને તેને રાજી કરીને ત્યાં જ રહી પડીએ. મારી માન્યતામાં મુહંમદના તાબેદાર બનીને રહેવા કરતાં નજાશીના તાબેદાર બનીને રહેવું વધારે બેહતર છે. પછી જો મુહંમદ આપણી કૌમ પર વર્ચસ મેળવી લે તો આપણે નજાશી પાસે જ કાયમનો વસવાટ ગ્રહણ કરી લઈશું. અને જો આપણી કૌમ મુહંમદ પર વર્ચસ મેળવી લે તો એનાથી રૂડું બીજું શું ? આપણી કૌમ આપણને ઓળખે જ છે. તે જરૂર મક્કહમાં આપણું સ્વાગત કરશે."

કુરૈશી જવાનો મારા વિચારો સાથે સંમત થતાં બોલ્યા, "હે અમ્ર ! તમારી આ વાત ખરેખર વાજબી જ છે અને વધાવી લેવા જેવી છે."

મેં કહ્યું, "ત્યારે તે વસ્તુઓ ભેગી કરો જે આપણે નજાશીના દરબારમાં ભેટ તરીકે રજૂ કરવાની છે."

અમ્ર બિન આસ કહે છે : "અમારા દેશની જે કીમતી વસ્તુ નજાશી બાદશાહને વધુથી વધુ ગમી શકે તે અરબના ઉત્તમ પ્રકારના ચામડાંની મહામૂલી ભેટ હતી. અમે ખાસ્સા પ્રમાણમાં મૂલ્યવાન ચામડાં ભેગાં કર્યાં. તેને લઈને ચાલી નીકળ્યા અને નજાશી બાદશાહના દેશ મુલ્કે-હબશહ પહોંચી ગયા."

**હઝરત અમ્ર દમરીનું આગમન**——અમ્ર બિન આસ કહે છે : "અમે હબશહમાં જ હતા કે એક દિવસે અચાનક અમ્ર બિન ઉમૈયહ દમરી મારા જોવામાં આવ્યો. મેં તેને બાદશાહના દરબારમાં જતાં અને ત્યાંથી બહાર નીકળતાં જોયો. [૧] મક્કહથી હિજરત કરીને આવેલા મુસલમાનોમાંથી કેટલાક હજુ સુધી

૧. હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂત કે એલચી હતા. મક્કહના મુહાજિરોમાંથી હઝરત જઅફર બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ અને તેમના કેટલાક સાથીઓ હજુ સુધી હબશહમાં જ હતા. તેઓને તેડી લાવવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને નજાશી પાસે મોકલ્યા હતા. "હ"

હબશહમાં જ હતા. પૂછપરછ કરતાં ખબર પડી કે મુહંમદ સાહેબે અમ્ર બિન ઉમૈયહ દમરીને, જઅફર બિન અબૂ તાલિબ તથા તેના સાથી મુસલમાનોના મામલા અંગે નજાશી પાસે મોકલ્યો હતો કે જેથી તે બધા મુસલમાનોને હબશહથી તેડીને મદીનહ લઇ જાય.''

''અમ્ર બિન આસ કહે છે : અમ્ર બિન ઉમૈયહ દમરીને જોતાં જ મારા તનબદનમાં આગ લાગી ગઇ. મેં મારા સાથીઓને કહ્યું,

''કેવું સારૂં થાય કે હું નજાશી પાસે જાઉં ! તેને દરખાસ્ત રજૂ કરૂં ! તે અમ્ર બિન ઉમૈયહને મારે હવાલે કરી દે ! અને હું તલવારથી તેનું મસ્તક ઉડાવી દઉં !''

જો આ રીતે મારી યોજના સફળ થાય અને અમ્રને હું કતલ કરી નાખું તો વિચાર કરો, કુરૈશ કેટલા ખુશ થશે ! તેઓ મને ધન્યવાદ આપતાં પોકારી ઊઠશે, ''હે અમ્ર બિન આસ ! ખરેખર તેં કુરૈશ કૌમની ભારે સેવા કરી છે !''

**હઝરત અમ્રને કતલ કરવાની દરખાસ્ત**——————એ પછી હું મારા સાથીઓ સાથે નજાશીના દરબારમાં હાજર થયો. ત્યાંના દરબારી નિયમ મુજબ અમે નજાશીને સિજદો કર્યો. મને જોતાં જ નજાશી મલકાયો, ''ભલે પધાર્યા મારા દોસ્ત ! કહો મારા માટે પોતાના દેશનો શું તોહફો લાવ્યા છો ?''

મેં અરજ કરી, ''જી હા બાદશાહ સલામત ! આપ નામદાર માટે હું ઠીક પ્રમાણમાં મૂલ્યવાન ચામડાંનો તોહફો લાવ્યો છું.''

આમ કહીને મેં અરબના કીમતી ચામડાંનો તોહફો બાદશાહના ચરણોમાં ભેટ ધર્યો. નજાશીને એ તોહફો ગમી ગયો. પછી થોડીક અહીંતહીંની વાતો કરીને મેં અરજ કરી, ''બાદશાહ સલામત ! પરવાનગી હોય તો એક દરખાસ્ત રજૂ કરૂં !''

નજાશી બોલ્યો, ''કહો શું છે ?''

મેં કહ્યું, ''જહાંપનાહ ! મેં આપના દરબારમાંથી મદીનહના એક શખ્સને નીકળતો જોયો છે. તે એક એવા ગૃહસ્થનો એલચી છે જે અમારો અને અમારી કૌમનો કટ્ટર દુશ્મન છે. એ દુશ્મને અમારી કૌમના અનેક આબરૂદારો અને સરદારોને મારી નાખ્યા છે. માટે આપ અમારા એ દુશ્મનના એલચીને મારે હવાલે કરી દો કે જેથી હું તેને કતલ કરી નાખું !''

**નજાશીના ગુસ્સાનો પારો**——————''વલ્લાહ ! મારી આ દરખાસ્ત સાંભળતાં જ નજાશીના ગુસ્સાનો પાર ન રહ્યો. ક્રોધથી તેના ચેહરાનો રંગ બદલાય ગયો. એજ ઉત્તેજિત દશામાં તેણે પોતાના જ નાક પર પોતાના હાથથી એવા જોરનો મુક્કો માર્યો કે મને થયું, એણે પોતાનું જ નાક ભાંગી નાખ્યું છે ! તેની આ ઝનૂની હાલત જોઇને ભયથી મારાં રૂવાટાં ખડાં થઇ ગયાં. મને થયું કે કાશ ! જમીન ફાટી જાત અને હું તેમાં ગરક થઇ જાત !''

ઝટ દઇને હું બોલ્યો, ''બાદશાહ સલામત ! મને માફ કરો. મારી ભૂલ થઇ છે. જો મને ખબર હોત કે મારી વાતથી આપનું દિલ દુભાશે તો હું કદી એવી દરખાસ્તની ગુસ્તાખી નહિ કરત !''

નજાશી જુસ્સાથી બોલ્યો, ''શું તું એવા ગૃહસ્થના એલચીને કતલ કરવાની માગણી કરે છે જેમની

પાસે અલ્લાહનો તેજ માનવંતો ફરિશ્તો આવે છે જે મૂસા પયગમ્બર પાસે આવતો હતો ?''

મેં નવાઇ પામીને કહ્યું, ''બાદશાહ સલામત ! આખર આ બધો શું મામલો છે ? ફરિશ્તો...... પયગમ્બર........મને તો કંઇ જ સમજાતું નથી.''

નજાશી ઠાવકા મુખે બોલ્યો, ''ભલા માણસ મારૂં માને તો જઇને મુહંમદની તાબેદારી કબૂલ કરી લે. અલ્લાહના સોગંદ ! તેઓ પોતાની પયગમ્બરીના દાવામાં બિલકુલ સાચા છે. જેવી રીતે મૂસા પયગમ્બરે તે સમયના બાદશાહ ફિરઔન અને તેના લશ્કર પર વિજય મેળવ્યો હતો તેવી જ રીતે મુહંમદ પણ એવા તમામ લોકો પર વિજય મેળવી લેશે જેઓ તેમનો વિરોધ કરે છે.''

''બાદશાહ સલામત ! શું ખરેખર એમ જ બનવાનું છે ?'' મેં પૂછ્યું.

''હા બેશક એમ જ બનવાનું છે.'' નજાશીએ મક્કમતાથી જવાબ આપ્યો.

''ત્યારે એક કામ કરો બાદશાહ સલામત !''મેં પ્રસ્તાવ મૂક્યો.

''તે શું ?''

''હે દયાળુ બાદશાહ ! આપ પોતે મુહંમદ તરફથી મને મુસલમાન બનાવી લો.''

''હા, બેશક, જરૂર, કેમ નહિ !'' આમ કહીને નજાશીએ પોતાનો જમણો હાથ લંબાવી દીધો અને મેં નજાશીના હાથ પર ઈસ્લામની બૈઅત કરી લીધી. એ પછી હું નજાશી પાસેથી ઊઠીને મારા સાથીઓ પાસે ચાલ્યો ગયો. તેઓની સાથે મારી જે યોજના હતી તેને અમલમાં મૂકવાનું હવે મારા માટે શક્ય ન હતું. તેઓની સાથે મતભેદો પડવા લાગ્યા કેમકે મુસલમાન બનવાની વાત મારા સાથીઓથી મેં છુપાવી રાખી હતી.

**મદીનહ જતાં ખાલિદ સાથે ભેટો**————એ પછી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવાના વિચારે હબશહથી નીકળીને મદીનહ તરફ ઊપડયો. મેં મનમાં ઠરાવી લીધું હતું કે જાતે ને પોતે મદીનહ હાજર થઈને ખુદ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરીશ. સંજોગજોગે રસ્તામાં અચાનક ખાલિદ બિન વલીદ સાથે મારો ભેટો થઇ ગયો. મક્કહ ફતેહ થયું તેના થોડા દિવસ પહેલાંનો આ બનાવ છે. ખાલિદ બિન વલીદ મક્કહથી આવી રહ્યા હતા. મેં પૂછ્યું, ''હે અબૂ સુલેમાન ! (ખાલિદનું ઉપનામ) ક્યાંનો વિચાર છે ?''

બોલ્યા, ''અલ્લાહના સોગંદ ! સત્ય બોલી ઊઠયું છે. એ ગૃહસ્થ (એટલે હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) સાચેસાચ અલ્લાહના નબીય્યે-બરકહ છે. વલ્લાહ ! હું તેમની જ તહેનાતમાં જઇ રહ્યો છું. કે જેથી ઈસ્લામ કબૂલ કરી લઉં. આખર ક્યાં સુધી હું સત્યથી ભાગતો રહીશ ?''

મેં કહ્યું, ''ચાલો ત્યારે એકથી બે ભલા. હું પણ એટલા જ ખાતર જઇ રહ્યો છું કે ઇસ્લામ કબૂલ કરી લઉં.''

**અમ્ર અને ખાલિદ ઈસ્લામના ચરણોમાં**————એ પછી હું અને ખાલિદ બિન વલીદ ભેગા સફર કરતા મદીનહ પહોંચી ગયા. ખાલિદ બિન વલીદે મારાથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરીને ઈસ્લામ સ્વીકારી લીધો. પછી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો.

મેં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! મુસલમાન બનવા પહેલાં મારી એક શરત છે.''

''કહો શું શરત છે ?''

મેં કહ્યું, ''આપના હાથ પર એવી શરતે બૈઅત કરીશ કે જેટલા ગુનાહો થઈ ચૂકયા છે એ બધા માફ કરી દેવામાં આવે. હવે પછી જે ગુનાહો થશે તેના વિષે કંઈ કહેતો નથી.''

આપે ફરમાવ્યું, ''હે અમ્ર ! બૈઅત કરી લો. જેટલા ગુનાહો પહેલાં થઈ ચૂકયા છે એ બધાને ઈસ્લામ મિટાવી દે છે અને અલ્લાહના રાહમાં હિજરત પણ તમામ ગુનાહોને ધોઈ નાખે છે.''

એ પછી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરીને મુસલમાન બની ગયો અને ત્યાંથી પાછો આવી ગયો.''

**ઈબ્ને તલહાનો ઈસ્લામ સ્વીકાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી પ્રમાણભૂત માહિતી મુજબ ઉસ્માન બિન તલહા બિન અબૂ તલહાએ પણ હઝરત અમ્ર બિન આસ અને હઝરત ખાલિદ બિન વલીદની સાથે જ ઈસ્લામ સ્વીકારી લીધો હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉસ્માન બિન તલહા અને હઝરત ખાલિદ બિન વલીદના ઈસ્લામ સ્વીકારથી નારાજ થઈને ઈબ્ને ઝિબઅરા શાઈરે આ રીતે ટકોર કરી છે :

**ઈમ - ફતાહ બૈતિન ગયરે બૈતિકા તબતગી, • વમા યુબ્તગી મિમ મજદે બૈતિન મુઅસ્સ - સલિ**

(હે ઉસ્માન !) શું તું પોતાના ઘર સિવાય બીજાના ઘરની ચાવીઓનો તલબગાર છે ? અને શું તું અલ્લાહના પ્રાચીન ઘરનું ગૌરવ નથી ઈચ્છતો ? [૧]

**ફલા તઅ-મનન્ન ખાલિદન બઅદા હાઝિહી, • વ ઉસ્માનુ જાઅ બિદ-દુહૈમિલ મુઅદ - દલિ.**

હે ખાલિદ ! યાદ રાખજે આપણા બાપદાદાઓથી ચાલ્યા આવતા કરારોને તોડી નાખવા પછી તું પણ સલામત રહી શકવાનો નથી અને ઉસ્માન તો એક બહુ મોટી મુસીબત લઈને આવી લાગ્યો છે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સન ૫ હિજરીના ઝી-કઅદહના છેલ્લા દિવસો અને ઝિલ-હજજની શરૂઆતમાં [૨] બનૂ કુરૈઝહના યહૂદ પર ફતેહ મેળવી હતી. વળી મક્કહના મુશરિકો હજુ સુધી ખાનએ-કઅબહના મુતવલ્લી હોવાથી આ વરસના ઝિલ-હજજના મહિનામાં હજજને લગતો પૂરો વહીવટ તેઓના જ હાથમાં રહ્યો.

---

૧. હઝરત ઉસ્માન બિન તલહા રદિયલ્લાહુ અન્હુ મક્કહના આબરૂદાર ખાનદાનના નબીરા હતા. ખાનએ-કઅબહની ચાવી રાખવાનો માનભર્યો ઓહદો એમના જ ખાનદાનમાં ઊતરી આવતો હતો. શાઈરે એજ તરફ ઈશારો કર્યો છે.

૨. સન ૫ હિજરીનો ઝિલ-હજજ મહિનો ૨૩ એપ્રિલ ૬૨૭ થી શરૂ થયો. (ઈબ્ને હિશામ જિ.૨ પા. ૩૩૩નો હાશિયો)

# પ્રકરણ ૧૨૫

# ગઝવએ - બની લિહયાન
# ——અને——
# ગઝવએ - ઝી - કરદ

બનૂ લિહયાન કબીલા પર ચઢાઇ ● પ્રવાસની મંઝિલો ● બનૂ લિહયાનની નાસભાગ ● હઝરત જાબિરની રિવાયત ● ગઝવએ-ઝી-કરદ ● રસૂલુલ્લાહ (સલ.)ના ઊંટો પર છાપો ● હઝરત ઇબ્નુલ-અકવઅની બહાદુરી ● દીને-હકના શાહસવારો ● હઝરત અબૂ ઐયાશનો મામલો ● હઝરત મુહરિઝની શહાદત ● મુસલમાનોના ઘોડાઓના નામ ● લૂંટારાઓ પર સહાબાનું આક્રમણ ● મરનાર ગિફારીની બેગમનો કિસ્સો ● હઝરત હસ્સાનના શેઅરો.

**બનૂ લિહયાન કબીલા પર ચઢાઇ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝીલ-હજ્જ પછી સન ૬ હિજરીના મુહર્રમ, સફર, રબીઉલ-અવ્વલ અને રબીઉલ-આખિરના અંત સુધી મદીનહ મુનવ્વરહમાં બિરાજમાન રહ્યા.[1]

બનૂ કુરૈઝહના યહૂદ પર ફતેહ મેળવવાના લગભગ ૬ મહિના પછી જુમાદલ-અવ્વલમાં આપ, બનૂ લિહયાનના ગદ્દાર તથા દગાખોર કબીલા પર ચઢાઇને ઇરાદે, મદીનહથી ઇસ્લામી લશ્કર સાથે રવાના થયા.[2]

આપનો મૂળ મકસદ ''અસહાબે-રજીઅ'' એટલે હઝરત ખુબૈબ બિન અદી રદિયલ્લાહુ અન્હુ અને હઝરત આસિમ બિન સાબિત રદિયલ્લાહુ અન્હુ તથા એમના સાથીઓની કુર હત્યા કરનારા દગાબાજ ખૂનીઓ કનેથી બદલો લેવાનો હતો. પરંતુ આપે જાહેર એવું કર્યું જાણે આપ પોતાના સાથીઓ સાથે બનૂ લિહયાન તરફ નહિ, બલકે મુલ્કે-શામ તરફ જઇ રહ્યા છે. મતલબ આ કે બનૂ લિહયાનને અંધારામાં રાખીને અચાનક તેઓની ઉપર ચઢાઇ કરી દેવામાં આવે.

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહથી ઊપડવા પહેલાં પોતાની જગાએ મદીનહના હાકિમ તરીકે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમ્મે-મકતૂમની નિમણૂક કરી.

---

૧. સન ૬ હિજરીનો રબીઉલ-આખિર મહિનો ઇસ્વી સન ૬૨૭ ના સપ્ટેમ્બરની ૧૭ તારીખે પૂરો થયો.

૨. સન ૬ હિજરીનો જુમાદલ-અવ્વલ મહિનો ઇ.સ. ૬૨૭ ના સપ્ટેમ્બરની ૧૮ તારીખે શરૂ થયો. (ઇબ્ને હિશામ જિ.૨ પા. 333 નો હાશિયો.)

**પ્રવાસની મંઝિલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મદીનહના વિસ્તારમાં ઉત્તર દિશાએ, મુલ્કે-શામને રસ્તે ગુરાબ નામે પહાડ આવેલો છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના માણસો સાથે આ પહાડ પાસેથી પસાર થઇને પ્રથમ મુહીસ સ્થળે પધાર્યા અને અહીંથી કૂચ કરીને તબરા અથવા બતરા સ્થળે પહોંચી ગયા. અહીંથી આપ ડાબા હાથે વળીને "બીન" નામની ખીણ વટાવતા "સખીરાતુલ-યમામ"સ્થળે પહોંચી ગયા. [૧] અહીંથી પ્રસ્થાન કરીને આપ મક્કહની શાહરાહ પર આવી ગયા. આ શાહરાહ પર આપે ઝડપભેર ચાલવાનું શરૂ કર્યું ત્યાં સુધી કે ગુરાન નામનું સ્થળ આવી ગયું. એજ સ્થળે બનૂ લિહયાન કબીલાની વસતિઓ આવેલી હતી. અહીં પધારીને આપે પોતાના સાથીઓ સાથે પડાવ નાખી દીધો. ગુરાન એક ખીણવાળા જંગલ પ્રદેશનું નામ છે જે ઉમજ અને ઉસ્ફાન વચ્ચે આવેલો છે. ગુરાનની ખીણ, ત્યાં આવેલા સાયહ નામે સ્થળ સુધી પ્રસરેલી છે.

**બનૂ લિહયાનની નાસભાગ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથીઓ સાથે અહીં પધાર્યા તે પહેલાં, બનૂ લિહયાનના લોકો ડરના માર્યા પોતાની વસતિઓમાંથી ફરાર થઇને પહાડોની ચોટીઓ અને બખોલોમાં ભરાય ગયા હતા.

ગુરાન સ્થળના પડાવે જ્યારે આપને, બનૂ લિહયાનના લોકોને ભૂલાવામાં રાખવાના હેતુમાં સફળતા નહિ મળી તો આપે પોતાના સહાબાને ફરમાવ્યું, "અહીંથી જો આપણે ઉસ્ફાન ગામે પહોંચી જઇએ તો મક્કહવાસીઓને સમાચાર મળી જશે કે આપણે મક્કહ સુધી આવી લાગ્યા છીએ." [૨]

આમ ફરમાવીને આપ બસો સવારોને સાથે લઇને ઉસ્ફાન મુકામે પહોંચી ગયા. અહીંથી આપે બે સવારોને "કુરાઉલ-ગમીમ" તરફ મોકલી આપ્યા. અહીં પણ કોઇએ મુકાબલે આવવાની હિંમત નહિ કરી તો આપ પોતાના સહાબા સાથે મદીનહ વાપસ પધાર્યા. [૩]

**હઝરત જાબિરની રિવાયત**————હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ ફર્માવ્યા કરતા કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે ઉસ્ફાન મુકામેથી કૂચ કરીને મદીનહ પધારવા રવાના થયા તો આપની મુબારક જીભ પર આ કલિમાત હતા :

- આઇબૂન તાઇબૂન ઇન્શા અલ્લાહુ : અલ્લાહએ ચાહયું તો અમે પાછા આવનારા અને તૌબા કરનારા છીએ.
- લિ-રબ્બેના હામિદૂન : અમે અમારા પાલનહારની હમ્દો-સ઼ના કરનારા છીએ.
- અઊઝુ બિલ્લાહિ મિંવ વઅસ઼ા-ઇસ-સફરે : હું અલ્લાહની પનાહ ચાહું છું સફરની તકલીફોથી.
- વ કાબતિલ મુન-કલબે : અને રંજોગમની બદઅંજામીઓથી.
- વ સવઇલ-મન્ઝરે ફીલ-અહલે વલ-માલ : અને બાલબચ્ચાં તથા માલસામાનમાં બદહાલી જોવાથી.

મદીનહના મશહૂર શાઇર હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ બનૂ લિહયાનના ગઝ્વહ પ્રસંગે તેઓની બુઝદિલી પર કટાક્ષ કરતાં ફરમાવ્યું :

---

૧. સખીરાતુલ-યમામ : આ સ્થળનો ઉલ્લેખ બદ્રના પ્રવાસમાં પણ થયેલો છે. જુઓ જંગે-બદ્રનું પ્રકરણ.

૨. હેતુ આ હતો કે ઇસ્લામી લશ્કરની ટુકડી મક્કહના સીમાડા સુધી આવી લાગી તેની જાણ કુરૈશને થઇ જાય તો તેઓના દિલો પર મુસલમાનોની ધાક બેસી જાય. ઉસ્ફાન મક્કહથી બે મંઝિલના વિસ્તારે મક્કહ-મદીનહ વચ્ચે આવેલી એક વસતિનું નામ.

3. આ સફરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ૧૪ દિવસો મદીનહથી બહાર રહ્યા. (અસ્સિહ-દુસ-સિયર પેજ ૧૮૬) "હ"

લવ અન્ન બની લિહયાન કાનૂ તનાઝરૂ, • લફૂ ઉ-સ-બનફી દારેહિમ ઝાત મસ્દકે.

બનૂ લિહયાનવાળા થોડીક વાર જોતે તો પોતાના જ ઘરોમાં સત્યને ચાહનારાં જુથો સાથે તેઓનો ભેટો થઇ જતે.

વલા - કિન્ન હુમ કાનૂ વબારન તતબ-બઅત, • શિહાબે હિજાઝિન ગયરે મુ-ન- નફ-ફકે.

પરંતુ તેઓ તો નોળિયા હતા, હિજાઝની એવી ઘાટીઓમાં જઇને ભરાય ગયા જેનો કોઇ દરવાજો પણ ન હતો. [૧]

---

# ગઝવએ - ઝી - કરદ

**રસૂલુલ્લાહ (સલ.)ના ઊંટો પર છાપો**———રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ લિહયાનના ગઝવહથી વાપસ થઇને મદીનહ પધારી ચૂકયા હતા. થોડીક જ રાતો વીતી હતી ત્યાં તો ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્ર ફઝારી (નામના દુશ્મન ડાકૂ)એ પોતાના ગત્ફાન કબીલાના સવારોની ટુકડી સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટો પર છાપો માર્યો. આ ઊંટો ઝી-કરદ સ્થળે આવેલા ગાબહ નામે જંગલના એક બીડમાં ચરતાં હતાં. ઊંટોનો રખેવાળ ગિફારી કબીલાનો એક જવાન હતો જે પોતાની બેગમ સાથે ઊંટોની રખેવાળી કરતો હતો.

ઊંટોની લૂંટના આ છાપામાં ઉયૈનહ તથા તેના સવારોએ ગિફારી કબીલાના આ જવાનને મારી નાખ્યો. તેની બેગમને ઉપાડી લીધી અને ઊંટોને હંકારતા ઝપાટાભેર ત્યાંથી પલાયન થઇ ગયા. [૨]

**હઝરત ઇબ્નુલ-અકવઅની બહાદુરી**———ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅ અસ્લમી પહેલા ગૃહસ્થ હતા જેમને ડાકુઓના આ છાપાની સૌથી પહેલાં જાણ થઇ. પરોઢના અંધારામાં જ તીર-કામઠું સજીને ગાબહ તરફ ઊપડી ગયા. એમની સાથે તલહા બિન ઉબૈદુલ્લાહનો ગુલામ પણ ઘોડો હંકારીને ચાલતો હતો. મદીનહથી બહાર નીકળીને હઝરત સલમહ બિન અકવઅ "સનિય્યતુલ-વદાઅ" ડુંગરની ટેકરી પર ચઢી ગયા. જોયું તો દૂર ધૂળના ગોટેગોટા ઊડતા દેખાયા અને દુશ્મનોના ઘોડા પણ દેખાયા. એજ પળે હઝરત સલમહએ સિલઅ પર્વત તરફ મુખ કરીને "વા સબાહાહ !" નો જોરદાર ઘાંટો ગજાવ્યો જેનો પડઘો મદીનહમાં ગુંજતાં બીજા મુસલમાનો સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ સાંભળી લીધો. [૩]

ઘાંટો ગજાવીને હઝરત સલમહ ટેકરી પરથી કૂદીને છલાંગો મારતા દુશ્મનની પૂઠે દોડી પડયા. દોડતી વેળા બિલકુલ વિકરાળ સિંહ જેવા લાગતા હતા. છેવટે શત્રુના સરે પહોંચીને તીરોથી તેઓની ખબર લેવા લાગ્યા.

---

૧. બનૂ લિહયાનના બુઝદિલ કાફિરોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ૭૦ વિદ્વાન સહાબાને ઇસ્લામી તબલીગના બહાને બોલાવીને બીરે-મઊનહ સ્થળે દગાબાજીથી કતલ કરી નાખ્યા હતા. "હ"

૨. ઝી-કરદ : મદીનહની ઉત્તરે એક દિવસના અંતરે બનૂ ગત્ફાનની વસતિ પાસે આવેલા એક ઝરણાનું નામ. અહીના જંગલના એક બીડમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટો ચર્યા કરતાં હતાં. આપે ઊંટોની રખેવાળી ગિફારી કબીલાના એક જવાનને સોંપેલી હતી. કેટલાકના કથન મુજબ આ જવાન, મશહૂર સહાબી હઝરત અબૂ ઝર ગિફારીના ફરઝંદ હતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૭૯ - સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૨૭) "હ"

૩. વા સબાહાહ : સંકટ સમયે ચેતવણી અને મદદ માટેનો ઘાંટો. દાખલા તરીકે : વાઘ આવ્યો રે વાઘ આવ્યો, ધાજો રે ધાજો !

તીરંદાજીની કળામાં પણ કમાલ ધરાવતા હતા. કામઠાંમાંથી તીર છોડતી વેળા જોરદાર અવાજે પોકારી ઊઠતાઃ

**ખુઝહા વ અનબ-નુલ - અકવઅ • અલ - યવમુ યવમુર - રૂદ્દઅ.**

લેતા જાવ હું અક-વઅનો સપૂત છું. આજનો દિવસ કમીનાઓ કે નીચ લોકોની બરબાદીનો દિવસ છે.

તાબડતોડ તીરોનો મારો થતાં જ દુશ્મન સવારો ગભરાઈને નાસવા લાગ્યા. પણ પછી સ્વસ્થ થઈને મુકાબલા માટે પલટી આવ્યા. હઝરત સલમહ પણ જરાયે ડર્યા કે ડગ્યા નહિ. તીર પર તીર છોડતા રહ્યા અને તીર છોડતાં જ પોકારી ઊઠતા, "લેતા જાવ મારૂં તીર, હું અકવઅનો બેટો છું. આજનો દિવસ હિચકારાઓનો વિનાશનો દિવસ છે !"

દુશ્મન સવારો પલટી આવ્યા તે વેળા તેઓમાંથી એક સવાર આમ બોલતો સંભળાયો, "અરે એ તો અકવઅનો બચ્ચો છે. સાચું કહું તો એ આપણા માટે આજની સવારનો નાસ્તો છે !"

**દીને-હકના શાહસવારો**————હઝરત ઇબ્ને અકવઅના ધાંટાનો પડઘો મદીનહમાં ગુંજી ઊઠયો હતો અને બીજા મુસલમાનો પેઠે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ સાંભળી લીધો હતો. એજ વેળા આપે "અલ-ફઝઅ ! અલ-ફઝઅ !" એટલે ખતરો છે ખતરો છે નો નઅરો બુલંદ કર્યો. વાયુવેગે આપનો નઅરો મદીનહમાં પ્રસરી ગયો. જોતજોતામાં મુસલમાન શાહસવારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ દોડી પડયા. સૌથી પહેલાં જે શાહસવાર આપની તહેનાતમાં હાજર થયા તે હઝરત મિકદાદ બિન અમ્ર અન્સારી હતા. લોકો એમને મિકદાદ બિન અસ્વદ પણ કહેતા હતા, કારણ કે એ બનૂ ઝુહરહના હલીફ હતા.

હઝરત મિકદાદ અન્સારી પછી જે શાહસવાર બીજા નંબરે આપની તહેનાતમાં હાજર થયા તે હઝરત અબ્બાદ બિન બિશ્ર બિન વકસ બિન ઝુગબહ બિન ઝઊરા હતા. એ બનુ અબ્દુલ-અશહલમાંથી હતા. એમના પછી બનૂ કઅબ બિન અબ્દુલ-અશહલવાળા હઝરત સઅદ બિન ઝૈદ તથા બનૂ હારિસ બિન હારિસવાળા હઝરત ઉસૈદ બિન ઝુહૈર તથા બનૂ અસદ બિન ખુઝૈમહવાળા હઝરત ઉક્કાશહ બિન મિહસન તથા બનૂ અસદ બિન ખુઝૈમહવાળા હઝરત મુહરિઝ બિન નદલહ તથા બનૂ સલિમહવાળા હઝરત અબૂ કતાદહ હારિસ બિન રિબ્ઈ તથા બનૂ ઝુરૈકમાંથી હઝરત અબૂ ઐયાશ ઉબૈદ બિન ઝૈદ બિન સામિત આ બધા શાહસવારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં દોડી આવ્યા. આપે હઝરત સઅદ બિન ઝૈદને આ શાહસવારોના અમીર બનાવ્યા અને ફરમાવ્યું, "તમે બધા જઈને એ લૂંટારાઓનો પીછો પકડો. હું પણ તમને આવીને મળું છું."

**હઝરત અબૂ ઐયાશનો મામલો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ ઝુરૈકના જાણકારો તરફથી મને મળેલી માહિતી મુજબ આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ ઐયાશ ઉબૈદ બિન ઝૈદને નસીહતરૂપે ફરમાવ્યું, "હે અબૂ ઐયાશ ! શું આ વાજબી નહિ લેખાશે કે તમે પોતાનો ઘોડો કોઇ એવા શાહસવારને આપી દો જે તમારા કરતાં વધારે ચપળ, વધારે ઘડાયેલો હોય, જે તમારાથી પહેલો પહોંચીને દુશ્મન પર તૂટી પડે ?"

અબૂ ઐયાશે અદબથી અરજ કરી, "યા રસૂલલ્લાહ ! હું તો સૌથી વધારે ઘડાયેલો અને પાકો શાહસવાર

છું.''

હઝરત અબૂ ઐયાશનું બયાન છે : ''આમ કહીને મેં મારો ઘોડો મારી મૂકયો પણ વલ્લાહ ! તે મને લઇને પચાસ ગજ પણ ગયો ન હશે ત્યાં અચાનક તેણે મને જમીન પર પટકી માર્યો. હવે મને મારી વાતનો પસ્તાવો થયો કે મેં કેમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે બડાશ મારી કે હું સૌથી વધારે ઘડાયેલો શાહસવાર છું.!''

બનૂ ઝુરૈકના જાણકારોનું કહેવું છે કે એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ ઐયાશનો એ ઘોડો હઝરત મુઆઝ બિન માઇસ અથવા આઇઝ બિન માઇસ બિન કૈસ બિન ખલદહને આપી દીધો. આ શાહસવારોમાં એમનો આઠમો નંબર હતો. કેટલાક લોકો હઝરત સલમહ બિન અકવઅને આઠમા નંબરે ગણે છે અને હઝરત ઉસૈદ બિન હુદૈરને પડતા મુકે છે. હવે એમાંની કઇ વાત સાચી છે તે અલ્લાહ બેહતર જાણે !

ખરૂં જોતાં હઝરત સલમહ બિન અકવઅ એ દિવસે ઘોડા પર સવાર ન હતા બલકે પગે ચાલતા એકલપંડે સિંહ પેઠે છલાંગો મારતા લૂંટારૂઓની પાછળ દોડી પડયા હતા અને તીરોથી તેઓનો મુકાબલો કરતા હતા. મતલબ કે આ બધા શાહસવારો ઘોડા દોડાવતા દુશ્મનના સરે પહોંચીને તેઓ સાથે લડવા લાગી ગયા.

**હઝરત મુહરિઝની શહાદત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : સૌથી પહેલો શાહ સવાર જે લૂંટારૂઓના માથે પહોંચીને લડવા લાગ્યો તે હઝરત મુહરિઝ બિન નદલહ હતા. હઝરત મુહરિઝને લોકો અખ્રમ અને કુમૈર નામે પણ બોલાવતા હતા. વળી એવું પણ કહેવામાં આવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે ખતરાનું એલાન કર્યું હતું અને લોકો ઘોડેસવાર થઇને જવા લાગ્યા હતા તે વેળા ઘોડાઓના હણહણાટનો અવાજ સાંભળીને હઝરત મુહંમદ બિન મસ્લમહનો ઘોડો મસ્તી-તોફાને ચઢી ગયો. આ ઘોડો ખાસ ઘરનો ઘાસચારો ખાતો હતો. એને જંગલના ચારા માટે છોડવામાં આવતો ન હતો. બનૂ અબ્દુલ-અશહલની કેટલીક ખાતૂનોએ આ ઘોડાને, ખજૂરીના થડ સાથે બંધાઇને ઊછળકૂદ કે મસ્તી-તોફાન કરતો જોયો તો કહેવા લાગી, ''હે કુમૈર ! તમે આ ઘોડા પર સવાર થઇને લૂંટારૂઓ પર તૂટી પડો તો કેવું સારૂં ! જુઓ છો ને, કેવો તોફાને ચઢેલો છે !''

હઝરત કુમૈર એટલે હઝરત મુહરિઝે હા પાડી તો ખાતૂનોએ ઘોડો લાવીને હાજર કરી દીધો. હઝરત મુહરિઝ ઘોડાની પીઠ પર સવાર થયા. એડ મારતાં જ ઘોડો પવનવેગી ચાલે દોડતો અને મંઝિલો કાપતો દુશ્મનના સરે પહોંચી ગયો. હઝરત મુહરિઝે પડકાર ગજાવ્યો, ''યા બનલ-કયસહ !'' એટલે હે નીચ માતાની અવલાદ! જરા થોભો, મુહાજિર અને અન્સાર હમણા આવી લાગવાના છે. તમને મઝા ચખાડી દેશે.

રાવીનું બયાન છે : હઝરત મુહરિઝનો પડકાર સાંભળીને લૂંટારૂઓનો એક આદમી પલટી આવ્યો અને તેણે ઓચિંતો ધસારો કરીને હઝરત મુહરિઝને કતલ કરી નાખ્યા. પછી તાબડતોડ તેણે ઘોડાને કાબૂમાં લેવાની મથામણ કરી તો ઘોડો બે પગે અલિફ ઉભો થઇને તોફાને ચઢી ગયો. કેમે કરી દુશ્મનના કાબૂમાં નહિ આવતાં ત્યાંથી પૂરપાટ દોડી પડયો અને બનૂ અબ્દુલ-અશહલની વાડીમાં પહોંચીને પોતાની જગાએ ઊભો થઇ ગયો.

આ ઘટનામાં હઝરત મુહરિઝ સિવાય બીજા કોઇ મુસલમાન શહીદ નહિ થયા.

ઇબ્ને હિશામ કહે છે : મને સંખ્યાબંધ માહિતગારો તરફથી કહેવામાં આવ્યું કે એ દિવસે મુસલમાનોમાંથી

હઝરત મુહરિઝ ઉપરાંત હઝરત વક્કાસ બિન મુજઝ-ઝિઝ મુદલજીને પણ શહીદ કરી નાખવામાં આવ્યા (રદિયલ્લાહુ અન્હુમા.)

**મુસલમાનોના ઘોડાઓના નામ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત મહમૂદના ઘોડાનું નામ "ઝુલ-લુમ્મહ"હતું. ઈબ્ને હિશામ કહે છે : હઝરત સઅદ બિન ઝૈદના ઘોડાનું નામ "લાહિક"હતું. હઝરત મિકદાદના ઘોડાનું નામ "બઅ-જઝહ" અથવા સજહ કે સજજહ હતું. હઝરત ઉકાશહ બિન મિહસનના ઘોડાનું નામ "ઝુલ-લિમ્મહ"હતું. હઝરત અબૂ કતાદહના ઘોડાનું નામ "હઝવહ"હતું. હઝરત અબ્બાદ બિન બિશ્રના ઘોડાનું નામ "લમ્માઅ"હતું. હઝરત ઉસૈદ બિન ઝુહૈરના ઘોડાનું નામ "મસનૂન"હતું. હઝરત અબૂ ઐયાશના ઘોડાનું નામ "જુલ્વહ"હતું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિકની રિવાયત મુજબ જે લોકો એ દિવસે, હઝરત ઉકાશહ બિન મિહસનના "જનાહ"નામે ઘોડા પર સવાર હતા તેઓના કહેવા પ્રમાણે હઝરત વક્કાસ બિન મુજઝ-ઝિઝ શહીદ થઇ ગયા તો દુશ્મનો જનાહને પણ લઈ નાઠા.

**લૂંટારાઓ પર સહાબાનું આક્રમણ**————જયારે બધા શાહસવારો એક સ્થળે એકત્ર થઇ ગયા તો તેઓ ઘોડા દોડાવતા લૂંટારાઓ પર તૂટી પડયા. તેઓના સરદારનું નામ ઉયૈનહ બિન હિસ્ન હતું. તેનો હબીબ નામે બેટો પણ આ લૂંટમાં શામિલ હતો. એ હઝરત અબૂ કતાદહ બિન હારિસની દોટે ચઢી ગયો તો તેમણે તલવારના એક જ ઝાટકે તેનું ડોકું ઉડાવી દીધું અને પછી તેની લાશ પર પોતાની ચાદર ઓઢાવી દીધી. આ કામ પતાવીને હઝરત અબૂ કતાદહ પોતાના લોકોમાં પાછા આવી ગયા. જોયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં પધારી ચૂકયા હતા.

ઈબ્ને હિશામ કહે છે : મદીનહથી ઊપડવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ મદીનહના અમીર તરીકે હઝરત ઈબ્ને ઉમ્મે મકતૂમની નિમણૂક કરી હતી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : ડાકૂઓના સરદારના બેટા હબીબની લાશ પર હઝરત અબૂ કતાદહએ પોતાની ચાદર ઓઢાડી દીધી હતી. લાશ પર અબૂ કતાદહની ચાદર જોઇને બીજા સાથીઓ "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન" પોકારી ઊઠયા અને દુખી અવાજે બોલ્યા, "લ્યો અબૂ કતાદહ તો કતલ થઇ ગયા !"

ખરૂં જોતાં હઝરત અબૂ કતાદહ તે વેળા પોતાના સાથીઓથી આગળ નીકળીને દુશ્મનો પર તૂટી પડયા હતા અને ડાકૂઓ પોતાની જાન બચાવવા આડેધડ નાસી રહ્યા હતા. હઝરત અબૂ કતાદહની કતલની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "અબૂ કતાદહની ચાદર હેઠળ અબૂ કતાદહની લાશ નથી બલકે અબૂ કતાદહના શિકારની લાશ છે. લાશ ઉપર તેમણે પોતાની ચાદર એટલા માટે ઓઢાડી કે જેથી તમે જાણી શકો કે એ અબૂ કતાદહનો મારેલો શિકાર છે."

લૂંટારાઓમાં નાસભાગ મચી ગઇ હતી. તેઓ પોતાની જાન બચાવવા આડેધડ નાસી રહ્યા હતા. અદબાર નામનો ડાકૂ તેના અમ્ર બિન અદબાર નામે બેટા સાથે એક જ ઊંટ પર બેસીને ભાગી રહ્યો હતો. બંને બાપ-બેટા હઝરત ઉકાશહ બિન મિહસનની દોટે ચઢી ગયા. હઝરત ઉકાશહએ તાકીને ભાલાનો એવો જોરદાર ઘા કર્યો કે બાપ-બેટા બંને તેમાં પરોવાઇને ભોંય પર પછડાઈ પડયા. તેમણે આગળ વધીને બંનેને કતલ કરી નાખ્યા. આમ છતાં કેટલાક ડાકૂઓ ઊંટો છોડીને ભાગવામાં સફળ થઇ ગયા.

એ દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ શાહસવારોની એક ટુકડી સાથે રવાના થઈને બાજુમાં આવેલા ઝી-કરદ પહાડની ટેકરી પર પધારીને બિરાજમાન થયા. થોડીવારે બીજા શાહસવારો પણ દુશ્મનને ભગાડીને ત્યાં આવવા લાગ્યા. ઝી-કરદ સ્થળે આપ પોતાના સાથીઓ સાથે એક રાત અને એક દિવસ બિરાજમાન રહ્યા. હઝરત સલમહ બિન અકવઅએ વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! આપ મને એક સો જવાનો આપો. હું બાકીના ઊંટો પણ છોડાવી લાવું અને ડાકૂઓના ડોકાં પણ કાપી લાવું!"

આપે ફરમાવ્યું, "યબ્નલ-અકવઅ ! મલકતા ફ-અસ્જેઅ." હે અકવઅના બેટા ! જ્યારે તેં કાબૂ મેળવી લીધો છે તો હવે નમ્ર બની જા.

અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મેં તેઓને પાણી પણ પીવા દીધું નથી. બધા પ્યાસા છે."

આપે ફરમાવ્યું, "હવે ગત્ફાનની વસતિમાં ઊંટણીઓનું દૂધ પીવાઈ રહ્યું છે."

રાવીનું કથન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દર સો મુસલમાનો દીઠ એક ઊંટના હિસાબે માલે-ગનીમતની વહેંચણી કરી દીધી અને ઝી-કરદ સ્થળે એક દિન એક રાત થોભીને મદીનહ મુનવ્વરહ વાપસ પધાર્યા.

**મરનાર ગિફારીની બેગમનો કિસ્સો**————ડાકૂઓ હઝરત ગિફારીને શહીદ કરીને તેમની બેગમને ઉપાડી ગયા હતા. નસીબની બલિહારીથી ગિફારીના બેગમ બચી જવા પામ્યાં અને પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણીઓમાંથી એક ઊંટણી પર સવાર થઈને મદીનહ આવી લાગ્યાં અને આપની તહેનાતમાં હાજર થઈને, પ્રથમથી છેવટ સુધી જે કંઈ બન્યું હતું તેનો કિસ્સો આપની આગળ બયાન કર્યો અને વધુમાં ઉમેર્યું :

"યા રસૂલલ્લાહ ! આ ઊંટણી પર નાસતી વેળા મેં માનતા લીધી હતી કે, જો આ ઊંટણીના પ્રતાપે અલ્લાહપાક મને બચાવી લેશે તો આ ઊંટણીની હું અલ્લાહના રાહમાં કુરબાની કરીશ."

સ્ત્રીની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસ્કુરાવા લાગ્યા. પછી આપે ફરમાવ્યું, "હે બહેન ! તેં આ ઊંટણીને બહુ ભૂંડો બદલો આપવાનો નિર્ણય લીધો. અલ્લાહ તઆલાએ આ ઊંટણીને પ્રતાપે તારો જીવ બચાવી લીધો અને તું એજ ઊંટણીને ઝબહ કરીને એનો જીવ લેવા માગે છે. એ તો મોટા ગુનાહનું કામ છે. ગુનાહના કામમાં અને અલ્લાહની નાફરમાની થતી હોય તેવા કોઈ પણ કામમાં માનતા લઈ શકાય નહિ. વળી જે વસ્તુની તું પોતે માલિક નથી તેના વિષે માનતા લેવાનો તને કોઈ અધિકાર નથી. આ ઊંટણી તો મારાં ઊંટોમાંથી છે. માટે બહેન તું અલ્લાહની બરકતો સાથે તારે ઘેર ચાલી જા."

ઈબ્ને ઈસ્હાક કહે છે : ગિફારીની બેગમ, તેણે વર્ણવેલો કિસ્સો, તેણે પૂછેલી વાતો, તેને મળેલો જવાબ એની કુલ વિગત હસન બિન અબૂ હસન બસરીએ દર્શાવેલી છે અને અબૂ ઝુબૈર મક્કીએ મને બયાન કરી છે.

(નોટ : અલ્લામા ઈબ્ને હિશામે અહીં ઝી-કરદની ઘટનાને લગતાં, શાઈરોએ રચેલાં કેટલાંક કાવ્યો ટાંકેલા છે. આ કાવ્યો અમે જતાં કરીએ છીએ. ફક્ત થોડાક શેઅરો નમૂના તરીકે જુઓ :)

**હઝરત હસ્સાનના શેઅરો**————હઝરત હસ્સાન બિન સાબિત ફરમાવે છે :

**અઝન્ના ઉયય-નતુ ઇઝ-ઝારહા • બિઅન્ન સવફા યહદિમુ ફીહા કુસુરન.**

શું ઉયૈનહ જ્યારે મદીનહ પર ચઢી આવ્યો તો તેણે ધારી લીધું હતું કે તે મદીનહના મહેલો ઉખેડી કાઢશે?

**ફ-ઇફતલ-મદીનતા ઇઝ ઝુર તહા • વઆનસ્ત લિલ-ઉસુદે ફીહા ઝઇરન.**

જ્યારે તું મદીનહ આવ્યો અને ત્યાં તેં સિંહોની ગર્જના સાંભળી તો તારા છક્કા છૂટી ગયા અને મદીનહથી તું ગભરાય ગયો.

**ફ-વલ્લવ સિરાઅન કશદ્દીન નઆમે • વલમ યકશફૂ અન મુલિત્તિન હસીરન.**

પછી તું એટલી તેજીથી નાઠો જેમ શાહમૃગ નાસે છે અને કોઇ ઊંટ સુધી તું પહોંચી શક્યો નહિ.

**અમીરુન અલૈના રસૂલુલ - મલીકે • અહબિબ બિઝાકા ઇલૈના અમીરન.**

અખિલ જગતના શહેનશાહના પયગમ્બર અમારા અમીર છે. તેઓ અમારા સૌથી વધારે લાડીલા, વહાલા, પ્રાણપ્યારા અમીર છે.

**રસૂલુન નુસદ - દકુ મા જાઉ-હૂ • વ યત્લૂ કિતાબન મુદીઅન મુનીરન.**

એવા પયગમ્બર કે જે કંઇ તેઓ લઈને આવ્યા છે અમે તેનું સમર્થન કરીએ છીએ. તેઓ અમને નૂર અને રોશનીથી ભરેલી કિતાબ વાંચી સંભળાવે છે.

---

## પ્રકરણ ૧૨૬

# ગઝવએ-બનૂ મુસ્તલિક

ઈસ્લામી લશ્કરની રવાનગી • બનૂ મુસ્તલિકના યુધ્ધનું કારણ • દુશ્મન લશ્કરનો પરાજય • જહજાહ અને સિનાનની અથડામણ • મુનાફિકોના સરદારની ઉશ્કેરણી • અબ્દુલ્લાહ બિન ઉબયનું જુઠાણું • હઝરત ઉસૈદ બિન હુદૈરની વિનંતી • ઊગતા ફિત્નાને ડામવાની તદબીર • કટ્ટર કાફિરની મોતનું વાવાઝોડું • અબ્દુલ્લાહ વિષે ઊતરેલી આયતો • બાપને કતલ કરવાની દરખાસ્ત • મુનાફિકોના સરદાર અને તેની કૌમ • એક મુનાફિકની ગદ્દારી • યા મન્સૂર અમિત અમિત • કબીલાના સરદારની રૂપવાન બેટી • બીબી જુવૈરિયહની બરકતો • બીબી જુવૈરિયહના બાપુની કથા • ઝકાતની ઉઘરાણી વેળાની સમજફેર • મુનાફિકોની નવી ફિત્નાખોરી.

**ઈસ્લામી લશ્કરની રવાનગી**——ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જમાદિલ-આખિર [૧] મહિનાનો અમુક ભાગ અને રજબનો પૂરો મહિનો મદીનહમાં બિરાજમાન રહીને ગુજાર્યો. પછી આપ શઅબાન ૬ હિજરીમાં બનૂ ખુઝાઅહના એક કબીલા બનૂ મુસ્તલિક સાથે જંગને ઈરાદે તૈયારી કરીને મદીનહથી રવાના થયા. [૨]

ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ હઝરત અબૂ ઝર ગિફારી રદિયલ્લાહુ અન્હુની મદીનહના ગવર્નર તરીકે નિમણૂક કરી. બીજી રિવાયત આ છે કે હઝરત નુમૈલહ બિન અબ્દુલ્લાહ લૈસી રદિયલ્લાહુ અન્હુને મદીનહના ગવર્નર નીમવામાં આવ્યા.

**બનૂ મુસ્તલિકના યુધ્ધનું કારણ**——ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહ, અબ્દુલાહ બિન અબૂબક્ર અને મુહંમદ બિન યહયા બિન હબ્બાનએ બનૂ મુસ્તલિકના યુધ્ધને લગતી રિવાયતોના અલગ-અલગ પ્રસંગો કહી સંભળાવ્યા જેનો સાર આ છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એવા સમાચાર મળ્યા કે બનૂ મુસ્તલિક કબીલાના લોકો આપની સાથે ખરાખરીનું યુધ્ધ ખેલી લેવા માટે મોટા પ્રમાણમાં લશ્કર ભેગું કરી રહ્યા છે. આ કબીલાનો સરદાર અને સુત્રધાર હારિસ બિન અબૂ દિરાર

૧. ઈસ્લામી પંચાંગના પાંચમા અને છઠ્ઠા મહિનાઓનો સહીહ ઉચ્ચાર અરબી લુગાત મુજબ આ પ્રમાણે છે : (૧) જુમાદલ-અવ્વલ અથવા જુમાદલ-ઊલા (૨) જુમાદલ-આખિર અથવા જુમાદસ-સાની (બયાનુલ-લિસાન પા. ૧૭૬) ''હ''

૨. શઅબાનનો મહિનો ઈ.સ. ૬૨૭ના ડિસેમ્બરની ૧૬ તારીખે શરૂ થયો. જંગે-બનૂ મુસ્તલિકની તારીખ અંગે સીરતકારોમાં મતભેદ પ્રવર્તે છે. અમુકના મત મુજબ આ યુધ્ધ ૬ હિજરીમાં નહિ પણ ૫ હિજરીમાં ખેલાયું એટલે જંગે-ખન્દક અને બનૂ કુરૈઝહની ઘટના સર્જાઈ તે પહેલાં મવલાના શિબ્લી નુઅમાની અને બીજા સીરતકારોએ હિજરી ૫ નો ઉલ્લેખ કર્યો છે. (સીરતુન-નબી જિ. ૧ પા. ૪૧૩ - અસિહ-હુસ-સિયર પા. ૧૬૪) ''હ''

નામે ગૃહસ્થ હતો જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત જુવૈરિયહનો બાપ હતો.[૧]

**દુશ્મન લશ્કરનો પરાજય**——————મદીનહ પર આક્રમણના સમાચાર મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસલમાનોના લશ્કર સાથે મદીનહથી રવાના થયા અને બનૂ મુસ્તલિક કબીલાના "મુરૈસિઅ"નામે ઝરણા કે કૂવા પાસે પહોંચીને પડાવ નાખી દીધો.[૨]

મુરૈસિઅ ઝરણું કુદૈદ પ્રદેશની બાજુમાં સમુદ્ર કાંઠે આવેલું હતું. છેવટે એજ સ્થળે બંને લશ્કરો સામસામે આવી ગયાં અને તેઓ વચ્ચે ભીષણ સંગ્રામ જામ્યો. ખૂનરેજીને અંતે અલ્લાહ તઆલાએ બનૂ મુસ્તલિકને પરાજિત કરી નાખ્યા. તેઓના જેટલા માણસોના નસીબમાં મરવાનું લખાયું હતું એ બધા માર્યા ગયા. પરિણામે અલ્લાહ તઆલાએ તેઓની અવલાદ, તેઓની સ્ત્રીઓ અને તેઓનો માલ-સામાન બધું જ માલે-ગનીમત તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અર્પણ કરી દીધું.

ઈસ્લામી લશ્કરમાંથી બનૂ કલ્બ બિન ઔફ બિન આમિર બિન લૈસ બિન બક્રની બિરાદરીના એક મુસલમાન જેમનું નામ હિશામ બિન સુબાબહ હતું અને લોકો જેમને ઈબ્ને-સુબાબહ નામે બોલાવતા હતા, તેઓ હઝરત ઉબાદહ બિન સામિતની લશ્કરી ટુકડીના એક અન્સારી મુસ્લિમને હાથે માર્યા ગયા. અન્સારી ગૃહસ્થે હઝરત હિશામ બિન સુબાબહને દુશ્મનનો માણસ સમજીને ભૂલથી કતલ કરી નાખ્યા હતા.

**જહજાહ અને સિનાનની અથડામણ**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હજુ મુરૈસિઅ ઝરણા પાસે ઈસ્લામી લશ્કર સાથે બિરાજમાન હતા ત્યાં તો અણધારેલી રીતે એક કમનસીબ ઘટના સર્જાઇ ગઇ. બન્યું એમ કે હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુનો એક ગિફારી, ચાકર કે ગોવાળ હતો. તેનું નામ જહજાહ બિન મસઊદ હતું. તે હઝરત ઉમરનો ઘોડો લઇને એમના સંગાથે ચાલતો હતો. અને ઘોડાની રખેવાળી કરતો હતો.

જહજાહ જયારે ઘોડાને પાણી પીવાડવા માટે ઝરણા પાસે લઇ ગયો તો સિનાન બિન વબર જુહની નામે માણસ સાથે એનો ઝગડો થઇ ગયો. આ સિનાન બિન વબર, બનૂ ઔફ બિન ખઝરજના લોકો સાથે દોસ્તીના કરારોથી જોડાયેલો હતો. જહજાહ અને સિનાન પોતાના ઘોડાઓને લઇને ઝરણા પાસે પહોંચી ગયા. બંને મુસલમાન હતા પણ ઘોડાને પાણી પીવાડવા બાબતે બોલાચાલી થતાં બંને વચ્ચે ટક્કર લાગી ગઇ.

બંનેની ટક્કરે ઉગ્ર રૂપ લીધું તો સિનાન બિન વબર જુહનીએ અરબની પ્રથા મુજબ મદદ માટેનો નઅરો ગજાવ્યો, "યા મઅ-શરલ અન્સાર !" એટલે હે અન્સારના લોકો ! મદદ માટે દોડો.

લાગલો જ જહજાહએ પણ નઅરો ગજાવ્યો, "યા મઅ-શરલ-મુહાજિરીન !" એટલે હે મક્કહના મુહાજિરોની જમાઅત ! મદદ માટે દોડો.

**મુનાફિકોના સરદારની ઉશ્કેરણી**——————બનૂ મુસ્તલિક સાથેના આ ગઝવહમાં મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ પણ પોતાની ટોળકી સાથે ગનીમતનો માલ મેળવવાની આશાએ શામિલ થઇ ગયો હતો. મદીનહના આ મુનાફિકો ઈસ્લામના કટ્ટર દુશ્મન હતા અને મુસલમાનોમાં ફિત્નો ફેલાવવાની

---

૧. હઝરત બીબી જુવૈરિયહ એજ લડાઇમાં બીજા લોકો સાથે કેદ પકડાયાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં. વિગત આગળ આવે છે. "હ"

૨. ઝરણાના મુરૈસિઅ નામને કારણે ગઝવએ-બનૂ મુસ્તલિકને ગઝવએ-મુરૈસિઅ પણ કહે છે. "હ"

કોઇ તક જતી કરતા ન હતા. જહજાહ અને સિનાનના પડકારા સાંભળીને અબ્દુલ્લાહ બિન ઉબયને ગુસ્સો આવી ગયો. મગજનો કાબૂ ગુમાવીને તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા મક્કહના મુહાજિરો વિરૂધ્ધ બેફામ બફાટ કરવા માંડયો. તેના આ બફાટ વેળા હઝરત ઝૈદ બિન અરકમ ત્યાં ઊભેલા હતા. તે સમયે હઝરત ઝૈદ બિન અરકમ કિશોર વયના છોકરા હતા પણ દરેક વાત સાંભળીને સમજી શકે તેવી ચંચળ બુધ્ધિના હતા. એમણે મુનાફિકોના સરદારનો એકેક બોલ પોતાના કાને સાંભળી લીધો.

મુનાફિકોના સરદારે ગુસ્સાથી બેકાબૂ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા મક્કહના મુહાજિરો વિરૂધ્ધ મદીનહના અન્સારની લાગણીઓ ઉશ્કેરતાં કહેવા માંડયું :

- "વારૂ તો હવે એમની હિંમતો આટલી હદે વધી ગઇ ? ખરૂં કહું તો એજ તે લોકો છે જેઓએ અમારી કૌમ વચ્ચે નફરતના બી રોપી દીધાં.
- અમારા જ શહેરમાં અમારી ઉપર પોતાની સંખ્યા અને પોતાના બળનો વટ જમાવવા માંડયો !
- અમે એમને આવકાર આપ્યો, માનપાનથી વધાવી લીધા, અમારા જ જેવા હકો અને અધિકારો આપ્યા ત્યારે હવે એ અમારા જ માથે સવાર થઇ ગયા !
- જુઓ તો ખરા અલ્લાહના સોગંદ ! અમે એ "જલાબીબે-કુરૈશ" એટલે કુરૈશી ભિખારીઓ કે ફકીરડાઓને પોતાના જ જેવા ગણીને જે સમાન દરજ્જો આપી દીધો તેનો દાખલો તો શાણાઓની પેલી કહેવત જેવો જ થયો કે "સમ-મિન કલ્બક યઅ-કુલક!"એટલે પોતાના કુતરાને પાળીપોષીને જાડોતાજો બનાવ કે જેથી તે તને જ ફાડી ખાય !" [૧]

પોતાનો બકવાટ ચાલુ રાખતાં તેણે વધુમાં ઉમેર્યું :

- "હા, હા, સાંભળી લો, અલ્લાહના સોગંદ ! જયારે અહીંથી અમે પાછા વળીને મદીનહ પહોંચીશું તો, અમારામાં જે લોકો વધારે આબરૂદાર અને વધારે બળવાન છે તેઓ, પોતાથી ઊતરતા દરજ્જાના હલકટ તથા નબળા લોકોને યકીની રીતે મદીનહથી હાંકી કાઢશે." [૨]

એ પછી તેની પોતાની ટોળકીના જેટલા લોકો ત્યાં હાજર હતા તેઓની તરફ મુખ કરીને કહેવા લાગ્યો:

- "સાંભળો, આ બધી પીડા તમે પોતે જ ઊભી કરેલી છે. તમે જ એ લોકોને ખેંચીને મદીનહ લઇ આવ્યા. તમે જ એમને પોતાના શહેરમાં જગા આપી અને ઉપરથી પોતાની

---

૧. મતલબ આ કે જે માણસ કૂતરાને પાળીપોષીને જાડોતાજો કે તગડો બનાવે અને કૂતરો પણ બહારથી આવી ચઢેલો હોય તો અંજામ એ સિવાય શું હોય શકે કે, કૂતરો એક દિવસે બેવફા થઇને પોતાના જ માલિકને ફાડી ખાય ! મુનાફિકોનો સરદાર એમ કહેવા માગતો હતો કે દુશ્મનને પાળવો કૂતરાને પાળવા સમાન છે. "હ"

૨. એટલે મદીનહના આબરૂદાર તથા બળવાન લોકો તો અમે છીએ. મુસલમાન મુહાજિરો તો બહારથી આવેલા હોવાથી પરદેશી છે. હલકટ છે. નબળા છે, અમારાથી ઊતરતા દરજ્જાના છે. તેના મુખથી નીકળેલા "આબરૂદાર-હલકટ"શબ્દો કુર્આને ઉપાડી લીધા છે. વિગત આગળ આવે છે. "હ"

જાયદાદ, પોતાના ઘર, પોતાનો માલસામાન બધું જ એમને વહેંચી આપ્યું.

• હા જુઓ, અલ્લાહના સોગંદ ! કેવું સારૂં થાત કે તમે એમની મદદથી પોતાના હાથ ઉપાડી લેત ! આમ કરશો તો જ એ લોકો લાચાર બનીને કોઇ બીજા શહેર તરફ ચાલતી પકડશે !''

જ્યારે તે આ ભાષણ કરતો હતો તો હઝરત ઝૈદ બિન અરકમ નામે જે છોકરો ત્યાં ઊભેલો હતો તેણે તેનું આ પૂરૂં ભાષણ પોતાના કાને સાંભળી લીધું અને પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જઇને સંભળાવી દીધું. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, દુશ્મન એટલે બનૂ મુસ્તલિકના મામલાથી પરવારી ચૂકયા હતા અને હઝરત ઉમર બિન ખત્તાબ પણ આપની તહેનાતમાં હાજર હતા. તેના ભાષણની વાતો સાંભળીને હઝરત ઉમરના ગુસ્સાનો પાર નહિ રહ્યો. અદબથી બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! અબ્બાદ બિન બિશ્રને હુકમ ફરમાવો કે અબઘડી જઇને અલ્લાહના દુશ્મનને કતલ કરી નાખે !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''ઉમર ! એ કેવી રીતે બની શકે ? લોકો કહેશે કે મુહંમદ પોતાના જ સાથીઓને કતલ કરાવી નાખે છે. આ વાત કોઇ પણ રીતે વાજબી નથી.''

હઝરત ઉમર ખામોશ થઇ ગયા તો એજ પળે આપે ફરમાવ્યું, ''ઉમર ! હવે હું અત્યારે જ અહીંથી કૂચ કરવા માગું છું. તમે અબઘડી જઇને મારા કૂચના હુકમનું એલાન પોકારી દો !''

જો કે આ સમયે અત્યારે અહીંથી કૂચ કરવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કોઇ ઇરાદો ન હતો અને આવા પ્રસંગે આપનો એ નિયમ પણ ન હતો. તેમ છતાં આપના હુકમનું એલાન થતાં જ પૂરૂં લશ્કર કૂચ માટે તૈયાર થઇ ગયું.

**અબ્દુલ્લાહ બિન ઉબયનું જૂઠાણું**————અબ્દુલ્લાહ બિન ઉબયને ખબર પડી ગઇ કે ઝૈદ બિન અરકમે તેના મુખેથી જે કંઇ સાંભળ્યું હતું તે તેણે જઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંભળાવી દીધું છે તો એજ પળે તે આપની તહેનાતમાં દોડી ગયો અને કસમ ખાતાં કહેવા લાગ્યો, ''યા રસૂલલ્લાહ!:

| | |
|---|---|
| વલ્લાહે મા કુલ્તુ મા કાલ. | વલ્લાહ ! હું બોલ્યો જ નથી, જે કંઇ તેણે કહ્યું. |
| વલા તકલ - લમ્તુ બિહી. | અને કોઇ વાત એ વિષે મેં કહી જ નથી. [૧] |

અબ્દુલ્લાહ બિન ઉબય પોતાની કૌમનો મોટો માણસ હતો. સમાજમાં માનઆબરૂનું ઊંચું સ્થાન ધરાવતો હતો. આ કારણે તેની કૌમના જે અન્સારી મુસલમાનો ત્યાં હાજર હતા તેઓ કહેવા લાગ્યા, ''યા રસૂલલ્લાહ! ઝૈદ બિન અરકમ બાળક છે, બનવા જોગ છે અબ્દુલ્લાહની વાતો વિષે તેની કંઇ સમજફેર થઇ હોય યા સાંભળવામાં ભૂલ થઇ હોય કે પછી અબ્દુલ્લાહની વાતો સારી રીતે તેને યાદ ન રહી હોય !''

આ વાતો મુનાફિકોના સરદારની તરફેણમાં, તેનો પક્ષ લઇને, તેના બચાવ તુરીકે, તેની કૌમ તરફથી કહેવામાં આવી હતી.

**હઝરત ઉસૈદ બિન હુદૈરની વિનંતી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

૧. અબ્દુલ્લાહના આ જૂઠાણાથી હઝરત ઝૈદ બિન અરકમ ચંચળ બુધ્ધિના કિશોર હોવા છતાં જૂઠા ઠરતા હતા. ખુલાસો આગળ આવે છે. ''ઇ''

અલૈહિ વ સલ્લમ પોતાના ઊંટ પર માલ લાદીને સાંજની વેળા રવાના થયા તો રસ્તામાં હઝરત ઉસૈદ બિન હુદૈર રદિયલ્લાહુ અન્હુ આપની તહેનાતમાં હાજર થયા.[૧]

સૌથી પહેલાં એમણે આપને, અલ્લાહના પયગમ્બર હોવાની હેસિયતે અદબથી સલામ કરી અને પછી અરજ કરી, "હે અલ્લાહના નબી ! એક સવાલ મારા મનને મૂંઝવે છે. સાંજના અણગમતા સમયે સફર કરવાનો આપનો નિયમ નથી. આજે નિયમ વિરૂધ્ધ આપ સાંજના સમયે કૂચ ફરમાવો છો. શું મામલો છે ?"

આપે ફરમાવ્યું, "હે ઉસૈદ ! શું તમારા સાથીએ જે કંઇ કહ્યું તેની તમને ખબર નથી ?"

અરજ કરી, "ના યા રસૂલલ્લાહ ! મારો કયો સાથી ?"

ફરમાવ્યું, "અબ્દુલ્લાહ બિન ઉબય."

અરજ કરી, "તેણે શું કહ્યું, યા રસૂલલ્લાહ !"

ફરમાવ્યું, "તેણે કહ્યું છે કે, જયારે તે અહીંથી પાછો વળીને મદીનહ પહોંચશે તો ત્યાંના જે આબરૂદાર અને બળવાન લોકો છે તેઓ ત્યાંના હલકટ, નીચ અને નબળા લોકોને મદીનહથી હાંકી કાઢીને જંપશે."

હઝરત ઉસૈદે જુસ્સાથી કહ્યું, "યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપની ઉપર કુરબાન ! આપની ઇચ્છા હશે તો વલ્લાહ, આપ પોતે તેને મદીનહથી હાંકી કાઢશો. હે અલ્લાહના નબી ! આપથી વધીને વધારે આબરૂદાર અને આપથી વધીને વધારે બળવાન અલ્લાહની મખ્લૂકમાં કોણ હોય શકે ? હલકટ, નીચ, નબળો, હિચકારો અબ્દુલ્લાહ બિન ઉબય પોતે છે."

પછી નમ્રભાવે અદબથી અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મારી વિનંતી છે કે આપ તેની સાથે નરમાશ ભરેલો ઉદાર વર્તાવ કરો. આપ રસૂલે-રહમત છો. અલ્લાહ તઆલાએ આપને અમારા માટે દયાના ભંડાર બનાવીને મોકલ્યા છે. બાબત એમ છે કે તેની કૌમે તેના માટે તાજ બનાવ્યો હતો કે જેથી એ તાજ તેના માથે મૂકીને તેને પોતાનો બાદશાહ બનાવી લે. પછી આપની પધરામણીથી તેની બાદશાહી ધૂળભેગી થઇ ગઇ જેથી તેને ઠસી ગયું છે કે આપે તેની બાદશાહી પડાવી લીધી છે. તેની કૌમનો હેતુ તેનો પક્ષ લેવાથી આટલો જ છે કે તેને એક નકામો માણસ ગણીને પડતો મૂકી દેવામાં આવે."

**ઊગતા ફિત્નાને ડામવાની તદબીર**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લશ્કરના બધા લોકોને લઇને આખો દિવસ લગાતાર ચાલતા રહ્યા ત્યાં સુધી કે સાંજના પડછાયા જમીન પર પથરાઇ ગયા અને પછી રાતભર સતત ચાલવાનું ચાલુ રાખ્યું ત્યાં સુધી કે સવારનું અજવાળું ઊતરી આવ્યું. જયારે બીજે દિવસ થયો તો પણ ચાલવાનું ચાલુ રાખ્યું ત્યાં સુધી કે સૂરજ તપતાં તડકો આકરો બની ગયો તો લોકો કાળઝાળ તાપથી અકળાઇને મૂંઝાય ગયા ત્યારે આપે લોકોને વિસામા માટે એક સ્થળે થોભાવ્યા. બધા લોકો થાકથી એટલા લોથપોથ હતા કે જમીન પર પડતાં જ ઘસઘસાટ ઊંઘી ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને લાગલગાટ ચાલતા રખાવ્યા તેથી આપનો હેતુ આ હતો કે અબ્દુલ્લાહ બિન ઉબયની ઝેરીલી વાતોથી જે લોકો ગઇ કાલે ફિત્નામાં પડવાના હતા તેનાથી તેઓને

---

૧. હઝરત ઉસૈદ બિન હુદૈર : અન્સારી મુસલમાનોમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનીતા અને જાણીતા સહાબી. મદીનહમાં સૌપ્રથમ મુસલમાન બનનારાઓમાં અગ્રસ્થાન ધરાવનાર સહાબી "રઃ"

ગાફિલ બનાવી દેવામાં આવે અને ઊગતા ફિત્નાને તરત ડામી દેવામાં આવે કે જેથી લોકોનું ધ્યાન ફિત્ના તરફથી હટી જવા પામે.

**કટ્ટર કાફિરની મોતનું વાવાઝોડું**—————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરીવાર લશ્કરના લોકોને અહીંથી લઈને હિજાઝની દિશાએ રવાના થયા. હિજાઝની ભૂમિ પર પધારીને જયારે હિજાઝના "બકાઆ" નામે ઝરણા પાસે પધાર્યા તો અહીં આપે ઉતારો લીધો અને આપના હુકમથી લશ્કરના લોકોએ પણ અહીં પડાવ નાખી દીધો. બકાઆ નામનું આ ઝરણું નકીઅ સ્થળની બાજુમાં આવેલું હતું.

અહીંથી જયારે કૂચનો સમય થયો તો ઊપડતી વેળા એક નોંધ લેવા જેવી અજીબ ઘટના સર્જાઇ ગઇ. બન્યું એમ કે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લોકોને લઇને અહીંથી રવાના થયા તો અચાનક પ્રચંડ વાવાઝોડું ફૂંકાવા લાગ્યું. વંટોળિયાના દેમાર સુસવાટાઓથી ગભરાઈને લોકો ભયભિત થઈ ગયા. આ રંગ જોઈને આપે ફરમાવ્યું, "હે લોકો ! તમારે ગભરાવાની કે ભયભિત થવાની જરૂર નથી. આ વાવાઝોડું તો એક મોટા કાફિરના મરણથી ફૂંકાયું છે."

પછી જયારે બધા મદીનહ પહોંચી ગયા તો માલૂમ પડયું કે રિફાઅહ બિન ઝૈદ બિન તાબૂત નામે કટ્ટર કાફિર એજ દિવસે મરી ગયો હતો જે દિવસે વાવાઝોડું ફૂંકાયું હતું. એ બનૂ કૈનુકાઅના યહૂદીઓમાંથી હતો અને તેઓના મોટા માણસોમાંથી એક મોટો માણસ હતો અને મુનાફિકોની ટોળકીનો મોટો મુરબ્બી હતો.

**અબ્દુલ્લાહ વિષે ઊતરેલી આયતો**—————હવે અબ્દુલ્લાહ બિન ઉબય અને તેના જેવા બીજા મુનાફિકોના બારામાં કુર્આને-મજીદની તે સૂરત નાઝિલ થઇ જેનું નામ સૂરએ-મુનાફિકૂન છે. આ સૂરત પારહ ૨૮માં આવેલી છે. એમાં મુનાફિકોની મનોદશા, મુનાફિકોના જૂઠાણા અને અબ્દુલ્લાહએ કરેલા બફાટની નોંધ લેવામાં આવી છે. જેમકે ફરમાવ્યું છે : "હુમુલ લઝીન યકૂલૂન લા તુન-ફિકૂ અલા મન ઈન્દ રસૂલિલ્લાહ........"

> "એજ તે લોકો છે જેઓ કહે છે કે અલ્લાહના રસૂલ સાથે જે લોકો છે (એટલે મક્કહના મુહાજિરો) તેઓ પર ખર્ચ કરવાનું માંડી વાળો કે જેથી તેઓ પોતે કંટાળીને વેરવિખેર થઇ જાય; હાલાં કે આકાશો અને ધરતીના ખઝાના અલ્લાહના જ છે પણ મુનાફિકો સમજતા નથી."

અબ્દુલ્લાહએ પોતાને આબરૂદાર અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા મક્કહના મુહાજિરોને હલકટમાં ખપાવીને મદીનહથી હાંકી કાઢવાની બડાશ મારી હતી જેમકે ફરમાવ્યું છે : "યકૂલૂન લઈર રજઅના ઈલલ-મદીનતિ......"

> "એજ તે લોકો છે જેઓ કહે છે કે જયારે અમે મદીનહ પાછા જઈશું તો ત્યાંના આબરૂદાર લોકો ત્યાંના તુચ્છ કે હલકટ લોકોને હાંકી કાઢશે; હાલાં કે ઈઝઝત અલ્લાહના માટે છે અને તેના રસૂલના માટે છે અને મુસલમાનો માટે છે પણ મુનાફિકો જાણતા નથી.[1]

મુનાફિકોને લગતી કુર્આને-મજીદની આ સૂરત નાઝિલ થઈ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ

---

૧. મુનાફિકૂન પા. ૨૮ આયત ૭-૮

પેલા કિશોર એટલે હઝરત ઝૈદ બિન અરકમનો કાન પોતાના મુબારક હાથથી ઝાલી લીધો અને ફરમાવ્યું.

"આ તે છોકરો છે જેના કાને સાંભળેલી વાતનું અલ્લાહ તઆલાએ સમર્થન કરી દીધું કે, એના કાને જે વાતો સાંભળી તે સાચી જ હતી. પછી અલ્લાહની ખુશ્નૂદી મેળવવા ખાતર એણે મારી પાસે આવીને એ વાતો મને કહી સંભળાવી."

**બાપને કતલ કરવાની દરખાસ્ત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલના એક ફરઝંદનું નામ અબ્દુલ્લાહ હતું. એ બહુ પાકા, સાચા, નક્કર મુસલમાન હતા. એમને સમાચાર મળ્યા કે મારા નાલાયક બાપે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાને-આલીમાં તોછડાઇ ભરેલા નાપાક શબ્દો ઉચ્ચારીને આપનું અપમાન કર્યું છે.

રાવીનું બયાન છે : આ સમાચાર મળતાં જ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉબય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! મારા સાંભળવામાં આવ્યું છે કે મારા બાપે આપની શાનમાં જે લવારો કર્યો છે તેના કારણે આપ તેને કતલ કરવા માગો છો. જો આપનો એજ ઇરાદો હોય તો હું પોતે જાઉં છું. મારા બાપને મારા હાથે કતલ કરૂં છું અને તેનું માથું લાવીને આપની તહેનાતમાં પેશ કરૂં છું. યા રસૂલલ્લાહ ! સોગંદ છે અલ્લાહના, મારા ખઝરજ કબીલાના તમામ લોકો જાણે છે કે, અમારા કબીલામાં એક પણ છોકરો એવો નથી જે પોતાના બાપનો, એટલો તાબેદાર હોય જેટલો હું મારા બાપનો તાબેદાર છું. આ મામલામાં યા રસૂલલ્લાહ ! મને ડર આ વાતનો છે કે જો આપના હુકમથી મારા બાપને મારા સિવાય કોઇ બીજો મુસલમાન કતલ કરે અને પછી એ મુસલમાનને હું જમીન પર ચાલતો ફરતો જોઇ લઉં તો, કદાચ મગજનો કાબૂ ગુમાવીને હું મારા બાપના બદલામાં તેને કતલ કરી નાખું. પરિણામે મારા કાફિર બાપના બદલામાં એક મુસલમાનને કતલ કરીને હું કાયમ માટે જહન્નમી બની જાઉં !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પ્યારથી ફરમાવ્યું, "નહિ હે અબ્દુલ્લાહ ! તમારા બાપને કતલ કરવાનો મારો કોઇ ઇરાદો નથી. તમે નચિંત રહો, હું તમારા બાપ સાથે નરમાશ ભરેલો ઉદાર વર્તાવ કરીશ અને જ્યાં સુધી તે આપણા સંગાતે છે, હું તેને મારી મજલિસોમાં બેસાડવાનું પસંદ કરીશ."

**મુનાફિકોનો સરદાર અને તેની કૌમ**————આ કમનસીબ બનાવ પછી અબ્દુલ્લાહ બિન ઉબય જ્યારે ય કોઇ નવો ફિત્નો જન્માવતો તો ખુદ તેની જ કૌમના લોકો નારાજ થઇને તેને ઝડપી લેતા. બુરૂંભલું કહીને તેને ધમકાવતા અને ઠપકો આપીને તેની સાથે આકરો વર્તાવ કરતા.

આ વાતોની જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાણ થઇ તો આપે હઝરત ઉમરને ફરમાવ્યું, "કહો ઉમર ! હવે તમારો શો મત છે ? તે દિવસે તમારા કહેવાથી હું તેને કતલ કરાવતે તો તેની કૌમ મારાથી નારાજ થઇ જતે. હવે વખત એવો છે કે આજે હું તેની કતલનો હુકમ ફરમાવું તો તેની જ કૌમ તેના ટુકડા કરી નાખે."

હઝરત ઉમરે અરજ કરી, "વલ્લાહ યા રસૂલલ્લાહ ! હું અચ્છી રીતે જાણું છું કે ક્યાં ઉમર અને ક્યાં અલ્લાહના રસૂલ ? બેશક ઉમરની વાતથી અલ્લાહના રસૂલની વાત લાખ દરજ્જે બરકતો ભરેલી હોય છે."

**એક મુનાફિકની ગદ્દારી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ મુસ્તલિક પર ચઢાઇ વેળાના રમખાણમાં હઝરત હિશામ બિન સુબાબહ નામે મુસલમાન એક મુસલમાનના હાથે ભૂલથી કતલ થઇ ગયા હતા. એમનો એક ભાઇ મિકયસ બિન સુબાબહ નામે મક્કહમાં રહેતો હતો. એ મુસલમાન બનેલો ન હતો. એક દિવસે મિકયસ મદીનહ આવી લાગ્યો અને સીધો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને કહેવા લાગ્યો, "યા રસૂલલ્લાહ ! હું અંતઃકરણથી મુસલમાન બનીને આપની તહેનાતમાં હાજર થયો છું. મારો ભાઇ હિશામ બિન સુબાબહ ફલાણા મુસલમાનના હાથે કતલ થઇ ગયો છે. મારી દરખાસ્ત છે કે તેના પ્રાણદંડની રકમ મને ચૂકવી આપવામાં આવે."

તેની દરખાસ્તનો સ્વીકાર કરીને આપે તેના મરનાર ભાઇની દિયત ચૂકવી આપવાનો હુકમ ફરમાવ્યો. આપના હુકમનું તુરંત પાલન કરવામાં આવ્યું. એ પછી મિકયસ મુસલમાન તરીકે થોડા દિવસો મદીનહમાં જ રહી ગયો અને એક દિવસે મોકો મળી જતાં પોતાના ભાઇના કાતિલને કતલ કરીને મક્કહ ફરાર થઇ ગયો અને ત્યાં જઇને ઈસ્લામથી પણ ફરી ગયો અને કાફિર બનીને કાફિરોમાં ભળી ગયો.

**યા મન્સૂર અમિત અમિત**————ઇબ્ને હિશામ કહે છે : બનૂ મુસ્તલિકના યુધ્ધમાં મુસલમાનોનો શિઆર એટલે એકબીજાને ઓળખવાનો સંકેત શબ્દ "યા મન્સૂર ! અમિત ! અમિત !" હતો. મન્સૂર એટલે જેની મદદ કરવામાં આવી અથવા જીત મેળવીને ફતેહમંદ થયેલો માણસ. અને અમિત એટલે મારો, કાપો, કતલ કરો.

ઇબ્ને ઈસ્હાક કહે છે : આ જંગમાં બનૂ મુસ્તલિકના ખાસ્સા માણસો માર્યા ગયા. હઝરત અલીએ તેઓના બે માણસો, માલિક અને તેના બેટાને કતલ કર્યા. હઝરત અબ્દુર્રહમાન બિન ઔફએ એક સવારને કતલ કર્યો જેનું નામ અહમર અથવા ઉહૈમર હતું.[1]

**કબીલાના સરદારની રૂપવાન બેટી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : આ જંગમાં બનૂ મુસ્તલિકના ઘણા માણસો મુસલમાનોના હાથે કેદ પકડાયા. એ બધાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોમાં વહેંચી આપ્યા. લડાઇના કેદીઓમાં કબીલાના સરદાર હારિસ બિન અબી દિરારની બેટી પણ હતી જેનું નામ જુવૈરિયહ બિન્તે હારિસ હતું. બાદમાં બીબી જુવૈરિયહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં અને નિકાહમાં આવવા બાદ એમને ઉમ્મુલ-મુઅમિનીન એટલે દુનિયાભરના મુસલમાનોના માનવંતા અમ્માંજી બનવાનું સદ્દભાગ્ય મળ્યું.

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે કહ્યું અને તેમણે ઉર્વહ બિન ઝુબૈરથી સાંભળ્યું અને ઉર્વહએ મુસલમાનોના અમ્માંજી હઝરત બીબી આઇશહ રદિયલ્લાહુ અન્હાના મુખેથી સાંભળ્યું. હઝરત બીબી આઇશહ ફરમાવે છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે બનૂ મુસ્તલિકના કેદીઓની વહેંચણી કરી તો

---

૧. આ યુધ્ધમાં બનૂ મુસ્તલિક કબીલાના ૧૦ માણસો માર્યા ગયા. બાકીના સ્ત્રી-પુરૂષો, વૃધ્ધો, બાળકો બધા કેદ થયા. તેઓના માલ-સામાનનો કબજો લેવામાં આવ્યો. બે હજાર ઊંટો, પાંચ હજાર બકરાં હાથ લાગ્યાં. સાત સોથી વધારે માણસો મુસલમાનોના લોંડી-ગુલામ બની ગયાં જેમાં બસો જેટલાં કુટુંબોનો સમાવેશ થાય છે. (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૩૨૮ - અસિહ-હુસ-સિયર પા. ૬૧૦- સીરતુલ-મુસ્તફા જિ. ૨ પા. ૨૭૧) "હ"

જુવૈરિયહ બિન્તે હારિસ઼, હઝરત સ઼ાબિત બિન કૈસ બિન શમ્માસના ભાગે આવ્યાં અથવા એમના એક કાકાભાઈના ભાગે આવી. જુવૈરિયહએ પોતાના માલિક સાથે "મુકાતબત" કરી લીધી. એટલે અમુક રકમ ઠેરવીને બદલામાં આઝાદી મેળવી લેવાના કરાર કરી લીધા. જુવૈરિયહ એક તો પોતાના કબીલાના સરદારની બેટી હતાં. બીજું બેહદ હસીન, જમીલ અને સલૂણું રૂપ ધરાવનાર રૂપવાન કન્યા હતાં. જોનારના દિલ પર તરત કબજો જમાવી લેતી હતી. પોતાના માલિકને રાજી કરીને એટલે તેમની સાથે આઝાદીના કરાર કરીને બીબી જુવૈરિયહ મદદ મેળવવાની આશાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા તંબૂમાં બિરાજમાન હતા."

હઝરત બીબી આઈશહનું બયાન છે : "અલ્લાહના સોગંદ ! જુવૈરિયહને જ્યારે મેં મારા તંબૂના બારણે ઊભેલી જોઈ તો એને જોતાં જ મને કરાહત થઈ આવી (એટલે મારૂં મૂડ બગડી ગયું) મને થયું કે જે હુસ્નો-જમાલ, જે રૂપ-સૌન્દર્ય મેં એનું જોયું છે એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ જોઈ લેશે! મતલબ કે જુવૈરિયહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પહોંચી ગઈ અને બોલી,

"હે અલ્લાહના નબી ! મારૂં નામ જુવૈરિયહ છે. હું અમારા કબીલાના સરદાર હારિસ઼ બિન અબી દિરારની બેટી છું. જે મુસીબત મુજ પર તૂટી પડી તે આપથી છાની નથી. હું આપના સાથી સાબિત બિન કૈસ બિન શમ્માસ અથવા તેમના કાકાભાઈના ભાગે આવી છું. મેં મારા માલિકને "કિતાબત"(આઝાદીના કરાર) પર રાજી કરી લીધા છે. અત્યારે ઠેરવેલી રકમની ચૂકવણી અંગે આપની મદદ માગવા હાજર થઈ છું."[1]

આપે ફરમાવ્યું, "જુવૈરિયહ ! તમારી સાથે એનાથી યે ઉત્તમ વર્તાવ કરવામાં આવે તો તમે પસંદ કરશો?"

"તે શું હે અલ્લાહના નબી ? " બીબી જુવૈરિયહએ પૂછયું.

"હું તમારી આઝાદીની કિંમત ચૂકવી આપું, તમે મારી સાથે નિકાહ કરી લો." આપે ફરમાવ્યું.

"જી હા, યા રસૂલલ્લાહ ! એનાથી રૂડું બીજું શું ? હું રાજી છું. મને કબૂલ છે."

આપે ફરમાવ્યું, "મને પણ કબૂલ છે."

**હઝરત જુવૈરિયહની બરકતો**————હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : "જોત જોતામાં લશ્કરના લોકોમાં સમાચાર પ્રસરી ગયા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુવૈરિયહ બિન્તે હારિસ઼ને નિકાહના બંધનથી પોતાની સાથે જોડી લીધાં છે. બસ પછી શું હતું. લશ્કરના બધા જ મુસલમાનો એક અવાજે કહેવા લાગ્યા, "દુશ્મનના આ બધા કેદીઓ તો હવે રસૂલુલ્લાહના સુસરાલી રિશ્તાદાર બની ગયા. એમને લોંડી-ગુલામ તરીકે કેવી રીતે રાખી શકાય ?"

જોતજોતામાં તમામ મુસલમાનોએ તમામ કેદીઓને એક જ ઝાટકે આઝાદ કરી દીધા. હઝરત બીબી આઈશહનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુવૈરિયહ સાથે નિકાહ કરી લીધા તો

૧. બીબી જુવૈરિયહના પહેલા નિકાહ બનૂ મુસ્તલિક કબીલાના મુસાફિઅ બિન સફવાન નામે એક ખાનદાની યુવક સાથે થયા હતા. મુસાફિઅ આ લડાઈમાં માર્યો ગયો હતો. હઝરત બીબી જુવૈરિયહ કેદ થયાં ત્યારે ૨૦ વરસના હસીનો-જમીલ યુવતિ હતાં. આઝાદીની કિંમત ૯ ઊકીયહ સોનું નક્કી થયું હતું. (અસ્સિહ-હુસ-સિયર પેજ ૬૦૯-૬૧૦) "હ"

જુવૈરિયહની બરકતથી મુસલમાનોએ બનૂ મુસ્તલિકના કેદ થયેલાં સો ખાનદાનોને આઝાદ કરી દીધાં, કેમકે એ બધાં હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સુસરાલી રિશ્તાદાર બની ગયાં હતાં. મારી નજરમાં કોઇ એવી સ્ત્રી નથી જે પોતાની સમગ્ર કૌમ માટે દયાના ભંડાર જેવી પુરવાર થઇ હોય; સિવાય જુવૈરિયહનાં !" [૧]

**બીબી જુવૈરિયહના બાપુની કથા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બીજી રિવાયત એવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ મુસ્તલિકના મામલાથી ફરાગત મેળવીને વાપસ થયા તો બીબી જુવૈરિયહ આપના સંગાથે હતાં. આપ લશ્કરની વ્યવસ્થામાં લાગેલા હોવાથી બીબી જુવૈરિયહને આપે એક અન્સારી સહાબીની નિગરાનીમાં સોંપી દીધાં અને ફરમાવ્યું, "એમના આરામનો ખ્યાલ રાખજો, એમને કોઇ તકલીફ ના થવા પામે."

એ પછી આપ પોતાના લશ્કરને લઇને મદીનહ પધાર્યા. બીજી તરફ કબીલાનો સરદાર હારિસ઼ બિન અબૂ દિરાર પોતાની બેટીને છોડાવવા માટે કેટલાંક ઊંટો ફિદયા તરીકે લઇને મદીનહ તરફ રવાના થયો. જ્યારે તે અકીક સ્થળે પહોંચ્યો તો ફિદયાના ઊંટો તરફ તેણે અવલોકનની નજર નાખી. એમાંના બે ઊંટો પર તેની નજર ચોંટી ગઇ. બંને બહુ ફાંકડાં, રૃષ્ટપુષ્ટ અને ચપળ ઊંટો હતાં. આ ઊંટોને રોકી લેવાની લાલચ જાગતાં તેણે બંને ઊંટોને અકીકની ઘાટીમાં સલામત સ્થળે છુપાવી દીધાં અને બાકીના ઊંટોને હંકારતો મદીનહ પહોંચ્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને કહેવા લાગ્યો, "હે મુહંમદ ! તમે મારી બેટીને પકડીને લઇ આવ્યા છો. સરદારની બેટી લોંડી નહિ બની શકે. આ રહ્યો એનો ફિદયો. એનો સ્વીકાર કરો અને બદલામાં મારી બેટી મને આપી દો."

આપે ફરમાવ્યું, "હારિસ઼ ! એ વાત પછી થશે. પહેલાં બતાવો, પેલાં બે ઊંટોનું શું થયું ?

"કેવાં બે ઊંટો ?" હારિસ઼ે ચમકીને પૂછ્યું.

ફરમાવ્યું, "જેને તમે અકીકની ફલાણી ઘાટીમાં છુપાવી દીધાં છે."

નિરંકુશ રીતે હારિસ઼ સાહેબ પોકારી ઊઠયા, "અશહદુ અલ-લાઇલાહ ઇલ્લલ્લાહુ વ અન્નક મુહમ્મદર રસૂલુલ્લાહ." તરજુમો : હું આ વાતની સાક્ષી આપું છું એટલે ઇકરાર કરૂં છું કે અલ્લાહ સિવાય કોઇ મઅબૂદ નથી અને હે મુહંમદ ! બેશક તમે અલ્લાહના રસૂલ છે.

એની સાથે જ હારિસ઼ે કહ્યું, "ફ-વલ્લાહિ મા અત્તલઉ અલા ઝાલિક ઇલ્લલ્લાહ." એટલે હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે આ મામલાની અલ્લાહ વગર કોઇને મેં જાણ થવા દીધી નથી.

એ પછી હારિસ઼ બિન અબૂ દિરાર ખરા દિલથી મુસલમાન બની ગયા. એમની સાથે એમના બે બેટાઓ ઉપરાંત એમની કૌમના કેટલાક લોકો પણ મુસલમાન બની ગયા. એ પછી હઝરત હારિસ઼ે પોતાના માણસને મોકલાવીને પેલાં બંને ઊંટો પણ મંગાવી લીધાં અને બધાં ઊંટો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની

૧. પોતાની સોકણના મુકત કંઠે વખાણ કરવા અને સોકણની ખૂબીઓનો ખુલ્લા દિલે ઇકરાર કરવો એ જેવી તેવી બેગમોનું ગજું નહિ. એવી નિખાલસતા, ઉદારતા અને ખેલદિલી તો મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત આઇશહ સિદ્દીકહ જ દેખાડી શકે. રદિયલ્લાહુ અન્હા. "હ"

તહેનાતમાં ધરી દીધાં. બદલામાં એમના બેટી જુવૈરિયહને એમને હવાલે કરી દેવામાં આવ્યાં. જુવૈરિયહ પોતે પણ કલિમો પઢીને અંતઃકરણથી મુસલમાન બની ગયાં અને ઈસ્લામ પર દ્રઢ બની ગયાં. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના બાપાજીને નિકાહનો પયગામ આપ્યો. ચાર સો દિરહમ નિકાહની મહર નક્કી કરીને એમણે પોતાની બેટીના, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ કરાવી દીધા.

**ઝકાતની ઉઘરાણી વેળા સમજફેર**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન રૂમાનએ માહિતી આપી કે બનૂ મુસ્તલિક કબીલાના લોકો મુસલમાન બની ગયા તો ઝકાતની ઉઘરાણીનો સમય આવતાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબી, હઝરત વલીદ બિન ઉકબા બિન અબી મુઐતને ઝકાતની ઉઘરાણી માટે તેઓની વસતિમાં મોકલ્યા. બનૂ મુસ્તલિકના લોકોને સમાચાર મળ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કર્મચારી ઝકાતની ઉઘરાણી માટે પધારી રહ્યા છે તો તેઓ સવારીઓ પર બેસીને હઝરત વલીદ બિન ઉકબાના સત્કાર માટે પોતાની વસતિમાંથી બહાર નીકળી આવ્યા.

આ તરફ હઝરત વલીદ બિન ઉકબાએ જોયું કે લોકો સવારીઓ પર બેસીને ઝપાટાભેર આવી રહ્યા છે તો તેઓ મનમાં ડરી ગયા કે નક્કી, આ લોકોને ઝકાતનો માલ આપવાનું ભારે લાગવાથી તેઓ મને કતલ કરવાના ઈરાદે ઝપાટાભેર આવી રહ્યા છે. ડરના માર્યા હઝરત વલીદ એજ વેળા પાછા વળ્યા અને મારતી સવારીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને કહેવા લાગ્યા, ''યા રસૂલલ્લાહ ! તેઓ ઝકાતનો માલ તો ક્યાંથી આપે, ઉલટાનું તેઓની સવારીઓનો ઝપાટો જોઈને મને તો થયું કે એ લોકો મને કતલ કરી નાખે તો નવાઈ નહિ. આ કારણે હું પાછો વળીને આવી ગયો.''

આ બનાવથી મુસલમાનોમાં આક્રોશ વ્યાપિ ગયો અને બનૂ મુસ્તલિક સાથે જંગ કરવાની તેઓમાં જોરોશોરથી ચર્ચા થવા લાગી. મામલો એટલી હદે લંબાયો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ તેઓની સાથે જિહાદનો ઈરાદો કરી લીધો. જ્યારે આ સમાચાર બનૂ મુસ્તલિકની વસતિ સુધી પહોંચી ગયા તો તેઓનું એક મોવડી મંડળ દરબારે-નબવીમાં હાજર થયું અને તેણે ખુલાસો કરતાં અરજ કરીઃ

''યા રસૂલલ્લાહ ! આપનો એલચી ઝકાતની ઉઘરાણી માટે અમારી વસતિમાં પધારે તેવા સમાચાર મળતાં અમે સવારીઓ પર બેસીને વસતિમાંથી નીકળી પડયા કે જેથી માન-ઇકરામ સાથે તેમનો સત્કાર કરીએ અને ઝકાતનો જે માલ આપવાનું અમે કબૂલ કર્યું હતું તે તેમને હવાલે કરી દઈએ. પરંતુ એ ગૃહસ્થ તો અમને જોતાં જ પાછલા પગે વળીને સવારી ભગાવતા ચાલ્યા ગયા. હવે મળેલા સમાચાર મુજબ તેઓ આપને કહે છે કે અમે તેમને કતલ કરવા દોડી ગયા હતા, તો સોગંદ છે અલ્લાહના, યા રસૂલલ્લાહ! અમારો એવો કોઈ ઈરાદો હતો જ નહિ.''

આ ઘટના સંબંધી અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આ આયતો નાઝિલ ફરમાવી : યા ઐયુહલ-લઝીન આમનૂ ઈન જાઅકુમ ફાસિકુમ......''

''હે મુસલમાનો ! જો કોઈ દુરાચારી માણસ તમારી પાસે કોઈ સમાચાર લઈને આવે તો, તમે પાકે પાયે તેની તહકીક કરી લો. એવું ન થાય કે તમે તૂટી પડો અજાણતામાં કોઈ કૌમ પર, પછી તમે પસ્તાવો કરવા લાગો તે કામનો જે તમે કરી નાખ્યું અને જાણી

લો કે અલ્લાહના રસૂલ તમારી વચ્ચે મવજૂદ છે.....''[૧]

મતલબ આ છે કે જયારે કોઈ ખબર કે અફવા સાંભળો તો પ્રથમ પાકે પાયે તહકીક કરીને તેની ખાતરી કરી લો. આંખો બંધ કરીને તેને માની લેવાનું માઠું પરિણામ આવે છે.

**મુનાફિકોની નવી ફિત્નાખોરી**————————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ મુસ્તલિકના ઇલાકાથી વાપસીના પ્રવાસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત બીબી આઇશહ રદિયલ્લાહુ અન્હા આપના સંગાથે હતાં. આ સફરમાં લશ્કર મદીનહ પહોંચે તે પહેલાં હઝરત આઇશહ સાથે એક બેહદ આકરો, બેહદ ગંભીર, બેહદ કમ-નસીબ અને ચકચારભર્યો બનાવ બની ગયો જેણે મદીનહની શાંતિનું નખ્ખોદ વાળી દીધું અને આખા મદીનહમાં ખળભળાટ મચાવી દીધો.

ઈસ્લામી લશ્કર મદીનહ પહોંચે તે પહેલાં ફિત્નાખોર મુનાફિકો, હસદખોરો, દુનિયાભરના જુઠાઓ અને ફિતૂરીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત આઇશહની પાકદામની પર નાપાકીનું કલંક લગાડીને તરહ તરહની વાતો મદીનહની બજારોમાં વહેતી કરી દીધી જેનું બયાન કુર્આને-મજીદની સૂરએ-નૂરમાં ''ઇફકુમ-મુબીન'' અને ''બુહતાનુન-અઝીમ''ના શબ્દોથી કરવામાં આવ્યું છે.

---

૧. સૂરએ-હુજુરાત પારહ ૨૬ આયત ૬-૭

# પ્રકરણ ૧૨૭

# ઇફ્કુમ - મુબીન અને બુહતાનુન - અઝીમ

(મદીનહના મુનાફિકો, જૂઠ્ઠાઓ અને ફિત્નાખોરોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાકદામન બેગમ હઝરત બીબી આઇશહ સિદ્દીકહ રદિયલ્લાહુ અન્હાની પાકદામની પર મૂકેલા ખોટા આરોપના બનાવનું બયાન)

---

રિવાયતની સાંકળ ● પાક બેગમોના નામોની ચિઠ્ઠીઓ ● ગળાના હારની ગુમશુદગી ● હઝરત સફવાન બિન મુઅત્તલ ● ખોટા આરોપના પ્રત્યાઘાતો ● મૂળ બનાવની મળેલી બાતમી ● રસૂલુલ્લાહ (સલ.)ની તકરીર ● મુનાફિકો, જૂઠ્ઠાઓ, ફિત્નાખોરો ● તકરીરનો પ્રતિસાદ ● મામલાની આગળ વધતી તપાસ ● રસૂલુલ્લાહ (સલ.)ની પધરામણી ● ફ-સબ્રુન-જમીલ ● તોહમતના આરોપીઓને મળેલી શિક્ષા ● તોહમત વિષે મિયાંબીબીની વાતચીત ● પાકદામની વિષે ઊતરેલી આયતો ● હઝરત અબૂબક્ર અને હઝરત મિસ્તહ ● હઝરત સફવાન અને હઝરત હસ્સાન ● ખટલો દરબારે-નબવીમાં ● હઝરત હસ્સાનની દિલદારી ● હઝરત હસ્સાનનો કસીદો ● એક મુસ્લિમ શાઇરના શેઅરો.

**રિવાયતની સાંકળ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ ઇબ્ને શિહાબ ઝુહરીએ અલ્કમહ ઇબ્ને વક્કાસ, સઇદ ઇબ્ને મુસૈયબ, ઉર્વહ ઇબ્ને ઝુબૈર અને ઉબૈદુલ્લાહ ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બહની રિવાયતો કહી સંભળાવી.

ઇબ્ને શિહાબ ઝુહરીએ મને કહ્યું કે એમાંના દરેક વિદ્વાને રિવાયતને લગતો અમુક - અમુક ભાગ મને કહ્યો. કોઇએ બનેલા બનાવની અમુક વિગતો કહી સંભળાવી તો કોઇએ એજ બનાવની બીજી વિગતો બયાન કરી. આ વિદ્વાનોમાં અમુક એવા હતા જેઓ પોતાના બીજા સાથીઓને મુકાબલે વધારે સ્મરણશકિત ધરાવનારા કે તેઓથી વધારે યાદદાસ્તી ધરાવનારા હતા. વિદ્વાનોની આ જમાઅતે ''ઇફ્કુમ-મુબીન'' કે ''બુહતાનુન-અઝીમ''ની ઘટનાને લગતી જે કંઇ માહિતી મને પૂરી પાડી તે મેં લોકો માટે એકત્ર કરી દીધી છે.

**(સંપાદકની નોંધ**————ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરીના ચાર ઉસ્તાદો છે : હઝરત અલ્કમહ ઇબ્ને વક્કાસ, હઝરત સઇદ બિન મુસૈયબ, હઝરત ઉર્વહ બિન ઝુબૈર અને હઝરત ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહ. આ ચારેય ઉસ્તાદો ઊંચા પાયાના તાબિઈ હોવા ઉપરાંત કુર્આન અને હદીસના બહુ મોટા જ્ઞાની અને ઇલ્મો-હિકમતના ભંડાર હતા. દીની ઉલૂમનો મોટો ભાગ એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના

પાક બેગમ હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા પાસેથી મેળવ્યો હતો. હઝરત આઈશહ પર મૂકાયેલા જૂઠા આરોપની વિગત ખુદ હઝરત આઈશહએ પોતાના મુખે એમને કહી સંભળાવી. એમણે આ કહાણીનો જે જે ભાગ જેવી રીતે સાંભળેલો તેજ પ્રમાણે પોતાના શાગિર્દ ઈબ્ને શિહાબ ઝુહરીને કહી સંભળાવ્યો અને ઈબ્ને શિહાબ ઝુહરીએ પોતાના શાગિર્દ ઈબ્ને ઈસ્હાકને કહી સંભળાવ્યો અને ઈબ્ને ઈસ્હાકે તેની વિગતો આ કિતાબમાં ભેગી કરી દીધી. ''હ'')

**પાક બેગમોના નામોની ચિઠ્ઠીઓ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જુદા જુદા રાવીઓ તરફથી મને મળેલી પ્રમાણભૂત માહિતી મુજબ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત આઈશહ પર, મદીનહના જુઠ્ઠાઓ અને ફિતૂરીઓએ જે જૂઠો અરોપ મૂકયો હતો તેની વિગત ખુદ હઝરત આઈશહએ પોતાના મુખે વર્ણવી છે આ પ્રમાણે :

હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે કોઈ પ્રવાસે જવાનો ઈરાદો ફરમાવતા તો આપનો નિયમ હતો કે પોતાની પાક બીબીઓમાંથી, કોઈને સાથે લઈ જવા માટે તેઓના નામોની ચિઠ્ઠીઓ નાખતા. પછી જે બીબીનું નામ ચિઠ્ઠીમાં નીકળી આવતું તેને સફરમાં પોતાની સાથે લઈ જતા.

બનૂ મુસ્તલિક પરની ચઢાઈ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સફરમાં જવા પહેલાં એજ નિયમ મુજબ પોતાની પાક બીબીઓના નામોની ચિઠ્ઠીઓ નાખી તો તેમાં મારૂં નામ નીકળી આવ્યું. ત્યારે આ સફરમાં રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ પોતાની સાથે મને લઈ ગયા.

**ગળાના હારની ગુમશુદગી**————હઝરત આઈશહ ફરમાવે છે : ''જયારે કોઈ સફરમાં જવાનો પ્રસંગ ઊભો થતો તો અમે બીબીઓ તે વેળા, સાદો-હળવો ખોરાક લેવાની નીતિને અનુસરતા હતાં. સાદો-હળવો ખોરાક લેવાથી સુસ્તી કે આળસનું દબાણ થતું ન હતું બલકે ચુસ્ત, ચાલાક અને ચપળ રહી શકાતું હતું. તે વેળા ગોશ્તના આહારથી અમે પરહેજી જાળવતાં હતાં. એનાથી મન પર ભાર આવી જતો હતો. સફરની તૈયારી પછી જયારે ઊપડવાનો સમય આવતો તો મારા માટે ઊંટની કાઠી લાવવામાં આવતી. કાઠીને ઊંટની પીઠ પર ગોઠવવા પહેલાં હું તેમાં જઈને બેસી જતી. એ પછી કાઠી લાવનારો માણસ હાજર થતો અને તે મુજ સહિત કાઠીને ઉપાડીને ઊંટની પીઠ પર ગોઠવી દેતો અને કાઠીને સરખી કરીને તેને દોરડીઓથી કસી દેતો. એ પછી તે ઊંટનું ડોકું પકડીને તેને ઊભું કરી દેતો અને તેને દોરીને ચાલી નીકળતો. [૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ મુસ્તલિકના ગઝવહથી ફારિગ થઈને મદીનહ પાછા ફરી રહ્યા હતા. વાપસીની આ સફરમાં ઈસ્લામી લશ્કરનો કાફલો મદીનહના સીમાડે પહોંચ્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અહીંની એક મંઝિલે પધારીને પડાવ નાખી દીધો. રાતનો વધુ ભાગ કાફલાએ જંગલની એજ મંઝિલે આરામ કરવામાં પસાર કર્યો. એ પછી રાતના અંધારાંમાં જ કૂચની જાહેરાત પોકારી દેવામાં આવી કે જેથી લોકો હાજત વગેરેથી પરવારીને કૂચ માટે તૈયાર થઈ જાય. કાફલો ઊપડે તે પહેલાં હું પણ કુદરતી હાજત માટે કાફલાના પડાવથી કંઈક દૂર નીકળી ગઈ. તે વેળા મારા ગળામાં ''ઝફાર''ના મોતીઓનો હાર પડેલો હતો. જવાની ઉતાવળમાં હારની લડી તૂટી જતાં તે મારા ગળામાંથી નીકળી પડયો. ઉતાવળ અને અંધારાંમાં

૧. આ કાઠી એક પ્રકારની પાલખી જેવી હોતી જેમાં આરામથી બેસવાની સગવડ સાથે પર્દાની પણ પૂરી સગવડ હોતી. ''હ''

મને તેની જાણ નહિ થવા પામી. [૧]

કુદરતી હાજતથી પરવારીને જ્યારે મારા ઊંટની, જમીન પર મૂકેલી મારી કાઠી પાસે પહોંચી ગઇ તે વેળા અચાનક મારો હાથ મારા ગળા તરફ પહોંચી ગયો. ચારે તરફ ગળે હાથ ફેરવવાથી માલૂમ પડયું કે હાર ગળાંમાંથી નીકળી પડયો છે. તે વેળા કાફલો કૂચ કરવા લાગ્યો હતો. તરત જ પાછી વળીને તે સ્થળે પહોંચી ગઇ જ્યાં હાજત માટે ગઇ હતી. અંધારામાં હારની તલાશમાં થોડો સમય નીકળી ગયો. તલાશથી હાર મળી ગયો પણ વાપસ આવીને જોયું તો કાફલાના લોકો ઊપડી ચૂકયા હતા.

જે લોકો મારા ઊંટની કાઠી ઉપાડવા અને ગોઠવવાના કામ પર નિર્માણ હતા તેઓ મારા આવવા પહેલાં કાઠીને ઉપાડીને અને ઊંટની પીઠ પર કસીને ઊપડી ચૂકયા હતા. તેઓના મનથી એમ કે હું નિયમ મુજબ અગાઉથી કાઠીમાં બેસી ચૂકી છું. એક તો તે વેળા હું ઊગતી વયની કન્યા હતી અને બીજું બદનની છેક હલકી-ફુલકી કે નબળી-પાતળી હતી. આ કારણે તેઓને કાઠીમાં મારી ગેરહાજરીનો પત્તો નહિ લાગ્યો. જ્યારે હું પડાવના તે સ્થળે આવી જ્યાં મારી કાઠી મૂકવામાં આવી હતી, તો મેં જોયું કે ત્યાં ન કોઇ બોલાવનાર હતો ન કોઇ જવાબ આપનાર હતો. બધા જ કૂચ કરી ચૂકયા હતા.

**હઝરત સફવાન બિન મુઅત્તલ**——————હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છેઃ "મારી પરેશાની, મારી મૂંઝવણ, મારા દુઃખનો પાર ન હતો. હવે શું થાય ? લાચારીએ ચાદરમાં લપેટાઇને તેજ જગાએ લેટી ગઇ જ્યાં મારી કાઠી મૂકવામાં આવી હતી. વિચાર્યું કે મારી તલાશ થશે તો તેઓ મને શોધતા અહીં જ આવશે. પછી તો સોગંદ છે અલ્લાહના, જમીન પર હું લેટેલી જ હતી એટલામાં સફવાન બિન મુઅત્તલ સુલમી ત્યાં આવી લાગ્યા. તેઓ તેમને સોંપાયેલી કામગીરીને મામલે લશ્કરથી પાછળ રહેતા હતા. [૨] એમણે પણ રાત લશ્કરની સાથે અહીં જ ગુજારી હતી. પ્રભાતનું અજવાળું રેલાવા લાગ્યું હતું. દૂરથી એમણે જોયું કે કોઇ વસ્તુ જમીન પર પડેલી છે. તેઓ આગળ વધ્યા અને મારી પાસે આવીને ઊભા રહી ગયા.

પર્દાનો હુકમ ઊતરવા પહેલાં તેઓ મને જોઇ ચૂકયા હતા. જોતાં જ મને ઓળખી લીધી અને મોટેથી પોકારી ઊઠયા : "ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલૈહિ રાજિઊન !" [૩] પછી બોલ્યા, "અરે આ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખાતૂન છે !"

હું ચાદરમાં જ લપેટાઇને લેટેલી રહી. કોઇ જવાબ મેં નહિ આપ્યો તો પૂછ્યું, "માનવંતા ખાતૂન! આપ પાછળ કેમ રહી ગયાં ? અલ્લાહ આપની ઉપર રહમ ફરમાવે !"

મેં કોઇ જવાબ નહિ આપ્યો અને ખામોશીથી લેટેલી રહી. તેઓ પોતાનો ઊંટ મારી પાસે લાવીને બોલ્યા, "માનવંતા ખાતૂન ! એની ઉપર બેસી જાવ." આમ કહીને તેમણે ઊંટને બેસાડી દીધો અને તેની આગલી

---

**૧.** ઝફાર : મુલ્કે-યમનના એક શહેરનું નામ ત્યાંના મોતીઓ ઘણા સુંદર અને કીમતી ગણાતાં હતાં. કેટલાકે કહ્યું છે કે ઝફાર એક ખાસ સુગંધીદાર પદાર્થ છે. તેને મણકા કે મોતીના રૂપમાં ઢાળીને હાર બનાવવામાં આવે છે. હઝરત આઇશહના હારની કીમત ૧૨ દિરહમ આંકવામાં આવી છે. (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૩૪૬) "હ"

**૨.** હઝરત સફવાન બિન મુઅત્તલ રદિયલ્લાહુ અન્હુને લશ્કરની પાછળ રહીને કોઇની રહી ગયેલી કે પડી ગયેલી વસ્તુ ઉપાડી લાવવાની કામગીરી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી સોંપાયેલી હતી. "હ"

**૩.** કોઇ માઠા કે દુખના સમાચાર વેળા પઢવાની કુર્આની આયત. એના અર્થ : અમે અલ્લાહ તરફથી આવેલા છીએ અને અલ્લાહ તરફ જ અમે પાછા જવાના છીએ. "હ"

ટાંગ ખેંચી લીધી કે જેથી હું આસાનીથી બેસી શકું. એ પછી પોતે પાછળ ચાલ્યા ગયા. જ્યારે હું ઊંટ પર બેસી ગઇ તો તેમણે ઊંટનું માથું ઝાલીને તેને ઊભો કર્યો અને તેની નાથ પકડીને ઝપાટાભેર ત્યાંથી ઊપડયા કે જેથી લશ્કરને પકડી પાડે. પણ અલ્લાહના સોગંદ, અમે લશ્કરને પકડી શકયા નહિ. ન તો કોઇ હમણા સુધી મારી તલાશમાં નીકળેલું હતું. હવે પ્રભાતનું અજવાળું ફેલાય ગયું હતું. લશ્કરનો કાફલો આગળની મંઝિલે પહોંચીને ત્યાં પડાવ નાખી ચૂકયો હતો. સફવાન મને લઇને કાફલા સુધી પહોંચી ગયા.

એ પછી લશ્કરમાં હાજર રહેલા મદીનહના મુનાફિકો, જૂઠાઓ અને ફિત્નાખોરોએ મને ખોટા આરોપમાં સંડોવીને જે હોબાળો મચાવી દીધો તેનો કિસ્સો જગજાહેર છે. આખા લશ્કરમાં સનસનાટી પ્રસરી ગઇ. તે વેળા હું આ ગોઝારા બોહતાનથી તદ્દન અંજાણ હતી. મને કંઇ ખબર નહિ પડી કે જૂઠાઓ અને ફિતૂરીઓએ મારા માથે કેવી તોહમત ચઢાવી દીધી અને કેવી કેવી વાતો વહેતી કરીને મદીનહમાં ચકચાર જગાડી દીધી !

**ખોટા આરોપના પ્રત્યાઘાતો**————મદીનહ પહોંચતાં જ હું સખત માંદગીમાં પટકાઇ પડી. મને પોતાને તો કંઇ જ ખબર ન હતી કે મદીનહમાં મારી વિરૂધ્ધ કેવો પવન ફૂંકાય રહ્યો છે. અલબત્ત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મારાં માબાપને પૂરા કિસ્સાની જાણ થઇ ચૂકી હતી, પણ એ લોકો મારી આગળ તેનો બોલ સુધ્ધાં ઉચ્ચારતા ન હતા. આટલું ચોક્કસ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો વર્તાવ મારી સાથે બદલાઇ ગયો હતો. આપના વર્તનમાં આવેલા ફેરફારથી મને થયું કે જરૂર કોઇ મામલો બન્યો છે. હવે અગાઉ જેવી માયા-મહબ્બત અને લુત્ફો-કરમનો વર્તાવ આપ મારી સાથે નહિ ફરમાવતા હતા. આથી પહેલાં જયારેય હું બીમાર પડતી, આપ મારી દિલદારી ફરમાવતા, પોતાની મીઠી મધુરી વાતોથી મને દિલાસો આપતા, હરેક રીતે મારૂં મન રીઝવતા. પણ આ વેળાની મારી ગંભીર માંદગી છતાં આપે દિલાસો કે તસલ્લીનો મીઠો બોલ સરખો નહિ ફરમાવ્યો તો મને અજબ જેવું લાગ્યું. હું વિચારવા લાગતી, ''યા અલ્લાહ ! શું મામલો છે ?''

હવે પરિસ્થિતિ કે હાલત એવી હતી કે મારાં વહાલાં અમ્માંજી મારી સારવારમાં લાગેલાં હતાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારી પાસે પધારતા તો મારાં અમ્માંજીને આટલું જ પૂછી લેતા, ''હવે એમને કેમ છે ?'' બસ એથી વધુ કંઇ નહિ. [૧]

**મૂળ બનાવની મળેલી બાતમી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત આઇશહએ પોતાની આપવીતી ચાલુ રાખતાં ઉમેર્યું : ''હવે હું દિલમાં ને દિલમાં જ ગમગીન રહેવા લાગી. મનમાં ને મનમાં મુંઝાવા લાગી. એક ચિન્તા હતી જે અંદરખાને મારૂં કાળજું કોરી ખાવા લાગી. પછી જયારે મારી ધીરજ કે સહનશીલતા ખૂટી ગઇ તો મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આપ મને મારી માને ઘેર જવાની રજા આપો તો સારૂં, ત્યાં મારી સારી રીતે સારવાર થઇ શકશે. ''

''જેવી તમારી મરજી.'' આપે ટૂંકમાં ફરમાવી દીધું.

પરવાનગી મળતાં હું મારાં અમ્માંજીને ઘેર ચાલી ગઇ. હજુ સુધી મૂળ મામલાની મને જાણ થઇ ન હતી. રંજો-ગમના આઘાતથી કમજોરી બેહદ વધી ગઇ હતી. મગજ પર એક ભાર હતો અને મન પર એક

---

૧. લોકોની વાતોથી આપના પવિત્ર મન પર મોટો બોજો હોવાથી વધુ બોલવાનું આપનું મન થતું ન હતું જેથી મુખ્તસર શબ્દોમાં ખબર પૂછી લેતા હતા. ''હ''

ઘા હતો જે મારા દિલને કોરી ખાતો હતો અને આ બનાવ બન્યાને વીસથી વધુ રાત્તો વીતી ચૂકી હતી.

તે સમયે અમે અરબના લોકો અમારા ઘરોની અંદર "બૈતુલ-ખલા" એટલે જાજરૂ કે સંડાસ બનાવતા ન હતા જેવી રીતે કે અજમના લોકો પોતાના ઘરો કે વાડાઓમાં બનાવે છે. [૧] ઘરોમાં બનાવેલા આવા જાજરૂ પ્રત્યે અમને કરાહત કે નફરત થતી હતી. અમે તો કુદરતી હાજત માટે ઘરોમાંથી નીકળીને મદીનહથી બહાર આવેલા ખુલ્લાં મેદાનોની કોઇ આડમાં ચાલ્યા જતા હતા. અમે ઔરતો રાતના સમયે ફરાગત મેળવવા માટે ઘરોમાંથી નીકળતી હતી. એજ અમારો રોજનો નિયમ હતો.

એજ દિવસોમાં એક રાતે હું કુદરતી હાજતથી ફરાગત મેળવવા મારા ઘરમાંથી બહાર નીકળી. તે વેળા મારા સંગાથે એક ખાતૂન ઉમ્મે-મિસ્તાહ નામે પણ હતાં. મિસ્તહ એમના બેટાનું નામ હતું જેથી લોકો એમને ઉમ્મે-મિસ્તહ નામે બોલાવતા હતા. આ ખાતૂન અબૂ રૂહમ બિન મુત્તલિબ બિન અબ્દે મનાફની બેટી હતાં. ઉમ્મે-મિસ્તહની માનું નામ સખ્ર હતું જે આમિર બિન કઅબ બિન સઅદ બિન તૈમની બેટી હતાં. બીબી સખ્ર પોતે મારા બાપાજી અબુબક્રના માસી થતાં હતાં.

અમે કુદરતી હાજત માટે ઘરમાંથી નીકળીને મેદાન તરફ જતાં હતાં. ઉમ્મે-મિસ્તહ મારી જોડે-જોડે ચાલતાં હતાં. રસ્તામાં અચાનક ઉમ્મે-મિસ્તહનો પગ તેમની લાંબી ચાદરમાં ભેરવાયો અને તેઓ ઠોકર ખાય ગયાં. ઠોકર ખાતાં જ તેમના મુખેથી આ શબ્દો સરી પડયા : "તઇસા મિસ્તહ !" રે નખ્ખોદ જાય રે તારૂં મિસ્તહ !

મિસ્તહ એમના બેટાનો લકબ હતો. અસલ નામ તેનું ઔફ હતું. આ ઔફ કે મિસ્તહ જંગે-બદ્રમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે રહીને કુરૈશી કાફિરો સાથે લડયો હતો. ઉમ્મે-મિસ્તહના મુખેથી પોતાના બેટા વિષે નીકળેલા બદ-દુઆના શબ્દો સાંભળીને મેં કહ્યું, "એ બીબી! તમે આ શબ્દો તમારા એવા બેટા વિષે કહો છો જે જંગે-બદ્રમાં રસૂલુલ્લાહના સંગાતે હતો. ખરેખર જે કંઇ તમે કહ્યું, બહુ બુરૂં કહ્યું." [૨]

"બુરૂં નહિ, સાચું જ કહ્યું છે." ઉમ્મે-મિસ્તહ બોલ્યાં.

"સાચું કહ્યું છે....કેવી રીતે ?" મેં પૂછયું.

"ત્યારે તો હે અબૂબક્રની બેટી ! શું તને ખબર જ નથી કે મદીનહમાં શું ચાલી રહ્યું છે ?" ઉમ્મે-મિસ્તહએ નવાઇ પામીને સવાલ કર્યો.

"ના મને કશી ખબર નથી." મેં પણ નવાઇ પામીને પૂછયું, "કહો શું ચાલી રહ્યું છે અને કેવી ખબર છે?"

હવે તેમણે ખબર આપતાં ખુલાસો કર્યો, "આહ હે અબૂબક્રની બેટી ! તું કેટલી ભોળી, કેટલી સીધીસાદી, કેટલી નિર્દોષ છે ! બેશક તને કંઇ ખબર નથી. પણ સાંભળ, અહીંના જુઠ્ઠાઓ, ફિતૂરીઓ અને હસદખોરોએ

---

૧. અજમના લોકો એટલે અરબ વગર બીજા દેશોના લોકો "હ"

૨. જંગે-બદ્રમાં ભાગ લેનારા સહાબા વિષે અલ્લાહ તઆલાએ ફરમાવી દીધું હતું : "એઅમલૂ મા શિઅતુમ ફ-કદ વ-જ-બતુ લકુમુલ-જન્નતુ અવ ફ-કદ ગફર-તૂ લકુમ."એટલે તમારી મરજીમાં આવે તેમ કરો, મેં તમારા માટે જન્નત વાજિબ કરી દીધી છે અથવા મેં તમને બખ્શી દીધા છે. આ કારણે હઝરત આઇશહએ હઝરત મિસ્તહનો બચાવ કર્યો હતો. "હ"

તારા માથે આ...આ જાતનું....બોહતાન થોપીને તેનું જૂઠાણું આખા શહેરમાં ફેલાવી દીધું છે."

"અરેરેરે.....!" દુ:ખના ચીત્કારા સાથે હું બોલી ઊઠી, "હેં મિસ્તહની મા ! તમે આ શું કહો છો ?"

"હે અબૂબક્રની ભોલી બેટી ! હા અલ્લાહના સોગંદ, સાચું જ કહું છું."

મને થયું જાણે હમણા જ મારા પગો તળેથી જમીન સરકી જશે. કુદરતી હાજતથી પણ હું સારી રીતે ફરાગત મેળવી શકી નહિ. તરત જ પાછલા પગે ત્યાંથી પાછી વળી ગઇ. એકધારી રીતે આખા રસ્તે રડતી રહી. આંસુઓ હતાં કે તેનો તાર તૂટતો જ ન હતો; ત્યાં સુધી કે મને થયું કે રંજોગમના આઘાતથી મારૂં જિગર ફાટી જશે. ઘરમાં પ્રવેશતાં જ રડતાં-રડતાં મેં મારાં માને કહ્યું, "હે મા, હે મારાં અમ્માંજી ! અલ્લાહ આપને માફ કરે, લોકોએ આટલો હોબાળો મચાવી દીધો, શહેરભરમાં મારો ફજેતો બોલાવી દીધો, તમે મને વાત સરખી નહિ કરી !"

મમતાના માર્યાં અમ્માંજી રડમશ સ્વરે બોલ્યાં, "મારી બેટી, મારી દીકરી ! ઓ મારા કલેજાંના કકડા! મન મેલું ના કર, દિલ પર કાબૂ રાખ, સબરથી કામ લે. પોતાને સંભાળ. અલ્લાહના સોગંદ ! આમ તો જવલ્લે જ બની શકે કે એક બીબી રૂપાળી પણ હોય, તેનો ખાવિન્દ તેને પ્રેમ પણ કરતો હોય, તેની સોકણો પણ હોય, પછી આ સોકણોની બહેનો અને હસદખોરો અને જૂઠાઓ અને ફિતૂરીઓ તેના વિષે તરહ તરહની વાતો વહેતી ન કરી દે !"

**રસૂલુલ્લાહ (સલ.)ની તકરીર**————હઝરત આઇશહ ફરમાવે છે : "મને આ ગંદા આરોપની ખબર પડે તે પહેલાં એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને ભેગા થવાનો હુકમ ફરમાવ્યો. જ્યારે લોકો આવી ગયા તો આપ તેઓની સામે તકરીર કરવા ઊભા થયા. અલ્લાહની હમ્દો-સના પછી આપે ફરમાવ્યું :

> "હે મુસલમાનો ! એવા લોકોને શું થઇ ગયું છે જેઓ મારાં ઘરવાળાંને મામલે મને ઇજા પહોંચાડી રહ્યા છે ? જેઓ મારા ઘરવાળાં પર ખોટો આરોપ લગાડી રહ્યા છે. અલ્લાહના સોગંદ ! મારા ઘરવાળાંમાં મેં નેકી સિવાય કંઇ જોયું નથી. અને જે વ્યકિત સાથે મારા ઘરવાળાંને સંડોવીને આ જૂઠાણું ઘડી કાઢવામાં આવ્યું છે, તેમાં પણ અલાહના સોગંદ, મને ભલાઇ સિવાય કંઇ દેખાયું નથી. એ વ્યકિત જ્યારે ય મારી પાસે આવે છે, મારી સાથે જ મારા ઘરમાં દાખલ થાય છે."[૧]

**મુનાફિકો, જુઠ્ઠાઓ, ફિત્નાખોરો**————હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : "આ ફિત્નાખોરીનો મુખ્ય સૂત્રધાર મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય હતો. તોહમતનો જૂઠો કિસ્સો ઘડીને તેને ઉછાળવામાં પણ મોટો ભાગ એનો જ હતો. ખઝરજ કબીલાના એના અમુક ભાંઇબંધો એની સાથે ભળી ગયા હતા. એ બધા ગઠબંધન કરીને કિસ્સાના પ્રચારમાં લાગેલા હતા. આ પ્રચારમાં મિસ્તહ નામે શખ્સ અને હમ્નહ બિન્તે જહશ નામે એક મહિલા પણ એમના સહકારી બની ગયાં હતાં.

---

૧. એટલે હું ઘરમાં ન હોઉં તો એ વ્યકિત મારા ઘરમાં પગ પણ મૂકતી નથી. એ વ્યકિત એટલે હઝરત સફવાન બિન મુઅત્તલ. "ક"

હઝરત આઇશહનું બયાન છે : "હમ્નહ બિન્તે જહશ આ કિસ્સામાં મુનાફિકો અને જુઠ્ઠાઓની સહભાગી બની ગઇ તેની હકીકત એમ છે કે હમ્નહ બિન્તે જહશના બહેન, ઝૈનબ બિન્તે જહશ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બેગમ હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બેગમોમાં મારો મુકાબલો કરી શકે અથવા મારા મરતબાની તોલે પહોંચી શકે તેવું ઝૈનબ સિવાય કોઇ ન હતું. [1] જે હેતભાવ કે પ્રેમભાવ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુજ પ્રત્યે હતો તેવો કોઇ બીજી બીબી સાથે ન હતો. ઝૈનબ પોતે બહુ ભલાં, નેક, સમજદાર, ઉદારદિલના, ઠરેલ સ્વાભાવના સંસ્કારી ખાતૂન હતાં. હસદ, ઈર્ષા, અદેખાઇ કે કીનાકપટ જેવી નાપાક ટેવોથી અલ્લાહ તઆલાએ એમને સલામત રાખ્યાં હતાં. એથી ઊલટું એમની બહેન હમ્નહ બિન્તે જહશ પોતાની બહેન ખાતર બળાપો કરીને મારી અદેખાઇ કર્યા કરતી હતી. આ કારણે તે ફિત્નાખોરોની સહભાગી બનીને બદબખ્તીનો શિકાર બની ગઇ હતી. તોહમતના કિસ્સાને ઉછાળવામાં હમ્નહએ પણ અગ્ર ભાગ ભજવ્યો હતો."

**તકરીરનો પ્રતિસાદ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની તકરીર ખતમ કરી તો ઔસ કબીલાના અગ્રેસરોમાંથી હઝરત ઉસૈદ બિન હુદૈર ઊભા થઇ ગયા અને બોલ્યાઃ

"યા રસૂલલ્લાહ ! અગર એ તોહમતખોરો અમારા ઔસ કબીલામાંથી છે તો અમે તેઓ માટે કાફી છીએ. અને જો તેઓ અમારા ખઝરજી ભાઇબંધોમાંથી છે તો યા રસૂલલ્લાહ ! આપ અમને હુકમ ફરમાવો, અમે તેઓની ગરદનો ઉડાવી દઇએ કેમકે અલ્લાહના સોગંદ ! એ બધા એ લાયક ઠરી ચૂકયા છે કે તેઓની ગરદનો ઉડાવી દેવામાં આવે."

આ સાંભળતાં જ ખઝરજ કબીલાના આગેવાન હઝરત સઅદ બિન ઉબાદહ જુસ્સાથી ઊભા થઇ ગયા. હઝરત સઅદ જો કે બહુ ભલા, નેક અને પાકા મુસલમાન હતા પણ પોતાના કબીલાના લોકોનું નામ સાંભળીને એમને લાગી આવ્યું જેથી કૌમી લાગણીના જુસ્સાથી બોલી ઊઠયા,

"હે ઉસૈદ ! અલ્લાહના સોગંદ, તમે ખોટું કહ્યું. કોઇની મજાલ નથી કે તે મારી કૌમના લોકોની ગરદન ઉડાવી શકે ! આ વાત તમે એટલા માટે કહી કે તમે પાકે પાયે જાણો છો કે તોહતમખોરો અમારા ખઝરજ કબીલાના લોકો છે. પણ જો તોહમતખોરો તમારા ઔસ કબીલાના હોત તો વલ્લાહ ! તમે આ શબ્દો ના બોલ્યા હોત !"

જવાબમાં હઝરત ઉસૈદ પણ તેટલા જ જુસ્સાથી બોલ્યા, "હે સઅદ ! વલ્લાહ, હું જરા પણ ખોટું બોલ્યો નથી. ખોટું તમે પોતે બોલો છો. મને તો લાગે છે હે સઅદ ! તમે પણ મુનાફિક બની ગયા છો એટલે જ મુનાફિકોનો પક્ષ લઇને લડવા માગો છો !"

હઝરત આઇશહ ફરમાવે છે : "હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હાજરીમાં બંને પક્ષના લોકો ઊભા થઇને મારામારી માટે તૈયાર થઇ ગયા. બંને કબીલાઓ વચ્ચે ફિત્નાની અગ્નિ ભભૂકી ઊઠવાની

---

૧. હઝરત ઝૈનબ બિન્તે જહશ બહુ ઊંચા ખાનદાનમાંથી હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇ બીબી ઉમૈમહના બેટી હતાં. ઉમૈમહ આપના દાદા અબ્દુલ-મુત્તલિબના બેટી હતાં. હઝરત ઝૈનબના પહેલા નિકાહ આપના આઝાદ ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહ સાથે થયા હતા. ખાનદાનની ઊંચાઇ આડે આવવાથી મિયાં-બીબીમાં મનમેળ નહિ જામતાં તલાક થઇ ગઇ. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં. "હ"

તૈયારીમાં જ હતો એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓની વચ્ચે પધારીને ઊભા થઇ ગયા. આપે તેઓને નરમાશ અને હિકમતથી સમજાવીને ઠંડા પાડી દીધા. હઝરત અલીએ પણ વચ્ચે પડીને મામલો રફેદફે કરાવી દીધો.''

**મામલાની આગળ વધતી તપાસ**————હઝરત આઇશહ પોતાનું બયાન ચાલુ રાખતાં ફરમાવે છે : ''એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરમાં તશરીફ લઇ ગયા. આપે અલી બિન અબૂ તાલિબ અને ઉસામહ બિન ઝૈદને પોતાની પાસે બોલાવ્યા અને મારા મામલા અંગે તેઓની સલાહ માગી. [૧] ઉસામહએ મારાં ઘણા વખાણ કર્યા. મારા માટે ભલાઇના ઉત્તમ શબ્દો કહ્યા અને પછી અરજ કરી:

> ''યા રસૂલલ્લાહ ! આપ પોતાના ઘરવાળાં વિષે પોતે જાણો છો કે તેઓમાં ભલાઇ સિવાય બુરાઇનો છાંટો સરખો નથી. રહી તે વાતો જે આપના ઘરવાળાં વિષે વહેતી કરવામાં આવી છે તો એ નર્યું જૂઠાણું અને હડહડતું બોહતાન છે.''

એથી વિરૂધ્ધ અલી બિન અબી તાલિબે જે કંઇ કહ્યું તે આ પ્રમાણે છેઃ

> ''યા રસૂલલ્લાહ ! દુનિયામાં ઔરતો બેશુમાર છે. આપના માટે ઔરતો કે કન્યાઓની કોઇ કમી નથી. આપની ઇચ્છા હોય તો એકની જગાએ કોઇ બીજીને લાવી શકો છો. [૨] પણ બેહતર છે કે ઘરમાં કામ કરનારી પેલી છોકરીને બોલાવીને તહકીક કરી લો. એ આપને આપના ઘરવાળાં વિષે સાચેસાચું બતાવી દેશે.'' [૩]

બંને ગૃહસ્થોની વાતો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મામલાની તહકીક માટે મારી લોંડીને બોલાવી જેનું નામ બરીરહ હતું. જ્યારે તે આવી ગઇ તો અલી બિન અબી તાલિબે ધમકીરૂપે તેને ચેતવણી આપી, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આગળ સાચેસાચું જ કહેજે. ખબરદાર જૂઠું બોલી તો !''

પૂછપરછના જવાબમાં બરીરહએ પોતાનું બયાન આપતાં કહ્યું :

> ''અલ્લાહના સોગંદ ! આઇશહમાં ભલાઇ સિવાય કોઇ વાત હું જાણતી નથી. આઇશહના ચરિત્ર પર કોઇ જાતની એબ હું મૂકી શકતી નથી. અલબત્ત આટલી વાત જરૂર છે કે જ્યારે હું રોટલી માટે લોટ ગૂંધીને તૈયાર કરી દેતી અને પછી કોઇકવાર આઇશહને કહી દેતી કે બેગમ ! લોટ તૈયાર છે જરા જોતી રહેજો !'' (બકરી વગેરે આવીને ડાકું ન મારી દે !)
>
> ''એ પછી બેગમ સાહેબા લોટ તરફથી ગાફિલ થઇને આરામ માટે લેટી જતાં. એ દરમિયાન બકરી આવી લાગતી અને લોટ ખાઇને દોડી જતી.'' (આ ગફલત સિવાય

---

૧. બંને ગૃહસ્થો ઘરના જ માણસો હતા. હઝરત અલી આપના દામાદ હતા અને હઝરત ઉસામહ આપના આઝાદ ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહના ફરઝંદ હતા. ઘરના લોકો ઘરના મામલાઓથી સારી રીતે માહિતગાર હોય છે. ''હ''

૨. આ શબ્દો હઝરત અલીએ ફકત આપની તસલ્લી કે દિલજોઇ માટે કહ્યા હતા. હઝરત આઇશહની પાકદામની પર જે ગંદો આક્ષેપ મુનાફિકોએ મૂકયો હતો તેના જૂઠા હોવા અંગે હઝરત અલીના દિલમાં કોઇ શંકા ન હતી. ''હ''

3. હઝરત આઇશહને ઘરના કામકાજમાં મદદ કરનારી છોકરી કે લોંડીનું નામ બરીરહ હતું. પુરૂષોને મુકાબલે ઘરની લોંડીઓ કે દાસીઓ ઘરની વાતોની વધારે જાણકાર હોય છે. ''હ''

આઈશહમાં કોઈ એબ નથી.)

**રસૂલુલ્લાહ (સલ.)ની પધરામણી**————હઝરત બીબી આઈશહ ફરમાવે છે : "મારો એ આખો દિવસ પણ રડવામાં પસાર થઈ ગયો. આંસુઓ હતાં કે થમવાનું નામ લેતાં ન હતાં. ન ઊંઘ આવતી હતી ન ચેન પડતું હતું. આવનારી રાત પણ એજ દશાંમાં વીતી ગઈ. મારાં માબાપનું કહેવું હતું કે લગાતાર રડયા કરવાથી મારૂં જિગર ફાટી જશે.

સવાર પડી તો મારાં માબાપ મારી પાસે આવીને બેસી ગયાં. એટલામાં એક અન્સારી ખાતૂન આવી લાગ્યાં. તેમણે મારી પાસે અંદર આવવાની રજા માગી. મેં રજા આપી દીધી. મને રડતી જોઈને અન્સારી ખાતૂન પણ રડવા લાગી ગયાં. અમે એજ હાલતમાં હતાં કે અચાનક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણી થઈ. આપ સલામ કરીને મારી પાસે બેસી ગયા. તોહમતના મામલા પછી આપ કદી મારી પાસે આવીને બેઠા ન હતા. આજે પહેલો પ્રસંગ હતો કે આપ પધારીને મારી પાસે બિરાજમાન થયા. એક મહિનાથી વધુ સમય વીતી ચૂકયો હતો. એ દરમિયાન મારા મામલા વિષે કોઈ વહી આકાશથી આપની ઉપર ઊતરી ન હતી.

બેસી જવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાની હમ્દો-સના બયાન કરી અને પછી મને સંબોધીને ફરમાવ્યું :

"હે આઈશહ ! લોકોમાં તમારા વિષે જે વાતો વહેતી થઈ છે એ તમે પણ સાંભળી લીધી છે માટે અલ્લાહથી ડરો. લોકોના કહેવા મુજબ જો તમે આ ગંદકીમાં પડી ગયાં હોય તો અલ્લાહના દરબારમાં માફી માગો અને તોબા કરી લો. બેશક અલ્લાહ પોતાના બંદાઓની તોબા કબૂલ કરે છે."

હઝરત આઈશહ ફરમાવે છે : "મારાં માબાપ મારી પાસે હાજર હતાં. પેલાં અન્સારી ખાતૂન પણ હાજર હતાં. હું રડતી હતી. અન્સારી ખાતૂન પણ રડતાં હતાં. અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની વાત ખતમ કરે તે પહેલાં તો મારી આંખોમાંથી આંસુઓનો ધોધ ફૂટી નીકળ્યો. એ પછી મને કોઈ વાતના હોશ નહિ રહ્યા. એક પળ માટે નજર ઉઠાવીને મેં મારાં માબાપ તરફ જોયું એવી આશાએ કે તેઓ, મારી તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતનો કંઈ જવાબ આપશે. પરંતુ તેઓએ કોઈ જવાબ નહિ આપ્યો. બસ ખામોશીથી બેસી રહ્યાં.

હઝરત આઈશહનું બયાન છે :

> "અલ્લાહના સોગંદ ! તે વેળા મને એવું લાગ્યું જાણે મારી નજરમાં હું પોતે સૌથી વધુ તુચ્છ થઈ પડી છું. જાણે આ દુનિયામાં મારાથી વધારે તુચ્છ કોઈ છોકરી નથી. તુચ્છકારની આ લાગણીને કારણે મને થયું કે, હું એ લાયક જ નથી કે અલ્લાહ તઆલા મારા જેવી તુચ્છ કે હકીર છોકરી માટે, કુર્આનમાં કોઈ એવી આયતો ઉતારે જે મારી પાકદામની, મારી પવિત્રતા, મારી બેગુનાહી કે નિર્દોષતાની સાક્ષી આપે અને જે મુનાફિકોએ થોપેલા ગંદા આરોપને ખોટો પુરવાર કરી બતાવે. અને પછી કુર્આનની એજ આયતોને દુનિયાભરના મુસલમાનો પોતાની નમાઝોમાં, પોતાની ઈબાદતોમાં, મસ્જિદોમાં, ઘરોમાં, કુર્આનની તિલાવતોમાં કિયામત સુધી પઢતા રહે !

"હા બેશક મને એવી આશા જરૂર હતી કે અલ્લાહ તઆલા મારા મામલામાં અન્યાય નહિ થવા દેશે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કોઇ એવો ખ્વાબ જરૂર દેખાડી દેશે જે આ જૂઠાણાની પોલ ખોલીને, મારી પાકદામની કે મારી બેગુનાહીની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખાતરી કરાવી દેશે. અથવા એવી જ કોઇ આકાશી ખબર મારફતે આપને મૂળ હકીકતની જાણ કરી દેશે.

"રહી ગઇ આ વાત કે અલ્લાહ તઆલા મારા માથે થોપાયેલા આરોપના જૂઠાણા વિષે કુર્આનમાં કોઇ આયતો ઊતારશે તો અલ્લાહના સોગંદ ! તે વેળા આ વાત મારા જેવી તુચ્છ છોકરીની કલ્પનામાં પણ આવી શકતી ન હતી."

**ફ-સબ્રુન-જમીલ**————હઝરત આઇશહએ પોતાનું બયાન ચાલુ રાખતાં ફરમાવ્યું : "જયારે મેં જોયું કે મારાં માબાપ કંઇ બોલતાં નથી તો મેં મારા બાપાજીને કહ્યું, "અબ્બાજાન ! આપ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મારા તરફથી કોઇ જવાબ કેમ નથી આપતા ?"

"બેટી!" અબ્બાજાન બોલ્યા, "મને કંઇ સમજાતું નથી, શું જવાબ આપું ?"

એજ સવાલ મેં મારાં અમ્માંજીને કર્યો તો તેમણે પણ એજ જવાબ આપી દીધો. [૧]

ત્યારે મને થયું કે અત્યારે જે સંકટ, જે મુસીબત, જે આફત અબૂબકના કુટુંબ પર તૂટી પડી છે, અરબના બીજા કોઇ કુટુંબ પર ભાગ્યે જ તૂટી પડી હશે. મારા માબાપે જયારે કોઇ જવાબ નહિ આપ્યો તો ફરીવાર મારૂં હૈયું ભરાય આવ્યું. મેં રડતાં રડતાં કહ્યું :

"યા રસૂલલ્લાહ ! હું અલ્લાહ પાસે કઇ વાતની માફી માગું ? મેં કયો ગુનોહ કર્યો જેની હું તોબા કરૂં ? આપે લોકચર્ચાના મામલા વિષે જે કંઇ ફરમાવ્યું તેની તો હરગિઝ અલ્લાહ પાસે તોબા નહિ કરૂં. સોગંદ છે અલ્લાહના ! જો હું લોકોના જૂઠાણાનો ઈન્કાર કરૂં તો આપને મારી વાતનો વિશ્વાસ નહિ બેસશે; જો કે અલ્લાહ જાણે છે કે તોહમતના મામલામાં હું તદ્દન નિર્દોષ છું અને જો હું લોકોની વાતનો ઇકરાર કરૂં તો, ધડપાયા વગરના એવા પાપનો ઇકરાર લેખાશે જે મેં કદી આચર્યો જ નથી અને અલ્લાહ જાણે છે કે એ પાપથી મારો પાલવ પવિત્ર છે."

આટલું કહેવા પછી મેં અલ્લાહના પયગમ્બર યઅકૂબ અલૈહિસ-સલામનું નામ યાદ કર્યું પણ તે વેળા એ નામ મારી જીભે ચઢ્યું નહિ ત્યારે મેં કહ્યું, "યા રસૂલલ્લાહ ! હું તો તેજ વાત કહીશ જે યૂસુફના બાપાએ કહી હતી:

**"ફ-સબ્રુન જમીન વલ્લાહુલ-મુસ્તઆનુ અલા મા તસિફૂન."**

તરજુમો : તો સબ્રે -જમીલ એટલે ઉત્તમ પ્રકારની ધીરજ સિવાય બીજો ઉપાય નથી અને જે કંઇ તમે લોકો આડેધડ કહી રહ્યા છો તે માટે અલ્લાહની જ મદદ માગી શકાય. [૨]

---

૧. હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાના અમ્માંજીનું નામ બીબી ઉમ્મે-રૂમાન હતું. રદિયલ્લાહુ અન્હા. "હ"

૨. યૂસુફના બાપા એટલે અલ્લાહના પયગમ્બર હઝરત યૂસુફ અલૈહિસ-સલામના બાપા જેમનું નામ હઝરત યઅકૂબ અલૈહિસ-સલામ હતું. હઝરત યૂસુફના સાવકા ભાઇઓએ અદેખાઇને લીધે હઝરત યૂસુફને જંગલના કૂવામાં નાખી દીધા હતા અને લોહીથી ખરડેલું પહેરણ દેખાડીને પોતાના બાપા હઝરત યઅકૂબ અલૈહિસ-સલામને કહી દીધું હતું કે યૂસુફને તો જંગલમાં વરૂએ ફાડી ખાધો છે. એના જવાબમાં હઝરત યઅકુબે દર્દનાક સ્વરે ફરમાવી દીધું : "ફ-સબ્રુન જમીલ......" (જુઓ સૂરએ-યૂસુફ પારહ ૧૨ આયત ૧૮) "હ"

**આરોપ ખોટો હોવાનું આકાશી પ્રમાણપત્ર**—————હઝરત બીબી આઇશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : "અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હજુ તો મારી પાસે એજ મજલિસમાં બેઠેલા હતા ત્યાં તો અચાનક અલ્લાહના માનવંતા ફરિશ્તા જિબ્રીલના આવવાની નિશાની જાહેર થઇ. તેઓ અલ્લાહ તરફથી તેજ વસ્તુ લઇને આવતા હતા જેને લઇને આવવાનો તેમનો નિયમ હતો. તેમના આગમનની નિશાની હું રાતદિવસ જોયા કરતી હતી. તેમના આવતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની પેશાની પરથી પરસેવાના ટીપાં મોતી પેઠે ટપકવા લાગ્યાં. આ કૈફીયત જોઇને હું સમજી ગઇ કે આકાશી વહીનું આગમન થયું છે. એજ વેળા આપના મુબારક સર હેઠળ ચામડાંનો તકિયો ગોઠવી દેવામાં આવ્યો અને એક ચાદર આપના પવિત્ર બદન પર નાખી દેવામાં આવી.

તે વેળાની આપની આ કૈફીયંત જોઇને અલ્લાહના સોગંદ ! ન તો મને કોઇ જાતનો ગભરાટ થયો ન કોઇ પ્રકારની પરેશાની થઇ કેમકે જાણતી હતી કે બિલકુલ પાકસાફ છું, પવિત્ર છું, નિર્દોષ છું, બેગુનાહ છું. અલ્લાહ તઆલા મારા મામલામાં કોઇ અન્યાય કરનારો નથી. પરંતુ મારાથી ઊલટું મારાં માબાપની હાલત, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ કૈફીયત જોઇને બેહદ દયાજનક થઇ પડી હતી.

હું તે અલ્લાહના સોગંદ ખાયને કહું છું જેના અધિકારમાં આઇશહના પ્રાણ છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આકાશી વહીની કૈફીયત જોઇને, મારાં માબાપ એટલા બધાં ગભરાયાં જાણે સદમાથી હમણા તેઓનો દમ નીકળી જશે. એવા ડરથી તેઓ થરથર કાંપતાં હતાં કે જો કદાચ, અલ્લાહની આકાશી વહી, ફિત્નાખોરોના ગંદા આક્ષેપનું સમર્થન કરી દે તો શું થશે ? તેઓ પર છવાયેલી અધ્ધરતાલની આ પરિસ્થિતિ ત્યાં સુધી ચાલુ રહી જ્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર છવાયેલી વહીની કૈફીયત ખતમ નહિ થઇ અને મૂળ હકીકત જાણી નહિ લીધી.

વહીની કૈફીયત ખતમ થતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊઠીને બેસી ગયા. મેં જોયું કે ભર-શિયાળાની કડકડતી ઠંડી હોવા છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની પેશાની પરથી પરસેવાના બિન્દુઓ એવી રીતે ટપકી રહ્યાં છે જેમ ચાંદીના દાણાઓ મોતીઓના રૂપમાં હોય છે. પેશાની પરથી પરસેવો લૂંછતાં આપે ફરમાવ્યું, "આઇશહ ! ખુશખબરી હો ! સાંભળો, અલ્લાહ તઆલાએ તમારી બરાઅત ઉતારી દીધી છે."

મેં કહ્યું, "અલ-હમ્દુ લિલ્લાહ !"એટલે દરેક પ્રકારના વખાણ અલ્લાહને શોભે છે.

**ગુજરાતી સંપાદકનો વધારો**—————આ પ્રસંગ માટે સહીહ બુખારી શરીફમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ શબ્દો ટાંકેલા છે : "અબશિરી યા આઇશહ ! ફકદ અન-ઝલલ્લાહુ બરાઅત-કિ." એટલે હે આઇશહ ! ખુશખબરી હો તમને, બેશક અલ્લાહ તઆલાએ તમારી બરાઅત નાઝિલ કરી દીધી છે. બરાઅત એટલે આરોપમાંથી છુટકારો.

સહીહ બુખારીની બીજી રિવાયતમાં આ શબ્દો આવેલા છે : "યા આઇશહ ! અમ્મલ-લાહુ અઝઝ વ જલ્લ ફકદ બર્રા-અકિ." હે આઇશહ ! જાણી લો, બેશક મહાન અને ઉચ્ચતર અલ્લાહએ તમારો છુટકારો કરાવી દીધો.

આ ખુશખબર સાંભળીને એમના અમ્માંજીએ કહ્યું, "આઇશહ ! ઊઠો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

વ સલ્લમનો આભાર માનો !''

''અમ્માંજી !'' હઝરત આઈશહએ જવાબ આપ્યો, ''હું મારા અલ્લાહ સિવાય કોઈનો આભાર માનવાની નથી. કેમકે મારો છુટકારો અલ્લાહએ કરાવ્યો છે.''

એ પછી આકાશી વધામણીની ખુશાલીમાં હઝરત અબૂબક્ર સિદ્દીક ઊભા થઈ ગયા અને આગળ વધીને પોતાની પાકદામન બેટીની મુબારક પેશાની પર ચૂમી આપી તો બેટીએ કહ્યું, ''અલ્લા અઝ-ઝર-તની ?'' અબ્બાજાન ! પહેલેથી તમે મને કેમ બેકસૂર કે નિર્દોષ નહિ સમજી ? એટલે તેજ વેળા મારો પક્ષ લઈને કેમ મારો બચાવ નહિ કર્યો ?

હઝરત આઈશહનો, પોતાના બાપાજીને આ બહુ આકરો સવાલ હતો.

હઝરત અબૂબક્રને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારથી ''સિદ્દીકે-અકબર''નો ખિતાબ મળ્યો હતો એટલે સૌથી વધારે સાચા પુરૂષ. સચ્ચાઈ એમની રગેરગમાં પ્રસરેલી હતી અને પોતે સચ્ચાઈના પ્રચંડ પહાડ જેવા હતા. દુનિયાની મોટામાં મોટી આફત કે દુઃખનો ડુંગર પણ એમને સચ્ચાઈના રાહ પરથી ડગમગાવી શકતો ન હતો. બેટીના સવાલનો આપે જે જવાબ આપ્યો તે દિલની તખતી પર કોતરી લેવા જેવો છે. જવાબમાં ફરમાવ્યું: ''બેટી !

| | |
|---|---|
| ઐયુ સમાઈન તુઝિલ્લુની. | તે કયું આકાશ છે જે મુજ પર સાયો નાખે ! |
| વ ઐયુ અર્દિન તુકિલ્લુની. | અને તે કઈ જમીન છે જે મારો ભાર ઉપાડે ! |
| ઇંઝા કુલ્તુ | જ્યારે કે હું મારી જીભથી તે વાત ઉચ્ચારૂં |
| મા લમ અઅલમ. | જેના વિષે મને કંઈ જ માહિતી ન હોય. |

એટલે જે મામલાને લગતી મારી પાસે કશી જ માહિતી કે દલીલ ન હોય તેના ખરા-ખોટા હોવા વિષે હા કે ના કહી દઉં તો મુજ પર આકાશ ન તૂટી પડે ? અને જમીન ફાટીને મને ગરક ન કરી નાખે ? મતલબ આ કે મુનાફિકોના આરોપને લગતું કોઈ જ્ઞાન મારી પાસે ન હોવાથી તમારો પક્ષ લેવાનો કે તમારો બચાવ કરવાનો મને કોઈ અધિકાર ન હતો. [1] (સંપાદકની વાત પૂરી થઈ. અસલ કિતાબનું લખાણ વાંચો )

**તોહમતના આરોપીઓને મળેલી શિક્ષા**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત અબૂબક્રના ઘરમાંથી નીકળીને મસ્જિદમાં તશરીફ લઈ ગયા અને લોકોને ભેગા કરીને તેઓની સામે તકરીર કીધી અને તોહમતના મામલા અંગે અલ્લાહ તઆલા તરફથી કુર્આનની જે આયતો ઊતરી હતી તે લોકોની મજલિસમાં પઢી સંભળાવી. એ પછી આપે હુકમ ફરમાવ્યો કે મિસ્તહ બિન ઉસ઼ાસ઼હ, હસ્સાન બિન સ઼ાબિત અને હમ્નહ બિન્તે જહશને ખોટી તોહમતના ગુનાહની ઈસ્લામી કાનૂન મુજબ શિક્ષા આપવામાં આવે. એ ત્રણે એવા લોકોમાંથી હતા જેઓએ આ તોહમતના જૂઠાણાનો પ્રચાર કર્યો હતો. ત્રણેને તોહમતના પાપની કાનૂની શિક્ષા આપવામાં આવી.

**સંપાદકની નોંધ**————હઝરત મિસ્તહ બિન ઉસ઼ાસ઼હ, હઝરત હસ્સાન બિન સ઼ાબિત અને બીબી હમ્નહ બિન્તે જહશ ત્રણે સાચા-પાકા મુસલમાન હતા. ઈસ્લામના દુશ્મન કે મુનાફિકોમાંથી ન હતા. પણ માણસ માત્ર ભૂલને પાત્ર મુજબ તેઓ પોતાના ભોલા સ્વભાવ, મનોબળની કમજોરી કે બીજા કોઈ કારણે

૧. સીરતુલ-મુસ્તફા જિલ્દ ૨ પાનું ૨૮૮-૨૯૦

મુનાફિકોના કાવતરાનો ભોગ બની ગયા. ત્રણેને કુર્આનના કાનૂન મુજબ એંસી-એંસી ફટકા મારવામાં આવ્યા. શિક્ષા ભોગવીને ત્રણેએ તોબા કરીને માફી માગી લીધી. આ જૂઠાણાના ફિત્નાનો મૂળ સૂત્રધાર અબ્દુલ્લાહ બિન ઉબય હતો. તેને શિક્ષા નહિ આપવામાં આવી કેમકે તે મુસલમાન ન હતો, મુનાફિક હતો. બીજી રિવાયતોમાં છે કે તેને પણ આ શિક્ષા ફટકારવામાં આવી. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૨૯૧) ''હ''

**તોહમત વિષે મિયાંબીબીની વાતચીત**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મારા પિતાજી ઈસ્હાક બિન યસારે મદીનહના નજ્જાર કબીલાના અમુક ગૃહસ્થોની આ રિવાયત બયાન કરી કે, હઝરત અબૂ ઐયૂબ ખાલિદ બિન ઝૈદ અનસારીના બેગમ હઝરત બીબી ઉમ્મે-ઐયૂબે પોતાના ખાવિન્દને કહ્યું, ''અબૂ ઐયૂબ! શું તમે સાંભળ્યું નહિ, લોકો આઈશહ વિષે કેવું કેવું બોલે છે ?''

હઝરત અબૂ ઐયૂબે જવાબ આપ્યો, ''કેમ નહિ ? બધું નર્યું જૂઠાણું છે. વારૂ મારી એક વાતનો જવાબ આપો.''

''કઈ વાતનો ?''બીબી ઉમ્મે-ઐયૂબે પૂછયું.

''શું આવું ગોઝારૂં પાપ તમે આચરી શકો છો ?''

''નહિ જી ! વલ્લાહ નહિ, હરગિઝ નહિ, કોઈ કાળે નહિ !''

''ત્યારે સાંભળો,'' હઝરત અબૂ ઐયૂબ બોલ્યા, ''આઈશહનો મરતબો તો અલ્લાહના સોગંદ! તમારા કરતાં ઘણો ઊંચો છે. આ ગોઝારૂં પાપ તે કેવી રીતે આચરી શકે ?''

**પાકદામની વિષે ઊતરેલી આયતો**——————હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : ''આલે-ઈફક'' એટલે જૂઠું તોહમતનામું ઘડી કાઢીને લોકોમાં ચકચાર જગાડનારા મુનાફિકો તથા તેનો પ્રચાર કરીને ખળભળાટ મચાવી દેનારા ફિત્નાખોરોના જૂઠાણાની પોલ ખોલી નાખતાં અલ્લાહ તઆલા ફરમાવે છેઃ

| | |
|---|---|
| ઈન્નલ-લઝીન જાઊ બિલ-ઈફ્ક | જે લોકો આ તોહમતનામું ઘડીને લઈ આવ્યા છે, |
| ઉસ્બતુમ મિન્કુમ. | એ તમારા માંહેના થોડાક જ લોકો છે. |
| લા તહ-સબૂહુ શર્રલ-લકુમ | તમે પોતાના હકમાં એને બુરૂં ન સમજો, |
| બલ હુવ ખૈરુલ-લકુમ. | બલકે એ તમારા હકમાં બેહતર જ છે. |
| લિ-કુલ-લિમ - રિઈમ મિન્હુમ | તેઓમાંથી દરેક જણને; |
| મક-તસબ મિનલ-ઈસ્મિ. | જેટલું તેણે કર્યું તેટલો જ ગુનાહ થયો. |
| વલ્લઝી તવલ્લા કિબ્રહુ મિન્હુમ | અને તેઓમાંથી જેણે એનો મોટો બોજ ઉપાડી લીધો, |
| લહૂ અઝાબુન અઝીમ. | તેના માટે મહાન શિક્ષા છે.[૧] |

ઈબ્ને હિશામ કહે છે : આયતમાં ''તમારા માંહેના થોડાક લોકો''નો ઈશારો હઝરત હસ્સાન બિન સાબિત અને તેમના બે સાથીઓ હઝરત મિસ્તહ અને બીબી હમ્નહ છે જેઓએ ન બનેલી વાત વહેતી કરી હતી. બીજી રિવાયત મુજબ એનો ઈશારો અબ્દુલ્લાહ બિન ઉબય તરફ છે જેનો ઉલ્લેખ ઈબ્ને ઈસ્હાકે કર્યો છે. એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે :

૧. સૂરએ-નૂર પારહ ૧૮ આયત ૧૧

| | |
|---|---|
| લવ લા ઇઝ સમિઅ-તુમૂહુ | જ્યારે તમે એ વાત સાંભળી હતી, |
| ઝન્નલ-મુઅમિનૂન વલ મુઅમિનાત | તો મુસ્લિમ પુરૂષો અને મુસ્લિમ સ્ત્રીઓએ, |
| બિ-અન્ફુસિ-હિમ ખયરા. | પોતાના માણસો પ્રત્યે નેક ગુમાન કેમ નહિ કર્યો ? |
| વ કાલૂ | અને કહી કેમ ન દીધું કે, |
| હાઝા ઇફકુમ મુબીન. | આ તો ખુલ્લી તોહમત છે. |

એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે : "લવ લા જાઊ અલૈહિ બિ-અર-બઅતિ શુહદાઅ......"

"ત્યારે આ તોહમતની વાત પર તેઓ ચાર સાક્ષીઓ કેમ નહિ લઇ આવ્યા ? તો જ્યારે તેઓ (કાનૂન મુજબ) સાક્ષીઓ નહિ લાવી શકયા તો અલ્લાહ કને એજ લોકો જૂઠા છે.

"અને જો તમારી ઉપર દુનિયા અને આખેરતમાં અલ્લાહની કૃપા તથા રહમત ન હોત તો આ ચર્ચા કરવા બદલ કોઇ મહાન અઝાબ તમારી ઉપર આવી પડત."

"જ્યારે કે તમે આ તોહમતની ચર્ચા તમારી જીભો પર ચઢાવવા લાગ્યા અને પોતાના મુખોથી એવી વાત બોલવા લાગ્યા તો તમને કશી જ ખબર ન હતી અને જેને તમે એક નજીવી વાત સમજતા હતા પણ અલ્લાહ કને તો તે બહુ ભારે વાત હતી."

"અને તમે એ જૂઠાણું સાંભળતાં જ કહી કેમ ન દીધું કે આવી વાતો ઉચ્ચારવી અમને છાજતી નથી. તમારે તો સાંભળતાં જ કહી દેવું હતું કે, "સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ !" [૧]

એટલે હે અલ્લાહ! આપ તો દરેક એબથી પાક છો. દરેક દુષણથી પવિત્ર છો. મુનાફિકો, ફિત્નાખોરો અને જુઠાઓએ જે જૂઠાણું વહેતું કર્યું છે એ તો "બુહતાને-અઝીમ"એટલે મહાન બોહતાન કે હડહડતું તોહમત છે.

**સંપાદકની નોંધ**————ઉમ્મુલ-મુઅમિનીન હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હા પર મુકાયેલા નાપાક આક્ષેપના ગંદા સમાચાર સાંભળતાં જ સાચા મુસલમાનોની જીભે તો એજ શબ્દો સરી પડતા હતા જેનું બયાન કુર્આનમાં થયું છે. એટલે "સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ !"જેમકે હઝરત અબૂ ઐયૂબ અન્સારી અને તેમના બેગમ બીબી ઉમ્મે ઐયૂબે ફરમાવી દીધું હતું.

આપણે આગળ ઉપર વાંચી આવ્યા તેમ પારાવાર દુખ અને હતાશાની હાલતમાં હઝરત આઇશહના આ શબ્દો કે, "મારી નજરમાં હું પોતે તુચ્છ થઇ પડી હતી અને મારી કલ્પનામાં પણ ન હતું કે અલ્લાહ તઆલા મારા જેવી તુચ્છ કન્યાની બેગુનાહી વિષે કુર્આનમાં કોઇ એવી આયતો ઉતારે જેને મુસલમાન લોકો પોતાની નમાઝો અને તિલાવતોમાં પઢતા રહે !"

તો અલ્લાહ તઆલાએ હઝરત આઇશહની કલ્પનામાં પણ નહિ આવં તેવી વાતને હકીકતનું રૂપ આપીને, પુરી દસ આયતો પોતાના કલામે-પાકની સુરએ-નૂરમાં નાઝિલ ફરમાવી અને પોતાની નેક,નિર્દોષ, પાકદામન

૧. સૂરએ-નૂર પારહ ૧૮ આયત ૧૩ થી ૧૬ સુધી.

બંદીની પાકીઝગીનું આકાશી પ્રમાણપત્ર ઈનાયત ફરમાવી દીધું. તે સમયથી લઈને આજ સુધી જગતભરના મુસલમાનો પોતાની નમાઝોમાં, મસ્જિદોમાં, મેહરાબોમાં, મદરસાઓમાં, મજલિસોમાં, ઘરોમાં આ આયતોને પઢતા આવ્યા છે અને કિયામત સુધી પઢતા રહેશે.

કુર્આનના આદેશ મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તમામ "અઝવાજે-મુતહ-હરાત" એટલે આપના પાક બેગમો જગતભરના મુસલમાનોના રૂહાની માતાઓ છે. હઝરત બીબી આઈશહ રદિયલ્લાહુ અન્હા પણ આપણા માનવંતા મા સાહેબા છે અને દુનિયાના તમામ મુસલમાન સ્ત્રી-પુરૂષો હઝરત આઈશહની રૂહાની અવલાદ છે. આપણા માનવંતા મા સાહેબાની બરકતથી આપણને કલામે-પાકની આ આયતો નસીબ થઈ તે બદલ આપણા મા સાહેબાનો આપણે જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. (સંપાદકની નોંધ પૂરી થઈ. "હ")

**હઝરત અબૂબક્ર અને હઝરત મિસ્તહ**——ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત આઈશહ અને તોહમતખોરોના જૂઠાણાને લગતી આ આયતો ઊતરવા બાદ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ, પોતાના ગરીબ અને નાદાર સ્નેહી મિસ્તહ બિન ઉસાસહને, દર મહિને ખાણીપીણીનો જે ખરચ આપતા હતા તે બંધ કરી દીધો અને ઉપરથી કસમ ખાય લીધા કે :

"વલ્લાહ ! હવે મિસ્તહને હું કદી ભરણપોષણનો ખર્ચ નહિ આપું અને મારી જાતથી તેને કોઈ લાભ નહિ પહોંચાડું કેમકે એણે મારી બેટી આઈશહ વિષે જૂઠી વાતો ફેલાવીને અમને મુસીબતમાં નાખી દીધા."

હઝરત આઈશહ ફરમાવે છે : મારા બાપા અબૂબક્રના કસમ અંગે આ આયત ઊતરી :

| | |
|---|---|
| વલા યઅતલિ | અને કસમ નહિ ખાવા જોઈએ એવા લોકોએ, |
| ઉલુલ-ફદલિ મિન્કુમ | જેઓ મોટા દરજાના છે તમારામાંથી, |
| વસ-સઅતિ | અને ગુંજાઈશવાળા છે, |
| અંય યુઅતૂ ઉલિલ-કુર્બા...... | આ વાતના કે તેઓ મદદ નહિ કરશે સ્નેહીઓની |

અને મિસ્કીનોની અને અલ્લાહના રાહમાં હિજરત કરનારાઓની. બલકે તેઓને માફી આપી દે અને દરગુજર કરે."

"શું તમે પસંદ નથી કરતા કે અલ્લાહ તમને માફ કરી દે ? અને અલ્લાહ માફ કરનારો મોટો દયાળુ છે." [૧]

ઈબ્ને ઈસ્હાકના કહેવા મુજબ હઝરત આઈશહનું બયાન છે : "આ આયત સાંભળીને મારા બાપા અબૂબક્રે ફરમાવ્યું :

| | |
|---|---|
| બલા વલ્લાહિ | હા બેશક અલ્લાહના સોગંદ ! |
| ઈન્ની લ - ઉહિબ્બુ | હું અવશ્ય પસંદ કરૂં છું કે |
| અંય-યગ-ફિરલ્લાહુ લી. | અલ્લાહ મને માફ ફરમાવી દે. |

૧. સૂરએ-નૂર આયત ૨૨

હઝરત આઈશહ ફરમાવે છે : " એ પછી મારા બાપા અબુબક્રે પોતાના કસમ પાછા ખેંચી લીધા અને મિસ્તહને રાબેતા મુજબ ખરચ આપવાનું ચાલુ કરી દીધું અને ફરમાવ્યું : "વલ્લાહિ લા અનઝિઉહા મિન્હુ અબદા." અલ્લાહના સોગંદ ! આઇન્દા કયારેય એનો ખરચ નહિ અટકાવું.

**હઝરત સફવાન અને હઝરત હસ્સાન**————જયારે હઝરત સફવાન બિન મુઅત્તલને ખબર પડી કે હઝરત હસ્સાન બિન સાબિતે પણ તોહમતના જૂઠાણામાં ભાગ લઈને તેનો ફેલાવો કર્યો છે અને ઉપરથી મારી બદગોઈનું નિંદાકાવ્ય પણ લખ્યું છે તો તેઓ તલવાર લઈને હઝરત હસ્સાન પાસે પહોંચી ગયા અને તલવારનો ઘા કરતાં લલકાર્યા : [૧]

**તલક્કા ઝુબાબસ - સયફે અન્ની ફ - ઇન્નની, • ગુલામુન ઇઝા હુવા જીતુ લસ્તુ બિ-શાઈરે.**

લેતો જા મારી તરફથી તલવારની ધાર ! કેમકે હું તે નવજવાન છું કે જયારે મારી નિંદા કરવામાં આવે તો તેનો જવાબ, હું શાઈરીમાં નથી આપતો, કેમકે હું શાઈર નથી.

**ખટલો દરબારે-નબવીમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન ઈબ્રાહીમ બિન હારિસ તૈમીએ જણાવ્યું કે, હઝરત સફવાન બિન મુઅત્તલે જયારે હઝરત હસ્સાન બિન સાબિતને તલવારનો ઘા કર્યો તો હઝરત સાબિત બિન કૈસ બિન શમ્માસ ત્યાં હાજર હતા. તેઓ ચીલઝડપથી સફવાન તરફ ધસી ગયા. તેમની તલવાર પર કબજો કર્યો અને પછી તેમના બંને હાથો દોરડીથી જકડી લઈને તેમના ગળાંમાં બાંધી દીધા અને એજ હાલતમાં તેઓ હઝરત સફવાનને બનૂ હારિસ બિન ખઝરજના મહોલ્લામાં ખેંચી ગયા. ત્યાં હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા સાથે મુલાકાત થઈ.

તેમણે તઅજજુબથી પૂછયું, "અરે આ બધું શું છે ? શું મામલો છે ?"

હઝરત સાબિત બિન કૈસ બોલ્યા, "તમને તઅજજુબ થાય છે ? જુઓ એમણે હસ્સાન પર તલવારનો ઘા કર્યો છે. મને તો લાગે છે કે હસ્સાનને એમણે મારી જ નાખ્યા છે."

હઝરત અબ્દુલાહ બિન રવાહાએ હઝરત સફવાનને ઠપકા રૂપે કહ્યું, "હે સફવાન ! તમે બહુ ખોટું સાહસ કરી નાખ્યું છે. વારૂ બતાવો, શું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બનાવની ખબર છે?"

હઝરત સફવાને કહ્યું, "ના, નહિ, બિલકુલ નહિ."

આ સાંભળીને હઝરત અબ્દુલ્લાહએ હઝરત સાબિત બિન કૈસને કહ્યું, "સફવાનને છોડી દો અને ચાલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં."

અહીંથી ઊપડીને એ બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં પહોંચી ગયા અને બનાવની પૂરી વિગત આપને કહી સંભળાવી. આપે હઝરત હસ્સાન બિન સાબિતને પણ બોલાવી લીધા.

હઝરત સફવાને બા-અદબ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! હસ્સાને મુજ પર ખોટો આરોપ મૂકયો. જૂઠાણું ફેલાવીને મને બદનામ કર્યો. મને દુખી કરી નાખ્યો. ઉપરથી મારી નિંદાનું કાવ્ય લખ્યું અને તેમાં કુરૈશની પણ વગોવણી કરી. આ કારણે યા રસૂલલ્લાહ ! મને ગુસ્સો આવી ગયો અને મેં એમને તલવાર મારી દીધી.

---

૧. હઝરત હસ્સાનનું લખેલું નિંદાકાવ્ય જતું કર્યું છે. "હ"

હઝરત સફ્વાનનું નિવેદન સાંભળીને આપે હઝરત હસ્સાનને ફરમાવ્યું :

| | |
|---|---|
| અહસિન યા હસ્સાન ! | ભલાઈનો વર્તાવ કરો હે હસ્સાન ! |
| અ-તશવ-વહત અલા કવમી ? | શું તમે મારી કૌમની નિંદા કરીને તેને વગોવો છો ? |
| હદા-હુમુલ્લાહુ લિલ-ઈસ્લામ. | જો કે અલ્લાહએ તેને ઈસ્લામની હિદાયત આપી છે. |

એ પછી આપે ફરમાવ્યું:"અહસિન હસ્સાનુ ફિલ્લઝી અસાબક." હે હસ્સાન ! તમને પહોંચેલી તકલીફના મામલામાં પણ ભલાઈનો વર્તાવ કરો.

એ પછી આપે ફરમાવ્યું, "હસ્સાન ! તમને જે તલવારનો ઘા થયો તે માફ કરી દો."

હઝરત હસ્સાને અરજ કરી, "હિયા લકા યા રસૂલલ્લાહ ! "એટલે હે અલ્લાહના રસૂલ ! બંદો આજ્ઞાપાલન માટે દિલોજાનથી હાજર છે. હું જરૂર ભલાઈનો જ વર્તાવ કરીશ."

ઈબ્ને હિશામ કહે છે : એક રિવાયતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ શબ્દો ટાંકેલા છે : "અ-બઅદા અન હદા-કુમુલ્લાહુ લિલ-ઈસ્લામ." શું એ પછી પણ તમે મારી કુરૈશ કૌમની નિંદા કરો છો જયારે કે અલ્લાહ તઆલાએ તમને ઈસ્લામની હિદાયત આપી દીધી છે ?

**હઝરત હસ્સાનની દિલદારી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મુહંમદ બિન ઈબ્રાહીમ બિન હારિસ઼ તૈમીએ મને માહિતી આપી કે, હઝરત હસ્સાન બિન સ઼ાબિતને લાગેલા તલવારના ઘા બદલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને "બૈરહાઅ" નામે મદીનહમાં આવેલો જમીનનો ટુકડો ઈનાયત ફરમાવ્યો. હાલમાં જમીનના એજ ટુકડા પર બનૂ જુદૈલહનો બંગલો આવેલો છે. આ જમીનનો ટુકડો અબૂ તલહા બિન સહલની માલિકીનો હતો જેને તેમણે આલે-રસૂલના ચરણોમાં ભેટ ધરી દીધો હતો. એજ ટુકડો રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત હસ્સાનની દિલદારી ખાતર, તેમને લાગેલા ઘા બદલ ઈનાયત ફરમાવ્યો. સાથે જ એક કિબ્તી લોંડી પણ ઈનાયત ફરમાવી જેનું નામ સીરીન હતું. હઝરત હસ્સાનના બેટા હઝરત અબ્દુર્રહમાન એજ સીરીન બીબીને કૂખે જન્મ પામ્યા હતા.

હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છે : "સફ્વાન બિન મુઅત્તલ વિષે તેમના મિત્રોની વાત સાંભળવામાં આવી.તેમના મિત્રોનું કહેવું હતું કે સફ્વાન એક "હસૂર" ગૃહસ્થ હતા. બાદમાં કાફિરો સાથેની કોઈ લડાઈમાં શહીદ થઈ ગયા." [૧]

**હઝરત હસ્સાનનો કસીદો**————હઝરત હસ્સાન બિન સ઼ાબિતે હઝરત આઈશહના મામલા અંગે થયેલી ભૂલ બદલ માફી માગતાં, જે કંઈ થયું તે સમજફેરથી થયું તેનો સ્વીકાર કરીને, હઝરત આઈશહની શાનમાં એક છટાદાર કસીદો રચ્યો જે આ પ્રમાણે છે :

હસાનુન રઝાનુન મા તુઝન્નુ બિ-રીબતિન • વ તુસ્બેહુ ગરસય મિલ-લુહૂમિલ-ગવાફિલે.

તે આઈશહ પાકદામન અને પાકબાઝ છે. પ્રભાવશાળી, દમામદાર અને પ્રતિષ્ઠાવાન છે. કોઈ શંકા કે સંદેહમાં એમને સંડોવી શકાય નહિ. એમનું પ્રભાત એવી રીતે ઊગે છે કે, બેખબર ભોળીભાળી મુસ્લિમ

૧. હસૂર : એટલે માનમોભાનો ભંગ થાય તેવી વાતોથી પોતાના મન પર કાબૂ રાખનાર માણસ અને મર્દાઈ-શકિત હોવા છતાં પોતાને સ્ત્રીઓથી અલગ રાખનાર પાકબાઝ પુરૂષને પણ હસૂર કહે છે. કુર્આનમાં આ શબ્દ અલ્લાહના પયગમ્બર હઝરત યહયા અલૈહિસ્-સલામ માટે આવેલો છે. જૂઓ કામૂસુલ-કુર્આન પેજ ૧૯૨, આ શબ્દ મોટા હ અને સ્વાદથી લખાય છે. "હ"

મહિલાઓની નિંદાથી બિલકુલ પાક હોય છે. [૧]

**અકીલતુ હૈયિન મિન લુઅય-ઇબ્ને ગાલિબિન • કિરામિલ મસાઇ મજદુ - હુમ ગયરુ ઝાઇલે.**

તેઓ લુઐય બિન ગાલિબ કબીલાના એવા બુધ્ધિશાળી ખાતૂન છે જેઓ પોતાની પ્રતિષ્ઠા, પ્રતિભા અને આબરૂ માટે હમેશા પ્રયત્નશીલ રહે છે અને જેમની પ્રતિષ્ઠા તથા આબરૂને પનોતી નથી.

**મુહઝ-ઝબતુન કદ તય્ય - બલ્લાહુ ખીમહા • વ તહ-હરહા મિન કુલ્લે સૂઇંવ - વ - બાતિલે.**

તેઓ એક એવાં સુસભ્ય અને સંસ્કારી ખાતૂન છે જેમની ફિતરત જ અલ્લાહ તઆલાએ સ્વચ્છ, નિર્મલ અને પાકીઝહ બનાવી છે અને દરેક ઐબો, દુષણો તથા પાખંડોથી એમને પવિત્ર રાખ્યાં છે.

**ફઇન કુન્તુ કદ કુલ્તુલ-લઝી કદ ઝઅમ-તુમ • ફલા રફઅત સવતિયા ઇલય્ય અનામિલે.**

ત્યારે જો મારા મુખેથી અજાણતામાં કોઇ અણછાજતી વાત નીકળી ગઇ છે જેની તમે ચર્ચાઓ કરી રહ્યા છો તો, ખૂબ સમજી લો કે, મારો હેતુ આ ન હતો કે હું મારો ચાબુક મારા જ હાથથી મને જ મારી લઉં! (એટલે હઝરત આઇશહની પાકદામની પર કોઇ હરફ આવે તે મારો મકસદ ન હતો.)

**વ કૈફા વ વુદ્દી મા હયીતુ વ નુસ્રતી • લિ આલે રસૂલિલ્લાહે ઝૈનલ મહાફિલે.**

અને આમ કેવી રીતે બની શકતું હતું જ્યારે કે મારી મહબ્બત, મારી દોસ્તી, મારી મદદ, મારો સહકાર જીવું ત્યાં સુધી આલે-રસૂલ માટે જ છે; તે આલે-રસૂલ કે જેઓ તમામ મજલિસો અને મેહફિલો માટે શોભારૂપ છે.

**લહૂ રતબુન આલિન અલન-નાસે કુલ્લેહિમ, • તકાસિરુ અન્હુ સુરતુલ-મુત્-તાવિલે.**

જગતના તમામ ઇન્સાનોથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મરતબો ઊંચો છે. બનાવટી રીતે ઊંચો બનનાર માણસની ઊછળકૂદ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંચા મરતબાની તોલે પહોંચવાથી કાયમ નિષ્ફળ નિવડે છે.

**ફઇન - નલ - લઝી કદ કીલા લૈસા બિલા-ઇતિન • વલાકિન - નહૂ કવલુમ - રિઇન બી માહિલે.**

જે વાત (આરોપ, આક્ષેપ, જૂઠાણાની) વહેતી કરવામાં આવી તે કાયમ રહેનારી કે ટકનારી વસ્તુ નથી પણ એ એવી વ્યકિત (અબ્દુલ્લાહ બિન ઉબય)ના બોલો છે જે મારી ચુગલખોરી કરે છે.

ઇબ્ને હિશામ કહે છે: અબૂ ઉબૈદહએ મારી આગળ બયાન કર્યું કે મદીનહની એક મુસ્લિમ ખાતૂને, હઝરત આઇશહની સામે, હઝરત હસ્સાનની બેટીના વખાણમાં, હઝરત હસ્સાનના આ કસીદાનો પહેલો શેઅર કહી સંભળાવ્યો :

**હસાનુન રઝાનુન મા તુઝન્નુ બિ-રીબતિન, • વ તુસ્બેહુ ગરસય મિલ-લુહૂમિલ-ગવાફિલે.**

શેઅર સાંભળીને હઝરત આઇશહએ ફરમાવ્યું, ''હા પણ એ બેટીનો બાપ એવો ન હતો.''

---

૧. બીજી કડીના અંતમાં ''ગવાફિલ'' શબ્દ આવેલો છે. એનું મૂળ ''ગફલત''શબ્દ છે જેના અર્થ બેખબરી, બેપરવાઇ, અંજાણ હોવું વગેરે. મતલબ આ કે નિર્દોષ પ્રકૃતિની ભોલીભાલી મુસલમાન બીબીઓ પોતાના સીધાસાદા સ્વભાવને કારણે કમજાત સ્ત્રીઓના કાવાદાવા કે છળકપટથી તદ્દન અંજાણ હોય છે. આવી ભોલીભાલી બીબીઓ ન કોઇને નુકસાન પહોંચાડે છે, ન કોઇની નિંદા કે ગીબત કરે છે ન પારકી પંચાતમાં પડે છે. ''હ''

**એક મુસ્લિમ શાઈરના શેઅરો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન ઉબય અને તેની ટોળકીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાકદામન બેગમ હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા પર ખોટો આરોપ ચઢાવ્યો અને સાચા મુસલમાનોમાંથી હઝરત હસ્સાન, હઝરત મિસ્તહ તથા બીબી હમ્નહએ તેઓના સૂરમાં સૂર પુરાવ્યો અને જૂઠાણાને વહેતું કર્યું જેની શિક્ષારૂપે તેઓને કાનૂન મુજબ ફટકા મારવામાં આવ્યા અને જેના કારણે હઝરત હસ્સાન પર તલવારનો વાર કરવામાં આવ્યો એના સંદર્ભમાં એક મુસલમાન શાઈરે કેટલાક શેઅરો કહ્યા જે આ પ્રમાણે છે :

**લકદ ઝાકા હસ્સાનુલ - લઝી કાના અહ-લહૂ • વ હમ્નતુ ઇઝ કાલૂ હજીરંવ વ મિસ્તહૂ.**

હઝરત હસ્સાને તે વસ્તુની મઝા ચાખી લીધી જેને તેઓ લાયક જ હતા એવી જ રીતે બીબી હમ્નહ અને હઝરત મિસ્તહએ પણ તેની મઝા ચાખી લીધી જ્યારે કે તેઓએ એક કઢંગી વાતને ઉછાળી મૂકી.

**તઆવત બિ રજમિલ-ગયબે ઝવજા નબીય્યે-હિમ • વ સખ્તત ઝીલ-અરશિલ-કરીમે ફ-ઉત્રેહૂ.**

તેઓએ પોતાના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘરવાળાં પર છેક ખોટી તોહમત લગાડી દીધી અને ધરતી તથા આકાશના માલિક અલ્લાહના ગુસ્સાને જાગૃત કર્યો જેથી તેઓ રંજોગમના શિકાર થઈ પડયા.

**વ આઝવ રસૂલલ્લાહે ફીહા ફ - જુલ-લલૂ • મખાઝિયા તબકય ઉમ્મેમૂ-હા વ ફુદ - દહૂ.**

અને આ મામલામાં તેઓએ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પારાવાર ઈજા પહોંચાડી જેથી તેઓ પર એવી નામોશી તૂટી પડી, એવી ખુવારી આવી પડી જે સર્વ સામાન્ય અને કાયમ માટે રહી જનારી છે અને તેઓ એકદમ ફજેત થઈને રહી ગયા.

**વ સુબ્બત અલૈહિમ મુહ-સદાતે ક-અન્નહા • શઆબીબુ કતરિમ મિન ઝુરલ-મુઝના તસ્ફહૂ.**

અને તેઓની ઉપર ફટાફટ કોરડા એવી રીતે વીંઝાયા જેમ ઊંચાં વાદળોમાંથી મોટાં મોટાં ટીપાંઓનું ઓચિંતુ ઝાપટું ટપોટપ વરસી પડે છે.

---

## પ્રકરણ ૧૨૮

# સુલ્હે-હુદૈબિયહની ઘટના

ઉમ્રહ માટે મક્કહ તરફ રવાનગી • ઉમ્રહ માટેની ખુલ્લેઆમ જાહેરાત • કુરબાની માટેના જાનવરો • ઉમ્રહ માટે જનારાઓની સંખ્યા • મુકાબલા માટે કુરૈશની તૈયારી • કુરૈશની કમનસીબીનો ખેદ • લડાઇને ટાળવાનો નવો રસ્તો • હુદૈબિયહની ભૂમિમાં પ્રવેશ • રસૂલુલ્લાહ (સલ.)ની ઊંટણી • સૂક્કા રણમાં મીઠા પાણીની વીરડી • બુદૈલ બિન વરકાનું આગમન • કુરૈશના બે એલચીઓનું આગમન • કુરૈશનો ત્રીજો એલચી • કાકા-ભત્રીજાની ટપાટપી • ઉર્વહએ જોયેલા અજાયબ દ્રશ્યો • ઉર્વહનો સચોટ જવાબ કુરૈશને • હઝરત ખિરાશ કુરૈશ તરફ • કુરૈશના મરણિયા જવાનો • હઝરત ઉસ્માન કુરૈશ તરફ • હઝરત ઉસ્માનની હત્યાની અફવા.

**સંપાદકની નોંધ**————હિજરતનું છઠ્ઠું વરસ ચાલતું હતું. ઝીલ-કઅદહની પહેલી તારીખ અને સોમવારનો દિવસ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ૧૪ સો સહાબા સાથે ખાનએ-કઅબહના ઉમ્રહ માટે મદીનહથી નીકળીને મક્કહ તરફ રવાના થઇ ગયા. કુરબાની માટેના ૭૦ ઊંટો આપની સાથે હતાં.

સનદી રિવાયતો મુજબ કઅબહના દર્શન અને ઉમ્રહનું કારણ એમ બન્યું કે એક રાતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખ્વાબ જોયો કે આપ પોતાના સહાબા સાથે મક્કહ પધાર્યા છે. આપના હાથમાં કઅબહની ચાવીઓ છે. આપે પૂરી શાંતિથી બૈતુલ્લાહનો ઉમ્રહ અદા કર્યો. ઉમ્રહની ક્રિયાઓથી પરવારીને આપના કેટલાક સહાબાએ વાળનું મૂંડન કરાવ્યું અને કેટલાકે કાતરથી વાળ કપાવ્યા.

આ ખ્વાબ જોતાં જ ખાનએ-કઅબહના દર્શનની અભિલાષાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બેચેન બનાવી દીધા. મક્કહના કુરૈશ તરફથી પૂરી ધાસ્તી હોવા છતાં આપ પોતાના સહાબાને લઇને મક્કહ તરફ રવાના થઇ ગયા. સાથે જ કુરબાની માટેના ૭૦ ઊંટો પણ લીધાં કે જેથી કુરૈશને ખાતરી થઇ જાય કે બેશક રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ કઅબહના દર્શન અને ઉમ્રહ માટે પધારેલા છે, લડાઇ માટે નહિ, કઅબહ અલ્લાહનું ઘર હોવાથી અરબના તમામ લોકોનું યાત્રાધામ હતું. જેથી કઅબહના દર્શનનો દરેક માણસ સરખી રીતે અધિકાર ભોગવતો હતો. આ અધિકારને આધારે

મુસલમાનો પણ કઅબહના દર્શનના પૂરી રીતે અધિકારી ઠરતા હતા.[૧] (સંપાદકની નોંધ પૂરી થઇ.)

---

**ઉમ્રહ માટે મક્કહ તરફ રવાનગી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહુ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સન ૬ હિજરીના રમઝાન અને શવ્વાલમાં મદીનહમાં બિરાજમાન રહ્યા.[૨] એ પછી આપ ઝી-કઅદહના મહિનામાં ખાનએ-કઅબહનો ઉમ્રહ અદા કરવાને ઈરાદે મદીનહથી કૂચ કરીને મક્કહ તરફ રવાના થયા.[૩]

કુરૈશ સાથે જંગ કરવાનો કે મક્કહ પર ચઢાઈ કરવાનો આપનો કોઈ ઈરાદો ન હતો.

**ઉમ્રહ માટેની ખુલ્લેઆમ જાહેરાત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સમગ્ર અરબદેશ તથા આજુબાજુના વિસ્તારોમાં વસનારા ગ્રામ્યજનોને ઉમ્રહ માટે સાથે આવવાની ખુલ્લેઆમ જાહેરાત પોકારાવી દીધી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મક્કહના કુરૈશ તરફથી————જેઓ ઈસ્લામને ઉખેડી કાઢવાના કાવાદાવાની ધૂનમાં રહેતા હતા અને જેઓ મુસલમાનોને મિટાવી દેવાની અનેક લડાઈઓ લડી ચૂકયા હતા.————તરફથી પૂરી ધાસ્તી હતી કે, કુરૈશ અમારા આગમનનું સાંભળીને કયાંક લડાઇ માટે તૈયાર ન થઇ જાય ! અને કયાંક મક્કહમાં દાખલ થવાથી અમને અટકાવી ન દે !

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉમ્રહ માટેની ખુલ્લેઆમ જાહેરાત સાંભળીને, કેટલાક ગ્રામ્યવાસીઓએ જલદી તૈયાર થઈને આવી લાગવામાં કંઈક ઢીલ કરી નાખી હતી. આમ છતાં ચારે દિશાએથી લોકો, ઉમ્રહના પ્રવાસમાં આપની સાથે જોડાઈ જવા માટે તૈયાર થઈ-થઈને આવવા લાગ્યા. મદીનહના અનસાર તથા મક્કહના મુહાજિરીનમાંથી જે લોકો તૈયારી કરી ચૂકયા હતા અને અરબ તથા ગામડાંઓના જે મુસલમાનો આવી લાગ્યા હતા એ બધાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની સાથે લીધા અને ફકત ઉમ્રહને જ ઈરાદે મદીનહથી નીકળીને મક્કહ તરફ આપ રવાના થઇ ગયા.

ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉમ્રહને ઈરાદે મદીનહથી રવાના થવા પહેલાં પોતાની જગાએ મદીનહના ગવર્નર તરીકે હઝરત નુમૈલહ બિન અબ્દુલ્લાહ લૈસી રદિયલ્લાહુ અન્હુની નિમણૂક કરી.

**કુરબાની માટેના જાનવરો**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉમ્રહ માટેના આ પ્રવાસમાં પોતાની સાથે ''હદી'' અથવા ''હદીય્ય'' એટલે કુરબાની માટેના જાનવરો પણ લીધાં હતાં કે જેથી કુરૈશને એવો ડર કે ખટકો ન રહે કે આપ લડાઈને ઈરાદે મક્કહ આવી રહ્યા છે, બલકે તેઓને ખાતરી

---

૧. કશ્ફુલ-બારી જિ.૨ પા. ૩૫૯ - સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૩૮- સીરતુન-નબી જિ.૧ પા. ૪૪૯

૨. હિજરી સન ૬નો રમઝાન મહિનો ૧૪ જાન્યુઆરી ૬૨૮થી શરૂ થયો અને ૬ હિજરીનો શવ્વાલ ૬૨૮ના માર્ચની ૧૨ તારીખે ખતમ થયો. ઝી-કઅદહની શરૂઆત ૬૨૮ના માર્ચની ૧૩ તારીખે થઇ. (ઇબ્ને હિશામ જિ.૨ પેજ ૩૬૮નો હાશિયો)

૩. ઉમ્રહ : હજજની નાની આવૃત્તિને કહે છે. હજજનો મહિનો અને તારીખો નક્કી થયેલી હોય છે. ઉમ્રહ વરસમાં કોઇ પણ સમયે કરી શકાય છે. ઉમ્રહમાં હજજની ઘણીખરી ક્રિયાઓનો સમાવેશ હોય છે. જેમકે એહરામ એટલે હજજનો ખાસ પોશાક, કઅબહનો તવાફ, સફા-મર્વહની સઇ, વાળમૂંડન, કુરબાની વગેરે. વધુ વિગતો કિતાબો કે અહલે-ઇલ્મથી જાણી શકાય છે.''હ''

થઇ જાય કે આપ ફક્ત બૈતુલ્લાહની ઝિયારત, બૈતુલ્લાહના ઉમ્રહ અને બૈતુલ્લાહના માન-ઇકરામ માટે જ પધારેલા છે. એ સિવાય આગમનનો કોઇ હેતુ નથી.

**ઉમ્રહ માટે જનારાઓની સંખ્યા**————ઇબ્ને ઈસ્હાક કહે છે: મને મુહંમદ ઇબ્ને શિહાબ ઝુહરીએ, ઉર્વહ બિન ઝુબેરના વાસ્તાથી, મિસ્વર બિન મખ્રમહ તથા મરવાન બિન હકમની આ રિવાયત કહી સંભળાવી. એ બંને ગૃહસ્થોએ ઉર્વહ બિન ઝુબેરને કહ્યું :

"જે વરસે હુદૈબિયહની ઘટના સર્જાઇ એ વરસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફક્ત ખાનએ-કઅબહની ઝિયારત તથા ઉમ્રહને ઈરાદે જ મદીનહથી રવાના થયા હતા. કુરૈશ સાથે જંગ કરવાનો કે મક્કહ પર આક્રમણ કરવાનો આપનો કોઈ ઈરાદો ન હતો. એટલે જ આપે પોતાની સાથે હદીય્ય એટલે કુરબાની માટેના ૭૦ ઊંટો લીધાં હતાં. ઉમ્રહ માટેના આ કાફલામાં ૭૦૦ માણસોની સંખ્યા હતી. આ હિસાબે ૧૦ માણસો દીઠ એક ઊંટ આવતું હતું."

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી સીધી માહિતી મુજબ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ ફરમાવતા હતા : "અમે હુદૈબિયહમાં ૧૪ સો માણસો હતા." [૧]

**મુકાબલા માટે કુરૈશની તૈયારી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : ઇબ્ને શિહાબ ઝુહરીના કહેવા પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહથી રવાના થઇને જ્યારે ઉસ્ફાન મુકામે પહોંચ્યા તો અહીં, આપના મોકલેલા જાસૂસ હઝરત બિશ્ર બિન સુફયાન કઅબ આવી લાગ્યા. એમને આપે કુરૈશની હિલચાલની ખબર લાવવા માટે મોકલી આપ્યા હતા.

ઇબ્ને હિશામ કહે છે : એક રિવાયત મુજબ એમનું નામ બિશ્ર નહિ, બુસ્ર બિન સુફયાન કઅબ છે.

બુસ્ર બિન સુફયાને આપની તહેનાતમાં હાજર થઇને કહ્યું, "હે અલ્લાહના રસૂલ ! કુરૈશને આપના આગમનની બાતમી મળી ગઇ છે. તેઓ પોતાની ઔરતો અને બચ્ચાંઓ સાથે ઘરોમાંથી નીકળીને આવી લાગ્યા છે. તેઓએ પોતાના શરીરો પર ચિત્તાઓના ચામડાના પોશાક પહેરેલા છે તેઓ જંગની પૂરી તૈયારી સાથે "ઝી-તુવા" સ્થળે પડાવ નાખી ચૂકયા છે.[૨] તેઓએ સોગંદ લીધા છે કે આપને હરગિઝ મક્કહમાં દાખલ થવા દેશે નહિ. ખાલિદ બિન વલીદ તેઓના સવારોનો સિપહસાલાર છે. કુરૈશે અગાઉથી "કુરાઅલ-ગમીમ" સ્થળે ખાલિદને તેના સવારો સાથે આપના મુકાબલા માટે ગોઠવી દીધો છે." [૩]

**કુરૈશની કમનસીબીનો ખેદ**————બુસ્ર બિન સુફયાનની વાતો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બેહદ અફસોસ થયો. ભારે ખેદની લાગણીથી આપે ફરમાવ્યું :

"બુરૂં હો કુરૈશનું ! એમને તો લડાઈ ખાય ગઇ છે. એટલે લડાઇએ એમની કમર તોડી નાખી છતાં વાતવાતમાં લડાઇ ! જો કુરૈશના લોકો મારા મામલાને મુજ પર અને

---

૧. સહાબાની સંખ્યામાં મતભેદ છે. મશહૂર રિવાયત મુજબ ૧૪ સોની સંખ્યા છે. "હ"

૨. ઝી-તુવા : મક્કહની પાસે આવેલા એક સ્થળનું નામ.

3. કુરાઅલ-ગમીમ : અગાઉ જણાવ્યા પ્રમાણે એક ખીણનું નામ છે જે ઉસ્ફાનથી મક્કહ તરફ ૮ માઇલના અંતરે આવેલું છે. અહીં ખાલિદ બિન વલીદ પોતાના ઘોડેસવારો સાથે મુકાબલા માટે તૈયાર હતો. પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લડાઇને ટાળવા માટે નવો રસ્તો લીધો. ખાલિદ હજુ મુસલમાન બન્યા ન હતા. "હ"

અરબો પર છોડી દે તો એમાં તેઓનું શું બગડવાનું હતું ? પછી જો અરબના લોકો મને પછાડી નાખે તો કુરૈશની મુરાદ બર આવી જશે. અને જો અલ્લાહ તઆલા મને, અરબના લોકો પર ફતેહમંદી આપી દે તો, લોકોના ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થઈ જશે. અને જો તેઓ ઈસ્લામમાં દાખલ નહિ થાય તો તેઓમાં બળ હશે ત્યાં સુધી તેઓ મારી સાથે લડતા રહેશે. અગર એમ જ બને તો એમાં પણ કુરૈશનું શું બગડે છે ? અને તેઓ કેમ આડે આવે છે ? મને સમજાતું નથી કે કુરૈશ શું વિચારમાં છે અને તેઓ શું કરવા માગે છે ? સોગંદ છે અલ્લાહના ! આ મકસદ માટે હું છેલ્લા શ્વાસ સુધી બરાબર જિહાદ કરતો રહીશ જેના માટે અલ્લાહ તઆલાએ મને પયગમ્બર બનાવીને મોકલ્યો છે; ત્યાં સુધી કે કાં અલ્લાહ મને ફતેહમંદ બનાવી દે કાં મારૂં મોત આવી જાય !''

**લડાઈને ટાળવાનો નવો રસ્તો**————એ પછી આપે મુસલમાનોને સંબોધીને ફરમાવ્યું, ''કોણ છે જે મને કુરૈશી લશ્કરના પડાવનો રસ્તો છોડીને બીજા રસ્તેથી લઈ જાય ?''

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબૂબક્રે માહિતી આપી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ સવાલ સાંભળીને અસ્લમ કબીલાનો એક જવાન તરત ઊભો થઈ ગયો. તેણે આગળ વધીને કહ્યું, ''અના યા રસૂલલ્લાહ ! '' એટલે હે અલ્લાહના રસૂલ ! આ સેવા હું બજાવીશ.

પછી આ અસ્લમી ગૃહસ્થ બધાને જંગલના એક ખરબચડા-પથરીલા રસ્તે થઈને ઘાટીઓમાંથી પસાર કરાવતા આગળ બઢયા. મુસલમાનો માટે જંગલનો ખાડાખૈયાવાળો આ રસ્તો બેહદ આકરો, કઠિન અને ત્રાસદાયક હતો. જયારે બધા પડતા-આખડતા અને પથરીલો રસ્તો વટાવતા નરમ જમીનની ખીણમાં દાખલ થયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું.

''હે મુસલમાનો ! તમે બધા બારગાહે ઈલાહીમાં યાચના કરો અને આમ કહો :'' નસ્તગ-ફિરૂલ્લાહ વ નતૂબુ ઈલૈહિ.'' તરજુમો : અમે બધા અલ્લાહથી માફીના તલબગાર છીએ અને તેની રૂબરૂ તોબા કરીએ છીએ.

તમામ મુસલમાનોએ આપના હુકમનું પાલન કર્યું. બધાએ બારગાહે-ઈલાહીમાં તોબા અને ઈસ-તિગ-ફાર કર્યો. એ પછી આપે ફરમાવ્યું, ''અલ્લાહના સોગંદ ! આ તેજ ''હિત્તહ''છે જેને અલ્લાહ તઆલાએ બની ઈસરાઈલની સામે પેશ કર્યો તો તેઓએ એને માનવાનો ઈન્કાર કરી દીધો.''

**ગુજરાતી સંપાદકની નોંધ**————કુર્આનમાં ''હિત્તહ''શબ્દ બની ઈસરાઈલ એટલે યહૂદીઓ માટે આવેલો છે. હિત્તહ એટલે ''હિત-તતુન અન્ના ઝુનૂબના.'' એટલે હે અલ્લાહ ! અમારા ગુનાહો અમારાથી દૂર કરી દે ! અમે માફી માગીએ છીએ અને તોબા કરીએ છીએ.

અલ્લાહની નાફરમાનીઓ કરીને ''તીહ''ના આંધળા જંગલમાં ભટકી ગયેલા બની ઈસરાઈલ પર અલ્લાહને દયા આવી ગઈ. તીહના જંગલમાંથી નીકળવાનો રસ્તો બતાવી દીધો અને સાથે હુકમ ફરમાવી દીધો કે તમે બધા ''હિત્તહ''શબ્દનું રટણ કરતા બૈતુલ-મુકદ્દસમાં દાખલ થજો ! પરંતુ શહેરમાં દાખલ થતી વેળા તેઓએ ''હિત્તહ''શબ્દ નું રટણ કરવાને બદલે ''હિન્તહ'' શબ્દનો નાદ ગજાવ્યો અને ''હિન્તહ''નું રટણ કરતા શહેરમાં દાખલ થયા જેના અર્થ છે : ''હે અલ્લાહ ! અમને ઘઉં આપી દે !''આ નાફરમાની બદલ તેઓ

અલ્લાહના અઝાબના ભોગ બની ગયા. યહૂદીઓનો આ કિસ્સો પહેલા પારહના છઠ્ઠા રૂકૂઅમાં બયાન થયેલો છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જંગલના ખરબચડા-પથરાળી રસ્તા પરથી પસાર થતાં પોતાના સહાબાને એજ પ્રસંગ યાદ દેવાડયો કે જેથી તેઓ માફી અને તોબાથી અલ્લાહની રહમતના હકદાર ઠરે. (સંપાદકની નોંધ પૂરી થઇ.)

**હુદૈબિયહની ભૂમિમાં પ્રવેશ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇબ્ને શિહાબ ઝુહરીના કહેવા પ્રમાણે નરમ જમીનની ખીણમાં પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સાથીઓને હુકમ ફરમાવ્યો, ''અહીંથી હવે જમણી તરફ વળો અને ''ઝહરિલ-હમ્શ''ની વચ્ચેના તે રસ્તે ચાલો જે ''સનીય્યતુલ-મુરાર''તરફ નીકળે છે.''

આ સનીય્યતુલ-મુરાર સ્થળ હુદૈબિયહ નામે કસબાના ઢોળાવ તરફ આવેલું છે. જે મક્કહની તળભૂમિવાળા પ્રદેશની સામે છે. મુસલમાન લોકો મળેલા આદેશ મુજબ એજ રસ્તે ચાલી નીકળ્યા. બીજી તરફ ખાલિદ બિન વલીદવાળા કુરૈશી સવારોએ જયારે ઇસ્લામી લશ્કરની ધૂળ ઊડતી જોઇ તો તેઓએ પોતાનો રસ્તો બદલી નાખ્યો અને બીજે રસ્તેથી સવારીઓ દોડાવતા કુરૈશના પડાવ તરફ ઊપડી ગયા કે જેથી તેઓને ઇસ્લામી લશ્કરના આગમનના સમાચાર આપે.

**રસૂલુલ્લાહ (સલ.)ની ઊંટણી**————આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે પોતાના સહાબા સાથે હુદૈબિયહના સનીય્યતુલ-મુરાર સ્થળે પહોંચી ગયા તો અહીં આવતાં જ અચાનક આપની ઊંટણી બેસી ગઇ. આપે તેને ઉઠાડવાની કોશિશ કરી પણ તે બેઠી તે બેઠી. આ જોઇને લોકો બોલી ઊઠયા, ''ખલ્અતિલ-કસવાઅ ! ખલ્અતિલ-કસવાઅ !'' એટલે ઊંટણી પોતાની જગા છોડવાની નથી. એ બેઠી એ બેઠી. હવે એ જામી ગઇ છે.[1]

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''ઊંટણી જામી ગઇ નથી, એ એની ટેવ પણ નથી. પણ એને તે પાક હસ્તીએ રોકી લીધી છે જેણે મક્કહમાં દાખલ થવાથી હાથીઓને રોકી લીધા હતા. ''

એ પછી આપે ફરમાવ્યું, ''કસમ છે તે અલ્લાહના જેના અધિકારમાં મારી જાન છે, આજે કુરૈશ મારી પાસેથી ગમે તે વસ્તુની માગણી કરે તે હું તેઓને આપ્યા વિના રહેવાનો નથી; શરત આટલી કે એ માગણીમાં સ્નેહ-સંબંધને જાળવી રાખવાની મીઠી લાગણી હોય અને અલ્લાહના કોઇ હુકમની નાફરમાની ન હોય.''

**સૂક્કા રણમાં મીઠા પાણીની વીરડી**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને ફરમાવ્યું, ''અનઝિલૂ !'' અહીં ઊતરી પડો, અહીં પડાવ નાખી દો.

''યા રસૂલલ્લાહ !'' લોકોએ કહ્યું, ''અમે ઊતરી તો પડીએ પણ આ ખીણમાં પાણી નથી.''

એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના તર્કશમાંથી તીર ખેંચી કાઢ્યું અને એક સહાબીને આપતાં ફરમાવ્યું, ''લો આ તીર, એને અહીંની કોઇ વાવડીમાં ખોંસી દો.''

---

૧. ખલઅ, ખિલાઅ, ખુલૂઅ : કોઇ પણ જાતની બીમારી વગર ઊંટણીનું બેસી પડવું અને પોતાની જગાએથી નહિ ટળવું. કસવાઅ: રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણીનું નામ. ''હ''

આ સહાબી એ તીર લઇને ત્યાંની એક સૂકી વાવડીમાં ઊતરી ગયા અને વાવડીની વચ્ચેની જમીનમાં તીર ખોસી દીધું. બસ પછી શું હતું ! જોતજોતામાં પાતાળ ફાટયું હોય તેમ પાણીનો ધોધ ફૂટી નીકળ્યો. એટલું પાણી છલકાયું કે લોકોએ પોતાની જગા છોડીને ઊંચી જગાએ જવું પડયું.

ઇબ્ને ઇસ્હાક કહે છે : કેટલાક માહિતગારોએ મને અસ્લમ કબીલાના લોકોની આ રિવાયત કહી સંભળાવી કે, જે સહાબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું તીર લઇને વાવડીમાં ઊતર્યા હતા તેમનું નામ હઝરત નાજિયહ બિન જુન્દુબ બિન ઉમર બિન યઅમુર બિન દારિમ બિન અમ્ર બિન વાઇલહ બિન સહમ બિન માઝિન બિન સલામાં બિન અસલમ બિન અફસા બિન અબૂ હારિસહ હતું. એ તે ગૃહસ્થ છે જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કુરબાનીના ઊંટો હાંકતા હતા.

ઇબ્ને હિશામ કહે છે : મને મળેલી માહિતી મુજબ એ ગૃહસ્થનું નામ અફઝા બિન હારિસહ હતું અને બીજી રિવાયત મુજબ વાવડીમાં તીર લઇને ઊતરેલા સહાબીનું નામ બરાઅ બિન આઝિબ હતું. હઝરત બરાઅ બિન આઝિબ લોકોને કહ્યા કરતા કે, "હું તે માણસ છું જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું તીર લઇને કૂવામાં ઊતર્યો હતો." હવે અલ્લાહ બેહતર જાણે કે ત્રણેમાંથી તીર લઇને કૂવામાં ઊતરનારા કોણ ગૃહસ્થ હતા !

અસ્લમ કબીલાના લોકોએ મને કેટલાક શેઅરો સંભળાવીને કહ્યું કે એ નાજિયહ બિન જુન્દુબના શેઅરો છે. તેઓએ એમ પણ કહ્યું કે, નાજિયહ કૂવામાં હતા અને લોકોને ડોલ ભરીભરીને પાણી પીવાડતા હતા. એટલામાં એક અન્સારી કન્યા આવીને આ શેઅર ગાવા લાગી.

યા ઐયુહલ - માઇહ દલ્વય દૂનકા • ઇન્ની રઐતુન - નાસ યહમદૂ-નકા,

યસનૂન ખયરંવ - વ - યુમજ - જદૂનકા

હે ડોલ ભરીભરીને પાણી પીવાડનારા ! લે મારી આ ડોલ. એને પાણીથી ભરી આપ. કેમકે મેં લોકોને જોયા કે તેઓ તારા ખૂબ વખાણ કરે છે અને તારી ઉદારદિલી તથા પ્રતિષ્ઠાના ગુણગાન ગાય છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત નાજિયહએ ડોલ ભરી-ભરીને લોકોને પાણી પીવાડતાં એ અનસારી કન્યાના શેઅરોનો આ પ્રમાણે જવાબ આપ્યો :

કદ અલિમત જારિયતુન યમાનિયહ • અન્ની અનલ માઇહુ વસ્મય નાજિયહ.

યમાની-અન્સારી કન્યાને ખબર મળી ગઇ કે હું પાણી ભરી-ભરીને આપી રહ્યો છું અને મારૂં નામ નાજિયહ છે.

**બુદૈલ બિન વરકાનું આગમન**———મુહંમદ બિન શિહાબ ઝુહરીનું બયાન છે : "હુદૈબિયહ મુકામે બિરાજમાન થવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શાંતિનો શ્વાસ લીધો. એટલામાં બુદૈલ બિન વરકા ખુઝાઇ નામે ગૃહસ્થ પોતાના ખુઝાઅહ કબીલાના કેટલાક અગ્રણીઓ સાથે આપની તહેનાતમાં હાજર થયો.

બુદૈલે આપને પૂછયું, "મલ્લઝી જાઅ બિહી ?" શા હેતુએ આપ પધાર્યા છો ?

આપે ફરમાવ્યું, "અમો લડાઇને ઇરાદે આવેલા નથી. અમારો હેતુ ફકત બૈતુલ્લાહના દર્શન, બૈતુલ્લાહનો

ઉમ્રહ અને બૈતુલ્લાહના માન-ઇકરામ છે."

એ પછી આપે બુદૈલ અને તેના સાથીઓને તેજ વાતો કહી જે આથી પહેલાં આપે બિશ્ર બિન સુફયાનને કહી હતી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જવાબથી સંતોષ પામીને બુદૈલ અને તેના સાથીઓ કુરૈશ પાસે પહોંચ્યા અને તેઓની આગળ ખુલાસો કરતાં બોલ્યા, "હે કુરૈશી ગૃહસ્થો ! તમે મુહંમદના મામલામાં ઉતાવળિયું કે અવિચારી પગલું ભરો છો. મુહંમદ લડાઇ, ચઢાઇ કે ધાંધલ માટે હરગિઝ આવેલા નથી. તેમનો મકસદ ફકત બૈતુલ્લાહની ઝિયારત અને ઉમ્રહ છે. એ સિવાય કંઇ જ નહિ."

આ સાંભળીને કુરૈશ છંછેડાઇ ગયા. તેઓએ બુદૈલ અને તેના સાથીઓ પર મુસલમાનોની તરફદારીનો આક્ષેપ મૂકીને, તોછડાઇભરી વાતો કરવા માંડી અને છેવટમાં ઉમેર્યું, "મુહંમદ ભલે લડાઇને ઇરાદે નથી આવેલા પણ અલ્લાહના સોગંદ ! બળ વાપરીને તેઓ હરગિઝ કઅબહમાં પ્રવેશી શકવાના નથી. અને કાન ખોલીને સાંભળી લો, તમારા જેવા અરબોએ આ મામલામાં માથું મારવાની જરૂર નથી. શું ખબર મુહંમદ ઝિયારતનો ધોકો આપીને અમારા શહેર પર કબજો કરી લે અને પછી આખા અરબમાં અમારૂં નાક કપાઇ જાય કે, કુરૈશ બેવકૂફ હતા કે મુહંમદના ધોકામાં આવી ગયા !"

ઇબ્ને શિહાબ ઝુહરીનું કથન છે : ખુઝાઅહ કબીલાના તમામ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શુભેચ્છક અને રાઝદાર હતા. કબીલાના મુશરિકો અને છુપા મુસલમાનો બધા જ આપને ચાહનારા અને આપના શુભચિંતક હતા. કુરૈશની કોઇ વાત તેઓ આપથી છુપાવતા ન હતા. [૧]

**કુરૈશના બે એલચીઓનું આગમન**——એ પછી મક્કહના કુરૈશે મિકરઝ બિન હફ્સ બિન અખીફ નામે ગૃહસ્થને પોતાનો એલચી બનાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં વાટાઘાટ માટે મોકલ્યો. એ બનૂ આમિર બિન લુઐયમાંથી હતો. એને દૂરથી આવતો જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું, "હાઝા રજુલુન ગાદિરુન." આ માણસ ગદ્દાર લાગે છે.

જ્યારે એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને વાતચીત કરવા લાગ્યો તો આપે એને પણ તેજ જવાબ આપી દીધો જે બુદૈલ બિન વરકા અને તેના સાથીઓને આપ્યો હતો. મિકરઝે કુરૈશ પાસે જઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સંદેશો પહોંચાડી દીધો. પણ એણે કંઇ એવી ઢબે કહ્યું કે કુરૈશને એની વાતોથી સંતોષ નહિ થયો. બલકે ઓરભી તેઓ ઉશ્કેરાઇ ગયા.

મિકરઝ પછી કુરૈશે હુલૈસ બિન અલકમા યા હુલૈસ બિન ઝબ્બાનને પોતાના એલચી તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મોકલ્યો. આ માણસ તે વેળા હબશીઓનો સરદાર હતો અને બનૂ હારિસ બિન અબ્દે મનાત બિન કિનાનહનો એક સભ્ય હતો. એને આવતો જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "આ માણસ અલ્લાહની ઇબાદત કરનારી કૌમમાંથી છે. એની સામે કુરબાનીના ઊંટોને

---

૧. ખુઝાઅહ કબીલાના લોકો હજુ સુધી મુસલમાન બન્યા ન હતા. પણ મુસલમાનો સાથે સુલેહ-સહકારના કરારોથી જોડાયેલા હોવાથી તેઓ મુસલમાનો પ્રત્યે માનની લાગણી ધરાવતા હતા. મક્કહમાં જે કંઇ બનતું હતું, છુપી રીતે તેની બાતમી આપી દેતા હતા. બુદૈલ બિન વરકા આ કબીલાના સરદાર હતા. ફત્હે-મક્કહ વેળા મુસલમાન બન્યા. કુરૈશે એમની સાથે જે તોછડાઇભર્યો વર્તાવ કર્યો તેનું એજ કારણ હતું. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૫૦) "હ"

લાવીને ઊભાં કરી દો કે જેથી એ પોતાની આંખે કુરબાનીના જાનવરોને જોઇ લે. અને સમજી જાય કે આપણે લડાઇ માટે નથી આવેલા.

હુલૈસે જયારે કતારબંધ ઊંટોને ખીણ તરફથી લગાતાર પોતાની સામે આવતાં જોયાં તો ઊંટોની ગરદનોમાં કુરબાનીની નિશાની તરીકે પડેલા પટ્ટા જોઇને તે સમજી ગયો કે ખરેખર એ કુરબાનીના જાનવરો છે. તેના દિલને સંતોષ થઇ ગયો કે મુસલમાનો લડવા માટે નથી આવેલા. આથી તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પણ નહિ ગયો અને રસ્તામાંથી જ પાછો વળીને કુરૈશ તરફ ઊપડી ગયો. મતલબ કે તેણે કુરૈશ પાસે જઇને આંખે દેખ્યો અહવાલ કહી સંભળાવ્યો.

તેનો અહવાલ સાંભળીને કુરૈશ એકદમ તપી ગયા અને બોલ્યા :

| | |
|---|---|
| અજલિસ ફ-ઈન્નમા અન્તા | બેસી જા ! કેમકે બેશક તું |
| અઅરા - બિય્યુન. | ગામડિયો ગમાર છે. |
| લા ઈલ્મ લકા ! | કંઇ જાણતો નથી. |

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રની રિવાયત મુજબ કુરૈશનું તોછડું કે અપમાનજનક વર્તન જોઇને હુલૈસ પણ તપી ગયો અને ઉગ્રતાથી બોલ્યો, ''હે કુરૈશ ! અલ્લાહના સોગંદ, આપણી વચ્ચે એકબીજાનું અપમાન કરવા બાબત કોઇ કરાર થયા નથી, ન આ વાતના કોઇ કરાર થયા છે કે જે માણસ બૈતુલ્લાહની ઝિયારત કે ઉમ્રહ માટે આવે તેને અટકાવી દેવામાં આવે ! સોગંદ છે તે અલ્લાહના જેના કબજામાં મારા પ્રાણ છે, કાં તો મુહંમદને બૈતુલ્લાહની ઝિયારત કરવા દો, કાં હું અબઘડી મારા અહાબીશના લશ્કર સાથે તમારાથી અલગ થઇ જાઉં છું !'' [૧]

હુલૈસની આક્રોશભરેલી ધમકી સાંભળીને કુરૈશ નરમ પડી ગયા અને ભોંઠપભર્યા સ્વરે કહેવા લાગ્યા, ''અરે મિયાં હુલૈસ ! જરા ધીરા પડો. લ્યો તમે તો ખફા થઇ ગયા ! જુઓ સાંભળો, અમે પોતે કોઇ એવો રસ્તો શોધવાની ફિકરમાં છીએ જેની ઉપર આપણે બધા સંમત થઇ શકીએ !''

**કુરૈશનો ત્રીજો એલચી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુહંમદ બિન શિહાબ ઝુહરીનું બયાન છે કે એ પછી કુરૈશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ઉર્વહ બિન મસઊદ સકફી નામે ગૃહસ્થને પોતાના એલચી તરીકે મોકલાવ્યો. [૨] ઊપડવા પહેલાં ઉર્વહએ કુરૈશને સંબોધીને કહ્યું.

''હે કુરૈશી ગૃહસ્થો ! હું તમારા તે એલચીઓને જોઇ ચૂકયો છું જેઓને તમે મુહંમદ પાસે મોકલ્યા

---

૧. મક્કહના નીચાણવાળા જંગલ વિસ્તારમાં હુબૈશ નામે પહાડ આવેલો છે. એની આજુબાજુના ગામડાઓમાં કેટલાક કબીલાઓ વસેલા હતા. એ લોકો બદુઓ કે ગામડિયા કહેવાતા હતા અને સંયુકત રીતે અહાબીશ તરીકે ઓળખાતા હતા. કુરૈશ સાથે દોસ્તીના કરારો હોવાથી કુરૈશની મદદ માટે પોતાનું લશ્કર લઇને આવ્યા હતા. એ લોકો તીરંદાજીની કળામાં પાવરધા હતા. હુલૈસ તેઓનો સરદાર હતો. હુલૈસ જેવા ગામડિયા સરદારને એલચી તરીકે મોકલવાથી કુરૈશનો હેતુ આ હતો કે જો મુહંમદ એની વાત નહિ માને અને જંગ જામે તો અહાબીશનું લશ્કર પણ મન મૂકીને અમારી મદદ કરશે. પણ મામલો ઊલટો બન્યો. ''હ''

૨. ઉર્વહ બિન મસઊદ સકફી તાઇફ શહેર અને આજુબાજુના વિસ્તારનો સૌથી મોટો સરદાર હતો. પાકટ વયનો, કુશાગ્ર બુધ્ધિનો, મજબૂત મનોબળનો, અનુભવોથી ઘડાયેલો ગૃહસ્થ હતો. તાઇફનો લોકલાડીલો નેતા હતો. અત્યારે મુશરિક હતો અને પોતાના જવાનોને લઇને કુરૈશની મદદ માટે આવ્યો હતો. કુરૈશનું માનવું હતું કે ઉર્વહ જરૂર પોતાના મકસદમાં કામયાબ થઇને આવશે. ફત્હે-મક્કહ પછી જંગે-તાઇફ વેળા ઉર્વહ મુસલમાન બની ગયા. ઇસ્લામમાં પણ એમનો મરતબો બહુ ઊંચો રહ્યો. ''હ''

હતા અને તેઓ જે સંદેશો લઈને આવ્યા તેના જવાબમાં તમે જે તોછડાઈભર્યા શબ્દો ઉચ્ચાર્યા તે પણ હું સાંભળી ચૂક્યો છું. આ વાત તમે બધા જાણો છો કે તમે મારા બાપ જેવા છો અને હું તમારા બાળક જેવો છું.[1] અત્યારે જે સંકટમાં તમે સપડાયા છો તે પણ હું જાણું છું. મેં મારી કૌમના એવા જવાનોને એકઠા કરી લીધા છે જેઓ મારો પડયો બોલ ઝીલી લેનારા છે. એ બધાને લઈને હું તમારી સેવા માટે અહીં આવ્યો છું. હવે બતાવો, તમારા દિલોમાં મારા પ્રત્યે કોઈ શંકા કે બદગુમાની તો નથી ને ?''

કુરૈશ બોલ્યા, ''નહિ જી ! તમારી બાબતે કોઈ શંકા કે બદગુમાની અમારા દિલોમાં નથી. અમને તમારો પૂરો વિશ્વાસ છે.''

કુરૈશના આ જવાબથી સંતોષ પામીને ઉર્વહ બિન મસઊદ સકફી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચી ગયો અને આપની સામે બેસીને તેજીથી બોલ્યો,

> ''હે મુંહમદ ! તમે જાતજાતના લોકોને ભેગા કરી લીધા છે અને એ બધાને સમેટીને એટલા માટે અહીં લઈ આવ્યા છો કે પોતાની જ કૌમને, પોતાના જ કુરૈશ કબીલાને છિન્નભિન્ન કરી નાખો.
>
> સાંભળી લો, કુરૈશ પોતાના બૈરી છોકરાંઓને લઈને ઘરોમાંથી નીકળી આવ્યા છે. બધાએ ચિત્તાઓના ચામડાના પોશાક પહેરી લીધા છે. તેઓએ અલ્લાહ પાસે સોગંદ લીધા છે કે તમને બળ વાપરીને મક્કહમાં હરગિઝ દાખલ થવા દેશે નહિ. અત્યારે તેઓ તમારાથી છેટા નથી. તેઓનું મોટું લશ્કર તમારા મુકાબલા માટે તૈયાર છે.
>
> હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે, જો કાલે જંગનું પાસું પલટાયું તો આ જેટલા લોકોને તમે ખેંચી લાવ્યા છો એ બધા તમને પડતા મૂકીને નાસતા નજર આવશે.''

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ ઉર્વહની વાતો વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ બેઠેલા હતા. ઉર્વહના છેલ્લા શબ્દો સાંભળીને એકદમ જોશમાં આવી ગયા. જુસ્સાથી ઊભા થઈને તેને એક સખત ગાળ આપી.[2] અને ફરમાવ્યું, ''શું બોલ્યો હે ઉર્વહ ! શું અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને છોડીને નાસી જઈશું ?''

ઉર્વહની રગોમાં ભયની ધ્રુજારી પ્રસરી ગઈ. તેણે પૂછયું, ''હે મુહંમદ ! આ કોણ માણસ છે?''

''એ અબૂ કુહાફહના બેટા અબૂબક્ર છે.'' આપે ફરમાવ્યું.

ઉર્વહ સ્વસ્થ થતાં બોલ્યો, ''હે મુહંમદ ! અબૂબક્રનો મુજ પર એક ઉપકાર છે જેનો બદલો હું આજ સુધી વાળી શકયો નથી. આમ ન હોત તો અલ્લાહના સોગંદ ! હું એના અસભ્ય વર્તનનો જડબાંતોડ જવાબ આપી દેત!''[3]

---

૧. આ શબ્દો ઉર્વહએ એટલા માટે કહ્યા કે એ પોતે કુરૈશ કબીલાના પૂર્વજ અબ્દે-શમ્સની પુત્રી સુબૈઅહનો પુત્ર હતો જો કે અત્યારે વયમાં એ કુરૈશના વડીલ જેવો હતો. બીજી કિતાબોમાં એના આ શબ્દો ટાંકેલા છે. : ''હે કુરૈશ ! શું હું તમારો બાપ નથી અને તમે મારા પુત્રો નથી ?'' ''હ''

૨. ''ઉમસુસુ બઝરલ-લાતી'' એટલે તું જઈને તારી લાત મૂર્તિની ઈંદ્રિ ચાટયા કર. અરબોમાં આ બહુ આકરી ગાળ ગણાતી હતી. તાઈફનો સકીફ કબીલો લાત મૂર્તિનો પૂજારી હતો. (અસિહ-હુસ-સિયર પા. ૨૦૧) ''હ''

૩. ઇસ્લામ પહેલાં ઉર્વહ લોહી-દંડના એક ખટલાનો આરોપી ઠરી ગયો હતો. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ દસ જવાન ગાયો (કે ઊંટો) આપીને તે સમયે એની મદદ કરી હતી. અહીં એ તરફ ઇશારો છે. (અસિહ-હુસ-સિયર પા. ૨૦૧)''હ''

**કાકા-ભત્રીજાની ટપાટપી**————વાતચીત દરમિયાન ઉર્વહ વારંવાર અરબોની ટેવ પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક દાઢીમાં હાથ નાખીને વાતો કરતો હતો. ઉર્વહના ભત્રીજા હઝરત મુગીરહ બિન શુઅબહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અંગરક્ષક તરીકે ઉઘાડી તલવારે, પાછળ ઊભા રહીને પહેરો ભરતા હતા. ઉર્વહને વારંવાર મુબારક દાઢીમાં હાથ નાખતો જોઈને એમનો હાથ પણ વારંવાર તલવારની મૂઠ પર ચાલ્યો જતો હતો. છેવટે રહેવાયું નહિ તો લલકાર્યા, ''હે ઉર્વહ ! હાથ હટાવી લે. હવે પછી દાઢીમાં હાથ નાખ્યો તો ખબરદાર ! એ હાથ સલામત નહિ રહે !''

ઉર્વહ બોલ્યો, ''તારૂં બુરૂં થાય ! કેટલો સંગદિલ અને કરડો માણસ છે.''

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસ્કુરાવા લાગ્યા.

ઉર્વહએ પૂછ્યું, ''હે મુહંમદ ! એ વળી કોણ છે ?''

આપે ફરમાવ્યું, ''મુગીરહ બિન શુઅબહ, તમારો ભત્રીજો,'' [૧]

ઉર્વહ તડૂકયો, ''ઓ નગુણા......નાલાયક.....ગદ્દાર ! તારી બદમાશીનું ટીલું હજુ તો કાલે જ મેં ધોયું છે.''

ઇબ્ને હિશામ કહે છે : ''આ ઠપકાથી ઉર્વહનો મતલબ એ હતો કે હઝરત મુગીરહ બિન શુઅબહએ મુસલમાન બનવા પહેલાં બનૂ સકીફ કબીલાની શાખ બનૂ માલિકના તેર માણસોને મારી નાખ્યા હતા. આ કારણે એ બંને કબીલા વચ્ચે લડાઇની આગ ભડકી ઊઠે તે પહેલાં ઉર્વહએ વચ્ચે પડીને પોતાના ભત્રીજા મુગીરહ તરફથી દરેક મરનારનો લોહીદંડ ચૂકવીને મામલો રફેદફે કરી દીધો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇબ્ને શિહાબ ઝુહરીના કહેવા મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉર્વહ બિન મસઊદ સાથેની વાતચીતમાં તેજ વાતોની ચર્ચા કરી જે આથી પહેલાંના કુરૈશી એલચીઓ સાથે કરી હતી. અર્થાત : અમારા આગમનનો મકસદ જંગ નહિ, માત્ર બૈતુલ્લાહની ઝિયારત છે.

ઉર્વહને આપના મૂળ મકસદની ખાતરી થતાં તે આપની પાસેથી જવા માટે ઊભો થઇ ગયો.

**ઉર્વહએ જોયેલાં અજાયબ દ્રશ્યો**————ઉર્વહ બિન મસઊદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં સામે બેસીને આપની સાથે બેતકલ્લુફીથી વાતો કરતો હતો પણ તેની ચકોર આંખો ચોતરફ ઘૂમતી હતી અને દરબારે-રસૂલમાં બનનારા બનાવોનું બારીકીથી નિરીક્ષણ કરતી હતી.

તેણે જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વુઝૂ કરે છે તો આપના વુઝૂનું પાણી ઝીલી લેવા માટે લોકો પડાપડી કરે છે અને વુઝૂના પાણીનું ટીપું સરખું જમીન પર પડવા દેતા નથી.

તેણે જોયું કે વુઝૂ કરતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે પોતાનું લુઆબે-દહન એટલે પવિત્ર મોઢાનું પવિત્ર થૂંક ફેંકે છે તો તેને ઝીલી લેવા માટે મુસલમાન લોકો એકબીજા પર તૂટી પડે છે અને પવિત્ર થૂંકને ઝીલી લઇને પોતાના ચેહરા પર મસળી લે છે.

એવી જ રીતે તેણે જોયું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દાઢી મુબારક યા સર મુબારકમાંથી કોઇ ''મૂએ-મુબારક'' એટલે પવિત્ર વાળ ખરી પડે છે તો આપના સહાબા એ વાળને ઝડપી લેવા માટે ઝપાઝપી

૧. હઝરત મુગીરહએ માથે ટોપ પહેરેલો હોવાથી કાકો ભત્રીજાને ઓળખી શકયો નહિ. ''હ''

કરે છે અને તબર્રૂક તરીકે તેને સાચવી રાખે છે.

**ઉર્વહનો સચોટ જવાબ કુરૈશને**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અઝમત અને શાન, આપના માન અને અદબ અને સહાબાની ફિદાકારી કે જાં-નિસારીના આ અભૂતપૂર્વ દ્રશ્યો જોઈને ઉર્વહ બિન મસઊદ તરંગોમાં ગોથાં ખાતો કુરૈશ પાસે આવી લાગ્યો અને ખામોશીથી તેઓની મજલિસમાં બેસી ગયો અને ગંભીર સ્વરે તેઓને સંબોધીને બોલ્યો :

> "હે કુરૈશી અગ્રેસરો ! મેં ઈરાનના શહેનશાહ કિસરાની, તેના આલીશાન દરબારમાં મુલાકાત લીધી છે. હું રોમના શહેનશાહ કૈસરને, તેના ભવ્ય દરબારમાં મળી ચૂકયો છું. મુલ્કે-હબશહના બાદશાહ નજાશીનો આલીશાન દરબાર પણ મેં જોયો છે. મગર અલ્લાહના સોગંદ ખાઈને કહું છું કે મેં આજ સુધી કોઈ એવો શહેનશાહ કે બાદશાહ જોયો નથી જે પોતાની કૌમમાં એટલો લોકપ્રિય હોય જેટલા મુહંમદ પોતાની કૌમમાં લોકપ્રિય છે. સાંભળો, મારી આ આંખો હમણા એક એવી કૌમને જોઈને આવી છે જે કોઈ પણ કિંમતે કે કોઈપણ ભોગે મુહંમદને છોડીને અલગ થનારી નથી. મેં જે કંઈ જોયું તેનો સાચો ચિતાર તમને દર્શાવી દીધો. હવે તમારો શો મત છે એ તમે જાણો અને તમારૂં કામ !"

**હઝરત ખિરાશ કુરૈશ તરફ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જાણકારો તરફથી મને મળેલી માહિતી મુજબ એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખિરાશ બિન ઉમૈયહ ખુઝાઈ નામે પોતાના સહાબીને બોલાવ્યા. તેમને પોતાના સઅલબ નામે ઊંટ પર સવાર કરાવ્યા અને કુરૈશ તરફ પોતાના એલચી તરીકે મોકલ્યા કે જેથી તેઓ કુરૈશના મોવડીઓને સંદેશો પહોંચાડી દે કે મુહંમદના આવવાનો શો હેતુ છે !

હઝરત ખિરાશ બિન ઉમૈયહ જયારે મક્કહ પહોંચ્યા તો કુરૈશના ઉશ્કેરાયેલા ટોળાંએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટને કાપી નાખ્યો. પછી તેઓ હઝરત ખિરાશને પણ જાનથી મારી નાખવા માગતા હતા એટલામાં અહાબીશના કેટલાક હબશીઓ આવી લાગ્યા. તેઓએ દરમિયાનગીરી કરીને હઝરત ખિરાશને જેમતેમ તેઓના કબજામાંથી છોડાવી લીધા અને મહામેહનતે જાન બચાવીને હઝરત ખિરાશ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચી ગયા.

**કુરૈશના મરણિયા જવાનો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની રિવાયત પ્રમાણે કુરૈશના લોકોએ પોતાના ૪૦ અથવા ૫૦ જેટલા મરણિયા જવાનોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પડાવ પાસે જવા માટે તૈયાર કર્યા અને તેઓને સૂચના આપી કે ત્યાં જઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની છાવણી ફરતે ચક્કર લગાવે અને જે કોઈ મુસલમાન દોટે ચઢી જાય તેને મારી નાખે. પરંતુ આ ઝનૂની જવાનો પોતે જ મુસલમાનોની દોટે ચઢી ગયા.

બન્યું એમ કે આ ઝનૂની જવાનોએ ઈસ્લામી છાવણીનો ચક્કર લગાવતી વેળા ગુસ્સાથી બેકાબૂ થઈને મુસલમાનો પર તીરો અને પથ્થરોનો મારો ચાલુ કરી દીધો. મુસલમાનોએ તેઓની ફરતે ઘેરો નાખીને બધાને ગિરિફ્તાર કરી લીધા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લાવીને ઊભા કરી દીધા. આપ તો દયાના સાગર હતા. દુશ્મનો માટે પણ રહમત બનીને પધાર્યા હતા. આપે દયા ખાઈને બધાને બિનશરતે છોડી મૂકવાનો હુકમ ફરમાવી દીધો. (આ શરારતમાં પણ કુરૈશ પોતાના નાપાક હેતુમાં નિષ્ફળ ગયા.)

**હઝરત ઉસ્માન કુરૈશ તરફ**———એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમર બિન ખત્તાબને બોલાવીને ફરમાવ્યું, "હે ઉમર ! તમે મક્કહ જાવ અને કુરૈશના મોવડીઓને કહી આવો કે, અમારા આવવાનો હેતુ માત્ર ઉમ્રહ છે લડાઇ નહિ !

હઝરત ઉમરે અદબથી અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આપનો હુકમ સર આંખો પર ! પણ મને મારી જાત માટે કુરૈશ તરફથી ધાસ્તી છે. મક્કહમાં મારા બનૂ અદી બિન કઅબ ખાનદાનનો એક પણ આદમી નથી જે મારો પક્ષ લઇને મારો બચાવ કરી શકે. કુરૈશ સાથે મને જે અદાવત છે અને કુરૈશ પ્રત્યે મારો જે કડક વર્તાવ છે તે આપ જાણો છો. હું જવા માટે તૈયાર છું પણ કદાચ જીવતો પાછો નહિ ફરૂં. માટે યા રસૂલલ્લાહ! હું આપને એવા માણસનું નામ નહિ સૂચવું જે મારા કરતાં શ્રેષ્ઠ છે ?"

ફરમાવ્યું, "તે કોણ ?"

અરજ કરી, "ઉસ્માન બિન અફ્ફાન."

એજ વેળા આપે હઝરત ઉસ્માન બિન અફ્ફાનને બોલાવીને ફરમાવ્યું, "હે ઉસ્માન ! તમે મારા એલચી બનીને અબૂ સુફયાન તેમ કુરૈશી અગ્રેસરો પાસે જાવ અને મારો આ પયગામ પહોંચાડી દો કે, અલ્લાહના રસૂલ જંગ માટે નથી આવેલા. આવવાનો મકસદ ફકત બૈતુલ્લાહની ઝિયારત અને ઉમ્રહ છે."

**હઝરત ઉસ્માનની હત્યાની અફવા**———ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ હઝરત ઉસ્માન મક્કહ તરફ રવાના થઈ ગયા. મક્કહમાં દાખલ થવા પહેલાં અથવા પછી અબાન બિન સઈદ બિન આસ નામે ગૃહસ્થ સાથે મુલાકાત થઈ ગઈ. બંને વચ્ચે અગાઉના મૈત્રીભર્યા સંબંધો હતા. અબાન બિન સઈદે હઝરત ઉસ્માનને આવકાર્યા અને આગ્રહપૂર્વક મેહમાન તરીકે પોતાના ઘરમાં રાખ્યા અને ત્યાં સુધી પોતાના આસરામાં રાખ્યા જ્યાં સુધી કે હઝરત ઉસ્માને કુરૈશના અગ્રેસરોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પયગામ નહિ પહોંચાડી દીધો.

પયગામ પહોંચાડતી વેળા અબાન બિન સઈદ પોતે હઝરત ઉસ્માન સાથે કુરૈશ પાસે ગયો. ત્યાં જઇને હઝરત ઉસ્માને અબૂ સુફયાન તથા કુરૈશી સરદારોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પયગામ પહોંચાડયો. પરંતુ કુરૈશે એ પયગામને માનવાની ઘસીને ના પાડી દીધી ત્યારે લાચારીએ હઝરત ઉસ્માન પાછા જવા માટે તૈયાર થઇ ગયા.

કુરૈશી અગ્રેસરો બોલ્યા, "હે ઉસ્માન ! આવ્યા જ છો તો કઅબહનો તવાફ કેમ નથી કરી લેતા? ખુશીથી તવાફ કરીને પછી જાવ !"

હઝરત ઉસ્માને જવાબમાં ફરમાવ્યું, "હું ત્યાં સુધી તવાફ કરી શકું નહિ જ્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે તવાફ નહિ કરે !"

આ જવાબથી કુરૈશી અગ્રેસરો છંછેડાઇ ગયા. એજ વેળા તેઓએ હઝરત ઉસ્માન બિન અફ્ફાનને અટકમાં લઇ લીધા અને કહી દીધું, "હવે તમે તમારી મરજીથી જઈ શકો નહિ !"

આ તરફ આગળધારેલી રીતે આ મામલો બની ગયો. બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનોને એવા સમાચાર મળ્યા કે મક્કહના કુરૈશે હઝરત ઉસ્માનને કતલ કરી નાખ્યા છે.

---

# સુલ્હે-હુદૈબિયહનો ઉપસંહાર

**જિહાદની બરકતો**——————હુદૈબિયહ મક્કહથી એક મંઝિલ એટલે ૯ માઇલના અંતરે આવેલા એક કૂવાનું નામ છે. એની આજુબાજુના વિસ્તારમાં એક ગામ વસેલું છે એ પણ હુદૈબિયહના નામે પંકાયેલું છે. એની ભૂમિનો મોટો ભાગ હરમની હદમાં દાખલ છે. બાકીનો ભાગ ''હિલ્લ'' છે એટલે હરમની હદથી ખારિજ છે. કેટલાકે લખ્યું છે કે હુદૈબિયહનું અસલ જૂનું નામ ''મિરાઉઝ-ઝહરાન'' હતું. આજે એનું વર્તમાન નામ ''શુમૈસી'' છે અને આખા અરબમાં એજ નામે જાણીતું છે.

કુર્આને-કરીમમાં સૂરએ-ફત્હમાં આપેલી વધામણી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખ્વાબમાં જોયું કે આપ પોતાના સહાબાની જમાઅત સાથે મક્કહમાં દાખલ થઇ ગયા અને કઅબહની મસ્જિદે-હરામમાં પહોંચીને ઉમ્રહની ક્રિયાઓ કરી અને પછી આપના સહાબામાંથી કેટલાકે પોતાના વાળો મૂંડાવી લીધા અને કેટલાકે કાતરથી કપાવી લીધા.

આ ખ્વાબ જોતાં જ બૈતુલ્લાહની મહબ્બતે ઉછાળો માર્યો. કઅબહના દર્શનની જે ચિણગારી મનમાં દબાયેલી હતી એકાએક ભડકી ઊઠી. સહાબા આગળ ખ્વાબની વિગત દર્શાવી. તેઓને થયું કે અલ્લાહના પ્યારા પયગમ્બરનો ખ્વાબ છે. આ વરસે જ આપણે મક્કહમાં પ્રવેશીને કઅબહમાં દાખલ થઈ જઈશું. કુરૈશની મજાલ નથી કે આપણને અટકાવી શકે. બસ મોં જોતા જ રહી જશે. બધાએ જોરોશોરથી ઉમ્રહની તૈયારી કરવા માંડી.

એક તે સમય હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મક્કહમાં રહેવાનું ત્રાસવાદી કુરૈશે આગની પથારી જેવું બનાવી દીધું હતું. લાચારીએ પોતાનું પ્યારૂં વતન છોડીને મદીનહ નાસી જવું પડયું. વતનથી બે-વતન કરવા પછી પણ સંગદિલ કુરૈશે આપનો પીછો છોડયો ન હતો. આજે આ હાલત હતી કે આતંકવાદીઓની ઈજાઓની પરવા કર્યા વગર મક્કહમાં દાખલ થઇ જવાની જોશભેર તૈયારીઓ થવા લાગી. આ પલટો કેવી રીતે આવી ગયો ? કેમ અલ્લાહના દુશ્મનોનું જોર તૂટી ગયું હતું ? શા કારણે તેઓની ધાક વાયુમાં વિલીન થઇ ગઇ હતી ?——————એ બધી જિહાદની બરકતો હતી. તે સમય વીતી ગયો હતો જયારે એક ગાલ પર તમાચો ખાઇને બીજો ગાલ ધરી દેવો પડતો હતો. જિહાદના ઈમાની જુસ્સાએ તેઓના ત્રાસવાદના સ્કોરાં ઢીલાં કરી દીધાં હતાં. સહાબાએ પોતાના તન-મન-ધન અલ્લાહને વેચી દીધાં હતાં અને અલ્લાહએ તેઓ પાસેથી એ બધું ખરીદી લીધું હતું જન્નતના બદલામાં.

**લશ્કરનું વ્યવસ્થિત તંત્ર**——————સોમવારનો દિવસ હતો. સન ૬ હિજરીનો ઝુલ-કઅદનો મહિનો હતો. ઈ.સ. ૬૨૮ ના માર્ચમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉમ્રહને ઇરાદે મક્કહ જવાનું ઠરાવ્યું. ૧૫ સો મુહાજિરીન અને અન્સારની નૂરાની જમાઅત આપની તહેનાતમાં હતી. મદીનહથી કૂચ કરીને ઝુલ-

હુલૈફહ મુકામે પહોંચ્યા. ઝુહરની નમાઝ નબીઓના ઈમામની ઈમામતમાં અદા કરી. અહીં જ ઉમ્રહની નિય્યતે એહરામ બાંધ્યો અને હઝરત બુસ્ર બિન સુફયાન નામે સહાબીને જાસૂસ બનાવીને કુરૈશની બાતમી મેળવવા આગળ રવાના કરી દીધા. કુરૈશ સાથે જંગનો કોઇ ઈરાદો ન હતો. કોઇ પ્રકારના લડાયક હથિયારો સાથે લીધાં ન હતાં. ફકત એટલાં હથિયારો સાથે લીધાં જેટલાં એક મુસાફિર માટે પ્રવાસમાં જરૂરી હોય છે.

જાસૂસે આવીને સમાચાર આપ્યા કે કુરૈશે ખબર થતાં જ લશ્કર ભેગું કરી લીધું છે અને આપને મક્કહમાં દાખલ નહિ થવા માટે મરવા-મારવાનો આખેરી નિર્ણય કરી લીધો છે. જો કે જાહિલિયતના કાનૂન મુજબ પણ કઅબહના દર્શન માટે એહરામ બાંધીને આવનારા યાત્રીઓને———ખાસ કરીને હરામ મહિનાઓમાં આવનારાઓને અટકાવવાનો કોઇને અધિકાર ન હતો. આ કાનૂન બાપદાદાના જમાનાથી ઊતરી આવતો હતો અને અમલી કાનૂન તરીકે આખા અરબમાં પ્રચલિત હતો.

એ પછી સમાચાર મળ્યા કે ખાલિદ બિન વલીદની કમાન હેઠળ બસો મરણિયા જવાનોની લશ્કરી ટુકડી ''કુરાઉન-નઈમ'' સ્થળે પહોંચી ગઇ છે. આ સ્થળ મક્કહની મુખ્ય સડકને નાકે આવેલું હોવાથી અહીંથી જ થઈને મક્કહ જવાતું હતું. આ ખબર મળતાં ખૂનરેઝીને ટાળવા આપે રસ્તો બદલી નાખ્યો. એક પથરીલી, ખરબચડી, પગના તળિયાં છોલી નાખનારી ભૂમિમાંથી થઈને આપ હુદૈબિયહ પહોંચી ગયા. એ આપની સમયસૂચકતા, સતેજ બુધ્ધિ અને આપના અદ્દભૂત જાસૂસીતંત્રનો કમાલ હતો. તે તરફ ખાલિદ બિન વલીદ પોતાના લડવૈયાઓ સાથે રાહ જોતો રહી ગયો. ખાલિદની ચાલ આપની પયગમ્બરી ચાલ આગળ પાણી ભરતી હતી. ઈતિહાસકારો મુજબ એજ તે વસ્તુ છે જેણે ખાલિદ બિન વલીદ જેવા યુધ્ધવીર સિંહને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ગુલામીમાં પહોંચાડી દીધા.ખાલિદ પોતે પણ જંગી ચાલો અને લશ્કરી વ્યૂહ-રચનાઓના બાદશાહ હતા. એજ ''સુલ્હે-હુદૈબિયહ'' પછી મદીનહ જઈને રાજીખુશીથી મુસલમાન બની ગયા. બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખાલિદ બિન વલીદની સિંહ જેવી બહાદુરી અને એજ અદ્દભુત જંગી ચાલોને કારણે એમને ''સૈફુલ્લાહ'' એટલે અલ્લાહની તલવારના અઝીમુશ-શાન ખિતાબથી બિરદાવી લીધા.

**રસૂલુલ્લાહ (સલ.)નો દ્રઢ નિર્ણય**———હુદૈબિયહના આ સ્થળેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની ઊંટણીની લગામ મક્કહની દિશા તરફ ફેરવી દીધી તો લાગલી જ ઊંટણી જમીન પર બેસી પડી. ઉઠાડવાના અનેક પ્રયત્નો કર્યા પણ ઊંટણી બેઠી તે બેઠી. આપે ફરમાવ્યું, ''બેસી પડવાની એની ટેવ નથી પણ એને તે હસ્તીએ રોકી લીધી છે જેણે ''અસહાબે-ફીલ'' એટલે હાથીવાળાઓને રોકી લીધા હતા.

એજ સ્થળે પડાવ નાખવા બાદ બુદૈલ બિન વરકા ખુઝાઈ નામે સરદાર આપની તહેનાતમાં હાજર થયો. એ આપનું ભલું ચાહનાર ભલો ગૃહસ્થ હતો. બોલ્યો, ''મુહંમદ સાહેબ ! કુરૈશે હુદૈબિયહની કોરેમોરેના તમામ ઝરણાઓ પર કબજો કરી લીધો છે. લશ્કરી જવાનો હથિયારો સજીને પહેરો ભરી રહ્યા છે. છેવટનો એક જ નિર્ણય કે કોઇ પણ ભોગે આપને મક્કહમાં દાખલ નહિ થવા દેશે.''

આપે મક્કમ સ્વરે ફરમાવ્યું, ''અમે લડાઈને ઈરાદે આવેલા નથી. લડાઈએ તો કુરૈશનું ઘાણ કાઢી નાખ્યું છે. છતાં એમને લડાઈ વગર કશું ખપતું નથી. સાંભળો બુદૈલ ! કુરૈશની ઇચ્છા હોય તો એક ચોક્કસ મુદ્દતનું સુલેહનામું કરી લેવા તૈયાર છું. એ મુદ્દતમાં અલ્લાહની મદદથી અરબ પર વર્ચસ મેળવી લઉં તો કુરૈશ માટે બે રસ્તા ખુલ્લા

છે. કાં મુસલમાન બનવાનું કબૂલ કરી લે, કાં મેદાને પડીને સાચ-જૂઠનો ફેસલો કરી લે. હમણા કુરૈશ-કમજોર છે. લડાઇ કરે તો ઝીંક ઝીલવાની હાલતમાં નથી. જરા થોભી જાય. સુલેહ કરીને વિસામો ખાય લે તો સુલેહની મુદ્દતમાં લડાઈની તૈયારી કરીને બળવાન બની જશે. પછી કુરૈશને લડાઇ જ જોઇતી હશે તો, હું તે અલ્લાહના સોગંદ ખાયને કહું છું જેના અધિકારમાં મારા પ્રાણ છે, તેઓની સાથે હું લડતો જ રહીશ ત્યાં સુધી કે મારી ગરદન કપાઇ જાય. હે અલ્લાહ ! તારી ઇચ્છા મુજબનો ફેસલો કરી દેજે !''

બુદૈલ બિન વરકાએ આ સંદેશો કુરૈશને પહોંચાડયો તો તેઓ છંછેડાઇ ગયા અને તપીને બોલી ઊઠયા, ''તારા જેવા બે કોડીના અરબે અમારા મામલામાં માથું મારવાની જરૂર નથી.'' બુદૈલ મોઢું લટકાવીને ચુપચાપ પોતાના રસ્તે પડી ગયા.

**સહાબા વિષે દુશ્મનની ગવાહી**————એ પછી કુરૈશે અહાબીશ નામે સંગઠનના ઉપરી હુલૈસ બિન અલકમાને પોતાનો પ્રતિનિધિ બનાવીને મોકલ્યો. તેણે ઊંટોના ગળામાં પડેલા પટ્ટા જોયા તો સમજી ગયો કે એ કુરબાનીના જાનવરો છે અને મુસલમાન લોકો લડાઇ માટે નહિ, સાચેસાચ કઅબહના દર્શન માટે આવેલા છે. કાનૂન મુજબ મુસલમાનોને અટકાવવાનો કુરૈશને કોઇ અધિકાર નથી. હુલૈસે જે કંઇ જોયું હતું કુરૈશને કહી સંભળાવ્યું. તેની વાત સાંભળીને કુરૈશનો પિત્તો ફરીવાર ઊકળી ઊઠયો. ઠેકડી ઉડાવતાં બોલ્યા, ''અલ્યા હુલૈસ ! તું ખરેખર એક ગામડિયો ગમાર છે. ગમારોને રાજકારણ સાથે શું લાગે વળગે ? જા પોતાનું કામ કર !''

હુલૈસ પણ આ અપમાનથી તપી ગયો તો કુરૈશે ભાઇબાપાના કાલાવાલાથી જેમતેમ કરીને તેને શાંત પાડયો. એ પછી તાઇફના સ઼કીફ઼ કબીલાના આગેવાન ઉર્વહ બિન મસઊદ સ઼કફ઼ીએ વચ્ચે પડીને મામલો થાળે પાડવાની કોશિશ કરી પણ કુરૈશના દિલોમાં જામી ગયેલો અદાવતનો મેલકચરો કયાં ધોવાયો હતો. તેઓના દિલોમાં તો વેરનો લાવો ઊકળી રહ્યો હતો. પોતાની હઠને વળગી રહીને કોઇ વાત માનવા તૈયાર નહિ થયા. આ હઠનો ઈલાજ બાદમાં ફત્હે-મક્કહના રૂપમાં જાહેર થયો.

ઉર્વહ બિન મસઊદ સ઼કફ઼ીએ તો પાછા વળીને સાફ શબ્દોમાં એમ પણ કહ્યું કે, ''હે કુરૈશ ! વલ્લાહ, હું કૈસર, કિસરા અને નજાશી જેવા બાદશાહોના આલીશાન દરબારો જોઇ ચૂકયો છું. આ બાદશાહોના દરબારીઓ કે નોકર-ચાકરોને, પોતાના બાદશાહોનું એટલું માન જાળવતા મેં નથી જોયા, જેટલું માન મુહંમદના સાથીઓ મુહંમદનું જાળવે છે. મુહંમદ જ્યારે હાથ-મોં ધોતી વેળા થૂંકારે છે તો, તેમનું થૂંક ઝીલી લેવા એવી પડાપડી થાય છે જાણે હમણાં રમખાણ મચી જશે. જેના નસીબે મુહંમદનું થૂંક આવી જાય તે તેને તબર્રૂક તરીકે પોતાના ચેહરા અને બદન પર મસળી લે છે. જેના નસીબે મુહંમદનું થૂંક નહિ આવે તે અફસોસથી હાથ ઘસતા રહી જાય છે. અને મુહંમદ જ્યારે નમાઝ માટે હાથ-મોં ધોતા હતા તો મેં જોયું કે લોકો એ પાણીને ઝીલી લેવા માટે આપસમાં લડી પડતા હતા. મુહંમદ જ્યારે કોઇ કામનો હુકમ આપતા હતા તો તેના પાલનમાં લોકો દોડી પડતા હતા. તેમની વાતો વેળા એવો સન્નાટો છવાઇ જતો જાણે બધાને માથે ચકલાં બેઠેલાં હોય. કોઇની મજાલ ન હતી કે નજર ઉઠાવીને તેમની સામું જોઇ લે. આ બધી વાતો હું મારી આંખે જોઇને આવ્યો છું. માટે હે કુરૈશ ! મુહંમદે જે પ્રસ્તાવ રજૂ કર્યો છે તેને માની લેવામાં જ તમારી બેહતરી છે. પછી તો તમે જાણો ને તમારું કામ !''

**સાહસખેડુ જુવાનિયાઓનું પરાક્રમ**————આ પ્રસંગે કુરૈશના કેટલાક જોશીલા જુવાનિયાઓએ ભેગા થઇને વિચાર કર્યો કે મુસલમાનો દાવમાં આવેલા છે. વતનથી દૂર છે. કોઇ કુમક કે મદદ એમને મળી શકે એમ

નથી. આ મળેલી તક ઝડપી લઇને આપણે બહાદુરીનું કોઇ એવું પરાક્રમ કરી બતાવવું જોઇએ જેને સાંભળીને આપણા વડીલો અને મોવડીઓ ખુશ થઇ જાય અને આપણને શાબાશી આપીને ધન્યવાદના પોકારોથી વધાવી લે.

વિચારણાને અંતે નક્કી એવું કર્યું કે રાતના અંધારાંનો લાભ લઇને મુસલમાનોના પડાવ પર છાપો મારીએ અને ઓચિંતા તૂટી પડીને થોડાકને કતલ કરીને ધમાચકડી મચાવી દઇએ. જાન બચાવવાની નાસભાગમાં કોઇને કોઇના હોશ ન હશે. એજ તક ઝડપી લઇને મુહંમદનું કામ તમામ કરી નાખીશું અને આપણા નામનો ડંકો બજી જશે.

પણ મૂર્ખાઓના સ્વર્ગમાં રાચનારા આ જુવાનિયા જાણતા ન હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાથીઓ ઘેટાંઓનું ટોળું નથી, સાવચેત સિંહ જેવા છે. તેઓ કઅબહના દર્શન માટે આવેલા ફક્ત યાત્રાળુ નથી બલકે લોખંડી સાંકળની મજબૂત કડીઓ પેઠે એક વ્યવસ્થિત જાસૂસી-તંત્ર ધરાવનાર લશ્કર પણ છે. કટોકટી વેળા યાત્રાળુ છાવણીને લશ્કરી છાવણીમાં ફેરવી શકે છે.

જેવા જ આ સાહસખેડુ જુવાનિયાઓ મુસલમાનોની છાવણી પાસે પહોંચ્યા કે અંધારાંમાં પહેરો ભરતા સંત્રીઓના હાથે ઝડપાઇ ગયા. પહેરેગીરોના ઉપરીનું નામ હઝરત મુહંમદ બિન મસ્લમહ હતું જેઓ છાપામાર પ્રવૃત્તિમાં ચોમેર પંકાયેલા હતા. બધાએ મળીને જુવાનિયાઓને ગિરિફતાર કરી લીધા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઇ જઇને ઊભા કરી દીધા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શુભેચ્છા અને સુલેહના સંદેશા તરીકે આ ઉછાછળા જુવાનિયાઓને માફી આપીને આઝાદ કરી દીધા. મુસલમાનોની આ ઉદારદિલી આ ચોકસાઇ અને સમય વર્તે સાવધાનની નીતિએ દુશ્મનોના દિલો પર ગેહરી છાપ પાડી. પારહ ૨૬ સૂરતુલ-ફત્હમાં આ બનાવનું બયાન થયેલું છે.

**હઝરત ઉસ્માન ગની અને કુરૈશ**————હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે કુરૈશ પાસે સુલેહની વાતચીત માટે પોતાના એવા એલચીને મોકલવાનું ઠરાવ્યું જે અંગત માનમોભો ધરાવવા ઉપરાંત બાહોશીની સાથે રાજનીતિનો માહિર હોય અને વિવેક-બુધ્ધિથી મુસલમાનોનો કેસ કુરૈશ આગળ રજૂ કરી શકે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પસંદગી હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુ પર ઊતરી. કુરૈશ પણ એમનું માન જાળવતા હતા. મક્કહ પહોંચીને હઝરત ઉસ્માને ભારે કુશળતાથી મુસલમાનોનો કેસ રજૂ કરી દીધો. પણ કુરૈશના મોવડીઓએ ચાલુ વરસે મુસલમાનોને મક્કહમાં દાખલ થવાની ઘસીને ના પાડી દીધી. સાથે જ હઝરત ઉસ્માનના માનમોભાનો ખ્યાલ કરીને ફર્માઇશ કરી. ''ઉસ્માન ! તમારી ઇચ્છા હોય તો કઅબહનો તવાફ કરી લો. અમને વાંધો નથી.''

લડાઇખોર મોવડીઓએ આપેલું આ માન જેવું તેવું ન હતું. પણ હઝરત ઉસ્માને તેઓની ઉદાર ફર્માઇશને ઠુકરાવી દીધી અને આ વાત પસંદ નહિ કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તવાફ કરવા પહેલાં પોતે તવાફ કરી લે. પોતાના આકા અને મવલા તો તવાફની તમન્નામાં તડપતા રહે અને એક ગુલામ, આગળ વધીને તવાફ કરી લે એનાથી મોટી બે-અદબી બીજી શી હોય શકે ? ખરેખર એક સાચા આશિકે-રસૂલની એજ શાન હોય છે. જેમકે જવાબમાં હઝરત ઉસ્માને બેધડક ફરમાવી દીધું, ''જ્યાં સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તવાફ નહિ કરે, હું તવાફ કરી શકું નહિ.''

**મૃત્યુ પર બૈઅત**————આ જવાબ સાંભળીને કુરૈશ ખામોશ થઇ ગયા પણ તેઓએ હઝરત ઉસ્માનને રોકી લીધા. એક તરફ હઝરત ઉસ્માનની વાપસીમાં અસાધારણ વિલંબ થયો બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે કુરૈશે હઝરત ઉસ્માનને શહીદ કરી નાખ્યા છે. તે વેળા આપ ત્યાં આવેલા એક ઝાડ હેઠળ બિરાજમાન હતા. આ પ્રસંગે આપે પયગમ્બરી ઇલ્મની રોશનીમાં એક એવો નિર્ણય લીધો જેણે મુસલમાનોને, કટોકટીના મામલામાં શું નિર્ણય લેવો તેનો રસ્તો બતાવી દીધો. આપે ફરમાવ્યું :

> ''આ સ્થળેથી આપણે ત્યાં સુધી ટળવાના નથી જ્યાં સુધી કે ઉસ્માનના ખૂનનો બદલો નહિ વાળી લઇએ.''

એજ વેળા આપે મૃત્યુ પર બૈઅત લેવાનું એલાન ફરમાવી દીધું. ચારે તરફથી લોકો તૂટી પડયા. બધાએ જોશ અને જુસ્સાથી આપના મુબારક હાથ પર આ વાતની પ્રતિજ્ઞા લીધી કે મરી જઇશું પણ લડાઇનું મેદાન નહિ છોડીશું.

અલ્લાહ તઆલાને મુસલમાનોની આ ફિદાકારી, આ જાં-નિસારી, આ વફાદારી અને એક મુસલમાનની જાનનો બદલો લેવાનો દ્રઢ સંકલ્પ એટલો પસંદ પડયો કે આસમાન પરથી ખૂશ્નૂદીની વધામણી મળી ગઇ. એટલે જ ઝાડ હેઠળ લીધેલી આ બૈઅતને ''બૈઅતે-રિદવાન'' કહે છે. રિદવાન એટલે ખુશ્નૂદી, રઝામંદી, પ્રસન્નતા. સૂરતુલ-ફત્હમાં એનું બયાન થયેલું છે : લકદ રદિયલ્લાહુ અનિલ-મુઅમિનીન.... એટલે અલ્લાહ પ્રસન્ન થઇ ગયો મુસલમાનોથી જયારે કે તેઓ બૈઅત લેતા હતા એક ઝાડ હેઠળ.

જયારે મૃત્યુની બૈઅતના સમાચાર મક્કહના કુરૈશને મળ્યા તો તેઓ ભયથી થથરી ઊઠયા. ગંભીર બનેલી કટોકટીને શમાવવા તેઓએ કહેણ મોકલાવી કે ઉસ્માન મક્કહમાં સલામત છે અને કુરૈશનો તાજો જવાબ લઇને આવી રહ્યા છે. હઝરત ઉસ્માને આવીને કહ્યું કે કુરૈશ સુલેહનો માનભર્યો રસ્તો લેવા માગે છે. તેઓનો આગ્રહ છે કે આ વરસે મુસલમાનો પાછા ચાલ્યા જાય કે જેથી અરબના લોકો એમ ન કહે કે મુસલમાનો બળ વાપરીને મક્કહમાં પ્રવેશી ગયા અને કુરૈશ મોં જોતા રહી ગયા.

એ પછી કુરૈશે સુલેહની વાટાઘાટનો સિલસિલો શરૂ કર્યો. જેનું વિગતવાર બયાન આપણે આ કિતાબમાં વાંચી આવ્યા છીએ. અહીં સવાલ આ ઊભો થાય છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે મદીનહથી રવાના થયા તો હુદૈબિયહમાં જઇને પડાવ નાખવાનું આપના પ્રોગ્રામમાં ન હતું, ન મક્કહ જતી વેળા હુદૈબિયહ આપના રસ્તામાં આવતું હતું. પછી હુદૈબિયહમાં જઇને પડાવ નાખવાનું શું કારણ હતું ?

**હુદૈબિયહમાં પધરામણીનું કારણ**————બાબત એમ બની કે જયારે ઝુલ-હુલૈફહ મુકામેથી ઉમ્રહનો એહરામ બાંધીને આપ પોતાના કાફલા સાથે ઉસ્ફાન નામના ગામે પહોંચ્યા તો આપને સમાચાર મળ્યા કે કુરૈશી લશ્કર મક્કહના રસ્તે આવેલા ઝી-તુવા સ્થળે આપની સાથે ટક્કર લેવા તૈયાર ઊભેલું છે. અને ખાલિદ બિન વલીદ પોતાના લશ્કરી જવાનો સાથે તેથીયે આગળ વધીને આપનો રસ્તો અટકાવવા, ઉસ્ફાનથી થોડે દૂર આવેલા ''કુરાઉન-નઈમ'' સ્થળે મુકાબલા માટે તૈયાર છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બધા જ સાથીઓ સિંહ જેવા બહાદુર અને અનુભવોથી ઘડાયેલા લડવૈયા હતા. દોઢ હજાર યાત્રાળુઓનો કાફલો આંખના પલકારામાં લડનારા લશ્કરનું રૂપ લઇ શકતો હતો. પરંતુ આ રીતે શાંતિ અને સલામતીના પયગમ્બર તરીકેનો આપનો મૂળ હેતુ માર્યો જતો હતો. આપ

લડવા માટે હરગિઝ પધારેલા ન હતા. કુરૈશની આ લડાઈખોર મનોદશા પર આપે પોતાનો ખેદ જાહેર કર્યો અને નાહક ખૂનરેજીથી બચવા માટે આપે જોરથી ફરમાવ્યું, ''કોઇ છે જે અમને એવા રસ્તેથી મક્કહ લઇ જાય કે કુરૈશી લશ્કરનો સામનો નહિ થવા પામે.''

''યા રસૂલલ્લાહ ! હું આ સેવા માટે હાજર છું.'' ઈસ્લામી કાફલામાંથી એક જવાન ઊભા થઇ ગયા અને તેઓ આ કાફલાને એક ખતરનાક, ખરબચડી, ઢેકાઢળિયાવાળી ભૂમિમાંથી લઇ જવા લાગ્યા. પથરીલી, ખાડા ખૈયાવાળી જમીનના નોકીલા પથરાઓથી લોકોના પગો છોલાઇ ગયા. જેમતેમ કરીને કાફલો હુદૈબિયહની ભૂમિમાં દાખલ થયો પણ અહીં પહોંચતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી બેસી પડી અને એવી બેઠી કે તેણે ઊઠવાનું નામ નહિ લીધું. ઊંટણીને ખુદ અલ્લાહ તઆલાએ બેસાડી દીધી હતી.

ઝુલ-કઅદહનો મહિનો એવા ચાર મહિનાઓમાંથી હતો જેમાં લડાઇ, મારામારી, ખૂનરેજી તમામ અરબો કને હરામ લેખાતી હતી. બધા એ મહિનાઓનું માન જાળવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું માનવું હતું કે કુરૈશ પણ આ મહિનાનું માન જાળવશે અને મક્કહમાં દાખલ થવાથી અટકાવશે નહિ. પરંતુ કુરૈશ હઠના એવા પાકા નીકળ્યા કે લશ્કર તૈયાર કરીને લડવા માટે રસ્તામાં ઊભા થઇ ગયા. છેવટે સુહૈલ બિન અમ્રને કુરૈશે સુલેહની શરતો માટે પોતાના એલચી તરીકે આપની પાસે મોકલાવ્યો. આપ પોતે પણ સુલેહ, શાંતિ અને સલામતીના પયગમ્બર હતા. આપે સુહૈલ બિન અમ્રને વધાવી લીધો અને કુરૈશની મનગમતી શરતો મુજબ સુલેહનામુ કરી લીધું. એમાંની કેટલીક શરતો એવી હતી જેને મુસલમાન લોકો પોતાને માટે નામોશી ભરેલી લેખતા હતા અને હઝરત ઉમર ફારૂક સહિત ઘણા લોકો તેનાથી ખૂબ નારાજ હતા અને કહેતા હતા કે કુરૈશથી દબાઇ જઈને સુલેહ કરવાની શી જરૂર છે ?

**સુહૈલ અને તેનો બેટો અબૂ જન્દલ**———————માનવંતા સહાબાની આ નારાજી પરાકાષ્ટાએ ત્યારે પહોંચી ગઇ જ્યારે સુલેહનામા પર સહીસિક્કા થતાં જ એક યુવક બેડીઓ ખખડાવતો ત્યાં આવી લાગ્યો. એ યુવકનું નામ અબૂ જન્દલ હતું. એજ સુહૈલ બિન અમ્રનો નવજવાન બેટો હતો. મુસલમાન બનવાને વાંકે સુહૈલે એને એક અંધારી કોટડીમાં કેદ કરીને હાથપગોમાં બેડીઓ નાખી દીધી હતી. આવતાં જ એણે ઊંચા સાદે કહ્યું, ''હે મુસલમાનો ! હું તમારી સામે મદીનહ જવા માગું છું.''

લાગલો જ એક તમાચો એના ગાલ પર પડયો. સુહૈલે ગુસ્સામાં ઊભા થઇને એને તમાચો મારી દીધો હતો. એનાથી માલુમ પડે છે કે મક્કહમાં સુહૈલ પોતાના બેટા સાથે કેવો વર્તાવ કરતો હતો. જરા પણ સુહૈલે વિચાર નહિ કર્યો કે અત્યારે પોતે મુસલમાનોના કેમ્પમાં છે. અને હમણા થોડીવાર પહેલાં મુસલમાનોએ લોહીના છેલ્લાં ટીપાં સુધી કુરૈશ સાથે લડી લેવાની પ્રતિજ્ઞા લીધી હતી. એમ પણ સુલેહનામાની નામોશી ભરેલી શરતોને કારણે મુસલમાનોની લાગણીઓ ઉશ્કેરાયેલી હતી. સુહૈલને પોતાની ભૂલનું ભાન ન હતું કે ઉશ્કેરાયેલા મુસલમાનોની આંખોની સામે, એક લાચાર મુસલમાનને તમાચો મારીને તે તેઓની લાગણીઓને ઓરભી ભડકાવી રહ્યો છે.

હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુના ઈમાની જુસ્સાએ ઉછાળો માર્યો. તલવાર સાથે અબૂ જન્દલ તરફ ધસી ગયા એવા વિચારે કે એના ગાલનો ઘા તાજો છે. કદાચ મારા હાથમાંથી તલવાર ઝૂંટવીને બાપનું ડોકું ઉડાવી દે ! પરંતુ અબૂ જન્દલ એટલા નાલાયક બેટા ન હતા કે ઝનૂનમાં આવીને મુરબ્બી બાપનું જ ડોકું ઉડાવી દે. નાલાયક કે ઝનૂની હોત તો મુસલમાન જ શા માટે બનતે !

સુહૈલે સુલેહનામાની એક કલમનો હવાલો આપતાં કહ્યું, "હે મુહંમદ ! અબૂ જન્દલને મક્કહ પાછો મોકલાવવો પડશે. શરતને આધારે તમે એને મદીનહ લઇ જઈ શકતા નથી."

"હા વચન-પાલન એક મુસલમાનનું સર્વોપરિ કર્તવ્ય છે." એ પછી આપે હઝરત અબૂ જન્દલને તસલ્લી આપતાં ફરમાવ્યું. "અબૂ-જન્દલ ! સબર કરો, ધીરજથી કામ લો. અલ્લાહ તમારા માટે આઝાદીનો કોઇ રસ્તો કરી આપશે. અમે વચન-પાલન માટે બંધાયેલા છીએ."

**બીબી ઉમ્મે સલમાની સલાહ**———એ પછી આપે મુસલમાનોને કુરબાની કરવાનો અને વાળો મુંડાવવાનો હુકમ ફરમાવ્યો. પણ હઝરત અબૂબક્ર અને થોડાક મુસલમાનો સિવાય કોઇ ઊઠયું નહિ. બધા નારાજીની હાલતમાં બેસી રહ્યા. આ રંગ જોઇને આપ ઉદાસ ચેહરે પોતાના તંબૂમાં તશરીફ લઇ ગયા. આ સફરમાં આપના પાક બેગમ હઝરત બીબી ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હા આપના સંગાથે હતાં. નૂરાની ચેહરા પર ઉદાસીની રેખાઓ જોઇને પૂછયું, "યા રસૂલલ્લાહ ! શું મામલો છે ?"

"કોઇ સાંભળતું નથી. કોઇ મારૂં કહ્યું માનતું નથી."

"યા રસૂલલ્લાહ ! તેઓને થઇ ગયું છે કે દુશ્મનથી દબાઇને સુલેહ કરી છે. એની નામોશીના ભારથી નારાજીની હાલતમાં ગુમસૂમ બેઠેલા છે. પરવાનગી હોય તો એક સલાહ આપું."

"હા કહો શું સલાહ છે ?"

"યા રસૂલલ્લાહ ! આપ પોતે તેઓના દેખતાં કુરબાનીની શરૂઆત કરો."

માનવંતા સહાબા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આશિકો અને ગુલામો હતા. તેઓએ જોયું કે અમારા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુરબાની કરી રહ્યા છે. બધા જ આંખના પલકારામાં ઊભા થઇને કુરબાની માટે દોડી પડયા. આ રીતે એક ઉલઝેલો મામલો આંખના પલકારામાં સુલઝી ગયો.

અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સલાહ આપનાર એક સ્ત્રી હતી. એ કોઇ મામૂલી નહિ, મારા તમારા અને જગતના તમામ મુસલમાનોના સરોના તાજ જેવાં હઝરત બીબી ઉમ્મે સલમા હતાં, જેઓ આપણા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ અને જગતભરના મુસલમાનોના માનવંતા અમ્માંજી હતાં. એનાથી અંદાજો કાઢી લો કે ઈસ્લામમાં એક મુસલમાન સ્ત્રીનું શું સ્થાન છે ? અલ્લાહના લાખો સલામ હો આપણા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ! અને અલ્લાહના લાખો સલામ હો આપણા માનવંતા અમ્માંજી હઝરત બીબી ઉમ્મે સલમા રદિયલ્લાહુ અન્હા પર !

**હુદૈબિયહનું ચમત્કારી ઝાડ**———હવે હુદૈબિયહના પેલા બાવળના ઝાડનું બયાન વાંચો જેનું બયાન કુર્આન શરીફમાં થયું છે અને જેના સાયા હેઠળ બિરાજમાન થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથ પર પોતાના દોઢ હજાર ફિદાકારો પાસેથી મોતની બૈઅત લીધી હતી. આ ઝાડ બીજા ઝાડો પેઠે એક મામૂલી ઝાડ હતું. જેમ બીજા ઝાડો ઊગી નીકળે છે એ પણ હુદૈબિયહની ભૂમિમાં ઊગી નીકળ્યું હતું. પણ એની ખુબી એ હતી કે એના સાયા હેઠળ અલ્લાહના પયગમ્બરે બૈઅત લીધી હતી. બસ એજ ખૂબી, સમયના વહેણની સાથે દ્વયુપયુ અકીદાના લોકોની ગુમરાહીનું કારણ બની ગઇ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતની એક મુદ્દત પછી લોકો આ ઝાડને બરકતવાળું અને ગૈબી ચમત્કારો વાળું ઝાડ સમજવા લાગ્યા. શયતાને તેઓને બહેકાવી દીધા કે આ ઝાડ કોઈ મામૂલી ઝાડ નથી. એના સાયા હેઠળ અલ્લાહના પયગમ્બર બિરાજમાન થયા હતા. અલ્લાહના પયગમ્બરની સોબતની બરકતથી એ ઝાડ ચમત્કારી ઝાડ બની ગયું છે. એના વસીલાથી મુરાદો માગનારની મોં માગી મુરાદો પૂરી થઈ જાય છે. જો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કોઈને ફરમાવ્યું ન હતું કે હું અલ્લાહનો પયગમ્બર છું. મેં આ ઝાડ હેઠળ બેસીને બૈઅત લીધી છે. મારી સોબતની અસરથી ઝાડ બરકતવાળું બની ગયું છે. તમે અહીં આવીને મુરાદો માગજો. તમારી બધી મુરાદો પૂરી થઈ જશે. અલ્લાહની પનાહ ! અલ્લાહના પયગમ્બર અલ્લાહને છોડીને ઝાડ પાસે મુરાદો માગવાની બિદઅતોનો કેવી રીતે હુકમ ફરમાવી શકતા હતા ?

પણ બન્યું એમ જ......આપની વફાત શરીફની એક મુદ્દત પછી આ ઝાડ હેઠળ, ઉપજાવી કાઢેલી બિદઅતોના ઢોંગધતૂરા ચાલુ થઈ ગયા. ઢચુપચુ અકીદાના લોકો અહીં આવીને મુરાદો માગવા લાગ્યા. એ હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુની ખિલાફતનો જાહોજલાલીવાળો યુગ હતો.

ઈસ્લામી ઈતિહાસમાં આ વાતનું બયાન મવજૂદ છે કે ફારૂકી ખિલાફતના જાહોજલાલીવાળા યુગમાં ઢિલમિલ-યકીન એટલે ઢચુપચુ અકીદાના લોકોએ આ ઝાડને પોતાની હાજતો અને મુરાદોનું મથક બનાવી લીધું હતું. આ જાહિલોને શયતાને એવાં ઊંઠાં ભણાવી દીધાં હતાં કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બેઠકનું ઝાડ હોવાથી એમાં મુરાદો પૂરી કરવાનો ગૈબી ચમત્કાર આવી ગયો છે. ઝાડના થડ અને ડાળખીઓ પર લટકતી રંગબેરંગી ચીંદરડીઓ, કોડિયાંઓના તેલમાં ટમટમતા દીવા, કાળા રંગના ધાગાદોરાઓની લટકતી હજારો ગાંઠો, વાયુમાં ફરફર થતો ઝંડો અને ઝંડીઓ તથા સ્ત્રીઓના વાળોના ગુચ્છાઓની પાછળ, એવા જાહિલોની ભેદભરેલી કહાણીઓ છુપાયેલી હતી જેઓ અવલાદ કે પુત્ર માટે ઝંખતા હતા. જેઓ મગરૂર હઠીલી માશૂકાને તાબે કરવા માગતા હતા. જેઓ વેપારમાં બરકત કે દૌલતની તમન્ના ધરાવતા હતા. જેઓ જિનભૂતની ઝાપટ કે ચુડેલ-ડાકણના વળગાડથી છૂટવા માગતા હતા. અને દરેક કામમાં કામયાબીની મુરાદો લઈને આવતા હતા.

હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુને ખબર પડી. હઝરત ઉમરનો સીનો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કેળવણીથી અલ્લાહની તવહીદનો એવો જવાળામુખી બનેલો હતો જે શિર્ક અને બિદઅતના દરેક શયતાની રૂપને બાળીને ભસ્મ કરી નાખતો હતો. તરત ઝાડને કાપી નાખવાનો હુકમ ફરમાવી દીધો. સરકારી વટહુકમનું પાલન કરવામાં આવ્યું. ઝાડને જડમૂળથી એવું કાપી નાખવામાં આવ્યું કે હુદૈબિયહની ભૂમિમાં આજે તેનું નામોનિશાન બાકી નથી.

હઝરત ઉમર ફારૂક તે જાહોજલાલીવાળા ખલીફા છે જેમના વિશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું, ''મારા પછી કોઈને પયગમ્બરી મળતે તો તે ઉમર બિન ખત્તાબ છે.'' અને એમ પણ ફરમાવ્યું, ''ઉમર જે ગલીમાંથી પસાર થઈ જાય, શયતાન ત્યાંથી ઊભી પૂછડીએ ભાગી છૂટે છે.'' (ગુજરાતી સંપાદક તરફથી.)

# પ્રકરણ ૧૨૯

# બૈઅતે-રિદ્‌વાનની કુર્આની ઘટના

કુરૈશ સાથે લડી લેવાની પ્રતિજ્ઞા ● બૈઅતમાં ટપી જનારા સહાબી ● કુરૈશ તરફથી સુલેહની કોશિશ ● હઝરત ઉમરનો ઇમાની જુસ્સો ● હઝરત ઉમરનો પારાવાર પસ્તાવો ● સુલેહનામું અને તેનું લખાણ ● હુદૈબિયહનું સુલેહનામું ● બંને પક્ષે જોડાઇ જનારા કબીલા ● લખાણ વેળા બનેલો બનાવ ● બાપ-બેટા વચ્ચે ખેંચાતાણી ● સુલેહનામાના સાક્ષીઓ ● ઊંટોની કુરબાની અને સરમૂંડન ● ચાંદીના છલ્લાંવાળું અબૂ જહલનું ઊંટ ● ઇબ્ના ફતહના લકા ફત્હમ-મુબીના ● બૈઅતે-રિદ્‌વાન : અલ્લાહની ખુશનૂદી ● રસૂલુલ્લાહ (સલ.)ના ખ્વાબનો મામલો ● મુસલમાનોને મળેલી શાનદાર ફતેહ ● અબૂ બસીરને પાછા જવાનો હુકમ ● અબૂ બસીરનું પરાક્રમ ● અબૂ બસીરની છાપામાર પ્રવૃત્તિ ● શરત પાછી ખેંચી લેવાની દરખાસ્ત ● મરવાર આમિરીની દિયતનો મામલો ● બીબી ઉમ્મે-કુલસૂમની હિજરત ● કાફિર સ્ત્રીઓની તલાકનો હુકમ ● ફત્હે-મક્કહની બશારત વિષે સવાલ.

**કુરૈશ સાથે લડી લેવાની પ્રતિજ્ઞા**——ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબૂબકની આ રિવાયત મળી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જયારે એવા સમાચાર મળ્યા કે, મક્કહના કુરૈશી મુશરિકોએ હઝરત ઉસ્માન બિન અફ્ફાનને કતલ કરી નાખ્યા છે તો આપે મુસલમાનોને સંબોધીને ફરમાવ્યું :

> ''હવે આપણે આ સ્થળેથી ત્યાં સુધી નહિ હટીએ જયાં સુધી કે કુરૈશની કૌમ સાથે જંગ કરીને ઉસ્માનના ખૂનનો બદલો નહિ વાળી લઇએ !''

એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બૈઅત લેવાનું આમંત્રણ આપી દીધું અને આ તેજ ઘટના છે જેનું કુર્આની નામ ''બૈઅતે-રિદવાન'' છે. બૈઅતની વિધિ ત્યાં આવેલા એક ઝાડ હેઠળ પતાવવામાં આવી. બૈઅત કરનારા લોકોનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ત્યાં આવેલા એક ઝાડ હેઠળ અમારી પાસેથી મૃત્યુ માટેની બૈઅત લીધી હતી.

એથી વિરૂધ્ધ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનું કહેવું એમ છે કે, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમારી કનેથી મૃત્યુ માટેની નહિ, બલકે અમે કોઇ પણ સંજોગોમાં ત્યાંથી ભાગીશું નહિ તે વાતની બૈઅત લીધી હતી.''

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ વધુમાં ફરમાવે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બૈઅત લેવા માંડી તો એક પણ મુસલમાન એવો હતો નહિ જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત નહિ લીધી હોય, અથવા પાછીપાની કે આનાકાની કીધી હોય ! અલબત્ત જદ્દ બિન કૈસ બિન સખ્ર નામના મુસલમાને બૈઅત લેવામાં પાછીપાની કીધી એ શખ્સ બનૂ સલિમહની બિરાદરીમાંથી હતો.

હઝરત જાબિર ફરમાવતા હતા, "અલ્લાહના સોગંદ ! જાણે હું અત્યારે પણ જોઈ રહ્યો છું કે જદ્દ બિન કૈસ પોતાની ઊંટણીના પગો પાછળ લપાઈ રહ્યો છે કે જેથી લોકોની નજરોથી છુપાઈ જાય ! આ હરકત બાદ તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે આવીને ઊભો થઈ ગયો અને બોલ્યો, "હે અલ્લાહના રસૂલ ! ઉસ્માન વિષે જે સમાચાર મળ્યા છે તે તદ્દન ખોટા અને વજૂદ વગરના છે."

**બૈઅતમાં ટપી જનારા સહાબી**—————ઈબ્ને હિશામ કહે છે : ઈસ્માઈલ બિન અબી ખાલિદ શુઅબીની રિવાયત મુજબ બૈઅતની જાહેરાત થતાં જ સૌથી પહેલાં જે મુસલમાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કીધી તે હઝરત અબૂ સિનાન અસદી નામના સહાબી હતા.

આપે પૂછયું, "અબૂ સિનાન ! તું કઈ વાતની બૈઅત કરે છે ?"

અબૂ સિનાન બોલ્યા,"તે વાતની જે મારા મનમાં છે."

ફરમાવ્યું, "તારા મનમાં શું છે ?"

બોલ્યા, "યા રસૂલલ્લાહ ! મારા મનમાં આ વાત છે કે તલવાર ત્યાં સુધી ચલાવતો રહું કે અલ્લાહ આપને ફતેહમંદી આપે, અને નહિ તો આ રાહમાં હું મારી જાન કુરબાન કરી દઉં !"

આ સાંભળીને તરત જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે પોતાના મુબારક હાથ પર તેમની બૈઅત લઈ લીધી. એ પછી તમામ સહાબાએ એક પછી એક આગળ બઢીને પોતાની જાનો કુરબાન કરી દેવાની બૈઅત કરી લીધી.

ઈબ્ને હિશામ કહે છે : ઈબ્ને અબી મુલૈકહ બિન અબૂ ઉમરની સનદી રિવાયત મુજબ જ્યારે તમામ સહાબા બૈઅતથી પરવારી ગયા તો સૌથી છેલ્લે હઝરત ઉસ્માન બિન અફ્ફાન તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે બૈઅત લીધી. તે એવી રીતે કે આપે પોતાનો ડાબો હાથ પોતાના જમણા હાથ પર મૂકી લીધો અને ફરમાવ્યું, "આ બૈઅત ઉસ્માન તરફથી છે."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પાકે પાયે ખબર મળી કે હઝરત ઉસ્માનની કતલ વિષે મળેલા સમાચાર સાચા નથી એકદમ ખોટા છે. એના સંદર્ભમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનો પાસેથી જે બૈઅત લીધી તેનું નામ "બૈઅતે-રિદ્‌વાન" છે.[1]

**કુરૈશ તરફથી સુલેહની કોશિશ**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈબ્ને શિહાબ ઝુહરીના બયાન

૧. બૈઅતે-રિદ્‌વાનનું બયાન અલ્લાહ તઆલાએ કુર્આને-મજીદની સુરએ-ફત્હમાં કર્યું છે.બાકીની વિગત આગળ આવે છે. કુરૈશને આ બૈઅતના સમાચાર મળતાં તેઓ એટલા ભયભિત થઈ ગયા કે તેઓએ સુલેહ માટેની વાતચીત માટે સુહૈલ બિન અમ્રને મોકલવાનું નક્કી કર્યું. "હ"

મુજબ કુરૈશી અગ્રેસરોએ બનૂ આમિર બિન લુઐયવાળા સુહૈલ બિન અમ્રને પોતાનો એલચી બનાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મોકલ્યો. [૧]

કુરૈશે તેને સૂચના આપતાં કહ્યું, ''સુહૈલ ! તમે મુહંમદ પાસે જઈને સુલેહની વાટાઘાટ કરો. પણ સુલેહની શરતોમાં આ વાત બેહદ જરૂરી છે કે મુહંમદ આ વરસે કોઈ પણ ભોગે મક્કહમાં દાખલ નહિ થવા પામે અને પાછા જવા જ જોઈએ. કેમકે અલ્લાહના સોગંદ ! અગર તેઓ મક્કહમાં દાખલ થઈ ગયા તો અરબના લોકો ટાણા મારશે કે મુસલમાનો બળનો ઉપયોગ કરીને મક્કહમાં પ્રવેશી ગયા અને કુરૈશ બુઝદિલ હતા કે તેઓનું મોં જોતા રહી ગયા !''

આ સૂચનો લઈને સુહેલ બિન અમ્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા રવાના થયો. સુહૈલને આવતો જોઈને આપે પોતાના સહાબાને ફરમાવ્યું, ''કદ સહુલ-લકુમ મિન અમ્રિકુમ.'' એટલે નક્કી તમારો મામલો સહેલો બની ગયો. [૨]

એ પછી આપે ફરમાવ્યું, ''આ ગૃહસ્થને મોકલાવીને કુરૈશ હવે આપણી સાથે સુલેહ કરવા તૈયાર થયા છે.''

સારાંશ કે સુહૈલ બિન અમ્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો અને તેણે અહીંતહીંની વાતોમાં વાતચીતનો વિસ્તાર લંબાવી દીધો. આમ છતાં છેવટે આપસમાં સુલેહ થઈ ગઈ. ફકત સુલેહનામાનું લખાણ બાકી રહ્યું. [3]

**હઝરત ઉમરનો ઈમાની જુસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : પછી જયારે સુલેહનો મામલો એકદમ પાકો થઇ ગયો અને ફકત સુલેહનામાનું લખાણ કરવાનું બાકી રહી ગયું તો સુલેહનામાની શરતોનું પલ્લું કુરૈશ પક્ષે નમેલું હોવાથી હઝરત ઉમર ફારૂક ઝપાટાભેર હઝરત અબૂબક્ર પાસે પહોંચી ગયા અને કહેવા લાગ્યા.

હઝરત ઉમર —— ''અબૂબક્ર ! શું **આ** રસૂલ અલ્લાહના પયગમ્બર નથી ?''

હઝરત અબૂબક્ર —— ''કેમ નહિ, બેશક તેઓ અલ્લાહના સાચા પયગમ્બર છે.''

હઝરત ઉમર —— ''શું આપણે મુસલમાન નથી ?''

હઝરત અબૂબક્ર —— ''કેમ નહિ, બેશક આપણે મુસલમાન છીએ.''

---

**૧.** સુહૈલ બિન અમ્ર ફત્હે-મક્કહ પછી મુસલમાન બન્યા. અત્યારે પાકા મુશરિક અને મૂર્તિપૂજાના ધર્મ પર મક્કમ હતા. મક્કહના પંકાયેલા મહાન શાઈર, સભાઓ ગજાવનારા પ્રખર વકતા અને તીવ્ર બુધ્ધિના વિદ્વાન ગૃહસ્થ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં નિંદા-કાવ્યો રચીને મજલિસો ગજાવતા હતા. જંગે-બદ્રમાં કેદ થયા તો હઝરત ઉમરે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! સુહેલના આગલા બે દાંતો તોડી નાખીએ કે જેથી પ્રવચન ન કરી શકે. ''ફરમાવ્યું,'' ઉમર ! હું એના અંગનો કોઈ ભાગ વિકૃત બનાવું તો નબી હોવા છતાં અલ્લાહ મારાં અંગનો કોઈ ભાગ પણ વિકૃત બનાવી દે !'' પછી આપે દયા ખાઈને સુહૈલને આઝાદ કરી દીધા. દાંત પણ એમના સલામત રહ્યા અને કેદથી પણ છૂટી ગયા. મુસલમાન બનવા બાદ ઈસ્લામ પર મક્કમ બની ગયા; એટલા મક્કમ કે જયારે ઈરતિદાદ એટલે ઈસ્લામથી ફરી જવાનો ફિત્નો ફેલાયો તો તલવાર તાણીને મેદાને નીકળી પડયા અને લલકાર્યા, ''જોઉં છું કોણ મુર્તદ બને છે ?''એમની આ મર્દાનગીથી ઊગતો ફિત્નો જોતજોતામાં શમી ગયો.''હ''

**૨.** સુહૈલ અરબીના સહલમાંથી નીકળેલો શબ્દ છે. એના અર્થ સહૂલત, નરમી, સરલતા, આસાની વગેરે થાય છે. હદીસ શરીફમાં છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કોઈ વાત પરથી શુભશુકન લેવાનું પસંદ હતું. જેથી સુહૈલને જોઈને એમના નામ પરથી ઉપલા શબ્દો ફરમાવ્યા. ''હ''

**3.** આ સુલેહની શરતોનું પલ્લું ચોખ્ખી રીતે કુરૈશ પક્ષે નમેલું હતું. જાહેર રીતે લાગતું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશથી દબાઈ જઈને સુલેહ કરી લીધી છે. ''હ''

હઝરત ઉમર —— "શું કુરૈશ મુશરિક નથી ?"

હઝરત અબૂબક્ર —— "કેમ નહિ, બેશક તેઓ મુશરિક છે."

હઝરત ઉમર —— "ત્યારે દીનના મામલામાં દબાઈ જઈને સુલેહ કરવી એ શું આપણા માટે નામોશી ભરેલું નથી ?"

હઝરત અબૂબક્ર —— "હે ઉમર ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો દામન મજબૂતીથી પકડી રાખો. હું ગવાહી આપું છું કે મુહંમદ અલ્લાહના રસૂલ છે."

એ પછી હઝરત ઉમર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને કહેવા લાગ્યા :

હઝરત ઉમર ——"યા રસૂલલ્લાહ ! શું આપ અલ્લાહના રસૂલ નથી ?"

રસૂલુલ્લાહ સલ.——"કેમ નહિ, બેશક હું અલ્લાહનો રસૂલ છું."

હઝરત ઉમર ——"યા રસૂલલ્લાહ ! શું આપણે મુસલમાન નથી ?"

રસૂલુલ્લાહ સલ.——"કેમ નહિ, બેશક આપણે મુસલમાન છીએ."

હઝરત ઉમર —— "શું કુરૈશ મુશરિક નથી ?"

રસૂલુલ્લાહ સલ. —— "બેશક તેઓ મુશરિક છે."

હઝરત ઉમર —— "ત્યારે યા રસૂલલ્લાહ ! શું દીનના મામલામાં દબાઈ જઈને સુલેહ કરી લેવી તે આપણા માટે નામોશીની વાત નથી ?"

રસૂલુલ્લાહ સલ. —— "હે ઉમર ! હું અલ્લાહનો બંદો અને તેનો રસૂલ છું. હું તેના હુકમનો અનાદર કોઈ પણ રીતે કરી શકતો નથી. અલ્લાહ મને ક્યારેય બરબાદ નહિ થવા દે."

**હઝરત ઉમરનો પારાવાર પસ્તાવો**————ઈબ્ને શિહાબ ઝુહરીનું બયાન છે : હઝરત ઉમર તે વેળા ઈમાની જુસ્સાની હાલતમાં આ બધું બોલી તો ગયા પણ પછી પોતાની આ બેધડક વાતચીત પર તેમના પસ્તાવોનો પાર ન રહ્યો. તેઓ ખૂબ પસ્તાયા, બેહદ શરમાયા, ધારધાર રડયા અને અનરાધાર રડતા રહ્યા. બાદમાં હઝરત ઉમર ફરમાવ્યા કરતા, "એ પ્રસંગે જે કંઈ હું બોલી ગયો તેના પસ્તાવા રૂપે હું ગરીબો, મિસ્કીનો, નાદારોને ખૂબ દાન-ખેરાત કરતો રહ્યો., રોઝહ રાખતો રહ્યો. નમાઝો પઢતો રહ્યો. ગુલામોને આઝાદ કરતો રહ્યો; તે વાતચીતના ડરથી જે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરી હતી, ત્યાં સુધી કે મને આશા બંધાઈ કે હવે અલ્લાહએ ચાહ્યું તો મારો મામલો સલામતીથી પાર ઊતરી જશે."

**સુલેહનામું અને તેનું લખાણ**————ઈબ્ને શિહાબ ઝુહરીનું બાયન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સુલેહનામાના લખાણ માટે હઝરત અલી બિન અબી તાલિબને બોલાવ્યા અને ફરમાવ્યું, "હે અલી ! લખો :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

"બિસ્મિલ્લાહ"ના બોલો સાંભળતાં જ સુહૈલ બિન અમ્ર બોલી ઊઠયો, "હે મુંહમદ ! આ તમારા

શબ્દો હું નથી જાણતો. એ બોલો અમને નહિ ખપે. એની જગાએ લખાવો : "બિસ્મિક અલ્લા-હુમ્મ !" એના અર્થ છે : તારા નામથી હે અલ્લાહ ! [૧]

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે અલી ! એમ જ લખો: "બિસ્મિક અલ્લાહુમ્મ !"

હઝરત અલીએ હુકમનું પાલન કરીને સુહૈલની ઈચ્છા મુજબ એજ શબ્દો કાગળને મથાળે લખી દીધા.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "અલી ! લખો :

"હાઝા મા સાલહા અલૈહિ મુહમ્મદુર રસૂલુલ્લાહ."

એટલે આ તે કરારનામું છે જેના પર અલ્લાહના રસૂલ મુહંમદએ સુહૈલ બિન અમ્ર સાથે સુલેહ કરી લીધી.

"મુહમ્મદુર રસૂલુલ્લાહ" ના શબ્દો સાંભળીને સુહૈલ ચમકી ઊઠયો અને બોલ્યો, "હે મુહંમદ! અમે તમને અલ્લાહના રસૂલ માની લેત તો જંગની આ કટોકટી શા માટે સર્જાત ! જુઓ, એ શબ્દો પણ અમને નહિ ખપે. માટે "રસૂલુલ્લાહ"ને બદલ ફકત તમારૂં અને તમારા બાપાજીનું નામ લખાવો."

**હુદૈબિયહનું સુલેહનામું**———એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સુહૈલ બિન અમ્ર સાથે નક્કી થયેલી શરતો મુજબનું સુલેહનામું લખાવતાં હઝરત અલીને ફરમાવ્યું," અલી ! લખો :

| | |
|---|---|
| હાઝા મા સાલહા અલૈહિ | આ તે કરારનામું છે જે પર સુલેહ કરી લીધી |
| મુહમ્મદુબ્નુ અબ્દિલ્લાહિ | મુહંમદ બિન અબ્દુલ્લાહએ |
| સુહૈલબ્ન અમ્રિન. | સુહૈલ બિન અમ્રની સાથે. |
| ઈસ્તલહા અલા : | બંને પક્ષ સંમત થઈ ગયા આ વાત પર કે : |
| વદ્દઈલ - હર્બિ | લડાઈ સંકેલી લેવામાં આવી |
| અનિન-નાસિ અશ્રુ સિનીન. | લોકો તરફથી દસ વરસ સુધી. |
| યઅમનુ ફીહિન-નાસ. | લોકો એ ગાળામાં શાંતિનું જીવન ગુજારશે, |
| વ યકુફ્ફુ બઅદુહુમ અન બઅદ. | અને તેઓ એકબીજાથી હાથ રોકેલા રાખશે, |
| અલા અન્નહૂ મન અતા | એવી શરતે કે જે માણસ નાસીને આવશે, |
| મુહમ્મદન મિન કુરૈશિન | મુહંમદ પાસે કુરૈશ પક્ષ તરફથી, |
| બિ-ગયરિ ઈઝનિ વલીય-યિહી | તેના વાલીની રજા વગર તો, |
| રદ્દહૂ અલૈહિમ. | મુહંમદ તેને પાછો મોકલાવી દેશે કુરૈશ પાસે. |
| વ મન જાઅ કુરૈશન | અને જે માણસ નાસીને જશે કુરૈશ પાસે, |
| મિમ્મમ મઅ મુહમ્મદુન | મુહંમદના સાથીઓમાંથી તો, |
| લમ યરુદ-દૂહુ અલૈહિ. | કુરૈશ તેને પાછો નહિ મોકલાવશે મુહંમદ પાસે. |

૧. તે સમયે અરબમાં લખાણને મથાળે એજ શબ્દો લખવાનો રિવાજ ચાલ્યો આવતો હતો. બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમના આકાશી-જન્નતી શબ્દો ઈસ્લામે આવીને અરબોને શીખાડયા. "હ"

| | |
|---|---|
| વ ઈમ બૈનના ઐબત | અને વળી દિલોમાં છુપાયેલી અદાવતો, |
| મક-ફૂ-ફહ: | દિલોમાં જ રહેશે, |
| વ અન્નહૂ લા અસ્લાલ | અને તેને ન તો જાહેર કરવામાં આવશે, |
| વ લા અગલાલ. | અને ન વચનભંગ કે વિશ્વાસઘાત કરવામાં આવશે. |
| વ અન્નહૂ મન અહબ્બ અંય | અને વળી જે કોઈ એમ ઈચ્છે કે, |
| યદખુલ ફી અકદે-મુહંમદિંવ | જોડાઈ જાય મુહંમદ સાથેની સંધિમાં, |
| વ અહદિહી દખલ ફીહ. | અને તેમના કરારનામામાં તો, તે તેમાં જોડાઈ જાય. |
| વ મન અહબ્બ અંય યદખુલ | અને જે કોઈ એમ ઈચ્છે કે જોડાઈ જાય, |
| ફી અકદે કુરૈશિન | કુરૈશ સાથેની સંધિમાં, |
| વ અહદિ હિમ | અને કુરૈશના કરારનામામાં, |
| દખલ ફીહ. | તો તે તેમાં જોડાઈ જાય. |

---

**સંપાદકનો વધારો**——————બંને પક્ષની સંમતિથી જે સુલેહનામું તૈયાર કરવામાં આવ્યું તેની વિગત સીરતની બીજી કિતાબોને આધારે નીચે મુજબ છે :

૧—— તારા નામથી હે અલ્લાહ !

૨—— આ તે સુલેહનામું છે જે મુહંમદ બિન અબ્દુલ્લાહ અને સુહૈલ બિન અમ્ર વચ્ચે નક્કી થયું.

૩—— બંને પક્ષ વચ્ચે દસ વરસ સુધી લડાઈ સંકેલી લેવાનું એકમતે ઠરાવવામાં આવ્યું છે. એ દરમિયાન લોકોએ સુખશાંતિ અને અમ્નો-અમાનથી રહેવું. કોઈ એકબીજા સાથે આથડે નહિ.

૪—— મુહંમદના સાથીઓમાંથી જે માણસ હજ્જ, ઉમ્રહ કે વેપાર અર્થે મક્કહ આવે તેને, તેની જાન અને માલનું રક્ષણ મળશે. કુરૈશનો જે માણસ વેપાર અર્થે મિસર, શામ કે ઈરાક જવા માટે મદીનહથી પસાર થાય તેને, તેની જાન અને માલનું રક્ષણ મળશે.

૫—— કુરૈશનો કોઈ માણસ પોતાના વાલી કે વડીલની રજા વગર નાસીને મુહંમદ પાસે ચાલ્યો જશે તો મુહંમદ તેને પાછો મોકલાવી દેશે. અને મુહંમદના સાથીઓમાંથી કોઈ માણસ નાસીને કુરૈશ પાસે આવશે તો કુરૈશ તેને પાછો મોકલાવશે નહિ.

જાહેરમાં આ શરત દેખીતી રીતે મુસલમાનો માટે બેહદ આકરી અને નામોશીભરેલી હતી. હઝરત ઉમરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! શું આપ વાત પર રાજી છો કે આપણા માણસને તેઓ પાછો નહિ મોકલાવે અને તેઓના માણસને આપણે પાછો મોકલાવી દઈએ ?"

આપે ફરમાવ્યું, "હા મારો જે માણસ નાસીને કુરૈશ પાસે ચાલ્યો જશે તે મુનાફિક હશે જેથી તેનું ચાલ્યા જવું જ બેહતર છે. અલબત્ત કુરૈશ પાસેથી નાસીને આવેલા મુસલમાનને આપણે પાછો મોકલાવી દઈશું તો અલ્લાહ તઆલા જલદી તેના છુટકારાનો કોઈ રસ્તો કરી દેશે."

૬—— બંને પક્ષના લોકોના સીના અકબંધ રહેશે. દિલોમાં છુપાયેલી અદાવતો દિલોમાં જ રહેશે. ન તેને જાહેર કરવામાં આવશે, ન કરારભંગ કે વિશ્વાસઘાત કરવામાં આવશે.

એટલે અગાઉની લડાઈઓ અને દુશ્મનીઓને કારણે દિલોમાં જે વેરઝેર અને કીના-કપટનો મેલ-કચરો જામી ગયો છે તેને ધોઈ ખુરચીને દિલોને સાફસૂથરાં અને સ્વચ્છ કરી નાખવાં પડશે. એને આધારે ન સુલેહભંગ કરી શકાશે ન વિશ્વાસઘાત કે ગદ્દારી કરી શકાશે અને ન વેરની વસૂલાત જેવું કોઈ પગલું લઈ શકાશે. જાહેરી અને બાતિની રીતે એકબીજાના જાનમાલ એકબીજાથી સલામત રહેશે. બહારનો કોઈ દુશ્મન પણ ફડદું મારી શકશે નહિ.

૭—— અરબના કબીલાઓમાંથી જેને મુહંમદના પક્ષમાં જોડાઈ જવું હોય તો તે તેમ કરી શકે છે. અને અરબના કબીલાઓમાંથી જેને કુરૈશના પક્ષમાં જોડાઈ જવું હોય તો તે તેમ કરી શકે છે.

આ શરતને આધારે એ જ વેળા બનૂ ખુઝાઅહનો કબીલો મુસલમાનોના પક્ષમાં જોડાઈ ગયો અને બનૂબકનો કબીલો કુરૈશના પક્ષમાં જોડાઈ ગયો. એની વિગત આગળ આવે છે.

૮—— આ વરસે મુહંમદ પોતાના સાથીઓ સાથે મક્કહમાં દાખલ નહિ થશે અને ઉમ્રહ કર્યા વગર પાછા ચાલ્યા જશે. અલબત્ત આવતા વરસે કુરૈશ મક્કહથી બહાર ચાલ્યા જશે અને મુહંમદ તથા તેમના સાથીઓ મક્કહમાં દાખલ થઈને ત્રણ રાતો થોભી શકશે. મુહંમદ સાથે ફકત સવારીનું હથિયાર હશે. એટલે ફકત તલવાર લાવી શકશે અને એ તલવાર પણ મિયાનમાં બંધ હશે અને મિયાન પણ કોઈ થેલામાં બંધ હશે. એ સિવાય બીજું કોઈ હથિયાર લાવશે નહિ.

૯—— કુરબાનીના જે જાનવરો મુહંમદ પોતાની સાથે લાવેલા છે એ જાનવરો અત્યારે જ્યાં ઊભેલાં છે ત્યાં જ તેઓની કુરબાની કરવી પડશે. મક્કહમાં લઈ જઈને કુરબાની નહિ કરશે. અને છેવટમાં આ વાતની ચોખવટ કે અમારા અને તમારા હકો કે અધિકારો સરખા જ હશે.

આ બધી વાતો સીરત-ગ્રંથો અને મુસ્લિમ શરીફ વગેરે હદીસ-ગ્રંથમાં લખેલી છે. સંપાદકનું લખાણ પૂરૂં થયું. અસલ કિતાબનું લખાણ વાંચો. ''હ''

---

**બંને પક્ષે જોડાઈ જનારા કબીલા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ સુલેહનામાનું લખાણ પૂરૂં થતાં જ બનૂ ખુઝાઅહ કબીલાના લોકો ઊભા થઈ ગયા અને તેજીથી આગળ બઢીને બોલ્યા, ''લોકો! સાંભળી લો, આ સંધિમાં અમે મુહંમદના પક્ષે મુસલમાનો સાથે જોડાઈએ છીએ !''

એમનું સાંભળીને બનૂબક્ર કબીલાના લોકો ઝપાટાભેર ઊભા થઈને બોલી ઊઠયા, ''હે લોકો ! સાંભળો, આ સંધિ અને આ કરારમાં અમે કુરૈશ પક્ષે જોડાઈએ છીએ !'' [1]

---

૧. બનૂ ખુઝાઅહ અને બનૂબક્રના કબીલા મક્કહની આજુબાજુમાં વસેલા હતા. બંને વચ્ચે જાહિલિયતના યુગથી બાપમાર્યાની દુશ્મની ચાલી આવતી હતી. ખુઝાઅહના લોકો મુસલમાનો પ્રત્યે હમદર્દી ધરાવતા હતાં જેથી તેઓ આ સંધિમાં મુસલમાનો સાથે જોડાઈ ગયા. એજ ખુઝાઅહ કબીલાના બુદૈલ બિન વરકા નામે સરદાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સંદેશો લઈને કુરૈશ પાસે ગયા હતા પણ કુરૈશે એમના માથે પક્ષપાતનો આરોપ મૂકીને એમને ધૂત્કારી કાઢયા હતા. જુઓ પેજ ૯૬૩. ''હ''

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને કુરૈશ વચ્ચે સુલેહનામાનું જે લખાણ થયું તેમાં બાકીની શરતો આ પ્રમાણે હતી :

•—— મુહંમદ અને આપના સાથીઓ આ વરસે મક્કહમાં દાખલ થશે નહિ. કઅબહનો ઉમ્રહ કર્યા વગર પાછા જશે. આવતા વરસે ઉમ્રહ માટે આવી શકશે. મક્કહમાં ફકત ત્રણ દિવસ રોકાઈ શકશે. એ દરમિયાન કુરૈશના લોકો તેઓ માટે મક્કહ ખાલી કરીને બહાર ચાલ્યા જશે.

•—— મુસલમાન લોકો પોતાની સાથે લડાઈના હથિયાર લાવી શકશે નહિ. ફકત એક-એક તલવાર લાવી શકશે, તે પણ મિયાનમાં, ગિલાફોમાં કે થેલાઓમાં લપેટાયેલી હશે.

**લખાણ વેળા બનેલો બનાવ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : સુલેહનામાનું લખાણ ચાલુ જ હતું ત્યાં એક અજીબ બનાવ બની ગયો. સુહૈલ બિન અમ્રના એક જવાન બેટાનું નામ અબૂ જન્દલ હતું. મુસલમાન બનવાને વાંકે કુરૈશે અબૂ જન્દલના પગોમાં બેડીઓ નાખીને એમને મક્કહના એક ઘરમાં કેદ કરી દીધા હતા. સુલેહનામાનું લખાણ ચાલુ હતું ત્યાં અચાનક અબુ જન્દલ સાંકળો ખખડાવતા, ડગુમગુ ચાલે પડતા આખડતા આવી લાગ્યા. નસીબની યારીથી કુરૈશની કેદમાંથી છટકીને અબૂ જન્દલને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચવાનો મોકો મળી ગયો હતો.

અત્યારે પરિસ્થિતિ એવી હતી કે એક તરફ સુલેહનામાનું લખાણ લખાઈ રહ્યું છે. બીજી તરફ મુસલમાનો સુલેહની શરતોથી નારાજ હોવાથી ત્યાંથી ઊઠીને ચાલ્યા ગયા હતા. કેમકે શરૂમાં તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખ્વાબની વાતો સાંભળીને હોંશે-હોંશે ઉમ્રહ માટે આવ્યા હતા. [૧] આ ખ્વાબને આધારે ઉમ્રહની સાથે-સાથે મક્કહને ફતેહ કરી લેવાની પણ તેઓને ખાતરી હતી, જેમાં કોઈ તરહની શંકા ન હતી. હવે જયારે તેઓએ જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશથી દબાઈને નાછૂટકે સુલેહની શરતો સ્વીકારી લીધી છે અને ઉમ્રહ કર્યા વગર પાછા જવાનું કબૂલ કરી લીધું છે તો, તેઓની આશાઓ પડી ભાંગી હતી. એટલે ન ઉમ્રહ નસીબ થયો ન મક્કહ ફતેહ થયું. આ કારણે તેઓ બેહદ ગમગીન અને ઉદાસ હતા. આ પરિસ્થિતિને તેઓ પોતાના મૃત્યુ સમાન લેખતા હતા.

**સંપાદકની નોંધ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશથી દબાઈ જઈને કે નમતું જોખીને જે સુલેહ કરી લીધી તેમાં બેશુમાર હિકમતો અને રહસ્યો છુપાયેલાં હતાં. આજ સુધી કુરૈશે જેટલી લડાઈઓ કરી તેમાં બીજા કબીલાઓની આગેવાની પણ કુરૈશે જ લીધી હતી. આ સુલેહ વેળા કુરૈશે એ કબીલાઓને પડતા મૂકયા હતા અને કોઈને તેમાં ભાગ લેવાનું આમંત્રણ આપ્યું ન હતું. કુરૈશે ફકત બનૂબક્ર કબીલાના જોડાણથી સંતોષ માની લીધો. બીજા કબીલા નારાજ થઈ ગયા અને કુરૈશ એ બધા કબીલાથી વિખૂટા પડી ગયા. એમ પણ જંગે-ખન્દકમાં કુરૈશની ખુમારી કે તુમાખી નીકળી ગઈ હતી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પેશગોઈ ફરમાવી હતી કે આજ પછી કુરૈશ મદીનહ પર ચઢાઈ કરી શકશે નહિ. આપ તેઓને વધુથી વધુ ઢીલ આપીને ચાહતા હતા કે એ લોકો મુસલમાન બની જાય તો અરબના બીજા કબીલાઓ માટે ઈસ્લામનો રસ્તો ખુલી જાય. કેમકે કુરૈશના લોકો કઅબહને પ્રતાપે આખા અરબના ધર્મનેતા કે બાદશાહ ગણાતા હતા. ''હ''

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ ખ્વાબની વિગત અમે પ્રકરણની શરૂઆતમાં દર્શાવી દીધી છે કેમકે ત્યાં એ ખ્વાબની વિગત લખેલી ન હતી. આ ખ્વાબનું બયાન સૂરએ-ફત્હમાં થયેલું છે. ''હ''

**બાપ-બેટા વચ્ચે ખેંચાતાણી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : પોતાના બેટા અબૂ જન્દલને જોતાં જ સુહૈલ બિન અમ્રે આગળ ધસીને તેના મોં પર તમાચો માર્યો અને તેની ગળચી પકડી લીધી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ જોઈને કહ્યું, "હે મુહંમદ ! અબૂ જન્દલના આવવા પહેલાં મારી અને તમારી વચ્ચે મામલો નક્કી થઈ ચૂકયો છે."

આપે ફરમાવ્યું, "હે સુહૈલ ! તમે સાચું કહ્યું."

સુહૈલ બિન અમ્રે અબૂ જન્દલની ગળચી પકડીને તેને પોતાના તરફ ખેંચવા માંડયો, બાપ-બેટા વચ્ચે ખેંચાતાણી થવા લાગી. સુહૈલનો હેતુ આ હતો કે અબૂ જન્દલને ખેંચીતાણીને કુરૈશની ટોળીમાં ઘુસાડી દે. બીજી તરફ અબૂ જન્દલે ચિલ્લાઈને ઘાંટો ગજાવ્યો, "હે મુસલમાનો ! શું તમે મને પાછો મુશરિકોને હવાલે કરશો કે જેથી તેઓ મારા દીન-ઈમાનનો ખુરદો કરી નાખે ?"

અબૂ જન્દલના આ કરૂણ ઘાંટાએ મુસલમાનોના રોમાંચ ખડાં કરી દીધાં. એમ પણ બધા મુસલમાનો બેહદ ઉદાસ અને ગમગીન હતા. ઓરભી તેઓ આકળ-વિકળ થઈ ગયા.

એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે અબૂ જન્દલ ! સબર કરો, ધીરજથી કામ લો, આખિરતના ઈનામનો ખ્યાલ કરો. અલ્લાહ તમારા માટે અને તમારા લાચાર સાથીઓ માટે છુટકારાનો કોઈ રસ્તો કાઢી આપશે. અમે અમારી અને આ કૌમ વચ્ચે સુલેહનું કરારનામું કરી લીધું છે. આ કરારનામા પર અમે અને એમણે અલ્લાહના સોગંદ ખાધા છે. આ સોગંદ કોઈ પણ ભોગે તોડવા અમે તૈયાર નથી."

ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે : "હઝરત ઉમર ઠેકડો મારીને અબૂ જન્દલ પાસે પહોંચી ગયા અને તેમના પડખે લાગીને ચાલવા લાગ્યા અને મંદ-સ્વરે બોલ્યા, "અબૂ જન્દલ ! ધીરજથી કામ લો. આ લોકો હડહડતા કાફિર છે. એમનું લોહી કૂતરાના લોહી જેવું છે."

ઈબ્ને શિહાબ ઝુહરી વધુમાં ઉમેરે છે : "હઝરત ઉમર આમ કહેતી વેળા વારંવાર પોતાની તલવારની મૂઠ અબૂ જન્દલના હાથ પાસે લઈ જતા હતા. હઝરત ઉમરના કથન મુજબ કે, "હું ધારતો હતો કે અબૂ જન્દલ મારા હાથમાંથી તલવાર ખેંચી લઈને પોતાના બાપને કતલ કરી નાખશે. પરંતુ આ નેકદિલ જવાને પોતાના બાપના મરતબાનો ખ્યાલ કર્યો અને સુલેહનો કાયદો લખાઈને લાગુ પડી ગયો."

**સુલેહનામાના સાક્ષીઓ**————સુલેહનામું તૈયાર થઈ ગયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેની ઉપર અમુક મુસલમાનો અને અમુક મુશરિકોની, સાક્ષીઓ તરીકે સહી કરાવી. તેઓના નામો આ છે :

મુસ્લિમ પક્ષના સાક્ષીઓ :

(૧) હઝરત અબૂબક્ર બિન અબી કુહાફહ રદિયલ્લાહુ અન્હુ.

(૨) હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ.

(૩) હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિયલ્લાહુ અન્હુ.

(૪) હઝરત અબ્દુલ્લાહ બિન સુહૈલ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ.

(૫) હઝરત સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુ.

(૬) હઝરત મહ્મૂદ બિન મસ્લમહ રદિયલ્લાહુ અન્હુ.

(૭) હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ.

મુશરિક પક્ષના સાક્ષીઓ :

(૧) મુકરિઝ બિન હફ્સ અને એમના સાથીઓ. (મુકરિઝ બિન હફ્સ હજુ સુધી મુસલમાન બન્યા ન હતા.)

સુલેહનામું લખનાર : હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ. [૧]

**ઊંટોની કુરબાની અને સરમૂંડન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તંબૂઓ હુદૈબિયહમાં "હિલ્લ" એટલે હરમની હદની બહાર ઊભા કરેલા હતા પણ નમાઝ તંબૂમાં પઢવાને બદલે આપ હરમની ભૂમિ પર પઢતા હતા. હરમની હદ હુદૈબિયહની લગોલગ આવેલી હતી. [૨]

સુલેહનામાના મામલાથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુરબાનીના ઊંટો પાસે પધાર્યા. આ ઊંટોને આપે પોતાના મુબારક હાથથી ઝબહ કર્યા. એ પછી ત્યાં જ બેસીને આપે પોતાના મુબારક સરનું મૂંડન કરાવ્યું. એ દિવસે જે ગૃહસ્થે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું સરમૂંડન કર્યું તેમનું નામ, મને મળેલી માહિતી મુજબ હઝરત ખિરાશ બિન ઉમૈયહ બિન ફઝલ ખુઝાઈ હતું.

જયારે મુસલમાનોએ જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઊંટો ઝબહ કર્યા અને સરમૂંડન કરાવ્યું તો પોતે પણ દોડી-દોડીને કુરબાની તથા સરમૂંડન કરાવવા લાગી ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિદ્વાન સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસનું બયાન છે : સુલ્હે-હુદૈબિયહને દિવસે કેટલાક મુસલમાનોએ પોતાના આખા માથાના વાળ અસ્તરાથી મૂંડાવી નાખ્યા ત્યારે કેટલાકે મૂંડાવવાને બદલે કાતરથી કપાવી લીધા.

એ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "યરહમુ-હુલ્લાહુલ-મુહલ-લિકીન!" એટલે મૂંડન કરાવનારાઓ પર અલ્લાહ રહમ ફરમાવે !

લોકોએ પૂછ્યું, "વલ-મુકસ્સેરીન યા રસૂલલ્લાહ ?" એટલે કાતરથી કપાવનારાઓ પર યા રસૂલલ્લાહ?

જવાબમાં આપે ફરમાવ્યું, "યરહમુ-હુલ્લાહુલ-મુહલ-લિકીન !"

લોકોએ બીજી વાર પૂછ્યુ તો એજ જવાબ મળ્યો અને જયારે લોકોએ ત્રીજીવાર પૂછ્યુ, "વલ-મુકસ્સેરીન યા રસૂલલ્લાહ ?"

તો આપે ફરમાવ્યું, "વલ-મુકસ્સેરીન !" એટલે કાતરથી કપાવનારાઓ પર પણ અલ્લાહ રહમ ફરમાવે! ભલે તેઓએ મૂંડાવ્યા નહિ.

લોકોએ પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! મૂંડાવનારાઓ પર આપે આટલો બધો ભાર મૂકયો પણ કપાવનારાઓ

---

૧. સુલેહનામાની એક નકલ મુસલમાનો પાસે રહી અને બીજી નકલ સુહૈલ બિન અમ્રને આપવામાં આવી. "હ"

૨. હુદૈબિયહ અસલમાં એક કૂવાનું નામ છે. એજ નામે ત્યાં એક નાનકડું ગામ હતું જે મક્કહથી ૧૨ માઈલ પશ્ચિમે મક્કહ અને જિદ્દહ વચ્ચે આવેલું હતું. આજકાલ એ કૂવાને બીરે-શુમૈસ કહે છે. "હ"

પર નહિ મૂકયો તેનું કારણ શું ?"

"કારણ.....?" આપે ફરમાવ્યું, "કારણ આ કે તેઓએ ન કોઇ આનાકાની કરી ન મારો હુકમ માનવામાં કશો વિલંબ કર્યો."

**સંપાદકની નોંધ**————આનાકાની અને હુકમમાં વિલંબની વિગત એમ છે કે સુલેહનામા પર સહી-સિક્કા થઇ જવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોને સંબોધીને ફરમાવ્યું,

"હે મુસલમાનો ! ચાલો, ઊઠો, તમે પણ કુરબાનીના જે જાનવરો લાવેલા છો તેને ઝબહ કરો અને પછી સરમૂંડન કરાવી લો !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ હુકમ છતાં બેચાર મુસલમાનો સિવાય કોઇ પોતાની જગાએથી ઊભું થયું નહિ. બધા ઉદાસ ચેહરે પોતપોતાની જગા પર ચુપચાપ બેસી રહ્યા. કુરૈશથી દબાઇ જઇને કરેલી સુલેહના આઘાત તથા નામોશીની લાગણીથી તેઓની હાલત બેહદ કાબિલે-રહમ હતી. ઉપરથી સુહેલના બેટા અબૂ જન્દલને કાફિરોની કેદથી બચાવી શકયા નહિ અને ફરીવાર તેમને મુશરિકોને હવાલે કરી દેવા પડયા તેનો પણ તેઓને પારાવાર સદમો હતો. અધૂરામાં પૂરૂં બૈતુલ્લાહની ઝિયારત અને બૈતુલ્લાહના ઉમ્રહની તમન્ના પણ મનમાં ને મનમાં રહીને દમ તોડી ચૂકી હતી.

આ હાલત જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજીવાર ફરમાવ્યું. તેમ છતાં કોઇ પોતાની જગાએથી ઊઠયું નહિ ત્યારે આપે ત્રીજીવાર ફરમાવ્યું મગર તે પછી પણ કોઇ તૈયાર થયું નહિ. ત્યારે આ પરિસ્થિતિથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અપાર રંજ થયો અને એજ ઉદાસીની હાલતમાં આપ પોતાના તંબૂમાં તશરીફ લઇ ગયા.

આ તંબૂમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે આવેલાં આપના પાક બેગમ હઝરત ઉમ્મે-સલમહ મવજૂદ હતાં. આપે હઝરત ઉમ્મે-સલમહને શિકાયત કરતાં ફરમાવ્યું, "કોઇ મારૂં સાંભળતું નથી. કોઇ મારૂં માનતું નથી."

હઝરત ઉમ્મે-સલમહએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આ સુલેહનો તેઓના મન પર ઊંડો આઘાત છે. આપ તેઓથી દરગુજર ફરમાવો. આપની ઇચ્છા હોય કે તેઓ પણ કુરબાની કરે અને સરમૂંડન કરાવે તો મારી સલાહ એવી છે કે આપ તેઓને કંઇ ન કહો. પોતે જઇને ઊંટો ઝબહ કરો અને સરમૂંડન કરાવી લો. આપને જોઇને જરૂર તેઓ આપનું અનુકરણ કરશે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમ્મે-સલમહની સલાહ મુજબ એમ જ કર્યું. બસ પછી શું હતું. લાગલા જ બધા મુસલમાનો હડબડાટ કરતા ઊભા થઇ ગયા. આપના અનુસરણમાં બધાએ ઊંટોની કુરબાની કીધી. કુરબાની પછી તેઓમાંથી કેટલાકે સરમૂંડન કરાવ્યું અને કેટલાકે વાળ કપાવી લીધા. આ રીતે ઉમ્મુલ-મુઅમિનીન હઝરત ઉમ્મે-સલમહ રદિયલ્લાહુ અન્હાની ડહાપણ ભરેલી સલાહથી સમસ્યાનો શાંતિપૂર્ણ ઉકેલ આવી ગયો. [૧] (ગુજરાતી સંપાદકની નોંધ પૂરી થઇ)

**ચાંદીના છલ્લાંવાળું અબૂ જહલનું ઊંટ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન

૧. સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૪૮- સીરતુન્નબી જિ.૧ પા. ૪૫૮

અબ્બાસની રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સુલ્હે-હુદૈબિયહ પ્રસંગે જે ઊંટોની કુરબાની કરી તેમાં એક ઊંટ અબૂ જહલનું પણ હતું જેના નાકની નાથમાં ચાંદીનું છલ્લું હતું. અબૂ જહલનું આ ઊંટ જંગે-બદ્ર પ્રસંગે હાથ લાગ્યું હતું.

**ઈન્ના ફતહના લક્ર ફત્હમ મુબીના**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈબ્ને શિહાબ ઝુહરીના કથન મુજબ સુલેહનામાના ત્રાણ દિવસ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે હુદૈબિયહથી ઊપડીને મદીનહ તરફ રવાના થયા. જ્યારે મક્કહ અને મદીનહની વચ્ચે પહોંચ્યા તો અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ કુર્આનની સૂરએ-ફત્હ લઈને આપની તહેનાતમાં હાજર થયા :

| | |
|---|---|
| ઈન્ના ફતહના લક્ ફત્હમ મુબીના | હે નબી ! બેશક અમે આપને ખુલ્લી ફતેહ આપી, |
| લિ-યગફિર્ લકલ્લાહુ મા તકદ્દમ | કે જેથી માફ કરે અલ્લાહ આપની આગલી ભૂલોને |
| મિન ઝંમબિક વમા તઅખ્ખર | અને આપની પાછલી ભૂલોને |
| વ યુતિમ્મુ નિઅ-મતહુ અલૈક | અને પરિપૂર્ણ કરી દે પોતાની નેઅમતો આપની ઉપર |
| વ યહદિયક સિરાતમ-મુસ્તકીમા. | અને દોરવણી કરે આપની સીધા માર્ગે. [૧] |

એ પછીની આયતોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને આપના સહાબાનું વર્ણન કરવામાં આવ્યું ત્યાં સુધી કે બૈઅતે-રિદવાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો. જેમકે ફરમાવ્યું છે : ''ઈન્નલ-લઝીન યુબા-યિઊનક ઈન્નમા યુબા-યિઊનલ્લાહ........''પૂરી આયત.

''બેશક જે લોકો (હુદૈબિયહમાં) આપની બૈઅત કરે છે તેઓ (હકીકતમાં) અલ્લાહથી જ બૈઅત કરે છે. જાણે કે અલ્લાહનો હાથ તેઓના હાથો પર છે. ફરી જે કોઈ કરારભંગ કરશે તો તેનો વબાલ તેની જ ઉપર પડશે. અને જે કોઈ તે કરાર પાળશે જેનું તેણે અલ્લાહને વચન આપ્યું છે તો અલ્લાહ તેને ટૂંક સમયમાં મહાન બદલો આપશે.''[૨]

એ પછી તે ગામડાવાસીઓનો ઉલ્લેખ છે જેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આમંત્રણ પર તુરંત આવવાને બદલે આવવામાં ઢીલ કરી નાખી હતી.

**બૈઅતે-રિદ્‌વાન : અલ્લાહની ખુશ્નૂદી**—————એ પછી હઝરત ઉસ્માનની કતલના સમાચાર મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર મરવા-મારવાની લીધેલી બૈઅતનો ઉલ્લેખ કર્યો છે :

| | |
|---|---|
| લકદ રદિયલ્લાહુ અનિલ-મુઅમિનીન | ચોક્કસ રીતે અલ્લાહ રાજી થયો મુસલમાનોથી |
| ઈઝ યુબાયિઊનક તહતશ-શજરતિ. | જ્યારે કે તેઓ બૈઅત લેતા હતા આપની, ઝાડ હેઠળ |
| ફ-અલિમ મા ફી કુલૂબિહિમ. | તો અલ્લાહ જાણતો હતો જે કંઈ તેઓના દિલોમાં હતું. |
| ફ-અન્ઝલસ-સકીનત અલૈહિમ | ફરી અલ્લાહએ ઉતારી શાંતિ તેઓની ઉપર |
| વ અસાબહુમ ફત્હન કરીબા. | અને ઈનામમાં આપી તેઓને નજીકની એક ફતેહ |
| વ મગાનિમ કસીરહ. | અને ઘણોબધો ગનીમતનો માલ. ૩ |

૧. સૂરએ-ફત્હ પા. ૨૬ આ. ૧ ૨. સૂરએ-ફત્હ પા. ૨૬ આ. ૧૦ ૩. સૂરએ-ફત્હ પા. ૨૬ આ. ૧૮

પછી જે લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને આપના સાથીઓને મસ્જિદે-હરામમાં ખાનએ-કઅબહની ઝિયારત તથા ઉમ્રહથી અટકાવી દીધા હતા તેઓ વિષે ફરમાવ્યું :

| | |
|---|---|
| હુમુલ-લઝીન કફરૂ વ સદ્દૂકુમ | એજ તે લોકો છે જેઓએ કુફ્ર કર્યો અને તમને અટકાવી દીધા |
| અનિલ-મસ્જિદિલ-હરામ. | મસ્જિદે-હરામમાં જવાથી. |
| વલ-હદ્ય મઅકૂફન | અને કુરબાનીના જાનવરો અટકેલાં રહ્યાં |
| અંય યબલુગા મહિલ્લહ. | તેની જગાએ પહોંચવાથી. [૧] |

એ પછી સુલેહનામું લખતી વેળા સુહૈલ બિન અમ્રે બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ લખવા અંગે જહાલતના જમાના જેવી હઠ પકડી હતી કે એ શબ્દો તમે લખી શકો નહિ તે વિષે ફરમાવ્યું : ''ઇઝ જઅલલ-લઝીન કફરૂ ફી કુલૂ-બિહિમુલ-હમિય્યહ.......''

''જ્યારે એ કાફિરોએ પોતાના દિલોમાં જાહિલિયતની હઠ જમાવી તો અલ્લાહએ પોતાના રસુલ તથા મુસલમાનો પર પોતાની તરફની શાંતિ ઉતારી અને તેઓને તકવાની વાત પર મક્કમ રાખ્યા.''

**રસૂલુલ્લાહ (સલ.)ના ખ્વાબનો મામલો**——મદીનહથી રવાના થવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખ્વાબ જોયો હતો કે મુસલમાનો સાથે ખાનએ-કઅબહનો તવાફ કરી રહ્યા છે. તવાફથી પરવારીને કેટલાકે મૂંડન કરાવ્યું અને કેટલાકે વાળ કપાવ્યા. એ ખ્વાબ વિષે ફરમાવ્યું:

| | |
|---|---|
| લકદ સદકલ્લાહુ રસૂલહુર- | બેશક અલ્લાહએ સાચો કરી દેખાડયો પોતાના રસૂલનો |
| રુઅયા બિલ - હક્ક. | ખ્વાબ, સચ્ચાઈની સાથે. |
| લ-તદ-ખુલુન્નલ-મસ્જિદલ-હરામ | બહુ જલદી તમે દાખલ થશો મસ્જિદે-હરામમાં. |
| ઇન્શા-અલ્લાહુ આમિનીન. | અલ્લાહએ ચાહ્યું તો સલામતીની સાથે. |
| મુહલ-લિકીન રુઊસકુમ | તમારામાંથી કોઈ માથું બોડાવતો હશે |
| વ મુ-ક-સ-સિરીન લા તખાફૂન. | અને કોઈ વાળ કતરાવતો હશે નિર્ભયતાથી. [૨] |

એટલે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને દેખાડેલો ખ્વાબ તદ્દન સાચો છે. આ વરસે ભલે નહિ જઈ શકયા, આવતા વરસે જરૂર જશો. એ પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-અલિમ મા લમ તઅલમૂ. | તો અલ્લાહ તે વાતો જાણે છે જે તમે જાણતા નથી. |
| ફ-જઅલ મિન દૂનિ ઝાલિક | ફરી નિર્માણ કરી દીધી તેણે આથી પહેલાં |
| ફત્હન કરીબા. | એક નઝદીકની ફતેહ. |

એટલે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દેખાડેલો ખ્વાબ નઝદીકના ભવિષ્યમાં સાચો કરી દેખાડયો. આપ પોતાના સહાબા સાથે કોઈ પણ ભય વિના શાંતિથી મક્કહમાં પ્રવેશી ગયા અને મક્કહ ફતેહ કરી લીધું. આયતમાં ''ફત્હન કરીબા''નો મતલબ સુલ્હે-હુદૈબિયહ છે. કેમકે એજ સુલેહ ફત્હે-મક્કહની પ્રસ્તાવના હતી.

---

૧. સૂરએ ફત્હ આયત ૨૫ ૨. સૂરએ-ફત્હ આયત ૨૭

**મુસલમાનોને મળેલી શાનદાર ફતેહ**————ઈબ્ને શિહાબ ઝુહરી ફરમાવે છે : ઈસ્લામમાં સુલ્હે-હુદૈબિયહ પહેલાં મુસલમાનોને આટલી મોટી ફતેહ ક્યારેય મળી ન હતી. આથી પહેલાં જ્યાં બંને પક્ષના લોકો એકબીજાને જોઈ લેતા કે તુરંત રમખાણ મચી જતું. પણ જ્યારે આ સુલેહનામું થયું તો જંગનો જ્વાળામુખી શાંત પડી ગયાં. સુલેહની શરતોને કારણે લોકો એકબીજાથી સુરક્ષિત થઈ ગયા. આપસમાં મેળમિલાપ વધી ગયો. લોકો એકબીજાની મુલાકાત કરવા લાગ્યા. પરસ્પરની વાટાઘાટ કે વિચારોની આપ-લે દ્વારા શુભેચ્છા તથા વિશ્વાસનું વાતારવણ કાયમ થવા લાગ્યું. નતીજો એ નીકળ્યો કે કોઈ માણસ ઈસ્લામ વિષે પૂછતો અને તેના મનનું સમાધાન થઈ જતું તો તે બેધડક મુસલમાન બની જતો.

હુદૈબિયહની સુલેહ પહેલાં મુસલમાનોની જે સંખ્યા હતી તેટલી જ સંખ્યામાં અથવા તેના કરતાં બમણી સંખ્યામાં લોકો સુલેહના આ બે વરસોમાં મુસલમાન બની ગયા. [૧]

> ઈબ્ને હિશામ કહે છે : ઈબ્ને શિહાબ ઝુહરીના આ દાવાની દલીલ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહની રિવાયત છે જેમાં તેઓ કહે છે, "સુલ્હે-હુદૈબિયહ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની સાથે એક હજાર ચાર સો મુસલમાનોને લઈને મદીનહથી નીકળ્યા હતા. પરંતુ બે વરસ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહ ફતેહ કરવા ગયા તો આપની સાથે ૧૦ હજાર મુજાહિદો હતા."

**અબૂ બસીરને પાછા જવાનો હુકમ**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુલ્હે-હુદૈબિયહથી ફારિગ થઈને પોતાના સહાબા સાથે મદીનહ આવી ગયા તેના થોડા દિવસો પછી અબૂ બસીર નામે એક જવાન મક્કહથી નાસીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મદીનહ હાજર થયો. એ જવાનનું નામ ઉત્બહ બિન ઉસૈદ બિન જારિયહ હતું. અબૂ બસીર એનું ઉપનામ હતું. મુસલમાન બનવાને વાંકે કુરૈશે એને કેદ કરી લીધો હતો અને બેફામ અત્યાચાર એની ઉપર ગુજાર્યો હતો. મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આસરો મેળવવા નાસી આવ્યો હતો.

**સંપાદકની નોંધ**————મક્કહમાં એવા ઘણા મુસલમાનો હતા જેઓને કુરૈશે કેદમાં નાખી દીધા હતા. જેથી તેઓ હિજરત કરીને મદીનહ જઈ શકતા ન હતા. કુરૈશ એમની ઉપર ખૂબ ત્રાસ ગુજારતા હતા. સાંકળોમાં જકડી લઈને ચાબુકથી ફટકારતા હતા. એમાંના કોઈને જ્યારેય તક મળતી, કેદમાંથી છટકીને મદીનહ નાસી જતો. હઝરત અબૂ બસીર એમાંના જ એક મઝલૂમ હતા. બીજા મઝલૂમ હઝરત અબૂ જન્દલનું બયાન આપણે વાંચી આવ્યા છીએ. એવા જ લાચાર મુસલમાનો માટે કુરૈશે શરત મૂકી હતી કે, અમારો કોઈ માણસ મક્કહથી નાસીને મદીનહ આવે તો તેને પરત કરવો પડશે. આવા મુસલમાનો "મુસ્તઝ - અફીને - મક્કહ" કહેવાય છે. એટલે મક્કહના કમજોર કે નિર્બળ કે લાચાર મુસલમાનો. "હ

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ બસીરના મદીનહ આવતાં જ મક્કહના બે માણસો એમની પાછળ

---

૧. હઝરત ઉમર સહિત બધા મુસલમાનો હુદૈબિયહની સુલેહને પોતા માટે નામોશીભરેલી હાર માનીને નારાજ થઈ ગયા હતા. પરંતુ અલ્લાહ તઆલાએ એજ સુલેહને "ફત્હન કરીબા" કહીને મુસલમાનો માટે ફત્હે-મક્કહની પ્રસ્તાવના બનાવી દીધી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમરને બોલાવીને એ આયતો સંભળાવી તો તેમણે તઅજ્જુબથી પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! શું એ ફતેહની ખુશખબર છે ?" આપે ફરમાવ્યું, "હા." હઝરત ઉમર ખુશ થઈ ગયા. (સીરતુન્નબી જિ.૧ પા. ૪૫૮ હવાલો સહીહ બુખારી, સહીહ મુસ્લિમ.) "હ"

આવી લાગ્યા. આ બે માણસોને મક્કહના સરદારોમાંથી અઝહર બિન અબ્દે-અવફ તથા અખનસ બિન શરીક બિન અમ્ર સકફીએ હઝરત અબૂ બસીરની પાછળ દોડાવી દીધા હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નામે લખેલો એક કાગળ પણ આપ્યો હતો જેમાં લખ્યું હતું કે હુદૈબિયહના કરાર મુજબ અબૂ બસીરને મક્કહ પાછો મોકલાવી દેવામાં આવે. મક્કહના સરદારોએ બનૂ આમિર બિન લુઐય કુટુંબના એક માણસને આ કાગળ આપીને દોડાવી દીધો હતો અને પોતાના એક ગુલામને પણ તેના સંગાતે કરી દીધો હતો.

આ બંને જણ અઝહર અને અખનસનો કાગળ લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તહેનાતમાં હાજર થયા. કાગળનો મઝમૂન જાણીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ બસીરને બોલાવ્યા અને ફરમાવ્યું,

"હે અબૂ બસીર ! તમે જાણો છો કે અમે કુરૈશની કૌમ સાથે સુલેહનામું કર્યું છે. અમારા મઝહબમાં કરારભંગની કોઇ ગુંજાઇશ નથી. અલ્લાહ તમારા માટે અને તમારા જેવા બીજા કમજોર મુસલમાનો માટે છુટકારાનો જરૂર કોઇ રસ્તો કરી આપશે. તમે તમારી કૌમ પાસે પાછા મક્કહ ચાલ્યા જાવ."

હઝરત અબૂ બસીરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! શું આપ મને મુશરિકો તરફ પાછો વાળો છો કે જેથી તેઓ મારૂં ઇમાન બગાડી નાખે ?"

આપે ફરમાવ્યું, "અબૂ બસીર ! તમે પાછા જાવ. અલ્લાહ બહુ જલદી તમારા માટે રસ્તો મોકળો કરી દેશે."

**અબૂ બસીરનું પરાક્રમ**————હઝરત અબૂ બસીર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ કુરૈશના બંને માણસો સાથે મક્કહ તરફ રવાના થઇ ગયા. જ્યારે "ઝુલ-હુલૈફહ"મુકામે [૧] પહોંચ્યા તો વિસામો લેવા માટે ત્યાંની એક દીવારને અઢેલીને બેસી ગયા. એમની સાથે આમિરી અને તેનો સાથી પણ બેસી ગયા. અચાનક હઝરત અબૂ બસીરે આમિરીની તલવાર તરફ જોતાં કહ્યું, "આમિરી ભાઇ! તલવાર તો તમારી સુંદર છે. એ કોની છે ?"

આમિર બોલ્યો, "મારી પોતાની તલવાર છે."

"શું એ એક જ ઝાટકે કાપી નાખે તેટલી પાણીદાર પણ છે ?"

"હા પાણીદારની સાથે એ ધારદાર પણ છે."આમિરી બોલ્યો.

"હું એને જોઇ શકું, નહિ વારૂ ?"

"કેમ નહિ, ઇચ્છા હોય તો જોઇ લો."

ઇબ્ને શિહાબ ઝુહરીનું બયાન છે : હઝરત અબૂ બસીરે આમિરીની તલવાર લઇ લીધી અને જાણે પરીક્ષા લેતા હોય તેમ હવામાં વીંઝવા માંડી. પછી અચાનક પેંતરો બદલીને આમિરી પર તૂટી પડયા અને તેને કતલ કરી નાખ્યો. આ જોઇને તેનો ગુલામ-સાથી જીવ લઇને ગબડી મારતો એવો નાઠો કે મદીનહ પહોંચીને સીધો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પહોંચી ગયો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

---

૧. ઝુલ-હુલૈફહ : મદીનહથી છએક માઇલના અંતરે આવેલું એક સ્થળ. મદીનહથી હજ્જ માટે જનારાઓની મીકાત છે. અહીંથી તેઓ હજ્જનો એહરામ બાંધે છે. આજકાલ લોકો એને આબાર અલી કહે છે. "હ"

મસ્જિદમાં બિરાજમાન હતા. તેને બેબાકળો જોઈને આપે ફરમાવ્યું, "એણે જરૂર કોઈ દહેશતનાક દ્રશ્ય જોયું છે."

જયારે તે નઝદીક આવી ગયો તો આપે તેને પૂછયું, "તારૂં ભલું થાય, શું મામલો છે ?"

તે બોલ્યો, "સાહેબ ! આપના સાથીએ મારા સાથીને કતલ કરી નાખ્યો છે."

રાવીનું બયાન છે : કુરૈશનો ગુલામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં બેસીને બનાવની વિગત કહેતો હતો ત્યાં જ હઝરત અબૂ બસીર તલવાર-સજજ દશામાં આવી લાગ્યા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આપની ઝિમ્મેદારી પૂરી થઇ ગઇ. આપે કુરૈશને આપેલા વચનનું મેં પાલન કર્યું છે. એ વચન મુજબ આપે મને એવા લોકોને હવાલે કરી દીધો હતો જેઓ મારૂં દીન-ઈમાન બગાડી નાખતે. હવે ધર્મસંકટમાં પડવાથી અલ્લાહએ મને બચાવી લીધો છે."

ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે : અબૂ બસીરની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "એની માનું ભલું થાય ! ભારે લડાઇખોર માણસ લાગે છે. એને જો થોડાક સાથીઓ મળી આવે તો લડાઇની આગ ભડકાવી નાખે એવો છે !"

**અબૂ બસીરની છાપામાર પ્રવૃત્તિ**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ વાત સાંભળીને હઝરત અબૂ બસીરને થયું કે જો હું અહીં રહ્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરીવાર મને કુરૈશને હવાલે કરી દેશે. અને એમ થાય તો જાણીજોઇને મોતના મુખમાં પડવા જેવું છે. એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને સમુદ્ર કાંઠે આવેલા "ઈસ" નામે સ્થળ તરફ ઉપડી ગયા. આ સ્થળ કુરૈશના એવા રસ્તે આવેલું હતું જયાંથી થઇને તેઓના વેપારી કાફલા સીરિયા જતા હતા અને જે સમુદ્ર કાંઠાને અડીને ઝિલ-મુર્રહ પાસે આવેલું હતું. હઝરત અબૂ બસીર પગપાળા પ્રવાસ ખેડતા ઈસ મુકામે પહોંચી ગયા અને અલ્લાહનું નામ લઈને ત્યાં જ અડ્ડો જમાવી દીધો.

તે તરફ મક્કહમાં કુરૈશની કેદમાં સબડી રહેલા લાચાર-નિરાધાર મુસલમાનોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે શબ્દોના સમાચાર મળી ગયા જે આપે અબૂ બસીરને સંબોધીને ફરમાવ્યા હતા કે, આ લડાઇખોર માણસને કદાચ થોડાક સાથીઓ મળી આવે તો લડાઇની આગ ભડકાવી નાખે એવો છે ! આ શબ્દોએ મઝલૂમ મુસલમાનોના દિલોમાં આઝાદીની તડપ જન્માવી દીધી. ધીરે-ધીરે કુરૈશની કેદમાંથી છટકી-છટકીને તેઓ ઈસ સ્થળે અબૂ બસીર પાસે ભેગા થવા લાગ્યા. થોડાક જ અરસામાં કુરૈશના આતંકનો ભોગ બનેલા લગભગ ૭૦ મુસલમાનો અબૂ બસીર પાસે આવી લાગ્યા. આ મરણિયાઓએ કુરૈશી કાફલાઓનો કાફિયો તંગ કરી દીધો. જે કુરૈશી દાંટે ચઢી જતો તેને કતલ કર્યા વિના છોડતા નહિ અને જે કાફલો ત્યાંથી પસાર થતો તેની ઉપર ઓચિંતો છાપો મારતા.

**શરત પાછી ખેંચી લેવાની દરખાસ્ત**——————છેવટે કુરૈશ તેઓની છાપામાર પ્રવૃત્તિથી તંગ આવી ગયા. તેઓએ આપસની સગાઈનો વાસ્તો આપીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી કે, "અબૂ બસીર અને તેની ટોળીના મુસલમાનોની અમને કોઇ જરૂર નથી. આપ ખુશીથી એ લોકોને પોતાની પાસે મદીનહ બોલાવી લો. સુલેહનામાની એ શરત અમે પડતી મૂકીએ છીએ."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશની દરખાસ્ત માન્ય રાખીને એ બધાને મદીનહ આવીને

રહેવાની પરવાનગી આપી દીધી. બધાએ પોતાની છાપામાર પ્રવૃત્તિ સંકેલી લીધી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આદેશ મુજબ મદીનહ આવીને રહેવા લાગ્યા. [૧]

**મરનાર આમિરીની દિયતનો મામલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : સુલેહનામાના પક્ષકાર સુહૈલ બિન અમ્રને જયારે સમચાર મળ્યા કે અબૂ બસીરે કુરૈશીઓના સાથી આમિરીને મારી નાખ્યો છે. તો તેને સખત આંચકો લાગ્યો. એજ વેળા તે ખાનએ-કઅબહમાં ગયો અને ખાનએ-કઅબહની દીવાર સાથે પીઠ ટેકવીને ઊભો થઇ ગયો અને પોકારીને પ્રતિજ્ઞા લેતાં બોલ્યો, ''સોગંદ છે અલ્લાહના, હું મારી પીઠ ખાનએ-કઅબહની દીવારથી ત્યાં સુધી નહિ હટાવું જયાં સુધી કે આમિરીની કતલનો લોહીદંડ મુહંમદ પાસેથી વસૂલ નહિ કરી લઉં !''

આ સાંભળીને કુરૈશનો સેનાપતિ અબૂ સુફયાન બિન હર્બ બોલ્યો, ''અલ્લાહના સોગંદ ! આ તો બુવકૂફી ભરેલી માગણી છે. તેનો લોહીદંડ મુહંમદ પાસેથી વસૂલ નહિ કરી શકાય. તેમણે તો વચન મુજબ અબુ બસીરને મક્કહ મોકલાવી દીધો હતો અને અબૂ બસીરે મુહંમદના હુકમથી તેને કતલ નહિ કર્યો હતો.''

**બીબી ઉમ્મે-કુલસૂમની હિજરત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એજ સમય દરમિયાન મક્કહના એક અગ્રેસર ઉકબહ બિન અબી મુઐતના મુસલમાન બનેલા પુત્રી બીબી ઉમ્મે-કુલસૂમ કોઇ રીતે મક્કહથી હિજરત કરીને મદીનહ પહોંચવામાં સફળ થઇ ગયાં. લાગલા જ એમના બે ભાઇઓ, ઉમારહ અને વલીદ એમને પાછા પકડી લાવવા મદીનહ આવી લાગ્યા. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇને બોલ્યા, ''હે મુહંમદ ! અમે અમારી બહેન ઉમ્મે-કુલસૂમને લેવા માટે આવેલા છીએ. કુરૈશ સાથે આપનું હુદૈબિયહનું જે સુલેહનામું થયું છે તેની શરતને આધારે અમારી બહેનને પાછી મોકલાવો.''

પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉમ્મે-કુલસૂમને પાછા મોકલવાનો ઇન્કાર કરી દીધો અને ફરમાવ્યું, ''અલ્લાહ તઆલાએ મને મક્કહથી આવનારી મુસલમાન સ્ત્રીઓને પાછા મોકલાવી દેવાની મના ફરમાવી છે.''

આ બાબત અંગે કુર્આનની જે આયતો ઊતરી તેનો ખુલાસો નીચે મુજબ છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ખલીફા અબ્દુલ-મલિક બિન મરવાનના એક સુબેદારનું નામ ઇબ્ને અબી હુનૈદહ હતું. તેણે ઉર્વહ બિન ઝુબૈરને નામે એક કાગળ લખીને પૂછાવ્યું કે કુર્આનની આ આયત અંગે તમારો શો અભિપ્રાય છે : (તે આયત આ છે :)

| | |
|---|---|
| યા ઐયુહલ-લઝીન આમનૂ ઇઝા | હે મુસલમાનો ! જયારે કે |
| જાઅકુમુલ-મુઅમિનાતુ મુહાજિરાતિન | આવે તમારી પાસે મુસલમાન સ્ત્રીઓ હિજરત કરીને |
| ફમ-તહિનૂ હુન્ન. | તો તમે તેણીઓની પરીક્ષા લઇ લો. |

---

૧. કુરૈશની દરખાસ્ત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ બસીરને નામે કાગળ લખીને એક માણસ સાથે મોકલાવ્યો. કાગળ મળ્યો તે વેળા હઝરત અબૂ બસીર રદિયલ્લાહુ અન્હુ મૃત્યુ-શૈયા પર આ દુનિયાથી રુખસત થવાની તૈયારીમાં હતા. કાગળ તેમના હાથમાં આપવામાં આવ્યો. મુબારક કાગળને આંખો સાથે લગાડતા હતા અને ચુંબન આપતા હતા એજ હાલતમાં એમની રૂહ પરવાઝ કરી ગઇ. અને મુબારક કાગળ સીના પર પડેલો હતો. હઝરત અબૂ જન્દલ બિન સુહૈલ રદિયલ્લાહુ અન્હુએ એમના ગુસલ-કફનની વ્યવસ્થા કરી અને એજ સ્થળે એમને દફનાવી દીધા. પછી પોતાના સાથીઓને લઇને મદીનહ ચાલ્યા ગયા. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૫૧) ''ક''

| | |
|---|---|
| અલ્લાહુ અઅલમુ બિ-ઈમાનિ-હિન્ન. | અલ્લાહ તેણીઓના ઈમાનને ખૂબ જાણે છે. |
| ફઈન અલિમતુમૂ-હુન્ન મુઅમિનાતિન | ફરી જો તમે તેણીઓને ઈનામદાર સમજો |
| ફલા તરજિઊ-હુન્ન ઈલલ-કુફ્ફાર. | તો પાછી વાળો નહિ તેણીઓને કાફિરો તરફ. |
| લા-હુન્ન હિલ્લુલ-લહુમ | કેમકે આ સ્ત્રીઓ હલાલ નથી કાફિરો માટે |
| વલા હુમ યહિલ્લૂન લહુન્ન..... | અને ન કાફિરો હલાલ છે તેણીઓ માટે. [1] |

ઉર્વહ બિન ઝુબૈરે એ કાગળનો જવાબ આપતાં ઈબ્ને અબી હુનૈદહને લખી જણાવ્યું :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુદૈબિયહની ઘટના વેળા કુરૈશ સાથે એવી શરતે સુલેહ કરી હતી કે મક્કહનો કોઈ માણસ તેના વાલીની રજા વગર મદીનહ નાસી જશે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેને પાછો મોકલાવી દેશે. આ શરત પુરૂષો માટે હતી, સ્ત્રીઓ માટે નહિ હતી. મક્કહની મુસલમાન બનેલી સ્ત્રીઓ જયારે હિજરત કરીને મદીનહ આવવા લાગી તો અલ્લાહ તઆલાએ એમને મક્કહ મોકલાવી દેવાની ના પાડતાં હુકમ ફરમાવ્યો કે, એ સ્ત્રીઓના ઈસ્લામની પરીક્ષા કરી લો. પરીક્ષામાં પાસ થઈ જાય અને એમનો ઈસ્લામ પાકો હોવાની ખાતરી થઈ જાય તો એમને મુશરિકો પાસે પાછી મોકલવી નહિ. સાથે જ એમની મહર (નિકાહના બદલામાં ચૂકવેલી રકમ) એમના પતિઓને પાછી આપી દેવાનો હુકમ પણ ફરમાવ્યો એવી શરતે કે મુશરિકો પણ મક્કહમાં રોકી રાખેલી મુસ્લિમ સ્ત્રીઓની મહર મુસલમાનોને ચૂકવી આપે. અલ્લાહનો એજ ફેસલો છે જે તેણે બંને પક્ષો વચ્ચે ફરમાવી દીધો છે. અલ્લાહના એજ ફેસલાને આધારે રસૂલુલ્લાહ સલલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહથી આવનારી સ્ત્રીઓને રોકી લીધી હતી અને પુરૂષોને પાછા મોકલાવી દીધા હતા. અલ્લાહના હુકમ મુજબ, મક્કહમાં રોકી રાખેલી સ્ત્રીઓની મહર, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુશરિકો પાસેથી માગી લીધી હતી અને કહેવડાવી દીધું હતું કે, તેઓની ઈચ્છા હોય તો તેઓ પણ પોતાની સ્ત્રીઓની મહર અમારા પાસેથી માગી લે. જો અલ્લાહનો આ ફેસલો ન હોત તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પુરૂષો પેઠે સ્ત્રીઓને પણ પાછી મોકલાવી દેત. હુદૈબિયહના કરારનામા પહેલાં આવનારી સ્ત્રીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રોકી પણ લેતા હતા અને મહર પણ મોકલાવતા ન હતા. પરંતુ કરારનામા પછી અલ્લાહના હુકમ મુજબ એવી સ્ત્રીઓને રોકી લઈને તેઓના પતિઓની ઈચ્છા હોય તો મહર મોકલાવી દેતા હતા."

**કાફિર સ્ત્રીઓને તલાક આપી દેવાનો હુકમ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉપર ટાંકેલી આયતમાં આગળ જતાં અલ્લાહ તઆલા ફરમાવે છે : "વલા તુમસિકૂ બિ-ઈસ્મિલ-કવાફિર" એટલે હે મુસલમાનો! કાફિર સ્ત્રીઓ સાથેના નિકાહને ટકાવી રાખો નહિ. અર્થાત : મિયાં મુસલમાન બને અને બીબી મુસલમાન નહિ બને તો એવી સ્ત્રીને તલાક આપીને છૂટી કરી દો. બંનેમાંથી એક મુસલમાન નહિ બનનાર દંપતિ ઈસ્લામી કાનૂન મુજબ પતિ-પત્ની કે મિયાં-બીબી તરીકે સાથે રહી શકે નહિ.

કુર્આને-કરીમના આ કાનૂનને આધારે જે મુસલમાનોએ પોતાની કાફિર પત્નીઓને તલાક આપી દીધી હતી એમાં હઝરત ઉમર પણ હતા. આ હુકમ મળવા પછી હઝરત ઉમરે પોતાની બે મુશરિક બીબીઓને તલાક આપી દીધી હતી. એમાંની એક બીબીનું નામ કુરૈબહ બિન્તે અબૂ ઉમૈયહ બિન્તે મુગીરહ હતું. તલાક બાદ

---

૧. સૂરએ-મુમતહિનહ પારહ ૨૮ આયત ૧૦ વધુ ખુલાસા માટે એ આયતની તફસીર જુઓ.

કુરૈબહએ મુઆવિયા બિન અબૂ સુફયાન સાથે શાદી કરી લીધી હતી. તે વેળા કુરૈબહ અને મુઆવિયા કુફ્રની હાલતમાં મક્કહમાં હતાં. હઝરત ઉમરની બીજી બીબીનું નામ ઉમ્મે-કુલસૂમ બિન્તે જરવલ ખુઝાઈયા હતું. તલાક બાદ ઉમ્મે-કુલસૂમે અબૂ જહમ બિન હુઝૈફહ બિન ગાનમ સાથે લગ્ન કરી લીધાં હતાં. અબૂ જહમ હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની બિરાદરીમાંથી હતો. તે વેળા એ બંને કુફ્રની હાલતમાં મક્કહમાં હતાં.

**ફત્હે-મક્કહની બશારત વિષે સવાલ**——————ઇબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહએ માહિતી આપતાં જણાવ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે હુદૈબિયહની સુલેહનું કામ પતાવીને મદીનહ તરફ પધારી રહ્યા હતા તો અમુક મુસલમાનોએ, જેઓ આપના સંગાતે હતા, આપને સવાલ કર્યો,

''યા રસૂલલ્લાહ ! ઉમ્રહ માટે મક્કહ જતી વેળા શું આપે ન હોતું ફરમાવ્યું કે, આપણે હેમખેમ મક્કહમાં દાખલ થઇ જઇશું ?''

''હા, કેમ નહિ !'' આપે ફરમાવ્યું, ''પણ શું મેં એમ કહ્યું હતું કે આ વરસે જ ?''

''ના યા રસૂલલ્લાહ !'' સવાલ કરનારા બોલ્યા, ''એમ તો આપે નહિ ફરમાવ્યું હતું.''

''ત્યારે બસ.'' આપે ફરમાવ્યું, ''જે કંઇ મેં કહ્યું હતું તે જિબ્રીલના કહેવાથી કહ્યું હતું.''

---

# પ્રકરણ ૧૩૦

# ગઝવએ-ખયબર

## ———(યહૂદીઓ સાથે ખેલાયેલું ખૂંખાર યુદ્ધ)———

ઈસ્લામી સૈન્યની કૂચ ખયબર તરફ • હઝરત ઇબ્ને-અકવઅનું રણગીત • હઝરત આમિરની શહાદતની પેશગોઇ • ખયબર પાસે રસૂલુલ્લાહ (સલ.)ની દુઆ • ખયબરના લોકોની નાસભાગ • રસૂલુલ્લાહ (સલ.)ના રસ્તાની મંઝિલો • ગત્ફાનનું લશ્કર યહૂદીઓની મદદે • એક પછી એક કિલ્લાની જીત • ચાર વસ્તુઓની મનાઇનો હુકમ • રસૂલુલ્લાહ (સલ.)ના બીજા સૂચનો • બનૂ સહમના ભૂખ્યા લોકોની દરખાસ્ત • ઈસ્લામી લશ્કરનો જંગી શિઆર • યહૂદનો મરહબ પહેલવાન • મરહબનું અભિમાની માથું • મરહબના ભાઇનો પડકાર • હઝરત અલીની અનેરી શાન • હઝરત અલી અને કિલ્લાનો દરવાજો • હઝરત કઅબ બિન અમ્રનો કિસ્સો.

**ઈસ્લામી સૈન્યની કૂચ ખયબર તરફ**————મુહંમદ ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હુદૈબિયહથી વાપસ થઈને ઝિલ-હજ્જના પૂરા મહિના ઉપરાંત મુહર્રમના થોડાક દિવસો સુધી મદીનહમાં જ બિરાજમાન રહ્યા. આ વરસના ઝિલ-હજ્જમાં પણ હજ્જની તમામ ક્રિયાઓનો સંપૂર્ણ વહીવટ કુરૈશી મુશરિકોના મુતવલ્લીઓના જ કબજામાં રહ્યો. એ પછી મુહર્રમના છેલ્લા દિવસોમાં ઈસ્લામી સૈન્યને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ખયબર તરફ રવાના થયા.[૧]

ઈબ્ને હિશામ કહે છે : ખયબરની કૂચ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ હઝરત નુમૈલહ બિન અબ્દુલ્લાહ લૈસી રદિયલ્લાહુ અન્હુની, મદીનહના ગવર્નર તરીકે નિમણૂક કરી. ઈસ્લામી સૈન્યનો ઝંડો આપે હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુને ઈનાયત કર્યો. આ ઝંડો સફેદ રંગનો હતો.

**ગુજરાતી સંપાદકનો વધારો**————ઈબ્ને હિશામની કિતાબમાં ખયબરનું યુધ્ધ કેમ ખેલાયું તેના કારણને લગતી વિગતો લખેલી નથી. સીરતની સનદી કિતાબોને આધારે તેનો ટૂંકસાર અત્રે રજૂ કરીએ છીએ:

અરબની ભૂમિમાં ખયબરનો ઈલાકો યહૂદીઓના લશ્કરી બળનો મજબૂત અને અભેદ કિલ્લો બની ગયો

૧. હિજરી ૬નો ઝિલ-હજ્જ મહિનો ઇસ્વી સન ૬૨૫ ના માર્ચની ૧૨ તારીખે શરૂ થયો. અને ૭ હિજરીનો મુહર્રમ મહિનો ઇ.સ. ૬૨૫ના મે મહિનાની ૧૧ તારીખે શરૂ થયો. મુહર્રમના છેલ્લા દિવસોનો મતલબ મેના અંતમાં અથવા જૂનની શરૂઆતમાં આપ ખયબર તરફ રવાના થયા (ઇબ્ને હિશામનો હાશિયો જિ.૨ પા. ૩૯૨)

હતો. ઈસ્લામને ઉખેડી કાઢવાના કાવતરાં અહીં જ ઘડાતાં હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ અરબના કબીલાઓને ઉશ્કેરીને મદીનહને ખેદાનમેદાન કરી નાખવાની યોજનાઓ અહીં જ આકાર લેતી હતી. યહૂદીઓ પોતાની ગદ્દારીઓને કરાણે મદીનહથી તડીપાર થઇને ખયબરમાં વસી જવા છતાં ચેનથી બેઠા ન હતા. વીંછીની ઝેરીલી ફિતરત પેઠે તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ડંખ મારવાનું ચાલુ રાખ્યું હતું. જો કે આપ તો જગતજનોને માટે દયાના સાગર બનીને પધાર્યા હતા. તેઓની ગદ્દારીઓ છતાં રહમદિલીથી કામ લઇને તેઓને જીવતદાન આપી દીધું હતું અને ખયબરમાં જઇને વસવાની તેઓને પરવાનગી આપી દીધી હતી. પરંતુ યહૂદીઓની ગદ્દાર કૌમ પોતાની ફિતરતથી લાચાર હતી. એમની જ ગદ્દારીઓ અને સાઝિશોને પરિણામે મદીનહ પર અરબ કબીલાઓના ધાડાંના ધાડાં ઉમટી આવ્યાં હતાં. અને ખન્દકનું એવું ખતરનાક યુધ્ધ ખેલાયું હતું કે કુર્આને-કરીમના બોલોમાં : "મદીનહની ધરતી ધણધણી ઊઠી અને મુસલામાનોના કલેજાં તાળવે આવી ગયાં !" તે વેળા મુસલમાનોના જાન-માલ, દીન-ઈમાન, બીવી-બચ્ચાં, ઘરબાર સર્વસ્વ પર ચોતરફથી મુસીબત તૂટી પડી હતી. છેવટે અલ્લાહની મદદથી આ આફતથી તેઓનો છુટકારો થયો હતો. આ બધી લડાઇઓ યહૂદીઓ તરફથી પરાણે થોપવામાં આવી હતી અને લાચારીએ મુસલમાનોએ પોતાનો બચાવ કરવો પડયો હતો.

ખયબરમાં વસી જવા પછી ધીરે ધીરે પગદંડો જમાવીને યહૂદીઓએ ત્યાં પોતાની હુકૂમત કાયમ કરી લીધી હતી. તેઓના બાદશાહો જેવા સરદારોના માર્યા જવા પછી જે શાહઝાદાઓ તેઓની ગાદીએ બેઠા તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મનીમાં બે કે ચાર ડગલાં નહિ, અનેક ડગલાં આગળ નીકળી ગયા. અબૂ રાફિઅ સલ્લામ બિન અબિલ-હુકૈકના માર્યા જવા પછી યહૂદીઓએ ઉસૈર બિન રઝામ નામે સરદારને તેની ગાદીએ બેસાડી દીધો. સત્તાનું સુકાન સંભાળતાં જ તેણે યહૂદીઓને ભેગા કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ ઝેરીલું પ્રવચન કરતાં કહ્યું :

> "મારાથી પહેલાં હુય્ય બિન અખ્તબ, સલ્લામ બિન અબિલ-હુકૈક અને બીજા અગ્રેસરોએ મુહંમદ વિરૂધ્ધ જે રાજનીતિ અપનાવી તે બિલકુલ ખોટી હતી જેને કારણે તેઓ માર્યા ગયા, યહૂદીઓ દુ:ખી થયા અને મુહંમદને કદમ જમાવવાનો મોકો મળી ગયો. મારી રાજનીતિ આ છે કે મોટું લશ્કર ભેગું કરીને ખુદ મુહંમદના પાટનગર પર ઓચિંતો ફટકો મારી દેવામાં આવે અને હું એજ રાજનીતિ અપનાવીશ !" [૧]

એ પછી ઉસૈર બિન રઝામ, કિનાનહ બિન રબીઅ બિન અબિલ-હુકૈક, મરહબ પહેલવાન અને બીજા સરદારો બનૂ ગત્ફાન કબીલાના લોકો પાસે ગયા. બનૂ ગત્ફાન અરબ મુશરિકોનો બહુ મોટો કબીલો હતો અને ખયબરની બાજુમાં જ વસેલો હતો. તેઓના સરદારોને ભેગા કરીને બોલ્યા, "અમારી સાથે મળીને મદીનહ પર ચઢાઇ કરો તો ખયબરની ખેતીવાડીની અર્ધી આવક તમને આપવા તૈયાર છીએ."

તેઓ અર્ધી આવકની શરત પર રાજી થઇ ગયા. ગત્ફાનનો એક બળવાન કબીલો બનૂ ફઝારહ નામે હતો. તેઓને જ્યારે ખબર પડી કે ખયબરના યહૂદીઓ મદીનહ પર ચઢાઇ કરવા માગે છે તો તેઓએ પણ લડાઇમાં શામિલ થવાની સંમતિ દર્શાવી દીધી. ગત્ફાનનો કબીલો તેજ છે જેના ડાકૂઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૪૬૭- જમાલે-મુસ્તફા જિ.૪ પા. ૨૩૬

અલૈહિ વ સલ્લમના ઊંટો પર છાપો માર્યો હતો અને ઊંટોના રખેવાળ, હઝરત અબૂ ઝર રદિયલ્લાહુ અન્હુના બેટાને કતલ કર્યો હતો અને ઊંટોની સાથે તેની બીબીને પણ ઉપાડી ગયા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જ્યારે યહૂદીઓની આ સાઝિશના સમાચાર મળ્યા તો આપે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા રદિયલ્લાહુ અન્હુને ખયબર મોકલ્યા કે પોતે ત્યાં જઈને મૂળ મામલાની તહકીક કરે. થોડાક માણસોને લઈને તેઓ ખયબર ગયા અને છુપા વેશે ખુદ ઉસૈર બિન રઝામને મુખે તેની યોજના જાણી લીધી અને મદીનહ આવીને જણાવ્યું કે સમાચાર બિલકુલ સાચા છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નાહકની ખૂનરેજીથી બચવા માટે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને ૩૦ માણસોની ટુકડી સાથે ઉસૈર બિન રઝામ પાસે મોકલ્યા અને કહેવડાવ્યું કે, અગર તે લડાઈ સંકેલી લે અને પોતે મદીનહ આવીને સુલેહની વાતચીત કરે તો ખયબરની હુકૂમત તેને આપી દેવામાં આવશે. હઝરત અબ્દુલ્લાહ પોતાના ૩૦ માણસો સાથે ખયબર જઈને ઉસૈર બિન રઝામને મળ્યા. હઝરત અબ્દુલ્લાહની વાતો સાંભળીને તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પ્રસ્તાવ વધાવી લીધો અને સુલેહની વાતચીત માટે મદીનહ જવા સંમત થઈ ગયો. મુસલમાનોની સંખ્યા પ્રમાણે તેણે પણ પોતાના ૩૦ માણસોને સાથે લીધા.

પ્રવાસમાં બંને પક્ષના માણસો પોતપોતાની સવારી પર એવી રીતે જતા હતા કે એક મુસલમાનની સાથે એક યહુદીની સવારી લાગેલી હતી. બે-બે માણસોની જોડમાં સાઠ સવારીઓની ત્રીસ કતાર લાગેલી હતી. ઉસૈર બિન રઝામ હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસની જોડે સવારી દોડાવતો હતો. જ્યારે કાફલો ''કરકરહ''સ્થળેથી પસાર થવા લાગ્યો તો કોઈ અજાણ્યા ભયથી શયતાને ઉસૈર બિન રઝામના દિલમાં બદગુમાનીનો વસવસો જન્માવી દીધો. તેણે અચાનક ઝાપટ મારીને હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસની તલવાર ઝૂંટવી લેવાની કોશિશ કરી. આ જોઈને હઝરત અબ્દુલ્લાહ ચોંકી ઊઠયા,

''હે અલ્લાહના દુશ્મન ! તારો શું વિચાર છે ? શું તું વચનભંગ કરવા માગે છે ?'' આ સાંભળીને ઉસૈરને વધુ શૂર ચઢયું અને તે ખેંચાતાણી કરવા લાગી ગયો. હઝરત અબ્દુલ્લાહએ સવારીની લગામ ખેંચી લીધી અને તેને દાવમાં લઈને તલવારનો વાર કર્યો જેનાથી તેની જાંઘ કપાઈ ગઈ. તે ઘોડા પરથી ગબડી પડયો પણ પડતાં-પડતાં તેણે હઝરત અબ્દુલ્લાહને પણ પોતાની તલવારથી જખ્મી કરી નાખ્યા. આ બધું આંખના પલકારામાં એવી રીતે બની ગયું કે બંને પક્ષના માણસો કંઈ સમજી શકયા નહિ. પોતપોતાના માણસને લોહીલુહાણ હાલતમાં જોઈને તેઓની આંખોમાં પણ લોહી ઊતરી આવ્યું. તલવારો તાણીને તેઓ પણ એકબીજા પર તૂટી પડયા. થોડીવાર રમખાણ જામેલું રહ્યું. નતીજા રૂપે ઉસૈર બિન રઝામ અને તેના કેટલાક માણસો માર્યા ગયા અને બાકીના જીવ લઈને નાસવા લાગ્યા. મુસલમાનોએ તેઓની પૂઠ નહિ પકડી કેમકે જંગ કરવાનો તેઓનો કોઈ ઈરાદો ન હતો અને ગદ્દારીની શરૂઆત તેઓ તરફથી થઈ ન હતી. કુર્આનના આદેશ મુજબ મુસલમાનોએ આ પ્રકારની ગદ્દારી કદી કરી ન હતી. જ્યારે યહૂદીઓ આથી પહેલાં અનેક વાર ગદ્દારીના અમલી નમૂના રજૂ કરી ચૂકયા હતા. એનાથી અનુમાન થઈ શકે છે કે આ કોઈ ઓચિંતી સર્જાયેલી ઘટના ન હતી બલકે યહૂદીઓએ અગાઉથી યોજના ઘડી હશે કે રસ્તામાં મુસલમાનોની છેડતી કરીને તેઓનો ખાતેમો બોલાવી દેવામાં આવે.

ઉસૈર બિન રઝામ અને તેના સાથીઓની હત્યાના સમાચાર ખયબર પહોંચ્યા તો ત્યાંની તમામ યહૂદી

વસતિઓમાં હાહાકાર મચી ગયો. જંગલની આગ પેઠે બનૂ ગત્ફાનના કબીલાઓમાં પણ સમાચાર પ્રસરી ગયા. લોકો લડાઈની તડામાર તૈયારીઓ કરવા લાગી ગયા. જ્વાળામુખીના પેટાળમાં જે લાવો ખદબદતો હતો તે ભયંકર ગર્જનાઓ સાથે બહાર નીકળવા ઉછાળા મારવા લાગ્યો.

આ તરફ હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા અને એમના સાથીઓએ મદીનહ પહોંચીને આ બનાવના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર આપ્યા. સાંભળીને આપને બેહદ રંજ થયો. આપ તો ચાહતા હતા કે યહૂદીઓ અને મુસલમાનો વચ્ચે સુલેહશાંતિનું વાતાવરણ કાયમ થઇ જાય. એજ હેતુની સિધ્ધિ માટે આપે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને શાંતિના દૂત બનાવીને મોકલ્યા હતા. હવે મામલો પલટો ખાઇને એકદમ ગંભીર બની ગયો હતો અને અનુમાન મુજબ મદીનહ પર યહૂદીઓની ચઢાઇ યકીની બની ગઇ હતી.

આપે સલાહસુચન માટે પોતાના સહાબાને ભેગા કર્યા અને સંજોગને અનુસરીને એવો ફેસલો કર્યો કે ખયબરના યહૂદીઓ જંગે-ખન્દક પેઠે બનૂ ગત્ફાન, બનૂ ફઝારહ વગેરેનું લાવલશ્કર લઇને મદીનહ પર ચઢી આવે તે પહેલાં તેઓના મુકાબલા માટે આપણે ખયબર પહોંચી જવું જોઇએ.

આ ફેસલા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામી લશ્કરને તૈયાર થઇ જવાનો હુકમ ફરમાવી દીધો. આ લડાઇની તૈયારીમાં આપે બહુ સાવચેતી અને ઉતાવળથી કામ લીધું. મુનાફિકોમાંથી કોઇને સલાહ માટે બોલાવ્યા નહિ. તૈયારીના હુકમ સાથે એવું એલાન પણ ફરમાવ્યું કે, "ખયબર માટે ઈસ્લામી લશ્કરમાં તેજ લોકો શામિલ થઇ શકે છે જેઓ સુલ્હે-હુદૈબિયહ અને બૈઅતે-રિદવાનમાં અમારી સાથે શામિલ હતા. "હુદૈબિયહમાં પાછળ રહી જનારા મુસલમાનોને આપે ખયબરમાં આવવાની મના ફરમાવી દીધી. આપના આ ફરમાનનું કારણ અલ્લાહનો આ હુકમ હતો : "સ-યકૂલુલ મુખલ-લફૂન ઇઝન-તલક-તુમ ઈલા મગાનિમ લિતઅ-ખુઝૂહા......."

"હવે જ્યારે તમે (ખયબરની) ગનીમત લેવા જશો તો (હુદૈબિયહમાં) પાછળ રહી જનારા કહેશે કે, અમને પણ પરવાનગી આપો કે તમારી સાથે આવીએ. તેઓ ચાહે છે કે અલ્લાહનો હુકમ બદલી નાખે. કહી દો કે તમે હરગિઝ અમારી સાથે આવી શકતા નથી. અલ્લાહએ તો પ્રથમથી એમ જ ફરમાવી દીધું છે, ત્યારે તેઓ કહેશે કે નહિ, અલ્લાહનો એ હુકમ નથી બલકે તમે અમારી સાથે હસદ કરો છો. (જો કે એવું કંઇ નથી.) બલકે વાત એમ છે કે તેઓ બહુ ઓછી સમજબુધ્ધિ ધરાવનારા છે."[૧]

સન ૭ હિજરીના મુહર્રમમાં ઈસ્લામી લશ્કર તૈયાર થઇને મદીનહથી નીકળ્યું. કુલ સંખ્યા ૧૬ સો મુજાહિદોની હતી, જેમાં બસો ઘોડેસવારો હતા. પાક બીબીઓમાંથી હઝરત ઉમ્મે-સલમહ સાથે હતાં કેમકે હુદૈબિયહમાં પણ સાથે હતાં. કેટલાક માનવંતા મુસ્લિમ ખાતૂનો પણ ઘવાયેલાઓના મલમપાટા, જખ્મીઓને પાણી પીવાડવા, તીરો વગેરે ઉપાડીને આપવા માટે સાથે હતાં.

જંગે-ખયબરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલલમએ પ્રથમવાર ત્રણ મોટા ઝંડા તૈયાર કરાવ્યા. આથી પહેલાં સામાન્ય પ્રકારના નાના ઝંડા લઇ જવામાં આવતા હતા. એમાંનો એક ઝંડો આપે હઝરત હુબાબ બિન મુનઝિરને, બીજો હઝરત સઅદ બિન ઉબાદહને અને ત્રીજો "અલમે-નબવી"એટલે ખાસ નબી સલ્લલ્લાહુ

૧. સૂરએ-ફત્હ પા. ૨૬ આયત ૧૫ એમાં પાછળ રહી જનારાઓનો ઇશારો મુનાફિકો તરફ છે.

અલૈહિ વ સલ્લમનો ઝંડો આપે હઝરત અલીને ઇનાયત ફરમાવ્યો. આ ઝંડો હઝરત બીબી આઇશહના દુપટ્ટાથી તૈયાર કરવામાં આવ્યો હતો.

મદીનહથી નીકળતી વેળા મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય આપની તહેનાતમાં હાજર થયો. તેણે પોતાના સાથીઓ સાથે ઇસ્લામી લશ્કરમાં શામિલ થવાની પરવાનગી માગી. જવાબમાં આપે ફરમાવ્યું, ''આ લડાઇમાં ફક્ત તેજ લોકો શામિલ થઇ શકે જેઓનો હેતુ ફક્ત જિહાદ અને અલ્લાહનો બોલ બાલા કરવાનો હોય છે. દુન્યવી માલની આશાએ કે લાલચે કોઇ શામિલ થઇ શકે નહિ.''

આ જવાબ સાંભળીને તે પોતાના સાથીઓ સાથે છોબડું લટકાવતો ચાલ્યો ગયો અને એજ વેળા છુપી રીતે યહૂદીઓને કહેણ મોકલાવી કે, ''મુહંમદ તમારી સાથે જંગ માટે નીકળી ચૂકયા છે. કિલ્લાઓમાંથી બહાર નીકળીને એમનો મુકાબલો કરજો. સંખ્યા તમારી સરખામણીમાં એમની બહુ થોડી છે અને હથિયારો પણ કંઇ ખાસ નથી.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુનાફિકોની તમામ ચાલબાજીઓની ખબર હતી. આપે ઝડપી ગતિએ ઇસ્લામી લશ્કરને રવાના થવાનો હુકમ ફરમાવ્યો. આ લશ્કરમાં હઝરત આમિર બિન અકવઅ નામે સહાબી પણ હતા જેઓ બનૂ ગત્ફાન કબીલાના ડાકૂઓનો એકલપંડે મુકાબલો કરનાર હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅના કાકા હતા. હઝરત આમિર બિન અકવઅ મોટા શાઇર હોવા ઉપરાંત મધુર કંઠે ''હુદી-ગીત'' ગાવામાં પણ પંકાયેલા હતા. જયારે ઇસ્લામી લશ્કર રેગિસ્તાનની ભૂમિના શાંત વાતાવરણમાં પહોંચ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત આમિર બિન અકવઅને હુદી-ગીત લલકારવાની ફર્માઇશ કરી. (આ લખાણના હવાલા માટે જુઓ, અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૪૭૫-૪૮૧-જમાલે-મુસ્તફા જિ.૪ પા. ૨૩૬-૨૪૧ ગુજરાતી સંપાદકનું લખાણ પૂરૂં થયું. ઇબ્ને હિશામનું લખાણ વાંચો)

**હઝરત ઇબ્ને-અકવઅનું હુદી-ગીત**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઇબ્રાહીમ બિન હારિસ તૈમીએ કહ્યું અને ઇબ્રાહીમે અબુલ-હૈસમ બિન નસ્ર અસલમીના મુખેથી સાંભળ્યું અને અબુલ-હૈસમે પોતાના બાપાજીના મુખેથી સાંભળ્યું. અબુલ-હૈસમના બાપાનું બયાન છે :

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાના લશ્કર સાથે મદીનહથી નીકળીને ખયબર તરફ રવાના થઇ ગયા. ખયબરના આ પ્રવાસમાં હઝરત સલમહ બિન અમ્ર બિન અક-વઅના કાકા હઝરત આમિર બિન અકવઅ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે હતા. અકવઅનું અસલ નામ સિનાન હતું.

આગળ જતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત આમિર બિન અકવઅને ફર્માઇશ કરતાં ફરમાવ્યું, ''હે અકવઅના બેટા આમિર ! ચાલો અમને ''હુદી''ના ગીતોમાંથી કોઇ ગીત સંભળાવો.''[1]

ફર્માઇશી હુકમનું પાલન કરતાં અકવઅના બેટા આમિરે આ હુદી-ગીત લલકાર્યું :

૧. હઝરત આમિર બિન અકવઅ શાઇર હોવા ઉપરાંત મધુર કંઠે ગીત ગાવામાં પણ પંકાયેલા હતા. અરબનાં ઊંટ સવારોના રણગીતને ''હુદી'' કહે છે. રેતાળ રણના પ્રવાસમાં ઊંટોને મસ્તીમાં લાવવા અને તેજીથી ભગાવવા માટે આ ગીત ગાવામાં આવે છે. રણના સન્નાટામાં સ્વર અને શબ્દોના જાદૂથી ઊંટો મસ્તીમાં ઝૂમતાં ખુબ તેજીથી ભાગવા લાગે છે. ''હ''

**વલ્લાહે લવ - લલ્લાહુ મહ તદૈના • વલા તસદ - દકના વલા સલ-લૈના.**

અલ્લાહના સોગંદ ! જો અલ્લાહની કૃપા કે તવફીક ન હોત તો અમે ન હિદાયત પામત, ન દાન-ખૈરાત કરત અને ન નમાઝ પઢત !

**ઈન્ના ઈઝા કવમુન બગત અલૈના • વ ઈન અરાદૂ ફિત-નતન અબૈના.**

કોઈ કૌમ જયારે અમારી સાથે બગાવત કે બળવો કરે કે કોઈ ફિત્નો જગાડે તો અમે તેને નફરતથી ધુતકારી કાઢીએ છીએ. (ફિત્નાને ઊગતો ડામી દઈએ છીએ.)

**ફ અન-ઝિલન સકી - નતન અલૈના • વ સ્રબ - બિતિલ અકદામ ઈન લાકૈના.**

તો હે અલ્લાહ ! આપ અમારી ઉપર શાંતિ-સલામતી ઉતારજો ! અને દુશ્મનો સાથે મુકાબલો થાય તો અમને સાબિત-કદમ કે અડગ રાખજો !

**શહીદ થવાની પેશીનગોઇ**————આ હુદી-ગીત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "યા આમિર ! યરહમુ કલ્લાહુ !" એટલે હે આમિર ! અલ્લાહ તુજ પર રહમ ફરમાવે![1]

આ સાંભળતાં જ હઝરત ઉમર બોલી ઊઠયા, "ત્યારે તો યા રસૂલલ્લાહ ! આમિર માટે તો શહાદત વાજિબ થઇ ગઇ. અલ્લાહના સોગંદ, કાશ ! અમને પણ એની તક મળવા પામત !"

અને ખરેખર પછી જયારે ખયબરનો સંગ્રામ ખેલાયો તો હઝરત આમિર બિન અકવઅ તેમાં શહીદ થઇ ગયા. એની વિગત એમ છે કે હઝરત આમિર જયારે જંગે-ખયબરમાં યહૂદી કાફિરો પર તલવાર વીંઝતા હતા તો એમની જ તલવારે પલટો ખાયને એમને ગંભીર રીતે ઘાયલ કરી નાખ્યા. બન્યું એમ કે લડાઈ શરૂ થતાં હઝરત આમિરે એક યહૂદીની ટાંગ પર તલવારનો ફટકો માર્યો. તલવાર નાની હોવાથી વાર ખાલી ગયો અને પલટો ખાયને તલવારની ધારદાર અણી એમના ઘૂંટણમાં ઊંડે ઊતરી ગઇ. આ જખમથી તેઓ બચી શકયા નહિ અને શહીદ થઇ ગયા.

મુસલમાનોમાં હઝરત આમિરની શહાદત અંગે શંકા જાગી. તેઓ ચર્ચા કરવા લાગ્યા અને તેઓમાં મતભેદ પડી ગયો. કેટલાક કહેતા હતા કે આમિર શહીદ થયા છે ત્યારે કેટલાકનું કહેવું હતું કે એમને તો એમના જ હથિયારે ઘાયલ કર્યા છે. (જે એક રીતે આપઘાત કે આત્મહત્યા જેવું છે જેથી શહીદ થયેલા નહિ કહેવાય.)

હઝરત આમિરના ભત્રીજા હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારા ચેહરા પર ઉદાસીના ભાવો જોઇને મારો હાથ પકડી લીધો અને પૂછયું, "સલમહ! શું મામલો છે ? ઉદાસ કેમ છો ?"

મેં કહ્યું, "યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપ પર કુરબાન ! લોકો કહે છે કે મારા કાકા આમિરનો અમલ બરબાદ થઇ ગયો છે." (એટલે તેમણે આપઘાત કરી લીધો છે. શું તેઓ શહીદ થયેલા કહેવાય ?)

આપે ફરમાવ્યું, "જે કોઇએ આમ કહ્યું તેણે ખોટું કહ્યું છે. આમિર યકીની રીતે શહીદ થયા છે. તેમની શહાદતમાં કોઈ શંકા નથી."

---

૧. સહાબામાં મશહૂર હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે "યરહમુ-કલ્લાહ"ના શબ્દોથી કોઇ સહાબીને દુઆ આપતા તો તેના માટે શહીદ થઇને જન્નતમાં જવાનું વાજિબ થઇ જતું હતું. "હ"

એ પછી આપે બે આંગળી ભેગી કરીને ફરમાવ્યું, "આમિરને તો બમણો અજ્ર મળશે કેમકે તે કુફ્ફારના મુકાબલામાં જાનની પરવા નહિ કરનારા મર્દે-મુજાહિદ હતા."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમામ મુસલમાનો સાથે હઝરત આમિર બિન અકવઅના જનાઝહની નમાઝ પઢી.

**ખયબર પાસે રસૂલુલ્લાહ (સલ.)ની દુઆ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : અતાઅ બિન અબૂ મરવાન અસ્લમી તથા તેમના બાપાજી તરફથી મને હઝરત અબૂ મુઅત્તિબ બિન અમ્રની આ રિવાયત મળી. હઝરત અબૂ મુઅત્તિબનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે ખયબરની [૧] નઝદીક પહોંચી ગયા અને ખયબરની વસતિ પર આપની નજર પડી તો આપે પોતાના સહાબાને ફરમાવ્યું, "કુફૂ!"એટલે ઠેહરો, થોભી જાવ !

આજ્ઞા મળતાં જ ૧૬ સો મુજાહિદોનું લશ્કર થોભી ગયું. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનો સાથે બારગાહે ઈલાહીમાં આ દુઆ માગી :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ રબ્બસ-સમાવાતિ | હે અલ્લાહ ! હે આકાશોના પાલનહાર ! |
| વમા અઝ-લલના. | અને જે કંઈ આકાશોના સાયામાં છે તેના પાલનહાર ! |
| વ રબ્બલ-અરદીન | અને હે ધરતીઓના પાલનહાર ! |
| વમા અકૂ-લલના. | અને જે કંઈ ધરતીમાંથી ઊગે છે તેના પાલનહાર ! |
| વ રબ્બશ - શયાતીન | અને હે શયતાનોના પાલનહાર ! |
| વમા અદ્દ - લલના- | અને શયતાનો જેઓને ગુમરાહ કરે છે તેઓના પાલનહાર! |
| વ રબ્બર-રિયાહિ | અને હે વાયુઓના પાલનહાર ! |
| વમા અરઝીના. | અને વાયુઓને ઉડાવનારા ફરિશ્તાઓના પાલનહાર ! |
| ફ-ઈન્ના નસ-અલુકા | તો અમે યાચના કરીએ છીએ તુજથી, |
| ખૈર હાઝિહિલ-કરયહ. | આ વસતિની ભલાઈની ! |
| વ ખૈર અહલુહા | અને એમાં વસનારાઓની ભલાઈની ! |
| વ ખૈર મા ફીહા. | અને જે કંઈ એ વસતિમાં છે તેની ભલાઈની ! |
| વ નઊઝુ બિકા | અને અમે રક્ષણ માગીએ છીએ તુજથી, |
| મિન શર્રે - હા | એ વસતિની બુરાઈથી ! |
| વ શર્રા અહલિ-હા | અને એમાં વસનારાઓની બુરાઈથી ! |
| વ શર્રે મા ફીહા. | અને જે કંઈ એ વસતિમાં છે તેની બુરાઈથી ! |

આ દુઆથી ફારિગ થઈને આપે ફરમાવ્યું, "અકૃદિમૂ બિસ્મિલ્લાહ !" એટલે અલ્લાહનું નામ લઈને હવે આગળ વધો. હઝરત અબૂ મુઅત્તિબ ફરમાવે છે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે કોઈ શહેર કે વસતિમાં પધારતા તો તેમાં દાખલ થવા પહેલાં આ દુઆ પઢતા હતા. (ઉપર મુજબની)

**ખયબરના લોકોની નાસભાગ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ

૧. ખયબર મદીનાહથી આઠ મંઝિલ એટલે આસરે બસો માઈલના ફાસલા પર શામની દિશાએ આવેલું છે. કેટલાકે ૧૮૪ કી.મી. એટલે લગભગ સવા સો માઈલનો ફાસલો દર્શાવેલો છે. (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૪૦૯) "હ"

અન્હુનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારેય કોઈ કૌમ સાથે જંગ કરતા તો વહેલી સવારે તેની ઉપર છાપો મારતા હતા. અગર કોઈ વસતિમાંથી અઝાનનો અવાજ સાંભળતા તો છાપો મારવાથી અટકી જતા હતા. પણ જયારે અઝાનનો અવાજ નહિ સાંભળવામાં આવતો તો વહેલી સવારના સમયે છાપો મારતા."

હઝરત અનસ બિન માલિકનું બયાન છે : "સારાંશ કે અમે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રાતના સમયે ખયબરમાં દાખલ થયા. એક જગાએ પડાવ નાખીને રાત ત્યાં જ ગુજારી અને સવાર પડી ગઈ. પ્રભાતનું અજવાળું રેલાયું છતાં કોઈ દિશાએથી અઝાનનો અવાજ નહિ સંભળાયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઘોડા પર સવાર થઈ ગયા. આપના હુકમ મુજબ અમે પણ સવાર થઈ ગયા. હું અબૂ તલહાની પાછળ-પાછળ હતો. મારો કદમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કદમની લગોલગ હતો. આગળ જતાં અમે જોયું કે ખયબરના ખેડૂતો, કામદારો અને ધંધાદારી લોકો સવારના પહોરમાં અમારી સામેથી પસાર થવા લાગ્યા. તેઓ પોતાના પાવડા, કોદાળા, ટોકરા વગેરે ઉપાડીને ખેતરો કે વાડીઓ તરફ જતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને આપના લશ્કરને જોતાં જ તેઓ ચોંકી ઊઠયા અને પોકારી ઊઠયા,

"મુહમ્મદુન વલ્લાહિ !" અરે અલ્લાહના સોગંદ મુહંમદ !

"મુહમ્મદુન વલ-ખમીસુ !" અરે મુહંમદ અને લશ્કર ! [૧]

'આમ કહેતાં જ તેઓ પૂઠ ફેરવીને ભાગી ઊઠયા અને શહેરની ગલીકૂંચીઓમાં ભરાય ગયા. એમને નાસતા જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : "અલ્લાહુ અકબર ! ખરિબત ખયબરૂ ઈન્ના ઈઝા નઝલ-ના બિ-સાહતિ કવમિન ફ-સાઅ સબાહુલ-મુન્ઝરીન."

એટલે અલ્લાહ મહાન છે. ખયબર વેરાન થઈ ગયું. બેશક અમે જયારે ય કોઈ કૌમના આંગણમાં ઊતર્યા તો ત્યાંના "મુન્ઝરીન"ની ભયંકર ચીસો નીકળી ગઈ છે. અથવા ત્યાંના "મુન્ઝરીન"ની સવાર બગડી ગઈ છે અને "મુન્ઝરીન" તે લોકો છે જેઓને અલ્લાહ તરફથી પયગમ્બરો મારફતે જહન્નમના અઝાબથી ડરાવવામાં આવ્યા હોય. એટલે કાફિરો, મુશરિકો, મુનાફિકો, ઈસ્લામના દુશ્મનો વગેરે.

**રસૂલુલ્લાહ (સલ.)ના રસ્તાની મંઝિલો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે મદીનહથી ખયબર જવા માટે નીકળ્યા તો "ઈસ્ર" નામે પહાડને રસ્તે પોતાનું લશ્કર લઈને રવાના થયા. [૨] આ સ્થળે આપના માટે એક મસ્જિદ બનાવી દેવામાં આવી હતી. અહીંથી કૂચ કરીને આપ "સહબા" મુકામે પહોંચી ગયા અને અહીંથી લશ્કર સાથે કૂચ કરીને આગળ વધ્યા તો "રજીઅ"ની મંઝિલે પહોંચીને પડાવ નાખી દીધો. [3]

---

૧. ખમીસ : અરબીમાં લશ્કરને કહે છે જેના પાંચ ભાગ હોય છે : (૧) મય-મનહઃ જમણી પાંખ (૨) મય-સરહઃ ડાબી પાંખ (૩) કલ્બ : વચલો ભાગ (૪)મુ-કદ-દિમહ અથવા મુ-કદ-દિમતુલ-જૈશ : લશ્કરનો આગલો ભાગ (૫) સાકહ અથવા સાકતુલ-જૈશઃ લશ્કરનો પાછલો ભાગ. "હ"

૨. ઈસ્ર : મદીનહ અને અલ-ફર્શની વચ્ચે આવેલા એક પહાડનું નામ. એવી જ રીતે સહબા : મદીનહ અને ખયબરની વચ્ચે, ખયબરથી વધારે નજીક આવેલું સ્થળ છે.

3. રજીઅ : ખયબર અને ગત્ફાનની વસતિ વચ્ચે આવેલું સ્થળ. ઈસ્લામી લશ્કરે અહીં પડાવ નાખીને બંને વચ્ચે દીવારનું રૂપ લીધું કે જેથી ગત્ફાનના મુશરિકો યહૂદીઓની મદદે નહિ જઈ શકે. રજીઅ નામે એક વસતિ પણ છે જેનું બયાન પ્રકરણ ૧૧૪માં થયું છે. "હ"

રજીઅની મંઝિલે પડાવ નાખી દેવાનો હેતુ આ હતો કે આ સ્થળ, ખયબર અને ગત્ફાન કબીલાની વસતિ વચ્ચે આવેલું હતું. બીજો હેતુ આ હતો કે આપનું લશ્કર, ખયબરના યહૂદીઓ અને ગત્ફાનના લોકો વચ્ચે એક દીવાર કે આડ બની જાય કે જેથી, યહૂદીઓને ગત્ફાન તરફથી કોઇ કુમક કે મદદ મળવા નહિ પામે. કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળી ગયા હતા કે ગત્ફાન કબીલાના મુશરિકો યહૂદીઓની મદદ માટે તૈયાર છે.

**ગત્ફાનના મુશરિકો યહૂદીઓની મદદે**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જાણકારો તરફથી મળેલી માહિતી મુજબ ગત્ફાનના મુશરિકોને જ્યારે ખબર પડી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના લશ્કર સાથે રજીઅમાં ડેરા નાખી દીધા છે તો તેઓએ તાબડતોડ પોતાના લડવૈયાઓને તૈયાર કરી નાખ્યા અને યહૂદીઓની મદદ માટે ચાલી નીકળ્યા. પરંતુ પહેલી મંઝિલે પહોંચતાં જ તેઓને પોતાના બાલબચ્ચાં અને ઘરબાર વિષે જે ખતરનાક સમાચાર મળ્યા તેનાથી તેઓનો જંગી જુસ્સો ઠંડોગાર થઇ ગયો. તેઓને થયું કે પૂરી કૌમે સાથ આપ્યો નથી અને બાલબચ્ચાંના રક્ષણની યોગ્ય વ્યવસ્થા કરી નથી. જો અમારી ગેરહાજરીમાં તૈયાર ઊભેલું ઇસ્લામી લશ્કર અમારાં બાલબચ્ચાં પર તૂટી પડે તો નવાઇ જેવું નથી કે અમારી હાલત ધોબીના કૂતરા જેવી થઇ પડે ! આ ખટકો જાગતાં જ તેઓ પાછલા પગે પોતાની વસતિ તરફ વળી ગયા. આ ખટકો અલ્લાહ તઆલા તરફથી મુસલમાનોની એક ગૈબી મદદ હતી. આ રીતે તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અને યહૂદીઓના ખયબરને તેઓની હાલત પર છોડી દીધા.

**એક પછી એક કિલ્લાની જીત**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરના યહૂદીઓ પર હલ્લો કરી દીધો અને તેઓનો એક પછી એક કિલ્લો સર કરીને તેઓની માલ-મિલકત પર કબજો કરવા માંડયો. સૌથી પહેલાં જે કિલ્લો ફતેહ કર્યો તેનું નામ ''હિસ્ને-નાઇમ''હતું. આ કિલ્લાની ફતેહ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી હઝરત મહમૂદ બિન મસ્લમહ શહીદ થઇ ગયા. હઝરત મહમૂદે અપૂર્વ બહાદુરીથી કિલ્લા પર આક્રમણ કર્યું અને મોડે સુધી લડતા રહ્યા. થાક લાગતાં કિલ્લાની દીવારના સાયામાં વિસામો લેવા બેઠા. એજ પળે કિલ્લાની અગાશી પરથી કિનાનહ બિન રબીઅ નામે યહૂદી યુવકે પથ્થરની ઘંટીનું પડ હઝરત મહમૂદના માથા પર ઝીંકી માર્યું. માથું ફાટી જતાં હઝરત મહમૂદ બિન મસ્લમહ રદિયલાહુ અન્હુ શહીદ થઇ ગયા.

બીજા નંબરે ફતેહ થનારો ''હિસ્ને-કમૂસ''નામે કિલ્લો હતો. એ અબુલ-હુકૈક નામે યહૂદી સરદારના પરિવાર અને કુટુંબીઓનો કિલ્લો હતો. આ કિલ્લામાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જેટલા કેદીઓ મળ્યા તેમાં સફિય્યહ બિન્તે હુય્ય નામે એક રૂપવાન ખાતૂન પણ હતી. આ સફિય્યહ ખાતૂન યહૂદી કૌમના બાદશાહ જેવા સરદાર હુય્ય બિન અખ્તબની શાહઝાદી હતી. સફિય્યહના ખાવિન્દનું નામ કિનાનહ બિન રબીઅ બિન અબિલ-હુકૈક હતું. [1] સફિય્યહની સાથે તેની બે ચચેરી બહેનો પણ હતી. સફિય્યહ ખાતૂનને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાને માટે પસંદ કરી લીધી.

કેદીઓની વહેંચણી વેળા હઝરત દિહયહ બિન ખલીફહ કલ્બીએ દરખાસ્ત કરી, ''યા રસૂલલ્લાહ !

૧. સફિય્યહ ખાતૂનના પહેલા નિકાહ સલ્લામ બિન મિશકમ નામે યહૂદી જવાન સાથે થયા હતા. તેના મરણ બાદ કિનાનહ બિન રબીઅના નિકાહમાં આવ્યાં. આ કિનાનહ તેજ છે જેણે ઘંટીનું પડ ઝીંકીને હઝરત મહમૂદને શહીદ કરી નાખ્યા હતા. (ફત્હુલ-બારી જિ.૨ પેજ ૪૩૦) ''હ''

આ સફિય્યહ નામે ખાતૂન મને ઈનાયત ફરમાવી દો.''

પરંતુ સફિય્યહ ખાતૂનને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાને માટે પસંદ ફરમાવી લીધી હતી જેથી હઝરત દિહયહને તેની બે ચચેરી બહેનો આપી દેવામાં આવી. ખયબરના કિલ્લાઓમાંથી ઘણીબધી યહૂદી ઔરતો ગનીમતના માલ તરીકે મુસલમાનોને ભાગે આવી.

**ચાર વસ્તુઓની મનાઈનો હુકમ**——————જંગે-ખયબર વેળા ખાધખોરાકીની અછતને લીધે મુસલમાનોએ ''હુમુરે-અહલી''એટલે ઘરેલું ગધેડાઓનું ગોશ્ત ચૂલે ચઢાવ્યું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર પડી તો આપે ઊભા થઈને કેટલીક વસ્તુઓની મનાઈનો હુકમ ફરમાવ્યો અને એ વસ્તુઓના નામોની પણ જાહેરાત કરાવી દીધી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અમ્ર બિન દમ્રહ ફઝારી તરફથી મળેલી માહિતી મુજબ અબ્દુલ્લાહ બિન સલીતના બાપાજીનું કહેવું છે કે, જંગે-ખયબર વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી જયારે અમે ''હુમુરે-અહલી'' એટલે ઘરેલું ગધેડાઓનું માંસ ખાવાની મનાઈનો હુકમ સાંભળ્યો તો તે વેળા અમારી હાંડીઓમાં ગધેડાનું ગોશ્ત ખદખદી રહ્યું હતું. હુકમ સાંભળતાં જ અમે હાંડીઓ ચૂલાઓ પરથી ઉતારીને ઊંધી વાળી દીધી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન નજીહએ મકહૂલની આ રિવાયત બયાન કરી કે જંગે-ખયબર વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોને ચાર વસ્તુઓની મનાઈનો હુકમ ફરમાવી દીધો:

૧—— કેદ પકડાયેલી હામિલહ એટલે ગર્ભવતી સ્ત્રીઓ સાથે સમાગમ.

૨—— ઘરેલુ ગધેડાઓનું માંસ.

૩—— ચીરીફાડી નાખનાર કે ચીરીફાડીને ખાય જનાર પ્રાણીઓનું માંસ.

૪—— વહેંચણી પહેલાં ગનીમતના માલનું ખરીદ-વેચાણ.

**ઘોડાનું ગોશ્ત ખાવાની પરવાનગી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને સલામ ઈબ્ને કિર-કિરાહએ અમ્ર બિન દીનાર અને જાબિર બિન અબ્દુલ્લાહ અન્સારીની આ રિવાયત કહી સંભળાવી. (એમાં હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ અન્સારી જંગે-ખયબરમાં હાજર નહિ હતા.) તેમણે કહ્યું : ''જંગે-ખયબર પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે મુસલમાનોને ઘરેલું ગધેડાઓનું ગોશ્ત નહિ ખાવાનો હુકમ ફરમાવ્યો તો તે વેળા આપે મુસલમાનોને ઘોડાઓનું ગોશ્ત ખાવાની પરવાનગી આપી દીધી. [૧]

---

૧. ઘોડાના માંસ વિષે ફિકહી ઇમામોના જુદા જુદા મતો છે :

- ઇમામ શાફિઇ, ઇમામ અબૂ યૂસુફ, ઇમામ મુહંમદ અને અકસર આલિમો કને ઘોડાનું ગોશ્ત જાઇઝ અને મુબાહ છે. (મુબાહ એટલે છૂટ છે, રજા છે, ખાય શકાય છે.)
- ઇમામ અબૂ હનીફહ અને ઇમામ માલિક કને મકરૂહ છે.
- માલિકી મસ્લકના કેટલાક આલિમો કને મકરૂહે-તહરીમી અને કેટલાક કને મકરૂહે-તનઝીહી છે.
- હઝરત ઇમામ અબૂ હનીફહ અને હઝરત ઇમામ માલિકે હઝરત ખાલિદ બિન વલીદની એક રિવાયતને આધારે દલીલ કરી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બાદમાં ઘોડાના ગોશ્તની મના ફરમાવી દીધી હતી. હઝરત ખાલિદની એ રિવાયત અબૂ દાવૂદ, નસાઇ તથા ઇબ્ને માજહએ ટાંકેલી છે અને તે આ પ્રમાણે છે : ''નહા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અન અકલે-લુહૂમિલ-ખયલે, વલ-બિગાલે, વલ-હુમુર.'' એટલે મના ફરમાવી છે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઘોડાઓનું, ખચ્ચરોનું અને ગધેડાઓનું ગોશ્ત ખાવાની. (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૪૪૨) ''હ''

**રસૂલુલ્લાહ (સલ.)ના બીજા હુકમો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન અબૂ હબીબે તુજીબના આંઝાદ ગુલામ અબૂ રઝૂકના વાસતાથી હનશ સન્આનીની આ રિવાયત કહી સંભળાવી. હનશ સન્આની કહે છે : "અમે હઝરત રૂવૈફિઅ બિન સાબિત અન્સારી સાથે મગરિબના મુલ્કોમાં જિહાદ માટે ગયા હતા. ત્યાં "જિરબહ"નામે ટાપુમાં આવેલું એજ નામનું શહેર ફતેહ કરી લીધું. તે પ્રસંગે હઝરત રૂવૈફિઅ બિન સાબિતે ઈસ્લામી લશ્કર સામે ઊભા થઈને પ્રવચન કરતાં ફરમાવ્યું, "હે મુસલમાનો ! હું તમને તેજ વાતો કહેવા માગું છું જે મેં, જંગે-ખયબર પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક મુખેથી સાંભળી છે. આપે ઈસ્લામી લશ્કરને સંબોધીને ફરમાવ્યું હતું :

૧—— અલ્લાહ અને આખેરતના દિવસ પર ઈમાન રાખનાર મુસલમાન માટે જાઈઝ નથી કે તે પોતાના પાણીથી બીજાની ખેતીને સયરાબ કરે. (એટલે કેદ થયેલી ગર્ભવતી સ્ત્રી સાથે સમાગમ કરે.)

૨—— અલ્લાહ અને આખેરતના દિવસ પર ઈમાન રાખનાર મુસલમાન માટે જાઈઝ નથી કે તે કોઈ હામિલહ કેદી સ્ત્રી સાથે હમબિસ્તર થાય જ્યાં સુધી કે તે હમલના દિવસોમાંથી પાર નહિ ઊતરી જાય.

૩—— અલ્લાહ અને આખેરતના દિવસ પર ઈમાન રાખનાર મુસલમાન માટે જાઈઝ નથી કે વહેંચણી પહેલાં ગનીમતના માલનું ખરીદ-વેચાણ કરે.

૪—— અલ્લાહ અને આખેરતના દિવસ પર ઈમાન રાખનાર મુસલમાન માટે જાઈઝ નથી કે તે મુસલમાનોના માલે-ગનીમતનું કપડું લઈને પહેરે અને તેને જૂનું કરીને વાપસ કરે.

૫—— અલ્લાહ અને આખરેતના દિવસ પર ઈમાન રાખનાર મુસલમાન માટે જાઈઝ નથી કે તે કોઈ મુસલમાનના માલે-ગનીમતનું જાનવર પડાવી લે. પછી તેની ઉપર સવારી કરે અને તેને નબળું બનાવીને વાપસ કરે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન અબ્દુલ્લાહ બિન કુસૈતે હઝરત ઉબાદહ બિન સામિતની આ રિવાયત બયાન કરી. હઝરત ઉબાદહ બિન સામિત ફરમાવે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જંગે-ખયબર પ્રસંગે અમને આ વાતોની પણ મના ફરમાવી :

૧—— સોનાના સિક્કાના બદલામાં કાચા સોનાનું ખરીદ-વેચાણ નહિ કરવું.

૨—— ચાંદીના સિક્કાના બદલામાં કાચી ચાંદીનું ખરીદ-વેચાણ નહિ કરવું.

૩—— પછી આપે ફરમાવ્યું, "પાકા સોનાના બદલામાં કાચી ચાંદી અને પાકી ચાંદીના બદલામાં કાચા સોનાનું ખરીદ-વેચાણ કરો.

**ભૂખ્યા મુજાહિદોની ફરિયાદ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રે કહ્યું અને તેમને એક અસ્લમી મુજાહિદે કહ્યું કે, જંગે-ખયબર વેળા અમારા બનૂ સહમ અસ્લમી કબીલાના કેટલાક મુજાહિદો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જઈને ભૂખમરાની ફરિયાદ કરતાં બોલ્યા, "વલ્લાહ યા રસૂલલ્લાહ ! અમે ભૂખમરાની ભારે પીડા ભોગવીએ છીએ. ભૂખથી અમારાં પેટો પીચકી ગયાં છે. હાથપગ અમે બહુ હલાવ્યા તેમ છતાં અમારા હાથ ખાલી છે."

તે વેળા ખયબરમાં એમને આપવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પણ કશું હતું નહિ. જેથી આપે બારગાહે ઈલાહીમાં હાથ ફેલાવી દીધા :

"યા ઈલાહી ! તું તારા આ બંદાઓના હાલ જાણે છે. હવે એમનામાં કમાણીનું બળ રહ્યું નથી. મારી પાસે પણ એમને આપવા માટે અત્યારે કશું નથી. યા ઈલાહી ! તું તારી રહમતથી અહીંનો કોઇ મોટો કિલ્લો, જેમાં વધારે માલસામાન, વધારે અનાજ હોય તેને એમના હાથે ફતેહ કરાવી દે !"

બીજા દિવસનું પ્રભાત થતાં જ આ લોકો અલ્લાહનું નામ લઇને ઊપડયા અને પૂરા બળથી સઅબ બિન મુઆઝના કિલ્લા પર તૂટી પડયા અને મરણિયા થઇને ખૂબ બહાદુરીથી લડયા. છેવટે યહૂદીઓની હિંમતે જવાબ આપી દીધો અને અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી આ કિલ્લો એમના હાથે ફતેહ કરાવી દીધો. ખયબરમાં જેટલા કિલ્લા હતા, આ કિલ્લાથી વધારે અનાજ અને વધારે માલસામાન ધરાવનારો બીજો કોઇ કિલ્લો ન હતો. (આ કિલ્લાની ફતેહ પછી ખાવાપીવાની તંગી દુર થઇ ગઇ.)

**ઇસ્લામી લશ્કરનો જંગી શિઆર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ખયબરના જેટલા કિલ્લા ફતેહ કરાવવાનું અલ્લાહને મંજૂર હતું એ બધા ફતેહ કરાવી દીધા અને ગનીમતનો જેટલો માલસામાન મુસલમાનોને અપાવાનું મંજૂર હતું એ બધો અપાવી દીધો.

એ પછી ઇસ્લામી લશ્કર યહૂદીઓના "અલ-વતીહ"અને "સુલાલમ" નામે કિલ્લાઓ તરફ રવાના થયું. આ બે તે કિલ્લા હતા જે સૌથી છેલ્લે ફતેહ થવા પામ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લગભગ દસ રાતો સુધી આ કિલ્લાઓનો ઘેરો ચાલુ રાખ્યો.

ઇબ્ને હિશામ કહે છે : ખયબરના યહૂદીઓ સાથેના યુધ્ધમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરનો "શિઆરે-જંગ" એટલે લડાઇમાં એકબીજાને ઓળખવાનો સંકેત શબ્દ "યા મન્સૂર! અમિત ! અમિત !" હતો. મન્સૂર એટલે ફતેહયાબ અને અમિત-અમિત એટલે મારો ! કાપો !

**યહૂદનો મરહબ પહેલવાન**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને બનૂ હારિસહવાળા અબ્દુલ્લાહ બિન સહલ બિન અબ્દુર્રહમાન બિન સહલએ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનું બયાન છે : "ખયબરના યહૂદીઓનો પંકાયેલો પહેલવાન મરહબ પોતાના કિલ્લામાંથી નીકળ્યો. [૧] તે લડાઇના તમામ હથિયારોથી સુ-સજ્જ હતો. કિલ્લામાંથી નીકળતાં જ તે આ રણગીત લલકારવા લાગ્યો :

**કદ અલિમત ખયબરુ અન્ની મરહબુ, • શાકિસ-સિલાહે બતલુન મુજર-રબુ.**

ખયબરના તમામ લોકોને ખબર છે કે હું મરહબ છું, શસ્ત્ર-સજ્જ છું, વીરનર છું, અનુભવોથી ઘડાયેલો છું.

**અત્અનુ અહયાનંવ - વ - હીનન અદ-રિબુ, • ઇઝલ - લયૂસુ અક - બલત તહર્ રબુ.**

આક્રમણખોર સિંહો જયારે ક્રોધથી વિફરીને હુમલો કરે છે તો એવા સિંહોને હું કદી ભાલાઓથી મારી નાખું છું તો કદી તલવારોથી.

૧. મરહબ અરબનો પંકાયેલો પહેલવાન હતો અને તે એક સો નહિ, એક હજાર સવારોની બરાબર ગણાતો હતો. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૮૪) "હ"

ઈન હમાઅ લિલ-હમા લા યુકરિબુ.

કોઈની મજાલ નથી કે તે મારી ખાસ ભૂમિના પ્રાંગણમાં પ્રવેશી શકે.

એની સાથે જ મરહબ ગર્જના કરતો હતો, ''મમ-મુબારિઝ ? મમ-મુબારિઝ ?'' એટલે છે કોઈ બહાદુર ? છે કોઈ નર મારા મુકાબલે આવનારો ?

**મરહબના પડકારનો જવાબ**————મરહબની યુધ્ધ-ગર્જના અને મરહબના રણગીતના જવાબમાં હઝરત કઅબ બિન માલિકે આગળ વધીને તેને શાઈરીમાં પડકાર્યો :

**કદ અલિમત ખયબરુ અન્ની કઅબુ • મુફર-રિજુલ - ગુમ્મા જરિઉન સુલ્બુ.**

તમામ ખયબરવાસીઓને ખબર છે કે હું કઅબ બિન માલિક છું. નડતરો, રૂકાવટો, હાડમારીઓને મારી હઠાવનાર સાહસવીર છું. મજબૂત છું, બળવાન છું.

**ઈઝ - શુબ - બતિલ - હર્બુ તલ - તહલ હરબુ • મઈય હુસામુન કલ અકીક ગદબુ.**

જયારે જંગનો દાવાનળ પ્રકટી ઊઠે અને તે પછી જંગ આવી લાગે તો મારી પાસે ટુકડા કરી નાખનારી તલવાર છે જે વીજળી પેઠે ચમકારા મારે છે.

**નતઉ કુમ હત્તા યઝિલ - લસ સઅબુ • નુઅતિલ - જઝાઅ અવ યફિઅન - નહબુ.**

અમે તમને કચડીને છૂંદી નાખીશું ત્યાં સુધી કે અડચણ, અડચણ નહિ રહે અથવા હાડમારી, હાડમારી નહિ રહે. અમે તમને વળતી શિક્ષા આપીને જ જંપીશું ત્યાં સુધી કે ગનીમતનો માલ હાથવગો થઈ જાય.

**બિ-કફ્ફે માદિન લૈસ ફીહે અત્બુ.**

મારા એવા ઝડપી બાહુબળ કે અક્કડ હાથને પ્રતાપે જેમાં લેશ પણ વાંકાપણું નથી.

ઈબ્ને હિશામ કહે છે : મરહબનો વંશીય સંબંધ યમનના પ્રાચીન વંશના હિમ્યર કબીલા સાથે હતો.

**મરહબનું અભિમાની માથું**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન સહલએ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહની રિવાયત કહી સંભળાવી. હઝરત જાબિર ફરમાવે છે : ''મરહબ પહેલવાનની ''મમ-મુબારિઝ !''ની ગર્જના સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું, ''મન હાઝા ?'' એટલે કોણ છે જે એના મુકાબલા માટે મેદાને પડે ?

એજ પળે હઝરત મુહંમદ બિન મસ્લમહ ઊભા થઈ ગયા, ''યા રસૂલલ્લાહ ! હું મેદાને પડીશ. હું એનો મુકાબલો કરીશ. હું જરૂર એની પાસેથી તે ખૂનનો બદલો વાળીશ, જેણે કાલે મારા ભાઈ મહમૂદ બિન મસ્લમહને કતલ કર્યા છે.''

''વારૂ તો જાવ એનો મુકાબલો કરો'' આપે ફરમાવ્યું, ''હે અલ્લાહ ! યહૂદી વિરૂધ્ધ તારા મુસલમાન બંદાની મદદ કરજે !''

હઝરત જાબિરનું બયાન છે : ''જયારે બંને બહાદુરો એકબીજાની સામસામે આવી ગયા તો ત્યાં ઊભેલું એક જુનું ઝાડ બંને વચ્ચે આડ બની ગયું. આ ઝાડના ડાળખાં ખુલ્લી છત્રી જેવાં હતાં. બંને બહાદુરો આ ઝાડનું ઓથું લેવા લાગ્યા. જયારે બંનેમાંથી એક, ઝાડની ઓથે આવતો તો બીજાની તલવાર તેના માથાને

બદલે ઝાડની ડાળીને કાપી નાખતી, ત્યાં સુધી કે ઝાડની ડાળીઓ કપાતી-કપાતી સફાચટ થઇ ગઇ. હવે બંને બહાદુરો ખુલ્લી રીતે એકમેકની સામે આવી ગયા. તેઓની સામે કોઇ આડ રહી નહિ અને ઝાડનું ઠૂંઠું એક ઊભેલા માણસ પેઠે વચમાં કાયમ રહી ગયું.

એ પછી મરહબ પહેલવાને આગળ વધીને કાંડાંના પૂરા બળથી હઝરત મુહંમદ બિન મસ્લમહ પર તલવારનો ભરપૂર વાર કર્યો. આ વાર એમણે પોતાની ચામડાંની ઢાલ પર ઝીલી લીધો. મરહબની તલવાર ઢાલ પર પડી તો ઢાલને કાપતી વચમાં જ ફસાઇને રહી ગઇ. જવાબમાં પેંતરો બદલીને હઝરત મુહંમદ બિન મસ્લમહએ પોતાની તલવારનો એવો ફટકો માર્યો કે, તલવાર મરહબની ખોપરી ચીરતી દાંતો સુધી ઊતરી ગઇ.

**સંપાદકની નોંધ**————સીરતુન-નબી, કશ્કુલ-બારી તેમ બીજા સીરતગ્રંથોમાં મરહબ પહેલવાનનો બનાવ જુદી રીતે આલેખાયો છે. ટૂંકમાં કહીએ તો મરહબ જયારે યુધ્ધગીત લલકારતો વિફરેલા સિંહ પેઠે કિલ્લામાંથી નીકળ્યો તો તેના મુકાબલા માટે હઝરત અલી મેદાને પડયા અને તેના રણગીતના જવાબમાં લલકાર્યા :

**અનલ-લઝી સમ્મતની ઉમ્મી હૈદરહ • ક-લૈસે ગાબાતિન કરીહલ-મન્ઝરહ.**

હું તે છું કે મારી માએ મારૂં નામ હયદર (એટલે શેરે-બબર) રાખ્યું છે. હું જંગલના શેરે-બબર પેઠે વિકરાળ અને બિહામણો છું.

મરહબ એક હજાર વીરનરોની તોલે ગણાતો હતો. એજ તુમાખીમાં યુધ્ધના પડકારા ગજાવતો કિલ્લામાંથી નીકળ્યો હતો. તેના ''મમ-મુબારિઝ !'' ના જવાબમાં હઝરત અલીએ આગળ વધીને પોતાની ''ઝુલ-ફકાર''તલવાર એવા તો જોરથી તેના માથા પર ફટકારી કે તે, તેની ખોપરીને ચીરતી દાંતો સુધી ઊતરી ગઇ. અને ફટકાનો અવાજ મુસલમાનોના કાનો સુધી પહોંચી ગયો. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૮૮ - કશ્કુલ-બારી જિ.૨ પા. ૪૧૨) હઝરત અલીનું પૈદાઇશી નામ હયદર હતું. અરબીમાં શેરે-નર કે શેરે બબરને હયદર કહે છે. સંપાદકની નોંધ પૂરી થઇ. ''હ''

**મરબહના ભાઇનો પડકાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મરહબને કતલ થયેલો જોઇને તેનો ભાઇ યાસિર ''મમ-મુબારિઝ !''ના નઅરા ગજાવતો કિલ્લામાંથી નીકળી આવ્યો. એના મુકાબલા માટે હઝરત ઝુબૈર બિન અવ્વામ—જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇ બીબી સફિય્યહના જવાન ફરઝંદ હતા—મેદાને પડયા. તે વેળા બીબી સફિય્યહ ત્યાં હાજર હતાં. બેટાને મેદાને-જંગમાં જતો જોઇને કહેવા લાગ્યાં, ''યા રસૂલલ્લાહ ! મારો બેટો માર્યો જશે.''[1]

જવાબમાં આપે ફરમાવ્યું, ''નહિ જી, અલ્લાહએ ચાહ્યું તો તમારો બેટો યાસિરને કતલ કરશે.''

સારાંશ કે બંને વચ્ચે ખરાખરીનું યુધ્ધ જામ્યું. તલવારોની વીજળી ઝબૂકવા લાગી અને જોતજોતામાં હઝરત ઝુબૈરે મરહબના ભાઇ યાસિરને કાપીને ફેંકી દીધો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હિશામ બિન ઉર્વહના કહેવા પ્રમાણે લોકો હઝરત ઝુબૈર બિન અવ્વામને પૂછયા કરતા, ''કેમ ભાઇ ! ખયબરને દિવસે તમારી તલવાર તો એક જ ઝાટકે કાપી નાખે તેટલી ધારદાર હશે ને?''

૧. કેમકે યાસિર પણ પોતાના ભાઇ પેઠે લાંબોતડંગો, મજબૂત કાયાનો, બહાદુર લડવૈયો હતો. હ

હઝરત ઝુબૈર જવાબમાં ફરમાવી દેતા, "નહિજી અલ્લાહના સોગંદ ! મારી તલવાર તો તેટલી તેજીલી ન હતી પણ હું તેને બહુ તેજીથી વીંઝતો હતો."

**હઝરત અલીની અનેરી શાન**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બુરૈદહ બિન સુફયાન બિન ફર્વહ અસ્લમીએ પોતાના બાપાજી સુફયાન બિન ફર્વહના વાસ્તાથી હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅની રિવાયત કહી સંભળાવી.

હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅ ફરમાવે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્ર સિદ્દીકને ઝંડો આપીને ખયબરનો "કમૂસ" નામે કિલ્લો ફતેહ કરવા મોકલ્યા. હઝરત અબૂબક્ર લશ્કર લઈને ખયબરના એ કિલ્લા પાસે ગયા અને કિલ્લાના યહૂદીઓ સાથે ખૂબ બહાદુરીથી લડયા. અવનવી તરકીબો કે વિવિધ યુધ્ધ-કળાથી કિલ્લાને જીતી લેવાની કોશિશ કરી પણ કિલ્લો સર થયો નહિ ત્યારે પોતાનું લશ્કર લઈને પાછા આવી ગયા.

બીજા દિવસે આપે હઝરત ઉમર બિન ખત્તાબને લશ્કર આપીને એ કિલ્લો સર કરવા માટે મોકલ્યા. હઝરત અબૂબક્ર પેઠે હઝરત ઉમર પણ ખૂબ બહાદુરીથી લડયા. અનેક પ્રયત્નો છતાં કિલ્લો સર થયો નહિ તો એમને પણ લશ્કર લઈને પાછા આવી જવું પડયું.. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું,

> "કાલે ઝંડો હું એવા શખ્સને આપીશ જે અલ્લાહ અને તેના રસૂલને પ્રેમ કરે છે. અલ્લાહ તઆલા તેના હાથે કિલ્લો ફતેહ કરાવી દેશે અને તે મેદાને-જંગથી કોઈ પણ સંજોગોમાં પીછેહટ કરશે નહિ."[૧]

બીજા દિવસનું પ્રભાત થયું તો નમાઝ અને નિત્યકર્મથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "અલી કયાં છે ?"

તે વેળા હઝરત અલીને "આશોબે-ચશ્મ"એટલે આંખોના દુખાવાની શિકાયત હતી. હઝરત અલી તહેનાતમાં હાજર થયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમની આંખોમાં પોતાનું "લુઆબે-દહન" એટલે પવિત્ર મોઢાનું પવિત્ર થૂંક આંજયું અને પછી ફરમાવ્યું, "અલી ! આ ઝંડો લઈને જાવ અને ત્યાં સુધી લડો કે અલ્લાહ તમને ફતેહ અપાવી દે."

હઝરત સલમહ બિન અકવઅનું બયાન છે : "હઝરત અલી ઝંડો લઈને ઊપડયા. અલ્લાહના સોગંદ, તેઓ હાંપતા-હાંપતા ઝપાટાભેર ચાલવા લાગ્યા. અમે લોકો પાછળ-પાછળ તેમના પગલાંના નિશાને ચાલતા રહ્યા.ત્યાં સુધી કે તેમણે ત્યાં પહોંચીને કિલ્લાની નીચે પથ્થરોના એક ઢગલા પર ઝંડો ખોસી દીધો. તે વેળા કિલ્લાની અગાશી પર એક યહૂદી ઊભેલો હતો. અગાશી પરથી તેણે ઝાંખીને જોયું અને બૂમ મારીને પૂછયું, "મન અન્તા ?"તું કોણ છે ?

જવાબ મળ્યો, "હું અલી બિન અબી તાલિબ છું."

યહૂદીએ ડોકું લંબાવતાં કહ્યું, "અલવ-તુમ વમા ઉનઝિલ્ અલા મૂસા."કસમ છે તે કિતાબના જે મૂસા

૧. કાલે ઝંડો કોને મળશે તેવા વિચારોમાં સહાબાની આ રાત આશા-નિરાશાની રાત હતી. કાલે કોણ ખુશનસીબ હશે જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથથી ઝંડો મેળવવાનું અપૂર્વ માન ખાટશે તેની બેચેનીમાં સહાબાની રાત પસાર થઈ. કેમકે દરેકની તમન્ના હતી કે ગર્વનો આ તાજ પોતાના સરે સજાવી લે ! હ

પયગમ્બર પર ઊતરી હતી, તમે લોકો ફતેહયાબ થઇ ગયા.''

આ કિલ્લાથી હઝરત અલી ત્યાં સુધી પાછા નહિ ફર્યા જ્યાં સુધી કે કિલ્લો ફતેહ નહિ થઇ ગયો.

**હઝરત અલી અને કિલ્લાનો દરવાજો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામ હઝરત અબૂ રાફિઅનું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીને ઝંડો આપીને કિલ્લો ફતેહ કરવા મોકલ્યા. જ્યારે કિલ્લાની નઝદીક પહોંચ્યા તો હઝરત અલીને જોતાં જ બધા યહૂદીઓ કિલ્લામાંથી નીકળી આવ્યા. હવે ઈસ્લામી લશ્કર અને યહૂદીઓ વચ્ચે હાથોહાથનો મુકાબલો થયો. ટક્કર લાગતાં મારામારી અને કાપાકાપી થવા લાગી.

એક યહૂદીએ હઝરત અલી પર તલવારનો વાર કર્યો. આ વાર હઝરત અલીએ પોતાની ઢાલ પર ઝીલી લીધો પણ ફટકો આકરો હોવાથી ઢાલ હાથમાંથી છટકીને નીચે પડી ગઇ. વાંકા વળીને ઉપાડી લેવાની તક ન હતી. એજ વેળા હઝરત અલીએ જિહાદના જુસ્સાથી કિલ્લા પાસેનો એક દરવાજો ઉખેડી કાઢ્યો અને એક હાથમાં તેને જ લઇને ઢાલ તરીકે તેનો ઉપયોગ કરવા લાગ્યા. પછી તો લડાઇ ચાલુ રહી ત્યાં સુધી આ દરવાજો ઢાલનું કામ આપતો રહ્યો, એટલે સુધી કે અલ્લાહ તઆલાએ આ કિલ્લો તેમના હાથે ફતેહ કરાવી દીધો. જંગનો અંત આવતાં આ દરવાજો હઝરત અલીએ હાથમાંથી ફગોટી દીધો.''

હઝરત અબૂ રાફિઅનું બયાન છે : ''મારી ટુકડીમાં સાત જવાનો બીજા હતા અને આઠમો હું પોતે હતો. અમે બધાએ ભેગા બળે આ દરવાજો હટાવવાની મથામણ કરી પણ અમે એ દરવાજાને તેની જગાએથી હટાવી શકયા નહિ.''

**હઝરત કઅબ બિન અમ્રનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બુરૈદહ બિન સુફયાન અસલમીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત અબુલ-યુસ્ર કઅબ બિન અમ્રની આ રિવાયત કહી સંભળાવી.

હઝરત અબુલ-યુસ્ર કઅબ બિન અમ્રનું બયાન છે : ''ખયબરમાં એક સાંજે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર હતા એટલામાં અમે જોયું કે એક યહૂદીના બકરાં કિલ્લા તરફ જઇ રહ્યાં છે તે વેળા એ કિલ્લાની ફરતે અમે ઘેરો નાખેલો હતો. બકરાંના ટોળાંને સામેથી પસાર થતું જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું,

''કોણ છે જે અમને આ બકરાઓમાંથી એકના ગોશ્તની લહાણી કરાવે ?''

હઝરત કઅબ બિન અમ્રનું બયાન છે : ''આ સાંભળતાં જ મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ! હું છું. હું જવા માટે તૈયાર છું. હું આપને એની લહાણી કરાવીશ.''

''તો જાવ, ઊઠો, દોડો.'' આપે ફરમાવ્યું.

હું ઊભો થઇ ગયો અને નર શાહમૃગ પેઠે ઠેકડા મારતો દોડયો. મને દોડતો જોઇને આપે ફરમાવ્યું, ''અલ્લાહ એની કોશિશનો આપણને લાભ આપે !''

હું ઠેકડા મારતો બકરાં પાસે પહોંચી ગયો. તે વેળા ધણનું પહેલું બકરું કિલ્લામાં દાખલ થઇ ગયું હતું. મેં ધણમાંથી છેલ્લાં બે બકરાં ઝડપી લીધાં. બંનેને બગલમાં દબાવીને મેં એવી રીતે ગબકી મારી જાણે મારી

પાસે કોઈ વસ્તુ હતી જ નહિ. બકરાં લાવીને મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં રજૂ કરી દીધાં. લોકોએ બંનેને ઝબહ કર્યા અને તેનું ગોશ્ત રાંધીને બધાએ સાથે મળીને ખાધું.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ હઝરત અબુલ-યુસ્ર કઅબ બિન અમ્ર તે ગૃહસ્થ છે જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તમામ સહાબામાં સૌથી છેલ્લે વફાત પામ્યા. જયારેય તેઓ આ કિસ્સો બયાન ફરમાવતા તો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એ નૂરાની સમયને યાદ કરીને નિરંકુશ રીતે રડી પડતા.

વફાત વેળા હઝરત અબુલ-યુસ્રે ફરમાવ્યું, ''હું મારા જીવનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સદા સેવા કરતો રહ્યો અને આપના સહાબાની પણ સેવા કરતો રહ્યો અને હવે સૌથી છેલ્લે મરણ પામીને અલ્લાહના દરબારમાં જઈ રહ્યો છું.''

---

# જંગે-ખયબરનો ઉપસંહાર

(ગુજરાતી સંપાદક તરફથી)

**ખયબરની ખીણના કિલ્લા**——————ખયબર મદીનહ મુનવ્વરહની ઉત્તર દિશાએ મદીનહથી ૧૮૪ કિલોમિટરના ફાસલા પર આવેલો એક લીલોછમ, ફળદ્રુપ અને રળિયામણો ઈલાકો છે. સમુદ્રની સપાટીથી લગભગ એક હજાર મિટર બુલંદ છે. અહીં પહાડોના સીનાઓમાંથી નીકળીને જમીનની છાતી પર ખડખડ વહેતાં ઝરણા છે. માઈલોના વિસ્તાર પર પથરાયેલાં ખજૂરીના ઝાડો છે. અંગૂર, અનાર, અંજીર, લીંબુ વગેરેના મનોરમ્ય બાગબગીચા છે. આંખોને ઊડીને વળગે એવી લીલીકુંજાર હરિયાળી મોટા વિસ્તારમાં છવાયેલી છે. ખયબરનો ઈલાકો આખા અરબમાં ખજૂરીના ઝાડોનું સૌથી મોટું "નખલિસ્તાન" ગણાય છે. ખયબરની ફતેહ પછી મુસલમાનોએ ખજૂરીના ઝાડોની ગણતરી કેરી તો ફકત "નત્અત" નામની એક જ ખીણમાં ૪૦ હજાર ઝાડો નીકળ્યાં.[૧]

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની યુગમાં ખયબરના ઈલાકામાં વસેલા યહૂદીઓના ૮ મશહૂર અને આલીશાન કિલ્લાઓ આવેલા હતા અને ખયબરના લોકોની વસતિ ખયબરના બે વિભાગોમાં વહેંચાયેલી હતી. એમાંના એક વિભાગના વિસ્તારમાં આ પાંચ કિલ્લા આવેલા હતાઃ (૧) કિલ્લા અન-નાઈમ (૨) કિલ્લા અસ-સઅબ (૩) કિલ્લા ઝુબૈર (૪) કિલ્લા અબી (૫) કિલ્લા અન-નિઝાર.

એમાંના પહેલા ત્રાણ કિલ્લા એટલે નાઈમ, સઅબ અને ઝુબૈર, ખયબરના જે ખીણવિસ્તારમાં આવેલા હતા તે આખો પ્રદેશ "અન-નતઅત" નામે ઓળખાતો હતો. બાકીના બે કિલ્લાઓનો પ્રદેશ "અશ-શક" નામે પંકાયેલો હતો.

ખયબરની વસતિનો બીજો વિભાગ "અલ-કુતૈબહ" નામે જાણીતો હતો. એમાં ફકત આ ત્રણ કિલ્લા આવેલા હતા : (૧) કિલ્લા અલ-કમૂસ (૨) કિલ્લા અલ-વતીહ (૩) કિલ્લા અલ-સુલાલીમ.

ખયબરના બંને વિભાગોની વસાહતોમાં આવેલા આ આઠ કિલ્લા પહાડોના નક્કર ટેકરાઓ પર મોટામોટા પથ્થરોથી ચણેલા હતા. બેહદ આલીશાન અને મજબૂત અને ખયબરની ખીણોની બંને બાજુએ એવા ઉન્નત મસ્તકે ઊભેલા હતા કે એમાંનો દરેક કિલ્લો, ખીણની સુરક્ષાનો "સાવચેત સંત્રી" કે "જાગતો ચોકીદાર" ગણાતો હતો. બધા કિલ્લા એકબીજા સાથે એવી રીતે સંકળાયેલા હતા કે કુમકની જરૂરત ઊભી થતાં, જરાયે અડચણ વગર તેની વ્યવસ્થા પણ કરી લેવામાં આવતી. સારાંશ કે દરેક કિલ્લો લોખંડની દીવાર પેઠે અભેદ અને અજીત ગણાતો હતો.

આઠ કિલ્લાઓની આ "સલામત નગરી" વચ્ચે યહૂદીઓના કબાઈલી મહોલ્લા આવેલા હતા. એમાંના દરેક મહોલ્લાના આજુબાજુના વિસ્તારમાં, એ મહોલ્લામાં વસનારા કબીલાના પોતાના ખેતરો, પોતાની ખજૂરવાડીઓ, પોતાના બાગબગીચા અને જળ-સિંચન માટે પોતાના ઝરણા કે તળાવો હતાં. મહોલ્લાઓમાં

૧. પ્રોફેસર અબ્દુર્રહમાન અબ્દ કૃત : હરમે-મદીનહ ભાગ ૨ પેજ ૧૦૪

બેઠાઘાટના મકાનો ઉપરાંત બબ્બે,ત્રણત્રણ કે પાંચપાંચ મંઝિલોના મકાનો પણ હતાં જેમાં લડાઇ પ્રસંગે સ્ત્રીઓ અને બાળકો આસરો લઇ શકતાં હતાં. પથ્થરોના બનેલાં આ મકાનો મીનાર આકારના હતાં. એની ઉપર ઊભા થઇને દુશ્મન પર ગોફણોના ગોળા કે પથ્થરોનો મારો ચલાવી શકાતો હતો. જે કબીલાની વસતિમાં આ પ્રકારની હવેલીઓ વધારે હોતી તે વધારે જોરાવર અને માલદાર કબીલો ગણાતો.

એ સિવાય યહૂદી સરદારો, મહોલ્લાના મુખીઓ અને ગામના પટેલો જેવા આગેવાનોના આલીશાન બંગલાઓ અલગ હતા. એ પણ ટચૂકડા કિલ્લાઓ જેવા જ હતા, જ્યાંના ફાટકો પર પહેરો ભરતા ચોકીદારો ખડેપગે હથિયારબંધ થઇને પહેરો ભરતા હતા. સારાંશ કે કિલ્લાઓ, બંગલાઓ અને હવેલીઓના આ સંગ્રહ કે ગઠબંધનનું નામ ખયબર હતું અને એમાં વસનારા યહૂદીઓ સુરક્ષાની દ્રષ્ટિએ સલામત હતા અને આજીવિકાની દ્રષ્ટિએ સ્વતંત્ર હતા. ન કોઇના ઓશિયાળા હતા ન કોઇથી દબાયેલા હતા. ન કોઇના ગુલામ હતા ન કોઇની રૈયત હતા. આઝાદીના વાતાવરણમાં એશો-ઇશરત કે વિલાસ-વૈભવનું જીવન ગુજારતા હતા.

**કાવતરાખોરીની જન્મજાત ટેવ**——ખયબરની રળિયામણી ખીણોમાં આવીને વસી- ગયેલા યહૂદીઓ વધારે ભાગે પેલેસ્ટાઇન, શામ, મદીનહ વગેરેથી તડીપાર કે હડધૂત થઇને આવેલા લોકો હતા. કાવાદાવા, ષડયંત્રો, રાજખટપટો એમની જન્મજાત ટેવ હતી. ન પોતે ચેનથી બેસતા હતા ન બીજાઓને ચેનથી બેસવા દેતા હતા. પોતાની આ જન્મજાત ટેવને કારણે યહૂદની કૌમ અલ્લાહની લઅનત અને અલ્લાહની ફિટકારનો ભોગ બની ગઇ હતી. અલ્લાહના અનેક પયગમ્બરોને નાહક કતલ કરી નાખ્યા હતા. કુર્આને-કરીમમાં છે કે બની ઇસરાઇલમાંથી કુફ્ર કરનારા લોકો પર અલ્લાહ તઆલાએ, હઝરત દાવૂદ નબી અને હઝરત ઇસા બિન મરયમ નબીના મુખે લઅનત વરસાવી છે.

પોતાની આ જન્મજાત ટેવને કારણે ખયબરના યહૂદીઓ કોઇ અજાણ્યા હુમલાખોરોની ધાકથી હર પળે ધ્રૂજયા કરતા હતા. કોઇ ના-માલૂમ દુશ્મનની દહેશત ગાંડા ભૂત પેઠે તેઓના મસ્તક પર સવાર રહેતી હતી. કોઇ વણદેખી ગૈબી તલવાર હતી જેને તેઓ રાતદિન પોતાના માથે લટકતી જોતા હતા. પોતાની એજ કાવતરાંખોરી અને વીંછી પેઠે ડંખ મારવાની મનોદશાને કારણે તેઓએ પોતાની હિફાઝત માટેની જડબેસલાક વ્યવસ્થા કરેલી હતી અને શાહમૃગ પેઠે રેતીમાં મોઢું છુપાવીને માની લીધું હતું કે દુશ્મન અમારો વાળ પણ વાંકો વાળી શકતો નથી.

પરંતુ આ વાત તેઓ ભૂલી ગયા હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની જિહાદ-શાળામાં તઅલીમ પામેલા યુધ્ધવીર સહાબાઓના ઇમાની જુસ્સા અને જિહાદી જઝબાની સામે નક્કર ચટાણોના આ કિલ્લા નડતરરૂપ બની શકવાના નથી અને જે કિલ્લાઓને તેઓ અભેદ કે અજીત ગણે છે તે શેખચલ્લીના નર્યા હવાઇ કિલ્લા સાબિત થશે. પછી જ્યારે અલ્લાહ તઆલા તરફથી એમના માટે નક્કી થયેલો શિક્ષાનો સમય આવી લાગ્યો તો આ ચટાણી કિલ્લા તેઓના કશા કામમાં નહિ આવ્યા. ઇસ્લામી લશ્કરના જિહાદી જુસ્સાથી એક પછી એક કિલ્લો સર થતો ગયો અને છેવટે તેઓએ પોતાની હાર કબૂલ કરી લીધી. પરિણામે ખયબરમાં વસેલા યહૂદીઓ ઉપરાંત ફદક, વાદીયુલ-કુરા અને તૈમાની વસતિઓના યહૂદીઓ પણ સહાબાના હાથે પરાજિત થઇને મુસલમાનોની રૈયત બની ગયા.

નામોશી ભરેલી હાર ખમવા પછી યહૂદીઓએ જીવતદાનની દરખાસ્ત રજૂ કરી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને જીવતા છોડી દીધા એટલું જ નહિ, અર્ધા ભાગની ગણોતની શરતે તેઓના ખેતરો અને બાગબગીચા પણ તેઓની જ પાસે રહેવા દીધા. સાથે જ આપે તેઓને ખુલ્લા શબ્દોમાં એમ પણ ફરમાવી દીધું કે, અમારી ઇચ્છા હશે ત્યારે અમે તમને અહીંથી ચાલતા કરી દઇશું. આમ છતાં ડંખ મારવાની તેઓની જન્મજાત ફિતરતમાં કશો ફેરફાર થયો નહિ અને અંદરખાને કાવાદાવા કરવાની નીતિનો સિલસિલો તેઓએ

જારી રાખ્યો.

**મુહંમદી લશ્કરની યલગાર**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ત્રણ ખૂંખાર દુશ્મનોનો સામનો હતોઃ કુરૈશ, યહૂદ અને અરબના મુશરિક કબીલા————જંગે-ખન્દકમાં એજ ત્રણે દુશ્મનો ગઠબંધન કરીને ઇસ્લામને જડમૂળથી ઉખેડી કાઢવા મદીનહ પર ચઢી આવ્યા હતા. બનૂ નદીરના યહૂદીઓ જ્યારથી મદીનાથી તડીપાર થઇને ખયબર આવ્યા હતા, પોતાની શરારતો અને સાઝિશોથી તેઓએ મદીનહની સલામતી અને શાંતિને સખત જોખમમાં મૂકી દીધી હતી. મુશરિક કબીલાઓના ધાડાંના ધાડાંઓને મદીનહ પર ચઢાવી લાવવામાં તેઓએ મુખ્ય ભૂમિકા ભજવી હતી. મદીનહમાં સુલેહસંપથી રહેનારા બનૂ કુરૈઝહના યહૂદીઓને તેઓએ જ ગદ્દારી પર ઉશ્કેર્યા હતા. એમની જ ઉશ્કેરણીથી બનૂ ગત્ફાનના મુશરિકો ચાર હજારના લશ્કરી જવાનો સાથે જંગે-ખન્દક માટે મદીનહ પર તૂટી પડયા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાકે પાયે જાણી ગયા હતા કે જયાં સુધી યહૂદી ફિત્નાનું ઝેરીલું માથું નહિ કચડી નાખવામાં આવે, મદીનહને માથે યહૂદી ફિત્નાનો નાગ ફૂંફાડા મારતો જ રહેશે અને યહૂદી ફિત્નાની તલવાર લટકતી જ રહેશે અને મદીનહની સલામતી જોખમાયેલી જ રહેશે. એજ કારણ હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુદૈબિયહમાં કુરૈશથી દબાઇ જઇને અને પોતાના જાં-નિસાર સાથીઓને નારાજ કરીને પણ કુરૈશની આકરી શરતોનો સ્વીકાર કરી લીધો હતો. અસલ હેતુ આ હતો કે ઇસ્લામી લશ્કર ખયબર તરફ કૂચ કરે તો પાછળથી કુરૈશી આક્રમણનો ખતરો ન રહે.

આ દ્રષ્ટિએ જોતાં ખયબર તરફની લશ્કરી કૂચનો હેતુ ન તો યહૂદીઓના વતન પર ફતેહમંદીનો વાવટો ફરકાવવાનો હતો ન બળજબરીથી યહૂદીઓની જમીન પચાવી પાડવાનો હતો. બલકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો અસલ હેતુ યહૂદી ફિત્નાનું માથું કચડીને અરબમાં શાંતિ અને સલામતીનું વાતાવરણ કાયમ કરવાનો હતો કે જેથી ઇસ્લામની તબલીગનો રસ્તો સાફ થઇ જાય અને કુફ્રો-શિર્કના આંધળા જંગલમાં ભટકી રહેલા અલ્લાહના બંદાઓ પોતાના એક જ માલિકના દરબારમાં હાજર થઇને તેની જ બંદગી કરે, તેની જ બારગાહમાં માથું નમાવે, તેની જ પાસે માગે અને જહન્નમના કાયમી અઝાબથી છુટકારો મેળવી લે.

માલૂમ પડયું ખયબર તરફથી કૂચનો મૂળ હેતુ યહૂદીઓ પર આક્રમણખોરી નહિ બલકે તેઓના વારેઘડીના કાવાદાવાઓથી પોતાના બચાવનું, ઇસ્લામના બચાવનું, મદીનહના બચાવનું એક સાવચેતી ભરેલું પગલું હતું. શાણાઓની કહેવત મુજબ કે પોતાના બચાવ માટે પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ અને દુશ્મન ડંખ મારે તે પહેલાં તેનું માથું કચડી નાખવું જોઇએ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી વધીને બીજો શાણો કોણ હોય શકે ? એટલે જ તો આપે અલ્લાહના હુકમ મુજબ પોતે આગળ વધીને, પોતાથી અનેકગણા બળવાન દુશ્મનની ટક્કર લેવાનું ''સાહસ'' ખેડયું હતું.

**યહૂદીઓનું લડાયક બળ**————સાહસ શબ્દ એટલા માટે લખ્યો કે ખયબરના યહૂદની કૌમ કોઇ નમાલી, નપુંસક કે બુઝદિલ કૌમ ન હતી બલકે પયગમ્બરોના વંશમાંથી ઊતરી આવેલી બહાદુર કૌમ હતી. તલવારની ધાણી અને ખાંડાના ખેલથી ઘડાયેલી કૌમ હતી. એજ કારણ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તમામ જિહાદી લડાઇઓમાં ખયબરની લડાઇ સૌથી વધુ લાંબી અને સૌથી વધુ સહનશીલતાની આકરી કસોટી જેવી પુરવાર થઇ. એમાં મુસલમાન મુજાહિદો લગાતાર બે મહિના સુધી યહૂદી સુરમાઓની આકરી ઝીંક ઝીલતા રહ્યા. પછી જયારે ખયબર ફતેહ થયું તો ફતેહમંદીનો ગજરો યહૂદીઓએ કંઇ ફૂલોની થાળીમાં સજાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પેશ નહિ કર્યો બલકે એમાં ૧૯ સહાબાએ પોતાની કિંમતી જાનોનું નઝરાણું અલ્લાહના રસ્તામાં પેશ કર્યું ત્યારે ખયબર ફતેહ થયું.

આ લડાઇમાં યહૂદીઓ દરેક રીતે મુસલમાનોથી ચઢિયાતા હતા. ઇસ્લામી લશ્કરમાં મુજાહિદોની સંખ્યા

એક હજાર ૬૦૦ ની હતી. ત્યારે સામા પક્ષે યહૂદના યુધ્ધકળાથી ઘડાયેલા યુધ્ધવીરોની સંખ્યા દસ હજારથી વધુ હતી. યહૂદી વીરનરોએ પોતે પણ, સિંહ જેવા બહાદુર કે મર્દે-મેદાન હોવાનું પુરવાર કરી બતાવ્યું હતું. બનૂ ગત્ફાન નામે મુશરિક કબીલાના ચાર હજાર લડવૈયા હથિયારો સજીને યહૂદીઓની મદદ માટે તૈયાર ઊભેલા હતા. આ મુશરિક કબીલાનો ઉયૈનહ બિન હિસ્ન ફઝારી નામે સરદાર આજથી ત્રણ કે ચાર દિવસ પહેલાં જ પોતાના બહારવટિયાઓ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટોના ફાર્મ પર ત્રાટકી પડયો હતો. ઊંટોના રખેવાળ હઝરત ગિફારીને કતલ કરી નાખ્યા હતા. તેમની બેગમને ઉપાડી લીધી હતી અને ઊંટોને હંકારતા ફરાર થઇ ગયા હતા. એજ મુશરિક કબીલો જંગે-ખન્દક વેળા પોતાનું લાવલશ્કર લઇને કુરૈશ સાથે મદીનહ પર તૂટી પડયો હતો.

ખયબરના યહૂદીઓ મુસલમાનો કરતાં દરેક રીતે બળવાન હતા. તેઓના અભેદ ગણાતા કિલ્લા પહાડોની બુલંદ ચોટીઓ પર આવેલા હતા. પહાડોનો રસ્તો બેહદ કઠિન અને આંટીઘૂંટીવાળો હતો.ત્યાં સુધી પહોંચવું અને હલ્લો કરીને ફતેહ કરવું જાનજોખમનું કામ હતું. તેઓની ત્રણ ત્રણ ચાર ચાર માળની, મીનાર આકારની હવેલીઓ પણ નાનકડા કિલ્લાઓ જેવી જ હતી. તેમાં ઊભા રહીને તીરો અને પથ્થરોનો મારો ચલાવી શકાતો હતો. ખાદ્ય-ખોરાકી કે ખાણીપીણીનો જથ્થો એટલો વિપુલ હતો કે વરસો સુધી કિલ્લેબંધ રહીને મુસલમાનોનો મુકાબલો કરી શકતા હતા. લડાઈના હથિયારો અને બીજી લડાયક સામગ્રી પણ મુસલમાનોથી અનેકગણી વધારે, બેહતર અને ચઢિયાતી હતી. એમાં મિન્જનીકો પણ હતી જેનાથી તેઓ બોમ્બગોળાઓ પેઠે પથ્થરોના ગોળા મુસલમાનો પર વરસાવી શકતા હતા. વળી પોતાના વતનમાં અને પોતાના ઘરઆંગણે હોવાથી દરેક પ્રકારની સગવડ ભોગવતા હતા. યહૂદીઓનો એક લડવૈયો જેનું નામ મરહબ પહેલવાન હતું તે એકલો એક હજાર લડવૈયાઓની તોલે ગણાતો હતો. મુસલમાનોની સંખ્યા એક હજાર ૬ સો હતી. એક હજારનો મુકાબલો મરહબ એકલો કરી શકતો હતો. બાકીના ૬ સો ના મુકાબલા માટે યહૂદના ૧૦ હજાર લડવૈયા હતા. મુસલમાનો પોતાના વતનથી દુર હતા. જંગલો, પહાડો અને ઊંચાનીચા ટેકરાઓનો લાંબો પ્રવાસ ખેડીને આવેલા હોવાથી થાકેલા પાકેલા હતા. એજ કારણ છે કે મુકાબલાની શરૂઆતના જ દિવસોમાં યહૂદના નિશાનબાજ તીરંદાજોએ કિલ્લામાંથી નીકળીને મુસલમાનો પર એટલો સખત હમલો કર્યો કે કેટલાક સહાબા શહીદ થઇ ગયા અને લગભગ પચાસ જેટલા સહાબા બુરી રીતે ઝખ્મી થઇ ગયા.

ખરૂં પૂછાવો તો જંગે-ખયબરનો દાખલો યહૂદીની તલવાર અને મુસલમાનની લાઠી જેવો હતો. ફરક આટલો હતો કે જે હાથમાં તલવાર હતી તે કાવાદાવા અને ફિત્ના-ફસાદની તલવાર હતી અને એ તલવારવાળા હાથને શયતાનનું પીઠબળ હતું. એથી વિરૂધ્ધ જે હાથમાં લાઠી હતી તે અલ્લાહની લાઠી હતી અને એ લાઠીવાળા હાથને અલ્લાહનું, અલ્લાહના ફરિશ્તાઓનું અને અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું પીઠબળ હતું.

સમાચાર ધીરેધીરે આખા અરબમાં ફેલાય ગયા હતા. અરબના લોકોનું ચોક્કસ રીતે માનવું હતું કે આ લડાઈ મુસલમાનોની છેલ્લી લડાઇ હશે. એમાં મુસલમાનોને એવી સજ્જડ હાર મળશે કે ફરીવાર તેઓ બેઠા થઇ શકવાના નથી. તેઓની દલીલ હતી કે ખયબરમાં યહૂદીઓના ચટાણો જેવા નક્કર અને પહાડોની ટોચે આવેલા અભેદ કિલ્લાઓને મુસલમાનો કદી ફતેહ કરી શકવાના નથી. ત્યારે ખયબરથી છ સો કિલોમિટર દૂર આવેલા મક્કહમાં એવું બન્યું કે કુરૈશના લોકોએ જંગે-ખયબરની હારજીતને મામલે આપસમાં શરતો લગાવવા માંડી. જેવી રીતે તેઓએ ઇસ્લામની શરૂઆતમાં રોમ-ઇરાનની લડાઇ વેળા હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ સાથે શરત લગાવી હતી.

**અદ્‌ભૂત જંગી ચાલ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના જાસૂસો મારફતે દુશ્મનની છેક છૂપી ચાલોની પણ બાતમી મેળવી લેતા હતા. આપને સમાચાર મળી ગયા હતા કે ગત્ફાન કબીલાના

મુશરિકોનું મોટું લશ્કર યહૂદની મદદ માટે તૈયાર ઊભેલું છે. આપ વીજળીની ગતિથી ઈસ્લામી લશ્કરને કૂચ કરાવતા અને વાયુના વંટોળ પેઠે લગભગ બસો કિલોમીટરનું અંતર કાપતા ખયબરના સીમાડે ત્રણ દિવસ પુરા થાય તે પહેલાં પહોંચી ગયા અને આગળ વધીને ''રજીઅ'' સ્થળે પડાવ નાખી દીધો. આ સ્થળ ખયબર અને ગત્ફાનની વચ્ચે આવેલું હતું. અહીંથી એક રસ્તો ખયબર તરફ જતો હતો અને બીજી તરફ ગત્ફાનની વસતિ તરફ જતો હતો. હેતુ આ હતો કે ગત્ફાનના લોકો ભયભિત થઈને યહૂદની મદદ માટે જવાની હામ નહિ ભીડે. અલ્લાહની મદદથી બન્યું પણ એમ જ. ગત્ફાને જોયું કે ખુદ તેઓની અને તેઓના બાલબચ્ચાંઓની જાનો ખતરામાં છે. જરા હિલચાલ કરી કે મુસલમાનો અમારી વસતિ પર તૂટી પડશે. અલ્લાહ તરફથી તેઓના દિલો પર મુસલમાનોની ધાક બેસાડી દેવામાં આવી. હિંમતો પડી ભાંગી અને ખામોશીથી પોતાના ઘરોમાં ભરાય રહ્યા.

યહૂદને મુલ્કે-શામની રોમન સત્તા તરફથી પણ જંગી મદદની પૂરી આશા હતી. આ કારણે આપે દક્ષિણને બદલે ઉત્તર દિશાએથી પેશકદમી કરીને યહૂદીઓ અને રોમનોનો રસ્તો બંધ કરી દીધો અને ખયબરના પાદરે આવેલા ''સહબા'' નામે સ્થળે પહોંચીને અસરની નમાઝ પઢી અને પૂરી રાત ઈસ્લામી લશ્કર સાથે અહીં જ પસાર કરી. આપ અલ્લાહ તઆલાના પયગમ્બરે-આ'ઝમ પણ હતા અને મુહંમદી લશ્કરના સિપહસાલારે-આ'ઝમ પણ હતા. પયગમ્બર તરીકે આપની દરેક વાત લા-જવાબ હતી તો સિપહસાલાર તરીકે પણ આપની દરેક જંગી ચાલ લા-જવાબ હતી. દુશ્મનો હક્કા-બક્કા થઈને એકબીજાનું મોં તાકતા રહી જતા હતા. તેઓ તેનો તોડ કાઢે તે પહેલાં આપની ચાલ નિશાનાને વીંધી નાખતી હતી.

હયરત ભરેલી જંગી ચાલો ઉપરાંત મુહંમદી લશ્કરની વીજળી જેવી ગતિ, વાવાઝોડાં જેવી ઝડપ અને પોતાને છુપાવી રાખવાની ભેદભરેલી નીતિની આ હાલત હતી કે મુહંમદી લશ્કરે ખયબરના પાદરે આવેલા ''સહબા'' મુકામે રાત ગુજારીને પ્રભાતના આછા અજવાળામાં ખયબર પર ઓચિંતી ચઢાઈ કરી દીધી તો યહૂદીઓને કાનોકાન ખબર નહિ થવા પામી. સવારે જયારે ખયબરના ખેડૂતો અને મઝદૂરો પાવડા, કોદાળા, ટોકરા લઈને ખેતરો તરફ જવા નીકળ્યા તો જોયું કે મુહંમદી લશ્કરે તેઓને ઘેરી લીધા છે. આ જોઈને તેઓ ચીખતા ચિલ્લાતા ભાગી ઊઠયા.

**હઝરત અલી અને મરહબ પહેલવાન**————ખયબરના કિલ્લાઓમાંથી સૌથી પહેલાં નાઈમ નામે કિલ્લો ફતેહ થયો. હઝરત મહમૂદ બિન મસ્લમહ પોતાના જવાનો સાથે ખૂબ બહાદુરીથી લડયા. યહૂદી બહાદુરોએ પણ ખરાખરીની ટક્કર લીધી. પાંચ દિવસ નીકળી ગયા. હઝરત મહમૂદ થાકથી લોથપોથ થઈને કિલ્લાની દીવારના સાયામાં વિસામો લેવા બેઠા. આ તક ઝડપી લઈને કિનાનહ બિન રબીઅ નામે યહૂદીએ કિલ્લા પરથી ચક્કીનો પથ્થર ઝીંકી માર્યો. હઝરત મહમૂદ શહીદ થઈ ગયા. એમના ભાઈ હઝરત મુહંમદ બિન મસ્લમહએ આ કિલ્લો ફતેહ કરી લીધો.

કિલ્લા નાઈમ પછી ઈસ્લામી લશ્કરે કિલ્લા કમૂસ પર હલ્લો કર્યો. આ કિલ્લો પોતાના સ્થળ અને જંગી ચાલની દ્રષ્ટિએ યહૂદીઓના સ્વરક્ષણની અને શહેરના બચાવની લોખંડી દીવાર ગણાતો હતો. એ યહૂદીઓના મરહબ નામે પંકાયેલા પહેલવાનનો કિલ્લો હતો. લોકો એને ''હિસ્ને-મરહબ'' એટલે મરહબનો કિલ્લો કહેતા હતા. મરહબ તે યહૂદી પહેલવાન હતો જે એક હજાર યુધ્ધવીરોની બરાબર ગણાતો હતો. એટલે એકલપંડે એક હજાર બહાદુરોનો મુકાબલો કરી શકતો હતો અને વિફરેલા સિંહ પેઠે પોતાના શિકારના ચીંથરાં ઉડાવી દેતો હતો. અહીં મરહબ પહેલવાન સાથે હઝરત અલી રદિયલ્લાહુ અન્હુનો તે ઐતિહાસિક યાદગાર મુકાબલો થયો જેનો અંજામ, મરહબની ખોપરીના બે સરખા ભાગોની વહેંચણીમાં આવ્યો.

વાત ફકત આટલી જ નથી કે હઝરત અલીએ મરહબને કતલ કરી નાખ્યો હતો. હકીકતમાં હઝરત અલીએ પોતાના બાહુબળ અને અલ્લાહની મદદથી ખયબરના વિજયની ચાવી મેળવી લીધી હતી. મરહબ એક લાંબો-

તડંગો, હટ્ટો-કટ્ટો, મુસ્તંડો, કદ્દાવર કાયાનો ઝનૂની વીરનર હતો. રિવાયતોમાં છે કે તે એક સિંહ પેઠે ગર્જના કરતો અથવા એક વિફરેલા સાંઢ પેઠે બરાડતો અને લલકારતો હઝરત અલીની સામે આવ્યો. તેના ફોજી બૂટના ધમાકાઓથી જાણે ધરતી ધણધણી ઊઠી હતી. પગથી માથા સુધી લોખંડી બખ્તરમાં ગરકાવ હતો. ખોપરી પર વજનદાર લોખંડી ટોપ સજેલો હતો. શાનદાર ઘોડા પર સવાર થયેલો હતો. પહાડી અવાજે યુધ્ધગીત લલકારતો હતો. યહૂદીઓનો માનીતો અને આંખના તારા જેવો પહેલવાન હતો અને મુસલમાનોને ખરાખરીના ખેલ માટે પડકારી રહ્યો હતો.

હઝરત અલી તેના મુકાબલા માટે મેદાને પડયા તો તેઓ ત્રીસ-બત્રીસ વરસના, એકલડી કાયાના બૂટા કદના જવાન હતા. ''વેઇટ-લીફટિન્ગ''ની પરિભાષામાં હઝરત અલી લાઇટ-વેઇટ કે ફેધર-વેઇટ————**Feather Weight**————હતા તો મરહબ હેવી-વેઇટ————**Heavy Weight**————હતો. બંનેના શરીર અને ડીલડોલની દ્રષ્ટિએ આ મુકાબલો કોઇ પણ રીતે બરાબરી કે ખરાખરીનો હરગિઝ નહિ હતો. પરંતુ હઝરત અલી ''અસદુલ્લાહ'' હતા. અલ્લાહના શેર અને અલ્લાહના સિંહ હતા. એમના હાથોમાં અને બાહુઓમાં અલ્લાહ તઆલાએ તે તાકત, તે કુવ્વત, તે મનોબળ પૂરેલું હતું જે સિંહના પંજાઓમાં નથી હોતું. એટલે જ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારથી હઝરત અલીને ''અસદુલ્લાહ'' એટલે અલ્લાહના સિંહનો ખિતાબ મળેલો હતો. જંગે-બદ્રમાં એમાણે દસબાર કુફ્ફારને મૃત્યુને ઘાટ ઉતાર્યા હતા. જંગે-ખન્દકમાં અમ્ર બિન અબ્દે-વુદ્દ જેવા અરબના પંકાયેલા અને અજીત ગણાતા ભારેખમ શમશેર-બાજને હાથોહાથની લડાઇમાં ધૂળ ચાટતો કરી દીધો હતો. હવે હઝરત અલી મરહબના મુકાબલા માટે નીકળ્યા તો એમની કામયાબી, ઇસ્લામ અને મુસલમાનો માટે ''ફત્હે-અઝીમ'' એટલે જવલંત વિજયનું કારણ બનવાની હતી.

લગાતાર વીસ દિવસથી મરહબનો કિલ્લો મુસલમાન મુજાહિદોના હલ્લાઓની ઝીંક ઝીલી રહ્યો હતો. છેવટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું.

> ''વલ્લાહ ! કાલે ઝંડો હું એવા આદમીને આપીશ જે અલ્લાહ અને તેના રસૂલને પ્રેમ કરે છે અને અલ્લાહ તથા તેના રસૂલ તેને પ્રેમ કરે છે. આ કિલ્લાને તે બળજબરીથી ફતેહ કરશે.''

આ સાંભળીને ૧૬સો સહાબામાંથી દરેક સહાબીના દિલની ધડકન વધી ગઇ. આખી રાત એજ ઇન્તેઝારમાં પસાર થઇ કે કાલે ઝંડો કોને મળશે ? દરેકની ઇચ્છા હતી કે ઝંડો તેને મળી જાય. કોણ સહાબી હતા જેને અલ્લાહ અને તેના રસૂલ સાથે મહબ્બત ન હોય ? દરેક સહાબી અલ્લાહ અને તેના રસૂલના સાચા આશિક હતા. પોતાની જાનને હથેલી પર લઇને અલ્લાહ અને તેના રસૂલના ચરણોમાં કુરબાન કરવા તૈયાર હતા. બીજી સવારે લોકોના ઉત્સુક કાનોએ અચાનક સાંભળ્યું, અલી કયાં છે ?''

માલૂમ પડયું તેમની આંખો આવેલી છે અને આંખોમાં સખત દુખાવો છે. આપે અલીને બોલાવી મંગાવ્યા. તેમની આંખોમાં પોતાનું ''લુઆબે-દહન'' એટલે પવિત્ર થૂંક લગાડયું. એજ વેળા તેમની આંખોને શિફા મળી ગઇ. આપે તેમને ઝંડો ઇનાયત ફરમાવ્યો અને તેમની ફતેહ માટે બારગાહે-ઇલાહીમાં દુઆ માગી.

હઝરત અલીએ અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! શું તલવારના જોરે યહૂદીઓને મુસલમાન બનાવી લઉં?''

''નહિ.'' આપે ફરમાવ્યું, ''નરમી અને હિકમતથી ઇસ્લામ પેશ કરો. તમારી કોશિશથી એક આદમી પણ મુસલમાન બની જાય તો લાલ ઊંટોથી બેહતર છે.''

તે તરફ મરહબ પહેલવાન મર્દે-મેદાન પેઠે યુધ્ધના પડકારા ગજાવતો હતો અને આ રણગીત લલકારતો હતો :

કદ અલિમત ખયબરુ અન્ની મરહબુ • શાકિસ-સિલાહે બતલુન મુજર-રબુ.

આખું ખયબર જાણે છે કે હું મરહબ છું. વીરનર છું. અનુભવોથી ઘડાયેલો છું. હથિયાર-સજ્જ છું. સામેવાળાને ચીરીફાડી નાખું છું.

હઝરત અલી પયગમ્બરી ઝંડો અને પોતાની ઝુલ-ફકાર તલવાર લઇને રવાના થયા તો તે વેળા પહાડની ટોચે આવેલા કમૂસ કિલ્લાની બેશુમાર બારીઓ અને અગાશીઓ પરથી યહૂદી ફોજીઓ અને તેઓના સેંકડો બાલબચ્ચાંઓની હજારો આંખો મેદાન પર ચોંટેલી હતી. હાથોહાથની લડાઇનો શું અંજામ આવે તે જોવા બધા આતુર હતા. આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના મુહંમદી લશ્કરની વચ્ચે ઘોડા પર બિરાજમાન હતા. આપે બમણું બખ્તર સજેલું હતું. સર મુબારક પર લોખંડી ટોપ શોભતો હતો. આપના ૧૬સો ફિદાકારો અને જાં-નિસારોએ આપને પોતાના ઘેરામાં લીધેલા હતા. ''અલ્લાહુ અકબર !''ના નઅરા બુલંદ થઇ રહ્યા હતા.

હઝરત અલીના ચેહરા પર જિહાદી જલાલ અને ઈમાની દબદબાની રેખાઓ પ્રસરેલી હતી. રગેરગમાં જિહાદી જુસ્સાનું લોહી ઉછાળા મારતું હતું. કિલ્લાના મેદાનમાં પહોંચીને ઝંડો એક પથ્થરમાં જોરથી ખોસી દીધો. મરહબ તરફ જોઇને તેના રણગીતના જવાબમાં લલકાર્યા :

**અનલ-લઝી સમ્મત-ની ઉમ્મી હયદરહ • ક-લૈસ ગાબાત કરીહલ-મન્ઝરહ.**

હું તે છું કે મારી માએ મારૂં નામ હયદર એટલે શેરે-બબર રાખેલું છે. જંગલના સિંહ પેઠે એકદમ વિકરાળ અને બિહામણો છું.

મરહબ પહેલવાન અને હઝરત અલી વચ્ચે મુકાબલો શરૂ થયો. કિલ્લાની બારીઓ અને અગાશી પરથી ઝાંખી રહેલા યહૂદીઓના શ્વાસો અધ્ધર થઇ ગયા. દિલની ધડકનો વધી ગઇ. કલેજાં તાળવે આવી ગયાં. મરહબે બઢીબઢીને ધસીધસીને જે રીતે હઝરત અલી પર તાબડતોડ વારો કર્યા તેનાથી તેની કુવ્વત, તેની બહાદુરી, તેની મર્દાનગી અને બાહુબળની ઝાંખી થતી હતી. ખરેખર તે એક પંકાયેલો વીરનર અને ઘડાયેલો શમશેરબાજ હતો. પરંતુ જ્યારે હઝરત અલીએ તલવારવાળો પોતાનો હાથ બુલંદ કર્યો તો એ શાહે-મર્દાં, શેરે-યઝદાં, કુવ્વતે-પરવર્દગારનો હાથ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ''ઝુલ-ફકાર'' નામે તલવાર એમને જંગે-બદ્રના ગનીમતના માલમાંથી આપેલી હતી. તેના ભારેખમ વજન અને જોરદાર કાટની ખૂબીઓ હઝરત અલીના હાથમાં આવીને સોના પર સુહાગા જેવી બની ગઇ હતી.

હઝરત અલીએ જયારે મરહબ પર ભરપૂર વાર કર્યો તો એ હાથમાં અલ્લાહની મદદની કુવ્વત પણ સાથે હતી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુઆ તથા ખુશ્નૂદી પણ સાથે હતી. ઝુલ-ફકાર તલવાર મરહબના લોખંડી ટોપને તોડતી, પછી તેની ખોપરીને ચીરતી તેની દાઢો સુધી ઊતરી ગઇ બેશક....બેશક:

**શાહે-મરદાં, શેરે-યઝદાં, કુવ્વતે-પરવર્દગાર • લા ફતા ઇલ્લા અલી, લા સૈફ ઇલ્લા ઝુલ-ફકાર**

અલ્લાહના રસ્તામાં લડનારા, જિહાદી જુસ્સાવાળા મુજાહિદનો હાથ, ખરૂં જોતાં અલ્લાહની ગૈબી મદદનો હાથ હોય છે. એ ગૈબી હાથનો વાર કદી ખાલી જતો નથી. હઝરત અલીના વારની સાથે જ, લોખંડી બખ્તરમાં જકડાયેલી, મરહબની ભારેભરકમ લાશ, ઘોડા પરથી ધડામ કરતી જમીન પર પછડાઇ પડી તો, કિલ્લાની ઉપર હારજીતનો મુકાબલો જોનારા સેંકડો યહૂદીઓના ચેહરા હયરત, દહેશત, ખૌફ અને નિરાશાથી લટકી પડયા. સ્ત્રીઓ અને બાળકોની રડારોળથી કિલ્લાનું વાતાવરણ બિહામણું બની ગયું. માયૂસી, તબાહી, બરબાદીના ખોફનાક ઓળા કિલ્લા પર ઊતરી આવ્યા. પોતાનો અંજામ ખયબરના યહૂદને ખુલ્લી આંખે નજર આવી ગયો.

મરહબ પછી તેનો ભાઇ યાસિર હઝરત-ઝુબૈરના હાથે માર્યો ગયો. એ પછી યહૂદીઓ ઝનૂનમાં આવીને મુસલમાનો

પર તૂટી પડયા. મુસલમાનો તેઓને મારતા કાપતા ખદેડવા લાગ્યા. એ યહૂદી બહાદુરે મોકો જોઇને હઝરત અલીના હાથ ઉપર તલવારનો વાર કર્યો. હાથ તો બચી ગયો પણ ઢાલ હાથમાંથી છૂટીને જમીન પર પડી ગઇ. બીજો યહૂદી ચીલ-ઝડપે ઢાલ ઉપાડીને કિલ્લા તરફ નાઠો. હઝરત અલી જિહાદના જુસ્સામાં અલ્લાહના સિંહ બનેલા હતા. પેલા યહૂદીની પૂઠે કિલ્લાના દરવાજા સુધી પહોંચી ગયા. એજ જુસ્સામાં કિલ્લાનો દરવાજો પકડીને એવો ઝાટકો માર્યો કે બારીબારણા ધણધણી ઊઠયાં. બીજી જ પળે દરવાજો ઊખડીને કકડભૂસ થઇ ગયો. તેના જ એક ફાટકને યાહોમ ઉપાડી લીધું અને તેનાથી ઢાલનું કામ લઇને લડતા રહ્યા. ઇબ્ને હિશામમાં છે કે લડાઇ પછી આઠ બળવાન મુજાહિદોએ એ ફાટકને ઉપાડવાની મથામણ કરી પણ ઉપાડવાનું તો કોરે રહ્યું, તેને તેની જગાએથી હટાવી પણ નહિ શકયા. બસ એજ દિવસથી હઝરત અલી "ફાતિહે-ખયબર" એટલે ખયબરના વિજેતા તરીકે પંકાય ગયા.

**હઝરત અલીના આંસુ**————હઝરત અલી ફતેહનો ઝંડો લહેરાવતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. આપ પોતાના તંબૂમાંથી બહાર પધાર્યા. મહબ્બતના જોશમાં હઝરત અલીને પોતાના મુબારક બાહુમાં લીધા. તેમની પેશાની પર પોતાના નૂરાની લબોનો બોસો આપ્યો અને ફરમાવ્યું, "અલી ! બેશક અલ્લાહ તમારાથી રાજી છે અને હું પણ તમારાથી રાજી છું."

આ વધામણી સાંભળીને હઝરત અલીનું હૈયું ભરાય આવ્યું. એટલા ગળગળા થઇ ગયા કે આંખો આંસુઓથી છલકાઇ ઊઠી. આપે ફરમાવ્યું, "અલી ! આ આંસુ ખુશીના છે કે ગમીના ?"

"યા રસૂલલ્લાહ ! ગમીનું શું કામ ? એ તો ખુશીના આંસુ છે. અલ્લાહના આભારના આંસુ છે. આપ મારાથી ખુશ છો તેના આંસુ છે."

ફરમાવ્યું, "અલી ! હું જ તમારાથી ખુશ નથી બલકે અલ્લાહ પણ તમારાથી ખુશ છે. જિબ્રીલ, મીકાઇલ અને તમામ ફરિશ્તા પણ તમારાથી ખુશ છે." [૧]

**હબશી ગોવાળ અને નસીબના લેખ**————ખયબરના યહૂદમાં આમિર નામે એક યહૂદી પોતાના કબીલાનો સરદાર હતો. મોટો તવંગર અને જમીનજાગીરનો માલિક હતો. અસવદ રાઇ નામે એનો એક હબશી ગોવાળ હતો. ઘેટાં-બકરાં ચારવાની સેવા બજાવતો હતો. એક દિવસે એણે યહૂદીઓને ખટપટમાં પડેલા અને દોડધામ કરતા જોયા. પૂછપરછ કરતાં એના એક ગોવાળ સાથીએ કહ્યું કે મદીનહથી મુહંમદ નામના પયગમ્બર પોતાનું લશ્કર લઇને ખયબરના યહુદીઓ સાથે લડવા આવ્યા છે. એ પછી અસવદે યહૂદીઓને આપસમાં વાતો કરતાં સાંભળ્યા. તેઓ કહેતા હતા કે આપણી લડાઇ એવા માણસ સાથે છે જે પોતે અલ્લાહના પયગમ્બર હોવાનો દાવો કરે છે અને તેમને માનનારા પોતાને મુસલમાન કહે છે.

મુસલમાન કોને કહે છે અને પયગમ્બર એટલે શું, એ જાણવાની અસવદ રાઇના દિલમાં એવી તમન્ના જાગી જેને તે દબાવી શકયો નહિ. મોકો મળતાં એક દિવસે તે બકરાંના ધણ સાથે ઇસ્લામી લશ્કરની છાવણીમાં પહોંચી ગયો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક કિલ્લાને ઘેરીને ત્યાં જ બિરાજમાન હતા. લોકોએ અસવદને આપની તહેનાતમાં હાજર કરી દીધો. આપનો રૂઆબદાર અને મનમોહક અને પયગમ્બરીના નૂરથી પ્રકાશી રહેલો ચેહરો જોતાં જ તે થથરી ઊઠયો. આપે પ્યારથી ફરમાવ્યું, "જરા પણ ડરો નહિ. અહીં મારી પાસે આવો. કહો કેમ અહીં આવવાનું થયું ?"

"સાહેબ તમે કોણ છો, તમારૂં નામ શું છે, તમારૂં શું કહેવું છે ?" અસવદે હિંમતભેગી કરીને પૂછયું.

"હાં સાંભળો." આપે પ્યારથી ફરમાવ્યું, "હું અલ્લાહનો રસૂલ છું. મારૂં નામ મુહંમદ છે. મારૂં કહેવાનું આ છે કે એક અલ્લાહ પર ઇમાન લાવો. મને તેનો રસૂલ માનો અને ગવાહી આપો કે અલ્લાહ એક છે અને મુહંમદ તેના રસૂલ છે."

---

૧. જમાલે-મુસ્તફા જિલ્દ-૪ પેજ ૨૫૩

"જો હું તમારી બધી વાતો માની લઉં તો બદલામાં મને શું મળશે ?"

આપે ફરમાવ્યું, "જન્નત."

"જન્નતમાં શું છે ?"

"સાંભળો," આપે ફરમાવ્યું, "જન્નતમાં અલ્લાહની નેઅમતો છે. બાગબગીચા છે. સોનાચાંદીના મહેલો છે. દૂધ, શહદ, શરાબે-તહૂરની નહેરો છે. એશઆરામની દરેક વસ્તુ જન્નતમાં મવજૂદ છે."

"સાંભળો હે મુહંમદ !" અસવદ રાઇ બોલ્યો, "હું એક યહૂદીનો નોકર છું. જાતનો હબશી છું. મારો રંગ કાળો છે. મારો ચહેરો બેડોળ છે. બદન પસીનાથી બદબૂદાર છે. ગરીબ માણસ છું. આ બધું છતાં હું જન્નતમાં જઇ શકું ?"

"કેમ નહિ ?" આપે ફરમાવ્યું, "મુસલમાન બની જાવ અને અમારી સાથે રહીને અમારા દુશ્મનો સાથે લડો."

યહૂદીનો હબશી ગોવાળ એજ વેળા કલિમો પઢીને મુસલમાન બની ગયો. એ પછી હઝરત અસવદ રાઇ રદિયલ્લાહુ અન્હુ બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આ બકરાંનું મારે શું કરવું ?"

"બકરાંને અલ્લાહનું નામ લઇને હંકારી મૂકો. પોતાને ઠેકાણે ચાલ્યાં જશે."

હઝરત અસવદ રાઇએ હુકમનું પાલન કર્યું. બધાં બકરાં પોતાને ઠેકાણે ચાલ્યાં ગયાં. એ પછી હઝરત અલી ઇસ્લામી ઝંડો લઇને યહૂદીઓના મુકાબલા માટે નીકળ્યા તો અસવદ રાઇ પણ આપની પાછળ થઇ ગયા. જિહાદના જુસ્સાથી ખૂબ બહાદૂરીપૂર્વક લડયા અને શહીદ થઇ ગયા. લડાઇ બાદ હઝરત અસવદની લાશ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે લાવવામાં આવી તો એમનો ચેહરો જોતાં જ આપે ફરમાવ્યું, "અરે આ તો તેજ હબશી ગોવાળ છે !"

એ પછી આપે ફરમાવ્યું, "અલ્લાહ તઆલાએ એનો ચેહરો હસીનો-જમીલ બનાવી દીધો. એના બદનને ખુશ્બુદાર બનાવી દીધું. એને જન્નતમાં દાખલ કર્યો અને રૂપાળી આંખોવાળી બે હૂરો એને મળી ગઇ. જુઓ, જિહાદ સિવાય બીજું કોઇ નેકીનું કામ એણે નહિ કર્યું. એક વખતની નમાઝ પણ નહિ પઢી. ફક્ત ઇમાન અને જિહાદની બરકતથી જન્નતનો હકદાર ઠરી ગયો."

સીરતની તમામ કિતાબોમાં હઝરત અસવદ રાઇનો આ બનાવ ટાંકેલો છે. હવે એજ જંગે-ખયબરમાં બનેલો બીજો એક બનાવ વાંચો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શિસ્ત-પાલન એટલે લશ્કરી તંત્રની વ્યવસ્થા જાળવી રાખવાની ટ્રેનિંગ માટે જાહેરાત કરાવી હતી કે જ્યાં સુધી મારો હુકમ નહિ મળે, કોઇએ લડાઇની શરૂઆત નહિ કરવી. નજ્દ પ્રદેશના અશજઅ નામે કબીલાના એક જોશીલા જવાને જોયું કે એક યહૂદી તેની તલવારના નિશાને દાવમાં આવેલો છે. જેવી જ તેમણે તલવાર ઉપાડી કે પાછળથી મરહબે ત્રાટકીને અશજઇને મારી નાખ્યા. આ જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરીવાર જાહેરાત કરાવી કે, કોઇ નાફરમાન માટે જન્નતમાં જવાનું જાઇઝ નથી. [૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એક મશહૂર હદીસ છે. એમાં આપે ફરમાવ્યું છે:

> "કોઇક વાર એવું બને છે કે એક આદમી જીવનભર નેકીના કામો કરતો રહે છે. અહીં સુધી કે જન્નત હાથવેંત જેટલી રહી જાય છે. ત્યારે અચાનક નસીબના લેખ આડે આવી જાય છે અને તે કોઇ એવું કામ કરી નાખે છે કે જહન્નમનો હકદાર ઠરી જાય છે. એવી જ

---

૧. પ્રોફેસર અબ્દુર્રહમાન અબ્દ કૃતઃ હરમે મદીનહ ભાગ ૨ પેજ ૧૦૦

## પ્રકરણ ૧૩૧

# યહૂદીઓની શરણાગતિ

શાહઝાદી સફિય્યહનો ખ્વાબ • યહૂદીઓનો છુપો ખઝાનો • યહૂદીઓની સમાધાનની કોશિશ • યહૂદીઓ સાથે સુલેહના કરાર • યહૂદણ તરફથી ઝેરીલી દઅવત • રસૂલુલ્લાહ (સલ.)ના ગુલામનો કિસ્સો • ચરબીથી ભરેલો ડબ્બો • બીબી સફિય્યહ સાથે નિકાહ • ઇસ્લામી લશ્કર પર ઊંઘનું દબાણ • ખયબરમાં મુસ્લિમ મહિલાઓની હાજરી • ખયબરના શહીદોના મુબારક નામો • ખયબરના ગોવાળ અસવદ રાઇ • હજ્જાજ બિન અલાતની ચતુરાઇ.

**શાહઝાદી સફિય્યહનો ખ્વાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે યહૂદી સરદાર સલ્લામ બિન અબિલ-હુકૈકના કુટુંબીઓનો "કમૂસ" નામે કિલ્લો ફતેહ કરી લીધો તો યહૂદીઓના બીજા મોટા સરદાર હુય્ય બિન અખ્તબની બેટી સફિય્યહને તથા તેની સાથે બીજી એક કન્યાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તહેનાતમાંહાજર કરવામાં આવ્યાં. આ બંને કન્યાઓને હાજર કરનાર હઝરત બિલાલ હતા.

હઝરત બિલાલ એ બંનેને જંગમાં માર્યા ગયેલા યહૂદીઓના મુરદાંઓની વચ્ચેથી પસાર કરાવીને લઇ આવ્યા હતા. બીજી કન્યાએ પોતાની યહૂદી કૌમના મુરદાંઓને રસ્તાની વચ્ચે પડેલા જોયાં તો તેની ચીસો નીકળી ગઇ. ચીસો પાડી-પાડીને રડવાની સાથે તે પોતાના મોઢા પર તમાચા મારવા લાગી અને ધૂળ ખોબામાં ઉપાડી-ઉપાડીને પોતાના માથા પર ઉછાળવા લાગી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેની ચીસોની સાથે, આ પાગલો જેવી હાલત જોઇને ફરમાવ્યું, "એ શૈતાનહને મારી સામેથી દૂર કરી દો અને સફિય્યહને મારી સામે લઇ આવો."

યહૂદી સરદારની શાહઝાદી બીબી સફિય્યહ શરમાતાં સંકોચાતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ જઇને ઊભાં થઇ ગયાં. આપે પોતાની મુબારક ચાદર તેમના અંગ પર નાખી દીધી. મુસલમાનો સમજી ગયા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને પોતાને માટે પસંદ કરી લીધાં છે. પછી પેલી કકળાટ કરનારી યહૂદી કન્યાના હાલ જોઇને આપે હઝરત બિલાલને ફરમાવ્યું, "બિલાલ ! તમે આ શું કર્યું? આ કન્યાઓને મુરદાંઓની વચ્ચેથી કેમ લઇ આવ્યા ? એમના મરેલાંઓનાં મુરદાં જોવા છતાં શું તમારા દિલમાંથી

દયાની લાગણી નીકળી ગઇ હતી?''

યહૂદી સરદાર હુય્ય બિન અખ્તબના શાહઝાદી સફિય્યહના પતિનું નામ કિનાનહ બિન રબીઅ બિન અબિલ-હુકૈક હતું. એ યહૂદીઓના મશહૂર સરદાર સલ્લામ બિન અબિલ-હુકૈકનો ભત્રીજો હતો અને સલ્લામના મરણ બાદ તેની રાજગાદીએ બિરાજેલો હતો. બીબી સફિય્યહ પોતાના ખાવિન્દ કિનાનહ બિન રબીઅના નિકાહમાં હતાં, ત્યારનો આ બનાવ છે. એક રાતે બીબી સફિય્યહએ એવો ખ્વાબ જોયો કે ચાંદ આકાશ પરથી ઊતરીને એમની ગોદમાં આવી પડયો છે. સવારે આ ખ્વાબ એમણે પોતાના પતિ કિનાનહ આગળ વર્ણવ્યો. ખ્વાબની વિગત સાંભળતાં જ આવેશથી તે તડૂકયો, ''એ સિવાય શું છે કે, તું હિજાઝના બાદશાહ મુહંમદના હરમમાં જવાની તમન્ના ધરાવે છે ?''

આમ કહેતાં જ તેણે બીબી સફિય્યહના ચેહરા પર એવા જોરનો તમાચો માર્યો કે તેમની આંખો નીલી બની ગઇ. બીબી સફિય્યહને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરવામાં આવ્યાં ત્યારે પણ તમાચાનું નિશાન મવજૂદ હતું. બાદમાં એ નિશાન જોઇને આપે પૂછયું હતું, ''સફિય્યહ! આ શું છે ?'' જવાબમાં બીબી સફિય્યહએ પૂરો કિસ્સો આપને કહી સંભળાવ્યો.

**સંપાદકની નોંધ**————સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુના મુખે બીબી સફિય્યહનો કિસ્સો આ રીતે ટાંકેલો છે : જંગે-ખયબર ખતમ થતાં કેદીઓને ભેગા કરવામાં આવ્યા. હઝરત દિહયહ કલબીએ વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! એમાંની એક લોંડી મને ઇનાયત ફરમાવો.'' (હઝરત દિહયહ કલબી તે સહાબી છે જેમના રૂપરંગમાં અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ પધારતા હતા.)

આપે ફરમાવ્યું, ''પોતે જઇને કોઇ લોંડીને પસંદ કરી લો.''

તેમણે જઇને બીબી સફિય્યહને પસંદ કરી લીધાં.

આ પસંદગી બદલ મુસલમાનોએ વાંધો લેતાં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! સફિય્યહ તો બનૂ નદીર અને બનૂ કુરૈઝહના શાહઝાદી છે. આપના સિવાય કોણ એમને લાયક હોય શકે ?''

એ પછી આપે બીબી સફિય્યહને આઝાદ કરીને એમની સાથે નિકાહ કરી લીધા.

બીજી રિવાયતમાં નિકાહનું કારણ આ રીતે દર્શાવેલું છે : ''બીબી સફિય્યહ ઊંચા ખાનદાનના, ઊંચા મરતબાના યહૂદી સરદારના શાહઝાદી હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વગર કોઇ બીજાના ઘરમાં લોંડી તરીકે જવું એ શાહઝાદીનું અપમાન હતું. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૯૧) યહૂદીઓ સાથેના આ સુસરાલી રિશ્તા પછી હઝરત સફિય્યહ રદિયલ્લાહુ અન્હાની ઝાતથી યહૂદીઓને અનેક લાભો મળવા પામ્યા. ''હ''

**ચહૂદીઓનો છુપો ખઝાનો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બીબી સફિય્યહના ખાવિન્દ કિનાનહ બિન રબીઅ બિન અબિલ-હુકૈકને ગિરિફતાર કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર કરવામાં આવ્યો. આપને મળેલી બાતમી મુજબ બનૂ નદીરનો છુપો ખજાનો એના કબજામાં હતો. આપે કિનાનહને ખજાનના સ્થળ વિષે પૂછ્યું. તે બોલ્યો, ''હે મુહંમદ ! ખજાનાના સ્થળની મને ખબર નથી.''

ત્યારે એક યહૂદી ગૃહસ્થને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં ઊભો કરવામાં આવ્યો.

તેણે જબાની આપતાં કહ્યું, "ખજાનાની ચોક્કસ માહિતી મને પણ નથી. અલબત્ત કિનાનહને રોજ સવારે ફલાણા વગડામાં ભેદી રીતે આંટાફેરા મારતાં મેં જરૂર જોયો છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કિનાનહને ચેતવણી આપતાં ફરમાવ્યું, "શું તમે જાણો છો કે જૂઠું બોલવા પછી ખજાનો તમારા પાસેથી મળી આવ્યો તો તમે માર્યા જશો ?"

કિનાનહએ હકારમાં જવાબ આપ્યો ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પેલા નિર્જન વગડાની ચોક્કસ જમીનને ખોદવાનો હુકમ ફરમાવ્યો. વગડાની એ જમીન ખોદવામાં આવી તો ત્યાંથી ખજાનાનો અમુક ભાગ મળી આવ્યો. બાકીના ખજાના વિશે કિનાનહને પૂછવામાં આવ્યું તો તેણે ફરીવાર ઇન્કાર કરી દીધો કે ખજાનાને લગતી કોઇ માહિતી મારી પાસે નથી.

હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઝુબૈર બિન અવ્વામને ફરમાવ્યું, "એને ત્યાં સુધી સજા આપો કે જે કંઇ એની પાસે છે તેને મેળવી લેવામાં આવે."

હઝરત ઝુબૈર બિન અવ્વામ કિનાનહના સીના પર ચકમકમાંથી ઝરતી આગના ડામ દેવા લાગ્યા ત્યાં સુધી કે તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. છતાં તે માન્યો નહિ ત્યારે તેને હઝરત મુહંમદ બિન મસ્લમહને હવાલે કરી દેવામાં આવ્યો અને હઝરત મુહંમદ બિન મસ્લમહએ તેને પોતાના ભાઇ મહમૂદ બિન મસ્લમહનું ખૂન કરવા બદલ કતલ કરી નાખ્યો. કિનાનહએ કિલ્લા પરથી ઘંટીનું પડ ગબડાવીને હઝરત મહમૂદને શહીદ કરી નાખ્યા હતા. [૧]

**યહૂદીઓની સમાધાનની કોશિશ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરના યહૂદીઓના "વતીહ" અને "સુલાલિમ" નામે છેલ્લા બે કિલ્લાઓની ફરતે ઘેરો નાખેલો હતો અને દસ દિવસો પસાર થઇ ગયા હતા. હવે યહૂદીઓને પોતાના પરાજય અને પાયમાલીની યકીની રીતે ખાતરી થઇ જવા પામી હતી જેથી લાચારીએ તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી, "હે મુહંમદ ! અમારૂં લોહી રેડાવાથી અમને બચાવી લો. અમને જીવતદાન આપો. અમને વતનમાંથી નીકળી જવા દો !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉદારદિલી સાથે દયાભાવથી તેઓની દરખાસ્ત મંજૂર ફરમાવી લીધી. અત્યાર સુધીમાં આ બે કિલ્લા વગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓનાં બધા કિલ્લાઓ———નતઅત શિક્ક, કુતૈબહ, વતીહ, કમૂસ, સુલાલિમ વગેરેના માલ-અસબાબ પર કબજો કરી લીધો હતો.

યહૂદીઓને જીવતદાન આપી દેવાના સમાચાર ખયબરની આજુબાજુની વસતિઓમાં વસનારા બીજા યહૂદીઓને પણ મળી જવા પામ્યા. જયારે "ફદક"ગામના યહૂદીઓને આ બનાવની જાણ થઇ તો તેઓએ

૧. અલ્લામહ શિબ્લી નુઅમાની પોતાની સીરતુન્નબીમાં યહૂદીઓના છુપા ખજાનાવાળી રિવાયતનું પૃથક્કરણ કરતાં લખે છે કે, ખજાનાવાળી રિવાયત સનદી હદીસોના ધોરણ પર પૂરી ઊતરતી નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આખા જગત માટે દયાના ભંડાર બનીને પધાર્યા હતા. દુનિયાની દવલત માટે કોઇને આગમાં બાળવાની શિક્ષા આપે તે વાત બુદ્ધિગમ્ય નથી. કિનાનહ બિન રબીઅને કતલ કરવામાં આવ્યો એ વાત સાચી, પણ તેનું કારણ એ નથી કે તેણે ખજાનો બતાવવાનો ઇન્કાર કર્યો હતો. બલકે તેનું મૂળ કારણ આ છે કે તેણે કિલ્લા પરથી ઘંટીનું પડ ઝીંકીને હઝરત મહમૂદ બિન મસ્લમહની હત્યા કરી હતી. જેથી ખૂનના બદલામં તેને કતલ કરવામાં આવ્યો. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૯૪) "હ"

પણ જાન બચાવવાની આ તક ઝડપી લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી કે, ''અહલે-ખયબર પેઠે અમને પણ જીવતદાન આપીને વતનથી નીકળી જવાની પરવાનગી આપો. અમે પણ અમારો બધો માલ-અસબાબ, ખેતીવાડી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે છોડીને વતનથી નીકળી જવા તૈયાર છીએ.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કૃપારાહે ફદકવાસીઓની દરખાસ્ત પણ મંજૂર ફરમાવી લીધી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી યહૂદીઓ સાથે સુલેહ-સમાધાનની વાટાઘાટ કરનારાઓમાં બીજા ગૃહસ્થો ઉપરાંત બનૂ હારિસ઼હવાળા હઝરત મુહૈયિસહ બિન મસઊદ મુખ્ય હતા.

**યહૂદીઓ સાથે સુલેહના કરાર**——————જયારે ખયબરના પરાજિત યહૂદીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી જાનની સલામતીનું વચન મળી ગયું તો તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી કે, અમારી સાથે ખેતીવાડીના પાક અંગે અર્ધાઅર્ધનો મામલો નક્કી કરી લો. સાથે જ તેઓએ ઉમેર્યું કે ખેતીવાડીના મામલામાં અમે તમારા કરતાં બહોળો અનુભવ ધરાવીએ છીએ અને અમે ઘડાયેલા ખેડૂતો છીએ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અર્ધાઅર્ધને ધોરણે તેઓની સાથે એવી શરતે સુલેહ કરી લીધી કે, અમારી ઈચ્છા હશે ત્યાં સુધી તમે અહીં રહી શકશો અને જયારેય તમને કાઢવા માગીશું, તમારે ચાલ્યા જવું પડશે. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ શરત પણ માની લીધી. ફદકના યહુદીઓએ પણ એજ શરતો મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે સુલેહ કરી લીધી.

હવે ખયબરની ચૂકતે માલ-મિલકત ખેતીવાડી વગેરે મુસલમાનો માટે ગનીમતનો માલ ઠરી ગયો. જયારે કે ફદકનો બધો માલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે ખાસ ઠરી ગયો. કેમકે એ ''માલે-ફૈઅ''ની શ્રેણીમાં આવતો હતો. એટલે એને મેળવવા માટે ઘોડા અને ઊંટો સાથેની લશ્કરી ચઢાઈ કરવી પડી ન હતી બલકે વિના યુધ્ધે હાથ લાગ્યો હતો.

**યહૂદણ તરફથી ઝેરીલી દઅવત**————————ખયબરના મામલાઓથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કંઈક શાંતિનો શ્વાસ લીધો તો ઝૈનબ બિન્તે હારિસ઼ નામે એક યહૂદી સ્ત્રીએ———જે યહૂદીઓના સરદાર સલ્લામ બિન મિશ્કમની બેગમ હતી———રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખાવાની દઅવત આપી. આપે વિવેક ખાતર શુભનિષ્ઠાથી તેની દઅવતનો સ્વીકાર કરી લીધો. પછી પોતાના કેટલાક સહાબા સાથે તેના ઘરે તશરીફ લઈ ગયા. ઝૈનબે મહેમાનદારીમાં ભૂંજેલા બકરાંનું ગોશ્ત પીરસ્યું. આ ગોશ્તમાં તેણે સિફતપૂર્વક ઝેર ભેળવી દીધું હતું. દઅવત પહેલાં ઝૈનબે પૂછાવ્યું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બકરાંના કયા ભાગનું ગોશ્ત વધારે ભાવે છે. જવાબમાં કહેવામાં આવ્યું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બાવડાંનું ગોશ્ત વધારે પસંદ છે. એમ તો તેણે પૂરા ગોશ્તમાં ઝેર ભેળવ્યું હતું પણ બાવડામાં વિશેષ રીતે ભેળવી દીધું હતું.

આ દઅવતમાં આપની સાથે હઝરત બિશ્ર બિન બરાઅ બિન મઅરૂર પણ શામિલ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બાવડાના ગોશ્તમાંથી એક ટુકડો લઈને મુખમાં પધરાવ્યો. આ પહેલો જ કોળિયો ચાવીને ગળવાનો વિચાર કર્યો પણ તે ગળેથી નીચે ઊતર્યો નહિ. આપની સાથે બિશ્ર બિન બરાઅ

બિન મઅરૂરે પણ કોળિયો લઇને મોઢામાં મૂકયો અને તેને ચાવીને ગળેથી નીચે ઉતારી લીધો. પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કોળિયો તરત થૂંકી કાઢયો અને ફરમાવ્યું, ''આ હાડકું મને કહે છે કે ગોશ્તમાં ઝેર ભેળવેલું છે.''

પછી ઝૈનબને બોલાવીને પૂછયું, તેણે ગોશ્તમાં ઝેરની મેળવણીની કબૂલાત કરી લીધી. આપે તેને પૂછયું, ''મા હમલકિ હાઝા ?'' કઇ વાતે તને આ કામ માટે ઉશ્કેરી ? અથવા આમ કરવાનું કારણ શું ?

ઝૈનબ બોલી, ''હે મુહંમદ ! મારી કૌમના મામલામાં આપ જે હદે પહોંચી ગયા તે આપથી છુપું નથી. મેં વિચાર્યું, અગર આપ બાદશાહ છો તો આપને ઝેરથી મારીને મનની શાંતિ સાથે મારી પૂરી કૌમનો બદલો વાળી લઇશ. અને જો આપ નબી છો તો આપને ગૈબથી ખબર પડી જ જશે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દરગુજરની નીતિથી કામ લઇને ઝૈનબને જતી કરી દીધી અને હઝરત બિશ્ર બિન બરાઅ ઝેરીલો લુકમો ગળી જવાને કારણે વફાત પામી ગયા. [૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મરવાન બિન ઉસ્માન બિન અબૂ સઇદ બિન મુઅલ્લાએ કહ્યું કે, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતનો સમય આવ્યો તો હઝરત બિશ્ર બિન બરાઅના બહેન હઝરત ઉમ્મે-બિશ્ર આપની ખબર લેવા આવ્યાં. આપે ફરમાવ્યું, ''હે ઉમ્મે-બિશ્ર ! ખયબરમાં તમારા ભાઇની સાથે જે ઝેરીલો લુકમો મેં ચાવ્યો હતો તેની અસરથી મારા દિલની ''રગે-અબહર''[૨] ફફડી રહી છે અને હમણા ફાટી જશે તેવું મને લાગે છે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક જીવનની છેલ્લી પળ સુધી આ ઝહેરની અસર કાયમ રહી જેથી તમામ મુસલમાનોનો અકીદો છે કે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરીના માનમરતબાની સાથે શહીદ થવાના મરતબાથી પણ વધાવી લીધા છે. જેમકે હઝરત બિશ્રને શહીદ થવાનો મરતબો મળ્યો.

**રસૂલુલ્લાહ (સલ.)ના ગુલામનો કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખયબરથી પરવારીને ''વાદીલ-કુરા'' નામે યહૂદીઓની વસતિમાં પધાર્યા.[3] થોડીક રાતો સુધી આ વસતિનો ઘેરો ચાલુ રાખ્યો. પછી આપ મદીનહ જવા માટે રવાના થયા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ હુરૈરહનું બયાન છે કે, ''જયારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ખયબરથી ઊપડીને વાદીલ-કુરા પહોંચ્યા તો સુરજ આથમતાં જ અમે ત્યાં પડાવ નાખી ચૂકયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો એક ગુલામ હતો જેનું નામ મિદઅમ હતું. હઝરત

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની જાત માટે કોઇની પાસેથી વેર લેતા ન હતા. પણ ઝહેરની અસરથી બે ત્રણ દિવસ પછી હઝરત બિશ્ર બિન બરાઅ રદિયલાહુ અન્હુ વફાત પામી ગયા તો કિસાસના કાનૂન મુજબ ઝૈનબને પણ કતલ કરવામાં આવી. (સીરતુન્નબી જિ.૧ પા. ૪૯૩) ''હ''

૨. રગે-અબહર : પીઠની, ગરદનની કે હાથની એક રગ એટલે એક ખાસ રકત-વાહિનીનું નામ. (બયાનુલ-લિસાન પા.૫) ''હ''

3. વાદીલ-કુરા : તૈમા અને ખયબર વચ્ચેના ખીણપ્રદેશનું નામ. અહીં મોટી સંખ્યામાં યહૂદીઓ વસેલા હતા. પ્રાચીન યુગમાં આદ અને સમૂદની કૌમો અહીં વસેલી હતી જેના અવશેખો આજે પણ જોવામાં આવે છે. ઇસ્લામથી પહેલાં યહૂદીઓ અહીં આવીને વસવા લાગ્યા હતા. જળસિંચનમાં તરક્કી કરીને બાગ-બગીચા લહેરાતા કરી દીધા તે પછી આ પ્રદેશ યહૂદીઓનું ધામ બની ગયો હતો. (સીરતુન્નબી જિ.૧ પા. ૫૦૨) ''હ''

રિફાઅહ બિન ઝૈદ જઝામી નામના ગૃહસ્થે આ ગુલામ આપને ભેટ ધર્યો હતો.''

હઝરત અબૂ હુરૈરહનું બયાન છે : ''આ ગુલામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટની કાઠી કસી જ રહ્યો હતો એટલામાં સનન કરતું એક તીર કોઇ દિશાએથી આવ્યું અને ગુલામના શરીરમાં ખૂપી ગયું અને થોડીક જ પળોમાં તેની રૂહ પરવાઝ કરી ગઇ. [૧]

આ જોઇને લોકો ચારે તરફથી દોડી આવ્યા અને ગુલામને આ રીતે શહીદ થયેલો જોઇને બોલી ઊઠયા, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગુલામને જન્નત મુબારક હો !''

તુરંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''હરગિઝ નહિ, અલ્લાહના સોગંદ ! અત્યારે એના શરીર પર એણે ઓઢેલી ચાદર આગમાં બળી રહી છે. એણે ખયબરમાં મુસલમાનોના માલે-ગનીમતમાં ખિયાનત કરી હતી.''

આ સાંભળતાં જ ઇસ્લામી લશ્કરમાંથી એક સિપાહી નીકળી આવ્યો. તેના હાથમાં જૂતીની દોરીઓ હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જઇને કહેવા લાગ્યો, ''યા રસૂલલ્લાહ ! મેં મારી બંને જૂતીઓ માટે ગનીમતના માલમાંથી આ દોરીઓ ઉપાડી લીધી હતી.''

આપે ફરમાવ્યું, ''એજ બંને દોરીઓના પ્રમાણમાં આગની બે દોરીઓ તારા પગે બાંધવામાં આવશે.''

**ચરબીથી ભરેલો ડબ્બો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ મુઝનીનું બયાન છે કે, ''ખયબરના માલે-ગનીમતમાંથી મેં ચરબીથી ભરેલો એક ડબ્બો ઉપાડી લીધો અને તેને ખભે મૂકીને હું મારા સાથીઓ તરફ ઊપડયો. રસ્તામાં માલે-ગનીમતની નિગરાની કરનારા અમલદાર સાથે મારો ભેટો થઇ ગયો. મારા ખભે ડબ્બો જોતાં જ તે ધસી આવ્યો અને ડબ્બાનો ખૂણો પકડી લેતાં બોલ્યો, ''આ ડબ્બો કયાં લઇ ચાલ્યા ? એ તો ગનીમતનો માલ છે. ગમીનતના બીજા માલ સાથે એની વહેંચણી કરવાની છે.''

મેં કહ્યું, ''ડબ્બો છોડી દો. અલ્લાહના સોગંદ, એ હું તમને નહિ આપું.''

તેણે ડબ્બો મજબૂતીથી ઝાલી લીધો અને મારી સાથે ખેંચાતાણી કરવા માંડી. એજ ખેંચાતાણીની દશામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને જોઇ લીધા. અમને ખેંચાતાણી કરતા જોઇને આપ મુસ્કુરાઇ પડયા. પછી પેલા અમલદારને આપે ફરમાવ્યું, ''અરે ભાઇ છોડી દે એને, ડબ્બો લઇ જવા દે એને.''

આપનો હુકમ મળતાં તેણે ડબ્બો છોડી દીધો. હું એ ડબ્બો લઇને મારા સાથીઓ પાસે પહોંચી ગયો અને અમે બધાએ મળીને ચરબીના ભોજનની સારી રીતે ઉજાણી કરી.

**બીબી સફિય્યહ સાથે નિકાહ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરમાં જ યા તો ખયબરના રસ્તામાં કોઇ સ્થળે પોતાના તંબૂમાં બીબી સફિય્યહ સાથે નિકાહ કરી લીધા. હઝરત અનસ બિન માલિકના અમ્માંજી બીબી ઉમ્મે-સલીમહ બિન્તે મિલહાનએ બીબી સફિય્યહને

૧. વાદીલ-કુરામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો જંગનો ઇરાદો ન હતો પણ યહૂદીઓ અગાઉથી જંગની તૈયારી કરીને બેઠા હતા. ઇસ્લામી લશ્કર પર તીરોની વૃષ્ટિ ચાલુ કરી દીધી જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મિદઅમ નામે ગુલામ શહીદ થઇ ગયા. નતીજારૂપે જંગ જામી ગયો. થોડાક જ મુકાબલા પછી યહૂદીઓએ હથિયાર નાખી દીધાં અને ખયબર જેવી જ શરતોએ સુલેહ થઇ ગઇ. (સીરતુન્નબી જિ.૧ પા. ૫૦૨) ''હ''

શણગારી-સંવારીને દુલ્હન બનાવી દીધાં હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ રાત એંજ તંબૂમાં બીબી સફિય્યહ સાથે પસાર કરી. બનૂ નજ્જારવાળા હઝરત અબૂ ઐયૂબ ખાલિદ બિન ઝૈદ અન્સારી ઉઘાડી તલવારે આખી રાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તંબૂનો પહેરો ભરતા રહ્યા. પ્રભાતે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ ઐયૂબને ઉઘાડી તલવારે તંબૂને આંગણે જોયા તો પૂછ્યું, ''કેમ અબૂ ઐયૂબ ! શું મામલો છે ?''

હઝરત અબૂ ઐયૂબે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મને આપના વિષે આ સ્ત્રી તરફથી ખતરો હતો. કેમકે આ તે સ્ત્રી છે જેના બાપને, ખાવિન્દને અને જેની કૌમને આપે ખતમ કરી નાખી છે. અને એ હજી નવીસવી મુસલમાન બની છે. એટલે એની તરફથી આપના માટે મને ખતરો હતો.'' ૧

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખુશ થઈને હઝરત અબૂ ઐયૂબને દુઆ આપી, ''હે અલ્લાહ! અબૂ ઐયૂબને તારા રક્ષણના પહેરામાં રાખજે જેવી રીતે રાતભર એણે મારો પહેરો ભર્યો.''

**ઈસ્લામી લશ્કર પર ઊંઘનું દબાણ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીએ મને સઈદ બિન મુસૈયબની આ રિવાયત કહી સંભળાવી કે ખયબરથી વાપસી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રસ્તામાં રાતવાસા માટે થોભી ગયા અને ફરમાવ્યું, ''રાતનો છેલ્લો પ્રહર છે. કોણ છે જે અમને ફજર વખતે જગાડવાની જવાબદારી ઉપાડે ?''

હઝરત બિલાલ બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! એ જવાબદારી હું ઉપાડું છું.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને બધા મુસલમાનો સવારીઓ પરથી ઊતરીને સુઈ ગયા. હઝરત બિલાલ ઊભા થઈને નમાઝ પઢવા લાગ્યા અને અલ્લાહને મંજૂર હતું ત્યાં સુધી નમાઝ પઢતા રહ્યા. પછી પોતાના ઊંટને અઢેલીને આડા પડયા અને મુખ તે દિશાએ કરી લીધું જે દિશાએથી સૂરજ ઊગતો હતો. ઊંઘનું એટલું દબાણ થયું કે ભરનિદ્રામાં પોઢી ગયા. પછી તો સૂરજના તડકાએ જ એમને જગાડયા. રસૂલુલ્લાહ પોતાના સાથી સહાબામાં સૌથી પહેલાં જાગ્યા. બિલાલ ઊઠીને આવ્યા તો આપે ફરમાવ્યું, ''બિલાલ ! તમે અમારી સાથે આ શું કર્યું ?''

બિલાલે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! જે વસ્તુએ આપને ઝાલી લીધા એજ વસ્તુએ મને પણ ઝાલી લીધો.''

ફરમાવ્યું, ''બિલાલ ! તમે સાચું કહો છો.''

બધા લોકો તૈયાર થઈને રવાના થયા. થોડે આગળ જઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઊંટને બેસાડી લીધો. ઊંટ પરથી ઊતરીને વુઝૂ કર્યો. લોકોએ પણ ઊંટ પરથી ઊતરી-ઊતરીને વુઝૂ કર્યો.

---

૧. હકીકત આ છે કે નિકાહ બાદ હઝરત બીબી સફિય્યહ, જીવનની છેલ્લી પળ સુધી રસૂલુલ્લાહસલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વફાદાર અને તાબેદાર રહ્યાં. વફાતની બીમારીમાં તમામ પાક બીબીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તહેનાતમાં હાજર હતાં. આપની બીમારીની તકલીફ જોઇને બીબી સફિય્યહ બોલી ઊઠયાં, ''યા રસૂલલ્લાહ ! કાશ ! આપનું દુઃખ, આપની પીડા હું ઉપાડી લેત !'' આ સાંભળીને પાક બીબીઓ એકબીજાને જોવા લાગ્યાં તો આપે ફરમાવ્યું, ''વલ્લાહિ ઈન્નહા લ-સાદિકહ.'' અલ્લાહના સોગંદ સફિય્યહ બિલકુલ સાચું કહે છે. હઝરત સફિય્યહ હિજરી ૫૦ના રમઝાનમાં વફાત પામ્યાં અને જન્નતુલ-બકીઅમાં દફન થયાં. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૩૪૮) સફિય્યહ અરબી શબ્દ છે જેના અર્થ : ગનીમતના માલમાં એવી સ્વચ્છ, ઉત્તમ, મૂલ્યવાન અને ચુનંદી વસ્તુ જેને બાદશાહ પોતાને માટે પસંદ કરી લે. ''હ''

આપે બિલાલને અઝાન-ઈકામતનો હુકમ ફરમાવ્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બધા લોકો સાથે મળીને બા-જમાઅત નમાઝ પઢી. નમાઝના સલામ બાદ લોકો તરફ મુખ કરીને આપે ફરમાવ્યું, "જયારે તમે નમાઝ પઢવાનું ચૂકી જાવ તો યાદ આવતાં તરત પઢી લેતા રહો. અલ્લાહ તઆલા ફરમાવે છે : "અકિમિસ-સલાત લિ-ઝિકરી." એટલે મને યાદ કરતાં જ નમાઝ પઢી લેતા રહો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબર ફતેહ કરી લીધું તો ત્યાંના તમામ મરઘાં-બતકાં અને પાલતુ પ્રાણીઓ આપે ઈબ્ને લુકૈમ અબસી નામના ગૃહસ્થને આપી દીધાં અને ખયબર ૭ હિજરીના સફર મહિનામાં ફતેહ થયું હતું. એજ ફતેહની ખુશીમાં ઈબ્ને લુકૈમ અબસીએ નીચેનું પ્રશસ્તિ-કાવ્ય રચ્યું હતું. (આ કાવ્યના બે શેઅર વાંચો :)

**રૂમિયત નતાતુ મિનર રસૂલે બિ-ફય-લકે • શહબાઅ ઝાતે મનાકિબા વ ફકારે.**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી નતાતના કિલ્લા પર, મજબૂત હાડકાંવાળું અને બળવાન ખભાઓવાળું, તલવારો અને ભાલાઓથી ચમકારા મારતું, એક પ્રચંડ લશ્કર તૂટી પડયું.

**જર્રત બિ-અબ્તહે- હઝ-ઝયૂલ ફલમ તદઅ • ઈલ્લદ દજાજ તસીહુ ફીલ અસહારે.**

આ લશ્કર નતાત કિલ્લાની નીચેની જમીન પર પોતાનો પાલવ ખેંચી રહ્યું હતું. પછી આ લશ્કરે, બૂમાબૂમ કરનારાં મરઘાં-બતકાં સિવાય કશું છોડયું નહિ.

**ખયબરમાં મુસ્લિમ મહિલાઓની હાજરી**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ખયબરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે કેટલીક મુસ્લિમ મહિલાઓએ પણ ભાગ લીધો હતો. ગનીમતના માલમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને પણ કંઈક આપ્યું હતું. પરંતુ નિયમ મુજબનો એમનો કોઈ ચોક્કસ હિસ્સો મુકર્રર કર્યો ન હતો.

આ જંગમાં ભાગ લેનાર ગિફારી કબીલાના એક ખાતૂનનું બયાન છે : "હું બનૂ ગિફારની મહિલાઓ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ. તે વેળા આપ ખયબર તરફ કૂચ કરી રહ્યા હતા. અમે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આ જંગમાં આપની સાથે આવવાનો અમે ઈરાદો કર્યો છે કે જેથી જખ્મીઓને પાણી પીવાડીએ. તેઓની દવાદારૂ અને મલમ પટ્ટા કરીએ અને અમારી શકિત મુજબ તેઓની મદદ પણ કરીએ."

આપે ફરમાવ્યું, "અલા બરકતિલ્લાહ !"અલ્લાહ તમારા કામમાં બરકત આપે.

એજ ગિફારી ખાતૂન વધુમાં ઉમેરે છે :"પછી અમે બધાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે રવાના થયાં તે વેળા હું કિશોર વયની કન્યા હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ વ સલ્લમએ મને પોતાની પાછળ ઊંટની કાઠીની ગાંસડીમાં બેસાડી લીધી. સવાર પડી તો આપ ઊંટ પરથી ઊતર્યા. ઊંટને બેસાડી લીધું. હું પણ કાઠીની ગાંસડી પરથી નીચે ઊતરી. શું જોઉં છું કે એ ગાંસડીમાં મારૂં લોહી લાગેલું છે. એ મારૂં માસિક ધર્મનું સૌથી પહેલું લોહી હતું. હું શરમથી લજવાઈને ઊંટની પાછળ લપાઈ ગઈ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારી દશા અને લોહી જોઈને ફરમાવ્યું, "અરે તારી ભલી થાય. આ તો પેલું લોહી લાગે છે."

મેં લજ્જા ભરેલા તીણા અવાજે કહ્યું, "જી હા યા રસૂલલ્લાહ !"

ફરમાવ્યું, "ચાલો બેટી પોતાને ઠીક કરી લો. વાસણમાં પાણી લઇ આવો. એમાં નમક મેળવી લો. ગાંસડીને ધોઇને પાક કરી લો અને પોતાની જગાએ જઇને બેસી જાવ."

ગિફારી ખાતૂનનું બયાન છે :"ખયબર ફતેહ થયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માલે-ગનીમતમાંથી કંઇક મને પણ આપી દીધું. આ હાર જે મારા ગળામાં પડેલો છે, એજ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ઇનાયત કર્યો હતો અને પોતાના મુબારક હાથે મને પહેરાવ્યો હતો. સોગંદ છે અલ્લાહના આ યાદગાર હાર મારા ગળેથી કદી અળગો થતો નથી."

કહેવાય છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પહેરાવેલો આ યાદગાર હાર લગાતાર એ ખાતૂનના ગળામાં રહ્યો ત્યાં સુધી કે એ ખાતૂન વફાત પામી ગયાં. છેલ્લી પળોમાં વસીયત કરી હતી કે હારને પણ મારા દેહ સાથે કબરમાં દફન કરી દેજો. પોતાના જીવનમાં એ ખાતૂનનો નિયમ રહ્યો કે માસિક ધર્મ પછી જે પાણીથી ગુસલ કરીને પાક થતાં હતાં એ પાણીમાં નમક પણ અચૂક મેળવી લેતાં હતાં. અને એમ પણ વસીયત કરી હતી કે મરી જાઉં ત્યારે મારા ગુસલના પાણીમાં પણ નમક મેળવી લેજો.

**ખયબરના શહીદોના મુબારક નામો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-ખયબરમાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જે સહાબા શહીદ થયા તેઓના નામોની ટીપ આ છે :

• બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સના કુરૈશીઓ તથા તેઓના હલીફોમાંથી : (૧) હઝરત રબીઅહ બિન અકસુમ બિન સખીરહ બિન અમ્ર બિન બુકૈર બિન આમિર બિન ગનમ બિન દૂદાન બિન અસદ (૨) હઝરત સકીફ બિન અમ્ર. (૩) હઝરત રિફાઅહ બિન મસરૂહ (રદિયલ્લાહુ અન્હુમ.)

• બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી : (૪) હઝરત અબ્દુલ્લાહ બિન હુબૈબ બિન ઉહૈબ બિન સુહૈમ બિન ગિયરહ. બનૂ સઅદ બિન લૈસમાંથી હતા. બનૂ અસદના હલીફ અને બનૂ અસદની બહેનના બેટા હતા. (રદિયલ્લાહુ અન્હુ.)

• અન્સારના બનૂ સલિમહ કબીલામાંથી : (૫) હઝરત બિશ્ર બિન બરાઅ બિન મઅરૂર. બકરીનું ઝેરીલું માંસ ખાવાથી શહીદ થયા. ઝૈનબ નામે યહૂદણે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મારી નાખવા માટે માંસમાં ઝહેર ભેળવેલું હતું. (૬) હઝરત ફુઝૈલ બિન નુઅમાન, (રદિયલ્લાહુ અન્હુમા.)

• બનૂ ઝુરૈકના ખાનદાનમાંથી : (૭) હઝરત મસઊદ બિન અસદ બિન કૈસ બિન ખલદહ બિન આમિર બિન ઝુરૈક (રદિયલ્લાહુ અન્હુ.)

• ઔસ કબીલાની શાખ બનૂ અબ્દે-અશહલમાંથી : (૮) હઝરત મહમૂદ બિન મસ્લમહ બિન ખાલિદ બિન અદી બિન મજદિઅહ બિન હારિસહ બિન હારિસ (રદિયલ્લાહુ અન્હુ.)

• બનૂ અમ્ર બિન ઔફમાંથી : (૯) હઝરત અબૂ દય્યાહ બિન સાબિત બિન નુઅમાન બિન ઉમૈયહ બિન ઇમ્રઉલ-કૈસ બિન સઅલબહ બિન અમ્ર બિન અવફ (૧૦) હઝરત હારિસ બિન હાતિબ (૧૧) હઝરત ઉર્વહ બિન મુર્રહ બિન સુરાકહ (૧૨) હઝરત ઔસ બિન કાઇદ (૧૩) હઝરત ઉનૈફ બિન હબીબ (૧૪) હઝરત સાબિત બિન અસલહ (૧૫) હઝરત તલહા (રદિયલ્લાહુ અન્હુમ.)

• બનૂ અસલમમાંથી : (૧૭) હઝરત આમિર બિન અકવઅ (૧૮) હઝરત અસવદ રાઇ. એમનું નામ અસલમ હતું. ઈબ્ને હિશામ કહે છે : હઝરત અસવદ રાઈ ખયબરવાસીઓમાંથી હતા. જંગે-ખયબર વેળા મુસલમાન બન્યા અને ખયબરમાં જ શહીદ થયા. (રદિયલ્લાહુ અન્હુમ.)

• ઈબ્ને શિહાબ ઝુહરીના કથન મુજબ બનૂ ઝુહરહ ખાનદાનના જે મુસલમાનો જંગે-ખયબરમાં શહીદ થયા તેઓના નામો આ છે : (૧૯) હઝરત મસઊદ બિન રબીઅહ એ કારહ કબીલામાંથી હતા અને બનૂ ઝુહરહના હલીફ હતા. (રદિયલ્લાહુ અન્હુ.)

• બનૂ અમ્ર બિન ઔફના અન્સારમાંથી : (૨૦) હઝરત ઔસ બિન કતાદહ શહીદ થયા. (રદિયલ્લાહુ અન્હુ.)

**ખયબરનો ગોવાળ અસવદ રાઇ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અસવદ રાઈનો બનાવ એમ છે કે યહૂદીના બકરાંઓનો આ ગોવાળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. તે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યહૂદીઓના એક કિલ્લાની ફરતે ઈસ્લામી લશ્કર સાથે ઘેરો નાખેલો હતો. અસવદ બકરાંઓનું ટોળું લઈને આવેલો હતો. આ બકરાંઓનો માલિક એક યહૂદી હતો અને અસવદ તેના ગોવાળ તરીકે બકરાં ચરાવવાની નોકરી કરતો હતો.

અસવદે હાજર થઇને કહ્યું, ''હે મુહંમદ ! મને મુસલમાન બનાવી લો.''

આપે તેની વિનંતીનો સ્વીકાર કરીને તેને મુસલમાન બનાવી લીધો. કેમકે કોઇ માણસ મુસલમાન બનવાની દરખાસ્ત કરે તો તેને નિરાશ કરવાનું કે નારાજ કરવાનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પસંદ ન હતું. અથવા કોઇને મુસલમાન બનાવતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ વાત જોતા ન હતા કે તે કાળો છે કે ધોળો, શેઠ છે કે નોકર, ઊંચા ખાનદાનનો છે કે નીચા ખાનદાનનો.

મુસલમાન બનવા પછી હઝરત અસવદે અરજ કરી, ''હે અલ્લાહના નબી ! હું આ બકરાંના માલિકનો પગારદાર ચાકર છું. મારે આ બકરાંનું શું કરવું ?''

ફરમાવ્યું, ''હે ભાઇ ! બકરાંને એના રસ્તે હંકારી મૂકો. બધાં પોતાના માલિક પાસે ચાલ્યાં જશે.''

હઝરત અસવદે વાંકા વળીને મુઠ્ઠીભર કાંકરી જમીન પરથી ઉપાડી લીધી અને બકરાં તરફ ફેંકતાં કહ્યું, ''રે બકરાં ! તમે બધાં પોતાના ઠેકાણે ચાલ્યાં જાવ. સોગંદ છે અલ્લાહના, આજ પછી હું કદી તમારા સંગાથે નહિ રહું.

આ સાંભળીને બકરાં પૂઠ ફેરવીને ત્યાંથી એવી રીતે ચાલી નીકળ્યાં જાણે કોઇ એમને હંકારીને લઇ જાઇ રહ્યું હોય. બધાં બકરાં કિલ્લાના ફાટકમાંથી પોતાના વાડામાં ચાલ્યા ગયાં.

આ તરફ હઝરત અસવદ, ઇસ્લામી લશ્કરે ઘેરી લીધેલા કિલ્લા તરફ ચાલી નીકળ્યા કે જેથી મુસલમાનો સાથે શામિલ થઇને અલ્લાહના રાહમાં જિહાદ કરે. લડાઇ દરમિયાન હઝરત અસવદના માથે કિલ્લા પરથી મોટો પથ્થરો ઝીંકાયો જેના આઘાતથી ત્યાં જ શહીદ થઇ ગયા.

હઝરત અસવદના ઇસ્લામને ઝાઝી વાર લાગી ન હતી. એક તરફ મુસલમાન બન્યા. બીજી તરફ એજ પળે જિહાદમાં દોડી ગયા અને પથ્થરો લાગતાં શહીદ થઇ ગયા. એક પણ નમાઝ પઢવાની હજુ તક મળી ન હતી. એમની લાશને લાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પીઠ પાછળ મૂકી દેવામાં આવી

અને જે પહેરાણ એમના અંગ પર હતું તેનાથી લાશને ઢાંકી દેવામાં આવી. આપે પોતાનું મુબારક મુખ ફેરવીને અસવદની લાશ તરફ જોયું અને જોતાંની સાથે તરત જ પોતાનું મુખ ફેરવી લીધું. જે સહાબા ત્યાં બેઠેલા હતા તેઓ બેહદ નવાઇ પામી ગયા કે આપે લાશને જોતાં જ મુખ કેમ ફેરવી લીધું ?

તઅજજુબથી પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! લાશને જોતાં જ આપે મુખ કેમ ફેરવી લીધું ?''

ફરમાવ્યું, ''મેં જોયું કે એની પાસે મોટી સુંદર આંખોવાળી જન્નતની બે હૂરો બેઠેલી છે. એ બંને એની જન્નતી બીબીઓ છે.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન નુજૈહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ હદીસ બયાન કરી :

> ''જયારે કોઇ મુજાહિદ અલ્લાહના રાહમાં જિહાદ વેળા કાફિરની તલવારથી માર્યો જાય છે તો એજ વેળા જન્નતની ''હૂરે-ઈન''માંથી તેની બે બીબીઓ હાજર થઇ જાય છે. તેના ચેહરા પરથી ધૂળકચરો સાફ કરવા લાગે છે અને સાથે કહેતી જાય છે, ''જેણે તારા ચેહરા પર ધૂળકચરો નાખ્યો, અલ્લાહ તેના ચેહરા પર ધૂળકચરો નાખે ! અને જેણે તને કતલ કર્યો, અલ્લાહ તેને કતલ કરે !''

**સંપાદકની નોંધ**————બીજી રિવાયતો મુજબ અસવદ રાઇ ખયબરના યહૂદીઓમાંથી એક મોટા ખેડૂતનો ગોવાળિયો હતો. ખયબરના યહૂદીઓ સાથે લડાઈનો હંગામો જોઇને તેણે પોતાના એક સાથીને પૂછ્યું, ''કેમ ભાઇ ! આ બધું શું ચાલે છે ?''

જવાબ મળ્યો, ''એવા માણસ સાથે યહૂદીઓની લડાઇ છે જે પોતાને અલ્લાહનો પયગમ્બર કહે છે.''

પૂછ્યું, ''તેના આ સાથીઓ કોણ છે અને એ બધા કયાંથી આવેલા છે ?''

જવાબ મળ્યો, ''તેના સાથીઓ પોતાને મુસલમાન કહે છે અને એ બધા યસ્રિબ નામે શહેરથી આવેલા છે.''

અસવદ રાઇ રાણપ્રદેશમાં ઊછરેલો એક ગમાર અને ગોવાળિયો હતો. પયગમ્બર અને મુસલમાન જેવા શબ્દોથી તેને નવાઇ ઊપજી. તેના મનમાં એને લગતી જાણકારી મેળવવાની ઉત્કંઠા જાગી. એજ વેળા બકરાંના ધણ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચી ગયો. આપનો પયગમ્બરી રૂઆબ જોતાં જ તે થથરી ઊઠયો. એ પછી તેણે પૂછ્યું, ''સાહેબ ! તમે કોણ છો ? તમારૂં નામ શું છે ?''

''મારૂં નામ મુહંમદ છે.''આપે ફરમાવ્યું, ''અને હું અલ્લાહનો રસૂલ છું. મારૂં કામ લોકોને મુસલમાન બનાવવાનું છે. હું તને ઇસ્લામની દઅવત આપું છું.''

''હે મુહંમદ ! ઇસ્લામ એટલે શું ?'' તેણે પૂછ્યું.

ફરમાવ્યું, ''અલ્લાહને એક માનો મને તેનો રસૂલ માની લો.''

''હું આ વાતો માની લઉં તો મને શું મળશે ?''

ફરમાવ્યું, ''અલ્લાહ તઆલા તરફથી તને જન્નત મળશે.''

''વારૂ તો આ બકરાં મારાં નથી. એનું શું કરૂં ?''

ફરમાવ્યું, "બકરાંઓને હંકારી મૂકો, એના માલિક પાસે ચાલ્યા જશે.

અસવદ રાઈ બોલ્યો, "હે અલ્લાહના રસૂલ ! હું મુસલમાન તો બનું છું પણ હું એક ગમાર અને ગોવાળ છું. મારો રંગ કાળો છે. મારો ચહેરો બેડોળ છે. મારા બદનમાં બદબૂ છે. ગરીબ છું. બકરાંની ગુલામી કરૂં છું. માલસામાન જેવું મારી પાસે કશું નથી, તો આમ છતાં હે અલ્લાહના રસૂલ ! જો હું લડાઈમાં માર્યો જાઉં તો પણ મને જન્નત મળશે ?"

"હા જરૂર તને જન્નત મળશે અને જન્નતની હૂરો પણ મળશે." આપે ફરમાવ્યું.

એ પછી હઝરત રાઈ રદિયલ્લાહુ અન્હુ તે કિલ્લા તરફ ચાલી નીકળ્યા જ્યાં મુસલમાનો સાથે યહૂદીઓની લડાઈ ચાલતી હતી. હઝરત અસવદ એજ લડાઈમાં શહીદ થઈ ગયા. જ્યારે એમની લાશ લાવવામાં આવી તો તેને જોઈને આપે ફરમાવ્યું, "અલ્લાહ તઆલાએ એનો રંગ રૂડો બનાવી દીધો. એનો ચહેરો રૂપાળો બનાવી દીધો. એનું બદન ખૂશબૂદાર બનાવી દીધું. જન્નતની બે હૂરો બીબીઓ તરીકે એને મળી ગઈ. જિહાદ વગર કોઈ નેકી એણે કીધી નથી. ન કોઈ નમાઝ એણે પઢી છે ન રમઝાનના રોઝા રાખ્યા છે છતાં ઈમાન ઈખ્લાસ અને જિહાદની બરકતથી જન્નતી બની ગયો. (અસિહ-હુસ-સિયર પા. ૨૧૫, કશ્ફુલ-બારી, સીરતુલ-મુસ્તફા વગેરે. સંપાદકની નોંધ પૂરી થઈ.)

**હજ્જાજ બિન અલાતની ચતુરાઈ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હજ્જાજ બિન અલાત સુલમી બહઝી નામે એક ચતુર વેપારી મુસલમાન બની ગયા હતા. કુનેહબુધ્ધિ ધરાવનારા સોદાગરોમાંથી હતા. વાયદાના સાચા અને વાતના પાકા હોવાથી નેકનામીમાં પંકાયેલા હતા. મક્કહના લોકો સાથે બહોળા પાયે વેપાર કરતા હતા. ખયબરના વિજય પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને કુરૈશ સાથેની વેપારી લેણદેણની સમસ્યા વર્ણવતાં બોલ્યા,

"યા રસૂલલ્લાહ ! મારી બેગમ મક્કહમાં રહે છે. તેનું નામ ઉમ્મે શૈબહ બિન્તે તલહા છે. તેનો એક બેટો મુઅરિઝ બિન તલહા પણ મક્કહમાં તેની મા સાથે રહે છે. મક્કહમાં એમના મકાનમાં મારો પુષ્કળ માલ પડેલો છે. ઉપરાંત મક્કહના કેટલાક વેપારીઓ પાસે મારા લેણાની મોટી રકમો નીકળે છે. જો એ બધાને ખબર પડે કે હું મુસલમાન બની ગયો છું તો માલ અને લેણામાંથી કશું મળવાની આશા નથી, તો માલ અને લેણાની વસૂલાત માટે આપ મને મક્કહ જવાની પરવાનગી નહિ આપો ?"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને મક્કહ જવાની પરવાનગી આપી દીધી. ત્યારે હજ્જાજ સોદાગરે વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! માલ અને પૈસા કઢાવવા માટે કદાચ કોઈ યુકિતની જરૂર પડે તો તેની પણ મને પરવાનગી આપો."

ફરમાવ્યું, "વાંધો નહિ."

હજ્જાજ બિન અલાત પોતાની કથા વર્ણવતાં કહે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગી મળતાં હું મારતી સાંઢણીએ મક્કહ તરફ ઊપડયો. જ્યારે મક્કહ પાસે આવેલા "સનીય્યતુલ-બૈદાઅ" મુકામે પહોંચ્યો તો કેટલાક કુરૈશીઓ ત્યાં ટોળું વળીને ઊભેલા મારા જોવામાં આવ્યા. સાંઢણી થોભાવીને મેં તેઓની મુલાકાત કરી. તેઓ સાથેની વાતચીતથી જણાયું કે એ બધા જંગે-ખયબરનો અંજામ જાણવાની અધીરાઈમાં શહેરથી નીકળી આવ્યા હતા. જ્યારથી કુરૈશને ખયબરના યહૂદીઓ પર મુસલમાનોની ચઢાઈના

સમાચાર મળ્યા હતા, બધાને લડાઈનો અંજામ જાણવાની તાલાવેલી લાગી હતી. રોજ સવારે ઘરોમાંથી નીકળી પડતા હતા અને શહેરથી બહાર જે કોઇ મળી આવે તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સમાચાર પૂછતા હતા. મક્કહના કુરૈશને જંગે-ખયબરનો અંજામ જાણવાની એટલી ચટપટી લાગેલી હતી કે મને જોતાં જ તેઓ પોકારી ઊઠયા હતા, ''અરે આ તો હજ્જાજ બિન અલાત છે !''

પછી કહેવા લાગ્યા, ''હે ભાઇ ! તમને અલ્લાહના સોગંદ છે. જલદી કહો, ખયબરના શું સમાચાર છે ?''

હજ્જાજ બિન અલાતનું બયાન છે : ''મક્કહના કુરૈશમાંથી મારા ઈસ્લામ-કરણની કોઇને ખબર ન હતી. બલકે મારા અલ્લાહ સિવાય મક્કહમાં કોઇ જાણતું ન હતું કે હું મુસલમાન બની ગયો છું. મને ખયબરની દિશાએથી આવેલો જોઇને આ લોકોએ મારા નામનો પોકાર ગજાવ્યો અને મારી સાંઢણી તરફ ધસી જતાં ભારે અધીરાઈથી બધા ભેગા સ્વરે પૂછવા લાગ્યા,

''હજ્જાજ સાહેબ ! તમને અલ્લાહના સોગંદ છે. અમારા માટે કોઇ તાજા સમાચાર, કોઇ નવા ખબર હોય તો જલદી કહો. અમને જાણવા મળ્યું છે કે પેલો ''કાતિઅ'' [૧] ખયબર પર તૂટી પડયો છે, તેજ ખયબર કે જે યહૂદીઓનું વતન છે અને જે હિજાઝની ધરતીનો સૌથી વધારે ફળદ્રુપ તથા રળિયામણો ઈલાકો છે.''

મેં કહ્યું, ''ભાઈઓ ! જરા ધીરજ ધરો, શાંતિ રાખો, તમારા માટે મારી પાસે એવા તાજા, તમતમતા સમાચાર છે કે તેને સાંભળીને તમે ખુશખુશાલ થઇ જશો.''

મારી આ વાત સાંભળીને ઓરભી તેઓની ધીરજ ખૂટી ગઇ. બધા મારી ઊંટણીની ચોગર્દમ ટોળું વળીને ઊભા થઇ ગયા. મને ઘેરી લઇને હોબાળો મચાવતાં બોલ્યા, ''હજ્જાજ ભાઇ ! જલદી કહો ને, અમારા માટે શું ખુશખબર છે ?''

''અરે હે કુરૈશીઓ !''મેં કહેવા માંડયું, ''સાંભળો તેમને એટલે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તો એવી નામોશી ભરેલી હાર મળી છે કે જેનો દાખલો મળે એમ નથી. તેઓએ એટલે યહૂદીઓએ મુહંમદને કેદ કરી લીધા છે. તેઓના સરદારોનું કહેવું છે કે, મુહંમદને મક્કહ લઇ જાઇને કુરૈશને હવાલે કરી દઇશું કે જેથી મક્કહના લોકો પોતાના માર્યા ગયેલા માણસોના બદલામાં મુહંમદને કતલ કરી નાખે.''

આ ''તાજા-તમતમતા'' સમાચાર સાંભળતાં જ બધા લોકો ખુશાલીના પોકારો કરતા મક્કહ તરફ દોડી પડયા. શહેરમાં પહોંચતા જ સપાટો બોલાવી દીધો:

''હે લોકો ! હે કુરૈશ ! તમારા માટે તાજા સમાચાર છે. મુહંમદ પકડાઈ ગયા છે.
યહૂદીઓ મુહંમદને મક્કહ લઇ આવે છે કે જેથી તમે પોતાના હાથે મુહંમદને જાહેરમાં

૧. મક્કહના મુશરિકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચિત્રવિચિત્ર નામો પાડેલાં હતાં જેમકે મુ-ઝમ-મ્મ એટલે નઠારા, સાહિર એટલે જાદૂગર, મજનું એટલે પાગલ, શાઇર એટલે કવિતાઓ રચનાર, કાહિન એટલે જિન્નાતને તાબે કરનાર વગેરે. એમાનું એક નામ ''કાતિઅ''પણ હતું જેના અર્થ સ્નેહ-સંબંધને તોડી નાખનાર, સગાઇના સંબંધોને કાપી નાખનાર, સગાંસ્નેહીઓમાં ફાટફૂટ નાખનાર વગેરે થાય છે. અસલ બાબત એમ છે કે જંગે-ખયબરના સમાચારથી કુરૈશને ખૂબ લાગી આવ્યું હતું અને તેઓ મનમાં ને મનમાં સમસમી રહ્યા હતા. કેમકે સુલ્હે-હુદૈબિયહને આધારે તેઓ યહૂદીઓથી એકદમ કપાઇ ગયા હતા. ન માણસોથી યહૂદીઓની મદદ કરી શકતા હતા ન હથિયારોથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓનાં હાથપગ બાંધી લીધા હતા. એમ પણ લડાઇઓએ તેઓને ઢીલા કરી નાખ્યા હતા. એજ કારણે જંગે-ખયબરનો અંજામ જાણવાની તેઓને ચટપટી કે તાલાવેલી લાગેલી હતી. એ સિવાય તેઓ કરી પણ શું શકતા હતા ? ''ક''

કતલ કરી નાખો.''

હજ્જાજ બિન અલાત પોતાની કથા ચાલુ રાખતાં ઉમેરે છે : ''તેઓની પાછળ હું પણ મક્કહ પહોંચી ગયો. મેં કુરૈશને કહ્યું, ''હે ભાઈઓ ! મારી તમને એક વિનંતી છે. જે વેપારીઓ પાસે મારા નાણા નીકળે છે તેની ચૂકવણીમાં તમે બધા મારી મદદ કરો. મારૂં લેણું મને જલદી અપાવો. એજ નાણા લઈને હું ઉતાવળે ખયબર જવા માગું છું કે જેથી મુહંમદ અને મુસલમનોનો જે માલ, યહૂદીઓએ કબજે કર્યો છે તેને સસ્તા ભાવે ખરીદી લઉં, એથી પહેલાં કે બીજા વેપારીઓ મારા કરતાં પહેલાં પહોંચીને એનો લાભ ખાટી જાય.''

મારી વાત સાંભળતાં જ કુરૈશ હરકતમાં આવી ગયા. તેઓએ જોતજોતામાં મારાં લેણાના નાણા કરજદારો પાસેથી વસૂલ કરીને મારી પાસે એવી રીતે જમા કરાવી દીધાં કે મારી હયરતનો પાર ન રહ્યો.

એ પછી હું મારી ઔરત પાસે ગયો. મેં તેને કહ્યું, ''ઉમ્મે-શૈબહ ! ખાનગી વાત છે. હમણા કોઈને કહેવું નહિ. મારો જે માલ તમારી પાસે છે તે બધો જલદી મને આપી દો. ખયબરમાં મુહંમદ અને તેમના સાથીઓ બુરી રીતે હારી ગયા છે. તેઓનો ચૂકતે માલ યહૂદીઓના કબજામાં છે. એ માલની તેઓ જાહેર હરાજી કરવાના છે. હું ખયબર જઈને એ બધો માલ ખરીદી લેવા માગું છું. એવું ન થાય કે બીજા વેપારીઓ મારા કરતાં પહેલાં પહોંચીને એ માલ ખરીદી લે અને હું મોઢું તકાસતો રહી જાઉં !''

તેણે બધો માલ વિના આનાકાનીએ મારે હવાલે કરી દીધો.

હજ્જાજ બિન અલાતનું બયાન છે : ''મેં જે વાત વહેતી મૂકી હતી તેને સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ સન્નાટામાં આવી ગયા. તેઓ ભાગંભાગ મારી પાસે દોડી આવ્યા. તે વેળા હું વેપારીઓના એક તંબૂમાં ઊભેલો હતો. અબ્બાસ મને એક ખૂણામાં લઈ ગયા અને ગંભીર મુખે બોલ્યા, ''હજ્જાજ ! તું આ કેવા સમાચાર લઈને આવ્યો છે ?''

મેં કહ્યું, ''અબ્બાસ ! જે કંઈ મેં તમને આપેલું હતું તે તમને યાદ છે ?''

બોલ્યા, ''હા બરાબર યાદ છે.''

મેં ચૂપકેથી કહ્યું, ''ત્યારે અબ્બાસ ! હમણા તમે થોભી જાવ. પ્રથમ મને મારો મામલો સંપૂર્ણ રીતે સંકેલી લેવા દો. પછી હું તમને ખાનગીમાં મળીને બધો ખુલાસો કરીશ.''

જ્યારે માલ અને લેણાના નાણા તરફથી મને નિરાંત વળી તો મક્કહથી ઊપડવા પહેલાં હું અબ્બાસ પાસે ગયો. મેં તેમને કહ્યું, ''અબુલ-ફઝલ ! જુઓ પ્રથમ મારી એક શરત છે. વચન આપો કે ભેદની જે વાત કહું તેને ત્રણ દિવસ સુધી ખાનગી રાખશો. મારી જાનનો જોખમ છે. ત્રણ દિવસ પહેલાં વાત ફૂટી તો કુરૈશ મને પકડી પાડીને મારી નાખશે. ત્રણ દિવસ પછી તમારા મનમાં આવે તેમ કરજો.''

અબ્બાસે કહ્યું, ''ભલે મારા વચનની ખાતરી રાખ. જલદી બોલ મામલો શું છે ?''

મેં કહ્યું, ''અબુલ-ફઝલ ! હવે અસલ હકીકત સાંભળો. અલ્લાહના સોગંદ ખાઈને કહું છું કે તમારા ભત્રીજાએ ખયબરના યહૂદીઓ પર શાનદાર જીત મેળવી છે. ખયબરનો આખો ઈલાકો તેમના કબજામાં આવી ગયો છે. એટલું જ નહિ તમારા ભત્રીજાએ યહૂદીઓના બાદશાહ હુય્ય બિન અખ્તબની રૂપવાન શાહઝાદી સફિય્યહ સાથે શાદી પાક કરી લીધી છે. દુલહા-દુલહનને શાદીની મુબારકબાદ આપીને હું ત્યાંથી રવાના થયો

હતો. હવે ખયબરના બાગ-બગીચા અને યહૂદીઓના માલ-ખજાનાના માલિક તમારા ભત્રીજા અને તેમના સાથીઓ છે.''

મારી વાતો સાંભળીને અબ્બાસ મને હયરતથી તાકી રહ્યા. પછી ચોંકીને બોલી ઊઠયા, ''હે હજ્જાજ! તું આ શું કહે છે ?''

''અલ્લાહના સોગંદ! સાચું જ કહું છું.'' મેં કહ્યું અને સાંભળો  હું મુસલમાન બની ગયો છું. ફકત મારો માલ કઢાવવા મેં આ યુકિત કરી હતી. બસ ત્રણ દિવસ સુધી વાત છુપાવી રાખજો. પછી તમારે જે કહેવું હોય તે કહેજો.''

હજ્જાજ બિન અલાતનું બયાન છે : ''જયારે ત્રીજો દિવસ પસાર થઇ ગયો તો અબ્બાસે પોતાનો હુલ્લહ (એટલે પહેરણ અને લુંગીનો ઉજળો પોશાક ) પોતાના બદન પર સજયો. ખલૂક (એટલે જાફરાનની ઉત્તમ ખૂશ્બૂ)થી પોતાનો પોશાક મઘમઘાવ્યો. પોતાની સુંદર છડી હાથમાં પકડી લીધી. ઘરમાંથી નીકળીને ખાનએ-કઅબહમાં ગયા અને કઅબહનો તવાફ કરવા લાગ્યા.

કુરૈશના લોકો એમનો આ ઠાઠ અને ચેહરા પર અનેરા આનંદનો ભપકો જોઇને નવાઇ પામી ગયા અને કહેવા લાગ્યા, ''અબુલ-ફઝલ ! દુઃખના સમયે આ ઠાઠ અને આનંદ કેવો ? તમારે તો તમારા ભત્રીજાના દુઃખ પ્રસંગે દુઃખી થવું જોઇએ. તેને બદલે તમારી આ ધીરજ, તમારી આ દ્રઢતા અને સહનશીલતા નવાઇ ઉપજાવે તેવી છે !''

અબ્બાસે ગંભીરતાથી કહ્યું, ''હે લોકો ! હકીકત એમ નથી. સાંભળી લો, તે અલ્લાહના સોગંદ કે જેના તમે પણ વારંવાર સોગંદ ખાતા રહો છો, મુહંમદે ખયબર પર ફતેહ મેળવી લીધી છે. ખયબરના બાદશાહની શાહઝાદી સાથે શાદી કરી લીધી છે. તેઓ ખયબરના યહૂદીઓની માલ-મિલકતના માલિક બની ચૂકયા છે. હવે ખયબરનો પૂરો ઇલાકો મુહંમદ અને તેમના સાથીઓની મિલકત બની ગયો છે.''

''હેં અબુલ-ફઝલ ! તમે આ શું કહો છો ?''લોકોએ ભારે નવાઇથી કહ્યું, ''સાચું કહેજો. કોણે આ સમાચાર તમને કહ્યા છે ?''

અબ્બાસે કહ્યું, ''અરે તેણે જ જેણે તમને મુસલમાનોની હાર અને મુહંમદના કેદ થવાના સમાચાર આપ્યા હતા. હજ્જાજ બિન અલાત મુસલમાન બની ગયો હતો. આ યુકિતથી તે પોતાનો માલ અને લેણાની રકમ તમારી પાસેથી વસૂલ કરવા આવ્યો હતો. હવે તે સલામત રીતે અહીંથી છટકીને મુસલમાનો પાસે પહોંચી ગયો છે.''

આ સાંભળીને કુરૈશના લોકો ગુસ્સાથી વળ ખાતા મનમાં ને મનમાં સમસમી રહ્યા. પછી કહેવા લાગ્યા. ''હે અલ્લાહના બંદાઓ ! અલ્લાહનો દુશ્મન હાથથી છટકી ગયો. આપણને આબાદ બેવકૂફ બનાવી ગયો. તેજ વેળા જાણ થઇ હોત તો તેના ધજાગરા ઉડાવી દેત !''

હઝરત હજ્જાજ બિન અલાતનું કથન છે : ''એ પછી ટૂંકમાં જ કુરૈશના લોકોને પોતાના બાતમીદારોને મુખે પાણ યહૂદીઓની હાર અને મુસલમાનોની જીતના સમાચાર મળી જવા પામ્યા.

(નોટ :- ફત્હે - ખયબરની ખુશાલીમાં મુસલમાન શાઇરોએ રચેલાં કેટલાંક કાવ્યો અહીં ટાંકવામાં આવ્યાં છે તે અમે ઇખ્તેસારના હેતુએ જતાં કર્યાં છે.)

# પ્રકરણ ૧૩૨

# ખયબરના માલની વહેંચણી

ખયબરના માલે-ગનીમતની વહેંચણી • હિસ્સાદારોની સંખ્યા • માલે-ગનીમતના અઢાર ઢગલા • અલ-કુતૈબહના માલની વહેંચણી • પાક બેગમોના હિસ્સાઓનો દસ્તાવેજ • દાર કબીલાની વંશાવળી • ફદકના માલનો મામલો • માલના ભાગ પાડવાનું ન્યાયી તંત્ર • યહૂદીઓની પૈદાઈશી બદમાશી • કતલ વિષે રસૂલુલ્લાહ (સલ.)નો ફેસલો • ખયબરથી યહૂદીઓની હકાલપટ્ટી • રસૂલુલ્લાહ (સલ.)ની વસીયત • યહૂદીઓના દેશનિકાલની બીજી રિવાયત • વાદીયુલ-કુરાના માલની વહેંચણી.

**ખયબરના માલે-ગનીમતની વહેંચણી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ખયબરના માલ-અસબાબ એટલે અલ-શક્ક, નતાત અને અલ-કુતૈબહ કિલ્લાઓના માલની વહેંચણી કરવામાં આવી. અલ-શક્ક અને નતાતમાં મુસલમાનોના હિસ્સા નક્કી કરવામાં આવ્યા અને અલ-કુતૈબહમાં અલ્લાહનો પાંચમો ભાગ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ભાગ, રિશ્તેદારો, યતીમો અને મિસ્કીનોનો ભાગ, પાકબેગમોનો રોજિંદો ખરચ, તથા જે લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા ફદકવાસીઓ વચ્ચે સુલેહ-સમાધાનની દોડધામ કરી હતી જેમાં હઝરત મુહૈયિસહ બિન મસઊદ પણ હતા, એ બધાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જવ અને ખજૂર ત્રીસ-ત્રીસ વસક ઇનાયત ફરમાવ્યા હતા.[૧]

એ ઉપરાંત જંગે-ખયબરમાં અને સુલ્હે-હુદૈબિયહમાં જેટલા મુસલમાનો હાજર હતા, વહેંચણીમાં એ બધાનો હિસ્સો પણ કાઢવામાં આવ્યો. હુદૈબિયહવાળા ભલે જંગે-ખયબરમાં હાજર થયા કે નહિ થયા. જો કે હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ સિવાય કોઈ ગેરહાજર નહિ હતું. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહને પણ તેટલો જ હિસ્સો આપ્યો, જેટલો હાજરજનોને આપ્યો. ખયબરની બે ખીણો હતી. એક વાદીએ-સુરૈર અને બીજી વાદીએ-ખાસ (અથવા સુહૈલના કથન મુજબ વાદીએ-ખિલ્સ) ખયબરનો પૂરો વિસ્તાર એજ બે ખીણો પર વિસ્તરેલો હતો. એમાંથી અલ-શક્ક અને નત્અતના કુલ કિલ્લાઓના અઢાર મોટા ભાગ પાડવામાં આવ્યા. એમાંથી પાંચ ભાગ નત્અતના

૧. એક વસક ૬૦ સાઅ. એક સાઅ આશરે સાડા ત્રણ શેર. આપણા હિસાબ મુજબ લગભગ ૪ મણ ૯ શેર. એને સામાન્ય રીતે એક ભાર ઊંટ કહેવામાં આવે છે.

અને તેર ભાગ અલ-શક્કના હતા. પછી સરેરાશ વ્યક્તિ દીઠ અલ-શક્ક અને નત્અતના કુલ માલની, એક હજાર આઠ સો ભાગોમાં વહેંચણી કરી દેવામાં આવી.

**હિસ્સાદારોની સંખ્યા**————જે સહાબા પર ખયબરની વહેંચણી કરવામાં આવી તેઓના હિસ્સાઓની સંખ્યા, માણસો અને ઘોડાઓ મળીને કુલ એક હજાર આઠ સો હતી. માણસોની સંખ્યા ૧૪ સો અને ઘોડાઓની સંખ્યા બસો હતી. દરેક ઘોડાના ભાગ નક્કી થયા. દરેક સવારનો એક હિસ્સો. એવી જ રીતે દરેક પાયદળનો એક હિસ્સો. આમ દરેક હિસ્સા માટે એક નફરી થઇ, જેમાં બસો નફરી ઘોડાઓની થઇ. (કુલ ચાર સો હિસ્સા, નફરી દીઠ બે હિસ્સાના હિસાબે) સરવાળો ૧૮ સો થઇ ગયો. (૧૪ સોમાં ૪ સો ઉમેરવાથી ૧૮ સો થયા.)

ઇબ્ને હિશામ કહે છે : ખયબરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અરબી નસલના ઘોડાઓને વર્ણસંકર ઘોડાઓ (જેઓની મા ગેરઅરબી હતી)થી તારવીને અલગ અલગ કરી દીધા હતા.

**માલે-ગનીમતના અઢાર ઢગલા**————માલે-ગનીમતના ૧૮ સો હિસ્સાઓના ૧૮ જેટલા મોટા ઢગલા કરી દેવામાં આવ્યા હતા. એટલે ઢગલા દીઠ સો હિસ્સા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ ઢગલા આ પ્રમાણે હતા :

(૧) હઝરત અલી બિન અબી તાલિબ (૨) હઝરત ઝુબૈર બિન અવ્વામ (૩) હઝરત તલહા બિન અબ્દુલ્લાહ (૪) હઝરત ઉમર બિન ખત્તાબ (૫) હઝરત અબ્દુર-રહમાન બિન અવફ (૬) હઝરત આસિમ બિન અદી બનૂ ઇજલાન વાળા (૭) હઝરત ઉસૈદ બિન હુદૈર (૮) હઝરત હારિસ઼ બિન ખઝરજ (૯) બનૂ નાઇમ (૧૦) બનૂ બયાદહ (૧૧) બનૂ ઉબૈદ જેમને કેટલાકે બનૂ ઉબૈદહ કહ્યા છે (૧૨) બનૂ હરામ બનૂ સલિમહવાળા (૧૩) ઉબૈદ સહહામ (૧૪) બનૂ સાઇદહ (૧૫) બનૂ ગિફાર અને બનૂ અસલમ (૧૬) બનૂ નજ્જાર (૧૭) બનુ હારિસ઼હ (૧૮) બનૂ ઔસ.

નંબર ૧૩ માં ઉબૈદનો લકબ સહહામ હતો. આ લકબ પડવાનું કારણ ઇબ્ને હિશામના કથન મુજબ એમ હતું કે એમણે અમુક હિસ્સા ખરીદી પણ લીધા હતા. હઝરત ઉબૈદ, બનૂ હારિસ઼હ બિન હારિસ઼ બિન ખઝરજમાંથી હતા. એમનું નામ ઉબૈદ બિન ઔસ છે.

એમાંથી નત્અત કિલ્લાનો જે પહેલો ભાગ કાઢવામાં આવ્યો તે હઝરત ઝુબૈર બિન અવ્વામનો હતો. એમના ભાગે ખયબર પાસેના ખૂઅ વિસ્તારમાં આવેલું સુરૈર નામે એક ગામ હતું. બીજો હિસ્સો બનૂ બયાદહનો હતો. ત્રીજો હિસ્સો ઉસૈદનો, ચોથો બનૂ હારિસ઼ બિન ખઝરજનો, પાંચમો નાઇમનો જેમાં બનૂ ઔસ બિન ખઝરજ તેમ મુઝૈનહ અને તેઓના ભાગીદારો શામિલ હતા. અહીં જ હઝરત મહમૂદ બિન મસ્લમહ શહીદ થયા હતા. આ પાંચ હિસ્સા નત્અત કિલ્લાના થયા.

પછી અલ-શક્કની વહેંચણી આ પ્રમાણે કરવામાં આવી : પહેલો હિસ્સો આસિમ બિન અદી બનૂ ઇજલાનવાળાનો, એમની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ શામિલ હતા. બીજો હિસ્સો હઝરત અબ્દુર-રહમાન બિન અવફનો, ત્રીજો સાઇદહનો, ચોથો બનૂ નજ્જારનો, પાંચમો હઝરત અલી બિન અબી તાલિબનો, છઠ્ઠો હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહનો, સાતમો ગિફાર અને અસલમનો, આઠમો હઝરત ઉમર બિન ખત્તાબનો, નવમો હઝરત સલિમહ બિન ઉબૈદનો, દસમો બનૂ હરામનો, અગિયારમો હારિસ઼હનો,

બારમો ઉબૈદ સહહામનો, તેરમો ઔસનો જેમાં જુહૈનહ અને જંગે-ખયબરમાં ભાગ લેનારા બાકીના બધા મુસલમાનોનો હિસ્સો શામિલ હતો. એમના મુકાબલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પોતાનો હિસ્સો હતો.

**અલ-કુતૈબહના માલની વહેંચણી**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ-કુતૈબહ એટલે વાદીએ-ખાસની, પોતાના રિશ્તેદારો, પાક બીબીઓ તેમ બીજા સ્ત્રી-પુરૂષો વચ્ચે વહેંચણી કરી દીધી. જેમકે પોતાના સાહબઝાદી બીબી ફાતિમહને બસો વસક, હઝરત અલી બિન અબી તાલિબને એક સો વસક, હઝરત ઉસામહ બિન ઝૈદને બસો વસક અને સાથે પચાસ વસક ખજૂરના ઠળિયા, મુસલમાનોના અમ્માંજી હઝરત આઇશહને બસો વસક, હઝરત અબૂબકને એક સો વસક, હઝરત ઉકૈલ બિન અબૂ તાલિબને એક સો વસક, બનૂ જઅફરને પચાસ વસક, હઝરત રબીઅહ બિન હારિસને એક સો વસક, હઝરત સલ્ત બિન મખરિમહ અને તેમના બે પુત્રોને એક સો વસક (હઝરત સલ્ત માટે ૪૦ વસક) હઝરત અબી નબકહને પચાસ વસક, હઝરત રૂકાનહ બિન અબ્દે યઝીદને પચાસ વસક, હઝરત કૈસ બિન મખરિમહને ત્રીસ વસક હઝરત અબુલ-કાસિમ બિન મખરિમહ (કૈસના ભાઇ)ને ચાલીસ વસક, બનૂ ઉબૈદહ બિન હારિસની પુત્રીઓ તથા હુસૈન બિન હારિસની પુત્રીને એક સો વસક, બનૂ ઉબૈદ બિન અબ્દે યઝીદને સાઠ વસક, હઝરત ઇબ્ને ઔસ બિન મખરિમહને ત્રીસ વસક, હઝરત મિસ્તહ બિન ઉસાસહ અને હઝરત ઇબ્ને ઇલ્યાસને પચાસ વસક, હઝરત ઉમ્મે રમીસહને ચાલીસ વસક, હઝરત નુઐમ બિન હિન્દને ત્રીસ વસક, હઝરત બુહૈનહ બિન્તે હારિસને ત્રીસ વસક, હઝરત ઉજૈર બિન અબ્દે યઝીદને ત્રીસ વસક, હઝરત ઉમ્મે હકીમ બિન્તે ઝુબૈર બિન અબ્દુલ-મુત્તલિબને ત્રીસ વસક, હઝરત જુમાનહ બિન્તે અબી તાબિલને ત્રીસ વસક, હઝરત હમ્નહ બિન્તે જહશને ત્રીસ વસક, હઝરત ઇબ્ને અરકમ યા ઉમ્મે અરકમને પચાસ વસક, હઝરત અબ્દુર-રહમાન બિન અબીબકને ચાલીસ વસક, હઝરત દબાદહ બિન્તે ઝુબૈરને ચાલીસ વસક, હઝરત ઉમ્મે ઝુબૈરને ચાલીસ વસક, હઝરત ઇબ્ને અબી ખુનૈસને ત્રીસ વસક, હઝરત ઉમ્મે તાલિબને ચાલીસ વસક, હઝરત અબી બસરહને વીસ વસક, હઝરત નુમૈલહ કલબીને પચાસ વસક, હઝરત અબ્દુલ્લાહ બિન વહબ અને તેમની બે પુત્રીઓને નેવુ વસક - એમાંથી એમના બેટાઓ માટે ચાલીસ વસક, હઝરત ઉમ્મે હબીબ બિન્તે જહશને ત્રીસ વસક, હઝરત મલિક બિન અબ્દહૂને ત્રીસ વસક, બાકીનું પાક બીબીઓ માટે સાત સો વસક. (રદિયલ્લાહુ અન્હુમ.)

ઇબ્ને હિશામ કહે છે : ઘઉં, જવ, ખજૂરના ઠળિયા વગેરેની જરૂરત મુજબ વહેંચણી કરવામાં આવી. અબ્દુલ-મુત્તલિબના કુટુંબીજનો સૌથી વધારે જરૂરતમંદ હતા જેથી તેઓનો હિસ્સો પણ વધારે આપવામાં આવ્યો.

---

**ગુજરાતી સંપાદકની નોંધ**————ઇસ્લામી જિહાદમાં જંગ કરીને દુશ્મન પાસેથી જે માલ હાથ લાગે તેને માલે-ગનીમત કહે છે. એના હકદારોની વિગત કુર્આનમાં આ રીતે દર્શાવવામાં આવી છે :

| | |
|---|---|
| વઅલમૂ અન્નમા | જાણી લો કે (કાફિરો સાથેની લડાઇમાં) |
| ગનિમ-તુમ મિન શૈઇન | જે કંઇ માલ તમને ગનીમતમાં મળે |
| ફ-અન્ન લિલ્લાહિ ખુમુસહૂ | તો તેમાંથી પાંચમો ભાગ અલ્લાહ માટે છે, |
| વ-લિર - રસૂલિ | અને તેના રસૂલ માટે છે, |

આ સાંભળીને યહૂદીઓ પોકારી ઊઠતા, ''બિ-હાઝા અકામતિસ-સમાવાતિ વલ-અર્દ.'' એજ અદલ ઈન્સાફને કારણે તો આસમાન અને જમીનં પોતાની જગાએ સલામતીથી ટકેલાં છે.''

હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા ફકત એક વરસ સુધી આ ઓહદા પર કાયમ રહીને આ સેવા બજાવતા રહ્યા. પછી જંગે-મૂતહમાં શહીદ થઇ ગયા. અલ્લાહ તઆલા એમનાથી રાજી રહે અને એમના આત્મા પર રહમ ફરમાવે ! એમના પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ ઓહદા પર હઝરત જબ્બાર બિન સખ્ર બિન ઉમૈયહ બિન ખનસાઅની નિમણૂક કરી. એમણે પણ અગાઉની પ્રથા મુજબ વહેંચણીનો એજ નિયમ ચાલુ રાખ્યો. દર વરસે ખયબર જઇને અંદાજાથી માલના બે ભાગ પાડતા. યહૂદીઓની પસંદગી બાદ બીજો ભાગ મુસલમાનો માટે લઇ આવતા.

**યૂહૂદીઓની પૈદાઇશી બદમાશી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ખયબરના યહૂદીઓનો મામલો એજ પરંપરા પ્રમાણે મુદ્દત સુધી ચાલતો રહ્યો. તેઓ સુલેહનામાની શરતોનું યોગ્ય રીતે પાલન કરતા રહ્યા. મુસલમાનોને તેઓની વર્તણુકમાં વાંધા જેવું કંઇ દેખાતું ન હતું; ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હયાતીમાં જ યહૂદીઓએ બનૂ હારિસહવાળા હઝરત અબ્દુલ્લાહ બિન સહલને બેરહમીથી કતલ કરી નાખ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનોએ હઝરત અબ્દુલ્લાહની કતલમાં યહૂદીઓનો હાથ હોવાની શંકા જાહેર કરી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઈબ્ને શિહાબ ઝુહરીએ બનૂ હારિસહના આઝાદ ગુલામ સહલ બિન અબૂલ હસ્મહની રિવાયત કહી સંભળાવી કે, ''હઝરત અબ્દુલ્લાહ બિન સહલ ખયબરમાં યહૂદીઓની વસતિમાં માર્યા ગયા. તેઓ પોતાના અમુક સાથીઓ સાથે ખયબરની ખજૂરવાડીઓ જોવા ગયા હતા. એ દરમિયાન કોઇ કારણે પોતાના સાથીઓથી વિખૂટા પડી ગયા. તે પછી એક નાળાંમાં તેમની લાશ પડેલી જોવામાં આવી. ગરદન તોડીને લાશને નાળામાં પધરાવી દેવામાં આવી હતી. સાથીઓએ લાશને નાળાંમાંથી કાઢીને દફનાવી દીધી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇને પુરી વિગત કહી સંભળાવી.

**કતલ વિષે રસૂલુલ્લાહ (સલ.)નો ફેસલો**————ખયબરમાં શહીદ થનાર હઝરત અબ્દુલ્લાહ બિન સહલના ભાઇ હઝરત અબ્દુર્રહમાન બિન સહલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. એમની સાથે એમના પિતરાઇ ભાઇઓ- હઝરત હુવૈસહ અને હઝરત મુહૈયિસહ (મસઊદના પુત્રો) પણ હતા. અબ્દુર્રહમાન બિન સહલ, એ બધામાં ઊગતી વયના નવલોહિયા યુવક હતા. એમના લોહીમાં જુવાનીનો જુસ્સો હતો. ટોળીમાં એજ સૌથી આગળ હતા. પોતાથી મોટી ઉંમરના પિતરાઇ ભાઇઓને પડતા મૂકીને પોતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતચીત કરવા આગળ ધસી ગયા.

આ અશિષ્ટ કે બેઅદબી જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને ફરમાવ્યું, ''અલ-કિબર ! અલ-કિબર !'' એટલે મોટાઓનું માન જાળવો. તેઓને આગળ આવવા દો. (આપે તેમને અદબ શીખવવા આમ ફરમાવ્યું.)

ઇબ્ને હિશામ કહે છે : હઝરત માલિક બિન અનસની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ''કુબ્બર ! કુબ્બર !'' ફરમાવ્યું. એટલે મોટેરાઓને આગળ કરો. સારાંશ કે અબ્દુર્રહમાન ચુપ થઇ ગયા ત્યારે હુવૈસહ તથા મુહૈયિસહ આગળ આવ્યા. તેઓએ હઝરત અબ્દુલ્લાહની કતલ અંગે રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતચીત કરી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "જે યહૂદીએ ખૂન કર્યું તમે એ ખૂનીનું નામ બતાવો અને પચાસ વખત કસમ ખાઇને કહો કે એજ ખૂની છે. હું ખૂનીને તમારે હવાલે કરી દઇશ."

તેઓએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! જે વાતની અમને જાણકારી નથી તેના વિષે કસમ કેવી રીતે ખાઇએ ?"

આપે ફરમાવ્યું, "વારૂ યહૂદીઓ પચાસ વખત અલ્લાહના કસમ ખાઇને કહી દે કે આ ખૂન અમે નથી કર્યું, ન અમે ખૂનીને ઓળખીએ છીએ તો, આ હાલતમાં તેઓ અબ્દુલ્લાહના ખૂનથી નિર્દોષ ઠરી જશે. શું તમે એને માનવા તૈયાર છો ?"

તેઓએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! યહૂદીઓ દુનિયાભરના જૂઠ્ઠા લોકો છે. મોટા મોટા ગુનાહો કરે છે અને તેથી મોટી કસમો ખાવા તૈયાર રહે છે. તેઓનું કુફ્ર તેઓના ગુનાહોથી ચઢિયાતું હોય છે. એવાઓની કસમોનો અમે કેવી રીતે ભરોસો કરીએ ?"

રાવીનું કથન છે : "એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના તરફથી એ લોકોને લોહીદંડના સો ઊંટો આપી દીધાં."

આ વિગત ટાંકનાર હઝરત સહલ બિન હસ્મહ કહે છે : "અલ્લાહના સોગંદ ! લોહીદંડના આ સો ઊંટોમાં રાતારંગના તે ફાંકડા જવાન ઊંટને હું ભૂલી શકતો નથી. જ્યારે એ મારકણા ઊંટને હું પકડવા લાગ્યો તો તેણે મને માર્યો હતો."

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન ઇબ્રાહીમ બિન હારિસ તૈમીએ અબ્દુર્રહમાન બિન બુજૈદ બિન કૈઝીની આ રિવાયત કહી સંભળાવી કે, સહલ બિન હસ્મહ ખૂનના આ બનાવ અંગે, અબ્દુર્રહમાન બિન બુજૈદથી વધારે જાણકારી ધરાવતા નથી. હા ઉંમરમાં જરૂર તેઓ મોટા હતા. પણ બનાવની વિગત ટાંકવામાં તેમની શરતચૂક થવા પામી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પેલા ભાઇઓને એમ નહિ ફરમાવ્યું હતું કે, "જે વાતની તમે જાણકારી ધરાવતા નથી તેના વિષે કસમ ખાય લો !" કેમકે મૂળ બનાવ અંગે કશું નહિ જાણનારને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કસમ ખાવાનું કેવી રીતે ફરમાવી શકતા હતા?

અસલ બાબત એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરના યહૂદીઓને લખ્યું હતું કે, "તમારી વસતિમાં તમારા ઘરોની સામે અમારા માણસની લાશ પડેલી મળી આવી છે. એનો લોહીદંડ તમારે ચૂકવી આપવો પડશે."

જવાબમાં યહૂદીઓએ અલ્લાહના સોગંદ ખાઇને લખી જણાવ્યું હતું કે, "અમારા ઘરોની સામે જે લાશ પડેલી મળી આવી તે કોની છે અને કોણે તેનું ખૂન કર્યું તે અંગે અમે કશું જાણતા નથી." આ જવાબ મળવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની પાસેથી લોહીદંડની રકમ ચૂકવી આપી હતી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અમ્ર બિન શુઐબે પણ અબ્દુર્રહમાન બિન બુજૈદ જેવી જ રિવાયત ટાંકેલી છે. એમાં આટલો વધારો છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યહૂદીઓને લખી જણાવ્યું હતું કે,"મરનારનો લોહીદંડ ચૂકવી આપો કાં લડાઇ માટે તૈયાર રહો !"

જવાબમાં યહૂદીઓએ લખ્યું હતું કે, ''અમે અલ્લાહના સોગંદ ખાઇને કહીએ છીએ કે, આ ખૂન અમે નથી કર્યું, ન અમે ખૂનીને ઓળખીએ છીએ !'' આ જવાબ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોહીદંડ ચૂકવી આપ્યો હતો.

**ખયબરથી યહૂદીઓની હકાલપટ્ટી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મેં ઇબ્ને શિહાબ ઝુહરીને પૂછયું, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખયબરના યહૂદીઓને ખજૂર આપતા હતા તેનો શું તરીકો હતો? શું ઝાડો પરથી ખજૂર ઉતારાવીને પોતાના કબજામાં લેવા બાદ આપતા હતા અથવા ઝાડો પર જ બારોબાર આપી દેતા હતા ?''

ઇબ્ને શિહાબે જવાબ આપ્યો, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યહૂદીઓ સાથે જંગ કરીને લશ્કરી બળથી ખયબર પર કબજો કર્યો હતો. અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખયબરનો ઈલાકો ગનીમતના માલ તરીકે પ્રદાન કર્યો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેનો પાંચમો ભાગ અલ્લાહ માટે કાઢવા પછી મુસલમાનોમાં તેની વહેંચણી કરી હતી. ખયબરના પરાજય પછી યહૂદીઓ પોતાની માલ-મિલ્કત અને બાગ-બગીચા છોડીને વતન-ત્યાગ માટે તૈયાર થયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને બોલાવીને ફરમાવ્યું.

''જુઓ, અમે તમને અહીં જ રહેવા દઇએ, તમારી ખેતીવાડી અને માલ-મિલકત પણ તમારા જ કબજામાં કાયમ રાખીએ, પછી તમે એમાં મહેનત કરો અને જે પૈદાવાર ઊતરે તેનો અર્ધો ભાગ તમારો અને અર્ધો ભાગ અમારો, તો શું આ શરત તમને મંજૂર છે ?''

યહૂદીઓ બોલ્યા, ''હા અમને મંજૂર છે હે મુહંમદ''

સાથે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એવી શરત પણ મૂકી કે, ''અમારી મરજી હશે ત્યારે અમે તમને અહીંથી ચાલતા કરી દઇશું.'' યહૂદીઓએ આ શરત પણ કબૂલ કરી લીધી.

સુલેહનામું થવા બાદ યહૂદીઓ રાબેતા મુજબ પોતાની ખેતીવાડીમાં કામ કરતા હતા અને ફસલ તૈયાર થતાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને મોકલી આપતા હતા. તેઓ પાકની વહેંચણી વેળા અટકળ કે અંદાજમાં યહૂદીઓ સાથે ઈન્સાફનો વર્તાવ કરતા હતા. પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ ગઇ તો આપના પછી હઝરત અબૂબક્રે પણ એજ પરંપરા ચાલુ રાખી અને ખયબરનો ઈલાકો યહૂદીઓ પાસે રહેવા દઇને તેઓની સાથે તેજ મામલો કર્યો જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓ સાથે નક્કી કર્યો હતો.

**રસૂલુલ્લાહ (સલ.)ની વસીયત**————ઇબ્ને શિહાબ ઝુહરીનું બયાન છે : હઝરત અબૂબક્રની વફાત પછી હઝરત ઉમરે પણ પોતાની ખિલાફતના આરંભકાળમાં એજ પરંપરા ચાલુ રાખી. એ પછી હઝરત ઉમરને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તે વસીય્યત યાદ આવી જે આપે પોતાની વફાત વેળા ફરમાવી હતી કે, ''અરબ ખંડમાં બે ધર્મો રહેવા ન પામે !''

હઝરત ઉમરે ઊંચા પાયાના જાણકાર સહાબાઓને બોલાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ વસીય્યતની તહકીક કરી તો વાત પાકે પાયે સાબિત થઇ ગઇ. હઝરત ઉમરના યુગમાં ઈસ્લામ ઉન્નતિને શિખરે પહોંચેલો હતો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એ વસીય્યતને અમલમાં મૂકવાનો

સમય પાકી ગયો હતો. જેથી હઝરત ઉમરે યહૂદીઓને પોતાના દરબારમાં બોલાવીને ફરમાવ્યું,

"અલ્લાહ તઆલાએ તમને દેશનિકાલ કરવાની મને પરવાનગી આપી છે. આ વાતની મને ખબર છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વસીય્યત ફરમાવી હતી કે, "અરબ ખંડમાં બે ધર્મો ભેગા ન થવા પામે." માટે જે યહૂદીઓ પાસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કરારનામાનું લખાણ મવજૂદ હોય તે મારી પાસે લઇ આવે, હું તેને ચાલુ રહેવા દઇશ અને જે યહૂદીઓ પાસે એવો પુરાવો ન હોય તેઓ ખયબરથી નીકળી જવાનો બંદોબસ્ત કરી લે."

આ હુકમ પછી જે યહૂદીઓ પાસે દસ્તાવેજી પુરાવો હતો એ બધાને હઝરત ઉમરે ખયબરમાં રહેવા દીધા અને જેઓ પાસે એ પુરાવો ન હતો તેઓને હઝરત ઉમરે ખયબરથી દેશનિકાલ કરી દીધા.

**યહૂદીઓના દેશનિકાલની બીજી રિવાયત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરનું બયાન છે કે, "એક વેળા હું અને ઝુબૈર અને મિકદાદ બિન અસવદ અમે ત્રણ જણ ખયબરમાં અમારી ખેતીવાડીની ખબર કાઢવા ગયા. ત્યાં પહોંચીને અમે પોતપોતાની ખેતીવાડીમાં ચાલ્યા ગયા. આ રીતે અમે ત્રણે એકબીજાથી અલગ થઇ ગયા. રાતનું અંધારૂં છવાયું તો મુજ પર અચાનક હુમલો કરવામાં આવ્યો. હું મારી પથારી પર ઊંઘમાં હતો એજ દશામાં મારી બંને કોણીઓના સાંધા ઉતારી નાખવામાં આવ્યા. સવાર પડી તો મારા બંને રફીકોએ મારા રહેઠાણે આવીને મને બૂમ મારી અને મારી પાસે આવી લાગ્યા. હું દુઃખથી કણસી રહ્યો હતો. મારી કોણીઓ સાંધામાંથી ઊતરેલી જોઇને બોલ્યા, "આ કોણે તમારી કોણીઓ ઉતારી નાખી ?"

મેં કહ્યું, "મને ખબર નથી. અંધારૂં હતું. હું હુમલાખોરોને જોઇ શકયો નહિ."

સાથીઓએ મારી કોણીઓ દુરૂસ્ત કરી દીધી પછી તેઓ મને હઝરત ઉમર પાસે લઇ ગયા. મારી કથા સાંભળીને હઝરત ઉમરે ફરમાવ્યું, "એ યહૂદીઓની કારસ્તાની લાગે છે." પછી લોકોના ટોળામાં ઊભા થઇને પ્રવચન કરતાં ફરમાવ્યું :

> "લોકો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરના યહૂદ સાથે એવી શરતે સુલેહ કરી હતી કે અમે ચાહીશું ત્યારે તમને અહીંથી કાઢી મુકીશું. હવે તેઓએ અબ્દુલ્લાહ બિન ઉમર પર ઓચિંતો હુમલો કરીને તેની બંને કોણીઓ ઉતારી નાખી છે. આથી પહેલાં તમે જાણો છો તેમ અબ્દુલ્લાહ બિન સહલની કતલનો આરોપ એમના જ માથે હતો. આ કારસ્તાની પણ એમની જ લાગે છે એમાં હવે શંકાને સ્થાન રહ્યું નથી કેમકે ખયબરમાં યહૂદીઓ વગર બીજો કોઇ આપણો દુશ્મન નથી. હવે ખયબરથી એમને દેશનિકાલ કર્યા વગર બીજો રસ્તો નથી. તમારામાંથી જે જે લોકોની જમીન-જાગીર, ખયબરમાં હોય તેઓ ત્યાં જઇને તેનો કબજો લઇ લે. ખયબરમાંથી યહૂદીઓને કાઢી મૂકવાનો મેં પાકો નિર્ણય લઇ લીધો છે."

એ પછી હઝરત ઉમરે યહૂદીઓને ખયબરમાંથી કાઢી મૂકયા.

**વાદીયુલ-કુરાના માલની વહેંચણી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રનું બયાન છે કે, "હઝરત ઉમરે જયારે યહૂદીઓને ખયબરથી તડીપાર કર્યા તો તે વેળા હઝરત ઉમર

પોતે મુહાજિરીન તથા અન્સારની એક જમાઅત સાથે સવાર થઇને ખયબર તરફ રવાના થયા. એમની સાથે હઝરત જબ્બાર બિન સખ્ર બિન ઉમૈયહ બિન ખન્સાઅ પણ હતા જેઓ દર વરસે ખયબર જઇને અડસટ્ટાથી માલની વહેંચણી કરતા હતા. એમની સાથે હઝરત યઝીદ બિન સાબિત પણ હતા. હઝરત ઉમર સાથે ખયબર પહોંચીને આ બંને ગૃહસ્થોએ અગાઉથી નક્કી થયેલા હિસ્સાઓ મુજબ લોકોમાં ખયબરની વહેંચણી કરી દીધી.

હઝરત ઉમરે વાદીએ-કુરાની વહેંચણીમાં નીચે દર્શાવેલા ગૃહસ્થોનો હિસ્સો પણ મુકર્રર કરી દીધો : (૧) હઝરત ઉસ્માન બિન અફ્ફાન (૨) હઝરત અબ્દુર-રહમાન બિન ઔફ (૩) હઝરત ઉમર બિન સલમહ (૪) હઝરત આમિર બિન રબીઅહ્ (૫) હઝરત અમ્ર બિન સુરાક્હ (૬) હઝરત રુશૈમ. (રદિયલ્લાહુ અન્હુમ.)

ઇબ્ને હિશામ કહે છે : કહેવાય છે કે ઉપરના હિસ્સેદારો ઉપરાંત એમાં નીચે દર્શાવેલા ગૃહસ્થોનો પણ સમાવેશ હતો : (૧) બનૂ અસલમ અને બનૂ જઅફર (૨) મુઐકીબ (૩) અબ્દુલ્લાહ બિન અરકમ (૪) અબ્દુલ્લાહ અને ઉબૈદુલ્લાહ (બે હિસ્સા) (૫) ઇબ્ને અબ્દુલ્લાહ બિન જહશ (૬) ઇબ્ને બુકૈર (૭) મુઅતમર (૮) ઝૈદ બિન સાબિત (૯) ઉબય બિન કઅબ (૧૦) મુઆઝ બિન અફરાઅ (૧૧) અબૂ તલહા અને હસન (૧૨) જબ્બાર બિન સખ્ર (૧૩) જાબિર બિન અબ્દુલ્લાહ (૧૪) માલિક બિન સઅસઅા અને જાબિર બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હુદૈર (૧૫) ઇબ્ને સઅદ બિન મુઆઝ (૧૬) સલામહ બિન સલામહ (૧૭) અબ્દુર-રહમાન બિન સાબિત અને અબૂ શરીક અબૂ અબ્સ બિન જબ્ર (૧૮) મુહંમદ બિન મસ્લમહ અને ઉબાદહ બિન તારિક અથવા કતાદહ બિન તારિક. ઇબ્ને ઇસ્હાક કહે છે : જબ્ર બિન અતીક (અર્ધો હિસ્સો) હારિસ બિન કૈસના બે પુત્રો (અર્ધો હિસ્સો) ઇબ્ને હઝમહ અને ઝહહાક (એક હિસ્સો) અલ્લાહ તઆલા એ સૌથી રાજી હો !

ઇબ્ને હિશામ કહે છે : આ છે તે વિગતો જે મને ખયબર અને વાદીલ-કુરાની જમીન-જાગીરની વહેંચણી અંગે વિશ્વાસપાત્ર સાધનો દ્વારા મળવા પામી.

---

# પ્રકરણ ૧૩૩

# હબશહના મુહાજિરોની વાપસી

હઝરત જઅફરની પધરામણી ● હબશહથી પધારેલા મુહાજિરો ● બનૂ અબ્દે-શમ્સના મુહાજિરો ● બનૂ અસદ વગેરેના મુહાજિરો ● બનૂ જુમહ બનૂ અસદ વગેરે ● હબશહના બાકીના મુહાજિરો ● બનૂ ઉમૈયહના મુહાજિરો ● બનુ અસદ અને બનૂ અબ્દે-દાર બનૂ ઝુહરહ બનૂ તૈમ બનૂ મખઝૂમ ● બનૂ જુમહ બિન અમ્રના મુહાજિરો ● બનૂ સહમ બિન અમ્રના મુહાજિરો ● બનૂ અદી બિન કઅબના મુહાજિરો ● બનૂ આમિર અને બનૂ હારિસના મુહાજિરો ● હબશહમાં વફાત પામનારા સહાબા ● હબશહમાં વફાત પામનારા ખાતૂનો ● મુહાજિરોના હબશહમાં જન્મેલા સંતાનો.

**હઝરત જઅફરની પધરામણી**——————ઈબ્ને હિશામ કહે છે : સુફયાન બિન ઉયૈનહએ અજલઅના વાસ્તાથી શુઅબીની રિવાયત ટાંકતા કહ્યું કે, "જે દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબર ફતેહ કર્યું, આબાદ એજ દિવસે હઝરત જઅફર બિન અબૂ તાલિબ મુલ્કે-હબશહથી વાપસ થઇને ખયબર આવી લાગ્યા. હઝરત જઅફરને જોતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખુશીના જુસ્સાથી ઊભા થઇ ગયા અને આગળ વધીને હઝરત જઅફરની બંને આંખો વચ્ચે પોતાના મુબારક લબોથી ચુંબન આપ્યું. પોતાના પવિત્ર સીના સાથે એમને ચાંપી લીધા અને લાગણીવશ સ્વરે ફરમાવ્યું:

"મા અદરી બિ-ઐયિહિમા અના અસુર્રૂ બિ-ફત્હે-ખયબર અમ બિ-કુદૂમે-જઅફર ?" અર્થાત: હું કહી શકતો નથી કે મને કઇ વાતથી વધારે આનંદ થયો ? ફત્હે-ખયબરથી કે પછી જઅફરના આગમનથી?

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જેટલા સાથીઓ મક્કહથી હિજરત કરીને હબશહમાં ઠરીઠામ થયા હતા તેઓને પાછા લઇ આવવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને હઝરત નજાશી બાદશાહ પાસે મોકલ્યા હતા. હઝરત નજાશી બાદશાહે બધા મુહાજિરોને હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી સાથે બે વહાણોમાં બેસાડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં રવાના કરી દીધા હતા. એ બધા આબાદ તેજ દિવસે હેમખેમ ખયબર પહોંચી ગયા હતા જે દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબર પર ફતેહયાબ થઇને ફરાગત મેળવી લીધી હતી.

**હબશહથી પધારેલા મુહાજિરો**——————મુલ્કે હબશહથી વાપસ થઇને ખયબરમાં આવેલા મક્કહના

મુહાજિરોના મુબારક નામોની ટીપ આ પ્રમાણે છે :

• બનૂ હાશિમ બિન અબ્દે મનાફના કુટુંબમાંથી : (૧) હઝરત જઅફર બિન અબૂ તાલિબ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ.

(૨) હઝરત જઅફરના બેગમ હઝરત અસમા બિન્તે ઉમૈસ રદિયલ્લાહુ અન્હા.

(૩) હઝરત જઅફરના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર રદિયલ્લાહુ અન્હુ. એમનો જન્મ મુલ્કે-હબશહમાં થયો હતો. બનૂ હાશિમની બિરાદરીનું આ ફક્ત એક કુટુંબ હતું જે હબશહથી આવ્યું.

હઝરત જઅફર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબના ફરઝંદ અને હઝરત અલીના ભાઈ હતા. ઈસ્લામના આરંભ કાળમાં કુરૈશી મુશરિકોનો ત્રાસ હદ ઉપરાંત વધી ગયો તો ઘણા મુસલમાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગીથી મક્કહથી હિજરત કરીને હબશહ ચાલ્યા ગયા હતા. એમાં હઝરત જઅફર અને એમના બેગમ પણ હતાં. કુરૈશે એ બધાને પકડી લાવવા માટે એક મંડળ હબશહ મોકલ્યું હતું ત્યારે નજાશી બાદશાહના દરબારમાં મુસલમાન મુહાજિરોના નેતા તરીકે હઝરત જઅફરે છટાદાર પ્રવચન કરીને, ઈસ્લામ પહેલાં અરબના લોકો કેવું જંગલી જીવન ગુજારતા હતા તેનો સચોટ ચિતાર દર્શાવ્યો હતો અને સાથે અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમ સંબંધી મુસલમાનોના મઝહબી અકીદાની ચોખવટ કરી હતી જેને સાંભળીને નજાશી બાદશાહે કુરૈશી મંડળના સભ્યોને દરબારમાંથી ચાલતા કરી દીધા હતા અને દરબારી પાદરીઓ ફૂંફાડા મારતા રહી ગયા હતા.

હઝરત જઅફર મુલ્કે-શામની જંગે-મૂતહમાં શહીદ થયા જ્યારે કે એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરના અમીર બનાવીને મોકલાવ્યા હતા.

• **બનૂ અબ્દે-શમ્સના મુહાજિરો**————બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે મનાફના કુટુંબમાંથી:

(૧) હઝરત ખાલિદ બિન સઈદ બિન આસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ. રદિયલ્લાહુ અન્હુ.

(૨) એમના બેગમ હઝરત ઉમૈનહ બિન્તે ખલફ બિન અસઅદ રદિયલ્લાહુ અન્હા. ઈબ્ને હિશામ મુજબ એમનું નામ ઉમૈનહ નહિ, હુમૈનહ બિન્તે ખલફ હતું.

(૩) એમના પુત્ર હઝરત સઈદ બિન ખાલિદ રદિયલ્લાહુ અન્હુ.

(૪) એમના પુત્રી હઝરત અમહ બિન્તે ખાલિદ રદિયલ્લાહુ અન્હા. બંનેનો જન્મ હબશહમાં થયો. હઝરત ખાલિદ બિન સઈદ હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના ખિલાફત કાળમાં દમિશ્ક પાસે આવેલા ''મર્જુસ-સુફ્ફર''સ્થળે જિહાદમાં શહીદ થયા.

(૫) હઝરત ખાલિદ બિન સઈદના ભાઈ હઝરત અમ્ર બિન સઈદ બિન આસ રદિયલ્લાહુ અન્હુ.

એમના બેગમ હઝરત ફાતિમહ બિન્તે સફવાન બિન ઉમૈયહ બિન મુહર્રિસ કિનાની રદિયલ્લાહુ અન્હા. મુલ્કે હબશહમાં વફાત પામી ગયાં. એમના ખાવિન્દ હઝરત અમ્ર બિન સઈદ હઝરત અબૂબક્રની ખિલાફત વેળા જંગે-અજનાદીનમાં શહીદ થયા. અજનાદીન મુલ્કે-શામના એક શહેરનું નામ છે.

(૬) હઝરત મુઐકીબ અથવા મુઐકીસ બિન અબી ફાતિમહ રદિયલ્લાહુ અન્હુ. એમને હઝરત ઉમર ફારૂકે પોતાની ખિલાફતમાં બૈતુલ-માલના ખજાનચી બનાવ્યા હતા. એ હઝરત સઈદ બિન આસના ખાનદાન સાથે સંકળાયેલા હતા.

(૮) હઝરત અબૂ મૂસા અશઅરી અબ્દુલ્લાહ બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ. જેઓ આલે-ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સના હલીફ હતા.

• **બનૂ અસદ વગેરેના મુહાજિરો**————બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયમાંથી : (૧) હઝરત અસવદ બિન નવફલ બિન ખુવૈલિદ રદિયલ્લાહુ અન્હ. ફકત એક ગૃહસ્થ.

• બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયના લોકોમાંથી : (૧) હઝરત જુહમ બિન કૈસ બિન અબ્દે શુરહબીલ રદિયલ્લાહુ અન્હુ. એમના બેગમ હઝરત હર્મલહ બિન્તે અબ્દુલ-અસવદ રદિયલ્લાહુ અન્હા અને એમના બે પુત્રો હઝરત અમ્ર બિન જુહમ અને હઝરત ખુઝૈમહ બિન જુહમ રદિયલ્લાહુ અન્હુમા મુલ્કે-હબશહમાં વફાત પામી ગયા. આ બંને પુત્રો બીબી હર્મલહની કૂખે જન્મ પામ્યા હતા. આ કુટુંબના ફકત એક ગૃહસ્થ.

• બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી : (૧) હઝરત આમિર બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુ. (૨) હઝરત ઉત્બહ બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુ જેઓ બનૂ હુઝૈલમાંથી હતા અને બનૂ ઝુહરહના હલીફ હતા.

• બનૂ તૈમ બિન મુર્રહ બિન કઅબમાંથી : (૧) હઝરત હારિસ઼ બિન ખાલિદ બિન સખ્ર રદિયલ્લાહુ અન્હુ. હઝરત હારિસ઼ના બેગમનું નામ હઝરત રૈતહ બિન્તે હારિસ઼ બિન જુબૈલહ રદિયલ્લાહુ અન્હા. જેઓ મુલ્કે-હબશહમાં વફાત પામી ગયાં.

**બનૂ જુમહ બનૂ સહમ વગેરે**————બનૂ જુમહ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી: (૧) હઝરત ઉસ઼માન બિન રબીઅહ બિન ઉહબાન રદિયલ્લાહુ અન્હુ. ફકત એક ગૃહસ્થ.

• બનુ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી : (૧) હઝરત મુહૈયિસહ બિન જઝર રદિયલ્લાહુ અન્હુ જેઓ બનૂ ઝુબૈદની બિરાદરીમાંથી હતા. એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માલે-ગનીમતના ખુમ્સના અધિકારી બનાવ્યા હતા. બનૂ સહમ બિન અમ્રના હલીફ હતા.

• બનૂ અદી બિન કઅબ બિન લુઐયમાંથી : (૧) હઝરત મઅમર બિન અબ્દુલ્લાહ બિન નદલહ રદિયલ્લાહુ અન્હુ ફકત એક ગૃહસ્થ.

• બનૂ આમિર બિન લુઐય બિન ગાલિબમાંથી : (૧) હઝરત અબૂ હાતિબ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ રદિયલ્લાહુ અન્હુ. (૨) હઝરત માલિક બિન રબીઅહ બિન કૈસ બિન અબ્દે-શમ્સ રદિયલ્લાહુ અન્હુ. (૩) એમના બેગમ હઝરત અમ્રહ બિન્તે સુઅદા બિન વકદાન બિન અબ્દે-શમ્સ રદિયલ્લાહુ અન્હા.

• બનૂ હારિસ઼ બિન ફિહર બિન માલિકમાંથી : (૧) હઝરત હારિસ઼ બિન અબ્દે-કૈસ બિન લકીત રદિયલ્લાહુ અન્હુ.

**હબશહના બાકીના મુહાજિરો**————ઉપરાંત મુલ્કે-હબશહમાં જે સહાબા વફાત પામી ગયા હતા તેઓની બેગમોને પણ નજાશી બાદશાહે એ બે વહાણોમાં બેસાડીને રવાના કર્યા હતાં. કેટલાક સહાબા જંગે-બદ્ર પછી હબશહથી આવી ગયા હતા. કેટલાક હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીના આવી જવા પછી આવ્યા હતા. એ બધા અને હબશહમાં વફાત પામેલા સહાબાની કબીલાવાર તફસીલ આ પ્રમાણે છે :

• **બનૂ ઉમૈયહના મુહાજિરો**————બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફના લોકોમાંથી: (૧) ઉબૈદુલ્લાહ બિન જહશ બિન રિઆબ અસદી. એ બનૂ ઉમૈયહનો હલીફ હતો. એની સાથે એના બેગમ હઝરત ઉમ્મે-હબીબહ બિન્તે અબૂ સુફયાન અને એમના બેટી હબીબહ પણ હતાં. એજ બેટીના નામ પરથી

એના માનું ઉપનામ ઉમ્મે-હબીબહ હતું. અસલ નામ રમલહ હતું.

ઉબૈદુલ્લાહ બિન જહશ મુહાજિર તરીકે મુસલમાનો સાથે મક્કહથી હબશહ ગયો. ત્યાં તેણે ઈસ્લામ છોડીને ખ્રિસ્તી ધર્મ કબૂલ કરી લીધો અને ખ્રિસ્તી તરીકે જ હબશહમાં મરી ગયો. એના મરણ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમ્મે-હબીબહ સાથે નિકાહ કરીને એમને પોતાના હરમમાં લઇ લીધાં.

ઇબ્ને ઈસ્હાક કહે છે : ઉબૈદુલ્લાહ બિન જહશ મુસલમાન હતો. મુસલમાન તરીકે હિજરત કરીને બીજા મુસલમાનોં સાથે હબશહ ગયો હતો. ત્યાં જવા પછી ધર્મપલટો કરીને ખ્રિસ્તી બની ગયો. હબશહમાં જ્યારે એ મુસલમાનો પાસેથી પસાર થતો તો તેઓને કહ્યા કરતો, ''ફતહના વ સઅસઅ-તુમ !''એટલે અમારી તો આંખો ઊઘડી ગઇ પણ તમે હજુ આંખો ઉઘાડવાની મથામણમાં લાગેલા છો. મતલબ આ છે કે અમે તો હકીકતના દર્શન કરી લીધાં પણ તમે હકીકતને પામી શકયા નથી. આ એવી રીતે કે કૂતરીના ગલૂડિયાં પેદા થવા પછી આંખો ખોલવા પહેલાં જોવા માટે આંખો પટપટાવતાં હોય છે. જેથી તેણે મુસલમાનોને કૂતરીના ગલૂડિયાંની ઉપમા આપી છે. અર્થાત : મેં તો આંખો ઉઘાડીને જોઇ લીધું પણ તમારી આંખો ઊઘડતી નથી. તમે તો આંખો પટપટાવવામાં જ લાગેલા છો. (૨) ઈબ્ને ઈસ્હાક કહે છે : બીજા ગૃહસ્થ હઝરત કૈસ બિન અબ્દુલ્લાહ છે. એ બનૂ અસદ બિન ખુઝૈમહમાંથી હતા. એમની પુત્રીનું નામ ઉમૈયહ હતું. અને ઉમૈયહ હઝરત ઉમ્મે-હબીબહની સાથે હતાં. હઝરત કૈસના બેગમનું નામ બરકહ બિન્તે યસાર હતું. અને બીબી બરકહ, અબૂ સુફયાનના આઝાદ કરેલાં લોંડી હતાં. અબૂ સુફયાનના બેટી હઝરત ઉમ્મે-હબીબહએ બીબી બરકહનું દૂધ ધાવ્યું હતું. હઝરત કૈસ અને ઉબૈદુલ્લાહ બિન જહશ હબશહ ગયા તો હઝરત ઉમ્મે-હબીબહ, હઝરત બરકહ અને પુત્રી ઉમૈયહને પણ સાથે લઇ ગયા હતા.

• **બનૂ અસદ અને બનૂ અબ્દે-દાર**————બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયમાંથી : (૧) હઝરત યઝીદ બિન ઝમઅહ બિન અસવદ બિન મુત્તલિબ બિન અસદ. જંગે-હુનૈનમાં શહીદ થયા. (૨) હઝરત અમ્ર બિન ઉમૈયહ બિન હારિસ બિન અસદ મુલ્કે-હબશહમાં વફાત પામ્યા.

• બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી : (૧) હઝરત અબૂર-રૂમ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર (૨) હઝરત ફરાશ બિન નદ્ર બિન હારિસ બિન કલાત બિન અલકમહ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર. બે ગૃહસ્થો.

**બનૂ ઝુહરહ, બનૂ તૈમ, બનૂ મખઝૂમ**————બનૂ ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહમાંથી : હઝરત મુત્તલિબ બિન અઝહર બિન અબ્દે-ઔફ બિન અબ્દ બિન હારિસ બિન ઝુહરહ. એમના બેગમ હઝરત રમલહ બિન્તે અબૂ ઔફ બિન દુબૈરહ બિન સુઐદ બિન સઅદ બિન સહમ. હઝરત મુત્તલિબ બિન અઝહર હબશહમાં વફાત પામી ગયા. એમના પુત્ર અબ્દુલ્લાહનો અહીં જ જન્મ થયો. કહેવાય છે કે અબ્દુલ્લાહ બિન મુત્તલિબ પહેલા ગૃહસ્થ છે જેઓ ઈસ્લામમાં બાપના વારસદાર બન્યા. આ કુટુંબના એક ગૃહસ્થ.

• બનૂ તૈમ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐયમાંથી : (૧) હઝરત અમ્ર બિન ઉસમાન બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ. એ હઝરત સઅદ બિન અબી વક્કાસની કમાન હેઠળ જંગે-કાદિસિયહમાં શહીદ થયા. એક ગૃહસ્થ.

• બનૂ મખઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબમાંથી : (૧) હઝરત હબ્બાર બિન સુફયાન બિન અબ્દુલ-અસદ. હઝરત અબૂબક્રના ખિલાફતકાળમાં મુલ્કે-શામના શહેર અજનાદીનના યુધ્ધમાં શહીદ થયા. (૨) એમના

ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન સુફયાન. હઝરત ઉમરની ખિલાફત વેળા મુલ્કે-શામની જંગે-યરમૂકમાં શહીદ થયા. (૩) હઝરત હિશામ બિન અબૂ હુઝૈફહ બિન મુગીરહ. ત્રણ ગૃહસ્થો.

• **બનૂ જુમહ બિન અમ્રના મુહાજિરો**—————બનૂ જુમહ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી: હઝરત હાતિબ બિન હારિસ઼ બિન મઅમર બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ. એમના બે પુત્રો હઝરત મુહંમદ અને હઝરત હારિસ઼. હઝરત હાતિબના બેગમ હઝરત ફાતિમહ બિન્તે મુજલ-લિલ. હઝરત હાતિબ હબશહમાં વફાત પામી ગયા. એમના બે પુત્રો પોતાની સગી મા સાથે બે વહાણોમાંથી એકમાં બેસીને વાપસ થયા. હઝરત હાતિબના ભાઈ ખત્તાબ બિન હારિસ઼ એમના બેગમ હઝરત ફુકૈહા બિન્તે યસાર. હઝરત ખત્તાબ પણ હબશહમાં જ વફાત પામી ગયા. એમના બેગમ વહાણમાં સવાર થઈને વાપસ થયાં. હઝરત સુફયાન બિન મઅમર બિન હબીબ. એમના બે પુત્રો જુનાદહ અને જાબિર. પુત્રોના માતાજી હઝરત હુસિનહ. માતાજી તરફથી એમના ભાઈ હઝરત શુરહબીલ બિન હુસિનહ. હઝરત સુફયાન અને એમના પુત્રો જુનાદહ તથા જાબિર હઝરત ઉમરના ખિલાફતકાળમાં વફાત પામ્યા. કુલ ૬ જણ.

• **બનૂ સહમ બિન અમ્રના મુહાજિરો**—————બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી: હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ. હઝરત અબ્દુલ્લાહ શાઈર હતા. હબશહમાં જ વફાત પામ્યા.

હઝરત અબૂ કૈસ બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ.

હઝરત અબૂબકના ખિલાફતકાળમાં જંગે-યમામહમાં શહીદ થયા. હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ: રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એલચી તરીકે કિસરા બાદશાહના દરબારમાં ગયા હતા. હઝરત કૈસ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી હઝરત હારિસ઼ બિન હારિસ઼ બિન કૈસ..... હઝરત મઅમર બિન હારિસ઼ બિન કૈસ....હઝરત બિશ્ર બિન હારિસ઼ બિન કૈસ....એમના માતાજી તરફથી બીજા એક ભાઈ જેમનું નામ હઝરત સઈદ બિન અમ્ર હતું. જેઓ હઝરત અબૂબકની ખિલાફત વેળા જંગે-અજનાદીનમાં શહીદ થયા. એમના માતાજી બનૂ તમીમ કબીલામાંથી હતાં. હઝરત સઈદ બિન હારિસ઼ બિન કૈસ જેઓ હઝરત ઉમરની ખિલાફત વેળા જંગે-યરમૂકમાં શહીદ થયા. હઝરત સાઈબ બિન હારિસ઼ બિન કૈસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જંગે-તાઈફમાં ગયા અને જખ્મી થયા અને હઝરત ઉમરના જમાનામાં જંગે-ફહલમાં શહીદ થયા. એક રિવાયત મુજબ જંગે-ખયબરમાં શહીદ થયા. આ રિવાયત શંકાશીલ છે. હઝરત ઉમૈર બિન રિઆબ બિન હુઝૈફહ બિન મુહશમ બિન સઅદ બિન સહમ. હઝરત અબૂબકની ખિલાફતમાં હઝરત ખાલિદ બિન વલીદ સાથે યમામહથી પાછા ફરતાં ઐનિત-તમર [1] સ્થળે શહીદ થયા. કુલ ૧૧ ગૃહસ્થો.

• **બનૂ અદી બિન કઅબના મુહાજિરો**—————બનુ અદી બિન કઅબ બિન લુઐયના કબીલામાંથી: હઝરત ઉર્વહ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન હુરસાન બિન ઔફ બિન ઉબૈદુલ્લાહ બિન ઉવૈજ બિન અદી બિન કઅબ. મુલ્કે-હબશહમાં વફાત પામ્યા. હઝરત અદી બિન નદલહ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન હુરસાન. મુલ્કે-હબશહમાં વફાત પામ્યા. હઝરત અદી સાથે એમના પુત્ર હઝરત નુઅમાન બિન અદી પણ હતા. એ પણ હબશહથી વાપસ થનારા મુસલમાનોની સાથે હતા. હઝરત ઉમરે નુઅમાનને બસરાના મયસાન નામે શહેરના

૧. ઐનિત-તમર : સીરિયા દેશના એક સ્થળનું નામ જયાં ફત્હે-દમિશ્કના એક વરસ પછી યુદ્ધ ખેલાયું હતું.

અમલદાર બનાવ્યા હતા. નુઅમાન ઉચ્ચ કોટિના શાઈર હતા. શાઈરોની પ્રકૃતિ મુજબ તરંગમાં આવીને એક ગઝલમાં શરાબ અને સુંદરીના વખાણ કરી નાખ્યાં. આ ગઝલ હઝરત ઉમરના દરબાર સુધી પહોંચી ગઈ તો હઝરત ઉમરે તરત એમને પદભ્રષ્ટ કરી દીધા.

આ સમાચાર મળતાં શાઈર સાહેબ ભાગંભાગ હઝરત ઉમરના દરબારમાં હાજર થયા અને માફી માગતાં બોલ્યા, "હે અમીરુલ-મુઅમિનીન ! મારી જે ગઝલ આપે સાંભળી એ શાઈરોની કલ્પનાના તરંગ-તુક્કા જેવી છે. એમાંની કોઈ વાત પર મારો અમલ નથી. હું એક શાઈર શખ્સ છું. શાઈરોની ખસલત મુજબ લહેરમાં આવીને ગઝલ રચી નાખી. એના વિષય સાથે મારો કોઈ સંબંધ નથી."

હઝરત ઉમરે ફ્રમાવ્યું, "શાઈર સાહેબ ! ગમે તેમ હોય, ગઝલ તો તમારી જ રચેલી છે. અલ્લાહના સોગંદ, જીવતો છુ ત્યાં સુધી કોઈ ઓહદા પર તમારી નિમણૂક નહિ કરૂં."

• **બનૂ આમિર અને બનૂ હારિસ઼ના મુહાજિરો**————બનૂ આમિર બિન લુઐય બિન ગાલિબ બિન ફિહરના ખાનદાનમાંથી : હઝરત સુલૈત બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લ બિન આમિરઃ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને યમામહના રાજા હવઝહ બિન અલી હનફીના દરબારમાં રાજદૂત તરીકે મોકલ્યા હતા. ફક્ત એક ગૃહસ્થ.

• બનૂ હારિસ઼ બિન ફિહર બિન માલિકના ખાનદાનમાંથી : હઝરત ઉસ઼માન બિન અબ્દે ગનમ બિન ઝુહૈર બિન અબૂ શદ્દાદ, હઝરત સઅદ બિન અબ્દે-કૈસ બિન યકીઝ બિન આમિર બિન ઉમૈયહ બિન ઝરીફ બિન હારિસ઼ બિન ફિહર, હઝરત અયાઝ બિન ઝુહૈર બિન અબૂ શદ્દાદ ત્રણ ગૃહસ્થો.[1]

**હબશહમાં વફાત પામનારા સહાબા**————મુલ્કે-હબશહમાં જે મુહાજિરો અને તેમના સંતાનો વફાત પામી ગયાં તેઓના નામોની કબીલાવાર ફિહરિસ્ત આ છે.

• બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફમાંથી : (૧) ઉબૈદુલ્લાહ બિન જહશ. ઈસ્લામની રોશનીમાંથી કુફ્રના અંધારામાં જઈને નસારા તરીકે મરી ગયો.

• બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી : (૧) હઝરત અમ્ર બિન ઉમૈયહ બિન હારિસ઼ બિન અસદ.

• બનૂ જુમહમાંથી : (૧) હઝરત હાતિબ બિન હારિસ઼ (૨) એમના ભાઈ હઝરત ખત્તાબ બિન હારિસ઼.

• બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસમાંથી : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ઼.

• બનૂ અદી બિન કઅબમાંથી : (૧) હઝરત ઉર્વહ બિન અબ્દુલ-ઉઝઝા. (૨) હઝરત અદી બિન નદલહ.

• બનૂ તૈમ બિન મુર્રહમાંથી : (૧) હઝરત મૂસા બિન હારિસ઼ બિન ખાલિદ. કુલ ૮ ગૃહસ્થો.

**હબશહમાં વફાત પામનારા ખાતૂનો**————જે સહાબિયહ ખાતૂનો મુલ્કે-હબશહ હિજરત કરી ગયાં- ચાહે તે પાછા આવ્યાં કે ત્યાં જ વફાત પામી ગયાં-તેઓની સંખ્યા ૧૬ હતી. જે બાળકીઓનો જનમ હબશહમાં થયો એમાંથી કેટલીક પાછી આવી અને કેટલીક ત્યાં જ વફાત પામી ગઈ. માનવંતા સહાબિયા ખાતૂનોના નામો કબીલાવાર આ છે.

• કુરૈશનું ખાનદાન બનૂ હાશિમમાંથી : (૧) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાહબઝાદી હઝરત

૧. સારાંશ કે હબશહના મુહાજિરોમાંથી જે સહાબા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પાછા મક્કહમાં ન આવી શકયા અને ન જંગે-બદ્રમાં શરીક થઈ શકયા અને જેઓ જંગે-બદ્ર પછી આવ્યા અને જેઓ નજાશી બાદશાહના બંને વહાણોમાં સવાર થઈને નહિ આવી શકયા એ કુલ્લે ૩૪ ગૃહસ્થો હતા. (નોટ : આ લખાણ ઉપરના લખાણ સાથે લખવાનું ચૂકી ગયા જેથી હાશિયામાં દર્શાવી દીધું છે.)

બીબી રૂકૈયહ રદિયલ્લાહુ અન્હા.

• બનૂ ઉમૈયહ ખાનદાનના જે ખાતૂનો પાછા આવ્યાં તેમાં : (૧) હઝરત ઉમ્મે-હબીબહ બિન્તે અબૂ સુફયાન બિન હર્બ (૨) એમના પુત્રી હઝરત હબીબહ. જેને હઝરત ઉમ્મે-હબીબહ મક્કહથી સાથે લઇ ગયાં અને સાથે લઇને પાછા આવ્યાં.

• બનૂ મખઝૂમના ખાનદાનમાંથી : (૧) હઝરત ઉમ્મે-સલમહ બિન્તે અબૂ ઉમૈયહ. પોતાની પુત્રી ઝૈનબને સાથે લઇને આવ્યાં. ઝૈનબનો જન્મ હબશહમાં થયો. પિતાનું નામ હઝરત અબૂ સલમહ જેઓ હઝરત ઉમ્મે-સલમહના ખાવિન્દ હતા.

• બનૂ તમીમ બિન મુર્રહના ખાનદાનમાંથી : (૧) હઝરત રીતહ બિન્તે હારિસ બિન જુબૈલહ. હબશહથી આવતાં રસ્તામાં વફાત પામ્યાં. એમની બે પુત્રીઓ આઇશહ બિન્તે હારિસ અને ઝૈનબ બિન્તે હારિસનો જન્મ હબશહમાં થયો. એમના ભાઇ મૂસા બિન હારિસ (જેમનું વર્ણન ઉપર થયું છે.) એ ત્રણેએ આવતી વેળા રસ્તામાં પાણી પીધું અને મરી ગયાં. હઝરત રીતહની બીજી એક પુત્રી ફાતિમહ નામે પણ હબશહમાં જન્મી હતી. એમની અવલાદમાં એજ એક જીવતી રહી.

• બનૂ સહમ બિન અમ્રમાંથી : (૧) હઝરત રમલહ બિન્તે અબૂ અવફ બિન દુબૈરહ.

• બનૂ અદીના ખાનદાનમાંથી : (૧) હઝરત લયલા બિન્તે અબૂ હસમહ બિન ગાનમ

• બનૂ આમિર બિન લુઐયમાંથી : (૧) હઝરત સવદહ બિન્તે ઝમઅહ બિન કૈસ (૨) હઝરત સહલહ બિન્તે સુહેલ બિન અમ્ર (૩) હઝરત ઉમ્મે-ઇબ્નતુલ- મુજલ-લિલ (૪) હઝરત અમરહ બિન્તે સુઅદા બિન વકદાન (૫) હઝરત ઉમ્મે-કુલસૂમ બિન્તે સુહેલ બિન અમ્ર. અલ્લાહ એ સૌથી રાજી રહો !

• અરબના જુદા જુદા કબીલાઓમાંથી : (૧) હઝરત અસમા બિન્તે ઉમૈસ બિન નુઅમાન ખસ્અમીય્યહ (૨) હઝરત ફાતિમહ બિન્તે સફવાન બિન ઉમૈયહ બિન મુહર્રિસ કિનાનિયહ (૩) હઝરત ફુકૈહા બિન્તે યસાર (૪) હઝરત બરકહ બિન્તે યસાર (૫) હઝરત હસિનહ અને (૬) હઝરત ઉમ્મે-શુરહબીલ બિન્તે હસિનહ. રદિયલ્લાહુ અન્હુન્ન.

**મુહાજિરોના હબશહમાં જન્મેલાં સંતાનો**————જે છોકરા-છોકરીઓ હબશહમાં પૈદા થયાં તેઓના નામો :

૧- હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર બિન અબી તાલિબ. ૨- હઝરત મુહંમદ બિન અબૂ હુઝૈફહ. ૩- હઝરત સઇદ બિન ખાલિદ બિન સઇદ. ૪- એમના બહેન અમહ બિન્તે ખાલિદ. ૫- હઝરત ઝૈનબ બિન્તે અબૂ સલમહ બિન અસદ. ૬- હઝરત અબ્દુલ્લાહ બિન મુત્તલિબ બિન અઝહર. ૭- હઝરત મૂસા બિન હારિસ બિન ખાલિદ. એમની ત્રણ બહેનો ૮- આઇશહ બિન્તે હારિસ. ૯- ફાતિમહ બિન્તે હારિસ ૧૦- ઝૈનબ બિન્તે હારિસ.

કુલ દસ એમાં પાંચ છોકરા અને પાંચ છોકરીઓ. અલ્લાહ તઆલા એ સૌથી રાજી રહો !

# પ્રકરણ ૧૩૪

# ઉમ્રતુલ-કઝા

## (ઝી-કઅદહ સન ૭ હિજરી)

ઉમ્રહ માટે મક્કહ તરફ રવાનગી ● મક્કહના આગેવાનો પહાડો તરફ ● કુરૈશનો કટાક્ષ ● તવાફ અને સઅી ● નૂરાની સવારીનો દબદબો ● બીબી મયમૂનહ સાથે નિકાહ ● કુરૈશનો વટહુકમ-મક્કહ ખાલી કરો ● ઉમ્રતુલ-કઝા વિષે આયત ●

**ઉમ્રહ માટે મક્કહ તરફ રવાનગી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : ખયબરથી વાપસી પછીના આઠ મહિના રબીઉલ-અવ્વલ, રબીઉલ-આખિર, જમાદિલ -ઊલા, જમાદિલ-ઉખ્રા, રજબ, શઅબાન, રમઝાન અને શવ્વાલમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહમાં બિરાજમાન રહ્યા. એ દરમિયાન ગઝવહ અને સરાયાના છૂટાછવાયા બનાવો બનતા રહ્યા. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુલ્હે-હુદૈબિયહ વેળા અદા નહિ થયેલા ઉમ્રહની કઝા માટે મક્કહ તરફ રવાના થયા.

ઝુલ-કઅદહ તે મહિનો છે જેમાં ગયા વરસે મક્કહના મુશરિકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બૈતુલ્લાહની ઝિયારત અને ઉમ્રહ કરવાથી અટકાવી દીધા હતા. પરિણામે કુરૈશ સાથે ''સુલ્હે-હુદૈબિયહ''નું કરારનામું કરવું પડયું જેમાં ઠરાવવામાં આવ્યું કે આવતા વરસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઉમ્રહ માટે આવી શકે છે. આ કારણે તે વેળાનો ઉમ્રહ કઝા થઇ ગયો હતો. હવે તેની અદાયગી માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહ તરફ રવાના થઇ ગયા. એજ કારણે આ ઉમ્રહને ''ઉમ્રતુલ-કઝા'' કહે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ ઉમ્રહને ''ઉમ્રતુલ-કિસાસ''નું નામ આપ્યું છે. કેમકે મક્કહના મુશરિકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સન ૬ હિજરીના ઝુલ-કઅદહ મહિનામાં ઉમ્રહથી અટકાવી દીધા હતા. આ તે મહિનો છે જેમાં લડાઇ કરવી સર્વાનુમતે હરામ ગણાતી હતી, જેનો ચોખ્ખો અર્થ આ હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લડાઇ માટે નહિ બલકે ફકત ઉમ્રહ માટે પધાર્યા હતા. છતાં કુરૈશે બળજબરીથી આપને મક્કહમાં દાખલ થવા દીધા ન હતા. આ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહના મુશરિકો પાસેથી કિસાસ એટલે બદલો લીધો. જેથી એને ''ઉમ્રતુલ-કિસાસ''નું નામ આપ્યું. હવે બરાબર એક વરસ પછી સન ૭ હિજરીના ઝુલ-કઅદહ મહિનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં દાખલ થયા.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુના કથન મુજબ અલ્લાહ તઆલાએ એજ બનાવ અંગે "વલ-હુરુમાતુ કિસાસ"ની આયત ઉતારી એટલે હુર્મતના મામલામાં અદલાનો બદલો છે.

ઇબ્ને હિશામ કહે છે : મદીનહથી રવાના થવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ મદીનહના ગવર્નર તરીકે હઝરત ઉવૈફ બિન અઝબત દયલી રદિયલ્લાહુ અન્હુની નિમણૂક કરી.

**મક્કહના આગેવાનો પહાડો તરફ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઉમ્રહ માટે જનારા કાફલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે બધા જ સહાબા શામિલ હતા જેઓને ગયા વરસે મક્કહના મુશરિકોએ મક્કહમાં દાખલ થવાથી અટકાવી દીધા હતા. [1]

આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે બૈતુલ્લાહના ઉમ્રહ માટે મદીનહથી નીકળીને મક્કહની નઝદીક પહોંચી ગયા. બીજી તરફ મક્કહના મુશરિકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીના સમાચાર મળતાં તેઓએ પોતાના ઘરોમાંથી નીકળીને મક્કહથી બહાર આવેલા પહાડોમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું.[2]

**કુરૈશનો કટાક્ષ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : "મક્કહના લોકો પોતપોતાના ઘરોમાંથી નીકળી ગયા અને "દારૂન-નદવહ"માં ચાલ્યા ગયા. અહીંથી તેઓ મુસલમાનોના મક્કહમાં દાખલ થવાનો તમાશો જોવા માગતા હતા. પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે મક્કહમાં દાખલ થયા અને બે હજાર મુસલમાનોની સાથે "લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક !"નો પોકાર કરતા ત્યાંથી પસાર થવા લાગ્યા તો લોકોના ટોળાં કતારમાં ગોઠવાઇને આપને અને આપના સહાબાને હયરતભરી નજરે તાકી રહ્યા. પછી તેઓ આપસમાં કહેવા લાગ્યા:

> "અરે મુહંમદ અને તેમના સાથીદારો તો ભૂખમરા અને તંગીની તકલીફનો શિકાર બની ગયા છે. જોતા નથી છેક નબળા, પાતળા, ખખડી ગયેલા લાગે છે !"

તેઓના આ શબ્દો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાનો સુધી પહોંચી ગયા.

**તવાફ અને સઅી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને એક વિશ્વાસપાત્ર રાવીએ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસની આ રિવાયત બયાન કરી : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીનું સાંભળીને કુરૈશના લોકો દારૂન-નદવહમાં જઇને થોભી ગયા. જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આવતા જોયા તો સફ-દર-સફ એટલે કતારબંધ ઊભા થઇને આપને તથા આપના સહાબાને જોવા લાગ્યા. સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખાનએ-કઅબહના તવાફ માટે મસ્જિદે-હરામમાં દાખલ થયા. તવાફ પહેલાં આપે "ઇસ-તિબાગે-રિદાઅ" ફરમાવ્યો. (એટલે એહરામના પોશાકની ચાદરનો એક ભાગ જમણી બગલમાં દબાવીને ચાદરનો બીજો ભાગ ડાબા ખભે નાખી લીધો.) અને પોતાનો જમણો હાથ ચાદરમાંથી બહાર કાઢેલો રાખ્યો. એ પછી આપે મુસલમાનોને સંબોધીને ઊંચા સાદે ફરમાવ્યું :

---

૧. ગયા વરસે આવેલા મુસલમાનોની સંખ્યા ૧૪ સો જેટલી હતી. આ વરસે લગભગ બે હજાર જેટલી હતી.

૨. કુરૈશના ઘણાખરા સરદારો અને વડીલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીનો તાપ જીરવી શકતા ન હતા. હસદ, નફરત અને ભોંઠપના માર્યા ઘરોમાંથી નીકળીને પહાડોમાં ચાલ્યા ગયા કે જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સવારીનો દબદબો પોતાની આંખે નહિ જુએ. મોટા ભાગના લોકો, બે હજાર મુસલમાનોના મક્કહ-પ્રવેશનો તમાશો જોવા ઘરોમાંથી નીકળીને દારૂન-નદવહ એટલે મક્કહના પાર્લામેન્ટ હાઉસમાં ચાલ્યા ગયા. "હ"

"રહિમલ્લાહુ ઈમ્રઅ અરાહુમુલ-યવ્મ મિન નફસેહી કુવ્વહ."

અર્થાત : આજે અલ્લાહ એવા બંદા પર રહમ ફરમાવે, જે આજે મુશરિકોની સામે પોતાની તાકતનું, પોતાના બળનું, પોતાની શકિતનું પ્રદર્શન કરે.

એ પછી આપે હજરે-અસ્વદને બોસો આપ્યો અને પછી ખાનએ-કઅબહનો તવાફ શરૂ કર્યો. આપ અને આપના સહાબા લપકી-લપકીને, ધસીધસીને, ઝપાટાભેર તવાફ કરવા લાગ્યા; ત્યાં સુધી કે આપ કઅબહના ઓથાંમાં આવીને મુશરિકોની આંખથી ઓઝલ થઈ ગયા.

મક્કહના કુરૈશે કટાક્ષ કર્યો હતો કે મુહંમદ અને મુહંમદના સાથીદારો તો ભૂખમરા અને તંગીની તકલીફોનો શિકાર બનીને નબળા પડી ગયા છે. આ કારણે આપે પોતાના સહાબા સાથે ઝપાટાભેર ધસીધસીને તવાફ કરવાનું શરૂ કર્યું કે જેથી દુશ્મનોને બતાવી શકાય કે મુસલમાનોમાં કોઇ તરહની નબળાઈ કે કમજોરી આવેલી નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તવાફની ઝડપ અને આપની તેજીલી કે ઝડપી ચાલને કુરૈશના લોકો ફાટી આંખે ત્યાં સુધી જોતા રહ્યા જ્યાં સુધી કે આપ કઅબહના ઓથાંમાં આવીને તેઓની આંખોથી ઓઝલ નહિ થઈ ગયા. એ પછી આપે કઅબહના "રૂકને-યમાની"ને બોસો આપ્યો. કઅબહના ત્રણ તવાફમાં આપે એવી જ ઝડપ કે તેજ-રફતારી દેખાડી. બાકીના તવાફના ચાર ચક્કરો સામૂલી રફતારથી પૂરા કર્યા.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવતા હતા : "લોકોનું માનવું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ "હર્વલહ" (એટલે તવાફમાં તેજીથી ઝડપભેર ચાલવું) વાજિબ ન હતું. ફકત કુરૈશના કટાક્ષ કે ટાણાની ખબર પડી જવાથી આપે તેઓને દેખાડવા માટે આમ કર્યું હતું. પરંતુ એ પછી "હજજતુલ-વદાઅ"પ્રસંગે પણ આપે એજ પધ્ધતિથી તવાફ કર્યો તો ત્યારથી તવાફનો એજ તરીકો મુસલમાનો માટે લાઝિમ બની ગયો અને એજ પધ્ધતિથી તવાફ કરવો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સુન્નત બની ગયો. [1]

**નૂરાની સવારીનો દબદબો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન અબીબક્રે મને કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઉમ્રતુલ-કઝા માટે મક્કહમાં દાખલ થયા તો આપ પોતાની નાકહ એટલે ઊંટણી પર બિરાજમાન હતા અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા આપની ઊંટણીનો અછોડો પકડીને આગળ-આગળ ચાલતા હતા અને પોતાની જોશીલી શાઈરીમાં આ છડી પોકારતા હતા :

ખલ્લૂ બનીલ-કુફ્ફારે અન સબીલેહી • ખલ્લૂ ફ-કુલ્લુલ ખયરે ફી રસૂલેહી.

હે કાફિરો અને મૂર્તિપૂજકોની અવલાદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રસ્તામાંથી હટી જાવ અને રસ્તો આપી દો. જગતની તમામ ભલાઈઓ, કામયાબીઓ, સિધ્ધિઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં જ છે.

યા રબ્બે ઈન્ની મુઅમિનુ બિ-કીલેહી • અઅરેફુ હક્કલ - લાહે ફી કબૂલેહી.

હે મારા પાલનહાર ! હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તમામ વાતો પર મુકમ્મલ ઈમાન

૧. આ પ્રકારના તવાફને રમલ કહે છે એટલે સીનો તાણીને અક્કડ ચાલે ઝડપભેર ચાલવું. ચાલવા અને દોડવાની વચ્ચેની ગતિને "હર્વલહ"કહે છે. તવાફમાં આ ચાલ કુરૈશના કટાક્ષનો જવાબ હતો. રમલ એટલે તવાફની આ પ્રથા આજે પણ ચાલુ છે અને કિયામત સુધી આ સુન્નત ચાલુ રહેશે. "ર"

ધરાવનારો છું. આપની ઉપર ઈમાન લાવવા પછી જ હું અલ્લાહના હકોને ઓળખી શકયો છું. (અલ્લાહ કોણ અને તેના હકો શું તેની મને આથી પહેલાં કશી ખબર ન હતી.)

દર-બંચ યુઝીલુલ - હામ અન મકીલેહી • વ યુઝ - હિલુલ ખલીલુ અન ખલીલેહી.

જો તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઉમ્રહ કર્યા વગર મક્કહથી ચાલ્યા જવાનું કહ્યું તો અમે એવી તલવારોથી ખૂનરેઝી કરીશું જે તમારી ખોપરીઓને પથારીઓથી કાયમ માટે અલગ કરી દેશે અને મિત્રને મિત્રથી વિખૂટા પાડી દેશે. [૧]

**બીબી મયમૂનહ સાથે નિકાહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબાન બિન સાલિહ અને અબ્દુલ્લાહ બિન અબૂ નજીહએ, અતા બિન અબૂ રબાહ તથા મુજાહિદ અબુલ-હજ્જાજના વાસ્તાથી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની રિવાયત કહી સંભળાવી. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસનું બયાન છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉમ્રતુલ-કઝાના એજ સફરમાં, મક્કહમાં, એહરામની હાલતમાં બીબી મયમૂનહ બિન્તે હારિસ઼ સાથે નિકાહ કરી લીધા. નિકાહ કરાવનાર આપના કાકા હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ હતા."

ઈબ્ને હિશામ કહે છે : બીબી મયમૂનહએ પોતાના નિકાહનો મામલો પોતાના બહેન ઉમ્મુલ-ફઝલને સોંપી દીધો હતો. ઉમ્મુલ-ફઝલ, હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબના બેગમ હતાં. ઉમ્મુલ-ફઝલએ નિકાહનો મામલો પોતાના ખાવિન્દને સોંપી દીધો હતો. એ પછી હઝરત અબ્બાસે પોતાનાં સાલીના નિકાહ મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરાવી દીધા. નિકાહની મહરના ચાર સો દિરમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી હઝરત અબ્બાસે પોતે અદા કર્યા. [૨]

**કુરૈશનો વટહુકમ : મક્કહ ખાલી કરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના બે હજાર સાથીઓ સાથે ત્રણ દિવસ મક્કહમાં બિરાજમાન રહ્યા. ત્રીજો દિવસ ખતમ થવા આવ્યો તો મક્કહનો મોવડી હુવૈતિબ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબૂ કૈસ બિન અબ્દે વુદ્દ બિન નસ્ર બિન માલિક હસ્લ કુરૈશના કેટલાક આગેવાનો સાથે આવી લાગ્યો. મક્કહના કુરૈશે હુવૈતિબને પોતાનો વકીલ બનાવીને મોકલ્યો હતો. હુવૈતિબ બિન અબ્દુલ-ઉઝઝાએ આવતાં જ વટહુકમ છોડયો,

"હે મુહંમદ ! ત્રાણ દિવસ પૂરા થઈ ગયા. અમારા માટે મક્કહ ખાલી કરી દો. પોતાના સાથીઓ સાથે મક્કહની જમીન ખાલી કરીને ચાલતા થાવ."

---

૧. આ શેઅરો હઝરત ઉમરે સાંભળ્યા તો ફરમાવ્યું, "હે અબ્દુલ્લાહ ! શું તમે અલ્લાહના ઘરમાં અલ્લાહના રસૂલની સામે શાઈરી કરી રહ્યા છો ?" રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "ઉમર ! એમને શાઈરી કરવા દો. આ શેઅરો અલ્લાહ અને રસૂલના દુશ્મનો માટે તીરોથી પણ વધુ પીડાદાયક છે." (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૪૭૨ હવાલો શમાઈલે તિરમિઝી,) આ શેઅરોમાં અલ્લાહના એહસાનોનો આભાર પણ હતો અને મગરૂર કુરૈશની તુમાખીઓ તથા હઠધર્મીઓનો જવાબ પણ હતો. "હ"

૨. હઝરત બીબી મયમૂનહ રદિયલ્લાહુ અન્હા કુરૈશના ઊંચા ખાનદાનના વિધવા ખાતૂન હતાં. ઈસ્લામ પહેલાં એમના નિકાહ મસઊદ બિન ઉમર સકફી સાથે થયા હતા. મિયાંબીબીમાં મનમેળ નહિ થતાં તલાક થઈ ગઈ. પછી અબૂ રુહમ બિન અબ્દુલ-ઉઝઝા સાથે નિકાહ કર્યા. એની સાથે પણ બનતા નહિ થતાં છૂટાછેડા લીધા. પોતાના બહેન ઉમ્મે-ફઝલ સાથે હઝરત અબ્બાસના ઘરમાં રહેતાં હતાં. હઝરત મયમૂનહના એક બહેનનું નામ લુબાબહ સુગરા હતું જે ઈસ્લામી ઈતિહાસના પંકાયેલા સિપહસાલાર હઝરત ખાલિદ બિન વલીદ રદિયલ્લાહુ અન્હુની મા હતી. (અસિહ-હુસ-સિયર પેજ ૬૧૬) "હ"

બીજી રિવાયત મુજબ કુરૈશના આ મોવડી મંડળમાં મક્કહનો પંકાયેલો શાઈર સુહેલ બિન અમ્ર પણ હતો જેણે હુદૈબિયહનું સુલેહનામું કર્યું હતું. આવતાં જ સુહેલ બોલ્યો, ''હે મુહંમદ ! ત્રણ દિવસ પૂરા થઇ ગયા. હવે મક્કહની જમીન ખાલી કરીને ચાલ્યા જાવ.''

તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના અન્સાર સહાબાની મજલિસમાં બિરાજમાન હતા. હઝરત સઅદ બિન ઉબાદહ જોશીલી તબીઅતના ગૃહસ્થ હતા. સુહેલ બિન અમ્રનો તોછડાઈ ભરેલો હુકમ સાંભળીને જોશમાં આવી ગયા અને જુસ્સાથી બોલ્યા, ''હે સુહેલ ! જમીન ન તારી છે ન તારા બાપની. હરગિઝ અમે જવાના નથી.''

મામલો ગરમ થઇને સળગી ઊઠે તે પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ઠંડો પાડી દીધો. આપે પોતાની ડહાપણ ભરેલી વાણીમાં રમૂજની ચાશણી ઉમેરતાં ફરમાવ્યું :

''હે કુરૈશી ગૃહસ્થો ! અમે થોડુંક વધુ મક્કહમાં થોભીએ તો તમને શો વાંધો છે ? જો આ મામલો તમે મુજ પર છોડી દેત તો કેવું સારૂં થાત ! સાંભળો, મેં તમારા લોકોની એક ખાતૂન સાથે શાદી કરી છે. શાદીની ઉજવણીમાં હું તમને નોતરૂં આપતે, આપણે બધા ભેગા મળતે, સાથે બેસીને ઉજાણી કરતે. એમાં વાંધા જેવું શું છે ?''

''હે મુહંમદ !'' તેઓ બોલ્યા, ''સાંભળી લો. અમને તમારી ઉજવણી કે ઉજાણીની કોઈ જરૂર નથી. બસ અમારા માટે મક્કહ ખાલી કરી દો. મક્કહની જમીન છોડીને ચાલતા બનો.''

''ભલે જેવી તમારી મરજી !'' આમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના તમામ સહાબા સાથે મક્કહથી નીકળી ગયા. બીબી મયમૂનહની દેખભાલ માટે આપે પોતાના આઝાદ ગુલામ હઝરત અબૂ રાફિઅને મક્કહમાં રહેવા દીધા. મુસલમાનોનો કાફલો જ્યારે મક્કહથી દસેક માઇલના અંતરે આવેલા સરિફ મુકામે પહોંચ્યો તો અહીં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પડાવ નાખી દીધો. અહીં આપના માટે તંબૂ ઊભો કરી દેવામાં આવ્યો. હઝરત બીબી મયમૂનહ અહીં જ આપની તહેનાતમાં હાજર થઇ ગયાં. શાદીની રસમ અહીં જ ઉજવવામાં આવી અને તંબૂમાં મેળાપ થઇ ગયો.

**ગુજરાતી સંપાદકનો વધારો**————મક્કહથી ઊપડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા શહીદોના સરદાર હઝરત હમ્ઝહની સગીર વયની બાળકી જેનું નામ ઉમામહ કે અમતુલ્લાહ કે ઉમારહ હતું. ''યા અમ્મ ! યા અમ્મ !''એટલે હે કાકા ! હે કાકા ! કહેતી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે દોડી આવી. તેને જોતાં જ હઝરત અલીએ આગળ વધીને તેને ગોદમાં ઉપાડી લીધી. એટલામાં હઝરત અલીના ભાઇ હઝરત જઅફર અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહ પણ દોડી આવ્યા અને બાળકીને મેળવી લેવાના પોતે વધારે હકદાર છે તેવી દલીલ કરવા લાગ્યા.

હઝરત અલીની દલીલ હતી, ''આ બાળકી મારા કાકાની બેટી છે જેથી હું એનો વધારે હકદાર છું.''

હઝરત જઅફરની દલીલ હતી, ''આ બાળકી મારા કાકાની બેટી છે. મારી બેગમ એની સગી માસી થાય છે માટે એને લેવાનો હું વધારે હકદાર છું.''

હઝરત ઝૈદ બિન હારિસહની દલીલ હતી, ''આ બાળકીના બાપા હમ્ઝહ મારા દીની ભાઇ હતા. ભાઇની

બેટીને મેળવી લેવાનો હું વધારે હકદાર છું."

યતીમ બાળકીના લાલન-પાલન માટે ત્રણે ગૃહસ્થોએ પોતાનો દાવો રજૂ કરી દીધો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ત્રણે ગૃહસ્થોની દલીલો સાંભળીને ફેસલો ફરમાવતાં ફરમાવ્યું : "અલ-ખાલતુ બિ-મન-ઝિલતિલ-ઉમ્મ." એટલે માસી માની બરાબર હોય છે.અથવા માંની જગાએ હોય છે.

આ ફેસલાને આધારે બાળકીને હઝરત જઅફરને હવાલે કરી દેવામાં આવી કેમકે હઝરત હમ્ઝહના બેગમ બીબી સલમા બિન્તે ઉમૈસ અને હઝરત જઅફરના બેગમ બીબી અસમા બિન્તે ઉમૈસ સગી બહેનો હતાં. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૦૪ - કશ્ફુલ-બારી જિ. ૨ પા. ૪૭૫ "હ") સંપાદકનું લખાણ પુરૂં થયું.

**ઉમ્રતુલ-કઝા વિષે આયત**————ઇબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહએ માહિતી આપતાં કહ્યું કે કઅબહની ઝિયારત અને ઉમ્રહને લગતો જે ખ્વાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જોયો હતો તેના બારામાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ ફરમાવી : "લકદ સ-દ-કલ્લાહુ રસૂ-લહુર - રૂઅયા બિલ-હક્કે......."

> "બેશક અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને તેમનો ખ્વાબ સચ્ચાઇની સાથે સાચો કરી દેખાડયો કે, અલ્લાહ તઆલાએ ચાહ્યું તો તમે શાંતિ-સલામતીની સાથે પોતાના માથાં મૂંડાવતા અને વાળો કપાવતા મસ્જિદે-હરામમાં એટલે બૈતુલ્લાહમાં દાખલ થઇ જશો...." (સૂરતુલ-ફત્હ પારહ ૨૬ છેલ્લો રૂકૂઅ.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી સન ૭ હિજરીના ઝિલ-હિજજહ મહિનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે મદીનહ વાપસ પહોંચી ગયા.

---

# પ્રકરણ ૧૩૫

# ગઝવએ-મૂતહ

## (જુમાદિલ-ઊલા ૮ હિજરી)

ઈસ્લામી લશ્કર મૂતહ તરફ • એક પછી એક ત્રણ સેનાપતિઓ • હઝરત અબ્દુલ્લાહ રડી પડયા. • હિરકલનું બે લાખનું લશ્કર • ઈસ્લામી લશ્કરની મૂંઝવણ • હઝરત ઇબ્ને રવાહાનું જોશીલું પ્રવચન • શહાદતની તમન્નાનો તનમનાટ • વિરાટ લશ્કર સાથે ટક્કર • પહેલા સિપહસાલારની શહાદત • બીજા સિપહસાલારની શહાદત • હઝરત ઇબ્ને રવાહાની શહાદત • હઝરત ખાલિદની વરણી સાલાર તરીકે • જંગનો આબેહૂબ ચિતાર • રસૂલુલ્લાહ (સલ.)ને લાગેલો આઘાત • માલિક બિન ઝાફિલહની કતલ • એક સાધુડીની ચેતવણી • મદીનહમાં લશ્કરનો સત્કાર • જંગે-મૂતહના શહીદો • હઝરત હસ્સાનના શેઅરો • હઝરત કઅબના શેઅરો.

**સંપાદકની નોંધ** ————મુલ્કે-શામની ભૂમિમાં આવેલા મૂતહ મુકામે બે લાખ ખ્રિસ્તીઓના લશ્કર સાથે ફકત ત્રણ હજારની મામૂલી સંખ્યાનું ઈસ્લામી લશ્કર ટકરાઇ ગયું તેની વિગતો ઇબ્ને હિશામે આ પ્રકરણમાં ટાંકેલી છે. પરંતુ મૂતહનું યુધ્ધ કેમ ખેલાયું તેનું કારણ દર્શાવવામાં આવ્યું નથી. સનદી સીરતગ્રંથોને આધારે એની ટૂંક વિગત આ છે:

મૂતહ, મુલ્કે-શામની ભૂમિમાં બલકા નામે ઈલાકા પાસે આવેલા એક સ્થળનું નામ છે. અહીંની બનેલી પાણીદાર મશરેકી તલવારો અરબભરમાં મશહૂર હતી. તે વેળા મૂતહનું વિશાળ મેદાન શામની ધરતીમાં આવેલું હતું. હવે એ જોર્ડાનમાં આવી ગયું છે. તે સમયે અરબ અને શામના સરહદી પ્રદેશો પર જે અરબ નવાબો અને રાજાઓ હુકૂમત કરતા હતા તેઓમાં શુરહબીલ બિન અમ્ર ગસ્સાની નામે બાદશાહ, રોમન શહેનશાહ કયસર તરફથી તેના ખંડિયા રાજા તરીકે બલકા પ્રદેશ પર રાજ કરતો હતો. શુરહબીલ પોતે અરબી વંશમાંથી હતો પણ ખ્રિસ્તી ધર્મ પાળતો હતો.

જંગે-મૂતહનું કારણ એમ બન્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સુલ્હે-હુદૈબિયહ પછી દુનિયાના બાદશાહોને નામે ઇસ્લામી તબલીગના કાગળો લખ્યા હતા. તેમાં એક કાગળ શુરહબીલ ગસ્સાનીના નામે પણ લખ્યો હતો જેમાં તેને ઇસ્લામ સ્વીકારી

લેવાનું આમંત્રણ આપ્યું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એલચી તરીકે આપના માનવંતા સહાબી હઝરત હારિસ઼ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુ આ મુબારક કાગળ લઈને તેના દરબારમાં ગયા હતા. શુરહબીલ ગસ્સાની કાગળ વાંચતાં જ ગુસ્સામાં આવી ગયો. ગુસ્સાના જુસ્સામાં મુબારક કાગળને જમીન પર પટકી માર્યો અને હઝરત હારિસ઼ બિન ઉમૈરને કતલ કરી નાખ્યા. એલચીઓની કતલ તે સમયે પણ ખિલાફે-કાનૂન એટલે ગેરકાયદેસર ગણાતી હતી. એના કિસાસ કે બદલા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ત્રણ હજાર સહાબાનું લશ્કર તૈયાર કરીને શુરહબીલ ગસ્સાનીના મુકાબલા માટે મુલ્કે-શામ તરફ રવાના કર્યું. (અસિહ-હુસ-સિયર પેજ ૨૫૭- સીરતુન-નબી જિ.૧ પા. ૫૦૫ - ફરકુલ-બારી જિ.૨ પા. ૪૭૭ ''હ'')

---

**ઈસ્લામી લશ્કર મૂતહ તરફ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉમ્રતુલ-કઝાની અદાયગી પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી પોતાના સહાબા સાથે મદીનહ પધાર્યા અને ઝુલ-હિજ્જહના બાકીના દિવસો ઉપરાંત મુહર્રમ, સફર, રબીઉલ-અવ્વલ, રબીઉલ-આખિરના મહિનાઓમાં મદીનહમાં બિરાજમાન રહ્યા.

આ વરસના ઝુલ-હિજ્જહમાં હજ્જના વહીવટ અને વ્યવસ્થાની પૂરી સત્તા રાબેતા મુજબ મક્કહના કુરૈશી મુશરિકોના હાથમાં જ રહી. એ પછી જુમાદલ-ઊલામાં [1] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામી લશ્કરને મુલ્કે-શામ તરફ મોકલવાની વ્યવસ્થા ફરમાવી. મુલ્કે-શામનો ઈલાકો મદીનહથી દૂરદરાઝના વિસ્તારે હતો. આપના ફરમાન મુજબ ઈસ્લામી લશ્કર સતત કૂચકદમ કરતું શામના ઈલાકામાં પહોંચી ગયું અને મૂતહ મુકામે પહોંચીને દુશ્મનના વિરાટ લશ્કર સાથે ટકરાય ગયું.

**એક પછી એક ત્રણ સેનાપતિઓ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરએ ઉર્વહ બિન ઝુબૈરની રિવાયત બયાન કરી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુમાદલ-ઊલા સન ૮ હિજરીમાં મુલ્કે-શામ તરફ લશ્કર રવાના કર્યું. લશ્કરના સરસેનાપતિ તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના આઝાદ કરેલા ગુલામ હઝરત ઝૈદ બિન હારિસ઼હની નિમણૂક કરી અને સાથે જ આપે ફરમાવ્યું :

> ''ઝૈદ માર્યા જાય તો જઅફર બિન અબી તાલિબને લશ્કરના અમીર બનાવવામાં આવે અને જઅફર પણ માર્યા જાય તો અબ્દુલ્લાહ બિન રવાહા લશ્કરની કમાન સંભાળી લે.''

આ રિવાયતમાં અલ્લામા ઝુરકાનીએ વધુમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ શબ્દો ઉમેર્યા છે : ''જો અબ્દુલ્લાહ બિન રવાહા પણ માર્યા જાય તો મુસલમાનો પોતામાંથી કોઈને ચૂંટી કાઢે અને તેને પોતાનો અમીર બનાવી લે.''

**હઝરત અબ્દુલ્લાહ રડી પડયા**——————સારાંશ કે સાધન-સામગ્રી સાથે ત્રણ હજાર મુજાહિદોનું

---

૧. જુમાદલ-ઊલાનો મહિનો ઇસ્વી સન ૬૨૯ ના ઓગષ્ટની ૨૭ તારીખે શરૂ થયો. (ઇબ્ને હિશામનો હાશિયો)

લશ્કર જિહાદ માટે તૈયાર થઈને મુલ્કે-શામ તરફ રવાના થઈ ગયું. બીજા મુસલમાનો સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પણ લશ્કરને અલ-વદાઅ કહેવા માટે મદીનહથી નીકળીને ''સનિય્યતુલ-વદાઅ'' સુધી પધાર્યા. મુસલમાનોએ લશ્કરના અમીરો તથા મુજાહિદોને અલ-વદાઅ કહીને તેઓની કામયાબી માટે બારગાહે-ઈલાહીમાં દુઆઓ માગી. જ્યારે ત્રીજા નંબરના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને અલ-વદાઅ અને સલામતીની શુભેચ્છા પાઠવવામાં આવી તો તેઓ નિરંકુશ રીતે રડવા લાગી ગયા. એમને રડતા જોઈને લોકો તઅજ્જુબ પામી ગયા. પૂછ્યું, ''રવાહાના બેટા ! રડવાનો સબબ ?''

રડતાં રડતાં બોલ્યા, ''વલ્લાહ મારા ભાઈઓ ! મને દુનિયાનો કોઈ લોભ કે મોહ નથી, ન મને તમારા પ્રત્યે એટલી માયા છે કે અલ્લાહની મુલાકાતને મુકાબલે તમારો વિયોગ વસમો લાગે. હકીકત આ છે કે મને કુર્આનની એક આયત રડાવી રહી છે અને એ આયતને પઢતાં મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સાંભળ્યા છે. તમે પણ સાંભળો :

''વઈમ મિન્કુમ ઈલ્લા વારિદુહા કાન અલા રબ્બિકા હત્મમ મકદિય્યા.''

તરજુમો : ''તમારામાંથી કોઈ પણ એવો નથી જેને જહન્નમ પરથી પસાર નહિ થવું પડે. આ તારા પાલનહારનો પાકો અને નક્કર ફેસલો છે.'' હવે ભાઈઓ ! મને ખબર નથી કે જહન્નમ પરથી સહીહ-સલામત પસાર થવાનું મારા નસીબમાં છે કે નહિ ?''

આ સાંભળીને મુસલમાનોએ લશ્કરને તથા લશ્કરના અમીરોને દુઆઓ આપી અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને કહ્યું, ''હે રવાહાના બેટા ! અલ્લાહ તમારો અને લશ્કરનો નિગેહબાન બને. અલ્લાહ તમારો સાથ આપીને તમારી મદદ કરે. અલ્લાહ તમને પોતાના રક્ષણમાં રાખે. અલ્લાહ તમને આફતો અને બલાઓથી બચાવે અને સહીહ-સલામત અમારી તરફ પાછા લાવે !''

એ પછી હઝરત અબ્દુલ્લાહ આ શેઅરો લલકારવા લાગ્યા :

**લાકિન - નની અસ-અલુર રહમાન મગફિરતન • વ દર-બતન ઝાત ફરગિન તક-ઝિફુઝ-ઝબદા.**

પરંતુ હું મહાદયાળુ અલ્લાહથી માફી તથા દરગુજરની યાચના કરૂં છું અને તલવારનો એક એવો ઊંડો ઘા ખાવાની દુઆ માગું છું જેમાંથી લોહીનું ફીણ નીકળતું હોય.

**અવ તઅ-નતન બિ-યદય હર્રાન મુજ-હિઝતન • બિ-હર્બતિન તુન-ફિઝુલ અહશાઅ વલ-કબિદા.**

અથવા એવા ભાલાનો ઘા ખાવાની દુઆ જેને કોઈ લોહી તરસ્યો કાફિર પોતાના કાંડાના પુરા બળથી ફટકારીને જોતજોતામાં મને કતલ કરી નાખે અને જે જિગરને ચીરીને મારાં આંતરડાં સુધી ઊતરતો ચાલ્યો જાય.

**હત્તા યુકાલુ ઈઝા મર્રૂ અલા જદસય • અરશદ-હુલ્લાહુ મિન ગાઝિંવ વકદ રશદા.**

પછી જ્યારે લોકો મારી કબર પાસેથી પસાર થાય તો આમ કહેતાં પસાર થાય કે, અલ્લાહ તઆલાએ આ મુજાહિદને સાચો રાહ દેખાડ્યો અને તેણે એજ રાહ ગ્રહણ કરી લીધો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી લશ્કરે ઊપડવાની તૈયારી કરી તો હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. આપને છેલ્લી સલામ કરી અને આ શેઅરો કહ્યા :

**ફસબ - બતલ્લાહુ મા આતાક મિન હસનિન • તસબીત મૂસા વ નસ્રન કલ્લઝી નુસિરૂ**

યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલાએ જેટલી ખૂબીઓ, સદગુણો અને સંસ્કારો આપને અર્પણ કર્યા તે પાકે પાયે પુરવાર થઈ ગયા છે. જેવી રીતે હઝરત મૂસા (અલૈ.)ની ખૂબીઓ, સદગુણો અને સંસ્કારો પાકે પાયે પુરવાર થયેલા છે.

**ઇન્ની તફર - રસ્તુ ફીકલ - ખયર નાફિલતન • અલ્લાહુ યઅલમુ ઇન્ની સાબિતુલ-બસરિ.**

અલ્લાહએ આપની મદદ અને આપની નુસરતનો મામલો પણ સાબિતીની ટોચે પહોંચાડી દીધો છે જેમકે આપથી પહેલાંના બધા પયગમ્બરોની પૂરી મદદ કરવામાં આવી હતી. મેં આ વાત સમજબુધ્ધિથી જાણી લીધી છે કે આપની ભલાઇઓ અને કામયાબીઓ અલ્લાહ તરફથી મળેલી ભેટ છે. અલ્લાહ જાણે છે કે હું આ વાત અંતર-જ્ઞાનથી સમજી શકયો છું.

**અન્તર રસૂલુ ફમંય યુહરમા નવા-ફિલહૂ • વલ વજહુ મિન્હુ ફકદ અઝરી બિહિલ કદરુ.**

આપ અલ્લાહના રસૂલ છો તો જે માણસ અલ્લાહના દીધેલાં ઇનામોથી, અલ્લાહની હિદાયતોથી અને અલ્લાહની પ્રસન્નતાઓથી કમનસીબ રહી ગયો તેની કમનસીબી તેને, નિષ્ફળ અને હડધૂત બનાવતી જ રહેશે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : છેવટે ઇસ્લામી લશ્કર રવાના થયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહથી બહાર સુધી તેઓને અલ-વદાઅ કહેવા અને વળાવવા માટે પધાર્યા. જ્યારે આપ ત્યાંથી વાપસ થવા લાગ્યા તો હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાએ શાઇરીમાં કહ્યું :

**ખલફસ - સલામુ અલા ઇમ્રેઇન વદ્દ - અતુહૂ • ફીન નખ્લે ખયરા મુશય-યઅ વ ખલીલે.**

યા રસૂલલ્લાહ ! આપ અલ્લાહના ચુનંદા બંદા છો તો આ ચુનંદા બંદા પર અમારા જવા પછી પણ અલ્લાહની સલામતી હો ! આપ તે બંદા છો જેમનાથી અમે ખજુરવૃક્ષોના ઝુંડમાં રૂખ્સત થયા, જ્યાં આપ અમને વળાવવા પધાર્યા અને યા રસૂલલ્લાહ ! આપ તો સૌથી ઉત્તમ વળાવનારા અને સૌથી શ્રેષ્ઠ દોસ્ત છો.

**હિરકલનું બે લાખનું લશ્કર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી ઇસ્લામી લશ્કર મદીનહથી કૂચ કરીને જંગલો અને પહાડોનો પ્રવાસ ખેડતું સીરિયાની ભૂમિમાં આવેલા મઆન સ્થળે પહોંચી ગયું. [૧] અહીં મુસલમાનોને પોતાના જાસૂસો મારફતે બાતમી મળી કે રોમનો શહેનશાહ હિરકલ [૨] વત્તાઓછા એક લાખ રોમન સિપાહીઓનું લશ્કર લઇને, બલકા પ્રદેશના મઆબ સ્થળે ઇસ્લામી સૈન્યની રાહ જોઇ રહ્યો છે. [૩]

રોમનોના આ એક લાખના લશ્કર ઉપરાંત કબીલએ-લખ્મ, કબીલએ-જુઝામ, કબીલએ-કૈન, કબીલએ-બહરા અને કબીલએ-બલીના લડવૈયાઓએ વધુ એક લાખના સૈન્યનો ઉમેરો કરી દીધો છે. આ એક લાખના સૈન્યનો સરસેનાપતિ માલિક બિન ઝાફેલહ નામે પંકાયેલો લડવૈયો હતો. એ અરબના બલી,કબીલાની શાખ અરાશહમાંથી હતો. [૪]

---

૧. મઆન સ્થળ તે વેળા મુલ્કે-શામમાં હતું. હવે જોર્ડાનની રાજભૂમિમાં છે.

૨. હિરકલ, હિરકિલ, હિ-રક-લ, હરકલયૂસ, હરકયુલસ જુદા જુદા ઉચ્ચારો છે.

૩. મઆબનું નામ બાઇબલમાં મઅરાબ લખેલું છે. આ સ્થળ બુહૈરએ-લૂત એટલે ડેડ-સીનો મશરેકી પ્રદેશ છે.

૪. આ એક લાખના લશ્કરનો સૂત્રધાર શુરહબીલ ગસ્સાની પોતે હતો જે રોમન શહેનશાહ હિરકલ તરફથી ખંડિયા રાજા તરીકે બલકા પ્રદેશ પર રાજ કરતો હતો અને જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂત હઝરત હારિસ બિન ઉમૈરનો ખૂની હતો. ''હ''

**ઈસ્લામી લશ્કરની મૂંઝવણ**————ઈસ્લામી લશ્કરને પોતાના જાસૂસો મારફતે બે લાખના ખ્રિસ્તી લશ્કરની માહિતી મળતાં તેઓ સલાહ-મંત્રણા માટે ભેગા થયા. મઆન સ્થળે બે રાતો એજ મંત્રણામાં પસાર થઈ ગઈ. છેવટે વધુ મતોથી એવા નિર્ણય પર આવ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કાગળ લખીને દુશ્મનના જંગી લશ્કરની માહિતી આપવી. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કાં વધુ કુમક મોકલાવે કે પછી જે કંઈ હુકમ ફરમાવે તેનું પાલન કરવું.

**હઝરત ઈબ્ને રવાહાનું જોશીલું પ્રવચન**————આ નિર્ણય લેવાતાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા જુસ્સાથી ઊભા થઈ ગયા. એમણે પોતાની જોશીલી તકરીરથી મુજાહિદોના દિલોમાં જિહાદનો જુસ્સો જન્માવી દીધો. મુસલમાન મુજાહિદોને જિહાદની હાકલ કરતાં ફરમાવ્યું :

મુસલમાનો ! સોગંદ છે અલ્લાહના, જે વસ્તુથી તમે હિચકિચાટ અનુભવી રહ્યા છો, એજ તો તે વસ્તુ છે જેના તલબગાર બનીને તમે અહીં આવ્યા છો.

સાંભળો ! મુસલમાન લોકો સંખ્યાબળ, શસ્ત્રબળ કે બહુમતીના ભરોસે લડતા નથી બલકે આપણે તો કુફ્ફાર એટલે ઈસ્લામના દુશ્મનો સાથે ધર્મના રક્ષણ કાજે લડીએ છીએ; તે ધર્મ કે જેનાથી અલ્લાહ અને તેના રસૂલે આપણને માલામાલ કર્યા છે. માટે આગળ બઢો અને મુકાબલો કરો. જુઓ, બે ભલાઈઓમાંથી એક ભલાઇ કયાંયે ગઈ નથી; કાં ફતેહ કાં શહાદત ! કાં ગાઝી કાં શહીદ !''

બધા લોકો એક સ્વરે પોકારી ઊઠયા, ''વલ્લાહ ! અબ્દુલ્લાહ બિલકુલ સાચું કહે છે.''હવે બધા મુજાહિદો એકમતે મુકાબલા માટે તૈયાર થઈને આગળ બઢવા લાગ્યા.

**શહાદતની તમન્નાનો તનમનાટ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન અબીબક્રે એક રાવીના વાસ્તાથી મને હઝરત ઝૈદ બિન અરકમ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી. હઝરત ઝૈદ બિન અરકમનું બયાન છે :

''હું કિશોર વયનો એક યતીમ છોકરો હતો અને અબ્દુલ્લાહ બિન રવાહાની સાથે રહેતો હતો. તેઓ મારૂં લાલન-પાલન કરતા હતા. જંગે-મૂતહના જિહાદમાં જતી વેળા તેમણે મને પણ સાથે લીધો હતો અને પોતાના ઊંટની કાઠીની પાછળ મને બેસાડી લીધો હતો. અલ્લાહના સોગંદ ! રાતનો સમય હતો. અબ્દુલ્લાહ બિન રવાહા ઈસ્લામી લશ્કરની સાથે પોતાની સવારી દોડાવતા હતા અને સાથે દર્દનાક શૈલીએ આ શેઅરો લલકારતા હતા અને હું એને કાન માંડીને એકાગ્ર ચિત્તે સાંભળતો હતો :

**ઈઝા અદ-દય-તિની વ હમલ-તે રહલી • મસીરતા અર-બઇન બઅદલ-હિસાઇ.**

**ફ-શઅનુકે અન-ઉમુન વ ખલાક ઝમ્મુન • વલા અરજિઅ ઇલા અહલી વ રાઇ.**

હે જીવ ! જયારે તેં પોતાનો હક અદા કરી દીધો અને કાંકરીવાળી જમીન વટાવવા પછી ચાર દિનના વિસ્તાર માટે મારી કાઠી કસી દીધી તો પછી શું છે ? તે પછી તો તારા માટે નેઅમતો જ નેઅમતો છે. એટલે જન્નતનો આરામ જ આરામ છે. હે જીવ ! તારા સિવાય આ દુનિયામાં જે કંઇ છે એ બધું તુચ્છ છે. અલ્લાહ કરે કે હવે હું જીવતો મારાં બાલબચ્ચાંઓમાં પાછો વળીને નહિ આવું અને શહાદતનો દરજ્જો મેળવી લઉં !

વ જાઅલ મુસ્લિમૂના વ ગાદરૂની • બિ અર્દિશ-શામે મુશ-તહસ-સ્વાઇ.

આ જેટલા મુસલમાનો આવેલા છે એ બધા એટલા માટે આવેલા છે કે મને, મુલ્કે-શામમાં, એક એવી શહાદતની જગાએ છોડીને ચાલ્યા જાય જેના માટે હું બેચેન અને વ્યાકુળ છું.

વ રદ-દુકે કુલ્લુ ઝી નસબિન કરીબ • ઇલર રહમાને મુન-કતઅલ-અખાઇ.

હવે બધા પ્રિયજનોએ દરેક પ્રકારનો સ્નેહ-સંબંધ કાપીને મને દયાળુ રહમાન તરફ લોટાવી દીધો છે.

હુનાલિકા લા ઉબાલી તલ્અ બઅલિન • વલા નખલિન અસા-ફિલુહા રિવાઇ.

આ સ્થળે ન તો મને તાજી ખીલેલી પુષ્પ-કલીઓની પરવા રહેશે, ન તો હું લીલીછમ ખજૂરીઓની ડાલીઓને ઝુકાવી-ઝુકાવીને તેના ફળો તોડીશ. હું તો દુનિયાની દરેક વસ્તુ અને જગતની બધી માયાઓથી બેપરવા થઇ જઇશ.

હઝરત ઝેદ બિન અરકમનું બયાન છે : "રાતના સન્નાટામાં મારા મુરબ્બી અબ્દુલ્લાહ બિન રવાહાના આ દર્દનાક શેઅરો સાંભળીને મારૂં હૈયું ભરાય આવ્યું. હું મારા મન પર કાબૂ રાખી શકયો નહિ અને બે-ઇખ્તેયાર રડવા લાગી ગયો. મને રડતો જોઇને પોતાના ચાબુકનો મને ગોદો મારતાં બોલ્યા, "નઠારા છોકરા! રડે છે કેમ ? પોતાના મન પર કાબૂ રાખ. અલ્લાહ મને શહાદત નસીબ કરે એમાં તારૂં શું બગડે છે ? હા, બસ તું કાઠીમાં આઝાદીથી બેસીને સહીસલામત મદીનહ પહોંચી જવો જોઇએ !"

**વિરાટ લશ્કર સાથે ટક્કર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી ઇસ્લામી લશ્કર પેશકદમી કરતું બલકા પ્રદેશની સરહદે પહોંચી ગયું. સામેની દિશાએથી હિરકલનું લશ્કર પણ આવી લાગ્યું. એમાં રોમન સામ્રાજ્યના ખ્રિસ્તી સિપાહીઓ તથા અરબના કબાઇલીઓની ફોજો હતી. ખ્રિસ્તીઓનું આ વિરાટ લશ્કર બલકાના જિલ્લામાં આવેલા મુશારફ નામે કસબા પાસેથી પસાર થઇને ધસમસતા પૂર પેઠે આગળ વધવા લાગ્યું. બીજી તરફ ઇસ્લામી લશ્કર આગળ વધીને, મૂતહ નામે મુકામ પાસે પહોંચીને થોભી ગયું. એજ તે મૂતહનું મેદાન છે જ્યાં બંને લશ્કરો સામસામે આવીને આપસમાં ટકરાઇ ગયાં.

મુસલમાનોએ પોતાના લશ્કરની એવી રીતે ગોઠવણી કરી કે જમણી પાંખે બનૂ ઉઝરહ કબીલાના એક વીરનર હઝરત કુત્બહ બિન કતાદહની નિમણૂક કરી અને ડાબી પાંખની કમાને એક અન્સારી મુજાહિદ હઝરત ઉબાયહ બિન માલિક અથવા ઇબ્ને હિશામની રિવાયત મુજબ હઝરત ઉબાદહ બિન માલિકની નિમણૂંક કરી.

**પહેલા સિપહસાલારની શહાદત**————ઇબ્ને ઇસ્હાક પોતાનું બયાન ચાલુ રાખતાં ઉમેરે છે: પછી બંને લશ્કરો એકબીજા સાથે ટકરાઇ ગયાં. તલવારોની વીજળી ચકાચક કરવા લાગી અને તુમુલ યુધ્ધ જામી ગયું અને ખાંડાંઓની ખટાખટથી મેદાન ગાજી ઊઠયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નીમેલા પહેલા સિપહસાલાર હઝરત ઝૈદ બિન હારિસહ જાન હથેલી પર લઇને કમાલની બહાદુરીથી લડતા રહ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અર્પણ કરેલો ઝંડો એમના હાથમાં હતો. એક હાથમાં ઝંડો થામીને બીજા હાથે તલવારનું પાણી બતાવતા રહ્યા; ત્યાં સુધી કે દુશ્મનના ભાલાઓથી લોહીલુહાણ થઇને મેદાનમાં જ શહીદ થઇ ગયા.

**બીજા સિપહસાલારની શહાદત**————હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ ઈસ્લામનો ઝંડો હઝરત જઅફર બિન અબૂ તાલિબના હાથમાં આવ્યો. તેઓ પણ એક હાથે ઝંડો થામીને બીજા હાથે અપૂર્વ બહાદુરીથી લડતા રહ્યા; ત્યાં સુધી કે તલવારનું પાણી બતાવતાં બતાવતાં શત્રુઓની ભીંસમાં આવી ગયા. એજ વેળા તેઓ પોતાના લાલરંગના ઘોડાની પીઠ પરથી છલાંગ મારતા કૂદી પડયા. પોતાની તલવારથી ઘોડાની કૂંચો પોતાના હાથે કાપી નાખી કે જેથી મેદાન મૂકીને નાસી જવાની કોઈ તક જ ન રહે. એ પછી તકબીરનો નઅરો ગજાવ્યો અને મરણિયા બનીને દુશ્મનની સફમાં ઘૂસી ગયા અને એટલું લડયા કે છેવટે પોતે પણ લોહીલુહાણ થઇને અલ્લાહના રાહમાં શહીદ થઇ ગયા.

ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત જઅફર બિન અબૂ તાલિબ પહેલા સહાબી છે જેમણે ઈસ્લામની હાલતમાં એટલે મુસલમાન હોવા છતાં પોતાના ઘોડાના પગોની નસો પોતાના હાથે કાપી નાખી. જાહેરમાં આ એક દયા વગરનું કૃત્ય લાગે છે તેમ છતાં લશ્કરમાંથી કોઈએ હઝરત જઅફરના આ કૃત્ય વિષે ન કોઈ ટીકા કરી છે ન કોઈ પ્રકારનો વાંધો લીધો છે. એનાથી માલૂમ પડયું કે દુશ્મન કાફિરો સાથેની લડાઈમાં જાન બચાવવા નાસી જવાનો વસવસો હોય તો આમ કરવામાં વાંધો નથી. જાનવરોને ઈજા આપીને નાહક મારી નાખવામાં એનો સમાવેશ થતો નથી. જો કે સનદી હદીસગ્રંથ અબૂ દાવૂદના મંતવ્ય મુજબ ઉપરના બનાવની હદીસ ઝઈફ એટલે કમજોર છે. નક્કર દલીલથી સાબિત થયેલી નથી અને સહાબા એમ કરવાની મના ફરમાવે છે.

ઇબ્ને ઈસ્હાક કહે છેઃ મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના બાપ અબ્બાદની આ રિવાયત કહી સંભળાવી. અબ્બાદનું કહેવું છે કે મારા દૂધબાપ-જેઓ બનૂ મુર્રહ બિન ઔફના કબીલામાંથી હતા અને જેઓ જંગે-મૂતહમાં જાતેને પોતે હાજર હતા, તેમનું કહેવું છે કે, "અલ્લાહના સોગંદ ! હું અત્યારે પણ જંગે-મૂતહનું એ દ્રશ્ય મારી આંખે જોઈ રહ્યો છું કે જઅફર બિન અબૂ તાલિબ છલાંગ મારતા પોતાના રાતારંગના ઘોડા પરથી કૂદી રહ્યા છે. પોતાના ઘોડાની ટાંગો પોતાની જ તલવારથી કાપી રહ્યા છે. પછી કાફિરો પર ઓચિંતા તૂટી પડે છે. લડતાં-લડતાં શહીદ થઇ જાય છે અને લડતી વેળા આ રણગીત લલકારે છે :

યા હબ્બઝલ - જન્નતા વક - તિરાબુહા • તૈયે - બતન વ બારિદન શરાબુહા.

વાહવાહ તે જન્નત, જે મુજથી આટલી બધી નિકટ છે ! કેટલું સ્વચ્છ, નીતરૂં અને ઠંડુ છે તેનું નીર!

વર રૂમુ રૂમુન કદ દના અઝાબુહા, • કાફિરતુન બઈ-દતુન અન્સા બુહા,

અલય્યા ઇઝ લાકૈ-તુહા દિરાબુહા.

અને આ રોમવાસીઓ તે લોકો છે જેઓ પર અઝાબનો ખરેખરો સમય પાકી ગયો છે. આ લોકો કાફિર એટલે ઈસ્લામનો ઈન્કાર કરનારા છે. એમનો વંશ પણ અમારાથી બહુ છેટો છે. આ લોકો જ્યારે અમારી સાથે બાખડયા જ છે તો તલવારોથી એમને રહેંસી નાખવાનું અમારા માટે અનિવાર્ય બની ગયું છે.

ઇબ્ને હિશામ કહે છે : મને કેટલાક વિશ્વાસપાત્ર અને માહિતગાર રાવીઓએ સનદી માહિતી આપતાં કહ્યું કે, "જંગે-મૂતહમાં લડતી વેળા હઝરત જઅફર બિન અબૂ તાલિબે ઝંડો પોતાના જમણા હાથમાં લીધો.જ્યારે એ હાથને કાપી નાખવામાં આવ્યો તો ઝંડો તેમણે ડાબા હાથમાં સંભાળી લીધો. જ્યારે બંને હાથો કપાઇ ગયા તો બંને ઠૂંઠા બાહુઓથી ઝંડાને સીના સાથે ચાંપી લીધો અને એજ હાલતમાં લડતાં-લડતાં શહીદ થઇ

ગયા. અલ્લાહ રાજી હો એમનાથી ! શહાદત વેળા હઝરત જઅફરની ઉંમર ૩૩ વરસની હતી.'' [૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે :''અલ્લાહ તઆલાએ જઅફરને જન્નતમાં બે પાંખો આપી દીધી છે. આ પાંખોથી જન્નતના બગીચાઓમાં તેમની ઈચ્છા હોય ત્યાં ઊડીને તેઓ જન્નતની સહેલ માણતા રહે છે.'' [૨]

એક રિવાયત એવી પણ છે કે દુશ્મનના એક સિપાહીએ છેલ્લી પળોમાં તલવારના એક જ વારથી હઝરત જઅફરને અર્ધાઅર્ધ બે ટુકડામાં કાપી નાખ્યા હતા.

**હઝરત ઈબ્ને રવાહાની શહાદત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના બાપ અબ્બાદની આ રિવાયત કહી સંભળાવી. અબ્બાદનું કહેવું છે કે મારા દૂધબાપ- જેઓ બનૂ મુર્રહ બિન ઔફના કબીલામાંથી હતા અને જેઓ જાતેને પોતે જંગે-મૂતહમાં હાજર હતા, તેમનું બયાન છે :

''હઝરત જઅફર શહીદ થઈ ગયા તો ઈસ્લામી ઝંડો, હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાએ આગળ વધીને સંભાળી લીધો. ઝંડાને હાથમાં લઈને ઘોડો આગળ બઢાવ્યો અને પોતાને મેદાને-જંગમાં ઝોંકી દેવા માટે, વીરહાક ગજાવતા, પોતાને જ સંબોધીને આ રણગીત લલકારવા લાગ્યા:

**અક-સમ્તુ યા નફસુ લતન-ઝિલન -નહ • લતન - ઝિલિન્ન અવ લતુક - રહિન - નહ.**

હે જીવ ! મેં તો સોગંદ લીધા હતા આ વાતના કે, તું રણસંગ્રામમાં ઝંપલાવીને અવશ્ય મુકાબલો કરશે. સાંભળી લે, કાં તારે પોતે ઝંપલાવીને મુકાબલો કરવો પડશે અને નહિ તો પરાણે તારી સાથે મુકાબલો કરાવવામાં આવશે.

**ઈન અજ-લબન - નાસુ વ શદ્દુર રન્નહ • મા લી અરાકા તક-રહીનલ જન્નહ.**

લોકો ભલે કલ્પાંત કરે કે ગળગળા થઈને રડારોળ કરે, તેઓને એ બધું કરવા દે. પણ.....હું આ શું જોઉં છું કે તું જન્નતથી ગભરાય રહ્યો છે ?

**કદ તાલા મા કદ કુન્તે મુત-મઈન-નહ • હલ અન્તે ઈલા નુત્ફતુન ફી શન્નહ.**

આ તો તે વસ્તુ છે જેની ઉપર તું મુદ્દતથી સંતુષ્ટ છે. અને વળી તું જૂના પરબમાં પડી રહેલા એક વીર્યના ટીપાંથી વધારે શી વિસાત ધરાવે છે ?

એની સાથે જ હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા આ શેઅરો પણ લલકારતા હતા :

**યા નફસુ ઈલ્લા તક-તલી તમૂતી • હાઝા હિમામલ મવતે કદ સલીતે.**

હે જીવ ! અગર તું કતલ નહિ થઈ ગયો તો તું પોતાની મોતે મરી જશે, આ તો તે મોત છે જેની આંચમાં તું સપડાઈ ચૂકયો છે. (જાનના ડરથી નાસીને જવાનો કયાં ?)

---

૧. સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)નું બયાન છે : ''મેં જઅફરની લાશ જોઈ હતી. બદનના આગલા ભાગ પર તલવારો અને બરછીઓના ૯૦ ઘા હતા. એક પણ ઘા પીઠ પાછળ હતો નહિ. ''(સીરતુન-નબી જિ.૧ પા. ૫૦૭ - કશ્ફુલ-બારી જિ.૨ પા. ૪૭૯) ''હ''

૨. એટલે જ હઝરત જઅફરનો લકબ (તોયથી) ''તૈયાર '' છે જેના અર્થ ઊડનારા થાય છે અને ''ઝુલ-જનાહૈન''પણ છે જેના અર્થ બે પાંખોવાળા થાય છે. ''હ''

વમા તમન - નયતે ફકદ ઉઅ-તીતે • ઇન તફ-એલી ફિઅ-લહુમા હુદીતે.

જે વસ્તુની તને પોતાને તમન્ના હતી તેજ તો તને આપવામાં આવે છે. અગર તું એ બંને જેવું (હઝરત ઝૈદ બિન હારિસહ અને હઝરત જઅફર જેવું ) કરશે તો બિલકુલ ઠીક જ કરશે.

હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાએ ઝંડો સંભાળ્યો ત્યારે તેઓ ઘોડા પર સવાર હતા અને કંઇક ગડમથલમાં હતા જેથી કૂદકો મારીને ઘોડા પરથી કૂદી પડયા. એટલામાં એમનો કાકાભાઇ તલવાર વીંઝતો એમની પાસે આવી લાગ્યો. તેના હાથમાં ભૂંજેલા માંસવાળું એક હાડકું હતું. આ હાડકું તેણે એમના હાથમાં આપતાં કહ્યું, ''લો એને ખાઇને જરા કમર સીધી કરી લો. લાંબા પ્રવાસમાં તમારી જે દશા થઇ છે તે જાહેર છે.'' (હાડકાંવાળું માંસ ખાયને ટટાર થઇ જાવ.)

હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાએ હાડકાંમાં દાંત ખોસીને ખાવા માંડયું ત્યાં જ દુશ્મનના ટોળાંમાંથી ''મારો ! કાપો !'' ના પડકારા સાંભળતાં જ બોલી ઊઠયા, ''હે જીવ ! તું હજુ દુનિયામાં જ છે !'' લાગલો જ કોળિયો થૂંકીને તલવાર વીંઝતા દુશ્મન પર ત્રાટકી પડયા અને લડતાં-લડતાં અનેકને જહન્નમ-રસીદ કરીને પોતે પણ શહીદ થઇ ગયા.

**હઝરત ખાલિદની વરણી સાલાર તરીકે**————હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાના શહીદ થતાં જ બનૂ અજલાનવાળા હઝરત સાબિત બિન અરકમ અન્સારીએ ઝંડો સંભાળી લઇને પોકાર પાડયો, ''હે મુસલમાનો ! તમારામાંથી કોઇને પોતાનો સાલાર ચૂંટી લઇને તેની સરદારી પર સંમત થઇ જાવ !''

મુસલમાનો બોલ્યા, ''અમે તમને જ અમારા સાલાર નીમીએ છીએ.''

હઝરત સાબિતે જવાબમાં કહ્યું, ''મુસલમાનો ! હું સાલારીને લાયક નથી. મારાથી એ કામ નહિ બને.''

ત્યારે કટોકટીને અનુસરીને મુસલમાનોએ હઝરત ખાલિદ બિન વલીદને એકમતે પોતાના સાલાર ચૂંટી કાઢયા. ઝંડો હાથમાં લેતાં જ હઝરત ખાલિદ દુશ્મનની હરોળમાં ઘૂસી ગયા અને તલવારથી તેઓને મારતા-કાપતા પાછળને પાછળ ખદેડવા લાગ્યા અને ઇસ્લામી ફોજને દુશ્મનની ભીંસમાંથી કાઢીને, એક સ્થળે એકત્ર કરવાનો માર્ગ મોકળો કરતા ગયા. જયારે બધા મુસલમાનો તલવારથી પોતાનો બચાવ કરતા એક સ્થળે એકત્ર થઇ ગયા અને સલામતીથી નીકળી જવાની તક મળી ગઇ તો હઝરત ખાલિદ બિન વલીદ તેઓને લઇને મદીનહના રસ્તે પડી ગયા.

**સંપાદકની નોંધ**————જાહેર વાત છે કે બે લાખને મુકાબલે ત્રણ હજારના લશ્કરની વિસાત જ શી હતી. કેટલાક સહાબા શહીદ થઇ ગયા હતા. ઘણા સહાબા જખ્મોથી ચૂર હતા. હઝરત ખાલિદ બિન વલીદ રદિયલ્લાહુ અન્હુની સામે બેજ રસ્તા હતા. કાં હથિયાર નાખીને શરણાગતિ સ્વીકારી લે, કાં મેદાને-જંગથી માનભેર પીછેહટ કરીને મુસલમાનોને બચાવી લે. હઝરત ખાલિદે સમયસૂચકતા વાપરીને બીજો રસ્તો લેવાનું ડહાપણભર્યું પગલું લીધું.

હઝરત ખાલિદ બિન વલીદ અરબના પંકાયેલા વીરનર અને યુધ્ધકળાના અઠંગ નિષ્ણાત હતા. મેદાને-જંગના દાવપેચ અને લશ્કરની વ્યૂહરચનામાં કમાલની કાબેલિયત ધરાવતા હતા. જંગના બીજા દિવસે એમણે લશ્કરની વ્યૂહરચનામાં ફેરફાર કર્યો અને એક ટુકડીને મેદાને-જંગથી બહાર મોકલાવી દીધી કે જેથી આ ટુકડી

લડાઇ દરમિયાન મદીનહની દિશાએથી આવીને, તકબીરના નઅરા ગજાવતી, અચાનક દુશ્મન પર તૂટી પડે અને દુશ્મનના મન પર એવી છાપ પડે કે મુસલમાનો માટે મદીનહથી નવી અને તાજી કુમક આવી લાગી છે. અને ખરેખર બન્યું પણ એમ જ. તકબીરના નઅરા ગજાવતી આ ટુકડી આવી લાગી તો દુશ્મનની આગલી સફોના પગો કંઇક ઢીલા પડી ગયા. ધીરેધીરે તેઓ પીછેહટ કરવા લાગ્યા. અને અલ્લાહ તઆલાએ તેઓના દિલો પર મુસલમાનોની નવી કુમકની ધાક બેસાડી દીધી. એ પણ ઇસ્લામી લશ્કર માટે અલ્લાહ તઆલાની ગૈબી મદદ હતી. કટોકટીની પળોમાં ખરૂં જોતાં મુસલમાનોની એજ સૌથી મોટી કામયાબી હતી.

ઇસ્લામી લશ્કરે જ્યારે મદીનહનો રસ્તો લીધો તો બે લાખનું વિરાટ લશ્કર મુઠ્ઠીભર મુસલમાનોને ફાટી આંખે પાછા જતાં જોઇ રહ્યું પણ હિરકલ કે શુરહબીલ પોતાના લશ્કર સાથે દોડીને તેઓને અટકાવી દેવાનું પાણી બતાવી શક્યા નહિ. એ મુઠ્ઠીભર મુસલમાનોની કામયાબી કે જીત નહિ તો બીજું શું ? રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ આ બનાવ માટે ''ફતેહ''નો શબ્દ ફરમાવ્યો છે. જેમકે એનું બયાન આગળ આવે છે.

સહીહ બુખારીમાં હઝરત ખાલિદ બિન વલીદનું પોતાનું બયાન છે : ''જંગે-મૂતહને દિવસે મારા હાથમાં ૯ તલવારો તૂટી ગઇ. ફકત એક યમાની તલવાર છેલ્લે મારા હાથમાં રહી ગઇ.''

એનાથી અનુમાન કરી શકાય કે હઝરત ખાલિદે નવ તલવારોથી દુશ્મનની લાશોના ઢગલા ખડકી દીધા હશે. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૦૭- ફતહુલ-બારી જિ.૨ પા. ૪૭૯) સંપાદકની નોંધ પૂરી થઇ. અસલ કિતાબનું લખાણ વાંચો. ''હ''

**જંગનો આબેહૂબ ચિતાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક તરફ મૂતહની રણભૂમિમાં ઘમસાણનું યુધ્ધ જામ્યું બીજી તરફ મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાની મજલિસમાં હઝરત ઝૈદ, હઝરત જઅફર, હઝરત અબ્દુલ્લાહની શહાદતના સમાચાર આપતાં ફરમાવ્યું : ''અ-ખ-ઝર રાયત ઝૈદુન ફ-ઉસીબ.'' એટલે ઝૈદ બિન હારિસહએ ઝંડો લીધો. ઝંડાને હાથમાં લઇને લડવા લાગ્યા અને લડતાં-લડતાં શહીદ થઇ ગયા.

એ પછી ફરમાવ્યું : ''સુમ્મ અ-ખ-ઝ જઅફરુન ફ-ઉસીબ.'' હવે જઅફર બિન અબૂ તાલિબે ઝંડો હાથમાં લીધો અને ઝંડો લઇને લડતાં-લડતાં શહીદ થઇ ગયા.

આટલું ફરમાવીને આપ ખામોશ થઇ ગયા. આપની ખામોશી જોઇને મજલિસમાં બેઠેલા અન્સારી સહાબાઓના ચેહરાઓનો રંગ બદલાય ગયો. તેઓ વિચારવા લાગ્યા કે અબ્દુલ્લાહ બિન રવાહાનું શું થયું ? તેઓ કેમ આગળ બઢીને ઝંડો હાથમાં નથી લેતા ? [1]

એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''સુમ્મ અ-ખ-ઝબ્નુ રવાહતા ફ-ઉસીબ, વ ઐનાહુ તઝ-રિફાન.'' હવે ઝંડો અબ્દુલ્લાહ બિન રવાહાએ પોતાના હાથમાં લીધો અને ઝંડો લઇને લડતાં-લડતાં શહીદ થઇ ગયા અને આમ ફરમાવતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની આંખોમાંથી ટપટપ આંસુ પડતાં હતાં.

---

૧. અન્સાર સહાબા એટલા કારણે વિચારમાં પડી ગયા કે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા મદીનહના અન્સારમાંથી હતા જ્યારે હઝરત ઝૈદ અને હઝરત જઅફર મક્કહના મુહાજિરોમાંથી હતા. ''હ''

એ પછી આપે રડતાં રડતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| હત્તા અખઝર રાયત | છેવટે ઝંડો હાથમાં લીધો |
| સૈફુમ મિન સુયૂફિલ્લાહ. | અલ્લાહની તલવારોમાંથી એક તલવારે [1] |
| હત્તા ફતહલ્લાહુ અલૈહિમ. | ત્યારે અલ્લાહએ તેઓને ફતેહ આપી. |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''જેવી રીતે સૂતેલો માણસ ઊંઘમાં ખ્વાબ જુએ છે, એ ત્રણે શહીદોને જન્નતમાં ઉપાડીને મારી સામે હાજર કરવામાં આવ્યા. મેં જોયું કે એમાંનો દરેક શહીદ સોનાના તખત પર બેઠેલો હતો પણ અબ્દુલ્લાહ બિન રવાહાના તખતમાં, એના સાથીઓને મુકાબલે કંઇક વાંકાપણું હતું. મેં પૂછયું, ''એમનો તખત વાંકો કેમ છે?''

કહેવામાં આવ્યું, ''બંને સાથીઓ તો વિના ખટકે ઝંડો લેતાં જ દુશ્મનો પર તૂટી પડયા હતા. અબ્દુલ્લાહ બિન રવાહાએ કંઇક ખંચકાટ અનુભવ્યો. એ પછી તેઓ આગળ વધીને દુશ્મનો પર તૂટી પડયા.''

**રસૂલુલ્લાહ (સલ.)ને લાગેલો આઘાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્ર રદિયલ્લાહુ અન્હુએ અનુક્રમે બીબી ઉમ્મે ઇસા ખુઝાઇયહ તથા બીબી ઉમ્મે જઅફર બિન્તે મુહંમદ બિન જઅફર બિન અબૂ તાલિબના વાસ્તાથી, ઉમ્મે જઅફરની દાદી હઝરત અસમા બિન્તે ઉમૈસ એટલે હઝરત જઅફર શહીદના બેગમની રિવાયત કહી સંભળાવી. હઝરત અસમા બિન્તે ઉમૈસનું બયાન છે :

''જે દિવસે જઅફર અને તેમના સાથીઓ, હઝરત ઝૈદ બિન હારિસ઼હ અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા શહીદ થયા, એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા ઘરે પધાર્યા. તે વેળા હું ૪૦ રતલ ચામડાં કેળવી ચૂકી હતી અને રોટલી માટે લોટ ગૂંધી ચૂકી હતી અને બાળકોને નવડાવી-ધોવડાવીને તેલની માલિશ કરતી હતી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ફરમાવ્યું, ''ઐ બીબી ! જઅફરના બાળકોને મારી પાસે લાવો.''

બાળકોને મેં આપની તહેનાતમાં રજૂ કર્યા. આપે બાળકોના વાળો સૂંઘ્યા. તેઓને બચીઓ કરી અને આપની આંખોમાંથી આંસુ ટપટપ જારી થઇ ગયાં.

મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આપની ઉપર મારાં માબાપ કુરબાન ! આપના રોવાનો શું સબબ છે ?''

ફરમાવ્યું, ''જઅફર અને તેમના સાથીઓ વિષે સમાચાર મળ્યા છે. તેઓ આ જંગમાં શહીદ થઇ ગયા છે.''

આ સાંભળતાં જ હું ઊભી થઇને રડવા-ચીખવા લાગી ગઇ અને આજુબાજુની મુસલમાન ખાતૂનો મારી પાસે ભેગી થઇ ગઇ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ ખબર આપીને પોતાના ઘરવાળાંઓ તરફ તશરીફ લઇ ગયા અને ઘરવાળાંઓને ફરમાવ્યું, ''જુઓ, જઅફરના ઘરવાળાંઓ માટે ખાવાનું પકાવીને

---

૧. અલ્લાહની એક તલવારનો મતલબ હઝરત ખાલિદ બિન વલીદ છે. અહીંથી જ હઝરત ખાલિદનો લકબ ''સૈફુલ્લાહ'' એટલે અલ્લાહની તલવાર પડી ગયો. ''હ''

મોકલવામાં આળસ ન કરજે. તેઓ બધાં તો જઅફરના આઘાતથી કલ્પાંતમાં પડેલાં છે. રાંધવા-ખાવાના હોશ કોને ?''

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુર્રહમાન બિન કાસિમ બિન મુહંમદે પોતાના બાપના વાસ્તાથી હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હાની રિવાયત બયાન કરી. હઝરત આઈશહ ફરમાવે છે : "જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જઅફરના શહીદ થવાના સમાચાર આપ્યા તો મેં જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરા પર ગેહરા રંજોગમની રેખાઓ ઊપસી આવી છે. એજ ઉદાસીની હાલતમાં એક ગૃહસ્થ આપની તહેનાતમાં આવીને કહેવા લાગ્યા, "યા રસૂલલ્લાહ ! જઅફરના ઘરની ખાતૂનો રડી રહી છે. આ ખાતૂનોએ પોતાની ચીખપુકાર અને રડારોળથી અમને પજવીને પરેશાન કરી નાખ્યા છે."

આપે ફરમાવ્યું, "જાવ એ સ્ત્રીઓને મના કરી દો."

થોડીવારે એજ ગૃહસ્થે પાછા આવીને એજ શબ્દો દોહરાવતાં કહ્યું, "યા રસૂલલ્લાહ ! મેં જઈને મના કરી પણ સ્ત્રીઓ માનતી નથી."

આપે ફરીવાર હુકમ ફરમાવ્યો, "જાવ જઈને તેઓને મના કરી દો."

આ ગૃહસ્થ ગયા અને થોડીવારે પાછા આવીને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! કોઈ મારૂં સાંભળતું નથી, કોઈ મારૂં માનતું નથી."

આપે ફરમાવ્યું, "જઈને તેઓને ખામોશ કરી દો અને નહિ માને તો તેઓના મોઢામાં ધૂળ ભરી દો."

હઝરત આઈશહ ફરમાવે છે : "આ સાંભળીને મનમાં મેં આ ગૃહસ્થ વિષે કહ્યું, "અલ્લાહ તને પોતાથી છેટો રાખે ! તેં પોતાના મન પર કાબૂ નહિ રાખ્યો અને સ્ત્રીઓની ફરિયાદ કરવા દોડી આવ્યો. હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમનું પણ તું પાલન કરી શકવાનો નથી. કેમકે હું જાણું છું કે સ્ત્રીઓના મોઢામાં ધૂળ ભરવા જેટલી મર્દાનગી તું કયાંથી લાવવાનો ?'' [1]

**માલિક બિન ઝાફિલહની કતલ**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ જંગે-મૂતહમાં ઈસ્લામી ફોજની જમણી પાંખના અમીર તરીકે હઝરત કુત્બહ બિન કતાદહ અઝરીની નિમણૂક થઈ હતી. ઘમસાણની લડાઈમાં કબાઈલી ફોજનો સિપહસાલાર માલિક બિન ઝાફિલહ, હઝરત કુત્બહની દોટે ચઢી ગયો હતો. હઝરત કુત્બહએ માલિકને ભાલાના એક જ વારથી ધૂળ ચાટતો કરી દીધો હતો. હિરકલ બાદશાહ તરફથી માલિક બિન ઝાફિલહને કબાઈલી ફોજનો સરસાલાર બનાવવામાં આવ્યો હતો અને તે પોતાની બહાદુરીમાં પંકાયેલો હતો. તેની કતલ વેળા હઝરત કુત્બહ આ શેઅરો લલકારતા હતા :

તઅન - તુબ્ન ઝાફિ - લતબ - નિલ - અરાશે • બિ - રૂમ્હીન મદા ફીહે સુમ્મ ઈન-હતમ્.

મેં માલિક બિન ઝાફિલહ બિન અરાશને તાકીને ભાલાનો એવો ઘા કર્યો કે ભાલો તેના અંગમાં ઘૂસીને

---

૧. મતલબ આ કે વારંવાર રાવ ફરિયાદ લઈને આવવાની અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને રંજોગમ તથા દુઃખની હાલતમાં પજવવાની શી જરૂર હતી ? હઝરત જઅફરના ઘરની ખાતૂનો પારાવાર સદમાથી બેકાબૂ થઈને રડતી હતી અને આ વાત પણ જાણતી હતી કે વાળો પીંખીને, માથા પર ટપલાં મારીને, છાતી કૂટીને, કપડાં ફાડીને રડવાની જાહિલિયતની પ્રથા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હરામ ઠરાવી દીધી છે અને વહાલાઓના મરણ પર જેને રડવાનું કહી શકાય તેવા રૂદનની મના નથી. કેમકે એ ઈન્સાનના ઇખ્તેયારમાં નથી. પેલા ગૃહસ્થ ચાહતા હતા કે સ્ત્રીઓ મુત્લક રડવાનું પણ છોડી દે.''હ''

તેમાં જ તૂટી ગયો.

**દરબ-તુ અલા જીરેહી દર - બતન • ફ - માલા કમા માલા ગુસ્નુસ - સલમ.**

પછી મેં તેની ગરદન પર તલવારનો એવો ફટકો માર્યો કે તે સલમ નામે ઝાડની ડાળખી પેઠે લચક-લચક થઇ ગયો.

**એક સાધુડીની ચેતવણી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મૂર્તિપૂજકોના બનૂ ગનમ કબીલાની એક સાધુડી તંત્રવિદ્યામાં પારંગત હતી. તેણે જ્યારે સાંભળ્યું કે મદીનહ નગરીના પયગમ્બરનું લશ્કર યુધ્ધ માટે આવી રહ્યું છે તો તેણે ગનમ કબીલાના લોકોને ચેતવણીરૂપે કહ્યું, ''ખબરદાર ! હું તમને તે કૌમથી ચેતવું છું જે અભિમાની ચાલે ચાલનારી, દુશ્મનો પેઠે ત્રાંસી નજરે જોનારી, કતારબંધ ઘોડા દોડાવનારી અને તરહ તરહથી ખૂનરેજી કરનારી છે.''

સાધુડીના બનૂ ગનમ કબીલાના લોકોએ તેની ચેતવણીનો પૂરો લાભ લીધો. મુસલમાનો સાથેની લડાઇમાં તેઓમાંથી કોઇએ કોઇ તરહનો ભાગ નહિ લીધો. લડાઇમાં ભાગ લેનારા કબીલએ-હદસ તથા યમનના કબીલએ-લખ્મથી પોતાને બિલકુલ અલગ-થલગ રાખ્યા ન તેઓને કોઇ પ્રકારની મદદ આપી. નતીજા રૂપે બનૂ ગનમના લોકો પોતાના ભાઇબંધ કબીલાઓને મુકાબલે સૌથી વધારે માલદાર, સૌથી વધારે ખુશહાલ અને ફારિગુલ-બાલ બની ગયા. જે લોકોએ આ જંગની આગમાં ભાગ લીધો તેઓ હદસ કબીલાની બીજી શાખ બનૂ સઅલબામાંથી હતા. જંગમાં ભાગ લેવા પછી તેઓ વધુ મુદ્દત ટકી શકયા નહિ. તરહ તરહની આફતોમાં સપડાઇ ગયા.

સારાંશ કે હઝરત ખાલિદ બિન વલીદ પોતાની કુનેહબુધ્ધિ અને હિકમતભરી જંગી ચાલથી મુસલમાનોને બે લાખના લશ્કરથી બચાવી લઇને સહીહ-સલામત મદીનહ આવી ગયા.

**મદીનહમાં લશ્કરનો સત્કાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરએ ઉર્વહ બિન ઝુબૈરની રિવાયત ટાંકતાં કહ્યું :

''ઇસ્લામી લશ્કર મૂતહથી વાપસ થઇને મદીનહની કોરેમોરે આવી લાગ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોની જમાઅત સાથે મદીનહથી બહાર નીકળીને તેઓનો સત્કાર કર્યો. બાળકોનું ટોળું અહીંતહીં દોડાદોડ કરતું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની સવારી પર સૌથી આગળ-આગળ હતા. બાળકોને જોઇને આપે ફરમાવ્યું, ''એમને ઉપાડીને સવારીઓ પર બેસાડી લો અને જઅફરનો બેટો મને આપી દો.''

એજ વેળા હઝરત જઅફરના બેટા અબ્દુલ્લાહને લાવવામાં આવ્યો. આપે તેનો પહોંચો ઝાલ્યો અને બંને હાથે ઉપાડીને તેને સવારી પર પોતાની આગળ બેસાડી દીધો.

ઉર્વહ બિન ઝુબૈરનું બયાન છે : ઇસ્લામી લશ્કરના મુજાહિદોને જોતાં જ મદીનહના અમુક ગૃહસ્થોએ તેઓના માથે ધૂળ ઉડાડતાં કટાક્ષ કર્યો, ''યા ફર્રાર ! ફરર-તુમ ફી સબીલિલ્લાહ !'' હે ભગેડુઓ ! તમે અલ્લાહના રસ્તામાં લડવાથી ભાગી છૂટ્યા !

તેઓનો કટાક્ષ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''લયસૂ બિલ ફર્રાર, વલાકિન-નહુમુલ-કર્રાર, ઇન્શા અલ્લાહુ તઆલા.'' એટલે આ લોકો ભગેડુ નથી બલકે પલટીને ફરીવાર દુશ્મનો

પર તૂટી પડનારા છે અગર અલ્લાહ તઆલાએ ચાહ્યું તો ! [૧]

**જંગે-મૂતહના શહીદો**————જંગે-મૂતહમાં જે સહાબા શહીદ થયા તેઓના કબીલાવાર નામો આ છે :

• કુરૈશની શાખ બનૂ હાશિમમાંથી : (૧) હઝરત જઅફર બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વહાલા કાકાભાઇ. હિજરત વેળા નજાશી બાદશાહના દરબારમાં ઈસ્લામ વિષે છટાદાર પ્રવચન કરનાર જેને સાંભળીને નજાશી બાદશાહ ધારધાર રડયા અને બાદમાં મુસલમાન બની ગયા. (૨) હઝરત ઝૈદ બિન હારિસહ રદિયલ્લાહુ અન્હુ. કુરૈશમાંથી નહિ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને ગુલામીમાંથી આઝાદ કરીને પોતાના દત્તક પુત્ર બનાવી લીધા હતા. તમામ સહાબમાં ફકત એમનું નામ કુર્આનમાં આવ્યું છે.

• બનૂ અદી બિન કઅબના કબીલામાંથી : (૧) હઝરત મસઊદ બિન અસ્વદ બિન હારિસહ બિન નદલહ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ માલિક બિન હુસ્લના કબીલામાંથી : (૧) હઝરત વહબ બિન સઅદ બિન અબૂ સરહ રદિયલ્લાહુ અન્હુ.

• અન્સારના બનૂ હારિસ બિન ખઝરજમાંથી : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા રદિયલ્લાહુ અન્હુ. (૨) હઝરત અબ્બાદ બિન કૈસ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ ગનમ બિન માલિક બિન નજજારમાંથી : (૧) હઝરત સુરાકહ બિન અમ્ર બિન અતિય્યહ બિન ખન્સાઅ રદિયલ્લાહુ અન્હુ.

ઈબ્ને હિશામ કહે છે : જંગે-મૂતહના શહીદોમાં મુહંમદ ઈબ્ને શિહાબ ઝુહરીએ જે સહાબાના નામો દર્શાવેલાં છે તે આ છે :

• બનૂ માઝિન બિન નજજારમાંથી : (૧) હઝરત અબૂ કુલૈબ બિન અમ્ર બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ. (૨) એમના ભાઇ હઝરત જાબિર બિન અમ્ર બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ માલિક બિન અકસીમાંથી : (૧) હઝરત અમ્ર (૨) અને હઝરત આમિર જેઓ સઅદ બિન હારિસ બિન અબ્બાદ બિન સઅદ બિન આમિર બિન સઅલબા બિન માલિક બિન અકસીના પુત્રો છે. રદિયલ્લાહુ અન્હુમા.

ઈબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ કિલાબ બિન અમ્ર અને હઝરત જાબિર બિન અમ્ર આ બે નામો પણ રિવાયતમાં આવે છે. રદિયલ્લાહુ અન્હુમા.

(નોટ: મુસલમાન શાઈરોએ જંગે-મૂતહમાં બે લાખના કુફફારના લશ્કર પર મળેલી કામયાબીના કસીદા ઉપરાંત જંગમાં શહીદ થયેલા સહાબાના મરસિયા લખેલાં છે. ઈબ્ને હિશામે એ બધાં કાવ્યો એક નોખા પ્રકરણના નવ પાનાંઓમાં ટાંકેલા છે. અમે લંબાણની

---

૧. એટલે તમે ખોટો કટાક્ષ કરો છો. એ લોકો ભગેડુ નથી બલકે બે લાખના લશ્કર પર ત્રણ હજારની અનમિટ ધાક બેસાડીને આવ્યા છે જે એક તરહની શાનદાર ફતેહ કહેવાય. પીછેહટ એમણે એટલા માટે કરી કે ફરીવાર તક મળતાં પૂરા બળથી દુશ્મન પર તૂટી પડે. એમાંના ૧૫ સો એ ૧ લાખ સાથે ટક્કર લીધી છે અને બાકીના ૧૫ સો એ બીજા એક લાખ સાથે ટક્કર લીધી છે. આવા બહાદુરોને ભગેડુ કેવી રીતે કહી શકાય ? ''હ''

બીકે પૂરાં કાવ્યો નહિ ટાંકતાં થોડાક શેઅરો રજૂ કરીએ છીએ. "હ")

**હઝરત હસ્સાનના શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : સહાબાએ કિરામમાંથી જંગે-મૂતહના શહીદો પર જે માતમી કાવ્યો રચવામાં આવ્યાં તેમાંથી હઝરત હસ્સાન બિન સાબિતના આ શેઅરો પણ છેઃ

**તઅવ - વબની લયલુન બિ - યસ્રિબ અઅસરુ • વ હમ્મુન ઇઝા મા નવ્વમન - નાસુ મુસહિરુ.**

યસ્રિબ એટલે મદીનહમાં એક અતિશય કઠિન રાત મુજ પર વીતી ગઈ. એ રાતે દુનિયા ઊંઘની મજા માણતી હતી અને હું મારા એક હબીબની યાદમાં પડખાં પર પડખાં બદલતો હતો.

**લિ-ઝિકરી હબીબિન હય્યજત લી અબ્રતન • સફૂહંવ - વ - અસ્બાબુલ - બુકાઇત - તઝક -કુરુ.**

અને એ હબીબની યાદમાં આંખોમાંથી વહેનારાં આંસુઓની નદી વહેતી હતી. મારી એ આહો-ઝારીનો સબબ યાદે-હબીબ સિવાય બીજો શો હોય શકે ?

**ફલા યુબ - ઇદન - નલ્લાહુ કત્લા તતાબઉ • બિ - મૂતતા મિન્હુમ ઝુલ જનાહૈને જઅફરુ**

તો જંગે-મૂતહમાં લગાતાર કતલ થનારા શહીદોને અલ્લાહ તઆલા અમારાથી દૂર ન રાખે જેમાંના એક જઅફર છે જેઓ બે પાંખોવાળા છે.

**વ ઝૈદુન - વ - અબ્દુલ-લાહિ હીના તતાબઉ • જમીઅંવ - વ -અસ્બાબુલ - મનિય્યતિ તખતિરુ.**

અને તેઓમાંથી ઝૈદ બિન હારિસહ અને અબ્દુલ્લાહ બિન રવાહા છે જેઓ એકી વેળા એક પછી એક રણભૂમિમાં શહીદ થતા રહ્યા જ્યારે કે મૃત્યુના તમામ સાધનો પોતાની જગાએ કાર્યશીલ હતા.

**બુહાલીલુ મિન્હુમ જઅફરુંવ - વબ્નુ - ઉમ્મુહુ • અલીય્યુંવ - વ - મિન્હુમ અહમદલ મુત્ - ખૈયિરુ.**

એ બનૂ હાશિમના નબીરા, નૂરાની મુખડાવાળા સરદારો છે. તેઓમાં જઅફર અને તેમના હકીકી ભાઈ અલી જેવા વીરનરો છે. અને સૌથી વધીને આ વાત કે તેઓમાં જ અહમદે-મુખ્તાર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ છે; તે અહમદે-મુખ્તાર જેઓ બનૂ હાશિમમાં સૌથી વધારે ચુનંદા સરદાર છે.

**વ હમ્ઝતુ વલ અબ્બાસુ મિન્હુમ વ મિન્હુમ • અકીલુંવ વ માઉલ-ઊદ મિન હૈસુ યુઅસરુ.**

અને હમ્ઝહ અને અબ્બાસ પણ તેઓમાંથી જ છે. પછી એમનામાંથી અકીલ જેવી હસ્તી પણ છે. બનૂ હાશિમના આ બધા નબીરા, એવા ફળદ્રુપ ઝાડની રસભરી લીલી ડાળીઓ છે જેમાંથી ગમે ત્યાંથી મરજી મુજબનું જીવનનું પાણી નીચોવી લો. (એટલે એમાંનો દરેક જણ ઉદારદિલ છે દાનવીર છે અને સીધા રસ્તાનું માર્ગદર્શન પામેલો ધર્મનેતા છે.)

**હુમ અવલિયા - ઉલ્લાહિ અન્ઝલ હુકમહૂ • અલૈહિમ વ ફીહિમ ઝલ-કિતાબિલ-મુતહ-હરુ.**

એ બધા અવલિયા-અલ્લાહ એટલે અલ્લાહના ચુનંદા બંદા છે. અલ્લાહ સાથે નિકટના સંબંધથી જોડાયેલા છે. અલ્લાહ તઆલાએ પોતાની હિદાયત એમનામાં જ ઉતારી છે અને વળી પવિત્ર કિતાબ કુર્આને-કરીમ પણ એમનામાં જ મવજૂદ છે. [૧]

**હઝરત કઅબના શેઅરો**————હઝરત કઅબ બિન માલિકે આ શેઅર કહ્યા :

૧. એટલે ઇસ્લામ અને કુર્આન જેવી મહામૂલી નેઅમતો અલ્લાહ તઆલાએ એમના બનૂ હાશિમના ખાનદાનમાં જ ઉતારી છે. "હ"

નામલ-ઉયૂનુ વ દમ્ઉ ઐનિકા ચહમલુ • સહહન કમા વકફત - તબાબુલ - મુખ્દલુ.

દુનિયાની આંખો ઊંઘી રહી છે અને તારી આંખોમાંથી આંસુઓની ઝડી એવી રીતે વહી રહી છે જેમ છલોછલ વાદળમાંથી ટીપાંઓની મુશળધાર ઝડી લાગેલી હોય.

ફી લયલતિન વરદત અલય્યા હુમૂમુહા • તવરન અહિન્ન વ તારતન અત-મલમલુ.

એક એવી રાતે, જેમાં દુખો અને યાતનાઓએ મુજ પર ધસારો કરી દીધો છે, કદી ચૂપકે-ચૂપકે રહું છું તો કદી બેચેનીથી પડખાં ફેરવવા લાગું છું.

વજદા અલન નફરલ લઝીન તતાબઉ • યવમન બિ-મૂતતા ઉસનિદૂ લમ યુનકિલૂ.

આ બધી કેફીયત, તે વીરનરોના રંજોગમ અને વ્યથાને કારણે છે જેઓ, મૂતહની રણભૂમિમાં એક પછી એક લગાતાર શહીદ થઈ ગયા અને તેઓને અહીં પણ લાવી શકાયા નહિ. (શહીદોના નૂરાની મુખડાઓના આખેરી દીદાર પણ નસીબ નહિ થયા.)

સબરૂ બિ-મૂતતા લિલ ઇલાહિ નફૂસહુમ • હઝરર રદય વ મખાફતા અંય-યન્કલૂ.

અલ્લાહના આ વીરનરોએ પોતાની જાતોને અલ્લાહને માટે બાંધી લીધી એવા ડરથી કે, કયાંક વિનાશનું મુખ ન જોવું પડે ! અને કયાંક ફરારનો રાહ ન ગ્રહણ કરવો પડે !

ફ - તગય - યરલ - કમરુલ-મુનીરુ લ-ફકદ-હૂ • વશ-શમ્સુ કદ કસફત વકાદત તાફિલૂ.

ત્યારે આ શહીદોના ન રહેવાથી આખા જગતને પ્રકાશિત કરનારા ચાંદનો રંગ ઊડી ગયો અને તે સૂર્યને ગ્રહણ લાગી ગયું જે અસ્ત થવાની અણી પર હતો.

સલ્લલ-ઇલાહુ અલૈહિમ મિન ફિત-યતિન • વ સકા ઇઝામુ-હુમુલ-ગમામલ-મુસબિલુ.

અલ્લાહ તઆલા એ નવજવાન વીરનરો પર પોતાની રહમત નાઝિલ કરે ! અને અલ્લાહના રહમતરૂપી વરસાદનું પાણી એમના હાડકાંઓને સયરાબ કરતું રહે !

ઇબ્ને ઇસ્હાક કહે છે : ગઝવએ-મૂતહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જે સહાબા મદીનહ વાપસ પધાર્યા તેઓમાંથી એક મુસલમાન શાઇરે આ શેઅરો કહ્યા :

કફી હુઝનન અન્ની રજઅ-તુ વ જઅફરુન • વ ઝૈદુંવ - વ - અબ્દુલ્લાહિ ફી રમ્સે અકબુરી.

મારા માટે આ દુઃખ શું ઓછું છે કે હું એવી દશાએ પલટીને આવી ગયો કે, ઝૈદ બિન હારિસહ અને અબ્દુલ્લાહ બિન રવાહા મૂતહની ધરતીમાં કબરોની માટી હેઠળ દબાઇને રહી ગયા.

કદવ નહ-બહુમ લમ્મા મદવ લિ-સબીલિ-હિમ • વ ખુલ્લફ-તુ લિલ-બલવા મઅલ-મુતગબ્બરી.

એ વીરનરોએ પોતાની શહાદતના રસ્તા પર ચાલીને પોતાનો હેતુ સાધી લીધો અને હું પરીક્ષા તથા આઝમાઇશ માટે જીવતો રહી ગયો.

## પ્રકરણ ૧૩૬

# હુદૈબિયહના સુલેહનામાનો ભંગ

### (રમઝાન સન ૮ હિજરી)

બનૂબક્ર અને બનૂ ખુઝાઅહમાં ખૂનરેજી • ખૂનરેજીનું કારણ • સુલેહનામાની એક કલમ • બનૂ બક્રનું ઓચિંતુ આક્રમણ • હરમ કેવું અને ભગવાન કેવા ? • તમીમ બિન અસદના શેઅરો • અહરઝ બિન લુઅતના શેઅરો • બુદૈલના જવાબી શેઅરો • અલ-મદદ ! યા રસૂલલ્લાહ ! • રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ • બુદૈલ દરબારે-નબવીમાં • અબૂ સુફયાનના આગમનની પેશગોઇ • અબૂ સુફયાન મદીનહમાં • અબૂ સુફયાનની હાલહવાલી • હઝરત અલીની સલાહ • કુરૈશની મૂંઝવણ.

**બનૂબક્ર અને બનૂ ખુઝાઅહમાં ખૂનરેજી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-મૂતહ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જુમાદલ-આખિર અને રજબમાં મદીનહ મુનવ્વરહમાં બિરાજમાન રહ્યા.

પછી એવું બન્યું કે મક્કહની બાજુમાં વસનારા કબીલાઓમાંથી બનૂબક્ર બિન અબ્દે મનાત બિન કિનાનહના કબીલાએ બનૂ ખુઝાઅહના કબીલા પર ઓચિંતી ચઢાઇ કરી દીધી. આ ચઢાઈ વેળા બનૂ ખુઝાઅહના લોકો મક્કહની નીચાણ ભૂમિના વિસ્તારે આવેલા પોતાના વતીર નામે ઝરણા કે કૂવા પાસે ઊભેલા હતા. [1]

**ખૂનરેજીનું કારણ**————બનૂબક્ર અને બનૂ ખુઝાઅહ વચ્ચે જંગનો દાવાનળ ભભૂકી ઊઠયો તેનું કારણ બાપદાદાથી ચાલ્યું આવતું એક જૂનું વેર હતું. તેનો કિસ્સો એમ છે કે ઇસ્લામના આગમન પહેલાં એટલે જાહિલિયતના જમાનામાં બનૂ હઝ્રમી કબીલાનો, માલિક બિન અબ્બાદ નામે એક સોદાગર, બનૂબક્ર કબીલાના સરદાર અસવદ બિન રઝન દયલી સાથે દોસ્તીના કરારોથી જોડાયેલો હતો. એક વેળા માલિક બિન અબ્બાદ વેપાર અર્થે પોતાનો માલસામાન લઇને અસવદ બિન રઝનના કબીલા બનૂબક્ર તરફ જવા રવાના થયો. બનૂબક્ર અને બનૂ ખુઝાઅહના કબીલા મક્કહની બાજુના વિસ્તારમાં વસેલા હતા. જ્યારે આ સોદાગર બનૂ ખુઝાઅહ

૧. હુદૈબિયહના સુલેહનામાની એક કલમને આધારે બનૂબક્રનો કબીલો કુરૈશ સાથે અને બનૂ ખુઝાઅહનો કબીલો મુસલમાનો સાથે જોડાઇ ગયો હતો. વાંચકને યાદ હશે કે બનૂ ખુઝાઅહના સરદાર બુદૈલ બિન વરકા સાહેબ વચ્ચે પડીને સુલેહ કરાવવા માટે કુરૈશ પાસે ગયા હતા પણ કુરૈશી અગ્રેસરોએ એમને માથે મુસલમાનોની તરફદારીનો આક્ષેપ મૂકીને એમને ધૂતકારી કાઢયા હતા કે, તમારા જેવા અરબોએ આ મામલામાં માથું મારવાની જરૂર નથી ! સુલેહનામાના લખાણ વેળા બનૂબક્રનો કબીલો કુરૈશ પક્ષે અને બનૂ ખુઝાઅહનો કબીલો મુસ્લિમ પક્ષે વિધિસર જોડાઇ ગયો હતો. ''દ''

કબીલાની વસતિ પાસેથી પસાર થવા લાગ્યો તો બનૂ ખઝાઅહના લોકોએ એને મારી નાખ્યો અને એનો માલસામાન પણ લૂંટી લીધો.

માલિક બિન અબ્બાદ સોદાગરનું ખૂન થતાં બનૂબક્રના સરદાર અસવદ બિન રઝનના માણસોએ બનૂ ખુઝાઅહના એક માણસને ખૂનના વેર તરીકે મારી નાખ્યો. આ રીતે બંને કબીલા વચ્ચે દુશ્મનીનું બી રોપાયું અને વરસો સુધી વેર-પ્રતિવેરનું ચક્કર ચાલતું રહ્યું.

એ પછી ઈસ્લામના આગમનના કંઈક પહેલાં એવું બન્યું કે બનૂ ખુઝાઅહના લોકોએ વેરના પ્રતિવેર તરીકે બનૂબક્રના સરદાર અસવદ બિન રઝન દયલીના ત્રણ જુવાનજોધ પુત્રોને મારી નાખ્યા. એ પુત્રોના નામ અસલમી, કુલસૂમ અને ઝુવૈબ હતાં. ત્રણે નવયુવકો પોતાના કબીલાના નાકના બાલ જેવા હતા એટલે ઊંચા ખાનદાનના, આબરૂદાર અને શરીફ યુવકો હતા. મક્કહના હરમની સરહદે આવેલા અરફાત નામના સ્થળે એ ત્રણે યુવકોને કતલ કરી નાખવામાં આવ્યા. આ સ્થળે હરમની હદની નિશાનીનો પથ્થર ગોઠવેલો હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બનૂ દયલ કબીલાના [1] એક મોવડીએ કહ્યું કે, બનૂબક્રના સરદાર અસવદ બિન રઝનના કુટુંબને જાહિલિયતના જમાનામાં બમણી દિયત (ખૂનની બમણી કિંમત) ચૂકવવાનો રિવાજ હતો. જ્યારે અમારા બનૂ દયલ કબીલાને એક જ દિયત વસૂલ કરવાનો અધિકાર મળેલો હતો. કારણ આ હતું કે અસવદ બિન રઝનનો કબીલો અમારા કબીલા કરતાં ઊંચો અને વધારે આબરૂદાર ગણાતો હતો.

**સુલેહનામાની એક કલમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂબક્ર અને બનૂ ખુઝાઅહ વચ્ચે ખૂની હરીફાઈની પરંપરા ચાલુ જ હતી ત્યાં જ ઈસ્લામી સૂર્યનો ઉદય થયો અને તે આ બંને હરીફો વચ્ચે આવીને આડખીલી બની ગયો. હવે લોકો પરસ્પરના વિખવાદો તરફ ઝાઝું ધ્યાન આપવાને બદલે ઈસ્લામ તરફ વધુ ધ્યાન આપવા લાગી ગયા. [2]

પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને કુરૈશ વચ્ચે હુદૈબિયહની સુલેહનું કરારનામું થયું તો બંને પક્ષની સંમતિથી જે શરતો નક્કી થઈ તેમાં એક શરત આ હતી :

> "જે વ્યકિત કે જે કબીલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પક્ષ સાથે જોડાવા માગે તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પક્ષ સાથે જોડાઈ જાય અને જે કબીલો કુરૈશના પક્ષે જોડાવા માગે તે કુરૈશ સાથે જોડાઈ જાય.

આ શરતને આધારે એજ વેળા બનૂબક્રનો કબીલો ખુલ્લેઆમ કુરૈશ સાથે જોડાઈ ગયો અને બનૂ ખુઝાઅહનો કબીલો ખુલ્લેઆમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પક્ષ સાથે જોડાઈ ગયો.

**બનૂબક્રનું ઓચિંતું આક્રમણ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : સુલેહનામાની શરતને આધારે બનૂબક્રનો કબીલો કુરૈશ સાથે જોડાઈ ગયો હોવાથી તેઓને કુરૈશની પૂરી સહાનુભૂતિ સાથે કુરૈશના સંપૂર્ણ આશીર્વાદ મળી જવા પામ્યા. બનૂબક્રમાંથી બનૂ દયલ કબીલાના લોકોને જ્યારે કુરૈશના સંપૂર્ણ સાથસહકારની ખાતરી થઈ ગઈ તો તેઓએ આ તક ઝડપી લઈને બનૂ ખુઝાઅહ પાસેથી વેરની વસૂલાત લેવાનું નક્કી કર્યું. બનૂ ખુઝાઅહએ

૧. આ શબ્દનો ઉચ્ચાર ઈબ્ને હિશામમાં દયલ અથવા દૈલ છે. એ અરબના એક કબીલાનું નામ છે. "અસિહ-હુસ-સિયર" નામના ગ્રંથમાં એનો ઉચ્ચાર દીલ અને દુઅલ તરીકે થયો છે અને લખ્યું છે કે એનો ખરો ઉચ્ચાર "દીલ" છે. "હ"

૨. એટલે કેટલાક લોકો ઈસ્લામ કબૂલ કરવા લાગ્યા અને કેટલાક લોકો ઈસ્લામને જળમૂળથી ઉખેડી નાખવાની પેરવીમાં પડી ગયા "હ"

અસવદ બિન રઝન દયલીના કુટુંબના ત્રણ જુવાનજોધ છોકરાઓને મારી નાખ્યા હતા.

તે વેળા બનૂ દયલ કબીલાનો સરદાર નવફલ બિન મુઆવિયા દયલી નામે ગૃહસ્થ હતો. પણ તેના બનૂબક્ર કબીલાના માણસો તેના કહ્યામાં કે તેના હુકમને તાબે ન હતા. આથી તેણે પોતાના દયલ કબીલાના માણસોનું જૂથ તૈયાર કર્યું અને તક ઝડપી લઈને બનૂ ખુઝાઅહના લોકો પર ઓચિંતો છાપો માર્યો. તે વેળા બનૂ ખુઝાઅહના લોકો પોતાના વતીર નામે ઝરણા કે કૂવા પાસે ભેગા થઈને પોતાના કામમાં લાગેલા હતા. ઓચિંતા છાપાથી લોકોમાં નાસભાગ મચી રહી. ગભરાટમાં બનૂ ખુઝાઅહનો એક માણસ તેઓના ઘેરામાં આવી ગયો. તેને પકડી લઈને આ લોકોએ તેને કતલ કરી નાખ્યો. બીજા લોકો જાન બચાવવા પોતાની વસતિ તરફ નાસી રહ્યા હતા. આ લોકો તેઓની પૂઠે દોડયા અને તેઓને પકડી પાડીને મારવા-કાપવા લાગી ગયા.

આ તરફ કુરૈશને ખબર પડતાં તેઓએ તાબડતોડ કેટલાંક હથિયારો અને બીજી સામગ્રીની મદદ બનૂબક્રને મોકલાવી આપી. એટલું જ નહિ, રાત પડતાં કેટલાક કુરૈશીઓએ છુપી રીતે બનૂબક્ર સાથે મળીને આ ખૂનરેજીમાં ભાગ પણ લીધો [1] અને બનૂ ખુઝાઅહને મારતા-કાપતા હરમની હદ સુધી ધકેલી દીધા. બનૂ ખુઝાઅહ પોતે પણ જાનો બચાવવા હરમ તરફ ભાગી રહ્યા હતા. (કેમકે હરમની પાક ભૂમિમાં ખૂનરેજી તમામ અરબો કને મુત્લક હરામ લેખાતી હતી અને જે હરમમાં દાખલ થઈ ગયો તે સુરક્ષિત થઈ ગયો. આ કારણે બનૂ ખુઝાઅહના લોકો જાનો બચાવવા અંધાધૂંધ હરમ તરફ દોડી રહ્યા હતા.)

**હરમ કેવું અને ભગવાન કેવા ?**——————જયારે બનૂ ખુઝાઅહના લોકો હરમની પવિત્ર ભૂમિમાં પ્રવેશી ગયા તો બનૂબક્રના લોકો ત્યાં જ થંભી ગયા. તેઓએ પોતાના સરદારને કહ્યું, "હે નવફલ . આપણે તો હરમની ધરતી પર આવી ગયા. હવે તમે જાણો અને તમારો ભગવાન જાણે !"

આ સાંભળીને ગુસ્સાથી પાગલ બનેલો નવફલ બિન મુઆવિયા તડૂકી ઊઠયો, "હે લોકો ! આજે હરમ કેવું અને ભગવાન કેવા ? તમે મન મૂકીને તમારા ખૂનની-કિંમત વસૂલ કરો. ધરાઈને ખૂનીઓ પાસેથી વેર લો અને સાંભળો, તમે હરમમાં ચોરીઓ કરવાથી અચકાતા નથી તો પછી વેર લેવામાં કેમ ઢચુપચુ છો ?"

જો કે આથી પહેલાં બનૂબક્રના લોકો વેરની વસૂલાત તરીકે બનૂ ખુઝાઅહના મુનબ્બેહ નામે માણસને વતીરના ઝરણા પાસે ઘેરીને કતલ કરી ચૂકયા હતા છતાં તેઓના વેરનો અગ્નિ શમ્યો ન હતો, બલકે ઓરભી ભભૂકી ઊઠયો હતો. ખરૂં જોતાં મુનબ્બેહ એક કમજોર દિલનો બુઝદિલ માણસ હતો. કતલ વેળા તમીમ બિન અસદ નામે તેનો એક મિત્ર તેના સંગાતે હતો. ભાગદોડમાં મુનબ્બેહએ તેને કહ્યું હતું :

"તમીમ ! તું તારી જાન બચાવી લેજે. મારી ચિન્તા ના કરજે. હું તો મરી પરવારેલો માણસ છું. તેઓ મને મારી નાખે કે જીવતો છોડી દે, કશો ફરક પડવાનો નથી. મારે જીવીને શું કરવું ? બસ કૌમની કફોડી દશા જોઈને મારૂં દિલ તૂટી ગયું છે !"

છેવટે તમીમ બિન અસદ તેને છોડીને પોતાની જાન બચાવવા નાસી ગયો અને બનૂબક્રના લોકોએ મુનબ્બેહને ઘેરી લઈને કતલ કરી નાખ્યો હતો.

બનૂ ખુઝાઅહના લોકો હરમની પાક ભૂમિમાં દાખલ થતાં જ જીવ લઈને મકકહ તરફ નાઠા અને ત્યાં

૧. કુરૈશના અગ્રેસરોમાંથી ઇકરિમહ બિન અબૂ જહલ, સફવાન બિન ઉમૈયહ, સુહૈલ બિન અમ્ર વગેરે રાત્રે વેશ બદલીને બનૂબક્રની મદદે પહોંચી ગયા અને બનૂ ખુઝાઅહ પર તલવારોથી તૂટી પડયા. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૧૦) "હ"

પહોંચીને બુદૈલ બિન વરકા તથા તેના આઝાદ ગુલામ રાફિઅના ઘરોમાં આસરો લેવા ભરાઈ ગયા.

(નોટ : મરનાર મુનબ્બેહનો મિત્ર તમીમ બિન અસદ એક શાઈર ગૃહસ્થ હતો. ઈબ્ને હિશામે તેના કેટલાક શેઅરો અહીં ટાંકેલા છે જે તેણે પોતાના મિત્રને છોડીને ફરાર થવા અંગે કહ્યા છે જેમાં તેણે પોતાના ફરાર થતી વેળાનો ચિતાર દર્શાવ્યો છે. થોડાક શેઅરો અહીં રજૂ કરીએ છીએ.)

**તમીમ બિન અસદના શેઅરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : તમીમ બિન અસદે પોતાના મિત્ર મુનબ્બેહને છોડીને ફરાર થઇ જવાને લગતા શેઅરો કહયા છે આ પ્રમાણે :

**વ નશીતુ રીહલ-મવતિ મિન તિલ્કા - ઈહિમ • વ રિહિબ્તુ વકઅ મુહન-નિદિન કદાબિ.**

જ્યારે મેં તેઓ તરફથી એટલે બનૂબક્ર તરફથી મૃત્યુની ગંધ સૂંઘી લીધી તો કાપી નાખનાર હિન્દી તલવારના વારની મુજ પર દહેશત છવાઇ ગઇ——

**વ અરફ-તુ અમ-ચ-યસ્કુફૂ-હુ તૈરફૂ • લહમન લિ-મુજરિ-ચતિન વ શિલ્વ ગુરાબિ.**

અને જ્યારે મને થયું કે જે માણસ એમના હથ્થે ચઢી જશે તે બચીને જઇ શકવાનો નથી અને એ લોકો તેને કાપીને, સિંહણ તથા તેના બાળકો માટે ઉજાણીનો ખોરાક બનાવી લેશે. એવો ખોરાક કે જેનું બચેલું-ખૂચેલું બાદમાં કાગડાઓની ઉજાણી બની જશે——

**કવ્વમ્ - તુ રિજલન લા અખાફુ ઇસારહા • વ તરિહ - તુ બિલ મત્નીલ - અરાએ સિયાબી.**

તો (આ દ્રશ્યો અને દશા જોઈને) મેં મારા ટાંટિયા સીધા કરી લીધા; એવી રીતે કે ઠોકર ખાવાનો પણ મને ડર નહિ રહ્યો. પછી મેં મારાં કપડાં એજ નગ્ન ધરતી પર ફગોટી દીધાં.

**વ નજવ-તુ લા યન્જૂ નજાઇ અહ-કતુન • ઈલ્જુન અકબ્બુ મુશહ - હિરલ અકરાબિ.**

પછી ગબડી મારીને મેં મારી જાન બચાવી લીધી. જાન બચાવવા માટે જેવી ગબડી મેં મારી તેવી ગબડી તો ખાલી પેટનો જંગલી ગધેડો પણ મારી શકતો નથી.

**અલ કવમુ અઅલમુ મા તરક-તુ મુનબ્બેહન • અન તીબે નફસિન ફસઅલી અસ્હાબી.**

અમારા માણસો સારી રીતે જાણે છે કે મેં મુનબ્બેહને રાજીખુશીથી છોડયો ન હતો. જાણવું હોય તો મારા સાથીઓને પૂછી લો.

**અહરઝ બિન લુઅતના શેઅરો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂબક્ર કબીલાનો શાઈર અહરઝ બિન લુઅત દયલી આ જંગ બાબતે ગર્વ લેતાં કહે છે :

**હસબ્ના હુમ ફી દારતિલ - અબ્દે રાફિઇન • વ ઈન્દ બુદૈલિ મહબિસન્ ગયરા તાઇલિ.**

તેઓને એટલે બનૂ ખુઝાઅહના લોકોને અમે મારી-મારીને, બુદૈલ બિન વરકા તથા તેના ગુલામ રાફિઅના ઘરમાં કેદ કરીને છેક લાચાર બનાવી દીધા :

**બિ-દારિઝ - ઝલીલિલ આખિઝિદ - દીમે બઅદ મા • શફૈનન નફૂસા મિન્હુમ બિલ મનાસિલિ.**

એવા તુચ્છ અને નીચ માણસના ઘરમાં કેદ કરી દીધા જે અપમાન અને ઝુલ્મ જેવા હલકટ કૃત્યોને

હોંસે-હોંસે વેઠી લે છે. આ બધું અમે ત્યારે કર્યું જ્યારે તલવારોથી અમે અમારા દિલોની પ્યાસ બુઝાવી લીધી.

**નુઝબ-બહુહુમ ઝબ્હત તુયૂસે કઅન-નના • ઉસૂદુન તબારી ફીહિમ બિલ કવાસિલિ.**

અમે તેઓને એવી રીતે ઝબહ કરી રહ્યા હતા જેવી રીતે મેંઢાને ઝબહ કરવામાં આવે છે. જાણે કે અમે એવા સિંહો હતા જેઓ પોતાના દાંતોથી તેઓને ચીરીફાડી રહ્યા હતા.

**હુમ ઝલમૂના વઅ-તદવ ફી મસીરિહિમ • વ કાનૂ લદલ અન્સાબે અવ્વલા કાતિલિ.**

તેઓએ અમારા પર ઝુલ્મ ગુજાર્યો હતો. રસ્તામાં અમારા પર તૂટી પડયા હતા. હરમના નિશાન કરેલા પથ્થર પાસે કતલ કરવામાં તેઓના માણસે પહેલ કરી હતી.

**બુદૈલના જવાબી શેઅરો**——————અહરઝ શાઈરનો જવાબ બુદૈલ બિન અબ્દે મનાત બિન સલિમહ બિન અમ્ર બિન અજબ્બ નામે શાઈરે આ રીતે આપ્યો છે.

**તફાકદા કવમુન યફ-ખરૂન વલમ નદ્ઉ • લહુમ સૈયિદા યન્દૂ હુમ ગયર નાફિલિ.**

જે લોકો અભિમાનનું પ્રદર્શન કરી રહ્યા છે તેઓ એકબીજાને ગુમાવી બેઠા છે અને અમે નવફલ સિવાય તેઓના એક પણ સરદારને જીવતો નથી છોડયો; જે તેઓને બોલાવીને મજલિસો ગોઠવી શકે.

**અમિન ખીફતિલ-કવમિલ-ઉલા તઝ-દરૈહિમ • તુજીઝલ વતીર ખાઇફન ગયર આઇલિ.**

અમારી કૌમની એટલી ધાક છે કે, શું તમે અમારા વતીર ઝરણા પાસેથી નિર્ભય રીતે પસાર થઈ શકો છો ? અગર પસાર થશો તો ડરતા-કાંપતા પસાર થઈ શકશો અને પસાર થવા પછી જીવતા પાછા ફરવાના નથી. ત્યારે શું એવી કૌમને તમે હલકટ સમજી રહ્યા છો ?

**વ ફી કુલ્લ યવમિન નહનુ નહબૂ હિબાઅના • લ-અકલિન વલા યુહયા લના ફિલ-મઆકિલિ.**

અમે તો રોજ કોઇ ન કોઇ દિયત ચૂકવતા રહીએ છીએ. (કેમકે કોઇનું ખૂન કરીએ છીએ તો તેની કિંમત પણ ચૂકવી દઇએ છીએ) પણ આમ બનતું નથી કે અમને દિયત ચૂકવવામાં આવે ! (કેમકે અમારા માણસને કોઈ મારી શકતું નથી.)

**વ નહનુ સબહ-ના બિલ-કલાઅતિ દારિકુમ • બિ-અસ્યા-ફિના યસબિકના લવમલ-અવાઝિલિ.**

અમે બનૂ કિનાનહના કલાઅહ નામે ઝરણા પાસે પ્રભાત થતાં જ તમારા ઘરો પર તૂટી પડીએ છીએ. અમારા હાથોમાં તલવારો હોય છે જે ઠપકો આપનારી સ્ત્રીઓની લેશ પણ પરવા કરતી નથી.

**કઝબ-તુમ વ બૈતિલ્લાહિ મા ઇન કતલ-તુમ • વલાકિન તરક-ના અમ્રકુમ ફી બલાબિલિ.**

બૈતુલ્લાહના સોગંદ ! તમે જૂઠું બોલો છો.........બાબત એમ છે કે જ્યારે ય તમે અમારી સાથે આથડયા છો તો અમે તમને મુસીબતમાં નાખી દીધા છે.

**"અલ-મદદ ! યા રસૂલલ્લાહ !"**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : સારાંશ કે બનૂબક્ર અને કુરૈશે સાથે મળીને બનૂ ખુઝાઅહ પર કાળો કહેર વર્તાવી દીધો અને તેઓના ઘણા માણસોને મોતને ઘાટ ઉતારી દીધા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરેલા તે સુલેહનામાના ધજાગરા ઉડાવી દીધા જેમાં બનૂ ખુઝાઅહનો કબીલો પણ શામિલ હતો તો, બનૂ ખુઝાઅહના એક જાણીતા શાઇર જેમનું નામ અમ્ર બિન

સાલિમ ખુઝાઈ હતું, બનૂ કઅબ કબીલાના એક અગ્રેસરને સાથે લઈને મક્કહથી રવાના થયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં ધા નાખવા મદીનહ પહોંચી ગયા.[૧]

બસ એજ તે બનાવ છે જે ફત્હે-મક્કહનો સબબ બની ગયો.

બનૂ ખુઝાઅહના શાઈર અમ્ર બિન સાલિમ ખુઝાઈ પોતાના સાથી સાથે મદીનહ પહોંચ્યા તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મસ્જિદમાં પોતાના સહાબાની મજલિસમાં બિરાજમાન હતા. અમ્ર બિન સાલિમ પોતાના સાથી સાથે મસ્જિદમાં દાખલ થયા. સલામ કરીને આપની મજલિસમાં અદબથી બેસી ગયા અને પોતાની ફરિયાદ, દર્દનાક શેઅરોમાં, આપના દરબારમાં આ રીતે રજૂ કરી :

**યા રબ્બે ઈન્ની નાશિદુન મુહમ્મદન • હિલ્ફ અબીના વ અબીહિલ-અત્લદા.**

હે અમારા પાલનહાર ! હે અલ્લાહ ! હું મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અમારા બાપ અને એમના બાપ અબ્દુલ-મુત્તલિબનો જૂનો કરાર યાદ અપાવવા હાજર થયો છું. (ઈસ્લામ પહેલાં જાહિલિયતના યુગમાં બનૂ ખુઝાઅહનો કબીલો અને અબ્દુલ-મુત્તલિબનો કબીલો આપસમાં દોસ્તીના કરારોથી જોડાયેલો હતો. એજ કારણે "સુલ્હે-હુદૈબિયહ" પ્રસંગે બનૂ ખુઝાઅહના લોકો મુસલમાનોના પક્ષે જોડાઈ ગયા હતા.)

**કદ કુન્તુમ વુલ્દંવ વ કુન્ના વાલિદન • સુમ્મતા અસ્લમના ફલમ નન-ઝિઅ યદા.**

હે મુહંમદ ! અને હે આલે-મુહંમદ ! તમે બધા અમારા જ વંશમાંથી છો. અમે તમારા બાપાઓ જેવા છીએ અને તમે અમારાં સંતાનો જેવા છો. કેમકે અબ્દે મનાફની મા ખુઝાઅહ કબીલામાંથી હતી. એટલે જ તો અમે સુલ્હે-હુદૈબિયહ પ્રસંગે આપના પક્ષે જોડાઈ ગયા. અને આપની સાથે સુલેહ કરી લેવામાં અમે અમારો હાથ ખેંચી નહિ લીધો અને અમે હમેશા આપના તાબેદાર અને વફાદાર રહ્યા છીએ. માટે આશા છે કે આપ જરૂર અમારી મદદ ફરમાવશો.

**ફન્સુર હદાકલ-લાહિ નસરન અઅતદા • વદ-ઉ ઈબાદલ-લાહિ યઅતવ મદ્દદા.**

તો અલ્લાહ આપનું માર્ગદર્શન કરે ! આપ બનતી ઉતાવળે-તુરંત અમારી મદદ ફરમાવો અને અલ્લાહના બંદાઓને બોલાવો કે તેઓ અમારી કુમક માટે હાજર થઈ જાય !

**ફીહિમ રસૂલુલ - લાહિ કદ તજર - રદા • ઈન સીમા ખસ્ફન વજહુ-હૂ તરબ - બદા.**

અલ્લાહના આ બંદાઓમાં અલ્લાહના રસૂલ બિરાજમાન છે જેઓ પોતાનું આગવું, નોખું, નૂરાની અને તેજસ્વી વ્યકિતત્વ ધરાવે છે. જયારે આપને ખોટી રીતે દબાણનો નિશાનો બનાવવામાં આવે તો આપના નૂરાની ચેહરાનો રંગ બદલાઈ જાય છે. (ખોટી રીતે કે અન્યાયી રીતે કોઈ આપને દબાવી શકતું નથી. તે વેળા આપને ગુસ્સો આવી જાય છે.)

**ફી ફય-લકિન કલ બહરે યજરી મુઝબિદા • ઈન્ન કુરૈશન અખ્લફૂ - કલ - મવઈદા.**

એવા સમયે (એટલે ખોટા દબાણ કે અન્યાયને પ્રસંગે) આપ પોતાના વિરાટ સૈન્યને લઈને, ફીણો

૧. બીજી રિવારાત મુજબ બનૂ ખુઝાઅહના શાઈર અમ્ર બિન સાલિમની નેતાગીરી હેઠળ બનૂ ખુઝાઅહ કબીલાના ૪૦ સાંઢણી સવારો હતા. બધા મારતી સવારીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં ધા નાખવા મદીનહ પહોંચી ગયા હતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૧૦) "હ"

ઉછાળતા સમુદ્ર પેઠે મેદાને નીકળી આવે છે. ખરેખર કુરૈશના લોકોએ આપની સાથે સુલેહ-ભંગ કર્યો છે.

વ નકઝૂ મીસાક-કલ મુઅક - કદા • વ જઅલૂ ઇલા ફી કદાઇન રુસ-સદા.

તેઓએ પાકે પાયે થયેલું કરારનામું તોડી નાખ્યું છે અને "કદાઅ" સ્થળે લોકોને અમારા ઘાત માટે ઘાતમાં બેસાડી દીધા છે. [1]

વ ઝઅમૂ અન લસ્તુ અદ્‌ઊ અહદા • વ હુમ અઝલ્લુ વ અકલ્લુ અદ્‌દા.

લોકોને ઘાતમાં બેસાડીને તેઓએ માની લીધું કે હું મારી મદદ માટે કોઇને બોલાવી શકવાનો નથી; જ્યારે કે તેઓની ખુદની આ દશા છે કે તેઓ છેક હલકટ અને સંખ્યામાં પણ છેક ઓછા છે.

હુમ બય-યતૂના બિલ વતીરે હુજ-જદા • વ કત-તલૂના રુક-કઅન સુજ-જદા.

તેઓએ "વતીર" સ્થળે અમારા ઉપર છાપો માર્યો જ્યારે કે અમે ઊંઘમાં પડેલા હતા. અને તેઓએ અમને કતલ કર્યા રૂકૂઅ તથા સિજદાની હાલતમાં. (એટલે તેઓએ અમારી કત્લે-આમ એટલા માટે કરી કે અમે મુસલમાન બની ગયા હતા.અને કત્લે-આમ પણ બાયલાઓ પેઠે અમારી બે-ખબરીની હાલતમાં કરી.)

**રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ**————ઇબ્ને હિશામ કહે છે : ઉપરનો ત્રીજો શેઅર એક રિવાયત મુજબ આ પ્રમાણે છે : "ફન્સુર-ના હદાકલ્લાહુ નસરન ઐયદા." એટલે અલ્લાહ આપનું માર્ગદર્શન કરે, આપ અમારી એવી મદદ ફરમાવો જે નક્કર અને ઠોસ હોય.

ઈબ્ને હિશામ વધુમાં ઉમેરે છે : ઉપરનો બીજો શેઅર એક રિવાયત મુજબ આ પ્રમાણે છે : "નહનુ વલદનાક ફ-કુન્તુ વલદા." એટલે અમે આપને જણેલા છે જેથી આપ અમારી અવલાદ છો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ ખુઝાઅહના શાઇર અમ્ર બિન સાલિમની ફરિયાદના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "નુસિરતા યા અમ્રિબ્ને સાલિમિન." હે સાલિમના બેટા અમ્ર! જરૂર તમારી મદદ કરવામાં આવશે.

એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે આકાશ પર વાદળનો એક ટુકડો પ્રગટ થયો. તેને જોઇને આપે ફરમાવ્યું, "ઇન્ન હાઝિહિસ-સહાબહ લતસ-તહિલ્લ બિ-નસ્રે બની કઅબ." અર્થાતઃ આ વાદળ છે એ બનૂ કઅબની મદદનો વરસાદ વરસાવશે. (બનૂ કઅબ બનૂ ખુઝાઅહની એક શાખ.)

**બુદૈલ દરબારે-નબવીમાં**————એ પછી બનૂ ખુઝાઅહના સરદાર બુદૈલ બિન વરકા, ખુઝાઇઓની એક જમાઅત લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. તેમણે દગાબાજ દુશ્મનોને હાથે બનૂ ખુઝાઅહને કેવું-કેવું વેઠવું પડયું અને કુરૈશે પર્દામાં રહીને કઇ-કઇ રીતે બનૂબક્રની મદદ કરી તેની પ્રમાણભૂત વિગતોથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માહિતગાર કર્યા. એ પછી બુદૈલ બિન વરકા પોતાના સાથીઓ સાથે મક્કહ તરફ રવાના થઇ ગયા. [2]

---

૧. કદાઅ : મક્કહની ઊંચાણ ભૂમિએ આવેલું એક સ્થળ.

૨. હઝરત બુદૈલ બિન વરકા મુસલમાન બની ગયા હતા. પણ ફત્હે-મક્કહ પહેલાં કે તે પછી તે અંગે મતભેદ છે. વળી અમ્ર બિન સાલિમના શેઅરોથી તેમના પોતાના મુસલમાન હોવાની પણ સાબિતી મળે છે. એ બંને માનવંતા ગૃહસ્થોની ગણના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાં થાય છે. હુદૈબિયહના સુલેહનામા પછી ખુઝાઅહનો મોટો ભાગ મુસલમાન બની ગયો હતો. એક તો પાડોશી કબીલો પોતાના દુશ્મન સાથે જોડાઇ ગયો. બીજુ મુસલમાન પણ બની ગયો જેને કુરૈશના લોકો બરદાશ્ત નહિ કરી શકયા. દરિયામાં રહીને મગર સાથે વેર રાખવા જેવી વાત હતી જેથી કુરૈશે બનૂબક્ર સાથે મળીને તેઓની કત્લેઆમ ચલાવી દીધી. "હ"

**અબૂ સુફયાનના આગમનની પેશગોઈ**———બુદૈલ અને તેમના સાથીઓ મદીનહથી રવાના થયા કે એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાઓને ફરમાવ્યું:

"હે મુસલમાનો ! જાણી લો કે મક્કહથી અબૂ સુફયાન તમારી પાસે આવવાની તૈયારીમાં છે. તે સુલેહનામાને વધારે પાકું અને તેની મુદ્દતમાં વધારો કરવાની દરખાસ્ત લઈને આવી રહ્યો છે."

બુદૈલ બિન વરકા પોતાના સાથીઓ સાથે મદીનહથી નીકળીને મક્કહને રસ્તે પડી ગયા. જ્યારે એ લોકો ચાલતાં-ચાલતાં ઉસ્ફાન સ્થળે પહોંચી ગયા તો કુરૈશી સરદાર અબૂ સુફયાન બિન હર્બ મક્કહની દિશાએથી આવી રહેલો દેખાયો. તે કુરૈશનો એલચી બનીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં એવા હેતુએ જઈ રહ્યો હતો કે હુદૈબિયહનું સુલેહનામું એકદમ પાકું કરાવીને તેની મુદ્દતમાં વધારો કરાવી લેવામાં આવે. કેમકે તેઓએ જે મૂર્ખાઈ ભરેલી અવળચંડાઈ કરી હતી તેના ભયથી ફફડી રહ્યા હતા.

બુદૈલને જોતાં જ અબૂ સુફયાને પૂછયું, "કેમ ભાઈ ! કયાંથી આવી રહ્યા છો ?"

અબૂ સુફયાનનું માનવું હતું કે બુદૈલ બિન વરકા નક્કી મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળીને આવી રહ્યો છે.

બુદૈલે ઉડાવ જવાબ આપતાં કહ્યું, "બસ જરા ખીઝુની તે તરફના કાંઠે જંગલની સહેલ માણવા ગયા હતા."

"અવ મા જિઅતા મુહમ્મદન ?"શું તમે મુહંમદને મળવા નહિ ગયા હતા ?" અબૂ સુફયાને અધીરાઈથી પૂછયું.

"ના રે, નહિજી......!"બુદૈલે નકારમાં જવાબ આપીને મક્કહ તરફ હંકારી મૂકયું.

અબૂ સુફયાનને જાણવાની ચટપટી લાગી હતી. તેણે મનમાં કહ્યું, "અગર બુદૈલ મદીનહ ગયો હશે તો જરૂર તેણે પોતાના ઊંટને મદીનહની ખજૂરના ઠળિયા ખવાડયા હશે !"

જ્યારે તે બુદૈલના ઊંટની બેઠકે પહોંચ્યો તો લીંડીઓને તોડીને જોતાં તેમાંથી મદીનહની ખૂજરના ઠળિયા નીકળી આવ્યા.

મનોમન બબડયો, "કસમ ખાઈને કહું છું, બુદૈલ મુહંમદને મળીને જઈ રહ્યો છે."

**ગુજરાતી સંપાદકની નોંધ :**———અલ્લામા ઈબ્ને હિશામની કિતાબમાં અત્રે એક મહત્વના બનાવની નોંધ લેવાનું રહી ગયું છે. તે બનાવ આ છે કે અબૂ સુફયાનના મદીનહ આવવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ ખુઝાઅહના શાઈર અમ્ર બિન સાલિમના મુખે બનૂ ખુઝાઅહના દુખોની દર્દનાક દાસ્તાન સાંભળીને ફરમાવ્યું હતું, "નુસિરતા યા અમ્રિબ્ને સાલિમ !" એટલે હે સાલિમના બેટા અમ્ર! તમારી મદદ કરવામાં આવશે.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના એલચી હઝરત દમ્રહ રદિયલ્લાહુ અન્હુને ત્રણ વાતોનો સંદેશો આપીને મક્કહ મોકલ્યા હતા અને ફરમાવ્યું હતું કે એમાંની કોઈ એક વાતનો સ્વીકાર કરી લેવામાં આવે :

૧———— ખુઝાઅહના લોકોને તેઓના મકતૂલોની દિયત ચૂકવવામાં આવે !

૨———— કુરૈશના લોકો બનૂબક્રના પક્ષથી અલગ થઇ જવાની જાહેરાત કરે !

૩———— અથવા હુદૈબિયહનું કરારનામું તૂટી ગયાની જાહેરાત કરવામાં આવે !

હઝરત દમ્રહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એલચી તરીકે મક્કહ પહોંચીને આપનો આ સંદેશો કુરૈશને પહોંચાડી દીધો. કુરૈશી અગ્રેસરોના પ્રતિનિધિ તરીક કિર્તહ બિન ઉમર નામના મોવડીએ જવાબમાં હઝરત દમ્રહને કહી દીધું, ''બસ ફકત ત્રીજી વાત અમને કબૂલ છે.''

ટંગડી ખડી પેઠે આ વટભર્યો જવાબ આપી તો દીધો પણ હઝરત દમ્રહના જવા પછી કુરૈશને પોતાની ભૂલ કે બેવકૂફીનું ભાન થતાં ખુબ પસ્તાવો થયો ત્યારે તાબડતોડ તેઓએ અબૂ સુફયાનને વાટાઘાટ માટે મદીનહ દોડાવી દીધો; એવા હેતુએ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળીને સુલેહનામું પાકું કરાવી લે અને તેની મુદ્દત પણ વધારી દેવામાં આવે. (સીરતુન-નબી જિલ્દ ૧ પાનું ૫૧૦ હવાલો ઝુરકાની જિ.૨ પા. ૩૩૬) ગુજરાતી સંપાદકની નોંધ પૂરી થઇ.

**અબૂ સુફયાન મદીનહમાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઉસ્ફાનથી રવાના થઇને અબૂ સુફયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા મદીનહ પહોંચી ગયો.

મદીનહ પહોંચીને સૌથી પહેલાં તે પોતાના બેટી હઝરત ઉમ્મે હબીબહ રદિયલ્લાહુ અન્હાના ઘરે ગયો જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હતાં અને દુનિયાભરના મુસલમાનોના માનવંતા અમ્માંજી હતાં. બેટીના ઘરમાં દાખલ થઇને જેવો જ તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર બિસ્તર પર બેસવા જાય છે કે તરત બેટીએ ઝાપટ મારીને બિસ્તર લપેટી લીધો અને તેને અલગ મૂકી દીધો.[1]

સગી બેટીની આ હરકત જોઇને અબૂ સુફયાનને બહુ લાગી આવ્યું. કચવાતા દિલે પૂછયું, ''બેટી ! હું સમજી શકયો નહિ. શું બિસ્તર તમારા બાપથી બેહતર છે કે તમારો બાપ બિસ્તરને લાયક નથી ? તમે એને મુજથી બચાવવા લપેટી કેમ લીધો?''

હઝરત ઉમ્મે હબીબહ બોલ્યાં, ''અબ્બાજાન! વાત એમ છે કે એ અલ્લાહના પયગમ્બરનો બિસ્તર છે અને તમે એક મુશરિક માણસ છો. મુશરિક નજિસ હોય છે જેથી મારૂં મન માન્યું નહિ કે તમારા જેવો મુશરિક અલ્લાહના પયગમ્બરના બિસ્તર પર બેસી જાય ! ''[2]

અબૂ સુફયાન નારાજીથી બોલ્યો, ''બેટી ! અલ્લાહના સોગંદ, મુજથી અલગ થવા પછી તું બંડખોર બની ગઇ છે.''

**અબૂ સુફયાનની હાલહવાલી**————બેટીના ઘરમાંથી નીકળીને અબૂ સુફયાન રસૂલુલ્લાહ

---

**૧.** હઝરત ઉમ્મે હબીબહ (રદિયલ્લાહુ અન્હા)ના પહેલા નિકાહ ઉબૈદુલ્લાહ બિન જહશ સાથે થયા હતા જે હિજરત કરીને હબશહ જવા પછી ખ્રિસ્તી બની ગયો હતો અને ખ્રિસ્તી તરીકે જ હબશહમાં મરી ગયો હતો. તેના મરણ પછી હબશહના બાદશાહ હઝરત નજાશીએ હઝરત ઉમ્મે હબીબહના નિકાહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કરાવ્યા હતા. અને નિકાહની મહર બાદશાહે પોતે આપી હતી. ''હ''

**૨.** એક અલ્લાહ સાથે બીજા ભગવાનોને ભાગીદાર બનાવનાર અને દેવી દેવતાઓની મૂર્તિઓની પૂજા કરનારને મુશરિક કહે છે. કુર્આને-કરીમના આદેશ મુજબ મુશરિક બદની રીતે નહિ, રૂહાની રીતે નજિસ એટલે નાપાક હોય છે. કુર્આનમાં છે : ''ઇન્નમલ - મુશરિકૂન નજસુન.'' ''હ''

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો અને સુલેહનામા અંગે આપની સાથે વાતચીત કરવાની ઇચ્છા વ્યક્ત કરી પણ આપે તેને કોઇ જવાબ નહિ આપ્યો.તેની દરેક વાતના જવાબમાં આપ ખામોશ રહ્યા. ત્યારે અહીંથી નિરાશ થઇને તે હઝરત અબૂબક્ર સિદ્દીકની સેવામાં ગયો અને વાતચીતનો આરંભ કરતાં બોલ્યો, ''હે અબૂબક્ર ! મહેરબાની કરીને મારી સાથે આવો અને મારી તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતચીત કરવાની ભલામણ કરો.''

હઝરત અબૂબક્રે ફરમાવ્યું, ''જુઓ અબૂ સુફયાન ! એ કામ મારાથી નહિ બને.''

અહીંથી નિરાશ થઇને અબૂ સુફયાન હઝરત ઉમર બિન ખત્તાબ પાસે ગયો અને આ સિલસિલામાં તેમને ભલામણ કરવાની દરખાસ્ત કરી. જવાબમાં હઝરત ઉમરે ફરમાવ્યું, ''ભલા તમારી તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હું ભલામણ કરૂં ? સાંભળી લો, મને જરા જેટલી સત્તા પણ મળી જાય તો તેનો ઉપયોગ હું તમારી જડ ખોદવામાં કરીશ.''

અહીંથી નિરાશ થઇને અબૂ સુફયાન હઝરત અલી પાસે તેમના ઘરે પહોંચી ગયો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલાં બેટી હઝરત ફાતિમહ પણ ત્યાં હાજર હતાં અને હઝરત ફાતિમહ પાસે તેમના ફરઝંદ હઝરત હસન બિન અલી પણ બેઠેલા હતા જેઓ હજુ બાળક હતા.

અબૂ સુફયાને કહ્યું, ''હે અલી ! અહીંના બધા લોકોમાં તમે જ મુજ પર સૌથી વધારે મહેરબાન લાગો છો. હું અત્યારે એક જરૂરી કામ અંગે અહીં આવેલો છું અને નિરાશ થઇને અહીંથી પાછો જવા માગતો નથી. આપ મહેરબાની કરીને મારી તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફક્ત ભલામણ કરી દો.''

હઝરત અલીએ ફરમાવ્યું, ''અબૂ સુફયાન ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક ચોક્કસ વાતનો પાકો નિર્ણય કરી લીધો છે. મારી શી મજાલ કે હું તેમને કંઇ ભલામણ કરી શકું ? અને તે પણ તમારી તરફથી ?''

હવે અબૂ સુફયાને આશા ભરેલી નજરે હઝરત ફાતિમહ તરફ જોતાં કહ્યું, ''અય મુહંમદની બેટી ! તમે તમારા આ મઅસૂમ બાળકને કહો કે વચ્ચે પડીને બંને પક્ષોમાં સુલેહશાંતિ કરાવી દે. જો આમ થાય તો એનું નામ અરબના સરદાર તરીકે કાયમ માટે અમર થઇ જાય !''

હઝરત ફાતિમહએ જવાબ આપ્યો, ''અરે કાકાજી ! એ તો હજુ અણસમજ બાળક છે. આવી વાતોમાં એ શું સમજે ? ખરૂં કહું તો અત્યારે સુલેહશાંતિ કરાવી શકે તેવું કોઇ નથી.''

અબૂ સુફયાન બોલ્યો, ''મને લાગે છે કે અમારૂં કામ એકદમ ગુંચવાઇ ગયું છે. હે અલી ! તમે જ અમારૂં ભલું થાય તેવી કોઇ સલાહ આપો કે મારે હવે શું કરવું ?''

**હઝરત અલીની સલાહ**————હઝરત અલીએ ફરમાવ્યું, ''હે અબૂ સુફયાન ! અલ્લાહના સમ, હાલના સંજોગોમાં તમને લાભ થાય તેવી કોઇ વાત હું કહી શકું એમ નથી. હા જુઓ, તમે બનૂ કિનાનહના સરદાર છો. સરદાર પાસે સત્તા હોય છે. માટે તમે મદીનહના મુસલમાનોમાં જઇને જાહેરાત પોકારી દો કે, ''હે મુસલમાનો ! મેં સરદાર હોવાની હૈસિયતે હુદૈબિયહના સુલેહનામાની મુદ્દત લંબાવી દીધી છે !'' બસ આટલી જાહેરાત પોકારીને હંકારી મૂકો મક્કહ તરફ.''

અબૂ સુફયાને પૂછ્યું, "અલી ! શું તમારૂં માનવું છે કે આ જાહેરાતથી અમને કોઇ લાભ થશે?"

હઝરત અલીએ ફરમાવ્યું, "નહિ અલ્લાહના સોગંદ, મારૂં એવું માનવું નથી. પણ એ સિવાય બીજો કોઇ રસ્તો પણ ક્યાં છે ?"

આ સાંભળીને અબૂ સુફયાન સીધો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં પહોંચી ગયો અને ત્યાં ઊભા થઇને તેણે બુલંદ અવાજે જાહેરાત પોકારી :

"હે લોકો ! હું હુદૈબિયહના સુલેહનામાની તજદીદ માટે અહીં આવ્યો હતો. હવે હું તમારા સૌની સામે એ સુલેહનામાની મુદ્દત લંબાવી દઉં છું !"

હઝરત અલીની સલાહ મુજબ આ જાહેરાત પોકારીને અબૂ સુફયાન ઊંટ પર સવાર થયો અને ઊંટને તેણે મક્કહ તરફ હંકારી મૂક્યું.

**કુરૈશની મૂંઝવણ**————અબૂ સુફયાન જ્યારે મક્કહ પહોંચ્યો તો કુરૈશે તેને જોતાં જ પૂછ્યું, "અબૂ સુફયાન ! કહો શું સમાચાર લાવ્યા ?"

"સમાચાર સારા નથી." અબૂ સુફયાન બોલ્યો, "હું મુહંમદ પાસે ગયો પણ વલ્લાહ મારી કોઇ વાતનો તેમણે જવાબ નહિ આપ્યો. પછી હું કુહાફહના પુત્ર અબૂબકને મળ્યો પરંતુ તેમનામાં પણ મને કોઇ ભલીવાર દેખાઇ નહિ. પછી ખત્તાબના બેટા ઉમર પાસે ગયો તો તેને તો મેં કટ્ટર દુશ્મન જેવો જોયો. એ પછી હું અલી પાસે પહોંચ્યો. તેને મેં બીજા લોકો કરતાં નરમ દિલનો જોયો. તેણે મને જે સલાહ આપી તે મુજબ મેં અમલ કર્યો. પણ તેની સલાહથી આપણને કોઇ લાભ થશે કે કેમ તે હું કહી શકતો નથી."

"તો અલીએ તમને શું સલાહ આપી ?" કુરૈશે પૂછ્યું.

"અલીએ મને સલાહ આપી કે લોકોના ટોળાંમાં જઇને એલાન કરી દો કે, હે લોકો ! મેં હુદૈબિયહના સુલેહનામાની મુદ્દત લંબાવી દીધી છે. આ સલાહ મુજબ મેં મસ્જિદમાં જઇને લોકોની સામે એજ એલાન કરી દીધું."

"વારૂ તો મુહંમદ અને તેમના સાથીઓએ આ એલાન મંજૂર રાખ્યું કે નહિ ?" કુરૈશે અધીરાઇથી પૂછ્યું.

અબૂ સુફયાને નકારમાં જવાબ આપ્યો એટલે એલાન કબૂલ રાખ્યું કે નહિ તેની મને ખબર નથી. આ જવાબ સાંભળીને કુરૈશે પોતાનું કપાળ પીટી લીધું. બોલી ઊઠયા, "તારૂં નખ્ખોદ જાય અબૂ સુફયાન ! વલ્લાહ, અલીએ તારી સાથે બાળક જેવી રમત કરી અને તે આબાદ તને બનાવી ગયો. તું જે એલાન કરીને આવ્યો તેનો કોઇ નતીજો નીકળવાનો નથી.

અબૂ સુફયાન બોલ્યો, "શું કરૂં, અલ્લાહના સોગંદ, એ સિવાય બીજી કોઇ વાત મારી સમજમાં નહિ આવી."

---

# પ્રકરણ ૧૩૭

# ફત્હે - મક્કહ મુકર્રમહ

ફત્હે-મક્કહ માટેની તૈયારી • હઝરત હસ્સાનના શેઅરો • હઝરત હાતિબનો છુપો કાગળ • છુપા કાગળ સાથે સ્ત્રીની ધરપકડ • છુપો કાગળ લખવાની કબૂલાત • ઈસ્લામી લશ્કર મક્કહ તરફ • મર્રુઝ-ઝહરાનમાં લશ્કરનો પડાવ • હઝરત અબ્બાસની હિજરત • મક્કહના બે ગૃહસ્થો દરબારે-નબવીમાં • હઝરત ઈબ્ને હારિસના શેઅરો • કુરૈશના સેનાપતિનો બાકીનો કિસ્સો • અબૂ સુફયાન દરબારે-નબવીમાં • અબૂ સુફયાન અને હઝરત ઉમર • અબૂ સુફયાન ઈસ્લામના ચરણોમાં • અબૂ સુફયાનનું બહુમાન • ઈસ્લામી લશ્કરની શાનદાર સવારી • જૈશે-ખદરાઅનો દબદબો • હઝરત સઅદની ધમકી • અબૂ સુફયાનની મક્કહ વાપસી • ફત્હે-મક્કહની મગરૂરી નહિ, નમ્રતા • અબૂ કુહાફહનો ઈસ્લામ સ્વીકાર • ઈસ્લામી લશ્કરનો મક્કહ પ્રવેશ • મક્કહના ગુંડાઓનું તોફાન • બહાદુરીના બણગા ફૂંકનારો યુવક • હઝરત ખાલિદ સાથે ઝપાઝપી • બહાદુર યુવકની બુઝદિલી • ઈસ્લામી લશ્કરનો શિઆર.

**ફત્હે-મક્કહ માટેની તૈયારી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોને સફર માટેની તૈયારી કરવાનો હુકમ ફરમાવ્યો અને પોતાના ઘરવાળાઓને ફરમાવ્યું કે તેઓ આપના પ્રવાસ માટેનો સામાન પણ તૈયાર કરે.

એજ દરમિયાન હઝરત અબૂબક્ર સિદ્દીક પોતાના બેટી હઝરત આઈશહના ઘરે પધાર્યા. જોયું તો એમના બેટી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સફરના સામાનની તૈયારીમાં લાગેલાં છે. પૂછ્યું, ''બેટી! શું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમને સફરના સામાનની તૈયારીનો હુકમ ફરમાવ્યો છે ?''

બેટીએ જવાબ આપ્યો, ''જી હા અબ્બાજાન ! આપ પોતે પણ તૈયારી કરો.''

પૂછ્યું, ''બેટી ! તમારૂં શું માનવું છે ? રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કયાંનો ઈરાદો છે?''

''વલ્લાહ અબ્બાજાન ! મને ખબર નથી.''બેટીએ જવાબ આપ્યો.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોમાં આમ એલાન કરાવી દીધું કે, મક્કહ જવાનો ઈરાદો છે અને સાથે હુકમ ફરમાવ્યો કે, જેમ બને તેમ જલદી તૈયારી કરો અને સાથે જ દુઆ રૂપે બારગાહે-ઈલાહીમાં અરજ કરી :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ ખુઝિલ-ઉયૂન. | હે અલ્લાહ ! પકડી લે આંખોને ! |
| વલ-અખ્બાર અન કુરૈશિન. | અને પકડી લે સમાચારને કુરૈશથી ! |
| હત્તા નબ્ગતૂહા | ત્યાં સુધી કે અમે અચાનક ચઢાઇ કરીએ, |
| ફી બિલાદિહી. | તેઓના શહેર પર. [૧] |

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ સાંભળતાં જ મુસલમાનોએ તૈયારી કરી લીધી.

**હઝરત હસ્સાનના શેઅરો**————હવે હઝરત હસ્સાન બિન સાબિતે એક જુસ્સા પ્રેરક કાવ્ય રચ્યું જેમાં મુસલમાનોને ઉત્સાહભેર તૈયારી કરવાનું આહ્‌વાન હતું અને બનૂ ખુઝાઅહ પર તૂટી પડેલી મુસીબતનું બયાન હતું :

**અનાની વલમ અશહદુ બિ બત્હાએ મક્કતિન • રિજાલુ બની કઅબિન તુહઝ-ઝુ રિકાબુહા.**

સર્જાયેલી એ ઘટનાએ મને અપાર તકલીફ પહોંચાડી——જો કે એ ઘટના વેળા હું મક્કહની ભૂમિમાં હાજર ન હતો ——જેમાં બનૂ કઅબ અને બનૂ ખુઝાઅહના નિર્દોષ માણસોની ખૂબ ગરદનો કાપવામાં આવી.

**બિ - અયદી રિજાલિન લમ યસુલ્લૂ સુયૂફ હુમ • વ કત્લા કસીરુન લમ તુજન્ન સિયાબુહા.**

તેઓની ગરદનો એવા લોકોને હાથે કાપવામાં આવી જેઓએ ખુલ્લમ-ખુલ્લા પોતાની તલવારોને મિયાનમાંથી નહિ કાઢી હતી. બલકે ચોરીછુપીથી ખૂનરેઝીમાં ભાગ લીધો હતો. અને ઘણા કતલ થનારાઓને કપડાઓમાં ઢાંકેલા ન હતા. (કફન-દફન વગરના ઉઘાડા પડી રહેવા દીધા હતા.)

**અલા લૈત શેઅરી હલ તનાલન્ન નુસ્રતી • સુહૈલબ્ન અમ્રિન વખ્ઝુહા વ ઇકાબુહા.**

કાશ ! કોઇ મને જાણ કરત કે સુહૈલ બિન અમ્ર વિરૂધ્ધ મારી નાની-મોટી મદદ પહોંચવા પામી કે નહિ ? [૨]

**વ સફવાનુ અવદુન હન્ન મિન શુફરે ઇસતિહી • ફ હાઝા અવાનુલ-હર્બિ શુદ્દા ઇસાબુહા.**

અને સફવાન બિન ઉમૈયહ એક ડોબા ઊંટ જેવો છે જે પોતાના સાથળના તીણા અવાજથી રડતો રહે છે. બસ હવે જંગનો સમય આવી લાગ્યો છે.

**ફલા તઅ-મનન્ના યબ્ન ઉમ્મ મુજા-લિદિન • ઇઝહ - તુલિબત સિરફન વઅસલ નાબુહા.**

હે મુજાલિદની મા ના બેટા ! એટલે ઇકરિમહ બિન અબૂજહલ ! હવે તું અમારાથી સલામત રહી શકવાનો નથી; જ્યારે કે યુધ્ધના આંચળોમાંથી શુધ્ધ દૂધ દોહવામાં આવશે. તેને ચાવી-ચાવીને તારા દાંતો વાંકા વળી જશે.

**વલા તજ-ઝઊ મિન્ના ફ ઇન્ના સુયૂફના • લહા વક-અતુન બિલ-મવતે યુફ-તહુ બાબુહા.**

---

૧. એટલે ન કુરૈશની આંખો અમારી તૈયારીઓ જોઇ શકે ન કુરૈશને અમારી તૈયારીની ખબર પડવા પામે. હે અલ્લાહ ! મુસલમાનો સિવાય આ છુપી તૈયારીની કોઇને જાણ નહિ થવા દેજે ! ''હ''

૨. સુહૈલ બિન અમ્ર : હુદૈબિયહમાં કુરૈશનો પ્રતિનિધિ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મળીને સુલેહનામું તૈયાર કરનાર અને આપની પયગમ્બરીનો ઇન્કાર કરનાર મક્કહનો પંકાયેલો મહાન શાઇર અને આગઝરતાં ભાષણો કરનાર પ્રવકતા. ''હ''

અને હવે અમારાથી ગભરાયને નાસવાની કોશિશ ના કરજે. હવે તો અમારી તલવારો એવો તરખાટ મચાવશે જેનાથી મોતનો દરવાજો ઊઘડીને રહેશે.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત હસ્સાન બિન સાબિતે બીજા શેઅરની પહેલી કડીમાં ''બિ-અયદી રિજાલિન'' થી એવા કુરૈશી અગ્રેસરો તરફ ઇશારો કર્યો છે જેઓએ છુપી રીતે બનૂબક્ર સાથે મળીને બનૂ ખુઝાઅહની કત્લેઆમ ચલાવી હતી અને છેલ્લા શેઅરમાં ''ઇબ્ને ઉમ્મે મુજાલિદ''થી અબૂ જહલનો બેટો ઇકરિમહ છે.

**હઝરત હાતિબનો છુપો કાગળ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે ઉર્વહ બિન ઝુબૈર તેમ ઉમ્મતના વિદ્વાન આલિમોની આ રિવાયત કહી સંભળાવી કે :

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનોએ મક્કહ જવાની તૈયારી કરવા માંડી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી, જેમનું નામ હાતિબ બિન અબી બલ-તઅહ હતું, તેમાણે મક્કહના કુરૈશને નામે એક છુપો કાગળ લખ્યો જેમાં તેમણે કુરૈશને ખબરદાર કર્યા હતા કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ પર ચઢાઇ કરવાનો સંકલ્પ કરી લીધો છે.

આ કાગળ લખીને હઝરત હાતિબે એક ચંચળ અને ચબરાક સ્ત્રીને આપ્યો. મુહંમદ બિન જઅફરના કથન મુજબ આ ચાલાક સ્ત્રી મુઝૈનહ નામે કબીલામાંથી હતી. બીજો મત એવો છે કે એ સ્ત્રીનું નામ સાર્રહ હતું જે બનૂ મુત્તલિબ ખાનદાનના કોઇ માણસની લોંડી હતી.

સારાંશ કે હઝરત હાતિબે છુપો કાગળ લખીને ખાનગીમાં એ સ્ત્રીને આપતાં કહ્યું, ''જો આ કાગળ તું કુરૈશને પહોંચાડી દેશે તો તને આટલું મહેનતાણું આપવામાં આવશે.''

સ્ત્રી માની ગઇ અને આ ખાનગી કાગળ તેણે પોતાના માથાના અંબોડાના ગુચ્છામાં સંતાડી દીધો અને ઉપરથી ગૂંથેલો અંબોડો વાળી લીધો અને સાવચેતીથી મદીનહથી નીકળીને મક્કહ તરફ ઊપડી ગઇ.

બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહ તઆલા તરફથી વહી મારફતે હઝરત હાતિબ બિન અબી બલ-તઅહની આ ગુપ્ત કાર્યવાઇની બાતમી મળી ગઇ. આપે તુરંત હઝરત અલી અને હઝરત ઝુબૈર બિન અવ્વામને સ્ત્રીની પૂઠે દોડાવી દેતાં ફરમાવ્યું ''એ સ્ત્રીને ઝડપી લઇને તેની ઝડતી લો. એ હાતિબનો કાગળ લઇને મક્કહ જઇ રહી છે જેમાં હાતિબે કુરૈશને આપણા ગુપ્ત નિર્ણયની બાતમી આપેલી છે.''

**છુપા કાગળ સાથે સ્ત્રીની ધરપકડ**——————બંને ગૃહસ્થો મારતી સવારીએ ઊપડયા અને છેવટે ''ખલીકએ-બની અબી અહમદ'' નામે સ્થળે [1] એ સ્ત્રીને પકડી પાડી. તેઓએ તેને ઊંટ પરથી ઉતારીને કાઠીના સામાનની તલાશી લીધી પણ તેમાંથી વાંધાજનક કશું મળ્યું નહિ. હઝરત અલીએ તેને ફરમાવ્યું, ''હે સ્ત્રી ! હું અલ્લાહના સોગંદ ખાઇને કહું છું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળેલા સમાચાર ગલત હોય શકતા નથી અને ન અમને આપેલી બાતમી ખોટી હોય શકે છે. યા તો કાગળ કાઢીને અમારે હવાલે કરી દે યા તને નિઃવસ્ત્ર કરીને તારી તલાશી લઇએ ?''

---

૧. મદીનહથી ૧૨ માઇલના અંતરે આવેલા એક સ્થળનું નામ. કેટલાકે ખલીકહને બદલે ખલૈકહ લખેલું છે. (ઇબ્ને હિશામનો હાશિયો જિ.૨ પા. ૪૭૧)

આ આક્રોશભરી ધમકી સાંભળીને સ્ત્રી થથરી ઊઠી પછી બોલી, "વારૂ એક તરફ હટી જાવ."

હઝરત અલી પોતાના સાથી સાથે એક તરફ હટી ગયા. સ્ત્રીએ પોતાનો ગૂંથેલો અંબોડો છોડયો. તેમાંથી કાગળ કાઢ્યો અને હઝરત અલીને હવાલે કરી દીધો. બંને ગૃહસ્થો કાગળ લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયા.

**છુપો કાગળ લખવાની કબૂલાત**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત હાતિબ બિન અબી બલ-તઅહને બોલાવીને પૂછયું, "યા હાતિબ ! મા હમલક અલા હાઝા ?"એટલે હે હાતિબ ! આ હરકતનું કારણ શું ? અથવા કઈ વસ્તુએ તમને આ કૃત્ય માટેની પ્રેરણા આપી ?

હઝરત હાતિબે બા-અદબ જવાબ આપ્યો, "યા રસૂલલ્લાહ ! સાંભળો, અલ્લાહના સોગંદ ! હું અલ્લાહ અને તેના રસૂલ પર નક્કર ઈમાન ધરાવું છું. હું એક સાચો મુસલમાન છું. મારા વિચારો બિલકુલ શુધ્ધ છે. મારા ઈમાનમાં કોઈ પરિવર્તન થયું નથી. પણ હું એક એવો આદમી છું જેનું મક્કહમાં કોઈ જ નથી. ત્યાં મારો ન કોઈ કબીલો છે ન ખાનદાન છે. ન નસલ છે ન અસલ છે. મક્કહમાં મારાં બાલબચ્ચાં, મારા ઘરવાળાં કુરૈશના લોકોમાં છેક નિરાધાર હાલતમાં વસેલાં છે. તેઓની ખબર અંતર લેનારૂં ત્યાં કોઈ નથી. આ કારણે કુરૈશની હમદર્દી કે સહાનુભૂતિ મેળવવાના હેતુએ મેં આ હરકત કરી છે કે જેથી મારાં બાલબચ્ચાં તેઓમાં સલામત રહી શકે." [૧]

હઝરત ઉમરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મને પરવાનગી આપો તો હું એની ગરદન ઉડાવી દઉં. આ માણસે મુનાફિકપણું જાહેર કર્યું છે."

આપે ફરમાવ્યું, "ઉમર ! તમને શું ખબર, શાયદ અલ્લાહ તઆલાની કૃપાની નજર એવા લોકો પર હોય જેઓ બદ્રની લડાઈમાં હાજર હતા. અલ્લાહ તઆલાએ અહલે-બદ્ર માટે ફરમાવી દીધું છે : "એઅમલૂ મા શિઅતુમ ફકદ વજબત લકુમુલ-જન્નહ" એટલે તમારી મરજીમાં આવે તેમ કરો. તમારા માટે જન્નત વાજિબ કરી દેવામાં આવી છે. [૨]

અલ્લાહ તઆલાએ હઝરત હાતિબ બિન અબી બલ-તઅહ માટે આ આયતો કુર્આનમાં નાઝિલ ફરમાવી: "યા ઐયુહલ-લઝીન આમનૂ લા તત-તખિઝૂ અદુવ્વી વ અદુવ્વ-કુમ અવલિયાઅ......"

> "હે મુસલમાનો ! તમે મારા દુશ્મનને અને તમારા દુશ્મનોને દોસ્ત ન બનાવો. તેઓને તમે દોસ્તીનો સંદેશો મોકલાવો છો અને તેઓ તમારી પાસે આવેલા સાચા ધર્મનો ઈન્કાર કરે છે." [3]

**ઈસ્લામી લશ્કર મક્કહ તરફ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરીએ ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહ બિન મસઊદના વાસ્તાથી હઝરત અબ્દુલ્લાહ

૧. એટલે મેં કુરૈશ ઉપર ઉપકાર કરવાના હેતુએ આ કાગળ લખ્યો હતો જેથી સંકટ સમયે તેઓ મારાં બાલબચ્ચાંની સંભાળ રાખે. "હ"

૨. એટલે જેટલા સહાબાએ જંગે-બદ્રમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ભાગ લીધો હતો. એ બધાને અલ્લાહ તઆલાએ બખ્શી દીધા છે અને દુનિયામાં જ તેઓને જન્નતી હોવાની બશારત મળી ગઈ છે. હઝરત હાતિબ પણ અહલે-બદ્રમાંથી હતા. એ મુનાફિક કેવી રીતે હોય શકે ?"હ"

3. સુરએ-મુમ - તહિનહ પારહ ૨૮ આયત ૧ થી ૬. ઇબ્ને હિશામમાં પૂરી ૬ આયતો દર્શાવેલી છે. "હ"

બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસલમાનોનું લશ્કર લઈને મક્કહની સફરે રવાના થઈ ગયા. મદીનહમાં આપે પોતાના જા-નશીન એટલે ગર્વનર તરીકે હઝરત અબૂ રુહમ કુલસૂમ બિન હુસૈન બિન ઉત્બહ બિન ખ્લફ રદિયલ્લાહુ અન્હુની નિમણૂક કરી.

મદીનહથી આપની રવાનગી સન ૮ હિજરીના રમઝાનની ૧૦ તારીખે થવા પામી. [૧] રમઝાનનો મુબારક મહિનો હોવાથી આપે અને તમામ મુસલમાનોએ રોઝો રાખ્યો હતો. જ્યારે આપ ઉસ્ફાન અને અમજ વચ્ચે આવેલા કુદૈદ સ્થળે પહોંચ્યા તો રોઝો ઇફતાર કરી લીધો. [૨]

**મર્રુઝ-ઝહરાનમાં લશ્કરનો પડાવ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : કુદૈદથી કૂચ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોના ૧૦ હજારના લશ્કર સાથે "મર્રુઝ-ઝહરાન" સ્થળે પહોંચીને તંબૂઓમાં પડાવ નાખી દીધો. [3] ઈસ્લામી લશ્કરમાં સુલૈમ કબીલાના ૭૦૦ માણસો, એક રિવાયત મુજબ એક હજાર માણસો હતા. મુઝૈનહ કબીલાના એક હજાર માણસો હતા. મદીનહ અને આજુબાજુના વિસ્તારમાં વસનારા બધા જ કબીલાના લોકો એમાં શામિલ હતા. અને લશ્કરના દસેદસ હજાર મુજાહિદો બધા જ મુસલમાન હતા. (સંધિ કે સુલેહના કરારોથી જોડાયેલો એક પણ બિનમુસ્લિમ એમાં શામિલ ન હતો.) મુહાજિરીન અને અન્સારનો તો દરેકે-દરેક માણસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં હાજર હતો. એમાંનો એક પણ માણસ ગેરહાજર કે પાછળ રહેવા પામ્યો ન હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામી લશ્કર સાથે "મર્રુઝ-ઝહરાન"માં પધારીને પડાવ નાખ્યો ત્યાં સુધીમાં કુરૈશના લોકો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની લશ્કરી હિલચાલથી તદ્દન બેખબર હતા. કુરૈશની કલ્પનામાં પણ ન હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહની ભાગોળે પધારી ચૂકયા છે અને આપની સાથે ૧૦ હજારનું લશ્કર પણ છે. આમ છતાં સુલેહનામાના ભંગ પછી તેઓને ખટકો તો લાગેલો જ હતો કે કયારે શું બની જાય તે કહેવાય નહિ.

એજ રાતોમાં એક રાતે અબૂ સુફયાન બિન હર્બ, હકીમ બિન હિઝામ અને બુદૈલ બિન વરકા આ ત્રણ ગૃહસ્થો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિલચાલની તપાસ અર્થે મક્કહથી રાતના અંધારાંમાં નીકળ્યા કે, કદાચ કંઈ બાતમી મળી આવે અથવા કોઈના મુખે કંઈ અવનવું જાણવાનું મળે.

**હઝરત અબ્બાસની હિજરત**————એજ દિવસોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ પોતાના બાલબચ્ચાંઓ સાથે મક્કહથી નીકળીને રસ્તામાં કોઈ સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા.

ઈબ્ને હિશામ કહે છે : અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ મક્કહથી સહકુટુંબ હિજરત કરીને મદીનહ

---

૧. ૧૦ રમઝાન સન ૮ હિજરી. મુતાબિક : ૧ જાન્યુઆરી ઈસ્વી સન ૬૩૦ સોમવાર.

૨. સહીહ બુખારીમાં છે કે કુદૈદ સ્થળે પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પાણી માગ્યું અને બધા મુસલમાનોના દેખતાં પાણી પીને રોઝો ખોલી નાખ્યો. આપને જોઇને બધા મુસલમાનોએ પણ રોઝો ઇફતાર કરી લીધો. કુદૈદ સ્થળ મક્કહથી ૭૨ માઇલના અંતરે આવેલું છે. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૧૬) "૬"

3. મર્રુઝ-ઝહરાનને આજકાલ વાદીએ-ફાતિમહ કહે છે. (અસિહ-હુસ-સિયર પા. ૨૭૧)

જતા હતા. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઈસ્લામી લશ્કર સાથે હુજફહ મુકામે બિરાજેલા હતા. અહીં જ અબ્બાસ પોતાના બાલબચ્ચાં સાથે આપની તહેનાતમાં હાજર થયા. તેઓ હમણા સુધી મક્કહમાં રહીને ખાનએ-કઅબહના વહીવટીતંત્રનું "સિકાયહ"નું ખાતું સંભાળતા હતા. એટલે હાજીઓને પાણી પીવાડવાના ખાતાંના ઓહદે બિરાજમાન હતા. મુહંમદ ઈબ્ને શિહાબ ઝુહરીના કથન મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એમનાથી બહુ ખુશ અને સંતુષ્ટ હતા. [૧]

**મક્કહના બે ગૃહસ્થો દરબારે-નબવીમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે મક્કહ અને મદીનહ વચ્ચે આવેલા "નીકે-ઉકાબ"સ્થળે થોભેલા હતા ત્યાં મક્કહના આપના બે કુટુંબી ગૃહસ્થો આપની તહેનાતમાં હાજર થયા. એમાંના એક કુટુંબી ગૃહસ્થનું નામ અબૂ સુફયાન બિન હારિસ બિન અબ્દુલ-મુત્તલિબ હતું. અને બીજા ગૃહસ્થનું નામ અબ્દુલ્લાહ બિન અબૂ ઉમૈયહ બિન મુગીરહ હતું.

બંને ગૃહસ્થોએ અહીં હાજર થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તંબૂમાં હાજર થવાની પરવાનગી માગી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમોમાંથી હઝરત ઉમ્મે-સલમહ અને હઝરત મયમૂનહ મક્કહના આ પ્રવાસમાં આપના સંગાથે હતાં. એમને આવેલા જોઈને હઝરત ઉમ્મે-સલમહ આપની સેવામાં આવ્યાં અને બંને ગૃહસ્થોને તંબૂમાં આવવા દેવાની ભલામણ કરતાં બોલ્યાં, "યા રસૂલલ્લાહ! એક આપનો કાકાભાઈ છે અને બીજો આપનો ફોઈભાઈ છે. બંને બહાર ઊભેલા છે અને આપની તહેનાતમાં હાજર થવાની પરવાનગી માગે છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નારાજીથી ફરમાવ્યું, "મારે એમને મળવાની કોઈ જરૂર નથી. મારો કાકાભાઈ તે માણસ છે જેણે મક્કહમાં મારી સાથે નાહક ઝગડો કર્યો, મને ખૂબ પજવ્યો, મારૂં અપમાન કરવામાં કોઈ કસર નહિ રાખી. રહી ગયો મારો ફોઈભાઈ જે મારો સાળો પણ થાય છે, એણે મક્કહમાં મારી વગોવણી કરીને મને ખૂબ ત્રાસ આપ્યો અને મારી વિરૂધ્ધ એવી-એવી વાતો વહેતી કરી જે કોઈ રીતે એને છાજતી ન હતી."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ નારાજીભર્યો જવાબ સાંભળીને બંને ગૃહસ્થો સમસમી રહ્યા. અબૂ સુફયાન સાથે એનો સગીર વયનો છોકરો પણ હતો. છોકરાનો હાથ ઝાલી લેતાં તે બોલી ઊઠયો:

> "અલ્લાહના સોગંદ ! યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મને હાજર થવાની પરવાનગી આપે કાં આ છોકરાને લઈને હું જંગલમાં નીકળી જઈશ. પછી ત્યાં જ અમે બાપ-બેટા ભૂખ્યા તરસ્યા તરફડિયાં મારીને મરી જઈશું !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો જગતભરના લોકો માટે દયાના સાગર બનીને પધારેલા હતા. અબૂ સુફયાનની આ વાત સાંભળીને આપનું દિલ દ્રવી ઊઠયું. રહમતનો દરિયો જોશમાં આવી ગયો.

૧. હઝરત અબ્બાસ મુદ્દતથી બાલબચ્ચાં સાથે મુસલમાન બની ગયા હતા પણ કુરૈશને એમના ઈસ્લામની ખબર ન હતી. રસ્તામાં હુજફહ મુકામે મુલાકાત થતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબ્બાસને પોતાની પાસે રોકી લીધા અને ફરમાવ્યું, "અબ્બાસ! તમારી હિજરત છેલ્લી હિજરત છે જેવી રીતે મારી પયગમ્બરી છેલ્લી પયગમ્બરી છે." હઝરત અબ્બાસ આજ સુધી આપના જ હુકમથી મક્કહમાં થોભેલા હતા. આપે ફરમાવ્યું હતું. "મક્કહમાં જ રહો અને કુરૈશની હિલચાલની મને ખબર આપતા રહો. (સીરતુલ-મુસ્તફા જિ.3 પા. ૧૩) "ह"

ગઇ ગુજરી ભૂલી જઇને બંને ગૃહસ્થોને અંદર આવવાની પરવાનગી આપી દીધી. બંને ગૃહસ્થો આપના ચરણોમાં હાજર થઇ ગયા. પોતાની ભૂલો બદલ પસ્તાવો જાહેર કર્યો, ખરા દિલથી માફી માગી અને અંતઃકરણથી કલિમએ-શહાદત પઢીને મુસલમાન બની ગયા.

**સંપાદકની નોંધ**————હઝરત અબૂ સુફયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મોટા કાકા હારિસ બિન અબ્દુલ-મુત્તલિબના બેટા હતા. [૧] એમણે પણ બચપણમાં બીબી હલીમહનું દૂધ ધાવ્યું હોવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધભાઇ પણ થતા હતા. પયગમ્બરી પહેલાં આપના જિગરજાન મિત્ર હતા. રાતદિવસનો સંગાથ હતો. જાન કુરબાન કરવા તૈયાર રહેતા હતા. પરંતુ પયગમ્બરી બાદ દોસ્તી દુશ્મનીમાં પલટાઇ ગઇ. આપના પાકા દુશ્મન બની ગયા. પોતે શાઇર હોવાથી આપની બદગોઇના નિંદાકાવ્યો લખ્યાં જેનો જવાબ હઝરત હસ્સાન બિન સાબિતે છટાદાર શાઇરીમાં આપ્યો. મતલબ કે આપને રંજાડવામાં, માનસિક તકલીફો આપવામાં અને જાહેરમાં આપનું અપમાન કરવામાં એમણે કોઇ કચાશ નહિ રાખી.

પરંતુ મુસલમાન બનવા પછી આપના સાચા આશિક અને જાં-નિસાર બની ગયા. આપની શાનમાં અનેક પ્રશંસાકાવ્યો રચીને અગાઉ કરેલી ભૂલોનો બદલો વાળી દીધો. જંગે-હુનૈનમાં કટોકટીનો પ્રસંગ સર્જાતાં ઇસ્લામી લશ્કર આઘુંપાછું થઇ ગયું પણ આપના કાકાભાઇ છેવટ સુધી આપની સાથે અડીખમ રહ્યા. આપે એમને જન્નતના જવાનોના સરદાર હોવાનું બિરૂદ આપ્યું.

હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત ઉમ્મે-સલમહના સાવકા એટલે બાપશરીક ભાઇ હતા. એમના અમ્માંજીનું નામ બીબી આતિકહ બિન્તે અબ્દુલ-મુત્તલિબ હતું જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇ હતાં. એમના બાપા અબૂ ઉમૈયહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફૂવા અને હઝરત ઉમ્મે સલમહના પણ પિતા હતા.

મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઇસ્લામની તબલીગ શરૂ કરી તો આપના ફોઇભાઇ અબ્દુલ્લાહ આપના જાની દુશ્મન બની ગયા. કુરૈશી દુશ્મનો સાથે મળીને તરહ-તરહથી આપને રંજાડવા અને ત્રાસો આપવા લાગ્યા. એક સમયે તો લોકોની હાજરીમાં એટલે સુધ્ધાં કહી દીધું કે :

> "હે મુહંમદ ! જો તમે સીડી માંડીને મારી આંખ સામે આસમાન પર ચઢી જાવ અને આસમાન પરથી કોઇ કિતાબ લાવીને મારા દેખતાં જમીન પર ઉતરી આવો અને આસમાનના ચાર ફરિશ્તા પણ તમારી સાથે ઊતરી આવે અને આ ચાર ફરિશ્તા પણ તમારા પયગમ્બર હોવાની જાહેરાત પોકારે તો પણ હે મુહંમદ ! અલ્લાહના સોગંદ, હું હરગિઝ તમારી ઉપર ઇમાન નહિ લાવું."

પરંતુ મુસલમાન બનવા પછી ઇસ્લામ પર મક્કમ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા જાં-નિસાર અને અદના ગુલામ બની ગયા. આગળ જતાં જંગે-તાઇફમાં શહીદ થઇ ગયા. (અસિહ-હુસ-સિયર પેજ ૨૭૦-સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૧૪) સંપાદકની નોંધ પૂરી થઇ.

---

૧. હારિસ : અબ્દુલ-મુત્તલિબના તે બેટાનું નામ જેમણે અબ્દુલ-મુત્તલિબ સાથે મળીને ઝમઝમનો પુરાયેલો કૂવો ખોદી કાઢ્યો હતો. "હ"

**ઈબ્ને હારિસના શેઅરો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ સુફયાન બિન હારિસ બિન અબ્દુલ-મુત્તલિબે મુસલમાન બનવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં શાનદાર કસીદો રચ્યો અને વાંચી સંભળાવ્યો અને પોતે પહેલાં જે કંઈ ભૂલો કરી હતી તેની ખરા દિલથી માફી માગી લીધી. કેટલાક શેઅરો આ છે :

**લ અમ્રુકા ઈન્ની યવમ અહમિલુ રાયતન • લિ તગ-લિબ ખૈલુલ - લાતે ખૈલ મુહમ્મદિન.**

તારી જાનના સોગંદ ! જે સમયે હું કુફ્નો ઝંડો લઈને આ વાત માટે ઝઝૂમતો હતો કે લાત-મનાત નામે દેવી દેવતાઓ અને કુફ્રો-શિર્કના સવારો મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સવારો પર વર્ચસ મેળવે અને તેઓને પછાડી નાખે.

**લકલ મુદલ લજિલ હયરાને અઝલમ લયલુહુ • ફહાઝા અવાની હીના ઉહદા વહ-તદી.**

તે વેળા મારી હાલત એવા માણસ જેવી હતી જે, ઘટાટોપ અંધારી રાતમાં હાથપગ હલાવીને ફાંફા મારતો હોય. પણ હવે મારી હાલત, હાથ ઝાલીને સીધા રસ્તે ચઢાવી દેવાયેલા માણસ જેવી છે અને ખરેખર હવે હું એજ સીધા રસ્તે પડી ગયો છું. એટલે કુફ્રો-શિર્કના ઘટાટોપ અંધારાંઓમાંથી નીકળીને ઈસ્લામની રોશનીમાં આવી ગયો છું.

**હદાબી હાદિન ગયરુ નફસી વ નાલની • મઅલ - લાહિ મન તર્ર - દતુ મુત - તર - રદે.**

મારા જીવે મારૂં માર્ગદર્શન કર્યું નથી બલકે એક માર્ગદર્શકે મને હિદાયત આપીને સત્યપંથે ચઢાવી દીધો છે. આ તે માર્ગદર્શક છે કે જેની સાથે હું આંખો મીંચીને બાખડયા કરતો હતો. એજ માર્ગદર્શકે મને અલ્લાહ સાથે મેળવી દીધો છે.

**અસુદ્દુ વ અનઅ-યે જાહિદન અન મુહમ્મદિન • વ ઉદઆ વઇન લમ ઈન્તસબ મિમ મુહમ્મદિન.**

હું (પાગલો પેઠે ઝનૂની બનીને અને) પૂરા બળની કોશિશો કરીને મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુકાબલો કરતો હતો અને તેમનાથી દૂરને દૂર જઈ રહ્યો હતો, જો કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મારી છેક નઝદીકની સગાઈ હતી અને આ સગાઈની હું મુદ્દલ પરવા કરતો ન હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : લોકોનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે શાઈરના મુખે આ કડી સાંભળી : ''મઅલ્લાહિ મન તર્રદતુ મુતર્રદે.'' એટલે જેની સાથે હું બાખડયા કરતો હતો તેણે જ મને અલ્લાહ સાથે મેળવી દીધો. તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ સુફયાનના સીના પર ધપ્પો મારતાં ફરમાવ્યું, ''હા તુંજ તે છે જે મારી સાથે બાખડયા કરતો હતો.''

**કુરૈશના સેનાપતિનો બાકીનો કિસ્સો**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા કાકા હઝરત અબ્બાસ ફરમાવે છે : જે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે ''મર્રઝ-ઝહરાન''માં ડેરા નાખીને બિરાજમાન હતા, તો મુસલમાનોનું આટલું મોટું લશ્કર જોઈને મેં વિચાર્યું, ''કુરૈશનો તો હવે બસ અલ્લાહ બેલી ! જો આજે કુરૈશના લોકો પોતે સામે ચાલીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં નહિ આવે અને માફી માગીને સુલેહશાંતિની દરખાસ્ત નહિ કરે અને તે પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બળ વાપરીને કે જંગ કરીને મક્કહમાં પ્રવેશી જાય તો

કુરૈશનો સદાને માટે મૃત્યુઘંટ બજી જશે તે નક્કી વાત છે !''

આમ વિચારીને કુરૈશને ચેતવવા માટે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સફેદ ખચ્ચર પર સવાર થઈને ઝડપભેર ઊપડયો. રાતનો સમય હતો. અરાક નામે સ્થળે પહોંચીને મેં અહીંતહીં નજર નાખી કે, કોઈ લાકડાં કાપનારો, કોઈ બકરાં ચરાવનારો, કોઈ દૂધવાળો મળી આવે તો તેને મક્કહ દોડાવીને કુરૈશને ખબરદાર કરી દઉં કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લાવલશ્કર સાથે પધારી ચૂકયા છે. તેઓ બળ વાપરીને મક્કહ પર કબજો કરે તે પહેલાં તમે દોડતા આવો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને અમ્નો-અમાનની દરખાસ્ત કરો. કે જેથી તમારા શહેરની સાથે તમારા જાનમાલ પણ સલામત રહે.

હઝરત અબ્બાસનું બયાન છે : ''અલ્લાહના સોગંદ ! હું ખચ્ચર દોડાવતો જઈ રહ્યો હતો અને જે હેતુ માટે નીકળ્યો હતો તેમાં કામયાબી મળે તે પહેલાં અચાનક મેં કોઈના વાતો કરવાનો અવાજ સાંભળ્યો. મેં કાન માંડયા તો માલૂમ પડયું કે અબૂ સુફયાન બિન હર્બ (કુરૈશી કમાન્ડર) અને બુદૈલ બિન વરકાનો અવાજ છે. બંને એકબીજા સાથે સવાલ-જવાબની ઢબે વાતો કરીને વિચારોની આપ લે કરતા હતા. અબૂ સુફયાન પોતાના સાથીને કહેતો હતો,

''હે બુદૈલ ! આપણી આંખ સામે, સામેના મેદાનમાં ઠેકઠેકાણે જે બળતું બળી રહ્યું છે અને બળતાંના ઉજાસમાં જે લશ્કર પડાવ નાખીને પડેલું દેખાય છે, સાચું કહું તો આજની રાત પહેલાં આટલું મોટું બળતું અને આટલું મોટું લશ્કર આ મેદાનમાં મેં કદી જોયું નથી.''[૧]

જવાબમાં બુદૈલ બિન વરકા બોલ્યો, ''વલ્લાહ ! મને તો એ બનૂ ખુઝાઅહનું લશ્કર લાગે છે. કદાચ બનૂબક્ર પર ચઢાઈ કરીને લડાઈની આગ ભડકાવી દે તો નવાઈ નહિ.''

અબૂ સુફયાને કહ્યું, ''નહિજી જેટલું મોટું આ લશ્કર છે અને જેટલું મોટું આગનું બળતું બળી રહ્યું છે તેના પ્રમાણમાં બનૂ ખુઝાઅહના લોકોની ન આટલી મોટી વસતિ છે અને ન તેઓનો આટલો મોટો ભપકો કે ઠાઠ છે.''

**અબૂ સુફયાન દરબારે-નબવીમાં**———હઝરત અબ્બાસ ફરમાવે છે : રાતના સન્નાટામાં મેં અબૂ સુફયાનનો અવાજ ઓળખી લઈને તેને બૂમ મારી, ''હે અબૂ હન્ઝલહ !''[૨]

અબૂ સુફયાને પણ મારો અવાજ ઓળખી લીધો. ચોંકીને પૂછયું, ''કોણ અબૂલ-ફઝલ કે ?''[૩]

મેં કહ્યું, ''હા હું અબુલ-ફઝલ અબ્બાસ છું.''

''પણ આ જંગલમાં તમે આટલી મોડી રાતે ?'' તેણે પૂછયું.

---

૧. મર્રુઝ-ઝહરાનના વિશાળ મેદાનમાં પડાવ નાખવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરને હુકમ ફરમાવ્યો હતો કે, દરેક કબીલાની લશ્કરી ટુકડી પોતાના પડાવ સામે અલગ-અલગ બળતું સળગાવે. દસ હજારના જંગી લશ્કરે એ રાતે પોતપોતાના પડાવ સામે બળતું સળગાવી દીધું હતું. જેનાથી આખું મેદાન દુરદુર સુધી રોશન થઇ ગયું હતું. કુરૈશ પણ એનો અણસાર પામી ગયા હતા. તેઓએ અબૂ સુફયાન, બુદૈલ બિન વરકા અને હકીમ બિન હિઝામને એનું પગેરૂં લેવા દોડાવી દીધા હતા. આ તરફથી હઝરત અબ્બાસ કુરૈશને ચેતવવા જતા હતા. રસ્તામાં અનાયાસે બંનેનો મેળાપ થઇ ગયો. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૧૨ - સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૧૮) ''હ''

૨. અબૂ સુફયાનનું ઉપનામ

૩. હઝરત અબ્બાસ રદિયલ્લાહુ અન્હુનું ઉપનામ

જવાબમાં મેં મારો હેતુ દર્શાવ્યો તો અબૂ સુફયાન બોલ્યો, "હે અબૂલ-ફઝલ ! તમ પર મારાં માબાપ કુરબાન ! જરા બતાવો તો ખરા, આ બધું શું છે ? આ લશ્કર......આ આગ......?"

મેં કહ્યું, "તારૂં ભૂંડું થાય અબૂ સુફયાન ! સાંભળ, તને ખબર નથી. એ મુસલમાનોનું લશ્કર છે. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ મવજૂદ છે. કુરૈશનું આવી બન્યું લાગે છે. કદાચ એ લોકો તને જોઇ લે તો તારી પણ ખેર નથી. તને જીવતા મક્કહ જવાનું નસીબ નહિ થાય. વારૂ મારી પાછળ આ ખચ્ચર પર બેસી જા. હું તને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઇ જાઉં. તારા માટે માફીની દરખાસ્ત રજૂ કરૂં. અલ્લાહએ ચાહયું તો સારૂંવાનું જ થશે."

અબૂ સુફયાન ચૂપચાપ મારા ખચ્ચરની પાછળ બેસી ગયો. તેના બંને સાથીઓ મક્કહ તરફ પાછા વળી ગયા. હું અબૂ સુફયાનને લઇને ત્યાંથી રવાના થયો. અમે લશ્કરની છાવણીમાંથી પસાર થવા લાગ્યા. રસ્તામાં જયારે ય કોઇ લશ્કરી ટુકડીની આગ પાસેથી પસાર થતા તો દૂરથી જ ત્યાંના પહેરેગીરો પડકારતા, "ખબરદાર! એ કોણ જાય છે ? થોભો."

પછી તેઓ નઝદીક આવતા અને મને ઓળખી લઇને કહી દેતા, "અરે એ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબ્બાસ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખચ્ચર પર બેઠેલા છે."

**અબૂ સુફયાન અને હઝરત ઉમર**————પછી જયારે અમે હઝરત ઉમર બિન ખત્તાબની છાવણી પાસેથી પસાર થયા તો આગના આછા પ્રકાશમાં અમારા ઓળા જોઇને તેમણે અમને પડકાર્યા, "ખબરદાર! એ કોણ જાય છે ? થોભો!"

પછી લાગલા જ હઝરત ઉમર ઊભા થઇને એમને જોવા લાગી ગયા. અને જયારે જોયું કે ખચ્ચરની પાછળ અબૂ સુફયાન બેઠેલો છે તો ઘાંટો ગજાવતાં બોલ્યા, "અરે આ તો અલ્લાહનો દુશ્મન અબૂ સુફયાન છે. હે અલ્લાહ ! તારો આભાર કે, એની જાન બચાવવાના કોઇ પણ વચન કે શરત વિના તેં એને જીવતો અમારે હવાલે કરી દીધો !"

આમ કહેતાં જ હઝરત ઉમર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સમાચાર આપવા ઝપાટાભેર ઊપડી ગયા. આ તરફ મેં પણ મારા ખચ્ચરને એડ મારીને ઝપાટાભેર દોડાવી દીધો કે જેથી, ઉમરથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચીને અબૂ સુફયાન માટે માફીનું વચન મેળવી લઉં.

પછી જેવી રીતે મંદ ગતિનું એક પ્રાણી મંદ ગતિના માણસથી આગળ નીકળી જાય છે એજ હિસાબે હું ઉમરથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચી ગયો. વિના વિલંબે કૂદકો મારીને ખચ્ચર પરથી ઊતર્યો અને દોડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તંબૂમાં દાખલ થઇ ગયો. લાગલા જ ઉમર પણ આવી લાગ્યા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આ રહયો અબૂ સુફયાન. અલ્લાહનો આભાર કે તેણે બિનશરતી રીતે જીવતો એને આપણા કબજામાં આપી દીધો. મને પરવાનગી આપો યા રસૂલલ્લાહ! કે હું તલવારથી એની ગરદન ઉડાવી દઉં !"

હઝરત ઉમરનો આ ઇમાની જુસ્સો જોઇને મેં ગદ્‌ગદ સ્વરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મેં અબૂ સુફયાનને પનાહ આપી દીધી છે."

આમ કહીને હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં બેસી ગયો. મેં આપના મુબારક સર પર મારો હાથ મૂકી દીધો. પછી ગદ્ગદ સ્વરે મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આજની રાતે અબૂ સુફ્યાનને મારા તંબૂમાં મારી સાથે રહેવાની પરવાનગી નહિ આપો ?''

આ તરફ હઝરત ઉમરે જ્યારે અબૂ સુફ્યાન વિરૂધ્ધ ઘણુંબધું બોલવા માંડયું તો મારાથી રહેવાયું નહિ. મેં કહ્યું, ''હે ઉમર ! જરા થોભો અને સાંભળો. જો અબૂ સુફ્યાન તમારા બનૂ અદી બિન કઅબના કબીલામાંથી હોત તો તમે એની કતલ માટે આટલો આગ્રહ ન કરત ! પણ તમે જાણો છો કે એ તો અબ્દે-મનાફના લોકોમાંથી છે એટલે તમે એને કતલ કરવા માગો છો?''

હઝરત ઉમરે જવાબ આપ્યો, ''સાંભળો હે અબ્બાસ ! સોગંદ છે અલ્લાહના, જે દિવસે તમે મુસલમાન બન્યા તો હું તમારા ઈસ્લામથી એટલો બધો ખુશ થયો કે, એ દિવસે મારો બાપ ખત્તાબ મુસલમાન બનતે તો તેના ઈસ્લામથી પણ મને એટલી ખુશી ના થાત ! વળી હું આ વાત પણ જાણું છું કે તમારા ઈસ્લામથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ એટલા બધા ખુશ છે કે મારા બાપના ઈસ્લામથી આપને એટલી બધી ખુશી ના થાત !'' [૧]

**અબૂ સુફ્યાન ઈસ્લામના ચરણોમાં**————છેવટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ફરમાવ્યું, ''અબ્બાસ ! અબૂ સુફ્યાનને તમારા ઉતારે લઈ જાવ અને સવારે એમને મારી પાસે લઈ આવજો.''

હું અબૂ સુફ્યાનને લઈને મારા ઉતારે ચાલ્યો ગયો. રાત તેમણે મારી સાથે મારા તંબૂમાં ગુજારી. સવાર પડતાં હું એમને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયો. આપે અબૂ સુફ્યાનને હસતે ચહેરે આવકાર આપ્યો. પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| વૈહક યા અબા સુફ્યાન ! [૨] | અફસોસ છે તુજ પર એ અબૂ સુફ્યાન ! |
| અલમ યઅને લકા | શું હજુ તારા માટે તે સમય નથી આવ્યો |
| અન તઅલમ્ અન્નહૂ | કે તું જાણી લે કે બેશક |
| લા ઈલાહ ઈલ્લલ્લાહ ? | અલ્લાહ વગર કોઈ મઅબૂદ નથી ? |

અબૂ સુફ્યાને આપના સવાલનો જવાબ આપતાં કહ્યું :

| | |
|---|---|
| બિ - ઉમ્મી અન્તા વ અબી. | આપની ઉપર મારાં માબાપ કુરબાન ! |
| મા અહ-લમક વ અક-રમક | આપ કેટલા સહનશીલ અને આપ કેટલા શરીફ |
| વ અવ-સલક. | અને સગાંઓ પ્રત્યે આપ કેટલા ઉદાર છો ! |
| વલ્લાહિ લકદ ઝનન-તુ | વલ્લાહ ! મને ખાતરી થઈ ગઈ છે |
| અલ્લવ કાના મઅલ્લાહિ | કે જો હોત અલ્લાહની સાથે |
| ઈલાહુન ગયરુહૂ | બીજો કોઈ ભગવાન તેના વગર |
| લકદ ઉગ્ની અન્ની શૈઅમ બઅદુ. | તો જરૂર આ કટોકટીમાં તે કંઈક તો મારી મદદ કરતે ! |

૧. એટલે હે માનવંતા અબ્બાસ સાહેબ ! અલ્લાહના રાહમાં કે ઈસ્લામના મામલામાં કૌમવાદ, સગાંવાદ કે કબીલાવાદનો સવાલ જ નથી. જુઓ તમે મારા કબીલામાંથી નહિ હોવા છતાં તમારા ઈસ્લામ સ્વીકારથી મને જેટલો આનંદ થયો તેટલો મારા બાપના ઈસ્લામ સ્વીકારથી પણ નહિ થાત !''હ''

૨. વૈહ અથવા વૈહુન : આ અરબી શબ્દ કોઈના પ્રત્યે રહમદિલી, સહાનુભૂતિ કે દયાની લાગણી દર્શાવવા માટે અથવા અફસોસ કે ખેદ જાહેર કરવા માટે વપરાય છે. ''હ''

અબૂ સુફયાનનો આ જવાબ સાંભળીને આપે તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| વૈહક યા અબા સુફયાન ! | અફસોસ છે તુજ પર એ અબૂ સુફયાન ! |
| અલમ યઅને લકા | શું તારા માટે હજુ તે સમય નથી આવ્યો |
| અન તઅલમ | કે તું જાણી લે કે, |
| અન્ની રસૂલલ્લાહિ ? | બેશક હું અલ્લાહનો રસૂલ છું ? |

જવાબમાં અબૂ સુફયાને પોતાના પહેલા જવાબના શબ્દો દોહરાવતાં કહ્યું, "યા રસૂલલ્લાહ ! આપ કેટલા સહનશીલ અને ધીરજવાન છો. આપ કેટલા શરીફ અને કુળવાન છો. આપ કેટલા દરિયાદિલ અને ઉદાર છો !"

એ પછી અબૂ સુફયાને આપના બીજા સવાલનો જવાબ આપતાં કહ્યું : "અમ્મા હાઝિહી વલ્લાહિ ફઈન્ન ફિન-નફસે નહા હત્તલ-આન શૈઆ."

ભાવાર્થ : હે મુહંમદ ! રહી ગઇ આપના પયગમ્બર હોવાની વાત તો, વલ્લાહ ! એ વિષે તો મારા દિલમાં ખટકો છે જ !

આ સાંભળતાં જ હઝરત અબ્બાસે જલદીથી અબૂ સુફયાનને કહ્યું :

| | |
|---|---|
| વૈહક અસ્લિમ ! | તારૂં બુરૂં થાય, ઇસ્લામ કબૂલ કરી લે, |
| વ અશહદ અન લા ઈલાહ | અને સાક્ષી આપી દે કે કોઈ ભગવાન નથી |
| ઈલ્લલ્લાહ. | અલ્લાહ સિવાય. |
| વ અન્ન મુહમ્મદર | અને સાક્ષી આપી દે કે બેશક મુહંમદ |
| રસૂલુલ્લાહ | અલ્લાહના રસૂલ છે. |
| ફહલ અન તદરિબ ઉનુક-કા. | શું તું ચાહે છે કે તારૂં ડોકું ઉડાવી દેવામાં આવે ? [1] |

**અબૂ સુફયાનનું બહુમાન**——————હઝરત અબ્બાસનું બયાન છે : મારી વાતથી ચેતીને અબૂ સુફયાને હકની ગવાહી આપવાનું સ્વીકારી લીધું. એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહના સાચા પયગમ્બર છે તેવી કબૂલાત કરી લીધી અને સાચા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયા. ત્યારે મેં આપને અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન કુરૈશ કૌમનો માનીતો સરદાર છે. દરેક વાતમાં માનપાન ખાટીને ગર્વ લેવાનું એને ગમે છે. આપ એને લગતું કોઈ ખાસ ફરમાન બહાર પાડો જેમાં એને ગર્વ લેવાનો લહાવો મળે."

રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "વારૂ તો જે માણસ અબૂ સુફયાનના ઘરમાં દાખલ થશે તેને રક્ષાણ મળશે. જે માણસ પોતાના ઘરનો દરવાજો બંધ કરી લેશે તેને રક્ષાણ મળશે. જે માણસ કઅબહના હરમમાં દાખલ થશે તેને રક્ષાણ મળશે."

એ પછી હઝરત અબૂ સુફયાન રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી

૧. એટલે હે અબૂ સુફયાન ! શું તું મરવાનો થયો છે ? જયારે કે તું પોતે કબૂલ કરે છે કે અલ્લાહ વગર કોઇ બીજો ભગવાન હોત તો આ સંકટ સમયે તે જરૂર તારી મદદ કરતે અને જયારે તારા દેવી દેવતાઓ કે લેભાગુ ભગવાનોએ તારી કંઇ જ મદદ નહિ કરી તો પરણાગી કેમ કરે છે ? ડાહ્યો-ડમરો થઇને મુસલમાન કેમ નથી બની જતો ?"હ"

જવા માટે ઊભા થઇ ગયા તો આપે ફરમાવ્યું, ''અબૂ સુફયાન ! થોભી જાવ અને હે અબ્બાસ ! સાંભળો, તમે અબૂ સુફયાનને પોતાની સાથે લઇ જાવ અને પેલા પહાડને નાકે, સાંકડી ખીણના ટેકરા પર લઇ જઇને એમને ઊભા કરી દો કે જેથી એ, ત્યાંથી ઇસ્લામી લશ્કરના પસાર થવાનો દબદબો અને ઇસ્લામી લશ્કરની જાહોજલાલી જોઇ શકે.''

હઝરત અબ્બાસનું બયાન છે : ''હું અબૂ સુફયાનને લઇને રવાના થયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું તે પહાડને નાકે આવેલી સાંકડી ખીણના ટેકરા પર લઇ જઇને મેં અબૂ સુફયાનને ઊભો કરી દીધો.

**ઇસ્લામી લશ્કરની શાનદાર સવારી**————હઝરત અબ્બાસનું બયાન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરની શાનદાર સવારી અબૂ સુફયાનની આંખ સામેથી પસાર થવા લાગી. દરેક કબીલાનું લશ્કર ફોજી ઢબે શિષ્ટબધ્ધ રીતે પસાર થતું હતું. એક પછી એક કબીલો પોતાનો જંગી ઝંડો લહેરાવતો, અલ્લાહુ અકબરની તકબીરનો નઅરો ગજાવતો, દમામભેર ત્યાંથી પસાર થતો હતો. જયારે ય કોઇ કબીલાનું લશ્કર પોતાનો ઝંડો લહેરાવતું ત્યાંથી પસાર થવા લાગતું તો અબૂ સુફયાન સાહેબ મને પૂછતાં, ''અબ્બાસ ! આ કોણ કબીલો છે ?''

હું જવાબ આપતો, ''એ સુલૈમનો કબીલો છે.''

અબૂ સુફયાન બોલી ઊઠતા, ''ઓહો ! સુલૈમનો કબીલો !''

પછી બીજો કબીલો પસાર થતાં તેઓ પૂછતા, ''અબ્બાસ ! આ કોણ લોકો છે ?''

હું કહેતો, ''એ મુઝૈનહ કબીલાના લોકો છે.''

અબૂ સુફયાન પોકારી ઊઠતા, ''ઓહો !મુઝૈનહ કબીલાના લોકો !''

ત્યાં સુધી કે ગિફાર, હુઝૈમ, અશજઅ, જુહૈનહ વગેરે કબીલાના લશ્કરો પસાર થતાં ગયાં. દરેકની કૂચ વેળા અબૂ સુફયાન પૂછી લેતા, ''અબ્બાસ ! આ કોણ કબીલાનું લશ્કર છે ?''

હું જવાબ આપી દેતો, ''ફલાણા કબીલાનું લશ્કર છે.''

અબૂ સુફયાન બોલી ઊઠતા, ''ઓહો, એમ કે, ફલાણા કબીલાનું લશ્કર !''

**જૈશે-ખદરાઅનો દબદબો**————જયારે બધા કબીલાના લશ્કરો એક પછી એક પસાર થઇ ગયાં તો છેલ્લે એક અનેરી શાનવાળું, નોખા દબદબાવાળું અઝીમ લશ્કર ત્યાંથી પસાર થવા લાગ્યું. એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું લશ્કર હતું અને ''જૈશે-ખદરાઅ'' એટલે લીલું લશ્કર કહેવાતું હતું.

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ લશ્કરને ''ખદરાઅ'', એટલે લીલું એટલા માટે કહેવામાં આવ્યું કે આ લશ્કર પાસે હથિયારો મોટા જથ્થામાં હતાં અને હથિયારોનો રંગ લીલાશ પડતો દેખાતો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ લશ્કરમાં મુહાજિરીન અને અન્સાર હતા. (અલ્લાહ એ સૌથી રાજી હો !) આ આખું લશ્કર માથાથી પગ સુધી લોખંડમાં ગરકાવ હતું. ઝિરહ, બખતર, લોખંડી ટોપ વગેરેથી સજજ હતું. લશ્કરીઓની ફકત આંખો દેખાતી હતી.

હઝરત અબ્બાસનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરનો અનેરો દબદબો અનેરી શાન, અનેરો ઠાઠ જોઇને અબૂ સુફયાન હયરતમાં ગરકાવ થઇ ગયા. પૂછયું, "અબ્બાસ ! આ કોણ લોકો છે ?"

મેં કહ્યું, "એ મુહાજિરીન અને અન્સારનું લશ્કર છે. એમની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ છે."

અબૂ સુફયાન બોલ્યા, "વલ્લાહ હે અબુલ-ફઝલ ! આજે કુરૈશ તો શું અરબની કોઇ પણ કૌમ એમની સામે ટકી શકે એમ નથી, ન કોઇમાં એટલી તાકત છે કે એમનો સામનો કરી શકે. ખરેખર હે અબુલ-ફઝલ! તમારા ભત્રીજાની શહેનશાહી, નજીકના ભવિષ્યમાં ભારે જાહોજલાલીવાળી બની જશે."

મેં ઝટ કહ્યું, "ના.....ના.......અબૂ સુફયાન ! તમારી ભૂલ થાય છે. મારા ભત્રીજાની આ શહેનશાહી નથી બલકે નુબુવ્વત અને પયગમ્બરી છે."[૧]

અબૂ સુફયાન બોલ્યા, "તબ તો ઓરભી અચ્છા હય."

**હઝરત સઅદની ધમકી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહના આ લશ્કરમાં અન્સારનો ઝંડો હઝરત સઅદ બિન ઉબાદહના હાથમાં હતો. જયારે આ લશ્કર સાંકડી ખીણમાંથી પસાર થવા લાગ્યું તો અબૂ સુફયાનને ટેકરા પર ઊભેલો જોઇને હઝરત સઅદ બિન ઉબાદહનો ઇમાની જુસ્સો કાબૂમાં નહિ રહ્યો. તેમનું નામ લઇને બોલી ઊઠયા :

| | |
|---|---|
| "યા અબા સુફયાન !" | હે અબૂ સુફયાન ! |
| અલ-યવમ યવમુલ-મલ્હમહ, | આજનો દિવસ લડાઇનો દિવસ છે. |
| અલ-યવમ તુસ્તહલ - લુલ-કઅબહ. | આજે કઅબહ ખૂનરેજી માટે હલાલ છે. |

કઅબહ અલ્લાહનું ઘર છે શાંતિ અને સલામતી ભરેલું, જે એમાં દાખલ થઇ ગયો તે સલામત બની ગયો. આખા અરબના લોકો જાણતા હતા કે કઅબહમાં કાપાકાપી કે ખૂનરેજી મુત્લક હરામ છે. અબૂ સુફયાને વિચાર્યું કે જો કઅબહ જ હલાલ થઇ ગયો તો આજે મારી સાથે મારી આખી કૌમનો મૃત્યુઘંટ બજી જશે કેમકે ઇસ્લામને ઉખેડી કાઢવામાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાનથી મારી નાખવામાં અમે બાકી શું રાખ્યું છે ?

હઝરત સઅદની ધમકીના કડક શબ્દો સાંભળીને અબૂ સુફયાન પગથી માથા સુધી થથરી ઊઠયા. દયાજનક સ્વરે હઝરત અબ્બાસને કહેવા લાગ્યા, "અબુલ-ફઝલ ! સાંભળ્યું તમે, સઅદ બિન ઉબાદહએ હમણા શું કહ્યું ? વાહ રે કુરૈશ તારી બરબાદીનો દિવસ !"

એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથીઓની જમાઅત સાથે ત્યાંથી પસાર થવા લાગ્યા. અબૂ સુફયાને કહ્યું, "યા રસૂલલ્લાહ ! સાંભળ્યું તમે, સઅદે શું કહ્યું ?"

આપે ફરમાવ્યું, "સઅદે શું કહ્યું ?"

અબૂ સુફયાને તેમના શબ્દો દોહરાવતાં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! શું આપે પોતાની કૌમને કતલ

---

૧. એટલે મારા ભત્રીજાની આ શાન, શહેનશાહો જેવી નહિ બલકે, પયગમ્બરો અને નબીઓ જેવી છે. "હ"

કરવાનો હુકમ ફરમાવ્યો છે ? શું આપે સઅદ બિન ઉબાદહને ફરમાવ્યું છે કે આજે કઅબહ હલાલ છે અને તેમાં કુરૈશ કૌમની કત્લેઆમ ચલાવવામાં આવશે ? યા રસૂલલ્લાહ ! આપ તો દયાના ભંડાર છો.. તમામ ઇન્સાનો માટે રહમત બનીને પધારેલા છો. હું આપને આપણી સગાઇ અને કૌમનો વાસ્તો આપું છું. પોતાની કૌમ સાથે ઉદાર વર્તાવ કરો.''

આપે ફરમાવ્યું, ''અબૂ સુફયાન ! સાંભળો:

| | |
|---|---|
| કઝબ સઅદ: | સઅદે જે કંઇ કહ્યું, ખોટું કહ્યું છે, |
| વલાકિન હાઝા યવમુ | બલકે આજનો દિવસ તે દિવસ છે કે |
| યુઅઝ-ઝમુલ્લાહુ | અલ્લાહ કઅબહના ગૌરવ, કઅબહની કીર્તિ, કઅબહની |
| ફીહિલ કઅબહ. | અઝમતને એમાં ચાર ચાંદ લગાવી દેશે. |
| વ યવમુ તુકસા | અને આજનો દિવસ તે દિવસ છે કે ગુસલ આપવામાં |
| ફીહિલ કઅબહ. | આવશે એમાં કઅબહને. |

બીજી રિવાયત મુજબ આપે એમ પણ ફરમાવ્યું:

| | |
|---|---|
| યા અબા સુફયાન ! | હે અબૂ સુફયાન ! સાંભળો, |
| અલ-યવમ યવમુલ-મર્હમહ | આજનો દિવસ મહેરબાનીનો અને દયાનો દિવસ છે. |
| યર્ઇઝ-ઝુલ્લાહુ ફીહે કુરૈશન. | અલ્લાહ એમાં કુરૈશને માન-આબરૂથી વધાવી લેશે. |

**અબૂ સુફયાનની મક્કહ વાપસી**——— ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્બાસ પોતાનું બયાન ચાલુ રાખતાં ફરમાવે છે : ઇસ્લામી લશ્કર અમારી સામેથી પસાર થઇ ગયું તો મેં અબૂ સુફયાનને કહ્યું, ''હે અબૂ હન્ઝલહ ! હવે તમે એક કામ કરો. જેમ બને તેમ જલદી મક્કહમાં તમારી કૌમ પાસે પહોંચી જવાની ઉતાવળ કરો અને તમારી કૌમને નતીજાથી ચેતવીને નજાતનો રસ્તો બતાવો.''

એજ વેળા અબૂ સુફયાન મારતી સવારીએ મક્કહ પહોંચી ગયા અને ચેતવણીના સૂરે ધાંટો ગજાવતાં બોલ્યા:

''હે કુરૈશ ! હે મારી કૌમના લોકો ! તે રહ્યા મુહંમદ અને તે રહ્યું તેમનું લશ્કર ! જે ધસમસતા પૂર પેઠે આવી રહ્યું છે અને તમારા માથે પહોંચી ગયું છે. આજે તમારામાં તેના મુકાબલાનું ગજું નથી. જાન બચાવવી હોય તો સાંભળો, જે માણસ અબૂ સુફયાનના ઘરમાં દાખલ થઇ જશે તેની જાન સલામત છે......''

અબૂ સુફયાનનો ધાંટો સાંભળીને તેની બીબી હિન્દ બિન્તે ઉત્બહ ઘરમાંથી દોડીને બહાર નીકળી આવી અને અબૂ સુફયાનની સામે જઇને સીનો તાણીને ઊભી થઇ ગઇ અને તેની મૂંછો પોતાની મુઠ્ઠીમાં મજબૂતીથી પકડી લીધી અને ધાંટો ગજાવતાં બોલી :

''હે લોકો ! જલદી દોડો અને આ જાડાતાજા, ચરબીવાળા, તુંબડાં પેઠે ફૂલેલા મરદને મારી નાખો. એના બાયલાપણાને લીધે આખી કૌમ તબાહ થઇ ગઇ.

''ખબરદાર હે લોકો ! એના ધોકામાં ન આવજો ! મૂંછાળો મરદ થઇને કહે છે કે મુહંમદનો મુકાબલો કરવાનું તમારૂં ગજું નથી અને ઉપરથી બડાશ મારે છે કે અબૂ સુફયાનના ઘરમાં આસરો લેનારની જાન સલામત છે !''

અબૂ સુફયાનની બેગમ હિન્દ બિન્તે ઉત્બહ તે સ્ત્રી છે જેણે જંગે-ઉહુદમાં શહીદ થયેલા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વહાલા માનવંતા કાકા હઝરત હમ્ઝહની પવિત્ર લાશમાં ખંજર ભોંકીને કાળજું ખેંચી કાઢયું હતું અને દાંતોથી ચાવીને વેરના ગુસ્સાથી થૂંકી કાઢયું હતું. આ બીબીએ તેના ખાવિન્દની મૂંછો મુઠ્ઠીમાં પકડી લઇને અને તેના છાબ્જિયાં લઇને તેને મારી નાખવાની બુમરાણ તો મચાવી દીધી પણ હઝરત અબૂ સુફયાને પોતાની મૂંછો તેની પકડમાંથી છોડાવતાં તેને કહ્યું, "છોડી દે મારી મૂંછો, વલ્લાહ, આજે તું મુસલમાન નહિ બની તો તારૂં ડોકું તારી ગરદન પર સલામત નહિ રહે. જા જલદીથી ઘરમાં ભરાઇ જા !"

એ પછી અબૂ સુફયાને લોકો તરફ ફરીને કહ્યું, "હે કુરૈશ ! આ સ્ત્રી તો પાગલ થઇ છે એના ધોકામાં ન આવો. પોતાના બચાવની ફિકર કરો. આજે મુહંમદની સામે કોઇ ટકી શકે એમ નથી. જાન બચાવવી હોય તો મારા ઘરમાં દાખલ થઇ જાવ."

લોકો આવેશથી બોલ્યા, "ફિટકાર હો તુજ પર હે અબૂ સુફયાન ! તું અમારા માટે કેવા સમાચાર લઇ આવ્યો? ભલા તારૂં ઘર અમને શો લાભ આપી શકે ? અને એમાં કેટલા માણસો સમાય શકે ?"

અબૂ સુફયાને ઊંચા અવાજે કહ્યું, "સાંભળો હે લોકો ! જે માણસ પોતાના ઘરનો દરવાજો બંધ કરી લેશે તે પણ સલામત છે અને જે માણસ કઅબહમાં આસરો લેશે તેની જાન પણ સલામત રહેશે."

આ સાંભળીને લોકોનું ટોળું વિખેરાવા લાગ્યું. કોઇએ પોતાના ઘર ભણી ગબડડી મારી તો કોઇએ કઅબહ તરફ દોટ મૂકી.

**ફત્હે-મક્કહ : મગરૂરી નહિ, નમ્રતા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રએ મને કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે એક "ફતેહમંદ સિપહસાલાર" તરીકે મક્કહમાં દાખલ થવા માટે રવાના થયા તો "ઝી-તુવા" મુકામે [1] પહોંચીને આપે પોતાની સવારી થંભાવી દીધી. આપ સવારી પર જ બિરાજમાન રહ્યા, નીચે ઊતર્યા નહિ. જે પાઘડી આપે માથે પહેરેલી હતી તેનો છેડો આપે લટકાવેલો ન હતો એટલે આપની પાઘડી છેડા વગરની હતી. આ યમની ચાદરની પાઘડીનો અર્ધો ભાગ લાલ રંગનો હતો. આપનું મુબારક મસ્તક નમ્રતા, આજિઝી, બંદગી અને બંદાપણાના ગદ્દગદ ભાવોથી અલ્લાહના દરબારમાં ઝૂકેલું હતું કેમકે અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી આપને ફત્હે-મક્કહના અભૂતપૂર્વ માનઇકરામથી બિરદાવી લીધા હતા. આપનું નમ્રતા ભરેલું મુબારક માથું એટલું બધું નમેલું હતું કે આપની મુબારક દાઢી ઊંટની કાઠી સાથે લાગી ગઇ હતી.

**હઝરત અબૂબક્રના વયોવૃધ્ધ બાપુજી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્ર સિદ્દીકના માનવંતા બેટી હઝરત બીબી અસમાનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝી-તુવા સ્થળે થોભેલા હતા તે વેળા હઝરત અબૂબક્રના બાપા એટલે મારા દાદા અબૂ કુહાફહએ પોતાની સૌથી નાની દીકરીને કહ્યું, "બેટી ! તું મને અબૂ કુબૈસ પહાડ સુધી દોરીને લઇ જા અને પહાડની ટેકરીની ચઢાઇમાં મારી મદદ કર."

હઝરત બીબી અસમાનું બયાન છે : "તે વેળા મારા દાદા અબૂ કુહાફહ છેક વયોવૃધ્ધ હતા. આંખોની રોશની ચાલી જવાથી અંધ બની ગયા હતા. એમની નાની બેટી એમને દોરીને અબૂ કુબૈસ પહાડ સુધી લઇ ગઇ. અને સહારો આપીને એમને પહાડની ટેકરી પર ચઢાવી દીધા. ત્યાં પહોંચીને દાદાજીએ પૂછયું, "બેટી! અહીં તને શું

૧. ઝી-તુવા : મક્કહ શહેરની બાજુમાં આવેલી એક ખીણનું નામ.

દેખાય છે ?''

બેટી બોલી, ''અબ્બાજી ! ત્યાં સામે બહુ મોટું લશ્કર થોભેલું છે. ઘણા ફોજી સવારો પણ દેખાય રહ્યા છે. એક ફોજી તો વળી લોકોની વચ્ચે, અહીંતહીં, આગળ પાછળ, દોડધામ કરતો પણ મને દેખાય રહ્યો છે.''

દાદાજી બોલ્યા, ''હા બેટી એ ફોજી માણસને ''વાઝિઅ''કહે છે. એ ફોજી સવારોનો ઉપરી છે. અને લશ્કરની વ્યવસ્થા જાળવવા અહીંતહીં દોડધામ કરે છે.'' [૧]

બેટી બોલી, ''લ્યો બાપાજી લશ્કરે હવે ચાલવા માંડ્યું.''

દાદાજી બોલ્યા, ''ત્યારે તો એ લશ્કર હવે જલદી અહીં આવી લાગશે. બસ બેટી, હેંડ અહીંથી, તું જલદી મને ઘરે લઇ ચાલ.''

છોકરી ઉતાવળે એમને લઇને ટેકરી પરથી નીચે ઊતરી આવી પણ ઘેર પહોંચે તે પહેલાં કેટલાક સવારો એમની પાસે આવી લાગ્યા. છોકરીના ગળામાં ચાંદીનો એક હાર હતો. એક સવારે આગળ વધીને, બીજા સવારોની નજર બચાવીને, છોકરીના ગળામાંથી એ હાર કાઢી લીધો.

**અબૂ કુહાફાનો ઇસ્લામ સ્વીકાર**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે મક્કહમાં પ્રવેશીને મસ્જિદે-હરામમાં ખાનએ-કઅબહ પાસે પધાર્યા તો, હઝરત અબૂબક્ર સિદ્દીક પોતાના વયોવૃધ્ધ બાપા અબૂ કુહાફહનો હાથ ઝાલીને તેમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઇ આવ્યા.

વયોવૃધ્ધ બુઝુર્ગને જોઇને આપે ફરમાવ્યું, ''અબૂબક્ર ! તમે નાહક બડેમિયાંને તકલીફ આપી. હું પોતે હાજર થઇને એમની મુલાકાત લેત !''

હઝરત અબૂબક્ર બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! આપ પોતે પગે ચાલીને ઘેર પધારો તેના કરતાં બેહતર છે કે મારા બાપુજી પોતે પગે ચાલીને આપની તહેનાતમાં હાજર થાય.''

આપે અબૂ કુહાફહને પોતાની સામે બેસાડી લીધા. તેમના સીના પર પોતાનો મુબારક હાથ ફેરવ્યો અને ફરમાવ્યું, ''બડેમિયાં ! ઇસ્લામ કબૂલ કરી લો.''

અબૂ કુહાફહએ વિના વિલંબે કલિમએ-શહાદત પઢી લીધો અને મુસલમાન બનીને દીનો-દુનિયાની કામયાબી મેળવી લીધી. (આખી ઉંમરના ગુનાહ માફ થઇ ગયા અને જન્નતના હકદાર બની ગયા.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્ર પોતાના બાપાને લઇને આવ્યા તે વેળા તેમનું માથું એકદમ સફેદ બગલા જેવું દેખાતું હતું. આપે ફરમાવ્યું, ''એમના વાળો ખિઝાબથી રંગતા રહો.''

એ પછી હઝરત અબૂબક્રે પોતાની સૌથી નાની બહેનનો હાથ ઝાલી લીધો અને ઊભા થઇને ઊંચા અવાજે કહ્યું, ''હે લોકો ! અલ્લાહ અને ઇસ્લામના નામે વિનંતી કરૂં છું. જે કોઇએ મારી બહેનનો હાર લીધો હોય તે પાછો આપી દે !''

પણ ત્યાં જવાબ આપવા કોણ બેઠું હતું ? ત્યારે હઝરત અબૂબક્રે પોતાની બહેનને કહ્યું, ''મારી નન્ની મુન્ની બહેન ! સબર કર, ધીરજ ધર, પોતાના હારને ભૂલી જા ! આજકાલ લોકોમાં ઇમાનદારીનું પ્રમાણ ઘટી ગયું છે.''

---

૧. વાઝિઅ : (ઝ અક્ષરથી) ભૂમિદળનો સૈનિક, લશ્કરની જરૂરિયાતની વ્યવસ્થા કરનાર ઉપરી. ''ર''

**ઇસ્લામી લશ્કરનો મક્કહ પ્રવેશ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન નજીહએ માહિતી આપતાં કહ્યું, "જે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઇસ્લામી લશ્કરને, ઝી-તુવા સ્થળેથી કૂચનો હુકમ ફરમાવ્યો હતો, જમણી પાંખના સરદાર હઝરત ઝુબૈર બિન અવ્વામને સૂચના આપી કે તેઓ, લશ્કરની જમણી પાંખને લઇને "કુદાઅ" પહાડની ફલાણી દિશાએથી મક્કહમાં દાખલ થાય અને હઝરત સઅદ બિન ઉબાદહને હુકમ ફરમાવ્યો કે તેઓ પોતાના લશ્કર સાથે "કદાઅ" પહાડની ફલાણી દિશાએથી મક્કહમાં દાખલ થાય. [૧]

ઇબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન નજીહએ મને એમ પણ કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખાલિદ બિન વલીદને લૈતની દિશાએથી મક્કહમાં દાખલ થવાનો હુકમ ફરમાવ્યો. લૈત મક્કહની નીચાણ ભૂમિએ દક્ષિણે આવેલું સ્થળ છે. હઝરત ખાલિદ બિન વલીદ જમણી પાંખની લશ્કરી ટુકડીના સરદાર હતા. એમની કમાનમાં અસ્લમ, સુલૈમ, ગિફાર, મુઝૈનહ, જુહૈનહ તથા બીજા અરબ કબીલાઓના સૈનિકો હતા.

હઝરત અબૂ ઉબૈદહ બિન જરાહ મુસલમાનોની એક ટુકડીને લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામેની દિશાએથી મક્કહમાં ઊતર્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અઝાખર નામે મક્કહની એક ઘાટી તરફથી શહેરમાં દાખલ થયા. આ સ્થળ મક્કહની ઊંચાણ ભૂમિએ આવેલું હતું. અહીં જ આપના ઉતારા માટે એક તંબૂ ઊભો કરી દેવામાં આવ્યો.

**મક્કહના ગુંડાઓનું તોફાન**————ઇબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન નજીહ અને અબ્દુલ્લાહ બિન અબૂબક્રએ મને માહિતી આપતાં કહ્યું કે મક્કહની તોફાની ટોળકીમાંથી સફવાન બિન ઉમૈયહ, ઇકરિમહ બિન અબૂ જહલ અને સુહૈલ બિન અમ્રે મક્કહના કેટલાક માથાભારે તત્વોને શસ્ત્રસજ્જ કરીને "ખન્દમહ" પહાડની તળેટીમાં ગોઠવી દીધા હતા. જ્યારે હઝરત ખાલિદ બિન વલીદ પોતાની લશ્કરી ટુકડી સાથે અહીંથી પસાર થવા લાગ્યા તો આ તોફાની ટોળકીએ ઘાતમાંથી નીકળીને તેઓની ઉપર અચાનક હલ્લો કરી દીધો. એમાં સફવાન, ઇકરિમહ અને સુહૈલ પોતે પણ હતા.

**બહાદુરીના બણગા ફૂંકનારો યુવક**————ઇબ્ને ઈસ્હાક કહે છે : ખાલિદ બિન વલીદની લશ્કરી ટુકડી પર તૂટી પડનારા કુરૈશી બંડખારો અગાઉથી તૈયારી કરીને ખન્દમહ પહાડની તળેટીમાં લપાઇ ગયા હતા. હથિયારોથી એમની મદદ કરનાર બનૂબક્ર કબીલાનો હમ્માસ બિન કૈસ બિન ખાલિદ નામે એક શેખચલ્લી જેવો માણસ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં પધારે તે પહેલાં આ માણસ હથિયારોની ખટપટમાં પડેલો હતો. તેની બીબીએ આ ખટપટ જોઇને પૂછયું, "આ બધું શું છે અને શેની તૈયારી કરો છો ?"

હમ્માસ બિન કૈસ બોલ્યો, "તૈયારીનું પૂછે છે તો સાંભળ, આ તૈયારી મુહંમદ અને તેમના સાથીઓ માટે છે."

"પાગલ થઇ ગયા છો કે શું ?" બીબી બોલી, "આજે મુહંમદ અને તેમના સાથીઓ સામે કોણ ટકી

---

૧. કદાઅ અને કુદાઅ મક્કહના બે પહાડોના નામ છે. કદાઅ મક્કહની ઊંચાણ ભૂમિએ ઉત્તર દિશાએ આવેલો છે. કુદાઅ નીચાણ ભૂમિએ દક્ષિણ દિશાએ આવેલો છે. કુદાઅને એક ખૂણે મક્કહનું મશહૂર કબ્રસ્તાન "જન્નતુલ-મુઅલ્લા" આવેલું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની જમાઅત સાથે કુદાઅ પાસેથી પસાર થઇને કદાઅ તરફથી મક્કહમાં દાખલ થયા હતા. દિશાની બાબતે રાવીઓમાં મતભેદ પ્રવર્તે છે. (ઇબ્ને હિશામ જિ.૨ પા. ૪૮૧નો હાશિયો.) "હ"

શકે?''

''અરે જોજે ને !'' હમ્માસ બોલ્યો, ''આજે મુહંમદના એક સિપાહીને પકડીને તારા ગુલામ તરીકે હાજર નહિ કરૂં તો મારૂં નામ હમ્માસ નહિ !''

પછી તે મોજમાં આવીને આ પંક્તિઓ લલકારવા લાગ્યો :

**ઇંય યુક્-બિલુલ યવમ ફમા લી ઇલ્લહ • હાઝા સિલાહુન કામિલુંવ વ અલ્લહ,**

**વ ઝૂ ગિરા - રબ્ને સરીઉસ સલ્લહ.**

તરજુમો : જો આજે એ લોકો મારા મુકાબલે આવશે તો મુજમાં કોઇ તરહની નબળાઈ નથી. પૂરતાં હથિયારો હાજર છે. આ લાંબા ફળવાળો અણીદાર ભાલો છે અને આ આરપાર નીકળી જનારી દો-ધારી તલવાર છે.

**હઝરત ખાલિદ સાથે ઝપાઝપી**——————એ પછી હમ્માસ બિન કૈસ, ખન્દમહ સ્થળે સફવાન, ઇકરિમહ અને સુહૈલ પાસે પહોંચી ગયો અને ઘાતમાં બેસીને જ્યારે તેઓ હઝરત ખાલિદ બિન વલીદના સાથીઓમાંથી કેટલાક પર તૂટી પડયા તો આ રમખાણમાં બંને પક્ષે થોડીઘણી ખૂનરેઝી થવા પામી. આ ખૂનરેઝીમાં હઝરત કુર્ઝ બિન જાબિર ફિહરી અને બનૂ મુહારિબ બિન ફિહરના એક મર્દે-મુજાહિદ તથા બનૂ મુન્કઝના હલીફ હઝરત ખુનૈસ બિન ખાલિદ બિન રબીઅહ બિન અસરમ શહીદ થઇ ગયા.

એમાનાં બે મુજાહિદો હઝરત ખાલિદના સવારોમાંથી હતા પણ લશ્કરથી પાછળ પડીને બીજે રસ્તે ફંટાઇ ગયા હતા. શયતાની ટોળકીએ એકસાથે બંનેને કતલ કરી નાખ્યા. હઝરત ખુનૈસને હઝરત કુર્ઝથી પહેલાં કતલ કર્યા. ખૂનરેઝી વેળા હઝરત કુર્ઝે હઝરત ખુનૈસને પોતાના પગોની વચ્ચે લઇને તલવાર વીંઝવા માંડી અને તેમનો બચાવ કરતાં પોતે પણ શહીદ થઇ ગયા. તલવાર વીંઝતી વેળા તેઓ જિહાદના જુસ્સાથી રણગીતની આ પંક્તિઓ લલકારતા હતા :

**કદ અલિમત સફરાઉ મિમ બની ફિહરે • નકીય - યતિલ-વજહે નકીય-યતસ - સદરે,**

**લ અદ-રેબન્નલ - યવમ અન અબી સખ્રે.**

ભાવાર્થ : આજે બનૂ ફિહરના પીળા રંગના, ઊજળા ચેહરાના, સાફ સીનાવાળા લોકોને ખાતરી થઇ જશે કે હું મારા સાથી અબૂ સખ્ર તરફથી કેવી તલવારબાજી કરી રહ્યો છું !

ઇબ્ને હિશામ કહે છે : હઝરત ખુનૈસનું ઉપનામ અબૂ સખ્ર હતું અને તેઓ ખુઝાઅહ કબીલાના નબીરાઓમાંથી હતા. આ ઝપાઝપીમાં હઝરત સલમહ બિન મયલાઅ પણ શહીદ થઇ ગયા. (રદિયલ્લાહુ અન્હુમ)

**બહાદુર યુવકની બુઝદિલી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત સલમહ બિન મયલાઅ જુહૈનહ કબીલામાંથી હતા. મુશરિક બંડખોરો સાથે ઝપાઝપીમાં શહીદ થઇ ગયા. એ પછી કુરૈશી બંડખોરોના છક્કા છૂટી ગયા. પોતાના સાથીઓની બાર તેર લાશોને ખાકો-ખૂનમાં તરફડિયાં મારતી જોઇને ઊભી પૂછડીએ ભાગી છૂટ્યા. [1] ભાગનારાઓમાં પેલો શેખીખોર હમ્માસ બિન કૈસ બિન ખાલિદ પણ હતો. દોડતો આવીને ઘરમાં ઘૂસી ગયો અને પોતાની બીબીને બોલ્યો, ''અરે સાંભળે છે ! જલ્દી દરવાજો બંધ કરી દે, જલદી સાંકળ વાસી દે !''

તેની આ બહાદુરી જોઇને બીબીએ કટાક્ષ કર્યો, ''તે દિવસે તો બહુ બડાશ મારતા હતા હવે શું થયું?''

૧. એક રિવાયત મુજબ ૨૪ લાશો છોડીને નાસી ગયા. (કશ્ફુલ-બારી જિ.૨ પા. ૪૯૭) ''હ''

હમ્માસ પોતાનો શ્વાસ ઠીક કરતાં બોલ્યો :

**ઈન્નકે લવ શહિદતે યવમુલ-ખન્દમહ • ઈઝ ફર્ર સફવાનુ વ ફર્ર ઈકરિમહ.**

હે બેગમ ! જો તું ખન્દમહની ખૂનરેજી વેળા હાજર હોત જ્યારે કે સફવાન બિન ઉમૈયહ ફરાર થઈ ગયો અને ઈકરિમહ બિન અબૂ જહલ પણ ભાગી છૂટયો.

**વ અબૂ યઝીદ કાઈમુન કલ-મુઅ -તમહ • વસ્તક - બલત હુમ બિસ - સુયૂફિલ - મુસ્લેમહ.**

અને અબૂ યઝીદ એટલે સુહૈલ બિન અમ્ર થાંભલું બનીને ઊભો રહી ગયો અને અમે મુસલમાનોની એવી તલવારોની દોટે ચઢી ગયા; ——————

**યક-તઅના કુલ્લ સાઈદિંવ વ જુમ-જુમહ • દરબન ફલા યુસમઉ ઈલ્લા ગમ-ગમહ.**

એવી તલવારો જે દરેક કાંડાંને અને દરેક ખોપરીને કાપી-કાપીને ઉડાવી દેતી હતી અને ચીખ-પુકાર કે મારો-કાપોની બૂમરાણ સિવાય બીજો અવાજ સંભળાતો ન હતો.

**લહુમ નહૈતુન ખલ્ફના વ હમ-હમહ • લમ તન્તકી ફિલ-લવમે અદના કલિમહ.**

તે વેળા અમારી પાછળ સફવાન, સુહૈલ વગેરેના સીનાઓમાંથી નીકળતા હાય-હાય કે ઓહ-ઓહના ચીત્કારાઓ સિવાય કશું ન હતું. હે બેગમ ! જો તું આ બધું જોઈ લેત તો તારી જીભેથી ઠપકા કે કટાક્ષનો શબ્દ સરખો ના નીકળત !

**ઈસ્લામી લશ્કરનો શિઆર**——————ફત્હે-મક્કહ, જંગે-હુનૈન અને જંગે-તાઈફમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી મક્કહના મુહાજિરોના લશ્કરનો શિઆર ''યા બની અબ્દુર્રહમાન!'' હતો.

મદીનહના અન્સારમાંથી ખઝરજ કબીલાના લશ્કરનો શિઆર ''યા બની અબ્દુલ્લાહ !'' હતો અને મદીનહના અન્સારમાંથી ઔસ કબીલાના લશ્કરનો શિઆર ''યા બની ઉબૈદુલ્લાહ !'' હતો.

શિઆર એટલે નિશાને-જંગ અથવા એકબીજાની ઓળખાણનો સંકેત શબ્દ, કોડ-વર્ડ.

---

# પ્રકરણ ૧૩૮

# મક્કહના ઈશ્તેહારી મુજરિમો

લશ્કરના ઉપરીઓને મળેલું ફરમાન • પહેલા નંબરનો મુજરિમ • બીજા નંબરનો મુજરિમ • ઈબ્ને ખતલની ગાનારી લોંડીઓ • પાંચમા નંબરનો મુજરિમ • છઠ્ઠા નંબરનો મુજરિમ • સાતમા નંબરે સારહ બીબી • અબૂ જહલનો જવાન બેટો • કોણ કોણ કતલ થયા • બે ભગેડુઓ ઉમ્મે હાનીના ઘરમાં • રસૂલુલ્લાહ (સલ.)ની કઅબહમાં પધરામણી • રસૂલુલ્લાહ (સલ.)નો ખુત્બો • આઝાદી અને સલામતીની બશારત • કઅબહની કૂંચીનો હકદાર • બૈતુલ્લાહની તસવીરો અને મૂર્તિઓ • કઅબહની અંદર નમાઝ • કઅબહમાં સૌથી પહેલી અઝાન • ખૂનનો એક કમનસીબ બનાવ • બૈતુલ્લાહની અઝમતનો ખુત્બો • મદીનહના અન્સારને હૈયાધારણ • મૂર્તિઓ ઊંધા માથે ગબડી પડી • રસૂલુલ્લાહ (સલ.)ને કતલ કરવાની ચેષ્ટા • નિરાશાવાદી સફવાન બિન ઉમૈયહ • સફવાન અને ઈકરિમહની બેગમો • મક્કહનો પંકાયેલો શાઈર • ઈબ્ને ઝિબઅરાનો કસીદો • બીબી ઉમ્મે હાનીનો ખાવિન્દ • ફત્હે-મક્કહમાં ઈસ્લામી સૈન્યની સંખ્યા • મૂર્તિના પેટમાં બેઠેલો ભેદી શાઈર.

**લશ્કરના ઉપરીઓને મળેલું ફરમાન**———ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામી લશ્કરને મક્કહમાં દાખલ થવાનો હુકમ ફરમાવ્યો. મક્કહમાં દાખલ થવા પહેલાં આપે લશ્કરના અમીરો, અધિકારીઓ અને દરેક કબીલાના લશ્કરી સરદારોની તાકીદની સભા બોલાવી અને તેઓ પાસેથી આપે આ વાતનું પાકું વચન લીધું કે :

•———કોઈ પણ માણસ સાથે લડવું નહિ. ઝગડો થાય તેવી કોઈ વાત કરવી નહિ. ધાકધમકી કોઈને આપવી નહિ.

•———કોઈ પણ માણસને કતલ કરવો નહિ. નાહક ખૂન રેડવું નહિ.

•———હા જે લોકો શિંગડાં ઉગામે, તમારા મુકાબલે આવે અને પોતે લડવાની શરૂઆત કરે તેઓ સાથે લડવાની છૂટ છે.

એની સાથે જ આપે મક્કહના કેટલાક ખાસ માણસોના નામો ગણી બતાવ્યાં અને લશ્કરના અધિકારીઓ પાસેથી વચન લીધું કે :

"એમાંનો કોઈ પણ માણસ ગમે ત્યાં તમારી દોટે ચઢી જાય, પછી તે ખાનએ-કઅબહના

પર્દા પાછળ લપાયેલો હોય તો પણ ત્યાં જ તેને કતલ કરી નાખવો."[1]

**પહેલા નંબરનો મુજરિમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જે લોકોને જોતાં જ ઠાર મારવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો તેઓમાંથી એક બનૂ આમિર બિન લુઐય કબીલાનો અબ્દુલ્લાહ બિન સઅદ બિન અબી સરહ હતો. આ માણસ હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુનો દૂધભાઈ થતો હતો. ભણેલો ગણેલો જાણકાર માણસ હતો. કુર્આનની આયતોનો કાતિબ હતો.

એને મળે ત્યાં મારી નાખવાનો હુકમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એટલા માટે ફરમાવ્યો હતો કે એ મુસલમાન બનવા પછી મુર્તદ બની ગયો હતો. મુસલમાન બનવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એને આકાશી વહી એટલે કુર્આનની આયતો લખવાના કામ પર નિયુકત કર્યો હતો. પરંતુ બાદમાં ઈસ્લામનો ત્યાગ કરીને મુશરિક અને મુર્તદ બની ગયો હતો અને મુસલમાનો પાસેથી નાસીને મક્કહ ચાલ્યો ગયો હતો અને કુરૈશી કાફિરો સાથે ભળીને કાફિર બની ગયો હતો.

હવે જયારે મક્કહ ફતેહ થયું તો આ માણસ લપાતો છુપાતો ઘરમાંથી નીકળી નાઠો અને છુપી રીતે હઝરત ઉસ્માન બિન અફ્ફાન પાસે જઈને તેમનો આસરો મેળવી લીધો. હઝરત ઉસ્માનનો દૂધભાઈ થતો હોવાથી હઝરત ઉસ્માને એને આસરો આપીને છુપાવી રાખ્યો. ફત્હે-મક્કહ પછી જયારે બધું શાંત થઈ ગયું તો હઝરત ઉસ્માન એને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. એની તરફથી માફીની દરખાસ્ત સાથે એને જીવતદાન આપી દેવાની ભલામણ કરી.

લોકોનું કહેવું છે કે હઝરત ઉસ્માનની ભલામણ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મોડે સુધી ખામોશ રહ્યા. મજલિસમાં મોડે સુધી સન્નાટો છવાયેલો રહ્યો. જયારે મોડે સુધી જવાબ નહિ મળ્યો તો હઝરત ઉસ્માને અદબપૂર્વક ફરીવાર ભલામણ કરી, "યા રસૂલલ્લાહ ! એને માફ કરી દો. એને જીવતદાન આપી દો."

આપે ફરમાવ્યું, "ઠીક છે."

એ પછી હઝરત ઉસ્માન તેને લઈને રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ચાલ્યા ગયા. હઝરત ઉસ્માનના જવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની આજુબાજુમાં બેઠેલા માનવંતા સહાબાને ફરમાવ્યું, "જાણો છો હું મોડે સુધી ખામોશ કેમ રહ્યો ?"

સહાબાએ અરજ કરી, "અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણે છે."

આપે ફરમાવ્યું, "હું એટલા માટે ખામોશ રહ્યો કે તમારામાંથી કોઈ ઊભો થઈને તેની ગરદન તલવારથી ઉડાવી દેત !"

એક અન્સારી બોલ્યા, "યા રસૂલલ્લાહ ! એમ જ હતું તો મને ઈશારો ફરમાવી દેત !"

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે લોકોના નામો લીધાં એ બધા "ઇશ્તેહારી મુજરિમો" કહેવાય છે. સીરતકારોએ એમની સંખ્યા ૬ થી લઇને ૧૫ સુધી દર્શાવી છે. એમાંથી ૮ માફી માગીને મુસલમાન બની ગયા. પાંચ કતલ થયા. એક નાસીને નજરાન ચાલ્યો ગયો અને ત્યાં જ કુફ્રની હાલતમાં મરી ગયો અને એકની કતલ વિષે મતભેદ છે. સનદી રિવાયતો મુજબ કતલ ફકત બેજ માણસો થયા જેઓ પોતે ખૂની હતા. એક નજરાનમાં મરી ગયો. એકની કતલ વિષે મતભેદ છે. બાકીના ૧૧ મુજરિમો બચી ગયા. મુજરિમ એટલે આરોપી, ગુનેહગાર, અપરાધી. (ફત્હુલ-બારી જિ.૨ પા. ૫૦૧-૫૦૪ - વધુ વિગત માટે જુઓ સીરતુન-નબી જિ.૧ પા ૫૨૩ થી ૫૨૬ સુધી) "હ"

આપે ફરમાવ્યું, ''જુઓ પયગમ્બર કોઇને ઇશારાથી કતલ નથી કરાવતા.'' (એટલે ઇશારાબાજી પયગમ્બરોને નહિ છાજે.)

ઇબ્ને હિશામ કહે છે : અબ્દુલ્લાહ બિન સઅદ બિન અબી સરહ એજ દિવસથી પાકા અને સાચા મુસલમાન બની ગયા. બાદમાં ઇસ્લામ માટે અનેક ભોગો આપ્યા. હઝરત ઉમરે પોતાની ખિલાફતમાં એમને એક પ્રાંતના ગવર્નર બનાવ્યા. પછી હઝરત ઉસ્માને પણ પોતાની ખિલાફતમાં એમને ગવર્નર બનાવ્યા. અલ્લાહ એમનાથી રાજી હો !

**બીજા નંબરનો મુજરિમ**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : જેઓની કતલનું ફરમાન છોડવામાં આવ્યું તેઓમાંથી એક અબ્દુલ્લાહ બિન ખતલ નામે ગૃહસ્થ હતો જે બનૂ તૈમ બિન ગાલિબના ખાનદાનમાંથી હતો. એની કતલનું ફરમાન છૂટયું તેનું કારણ એમ બન્યું કે એના મુસલમાન થવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એને ઝકાત ખાતાનો ઉપરી બનાવીને એક વસતિમાં ઝકાતની ઉઘરાણી માટે મોકલ્યો. એના સંગાતે એક અન્સારી મુસલમાનને પણ મોકલાવ્યા. ઇબ્ને ખતલે પોતાના એક ગુલામને પણ પોતાની સેવા ચાકરી માટે સાથે લીધો. એનો આ ગુલામ મુસલમાન હતો.

અબ્દુલ્લાહ બિન ખતલે પોતાના સાથીઓ સાથે એક મંઝિલે પહોંચીને પડાવ નાખ્યો અને એક મેંઢો ઝબહ કરીને પોતાના ગુલામને જમણ તૈયાર કરવાનો આદેશ આપ્યો અને પોતે થાકેલો હોવાથી પથારીમાં પડતું મૂકયું. જયારે જાગ્યો તો ભૂખ્યો હોવાથી ગુલામ પાસે ખાવાનું માગ્યું, પણ ખાવાનું તૈયાર ન હતું. ગુલામ બિચારો પણ થાક અને ઉજાગરાનો માર્યો ઊંઘી ગયો હતો. આ ગફલત બદલ મગજનો કાબૂ ગુમાવીને તેણે પોતાના ગુલામને કતલ કરી નાખ્યો અને પોતે મક્કહ નાસી ગયો અને ત્યાં જઇને મુર્તદ બનીને કુરૈશી કાફિરો સાથે શામિલ થઇ ગયો અને પોતે પણ મુશરિક બની ગયો. [૧]

**ઇબ્ને ખતલની ગાનારી લોંડીઓ**—————અબ્દુલ્લાહ ઇબ્ને ખતલની બે લોંડીઓ હતી. એકનું નામ ફરત્ના અને બીજીનું કરીબહ અથવા કુરૈબહ હતું. નાચમુજરામાં અને ગીતો ગાવાની કળામાં બંનેએ નામના મેળવી હતી. ઇબ્ને ખતલ નાચરંગની મેહફિલો ગોઠવીને આ લોંડીઓ પાસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બદગોઇઓના ગીતો ગવાડયા કરતો હતો. મક્કહ ફતેહ થયું તો આપે ઇબ્ને ખતલની સાથે તેની લોંડીઓને પણ કતલ કરવાનો હુકમ ફરમાવ્યો હતો.

**પાંચમા નંબરનો મુજરિમ**—————વાજિબુલ-કત્લ મુજરિમોમાંથી પાંચમા નંબરનો મુજરિમ હુવૈરિસ઼ બિન નુકૈઝ બિન વહબ બિન અબ્દ બિન કુસૈય નામે શખ્સ હતો. આ માણસ મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તરહ-તરહની ઇજાઓ આપ્યા કરતો હતો.

ઇબ્ને હિશામ કહે છે : હુવૈરિસ઼ બિન નુકૈઝે બીજો પણ એક ગંભીર ગુનાહ કર્યો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની

---

૧. અબ્દુલ્લાહ બિન ખતલ ત્રણ ગુનાહોનો આરોપી ઠર્યો હતો : (૧) નાહક ખૂન કર્યું. (૨) ઇસ્લામ ત્યાગીને મુર્તદ બની ગયો. (૩) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બદગોઇઓના કાવ્યો રચીને, નાચગાનની મેહફિલો ગોઠવીને, પોતાની બે લોંડીઓ પાસે આ નિંદાગીતો ગવાડતો હતો. આ ત્રણમાંથી દરેક ગુનાહની શિક્ષા મોત છે. ફત્હે-મક્કહ વેળા ઇબ્ને ખતલ કઅબહના પર્દામાં ભરાય ગયો. લોકોએ આપને ખબર કરી તો આપે ફરમાવ્યું, ''ત્યાં જ તેને કતલ કરી નાખો.'' હઝરત અબૂ બરઝહ અસ્લમી અને હઝરત સઅદ બિન હુરૈસ મખ્ઝૂમીએ મળીને, હજરે-અસ્વદ તથા મકામે-ઇબ્રાહીમની વચ્ચે એને કતલ કર્યો. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૪૧) ''હ''

બે સાહબઝાદીઓ, હઝરત ફાતિમહ અને હઝરત ઉમ્મે-કુલસૂમને મક્કહથી મદીનહ લઈ જતા હતા. રસ્તામાં હુવૈરિસે પોતાના સાથીઓ સાથે એમને ઘેરી લીધા અને સાહબઝાદીઓને ધમકાવીને ખૂબ માનસિક ત્રાસ આપ્યો હતો. અને તીરોના ગોદા મારીમારીને બંને સાહબઝાદીઓને જમીન પર પાડી નાખ્યા હતાં.

**છઠ્ઠા નંબરનો મુજરિમ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુજરિમોમાંથી છઠ્ઠો મુજરિમ મિકયસ બિન સુબાબહ નામે માણસ હતો. એની કતલનો એટલા કારણે હુકમ મળ્યો કે એણે મક્કહથી મદીનહ જઇને એક અન્સારી મુસલમાનને ધોકાથી કતલ કરી નાખ્યા હતા. આ અન્સારી મુસલમાને, મિકયસના મુસલમાન બનેલા ભાઇને એક લડાઇમાં દુશ્મનનો માણસ સમજીને ભૂલથી મારી નાખ્યો હતો. મિકયસને સમાચાર મળતાં તે મક્કહથી મદીનહ ગયો. પોતે મુસલમાન બની ગયો અને પોતાના ભાઇના ખૂનનો દાવો કરી દીધો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એના ભાઇના ખૂનની કિંમત એને ચૂકવી આપી. કિંમત લેવા છતાં એક દિવસે એણે પેલા અન્સારી મુસલમાનને કતલ કરી નાખ્યા અને મદીનહથી ફરાર થઇને મક્કહ પહોંચી ગયો અને ઇસ્લામને છોડીને મુર્તદ બની ગયો અને કુરૈશ સાથે ભળીને મુશરિક બની ગયો.

**સાતમા નંબરે સારહ બીબી**————ઇશ્તેહારી મુજરિમોમાં સાતમા નંબરે સારહ અથવા સાર્રહ નામની એક સ્ત્રી હતી. એ બનૂ અબ્દુલ-મુત્તલિબ ખાનદાનના કોઇ માણસની લોંડી હતી. મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાતજાતની તકલીફો આપ્યા કરતી હતી.

**અબૂ જહલનો જવાન બેટો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇશ્તેહારી મુજરિમોમાં અબૂ જહલનો જવાન ફરઝંદ ઇકરિમહ પણ શામિલ હતો. ફત્હે મક્કહને દિવસે મક્કહના માથાભારે તત્વો સાથે ગઠબંધન કરીને મુસલમાનો વિરૂધ્ધ રમખાણ મચાવ્યું. ઇસ્લામી લશ્કરના બે ત્રણ મુજાહિદોને મારી નાખ્યા અને હઝરત ખાલિદ બિન વલીદના હાથે પરાજય થતાં મક્કહથી ફરાર થઇને યમન નાસી ગયો. એની બેગમ, બીબી ઉમ્મે હકીમ બિન્તે હારિસ બિન હિશામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયાં. સાચા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયાં અને પોતાના ખાવિન્દ માટે માફી તથા સલામતીની દરખાસ્ત રજૂ કરતાં બોલ્યાં, ''યા રસૂલલ્લાહ ! મારા ખાવિન્દ ઇકરિમહને માફી આપી દો. તેમના માટે સલામતીનું વચન આપો.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીબી ઉમ્મે હકીમની દરખાસ્ત વધાવી લઇને ઇકરિમહ બિન અબૂ જહલને જીવતદાન આપી દીધું. બીબી ઉમ્મે હકીમ એક બહાદુર અને સાહસ-ખેડુ ખાતૂન હતાં. પોતાના ખાવિન્દની શોધમાં મક્કહથી નીકળી પડયાં. જંગલો અને પહાડો ખૂંદતાં યમન પહોંચી ગયાં અને છેવટે પણ ખાવિન્દનો પત્તો મેળવી લઇને તેમને મક્કહ લઇ આવ્યાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરી દીધા. હઝરત ઇકરિમહ એજ વેળા કલિમો પઢીને મુસલમાન બની ગયા.[1]

**કોણ કોણ કતલ થયા**————અબ્દુલ્લાહ ઇબ્ને ખતલને હઝરત સઅદ બિન હુરૈસ મખ્ઝૂમી તથા હઝરત અબૂ બરઝહ અસ્લમીએ મળીને કઅબહમાં કતલ કર્યો. કઅબહના પર્દામાં ભરાય ગયો હતો.

મિકયસ બિન સુબાબહને હઝરત નુમૈલહ બિન અબ્દુલ્લાહએ કતલ કર્યો. મિકયસ પોતે પણ હઝરત

૧. બાદમાં હઝરત ઇકરિમહ રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા જાં-નિસાર બની ગયા. ઇસ્લામની સરબુલંદી માટે અનેક ભોગો આપ્યા. પોતાનું પૂરૂં જીવન જિહાદમાં વીતાવી દીધું. જંગે-યરમૂકમાં શહીદ થયા તો બદન પર તલવારો અને ભાલાઓના ૭૦થી વધારે ઘા હતા. (ફત્હુલ-બારી જિ. ૨ પા. ૫૦૧) ''ફ''

નુમૈલહની જ કૌમમાંથી હતો.

ઇબ્ને ખતલની લોંડીઓમાંથી કુરૈબહ કતલ થઇ ગઇ. બીજી કરત્ના નામે લોંડી નાસી ગઇ. છેવટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગઇ. મુસલમાન બનીને માફી માગી લીધી. આપે તેને માફી આપી દીધી.

એક રિવાયત મુજબ સારહ માટે પણ માફીની દરખાસ્ત રજૂ કરવામાં આવી જેનો સ્વીકાર થતાં તે બચી જવા પામી. હઝરત ઉમરની ખિલાફત વેળા મક્કહની એક ખીણમાં કોઇ ઘોડેસવારના ઘોડાની હડફટમાં આવીને વફાત પામી ગઇ.

રહી ગયો હુવૈરિસ઼ બિન નુકૈઝ તો હઝરત અલી બિન અબી તાલિબે એને કતલ કર્યો.

**બે ભગેડુઓ ઉમ્મે-હાનીના ઘરમાં**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને સઇદ બિન અબૂ હિન્દે અકીલ બિન અબી તાલિબના આઝાદ ગુલામ અબૂ મુર્રહના હવાલાથી આ રિવાયત કહી સંભળાવી. હઝરત અલીના બહેન ઉમ્મે હાની બિન્તે અબી તાલિબનું બયાન છે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મક્કહની ઊંચાણ ભૂમિએ પધારીને બિરાજમાન થયા તો ઇશ્તેહારી મુજરિમોની કતલની જાહેરાત સાંભળીને બે માણસો દોડતા આવીને મારા ઘરમાં ભરાઇ ગયા. એ બંને બનૂ મખઝૂમના ખાનદાનમાંથી હતા અને મારા દેવરોમાંથી હતા. મેં એમને મારા ઘરની ઓરડીમાં આસરો આપ્યો.''

બીબી ઉમ્મે-હાનીના ખાવિન્દનું નામ હુબૈરહ બિન અબૂ વહબ મખઝૂમી હતું.

બીબી ઉમ્મે-હાનીનું બયાન છે : ''પેલા બંનેની પાછળ લાગલા જ મારા ભાઇ અલી બિન અબી તાલિબ આવી લાગ્યા અને બોલ્યા, ''અલ્લાહના સોગંદ, હું જરૂર એ બંનેને કતલ કરીશ.''

મેં એમને બચાવવા માટે ઓરડીનો દરવાજો બંધ કરી દીધો અને એજ વેળા હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં દોડી ગઇ. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા ઘરમાં એક વાસણમાં પાણી ભરીને ગુસલ ફરમાવતા હતા. હઝરત ફાતિમહ આપના બેટી એક ચાદરનો પર્દો તાણીને ત્યાં ઊભેલાં હતાં. ગુસલથી પરવારીને આપે કપડાં પહેરી લીધાં. એ પછી આપે ચાશતની આઠ રકઅત નમાઝ પઢી. નમાઝથી પરવારીને આપે મારી તરફ જોયું અને ફરમાવ્યું, ''ખુશ આમદી ઉમ્મે હાની ! (એટલે ભલે પધાર્યા ઉમ્મે હાની !) કહો કેમ આવવાનું થયું ?''

''યા રસુલલ્લાહ ! '' મે કહ્યું, ''મારા ખાવિન્દના બે ભાઇઓએ મારા ઘરમાં આસરો લીધો છે અને મારા ભાઇ અલી તેઓને કતલ કરવા માગે છે.''

આપે ફરમાવ્યું, ''ઉમ્મે-હાની ! જેને તમે આસરો આપ્યો તેને અમે આસરો આપ્યો. જેને તમે રક્ષણમાં લીધા તેને અમે રક્ષણમાં લીધા. જાવ અલીને કહો તેઓનં કતલ નહિ કરે.''

ઇબ્ને હિશામ કહે છે : એ બંને ગૃહસ્થો હારિસ઼ બિન હિશામ અને ઝુહૈર બિન અબૂ ઉમૈયહ બિન મુગીરહ હતા.

**રસૂલુલ્લાહ (સલ.)ની કઅબહમાં પધરામણી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન

જઅફર બિન ઝુબૈરે ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન અબૂ સૌરના વાસ્તાથી બીબી સફિય્યહ બિન્તે શૈબહની આ રિવાયત કહી સંભળાવી કે, ''મક્કહ ફતેહ થવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહ શહેરમાં પધાર્યા અને જ્યારે બધું શાંત થઇ ગયું તો આપ સવારી પર બેસીને બૈતુલ્લાહ પાસે પધાર્યા અને સવારી પર જ બેસીને આપે સાત વાર કઅબહનો તવાફ કર્યો. તવાફ કરતી વેળા આપના હાથમાં એક છડી હતી જેને ''મિહજન''કહે છે. [૧] આ છડીથી આપ હજરે-અસ્વદનો, બોસા તરીકે સ્પર્શ કરતા હતા. એટલે હજરે-અસ્વદને ચુંબન આપવાને બદલે ફકત છડી તેને અડાડી દેતા હતા.

જ્યારે તવાફના સાત ફેરા પૂરા કર્યા તો આપે ઉસ્માન બિન તલહાને બોલાવ્યા. તેમની પાસેથી કઅબહની ચાવી લઇને આપે કઅબહનો દરવાજો ખોલ્યો અને આપ કઅબહમાં દાખલ થયા. ત્યાં અંદર લાકડાંના બનેલા કબૂતરો જોવામાં આવ્યાં. આપે પોતાના મુબારક હાથથી એ કબૂતરોને તોડીને ફેંકી દીધાં. એ પછી આપ કઅબહના દરવાજે આવીને ઊભા થઇ ગયા. તેટલી વારમાં કઅબહની મસ્જિદે-હરામનો આખો ચોક તમામ મુસલમાનો તથા કુરૈશના લોકોથી ચિક્કાર થઇ ગયો.

**રસૂલુલ્લાહ (સલ.)નો ખુત્બો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કઅબહના દરવાજે ઊભા રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પ્રવચન કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| લા ઇલાહ ઇલ્લલ-લાહુ. | કોઇ પૂજાપાત્ર નથી અલ્લાહ સિવાય. |
| વહદહૂ લા શરીક લહૂ. | તે એક છે કોઇ તેનો ભાગીદાર નથી. |
| સદક વઅદહૂ. | તેનો વાયદો સાચો પુરવાર થયો. |
| વ નસર અબ્દહૂ. | અને તેણે પોતાના બંદાની મદદ કરી. |
| વ હઝમલ-અહઝાબ વહદહૂ. | અને ફકત તેણે જ તમામ જથ્થાઓને શિકસ્ત આપી. |
| અલા ! કુલ્લુ મઅ-સિરતિન, | સાંભળો ! સઘળા ખાનદાની અભિમાનો કે ઘમંડો, |
| અવ દમિન અવ માલિન યુદ્દઆ, | અથવા ખૂન કે માલના દાવાઓ, |
| ફહુવ તહતા કદમિય્ય હાતૈનિ, | એ બધું આજે મારા પગો તળે છે; |
| ઇલ્લા સદાનતલ-બૈતિ, | સિવાય કે બૈતુલ્લાહની સેવાનો વહીવટ, |
| વ સકાયતલ - હાજ્જે. | અને હાજીઓના પાણી-ખાતાનો વહીવટ. |
| અલા ! વ કતીલુલ - ખત્અ, | સાંભળો ! ભૂલથી જે શખ્સ માર્યો જાય; |
| શિબહિલ-અમદ, | તે ઇરાદાપૂર્વક મારી નખાયેલા એવા શખ્સ જેવો જ છે; |
| બિસ-સવતિ વલ-અસા. | જેને કોરડા અને લાઠીથી મારી નાખ્યો હોય. |
| ફઝીહિદ-દિયતિ મુગલ-લઝતિ, | એના ખૂન માટે પૂરેપૂરો લોહીદંડ છે, |
| મિઅતુમ મિનલ ઇબિલિ, | અને તે પૂરાં સો ઊંટો છે ; |
| અર-બઊન મિનહા, | જેમાંની ૪૦ ઊંટણીઓ એવી હોય, |
| ફી બુતૂનિહા અવલાદિહા. | જેઓના પેટોમાં તેઓના બચ્ચાં હોય. |
| યા મઅશર કુરૈશિન ! | હે કુરૈશના લોકો ! |

૧. મિહજન : એવી છડી કે લાકડીને કહે છે જે ઊંટસવારના હાથમાં રહે છે અને જેનો એક છેડો વાંકો વળેલો હોય છે. ''હ''

| | |
|---|---|
| ઈન્નલ્લાહ કદ અઝહબ અન્કુમ | બેશક અલ્લાહએ નાબૂદ કરી નાખ્યું છે તમારૂં, |
| નિખ્વતલ - જાહિલિય્યતિ | જાહિલિયતનું અભિમાન, |
| વ તઅઝ - ઝુમિહા બિલ-આબાઇ. | અને બાપદાદાની મોટાઈ માણવાનો ઘમંડ. |
| અન્નાસુ મિન આદમ, | બધા ઈન્સાન આદમથી પેદા થયા, |
| વ આદમ મિન તુરાબ. | અને આદમ માટીથી પેદા થયા. |

એ પછી આપે લોકોની સામે કુર્આનની આ આયત તિલાવત ફરમાવી :

| | |
|---|---|
| યા ઐયુહન-નાસુ ! | એ લોકો ! |
| ઈન્ના ખલક્ના-કુમ | અમે પેદા કર્યા તમને, |
| મિન ઝકરિંવ વ ઉન્સા | એક પુરૂષ અને એક સ્ત્રીથી; |
| વ જઅલના-કુમ શુઊબંવ | અને બનાવી દીધા અમે તમારા સમુહો; (અથવા વિભાગો) |
| વ કબાઈલ | અને બનાવી દીધા તમારા કબીલા |
| લિ-તઆરફૂ. | કે જેથી તમે ઓળખી શકો એક બીજાને. |
| ઈન્ન અકરમ્-કુમ | બેશક તમારામાં સૌથી વધુ માનપાનવાળો |
| ઈન્દલ્લાહિ અત્કા-કુમ. | અલ્લાહ કને તે છે જે સૌથી વધુ તેનાથી ડરનારો હોય.[1] |

**આઝાદી અને સલામતીની બશારત**——————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખાસ કુરૈશને સંબોધીને ફરમાવ્યું, "હે કુરૈશી સમૂહ ! જાણો છો આજે હું તમારી સાથે કેવો વર્તાવ કરવાનો છું ? શું માનવું છે તમારૂં એ અંગે ?"

તે વેળા કઅબહનો વિશાળ ચોક ચિક્કાર હતો કુરૈશથી. મક્કહના નાનામોટા બધા જ પોતાના ઘરોમાંથી નીકળીને અહીં ભેગા થઇ ગયા હતા. દરેકના માથે ચકલું બેઠેલું હોય તેવો સન્નાટો છવાયેલો હતો. વીતેલા સમયને યાદ કરીને બધા જાનના ખોફથી ફફડી રહ્યા હતા. આશા-નિરાશા વચ્ચે ડોલાં ખાતા હતા અને પોતાની કિસ્મતનો ફેસલો સાંભળવા આતુર હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સવાલ સાંભળીને બધા ભેગા સ્વરે બોલ્યાઃ

"અખુન કરીમુન.......અખુન કરીમુન વબ્નુ અખિન કરીમ." તમે શરીફ ભાઈ છો અને અમારા શરીફ ભાઈના બેટા છો.

આપે ફરમાવ્યું, "ઇઝહબૂ ફઅન-તુમુત-તુલકાઅ." જાવ આજે તમે બધા આઝાદ છો.

**સંપાદકની નોંધ**——————બીજી રિવાયતમાં છે કે કુરૈશના હજારો સ્ત્રી-પુરૂષો ખાનએ-કઅબહના ચોકમાં ખોફથી આશા-નિરાશા વચ્ચે ઝોલાં ખાતા હતા ત્યાં જ અચાનક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : "યા મઅશર કુરૈશ !" હે કુરૈશના લોકો ! "લા તસ્રીબ અલૈકુમુલ-યૌમ." આજે તમારા માટે ડર, ખોફ કે ચિન્તા જેવું કશું નથી. "ઇઝહબૂ ફ-અન્તુમુત-તુ-લ-કાઅ." જાવ તમે બધા આઝાદ છો.

આ રીતે અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જનમ-જનમના દુશ્મનોને માફી

૧. સૂરએ-હુજુરાત. પારહ ૨૬ આયત ૧૩

આપીને આંખના પલકારામાં આઝાદ કરી દીધા. ન કોઇને લોંડી બનાવી ન કોઇને ગુલામ બનાવ્યો. ન કોઇની પાસેથી વેર લીધું ન કોઇનો માલ લૂંટયો ન કોઇના ઘરનો કબજો લીધો......એટલું જ નહિ, મક્કહના ત્રાસવાદીઓ અને હિંસાખોરોના ઝુલ્મો-સિતમથી કંટાળીને જે મુસલમાનો પોતાના મકાનો અને મિલકતો છોડીને મદીનહ હિજરત કરી ગયા હતા તેઓના આ મકાનો અને મિલકતો, તેના મૂળ માલિકોને પાછા આપી દેવાનો પણ કોઇ વટહુકમ આપે બહાર પાડયો નહિ. જેણે જેટલું બળજબરીથી કબજે કરી લીધું હતું તે જેમનું તેમ તેની જ પાસે રહેવા દીધું. જો કે આ છોડેલાં મકાનો અને મિલકતોના મૂળ માલિકો પણ ફત્હે-મક્કહ વેળા હાજર હતા.

છે દુનિયાનો કોઇ સિપહસાલાર.......જેણે ફતેહમંદ બનવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેવી રહમદિલી અને ઉદારદિલીનો નમૂનો રજૂ કર્યો હોય ! ગુજરાતી સંપાદકની નોંધ પૂરી થઇ.

**કઅબહની કૂંચીનો હકદાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : પોતાનું પ્રવચન અને આઝાદીની જાહેરાત કરીને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખાનએ-કઅબહના સાયામાં જ બિરાજમાન થઇ ગયા. એટલામાં હઝરત અલી આપની તહેનાતમાં આવીને ઊભા થઇ ગયા. કઅબહના દરવાજાની ચાવી અલીના હાથમાં હતી. અલીએ બા-અદબ વિનંતી કરી.

"યા રસૂલલ્લાહ ! અલ્લાહની અપાર રહમતો હો આપની ઉપર ! મારી એક દરખાસ્ત છે."

"શું દરખાસ્ત છે હે અલી ?" આપે ફરમાવ્યું.

"વધુ તો કંઇ નહિ યા રસૂલલ્લાહ ! બસ કઅબહના સિકાયહ અને હિજાબહના ઓહદા મને ઇનાયત ફરમાવો કે જેથી હાજીઓની બહેતર સેવાનું માન મેળવી શકું." [૧]

એજ વેળા આપે ફરમાવ્યું, "હા જુઓ, ઉસ્માન બિન તલહા કયાં છે ?"

કુરૈશના ટોળાંમાંથી ઉસ્માન બિન તલહાને બોલવવામાં આવ્યા. તેઓ આપની તહેનાતમાં આવીને ઊભા થઇ ગયા. આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| હાક મિફતાહ-ક યા ઉસ્માન ! | હે ઉસ્માન ! આ રહી તમારી ચાવી. એને સંભાળો. |
| અલ-યમવ, યવમ બિર્રિન | આજનો દિવસ નેકીનો દિવસ છે. |
| વ વફાઇન | અને આજનો દિવસ વાયદો વફા કરવાનો દિવસ છે. |

ઇબ્ને હિશામ કહે છે : મને સુફયાન બિન ઉયૈનહની આ રિવાયત મળી છે. તે મુજબ સુફયાનનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીની દરખાસ્તના જવાબમાં ફરમાવ્યું :

"હે અલી ! હું તમને તે ઓહદો આપું છું જેની તમને તમન્ના છે. એ છે સિકાયહનો ઓહદો. (સિકાયહ એટલે હાજીઓને પાણી પીવાડવાનો ઓહદો) જુઓ અલી ! એમાં મહેનત, ઝેહમત અને ખંતની વધારે જરૂર છે. રહ્યો હિજાબહ (એટલે ખાનએ-કઅબહની દરબાનીનો ઓહદો) તો એનો વહીવટ કુરૈશના પરંપરાગત ખાનદાનના હાથમાં રહેશે. બૈતુલ્લાહનો ગિલાફ પણ તેઓ જ તૈયાર કરીને મોકલાવશે."

**સંપાદકની નોંધ**————હિજાબહ એટલે કઅબહની ચાવી અને દરબાનીનો ઓહદો ઉસ્માન બિન

૧. સિકાયહ એટલે હાજીઓને પાણી પીવાડવાનું ખાતું અને હિજાબહ કઅબહની દરબાનીનું ખાતું.

તલહાના ખાનદાનમાં પરંપરાથી ઊતરી આવતો હતો. હફતામાં બે દિવસ એટલે સોમવારે અને ગુરૂવારે કઅબહનો દરવાજો ખોલવાનો એમનો નિયમ હતો. મક્કહના જીવનમાં એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉસ્માન બિન તલહાને કઅબહનો દરવાજો ખોલવાની વિનંતી કરી તો ઉસ્માને ડોકું ધૂણાવીને ચોખ્ખા શબ્દોમાં ઇન્કાર કરી દીધો. ત્યારે આપે ફરમાવ્યું, "ઉસ્માન ! તે દિવસ કેવો હશે જ્યારે કઅબહની ચાવી મારા હાથમાં હશે !"

ઉસ્માને આવેશથી જવાબ આપ્યો, "હે મુહંમદ ! એ દિવસે કુરૈશ કદાચ મરી પરવાર્યા હશે !"

આજે ચાવી આપતી વેળા આપે એ પ્રસંગ યાદ દેવાડયો તો ઉસ્માને નીચી મૂંડીથી કહ્યું, "યા રસૂલલ્લાહ! હું ગવાહી આપું છું કે બેશક આપ અલ્લાહના સાચા રસૂલ છો."

આપે ફરમાવ્યું, "ઉસ્માન ! જાવ આ ચાવી કાયમ માટે તમારા જ ખાનદાનમાં રહેશે."

અને ખરેખર આજે પણ બૈતુલ્લાહની ચાવી ઉસ્માન બિન તલહાના શૈબી ખાનદાનમાં જ છે અને જગતના અંત સુધી રહેશે. (અસ્સિહ-હુસ-સિયર પેજ ૨૮૦) સંપાદકની નોંધ પૂરી થઇ.

**બૈતુલ્લાહની તસવીરો અને મૂર્તિઓ**————ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારોએ મને માહિતી આપી કે મક્કહની ફતેહ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બૈતુલ્લાહમાં દાખલ થયા તો તેની અંદર ફરિશ્તાઓ વગેરેની તસવીરો આપના જોવામાં આવી. એક તસવીર હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની પણ હતી જેના હાથમાં તીરો હતાં, જેને તેઓ છોડી રહ્યા હતા. આ તસવીર જોઇને આપે ફરમાવ્યું,

> "અલ્લાહની માર હો મુશરિકો પર ! તેઓએ અલ્લાહના પયગમ્બરોને પણ નહિ છોડયા. પયગમ્બરોના હાથે પણ શુકન-અપશુકનના તીર ચલાવી દીધાં. કયાં અલ્લાહના પયગમ્બર હઝરત ઇબ્રાહીમ અને કયાં મુશરિકોની માન્યતાના આ તીર !" પછી આપે આ આયત પઢી :

| | |
|---|---|
| મા કાન્ ઇબ્રાહીમુ યહૂ-દિય-યંવ | ઇબ્રાહીમ ન યહૂદી હતા |
| વલા નસરાનિય-યંવ વલાકિન | અને ન ખ્રિસ્તી હતા બલકે |
| કાન્ હનીફમ મુસ્લિમા. | તેઓ શુધ્ધ અને સ્વચ્છ મુસલમાન હતા. |
| વમા કાન્ મિનલ-મુશરિકીન. | અને ન તેઓ મુશરિકોમાંથી હતા. |

પછી આપે આ તસવીરોને મિટાવી દેવાનો હુકમ ફરમાવ્યો અને એજ વેળા કઅબહની બધી તસવીરો મિટાવી દેવામાં આવી. (એવી જ રીતે મૂર્તિઓ પણ તોડી નાખવામાં આવી જેનું બયાન આગળ આવે છે.)

**કઅબહની અંદર નમાઝ**————ઇબ્ને હિશામ કહે છે : મને એવી પણ માહિતી આપવામાં આવી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહની અંદર દાખલ થયા તો આપની સાથે હઝરત બિલાલ પણ હતા. આપ કઅબહમાંથી નીકળીને બહાર આવી ગયા પણ હઝરત બિલાલ અંદર જ રહી ગયા. એટલામાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર કઅબહમાં દાખલ થયા અને બિલાલને પૂછયું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કઅબહની અંદર કઇ જગાએ નમાઝ પઢી ?" (પણ કેટલી રકઅતો પઢી તે નહિ પૂછયું.)

એ પછી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર જ્યારે પણ કઅબહમાં દાખલ થતા, સામે મુખ કરીને દરવાજાને પીઠ પાછળ રાખતા, એમની અને સામેની દીવાર વચ્ચે ફકત ત્રણ હાથનું અંતર રાખીને નમાઝ પઢતા. હઝરત

આપીને આંખના પલકારામાં આઝાદ કરી દીધા. ન કોઇને લોંડી બનાવી ન કોઇને ગુલામ બનાવ્યો. ન કોઇની પાસેથી વેર લીધું ન કોઇનો માલ લૂંટયો ન કોઇના ઘરનો કબજો લીધો......એટલું જ નહિ, મક્કહના ત્રાસવાદીઓ અને હિંસાખોરોના ઝુલ્મો-સિતમથી કંટાળીને જે મુસલમાનો પોતાના મકાનો અને મિલકતો છોડીને મદીનહ હિજરત કરી ગયા હતા તેઓના આ મકાનો અને મિલકતો, તેના મૂળ માલિકોને પાછા આપી દેવાનો પણ કોઇ વટહુકમ આપે બહાર પાડયો નહિ. જેણે જેટલું બળજબરીથી કબજે કરી લીધું હતું તે જેમનું તેમ તેની જ પાસે રહેવા દીધું. જો કે આ છોડેલાં મકાનો અને મિલકતોના મૂળ માલિકો પણ ફત્હે-મક્કહ વેળા હાજર હતા.

છે દુનિયાનો કોઇ સિપહસાલાર.......જેણે ફતેહમંદ બનવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેવી રહમદિલી અને ઉદારદિલીનો નમૂનો રજૂ કર્યો હોય ! ગુજરાતી સંપાદકની નોંધ પૂરી થઇ.

**કઅબહની કૂંચીનો હકદાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : પોતાનું પ્રવચન અને આઝાદીની જાહેરાત કરીને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખાનએ-કઅબહના સાયામાં જ બિરાજમાન થઇ ગયા. એટલામાં હઝરત અલી આપની તહેનાતમાં આવીને ઊભા થઇ ગયા. કઅબહના દરવાજાની ચાવી અલીના હાથમાં હતી. અલીએ બા-અદબ વિનંતી કરી.

"યા રસૂલલ્લાહ ! અલ્લાહની અપાર રહમતો હો આપની ઉપર ! મારી એક દરખાસ્ત છે."

"શું દરખાસ્ત છે હે અલી ?" આપે ફરમાવ્યું.

"વધુ તો કંઇ નહિ યા રસૂલલ્લાહ ! બસ કઅબહના સિકાયહ અને હિજાબહના ઓહદા મને ઇનાયત ફરમાવો કે જેથી હાજીઓની બહેતર સેવાનું માન મેળવી શકું." [1]

એજ વેળા આપે ફરમાવ્યું, "હા જુઓ, ઉસ્માન બિન તલહા કયાં છે ?"

કુરૈશના ટોળાંમાંથી ઉસ્માન બિન તલહાને બોલવવામાં આવ્યા. તેઓ આપની તહેનાતમાં આવીને ઊભા થઇ ગયા. આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| હાક મિફતાહ-ક યા ઉસ્માન ! | હે ઉસ્માન ! આ રહી તમારી ચાવી. એને સંભાળો. |
| અલ-યમવ, યવમ બિર્રિન | આજનો દિવસ નેકીનો દિવસ છે. |
| વ વફાઇન | અને આજનો દિવસ વાયદો વફા કરવાનો દિવસ છે. |

ઇબ્ને હિશામ કહે છે : મને સુફયાન બિન ઉયૈનહની આ રિવાયત મળી છે. તે મુજબ સુફયાનનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીની દરખાસ્તના જવાબમાં ફરમાવ્યું :

"હે અલી ! હું તમને તે ઓહદો આપું છું જેની તમને તમન્ના છે. એ છે સિકાયહનો ઓહદો. (સિકાયહ એટલે હાજીઓને પાણી પીવાડવાનો ઓહદો) જુઓ અલી ! એમાં મહેનત, ઝેહમત અને ખંતની વધારે જરૂર છે. રહ્યો હિજાબહ (એટલે ખાનએ-કઅબહની દરબાનીનો ઓહદો) તો એનો વહીવટ કુરૈશના પરંપરાગત ખાનદાનના હાથમાં રહેશે. બૈતુલ્લાહનો ગિલાફ પણ તેઓ જ તૈયાર કરીને મોકલાવશે."

**સંપાદકની નોંધ**————હિજાબહ એટલે કઅબહની ચાવી અને દરબાનીનો ઓહદો ઉસ્માન બિન

૧. સિકાયહ એટલે હાજીઓને પાણી પીવાડવાનું ખાતું અને હિજાબહ કઅબહની દરબાનીનું ખાતું.

તલહાના ખાનદાનમાં પરંપરાથી ઊતરી આવતો હતો. હફ્તામાં બે દિવસ એટલે સોમવારે અને ગુરૂવારે કઅબહનો દરવાજો ખોલવાનો એમનો નિયમ હતો. મક્કહના જીવનમાં એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉસ્માન બિન તલહાને કઅબહનો દરવાજો ખોલવાની વિનંતી કરી તો ઉસ્માને ડોકું ધૂણાવીને ચોખ્ખા શબ્દોમાં ઇન્કાર કરી દીધો. ત્યારે આપે ફરમાવ્યું, "ઉસ્માન ! તે દિવસ કેવો હશે જયારે કઅબહની ચાવી મારા હાથમાં હશે !"

ઉસ્માને આવેશથી જવાબ આપ્યો, "હે મુહંમદ ! એ દિવસે કુરૈશ કદાચ મરી પરવાર્યા હશે !"

આજે ચાવી આપતી વેળા આપે એ પ્રસંગ યાદ દેવાડયો તો ઉસ્માને નીચી મૂંડીથી કહ્યું, "યા રસૂલલ્લાહ! હું ગવાહી આપું છું કે બેશક આપ અલ્લાહના સાચા રસૂલ છો."

આપે ફરમાવ્યું, "ઉસ્માન ! જાવ આ ચાવી કાયમ માટે તમારા જ ખાનદાનમાં રહેશે."

અને ખરેખર આજે પણ બૈતુલ્લાહની ચાવી ઉસ્માન બિન તલહાના શૈબી ખાનદાનમાં જ છે અને જગતના અંત સુધી રહેશે. (અસિહ-હુસ-સિયર પેજ ૨૮૦) સંપાદકની નોંધ પૂરી થઇ.

**બૈતુલ્લાહની તસવીરો અને મૂર્તિઓ**————ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારોએ મને માહિતી આપી કે મક્કહની ફતેહ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બૈતુલ્લાહમાં દાખલ થયા તો તેની અંદર ફરિશ્તાઓ વગેરેની તસવીરો આપના જોવામાં આવી. એક તસવીર હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની પણ હતી જેના હાથમાં તીરો હતાં, જેને તેઓ છોડી રહ્યા હતા. આ તસવીર જોઇને આપે ફરમાવ્યું,

> "અલ્લાહની માર હો મુશરિકો પર ! તેઓએ અલ્લાહના પયગમ્બરોને પણ નહિ છોડયા. પયગમ્બરોના હાથે પણ શુકન-અપશુકનના તીર ચલાવી દીધાં. કયાં અલ્લાહના પયગમ્બર હઝરત ઇબ્રાહીમ અને કયાં મુશરિકોની માન્યતાના આ તીર !" પછી આપે આ આયત પઢી :

| | |
|---|---|
| મા કાન્ ઇબ્રાહીમુ યહૂ-દિય-યંવ | ઇબ્રાહીમ ન યહૂદી હતા |
| વલા નસરાનિય-યંવ વલાકિન | અને ન ખ્રિસ્તી હતા બલકે |
| કાન્ હનીફમ મુસ્લિમા. | તેઓ શુધ્ધ અને સ્વચ્છ મુસલમાન હતા. |
| વમા કાન્ મિનલ-મુશરિકીન. | અને ન તેઓ મુશરિકોમાંથી હતા. |

પછી આપે આ તસવીરોને મિટાવી દેવાનો હુકમ ફરમાવ્યો અને એજ વેળા કઅબહની બધી તસવીરો મિટાવી દેવામાં આવી. (એવી જ રીતે મૂર્તિઓ પણ તોડી નાખવામાં આવી જેનું બયાન આગળ આવે છે.)

**કઅબહની અંદર નમાઝ**————ઇબ્ને હિશામ કહે છે : મને એવી પણ માહિતી આપવામાં આવી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહની અંદર દાખલ થયા તો આપની સાથે હઝરત બિલાલ પણ હતા. આપ કઅબહમાંથી નીકળીને બહાર આવી ગયા પણ હઝરત બિલાલ અંદર જ રહી ગયા. એટલામાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર કઅબહમાં દાખલ થયા અને બિલાલને પૂછયું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કઅબહની અંદર કઇ જગાએ નમાઝ પઢી ?" (પણ કેટલી રકઅતો પઢી તે નહિ પૂછયું.)

એ પછી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર જયારે ય કઅબહમાં દાખલ થતા, સામે મુખ કરીને દરવાજાને પીઠ પાછળ રાખતા, એમની અને સામેની દીવાર વચ્ચે ફકત ત્રણ હાથનું અંતર રાખીને નમાઝ પઢતા. હઝરત

બિલાલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નમાઝ પઢવાની જે જગા બતાવી હતી તેજ જગાએ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર નમાઝ પઢતા હતા.

**કઅબહમાં સૌથી પહેલી અઝાન**————ઇબ્ને હિશામ કહે છે : મને જાણકારો તરફથી આ માહિતી પણ આપવામાં આવી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત બિલાલ સાથે ખાનએ-કઅબહમાં તશરીફ લઇ ગયા તો આપે હઝરત બિલાલને અઝાન પોકારવાનો હુકમ ફરમાવ્યો. બિલાલ કઅબહની છત પર ચઢીને ઝુહરની અઝાન પોકારવા લાગ્યા. તે વેળા કઅબહનું ચોગાન લોકોની મેદનીથી ચિકાર હતું. હઝરત અબૂ સુફયાન બિન હર્બ પોતાના બે સાથીઓ, અત્તાબ બિન ઉસૈદ અને હારિસ઼ બિન હિશામ સાથે અલગ-થલગ બેસીને વાતો કરતા હતા. હઝરત અબૂ સુફયાનના બંને સાથીઓ મુસલમાન બન્યા ન હતા. અઝાનનો અવાજ સાંભળીને અત્તાબ બિન ઉસૈદનો મિજાજ ગયો અને તે બોલી ઊઠયો,

> ''સારૂં જ થયું કે મારો બાપ મરી ગયો અને અલ્લાહએ તેને આ અવાજ સાંભળવા જીવતો નહિ રાખ્યો. તે જો આ અવાજ સાંભળી લેત તો ગુસ્સાથી ગાંડો બની જાત !''

હારિસ઼ બિન હિશામ બોલ્યો, ''વલ્લાહ ! જો મને પાકે પાયે ખાતરી થઇ જાત કે મુહંમદ સાચા પયગમ્બર છે તો હું જરૂર તેમનું અનુકરણ કરી લેત !''

હઝરત અબૂ સુફયાન બોલ્યા, ''સાથીઓ ! મારે કંઇ બોલવું નથી, અને જો કંઇ બોલું તો કઅબહના ચોકના આ કાંકરા પણ જઇને મુહંમદને ખબર કરી દશે.''

આ વાતો પૂરી થતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની જગાએથી ઊઠીને તેઓની પાસે પધાર્યા. આપે તેઓને ફરમાવ્યું, ''તમે લોકો હમણા શું વાતો કરતા હતા ?''

અત્તાબ અને હારિસ઼ બોલ્યા, ''બસ એમ જ આડીઅવળી વાતો.''

આપે ફરમાવ્યું, ''તમે લોકો જે કંઇ બોલ્યા, મને તેની જાણ થઇ ગઇ છે.''

એ પછી આપે, તેઓ જે કંઇ બોલ્યા હતા તેજ શબ્દો તેઓની સામે દોહરાવી દીધા. એજ પળે અત્તાબ અને હારિસ઼ બેકાબૂ થઇને બોલી ઊઠયા :

> ''નશ્હદુ અન્નક રસૂલુલ્લાહિ ! અમે કબૂલ કરીએ છીએ કે બેશક આપ અલ્લાહના રસૂલ છો. વલ્લાહ ! અમારી વાતચીતની કોઇને જાણ ન હતી. કોઇ ચોથું ન હતું જે આપને એની જાણ કરતે. બસ અલ્લાહએ જ આપને એની ખબર આપી છે.''

આ સાક્ષી આપીને બંને ગૃહસ્થો મુસલમાન બની ગયા. [૧]

**ખૂનનો એક કમનસીબ બનાવ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને સઇદ બિન અબૂ સન્દર અસ્લમીએ પોતાના અસ્લમ કબીલાના એક બહાદુર યુવકની આ કથા કહી સંભળાવી. તેણે કહ્યું :

''અમારા અસ્લમ કબીલામાં અહમર બાસા નામે એક જવાન બહાદુરીમાં પંકાયેલો હતો.જયારે તે ઊંઘી

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અત્તાબ બિન ઉસૈદને મક્કહના ગવર્નર બનાવી દીધા. તે વેળા હઝરત અત્તાબ ૨૧ વરસની ભરજવાનીમાં હતા. પગાર રોજનો એક દિરહમ નક્કી થયો. જીવ્યા ત્યાં સુધી મક્કહના ગવર્નરપદે બિરાજમાન રહ્યા. એમની વફાત તેજ દિવસે થઇ જે દિવસે હઝરત અબૂબક સિદ્દીક રદિયલ્લાહુ અન્હુની વફાત થઇ. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૩૧ - ફત્હુલ-બારી જિ.૨ પા. ૪૯૯) ''દ''

જતો તો ખોફનાક અવાજે નસકોરાં બોલાવવા લાગતો જેના કારણે તેના સૂવાની જગા છુપી રહી શકતી નહિ. આજુબાજુના લોકોને ખબર પડી જતી કે અહમર ફલાણી જગાએ સૂતેલો છે. ઊંઘનું દબાણ થતું ત્યારે ઘણું કરીને સૌથી અલગ મહોલ્લાને નાકે જઇને સૂઇ જતો. કોઇકવાર રાતે એના મહોલ્લા પર દુશ્મનો કે ડાકૂઓની ધાડ પડતી તો મહોલ્લાના લોકો "યા અહમર ! યા અહમર !" ની બૂમરાણ ગજાવી દેતા જેને સાંભળતાં જ એ છલાંગો મારતો દોડી આવીને દુશ્મનો પર વિફરેલા સિંહ પેઠે તૂટી પડતો. પછી કોઇ એની સામે ટકી શકતું નહિ.

એક વેળા હુઝૈલ કબીલાના કેટલાક લડાઇખોર દુશ્મનો અહમર બાસાના મહોલ્લાના લોકો પર ખૂનરેજીના ઇરાદે ચઢી આવ્યા. ગામને પાદરે આવીને એ લોકો થોભી ગયા. દુશ્મન ટોળકીના સરદારનું નામ ઇબ્નુલ-અસ્વઅ હુઝલી હતું. તેણે પોતાની સાથીદારોને કહ્યું, "જુઓ ઉતાવળ કરવાની જરૂર નથી. તમે બધા અહીં થોભો, પ્રથમ હું જઇને જોઇ આવું કે અહમર મહોલ્લામાં છે કે નહિ. સૂતેલો હશે તો તેના જોરદાર ખર્રાટાંઓથી ખબર પડી જશે."

આમ કહીને ઇબ્નુલ-અસ્વઅ સાવચેતીપૂર્વક ગામમાં પ્રવેશ્યો. મહોલ્લાને નાકે જતાં જ ખર્રાટાંઓનો અવાજ સંભળાયો. દુશ્મનોના સરદારે આ તક ઝડપી લીધી. મંદ પગલે નઝદીક જઇને અહમર બાસાના સીનામાં તલવાર ઘુસાડી દીધી અને ઉપરાછાપરી ઘા કરીને તેને મારી નાખ્યો. એ પછી પોતાના ગોઠિયાઓ સાથે મહોલ્લા પર તૂટી પડીને લોકોના ઘરોમાં ખૂનરેજી માટે ઘૂસી ગયા. દુશ્મોનનું ધાડું જોઇને લોકોએ "યા અહમર ! યા અહમર!" ની બૂમાબૂમથી ગામ ગજાવી નાખ્યું પણ અહમર ત્યાં હતો કયાં ? તે તો બીજી દુનિયામાં પહોંચી ગયો હતો.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ ફતેહ કર્યું તો ફત્હે-મક્કહના બીજા જ દિવસે દુશ્મનનો સરદાર ઇબ્નુલ-અસ્વઅ હુઝલી મક્કહ આવ્યો. તે મક્કહના હાલચાલ અને લોકોની હિલચાલ જાણવા માગતો હતો. પોતે પણ ઘૂમીફરીને તપાસ કરતો હતો અને લોકોને પણ પૂછતો હતો. મક્કહમાં અહમરના સંબંધીઓને ખબર પડી ગઇ હતી કે અહમરનું ખૂન થઇ ગયું છે.

ઇબ્નુલ-અસ્વઅ બજારમાં જ હતો એટલામાં બનૂ ખુઝાઅહના લોકોએ એને ઓળખી લીધો. તરત તેઓએ એની ફરતે ઘેરો નાખી દીધો અને તેને ધકેલતા-ધકેલતા એક દીવાર પાસે લઇ ગયા અને તેને પૂછ્યું, "શું તું અહમરનો હત્યારો નથી ?"

તે બોલ્યો, "હા હું જ તેનો હત્યારો છું. બોલો તમારે શું કરવું છે ?"

એટલામાં હઝરત ખરાશ બિન ઉમૈયહ તલવાર લઇને આવી લાગ્યા. મૂળ મામલો જાણીને લોકોને હટાવતાં બોલ્યા, "ચાલો ખસો એની પાસેથી, દૂર હટી જાવ એની પાસેથી."

જ્યારે બધા લોકો ત્યાંથી ખસીને એક તરફ થઇ ગયા તો હઝરત ખરાશ બિન ઉમૈયહએ આગળ વધીને પોતાની તલવાર ઇબ્નુલ-અસ્વઅના પેટમાં ઘૂસેડી દીધી.

રાવીનું કથન છે : અલ્લાહના સોગંદ ! આજે પણ એ દ્રશ્ય મારી આંખ સામે તરવરી રહ્યું છે. જાણે કે હું જોઇ રહ્યો છું કે ખરાશ બિન ઉમૈયહએ પોતાની તલવાર તેના પેટમાં ઘૂસાડી દીધી છે. તેના આંતરડાં કપાઇ-કપાઇને જમીન પર ઢળવાય રહ્યાં છે. તેની આંખો તેની ખોપરીમાં ઊંડે ઊતરી રહી છે અને તે કહી

રહ્યો છે, "હે ખુઝાઅહના લોકો ! તમારી આ હિંમત ? તમારૂં આ કામ ?" પછી એજ હાલતમાં તે ધડામ કરીને ભોંય પર પછડાયો અને મરી ગયો."

ફત્હે-મક્કહને બીજે દિવસે આ મામલો બની ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ હત્યાના સમાચાર મળ્યા તો આપે ખુઝાઅહના લોકોને ફરમાવ્યું, "હે ખુઝાઅહના સમૂહ ! બસ, બસ, હવે બસ કરો. બહુ ખૂનરેજી થઇ ચૂકી. પોતાના હાથ લોહી રેડવાથી રોકી લો. હવે એનો કોઇ લાભ નથી. તમે એક માણસને મારી નાખ્યો છે તેની દિયત હું ચૂકવી આપીશ."

ઈબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુર્રહમાન બિન હર્મલહ અસ્લમીએ સઈદ બિન મુસૈયબની રિવાયત બયાન કરી કે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર થઇ કે ખરાશ બિન ઉમૈયહએ હત્યાનું કામ કર્યું છે તો આપે ફરમાવ્યું, "ખરાશ તો કત્તાલ છે." એટલે ખરાશ મોટો હત્યારો છે. આપ તેમની આ ઐબ લોકોની આગળ જાહેર ફરમાવ્યા કરતા હતા.

**બૈતુલ્લાહની અઝમતનો ખુત્બો**————ઇબ્ને ઈસ્હાક કહે છેઃ મને સઈદ બિન અબૂ સઈદ મકબુરીએ અબૂ શુરૈહ ખુઝાઈની રિવાયત કહી સંભળાવી કે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ ફતેહ કર્યું તો અમે આપના સંગાથે હતા. ફત્હે મક્કહને બીજે દિવસે બનૂ ખુઝાઅહના લોકોએ બનૂ હુઝૈલના એક મુશરિક માણસ પર ત્રાટકીને તેને કતલ કરી નાખ્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બનાવની જાણ થતાં આપ અમારી પાસે પધાર્યા અને બધા લોકોને ભેગા કરીને અમારી સામે ખુત્બો આપતાં ફરમાવ્યું :

- "યા ઐયુહન-નાસ ! હે લોકો ! અલ્લાહ તઆલાએ જે દિવસે આકાશો અને ધરતીનું સર્જન કર્યું તેજ દિવસે મક્કહને હરમ (માન-આદરનું સ્થળ) ઠેરવી દીધું. બસ એજ દિવસથી મક્કહ પરંપરાથી હરમ તરીકે ચાલ્યું આવે છે. અને કિયામત સુધી એજ મુજબ હરમ તરીકે ચાલુ રહેશે.

- માટે અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન ધરાવનાર આદમી માટે જાઇઝ નથી કે મક્કહમાં તે કોઈનું ખૂન કરે. મક્કહનું કોઇ ઝાડ કાપવું પણ તેના માટે જાઇઝ નથી.

- મારાથી પહેલાંના કોઇ પણ શખ્સ માટે મક્કહ હલાલ થયું નથી. અને મારા પછી આવનારા કોઈ શખ્સ માટે હલાલ થવાનું પણ નથી. હા ફક્ત અત્યાર પૂરતું મારા માટે કેવળ એટલા માટે હલાલ કરવામાં આવ્યું કે, અલ્લાહ તઆલા મક્કહવાસીઓ પર પોતાનો આક્રોશ પ્રદર્શિત કરવા માગતો હતો.

- સાંભળી લો ! અત્યાર પછી ફરીવાર મક્કહનું હરમ હોવું નિયમ મુજબ સ્થાપિત થઇ ગયું છે. માટે તમારામાંથી જે શખ્સ અહીં હાજર છે અને મારી વાત સાંભળી રહ્યો છે તેને જોઇએ કે તે આ હકીકત દરેક એવા માણસને પણ પહોંચાડી દે જે અહીં હાજર નથી.

- તો જે માણસ તમને એમ કહે કે રસૂલુલ્લાહએ મક્કહમાં લડાઇ કરી હતી તેને કહી દો કે અલ્લાહ તઆલાએ ફક્ત પોતાના રસૂલ માટે એને હલાલ કરી હતી. અમારા

માટે એ હલાલ નથી.

- હે ખુઝાઅહના લોકો ! હવે કતલથી પોતાના હાથ રોકી લો. બહુ ખૂનરેજી થઇ ચૂકી. હવે એનો કોઇ લાભ નથી. તમે એક આદમીને કતલ કર્યો છે. હું તેની દિયત ચૂકવી આપીશ.

- મારા આ રોકાણ પછી કોઇ ખૂન થઇ જાય તો માર્યા જનારના વારસદારોને બે વાતોમાં અધિકાર રહેશે. તેઓ ચાહે તો કિસાસ (ખૂનનો બદલો ખૂનથી) લઇ લે અને ચાહે તો દિયત (ખૂનનો દંડ) લઇ લે.''

આ પ્રવચન પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ ખુઝાઅહએ મારી નાખેલા માણસનો લોહી-દંડ ચૂકવી આપ્યો.

ઈબ્ને હિશામ કહે છે : ફત્હે-મક્કહ પ્રસંગે મરનારાઓમાં સૌથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે મરનારનો લોહીદંડ ચૂકવ્યો તે જુનૈદુબ બિન અકવઅ નામે ગૃહસ્થ હતો જેને બનૂ કઅબના લોકોએ કતલ કર્યો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેની હત્યાના દંડ તરીકે સો ઊંટણીઓ ચૂકવી આપી હતી.

**મદીનહના અન્સારને હૈયાધારણ**————ઈબ્ને હિશામ કહે છે : મને યહયા બિન સઈદે આ રિવાયત કહી સંભળાવી. યહયા બિન સઈદનું બયાન છે :

''મક્કહ ફતેહ કરવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સફા પર્વત પાસે પધાર્યા અને સફાની ટેકરી પર બિરાજમાન થઇને બારગાહે-ઈલાહીમાં દુઆ માગવા લાગ્યા. તે વેળા મદીનહના બધા અન્સાર પણ ત્યાં હાજર હતા. એક તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બારગાહે-ઈલાહીમાં દુઆ માગતા હતા. બીજી તરફ મદીનહના બધા અન્સાર એક ખાસ નજરથી ધારીધારીને આપની તરફ જોતા હતા. તેઓની નજરમાં આશા અને નિરાશાની ઝલક દેખાતી હતી. કોઇ તમન્ના હતી, કોઇ હસરત હતી, કોઈ કરૂણા કે સંવેદના હતી.

વાત એમ હતી કે અન્સારના દિલોમાં એવો વસવસો આવી ગયો હતો કે મક્કહ ફતેહ થઇ ગયું છે. કુરૈશ તાબે થઇ ગયા છે. હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ છોડીને કદાચ કાયમ માટે મક્કહનો વસવાટ ગ્રહણ કરી લેશે. કેમકે મક્કહ આપનું માદરે-વતન છે અને કુરૈશ આપની કૌમ છે. આ વસવસાને આધારે મદીનહના અન્સાર આ વિષય પર ચર્ચા કરતા હતા અને એકબીજાને કહેતા હતા :

''કેમ ભાઈ ! તમારૂં શું માનવું છે ? મારી વાત ખોટી હોય તો કહો! અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મક્કહ ફતેહ કરાવી દીધું. મક્કહ આપનું અસલી વતન છે. વતનની પ્રીત માણસની ફિતરતમાં છે. શું હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહને છોડીને કાયમ માટે મક્કહમાં જ રહી જશે કે ?''

દુઆથી ફારિગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અન્સાર પાસે પધાર્યા. આપે તેઓને પૂછ્યું; ''હમણા તમે લોકો આપસમાં શું વાતો કરતા હતા ?''

અન્સાર બોલ્યા, ''કંઇ ખાસ વાતો ન હતી યા રસૂલલ્લાહ !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આગ્રહ ચાલુ રહ્યો. છેવટે તેઓએ કબૂલ કર્યું કે આ પ્રકારનો વસવસો અમારા દિલોમાં આવી ગયો હતો યા રસૂલલ્લાહ !

તેઓના આ વસવસો જાણીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''અલ્લાહની પનાહ ! સાંભળો હે મારા અન્સાર ! મારૂં જીવન તમારા જીવનની સાથે છે અને મારૂં મરણ તમારા મરણની સાથે જ હશે.''

**મૂર્તિઓ ઊંધા માથે ગબડી પડી**————ઇબ્ને હિશામ કહે છે : ભરોસાદાર રાવીઓને મુખે,રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત અબ્બાસના વિદ્વાન બેટા હઝરત અબ્દુલ્લાહની આ રિવાયત મને મળી છે. હઝરત અબ્દુલ્લાહનું બયાન છે :

''ફત્હે-મક્કહને દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની ઊંટણી પર બિરાજમાન હતા અને એજ ઊંટાણી પર બિરાજમાન રહીને આપે બૈતુલ્લાહનો તવાફ કર્યો. બૈતુલ્લાહની અંદર ચોતરફ કુરૈશી મુશરિકોએ પોતાની મૂર્તિઓને સીસાંના ચોકઠામાં મઢી લઇને ઉપર-નીચે બધેબધ ગોઠવી દીધી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથમાં એક છડી હતી. એ છડીથી આપ મૂર્તિઓ તરફ ઇશારો કરતા જતા હતા અને ફરમાવતા હતા:

| | |
|---|---|
| જાઅલ-હક્કુ વ ઝહકલ-બાતિલુ | સત્ય આવ્યું અને બાતિલ નષ્ટ થયું, |
| ઇન્નલ બાતિલા કાના ઝહૂકા. | બેશક બાતિલ માટે નષ્ટ થવાનું જ સર્જાયેલું છે. |

દરેક મૂર્તિ જેના ચેહરા તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ છડીથી ઇશારો ફરમાવતા તે ડોકાંભેર પછડાઇ પડતી અને જેના ડોકાં તરફ ઇશારો ફરમાવતા તે માથાભેર પોતે જ ગબડી પડતી હતી. ત્યાં સુધી કે એક પણ એવી મૂર્તિ ન રહી જે પાછડાઇ ન પડી હોય. એજ બનાવ સંબંધી તમીમ બિન અસદ ખુઝાઇએ આ શેઅર કહ્યો છે :

**વ ફિલ-અસનામિ મુઅ-તબરૂંવ - વ-ઇલ્મુન • લિમંય-યરજુસ઼ - સ઼વાબા વલ ઇકાબા.**

જે માણસ મૂર્તિઓ પાસેથી જ સ઼વાબ-અઝાબ, ભલાઇ-બુરાઇ, અને નફા-નુકસાનની આશાઓ રાખતો હોય એજ મૂરખો મૂર્તિઓ પર વિશ્વાસ કે શ્રધ્ધા ધરાવી શકે છે.

**રસૂલુલ્લાહ (સલ.)ને કતલ કરવાની ચેષ્ટા**————ઇબ્ને હિશામ કહે છે : મને એવી માહિતી પણ આપવામાં આવી કે, ફત્હે-મક્કહને દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહનો તવાફ કરતા હતા તે વેળા ફદાલહ બિન ઉમૈર બિન મુલ્લૂહ લૈસ઼ી નામના માણસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અચાનક કતલ કરી નાખવાનું નક્કી કર્યું. પણ જ્યારે આપ તવાફ કરતા તેની પાસે પહોંચ્યા તો આપે અચાનક તેને પડકાર્યો, ''યા ફદાલહ !'' કોણ ફદાલહ છે કે ?''

''જી હા યા રસૂલલ્લાહ ! હું ફદાલહ છું.''ફદાલહએ ચમકીને કહ્યું.

આપે ફરમાવ્યું, ''મા ઝા કુન્ત તહદસ઼ નફસક ?'' તું તારા મનમાં શું વિચારતો હતો ?

''કંઇ નહિ, યા રસૂલલ્લાહ !'' તે બોલ્યો, ''હું તો મનમાં અલ્લાહને યાદ કરતો હતો.''

રાવીનું કથન છે : "તેની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હસવું આવી ગયું. પછી આપે તેને પોતાની પાસે બોલાવીને ફરમાવ્યું, "ફદાલહ ! અલ્લાહ પાસે માફી માગો." એ પછી આપે તેના સીના પર પોતાનો મુબારક હાથ ફેરવ્યો જેનાથી તેના દિલને ટાઢક વળી ગઈ.

બાદમાં ફદાલહ સાહેબ કહ્યા કરતા, "અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જેવો જ પોતાનો મુબારક હાથ મારા સીના પરથી હટાવ્યો, મારા મનનો ઉશ્કેરાટ શમી ગયો. દિલને ટાઢક વળી ગઈ. હવે આપથી વધીને અલ્લાહની મખલૂકમાં કોઈ મને મહબૂબ ન રહ્યો.દુનિયાના લોકોમાં સૌથી વધુ હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પ્રેમ કરવા લાગી ગયો."

હઝરત ફદાલહ વધુમાં ઉમેરે છે : "ત્યાંથી હું મારાં ઘરવાળાઓ તરફ વળી ગયો. ઘરવાળીએ મને જોતાં જ પૂછ્યું, "કોઈ નવા સમાચાર ?"

મેં કહ્યું, "સમાચાર જેવું કંઈ નથી. હા નવા સમાચાર જાણવા જ હોય તો સાંભળી લે :

**કાલત હલુમ્મ ઈલલ હદીસિ ફકુલ્તુ લા • યઅબય અલૈકલ - લાહુ વલ ઈસ્લામુ.**

બીબીએ પૂછયું, કોઈ નવી વાત ? મેં કહ્યું, કંઈ નથી. હા સાંભળી લે, અલ્લાહ અને ઈસ્લામે તારી સાથે વાત કરવાની મને મના કરી દીધી છે.

**લવ મા રઐતિ મુહમ્મદંવ - વ કબીલહૂ • બિલ ફત્હે યવમ તકસ્સરુલ - અસ્નામુ.**

અગર તું મુહંમદ અને આપના સાથીઓને ફત્હે-મક્કહ વેળા જોઈ લેત જયારે કે મૂર્તિઓ તૂટીભાંગીને ભોંયભેગી થઈ રહી હતી;————

**લવ રઐતિ દીનલ્લાહિ અદહા બય્યના • વશ - શિર્કુ યગશા વજ -હહલ ઈઝલામુ.**

તો તને ખબર પડી જાત કે અલ્લાહનો દીન એકદમ વિશુધ્ધ કે સ્વચ્છ થઈ ગયો છે અને કુફ્રો-શિર્કના ચેહરા પર કાળાશ છવાઈ ગઈ છે.

**નિરાશાવાદી સફવાન બિન ઉમૈયહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફરે હઝરત ઉર્વહ બિન ઝુબેરનું કથન ટાંકતાં કહ્યું, "કુરૈશી મોવડીઓના સરતાજ જેવો સફવાન બિન ઉમૈયહ ફત્હે-મક્કહને દિવસે એવા વિચારે જિદ્દહ ભાગી ગયો કે ત્યાંથી વહાણમાં બેસીને યમન પલાયન થઈ જાય. તે વેળા તેના જિગરજાન મિત્ર હઝરત ઉમૈર બિન વહબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વિનંતી કરી,

"હે અલ્લાહના નબી! સફવાન બિન ઉમૈયહ પોતાની કૌમનો સરદાર છે. તે આપથી ડરીને જિદ્દહ ભાગી ગયો છે કે જેથી સમુદ્રમાં ઝંપલાવીને આત્મહત્યા કરી લે. આપ દયારાહે તેને જીવતદાન આપી દો. અલ્લાહ આપની ઉપર દયા કરશે !"

આપે ફરમાવ્યું, "હુવ આમિન." તેના માટે રક્ષણ છે. અથવા તે સુરક્ષિત કે સલામત છે.

ઉમૈરે અરજ કરી, "યા-રસૂલલ્લાહ ! મને કોઈ નિશાની આપો જેનાથી ખબર પડે કે આપે તેને જીવતદાન આપ્યું છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની મુબારક પાઘડી નિશાની તરીકે હઝરત ઉમૈરને

અર્પણ કરી. એજ પાઘડી મુબારક સરે સજાવીને આપ વિજેતા તરીકે મક્કહમાં દાખલ થયા હતા. હઝરત ઉમૈર આ અણમોલ પાઘડી લઈને સફવાનની શોધમાં જિદ્દહ ઊપડયા અને છેવટે તેમને સમુદ્ર કાંઠે એવી દશાએ પકડી પાડયા કે તેઓ વહાણ પર ચઢી રહ્યા હતા.

ઉમૈરે બૂમ મારી, "સફવાન હે સફવાન ! મારાં માબાપ તમ પર કુરબાન ! અલ્લાહને ખાતર પોતાની જાનને પોતાના હાથે જોખમમાં નહિ નાખો. આ રહી તમારા જીવતદાનની નિશાની જેને હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી લઈને આવ્યો છું."

સફવાને નારાજીથી કહ્યું, "તારૂં ભૂંડું થાય ઉમૈર ! ચાલ્યો જા અહીંથી. મારી સાથે વાત કરવી નહિ."

હઝરત ઉમૈર બોલ્યા, "ઓ સફવાન ! મારા માબાપ તમ પર કુરબાન ! સાંભળો તો ખરા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તમામ લોકોમાં સૌથી વધારે દયાળુ, સૌથી વધારે ઉદાર, સૌથી વધારે સહનશીલ, સર્વશ્રેષ્ઠ ઈન્સાન છે. ઉપરથી તમારા પિતરાઈ છે. તેમની આબરૂ તમારી આબરૂ છે. તેમની પ્રતિષ્ઠા તમારી પ્રતિષ્ઠા છે. તેમની સત્તા તમારી સત્તા છે."

સફવાને કહ્યું, "મને તેમના તરફથી જાનનો ખતરો છે."

હઝરત ઉમૈર બોલ્યા, "હે સફવાન ! તેમની સહનશીલતા અને તેમના સંસ્કાર તમારી ધારણાથી બહુ ઊંચા છે."

છેવટે સફવાન બિન ઉમૈયહ માની ગયા અને હઝરત ઉમૈર સાથે મક્કહ આવવા રવાના થયા. હઝરત ઉમૈરે તેમને લાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં ઊભા કરી દીધા.

સફવાને કહ્યું, "હે મુહંમદ ! આ ઉમૈર કહે છે કે તમે મને રક્ષણ આપી દીધું છે."

"એ સાચું જ કહે છે." આપે ફરમાવ્યું.

"વારૂ તો મને બે મહિનાનો સમય આપો." સફવાને કહ્યું, "એ દરિયમાન હું નક્કી કરીશ કે મારે મુસલમાન બનવું કે નહિ !"

"બે મહીના શું !" આપે ફરમાવ્યું, હું તમને ચાર મહિનાનો સમય આપું છું. [૧]

ઈબ્ને હિશામ કહે છે : કુરૈશ કબીલાના એક જાણકાર ગૃહસ્થે મને આ માહિતી આપી કે સફવાન બિન ઉમૈયહએ વહાણ પર જતી વેળા ઉમૈર બિન વહબને જે આમ કહ્યું હતું કે, "તારૂં ભુંડું થાય ઉમૈર! ચાલ્યો જા અહીંથી, મારી સાથે વાત કરવી નહિ !" તો સફવાને આ શબ્દો એટલા માટે ઉચ્ચાર્યા હતા કે તેણે મક્કહના જીવનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તરહ-તરહથી સતાવ્યા હતા અને આપને ત્રાસ આપવામાં કોઈ કચાશ રાખી ન હતી જેનું વર્ણન અમે લડાઈઓના પ્રકરણોમાં કરી આવ્યા છીએ. આ કારણે તે જાનના ખતરાથી ફફડી રહ્યો હતો.

**સફવાન અને ઈકરિમહની બેગમો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઈબ્ને શિહાબ ઝુહરીએ

---

૧. એટલે બે મહીના નહિ, ચાર મહિના ઇસ્લામનો અભ્યાસ કરીને ખૂબ સોચવિચાર કરી લો. તમારી શંકાઓનું સમાધાન થાય. તમારૂં દિલ ગવાહી આપે તે પછી રાજીખુશીથી ઈસ્લામ કબૂલ કરો. કુર્આન ફરમાવે છે : લા ઇકરાહ ફિદ-દીન. એટલે ઇસ્લામના સ્વીકાર માટે કોઈ દાબ દબાણ કે બળજબરી છે જ નહિ. "ઇ"

કહ્યું કે, ઈકરિમહ બિન અબૂ જહલના બેગમનું નામ ઉમ્મે હકીમ બિન્તે હારિસ બિન હિશામ હતું. ઉમ્મે હકીમ ફત્હે-મક્કહને દિવસે મુસલમાન બની ગયાં અને ઈકરિમહ મક્કહથી નાસીને યમન ચાલ્યા ગયા. હઝરત ઉમ્મે હકીમે રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઈને ઈકરિમહ માટે માફીનામું મેળવી લીધું અને પોતે યમન જઈને ઈકરિમહને લઈ આવ્યાં. યમનથી આવીને ઈકરિમહ પણ મુસલમાન બની ગયા.

એવી જ રીતે સફવાન બિન ઉમૈયહના બેગમનું નામ ફાખતહ બિન્તે વલીદ હતું. એ પણ ફત્હે-મક્કહને દિવસે મુસલમાન બની ગયાં. પણ એમના ખાવિન્દ સફવાન જિદ્દહ ભાગી ગયા. ત્યાંથી આવવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી એમને ચાર મહિનાની મુદ્દત આપવામાં આવી. એ પછી સફવાન પણ મુસલમાન બની ગયા.

હઝરત ઈકરિમહ અને હઝરત સફવાનના ઈસ્લામ સ્વીકાર પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બંનેની બેગમોને, અગાઉના નિકાહ પર જ એમના ખાવિન્દો સાથે રહેવાની પરવાનગી આપી દીધી.

**મક્કહનો પંકાયેલો શાઈર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ફત્હે-મક્કહ વેળા અબ્દુલ્લાહ બિન ઝિબઅરા નામે મક્કહનો પંકાયેલો શાઈર મક્કહથી ફરાર થઈને નજરાન ચાલ્યો ગયો. ઈસ્લામનો કટ્ટર વિરોધી હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં નિંદા કાવ્યો રચીને મેહફિલો કે મુશાઈરાઓમાં ગાઈ સંભળાવતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હઝરત હસ્સાન બિન સાબિતે એને લગતો ફકત એક જ શેઅર કહ્યો :

**લા તઅદા મન રજુલન અહલલકા બુગઝુહૂ • નજરાના ફી અયશિન અહઝ-ઝા લઈમિ.**

એવી હસ્તીને તરછોડ નહિ જેની અદાવતે તને નજરાનમાં લઈ જઈને પટકી માર્યો છે. ત્યાં જઈને તું સૌથી વિખૂટો પડી ગયો છે. અને શરીફોને શોભે નહિ તેવું જીવન ગુજારી રહ્યો છે.

આ શેઅર જયારે ઈબ્ને ઝિબઅરા સુધી પહોંચ્યો તો એને સાંભળતાં જ તેના દિલમાં તીર પેઠે ખૂંપી ગયો. એજ વેળા અલ્લાહનું નામ લઈને નજરાનથી ચાલી નીકળ્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને મુસલમાન બની ગયો. મુસલમાન બનવા બાદ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝિબઅરાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં એક કસીદો રચ્યો જેના કેટલાક શેઅરો આ છે :

**યા રસૂલલ - મલીકે ઈન્ન લિસાની • રાતિકુન મા ફતક-તુ ઈઝ અના બૂરુ.**

હે માલિકોના માલિકના મોકલેલા બરહક રસૂલ ! મારી જીભ સદા ઠરેલ અને સાવચેત રહી છે. મેં તે વેળા પણ કોઈ અસભ્ય કે તોછડી કે ગુનાહિત વાત કરી નથી જયારે કે હું ગુમરાહીમાં ઝીંકાઈ રહ્યો હતો.

**ઈઝ અબારીશ - શયતાન ફી સનનિલ - ગય્યે • વ મન માલા મય-લહૂ મસ્બૂરુ.**

જયારે કે હું ગુમરાહીના રસ્તા પર શયતાનથી પણ આગળ નીકળી ગયો હતો. જે માણસ ગુમરાહી આચરે છે તેનું નખ્ખોદ વળી જાય છે.

**આમનલ-લહમુ વલ-ઈઝામુ લિ-રબ્બી • સુમ્મ કલ્બીશ-શહીદુ અન્તન-નઝીરુ.**

હવે તો મારાં માંસ-ચામડી સુધ્ધાં જગતના પાલનહાર પર ઈમાન લઈ આવ્યાં છે. અને વળી મારૂં

અંતર પણ એજ વાતનો પોકાર પાડે છે કે આપ રસૂલે-નઝીર છો. [૧]

**ઇબ્ને-ઝિબઅરાનો કસીદો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટર વિરોધી અને આપની શાનમાં અનેક નિંદાકાવ્યો રચનાર મક્કહના પંકાયેલા શાઈર અબ્દુલ્લાહ ઇબ્ને ઝિબઅરાએ મુસલમાન બનવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં આ પ્રશંસાકાવ્ય પણ રચ્યું છે :

**મનઅર રુકાદા બિલા-બિલુન વ હમૂમુ • વલ-લૈલુ મુઅ-તલિજુર - રવાકે બહીમુ.**

એવી કાળી અંધારી રાતમાં જેમાં અંધારાં પર અંધારાંના ઉપરાછાપરી પર્દા પડેલા હતા, ભાતભાતના વસવસાઓ, તરંગો, ચિન્તાઓ અને ઉદાસીએ મારી ઊંઘ ઉડાડી દીધી.

**મિમ્મા અતાની અન અહમદા લામની • ફીહે ફ-બિત્તુ કઅન - નની મહમૂમુ.**

આ કારણે કે જયારે મને ખબર પડી કે અહમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ઠપકાર્યો છે તો આખી રાત મેં જાગરણમાં કાપી નાખી. એવું લાગતું હતું જાણે મને તાવ ચઢી રહ્યો છે.

**ઇન્ની લમુઅ - તઝિરુન ઇલૈક મિનલ - લઝી • અસ-દયતુ ઇઝ અના ફિદ - દલાલે અહીમુ.**

હું મારા અંતઃકરણથી આપની પાસે મારી તે ભૂલ માટે માફીનો તલબગાર છું જેનો તાણો-વાણો મેં પોતે જ વણેલો હતો અને હકીકત આ છે કે તે વેળા હું અંધારાંમાં હાથપગ પછાડી રહ્યો હતો.

**ફલ-યવમ આમન બિન-નબિય્યે મુહંમદિન • કલ્બી વ મુખ્તી હાઝિહી મહરૂમુ.**

પણ (અલ્લાહનો શુક્ર કે) આજે મુહંમદ નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર મારૂં દિલ ઇમાન લઇ આવ્યું છે. તો જે માણસ આપની ઉપર ઇમાન લાવવામાં ખતા ખાશે તે મોટો બદનસીબ છે.

**મદતિલ-અદાવતુ વન્કદત અસબાબુહા • વદઅત અવાસિરુ બૈનના વ હુલૂમુ.**

અદાવતનો યુગ પસાર થઇ ગયો અને અદાવતના કારણો પણ નાબૂદ થઇ ગયાં છે. હવે અમારા પરસ્પરના સ્નેહસંબંધોએ અને અમારી બુધ્ધિમતાએ અમને લલકાર્યા છે.

**ફગફિર ફિદન લકા વાલિદાય કિલાહુમા • ઝલ્-લી ફ ઇન્નકા રાહિમુન મરહૂમુ.**

તો આપ પર મારાં મા-બાપ બંને કુરબાન ! આપ મારી ભૂલોને માફ ફરમાવી દો. આપ મોટા દયાળુ છો કેમકે આપના ઉપર અલ્લાહની કૃપાઓ ઊતરેલી છે.

**વ અલૈક મિન ઇલમિલ-મલીકે અલામતુન • નૂરુન અગર્રુ વ ખાતિમુન મખ્તૂમુ.**

આપની પવિત્ર જાતમાં અલ્લાહના ઇલ્મની નિશાનીઓ છે. આપ નખશિખ નૂર જ નૂર છો. આપના થકી પયગમ્બરી પર મુહર લાગી ગઇ છે અને એ મુહર અલ્લાહએ લગાવેલી છે.

**અઅતાકા બઅદે મહબ - બતિન બુરહાનહૂ • શરફંવ વ બુરહાનલ-ઇલાહે અઝીમુ.**

અલ્લાહ તઆલાએ આપને પ્રતિષ્ઠા અને આબરૂની માયાભરેલી દલીલ પ્રદાન કરી છે અને અલ્લાહની જે દલીલ હશે તેની અઝમતમાં શંકાને સ્થાન જ કયાં છે ?

---

૧. નઝીર અને બશીર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગુણવાચક કુર્આની નામો છે. નઝીરના અર્થ અલ્લાહના અઝાબથી ડરાવનાર કે અલ્લાહના અઝાબની ચેતવણી આપનાર. "હ"

વલકદ્ શહિદ્તુ બિઅન્ન દીનકા સાદિકુન • હક્કુંવ - વ - અન્નકા ફિલ - ઈબાદે જસીમુ.

મેં ખરેખર આ વાતનો ઈકરાર કરી લીધો છે કે આપનો મઝહબ સાચો છે અને બરહક છે અને આપ તમામ બંદાઓમાં સૌથી શ્રેષ્ઠતર હસ્તી છો.

વલ્લાહુ યશહદુ અન્ન અહમદા મુસ્તફા • મુસ્તક - બલુન ફિસ સાલિહીના કરીમુ.

અને અલ્લાહ તઆલા પોતે આ વાતની સાક્ષી આપે છે કે અહમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જગતના તમામ નેક લોકોની આંખના તારા છે. માનપાનવાળા છે, શરીફ છે, સંસ્કારી છે.

કવમુન અલા બુન્યાનહૂ મિન હાશિમિન • ફરઉન તમક - કના ફિઝ - ઝુર્રા વ અરૂમુ.

તે એક એવા બહાદુર સરદાર છે જેમનો પાયો બનૂ હાશિમ પર ચણાયેલો છે. તેઓ ડાળ પણ છે અને મૂળ પણ છે અને એ બંનેનું સ્થળ અતિશય ઉંચાઇ પર છે.

**બીબી ઉમ્મે-હાનીનો ખાવિન્દ**———ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અલી બિન અબૂ તાલિબના બહેન હઝરત ઉમ્મે-હાનીના ખાવિન્દનું નામ હુબૈરહ બિન અબી વહબ મખ્ઝૂમી હતું. એનો મામલો આ છે કે ફત્હે-મક્કહ વેળા એ પણ મક્કહથી નાસીને નજરાન ચાલ્યો ગયો હતો. મને મળેલી માહિતી મુજબ એ છેવટ સુધી પોતાના કુફ્ર પર કાયમ રહ્યો અને છેવટે કુફ્રની જ હાલતમાં મરી ગયો. હઝરત ઉમ્મે-હાની મુસલમાન બની ગયાં હતાં. એમનું અસલ નામ હિન્દ બિન્તે અબી તાલિબ છે.

**ફત્હે-મક્કહમાં ઈસ્લામી સૈન્યની સંખ્યા**———ઇબ્ને ઈસ્હાક કહે છે : ફત્હે-મક્કહમાં ભાગ લેનારા અને ત્યાં હાજર રહેનારા ઈસ્લામી સૈન્યની સંખ્યા દસ હજારની હતી.એમાં બનૂ સુલૈમ કબીલાના સાત સો અને કેટલાકના કથન મુજબ એક હજાર સૈનિકો હતા. બનૂ ગિફારમાંથી ચાર સો, બનૂ અસ્લમના ચાર સો અને બનૂ મુઝૈનહમાંથી એક હજાર ત્રણ સો મુજાહિદો હતા. બાકીના કુરૈશ, અન્સાર, તેઓના હલીફો તથા અરબના કબીલાઓ-બનૂ તમીમ, બનૂ કૈસ તેમ બનૂ અસદના સૈનિકો હતા.

(નોટ : અહીં અલ્લામા ઇબ્ને હિશામે મક્કહ મુકર્રમહની શાનદાર ફતેહ બદલ, અરબના શાઈરોએ અલ્લાહના ઉપકારના આભાર-દર્શન તરીકે રચેલા લાંબા કસીદા ટાંકેલા છે અને બે પ્રકરણોના ૧૫ જેટલાં પાનાંઓમાં તેનો સમાવેશ થયો છે. લંબાણથી બચવાના હેતુએ અમે આ કસીદા જતા કર્યા છે. શાઈરોમાં હઝરત હસ્સાન બિન સાબિત, હઝરત અનસ બિન ઝુનૈમ દૈલી, હઝરત બુજૈદ બિન ઈમ્રાન ખુઝાઇ વગેરેના મુબારક નામો છે.

આ કસીદા રચનારાઓમાં અબ્બાસ બિન મિરદાસ સુલમી નામે અરબના જાણીતા શાઈરનું નામ પણ છે. એમના મુસલમાન બનવાની દિલચસ્પ વિગત અલ્લામા ઇબ્ને હિશામે આ પ્રમાણે ટાંકેલી છે :)

**મૂર્તિના પેટમાં બેઠેલો ભેદી શાઇર**———ઇબ્ને ઈસ્હાક કહે છે : કાવ્યકળાના કેટલાક સાહિત્ય-જ્ઞાનીઓએ મને અબ્બાસ બિન મિરદાસ સુલમી નામે શાઈરના ઈસ્લામ સ્વીકારની કથા દર્શાવતાં કહ્યું :

''અબ્બાસના પિતાજી મિરદાસની એક મૂર્તિ હતી. એને જ ભગવાન માનીને બહુ ભાવનાપૂર્વક તે એની બંદગી કર્યા કરતો. મૂર્તિ શું હતી, એક પથ્થર હતો જેને કોતરકામથી તેણે મૂર્તિનું રૂપ આપ્યું હતું. આ મૂર્તિને ''દિમાર ભગવાન''ને નામે પોકારીને તેની ભકિત કર્યા કરતો હતો. એક તહેવાર પ્રસંગે મિરદાસ પૂજારીએ

પોતાના પુત્ર અબ્બાસને બોલાવીને કહ્યું.

"સાંભળ બેટા ! આ દેમાર દેવ આપણો ભગવાન છે. એને પગે લાગ, એના ચરણોમાં માથું નમાવ અને હવે કાયમ માટે એની જ બંદગી કર્યા કરજે. તારા લાભાલાભ કે નફા નુકસાનની બધી સત્તા એના જ હાથમાં છે."

એક દિવસે અબ્બાસ, જે મિરદાસ પૂજારીનો પુત્ર હતો, પોતાના દિમાર ભગવાનની ભક્તિ માટે મંદિરમાં ગયો. ચાહતો હતો કે ભગવાનના ચરણોમાં માથું નમાવે કે ત્યાં જ અચાનક શું સાંભળે છે કે મૂર્તિના પેટમાંથી કોઇ ભેદી વ્યક્તિ આ શેઅરો લલકારે છે :

**કુલ લિલ-કબાઇલે મિન સુલૈમિન કુલ્લહા • અવદય દિમારિંવ વ આશ અહલુલ મસ્જિદે.**

સુલૈમના બધા કબીલાઓને કહી દો કે મંદિરમાં બિરાજેલા દિમાર ભગવાનનું પતન થયું અને મસ્જિદવાળાઓને જીવન મળી ગયું.

**ઇન્નલ-લઝી વરિસન નુબુવ્વતા વલ-હુદા • બઅ - દબ્ને મરયમા મિન કુરૈશિન મુહતદી.**

તે ગૃહસ્થ કે જે, ઇબ્ને-મરયમ એટલે હઝરત ઇસા અલૈહિસ-સલામ પછી, હિદાયત તથા પયગમ્બરીના વારસદાર બન્યા છે અને જે કુરૈશના ખાનદાનમાંથી છે તે હિદાયત પામીને પધારી ચૂકયા છે.

**અવદય દિમારે વ કાના યુઅ-બદુ મર્રતન • કબ્લલ-કિતાબે ઇલન નબીય્યે મુહમ્મદી.**

દિમારનો મૃત્યુઘંટ બજી ગયો. મુહંમદ નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર કિતાબ ઊતરવા પહેલાં એક સમયે તેની પૂજા થતી હતી. હવે કયારેય તેની પૂજા નહિ થાય.

દિમાર ભગવાનની મૂર્તિના પેટમાંથી આ શેઅરો સાંભળીને અબ્બાસ બિન મિરદાસની હયરાનીનો પાર નહિ રહ્યો. એ પછી તે સમય આવ્યો કે અબ્બાસ બિન મિરદાસે દિમાર ભગવાનની મૂર્તિને ઉપાડીને આગમાં પધરાવી દીધી અને પોતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા.

---

# ફત્હે-મક્કહનો ઉપસંહાર

(ગુજરાતી સંપાદક તરફથી)

**ફત્હમ-મુબીના**————ફત્હે-મક્કહ તે અઝીમુશ-શાન ફતેહ છે જેની વધામણી અલ્લાહ તઆલાએ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને, હુદૈબિયહથી મદીનહ પાછા ફરતાં રસ્તામાં જ આપી દીધી હતી. આકાશી વહીના પવિત્ર શબ્દો આ છેઃ "ઈન્ના ફતહ-ના લકા ફત્હમ-મુબીના." હે મારા પ્યારા નબી ! મેં આપને ઝળહળતી શાનદાર ફતેહ આપી દીધી.

ફત્હે-મક્કહ હકીકતમાં તે શાનદાર ફતેહ છે જેની મારફતે અલ્લાહ તઆલાએ પોતાના દીને-ઈસ્લામને અને પોતાના પ્યારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અને પોતાના તાબેદાર બંદાઓને અપૂર્વ માન-ઈકરામથી માલામાલ કરી દીધા અને પોતાના પવિત્ર ઘર કઅબહને, ત્રાસવાદી કે આતંકવાદી મુશરિકોના ઝુલ્મી પંજાથી કાયમ માટે છુટકારો અપાવી દીધો. એજ શાનદાર ફતેહની બરકતથી અરબના કબીલાઓના ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થયાં અને આખું જગત હિદાયતના પ્રકાશથી રોશન થઈ ગયું. રિવાયતોમાં છે કે આજ સુધી જેટલા લોકો મુસલમાન બન્યા હતા તેના કરતાં અનેકગણા નહિ બલકે લગભગ આખા અરબના લોકો ફત્હે-મક્કહ પછી મુસલમાન બની ગયા.

**સુલેહભંગનું માઠું ફળ**————હુદૈબિયહના સુલેહનામાની એક કલમ એવી હતી જેને આધારે અરબના કબીલાઓને ઈખ્તેયાર આપી દેવામાં આવ્યો કે, મુસ્લિમ પક્ષ અને મુશરિક પક્ષ બંનેમાંથી જેને જે ગમે તે પક્ષ સાથે જોડાઈ જાય. જે કબીલો જે પક્ષ સાથે જોડાશે તે તેજ પક્ષનો એક ભાગ ગણાશે. આ કલમને આધારે બનૂ બક્રનો કબીલો કુરૈશી મુશરિકોના પક્ષ સાથે જોડાઈ ગયો અને બનૂ ખુઝાઅહનો કબીલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પક્ષમાં શામિલ થઈ ગયો. આ બંને કબીલાઓ વચ્ચે વંશપરંપરાથી બાપ માર્યાનું વેર ઊતરી આવતું હતું.

હુદૈબિયહની સુલેહ પછી મક્કહ-મદીનહ વચ્ચે શાંતિનું વાતાવરણ કાયમ થઈ ગયું. બંને કબીલાના લોકોએ સલામતી અને શાંતિનો શ્વાસ લીધો. યુધ્ધનો રાક્ષસ કાપાકાપીનો ખેલ સંકેલીને એક ખૂણે લપાઈને બેસી ગયો અને જયારે બંને કબીલા એકબીજાથી નિર્ભય બની ગયા તો બનૂબક્રના કબીલાએ આ નિરાંતનો લાભ લઈને જૂની ઉધારી વસૂલ કરી લેવાનું નક્કી કરી નાખ્યું. બસ એજ તે બનાવ છે અને એજ તે વિશ્વાસઘાત છે જેણે તેઓની ખુવારીના દરવાજા ઉઘાડી નાખ્યા અને જેનું પરિણામ મુસલમાનોની ફતેહમંદીના રૂપમાં જાહેર થયું. બનૂબક્રની સાથે કુરૈશના માથે પણ પનોતીનું મનહૂસ પંખી બેસી ગયું.

**બનૂ ખુઝાઅહ પર છાપો**————બનૂબક્રના એક તોફાની સમૂહે નવફલ બિન મુઆવિયા નામે જોશીલા જવાનની આગેવાની હેઠળ સન ૮ હિજરીના શઅબાન મહિનામાં બનૂ ખુઝાઅહ પર ઓચિંતો છાપો માર્યો. રાતનો સમય હતો. બનૂ ખુઝાઅહના લોકો પોતાના "વતીર" નામે ઝરણા પાસે નિરાંતની ઊંઘ લેતા પડયા હતા. અગાઉની ગોઠવણી મુજબ કુરૈશે બનૂબક્રને હથિયાર પૂરાં પાડયાં હતાં. લશ્કરી મદદ કરી હતી. ઈકરિમા બિન અબૂ જહલની સાથે કેટલાક લડવૈયા રાતના અંધારાંનો લાભ લઈને છુપી રીતે બનૂબક્રની મદદ

માટે પહોંચી ગયા હતા. બનૂ ખુઝાઅહના લોકો આ ઓચિંતા છાપાથી ભાન ભૂલી ગયા. હાંફળા-ફાંફળા થઈને જાન બચાવવા હરમ શરીફ તરફ દોડી ગયા. હરમ શરીફમાં ખૂનરેજી હરામ હોવા છતાં અહીં પણ તેઓને આસરો નહિ મળ્યો. બનૂબક્રે તેઓની કત્લે-આમ ચાલુ રાખી અને અનેક બે-ગુનાહોને ખાકો-ખૂનમાં તડપાવી દીધા અને ઉપરથી સમજ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બનાવની જાણ નહિ થશે.

**અદાલતે-નબવીમાં મદદની ધા**——————સવાર પડી તો અમ્ર બિન સાલિમ ખુઝાઈએ ૪૦ ગૃહસ્થોની જમાઅત સાથે મદીનહનો રસ્તો લીધો. દરબારે-નબવીમાં હાજર થઈને ઓચિંતી તૂટી પડેલી આફતની કરૂણ કથા સંભળાવીને અદાલતે-નબવીમાં મદદની ધા નાખી. સુલેહનામાની રૂએ પોતાના હલીફોની મદદ કરવી અને નાહક ખૂનોનો બદલો લેવો મુસલમાનો માટે જરૂરી બની ગયો. પોતાના હલીફોને આપેલા વચનનું પાલન મુસલમાનોથી વધીને કોણ કરી શકે છે ?

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને મક્કહની તૈયારી અને લડાઈનો સામાન દુરૂસ્ત કરી લેવાનો હુકમ ફરમાવી દીધો અને આજુબાજુના કબીલાઓને પણ કહેવડાવી દીધું કે મુકમ્મલ તૈયારી કરી લેવામાં આવે. સાથે એવી તાકીદ પણ ફરમાવી દીધી કે તૈયારી એવી છુપી રીતે અને હિકમત ભરેલી નીતિથી કરવામાં આવે કે દુશ્મનને કાનોકાન ખબર નહિ પડે.

**કુરૈશનો પસ્તાવો**——————કુરૈશે પોતાની જહાલતથી સુલેહનામાનો ભંગ તો કરી નાખ્યો પણ બહુ જ જલદી તેઓને પોતાની બેવકૂફીનું ભાન થઇ ગયું. આ નાદાનીભર્યા પગલાનું શું પરિણામ આવવાનું છે તેની કલ્પના માત્રથી તેઓની ઊંઘ હરામ થઇ ગઇ. આપસમાં સલાહ-મશ્વરો કરીને તાબડતોડ તેઓએ અબૂ સુફયાનને મદીનહ દોડાવી દીધો. હેતુ આ હતો કે સુલેહનામાની તજદીદ કરાવી લેવામાં આવે. પણ એનો જે નતીજો નીકળ્યો તેની વિગત આપણે આ પ્રકરણમાં વાંચી આવ્યા છીએ.

અબૂ સુફયાન પ્રથમ પોતાનાં બેટી હઝરત ઉમ્મે હબીબહના મકાને ગયા અને જેવા જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર બિસ્તર પર બેસવા ગયા કે તરત હઝરત ઉમ્મે હબીબહએ આગળ વધીને બિસ્તર લપેટી લીધો અને પૂરા અદબથી ફરમાવ્યું, "અબ્બાજાન ! આ તો અલ્લાહના પયગમ્બરનો બિસ્તર છે અને આપ તો એક મુશરિક માણસ છો."

અહીંથી હતાશ દિલે અને ગમગીન ચેહરે અબૂ સુફયાન સાહેબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને પોતાના આગમનનો હેતુ દર્શાવ્યો. પણ આપે તેની કોઈ વાતનો જવાબ નહિ આપ્યો. દરબારે-નબવીથી નિરાશા પામતાં પ્રથમ હઝરત અબૂબક્ર સિદ્દીક અને પછી હઝરત ઉમર ફારૂકની તહેનાતમાં ગયા. અહીં પણ વાત બની નહિ ત્યારે હઝરત અલીની તહેનાતમાં હાજર થયા. દરખાસ્ત કરી, "હે અલી ! તમે જ આ મુસીબતથી છુટકારાનો કોઈ રસ્તો બતાવી દો !"

"એક જ એનો રસ્તો છે." હઝરત અલીએ ફરમાવ્યું, "મસ્જિદમાં જઈને તમામ મુસલમાનોની સામે જાહેરાત પોકારી દો કે હે મુસલમાનો ! હું હુદૈબિયહનું જૂનું સુલેહનામુ તાજું કરવા આવેલો છું અને કુરૈશ તરફથી એની શરતોનું પાલન કરવા બંધાયેલો છું. બસ આટલી જાહેરાત કરી દો અને મક્કહ તરફ હંકારી મૂકો."

અબૂ સુફયાન સાહેબે મસ્જિદમાં જઈને એજ રસ્તો લીધો અને પછી મક્કહને રસ્તે પડી ગયા. આ તરફ લોકો બેચેનીથી તેમની રાહ જોતા હતા. એમને જોતાં જ પૂછયું, "કહો અબૂ સુફયાન ! શું સમાચાર લાવ્યા ?" પોતે જે ધાડ મારીને આવ્યા હતા તેની વિગત સાંભળતાં જ લોકોએ પોતાનું કપાળ પીટી લીધું કે, "મસ્જિદમાં કરેલી એકતરફી જાહેરાત, ન તો સુલેહની ખુશખબર છે કે જેનાથી નિરાંત થાય અને ન જંગના સમાચાર છે કે તેની તૈયારી કરવામાં આવે, રે અબૂ સુફયાન ! તમે આટલા મોટા માણસ થઈને અલીની ચાલ નહિ સમજી શકયા. અલીએ ખરેખર આપણી કુર મશ્કરી કરી છે."

**યુધ્ધકળાની અદ્‌ભૂત ચાલ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહ તરફની કૂચને એકદમ ખાનગીમાં રાખવા માગતા હતા. ભારે સાવચેતી કે તકેદારીથી આપે તેનું આયોજન કરી લીધું હતું અને એવી હિકમતથી કે કોઇને કાનોકાન ખબર નહિ પડે. સહાબાને પણ આપે સંપૂર્ણ રાઝદારીથી કામ લેવાની તાકીદ ફરમાવી હતી કે છેવટ સુધી ભેદ ફૂટવા નહિ પામે.

એજ હિકમતે-અમલી મુજબ આપે એક લશ્કરી ટુકડી, હઝરત અબૂ કતાદહની કમાન હેઠળ "અદમ્મ" નામે સ્થળ તરફ રવાના કરી દીધી કે જેથી મુનાફિકો અને બીજા દુશ્મનો એમ સમજે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહની દિશાને બદલે કોઇ બીજી દિશાએ પોતાના લશ્કર સાથે જવા માગે છે. પછી એજ સમાચાર મદીનહ અને આજુબાજુના વિસ્તારમાં જોરોશોરથી ફેલાય ગયા અને જ્યારે અદમ્મ સ્થળે પહોંચી ગયેલા હઝરત અબૂ કતાદહને સમાચાર મળ્યા કે ઇસ્લામી લશ્કર દિશા બદલીને મક્કહને રસ્તે પડી ગયું છે તો તેઓ પણ પોતાની લશ્કરી ટુકડી સાથે કૂચ કરતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયા.

યુધ્ધકળાની બારીકથી બારીક ચાલ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની જાણ બહાર નહિ હતી. અલ્લાહ તઆલાએ આસમાની ઇલ્મોની સાથે દુનિયાના ઇલ્મોનો ખઝાનો પણ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની સીનામાં ભરી દીધો હતો. આપ ચાહતા હતા કે ફત્હે-મક્કહમાં લોહીનું ટીપું પણ રેડાવા નહિ પામે.

**હઝરત હાતિબનો છુપો કાગળ**————સહીહ બુખારી શરીફમાં છે કે મક્કહની કૂચ પ્રસંગે હઝરત હાતિબ બિન અબી બલ્તઆ નામે એક સહાબીએ મક્કહના કુરૈશને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઇરાદાની જાણ કરવા એક છુપો કાગળ લખ્યો અને એક ચાલાક સ્ત્રીને છુપી રીતે આ કાગળ આપીને મક્કહ તરફ દોડાવી દીધી. આ કાગળ મક્કહ પહોંચી જતે તો મુસલમાનોને મોટું નુકસાન ખમવું પડતે અને ફતેહનો મામલો પણ ખતરામાં આવી પડતે. અલ્લાહ તઆલાએ આકાશી વહી મારફતે આપને એની જાણ કરી દીધી અને એ છુપો કાગળ પેલી સ્ત્રી પાસેથી હસ્તગત કરી લેવામાં આવ્યો. હઝરત હાતિબને પૂછવામાં આવ્યું તો તેમના જવાબથી આપને સંતોષ થઇ ગયો. કાગળના લખાણથી પણ હઝરત હાતિબની સચ્ચાઇને ટેકો મળતો હતો.

હઝરત ઉમરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! હાતિબ મુનાફિક બની ગયો છે. એની ગરદન ઉડાવી દેવાની મને પરવાનગી આપો."

ઇતિહાસમાં સોનેરી અક્ષરોએ લખાયેલા શબ્દોથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જવાબમાં ફરમાવ્યું, "ઉમર ! હાતિબ તે શખ્સ છે જેણે જંગે-બદ્રમાં આપણી સાથે રહીને કાફિરો સાથે જિહાદ કર્યો છે અને જંગે-બદ્રના મુજાહિદો માટે અલ્લાહ તઆલાએ ફરમાવી દીધું છે કે, "તમારી મરજીમાં આવે તેમ કરો. મેં તમને બખ્શી દીધા છે."

એનાથી માલૂમ પડ્યું કે જંગે-બદ્રમાં કાફિરો સાથે લડનારા સહાબા, અલ્લાહની નજરમાં માન-ઇકરામનું કેટલું ઊંચું સ્થાન ધરાવે છે ! બીજી આ વાત માલૂમ પડી કે જિહાદનું કામ કરનારા ચોખ્ખા મનના સાથીઓથી કંઇ ભૂલચૂક થઇ જાય તો દરગુજરની નીતિથી કામ લઇને તેઓને માફ કરી દેવું જોઇએ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે દુનિયાના બાદશાહોને નામે તબલીગી કાગળો લખાવ્યા તો એ જ હઝરત હાતિબ બિન અબી બલ્તઆને પોતાના રાજદૂત બનાવીને મિસરના બાદશાહના દરબારમાં મોકલ્યા.

**રમઝાનનો રોઝો અને જિહાદ**————સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિકમત ભરેલી તદબીર કે રહસ્યમયી જંગી ચાલ નિશાને બેઠી અને કુરૈશને ઇસ્લામી લશ્કરની જંગી તૈયારીની

કશી ખબર નહિ મળી. સન ૮ હિજરીના રમઝાનની ૧૦ તારીખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ૧૦ હજાર સહાબાના લશ્કર સાથે મક્કહ તરફ રવાના થઈ ગયા.

રમઝાનનો મુબારક મહિનો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે તમામ સહાબાએ પણ રોઝો રાખ્યો હતો. ઈસ્લામી લશ્કર કૂચ કરતું જયારે ''કુદૈદ'' નામે ઝરણા પાસે પહોંચ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બધા મુસલમાનોના દેખતાં રોઝો ઈફતાર કરી લીધો. આપના અનુકરણમાં આખા લશ્કરે પણ રોઝો તોડી નાખ્યો. કેમકે હવે દુશ્મનની ભૂમિમાં પહોંચી ગયા હતા. રોઝો ચાલુ રાખતે તો કમજોરીને કારણે જિહાદની ફર્ઝ-બજાવણીમાં વાંધો આવી શકતો હતો.

આવી હાલતમાં રોઝો તોડવાથી રોઝાની જે બરકતો છે, જે ઈનામો છે અને આત્મશુધ્ધિના જે લાભો છે તે હાસિલ નથી થતા એ વાત સાચી, પણ જિહાદમાં જાનની કુરબાની આપીને અલ્લાહના દરબારમાં જે માનમરતબો હાસિલ થાય છે તે વરસોના રોઝાઓથી હાસિલ થઈ શકતો નથી. જેથી સફરની હાલતમાં રોઝો રાખવો બેહતર તો છે પણ ખાસ કરીને જિહાદના સફરમાં રોઝાની કમજોરીથી નુકસાનનો ખતરો હોય તો રોઝો નહિ રાખવો જ બેહતર છે.

**જંગલમાં આગના ચૂલા**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામી લશ્કર સાથેની કૂચ ચાલુ રાખી ત્યાં સુધી કે ''મર્રુઝ-ઝહરાન'' નામે સ્થળે પહોંચી ગયા. અહીં પધારીને આપે લશ્કર સાથે પડાવ નાખી દીધો. અહીં આપે યુધ્ધકળાની બીજી એક જંગી ચાલથી કામ લીધું. પુરા લશ્કરને પોતપોતાના પડાવે બળતું સળગાવવાનો આપે હુકમ ફરમાવી દીધો. જોતજોતામાં હજારો ચૂલાઓના બળતાંઓથી આખું મેદાન રોશન થઈ ગયું. રાતના અંધારાંમાં દૂર-દૂર સુધી ફેલાયેલા પ્રકાશે કુરૈશના જાસૂસો પર દહેશતની થરથરી જન્માવી દીધી.

અત્યાર સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈન્તેહાઈ રાઝદારીની કળાથી કામ લીધું હતું કે જેથી કુરૈશને જવાબી તૈયારીનો મોકો નહિ મળે. હવે જયારે કે તેઓને અંધારાંમાં રાખીને ઈસ્લામી લશ્કર તેઓના માથે પહોંચી ગયું તો હવે રાઝદારી કે ભેદી હિલચાલની જરૂર નહિ રહી. કુરૈશ પાસે તૈયારીનો સમય જ કયાં હતો ? હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓને એટલા ભયભીત અને ભાનસૂના બનાવવા માગતા હતા કે તેઓના હાંજા ગગડી જાય અને મુકાબલાથી પહેલાં જ તેઓની હિંમતની કમ્મર તૂટી જાય અને તેઓ એટલા માયકાંગલા બની જાય કે લોહીનું ટીપું રેડાવા નહિ પામે.

**અબૂ સુફયાન દરબારે-નબવીમાં**——————સુલેહનામાના ભંગ પછી કુરૈશને ખટકો તો લાગેલો જ હતો કે કયારે શું બની જાય તે કોણ કહી શકે ! એજ ખટકા કે ખતરાની ગંધ લેવા અબૂ સુફયાન અને તેના સાથીઓ, એજ દિશાએ રાતના અંધારાંમાં જાસૂસી માટે ઘૂમી રહ્યા હતા. એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત અબ્બાસ પણ રાત્રીચર્યા માટે એજ તરફ નીકળી આવ્યા. અબૂ સુફયાન સાથે ભેટો થઈ ગયો તો તેમને પોતાના ખચ્ચર પર બેસાડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઈ જવા લાગ્યા. લશ્કરી છાવણીમાંથી પસાર થતાં હઝરત ઉમરની એમની ઉપર નજર પડી. અબૂ સુફયાનને જોતાં જ પોકારી ઊઠયા, ''અરે આ તો અલ્લાહનો દુશ્મન અબૂ સુફયાન છે !''

હઝરત અબ્બાસને ખતરાનો એહસાસ થતાં જ ખચ્ચરને પૂરપાટ દોડાવતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તંબૂમાં પહોંચી ગયા. એટલામાં હઝરત ઉમર પણ ખુલ્લી તલવારે આવી લાગ્યા. અબૂ સુફયાનની જાન કેવી રીતે સલામત રહી તેની વિગત આપણે આ પ્રકરણમાં વાંચી આવ્યા છીએ. બીજા દિવસે સવારે હઝરત અબ્બાસ એમને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. અહીં અબૂ સુફયાન હઝરત અબ્બાસના સમજાવવાથી મુસલમાન બની ગયા. પોતે પણ કબૂલ કર્યું કે મૂર્તિપૂજાનો ધર્મ ખોટો છે

અને અમે જે દેવી દેવતાઓને ભગવાન માનીને પૂજતા હતા તેનું કારણ શયતાન છે જેણે અમારી આંખે જહાલતના ચશ્મા ચઢાવી દીધા હતા. બાદમાં હઝરત અબૂ સુફયાન પોતાના ઇસ્લામમાં પાકા થઇ ગયા.

હઝરત અબ્બાસે વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન પોતાની કૌમનો મોટો માણસ છે. "મોટું માણસ" હોવાનો ગર્વ લેવાનું એને ગમે છે. માટે એને કોઇ એવી નિશાની ઇનાયત ફરમાવો જેનો એ ગર્વ લઇ શકે."

આપે ફરમાવ્યું, "ફતેહ વેળા જે માણસ અબૂ સુફયાનના ઘરમાં આસરો લઇ લે તેની જાન સલામત છે." આ પ્રસંગે આપે બીજી બે વાતો પણ ફરમાવી હતી. એક આ કે જે માણસ પોતાના ઘરનો દરવાજો બંધ કરી લે તેની જાન સલામત છે. બીજી વાત આ કે જે માણસ કઅબહની મસ્જિદમાં આસરો લઇ લે તેની જાન સલામત છે. ત્રીજી વાત અબૂ સુફયાનના ઘરમાં આસરો લેનાર પણ સલામત છે. એનાથી વધીને અબૂ સુફયાન માટે ગર્વ લેવાની બીજી કઇ વાત હોય શકે ?

**અલ્લાહની ફોજનો દબદબો**——————સન ૮ હિજરીના રમઝાનુલ-મુબારકની ૧૭ તારીખ હતી અને સોમવારનો દિવસ હતો. આજે સવારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહની ફોજ સાથે મર્રુઝ-ઝહરાનથી કૂચ કરીને મક્કહ મુકર્રમા તરફ રવાના થયા.

આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજી એક જંગી તદબીરથી કામ લીધું. આપ ચાહતા હતા કે અલ્લાહની ફોજ વિજયનો વાવટો ફરકાવતી શહેરમાં દાખલ થાય તો સલામતી અને શાંતિનું વાતાવરણ કાયમ રહે. ન કોઇ રમખાણ થાય ન છમકલું થાય ન લોહીનું ટીપું રેડાવા પામે. એ માટેની યોજના આપે ઘડી લીધી હતી.

આપની યોજના એવી હતી કે મક્કહમાં દાખલ થવા પહેલાં, અબૂ સુફયાનને ઇસ્લામી લશ્કરની શાનો-શવકત કે અલ્લાહની ફોજનો દબદબો દેખાડી દેવામાં આવે. અબૂ સુફયાન કુરૈશી લશ્કરના સરસાલાર કે કમાન્ડર-ઇન-ચીફ હતા. અલ્લાહની ફોજનો દબદબો જોઇને કમાન્ડર-ઇન-ચીફના હાંજા ગગડી જાય તો પછી કયો કમાન્ડર કે કોણ સૈનિક છે જે મેદાને પડીને મુકાબલો કરવાની હામ ભીડી શકે ?

આ યોજનાના અમલીકરણ માટે આપે પોતાના કાકા અબ્બાસને હુકમ ફરમાવી દીધો હતો કે અબૂ સુફયાનને પહાડી ઘાટીના તે તંગ નાકા પાસે રોકી રાખે જ્યાંથી પસાર થનારી અલ્લાહની ફોજનો દબદબો જોઇ શકે. પોતાની તાકત કે પોતાના દબદબા અને શાનો-શવકતનું પ્રદર્શન અલ્લાહની નજરમાં સખત નાપસંદ વસ્તુ છે પણ હવે ભાઇબાપાની રાજનીતિથી કામ લેવાનો સમય વીતી ગયો હતો અને ઉપરથી મક્કહના હજારો માણસોની કિંમતી જાનો બચાવવાનો સવાલ ઊભેલો હતો. જેથી સમય અને સંજોગોને બંધબેસતી આ યોજના પણ આપની રાજનીતિનો એક શાહકાર હતો.

**શહેનશાહી નહિ પયગમ્બરી શાન**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દસ હજાર સહાબાનું વિરાટ લશ્કર સમંદરના મોજાંઓ પેઠે એક પછી એક પૂરી શાનો-શવકત અને પૂરા ઇમાની જુસ્સા સાથે પસાર થવા લાગ્યું. હઝરત અબ્બાસે પહાડી ઘાટીના તંગ નાકે અબૂ સુફયાનને ઊભા કરી દીધા હતા અને તેઓ હયરતનું પૂતળું બનીને અલ્લાહની ફોજનો દબદબો જોઇ રહ્યા હતા. છેવટમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ખાસ લશ્કર વચ્ચે ઊંટણી પર બિરાજમાન થઇને પહાડી ઘાટીના તંગ નાકેથી પસાર થયા. એ આપના મુહાજિરીન અને અન્સારનું અનેરી શાનવાળું લશ્કર હતું. આપના આ લશ્કરનો દબદબો જોઇને અબૂ સુફયાન હક્કા-બક્કા રહી ગયા. પૂરૂં લશ્કર માથાથી પગ સુધી લોખંડમાં ડૂબેલું હતું. અબૂ સુફયાન સમજી ગયા કે આટલા બળવાન લશ્કર સાથે ટક્કર લેવાનું આજે કોઇનું ગજું નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના મકસદમાં અલ્લાહની મદદથી કામયાબ થઇ ગયા.

અલ્લાહની ઈચ્છા હતી કે પોતાના લાડલા નબીને માનપાનથી વધાવી લે અને ઈસ્લામના દુશ્મનોને દેખાડી દે કે હકનો બોલ હમેશા બાલા થઈને રહે છે અને બાતિલનું મોં સદા કાળું થઈને રહે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના લશ્કર સાથે આટલા દબદબાથી પસાર થતા જોયા તો અલ્લાહની ફોજનો આ દબદબો જોઈને અબૂ સુફયાનના હાંજા ગગડી ગયા. હયરતથી હઝરત અબ્બાસ તરફ જોયું અને બોલી ઊઠયા, "હે ભાઈ અબ્બાસ ! તમારા ભત્રીજાની શાન તો ખરેખર શહેનશાહોને શોભે તેવી બની ગઈ છે."

"નહિજી અબૂ સુફયાન તમારી ભૂલ થાય છે." હઝરત અબ્બાસે ફરમાવ્યું, "મારા ભત્રીજાની શાન શહેનશાહોને શોભે તેવી નહિ, પયગમ્બરોને શોભે તેવી છે. આપની આ શાન શહેનશાહીની નહિ, પયગમ્બરીની શાન છે."

એ પછી હઝરત અબ્બાસે અબૂ સુફયાનને મક્કહ તરફ દોડાવી દીધા અને અલ્લાહની ફોજ મક્કહમાં દાખલ થાય તે પહેલાં અબૂ સુફયાને મક્કહમાં દાખલ થઈને જાહેરાત પોકારી દીધી :

- "જે માણસ પોતાના ઘરનો દરવાજો બંધ કરી લે તેની જાન સલામત છે."
- "જે માણસ કઅબહની મસ્જિદમાં આસરો લઈ લે તેની જાન સલામત છે."
- "જે માણસ અબૂ સુફયાનના ઘરમાં ભરાય જાય તેની જાન સલામત છે."

---

# પ્રકરણ ૧૩૯

# સહાબાની તબલીગી જમાઅતો

હઝરત ખાલિદની તબલીગી જમાઅત • સમજફેરથી સર્જાયેલી ઘટના • રસૂલુલ્લાહ (સલ.)નો એક ખ્વાબ • સમાધાન માટે હઝરત અલીની રવાનગી • હઝરત ખાલિદનો પસ્તાવો • બે સરદારો વચ્ચે ઉગ્ર ટપાટપી • જાહિલિયતના યુગનો બનાવ • બનૂ જઝીમહના એક પ્રેમીની કહાણી • હઝરત ખાલિદના હાથે ઉઝઝા મૂર્તિનું ખંડન.

**હઝરત ખાલિદની તબલીગી જમાઅત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ફત્હે-મક્કહના દિવસોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહની આજુબાજુના વિસ્તારમાં વસનારા કબીલાઓમાં અલ્લાહની તવહીદ તથા ઈસ્લામની તબલીગ માટે પોતાના સહાબાની જુદી-જુદી જમાઅતો રવાના ફરમાવી. એમાંની કોઈ જમાઅતને આપે જંગનો કે ખૂનરેઝી કરવાનો હુકમ નહિ ફરમાવ્યો હતો.

ઈસ્લામની તબલીગ માટે જે જમાઅતો મોકલવામાં આવી તેમાં હઝરત ખાલિદ બિન વલીદની સરદારી હેઠળની એક જમાઅત પણ હતી. હઝરત ખાલિદને આપે "દાઅી ઈલલ્લાહ"ની હૈસિયતે એટલે અલ્લાહની તવહીદનું આમંત્રણ આપનાર તરીકે મોકલ્યા હતા. લડાઈખોરી કરનાર કે મારામારી કરનાર તરીકે નહિ. એમને આપે તિહામહ પ્રાંતની તળભૂમિના પ્રદેશ તરફ રવાનગીનો આદેશ આપ્યો. પરંતુ હઝરત ખાલિદે ત્યાં પહોંચીને બનૂ જઝીમહ કબીલાના ગામ પાસે પડાવ નાખ્યો તો કબીલાના લોકોએ એમના મુકાબલા માટે હથિયારો સજાવવા માંડયાં. લાચારીએ હઝરત ખાલિદે બળ વાપર્યું જેમાં કબીલાના કેટલાક માણસો માર્યા ગયા.

**સમજફેરથી સર્જાયેલી ઘટના**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હકીમ બિન હકીમ બિન અબ્બાદ બિન હુનૈફે અબૂ જઅફર મુહંમદ બિન અલીની રિવાયત કહી સંભળાવી કે, ફત્હે-મક્કહ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખાલિદ બિન વલીદને "દાઅી ઈલલ્લાહ"ની હૈસિયતે રવાના કર્યા હતા. લડાઈ કરનાર કે મારામારી કરનાર તરીકે નહિ. એમની કમાન હેઠળ અરબના કબીલાઓમાંથી સુલૈમ બિન મનસૂર તથા મુદલિજ બિન મુર્રહ કબીલાના સૈનિકો પણ હતા.

બનૂ જઝીમહ કબીલાના લોકોએ હઝરત ખાલિદ બિન વલીદને જોતાં જ હથિયારો સંભાળી લીધાં. નાછૂટકે હઝરત ખાલિદે તેઓને ઘેરી લેતાં હુકમ છોડયો, "હથિયારો ફેંકી દો. મક્કહ ફતેહ થઈ ગયું છે. કુરૈશે ઈસ્લામ સ્વીકારી લીધો છે. હવે લડવાના કોઈ અર્થ નથી."

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બનૂ જઝીમહના કેટલાક જાણકારોએ કહ્યું કે, ખાલિદે જયારે અમને હથિયાર નાખી દેવાનો હુકમ કર્યો તો અમારામાંથી એક જોશીલા જવાને, જેનું નામ જહદમ હતું, અમને પડકાર્યા, "હે બનૂ જઝીમહ ! અલ્લાહના સોગંદ, ખબરદાર ! એ ખાલિદ બિન વલીદ છે. હથિયાર નાખશો તો એ તમને ગિરિફતાર કરી લેશે. ગિરિફતારી બાદ તલવારથી તમારાં ડોકાં ઉડાવી દેશે. હું હરગિઝ હથિયાર નાખવાનો નથી."

જહદમની ગર્જના સાંભળીને અમારી કૌમના લોકોએ તેને પકડી લીધો અને તેને ઠપકારતાં કહ્યું, "જહદમ! શું તું મરવાનો થયો છે ? અને શું તારે પોતાની કૌમને પણ મારી નાખવી છે ? શું તને ખબર નથી, મક્કહ ફતેહ થઈ ગયું છે, કુરૈશે હથિયાર નાખી દીધાં છે, ઈસ્લામ સ્વીકારી લીધો છે, લડાઈ સંકેલી લીધી છે અને બધાએ જાનમાલનું રક્ષણ મેળવી લીધું છે ?"

એ પછી લોકોએ જહદમને જકડી લઈને તેના હથિયારો છીનવી લીધાં અને ખાલિદના કહેવાથી બધાએ હથિયાર નાખી દીધાં. હથિયાર નાખતાં જ ખાલિદે બધાને પકડી લઈને મુશ્કેટાટ બાંધી દેવાનો હુકમ છોડયો. એમના હુકમનું પાલન કરવામાં આવ્યું. પછી એમાંના બંડખોર જેવા લાગતા માણસોને ખાલિદે તલવારની ધાર સામે ધરી દીધા. ત્યારે જેમના નસીબમાં કતલ થવાનું લખેલું હતું તે કતલ થઈ ગયા અને બાકીના બધા સલામત રહ્યા.

જયારે આ દુર્ઘટનાના સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળ્યા તો આપના આઘાત અને દુઃખનો પાર નહિ રહ્યો. આપે બંને હાથ બારગાહે-ઈલાહીમાં ઉપાડીને ગદ્‌ગદ સ્વરે ઈલતિજા કરી : "અલ્લાહુમ્મ ઈન્ની અબરઉ ઈલૈક મિમ્મા સનઅ ખાલિદુબ-નુલ-વલીદ."

"હે અલ્લાહ ! ખાલિદ બિન વલીદે જે કંઈ કર્યું તેનાથી હું તારી બારગાહમાં મારી બરાઅત જાહેર કરૂં છું."

**રસૂલુલ્લાહ (સલ.)નો એક ખ્વાબ**——————ઈબ્ને હિશામ કહે છે : કેટલાક માહિતગારોએ મને ઈબ્રાહીમ બિન જઅફર મહમૂદીની આ રિવાયત કહી સંભળાવી કે, એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબાની મજલિસમાં ફરમાવ્યું, "રાતે મેં એક ખ્વાબ જોયો. જાણે કે મેં હૈસ (ખજૂર, ઘી અને પનીરથી બનાવેલી એક વાનગી) નો એક લુકમો ખાધો. તેનો સ્વાદ મને સારો લાગ્યો. પણ એ લુકમો ગળેથી નીચે ઊતરવાને બદલે મારા હલકમાં અટકી પડયો. એજ વેળા અલીએ મારા હલકમાં હાથ નાખીને તેને કાઢી લીધો."

આ ખ્વાબ સાંભળીને હઝરત અબુબક્ર સિદ્દીકે એનો અર્થ તારવતાં કહ્યું, "યા રસૂલલ્લાહ ! જે જમાઅતો આપે ઈસ્લામની તબલીગ બાબતે મોકલાવી છે એમાંથી અમુક જમાઅતોની કામગીરીથી આપને આનંદ થશે જયારે અમુકની કામગીરી વાંધાભરેલી હશે જેનાથી આપને રંજ થશે.એના સમાધાન માટે આપ અલીને મોકલાવશો અને તેઓ ત્યાં જઈને એનો સુખદ અંત આણી દેશે."

ઈબ્ને હિશામ કહે છે : બનૂ જઝીમહના પકડાયેલા માણસોમાંથી એક આદમી છટકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં આવ્યો અને તેણે આપને, ત્યાં બનેલા બનાવના અને હઝરત ખાલિદની

કામગીરીના પૂરા સમાચાર કહી સંભળાવ્યા. આપે તેને પૂછ્યું, "શું કોઈએ ખાલિદનો વિરોધ કર્યો હતો ?"

તે બોલ્યો, "જી હા એક મધ્યમ કદના ગોરા માણસે ખાલિદનો હુકમ માનવાનો ઇન્કાર કરી દીધો હતો પણ ખાલિદે તેને ઠપકારી નાખવાથી તે ખામોશ થઇ ગયો હતો. બીજો એક લાંબા કદનો બેડોળ આકૃતિનો માણસ હતો. એ ખાલિદના હુકમનો વિરોધ કરીને તેમની સાથે બાખડી પડયો. બંને વચ્ચે મોડે સુધી ખૂબ દલીલબાજી, ટપાટપી અને આકરી બોલાચાલી થતી રહી."

આ સાંભળીને હઝરત ઉમરે કહ્યું, "યા રસૂલલ્લાહ ! પહેલો શખ્સ મારો બેટો અબ્દુલ્લાહ છે અને બીજો શખ્સ અબૂ હુઝૈફહનો આઝાદ ગુલામ સાલિમ છે."

**સમાધાન માટે હઝરત અલીની રવાનગી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હકીમ બિન હકીમે મને અબૂ જઅફર મુહંમદ બિન અલીની રિવાયત કહી સંભળાવી કેઃ એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબી તાલિબને બોલાવ્યા અને ફરમાવ્યું, "અલી ! તમે બનૂ જઝીમહ પાસે જઇને બનેલા મામલાની તપાસ કરો અને જાહિલિયતના અનિષ્ટોમાંથી જે કંઇ જોવામાં આવે તેને પગો તળે કચડી નાખો." (એટલે જાહિલિયતની મનોદશા મુજબ તેઓથી કંઇ ભૂલચૂક થઇ હોય તો તેને સુધારી લેજો.)

હઝરત અલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઘણો બધો માલ લઇને બનૂ જઝીમહ પાસે પહોંચી ગયા. હઝરત ખાલિદે એ કોમના જેટલા માણસોને મારી નાખ્યા હતા એ બધાનો લોહીદંડ ચુકવી આપ્યો. અને તેઓનો જેટલો માલ કબજે કર્યો હતો એ બધો તેઓને પાછો અપાવી દીધો. એટલે સુધ્ધાં કે લાકડાના જે વાડકામાં તેઓ કૂતરાને ખવાડતા હતા એ વાડકો પણ તેઓને પાછો આપી દેવામાં આવ્યો. કોઇ ખૂન અને કોઇ માલ એવો ન રહ્યો જેનો બદલો વાળી દેવામાં ન આવ્યો હોય. આ બધી ચૂકવણી છતાં હઝરત અલી, જેટલો માલ પોતાની સાથે લઇ ગયા હતા તેમાંથી સારૂં જેવું બચી પણ જવા પામ્યું. જયારે પૂરેપૂરી અદાયગી થઇ ગઇ તો હઝરત અલીએ તેઓને પૂછ્યું, "ભાઇઓ ! તમારો કોઇ માલ કે તમારો કોઇ હક બાકી તો નથી રહી ગયો ને ?"

તેઓ બોલ્યા, "ના સાહેબ ! અમારો બધો માલ અને અમારો પૂરો હક અમને મળી ગયો છે."

ફરમાવ્યું, "વારૂ તો સાંભળો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને આપેલા માલમાંથી જેટલો બાકી રહી ગયો છે એ પણ હું તમને આપી દઉં છું. બનવા જોગ છે કંઇ બાકી રહી ગયું હોય જેની ન તમને જાણ હોય ન અમને ખબર હોય તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાવચેતી રૂપે આ તેનો બદલો છે."

હઝરત અલી, વધેલો માલ પણ બનૂ જઝીમહના લોકોને આપી દઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયા અને પોતે જે કામગીરી બજાવીને આવ્યા તેની પૂરી વિગત આપને કહી સંભળાવી. આપે ફરમાવ્યું, "અસબત્ વ અહસન્ત્ !"હે અલી ! તમે ઠીક કર્યું અને બહુ સારૂં કર્યું !

રાવીનું કથન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થઇ ગયા. કિબ્લહ તરફ મુખ કરીને બંને હાથો એવી રીતે ઉઠાવ્યા કે મુબારક ખભાનો નીચલો ભાગ દેખાવા લાગ્યો. પછી આપે બારગાહે-ઇલાહીમાં દુઆ માગી :

"હે અલ્લાહ ! ખાલિદ બિન વલીદે જે કંઇ કર્યું, હું તારી બારગાહમાં તેનાથી મારી બરાઅત જાહેર કરૂં છું."

**હઝરત ખાલિદનો પસ્તાવો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ખાલિદ બિન વલીદને બેકસૂર કે નિર્દોષ માનનારા લોકોના કહેવા મુજબ, હઝરત ખાલિદની દલીલ એવી હતી કે, મેં જઝીમહ કબીલાના લોકો પર અબ્દુલ્લાહ બિન હુઝાફહના કહેવાથી બળ વાપર્યું હતું કેમકે અબ્દુલ્લાહ બિન હુઝાફહએ મને કહ્યું હતું કે, "હે ખાલિદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમને હુકમ ફરમાવ્યો છે કે લોકો ઇસ્લામ કબૂલ નહિ કરે અને મુકાબલો કરે તો તેઓની સાથે લડાઇ કરજો."

ઇબ્ને હિશામ કહે છે : મને મળેલી માહિતી મુજબ હઝરત ખાલિદ જ્યારે બનૂ જઝીમહની વસતિમાં પહોંચ્યા તો એમને જોતાં જ કબીલાના લોકો હથિયારો સજીને મુકાબલા માટે તૈયાર થઇ ગયા. હઝરત ખાલિદે તેઓને ચેતવણી આપી, "ખબરદાર હે લોકો ! હથિયારો નાખી દો. મક્કહ ફતેહ થઇ ગયું છે. કુરૈશ મુસલમાન બની ગયા છે. તમે પણ ઇસ્લામ કબૂલ કરી લો. હવે લડવાના કોઇ અર્થ નથી."

આ ચેતવણી સાંભળીને બનૂ જઝીમહના લોકો બોલી ઊઠયા, "સબઅ-ના ! સબઅ-ના !" એટલે અમે સાબી બની ગયા ! અમે સાબી બની ગયા ! જેના બીજા અર્થ અમે મુસલમાન બની ગયા ! અમે મુસલમાન બની ગયા ! [૧]

પરંતુ આ કબીલાના જહદમ જેવા કેટલાક જોશીલા જવાનોએ હઝરત ખાલિદની ચેતવણીની અવગણના કરીને હથિયારો ફેંકવાનો ઇન્કાર કરી લીધો અને મામલો વણસી જતાં અમુક માણસોની કતલનો પ્રસંગ સર્જાઇ ગયો.

**બે સરદારો વચ્ચે ઉગ્ર ટપાટપી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ જઝીમહના લોકોએ જ્યારે હથિયારો નાખી દીધાં અને જહદમે પોતાની કૌમ સાથે હઝરત ખાલિદનો આ કડક વર્તાવ જોયો તો ભારે ખેદથી તે બોલી ઊઠયો, "હે મારી કૌમ ! અફસોસ, તલવારબાજીની તક હાથમાંથી સરકી ગઇ. મારૂં કહ્યું તમે માન્યું નહિ અને હાથે કરીને મુસીબત વહોરી લીધી."

બનૂ જઝીમહના આ મામલા અંગે હઝરત ખાલિદ બિન વલીદ અને હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ વચ્ચે ઉગ્ર બોલાચાલી થવા પામી. હઝરત અબ્દુર્રહમાને હઝરત ખાલિદની ટીકા કરતાં કહ્યું "હે ખાલિદ ! સાચું કહું તો તમે ઇસ્લામમાં એક જાહિલિયતનું કામ કર્યું."

હઝરત ખાલિદે જવાબમાં કહ્યું, "રહેવા દો હવે ! તમારે તો ફકત તમારા બાપના ખૂનનો બદલો લેવો હતો તે તમે લઇ લીધો. બીજું શું વળી ? "

વળતા જવાબમાં હઝરત અબ્દુર્રહમાન બોલ્યા, "હે ખાલિદ ! તમે ખોટું કહો છો. સાંભળો, મેં મારા

૧. ઇસ્લામની શરૂઆતમાં અરબના લોકો મુસલમાનોને સાબી કહેતા હતા. સાબી શબ્દ અરબીના સબ્અ, સુબૂઅ, સુબૂઅહમાંથી નીકળેલો છે જેના અર્થ ધર્મપલટો કરવો અથવા એક ધર્મ છોડીને બીજો ધર્મ કબૂલ કરવો થાય છે. અને સાબી એટલે ધર્મપલટો કરનાર. બનૂ જઝીમહના લોકોએ "સબઅ-ના ! સબઅ-ના !"ના પોકારો કર્યા જેના અર્થ અમે ધર્મપલટો કરી લીધો અને બીજા અર્થ અમે મુસલમાન બની ગયા. પરંતુ મામલો સાફ ન હોવાથી અને સમજફેરથી એનો મૂળ હેતુ સમજી શકાય તે પહેલાં જહદમની ઉતાવળથી કતલની કમનસીબ ઘટના સર્જાઇ ગઇ. "હ"

બાપના ખૂનીને માર્યો હોય તો તમે પણ પોતાના કાકા ફાકેહ બિન મુગીરહના ખૂનનો બદલો વાળી લીધો છે.''

બંને માનવંતા ગૃહસ્થો વચ્ચે ટપાપટી વધી જતાં મામલો તકરારની હદે પહોંચી ગયો અને છેવટે ખટલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અદાલતમાં રજૂ થયો. તકરારની વિગત સાંભળીને આપે ફરમાવ્યું:

''સાંભળી લો ખાલિદ ! તમે મારા સહાબાનો મામલો મુજ પર છોડી દો. અલ્લાહના સોગંદ ! તમારી પાસે ઉહુદ પહાડ જેટલું સોનું હોય અને એ બધું સોનું તમે અલ્લાહના રસ્તામાં વાપરી નાખો તો પણ, મારા એક સહાબીના, સવાર કે સાંજના જિહાદની તોલે તમે પહોંચી શકતા નથી.''

**જાહિલિયતના યુગનો બનાવ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બંને માનવંતા ગૃહસ્થોની ટપાટપીમાં હઝરત ખાલિદે હઝરત અબ્દુર્રહમાને જે આમ કહ્યું હતું કે, ''તમે તો તમારા બાપના ખૂનનો બદલો વાળી લીધો !'' તો તેનો મૂળ બનાવ એમ છે કે જાહિલિયતના યુગમાં એક વેળા હઝરત અબ્દુર્રહમાનનો બાપ ઔફ બિન અબદે મનાફ અને હઝરત ખાલિદનો કાકો ફાકેહ બિન મુગીરહ તથા અફ્ફાન બિન અબિલ-આસ બિન ઉમૈયહ આ ત્રણ ગૃહસ્થો વેપાર અર્થે યમન ગયા. આ સફરમાં અફ્ફાનની સાથે એનો બેટો ઉસ્માન અને ઔફની સાથે એનો બેટો અબ્દુર્રહમાન પણ હતો.

જ્યારે આ વેપારીઓ બનૂ જઝીમહની વસતિ પાસેથી પસાર થયા તો બનૂ જઝીમહનો એક વેપારી પણ પોતાનો માલ લઇને એમના સંગાતે થઇ ગયો. પછી બન્યું એવું કે બનૂ જઝીમહનો આ વેપારી યમન જઇને ત્યાં જ મરી ગયો.

હવે આ ત્રણ ગૃહસ્થો મરણ પામનાર વેપારીનો માલ તેના વારસદારોને પહોંચતો કરવા બનૂ જઝીમહની વસતિ તરફ રવાના થયા. સંજોગજોગે રસ્તામાં વસતિ તરફથી આવનારા એક આદમી સાથે તેઓની મુલાકાત થઇ. આ આદમીનું નામ ખાલિદ બિન હિશામ હતું અને એ બનૂ જઝીમહ કબીલાનો માણસ હતો. વાતચીત દરમિયાન ખાલિદ બિન હિશામે મૂળ હકીકત જાણી લઇને દાવો કરી દીધો કે, મરનાર વેપારીનો સાચો વારસદાર હું પોતે છું અને માગણી કરી કે મહેરબાની કરીને મારા માણસનો બધો માલ મને આપી દો !

આ ત્રણ ગૃહસ્થો વસતિમાં પહોંચીને મરનારના વારસદારોને મળવા માગતા હતા અને તપાસને અંતે ખાતરી થયા પછી તેના વારસદારોને હાથોહાથ માલ આપવા માગતા હતા. આ કારણે તેઓએ એને માલ આપવાનો ઇન્કાર કરી દીધો. ખાલિદ બિન હિશામે પોતાના માણસોની મદદથી માલ પડાવી લેવા માટે તેઓની સાથે ઝપાઝપી કરવા માંડી.આ ઝપાઝપીમાં ઔફ બિન અબ્દે-મનાફ (હઝરત અબ્દુર્રહમાનનો બાપ) તથા ફાકેહ બિન મુગીરહ (હઝરત ખાલિદ બિન વલીદનો કાકો) બંને માર્યા ગયા. અફ્ફાન બિન અબિલ-આસ પોતાના પુત્ર ઉસ્માન સાથે બચી ગયો. બંને બાપ-બેટા પોતાના માર્યા ગયેલા સાથીઓનો માલ લઇને મક્કહ તરફ રવાના થયા. [1]

એ પછી તક મળતાં અબ્દુર્રહમાન બિન ઔફે પોતાના બાપના ખૂની ખાલિદ બિન હિશામને કતલ કરી નાખ્યો હતો. જ્યારે કુરૈશને જાણ થઇ કે બનૂ જઝીમહના લોકોએ મક્કહના બે ગૃહસ્થોને મારી નાખ્યા છે

૧. અફ્ફાન : હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુનો બાપ. ''હ''

તો તેઓએ બની જઝીમહના લોકો પર ચઢાઇ કરી દીધી. બનૂ જઝીમહના આગેવાનો બોલ્યા કે તમારા માણસોને અમે માર્યા નથી બલકે અમારી કૌમના કેટલાક બેવકૂફોએ આ હિચકારૂં કામ કર્યું હતું જેની અમને ખબર ન હતી. તેમ છતાં અમે તમારા મરનારાઓના ખૂનનો પૂરેપૂરો દંડ ચૂકવી આપવા તૈયાર છીએ. કુરૈશે પણ તેઓની આ ઉદારદિલીનો સ્વીકાર કરી લીધો અને લડાઇ આગળ વધતી અટકી ગઇ. આ છે મૂળ બનેલો બનાવ.

**બનૂ જઝીમહના એક પ્રેમીની કહાણી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈબ્ને શિહાબ ઝુહરીના કથન મુજબ હઝરત ઈબ્ને અબૂ હદરદ અસલમી નામે મુસ્લિમ સિપાહી પોતાનો અનુભવ ટાંકતાં કહે છે કે, ''હું બનૂ જઝીમહના બનાવ વેળા ખાલિદ બિન વલીદના સવારોમાં શામિલ હતો. બનૂ જઝીમહના કેદીઓમાં એક નવજવાન મારા જોવામાં આવ્યો. તે મારી જ ઉંમરનો ગભરૂ જવાન હતો. તેના બંને હાથ દોરડીથી તેની ગરદનમાં બાંધેલા હતા. તેનાથી થોડે દૂર સ્ત્રીઓનું એક ટોળું ઊભેલું હતું. નવજવાન મારી પાસે આવીને બોલ્યો, ''હે ભાઇ ! મારૂં એક કામ નહિ કરે ?''

મેં કહ્યું, ''બોલ ભાઇ શું કામ છે ?''

તે બોલ્યો, ''પેલી સ્ત્રીઓ ઊભેલી છે ત્યાં મને લઇ જા. મારે તેમની સાથે થોડીક વાતો કરવી છે. પછી મને ત્યાંથી લઇ આવજે અને તારે જે કરવું હોય તે કરજે.''

મેં કહ્યું, ''તારી માગણી તો છેક મામૂલી છે. એ કોઇ મુશ્કેલ વાત નથી. ચાલ મારી સાથે.''

હું તેની દોરડી ઝાલીને સ્ત્રીઓ ઊભેલી હતી ત્યાં તેને લઇ ગયો. સ્ત્રીઓની ટોળીમાં એક યુવતી ઊભેલી હતી જેને એ પ્રેમ કરતો હતો. યુવકે તેને સંબોધીને કહ્યું,

''હુબૈશહ ! મારા જીવનનો ખાતેમો છે. તુમ સલામત રહો !''

પછી તેણે પોતાની પ્રિયાના વિયોગનું પ્રેમગીત લલકાર્યું. યુવતીએ પણ પોતાના નિઃસ્વાર્થ પ્રેમનો તેવો જ જવાબ વાળ્યો.

એ પછી હું તેને તેની મૂળ જગાએ લઇ આવ્યો જયાં તેની ગરદન મારી દેવામાં આવી. એજ વેળા હુબૈશહ દોડતી આવી અને પ્રેમીની તડપતી લાશ પર ઊંધી વળી ગઇ અને લગાતાર તેના બોસા લેતી રહી ત્યાં સુધી કે પ્રેમીની લાશ પર તેનું પણ પ્રાણપંખેરૂં ઊડી ગયું.

**હઝરત ખાલિદના હાથે ઉઝઝા મૂર્તિનું ખંડન**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખાલિદ બિન વલીદને ઉઝઝા મૂર્તિના ખંડન માટે જવાનો હુકમ ફરમાવ્યો. ઉઝઝા અરબના મુશરિકોની મશહૂર મૂર્તિ હતી. નખ્લહ નામે સ્થળના એક મંદિરમાં એની સ્થાપના કરવામાં આવી હતી. કુરૈશ, બનૂ કિનાનહ, બનૂ મુદર વગેરે કબીલાઓના બધા જ લોકો એની પૂજા કરતા હતા. બનૂ સુલૈમની શાખ બનૂ શૈબાનના લોકો જેઓ બનૂ હાશિમના કરારી હતા, તેઓ ઉઝઝાના દરવાન તથા પુરોહિત હતા.'

મંદિરના વડા પુરોહિતને જયારે જાણ થઇ કે ખાલિદ બિન વલીદ પોતાના માણસો સાથે ઉઝઝાના નિકંદન માટે આવી રહ્યા છે તો તેણે મૂર્તિને ગળે તલવાર લટકાવી દીધી અને તેને સંબોધીને કહ્યું, ''હે ઉઝઝા ! આ રહી તલવાર, એક પણ જીવતો જવા નહિ પામે !'' આમ કહીને પોતે જાન બચાવવા પહાડ પર ચઢી ગયો અને આ પંકિતઓ ગાવા લાગ્યો :

**અયા ઉઝઝા શુદ્દી શદ્દત લા શવય લહા • અલા ખાલિદિન અલ્કલ કિનાઅ વ શમ્મરી.**

હે ઉઝઝા ! એવું પ્રચંડ આક્રમણ કરજે કે હાથપગ ઢીલા પડી જાય. ખાલિદ પર પોતાનો પર્દો નાખી દેજે અને પછી પોતાનો પાલવ સમેટી લેજે. (ખાલિદને આંધળો બનાવી દેજે અથવા તેનો વિનાશ બોલાવી દેજે !)

**યા ઉઝઝા ઇલ-લમ તક-તલિલ-મર્અ ખાલિદન • ફબૂઇ બિ-ઇસ્મિન આબિલિન અવ તનસ-સરી.**

હે ઉઝઝા ! જો તું ખાલિદને કતલ નહિ કરી શકે તો પછી તું જાહિલો જેવા એક અક્ષમ્ય પાપનો અપરાધી ઠરી જશે કે પછી નસારો એટલે ખ્રિસ્તી બની જશે.

સારાંશ કે હઝરત ખાલિદે અહીં પહોંચીને ઉઝઝા મૂર્તિના ધ્વંસ સાથે મંદિરનું પણ નિકંદન કાઢી નાખ્યું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઇને કારસેવાના સમાચાર આપી દીધા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇબ્ને શિહાબ ઝુહરીએ મને ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહ બિન મસઊદની રિવાયત ટાંકતાં કહ્યું કે મક્કહના વિજય પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ૧૫ રાતો સુધી મક્કહમાં બિરાજમાન રહ્યા અને એ દરમિયાન કસર નમાઝો પઢતા રહ્યા. [૧]

સન ૮ હિજરીના રમઝાનની ૨૦ તારીખે મક્કહ ફતેહ થયું. [૨]

---

૧. એટલે ઝુહર, અસર અને ઇશાની ફર્ઝ નમાઝોની ચાર-ચાર રકઅતોને બદલે બે-બે રકઅતો પઢતા રહ્યા.

૨. ૨૦ રમઝાન ૮ હિજરી મુતાબિક ૧૧ જાન્યુઆરી ૬૩૦ ઇસ્વી.

## પ્રકરણ ૧૪૦

# ગઝવએ-હુનૈન

### (ફત્હે-મક્કહ બાદ સન ૮ હિજરી)

હવાઝિનની મક્કહ પર ચઢાઇ ● દુરૈદ બિન સિમ્મહ ● અનુભવી વડીલના સલાહ સૂચનો ● માલિક બિન ઔફના જાસૂસો ● રસૂલુલ્લાહ (સલ.)ના જાસૂસ ● લડાઇના હથિયારોની સમસ્યા ● ઇસ્લામી લશ્કરની સંખ્યા ● મક્કહના સૌથી પહેલા ગવર્નર ● નવમુસ્લિમોની મુશરિકો જેવી માગણી ● હવાઝિનનું ઓચિંતું આક્રમણ ● મક્કમ રહેનારા સહાબાના નામો ● કાળા ઝંડાવાળો લડવૈયો ● મક્કહના નવા મુસલમાનોની મોકાણ ● શૈબહ બિન ઉસ્માનનો બદ ઇરાદો ● હઝરત અબ્બાસનો પહાડી ઘાંટો ● દુશ્મનનો લાલ ઊંટવાળો ઝંડાધારી ● બીબી ઉમ્મે-સુલૈમનો કિસ્સો ● હઝરત અબૂ કતાદહનો કિસ્સો ● જંગે-હુનૈનમાં અલ્લાહની ગેબી મદદ ● મુશરિક લશ્કરની શિકસ્ત.

**——ગુજરાતી સંપાદકની નોંધ——**

અરબનો હવાઝિન કબીલો મક્કહના દક્ષિણપૂર્વના પહાડી પ્રદેશમાં દૂર દૂર સુધી પથરાયલો બહુ મોટો કબીલો હતો. એમાંથી ઘણી શાખો નીકળેલી હતી. એક શાખનું નામ બનૂ સકીફ હતું. એના લોકો તાઇફની ફળદ્રુપ અને રળિયામણી ભૂમિમાં વસતા હતા.ઇસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તબલીગ માટે તાઇફ તશરીફ લઇ ગયા તો બનૂ સકીફના સરદારોએ આપને બેહદ તકલીફો આપી હતી. આપને લોહીલુહાણ કરી નાખ્યા હતા. એજ કબીલાની એક શાખનું નામ બનૂ સઅદ હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધમાતા બીબી હલીમહ સઅદિયહ એજ શાખમાંથી હતાં. જેથી એમને સઅદિયહ કહેવામાં આવે છે. બનૂ હવાઝિનના લોકો યુધ્ધકળામાં પંકાયેલા, મોટા બહાદુર અને નામીચા લડવૈયા હોવા ઉપરાંત કટ્ટર મૂર્તિપૂજક હતા. જ્યારે સાંભળ્યું કે મક્કહ ફતેહ થઇ ગયું છે અને ભગવાનની મૂર્તિઓના ટુકડા કરી નાખવામાં આવ્યા છે તો એમની ધીરજ ખૂટી ગઇ. માની લીધું કે નક્કી હવે અમારી અને અમારા ભગવાનોની વારી આવવાની છે. બધાએ ભેગા મળીને એકમતે ઠરાવી લીધું કે મુસલમાનો તૂટી પડે તે પહેલાં આપણે તેઓની ઉપર તૂટી પડીએ. ''હથુરાણી''

**હવાઝિનની મક્કહ પર ચઢાઈ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ફત્હે મક્કહના સમાચાર વાયુવેગે આખા અરબમાં પ્રસરી ગયા. જ્યારે હવાઝિન કબીલાના લોકોએ સાંભળ્યું કે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરના હાથે મક્કહ ફતેહ કરાવી દીધું છે તો તેઓ માટે આ સમાચાર નાકાબિલે-બરદાશ્ત બની ગયા. એજ વેળા તેઓએ મક્કહ પર ચઢાઈ કરવાની તૈયારી શરૂ કરી દીધી.

તે વેળા હવાઝિન કબીલાનો ''રઈસે-આઝમ'' એટલે સૌથી મોટો સરદાર કે નેતાઓનો નેતા માલિક બિન ઔફ નસરી નામે યોદ્ધો હતો. તેણે હવાઝિન કબીલાના તમામ લોકોને યુધ્ધ માટે એકત્ર કરવાનું કામ આરંભી દીધું. તેની હાકલ પર તાઈફની ખીણમાં વસનારા બનૂ સકીફ, બનૂ નસર અને બનૂ જુશમ કબીલાઓના તમામે-તમામ લડવૈયાઓ જંગ માટે નીકળી આવ્યા. બનૂ સઅદ બિન બક્ર અને બનૂ હિલાલ કબીલાઓના કેટલાક લડવૈયાઓએ આવીને તેઓની સંખ્યામાં ઓર વધારો કરી દીધો; જો કે તેઓની સંખ્યા મામૂલી હતી. અલબત્ત હવાઝિન કબીલાના બે મુખ્ય ફાંટા, બનૂ કઅબ અને બનૂ કિલાબના લોકો ગેરહાજર રહ્યા. એટલે એ બંને કબીલામાંથી એક પણ માણસે આ યુધ્ધમાં ભાગ નહિ લીધો.

**દુરૈદ બિન સિમ્મહ**————બનૂ હવાઝિનની શાખ બનૂ જુશમ કબીલાનો અગ્રેસર દુરૈદ બિન સિમ્મહ નામે અરબનો પંકાયેલો શાહસવાર હતો. અત્યારે તે છેક વયોવૃધ્ધ અને ખખડી ગયેલો બુઢ્ઢો હતો. તેના સુકલકડી શરીરના માળખામાં સ્ફૂર્તિ, ચપળતા, કે ઊછળકૂદ કે રસ-કસ જેવું કશું રહ્યું ન હતું. આમ છતાં તે અનુભવોથી ઘડાયેલો અને યુધ્ધકળાના દાવપેચનો અઠંગ ઉસ્તાદ હતો. આ કારણે લોકોએ એને એક પાલખીમાં સુવાડીને અને પાલખીને ઊંટની પીઠ પર ગોઠવીને પોતાની સાથે લીધો હતો કે જેથી એના સલાહ-સૂચનો તથા એના યુધ્ધને લગતા અનુભવોનો લશ્કરને લાભ મળે તથા એની બરકતવંતી જાતથી લડાઈના મેદાનમાં બરકત હાસિલ કરે. [૧]

તાઈફમાં વસનારા બનૂ સકીફ કબીલાના લશ્કરી સેનાપતિઓ તરીકે એજ કબીલાના બે ઘડાયેલા મહારથીઓની વરણી કરવામાં આવી. એવી જ રીતે હવાઝિન સાથે કરારોથી જોડાયેલા કબીલાઓની આગેવાની, કારિબ બિન અસવદ બિન મસઊદ બિન મુઅત્તિબ તથા બનૂ માલિકના ઝુલ-ખિમાર સુબૈઅ બિન હારિસ બિન માલિકને સોંપવામાં આવી. સુબૈઅ બિન હારિસ સાથે તેનો ભાઈ અહમર બિન હારિસ પણ હતો. અને આ આખા લશ્કરનો સાલારે-આઝમ કે સરસેનાપતિ માલિક બિન ઔફ નસરી પોતે હતો જેણે રાતદિવસના તનતોડ પ્રયત્નોથી આટલું મોટું જંગી લશ્કર તૈયાર કર્યું હતું. [૨]

જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે જંગ ખેલવાને ઈરાદે લશ્કરની રવાનગીનો સમય

---

૧. દુરૈદ બિન સિમ્મહ અત્યારે સો વરસથી વધુ વયનો ગૃહસ્થ હતો. એ અરબનો પંકાયેલો શાહસવાર અને યુદ્ધકળાનો નિષ્ણાત હોવા ઉપરાંત બહુ મોટો શાઈર પણ હતો. તેની શાઈરી અને બહાદુરીની કીર્તિગાથાઓ આજે પણ અરબના ઈતિહાસમાં નોંધાયેલી છે. માલિક બિન ઔફે પોતે આગ્રહભરી ફર્માઈશથી એને લશ્કરની સાથે લીધો હતો. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૩૧) ''૯''

૨. માલિક બિન ઔફ નસરી ૩૦ વરસનો જોશીલો જવાન હતો. જવાનીનું લોહી એની રગોમાં ઉછાળા મારતું હતું. મજબૂત મનોબળનો અને પોતે જે ફેસલો કરી લે તેને બળપૂર્વક વળગી રહેનારો હતો. બહાદુર હતો. સાહસખેડુ હતો. આમ છતાં એનામાં એક મોટી ખામી હતી કે પોતે તદ્દન બિનઅનુભવી હોવા છતાં કોઈનું માનતો ન હતો. પોતાના નિર્ણયને વળગી રહેતો હતો. અને પોતાનો જ કક્કો ખરો કરાવતો હતો. અને હુનૈનમાં શિકસ્ત ખાયને નાસી ગયો. જંગે-તાઈફ વેળા મુસલમાન બની ગયો. હઝરત ઉમરે પોતાની ખિલાફતમાં જંગે-કાદિસિયહમાં એમને લશ્કરના ઉપરી બનાવ્યા. પછી ઈસ્લામી હુકૂમત તરફથી દમિશ્કના ગવર્નરપદે નિમાયા. (સીરતુન-નબી જિ. ૧ પા. ૫૩૧) ''૯''

[illegible] તમારાં બાળકો અને તમારાં ઢોરઢાંખરને પણ તમારી સાથે લેતા ચાલો, કે જેથી તેઓના રક્ષણ ખાતર દરેક સિપાહી મરણિયો થઈને લડે અને મેદાને-જંગથી નાસવાનો વિચાર સુધ્ધાં નહિ કરે.[1]

સાલારે-અઝમના હુકમનું પાલન કરવામાં આવ્યું અને પછી ઓરતો, બાળકો તથા ઢોરઢાંખર સાથે પૂરું લશ્કર ત્યાંથી રવાના થયું અને કૂચકદમ કરતું "અવતાસ"નામે સ્થળે પહોંચી ગયું. અહીં પડાવ નાખવા બાદ લશ્કરના તમામ લોકો પોતાના સાલારે-અઝમ માલિક બિન ઔફ નસરીની આસપાસ ભેગા થઈ ગયા જેમાં દુરૈદ બિન સિમ્મહ પણ હતો. લોકો આ બડેમિયાં કે વયોવૃધ્ધ બુઝુર્ગ શખ્સને ખુલ્લી પાલકીમાં આરામથી સુવાડીને અને પાલખીને ઊંટની પીઠ પર સવાર કરાવીને લાવ્યા હતા.

**અનુભવી વડીલના સલાહસૂચનો**————જ્યારે દુરૈદ બિન સિમ્મહને ઊંટની કાઠી પરથી ઉતારીને લાવવામાં આવ્યો તો તેણે પૂછ્યું, "તમે લોકો કઈ ભૂમિ પર ઊતરેલા છો ?"

લોકોએ જવાબ આપ્યો, "અવતાસની ખીણમાં."[2]

બડેમિયાં બોલ્યા, "આ સ્થળ ઘોડાઓ અને જંગ માટે બહુ અનુકૂળ છે. અહીંની જમીન ન એટલી નક્કર છે કે પગોમાં ખૂંચે ન એટલી પોચી છે કે પગો ધસી ધસી જાય."

એ પછી ભાતભાત અને જાતજાતના અવાજો સાંભળીને બડેમિયાંના કાન ખડા થઈ ગયા. પૂછ્યું, "આ બધો ઘોંઘાટ અને શોરબકોર કેવો છે ? ઊંટોના બૂમબરાડા, ઘોડાઓના હણહણાટ, ગધેડાઓની ઢેંચુંઢેંચું, બકરાંઓની મેં મેં, બાળકોની રાડારાડ આ બધું શું છે ?"

લોકો બોલ્યા, "આપણા લશ્કરના સિપહસાલાર માલિક બિન ઔફ સાહેબ પુરૂષોની સાથે ઓરતો, બાળકો અને ઢોરઢાંખરને પણ ઘસડી લાવ્યા છે."

બડેમિયાંએ કહ્યું, "વારૂ માલિક બિન ઔફ કયાં છે ? બોલાવો તેને અહીં."

લોકો માલિક બિન ઔફને બોલાવી લાવ્યા. દુરૈદ બિન સિમ્મહએ તેને ઠપકો આપતાં કહ્યું, "અલ્યા માલિક ! તારી કૌમે તને પોતાનો ઉપરી બનાવ્યો છે. આજનો દિવસ એવો યાદગાર દિવસ છે કે ભવિષ્યમાં એના ખાસ પરિણામો જાહેર થવાના છે, ત્યારે હું આ બધો ઘોંઘાટ કેવો સાંભળી રહ્યો છું ? મારા કાનોમાં ઊંટોનો બિલબિલાટ, ઘોડાઓનો હણહણાટ, ગધેડાંઓની ઢેંચું ઢેંચુ, બકરાઓની મેં મેં, બાળકોની રાડારાડના અવાજો આવી રહ્યા છે. મારે જાણવું છે કે આ બધાને લડાઈના મેદાનમાં ઘસડી લાવવાનું કારણ શું છે ?"

સિપહસાલારે અદબથી જવાબ આપ્યો, "માનવંતા વડીલ સાહેબ ! પુરૂષોની સાથે સ્ત્રીઓ, બાળકો અને જાનવરોને લઈ આવવાનું કારણ આટલું જ કે, લોકોના દિલોમાં આ વસ્તુઓની ખાસ ચાહત અને મહબ્બત

---

૧. સાલારે-આઝમના હુકમથી ઊંટ, ઘોડા-ગધેડાં, ઘેટા-બકરાં, મરઘાં-બતકાં અને સ્ત્રી-બાળકોનું લાવલશ્કર પણ ફોજીઓના લશ્કર સાથે મેદાને-જંગ તરફ રવાના થયું. "હ"

૨. અવતાસ : હવાઝિન કબીલાના વિસ્તારની પહાડોની ઘાટીઓથી છવાયેલી એક ખીણનું નામ જયાં હુનૈનનું યુદ્ધ ખેલાયું. ઇબ્ને સઅદના મંતવ્ય મુજબ આ સ્થળ મક્કહથી ત્રણ દિવસને અંતરે અને ઝુરકાનીના મત મુજબ મક્કહ અને તાઇફની વચ્ચે આવેલું છે. એની જ પાસે હુનૈન નામનું સ્થળ આવેલું છે. જેથી આ જંગને જંગે-હુનૈન, જંગે-અવતાસ અને જંગે-હવાઝિન કહે છે. "હ"

હોય છે. આ મનપસંદ વસ્તુઓ લોકોની આંખ સામે રહે તો તેઓ લડાઈના મેદાનમાંથી પૂઠ ફેરવીને ફરાર નહિ થઈ જાય અને સાબિત-કદમ રહીને લોહીના છેલ્લા ટીપાં સુધી લડી લે.''

આ સાંભળીને બુઢ્ઢાએ તેને ઠપકારી નાખ્યો, ''અરે નાદાન ! શું હારેલું લશ્કર પણ પોતાની સાથે કોઈ વસ્તુ પાછી લઈ જઈ શકે છે ? અગર જંગનું પાસું સીધું પડે તો સૈનિકને તલવાર અને ભાલા સિવાય બીજી કોઈ વસ્તુ લાભ આપી શકતી નથી. પણ જો જંગનું પાસું ઊલટું પડે તો તેના અર્થ એવા થાય કે તેં તારા જ હાથે તારાં સ્ત્રી-બાળકો અને માલસામાનને દુશ્મનને હવાલે કરી દીધાં. એના કરતાં મોટો ઢેડફજેતો બીજો શો હોય શકે ?''

એ પછી બદેમિયાંએ પૂછ્યું, ''વારૂ કઅબ અને કિલાબના કબીલામાંથી કેટલા લોકો આવ્યા છે?''

''એ કબીલાઓનો એક પણ માણસ લડાઈ માટે આવ્યો નથી.'' માલિકે જવાબ આપ્યો.

''ત્યારે તો ભાઈ !''બદેમિયાંએ ખેદભર્યા સ્વરે કહ્યું, ''બહાદુરી અને કૌમી આંટનો જુસ્સો મરી પરવાર્યો છે. હા સરબુલંદી અને માન-આબરૂનો સંગ્રામ હોત તો કઅબ અને કિલાબવાળા કોઈથી પાછળ નહિ પડત!''[1]

થોડીવારે બદેમિયાં બોલ્યા, ''કાશ હે માલિક ! તેં પણ તેજ પગલું લીધું હોત જે કઅબ અને કિલાબે લીધું!''

એ પછી દુરૈદ બિન સિમ્મહએ પૂછ્યું, ''વારૂ હે માલિક ! બતાવ કયા કયા કબીલાના લોકો તારા સંગાથે આવેલા છે ?''

માલિકે જવાબ આપ્યો, ''અમ્ર બિન આમિર અને ઔફ બિન આમિર પણ અમારી જોડે આવેલા છે.''

દુરૈદ બોલ્યો, ''અરે માલિક ! ''એ બંને કબીલા તો આમિરના ધાવણા બાળકો જેવા છે. ન લાભ આપી શકે છે ન નુકસાન.''

એ પછી બુઢ્ઢા દુરૈદે સિપહસાલારને સંબોધીને કહ્યું, ''હે માલિક ! સાચું કહું તો આ બધાને ખેંચી લાવીને તેં મોટી ભૂલ કરી છે. હવે મારી સલાહ સાંભળી લે. પોતાના વતન અને પોતાની કૌમને બચાવવી હોય તો સ્ત્રીઓ, બાળકો અને પ્રાણીઓને કોઈ સલામત સ્થળે મૂકી આવ. એ પછી તારા લડવૈયાઓ સાથે ઘોડાઓ પર સવાર થઈને પેલા ''સાબિઈન''[2] એટલે મુસલમાનો સાથે મુકાબલો કર. જંગમાં તારી જીત થાય તો એ બધાં સલામત રીતે તને મળી જશે. પણ જો લડાઈનું પાસું ઊલટું પડે તો યે તારાં બાલબચ્ચાં અને તારો માલસામાન તો સલામત જ રહેવાના છે. ''

સાલારે-આઝમ માલિક બિન ઔફ જેવા આપખુદ જવાનને, અનુભવી ડોસાની આ સલાહ ગમી નહિ. માઠું લગાડતાં ઝનૂનથી બોલ્યો, ''બદેમિયાં ! અલ્લાહના સોગંદ, હું હરગિઝ તારી સલાહ માનવાનો નથી.

૧. એટલે કૌમી આંટ કે માનઆબરૂનો સવાલ હોત તો કઅબ અને કિલાબના વીરનરો જરૂર આ જંગમાં શામિલ થાત પણ તેવા કોઈ હેતુની સિદ્ધિ માટેની લડાઈ ન હોવાથી તેઓ અલગથલગ રહ્યા. હવાઝિનના લોકોમાં આ બંને કબીલા મહત્વનું સ્થાન ધરાવતા હતા. ''હ''

૨. સાબિઈન : બહુવચન છે. એનું એકવચન સાબી એટલે ધર્મપલટો કરનાર. અરબના લોકો મુસલમાનોને સાબી કહેતા હતા. તે યુગમાં સિતારાઓની પૂજા કરનાર એક કૌમ પણ સાબી કહેવાતી હતી. આ શબ્દ કુર્આનમાં પણ આવેલો છે. ''હ''

તું એક ખખડી ગયેલો બુઢ્ઢો છે અને તારી બુદ્ધિ પણ બુઠ્ઠી થઈ ગઈ છે."[1]

તેણે બુઢ્ઢાની સલાહને તરછોડીને બનૂ હવાઝિનના જવાનોને લલકાર્યા, "હે હવાઝિનના વીરનરો! તમે મારા હુકમનું પાલન કરશો કે પછી હું મારી તલવારનો ભરોસો કરૂં ? ત્યાં સુધી કે તલવાર મારા હાથમાંથી સરકી જાય ?" (એટલે તમે મારો હુકમ માનશો કે પછી તલવાર હું મારા પેટમાં ભોંકી લઉં? અથવા એકલપંડે એટલો લડું કે તલવાર તૂટી જાય ?)

ગુસ્સાના આવેશમાં તેણે બુઢ્ઢાનું નામ લેવાનું કે તેની સલાહનો ઉલ્લેખ કરવાનું પણ પસંદ નહિ કર્યું, તેનો પડકાર સાંભળીને હવાઝિનના બહાદુરો બોલ્યા, "હે અમારા સરદાર ! અમે બધા હુકમના પાલન માટે તૈયાર છીએ. તમારા પડખે રહીને જાનો કુરબાન કરી દઈશું પણ પીછેહટ નહિ કરીશું."

આ સાંભળીને દુરૈદ બિન સિમ્મહ સમસમી રહ્યો. તેણે ભારે ખેદની લાગણીથી કહ્યું, "હે લોકો! આ તે જંગ છે જેમાં મેં ન ભાગ લીધો ન તેનાથી અલગ રહી શકયો :

યા લૈતની ફીહા જઝઅ • અખુબ્બુ ફીહા વ અદઅ.

અકૂદુ વત્ફા - અઝ - ઝમઅ • કઅન - નહા શાતુન સદઅ.

એ કાશ ! આ જંગમાં હું નવજવાન હોત ! ભાગતો દોડતો ફરત ! અને પહાડી બકરાના વાળો જેવા લાંબા-લાંબા વાળોવાળા ઘોડા પર બેસીને મુકાબલો કરત !

**માલિક બિન ઔફના જાસૂસો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી સાલારે-આઝમ માલિક બિન ઔફ નસરીએ પોતાના સૈનિકોને પડકાર્યા, "બહાદુરો ! મુસલમાનોને જોતાં જ પોતાની તલવારોની મિયાનો તોડી નાખજો અને યાહોમ ધસારો કરીને એકસામટો હલ્લો બોલી દેજો !"

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઉમૈયહ બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન ઉસ્માને માહિતી આપતાં કહ્યું, "એ પછી હવાઝિનના સિપહસાલાર માલિક બિન ઔફે પોતાના કેટલાક જાસૂસોને મુસલમાનોની જાસૂસી માટે દોડાવી દીધા અને જ્યારે તેઓ પાછા આવ્યા તો, રડતો માણસ મરેલાની ખબર લાવે તેમ ભયથી થથરાવી નાખનારા બેહદ ખોફનાક સમાચાર લઈને આવ્યા, જેનાથી તેઓના મનસૂબા વેરવિખેર થઈ ગયા. જાસૂસોને હેરાન-પરેશાન તેમ ભાનસૂની હાલતમાં જોઈને માલિકે પૂછ્યું, "તમારૂં ભૂંડું થાય, તમે સૂનમૂન કેમ છો ? તમારા ચેહરા બગડેલા કેમ છે ? કહો તો ખરા, શું બન્યુ તમારી સાથે ?"

"હે માલિક ! હે અમારા સરદાર !" તેઓ કાંપતા સ્વરે બોલ્યા, "ત્યાં અમે કાબરચીતરા ઘોડાઓ પર બેઠેલા ગોરા રંગના શ્યાહ સવારોને જોયા. તેઓને જોતાં જ અમારા હોશકોશ ઊડી ગયા. તરત અમે પાછલા પગે વળીને નાઠા."[2]

"તમારી મત મારી ગઈ છે." કહીને મજબૂત મનોબળનો માલિક પોતાના નિર્ણયથી ડગ્યો નહિ અને

---

૧. "સીરતુર-રસૂલ" ગ્રંથમાં છે કે આ મામલામાં માલિક અને દુરૈદ વચ્ચે મતભેદ પડી ગયો. લોકોએ માલિકના મતને ટેકો આપીને તે પર અમલ કર્યો. માલિક ત્રીસ વરસનો, જુવાનીના જુસ્સાઓથી થનગનતો યુવક હતો. લોકો તેને મજબૂત મનોબળનો અને અડગ નિર્ણયશકિતનો માલિક સમજતા હતા. આ કારણે દુરૈદ પણ બહુમતીના ફેસલા સામે ટકી શકયો નહિ. પોતે ઘડાયેલો અનુભવી હોવા છતાં લાચારીએ તેને લોકમત સામે નમતું જોખવું પડયું. (સીરતુર-રસૂલ પેજ ૫૩૧) "હ"

૨. કાબરચીતરા ઘોડાઓના સવારો ફરિશ્તાઓનું લશ્કર હતું જેઓને અલ્લાહ તઆલાએ મુસલમાનોની ગેબી મદદ માટે મોકલાવી આપ્યું હતું. જેનું બયાન આગળ આવે છે. "હ"

તેણે જે કરવા ધારેલું હતું તેની ઉપર મક્કમ રહ્યો.

**રસૂલુલ્લાહ (સલ.)ના જાસૂસ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હવાઝિનના લશ્કરના સમાચાર મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ બિન અબી હદ્રદ અસ્લમીને તેઓની જાસૂસી માટે રવાના કર્યા અને તાકીદી સૂચના આપતાં ફરમાવ્યું,

"તેઓના માણસોની ટોળીમાં ભળી જઈને તેઓની સાથે જ લાગેલા રહેવું, ત્યાં સુધી કે તેઓના મનસૂબાની સંપૂર્ણ બાતમી મેળવી લેવામાં આવે. પછી મારી પાસે આવીને મને માહિતી આપવી."

હઝરત અબ્દુલ્લાહ બિન અબી હદ્રદ અલ્લાહનું નામ લઈને ઊપડી ગયા અને જાનને જોખમમાં નાખીને સિફતથી અજાણ્યા લોકોની ટોળીમાં ઘૂસી ગયા અને ત્યાં સુધી તેઓની સાથે જ લાગેલા રહ્યા જ્યાં સુધી કે તેઓની એકેએક વાત સાંભળી નહિ લીધી. જ્યારે તેઓના જંગી મનસૂબાની રજેરજ માહિતી એકઠી કરી લીધી તો સાવચેતીપૂર્વક ત્યાંથી સરકી આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને ત્યાંની હકીકતથી આપને માહિતગાર કર્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એજ વેળા હઝરત ઉમર બિન ખત્તાબને બોલાવ્યા અને હઝરત અબ્દુલ્લાહએ આપેલી બાતમીથી માહિતગાર કરીને તેમની સલાહ માગી. હઝરત ઉમરે અદબથી કહ્યું, "યા રસૂલલ્લાહ ! મને તો અબ્દુલ્લાહની વાતમાં કંઈ ખાસ વજૂદ જેવું લાગતું નથી."

"ત્યારે હે ઉમર ! હઝરત અબ્દુલ્લાહ બોલ્યા, "શું હું ખોટું બોલું છું ?"

"મને એમ જ લાગે છે." હઝરત ઉમરે કહ્યું.[1]

"હે ઉમર સાંભળો !" હઝરત અબ્દુલ્લાહ બોલ્યા, "તમે ભલે મને ખોટો ઠરાવો, વાંધો નહિ પણ તમે તો અમુક પ્રસંગે સત્યનો પણ વિરોધ કર્યો છે અને એવી હસ્તીનો પણ ઈન્કાર કર્યો છે જે માનવ જગતમાં સૌથી ઊંચો દરજ્જો ભોગવે છે."[2]

"યા રસૂલુલ્લાહ !"હઝરત ઉમર બોલ્યા, "સાંભળ્યું આપે, ઈબ્ને અબી હદ્રદ શું કહે છે ?"

આપે ફરમાવ્યું, "ઉમર ! તમારી ભૂલ થાય છે. અલ્લાહ તમને સીધો રસ્તો દેખાડે !"

**લડાઈના હથિયારોની સમસ્યા**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે હવાઝિનના વિરાટ અને બળવાન લશ્કરના મુકાબલા માટે જવાની તૈયારી કરવા માંડી તો ઈસ્લામી લશ્કર પાસે પૂરતાં હથિયારો ન હતાં. કોઈએ આપને કહ્યું, "યા રસૂલલ્લાહ ! સફવાન બિન ઉમૈયહ પાસે જંગી હથિયારો અને બખતરોનો મોટો જથ્થો છે."

તે વેળા સુધી સફવાન બિન ઉમૈયહ મુસલમાન બન્યા ન હતા.[3]

---

૧. હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુના મનમાં એમ કે મક્કહ ફતેહ થઈ ગયું. કુરૈશ તાબે થઈ ગયા. બધાએ ઈસ્લામ કબૂલ કરી લીધો. બધેબધ મુસલમાનોની ધાક પ્રસરી ગઈ. હવે કોની મજાલ કે મુસલમાનોની સામે શિંગડાં ઉગામે ? "હ"

૨. ઈશારો તે દિવસો તરફ જ્યારે હઝરત ઉમર ફારૂક મુસલમાન બનવા પહેલાં ઈસ્લામનો વિરોધ કરતા હતા. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો ઈન્કાર કરીને આપને કતલ કરવા માગતા હતા. "હ"

૩. સફવાન બિન ઉમૈયહ મક્કહના રઈસે-આઝમ અને ત્યાંના અગ્રેસરોના શિરોમણિ હતા. ફત્હે-મક્કહ વેળા જાન બચાવવા જિદ્દહ નાસી ગયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી માફી મળતાં એમણે બે મહિનાની મુદ્દત માગી હતી પણ આપે એમને ચાર મહિનાની મુદ્દત આપી દીધી હતી. એ દરમિયાન બનેલી આ ઘટના છે. હજુ સુધી તેઓ મૂર્તિપૂજાના ધર્મ પર કાયમ હતા. "હ"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સફવાન બિન ઉમૈયહને બોલાવીને ફરમાવ્યું, "હે અબૂ ઉમૈયહ ! અમને તમારાં હથિયારો ઉછીના આપી દો કે જેથી અમે દુશ્મનનો મુકાબલો કરીએ."

સફવાને કંઇક તેજીથી કહ્યું, "હે મુહંમદ ! શું તમે મારાં હથિયારો બળજોરીથી પચાવી પાડવાના હેતુએ માગો છો ?"

આપે ફરમાવ્યું, "ના બિલકુલ નહિ. અમને તો ઉછીના જોઇએ છે. હથિયારો મારી ઝમાનત પર આપો. લડાઇ પછી ચૂકતે આપવા બંધાયેલો છું."

"ત્યારે તો આપવામાં વાંધો નથી." સફવાને કહ્યું.

સફવાને આપને એક સો બખતરો ઉપરાંત એટલાં હથિયારો આપી દીધાં જે ઇસ્લામી લશ્કરની જરૂરત માટે પૂરતાં હતાં. લોકોનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સફવાન પાસેથી લશ્કરની જરૂરિયાત મુજબના જ હથિયારો લીધાં હતાં અને તેટલી જ સંખ્યામાં સફવાનને હેમખેમ પરત કરી દીધાં હતાં.[૧]

**ઇસ્લામી લશ્કરની સંખ્યા**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઇસ્લામી લશ્કરને લઇને હવાઝિનના મુકાબલા માટે મક્કહથી રવાના થયા. મદીનહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ દસ હજાર સહાબાનું લશ્કર લઇને મક્કહ ફતેહ કરવા માટે પધાર્યા હતા, જેની મારફતે અલ્લાહ તઆલાએ આપને મક્કહ પર વિજય અપાવી દીધો હતો. આ દસ હજારની સાથે ફત્હે-મક્કહ બાદ જે લોકો મુસલમાન બની ગયા હતા તેઓમાંથી બે હજાર નવા મુસલમાનો ઇસ્લામી લશ્કર સાથે જોડાયા હતા. આ રીતે ઇસ્લામી લશ્કરની સંખ્યા કુલ ૧૨ હજારની હતી. આ ૧૨ હજારનું લશ્કર લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી નીકળીને હવાઝિનના લશ્કર તરફ રવાના થઇ ગયા.

**મક્કહના સૌથી પહેલા ગવર્નર**——————જે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે જંગે-હુનૈન માટે જઇ શકયા નહિ અને મક્કહમાં રહી ગયા તેઓ માટે અને તમામ મક્કહવાસીઓ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ, હઝરત અત્તાબ બિન ઉસૈદ બિન અબિલ-ઇસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સની, મક્કહના અમીર કે ગવર્નર તરીકે નિમણુંક કરી હતી.[૨]

**નવમુસ્લિમોની મુશરિકો જેવી માગણી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇબ્ને શિહાબ ઝુહરીએ મને મક્કહના એક નવમુસ્લિમ હઝરત હારિસ બિન માલિકનો આ અંગત અનુભવ કહી સંભળાવ્યો. હઝરત હારિસ બિન માલિકનું બયાન છે :

"ફત્હે-મક્કહ પછી અમે મુસલમાન બન્યા તે પહેલાં મક્કહના કુરૈશી કાફિરો અને અરબના બીજા મૂર્તિપૂજકોનું એક મોટું લીલુંછમ ઝાડ હતું. એ ઝાડનું નામ "ઝાતે-અનવાત" હતું. તીર્થસ્થાન તરીકે મૂર્તિપૂજકો

૧. સહીહ બુખારી અને મુસ્નદે-ઇબ્ને હમ્બલની રિવાયત મુજબ લડાઇના ખર્ચા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ૩૦ હજાર દિરહમની પણ જરૂર હતી. એ રકમ આપે અબૂ જહલના ઓરમાન ભાઈ અબ્દુલ્લાહ બિન રબીઅહ પાસેથી કરજ તરીકે લીધી. અબ્દુલ્લાહ મક્કહના માલેતુજજાર ગૃહસ્થ હતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૩૩) "હ"

૨. હઝરત અત્તાબ બિન ઉસૈદ મક્કહના ગવર્નરપદે બિરાજયા તે વેળા ૨૦ કે ૨૧ વરસના નવજવાન હતા. કઅબહમાં પ્રથમવાર હઝરત બિલાલની અઝાનનો અવાજ સાંભળીને જે ત્રણ નવયુવકોએ એકાંતમાં ખાનગી મંત્રણા કરી હતી, તેમાં હઝરત અત્તાબ પણ હતા. એમણે કહ્યું હતું, "સારૂં જ થયું કે મારો બાપ આ અવાજ સાંભળવા પહેલાં મરી ગયો !" એટલા બાહોશ અને ચંચળ યુવક હતા કે મુસલમાન બનતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને મક્કહના ગવર્નર બનાવી દીધા. "હ"

એ ઝાડની જાત્રા કરતા હતા. દર વરસની નક્કી તારીખે મૂર્તિપૂજકો ભારે ધર્મશ્રધ્ધાથી એના દર્શન માટે ભેગા થતા હતા. લોકો ઝાડની વેદી પર જાનવરોની કુરબાની કરતા હતા. તેની ડાળો પર ભગવાનની પ્રસન્નતા માટે અને શત્રુ પર વિજય માટે પોતાના હથિયારો લટકાવાતા હતા. અને બીજી ધાર્મિક ક્રિયાઓ કરતા હતા.''

નવમુસ્લિમ હઝરત હારિસ બિન માલિક ઉમેરે છે : ''જો કે ફત્હે-મક્કહ પછી અમે ઈસ્લામ સ્વીકારી લીધો હતો છતાં હજુ સુધી નવાસવા જ મુસલમાન હતા. મૂર્તિપૂજાનો ધર્મ છોડયાને વધુ દિવસો થયા ન હતા. ઈસ્લામને લગતું કોઈ ઝાઝું જ્ઞાન ધરાવતા ન હતા. જંગે હુનૈનના આ પ્રવાસમાં હું અને મારા જેવા અનેક કાચા કે અધકચરા મુસલમાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે હતા. આગળ ચાલતાં રસ્તાની એક બાજુએ એક ઝાડ ઊભેલું અમારા જોવામાં આવ્યું. એ બહુ મોટું અને લીલુંછમ ઝાડ હતું. એને જોતાં જ અમારા દિલમાં બેઠેલા મૂર્તિપૂજાના શયતાને ઉછાળો માર્યો. હું અને મારા નવાસવા મુસલમાન ભાઈબંધો રસ્તાને છેડે ચાલી રહ્યા હતા. પેલું ઝાડ દેખાડતાં અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જોરજોરથી કહેવા લાગ્યા :

''યા રસૂલલ્લાહ ! જેવી રીતે અરબના મૂર્તિપૂજકો ''ઝાતે-અનવાત''ને ભગવાનનું ઝાડ માનીને તેની જાત્રા અને પૂજા કરે છે તેવી જ રીતે અમારા માટે પણ આ ઝાડને ''ઝાતે-અનવાત''નક્કી કરીને એની જાત્રા અને પૂજા કરવાની અમને પરવાનગી નહિ આપો ?''

અમારી દરખાસ્ત સાંભળીને આપે ફરમાવ્યું, ''અલ્લાહુ અકબર ! મૂર્તિપૂજા જ તો તે પાપ છે જેને માફ નહિ કરવાનું અલ્લાહએ વચન આપ્યું છે. સાંભળો વલ્લાહ ! આ તો તમે તેવો જ સવાલ કર્યો જેવો મૂસા પયગમ્બરની કૌમે મૂસાને કર્યો હતો. મૂસાની કૌમે કહ્યું હતું : ''યા મૂસા ! ઈજઅલ લના ઈલાહન કમા લહુમ આલિહહ.'' એટલે હે મૂસા ! જેવી રીતે મૂર્તિપૂજકોના ભગવાનો છે તેવી જ રીતે અમારા માટે પણ એક ભગવાન બનાવી દો.

જવાબમાં મૂસા પયગમ્બરે ફરમાવ્યું, ''યા કવમી ! ઈન્નકુમ કવમુન તજ-હલૂન.'' હે મારી કૌમ! તમે ખરેખર એક બહુ જ જાહિલ કૌમ છો એટલે જ તમે જાહિલો જેવા સવાલ કરો છો.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને ફરમાવ્યું, ''સાંભળો, આ તો જાહિલ બાપદાદાઓના શયતાની રિવાજો છે. આવા રિવાજોનું અનુકરણ કરશો તો તમે પણ જાહિલ બાપદાદાઓના શયતાની રિવાજોનું અનુકરણ કરનારાઓમાં ખપી જશો.''

**હવાઝિનનું ઓચિંતું આક્રમણ**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું. તેમણે અબ્દુર્રહમાન બિન જાબિરના મુખે સાંભળ્યું અને તેમણે પોતાના બાપાજી હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુના મુખેથી સાંભળ્યું. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ હવાઝિન સાથેની લડાઈમાં શામિલ હતા. તેમનું બયાન છે :

''જ્યારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કર સાથે હુનૈનની ખીણ [1] પાસે પહોંચી

૧. હુનૈન : મક્કહ અને તાઈફની વચ્ચે મક્કહથી ૧૦ માઈલના અંતરે આવેલું સ્થળ. અલ્લામા ઝુરકાની મુજબ મક્કહ અને તાઈફની વચ્ચે ઝુલ-મજાજના જાણીતા બજાર પાસે હુનૈનની ખીણ આવેલી છે જે અરફહના મેદાનથી ત્રણ માઈલ છેટી છે. અલ્લામા ઈબ્ને સઅદ મુજબ મક્કહથી ત્રણ દિવસના પ્રવાસનું અંતર છે. (સીરતુન-નબી જિ.૧ પા. ૫૩૦ નો હાશિયો.) ''હ''

ગયા તો તિહામહ પ્રદેશની દિશાએ જનારી ખીણોમાંથી એક ઢલાણવાળી વિશાળ ખીણમાં અમે દાખલ થઇ ગયા. અમારી પાછળ અમારૂં આખું લશ્કર પણ આ વિશાળ ખીણમાં દાખલ થઇ ગયું. હવે ૧૨ હજારનું ઈસ્લામી લશ્કર હુનૈનની આ વિશાળ ખીણમાંથી પસાર થવા લાગ્યું. તે વેળા રાતનો પાછલો પહોર હતો. પરોઢનું અજવાળું રેલાયું ન હતું અને હજુ રાતનું અંધારૂં છવાયેલું હતું.

બીજી તરફ રાતના અંધારામાં જ હવાઝિનનું ૨૦ હજારનું લશ્કર અમારાથી પહેલાં હુનૈનની ખીણમાં પહોંચીને અમારી ઘાતમાં લપાઇને બેઠેલું હતું. દુશ્મનના સિપાહીઓ વિશાળ ખીણના ખાડાઓ, ઝાડીઓ બખોલો અને ટેકરાઓની પાછળ સંતાઇને તૈયાર હાલતમાં બેઠેલા હતા. ઈસ્લામી લશ્કરમાંથી કોઇને દુશ્મનની આ જંગી ચાલની ખબર ન હતી. કોઇની કલ્પનામાં પણ ન હતું કે દુશ્મને રાતોરાત આ ખીણ પર કબજો કરી લીધો છે. અમે આગળને આગળ બઢયે જ જતા હતા. અચાનક દુશ્મનના સિપાહીઓએ દરેક છુપા રસ્તા, દરેક ખાડા, દરેક ટેકરા, દરેક ઝાડી અને ખીણના ખૂણેખૂણામાંથી નીકળી-નીકળીને અમારી ઉપર ઓચિંતું આક્રમણ કરી દીધું. તેઓ છલાંગો મારતા અમારી ઉપર તૂટી પડયા. અમે ચારે તરફથી તેઓની ભીંસમાં આવી ગયા. દુશ્મનની આ એક પૂર્વયોજિત જંગી ચાલ હતી એટલે અગાઉથી ગોઠવેલી વ્યૂહરચના હતી. તેઓની લડાયક તૈયારી અને યુધ્ધની સાધનસામગ્રી પાગ પરિપૂર્ણ હતી.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનું બયાન છે : ''અલ્લાહના સોગંદ ! ઢલાણવાળી આટલી વિશાળ ખીણમાં ઊતરતી વેળા ઈસ્લામી લશ્કરને કોઇ તરહનો ભય કે અંદેશો ન હતો. જોખમ કે ખતરા જેવું કોઇની કલ્પનામાં પાગ ન હતું. પાગ જેવા જ અમે બેધડક ખીણમાં ઊતર્યા કે દુશ્મનની ફોજ અચાનક સંગઠિત રીતે અને એકત્ર બળે તલવારો, ભાલાઓ અને તીરોથી અમારી ઉપર એવી રીતે તૂટી પડી, જાણે કોઇ એક જ વ્યકિત તૂટી પડી હોય તેવું અમને લાગ્યું. નતીજો આ નીકળ્યો કે અમે અમારૂં સંગઠન જાળવી શકયા નહિ અને શિકસ્ત ખાઇને પાછળ હટવા લાગ્યા અને દશા એવી થઇ પડી કે ઈસ્લામી લશ્કરમાંથી કોઇ એક બીજાને પાછળ ફરીને જોતું પાગ ન હતું. દરેકને પોતપોતાની જાનની ફિકર પડી ગઇ.

દુશ્મનના ઓચિંતા હલ્લાથી ઈસ્લામી લશ્કરમાં અફરાતફરી અને નાસભાગ મચી રહી. મુસલમાન મુજાહિદોને નાસતા જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની જગાએથી જમણા હાથે હટીને ઊભા થઇ ગયા અને નાસતા મુજાહિદોને લલકારીને ફરમાવવા લાગ્યા :

> ''મુસલમાનો ! કયાં ભાગો છો ? આ તરફ આવો, અહીં મારી પાસે આવો. હું અલ્લાહનો નબી છું. હું અબ્દુલ્લાહનો બેટો મુહંમદ છું !''

હઝરત બરાઅ બિન આઝિબ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : ''આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સફેદ ખચ્ચર પર સવાર હતા. હઝરત અબ્બાસે આપના ખચ્ચરની લગામ પકડેલી હતી અને હઝરત અબૂ સુફયાન બિન હારિસે ખચ્ચરની રિકાબ પકડેલી હતી. લોકોને નાસતા જોઇને આપ પોતાની જગાએ મક્કમ રહ્યા. પછી સવારી પરથી ઊતરી પડયા અને પયગમ્બરને છાજે તેવા દબદબા તથા જલાલભર્યા સ્વરે આ પંકિતઓ લલકારવા લાગ્યા :

**અનન નબીય્યુ લા કઝિબ • અનબ્નુ અબ્દિલ - મુત્તલિબ.**

એટલે હું અલ્લાહનો નબી છું એમાં જૂઠનો અંશ સરખો નથી અને અલ્લાહએ પોતાના નબીને મદદ તથા ફતેહનો જે વાયદો આપ્યો છે તેમાં પણ જૂઠનો અંશ સરખો નથી અને હું અબ્દુલ-મુત્તલિબનો બેટો છું જેઓ પોતે પણ અરબના પંકાયેલા શાહસવાર તથા વીરનર હતા.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનું બયાન છે : "હું મારી આંખે જોતો હતો કે આ નાસભાગમાં ઊંટ સાથે ઊંટ ટકરાય રહ્યું છે અને લોકો અંધાધૂંધ નાસતા ચાલ્યા જાય છે. ફકત થોડાક અન્સાર, થોડાક મુહાજિર, થોડાક અહલે-બૈત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રહી જવા પામ્યા છે."

**મક્કમ રહેનારા સહાબાના નામો**————જંગે-હુનૈનની અફરાતફરી વેળા મુહાજિરીનમાંથી જે સહાબા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે સાબિત-કદમ કે મક્કમ રહ્યા તેઓમાંથી હઝરત અબુબક્ર સિદ્દીક છે. અને હઝરત ઉમર ફારૂક છે રદિયલ્લાહુ અન્હુમા. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અહલે-બૈતમાંથી જે લોકો આપની સાથે અડગ અને અચળ રહ્યા તેઓના નામો આ છે :

૧—— હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ.

૨—— હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ.

૩—— હઝરત અબૂ સુફયાન બિન હારિસ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ.

૪—— હઝરત ફઝલ બિન અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુ.

૫—— હઝરત અબૂ સફયાન બિન હારિસના ફરઝંદ રબીઅહ બિન અબૂ સુફયાન રદિયલ્લાહુ અન્હુ.

૬—— હઝરત ઉસામહ બિન ઝૈદ બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૭—— અને હઝરત અયમન બિન ઉબૈદહ રદિયલ્લાહુ અન્હુ.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ સુફયાન બિન હારિસ બિન અબ્દુલ-મુત્તલિબનું અસલ નામ મુગીરહ છે અને એમના ફરઝંદનું નામ હઝરત જઅફર છે. કેટલાકના કથન મુજબ આ નામોમાં જઅફરનો સમાવેશ થતો નથી બલકે જઅફરને બદલે હઝરત કુસમ બિન અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ છે.

**કાળા ઝંડાવાળો લડવૈયો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ પોતાનું બયાન ચાલું રાખતાં ઉમેરે છે : "જંગે-હુનૈનમાં અફરા-તફરી વેળા હવાઝિનના એક લડવૈયાને મેં જોયો. તે લાલ ઊંટની પીઠ પર સવાર થયેલો હતો. તેના હાથમાં કાળા રંગનો વાવટો હતો. આ વાવટાને તેણે પોતાના હાથમાં પકડેલા લાંબા ભાલાની ટોચે ખોસેલો હતો. આ લડવૈયો હવાઝિનના લશ્કરની આગળ-આગળ હતો અને હવાઝિનના લશ્કરીઓ તેની પાછળ-પાછળ હતા. જ્યારે કાળા વાવટાવાળો લડવૈયો કોઈને દાવમાં લેતો તો દોડીને પોતાના ભાલાથી તેને કતલ કરી નાખતો. પાછી વાવટાને ફરીવાર બુલંદ કરી દેતો. એ દરમિયાન પાછળ પડી ગયેલા તેના લશ્કરીઓ વાવટાને ફરીવાર હવામાં લહેરાતો જોઈને તેની પાસે દોડી આવતા. ત્યારે આ લડવૈયો ફરીવાર આગળ વધી જતો અને લશ્કરીઓ તેની પાછળ-પાછળ થઈ જતા.

**મક્કહના નવા મુસલમાનોની મોકાણ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇસ્લામી ફોજનો પરાજય

થતાં તેઓમાં ભાગદોડ મચી ગઈ. અસલ કારણ આ હતું કે ફોજમાં મક્કહથી સાથે આવેલા બેએક હજાર લોકો એવા હતા જેઓ નવાસવા મુસલમાન બનેલા હતા. જેઓનું ઈમાન એકદમ કાચું હતું. ઈસ્લામ અને જિહાદને લગતું કશું જ્ઞાન ધરાવતા ન હતા. એમાં કેટલાક એવા પણ હતા જેઓ કડક મગજના, ઢચુપચુ વિચારોના અને જંગલી ગમારો જેવી મનોદશા ધરાવતા હતા. તેઓના દિલોમાંથી જૂની અદાવતોનો મેલ ધોવાયો ન હતો અને બાપદાદાનું વતન મક્કહ હાથથી ગયું તેનો ઘા તાજો હતો.[૧]

આવા લોકોએ જ્યારે જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરમાં નાસભાગ મચી ગઈ છે અને તેઓના પગો ઊખડી જવાની તૈયારીમાં છે તો તેઓના હૈયાંઓમાં છુપાયેલી વાતો તેઓના હોઠે આવવા લાગી અને તેઓ પોતાની વાતચીતોમાં મુસલમાનો પર કાદવ ઉછાળવા લાગી ગયા. એમાં કુરૈશના ભૂતપૂર્વ સરસેનાપતિ અને ફત્હે-મક્કહ પહેલાં મુસલમાન બનેલા હઝરત અબૂ સુફયાન બિન હર્બ પણ સંડોવાઈ ગયા. તેમણે કટાક્ષમાં કે તરંગમાં પોતાના મક્કી સાથીઓને કહ્યું :

"જોયું ને ! હવે દુશ્મન તરફથી એમનં શિકસ્ત પર શિકસ્ત આપવામાં આવશે. અને શિકસ્તનો આ સિલસિલો ખતમ થવાનો નથી; ભલેને રસ્તામાં સમુદ્ર કેમ ન આવી જાય! જો કે તીરો તો આપણી પાસે પણ ભાથાંમાં મવજૂદ છે." [૨]

જબલહ બિન હમ્બલ નામે ગૃહસ્થ જે મક્કહના મોટા મોવડી સફવાન બિન ઉમૈયહનો મા-શરીક ભાઈ હતો ઇબ્ને હિશામે એનું નામ કલદહ બિન હમ્બલ દર્શાવેલું છે, એ પણ મુસલમાનો તરફથી લડવા આવેલો હતો અને હજુ સુધી મુસલમાન બનેલો ન હતો. એને પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સફવાન બિન ઉમૈયહ પેઠે ચાર મહિનાની મુદ્દત આપેલી હતી. એણે મુસલમાનોને નાસતા જોઈને બૂમાટો ગજાવ્યો:

"અલા ! બતલુસ - સિહરલ - યવમ !"

હે લોકો ! સાંભળો, આજે ઈસ્લામનો જાદૂ તૂટી ગયો.

જબલહનો આ ઝેરીલો કટાક્ષ સાંભળીને એનો ભાઇ સફવાન બિન ઉમૈયહ ઊકળી ઊઠયો. એ પોતે પણ હજુ મુસલમાન બન્યો ન હતો છતાં એણે જબલહને ઠપકાર્યો : "ઉસ્કુત ફઝ-ઝલ્લાહુ ફાકા !"

"ચૂપ મર, અલ્લાહ તારૂં ડાચું તોડી નાખે ! સાંભળ, અલ્લાહના સોગંદ ! હવાઝિનનો કોઇ માણસ મારો શેઠ બની બેસે તેના કરતાં બેહતર છે કે કુરૈશનો કોઈ માણસ મારો શેઠ બને !"

**શૈબહ બિન ઉસ્માનનો બદ ઈરાદો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહના લશ્કર સાથે આવેલો

---

૧. એમાંના કેટલાક લોકો એવા જ હેતુએ આવ્યા હતા કે લડાઇ વેળા ચાલાકીથી પીછેહટ કરીને અને લશ્કરની સફો ખોરવી નાખીને મુસલમાનોમાં ભાગદોડ મચાવી દે. કેટલાક મક્કહની જીતનું વેર લેવા મુનાફિકો તરીકે આવ્યા હતા. કેટલાક ગનીમતનો માલ લૂંટવાની લાલચે શામિલ થઇ ગયા હતા. સહીહ મુસ્લિમમાં છે કે બીબી ઉમ્મે સુલૈમ જંગે-હુનૈનમાં શામિલ હતાં. તેમણે અરજ કરી:

"યા રસૂલલ્લાહ ! આ નવા મુસલમાન બનેલા મક્કહના દગાબાજ લોકોને કતલ કરાવી નાખો. એજ લોકોએ આપને શિકસ્ત અપાવી છે." (સીરતુન-નબી જિ.૧ પા. ૫૩૪) "હ"

૨. એટલે હવાઝિનના બહાદુરો મુસલમાનોને મારતા, કાપતા, ખદેડતા સમુદ્રકાંઠા સુધી ધકેલીને સમુદ્રમાં ડૂબાડી નહિ દે ત્યાં સુધી છોડવાના નથી. આવી દશામાં આપણા તીરકામઠાં કે હથિયારો હવે શા ખપના ? "હ"

બનૂ અબ્દે-દાર કુટુંબનો શૈબહ બિન ઉસ્માન બિન તલહા પોતાનો અનુભવ ટાંકતાં કહે છે : ''જંગે-હુનૈનમાં મુસલમાનોને નાસતા જોઈને મારા મનમાં વિચાર આવ્યો કે આજે મુહંમદને કતલ કરીને મારા બાપનું વેર વાળી લેવાની ખરી તક સાંપડેલી છે. આ તક ચૂકી ગયો તો ફરીવાર આ તક મળવાની નથી.''

શૈબહનો બાપ ઉસ્માન બિન તલહા જંગે-ઉહુદમાં મુસલમાનોના હાથે માર્યો ગયો હતો.

શૈબહ કહે છે : ''આ વિચાર આવતાં જ તલવાર હાથમાં લઈને હું મુહંમદની આજુબાજુમાં ચક્કર મારવા લાગ્યો. મનમાં તરંગો ઉછાળા મારતા હતા કે તક મળતાં જ મુહંમદ પર તૂટી પડું. મગજ પર ખૂનનો ભૂત ચઢી બેઠો હતો. આશા -નિરાશામાં ડોલાં ખાતાં મારૂં મગજ ચકડોળે ચઢી ગયું. મને થયું કે કોઇ ગૈબી વસ્તુ આડે આવી રહી છે અને પછી અચાનક મારા દિલ પર મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એવી દહેશત છવાઈ ગઈ કે મારા હાંજા ગગડી ગયા, દિલ બેસી ગયું, હિંમત પડી ભાંગી, હું ઠંડોગાર થઇ ગયો. મને થઇ ગયું કે આ કામ મારાથી બનવાનું નથી. આ રીતે કોઇ ગૈબી શકિતએ એ દિવસે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મારા હાથોથી બચાવી લીધા.''

**હઝરત અબ્બાસનો પહાડી ઘાંટો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઇબ્ને શિહાબ ઝુહરીએ કુસૈર બિન અબ્બાસના વાસ્તાથી તેમના પિતા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબની રિવાયત કહી સંભળાવી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબનું બયાન છેઃ

''આ ધમાચકડી કે મારો-કાપોની બૂમરાણમાં હું પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે હતો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સફેદ ખચ્ચરની લગામ મારા હાથમાં હતી અને હું એક લહીમ-શહીમ એટલે કદ્દાવર કાયાનો, ખડતલ શરીરનો અને ''જહીરુસ-સવત''એટલે પહાડી ઘાંટાનો માણસ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને ભાગતા જોઇને પડકાર્યા, ''હે લોકો! ક્યાં ભાગો છો ?''[1]

પરંતુ મેં જોયું કે લોકો છે કે ભાગી રહ્યા છે અને કોઇ પાછળ ફરીને પણ જોતું નથી. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને હુકમ ફરમાવ્યો, ''અબ્બાસ ! તમે ઘાંટો ગજાવીને એ લોકોને આ રીતે બોલાવો :

''યા મઅશરલ અનસાર !'' • ''યા અસ્હાબસ-સમરહ !''

એટલે હે અન્સારના લોકો ! હે ઝાડ હેઠળ બૈઅત લેનારા લોકો ! [2]

આ હુકમ મળતાં મેં એજ શબ્દોમાં મારો પહાડી ઘાંટો ગજાવ્યો જેને સાંભળી-સાંભળીને મુહાજિર અને અન્સારના લોકો એજ વેળા લબ્બૈક ! લબ્બૈક ! પોકારતા પલટી-પલટીને આવવા લાગ્યા.''

હઝરત અબ્બાસ વધુમાં ઉમેરે છે : ''હવે દરેક માણસ પોતપોતાના ઊંટના અછોડાને ખેંચી-ખેંચીને પલટી-પલટીને આવવા લાગ્યો. પરંતુ હું જોતો હતો કે ઊંટને પાછો વાળવા પર તેનો કાબૂ ચાલતો ન હતો. આ રીતે ખેંચતાણ અને મથામણ કરી-કરીને દરેક શખ્સ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ આવવા લાગ્યો. પછી તો જોતજોતામાં

૧. એની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પયગમ્બરીની શાનથી દબદબાભર્યા સ્વરે આ પંકિતઓ પણ લલકારતા હતાઃ

''અનન-નબીય્યુ લા કઝિબ • અનબ્નુ અબ્દિલ-મુત્તલિબ.'' ''હ''

૨. સુલ્હે-હુદૈબિયહ પ્રસંગે હઝરત ઉસ્માન ગનીની શહાદતની ખબર મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક ઝાડ હેઠળ સ્હાબાની બૈઅત લીધી હતી. આ સહાબા ''અસ્હાબસ-સમરહ'' કહેવાય છે. સમરહ અથવા સમ્રહ બાવળના ઝાડને કહે છે. ''હ''

એક સો જેટલા સહાબા આપની આસપાસ ભેગા થઈ ગયા. આવતાં વેંત એ બધા સંગઠિત થઈને એકત્ર બળે કુફ્ફાર પર યાહોમ તૂટી પડયા. ખૂનરેજી અને કાપાકાપી થવા લાગી. સાથે-સાથે તેઓ ''યા લલ-અન્સાર !'' એટલે હે અન્સારના લોકો ! અને ''યા લલ-ખઝરજ !''એટલે હે ખઝરજના લોકો ! ના જોરદાર નઅરા પણ ગજાવવા લાગ્યા. એ બધા મરણિયા બનીને મક્કમતાથી લડનારા વીરનરો હતા.

પછી તો અન્સાર અને મુહાજિરીનના જૂથો પર જૂથો આવવા લાગ્યાં. મારામારી અને કાપાકાપીનું ઘમસાણનું યુદ્ધ જામી ગયું. હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક ટેકરી પર ચઢીને જામેલા યુદ્ધનું નિરીક્ષણ કરવા લાગ્યા. રણભૂમિ તરફ જોયું તો મરણિયા મુજાહિદો જીવ પર આવીને તલવારનું પાણી બતાવી રહ્યા હતા. આ દ્રશ્ય જોઈને રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''હુમ્મલ-વતીસ!'' એટલે યુદ્ધની ભઠ્ઠી ધગધગી ઊઠી છે. આવા શબ્દો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આથી પહેલાં કયારેય ફરમાવ્યા ન હતા. (યાકૂત અને સુહૈલીના હવાલાથી.)

**દુશ્મનનો લાલ ઊંટવાળો ઝંડાધારી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહનું બયાન છે : ''હવાઝિનનો જે સૈનિક લાંબા ભાલા પર કાળો ઝંડો લહેરાવીને, લાલ ઊંટની પીઠ પર સવાર થઈને પોતાની બહાદુરીનું પરાક્રમ દેખાડતો ચાલ્યો જતો હતો, હઝરત અલીએ એને જોઈ લીધો. એક અન્સારીને સાથે લઈને હઝરત અલીએ તેની પૂઠ પકડી અને પાછળથી જઈને, ઓચિંતા તેની ઉપર તૂટી પડીને, તેના ઊંટના પાછલા પગોની બંને ઘૂંટીઓ તલવારના ઝાટકાથી ઉડાવી દીધી. ઊંટ પીઠભેર ભોંય પર પછડાયો. એજ ક્ષણે અન્સારીએ છલાંગ મારીને એ સૈનિકની ટાંગ પર તલવારનો એવો ફટકો માર્યો કે તેના પગની પાટલી કપાઈને સનન કરતી દૂર ફંગોળાઈ ગઈ. ભયંકર ચિત્કાર સાથે એ ભોંયભેગો થઈને તરફડિયાં ખાવા લાગ્યો અને પછી ઠંડો થઈ ગયો.''

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ફરમાવે છે : ''મુસલમાન મુજાહિદોએ મરણિયા થઈને ખૂબ બહાદુરીથી દુશ્મનનો મુકાબલો કર્યો અને અલ્લાહના સોગંદ, દુશ્મનના જે સૈનિકો શિકસ્ત ખાઈને નાસતા હતા તેઓ પાછા વળીને આવવાનું નામ નહિ લેતા હતા. મુસલમાનોએ જોતજોતામાં દુશ્મન પર સંપૂર્ણ વર્ચસ મેળવી લીધું. એટલું જ નહિ, તેઓએ દુશ્મનના ઢગલાબંધ સૈનિકોને ઘેરામાં લઈને કેદી તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં ઊભા કરી દીધા.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ વધુમાં ઉમેરે છે : ''અબૂ સુફયાન બિન હારિસ બિન અબ્દુલ મુત્તલિબ એવા લોકોમાંથી હતા જેઓએ કટોકટીની પળોમાં વફાદારીથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે રહીને દ્રઢતાની સાબિતી આપી. વળી જયારે એ મુસલમાન બન્યા તો પૂરી નિખલાસતાથી મુસલમાન બની ગયા. કટોકટી વેળા એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખચ્ચરના પાલાનનો પાછલો ભાગ પકડીને ઊભેલા હતા અને દુશ્મન તરફથી સાવધ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અચાનક પાછળ મુખ કરીને પૂછયું. ''કોણ છે એ ?''

''યા રસૂલલ્લાહ ! ''અબૂ સુફયાન બોલ્યા, ''એ તો હું આપના અમ્માંજીનો બેટો છું.'' (એટલે આપની દાદીનો પૌત્ર છું.)

**બીબી ઉમ્મે-સુલૈમનો કિસ્સો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રે માહિતી

આપી કે, "એજ કટોકટીની પળોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુખ ફેરવીને બીબી ઉમ્મે-સુલૈમ બિન્તે મિલ્હાન તરફ પણ જોયું. હઝરત ઉમ્મે-સુલૈમ પોતાના ખાવિન્દ હઝરત અબૂ તલહા સાથે જંગમાં આવ્યાં હતાં. એમણે પોતાની કમર ફરતે એક ચાદર ખૂબ કસીને બાંધેલી હતી. એમની કૂખમાં એમના ખાવિન્દનો હમલ હતો અને એ હમલ એમના પુત્ર અબ્દુલ્લાહ બિન અબૂ તલહાનો હતો. એમણે પોતાના ખાવિન્દ અબૂ તલહાનો ઊંટ પણ સંભાળી રાખ્યો હતો અને ઊંટ ભડકીને કે છટકીને બેકાબૂ નહિ થઇ જાય તેવી બીકથી એમણે પોતાનો હાથ ઊંટની નાથ સાથે તેના નાકમાં ભરાવી રાખ્યો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુખ ફેરવીને પૂછયું, "કોણ ઉમ્મે-સુલૈમ છે કે ?"

"જી હા યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપના ઉપર કુરબાન હો ! હું ઉમ્મે-સુલૈમ છું."

એ પછી ઉમ્મે-સુલૈમ બોલ્યાં, "હે અલ્લાહના રસૂલ ! મક્કહના જે લોકો આપને છોડીને પીછેહટ કરતા ફરાર થયા અને શિકસ્તનું કારણ બન્યા એવાઓને પણ આપ, તેવી જ રીતે કતલ કરાવી નાખો જેવી રીતે કે આપની સાથે જંગ કરનારાઓને આપ કતલ કરાવી નાખો છો. ખરૂં કહું તો એવા લોકો એજ દાવના છે."

આપે ફરમાવ્યું, "હે ઉમ્મે-સુલૈમ ! શું અલ્લાહ આપણા માટે કાફી નથી ?"

અબ્દુલ્લાહ બિન અબૂબક્ર કહે છે : "ઉમ્મે-સુલૈમના હાથમાં એક ખંજર પણ હતું. એમના ખાવિન્દ અબૂ તલહાએ પૂછયું, "ઉમ્મે-સુલૈમ ! તમારા હાથમાં આ ખંજર કેવું ?"

જવાબ આપ્યો, "આ ખંજર મેં એટલા કારણે લીધું કે કોઇ મુશરિક મારી પાસે આવે તો ખંજરથી તેનું પેટ ફાડી નાખું."

અબૂ તલહા બોલ્યા, "યા રસૂલલ્લાહ ! સાંભળ્યું, ઉમ્મે-સુલૈમ શું કહે છે ?"

(ખરેખર હઝરત અબૂ તલહાના બેગમ હઝરત ઉમ્મે-સુલૈમ એક વીરાંગના નારી હતાં. જેવી રીતે કે હઝરત બીબી ઉમ્મે-ઉમારહ એક સાહસિક અને બહાદુર ખાતૂન હતાં.)

**હઝરત અબૂ કતાદહનો કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ કતાદહ અન્સારીનું બયાન છે કે, "જંગે-હુનૈનમાં મેં બે માણસોને લડતા જોયા. એમાં એક મુસલમાન હતો અને બીજો મુશરિક હતો. એમની લડાઇ દરમિયાન બીજા એક મુશરિકને મેં જોયો, એ પોતાના મુશરિક સાથીની મદદ માટે દોડી આવ્યો હતો. હું એની ઉપર ઝપટયો અને તલવારના વારથી એનો એક હાથ ઉડાવી દીધો. એજ ક્ષણે પોતાના બીજા હાથથી એણે મારી ગળચી દબાવી દીધી. એની પકડ એટલી પ્રચંડ હતી કે મારો શ્વાસ રૂંધાવા લાગ્યો. મને થયું કે એ મને મારી નાખીને જ જંપવાનો. એના કપાયેલા હાથમાંથી લોહીનો દદૂડો વહીને એને ઢીલોઢસ નહિ કરતે તો એ મને મારી જ નાખતે. પકડ ઢીલી થતાં એ પછડાયો કે તરત મેં એને તલવારથી કાપી નાખ્યો. પણ કમશકિતને કારણે હવે હું લડવાને લાયક રહ્યો ન હતો.

હું વિચાર કરતો ત્યાં જ ઊભેલો હતો એટલામાં મક્કહનો એક નવો મુસલમાન ત્યાંથી પસાર થયો. તેણે મરનારને જમીન પર પડેલો જોયાં તો જે કંઇ તેનો સરસામાન હતો તે લઇને ચાલતો થઇ ગયો. પાછીજયારે યુધ્ધ સંકેલાઇ ગયું અને દુશ્મનથી અમે પરવારી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને સંબોધીને

ફરમાવ્યું, ''મન કતલ કતીલન ફલહૂ સ-લ-બુહૂ'' જે માણસે જેને કતલ કર્યો હોય તો, મરનારનો સામાન મારનારને મળશે.

આ સાંભળીને મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મેં એક માલ સામાનવાળા દુશ્મનને કતલ કર્યો. એ પછી હું લડવાને લાયક નહિ રહ્યો. હવે મને ખબર નથી કે તેનો માલ સામાન કોણ ઉપાડી ગયું!''

આ સાંભળીને પેલો મક્કી આગળ વધ્યો અને બોલ્યો, ''યા રસૂલલ્લાહ ! એ સાચું કહે છે. પેલા મરનારનો સામાન મારી પાસે છે. આપ એને રાજી કરો કે સામાન મારી પાસે જ રહેવા દે !''

હઝરત અબૂબક્ર સિદ્દીકે તેને જવાબ આપ્યો, ''હે ભાઈ ! એ બની શકે નહિ. આ સામાન માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એને રાજી કરવાની ભલામણ કરવાના નથી. સાંભળી લે, અલ્લાહનો સિંહ તો અલ્લાહના દીન ખાતર લડે અને તેના સામાનનો તું માલિક બને ? ચાલ ઝટપટ એનો સામાન એને આપી દે !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''બેશક અબૂબક્ર સાચું કહે છે. હે ભાઈ! એના શિકારનો સામાન એને આપી દે.''

હઝરત અબૂ કતાદહ ફરમાવે છે : ''મેં એ સામાન તેની પાસેથી લઈ લીધો અને તેને વેચીને ઊપજેલી કિંમતથી મેં એક ''મખરફ'' (નાનકડો બગીચો) ખરીદી લીધો. એ મખરફ મારી સૌથી પહેલી મિલકત હતી.''[1]

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અનસ બિન માલિકની રિવાયતમાં છે કે બીબી ઉમ્મે સુલૈમના ખાવિન્દ હઝરત અબૂ તલહાએ એકલાએ હુનૈનના યુધ્ધમાં વીસ મુશરિકોને કતલ કરીને તેઓનો માલ મેળવી લીધો.

**જંગે-હુનૈનમાં અલ્લાહની ગૈબી મદદ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબૂ ઈસ્હાક બિન યસારે મને હઝરત ઝુબૈર બિન મુત્ઈમનું આ કથન ટાંકી બતાવ્યું કે, ''હુનૈનની ખીણમાં ઘમસાણનું યુધ્ધ જામેલું હતું અને દુશ્મનનો હજુ પરાજય થયો ન હતો તે વેળા, મેં જોયું કે કાળી ચાદર જેવી કોઈ વસ્તુ આસમાન પરથી ઊતરી આવી અને અમારી તથા દુશ્મનની વચ્ચે આડ બની ગઈ. નવાઈ પામીને મેં નજર ઉઠાવી તો શું જોઉં છું કે કાળી ચાદરોના ઢગલાના ઢગલા, આસમાન પરથી ઊતરી-ઊતરીને ખીણમાં ફેલાય રહ્યા છે, ત્યાં સુધી કે આખી ખીણ એ કાળી ચાદરો જેવા પોશાકોથી છવાઈ ગઈ. તરત મને અલ્લાહની ગૈબી મદદનું સ્મરણ થઈ આવ્યું અને પછી તો કોઈ શંકા ન રહી કે એ અલ્લાહના માનવંતા ફરિશ્તા હતા. જેઓ કાળો પોશાક સજીને આસમાન પરથી ઊતરી આવ્યા હતા. એ કાળા પોશાકો ખીણમાં જ રહ્યા ત્યાં સુધી કે દુશ્મનનો પરાજય થયો અને તેઓ નાસવા લાગ્યા.

**મુશરિક લશ્કરની શિકસ્ત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે અલ્લાહ તઆલાએ જંગમાં મુશરિકોને શિકસ્ત આપી દીધી અને પોતાના પયગમ્બરને તેઓ પર સંપૂર્ણપણે ફતેહમંદ બનાવી દીધા તો એક મુસ્લિમ ખાતૂને આ શેઅર કહ્યો :

---

૧. મખરફ એવી ખજૂર-વાડીને કહે છે જેમાં દસથી ઓછાં ઝાડો હોય. દસ કે તેથી વધારે ઝાડો હોય તેવી વાડીને ''હદીકહ''કહે છે. ''હ''

**કદ ગલબત ખયલુલ - લાહિ ખયલલ - લાતિ • વલ્લાહુ ખયલુહૂ અહક્કુ બિસ઼ - સ઼બાતિ.**

બેશક અલ્લાહના શાહ સવારો લાત ભગવાનના શાહ સવારો પર વર્ચસશાળી બની ગયા અને અલ્લાહના જ શાહ સવારો મક્કમતાથી લડીને વર્ચસશાળી બનવાના વધારે હકદાર છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી જયારે હવાઝિનના લશ્કરને શિકસ્ત આપી દેવામાં આવી તો બનૂ માલિકમાંથી બનૂ સ઼કીફને કતલ કરવામાં આવ્યા અને ખૂબ કત્લેઆમ ચલાવવામાં આવી. તેઓના ઝંડા હેઠળ ૭૦ આદમીઓ કતલ થઇ ગયા જેમાં ઉસ઼માન બિન અબ્દુલ્લાહ બિન રબીઅહ બિન હારિસ઼ બિન હબીબ પણ માર્યો ગયો. એમનો ઝંડો ઝુલ-ખિમાર, ઔફ બિન રબીઅ નામે અગ્રણીના હાથમાં હતો. ઝુલ-ખિમાર માર્યો ગયો તો ઉસ઼માન બિન અબ્દુલ્લાહએ ઝંડો સંભાળી લીધો. ઝંડો લઇને ઉસ઼માન લડતો રહ્યો ત્યાં સુધી કે પોતે કતલ થઇ ગયો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આમિર બિન વહબ બિન અસવદે કહ્યું કે, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જયારે ઉસ઼માનની કતલના સમાચાર મળ્યા તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અબઅદ-હુલ્લાહુ | અલ્લાહની ફિટકાર હો તેની ઉપર ! |
| ફઇન્નહુ કાના યુબગિદુ કુરૈશન. | તે અદાવત રાખતો હતો કુરૈશ સાથે. |

# પ્રકરણ ૧૪૧

# ગઝવએ-હુનૈનનો અંજામ

સરદાર સાથે લશ્કરનો ફરાર • હઝરત ઇબ્ને મિરદાસનો કસીદો • દુરૈદ બિન સિમ્મહની કતલ • દુરૈદ બિન સિમ્મહની બેટી • હઝરત અબૂ આમિરની શહાદત • શહાદતને લગતી બીજી રિવાયત • મુશરિકોના ભાગેડુ સરસાલારની કહાણી • નબળાઓને કતલ કરવાની મનાઇ • દૂધ-બહેન શૈમાઅની ગિરિફતારી • દૂધ-બહેન, દૂધ-ભાઇના દરબારમાં • કલામે પાકમાં હુનૈનનું બયાન • શહીદ થનારાઓના મુબારક નામો • ગનીમતનો માલ અને યુદ્ધના કેદીઓ.

**સરદાર સાથે લશ્કરનો ફરાર**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : હવાઝિનમાંથી તેઓના હલીફો એટલે કરારોથી જોડાયેલા લશ્કરનો ઝંડો, કારિબ બિન અસ્વદ નામે તેઓના એક જોશીલા જવાંમર્દના હાથમાં હતો. હવાઝિનની સાથે એના લશ્કરનો પણ પરાજય થયો તો કારિબ બિન અસ્વદે એ ઝંડો એક ઝાડ સાથે અડાડીને ઊભો કરી દીધો. એ પછી કારિબ પોતે, તેનો કાકોભાઇ તથા તેની કૌમના બધા જ લોકો ફરાર થઇ ગયા. આ કારણે હવાઝિનના હલીફોમાંથી બે સૈનિકો સિવાય કોઇ માર્યું ગયું નહિ. માર્યા ગયેલાઓમાં એક બનૂ ગિયરહનો વહબ નામે શખ્સ હતો અને બીજો બનૂ કુબ્બહ નામે કુટુંબનો માણસ હતો જેનું નામ જુલ્લાહ હતું અને જે પંકાયેલો યુદ્ધવીર હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જ્યારે જુલ્લાહની કતલના સમાચાર મળ્યા તો આપે ફરમાવ્યું, ''કુતિલલ-યવમ સૈયિદ્ શબાબે-સકીફ.''આજે બનૂ સકીફના નવજવાનોનો સરદાર માર્યો ગયો. હવે ફકત ઇબ્ને હુનૈદહ રહી ગયો છે.'' આપનો ઈશારો તેઓના બીજા એક જોશીલા જવાન હારિસ બિન ઉવૈસ તરફ હતો.

**હઝરત ઇબ્ને મિરદાસનો કસીદો**——————હલીફોના લશ્કરનો ઉપરી કારિબ બિન અસ્વદ પોતાના ફોજી સરદારો સાથે ફરાર થઇ ગયો અને પોતાની આખી કૌમને મુસીબતોમાં નાખતો ગયો. તે અંગે જાણીતા મુસ્લિમ શાઇર હઝરત અબ્બાસ બિન મિરદાસએ એક લાંબો કસીદો રચેલો છે તેના કેટલાક શેઅરો અત્રે રજૂ કરીએ છીએ. હઝરત અબ્બાસ, એ કૌમના આગેવાનોને સંદેશો પાઠવતાં કહે છે :

અલા મમ મુબલ-લિગ ગયલાન અન્ની • વ સૌફા ઇખાલુ યઅતી - હિલ ખબીરુ.

શું કોઇ છે જે ગયલાન (અને બીજા આગેવાનો)ને મારો સંદેશો પાઠવી દે ? મારું માનવું છે કે જાણકારો બહુ જ જલદી તેઓને મારો સંદેશો પાઠવી દેશે.

**બિ અન્ન મુહમ્મદન અબ્દુન રસૂલુન • લિ રબ્બિન લા યદિલ્લુ વલા યજૂરુ.**

તે સંદેશો આ છે કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જગતના પાલનહારના બંદા અને રસૂલ છે. તેઓ અલ્લાહના રાહથી લેશ પણ ડગતા નથી. અને ન કોઈની ઉપર બળજબરી કરે છે.

**વજદના-હૂ નબીય્યન મિસ્લ મૂસા • ફ કુલ્લુ ફતન યુખાયિરુ - હૂ મખીરુ.**

અમે તેમને અલ્લાહના નબી મૂસા જેવા જ બરહક નબી જોયા છે. જે કોઇ શ્રેષ્ઠતા અને સરખામણીમાં તેમનો મુકાબલો કરશે તે સદા પછડાયેલો અને હલકટ જ પુરવાર થશે.

**દુરૈદ બિન સિમ્મહની કતલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મુશરિકોનું લશ્કર શિકસ્ત ખાઈને ફરાર થયું તો એમાંના કેટલાક લોકોએ તાઈફ શહેરમાં જઈને આસરો લીધો. તાઈફમાં આસરો લેનારાઓમાં સંયુકત લશ્કરનો સરસાલાર માલિક બિન ઔફ નસરી પણ હતો. લશ્કરના કેટલાક સૈનિકો અવતાસ તરફ નાસી ગયા. કેટલાક સૈનિકોએ નખ્લહ તરફ મારી મૂકયું. નખ્લહ તરફ નાસનારાઓમાં ફકત બનૂ સકીફની શાખ બનૂ ગિયરહના લશ્કરીઓ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરે તેઓની પૂઠ પકડી હતી. પણ એમાંથી એવા લોકો બાકાત છે જેઓ હુનૈનની ઘાટીઓની કેડીઓમાંથી થઈને ફરાર થઇ ગયા હતા.

હઝરત રબીઅહ બિન રુફૈઅ નામે એક જોશીલા નવયુવક મુસલમાન હતા. એમનું પૂરૂં નામ રબીઅહ બિન રુફૈઅ બિન ઉહબાન બિન સ્રઅલબા બિન રબીઅહ બિન યરબૂઅ બિન સમ્માન બિન ઔફ બિન ઈમ્રઉલ-કૈસ હતું. હઝરત રબીઅહ, ઈબ્ને દગિન્નહને નામે પણ જાણીતા હતા કેમકે એમની માનું નામ દગિન્નહ હતું. આ કારણે એજ નામે એ પંકાયેલા હતા. સંજોગજોગે પેલા પાકટ વયના અનુભવી ડોસા એમની દોટે ચઢી ગયા જેનું નામ દુરૈદ બિન સિમ્મહ હતું.

બન્યું એમ કે દુશ્મનના હજારો સૈનિકો ફરાર થઈને અવતાસ નામના સ્થળે ભેગા થઇ ગયા. મુસલમાનોએ તેઓની પૂઠ પકડી તો અહીં પણ યુધ્ધ જામી ગયું જેમાં ઈસ્લામી લશ્કરના ઝંડાધારી હઝરત અબૂ આમિર અશઅરી શહીદ થઇ ગયા. આ સંગ્રામ દરમિયાન હઝરત રબીઅહ બિન રુફૈઅએ એક ભાગતા ઊંટને ઝડપી લીધું અને સમજ્યા કે ઊંટની પીઠ પર ગોઠવેલી નાનકડી પાલખીમાં કોઇ પર્દા-નશીન ખાતૂન બેઠેલી હશે. પાલખી, ઉપરથી ખુલ્લી હતી પણ ચારે તરફથી બંધ હતી. હઝરત રબીઅહએ પર્દો હટાવ્યો તો માલૂમ પડયું કે કોઇ પર્દા-નશીન ખાતૂન નહિ બલકે કોઇ પુરૂષ છે. ઊંટને બેસાડીને ધ્યાનથી જોયું તો જાણાયું કે કોઇ મોટી ઉંમરનો બુઢ્ઢો છે. એ દુરૈદ બિન સિમ્મહ હતો. હઝરત રબીઅહ નવયુવક હોવાથી દુરૈદને ઓળખતા ન હતા.

"છોકરા ! મારા વિષે તારો શો ઈરાદો છે ?" દુરૈદે પૂછયું

"તમે દુશ્મનના માણસ છો. હું તમને કતલ કરીશ." હઝરત રબીઅહએ જવાબ આપ્યો.

"હેં..... તું મને કતલ કરવાનો ? વારૂ, તું કોણ છે ? તારૂં નામ શું છે ?"

"હું રબીઅહ બિન રુફૈઅ સુલમી છું."

આમ કહીને હઝરત રબીઅહએ દુરૈદ પર તલવારનો વાર કર્યો પણ એ વાર ખાલી ગયો.

દુરૈદ બોલી ઊઠયો, "બિઅસા મા સલ્લહ-તકા ઉમ્મુક !" એટલે હે છોકરા ! તારી માએ તને જે હથિયાર આપ્યાં એ નકામા છે. જા, કાઠીની પાછળ મારી તલવાર ભેરવેલી છે તેને ઉપાડી લે અને મારી

ખોપરીને છોડીને ભેજાંની નીચેથી વાર કર કેમકે હું પોતે પણ લોકોને તલવારથી એવી જ રીતે કતલ કરતો હતો. પછી જ્યારે તું તારી મા પાસે જાય તો તેને કહેજે કે તેં દુરૈદ બિન સિમ્મહને કતલ કર્યો છે. તારી મા મને સારી રીતે ઓળખે છે. અલ્લાહના સોગંદ ! મેં અનેક લડાઈઓમાં તારા ખાનદાનની કેટલીયે સ્ત્રીઓનું રક્ષણ કર્યું છે અને દુશ્મનની કેદથી તેણીઓને આઝાદી અપાવી છે.''

બનૂ સુલૈમના જાણકારોનું કહેવું છે કે હઝરત રબીઅહએ જ્યારે દુરૈદને તલવારનો ફટકો માર્યો તો તે લાંબો થઈ ગયો અને તેનો નીચેનો પોશાક સરકી ગયો. તે વેળા રબીઅહએ જોયું કે દુરૈદની જાંઘોનો વચલો ભાગ અને સાથળનો હિસ્સો લગાતાર ઘોડે સવારી કરવાથી સાવ સફેદ પૂણી જેવો થઇ ગયો હતો.

હઝરત રબીઅહ બિન રુફૈઅ જ્યારે પોતાની મા પાસે ગયા તો દુરૈદની વાતો તેને સંભળાવીને કહેવા લાગ્યા, ''હે મા ! મેં દુરૈદ બિન સિમ્મહને કતલ કરી નાખ્યો છે.''

બેટાની વાત સાંભળીને તેની મા ભારે ખેદથી કહેવા લાગી, ''અફસોસ બેટા ! તેં દુરૈદને મારી નાખ્યો? આ વાતો તેણે એટલા માટે કહી કે તું તેના ઉપકારોને યાદ કરતે પણ તું સમજી શકયો નહિ. અલ્લાહના સોગંદ! એજ દુરૈદે તારી માંયોને ત્રણ વખત આઝાદ કરાવી હતી.'' (મને, તારી નાનીને, તારી દાદીને.)

**દુરૈદ બિન સિમ્મહની બેટી**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ દુરૈદ બિન સિમ્મહની બેટીનું નામ અમ્રહ બિન્તે દુરૈદ હતું. લોકોના મુખે બાપની કતલના સમાચાર સાંભળીને બોલી :

**કાલૂ કતલ્ના દુરૈદન કુલ્તુ કદ્ સદકૂ • ફઝલ્લ દમ્ઈ અલસ-સિરબાલે ચન-હદિરુ.**

લોકોએ કહ્યું, અમે દુરૈદને મારી નાખ્યો. મેં કહ્યું, તમે સાચું જ કહો છો. એ પછી અશ્રુઓ ધસી-ધસીને મારા પોશાકને તર કરવા લાગ્યાં.

અમ્રહ બિન્તે દુરૈદે પોતાના બાપના વિલાપમાં આ શેઅરો પણ કહ્યા :

**ફ-રુબ્બ અઝીમતિન દાફઅ-તા અન્હુમ • વકદ્ બલગત નફ્સુહુ - મુત-તરાકી.**

દુરૈદ ! તમે કેટલી મોટી-મોટી મુસીબતોમાં તેઓનો બચાવ કર્યો જ્યારે કે તેઓનો જીવ તાળવે આવી જતો હતો.

**વ રુબ્બ કરીમતિન અઅતક-તા મિન્હુમ • વ ઉખિરા કદ્ ફ-ક-ક-તા મિનલ-વસાકી.**

અને તેઓની કેટલી યે શરીફઝાદીઓ હતી જેણીઓને તમે આઝાદ કરાવી અને તેઓની કેટલીય મહિલાઓ હતી જેણીઓને તમે કેદની સાંકળોથી મુકિત અપાવી.

**વ રુબ્બ મુનવ-વતિન બિકા મિન સુલૈમિન • અજબ-તા વકદ દઆકા બિલા રમાકી.**

અને બનૂ સુલૈમના લોકોમાં કેટલાયે એવા ગૃહસ્થો હતા જેઓ તમને તરહ-તરહના ઈલકાબથી બોલાવતા હતા. તમે તેઓની હાકલ પર તેજ વેળા લબ્બૈક પોકારી જ્યારે કે તેઓનો દમ નીકળી રહયો હતો.

ઈબ્ને હિશામ કહે છે : લોકોનું કહેવું છે કે દુરૈદને કતલ કરનાર ગૃહસ્થનું નામ અબ્દુલ્લાહ બિન કુનૈઅ બિન ઉહબાન બિન સઅલબા બિન રબીઅહ હતું.

**હઝરત અબૂ આમિરની શહાદત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જે મુશરિકો જાન બચાવીને અવતાસ તરફ નાઠા તેઓની પૂઠે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબુ આમિર અશઅરીને અંક

લશ્કરી ટુકડી સાથે દોડાવી દીધા. રસ્તામાં અબૂ આમિરે કેટલાક ભાગતા લોકોને આંતરી લીધા. ભાગતા લોકો પણ જાન પર આવીને મુકાબલા માટે તૈયાર થયા. બંને પક્ષો એક બીજાથી દૂર રહીને સામસામે તીરો વરસાવવા લાગ્યા. અચાનક એક તીર દુશ્મન તરફથી આવીને હઝરત અબૂ આમિરને ભોંકાયું જેના સદમાથી તેઓ ત્યાં જ શહીદ થઇ ગયા. ઝંડો એમના કાકાભાઇ હઝરત અબૂ અશઅરીએ ઉપાડી લીધો અને લડાઇ ચાલુ રાખી. નતીજા રૂપે અલ્લાહ તઆલાએ એમને ફતેહ અને દુશ્મનને શિકસ્ત આપી દીધી.

લોકોનું કહેવું છે કે જે શખ્સે હઝરત અબૂ આમિરને તીરથી શહીદ કર્યા તે દુરૈદ બિન સિમ્મહનો બેટો સલમહ બિન દુરૈદ હતો. એનું તીર પ્રચંડ વેગથી આવીને એમના ઘૂંટણમાં ખૂંપી ગયું હતું. જેનાથી એ બચી ન શકયા. તે વેળા સલમહ બિન દુરૈદ લલકારતો હતો :

**ઇન તસ્અલૂ અન્ની ફ-ઇન્ની સલમહ • ઇબ્નુ સમાદીર લિમન તવસ-સમહ.**

**અદરિબ બિસ - સૈફિ રઊસુલ મુસ-લિમહ.**

જો તમારે જાણવું હોય કે હું કોણ છું તો પોતે બતાવું છું. હું સમાદીરનો બેટો સલમહ છું. દલીલ માગનાર માટે આટલું બસ છે કે હું મારી તલવારથી મુસલમાનોનાં ડોકાં ઉડાવી દેનારો વીરનર છું. સમાદીર સલમહની માનું નામ છે.

**શહાદતને લગતી બીજી રિવાયત**—————ઇબ્ને હિશામ કહે છે : ભરોસાદાર જાણકારો તરફથી મને મળેલી માહિતી મુંજબ અવતાસના રમખાણમાં હઝરત અબૂ આમિર શહીદ થઇ ગયા તેનો બનાવ એમ છે કે એમનો મુકાબલો એવા દસ મુશરિકો સાથે થયો જેઓ આપસમાં એકબીજાના ભાઇ હતા.હઝરત અબૂ આમિરે એક પછી એક એમાંના નવ ભાઇઓને કતલ કરી નાખ્યા. દરેક સાથે મુકાબલો કરવા પહેલાં અબૂ આમિર તેને ઇસ્લામનું આમંત્રણ આપતા અને બારગાહે-ઇલાહીમાં યાચના કરતા, ''હે અલ્લાહ ! તું ગવાહ રહેજે !''એ પછી હાથોહાથનો મુકાબલો કરીને તેને કતલ કરી નાખતા.

છેલ્લે દસમો ભાઇ રહી ગયો તો નિયમ મુજબ તેને પણ ઇસ્લામનું આમંત્રણ આપ્યું અને યાચના કરી, ''હે અલ્લાહ ! તું ગવાહ રહેજે !'' પછી તેને યુધ્ધનો પડકાર ફેંકયો, તો તે બોલી ઊઠયો, ''હે અલ્લાહ! તું મુજ પર ગવાહ ના રહેજે !''

તેના આ શબ્દો સાંભળીને હઝરત અબૂ આમિરે તેને કતલ કરવાનું માંડી વાળ્યું. આ કારણે એ ભાઇ બચી ગયો અને બાદમાં એણે ઇસ્લામ સ્વીકારી લીધો અને પાકો મુસલમાન બની ગયો. રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ જયારે ય એને જોતા તો ફરમાવતા, ''એ અબૂ આમિરના ઝપાટાથી બચેલો યાદગાર માણસ છે !''

આ માણસને જતો કર્યો એજ દરમિયાન બનૂ જુશમ બિન મુઆવિયાના કુટુંબમાંથી હારિસના બે પુત્રોએ હઝરત અબૂ આમિર પર એકસાથે તીરો ચલાવી દીધાં. હારિસના એક પુત્રનું નામ અલાઅ અને બીજાનું નામ અવફા હતું. એક તીર હઝરત અબૂ આમિરના દિલમાં ઊતરી ગયું અને બીજું તેમના ઘૂંટણમાં ખૂંપી ગયું. બંને તીરો જીવલેણ નીવડયાં અને હઝરત અબૂ આમિર શહીદ થઇ ગયા. એમના શહીદ થતાં જ હઝરત અબૂ મૂસા અશઅરીએ આગળ વધીને ઝંડો ઉપાડી લીધો અને દુશ્મન સાથેનો મુકાબલો ચાલુ રાખ્યો ત્યાં સુધી કે પેલા બંને ભાઇઓ- અલાઅ અને અવફા પર ત્રાટકીને બંનેને કતલ કરી નાખ્યા.

**મુશરિકોના ભાગેડુ સરસાલારની કહાણી**————ઈબ્ને હિશામ કહે છે : મને એવી માહિતી પણ મળવા પામી કે દુશ્મનનો પરાજય થતાં તેઓનો સરસાલર માલિક બિન ઔફ નસરી પોતાના કેટલાક સવારો સાથે જીવ લઈને નાઠો અને એક સલામત સ્થળે પહોંચીને એક ટેકરા પર ચઢી ગયો અને પોતાના સવારોને કહેવા લાગ્યો, "તમે બધા અહીં થોભો. આપણા ઘણા ઘવાયેલા અને નબળા સાથીઓ આપણી પાછળ આવી રહ્યા છે તેઓની રાહ જુઓ."

થોડી વારે કેટલાક સવારો સામેથી આવતા દેખાવા લાગ્યા. માલિકે પોતાના સાથીઓને પૂછયું, "તમને શું દેખાય છે ?"

તેઓ બોલ્યા, "અમે એવા લોકોને આવતા જોઈએ છીએ જેઓએ પોતાના ભાલા પોતાના ઘોડાઓના બંને કાનોની વચ્ચે લાંબા કરીને મુકેલા છે."

માલિક બોલ્યો, "એ બનૂ સુલૈમના સૈનિકો છે એમનાથી ડરવાની જરૂર નથી."

થોડીવારે બનૂ સુલૈમના ભાગતા સૈનિકો તેઓની સામેથી પસાર થઈને ખીણના નીચેના ભાગ તરફ ઊતરી ગયા. એટલામાં સામેથી બીજા કેટલાક સવારો આવતા એમને દેખાયા. માલિકે પોતાના સાથીઓને પૂછયું, "તમને શું દેખાય છે ?"

સાથીઓ બોલ્યા, "એવા સવારો જેઓએ પોતાના ભાલા ઊંચે તાણેલા છે."

માલિક બોલ્યો, "એ ઔસ અને ખઝરજના લોકો છે. એમનાથી પણ ખોફ ખાવાનું કોઈ કારણ નથી."

આ લોકો પણ એજ રસ્તેથી પસાર થઈને ચાલ્યા ગયા એટલામાં સામેથી એક સવાર એકલો આવી રહેલો દેખાયો. માલિકે પોતાના સાથીઓને પૂછયું; "તમે શું જુઓ છો ?"

સાથીઓ બોલ્યા, "એક એવો સવાર જેની ટાંગો બહુ લાંબી છે. જેણે ભાલો ખભે ભેરવેલો છે. જેણે માથે લાલ પટ્ટી બાંધેલી છે."

માલિક બોલ્યો, એ ઝુબૈર બિન અવ્વામ છે. હું રાતના સોગંદ ખાઈને કહું છું, એ જરૂર તમારી સાથે બાખડી પડશે. માટે આવતાં જ એને ઢોળી પાડશો."

જ્યારે હઝરત ઝુબૈર બિન અવ્વામ ઘાટીની નીચે આવી લાગ્યા તો આ લોકો ઓચિંતા તેમની ઉપર તૂટી પડયા. હઝરત ઝુબૈરે પણ ભાલો તાણી લઈને બહાદુરીથી એમનો મુકાબલો કર્યો અને છેવટે એમાંના દરેકને જાન બચાવીને ભાગી જવું પડયું.

**નબળાઓને કતલ કરવાની મનાઇ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ સઅદ બિન બકના કેટલાક જાણકારોએ મને કહ્યું કે જંગે-હુનૈન પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એક સ્ત્રીના મુદડાં પાસેથી પસાર થયા જેને હઝરત ખાલિદ બિન વલીદે કોઇ ચોક્કસ કારણે કતલ કરી નાખી હતી. અને લોકોનું ટોળું ત્યાં એકઠું થયેલું હતું.

આપે પૂછયું, "મા હાઝા ?" આ શું છે ?

લોકોએ કહ્યું, "એક સ્ત્રીનો મૃતદેહ પડેલો છે. ખાલિદ બિન વલીદે એને કતલ કરી છે."

આપે નઝદીક ઊભેલા એક માણસને ફરમાવ્યું, "જઈને ખાલિદને મળો અને મારો આ હુકમ પહોંચાડો

કે અલ્લાહના રસૂલ તમને કોઈ સ્ત્રીને, કોઈ બાળકને, કોઈ મઝદૂરને કતલ કરવાની મના ફરમાવે છે.''

**દૂધ-બહેન શૈમાની ગિરિફતારી**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ સઅદ બિન બક્રના કેટલાક વડીલોએ મને કહ્યું કે, જંગે - હુનૈન વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું હતું, ''જુઓ બનૂ સઅદ બિન બક્રનો [1] બજાદ નામે માણસ તમારા કબજામાં આવે તો તે છટકવા નહિ પામે. એણે એક મોટી ગુમરાહી ફેલાવી હતી.

છેવટે મુસલમાનોએ આ બજાદ નામના માણસને પકડી પાડયો. પછી તેને અને તેના બાલબચ્ચાંઓને અને શૈમા નામે ખાતૂનને ગિરિફતાર કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઈ જવા લાગ્યા. આ શૈમા ખાતૂન, હારિસ બિન અબ્દુલ-ઉઝઝા તથા બીબી હલીમહના બેટી હતાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધ બહેન થતાં હતાં. એ બધાને કેદી તરીકે લઈ જતી વેળા મુસલમાન ફોજીઓ એમની સાથે કંઈક કડક વર્તાવ કરતા હતા.

શૈમા ખાતૂને તેઓને કહ્યું પણ ખરું કે, ''હે મુસલમાનો ! સાંભળો, અલ્લાહના સોગંદ ! હું તમારા સાહેબ એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દૂધ બહેન થાઉં છું.''

પરંતુ મુસલમાન ફોજીઓએ શૈમા ખાતૂનની વાત તરફ ઝાઝું ધ્યાન આપ્યું નહિ અને એ બધાને લઈ જઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરી દીધાં.

**દૂધ-બહેન, દૂધ-ભાઈના દરબારમાં**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને બનૂ સઅદવાળા યઝીદ બિન ઉબૈદ સઅદીએ કહ્યું કે, જ્યારે શૈમા ખાતૂનને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરવામાં આવ્યાં તો શૈમા ખાતૂને કહ્યું, ''હે મુહંમદ ! હું તો તમારી દૂધ-બહેન થાઉં છું.''

''બહેન હોવાની કોઈ નિશાની ?'' આપે ફરમાવ્યું.

''જી હા નિશાની મવજૂદ છે.'' શૈમા ખાતૂન બોલ્યાં.

''કહો શું છે ?'' આપે પૂછ્યું.

''મારા ખભા પર દાંતથી કરડવાની નિશાની આજે પણ મવજૂદ છે.'' શૈમા ખાતુન બોલ્યાં, ''જુઓ યા રસૂલલ્લાહ ! એ આપના દાંતોનું તે નિશાન છે જ્યારે કે આપના બચપનમાં મેં આપને મારી ગોદમાં ઉપાડેલા હતા.''

રાવીનું બયાન છે : શૈમાની વાત સાંભળતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બચપણના યુગની એ નિશાની યાદ આવી ગઈ. [2] તરત આપે પોતાની મુબારક ચાદર જમીન પર પાથરી દીધી. પોતાના દૂધ-બહેન શૈમા ખાતૂનને માનપાનથી તેની ઉપર બેસાડયાં અને ફરમાવ્યું,

''હે મારા માનવંતા બહેન ! તમારી ઈચ્છા હોય તો મારા સંગાતે રહો, માન-ઈકરામથી તમને રાખવામાં આવશે અને જો પોતાની કૌમ સાથે રહેવાની ઈચ્છા હોય તો તેનો પણ વાંધો નહિ. હું તમારા લાભની વસ્તુઓ

૧. બનૂ સઅદ બિન બક્રનો કબીલો બનૂ હવાઝિનનો એક ફાંટો હતો. બનૂ સઅદના લોકો પણ આ લડાઈમાં જોડાયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બચપનમાં બનૂ સઅદ કબીલામાં હઝરત બીબી હલીમહનું દૂધ ધાવ્યું હતું અને બીબી હલીમહના બેટી શૈમા ખાતૂને આપને રમાડયા હતા. ''હ''

૨. આ યાદગાર બનાવને પછી વધારે વરસોના વહાણા વીતી ગયાં હતા. ''હ''

આપીને માનપાનથી તમને રૂખ્સત કરીશ.''

જવાબમાં શૈમા ખાતૂન અદબથી બોલ્યાં, ''યા રસૂલલ્લાહ ! હું મારી કૌમ સાથે રહેવા રાજી છું. આપ જે કંઇ લાભની વસ્તુઓ આપવાના હો તે આપીને મારી કૌમમાં મને રૂખ્સત કરી દો.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કેટલીક લાભની વસ્તુઓ શૈમા ખાતૂનને ભેટ સોગાતમાં આપીને આંસુભીની આંખે રૂખ્સત કર્યાં.

બનૂ સઅદના લોકોનું કહેવું છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શૈમા ખાતૂનને હદિયામાં કેટલાંક ઊંટ બકરાં ઉપરાંત એક ગુલામ આપ્યો જેનું નામ મકહૂલ હતું અને એક લોંડી આપી. શૈમા ખાતૂને બંનેની શાદી કરાવી દીધી જેનાથી તેઓની નસલ ચાલી અને એ નસલના લોકો આજે પણ હયાત છે.

**કલામે-પાકમાં હુનૈનનું બયાન**————ઈબ્ને હિશામ કહે છે : અલ્લાહ તઆલાએ જંગે-હુનૈન સંબંધી કુર્આને-મજીદમાં આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| લકદ નસર કુમુલ્લાહુ | બેશક તમારી મદદ કરી અલ્લાહ તઆલાએ, |
| ફી મવાતિન કસીરતિંવ | અનેક પ્રસંગોએ. |
| વ યવમ હુનૈનિન. | અને હુનૈનના દિવસે પણ |
| ઈઝ અઅ-જબત-કુમ કસ્રતુ કુમ | જ્યારે કે તમે ફૂલાઈ ગયા હતા પોતાની બહુમતી પર |
| ફલમ તુગનિ અન્કુમ શૈઆ. | પણ એ તમારા કશા કામમાં આવ્યું નહિ, |
| વદાકત અલૈકુમુલ-અર્દુ | અને તંગ બની ગઈ તમારા ઉપર જમીન, |
| બિમા રહુબત. | તેની વિશાળતા છતાં. |
| સુમ્મ વલ્લૈતુમ મુદબિરીન. | પછી તમે ભાગી ઊઠયા પૂઠ ફેરવીને. |
| સુમ્મ અન્ઝલલ્લાહુ સકીનતહૂ | પછી ઉતારી અલ્લાહએ પોતાની ખાસ શાંતિ, |
| અલા રસૂલિહી વ અલલ-મુઅમિનીન. | તેના રસૂલ પર અને મુસલમાનો પર. |
| વ અન્ઝલ જુનૂદલ-લમ તરવ-હા. | અને મોકલ્યું એવું લશ્કર જેને તમે જોતા ન હતા. |
| વ અઝ-ઝબલ - લઝીન કફરૂ | અને શિક્ષા આપી કાફિરોને |
| વ ઝાલિક જઝાઉલ-કાફિરીન. | અને એજ શિક્ષા છે કાફિરોની. [૧] |

(સંપાદકની નોંધ————જંગે-હુનૈનમાં હવાઝિનના અચાનક આક્રમણથી શરૂઆતમાં મુસલમાનોના પગ ઊખડી ગયા અને તેઓમાં ભાગદોડ મચી ગઇ એનું કારણ કુર્આને-મજીદની ઉપર ટાંકેલી આયતોમાં આ રીતે દર્શાવવામાં આવ્યું : ''વ યવમ હુનૈનિન ઈઝ અઅ - જબત - કુમ કસ્રતુ - કુમ.'' અર્થાત : હુનૈનના દિવસે જ્યારે કે તમે પોતાની બહુમતી કે સંખ્યાબળ પર ફુલાઇ ગયા હતા.

જંગે હુનૈનથી પહેલાં જેટલી લડાઇઓ થઇ તેમાં ઇસ્લામી લશ્કરની સંખ્યા ૧૨ હજાર જેટલી કદી થઇ ન હતી. આજે પ્રથમવાર ૧૨ હજારનું વિરાટ લશ્કર સાધનસામગ્રીથી સજ્જ થઇને ભારે દબદબાથી હુનૈન તરફ રવાના થયું હતું. ૧૨ હજારની સંખ્યા પર ફુલાઇને મક્કહના કેટલાક જોશીલા જવાનો તરંગોમાં પોકારી ઊઠયા હતા, ''આજે કોણ છે જે અમને પરાજય આપી શકે ? આજે કોણ છે જે અમારા પર વિજય મેળવી શકે?''

૧. સૂરએ-તવબહ આયત ૨૫-૨૬

આ શબ્દો ઉચ્ચારતી વેળા તેઓ ભૂલી ગયા કે જંગે-બદ્રમાં ૩૧૩ની નજીવી સંખ્યામાં હોવા છતાં માત્ર અલ્લાહની મદદથી તેઓએ એક હજારના સાધનસામગ્રીવાળા બળવાન લશ્કર પર વિજય મેળવ્યો હતો. જંગે-ખન્દક વેળા અરબ કબીલાઓના ધાડેધાડાં મદીનહની તારાજી માટે તૂટી પડયાં હતાં. ત્યારે પણ ફકત અલ્લાહની જ મદદથી દુશ્મનના નાપાક મનસૂબા ધૂળભેગા થઇ ગયા હતા. આજે અલ્લાહની મદદને બદલે તેઓની નજર પોતાની બહુમતી કે સંખ્યાબળ પર ચાલી ગઇ. બસ એજ વાત બારગાહે-ઇલાહીમાં નાપસંદ ઠરી ગઇ જેથી ફરમાવવામાં આવ્યું : "ફલમ તુગનિ અન્કુમ શયઆ." એટલે તમારૂં સંખ્યાબળ તમારા કશા કામમાં નહિ આવ્યું. જેનો નતીજો આ નીકળ્યો : "વદાકત અલૈકુમુલ-અર્દુ બિમા રહુબત" એટલે જમીન તેની વિશાળતા છતાં તમારા પર તંગ બની ગઇ અને : સુમ્મ વલ્લય - તુમ મુદ - બિરીન."પછી તમે ભાગી ઊઠયા પીઠ ફેરવીને.

મક્કહના જવાનોની આગલી સફોમાં ભાગદોડ મચી જવાથી પાછલી સફોમાં પણ અફરા તફરી મચી ગઇ. એ પછી હઝરત અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની હાકલ સાંભળીને લોકો પલટી-પલટીને આવવા લાગ્યા અને પોતાની જાનોને હથેલી પર લઇને દુશ્મનો પર તૂટી પડયા તો એજ પળે અલ્લાહની ગૈબી મદદ આવી લાગી જેનું બયાન ઉપરની આયતમાં આ રીતે થયું છે : "વ અન્ઝલા જુનૂદલ-લમ તરવ-હા." એટલે મોકલ્યું એવું લશ્કર જેને તમે જોઇ શકતા ન હતા. એ અલ્લાહ તઆલાના પાંચ હજાર ફરિશ્તાઓનું આકાશી લશ્કર હતું જેને જોતાં જ દુશ્મનોના હાંજા ગગડી ગયા અને તેઓના લશ્કરમાં નાસો-ભાગોની ધમાચકડી મચી ગઇ. રિવાયતોમાં છે કે દુશ્મનના ૭૦ જેટલા માણસો કતલ થયા જેમાં હઝરત અબૂ તલહા અન્સારીએ એકલાએ ૨૦ કાફિરોને કતલ કર્યા અને દુશ્મનના ૬ હજાર સૈનિકો કેદ પકડાયા. ગનીમતના માલમાં જે કંઇ મળ્યું તેની વિગત આગળ આવે છે. સંપાદકનું લખાણ પૂરૂં થયું.)

**શહીદ થનારાઓના મુબારક નામો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ એવા મુસલમાન મુજાહિદોના નામો છે જેઓ જંગે-હુનૈનમાં શહીદ થઇ ગયા :

- કુરૈશની શાખ બનૂ હાશિમના ખાનદાનમાંથી : હઝરત અયમન બિન ઉબૈદ (બીબી ઉમ્મે-અયમનના પુત્ર)
- બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી : હઝરત યઝીદ બિન ઝમઅહ બિન અસવદ બિન મુત્તલિબ બિન અસદ. એમની શહાદત એવી રીતે થઇ કે એમના જુનાહ નામના ઘોડાએ તોફાને ચઢીને એમને પાડી નાખ્યા. દુશ્મને આ તકનો લાભ લઇને એમને શહીદ કરી નાખ્યા.
- અન્સારના કબીલા બનૂ અજલાનમાંથી : હઝરત સુરાકહ બિન હારિસ બિન અદી.
- બનૂ અશઅરમાંથી : હઝરત અબૂ આમિર અશઅરી (રદિયલ્લાહુ અન્હુમ.)

**ગનીમતનો માલ અને યુધ્ધના કેદીઓ**————એ પછી રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં લડાઇના કેદીઓને લાવવામાં આવ્યા અને ગનીમતનો માલ એકઠો કરવામાં આવ્યો. ગનીમતના માલની નિગરાની માટે હઝરત મસઊદ બિન અમ્ર ગિફારીની અધિકારી તરીકે નિમણૂંક કરવામાં આવી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને હુકમ ફરમાવ્યો કે, "યુધ્ધના આ કેદીઓ અને ગનીમતનો માલ જિઇર્રાનહ સ્થળે લઇ જઇને તેની હિફાઝત કરવામાં આવે. "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ હુકમનું

પાલન કરવામાં આવ્યું.

જંગે-હુનૈનને અનુસરીને હઝરત બુજૈર બિન ઝુહૈર બિન અબૂ સુલમી શાઇરે એક પ્રસંગોચિત કાવ્ય રચ્યું જેના બે શઅરો અહીં પ્રસ્તુત છે :

**વલ્લાહુ અકરમના વ અઝહર દીનના • વ અ - અઝ - ઝના બિ - ઇબાદતર રહમાનિ.**

અલ્લાહ તઆલાએ અમ મુસલમાનોને પ્રતિષ્ઠા આપી અને અમારા સત્યધર્મને વર્ચસ આપીને ઊંચો કર્યો અને રહમાનની બંદગીએ અમને માનઆબરૂવાળા બનાવી દીધા.

**વલ્લાહુ અહલક હુમ વ ફર્રક જમ્અહુમ • વ અઝલ - લહુમ બિ - ઇબાદતિશ - શયતાનિ.**

એથી ઊલટું અલ્લાહ તઆલાએ કુફ્ફારને હલાક કર્યા અને તેઓના લશ્કરને છિન્નભિન્ન કરી નાંખ્યું અને શયતાનની પૂજા કરવાને કારણે તેઓ ઝલીલો-ખ્વાર બની ગયા.

(નોંટ : એ પછીના પૂરા બે પ્રકરણોના ૨૮ પાનાઓમાં શાઇરોએ રચેલા કાવ્યો ટાંકવામાં આવ્યાં છે. અમે એ બધાં કાવ્યો જતા કર્યાં છે.)

---

# પ્રકરણ ૧૪૨

# તાઈફનું યુધ્ધ

પરાજિત સૈન્યનું તાઇફમાં સંગઠન ● હઝરત કઅબનો કસીદો ● તાઇફના પ્રવાસની મંઝિલો ● જંગે-તાઇફમાં પાક બીબીઓ ● મિન્જનીકનો ઉપયોગ ● તાઇફમાં વસેલી મક્કહની કન્યાઓ ● રસૂલુલ્લાહ (સલ.)નો ખ્વાબ ● તાઇફનો ઘેરો ઉઠાવી લેવાનું ફરમાન ● જિહાદમાં આવનાર મુનાફિકનો હેતુ ● સકીફના આઝાદ થયેલા ગુલામો ● કેદીને બદલે કેદી ● તાઇફમાં શહીદ થયેલા સહાબા ● સકીફ માટે બદ-દુઆની દરખાસ્ત.

**પરાજિત સૈન્યનું તાઇફમાં સંગઠન**——————ઇબ્ને ઇસ્હાક કહે છે :અને જયારે સકીફ કબીલાના, શિકસ્ત ખાઇને, જાન બચાવીને નાઠેલા સૈનિકો તાઇફ પાછા આવી ગયા તો તેઓએ પોતાના શહેરની ફસીલ એટલે નગરકોટના ફાટક બંધ કરી લીધા અને લડાઇની તૈયારીઓની ખટપટમાં લાગી ગયા. (પરાજિત સૈન્યનો સરસાલાર માલિક બિન ઔફ નસરી પણ એમની સાથે હતો.)

હુનૈનના યુધ્ધમાં તાઇફના બળવાન સકીફ કબીલાના બે મોટા સરદારો ગેરહાજર રહ્યા હતા. એમાંથી એક સકીફ કબીલાનો સૌથી મોટો સરદાર ઉર્વહ બિન મસઊદ સકફી હતો અને બીજો ગયલાન બિન સલમહ નામે ગૃહસ્થ હતો. જંગે-હુનૈન વેળા એ બંને ગૃહસ્થો મુલ્કે-યમન ગયા હતા. યમનના જુરશ કે જુર્શ નામે શહેરમાં એ દેશનું લશ્કરી મથક આવેલું હતું. બંને ગૃહસ્થો જુરશના લશ્કરી મથકમાં ''દબ્બાબહ'', ''મિન્જનીક'' અને ''દબ્ર'' જેવા લડાઇના હથિયારોની ખાસ તઅલીમ લેવા માટે ગયા હતા. જંગે હુનૈન પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તાઇફ શહેરને ઘેરો નાખ્યો ત્યારે પણ એ બંને ગૃહસ્થો ત્યાં હાજર ન હતા.

**(સંપાદકની નોંધ :** દબ્બાબહ,મિન્જનીક અને દબ્ર તે વેળા અરબો માટે લડાઇના નવાં હથિયારો હતાં. દબ્બાબહ લડાઇ વેળા સ્વરક્ષણ માટે ઉપયોગમાં લેવાતું એક શસ્ત્ર હતું. મજબૂત અને નક્કર લાકડાંના ખોખા પર જાડું ચામડું મઢીને તઅલીમ પામેલો સૈનિક તેમાં ભરાઇને સુરક્ષિત રીતે કિલ્લાની દીવાર સુધી પહોંચી જતો હતો અને દીવારમાં ગાબડું પાડીને કિલ્લાના ફાટક ખોલી નાખતો હતો. આજની ટેન્ક જેવું પૈડાંવાળું હથિયાર.

મિન્જનીક અથવા મન્જલીક : બહુ મોટી ગોફણ કે જોતર જેવું એક હથિયાર જેમાં પથ્થરના ગોળા ભરીને તોપ પેઠે દુશ્મન તરફ ફેંકવામાં આવતા હતા.[1]

૧. ડિક્શનરીઓમાં મિન્જનીક શબ્દના જુદા જુદા ઉચ્ચારો લખેલા છે. : મન્જનીક, મિન્જનીક, મુન્જનીક, મન્જલીક. ''હ''

દબ્બ અથવા દબૂર : સફબંદી કરીને દુશ્મન તરફ ધસારો કરતી વેળા સ્વબચાવનો એક તરીકો હતો. ચામડાના મજબૂત થેલા જેવી લાંબી-પહોળી નક્કર ચાદરમાં ભૂસું ભરીને અથવા તો પાટિયાં તથા ઢાલોને એકમેક સાથે જોડીને સ્વરક્ષણ માટે બનાવેલી દીવાર જેના ઓથામાં કિલ્લા સુધી પહોંચી જવાતું હતું. તાઇફના બે અગ્રણીઓ ઉર્વહ બિન મસઊદ અને ગયલાન બિન સલમહ જંગે હુનૈન વેળા ખાસ આ હથિયારો ચલાવવાની કળા શીખવા માટે મુલ્કે-યમનના જુરશ નામે શહેરમાં ગયા હતા. તાઇફ શહેરના ઘેરા દરમિયાન આ હથિયારોથી તેઓએ મુસલમાનોને મોટું નુકસાન પહોંચાડયું હતું. (ગુજરાતી સંપાદકની નોંધ પૂરી થઇ.)

**હઝરત કઅબનો કસીદો**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-હુનૈનથી પરવારી ગયા તો આપ પોતાનું લશ્કર લઇને તાઇફ તરફ રવાના થઇ ગયા. આપે તાઇફ તરફ ઊપડવાનો ઇરાદો કર્યો તો હઝરત કઅબ બિન માલિકે એક કસીદો રચ્યો. તેના કેટલાક શેઅરો આ છે :

**કદૈના મિન તિહામતા કુલ્લ રૈબિન • વ ખૈબરા સુમ્મ અજમઅ-નસ-સુયૂફા.**

ખૈબર અને તિહામહથી દરેક શંકાને ખંખેરીને અમે બધી તલવારો એક સ્થળે ભેગી કરી દીધી કે જેથી એ તલવારો હવે આરામ કરે અથવા વિસામો લે.

**નુખૈય - યરુહા વ લવ નતકત લિ-કાલત • કવાતિઉ - હુન્ન દવસન અવ સકીફા.**

એની સાથે જ અમે એ તલવારોને અધિકાર આપી દીધો કે તેઓની ઇચ્છા હોય તો આરામ કરે અને મરજીમાં આવે તો દુશ્મનનો મુકાબલો કરે. જો એ તલવારોમાં બોલવાનું બળ હોત તો, શત્રુઓને કાપી-કાપીને ફેંકી દેનારી એ તલવારો બોલી ઊઠત કે, ''હવે દૌસ અને સકીફના લોકો તરફ બઢો !''

**ક - અમસાલિલ - અકાઇકિ અખ્લસત - હા • કુયૂનુલ - હિન્દે લમ તુદરબ કતીફા.**

આ તલવારો વીજળીના કિરણો કે ઝબકારાઓ જેવી હતી. જેને હિન્દુસ્તાનના કારીગરોએ શુધ્ધ લોખંડથી બનાવી હતી. એ તલવારો બારણાના ઉંબરો જેવી બેઢંગી કે જાડી બનાવેલી ન હતી.

**તખાલુ જદીય - યતિલ અબતાલે ફીહા • ગદાતઝ - ઝહફે જાદીય્યન મદૂફા.**

લડાઇને દિવસે ભલાભલા વીરનરોના લોહીના રેલાઓ એ તલવારો પર વહી ગયા છે. તમને એવું લાગશે કે એમાં ઝાફરાનની મેળવણી કરી દેવામાં આવી છે. અર્થાત : એ તલવારો દુશ્મનોના તાજા લોહીના રંગે રંગાયેલી છે.

**રઇસુ - હુમુન - નબીય્યુ વ કાના સુલ્બન • તકીય્યલ - કલ્બે મુસ-તબિરન અઝૂફા.**

અમારા લશ્કરના સિપહસાલાર નબીયે-કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ છે જેઓ કરોડ-રજ્જુના મણકા સમાન છે. જેઓ શુધ્ધ મનના, અતિશય ધીરજવાન અને એકદમ પવિત્ર જીવન ગુજારનારા છે.

**રશીદલ - અમ્રે ઝૂ-હુકમિન વ ઇલમિન • વ હિલ્મુ લમ યકુન નઝિકન ખફીફા.,**

સીધાસાદા મામલાના છે. નિર્ણયનું બળ ધરાવનારા છે. બહુ મોટા જ્ઞાની અને સહનશીલ છે. તોછડા સ્વભાવના કે જલદી ક્રોધમાં આવી જનારા નથી.

**નુતીઉ નબીય્યના વ નુતીઉ રબ્બન • હુવર - રહમાનુ કાના બિના રઊફા.**

અમે અમારા નબીનું અનુસરણ કરનારા લોકો છીએ. અને જગતના એવા પાલનહારના તાબેદાર લોકો

છીએ જે મોટો કૃપાળુ છે અને અમારા પર બેહદ દયાળુ છે.

**ફઈન તુલ્કૂ ઈલૈનસ-સલિમા નકબલુ • વ નજઅલ-કુમ લના અદ્દન વરીફા.**

જો તમે સુલેહના પ્રયત્નો આદરશો તો અમે તેનો સ્વીકાર કરી લઈશું અને અમે તમને પોતાના બાહુઓ બનાવી લઈશું અને તમારી ફળદ્રુપ ધરતીનો લાભ ઉઠાવીશું.

**વઈન તાબૂ નુજાહિદુ કુમ વ નુસબિર • વલા ચકુ અમ્રુના રઅ્શન દઈફા.**

અને જો તમે ઈન્કાર કરો છો તો અમે તમારી સાથે જિહાદ કરીશું અને દરેક પ્રકારે તેને વેઠી લઈશું. પણ અમારો મામલો નબળો કે ઢચુપચુ ન હશે.

**બિ કુલ્લે મુહન - નદિન લૈન સકીલિન • નસૂકુ-હુમ બિહા સવકન અનીફા.**

અમે અમારી દરેક સુંવાળી, લચકીલી, ચમકીલી, હિન્દી તલવારથી મુકાબલો કરીશું. આ તલવારો તેઓને, તેઓના નાક અને કાન સહિત દોરડીથી જકડીને અલ્લાહ અને તેના રસૂલ તરફ હંકારીને લઈ આવશે.

**લિ-અમ્રિલ-લાહિ વલ-ઈસ્લામિ હત્તા • યકુમદ - દીના મુઅ-તદિલન હનીફા.**

ત્યાં સુધી કે અલ્લાહનો દીને-ઈસ્લામ સંપૂર્ણ સમતુલા અને શુધ્ધીકરણ સાથે સીધેસીધો સ્થાપિત થઈ જાય.

**વ તુન્સલ-લાત વલ-ઉઝઝા વ વદ્દુન • વ નસ્લુબુ - હલ - કલાઈદા વશ શુનૂફા.**

અને ત્યાં સુધી કે લાત તથા ઉઝઝા તથા વદ્દ જેવા ભગવાનોને સદંતર વિસારી દેવામાં આવે અને અમે એ મૂર્તિઓના હાર, એરીંગ અને બીજાં આભૂષણો પણ આંચકી લઈએ ! [1]

**તાઈફના પ્રવાસની મંઝિલો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઈસ્લામી લશ્કર સાથે હુનૈનથી તાઈફ રવાના થયા તો પ્રથમ નખ્લહ યમાનિયહ, પછી કર્ન અને ત્યાંથી મુલૈહ સ્થળ વટાવતા લૈયહ વિસ્તારના ''બુહ-રતુર-રુગાઅ''નામના સ્થળે પધારીને પડાવ નાખ્યો. અહીં આપના માટે એક મસ્જિદ બનાવવામાં આવી અને એ મસ્જિદમાં આપે નમાઝો પઢી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે બુહ-રતુર-રુગાઅ મુકામે બિરાજમાન થયા તો અહીં આપે એક ખૂનના બદલામાં એક ખૂનીને કતલ કરાવ્યો. ઈસ્લામમાં ખૂનને બદલે ખૂનનો આ સૌથી પહેલો બનાવ હતો. બનૂ લૈસના એક માણસે હુઝૈલ કબીલાના એક માણસનું ખૂન કર્યું હતું. મરનારના બદલામાં એ ખૂનીને અહીં કતલ કરવામાં આવ્યો.

એજ સ્થળે દુશ્મન લશ્કરના સરસાલાર માલિક બિન ઔફ નસરીનો કિલ્લો આવેલો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માલિકના એ કિલ્લાને તોડી નાખવાનો હુકમ ફરમાવ્યો અને આપના એ હુકમનું પાલન કરવામાં આવ્યું. એજ વેળા એ કિલ્લો તોડી નાખવામાં આવ્યો.

અહીંથી આપે ઈસ્લામી લશ્કર સાથે ''દયકહ'' સ્થળ તરફ પ્રયાણ કર્યું. દયકહનો રસ્તો લેતી વેળા આપે એ રસ્તાનું નામ પૂછયું. કહેવામાં આવ્યું કે એનું નામ દયકહ છે. (દયકહના અર્થ તંગ, સાંકળું) આપે ફરમાવ્યું, ''બલ હિયલ-યુસરા.''એટલે એનું નામ દયકહ નહિ બલકે યુસરા છે. (યુસરા એટલે આસાન,

૧. બીજા શાઈરોના કાવ્યો પણ અહીં ટાંકવામાં આવ્યાં છે તે અમે જતાં કર્યાં છે. ''હ''

સરલ.)

સારાંશ કે આ રસ્તેથી પસાર થઇને આપ "નખબ" સ્થળે પહોંચ્યા અને ત્યાંના એક ઝાડ હેઠળ આરામ લેવા બિરાજમાન થયા. આ ઝાડને લોકો "સાદિરહ" કહેતા હતા.ઝાડની બાજુમાં બનૂ સકીફના એક જમીનદારની માલિકીની વાડી આવેલી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વાડીના માલિકને કહેવડાવ્યું કે વાડી છોડીને નીકળી જા, કાં તારા દેખતાં અમે એને ખોદી કાઢીશું. તેણે નીકળી જવાની ઘસીને ના પાડી દીધી. એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વાડી ખોદી નાખવાનો હુકમ ફરમાવી દીધો.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લશ્કર સાથે આગળ વધીને તાઇફ શહેર પાસે પધાર્યા અને ત્યાંના એક સ્થળે પડાવ નાખીને બિરાજમાન થયા. અહીં આપના લશ્કર પર હુમલો કરવામાં આવ્યો અને આપના કેટલાક સહાબાને તીરોથી શહીદ કરી નાખવામાં આવ્યા.

આમ એવી રીતે બન્યું કે આપનું લશ્કર શહેરની ચાર દીવારી (નગરકોટ)ની લગોલગ થોભેલું હોવાથી દુશ્મનના તીરોની ઝડફટમાં હતું. ચાર દીવારીની અંદર ઘૂસવાનો કોઇ રસ્તો ન હતો. તાઇફવાળાઓએ કિલ્લેબંધ થઇને કોટના દરવાજા બંધ કરી દીધા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કેટલાક સહાબા શહીદ થઇ ગયા તો આપે પોતાનું લશ્કર તે મસ્જિદ પાસે ખસેડયું જે તાઇફમાં આજે પણ મવજૂદ છે. અહીં આપે લગભગ વીસ રાતો સુધી બિરાજમાન રહીને તાઇફનો ઘેરો ચાલુ રાખ્યો.

**જંગે-તાઇફમાં પાક બીબીઓ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા પાક બેગમોમાંથી બે પાક બીબીઓ આ સફરમાં આપની સાથે હતાં.એમાંથી એક બીબીનું નામ હઝરત ઉમ્મે સલમહ બિન્તે અબૂ ઉમૈયહ હતું. બંને પાક બીબીઓ માટે બે તંબૂ ખડા કરેલા હતા. અહી પડાવ રહ્યો ત્યાં સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બંને તંબૂઓની વચ્ચેની જમીન પર નમાઝો પઢતા રહ્યા. પછી બાદમાં જયારે બધા તાઇફવાસીઓ મુસલમાન બની ગયા તો હઝરત અમ્ર બિન ઉમૈયહ બિન વહબ બિન મુઅત્તિબ બિન માલિકે બંને તંબૂઓની વચ્ચે જ્યાં આપ નમાઝ પઢતા હતા એ જમીન પર એક મસ્જિદ બંધાવી દીધી. એનું જ નામ મસ્જિદે-તાઇફ છે.

એ મસ્જિદમાં એક સ્તંભ હતો. લોકોનું કહેવું છે કે રોજ એક ખાસ સમયે એ સ્તંભમાંથી અવાજ સંભળાતો હતો. કોઇ એવો દિવસ ન હતો જ્યારે એ સ્તંભમાંથી અવાજ ન આવતો હોય. મતલબ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લગભગ વીસ રાતો સુધી તાઇફનો ઘેરો ચાલુ રાખીને તેઓ સાથે ખરાખરીનો જંગ ખેલ્યો. એ દરમિયાન બંને પક્ષ તરફથી એકમેક પર તીરોની દેમાર પણ ચાલતી રહી.

**મિન્જનીકનો ઉપયોગ**————ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કિલ્લામાં ભરાયેલા તાઇફવાસીઓ પર મિન્જનીક ગોઠવીને પથ્થરોની દેમાર પણ કરી. મને વિશ્વાસપાત્ર જાણકારો તરફથી કહેવામાં આવ્યું કે, ઇસ્લામમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પહેલા સિપહસાલાર છે, જેમણે દુશ્મન વિરૂધ્ધ મિન્જનીકનો ઉપયોગ કર્યો અને તેમાં પથ્થરો ભરીને તાઇફવાસીઓના કિલ્લા પર વરસાવ્યા.[૧]

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુનૈનથી તાઇફ જવા પહેલાં હઝરત તુફૈલ બિન અમ્ર દવસીને કેટલાક સહાબા સાથે ઝુલ-કફૈન નામે લાકડાની મૂર્તિના ખંડન માટે મોકલાવ્યા હતા. અને ફરમાવ્યું હતું કે ચોથા દિવસે તાઇફમાં આવીને અમને મળવું. હઝરત તુફૈલ દવસી પોતાની કૌમમાં ગયા. મૂર્તિ અને મંદિરનું ખંડન કર્યું અને પોતાની કોમના ૪૦૦ માણસો સાથે ચોથા દિવસે તાઇફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચી ગયા. પોતાના વતનથી હઝરત તુફૈલ મિન્જનીક તથા દબ્બાબહ પોતાની સાથે લઇ આવ્યા હતા. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૬૨ હવાલો ઝુરકાની જિ.૩ પા. ૨૮) "૯"

ઈબ્ને ઈસ્હાક કહે છે : તાઈફના કિલ્લા પર તીરંદાજીની સાથે પથ્થરવર્ષા ચાલુ રહી. એનો કોઈ નતીજો નહિ આવ્યો તો શહેરકોટ પાસે આવેલા "શદખહ" સ્થળે જંગ જામ્યો. અહીં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી કેટલાક સાહસવીરો દબ્બાબહમાં દાખલ થયા અને તેને ધકેલતા કોટની દીવાર પાસે પહોંચી ગયા અને કિલ્લામાં દાખલ થવા માટે કોટની દીવારમાં બાકોરૂં પાડવા લાગ્યા. એજ પળે સકીફના લશ્કરે આગમાં તપાવેલા લોખંડના ટુકડા મારવા માંડયા. લાચારીએ સાહસવીરોને દબ્બાબહમાંથી નીકળવું પડયું અને જ્યારે બહાર નીકળ્યા તો સકીફે એમની ઉપર બેફામ તીરોની વૃષ્ટિ કરી દીધી જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘણા સહાબા શહીદ થઈ ગયા.

આ પરિસ્થિતિ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તાઈફવાસીઓની વાડીઓમાં તૈયાર ઊભેલાં અંગૂરવૃક્ષોને કાપી નાખવાનો હુકમ ફરમાવ્યો. ઈસ્લામી લશ્કરે આપના હુકમનું પાલન કરતાં આજુબાજુના અંગૂરવૃક્ષોને કાપવાનું શરૂ કર્યું. એ જોઈને કિલ્લામાં ભરાયેલા તાઈફવાસીઓમાં ખળભળાટ મચી ગયો.

તાઈફવાસીઓએ પોતાની વાડીઓના અંગૂર વૃક્ષોને કપાતાં જોઈને કિલ્લામાંથી બૂમ મારીને કહ્યું, "હે મુહંમદ ! આપને અલ્લાહનો વાસ્તો, અમારી અને તમારી સગાઈનો વાસ્તો, અમારા ઝાડોને જતાં કરો. અમારા ઉપર દયા કરો !"

**તાઈફમાં વસેલી મક્કહની કન્યાઓ**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કૃપા રાહે તેઓની દરખાસ્ત મંજૂર ફરમાવી. તેઓના અંગૂરવૃક્ષોને કાપવાનું બંધ કરાવ્યું અને હઝરત અબૂ સુફયાન બિન હર્બ તથા હઝરત મુગીરહ બિન શુઅબહને વાટાઘાટ માટે તેઓ પાસે મોકલાવ્યા. બંને ગૃહસ્થોએ કિલ્લાની દીવાર પાસે જઈને બૂમ મારીને કહ્યું, "હે સકીફના લોકો ! પ્રથમ અમને રક્ષણ આપવાનું વચન આપો પછી અમે તમારી સાથે કંઈક વાતચીત કરીએ."

તેઓએ રક્ષણનું વચન આપ્યું તો બંને ગૃહસ્થો બોલ્યા, "સાંભળો આપણી વાટાઘાટમાં કુરૈશ અને બનૂ કિનાનહની ખાતૂનો પણ શામિલ થાય તેવી અમારી ઈચ્છા છે."

આ માગણી સાંભળીને તાઈફવાળા ચોંકીને વિચારમાં પડી ગયા. તેઓને ધાસ્તી પેઠી કે મક્કહની સ્ત્રીઓ પોતાના વતનના માણસોની વાતો સાંભળીને તેઓના ફંદામાં ન આવી જાય ! જેથી બોલ્યા, "તમારી આ માગણી અમને મંજૂર નથી."

બાદમાં મક્કહની ખાતૂનોએ પોતે પણ વાટાઘાટમાં હાજર થવાનો ઈન્કાર કરી દીધો.

મક્કહની ખાતૂનોમાં ખુદ અબૂ સુફયાન બિન હર્બની બેટી આમિનહ, તાઈફના સરદાર ઉર્વહ બિન મસઊદના હરમમાં હતી. ઉર્વહ બિન મસઊદ અબૂ સુફયાનનો દામાદ હતો અને ઉર્વહનો બેટો દાવૂદ એજ આમિનહની કૂખે પેદા થયો હતો.

ઈબ્ને હિશામ કહે છેઃ બીજી રિવાયત એવી છે કે અબૂ સુફયાન બિન હર્બની બેટીનું નામ મૈમૂનહ હતું અને તેના લગ્ન ઉર્વહ બિન મસઊદના પુત્ર અબૂ મુર્રહ સાથે થયા હતા. એજ મૈમૂનહની કૂખે દાવૂદનો જન્મ થયો જે અબૂ મુર્રહનો પુત્ર અને ઉર્વહનો પૌત્ર હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મક્કહની ખાતૂનોમાં ફિરાસિયહ બિન્તે સુવૈદ બિન અમ્ર બિન સઅલબહ પણ હતી જેનો પુત્ર અબ્દુર-રહમાન બિન કારિબ હતો. વળી એક ફુકૈમિયહ ઉમૈમહ બિન્તે નસીઅ નામે ખાતૂન

પણ હતી જે ઉમૈયહ બિન કલઅની બેગમ હતી.

તાઇફવાળાઓના ઇન્કાર છતાં હઝરત અબૂ સુફયાન તથા હઝરત મુગીરહએ મક્કહની એ ખાતૂનોને વાતચીતમાં ભાગ લેવાની કહેણ મોકલાવી તો ખાતૂનોએ પોતે પણ વાતચીતમાં ભાગ લેવાનો ઇન્કાર કરી દીધો ત્યારે તાઇફવાસીઓમાંથી ઇબ્ને અસ્વદ બિન મસઊદ નામના ગૃહસ્થે કહ્યું, "હે અબૂ સુફયાન ! હે મુગીરહ! તમે જે હેતુસર આવેલા છો તેમાંથી જે ઉત્તમ રસ્તો છે તે હું તમને નહિ બતાવું ?"

બંને ગૃહસ્થો બોલ્યા, "હા, કહો તે શું છે ?"

"જુઓ સાંભળો," ઇબ્ને અસ્વદે કહ્યું, "અમારા બાગ બગીચા જે રળિયામણી જમીનમાં આવેલા છે એની તમને ખબર છે. સાચું કહું તો તાઇફભરમાં એના જેવી ફળદ્રુપ, એના જેવી ફળદાયી, એના જેવી રસકસવાળી જમીન તમને બીજે કયાંયે નહિ મળે. અત્યારે મુહંમદ પોતાના લશ્કર સાથે એજ વાદીયે-અકીક નામે જમીન પર થોભેલા છે. જો તમારૂં લશ્કર અમારી આ કિંમતી જમીનને ખોદી કાઢે અને જમીન ઉજ્જડ બની જાય તો ફરીવાર કયારેય આ જમીન આબાદ થવાની નથી. એને આબાદ રાખવાનો એક જ રસ્તો છે. તમે મુહંમદ સાહેબ પાસે જઇને એ અંગે વાત કરો. જો તેમની ઇચ્છા હોય તો વાદીયે -અકીકની પૂરી મિલકત તેઓ પોતાને માટે કબૂલ કરી લે. અમે રાજીખુશીથી આપી દેવા તૈયાર છીએ. અને નહિ તો અમારી સાથેની સગાઇનો ખ્યાલ કરીને, અલ્લાહને રાજી કરવા ખાતર, અમારા માટે જ એને સલામત રહેવા દે. આખર મુહંમદ સાથે અમારી જે સગાઇ છે તે કોઇ છુપી વાત નથી."

લોકોનું કહેવું છે કે ઇબ્ને અસ્વદ બિન મસઊદની આ દરખાસ્ત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખોદકામ અટકાવી દીધું અને એ પૂરી જાયદાદ અસ્વદ બિન મસઊદના ખાનદાન માટે સલામત રહેવા દીધી.

**રસૂલુલ્લાહ (સલ.)નો ખ્વાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આ માહિતી પણ મળવા પામી કે તાઇફના ઘેરા દરમિયાન એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્ર સિદ્દીકને ફરમાવ્યું:

> "મેં ખ્વાબમાં જોયું કે માખણથી ભરેલો મોટો વાડકો હદિયા તરીકે મારી સામે રજૂ કરવામાં આવ્યો. અચાનક એક કૂકડો જાહેર થયો. તેણે વાડકામાં ચાંચ મારી તો વાડકાનું પૂરૂં માખણ જમીન પર ઢોળાઇ ગયું."

આપનો ખ્વાબ સાંભળીને અબૂબક્ર બોલ્યા, "યા રસૂલલ્લાહ ! મારૂં માનવું છે કે આ વેળાની જંગમાં આપ સ઼કીફના લોકો તરફથી જે મેળવવા ઇચ્છો છો તેમાં કામયાબી મળવાની નથી."

આપે ફરમાવ્યું, "મારૂં પણ એવું જ માનવું છે."

**તાઇફનો ઘેરો ઉઠાવી લેવાનું ફરમાન**————તાઇફના ઘેરા દરમિયાન હઝરત ઉસ઼્માન બિન મઝઊનના બેગમ બીબી ખુવૈલહ બિન્તે હકીમ બિન ઉમૈયહ બિન હારિસહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયાં અને બોલ્યાં, "યા રસૂલલ્લાહ ! તાઇફની લડાઇમાં અલ્લાહ આપને ફતેહમંદ બનાવે તો સ઼કીફના બે ખાનદાનોમાંથી એક ખાનદાનના ઝવેરાત-દાગીના ભેટ તરીકે મને આપવા મહેરબાની કરશો."

આપે પૂછ્યું, "એ બે ખાનદાનો કોણ છે ?"

બીબી ખુવૈલહ બોલ્યાં, "એક બાદિયહ બિન્તે ગયલાન બિન મઝઊન બિન સલમહનું ખાનદાન અને બીજું ફારિઅહ બિન્તે ઉકૈલનું ખાનદાન."

તાઇફના બનૂ સ઼કીફ કબીલાની તાલેવંત બેગમોમાં આ બંને ખાનદાન પાસે સૌથી વધારે સોનું-ચાંદી અને ઝવેરાતના દાગીના હતા.

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે ખુવૈલહ ! જો અલ્લાહ મને સ઼કીફ સાથે જંગ કરવાની પરવાનગી નહિ આપે તો એ ઝવેરાત હું તમને કેવી રીતે આપી શકું ?"

આ વાત બીબી ખુવૈલહએ હઝરત ઉમર બિન ખત્તાબ આગળ રજૂ કરી તો હઝરત ઉમરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! શું આપે ખુવૈલહને આમ ફરમાવ્યું છે ?"

આપે ફરમાવ્યું, "હા બેશક મેં ખુવૈલહને આ વાત કહી છે."

હઝરત ઉમરે પૂછ્યું, "તો શું સ઼કીફ સાથે જંગ કરવાની આપને પરવાનગી નથી મળી ?"

આપે ફરમાવ્યું, "હા પરવાનગી નથી મળી."

"ત્યારે યા રસૂલલ્લાહ !" હઝરત ઉમરે કહ્યું, " અહીંથી કૂચ કરવાનું લશ્કરમાં એલાન કરી દઉં?"

આપે ફરમાવ્યું, "હા જાવ લશ્કરમાં કૂચનું એલાન કરી દો."

આપના ફરમાનથી એજ વેળા લશ્કરમાં અહીંથી કૂચ કરવાનું એલાન કરી દેવામાં આવ્યું.

એક રિવાયતમાં છે કે, તાઇફનો ઘેરો ઉઠાવી લેવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત નવફલ બિન મુઆવિયહને બોલાવીને પૂછ્યું, "કહો નવફલ ! આ મામલામાં તમારી શું સલાહ છે?"

તેમણે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! શિયાળવું પોતાની બખોલમાં ઘૂસી ગયું છે. કોશિશ ચાલુ રહી તો પકડાઇ જશે અને છોડી દેશો તોયે વાંધો નહિ આવશે."

બાદમાં તાઇફ પોતે જ ફતેહ થઇ ગયું અને બનૂ સ઼કીફ સહિત તાઇફના તમામ લોકો મુસલમાન બની ગયા.

**જિહાદમાં આવનાર મુનાફિકનો હેતુ**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી કૂચનું એલાન થતાં મુસલમાન મુજાહિદો પોતપોતાનો સામાન બાંધીને તૈયાર થવા લાગ્યા. ઊપડતી વેળા હઝરત સઇદ બિન ઉબૈદ બિન ઉસૈદ બિન અબૂ અમ્ર બિન અલ્લાજ નામના મુજાહિદે જોયું કે એક ખાનદાનના અમુક સભ્યો પોતાની જગાએ ચૂપચાપ બેઠેલા છે અને કૂચના એલાન છતાં કશી તૈયારી કરતા નથી. હઝરત સઇદ બિન ઉબૈદે તેઓને લલકાર્યા, "હે લોકો ! શું તમારે અહીં જ બેસી રહેવું છે કે ?"

તેઓમાંથી ઉયૈનહ બિન હિસ્ન નામે ગૃહસ્થ બોલ્યો, "હા અમે તો અહીં જ બેસી રહીશું."

"કેમ શું કારણ છે ?" હઝરત સઇદે પૂછ્યું.

તે બોલ્યો, "સાંભળો, સોગંદ છે અલ્લાહના ! આ તાઇફ શહેરના લોકો જેવા આબરૂદાર અને ખાનદાની લોકો મેં આજ સુધી જોયા નથી. ખરેખર એ બહુ સભ્યતાવાળા, માનપાનવાળા, સંસ્કારી લોકો છે."

આ સાભળીને એક મુસલમાન મુજાહિદે તેને ઠપકાર્યો, "ફિટકાર હો તુજ પર હે ઉયૈનહ ! શું તું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને છોડીને અલ્લાહના દુશ્મન જેવા મૂર્તિપૂજકોના વખાણ કરે છે ? જયારે કે તું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદ માટે જિહાદમાં આવેલો છે."

ઉયૈનહ ઠાવકા મુખે બોલ્યો, "હે ભાઇ ! તારી ભૂલ થાય છે. હું કંઇ રસૂલુલ્લાહની મદદ માટે જિહાદમાં આવેલો નથી. મારા આવવાનો હેતુ આટલો જ કે રસૂલુલ્લાહ તાઇફ શહેર ફતેહ કરી લે તો સકીફ કબીલાની કેદી સ્ત્રીઓમાંથી મારી તે માશૂકાને લોંડી તરીકે મેળવી લઉં જેના માટે મારૂં માગું પાછું ઠેલાયું હતું. કદાચ અલ્લાહ મારી એ માશૂકા લોંડીથી એક બેટો મને આપી દે ! સાચું કહું તો સકીફના લોકો બુધ્ધિ અને ચતુરાઇની દ્રષ્ટિએ એક અજીબો-ગરીબ કૌમ છે."

આ સાંભળીને મુસલમાન મુજાહિદો આગળ બઢી ગયા કેમકે મુનાફિકો જેવા જાહિલો સાથે ઉલઝવાનો કોઇ અર્થ નથી.

તાઇફના ઘેરા દરમિયાન સકીફ કબીલામાં ગુલામી કરનારા કેટલાક ગુલામો તક મળતાં કિલ્લામાંથી છટકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આસરામાં આવી ગયા હતા. એ બધાએ ઇસ્લામ કબૂલ કરી લીધો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ બધાને આઝાદ કરી દીધા હતા.

**સકીફના આઝાદ થયેલા ગુલામો**———ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી જયારે તાઇફ ફતેહ થઇ ગયું અને તાઇફના તમામ લોકો મુસલમાન બની ગયા તો આ ગુલામોના માલિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. તેઓએ દરખાસ્ત કરી, "યા રસૂલલ્લાહ ! અમારા એ ગુલામો અમને પાછા મળવા જોઇએ."

આપે ફરમાવ્યું, "એમાંનો કોઇ હવે ગુલામ રહ્યો નથી. એ બધાને અલ્લાહ તઆલાએ આઝાદ કરી દીધા છે."

ગુલામો વિષે વાતચીત કરનારાઓમાં સકીફના હારિસહ બિન કલદહ નામે ગૃહસ્થ સૌથી આગળ હતા. ઇબ્ને હિશામના કથન મુજબ ઇબ્ને ઇસ્હાકે એ બધા ગુલામોના નામોની ટીપ પણ દર્શાવેલી છે.

**કેદીને બદલે કેદી**———ઇબ્ને ઇસ્હાક કહે છે : તાઇફના ઘેરા દરમિયાન સકીફના લોકોએ હઝરત મરવાન બિન કૈસ દવસીના કુટુંબમાંથી કેટલાક લોકોને પકડીને કેદ કરી લીધા હતા. હઝરત મરવાન અને એમના કુટુંબીઓ મુસલમાન બની ગયા હતા અને સકીફ વિરૂધ્ધ એ બધાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદ કરી હતી.

હઝરત મરવાને આ મામલા વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફરિયાદ કરી તો આપે ફરમાવ્યું, "હે મરવાન ! તમે પણ સકીફમાંથી જે કોઇ દાવમાં આવે તેને તમારા કુટુંબીઓના બદલામાં પકડી લો."

સૌથી પહેલાં સકીફમાંથી ઉબય બિન માલિક કુશૈરી નામે માણસ દાવમાં આવી ગયો. હઝરત મરવાને તેને પકડીને કેદ કરી લીધો. ત્યારે દહહાક બિન સુફયાન કિલાબીએ વચ્ચે પડીને સકીફના આગેવાનો સાથે એ અંગે વાતચીત કરી. છેવટે સકીફે મરવાનના કુટુંબીજનોને છોડી દીધાં અને બદલામાં તેઓ ઉબય બિન માલિક કુશૈરીને છોડાવી લાવ્યા.

**તાઈફમાં શહીદ થયેલા સહાબા**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-તાઈફમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નેતાગીરી હેઠળ જે મુસલમાનો શહીદ થયા તેઓમાં મુહાજિર સહાબાની વિગત આ પ્રમાણે છે :

• કુરૈશ કબીલાની શાખ બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સના ખાનદાનમાંથી : (૧) હઝરત સઈદ બિન સઈદ બિન આસ બિન ઉમૈયહ (૨) હઝરત ઉર્ફુતહ બિન જુન્નાબ. એ એમના હલીફ હતા અને ઉસ્દ બિન ગવસના ખાનદાનમાંથી હતા. ઈબ્ને હિશામ મુજબ જુન્નાબને બદલે હુબાબ નામ છે.

• બનૂ તૈમ બિન મુર્રહના લોકોમાંથી : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન હઝરત અબૂબક્ર સિદ્દીક. એમને એક તીર મારવામાં આવ્યું હતું. તીરના જખમ સાથે મદીનહ આવ્યા હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી એજ જખમને કારણે વફાત પામ્યા હતા.

• બનૂ મખ્ઝૂમના કબીલામાંથી : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયહ બિન મુગીરહ. એમને તીર લાગવાથી શહીદ થઈ ગયા. (રસૂલુલ્લાહ સલ.ના પાક બેગમ હઝરત ઉમ્મે-સલમહના ભાઈ)

• બનૂ અદી બિન કઅબના કબીલામાંથી : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન આમિર બિન રબીઅહ જેઓ એજ કબીલાના કરારી હતા.

• બનૂ સહમ બિન અમ્રના લોકોમાંથી : (૧) હઝરત સાઈબ બિન હારિસ બિન કૈસ બિન અદી. (૨) અને એમના ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ.

• બનૂ સઅદ બિન લૈસના માણસોમાંથી : (૧) હઝરત જુલૈહા બિન અબ્દુલ્લાહ.

• મદીનહના અન્સારમાંથી શહીદ થનારા સહાબા : બનૂ સલિમહના કુટુંબમાંથી : (૧) હઝરત સાબિત બિન જઝમઅ. જંગે-તાઈફમાં શહીદ થયા.

• બનૂ સાઈદહના લોકોમાંથી : (૧) હઝરત મુનઝિર બિન અબ્દુલ્લાહ.

• ઔસના કબીલામાંથી : (૧) હઝરત રુકૈમ બિન સાબિત બિન સઅલબહ બિન ઝૈદ બિન લૂઝાન બિન મુઆવિયહ.

• બનૂ માઝિન બિન નજ્જારમાંથી : (૧) હઝરત હારિસ બિન સહલ બિન અબૂ સઅ-સઅહ.

જંગે-તાઈફમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કુલ ૧૨ સહાબા શહીદ થયા. એમાં ૭ કુરૈશી છે. ૪ અન્સાર છે. એક સહાબી બનૂ લૈસમાંથી. (રદિયલ્લાહુ અન્હુમ)

**સકીફ માટે બદ-દુઆની દરખાસ્ત**——————તાઈફનો ઘેરો સંકેલી લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે પોતાના લશ્કર સાથે રવાના થવા લાગ્યા તો આપના સહાબામાંથી એક સહાબીએ દરખાસ્ત કરી, "યા રસુલલ્લાહ ! તાઈફના લોકો માટે બદ-દુઆ ફરમાવો."

આપે ફરમાવ્યું : "અલ્લા - હુમ્મ ઈહદે સકીફંવ - વ -આતે બિહિમ !"

હે અલ્લાહ! સકીફને સીધો રસ્તો દેખાડી દે ! અને તેઓને મુસલમાન બનાવીને લઈ આવ !

## પ્રકરણ ૧૪૩

# હવાઝિનના કેદીઓ અને માલની વહેંચણી

હવાઝિનનું મંડળ દરબારે-નબવીમાં • રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ • રસૂલુલ્લાહ (સલ.)ની ભલામણ • છ હજાર કેદીઓને મળેલી આઝાદી • લોંડી તરીકે મળેલાં ડોશીમા • સરસાલારનો ઈસ્લામ સ્વીકાર • માલિકને મળેલો ઓહદો • માલની વહેંચણીનો આગ્રહ • માલમાં ઈમાનદારીની તાકીદ • કપડાં સીવવાની એક સોય • મુઅલ-લ-ફ-તુલ-કુલૂબ માટે ભેટો • હુનૈનના માલે-ગનીમતની વહેંચણી • રસૂલુલ્લાહ (સલ.) પર અન્યાયનો આક્ષેપ • અન્સારની નારાજીનો બનાવ • હઝરત હસ્સાનના શેઅરો • અન્સારને સંબોધન • જિઈર્રાનહથી બૈતુલ્લાહનો ઉમ્રહ • બૈતુલ્લાહના ઉમ્રહની તારીખ.

**હવાઝિનનું મંડળ દરબારે-નબવીમાં**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે તાઈફથી રવાના થયા તો તાઈફના દહના નામે પ્રદેશમાંથી પસાર થઈને આપ ''જિઈર્રાનહ'' સ્થળે પહોંચી ગયા. પૂરૂં ઈસ્લામી લશ્કર આપના સંગાતે હતું અને યુધ્ધના તે બધા કેદીઓ પણ આપની સાથે હતા જેઓ જંગે-હવાઝિન અથવા જંગે-હુનૈનમાં કેદ થયા હતા.

જિઈર્રાનહ સ્થળે પડાવ નાખવા બાદ હવાઝિન કબીલાનું એક પ્રતિનિધિ મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયું.

**સંપાદકની નોંધ**——————હવાઝિન કબીલાનું આ મંડળ ૧૨ સભ્યોનું બનેલું હતું. મંડળના આગેવાન અબૂ સુરદ ઝુહૈર અને અબૂ બરકાન નામે ગૃહસ્થો હતા. બંને હવાઝિન કબીલાની શાખ બનૂ સઅદ બિન બક્રમાંથી હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધ-મા બીબી હલીમહ સઅદિયહ પણ બનૂ સઅદમાંથી હતાં. દૂધના રિશ્તાથી બનૂ સઅદના લોકો રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમના કાકા અને મામા લાગતા હતા. બચપણમાં છ વરસ સુધી હવાઝિનની વસતિમાં રહીને અને બીબી હલીમહનું દૂધ ધાવીને આપ ઉછેર પામ્યા હતા. આપના દૂધ-બહેન બીબી શૈમાઅ પણ યુધ્ધના કેદીઓમાં શામિલ હતા.

હવાઝિનના સ્ત્રી-બાળકો મળીને ૬ હજાર કેદીઓ હતા. ૨૪ હજાર ઊંટો હતાં. ૪૦ હજારથી વધુ ઘેટાં-બકરાં અને ૪ હજાર ઊકીયા ચાંદી હતી. બધા સીરત-ગ્રંથોમાં એજ સંખ્યા લખેલી છે. (અસ્હિ-હુસ-સિયર પેજ ૩૦૮) ''હ''

ઈબ્ને ઈસ્હાક કહે છે : હુનૈનના યુધ્ધમાં હવાઝિન કબીલાના છ હજાર બાળકો અને સ્ત્રીઓ કેદ પકડાયાં

હતાં અને એ બધાં યુધ્ધના કેદી તરીકે અત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કબજામાં હાજર હતાં. ઉપરાંત જે ઊંટ-બકરાં વગેરે જાનવરો ગનીમત તરીકે હાથ લાગ્યાં હતાં તેનો તો કોઈ શુમાર જ ન હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અમ્ર બિન શુઐબે પોતાના દાદા હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રની રિવાયત કહી સંભળાવી અને અમ્ર બિન શુઐબે પોતાના બાપના મુખે એ રિવાયત સાંભળી જેમાં હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર ફરમાવે છે :

''હવાઝિનનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયું તો સૌથી પહેલાં મંડળના બધા સભ્યો કલિમો પઢીને મુસલમાન બની ગયા. એ પછી મંડળના એક મોવડીએ આગળ વધીને કહ્યું:

''યા રસૂલલ્લાહ ! અમે મૂળિયાં પણ છીએ અને ડાળો પણ છીએ. (એટલે કબીલાઓની અસલ કે જડ પણ અમારાથી છે અને તેમના ફણગામાંથી શાખો ફૂટીને જે જૂથો અને ખાનદાનો બન્યાં છે તે પણ અમારામાંથી છે.)

હવે યા રસૂલલ્લાહ ! અમારા કબીલાના લોકો પર જે મુસીબતો તૂટી પડી છે તે આપથી છાની નથી. આપ અમારી ઉપર એહસાન કરો. અલ્લાહ આપની ઉપર એહસાન કરશે!''

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રે પોતાનું બયાન ચાલુ રાખતાં ઉમેર્યું : ''એ મોવડીએ પોતાની વાત પૂરી કરી તો બનૂ સઅદ બિન બક્રનો એક અગ્રેસર ઊભો થયો. તેનું નામ ઝુહૈર હતું અને ઉપનામ અબૂ સરદ હતું. તેણે આગળ વધીને પ્રવચન કરતાં કહ્યું :

''યા રસૂલલ્લાહ ! આ કેદીઓમાં આપની ફોઈઓ છે. આપની માસીઓ છે. આપને દૂધપાન કરાવનારી ખાતૂનો છે, જેઓએ આપનું લાલન પાલન કર્યું છે. અગર અમારી ખાતૂનો હારિસ બિન અબૂ શિમ્ર ગસ્સાનીને (અરબના મુલ્કે-શામના બાદશાહને) દૂધપાન કરાવતે અથવા નુઅમાન બિન મુનઝિરને (અરબના ઈરાક પ્રદેશના બાદશાહને) દુધપાન કરાવતે અને પછી અમારા પર સંકટો તૂટી પડતે જેમકે હમણા તૂટી પડયાં છે તો, આ બાદશાહોના દરબારથી પણ અમે દયા-માયાના ઉદાર વર્તાવની પુરેપૂરી આશા રાખતે. ત્યારે આપ તો યા રસૂલલ્લાહ ! દયાના ભંડાર અને નિરાધારોના સૌથી મોટા બેલી છો!''

**રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ**————જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''વારૂ બેમાંથી એકની પસંદગી કરો. તમને તમારાં બાલબચ્ચાં વધારે વહાલાં છે કે તમારો માલસામાન?''

તેઓ બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! જયારે આપે બેમાંથી એકની પસંદગીનો અમને અધિકાર આપી દીધો તો અમારો માલસામાન અમારે નહિ જોઈએ. બસ અમને અમારી ઔરતો અને અમારાં બાળકો પાછાં આપી દો. કેમકે એજ અમને સૌથી વધારે વહાલાં છે.અને એજ અમારી સૌથી મોંઘી મતા છે.''

આપે ફરમાવ્યું, ''જુઓ મારા ભાગે અને મારા બનૂ મુત્તલિબ ખાનદાનના ભાગે જે કંઈ આવશે એ બધું મેં તમને આપી દીધું. રહ્યો લશ્કરના મુસલમાનોનો હિસ્સો તો તેઓની મરજી વગર આપી દેવાનો મને

અધિકાર નથી: માટે સાંભળો, જ્યારે હું મુસલમાનોને ઝુહરની નમાઝ પઢાવી લઉં તો તમે ઊભા થઇને લોકોને પોકારીને આ પ્રમાણે કહેશો :

"હે મુસલમાનો ! અમે અમારાં બાળકો અને ઔરતોના મામલામાં તમારી સામે રસૂલુલ્લાહની ભલામણ કરાવવા માગીએ છીએ અને રસૂલુલ્લાહ પોતે પણ તમને એવી ભલામણ કરવાની ઇચ્છા ધરાવે છે."

એ પછી આપે મંડળના સભ્યોને ફરમાવ્યું, "જુઓ અગર બધા મુસલમાનો હા કહે તો હું તેઓને તમારા તરફથી ભલામણ કરીશ અને તેઓ મારી ભલામણને મંજૂર રાખે તો જ હું તમને તમારાં બાલબચ્ચાં પાછા આપી શકું."

પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝુહરની નમાઝ પઢાવીને પરવાર્યા તો તરત જ હવાઝિનના આગેવાનો ઊભા થઇ ગયા અને મુસલમાનોને સંબોધીને તેજ જાહેરાત કરી જેની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને સલાહ આપી હતી.

**રસૂલુલ્લાહ (સલ.)ની ભલામણ**————મંડળના આગેવાનોની જાહેરાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે હવાઝિનના આગેવાનો ! મારા અને બનૂ મુત્તલિબના ભાગે જે કંઇ આવે એ બધું મેં તમને અર્પણ કરી દીધું."

આપની વાત સાંભળીને મક્કહના મુહાજિર મુસલમાનો બોલ્યા, "હે હવાઝિનના આગેવાનો ! જે કંઇ અમારે ભાગે આવે એ બધું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું છે." [1]

આ સાંભળીને મદીનહના અન્સાર મુસલમાનો બોલ્યા, "હે હવાઝિનના આગેવાનો ! જે કંઇ અમારા ભાગે આવે એ બધું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું છે."

આ સાંભળીને અકરઅ બિન હાબિસ નામના નવમુસ્લિમ ગૃહસ્થ ઊભા થઇ ગયા અને બોલ્યા, "હે લોકો ! સાંભળો ! મારો અને મારા બનૂ તમીમ કબીલાના લોકોનો જે હિસ્સો છે તે અમે આપવા માટે તૈયાર નથી."

લાગલા જ ઉયૈનહ બિન હિસ્ન નામના મુસલમાને ઊભા થઇને કહ્યું, "હે લોકો મારો અને મારા બનૂ ફઝારહનો જે હિસ્સો છે તે અમે પણ આપવા માટે તૈયાર નથી."

આ સાંભળીને મક્કહના અબ્બાસ બિન મિરદાસ નામે ગૃહસ્થ (જાણીતા શાઇર ) ઊભા થઇ ગયા અને બોલ્યા, "સાંભળો હે લોકો ! હું પણ મારો અને મારા બનૂ સુલૈમના લોકોનો હિસ્સો આપવા તૈયાર નથી."

અબ્બાસ બિન મિરદાસના જવાબમાં તેના કબીલાના લોકો બોલી ઊઠયા, "હે લોકો ! અબ્બાસ બિન મિરદાસ ખોટું કહે છે. સાંભળો, અમારા ભાગે જે કંઇ આવે એ બધું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું છે."

પોતાના લોકોની વાત સાંભળીને અબ્બાસ બિન મિરદાસ છંછેડાઇ ગયા. આવેશથી બોલ્યા, "હે મારી

---

૧. એટલે અમારા ભાગે આવનારાં લોંડી-ગુલામોના અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માલિક બનાવી દીધા. આપની ઇચ્છા હોય તેને આપી દેવાનો આપને પૂરો અધિકાર છે. "ફ"

કૌમના લોકો ! તમે મારૂં અપમાન કરી નાખ્યું. તમે મને જૂઠો ઠરાવી દીધો. તમે મને લોકોની સામે ભોંઠો પાડી દીધો.''

મામલો આગળ વધે તે પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું.

> ''સાંભળો હે લોકો ! આ બનૂ હવાઝિનવાળા તમારા ભાઈઓ છે અને એ બધા મુસલમાન બનીને આવેલા છે. મને વાજબી લાગે છે કે એમના કેદીઓ એમને વાપસ કરી દેવામાં આવે. તમારામાંથી જે માણસ રાજીખુશીથી આમ કરે તો ઠીક, અને જે માણસ ચાહે કે તેનો હિસ્સો તેની જ પાસે રહે તો તેમ કરવાનો તેને પૂરો અધિકાર છે. એવા લોકોને હું વચન આપું છું કે પોતાનો હક જતો કરનારને, હવે પછી મળનારા ગનીમતના માલમાંથી, દરેક કેદી દીઠ છ ઊંટો આપવામાં આવશે. માટે બેહતર છે કે એમની ઓરતો અને એમના બચ્ચાં પાછાં આપી દેવામાં આવે.''

**સંપાદકની નોંધ**——મુહાજિરીન અને અન્સાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા પ્રેમી હતા. વફાદાર ગુલામ પેઠે પોતાની જાન આપના ચરણોમાં કુરબાન કરી દેવા તૈયાર રહેતા હતા. આપની મરજી જાણી લેતાં તરત તેઓએ પોતાનો હિસ્સો રાજીખુશીથી જતો કર્યો. જે લોકોએ વાંધો લીધો એ બધા મક્કહના નવમુસ્લિમ હતા. એમનું ઈમાન હજુ કાચું હતું. મૂર્તિપૂજાની પલીદી અને માલની માયા એમના મનમાંથી વછૂટી ન હતી. ઇસ્લામી જ્ઞાનથી કોરા હતા. કુફ્ર અને ઈમાન વચ્ચે ડોલાં ખાતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમ-પાલનનું શું મૂલ્ય છે તે જાણતા ન હતા. એવા લોકોને કુર્આને-મજીદમાં ''મુઅલ-લ-ફ-તુલ-કુલૂબ'' કહેવામાં આવ્યા છે. એમને હિકમતથી, ડહાપણભરી નીતિથી, માલધનથી ઈસ્લામ તરફ આકર્ષવાની, એમનું મન જીતી લેવાની અને એમનું ઈમાન પાકું કરવાની જરૂર હોય છે. આ કામ માટે ઝકાતના નાણા પણ એમને આપવાની ઈસ્લામે છૂટ આપેલી છે. કુર્આનમાં ઝકાતના હકદારોની જે ટીપ દર્શાવવામાં આવી છે તેમાં ''મુઅલ-લ-ફ-તુલ-કુલૂબ''ના શબ્દો પણ આવેલા છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ વહેંચણીમાં એવા લોકોને ગનીમતના માલમાંથી એટલું બધું ઈનાયત ફરમાવ્યું કે મદીનહના અન્સાર મહરૂમ રહી ગયા અને અન્સારના જોશીલા જવાનો નારાજ થઈ ગયા. એનું વિગતવાર બયાન આગળ આવે છે. (સંપાદકની નોંધ પૂરી થઈ.)

**છ હજાર કેદીઓને મળેલી આઝાદી**——ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબૂ દજઝહ બિન ઉબૈદ સઅદીએ કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબૂ તાલિબને એક લોંડી આપી જેનું નામ રીતહ અથવા રૈતહ હતું. આ કન્યા હવાઝિન કબીલાના હિલાલ બિન હૈયાન બિન ઉમૈરહ બિન હિલાલ બિન નાસિરહ બિન કુસૈયહ બિન નસર બિન સઅદ બિન બકની, લાડકોડમાં ઊછરેલી, જિગરના ટુકડા જેવી બેટી હતી.

આપે એક લોંડી હઝરત ઉસ્માન બિન અફફાનને ઈનાયત ફરમાવી જેનું નામ ઝૈનબ હતું. આ કન્યા હવાઝિનના એક સદગૃહસ્થ હૈયાન બિન અમ્ર બિન હૈયાનની દુખ્તરે નેક અખ્તર કે આંખના તારા જેવી હતી.

આપે એક લોંડી હઝરત ઉમર બિન ખત્તાબને ઈનાયત ફરમાવી. હઝરત ઉમરે આ જવાન કન્યા પોતાના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરને ભેટ તરીકે આપી દીધી.

**સંપાદકની નોંધ**————અસલમાં આ લોંડીઓ હવાઝિન કબીલાની આબરૂદાર અને ખાનદાની મહિલાઓ હતી. આ લોંડીઓમાં હવાઝિનનાં લોકોની માંઓ, બહેનો, બેટીઓ અને વહુઓ હતી.તેઓનો સરસાલાર માલિક બિન ઔફ એ બધાંને બળજબરીથી લડાઇને મોરચે ખેંચી લાવ્યો હતો. તેણે પોતાની બહાદુરીના જુસ્સામાં દુરૈદ બિન સિમ્મહ જેવા અનુભવી ડોસાની સલાહ નહિ માનતાં, તેને ખખડી ગયેલો બુઢ્ઢો કહીને ખખડાવી નાખ્યો હતો. પરાજય પામીને મોટા ભાગના પુરૂષો નાસી ગયા. બેગમો, બેટીઓ, બહેનો, બાળકો કેદ થઇને લોંડી ગુલામ બની ગયાં. રિવાયતોમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોંડી ગુલામોની વહેંચણી આઠદસ દિવસો સુધી મુલતવી રાખી હતી. જિઇર્રાનહ સ્થળે પહોંચીને આપ રાહ જોતા રહ્યા કે હવાઝિનના લોકો પોતાના બાલબચ્ચાંઓને છોડાવવાની વાતચીત માટે આવે. જયારે દસથી વધારે દિવસો પસાર થઇ ગયા તો આપે તેઓના બાલબચ્ચાંઓની વહેંચણી કરી દીધી. હવાઝિનનું મંડળ વહેંચણી પછી આવ્યું હતું. સંપાદકની નોંધ પૂરી થઇ. "હ"

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરનું બયાન છે : બાપાજી તરફથી મળેલી લોંડીને મેં બનૂ જમૂહવાળા મારા મામાઓને ઘેર મોકલાવી દીધી. મારો ઇરાદો હતો કે મક્કહ પહોંચીને ખાનએ-કઅબહનો તવાફ કરવા પછી ઘેર જતી વેળા હું આ લોંડીને તેડી જઇશ. પણ જયારે કઅબહનો તવાફ કરીને બહાર નીકળ્યો તો શું જોઉં છું કે લોકો અહીંતહીં દોડાદોડી કરી રહ્યા છે. મેં નવાઇ પામીને એક શખ્સને પૂછયું, "કેમ ભાઇ ! આ બધું શું ચાલે છે ? લોકો દોડાદોડી કેમ કરે છે ?"

જવાબ મળ્યો, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હવાઝિનના બધાં સ્ત્રી બાળકોને આઝાદ કરી દેવાનો હુકમ ફરમાવી દીધો છે."

આ સાંભળીને મેં એક કર્મચારીને કહ્યું, "સાંભળો ભાઇ ! મને મળેલી લોંડી બનૂ જમૂહવાળા મારા ફલાણા મામાને ઘેર છે. ત્યાંથી મેળવી લઇને તેને પણ આઝાદ કરી દો."

**લોંડી તરીકે મળેલાં ડોશીમા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહના નવમુસ્લિમ ગૃહસ્થ ઉયૈનહ બિન હિસ્નનો કિસ્સો એવો છે કે તેમણે ઉતાવળમાં હવાઝિનની એક મહિલાને લોંડી તરીકે પસંદ કરી લીધી. બાદમાં ખબર પડી કે એ તો મોટી ઉંમરની ડોશી જેવી ખાતૂન છે. મનમાં બબડયા, "અરે આ તો ડોશી જેવી ઓરત છે. એને લઇને હું શું કરીશ ? એ મારા શા ખપની ?"

ઉયૈનહનું બયાન છે : પછી તુરંત મને વિચાર આવ્યો, "ડોશી છે તો શું થયું ? એને છોડાવનારા એના બેટાબેટીઓ તરફથી એક તગડી રકમ મળવાની આશા તો ખરી !"

પરંતુ એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હવાઝિનના તમામે તમામ કૈદીઓને આઝાદ કરી દેવાનો ખુલ્લેઆમ હુકમ ફરમાવી દીધો ત્યારે એ ડોશીમાને પણ કશી કિંમત લીધા વગર છોડી દેવા પડયાં.

આ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાનથી હવાઝિનના કેદ પકડાયેલા છ હજાર લોંડી ગુલામો ચૂકતે આઝાદ થઇ ગયાં.

**સરસાલારનો ઇસ્લામ સ્વીકાર**————હવાઝિનના મંડળ સાથે વાતચીત વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને પૂછયું, "તમારા સરસાલાર માલિક બિન ઔફનું શું વલણ છે? અત્યારે તે કયાં છે ?"

મંડળના સભ્યો બોલ્યા, "યા રસૂલલ્લાહ ! અત્યારે તે તાઈફમાં સકીફના લોકો સાથે છે."

આપે ફરમાવ્યું, "તમે તાઈફ જઈને તેને મળો અને મારો આ સંદેશો તેને પહોંચાડો કે, તે જો મારી પાસે આવીને મુસલમાન બને તો હું તેનાં બાલબચ્ચાં અને તેનો પૂરો માલસામાન બધું તેને આપી દઈશ અને ઉપરથી એક સો ઊંટો પણ ઈનામ આપીશ."

હવાઝિનના સરસાલાર માલિક બિન ઔફને આ સંદેશો પહોંચાડી દેવામાં આવ્યો. એજ વેળા તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવાનો ઈરાદો કરી લીધો. પરંતુ સાથે જ તેને એવો ડર પેઠો કે સકીફના લોકોને ખબર પડતાં તેઓ જરૂર મારો રસ્તો રોકી લેશે અને નકામી ખટપટ ઊભી થશે. આ કારણે બહુ સાવચેતથી તેણે પોતાના વિશ્વાસુ માણસને ખાનગીમાં બોલાવીને પોતાની ઊંટણીને તૈયાર રાખવાનો હુકમ આપ્યો. તેના હુકમ મુજબ તેની ઊંટણીને તૈયાર કરવામાં આવી તો તેને તાઈફથી બહાર એક છુપા સ્થળે તૈયાર હાલતમાં ઊભી કરાવી દીધી. એની સાથે જ તેણે પોતાના ઘોડાને લઈ આવવાનો હુકમ કર્યો. તેના વિશ્વાસુ માણસે ઘોડો તૈયાર કરીને તાઈફમાં તેના રહેઠાણે હાજર કરી દીધો અને માલિક રાતના અંધારાંની રાહ જોવા લાગ્યો.

જ્યારે રાતના થોડાક પ્રહરો પસાર થઈ ગયા તો માલિક ઘોડા પર સવાર થઈને પોતાની ઊંટણી પાસે તે સ્થળે પહોંચી ગયો જ્યાં તેણે તેને ખડે પગે તૈયાર રખાવી હતી. અહીંથી ઊંટણી પર સવાર થઈને વાયુ વેગે ઊપડયો અને છેવટે જિઅ્રરાનહ અથવા મક્કહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માલિક બિન ઔફને ભાવભીનો આવકાર આપ્યો. તેના આગમન પર ખુશ થઈને પોતાની શુભેચ્છાઓ વ્યકત કરી. સાથે જ આપે તેના બાલબચ્ચાં, તેનો માલસામાન બધું જ તેને વાપસ કરી દીધું અને વાયદા મુજબ સો ઊંટ પણ ઈનાયત ફરમાવ્યાં.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ ઉદાર વર્તાવ, દયામાયાની નિઃસ્વાર્થ લાગણી અને પોતાના જેવા ઈસ્લામ-દુશ્મન ઈન્સાનનું આ મૂલ્ય આંકેલું જોઈને માલિક બિન ઔફ એજ વેળા કલિમો પઢીને મુસલમાન બની ગયા અને સમયના વહેણની સાથે ઈસ્લામ પણ તેમના દિલમાં પોતાનું સ્થાન જમાવતો ગયો. ઈસ્લામ કબૂલ કરવા પછી હઝરત માલિક બિન ઔફે આ શેઅરો કહ્યા :

**મા ઇન રઐતુ વલા સમિઅ-તુ બિ-મિસ્લેહી • ફિન્નાસે કુલ્લુ હુમ બિ - મિસ્લે મુહમ્મદી**

જગતના તમામ ઈન્સાનોમાં મુહંમદ જેવા શરીફ,સંસ્કારી, વાતના સાચા, વાયદાના પાકા ગૃહસ્થ મેં ન તો જોયા છે ન સાંભળ્યા છે.

અવફા વ અઅતા લિલ જઝીલે ઇઝજ-તુદી • વ મતા તશઅ યુખ-બિરુક અમ્મા ફી ગદી.

જ્યારે ય તેમની પાસેથી બક્ષિસો કે ઇનામો માગવામાં આવે તો ભરપૂર રીતે ઇનાયત ફરમાવે છે અને તમે ઇચ્છો ત્યારે તેઓ ભવિષ્યમાં બનનારી વાત બતાવી દે છે.

**માલિકને મળેલો ઓહદો**—————હઝરત માલિક એક પંકાયેલા શાહસવાર અને યુધ્ધવીર સિપહસાલાર હતા. મુસલમાન બનવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને એમની કૌમના

મુસલમાન બનેલા કબીલા મુમાલહ, સલિમહ તથા ફહમ વગેરેના ઉપરી અધિકારી બનાવી દીધા. આ કબીલાઓનું લશ્કર લઇને હઝરત માલિક વારંવાર તાઇફના સકીફ કબીલાના ઇસ્લામ-દુશ્મનો પર તૂટી પડતા. જ્યારેય તાઇફનો કોઇ કાફલો પસાર થતો, હઝરત માલિક પોતાના લશ્કર સાથે તેની ઉપર ત્રાટકીને તેને છિન્ન-ભિન્ન કરી નાખતા, ત્યાં સુધી કે તાઇફના સકીફના લોકોના નાકમાં દમ આવી ગયો અને તેઓ સુલેહશાંતિનો કોઇ રસ્તો શોધવા પર મજબૂર થયા.

**માલની વહેંચણીનો આગ્રહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે હવાઝિનના કેદીઓની સોંપણીના મામલાથી પરવારી ગયા તો આપે પોતાની ઊંટણીને હાજર કરવાનો હુકમ ફરમાવ્યો. ઊંટણી આવી ગઇ તો આપ તેની ઉપર સવાર થઇને ત્યાંથી રવાના થયા. આપ લશ્કરથી આગળ-આગળ હતા અને લશ્કરના બધા લોકો આપની આજુબાજુમાં તથા પાછળ-પાછળ હતા. ચાલતાં-ચાલતાં કેટલાક અધીરા લોકો આપની લગોલગ આવી ગયા અને કહેવા લાગ્યા:

"યા રસૂલલ્લાહ ! આપની પાસે ગનીમતના માલમાં ઊંટો છે, બકરાં છે, ઢોર-ઢાંખર છે, માલસામાન છે, એમાં અમારો જે ભાગ છે તેની જલદી વહેંચણી ફરમાવી દો ને !"

લશ્કર ચાલતું રહ્યું અને સાથે સાથે અધીરા લોકોનો માલની વહેંચણીનો આગ્રહ પણ ચાલતો રહ્યો. છેવટે તેઓ આપને મજબૂર કરીને એક ઝાડ હેઠળ લઇ ગયા. અહીં સવારી પરથી ઊતરતી વેળા આપની ચાદર ઝાડની એક ડાળખીમાં ભેરવાઇ ગઇ. અને તે તેમાં જ લટકતી રહી ગઇ.

અધીરા લોકોનો આગ્રહ ચાલુ હતો. જવાબમાં આપે ફરમાવ્યું, "હે લોકો ! મારી ચાદર તો મને લાવી આપો. સાંભળો, અલ્લાહના સોગંદ ! હકીકત આ છે કે અગર તિહામહની ભૂમિના ઝાડોની સંખ્યામાં પણ તમારા ભાગના ઊંટબકરાં મારી પાસે હોત તો એ તમામે તમામ પણ તમને વહેંચી આપતે. પછી તમે મને ન કંજૂસ કહેતે, ન નાહિંમત કહેતે, ન જૂઠો કહેતે !"

**માલમાં ઇમાનદારીની તાકીદ**————આમ ફરમાવીને આપ પોતાની ઊંટણીની બાજુમાં જઇને ઊભા થઇ ગયા. આપે ઊંટણીની ખાંધમાંથી થોડાક વાળો લીધા. તેને પોતાના હાથની બે આંગળીઓ વચ્ચે દબાવ્યા અને પછી એ હાથ ઊંચો કરતાં ફરમાવ્યું,

> "હે લોકો ! સાંભળો, અલ્લાહના સોગંદ ! તમારા ગનીમતના માલમાં મારો ભાગ આ વાળોથી વધારે નથી, એમાંથી ફક્ત "ખુમુસ"એટલે પાંચમો ભાગ મારો છે બસ એથી વધારે નથી અને આ ખુમુસ પણ છેવટે તો તમને જ મળવા પામે છે. માટે તમારામાંથી કોઇની પાસે સોય-ધાગા જેવી નજીવી વસ્તુ પણ ગમીનતના માલમાંથી હોય તો તે તેને અહીં લાવીને હાજર કરી દે. કેમકે ગનીમતના માલમાં ખિયાનત કે ઉચાપત કરવી, કિયામતના દિવસે મોટી આર, નાર અને શનારનું કારણ બની જશે." [૧]

રાવીનું કથન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ ચેતવણી સાંભળીને એક અન્સારી મુજાહિદ પોતાના સામાન પાસે ગયા અને ત્યાંથી ઊનના ધાગાનો ગુચ્છો લાવીને હાજર કરી દીધો અને બોલ્યા,

---

૧. આર એટલે નામોશી, રુસ્વાઇ, ફજેતો-નાર એટલે જહન્નમની આગ અને શનાર એટલે શરમાવા જેવું હલકટ કામ. ફજેતો ફેલાવે તેવું નીચ કૃત્ય. "હ"

"યા રસૂલલ્લાહ ! મેં આ ઊનનો ગુચ્છો ગનીમતના માલમાંથી ઉપાડી લીધો હતો. એના ધાગાથી હું મારા જખ્મી ઊંટનું ફાટેલું પાલાન સાંધવાનો હતો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે ભાઈ ! ઊનના આ ગુચ્છામાં મારો જે હક-હિસ્સો છે એ મેં તને ખુશીથી આપી દીધો."

અન્સારી ગૃહસ્થ અદબથી બોલ્યા, "યા રસૂલલ્લાહ ! જ્યારે આ વસ્તુ અહીં સુધી આવી જ ગઈ તો હવે એ મારે નહિ જોઈએ." આમ કહીને ઊનનો ગુચ્છો તેમણે ગનીમતના માલના ઢગલામાં મૂકી દીધો.

**કપડાં સીવવાની એક સોય**——ઈબ્ને હિશામ કહે છે : ઝૈદ બિન અસ્લમે પોતાના પિતાજીની રિવાયત ટાંકતાં મને કહ્યું કે, હઝરત અલીના ભાઈ હઝરત ઉકૈલ બિન અબી તાલિબ જંગે-હુનૈન વેળા પોતાના બેગમ ફાતિમહ બિન્તે શૈબહ બિન રબીઅહ પાસે ગયા. તેમના હાથમાં તલવાર હતી અને તે લોહીથી ખરડાયેલી હતી.

લોહીવાળી તલવાર જોઈને બીબી ફાતિમહ બોલ્યાં, "તમે જિહાદ કરીને, દુશ્મન કાફિરોને કતલ કરીને આવ્યા એ તો હું સમજી ગઈ, પણ દુશ્મન કાફિરોના ગનીમતના માલમાંથી તમને શું મળ્યું ?"

હઝરત ઉકૈલે એક સોય તેમને આપતાં કહ્યું, "લ્યો આ સોય લઈ લો. એનાથી પોતાનાં કપડાં સીવ્યા કરજો."

આ સોય તેમણે ફાતિમહ બેગમને આપી દીધી. એ પછી હઝરત ઉકૈલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી એક દાંડી પીટનારને આ જાહેરાત પોકારતાં સાંભળ્યો :

> "જે માણસે જે વસ્તુ ગનીમતના માલમાંથી ઉપાડી હોય તે તેને લાવીને હાજર કરી દે. સોય અને ધાગો લીધો હોય, તેને પણ લાવીને પરત કરી દે !"

હઝરત ઉકૈલ પલટીને દોડી આવ્યા અને બોલ્યા, "લ્યો ફાતિમહ ! તમારી સોય પણ ગઈ."

આમ કહીને હઝરત ઉકૈલે ફાતિમહ બેગમ પાસેથી સોય લઈ લીધી અને જઈને ગનીમતના માલમાં મૂકી દીધી.

**મુઅલ-લ- ફ-તુલ-કુલૂબ માટે ભેટો**——ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગનીમતના માલમાંથી "મુઅલ-લ-ફ-તુલ-કુલૂબ"ને અમુક ભાગ ભેટ સોગાત તરીકે ઈનાયત કર્યો.[૧] એ બધા મક્કહના જાણીતા અને આબરૂદાર લોકોમાંથી હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને અને એમની કૌમના ગૃહસ્થોને તેઓના હૃદય-પલટા માટે ઘણીબધી ભેટો ઈનાયત ફરમાવી. જેમકે :

| | | |
|---|---|---|
| ૧૦૦ | ઊંટો | અબૂ સુફયાન બિન હર્બને. |
| ૧૦૦ | ઊંટો | એમના ફરઝંદ મુઆવિયહને. |
| ૧૦૦ | ઊંટો | હકીમ બિન હિઝામને. |

૧. મુઅલ-લ-ફ-તુલ-કુલૂબ : એવા બિનમુસ્લિમો જેઓનું દિલ જીતી લેવાથી તેઓના મુસલમાન બની જવાની આશા હોય અને એવા કાચા ઈમાનના નવમુસ્લિમો જેઓને પાકા મુસલમાન બનાવીને ઈસ્લામ પર મક્કમ બનાવવાનો હેતુ હોય. મુઅલ્લફહ એટલે જેનું દિલ જીતી લીધું હોય, જેનો હૃદય-પલટો કર્યો હોય. "કુલૂબ" શબ્દ "કલ્બ"નું બહુવચન છે અને કલ્બ એટલે દિલ, હૃદય, હાર્ટ. "હ"

| | | |
|---|---|---|
| ૧૦૦ | ઊંટો | હારિસ બિન હારિસ બિન કલદહને. |
| ૧૦૦ | ઊંટો | હારિસ બિન હિશામને. |
| ૧૦૦ | ઊંટો | સુહૈલ બિન અમ્રને. |
| ૧૦૦ | ઊંટો | હુવૈતિબ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબૂ કૈસને. |
| ૧૦૦ | ઊંટો | અલાઅ બિન જારિયહ સકફીને. |
| ૧૦૦ | ઊંટો | ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્રને. |
| ૧૦૦ | ઊંટો | અકરઅ બિન હાબિસ તમીમીને. |
| ૧૦૦ | ઊંટો | માલિક બિન ઔફ નસરીને. |
| ૧૦૦ | ઊંટો | સફવાન બિન ઉમૈયહને. |

આ બધા તે સદગૃહસ્થો છે જેઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સો-સો ઊંટો ઇનાયત કર્યા. એ બધા "અસહાબુલ-મિઅન" કહેવાય છે. એટલે એવા લોકો જેઓને સો સો ઊંટો મળ્યાં.

અને કુરૈશના કેટલાક ગૃહસ્થો એવા છે જેઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી એકસો થી ઓછાં ઊંટો આપવામાં આવ્યાં. એવાઓમાં મખ્રમહ બિન નવફલ ઝુહરી, ઉમૈર બિન વહબ જુહમી, હિશામ બિન અમ્ર આમિરી વગેરે છે. એમાંના દરેકને કેટલાં ઊંટો આપવામાં આવ્યાં તે મને યાદ નથી. પણ આટલું ચોક્કસ યાદ છે કે એક સો થી ઓછાં ઊંટો આપવામાં આવ્યાં.

સઈદ બિન યરબૂઅ બિન અન્કસહ બિન આમિર મખ્ઝૂમને ૫૦ ઊંટો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઇનાયત કર્યા. એવી જ રીતે સહમીને પણ ૫૦ ઊંટો ઇનાયત કર્યા. ઇબ્ને હિશામ કહે છે : સહમીનું નામ અદી બિન કૈસ છે.

**હુનૈનના માલે-ગનીમતની વહેંચણી**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ પ્રસંગે કુરૈશ તથા બીજા કબીલાઓના લોકોથી બૈઅત લીધી. [1] અને બૈઅત લેવા પછી એ લોકોમાં હુનૈનના માલની વહેંચણી કરી. એવા લોકોની કબીલાવાર વિગત આ પ્રમાણે છે :

- બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સમાંથી : (૧) અબૂ સુફયાન બિન હર્બ બિન ઉમૈયહ (૨) તુલૈક બિન સુફયાન બિન ઉમૈયહ (૩) ખાલિદ બિન ઉસૈદ બિન અબુલ-ઇસ બિન ઉમૈયહ.
- બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી : (૧) શૈબહ બિન ઉસ્માન બિન અબૂ તલહા (૨) ઇકરિમહ બિન આમિર બિન હાશિમ બિન અબ્દે મનાફ.
- બનૂ મખ્ઝૂમ બિન યકઝહમાંથી : (૧) ઝુહૈર બિન અબૂ ઉમૈયહ બિન મુગીરહ (૨) હારિસ બિન હિશામ બિન મુગીરહ (૩) ખાલિદ બિન હિશામ બિન મુગીરહ (૪) હિશામ બિન વલીદ બિન મુગીરહ (૫) સુફયાન બિન અબ્દુલ-અસદ (૬) સાઇબ બિન અબૂ સાઇબ બિન આઇઝ.
- બનૂ અદી બિન કઅબમાંથી : (૧) મુતીઅ બિન અસ્વદ બિન હારિસહ (૨) અબૂ જહમ બિન હુઝૈફહ બિન ગાનમ.

---

૧. નવમુસ્લિમોથી ઇસ્લામની અને મુસલમાન બનેલાઓથી ઇસ્લામ પર મક્કમ રહેવાની બૈઅત. "હ"

- બનૂ જુમહ બિન અમ્રમાંથી : (૧) સફવાન બિન ઉમૈયહ બિન ખલફ (૨) ઉહૈહા બિન ઉમૈયહ બિન ખલફ (૩) ઉમૈર બિન વહબ બિન ખલફ.
- બનૂ સહમમાંથી : (૧) અદી બિન કૈસ બિન હુઝાફહ.
- બનૂ આમિર બિન લુઐયમાંથી : (૧) હુવૈતિબ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબુલ-કૈસ બિન અબ્દે-વુદ્દ (૨) હિશામ બિન અમ્ર બિન રબીઅહ.
- બનૂબક્ર બિન અબ્દે-મનાત બિન કિનાનહમાંથી : (૧) નવફલ બિન મુઆવિયહ બિન ઉર્વહ બિન સખ્ર બિન રઝન બિન યઅમુર.
- બનૂ કિલાબ બિન રબીઅહ બિન આમિર બિન સઅ-સઆમાંથી : (૧) અલ-કમહ બિન અલાસ઼હ બિન ઔફ (૨) લબીદ બિન રબીઅહ બિન માલિક બિન જઅફર બિન કિલાબ.
- બનૂ આમિર બિન રબીઅહમાંથી : (૧) ખાલિદ બિન હવઝહ બિન રબીઅહ બિન અમ્ર બિન આમિર (૨) હર્મલહ બિન હવઝહ બિન રબીઅહ.
- બનૂ નસ્ર બિન મુઆવિયહમાંથી : (૧) માલિક બિન ઔફ બિન સઈદ બિન યરબૂઅ.
- બનૂ સુલૈમ બિન મનસુરમાંથી : (૧) અબ્બાસ બિન મિરદાસ બિન અબૂ આમિર.
- બનૂ ગત્ફાન કબીલાની શાખ બનૂ ફુઝારહમાંથી : (૧) ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્ર.
- બનૂ તમીમ કબીલાની શાખ બનૂ હન્ઝલહમાંથી : (૧) હઝરત અકરઅ બિન હાબિસ બિન ઉકાલ.[1]

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન ઈબ્રાહીમ બિન હારિસ઼ તૈમીએ કહ્યું કે માલની વહેંચાણી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી એક ગૃહસ્થે કહ્યું, ‘‘યા રસૂલલ્લાહ! આપે ઉયૈનહ બિન હિસ્ન અને અકરઅ બિન હાબિસને સો-સો ઊંટો ઇનાયત કર્યા પણ જુઐલ બિન સુરાકહ દમરીને કંઈ નહિ આપ્યું. એમને કેમ જતા કર્યા ?’’

આપે ફરમાવ્યું, ‘‘જુઐલ બિન સુરાકહ દુનિયાભરના લોકોથી ચઢિયાતો છે જ્યારે કે દુનિયાનો દરેક આદમી ઉયૈનહ બિન હિસ્ન અને અકરઅ બિન હાબિસ જેવો છે. મેં એ બંનેની ‘‘તાલીફે-કલ્બ’’ એટલે હૃદય-પલટા માટે સો-સો ઊંટોથી એમની દિલદારી કરી છે કે જેથી એ લોકો ઈસ્લામ સ્વીકારીને પાકા મુસલમાન બની જાય. રહ્યો જુઐલ બિન સુરાકહ દમરી તો મેં એને ઈસ્લામને હવાલે કરી દીધો છે.’’[2]

**રસૂલુલ્લાહ (સલ.) પર અન્યાયનો આક્ષેપ**——ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબૂ ઉબૈદહ બિન મુહંમદ બિન અમ્માર બિન યાસિરે, અબ્દુલ્લાહ બિન હારિસ઼ બિન નવફલના આઝાદ ગુલામ મિકસમ બિન અબુલ-કાસિમની રિવાયત કહી સંભળાવી.

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે હુનૈન અને તાઇફમાં આવેલા મક્કહના લોકોમાંથી કેટલાક હજુ સુધી મુસલમાન બન્યા ન હતા. કેટલાક બિલકુલ કાચા મુસલમાન હતા. કેટલાકે જાહેરમાં મુસલમાન હોવાનો ઢોંગ કર્યો હતો પણ જૂની અદાવતોને કારણે અંદરખાને મુસલમાનોના દુશ્મન હતા. એ બધા પોતાની કૌમના આગેવાનો જેવા હતા. એમણે જ જંગે-હુનૈનમાં શરૂઆતમાં નાસભાગ મચાવીને ઈસ્લામી લશ્કરની પૂઠ ફેરવી નાખી હતી. આમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના હૃદય-પલટા માટે એમને પુષ્કળ માલ આપીને ખુશ કરી દીધા અને બાદમાં બધા પાકા મુસલમાન બની ગયા. અલ્લાહ એ બધાથી રાજી હો !‘‘હ’’

૨. એટલે હઝરત જુઐલ બિન સુરાકહ મજબૂત ઈમાનના, નિખાલસ દિલના, પાકા મુસલમાન હોવાથી એમના ઈસ્લામ પર મને સંતોષ છે. નહિ આપવાથી એ નારાજ નથી. એ અલ્લાહથી રાજી છે. અલ્લાહના રસૂલથી રાજી છે. અલ્લાહના રસૂલની વહેંચણીથી રાજી છે. ‘‘હ’’

મિકસમ બિન અબુલ-કાસિમનું બયાન છે : "એક દિવસે હું અને તુલૈદ બિન કિલાબ લૈસ્રી અમે બંને હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુને મળવા ગયા. અમે તેમને મળીને એક મામલાની તહકીક કરવા માગતા હતા. તેઓ નામદાર પોતાના પગરખાં હાથમાં ઝાલીને કઅબહનો તવાફ કરી રહ્યા હતા. અમે બંનેએ તેમને કહ્યું, "સાહેબ ! અમે આપને એક વાત પૂછવા આપની તહેનાતમાં હાજર થયા છીએ."

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બોલ્યા, "કહો શું વાત છે ?"

અમે કહ્યું, "શું આપ તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે હાજર હતા જ્યારે જિઅર્રાનહમાં, જંગે-હુનૈનના માલની વહેંચણી બાબતે, કોઇ તમીમીએ આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ટીકા કરી હતી ?"

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રે જવાબમાં ફરમાવ્યું, "હા તે વેળા હું હાજર હતો. સાંભળો, બનૂ તમીમ કબીલાનો એક આદમી આવ્યો. લોકો તેને "ઝુલ-ખુવૈસરહ" નામે બોલાવતા હતા. તે આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે ઊભો થઇ ગયો. તે વેળા આપ, લોકોને ગનીમતનો માલ વહેંચતા હતા. તેણે કહ્યું, "હે મુહંમદ ! આજના દિવસે તમે જે કામ કર્યું તે મેં મારી આંખે જોઇ લીધું."

આપે ફરમાવ્યું, "ઠીક છે. કહો એ વિષે તમારૂં શું કહેવું છે ?"

તે બોલ્યો, "લમ અરાકા અદલ-તા." એટલે મેં તમને ન્યાય તોળનારા નહિ જોયા.

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્રનું બયાન છે : "ઝુલ-ખુવૈસરહની આ વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નૂરાની ચેહરો રાતો થઇ ગયો. આપે ફરમાવ્યું, "અરે તારૂં બુરૂં થાય! ઇન્સાફ જ્યારે અલ્લાહના પયગમ્બર પાસે નહિ હશે તો કોની પાસે હશે ?"

આ સાંભળીને હઝરત ઉમરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! હું એને કતલ નહિ કરી નાખું ?"

આપે ફરમાવ્યું, "નહિ હે ઉમર ! જવા દો એને." એ પછી આપે ફરમાવ્યું :

> "તે સમય દૂર નથી જ્યારે એ અને એની ટોળકીના લોકો દીનના મામલામાં "તઅમ્મુક"(એટલે દીનની વાતોમાં બાલની ખાલ કાઢવાનું) શરૂ કરી દેશે. નતીજો આ નીકળશે કે "તઅમ્મુક ફિદ-દીન"કરતાં-કરતાં એ લોકો ઇસ્લામમાંથી એવી રીતે નીકળી જશે જેમ તીર કોઇના શરીરમાં ઘૂસીને આરપાર નીકળી જાય છે.
>
> "પછી તમે એ તીરની લોખંડી અણીમાં જોશો તો કોઇ વસ્તુ તેમાં લાગેલી તમને દેખાશે નહિ. પછી તમે તીરનું ફળ જોશો તો ત્યાં પણ કોઇ વસ્તુ ચોંટેલી તમને દેખાશે નહિ. બસ તીર લાગ્યું અને શરીરમાં ઘૂસીને, પેટની ગંદકી તથા લોહીમાંથી પસાર થઇને સાફસુથરૂં આરપાર નીકળી ગયું."

એટલે અલ્લાહના પયગમ્બર પર અન્યાયી હોવાનો આક્ષેપ કરનાર આ હતભાગી માણસ ઇસ્લામમાંથી ખેંચેલા મૂળા પેઠે નીકળી જશે. આ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એક પેશગોઇ હતી જે આગળ જતાં સાચી ઠરી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન અલી બિન હુસૈન અબૂ જફઅરે પણ આ બનાવની રિવાયત

કહી સંભળાવી. લોકોએ એ માણસનું નામ ઝુલ-ખુવૈસરહ બતાવ્યું. વળી અબ્દુલ્લાહ બિન અબી નુજેહ નામના જાણીતા આલિમે પણ આ રિવાયત પોતાના પિતાજીને મુખે સાંભળેલી હોવાનું મને કહ્યું.

**સંપાદકની નોંધ**———ઝુલ-ખુવૈસરહનું મૂળ નામ હુરકૂસ હતું. એ બનૂ તમીમના કબીલામાંથી હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશગોઇ મુજબ આ બદબખ્ત માણસ ''તઅમ્મુક''એટલે દીનની વાતોમાં બાલની ખાલ કાઢતાં-કાઢતાં છેવટે ઈસ્લામમાંથી ખારિજ થઈ ગયો. બાદમાં પોતાના ગોઠિયાઓ સાથે મળીને ''ફિરકએ-ખારિજિય્યહ''નામે નવા ફિરકાની સ્થાપના કરી અને પોતે તેનો ધર્મનેતા બની બેઠો. ઈસ્લામના ચોથા ખલીફા હઝરત અલીની વિરૂધ્ધ જાઈને તેણે આ નવા ફિરકાની સ્થાપના કરી હતી. એ કાદયાનીઓ, રાફઝીઓ, શીઆઓ, ખોજાઓ જેવો એક ગુમરાહ ફિરકો હતો. આ ખારજી ફિરકાના લોકો હઝરત અલી રદિયલ્લાહુ અન્હુના કટ્ટર દુશ્મન હતા. એજ ફિરકાના અબ્દુર્રહમાન ઈબ્ને મુલજિમ નામના ધર્મઝનૂની ખારજીએ, સન ૨૦ હિજરીના રમઝાનની ૧૫ તારીખે, હઝરત અલી રદિયલ્લાહુ અન્હુને, કૂફાની જામિઅ મસ્જિદમાં ફજરની નમાઝના સમયે તલવારથી શહીદ કરી નાખ્યા હતા. ઝુલ-ખુવૈસરહ પોતે નહરવાનના યુધ્ધમાં મુસલમાનો વિરૂધ્ધ લડતાં માર્યો ગયો. આ માણસ દીનની વાતોમાં દોઢ ડાહ્યો બનીને, બાલની ખાલ કાઢતાં-કાઢતાં ઈસ્લામમાંથી ખારિજ થઈને મુર્તદ અને મુનાફિક બની ગયો હતો. (અસિહ-હુસ-સિયર પેજ ૩૧૪ નો હાશિયો.)

એવો જ એક બનાવ ફત્હુલ-બારી શર્હે સહીહ બુખારીમાં ટાંકેલો છે. એજ જિઈર્રાનહ સ્થળે માલની વહેંચાણી પહેલાં એક ગામડિયો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં આવીને કહેવા લાગ્યો, ''હે મુહંમદ ! શું તમે પોતાનો વાયદો પૂરો નહિ કરશો ?''

આપે ફરમાવ્યું, ''અબશિર.''એટલે હું મારો વાયદો પૂરો કરીશ તેની બશારત કબૂલ કરી લે.

ગામડિયો બોલ્યો, ''હે મુહંમદ ! તમે અબશિર-અબશિર તો કહેતા રહો છો પણ માલનો જે વાયદો છે તે પૂરો કરતા નથી.''

આ સાંભળીને આપે ત્યાં બેઠેલા હઝરત અબૂ મૂસા અશઅરી તથા હઝરત બિલાલ તરફ જોયું અને જાણે નારાજી દર્શાવતા હોય તેમ તેઓને ફરમાવ્યું, ''જુઓ આ ગામડિયાએ મારી બશારતને ઠુકરાવી દીધી છે. શું તમે તેને કબૂલ કરવા તૈયાર છો ?''

બંને ગૃહસ્થો બોલ્યા, ''જી હા યા રસૂલલ્લાહ ! અમે આપની બશારતને કબૂલ કરીએ છીએ.''

આ સાંભળીને આપે પાણીથી ભરેલો વાડકો મંગાવ્યો. વાડકાના પાણીમાં આપે પોતાના મુબારક હાથ ધોયા, પોતાનો નૂરાની ચેહરો ધોયો અને વાડકામાં કુલ્લી કરવા પછી બંને ગૃહસ્થોને ફરમાવ્યું, ''વાડકાનું પાણી પી લો, પોતાના ચેહરા અને સીના પર પાણીના છાંટા મારો.''

બંને ગૃહસ્થોએ પાણીનો વાડકો લીધો અને આપના હુકમ મુજબ અમલ કર્યો. પર્દા પાછળથી આપના પાક બેગમ હઝરત ઉમ્મે સલમહનો સાદ સંભળાયો, ''અરે તમારી મા માટે પણ એમાંથી થોડુંક રહેવા દેજો.''

બંને ગૃહસ્થોએ પોતાના અમ્માંજી માટે પણ પવિત્ર પાણીનો થોડો ભાગ રહેવા દીધો.

આ ગામડિયાએ પણ બીજા અધીરાઓ પેઠે માલની વહેંચણીનો આગ્રહ કર્યો હતો. જવાબમાં આપે ફરમાવી દીધું હતું કે જંગે-તાઈફથી પરવાર્યા પછી હું તમને માલ આપીશ. પણ માલ મેળવવાની અધીરાઈ

ખૂટી ગઇ હોવાથી એ આપની બશારતથી મહરૂમ રહી ગયો. (કશ્ફુલ-બારી અમ્મા ફી સહીહિલ-બુખારી જિ.૨ પા. ૫૪૯) સંપાદકનું લખાણ પૂરૂં થયું.

**અન્સારની નારાજીનો બનાવ**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ સઇદ ખુદરી રદિયલ્લાહુ અન્હુનું બયાન છે :

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહના કુરૈશને અને અરબના બીજા કબીલાઓના લોકોને ગનીમતના માલમાંથી બક્ષિસો અને ઇનામો આપીઆપીને ન્યાલ કરી દીધા અને મદીનહના અન્સારને, જેઓ આપના સાચા આશિકો અને જાં-નિસારો હતા, તેઓને એમાંથી કંઇ જ નહિ આપ્યું તો, અન્સારના અમુક લોકોનું ધ્યાન એ તરફ દોરાયું. તેઓના દિલોમાં આ વહેંચણી અંગે વસવસો જાગતાં એની ચર્ચા થવા લાગી અને ધીરેધીરે હૈયાંની વાત હોઠે આવવા લાગી. પછી તો મામલો એટલી હદે પહોંચી ગયો કે કહેનારાઓએ કહી દીધું :

> ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અહીં આવીને અમને છોડી દીધા અને પોતાની કુરૈશ કૌમને બધું આપીને તેઓના જ થઇ ગયા!''

**હઝરત હસ્સાનના શેઅરો**————એજ પ્રસંગથી પ્રભાવિત થઇને અને એજ પ્રસંગને અનુસરીને હઝરત હસ્સાન બિન સાબિતએ આ શેઅરો કહ્યા :

**ઝાદત હમૂમુન ફ - માઅલ - અયનુ મુન - હદિરુ • સહહન ઇઝા હફ-લત્હુ ઇબ્રતુન દિરરુ.**

ચિંતાઓ અને ભાતભાતના વિચારો ધમધમી રહ્યા છે જેના કારણે આંખોનું પાણી મુશળધાર વહી રહ્યું છે. જ્યારે કે આ પાણીને વહેનારાં આંસુઓએ ભેગું કરી દીધું છે.

**વજદન બિ - શમ્માઅ ઇઝ શમ્માઉ બહ - કનતુન • હયફાઉ લા દનસુન ફીહા વલા ખવરુ.**

આ બધું શમ્માના ગમમાં કે શમ્માના વિયોગમાં થવા પામ્યું છે કેમકે શમ્મા ભરાવદાર દેહની, નાજુક-નમાણી, પતલી કમરવાલી છે. ન તેમાં કંઇ મેલકચરો છે ન તેમાં કઇ ખામી છે.

**દઅ અન્ક શમ્માઅ ઇઝ કાનત મવદ - દતુહા • નઝરન વ શર્રુ વિસાલિલ - વાસિલિન - નઝિરુ.**

પરંતુ આ શમ્મા ક્યાંથી ટપકી પડી ? છોડો એને, કેમકે એનો પ્યાર મિથ્યા અને તુચ્છ છે. વળી કોઇના મિલનનું સૌથી મોટું દૂષણ એ છે કે તેનું મિલન છેક ટૂંકું (અને વિયોગ છેક લાંબો) હોય છે.

**વ આતિર રસૂલ ફકુલ યા ખૈર મુઅ-તમિનિન • લિલ - મુઅમિનીન ઇઝા મા ઉદ્દ વલ - બશરુ.**

અને શમ્માને પડતી મુકીને ચાલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં અને આપના ચરણોમાં પહોંચીને અદબથી અરજ કરો, ''હે મુસલમાનોના સૌથી ઉત્તમ રક્ષણદાતા ! જ્યારે દુનિયાના ઇન્સાનોની ગણતરી કરવામાં આવતી હોય,———

**અલામા તુદઆ સુલૈમુન વહીયા નારે હદ્દુન, • કુદ્દામા કવમિન હુમ આવવ વહુમ નસરૂ.**

તો સુલૈમના કબીલાને ક્યા આધારે બોલાવવામાં આવે છે ? જ્યારે કે તે એવી કૌમની સામે કશી વિસાતમાં નથી જેણે આસરો આપ્યો અને જેણે મદદ કરી. (એટલે મદીનહના અન્સારના મુકાબલામાં બીજા કબીલાઓની કંઇ હકીકત નથી કેમકે અન્સારે આપને મદીનહ બોલાવીને આસરો આપ્યો અને આપની મદદ કરી.)

**સમ્માહુલ - લાહુ અનસારન બિ-નસરિ - હિમ • દીનલ - હુદા વ અવાનુલ-હર્બુ-તસ-લઇરુ**

અલ્લાહ તઆલાએ એ કૌમનું નામ અન્સાર રાખ્યું છે કેમકે તેઓએ દીને-હિદાયતના કામોમાં એવા સમયે મદદ કરી અને સહકાર આપ્યો જયારે કે ખૂંખાર લડાઇઓનો અગ્નિ ભભૂકી ઊઠયો હતો.

**વ સારિઊ ફી સબીલિલ - લાહે વઅ - તરફૂ • લિન નોઇબાતિ વમા ખામૂ વમા દજિરૂ.**

અને તેઓએ અલ્લાહના રાહમાં ધસીધસીને મુકાબલો કર્યો અને તૂટી પડનારી આફતો તથા સંકટોમાં ધીરજ અને દ્રઢતાથી કામ લીધું. તેઓએ કોઇ કમજોરી નહિ દેખાડી અને ન કોઇ રીતે તેઓ તંગદિલ થયા.

**વન્નાસુ અલુબ્બુન અલૈના ફીક લૈસા લના • ઇલ્લસ સુયૂફ઼ા વ અતરા-ફુલ કના વઝરુ.**

યા રસૂલલ્લાહ ! આપના મામલામાં લોકોના ટોળેટોળાં અમારી ઉપર તૂટી પડયાં. અમારી તલવારો અને ભાલાઓ સિવાય અમારા બચાવનું કોઇ સ્થળ કે કોઇ સાધન ન હતું.

**નુજા - દિલુન - નાસા લા નુબ્કી અલા અહદિન • વલા નુદય-યઉ મા તૂહી બિહિસ સુવરુ,**

અમે બહાદુરીથી લોકોનો મુકાબલો કરનારા છીએ. કોઇ બીજા પર આધાર રાખીને અમે અલગ થઇ જનારા નથી. અને કુર્આનની સૂરતો જે વાતોની વહી લઇને આપની ઉપર ઊતરે છે તેને અમે વ્યર્થ જવા દેતા નથી.

**વલા તહિર્રે જુનાતુલ હર્બે નાદૈના • વ નહનુ હીના તલઝ-ઝા નારુહા સુઉરુ.**

અને જંગના અપરાધીઓ તથા જંગને ભડકાવનારા લોકો અમારી મજલિસોને કંટાળાજનક બનાવી શકતા નથી અને જયારે લડાઇની આગ ભડકી ઊઠે છે તો અમને પણ આગ લાગી જાય છે.

**કમા ર-દ-દ-ના બિ-બદ્રિન દૂના મા તલબૂ • અહલન નિફાકે વ ફીના યુન-ઝલુઝ - ઝફરુ.**

જેમકે બદ્રના યુધ્ધમાં મુનાફિકો જે ઇચ્છતા હતા તેનાથી અમે તેઓના મોઢાં ફેરવી દીધાં અને ફતેહમંદી તથા કામયાબી અમારે ભાગે આવી.

**વ નહનુ જુન્દુકા યવમન - નઅફે મિન ઉહુદિન • ઇઝ હઝ-ઝબત બત્રન અહઝાબ-હા મુદરુ.**

અને અમે ઉહુદ પર્વતની તળેટીના યુધ્ધમાં આપનું લશ્કર હતા જયારે મુદર કબલાના અભિમાને; વિવિધ જથ્થાઓને એકઠા કરી લીધા હતા.

**ફમા વનીના વમા ખિમ્ના વમા ખબરૂ • મિન્ના ઇસારન વ કુલ્લુન - નાસુ કદ અસરૂ.**

તો અમે ન નિર્બળતા જાહેર કરી ન અમારાથી બુઝદિલી જાહેર થવા પામી અને ન લોકોએ તે સમયે અમારી કોઇ ભૂલ જોઇ જયારે તમામ લોકો ઠોકરો ખાતા હતા.

**અન્સારને સંબોધન**——————ઇબ્ને હિશામ કહે છે : ઝિયાદ બિન અબ્દુલ્લાહનું કથન છે કે તેમને ઇબ્ને ઇસ્હાકએ કહ્યું અને ઇબ્ને ઇસ્હાકને આસિમ બિન ઉમર બિન કતાદહએ મહમૂદ બિન લુબૈદના વાસ્તાથી હઝરત અબૂ સઇદ ખુદરીની આ રિવાયત કહી સંભળાવી. હઝરત અબૂ સઇદ ખુદરી રદિયલ્લાહુ અન્હુ ફરમાવે ફરમાવે છે :

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે કુરૈશને તથા અરબના બીજા કબીલાઓને બક્ષિસો

ઈનાયત ફરમાવી અને અન્સારને તેમાંથી કંઈ નહિ આપ્યું તો અન્સારના અમુક લોકોના દિલોમાં આ વહેંચણી અંગે વસવસો પેદા થયો. પછી તેઓમાં એને લગતી ચર્ચા થવા લાગી અને છેવટે મામલો એટલી હદે લંબાઈ ગયો કે, કહેનારાઓએ કહી દીધું :

"અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અહીં આવીને
અમને છોડી દીધા અને પોતાની કૌમને બધું આપીને તેઓના જ થઈ ગયા !"

"જયારે મામલો આટલી હદે ઉગ્ર બની ગયો તો હઝરત સઅદ બિન ઉબાદહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આપે માલની વહેંચણીમાં જે નિયમ અપનાવ્યો તે અંગે અન્સારનું એક જૂથ પોતાના દિલમાં અસંતોષની લાગણી અનુભવે છે. તેઓનું કહેવું છે કે માલ આપે પોતાની કુરૈશ કૌમમાં વહેંચી આપ્યો અને મોટાં-મોટાં ઈનામો અરબના કબીલાઓને ઈનાયત કર્યા. આ ઈનામોમાં અન્સારના એ જૂથોનો આપે કંઈ જ હિસ્સો નહિ રાખ્યો !"

આ સાંભળીને આપે હઝરત સઅદ બિન ઉબાદહને સવાલ કર્યો, "હે સઅદ ! આ મામલા અંગે તમારો પોતાનો શો મત છે ?"

હઝરત સઅદે બા-અદબ કહ્યું, "યા રસૂલલ્લાહ ! હું મારી કૌમ સાથે છું."

આપે ફરમાવ્યું, "વારૂ તો તમારી કૌમને એક વાડામાં ભેગી કરો."

હઝરત અબૂ સઈદ ખુદરી પોતાનું બયાન ચાલુ રાખતાં ઉમેરે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આદેશ સાંભળીને સઅદ ત્યાંથી ઊપડયા અને અન્સારને બોલાવી લાવીને એક વાડામાં ભેગા કરી દીધા. અન્સારની સાથે કેટલાક મુહાજિરીન પણ આવી ગયા. સઅદે એમને પણ આવવા દીધા. એ પછી કેટલાક બીજા લોકો પણ આવી લાગ્યા. સઅદે એ બધાને પાછા વાળી દીધા. જયારે બધા અન્સાર આવી ગયા તો સઅદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ! અન્સારના બધા લોકો આપના ફરમાન મુજબ ભેગા થઈ ગયા છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓની સામે પધાર્યા. સૌથી પહેલાં જેટલા વખાણ અને ગુણગાન અલ્લાહ તઆલાની શાનને શોભે તેનું વર્ણન કર્યું અને પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| યા મઅ-શરલ અન્સાર ! | હે અન્સારની જમાઅત ! |
| મા કાલતુન | આ તમારી કેવી વાતો, કેવી ચેમીગોઈઓ છે ? |
| બલગ-તની મિન્કુમ. | જે પહોંચવા પામી છે મુજ તલક ? |
| વજિદ્તુન વજદ - તુમૂહા | તમારા દિલોમાં આ કેવો જુસ્સો કે ગુસ્સો છે; |
| અલૈય ફી અન્ફુસિ-કુમ. | જે તમે મુજ પર ઠાલવ્યો છે ? |
| અલમ આતિકુમ દુલ્લા-લન | શું હું તમારી પાસે એવા સમયે નહિ આવ્યો જયારે કે, |
| ફ હદા કુમુલ્લાહ. | તમે ગુમરાહ હતા ? પછી અલ્લાહએ તમને હિદાયત આપી. |
| વ આલતુ | અને તમે મુહતાજ કે કંગાલ હતા, |
| ફ અગ્ના - કુમુલ્લાહ. | પછી અલ્લાહએ તમને ગની બનાવી દીધા. |
| વ અઅ્દા- અન | અને આપસમાં તમે એકબીજાના દુશ્મન હતા, |

| | |
|---|---|
| ફઅલ-લફલ્લાહુ બૈન કુલૂબિકુમ. | પછી અલ્લાહએ તમારાં દિલો જોડી દીધાં !'' |
| અન્સાર બોલ્યા, | અન્સારે જવાબ આપ્યો; |
| બલા અલ્લાહુ વ રસૂલુહૂ | ''જી હા, બેશક, અલ્લાહ અને તેના રસૂલના |
| અમન્ન વ અફદલ. | ઉપકારો તથા કૃપાઓ સૌથી વિશેષ છે.'' |
| આપે ફરમાવ્યું : | આપે ફરમાવ્યું: |
| અલા તુજીબૂ નની | ''શું તમે મારી વાતોનો જવાબ મને નહિ આપશો; |
| યા મઅશરલ - અન્સાર ! | હે અન્સારની જમાઅત !'' |
| અન્સારે અરજ કરી : | અન્સારે અરજ કરી: |
| બિમા ઝા નુજીબુક યા રસૂલલ્લાહ ! | ''અમે શું જવાબ આપીએ યા રસૂલલ્લાહ ! |
| લિલ્લાહિ વ લિ-રસૂલિહિલ- | અલ્લાહ અને તેના રસૂલના જ |
| મન્નુ વલ - ફદલુ. | ઉપકારો તથા ફઝલો-કરમ છે.'' [1] |

આપે ફરમાવ્યું : ''નહિ અલ્લાહના સોગંદ, તમે ચાહતે તો મને જવાબ આપી શકતે. એ જવાબમાં તમે બિલકુલ સાચા હોત અને તમારી સચ્ચાઈનો સ્વીકાર પણ કરી લેવામાં આવત ! સાંભળો, તમે મને આ જવાબ આપી શકતા હતા કે :

- ''હે મુહંમદ ! તું અમારી પાસે એવી હાલતમાં આવ્યો જ્યારે કે લોકોએ તને જૂઠો ઠરાવી દીધો હતો ત્યારે અમે તારા સાચા હોવાની સાક્ષી આપી.
- હે મુહંમદ ! લોકોએ તને નિરાધાર હાલતમાં છોડી દીધો હતો ત્યારે અમે તારી મદદ કરી.
- હે મુહંમદ ! લોકોએ તને હડસેલી કાઢયો હતો, ત્યારે અમે તને આસરો આપ્યો.
- હે મુહંમદ ! તું મુફલિસ અને કંગાલ હતો, અમે તને ખુશહાલી આપી.
- હે અન્સારની જમાઅત ! શું તમે દુનિયાની તુચ્છ વસ્તુ માટે દિલગીર થઈને મુજથી નારાજ થઈ ગયા ? સાંભળોઃ
- મેં અમુક લોકોને તેઓની દિલદારી કે હૃદય-પલટા માટે માલ આપ્યો કે જેથી તેઓનું દિલ ઈસ્લામ તરફ ખેંચાઈ. જ્યારે તમને મેં તમારા ઈસ્લામને હવાલે કરી દીધા.

૧. સહીહ બુખારી મુજબ સૌથી પહેલાં આપે અલ્લાહની બેહતરીન હમ્દો-સના બાદ અન્સારને પૂછયું, ''શું તમે આ પ્રકારના શબ્દો બોલ્યા છો ?'' લોકોએ અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! અમારા ઠરેલ અને નિષ્ઠાવાન માણસોમાંથી કોઈ એવું બોલ્યું નથી. કેટલાક નવલોહિયા જવાનો જરૂર આમ બોલ્યા છે.''

સહીહ બુખારી મુજબ એ જોશીલા જુવાનિયા બોલ્યા હતા, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશને - પોતાની કૌમને ઇનામોથી વધાવી લીધી અને અમને અન્સારને બાકાત કરી નાખ્યા; હાલાં કે અમારી તલવારોથી હજુ સુધી કુરૈશી કુફ્ફારના લોહીના ટીપાં ટપકી રહ્યાં છે.''

અમુક કાચી બુદ્ધિના જુવાનિયા બોલ્યા હતા, ''મુસીબતોમાં અમારી યાદ થાય છે. ગનીમતના માલમાં ઇનામો બીજાઓને મળે છે !'' (સીરતુન-નબી જિ.૧ પા. ૫૪૪ હવાલો સહીહ બુખારી )''હ''

- હે અન્સારના સમૂહ ! શું તમે આ વાતથી ખુશ નથી કે લોકો ઊંટો અને બકરાં લઇને જાય અને તમે પોતાની સાથે અલ્લાહના રસૂલને લઇને પોતાના ઘરે સિધાવો?
- ત્યારે કસમ છે તે અલ્લાહના જેના અધિકારમાં મુહંમદના પ્રાણ છે, અગર હિજરત ન હોત તો હું પણ અન્સારનો જ એક સભ્ય હોત !
- અગર દુનિયાના તમામ લોકો એક ઘાટીમાં ચાલતે અને અન્સાર બીજી ઘાટીમાં ચાલતે તો હું અન્સાર સાથે જોડાઇને એજ ઘાટીમાં ચાલતે.
- હે અલ્લાહ ! અન્સાર પર રહમ ફરમાવ !
- હે અલ્લાહ ! અન્સારની અવલાદ પર રહમ ફરમાવ !
- હે અલ્લાહ ! અન્સારની અવલાદની અવલાદ પર રહમ ફરમાવ !

હઝરત અબૂ સઈદ ખુદરીનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ તકરીર સાંભળીને અન્સાર એટલું રડયા, એટલું રડયા કે તેઓની દાઢીઓ આંસુઓથી તર થઇ ગઇ. તેઓ રડતા જતા હતા અને કહેતા જતા હતા, "યા રસૂલલ્લાહ ! આ વહેંચણીમાં અમે અમારા રસૂલથી રાજી છીએ. યા રસૂલલ્લાહ! આ વહેંચણીમાં અમે અમારા રસૂલથી રાજી છીએ."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના તંબૂ તરફ તશરીફ લઇ ગયા અને અન્સાર પણ પોતપોતાના રહેઠાણે ઊપડયા. [૧]

**જિઈર્રાનહથી બૈતુલ્લાહનો ઉમ્રહ**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જિઅરાનહથી નીકળીને બૈતુલ્લાહના ઉમ્રહ માટે મક્કહ રવાના થઇ ગયા. ગનીમતના બચેલા માલ અંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો કે એને "મર્રુઝ-ઝહરાન"ના ખૂણે આવેલા "મજન્નહ" સ્થળે સાચવીને રાખવામાં આવે.

બૈતુલ્લાહના ઉમ્રહથી ફારિગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહની વાપસીનો ઇરાદો કર્યો. ઊપડવા પહેલાં આપે હઝરત અત્તાબ બિન ઉસૈદને- જેમની વય તે વેળા માત્ર વીસ વરસની હતી- પોતાના જા-નશીન એટલે મક્કહના ગવર્નર બનાવ્યા. એમની સાથે હઝરત મુઆઝ બિન જબલને મક્કહમાં છોડયા કે જેથી તેઓ લોકોને દીને-ઇસ્લામનું શિક્ષણ આપે. કુર્આનની તઅલીમ સાથે તેઓમાં ઇસ્લામને સમજવાની બુધ્ધિ કેળવે અને ઇસ્લામના સિધ્ધાંતોથી તેઓને માહિતગાર કરે.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ જવા રવાના થયા તો ગનીમતનો બચેલો માલ પણ આપના સંગાતે કરી દેવામાં આવ્યો.

ઇબ્ને હિશામ કહે છે : મને ઝૈદ બિન અસલમના મુખે એવી માહિતી પણ મળી કે જ્યારે રસૂલુલ્લાહ

---

૧. માલની વહેંચણીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની કૌમનો પક્ષ લીધો તેની કલ્પના પણ થઇ શકે નહિ. આપે પોતાના ઘરવાળાંઓ-કુટુંબીજનો અને સ્નેહીઓને પણ એમાંથી કંઇ નહિ આપ્યું. મક્કહના મુહાજિરોને પણ કશું નહિ આપ્યું જેઓ ઇસ્લામ ખાતર પોતાના ઘરબાર, માલ મિલ્કત, વેપાર-રોજગાર બધું જ મક્કહમાં છોડીને મદીનહ આવી ગયા હતા અને જેઓ અત્યાર સુધી ઇસ્લામ ખાતર દુશ્મનો તરફથી તરહ તરહની તકલીફો વેઠી ચૂકયા હતા. એ બધા પણ મક્કહના કુરૈશ જ હતાને ! આપે જે કંઇ વહેંચણી કરી તે અલ્લાહના હુકમ મુજબ હતી. "હ"

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અત્તાબ બિન ઉસૈદને મક્કહમાં પોતાના જા-નશીન બનાવ્યા તો આપે તેમના જીવન-નિર્વાહ માટે રોજિંદો એક દિરહમનો પગાર નક્કી કરી દીધો. ત્યારે હઝરત અત્તાબે મક્કહના લોકોને ભેગા કરીને પ્રવચન કરતાં કહ્યું :

> "હે લોકો ! જેને એક દિરહમની ભૂખ હતી તેના કલેજાની ભૂખ અલ્લાહ તઆલાએ દૂર કરી દીધી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારા નિર્વાહ માટે રોજિંદો એક દિરહમ મુકર્રર કરી લીધો. હવે મને કોઇ વસ્તુની ભૂખ નથી."

**બૈતુલ્લાહના ઉમ્રહની તારીખ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઝી-કઅદહ મહિનામાં બૈતુલ્લાહનો ઉમ્રહ કર્યો હતો. જેથી આપ ઝી-કઅદહની છેલ્લી તારીખોમાં અથવા ઝિલ-હિજજહની પહેલી તારીખોમાં મદીનહ પહોંચી ગયા હતા.

ઈબ્ને હિશામ કહે છે : અબૂ અમ્ર મદનીના કહેવા મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝી-કઅદહની ૨૪ તારીખે મદીનહ પહોંચી ગયા હતા. (૧૫ માર્ચ ૬૩૦)

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ વરસે લોકોએ તેવી જ રીતે કઅબહની હજ્જ કરી જેવી રીતે કે અરબના લોકો આથી પહેલાં કરતા હતા. અને મક્કહના અમીર હઝરત અત્તાબ બિન ઉસૈદએ પણ આ વરસે તમામ મુસલમાનો સાથે હજ્જ કરી. [૧]

તાઇફ શહેરના લોકો રમઝાન ૯ હિજરી સુધી તાઇફમાં જ રહીને પોતાના મૂર્તિપુજાના ચીલાચાલુ ધર્મ પર કાયમ રહ્યા.

---

૧. એટલે મક્કહ ફતેહ થવા છતાં હજ્જથી કોઇને રોકવામાં નહિ આવ્યા. અરબના મુશરિકોએ બાપદાદાના રિવાજ મુજબ હજ્જ અદા કરી. મુસલમાનોએ ઇસ્લામી ક્રિયાઓ મુજબ હજ્જ કરી "હ"

# પ્રકરણ ૧૪૪

# કઅબ બિન ઝુહૈર અને બાનત સુઆદ

ભાઇનો કાગળ ભાઇને નામે ● કઅબ બિન ઝુહૈરનો જવાબ ● રસૂલુલ્લાહ (સલ.)નો અભિપ્રાય ● શાઇરીનો જવાબ શાઇરીમાં ● કઅબની હાજરી દરબારે-નબવીમાં ● કઅબનો કસીદો : બાનત સુઆદ ● અન્સારની પ્રશંસાનું કાવ્ય.

**ગુજરાતી સંપાદકની નોંધ**————કઅબ બિન ઝુહૈર મક્કહના પંકાયેલા શાઇર અને અરબી સાહિત્યના પ્રખર વિદ્વાન હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં નિંદાકાવ્યો રચીને મુશાઇરાની મેહફિલોમાં ધૂમ મચાવી દેતા. મક્કહ ફતેહ થયું ત્યાં સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટર વિરોધી રહ્યા. ફત્હે-મક્કહ બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ જાહેર કરેલા ઇશ્તેહારી મુજરિમોમાં એમનું નામ પણ શામિલ હતું કે, એમાંનો જે કોઇ ગમે ત્યાં મળે, ત્યાં જ તેને કતલ કરવો, ભલે તે કઅબહના પર્દામાં છુપાયેલો હોય! કઅબ બિન ઝુહૈર જાન બચાવીને ભાગી છૂટવામાં સફળ થઇ ગયા. એમના ભાઇ બુજૈર બિન ઝુહૈર પણ જાણીતા શાઇર હતા અને મુસલમાન બની ગયા હતા. એમણે ભાઇને કાગળ લખીને સમજાવ્યા કે બેધડક મદીનહ આવી જાવ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારથી આજ સુધી કોઇ નિરાશ થયું નથી. તમને પણ જરૂર માફી મળી જશે. ભાઇની સમજાવટથી છેવટે કઅબ મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર ચરણોમાં હાજર થઇ ગયા. ચાલાકીથી માફીનું અભયદાન મેળવી લઇને મુસલમાન બની ગયા.

મદીનહ હાજર થવા પહેલાં કઅબ બિન ઝુહૈરએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં એક શાનદાર અને ભાષાલંકારથી ભરપૂર કસીદો રચ્યો જે ''બાનત સુઆદ''નામે ઇસ્લામી ઇતિહાસમાં અને અરબી સાહિત્યમાં અમર થઇ ગયો. કસીદો એમણે મસ્જિદે-નબવીમાં અને મુસલમાનોની હાજરીમાં વાંચી સંભળાવ્યો. કસીદો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એટલા બધા ખુશ થયા કે આપે પોતાની મુબારક ચાદર પોતાના પવિત્ર અંગ પરથી ઉતારીને હઝરત કઅબ બિન ઝુહૈરને ઓઢાડી દીધી. ચાદર ઓઢાડવાનું કારણ આ ન હતું કે આપ પોતાના વખાણોથી ખુશ થઇ ગયા. આપના વખાણો તો આસમાનોમાં ખુદ અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તા

કરે છે પછી જમીનવાળાઓના વખાણોની શી નવાઇ ? બલકે અસલ કારણ આ હતું કે કઅબ બિન ઝુહૈર જેવો અકલમંદ ઇન્સાન છેવટે પણ કુફ્રો-શિર્કના આંધળા જંગલમાંથી નીકળીને ઇસ્લામની નૂરાની રોશનીમાં આવી ગયો.

આપણા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો આ જગતમાં રહમતુલ-લિલ-આલમીન બનીને પધાર્યા હતા. અલ્લાહના લાખો દુરૂદ અને સલામ હો આપના પવિત્ર આત્મા પર ! આપની એજ દયાવૃત્તિ અને ઉદાર દિલીને પ્રતાપે હઝરત કઅબ બિન ઝુહૈર જેવા એક વાજિબુલ-કત્લ ઇન્સાને, જાનની સલામતીની સાથે બંને જહાનની સલામતી પણ મેળવી લીધી. ફારસી શાઇરે આપણા આકા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં કહ્યું છે :

**બ - રફતાર સેહરા ગુલિસ્તાં કુની • બ - ગુફતાર કાફિર મુસલમાં કુની.**

---

**ભાઇનો કાગળ ભાઇના નામે**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે ફત્હે-મક્કહ અને જંગે-તાઇફ વગેરેથી નિવૃત્ત થઇને મદીનહ પધાર્યા તો હઝરત બુજૈર બિન ઝુહૈર બિન સુલમીએ પોતાના ભાઇ કઅબ બિન ઝુહૈર બિન સુલમીને નામે કાગળ લખ્યો અને તેમાં લખી જણાવ્યું :[૧]

''સલામ બાદ ભાઇને માલૂમ થાય કે જે શાઇરો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં નિંદાકાવ્યો લખીને અને આપની બદગોઇઓ કરીને આપને માનસિક ત્રાસ આપતા હતા તેઓમાંથી અમુકને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી મક્કહમાં કતલ કરવામાં આવ્યા. અને બીજા શાઇરો જેમકે અબ્દુલ્લાહ બિન ઝિબઅરા, હુબૈરહ બિન વહબ વગેરે બચી ગયા. એ બધા જાન બચાવીને પોતપોતાને રસ્તે નીકળી નાઠા.[૨]

માટે ભાઇ સાહેબ ! અગર તમને વાજબી લાગે અને તમારૂં મન માને તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં વિના વિલંબે હાજર થઇ જાવ. કેમકે જે કોઇ પણ પસ્તાવો કરીને, તોબા કરીને હાજર થઇ જાય તેને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કતલ કરાવતા નથી. હવે જો તમને હાજર થવાનું કબૂલ ન હોય તો પોતાના બચાવ માટેનું કોઇ સલામત સ્થળ શોધી લેવું.''

**કઅબ બિન ઝુહૈરનો જવાબ**————કઅબ બિન ઝુહૈર સુલમીએ પોતાના ભાઇ બુજૈરના કાગળનો

---

૧. હઝરત બુજૈર બિન ઝુહૈર ફત્હે-મક્કહ પહેલાં મદીનહ જઇને મુસલમાન બની ગયા હતા અને મદીનહમાં જ રહેતા હતા. ''હ''

૨. અબ્દુલ્લાહ બિન ઝિબઅરા મક્કહના પંકાયેલા શાઇર હતા. ઇશ્તેહારી મુજરિમ હોવાથી જાન બચાવીને નાસી ગયા હતા. બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયા. માફી મેળવી લીધી અને મુસલમાન બની ગયા. હુબૈરહ બિન વહબ હઝરત અલીના બહેન હઝરત ઉમ્મે હાનીનો ખાવિન્દ હતો. મક્કહથી જાન બચાવીને નાસી ગયો. કમનસીબ હોવાથી પરદેશમાં જ કુફ્રની હાલતમાં મરી ગયો. ''હ''

જવાબ શાઈરીમાં આપતાં લખી જણાવ્યું :

**અલા અબલિગા અન્ની બુજૈરન રિસા-લતન • ફ-હલ લકા ફીમા કુલ્ત વૈહક હલ લકા.**

હા જુઓ, મુજ તરફથી બુજૈરને મારો આ સંદેશો પહોંચાડી દો કે, અલ્યા ભાઈ ! તારૂં ભૂંડું થાય, આ જે કંઈ તેં લખી માર્યું એ શું તારી પોતાની જ વાત છે ? અથવા શું તું બાપદાદાનો ધર્મ છોડીને મુસલમાન તો નથી બની ગયો ? એમ જ હોય તો અફસોસ છે તુજ પર, તેં આ શું કરી નાખ્યું ?

**ફ - બૈયિન લના ઈન કુન્ત લસ્ત બિ-ફાઈલિન • અલા એયે શૈઇન ગૈરે ઝાલિક દલ-લકા.**

સાફ સાફ બતાવી દે, તારે પોતાના બાપદાદાના ધર્મ પર કાયમ રહેવું છે કે નહિ ? અગર નથી રહેવું તો બતાવ, એ સિવાયના બીજા ધર્મ તરફ કોણે તારૂં માર્ગદર્શન કર્યું ?

**અલા ખુલુકિન લમ તુલ્ફે ઉમ્મંવ વલા અબન • અલૈહિ વલમ તુદરિકા અલૈહિ અખન લકા.**

તેં એવો ધર્મચીલો ગ્રહણ કરી લીધો જેની ઉપર તેં, ન તારી માને ચાલતાં જોઈ છે ન તારા બાપને ચાલતાં જોયો છે ન તારા ભાઈને ચાલતાં જોવાનો છે.

**ફ - ઈન અન્તા લમ તફઅલ ફલસ્ત બિ - આસિફિન • વલા કાઈલિન ઈમ્મા અસરતા લઅન લકા.**

માટે જો તું બાપદાદાના ધર્મને વળગી રહેવાની મારી વાત નહિ માને તો મને તેનો જરાયે ખેદ નથી. હવે હું તને કંઈ કહેવાનો નથી અને જો તું ઠોકર ખાય તો અલ્લાહ તારી ઠોકરને માફ કરે ! અથવા તું ઠોકર ખાય તો હું તને ''લઅન લકા''સુધ્ધાં કહેવાનો નથી. (આ શબ્દો ઠોકર ખાતી વેળા કહેવામાં આવે છે જેના અર્થ છે : ખબરદાર થઈ જા, ચેતી જા, ઊભો થઈ જા !)

**સકાકા બિહલ મઅમૂન કઅસન રવીય-યતન • ફ અન-હલકલ મઅમૂનુ મિન્હા વ અલલકા.**

સાચું કહ્યું તો મુહંમદ અમીન સાહેબે તને ઈસ્લામ અને ઈમાનનો છલોછલ જામ પીવાડી દીધો છે અને આ જામમાંથી તેમણે તને વારંવાર પીવાડયું છે.

ઈબ્ને હિશામ કહે છે : ઉપરના શેઅરમાં બીજી રિવાયત મુજબ ''મઅમૂન'' શબ્દની જગાએ ''મઅમૂર''શબ્દ આવેલો છે. મઅમૂનના અર્થ સુરક્ષિત, મહફૂઝ, નિર્ભય, સલામત વગેરે થાય છે. અને મઅમૂર શબ્દના અર્થ છે : તે મુહંમદ અમીન સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેઓની નિમણૂંક અલ્લાહ તરફથી કરવામાં આવી છે. પયગમ્બરી મળવા પહેલાં મક્કહના લોકો આપને ''મુહંમદ અમીન''ના હુલામણા નામે બોલાવતા હતા.

**રસૂલુલ્લાહ (સલ.)નો અભિપ્રાય**————રાવીનું કથન છે : કઅબ બિન ઝુહૈરે એક કાગળ પર ઉપરના શેઅરો લખીને પોતાના ભાઈ બુજૈર બિન ઝુહૈરને મોકલાવી આપ્યા. એને વાંચવા પછી હઝરત બુજૈરને વાજબી નહિ લાગ્યું કે કાગળના લખાણને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી છુપાવીને રાખે, જેથી આપની તહેનાતમાં હાજર થઈને હઝરત બુજૈરે એ શેઅરો આપને વાંચી સંભળાવ્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે ''સકાકા બિહલ મઅમૂન'' (એટલે મુહંમદ અમીને તને ઈમાનનો છલોછલ જામ પીવાડી દીધો છે) શબ્દો સાંભળ્યા તો ફરમાવ્યું, ''આ વાત તેણે બિલકુલ સાચી

કહી છે પણ તે પોતે જૂઠો છે. હું સાચેસાચ અમીન છું પણ બધું જાણવા છતાં તે મને માનતો નથી."[1]

પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ત્રીજા શેઅરના આ શબ્દો "અલા ખુલુકિન લમ તુલ્કે ઉમ્મંવ વલા અબન" સાંભળ્યા તો ફરમાવ્યું, "કઅબ એમાં પણ બિલકુલ સાચો છે કેમકે પોતાના માબાપને તેણે ઈસ્લામના ચીલા પર ચાલતાં જોયા જ ક્યાં છે ?"

**શાઈરીનો જવાબ શાઈરીમાં**——————રાવીનું કથન છે : પોતાના ભાઈ કઅબ પેઠે બુજૈર પણ મોટા શાઈર હતા. એમણે વળતો જવાબ પોતાના ભાઈને શાઈરીમાં આ પ્રમાણે પાઠવ્યો :

**મન મુબ-લિગુન કઅબન ફહલ લકા ફીલ્લતી • તલુમુ અલૈહા બાતિલન વહિયા અહઝમુ.**

શું કઅબ પાસે જઈને કોઈ તેને આમ પૂછનાર છે કે, હે ભાઈ ! જે ધર્મચીલાની તું વગોવણી કરે છે તેમાં કોઈ ખોટી વસ્તુ છે ખરી ?

**ઈલલ - લાહે લલ ઉઝઝા વલલ લાત વહદહૂ • ફ તન્જૂ ઈઝા કાનન નજાઉ વ તસ્લમુ.**

લાત અને ઉઝઝા જેવા લેભાગુ ભગવાનો તરફ નહિ, બલકે એક જ અલ્લાહ તરફ જવાનો ઈસ્લામ વગર કોઈ પાકો રસ્તો છે ખરો ? માટે તારે નજાત મેળવવી હોય તો એજ ધર્મ ચીલા પર ચાલીને નજાત તથા સલામતી મેળવી શકે છે.

**લદૈ યવમા લા યન્જૂ વ લૈસા બિ મુફ-લિતિન • મિનન-નાસે ઈલ્લા તાહિરુલ કલ્બે મુસ્લિમુ.**

તે દિવસે જ્યારે કે જગતના તમામ લોકોમાં નજાત પામનારો, છુટકારો મેળવનારો, કામયાબ થનારો ફક્ત ચોખ્ખા દિલનો, નિખાલસ મનનો, સાફસુથરો મુસલમાન જ હશે.

**ફ દીનુ ઝુહૈરિન વહુવા લા શૈઅ દીનહૂ • વ દીનુન અબી સુલમી અલૈયા મુહર્રમુ.**

તો મારા અને તારા બાપ ઝુહેરનો ધર્મ પણ કોઈ ધર્મ છે ? અને આપણા બંનેના દાદાજી અબૂ સુલમીનો ધર્મ મુજ પર હરામ છે.

**કઅબની હાજરી દરબારે - નબવીમાં**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : પછી જ્યારે હઝરત બુજૈરનો આ કાગળ કઅબ પાસે પહોંચ્યો તો તેને વાંચીને કઅબ સ્તબ્ધ બની ગયો. તેના હાથપગ ઢીલા થઈ ગયા. અલ્લાહની વિશાળ જમીન તેના માટે તંગ બની ગઈ. ભવિષ્યના કોઈ અજાણ્યા ભયથી તે થથરી ઊઠયો. પોતાની જાત અને જાન બાબતે તેના મનમાં ડર પેસી ગયો. કઅબના જે મિત્રો તે વેળા ત્યાં હાજર હતા તે કઅબને પોતાના દુશ્મનો જેવા લાગ્યા. આ મિત્રો પણ કઅબની આ પલટાયેલી કે વિચિત્ર હાલત જોઈને એટલા ડરી ગયા કે થરથર કાંપવા લાગી ગયા [2] અને નિરંકુશ રીતે બોલી ઊઠયા, "લ્યો કઅબ તો જાણે જીવતે-જીવત મરી જ ગયો !"

કઅબ બિન ઝુહૈર માટે જ્યારે કોઈ ચારો કે આરો ન રહ્યો તો તેણે તે લા-જવાબ અને અભૂતપૂર્વ અને અમર યાદગાર જેવો કસીદો રચ્યો જેમાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના, છટાદાર શૈલીમાં ભારોભાર

---

૧. અમીન શબ્દના અર્થ અમાનતદાર, પ્રામાણિક, વિશ્વાસપાત્ર, અલ્લાહના અહકામ જરાયે વધઘટ વિના પહોંચાડનાર. "હ"

૨. એટલા માટે કે મિત્રોએ શત્રુઓ જેવી સલાહ આપતાં કઅબને ઠસાવી દીધું હતું કે, ખબરદાર ! મદીનહ ગયા કે માર્યા ગયા !" આ શબ્દોએ કઅબને રઘવાવી નાખ્યા . એમની બગડેલી દશા જોઈને મિત્રો પણ દંગ થઈ ગયા. "હ"

વખાણ કરવામાં આવ્યાં છે. આ બેનમૂન કસીદામાં તેણે, પોતે કોઈ અજાણ્યા ભયથી ધ્રૂજી ઊઠવાનો અને પોતાના ચૂગલખોર દુશ્મનોના થથરી ઊઠવાનો પણ ઉલ્લેખ કર્યો છે.

સારાંશ કે કવિતાનું ડહાપણ અને વાણીનો જાદૂ જેવો લાજવાબ અને કાવ્યરસથી છલકાતો કસીદો રચીને કઅબ બિન ઝુહૈર મદીનહ પહોંચી ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ કઅબ મદીનહ પહોંચીને જુહૈનહ કબીલાના એક મોભાદાર ગૃહસ્થના મેહમાન બન્યા અને તેને પૂરી હકીકત બયાન કરી દીધી. આ ગૃહસ્થ સાથે અગાઉથી કઅબના મૈત્રીભર્યા સંબંધો હતા. આ જુહૈની ગૃહસ્થ કઅબને ફજરની નમાઝના સમયે પરોઢે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઈ ગયા. જુહૈની ગૃહસ્થે અને તમામ મુસલમાનોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ફજરની નમાઝ પઢી. નમાઝ પછી જુહૈની ગૃહસ્થે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ઈશારો કરતાં કઅબને કહ્યું, ''આ છે અલ્લાહના રસૂલ, એમની સામે અદબથી ઊભા થઈને અમાન માગી લો.''

એમના સૂચન મુજબ કઅબ આશા-નિરાશા વચ્ચે ડોલાં ખાતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે જઈને ઊભા થયા. પછી આપના ચરણોમાં બેસીને પોતાનો હાથ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર મૂકી દીધો. આપ પોતે કઅબને ઓળખતા ન હતા. કઅબે કહ્યું, ''યા રસૂલલ્લાહ ! કઅબ બિન ઝુહૈર તૌબા કરીને, મુસલમાન બનીને આપના ચરણોમાં હાજર થવા માગે છે. જો હું તેને આપના દરબારમાં હાજર કરૂં તો શું આપ તેને અમાન આપશો ?''

આપે ફરમાવ્યું, ''હા તેના માટે અમાન છે.''

અમાન શબ્દ સાંભળતાં જ કઅબ બોલી ઊઠયા, ''યા રસૂલલ્લાહ ! હું પોતે કઅબ બિન ઝુહૈર છું.''

કઅબ બિન ઝુહૈર નામ સાંભળીને એક અન્સારી ગૃહસ્થ કઅબ તરફ ધસી ગયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! પરવાનગી હોય તો અલ્લાહના આ દુશ્મનનુ ડોકું તલવારથી ઉડાવી દઉં !''

આપે ફરમાવ્યું, ''નહિ, જવા દો એને, એ તૌબા કરીને આવ્યો છે. ખરા દિલથી પસ્તાવો કરે છે. પોતાની વીતેલી ઝિન્દગી સાથે હવે એનો કોઈ સંબંધ નથી.''

રાવીનું કથન છે : હઝરત કઅબ બિન ઝુહૈરને અન્સારના આ કબીલા પર ખૂબ ગુસ્સો આવી ગયો કેમકે તેના એક સભ્યે કઅબ પ્રત્યે આગઇાજતું કે અપમાનભર્યું વર્તન કર્યું હતું. જ્યારે કે મક્કહના મુહાજિરોમાંથી દરેક માણસ કઅબ માટે શુભેચ્છા અને ધન્યવાદના શબ્દો ઉચ્ચારતો હતો.

**કઅબનો કસીદો : બાનત સુઆદ**————એ પછી હઝરત કઅબ બિન ઝુહૈરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં રચેલો કસીદો વાંચી સંભળાવ્યો.

> નોટ : અલ્લામા ઈબ્ને હિશામે હઝરત કઅબના આ ''બાનત સુઆદ'' નામે પંકાયેલા કસીદાના ૬૮ શેઅરો પોતાની કિતાબમાં ટાંકેલા છે. અને પ્રકરણ ૧૭૫ના દસેક પાનાંઓમાં તેનો સમાવેશ થયો છે. અમે થોડાક શેઅરો અહીં રજૂ કરીએ છીએ. કસીદાનો મત્લઅ એટલે પહેલો શેઅર આ છે :

**બાનત સુઆદુ ફ - કલ્બીલ યવમા મત્બૂલુ • મુતય - યમુન ઈસ્-રહા લમ યુફદા મકબૂલુ.**

મારી સુઆદ મારી પ્રિયતમા, મારી માશૂકા મુજથી વિખૂટી પડી ગઈ છે. જેથી (તેના આ પ્રાણઘાતક અને વસમા વિયોગને કારણે) આજકાલ મારૂં માંદલું, નબળું, પ્રેમનું રોગી, પ્રેમની જાળમાં ફફડતું હૃદય, મારી પ્રિયતમાનું પગેરૂં મેળવવા માટેની રખડપટ્ટીની ધૂળ ફાંકવામાં ખુવાર થઈને રહી ગયું છે.

**વમા સુઆદુ ગદાતલ બૈન ઇઝ રહલૂ • ઈલ્લા અગન્નુ ગદીદુદ તરફે મકહૂલુ.**

સુરીલા કંઠવાળી, મારકણા નયનોવાળી સુઆદના વિયોગ વેળા, જ્યારે તેના ઘરવાળાં તેને લઈને કૂચ કરતાં હતાં, તે એવી કુમળી વયની હરિણી જેવી લાગતી હતી જે નાકમાંથી સ્વર કાઢે છે અને જે નમણા નયનોવાળી તથા શરમીલી હોય છે.

**તજલૂ અવારિદા ઝી ઝલમિન ઇઝા ઇબ - તસમત • કઅન - નહૂ મુન્હલુન બિર રાહે મઅલૂલુ.**

હાસ્ય વેરતી વેળા સુઆદ પોતાના પાણીદાર, ચમકદાર, સફેદ-સફેદ દાંતોનું પ્રદર્શન કરતી હતી જેમાંથી એવી ભીની-ભીની મહેક આવતી હતી જાણે કે તેને વારંવાર સુગંધીદાર શરાબનું પાન કરાવવામાં આવ્યું હોય.

**અમ્સત સુઆદુ બિ અર્દિન લા યુબલ-લિગુ-હા • ઈલલ ઈતાકુન નજી-બાતુલ મરાસીલુ.**

સુઆદ એટલી દૂર-સુદૂરની ભૂમિમાં પહોંચી ગઈ છે કે તેની પાસે અસલી વંશના, જાતવંત, બળવાન, ફૂર્તિલા, પવનવેગી ઊંટો સિવાય કોઈ પહોંચાડી શકતું નથી.

**અરજૂ વ આમુલુ અન તદૈનુ મવત - દતુહા • વમા ઈખાલુ લદૈના મિન્કે તન્વીલુ.**

હે સુઆદ ! જો કે તારી તરફથી, તારી કૃપા દ્રષ્ટિની, હું કલ્પના સુધ્ધાં નથી કરતો છતાં આશાવાદી પેઠે આસ બાંધીને બેઠેલો છું કે તારો પ્રેમ તને મુજથી નિકટ કરી દેશે.

(સંપાદકનો જરૂરી ખુલાસો : હઝરત કઅબ બિન ઝુહૈરે કસીદાની શરૂઆત કરતાં સુઆદ નામે જે પ્રિયતમાનું વર્ણન કર્યું છે એ એમની નિકાહી બીબી એટલે ધર્મપત્ની હતી જે એમના કાકાની પુત્રી હતી. જાનના ડરથી હઝરત કઅબ મક્કહથી નાસીને ખાસ્સી મુદ્દત સુધી ઘરવાળાંઓથી વિખૂટા પડી ગયા હતા. જેથી શાઈરોના ચીલા મુજબ કસીદાનો આરંભ, રોમાંચક શૈલીએ, વહાલસોયી પત્નીના વિયોગથી કર્યો. અલ્લામા ઝુરકાની "શરહે-મવાહિબે-લદુન્નિયા"માં લખે છે :" કેટલાક વિવેચકોનો આ દાવો કે, સુઆદ એક કલ્પિત નામ છે જેનો શાઈરે પોતાની પ્રિયતમા તરીકે ઉલ્લેખ કર્યો છે, એ તેઓની ભૂલ છે. એટલે જ અલ્લામા શામીએ પોતાની સીરતમાં લખ્યું છે કે, સુઆદ કોઈ કલ્પિત નહિ પણ સાચું નામ છે."હ")[1]

સારાંશ કે હઝરત કઅબ બિન ઝુહૈર, પોતાના કસીદામાં સુઆદના અવનવા ગુણધર્મના લંબાણ વિવેચન બાદ પોતાને મોતથી ડરાવનારા ફિત્નાખોર, કીનાખોર અને ચુગલખોર મિત્રોનું વર્ણન કરતાં કહે છે :

**તસ્અલ ગુવાતુ જનાબૈહા વ કવલુ-હુમ • ઈન્નકા યબ્ન અબી સુલમા લ-મકતૂલુ.**

ફિત્નાખોર લોકો ચોતરફ ચુગલખોરી કરતાં કહી રહ્યા છે : "હે અબૂ સુલમીના બેટા ! તું ત્યાં ગયો

---

૧. હવાલા માટે જુઓ : અહદે-નુબુવ્વત કે માહ-વ-સાલ પેજ ૩૪૯ "હ"

કે તરત કતલ થઈ જવાનો !'' કેમકે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તારી કતલની દાંડી પીટાવી દીધી છે.

**વ કાલા કુલ્લુ સદીકિન કુન્તુ આમિ-લહૂ • લા ઉલ-હિયન-નકા ઇન્ની અન્ક મશ્ગૂલુ.**

અને દરેક મિત્રે, જેનાથી મને કંઈક આશા હતી, મને રોકડું પરખાવી દીધું કે, હે કઅબ ! હું તને કોઈ રીતે અંધારામાં રાખવા માગતો નથી. સાંભળી લે, હું તારાથી બિલકુલ અલગ છું, મારી પાસેથી કોઈ મદદની આશા રાખવી નહિ.

**ફ કુલ્તુ ખલ્લૂ સબીલી લા અબા લકુમ • ફ કુલ્લ મા કદ-દરર રહમાનુ મફઊલુ.**

મેં તેઓને કહી દીધું, તમારો બાપ મરે, મારો રસ્તો છોડી દો. પછી દયાળુ અલ્લાહ તરફથી નસીબમાં જે કંઈ લખેલું હોય તે ભલે થઈને રહે.

**કુલ્લબ્ને ઉન્સા વઇન તાલત સલા-મતુહૂ • યવમન અલા આલતિન હદબાઅ મહમૂલુ.**

દરેક મા ના બેટાને, પછી ભલે તેની ઝિન્દગી લાંબી હોય કે ટૂંકી, એક દિવસે તે ખાટલામાં જરૂર સુવાડવામાં આવશે જેમાં મુરદાંને ઉપાડીને લઈ જવામાં આવે છે. (તો પછી મોતથી શું ડરવાનું ? માટે દુશ્મનોએ મારા મરણ પર ખુશ થવાની જરૂર નથી.)

**નુબ-બિઅતુ અન્ન રસૂલલ્લાહિ અવ અદ્ની • વલ અફવુ ઇન્દ રસૂલિલ્લાહિ મઅમૂલુ.**

મને સમાચાર આપવામાં આવ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તને ચેતવણી આપી દીધી છે. પરંતુ મને તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં જઈને માફી તથા દરગુજરની આશા લાગેલી હતી.

**મહલન હદાકલ લઝી અઅતાકા નાફિલત અલ- • કુર્આનિ ફીહા મવા-ઇઝુંવ વ તફસીલુ.**

યા રસૂલલ્લાહ ! નિરાંતથી સોચવિચાર કરો. આપને તો તે અલ્લાહ તઆલાએ હિદાયત આપેલી છે જેણે આપને પયગમ્બરીની સાથે કુર્આન આપેલું છે. અને કુર્આનમાં તો દરેક પ્રકારની નસીહતો અને હિદાયતો છે અને તેની વિગતો પણ દર્શાવેલી છે.

**લા તઅ-ખુઝની બિ-અકવા - લિલ-વુશાતે વલમ • ઉઝનિબ વ લવ કસુરત નિય્યલ અકાવીલુ.**

યા રસૂલલ્લાહ ! આપ ચુગલખોરોની વાતો પર ન જાવ. મારા વિષે તેઓ ગમે તેવી, તરહ-તરહની વાતો કરે. પરંતુ મેં કોઈ ગુનાહનું આચરણ કર્યું નથી.

**લકદ અકૂમુ મુકામન લવ યકૂમુ બેહી • આરા વ અસ્મઉ મા લવ યસ્મઉલ-ફીલુ.**

યા રસૂલલ્લાહ ! અલ્લાહના સોગંદ, હું આપની નૂરાની મજલિસમાં હાજર છું અને બધું, જોઈ રહ્યો છું, સાંભળી રહ્યો છું. અગર હાથી પણ આપની આ દબદબાભરી મજલિસમાં હાજર થઈને આપની વાતો સાંભળી લેતે તો તે પણ થરથર કાંપવા લાગતે.

**લઝલ્લા યર-અદુ ઇલ્લા અંય યકૂના લહૂ • મિનર રસૂલે બિ-ઇઝ - નિલ્લાહે તન્વીલુ.**

તો આ હાલતમાં અલ્લાહના હુકમ મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી, થરથર

ક્રાંપનારા હાથીને પણ માફી મળી જતે અને તેનો છુટકારો થઇ જતે.

હત્તા વદઅ-તુ યમીની મા ઉના - ઝિઉહૂ • ફી કફ્ફે ઝી નકિમાતિન કીલુતુલ કીલુ.

ત્યારે મેં મારો જમણો હાથ "સાહિબે-નકિમાત"ના મુબારક હાથમાં આપી દીધો. યા રસૂલલ્લાહ! અસલ કથન તો હકીકતમાં આપનું જ કથન છે. (કેમકે આપનો હુકમ મળતાં તરત તેનો અમલ થાય છે. અને "સાહિબે-નકિમાત" રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો લકબ છે. જેના અર્થ : કટ્ટર કાફિરો પાસેથી તેઓના કટ્ટરવાદનો સખત બદલો લેનાર.)

ફ - લહ્વ અખૂફૂ ઈન્દી ઈઝા કુલ્લીમ - મહૂ • વ કીલા ઈન્નકા મન્સૂબુન વ મસ્ઊલુ.

પરંતુ જ્યારે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતો કરતો હતો તે વેળા મને કહેવામાં આવ્યું કે, "હે કઅબ ! તેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં આવી આવી વાતો કહી હતી અને એ વાતોનો તું પોતે જવાબદાર છે.

મિન ઝૈગમિન બિ-દરાઇલ - અર્દે મુખ-દરુહૂ • ફી બત્ને અસ્સરા ગીલુન દૂનહૂ ગીલુ.

તો તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા માટે, ગીચ જંગલના સિંહથી પણ વધારે વિકરાળ લાગતા હતા; તે સિંહ કે જેની ગુફા અસ્સર નામે જંગલમાં આવેલી હોય. આ બિહામણા જંગલના ખોફનાક પ્રાણીઓ ચીરીફાડી નાખવામાં પંકાયેલા હોય છે. અને આ જંગલની ઝાડીઓ આપસમાં ગૂંથાયેલી અને વીંટળાયેલી હોય છે.

ઈન્નર રસૂલા લ - નૂરૂંય યુસ-તદાઉ બિહી • મુહન - નદુમ મિન સુયૂફિલ્લાહે મસલૂલુ.

એમાં શું શંકા છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક એવું નૂર છે જેમાંથી સત્યની રોશની મેળવવામાં આવે છે અને યા રસૂલલ્લાહ ! આપ તો અલ્લાહની તલવારોમાંથી, મ્યાનમાંથી નીકળેલી એક ઉઘાડી તલવાર છો.

(સંપાદકની નોંધ : હઝરત કઅબે જ્યારે ઉપરનો શેઅર સંભળાવ્યો તો બીજી કડીમાં "મિન સુયૂફિલ્લાહ"ની જગાએ "મિન સુયૂફિલ-હિન્દ"ના શબ્દો કહ્યા જેને સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "કઅબ ! સુયૂફિલ-હિન્દ નહિ, સુયૂફિલ્લાહ કહો." એટલે હિન્દી તલાવર નહિ, અલ્લાહની તલવારોમાંથી એક તલવાર. હઝરત કઅબે તરત સુધારો કરીને પૂરો શેઅર સંભળાવ્યો. સુધારાવાળો શેઅર સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખુશ થઇ ગયા. તે વેળા આપે યમાની ચાદર ઓઢેલી હતી. મુબારક અંગ પરથી આ ચાદર કાઢીને આપે હઝરત કઅબને ઓઢાડી દીધી.

કોઇ શાઇરને દરબારે-નબવીથી ઇનામ મળવાનો આ પહેલો પ્રસંગ હતો અને જે શાઇરને ઇનામ મળ્યું તે કેવો શાઇર હતો ? એવો શાઇર જે નિંદાકાવ્યો લખીને મુશાઇરાઓમાં વાહવાહની ખંડણી મેળવતો હતો અને જેનું ડોકું ઉડાવી દેવાનો હુકમ બહાર પડી ચૂક્યો હતો. આજે રહમતુલ-લિલ-આલમીનની જન્નતી ચાદર મેળવીને પોતે પણ જન્નતનો હકદાર ઠરી ગયો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ મુબારક ચાદર હઝરત કઅબ જીવ્યા ત્યાં સુધી એમની જ પાસે રહી અને તેઓ પોતાની જાન પેટે એની હિફાઝત કરતા રહ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની

વફાત બાદ હઝરત અમીર મુઆવિયહએ ૧૦ હજાર દિરમમાં એની માંગણી કરી પણ હઝરત કઅબે કબૂલ નહિ કરતાં ફરમાવ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ જન્નતી યાદગાર છે એને કોઇ પણ કિંમતે હું આપી શકું નહિ."

હઝરત કઅબની વફાત પછી એમના વારિસો પાસેથી હઝરત મુઆવિયહએ ૨૦ હજાર દિરમ આપીને આ મુબારક ચાદર ખરીદી લીધી અને લાંબી મુદ્દત સુધી મુસલમાન બાદશાહો એના દીદારથી પોતાની આંખો ઠંડી કરતા રહ્યા. પછી તાતારી ફિત્નામાં ગુમ થઇ ગઇ.

હઝરત કઅબ બિન ઝુહૈર અરબના ટોચના શાઇરોમાંથી હતા. એમના બેટા હઝરત ઉકબા બિન કઅબ અને એમના પૌત્ર હઝરત અવ્વામ બિન ઉકબા પણ મોટા શાઇર થઇ ગયા છે. આ ખાનદાન માટે શાઇરી બહુ મુબારક સાબિત થઇ કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખુશ્નૂદીનું કારણ બની. "હ")[1] સંપાદકની નોંધ પૂરી થઇ.

---

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હઝરત કઅબ બિન ઝુહૈર રદિયલ્લાહુ અન્હુ "બાનત સુઆદ"કસીદામાં મુહાજિરીન એટલે મક્કહથી હિજરત કરીને મદીનહમાં વસેલા મુસલમાનોના વખાણ કરતાં કહે છે :

**ઝાલુ ફમા જાલ અન્કાસુંવ વલા કુશુફુન • ઇન્દલ લકાએ વલા મીલુમ મઆઝીલુ.**

આ લોકો મક્કહથી હિજરત કરીને ગયા ત્યારે કંઇ એવા નબળા, નિર્બળ, ઢાલ-તલવાર વગરના કે હથિયાર વિનાના ન હતા કે, યુધ્ધ પ્રસંગે દુશ્મનનો મુકાબલો ન કરી શકે. બલકે મોટા બળવાન, યુધ્ધકળાના પ્રખર અભ્યાસી અને ઘડાયેલા લડવૈયા હતા.

**શુમ્મલ અરાનીન અબ્તાલુન લબૂસુ-હુમ • મિન નસ્જે દાવૂદા ફિલ હયજા સરાબીલુ.**

આ ઊંચા ઊંચા નાકોવાળા મુહાજિરીન મોટા લડવૈયા છે. યુધ્ધ વેળા દાવૂદ પયગમ્બરના હાથથી બનેલા મજબૂત કવચો એમણે પોતાના શરીરે સજાવેલા હોય છે.[2]

**લયસૂ મફારીહા અન નાલત રિમાહુ - હુમ • કવમન વ લયસૂ મજા-ઝીઅન ઇઝા નાલુ.**

આ મુહાજિરો એવા ઉછાછળા નથી કે એમના ભાલા કોઇ કોમ પર ફતેહ મેળવી લે તો ઇતરાવા લાગે અને હાર પામે તો રડાકૂટ કરવા લાગે.

**યમ્શૂના મશ્યલ જમાલિઝ - ઝુહરે યઅસિમુ-હુમ • દરબુન ઇઝા અર્રદાસ સૂદુત - તનાબીલુ.**

આ મુહાજિરો, સફેદ રંગના રૂપાળાં ઊંટો પેઠે, દમામભરી ચાલે ચાલનારા લોકો છે. જયારે કાળા રંગના ઠીંગણા લોકો નાસવા લાગે તો એમની તલવારો તેઓનું રક્ષણ અને તેઓનો બચાવ કરે છે.

**લા યક્-ઉત - તઅનુ ઇલ્લા ફી નહુરે-હિમ • વમા લહુમ અન હિયાદિલ મવતે તહલીલુ.**

---

૧. અસ્હિ-હુસ-સિયર પેજ ૩૩૧-સીરતુલ-મુસ્તફા જિ. ૩ પા. ૮૫

૨. કવચ એટલે લોખંડી બખતરો સૌથી પહેલાં અલ્લાહના પયગમ્બર હઝરત દાવૂદ (અલૈ.)એ બનાવ્યાં. આ કળા ખુદ અલ્લાહ તઆલાએ તેમને શીખવી હતી. સૂરએ-સબાના બીજા રૂકૂઅની બીજી આયતમાં છે : "વ અલન્ના લહુલ-હદીદ...." તરજુમો : અને બનાવી દીધું અમે દાવૂદ માટે લોખંડને મીણ જેવું નરમ અને પોચું. અને કહ્યું, ખુલ્લાં બખતરો બનાવ અને કડીઓને જોડવામાં યોગ્ય માપ રાખ. "હ"

ભાલાઓના વારો તેમની પીઠો પર નહિ, એમના સીનાઓ પર પડે છે. (એટલે તેઓ સામી છાતીએ ઝીંક ઝીલે છે. નાસીને પીઠ પર ઘા નથી લેતાં ) અને ન તેઓ મૃત્યુની વાવડીમાં ડૂબકી મારવામાં વિલંબ કરે છે.

**અન્સારની પ્રશંસાનું કાવ્ય**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : આસિમ બિન ઉમર બિન કતાદહનું બયાન છે : "હઝરત કઅબે જયારે મુહાજિરોની પ્રશંસાનો આ શેઅર સંભળાવ્યો : "દરબુના ઇઝા અર્રદસ્ સૂદુત - તનાબીલુ." (જયારે કાળા રંગના ઠીંગણા લોકો નાસવા લાગે છે.....) તો એનાથી કઅબનો ઇશારો મદીનહના અન્સાર તરફ હતો. કેમકે અમારા એક અન્સારી ગૃહસ્થે અજાણતામાં હઝરત કઅબને કતલ કરવાની પરવાનગી માગીને તેમની પ્રત્યે કંઇક અણછાજતો વર્તાવ કર્યો હતો. આથી હઝરત કઅબ અન્સારથી નારાજ થઇ ગયા હતા. આ કારણે હઝરત કઅબે પોતાના કસીદામાં રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી ફક્ત મક્કહના કુરૈશ મુહાજિરોના વખાણ કર્યા હતા અને મદીનહના અન્સારને જતા કર્યા હતા. આ કારણે અન્સારના બધા લોકો હઝરત કઅબથી ખફા થઇ ગયા હતા. (કે એક ગૃહસ્થની ભૂલથી બધાને કેમ જતા કરવામાં આવ્યા? વળી આ ભૂલ અજાણતામાં તેમનાથી થઇ હતી.)

ઇબ્ને હિશામ કહે છે : બીજી રિવાયત એમ છે કે હઝરત કઅબને મુખે "બાનત સુઆદુ ફ-કલબીલ યવમ મત્બૂલુ"વાળો પૂરો કસીદો સાંભળી લેવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને ફરમાવ્યું, "હે કઅબ ! કાશ ! તમે આ કસીદામાં મારા અન્સાર સહાબાના પણ વખાણ કર્યા હોત ! શું તેઓ વખાણને પાત્ર નથી ?"

અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફર્માઇશ કરે અને કઅબ તેનો અમલ નહિ કરે? અદબથી મસ્તક નમાવીને હઝરત કઅબે અરજ કરી, "હા કેમ નહિ યા રસૂલલ્લાહ ! સાંભળો:

**મન સર્રહુ ક-ર-મુલ હયાતે ફલા યઝલ • ફી મિક-નબે મિન સાલિહીલ અન્સારે.**

જે માણસ જીવનના ઊંચા મૂલ્યો અને સંસ્કારોથી ભાગ્યશાળી થવા માગે, તેણે અન્સારના સદાચારી મુજાહિદ સવારોની સંગત ગ્રહણ કરવી જોઇએ.

**વરિસુલ મકારિમા કાબેરન અન કાબેરિન • ઇન્નલ ખયાર હુમ બનુલ અખ્યારે.**

આ અન્સાર ગૃહસ્થો વંશપરંપરાથી પ્રતિષ્ઠા, માનઆબરૂ અને ઉચ્ચ સંસ્કારના વારસદાર બનતા ચાલ્યા આવે છે. હકીકત આ છે કે સર્વશ્રેષ્ઠ લોકો ફકત અન્સાર વંશના લોકો છે.

**અલ - મુકરે -હીનસ - સમ-હરીય્યે બેઅઝ - રઇન • ક - સવાલિ - ફિલ હિન્દીય્યે ગયરુ કસારે.**

જેઓ લાંબી-લાંબી હિન્દી તલવારોની ધારો જેવા સમ્હરી ભાલાઓને પોતાના હાથોથી ઝીંકવાની કળામાં પારંગત છે.

**વલ બાએઇન નુફૂસ-હુમ લિ-નબીય્યે હિમ • લિલ મવતે યવમિન તઆનુ-કીંવ - વ - કિરારે.**

આ અન્સારના લોકો પોતાના નબી માટે ઘમસાણના યુધ્ધમાં પોતાના પ્રાણોને મૃત્યુના બદલામાં વેચી દેનારા છે.

**યત્-તહ-હરૂના યરવ-નહૂ નુસ્કા - લહુમ • બિ - દમાએ મન અ-લ-કૂ મિનલ કુફફારે.**

આ અન્સાર ગૃહસ્થો એવા કાફિરોના લોહીથી તહારત એટલે પાકી હાસિલ કરે છે. જેઓ અધ્ધર હાલતમાં લટકેલા છે અને આ તહારતને તેઓ પોતાને માટે ઈબાદત સમજે છે.

**દરિબૂ કમા દરબત બિ-બત્ને ખફીય-યતિન • ગલબુર-રિકાબુ મિનલ - અસ્વદે દવારે.**

આ લોકો શત્રુઓના શિકારથી એટલા ટેવાયેલા છે જેટલા, બખોલમાં રહેનારા જાડી-ભરાવદાર ગરદનવાળા, ચીરીફાડી નાખનાર સિંહો ટેવાયેલા હોય છે.

**વ ઇઝા હલલ-તા લિ-યમ - નઊિકા ઇલૈહિમ • અસ્બહત ઇન્દ મઆ-કેલિલ અઅફારે.**

અને જ્યારે તમે તેઓના રહેઠાણે જઈને ઉતારો લો અને તેઓનો આસરો લો કે જેથી તેઓ તમારૂં રક્ષણ કરે તો જાણે તમે પહાડી બકરાઓના બચ્ચાંઓની પનાહગાહમાં પહોંચી ગયા. (જ્યાં તમારૂં પૂરેપૂરૂં રક્ષણ થશે.)

**કવમુન ઇઝ અખ-વતિન નુજૂમુ ફ-ઈન્નહુમ • લિત - તારિકી - નન - નાઝિલીન મકારે.**

આ મદીનહના અન્સાર એવા લોકો છે કે, રાતનું અંધારૂં છવાયેલું હોય, આકાશ પરથી સિતારા તૂટતા હોય, વરસાદ ખેંચાઇ ગયો હોય, કારમો દુકાળ પડેલો હોય તેવા સમયે, ભૂખ્યા-તરસ્યા, દુખિયારા મહેમાનો આવી ચઢે તો આ લોકો તેઓની શાનદાર ઝિયાફત કરે છે અને ઉપરથી તેઓની નાશ્તા-દાનીઓને પણ ઠસોઠસ ભરી દે છે.

ઈબ્ને હિશામ કહે છે : અલી બિન ઝૈદ બિન જુદઆનની, મને મળેલી રિવયાત મુજબ હઝરત કઅબ બિન ઝુહૈર સુલમીએ પોતાનો "બાનત સુઆદુ ફ-કલ્બીલ-યવમ મત્બૂલુ" વાળો પૂરો કસીદો મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં પોતે વાંચી સંભળાવ્યો હતો. (અને મદીનહના અન્સારની શાનમાં જે કસીદો રચ્યો તેના શેઅરો માગે ફીલ-બદીહ કહ્યા હતા.)

**સંપાદકની નોંધ**——————હઝરત કઅબ બિન ઝુહૈર રદિયલ્લાહુ અન્હુનો "બાનત-સુઆદ" વાળો આ છટાદાર કસીદો અરબી સાહિત્યની એક ફસીહ અને બલીગ એટલે વાણી-પ્રતિભા અને ભાષા-અલંકારથી ભરપૂર અમર કાવ્ય-કૃતિ છે. આ અનુપમ કસીદાના થોડાક શેઅરો અમે નમૂના દાખલ ઉપર રજૂ કર્યા છે. કસીદાના ઉર્દૂ કે ગુજરાતી તરજુમામાં તે ખૂબી કયાંથી આવી શકે જે અસલ કૃતિમાં છે. જાહેરી વાત છે કે તરજુમો અસલનો હક અદા કરી શકે નહિ. "હ"

---

# પ્રકરણ ૧૪૫

# ગઝવએ-તબૂક

## (રજબ સન ૯ હિજરી)

તબૂક માટે તૈયારીનો આદેશ • જંગે-તબૂક અને મુનાફિકોના બહાના • પ્રચંડ ગરમીનું ઠંડુ બહાનું • મુનાફિકોના કાવતરાનું મથક • જંગે-તબૂક માટે ફાળાની ફર્માઇશ • સવારીના અભાવે રડનારાઓની કથા • પાછળ રહી જનાર નિખાલસ સહાબા • પાછળ રહી જનારૂં મુનાફિકોનું લશ્કર • હઝરત અલી પર મુનાફિકોનો આક્ષેપ • હઝરત અબૂ ખૈસમહનો કિસ્સો • અઝાબનો ભોગ બનેલા લોકોની ધરતી • હિજ્રની ભૂમિમાં રડતાં જવાનું ફરમાન • વરસાદનો મુઅજિઝો • મુઅજિઝા પર મુનાફિકોનો કટાક્ષ • ખોવાયેલી ઊંટણી પર કટાક્ષ • હઝરત અબૂ ઝરનો કિસ્સો • અબૂ ઝરની વફાતની પેશીનગોઇ • મુનાફિકોની અવનવી હરકતો • ઐલહના રાજા સાથે સુલેહ • દૂમહના બાદશાહના શરણાગતિ • ઉકૈદર બાદશાહનો છુટકારો • તબૂકથી વાપસી અને પાણીનો મુઅજિઝો • હઝરત ઝુલ-બજાદૈનની વફાત • ઝુલ-બજાદૈન નામ પડવાનું કારણ • પાછળ રહી ગયેલાઓ અંગે સવાલ • મુનાફિકોની મસ્જિદે-દિરારનું ખંડન • મસ્જિદે - દિરારના બાનીઓ • મદીનહથી તબૂક સુધીની મસ્જિદો.

**તબૂક માટે તૈયારીનો આદેશ**——————અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ કહે છે : મને ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુકકાઇએ મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબીની આ રિવાયત કહી સંભળાવી : રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝિલ-હજ્જ ૮ હિજરીથી રજબ ૯ હિજરી સુધીના લગભગ ૭ મહિના મદીનહમાં બિરાજમાન રહ્યા. [૧] એ પછી આપે મુસલમાનોને મુલ્કે-રોમના લોકો સાથે જંગ કરવા માટેની તૈયારીનો હુકમ ફરમાવ્યો.

ઇબ્ને હિશામ કહે છે : ઇબ્ને ઈસ્હાકના કથન મુજબ આપણા ઉલમાએ-કિરામ એટલે કુર્આન અને હદીસનું બહોળું જ્ઞાન ધરાવનારા વિદ્વાનો, ઇતિહાસકારો અને સીરત-સાહિત્યના પ્રખર અભ્યાસીઓમાંથી મુહંમદ ઇબ્ને શિહાબ ઝુહરી, યઝીદ ઇબ્ને રૂમાન, અબ્દુલ્લાહ ઇબ્ને અબીબક્ર તથા આસિમ બિન ઉમર બિન કતાદહ વગેરેમાંથી દરેક વિદ્વાને, ગઝવએ-તબૂક એટલે તબૂક સ્થળે ખેલાયેલા ધર્મયુધ્ધને લગતી જે કંઇ માહિતી તેઓને મળી તેજ મુજબ તેનું વર્ણન તેઓએ પોતાના શબ્દોમાં કરી દીધું. એમાં એક વિદ્વાનને જંગની જે કંઇ માહિતી મળી તે તેમાણે પોતાના શબ્દોમાં ટાંકી બતાવી અને બીજા વિદ્વાનને જંગની જે કંઇ માહિતી મળી તે તેમાણે

૧. સન ૮ હિજરીનો ઝિલ-હજ્જ મહિનો ૨૨ માર્ચ ૬૩૦થી શરૂ થયો અને રજબ ૯ હિજરીનો આરંભ ૩૧ ઓકટોબર ૬૪૦થી થયો. (સીરતે ઇબ્ને હિશામ જિ.૨ પા.૬૨૦નો હાશિયો)

પોતાના શબ્દોમાં રજૂ કરી દીધી. આ કારણે જે માહિતીની રિવાયત એક વિદ્વાન બયાન કરે છે તે બીજા વિદ્વાન બયાન નથી કરતાં. અમે એ બધી માહિતીઓને ભેગી કરીને અત્રે તેનું બયાન રજૂ કરીએ છીએ.

ગઝવએ-તબૂકને લગતી જે કંઇ સનદી માહિતી મને આ વિદ્વાનો તરફથી મળવા પામી તે મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ગઝવએ-તબૂક માટેની તૈયારીનો હુકમ ફરમાવી દીધો.

આ હુકમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એવા સંજોગોમાં આપ્યો કે તે વેળાના સંજોગો યુધ્ધ માટે બિલકુલ અનુકૂળ કે જરાયે બંધબેસતા ન હતા. કેમકે એ ખાધખોરાકીની તંગી અને ગરીબી, ધોમ ધખતો તાપ, કાળઝાળ ગરમી, પ્રચંડ ઉકળાટ, અને ઉપરથી શહેરો તથા વસતિઓમાં દુકાળ તેમ જીવન-જરૂરિયાતની કારમી અછતનો જમાનો હતો.

બીજી તરફ ખેતરો અને વાડીઓના ઝાડો પર પાકેલાં ફળોની ફસલ તૈયાર હતી. ઝાડની ડાળીઓ ફળોના બોજથી લચક-લચક થતી હતી. એ ફળોને લણવાની તૈયારી ચાલતી હતી. લોકો પોતાના ફળવાળાં ઝાડોના સાયામાં જ રહેવાનું પસંદ કરતા હતા. અર્થાતઃ આવા તદ્દન બિનઅનુકૂળ સંજોગોમાં લોકોને પોતાના ઘરોમાંથી નીકળવાનું અને ફળો લણવાની વર્તમાન મોસમમાં પોતાના શહેરમાંથી નીકળીને દૂર-દરાઝના શહેરો તરફ સફર કરવાનું મુદ્દલ પસંદ ન હતું.

આથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે જયારેય કોઇ લડાઇ કે ચઢાઇ માટે નીકળવાનો આપ ઇરાદો ફરમાવતા તો, તેના માટે ઇશારા-કિનાયા કે સંકેતના શબ્દોથી કામ લઇને, જયાં જવાનું જાહેર કરતા, તેનાથી ઊલટી દિશાએ લાંબો ચકરાવો લઇને ધારેલા સ્થળે પહોંચી જતા.

પરંતુ આ જંગે-તબૂકના મામલામાં મદીનહથી લઇને રોમ સુધીનો અતિ લાંબો વિસ્તાર, દૂરો-દરાઝનો આકરો પ્રવાસ, કાળઝાળ ઉનાળો, ધોમ ધખતો તાપ, સવારીઓની અછત, દુકાળનું કારમું વરસ, દુશ્મનોનું જંગી સંખ્યાબળ વગેરે બાબતોનો આપે ચોખ્ખા શબ્દોમાં ખુલાસો કરી દીધો હતો કે જેથી આ હાડમારીઓને પહોંચી વળવા માટેની યોગ્ય તૈયારીઓ કરી લેવામાં આવે.

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોને જંગે-તબૂક માટે સફરની તૈયારી કરી લેવાનો હુકમ ફરમાવી દીધો અને જંગલો, પહાડો તથા રેતીના રણો વટાવતા મુલ્કે-રોમના ખ્રિસ્તી દુશ્મનો સુધી પહોંચવાનું છે તે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધું.

**ગુજરાતી સંપાદકની નોંધ**—————ઇબ્ને હિશામની સીરતુન-નબીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આવા પ્રતિકૂળ સંજોગોમાં જંગે-તબૂક માટે કેમ નીકળવું પડયું અને તેનું કારણ શું બન્યું તેનો ખુલાસો લખેલો નથી. સીરતે-નબવીના સનદી ગ્રંથોને આધારે ટૂંકાણમાં એની વિગત એમ છે કે સન ૮ હિજરીમાં ઇસ્લામના દુશ્મન ખ્રિસ્તીઓ સાથે ખેલાયેલા ''ગઝવએ-મૂતહ''માં રોમન શહેનશાહ કયસરને મુસલમાનોના ઇમાની જુસ્સા અને જિહાદી જોશનો પરચો મળી ગયો હતો. તેનું બે લાખનું કીડીદળ જેવું લશ્કર ત્રણ હજારના નજીવા જેવા ઇસ્લામી લશ્કર પર ફતેહમંદી મેળવી શકયું ન હતું.

જંગે-મૂતહમાં હઝરત ઝૈદ બિન હારિસહ, હઝરત જઅફર બિન અબૂ તાલિબ અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા રદિયલ્લાહુ અન્હુમના શહીદ થવા પછી હઝરત ખાલિદ બિન વલીદ કુનેહભરી વ્યૂહરચના કે હયરત ભરેલી જંગી ચાલથી ઇસ્લામી લશ્કરને બે લાખની ભીંસમાંથી સહીસલામત કાઢી લાવ્યા હતા અને ખ્રિસ્તી

દુશ્મનો નપુંસકો પેઠે તેઓનું મોં તાકતા રહી ગયા હતા.

મૂતહનું આ યુધ્ધ હિજરી ૮માં સર્જાયું હતું. એ પછી હિજરીનું નવમું વરસ આખા અરબમાં દુકાળનું કે ભૂખમરાનું વરસ હતું. ઉનાળો આકરો હતો. ગરમી જોબન પર હતી. વરસાદના અભાવે ખાદ્યખોરાકીની તીવ્ર તંગી હતી. લોકો ભૂખમરાને આરે પહોંચી ગયા હતા. મદીનહની હાલત પણ એવી જ હતી. જેમકે ઈબ્ને હિશામે પોતાની કિતાબમાં એનો આબેહૂબ ચિતાર દર્શાવ્યો છે. ફળોની ફસલ તૈયાર હતી. લોકો તેની લાગણી માટે તલપાપડ હતા.

એવા સમયે અરબના વિવિધ ઈલાકાઓમાં વસનારા ઈસ્લામ-દુશ્મન ખ્રિસ્તીઓના આગેવાનોએ રોમન શહેનશાહ કયસરને મદીનહ પર ચઢાઈ કરી દેવાનો કાગળ લખ્યો અને તેમાં એવું પણ લખી માર્યું કે મુસલમાનોના બાદશાહ જેવા પયગમ્બર મદીનહમાં વફાત પામી ગયા છે. અરબમાં વ્યાપક રીતે દુકાળ પ્રવર્તેલો છે. લોકો અનાજ-પાણી માટે સેંકે છે અને ભૂખે મરી રહ્યા છે. બેધડક મદીનહ પર ચઢાઈ કરી દો. ફતેહ હાથવેંતમાં છે.

શહેનશાહ કયસર પોતે પણ જંગે-મૂતહ પછી મદીનહ પર ચઢાઈ કરવાનો ઈરાદો ધરાવતો હતો અને એ વિચાર વારંવાર તેના મગજના પર્દા પર ઝબૂકી ઊઠતો હતો જેના સમાચાર છાશવારે મદીનહ પણ પહોંચી જતા હતા. જોઈતું હતું અને વૈદે કહ્યું તે મુજબ અરબના ખ્રિસ્તી સૂત્રધારોના ટેકાએ તેને મનોબળ પૂરૂં પાડયું અને તેણે મદીનહ સાથે ટક્કર લેવાની તૈયારી કરવા માંડી.

તે સમયે અરબનો મશહૂર ગસ્સાની કબીલો રોમન સામ્રાજ્યના વર્ચસ હેઠળ મુલ્કે-શામ પર હુકૂમત કરતો હતો અને ખ્રિસ્તી ધર્મ પાળતો હતો. શહેનશાહ કયસરે શામના આ ગસ્સાની બાદશાહને મદીનહ પર ચઢાઈ કરવાનું શાહી ફરમાન છોડયું અને તેની મદદ માટેના ચક્રો ગતિમાન કરી દીધાં.

તે સમયે મુલ્કે-શામના નબતી સોદાગરો ઝૈતૂનના તેલના વેપાર અર્થે મદીનહ આવજા કર્યા કરતા હતા. બાપદાદાથી આ વ્યવસાય તેઓમાં ઊતરી આવતો હતો. સન ૯ હિજરીના જમાદિલ-આખિરમાં મુલ્કે-શામના આ સોદાગરોનો એક કાફલો રોગને-ઝૈતૂનના વેપાર માટે મદીનહ આવ્યો. અહીંના વેપારી મુસલમાનો સાથે તેઓના મૈત્રીભર્યા સંબંધો હતા. આ નબતી સોદાગરોએ સમાચાર આપતાં કહ્યું:

> "રોમના કયસરે મદીનહ પર ચઢાઈ કરવા માટે અમારા મુલ્કે-શામમાં મોટું લશ્કર ભેગું કરી લીધું છે. લશ્કરના સૈનિકોને તેણે આખા વરસનો પગાર પેશગી ચૂકવી આપ્યો છે. લશ્કરમાં લખ્મ, જુઝામ, ગસ્સાન વગેરેના સૈનિકો પણ આવીને શામિલ થઈ ગયા છે. આ કીડીદળ જેવું વિરાટ લશ્કર મદીનહ તરફ કૂચ કરી ચૂકયું છે અને તેની હરાવલ ટુકડી બલકાનની ભૂમિ સુધી આવી લાગી છે."

નબતી સોદાગરોને મુખે આ સમાચાર સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓના મુકાબલા માટે પૂરી તૈયાર કરી લીધી અને પોતાના સહાબાના ૩૦ હજારના લશ્કર સાથે આપ તબૂક તરફ રવાના થઈ ગયા. આપના લશ્કરમાં ૧૦ હજાર ઘોડેસવારો હતા અને ૧૨ હજાર ઊંટસવારો હતા. વધુ વિગત માટે જુઓ, સીરતુન-નબી જિ.૧ પા. ૫૬૩, અસિહ-હુસ-સિયર પા. ૩૩૨, જમાલે-મુસ્તફા જિ.૪ પા. ૩૮૫. સંપાદકની નોંધ પૂરી થઈ. અસલ કિતાબ વાંચો.)

**જંગે-તબૂક અને મુનાફિકોના બહાના**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-તબૂકની તૈયારીમાં લાગેલા હતા એ દરમિયાન બનૂ સલિમહ કુટુંબનો જદ્દ બિન કૈસ નામે શખ્સ આવી લાગ્યો. તેને જોઈને આપે ફરમાવ્યું, "હે જદ્દ ! શું તમારા માટે હાલના સંજોગોમાં બનૂ અસફર (એટલે રોમન ખ્રિસ્તીઓ) સાથેની લડાઈમાં આવવાનું અનુકૂળ છે ?"

તે બોલ્યો, "હે અલ્લાહના રસૂલ ! મને તો તમે માફ જ કરી દો અને કસોટીમાં નહિ નાખો."

પૂછયું, "કેમ શું કારણ છે ?"

તે બોલ્યો, "મારી કૌમના બધા લોકો જાણે છે કે સુંદર સ્ત્રીઓનો સૌથી મોટો આશિક મારા કરતાં બીજો કોઈ નથી. મને ધાસ્તી છે કે જો હું બનૂ અસફરની સુંદરીઓને જોઈ લઈશ તો મનનો કાબૂ ગુમાવીને અધીરો બની જઈશ."

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેની તરફથી મુખ ફેરવી લેતાં ફરમાવ્યું, "ભલે મારા તરફથી તમને પરવાનગી છે."

એજ નાલાયક બદતમીઝ, બેશરમ, ગુસ્તાખ જદ્દ બિન કૈસના બારામાં કુર્આન શરીફની આ આયત નાઝિલ થઈ :

| | |
|---|---|
| વ મિન્હુમ મંય - યકૂલુઅ - ઝલ્લી | અને તેઓમાંથી કોઈ કહે છે : "મને પરવાનગી આપી દો, |
| વલા તફતિન્ની | અને મને સંકટમાં નહિ નાખો." |
| અલા ફિલ ફિત્નતિ સકતૂ. | હા તેઓ તો પોતે સંકટમાં પડી ચૂકયા છે. |
| વ ઈન્ન જહન્નમ લ-મુહી- | અને બેશક જહન્નમ ઘેરી- |
| -તતુમ બિલ કાફિરીન. | વળેલી છે કાફિરોને. [૧] |

અર્થાત : આ નાલાયક જદ્દ બિન કૈસને બનૂ અસફર એટલે રોમન સુંદરીઓના પ્રેમના ફિત્નામાં પડી જવાની ધાસ્તી હતી એ તો માત્ર એક બહાનું હતું. અસલ કારણ ન હતું. પછી મનની ઈચ્છાઓને તાબે થઈને અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પાછળ પડી જઈને જે મુસીબતોમાં એ સપડાયો એજ તેના માટે સૌથી મોટું સંકટ હતું. જેમકે : "વ ઈન્ન જહન્નમ લિમંવ-વરાઈહી." એટલે જહન્નમ તેની પાછળ તાકમાં જ લાગેલી હતી.

**પ્રચંડ ગરમીનું ઠંડું બહાનું**——————આ પ્રસંગે મુનાફિકોની ટોળકીના લોકો એવો પ્રચાર કરતા હતા કે આટલી સખત ગરમી અને આટલા ઉગ્ર તાપમાં ઘરોમાંથી નીકળીને મુસીબતમાં પડી જવાની શી જરૂર છે? તેઓના આ પ્રચારનો મૂળ હેતુ જિહાદનો જુસ્સો તોડી નાખવાનો, દિલોમાં શંકા-કુશંકા જન્માવવાનો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કમજોર તથા નિઃસહાય બનાવી દેવાનો હતો. અલ્લાહ તઆલાએ એમના બારામાં ફરમાવ્યું :

---

૧. સૂરએ-તવબહ પારહ ૧૦ આયત ૪૯

| | |
|---|---|
| કાલૂ લા તનફિરૂ ફિલ-હર્રે. | તેઓ કહે છે. "નહિ નીકળો (જંગ માટે) ગરમીમાં." |
| કુલ નારુ જહન્નમ અશદ્દુ હર્રા. | કહી દો, "જહન્નમની આગ વધારે ગરમ છે. |
| લવ કાનૂ યફ - કહૂન. | અગર તેઓ સમજી શકતા હોય. |
| ફલ - યદ - હકૂ કલીલંવ | તો તમે હસો થોડું |
| વલ - યબકૂ કસીરા. | અને રડો વધારે." [૧] |

**મુનાફિકોના કાવતરાનું મથક**——————ઈબ્ને હિશામ કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન હારિસહનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બાતમી મળવા પામી કે કેટલાક મુનાફિકો સુવૈલિમ યહૂદીના "જાસૂમ" સ્થળે આવેલા ઘરમાં ભેગા થયા છે અને જંગે-તબૂકના મામલે લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ ભડકાવી રહ્યા છે."

એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહને કેટલાક સહાબા સાથે સુવૈલિમ યહૂદીના ઘર તરફ દોડાવ્યા અને હુકમ ફરમાવ્યો કે સુવૈલિમ યહૂદીના ઘરને આગ ચાંપીને ફૂંકી મારવામાં આવે. હઝરત તલહાએ પોતાના સાથીઓ સાથે ત્યાં જઈને આપના હુકમનું પાલન કર્યું. ઘરને આગ લાગેલી જોઈને ઝહહાક બિન ખલીફહ નામનો મુનાફિક જાન બચાવવા મકાનની છત પર ચઢીને નીચે કૂદી પડયો જેથી તેની ટાંગ તૂટી ગઈ. એવી જ રીતે તેના બીજા સાથીઓ પણ છત પર ચઢીને કૂદી પડયા અને બધા બચી ગયા. એ સિલસિલામાં તૂટેલી ટાંગવાળા ઝહહાકે આ શેઅરો કહ્યા :

**કાદત વ બૈતિલ્લાહિ નારુ મુહમ્મદિન • યશીતુ બિહદ - દહહાકુ વબ્નુ - ઉબૈરિકિ.**

બૈતુલ્લાહના સોગંદ ! મુહંમદની લગાડેલી આગથી ઝહહાક અને ઉબૈરિકનો પુત્ર બળી મરવાની તૈયારીમાં હતા.

**વ ઝલ્તુ વકદ તબ્બક-તુ કિબ્સ સુવૈલિમિન • અનૂણી અલા રિજલી કસીરા વ મિરફકી.**

હું સુવૈલિમના નાનકડા મકાન (ની છત) પર ચઢી ગયો અને પછી એવો બની ગયો કે પોતાની તૂટેલી ટાંગ તથા કોણીને ટેકે ઊઠી શકયો.

**સલામુન અલૈકુમ લા અઊદુ લિ-મિસલિહા • અખાફુ વમિન તશ-તમિલુ બિહિન્નારુ યુહરકુ.**

તમને બધાને મારા સલામ હો. હવે પાછો વળીને નહિ આવું. આવી આગથી હું ડરૂં છું. જેને એ આગ લાગી જાય તે બળીને ખાક થઈ જાય. [૨]

**જંગે-તબૂક માટે ફાળાની ફર્માઇશ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તબૂક સુધીના લાંબા પ્રવાસને પહોંચી વળવાની વ્યવસ્થા કરવા માંડી. લોકોને હુકમ ફરમાવ્યો

---

૧. સૂરએ-તવબહ આયત ૮૧-૮૨

૨. અન્સારના ઔસ કબીલામાંથી બે ભાઇઓ હતા. બંને મુનાફિક હતા. એકનું નામ જુલ્લાસ બિન સુવૈદ બીજાનું હારિસ બિન સુવૈદ- જુલ્લાસ બોલ્યો, "અગર એ શખ્સ સાચો છે તો આપણે ગધેડાથી બદતર છીએ." આપને ખબર મળતાં તેને બોલાવીને પૂછયું તો તેણે સાફ ઇન્કાર કરી દીધો. તરત અલ્લાહ તઆલાએ આયત ઉતારી : "યહ-લિફૂન બિલ્લાહિ મા કાલૂ - વલકદ કાલૂ."

"આ લોકો કસમો ખાયને કહે છે કે અમે એવા શબ્દો બોલ્યા જ નથી જો કે તેઓ કુફ્રના શબ્દો બોલ્યા હતા."
(સૂરએ-તવબહ આ. ૭૪)

કે તેઓ સફરની તૈયારી કરીને એક સ્થળે ભેગા થઇ જાય. જ્યારે તમામ મુસલમાનો ભેગા થઇ ગયા તો ત્યાં પધારીને આપે તવંગરો, અમીરો અને પૈસાપાત્રોને અલ્લાહના રાહમાં ફાળો આપવાની અને નાદારો માટે સવારીની વ્યવસ્થા કરી આપવાની હાકલ ફરમાવી. જવાબમાં માલદારો અને ધનવાનોએ અલ્લાહની ખુશ્નૂદી મેળવવા ખાતર સવારીના ઊંટો વગેરેની ગોઠવણ કરી આપી. હઝરત ઉસ્માન બિન અફ્ફાનએ આ પ્રસંગે જેટલો માલસામાન આપ્યો એટલો કોઇએ નહિ આપ્યો.

(સંપાદકની નોંધ : જંગે-તબૂકના ફાળાની વિગતો હદીસગ્રંથો અને સીરતની કિતાબોમાં નોંધેલી છે. ઇબ્ને હિશામમાં તેનો ઉલ્લેખ નથી. ખુલાસો ટૂંકમાં આ પ્રમાણે છે :

• હઝરત અબૂબક્ર સિદ્દીક બિન અબૂ કુહાફહ રદિયલ્લાહુ અન્હુ : ઘરમાં જે કંઇ આપવા જેવું હતું બધું સમેટી લાવીને અલ્લાહના રાહમાં હાજર કરી દીધું.

• હઝરત ઉમર ફારૂક બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ : આપવા જેવું જે કંઇ ઘરમાં હતું તેના બે ભાગ પાડ્યા. એક ભાગ બાલબચ્ચાં માટે રહેવા દીધો. બીજો ભાગ લાવીને અલ્લાહના રાહમાં હાજર કરી દીધો.

હઝરત ઉમર ફરમાવે છે, ''હું મુસલમાન બન્યો ત્યારથી નેકીના કામોમાં અબૂબક્રથી આગળ નીકળી જવાના પ્રયત્નો કર્યા કરતો પણ કદી તેમાં ફાવ્યો ન હતો. આજે કુલ પૂંજીનો અર્ધો ભાગ લાવીને મને થયું કે જરૂર આજે હું અબૂબક્રથી આગળ નીકળી જઇશ. એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને પૂછ્યું, ''ઉમર ! ઘરમાં બાલબચ્ચાં માટે શું છોડ્યું ?''

મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! કુલ પૂંજીનો અર્ધો ભાગ લાવ્યો છું. બાકીનો ભાગ બાલબચ્ચાં માટે છોડી આવ્યો છું.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂબક્રને પૂછ્યું, ''અબૂબક્ર ! ઘરમાં બાલબચ્ચાં માટે શું છોડ્યું ?''

''અલ્લાહ અને તેના રસૂલને.'' અબૂબક્રે નમ્રતાથી જવાબ આપી દીધો.

હઝરત ઉમર ફરમાવે છે, ''અબૂબક્રનો જવાબ સાંભળીને હું ઠંડોગાર થઇ ગયો. એ પછી ક્યારે ય અબૂબક્રથી આગળ નીકળી જવાનો મેં વિચાર સુધ્ધાં નહિ કર્યો.''

• હઝરત ઉસ્માન બિન અફ્ફાન રદિયલ્લાહુ અન્હુ : માલ-સામાન અને જરૂરિયાતની ચીજોથી લદાયેલા ૯૦૦ ઊંટો, સિપાહીઓની સવારી માટે ૧૦૦ ઘોડા, લશ્કરના ખર્ચ માટે એક હજાર અશરફીઓ એટલે સોના મહોરો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખુશ થઇને ફરમાવ્યું, ''ઉસ્માન ! અલ્લાહ તઆલાએ તમારા જાહેર, છુપા અને કિયામત સુધીના બધા ગુનાહ માફ કરી દીધા. આજ પછી તમે ગમે તેવું કામ કરો, અલ્લાહના દરબારમાં તેની પકડ કે પૂછ નહિ થાય.'' અસલમાં આપની આ એક પેશગોઇ કે વધામણી હતી કે આજ પછી હઝરત ઉસ્માન કોઇ એવું કામ જ કરવાના નથી જે અલ્લાહની નજરમાં નારાજી કે ઠપકાને પાત્ર ઠરે.

• હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિયલ્લાહુ અન્હુ : એક રિવાયત મુજબ ૨૦૦ ઊકીયા ચાંદી. બીજી રિવાયત મુજબ ૪ હજાર દિરહમ. ત્રીજી રિવાયત મુજબ ૪૦ હજાર દીનાર એટલે સોના મહોરો.

• હઝરત આસિમ બિન અદી રદિયલ્લાહુ અન્હુ : ૭૦ વસક ખજૂર.

• મદીનહના મોટા મોટા માલદારો, તવંગરો, શાહસોદાગરો અને દાનવીરો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની મજલિસમાં હાથ બાંધીને બા-અદબ ઊભેલા છે અને આપની ખુશ્નૂદીનો અમર ખજાનો લૂંટી રહ્યા છે. આપની સામે ફાળામાં આવેલા માલસામાનનો ઢગલો લાગેલો છે. થોડે દૂર કેટલાક મુનાફિકો ઊભા ઊભા આ તમાશો જોઈ રહ્યા છે. એટલામાં એક ગરીબ-મિસ્કીન મઝદૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થાય છે. એના હાથમાં એક ટોકરી છે. આવતાં જ સલામ કરીને અરજ કરે છે, ''યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપના ઉપર કુરબાન ! આ એક નજીવી ભેટ છે. અલ્લાહના રાહમાં ફાળા તરીકે લાવ્યો છું. આપ એને કબૂલ ફરમાવો.'' આમ કહીને ટોકરી તેણે આપના ચરણોમાં ધરી દીધી.

એ રસૂલુલ્લાહુ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક ગરીબ અને મિસ્કીન સહાબી છે. એમનું નામ હઝરત અબૂ ઉકૈલ અન્સારી છે. આખી રાત એક યહૂદીની વાડીમાં કૂવાનો કોશ ખેંચીખેંચીને એમના હાથોમાં આંટાણો પડી ગયાં છે. વાડીના માલિકે રાતભરની મઝદૂરી પેટે ચાર શેર ખજૂરો એમને આપી છે. બશેર ખજૂરો ઘરે જઈને બાલ-બચ્ચાંને આપી આવ્યા છે. બશેર ખજૂરો જંગે-તબૂકના ફાળા તરીકે ટોકરીમાં નાખીને લઈ આવ્યા છે. આંખોમાં છેક નજીવી પૂંજીના ફાળાની શરમિન્દગી ઝાંખી રહી છે પણ દિલમાં ઇખ્લાસ અને ઇમાનની લાગણીઓ ઉછાળા મારી રહી છે. દૂર ઊભેલા-મુનાફિકો એમનો આ નજીવો ફાળો જોઈને મૂંછોમાં હસવા લાગે છે અને કટાક્ષના તીરો છોડતાં આપસમાં કહે છે, ''અબૂ ઉકૈલનું માનવું છે કે એ જો આ બશેર ખજૂરનો ફાળો નહિ આપતે તો લોકો ભૂખે મરી જતે અને જિહાદ લટકેલો રહી જતે !''

અલ્લાહ તઆલાએ મુનાફિકોના આ ઝેરીલા કટાક્ષની નોંધ લેતાં આ આયત નાઝિલ ફરમાવી: ''અલ્લઝીન યલ-મિઝૂનલ- મુત-તવ-વિઈન મિનલ મુઅમિનીન.......''

> ''આ મુનાફિકો એવા લોકો છે કે દિલ ખોલીને દાન આપનારા મુસલમાનો પર દાનના મામલામાં ટોણા મારે છે અને એવા લોકોની મશ્કરીઓ કરે છે જેઓને મેહનત-મઝદૂરી વગર કશું મળતું નથી.''[1]

બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના આ ગરીબ અને મિસ્કીન સહાબી હઝરત અબૂ ઉકૈલ અન્સારીની આ નજીવી ભેટને મહામૂલી ભેટ તરીકે બિરદાવીને, તેમના ઇખ્લાસ અને ઇમાની જઝબાની કદર કરતાં પોતાના સહાબાને ફરમાવ્યું, ''અબૂ ઉકૈલની ખજૂરોને માલસામાનના ઢગલા પર વિખેરીને ફેલાવી દો !''

• એવી જ રીતે બીજા મુસલમાનોએ પણ પોતપોતાની હૈસિયત મુજબ જે કંઈ બની શક્યું તે લાવીને હાજર કરી દીધું.

---

૧. સૂરએ-તવબ પારહ ૧૦ આયત ૭૯

• ફાળો આપવામાં મુસલમાન મહિલાઓ અને બેગમો પણ પુરૂષોથી પાછળ નહિ પડી. તેઓએ પણ બઢીચઢીને ફાળામાં ભાગ લેતાં હાથ-પગ, ગળાં અને નાક-કાનના ઝેવરો લાવીને હાજર કરી દીધાં. આ બધી માહિતીનાં ઉલ્લેખ હદીસગ્રંથોમાં થયેલો છે અને સીરતની સનદી કિતાબોને આધારે લખવામાં આવી છે. હવે અસલ કિતાબનું લખાણ વાંચો.)

**સવારીના અભાવે રડનારાઓની કથા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે-તબૂક પ્રસંગે કેટલાક નાદાર અને છેક ગરીબ સહાબા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. એમની પાસે સવારીનો બંદોબસ્ત ન હોવાથી જિહાદમાં ભાગ લેવાથી લાચાર હતા અને તેના આઘાતથી ધારધાર રડતા હતા. આ કારણે એ બધા ''બુક્કાઊન'' એટલે ધારધાર રડનારા તરીકે જાણીતા થયા. એ બધા અન્સારના બનૂ અમ્ર બિન ઔફ કબીલાના સાત ગૃહસ્થો હતા જેમના નામો આ છે :

(૧) હઝરત સાલિમ બિન ઉમૈર (૨) બલ-હારિસહના કુટુંબમાંથી હઝરત ઉલબહ બિન ઝૈદ (૩) બનૂ માઝિન બિન નજ્જારમાંથી હઝરત અબૂ લયલા અબ્દુર્રહમાન બિન કઅબ. (૪) હઝરત અમ્ર બિન હમામ બિન જમૂહ બનૂ સલિમહવાળા (૫) હઝરત અબ્દુલ્લાહ બિન મગફલ મુઝની. અમુકના કથન મુજબ એ અબ્દુલ્લાહ બિન અમ્ર મુઝની હતા. (૬) હઝરત હરમય્ય બિન અબ્દુલ્લાહ બનૂ વાકિફવાળા (૭) હઝરત ઇરબાઝ બિન સારિબહ ફઝારી. (રદિયલ્લાહુ અન્હુમ.)

આ સાતે ગૃહસ્થો છેક કંગાલ અને હાજતમંદ હતા. સવારીની વ્યવસ્થા કરવાથી લાચાર હતા. બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને સવારીની દરખાસ્ત કરી, ''યા રસૂલલ્લાહ ! જિહાદ માટે દિલ તડપે છે. સવારી નથી.''

આપે ફરમાવ્યું, ''મારી પાસે સવારી છે ક્યાં કે તમને આપું ?''

એ બધા ભારે હતાશા સાથે ત્યાંથી પાછા ફર્યા. એમની આંખોમાંથી દડદડ આંસુ વહેતાં હતાં. ગમ અને આઘાત આ વાતનો હતો કે એમની પાસે એટલીય પૂંજી ન હતી કે સવારીની વ્યવસ્થા કરી શકતે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી રડતાં-રડતાં પાછા ફરતા હતા ત્યારે રસ્તામાં હઝરત અબૂ લયલા અબ્દુર-રહમાન અને હઝરત અબ્દુલ્લાહ બિન મગફલ અને હઝરત યામીન બિન ઉમૈર બિન કઅબ નદરી સાથે મુલાકાત થઇ ગઇ. બધાને રડતાં જોઇને હઝરત યામીન બિન ઉમૈરએ રડવાનું કારણ પૂછ્યું. તેઓ બોલ્યા, ''અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે સવારી માગવા ગયા હતા. પણ આપે ફરમાવ્યું કે, હું તમારા માટે સવારીની વ્યવસ્થા કરવાથી લાચાર છું. હવે અમારી પાસે એટલી પૂંજી નથી કે પોતે સવારીનો પ્રબંધ કરી લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે જિહાદમાં જઇ શકીએ.''

આ સાંભળીને હઝરત યામીન બિન ઉમૈરના દિલમાં દયાની લાગણી ઉદ્દ્ભવી. એમની પાસે ખેતીમાં જળસિંચન કરનારી પોતાની એક ઊંટણી હતી. એ ઊંટણી એમણે તેઓને આપી દીધી અને ઉપરથી રસ્તાના ભાથાં તરીકે થોડીક ખજૂરોની એક પોટલી પણ બાંધી આપી. મતલબ કે એમાંના બે ગૃહસ્થો હઝરત યામીને

આપેલી ઊંટાણી પર બેસીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે જિહાદમાં ગયા.[1]

ઇબ્ને ઇસ્હાક કહે છે : જંગે - તબૂકની તૈયારી વેળા જંગલ વિસ્તારના કેટલાક ગમારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને સફરમાં સાથે નહિ આવવા બદલ તરેહ-તરેહના બહાના કાઢવા લાગ્યા. પરંતુ અલ્લાહ તઆલાએ તેઓનું કોઇ બહાનું માન્ય રાખ્યું નહિ.

મને મળેલી માહિતી મુજબ એ બધા ગિફાર કબીલાના ગમારો હતા. ૨

**પાછળ રહી જનારા નિખાલસ સહાબા**————એ પછી તબૂક તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સફરની શરૂઆત થઇ તો તે વેળા અમુક મુસલમાનોએ રવાનગીનો નિર્ણય લેવામાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કર સાથે જોડાઇ જવામાં દેખીતો વિલંબ કરી નાખ્યો. આ કારણે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પાછળ પડી ગયા. પણ એમના ઇમાન કે અકીદામાં કોઇ ખામી ન હતી અને એમની નિય્યતમાં રતીભાર શંકાને સ્થાન ન હતું.

એ પાછળ રહી જનારાઓમાં : (૧) બનૂ સલિમહવાળા હઝરત કઅબ બિન માલિક બિન અબૂ કઅબ મદીનહના પંકાયેલા મહાન શાઇર (૨) બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત મુરારહ બિન રબીઅ (૩) બનૂ વાકિફવાળા હઝરત હિલાલ બિન ઉમૈયહ અને (૪) બનૂ સાલિમ બિન ઔફવાળા હઝરત અબૂ ખૈસમહ સાલિમી હતા. એ બધા સાચા-પાકા, નિખાલસ દિલના, વફાદાર આશિકે-રસૂલ હતા. એમનો ઇસ્લામ દરેક ખામીથી શુધ્ધ હતો. એમનું ઇમાન દરેક આક્ષેપથી સ્વચ્છ હતું. એમાંથી હઝરત અબૂ ખૈસમહ મોડેમોડે પણ પહોંચી ગયા. બાકીના ત્રણ સહાબા પાછળ રહી જવા પામ્યા.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પ્રવાસનો આરંભ થયો અને ઇસ્લામી લશ્કર સાથે મદીનહથી નીકળીને આપે "સનિયતુલ-વદાઅ"સ્થળે પહોંચીને પહેલો પડાવ નાખ્યો.

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહમાં પોતાના નાયબ તરીકે હઝરત મુહંમદ બિન મસ્લમહ અનસારીની નિમણૂંક કરી. બીજી રિવાયતમાં છે કે આપે તબૂકની રવાનગી વેળા મદીનહમાં હઝરત સબાઅ બિન ઉર્ફતહની પોતાના નાયબ તરીકે નિમણૂંક કરી.

**પાછળ રહી જનારૂં મુનાફિકોનું લશ્કર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી અલગ થઇને ઝુબાબ નામે પહાડ તરફ

---

૧. એજ બુક્કાઊન સહાબાની શાનમાં કુર્આનની આ આયત નાઝિલ થઇ.

| | |
|---|---|
| વલા અલલ - લઝીન | અને એવા લોકો પર કોઇ દોષ નથી; |
| ઇઝા મા અતવ-ક | જયારે તેઓ તમારી પાસે આવ્યા, |
| લિ-તહ - મિલહુમ | કે જેથી તમે તેઓને સવારી આપો. |
| કુલ્ત લા અજિદુ | તો તમે કહ્યું, મારી પાસે સવારી કયાં છે કે |
| મા અહમિલુ-કુમ અલૈહિ. | તમને તેની ઉપર સવાર કરાવું ? |
| તવલ્લવ વ અઅયુનુ હુમ | તો તેઓ પાછા વળ્યા અને તેઓની આંખોથી |
| તફીદુ મિનદ - દમ્ઇ હઝનન | આંસુ જારી હતાં કે અફસોસ ! |
| અલ્લા યજિદુ મા યુન-ફિકૂન. | અમારી પાસે ખર્ચ માટે કંઇ જ નથી (સૂરએ-તવબહ આયત ૯૨) |

૨. એ ગમારો વિષે આ આયત ઊતરી : "વ જાઅલ મુઅઝ-ઝિરૂન મિનલ અઅરાબિ લિ-યુઅઝન લહુમ." "અને કેટલાક બહાનાખોર લોકો ગામડાઓમાંથી આવ્યા કે જેથી તેઓને ઘરોમાં રહેવાની પરવાનગી મળી જાય." (સૂરએ- તવબહ આ. ૯૦)

ચાલ્યો ગયો અને ત્યાં પોતાના લશ્કર સાથે તેણે પડાવ નાખી દીધો. લોકોનું કહેવું છે કે તેનું લશ્કર ઇસ્લામી લશ્કરથી કંઇ ઓછું ન હતું. પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું લશ્કર રવાના થયું તો અબ્દુલ્લાહ બિન ઉબય પોતાના દગાબાજ તકસાધુઓને લઇને મદીનહ તરફ પાછો વળી ગયો.

**હઝરત અલી પર મુનાફિકોનો આક્ષેપ**———રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ સફરમાં હઝરત અલી બિન અબી તાલિબને પોતાની સાથે નહિ લીધા અને પોતાના બાલબચ્ચાં કે ઘરવાળાંઓની હિફાઝત માટે તેમને મદીનહમાં જ રહેવાનો હુકમ ફરમાવ્યો. [૧] બસ પછી શું હતું ? મુનાફિકો એ વાતને લઇ નાઠા. તેઓને જોઇતું હતું અને મળી ગયું. એજ વાતને પકડી લઇને તેઓએ મદીનહમાં એવી વાત વહેતી કરી દીધી કે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલીને એટલા માટે તરછોડી દીધા કે અલીને આપ પોતાના માટે બોજારૂપ સમજતા હતા અને આ બોજાને આપ ખંખેરી નાખવા માગતા હતા.

મુનાફિકોના આક્ષેપની જાણ થતાં હઝરત અલીને બહુ લાગી આવ્યું. એજ વેળા હઝરત અલી અંગ પર હથિયારો સજીને અને મદીનહથી નીકળીને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચી ગયા. તે વેળા આપ ઇસ્લામી લશ્કર સાથે જુર્ફ મુકામે થોભેલા હતા. [૨]

હઝરત અલીએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મુનાફિકોએ મદીનહમાં મારા વિષે આવી-આવી વાતો વહેતી કરી છે."

આપે ફરમાવ્યું, "અલી ! મુનાફિકો જૂઠા છે. મેં તમને એટલા માટે પાછળ છોડયા કે તમે આપણા ઘરવાળાંઓની હિફાઝત કરો. માટે પાછા જાવ અને મારી ગેરહાજરીમાં મારા નાયબ તરીકે આપણા ઘરવાળાંઓની હિફાઝત કરો. હે અલી ! શું તમે આ વાતથી ખુશ નથી કે મારા મામલા અંગે તમને તે દરજજો મળે જે મૂસા પયગમ્બરના મામલામાં તેમના ભાઇ હારૂન પયગમ્બરને મળ્યો હતો. હા આટલું ચોક્કસ કે મૂસા પછી બીજા નબીઓ આવ્યા હતા પણ મારા પછી કિયામત સુધી કોઇ પયગમ્બર આવવાના નથી."

સારાંશ કે હઝરત અલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની વાતોથી ખુશ થઇ ગયા. દિલ પરથી રંજોગમનો બધો ભાર ઊતરી ગયો અને રાજીખુશી મદીનહ પાછા ફર્યા. આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઇસ્લામી લશ્કર સાથે તબૂક તરફ રવાના થયા.

**હઝરત અબૂ ખૈસમહનો કિસ્સો**———ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અલી મદીનહ પાછા વળ્યા અને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઇસ્લામી લશ્કર સાથે તબૂકની સફરે રવાના થયા. એના થોડા દિવસો પછી મદીનહમાં એવું બન્યું કે એક દિવસે હઝરત અબૂ ખૈસમહ ઊકળતા તાપમાં પોતાના ઘરે આવ્યા. [૩] એમની બે બેગમો હતી. શું જુએ છે કે બંને બીબીઓએ બગીચામાં બે તંબૂઓ તાણેલા છે. તંબૂઓમાં બંને બીબીઓએ ઠંડક માટે પાણીનો છંટકાવ કરેલો છે. અને અબૂ ખૈસમહના પીવા માટે પાણી ઠંડું કરીને મૂકેલું છે અને ખાવા માટે જમણ પણ રાંધીને તૈયાર કરેલું છે.

---

૧. દૂરદરાજનો બેહદ આકરો પ્રવાસ હોવાથી આ સફરમાં આપે નિયમ વિરૂધ્ધ પોતાની પાક બીબીઓમાંથી કોઇને સાથે લીધાં ન હતાં. ઘરવાળાંઓની હિફાઝત માટે આપે હઝરત અલી (રદિ.)ને મદીનહમાં રહેવાનો હુકમ ફરમાવ્યો હતો. "હ"

૨. જુર્ફ : મદીનહથી ત્રણ માઇલના અંતરે આવેલું એક સ્થળ.

3. તબૂકના પ્રવાસમા પાકા ઇમાનના જે ચાર સહાબા રસૂલુલ્લાહ સલલલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પાછળ રહી ગયા હતા એમાં એક હઝરત અબૂ ખૈસમહ (રદિ.) પણ હતા. "હ"

કાળઝાળ ગરમી અને ઊકળતા તાપમાં હઝરત અબૂ ખૈસમહ તંબૂના બારણે આવીને ઊભા થઇ ગયા અને વહાલસોયી બેગમોની આ બધી તૈયારીઓ જોઇને કહેવા લાગ્યાઃ

> "અફસોસ છે અબૂ ખૈસમહ પર ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો તાપના ઉકળાટમાં ગરમ લૂ ના સપાટા ઝીલે અને અબૂ ખૈસમહ ઠંડા સાયામાં ગરમ ખાણું જમે, ઠંડું પાણી પીએ, પોતાની રૂપાળી બીબીઓ સાથે વાતો કરે, તંબૂના સાયામાં આરામ કરે અને ઘરના રાચરચીલામાં એશઆરામનો આનંદ માણે ! અલ્લાહના સોગંદ, એ કોઇ ઇન્સાફની વાત નથી અને કોઇ કાળે બનવાનું નથી."

પછી બોલ્યા, "હે બીબીઓ ! સાંભળો, અલ્લાહના સોગંદ ! હું તમારા બંનેમાંથી કોઇના તંબૂમાં પગ મૂકવાનો નથી. મારે અબઘડી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચવું છે. માટે તમે અત્યારે જ મારા માટે રસ્તાનું ભાથું તૈયાર કરો."

આ સાંભળીને બંને બીબીઓએ ઝટપટ એમના માટે સફરનું ભાથું તૈયાર કરી આપ્યું. હઝરત અબૂ ખૈસમહ પોતાના ઊંટ પાસે ગયા. તેની પીઠ પર કાઠી કસી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં હાજર થવા નીકળી પડયા અને પવનવેગી સવારી દોડાવતા તબૂક તરફ ઊપડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયા.

એ દરમિયાન એવું બન્યું કે હઝરત ઉમૈર બિન વહબ જુહમીએ રસ્તામાં હઝરત અબૂ ખૈસમહને પકડી પાડયા. બંને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં પહોંચવા માટે એકબીજાના રફીકે-સફર બની ગયા. જ્યારે બંને ગૃહસ્થો તબૂક પાસે પહોંચ્યા તો અબૂ ખૈસમહએ ઉમૈર બિન વહબને કહ્યું, "મારાથી એક મોટી ભૂલ થઇ છે. માટે તમે એમ કરજો કે જ્યાં સુધી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચી ન જાઉં ત્યાં સુધી તમે મારાથી પાછળ જ રહેજો."

હઝરત ઉમૈર બિન વહબે તેમના સૂચનનું પાલન કર્યું. પછી જ્યારે હઝરત અબૂ ખૈસમહ તબૂકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પહોંચવાની તૈયારીમાં હતા તો લશ્કરના લોકો એમને દૂરથી આવતા જોઇને કહેવા લાગ્યા, "જુઓ પેલો કોઇ શુતુર-સવાર આ તરફ આવી રહેલો દેખાય છે."

આ વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "કુન અબૂ ખૈસમહ!" એટલે હે સાંઢણી સવાર ! તું અબૂ ખૈસમહ બની જા !

અને ખરેખર અબૂ ખૈસમહ જ્યારે વધારે નઝદીક આવી લાગ્યા તો લશ્કરના લોકો એમને ઓળખીને પોકારી ઊઠયા, "યા રસૂલલ્લાહ ! એ તો સાચેસાચ અબૂ ખૈસમહ જ છે."

અબૂ ખૈસમહએ પોતાનો ઊંટ બેસાડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સલામ કરી. આપે તેમને ફરમાવ્યું, "અવલા લકા યા અબા ખૈસમહ !" એટલે હે અબુ ખૈસમહ ! તું તો હલાકતને કાંઠે કે વિનાશને આરે પહોંચી જ ગયો હતો !

એ પછી અબૂ ખૈસમહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂરો કિસ્સો કહી સંભળાવ્યો. આપે તેમને શુભેચ્છાઓથી બિરદાવીને તેમના હકમાં ભલાઇની દુઆ કરી.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ ખૈસમહનું અસલ નામ માલિક બિન કૈસ હતું.

આ યાદગાર પ્રસંગને અનુસરીને હઝરત અબૂ ખૈસમહએ થોડાક શેઅરો કહ્યા છે :

**લમ્મા રઐતુન - નાસ ફીદ - દીને નાફકૂ • અતૈતલ-લતી કાનત અ-અફફા વ અકરમા.**

જ્યારે મેં લોકોને દીનના કામોમાં મુનાફિકત કે ઢોંગ કરતાં જોયા તો મેં તે ચીલો અપનાવી લીધો જે વધારે સલામત અને માનઆબરૂ ભરેલો છે.

**વ બાયઅ - તુ બિલ-યુમ્ના યદી લિ-મુહમ્મદિન • ફલમ ઇક-તસિબ ઇસ્મંવ - વલમ અગ્શ મહરમા.**

મેં મારો જમણો હાથ લંબાવીને હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બૈઅત કરી લીધી. પછી મેં ન કોઇ ગુનોહ આચર્યો ન કોઇ હરામ વસ્તુ પર તૂટી પડયો.

**તરક-તુ ખદીબન ફિલ અરીશે વ સિર-મતન • સફાયા કિરામન બુસ્રુહા કદ તહમ - મમા.**

મેં મંડપમાં મારી રૂપવાન બેગમને તરછોડી દીધી અને ફળોથી લદાયેલા ઉત્તમ પ્રકારના ખજૂર-વૃક્ષોને જતાં કર્યાં જેના કાળાં-કાળાં ફળો પાકીને લચકી રહ્યાં હતાં.

**અઝાબનો ભોગ બનેલા લોકોની ધરતી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : તબૂકના પ્રવાસમાં આગળ જતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે ''હિજ્ર''નામની ધરતીમાં દાખલ થઇ ગયા તો અહીં આપે ઇસ્લામી લશ્કર સાથે પડાવ નાખી દીધો. અહીં કેટલાક કૂવાઓ આવેલા હતા. લોકોએ એ કૂવાઓનું પાણી પી લીધું. પછી જ્યારે સાંજ પડી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને ફરમાવ્યું.

> ''તમારે અહીંના કૂવાઓનું પાણી બિલકુલ નહિ પીવું. નમાઝ માટે એ કૂવાઓના પાણીથી વુઝૂ પણ નહિ કરવું. જે લોટ એ કૂવાઓના પાણીથી ગૂંધ્યો હોય તેની રોટલી નહિ બનાવવી. ગૂંધેલો લોટ ઊંટોને ખવડાવી દો. પોતે તેમાંથી કંઇ નહિ ખાવું. અને સાંભળો, રાતની વેળા કોઇએ કામસર નીકળવું પડે તો કોઇ સાથીના સંગાત વગર હરગિઝ નહિ નીકળે !''

**સંપાદકની નોંધ**————હિજ્રની ધરતી પર સમૂદ નામે પ્રાચીન અરબની નાશ પામેલી એક મૂર્તિપૂજક કૌમ વસતી હતી જેનું વર્ણન કુર્આનમાં થયેલું છે. એ હઝરત નૂહ અલૈહિસ સલામના એક પુત્ર સામની અવલાદમાંથી હતી. એની હિદાયત માટે અલ્લાહ તઆલાએ હઝરત સાલિહ અલૈહિસ સલામને મોકલ્યા હતા. બહુ માથાભારે, તુમાખીખોર અને કટ્ટર કાફિરોની કૌમ હતી. હઝરત સાલિહ અલૈહિસ સલામની સચ્ચાઇ માટે મુઅજિઝાની માગણી કરી. તો અલ્લાહ તઆલાએ પહાડોમાંથી જીવતી જાગતી કદ્દાવર કાયાની એક અજીબો-ગરીબ ઊંટણી કાઢીને તેઓની આંખ સામે ઊભી કરી દીધી. તેઓએ ઊંટણીને કાપી નાખી અને હઝરત સાલિહ અલૈહિસ સલામના ખૂનનું કાવતરૂ કર્યું. શિક્ષારૂપે પૂરી કૌમ પર અલ્લાહનો અઝાબ તૂટી પડયો. એવો ભયંકર ધરતીકંપ થયો કે આખી કૌમ જીવતી જમીનમાં દટાઇ ગઇ. (કામૂસુલ-કુર્આન પા. ૧૭૩) હિજ્રની ભૂમિ સમૂદની સત્તાનું મુખ્ય મથક હતી. એને ''મદાઇને-સાલિહ'' પણ કહે છે. અહીં તુર્કીના સમયનું હિજાઝ રેલ્વે સ્ટેશન આવેલું છે. એંજિન સાથે થોડાક ડબ્બા પણ આજ સુધી પાટા પર પડેલા છે. આ સ્થળ મદીનહ અને તબૂકની વચ્ચે આવેલું છે. ''હ''

લશ્કરના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ ચેતવણી કે આદેશનો અમલ કર્યો. અલબત્ત બનૂ સાઈદહના બે માણસો ભૂલેચૂકે રાતની વેળા નીકળી પડ્યા. એમાંનો એક કુદરતી હાજત માટે છાવણીમાંથી નીકળ્યો હતો. બીજો પોતાના ઊંટની તલાશમાં નીકળી પડયો હતો. કુદરતી હાજત માટે છાવણીમાંથી નીકળેલો માણસ રસ્તામાં ''ખુનાક'' નામે બીમારીનો ભોગ થઈ પડયો.[1] બીજો માણસ જે પોતાના ઊંટની તલાશમાં ઊપડયો હતો. આગળ જતાં વંટોળિયાના ઝંઝાવાતે તેને હવામાં અધ્ધર ઉપાડીને તૈય નામે બે પહાડોની વચ્ચે ફેંકી માર્યો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બનાવની જાણ કરવામાં આવી તો આપે ખેદ દર્શાવતાં ફરમાવ્યું, ''શું મેં તમને મના ન હોતી કરી કે કોઈ શખ્સ પોતાના સાથીના સંગાત વગર નહિ નીકળે !''

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પેલા ખુનાકના રોગી ગૃહસ્થ માટે બારગાહે--ઈલાહીમાં દુઆ માગી તો તેનો રોગ એજ વેળા મટી ગયો અને તે તદ્દન શિફાયાબ થઈ ગયો. જે ગૃહસ્થ વંટોળિયાના સપાટામાં સપડાઈને તૈય પહાડોની વચ્ચે ફંગોળાઈ ગયા હતા તેમને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહ-વાપસી પછી તૈય કબીલાના એક માણસે લાવીને મદીનહમાં હાજર કરી દીધા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ બંને શખ્સો સાથે બનેલા બનાવનો કિસ્સો મને અબ્દુલ્લાહ બિન અબીબક્રએ, અને તેમને અબ્બાસ બિન સહલ બિન સઅદ સાઈદીએ વર્ણવ્યો હતો. અબ્દુલ્લાહ બિન અબીબક્રનું કહેવું છે કે અબ્બાસે મને એ બંને શખ્સોના નામ પણ બતાવી દીધાં હતાં પણ સાથે વચન લીધું કે કોઈને એ નામો બતાવવાં નહિ. આ કારણે અબ્દુલ્લાહ બિન અબીબક્રે મને એ ગૃહસ્થોના નામો બતાવવાનો ઈન્કાર કરી દીધો.

**હિજ્રની ભૂમિમાં રડતાં જવાનું ફરમાન**————ઈબ્ને હિશામ કહે છે : મને ઈબ્ને શિહાબ ઝુહરી તરફથી આ રિવાયત મળી : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે હિજ્રની ભૂમિ પરથી પસાર થયા તો આપે પોતાનો નૂરાની ચેહરો એક કપડાથી ઢાંકી લીધો હતો અને પોતાની ઊંટણીને ઝડપી ચાલે હાંકી મૂકી હતી અને લોકોને સંબોધીને ફરમાવ્યું હતું :

> ''હે લોકો ! ઝાલિમો અને પાપીઓના ઘરો પાસેથી અને તેઓની ઉજ્જડ કે લઅનતી વસતિઓમાંથી રડતાં-રડતાં એવા ડરથી પસાર થઈ જાવ કે જે આફત એ પાપીઓ પર તૂટી પડી, ક્યાંક તમે એ આફતનો ભોગ ન બની જાવ !''

**વરસાદનો મુઅજિઝો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે પ્રભાત થયું અને પાણીની જરૂર પડી તો લશ્કરના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પાણી ન હોવાની શિકાયત રજૂ કરી.એજ વેળા આપે બારગાહે-ઈલાહીમાં પાણીની દુઆ માગી. જોતજોતામાં અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી એક વાદળ મોકલી આપ્યું. તેમાંથી ખૂબ વરસાદ થયો. પાણીની રેલછેલ થઈ ગઈ. લોકો પાણી પીને સયરાબ થઈ ગયા. એટલું જ નહિ. ૩૦ હજારના લશ્કરના લોકોએ પોતાની જરૂરત મુજબ પાણીનો સંગ્રહ પણ કરી લીધો.

**મુઅજિઝા પર મુનાફિકોનો કટાક્ષ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ મહમૂદ બિન લુબૈદના વાસ્તાથી બનૂ અબ્દે અશહલના કેટલાક લોકોની રિવાયત કહી સંભળાવી.

---

૧. ખુનાક : કંઠમાળ જેવો ગળાંનો એક રોગ જેમાં શ્વાસ રૂંધાય છે અને મરીઝ ભારે પીડા ભોગવે છે. ''હ''

આસિમે મહમૂદને પૂછ્યું, "શું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુનાફિકોની ચાલબાજીઓની ખબર હતી ?"

જવાબમાં મહમૂદ બિન લુબૈદએ કહ્યું, "હા સોગંદ છે અલ્લાહના ! લશ્કરમાં દરેક મુસલમાન પોતાના ભાઈ, પોતાના બાપ, પોતાના કાકા અને પોતાના ખાનદાનમાં કોણ-કોણ લોકો મુનાફિક છે તે સારી રીતે જાણતો હતો. પરંતુ મુનાફિક લોકો સિફતથી વાતને વહેતી કરીને ચાલાકીથી પલટાવી નાખતા હતા અને લોકોના દિલોમાં વસવસા જન્માવીને પોતે તેમાંથી છટકી જતા હતા."

એ પછી મહમૂદ બિન લુબૈદએ કહ્યું, "મને મારી કૌમના કેટલાક જાણકાર ગૃહસ્થોએ એક મુનાફિકનો કિસ્સો કહી સંભળાવ્યો. એનું પ્રપંચી જૂઠાણું જગજાહેર થઈ ચૂકયું હતું. જંગે-તબૂકના પ્રવાસમાં એ ઈસ્લામી લશ્કરના સંગાતે હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયાં જયાં જતા, એ આપની પાછળ પડછાયા પેઠે લાગેલો રહેતો. [૧] જયારે ઈસ્લામી લશ્કર કૂચકદમ કરતું હિજ્રની ભૂમિમાં દાખલ થયું તો ત્યાં પાણીની જરૂરત ઊભી થતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બારગાહે-ઈલાહીમાં વરસાદ માટે દુઆ માગી. અલ્લાહ તઆલાએ વાદળ મોકલાવી આપ્યું. ખૂબ વરસાદ થયો. લોકોએ ધરાઈને પાણી પીધું અને વાસણો પણ પાણીથી ભરી લીધાં. રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમનો આ ચોખ્ખો મુઅજિઝો હતો. એ પ્રસંગે અમે એ મુનાફિકને સંબોધીને પૂછ્યું, "કેમ ભાઈ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ મુઅજિઝો જોવા છતાં હજુ તારા દિલમાં કંઈ શંકા છે ?"

તે બોલ્યો, "એમાં વળી મુઅજિઝો કેવો ? એ તો ફકત પસાર થતું એક વાદળ હતું જે વરસીને આગળ નીકળી ગયું. એમાં મુઅજિઝાની શું વાત છે ?"

ઇબ્ને ઈસ્હાક કહે છે : પછી એવું બન્યું કે એજ પ્રવાસમાં આગળ જતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક જંગલમાં થોભી ગયા. સંજોગજોગે આ સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી ગુમ થઈ ગઈ. આપના કેટલાક સાથીઓ ખોવાયેલી ઊંટણીની શોધમાં નીકળી પડયા. આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી હતા. લોકો એમને ઉમારહ બિન હઝમ નામે બોલાવતા હતા. બૈઅતે-અકબહ અને જંગે-બદ્રમાં હઝરત ઉમારહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે હતા. એ બનૂ અમ્ર બિન હઝ્મના કાકા લાગતા હતા. એમની સવારીની કાઠી પર ઝૈદ બિન લુસૈત કૈનુકાઈ નામે ગૃહસ્થ પણ બેઠેલો હતો જે એક પાકો મુનાફિક હતો. [૨]

**ખોવાયેલી ઊંટણી પર કટાક્ષ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : ઝૈદ બિન લુસૈત હઝરત ઉમારહની સવારી પર સાથે બેસીને સફર કરતો હતો. ઊંટણીના ગુમ થવાની ખબર મળતાં હઝરત ઉમારહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ગયા. એ દરમિયાન ઝૈદ બિન લુસૈતએ આજુબાજુના લોકોને સંબોધીને કહ્યું, "શું મુહમ્મદનો આ દાવો નથી કે તેઓ અલ્લાહના સાચા નબી છે ? અને શું તેઓ તમને આકાશની

૧. મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય પોતાનું મોટું લશ્કર લઈને નીકળ્યો હતો. પણ "સનીયતુલ-વદાઅ" સ્થળેથી પોતાના લશ્કર સાથે મદીનહ પાછો ચાલ્યો ગયો હતો. આમ છતાં ફિત્નાખોર અને શરારતી મુનાફિકોની એક ટોળકી તબૂકના પ્રવાસમાં ઈસ્લામી લશ્કરની સાથે હતી. "હ"

૨. મદીનહમાં કૈનુકાઅ નામે યહૂદીઓનો એક જાણીતો કબીલો હતો. કૈસ બિન લુસૈત એજ કબીલાનો એક યહૂદી હતો. જાહેરમાં કલિમો પઢીને મુસલમાન બની ગયો હતો પણ અંદરખાને પાકો મુનાફિક હતો. "હ"

ગૈબી ખબરો નથી આપતા ? છતાં તેમને આટલી ખબર નથી કે તેમની ખોવાયેલી ઊંટણી ક્યાં છે ?''

એક તરફ તેણે આ કટાક્ષ કર્યો. બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને સંબોધીને ફરમાવ્યું.''

''આપણા લશ્કરમાં એક માણસ કહે છે કે, મુહંમદ અલ્લાહના નબી હોવાનો ફાંકો ધરાવે છે અને ઉપરથી દાવો કરે છે કે મારી પાસે આકાશથી ગૈબી ખબરો આવે છે. છતાં તેઓ જાણતા નથી કે તેમની ખોવાયેલી ઊંટણી ક્યાં છે ?

તો હે લોકો ! સાંભળી લો. અલ્લાહના સોગંદ ! મારા હાલ આ છે કે અલ્લાહ તઆલા જેટલી વાતો મને બતાવે છે તેટલી જ વાતો હું જાણું છું. (પોતે આલિમુલ-ગૈબ હોવાનો કે ગૈબની વાતોના જાણકાર હોવાનો મારો દાવો નથી.) હવે જુઓ, મારી ઊંટણી ક્યાં છે તે અલ્લાહ તઆલાએ મને બતાવી આપ્યું છે. મારી ઊંટણી જંગલની ફલાણી ઘાટીમાં ઊભેલી છે. ત્યાંની એક ઝાડીમાં તેની નાથ ભેરવાય ગઇ છે અને ઝાડીએ તેને અટકાવી રાખી છે. માટે તમે તે ઘાટીમાં જઇને તેને અહીં લઇ આવો.''

આ સાંભળીને કેટલાક સહાબા તે ઘાટીમાં ગયા અને ઊંટણીની ભેરવાયેલી દોરડી ઝાડીમાંથી કાઢીને તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં લઇ આવ્યા.

એ પછી હઝરત ઉમારહ બિન હઝ્મ પોતાની સવારી પાસે ગયા અને ત્યાં ઊભેલા લોકોને કહેવા લાગ્યા, ''અલ્લાહના સોગંદ ! હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર હતો ત્યાં હમણા જ એક અજાયબી ભરેલો બનાવ બની ગયો. લશ્કરના કોઇ માણસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આકરી ટીકા કરીને ગૈબના ઇલ્મ વિષે કટાક્ષ કર્યો હતો. અલ્લાહ તઆલાએ તરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એની ખબર કરી દીધી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ અમને ફરમાવ્યું, ''લશ્કરનો એક આદમી મારી પયગમ્બરી પર ટીકા કરે છે અને આ આ શબ્દોમાં મુજ પર કટાક્ષ કરે છે.''

આ સાંભળીને ત્યાં ઊભેલા લોકોમાંથી એક ગૃહસ્થ બોલ્યા, ''અરે આ તો તેજ શબ્દો છે જે ઝૈદ બિન લુસૈત હમણા તમારા આવવા પહેલાં ઉચ્ચાર્યા હતા.''

આ સાંભળતાં જ હઝરત ઉમારહનો પિત્તો ઊછળ્યો. સવારીની કાઠીમાં ઘૂસેલા ઝૈદ બિન લુસૈત પર તૂટી પડ્યા અને તેની ગળચી ઝાલીને બોલ્યા, ''હે લોકો ! દોડો, એક મુનાફિક મરદૂદ મારી કાઠીમાં ઘૂસી ગયો છે. મને ખબર ન હતી કે એ મુનાફિક છે. હે અલ્લાહના દુશ્મન ! નીકળ મારી કાઠીમાંથી ખબરદાર હવે મારી સાથે બેસવા આવ્યો તો !''

ઇબ્ને ઇસ્હાક કહે છે : કેટલાક લોકોનું કહેવું છે કે ઝૈદ બિન લુસૈતએ તે પછી તોબા કરી લીધી. ત્યારે કેટલાક કહે છે કે તે મરતાં દમ સુધી પોતાના નિફાકની ગંદકીમાં સબડતો રહ્યો.

**હઝરત અબૂ ઝરનો કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સવારી અહીંથી પોતાના લશ્કર સાથે આગળ બઢી. મુસલસલ પ્રવાસથી કેટલાક લોકો થાકથી લોથપોથ થઇને પાછળ પડી જતા હતા. એક શખ્સ વારંવાર પાછળ પડવા લાગ્યો. લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, ''યા રસૂલલ્લાહ ! ફલાણો માણસ વારંવાર પાછળ પડી જાય છે.''

આપે ફરમાવ્યું, "છોડી દો એને. એમાં કંઇ ભલાઇ હશે તો અલ્લાહ બહુ જલદી એને તમારા સંગાથે કરી દેશે. પણ જો એમાં ભલાઇ જેવું કંઇ ન હશે તો અલ્લાહ એનાથી તમને છુટકારો અપાવી દેશે."

એ પછી આગળ જતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહેવામાં આવ્યું, "યા રસૂલલ્લાહ! હવે તો અબૂ ઝર પણ પાછળ પડી ગયા. પોતાના ઊંટની રફતાર પણ તેમણે ધીમી કરી નાખી."

આપે ફરમાવ્યું, "અબૂ ઝરને એમની દશા પર રહેવા દો. એમનામાં ભલાઇનો અંશ હશે તો અલ્લાહ બહુ જલદી એમને તમારા સંગાથે કરી દેશે."

હઝરત અબૂ ઝર ગિફારી પાકા મુસ્લિમ અને સાચા આશિકે-રસૂલ હતા. નિફાક કે કપટનો છાંટો સરખો એમના દિલમાં ન હતો. એમનો ઊંટ થાકીને લોથપોથ થઇ ગયો હતો. પોતે થોડીવાર ઊંટની પીઠ પર એમ જ બેસી રહ્યા. જ્યારે ઊંટે કેમે કરી ચાલવાનું નામ નહિ લીધું તો પોતે તેની પીઠ પરથી નીચે ઊતરી પડ્યા. પોતાનો સામાન તેની પીઠ પરથી ઉતારી લીધો અને સામાનના થેલાને પોતાની પીઠ પર લાદીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નકશે-કદમ પર પૈદલ ચાલી નીકળ્યા. આગળ જતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક મંઝિલ પર પડાવ નાખ્યો તો કોઇ જોનારા મુસલમાને તે દિશાએ જોઇને કહ્યું, "યા રસૂલલ્લાહ ! એક માણસ અટૂલો પગે ચાલીને આવી રહેલો દેખાય છે.

આપે ફરમાવ્યું, "એ અબૂ ઝર હશે."

પછી લોકોએ જરા ધ્યાનથી જોયું અને કહેવા લાગ્યા, "યા રસૂલલ્લાહ ! એ તો ખરેખર અબૂ ઝર જ છે."

**અબૂ ઝરની વફાતની પેશીનગોઇ**———લોકોની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "અલ્લાહ અબૂ ઝર પર રહમ ફરમાવે ! અબૂ ઝર એકલો ચાલશે. અબૂ ઝર એકલો મરશે અને કબરમાંથી કિયામતના દિવસે અબૂ ઝર એકલો ઊઠશે."

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને બુરૈદહ બિન સુફયાન અસલમીના મુખે મળેલી માહિતી મુજબ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદનું બયાન છે :" ઇસ્લામના ત્રીજા ખલીફા ઉસમાન બિન અફફાનએ જ્યારે અબૂ ઝરને "રબઝહ"મુકામે તડીપાર કરી દીધા તો અબૂ ઝર ત્યાં જ બીમાર પડીને વફાત પામી ગયા. તે વેળા તેમના બેગમ અને ગુલામ વગર કોઇ ત્યાં હાજર હતું નહિ. સૂમસામ અને ભેંકાર જંગલમાં ચારે બાજુ સન્નાટો છવાયેલો હતો.

વફાત પહેલાં તેમણે પોતાના બેગમ અને ગુલામને વસીયત કરી હતી કે મારા મરણ બાદ તમે મને ગુસલ આપજો. કફન પહેરાવજો અને મારા મૃતદેહને સરિયામ રસ્તા પર મૂકી દેજો. પછી એ રસ્તે સૌથી પહેલી જે જમાઅત પસાર થાય તેને કહેજો કે, આ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી અબૂ ઝરનો જનાઝો છે. એને દફન કરવામાં તમે અમારી મદદ કરો."

હઝરત અબૂ ઝરની વફાત બાદ બીબી અને ગુલામે એમની વસીયત પર અમલ કર્યો. ગુસલ અને કફન કરીને રસ્તા પર એમનો જનાઝો મૂકી દીધો અને કોઇ આવનાર જમાઅતની રાહ જોવા લાગ્યા. એટલામાં હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ ઇરાકવાસીઓની એક જમાઅત સાથે ત્યાંથી પસાર થયા. ભેંકાર જંગલમાં રસ્તાની વચ્ચે

એક જનાઝો જોયો તો બધા ચોંકીને એવી રીતે ઠિઠકી ગયા કે, તેઓના ઊંટો જનાઝાને પૌંદી નાખે તો નવાઈ જેવું ન હતું. એમને જોઈને ગુલામ ઊભો થઈ ગયો અને બોલ્યો, "આ જનાઝો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી અબૂ ઝરનો છે. એને દફનાવવામાં તમે અમારી મદદ કરો."

રાવીનું કથન છે : "ગુલામની વાત સાંભળીને હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા અને કહેવા લાગ્યા, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સાચું ફરમાવ્યું હતું કે, અબૂ ઝર! તમે એકલા ચાલશો, એકલા મરશો અને કિયામતમાં તમને એકલા ઉઠાડવામાં આવશે."

પછી હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ અને તેમના સાથીઓ સવારી પરથી ઊતરી પડયા. તેઓએ કબર ખોદી અને અબૂ ઝરને દફન કરી દીધા. એ પછી હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદએ પોતાના સાથીઓને આ કિસ્સો કહી સંભળાવીને ઉમેર્યું કે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તબૂક તરફ જતી વેળા રસ્તામાં અબૂ ઝર અંગે આ પેશીનગોઈ ફરમાવી હતી."

**મુનાફિકોની અવનવી હરકતો**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ તબૂકના પ્રવાસમાં મુનાફિકોની એક ટોળકી ઈસ્લામી લશ્કરની સાથે થઈ ગઈ હતી. એમાં બનૂ અમ્ર બિન ઔફ ખાનદાનનો વદીઅહ બિન સાબિત નામે શખ્સ પણ હતો અને બનૂ અશજઅનો એક ગૃહસ્થ જે બનૂ સલિમહનો કરારી હતો જેનું નામ મુખશ-શિન બિન હુમૈયહ અથવા ઈબ્ને હિશામના કથન મુજબ મુખશ્શી બિન હુમૈયર હતું, એ પણ સંગાતે હતાઃ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લશ્કર સાથે તબૂક તરફ સફર કરતા હતા તે વેળા આ મુનાફિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ આંખના મટકાં મારીને ગમ્મતમાં એકબીજાને પૂછતા હતાં,

"કેમ ભાઈ ! તમારૂં શું માનવું છે ? શું તમે "બનુલ-અસફર" એટલે રોમના લોકો સાથેની લડાઈને, અરબો સાથેની લડાઈ જેવી જ ધારો છો ? જેમકે અરબનો એક કબીલો અરબના બીજા કબીલા સાથે જંગ ખેલે છે ? અરે સાંભળો, અલ્લાહના સોગંદ ! આવતી કાલે આપણને બધાને દોરડીઓથી જકડી લઈને ભોંયભેગા કરી નાખવામાં આવશે."

આ પ્રકારના ટોલટપ્પાંથી મુનાફિકોનો મકસદ એ હતો કે મુસલમાન મુજાહિદોમાં કમજોરી તથા ભયનું વાતાવરણ પ્રસરાવીને તેઓના હોસલા પસ્ત કરી નાખવામાં આવે.

વદીઅહની આ રમૂજભરી ટકોર સાંભળીને મુખશ-શિન બિન હુમૈયર બોલ્યો, "જો એમ જ બનવાનું હોય તો બેહતર છે કે આપણામાંથી દરેકને સો-સો ફટકા મારી લેવામાં આવે અને બદલામાં આપણી આ વાતચીત અંગે કુર્આનમાં કોઈ આયત ઉતારવાનું માંડી વાળવામાં આવે. આ રીતે સમાધાન થઈ જાય તો આપણે કુર્આનની આયતથી બચી જઈએ."

એજ સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્માર બિન યાસિરને બોલાવીને ફરમાવ્યું, "જુઓ પેલા મુનાફિકો પાસે જાવ. તેઓને પૂછો કે તમે શું વાતો કરતા હતા ? ના પાડે તો કહી દો કે જૂઠું શા માટે બોલો છો ? શું તમે આ-આ વાતો નહિ કરતા હતા ?"

હઝરત અમ્માર મુનાફિકો પાસે પહોંચી ગયા. પૂછયું, "શું તમે આ આ વાતો નહિ કરતા હતા?"

મુનાફિકોએ સાફ ઈન્કાર કરી દીધો અને એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં

ચાપલૂસી કરવા દોડી ગયા. તે વેળા આપ પોતાની ઊંટણી પર બિરાજમાન હતા. વદીઅહએ આપની ઊંટાણીના પેટ પર બાંધેલી દોરડી ઝાલી લેતાં કહ્યું, "યા રસૂલલ્લાહ ! અમે તો આપસમાં ફકત હસીમજાકની વાતો કરતા હતા."

એજ લોકો વિષે અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| વ લઈન સઅલ્તહુમ લ - યકૂલુન્ન | જો એમને તમે પૂછો તો કહી દેશે, |
| ઈન્નમા કુન્ના નખૂદુ વ નલઅબ. | અમે તો ફકત ઠઠ્ઠો અને ગમ્મત કરતા હતા. |

મુખશ-શિન બિન હુમૈયર બોલ્યો, "યા રસૂલલ્લાહ ! એમાં વાંક મારો નથી. અસલ વાંક મારા અને મારા બાપના ભૂંડાં નામોનો છે. આ નામોની નહૂસત મને નડી છે. હવે કુર્આનની આ આયતે મારૂં મુખશ-શિન બિન હુમૈયર નામ મિટાવી દીધું છે. માટે આપ મારૂં નવું નામ અબ્દુર-રહમાન રાખી દો અને મારા માટે દુઆ કરો કે અલ્લાહ મને શહાદતનું મોત એવા સ્થળે નસીબ કરે કે કોઈને પત્તો જ નહિ લાગે."

બાદમાં આ ગૃહસ્થ જંગે-યમામહમાં એવી રીતે શહીદ થયા કે કોઈને એમના નામો નિશાનનો પત્તો નહિ લાગ્યો.

**ઐલહના રાજા સાથે સુલેહ**———રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે તબૂક પહોંચી ગયા તો ઐલહ પ્રદેશનો રાજા યુહન્નહ બિન રુઉબહ અથવા રઊબહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. તેણે આપની સાથે સુલેહ કરી લીધી અને કરવેરો આપવાનું કબૂલ કર્યું.[1] એવી જ રીતે જરબાવાસીઓ અને અઝરુહવાસીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને કરવેરો આપવાની કબૂલાત કરીને તેઓએ આપની શરણાગતિ સ્વીકારી લીધી.[2]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના માટે એક લખાણ કરાવી આપ્યું જે આજ સુધી એમના અનુગામીઓ પાસે મવજૂદ છે. ઐલહના રાજા યુહન્નહ બિન રુઉબહ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ લખાણ કરાવી આપ્યું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

આ લખાણ સુરક્ષાની જામિનગીરીનો ખતપત્ર છે અલ્લાહ તરફથી અને અલ્લાહના નબી મુહંમદ રસૂલુલ્લાહ તરફથી યુહન્નહ બિન રુઅબહ માટે અને ઐલહવાસીઓ માટે.[3]

તેઓના જમીની વેપારી કાફલાઓ અને દરિયાઈ વેપારી વહાણોની હિફાઝતના હેતુએ આ લખાણ કરવામાં આવ્યું છે. આથી તેઓને અને શામવાસીઓને અને યમનવાસીઓને તથા સમુદ્રકાંઠે વસનારાઓમાંથી જે લોકો એમના સંગાતે છે તેઓને અલ્લાહ તરફથી અને

૧. સીરતુન્નબીમાં છે કે ઐલહના રાજા યુહન્નહએ કરવેરાની કબૂલાત કરીને એક સફેદ ખચ્ચર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને નઝરાણામાં આપ્યો. આ ઉપકારના બદલા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને પોતાની મુબારક ચાદર નઝરાણામાં ઈનાયત ફરમાવી. (સી.ન. જિ.૧ પા. ૫૬૬ હવાલો ઝુરકાની) "હ"

૨. ઐલહ, જરબા અને અઝરુહ સીરિયાની સરહદે અકબહની ખાડી પાસેના પ્રદેશમાં આવેલાં શહેરોમાં નામ. અહીં ખ્રિસ્તી સરદારોના નાનકડા રજવાડા આવેલા હતા. ઐલહ તે શહેર છે જેને આજકાલ ઈલાત કહે છે. યુહન્નહનો ઉચ્ચાર આજે યુહન્ના કરવામાં આવે છે. અંગ્રેજીમાં જહોન "હ"

3. કેટલીક કિતાબોમાં ઐલહ શબ્દનો ઉચ્ચાર "ઈલાહ" તરીકે કરવામાં આવ્યો છે. "હ"

તેના નબી મુહંમદ તરફથી અમાનની બાંયધરી આપવામાં આવે છે.

પણ જો તેઓમાંથી કોઈ પણ માણસ આ કરારનામા વિરૂધ્ધ કોઈ નવી વાત ઉપજાવશે તો તેનો માલ કે તેના પૈસા તેની જાન બચાવી શકશે નહિ. આવા માણસનો માલ અને લોહી તેને પકડી પાડનાર માટે હલાલ બની જશે.

અમારા લોકોમાંથી કોઈ માણસ તેઓના ઝરણાઓમાંથી કોઈ ઝરણા પાસે જઈને પાણી લેવા માગે અથવા તેઓના જમીની કે દરિયાઈ રસ્તાઓમાંથી કોઈ રસ્તે પસાર થવા માગે તો તેને અટકાવવાનો કોઈને અધિકાર નથી.

**દૂમહના બાદશાહની શરણાગતિ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી તબૂક સ્થળે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખાલિદ બિન વલીદને બોલાવ્યા અને તેમને એક લશ્કરી ટુકડી આપીને દૂમહ પ્રદેશના બાદશાહ ઉકૈદર તરફ રવાના કર્યા. એનું નામ ઉકૈદર બિન અબ્દુલ-મલિક હતું. એ બનૂ કિન્દહ ખાનદાનનો નબીરો હતો. દૂમહ પ્રદેશનો સત્તાધારી અને ખ્રિસ્તી ધર્મ પાળતો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખાલિદ બિન વલીદને ફરમાવ્યું, "જુઓ ઉકૈદર તમને જંગલી ગાય-બળદનો શિકાર ખેલતો મળશે."

હઝરત ખાલિદ આ લશ્કરી ટુકડી લઈને ઉકૈદરના પ્રદેશ તરફ ઊપડયા. અને જયારે ત્યાંના કિલ્લાની આકૃતિ દેખાવા લાગી તો ઉનાળાની રૂતુની ચાંદરાણી રાત હતી. હઝરત ખાલિદ જયારે કિલ્લા પાસે પહોંચ્યા તો ત્યાં એક અજીબ દ્રશ્ય જોવામાં આવ્યું. બન્યું એમ કે એક જંગલી બળદ નીકળી આવ્યો અને કિલ્લાના ફાટક સાથે શિંગડાંથી ટક્કર મારવા લાગ્યો. તે વેળા ઉકૈદર અને તેની રાણી કિલ્લામાં મવજૂદ હતાં. તેઓ આ દ્રશ્ય જોઈને નવાઈ પામી ગયાં.

રાણી બોલી, "મારા સરતાજ ! શું આથી પહેલાં તમે આવો તમાશો કદી જોયો છે કે બળદ જંગલમાંથી નીકળી આવીને કિલ્લાના ફાટકને ટક્કરો મારે ?"

ઉકૈદર બોલ્યો, "ના અલ્લાહના સોગંદ, કદી આમ બન્યું નથી. પણ જુઓ, હવે હું એને કયાં છોડવાનો છું ? હમણા એનો શિકાર કરીને લાવું છું."

એ પછી ઉકૈદર ઝપાટાભેર કિલ્લા પરથી ઊતરીને નીચે આવ્યો. એજ વેળા ઘોડો તૈયાર કરવાનો હુકમ છોડયો. ઘોડો તૈયાર થતાં ખાનદાનના કેટલાક ગૃહસ્થોને સાથે લઈને શિકાર માટે ઊપડયો. તેની સાથે તેનો એક ભાઈ પણ હતો જેનું નામ હસ્સાન હતું. એ બધા ઉકૈદર સાથે હથિયારબંધ થઈને જંગલી બળદના શિકાર માટે નીકળી પડયા. જેવા જ આગળ વધ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સવારો સાથે એમનો ભેટો થઈ ગયો. અજાણ્યા સવારો જોઈને બધા લોકો તેઓની ઉપર તૂટી પડયા. ઝપાઝપીમાં ઉકૈદર ગિરિફતાર થઈ ગયો. તેનો ભાઈ હસ્સાન કતલ થઈ ગયો. તેના અંગ પર "ઝર-બફ્ત" એટલે રેશમ અને સોનાના તારોથી વણેલા વસ્ત્રનો જુબ્બો હતો. હઝરત ખાલિદે એ મૂલ્યવાન જુબ્બો તેના અંગ પરથી ઉતારી લઈને, પોતે પહોંચે તે પહેલાં એક ફોજી સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મોકલાવી આપ્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અનસ બિન માલિક ફરમાવે છે : "એ જુબ્બો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં આવ્યો તે વેળા હું ત્યાં હાજર હતો. મૂલ્યવાન અને જાજરમાન જુબ્બાનો ભપકો

જોઈને હું દંગ થઈ ગયો. બીજા મુસલમાનો પણ હાથથી તેનો સ્પર્શ કરી કરીને નવાઈથી જોવા લાગી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''એમાં નવાઈ પામવા જેવું શું છે ? કસમ છે તે અલ્લાહના જેના કબજામાં મારા પ્રાણ છે સાંભળો, જન્નતમાં સઅદ બિન મુઆઝનો રૂમાલ એનાથીયે વધારે સુંદર અને ભપકાદાર છે.''

**ઉકૈદર બાદશાહનો છુટકારો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી હઝરત ખાલિદ બિન વલીદ ઉકૈદર બાદશાહને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. અહીં ઉકૈદરની જાન એટલા માટે સલામત રહી કે તેણે કરવેરો આપવાની કબૂલાત કરીને સુલેહ કરી લીધી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને છોડી મૂકયો. આ રીતે પોતાના કિલ્લામાં સલામત રીતે પાછા ફરવાનું તેને નસીબ થયું.

આ પ્રસંગે તૈય કબીલાના બુજૈર બિન બજરહ નામે શાઈરે બે શેઅરો કહ્યા જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું તે કથન ગૂંથી લેવામાં આવ્યું જે આપે હઝરત ખાલિદને જતી વેળા ફરમાવ્યું હતું કે, ઉકૈદર તમને જંગલી ગાય બળદનો શિકાર કરતો મળશે. વળી એમાં આ વાત પણ વણી લેવામાં આવી કે એ રાતે જંગલી બળદે કિલ્લાના ફાટકને ટક્કરો મારીને ઉકૈદરને કિલ્લામાંથી બહાર કાઢયો જેનાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કથનની સચ્ચાઈ પુરવાર થઈ ગઈ. બુજૈરના શેઅરો આ છે:

**તબારકા સાઇકુલ - બકરાતિ ઇન્ની • રઐતુલ - લાહા યહદી કુલ્લ હાદી.**

ગાયો-બળદોને હાંકનારો બરકતવંતો બની ગયો. મેં તો જોયું કે અલ્લાહ તઆલા પોતે દરેક માર્ગદર્શકનું માર્ગદર્શન કરે છે.

**ફમંચ - યકુ હાઇદન અન ઝી તબૂકિન • ફઇન્ના કદ ઉમિરના બિલ જિહાદિ.**

તો તે શખ્સ જે તબૂકવાળાથી ફરી જનારો હોય, ભલે ફરી જતો હોય. અમને તો જિહાદનો હુકમ ફરમાવવામાં આવ્યો છે.

**તબૂકથી વાપસી અને પાણીનો મુઅજિઝો**——————તબૂકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લગભગ દસ રાતો બિરાજમાન રહ્યા. એથી વધારે નહિ. પછી મદીનહ તરફ વાપસી માટે ચાલી નીકળ્યા. રસ્તામાં એક ઝરણું પડતું હતું જેનું પાણી પહાડમાંથી નજીવી ધાર રૂપે વહેતું હતું. માત્ર બે ત્રણ સવારો માટે પૂરતું થઈ પડે એટલું જ. આ ઝરણું એક ખીણમાં હતું જેનું નામ મુશક-કક હતું. એના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું, ''અમારાથી પહેલાં કોઈ, એ ખીણમાં પહોંચી જાય તો તેણે એ ઝરણાનું પાણી બિલકુલ પીવું નહિ, જયાં સુધી કે અમે ન આવી જઈએ.''

રાવીનું કથન છે : આ સાંભળીને કેટલાક મુનાફિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પહોંચવા પહેલાં એ ખીણમાં પહોંચી ગયા અને જેટલું પાણી ત્યાં એકઠું થયું હતું બધું ઢીંચી ગયા. જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં પધાર્યા તો પાણીનું બૂંદ સરખું ન હતું.

પૂછ્યું, ''અમારાથી પહેલાં કોણ લોકો આ ઝરણા પાસે આવ્યા હતા ?''

કહેવામાં આવ્યું, ''યા રસૂલલ્લાહ ! ફલાણા-ફલાણા.''

આપે ફરમાવ્યું, "શું મેં ન હોતું કહ્યું કે અમારા આવવા સુધી બિલકુલ એનું પાણી નહિ પીવું?" પછી આપે તેઓ પર લઅનત મોકલી અને તેઓના હકમાં બદદુઆના શબ્દો ફરમાવ્યા. એ પછી આપ ઝરણા પાસે પધાર્યા અને પોતાનો મુબારક હાથ તે ચટાણ નીચે મૂક્યો જ્યાંથી ટીપાં રૂપે પાણીની ધાર વહેતી હતી. અલ્લાહની ઈચ્છા મુજબ પાણી આપના હાથ પર ટપકવા લાગ્યું અને આપ દુઆ માગતા રહ્યા. પછી એ પાણી આપે ચટાણ પર છાંટી દીધું અને દુઆ ચાલુ રાખી. જોતજોતામાં પાણીની ધારને બદલે ધોધ વહેવા લાગ્યો. સાથે જ વાદળના કડાકા જેવો અવાજ થયો. લોકોએ જેટલું પાણી પીવું હતું, ધરાઈ-ધરાઈને પી લીધું.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "અગર તમારામાંથી કેટલાક માણસો પાછળ પડીને મોડેથી અહીં આવતે તો તેઓ પણ વાદળનો એવો જ ધડાકો સાંભળતે."

**હઝરત ઝુલ-બજાદૈનની વફાત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન ઈબ્રાહીમ બિન હારિસ તૈમીએ કહ્યું કે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ ફરમાવતા હતા : "હું ગઝવએ-તબૂકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે હતો. એક મધરાતે મારી આંખ ઊઘડી ગઈ તો છાવણીને છેડે આગનો શોઅલો મારા જોવામાં આવ્યો. નવાઈ પામીને હું તે તરફ ચાલી નીકળ્યો. શું જોઉં છું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અબૂબક્ર અને ઉમર ત્યાં ઊભેલા છે. પૂછવાથી માલૂમ પડયું કે અબ્દુલ્લાહ ઝુલ-બજાદૈન મુઝની નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી વફાત પામ્યા છે. લોકો અહીં તેમના માટે કબર ખોદી રહ્યા છે.

કબર તૈયાર થતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે કબરમાં ઊતર્યા. અબૂબક્ર અને ઉમરે મૈયિતને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તરફ કબરમાં ઊતારી. આપ ફરમાવતા હતા, "તમારા ભાઈને મારા તરફ ઉતારો."બંને સાહેબોએ ઝુલ-બજાદૈનને આપના તરફ કબરમાં ઉતારી દીધા. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને પડખાંભેર કબરમાં સુવાડી દીધા અને દુઆ માગી, "હે અલ્લાહ ! હું એનાથી ખુશ છું. હે અલ્લાહ ! તું પણ એનાથી ખુશ થઈ જા !"

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદનું કથન છે : "તે વેળા મારા મનમાં આ તમન્ના જાગી, "યા લૈતની કુન્તુ સાહિબિલ-હુફરહ." એટલે કાશ ! આ કબરમાં હું દફન થાત !

**ઝુલ-બજાદૈન નામ પડવાનું કારણ**————ઈબ્ને હિશામ કહે છે : એમનું નામ ઝુલ-બજાદૈન એટલા માટે રાખવામાં આવ્યું કે, એ પોતાની કૌમના મૂર્તિપૂજક લોકો સાથે ઈસ્લામ ખાતર હમેશા ઝગડયા કરતા હતા. છેવટે લોકોએ એમનું જીવન કડવું બનાવી છોડયું. પછી તો મામલો એટલી હદે પહોંચી ગયો કે, લોકોએ એમના કપડાં છીનવી લઈને એમને કેદ કરી દીધા. એમના અંગ પર જાડી ચાદર સિવાય કશું રહ્યું નહિ. છેવટે કૌમની કેદમાંથી કોઈ રીતે છટકીને મદીનહ દોડી ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની છત્રછાયામાં આસરો લીધો. મદીનહ પહોંચવા પહેલાં એમણે પોતાની ચાદરના બે ટુકડા કર્યા. એકનો તહબંધ તરીકે ઉપયોગ કર્યો અને બીજો ચાદર તરીકે ઓઢી લીધો. બસ એજ કારણે એમનું ઝુલ-બજાદૈન નામ પડી ગયું. એટલે બે ચાદરોવાળા

**પાછળ રહી જનારાઓ અંગે સવાલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ રુહમ કુલસૂમ બિન

હુસૈન રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હતા જેઓ બૈઅતે-રિદવાન પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર હતા.

એમનું કથન છે : ''હું તબૂકના પ્રવાસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે જંગ માટે ગયો હતો. અખઝર સ્થળેથી પસાર થતી વેળા મારી ઊંટાણી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટાણી સાથે ચાલી રહી હતી. અલ્લાહનું કરવું એવું થયું કે ઊંટાણીની પીઠ પર મને ઊંઘ આવી ગઈ. આંખ ઊઘડી તો શું જોઉં છું કે મારી ઊંટાણી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટાણીની લગોલગ ચાલી રહી છે. આ જોઈને હું ગભરાય ગયો કે છેક લગોલગ ચાલવાને કારણે ક્યાંક મારો પગ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રિકાબમાં ન ચાલ્યો જાય. હું મારી ઊંટાણીને દૂર કરવા લાગ્યો. હજુ રાત જ હતી ત્યાં ફરીવાર મારી આંખ લાગી ગઈ. આ વખતે મારી ઊંટાણી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટાણી સાથે ટકરાઈ ગઈ અને મારો પગ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની રિકાબમાં ભેરવાઈ ગયો. તકલીફના કારણે આપના મુખેથી ઓહ ! શબ્દ સરી પડ્યો. આ ઓહ ! ની સાથે જ હું ઝબકીને જાગી ગયો. મેં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! મને માફ ફરમાવો.''

આપે ફરમાવ્યું, ''વાંધો નહિ, ચાલતા રહો.''

ચાલતાં-ચાલતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારી સાથે બનૂ ગિફારના પાછળ રહી ગયેલા લોકો સંબંધી વાતો કરતા રહ્યા અને હું આપના સવાલોનો જવાબ આપતો રહ્યો. પછી આપે પૂછ્યું, ''પેલા લાલ રંગની આછી-લાંબી દાઢીવાળા લોકોનું શું થયું ?''

મેં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! તેઓ તો પાછળ રહી ગયા અને જિહાદ માટે નહિ આવ્યા.''

આપે ફરમાવ્યું, ''વારૂ પેલા કાળા રંગના ઘૂંઘરીયાળ વાળોવાળા લોકોનું શું થયું ?''

મેં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! મારૂં માનવું છે કે એ લોકો આપણા માણસોમાંથી નથી.''

આપે ફરમાવ્યું, ''કેમ નહિ ? એ તે લોકો છે જેઓના ઊંટો ''શબકા-શદાખ'' સ્થળે રહે છે.''

ત્યારે મને યાદ આવી ગયું. હું એ લોકોને બનૂ ગિફારમાંથી સમજતો હતો. પણ એ બનૂ અસલમના લોકોનું એક જૂથ હતું જેઓ અમારા કરારીઓમાંથી હતા.

મેં અરજ કરી, ''જી હા યા રસૂલલ્લાહ ! એ બનૂ અસલમના કબીલાનું એક જૂથ છે જેઓ આપણા કરારીઓમાંથી છે.''

આપે ફરમાવ્યું, ''ત્યારે એ પાછળ રહી જનારાઓને કોણે આ વાતથી રોકયા હતા કે પોતે ભલે નહિ આવતે, પણ પોતાની જગાએ કોઈ ઉત્સાહી જવાનને પોતાના ઊંટ પર બેસાડીને મોકલાવી આપતે તો તે આપણા પડખે રહીને ખુશી-ખુશી અલ્લાહના રાહમાં જિહાદ કરતે. જુઓ મને પોતાના માણસોની એક વાત સૌથી વધુ નાપસંદ છે. તે આ કે કુરૈશ, મુહાજિરીન, અનસાર, બનૂ ગિફાર કે બનૂ અસલમમાંથી કોઈ માણસ મારી સાથે આવવાને બદલે પાછળ રહી જાય.''

**મુનાફિકોની મસ્જિદે-દિરારનું ખંડન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અહીંથી કૂચ કરીને ઝી-ઉવાન સ્થળે પહોંચ્યા. અહીં આપે લશ્કર સાથે પડાવ નાખ્યો. મદીનહનું અંતર અહીંથી એક કલાક જેટલું હતું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મદીનહથી તબૂક જવાની તૈયારી કરતા હતા તે વેળા મુનાફિકોએ મદીનહમાં એક મસ્જિદ ઊભી કરી દીધી હતી અને મસ્જિદના બાનીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં આવીને તેના ઉદ્દ્ઘાટનની દરખાસ્ત કરી હતી, "યા રસૂલલ્લાહ! અમે બીમારો, કમજોરો, વૃધ્ધો, લાચારો માટે ચોમાસાના કાદવ-કીચડમાં અને શિયાળાની કડકડતી ઠંડીમાં રાહત મેળવવાના હેતુએ એક મસ્જિદ બનાવી છે. અમારી ઈચ્છા છે કે આપ એ મસ્જિદમાં પધારો અને અમને એક વખતની નમાઝ પઢાવી દો."

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું, "જુઓ અત્યારે તો હું તબૂકની સફરે જઈ રહ્યો છું અને તેની તૈયારીમાં લાગેલો છું. હા અલ્લાહ તઆલાએ ચાહ્યું તો તમારી પાસે મદીનહ પાછા આવવા બાદ તમને એ મસ્જિદમાં નમાઝ પઢાવી દઈશ."

હવે તબૂકથી પાછા ફરતી વેળા જ્યારે આપ ઝૂ-ઉવાન સ્થળે થોભ્યા તો અહીં અલ્લાહ તઆલાએ આપને મુનાફિકોની મસ્જિદે-દિરારની મૂળ હકીકતથી બા-ખબર કરી દીધા. એજ વેળા આપે બનૂ સાલિમવાળા હઝરત માલિક બિન દુખ્શુમ અને બનૂ ઈજલાનવાળા હઝરત મઅન બિન અદી અથવા એમના ભાઈ હઝરત આસિમ બિન અદીને બોલાવીને ફરમાવ્યું, "તમે બંને એ મસ્જિદમાં જાવ. એના બાનીઓ ઝાલિમ લોકો છે. તમે એ મસ્જિદને તોડી પાડીને તેને બાળી નાખો."

બંને ગૃહસ્થો એજ વેળા છાવણીમાંથી નીકળીને બનૂ સાલિમ બિન અવફના મહોલ્લાના એક મકાનમાં પહોંચી ગયા. એ લોકો હઝરત માલિક બિન દુખ્શુમના કુટુંબીજનો હતા. હઝરત માલિકે હઝરત મઅન બિન અદીને કહ્યું, "તમે અહીં થોભો. હું ઘરમાં જઈને આગ લઈ આવું છું."

તેઓ પોતાના ઘરમાં ગયા. ખજૂરના ઝાડની ડાળીઓનો મુઠ્ઠો સળગાવીને લઈ આવ્યા. પછી બંનેએ મસ્જિદ તરફ દોટ મૂકી અને અંદર જઈને મસ્જિદને આગ લગાડી દીધી. સાથે જ તેઓએ મસ્જિદને વેરણછેરણ કરી નાખી. તે વેળા મસ્જિદના બાનીઓ અંદર બેઠેલા હતા. મસ્જિદને ભડકે બળતી જોઈને બધા જીવ લઈને ત્યાંથી નાઠા.

એજ લોકો વિષે કુર્આને-મજીદની આ આયત નાઝિલ થઈ :

| | |
|---|---|
| વલ્લઝી - નત - તખઝૂ મસ્જિદન | અને જે લોકોએ બનાવી મસ્જિદ |
| દિરારંવ -વ - કુફરંવ - વ તફરીકંમ | નુકસાન પહોંચાડવા અને કુફ્ર કરવા અને ફાટફૂટ |
| બૈનલ-મુઅમિનીન. | નાખવા માટે મુસલમાનોમાં. |

એજ આયતમાં આગળ ફરમાવ્યું, "તેઓ કસમ ખાયને કહે છે કે અમે તો મુસલમાનોની ભલાઈ ખાતર આમ કર્યું છે પણ અલ્લાહ સાક્ષી આપે છે કે એ લોકો જૂઠું બોલે છે."

એ પછી ફરમાવ્યું, "લા તકુમ ફીહિ અબદા." હે નબી ! તમારે કદી પણ એ મસ્જિદમાં જઈને ઊભા થવું

નહિ.[૧]

**મસ્જિદે-દિરારના બાનીઓ**———મુનાફિકોમાંથી જે લોકોએ મસ્જિદે-દિરાર બનાવી હતી એ કુલ્લે ૧૨ ગૃહસ્થો હતા. તેઓના નામો આ છે :

૧—— ખુઝામ બિન ખાલિદ. એ બનૂ ઉબૈદ બિન ઝૈદની શાખ બનૂ અમ્ર બિન અવફના ખાનદાનનો એક માણસ હતો. એણે જ પોતાના મકાનનો એક ભાગ મસ્જિદ માટે આપી દીધો હતો.

૨—— સઅલબા બિન હાતિબ. એ બનૂ ઉમૈયહ બિન ઝૈદનો માણસ હતો.[૨]

૩—— મુઅત્તબ બિન કુશૈર. એ બનૂ ઝબીઅહ બિન ઝૈદમાંથી હતો.

૪—— અબૂ હબીબહ બિન અઝઅર બિન ઝૈદ. એ પણ બનૂ ઝબીઅહ બિન ઝૈદમાંથી હતો.

૫—— અબ્બાદ બિન હુનૈફ. એ બનૂ અમ્ર બિન અવફના સહલ બિન હુનૈફમાંથી હતો.

૬—— જારિયહ બિન આમિર અને એના બે પુત્રો :

૭—— મુજમ-મિઅ બિન જારિયહ. એ મસ્જિદે-દિરારનો ઇમામ હતો અને ઊગતી વયનો, એટલે કુમળી વયના બાળક જેવો છોકરો હતો.

૮—— ઝૈદ બિન જારિયહ.

૯—— નબતલ બિન હારિસ. બનૂ ઝબીઅહમાંથી હતો.

૧૦—— નજરજ. બનૂ ઝબીઅહમાંથી હતો.

૧૧—— બજાદ બિન ઉસમાન. બનૂ ઝબીઅહમાંથી હતો.

૧૨—— વદીઅહ બિન સાબિત. બનૂ ઉમૈયહ બિન ઝૈદમાંથી હતો. જે અબૂ લુબાબહ બિન અબ્દુલ-મુનઝિરનું એક ખાનદાન હતું.

**મદીનહથી તબૂક સુધીની મસ્જિદો**———મદીનહથી તબૂક સુધીના પ્રવાસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે રસ્તામાં જેટલી મસ્જિદો બનાવવામાં આવી એ બધી ખ્યાતનામ અને અમર યાદગાર મસ્જિદો બની જવા પામી. લોકોમાં દરેક મસ્જિદનું નામ પણ પ્રખ્યાત થઇ ગયું. એ મસ્જિદોના નામ આ છે :

(૧) તબૂકની મસ્જિદ (૨) સનિય્યહ મિદરાનની મસ્જિદ (૩) ઝાતુઝ-ઝુરાબની મસ્જિદ (૪) અખઝરની મસ્જિદ (૫) ઝાતુલ-ખત્મીની મસ્જિદ (૬) આલારની મસ્જિદ (૭) તરફુલ-બતરાઅની મસ્જિદ (૮) શક્ક તારાની મસ્જિદ (૯) ઝુલ-જીફહની મસ્જિદ (૧૦) સદ્ર હવઝીની મસ્જિદ (૧૧) હિજ્રની મસ્જિદ (૧૨) સઇદની મસ્જિદ (૧૩) વાદીની મસ્જિદ : આજે વાદીલ -કુરા નામે જાણીતી છે. (૧૪) રૂકઅહની મસ્જિદ : આજે શુક્કહ બિન અઝરહનો એક ભાગ છે. (૧૫) ઝુલ-મરવહની મસ્જિદ (૧૬) ફયફાઅ અથવા ફયદાઅની મસ્જિદ (૧૭) ઝૂ-ખશબની મસ્જિદ.

---

૧. સૂરએ-તવબહ પા. ૧૦ આયત ૧૦૭-૧૦૮

૨. હઝરત સઅલબા બિન હાતિબ નામે એક સહાબી જંગે-બદ્રમાં શરીક થયા હતા અને જંગે-ઉહુદમાં શહીદ થયા હતા. એ સાચા મુસ્લિમ હતા. આ સઅલબા બિન હાતિબ જુદો માણસ છે જે મુનાફિક હતો. (અસ્સિહ-હુસ-સિયર પા. ૩૪૯)

**સંપાદકની નોંધ :**——————મુલ્કે-શામના ખ્રિસ્તી ગસ્સાની બાદશાહને પોતાના જાસૂસો મારફતે જ્યારે સમાચાર મળ્યા કે, મદીનહથી અલ્લાહના પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ૩૦ હજારના વિરાટ લશ્કર સાથે, ઉનાળાના ધોમ ધખતા તાપમાં, દુરદરાજનો પ્રવાસ ખેડતા અને ખોફનાક જંગલો, બિહામણા પહાડો તેમ રેતીના રાણો ખૂંદતા તબૂક સુધી આવી પહોંચ્યા છે તો ઈસ્લામી લશ્કરના દબદબાની દહેશતથી તેના હોંશ ગગડી ગયા. તેને જંગે-મૂતહનો પ્રસંગ યાદ આવી ગયો જ્યાં ત્રણ હજારનું મુઠ્ઠીભર લશ્કર બે-લાખના વિરાટ લશ્કર સાથે ટકરાઇ ગયું હતું. જ્યારે કે હવે ૩૦ હજારનું જંગી લશ્કર ધરતી ધ્રુજાવતું તેના સરહદી પ્રદેશને આંગણે આવીને ઊભું થઇ ગયું હતું. લડાઇ સંકેલી લઇને પાછલા પગે વળી જવામાં જ તેને પોતાની સલામતી દેખાઇ આવી. રોમના ફોજી સરદારો પોતાનું લશ્કર લઇને રોમ તરફ ઊપડી ગયા અને ગસ્સાની બાદશાહે પણ લશ્કર સહિત પોતાનો રસ્તો લીધો.

આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તબૂક મુકામે વીસ દિવસો સુધી બિરાજમાન રહીને રાહ જોતા રહ્યા કે કોઈ મુકાબલો કરવા માગે તો બેશક મેદાને આવીને જરૂર મુકાબલો કરે. પણ અલ્લાહ તઆલાએ દુશ્મનોના દિલો પર ઈસ્લામી લશ્કરની એવી ધાક બેસાડી દીધી હતી કે કોઇએ મુકાબલા માટે મેદાને આવવાની હિંમત નહિ કીધી. એ દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કેટલાંક સાવચેતીના પગલાં લીધાં કે જેથી ભવિષ્યમાં પણ કોઈ મુકાબલાની હામ નહિ ભીડે.

તબૂકની આજુબાજુના વિસ્તારોમાં કેટલાક ખ્રિસ્તી રજવાડા આવેલા હતા. એમાં ઐલહ, દૂમતલ-જન્દલ, જરબા અને અઝરુહ મુખ્ય હતા. ઐલહના ખ્રિસ્તી બાદશાહનું નામ યુહન્ના બિન રૂઉિબહ હતું. જે શામની સરહદે આવેલા ઐલહ પ્રદેશ પર રાજ કરતો હતો. આપે તેને ઈસ્લામ સ્વીકારી લેવાનું આમંત્રણ પાઠવ્યું. જવાબમાં યુહન્ના પોતે આપની તહેનાતમાં હાજર થઇ ગયો. ઈસ્લામ તેણે કબૂલ નહિ કર્યો પણ વાર્ષિક ત્રણ સો દીનાર રક્ષાણવેરો આપવાની શરતે તેણે આપની સાથે સુલેહ કરી લીધી. (સુલેહનામાનું લખાણ ઇબ્ને હિશામમાં દર્શાવેલું છે.)

એવી જ રીતે જરબા અનેઅઝરુહ પ્રદેશોના ખ્રિસ્તી રાજાઓએ આપની તહેનાતમાં હાજર થઇને રક્ષાણવેરો આપવાની શરતે આપની સાથે સુલેહ કરી લીધી. દૂમહ એટલે દૂમતલ-જન્દલ પ્રદેશના બાદશાહ ઉકૈદર બિન અબ્દુલ-મલિક કિન્દીની કહાણી આ પ્રકરણમાં આપણે વાંચી આવ્યા છીએ. ઉકૈદર બહુ ઘમંડી, માથાભારે અને તુમાખીખોર બાદશાહ હતો. પ્રજા એના ઝુલ્મોથી ત્રાસી ગઇ હતી. હઝરત ખાલિદ બિન વલીદ એને ગિરિફતાર કરીને મદીનહ લઇ ગયા જ્યાં એણે બે હજાર ઊંટો, આઠ સો ઘેટાંબકરાં, ચાર સો વસક ઘઉં અને ચાર સો બખતરો આપવાની શરતે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે સુલેહ કરી લીધી. (આ માહિતી અસિહ-હુસ-સિયર, સીરતુર-રસૂલ, જમાલે-મુસ્તફા વગેરે સીરત-ગ્રંથોમાંથી રજૂ કરવામાં આવી છે. ''હ'')

---

# ગઝવએ-તબૂકનો ઉપસંહાર

## ઈસ્લામી લશ્કરનો લોન્ગ માર્ચ

—અહમદ મુહંમદ હથુરણી

**ઈસ્લામી લશ્કરનો દબદબો અને રોમન સામ્રાજય**—માનવંતા વાંચકને યાદ હશે કે ફત્હે-મક્કહ પછી હુનૈનની રણભૂમિમાં ઈસ્લામી લશ્કર અને હવાઝિનના બળવાન કબીલા વચ્ચે ભીષણ યુદ્ધ ખેલાયું હતું. એમાં ઈસ્લામી લશ્કરે શરૂઆતની શિકસ્ત પછી શાનદાર વિજય મેળવ્યો હતો અને હવાઝિનના બેશુમાર લોંડી-ગુલામો ઉપરાંત તેઓનો અઢળક માલ-સામાન, ઢોરઢાંખર, લોંડી-ગુલામ પણ ગનીમતમાં હાથ લાગ્યાં હતાં.

ઈસ્લામી લશ્કરે હવાઝિનના માથાભારે કબીલા પર મેળવેલી શાનદાર ફતેહ પછી આખા અરબ ખંડના લોકો માટે ઈસ્લામમાં દાખલ થવાનો માર્ગ મોકળો થઇ ગયો હતો. ગાઝીઓના જખમો અને શહીદોના લોહીએ, કુફ્રો-શિર્કની કમર તોડી નાખી હતી અને દુશ્મનોની તમામ રૂકાવટોને ધૂળ-કચરા પેઠે સાફ કરીને, ઈસ્લામની સચ્ચાઇનો રસ્તો સાફ કરી નાખ્યો હતો. અરબના ખૂણે-ખૂણાથી લોકોના ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થવા માટે એકમેકને ટપી જવા લાગ્યાં હતાં. માનવંતા સહાબાના બાહુબળે બહાદુરીના એવાં પરાક્રમો કરી બતાવ્યાં હતાં કે, કબીલાઓના સરદારોથી લઈને જંગલોમાં વસનારા ગમારો સુધી કોઈની તાકત ન હતી કે સહાબાની પાણીદાર તલવારોની ટક્કર લેવાનું સાહસ કરે.

**રોમન સામ્રાજય : એક સુપર પાવર**—તે સમયે યૂરોપની ભૂમિ પર આવેલું રોમન સામ્રાજ્ય, દુનિયાનું સૌથી બળવાન-સુપર પાવર ગણાતું હતું. અને શહેનશાહ હરકયૂલસની જાહોજલાલીની આખા જગત પર હાક વાગતી હતી. તેણે અરબ ખંડના કેટલાક પ્રદેશો પર ચઢાઇ કરીને ત્યાંના રાજા-નવાબોને પોતાના ખંડિયા બનાવી લીધા હતા. કબીલાઓના આ સરદારો કે રાજા-નવાબો પોતે પણ ખ્રિસ્તી ધર્મના અનુયાયી બની ગયા હતા. સાથે જ તેઓની રૈયત પણ ખ્રિસ્તી બની ગઈ હતી. એજ હાલત તે સમયે મુલ્કે-શામની પણ હતી. મુલ્કે-શામની ધરતી સૌથી વધુ ફળદ્રુપ હતી અને રોમનો માટે સોનાની ખાણ જેવી હતી. હરકયૂલસે બળજબરીથી શામ પર કબજો કરીને તેને પોતાનું સંસ્થાન બનાવી લીધું હતું. અરબનો મશહૂર ગસ્સાન કબીલો તે સમયે રોમન સામ્રાજયની ગુલામી હેઠળ મુલ્કે-શામ પર હુકૂમત કરતો હતો અને ખ્રિસ્તી ધર્મ પાળતો હતો.

ઈસ્લામની જાહોજલાલીનો સૂરજ ઊંચે ને ઊંચે જઇ રહ્યો હતો. લોકોના ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થઇ રહ્યાં હતાં. ખ્રિસ્તી ધર્મ પાળનારા અરબ કબીલાઓ પણ પોતાના રાજા-નવાબોના ઝુલ્મો-સિતમથી તંગ થઇને અને ઈસ્લામની સચ્ચાઈથી પ્રભાવિત થઈને અને ખ્રિસ્તી ધર્મને તરછોડીને ધડાધડ ઈસ્લામમાં પ્રવેશી રહ્યા હતા. મુલ્કે-નજરાનના મોટા-મોટા પાદરીઓનું મંડળ પણ મદીનહ હાજર થઇને ખંડણી આપવાની શરતે ઈસ્લામી હુકૂમતની શરણાગતિ સ્વીકારી ચૂક્યું હતું.

પોતાની આંખે આ બધું જોઈજોઈને શહેનશાહ હરકયૂલસને લાગતું હતું કે મુલ્કે-અરબની ફળદ્રુપ જમીન તેના પગો તળેથી ધીરેધીરે સરકી રહી છે અને તેની સત્તાનું સિંહાસન ડોલી રહ્યું છે. તેને થયું કે જો પાણી પહેલાં પાળ નહિ બાંધવામાં આવે તો, તે સમય દૂર નથી જ્યારે, સોનાના ઈંડા આપનારી મુરઘી જેવી અરબની ધરતી અમારા હાથમાંથી નીકળી જાય. અને જો આમ બને તો પછી તે સમય પણ દૂર નથી જ્યારે ઈસ્લામી લશ્કરનો ધસમસતો રેલો રોમની ધરતીને પણ ધમરોળી નાખે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિજરતનું નવમું વરસ ચાલતું હતું અને આ તે વરસ હતું જ્યારે આખા અરબ પર દુકાળના ઓળા ઊતરી આવેલા હતા. લોકો ભૂખમરા અને ફાકાની તકલીફમાં ફફડી રહ્યા હતા. ઉનાળો બેહદ આકરો હતો અને ગરમી જોબન પર હતી. વરસાદના અભાવે ખાધખોરાકીની સખત તાણ હતી. મોંઘવારીની કોઈ હદ રહી ન હતી.

આથી પહેલાં સન ૮ હિજરીમાં મૂતહ મૂકામે મુસલમાનો અને રોમન ખ્રિસ્તીઓ વચ્ચે એક યુધ્ધ ખેલાઈ ચૂક્યું હતું જેને "જંગે-મૂતહ" કહે છે. આ યુધ્ધમાં રોમન શહેનશાહ હરકયૂલસને ઈસ્લામી લશ્કરના ઈમાની જુસ્સા અને જિહાદી જોશનો પરચો મળી ગયો હતો. તેનું બે લાખનું લશ્કર ફકત ત્રણ હજારના ઈસ્લામી લશ્કર પર ફતેહમંદી મેળવી શકયું ન હતું. જંગે-મૂતહમાં હઝરત ઝૈદ બિન હારિસહ, હઝરત જઅફર બિન અબી તાલિબ અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા જેવા પંકાયેલા સિપહસાલારો શહીદ થઈ ગયા હતા. પછી હઝરત ખાલિદ બિન વલીદ કુનેહભરી જંગી ચાલથી ઈસ્લામી લશ્કરને બે લાખની ભીંસમાંથી સહીહ-સલામત કાઢી લાવ્યા હતા. અને ખ્રિસ્તીઓનું વિરાટ લશ્કર નપૂંસકો જેઠે તેઓનું મોં તાકતું રહી ગયું હતું.

જંગે-મૂતહ પછી હરકયૂલસ પોતે પણ પોતાનું પૂરૂં બળ ભેગું કરીને મદીનહ પર તૂટી પડવા માગતો હતો અને ચાહતો હતો કે એકી વેળા પૂરૂં બળ ઝોંકીને મદીનહને ખેદાન-મેદાન કરી નાખે અને ઈસ્લામના મૂળિયાંને જડમૂળથી ઉખેડી કાઢે. આ વિચાર વારંવાર તેના મગજના પર્દા પર ઝબૂકી ઊઠતો હતો. એજ દરમિયાન અરબના ખ્રિસ્તી કબીલાઓના આગેવાનો, રાજાઓ અને પાદરીઓ તરફથી તેને એક કાગળ મળ્યો જેમાં લખ્યું હતું :

> "અરબભરમાં વ્યાપક રીતે દુકાળ પ્રવર્તેલો છે. લોકો અનાજ-પાણી માટે સેંકે છે. ભૂખમરા અને ફાકાથી લોકો હાલથી બેહાલ છે અને એવા સમાચાર પણ છે કે મુસલમાનોના બાદશાહ જેવા પયગમ્બર મદીનહમાં વફાત પામી ગયા છે. ઈસ્લામને ઊખેડી કાઢવાનો આ ખરો સમય છે. બેધડક મદીનહ પર ચઢાઈ કરી દેવામાં આવે. ફતેહ હાથવેંતમાં છે." [૧]

અરબના ખ્રિસ્તી કબીલાઓના આગેવાનો અને પાદરીઓના આ કાગળે હરકયૂલસના વિચારને અમલમાં મૂકવાનું મનોબળ પૂરૂં પાડયું. તેની હિંમત બુલંદ થઈ ગઈ. નસેનસમાં જુસ્સો વ્યાપી ગયો. રોમન એમ્પાયર પોતે પણ દુનિયાનો સુપર પાવર હતો. લાખોનું લશ્કર હતું. છેલ્લામાં છેલ્લી ઢબના હથિયારોથી સુસજ્જ હતું. વિપુલ સાધન-સામગ્રી હતી. કોઈ વસ્તુની કમી ન હતી. ઉપરથી અરબના ખ્રિસ્તી કબીલાઓનો પૂરો ટેકો મળ્યો હતો. ખ્રિસ્તી રાજા-મહારાજાઓનું પીઠબળ હતું. આ બધી વાતોથી પ્રોત્સાહિત થઈને શહેનશાહ હરકયૂલસે મુલ્કે-શામના ગસ્સાની બાદશાહને મદીનહ પર ચઢાઈ કરવાનું શાહી ફરમાન છોડયું અને તેની મદદ માટેના ચકો ગતિમાન કરી દીધાં.

તે સમયે મુલ્કે-શામ પર જે બાદશાહ રાજ કરતો હતો તેનું નામ હારિસ બિન શિમ્ર ગસ્સાની હતું. ખ્રિસ્તી

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૫૬૪

ધર્મ પાળતો હતો. શામની રૈયત પર એની બાદશાહી નામ પૂરતી હતી. સત્તાની લગામ હરકયૂલસના હાથમાં હતી. તેના જ દોરીસંચાર મુજબ રાજકારભાર ચાલતો હતો. હારિસ માત્ર ખંડિયા રાજા તરીકે હરકયૂલસના ગુલામ જેવો હતો.

સુલ્હે-હુદૈબિયહ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દુનિયાના બાદશાહોને નામે જે તબલીગી કાગળો લખ્યા તેમાં હારિસ બિન શિમ્ર ગસ્સાનીના નામે પણ એક કાગળ લખીને હઝરત શુજાઅ બિન વહબને એના દરબારમાં મોકલ્યા હતા. મુબારક કાગળમાં એમ પણ લખ્યું હતું કે તું જો મુસલમાન બની જાય તો તારી બાદશાહી તારી જ પાસે રહેશે અને તું રોમની ગુલામીમાંથી નીકળીને આઝાદ બાદશાહ બની જશે. પરંતુ હારિસની ખોપરી ઊલટી હોવાથી તેણે તુમાખીથી કામ લીધું. મુબારક કાગળને વાંચતાં જ તેણે જમીન પર પટકી માર્યો અને ગુસ્સાથી હઝરત શુજાઅને પડકારતાં કહ્યું, ''કોની મજાલ છે કે મારો દેશ મારા હાથમાંથી પડાવી લે. તારા સાહેબને કહી દેજે કે હું બહુ જ જલદી મોટું લશ્કર તૈયાર કરીને મદીનહ પર ચઢાઈ કરી દઈશ !''

સારાંશ કે મદીનહ પર ચઢાઈ કરવા માટે મુલ્કે-શામનો ખ્રિસ્તી બાદશાહ હારિસ બિન શિમ્ર ગસ્સાની પોતે પણ ગુસ્સાથી તમતમી રહ્યો હતો. શહેનશાહ હરકયૂલસનો શાહી હુકમ મળતાં જ તેના આનંદનો પાર નહિ રહ્યો. તેને થયું કે મારી મુદ્દતની આરઝૂ પૂરી થવાની તૈયારીમાં છે. રાજકારભારના બીજાં કામો જતાં કરીને તેણે પોતાનું પૂરૂં ધ્યાન શાહી હુકમના પાલનમાં પરોવી દીધું અને લશ્કરી ખાતાના ઉપરીઓ સાથે મળીને અરબના ખ્રિસ્તી કબીલાઓનું લશ્કર એકઠું કરવાના કામમાં લાગી ગયો.

**મુલ્કે-શામના નબતી સોદાગરો** ——————તે સમયે મુલ્કે-શામના નબતી સોદાગરો ઝૈતુનના તેલની સોદાગરી અર્થે મદીનહ આવન-જાવન કર્યા કરતા હતા. તેલનો વેપાર તેઓના બાપદાદાથી ઊતરી આવતો હતો. સન ૯ હિજરીના જમાદલ-આખિરમાં મુલ્કે-શામના આ સોદાગરોનો એક કાફલો રોગને-ઝૈતુનના વેપાર માટે મદીનહ આવ્યો. અહીંના વેપારી મુસલમાનો સાથે તેઓના મૈત્રીભર્યા સંબંધો હતા. આ નબતી સોદાગરોએ સમાચાર આપતાં કહ્યું.

> ''રોમના બાદશાહે મદીનહ પર ચઢાઈ કરવા માટે અમારા મુલ્કે-શામમાં વિરાટ લશ્કર ભેગું કરી લીધું છે. લશ્કરના સૈનિકોને તેણે આખા વરસનો પગાર પણ પેશગી ચૂકવી આપ્યો છે. લશ્કરમાં લખ્મ, જુઝામ, ગસ્સાન વગેરે કબીલાઓના તમામ અરબો શામિલ થઈ ગયા છે. કીડીદળ જેવું આ વિરાટ લશ્કર મદીનહ પર ચઢાઈ માટે તૈયાર છે અને તેની હરાવલ ટુકડી બલકાની ભૂમિ સુધી આવી લાગી છે.''૧

**સહાબાના ઈમાનની આકરી કસોટી** ——————મુલ્કે-શામના નબતી સોદાગરોએ આપેલા આ સમાચાર, મુસલમાનોના ઈમાની જુસ્સા અને જિહાદી જોશ માટે એક નોખા પ્રકારની પરીક્ષા જેવા હતા. અત્યાર સુધી તેઓએ અરબના અભિમાની સરદારો અને તુમાખીખોર બદ્દુ કબીલાઓ સાથે ટક્કર લીધી હતી અને દરેક ટક્કરમાં તેઓએ શાનદાર ફતેહમંદી મેળવી હતી. પણ હવે તેઓનો મુકાબલો અરબના કોઈ અભિમાની કબીલા સાથે નહિ બલકે દુનિયાના સૌથી બળવાન ગણાતા રોમન એમ્પાયરના સુપર પાવર સાથે હતો. આ સુપર પાવરે તાજેતરમાં જ ઈરાનના શહેનશાહને નામોશી ભરેલી શિકસ્ત આપીને પોતાના સંસ્થાનો પાછાં મેળવી લીધાં હતાં અને હવે પોતે દુનિયાનો ''સૌથી

---

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૫૬૩

મોટો "ચોધરી" છે તેવો નઅરો ગજાવી દીધો હતો. હકીકત પણ એજ છે કે તે વેળા રોમના સુપર પાવરનો મુકાબલો કરી શકે તેવી કોઇ તાકત જમીનની સપાટી પર હતી નહિ.

તે સમયના રોમન સામ્રાજ્યનો દાખલો આજના અમેરીકા અને આજના મુસલમાનો જેવો છે. આજે દુનિયાના ઘણા દેશોમાં મુસલમાનોની હુકૂમતો કાયમ છે પણ કોઇ મુસ્લિમ મુલ્કની ફોજ એવી નથી જે આજના અમેરિકા જેવા સુપર પાવરના મુકાબલાનું સાહસ કરી શકે. બલકે દુનિયાના તમામ મુસલમાન મુલ્કોનું લશ્કર પણ ભેગું થઇને અમેરીકાનો મુકાબલો કરી શકે તેવી હાલતમાં નથી. એનું કારણ વાંચક પોતે સારી રીતે જાણે છે.

હવે વર્તમાન પરિસ્થિતિ એવી હતી કે રોમન શહેનશાહ હરકયૂલસે મુલ્કે-શામના ગસ્સાની બાદશાહ સાથે મળીને, કેળવાયેલા સૈનિકોનું ૪૦ હજારનું વિરાટ લશ્કર પોતાના ઝંડા હેઠળ એકત્ર કરી લીધું હતું. અને યુધ્ધકળામાં પંકાયેલા એક વીરનરને આ લશ્કરનો સરસેનાપતિ બનાવી દીધો હતો. ૪૦ હજારનું આ લશ્કર કોઇ પણ સમયે ધસમસતા પૂર પેઠે ઓચિંતું આવીને મદીનહ પર ત્રાટકી શકતું હતું. બીજી તરફ મદીનહમાં વસનારા મુનાફિકો અને યહૂદીઓમાંથી બનેલા મુનાફિકોને આ સમાચાર મળતાં તેઓ પણ અંદરખાને કામે લાગી ગયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સૌથી મોટો ખતરો આ વાતનો હતો કે મદીનહના મુનાફિકો રોમન લશ્કર સાથે મળીને કયાંક મદીનહ પર ન તૂટી પડે અને મુસલમાનોની પીઠમાં પાછળથી ખંજર ન ભોંકી દે !

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તો સિપહસાલારોના શિરોમણિ હતા. અલ્લાહના પયગમ્બર હતા અને અલ્લાહના નૂરથી જોતા હતા. આપથી વધીને યુધ્ધકળાનો નિષ્ણાત બીજો કોણ હોય શકે ? મુનાફિકોના છુપાં કાવતરાં અને કાવાદાવાઓથી આપ પૂરી રીતે માહિતગાર હતા. મુનાફિકો પીઠ પાછળથી ઘા નહિ કરી દે તેની શકયતાનો આપ બારીકીથી અભ્યાસ કરી રહ્યા હતા. વળી આ વાત પણ આપની જાણ બહાર નહિ હતી કે કટોકટીની પળોમાં હિંમતથી આગળ વધીને રોમન લશ્કરને અટકાવવામાં નહિ આવે અને તેઓને મદીનહ સુધી આવવાનો મોકો આપવામાં આવે તો મુનાફિકો જરૂર આ તક ઝડપી લઇને મુસલમાનોની પીઠમાં પાછળથી ખંજર ભોંકી દેશે.

આ બધી વાતોને ધ્યાનમાં લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ, આકાશી ઈલ્મની રોશનીમાં છેવટના નિર્ણય તરીકે એવો ફેસલો કર્યો કે ગમે તે થાય, રોમન લશ્કરને મદીનહ સુધી આવવાનો મોકો નહિ આપવામાં આવે. દુશ્મનનું લશ્કર અરબની ધરતીને રગદોળતું આવે તે પહેલાં મદીનહથી નીકળીને દુશ્મનના માથે પહોંચી જવું અને દુશ્મનની જ ભૂમિમાં જઇને દુશ્મન સાથે હારજીતનું યુધ્ધ ખેલી લેવું !

આ નિર્ણય જેટલો અઘરો હતો, તેનો અમલ તેનાથી વધારે અઘરો હતો. કારણ આ હતું કે ઇસ્લામના દુશ્મને મદીનહ પર ચઢાઇની જે મોસમ અને જે દિવસો નકકી કર્યા હતા તે મુસલમાનો માટે છેક જ બિન-અનુકૂળ હતા અને કોઇ પણ રીતે મુસલમાનોના વર્તમાન સંજોગોને ફિટ બેસતા ન હતા. તે વેળા ભરઉનાળાની મોસમ હતી. કાળઝાળ ગરમીના દિવસો હતા. અરબની ધરતી ધોમ ધખતા તાપથી ધખી ઊઠી હતી. આકાશ પરથી સૂરજ આગ વરસાવતો હતો. જમીન તવા પેઠે તપી રહી હતી. ઉકળાટથી જીવ અકળાતો હતો અને ગરમ લૂના સપાટાઓથી શ્વાસ રૂંધાતો હતો. વાંચકના કોઇ સ્નેહી આ મોસમમાં હજ્જ કે ઉમ્રહ કરી આવ્યા હોય તે કહી શકશે કે મકકહ અને મદીનહનો ઉનાળો કેવો કાળઝાળ હોય છે. ઉર્દૂમાં આવા ઉગ્ર તાપને "ચિલચિલાતી ધૂપ" કહે છે. આ તે મોસમ હોય છે જેમાં ચીલ પણ ઇંડાંને સેવવાનું ભૂલીને ભાગી છૂટે છે.

આપ જાણો જ છો કે મકકહના મુહાજિર સહાબા વ્યવસાયે વેપારીઓ હતા અને મદીનહના અન્સાર સહાબા

ખેતીવાડી કરનારા ખેડૂતો હતા. એજ તે સમય હતો જેમાં મદીનહના અન્સારની વાડીઓ અને ખેતરોમાં, ઝાડો પર લાગેલાં ફળો પાકવાની તૈયારીમાં હતાં. લાલ-પીળાં ફળોના ઝૂમખાઓથી ઝાડની ડાળીઓ લચક-લચક થતી હતી. લોકો પોતાના ફળોને લણવાની તૈયારી કરી રહ્યા હતા અને ઝાડોના સાયામાં જ રહેવાનું પસંદ કરતા હતા. કોઇ ખેડૂત લણણીની મોસમમાં એદી પેઠે ઘરમાં પડયો રહે કે કુંભકર્ણની ઊંઘ તાણતો રહે તો જાહેર છે કે તેના બાલબચ્ચાંને આખું વરસ ભૂખે મરવાનો વખત આવે.

આ વરસ પણ અરબો માટે દુકાળનું વરસ હતું. બધેબધ દુકાળના ઓળા પથરાયેલા હતા. ખાધખોરાકી અને જીવન જરૂરિયાતની કારમી અછત પ્રવર્તેલી હતી. લોકો ફાકા અને ભૂખમરાને આરે પહોંચી ગયા હતા. આવા તદ્દન બિન-અનુકૂળ સંજોગોમાં લોકોને પોતાની વાડીઓમાંથી બહાર નીકળવાનું અને ફળો લણવાની વર્તમાન મોસમમાં શહેરમાંથી નીકળીને દૂર-દરાજના શહેરોની સફર કરવાનું બિલકુલ પસંદ ન હતું.

**સાહસવીરોનું પરાક્રમ** ———————પરંતુ આ બધી મુશકિલીઓ, આડખીલીઓ અને રૂકાવટો છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફેસલો કર્યો કે ગમે તે થાય, દુશ્મનને મદીનહની ધરતી સુધી આવવા દેવું નહિ. પોતે પેશકદમી કરીને તેની સામે પહોંચી જવું અને દુશ્મનની જ ભૂમિમાં હારજીતના ફેસલાનું યુધ્ધ લડી લેવું. જો કે પ્રવાસ બેહદ લાંબો હતો. દુશ્મનનો દેશ બહુ છેટો હતો. રસ્તો અતિશય કઠિન હતો અને રેતીના સૂક્કા રણો, રેતીના ઢગલાઓ, નિર્જન જંગલો અને બિહામણા પહાડોમાંથી પસાર થઈને દુશમન સુધી પહોંચવાનું હતું.

આ મુશકિલીઓનો અંદાજો તેજ લોકો કાઢી શકે છે જેઓએ ઉનાળાની કાળઝાળ રૂતુમાં મદીનહથી તબૂક જનારા રસ્તાનો થોડોઘણો પ્રવાસ પણ કર્યો હોય. થોડેક જ આગળ જતાં પ્રવાસીને લાગે કે રેતીના દહેશતનાક ઢગલાઓ અને કાળમુખા બિહામણા પહાડો, ગાંડા ભૂત પેઠે પોતાના વિકરાળ ડાચાં ખોલીને તેની ગળી જવા માટે તૈયાર ઊભેલા છે. મગર અલ્લાહ તઆલાએ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને, સહાબાના રૂપમાં એવા બહાદુર, એવા પરાક્રમી, એવા સાહસખેડુ સાથીઓ બખ્શેલા હતા જેઓની પાણીદાર તલવારોની ધાકથી પહાડો પણ થથરી ઊઠતા હતા અને રેતીના બિહામણા ઢગલા તેઓની નજરમાં રૂના ઢગલા હતા. ઝાડો પર પાકેલાં ફળોની શું વિસાત, તેઓ તો પોતાની જાનો સુધ્ધાં પોતાના મહબૂબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણો પર કુરબાન કરવા તૈયાર રહેતા હતા. બિહામણા પહાડો, ખોફનાક જંગલો, દહેશતનાક રણો, ગાજવીજના તોફાનો, ઉનાળાના સુસવાટાઓ અને ઝાડો પર પાકેલાં ફળો એમાંની કોઈ વસ્તુ તેઓના નિર્ણયને ડગમગાવી શકતી ન હતી.

અલ્લામા ઈકબાલની કબરને અલ્લાહ તઆલા પોતાની રહમતના નૂરથી ભરી દે. એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા માટે અને સહાબા જેવા બહાદુર સિંહો માટે જ આ શેઅર કહ્યો છે :

**દો નીમ ઉન્કી ઠોકર સે સેહરા વ દરયા, • પહાડ ઉન્કી હયબત સે સિમટ કર રાઇ.**

પોતાની ઠોકરથી તેઓ રણો અને દરિયાના બે ટુકડા કરી નાખતા હતા અને તેઓની હયબત કે ધાકથી પહાડો પણ સમેટાઇ-સંકોચાઇને રાઇનો ઢગલો બની જતાં હતા.

અલ્લાહ તઆલાએ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાને, પોતાના દીનની સરબુલંદી માટે, મુશકિલીઓનો સામનો કરવાનું જે ઇમાની મનોબળ બખ્શેલું હતું તેને આધારે તો હવે તેઓ માટે, પોતાના અલ્લાહને રાજી કરવાનો અને શહીદ થઇને કે ગાઝી બનીને જન્નતમાં જવાનો ખરો સમય આવી લાગ્યો હતો.

**ખુલ્લા શબ્દોમાં જિહાદની જાહેરાત** ———————તબૂક તરફ કૂચ કરવાના ફેસલાની સાથે જ રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહમાં તેની જાહેરાત કરાવી દીધી કે દુશ્મન મદીનહ પર ચઢી આવે તે પહેલાં તેના માથે પહોંચી જવાનું છે. સફરના સામાનની તૈયારી શરૂ કરી દો. મદીનહની આજુબાજુના પ્રદેશોમાં વસનારા કબીલાઓથી લઈને છેક ઉત્તરમાં મક્કહ સુધીના મુસ્લિમ કબીલાઓ તરફ આપે પોતાના એલચીઓને દોડાવી દીધા અને જાહેરાત કરાવી દીધી કે આ લડાઇ દુશ્મનના ઇલાકામાં જાઇને લડવાની છે. માટે જંગ ખેલી શકે એવા દરેક લડવૈયાએ લાંબા પ્રવાસની પૂરી તૈયારી કરીને જેમ બને તેમ જલદી મદીનહ આવી જવું.

આથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો એવો નિયમ હતો કે જ્યારે કોઇ દુશ્મન સાથે જંગનો પ્રસંગ ઊભો થતો તો આપ પોતાના લશ્કર સાથે ઊલટી દિશાએ કૂચ કરતા અને લાંબો ચકરાવો લઇને દુશ્મનની ભૂમિમાં પહોંચી જતા. દુશ્મનના જાસૂસોને અંધારામાં રાખવાની આ એક જંગી ચાલ હતી. આપની આ કુનેહભરી ચાલથી જાસૂસો અને દુશ્મનો બંને હક્કા-બક્કા રહી જતા.

પરંતુ જંગે-તબૂકના મામલામાં આપે આ નિયમ જતો કરીને દરેક વાત સાફ શબ્દોમાં દર્શાવી દીધી. મદીનહથી તબૂક સુધીનો લાંબો વિસ્તાર, દૂરો-દરાજનો આકરો પ્રવાસ, કાળઝાળ ઉનાળો, ધોમ ધખતો તાપ, સવારીઓની અછત, દુકાળનું વરસ, ખાણીપીણીની તંગી, દુશ્મનોનું જંગી સંખ્યાબળ વગેરે બાબતોનો આપે ચોખ્ખા શબ્દોમાં ખુલાસો કરી દીધો અને એમ પણ ફરમાવી દીધું કે જંગલો, પહાડો અને રેતીના રણો વટાવતા મુલ્કે-રોમના ખ્રિસ્તી દુશ્મનો સુધી પહોંચવાનું છે જેથી આ હાડમારીઓને પહોંચી વળવાની પૂરી તૈયારી કરી લેવામાં આવે.

**આશાઓ અને ઉમંગોનું વાતાવરણ** ————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની મીઠી-મધુરી છટાદાર વાણીમાં લોકોને અલ્લાહના રસ્તામાં, ઇસ્લામની સરબુલંદી માટે તન-મન-ધનથી જિહાદ કરવાની પ્રેરણા આપી. જિહાદ પોતાના અલ્લાહને ખુશ કરવાની કેટલી મોટી નેકી છે તેની ફઝીલત દર્શાવી અને પોતાનો ઉત્તમ માલ તથા હલાલ કમાણીના પૈસા અલ્લાહના રસ્તામાં વાપરવાનો શું બદલો છે તેની વધામણી આપી. આપના આ ખુત્બાથી જોતજોતામાં આખા મદીનહ પર જિહાદનું વાતાવરણ છવાઇ ગયું. મદીનહનું ઘરેઘર જિહાદની ચર્ચાઓથી ગાજી રહ્યું. મુજાહિદોના બાળકો સુધ્ધાં જિહાદના જુસ્સાથી થનગની રહ્યાં. ચારે તરફ જોરશોરથી જિહાદની તૈયારીઓ થવા લાગી. અલ્લાહની જમીન પર જેઓની બહાદુરી અને વફાદારીનો દાખલો નહિ હતો એવા અલ્લાહના નેક બંદાઓ પોતાના આકા, પોતાના મવલા, પોતાના મહબૂબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સરદારી હેઠળ જગતની સૌથી બળવાન સત્તા સાથે ટક્કર લેવાની તૈયારી કરવા લાગ્યા.

અલ-જિહાદ ! અલ-જિહાદ ! નો પોકાર પડતાં જ સહાબાને થઇ ગયું કે અમારા મનની મુરાદો અને અમારા દિલની આશાઓ પૂરી થવાનો પ્રસંગ આવી લાગ્યો છે. જાન અને માલના ભોગે તેઓ આજ્ઞા-પાલન માટે દોડી પડ્યા અને પૂરા જોશ, જુસ્સા અને ઉત્સાહ સાથે જિહાદની તૈયારીમાં પરોવાય ગયા. આ તૈયારી દુનિયાના કોઇ મામૂલી રાજા-મહારાજા કે નવાબના લશ્કર સાથે નહિ, બલકે તે સમયની મહાસત્તા એટલે રોમન એમ્પાયરના સુપર પાવર સાથે ટક્કર ઝીલવાની તૈયારી હતી. છતાં તેઓના બળવાન ઇમાન અને નક્કર મનોબળનો કરિશ્મો' હતો કે જરાયે ડર કે ખોફ વિના, તેઓ એવી રીતે તૈયારી કરવા લાગ્યા જાણે, તબૂકના મેદાનમાં કોઇ ખૂંખાર દુશ્મન સાથે ટક્કર લેવા માટે નહિ, બલકે તબૂકના કોઇ વહાલા મિત્રની દઅવતમાં ઝિયાફત ઉડાવવા માટે જઇ રહ્યા છે.

**મુજાહિદોની જિહાદી ઝિન્દગી** ————મદીનહમાં તૈયાર થનારા લશ્કરને બે વસ્તુઓની જરૂર હતી. એક લડનારા સૈનિકોની ભરતી અને બીજી લડાઇના માલસામાનની ફરાહમી. જમાનો દુકાળનો હતો. લોકો ફકીરી,

ફાકા અને ભૂખમરામાં સપડાયેલા હતા. અનાજ પાણીની અછતથી મોંઘવારી વધેલી હતી. છતાં સહાબાએ બઢીચઢીને કુરબાની અને ભોગના એવા લાજવાબ દાખલા રજૂ કર્યા જેની વિગતો વાંચીને તઅજ્જુબ થાય છે અને ઇમાન તાજું થઇ જાય છે.

સૈનિકોની ભરતીનો મામલો એવો બન્યો કે જિહાદની જાહેરાત કાને પડતાં જ મદીનહથી લઇને મક્કહ સુધીના વિસ્તારમાં વસનારા વિવિધ કબીલાઓ, બિરાદરીઓ અને ખાનદાનોના મુજાહિદોનું મદીનહમાં આગમન શરૂ થઇ ગયું. અલ્લાહના સૈનિકોના ટોળેટોળાં ચારે તરફથી ધસીધસીને મદીનહ આવવા લાગ્યાં. એટલે સુધી કે ગરીબો અને ફકીરો જેવા ચીંથરેહાલ મુસલમાનો પણ જિહાદના જોશમાં આવવા લાગ્યા. ગરીબોના ઘરોમાં ખાવાના વાખા હોય ત્યાં સવારી કયાંથી આવે ? એવા લોકો જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સવારીનો સવાલ કરતા તો જવાબમાં આપ ફરમાવી દેતા કે, ''હું તમારા માટે સવારી કયાંથી લાવું ? મારી પાસે કોઇ સવારી  નથી.''

આપનો આ જવાબ સાંભળતાં જ તેઓની આશાના ભૂક્કા થઇ જતા. જિહાદ જેવી ઇબાદતથી પાછળ પડી જવાનું ભારે દુઃખ થતું. ગમના માર્યા ગમગીન દિલે, ઉદાસ ચેહરે, આંસુ નીંગળતી આંખે પાછા વળી જતા. સૂરએ-તવબહની આયત નંબર ૯૨માં અલ્લાહ તઆલાએ એજ ગરીબોનું વર્ણન કર્યું છે અને એમ પણ ફરમાવ્યું છે કે સવારીનો બંદોબસ્ત ન થવાથી એ લોકો રડતા-રડતા ચાલ્યા ગયા. આયતના શબ્દો આ છે : વ અઅ-યુનુહુમ તફીદુ મિનદ-દમ્એ હઝનન........તેઓની આંખો રંજોગમથી આંસુ વહાવતી હતી કે અફસોસ ! અમે પોતાના ખર્ચે જિહાદમાં ભાગ ન લઇ શકયા !

એક તરફ મદીનહમાં ઇસ્લામી લશ્કરની જોશભેર તૈયારીઓ ચાલતી હતી. બીજી તરફ અરબના ખૂણેખૂણાથી કબાઇલી મુજાહિદોના ટોળેટોળાં ધસધસીને મદીનહ આવી રહ્યાં હતાં અને જુરુફ મુકામે એકઠાં થઇ રહ્યા હતાં. જુરુફ અથવા જુર્ફ નામે મદીનહથી થોડે દૂર આવેલું એક મેદાન હતું. અહીં ઇસ્લામી લશ્કરની છાવણી હતી. લશ્કરી છાવણીના મેદાનમાં અત્યારે મેળો ભરાયો હોય તેવી ચહેલ-પહેલ દેખાતી હતી. લુહારો, સુથારો, કારીગરો અને હુનરમંદો પોતપોતાના ઓજારો લઇને ઠેકઠેકાણે ગોઠવાઇ ગયા હતા. દુકાનો મંડાઇ ગઇ હતી અને બજારની લાઇનો લાગી ગઇ હતી. કોઇ તલવારો બનાવતું હતું તો કોઇ લોખંડને એરણ પર મૂકીને ટીપી રહ્યું હતું. એક દુકાને લોકો પોતાની તલવારની ધાર તેજ કરાવતા હતા તો બીજી દુકાને ભાલાના હાથા ફિટ થતા હતા. એક કારીગર બરછાઓની અણીઓ તેજ કરતો હતો તો બીજો કારીગર તીરના કામઠામાં તાંત બાંધીને તેને કસી રહ્યો હતો. મતલબ કે લોખંડ અને હથોડાની ખટાખટના અજીબો-ગરીબ અવાજોથી છાવણીનું મેદાન ધમધમી રહ્યું હતું.

જુદા જુદા કબીલાઓના મુજાહિદો પોતાના નોખા પહેરવેશ અને નોખા ઝંડાઓથી નોખી રીતે તરી આવતા હતા. લશ્કરી છાવણીના મેદાનમાં મુસ્લિમ મુજાહિદોના અઝીમુશ-શાન ''ઇજતિમાઅ''નું આવું અભૂતપૂર્વ દ્રશ્ય, અરબના લોકોની આંખોએ આજ સુધી જોયું ન હતું. એ બધા એક અમીરના, એક જ અવાજે, એક જ મકસદ માટે ભેગા થઇ ગયા હતા. એમના અમીર હતા અલ્લાહના લાડલા અને આખેરી પયગમ્બર હઝરત મુહંમદ બિન અબ્દુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ! અને મકસદ હતો જિહાદ ફી સબીલિલ્લાહ ! એક અમીરના એક જ અવાજ પર લબ્બૈક પોકારીને એકત્ર થનારા ૩૦ હજારના અઝીમુશ-શાન લશ્કરનો દાખલો, અરબખંડના ઇતિહાસે પણ આજ સુધી પોતાની આંખો જોયો ન હતો.

મુનાફિકોના નાપાક પ્રોપેગેન્ડા ————સારાંશ કે મદીનહની ઇસ્લામી હુકૂમતમાં વસનારા અરબના

મુસલમાનોનો કોઇ કબીલો, કોઇ બિરાદરી, કોઇ ખાનદાન એવું ન હતું જેના, લડાઇને લાયક જવાનોમાંથી કોઇએ જિહાદમાં ભાગ લેવાથી સુસ્તીથી કામ લીધું હોય અથવા ખોટું બહાનું બનાવીને ઘરમાં ભરાય રહેવાનું પસંદ કર્યું હોય.

એક તરફ મદીનહમાં જગતના સુપર પાવર સાથે ટક્કર લેવાની તડામાર તૈયારીઓ ચાલતી હતી. બીજી તરફ મદીનહમાં વસનારા મુનાફિકોએ પણ મળેલી તક ઝડપી લઇને પ્રોપેગેન્ડાનું ચક્કર ચાલુ કરી દીધું હતું. મુનાફિકોની ટોળકીમાં મુશરિકોમાંથી બનેલા મુનાફિકો પણ હતા. અને એવા યહૂદીઓ પણ હતા જેઓ યહૂદી મટીને મુનાફિક બની ગયા હતા. એમાં મોટે ભાગે મદીનહના માલદાર અને મોટી ઉંમરના ખખડધજ બુઢ્ઢાઓ હતા જેઓ પ્રોપેગેન્ડાની કળાના અઠંગ ઉસ્તાદ ગણાતા હતા. માના પેટથી જ એ લોકો બદબખ્ત તરીકે પૈદા થયા હતા. મુનાફિકતની બીમારીના નાપાક જંતુઓ એમના દિલોમાં ખદબદી રહ્યાં હતાં. પોતાને મુસલમાનોમાં ખપાવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં આવીને જમાઅત સાથે નમાઝ પઢતા હતા. મજલિસોમાં ભાગ લેતા હતા. જિહાદમાં જતા હતા. પરંતુ વિશ્વાસઘાતની નીતિથી કામ લઇને અણીને પ્રસંગે દગો આપી દેતા હતા. મોકો મળતાં જ ઇસ્લામ અને કુર્આન વિરૂધ્ધ ઝહેર ઓકવા લાગતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ દિલનો ધુમાડો કાઢતા. સૂરએ-તવબહની આયત નંબર ૫૬માં એજ લોકો વિષે ફરમાવ્યું છે :

| | |
|---|---|
| વ યહ-લિફૂન બિલ્લાહિ | અને એ લોકો અલ્લાહની કસમો ખાયને કહે છે કે |
| ઇન્ન-હુમ લ-મિન્કુમ | અમે તો તમારામાંથી જ છીએ. |
| વમા હુમ મિન્કુમ | જો કે એ લોકો તમારામાંથી હરગિઝ નથી. |
| વલા કિન્ન-હુમ | અને હકીકત આ છે કે એજ લોકો |
| કવમુંય - યફ - રકૂન | ડરપોક કૌમમાંથી છે. |

આજના વર્તમાન યુગમાં મુસલમાન લોકોના મુલ્કોમાં પણ મુનાફિકોનો રાફડો ફાટેલો છે. હુકૂમતની સત્તાની લગામ પણ એવા જ લોકોના હાથમાં છે જેઓ પોતાને મુસલમાનોમાં ખવાવવા છતાં અલ્લાહ અને રસૂલના ઇસ્લામી બંધારણને પોતાના દેશમાં લાવવા માગતા નથી. કેટલાકની ઇસ્લામ-દુશ્મની તો એટલી હદે પહોંચેલી છે કે મુસલમાન છોકરીઓ ચેહરા પર નિકાબ ઓઢીને સ્કૂલ-કોલેજમાં જાય તે પણ તેઓને ગમતું નથી. એવા જ લોકો વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે એમના જેવી દગાબાજ અને ડરપોક કૌમ દુનિયામાં બીજી કોઇ કૌમ નથી.

મદીનહમાં ઇસ્લામી લશ્કર તબૂક જવાની તૈયારી કરતું હતું ત્યારે મુનાફિકોની કૌમના લોકો નપુંસકો પેઠે ઘરોમાં ભરાય રહ્યા અને અંદરખાને મુસલમાનોમાં બળબળતા ઉનાળા, કાળઝાળ ગરમી, દુકાળનું વરસ, અતિલાંબો પ્રવાસ, રસ્તાની તકલીફો, ઝાડો પર પાકેલાં ફળો, દુશ્મનની બેપનાહ તાકત અને તેના લશ્કરની જાહોજલાલી વગેરેના પ્રોપેગેન્ડા કરીને મુસલમાનોના જિહાદી જુસ્સાને તોડી નાખવાની કોશિશ કરતા રહ્યા.

મુનાફિકોના પ્રોપેગેન્ડાનું સૌથી મોટું હથિયાર ''લા-તન-ફિરૂ ફીલ-હર્રે''ના શબ્દો હતા જેને કુર્આને ઉપાડી લીધા છે. તેઓ મુસલમાનોને કહેતા હતાઃ ''લા તન-ફિરૂ ફીલ-હર્રે'' એટલે પ્રચંડ ઉનાળાની કાળઝાળ ગરમીમાં હરગિઝ પોતાના ઘરોમાંથી બહાર નહિ નીકળવું. એક તો દૂરો-દરાજનો પ્રવાસ છે. રસ્તો બેહદ લાંબો અને અઘરો છે. ઉપરથી ધોમ ધખતો તાપ છે. અગર તમે ગયા તો યાદ રાખો, જીવતા પાછા ફરવાના નથી. એના જવાબમાં

અલ્લાહ તઆલાએ ફરમાવી દીધું :

કુલ નારુ જહન્નમ। અશદુ હર્રા.

એટલે : હે મુહંમદ ! એ લોકોને કહી દો કે જહન્નમની આગ એનાથી વધારે ગરમ છે. એ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને તરહ-તરેહના બહાના બનાવતા હતા. કહેતા હતા, "યા રસૂલલ્લાહ ! આ જિહાદમાં અમારાથી આવી શકાય એમ નથી. અમારાં બાલબચ્ચાંની દેખરેખ રાખનારૂં કોઇ નથી અને અમારાં ઘરો ખુલ્લાં પડેલાં છે." કુર્આનમાં છે : "ઈન્ન બૂયૂ-તના અવરહ." એટલે આ મુનાફિકો આવી-આવીને કહે છે કે અમારાં ઘરો ખુલ્લાં પડેલાં છે. હે મુહંમદ ! એ લોકોને કહી દો કે "વ મા હિયા બિ-અવરહ" એટલે એ લોકોના ઘરો ખુલ્લાં પડેલાં નથી બલકે, "ઈંય યૂરીદૂન ઇલ્લા ફિરારા." એ લોકો તો ફિરાર થવાના કે નાસી છૂટવાના બહાનાં કાઢી રહ્યા છે.

મુનાફિકોમાંથી જદ્દ બિન કૈસ નામે એક છેલ્લા દરજ્જાનો નફફટ, નાલાયક, બેશરમ અને જંગલી મનોદશાનો માણસ હતો, એ જ્યારે બહાના કાઢવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો તો આપે તેને ફરમાવ્યું, "હે જદ્દ ! રોમન ખ્રિસ્તીઓ સાથેની લડાઈમાં તબૂક જવા માટે તૈયાર છો ને ?"

"નહિ જી યા રસૂલલ્લાહ !" તે બોલ્યો, "મને તો તમે માફ જ કરી દો તો સારૂં !"

"કેમ શું કારણ છે ?" આપે પૂછયું.

તે બોલ્યો, "મેં સાંભળ્યું છે કે રોમન કૌમની ગોરા રંગની કન્યાઓ બેહદ સુંદર હોય છે. હવે મારી કૌમના બધા લોકો જાણે છે કે મારાથી વધીને હુસ્ન-પરસ્ત એટલે પ્રેમનો પૂજારી બીજો કોઇ નથી. હું કોઈ રોમન રૂપસુંદરીને જોઇ લઉં અને મનનો કાબૂ ગુમાવી બેસું તો મોટો ફિત્નો ઊભો થવાનો ભય છે. જેથી યા રસૂલલ્લાહ ! મને તો આપ માફ જ કરી દો તો સારૂં !"

પોતાના લાડલા નબીની શાનમાં આ ગુસ્તાખી બદલ અલ્લાહ તઆલાએ જદ્દ બિન કૈસને પડકારતાં ફરમાવ્યું:

| | |
|---|---|
| વ મિન્હુમ મંય-યકૂલુઅ | અને તેઓમાંથી કોઇ એવો પણ છે જે કહે છે : |
| ઝલ્લી | "મને તો તમે માફ જ કરી દો ! |
| વલા તફ-તિન્ની | અને મને આફતમાં નહિ નાખો !" |
| અલા ફીલ-ફિત્નતે સ-ક-તૂ. | અરે ! એ તો પોતે જ આફતમાં પડી ચૂકયા છે |
| વ ઈન્ન જહન્નમ | અને બેશક જહન્નમ |
| બ-મુહી-તતુમ બિલ-કાફિરીન. | કાફિરોને ઘેરી વળેલી છે. (તવબહ : ૪૯) |

અલ્લાહનો દુશ્મન જદ્દ બિન કૈસ છેક જંગલી જેવો મુનાફિક હતો જેથી તેણે અલ્લાહના નબીની સામે આવી બેશરમી ભરેલી વાતો કહેવાનું સાહસ કર્યું. હઝરત ઉમર ફારૂક જેવા અલ્લાહના સિંહ તે વેળા ત્યાં હાજર હોત તો આ ગુસ્તાખી બદલ તલવારથી એ નાલાયકના બે ટુકડા કરી નાખતે. મુનાફિક જાણતો ન હતો કે અલ્લાહના નબીનો અલ્લાહના દરબારમાં કેટલો ઊંચો મરતબો છે ! અલ્લાહના ફરિશ્તા પણ અલ્લાહના નબીના દરબારમાં બા-અદબ, બા-મુલાહિઝા હાજર થતા હોય છે. આવા નાલાયક માણસની બેશરમી ભરેલી વાતોનો અલ્લાહના નબી શું જવાબ આપતે ? ખામોશીથી પોતાનો મુબારક ચેહરો તેની તરફથી ફેરવી લીધો.

મદીનહમાં "જાસૂમ" નામે એક ગલી આવેલી હતી. અહીં મુનાફિક બનેલા યહૂદીઓના કેટલાંક ઘરો બાકી રહી ગયાં હતાં. એજ ગલીમાં સુવૈલીમ નામે એક મુનાફિક યહૂદીનું ઘર પણ આવેલું હતું. હઝરત અબ્દુલ્લાહ બિન હારિસહની રિવાયતમાં છે કે એજ દિવસોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે સુવૈલીમ યહૂદીનું ઘર અત્યારે મદીનહના મુનાફિકોનો અડ્ડો બનેલું છે. બધા મુનાફિકો અહીં જ ભેગા થઈને જૂઠા પ્રોપેગેન્ડાનું ચક્કર ચલાવી રહ્યા છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહને થોડાક સહાબા સાથે રવાના ફરમાવ્યા. તેઓએ આ મુનાફિકો અને તેઓની નાપાક ચાલોનો જડબાંતોડ જવાબ આપવા માટે, શયતાની પ્રોપેગેન્ડાના આ મથકમાં આગ ચાંપીને તેને ફૂંકી માર્યું. સુવૈલીમના ઘરને આગ લાગી તો મુનાફિકો જાન બનાવવા ભાગી ઊઠયા. દહહાક બિન ખલીફા નામે મુનાફિકે જાન બચાવવા ધાબા પરથી છલાંગ મારી દીધી તો તેની ટાંગ તૂટી ગઈ. ઘરને આગ લાગેલી હતી જેથી જાન બચાવવા તૂટેલી ટાંગે લંગડાતો-લંગડાતો દૂર સુધી ભાગી ગયો. મુનાફિકોની કૌમ એટલી ધિક્કારપાત્ર છે કે અલ્લાહ તઆલાએ તેઓના દાન-ખયરાતને પણ કબૂલ કરવાનો ઇન્કાર ફરમાવી દીધો. જેમકે ફરમાવ્યું છે :

| | |
|---|---|
| કુલ અન-ફિકૂ | હે નબી ! કહી દો કે હે મુનાફિકો ! તમે દાન-ખયરાત આપો |
| તવ-અન અવ કરહન | રાજીખુશીથી કે નારાજીથી, |
| લંય યુ-ત-કબ્બલા મિન્કુમ. | હરગિઝ કબૂલ નહિ કરવામાં આવે તમારી તરફથી. |

સૂરએ-તવબહની આ આયત નંબર ૫૩ છે. એની તફસીરમાં લખેલું છે કે જદ્દ બિન કૈસે રોમન સુંદરીઓના ફિત્નાનું બહાનું કાઢીને કહી દીધું હતું, "હે મુહંમદ ! હું પોતે તો આવી શકતો નથી, અલબત્ત મારો માલ કે પૈસા અલ્લાહના રસ્તામાં આપવા તૈયાર છું." જવાબમાં ઉપરની આયત નાઝિલ થઈ કે, હે મુનાફિક ! અલ્લાહને તારા રૂપિયા-પૈસાની પણ કોઈ જરૂર નથી.

જાસૂસો કે બહુરૂપીઓ પેઠે મુનાફિકોની કૌમ બેહદ ખતરનાક હોય છે. મુસલમાનોમાં રહીને ઇસ્લામની જડ ખોદતા રહે છે. અને જ્યારે વખત આવે છે તો મુસલમાનોની તરફદારી કરવાને બદલે ઇસ્લામના દુશ્મનોની મદદ કરે છે. મુસલમાનોની પીઠમાં પાછળથી ખંજરનો ઘા કરે છે. અને ઝેરીલા સાપો પેઠે મુસલમાનોની બાંયોમાં ભરાય રહે છે. આ સાપોથી અલ્લાહની નારાજી એટલે હદે વધી ગઈ કે અલ્લાહ તઆલાએ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ચોખ્ખા શબ્દોમાં હુકમ ફરમાવી દીધો કે, "હે મારા નબીજી ! આ મુનાફિકોમાંથી કોઈ મરી જાય તો તમારે તેના જનાઝહની નમાઝ પણ પઢવી નહિ અને તેની કબર પાસે જઈને ઊભા પણ થવું નહિ." સૂરએ-તવબહની આયત નંબર ૮૪ના શબ્દો આ છે :

| | |
|---|---|
| વ લા તુસલ્લે અલા | અને હે નબી ! કદી પણ જનાઝહની નમાઝ નહિ પઢો |
| અહદિમ મિન્હુમ માતા | તેઓમાંથી કોઈ મરી જાય તેની ઉપર. |
| વ લા તકુમ અલા કબરેહી. | અને કદી પણ ઊભા નહિ રહો તેની કબર પર. |

**જાનની કુરબાની પછી માલની કુરબાની** ———— ઘૂઘવતા સમુદ્રના તોફાની મોજાંઓ પેઠે ઉછાળા મારી રહેલા અને જિહાદના જુસ્સાથી થનગની રહેલા ૩૦ હજારના વિરાટ લશ્કરે, પોતાના અમીર સલ્લલ્લાહુ અલૈહિ

વ સલ્લમની એક અવાજ પર લબ્બૈક પોકારીને, પોતાની જાનોનું નઝરાણું અલ્લાહના રસ્તામાં પેશ કરી દીધું હતું. એ અલ્લાહના રસ્તામાં જાનોની કુરબાનીનો મામલો હતો. હવે પરીક્ષા હતી પોતાના માલને, પોતાના રૂપિયા-પૈસાને અલ્લાહના રસ્તામાં કુરબાન કરવાની. અલ્લાહના રસ્તામાં જિહાદના ખર્ચાઓને પહોંચી વળવા મુસલમાન લોકો માલની કુરબાની નહિ આપે તો જિહાદનું કામ આગળ કેવી રીતે ધપી શકે ?

જો કે જમાનો હતો આકરા દુકાળનો, ખાધખોરાકીની કારમી અછતનો અને હદથી વધી ગયેલી મોંઘવારીનો. ઉપરથી ગરમી કહે મારૂં કામ. લોકો ભૂખમરાને આરે પહોંચેલા હતા. ઘણા ઘરોમાં ફાકા ચાલતા હતા. ગરીબોની હાલત સૌથી બદતર હતી. લોકો ફળોની ફસલને લણવાની રાહ જોતા હતા. મતલબ કે તદ્દન બિનઅનુકૂળ કે છેક પ્રતિકૂળ સંજોગો હતા. આમ છતાં મુસલમાનોએ પોતપોતાની હેસિયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ફાળાની ફર્માઇશને દિલોજાનથી વધાવી લીધી અને બઢીચઢીને પોતાનો માલ તથા નાણા લાવી-લાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે તેના ઢગલા કરવા માંડયા.

**હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરનો ફાળો** ——————ફાળો લાવનારાઓમાં શું અમીર વર્ગ, શું મધ્યમ વર્ગ કે શું ગરીબ વર્ગ, કોઇ પણ પાછળ નહિ પડયું. ન કોઇએ જરા જેટલી કંજૂસાઇથી કામ લીધું. તેઓએ અલ્લાહના રસ્તામાં ભોગ અને કુરબાનીના એવા બેનમૂન દાખલા રજૂ કર્યા જે મુસ્લિમ ઉમ્મત માટે કિયામત સુધી યાદગાર રહેશે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના યારે-ગાર અને આશિકે-જાં-નિસાર હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ પોતાના ઘરમાં ઝાડુ મારીને જે કંઇ હતું, બધું જ સમેટી લાવીને હાજર કરી દીધું. સીરતની કિતાબોમાં લખેલું છે કે હઝરત અબૂબક્રે પોતાની કુલ પૂંજી લાવીને હાજર કરી દીધી. તે સમયે તેની કિંમત ૪ હજાર દિરહમ જેટલી હતી. ઘરમાં પોતાને માટે કે બાલબચ્ચાં માટે કંઇ પણ નહિ છોડયું અને અલ્લાહ તથા તેના રસૂલની મહબ્બતમાં એકદમ ખાલી હાથે નવેસરથી જીવનની શરૂઆત કરવાનો અનુપમ દાખલો રજૂ કર્યો.

ઇસ્લામના બીજા મહાપ્રતાપી ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુએ ઘરમાં જે કંઇ હતું તેના બે ભાગ પાડયા. એક ભાગ બાલબચ્ચાં માટે રહેવા દીધો. બીજો ભાગ લાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરી દીધો. આપે ફરમાવ્યું, ''ઉમર ! બાલબચ્ચાં માટે ઘરમાં શું છોડયું ?''

''યા રસૂલલ્લાહ !'' હઝરત ઉમરે અરજ કરી, ''અર્ધો ભાગ બાલબચ્ચાં માટે રહેવા દીધો છે.''

આપે હઝરત અબૂબક્રને પૂછયું, ''અબૂબક્ર ! તમે પોતાના બાલબચ્ચાં માટે ઘરમાં શું રહેવા દીધું ?''

''અલ્લાહ અને તેના રસૂલને યા રસૂલલ્લાહ !''

હઝરત અબૂબક્રનો જવાબ સાંભળીને હઝરત ઉમરની ઉમંગો પર પાણી ફરી વળ્યું. ફરમાવે છે કે હમેશા મારી આ કોશિશ રહી કે અબૂબક્રથી આગળ નીકળી જાઉં. મગર તેમનો આ જવાબ સાંભળીને મને થઇ ગયું કે કોઇ પણ કામમાં કદી પણ હું અબૂબક્રથી આગળ નીકળી શકતો નથી.

**હઝરત ઉસ્માન ગનીનો ફાળો** ——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બે લાડલી બેટીઓ જેમના નિકાહમાં એક પછી એક આવ્યાં હતાં એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દામાદ અને ઇસ્લામના ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન બિન અફ્ફાન ઝિન-નૂરૈન રદિયલ્લાહુ અન્હુએ તે સમયે મુલ્કે-શામના વેપાર માટે એક વેપારી કાફલો તૈયાર કર્યો હતો. જેમાં વેપારના માલસામાનથી લદાયેલાં બસો ઊંટો તૈયાર ઊભેલાં હતાં. ઉપરાંત

વેપાર માટેની બસો ઊકીયા ચાંદી પણ હતી. (બસો ઊકીયા એટલે આશરે સાડા ૨૯ કિલો ચાંદી) જિહાદના ફાળાની હાકલ સાંભળતાં જ હઝરત ઉસ્માન ગનીએ પૂરો કાફલો લદાયેલા માલ-સામાન સાથે લાવીને જિહાદના ફાળા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પેશ કરી દીધો. એ પછી વધુ ફાળા તરીકે બીજાં સો ઊંટો, મુકમ્મલ માલસામાન સાથે (એટલે ઊંટોની કાઠીઓ, પખાલો, દોરડીઓ, ગળાંની ઘૂઘરીઓ વગેરે સાથે) અલ્લાહના રસ્તામાં દાન કરી દીધાં. એ પછી એક હજાર દીનાર એટલે આશરે સાડા પાંચ કીલો જેટલી સોનામહોરો લઈને હાજર થયા અને એ બધી સોનામહોરો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક ચરણોમાં ઠાલવી દીધી.

હઝરત ઉસ્માન ગનીની આ દાનવીરતા જોઈને અલ્લાહના લાડલા નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નૂરાની ચેહરો ફૂલગુલાબી બની ગયો. અલ્લાહના લાડલા નબી એટલા ખુશ થઈ ગયા કે પોતાના મુબારક હાથથી સોનામહોરોને ઊલટ-પુલટ કરતા હતા અને સાથે ફરમાવતા જતા હતા કે, "આજ પછી ઉસ્માન ગમે તેવું કામ કરે, એમને કંઈ નુકસાન નહિ થાય." (જામિઅ તિરમિઝી મનાકિબે-ઉસ્માન બિન અફ્ફાન જિલ્દ ૨ પાનું ૨૧૧)

હઝરત ઉસ્માન ગનીએ આટલેથી જ બસ નહિ કર્યું. ઘરના ખૂણેખાંચરેથી અને અહીંતહીંથી જે કંઈ મળ્યું, ભેગું કરીકરીને લાવતા રહ્યા. અહીં સુધી કે તેમના ફાળાનું પ્રમાણ રોકડ નાણા ઉપરાંત ૯૦૦ ઊંટો અને એક સો ઘોડા સુધી પહોંચી ગયું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના માટે એમ ફરમાવ્યું કે, "આજ પછી ઉસ્માન ગમે તેવું કામ કરે એમને કોઈ નુકસાન નહિ થાય." એના અર્થ આ છે કે આજ પછી ઉસ્માન કોઈ એવું કામ જ કરવાના નથી જે અલ્લાહ તઆલાની નારાજીનો સબબ બને.

**જૈશે-ઉસરત એટલે લશ્કરે-ગુરબત** ————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બીજા એક સોદાગર સહાબી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિયલ્લાહુ અન્હુ જિહાદના ફાળા તરીકે બસો ઊકીયા ચાંદી લઈ આવ્યા. (બસો ઊકીયા એટલે આશરે સાડા ૨૯ કીલો ચાંદી) એવી જ રીતે હઝરત તલહા, હઝરત સઅદ બિન ઉબાદહ, હઝરત મુહંમદ બિન મસ્લમહ, હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ રદિયલ્લાહુ અન્હુમ વગેરે પોતપોતાની માલી હેસિયત મુજબ સારી જેવી રકમ લઈ આવ્યા.

હઝરત આસિમ બિન અદી નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક દાનવીર સહાબી જિહાદના ફાળા તરીકે ૯૦ વસક ખજૂરો લઈ આવ્યા. અલ્લાહ એમનાથી રાજી હો ! (નેવું વસક એટલે લગભગ સાડા તેર ટન ખજૂરો.) બાકીના સહાબા પણ પોતપોતાના ગજાં મુજબ થોડાંઘણાં માલસામાન લઈને આવતા રહ્યા. હઝરત અબૂ ઉકૈલ અન્સારી નામે છેક ગરીબ, નાદાર, ચીંથરેહાલ સહાબી હતા. ફાળામાં આપવા જેવી કોઈ વસ્તુ ધરાવતા ન હતા. આખી રાત એક યહૂદીની વાડીમાં કૂવાનો કોશ ખેંચી-ખેંચીને હાથોમાં આંટાણો પડી ગયાં. સવારે વાડીના માલિકે રાતભરની મઝદૂરી પેટે ચાર શેર ખજૂરો આપી દીધી. બશેર ખજૂરો ઘરે જઈને બાલબચ્ચાંને આપી આવ્યા. બાકીની બશેર ખજૂરો જિહાદના ફાળા તરીકે લઈ આવ્યા. પોતાના આ નજીવા અથવા છેક તુચ્છ ફાળા બદલ મનમાં ખૂબ ભોંઠપ અનુભવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો આંખો શરમથી જમીન સાથે ચોંટેલી હતી. એમની આ હાલત જોઈને આપે ફરમાવ્યું, "અબૂ ઉકૈલ ! કેમ શું મામલો છે ?"

"યા રસૂલલ્લાહ !" આંખો નીચી કરીને બોલ્યા, "લોકો તો મોટો-મોટો ફાળો લઈ આવ્યા છે. હું આ તુચ્છ ફાળો આપવાની ભોંઠપ અનુભવું છું આખી રાત ફલાણાની વાડીમાં કોશ ફેરવ્યો. ચાર શેર ખજૂરો મળી.

બશેર ઘરે આપી આવ્યો છું. બશેર આપની તહેનાતમાં હાજર છે. કબૂલ ફરમાવશો ?''

''હે લોકો !'' આપે ઊંચા સાદે ફરમાવ્યું, ''જુઓ અબૂ ઉકૈલની આ બશેર ખજૂરોને સોનાચાંદીના ઢગલા પર વિખેરી દો.''

અલ્લાહુ અકબર ! હઝરત અબૂ ઉકૈલની બશેર ખજૂરોની એટલી ઊંચી કિંમત કે તેને સોના-ચાંદીના ઢગલા પર વિખેરાય જવાનું માન મળે ? અલ્લાહના રસૂલની આ કદરદાનીથી હઝરત અબૂ ઉકૈલ તો ન્યાલ-ન્યાલ થઈ ગયા. આખી રાતના પરસેવાની આ કદરથી હઝરત અબૂ ઉકૈલની ગરીબીને ચાર ચાંદ લાગી ગયા. તેમની ''ફૂલની પાંખડી'' બારગાહે-ઈલાહીમાં મકબૂલ થઈ ગઈ હતી. એ તેમના ઈખ્લાસની, તેમના વિશુધ્ધ મનની, તેમની ચોખ્ખી નિય્યતની બરકત હતી. અલ્લાહ તઆલાની નજરમાં અસલ કિંમત ઈખ્લાસની છે.

બીજી તરફ માનવંતા સહાબિયા ખાતૂનો પણ ફાળો આપવામાં પોતાના મરદોથી પાછળ નહિ પડયાં. તેઓની પર્દા-નશીન ખાતૂનો અને બહેન-બેટીઓએ જે કંઈ પોતાની પાસે હાજર હતું, અલ્લાહના રસ્તામાં પેશ કરી દીધું. ગળાંના હારો, હાથના કંગનો, આંગળીની વીંટીઓ, કાનોની બાલીઓ, પગોના કડાં જે કંઈ હતું, જિહાદના ફાળા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મોકલાવી આપ્યું.

મુનાફિકોએ આ પ્રસંગે પણ પોતાની નીચ મનોદશાનું ખુલ્લી રીતે પ્રદર્શન કર્યું. નસીબના ફૂટેલા આ બદબખ્તો કે બેવકૂફો, વધુથી વધુ ફાળો આપનારાઓને રિયાકારીનો ટાણો મારતા હતા. એટલે તેઓનું કહેવું હતું કે આ લોકો નામ ખાટવા અને વાહ-વાહ મેળવવા મોટી-મોટી રકમો આપે છે. અને જેઓની પાસે પોતાના પરસેવાની નજીવી પુંજી સિવાય કંઈ ન હતું, તેઓની ઉપર હાસ્યના કટાક્ષો ઉછાળતા હતા કે, ''લ્યો આ ભાઈ તો મુઠ્ઠીભર ખજૂરથી મુલ્કે-રોમને ફતેહ કરવા નીકળ્યા છે !''

સહાબાએ-કિરામ તો ઈખ્લાસના, ચોખ્ખા તન-મનના, નિખાલસ ઈમાનના જીવતા-જાગતા નમૂના હતા. તેઓ આ નાલાયકોના ઝેરીલા કટાક્ષોની પરવા કર્યા વગર પોતાના અલ્લાહને રાજી કરવાની ફર્ઝ-બજામણીમાં મશગૂલ રહ્યા. અહીં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જૈશે-ઉસરતની......એટલે લશ્કરે-ગુરબતની...... એટલે ગરીબી.....નાદારી.....તંગદસ્તીથી ઘેરાયેલા લશ્કરની જિહાદની તૈયારીઓ મુકમ્મલ થઈ ગઈ.

જિહાદ માટે તબૂક જનારા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ લશ્કરને ''જૈશુલ-ઉસરા''નું નામ આપવામાં આવ્યું છે. જૈશ એટલે લશ્કર અને ઉસરા તંગી, તંગદસ્તી, દુશ્વારી, મુશકિલી, હાડમારી વગેરેની કટોકટીની પળોમાં તૈયાર થયેલું લશ્કર ! એની નોંધ કુર્આને-મજીદમાં પણ લેવામાં આવી છે. એના માટે સૂરએ-તવબહની આયત નંબર ૧૧૭માં ''ફી સાઅતિલ-ઉસરતે'' શબ્દો આવેલા છે. સાઅત એટલે વખત, સમય, પળ, ઘડી અને ઉસરત એટલે તંગદસ્તી, સખ્તી, હાડમારી વગેરે. મતલબ આ કે એક એવું લશ્કર જે સખત તંગદસ્તીની હાલતમાં અને આકરી હાડમારીઓના વખતમાં અને જાતજાતની મુશકિલીઓની પળોમાં તૈયાર થયું.

વાંચકો જાણે છે તેમ આકરો ઉનાળો હતો. સૂરજ આગ વરસાવતો હતો. ગરમ લૂના સપાટા ચાલતા હતા. અરબભરમાં દુકાળ પ્રવર્તેલો હતો. ફકીરી-ફાકાથી લોકો ભૂખમરાને આરે પહોંચેલા હતા. પાણી અને ખાધખોરાકીની તંગી હતી. ફળોને લાગવાની ફસલ તૈયાર હતી. લાલપીળાં ફળોના ઝૂમખાઓથી ઝાડની ડાળીઓ લચકેલી હતી. ઝાડોના સાયા હેઠળ જ બેસવાનું લોકોને ગમતું હતું. ઉપરથી મુસાફરી બેહદ લાંબી હતી. મંઝિલ ઘણે દૂર હતી. રસ્તો બેહદ ખતરનાક હતો. ખોફનાક જંગલો, બિહામણા પહાડો, દહેશતનાક રણો, ઊંડી ખાઈઓ અને અંધારી

ઘાટીઓમાંથી રસ્તો પસાર થતો હતો. સવારીઓની અછત હતી. ઉપરથી તે સમયના રોમન એમ્પાયર જેવા દુનિયાના સુપર પાવર સાથે ટક્કર ઝીલવાની હતી.

એટલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ લશ્કરને ''જૈશુલ-ઉસરત'' અથવા ''લશ્કરે-ગુરબત''નું નામ આપવામાં આવ્યું અને આ લશ્કર દુકાળના જમાનામાં, ખાધખોરાકીની તંગીમાં, ભૂખમરાની હાલતમાં, સવારીઓથી અછતમાં અને હાડમારીઓની પળોમાં તૈયાર થયું જેથી એના માટે કુર્આનમાં ''ફી સાઅતિલ-ઉસરતે'' શબ્દો ફરમાવવામાં આવ્યા.

**હઝરત અલીને મળેલો હુકમ** ——————આ વેળાના સંજોગો તદ્દન બિનઅનુકૂળ હોવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના પાક બેગમોમાંથી કોઇ પાક બેગમને સંગાથે લીધાં ન હતાં. ચિઠ્ઠી નાખીને કોઇ પાક બેગમને સાથે લેવાનો નિયમ આપે આ સફરમાં જતો કર્યો હતો. જેથી આપે હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુને મદીનહમાં જ રહેવાનો અને અહલે-બૈત એટલે પાક બેગમો તથા કુટુંબીજનોની દેખભાલ રાખવાનો હુકમ ફરમાવ્યો. હઝરત અલી આપના ચચા-ઝાદ પણ હતા અને દામાદ પણ હતા. હઝરત અલીથી વધીને નબવી ખાનદાનના અહલે-બૈતની દેખભાલ કરનારો બીજો કોણ હોય શકે ?

આપનો આ હુકમ હઝરત અલી જેવા ''શાહે-મર્દાં'' અને ''શેરે-યઝદાં''ને રાજીખુશીથી ગમે એવો તો ન જ હતો. કેમકે આજ સુધીની કોઇપણ લડાઇમાં તેઓ પાછળ પડયા ન હતા. દરેક લડાઇમાં બળવાનથી બળવાન દુશ્મનના છક્કા છોડાવી દેતા હતા. દરબારે-નબવીથી ''અસદુલ્લાહ'' એટલે અલ્લાહના સિંહનો ખિતાબ પામેલા હતા. ખૈબરના યહૂદીઓના કિલ્લાને જીતીને ''ફાતિહે-ખૈબર'' એટલે ખૈબરના વિજેતાનો લકબ ધરાવતા હતા. એમની માએ એમનું નામ ''હયદરે-કર્રાર'' એટલે દુશ્મનને ચીરીફાડી નાખનારો વિકરાળ સિંહ રાખેલું હતું. અત્યારે લડાઇમાં જવાને બદલે ઓરતો અને બાલબચ્ચાંઓમાં રહેવાનો મળેલો હુકમ એમના સ્વભાવ સાથે મેળ ખાતો ન હતો.

મગર મદીનહમાં જ રહેવાનો અને ઘરવાળાંઓની દેખભાલ રાખવાનો હુકમ કોણે ફરમાવ્યો હતો ?.......એ હુકમ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યો હતો. અલ્લાહના તે રસૂલ કે જેઓ મુસલમાનોના અમીર અને ઇસ્લામી લશ્કરના સિપહસાલાર હતા. અમીર અને સિપહસાલારના ગમે તેવા હુકમનું પાલન કરવું. અને જરાયે ચૂંચાં વિના એ હુકમની સામે ગરદન નમાવી દેવું તે એક મુસ્લિમ સૈનિકની સર્વોપરી ફર્ઝ હોય છે. શિસ્ત-પાલન અને ઇતાઅતે-અમીર ઇસ્લામ ધર્મનો મહત્વનો સિધ્ધાંત છે. ગમે કે નહિ ગમે, ઇન્કારની મજાલ નથી. હઝરત અલી જેવા યુધ્ધકળાના અઠંગ વીરનરે કેટલી ધીરજથી, કેટલી ખેલદિલીથી પોતાના મન પર કાબૂ રાખીને, આ યાદગાર જિહાદમાં જવાથી પોતાને અટકાવ્યા હશે તેની કલ્પના કરવી રહી. હકીકત આ છે કે જિહાદ નામ જ ધીરજનું અને કુરબાનીનું છે. એમાં મનની તમામ ઇચ્છાઓની કુરબાની સાથે પોતાની કિંમતી જાન સુધ્ધાંની કુરબાની આપવી પડે છે. એ પછી અલ્લાહની જન્નતમાં જવાનો રસ્તો મોકળો થાય છે.

**મદીનહમાં ગવર્નરની નિમણૂંક** ——————લાંબી દોડધૂપને અંતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે ફાળામાં મળેલી રકમ મુજબ, પોતાના ત્રીસ હજારના ગરીબી લશ્કરની તૈયારીઓ મુકમ્મલ કરી લીધી અને લશ્કરના જવાનો, જોશો-ખરોશથી તબૂક ઊપડવા તૈયાર થઇ ગયા તો આપે તેઓને જુર્ફના મેદાનમાં જઇને વ્યવસ્થિત રીતે એકત્રિત થઇ જવાનો હુકમ ફરમાવ્યો. જુર્ફ નામે આ સ્થળ મદીનહથી ત્રણેક માઇલના અંતરે આવેલું હતું અને એ મદીનહની લશ્કરી છાવણી હતી. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે

પણ પોતાના ખાસ માણસો સાથે પધારીને જુર્ફના મેદાનમાં બિરાજમાન થયા.

ઈસ્લામી લશ્કર અહીંથી કૂચ કરે તે પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુહંમદ બિન મસ્લમહ અન્સારીને મદીનહમાં પોતાના નાયબ બનાવ્યા. એટલે મદીનહના ગવર્નર તરીકે તેમની નિમણૂંક કરી કે જેથી મદીનહની ઈસ્લામી હુકૂમતનું વહીવટી-તંત્ર વ્યવસ્થિત રીતે જળવાયેલું રહે અને તેમના મદદનીશ તરીકે હઝરત સબાઅ બિન અર્ફતહને મદીનહ શહેરના કોતવાલ બનાવ્યા. મશહૂર અંધ સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમને આપે પોતાની મસ્જિદના ઈમામ તરીકે નીમી દીધા. અમીરોના અમીર જેવા અલ્લાહના સિંહ હઝરત અલી મદીનહમાં મવજૂદ હતા. નપુંસકો પેઠે ઘરોમાં ભરાય રહેલા મરદૂદ મુનાફિકોની મજાલ ન હતી કે શહેરની શાંતિ જોખમાય તેવું કોઇ પગલું ભરી શકે. આ અવળચંડાઓ બીજું તો કંઇ ના કરી શકયા અલબત્ત હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ વિરૂધ્ધ થોડુંક જૂઠાણું ઘડી કાઢીને મદીનહમાં તેનો પ્રચાર કરવા લાગ્યા. એનું બયાન આગળ આવે છે.

**લશ્કરની ગોઠવણી અને ફોજી ઝંડા** ——————શહેરના વહીવટી-તંત્રની વ્યવસ્થાથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે ''સનિય્યતુલ-વદાઅ'' મુકામે પધાર્યા. આ સ્થળ મદીનહની ઉત્તર દિશાએ આવેલું છે અને એક ઘાટીનું નામ છે. બે પહાડોની વચ્ચે આવેલી જગાને ઘાટી કહે છે. આ તે ઘાટી છે કે જ્યાં સુધી મદીનહના લોકો પોતાના મેહમાનોને રૂખ્સત કરવા માટે જતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના લશ્કર સાથે પધારીને અહીં પડાવ નાખી દીધો. એ ઈસ્લામી લશ્કરનો પહેલો પડાવ હતો. ત્રીસ હજાર મુજાહિદોનું વિરાટ લશ્કર અહીંથી વ્યવસ્થિત રીતે કૂચ કરી શકે તે માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરના વિભાગો પર અમીરોની નિમણૂંક કરી.

''મૈમનહ'' એટલે લશ્કરની જમણી પાંખના કમાન્ડર તરીકે આપે હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહની નિમણૂંક કરી. અને ''મૈસરહ'' એટલે લશ્કરની ડાબી પાંખની સરદારી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફને હવાલે કરી અને ''મુકદ-દિમહ'' એટલે લશ્કરના આગલા ભાગના કમાન્ડર તરીકે આપે હઝરત ખાલિદ બિન વલીદની નિમણૂંક કરી. મુહાજિરીનના લશ્કરનો ઝંડો હઝરત ઝુબૈર બિન અવ્વામને હવાલે કર્યો અને પૂરા ઈસ્લામી લશ્કરનો ઝંડો આપે પોતાના વઝીરે-આઝમ અથવા જમણા હાથ જેવા હઝરત અબૂબક્ર સિદ્દીકને ઈનાયત ફરમાવ્યો.

**હઝરત અલીની હાજરી** ——————સનિય્યતુલ-વદાઅથી ઈસ્લામી લશ્કર કૂચ કરે તે પહેલાં હઝરત અલી બિન અબી તાલિબ મદીનહથી ચાલીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આપ મને ઓરતો અને બચ્ચાંઓમાં છોડીને જઇ રહ્યા છો. તે તરફ મુનાફિકો મને ટાણા મારી રહ્યા છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલીથી નારાજ થઇ ગયા છે. જેથી અલીને ઓરતો અને બચ્ચાંઓમાં છોડી દીધા અને પોતાની સાથે જિહાદમાં નહિ લઇ ગયા.''

આપે હઝરત અલીને દિલાસો આપતાં ફરમાવ્યું, ''અલી ! મુનાફિકો દુનિયાભરના જૂઠા લોકો છે અને ઝખ મારે છે. સાંભળો હે અલી ! શું તમને આ વાત પસંદ નથી કે મારી અને તમારી વચ્ચે તેજ સંબંધ જોડાય જાય જે મૂસા નબી અને હારૂન નબી વચ્ચે હતો. મૂસા નબી કોહે-તૂર પર અલ્લાહના દસ હુકમો લેવા ગયા તો પોતાના ભાઇ હારૂન નબીને પોતાની કૌમની દેખભાલ માટે કૌમની પાસે જ મૂકીને ગયા. માટે હે અલી ! તમે મારા માટે તેવા જ છો જેવા મૂસા નબી માટે હારૂન નબી હતા. અલબત્ત મૂસા નબી પછી બીજા નબીઓ આવ્યા પાણ મારા પછી કિયામત સુધી કોઇ નબી આવવાના નથી.''

અલ્લાહુ અકબર ! હઝરત અલીનો આટલો ઊંચો મરતબો ! હઝરત અલી તો સાંભળીને ખુશ-ખુશ થઈ ગયા અને અલ્લાહનો આભાર માનતા રાજીખુશીથી મદીનહ તરફ વાપસ થયા.

**પાછળ રહી ગયેલા સાચા મુસલમાનો** ————મદીનહના મુનાફિકોનો અહવાલ આપણે વાંચી આવ્યા કે બુઝદિલો પેઠે જુઠાં બહાનાં કાઢીને ઘરોમાં ભરાય રહ્યા. અહીં સવાલ આ છે કે શું સાચા-પાકા ઈમાનના મુસલમાનોમાંથી પણ કોઈ એવા હતા જેઓ લશ્કરમાં જોડાવાને બદલે મદીનહમાં જ રહી ગયા ? જવાબ હા માં છે, પાછળ રહી ગયેલા સહાબાના મુબારક નામો આ છે :

૧————હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ. મદીનહના સુપ્રસિધ્ધ શાઈર. પાકું ઈમાન ધરાવનાર, ઈસ્લામના વફાદાર, સાચા આશિકે-રસૂલ. છેવટ સુધી ગેરહાજર રહ્યા.

૨————હઝરત મુરારહ બિન રબીઅ રદિયલ્લાહુ અન્હુ. પાકું ઈમાન ધરાવનાર, ઈસ્લામના વફાદાર, સાચા આશિકે-રસૂલ. છેવટ સુધી ગેરહાજર રહ્યા.

૩————હઝરત હિલાલ બિન ઉમૈયહ રદિયલ્લાહુ અન્હુ. ઉપર મુજબ છેવટ સુધી ગેરહાજર રહ્યા.

૪————હઝરત અબૂ ઝર ગિફારી રદિયલ્લાહુ અન્હુ. સવારીનું ઊંટ કમજોર હોવાથી પાછળ રહી ગયા. બાદમાં ઊંટને પડતું મૂકયું અને પગે ચાલીને લશ્કરમાં પહોંચી ગયા.

૫————હઝરત અબૂ ખૈસમહ રદિયલ્લાહુ અન્હુ. લશ્કરની રવાનગી પછી ઊંટને તેજીથી ભગાવતા લશ્કરમાં પહોંચી ગયા. (ઇબ્ને હિશામમાં એમનો દિલચસ્પ કિસ્સો વાંચવા જેવો છે.)

આ પાંચે ગૃહસ્થોના ઈમાનમાં રતિભારની શંકા ન હતી. ઈસ્લામના વફાદાર, જાં-નિસાર અને સાચા આશિકે-રસૂલ હતા. માનવ સ્વભાવમાં રહેલી કમજોરી મુજબ તાબડતોડ તૈયારી નહિ કરી શકયા. વિચારતા રહ્યા કે જવાનું તો છે જ પછી ઉતાવળની શી જરૂર ? તૈયાર થતાં વાર કેટલી લાગવાની ? બસ સવારીની પીઠ પર બેઠા કે હવા સાથે વાતો કરતા પહોંચી ગયા. એમાંના બે મુજાહિદો પોતાના મકસદમાં કામયાબ થયા. બાકીના ત્રણ મુજાહિદો ઈચ્છા છતાં જઈ નહિ શકયા. બાદમાં એમની સાથે કેવો મામલો બન્યો તેનો વિગતવાર અહવાલ અલ્લામા ઇબ્ને હિશામે આ પ્રકરણમાં દર્શાવેલો છે.

ખાસ કરીને હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુની આપવીતી————જે એમણે પોતાના ફરઝંદને મુખે વર્ણવેલી છે, એટલી દર્દનાક, એટલી સંવેદનશીલ અને કરૂણારસથી ભરપૂર છે કે વાંચનારના રોમાંચ ખડા કરી દે છે. લશ્કરથી પાછળ રહી જવાના પસ્તાવાની એમની કરૂણ-કથા એટલી દર્દનાક છે કે વાંચતાં-વાંચતાં હૈયું ભરાય-ભરાય આવે છે અને આંખો આંસુઓથી છલકાઈ ઊઠે છે. હઝરત કઅબ બિન માલિક કોઈ મામૂલી સહાબી ન હતા બલકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંચા પાયાના સહાબી હતા. તલવારના ધણી અને મેદાને-જિહાદના શાહસવાર હતા. જંગે-બદ્ર સિવાય કાફિરો સાથેની કોઈ લડાઈમાં પાછળ પડયા ન હતા. અરબી ભાષાના અઠંગ અભ્યાસી અને બહુ મોટા સાહિત્યકાર હતા. શાઈરીમાં પણ અરબભરમાં પંકાયેલા હતા. હઝરત હસ્સાન બિન સાબિત પેઠે પોતે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હતા. શાઈરી એમના ઘરની લોંડી જેવી હતી. દુશ્મન શાઈરોના નિંદા-કાવ્યોના, ફીલ-બદીહ શાઈરીમાં જવાબ આપીને તેઓના દાંત ખાટા કરી દેતા હતા.

જંગે-તબૂકની ગેરહાજરીના ૫૦ દિવસો આ ત્રણે સહાબા પર કિયામત બનીને એવી રીતે વીત્યા કે, અલ્લાહની

જમીન વિશાળ હોવા છતાં, એમની ઉપર એટલી તંગ બની ગઇ કે, પોતે પણ પોતાની જાનોથી કંટાળી ગયા અને એમને થઇ ગયું કે, અલ્લાહના અઝાબથી અલ્લાહ વગર કોઇ બચાવનારૂં નથી. એનું બયાન સૂરએ-તવબહની આયત ૧૧૭ - ૧૧૮માં થયેલું છે. હઝરત કઅબની આપવીતી એટલી રોમાંચક અને ઇબ્રતનાક છે કે એને વાંચવાથી ઇમાન તાજું થઇ જાય છે. વાંચકને એકવાર ફરીથી વાંચી લેવાની ભલામણ છે.

**ઇસ્લામી લશ્કરની રવાનગી** ———મુલ્કે-શામના નબ્તી સોદાગરોએ મદીનહમાં સમાચાર આપ્યા કે રોમન સામ્રાજયના શહનશાહે મુસલમાનોના લશ્કરી બળને કચડી નાખવા અને ઇસ્લામના ફળદ્રુપ ઝાડને જડમૂળથી ઉખેડી કાઢવા મોટું લશ્કર ભેગું કરી લીધું છે. તેઓએ એમ પણ કહ્યું કે, ગસ્સાની બાદશાહના સૈનિકોનું બે લાખનું કીડીદળ લશ્કર તીરો, તલવારો, ભાલાઓ, બરછીઓ, ઢાલોથી સજ્જ થઇને અને ઝિરેહ-બખ્તરોના લોખંડી પોશાકો સજીને મરવા-મારવા માટે તૈયાર ઊભેલું છે. વળી હરકયૂલસે પૂરી ફોજને આખા વરસનો પગાર અગાઉથી ચૂકવી આપ્યો છે. સોદાગરોએ એમ પણ કહ્યું કે રોમન લશ્કરના આગલી હરોળના હજારો સૈનિકો કૂચકદમ કરતા બલકાની ભૂમિ સુધી આવી પહોંચ્યા છે.

વાંચકો જાણે છે તેમ આજથી દોઢ વરસ પહેલાં મુસલમાનોએ જંગે-મૂતહમાં રોમન એમ્પાયરના એજ અઝીમ લશ્કર સાથે ટક્કર લીધી હતી. તે વેળા મુસલમાનો ફક્ત ત્રણ હજારની નજીવી સંખ્યામાં હતા ત્યારે રોમન પક્ષે એક લાખનું કીડીદળ લશ્કર હતું. જાણે કે નાનકડું અને નાજુક પંજાનું મામૂલી પંખી, લોખંડી પંજાના શાહબાજ પક્ષી સાથે ટકરાયું હતું. આ લડાઇમાં ઇસ્લામી લશ્કરના ત્રણ સિપહસાલારો———હઝરત ઝૈદ બિન હારિસહ, હઝરત જઅફર બિન અબૂ તાલિબ અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા શહીદ થઇ ગયા હતા. પછી ઝંડો હઝરત ખાલિદ બિન વલીદે સંભાળ્યો હતો અને તેઓ વિફરેલા સિંહ પેઠે દુશ્મનો પર તૂટી પડયા હતા. દુશ્મન સૈનિકોને ગાજર-મૂળા પેઠે કાપતાં-કાપતાં હઝરત ખાલિદના હાથમાં એ દિવસે નવ તલવારો તૂટી ગઇ હતી. આ બનાવે રોમન એમ્પાયરના સિંહાસનને ડોલાવી નાખ્યું હતું. એજ દિવસથી હરકયૂલસને મુસલમાનોના લશ્કરી બળનો અને મુજાહિદોની પાણીદાર તલવારનો પરચો મળી ગયો હતો. એનાથી ચોંકી ઊઠીને તેણે પોતાનું લોખંડી બળ એકત્ર કર્યું હતું કે જેથી અરબના રણમાં ઊગેલા ઇસ્લામના ફળદ્રુપ ઝાડને જડમૂળથી ઉખેડીને ફેંકી દેવામાં આવે. જેવી રીતે અમેરીકાએ આખી દુનિયા સાથે મળીને અફઘાનિસ્તાનને તબાહ કરી નાખ્યું છે.

શામી સોદાગરોને મુખે આ સમાચાર સાંભળીને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને થયું હતું કે અલ્લાહના દીનને દુશ્મનોથી બચાવવા માટે જીવન-મરણના ફેસલાની પળ આવી લાગી છે. આપે પયગમ્બરી બુધ્ધિથી કામ લઇને આકાશી ઇલ્મની રોશનીમાં ફેસલો કર્યો હતો કે આ લડાઇ મદીનહને આંગણે નહિ, દુશ્મનની જ ભૂમિમાં જઇને આ પાર કે પેલે પારને ધોરણે લડી લેવી જોઇએ. જો કે દુકાળનો જમાનો હતો. ઉનાળો જોબન પર હતો. ફળોની ફસલ તૈયાર હતી. મંઝિલ દૂર હતી. સફર લાંબી હતી. રસ્તો ખતરાઓથી ભરપૂર હતો. આમ છતાં આપે જંગની તૈયારીનો હુકમ ફરમાવી દીધો હતો. અને જોતજોતામાં ત્રીસ હજાર મરણિયા મુજાહિદોનું લશ્કર મદીનહમાં એકઠું થઇ ગયું હતું.

**ઇસ્લામી લશ્કરનો લોન્ગ માર્ચ** ———મુલ્કે-શામના સોદાગરોએ મદીનહમાં આ સમાચાર સન ૯ હિજરીના જમાદિલ-આખિરમાં આપ્યા હતા. આજે સન ૯ હિજરીના રજબ મહિનાની ૧૨ તારીખ અને જુમેઅરાતનો દિવસ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક ઉંમરનું ૬૧મું વરસ છે. આપના ફિદાકારો અને

જાં-નિસ્રારોનું ૩૦ હજારનું લશ્કર અલ્લાહના રસ્તામાં પોતાની કીમતી જાનોનું નઝરાણું પેશ કરવા તૈયાર ઊભેલું છે. તેઓના ચેહરાઓ ઈમાનના નૂરથી ચમકી રહ્યા છે. દિલોમાં જિહાદનો જુસ્સો ઉછાળા મારી રહ્યો છે. સૂરજ જેમ-જેમ ઊંચે ચઢે છે, જમીનનો સીનો વધુને વધુ તપી રહ્યો છે. આમ છતાં જિહાદની બરકતથી વાતાવરણ એટલું નૂરાની છે જાણે મુજાહિદોના સરો પર આકાશથી અલ્લાહની રહમતની બુંદો ટપકી રહી છે.

"સનિય્યતુલ-વદાઅ"ની વિશાળ ઘાટી આ છેડાથી તે છેડા સુધી જિહાદ ફી સબીલિલ્લાહના બહાદુર મુજાહિદોથી છલકાઇ રહી છે. ૩૦ હજાર મુજાહિદોના ૬૦ હજાર કાનો પોતાના મહબૂબ સિપહસાલારે-આઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમ તરફ મંડાયેલા છે. બધા બેહદ અધીરાઈથી આપના હુકમની રાહ જોઇ રહ્યા છે. એટલામાં ઈન્તેઝારની ઘડીઓ ખતમ થાય છે અને તે સમય આવી લાગે છે જેની આતુરતાથી રાહ જોવાતી હતી.

અચાનક અલ્લાહુ અકબર ! ના ગગનભેદી નઅરાઓથી વાતાવરણ ગુંજી રહે છે અને અલ્લાહના લશ્કરને, સિપહસાલારે-આઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી તબૂક તરફ કૂચ કરવાનો હુકમ મળે છે. જમીન પરથી ધૂળના ગોટા ઊડે છે. ઘોડા હણહણાવે છે. ઊંટો બિલબિલાવે છે અને અલ્લાહનું લશ્કર અલ્લાહનું નામ લઈને તબૂક તરફ કૂચ કરે છે.

અલ્લામા શિબ્લી નુઅમાની સીરતુન-નબીમાં લખે છે કે તબૂક એક મશહૂર સ્થળનું નામ છે. આ સ્થળ મદીનહ અને શામના પાટનગર દમિશ્ક વચ્ચેના અર્ધા રસ્તે આવેલું છે. મદીનહથી સફરની શરૂઆત કરો તો ૧૪ મંઝિલો વટાવવા પછી તબૂક આવે છે. આજના હિસાબે એનો અંદાજ કાઢો તો લગભગ ૬૫૦ કિલોમીટર થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો તબૂક સ્થળ મદીનહથી આસરે ૬૫૦ કિલોમીટરના અંતરે આવેલું છે. મદીનહથી તબૂક જતાં રસ્તામાં અલ-ઉલા, અલ-હિજ્ર કે મદાઇને-સાલિહ નામે પ્રાચીન શહેરોના ઉજ્જડ સ્થળો પણ આવે છે.

તે વેળા તબૂક સ્થળ રોમન એમ્પાયરનું સરહદી મથક હતું. અહીં તેઓનો મજબૂત કિલ્લો આવેલો હતો. મોટા કસબા જેટલી વસતિ હતી. તબૂકની પૂર્વદિશાએ ઈરાની શહેનશાહની બળવાન સલતનત આવેલી હતી. પશ્ચિમ દિશાએ રોમન સુપર પાવરનું સામ્રાજ્ય પ્રવર્તેલું હતું. તબૂકની આજુબાજુના પ્રદેશોમાં ઐલહ, અઝરૂહ, જરબા વગેરેના રજવાડા આવેલા હતા, જયાંના ખ્રિસ્તી ધર્મ પાળનારા રાજાઓ-નવાબો રોમને ખંડણી આપતા હતા. તે સમયે યહૂદીઓ, સાબીઓ અને મૂર્તિપૂજક અરબોના કેટલા કબીલા પણ તબૂકની કોરેમોરેના વિસ્તારમાં વસેલા હતા. ઉકૈદર બિન અબ્દુલ-મલિક નામે ખ્રિસ્તી રાજાનો "દૂમતુલ-જન્દલ" નામે રજવાડો પણ એજ વિસ્તારમાં કંઇક છેટે આવેલો હતો. હઝરત ખાલિદ બિન વલીદે ઉકૈદરને શિકાર ખેલતો ઝડપી લીધો હતો.

આ આજથી ૧૪ સો વરસ પહેલાંના તબૂકની ઐતિહાસિક માહિતી છે. હવે આજના તબૂકની વાત કરીએ તો એ સુઊદી સલતનતનું, ઉત્તરદિશાની છેક છેલ્લે આવેલું અતિ રળિયામણું શહેર છે. અહીંથી જોર્ડાનની ભૂમિની સરહદ શરૂ થઇ જાય છે. આજથી ૧૪સો વરસ પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તબૂકના પાણીના એક ઝરણા પાસે, પોતાના એક સહાબી હઝરત મુઆઝ બિન જબલને પેશીનગોઇ રૂપે ફરમાવ્યું હતું :

> "સાંભળો મુઆઝ ! અગર અલ્લાહ તઆલાએ તમને લાંબી ઉંમર આપી અને તમારા નસીબે તમને યારી આપી તો પાણીના આ ઝરણાની બરકતથી તમે, તબૂકના આખા પ્રદેશને, લીલીછમ હરિયાળી અને સુંદર બાગબગીચાઓથી ઘેરાયેલાં જોઇ લેશો."

તે વેળા ઈસ્લામી લશ્કર પાસે પાણી ખૂટી પડયું હતું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તબૂકના આ ઝરણા પાસે બિરાજમાન હતા. ઝરણામાંથી ટીપું-ટીપું પાણી ઝરી રહ્યું હતું. આપે થોડું-થોડું કરીને એક વાડકામાં પાણી ભેગું કરી લીધું. વાડકો ભરાય ગયો તો પ્રથમ આપે એ પાણીમાં પોતાના મુબારક હાથ ધોયા. પછી મુબારક ચેહરો ધોયો. પછી પાણીને ઝરણામાં મેળવી દીધું. લાગલો જ ઝરણામાંથી ધસારાભેર પાણીનો ફુવ્વારો ફૂટી નીકળ્યો. આખા લશ્કરે ધરાઈને પાણી પી લીધું અને વાસણો પણ ભરી લીધાં. બસ એજ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુઆઝ બિન જબલને ઉપર મુજબ પેશીનગોઈ ફરમાવી હતી.

આમન્ના વ સદ્દકના યા રસૂલલ્લાહ ! આપે સાચી જ પેશીનગોઈ ફરમાવી હતી. આપની કોઈ પેશીનગોઈ આજ સુધી ખોટી ઠરી નથી. આ પેશીનગોઈને ૧૪ સો વરસના વહાણા વીતી ગયાં છે. તે વેળાના રોમન રાજ્યમાં આવેલા તબૂકની કલ્પના કરી લો અને આજના સુઊદી અરબમાં આવેલા એજ તબૂકને પોતાની આંખે, ત્યાં જઈને જોઈ લો. પ્રોફેસર અબ્દુર્રહમાન ''અબ્દ'' સાહેબ પોતાની કિતાબ ''હરમે-મદીનહ''ના તબૂક પ્રકરણમાં લખે છેઃ

> ''આજે પ્રવાસીઓ અને સહેલાણીઓ તબૂકની સહેલ-યાત્રાએ જાય છે તો શહેરનો ભપકો જોઈને હયરત પામી જાય છે. તબૂકનો આખો પ્રદેશ લીલીકુંજાર હરિયાળી અને રંગબેરંગી ફૂલોના મનમોહક બાગબગીચાઓથી શોભી રહ્યો છે. શહેરમાં ડબલ લાઈનની પાકી સડકો છે. જાતજાતના વેપારી માલસામાનથી ભરેલી અપ-ટૂ-ડેટ દુકાનો છે. આલીશાન સરકારી ઈમારતો અને સુંદર બંગલાઓ છે. પાર્કો, સ્ટેડિયમો અને રમત-ગમતના મેદાનો છે. આલીશાન મસ્જિદો અને તેના ગગનચુંબી મિનારાઓ છે. મતલબ કે તબૂક આજે આધુનિક સગવડોથી ધમધમી રહેલું એક રળિયામણું શહેર છે. અને તેની આજુબાજુનો પ્રદેશ પણ આંખોને ઊડીને વળગે તેટલો રળિયામણો છે. બેશક તબૂકની આ ફળદ્રુપતા, આ શોભા, આ રોનક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાણીના મુઅજિઝાની બરકતને આભારી છે. (વાંચકે આ કિતાબમાં છપાયેલી તબૂકની તસવીરો જોઈને ખાતરી કરી શકે છે.)

સારાંશ કે ધોમ ધખતા તાપમાં, અનાજ-પાણીની તંગીમાં, સવારીઓની અછતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગરીબી લશ્કરને પહાડો, જંગલો અને રણો ખૂંદતાં ૬૫૦ કિલો મીટરની લાંબી મુસાફરી કરવાની હતી. સવારીઓની એટલી અછત કે અઢાર-અઢાર માણસોને એકેક ઊંટ પર વારાફરતી બેસવું પડતું હતું. લશ્કરમાં કુલ દસ હજાર ઘોડા અને ૧૨ હજાર ઊંટો હતાં. ઘણા ઊંટો એવાં હતાં જેઓની પીઠો પર ફકત તંબૂઓના થેલાઓ, ખાધખોરાકીની સામગ્રી, લડાઈના હથિયારો કે જરૂરિયાતની બીજી ચીજો લદાયેલી હતી. એવા ઊંટોની પીઠો પર સવારીનો સવાલ જ ન હતો.

સીરતની કિતાબોમાં લખેલું છે કે ભૂખ-તરસની તકલીફો વેઠીને અને ૬૫૦ કિલોમીટરનો આકરો પ્રવાસ ખેડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરને તબૂક પહોંચતાં પૂરા પંદર દિવસ લાગ્યા. આ હિસાબે ઈસ્લામી લશ્કરનો આ સૌથી અનોખો, સૌથી અનેરો અને સૌથી મોટો ''લોન્ગ માર્ચ'' હતો. અરબ ખંડની તવારીખમાં આટલા લાંબા ''લોન્ગ માર્ચ''નો કોઈ દાખલો મળતો નથી, ન આ વાતનો દાખલો મળે છે કે અરબમાં વસનારા કબીલાઓના કોઈ સરદારે આથી પહેલાં આટલું મોટું લશ્કર, પોતાના હરીફને પછાડવા કદી ભેગું કર્યું હોય !

**મુનાફિકોના ઠઠ્ઠા અને કટાક્ષો** ———અલ્લાહના મકબૂલ બંદાઓનું અઝીમુશ-શાન લશ્કર જ્યારે

મદીનહથી રવાના થયું તો લશ્કરની જાહોજલાલીનો ભપકો જોવા માટે મદીનહની હજારો પર્દાનશીન ખાતૂનો પોતાની વહુ-બેટીઓ સાથે ઘરોની છતો પર ચઢી ગઇ હતી. લશ્કરમાં તેણીઓના બાપો હતા, બેટાઓ હતા. ખાવિન્દો, ભાઇઓ અને સ્નેહીઓ હતા. અને સોના પર સુહાગા તરીકે એ બધાના સિપહસાલાર અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હતા. નાના-નાના માસૂમ બાળકોથી મદીનહની ગલીઓ ચિકાર હતી. એ બધાં ઇસ્લામી લશ્કરની હેમખેમ વાપસી માટે બારગાહે-ઇલાહીમાં અંતકરણથી દુઆઓ માગતાં હતાં. એટલું જ નહિ, આકાશથી અલ્લાહના ફરિશ્તાઓ પણ અલ્લાહના લશ્કરનો દબદબો જોઇને હયરત પામી રહ્યા હતા. કેમકે આ તે લશ્કર હતું જે પોતાની જાનોને તકલીફમાં નાખીને, બળબળતા તાપમાં, એટલા માટે નીકળ્યું હતું કે ઇસ્લામના રસ્તામાં પથ્થર બનીને ઊભેલા શયતાની લશ્કરને તહસ-નહસ કરી નાખે. આ અલ્લાહનું તે લશ્કર હતું જેના માટે પંખીઓ હવામાં, કીડીઓ પોતાના દરમાં, માછલીઓ પાણીમાં અને ફરિશ્તા આસમાનોમાં દુઆ માગતા હતા.

બીજી તરફ ઇસ્લામી લશ્કરની રવાનગીનો તમાશો જોવા માટે મદીનહના મુનાફિકો પણ ઘરોમાંથી નીકળી પડ્યા હતા અને આપસમાં આંખોના મટકાં મારીને અલ્લાહના લશ્કરનો ઠઠ્ઠો ઉડાવતા હતા. સીરતની કિતાબોમાં લખેલું છે કે ઇસ્લામી લશ્કરની રવાનગી વેળા મુનાફિકોના ત્રણ પક્ષ પડી ગયા હતા. એક તે પક્ષ હતો જે મુસલમાનોના હોસલા તોડી નાખવા ''લા-તનફિરૂ ફીલ-હર્રે''નો ધૂમ પ્રચાર કરતો હતો. એટલે બળબળતા તાપમાં હરગિઝ પોતાના ઘરોમાંથી બહાર નીકળવું નહિ. ઉપરથી બહાના કાઢતા હતા કે ''ઇન્ન બુયૂતના અવરહ'' એટલે અમારાં ઘરો ખુલ્લાં પડેલાં છે. ઘરોને ખુલ્લાં મૂકીને અમે જિહાદમાં કેવી રીતે ભાગ લઇ શકીએ ? મુનાફિકોની આ ટોળકી છેવટ સુધી પોતાના ઘરોમાં જ ભરાઇ રહી.

બીજો પક્ષ મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબયનો હતો. આ માણસ પોતાની કમાન હેઠળ મુનાફિકોનું મોટું ટોળું લઇને ઇસ્લામી લશ્કરમાં આવી લાગ્યો હતો. પણ જયારે ઇસ્લામી લશ્કર રવાના થયું તો એ બીજા રસ્તેથી ફંટાઇને પોતાના લશ્કર સાથે મદીનહ તરફ વળી ગયો. હેતુ આ હતો કે મુસલમાનોના હોસલા પસ્ત કરી નાખે. ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પણ એનું આવવાનું પસંદ ન હતું જેથી અલ્લાહ તઆલાએ એને ધુતકારીને હડસેલી કાઢયો.

મુનાફિકોનો ત્રીજો તે પક્ષ હતો જેની ટોળકીના માણસો ગનીમતના માલની લાલચે ઇસ્લામી લશ્કરની સાથે થઇ ગયા અને મદીનહની વાપસી સુધી ઇસ્લામી લશ્કરની સાથે જ રહ્યા.

ઇસ્લામી લશ્કર જયારે મદીનહથી રવાના થવા લાગ્યું તો વદીઅહ બિન સાબિત નામે મુનાફિક પોતાના ગોઠિયાઓ સાથે તમાશો જોવા દોડી આવ્યો. એ બધા રસ્તાને એક ખૂણે ઊભા થઇને આપસમાં ગુપચુપ વાતો કરવા લાગ્યા અને ઠઠ્ઠા રૂપે એકબીજાને કહેવા લાગ્યા :

> ''જરા અલ્લાહના પયગમ્બર મુહંમદને તો જુઓ, એ સાહેબ પોતાના સાથીઓ સાથે મુલ્કે-શામ અને મુલ્કે-રોમના શાહી કિલ્લાઓ તથા શાહી મહેલોને ફતેહ કરવા નીકળ્યા છે. એ કદી બનવાનું નથી અને હરગિઝ બનવાનું નથી. રોમનું બળવાન લશ્કર એમાંના એકેકને દોરડીઓથી જકડી લઇને કારાવાસમાં ધકેલી દેશે. જોજોને, એમાંના એકને પણ જીવતા મદીનહ પાછા ફરવાનું નસીબ નહિ થાય !''

અલ્લાહ તઆલાએ એજ વેળા પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વહી મારફતે તેઓની

આ વાતોની ખબર કરી દીધી. આપે હઝરત અમ્માર બિન યાસિર રદિયલ્લાહુ અન્હુને તેઓની પાસે મોકલ્યા અને ફરમાવ્યું, ''એમને પૂછો કે તેઓ શું વાતો કરતા હતા ? અગર ઈન્કાર કરે તો કહી દેજો કે શું તમે આ આ-આ વાતો નહિ કરતા હતા ?''

હઝરત અમ્મારે તેઓની પાસે જઈને પૂછયું તો તેઓ જૂઠનો આસરો લઈને સાફ ઈન્કારી બની ગયા. ત્યારે હઝરત અમ્મારે તેઓના શબ્દો દોહરાવતાં ફરમાવ્યું, ''તમે આ-આ વાતો કરી હતી અને આ-આ શબ્દો બોલ્યા હતા. શું હજુ ઈન્કાર કરો છો ?''

જૂઠાણું પકડાઈ જતાં બધા ભોંઠા પડી ગયા. એજ વેળા પોતાની સફાઈ રજૂ કરવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે દોડી ગયા. દયામણા અવાજે કહેવા લાગ્યા, ''યા રસૂલલ્લાહ ! અમે તો આપસમાં હસી-મજાકની વાતો કરતા હતા.'' જવાબમાં આ આયત નાઝિલ થઈ: ''વ-લ-ઈન સઅલ-તહુમ લ-યકૂ-લુન્ન ઈન્નમા કુન્ના નખૂદુ વ નલ-અબ.'' પૂરી આયતનો તરજુમો :

> ''હે નબી ! અગર આપ એમને પૂછો તો કહી દેશે કે અમે તો ફકત ગમ્મતમાં હંસી-મજાકની વાતો કરતા હતા. ત્યારે એમને કહી દો કે હે મુનાફિકો ! શું તમે અલ્લાહની સાથે અને તેની આયતોની સાથે અને તેના રસૂલની સાથે ઠઠ્ઠા-મશ્કરીની વાતો કરો છો ?'' (સૂરએ-તવબહ આયત ૬૫)

**લશ્કરે-ગુરબતની અનેરી શાન** ————હવે જરા કલ્પનાની પાંખે ઊડીને દિલની આંખો ખોલો અને તે.......જુઓ......આસરે બે કિલોમીટર જેટલી લાંબી લાઈનમાં લોન્ગ માર્ચ કરતું, જંગલો, બયાબાનો, પહાડો અને રણોને વટાવતું, રેતીના ઊંચાનીચા ટેકરાઓને ખૂંદતું, ખતરનાક ખાઈઓ અને બિહામણી ઘાટીઓમાંથી પસાર થતું અલ્લાહના સિપાહીઓનું ગરીબી લશ્કર, અનેરી શાનથી તબૂક તરફ બઢી રહ્યું છે. સૌથી આગળ મીરે-કારવાં, સિપહ-સાલારે-આ'ઝમ, અલ્લાહના આખેરી નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની સવારી પર બિરાજમાન છે. આપનો નૂરાની ચેહરો ચાંદ પેઠે ખીલેલો છે. નૂરાની ચેહરા પર જિહાદનું નૂર ચમકારા મારે છે. નૂરાની હોઠો પર મનમોહક મુસ્કુરાહટ છે. આપની આગળ, આપના હુકમથી, લશ્કરનો ઝંડાધારી, જિહાદનો વાવટો હવામાં લહેરાવી રહ્યો છે. આપની જમણી તરફ સિદ્દીકે-અકબર અને ડાબી તરફ ફારૂકે-આઝમ પોતાની સવારી બઢાવી રહ્યા છે. એમની પાછળ શાહસવારોની ટુકડી છે. અને પછી આખું લશ્કર દરિયાના મોજાં પેઠે અલ્લાહના રસ્તામાં રવાં-દવાં છે.

ઘણા ખરા લશ્કરીઓ પગપાળા પ્રવાસ ખેડી રહ્યા છે. સવારીઓની એટલી અછત છે કે એકેક ઊંટ પર પંદર-પંદર કે સત્તર-સત્તર માણસો વારાફરતી સવારી કરે છે. એજ અછતને કારણે તો કેટલાક ગરીબ મુજાહિદો જિહાદમાં ભાગ લેવાથી લટકી ગયા હતા અને મદીનહમાં બેસીને ધારધાર રડી રહ્યા હતા. એવા જ લોકો વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું :

> ''કેટલાક લોકો મદીનહમાં એવા પણ છે કે જયારે તમે સફર કરો છો તો તેઓ જિહાદની સફરમાં તમારા સંગાથે હોય છે અને જયારે તમે કોઈ ખીણ પસાર કરો છો તો એ ખીણમાં પણ તેઓ તમારા સંગાથે હોય છે.''

આપની આ વાત સાંભળીને સહાબા તઅજ્જુબ પામી ગયા કે મદીનહમાં રહી જનારા લોકો, જિહાદના આ સફરમાં અમારા સંગાથે કેવી રીતે હોય શકે ? પૂછયું, "યા રસૂલલ્લાહ ! શું મદીનહમાં રહી જવા છતાં તેઓ અમારા સંગાથે છે ?"

આપે ફરમાવ્યું, "હા મદીનહમાં રહી જવા છતાં તેઓ તમારા સંગાથે છે. કેમકે ગરીબીએ તેઓને બેસાડી દીધા છે. પોતે તેઓ બેસી પડનારા ન હતા."

છેક ગરીબીની લાચારીથી ઘરોમાં બેસી પડનારા સહાબાના દિલો પર શું વીતી રહી હતી તેનો ચિતાર કુર્આને આ રીતે દર્શાવ્યો છે : "અઅ-યુનુ-હુમ તફીદુ મિનદ-દમ્એ હ-ઝ-નન" એટલે તેઓની આંખો રંજોગમના આઘાતથી ધારધાર આંસુઓ સારતી હતી.

બળબળતા તાપમાં, કાળઝાળ ઉકળાટમાં, આગ જેવી ગરમ લૂના ઝપાટા ઝીલતું અલ્લાહનું લશ્કર આગળને આગળ બઢી રહ્યું છે. તેઓના ચેહરાઓ, ઊડી રહેલી ધૂળથી અટાયેલા છે. દાઢીઓ રેતીની રજકણોથી ભૂરી બની ગઇ છે. પેશાની પરથી પરસેવાના બિન્દુઓ ટપકી રહ્યાં છે. જાડી ખાદી જેવાં પહેરણો પસીનાથી રેબઝેબ છે. ગળે ભેરવેલી ઝોળીઓમાં થોડાક જવ, થોડાક સત્તુ અને થોડીક ખજૂર જેવી ખાધખોરાકીની ચીજો છે. મિટ્ટીના પ્યાલાં અને બકરીની ખાલથી બનેલી પાણીની થેલીઓ છે. દોઢ બે મહિનાની મુદ્દત માટે આ સામાન ૩૦ હજારના લશ્કર માટે છેક નજીવો અને બિલકુલ અપૂરતો છે. એનાથી જ મુસલમાનોની ગરીબીનો અંદાજ કાઢી શકાય છે. એટલે જ આ લશ્કરને ઇસ્લામી તવારીખમાં "જૈશે-ઉસરત" કે "લશ્કરે-ગુરબત" કહેવામાં આવ્યું છે.

આમ છતાં તેઓના હોસલા એકદમ બુલંદ છે. તેઓની, ધરતીને ધ્રુજાવી નાખે તેવી ચાલથી અને દિલોમાં ઉછાળા મારતા જિહાદના જુસ્સાથી એવું લાગતું હતું કે રોમન એમ્પાયરનું કીડીદળ લશ્કર તો શું, કોઇ કાળમુખો પહાડ પણ તેઓના રસ્તાની આડે આવી જાય તો પગની ઠોકરોથી તેની પણ કિરચી-કિરચી કરી નાખે. તેઓના ગળે ભેરવેલી તલવારોથી એવું લાગતું હતું જાણે આખું લશ્કર એક ઉઘાડી તલવાર છે જેની અણી; બાતિલના સીનાને ભેદીને આરપાર નીકળી જવા તડપી રહી છે. ઘોડાઓની પીઠો પર બેઠેલા શાહસવારોના હાવભાવથી એવું લાગતું હતું જાણે, તેઓના હાથોમાં ઘોડાઓની લગામો નથી બલકે શિકાર ખેલવાની મજબૂત જાળો છે, જેનાથી તેઓ રોમ જેવા સુપર પાવરના અભિમાની ફોજીઓની ગરદનોને જકડી લેશે.

અલ્લાહ તઆલાનું અને તેના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું આ તે લશ્કર છે જેના દિલમાં અલ્લાહની યાદ છે અને જેની જીભ પર અલ્લાહનું રટણ છે. એને ન ભૂખની ચિન્તા છે, ન તરસની ફિકર છે, ન સવારીની પરવા છે. ન ખોફનાક પહાડો એનો રસ્તો રોકી શકે છે, ન હજારો ફીટની ઊંડી ખાઇઓ એનો માર્ગ અવરોધી શકે છે. કડકડતી ઠંડી હોય કે કડકડાટ ઉનાળો હોય, જોશભેર ફૂંકાતો ઝંઝાવાત હોય કે વીજળીના કડાકા ધડાકા હોય, કોઇ વસ્તુ એના નિર્ણયને ડગમગાવી શકતી ન હતી. બસ એક જ ધૂન એને લાગેલી હતી અને એ હતી "એઅલાએ-કલિમતિલ-હક"ની ધૂન. એટલે ગમે તે ભોગે શયતાની બળોને પછાડી નાખીને હકનો બોલ બાલા કરવો ! આસુરી શકિતઓને કચડી નાખીને ઘેરેઘેર હકનો કલિમો ગાજતો કરવો ! કાં હકના રસ્તામાં શહીદ થઇને અલ્લાહની જન્નતમાં મહાલવું, કાં ગાઝી બનીને દુનિયામાં આઝાદી તથા આબરૂનું જીવન ગુજારવું !

**તબૂકના રસ્તાની આજની હાલત** ——વહાલા વાંચકો ! થોડીવાર માટે અહીં જરા થોભી જાવ અને જુઓ કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના ઇસ્લામી લશ્કર સાથે મદીનહથી તબૂક સુધીનો

જે રસ્તો લીધો અને બળબળતા તાપમાં, ભૂખતરસની હાલતમાં પહાડો, જંગલો અને રણો ખૂંદતા લગાતાર પંદર દિવસના આકરા પ્રવાસ પછી આપ તબૂક પહોંચ્યા તો આજે, આપણા આ ઝમાનામાં મદીનહથી તબૂક સુધીના એ રસ્તાની શું હાલત છે ? અને બાદમાં એ રસ્તા પર કેવા ફેરફાર થયા અને સુઊદી સરકારે મુસાફિરોની રાહત માટે કેવી સહૂલતો ઊભી કરી ? અને કેવા સુધારા કર્યા તેની એક ઝલક પ્રોફેસર અબ્દુર્રહમાન ''અબ્દ'' સાહેબે પોતાની કિતાબમાં દર્શાવી છે. તાજેતરમાં પ્રોફેસર સાહેબ પોતાના સાથીઓ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ''નકશે-કદમ'' પર થઈને એજ રસ્તે મદીનહથી તબૂક સુધી ગયા હતા. તેનો આઝાદ ટૂંકસાર અહીં રજૂ કરીએ છીએ.

પ્રોફેસર ''અબ્દ'' સાહેબ પોતાની કિતાબ ''હરમે-મદીનહ'' ભાગ-૨માં પોતાના પ્રવાસની શરૂઆત કરતાં લખે છે :

''મુસાફિર શબકો ઉઠતે હંય, જો જાના દૂર હોતા હય ———મતલબ આ કે પ્રવાસીઓ, સહેલાણીઓ કે મુસાફિરોએ લાંબી મંઝિલ કાપવાની હોય, દૂરો-દરાઝની મુસાફરી કરવાની હોય તો તેઓ રાતે જલદી સૂઈને પરોઢને અંધારે જાગી જાય છે. અમે ચાર મિત્રો પણ પરોઢને અંધારે જાગીને લાંબી મુસાફરી માટે તૈયાર થઈ ગયા. મદીનહથી તબૂક સુધીની લાંબી સફર માટે અમે રાતે જ સૂવાં પહેલાં બધી તૈયારી કરી લીધી હતી. અમારે મદીનહથી તબૂક સુધી તેજ રસ્તે થઈને જવાનું હતું જે રસ્તેથી થઈને અલ્લાહના લાડલા નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના જાં-નિસાર સહાબાના ૩૦ હજારના વિરાટ લશ્કર સાથે તશરીફ લઈ ગયા હતા. એટલે આપણા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક ''નકશે-કદમ'' પર થઈને તબૂક સુધી પહોંચવાનું અમારે સદ્‌ભાગ્ય મેળવવું હતું.

મદીનએ-તૈયિબહ પાછળ રહી ગયું હતું. અમારી જીપ સુઊદી સરકારે બાંધેલી પાકી સડક પર હવા સાથે વાતો કરતી હતી. આ પાકી સડકની સાથે હિજાઝ રેલવેના કાટ ચઢેલા પાટા પણ તેજીથી અમારી પાછળ ભાગી રહ્યા હતા. અમારા મિત્ર ઉલ્ફત રઝમી સાહેબ ભારે તેજીથી પણ ભારે સાવચેતીથી જીપ ભગાવી રહ્યા હતા.

હિજાઝ રેલવેના આ પાટા તુર્કીના ઉસ્માની સુલતાનોએ પોતાની ખિલાફતના યુગમાં બિછાવ્યા હતા. આ પાટા ઉસ્માની તુર્કોની યાદગાર તરીકે આજે પણ ભાંગીતૂટી હાલતમાં ઉસ્માની ખિલાફતની જાહોજલાલીની ઝાંખી કરાવે છે. તુર્કીના સુલતાને ઈ.સ. ૧૯૦૧માં દમિશ્કથી મદીનહ સુધી આ પાટા બિછાવ્યા હતા. અસલ હેતુ આ હતો કે મિસર, તુર્કી, સીરિયા વગેરે મુસ્લિમ મુલ્કોથી જનારા હજયાત્રીઓ આસાનીથી સફર કરીને મક્કહ-મદીનહ સુધી આરામથી પહોંચી શકે.

જોર્ડન, સીરિયા વગેરે અરબ મુલ્કોને મદીનહ સાથે જોડી દેનારી આ ટ્રેનને, મદીનહથી દમિશ્ક સુધીનો, આઠ સો કિલોમીટરનો રસ્તો કાપવામાં ફક્ત ચાર દિવસ લાગતા હતા. આ રેલવે લાઈનને મદીનહ સુધી પહોંચી જવા પછી અને રેલવે વ્યવહાર ચાલુ થવા પછી, વધુ મુદ્દત નહિ વીતી ત્યાં તો પહેલી જગત-જંગની આગ ભડકી ઊઠી. અંગ્રેજો અને તુર્કો ખૂંખાર શત્રુઓ પેઠે આપસમાં બાખડી પડ્યા. તે સમયે લૉરેન્સ ઑફ અરેબીયા નામે એક અંગ્રેજ જાસૂસે અરબોના જિગરજાન મિત્ર તરીકે અરબ દેશોમાં અપૂર્વ નામના મેળવી લીધી હતી. હકીકતમાં એ ઈસ્લામનો અને મુસલમાનોનો કટ્ટર દુશ્મન હતો. અરબોના તારણહાર તરીકે એણે અરબના કબાઈલી સરદારોને તુર્કી વિરુદ્ધ ભડકાવી મૂક્યા. નતીજારૂપે લૉરેન્સ ઑફ અરેબીયાએ અરબોના પોતાનાં જ હાથોથી આ હિજાઝ રેલવે તબાહ કરાવી

નાખી.

હવે અમારી જીપ અરબના માઇલો સુધી પથરાયેલા ભેંકાર રેગીસ્તાનમાંથી પસાર થઇ રહી હતી. ઘાસપાણીનો દૂર દૂર સુધી પતો નહિ. કોઇક વાર પાકી સડકની ડાબી-જમણી ઘણે દૂર ઝાડો અને ઝાડીઓ ઊભેલી દેખાય આવતી. માણસોની વસતિ કે આબાદીનું ક્યાંયે નામો-નિશાન નહિ. જંગલો, પહાડો અને રેતીના રણોની સહેલની ખરી મઝા અમે માણી રહ્યા હતા. સડકને કિનારે કોઇકવાર ટેલીફોનના વાયરલેસ થાંભલાં દેખાય આવતાં હતાં. મદીનહ, તબૂક કે અરબના કોઇપણ શહેરમાં ફોન કરવો હોય તો બોકસમાં ચલણી સિક્કા નાખીને સામેવાળા સાથે વાતચીત કરી શકાતી હતી. સડકની બંને બાજુના ઊંચા-ઊંચા ખોફનાક પહાડોએ અમને પોતાના બાહુપાશમાં જકડી લીધા હતા. રેલવેના વાંકાચૂકા પાટાએ પણ આ પ્રવાસમાં અમારો સંગાથ છોડયો ન હતો. અલ્લામા સૈયિદ સુલૈમાન નદવી સાહેબ પોતાની કિતાબ ''અરદુલ-કુર્આન''માં લખે છે :

> ''મદીનહથી થોડાક માઇલ આગળ જવા પછી ''અલ-ઉલા'' સુધીનો પૂરો રસ્તો, હિજાઝ રેલવેની સાથે-સાથે ચાલે છે. ઠેકઠેકાણે રસ્તામાં રેલવેના સ્ટેશનો આવે છે. આ સ્ટેશનો વસતિ વગરના સુનસાન રણોમાં આવેલાં છે. બધાં સ્ટેશનો પાકાં અને નક્કર બાંધણીના છે. દરવાજા, બારીઓ વગેરે જંગલ પ્રદેશના અરબ બદ્દુઓ ઉખેડીને લઇ ગયા છે અને તાપણા કે ચૂલા તરીકે બાળી નાખ્યા છે. આમ છતાં સ્ટેશનોની ઇમારતો એટલી નક્કર છે કે રેલવેને ફરીવાર ચાલુ કરવામાં આવે તો એજ રેલવે લાઇન, થોડાક સુધારા-વધારા સાથે ફરી ચાલુ કરી શકાય છે. એનો મોટો ભાગ આજે પણ સલામત છે. ઉત્તમ પ્રકારના લોખંડી પાટા એટલા નક્કર છે કે આજ સુધી તેમાં કોઇ ખરાબી આવી નથી. આજે પણ એનો ઉપયોગ કરી શકાય છે. અમુક જગાના પુલો તૂટી ભાંગી ગયા છે. અને નીચેની જમીન સરકી ગઇ છે. છતાં પાટા પોતાના સ્લીપરો સાથે જોડાઇને લટકી રહ્યા છે. રસ્તામાં કેટલીક જગાએ ડબ્બાઓ ઊલટા પડેલા છે. એક જગાએ રેલ્વે એંજિન પાટા પરથી ખડી પડેલું છે.''

પ્રોફેસર ''અબ્દ'' સાહેબ પોતાનું પ્રવાસ-વર્ણન ચાલુ રાખતાં લખે છે : ''અમે પણ આ રસ્તેથી પસાર થતાં અહીંના પ્રાચીન રેલવે સ્ટેશનો જોયાં. એક સ્થળે રાક્ષસી કદનું ભારેખમ એંજિન પાટા પરથી ખડીને પડખાંભેર પડેલું જોયું. જાણે એક કાળો કદ્દાવર હાથી મરેલો પડયો હોય. (ડબ્બા અને એંજિન તસવીરમાં જુઓ.)

હવે અમારી જીપ એક રળિયામણી અને લીલીછમ ખીણમાં દાખલ થઇ. ખીણની ફળદ્રુપતા અને સુંદરતા જોઇને મારા સાથીએ કહ્યું, ''અલ-ઉલા''ની રળયામણી ધરતી આવી રહેલી લાગે છે.'' અને ખરેખર થોડેક આગળ જતાં ''અલ-ઉલા''નો રળિયામણો પ્રદેશ આવી લાગ્યો. પૂરો ઇલાકો લીલીછમ હરિયાળી અને નયન-મનોહર લીલોતરીથી શોભી રહ્યો હતો.

''અલ-ઉલા''ની આ બાગો-બહાર ધરતીનું ઐતિહાસિક નામ ''વાદીલ-કુરા'' છે. સીરતુન-નબીની કિતાબોમાં જયાં યહૂદીઓના ખયબર પ્રદેશનું વર્ણન આવે છે ત્યાં વાદીલ-કુરાનું પણ વર્ણન આવે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરના યહૂદીઓ પર ફતેહ મેળવી તો ફદકના ઇલાકા સાથે વાદીલ-કુરાનો ઇલાકો પણ વગર લડાઇએ ફતેહ કરી લીધો હતો. અહીંના રાજા નવાબોએ રક્ષણ-વેરાની શરતે સુલેહ કરી લીધી હતી.,

આ એટલો ફળદ્રુપ, શાદાબ અને ખુબસૂરત ઇલાકો છે કે એની આજુબાજુના ઉજ્જડ ઇલાકા સાથે કોઇ

પણ રીતે એનો મેળ બેસતો નથી. એવું લાગે છે જાણે માઇલો સુધી પથરાયેલા રેતીના સમંદરની અંદર એક રળિયામણો બેટ ઊપસી આવ્યો છે. જાણે કે ટાટ પર રેશમનું થીગડું મારેલું હોય.

અહીંથી થોડેક જ દૂર રેતીના રણમાં "ગુલે-જાદીયા"ની ખીણમાં પ્રાચીન રેલવે સ્ટેશનની ખંડેર ઈમારત ઊભેલી હતી. એની સામે એક રેલવે એન્જિન અને તેની સાથે જોડાયેલા થોડાંક ડબ્બા જોવામાં આવ્યા. (તસવીરમાં ચોખ્ખી રીતે જોઇ શકાય છે.) ઉસ્માની તુર્કોની આ જરીપુરાણી યાદગાર સિત્તેર-એંસી વરસોથી આજે પણ ઊભેલી જોવામાં આવે છે. અમે ઝાડોના ઝુંડના સાયા હેઠળ શતરંજી પાથરી. નઝદીકના ઝરણામાંથી પાણી લીધું. બપોરના નાશ્તાને ન્યાય આપ્યો. જીપમાં પોતાની બેઠકો પર ગોઠવાયા. હવે અમારી જીપ અહીંથી આસરે ચાલીસ કિલોમીટરના અંતરે આવેલી "મદાઇને-સાલિહ"ની ઉજ્જડ વસતિ તરફ ફરાંટા ભરવા લાગી.

અલ-ઉલા અથવા વાદીલ-કુરાથી મદાઇને-સાલિહ તરફ જનારો રસ્તો પણ ખોફનાર પહાડો, દહેશતનાક ઊંડી ખાઈઓ અને બિહામણા રેગીસ્તાનમાંથી પસાર થાય છે. અચાનક ઉલફત રઝમી સાહેબ કહેવા લાગ્યા, "આ જુઓ, અલ્લાહના અઝાબથી તબાહ થયેલી "મદાઇને-સાલિહ"ની ઉજ્જડ ધરતી તમારી આંખોની સામે મવજૂદ છે. અહીં પ્રાચીન યુગની "સમૂદ" નામે કૌમ વસેલી હતી. એમના પયગમ્બરનું નામ સાલિહ હતું. પૂરી કૌમ મૂર્તિપૂજાના પાપમાં ગળાંડૂબ હતી. મોજમઝા, એશઆરામ અને ઝુલ્મો-સિતમ એમનો રાત-દિવસનો ધંધો હતો. હઝરત સાલિહ અલૈહિસ-સલામની ચમત્કારી ઊંટણીને કાપી નાખવા પછી અલ્લાહના પયગમ્બરને કતલ કરવાની તૈયારી જ હતી ત્યાં જ અલ્લાહનો ભયંકર અઝાબ તૂટી પડયો. આખીની આખી કૌમ જમીનની સપાટી પરથી નાબૂદ થઇ ગઇ. અલ્લામા ઈકબાલ ફરમાવે છે :

**કુદરત અફરાદ સે ઇગમાઝ તો કર લેતી હય,**

**કભી કરતી નહીં મિલ્લત કે ગુનાહોં કો મુઆફ.**

અર્થાત : કુદરતનો કાનૂન એવો છે કે પૂરી વસતિમાં બેચાર માણસો વ્યકિતગત રીતે ગુનાહિત કૃત્યો કરતા હોય તો કુદરત તેઓ તરફથી આંખ-મીચામણા કે દરગુજર કર્યા કરે છે પણ જો આખીની આખી કૌમ ગુનાહોમાં સંડોવાય જાય તો કુદરત એવી કૌમને કદી માફ કરતી નથી. આજે નહિ તો કાલે એવી કૌમને તેના કરતૂતોની મઝા ચખાડી દે છે. ભલે સમૂદની કૌમ પેઠે થોડા દિવસો નાચીકૂદી લેતી હોય." (પ્રોફેસર સાહેબનું બયાન ખતમ.)

**અઝાબનો ભોગ બનેલી પહાડી વસતિઓ** ——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પહાડો અને રણોનો આકરો પ્રવાસ ખેડીને પોતાના વિરાટ લશ્કર સાથે તબૂક પહોંચતાં પૂરા પંદર દિવસો લાગ્યા હતા. તબૂકના આ રસ્તે એવાં ઉજ્જડ અને બોધપ્રદ સ્થળો પણ આવતાં હતાં જયાં વસનારી પ્રાચીન કૌમો પર, તેઓના કુફ્રો-શિર્કને કારણે અલ્લાહનો આકરો અઝાબ તૂટી પડયો હતો. એમાંના એક સ્થળનું નામ "અલ-ઉલા" છે. સીરતની કિતાબોમાં એજ અલ-ઉલાનું તારીખી નામ "વાદીલ-કુરા" છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સન ૭ હિજરીમાં ખયબરના યહૂદીઓના કિલ્લા સર કરીને ખયબરનો આખો ઈલાકો ફતેહ કરી લીધો તો એજ વિસ્તારમાં આવેલા ફદક અને વાદીલ-કુરાના રળિયામણા સ્થળો પણ ફતેહ કરી લીધાં હતાં. અહીંના રાજા નવાબોએ વગર લડાઈએ શરણે આવીને રક્ષાણવેરાની શરતે સુલેહ કરી લીધી હતી.

વાદીલ-કુરાથી તબૂકને રસ્તે લગભગ ૪૦ કિલોમીટરના ફાસલા પર બીજી એક ઉજ્જડ વસતિ આવે છે.

સીરતની કિતાબોમાં એનું નામ "મદાઇને-સાલિહ" લખેલું છે. એજ મદાઇને-સાલિહનું કુર્આની નામ "અલ-હિજ્ર" છે. કુર્આને-કરીમમાં ઘણી જગાએ અલ-હિજ્રનું વર્ણન થયેલું છે. એક આયતમાં છે : "વ-લ-કદ કઝ-ઝબા અસ્હાબુલ-હિજરિલ-મુર-સલીન." એટલે ખરેખર અલ-હિજ્રની વસતિના લોકોએ "મુર-સલીન" એટલે અલ્લાહના મોકલેલા પયગમ્બરોને જૂઠલાવી દીધા.

આજથી છ હજાર વરસ પહેલાં અલ-હિજ્રના ઇલાકામાં સમૂદ નામે કૌમ વસેલી હતી. સમૂદના લોકો અલ્લાહના નબી હઝરત નૂહ અલૈહિસ-સલામના વંશમાંથી ઊતરી આવ્યા હતા. હઝરત નૂહના એક પૌત્રનું નામ ઇરમ હતું. આ ઇરમના એક પૌત્રનું નામ સમૂદ હતું. એજ નામથી આખી કૌમ સમૂદ નામે પંકાઇ ગઇ. આ કૌમના લોકો અલ-હિજ્ર એટલે મદાઇનના પૂરા ઇલાકાથી લઇને વાદીલ-કુરાની રળિયામણી ભૂમિ સુધીના પહાડી વિસ્તારમાં વસેલા હતા.

સમૂદની કૌમના લોકો, તે સમયે તહઝીબો-તમદ્દુનમાં, વેપાર-ઉદ્યોગમાં, ખેતીવાડીના વિજ્ઞાનમાં, કળા-કૌશલ્યમાં અને પહાડોને કોતરવાની કળામાં ઉન્નતિને શિખરે પહોંચેલા હતા. આ કૌમના કલાકારો અને કારીગરો પહાડોની છાતીઓ ચીરીને તેમાં આલીશાન મહેલો, સુંદર બંગલાઓ, શાનદાર ઇમારતો, દેવી-દેવતાઓના મંદિરો, મૂર્તિઓની આકૃતિઓ અને બીજી યાદગારો બનાવવાની કળામાં એટલા પારંગત હતા કે દુનિયાની કોઇ પ્રજા તેઓનો મુકાબલો કરી શકતી ન હતી. એના કારીગરો "સંગ-તરાશી" એટલે નક્કર ચટાણોના સીના ચીરીને તેમાં ઘરો બનાવવાની કળાના સૌથી પહેલાં સંશોધક હતા. કુર્આનમાં છે :

"અ-તન-હિતૂના મિનલ-જિબાલે બુયૂતન આમિનીન." શું તમે પહાડોને કોતરીને ચેનથી રહેવાના ઘરો બનાવો છો ? બીજી આયતમાં છે :

| | |
|---|---|
| વ-બવ-વઅ-કુમ ફીલ-અર્દે | અમે આપ્યું તમને સરસ ઠેકાણું જમીન પર |
| તત-તખિઝૂના મિન સુહૂલિહા કુસૂરંવ | જેથી બનાવો છો તમે નરમ જમીન પર મહેલો |
| વ-તન-હિતુનલ-જિબાલ બુયૂતન. | અને બનાવો છો પહાડોને કોતરીને ઘરો. [૧] |

જેવી રીતે પ્રાચીન મિસરના કારીગરો અને વિજ્ઞાનીઓ, પીરામિડો બનાવવાની કળામાં તથા "મમી" એટલે મરેલા માણસના શરીરને હજારો વરસ સુધી સંઘરી રાખવાના હુન્નરમાં પારંગત હતા તેવી જ રીતે સમૂદના કારીગરો "સંગ-તરાશી"ના હુન્નરમાં તરક્કીની ટોચે પહોંચેલા હતા. પોતાના કસબની કારીગરીથી પહાડો અને ચટાણોમાં કોતરકામ કરીને પ્રથમ દરવાજો બનાવી લેતા. પછી કમરાઓની દીવારો બનાવીને તેની ઉપર છતનું કોતરકામ કરતા અને એક આખો મહેલ પહાડના સીનામાં ઊભો કરી દેતા. પારહ ૩૦ની સૂરતુલ-ફજ્રમાં છે :

"વ સમૂદલ-લઝીન જાબૂસ-સખ્ર બિલ-વાદ." અને સમૂદના લોકો જેઓ નક્કર ચટાણોને તરાશીને ખીણોમાં, ઘાટીઓમાં, મેદાનોમાં ઘરો બનાવી લેતા હતા. મતલબ કે સમૂદની કૌમના રાજાઓ, નવાબો, અમીરો, સરદારો, આગેવાનો પહાડોમાં કોતરેલા શાનદાર બંગલાઓમાં મોજશોખથી રહેતા હતા અને મૂર્ખાઓના સ્વર્ગમાં મહાલતા શેખચલ્લી પેઠે માનતા હતા કે, દુનિયાની કોઇ આફતની તો શું મજાલ, આસમાની સુલતાની જેવી કોઇ આફત પણ અમારો વાળ વાંકો વાળી શકતી નથી.

---

૧. પારહ ૮ સૂરએ-અઅરાફ આયત ૭૪

સમૂદની કૌમના લોકોને અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી દુનિયાની દરેક નેઅમતથી માલામાલ કરી દીધા હતા. એમના "મદાઈન" નામે પાટનગરની શાનો-શવકતનો દુનિયામાં ડંકો બજતો હતો. મદાઈનથી વાદીલ-કુરા સુધીનો આખો ઈલાકો લીલીછમ ખેતીવાડીઓ અને રળિયામણા બાગબગીચાઓથી લીલાલહેર હતો. દવલતની રેલછેલ હતી. દેશદેશાવરના માલસામાનથી બજારો ભરચક હતી. પહાડોમાં આલીશાન મહેલો અને શાનદાર બંગલા હતા. મતલબ કે અલ્લાહ તઆલાએ દુનિયાના એશઆરામ અને મોજશોખના તમામ સાધનો એમને આપી દીધાં હતાં. મગર સમૂદની કૌમના લોકો, અલ્લાહના એહસાનોનો આભાર માનીને, તેના શુક્ર-ગુઝાર બંદાઓ બનવાને બદલે ના-શુક્રા અને નગુણા બની ગયા. નાફરમાન, નાલાયક, બંડખોર અને અભિમાની બની ગયા.

ત્યારે અલ્લાહ તઆલાએ સમૂદની હિદાયત માટે એમની જ કૌમમાંથી હઝરત સાલિહ અલૈહિસ-સલામને પોતાના પયગમ્બર બનાવીને મોકલી આપ્યા. કુર્આનમાં છે : "વ ઈલા સમૂદા અખાહુમ સાલિહા." એટલે સમૂદના લોકો તરફ તેઓના ભાઈ સાલિહને પયગમ્બર બનાવીને મોકલવામાં આવ્યા. (નોટ : સમૂદની કૌમનો કિસ્સો બહુ લાંબો છે. કુર્આને-મજીદની ૨૧ સૂરતોમાં ૨૬ જગાએ સમૂદની કૌમનું વર્ણન થયેલું છે. જેથી લંબાણમાં નહિ જતાં તેનો ટૂંકસાર રજૂ કરીને ઈસ્લામી લશ્કર તરફ આવીએ છીએ.)

કુર્આનમાં છે : સમૂદની કૌમે હઝરત સાલિહ અલૈહિસ-સલામને જૂઠા ઠરાવીને ધુતકારી કાઢ્યા કે, "જા જા, તું તો અમારા જેવો એક ઈન્સાન છે. અને ઉપરથી ગરીબ ભિખારી જેવો છે. તારા જેવો માણસ પયગમ્બર કેવી રીતે હોય શકે ?"

પછી કહેવા લાગ્યા, "શું તું અમને અમારા તે ભગવાનોની બંદગીથી અટકાવે છે જેને અમારા બાપદાદા પૂજતા આવ્યા છે ?"

કૌમની તોછડી વાતોથી જરાયે ખોટું લગાડયા વિના હઝરત સાલિહ અલૈહિસ-સલામએ તેઓને સમજાવવાનું ચાલુ રાખ્યું તો તેઓ બોલ્યા, "વારૂ તું સાચો પયગમ્બર છે તો તેની દલીલ શું ?"

ફરમાવ્યું, "ભાઈઓ ! તમે કહો તે દલીલ આપવા તૈયાર છું."

"ચાલ ત્યારે પેલા પહાડની નક્કર ચટાણમાંથી એક જીવતી જાગતી ગાભણી ઊંટણી કાઢીને દેખાડી દે. તારો આ ચમત્કાર જોઈને અમે તને નમસ્કાર કરવા તૈયાર છીએ."

હઝરત સાલિહ અલૈહિસ-સલામની દુઆથી એજ વેળા પહાડ કડાકા સાથે ફાટી ગયો અને નક્કર ચટાણમાંથી કદ્દાવર કાયાની એક જાડીતાજી ઊંટણી બિલબિલાટ કરતી નીકળી આવી. જમીન પર આવતાં જ ઊંટણીએ બચ્ચું જાણી નાખ્યું. કુર્આનમાં આ ઊંટણીનું નામ "નાકતુલ્લાહ" છે એટલે અલ્લાહની ઊંટણી. આ ચમત્કારી ઊંટણી અલ્લાહના પયગમ્બરનો મુઅજિઝો હતો. સમૂદની કૌમ કટ્ટર કાફિરોની કૌમ હતી. બેહદ મગરૂર, આપખુદ અને તુમાખીખોર હતી. મૂર્તિપૂજાની ગંદકીમાં માથાથી પગ સુધી લબછબ હતી. થોડાક ગરીબો સિવાય કોઈ મુસલમાન નહિ બન્યું. ત્યારે હઝરત સાલિહ અલૈહિસ-સલામએ તેઓને ચેતવણી આપતાં ફરમાવ્યું :

> "હે લોકો ! આ તે ઊંટણી છે જેને અલ્લાહ તઆલાએ તમારી માગણીના જવાબમાં દલીલ તરીકે પૈદા કરી છે. હવે એના ખાવાપીવાના મામલામાં આડે આવશો નહિ. અને જો આડે આવ્યા તો ખબરદાર ! તમારી ખૈર નથી !"

અલ્લાહની આ ઊંટણી બેહદ જાડી-તાજી, લાંબી-તડંગી, કદ્દાવર કાયાની અને બિહામણા ડીલડૌલની હતી. જે બીડમાં ચરવા જતી, ત્યાં ચરનારાં જાનવરો તેને જોતાં જ ભડકીને ભાગી ઊઠતાં. જે કૂવામાંથી પાણી પીતી, તેમાં ડોકું નાખીને બધું જ પાણી ઢીંચી જતી. એ દિવસે લોકોના બધાં જાનવરો આખો દિવસ, આખી રાત ભૂખ્યાં-તરસ્યાં પડી રહેતાં. હઝરત સાલિહ અલૈહિસ-સલામએ જાનવરોના ખાવા-પીવાની વારી બાંધી આપી હતી કે, એક દિવસે તમારાં બધાં જાનવરો પાણી પીશે અને એક દિવસે ફકત અલ્લાહની ઊંટણી !

સમૂદના લોકો ગુસ્સાના ઘૂંટડા ગળીને એક મુદ્દત સુધી અલ્લાહની ઊંટણીને ચલાવતા રહ્યા. પણ કયાં સુધી? છેવટે તેઓની સહનશકિતએ માઝા મૂકી દીધી અને ધીરજ ખૂટી ગઇ. ત્યારે તેઓએ અલ્લાહની ઊંટણીની સાથે અલ્લાહના પયગમ્બરને પણ ઠેકાણે પાડી દેવાની યોજના ઘડી કાઢી. સવાલ થયો કે ઊંટણીને કાપી નાખવાનું કોણ બીડું ઝડપે ? અને પયગમ્બરને કોણ કતલ કરે ? સભામાં કેદાર બિન સાલફ નામે એક ગુંડો હતો. બેહદ સંગદિલ અને બદબખ્ત ઇન્સાન હતો. આ હતભાગી માણસ માટે અલ્લાહના કુર્આનમાં પણ ''અશ્કા''નો શબ્દ આવ્યો છે. એટલે પથ્થરના દિલનો હતભાગી માણસ. સભામાં જયારે સવાલ થયો કે ઊંટણીને કાપી નાખવાનું કોણ બીડું ઝડપે છે ? તો જવાબમાં એજ કેદાર બિન સાલફ ઊભો થઇ ગયો. પારહ ૩૦ની સૂરએ-વશ-શમ્સમાં છે : ''ઇઝિમ-બ-અ-સા અશ્કાહા.'' અર્થાત : સમૂદની કૌમનો સૌથી બદબખ્ત, સૌથી હતભાગી, સૌથી ઘાતકી માણસ ઊભો થઇ ગયો. તફસીરમાં લખેલું છે કે એને આ પરાક્રમ બદલ એક રૂપવાન કન્યાની લાલચ આપવામાં આવી હતી.

યોજના મુજબ નક્કી કરેલા દિવસે આ ઘાતકી માણસ પોતાની ટોળકી સાથે, ઊંટણી ચરતી હતી તે ખીણમાં ગયો. ઊંટણીને ઘેરી લેવામાં આવી અને કેદારે આગળ વધીને ઊંટણીની કૂંચો કાપી નાખી. એટલે એડીથી ઉપરના બંને પગોની નસો કાપી નાખી. ઊંટણી ભોંયે પછડાઇ પડી. લોહીની સેરોનો ફવ્વારો ઊડયો અને અલ્લાહની ઊંટણી તરફડિયાં ખાતી મરી ગઇ. ઊંટણીની કતલ વેળા તેનું બચ્ચું પણ ત્યાં જ ચરતું હતું. પોતાની માને કતલ થયેલી જોઇને બચ્ચું ગબડી મારતું પહાડ પર ચઢી ગયું. ત્યાં પહોંચીને તેણે ત્રણ વાર હૈયાંફાટ બરાડા ખાધા અને પહાડમાં ગાયબ થઇ ગયું. આ એજ પહાડ હતો જેની કૂખમાંથી તેની માનો જનમ થયો હતો.

અલ્લાહની ઊંટણીની કરપીણ હત્યા વેળા અલ્લાહના પયગમ્બર હઝરત સાલિહ અલૈહિસ-સલામ ત્યાં હાજર ન હતા. કૌમના આ કાવતરાંની આપને કશી ખબર ન હતી. જયારે આપને આ દર્દનાક સમાચાર મળ્યા તો સાંભળતાં જ આપ સન્નાટામાં આવી ગયા. બે-ઇખ્તેયાર આંખોમાંથી આંસુઓની ધારા ફૂટી નીકળી. કૌમના કરૂણ અંજામથી આપને કમકમિયાં આવી ગયાં. કે, ''રે મારી કૌમ ! તેં આ શું કરી નાખ્યું ? પોતાના જ હાથે પોતાના પગ પર કુહાડો મારી લીધો ? પોતાના જ હાથે પોતાની તબાહી નોતરી લીધી ?''

એક તો ચોરી અને ઉપરથી શિરજોરી પેઠે આ પરાક્રમ કરીને કૌમના લોકો હઝરત સાલિહ અલૈહિસ-સલામ પાસે દોડી ગયા. શા માટે દોડી ગયા.......? કુર્આન શરીફની આયત વાંચો :

| | |
|---|---|
| ફ-અ-કરૂન-નાકતા | ત્યારે કાપી નાખી તેઓએ ઊંટણીની કૂંચો, |
| વ-અતવ અન અમ્રે રબ્બેહિમ | અને પોતાના રબના હુકમનો ભંગ કર્યો અને બોલ્યા, હે સાલિહ! |
| એઅતિના બિમા તઇદુના | લઇ આવ અમારા માટે તે અઝાબ જેનો તું વાયદો આપતો હતો, |
| ઇન કુન્ત મિનલ-મુરસલીન. | અગર તું સાચો પયગમ્બર હોય તો ! [૧] |

સમજી ગયા ને સમૂદના લોકોએ શું કહ્યું......? એક તો પયગમ્બરની ચેતવણી છતાં અલ્લાહની ઊંટણીને

૧. સૂરએ-અઅરાફ પારહ ૮ આયત ૭૭

કાપી નાખી. બીજું અલ્લાહના હુકમ સામે શિંગડાં ઉગામીને બંડ પોકાર્યો. ત્રીજું અલ્લાહના પયગમ્બરને લલકારીને પડકાર ફેંક્યો કે:

"હે સાલિહ ! તું વારંવાર અલ્લાહના અઝાબથી અમને ડરાવતો રહે છે, ધમકાવતો રહે છે, વાયદા આપ્યા કરે છે તો ચાલ, લઈ આવ અલ્લાહનો એ અઝાબ ! અમે પણ જોઈએ તો ખરા કે અલ્લાહનો અઝાબ કેવો હોય છે !"

ચોથું અલ્લાહના પયગમ્બરને હેંકડાઈથી ઠુકરાવી દીધા, ધુતકારી દીધા, જૂઠલાવી દીધા કે તારા જેવો ગરીબ વર્ગનો માણસ અલ્લાહનો પયગમ્બર કેવી રીતે હોય શકે ? અને જો તું સાચો પયગમ્બર છે તો પોતાનો વાયદો સાચો કરીને દેખાડી દે. અને લઈ આવ તે અઝાબ જેની તું ધમકી આપે છે.

ખરેખર સમૂદની કૌમ બેહદ અભિમાની હતી. તુમાખીખોર અને ઘમંડી હતી. અવળચંડી, ઉધ્ધત અને નગુણી હતી. દવલત અને સત્તાના નશામાં ચકચૂર હતી. શેખચલ્લી પેઠે મૂર્ખાઓના સ્વર્ગમાં મહાલતી હતી. પોતાના એક અલ્લાહને છોડીને મૂર્તિપૂજામાં ગળાંડૂબ હતી. એમની મશહૂર મૂર્તિઓના નામ ભગવાન કૈસ, ભગવાન જુશ-શરા, ભગવાન મનાત વગેરે હતાં. પહાડોમાં આલીશાન મંદિરો કોતરીને પથ્થરના ભગવાનોની મૂર્તિઓ પણ કંડારી લીધી હતી. એમનું માનવું હતું કે અમારો અલ્લાહ તો અમારી આ મૂર્તિઓ છે. એ બધી સલામત છે ત્યાં સુધી જમીન કે આસમાનની કોઈ તાકત, કોઈ આફત અમારો વાળ વાંકો વાળી શકતી નથી. તેઓના પંડિતો અને સાધુ મહારાજો પોતાની કૌમની આંખે ઊંધા ચશ્મા ચઢાવીને કહ્યા કરતા :

"જે વ્યકિત ગૈબના પર્દામાં છુપાયેલી હોય, માણસની આંખો જેને નહિ જોઈ શકે, જેના દર્શન નહિ કરી શકાય, એ આપણો ભગવાન કેવી રીતે હોય શકે ? સાલિહ તો જૂઠો પયગમ્બર છે. જે વ્યકિતને તે પોતાનો અલ્લાહ કહે છે, કોણે તેને પોતાની આંખે જોયો છે ? કોણે તેના દર્શન કર્યાં છે ? એવો અલ્લાહ આપણો ભગવાન કેવી રીતે હોય શકે ? આ રહ્યો આપણો જુશ-શરા ભગવાન ! એજ સાચો ભગવાન છે. ધરાઈ-ધરાઈને એના દર્શન કરો. એને જ નમો. એના જ પગે લાગો. જે માગવું હોય તે એની જ પાસે માગો. એ તમારી દરેક મુરાદ પૂરી કરી શકે છે."

આહ.......સમૂદની કૌમની બેવકૂફી.....આહ ! સમૂદની કૌમની....કમનસીબી.....! આ હત્ભાગી કૌમે અલ્લાહના પયગમ્બરને જે પડકાર ફેંકયો હતો તે અલ્લાહના પયગમ્બરે તો નહિ ઝીલ્યો. કેમકે પયગમ્બરો તો પોતાની કૌમ પર બેહદ દયાળુ, માયાળુ, મમતાળુ હોય છે. પરંતુ અલ્લાહ તઆલાએ તેઓનો આ પડકાર ઝીલી લીધો. કેમકે તેઓએ અલ્લાહના પયગમ્બરનું ઘોર અપમાન કર્યું હતું. અલ્લાહના હુકમની ઐસીતૈસી કરીને અલ્લાહની ઊંટણીને કાપી નાખી હતી. ઉપરથી પોતે જ દોઢડાહ્યા થઈને અલ્લાહના અઝાબની માગણી કરી હતી.

એજ વેળા અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ પ્રગટ થયા. હઝરત સાલિહ અલૈહિસ-સલામને સલામ કરીને બોલ્યા, "હે અલ્લાહના નબી ! અલ્લાહ તઆલાએ તમારી કૌમનો પડકાર ઝીલી લીધો છે. એમની ચેલેન્જનો જવાબ આ શબ્દોમાં આપી દો : "તમત-તઊ ફી દારિકુમ સલાસતા ઐયામ." ત્યારે અલ્લાહના પયગમ્બરે પોતાની કૌમને એજ શબ્દોમાં જવાબ આપી દીધો. કુર્આને-મજીદની આયત વાંચો :

| | |
|---|---|
| ફ-કાલા | ત્યારે સાલિહએ તેઓને કહ્યું : |
| તમત-તઅૂ | તમે મોજમજા કરી લો |
| ફી દારિકુમ | તમારા ઘરોમાં |
| સલાસતા ઐયામ | ત્રાણ દિવસો સુધી. |
| ઝાલિકા વઅદુન | આ તે વાયદો છે |
| ગયરુ મકઝૂબ. | જે જૂઠો નહિ ઠરે. [૧] |

કુર્આને-કરીમમાં આ વાતનું પણ વર્ણન થયેલું છે કે સમૂદની કૌમે અલ્લાહની ઊંટણીને કતલ કરવા પછી અલ્લાહના પયગમ્બરને પણ કતલ કરી નાખવાનો ત્રાગડો રચી લીધો હતો. પણ અલ્લાહના ફરિશ્તાઓએ એ ખૂંખાર ખૂનીઓ પર પથ્થરમારો કરીને તેઓને ભગાડી મૂકયા હતા અને હઝરત સાલિહ અલૈહિસ-સલામને એ ખૂની બદમાશોથી બચાવી લીધા હતા.

હઝરત સાલિહ અલૈહિસ-સલામની, ત્રાણ દિવસોની ચેતવણી છતાં સમૂદના કાનો પરથી જૂં સુધ્ધાં નહિ રીંગી. ત્રાણ દિવસની ધમકીની પણ ઐસીતૈસી કરીને તેઓ પોતાના ઘરોમાં મોજમજા ઉડાવતા રહ્યા. શરાબ અને સુંદરીમાં ગુલતાન થઈને નાચતા-કૂદતા રહ્યા. છાકટા થઈને અલ્લાહનો અને તેના પયગમ્બરનો ઠઠ્ઠો ઉડાવતા રહ્યા. અને જયારે ત્રાણ દિવસો પૂરા થયા તો સાચેસાચ અલ્લાહનો તે વાયદો આવી લાગ્યો જે કદી ખોટો કરતો નથી. સમૂદની બંડખોર કૌમ પર તે તબાહી આવી લાગી, તે સંકટ ઊતરી આવ્યું, તે આફત તૂટી પડી જેણે વાદીલ-કુરાથી લઈને અલ-હિજ સુધીના આખા ઈલાકાનું સત્યાનાશ બોલાવી દીધું.....

એની વિગત એમ છે કે જયારે અલ્લાહના વાયદાને ત્રાણ દિવસો પસાર થઈ ગયા તો એ શુક્રવારનો દિવસ હતો. રાતનો પાછલો પહોર ચાલતો હતો. પરોઢનું અજવાળું હજુ રેલાયું ન હતું. ચારેકોર ગંભીર સન્નાટો છવાયેલો હતો. સમૂદના બદનસીબ લોકો નાચી-કુદીને પોતપોતાના ઘરોમાં મીઠી નીંદરની મજા લઈ રહ્યા હતા.

અચાનક ચુપકીદીના સન્નાટાને ચીરતો એક કડાકો થયો. એટલો ભયંકર, એટલો ખોફનાક, એટલો પ્રચંડ કડાકો કે તેની દહેશતથી જમીન અને આસમાન થરથરી ઊઠયાં. કડાકાનો અવાજ પહાડોએ ઝીલી લીધો અને તેના પડઘાઓથી વાતાવરણ ગાજી રહ્યું. જેવો જ કડાકો થયો કે બીજી જ પળે ધરતી ધાણધાણી ઊઠી. કડાકાના અવાજથી ધરતીના પેટમાં એવા ગજબનું દર્દ ઊપડયું કે ગડગડાટના અવાજો સાથે જમીન ડાબી-જમાણી ડોલવા લાગી ગઈ. એક તો કડાકો અને લાગલો જ ધરતીકંપનો ધડાકો....

આ કડાકો હકીકતમાં અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામનો બૂમાટો, બરાડો કે ચિંઘાડો હતો. આ ચિંઘાડા વિષે કુર્આને-કરીમમાં "અસ-સયહહ"નો શબ્દ આવેલો છે. સૂરએ-હૂદની આયત નંબર ૬૭માં છે :

| | |
|---|---|
| વ - અ - ખઝલ-લઝીન ઝ-લ-મુસ | અને પકડી લીધા ઝાલિમ લોકોને |
| સય-હતુ | સય-હહએ |
| ફ-અસ્બહૂ ફી દિયારિ-હિમ | તો રહી ગયા તેઓ પોતાના ઘરોમાં |
| જાસ્મીન. | ઊંધા પડેલા. |

૧. સૂરએ-હૂદ પારહ ૧૨ આયત ૧૬૫

અરબી લુગાત મુજબ ''સયહહ''ના અર્થ ચીસ, ચીખ, ચિંઘાડ, બૂમાટો, બરાડો, ઘાંટો વગેરે થાય છે. મતલબ આ કે હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામએ અલ્લાહના હુકમથી એટલા જોરનો બરાડો પાડયો કે તેના આઘાતથી જમીન-આસમાનનું વાતાવરણ ખોફનાક ધડાકાઓથી ગાજી રહ્યું અને સમૂદની કૌમના જુલમગાર લોકો પોતાના ઘરોમાં ઊંધાના ઊંધા જ પડેલા રહી ગયા. કલેજાં ફાટી ગયાં. જિગરો ચીરાઇ ગયાં. દિલોના ટુકડે ટુકડા થઇ ગયા.

હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામના પ્રચંડ ચિંઘાડાના ખોફનાક પડઘાઓથી પહાડોના સીના ચીરાઇ ગયા. જમીનના પેટમાં પ્રસૂતિનું દર્દ ઊપડયું. ડાબી-જમણી ડોલીને એવી રીતે હિચકોલાં ખાવા લાગી જાણે હઝરત જિબ્રીલએ તેના પાયા પકડીને તેને હચમચાવી નાખી છે. જમીનના પેટમાંથી ગડગડાટના અવાજો આવવા લાગ્યા. એવો ભયંકર ધરતીકંપ થયો કે તેના પ્રચંડ આંચકાઓથી જમીનવાળાઓ પર કિયામત તૂટી પડી. એનું બયાન કુર્આનની રોશનીમાં વાંચો. પારહ ૮ સૂરએ-અઅરાફની આયત નંબર ૭૮ જુઓ :

| | |
|---|---|
| ફ-અ-ખઝત-હુમુર | તો પકડી લીધા તેઓને |
| રજ્-ફતુ | ''રજ્ફહ''એ |
| ફ-અસ્બહૂ | તો રહી ગયા તેઓ |
| ફી દિયારિ-હિમ | પોતાના ઘરોમાં |
| જાસિમીન. | ઊંધા પડેલા. |

અરબી ડિક્ષનરી મુજબ ''રજ્ફહ''ના અર્થ ધ્રુજારી, કપકપી, થરથરી, કમકમાટી, કંપારી વગેરે એટલે ધરતીકંપથી જમીન થથરી ઊઠી. મતલબ આ કે પ્રથમ હઝરત જિબ્રીલના અવાજનો કડાકો થયો જેના પ્રચંડ ફટકાથી જમીનના પેટમાં ગડગડાટ થયો અને વાદીલ-કુરાની આખી ધરતી ધ્રાુજધ્રાુજી ઊઠી. મકાનો ધડાધડ પડવા લાગ્યાં. છતો ઝનાઝન ઊડવા લાગી. બંગલા કડડભૂસ કરતા ધરાશાયી થવા લાગ્યા. પહાડોના પેટમાં કોતરેલા મહેલો અને પથ્થરની દીવારો તૂટીતૂટીને ભોંયભેગી થવા લાગી. દોડો...ભાગો...નાસો...બચાવોની બૂમરાણ મચી રહી.....

ચિચિયારીઓ...કિકિયારિઓ...આહોઝારીઓ...અને જાન બચાવવાની ભાગદોડથી ચારે તરફ કમકમાટી ભરેલું દ્રશ્ય ખડું થઇ ગયું. સમૂદની અભિમાની કૌમના લાખો લોકોની લાશો આંખના પલકારામાં ઢળી પડી. બધા પોતાના ઘરોમાં ઊંધાના ઊંધા પડેલા રહી ગયા. સ્ત્રીઓ, પુરૂષો, અબાલ-વૃધ્ધો પોતાના જ ઘરોના કાટમાળ હેઠળ કચડાઇને રહી ગયા. લાશોના ઢગલા લાગી ગયા. આલીશાન બંગલાઓ અને પહાડોમાં કોતરેલા ચટાણી મહેલો—————જેની ઉપર તેઓ ગર્વ લેતા હતા, આ તબાહીથી તેઓને બચાવી નહિ શકયા. વાદીલ-કુરાના વિસ્તારમાં વસેલી હરીભરી વસતિઓ અને અલ-હિજ્રનું આખું શહેર આંખના પલકારામાં ખેદાન-મેદાન થઇ ગયું. સમૂદની આખીની આખી કૌમ જોતજોતામાં જમીનની સપાટી પરથી નાબૂદ થઇ ગઇ.

સૂરએ-કમરમાં છે કે સવાર પડી તો ચારે તરફ લાશો એવી રીતે કચડાઇને, છૂંદાઇને, ચૂંથાઇને પડેલી હતી જેમ કાંટાની વાડમાં ઊભા કરેલાં સૂકાં ડાળખાંઓ, જાનવરોની અવર-જવરથી પીંદાઇ-છૂંદાઇને ચૂરેચૂરા થઇ ગયાં હોય : ''ફ-કાનૂ ક-હશીમિલ-મુહ-તઝિર.''

સમૂદની કૌમ તે અભિમાની કૌમ હતી જેના મગજમાં સત્તાનો, પૈસાનો, મોટાઇનો ધુમાડો ભરાય ગયો હતો. અલ્લાહના પયગમ્બરે લાખ વિનવણીઓ કરી, ''હે મારી કૌમ ! મૂર્તિપૂજાને છોડો. એક અલ્લાહને નમો. તેના દરબારમાં સિજદો કરો. કૌમ કોઇ રીતે નહિ માની. પોતાના એક અલ્લાહ પર ઈમાન નહિ લાવી. તેના દરબારમાં

સિજદો નહિ કર્યો. અલબત્ત તેઓના મકાનો તેઓના બંગલાઓ, તેઓના મહેલો તેઓ કરતાં લાખ દરજ્જે સારા હતાં કે અલ્લાહનો હુકમ થતાં જ કડડભૂસના અવાજ સાથે જમીન પર પડી ગયાં અને પોતાના માથાં ઝુકાવીને અલ્લાહના દરબારમાં સિજ્દામાં પડી ગયાં.

કુર્આને-મજીદની અનેક સૂરતોમાં સમૂદની ચઢતી-પડતીના ઈબ્રતનાક અંજામનું વર્ણન થયેલું છે. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કુરૈશ કૌમ અને કટ્ટર કાફિરોને પણ ચેતવણી આપવામાં આવી કે, હે નાદાનો ! તમે પોતાની કઈ દવલત પર ઈતરાય રહ્યા છો ? તમારી કઈ સત્તા અને કઈ તાકત છે જેનો તમે ઘમંડ કરી રહ્યા છો ? જરા આંખો ખોલો અને સમૂદ તથા આદની કૌમોના દાખલા જુઓ જેઓની તબાહ થયેલી વસતિઓમાંથી, તમારા મુલ્કે-શામ જનારા વેપારી કાફલા પસાર થતા રહે છે. તેઓની જાહોજલાલી, તેઓની શાનો-શવકત, તેઓના આલીશાન મકાનો અને શાનદાર મહેલો આગળ તમારી કોઈ હેસિયત નથી. તેઓએ અલ્લાહની અને તેના પયગમ્બરની નાફરમાની કરી તો જોઇ લો, તેઓનો કેવો કરૂણ અંજામ આવ્યો !

અહીં સવાલ થાય છે કે ''મદાઇને-સાલિહ'' એટલે અલ-હિજ્રની વસતિ પર અલ્લાહનો અઝાબ આવ્યો તો શું હઝરત સાલિહ અલૈહિસ-સલામ અને તેમના મુસલમાન સાથીઓ પણ અલ્લાહના અઝાબના ભોગ બની ગયા————? નહિ, અલ્લાહ તઆલાએ તેઓને બચાવી લીધા. સૂરએ-હૂદની આયત ૬૬માં અલ્લાહ તઆલા ફરમાવે છે:

પછી જ્યારે અમારો હુકમ આવી લાગ્યો અને સમૂદની કૌમ તબાહ થઇ ગઇ તો :

''અમે પોતાની રહમતથી અમારા પયગમ્બર સાલિહને અને તેના ઈમાનદાર સાથીઓને,
એ દિવસની ખુવારીથી બચાવી લીધા અને બિલકુલ સલામત રાખ્યા.'' [૧]

રિવાયતોમાં છે કે અઝાબ આવે તે પહેલાં અલ્લાહના હુકમથી હઝરત સાલિહ અલૈહિસ-સલામ પોતાના સાથીઓ સાથે મદાઈનથી હિજરત કરીને ચાલ્યા ગયા. એક રિવાયતમાં છે કે હઝરત મૂસા અલૈહિસ-સલામના જબલે-તૂર પાસે આવેલી એક પહાડીનું નામ ''નબી સાલિહ'' છે. બધા અહીં આવીને વસી ગયા. બીજી રિવાયત મુજબ ખાનએ-કઅબહ પાસે જઇને રહેવા લાગી ગયા.

**અલ્લાહનું લશ્કર ''અલ-હિજ્ર''ની ભૂમિમાં** ————શહેનશાહે-દો-આલમ, સિપહસાલારે-અઅઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ૩૦ હજાર-જાં-નિસાર સહાબાના અઝીમુશ-શાન લશ્કર સાથે બળબળતા તાપમાં, આગઝરતી લૂમાં, ભૂખતરસની હાલતમાં, મંઝિલો પર મંઝિલ મારતા અને વાદીલ-કુરાનો પહાડી પ્રદેશ વટાવતા, જ્યારે ''અલ-હિજ્ર'' કે ''મદાઈને-સાલિહ''ની ઉજ્જડ વસતિમાં પધાર્યા તો અલ્લાહના બધા સિપાહીઓ થાકથી લોથપોથ હતા. પરસેવાથી રેબઝેબ હતા. પેશાનીઓ પરથી પાણીના ટીપાં એવી રીતે ટપકતાં હતાં જાણે હમણા ગુસલ કરીને હમ્મામમાંથી નીકળ્યા છે. મામૂલી ખાદી જેવાં જાડાં કપડાં, પાક શરીરો સાથે ચિટકી ગયાં હતાં. પેટો ભૂખના દુઃખથી પિચકી ગયાં હતાં. જીભો તરસની તકલીફથી તાળવે લાગી ગઇ હતી અને અસલ મંઝિલ તો હજુ ઘણે આઘે હતી અને રસ્તો બેહદ કઠિન હતો અને જાતજાતના ખતરાઓથી ઘેરાયેલો હતો.

અલ્લાહ તઆલાના આ ''જૈશે-ઉસરત'' પાસે ખાદ્યખોરાકીના સામાનની એટલી તંગી હતી કે ખજૂરના એક જ દાણાને ચૂસી-ચૂસીને અને તેના ઠળિયાને વાગોળી-વાગોળીને શરીરની સ્ફૂર્તિ ટકાવી રાખતા હતા. રિવાયતોમાં

૧. સૂરએ-હૂદ પારહ ૧૨ આયત ૬૬

એમ પણ છે કે પ્રવાસમાં એવો સમય પણ આવતો હતો કે પેટની આગ બુઝાવવા ઝાડોના પાંદડાં ખાવા પડતા હતાં જેનાથી જીભ છોલાઈને ફૂલી જતી હતી અને મોઢામાં ચાંદા પડી જતાં હતાં. એકેક ઘૂંટ પાણી વગર કલાકોના કલાકો પસાર કરવા પડતા હતા. કોઈક વાર ઊંટના પેટમાં રહેલી પાણીની થેલી છેદીને તેનું પાણી પીતા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ ગરીબી લશ્કર પાસે સવારીઓની એટલી અછત હતી કે પંદર-પંદર કે અઢાર-અઢાર માણસોને ભાગે એક જ ઊંટ આવતું હતું. એનો મતલબ તમે સમજ્યા ? માની લો કે એક સહાબી પોતાની વારી મુજબ ઊંટની પીઠ પર સવાર થઈને એક કિલોમીટર સુધી ગયા. એ પછી બીજા સહાબીની વારી આવતાં તેઓ ઊંટની પીઠ પર સવાર થયા. આ પ્રમાણે પંદર કે અઢાર માણસોના સવાર થવા પછી પહેલા સહાબીની વારી આવતી હતી. તો આ પહેલા સહાબીને કેટલા કિલોમીટર પગે ચાલવા પછી ફરીવાર ઊંટની પીઠ પર બેસવાનું નસીબ થતું હતું ? એનો હિસાબ વાંચક પોતે કરી લે.

**મદાઇને-સાલિહની ઉજ્જડ વસતિ**——————મદાઇને-સાલિહની ઉજ્જડ વસતિમાં પહોંચીને અલ્લાહના લશ્કરે, પોતાના સિપહસાલારે-અઅઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી પડાવ નાખી દીધો. મદાઇને-સાલિહની વસતિનું કુર્આની નામ "અલ-હિજ્ર" છે. કુર્આનમાં છે : "વ-લ-કદ કઝ-ઝબા અસ્હાબુલ-હિજરિલ-મુર-સલીન." એટલે અલ-હિજ્રની વસતિના લોકોએ અલ્લાહના પયગમ્બરોને જૂઠા ઠરાવી દીધા. એટલું જ નહિ, અનેક ચેતવણીઓ છતાં અલ્લાહની ઊંટણીને કાપી નાખી, ત્યાં સુધી કે અલ્લાહના પયગમ્બરને કતલ કરવા તૈયાર થઈ ગયા. નતીજારૂપે પોતે જ તબાહ થઈને દુનિયાના લોકો માટે ઇબ્રતની નિશાની બની ગયા.

હજારો વરસ પહેલાં અલ-હિજ્રની ધરતી પર વસનારા સમૂદી કૌમના લાખો લોકો પર અલ્લાહનો અઝાબ તૂટી પડ્યો હતો. ખોફનાક અવાજના કડાકા અને ભયંકર ભૂકંપથી આખી વસતિ તહિસ-નહિસ થઈ ગઈ હતી. અલ્લાહના લશ્કરની પધરામણી વેળા પણ એવું લાગતું હતું જાણે આજે પણ આ મનહૂસ વસતિ પર અલ્લાહની લઅનત વરસી રહી છે. તૂટેલાં-ભાંગેલાં મકાનો, ઊડી ગયેલી છતો, વેરણ-છેરણ દીવારો, વેરાન પડેલા કૂવાઓ, ખાઈઓ જેવા ખાડાઓ, ઊંચાનીચા ટેકરાઓ અને ખાડાખૈયાઓમાં ઊગી નીકળેલાં ઝાડીઝાંખરાં, વટેમાર્ગુઓને પોતાની મૂંગી ભાષામાં અલ-હિજ્રની તબાહીની કરુણ દાસ્તાન સંભળાવતાં હતાં. ઉજ્જડ પડેલી વસતિનું દહેશતનાક વાતાવરણ રાતે તો શું, દિવસે આવનારનું હૈયું પણ હચમચાવી નાખતું હતું. લાગતું હતું જાણે આખી વસતિ પર બરબાદીના ઉલ્લૂઓ બોલી રહ્યા છે અને તબાહીના કાગડાઓ કાગારોળ મચાવી રહ્યા છે. બિલકુલ ભૂત રડે ભેંકાર જેવો સન્નાટો હતો.

બુખારી શરીફમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જ્યારે પોતાના લશ્કર સાથે મદાઇને-સાલિહની વસતિમાં દાખલ થવા લાગ્યા તો ચાદરના પલ્લૂથી આપે પોતાનું મુબારક સર ઢાંકી લીધું. સાથે જ પોતાની સવારીની ઝડપ વધારી દીધી અને પોતાના સહાબાને સંબોધીને ફરમાવ્યું.

> "હે મુસલમાનો ! દુનિયાની જે કૌમો પર અલ્લાહનો અઝાબ નાઝિલ થયો છે, તેઓની વસતિમાં દાખલ થાવ તો રડતા-રડતા તેમાંથી પસાર થાવ અને જો રડવું નહિ આવે તો રોતી સૂરત બનાવી લો. ન થાય કે જે અઝાબમાં તેઓ સપડાયા, તમે પણ સપડાઈ જાવ !"

આપે પોતાના સહાબાને સંબોધીને એમ પણ ફરમાવ્યું :

•—————"હે લોકો ! અલ્લાહના અઝાબનો ભોગ બનેલી આ વસતિના કૂવાઓનું પાણી પીવું નહિ. એ કૂવાઓના પાણીથી વુઝૂ પણ કરવો નહિ. કોઈએ એ પાણીથી રોટલીનો લોટ ગૂંધી લીધો હોય તો પૂરો લોટ

ઊંટોને ખવાડી દેશો. ફકત તેજ કૂવામાંથી પાણી લેશો જેમાંથી અલ્લાહના પયગમ્બર સાલિહની ઊંટણી પાણી પીતી હતી.

•————અને જુઓ, રાતના સમયે તમારામાંથી કોઇએ આ છાવણીમાંથી એકલા બહાર નીકળવું નહિ. કુદરતી હાજર માટે કે કોઇ જરૂરી કામસર નીકળવું જ પડે તો કોઇ સાથીને સંગાથે લઇને નીકળવું. એકલા હરગિઝ નીકળવું નહિ. આજની રાતે આ વસતિ પર વાવાઝોડાનું તોફાન ફૂંકાશે. તમારા જાનવરોને સાવચતીથી સલામત સ્થળે બાંધી રાખશો. પવનના સુસવાટાઓમાં જાનવરોને નુકસાન થવાનો સંભવ છે.

•————અને જુઓ, તમારામાંથી કોઇએ આ વસતિના કોઇ ઘરમાં દાખલ થવું નહિ. સહેલ-સપાટા માટે આ વસતિમાં ઘૂમવું નહિ. જે લોકો ઘૂમી રહ્યા હોય તેઓને બોલાવી લો.

•————અને જ્યારે તમે પાપીઓની વસતિમાંથી કૂચ કરો તો તેઓના તબાહ થયેલા ઘરો પાસેથી રડતાં-રડતાં પસાર થઇ જાવ; એવા ડરથી કે જે અઝાબ એમની ઉપર તૂટી પડયો, તમારી ઉપર ના તૂટી પડે !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ ચેતવણી છતાં મોડી રાતના સન્નાટામાં બે ગૃહસ્થો છાવણીમાંથી નીકળી પડયા. બંનેની દિશા અલગ હતી. બંનેએ કોઇ સાથીને સંગાથે નહિ લીધો. બે-ખ્યાલીમાં એકલા અટૂલા નીકળી પડયા હતા. (એમના અંજામની વિગત જાણવી હોય તો આ પ્રકરણનું પેજ ૧૪૩૫ જુઓ.)

**વરસાદનો મુઅજિઝો અને મુનાફિકનો કટાક્ષ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના લશ્કર સાથે હઝરત સાલિહ અલૈહિસ-સલામની ઊંટણીના કૂવા પાસે પડાવ નાખીને બિરાજમાન હતા એ દરમિયાન આપના મુબારક હાથ પર કેટલાક મુઅજિઝા જાહેર થયા. ઊંટણીવાળા આ કૂવામાં તે સમયે પાણી તો હતું પણ એટલું નહિ કે એક કૂવો ૩૦ હજારના વિરાટ લશ્કરની પાણીની જરૂરતો પૂરી કરી શકે.

લોકોએ પાણીની તકલીફની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને શિકાયત કીધી. હઝરત અબૂબક્ર સિદ્દીકે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! બારગાહે-ઇલાહીમાં દુઆ માગવાનું આપને બહુ ગમે છે. અમારા માટે દુઆ માગો કે પાણીની તકલીફ દૂર થઇ જાય.''

આપે ફરમાવ્યું, ''અબૂબક્ર ! શું તમે દુઆ કરાવવા માગો છો ?''

''જી હા યા રસૂલલ્લાહ ! આપ અમારા માટે દુઆ માગો.''

એજ વેળા આપે દુઆ માટે પોતાના મુબારક હાથ ઉપાડયા અને ત્યાં સુધી ઉપાડેલા રાખ્યા જ્યાં સુધી કે અલ્લાહ તઆલાએ વાદળો નહિ મોકલી દીધાં. ચારે તરફથી ઘનઘોર ઘટા ઊમટી આવી અને એટલો વરસાદ થયો કે લોકોએ પાણીની તમામ જરૂરતો પૂરી કરી લીધી અને પોતાના વાસણો તથા મશકો પણ પાણીથી ભરી લીધી.

આ પ્રસંગે દૂરની છાવણીના એક અન્સારી ગૃહસ્થે પોતાના એક સાથીને કહ્યું ''અલ્યા ! જુએ છે ને અલ્લાહના નબીનો આ મુઅજિઝો ?

''અરે વાહ....!'' ''તે તડૂકીને બોલ્યો,'' એમાં મુઅજિઝાની શું વાત છે ? એ તો અહીંથી પસાર થતું એક વાદળ હતું જે આપણા માથે વરસીને પસાર થઇ ગયું એમાં મુઅજિઝો કેવો ?''

આ જવાબ આપનાર માણસ પોતાના સાથીઓ સાથે ગનીમતના માલની લાલચમાં લશ્કરની સાથે શામિલ થઇ ગયો હતો અને મદીનહમાં મુનાફિક તરીકે પંકાયેલો હતો. હઝરત જિબ્રીલે એના બોલોની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાણ કરી દીધી અને આ આયત નાઝિલ કરી : "વ તજ-અલૂના રિઝ-કકુમ અન્નકુમ તુકઝ-ઝિબૂન." એટલે : હે મુનાફિકો ! તમે તો જૂઠું બોલવાને જ પોતાનો ખોરાક બનાવી લીધો છે!

**ખોવાયેલી ઊંટણી પર કટાક્ષ**————એ દરમિયાન બીજો એક બનાવ બની ગયો. બન્યું એવું કે અહીંના જંગલમાં ચરવા ગયેલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી ગુમ થઇ ગઇ. ઊંટોના ટોળાંમાં તલાશ કરવા છતાં મળી શકી નહિ. કેટલાક સહાબાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઊંટણીની તલાશમાં મોકલાવ્યા. થતાં-થતાં આ વાતના સમાચાર મુનાફિકોને કાને પડી ગયા. ઝૈદ બિન લુસૈત નામે મુનાફિક આજુબાજુના લોકોને સંબોધીને કહેવા લાગ્યો,

"હે લોકો ! શું મુહંમદનો આ દાવો નથી કે તેઓ અલ્લાહના સાચા પયગમ્બર છે ? મુહંમદનો બીજો દાવો છે કે તેમની પાસે આકાશની ગૈબી ખબરો આંખના પલકારામાં આવી જાય છે. ત્યારે એ કેવા પયગમ્બર જેને આટલી પણ ખબર નથી કે તેમની ખોવાયેલી ઊંટણી કયાં છે ?

એક તરફ ઝૈદ બિન લુસૈતે આ કટાક્ષ કર્યો. બીજી તરફ એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરને સંબોધીને ફરમાવ્યું.

> "હે લોકો ! આપણા લશ્કરમાં એક માણસ કહે છે કે, મુહંમદ અલ્લાહના પયગમ્બર હોવાનો દાવો કરે છે અને ઉપરથી એવો દાવો પણ કરે છે કે મારી પાસે આકાશથી ગૈબી ખબરો આવતી રહે છે. છતાં તેમને આટલી ખબર નથી કે તેમની ખોવાયેલી ઊંટણી કયાં છે ?
>
> તો હે લોકો ! મારી વાત સાંભળી લો. અલ્લાહના સોગંદ, મારા આ હાલ છે કે અલ્લાહ તઆલા ગૈબની જેટલી વાતો મને બતાવે છે તેટલી જ વાતો હું જાણું છું. (એટલે પોતે "આલિમુલ-ગૈબ" હોવાનો કે ગૈબની વાતોના જાણકાર હોવાનો મારો દાવો નથી. એવો દાવો હું કરી પણ શકતો નથી. કેમકે ગૈબની વાતોનો જાણકાર અલ્લાહ સિવાય કોઇ નથી. જેમકે અલ્લાહ તઆલા પોતે ફરમાવે છે : "લા યઅ-લમુલ-ગૈબા ઇલ્લા હૂ.")

એ પછી આપે પોતાના સહાબને સંબોધીને ફરમાવ્યું :

> "જુઓ, મારી ઊંટણી કયાં છે તે અલ્લાહ તઆલાએ હવે મને બતાવી દીધું છે. જંગલની ફલાણી ઘાટીમાં મારી ઊંટણી ઊભેલી છે. ત્યાંની એક ઝાડીમાં તેની નાથ ભેરવાઇ ગઇ છે અને ઝાડીએ તેને અટકાવી રાખી છે. તમે એ ઘાટીમાં જઇને તેને અહીં લઇ આવો." (ઊંટણીના પુરા કિસ્સા માટે આ પ્રકરણનું પેજ ૧૪૩૬ જુઓ.)

**હઝરત ઇબ્ને મસઊદની ઇમામત**————હવે ઇસ્લામી લશ્કર, પોતાના સિપાહ સાલારે-આ'ઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી મદાઇનની ઉજજડ ભૂમિમાંથી નીકળીને તબૂકના ઇલાકા તરફ રવાના થયું. હઝરત મુગીરહ બિન શુઅબહ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે કે જયારે અમે મદાઇનના ખંડેરો અને તબૂકની વચ્ચેના ઇલાકામાં દાખલ થયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વિસામા માટે લશ્કરને થોભાવી દીધું. એ

પછી ફજરની નમાઝના સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુદરતી હાજત માટે છાવણીમાંથી નીકળીને એક દિશાએ જવા લાગ્યા હું પાણીનું વાસણ લઈને આપની પાછળ-પાછળ ચાલવા લાગ્યો. એ દરમિયાન ફજરની નમાઝનો વખત તંગ થવા લાગ્યો. લોકોને ધાસ્તી પેઠી કે વધારે મોડું કરીશું તો સૂરજ નીકળી આવશે અને ફજરની નમાઝ કઝા થઈ જશે. તેઓએ હઝરત અબ્દુર્રહમાન બિન ઔફને ઈમામત માટે આગળ બઢાવી દીધા. એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણી થઈ. આપે વુઝૂ કર્યો અને પગોને ધોવાને બદલે પહેરેલા મોજાંઓ પર મસહ કરી લીધો અને નમાઝના ઈમામ હઝરત અબ્દુર્રહમાન પાસે જઈને નમાઝમાં ઊભા થઈ ગયા. ઈમામ સાહેબ એક રકઅત પઢાવી ચૂકયા હતા. આ બીજી રકઅત આપે તેમની ઈમામતમાં પઢી. પછી જ્યારે તેમણે નમાઝનું સલામ ફેરવ્યું તો આપ ઊભા થઈ ગયા અને છૂટેલી એક રકઅત આપે પોતે પઢી લીધી અને સલામ ફેરવવા બાદ આપે લોકોને સંબોધીને ફરમાવ્યું :

"અબ્દુર્રહમાનને ઈમામ બનાવીને નમાઝ શરૂ કરી દીધી એ તમે બહુ જ સારૂં કામ કીધું."

અથવા એમ ફરમાવ્યું કે, "તમે બહુ જ ભલું અને ઠીક કામ કીધું." એ પછી આપે ફરમાવ્યું:

"અલ્લાહના કોઈ પણ નબી ત્યાં સુધી વફાત પામતા નથી જ્યાં સુધી કે એ નબી પોતાની ઉમ્મતમાંથી કોઈ નેક પુરૂષની ઈમામતમાં નમાઝ નહિ પઢી લે !"

અહીં એક સવાલ થાય છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસની રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્ર સિદ્દીક સિવાય કોઈની ઈમામતમાં નમાઝ પઢી નથી. એનો જવાબ આ છે કે આપે પૂરી નમાઝ હઝરત અબૂબક્ર સિવાય કોઈ ઈમામની પાછળ પઢી નથી. અથવા એકથી વધુ નમાઝો કોઈની પાછળ પઢી નથી. [1]

**લશ્કરમાં ખોરાકની તંગીની કટોકટી**————તબૂકના એજ પ્રવાસમાં એવો પ્રસંગ પણ સર્જાયો કે આખું લશ્કર ખોરાકની તંગીની કટોકટીમાં સપડાઈ ગયું. મુસ્લિમ શરીફમાં છે કે લોકો ભૂખમરાનો શિકાર બની ગયા. ખાવાપીવાનો તમામ સામાન બિલકુલ ખતમ થઈ ગયો. નોબત એટલે સુધી પહોંચી ગઈ કે એક છાવણીમાં એક ખજૂરની પેસી મળી આવતી તો પૂરી જમાઅત ટોળું વળીને બેસી જતી અને બધા લોકો પોતપોતાની વારી મુજબ એજ પેસીને ચૂસીને અગાળ વધારી દેતા.

છેવટે લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી, "યા રસૂલુલ્લાહ ! આપની પરવાનગી હોય તો અમારાં ઊંટો ઝબહ કરીને પેટની આગ બુઝાવી લઈએ ! "

આ સાંભળીને હઝરત ઉમરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આપે પરવાનગી આપી દીધી તો લશ્કરની બધી સવારીઓ ફના થઈ જશે. બેહતર છે કે આપ લશ્કરને હુકમ ફરમાવો કે જેની પાસે જે કંઈ ખાવાની વસ્તુ હોય તે અહીં લાવીને હાજર કરી દે. પછી આપ એ ખોરાકમાં બરકતની દુઆ ફરમાવો. અલ્લાહ તઆલા જરૂર એ ખોરાકમાં બરકત આપી દેશે."

હઝરત ઉમરની આ દરખાસ્ત આપને ગમી ગઈ. એજ વેળા આપે એક કપડું મંગાવીને ત્યાં પાથરી દીધું. અને ફરમાવ્યું, "જેની પાસે જે કંઈ ખાવાપીવાની વસ્તુ હોય તે અહીં લાવીને હાજર કરી દે !"

---

૧. સીરતે હલબિય્યહ જિ.૫ પાનું ૪૨૧

આ હુકમ મળતાં જ કોઈ મુઠ્ઠીભર અનાજનું ભૂસું લઈ આવ્યો તો કોઇ મુઠ્ઠીભર ખજૂરો લાવ્યો તો કોઈએ સૂક્કા ગોશ્તના થોડાક ટુકડા હાજર કરી દીધાં. આ બધી વસ્તુઓને સમેટીને ભેગી કરવામાં આવી તો ત્રીસ હજારના જંગી લશ્કરને મુકાબલે છેક નજીવી જેવી ખોરાકની નાનકડી પોટલી થવા પામી.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખોરાકની આ પોટલીમાં બરકત માટે બારગાહે-ઈલાહીમાં દુઆ માંગી. દુઆ ખતમ કરીને આપે લોકોને ફરમાવ્યું, ''હવે એમાંથી પોતપોતાની વાસણોમાં લેવાનું શરૂ કરો.'' આ હુકમ થતાં લોકોએ પોતપોતાની વારી મુજબ પોતાના વાસણોમાં લેવાનું શરૂ કર્યું તો ત્યાં સુધી કે પુરા લશ્કરનું કોઈ વાસણ એવું નહિ રહ્યું જે આ પોટલીની ખોરાકથી ભરાઈ નહિ ગયું હોય. એ પછી લશ્કરના દરેક માણસે ધરાઈ-ધરાઈને ખાધું અને જેટલી ખોરાકી પોટલીમાં હતી તે પણ તેટલી જ રહી. તેમાં કોઈ તરહની કમી થવા પામી નહિ. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> ''હું ગવાહી આપું છું આ વાતની કે અલ્લાહ વગર કોઈ બંદગીને લાયક નથી અને હું ગવાહી આપું છું આ વાતની કે હું તેનો પયગમ્બર છું. સાંભળો, દુનિયાનો કોઈ પણ ઈન્સાન તેવી જ ગવાહી આપશે જેવી મેં ગવાહી આપી છે અને તેમાં કોઈ તરહની શંકા નહિ કરશે અને એજ હાલતમાં અલ્લાહના દરબારમાં જશે તો એવા ઈન્સાનને હરગિઝ જન્નતમાં જવાથી અટકાવવામાં નહિ આવશે.'' બીજી રિવાયતમાં આ શબ્દો આવેલા છેઃ ''એવા ઈન્સાનને અલ્લાહ તઆલા જહન્નમની આગથી બચાવી લેશે.'' ૧

**રસ્તામાં બેઠેલું કદ્દાવર કાયાનું અજગર**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ સલ્લમનું અઝીમુશ-શાન લશ્કર અલ્લાહના પવિત્ર નામનું રટણ કરતું તબૂકની ભૂમિ તરફ તેજીથી બઢી રહ્યું હતું. અચાનક શું જુએ છે કે એક જાડુંતાજું કદ્દાવર કાયાનું ખોફનાક અજગર ગૂંચળું વળીને અને રસ્તો રોકીને રસ્તામાં પડેલું છે. તેનો દેખાવ એટલો દહેશતનાક હતો કે તેને જોતાં જ લશ્કરના લોકો પોતાની જગાએ થંભીને હયરતથી તેને જોવા લાગી ગયા.

અચાનક અજગરે પોતાની ફેણ ઉઠાવીને લશ્કર તરફ જોયું. તેની જીભ ખોફનાક તેજીથી લપકારા લેવા લાગી. પછી ગૂંચડું છોડીને લાંબું થવા લાગ્યું અને ધીમે-ધીમે સરકતું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ જવા લાગ્યું. અજગર લાંબું-તડંગું કદ્દાવર કાયાનું બિહામણી શકલો-સૂરતનું હોવાથી લશ્કરના લોકો ધારીધારીને હયરતથી તેને જોઈ રહ્યા હતા. થોડે દૂર સરકીને ફરીવાર તેણે કુંડલી મારી લીધી અને જીભથી લપકારા લેવા લાગ્યું. અને ધીમે-ધીમે રસ્તાથી હટીને એક તરફ બેસી ગયું. થોડીવારે ફરીવાર તેણે પોતાની ફેણ ઊંચી કરી દીધી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જોવા લાગી ગયું.

આપે લશ્કરના લોકોને ફરમાવ્યું, ''જાણો છો એ કોણ છે ?''

''અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણે છે.'' લોકોએ જવાબ આપ્યો.

''આ અજગર જિન્નાતની કૌમનો એક જિન્ન છે જે અજગરનું રૂપ ધારણ કરીને આવેલો છે.'' એ પછી આપે ફરમાવ્યું, ''આ તે આઠ જિન્નાતની જમાઅતનો એક સભ્ય છે જેઓ મારૂં કુર્આન સાંભળીને તે સમયે આવ્યા હતા જયારે હું ઇસ્લામની તબલીગ માટે તાઇફ ગયો હતો અને તાઇફથી વાપસી વેળા ઝાડો હેઠળ ઊભા

૧. સીરતે હલબિય્યહ જિ.૫ પાનું ૪૩૨

થઇને હું ફજરની નમાઝમાં કુર્આન પઢતો હતો.''

એ પછી આપે પોતાના સહાબાને ફરમાવ્યું, ''આ જિન્ન પોતાની ફેણ ઊભી કરીને તમને બધાને સલામ કરી રહ્યો છે અને સલામતીનો સંદેશો પાઠવી રહ્યો છે.''

જવાબમાં સહાબા બોલ્યા, ''અલૈહિસ-સલામ વ રહ-મતુલ્લાહ.'' એટલે એની ઉપર પણ સલામતી અને અલ્લાહની રહમત હો ![1]

**અલ્લાહનું લશ્કર તબૂકની ભૂમિમાં**——————અહીંથી કૂચકદમ આરંભીને અલ્લાહનું લશ્કર રવાના થવા લાગ્યું તો લશ્કરના સિપહસાલારે-આ'ઝમ, શહેનશાહે-દો-આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના લશ્કરીઓને ફરમાવ્યું, ''અગર અલ્લાહએ ચાહ્યું તો કાલે સવારે પ્રભાતને અજવાળે તમે તબૂકના ઝરણા પાસે પહોંચી જશો અને સાંભળો, અમારાથી પહેલાં કોઇ માણસ એ ખીણમાં પહોંચી જાય તો તેણે એ ઝરણાનું પાણી બિલકુલ પીવું નહિ જ્યાં સુધી કે અમે ન આવી જઇએ.''

રાવીનું કથન છે : આ સાંભળની કેટલાક મુનાફિકો રાતના અંધારાંનો લાભ લઇને તેજીથી સવારીઓ ભગાવતા એ ખીણમાં પહોંચી ગયા અને ઝરણાના ખાડામાં જેટલું પાણી એકઠું થયું હતું, બધું ઢીંચી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે પ્રભાતને અજવાળે પોતાના લશ્કર સાથે અહીં પધાર્યા તો ખાડો ખાલી હતો અને ઝરણામાંથી ટીપું-ટીપું પાણી ટપકતું હતું.

હઝરત હુઝૈફહ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : ''છેલ્લા પડાવથી ઊપડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લશ્કરમાં એ'લાન ફરમાવી દીધું હતું કે, ''અમારાથી પહેલાં કોઇ તબૂકના ઝરણા પાસે પહોંચી જાય તો તેણે ઝરણાના પાણીને હાથ પણ નહિ અડાડવો !''

હઝરત હુઝૈફહ વધુમાં ફરમાવે છે : ''પ્રભાતને અજવાળે જ્યારે અમે તબૂક પહોંચ્યા તો જોયું કે ઝરણામાંથી ટીપું-ટીપું પાણી ટપકી રહ્યું છે અને ખાડો ખાલી છે.''

**ઊછળતો કૂદતો પાણીનો ધોધ**——————સૌથી પહેલાં આ ઝરણા પાસે બે માણસો પહોંચી ગયા હતા. એ બંને મુનાફિકો હતા અને બંનેએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આજ્ઞાનો અનાદર કર્યો હતો. અહીં પહોંચીને તેઓએ હાથ-મોં ધોયાં હતાં અને પાણી પી લીધું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર પડી તો આપે તેઓની ખૂબ ઝાટકણી કાઢી. એ પછી આપ ઝરણા પાસે પધાર્યા. મુબારક ખોબો આગળ ધરીને ટીપું-ટીપું પાણી ભેગું કર્યું અને એક વાસણમાં નાખી દીધું. પ્રથમ આપે એ પાણીથી પોતાનો મુબારક ચેહરો અને હાથો ધોયા અને એ પાણીને પાછું ઝરણામાં પધરાવી દીધું. એજ પળે અલ્લાહની કુદરતનો કરિશ્મો જાહેર થયો. ક્યાં તો ટીપું-ટીપું પાણી ઝરતું હતું, હવે આપના મુઅજિઝાથી ઠંડા-મીઠા પાણીનો ધોધ ઝરણામાંથી ધસારાભેર વહેવા લાગી ગયો. આપની સાથે હજાર કે બે હજાર માણસો નહિ, પૂરા ૩૦ હજારનું વિરાટ લશ્કર હતું. ઉપરાંત હજારોની સંખ્યામાં ઊંટો પણ હતાં અને હજારોની સંખ્યામાં ઘોડા પણ હતા. પૂરા લશ્કરે અને તમામ જાનવરોએ આ ઝરણાનું ઠંડુ-મીઠું પાણી પીધું અને પીતા રહ્યા અને આ પાણીથી પોતાની તમામ જરૂરતો પૂરી કરતા રહ્યા. એ પછી એજ ઝરણાને કિનારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ભવિષ્યના પર્દા પાછળ ઝાંખતાં પોતાના પ્યારા સહાબી હઝરત મુઆઝ રદિયલ્લાહુ અન્હુને સંબોધીને ફરમાવ્યું :

૧. સીરતે હલબિય્યહ જિ.૫ પાનું ૪૪૫

"હે મુઆઝ ! અગર તમે લાંબી ઝિન્દગી મેળવી તો તે દિવસ દૂર નથી જ્યારે તમે તબૂકના ઈલાકાને બાગો-બહારથી છવાયેલો પોતાની આંખે જોઈ લેશો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ પેશીનગોઈ અલ્લાહના હુકમથી અક્ષરશઃ સાચી પડી છે. આજે પણ તબૂકનો ઈલાકો લીલીછમ હરિયાળી અને બાગ-બગીચાઓથી લીલાલહેર છે. કિતાબમાં છપાયેલી તસવીરોથી વાંચકો એની સચ્ચાઈની ખાતરી કરી શકે છે. પ્રોફેસર "અબ્દ" સાહેબ "હરમે-મદીનહ"માં લખે છે:

"હવે અમારી જીપ તબૂકની ભૂમિમાં દાખલ થઈ ગઈ. સૂરજ આથમે તે પહેલાં તબૂક શહેરના મકાનો અને બંગલા દેખાવા લાગ્યા. અમારા સાથી ઉલફત રઝમી બોલ્યા, "લ્યો આપણી ઉમંગો અને આરઝૂઓનું તબૂક શહેર આવી લાગ્યું. તે તબૂક કે જેની ધરતીના સીના પર અલ્લાહના પ્યારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ત્રીસ હજાર સહાબાના વિરાટ લશ્કર સાથે પધાર્યા હતા. અને આ ધરતીની કિસ્મતને ચાર ચાંદ લગાડી દીધા હતા. આજે પણ એ ધરતીનું વાતાવરણ અલ્લાહના લાડલા નબીની ખુશ્બૂથી મધમધી રહેલું લાગે છે."

પ્રોફેસર સાહેબ વધુમાં લખે છે : " આજથી દસ વરસ પહેલાં જે તબૂક મેં જોયું હતું, હવે તેની રૂપરેખા કે શકલો-સૂરત એકદમ બદલાઈ ગઈ છે. આજે તબૂક એક સુંદર અને રળિયામણું શહેર બની ગયું છે. બે લાઈનોવાળી પાકી સડકોની આજુબાજુ અને વચ્ચે લીલીછમ હરિયાળીની ઝાલર સાથે રંગ બે રંગી ફૂલોના છોડ અનેરી બહાર દેખાડી રહ્યા છે. અમારી જીપ ચાર માળની એક સુંદર ઈમારત પાસેથી પસાર થઈ. એનું નામ "મબ્નલ-ઈમારહ" એટલે તબૂકનું ગવર્નર હાઉસ છે. એક દિશાએ પ્રાચીન યુગની પથ્થરથી બનેલી ઈમારતો જોવામાં આવી. મારા એક સાથીએ કહ્યું, "એ" મહત-તતુસ-સિક્કતિલ-હદીદહ" છે.એટલે જૂના જમાનાનું તબૂકનું વેરાન પડેલું રેલવે સ્ટેશન છે. હાડપિંજરો જેવા થોડાક ડબ્બાઓના ઢાંચા પણ ઊભેલા દેખાયા જે ઉસ્માની તુર્કોની જૂની હિજાઝ રેલવેની જાહોજલાલીની દાસ્તાન સંભળાવી રહ્યા છે.

અમે એક વિશાળ સ્ટેડીયમના ફાટક પાસેથી પસાર થયા. રઝમી સાહેબ કેહવા લાગ્યા, "જરૂર આ ફૂટબોલનું સ્ટેડીયમ હશે કેમકે સુઊદી અરબમાં આ રમત બેહદ લોકપ્રિય છે." પબલિક લાયબ્રેરીની સુંદર અને વિશાળ ઈમારત જોવામાં આવી. એની પેશાની પર "અલ-મકતબતુલ-આમ્મહ" લખેલું વાંચવામાં આવ્યું. એક તદ્દન નવી ખુબસૂરત મસ્જિદ પાસેથી પસાર થયા. મારા ત્રીજા સાથી દમિશ્કી સાહેબ બોલ્યા. એ "મસ્જિદે-અબૂબક્ર સિદ્દીક" નામે પંકાયેલી મસ્જિદ છે. કમ-અઝ-કમ એક નમાઝ તો જરૂર આ મુબારક મસ્જિદમાં હાજર થઈને અદા કરીશું." (બાદમાં પ્રોફેસર સાહેબે આ મુબારક મસ્જિદમાં પોતાના સાથીઓ સાથે હાજર થઈને નમાઝ પઢી હતી. વાંચકો મસ્જિદે-અબૂબક્રની તસવીરની ઝિયારતથી ઈમાન તાઝું કરી શકે છે. "હ")

**મસ્જિદે-રસૂલનું નૂરાની રૂપ**————પ્રોફેસર "અબ્દ" સાહેબ "હરમે-મદીનહ"માં લખે છે : અમે "કુન્દુકે-તબૂક" નામે હોટેલમાં ઉતારો લીધો હતો. આ હોટેલથી થોડાક જ કદમ ચાલો તો "મસ્જિદે-રસૂલ"ની શાનદાર અને નૂરાની ઈમારત આવે છે. હોટેલમાં ગરમા-ગરમ કાવાની ચૂસકીઓથી તાઝા-દમ થઈને અમે ઈશાની નમાઝ માટે મસ્જિદે-રસૂલ તરફ ચાલી નીકળ્યા. તબૂકનું અસલી, પ્રાચીન અને રોનકદાર બજાર બિલકુલ સીધું છે. લગભગ એક કિલોમીટર લાંબું, ગ્રાહકો અને સહેલાણીઓથી ધમધમી રહેલું બજાર છે. એની બંને લાઈનોમાં અપ-ટૂ-ડેટ દુકાનો આવેલી છે. એજ બજારની ઉત્તર દિશાને કિનારે મસ્જિદે-રસૂલ આવેલી છે. આ નૂરાની તારીખી મસ્જિદની સાથે જ પાણી વગરના સૂકકાં ઝરણા પણ આવેલા છે.

ઈશાની અઝાન સાંભળતાં જ અમે જલદીથી તૈયાર થઈને એજ બજારથી રવાના થયા. થોડાંક ડગલાં ચાલીને જમાણા હાથે વળી ગયા. અલ્લાહુ અકબર ! અમારી આંખોની સામે મસ્જિદે-રસૂલની શાનદાર ઈમારત પૂરી શાનો-શવકત સાથે ઊભેલી હતી. આ તેજ ઐતિહાસિક મસ્જિદ છે જેને આબાદ તેજ સ્થળે બનાવવામાં આવી છે. જ્યાં આજથી ચઉદ સો વરસ પહેલાં, ગઝવએ-તબૂક પ્રસંગે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઉતારા માટે તંબૂ ઠોકવામાં આવ્યો હતો. નમાઝીઓ ટોળેટોળાં વળીને આવી રહ્યા હતા. મસ્જિદમાં કદમ મૂકયો તો દિલને અજીબ આનંદ અને શાંતિનો એહસાસ થયો. જાણે મંઝિલ મળી ગઈ છે અને મુરાદો બર આવી છે. થોડી વારમાં મસ્જિદ મુસલ્લીઓથી એવી રીતે ચિકાર થઈ ગઈ જેવી રીતે રાણની કાંકરીઓ પેઠે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિરાટ લશ્કરથી આ મેદાન ચિકાર થઈ ગયું હતું.

નમાઝીઓ "તહિય્યતુલ-મસ્જિદ" અદા કરીને કલામે-પાકની તિલાવતમાં મશ્ગૂલ થઈ ગયા. સુઊદી અરબનો આ રિવાજ દિલને ગમી જાય એવો છે કે મુસલ્લીઓ મસ્જિદમાં દાખલ થઈને તહિય્યતુલ-મસ્જિદ અદા કરે છે અને તરત કુર્આનની તિલાવતમાં લાગી જાય છે. ન દુનિયાની વાતો છે ન કોઈ જાતનો શોરબકોર છે. ન આપસમાં ગુસપુસ કરે છે બસ ચુપચાપ બેસીને ખામોશીથી કુર્આન પઢતા રહે છે. અને જ્યારે ઈકામત થાય છે તો અદબથી ઊભા થઈને સફોમાં ગોઠવાઈ જાય છે.

શરૂઆતમાં આ મસ્જિદે-રસૂલ લાકડાંથી બનાવેલી હતી. આજથી દોઢ સો વરસ પહેલાં ઈ.સ. ૧૨૪૫માં એક તુર્ક ફોજી ઓફીસરે અહીં પથ્થરની એક મસ્જિદ બનાવી હતી. હવે સુઊદી અરબની ગર્ભશ્રિમંત હુકુમતે ખુબસૂરત ડિઝાઈન, દિલકશ નકશો-નિગાર સાથે પાએદાર, મજબૂત, આલીશાન મસ્જિદ બનાવી છે.

મસ્જિદના ઈમામ સાહેબનો ચેહરો ઈલ્મો-અમલના નૂરથી રોશન હતો. સામેના કબાટોમાં મુસ્હફ શરીફ મૂકેલા હતાં. ચૂપચાપની તસવીર જેવા નમાઝીઓ, મંદમંદ મીઠા અવાજો, નૂરાની વાતાવરણ, ગંભીર સન્નાટો, મસ્જિદે-રસૂલની અઝમત અને ઉપરથી એજ સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તંબૂ અને સાથે આપના સહાબાના લશ્કરની કલ્પના........આ બધી વાતોએ મળીને અમારા દિલો પર "નૂરો-હુઝૂરો-સુરૂર"ની કૈફીયત જન્માવી દીધી.

એક-એક કરીને નમાઝીઓ ચાલ્યા ગયા. અમે શા માટે ચાલ્યા જતે......? અમે તો વધુથી વધુ સમય અહીં જ બેસીને વીતેલા યુગના સ્મરણમાં ગાળવા માગતા હતા. વીતેલો એ કયો યુગ હતો ? એ તે યુગ હતો જ્યારે સિપહસાલારે-આ'ઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આક્રમણખોર દુશ્મનથી દબાઈ જવાને બદલે તેનો પડકાર ઝીલી લીધો હતો. અને મર્દે-મેદાન પેઠે પોતાના સહાબાના લશ્કર સાથે તબૂકમાં પધારીને તેજ સ્થળે પોતાનો તંબૂ ઠોકી દીધો જ્યાં અત્યારે અમે બેઠેલા છીએ."

માનવંતા વાંચકો ! એજ મુબારક તંબૂની જગાએ બાંધેલી "મસ્જિદે-રસૂલ"ની તસવીરના દીદારથી આપ પણ પોતાના દિલોમાં "નૂરો-હુઝૂરો-સુરૂર"ની કૈફીયત જન્માવી શકો છો. આ તસવીરો ખાસ પરવાનગીથી અમે મેળવી છે અને મોટા ખરચે છપાવીને વાંચકને ઘર બેઠાં એની ઝિયારત કરાવવાનું સદ્‌ભાગ્ય હાસિલ કર્યું છે.

જે યુગની વાત ચાલે છે તે સમયે તબૂક એક નાનકડા કસબા જેવું ગામડું હતું. અહીંની ઉજ્જડ ધરતી પર ઝૂંપડાં જેવાં છૂટાં છવાયાં મકાનો હતાં. ન આજના જેવી લીલીછમ હરિયાળી હતી, ન મનોરમ્ય બાગબગીચા હતા, ન આંખોને ઊડીને વળગે એવાં નયન-મનોહર દ્રશ્યો હતાં. તે સમયના તબૂકની અને આજના તબૂકની

કલ્પના કરી લો અને વિચાર કરો કે કોના મુઅજિઝાની બરકતથી આટલો મોટો ઈન્કેલાબ આવી ગયો અને કોણે એની પેશીનગોઇ ફરમાવી હતી !

**મસ્જિદે-રસૂલની બાંધણીની રૂપરેખા**————પ્રોફેસર "અબ્દ" સાહેબ "હરમે-મદીનહ"માં લખે છે : રાતે ઈશાની નમાઝ અમે "મસ્જિદે-રસૂલ"માં અદા કરી હતી. બીજા દિવસે ઝુહરની નમાઝ માટે મસ્જિદે-રસૂલમાં જવાનું ઠરાવ્યું. જેવા જ હોટેલમાંથી નીકળ્યા કે ગરમીના સપાટાએ અમારો સત્કાર કર્યો. સૂરજ આગ વરસાવી રહ્યો હતો. અમે વાતો કરતા મસ્જિદમાં પહોંચી ગયા. ઝુહરની નમાઝથી ફારિગ થઈને મસ્જિદની રૂપરેખાના દીદારથી અમે પોતાની આંખો રોશન કરી. આ નૂરાની મસ્જિદ તેજ જગાએ છે જ્યાં તબૂકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તંબૂ હતો. મસ્જિદની આ નવી ઇમારત સુઊદી અરબના શહીદ થયેલા બાદશાહ ફૈસલ બિન અબ્દુલ-અઝીઝે બનાવી છે. ૧૩૯૩ હિજરીમાં તુર્કીના ઉસ્માની સુલતાને બાંધેલી જૂની મસ્જિદની જગાએ નવી મસ્જિદ બાંધવાનો શાહ ફૈસલે હુકમ ફરમાવ્યો હતો.

આ પાકી, સુંદર, આલીશાન, નૂરાની મસ્જિદ આસરે ૨૦ મીટરના વિસ્તારમાં આવેલી છે. એની ચોગર્દમ ચારે દિશાએ ઊંચો ચબૂતરો બનેલો છે. વાહનો માટે પાર્કિંગની ઉત્તમ વ્યવસ્થા છે. બહારથી જોનારને મસ્જિદ બે માળની લાગે છે પણ તેવું નથી. અસલમાં મસ્જિદની છત બહુ ઊંચી અને શાનદાર કારીગરીથી બનાવવામાં આવી છે. જમણી તરફ સુંદર વુઝૂખાનાઓની પાસે જૂના જમાનાની યાદગાર જેવાં ઝાડો જેમના તેમ કાયમ રાખવામાં આવ્યાં છે. સામે મસ્જિદનો ઊંચો સદર દરવાજો છે. એનાં કેટલાંક પગથિયાં ચઢીને મસ્જિદમાં દાખલ થવાય છે.

મસ્જિદના આ સદર દરવાજાની ડાબી તરફ શાનદાર મીનારો આવેલો છે. એ બહુ ઊંચો નથી. એકદમ સાદો છે પણ બહુ દોરવાળો અને આંખોને ગમી જાય એવો છે. એની ઉપર ચઢીને અઝાન પોકારનાર માટે છત્રી જેવો શેડ છે. મીનારાના નીચલા ભાગમાં ચારે તરફ લાંબી નકશીદાર જાળીઓ બનાવેલી છે. અમારા સાથી સુલૈમાન દમિશ્કીએ કહ્યું, "આ મસ્જિદ જંગે-તબૂકની અમર યાદગાર છે અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારાઓને કિયામત સુધી જિહાદની પ્રેરણા આપતી રહેશે." રાતે અને સવારે વીજળીના બિલ્લોરીન ગોળાઓના દૂધિયા પ્રકાશથી આખી મસ્જિદ ઝળઝમાળ થઈ રહે છે.

એ પછી અમે બધાએ કુર્આન ખોલીને સૂરએ-તવબહનું વાંચન કર્યું. જંગે-તબૂકના બયાનમાં કુર્આન ફરમાવે છે:

- ———"સાચી વાત આ છે કે અલ્લાહએ મુસલમાનો પાસેથી તેઓની જાનો અને તેઓનો માલ જન્નતના બદલામાં ખરીદી લીધો છે. તેઓ માટે જન્નતનો પાકો વાયદો અલ્લાહએ આપી દીધો છે." (આયત ૧૧૧)
- ———"અલ્લાહના દરબારમાં એવા જ લોકોનો ઊંચો દરજ્જો છે જેઓ ઈમાન લાવ્યા. અને જેઓએ તેના રાહમાં ઘરબાર છોડયાં. અને પોતાના જાનમાલથી જિહાદ કર્યો. એજ લોકો કામયાબ છે." (આયત ૨૦)
- ———"અલ્લાહ તેઓથી રાજી થયો અને તેઓ અલ્લાહથી રાજી થયા. એમના માટે એવા બાગબગીચા તૈયાર કરેલા છે જેની નીચે નહેરો વહેતી હશે. અને તેઓ હમેશા તેમાં જ રહેશે."

**સુપર પાવરના ગગડી ગયેલા હાંજા**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તબૂકના

ઝરણા પાસેથી પોતાના લશ્કર સાથે રવાના થઇને તબૂકના એક ખુલ્લા મેદાનમાં આવી ગયા. અહીં આપના આરામ માટે એક તંબૂ ઊભો કરી દેવામાં આવ્યો. આ તેજ જગા છે જ્યાં આજે મસ્જિદે-રસૂલની શાનદાર ઈમારત ઊભેલી છે. આપના તંબૂની સાથે જ આખું મેદાન જોતજોતામાં તંબૂઓનું અઝીમુશ-શાન શહેર બની ગયું. એજ મેદાનમાં આપે આક્રમણખોર દુશ્મનનો મુકાબલો કરીને હારજીતનો સંગ્રામ ખેલી લેવાનો ફેસલો કર્યો. એ કોઈની ભૂમિ પર ચઢાઈ કરીને બળજબરીથી કબજો કરી લેવાનો સંગ્રામ ન હતો બલકે પોતાના બચાવ માટે અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાનો કુર્આની હુકમ હતો. આ હુકમ પર આપે એવી રીતે અમલ કર્યો કે પ્રથમ પોતાના અલ્લાહની મદદ પર મુકમ્મલ ભરોસો કર્યો. એ પછી દુશ્મન સાથે ટક્કર લઈ શકાય તેટલું લડાયક બળ ભેગું કર્યું. એ પછી દુશ્મનના હાંજા ગગડાવી નાખે તેવું લશ્કર તૈયાર કર્યું અને દુશ્મન મદીનહ પર ચઢી આવે તે પહેલાં વીજળીની ઝડપથી કૂચ કરીને દુશ્મનને માથે પહોંચી ગયા અને સામથી છાતીએ દુશ્મનોને લલકાર્યા કે "હા, હિંમત હોય તો મર્દ-મેદાન પેઠે આગળ બઢો અને મેદાને પડીને અમારો મુકાબલો કરો !"

અલ્લાહના આખેરી નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ પડકાર વીજળી બનીને દુશ્મનને માથે ત્રાટકી પડયો. જાણે વીજળીનો એક કડાકો હતો જેણે દુશ્મનોની હિંમતની કમર તોડી નાખી. તેઓના હાંજા ગગડી ગયા. એવું લાગ્યું જાણે દુશ્મનને સાપ સૂંઘી ગયો છે. લશ્કરીઓની સાથે કમાન્ડરોની હિંમતે પણ જવાબ આપી દીધો. ચુપચાપ અહીંથી સરકી જવામાં જ તેઓને પોતાની સલામતી લાગી.

ગઝવએ-તબૂકની તૈયારી વેળા મદીનહમાં મુનાફિકો મુસલમાનોને અટકાવતા હતા અને કહેતા હતા, "અરે જોતા નથી, કેટલો બળબળતો ઉનાળો છે ! આટલા સખત તાપમાં હરગિઝ નીકળવું નહિ" : લા તન-ફિરૂ ફીલ-હર્રે. તરત અલ્લાહ તઆલાએ ચેતવણી રૂપે મુનાફિકોને ધમકાવ્યા, "હે નબી ! આ લોકોને કહી દો, જહન્નમની આગ એનાથી વધારે ગરમ અને આકરી છે:" કુલ નારુ જહન્નમ અશદ્દુ હર્રન.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને આપના લોખંડી મનોબળના સિંહ જેવા સહાબાએ આગ જેવી ગરમીમાં લગાતાર પંદર દિવસનો પ્રવાસ કર્યો. મુસીબતો ઝીલી. ભૂખ-તરસની તકલીફો વેઠી. પહાડો. ખાઈઓ, રણો અને જંગલો ખૂંદ્યાં. તેઓની આ બહાદુરીનું ઇનામ અલ્લાહ તરફથી એવા રૂપમાં મળ્યું કે સુપર પાવરની જે ફોજો ઈસ્લામને કચડી નાખવા અને મદીનહને તારાજ કરવા એકત્ર થઈ હતી, ઈસ્લામી લશ્કરની વીજળી જેવી ઝડપ, સિંહો જેવી બહાદુરી અને આ પાર કે પેલે પારનો નિર્ણય જોઇને માથાથી પગ સુધી થથરી ઊઠી. ઈસ્લામી લશ્કરને અચાનક પોતાના માથે ચઢી આવેલું જોઈને તેઓના હાંજા ગગડી ગયા. લાખોની ફોજ જોતજોતામાં એવી રીતે વિખેરાઇ ગઇ જેમ પવનના સુસવાટાઓથી રેતીના ઢગલા વિખેરાઈ જાય છે. ચુપચાપ પલાયન થઈ જવામાં જ તેઓને પોતાની સલામતી લાગી. આ રીતે જગતના સુપર પાવરનો ખતરો ટળી ગયો અને પૂરા અરબ ખંડમાં ઈસ્લામી પાવરને પડકાર ફેંકનારી કોઇ તાકત બાકી નહિ રહી.

**લોહીનું ટીપું નહિ રેડાવું જોઇએ**———— "જિહાદ"નો શબ્દ કાને પડતાં જ એક બિનમુસ્લિમના મગજમાં "તલવાર"નો ચમકાર થઈ જાય છે. એ પછી મારામારી અને કાપાકાપીનું દ્રશ્ય તેની આંખ સામે ખડું થાય છે. પછી તે જુએ છે કે મુસલમાનોની તલવારોથી લાશો પર લાશો ઢળીને ખાકો-ખૂનમાં તરફડિયાં મારી રહી છે.

ઈસ્લામી જિહાદનું આ સાંગોપાંગ ખોટું ચિત્ર છે. શું કરવું ? યહૂદ-નસારા અને ઈસ્લામના દુશ્મનોએ

પ્રોપેગેન્ડાના જાદૂથી દુનિયાના બિનમુસ્લિમોને એવું જ ઠસાવી દીધું છે. એ લોકોએ પોતે પેલેસ્ટાઇનમાં, અફઘાનિસ્તાનમાં, બોસનિયામાં, ચેચેનિયા વગેરેમાં માસૂમ મુસલમાનોની પાર વગરની લાશો ઢાળી દીધી છે અને તેની ઉપર પ્રોપેગેન્ડાના જાદૂનો પરદો નાખી દીધો છે. આ કારણે લાખોની સંખ્યામાં કતલ થયેલા મુસલમાનો પ્રત્યે લોકો હમદર્દીના બે બોલ પણ બોલતા નથી. હકીકત આ છે કે બિનમુસ્લિમો ઇસ્લામી જિહાદનો અર્થ જ સમજી શકયા નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિકમતે-અમલી એવી હતી કે સાપ પણ મરે અને લાઠી પણ નહિ તૂટે. દુશ્મનના મુકાબલા વેળા આપ એવી વ્યૂહરચના ગોઠવતા હતા કે કાપાકાપી વગર એવી રીતે ફતેહ મેળવી લેવામાં આવે કે દુશ્મનના સિપાહીનું પણ લોહીનું ટીપું રેડાવા નહિ પામે. આપ દિલથી ચાહતા હતા કે બંને પક્ષે ઇન્સાનોની જાનોની ખુવારી નહિ થવા પામે. આપ અલ્લાહના પયગમ્બર હતા. શાંતિ અને સલામતીના ઝંડાધારી હતા. માનવજાતિ જ નહિ, જાનવરો સુધ્ધાં પર આપની દયાનો ધોધ વહેતો હતો. આપ રહમતુલ-લિલ-આલમીન હતા. અલ્લાહ તઆલાએ આપને સકળ માનવજાતિ માટે રહમતના પયગમ્બર બનાવીને મોકલ્યા હતા. ફત્હે-મક્કહ પ્રસંગે આપની કોશિશ હતી કે કઅબહના હરમમાં ખૂનરેજી નહિ થવા પામે. ઇન્સાની જાનોને જરા જેટલી હાનિ નહિ પહોંચે. આપની એ જ હિકમતે-અમલીનો ચમત્કાર હતો કે કટ્ટરપંથી મક્કહનું ત્રાસવાદી શહેર લોહીના ટીપાં વગર ફતેહ થઇ ગયું.

એજ યુધ્ધ-નીતિ આપે જંગે-તબૂકમાં અપનાવી હતી. એજ નીતિની બરકતથી એજ હેતુ આપે તબૂકમાં પોતાની ચંચળબુધ્ધિથી મેળવી લીધો. આપે સ્વબચાવ અને દૂરંદેશીની સાબિતી આપીને પોતાનું ભરપૂર બળ એકત્ર કરી લીધું. ટોચની ચપળતા અને વીજળીની ગતિથી લોન્ગ માર્ચ કરતા તબૂક પહોંચ્યા અને દુશ્મનના છેક સીના પર સવાર થઇ ગયા. આપે કમાલના બુધ્ધિબળ અને જંગી વ્યૂહરચનાથી કામ લઇને રોમન સામ્રાજ્યને મોકો જ નહિ આપ્યો કે તે પોતાની ફોજોને લઇને મુકાબલો કરે !

ઇસ્લામી લશ્કર પૂરા ત્રણ અઠવાડિયાં સુધી તબૂકના મેદાનમાં છાવણી નાખીને બિરાજમાન રહ્યું. લેકીન ગસ્સાનની ફોજો વેરવિખેર થઇને શામના કિલ્લાઓમાં ભરાઇ ગઇ અને રોમની ફોજો પોતાના વતન તરફ નીચી મૂંડીએ હાલી નીકળી. એમાં જ તેઓને પોતાની અને પોતાના બાલબચ્ચાંઓની સલામતી લાગી. આ રીતે મુજાહિદ ગાઝીઓની હૈબતથી દુનિયાના સુપર પાવરનો પહાડ પોતાની જગાએ સમેટાઇને રાયતનો ઢગલો બની ગયો.

**રાજા નવાબોના મંડળો દરબારે-નબવીમાં**——————અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઇસ્લામી લશ્કર સાથે હજુ તબૂકમાં જ બિરાજમાન હતા કે ખ્રિસ્તી અને અરબ કબીલાઓના મંડળોનું દરબારે-નબવીમાં આગમન શરૂ થઇ ગયું. સૌથી પહેલાં તબૂકની સરહદને સીમાડે આવેલા ''ઐલહ'' પ્રદેશના કબીલાનું મંડળ હતું. એજ ઐલહનું બાઇબલમાં ''ઇલાત'' નામે વર્ણન થયેલું છે. આજે એજ ઇલાતનું નવું નામ ''અકબા'' છે.

ઐલહના મંડળનો યુહન્ના બિન રઉબહ નામે મહારાજા સૌથી આગળ-આગળ હતો. તેણે રાજા-નવાબોને છાજે તેવો ભપકાદાર પોશાક પહેરેલો હતો. માથે તાજ પણ સજાવેલો હતો. તેના સીના પર લટકેલો ખ્રિસ્તી ધર્મનો સોનાનો ક્રોસ શોભી રહ્યો હતો. સહાબાએ તેને દરબારે-નબવીમાં હાજર થવાની પરવાનગી આપી. ઇસ્લામી લશ્કરના સિપહસાલારે-આ'ઝમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ઉમળકાભેર, હસતે ચેહરે ભાવભીનો

આવકાર આપ્યો. બહુ હેતથી તેને પોતાની પાસે બેસાડી લીધો. માયાની લાગણીથી તેના અને બાલબચ્ચાંની ખૈરિયતના સમાચાર પૂછયા. એ આપની ઉદારતા, રહમદિલી અને મઝહબી રવાદારીનો બોલતો પુરાવો હતો.

ઐલહના મહારાજા યુહન્ના બિન રઉબહના દરબારી સાથીઓએ રેશમી કાપડના તાકા, અનેકવિધ નાયાબ ચીજો, સૂકા મેવા અને તાજાં ફળોની ટોકરીઓ હદિયા તરીકે એક-એક કરીને દરબારે-નબવીમાં પેશ કરી. માનવંતા સહાબા આ બધી કાર્યવાઇ હયરતભરી નજરે જોઇ રહ્યા હતા. અલ્લાહની ધરતી પર એક નવો ઇતિહાસ સર્જાઇ રહ્યો હતો. માત્ર સહાબા જ નહિ, આસમાનોના પર્દાઓમાંથી જિબ્રીલે-અમીન પણ પોતાની નજરે આ દ્રશ્ય જોઇને હયરત પામી રહ્યા હતા.

ઐલહના મહારાજા યુહન્નાએ એક સફેદ ખચ્ચર શહેનશાહે-દો-આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હદિયા તરીકે પેશ કર્યું. જવાબમાં આપે પોતાના નૂરાની બદન પરથી પોતાની મુબારક ચાદર ઉતારીને યુહન્નાને ભેટ તરીકે આપી. એ પછી યુહન્ના અને તેના કબીલા માટે એક ''અમાન-નામું''નું લખાણ કરાવવામાં આવ્યું અને બંને પક્ષની સંમતિથી વારસિક ત્રણ સો દીનાર (એટલે સોના મહોરો)નો રક્ષણ-વેરો નક્કી થયો. એ પછી આ મંડળને માનપાનથી રૂખ્સત કરવામાં આવ્યું.

આ મંડળ વરસાદનો પહેલો છાંટો સાબિત થયું. એ પછી આસમાને મંડળોનો વરસાદ વરસાવી દીધો. અલ્લાહના રસૂલની રહમદિલી અને ઉદારતાએ તબૂકની આસપાસના પ્રદેશોમાં ધૂમ મચાવી દીધી અને તેની ખ્યાતિ દૂર-દૂરના પ્રદેશો સુધી પહોંચી ગઇ. અને મંડળોના આગમનની પરંપરા લાગી ગઇ. ઉમાનના ઇલાકાઓમાંથી જરબાદની વસતિઓના લોકોનું મંડળ આવી લાગ્યું. એમનાથી ત્રણ માઇલ છેટે વસનારા અઝરોહની વસતિના લોકોએ પણ રક્ષણ-વેરાની શરતે શરણાગતિ સ્વીકારી લીધી. એમની આબાદી એક સો ખાનદાનો પર છવાયેલી હતી. એ બધાએ વારસિક એક સો દીનાર રક્ષણ-વેરો આપવાનું કબૂલી લીધું. મંડળોની પરંપરા ઇસ્લામી લશ્કરની મદીનહ વાપસી પછી પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત સુધી ચાલુ રહી.

અલ્લામા ઇબ્ને સઅદે પોતાના ''તબકાતે-કુબરા'' નામે ગ્રંથમાં આ મંડળોનું વર્ણન પૂરા એક સો પાનાંઓમાં કરેલું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ બધાને જાનની આઝાદી આપી. ઇઝઝત આબરૂની આઝાદી આપી. માલ સામાન અને વેપારની આઝાદી આપી. મઝહબની આઝાદી આપી. મઝહબી રીત રિવાજો અને બંદગીની આઝાદી આપી. રોમન સામ્રાજયના ઝુલ્મો-સિતમની ચક્કીમાં પીસાતી રૈયતને આઝાદીના વાતાવરણમાં રાચતી કરી દીધી.

તબૂકના ઉપસંહારને સંકેલી લેવા પહેલાંની વાત કરીએ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઇસ્લામી લશ્કર સાથે ત્રણ અઠવાડિયાં તબૂકમાં બિરાજમાન રહીને દુશ્મનનો ઇન્તેઝાર કરતા રહ્યા. મગર કોઇ મુકાબલા માટે નહિ આવ્યું. એ દરમિયાન હઝરત ખાલિદ બિન વલીદ રદિયલ્લાહુ અન્હુ આપના હુકમથી દૂમતુલ-જન્દલના બાદશાહને પરાજિત કરીને તેના દેશ પર ઇસ્લામી ઝંડો લહેરાવી આવ્યા હતા. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબાએ-કિરામને સલાહ-મંત્રણા માટે ભેગા કરીને ફરમાવ્યું, ''કહો હવે શું કરવામાં આવે ?''

હઝરત ઉમર ફારૂકે-આ'ઝમ રદિયલ્લાહુ અન્હુએ અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! અગર આપને આગળ વધીને ચઢાઇ કરવાનો હુકમ મળ્યો હોય તો અમે દિલોજાનથી હાજર છીએ.''

"નહિ." આપે ફરમાવ્યું, "અલ્લાહ તઆલા તરફથી મને કોઇ હુકમ મળ્યો નથી. આમ હોત તો સલાહ શા માટે લેતે !"

"ત્યારે યા રસૂલલ્લાહ !" હઝરત ઉમરે અરજ કરી, "બેહતર એજ છે કે આપણે મદીનહ તરફ પાછા વળી જઇએ. અલ્લાહ તઆલાએ આપણા હેતુમાં કામયાબી આપી દીધી છે. ફકત આપણો દુશ્મન જ દુમ દબાવીને ભાગી નથી ગયો બલકે દુનિયાભરના લોકોએ આપણી રાજદવારી સર્વોપરિતાનો સ્વીકાર કરી લીધો છે."

"બેશક," આપે ફરમાવ્યું, "લડાઇને બને ત્યાં સુધી ટાળી જ દેવી જોઇએ." કુર્આનમાં છે :

"બેશક જેણે એક ઈન્સાનનું નાહક ખૂન કર્યું તેણે જગતના તમામ ઈન્સાનોનું ખૂન કરી નાખ્યું.

અને જેણે એક ઈન્સાનને સજીવન કર્યો તેણે જગતના તમામ ઈન્સાનોને સજીવન કરી દીધા." (માઈદહ આયત ૩૨)

ખત્મ શુદ

## પ્રકરણ ૧૪૬

# તબૂકમાં ગેરહાજર રહેલા ત્રણ સહાબાની કથા

પાછળ રહેલા ગૃહસ્થો વિષે હુકમ • હઝરત કઅબની આપવીતી • તબૂકમાં ઢીલનું કારણઃ ફકત આળસ • બહાનું નહિ ફકત સુસ્તી • કઅબની સાફગોઇ અને સચ્ચાઇ • કઅબની આકરી કસોટી • એક ઇબ્રતનાક ઘટના • ગસ્સાનના બાદશાહનો કાગળ • બીબીથી અલગ રહેવાનું ફરમાન • અલ્લાહ તરફથી માફીની બશારત • મુબારકબાદ અને ધન્યવાદ • કઅબની દરબારે-નબવીમાં હાજરી • સચ્ચાઇના પ્રતાપે મળેલી સરફરાઝી.

**પાછળ રહેલા ગૃહસ્થો વિષે હુકમ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : તબૂકથી હેમખેમ પાછા ફરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ તશરીફ લઇ આવ્યા. મુનાફિકોનું એક જૂથ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે જંગે તબૂકમાં શામિલ થયું ન હતું. એ લોકો જાતજાતના બહાના બનાવીને પોતાના ઘરોમાં પડી રહ્યા હતા. એવી જ રીતે ત્રણ મુસલમાન ગૃહસ્થો એટલે હઝરત કઅબ બિન માલિક અને હઝરત મુરારહ બિન રબીઅ અને હઝરત હિલાલ બિન ઉમૈયહ પણ પાછળ રહી ગયા હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે જંગમાં શામિલ થયા ન હતા. પણ એમના ઈસ્લામમાં ન તો કોઈ શંકા હતી ન એમના ઈમાનમાં નિફાકનો છાંટો સરખો હતો.

મદીનહ પધારવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને સંબોધીને ફરમાવ્યું:

"લા તુકલ-લિમન્ન અહદમ મિન હાઉલા-ઈસ-સલાસહ."

અર્થાત : તમારે એ ત્રણેમાંથી કોઈ એકની સાથે પણ વાતચીત કરવી નહિ.

મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણી થતાં જ મુનાફિક લોકો આપની તહેનાતમાં હાજર થઇ થઇને બહાના કાઢવા લાગ્યા અને કસમો ખાઇ-ખાઇને પોતાની લાચારી તથા પસ્તાવો જાહેર કરવા લાગ્યા. આપે તેઓ પ્રત્યે દરગુજરની નીતિથી કામ લીધું. પણ તેઓ લાચાર કે મજબૂર ન હતા. છતાં આપે તેઓને ન ઠપકો આપ્યો ન મુસલમાનોને તેઓ સાથે બોલવાથી રોકયા. આપે તેઓના જાહેરનો સ્વીકાર કરીને તેઓ માટે મગફિરતની દુઆ માગી અને તેઓના બાતિનને અલ્લાહને હવાલે કરી દીધું.

બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ મદીનહના તમામ મુસલમાનોએ પાછળ રહી ગયેલા ત્રણે ગૃહસ્થો સાથે વાતચીત કરવાનું કે સલામ-કલામ કરવાનું સદંતર બંધ કરી દીધું. સંબંધો કપાઇ જવાથી ત્રણે ગૃહસ્થોએ પોતપોતાના ઘરનો ખૂણો પકડી લીધો.

**હઝરત કઅબની આપવીતી**[1]————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈમામ મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરીની રિવાયત મુજબ હઝરત કઅબ બિન માલિકના એક પુત્રનું નામ અબ્દુલ્લાહ હતું જેઓ પોતાના પિતા કઅબ બિન માલિકને——તેમની આંખોની રોશની ચાલી જવાને કારણે દોરીને ચાલ્યા કરતા હતા. એ અબ્દુલ્લાહનું બયાન છે :

''મેં મારા અબ્બાજાન કઅબ બિન માલિકને, જંગે-તબૂકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે શામિલ ન થવા અંગે, તેમનો પોતાનો અને તેમના બંને સાથીઓનો કિસ્સો બયાન કરતાં સાંભળ્યા છે. આ બનાવ અંગે બાપુજીએ પોતાની આપવીતી પોતાને મુખે વર્ણવી છે અને તેને મેં પોતાને કાને સાંભળી છે.[2]

બાપુજીએ આપવીતીની શરૂઆત કરતાં ફરમાવ્યું : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુફ્ફાર સામે જેટલા યુધ્ધો ખેલ્યાં એમાંના કોઈ એકમાં પણ હું કદી પાછળ રહ્યો નથી. દરેક લડાઈમાં અચૂક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પડખે જ રહ્યો છું. અલબત્ત જંગે-બદ્રમાં જરૂર હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે શામિલ થયો ન હતો. તે વેળા જેટલા મુસલમાનો જંગે-બદ્રમાં શામિલ નહિ થયા તેઓને અલ્લાહએ અને તેના રસૂલે કોઈ ઠપકો નહિ આપ્યો હતો. તેનું કારણ આ હતું કે જંગે-બદ્રમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુરૈશના વેપારી કાફલાને માત્ર અટકાવવાને ઈરાદે નીકળ્યા હતા. પણ બાદમાં અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને અને કુરૈશના લશ્કરને કોઈ ચોક્કસ સમય કે સ્થળ નક્કી કર્યા વગર, બદ્રની ભૂમિમાં આમને-સામને કરી દીધા હતા. આ રીતે બંને પક્ષ વચ્ચે ઓચિંતુ યુધ્ધ જામ્યું હતું. ઈસ્લામની શરૂઆતમાં અકબહ સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરનારાઓમાં હું પણ શામિલ હતો. તે વેળા અમે બધાએ ઈસ્લામની પ્રતિજ્ઞા લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર પોતાની જાનો કુરબાન કરી દેવાનું વચન આપ્યું હતું. મારી માન્યતામાં અકબહની બૈઅતનો પ્રસંગ વધુ મહત્વનો હોવાથી તેના મુકાબલે જંગે-બદ્રને હું શ્રેષ્ઠતા આપતો ન હતો. જો કે અકબહને મુકાબલે બદ્રની લડાઈએ વધુ ખ્યાતિ મેળવી લીધી.''

**તબૂકમાં ઢીલનું કારણ ફકત આળસ**————બાપુજીએ પોતાની વાત ચાલુ રાખતાં ઉમેર્યું: ''હવે જંગે-તબૂક વેળા હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કેમ નહિ ગયો અને કેમ પાછળ રહી ગયો તેનું કોઈ કારણ કે બહાનું મારી પાસે ન હતું. હું ચોક્કસ રીતે જાણતો હતો કે મારી પાસે કોઈ વસ્તુની કમી નથી. તે વેળા હું જેટલો મજબૂત, ખુશહાલ અને ખમતીધર આસામી હતો, અગાઉ કયારેય ન હતો. આથી પહેલાં બે ઊંટણીઓ મારી પાસે એકી વેળા કદી ભેગી થઈ ન હતી. પણ જંગે-તબૂક વખતે બબ્બે ઊંટણીઓ મારી પાસે મવજૂદ હતી છતાં હું નહિ ગયો.

વળી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે જયારે ય આપ કોઈ જંગ માટે જવાનો ઈરાદો ફરમાવતા તો કયાં જવાનું છે અને કઈ દિશાએ જવાનું છે તેને ગુપ્ત રાખીને બીજી દિશાએથી આપ

---

૧. હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનીતા સહાબી હતા. અરબી ભાષાના મોટા જ્ઞાની અને સિધ્ધહસ્ત શાઈર હતા. પોતાની છટાદાર અને અલંકારી શાઈરીમાં દુશ્મન શાઈરોને જડબેસલાક જવાબ આપીને તેઓના દાંત ખાટા કરી દેતા હતા. ''હ''

૨. મોટી ઉંમરે પહોંચવા પછી હઝરત કઅબની આંખોની રોશની ચાલી ગઈ હતી. અને એમના બેટા હઝરત અબ્દુલ્લાહ બિન કઅબ એમને દોરીને ચાલ્યા કરતા હતા. ''હ''

રવાના થતા. પરંતુ તબૂક વેળા નિયમ વિરૂધ્ધ આપે ખુલ્લા શબ્દોમાં તેની જાહેરાત કરી દીધી હતી. કેમકે કાળઝાળ ગરમીના પ્રચંડ ઝંઝાવાતમાં આપે જવાનો નિર્ણય લીધો હતો. દૂર દરાજની સફર હતી, દુશ્મનોની મોટી સંખ્યા સાથે મુકાબલો હતો. જેથી મુસલમાનો પૂરી રીતે તૈયારી કરી લે. વળી આ વેળા જે દિશાએ આપે પ્રવાસ ખેડવાનો હતો તેની પણ આપે સાફ શબ્દોમાં ચોખવટ કરી દીધી હતી અને જેટલા મુસલમાનો આપની સાથે સફર કરવાના હતા તેઓની સંખ્યા બેશુમાર હતી. તેઓના નામોની નોંધણી કે યાદી તૈયાર કરવી બેહદ કઠિન કામ હતું અને સમય પણ તેટલો ન હતો.

જે લોકોએ આ જંગથી ગેરહાજર રહેવાનું નક્કી કર્યું હતું તેઓ એમ જ ધારતા હતા કે, જો અમે નહિ ગયા તો આટલા મોટા લશ્કરમાં અમારી ગેરહાજરીની કોઇને ખબર પડવાની નથી. સિવાય કે અમારા વિષે કુર્આનની કોઇ આયત ઊતરે અને અમારો ભેદ જાહેર થઇ જાય ! વળી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ જંગનો નિર્ણય એવા સમયે લીધો હતો જ્યારે કે વાડીઓમાં ઝાડો પર ફળો પાકી ચૂકયાં હતાં અને લોકોને ઝાડોના સાયા હેઠળ આરામ કરવાનું કે સમય ગુજારવાનું ખૂબ ગમતું હતું.

**બહાનું નહિ, ફકત સુસ્તી**————સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તૈયારી શરૂ કરી અને આપની સાથે લોકોએ પણ તૈયારી કરવા માંડી. હું રોજ સવારે વિચાર કરતો કે મારે પણ તૈયારી કરી લેવી જોઇએ. પણ પછી કોઇ ન કોઇ કામ નીકળી આવતું ત્યારે હું મનમાં બોલી ઊઠતો, ''અરે ભાઇ! ઉતાવળની શી જરૂર ! એ તો હું ધારીશ ત્યારે ઝટપટ તૈયારી કરી નાખીશ.''

આ રીતે મારાથી સુસ્તી થતી રહી, ત્યાં સુધી કે લોકોએ પોતાના જરૂરી કામો આટોપી લઇને સફરની તૈયારી કરી નાખી અને પછી જે સવારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસલમાનો સાથે કૂચ કરવાના હતા ત્યાં સુધીમાં મારી કોઇ તૈયારી ન હતી. ત્યારે મેં વિચાર્યું કે આપની રવાનગીના બેએક દિવસમાં તૈયારી કરીને મારતી સાંઢણીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચી જઇશ.

હવે બધા રવાના થઇ ચૂકયા હતા. એજ દિવસે સવારના પહોરમાં સવારીની ખટપટ માટે હું મારા ઘરમાંથી નીકળ્યો. પણ રસ્તામાંથી જ પાછો વળી ગયો કેમકે એક જરૂરી કામ યાદ આવી ગયું હતું. બીજા દિવસે પાછો એજ હેતુએ હું ઘરમાંથી નીકળ્યો પણ ફરીવાર કાલે બન્યું હતું તેવું જ બની ગયું. રસ્તામાંથી પાછો વળીને ઘરે આવી ગયો. આ રીતે રોજ ઢીલ પર ઢીલ થતી રહી ત્યાં સુધી કે ઈસ્લામી લશ્કર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે સફરની મંઝિલો વટાવતું તબૂક પહોંચી ગયું. હવે જંગમાં શરીક થવાનો મોકો કે સમય મારા હાથમાંથી સરકી ગયો હતો. તેમ છતાં મેં નક્કી કર્યું કે સાંઢણીને વાયુ વેગે હંકારતો તબૂક પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં હાજર થઇ જઇશ. કદાચ જંગમાં શરીક થવાની તક મળી જાય તો નવાઇ નહિ, પણ અફસોસ! નસીબ બે ડગલાં પાછળ જ રહ્યું. મારી ઢીલીપોચી નીતિને કારણે હું કશું જ કરી શકયો નહિ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જવા બાદ હું ઉદાસ ચહેરે ઘરમાંથી નીકળીને મદીનહની ગલીઓમાં અહીંતહીં ઘૂમ્યા કરતો ત્યારે મને એવા જ લોકોના ચેહરા નજરે આવતા જેઓ કાં તો ધિક્કારાયેલા મુનાફિકો હોવાથી પાછળ રહી ગયા હતા અથવા કમજોરો, લાચારો કે વૃધ્ધો હતા. આવા લોકોને રસ્તામાં જોઇને મારા ખેદ અને આઘાતનો પાર ન રહેતો. મારી એક મોટી કમનસીબી એ હતી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમએ પણ તબૂક પહોંચી ગયા ત્યાં સુધીમાં મને બિલકુલ યાદ નહિ કર્યો ન રસ્તામાં મારી ગેરહાજરી અંગે કોઇ પૂછપરછ ફરમાવી. અલબત્ત તબૂક પહોંચવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લોકોની મજ્‌લિસમાં બિરાજમાન હતા તે વેળા આપે પૂછ્યું હતું, "કઅબ બિન માલિક ક્યાં છે ? તેનું શું થયું ?"

બનૂ સલિમહના એક માણસે કહ્યું હતું, "યા રસૂલલ્લાહ ! તેની ધારીદાર ચાદરોએ અને તેના અહંકારે તેને રોકી લીધો છે."

આ સાંભળીને મુઆઝ બિન જબલે તેને કહ્યું, "હે ભાઇ ! તમે બહુ નઠારા બોલો ઉચ્ચાર્યા છે. અલ્લાહના સોગંદ, યા રસૂલલ્લાહ ! અમે કઅબ બિન માલિકમાં ભલાઇ સિવાય કશું જોયું નથી."

આ સાંભળીને આપે મૌન ધારણ કર્યું હતું.

**કઅબની સાફગોઇ અને સચ્ચાઇ**————પછી જયારે મને ખબર પડી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તબૂકથી કૂચ કરીને વાપસ મદીનહ પધારી રહ્યા છે તો મારા દિલ પર ચિન્તા, ઉદાસી અને રંજો-મલાલની ધ્રુજારી પ્રસરવા લાગી. મારૂં મન એવી ચિન્તામાં ઘેરાઇ ગયું કે હવે કયું એવું બહાનું કાઢું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખફગી કે નારાજીથી બચી જવા પામું ! આ બાબત અંગે મેં મારા કુટુંબના ઠરેલ વડીલોની સલાહ પણ લીધી. પછી જયારે મને સમાચાર મળ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહની બિલકુલ લગોલગ પધારી ચૂકયા છે તો જેટલાં ખોટાં બહાનાં અને જેટલા શયતાની વસવસા મારા મનમાં હતા એ બધા મારા મગજમાંથી નીકળી જવા પામ્યા. અલ્લાહની મદદથી દિલનો આઇનો સ્વચ્છ થઇ ગયો અને મને સમજાઇ ગયું કે સચ્ચાઇ સિવાય હું બચી શકતો નથી. મેં પુખ્તા ઇરાદો કરી લીધો કે જે કંઇ બન્યું છે, સાચેસાચું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહી દઇશ.

છેવટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સવારના સમયે મદીનહમાં પધાર્યા. આપનો નિયમ હતો કે પ્રવાસેથી પધારતા તો સૌથી પહેલાં મસ્જિદમાં તશરીફ લઇ જતા. ત્યાં બે રકઅત નમાઝ અદા કરતા. નમાઝથી નિવૃત્ત થઇને મસ્જિદમાં જ બિરાજમાન રહેતા. લોકો અહીં મુલાકાત માટે આપની તહેનાતમાં હાજર થતા. આ વેળા પણ આપે એ નિયમનું પાલન કર્યું. લોકો આપની મુલાકાત માટે આવવા લાગ્યા. મુલાકાતની બેઠક ચાલુ રહી તો જંગમાં પાછળ રહી જનારા, આપની તહેનાતમાં હાજર થવા લાગ્યા. એ લોકો કસમો ખાઇ-ખાઇને, સાચા-જૂઠાં બહાનાં કાઢતા રહ્યા. એવા લોકોની સંખ્યા એંસીથી નેવુ જેટલી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓના ઇમાનની કસમને વધાવી લેતા હતા. તેઓના બહાનાને માન્ય રાખતા હતા. તેઓ માટે માફી કે મગફિરતની દુઆ માગતા હતા અને તેઓના દિલના ભેદોને અલ્લાહને હવાલે કરી દેતા હતા.

એ પછી આપની તહેનાતમાં હું હાજર થયો. મેં આપને સલામ કરી. મને જોઇને આપ મુસ્કુરાયા. પણ એ આપનું નારાજીભર્યું હાસ્ય હતું. આપે મને ફરમાવ્યું, " અહીં આ તરફ આવો."

હું આગળ વધીને અદબથી આપની સામે બેસી ગયો. આપે ફરમાવ્યું, "શું કારણે તમે જિહાદથી પાછળ રહી ગયા ? શું તમે સવારીનો ઊંટ નહિ ખરીદયો હતો ?"

મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! સોગંદ છે અલ્લાહના ! જો હું કોઇ દુનિયાદાર ઇન્સાનની સામે

બેઠો હોત તો તેના ગુસ્સાથી બચી જવા માટે ગમે તેવું બહાનું કાઢીને છટકી જતે. બહાના કાઢવાની કળામાં પણ હું કોઈથી ઊતરતો નથી. પણ અલ્લાહના સોગંદ ! મને ખબર છે, જો આજે હું કોઈ ખોટું બહાનું કાઢીને આપને રાજી કરી લઉં તો પણ અલ્લાહ તઆલા તરત મારો ભેદ જાહેર કરી દેશે અને મુજને આપના ગુસ્સાનો ભોગ બનાવી દેશે. અને જો હું આપને સાચેસાચું કહી દઉં તો તેના કારણે આપ મુજથી રંજીદા થઈ જશો. જેથી સાચેસાચું જ કહી દેવાનું મેં નક્કી કરી લીધું છે. એમાં જ અલ્લાહ તઆલા તરફથી નેક અંજામનો હું આશાવાદી છું.

યા રસૂલલ્લાહ ! બાબત એમ છે કે મારા માટે કોઈ રૂકાવટ, કોઈ વાંધો, કોઈ બહાનું ન હતું. અલ્લાહના સોગંદ ! હું આપથી પાછળ રહી ગયો તે વેળા હું એટલો મજબૂત, એટલો ખુશહાલ અને એટલો ફારિગુલ-બાલ હતો કે અગાઉ કયારેય ન હતો.

મારી વાતો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે કઅબ ! તમે જે કંઇ કહ્યું સાચું જ કહ્યું છે. વારૂ હમણા તમે જાવ અને જુઓ કે તમારા વિષે અલ્લાહ તઆલા શું ફેસલો ફરમાવે છે !"

**કઅબની આકરી કસોટી**———એ પછી હું ત્યાંથી ઊઠીને જવા લાગ્યો. મારી સાથે બનૂ સલિમહના કેટલાક માનવંતા ગૃહસ્થો પણ ઊભા થઈને મારી પાછળ આવવા લાગ્યા. તેઓએ મને કહ્યું, "સાંભળો એ કઅબ ! આથી પહેલાં તમે કોઈ ગુનોહ કર્યો હોય તેવું અમારી જાણમાં નથી. આ તમારો પહેલો ગુનાહ છે. ભલા માણસ ! તમે બીજા લોકો પેઠે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે કોઈ બહાનું કાઢી લેવામાં ગોથું કેમ ખાઈ ગયા ? જેવી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજા લોકોના ગુનાહ માટે માફીની દુઆ માગી લીધી, તમારા માટે પણ માફીની દુઆ માગી લેતે જે તમારા માટે કાફી હતી."

બનૂ સલિમહના આ ગૃહસ્થો બરાબર મારી પાછળ લાગેલા રહ્યા અને વારંવાર એવી જ વાતો ઉચ્ચારતા રહ્યા ત્યારે મનમાં તો આવ્યું કે અબઘડી રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પાછા જઈને કંઇ બહાનું કાઢી લઉં અને માફીની દુઆની દરખાસ્ત કરીને છુટકારો મેળવી લઉં.

મેં એ લોકોને પૂછયું, "શું મારા વગર કોઈ બીજા આદમી સાથે પણ મારા જેવો મામલો બન્યો છે?"

તેઓ બોલ્યા, "હા બીજા બે ગૃહસ્થો છે જેઓની સાથે તમારા જ જેવો મામલો બન્યો છે. તેઓએ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તેવું જ કહ્યું જેવું તમે કહ્યું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને પણ તેવું જ ફરમાવી દીધું જેવું તમને ફરમાવી દીધું."

મેં પૂછયું, "એ બે ગૃહસ્થો કોણ છે ?"

તેઓ બોલ્યા, "બનૂ અમ્ર બિન ઔફવાળા મુરારહ બિન રબીઅ અને બીજા હિલાલ બિન અબૂ ઉમૈયહ વાકિફી."

મતલબ કે તેઓએ મને આ બે ગૃહસ્થોના નામો બતાવ્યાં જેઓનો નેક અમલ નમૂનેદાર ગણાતો હતો. એમના નામો સાંભળીને હું ખામોશ થઈ રહ્યો. મેં વિચાર્યું, "બંને બહુ નેક બંદાઓ છે. જે અંજામ એમનો આવશે એ મારો આવશે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમારા ત્રાણેની સાથે લોકોને બોલવાની કે સલામ-કલામ કરવાની મના ફરમાવી દીધી હતી. આપના ફરમાન મુજબ લોકો અમારાથી આઘા રહેવા લાગ્યા. સલામ--કલામ કરવાનું સદંતર બંધ કરી દીધું. જાણે કે અમારાથી તેઓ છેક અંજાણ્યા બની ગયા છે. પછી તો મામલો એટલી હદે પુગી ગયો કે મારા માટે મદીનહની આ ધરતી અજાણી બની ગઈ. અરે હું પોતે પોતાને માટે અજાણો બની ગયો. હવે મદીનહની તે ધરતી જ ન હતી જેનાથી હું ટેવાયેલો હતો. લાગલગાટ પચાસ રાતો એજ દશામાં અમારી ઉપર કિયામત બનીને વીતી ગઈ."

**એક ઇબ્રતનાક ઘટના**————"રહી ગયા મારા બીજા બે સાથીઓ તો તેઓ પોતપોતાના ઘરોમાં ભરાઈ રહ્યા. મારો મામલો એવો હતો કે હું તેઓ કરતાં વયમાં નાનો હતો. સ્વાભાવે જોશીલો કે સાહસિક હતો. હિંમત કરીને ઘરમાંથી નીકળી પડતો. મુસલમાનોમાં ભેળસેળ થઈ જતો. બજારોમાં લટાર મારતો પણ કોઈ મારી સાથે વાતચીત કરવાનું રવાદાર ન હતું. હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પણ હાજર થતો. આપની પાછળ નમાઝમાં ઊભો થઈ જતો. આપ નમાઝ માટે મસ્જિદમાં પધારતા તો હું આપને સલામ કરતો અને પછી જોતો કે આપે મારી સલામનો જવાબ આપવા પોતાના મુબારક હોઠો હલાવ્યા કે નહિ. પછી હું આપની બેઠક પાસે નમાઝ માટે ઊભો થઈ જતો અને આપની તરફ ત્રાંસી નજરે જોવા લાગતો. જ્યારે હું નમાઝનો કોલ બાંધીને નમાઝ શરૂ કરી દેતો ત્યારે આપ મને જોવા લાગતા અને જ્યારે મારી ત્રાંસી નજર આપના ઉપર પડતી તો આપ પોતાનો નૂરાની મુખડો ફેરવી લેતા.

અંતે જ્યારે લોકોની આ ઠંડી લાગણી લંબાતી જ ચાલી તો હું અકળાઈ ગયો અને એક દિવસે કંટાળીને અબૂ કતાદહના બગીચાની દીવાર પર ચઢી ગયો. અબૂ કતાદહ મારા કાકાભાઈ હતા અને મને સૌથી વધુ વહાલા હતા. મેં તેમને સલામ કરી પણ વલ્લાહ તેમણે મારી સલામનો જવાબ નહિ આપ્યો.

મેં તેમને કહ્યું, "અબૂ કતાદહ ! હું તમને અલ્લાહના સોગંદ આપીને પૂછું છું. શું તમે નથી જાણતા કે હું અલ્લાહ અને તેના રસૂલનો સાચો પ્રેમી છું ?"

મગર અબૂ કતાદહ તો ખામોશ જ રહ્યા. મેં બીજીવાર કસમ આપીને એજ સવાલ કર્યો. આ વેળા પણ તેમણે ખામોશી જ ગ્રહણ કરી. ત્યારે ત્રીજીવાર કસમ આપીને મેં તેમને એજ સવાલ કર્યો. જવાબમાં તેઓ આકાશ તરફ મુખ કરીને આટલું જ બોલ્યા, "અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણે છે."

આ સાંભળીને મારૂં હૈયું વલોવાય ગયું. મારી આંખોમાંથી આંસુઓની ધારા ફૂટી નીકળી. બળતા દિલે રડતો કકળતો હું ત્યાંથી ચાલ્યો આવ્યો."

**ગસ્સાનના બાદશાહનો કાગળ**————"સવાર પડી તો હું બજારમાં નીકળ્યો. તરંગોમાં ગોથાં ખાતો ચાલ્યો જતો હતો એટલામાં શું જોઉં છું કે એક નબતી શખ્સ, જે સીરિયાના ઇલાકાનો વતની હતો અને એવા લોકોમાંથી હતો જેઓ મદીનહમાં આવીને ઘઉં અને તેલનો વેપાર કરતા હતા. એ માણસ બજારમાં લોકોને મારા વિષે પૂછી રહ્યો છે અને કહી રહ્યો છે :" કઅબ બિન માલિકનું ઠામઠેકાણું બતાવનાર છે કોઈ?"

લોકોએ મારી તરફ આંગળી ચીંધીને ઇશારો કરી દીધો. લાગલો જ એ માણસ મારી પાસે આવ્યો. કઅબ બિન માલિક હું પોતે છું તેની ખાતરી કરીને તેણે ગસ્સાનના બાદશાહનો એક કાગળ મારા હાથમાં થમાવી દીધો. મેં જોયું તો કાગળ રેશમી કાપડના એક ટુકડા પર લખેલો હતો. મેં તેને વાંચ્યો તો લખાણ આ પ્રમાણે

હતું :

| | |
|---|---|
| અમ્મા બઅદુ ! | એ પછી ટૂંકમાં લખવાનું કે |
| ફ-ઈન્નહૂ કદ બ-લ-ગ-ના | અમને આ સમાચાર મળ્યા છે કે |
| અન્ન સાહિબ-કા કદ જફાકા. | તમારા સાહેબે તમને તરછોડી કાઢ્યા છે. |
| વલમ યજ-અલ-કલ્લાહુ | જો કે બનાવ્યા નથી અલ્લાહએ તમને |
| બિ-દારે હવાનિન | હલકટ કે તુચ્છ |
| વલા મદ-યઅતિન. | અને ન ખુવાર કે બેકાર. |
| ફલ્હક બિના. | તો ચાલ્યા આવો બેધડક અમારી પાસે. |
| નુવાસિકા. | અમે તમારો લાગણીભર્યો શાનદાર સત્કાર કરીશું. |

એટલે તમે કોઈ હલકટ કક્ષાના કે ઊતરતા દરજ્જાના માણસ નથી. બેકારો પેઠે બજારમાં રખડપટ્ટીઓ કરીને ખુવાર થવાની શી જરૂર છે ? તમે તો બહુ કામના માણસ છો. તમારી દયાજનક દુર્દશાથી અમને બેહદ દુઃખ થયું છે. અમારી પૂરી હમદર્દી કે સહાનુભૂતિ તમારી સાથે છે. માટે મારો આ કાગળ વાંચતાં જ વિના વિલંબે બેધડક અમારા દરબારમાં ચાલ્યા આવો. અમે તમારા રહેવા-સહેવા અને રોજી-રોટીનો તમારી શાનને શોભે તેવો બંદોબસ્ત કરી દઈશું.

ગસ્સાનના બાદશાહનો આ કાગળ વાંચીને હું સમસમી રહ્યો. મેં વિચાર્યું, એ પણ મારા માટે એક આફત, એક બલા કે કસોટી છે. જે સંકટમાં હું સપડાયો છું તેણે મને એટલી હદે પહોંચાડી દીધો કે એક મુશરિક બાદશાહ મને પોતાનો બનાવી લેવાના પેંતરા રચવા લાગી ગયો !

મેં ગસ્સાની બાદશાહનો આ કાગળ ચૂલામાં ઝોંકીને ચૂલાની આગ ભડકાવી દીધી.''

**બીબીથી અલગ રહેવાનું ફરમાન**————''મતલબ કે મારે માથે પનોતીની આ દશા લગાતાર ચાલુ રહી ત્યાં સુધી કે જ્યારે પચાસ રાતોમાંથી ચાલીસ રાતો વીતી ગઈ તો શું જોઉં છું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાસિદ મારા ઘર તરફ આવી રહ્યો છે. આવતાં જ તેણે કહ્યું, ''રસૂલુલ્લાહ તમને આ વાતનો હુકમ ફરમાવે છે કે પોતાની બીબીથી અલાહેદગી ગ્રહણ કરી લો.''

''શું બીબીને તલાક આપી દઉં ?'' મેં પૂછ્યું.

કાસિદ બોલ્યો, ''નહિ ફક્ત બીબીથી અલગ વસવાટ ગ્રહણ કરો. તેની નિકટ પણ નહિ જાવ.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાસિદે મારા બીજા બે સાથીઓને પણ એજ સંદેશો પહોંચાડી દીધો.

બીબી પાસે જઈને મેં કહ્યું, ''હે બીબી ! તમે તમારા માવતરે સિધાવો અને અલ્લાહ જ્યાં સુધી આ મામલાનો ફેસલો નહિ કરે, માબાપના જ ઘરમાં રહો.''

મારા બે સાથીઓને પણ એવો જ હુકમ મળ્યો હતો. એમાંથી હિલાલ બિન ઉમૈયહના બીબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયાં. અરજ કરી, ''યા રસુલલ્લાહ ! હિલાલ બિલકુલ બુઢ્ઢા આદમી છે. કોઈ ચાકર પણ એમની પાસે નથી. શું આપ પસંદ ફરમાવશો કે હું એમની સેવા કરતી રહું ?''

આપે ફરમાવ્યું, "ના, ના, એમના સહવાસમાં જવું નહિ."

બીબી બોલ્યાં, "યા રસૂલલ્લાહ ! એ તો બિલકુલ બુઢ્ઢા માણસ છે અને જ્યારથી આ મામલો બન્યો છે, સતત રડતા રહે છે અને આજે પણ રડી રહ્યા છે. મને તો એમની આંખોની રોશની ચાલી જવાનો અંદેશો છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હિલાલના બીબીને પરવાનગી આપી દીધી.

હઝરત કઅબ બિન માલિકે પોતાની કથા ચાલુ રાખતાં ઉમેર્યું, "મારાં અમુક ઘરવાળાંએ મને પણ કહ્યું, "કઅબ ! તમે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઈને તમારી બીબી માટે પરવાનગી મેળવી લાવો. આખર હિલાલ બિન ઉમૈયહની સેવા માટે તેમની બીબીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પરવાનગી આપી જ દીધી છે."

મેં તેઓને કહ્યું, "મારી બીબી માટે કદી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગી નહિ માગું. ખબર નહિ, આ મામલો અંગે આપનો શું જવાબ હોય ? વળી હું જવાન આદમી છું. કેવી રીતે પરવાનગી માગી શકું ?"

**અલ્લાહ તરફથી માફીની બશારત**————"એ પછી અમે લોકો બીજા દસ દિવસો સુધી એજ અધ્ધર હાલતમાં લટકતા રહ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકો સાથેની વાતચીત અંગે અમારા ઉપર જે પાબંદી મૂકી હતી તેને પચાસ દિવસો થઈ ગયા હતા. જ્યારે પચાસ દિવસો મુકમ્મલ થઈ ગયા તો એ પચાસમી રાતની સવારે મેં ફજરની નમાઝ મારા ઘરની છત પર એવી હાલતમાં પઢી જેનું વર્ણન અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું છે.

સાચું કહું તો અલ્લાહની ધરતી વિશાળ હોવા છતાં અમારા પર સાંકળી બની ગઈ હતી. મારો શ્વાસ રૂંધાઈ રહ્યો હતો અને જીવનથી હું કંટાળી ગયો હતો. મેં "એલવા" નામે એક ઝાડના થડ પર મંચ બનાવી લીધો હતો અને પચાસમી રાતે એજ મંચ પર બેઠેલો હતો ત્યાં તો થડની પાછળથી કોઈ પોકારનારનો જોરદાર હાકલો સંભળાયો. તે કહી રહ્યો હતો :

"યા કઅબબ્ન માલિક ! અબશિર !"હે કઅબ બિન માલિક ! સાંભળી લે તારા માટે ખુશખબરી છે.

આ સાંભળતાં જ હું અલ્લાહની બારગાહમાં સિજદામાં પડી ગયો અને સમજી ગયો કે અંતે અલ્લાહ તરફથી છુટકારાની પળ આવી લાગી."

**મુબારકબાદ અને ધન્યવાદ**————હઝરત કઅબ બિન માલિક ઉમેરે છે : "એ દિવસે ફજર ની નમાઝથી ફારિગ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો નૂરાની ચેહરો નમાઝીઓ તરફ કરીને ફરમાવ્યું,"ત્રણે ગૃહસ્થો માટે અલ્લાહ તરફથી માફીની બશારત મળી ગઈ છે અને અલ્લાહ તઆલાએ તેઓની તોબા કબૂલ કરી લીધી છે."

આ ખુશખબર સાંભળતાં જ લોકો મને અને મારા સાથીઓને વધામણી આપવા દોડી પડયા. બનૂ અસલમના એક ગૃહસ્થ મુજ તરફ દોડયા. તેઓ પોતાના ઘોડાને એડ મારીને ઘોડો દોડાવતા એક પહાડી પર

ચઢી ગયા અને ત્યાંથી જ બૂમ મારીને બોલ્યા, "હે કઅબ ! તમને માફી મળી ગઈ છે. ધન્યવાદ હો !"

ઘોડો મારી પાસે આવે તે પહેલાં તેમનો અવાજ મારા કાને પહોંચી ગયો. પછી જ્યારે એ ગૃહસ્થ ધન્યવાદ પોકારતા મારી પાસે આવી લાગ્યા તો ખુશાલીના આવેગમાં મેં મારો પહેરેલો પોશાક કાઢીને તેમને ઇનામમાં આપી દીધો.તે વેળા બીજો પોશાક મારી પાસે હતો નહિ જેથી એક ગૃહસ્થ પાસેથી ઉછીનો પોશાક લઇને મેં પહેરી લીધો. અને એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવાના વિચારે હું ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં લોકો ચોતરફથી મને ધન્યવાદ અને મુબારકબાદના પોકારોથી વધાવી લેવા લાગ્યા. તેઓ કહેતા હતા, "કઅબ ! અલ્લાહ તરફથી મળેલી માફી મુબારક હો !"

**હઝરત કઅબ દરબારે-નબવીમાં——————**"હું મસ્જિદમાં દાખલ થઇ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બિરાજમાન હતા. આપની ચારે તરફ લોકો બા-અદબ બેઠેલા હતા. મને આવેલો જોઇને તલહા બિન ઉબૈદુલ્લાહ ઊભા થઇ ગયા. તેમણે મને સલામ કરી અને પછી મુબારકબાદ આપી. અલ્લાહના સોગંદ, તલહા વગર મુહાજિરીનમાંથી બીજો કોઇ મારા માટે ઊભો થયો નહિ. તલહાનો આ ઉપકાર હું જીવનભર ભૂલી શકું નહિ.

દરબારમાં હાજર થઇને મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સલામ કરી. આપે ફરમાવ્યું, "હે કઅબ ! ખુશ થઇ જાવ. તમારા માતાજીએ તમને જનમ આપ્યો ત્યારથી લઇને આજ સુધી આટલી ખુશાલીનો દિવસ તમારા માટે કયારેય આવ્યો નહિ હોય. માટે તમારા જીવનના આ સૌથી ઉત્તમ દિવસની હું તમને મુબારકબાદ આપું છું."

મેં પૂછયું, "યા રસૂલલ્લાહ ! આ વધામણી આપના તરફથી છે કે અલ્લાહ તરફથી ?"

"અલ્લાહ તરફથી." આપે ફરમાવ્યું.

જે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મને ધન્યવાદ આપતા હતા, આપનો મુબારક ચેહરો ચઉદમીના ચાંદ પેઠે ઝગમગી રહ્યો હતો. આનંદ કે ખુશાલીના અવસરે આપનો નૂરાની ચેહરો એજ મુજબ ઝગમગી ઊઠતો હતો એ વાત અમે સારી રીતે જાણતા હતા.

આપની સામે અદબપૂર્વક બેસીને મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અલાહ તઆલાએ મારી તોબા કબૂલ કરી લીધી અને મને માફી આપી દીધી તેના આભાર રૂપે હું મારી તમામ માલ-મિલકત, મારી તમામ જાયદાદ અલ્લાહ અને તેના રસૂલના રાહમાં દાનમાં આપીને, દુનિયાની આ ઝંઝટથી છુટકારો કરી લેવા માગું છું. આપ શું ફરમાવો છો ?"

આપે ફરમાવ્યું, "તમારી અમુક જાયદાદ તમારા પોતાને માટે રાખી લો. તમારા માટે એજ બહેતર છે."

મેં અરજ કરી, "ખયબરમાં જે મારો ભાગ છે તેને હું રાખી લઉં છું. બાકીની બધી જાયદાદ અલ્લાહના રાહમાં વકફ કરૂં છું. યા રસૂલલ્લાહ ! મારી સચ્ચાઇના કારણે અલ્લાહ તઆલાએ મારો છુટકારો કર્યો, તો મારી તોબાની એટલી અસર તો હોવી જોઇએ કે જીવતો રહું ત્યાં સુધી સાચું જ બોલતો રહું અને હવે સદા સાચું જ બોલવાની હું પ્રતિજ્ઞા લઉં છું."

હઝરત કઅબનું બયાન છે : "જ્યારથી મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે સાચું બોલવાની પ્રતિજ્ઞા લીધી ત્યારથી અલ્લાહના સોગંદ, મારી પેઠે સચ્ચાઈની કસોટીમાં સપડાયેલા કોઈ પણ માણસને મેં મારા કરતાં બેહતર જોયો નથી. સોગંદ છે અલ્લાહના, એ પછી આજ દિન સુધી કદી જૂઠું બોલવાની કલ્પના સુધ્ધાં મેં કરી નથી. ભવિષ્યમાં પણ દ્રઢ આશા છે કે અલ્લાહ તઆલા જૂઠના ગંદા પાપથી મારૂં રક્ષણ કરશે."

ઇબ્ને ઇસ્હાક કહે છે : આ ઘટના અંગે અલ્લાહ તઆલાએ આ આયતો નાઝિલ ફરમાવી : "લકત્-તાબલ્લાહુ અલન-નબિય્યિ વલ-મુહાજિરીન વલ-અનસાર........"

> "બેશક અલ્લાહ મહેરબાન થયો નબી પર અને મુહાજિરીન પર અને અનસાર પર જેઓ નબીની પડખે રહયા સખ્તીની પળોમાં, એ પછી કે તેઓમાંથી થોડાકના દિલ ફરી જવાની અણી પર હતા. પછી તેઓ પર તેણે કૃપા કરી. બેશક અલ્લાહ એ સૌના ઉપર ઘણો માયાળુ-દયાળુ છે.
>
> "અને પેલા ત્રણ શખ્સો પર પણ મહેરબાની કીધી જેઓનો મામલો મુલતવી રાખવામાં આવ્યો એટલે સુધી કે જ્યારે તેઓ પર ધરતી વિશાળ હોવા છતાં તંગ થવા લાગી અને તેઓ પોતાની જાનોથી પણ તંગ આવી ગયા અને તેઓને થયું કે અલ્લાહની પકડથી કોઈ બચાવી શકતું નથી. પરંતુ તેની જ તરફ (પનાહ લેવામાં બચાવ છે) તો અલ્લાહએ તેઓ પર કૃપા કરી કે જેથી તેઓ તોબા કરે. બેશક અલ્લાહ ઘણો મહેરબાન-દયાળુ છે."[1]

**સચ્ચાઇના પ્રતાપે મળેલી સરફરાઝી**——————હઝરત કઅબ બિન માલિક કહે છેઃ "અલ્લાહના સોગંદ ! જ્યારથી અલ્લાહ તઆલાએ મને ઇસ્લામના સીધા રસ્તે લગાડયો, કોઈ એવી નેઅમતથી મને કદી સરફરાઝ નથી કર્યો, જે મારી માન્યતામાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે સાચું બોલવાની નેઅમતથી ચઢિયાતી હોય. તે વેળાની આકરી કસોટીની પળોમાં મક્કમ રહીને મેં જૂઠનો બિલકુલ આસરો નહિ લીધો, નકર હું પણ જૂઠું બોલીને તેવી જ રીતે હલાક થઈ જાત જેવી રીતે મુનાફિક લોકો જૂઠનો આસરો લઈને હલાક થઈ ગયા. એટલે જ અલ્લાહ તઆલાએ એ અંગે જે આયતો કુર્આનમાં નાઝિલ ફરમાવી અને જૂઠું બોલનારાઓ માટે જે કડક શબ્દો ફરમાવ્યા તેનાથી વિશેષ કડક શબ્દો અન્ય કોઈ માટે નહિ ફરમાવ્યા. જેમકેઃ

| | |
|---|---|
| ફ-અઅરિદૂ અન્હુમ | તો હે નબી ! તમે તેઓને તેઓની હાલત પર છોડી દો |
| ઇન્નહુમ રિજ્સુંવ | બેશક તે લોકો પલીદ છે |
| વ મઅવા હુમ જહન્નમ | અને તેઓનું ઠેકાણું જહન્નમ છે; |
| જઝાઅમ બિમા કાનૂ યકસિબૂન. | તે કરતૂતોને બદલે જે તેઓ કરતા હતા. |
| યહ-લિફૂન લકુમ | તે લોકો તમારી સામે કસમો ખાશે |
| લિ-તરદવ અન્હુમ | કે જેથી તમે તેઓથી રાજી થઈ જાવ. |
| ફઇન તરદવ અન્હુમ | અગર તમે તેઓથી રાજી થઈ પણ ગયા |

૧. સૂરએ-તવબહ પારહ ૧૧ આયત ૧૧૭-૧૧૮

| | |
|---|---|
| ફઈન-નલ્લાહ લા યરદા | તો યે અલ્લાહ રાજી થવાનો નથી |
| અનિલ કવમિલ ફાસિકીન. | એવા નાફરમાન લોકોથી. [૧] |

હઝરત કઅબ કહે છે : "અમારા ત્રણેમાંથી કોઈ પણ હોય, અમારો મામલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે સોગંદપૂર્વક જૂઠું બોલીને છૂટી જનારાઓના મામલાથી અલગ કરી લેવામાં આવ્યો અને ત્યાં સુધી મુલતવી રાખવામાં આવ્યો જ્યાં સુધી કે ખુદ અલ્લાહ તઆલાએ તેનો ફેસલો નહિ ફરમાવી દીધો. પછી અલ્લાહ તઆલાએ અમારા મામલા અંગે ફરમાવ્યું :

"વ અલસ-સલા - સતિલ - લઝીન ખુલ-લિફૂ"

"અને તે ત્રણ જાણાઓ પર અલ્લાહએ કૃપા કરી જેઓ પાછળ રહી ગયા."

અલ્લાહ તઆલાએ અમારો મામલો મુલતવી રાખવાનો કુર્આનમાં જે ઉલ્લેખ કર્યો તે એટલા કારણે નહિ કે, અમે જિહાદથી પાછળ પડી ગયા હતા, બલકે એટલા કારણે કે, અમે મુનાફિકો પેઠે જૂઠી કસમો ખાયને બહાના કાઢવા દોડી નહિ ગયા હતા જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમારો મામલો મુનાફિકોથી અલગ તારવી લઈને અલ્લાહનો ફેસલો આવે ત્યાં સુધી મુલતવી ફરમાવી દીધો. એ પછી અલ્લાહ તઆલાએ અમારી તોબા કબૂલ કરી લીધી અને અમને માફી આપી દીધી.

એથી વિરૂધ્ધ મુનાફિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં દોડી જઈને જૂઠું બોલ્યા. જૂઠી કસમો ખાધી. ખોટાં બહાના બનાવ્યાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ જાહેરી રીતે તેઓની કસમોને આધારે તેઓના બહાના માન્ય રાખીને તેઓના બાતિનને અલ્લાહને હવાલે કર્યું અને તેઓ માટે બારગાહે-ઈલાહીમાં મગફિરતની દુઆ માગી.

---

૧. સૂરએ-તવબહ પા. ૧૧ આયત ૯૫-૯૬

# પ્રકરણ ૧૪૭

# તાઈફનું મંડળ દરબારે - નબવીમાં

(રમઝાન ૯ હિજરી)

ઉર્વહ બિન મસઊદનો ઈસ્લામ ● હઝરત ઉર્વહની શહાદત ● સકીફના લોકો ઈસ્લામના ચરણોમાં ● અમ્ર બિન ઉમૈયહ અને અબ્દે-યાલીલ ● તાઈફનું મંડળ દરબારે-નબવીમાં ● મંડળની દરબારે-રસૂલમાં હાજરી ● મંડળના સભ્યોનો ભાવભીનો સત્કાર ● મંડળના સભ્યોની માગણીઓ ● ઉસમાન બિન અબીલ-આસની સરદારી ● મંડળના સભ્યો અને રમઝાનના રોઝહ ● ઈમામને ટૂંકી નમાઝનો હુકમ ● બનૂ સકીફની ''તાગિયહ''નો ધ્વંસ ● અબૂ મુલૈહ અને કારિબની કહાણી ● મૂર્તિના ખઝાનામાંથી કરજની અદાયગી ● બનૂ સકીફ માટેનું લખાણ.

**ઉર્વહ બિન મસઊદનો ઈસ્લામ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માહે રમઝાન ૮ હિજરીમાં તબૂકથી કૂચ કરીને મદીનહ વાપસ પધાર્યા તો એજ મહિનામાં તાઈફના સકીફ કબીલાનું મંડળ આપની તહેનાતમાં હાજર થયું. [૧]

મંડળના આગમનનો બનાવ એવો છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે તાઈફનું યુધ્ધ સંકેલી લઈને મદીનહ વાપસ પધારી રહ્યા હતા તો સકીફ કબીલાના સૌથી મોટા સરદાર ઉર્વહ બિન મસઊદ આપની તલાશમાં મારતી સવારીએ નીકળી પડયા અને રસૂલુલ્લાહ અલૈહિ વ સલ્લમ મદીનહ પહોંચે તે પહેલાં રસ્તામાં જ આપની સાથે તેમની મુલાકાત થઈ ગઈ. પરવાનગી મળતાં ઉર્વહ બિન મસઊદ આપના ચરણોમાં હાજર થયા અને એજ વેળા કલિમો પઢીને મુસલમાન બની ગયા.

મુસલમાન બનવા બાદ હઝરત ઉર્વહએ વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! મને મારી કૌમ પાસે પાછા જવાની અને તેઓમાં ઈસ્લામની તબલીગ કરવાની પરવાનગી આપો.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સારી રીતે જાણતા હતા કે સકીફ કબીલાના લોકો વિચિત્ર મનોદશા ધરાવે છે અને તેઓનું કૌમી અભિમાન કે કુફ્નું કટ્ટરવાદી વલણ તેઓને ઈસ્લામથી રોકી રહ્યું છે. જેથી આપે ફરમાવ્યું, ''હે ઉર્વહ ! મારૂં માનો તો તાઈફ પાછા જવાનું માંડી વાળો. તમારી કૌમ તમને કતલ કરી નાખશે.''

---

૧. સન ૯ હિજરીનો રમઝાન મહિનો ૧૨ ડિસેમ્બર ૬૩૦ થી શરૂ થયો. (ઈબ્ને હિશામનો હાશિયો)

હઝરત ઉર્વહએ ગર્વથી કહ્યું, "યા રસૂલલ્લાહ ! મારી કૌમ મને અંતઃકરણથી ચાહે છે. તેની નજરમાં હું કુંવારી કન્યાથી વધારે મહબૂબ છું."

ઇબ્ને હિશામ કહે છે : એક રિવાયતમાં ઉર્વહના શબ્દો "અબકારિ-હિમ" એટલે તેઓની કુંવારી કન્યાઓને બદલે "મિન અબસારિ-હિમ" ટાંકેલી છે એટલે તેઓની આંખોથી પણ વધારે હું તેઓને વ્હાલો છું.

**હઝરત ઉર્વહની શહાદત**———ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉર્વહ બિન મસઊદ સાચેસાચ પોતાની કૌમના બેહદ માનીતા, લાડીલા અને લોકપ્રિય સરદાર હતા. એમની દરેક વાત સત્તાવાર રીતે માની લેવામાં આવતી હતી. એમનો જવાબ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખામોશ થઇ ગયા અને હઝરત ઉર્વહ એવા આત્મવિશ્વાસથી પોતાના ઘરે વાપસ થયા કે મારી કૌમ મને અને મારા ઇસ્લામને દિલોજાનથી વધાવી લેશે અને ઇસ્લામના આમંત્રણને રાજીખુશીથી સ્વીકારી લેશે.

હઝરત ઉર્વહ ઉત્સાહભેર તાઇફ પહોંચી ગયા. સૌથી પહેલાં પોતાના મહેલની અગાશી પર ચઢી ગયા અને પોતાની કૌમમાં લલકારીને પોતાના ઇસ્લામની જાહેરાત કરી અને સાથે જ લોકોને ઇસ્લામ સ્વીકારી લેવાની દઅવત આપવા માંડી. પણ આ દઅવતનું પાસું અણધારેલી રીતે ઊલટું પડયું. ઇસ્લામનું નામ સાંભળીને લોકોમાં ખલબલી મચી રહી. તેઓએ જોતજોતામાં હઝરત ઉર્વહને ઘેરી લઇને ચોતરફથી તીરોની વૃષ્ટિ કરી મૂકી. એમાંના એક તીરે હઝરત ઉર્વહને વીંધી નાખીને એમનું કામ તમામ કરી નાખ્યું.

સકીફ કબીલાની શાખ બનૂ માલિકના લોકોનું કહેવું છે કે ઉર્વહ બિન મસઊદને અમારા કબીલાના એક માણસે મારી નાખ્યા. લોકો એને ઔસ બિન ઔફ નામે બોલાવતા હતા. એ બનૂ સાલિમ બિન માલિકનો ભાઇબંધ ગણાતો હતો. એથી વિરૂધ્ધ ભાઇબંધ કબાઇલીઓનું કહેવું છે કે ઉર્વહ બિન મસઊદને અમારા એક માણસે કતલ કર્યા હતા જેનું નામ વહબ બિન જાબિર હતું અને તે બનૂ અત્તાબ બિન માલિકમાંથી હતો.

આ બાબત અંગે છેલ્લી પળોમાં હઝરત ઉર્વહ બિન મસઊદને પૂછવામાં આવ્યું, "મા તરા ફી દમિક?" તમારી હત્યા વિષે તમારૂં શું કહેવું છે ?

જવાબ આપ્યો, "આ તે માન-ઇકરામ છે જેનાથી અલ્લાહ તઆલાએ મને વધાવી લીધો છે. આ તે શહીદોનો મરતબો છે જેની તરફ અલ્લાહ મને ખેંચી લાવ્યો છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શહીદ થયેલા બીજા સાથીઓ પેઠે હું પણ શહીદ થયો છું. મારી હત્યા વિષે તેજ નિર્ણય લેજો જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે અહીં આવીને શહીદ થયેલા સહાબા અંગે લેવામાં આવ્યો છે અને જે સ્થળે તેઓને દફન કરવામાં આવ્યા છે ત્યાં જ મને પણ દફન કરજો."

લોકોએ હઝરત ઉર્વહ બિન મસઊદને તેજ સ્થળે દફન કર્યા જયાં દફન થવાની તેમણે છેલ્લી પળોમાં વસિયત ફરમાવી હતી. [1]

---

૧. હઝરત ઉર્વહ બિન મસઊદ સકફી રદિયલ્લાહુ અન્હુ અરબના ચાર પંકાયેલા રાજકારણીઓમાંથી એક હતા જેઓના નામ આ છે : (૧) હઝરત અમીર મુઆવિયહ બિન અબૂ સુફયાન રદિયલ્લાહુ અન્હુ (૨) હઝરત અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુ (૩) હઝરત મુગીરહ બિન શુઅબહ સકફી રદિયલ્લાહુ અન્હુ (૪) હઝરત ઉર્વહ બિન મસઊદ સકફી રદિયલ્લાહુ અન્હુ. વળી એવા બે મહાન માણસોમાંથી પણ એક હતા જેમના વિષે મુશરિકોએ કહ્યું હતું : "આ કુર્આન બંને વસતિઓના કોઇ મહાન માણસ પર કેમ ઉતારવામાં નહિ આવ્યું ?" બંને વસતિઓ એટલે મક્કહ અને તાઇફ. મક્કહનો મહાન માણસ વલીદ બિન મુગીરહ (હઝરત ખાલિદનો બાપ) અને તાઇફના મહાન માણસ હઝરત ઉર્વહ બિન મસઊદ સકફી જેઓ સુલ્હે-હુદૈબિયહ વેળા પણ કુરૈશના એલચી બનીને આવ્યા હતા. "હ"

સલ્લમએ ફરમાવ્યું, "ઉર્વહનો દાખલો તેની કૌમમાં તે ગૃહસ્થ જેવો બની ગયો જેનું વર્ણન અલ્લાહ તઆલાએ સૂરએ-યાસીનમાં કર્યું છે."

**સ઼કીફના લોકો ઈસ્લામના ચરણોમાં**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉર્વહ બિન મસઊદને શહીદ કરવાના થોડા મહિના સુધી સ઼કીફ કબીલાના લોકો મૂંગામંતર બનીને બેસી રહ્યા. એ પછી હકીકતનું ભાન થતાં તેઓએ તાકીદની સભા બોલાવી. લાંબી ચર્ચા-વિચારણાને અંતે સર્વાનુમતે નિર્ણય લેવામાં આવ્યો કે, આજુબાજુના પ્રદેશોમાં વસનારા બધા અરબો મુસલમાન બની ગયા છે. હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુકાબલો કરવાનું આપણામાં બળ રહ્યું નથી. માટે પૂરી કૌમે સામૂહિક રીતે ઈસ્લામ કબૂલ કરી લેવો જોઈએ. ઠરાવ અનુસાર ટૂંકમાં જ તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને આપના મુબારક હાથ પર બૈઅત કરીને મુસલમાન બની ગયા.

મને યઅકૂબ બિન ઉત્બહ બિન મુગીરહ બિન અખનસે કહ્યું કે, તાઈફના અગ્રણીઓમાંથી અમ્ર બિન ઉમૈયહ અલ્લાજી અને અબ્દે-યાલીલ બિન અમ્ર વચ્ચે ઝગડો થવાથી બોલાચાલી બંધ હતી. બંને એકબીજાનું મોઢું જોવાના રવાદાર ન હતા. અમ્ર બિન ઉમૈયહ અરબના પંકાયેલા યુકિતબાજોમાંથી હતો. રાજરમત અને જોડતોડની કળામાં પારંગત હતો. એક દિવસે અમ્ર પોતાના માણસ સાથે અબ્દે-યાલીલના બારણે જઈને ઊભો થઈ ગયો અને કહેણ મોકલાવી, "અમ્ર બિન ઉમૈયા બારણે હાજર છે. આપને મળવા માગે છે. કૃપા કરી ઘરમાંથી નીકળીને બહાર આવો."

અબ્દે-યાલીલએ ચોંકીને કહેણ લાવનારને પૂછ્યું, "અલ્યા તારૂં બુરૂં થાય, શું અમ્ર બિન ઉમૈયહએ તને મોકલ્યો છે ?"

તે બોલ્યો, "હા સાહેબ ! તે તો ક્યારના તમારા બારણે ઊભેલા છે."

અબ્દે-યાલીલ બેહદ તઅજજુબ પામી ગયો. તેના ખ્વાબો-ખ્યાલમાં પણ ન હતું કે અમ્ર બિન ઉમૈયહ જેવો યુકિતબાજ માણસ સામે ચાલીને તેના બારણે આવી શકે છે. તરત જ ઝપાટાભેર ઘરમાંથી નીકળી આવ્યો. અમ્રને જોતાં જ તેને ભેટી પડયો અને મરહબા કે ભલે પધારો કહીને તેને આવકાર આપ્યો.

**અમ્ર બિન ઉમૈયહ અને અબ્દે-યાલીલ**——————અમ્ર બિન ઉમૈયહએ વાતચીતની શરૂઆત કરી, "ભાઈ સાહેબ ! સંજોગોએ એવો પલટો ખાધો છે કે હવે આપણી વચ્ચે અબોલાં નહિ રહેવા જોઈએ. આપણા માનવંતા સરદાર ઉર્વહ બિન મસઊદ સાથે જે કંઈ બન્યું એ તમે જાણો જ છો. બીજી તરફ આખું અરબ મુસલમાન બની ગયું છે. મુહંમદ સાથે લડવાનું હવે આપણામાં બળ રહ્યું નથી. હવે તો બધાએ ભેગા મળીને એકબીજાની સલાહથી કોઈ ચોક્કસ ફેસલો કરી લેવો જોઈએ. સ઼કીફના કબીલાએ તો પરસ્પરની સલાહથી છેવટનો નિર્ણય લઈ લીધો છે. જોતા નથી હવે ન આપણી જાન સલામત રહી છે ન માલ. આપણો કોઈ માણસ ઘરમાંથી બહાર નીકળ્યો કે તરત કતલ થઈ ગયો. માટે આપણે પણ સ઼કફીના લોકો પેઠે છેવટનો ફેસલો કરી લઈએ તેવો સમય પાકી ગયો છે. સ઼કીફના લોકોએ ઉર્વહને પોતાનો એલચી બનાવીને મુહંમદના દરબારમાં મોકલ્યો હતો. આપણે પણ પોતાનો કોઈ પ્રતિનિધિ મુહંમદના દરબારમાં મોકલવો જોઈએ."

સારાંશ કે અમ્ર બિન ઉમૈયહ પછી સ઼કીફના બીજા આગેવાનોએ પણ અબ્દે-યાલીલ સાથે આ બાબત

અંગે ચર્ચા કરી. હઝરત ઉર્વહ પેઠે અબ્દે-યાલીલ પણ પોતાની કૌમનો માનીતો સરદાર હતો. વળી બંને સરખી ઉંમરના હતા જેથી અબ્દે-યાલીલને જ પ્રતિનિધિ તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં જવાની દરખાસ્ત કરવામાં આવી. પરંતુ અબ્દે-યાલીલએ મદીનહ જવાની ઘસીને ના પાડી દીધી. તેને ધાસ્તી હતી કે ત્યાંથી પાછા ફરતાં તેની કૌમ તેને તેવી જ રીતે મારી નાખશે જેવી રીતે ઉર્વહ બિન મસઊદને તેમની કૌમે મારી નાખ્યા હતા.

અબ્દે-યાલીલ બોલ્યો, ''સાંભળો હે લોકો ! હું હરગિઝ મદીનહ નહિ જાઉં જ્યાં સુધી કે તમે થોડાક માણસોને મારા સંગાથે નહિ મોકલાવો.

**તાઇફનું મંડળ દરબારે-નબવીમાં**——————અબ્દે યાલીલની માગણી માન્ય રાખવામાં આવી. બનૂ સ઼કીફ઼ના સૂત્રધારોએ હલીફ઼ કબીલાઓના બે આગેવાનોને અને બનૂ માલિક કબીલાના ત્રણ અગ્રણીઓને અબ્દે યાલીલ સાથે મોકલવાનું નક્કી કર્યું. આ રીતે કુલ ૬ મોવડીઓનું મંડળ તૈયાર કર્યું. અબ્દે યાલીલની આગેવાની હેઠળ મદીનહ જનારા મંડળના સભ્યોના નામો આ છે :

૧—— હકમ બિન અમ્ર બિન વહબ બિન મુઅત્તબ.

૨—— શરજીલ બિન ગૈલાન બિન સલિમહ બિન મુઅત્તબ.

૩—— બનૂ માલિકમાંથી ઉસ઼માન બિન અબીલ-આસ બિન બિશ્ર બિન અબ્દે દહમાન.

૪—— બનૂ યસારમાંથી ઔસ બિન ઔફ઼.

૫—— બનૂ હારિસ઼માંથી નુમૈર બિન ખરશહ બિન રબીઅહ.

આ મંડળનો અમીર કે આગેવાન અબ્દે યાલીલ પોતે હતો. તેણે આ ગૃહસ્થોને માત્ર એવી બીકે સાથે લીધા હતા કે, મારી સાથે પણ તેવો જ વર્તાવ ન કરવામાં આવે જેવો ઉર્વહ બિન મસઊદ સાથે તેની કૌમે કર્યો હતો. હવે અબ્દે યાલીલના મનને સંતોષ હતો કે મદીનહથી તાઇફ પાછા આવીશું તો મંડળના દરેક સભ્યને પોતપોતાની કૌમનો સહકાર મળી રહેશે.

**મંડળની દરબારે-રસૂલમાં હાજરી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : સારાંશ કે બનૂ સ઼કીફ઼નું આ છ સભ્યોનું મંડળ તાઇફથી ઊપડીને મદીનહની ભાગોળે પહોંચ્યું તો સૌથી પહેલાં જે ગૃહસ્થ સાથે એમની મુલાકાત થઇ તે હઝરત મુગીરહ બિન શુઅબહ હતા. તે વેળા હઝરત મુગીરહ અહીં મદીનહની ભાગોળે આવેલા ''કતાદહ'' નામે બીડમાં પોતાની વારી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટો ચરાવી રહ્યા હતા. આપના ઊંટો ચરાવવા માટે સહાબાનો વારો બંધાયેલો હતો. આજે ઊંટો ચરાવવાનો હઝરત મુગીરહનો વારો હતો.

સ઼કીફ઼ના મંડળને જોતાં જ હઝરત મુગીરહ એટલા ખુશ થઇ ગયા કે ઊંટોને તો તેમણે મંડળના સ઼ભ્યોને હવાલે કર્યા અને પોતે દોડતા મદીનહ ઊપડયા કે જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મંડળના આગમનના સમાચાર આપે. ઊપડવા પહેલાં એમણે મંડળના સભ્યો સાથે થોડીક અગત્યની વાતો કરી લીધી હતી અને જરૂરી માહિતી મેળવી લીધી હતી. [1]

---

૧. હઝરત મુગીરહ બિન શુઅબહ રદિયલ્લાહુ અન્હુ પોતે પણ તાઇફના વતની અને બનૂ સ઼કીફ઼ની કૌમમાંથી હતા. તાઇફના સરદાર હઝરત ઉર્વહ બિન મસઊદના ભત્રીજા થતા હતા. કાકા-ભત્રીજાની ટપાટપીની થોડી વિગત ''સુલ્હે-હુદૈબિયહ''ના પ્રકરણમાં આવી ગઇ છે. ''હ''

હઝરત મુગીરહ દોડતા મદીનહ જઇ રહ્યા હતા. રસ્તામાં હઝરત અબૂબક્ર સિદ્દીક સાથે ભેટો થઇ ગયો. એમને દોડતા જોઇને હઝરત અબૂબક્ર નવાઇ પામી ગયા. પૂછયું, ''મુગીરહ ! કયાં દોડી રહ્યા છો?''

બોલ્યા, ''બનૂ સકીફનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હાથ પર બૈઅત કરીને મુસલમાન બનવા માટે આવેલું છે. તેઓ પોતાની કૌમ માટે, પોતાના શહેર માટે, પોતાની જમીન જાગીર માટે કેટલીક શરતો રજૂ કરીને તેનું લખાણ કરાવવા માગે છે.''

હઝરત અબૂબક્રએ તેમને કહ્યું, ''હે મુગીરહ ! હું તમને અલ્લાહનો વાસ્તો આપું છું. સાંભળો, મારી વિનંતી છે કે તમારે મારાથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં જવું નહિ. મહેરબાની કરીને મને તક આપો કે સૌથી પહેલાં હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ ખુશખબર સંભળાવું.''

હઝરત મુગીરહ રાજીખુશીથી માની ગયા. હઝરત અબૂબક્ર એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! બનૂ સકીફના છ સભ્યોનું મંડળ આપની તહેનાતમાં મુસલમાન બનવા માટે આવેલું છે.''

બીજી તરફ હઝરત મુગીરહ બિન શુઅબહ ત્યાંથી પાછા વળીને બનૂસકીફના મંડળ પાસે પહોંચી ગયા. બપોરથી લઇને સાંજ સુધી તેઓની સાથે બેસી રહયા. તેઓની સાથે ઇસ્લામ અને ઇમાનની વાતો કરતા રહ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં કેવી રીતે હાજર થવું, કેવી રીતે બેસવું , કેવી રીતે સલામ કરવી, કેવી રીતે વાતચીત કરવી તેને લગતો પાઠ તેઓને ભણાવતા રહ્યા. પરંતુ શેઠની શિખામણ ઝાંપા સુધીની કહેવત મુજબ હઝરત મુગીરહએ તેઓને ભણાવેલો, ઇસ્લામી આદાબ અને ઇસ્લામી સંસ્કારોનો આ પાઠ બેકાર ગયો. કેમકે મંડળના સભ્યોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને જાહિલિયતની રૂઢિ મુજબની જ સલામ કરી અને બીજી બાબતોમાં પણ તેવી જ અસભ્ય કે જંગલી મનોદશાનું પ્રદર્શન કર્યું.

**મંડળના સભ્યોનો ભાવભીનો સત્કાર**———ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ સકીફનું મંડળ અબ્દે યાલીલની નેતાગીરી હેઠળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયું તો આપે તેઓના ઉતારા માટે પોતાની મસ્જિદના એક ખૂણામાં તંબૂ તણાવી દીધો.અને જયારે વાટાઘાટની શરૂઆત થઇ તો લોકોના કહેવા મુજબ, મંડળના સભ્યોનું અસભ્ય વર્તન જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી હઝરત ખાલિદ બિન સઇદ બિન આસ વચ્ચે આવી ગયા અને તેઓ મંડળના સભ્યો તથા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વચ્ચે વાતચીતનો વાસ્તો બની ગયા. પછી તો વાટાઘાટની આપ-લે માટે હઝરત ખાલિદ બંને પક્ષે દોડધામ કરતા રહ્યા અને આ સિલસિલો, બનૂ સકીફ માટે લખાણ કરી લેવામાં આવ્યું ત્યાં સુધી ચાલુ રહ્યો.

એ દરમિયાન મંડળના સભ્યોની મનોદશા એવી રહી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી એમની મેહમાની માટે જે ભોજન આવતું હતું તેમાંથી તેઓ ત્યાં સુધી ખાતા ન હતા જયાં સુધી કે હઝરત ખાલિદ બિન સઇદ પોતે તેમાંથી થોડુંક ખાય ન લેતા. તેઓની આ મનોવૃત્તિ કે હઠાગ્રહ ત્યાં સુધી ચાલુ રહ્યો જયાં સુધી કે પોતે મુસલમાન બનીને પોતાની કૌમની શરતોનું લખાણ નહિ કરાવી લીધું.

**મંડળના સભ્યોની માગણીઓ**————મંડળના સભ્યોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ

સલ્લમના દરબારમાં જે માગણીઓ રજૂ કરી તેમાંથી એક માગણી આ હતી કે તેઓના તાઈફના "તાગિયહ"ને (એટલે લાત નામે ભગવાનની મૂર્તિને) ત્રણ વરસ માટે સલામત રહેવા દેવામાં આવે અને ત્રણ વરસ સુધી તેમાં કોઈ તોડફોડ નહિ કરવામાં આવે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની આ માગણીને કબૂલ કરવાનો ઈન્કાર ફરમાવી દીધો.

"વારૂ બે વરસની મુદ્દત આપો."તેઓ બોલ્યા, "અમારા ભગવાનનું બે વરસ સુધી ખંડન નહિ કરવામાં આવે."

આ માગણીનો પણ સ્વીકાર નહિ થતાં તેઓએ એક વરસની મુદ્દત માગી છતાં આપ ઈન્કાર જ ફરમાવતા રહ્યા, ત્યારે તેઓ મુદ્દત ઓછી કરતાં-કરતાં એક મહિના પર આવી ગયા અને બોલ્યા, "વારૂ એક મહિના સુધી તેનો ધ્વંસ નહિ કરવામાં આવે."

"અરે તેનું નામો-નિશાન પણ રહેવા દેવામાં નહિ આવે." આપે ફરમાવી દીધું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : જેમકે દેખીતી રીતે વારંવાર તેઓ પોતાની માગણીને દોહરાવતા રહ્યા. તેનાથી તેઓનો હેતુ ફકત આટલો જ હતો કે, જો મૂર્તિનું તત્કાળ ખંડન કરી નાખવામાં આવે તો બનવા જોગ છે તાઈફના જાહિલો, ગમારો, સાધુબાવાઓ, રૂઢિચુસ્ત પુજારીઓ, ધર્મઝનૂનીઓ, સ્ત્રી-બાળકો ઉશ્કેરાઈને રમખાણ મચાવી દે અને ઉશ્કેરાયેલા લોકો કદાચ મંડળના સભ્યોને પણ જીવતા નહિ રહેવા દે. આ કારણે તેઓ નહિ ચાહતા હતા કે મૂર્તિને તોડીને પોતાની કૌમમાં ખળભળાટ મચાવી દે. અલબત્ત પૂરી કૌમના મુસલમાન બનવા બાદ જયારે લોકો ઈસ્લામી આદેશોનું પાલન કરવા લાગે અને ઈમાનના આગ્રહોનો અમલ કરવા લાગે તે પછી મૂર્તિને તોડી નાખવામાં આવે તો વાંધો નહિ આવે.

પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની આ માગણીને માન્ય રાખવાનો ધરાર ઈન્કાર ફરમાવી દીધો.

મૂર્તિ અને મંદિરનું ખંડન નહિ કરવાની માગણી પછી મંડળના સભ્યોએ કહ્યું, "હે મુહંમદ ! અમને નમાઝ પઢવાથી માફી આપી દો અને સાંભળી લો, અમારા હાથે અમારી મૂર્તિનું ખંડન અમે કદી કરવાના નથી."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "જયાં સુધી તમારા હાથે તમારી મૂર્તિને તોડવાનો સંબંધ છે તેનાથી હું તમને માફી આપું છું. રહી ગઈ નમાઝ અને તેની માફી તો સાંભળી લો, જે મઝહબમાં નમાઝ નથી તે ખોટો મઝહબ છે અને એવા મઝહબમાં કોઈ ભલાઈ નથી. માટે નમાઝની માફી હરગિઝ હું તમને નહિ આપું."

"વારૂ હે મુહંમદ !" મંડળના સભ્યો બોલ્યા, "અમે નમાઝ પઢીશું ભલે એમાં અમારૂં અપમાન હોય કે ભલે એમાં અમારા માટે નામોશી હોય."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુગીરહ બિન શુઅબહ અને હઝરત અબૂ સુફયાન બિન હર્બને મંડળના સભ્યો સાથે તાઈફ જઈને તેઓની "તાગિયહ"(લાત નામે મૂર્તિ અને મંદિર)ને તોડી નાખવાનો હુકમ ફરમાવ્યો.

**ઉસ્માન બિન અબીલ-આસની સરદારી**——————એ પછી મંડળના સભ્યોએ ઇસ્લામ કબૂલ કરી લીધો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને કરારનામાનું લખાણ કરાવી આપ્યું અને મંડળના એક સભ્ય ઉસ્માન બિન અબીલ-આસને તેઓના અમીરની પદવીએ નીમી દીધા. જો કે ઉસ્માન બિન અબીલ-આસ તેઓમાં સૌથી નાની ઉંમરના નવયુવક હતા. અમીર તરીકે એમની નિમણૂક એટલા માટે કરી કે મંડળના સભ્યોમાં એ સૌથી વધુ ચંચળ અને ખંતીલા યુવક હતા. ઇસ્લામની ઠીક સમજણ કેળવવાનો અને કુર્આનનું શિક્ષણ મેળવવાનો એમનો ઉત્સાહ તરી આવતો હતો. હઝરત અબૂબક્રે અરજ કરી,

"યા રસૂલલ્લાહ ! હકીકતમાં મેં આ નવયુવકને આ લોકોમાં ઇસ્લામની સમજણ-શકિત અને કુર્આનની તઅલીમ લેવામાં સૌથી વધુ ઉત્સાહી જોયો છે."

**મંડળના સભ્યો અને રમઝાનના રોઝહ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ સકીફના એજ મંડળના એક સભ્યનું બયાન છે કે, "અમે રમઝાનના મહિનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઇને મુસલમાન બન્યા અને રમઝાન મહિનો ચાલતો રહ્યો ત્યાં સુધી અમે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રોઝહ રાખતા રહ્યા. હઝરત બિલાલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી અમારા માટે ઇફતારી અને સેહરીનું જમણ લાવતા હતા. બિલાલ જયારે સેહરી લઇને આવતા તો અમે કહેતા, "હે બિલાલ ! અમારૂં માનવું છે કે સુબ્હે-સાદિકનો સમય તો થઇ ગયો ?" (સેહરી ખાવાનો સમય વીતી ગયો.)

બિલાલ જવાબ આપતા, "હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સેહરી ખાતાં છોડી આવ્યો છું. સેહરી ખાવામાં ઢીલ કરવાનો આપનો નિયમ છે."

પછી જયારે બિલાલ સાંજે ઇફતારી લઇને આવતા તો અમે કહેતા, "અમારૂં માનવું છે કે સૂરજ હજુ પૂરી રીતે આથમ્યો નથી."

બિલાલ જવાબમાં ફરમાવતા, "હું તમારી પાસે એવા સમયે આવ્યો છું જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઇફતારી કરી લીધી છે." આમ કહીને બિલાલ પોતાનો હાથ પ્યાલામાં નાખતા અને તેમાંથી એક કોળિયો લઇને ખાઇ લેતા.

**ઇમામને ટૂંકી નમાઝનો હુકમ**——————ઇબ્ને ઇસ્હાક કહે છેઃ બનૂ સકીફના મંડળના અમીર હઝરત ઉસ્માન બિન અબીલ-આસનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે મને બનૂ સકીફનો અમીર બનાવીને મોકલાવ્યો તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારાથી જે છેલ્લું વચન લીધું તે આ હતું :

> "હે ઉસ્માન ! નમાઝ હળવી રાખજો (એટલે મુખ્તસર રીતે પઢાવજો.) અને લોકોમાં જે સૌથી વધારે વૃધ્ધ હોય તેનો દાખલો નજર સામે રાખજો. કેમકે નમાઝ પઢનારા લોકોમાં કબીર પણ હોય છે. સગીર પણ હોય છે, ઝઇફ પણ હોય છે, બીમાર પણ હોય છે. અને જરૂરતમંદો કે કામધંધાવાળા પણ હોય છે."

**બનૂ સકીફની "તાગિયહ"નો ધ્વંસ**——————ઇબ્ને ઇસ્હાક કહે છેઃ બનૂ સકીફનું મંડળ પોતાના મામલાઓથી પરવારીને તાઇફ જવા તૈયાર થયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની સાથે

હઝરત અબૂ સુફયાન બિન હર્બ અને હઝરત મુગીરહ બિન શુઅબહને તેઓના "તાગિયહ" (મૂર્તિ-મંદિર)ને તોડી પાડવા મોકલાવી દીધા. [1]

બંને ગૃહસ્થો સકીફના મંડળ સાથે ઊપડીને તાઈફ પહોંચી ગયા. હઝરત મુગીરહએ હઝરત અબૂ સુફયાનને મંદિરના ખંડન માટે આગળ કર્યા કે તેઓ તોડવાની શરૂઆત કરે. પણ અબૂ સુફયાન માન્યા નહિ અને બોલ્યા, "મુગીરહ ! તમે તમારી કૌમમાં આવી ગયા છો માટે પહેલ તમે કરો."

હઝરત અબૂ સુફયાન તોડભાંગના હથિયારો હાથમાં લઈને તૈયાર રહ્યા. હઝરત મુગીરહ મંદિરમાં દાખલ થયા અને ઉપર ચઢીને પાવડાના પ્રહારોથી તેને તોડવા લાગ્યા. તે વેળા હઝરત મુગીરહની કૌમ એટલે બનૂ મુઅત્તબના લોકો તેમના રક્ષણ માટે તેમની ચારે તરફ ગોઠવાઈ ગયા હતા કે જેથી કોઈ તેમને તીરથી વીંધી નહિ નાખે જેમકે હઝરત ઉર્વહ બિન મસઊદને તેમની કૌમે વીંધી નાખ્યા હતા.

આ તરફ બનૂ સકીફની સ્ત્રીઓ ઉઘાડા માથે વાળો પીંખતી અને રોતી ચિલ્લાતી ઘરોમાંથી નીકળી પડી. બધી સ્ત્રીઓ આ શબ્દોમાં કલ્પાંત ગજાવતી હતી :

**લતુબ-કયન્ન દફ્ફાઈ • અસલમ - હર - રૂદદાઈ**

**લમ યુહસિ-નુલ-મિસાઈ.**

દફ્ફાઅ એટલે આફતોથી બચાવનાર કે સંકટોથી રક્ષણ કરનાર દેવી પર ખૂબ રડવું જોઈએ. એને નીચ કે કમીના લોકોએ દુશ્મનને હવાલે કરી દીધી. તલવારોથી તેઓનો મુકાબલો ન કરી શક્યા. [2]

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત મુગીરહ પાવડાના પ્રહારોથી મૂર્તિને તોડતા હતા તે વેળા હઝરત અબૂ સુફયાનના મુખેથી અનાયાસે "અફસોસ ! સદ અફસોસ !" ના ઉદ્‌ગારો સરી પડતા હતા. મૂર્તિને તોડવા બાદ તેમાંથી ઘણી કિમતી વસ્તુઓ અને ઝવેરાત મળી આવ્યું. હઝરત મુગીરહએ આ કિંમતી ખઝાનો હઝરત અબૂ સુફયાન પાસે જમા કરાવી દીધો.

**અબૂ મુલૈહ અને કારિબની કહાણી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : તાઈફના માનવંતા મોટા સરદાર હઝરત ઉર્વહ બિન મસઊદના ઈસ્લામ-સ્વીકાર પછી તેમની કૌમે તેમને શહીદ કરી નાખ્યા તો તેમના પુત્ર અબૂ મુલૈહ બિન ઉર્વહ તથા કારિબ બિન અસવદ બંને જવાનો પોતાની સકીફ કૌમથી છૂટા પડીને અને કદી તેઓને નહિ મળવાનો સંકલ્પ કરીને મદીનહ ચાલ્યા ગયા. [3]

બનૂ સકીફનું મંડળ મદીનહ પહોંચે તે પહેલાં બંને જવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને મુસલમાન બની ગયા. તેઓએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! સકીફ સાથે અમે સંબંધ તોડી નાખ્યો છે. હવે કદી તેની સાથે ભાઈબંધી કે દોસ્તી નહિ રાખીએ."

---

૧. હઝરત મુગીરહ તાઈફના જ વતની હતા અને બનૂ સકીફની શાખ બનૂ મુઅત્તબમાંથી હતા. હઝરત અબૂ સુફયાનના એક બહેનની શાદી તાઈફના સકીફ કબીલામાં થઈ હતી જેથી મૂર્તિના ખંડન માટે એમની પણ વરણી કરવામાં આવી. "હ"

૨. દફ્ફાઅ કે દુફ્ફાઅના અર્થ દફે કરનાર, રૂકાવટ નાખનાર, વિઘ્ન દૂર કરનાર વગેરે થાય છે. અરબના બુતપરસ્તો લાત મર્તિને તમામ આફતો, સંકટો, અલાબલાઓથી રક્ષણ આપનાર દેવી તરીકે પૂજતા હતા જેથી તેને દફ્ફાઅના વિશેષણે સંબોધતા હતા. જેમકે હાથી જેવી સૂંઢ ધરાવનાર ગણપતિની મૂર્તિને કેટલાક મૂર્તિપૂજકો વિઘ્નહર્તા કે મુશ્કિલ-કુશા માનીને તેની પૂજા કરે છે. "હ"

૩. અસવદ બિન મસઊદ અને હઝરત ઉર્વહ બિન મસઊદ બંને સગા ભાઈઓ હતા. અબૂ મુલૈહ હઝરત ઉર્વહના પુત્ર હતા અને કારિબ, અસવદના પુત્ર હતા. (અસિહ-હુસ-સિયર પા.૪૨૨) "હ"

આપે ફરમાવ્યું, "અહીં તમારી ઇચ્છા હોય તેને તમારો ભાઈબંધ કે દોસ્ત બનાવી લો."

બંનેએ જવાબ આપ્યો, "અમે તો ફક્ત અલ્લાહ અને તેના રસૂલને અમારા દોસ્ત બનાવીએ છીએ."

આપે ફરમાવ્યું, "તમારા મામા અબૂ સુફયાન બિન હર્બને તમારા દોસ્ત બનાવી લો."[1]

બંને બોલ્યા, "વારૂ તો અમારા મામા અબૂ સુફયાનને અમે અમારા દોસ્ત બનાવી લીધા."

**મૂર્તિના ખઝાનામાંથી કરજની અદાયગી**————તાઇફવાસીઓના ઇસ્લામ-સ્વીકાર બાદ મૂર્તિના પેટમાંથી મળી આવેલો ખઝાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર કરવામાં આવ્યો તો અબૂ મુલૈહ બિન ઉર્વહએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! "તાગિયહ"ના ખઝાનામાંથી, મારા બાપા ઉર્વહના માથે જે કરજ ઊભેલું છે તેની ચુકવાણી કરાવી દો."

આપે તેમની દરખાસ્ત કબૂલ રાખી તો કારિબ બિન અસવદે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મારા બાપા અસવદનું કરજ પણ અદા કરાવી દો."

આપે ફરમાવ્યું, "તમારો બાપ અસવદ તો કુફ્રની હાલતમાં મરી ગયો છે."

કારિબે કહ્યું, "આપની વાત સાચી છે યા રસૂલલ્લાહ ! પણ આપ મુશરિકોના મુસલમાન બનેલા સગાંઓ સાથે ભલાઈનો વર્તાવ કરો છો. મારો બાપ કાફિર હતો પણ હું મુસલમાન છું. બાપના વારસદાર તરીકે લેણદારો કરજ તો મારી જ પાસે માગશેને !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ સુફયાનને "તાગિયહ"ના માલમાંથી ઉર્વહ અને અસવદ બંનેનું કરજ ચૂકવી આપવાનો હુકમ ફરમાવી દીધો. હઝરત મુગીરહએ મૂર્તિના માલની યોગ્ય વ્યવસ્થા કરી લીધી તો હઝરત અબૂ સુફયાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ બંનેના દેણની ચુકવણી કરી આપી.

**બનૂ સકીફ માટેનું લખાણ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સકીફ માટે નીચેનું લખાણ કરાવી આપ્યું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના રસૂલ મુહંમદ નબી તરફથી આ લખાણ છે મુઅમિનીન માટે.

"અહીંનું ઘાસ અને ઝાડોના લાકડાં નહિ કાપવામાં આવશે, ન અહીંની ભૂમિમાં શિકાર ખેલવામાં આવશે.

જે માણસ એમાંથી કોઈ કામ કરતો મળી આવશે તેને ચાબખાની સજા આપવામાં આવશે અને તેના કપડાં ઉતારી લેવામાં આવશે. પછી જો તે એથીયે આગળ વધી જશે તો તેને પકડીને મુહંમદ નબીની સામે હાજર કરવામાં આવશે. અને આ, અલ્લાહના નબી મુહંમદ રસૂલનો હુકમ છે."

હઝરત ખાલિદ બિન સઈદે વધુમાં લખ્યું :

---

૧. અસવદ બિન મસઊદ અથવા હઝરત ઉર્વહ બિન મસઊદ બંનેમાંથી કોઇ એકની સાથે હઝરત અબૂ સુફયાનના બહેનના લગ્ન થયાં હતાં જેથી અબૂ સુફયાન એમના મામા થતા હતા. (હવાલો ઉપર મુજબ)

"આ લખાણ અલ્લાહના રસૂલ મુહંમદ બિન અબ્દુલ્લાહના હુકમથી ખાલિદ બિન સઈદે લખ્યું છે. કોઇએ રસૂલુલ્લાહના આ ફરમાનનો અનાદર નહિ કરવો જોઇએ અને જો કરશે તો તે પોતાના જ હકમાં નાઇન્સાફી કરશે; તે ઉસૂલની રૂએ જેનો મુહંમદ રસૂલુલ્લાહએ હુકમ આપ્યો છે."

**સંપાદકની નોંધ** : મૂસા બિન ઉકબાનું બયાન છે કે આ મંડળમાં કિનાનહ બિન અબ્દે-યાલીલ પણ શામિલ હતો. માગણીઓની રજૂઆત વેળા તેણે કહ્યું, "હે મુહંમદ ! અમને વ્યભિચારની છૂટ આપો. એના વગર અમને ચાલે એમ નથી."

આપે ફરમાવ્યું, "અલ્લાહ તઆલાએ એને હરામ ઠરાવીને ફરમાવ્યું છે : "લા તક-રબુઝ-ઝિના ઇન્નહૂ કાના ફાહિશહ." એટલે ઝિનાની નિકટ પણ ફટકવું નહિ. એ બહુ ગંદું અને ગોઝારૂં કામ છે."

તે બોલ્યો, "હે મુહંમદ ! અમને વ્યાજની છૂટ આપો. એજ તો અમારી કમાણી છે."

આપે ફરમાવ્યું, "અસલ સરમાયો (મૂળ મૂડી) લઇ લો એ તમારો હક છે. વધારો અલ્લાહએ હરામ ઠરાવ્યો છે: "લા તઅ-કુલુર-રિબા." વ્યાજ ખાવું નહિ.

તે બોલ્યો, "વારૂ તો શરાબની અમને પરવાનગી આપો. કેમકે એ તો અમારી ધરતીનો રસ છે."

આપે ફરમાવ્યું, "એ શયતાનની વસ્તુ છે, હરામ છે, પલીદ અને નાપાક છે. અલ્લાહએ એને "રિજ્સ"કહ્યો છે. "ઇન્નમલ-ખમ્રુ વલ-મયસિરુ રિજ્સુન." બેશક જુગાર અને શરાબ રિજ્સ છે. રિજ્સ એટલે નાપાક, ગંદું, ગોઝારૂં.

સહીહ મુસ્લિમમાં છે કે મંડળના ઇમામ હઝરત ઉસ્માન બિન અબીલ-આસે અરજ કરી, "યા રસૂલલ્લાહ! જ્યારે હું નમાઝ પઢું છું તો મારી નમાઝ અને કિરાઅત વચ્ચે શયતાન આડે આવી જાય છે. (નમાઝમાં મારા વિચારો ભટકવા લાગે છે.) મારે શું કરવું ?"

આપે ફરમાવ્યું, "નમાઝમાં આડે આવનાર એ શયતાનનું નામ "ખિનઝીબ" છે. જ્યારે તમને એવું લાગે તો પૂરી અઉઝુ પઢીને પોતાની ડાબી તરફ થૂથકારી લો." "હઝરત ઉસ્માનનું કથન છે :" મેં એનો અમલ કર્યો તો અલ્લાહએ એ ખિનઝીબ શયતાનને મુજથી દફે કરી દીધો."(અસ્હિહ-હુસ-સિયર પા. ૪૨૩-૪૨૪) સંપાદકની નોંધ પૂરી થઇ.

## પ્રકરણ ૧૪૮

# ઇસ્લામી હજ્જ અને બરાઅતનું એલાન

## (સન ૯ હિજરી)

સૌથી પહેલા અમીરુલ-હજ્જ • મુશરિકો અને સૂરએ-બરાઅત • સૂરએ-બરાઅતની આયતો • સૂરએ-બરાઅતની જાહેરાત • ઇન્નમલ-મુશરિકૂન નજસુન • મુનાફિકોના સરદારનું મરણ • મુનાફિકના જનાઝહની નમાઝ.

**સૌથી પહેલા અમીરુલ-હજ્જ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તબૂકથી વાપસી પછી રમઝાનના બાકીના દિવસો ઉપરાંત શવ્વાલ અને ઝી-કઅદહના પૂરા બે મહિના મદીનહમાં બિરાજમાન રહ્યા. પછી સન ૯ હિજરીના હજ્જ માટે આપે અબૂબક્ર સિદ્દીકને અમીરુલ-હજ્જ બનાવીને મોકલાવ્યા કે જેથી તેઓ મક્કહ જઇને મુસલમાનો માટે હજ્જની વ્યવસ્થા કરે.

બીજી તરફ અરબના મુશરિકો કે મૂર્તિપૂજકો પોતપોતાને સ્થળે પોતાની રીતે હજ્જની વ્યવસ્થા કરી રહ્યા હતા જેમકે તેઓના બાપદાદાથી ચાલ્યું આવતું હતું. મતલબ કે હઝરત અબૂબક્ર સિદ્દીક અને એમની આગેવાની હેઠળ જે મુસલમાનો હજ્જ કરવા માગતા હતા એ બધા મક્કહ રવાના થઇ ગયા. બીજી તરફ અરબભરના મુશરિકો પણ પોતાની નોંખી વ્યવસ્થા કે અગાઉથી કરેલી ગોઠવણ મુજબ ખાનએ-કઅબહના હજ્જ માટે મક્કહ પહોંચી ગયા.

**મુશરિકો અને સૂરએ-બરાઅત**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે અરબના મુશરિકોના જે કરારો કે સુલેહનામા થયાં હતાં તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે :

"કોઇ માણસ ખાનએ-કઅબહમાં દાખલ થવા માગે તેને અટકાવવામાં નહિ આવશે અને ન હરામ મહિનાઓમાં કોઇને ધાકધમકીથી ભયભિત કરવામાં આવશે."

બંને પક્ષો આજ સુધી એ કરારોને વળગી રહ્યા હતા. હવે એ કરારો કે બંધારણોને તોડવા માટે અલ્લાહ તઆલાએ પોતાના કલામે-પાકમાં સૂરએ-બરાઅત (બીજું નામ સૂરએ-તવબહ) નાઝિલ ફરમાવી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અરબના મુશરિકો વચ્ચે થયેલું આ કરારનામું આમ એટલે સામાન્ય પ્રકારનું હતું. એટલે એ કેટલી મુદ્દત માટે છે તેનો કોઇ સમય કે દિવસ નક્કી કરવામાં આવ્યો ન હતો. એથી વિરુદ્ધ અરબના જુદા જુદા કબીલાઓ સાથે જે કરારનામા થયાં હતા. તેમાં મુદ્દત અને તારીખ

નક્કી કરવામાં આવી હતી.

સારાંશ કે આ કરારનામા કે બંધારણોના સંદર્ભમાં અને મદીનહના તે મુનાફિકોના મામલામાં જેઓ, જંગે-તબૂકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે જવાને બદલે પાછળ રહીને પોતાના ઘરોમાં ભરાઈ રહ્યા હતા અને તેઓમાંથી કેટલાકે જે ઝેરીલા કટાક્ષો કે કડવા વેણો ઉચ્ચાર્યા હતા તેઓ અંગે સૂરએ-બરાઅતની આયતો ઉતારવામાં આવી. આ આયતોમાં અલ્લાહ તઆલાએ એ કૌમોના દિલોમાં જે છુપા ભેદો અને મેલા વિચારો છુપાયેલા હતા તેનો પર્દાફાશ કર્યો છે. એ લોકો દિલોમાં જે કંઇ છુપાવતા હતા તેનાથી ઊલટું જીભથી જાહેર કરતા હતા. એમાંથી અમુક એવા લોકો છે જેઓની ઓળખ આપણને બતાવી દેવામાં આવી છે જ્યારે કેટલાક એવા છે જેઓની ઓળખ નક્કી કરવામાં આવી નથી.

**સૂરએ-બરાઅતની આયતો**——————સૂરએ-બરાઅત કે સૂરએ-તવબહની પહેલી આયતમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| બરા-અતુમ મિનલ-લાહિ વ રસૂલિહી | બરાઅત છે અલ્લાહ અને તેના રસૂલ તરફથી, |
| ઈલલ-લઝીન આહત-તુમ | જેઓની સાથે તમારા સામાન્ય કરાર થયા હતા |
| મિનલ-મુશરિકીન. | મુશરિકોમાંથી. [1] |

એટલે જે મુશરિકો સાથે અચોક્કસ મુદ્દતના કરાર થયા હતા હવે તેનાથી છુટકારો મેળવી લેવાની જાહેરાત કરવામાં આવે છે. એ પછીની આયતમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| ફસીહૂ ફિલ-અર્દિ ' | તો હે મુશરિકો ! તમે હરીફરી લો આ ધરતીમાં |
| અર-બઅત અશ-હુરિંવ - વઅ - લમૂ | ચાર મહિના, અને જાણી લો કે તમે |
| અન્નકુમ ગયરુ મુઅજિ-ઝિલ્લાહ. | થકવી શકવાના નથી અલ્લાહને. |
| વ અન્નલ્લાહ મુખ્ઝીલ-કાફિરીન. | અને બેશક અલ્લાહ રૂસ્વા કરનાર છે કાફિરોને. |
| વ અઝાનુમ મિનલ્લાહિ વ | અને જાહેરાત કરવામાં આવે છે અલ્લાહ તરફથી અને |
| રસૂલિહી ઈલન-નાસિ | તેના રસૂલ તરફથી સામાન્ય લોકોને, |
| યવમલ - હજિજલ-અકબરિ | હજજે-અકબરના દિવસે, |
| અન્નલ-લાહ બરીઉમ | કે બેશક અલ્લાહ બેઝાર છે, |
| મિનલ-મુશરિકીન વ રસૂલુહૂ. | મુશરિકોથી અને તેના રસૂલ પણ બેઝાર છે. |
| ફઈન તુબતુમ ફહુવ ખૈરુલ-લકુમ. | જો તમે કુફ્રથી તોબા કરી લો તો બેહતર છે તમારા માટે. |
| વઈન તવલ-લયતુમ ફઅલમૂ | અને જો તમે પૂઠ ફેરવશો તો જાણી લો |
| અન્નકુમ ગયરુ મુઅજિ-ઝિલ્લાહ. | કે તમે અલ્લાહને કદી થકવી શકવાના નથી. |
| વ બશ-શિરિલ-લઝીન કફરૂ | અને વધામણી સંભળાવી દો કાફિરોને |
| બિ-અઝાબિન અલીમ. | દુઃખદાયક અઝાબની. [2] |

---

૧. બરાઅત, બરાઅહ, બરાઅ, બુરૂઅ એટલે બેઝાર થવું, અલગ થવું, છૂટવું, છુટકારો મેળવવો વગેરે. ''હ''

૨. સૂરએ-બરાઅત યાને સૂરએ-તવબહ, પારહ ૧૦ આયત ૧ થી ૩. અહીં અલ્લામા ઈબ્ને હિશામે સૂરએ-બરાઅતની બીજી આયતો પણ ટાંકીને તેના તરજુમા સાથે લંબાણ વિવેચન કર્યું છે. ઉત્સુક વાંચકોએ સૂરએ-તવબહની તફસીર જોઇ લેવી. ''હ''

**સૂરએ-બરાઅતની જાહેરાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હકીમ બિન હકીમ બિન અબ્બાદ બિન હનીફએ અબૂ જઅફર મુહંમદ બિન અલી (અલ્લાહ એ સૌથી રાજી હો)ની રિવાયત કહી સંભળાવી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર જ્યારે સૂરએ-બરાઅત ઊતરી તે વેળા આપ હઝરત અબૂબકને હજ્જની વ્યવસ્થા માટે મક્કહ મોકલાવી ચૂક્યા હતા. લોકોએ આપને વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! કેવું સારૂં થાત આપ કોઇને અબૂબક્ર પાસે મક્કહ મોકલાવીને સૂરએ-બરાઅતનું એલાન ફરમાવી દેત !''

આપે ફરમાવ્યું, ''એની જાહેરાત મારા તરફથી મારા જ કુટુંબની કોઇ વ્યકિત કરી શકે છે.''

આમ ફરમાવીને આપે હઝરત અલી બિન અબી તાલિબને બોલાવ્યા અને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઉખરિજ બિ-હાઝિહિલ કિસ્સતિ | જાવ આ ઘટના અંગે, |
| મિન સદરિ બરાઅતિન | બરાઅતની શરૂઆતનો ભાગ લઇને, |
| વ અઝ-ઝિન ફિન્નાસિ | અને એલાન કરી દો લોકોમાં, |
| યવમુન-નહરિ | નહરના (દસમી ઝિલ-હજ્જના) દિવસે, |
| ઇઝજ-તમઉ બિ-મિનન. | જ્યારે લોકો ભેગા થાય મિનામાં. |
| અન્નહૂ લા યદ-ખુલુલ-જન્નત કાફિરુન. | (એવું એલાન) કે કોઇ કાફિર જન્નતમાં જશે નહિ. |
| વલા યહુજ્જુ બઅદલ-આમે મુશરિકુન. | અને હજ્જ કરી શકશે નહિ આ વરસ પછી કોઇ મુશરિક. |
| વલા યતૂફુ બિલ-બયતિ ઉર્યાનુન. | અને ન કઅબહનો તવાફ કરશે કોઇ માણસ નાગો થઇને. |
| વમન કાન લહૂ ઇન્દ રસૂલિલ્લાહિ | અને જે કોઇના રસૂલુલ્લાહ સાથે |
| અહદુન | કરાર થયા છે |
| ફહુવ લહૂ ઇલા મુદ-દતિહી. | તે કરાર તેની મુદ્દત સુધી જ રહેશે. |

આ હુકમ મુજબ હઝરત અલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ''અદ્બાઅ'' નામે ઊંટણી પર સવાર થઇને રવાના થયા અને રસ્તામાં જ અબૂબક્રને જઇ મળ્યા. એમને આવેલા જોઇને હઝરત અબૂબક્રે પૂછ્યું, ''અમીર બનીને આવ્યા છો કે મારી મા-તહતીમાં ?'' (એટલે ઉપરી બનીને આવ્યા છો કે મારા ઉપરીપણા હેઠળ ?)

હઝરત અલીએ કહ્યું, ''આપની મા-તહતીમાં. આપના ઉપરીપણા હેઠળ.''

એ પછી બંને માનવંતા ગૃહસ્થો સહાબાની જમાઅત સાથે આગળ બઢયા અને મક્કહ પહોંચીને હઝરત અબૂબક્રએ મુસલમાનો માટે હજ્જની વ્યવસ્થા કરવા માંડી. અરબના મૂર્તિપૂજકો આ વરસે પણ જાહિલિયતની પ્રથા મુજબ પોતાની હજ્જનો પોતે જ બંદોબસ્ત કરી રહ્યા હતા. પછી જ્યારે ''યવમુન-નહર'' એટલે ઝિલ-હજ્જની દસમી તારીખનો દિવસ આવ્યો અને લોકો અહીંતહીંથી સમેટાઇને મિના સ્થળે ભેગા થઇ ગયા તો હઝરત અલી બિન અબી તાલિબ લોકોના ટોળામાં ઊભા થઇ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ એલાન કરતાં બોલ્યા :

| | |
|---|---|
| ઐયુહન-નાસ ! ઇન્નહૂ | હે લોકો ! સાંભળો, બેશક |
| લા યદ-ખુલુલ-જન્નત કાફિરુન. | કોઇ કાફિર જન્નતમાં જશે નહિ. |
| વલા યહુજ્જુ બઅદલ-આમ મુશરિકુન. | અને આ વરસ પછી કોઇ મુશરિક હજ્જ કરી શકશે નહિ. |

| | |
|---|---|
| વલા યતૂફ બિલ-બૈત ઉર્યાનુન. | અને કોઈ નગ્ન થઈને કઅબહનો તવાફ કરશે નહિ. |
| વમન કાન્ ઈન્દ રસૂલિલ્લાહિ અહ્દુન | અને જે કોઈના કરાર થયા છે રસૂલુલ્લાહની સાથે, |
| ફ-હુવા લહૂ ઈલા મુદ-દતિહી. | એ કરાર તેની ઠેરવેલી મુદ્દત સુધી જ રહેશે. |

એલાનના આ દિવસ પછી લોકોને ચાર મહિનાની મુદ્દત આપવામાં આવી કે જેથી દૂર-દરાઝથી આવેલા લોકો પોતપોતાના શહેરો કે રહેઠાણો સુધી શાંતિ અને સલામતીથી પહોંચી જાય. બરાઅતની આ જાહેરાત પછી મુશરિકો સાથેના કરારોનો અંત આવી ગયો. કોઈ મુશરિક સાથે એ પછી કોઈ કરાર રહ્યો નહિ; સિવાય કે જે મુશરિકો સાથે ઠરાવેલી મુદ્દતના કરાર થયા હતા. ચાર મહિના ગુજરી જવા પછી ઠરાવેલી મુદ્દતના કરારોનો પણ અંત આવી ગયો. જેમકે એલાનના વરસ પછી અરબનો કોઈ મુશરિક કે કોઈ બિનમુસ્લિમ હજ્જ માટે આવી શકયો નહિ અને ન કોઈએ નગ્ન થઈને કઅબહનો તવાફ કર્યો.

હજ્જ પછી હઝરત અબૂબક્ર સિદ્દીક અને હઝરત અલી મદીનહ પાછા આવી ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બરાઅતની આ જાહેરાત એવા મુશરિકો અંગે હતી જેઓની સાથે ઠેરવેલી મુદ્દતના કોઈ ખાસ કરારો થયા ન હતા.

**ઈન્નમલ-મુશરિકૂન નજ્સુન**————એજ સૂરએ-બરાઅતમાં આગળ જતાં અલ્લાહ તઆલાએ કાફિરો, મુશરિકો, મૂર્તિપૂજકો, બિનમુસ્લિમોના મક્કહ પ્રવેશ પર પ્રતિબંધ મૂકી દેતાં ફરમાવ્યું:

| | |
|---|---|
| યા ઐયુહલ- લઝીન આમનૂ | હે ઈમાન લાવનારાઓ ! |
| ઈન્નમલ - મુશરિકૂન નજ્સુન. | બેશક મુશરિકો તો નજ્સ છે. |
| ફલા યક-રબૂલ- | હવે તેઓ નિકટ નહિ આવવા પામે; |
| મસ્જિદિલ-હરામ. | મસ્જિદે-હરામની. |
| બઅદ આમિહિમ હાઝા. | આ વરસ પછી. (સૂ.તવબહ પા. ૯ આયત ૨૮) |

(એટલે ૯ હિજરીમાં બરાઅતના એલાન પછી એવો હુકમ પણ ફરમાવી દીધો કે હવેથી કોઈ મુશરિક, કોઈ મૂર્તિપૂજક, કોઈ ગેરમુસ્લિમ મસ્જિદે-હરામમાં દાખલ નહિ થવા પામે. બલકે તેની નિકટ પણ નહિ આવવા પામે. એટલે મક્કહમાં કે હરમની હદમાં પણ પ્રવેશી નહિ શકે. કેમકે તેઓના દિલો અને તેઓના આત્માઓ કુફ્ર-શિર્કની નાપાકીથી ખરડાયેલાં છે. એટલાં નજસ અને ગંદાં છે કે અલ્લાહના પવિત્ર ઘરમાં દાખલ થવાને લાયક નથી.)

(નોટ : અહીં અલ્લામા ઈબ્ને હિશામે કિતાબના દસ પાનાંઓમાં જંગે-તબૂક તથા મુશરિકો અને મુનાફિકોના બારામાં ઊતરેલી સંખ્યાબંધ આયતો ટાંકીને તેનું લંબાણ વિવેચન કરેલું છે. ટૂંકાણના હેતુએ અમે તેનો તરજુમો જતો કર્યો છે. એ માટે સુરએ-બરાઅત કે સૂરએ-તવબહની તફસીર જોઈ લેવી.)

**મુનાફિકોના સરદારનું મરણ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઈબ્ને-શિહાબ ઝુહરીએ ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહના વાસ્તાથી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની રિવાયત બયાન કરી. હઝરત -અબ્દુલ્લાહ બિન અબ્બાસનું બયાન છે કે મેં હઝરત ઉમર બિન ખત્તાબને આમ કહેતાં સાંભળ્યા કે :

"જ્યારે મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબયનું મરાણ થયું. [1] તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તેના જનાઝહની નમાઝ પઢાવવા માંટે બોલાવવામાં આવ્યા. આપ ત્યાં પધારીને ઊભા થઇ ગયા. જ્યારે આપ નમાઝ પઢાવવા માટે તેના જનાઝહ પાસે પધાર્યા તો હું મારી જગાએથી આગળ વધીને જનાંઝહના સીના પાસે જઇને ઊભો થઇ ગયો. મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં અરજ કરી,

"યા રસૂલલ્લાહ ! શું આપ અલ્લાહના દુશ્મન અબ્દુલ્લાહ બિન ઉબયના જનાઝહની નમાઝ પઢાવશો ? જેણે ફલાણા પ્રસંગે આ શબ્દો કહ્યા હતા અને ફલાણા સમયે આ વાતો વહેતી કરી હતી ?"

હઝરત ઉમર ફરમાવે છે : તે વેળા હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે અબ્દુલ્લાહ બિન ઉબયના જીવનનું એકએક કરતૂત ગણાવી રહ્યો હતો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મીઠું મીઠું હાસ્ય ફરકાવી રહ્યા હતા. જ્યારે મારો આગ્રહ ખૂબ વધી ગયો તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| યા ઉમર અર્ખ઼ અન્ની. | હે ઉમર ! મારી પાસેથી હટીને પાછળ થઇ જાવ. |
| ઇન્ની કદ ખુય-યરતુ | બેશક મને પઢાવવા ન પઢાવવાનો અધિકાર આપવામાં આવ્યા |
| ફ-અખ્તર - તુ. | તો મેં (તેની નમાઝ) પઢાવવાનું પસંદ કરી લીધું. |

ત્યારે મને અલ્લાહ તઆલા તરફથી કહેવામાં આવ્યું :

| | |
|---|---|
| ઇસ્તગ-ફિર લહુમ | ચાહો તો તમે એમના માટે માફીની દુઆ માગો, |
| અવ લા તસ્તગ-ફિર લહુમ. | અને ચાહો તો એમના માટે માફીની દુઆ ન માગો. |
| ઇન તસ્તગ-ફિર લહુમ | અગર તમે એમના માટે માફીની દુઆ માગો; |
| સબઇન મર્રતન | સિત્તેર વખત, |
| ફલંય-યગ-ફિરલ્લાહુ લહુમ. | તો યે અલ્લાહ હરગિઝ એમને માફ કરવાનો નથી. [2] |

આપે વધુમાં ફરમાવ્યું, "અગર મને ખબર હોત કે સિત્તેરથી વધુ વાર દુઆ માગવાથી અલ્લાહ એમને માફી કરી દેશે તો હું સિત્તેરથી વધુ વખત એમના માટે માફીની દુઆ માગત !"

**મુનાફિકોના જનાઝહની નમાઝ**———હઝરત ઉમરે વધુમાં ફરમાવ્યું, "એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેના જનાઝહની નમાઝ પઢાવી દીધી. એટલું જ નહિ, આપ તેના જનાઝહની સાથે પાણ ગયા અને તેની કબર પાસે પધારીને ત્યાં સુધી ઊભા રહ્યા જ્યાં સુધી કે તેની દફન ક્રિયાથી પરવારી નહિ ગયા."

હઝરત ઉમર ફરમાવે છે : "એ પછી મારા દિલમાં ફાળ પડી આ વાતની કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં ગુસ્તાખી કેવી રીતે કરી નાખી ? મારા પસ્તાવોનો પાર ન રહ્યો. કેમકે અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણતા હતા. મારો ઇલ્મ તો અલ્લાહના સોગંદ, શૂન્ય બરાબર હતો. પરંતુ વધુ વાર નહિ લાગી ત્યાં આ બે આયતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર નાઝિલ થઇ :

---

૧. મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય વીસ દિવસ બીમાર રહીને સન ૯ હિજરીના ઝુલ-કઅદહ મહિનામાં મરી ગયો. એના જ વિષે આ આયત નાઝિલ થઇ : "આ મુનાફિકોમાંથી કોઇ મરી જાય તો આપ કદી તેના જનાઝહની નમાઝ ન પઢો, ન તેની કબર પાસે ઊભા થાવ." (સૂરએ-તવબહ આયત ૮૪) "હ"

૨. સૂરએ-તવબહ પા. ૧૦ આયત ૮૦

| | |
|---|---|
| વલા તુસલ્લિ | હે નબી ! જનાઝહની નમાઝ ના પઢો, |
| અલા અહદિમ મિન્હુમ માત અબદંવ. | એમાંનો કોઇ મરી જાય તેની ઉપર કાયમ માટે. |
| વલા તકુમ અલા કબરિહી. | અને ન ઊભા રહો તેની કબર પર. |
| ઇન્નહુમ કફરૂ બિલ્લાહિ વ રસુલિહી. | બેશક કુફ્ર કર્યો છે એમણે અલ્લાહ અને તેના રસૂલ સાથે. |
| વ માતૂ વ હુમ ફાસિકૂન. | અને મરી ગયા છે એ લોકો ફાસિક તરીકે.[1] |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કદી કોઇ મુનાફિકના જનાઝહની નમાઝ નહિ પઢાવી ત્યાં સુધી કે આપની વફાત થઇ ગઇ.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : અને જંગે-તબૂક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર જીવનનો છેલ્લો ગઝવહ છે અને ગઝવહ તે ધર્મયુધ્ધને કહે છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે ભાગ લીધો હોય. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જીવનમાં કોઇ ગઝવહ નહિ થયો.

(નોંટ : એ પછીના પ્રકરણમાં અલ્લામા ઇબ્ને હિશામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઇર હઝરત હસ્સાન બિન સાબિતના રચેલા બે કસીદા ટાંકેલા છે. જેમાં મદીનહના બહાદુર અનસારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આગેવાની હેઠળ, આજ સુધી ખેલાયેલા યુધ્ધોમાં, બહાદુરીના જે અદ્‌ભુત કારનામા અંજામ આપ્યા તેનો છટાદાર શૈલીમાં ઉલ્લેખ કરીને, એ વીરનરોને શાનદાર અંજલિ આપી છે. લંબાણની બીકે અમે એ કસીદા જતા કર્યા છે.)

---

૧. સૂરએ-તવબહ પા. ૧૦ આયત ૮૪

# પ્રકરણ ૧૪૯

# અરબના મંડળો દરબારે-નબવીમાં

## (સન ૯ હિજરી મુતાબિક સન ૬૩૧ ઈસ્વી)

અખિલ અરબ ઈસ્લામના ચરણોમાં ● બનૂ તમીમનું મંડળ દરબારે-નબવીમાં ● મંડળના સભ્યોનું ગમારો જેવું વર્તન ● મંડળના ખતીબનું છટાદાર પ્રવચન ● હઝરત સાબિતનું જવાબી પ્રવચન ● ઝબરકાનનું અભિમાની કાવ્ય ● હઝરત હસ્સાનનું જવાબી કાવ્ય ● ઝબરકાનનું બીજું કાવ્ય ● હઝરત હસ્સાનનો જવાબ ● મંડળના સભ્યોનો ઈસ્લામ ● રસૂલુલ્લાહ (સલ.)ની ઉદારદિલી ● ગમારો જેવા વર્તનની ઝાટકણી.

**અખિલ અરબ ઈસ્લામના ચરણોમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ ફતેહ કરી લીધું અને જ્યારે આપે જંગે-તબૂકથી પણ ફરાગત મેળવી લીધી અને તાઈફના સકીફ કબીલાએ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બૈઅત કરીને ઈસ્લામ સ્વીકારી લીધો તો આખા અરબના પ્રતિનિધિ મંડળો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં ચારે તરફથી ધસારાભેર હાજર થઈ-થઈને ઈસ્લામમાં દાખલ થવા લાગ્યાં.

ઈબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહએ કહ્યું કે એ સન ૯ હિજરીની ઘટના છે અને આ વરસનું નામ ''સનતુલ-વુફૂદ'' એટલે અરબના મંડળોનું વરસ રાખવામાં આવ્યું. [૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : અરબ ખંડની સામાન્ય જનતા ઈસ્લામ વિષે ભારે ઉત્સુકતાથી રાહ જોતી હતી કે મક્કહના કુરૈશ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વચ્ચે જે સંઘર્ષ કે અથડામણ ચાલી રહી છે તેનો અંજામ શું આવે છે ? એનું કારણ હકીકતમાં આ હતું કે મક્કહના કુરૈશ આખા અરબના ઈમામ ગણાતા હતા. અરબના લોકો કુરૈશને પોતાના મઝહબી પેશવા કે ધાર્મિક નેતા માનતા હતા. તેઓ ખાનએ-કઅબહ એટલે અલ્લાહના ઘરના મુતવલ્લી, અધિકારી કે વહીવટદાર હતા. અને લેશ પણ સંદેહ કે શંકા વિના તેઓ અલ્લાહના પયગમ્બર હઝરત ઈસ્માઈલ બિન ઈબ્રાહીમની અવલાદ હતા. સાથે જ અરબભરના બાદશાહો, રાજવીઓ, રાજકારણીઓ, કબીલાઓના આગેવાનો અને સમાજના સુત્રધારો, કુરૈશની મહાનતા કે સર્વોપરિતાને માન્ય રાખનારા હતા. વળી એ કુરૈશ જ હતા જેઓએ અલ્લાહના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો વિરોધ કરીને આપની સાથે ટક્કર લેવાનું સાહસ ખેડ્યું હતું.

---

૧. હિજરી સનનું ૯ મું વરસ ૨૦ એપ્રિલ ૬૩૦થી શરૂ થઈને ૮ એપ્રિલ ૬૩૧ના ખતમ થયું. (ઈબ્ને હિશામનો હાશિયો)

પરંતુ જ્યારે મક્કહ ફતેહ કરી લેવામાં આવ્યું તો એજ કુરૈશે મસ્તક નમાવીને આપની શરણાગતિ સ્વીકારી લીધી અને ઈસ્લામે જ્યારે તેઓને જેર કરી લીધા તો આખા અરબના લોકોને સારી રીતે સમજાઇ ગયું કે કુરૈશના લોકોમાં હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અદાવત કે મુકાબલાનું બળ રહ્યું નથી. ત્યારે આખા અરબમાંથી લોકો ચારે તરફથી ધસારો કરતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને ફોજ-દર-ફોજ અલ્લાહના દીનમાં દાખલ થવા લાગ્યા. કુર્આનના શબ્દોમાં, "ફી દીનિલ-લાહિ અફવાજા." જેમકે અલ્લાહ તઆલાએ પોતાના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફરમાવ્યું છે :

| | |
|---|---|
| ઈઝા જાઅ નસ-રુલ્લાહિ | હે નબી ! જ્યારે આવી લાગી અલ્લાહની મદદ, |
| વલ-ફત્હુ | અને (મક્કહની) ફતેહ, |
| વ રઐતન-નાસ યદ્-ખુલૂન | અને તમે જોયા લોકોને કે દાખલ થઇ રહ્યા છે, |
| ફી દીનિલ્લાહિ અફવાજા. | અલ્લાહના દીનમાં ફોજ-દર-ફોજ. |
| ફ-સબ-બિહ બિ-હમ્દિ રબ્બિક | તો તમે પોતાના પાલનહારની પ્રશંસા સાથે તેના ગુણગાન કરો, |
| વસ્તગ-ફિરહુ. | અને તેનાથી ક્ષમા-યાચના કરો. |
| ઈન્નહૂ કાન્ તવ્વાબા. | બેશક તે બહુ મોટો ક્ષમાદાતા છે. |

**બનૂ તમીમનું મંડળ દરબારે-નબવીમાં**————સારાંશ કે હિજરીના નવમા વરસનું નામ "સનતુલ-વુફૂદ" પડી ગયું. અરબોના ટોળેટોળાં અને મંડળોના મંડળો ચારે તરફથી ખેંચાઇ-ખેંચાઇને ધસીધસીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં આવવા લાગ્યાં. જેમકે ઉતારિદ બિન હાજિબ બિન ઝુરારહ બિન ઉદુસ તમીમી નામના વિદ્વાન, તમીમ કબીલાના પ્રતિષ્ઠિત અગ્રેસરોને લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. આ મંડળમાં નીચે મુજબના સભ્યો શામિલ હતા:

૧—— અકરઅ બિન હાબિસ જેઓ બનૂ દારિમ બિન માલિકના ખાનદાનમાંથી હતા.

૨—— ઝબરકાન બિન બદ્ર તમીમી જેઓ બનૂ બહદિલા બિન અવફ બિન કઅબ બિન સઅદ બિન ઝૈદ મનાત બિન તમીમમાંથી હતા.

૩—— અમ્ર બિન અહમ્મ જેઓ બનૂ મન્કર બિન ઉબૈદ બિન હારિસમાંથી હતા.

૪—— હુતાત બિન યઝીદ જેઓ બનૂ દારિમ બિન માલિકમાંથી હતા.

ઈબ્ને હિશામ કહે છે : હુતાત બિન યઝીદ તે શખ્સ છે જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુઆવિયા બિન અબૂ સુફયાનના ભાઈ બનાવ્યા હતા. જેમકે મક્કહના મુહાજિરો અને મદીનહના અનસાર વચ્ચે ભાઇચારાનો રિશ્તો કાયમ કરવામાં આવ્યો હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ તમીમના મંડળમાં આ ગૃહસ્થો પણ આવ્યા હતા : (૫) નુઐમ બિન યઝીદ (૬) કૈસ બિન હારિસ (૭) કૈસ બિન આસિમ જેઓ બનૂ સઅદમાંથી હતા. (૮) ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્ર ફઝારી.

એમાંથી અકરઅ બિન હાબિસ અને ઉયૈનહ બિન હિસ્ન બંને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ફત્હે-મક્કહ, જંગે-હુનૈન અને જંગે-તાઇફમાં શામિલ હતા. બનૂ તમીમના મંડળ સાથે એ બંને ગૃહસ્થો પણ હાજર થયા.

**મંડળના સભ્યોનું ગમારો જેવું વર્તન**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એપ્રિલનો મહિનો હતો. ગરમી કહે મારૂં કામ. આકરા તાપથી મદીનહની ભૂમિ ધખધખી રહી હતી. બનૂ તમીમનું મંડળ મસ્જિદે-નબવીમાં દાખલ થયું તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના મુબારક હુજરામાં આરામ ફરમાવતા હતા. આ લોકોએ આપને મળવાની ઇચ્છા દર્શાવી તો કોઇએ હુજરા તરફ ઇશારો કરી દીધો. મંડળના સભ્યો ગામડાના રહેવાસી હતા અને ગમારો જેવી મનોદશા ધરાવતા હતા. જો કે તેઓમાં પ્રખર શાઇરો અને છટાદાર શૈલીના ખતીબો પણ હતા પરંતુ શિષ્ટાચાર, સભ્યતા કે વિવેકી વર્તનની રીતભાતથી અજ્ઞાત હતા. બધા બેધડક આપના ઓરડાની પાછળ પહોંચી ગયા અને ત્યાંથી ઊંચા અવાજે ગમારો પેઠે પોકાર પાડયો,

''હે મુહંમદ ! ઘરમાંથી બહાર નીકળો, અહીં અમારી પાસે આવો !''

સૂરજ માથે આવી લાગ્યો હતો. કાળઝાળ તાપમાં લોકો પોતાના ઘરોમાં આરામ કરતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ પોતાના કમરામાં આરામ ફરમાવતા હતા. આ લોકોની બેઢંગી ચીખ-પુકારથી આપને ભારે માનસિક ત્રાસ વર્તાયો છતાં દરગુજરથી કામ લઇને આપ શૈયા પરથી ઊઠીને કમરામાંથી બહાર તશરીફ લાવ્યા. આપને જોતાં જ તેઓ બોલ્યા,

આપને જોતાં જ તેઓ મોટેથી પોકાર્યા, ''હે મુહંમદ ! જાણો છો અમે કેમ આવ્યા છીએ ?

''કહો કેમ આવ્યા છો ?'' આપે ફરમાવ્યું.

''સાંભળો, અમે તમારી સાથે ''મુફાખરત''કરવા માગીએ છીએ.'' તેઓ બોલ્યા.

(મુફાખરત એટલે ઇલ્મો-હિકમતમાં, ખૂબીઓમાં, કમાલોમાં, ચતુરાઇમાં કે હાજર જવાબીની કળામાં અમે લોકો ચઢિયાતા છીએ કે તમે લોકો ? તેનો અમે મુકાબલો કરવા માગીએ છીએ.)'' માટે હે મુહંમદ! તમે અમારા શાઇરને શાઇરીની અને અમારા ખતીબને બોલવાની પરવાનગી આપો.''

**મંડળના ખતીબનું છટાદાર પ્રવચન**————બીજી રિવાયત મુજબ મંડળના એક મોવડી અકરઅ બિન હાબિસે કહ્યું, ''હે મુહંમદ ! હું તે શખ્સ છું કે કોઇના વખાણ કરૂં તો તે આકાશની ટોચે પહોંચી જાય અને કોઇની નિંદા કરૂં તો તે પાતાળે પટકાઇ પડે.''

આપે ફરમાવ્યું, ''એ તો અલ્લાહનું કામ છે.''

અકરઅ બોલ્યો, ''અમે અરબમાં સૌથી વધારે પ્રતિષ્ઠાવાન છીએ.''

આપે ફરમાવ્યું, ''તમારાથી વધારે પ્રતિષ્ઠાવાન યૂસુફ બિન યઅકૂબ હતા.''

અકરઅ બોલ્યો, ''અમે તમારી સાથે મુફાખરત કરવા માગીએ છીએ.''

આપે ફરમાવ્યું, ''અલ્લાહએ મને ફખારી કે શાઇરીના મુકાબલા માટે પયગમ્બર બનાવ્યો નથી છતાં તમારે અખાડામાં ઊતરવું જ હોય તો ભલે, પોતાના કમાલાત દેખાડો, અમે જવાબ આપીશું.''

જવાબમાં આપે ફરમાવ્યું, ''હું તમારા ખતીબને બોલવાની પરવાનગી આપું છું.'' ૧

રજા મળતાં બનૂ તમીમ કબીલાનો પ્રખ્યાત અને પ્રખર ખતીબ ઉતારિદ બિન હાજિબ ઊભો થઇને આગળ વધ્યો. તેણે પોતાની આગવી શૈલીમાં છટાદાર પ્રવચન કરતાં કહ્યું :

---

૧. ખતીબ : ખુત્બો વાંચનાર, વિવેચન કરનાર, પ્રવકતા, વાણી નિષ્ણાત, છટાદાર શૈલીમાં ભાષણ કરનાર. ''ઇ''

"બધા વખાણ કે ગુણગાન તે અલ્લાહને શોભે છે જેણે અમારી ઉપર અપાર કૃપાઓ અને પારાવાર ઉપકારો કર્યા છે. અને આ હમ્દો-સના કે સ્તુતિને પાત્ર તેજ અલ્લાહ છે જેણે અમને તખત અને તાજ આપીને બાદશાહ બનાવ્યા અને અખૂટ ધનસંપત્તિ આપી જેના થકી અમે જનકલ્યાણની સેવાઓ બજાવીએ છીએ અને જેણે અમને મશરિકના તમામ લોકોમાં બળવાન, વર્ચસશાળી અને પ્રતિષ્ઠાવાન બનાવ્યા. અને જેણે અમને સંખ્યાબળની બહુમતી આપીને બધામાં સૌથી વિશેષ સાધનસામગ્રીવાળા બનાવ્યા.

"આજે લોકોમાં અમારી તોલે આવી શકે એવું કોણ છે ? શું અમે તમામ લોકોના સરદાર નથી ? શું અમે એ બધામાં સૌથી વધુ પ્રતિષ્ઠાશાળી નથી ? માટે જે કોઈ આ ખૂબીઓમાં, આ કમાલોમાં, આ વિશેષતાઓમાં અમારા કરતાં ચઢિયાતા હોવાનો ગર્વ લેવા માગે, તેણે તેવી જ ખૂબીઓ, તેવા જ કમાલો, તેવી જ વિશેષતાઓ ગણી બતાવવી જોઈએ જે અમે ટૂંકાણમાં ગણી બતાવી છે. અમે ચાહતે તો વાતને એથી યે આગળ લંબાવી શકતે પરંતુ અલ્લાહ તઆલાએ જે કંઈ અમને આપ્યું છે તે એટલું વિપુલ છે કે તેના વિવેચનથી અમે સંકોચ અનુભવીએ છીએ. એજ સંકોચ અમારી સાચી ઓળખ કરાવે છે.

"આ જે કંઈ ખૂબીઓ, કમાલો કે વિશેષતાઓ મેં દર્શાવી છે તેનો હેતુ એટલો જ કે તમારી પાસે એનાથી ચઢિયાતું કંઈ હોય તો તેને અમારી સામે રજૂ કરવામાં આવે !"

અલંકૃત ભાષામાં અને છટાદાર શૈલીમાં આટલું પ્રવચન કરીને ઉતારિદ બિન હાજિબ પોતાની જગાએ જઈને બેસી ગયો. [1]

**હઝરત સાબિતનું જવાબી પ્રવચન**——————ઉતારિદ બિન હાજિબના બેસવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ હારિસ બિન ખઝરજવાળા હઝરત સાબિત બિન કૈસ બિન શમ્માસ (રદિયલ્લાહુ અન્હુ)ને હુકમ ફરમાવ્યો કે તમે ઊભા થઈને આ ગૃહસ્થની તકરીરનો જવાબ આપો. હુકમ મળતાં તરત હઝરત સાબિત બિન કૈસ ઊભા થઈ ગયા અને આગળ વધીને ઉતારિદના જવાબમાં આ તકરીર કીધી:

"બધા વખાણો તે અલ્લાહને શોભે છે જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું, જેમાં તેની જ સત્તા ચાલે છે. અને તેની કુરસીએ દરેક વસ્તુના ઈલ્મનો પોતાની અંદર સમાવેશ કરી લીધો છે. દરેક વાત તેની જ ઈચ્છા પર અવલંબે છે. અને કોઈ વસ્તુ તેની કૃપા વગર થઈ નથી. પછી તેની કુદરતથી એવું બન્યું કે તેણે અમને ધરતીના માલિક અને સત્તાધારી બનાવ્યા અને પોતાની બેહતરીન મખ્લૂકમાંથી તેણે પોતાના પયગમ્બરની પસંદગી કરી; જેઓ વંશની દ્રષ્ટિએ સૌથી વધુ પ્રતિષ્ઠાવાન, વાણીની દ્રષ્ટિએ સૌથી વધુ સત્યપરાયણ અને નીતિમત્તાની દ્રષ્ટિએ સૌથી વધુ નિષ્ઠાવાન છે.

---

૧. બનૂ તમીમ કબીલાનો ઉતારિદ બિન હાજિબ અરબનો પંકાયેલો પ્રવકતા અને પ્રખર વિવેચનકાર હતો. એક વેળા એણે ઈરાની શહેનશાહ કિસરાના દરબારમાં પોતાની આ કળાનો કમાલ દેખાડીને પુરસ્કાર તરીકે "કમ્ખાબ" (મૂલ્યવાન રેશમી કાપડ)નો શિરપાવ મેળવી લીધો હતો. એજ શાહી પોશાકમાં સજ્જ થઈને તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં આવ્યો હતો. (અસિહ-હુસ-સિયર પા. ૩૨૩ હવાલો સહીહ બુખારી.) "હ"

"પછી તેણે આ પયગમ્બર પર પોતાની કિતાબ ઉતારી અને તેમને પોતાની સમગ્ર મખ્લૂક પર અમીન બનાવ્યા. જેથી એ પયગમ્બર સારાયે આલમમાં અલ્લાહના ચુનંદા બંદા છે. પછી એમણે એક અલ્લાહ પર ઈમાન લાવવા માટે જગતના તમામ લોકોને આમંત્રણ આપ્યું; જેનો સ્વીકાર કરીને અલ્લાહના પયગમ્બર પર એમની કૌમ અને એમના સ્નેહીઓમાંથી મુહાજિરીન ઈમાન લઈ આવ્યા; જેઓ અખ્લાક કે નીતિમત્તાના ઊંચા આસને બિરાજેલા છે; જેઓ ચેહરાએ કે જાહેરી દેખાવે પણ તમામ લોકોમાં સૌથી શ્રેષ્ઠ છે અને કથન કે વર્તનની દ્રષ્ટિએ પણ તમામ લોકોથી ઉત્તમ છે. એ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દઅવત પર લબ્બૈક પોકારવાની પહેલ કરવામાં તમામ મખ્લૂક પર શ્રેષ્ઠતા ભોગવે છે.

"જે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને અલ્લાહ તરફ આવવાનું આમંત્રણ આપ્યું તો અલ્લાહના નામના પોકાર પર અમે પણ લબ્બૈક પોકારી જેથી અમે અલ્લાહના અનસાર એટલે મદદગાર અને તેના રસૂલના વઝીર એટલે સલાહકાર કે મંત્રી છીએ.

"લોકો સાથે અમે ત્યાં સુધી જિહાદ કરીએ છીએ જયાં સુધી કે તેઓ અલ્લાહ પર ઈમાન નહિ લઈ આવે. પછી જે માણસ અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન લઈ આવે તે પોતાની જાન અને માલને અમારાથી સુરક્ષિત કરી લે છે અને જે પોતાના કુફ્ર પર કાયમ રહે છે તેની સાથે અમે કાયમ જિહાદ કરીએ છીએ અને તેની કતલ અમારા માટે આસાન હોય છે.

"હવે હું મારૂં પ્રવચન પૂરૂં કરૂં છું અને અલ્લાહની બારગાહમાં અમારા માટે તેમ તમામ મુસલમાન મર્દો અને તમામ મુસલમાન ઓરતો માટે મગફિરતની દુઆ માગું છું. અલ્લાહના સલામ હો, હિદાયતની પૈરવી કરનારાઓ પર !"

**ઝબરકાનનું અભિમાની કાવ્ય**————એ પછી બનૂ તમીમનો જાણીતો શાઈર ઝબરકાન બિન બદ્ર ઊભો થયો અને તેણે પોતાની કૌમની યશગાથાનું અભિમાની કાવ્ય સંભળાવવા માંડ્યું. (તેના થોડાક શેઅરો આ છે :)

**નહનુલ - કિરામુ ફલા હય્યુન યુઆદિલુના • મિન્નલ - મુલૂકુ વ ફીના તુન્સબુલ - બિયઉ.**

કુળવાન અમે જ છીએ. કોઈ ઇન્સાન અમારી બરાબરી કરી શકે નહિ. બાદશાહો અમારામાંથી જ થયા છે. ઈબાદતગાહો કે મંદિરોનું અમે જ ચાગતર કરીએ છીએ.

**વ કમ કસરના મિનલ-અહયાઇ કુલ્લિ-હિમ • ઇન્દન-નિહાબિ વ ફદ્લુલ-ઇઝ્ઝ યુત-તબઉ.**

લડાઈ, વિનાશ કે સર્વનાશ વેરતી વેળા અમે તમામ ઈન્સાનોને ક્રોધપાત્ર તથા પરાજિત કરી નાખ્યા છે અને અમે તે છીએ જેઓની ગૌરવશાળી આબરૂનું અનુકરણ કરવામાં આવે છે.

**વ નહનુ યુત્ઇમુ ઇન્દલ-કહતિ મુત-ઇમુના • મિનશ-શવાઇ ઇઝા લમ યુઅ-નસલ - કઝઉ.**

અમે તે છીએ કે અમારો ભોજન પીરસનારો, દુકાળ સમયે ભૂંજી ભૂંજીને ખૂબ માંસ પીરસે છે ; જયારે

કે વાદળ જોવામાં નથી આવતાં. (વરસાદના અભાવે દુકાળ પડયો હોય ત્યારે.)

**બિમા તરન-નાસુ તઅતીના સુરા - તુહુમ • મિન કુલ્લિ અરદિન હુવિય્યન સુમ્મ તસ-તબિઉ.**

જેમકે તમે જુઓ છો, મોટા મોટા ચુનંદા લોકો ચારે તરફથી અમારી તરફ દોડતા આવે છે. પછી અમે તેઓની સાથે માયા ભરેલો ઉદાર વર્તાવ કરીએ છીએ.

**ફનન-હરુલ - કૂમ ઉલ્તન ફી અરૂ - મતિના • લિન - નાઝિલીન ઇઝા મા ઉનઝિલૂ શબિઉ.**

આવનારા મેહમાનો માટે અમે પોતાની ફિતરત અને પોતાની સ્વાભાવિક પરંપરા મુજબ મોટી-મોટી ખાંધાવાળાં તંદુરસ્ત ઊંટો ઝબહ કરી નાખીએ છીએ. જયારે તેઓ અમારે ત્યાં ઉતારો લે છે તો ખૂબ ધરાઇ ધરાઇને જમે છે.

**ઇન્ના અબૈના વલા યઅબા લના અહદુન • ઇન્ના કઝાલિક ઇન્દલ-ફખ્રે નુત-તબઉ.**

લોકોની વાતોને અમે ઠુકરાવી દઇએ છીએ પણ કોઇની મજાલ નથી કે તે અમારી વાતને ઠુકરાવી દે. ગર્વની જાહેરાતના એવા જ પ્રસંગે અમે સૌથી ઊંચા કે ઉન્નત હોઇએ છીએ.

**મિન્નલ - મુલૂકુ વ ફીના તુક-સમુર - રબઉ • મિન કુલ્લે અર્દિન હવાનન સુમ્મા નુત-તબઉ.**

બાદશાહો અને સરદારો અમારા માંહેથી જ પાકે છે અને માલે-ગનીમતના ચોથા ભાગની વહેંચણી અમારા લોકોમાં જ થાય છે. મોટા-મોટા ચુનંદા લોકો દરેક ભૂમિમાંથી ખુવાર થઇ થઇને અમારી જ પાસે આવે છે. પછી તેઓ અમારૂં જ અનુકરણ કરવા મજબૂર બને છે.

**હઝરત હસ્સાનનું જવાબી કાવ્ય**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઇર હઝરત હસ્સાન બિન સાબિત (રદિયલ્લાહુ અન્હુ) તે વેળા ત્યાં હાજર ન હતા. આપે તેમને બોલાવવા માટે માણસ મોકલ્યો. હઝરત હસ્સાનનું બયાન છે :

"મારી પાસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો માણસ મને તેડવા આવ્યો. તેણે મને કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તમને બોલાવે છે કે જેથી તમે, બનૂ તમીમના મંડળની મેહફિલમાં આવીને તેના શાઇરનો જવાબ આપો. જયારે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો, તે વેળા મજલિસમાં બનૂ તમીમનો શાઇર પોતાનું કાવ્ય સંભળાવી રહ્યો હતો.

ઝબરકાન બિન બદ્ર, બનૂ તમીમનો શાઇર જયારે પોતાનું કાવ્ય પૂરૂં કરીને બેસી ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને હુકમ ફરમાવ્યો, "હસ્સાન ! તમે ઊભા થઇને આ શાઇરના જવાબમાં એવું જ કાવ્ય રજૂ કરો જેવું એણે રજૂ કર્યું છે."

હઝરત હસ્સાન ફરમાવે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ મળતાં જ હું ઊભો થઇ ગયો અને તેજ જમીન કે તેજ છંદમાં (તેની કવિતાના માપ મુજબ) તેના કાવ્યનો જવાબ આપતાં મેં આ શેઅરો રજૂ કર્યા : (થોડાક શેઅરો આ રહ્યા:)[૧]

---

૧. હઝરત હસ્સાન (રદિ.)એ આ શેઅરો કોઇ પણ જાતની તૈયારી કે ગોઠવણી વગર "ફીલ-બદીહ" રજૂ કર્યા. ફીલ-બદીહ એટલે તુરંત, ફૌરન, તત્ક્ષણ, તેજ પળે વિચાર્યા વિના શેઅરો કહેવા. અર્થાત : કશી તૈયારી વગરની હાજર જવાબી. ઉર્દૂમાં એને ફીલ-બદીહ શાઇરી કહે છે. હઝરત હસ્સાન શાઇરીની દુનિયાના બાદશાહ હતા. ઇસ્લામ-સ્વીકાર પહેલાં ગસ્સાની બાદશાહોના દરબારમાં પોતાની કાવ્યકળાનો સિક્કો બેસાડી ચૂકયા હતા. મુસલમાન બનવા બાદ પોતાની શાઇરીને, ઇસ્લામ તથા "નઅતે-નબી" માટે સમર્પણ કરી દીધી હતી. "ક"

**મનઅ-ના રસૂલુલ્લાહિ ઇઝ હલ્લ વસ્તના • અલા અનફિન રાદિન મિમ મઅદ્દિંવ-વ-રાગિમિ.**

જયારે અલ્લાહના રસૂલ અમારી વચ્ચે આવીને બિરાજમાન થયા તો મઅદ્દ (એટલે મક્કહના કુરૈશી કબીલાઓ)ના વિરોધ છતાં અમે આપની હિફાઝત અને આપની હિમાયત કીધી.

**મનઅ-નાહુ લમ્મા હલ્લ બુયૂ-તના • બિ અસ્યાફિ-ના મિન કુલ્લે બાગિંવ-વ-ઝાલિમિ.**

જયારે અલ્લાહના રસૂલ અમારા ઘરોમાં આવીને પધાર્યા તો અમે તલવારો લઇને દરેક દ્રોહી અને દરેક ત્રાસવાદીથી આપનું રક્ષણ કર્યું અને આપની મદદ કીધી.

હઝરત હસ્સાનનું બયાન છે : "એ પછી મેં બનૂ તમીમના શાઇરના જવાબમાં તેજ જમીન અને તેજ છંદમાં શેઅરો રજૂ કરતાં કહ્યું :

**કવમુન ઇઝા હારબૂ દર્રૂ અદુવ્વુ-હુમ • અવ હાવલુન-નફઆ ફી અશ્યાઇ-હિમ નફઊ.**

આ (મુસલમાનો)એવી કૌમ છે કે જયારે એ જંગ કરે છે તો શત્રુઓને નુકસાન પહોંચાડયા વગર છોડતા નથી અને જયારે પોતાના માણસોને લાભ આપવા માગે છે તો લાભ આપ્યા વગર જંપતા નથી.

**લા યર-કઉન - નાસુ મા અવહત અકુફ - કુહુમ • ઇન્દદ - દિફાએ વલા યૂહૂના મા રકઊ.**

આ તે લોકો છે કે એમના હાથે, જંગ અને મુકાબલામાં જે વસ્તુને બગાડી નાખવામાં આવે, દુનિયાના લોકો ભેગા બળે પણ તેને સુધારી શકતા નથી. અને જે વસ્તુને એ લોકો સુધારી દે, તમામ લોકો ભેગા મળીને પણ તેને બગાડી શકતા નથી.

**લા યફ-ખરૂન ઇઝા નાલૂ અદુવ્વ - હુમ • વ ઇન ઉસીબૂ ફલા ખુરુંવ - વલા હુલુઉ.**

એ લોકો જયારે શત્રુ પર કાબૂ મેળવે છે તો અભિમાનથી અકડીને ચાલતા નથી અને જો માર્યા જાય છે તો ન બુઝદિલી કે કમજોરી દેખાડે છે ન હાયવોય કરે છે.

**કઅન - નહુમ ફીલ-વગા વલ-મવતુ મુકતને-ઉન • અસ્દુન બિ-હિલ્યહ ફી અરસાગિ-હા ફદઉ.**

મેદાને-જંગમાં જયારે મૃત્યુ માથે ઊભેલું હોય છે તો એ લોકો હિલ્યહ (નામે જંગલ)ના એવા સિંહ જેવા હોય છે જેઓની નહોરોની આણીઓ વાંકી ધારવાળી હોય છે. જેવી સિંહોની હોય છે.

**અઇફ-ફતુન ઝુકિરત ફીલ-વહયે ઇફફતુ - હુમ • લા યત-બઉને વલા યુરદી-હિમ તમઉ.**

એ બધા સદાચારી અને પવિત્ર પુરૂષો છે. એમની પવિત્રતાનું વર્ણન આકાશી વહી એટલે કુર્આનમાં થયેલું છે. એ લોકો કોઇ જાતની ગંદકીથી ખરડાતા નથી. ન લાલચ કે લોભ એમને ખુવાર કરી શકે છે.

**ઝબરકાનનું બીજું કાવ્ય**————ઇબ્ને હિશામ કહે છે : મને બનૂ તમીમ કબીલાના જ્ઞાની શાઇરોએ કહ્યું કે અમારા કબીલાના શાઇર ઝબરકાન બિન બદ્રે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મજલિસમાં ઊભા થઇને આ શેઅરો પણ સંભળાવ્યા :

**અતૈનાકા કૈમા યઅ-લમલ - નાસુ ફદ-લના • ઇઝહ - તલફૂ ઇન્દ ઇહ - તદારિલ - મવાસિમિ.**

(હે મુહંમદ !) અમે તમારી પાસે એટલા માટે આવ્યા છીએ કે, લોકોને અમારી આ ખૂબીની જાણ થઇ જાય કે, મોટા મોટા મેળાઓ, મેહફિલો, બજારો કે દંગલોમાં લોકો જયારે એકઠા થાય છે તો એવા પ્રસંગે

તમામ લોકોમાં અમે નોખા તરી આવીએ છીએ.

**વ અન્ના નઝૂરુલ-મુઅલ-લિમીન ઇઝન - તખવ • વ નદરિબુ રાસુલ-અસીદિલ-મુતફા - કિમિ.**

અને અભિમાન કે મોટાઈની તુમાખીથી વાંકી ગરદન રાખીને ચાલનારા લોકોના માથાં અમે તલવારથી કલમ કરી નાખીએ છીએ. (બીજા શેઅરો જતા કર્યા છે.) [૧]

**હઝરત હસ્સાનનો જવાબ**———ઝબરકાનનાં આ શેઅરોનો જવાબ પણ હઝરત હસ્સાને ઊભા થઈને આપ્યો. ફરમાવે છે :

**હલિલ - મજદે ઇલ્લસ સૂદ વલ - અવદુ વન્નદા • વ જાહુલ-મુલૂકે વઇહ - તિમાલુલ-અઝાઇમિ.**

માનપ્રતિષ્ઠા કે ઇઝઝત-આબરૂ ફકત વારસામાં ઊતરી આવેલી નેતાગીરી તથા ઉદારદિલી કે દાનવીરતામાં રહેલી છે. વળી બાદશાહો જેવા દબદબામાં અને મોટાં મોટાં જોખમો ખેડીને પરાક્રમો કરવામાં પણ રહેલી છે.

**નસર-ના વ આયેનન-નબીય્ય મુહમ્મદન • અલા અન્ફે રાદિન મિમ-મઅદ-દિંવ-વ-રાગિમિ.**

અમે મઅદ્દ કબીલાના વિરોધ છતાં મુહંમદ નબીની મદદ કરી અને આપને ઉમળકાભેર આવકાર આપ્યો. (મઅદ્દથી મુરાદ આખો કુરૈશ કબીલો.)

**જઅલ-ના બનીના દૂનહૂ વ બનાતિના • વ તિબ્ના લહૂ નફસન ચફેઅલ-મગાનિમિ.**

અમે અમારા પુત્રો અને પુત્રીઓને આપની સામે રક્ષક બનાવીને ઊભાં કરી દીધા અને ગનીમતનો જે માલ અમને મળ્યો, આપની ખુશી ખાતર તેની ઉપર રાજી રહ્યા.

**વ નહનુ દરબ - નન - નાસા હત્તા તતાબઊ • અલા દીનેહી બિલ-મર-હફાતિસ - સવારિમિ.**

અમે ધારદાર - અણીદાર તલવારોથી શત્રુઓને એટલા માર્યા કે હવે તેઓ આપના દીનમાં દાખલ થવા માટે ટોળેટોળાં બનીને આવી રહ્યા છે.

**વ નહનુ વલદ-ના મિન કુરૈશિન અઝીમુહા • વલદ-ના નબીય્યલ-ખયરે મિન આલે-હાશિમિ.**

અને અમે તે લોકો છીએ કે કુરૈશનો સૌથી અઝીમ ઇન્સાન અમારામાં જનમ પામ્યો. (અમારામાં એટલે મદીનહના અન્સારમાં-એનો ઇશારો આ વાત તરફ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબના માતાજી બીબી સલમા મદીનહના અન્સારની કન્યા હતાં. એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદી મદીનહના અન્સારમાંથી હતાં.) આ રીતે આલે-હાશિમમાંથી અમારામાં નબીય્યે-ખૈર એટલે ભલાઈઓના ભંડાર જેવા નબી પેદા થયા.

**હબિલ-તુમ અલૈના તફ-ખરૂના વ અન્તુમ • લના ખવલુમ મા બૈન ઝિઅરિંવ - વ - ખાદિમિ.**

તમારી મા તમને રડે ! તમે અમારા મુકાબલે ગર્વ કરો છો ? હાલાં કે તમે અમારી સામે લોંડી-ગુલામો

---

૧. એક રિવાયતમાં છે કે ઝબરકાનના કસીદામાં શેખી, પતરાજી, તુમાખી કે આપવડાઇ સિવાય કંઇ ન હતું પણ તેની ઠસ્સાદાર શૈલી અને ભપકાદાર ભાષા સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''ઇન્ન મિનલ-બયાને લ-સિહરન.'' એટલે અમુક પ્રવચનો કે શેઅરોમાં જાદૂ હોય છે. ''દ''

જેવી હૈસિયત ધરાવો છો. કેમકે તમારામાં વસનારી લોંડીઓ તો મહેનતાણું લઇને ધાવણનો ધંધો કરે છે અને તમારા ગુલામો બીજાઓની ગુલામગીરી કરતા ફરે છે.

**ફઇન કુન્તુમ જિઅતુમ લહિક-ના દિમાઇ-કુમ • વ અમવાલે - કુમ અન તુકસમુ ફીલ-મકાસિમિ.**

અગર તમે એટલા માટે આવ્યા છો કે તમારૂં લોહી રેડાઇ જાય તે પહેલાં તેને બચાવી લો અને તમારો માલ અમારા લોકોમાં માલે-ગનીમત તરીકે વહેંચાઇ જાય તે પહેલાં તેને બચાવી લો તો..........

**ફલા તજ-અલૂ લિલ્લાહિ નિદ-દંવ વ અસલિમૂ • વલા તલ્બસૂ ઝિય્યન કઝિય્યલ-અઆજિમિ.**

.....તો તમે કોઇને અલ્લાહનો ભાગીદાર કે તેનો સમોવડિયો ન બનાવો અને ઈસ્લામ કબૂલ કરી લો અને તેવો પોશાક ન પહેરો જેવો અજમના લોકો પહેરે છે. (એટલે પતરાજી કે હેંકડાઇ કે અભિમાન ન કરો અને મૂર્તિપૂજકો જેવા રંગઢંગ છોડીને મુસલમાન બની જાવ.)

**મંડળના સભ્યોનો ઇસ્લામ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિત પોતાનો કસીદો પૂરો કરીને બેસી ગયા કે લાગલો જ બનૂ તમીમનો મોવડી અકરઅ બિન હાબિસ ઊભો થઇ ગયો. તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ઇશારો કરતાં જુસ્સાથી કહ્યું :

> "મારા બાપના સોગંદ ! આ તે ગૃહસ્થ છે જેમને અલ્લાહની મદદ મળેલી છે. એમનો ખતીબ અમારા ખતીબથી બહેતર છે. એમનો શાઇર અમારા શાઇરથી ચઢિયાતો છે. એમની વાણી અમારી વાણીથી વધારે મીઠી છે."

મુશાઇરાની મેહફિલ બરખાસ્ત થઇ તો બનૂ તમીમના મંડળના બધા સભ્યો મુસલમાન બની ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને ઉત્તમ પ્રકારના ઇનામ-ઇકરામથી નવાઝીને માનપાનથી વધાવી લીધા.

**રસૂલુલ્લાહ (સલ.)ની ઉદારદિલી**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ તમીમના મોવડી મંડળમાં અમ્ર બિન દહમ નામે ઊગતી વયનો એક જુવાનિયો પણ હતો જેને આ લોકો પોતાના ઉતારે ઊંટોની રખેવાળી માટે છોડી આવ્યા હતા. મંડળના એક સભ્ય કૈસ બિન આસિમને આ યુવક ગમતો ન હોવાથી એ તેની પ્રત્યે વેરભાવ રાખતો હતો.

ઇનામની વહેંચણી વેળા કૈસ બિન આસિમે કહ્યું, "યા રસૂલલ્લાહ ! અમારા મંડળમાં કૈસ બિન દહમ નામે એક છોકરડો પણ આવેલો છે જેને અમારા ઊંટોની રખેવાળી માટે ગોવાળિયા તરીકે અમે અમારા ઉતારે છોડી આવ્યા છીએ."

આપે ફરમાવ્યું, "તે પણ ઇનામનો તમારા જ જેટલો હકદાર છે." (ભલે તે છોકરડો હોય કે ગોવાળિયો.) આમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેના માટે પણ તેટલું જ ઇનામ ઇનાયત કર્યું જેટલું મંડળના બીજા સભ્યોને ઇનાયત કર્યું હતું.

પછી જ્યારે પેલા છોકરા અમ્ર બિન દહમને ખબર પડી કે કૈસ બિન આસિમે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં તેના માટે હલકટ શબ્દો ઉચ્ચાર્યા છે તો તેણે એક નિંદાકાવ્ય લખીને કૈસ બિન

આસિમની ખબર લઈ નાખી.

**ગમારો જેવા વર્તનની ઝાટકણી**——ઈબ્ને ઈસ્હાક કહે છે : એજ બનૂ તમીમના મંડળના અસભ્ય કે અવિવેકી કે ગમારો જેવા વર્તન વિષે કુઆર્ને-મજીદની આ આયત ઊતરી :

| | |
|---|---|
| ઈન્નલ-લઝીન યુનાદૂનક | હે નબી ! જે લોકો આપને પોકારે છે |
| મિંવ-વરાઈલ-હુજુરાતિ | હુજરાઓની પાછળથી (બેઢંગી રીતે) |
| અકસ઼રુ હુમ લા યઅ-કિલૂન. | તેઓમાંના ઘણાખરા અક્કલ ધરાવતા નથી. [૧] |

**સંપાદકનો વધારો**——મુસલમાન બનવા બાદ મંડળના સભ્યો ઈસ્લામના શિક્ષણ માટે થોડા દિવસ મદીનહમાં થોભી ગયા. એ દરમિયાન મંડળના મહાન શાઈર હઝરત ઉતારિદ બિન હાબિસ઼ (રદિયલ્લાહુ અન્હુ) ઈસ્લામી શિક્ષણથી એટલા બધા પ્રભાવિત થયા કે ઈરાનના બાદશાહ કિસરા તરફથી એમને ઈનામમાં મળેલો મૂલ્યવાન શિરપાવ બજારમાં જઈને એમણે વેચી નાખ્યો. (કેમકે એ રેશમનો અને સોનાના તારોથી બનેલો હતો અને રેશમી તથા સુવર્ણ-જડિત પોશાક ઈસ્લામમાં પુરૂષો માટે હરામ છે.)

જ્યારે હઝરત ઉમર (રદિ.)ને જાણ થઈ કે પોશાક બજારમાં વેચાવા માટે ગયો છે તો તેમણે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! ઉતારિદ પોતાનો પોશાક બજારમાં વેચે છે આપ એને ખરીદી લો." (કેમકે ઈરાનના બાદશાહની કિંમતી યાદગાર છે.)

આપે ફરમાવ્યું, "ઉમર ! એ રેશમ અને સોનાથી બનેલો પોશાક છે. એને તે માણસ પહેરે જેનો આખેરતમાં કોઈ હિસ્સો ન હોય."

એટલે જે મુસલમાન જન્નતમાં જઈને ત્યાંનો રેશમી-સોનેરી પોશાક પહેરવાની ઈચ્છા ધરાવતો હોય તેણે આ દુનિયામાં રેશમનો અને સોનાનો ઉપયોગ નહિ કરવો જોઈએ. જન્નતના રેશમી પોશાકનું કુર્આન-મજીદમાં ચોખ્ખી રીતે વર્ણન થયેલું છે. "હ")

---

૧. સૂરએ-હુજુરાત પારહ ૨૬ આયત ૪

## પ્રકરણ ૧૫૦

# અરબના મંડળોની પરંપરા

—————૧—————

બનૂ આમિરનું મંડળ ● આમિર બિન તુફૈલનો બદ ઇરાદો ● આમિરનો બદ અંજામ ● અરબદનો બદ અંજામ ● બનૂ સઅદ બિન બક્રનું મંડળ ● દિમામ બિન સઅલબાના સવાલો ● કૌમને ઇસ્લામની દઅવત ● અબ્દુલ-કૈસ કબીલાનું મંડળ ● જારૂદનો ઇસ્લામ સ્વીકાર ● હઝરત જારૂદની ઇસ્લામ પર દ્રઢતા ● ઇબ્ને સાવાનો ઇસ્લામ-સ્વીકાર ● બનૂ હનીફહનું મંડળ અને મુસૈલિમહ કઝઝાબ ● મુસૈલિમહનો પયગમ્બરીનો દાવો ● મુસૈલિમહનો કાગળ ● ઝૈદુલ-ખૈલ અને બનૂ તયનું મંડળ ● ઝૈદુલ-ખૈલના વખાણ ● હઝરત ઝૈદુલ-ખૈરની વફાત.

**બનૂ આમિરનું મંડળ**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ આમિર બિન સઅસઆ કબીલાનું એક મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયું. મંડળની આગેવાની કબીલામાં અગ્રસ્થાન ધરાવતા ત્રાગ મોવડીઓએ લીધી હતી જેઓના નામો આ છે : (૧) આમિર બિન તુફૈલ (૨) અરબદ બિન કૈસ બિન જઝઅ બિન ખાલિદ બિન જઅફર (૩) જબ્બાર બિન સલિમહ બિન માલિક બિન જઅફર. આ ત્રાણે ગૃહસ્થો પોતાની કૌમના આગળ પડતા અગ્રેસરો હતા અને ત્રાણે અવ્વલ નંબરના શયતાનો હતા.

આ મંડળનો આગેવાન આમિર બિન તુફૈલ અલ્લાહનો દુશ્મન હતો. બહુ મેલા મનનો, છળકપટથી ભરેલો શયતાન હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં બદ ઇરાદાથી આવ્યો હતો. તેનો ઇરાદો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ગદ્દારી કરીને ધોકાબાજીથી આપને કતલ કરવાનો હતો. એની કૌમના લોકો વારંવાર એને સમજાવીને કહ્યા કરતા, ''આમિર ! અરબના કબીલાઓના ટોળેટોળાં મુસલમાન બની રહ્યાં છે. તું પાગ સમજી જા અને પોતાની કૌમ સાથે ઇસ્લામ કબૂલ કરી લે.''

આમિર તેઓને આક્રોશભર્યા સ્વરે જવાબ આપતો, ''હરગિઝ નહિ, અલ્લાહના સોગંદ ! મેં તો આખા અરબને મારૂં તાબેદાર બનાવી લેવાના સોગંદ ખાઇ લીધા છે. જ્યાં સુધી આખું અરબ મારી તાબેદારી નહિ સ્વીકારી લે, હું હરગિઝ ચેનથી બેસવાનો નથી. ત્યારે શું હું કુરૈશના એ જુવાનિયાનો તાબેદાર બની જાઉં ?''

**આમિર બિન તુફૈલનો બદઇરાદો**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : મદીનહ આવવા પહેલાં આમિર બિન તુફૈલે પોતાના સાથી અરબદ બિન કૈસ સાથે મળીને કાવતરાની યોજના ઘડી કાઢી હતી અને તેને કહી

દીધું હતું, "જ્યારે આપણે એ ગૃહસ્થ (હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) પાસે એકાંતમાં પહોંચીશું તો હું મારી વાતોની જાળમાં તેમને એવા લપેટી લઈશ કે તારી તરફથી તેમનું ધ્યાન હટી જશે. બસ એજ તક તું ઝડપી લેજે અને તલવારના એક જ ઝાટકે તેમને કતલ કરી નાખજે."

(આમિર બિન તુફેલ બહુ વાતોડિયો, બટકબોલો અને વાતચીતની કળામાં પાવરધો હતો) જ્યારે મંડળના લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો આમિરે વાતોના ફડાકા બોલાવતાં વાતચીત દરમિયાન કહ્યું, "વલ્લાહ હે મુહંમદ ! મારે તમારી સાથે એકાંતમાં વાતો કરવી છે. તમે મને એકાંતની તક નહિ આપો ?"

આપે ફરમાવ્યું, "વલ્લાહ હે તુફેલ ! હું હરગિઝ તને એકાંતની તક આપવાનો નથી, ત્યાં સુધી કે તું કલિમો પઢીને એક અલ્લાહ પર ઈમાન નહિ લઈ આવે !"

આપના એકાંતના ઈન્કારથી આમિર બિન તુફેલ ન હિંમત હાર્યો ન નિરાશ થયો. લગાતાર આપની સાથે વાતો કરતો રહ્યો અને રાહ જોતો રહ્યો કે તેનો સાથી અરબદ બિન કૈસ તે કામ કરી નાખે જે તેને સોંપવામાં આવ્યું હતું. પરંતુ અરબદ હતો કે થાંભલાં પેઠે અવાક બનીને ગુમસુમ ઊભેલો હતો. આ પરિસ્થિતિ દેખીને આમિરે ફરીવાર દાવ અજમાવતાં કહ્યું, "હે મુહંમદ ! વલ્લાહ, સાચેસાચ મારે તમારી સાથે જરૂરી વાતો કરવી છે પણ એકાંતમાં. ત્યારે શું તમે મને એકાંતમાં વાતો કરવાની તક નહિ આપો ?"

આપે ફરમાવ્યું, "ના વલ્લાહ ! હું હરગિઝ તને એકાંતની તક નહિ આપું, જ્યાં સુધી કે તું તે અલ્લાહ પર ઈમાન નહિ લઈ આવે જેનો કોઈ ભાગીદાર નથી.

જ્યારે આપે ફરીવાર તેની વાત માનવાનો ઈન્કાર ફરમાવી દીધો અને અરબદ પણ યથાવત્ મૂંગોમંતર બનીને ઝાડના ઠૂંઠા પેઠે ઊભેલો રહી ગયો તો આમિરની ધીરજ ખૂટી ગઈ. ગુસ્સાથી કર્કશ અવાજે બોલ્યો, "યાદ રાખો હે મુહંમદ ! હું એટલા ઘોડા, એટલા સૈનિકો લઈ આવીશ કે તમારી આ ધરતી ધણધણી ઊઠશે!"

બનૂ આમિરના કબીલાનો આ શયતાન પૂઠ ફેરવીને ત્યાંથી જવા લાગ્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બારગાહે-ઈલાહીમાં દુઆ માગી : "અલ્લા-હુમ્મલ-ગનીય્ય આમિરિબ્ને-તુફૈલ !" હે અલ્લાહ! તું આમિર બિન તુફૈલને મુકાબલે મારા માટે કાફી બની જા ! અથવા હે અલ્લાહ ! આમિર બિન તુફૈલના ફિત્નાથી તું મારૂં રક્ષણ કરી લેજે !

બનૂ આમિરના મંડળના આ ત્રણે શયતાનો જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને બહાર નીકળી ગયા તો આમિરે, અરબદ બિન કૈસને ઠપકાભર્યા સ્વરે કહ્યું, "અલ્યા તારૂં ભૂંડું થાય, તને શું થઈ ગયું હતું ? થાંભલા પેઠે ઊભો કેમ થાકી રહ્યો ? તેં મારૂં કહ્યું કેમ નહિ માન્યું ?"

અરબદ બોલ્યો, "અરે ભાઈ ધીરો થા, ખફા થવાની જરૂર નથી. સાંભળ, તારા કરતાં વધારે બિહામણો કે ખોફનાક કે વિકરાળ માણસ મેં આજ સુધી ધરતીના પટ પર જોયો નથી. જો કે હવે પછી તારાથી ડરવાનું મારા માટે કોઈ કારણ નથી." અરબદની વાત સાંભળીને આમિર ચોંકી ઊઠયો. બોલ્યો, "હેં મારાથી વધારે બિહામણો માણસ...? આ તું શું બોલે છે હે અરબદ ?"

અરબદ બોલ્યો. "સાંભળ તો ખરો હે આમિર ! બાબત એમ બની કે તારા હુકમ મુજબ જ્યારે ય મેં મુહંમદને કતલ કરવાના ઈરાદો કર્યો તો દરેક વાર તુંજ આડે આવી જતો હતો. તારા બિહામણા ચેહરા વગર

બીજું કોઈ મને ત્યાં દેખાતું ન હતું. આવી હાલતમાં શું હું તલવારથી તને કતલ કરતે ?"[૧]

**આમિરનો બદ અંજામ**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : આમિર બિન તુફૈલ અને અરબદ બિન કૈસ પોતાના નાપાક હેતુમાં નિષ્ફળ થઈને પોતાના વતન તરફ જતા હતા ત્યારે રસ્તામાં એક સ્થળે અલ્લાહ તઆલાએ આમિરની ગરદનમાં પ્લેગની ગાંઠ ઉપસાવી દીધી અને તે બનૂ સલીલ ખાનદાનની એક સ્ત્રીના ઘરમાં બુરી મોતે મરી ગયો. મરતી વેળા તે કહી રહ્યો હતો, "હે બનૂ આમિરના લોકો ! હું બનૂ સલીલની સ્ત્રીના ઘરમાં, વતનથી દૂર, પ્લેગની ગાંઠથી એવી રીતે મરી રહ્યો છું જેવી રીતે ઊગતી વયનો ઊંટ પ્લેગની ગાંઠથી મરી જાય છે. અફસોસ ! બહાદુરો પેઠે મેદાને-જંગમાં નહિ મર્યો !"

ઇબ્ને હિશામ કહે છેઃ એક રિવાયતમાં મરતી વેળા આમિર બિન તુફૈલના આ શબ્દો ટાંકેલા છે : "શું હું ઊંટની ગાંઠ પેઠે મારી ગરદનમાં પ્લેગની ગાંઠ જોઉં છું ? અને શું હું વતનથી દૂર બનૂ સલીલની એક સ્ત્રીના ઘરમાં મરી રહ્યો છું ?"

**અરબદનો બદ અંજામ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : આમિર બિન તુફૈલને જમીનના ખાડામાં દાટીને તેના બંને સાથીઓ આગળ રવાના થયા. જ્યારે તેઓ પોતાના વતનની ધરતીમાં પહોંચ્યા તો તેઓની કૌમના લોકોએ પૂછ્યું, "હે અમારા સરદારો ! કહો અમારા માટે શું સમાચાર લઈ આવ્યા?"

અરબદ આવેશથી બોલ્યો, "સમાચાર જેવું કંઈ નથી. અલ્લાહના સોગંદ ! તેણે આપણા ભગવાનોને જતા કરીને એવી વસ્તુની બંદગીનો હુકમ આપ્યો કે હું ગુસ્સાથી સમસમી રહ્યો. કાશ ! અત્યારે તે મારી સામે હાજર હોત તો તીરો ભોંકી-ભોંકીને તેને મારી નાખત !"[૨]

અરબદે ઉચ્ચારેલા આ નાપાક શબ્દોને બેએક દિવસ પસાર થઈ ગયા. એ પછી તે કોઈ કામ માટે ઘરમાંથી નીકળીને જઈ રહ્યો હતો. તેનો ઊંટ પણ પાછળ-પાછળ ચાલતો હતો. અચાનક અલ્લાહ તઆલાએ તેની ઉપર અને તેના ઊંટ પર વીજળીનો કડાકો બોલાવ્યો અને આંખના પલકારામાં વીજળીએ બંનેને બાળીને ભસમ કરી નાખ્યા. અરબદ બિન કૈસ મા તરફથી લુબૈદ બિન રબીઅહનો ભાઈ હતો.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની રિવાયત મુજબ આમિર બિન તુફૈલ અને અરબદ બિન કૈસ બંને શયતાનોના બારામાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| અલ્લાહુ યઅલમુ | અલ્લાહ પૂરેપૂરી માહિતી ધરાવે છે |
| મા તહમિલુ કુલ્લુ ઉન્સા | જે કંઈ ગર્ભમાં રહે છે દરેક માદાને. |
| વમા તગીદુલ-અરહામુ | અને જે કંઈ ઘટાડો થાય છે ગર્ભાશયમાં |
| વમા તઝદાદ............ | અને જે કંઈ વધારો થાય છે ગર્ભાશયમાં.......... |
| વમા લહુમ મિન દૂનિહી | અને અલ્લાહ વગર કોઈ તેઓનો |
| મિંવ વાલ. (સુધી). | બેલી હોતો નથી.[૩] |

૧. અરબદને આમિર જેવા શયતાનના બિહામણા ચેહરા સિવાય કશું દેખાતું ન હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહના ફરિશ્તાઓએ છુપાવી લીધા હતા. કુર્આનમાં છેઃ "વલ્લાહુ યઅસિમુકા મિનન-નાસ." હે નબી ! લોકોથી અલ્લાહ પોતે આપનું રક્ષણ કરશે. "હ"

૨. આવા નાપાક અને જહન્નમી શબ્દો ઉચ્ચારનાર અરબદ બિન કૈસ પર, અને એના જેવા કટ્ટર કાફિરો પર અલ્લાહની લાખો લઅનતો હો ! અને અલ્લાહની લાખો રહમતો હો અમારા આકા અને મવલા હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ! "હ"

3. સૂરએ-રઅદ પારહ ૧૩ આયત ૮

એટલે માદાના ગર્ભાશયમાં નરનો હમલ છે કે નારીનો ? અને ગર્ભાશયમાં એક બચ્ચાંનો હમલ છે કે તેથી વધારેનો ? અને બચ્ચું પૂરા દિવસે પેદા થશે કે આગળ પાછળ ? એ બધી વાતોની અલ્લાહ તઆલા સંપૂર્ણ માહિતી ધરાવે છે. એવી જ રીતે આમિર બિન તુફૈલ અને અરબદ બિન કૈસ જે કંઈ ભેદો પોતાના પેટોમાં છુપાવીને આવ્યા હતા, અલ્લાહ તઆલા તેને લગતી રજેરજની માહિતી ધરાવતો હતો.

અલ્લાહ તઆલાએ અરબદ બિન કૈસને જે વસ્તુથી હલાક કર્યો અને પોતાની કુદરતથી તેના દિલમાં આમિરના બિહામણા ચેહરાની દહેશત જન્માવીને પોતાના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિફાઝત ફરમાવી તેનું વર્ણન કુર્આને-મજીદમાં આ રીતે થયું છે :

| | |
|---|---|
| લહૂ મુઅક-કિબાતુમ | તેના માટે વારાફરતી આવનારા ચોકીદારો છે. |
| મિમ-બૈનિ યદૈહિ વમિન-ખલફિહી | જેઓ તેની આગળ અને તેની પાછળ રહે છે. |
| યહફઝૂ-નહૂ મિન અમ્રિલ્લાહ. | જેઓ તેનું રક્ષણ કરે છે અલ્લાહના હુકમથી. [1] |

ઈબ્ને હિશામ કહે છે : "મુઅક-કિબાત" એટલે પહેરેગીર, એક પછી એક આવનારા ચોકીદાર, અથવા વારાફરતી આવનારા અંગરક્ષકો. આ અંગરક્ષકો કે ચોકીદારો કે પહેરેગીરોથી મુરાદ અલ્લાહના તે ફરિશ્તાઓ છે જેઓ વારાફરતી આવીને અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આગળ-પાછળ રહીને અલ્લાહના હુકમથી લગાતાર આપની હિફાઝત કરતા રહે છે. અને અરબદ બિન કૈસને અલ્લાહ તઆલાએ જે વસ્તુ કે જે પદાર્થથી હલાક કર્યો તેનું વર્ણન આ રીતે કર્યું :

| | |
|---|---|
| વયુર સિલુસ-સવાઇક | અને તે મોકલાવે છે વીજળીઓને (જમીન તરફ) |
| ફ - યુસીબુ બિહા | તો હલાક કરી નાખે છે તેનાથી |
| મંય - યશાઅ. | જેને ચાહે તેને. (રઅદ આયત ૧૩) |

(નોટ : લુબૈદ બિન રબીઅહ મા તરફથી અરબદ બિન કૈસનો ભાઈ થતો હતો અને અરબનો જાણીતો શાઈર હતો. તેણે પોતાના ભાઈ અરબદના મરણથી પ્રભાવિત થઈને પાંચ મરસિયા કહ્યા જેના ૪૩ શેઅરો ઈબ્ને હિશામે અહીં ટાંકેલા છે. અમે એ લખાણ જતું કર્યું છે. બેએક શેઅરો જુઓ :)

**મા ઈન તુઅદ-દલ - મનૂનુ મિન અહદિન • લા વાલિદિન મુશ-ફિકિન વલા વલદિ.**

વાસ્તવમાં મૃત્યુ કોઈને પણ છોડતું નથી. ન બાપને છોડે છે જે પોતાના બાળકોની ફિકરમાં હમેશા ચિંતાતુર રહે છે અને ન બાળકોને છોડે છે.

**ફજ - જઅનીલ - બર્કુ વસ - સવાઇકુ બિલ - • ફારિસિ યવમલ કરી - હતિન - નજુદિ.**

તે અરબદ એવો શાહસવાર હતો જે મેદાને-જંગમાં વીરનર પુરવાર થતો હતો. તેની ઉપર તૂટી પડેલા વીજળીના કડાકાએ મને દર્દમંદ બનાવી દીધો છે.

---

૧. સૂરએ-રઅદ આયત ૧૧

# બનૂ સઅદ બિન બકનું મંડળ

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ સઅદ બિન બકના કબીલાએ ઝિમામ અથવા દિમામ બિન સઅલબા નામે પોતાના એક ઘટાયેલા અગ્રેસરને પોતાના પ્રતિનિધિ તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં મોકલાવ્યો.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નું બયાન છે : "દિમામ બિન સઅલબા મદીનહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો તે પેહલાં તેણે પોતાના ઊંટને મસ્જિદના દરવાજા પાસે બેસાડીને એક ખૂંટા સાથે બાંધી દીધો અને પછી મસ્જિદમાં દાખલ થયો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની મજલિસમાં તકિયાને અઢેલીને બિરાજમાન હતા. દિમામ બહુ નિડર યુવક હતો. તેના શરીર પર વાળો પુષ્કળ હતા અને તેના માથા પર લાંબા-લાંબા લટિયાંના ગુચ્છા લટકી રહ્યા હતા. તે આગળ વધ્યો અને નિર્ભયતાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાની મજલિસમાં જઇને બેસી ગયો.

તેણે પડકારો કર્યો, "ઐયુકુમ ઇબ્નુ અબ્દિલ-મુત્તલિબ ?" તમારામાં અબ્દુલ-મુત્તલિબનો બેટો કોણ છે ?

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું. "અનબ્નુ અબ્દિલ-મુત્તલિબ." હું છું અબ્દુલ-મુત્તલિબનો બેટો.

**દિમામ બિન સઅલબાના સવાલો**————દિમામે પૂછ્યું, "શું મુહંમદ તમે પોતે છો ?"

આપે ફરમાવ્યું, "નઅમ." હા હું મુહંમદ છું.

"હે અબ્દુલ-મુત્તલિબના પુત્ર !" દિમામ બોલ્યો, "હું તમને કંઇક સવાલો કરવાનો છું. મારા પૂછવાની ઢબ ગમારો જેવી છે અને કદાચ તમને કરડાકી ભરેલી લાગશે. તેથી મનમાં કંઇ ખોટું તો નહિ લગાડશો ને?"

આપે ફરમાવ્યું, "હું મનમાં કંઇ ખોટું લગાડતો નથી. તમારે પૂછવું હોય તે પૂછી લો."

દિમામ બોલ્યો, "ત્યારે હું તમને તે અલ્લાહના સોગંદ આપું છું જે તમારો પણ મઅબૂદ છે, તમારાથી પહેલાંના લોકોનો પણ મઅબૂદ છે અને તમારા પછી આવનારા લોકોનો પણ મઅબૂદ છે. શું અલ્લાહએ તમને અમારી તરફ પોતાના પયગમ્બર બનાવીને મોકલ્યા છે ?"

"હા, હે અલ્લાહના બંદા !" આપે જવાબ આપ્યો," અલ્લાહએ મને પોતાનો પયગમ્બર બનાવીને મોકલ્યો છે."

દિમામે પૂછ્યું, "હે મુહંમદ ! હું તમને તે અલ્લાહના સોગંદ આપું છું જે તમારો પણ મઅબૂદ છે અને તમારાથી પહેલાંના લોકોનો પણ મઅબૂદ છે અને તમારા પછી આવનારા લોકોનો પણ મઅબૂદ છે. શું અલ્લાહએ તમને હુકમ આપ્યો છે કે, તમે અમને હુકમ આપો કે, અમે એક જ અલ્લાહની બંદગી કરીએ અને તેની બંદગીમાં કોઇને તેનો ભાગીદાર ન બનાવીએ અને આ વાત કે અમે તે મૂર્તિઓની પૂજા છોડી દઇએ જેને અમારા બાપદાદા પરંપરાથી પૂજતા આવ્યા છે ?"

આપે ફરમાવ્યું, "અલ્લા-હુમ્મ નઅમ." હે અલ્લાહ ! હા, બેશક સાચું છે.

દિમામે ફરીવાર પૂછ્યું, "હે મુહંમદ ! હું તમને તે અલ્લાહના સોગંદ આપીને પૂછું છું જે તમારો પાણ મઅબૂદ છે, જે તમારાથી પહેલાંના લોકોનો પાણ મઅબૂદ છે, જે તમારા પછી આવનારા લોકોનો પાણ મઅબૂદ છે, શું અલ્લાહએ તમને હુકમ આપ્યો છે કે, અમે પાંચ વખતની નમાઝો પઢતા રહીએ?"

આપે ફરમાવ્યું, "અલ્લા હુમ્મ નઅમ."

એ પછી દિમામ, ઈસ્લામના ફરાઈઝ કે ઈસ્લામના પાયાના સિધ્ધાંતોને લગતા સવાલો એક પછી એક પૂછતો રહ્યો જેમકે નમાઝ ઉપરાંત ઝકાત, રોઝહ, હજ્જ તેમજ ઈસ્લામી શરીઅતના નીતિનિયમો વગેરે અને દરેક સવાલ પર તે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઉપર મુજબ કસમ આપતો રહ્યો ત્યાં સુધી કે તે દરેક સવાલથી પરવારી ગયો અને તેના દિલને સંતોષ થઈ ગયો તો તે બેધડક પોકારી ઊઠયો :

| | |
|---|---|
| ફ-ઈન્ની અશહદુ | તો હું ગવાહી આપું છું આ વાતની કે |
| અલ - લાઈલાહ ઈલ્લલ-લાહુ | એક અલ્લાહ વગર કોઈ મઅબૂદ નથી. |
| વ અશહદુ અન્ન | અને હું સાક્ષી આપું છું આ વાતની કે બેશક |
| મુહમ્મદર - રસૂલુલ્લાહ. | મુહંમદ અલ્લાહના રસૂલ છે. |
| વ સઅવુદ્દી હાઝિહિલ-ફરાઈઝ. | અને હું જરૂર પાલન કરતો રહીશ આ ફરાઈઝનું |
| વજ-તનિબુ મા નુહૈતની અન્હુ. | અને બચતો રહીશ તે વાતોથી જેની આપે મના ફરમાવી છે. |
| સુમ્મ લા અઝીદુ વલા અન્કસુ. | પછી તેમાં હું ન વધારો કરીશ ન ઘટાડો કરીશ. |

ઉપર મુજબનાં ઈકરાર પછી હઝરત દિમામ બિન સઅલબા પોતાના ઊંટ તરફ ગયા, તેની પીઠ પર સવાર થયા અને પોતાના વતન તરફ ઊપડી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું:

| | |
|---|---|
| ઈન્ન સિદકિન ઝુલ-અકી - સતૈન દાખલલ-જન્નહ. | અગર આ બે લટિયાંવાળાએ સાચા દિલથી આ વાતો કહી છે તો એ જન્નતમાં દાખલ થઈ ગયો. |

**કૌમને ઈસ્લામની દઅવત**——હઝરત દિમામ બિન સઅલબા મસ્જિદમાંથી નીકળીને પોતાના ઊંટ પાસે ગયા. તેની દોરડીની ગાંઠો ખોલી નાખી અને તેની પીઠ પર સવાર થઈને પોતાની કૌમ પાસે પહોંચી ગયા. એમને હેમખેમ આવેલા જોઈને કૌમના બધા લોકો એમની પાસે ભેગા થઈ ગયા તો હઝરત દિમામે સૌથી પહેલાં જે શબ્દો ઉચ્ચાર્યા તે આ હતા :

"બિઅસતુલ-લાત વલ-ઉઝઝા." "હે લોકો ! લાત અને ઉઝઝા કેટલા ભૂંડા, કેટલા કઢંગા છે !"

કૌમના લોકો ગભરાઈને બોલી ઊઠયા, "ખબરદાર દિમામ ! થોભો-થોભો, કોઢના રોગથી ડરો, કોઢી થઈ જવાથી ડરો, પાગલ થઈ જવાથી ડરો."

હઝરત દિમામે તેઓને પડકાર્યા, "તમારૂં નખ્ખોદ વળે. અલ્લાહના સોગંદ, એ લાત અને ઉઝઝા તો નર્યા પથ્થર છે. જાન વગરની મૂર્તિઓ છે. ન લાભ આપી શકે છે ન નુકસાન. બેશક અલ્લાહએ પોતાના એક પયગમ્બરને મોકલ્યા છે. તેમની ઉપર એક કિતાબ આકાશથી ઉતારી છે. જેની બરકતથી અલ્લાહએ તમને મૂર્તિપૂજાની ગુમરાહીથી બહાર કાઢયા છે જેમાં તમે આજ સુધી ભટકી રહ્યા હતા. સાંભળો હું ગવાહી આપું છું કે ઈલાહુંદ-વાહિદ (એક અલ્લાહ) સિવાય કોઈ મઅબૂદ નથી અને તેનો કોઈ ભાગીદાર નથી. વળી આ વાતની ગવાહી કે, મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. હું તેમની પાસેથી તમારા માટે તે વસ્તુ

લઇ આવ્યો છું જેનો તેમણે તમને હુકમ ફરમાવ્યો છે. અને તે વસ્તુ પણ લઇ આવ્યો છું જેનાથી તેમણે તમને અટકાવ્યા છે.''

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નું બયાન છે : ''અલ્લાહના સોગંદ ! એ જ દિવસે દિમામ બિન સ્અલબાના કબીલાના નર-નારીઓમાંથી કોઇ એવું ન રહ્યું જેણે સાંજ સુધીમાં ઇસ્લામ ન સ્વીકારી લીધો હોય.''

હઝરત અબ્દુલ્લાહ વધુમાં ફરમાવે છે : ''મેં કોઇ કૌમ કે કબીલાનું એવું મંડળ નહિ જોયું જે દિમામ બિન સ્અલબાના મંડળથી અફઝલ હોય.''

---

## અબ્દુલ-કૈસ કબીલાનું મંડળ

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં અબ્દુલ-કૈસ કબીલાનો જારૂદ બિન અમ્ર બિન હનશ નામે ખ્રિસ્તી અગ્રેસર પણ હાજર થયો.

ઇબ્ને હિશામ કહે છે : અબ્દુલ-કૈસ કબીલાના મંડળમાં પ્રતિનિધિ તરીકે જારૂદ હાજર થયો હતો. તેનું નામ જારૂદ બિન અમ્ર બિન બિશ્ર બિન મુઅલ્લા હતું અને તે ઇસાઇ હતો એટલે ખ્રિસ્તી ધર્મ પાળતો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : જારૂદ બિન અમ્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો તો વાતચીત દરમિયાન આપે તેની આગળ ઇસ્લામની રજૂઆત કરીને તેને મુસલમાન બની જવાની પ્રેરણા આપી.

**જારૂદનો ઇસ્લામ સ્વીકાર**————આપની વાતો સાંભળીને જારૂદ બોલ્યો, ''હે મુહંમદ ! હું તો અગાઉથી એક આકાશી ધર્મનો અનુયાયી છું તેમ છતાં આપના ઇસ્લામ ખાતર હું મારા ધર્મનો ત્યાગ કરૂં છું. શું આપ મારૂં કરજ વાળવાની બાંયધરી આપો છો ?''

આપે ફરમાવ્યું, ''હા હું એની બાંયધરી આપું છું. અલ્લાહ તઆલાએ તમને એવા ધર્મની સદ્‌બુધ્ધિ આપી છે જે તમારા અગાઉના ધર્મથી ઉત્તમ છે.''

આ સાંભળીને જારૂદ બિન અમ્ર મુસલમાન બની ગયા અને એમની સાથે આવેલા એમના બધા સાથીઓ પણ મુસલમાન બની ગયા.

એ પછી હઝરત જારૂદે વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! મારી પાસે સવારી નથી. મને સવારી માટે કોઇ જાનવર નહિ આપો ?''

આપે ફરમાવ્યું, ''જુઓ મારી પાસે હાલ કોઇ જાનવર નથી જેની ઉપર હું તમને સવાર કરાવી શકું.''

હઝરત જારૂદ બોલ્યા, ''વારૂ તો અમારા પ્રદેશ અને મદીનહ વચ્ચેના વિસ્તારમાં ગુમરાહ લોકોની વસતિઓ આવેલી છે. તેઓના હરાયાં ઊંટો જંગલોમાં ચરતાં રહે છે. શું આમ બની શકે કે એ ઊંટો પર સવારી કરીને અમે અમારા મુકામે પહોંચી જઇએ ?''

આપે ફરમાવ્યું, ''નહિ તમારે એનાથી બચવું જોઇએ. એ તો આગમાં બળી મરવા જેવું છે.''

**હઝરત જારૂદની ઇસ્લામ પર દ્રઢતા**————હઝરત જારૂદ બિન અમ્ર પોતાના સાથીઓ સાથે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી રૂખ્સત થઈને પોતાના વતને પોતાની કૌમમાં આવી ગયા. પોતે અંતઃકરણથી ઈસ્લામ સ્વીકારેલો હોવાથી એકદમ પાકા, દીનદાર, ધર્મચુસ્ત મુસલમાન બની ગયા. એટલું જ નહિ, મરતાં દમ સુધી ઈસ્લામ પર મક્કમ રહીને ઈસ્લામી આદેશોનું ચુસ્ત રીતે પાલન કરતા રહ્યા. પછી એમના જીવનમાં તે પ્રસંગ પણ સર્જાયો જ્યારે એમની કૌમના કેટલાક લોકો, ગરૂર બિન મુનઝિર બિન લુકમાન બિન મુનઝિર નામના માથાભારે અગ્રેસર સાથે ઈસ્લામનો ત્યાગ કરીને અને મુર્તદ બનીને પોતાના બાપદાદાના જૂના ધર્મમાં ચાલ્યા ગયા. એ પ્રસંગે હઝરત જારૂદ બિન અમ્ર પોતાના સાથીઓ સાથે જાનોને જોખમમાં નાખીને એ મુર્તદો પાસે દોડી ગયા અને તેઓને પડકારતાં બોલ્યા :

> "હે લોકો ! ઈસ્લામ તરફ પાછા વળો. હકની ગવાહી આપો. સાંભળો, હું સાક્ષી આપું છું આ વાતની કે એક અલ્લાહ સિવાય બીજો કોઈ ભગવાન બંદગીને લાયક નથી અને હું સાક્ષી આપું છું કે મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. જે લોકો આ વાતનો ઈકરાર નહિ કરે હું તેઓને કાફિર સમજું છું અને એવા કાફિરો માટે હું એકલો બસ છું."

---

**સંપાદકની નોંધ**——————અબ્દુલ-કૈસ કબીલાના મંડળનું બયાન ઈબ્ને હિશામની સીરતમાં બહુ મુખ્તસર રીતે રજૂ કરવામાં આવ્યું છે. સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં આ મંડળને લગતી વિગતો દર્શાવવામાં આવી છે જેનો ખુલાસો સીરતની સનદી કિતાબોને આધારે અહીં રજૂ કરીએ છીએ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિદ્વાન સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)નું બયાન છે : "અબ્દુલ-કૈસ કબીલાનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયું તો આપે પૂછ્યું, "આ કઈ કૌમનું મંડળ છે ?"

જવાબ મળ્યો, "રબીઅહ કબીલાનું." (અબ્દુલ-કૈસનું બીજું નામ રબીઅહ હતું.) [૧]

આપે ફરમાવ્યું, "મરહબા ! ભલે પધાર્યા ! તમે લોકો રાજીખુશીથી મુસલમાન બનવા આવ્યા છો જેથી તમે ન આ દુનિયામાં ફજેત થશો ન આખિરતમાં ખુવાર થશો."

તેઓ બોલ્યા, "યા રસૂલલ્લાહ ! અમારા બહરૈનના ઈલાકા અને આપના ઈલાકા વચ્ચે મુદર કબીલાના ઝનૂની કાફિરોની વસતિઓ આવેલી છે જેથી અમે "અશહુરે-હરામ" એટલા માનવંતા મહિનાઓ વગર બીજા મહિનાઓમાં આપની તહેનાતમાં હાજર થઈ શકતા નથી. માટે ટૂંકાણમાં અમને ઈસ્લામી ઉસૂલો કે ઈસ્લામના મૂળભૂત સિધ્ધાંતોની સમજૂતી આપી દો કે જેથી અમે તેનો અમલ કરીને જન્નતના હકદાર ઠરી શકીએ અને અમારા કબીલાના જે લોકો આપના દરબારમાં હાજર થઈ શક્યા નથી તેઓને પણ વતન પહોંચીને એ સિધ્ધાંતોનું શિક્ષણ આપી શકીએ."

---

૧. અબ્દુલ-કૈસ કબીલાના આ મોવડી મંડળમાં ૩૦ થી ૪૦ જેટલા સભ્યો હતા. એ લોકો બહરૈન અને ઉમાન ઇલાકાના વતની હતા. સન ૯ યા ૧૦ હિજરીમાં લાંબા પ્રવાસની પારાવાર તકલીફો વેઠતા મદીનહ હાજર થયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને ભલે પધારો ફરમાવીને હાથોહાથ લીધા. તેઓના રહેવા - સહેવાનો અને ખાણીપીણીનો ઉત્તમ પ્રબંધ કર્યો અને સહાબાએ તેઓની સરભરા કે મેહમાન-નવાઝીમાં કોઇ કમી રહેવા નહિ દીધી. "હ"

આપે ફરમાવ્યું, "હા સાંભળો, હું તમને ચાર વાતોનો હુકમ આપું છું અને ચાર વાતોની મના કરૂં છું. પહેલી ચાર વાતો આ છે :

૧—— એક અલ્લાહ પર ઈમાન લાવો. એટલે જીભથી કલિમએ-શહાદત પઢો અને દિલથી તેનો યકીન રાખો.

૨—— પાંચ વખતની નમાઝો પઢો અને પોતાના માલની ઝકાત આપો.

૩—— માહે-રમઝાનના રોઝહ રાખો.

૪—— ગનીમતના માલમાંથી પાંચમો ભાગ બૈતુલ-માલમાં જમા કરાવો.

જે ચાર વાતોની મના કરૂં છું તે આ છે :

૧—— દુબ્બા (સૂકાયેલું કોળું, કદૂ, તુંમડું)નો ઉપયોગ નહિ કરવો.

૨—— હન્તમ. (કાળા રંગનો ચીકાણો ઘડો, માટીનું લીસૂં વાસણ) નો ઉપયોગ નહિ કરવો.

૩—— નકીર. (લાકડાનો મોટો પ્યાલો, ખજૂરીના થડમાંથી કોતરેલું વાસણ)નો ઉપયોગ નહિ કરવો.

૪—— મુઝફ્-ફત. (ડામર કે લાખ જેવા પદાર્થથી લીંપેલું વાસણ)નો ઉપયોગ નહિ કરવો.

અબ્દુલ-કૈસ કબીલાના લોકો આ પ્રકારના વાસણો કે પાત્રોમાં શરાબ બનાવીને પીતા હતા. એમાં જ શરાબનો સંગ્રહ કરતા હતા. આ પાત્રોની ખૂબી એ હતી કે એમાં બનાવેલા શરાબમાં જલદી આથો આવી જતો હતો અને ખમીરમાં તીવ્ર નશો પેદા થઈ જતો હતો.એ લોકો એજ પાત્રોમાં એવો જ જલદ શરાબ પીવાને ટેવાયેલા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હું તમને આ વાસણોનો ઉપયોગ કરવાની અને શરાબ પીવાની મના કરૂં છું."

મંડળના લોકો બોલ્યા, "યા રસૂલલ્લાહ ! શું આપ "નકીર"ની હકીકત જાણો છો ?"

આપે ફરમાવ્યું, "હા હું જાણું છું. ખજૂરીનું જાડું લાકડું, તેને અંદરથી ગાગર જેવું બનાવો છો. તેમાં ખજૂરો ભરો છો, ઉપરથી ખજૂરીનો રસ રેડો છો. પછી તેમાં પાણી મેળવો છો. રસ અને પાણી મળીને જોશ ખાય છે. ઠંડું થવા પછી તેને પીવો છો અને પછી નશામાં છાકટા થઈને પોતાના જ ભાઈ પર તલવાર ચલાવો છો."

આ સાંભળીને મંડળના લોકો હસવા લાગ્યા. આપે હસવાનું કારણ પૂછ્યું તો તેઓ બોલ્યા, "યા રસૂલલ્લાહ! અમારી વસતિમાં એવો જ બનાવ બની ગયો છે. અમારામાં આ પેલા ગૃહસ્થ બેઠેલા છે એમને એમના જ ભાઈએ નશામાં ચૂર થઈને તલવારથી ઘાયલ કરી નાખ્યા હતા."

એ પછી મંડળના સભ્યોએ પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! અમારા માટે કેવા વાસણોનો ઉપયોગ જાઈઝ છે ?"

આપે ફરમાવ્યું, "ચામડાની ડોલ, તુંબડાં વગેરે............"

તેઓ બોલ્યા, "અમારે ત્યાં ઉંદરોનો ઉપદ્રવ વધારે છે. આવી વસ્તુઓ ઉંદરો કતરી ખાય છે."

"ભલે કતરી ખાતા હોય." આપે ફરમાવ્યું, "ચાંપતી દેખરેખ રાખશો તો તેઓ ભાગતા નજર આવશે."

મંડળમાં એક ખ્રિસ્તી ગૃહસ્થ પણ પોતાના સાથીઓ સાથે આવેલ હતા. નામ અબૂ મુનઝિર બિન બિશ્ર ઉર્ફે જારૂદ બિન અમ્ર હતું. એમનું બયાન આગળ ઉપર આવી ગયું છે.

બીજી રિવાયત મુજબ અબ્દુલ-કૈસનું મંડળ મદીનહ પહોંચ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દૂરથી જોતાં જ તેઓ પોતાનો સામાન પડતો મૂકીને દોડી ગયા અને આપના મુબારક હાથને ચુંબનો આપવા લાગી ગયા. મંડળના સરદાર મુનઝિર બિન આઇઝ નામે એક નવજવાન ગૃહસ્થ હતા. બેહદ ઠરેલ તબીઅતના અને ચંચળબુધ્ધિના યુવક હતા. ધૂળ-પસીનાવાળા મેલાં કપડાંમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવાનું એમને વાજબી નહિ લાગ્યું. ત્યાં જ થોભી ગયા. પોટલું ખોલીને સાફસુથરાં કપડાં કાઢયાં. સફરનો મેલો પોશાક ઉતાર્યો. ધોયેલો સ્વચ્છ પોશાક પરિધાન કર્યો અને શાંતિથી ચાલતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચ્યા અને સલામ કરીને આપના પવિત્ર હાથને બોસો આપ્યો.

મંડળના સરદાર મુનઝિર બિન આઇઝ છેક મામૂલી શકલ-સુરતના યુવક હતા. રૂપરેખામાં દિલકશી કે આકર્ષણ જેવું ન હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નજર ઉઠાવીને જોયું તો બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આદમીનું મૂલ્ય તેના શરીરના બાંધા કે શકલ-સુરતથી અંકાતું નથી. ફકત તેના બે ટચૂકડા અવયવોથી અંકાય છે : જીભ અને દિલ."

બીજી રિવાયત મુજબ ઉપરના શબ્દો ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યા હતા અને સાથે એમ પણ ફરમાવ્યું હતું કે, "ઇન્સાનની ચામડીથી પાણીની ડોલ કે મશક નહિ બનાવી શકાય. અલબત્ત તેના શરીરમાં બે વસ્તુઓ બહુ મોંઘી કે મહત્વની હોય છે : એક તેની જીભ બીજું તેનું દિલ."

એ પછી આપે તેમને ફરમાવ્યું, "હે મુનઝિર ! તમારામાં બે ખસલતો એવી છે જેને અલ્લાહ તઆલા બેહદ પસંદ ફરમાવે છે : એક દાનાઇ બીજી સહનશીલતા."

મુનઝિરે પૂછયું, "યા રસૂલલ્લાહ ! એ બે ખસલતો મુજમાં પૈદાઇશી છે કે હવે જન્મી છે ?"

આપે ફરમાવ્યું, "પૈદાઇશી છે."

બોલ્યા, "અલ્લાહનો અનહદ આભાર કે તેણે મુજમાં બે ખસલતો એવી જન્માવી જેનાથી અલ્લાહ અને તેના રસૂલ રાજી છે."

શિહાબ બિન અબ્બાદથી રિવાયત છે કે અબ્દુલ-કૈસનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયું તો આપે પૂછયું, "તમારો સરદાર કોણ છે ?"

મંડળના તમામ સભ્યોએ મુનઝિર બિન આઇઝ તરફ આંગળી ચીંધતાં કહ્યું, "એ અમારા સરદાર છે."

આપે ફરમાવ્યું, "શું એજ તે ગૃહસ્થ છે જો અશજજ છે ?" (એટલે જેના ચેહરા પર જખમનું નિશાન પડેલું છે.)

લોકો બોલ્યા, "જી હા યા રસૂલલ્લાહ !"

હઝરત મુનઝિર બિન આઇઝના ચેહરા પર એક વેળા ગધેડાએ લાત મારી દીધી હતી જેના યાદગાર તરીકે એનું નિશાન રહી ગયું હતું. એજ કારણે આપે તેમના માટે "અ-શજજ"નો શબ્દ ફરમાવ્યો. આથી

પહેલાં કોઈ એમને અશજ્જ કહેતું ન હતું.

મંડળના સભ્યોએ મુસલમાન બનવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરી તો આપે પૂછ્યું, "તમે ફકત તમારા તરફથી બૈઅત કરો છો કે તમારા કબીલા તરફથી પણ?"

લોકો બોલ્યા, "અમારા કબીલા તરફથી પણ."

મુનઝિર બિન આઈઝ ઝટ બોલ્યા, "નહિ યા રસૂલલ્લાહ ! હું ફકત મારા તરફથી બૈઅત કરૂં છું. કેમકે જે વસ્તુ મારા અધિકારમાં છે તેની જ જવાબદારી હું લઈ શકું છું. આપ અમારા કબીલાને ઈસ્લામનું આમંત્રણ આપો. જેઓ કબૂલ કરશે તેઓ અમારા દોસ્ત છે. જેઓ કબૂલ નહિ કરશે તેઓની સાથે અમે તલવારથી જિહાદ કરીશું."

આપે ફરમાવ્યું, "મંડળના મોવડીની વાત બિલકુલ દુરૂસ્ત છે."

એ પછી આપે પોતાના અનસાર સહાબાને ફરમાવ્યું, "તમારા આ ભાઈઓની સારી રીતે મેહમાન-નવાઝી કરો. એ લોકો ઈમાન લાવવામાં તમારા જ જેવા છે. કોઈ પણ દબાણ કે બળજબરી વિના રાજીખુશીથી મુસલમાન બન્યા છે જયારે કે બીજા લોકોએ મુસલમાન બનવાથી ઈન્કાર કરી દીધો અને નતીજારૂપે જંગમાં માર્યા ગયા."

રૂખ્સત વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મંડળના બધા સભ્યોને ઈનામ-ઈકરામથી સરફરાઝ કર્યા અને પોતાની દુઆઓ તથા શુભેચ્છાઓ સાથે તેઓને વિદાયગીરી આપી. (મવલાના તાલિબ હાશિમી કૃત : વુફૂદે-અરબ બારગાહે-નબવીમેં પેજ ૧૯૭-૨૦૩ અસિહ-હુસ-સિયર પેજ ૪૨૫-૪૨૮ હવાલો સહીહ બુખારી, સહીહ મુસ્લિમ, ઝાદુલ-મઆદ, ઉસ્દુલ-ગાબહ.) સંપાદકનું લખાણ પુરૂં થયું.

---

## ઇબ્ને સાવાનો ઇસ્લામ-સ્વીકાર

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફત્હે-મક્કહ પહેલાં હઝરત અલાઅ બિન હદ્રમી (રદિ.)ને, બહરૈનના બાદશાહ મુનઝિર બિન સાવા અબ્દી પાસે બહરૈનમાં ઈસ્લામનું આમંત્રણ આપવા મોકલ્યા હતા. બાદશાહ સાથે તેની પ્રજાએ પણ ઈસ્લામ સ્વીકારી લીધો. હઝરત મુનઝિર બિન સાવા મુસલમાન બનીને ઈસ્લામ પર મક્કમ બની ગયા. પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વફાત પામી ગયા તો બહરૈનવાસીઓ ઈસ્લામ ત્યાગીને મુર્તદ બની ગયા. એમના મુર્તદ બનવા પહેલાં હઝરત મુનઝિર બિન સાવા પણ વફાત પામી ગયા. તે વેળા હઝરત અલાઅ બિન હદ્રમી બહરૈનમાં મવજૂદ હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી બહરૈનના હાકિમ તરીકે નિમાયેલા હતા. [૧]

**બનૂ હનીફહનૂં મંડળ અને મુસૈલિમહ કઝ્ઝાબ**——————યમામહ પ્રદેશથી બનૂ હનીફહ કબીલાનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયું. આ મંડળમાં મુસૈલિમહ બિન હબીબ હન્ફી નામે મહાજૂઠો કે લબાડ શખ્સ પણ હાજર થયો.

---

૧. બહરૈનના એજ મુર્તદો અને ગદ્દારો વિરૂદ્ધ ખ્રિસ્તીથી મુસલમાન બનેલા હઝરત જારૂદ બિન અમ્ર (રદિ.)એ મેદાને પડીને જિહાદનો નઅરો ગજાવ્યો હતો. "હ"

ઈબ્ને હિશામ કહે છે : એનું નામ મુસૈલિમહ બિન સુમામહ અને ઉપનામ અબૂ સુમામહ હતું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ હનીફહના આ મંડળે મદીનહમાં બનૂ નજ્જાર કબીલાની એક ખાતૂન બિન્તે હારિસના મકાને ઉતારો લીધો. મદીનહના જાણકારોએ મને કહ્યું કે બનૂ હનીફહના મંડળના સભ્યો પોતાની સાથે મુસૈલિમહ કઝ્ઝાબને પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં લઈ ગયા. તેઓ એને કપડાંઓમાં છુપાવીને લઈ ગયા હતા.

મંડળના સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તે વેળા આપ સહાબાની મજલિસમાં બિરાજમાન હતા. આપના મુબારક હાથમાં પાંદડા વગરની ખજૂરીની એક લાકડી હતી જેને છેડે થોડીક પાંદડીઓ લાગેલી હતી. મુસૈલિમહ આપની સાથે વાતે વળગ્યો. વાતચીત દરમિયાન તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે અમુક અધિકારોની માગણી રજૂ કરી તો આપે તેને ફરમાવ્યું, ''જો તું ખજૂરીની આ તુચ્છ લાકડી માગે તો એ પણ હું તને નહિં આપું.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : યમામહના લોકોમાંથી બનૂ હનીફહના એક મોવડીએ મને કહ્યું કે મુસૈલિમહનો મામલો જૂદી રીતે બનવા પામ્યો હતો. હકીકત એમ છે કે બનૂ હનીફહના મંડળના સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં જવા લાગ્યા તો મુસૈલિમહને તેઓ ઊંટોની દેખરેખ માટે ઉતારે છોડી આવ્યા હતા. મંડળના બધા સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને મુસલમાન બની ગયા તો આપે તેઓએ ઈનામ -ઈકરામથી નવાઝ્યા. ઈનામની લહાણી વેળા તેઓને મુસૈલિમહ યાદ આવ્યો. તેઓ બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! અમારો એક સાથી છે જેને અમે ઊંટોની દેખરેખ તથા સામાનની સાચવણી માટે અમારા ઉતારે છોડી આવ્યા છીએ.''

આપે ફરમાવ્યું, ''તે પણ તમારાથી ઊતરતા દરજ્જાનો નથી.''

પછી આપે તેને પણ તેટલું જ ઈનામ આપવાનો હુકમ ફરમાવ્યો જેટલું બીજાઓને આપ્યું હતું. સાથે જ આપે એમ પણ ફરમાવ્યું, ''તેની જગા બુરી નથી.'' આ શબ્દોથી આપનો હેતુ એ હતો કે તે પોતાના સાથીઓના ઊંટો અને સામાનની હિફાઝતની સેવા બજાવી રહ્યો છે.

**મુસૈલિમહનો પયગમ્બરીનો દાવો**————બનૂ હનીફહનું મંડળ મુસલમાન બનવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને પોતાના ઉતારે પહોંચ્યું. ત્યાં મુસૈલિમહ મવજૂદ હતો. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આપેલું ઈનામ તેના હવાલે કર્યું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેના માટે જે શબ્દો ફરમાવ્યા હતા તે પણ તેને કહી સંભળાવ્યા. આ બધી વાતોથી ખુશ થઈને તે પણ મુસલમાન બની ગયો. પરંતુ મંડળ જ્યારે યમામહ પહોંચી ગયું તો અલ્લાહનો દુશ્મન મુસૈલિમહ ઈસ્લામનો ત્યાગ કરીને મુર્તદ બની ગયો અને સાથે જ પોતે પયગમ્બર હોવાનો દાવેદાર બની બેઠો. મંડળના બધા સભ્યોને જૂઠા ઠરાવીને તેણે લોકોને કહેવા માંડ્યુ : ''ઈન્ની કદ અશ-રકતુ ફિલ-અમ્રિ મઅહૂ.'' મને પણ પયગમ્બરીના મામલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની સાથે ભાગીદાર બનાવી લીધો છે.

તેણે મંડળના સભ્યોને પડકારતાં કહ્યું, ''શું મુહંમદ નબીએ મારા વિષે તમને કહ્યું ન હોતું કે, તે તમારામાં ઊતરતા દરજ્જાનો નથી અને તેની જગા બુરી નથી ? આ શબ્દો મુહંમદ નબીએ એટલા જ માટે કહ્યા હતા

કે તેમને ખબર પડી ગઇ હતી કે હું પયગમ્બરીમાં તેમની સાથે ભાગીદાર બનવાનો છું.''

પછી મુસૈલિમહએ પોતાના ફળદ્રુપ ભેજાંમાંથી પવિત્ર કુર્આનની છટાદાર આયતો જેવાં કાફિયાબંદ જોડકણાં ઘડી કાઢીને લોકોની આગળ રજૂ કરવા માંડયાં અને કહ્યું, ''જુઓ મારી ઉપર આકાશથી તેવી જ વહી ઊતરે છે જેવી મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઊતરે છે. '' તેની વહીનો એક નમૂનોઃ

| | |
|---|---|
| લકદ અન-અમલ્લાહુ અલલ-હુબ્લા. | અલ્લાહએ ઉપકાર કર્યો ગર્ભવતી સ્ત્રીઓ પર. |
| અખરજ મિન્હા નસ્મતન તિસ્આ. | તેણીઓના ગર્ભમાંથી તે જીવ કાઢયો જે દોડતો ફરે છે. |
| મિમ બૈનિ સિફાકિંવ - વ - હશા. | જે આંતરડાંની ઝિલ્લી અને ગર્ભાશયની વચ્ચે હોય છે. |
| વ અહલ્લ લહુમુલ-ખમ્ર વઝ-ઝિના. | અને મેં હલાલ કરી દીધો તેઓ માટે શરાબ અને ઝિના. |
| વ વદઅ અન્હુમુસ-સલાહ. | અને માફ કરી દીધી તેઓ માટે નમાઝ. |

એની સાથે જ તે આ વાતનો પણ ઇકરાર કરતો હતો કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નબીએ-બરહક એટલે અલ્લાહના સાચા પયગમ્બર છે. તેની આ લોભામણી વાતો અને લચ્છાદાર જોડકણાંઓથી પ્રભાવિત થઇને બનૂ હનીફહના લોકો પણ તેના સૂર સાથે પોતાનો સૂર પૂરાવવા લાગી ગયા. અલ્લાહ જ બેહતર જાણે છે કે શું બન્યું ?

(સંપાદકની નોંધ : સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં મુસૈલિમહ કઝ્ઝાબનો કિસ્સો આ રીતે ટાંકવામાં આવ્યો છે : ''નાફિઅ બિન જુબૈરએ હઝરત અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે, મુસૈલિમહ કઝ્ઝાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મદીનહ આવ્યો. વાતચીત દરમિયાન તેણે કહ્યું, ''હે મુહંમદ ! તમારા પછી તમે મને પોતાનો ખલીફા બનાવી લો તો હું તમારી તાબેદારી કરવા તૈયાર છું.''

તે વેળા આપના હાથમાં ખજૂરીની એક છડી હતી. આપે તેને ફરમાવ્યું, ''જો તું ખજૂરીની આ છડી માગે એ પણ હું તને નહિ આપું. અલ્લાહએ તારા નસીબમાં જે લખી રાખ્યું છે તેનાથી રતીભાર તું આગળ વધી શકવાનો નથી. સાંભળી લે, અલ્લાહએ તારા વિષે મને એક ખ્વાબ દેખાડયો છે. મારૂં માનવું છે કે તેમાંનો એક તું જ છે.''

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખ્વાબમાં જોયું કે આપના હાથમાં સોનાના બે કંગન છે. સોનાના કંગન જોઇને આપ વિચારમાં પડી ગયા ત્યારે ખ્વાબમાં જ આપને કહેવામાં આવ્યું કે એની ઉપર ફૂંક મારો. આપે ફુંક મારી તો બંને કંગન ગાયબ થઇ ગયાં. આપે ખ્વાબની એવી તઅબીર દર્શાવી કે પયગમ્બરીના બે જૂઠા દાવેદારો જાહેર થશે.

આપના ખ્વાબ મુજબ એમાંનો જ એક જૂઠો મુસૈલિમહ-કઝ્ઝાબ હતો અને બીજો જૂઠો અસવદ અન્સી હતો. અસવદ અન્સી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક હયાતમાં કતલ થયો અને મુસૈલિમહ કઝ્ઝાબ હઝરત અબૂબક્ર સિદ્દીકની ખિલાફતમાં હઝરત વહશીના બરછાથી જહન્નમ રસીદ થયો.

**મુસૈલિમહનો કાગળ**——————મુસૈલિમહ કઝ્ઝાબએ સન ૧૦ હિજરીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નામે આ કાગળ લખી મોકલ્યો :

''અલ્લાહના રસૂલ મુસૈલિમહ તરફથી મુહંમદ રસૂલુલ્લાહના નામે :

લખી જણાવવાનું કે પયગમ્બરીના મામલામાં હું તમારો ભાગીદાર બની ગયો છું. હવેથી અર્ધી જમીનમાં હું તમારો ભાગીદાર છું અને અર્ધી જમીન કુરૈશ માટે છે. જો કે કુરૈશ ન્યાયી કૌમ નથી.''

મુસૈલિમહનો આ કાગળ ઈબ્ને નવાહા અને ઈબ્ને અમાલ નામે બે માણસો લઈને આવ્યા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને ફરમાવ્યું, ''કહો લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ.''

તેઓ બોલ્યા, ''લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુસૈલિમહ રસૂલુલ્લાહ.''

આપે પૂછયું, ''શું તમે પણ તેજ કહો છો જે મુસૈલિમહ કહે છે ?''

બંને બોલ્યા, ''હા તેજ કહીએ છીએ જે મુસૈલિમહ કહે છે.''

આપે ફરમાવ્યું, ''એલચીઓની કતલનો કાયદો ન હોત તો હું તમને કતલ કરાવી નાખત !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેના કાગળનો જવાબ આ પ્રમાણે લખાવ્યો :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

''મુહંમદ રસૂલુલ્લાહ તરફથી મુસૈલિમહ કઝઝાબના નામે :

હિદાયતની પેરવી કરનારાઓ પર અલ્લાહના સલામ હો ! એ પછી લખવાનું કે જમીન અલ્લાહની છે. તે ચાહે તેને પોતાના બંદાઓમાંથી જમીનના માલિક બનાવે છે. અને આખેરતની ભલાઈ કે નેક અંજામ અલ્લાહથી ડરનારાઓ માટે છે.'' (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૧૪૪) સંપાદકની નોંધ પૂરી થઈ.

---

## ઝૈદુલ-ખેલ અને બનૂ તયનું મંડળ

**ઝૈદુલ-ખેલ દરબારે-નબવીમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં બનૂ તય કબીલાનું મંડળ હાજર થયું.એમાં ઝૈદુલ-ખેલ નામે સજજન પણ હતા જેઓ આ મંડળના મોવડી હતા.

મંડળના સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને વાતચીત કરવા લાગ્યા તો આપે તેઓની આગળ ઈસ્લામની રજૂઆત કરી. ઈસ્લામની સચ્ચાઈ અંગે સંતોષ અને મનનું સમાધાન થતાં મંડળના બધા સભ્યો અંતઃકરણથી કલિમો પઢીને મુસલમાન બની ગયા અને બાદમાં ઈસ્લામ પર મક્કમ થઈ ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ તય કબીલાના કેટલાક પ્રમાણિક જાણકારોએ મને માહિતી આપી કે મંડળના ઈસ્લામ-સ્વીકાર બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓના સરદાર હઝરત ઝૈદુલ-ખેલ વિષે ફરમાવ્યું :

''અરબની જે જે વ્યકિતના સંસ્કારો, કમાલો અને ખૂબીઓના મારી આગળ વખાણ કરવામાં આવ્યા અને પછી જયારે એ વ્યકિત સાથે મારી મુલાકાત થઈ, તો તેના વિષે સાંભળેલા વખાણોના પ્રમાણમાં, મેં એ વ્યકિતને સદા ઊતરતી જ જોઈ છે. અલબત્ત

ઝૈદુલ-ખૈલ એમાંથી બાકાત છે. એમનામાં જે ખૂબીઓ, કમાલો અને સંસ્કારો મેં જોયા તેની પૂરી વિગત તો મને દર્શાવવામાં જ નહિ આવી.''[૧]

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમનું ઝૈદુલ-ખૈલ નામ બદલીને ઝૈદુલ-ખૈર રાખ્યું અને એમના વતનમાં આવેલી ''ફૈદ'' પ્રદેશની જાગીર તથા તેને લગતી જમીન એમને ઈનાયત ફરમાવી અને તેના દસ્તાવેજનું લખાણ પણ કરાવી આપ્યું.[૨]

**હઝરત ઝૈદુલ-ખૈરની વફાત**————જ્યારે હઝરત ઝૈદુલ-ખૈર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને પોતાની કૌમ કે વતન તરફ રવાના થયા તો આપે ફરમાવ્યું : ''ઈય-યન્જુ ઝૈદુન મિન હુમ્મલ-મદીનહ ફ-ઈન્નહૂ......અગર ઝૈદ આ શહેરના બુખારથી બચી ગયા તો તેઓ...........(એ પછીના શબ્દો રાવીને યાદ નહિ રહ્યા કે આપે શું ફરમાવ્યું હતું ?)

જ્યારે હઝરત ઝૈદુલ-ખૈર મદીનહથી પોતાના સાથીઓ સાથે રવાના થઈને નજ્દ પ્રદેશના ''ફરદહ'' નામે ઝરણા પાસે પહોંચ્યા તો અચાનક એમને પ્રચંડ તાવ ચઢી આવ્યો અને પછી એજ તાવમાં એમનો ઈન્તેકાલ થઈ ગયો. પોતાના મૃત્યુનો એહસાસ થતાં હઝરત ઝૈદે આ શેઅર કહ્યો :

**અમુર-તહિલુન કવમીલ - મશારિકે ગુદ - વતન ● વ ઉત્રકુ ફી બયતિન બિ-ફરદતા મુનજિદિ.**

શું પ્રભાતના સમયે મારી કૌમ (મને અટૂલો મુકીને) પૂર્વ દિશાએ કૂચ કરી જશે ? ત્યારે શું મને નજ્દ પ્રદેશના ફરદહ નામે ઝરણાના એક ઘરમાં એમજ અટૂલો છોડી દેવામાં આવશે ?

હઝરત ઝૈદુલ-ખૈરની વફાત બાદ એમની બીબીએ જમીન-જાગીરનો દસ્તાવેજ બાળી નાખ્યો.

(સંપાદકનો વધારો : બનૂ તયનો કબીલો મુલ્કે-યમનમાં વસતો હતો અને આખા અરબમાં જાણીતો હતો. એજ કબીલાનો હાતિમ તાઈ નામે અગ્રેસર પોતાની સખાવત, દરિયાદિલી અને દાનવીરતામાં પંકાઈને ઈતિહાસને પાને અમર થઈ ગયો છે. તય કબીલાના બે નામચીન સરદારો હતા. ઝૈદુલ-ખૈલ અને અદી બિન હાતિમ તાઈ. બંને સરદારો યમનના જુદા જુદા ઈલાકાઓ પર રાજસત્તા ભોગવતા હતા.

ઝૈદુલ-ખૈલ જાહિલિયતના યુગમાં બહુ મોટા શાઈર અને છટાદાર શૈલીમાં પ્રવચન કરનારા ખતીબ તરીકે પંકાયેલા હતા. શાહી ઠાઠમાઠ, દરિયા જેવી ઉદારદિલી અને નમૂનેદાર ઘોડેસવારીમાં એમનો જોટો ન હતો. મૂળ નામ ઝૈદ બિન મહલહલ હતું. પણ પોતાની નમૂનેદાર શાહસવારીને કારણે ઝૈદુલ-ખૈલના નામે પ્રખ્યાત થઈ ગયા હતા.

અલ્લામા ઈબ્ને અસીરનું બયાન છે : હઝરત ઝૈદુલ-ખૈર સન ૯ હિજરીમાં તય કબીલાના ૧૫ અગ્રેસરો સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થઈને મુસલમાન બની ગયા. આપની તહેનાતમાં પહોંચીને એમણે કહ્યું, ''યા રસૂલલ્લાહ ! હું નવ દિવસોનો આકરો પ્રવાસ ખેડતો આપની તહેનાતમાં હાજર થયો છું. સફરમાં મારી સવારી થાકી ગઈ.મારી રાતો ઉજાગરામાં વીતી. મારા દિવસો ભૂખ તરસમાં પસાર થયા. આ બધી તકલીફો ફક્ત બે વાતો જાણવા માટે મેં વેઠી છે.''

---

૧. એટલે એમને લગતાં જેટલા વખાણ મેં સાંભળ્યાં હતાં તેનાથી અનેક ગણા ચઢિયાતા મેં એમને જોયા. ''હ''

૨. ફૈદ - યમનમાં બનૂ તયના ઇલાકામાં સલમા નામે પહાડની પૂર્વ દિશાએ આવેલો પ્રદેશ. (ઇબ્ને હિશામ)

આપે પૂછ્યું, "તમારૂં નામ શું છે ?"

બોલ્યા, "ઝૈદુલ-ખૈલ." [૧]

ફરમાવ્યું, "નહિ, તમે ઝૈદુલ-ખૈર છો. પૂછો શું પૂછવું છે ?"

તેઓ બોલ્યા, "જે શખ્સ અલ્લાહને ચાહે તેની શું નિશાની છે ? અને જે શખ્સ અલ્લાહને નથી ચાહતો તેની શું નિશાની છે ?"

આપે ફરમાવ્યું, "તમે તમારા જીવનના રાત દિવસ કેવી રીતે ગુજારો છો ?"

તેઓ બોલ્યા, "હું નેકીને, નેકી કરનારાઓને અને નેકીનો અમલ કરનારાઓને પ્રેમ કરૂં છું અને જ્યારે હું પોતે કોઈ નેકીનો અમલ કરૂં છું તો તેનાથી મને બેહદ આનંદ થાય છે પણ જ્યારે નેકીનો કોઈ અમલ છૂટી જાય છે તો પારાવાર ઉદાસી અનુભવું છું."

આપે ફરમાવ્યું, "જે માણસ અલ્લાહને ચાહે છે તેની નિશાની તેજ છે જે તમે દર્શાવી છે અને જે માણસ અલ્લાહને નથી ચાહતો તેની નિશાની આ છે કે એવા માણસને અલ્લાહની ખુશી કે નાખુશીની કોઈ પરવા હોતી નથી. અલ્લાહ રાજી થાય તો શું, અલ્લાહ નારાજ થાય તો શું ? સાંભળી લો હે ઝૈદુલ-ખૈર! અગર અલ્લાહ તમારા માટે નેકીને બદલે બીજું કંઈ ચાહતે તો તમને દુનિયાભરની કુટેવો કે બુરાઈઓને હવાલે કરી દેતે. પછી અલ્લાહને આ વાતની પરવા નહિ રહેતે કે તમે કેટલા ઊંડા કે આંધળા ખાડામાં ગબડીને હલાક થઈ જવાના છો?"

જ્યારે મંડળના સભ્યો મદીનહથી રૂખસત થવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મંડળના દરેક સભ્યને પાંચ-પાંચ ઊકીયા ચાંદી ઈનાયત ફરમાવી. હઝરત ઝૈદુલ-ખૈરને આપે ૧૨ ઊકીયા ચાંદી સાથે ઉત્તમ પ્રકારની ખુશ્બૂ પણ ઈનાયત ફરમાવી. મંડળની બાકીની વિગતો ઉપર આવી ગઈ છે. સંપાદકનું પૂરૂં થયું.

---

**લુકૈત અને લુહૈકનું મંડળ**——અરબના મૂર્તિપૂજક અરબો માટે ઈસ્લામ એક તદ્દન અજાણ્યો, અજાયબી ભરેલો કે આશ્ચર્યકારક મઝહબ હતો. તેઓ તો બાપદાદાના અનુકરણમાં શયતાને દોરી આપેલા લિસોટા પર ચાલનારા હતા. જ્યારે તેઓને કહેવામાં આવતું કે પત્થરની મૂર્તિઓને છોડીને એક જ અલ્લાહની બંદગી કરો અને મને તેનો પયગમ્બર માનો.

જવાબમાં તેઓ બોલી ઊઠતા, "લ્યો આ માણસે તો અનેક ભગવાનોનો એક જ ભગવાન બનાવી દીધો. એ તો ભારે નવાઈની વાત કહેવાય !"

પયગમ્બરી પર ઈમાન લાવવાના મામલામાં બોલી ઊઠતા, "વાહ તમે તો અમારા જ જેવા ઈન્સાન છો. પયગમ્બર કેવી રીતે હોય શકો ?"

જ્યારે કહેવામાં આવતું કે મરવા પછી જીવતા થવા પર ઈમાન લાવો તો બોલી ઊઠતા, "હં મરવા

---

૧. ખૈલ : એટલે ઘોડાઓ, ઘોડાઓનું ટોળું, ઘોડે સવારો અને ઝૈદુલ-ખૈલ એટલે તે ઝૈદ જે ઘોડેસવારીનો અઠંગ ખેલાડી કે બાંકો શાહસવાર છે. ઝૈદુલ-ખૈર : એટલે તે ઝૈદ જે નેકીઓ, ખૂબીઓ અને સંસ્કારોનો ભંડાર છે. "હ"

પછી માટીમાં મળી જઇશું તો કોણ અમને જીવતા કરશે ? ગળે ઊતરે તેવી વાત નથી.''

આ કારણે મૂર્તિપૂજકો જ્યારે મુસલમાન બની જતા તો ઇસ્લામ વિષે અવનવી વાતો જાણવાની તેઓના મનમાં તમન્ના જાગતી. એવો જ મામલો અરબના બનૂ મુન્તફક કબીલાના લોકો સાથે બની ગયો. બન્યું એમ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં બનૂ મુન્તફકના બે અગ્રણીઓ ઇસ્લામને લગતી માહિતી મેળવવા હાજર થયા.

ઇમામ અહમદ બિન હમ્બલના વિદ્વાન ફરઝંદ અબ્દુલ્લાહ બિન અહમદનું બયાન છે : લુકૈત બિન આમિર અને તેના એક સાથી નુહૈક બિન આસિમ બિન માલિક બિન મુન્તફક નામે, કબીલાના બે સરદારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. કૌમના લોકોએ એમને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલાવ્યા હતા.

લુકૈત બિન આમિર કહે છે : જ્યારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો આપ ફજરની નમાઝથી ફારિગ થઇને મસ્જિદમાં જ બિરાજમાન હતા. આખી મસ્જિદ મુસલમાનોથી ભરેલી હતી. મેં જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થઇ ગયા. આપે પ્રવચન કરતાં ફરમાવ્યું, ''ઐયુહન-નાસ ! હે લોકો ! ચાર દિવસથી મેં મારી જીભ પર કાબૂ મેળવીને એને રોકી રાખી હતી. આજે અરબનું એક મંડળ મદીનહ આવેલું છે, શું એ વાત તમે જાણો છો ?''

આ સાંભળીને લોકો નજર ઉઠાવીને અમારી તરફ જોવા લાગી ગયા. એક ગૃહસ્થે મને કહ્યું, ''સાંભળી લીધું તમે હે ભાઇ ! કે અલ્લાહના નબી શું ફરમાવે છે ?''

એ પછી આપે ફરમાવ્યું, ''ઐયુહન-નાસ ! આજે જે કંઇ હું કહેવા માગું છું તેને ધ્યાનથી સાંભળો. કેટલાક માણસો બહુ ચબરાક હોય છે. ચીકણી વાતો કરવામાં પાવરધા હોય છે. ખબરદાર ! કોઇ માણસ પોતાના સાથીની ચીકણી વાતો પર લપસી નહિ પડે. તમારે એની પૂરી સાવચેતી રાખવી જોઇએ. કિયામતને દિવસે મને સવાલ કરવામાં આવશે કે તમે મારા બંદાઓ સુધી મારી વાતો પહોંચાડી દીધી હતી કે નહિ?''

લુકૈત બિન આમિર કહે છે : દૂરના કેટલાક લોકો ઊભા થઇને આપની વાતો સાંભળતા હતા. હું પણ તેઓની સાથે ઊભેલો હતો. આપે એ બધા ઊભેલા લોકોને બેસી જવાનો હુકમ ફરમાવ્યો. બધા બેસી ગયા પણ હું અને મારો સાથી ઊભેલા જ રહ્યા. એ પછી હું આગળ વધીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે પહોંચી ગયો. મારા દિલમાં આ વાત હતી કે અમે એકદમ પાછળ બેઠેલા હતા છતાં આપ અમારા આવવાની વાત જાણી ગયા હતા. મેં સવાલ કર્યો, ''હે અલ્લાહના નબી ! શું આપ ઇલ્મે-ગૈબ જાણો છો ?''

જવાબમાં આપે ફરમાવ્યું, ''ના હું ઇલ્મે-ગૈબ જાણતો નથી. જેટલું અલ્લાહ બતાવે તેટલું જ જાણું છું. અને ઇલ્મે-ગૈબ કહી શકાય નહિ. જુઓ ગૈબની ચાવીઓ અલ્લાહએ પોતાના અધિકારમાં રાખેલી છે અને સાંભળો, પાંચ વાતો એવી છે જેનો ઇલ્મ અલ્લાહ વગર કોઇને નથી ?''

મેં પૂછ્યું, ''તે કઇ પાંચ વાતો છે જેનો ઇલ્મ અલ્લાહ વગર કોઇને નથી ?''

ફરમાવ્યું, ''કિયામત ક્યારે કાયમ થશે. કઇ જમીનમાં ક્યારે કેટલો વરસાદ આવશે. કોઇ ઇન્સાન જાણતો નથી કે કાલે તે શું કરવાનો છે. માતાના ગર્ભમાં શું રહેલું છે. માણસ જાણતો નથી કે તે ક્યારે કઇ જમીનમાં મરવાનો છે.'' એ પછી આપે મોત, મોત પછીનું જીવન, કિયામત, હિસાબ કિતાબ, પુલ સિરાત વગેરેને

લગતી અનેક વાતોનું બયાન ફરમાવ્યું.

લુકૈત બિન આમિર કહે છે : એ પછી મેં સવાલ કર્યો, ''હે અલ્લાહના નબી ! જ્યારે અમે મરીને માટીમાં મળી જઇશું. અમારાં શરીરોની રજેરજ માટી બની જશે. ઝંઝાવાત, પવનના તોફાનો કે ફાડી ખાનારાં પ્રાણીઓ તેને ચૂંથીને ખતમ કરી નાખે, તો શું અલ્લાહ અમારા શરીરોની રજકણોને ભેગી કરીને ફરીવાર તેને સજીવન કરી દેશે ?''

ફરમાવ્યું, ''આ વાત હું તમને અલ્લાહની કુદરતની નિશાનીઓનો એક દાખલો આપીને સમજાવું છું. જુઓ એક હરીભરી, લીલીછમ, ફળદ્રુપ જમીન છે. ઝાડો, છોડો અને ફૂલોથી શોભી રહી છે. પછી એક સમય આવે છે જ્યારે તે સુકાઇને ઉજ્જડ બની જાય છે. પાનખરના સપાટાઓથી ઝાડો ઠૂંઠાં થઇ જાય છે. છોડવાઓના ચૂરેચૂરા થઇ જાય છે. ફૂલો કરમાઇને ખરી પડે છે. આ જર્જરિત કે મરી ગયેલી જમીન જોઇને તમને થાય છે કે ફરીવાર એ કદી જીવતી કે લીલીછમ થવાની નથી. એ પછી અલ્લાહ પોતાની રહમતથી વરસાદ મોકલાવે છે અને મરી ગયેલી એજ ઉજ્જડ જમીન ફરીવાર જીવતી થઇને બાગોબહાર બની જાય છે. તો જે અલ્લાહ ઝાડો, છોડો, ફૂલોની રજકણોને ભેગી કરીને જીવતી કરે છે તેજ અલ્લાહ તમારા શરીરના એકેક કણને એકત્ર કરી દેવા પર તેવી જ કુદરત ધરાવે છે. તમે લોકો જોશો કે પોતાની કબરોમાંથી નીકળીને અલ્લાહના દરબારમાં, અલ્લાહની રૂબરૂમાં ઊભેલા છો. તમે અલ્લાહને જોશો અને અલ્લાહ તમને જોશે.''

લુકૈત બિન આમિર કહે છે : મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સવાલ કર્યો, ''હે અલ્લાહના નબી ! આમ કેવી રીતે બનશે જ્યારે કે અમારી સંખ્યા તો ગણી ગણાય નહિ એટલી હશે ત્યારે અલ્લાહ તો એક અને એકલો જ હશે, કેવી રીતે તે અમને બધાને જોશે અને અમે તેને જોઇશું ?''

ફરમાવ્યું, ''આફતાબ અને માહતાબને સારાયે જગતના લોકો એકી વેળા જુએ છે અને આફતાબ તથા માહતાબ પણ સારાયે જગતના લોકોને એકી વેળા જુએ છે. બસ એજ એક દાખલો લઇ લો.''

ત્યારે લુકૈત બિન આમિરે સવાલ કર્યો, ''હે અલ્લાહના નબી ! જ્યારે અમે અલ્લાહના દરબારમાં અલ્લાહની રૂબરૂમાં હોઇશું તો અલ્લાહ અમારી સાથે કેવો મામલો કરશે ?''

જવાબમાં આપે હશર અને નશરની કૈફિયત, તે દિવસે મુઅમિન અને કાફિરના હાલ, કરણીના હિસાબનો તરીકો, પુલ સિરાત પરથી પસાર થવાનો અહવાલ, હવઝે-કવસરની ખૂબીઓ અને તે દિવસે અલ્લાહ તઆલાના જલાલ અને જબરૂતનો પૂરો ચિતાર દર્શાવી દીધો.

લુકૈત બિન આમિરનું બયાન છે : મેં સવાલ કર્યો, ''હે અલ્લાહના નબી ! અમારી નેકી અને અમારી બદીનો બદલો કેવી રીતે આપવામાં આવશે ?''

ફરમાવ્યું, ''એક નેકીનો બદલો દસ નેકીઓ જેટલો અને એક બદીનો બદલો ફક્ત એક જ બદી જેટલો. આમ છતાં તેની મરજી હશે તો તેને પણ માફ કરી દેશે.''

''જન્નત અને દોઝખ શું છે હે અલ્લાહના નબી !'' લુકૈત બિન આમિરે પૂછ્યું.

ફરમાવ્યું, ''દોઝખના સાત દરવાજા છે અને દરેક દરવાજા વચ્ચે ૭૦ વરસના રસ્તાથી ઓછો ફાસલો નથી. અને જન્નતના આઠ દરવાજા છે અને દરેક દરવાજા વચ્ચે ૭૦ વરસના રસ્તાથી ઓછું અંતર નથી.''

"જન્નતમાં શું છે યા રસૂલલ્લાહ !" લુકૈત બિન આમિરે સવાલ કર્યો.

ફરમાવ્યું, "અ-સ-લુમ- મુસફ-ફા" એટલે શુધ્ધ મધની નહેરો છે. શરાબે-તહૂરની નહેરો છે જેમાં ન માથાનો દુખાવો છે ન છાકટાપણું છે ન બકબક કે ઝકઝક છે. જન્નતમાં દૂધની નહેરો છે જેના રંગ કે સ્વાદમાં કોઈ ફેર પડવાનો નથી. જન્નતમાં "માએ-ગૈર આસિન"ની નહેરો છે એટલે એટલા સ્વચ્છ અને નીતરા પાણીની નહેરો છે જે કદી બગડવા નહિ પામે. જન્નતમાં દરેક પ્રકારના મેવા છે. જાતજાતના ફળો છે. પાક બીબીઓ છે અને દરેક જાતની ખૂબીઓ છે. જન્નતમાં જન્નતવાસીઓ અલ્લાહના દીદાર કરશે અને અલ્લાહ તરફથી તેઓને "સલામન-સલામા"ની વધામણી મળશે."

"યા રસૂલલ્લાહ ! અમારે મુસલમાન બનવું છે." લુકૈત બિન આમિરે કહ્યું, "અમને બતાવો, અમારે કઈ કઈ વાતોની આપના હાથ પર બૈઅત કરવી જોઈએ ?"

આપે પોતાનો મુબારક હાથ લંબાવી દીધો અને ફરમાવ્યું, "નમાઝ કાયમ કરવાની, ઝકાત અદા કરવાની અને આ વાતની બૈઅત કે અલ્લાહ સાથે કોઈને ભાગીદાર ના બનાવીશું.........."

મેં પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! આપની સત્તામાં મારો કંઈ અધિકાર રહેશે ?"

આ સાંભળતાં જ આપે પોતાનો મુબારક હાથ ખેંચી લીધો. હું સમજી ગયો કે આ વાત પર આપ અમારી બૈઅત લેવાના નથી. ત્યારે મેં પૂછ્યું, "મારી પોતાની જાત પર મારો કંઈ અધિકાર રહેશે કે નહિ?"

આ સાંભળીને આપે ફરીવાર પોતાનો મુબારક હાથ લંબાવી દીધો અને ફરમાવ્યું, "એનો પૂરો અધિકાર તો અલ્લાહએ પોતે તમને સોંપેલો છે. તમારી મરજી મુજબનું દરેક કામ તમે કરી શકો છો. પણ એમાં કરણીના હિસાબ કે કરણીના ફળનો ઉસૂલ નજર સામે રાખશો તો ભટકવાનો અંદેશો નથી."

(નોંટ : આ મંડળનો અહવાલ મવલાના દાનાપૂરી કૃતઃ અસિહ-હુસ-સિયર પરથી લેવામાં આવ્યો છે. પેજ ૪૬૭ - ૪૬૮ "હ")

---

# પ્રકરણ ૧૫૧

# અરબના મંડળોની પરંપરા

—————૨—————

અદી બિન હાતિમનું મંડળ • હાતિમ તાઇના બેટાનો કિસ્સો • અદીની બહેનની ગિરિફતારી • હાતિમની બેટીને મળેલી આઝાદી • ભાઇને બહેનનો ઠપકો અને સલાહ • અદીની દરબારે-નબવીમાં હાજરી • રસૂલુલ્લાહ (સલ.)ની પેશીનગોઇઓ • પેશીનગોઇઓ સાચી ઠરી • હઝરત કુર્વહ દરબારે-નબવીમાં • હઝરત કુર્વહનો ઇસ્લામ.

## અદી બિન હાતિમનું મંડળ

**હાતિમ તાઇના બેટાનો કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી પાકા પાયાની માહિતી મુજબ અરબના ખ્યાતનામ તૈય કબીલાનો જાણીતો સરદાર અદી બિન હાતિમ, પોતાની આપવીતી કે પોતાના જાતઅનુભવની કથા પોતાના જ મુખે લોકોની આગળ વર્ણવ્યા કરતો. એ મુજબ અદી બિન હાતિમ પોતાની આત્મકથા સ્વમુખે વાર્ણવતાં કહ્યા કરતો:

"જ્યારેય કદી મક્કહના પયગમ્બર મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લગતી જાતજાતની વાતો મારા સાંભળવામાં આવતી તો મારૂં મગજ ચકડોળે ચઢી જતું અને તેમના પ્રત્યેની મારા ધિક્કારની લાગણી પરાકાષ્ટાએ પહોંચી જતી. સાચું કહું છું મારાથી સખત તેમના પ્રત્યે નફરત કરનારો અન્ય કોઇ ન હતો.

જો કે હું એક પ્રતિષ્ઠિત ખાનદાનનો નબીરો હતો. શરાફતના ગુણો ધરાવનાર એક સજ્જન પુરૂષ હતો. મૂર્તિપૂજાનો ત્યાગ કરીને દિલોજાનથી ખ્રિસ્તી બની ગયો હતો. મારા તૈય કબીલાનો હું સૌથી મોટો અને સૌનો માનીતો સરદાર હતો. સરદારી અમારા ખાનદાનમાં ઊતરી આવતી હતી. કૌમનો સરદાર હોવાની હૈસિયતે કબીલાનો દવરો કરીને મારી કૌમના લોકો પાસેથી માથાદીઠ કરવેરો વસૂલ કરતો હતો. તેઓ પોતાની આવકનો ચોથો ભાગ હસીખુશીથી આપી દેતા હતા.

હું પાકો ખ્રિસ્તી બની ગયો હતો અને ખ્રિસ્તી ધર્મ પર મારૂં પાકું ઇમાન હતું. એ ધર્મની આકાશી કિતાબના આદેશોનું હું ચુસ્તરીતે પાલન કરતો હતો અને તેનો ચુસ્ત અનુયાયી હોવાનો મને ગર્વ હતો. [1] એક

૧. અદી બિન હાતિમ અરબના પંકાયેલા દાનવીર હાતિમતાઇનો બેટો હતો. મુદ્દતથી પોતાના પૂરા કબીલા સાથે મૂર્તિપૂજાનો ત્યાગ કરીને ખ્રિસ્તી બની ગયો હતો. ખ્રિસ્તીઓના એક ફિર્કાનું નામ "રકૂસી" હતું. તૈય કબીલાના લોકો એ રકૂસી સંપ્રદાયના અનુયાયી હતા અને ચુસ્ત રીતે તેના નિયમોનું પાલન કરતા હતા. "હ"

રીતે હું મારી કૌમનો બાદશાહ હતો અને બાદશાહોને છાજે તેવા ઠાઠથી રહેતો હતો અને મારી કૌમ તરફથી પણ મને બાદશાહોને છાજે તેવો પ્રતિસાદ મળતો હતો.

જયારે મેં મક્કહના પયગમ્બર મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે સાંભળ્યું કે તેઓ ખ્રિસ્તી ધર્મને બદલે કોઇ નવા જ ધર્મ તરફ લોકોને બોલાવી રહ્યા છે તો મારા દિલમાં આપના પ્રત્યે સખત નફરતની લાગણી ઊપસી આવી. મારી પાસે મારો એક અરબી ગુલામ હતો. એ મારાં ઊંટો ચરાવ્યા કરતો હતો. એક દિવસે મેં તેને મારી પાસે બોલાવીને કહ્યું, ''અલ્યા તારૂં ભૂંડું થાય ! સાંભળી લે, મારા ઊંટોમાં જેટલાં જાડાં-તાજાં, ઉત્તમ પ્રકારના, ઝડપી ગતિએ દોડનારાં ઊંટો હોય એ બધાંની ગણતરી કરીને મને જણાવ અને આજથી એ બધાંને છેટે લઇ જવાને બદલે મારી આજુબાજુમાં જ ચરાવ્યા કર અને પછી જયારે તારા જોવામાં આવે કે મુહંમદનું કોઇ લશ્કર ચઢી આવીને આપણી ભૂમિને રગદોળી રહ્યું છે તો તરત દોડતો આવીને મને ખબર કરજે.''

ગુલામે મારા હુકમનું પાલન કર્યું. પછી એક દિવસે સવારના સમયે ગુલામ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો, ''મારા સાહેબ ! મુહંમદ અને તેમના ઘોડા અને તેમનું લશ્કર તમારા પર ચઢાઇ કરીને તમારી ભૂમિને રગદોળી નાખે, તે સમયે તમે જે કંઇ કરવાના હતા, તે કરવાનો સમય આવી લાગ્યો છે. માટે મારા સાહેબ ! તમે તે કરવા માટે તૈયાર થઇ જાવ કેમકે મેં કેટલાક ઝંડા દૂરથી હવામાં લહેરાતા જોયા છે. પૂછવાથી લોકોએ મને કહ્યું  કે એ મુહંમદનું લશ્કર છે.''

આ સાંભળતાં જ મેં ગુલામને કહ્યું, ''ચાલ ઉતાવળ કર. મારાં ઊંટોમાં જે સૌથી સારાં હોય તેને અબઘડી હાજર કરી દે.''

ગુલામ વિના વિલંબે એ બધાં ઊંટો મારી પાસે લઇ આવ્યો. મેં ઝટપટ મારાં બાલબચ્ચાં અને ઘરવાળાંઓને ઊંટો પર સવાર કરાવી દીધાં અને તેઓને ધરપત આપતાં કહ્યું, ''આપણે આપણા ધર્મબંધુઓ એટલે ખ્રિસ્તીઓ પાસે સીરિયા જઇ રહ્યા છીએ.''

પછી એ બધાંને લઇને ઝડપી સફર કરતો હું સીરિયાના ''જવશિયા'' નામે (ઇબ્ને હિશામની રિવાયત મુજબ ''હવશિયા'' નામે) શહેરમાં પહોંચી ગયો. મારા ઘરમાં મારી સાથે મારા બાપુ હાતિમતાઇની એક પુત્રી એટલે મારી સગી બહેન પણ રહેતી હતી. મારી એ બહેનને મેં મારા કબીલાના લોકોમાં જ મારી પાછળ છોડી દીધી અને બાકીના બધાંઓને લઇને હું મારતી સવારીએ સીરિયા પહોંચી ગયો અને પછી ત્યાં જ રહી પડયો.'' ૧

**અદીની બહેનની ગિરિફતારી**————અદી બિન હાતિમે પોતાની કથા ચાલુ રાખતાં ઉમેર્યું: ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘોડેસવારો મારો પીછો કરી રહ્યા હતા. મને તો તેઓ પકડી ન શકયા પણ હાતિમની પુત્રી તેમના હાથે ચઢી ગઇ. તેને ગિરિફતાર કરીને તેઓએ મારા તૈય કબીલાના બીજા

---

૧. બીજી રિવાયત મુજબ : જાન બચાવવાની ભાગદોડમાં મારી સગી બહેન મુજથી વિખૂટી પડી ગઇ અને ઇસ્લામી લશ્કરના હાથે કેદ પકડાઇ ગઇ જેને તેઓ મદીનહ લઇ ગયા. (નુકૂદે-અરબ બારગાહે-નબવી મેં- પેજ ૧૪૬) ''હ''

કેદીઓ સાથે શામિલ કરી લીધી અને એ બધાઓને તેઓ મદીનહ લઇ ગયા. [૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મારા વિષે સમાચાર મળી ગયાં હતા કે હું બાલબચ્ચાં સાથે ફરાર થઇને સીરિયા પહોંચી ગયો છું. તે તરફ હાતિમની બેટીને મસ્જિદે-નબવીના દરવાજા પાસેના તેજ છપ્પરમાં રાખવામાં આવી જયાં મારા તૈય કબીલાના બીજા કેદીઓને રાખવામાં આવ્યા હતા. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે એ છપ્પર પાસેથી પસાર થવા લાગ્યા તો હાતિમની બેટી હિંમતથી આપની સામે જઇને ઊભી થઇ ગઇ. એ ભારેખમ અંગની ખાતૂન હતી. અદબથી દર્દભર્યા અવાજે કહેવા લાગી, "હે અલ્લાહના રસૂલ ! મારો બાપ મરી ગયો છે. મને છોડાવનારો ભાઇ ફરાર થઇ ગયો છે. દુનિયામાં મારો કોઇ બેલી કે મદદગાર નથી. આપ મુજ નિરાધાર પર ઉપકાર કરો, અલ્લાહ આપ પર ઉપકાર કરશે."

આપ ત્યાં જ થોભી ગયા. ધ્યાનથી તેની વાત સાંભળી પછી પૂછયું, "હે બહેન ! તને છોડાવનારો તારો ભાઇ કોણ છે ?"

હાતિમની બેટી બોલી, "અદી બિન હાતિમ."

આપે ફરમાવ્યું, "શું તેજ અદી જે અલ્લાહ અને તેના રસૂલથી ફરાર થનારો છે ?"

હાતિમની બેટીનું બયાન છે : "એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મને એજ હાલતમાં છોડીને આગળ તશરીફ લઇ ગયા. બીજા દિવસનું પ્રભાત થયું. આપ ફરીવાર ત્યાંથી પસાર થયા. મેં આપની તહેનાતમાં હાજર થઇને ગઇ કાલના શબ્દોમાં જ વિનંતી રજૂ કરી. આપે તેજ શબ્દોમાં જવાબ આપ્યો જે ગઇ કાલે આપ્યો હતો. પછી આપ આગળ તશરીફ લઇ ગયા."

હાતિમતાઇની દુખ્તરનું બયાન છે : "ત્રીજા દિવસે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરીવાર મારી સામેથી પસાર થયા. તે વેળા હું નિરાશ થઇને નાસીપાસ થઇ ચુકી હતી. આજે આપની સાથે એક ગૃહસ્થ હતા જેઓ આપની પાછળ ઊભેલા હતા. હું નિરાશ વદને માથે હાથ ટેકવીને બેઠેલી હતી ત્યાં જ એ ગૃહસ્થે મને ઇશારાની ભાષામાં સમજાવ્યું, "જુએ છે શું ? ઊભી થા,આગળ વધ, રસૂલુલ્લાહ સાથે વાતચીત કર!"

**હાતિમની બેટીને મળેલી આઝાદી**————એ ગૃહસ્થનો ઇશારો મળતાં હું ઊભી થઇ ગઇ. આગળ વધીને અદબથી વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! મારો બાપ મરણ પામ્યો છે. મને છોડાવનારો મારો ભાઇ ફરાર થઇ ગયો છે. મારો કોઇ બેલી નથી. મુજ દુખિયારી પર ઉપકાર કરો. અલ્લાહ આપ પર ઉપકાર કરશે."

આપે જવાબમાં ફરમાવ્યું, "હે બહેન ! જા મેં તુજ પર ઉપકાર કર્યો (એટલે કેદથી તુજને આઝાદ કરી દીધી) પણ સાંભળી લે, અહીંથી નીકળીને જવાની ઉતાવળ ના કરજે. તારી કૌમનાં કોઇ ભલો કે ખાતરીનો માણસ મળી આવે, જે તને સલામતીથી તારા વતને પહોંચાડી દે, તેની સાથે ચાલી જજે અને વતને પહોંચી જવાની મને ખબર આપજે."

---

૧. સન ૯ હિજરીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ૧૫૦ ઘોડેસવાર મુજાહિદોને હઝરત અલી (રદિ.)ની કમાનમાં ઇસ્લામની તબલીગ માટે બનૂ તયના કબીલામાં મોકલ્યા હતા. કબીલાનો આગેવાન અદી પોતાના પરિવાર સાથે ફરાર થઇ ગયો. પોતાની બહેનને જાન બચાવવાની નાસભાગમાં ભૂલી ગયો. મુકાબલામાં ઘણા કેદીઓ પકડાયા જેમાં અદીની બહેન પણ હતી. હાતિમ તાઇની એ બેટીનું નામ સફ્ફાનહ અથવા સફાનહ હતું. "હ"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આદેશ મુજબ હું ત્યાં જ રહી ગઇ. એ પછી મેં પેલા ગૃહસ્થ વિષે કોઇને પૂછ્યું જેમણે મને આગળ આવીને વાતચીત કરવાનો ઇશારો કર્યો હતો. મને કહેવામાં આવ્યું કે એ અલી બિન અબી તાલિબ હતા. હું મદીનહમાં જ રોકાઇ રહી. એ પછી કબીલએ-બલ્લી અથવા કુદાઅહ કબીલાનું મંડળ મદીનહ આવ્યું. હું મારા બેવફા ભાઇ અદી પાસે સીરિયા જવા માગતી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જઇને પરવાનગી માગી, "યા રસૂલલ્લાહ ! મારી કૌમની એક જમાઅત આવેલી છે. તેમાં એક ગૃહસ્થ બહુ ભરોસેદાર અને ભલા માણસ છે. એ મને સલામતીથી પહોંચાડી દેશે."

હાતિમની બેટી અને અદીની બહેનનું બયાન છે : "રૂખ્સત વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને નવો પોશાક પહેરાવ્યો. મારા માટે સવારીનો બંદોબસ્ત કરી દીધો. મને ખર્ચના પૈસા પણ આપ્યા અને હું આ જમાઅતના ગૃહસ્થની સરપરસ્તીમાં મદીનહથી રવાના થઇને સીરિયા પહોંચી ગઇ."

**ભાઇને બહેનનો ઠપકો અને સલાહ**——————અદી બિન હાતિમનું બયાન છે : "અલ્લાહના સોગંદ! એક દિવસે હું મારા મકાનમાં મારાં ઘરવાળાંઓ સાથે બેસીને વાતો કરતો હતો એટલામાં શું જોઉં છું કે એક માંસલ શરીરની, શરીફ ચેહરાની, ખાનદાની અને જાજરમાન ખાતૂન મને મળવાના વિચારે મારા મકાન તરફ બઢી રહી છે. તેને જોતાં જ હું પોકારી ઊઠયો, "અરે એ તો મારી બહેન જેવી લાગે છે !" અને જોયું તો ખરેખર એ મારી બહેન જ હતી. મારી પાસે આવીને દમામભેર ઊભી થઇ ગઇ. વેધક નજરે મારી તરફ જોયું. પછી મને રોષભર્યા સ્વરે ઠપકારતાં કહેવા લાગી,

"હે સ્નેહ-સંબંધને ઠોકર મારનારા બેરહમ ભાઇ ! તું તારાં બૈરી-છોકરાંઓને લઇને અહીં ભાગી આવ્યો અને તારા બાપની સાચવવા જેવી પોતાની બહેનને તેં તરછોડી દીધી ?"

અદી બિન હાતિમ કહે છે : "મેં તેને જવાબમાં કહ્યું, "હે મારી બહેન ! ખરેખર મારાથી મોટી ભૂલ થઇ છે. બચાવનું કોઇ બહાનું મારી પાસે નથી. હવે કોઇ ભલાઇની વાત મારી સાથે કર. બેશક મેં તેવું જ કર્યું છે જેવું તેં કહ્યું છે."

એ પછી બહેન ઘરમાં આવી અને મારી સાથે જ રહેવા લાગી. તે બહુ ઠરેલ પ્રકૃતિની, મોટા મનની અને સાવચેત બુધ્ધિની ખાતૂન હતી. એક દિવસે વાતો-વાતોમાં મેં તેને પૂછ્યું, "બહેન ! પેલા મદીનહવાળા સાહેબ વિષે તમારૂં શું માનવું છે ? તમે તેમને કેવા અનુભવ્યા છે ?"

બહેન બોલી, "ભાઇ ! અનુભવનું શું પૂછો છો ? મારૂં માનો તો અબઘડી મદીનહ જઇને તેમને મળો. અગર તેઓ નબી છે તો પેશકદમી કે પહેલ કરીને તેમની સેવામાં જનારને અનુપમ માનમોભો મળવા પામે છે. અગર તેઓ બાદશાહ છે તો તેમની બરકત ભરેલી આબરૂને પ્રતાપે તમારે નામોશી નહિ વેઠવી પડે. તમે જેવા છો તેવા જ રહેશો."

મેં કહ્યું, "બહેન ! ખરેખર તમે મને બિલકુલ સાચી સલાહ આપી છે."

**અદીની દરબારે-નબવીમાં હાજરી**——————અદી બિન હાતિમ કહે છે : "એ પછી બહેનની સલાહ મુજબ હું સીરિયાથી ઊપડ્યો અને મદીનહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયો. તે વેળા આપ મસ્જિદમાં બિરાજમાન હતા. તહેનાતમાં પહોંચીને મેં આપને

સલામ કરી. આપે પૂછ્યું, "કોણ છો ?"

મેં કહ્યું, "અદી બિન હાતિમ."

મારૂં નામ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થઇ ગયા અને મને પોતાના ઘેર લઇ ગયા. અલ્લાહના સોગંદ ! આપ મને પોતાના ઘરે લઇ જતા હતા એ દરમિયાન રસ્તામાં એક વયોવૃધ્ધ ડોશીએ આપને રોકી લીધા. આપ મોડે સુધી ત્યાં ઊભા રહ્યા અને ડોશીમાંની વાતો સાંભળતા રહ્યા. ડોશી મા પોતાની અંગત જરૂરિયાતોને લગતી વાતો આપની સાથે કરતા રહ્યાં.

આ મામલો જોઇને મેં મનમાં કહ્યું, "રૈયતનો કોઇ માણસ બાદશાહને રસ્તામાં આ રીતે ઊભો રાખી શકે નહિ. માલૂમ પડયું કે મુહંમદ સાહેબ બાદશાહ નથી."

મતલબ કે ડોશી અમ્માંની વાતો શાંતિથી સાંભળી લેવા પછી આપ મને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં ચામડાનો એક તકિયો પડેલો હતો જેમાં પાંદડાં ભરેલા હતાં. એ તકિયો ઉપાડીને મને પકડાવતાં આપે ફરમાવ્યું, "લો એની ઉપર આરામથી બેસો."

મેં અદબથી કહ્યું, "યા રસૂલલ્લાહ ! આપ પોતે તકિયા પર આરામથી બેસો."

આપે આગ્રહભેર ફરમાવ્યું, "નહિ તમારે જ એની ઉપર બેસવું પડશે."

મતલબ કે હું તકિયાને અઢેલીને બેસી ગયો અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે જમીન પર બેસી ગયા.

મેં મનમાં કહ્યું, "અલ્લાહના સોગંદ ! આ કામ કોઇ બાદશાહનું હોય શકે નહિ."

એ પછી આપે ફરમાવ્યું, "અદી બિન હાતિમ ! બતાવો તો ખરા, તમે "રકૂસી"તો નથી ?"[1]

મેં કહ્યું, "જી હા, કેમ નહિ, હું એજ છું."

આપે પૂછ્યું, "શું તમે તમારી કૌમ પાસેથી ચોથાઇ નહિ લેતા હતા ?"

મેં કહ્યું, "જી હા, બિલકુલ સાચી વાત છે."

આપે ફરમાવ્યું, "એ તો તમારા મઝહબમાં તમારા માટે જાઇઝ ન હતું."

મેં અરજ કરી, "અલ્લાહના સોગંદ, યા રસૂલલ્લાહ ! આપની વાત બિલકુલ સાચી છે."

અદી બિન હાતિમનું કથન છે : "હવે હું સમજી ગયો. મારી શંકાઓનું સમાધાન થઇ ગયું. મને પાકી ખાતરી થઇ ગઇ આ વાતની કે, આપ બેશક અલ્લાહના મોકલેલા સાચા પયગમ્બર છે. વાતચીત દરમિયાન ખબર પડી કે આપ એવી વાતો પણ જાણતા હતા જેનું જ્ઞાન મારા જેવા સામાન્ય માણસો ધરાવતા નથી."

**રસૂલુલ્લાહ (સલ.)ની પેશીનગોઇઓ**——————અદી બિન હાતિમનું બયાન છે : "એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને સંબોધીને ફરમાવ્યું :

•——————"હે અદી બિન હાતિમ ! શાયદ તને અલ્લાહના આ દીનમાં દાખલ થવાથી

---

૧- રકૂસી એવા માણસને કહે છે જે યહૂદી ધર્મ અને સાબી ધર્મ વચ્ચેના અકીદાઓમાં માનનારો હોય અથવા જે અર્ધો ખ્રિસ્તી અને અર્ધો સાબી અથવા જે અર્ધો યહૂદી અને અર્ધો મજૂસી હોય. સાબી એટલે સિતારા-પૂજક. વધુ ખુલાસા માટે જુઓ : કામૂસુલ-કુર્આન પા. ૨૮૮ "ર"

તે વસ્તુ રોકી રહી છે જેને તું પોતની આંખથી જુએ છે કે, મુસલમાન લોકો દૌલતમંદ નથી, ગરીબ છે. તવંગર નથી, કંગાલ છે.

''સાંભળ હે અદી ! અલ્લાહના સોગંદ ! મને યકીન છે કે તે સમય દૂર નથી જ્યારે મુસલમાનોમાં ધનદૌલતની એટલી રેલમછેલ થઇ જશે કે તેઓની ઝકાતના નાણાંને કબૂલ કરનારો ઢૂંઢવાથી પણ મળવાનો નથી.

•————''હે અદી ! શાયદ તને ઈસ્લામમાં દાખલ થવાથી ફકત આ વસ્તુ અટકાવી રહી કે, ઈસ્લામના દુશ્મનોને તું બહુમતીમાં, અને મુસલમાનોને તું લઘુમતીમાં જુએ છે.

''હે અદી ! અલ્લાહના સોગંદ ! મને યકીન છે કે તે સમય દૂર નથી જ્યારે તું સાંભળી લેશે કે એક સ્ત્રી, એકલી-અટૂલી જ ઊંટ પર સવાર થઇને કાદેસિયહથી નીકળી છે અને તે કોઇ પણ જાતના ખટકા કે ખતરા વગર મક્કહ પહોંચી ગઇ છે અને તેણે શાંતિથી બૈતુલ્લાહની ઝિયારત કરી લીધી છે. [૧]

•————''હે અદી બિન હાતિમ ! શાયદ તને દીને-ઈસ્લામમાં દાખલ થવાથી માત્ર આ વસ્તુ રોકી રહી છે જેમકે તું જુએ છે કે, હુકૂમત અને રાજસત્તા મુસલમાનોના હાથમાં નથી.

''હે અદી ! અલ્લાહના સોગંદ ! મને યકીન છે કે તે સમય દૂર નથી જ્યારે તું સાંભળી લેશે કે ઈસ્લામી લશ્કર વિજયનો વાવટો ફરકાવતું બાબિલની ભૂમિમાં પ્રવેશી ગયું અને મુસલમાનોએ ત્યાંના સફેદ રાજમહેલો ફતેહ કરી લીધા છે.''[૨]

(સંપાદકની નોંધ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અદી બિન હાતિમ વચ્ચે થયેલા સંવાદની બીજી રિવાયત મુસ્નદે-અહમદ બિન હમ્બલ અને ઉસ્દુલ-ગાબહમાં આ પ્રમાણે ટાંકવામાં આવી છે :

આપે ફરમાવ્યું, ''હે અદી ! તું આજ સુધી દીને-ઈસ્લામથી ભાગતો રહ્યો છે; હાલાં કે ઈસ્લામ દરેક કદમ પર સલામતીની બાંયધરી આપે છે.''

અદી બોલ્યા, ''હું દીને-ઈસ્વીનો અનુયાયી છું. મારો દીન પણ સલામતીની બાંયધરી આપે છે.''

આપે ફરમાવ્યું, ''અદી ! તારા દીનને હું તારા કરતાં વધારે સમજું છું.''

''હેં.......શું આપ મારા દીનનું મારા કરતાં વધારે જ્ઞાન ધરાવો છો ?'' અદીએ નવાઇથી પૂછયું.

''હા, બેશક.'' આપે ફરમાવ્યું, ''શું તું ખ્રિસ્તી ધર્મના રકૂસી સંપ્રદાયનો અનુયાયી નથી ?''

---

૧. કાદેસિય્યહ : ઇરાકમાં કૂફા શહેર પાસે આવેલી એક વસતિનું નામ જયાં હઝરત ઉમર ફારૂક (રદિ.)ના યુગમાં મુસલમાનો અને ઇરાનીઓ વચ્ચે ખૂંખાર યુદ્ધ ખેલાયું જેનું નામ જંગે-કાદેસિય્યા છે. ''હ''

૨. બાબિલ : ઇરાકની ભૂમિનું સૌથી પ્રાચીન, રમણીય અને ઐતિહાસિક શહેર જેનું નામ કુર્આને-મજીદમાં પણ આવેલું છે. ફુરાત નદીને બંને કાંઠે વસેલું હતું. ઇસ્વી સન ૭ હજાર વરસ પૂર્વે ઇ.સ. ૫૦૦ વરસ પૂર્વે સુધી બાબિલની જાહોજલાલીની ગાથા ઇતિહાસમાં અમર થયેલી છે. અહીં બાદશાહોના ભવ્ય રાજમહેલો આવેલા હતા. વધુ વિગત માટે જુઓ કામૂસુલ-કુર્આન પેજ ૯૧ ''હ''

"હા બેશક યા રસૂલલ્લાહ ! હું રકૂસી સંપ્રદાય પાળું છું."

આપે ફરમાવ્યું, "શું પોતાની કૌમના સરદાર તરીકે તું પોતાના કબીલાવાળાઓ પાસેથી પૈદાવારનો ચોથો ભાગ નથી લેતો ?"

"જી હા, હું ઇલાકાની પૈદાવારનો ચોથો ભાગ વસૂલ કરૂં છું."

આપે ફરમાવ્યું, "શું "ચોથ"દીને-ઇસ્વીમાં જાઇઝ છે ?"

અદી આ સવાલનો કોઇ જવાબ આપી શક્યા નહિ, કેમકે દીને-ઇસ્વીમાં લોકો પાસેથી ચોથ લેવાની કાનૂની રીતે મનાઇ હતી.

હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અદી બિન હાતિમને સંબોધીને ફરમાવ્યું, "હે અદી! તારો આ વિચાર તને ઇસ્લામ કબૂલ કરવાથી અટકાવી રહ્યો છે કે મુસલમાન એક ગરીબ કે કંગાલ કૌમ છે. અરબમાં એનો કોઇ ભાવ પૂછનારૂં નથી. પણ તે સમય દૂર નથી જયારે એજ ગરીબ મુસલમાનો કિસરા બિન હુરમુઝના ખજાનાઓ પર કબજો કરી લેશે."

અદી નવાઇ પામીને બોલી ઊઠયા, "શું ફરમાવો છો ? કિસરા બિન હુરમુઝ (જેવા ઇરાની શહેનશાહો)ના ખજાનાઓ પર ?"

આપે ફરમાવ્યું, "હા કિસરા બિન હુરમુઝના ખજાનાઓ પર અને તે વેળા મુસલમાનો પાસે માલ-દૌલતની એટલી રેલમછેલ હશે કે, લોકોને દાન આપવામાં આવશે અને તેઓ તેને લેવાથી ઇન્કાર કરી દેશે. અને સાંભળી લે, કિસરા બિન હુરમુઝના સફેદ રાજમહેલ પર પણ મુસલમાનોનો કબજો હશે."

પછી આપે ફરમાવ્યું, "હે અદી ! શું તેં કદી હીરહ શહેર જોયું છે ?"

"ના, ત્યાં કદી જવાનું તો નથી થયું, નામ જરૂર સાંભળ્યું છે."

આપે ફરમાવ્યું, "હે અદી ! તે અલ્લાહના સોગંદ જેના અધિકારમાં મારા પ્રાણ છે, તે સમય જલદી આવવાનો છે જયારે ઇસ્લામની બરકતથી ઊંટની ગાદી પર બિરાજેલી એક સ્ત્રી એકલપંડે (કોઇ સાથી કે સંરક્ષક વગર નિર્ભય રીતે) હીરહથી આવીને કઅબહનો તવાફ કરશે અને કોઇ તેની તરફ નજર ઉઠાવીને પણ નહિ જોશે."

આ સંવાદ પછી અદી બિન હાતિમ તરત કલિમો પઢીને મુસલમાન બની ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હઝરત અદી બિન હાતિમના ઇસ્લામ-સ્વીકારથી બેહદ ખુશી થઇ અને આપે તેમને પોતાની તરફથી તય કબીલાના સરદારની ગાદીએ બિરાજમાન કરી દીધા. આ રીતે હઝરત અદીની બહેનના એ બોલો પણ પૂરા થયા કે, "અદી ! તમે મદીનહ જશો તો જેવા છો તેવા જ રહેશો."[1] (સંપાદકની નોંધ પૂરી થઇ.)

**પેશીનગોઇઓ સાચી ઠરી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુસલમાન બનવા બાદ હઝરત અદી બિન હાતિમ લોકોને કહ્યા કરતા, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બે પેશીનગોઇઓ તો મારી

૧. મવલાના તાલિબ હાશિમી કૃત : વુફૂદે-અરબ બારગાહે-નબવી મેં પા. ૧૪૮

હયાતમાં મારી આંખ સામે પૂરી થઇ. ત્રીજી પેશીનગોઈ બાકી રહી ગઇ છે. પહેલી પેશીનગોઈ તરીકે બાબિલની ભૂમિના સફેદ રાજમહેલો ફતેહ થતાં મેં મારી આંખે જોઇ લીધા. (અને એ લશ્કરમાં હું પોતે પણ શામિલ હતો. [૧]) મેં તે સ્ત્રીને પણ મારી આંખે જોઇ લીધી જે પોતાના ઊંટની ગાદી પર બિરાજીને કાદેસિય્યહથી બે-ખોફો-ખતર નીકળી અને બૈતુલ્લાહ પહોંચીને તેના તવાફો-ઝિયારતથી મુશર્રફ થઇ. (અને એકલી અટૂલી હોવા છતાં એટલી સલામત હતી કે કોઇએ તેની તરફ નજર ઉઠાવીને પણ નહિ જોયું.)

રહી ગઇ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ત્રીજી પેશીનગોઇ કે મુસલમાનોમાં માલો-દૌલતની એવી ફરાવાની થશે કે તેને કબૂલ કરનારો ઢૂંઢવાથી પણ મળવાનો નથી, તો ઇન્શાઅલ્લાહ એ પણ તેના સમયે અવશ્ય પૂરી થઇને રહેશે.

---

## હઝરત ફુર્વહ દરબારે-નબવીમાં

ઇબ્ને ઇસ્હાક કહે છે : મુલ્કે-યમનના મુરાદ કબીલાના ફુર્વહ બિન મુસૈક મુરાદી નામના ગૃહસ્થ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. તેઓ પોતાના મુરાદ કબીલાના મોવડી કે આગળ પડતા અગ્રેસરોમાંથી હોવા ઉપરાંત પ્રથમ પંકિતના શાઇર પણ હતા. જાહિલિયતના યુગમાં કિન્દહના મુરાદી બાદશાહોના દરબાર સાથે સંકળાયેલા હતા. પછી તે સમય આવ્યો જ્યારે તેઓ મુરાદી બાદશાહોના દરબારથી અલગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થઇ ગયા.

ઇસ્લામના આગમનના થોડાક સમય પૂર્વે મુરાદ કબીલા અને હમદાન કબીલા વચ્ચે યુધ્ધ ખેલાયું હતું. આ યુધ્ધના એક સંગ્રામને "યવમુર-રૂમ" કહે છે જેમાં હમદાનના કબીલાએ મુરાદના કબીલાને બૂરી રીતે હરાવીને તેઓની કત્લે-આમ ચલાવી જેમાં મુરાદના ઘણા માણસો માર્યા ગયા. આ જંગમાં હમદાનનો સિપહસાલાર અજ્દઅ બિન માલિક નામે એક બહાદુર જવાન હતો.

ઇબ્ને હિશામ કહે છે : હમદાનના સિપહસાલારનું નામ અજ્દઅ બિન માલિક નહિ બલકે માલિક બિન હુરૈમ હમદાની હતું.

ઇબ્ને ઇસ્હાક કહે છે : "યવમુર-રૂમ"ના યુધ્ધ વિષે ફુર્વહ બિન મુસૈક કહે છે :

ફઇન નગલિબ ફ - ગલ્લા - બૂન કિદમન • વઇન નુગ્લબ ફ - ગયરુ મુગલ-લબીના.

ત્યારે જો અમે ફતેહમંદ નીવડીએ છીએ તો અમે તો હમેશા ફતેહમંદ થનારા લોકો જ છીએ, પણ જો અમને કોઇ પરાજિત કરી નાખે છે તો અમે પરાજિત થનારા લોકો નથી. (એટલે આ વેળા અમે હારી ગયા તો એ હાર ઇત્તેફાકી એટલે અણધારેલી કે નસીબજોગી હતી.)

વમા ઇન તિબ્બુના જુબ્ન વલાકિન • મનાયાના વ તુઅ-મતુ આખેરીના.

અમારી ફિતરતમાં બુઝદિલી અને બાયલાપણું છેજ નથી. પરંતુ અમારા કેટલાક વીરનરોનું મરવાનું લખેલું હતું અને કેટલાકનું વિજયનો કોળિયો બનવાનું લખેલું હતું.

કઝા - લિકદ - દહરુ દૌલતુહૂ સિજાલુન • તકુર્રુ સુરૂફુ-હૂ હીના ફ-હીના.

---

૧. ધુફૂદે-અરબ બારગાહે-નબવી મેં પેજ ૧૪૯ "હ"

જમાનાનો રંગ જ એવો છે. કદી અનુકૂળ રહે છે કદી પ્રતિકૂળ બની જાય છે. કાળનું ચક્કર સમયે-સમયે ચાલુ જ રહે છે.

ફલવ ખ-લ-દલ મુલૂક ઇઝન ખલદ-ના • વલવ બકિલ-કિરામુ ઇઝન બકીના.

અગર બધા જ બાદશાહો અમર રહેતે તો અમે પણ અમર રહેતે. અગર બધા જ આબરૂદારો કે પ્રતિષ્ઠાવાનો જીવતા રહેતે તો અમે પણ જીવતા રહેતે.

ફ - અફની ઝાલિકુમ સરવાતે કવમી • કમા અફનિલ-કુરૂનલ-અવ્વલીના.

તો આ કાળચક્રે મારી કૌમના ચુનંદા લોકોને ફના કરી નાખ્યા જેમકે તેણે પ્રાચીન કાળની પ્રજાઓને ફના કરી નાખી છે.

**હઝરત ફુર્વહનો ઇસ્લામ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : ફુર્વહ બિન મુસૈક કિન્દહના બાદશાહોના દરબારથી અલગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા તો સલામ-કલામ બાદ તેમણે આપની તહેનાતમાં આ શેઅરો રજૂ કર્યા :

લમ્મા રઐતુ મુલૂક કિન્દતુ અઅ-રદૂ • કર-રિજલે ખાનર-રિજલ ઇર્ક નિસા-ઇહા.

જ્યારે મેં જોયું કે કિન્દહના બાદશાહોએ સચ્ચાઇથી એવી રીતે મોઢું ફેરવી લીધું છે જેવી રીતે "ઇર્કે-નિસાઅ"ના રોગીનો એક પગ તેના બીજા પગથી મોઢું ફેરવી લે છે.

કર્રબ્તુ રાહિ-લતી અઉમ્મુ મુહમ્મદન • અરજૂ ફવાદિ-લ-હા વ હુસ્ન સરાઇહા.

તો મેં પોતાની ઊંટણીને મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવાને ઇરાદે દોડાવી દીધી કે જેથી તેમના સંસ્કારો અને સદ્ગુણોથી ભાગ્યશાળી બની જાઉં !

ઇબ્ને ઇસ્હાક કહે છે : ફુર્વહ બિન મુસૈક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા તો આપે તેમને પૂછયું, "હે ફુર્વહ ! "યવમે-રૂમ"ના સંગ્રામમાં તમારી કૌમ પર જે મુસીબતો તૂટી પડી તેનો કોઇ આઘાત તમારા દિલને પણ થયો છે ખરો ?"

હઝરત ફુર્વહ બોલ્યા, "યા રસૂલલ્લાહ ! એવું કોણ છે જેની કૌમ પર એવી મુસીબતો તૂટી પડે જેવી મારી કૌમ પર તૂટી પડી છતાં તેના દિલને આઘાત નહિ લાગે ?"

આપે ફરમાવ્યું, "હા સાચી વાત છે પણ સાંભળો, એ આઘાત તમારી કૌમના ઇસ્લામમાં ઓરભી ખૂબીઓ અને બરકતો જન્માવી દેશે. અને ઇસ્લામ, ભલાઇઓ કે ખૂબીઓ સિવાય બીજો કોઇ વધારો કરતો નથી."

હઝરત ફુર્વહ બિન મુસૈક (રદિયલ્લાહુ અન્હુ) મદીનહથી રુખ્સત થવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને બનૂ મુરાદ, બનૂ ઝુબૈદ અને બનૂ મુજહિજ કબીલાઓના ગવર્નરને ઓહદે બિરાજમાન કરી દીધા અને હઝરત ખાલિદ બિન સઇદ બિન આસ (રદિ.)ને એમના સહકારી તરીકે સદકાત કે ઝકાતની વસૂલી માટે એમના સંગાથે કરી દીધા. હઝરત ખાલિદ બિન સઇદ લગાતાર મુરાદ કબીલાના પ્રદેશમાં રહીને પોતાની ડયૂટી બજાવતા રહ્યા ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ ગઇ.

# પ્રકરણ ૧૫૨

# અરબના મંડળોની પરંપરા

—3—

બનૂ ઝુબૈદનું મંડળ • મંડળના સભ્યો દરબારે-નબવીમાં • હઝરત ઇબ્ને મઅદી કરબના શેઅરો • બનૂ કિન્દહ કબીલાનું મંડળ • મંડળના સભ્યો દરબારે-નબવીમાં • અશઅસ બિન કૈસનો વંશ • અઝદ કબીલાનું મંડળ • મંડળના સભ્યોનો ઈસ્લામ-સ્વીકાર • અહલે-જુરશ સાથે જિહાદ • જુરશના બે એલચીઓનો મામલો • અહલે-જુરશનો ઈસ્લામ-સ્વીકાર • હિમ્યરી બાદશાહોના રાજદૂતો • રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક કાગળ • ઝુરઅહ ઝૂ-યઝનના નામે કાગળ • હઝરત મુઆઝ બિન જબલને વસીયત • હઝરત ફુર્વહ બિન અમ્રનો ઈસ્લામ • બનૂ હારિસના લોકો ઈસ્લામના ચરણોમાં • હઝરત ખાલિદનો કાગળ • રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ • બનૂ હારિસના મંડળ સાથે વાતચીત • અમ્ર બિન હઝમ માટે રસૂલુલ્લાહ (સલ.)નું લખાણ.

## બનૂ ઝુબૈદનું મંડળ

**મંડળના સભ્યો દરબારે-નબવીમાં**————બનૂ ઝુબૈદ કબીલાના અમ્ર બિન મઅદી કરબ નામે અગ્રેસર પોતાના કબીલાના કેટલાક અગ્રણીઓ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા અને વાતચીતને અંતે બધા સભ્યો સાચા દિલથી મુસલમાન બની ગયા.

આ કબીલાના ઇસ્લામ-પ્રવેશની વિગત એમ છે કે કબીલાના લોકોને જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી અને ફતેહમંદીઓના સમાચાર મળ્યા તો કબીલાના અગ્રેસર અમ્ર બિન મઅદી કરબે એજ કબીલાના કૈસ બિન મકશૂહ મુરાદી નામના ગૃહસ્થને કહ્યું, "જુઓ કૈસ ! તમે એક જાણકાર અને સમજદાર વ્યકિત છો. આપણને કહેવામાં આવ્યું છે કે મક્કહના કુરૈશમાં એક શખ્સ જાહેર થયા છે જેમને મુહંમદ કહેવામાં આવે છે તેમનું કહેવું છે કે તેઓ અલ્લાહના મોકલેલા નબી છે. માટે હે કૈસ ! તમે અમને બધાને તમારી આગેવાની હેઠળ મુહંમદ પાસે લઈ ચાલો કે જેથી આપણે તેમના નબી હોવાના દાવાની પરીક્ષા લઈએ. જો તેઓ પોતાના દાવા મુજબ સાચા નબી છે તો એ વાત તમારાથી છુપી રહેવાની નથી. તેમની સચ્ચાઈની ખાતરી થતાં આપણે તેમનું અનુકરણ કરી લઈશું. પણ જો તેઓ આ દાવામાં ખોટા પુરવાર થાય તો એ વાત પણ તમારાથી છાની રહેવાની નથી. પછી કોઈ ખોટા કે લેભાગુ પયગમ્બરનું આપણે શા માટે અનુકરણ કરવું?

પરંતુ અમ્ર બિન મઅદી કરબની આ વાત કૈસ બિન મકશૂહ મુરાદીના ભેજાંમાં ઊતરી નહિ. તેણે આ વાતને મુદ્દલ મહત્ત્વ આપ્યું નહિ, ઊલટાનું તેને બેવકૂફીમાં ગણાવીને હસી કાઢી. ત્યારે અમ્ર બિન મઅદી કરબ પોતે કેટલાક

ગૃહસ્થોને સાથે લઈને મદીનહ ઊપડ્યાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને તથા આપની પયગમ્બરીની ખાતરી કરીને પોતાના સાથીઓ સાથે મુસલમાન બની ગયો.

**હઝરત ઇબ્ને મઅદી કરબના શેઅરો**————હઝરત અમ્ર બિન મઅદી કરબ (રદિયલ્લાહુ અન્હુ) અને એમના સાથીઓના મુસલમાન બની જવાની વાત જ્યારે કૈસ બિન મકશૂહના કાને પહોંચી તો તેને ખૂબ લાગી આવ્યું. ગુસ્સાની હાલતમાં અમ્ર બિન મઅદી કરબ પાસે ગયો. સખત શબ્દોમાં પોતાની નારાજી જાહેર કરી અને ધમકીભર્યા સ્વરે બોલ્યો, "તારી આ હિંમત કે મારો વિરોધ કરે અથવા મને પડતો મૂકે ?"

હઝરત અમ્ર બિન મઅદી કરબ એક બહાદુર જવાન હતા. પંકાયેલા શાહસવાર હોવા ઉપરાંત મોટા શાઈર પણ હતા. ધમકીથી ડરી જાય એવા ન હતા. એજ વેળા કૈસની ધમકીનો શાઈરીમાં આ રીતે જવાબ આપ્યો :

**ફલવ લા કૈતની લિલ કૈતે • લયસન ફવ-કહૂ લિ-બદુહૂ.**

જો તું મારો મુકાબલો કરશે તો એવા સિંહ સાથે ટકરાશે જેની ગરદન અને માથા પર લાંબા લાંબા વાળો હોય છે.

**મુસામિલ-કિર્ન ઇન કિરનુન • તયમ - મમહૂ ફયુક - તદેદુ - હૂ.**

તે એવો સિંહ હશે જે પોતાના હરીફથી ઊંચો હશે. મુકાબલાનો ઇરાદો કરતાં જ તે પોતાના હરીફને પોતાના બાહુઓંમાં જકડી લેશે.

**ફયઅ - ખુઝુહૂ ફયર - ફઉહૂ • ફયખ - ફિદૂહૂ ફયક-તસિદુહૂ.**

પછી તેને પકડીને ઉપર ઉછાળશે. પછી તેને નીચે પટકી મારશે અને પછી તેનું લોહી પી જશે.

**ફયદ - મગુહૂ ફયહ - તિમુહૂ • ફયખ - દિમુહૂ ફયઝ - દરેદુહૂ.**

પછી તેનું ભેજું કાઢી લેશે. પછી તેને તોડી નાખશે. પછી તેને ખાઈ જશે. પછી તેને ગળી જશે.

---

## બનૂ કિન્દહ કબીલાનું મંડળ

**મંડળના સભ્યો દરબારે-નબવીમાં**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં મુલ્કે-યમનના કિન્દહ કબીલાનું જે મંડળ હાજર થયું તેમાં કિન્દહ કબીલાના અગ્રેસર અશઅસ બિન કૈસ પણ શામિલ હતા.

મને ઝુહરી ઇબ્ને શિહાબે માહિતી આપતાં કહ્યું કે અશઅસ બિન કૈસ કિન્દહ કબીલાના ૮૦ સવારો સાથે મદીનહ આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મસ્જિદમાં હાજર થયા. બધા સભ્યોએ કાંસકીથી પોતાના વાળો સજાવેલા હતા. આંખોમાં સુરમો આંજેલો હતો. અંગો પર હીરહ પ્રદેશના અતિ મૂલ્યવાન અને આંખોને ઊડીને વળગે એવા સુંદર ઝબ્બા પરિધાન કરેલા હતા જેની બંને બાજુએ કિંમતી રેશમ શોભી રહ્યું હતું.

તેઓનો આ ઝાકઝમાળ પોશાક અને અનેરો ઠાઠ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "શું તમે લોકો મુસલમાન નથી ?"

તેઓએ જવાબ આપ્યો, "કેમ નહિ, યા રસૂલલ્લાહ ! અમે મુસલમાન છીએ."

આપે ફરમાવ્યું, "ફમા બાલુ હાઝલ-હરીરે ફી અઅનાકે-કુમ ?"ત્યારે તમારી ગરદનોમાં આ રેશમ કેવું ?

આ સાંભળતાં જ તેઓએ પોતાના ઝબ્બાઓમાંથી રેશમ ફાડીને ફેંકી દીધું.

એ પછી અશઅસ બિન કૈસ કહેવા લાગ્યા, "યા રસૂલલ્લાહ ! અમે કિન્દહના લોકો "આકિલુલ-મુરાર"ની અવલાદ છીએ.અને આપ પણ આકિલુલ-મુરારના બેટા છો."(એટલે તેના વંશમાંથી છો.)

રાવીનું કથન છે : તેમની આ વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસ્કુરાઈને ફરમાવ્યું, "વંશનું આ જોડાણ મને નહિ, મારા કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ અને રબીઅહ બિન હારિસ઼ને બંધબેસતું આવે છે. સાંભળો, અબ્બાસ અને રબીઅહ બંને વેપારી હતા. વેપાર માટે અરબના જુદા જુદા ઈલાકાઓમાં જતા તો ત્યાંના લોકો એમને પૂછતા, "તમે કયા કબીલા અને કયા ખાનદાનમાંથી છો?"

જવાબમાં બંને કહી દેતા, "અમે આકિલુલ-મુરારની અવલાદ છીએ."

બંનેનો હેતુ આ હતો કે આકિલુલ-મુરારનું નામ લઈશું તો અરબના લોકો અમને માનપાનથી વધાવી લેશે. અમારા નામનો સિક્કો બેસી જશે. કારણ આ હતું કે આકિલુલ-મુરાર, કિન્દહના કબીલામાંથી હતો અને કિન્દહના લોકો રાજવંશી એટલે શાહી ખાનદાનમાંથી હતા."

એ પછી આપે તેઓને ફરમાવ્યું, "જુઓ અમે લોકો આકિલુલ-મુરારની અવલાદમાંથી નથી. અમે તો નદ્ર બિન કિનાનહની અવલાદમાંથી છીએ. અમે લોકો અમારો વંશવેલો મા તરફથી નથી માનતા અને ન અમારા બાપ તરફથી વંશવેલાનો અમે ઈન્કાર કરીએ છીએ."

આ સાંભળીને અશઅસ બિન કૈસે મંડળના સભ્યોને કહ્યું, "હે કિન્દહના લોકો ! તમે સાંભળી લીધું, અલ્લાહના નબીએ શું ફરમાવ્યું છે ? હવેથી જો હું તમારામાંથી કોઈને પોતાનો વંશ બીજાના વંશ સાથે જોડતાં સાંભળીશ તો અલ્લાહના સોગંદ ! હું તેને એંસી ફટકા મારીશ."

**અશઅસ બિન કૈસનો વંશ**————ઈબ્ને હિશામ કહે છે : અશઅસ બિન કૈસ, સ્ત્રીઓ તરફથી (મા તરફથી) આકિલુલ-મુરારના વંશમાંથી હતા. અને આકિલુલ-મુરારનો વંશવેલો આ છે : હારિસ઼ બિન અમ્ર બિન હુજ્ર બિન અમ્ર બિન મુઆવિયહ બિન હારિસ઼ બિન મુઆવિયહ બિન સૌર બિન મુરત્તેઅ બિન મુઆવિયહ બિન કિન્દી અથવા કિન્દહ.

એમાંથી પહેલા પુરુષ હારિસ઼ બિન અમ્રનો લકબ આકિલુલ-મુરાર પડી ગયો હતો. આ લકબ પડવાનું કારણ એમ બન્યું કે એક વેળા હારિસ઼ બિન અમ્ર કોઈ અગત્યના કામ માટે બહારગામ ગયો હતો. તેની ગેરહાજરીમાં અમ્ર બિન હબૂલહ ગસ્સાની નામના ડાકૂએ તેની વસતિ પર છાપો માર્યો. લોકોના ઘરબાર લૂંટી લઈને સ્ત્રી-બાળકોને કેદ કરી લીધાં. કેદીઓમાં હારિસ઼ બિન અમ્રની બીબી પણ હતી જેનું નામ ઉમ્મે-ઉનાસ બિન્તે ઔફ બિન મુહલ્લમ શૈબાની હતું.

ઉમ્મે-ઉનાસ બહુ ચંચળ સ્ત્રી હતી. રસ્તામાં તેણે અમ્ર બિન હબૂલહને ધમકીરૂપે કહ્યું, "સાંભળી લે, મને એવું લાગે છે જાણે હું એક લટકેલા હોઠોવાળા કાળા રંગના બિહામણા આદમીના સંગાથે છું. એ બિહામણા

આદમીના હોઠો એવા ઊંટના હોઠો જેવા છે જેણે મુરાર નામે કડવું ઝાડ ખાય લીધું હોય. પછી એ બિહામણા આદમીએ પાછળથી આવીને તારી ગળચી દબાવી દીધી." (ઉમ્મે-ઉનાસનો ઈશારો હારિસ બિન અમ્ર તરફ હતો જે તેનો ખાવિન્દ હતો. ધમકી આ હતી કે હે ડાકૂ! મને છોડી દે નકર જાડા હોઠોવાળો મારો બિહામણો ખાવિન્દ તારી ગળચી દબાવી દેશે.)

બસ એજ દિવસથી હારિસ બિન અમ્રનું નામ આકિલુલ-મુરાર પડી ગયું. મુરાર એક ઝાડ અથવા જંગલી જડીબુટ્ટીનું નામ છે જે અતિશય કડવી હોય છે ઊંટ તેને ખાય લે તો કડવાશથી તેના હોઠ લબડી પડે છે.[1]

એ પછી હારિસ બિન અમ્રને આ બનાવની જાણ થતાં તેણે બનૂબક્ર બિન વાઈલના કેટલાક માણસો સાથે અમ્ર બિન હબૂલહની પૂઠ પકડી. છેવટે તેને આંતરી લઈને કતલ કરી નાખ્યો અને પોતાની બીબી ઉમ્મે-ઉનાસને છોડાવી લાવ્યો અને જે માલસામાન તે લૂંટી ગયો હતો તે પણ પાછો લઈ આવ્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ કિસ્સો બહુ લાંબો છે. વિગતમાં ઊતરવાથી કલામનો સિલસિલો તૂટી જવાની બીકે મેં એને ટૂંકાણમાં પતાવી દીધો છે. કહેવાય છે કે આકિલુલ-મુરાર, હારિસ બિન અમ્રના દાદા હુજ્ર બિન અમ્ર બિન મુઆવિયહનો લકબ હતો અને આ પૂરો કિસ્સો તેની સાથે સંકળાયેલો છે. તેની સાથે આ લકબ એટલા માટે ચોંટી ગયો કે તેણે અને તેના સાથીઓએ અમ્ર બિન હબૂલહ સાથેની ઝપાઝપી વેળા મુરારનું ઝાડ અથવા એ નામનો કડવો છોડ ખાય લીધો હતો. (કદાચ ઝનૂનમાં આવીને ડાકૂઓના મુકાબલા માટે.)

---

## અઝદ કબીલાનું મંડળ

**મંડળના સભ્યોનો ઈસ્લામ-સ્વીકાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં સુરદ બિન અબ્દુલ્લાહ અઝદી પણ હાજર થઈને મુસલમાન બની ગયા. હઝરત સુરદ અઝદી પોતાના અઝદ કબીલાના એવા ગૃહસ્થો સાથે હાજર થયા હતા જેઓ અગાઉથી મુસલમાન બની ગયા હતા. મુસલમાન બનવા બાદ હઝરત સુરદ ઈસ્લામ પર મક્કમ બની ગયા અને છેવટ સુધી ઈસ્લામી આદેશોનું ચુસ્ત રીતે પાલન કરતા રહ્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સુરદ બિન અબ્દુલ્લાહને મંડળના અમીર બનાવ્યા અને હુકમ ફરમાવ્યો કે યમનમાં તમારા પ્રદેશની આજુબાજુમાં જે મુશરિક અરબો વસેલા છે તેઓને ઈસ્લામનું આમંત્રણ આપો. કબૂલ નહિ કરે તો રક્ષણવેરાની માગણી કરો. એને પણ મંજૂર નહિ રાખે તો તેઓની સાથે જિહાદ કરો.

**સંપાદકની નોંધ :** અઝદ કબીલાના ઈસ્લામ-સ્વીકારની બીજી રિવાયત આ પ્રમાણે છે : અઝદ કબીલાના સાત સભ્યોનું એક મંડળ હઝરત સુરદ બિન અબ્દુલ્લાહની આગેવાની હેઠળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયું. આપને તેઓની રીતભાત અને ખુશ કલામી બેહદ પસંદ પડી. આપે તેઓને પૂછ્યું, "તમે કોણ લોકો છો ?"

તેઓએ અરજ કરી, "અમે મુઅમિન લોકો છીએ."

---

૧. આકિલ (અલિફ અને લામના કાફથી) એના અર્થ ખાનાર, આરોગનાર અને મુરાર કડવું ઝાડ, કડવો છોડ કે કડવી જડીબુટ્ટી. આકિલુલ-મુરાર એટલે કડવું ઝાડ ખાનાર. "હ"

આપે મુસ્કુરાઈને ફરમાવ્યું, ''દરેક વાતની એક હકીકત હોય છે. બતાવો, તમારા કથન અને તમારા ઈમાનની શું હકીકત છે ?''

મંડળના સભ્યો બોલ્યા, ''અમારામાં પંદર ખસલતો છે. એમાંથી પાંચ એવી છે જેની ઉપર ઈમાન લાવવાનો આપના એલચીએ અમને હુકમ ફરમાવ્યો છે.

અને પાંચ એવી છે જેની ઉપર અમલ કરવાનો આપના એલચીએ અમને હુકમ ફરમાવ્યો છે. અને પાંચ એવી છે જેનું જાહિલિયતના યુગથી અમે પાલન કરતા આવ્યા છીએ અને આજે પણ તેનું પાલન કરીએ છીએ.

આપે ફરમાવ્યું, ''તે કઈ પાંચ ખસલતો છે જેની ઉપર ઈમાન લાવવાનો મારા એલચીએ તમને હુકમ ફરમાવ્યો છે ?''

મંડળના સભ્યોએ જવાબ આપ્યો, ''અલ્લાહ પર, અલ્લાહના ફરિશ્તાઓ પર, અલ્લાહની કિતાબો પર, અલ્લાહના પયગમ્બરો પર અને મરવા પછી જીવતા થવા પર ઈમાન લાવવું.''

આપે ફરમાવ્યું, ''વારૂ તે કઈ પાંચ ખસલતો છે જેની ઉપર અમલ કરવાનો મારા એલચીએ તમને હુકમ ફરમાવ્યો છે ?''

મંડળના સભ્યોએ જવાબ આપ્યો, ''અમારે જીભથી બોલીને દિલથી ઈકરાર કરવો કે અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી. નમાઝ પાબંદીથી પઢવી. માલની ઝકાત આપવી. રમઝાનના રોઝહ રાખવા અને માલી હાલત સારી હોય તો બૈતુલ્લાહનો હજ્જ કરવો.''

આપે ફરમાવ્યું, ''વારૂ હવે તે પાંચ ખસલતો બતાવો જેનું તમે જાહિલિયતના યુગથી પાલન કરો છો?''

મંડળના સભ્યો બોલ્યા, ''ખુશહાલીમાં અલ્લાહનો શુક્ર અદા કરીએ છીએ. મુસીબતમાં ધીરજ ધરીએ છીએ. અલ્લાહના હુકમ પર રાજી રહીએ છીએ. આઝમાઈશ કે કસોટી વેળા સચ્ચાઈ પર મક્કમ રહીએ છીએ અને દુશ્મનોની મુસીબત પર કદી તેઓની હાંસી નથી ઉડાવતા.''

આપે ખુશ થઈને ફરમાવ્યું, ''વાહ વાહ તમે લોકો તો મોટા હકીમ અને દાના નીકળ્યા. તમારી હિકમત અને દાનિશ જાણે કે પયગમ્બરોની હિકમત અને દાનિશ છે. વારૂ હવે પાંચ વાતો હું તમને બતાવું છું કે જેથી કુલ્લે સરવાળો વીસ ખસલતોનો થઈ જાય.

૧—— જરૂરતથી વધારે ખાવાપીવાની વસ્તુઓનો સંગ્રહ ન કરો.

૨—— જરૂરતથી વધારે મકાનો ન બનાવો. (અથવા એવું મકાન ન બનાવો જેમાં તમારે વસવું ન હોય.)

૩—— જે વસ્તુને છોડીને કાલે ચાલ્યા જવાનું છે તેમાં એકબીજાની ઈર્ષા ન કરો.

૪—— અલ્લાહ તઆલાથી હમેશા ડરતા રહો, જેની તરફ તમારે પલટીને જવાનું છે અને જેના દરબારમાં ઊભા થઈને જવાબ આપવાનો છે.

૫—— એવી વસ્તુઓ કે વાતોને પ્રેમ કરો જે આખિરતમાં તમારા કામમાં આવે જ્યાં તમારે હમેશા રહેવાનું છે.''

મંડળના સભ્યોએ આપની દાનાઈ ભરેલી વાતો પર ''આમન્ના-વ-સદ્દકના'' કહ્યું અને વતન વાપસ થઈને હમેશા એનો અમલ કર્યો.

મદીનહથી રૂખ્સત થતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મંડળના અમીર હઝરત સુરદ બિન અબ્દુલ્લાહને હુકમ ફરમાવ્યો, "મુસલમાનોને સાથે રાખીને યમનમાં તમારી આજુબાજુના મુશરિક કબીલાઓને ઇસ્લામનું આમંત્રણ આપો અને નહિ માને તો તેઓની સાથે જિહાદ કરો." [૧] (સંપાદકની નોંધ પૂરી થઇ.)

**અહલે-જુરશ સાથે જિહાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આદેશ મળતાં હઝરત સુરદ બિન અબ્દુલ્લાહ પોતાના સાથીઓ સાથે રવાના થઇ ગયા અને કબીલાનું લશ્કર ભેગું કરીને યમનના જુરશ શહેર નજીક પહોંચીને ત્યાં ડેરા નાખી દીધા. [૨] જુરશ તે વેળા ચારે તરફથી મજબૂત ચાર દીવારીથી ઘેરાયેલું હોવાથી અભેદ ગણાતું હતું. યમનના કેટલાક મુશરિક કબીલાઓના લોકો આ શહેરમાં બાપદાદાના સમયથી વસેલા હતા. શહેરથી થોડે દૂર યમનના જાણીતા ખસ્અમ કબીલાના લોકોની વસતિ આવેલી હતી. તેઓએ જલદીથી મુસલમાનોની ચઢાઇના સમાચાર શહેરમાં પહોંચાડી દીધા.

હઝરત સુરદ બિન અબ્દુલ્લાહએ પોતાના લશ્કર સાથે જુરશ પાસે પહોંચીને પડાવ નાખી દીધો તો ખસ્અમ કબીલાના લોકો પણ જુરશવાસીઓની મદદ માટે પહોંચી ગયા. તેઓએ શહેરમાં દાખલ થઇને નગરકોટના દરવાજા બંધ કરી દીધા. મુસલમાનોની ચઢાઇના સમાચાર મળતાં જુરશવાસીઓ લડાઇની તૈયારી કરવા લાગ્યા છતાં બહાર નીકળીને મુકાબલો કરવાનું તેઓને વાજબી નહિ લાગ્યું. ઇસ્લામી લશ્કરે શહેરની ફરતે લગભગ મહિના સુધી ઘેરો ચાલુ રાખ્યો. જુરશવાસીઓ પૂરી તૈયારીસાથે મુકાબલા માટે તૈયાર હતા. છેવટે હઝરત સુરદ જંગી ચાલ તરીકે શહેરનો ઘેરો સંકેલી લઇને પોતાના લશ્કર સાથે વાપસ થઇ ગયા. વાપસીમાં હઝરત સુરદ જયારે પોતાના લશ્કર સાથે એ વિસ્તારમાં આવેલા શકર નામે પહાડ પાસે પહોંચી ગયા તો જુરશના મુશરિકોએ વિચાર્યું કે, દુશ્મનનું લશ્કર નિષ્ફળતાથી કંટાળીને પલાયન થઇ ગયું છે. ચાલો એનો પીછો પકડીને આખા લશ્કરનો સફાયો કરી નાખીએ.

આમ વિચારીને તેઓ શહેરમાંથી નીકળીને ઇસ્લામી લશ્કરની પૂઠે ગયા. જયારે શકર પહાડ પાસે પહોંચી ગયા તો હઝરત સુરદ અચાનક ઘાતમાંથી નીકળીને પોતાના લશ્કર સાથે તેઓ પર તૂટી પડયા. બંને લશ્કરો વચ્ચે શકર પહાડની તળેટીમાં મુકાબલો થયો અને મુસલમાનોએ મુશરિકોની કત્લે-આમ ચલાવવા માંડી.

**જુરશના બે એલચીઓનો મામલો**————આથી પહેલાં એટલે ઘેરા દરમિયાન જુરશના આગેવાનોએ પોતાના બે એલચીઓને પરિસ્થિતિની તપાસ માટે મદીનહ દોડાવી દીધા હતા. બંને એલચીઓ અસરના સમય પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. આ તે સમય હતો જયારે ઇસ્લામી લશ્કર જુરશના મુશરિકોની શકર પહાડની તળેટીમાં કત્લેઆમ કરી રહ્યા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુરશના એલચીઓને પૂછયું, "બિ-ઐયે-બિલાદિલ્લાહે શકરુન ?" એટલે અલ્લાહની કઇ આબાદીનું નામ શકર છે ?

બંને જુરશી ઊભા થઇને બોલ્યા, "હે અલ્લાહના રસૂલ ! અમારી વસતિ પાસે એક પહાડ છે જેનું નામ

---

૧. મવલાના તાલિબ હાશિમી કૃત : વુફૂદે-અરબ બારગાહે-નબવી મેં પા. ૧૧૫

૨. જુરશ યમનના એક જિલ્લાનું નામ અને તેનું મુખ્ય શહેર હતું. તે વેળા લડાઇના હથિયારો બનાવવાના કારખાના અહીં જ આવેલા હતા, જેમાં મિન્જનીક, દબ્બાબહ, દબૂર વગેરે હથિયારો બનતાં હતાં. જુરશનું બયાન ગઝવએ-તાઇફના પ્રકરણમાં આવી ગયું છે. "હ"

કુસર અથવા કુશર છે અને લોકો તેને કુશર જ કહે છે."

આપે ફરમાવ્યું, "નહિજી... તેનું નામ કુશર નહિ, શકર છે."

બંનેએ તઅજ્જુબથી પૂછ્યું, "ત્યારે યા રસૂલલ્લાહ ! એ શકરનો શો મામલો છે ?"

આપે ફરમાવ્યું, "અત્યારે એ શકર પહાડ પાસે અલ્લાહ માટેની કુરબાનીના જાનવરો ઝબહ થઈ રહ્યાં છે."

આટલી વાતચીત પછી બંને જુરશી એલચીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને હઝરત અબૂબક્ર અથવા હઝરત ઉસ્માન પાસે જઈને બેસી ગયા. બંને એલચીઓ તઅજ્જુબથી વિચારતા હતા કે "જાનવરો ઝબહ થાય છે" શબ્દો આપે શા માટે ફરમાવ્યા અને એના શો અર્થ છે ?

હઝરત અબૂબક્ર સિદ્દીકએ તેઓને ફરમાવ્યું, "તમારું ભૂંડું થાય હે એલચીઓ ! તમે સમજ્યા નહિ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તમને સમાચાર આપી રહ્યા છે કે અત્યારે તમારી કૌમની કત્લે-આમ થઈ રહી છે. જાવ જઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દુઆની દરખાસ્ત કરો."

બંને એલચીઓ તુરંત ત્યાંથી ઊઠીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને પોતાની કૌમ માટે દુઆ કરવાની આપને દરખાસ્ત કરતાં બોલ્યા, "હે અલ્લાહના રસૂલ ! અમારી કૌમ માટે દુઆ કરો."

આપે બારગાહે-ઈલાહીમાં દુઆ માગી : "અલ્લા-હુમ્મર-ફિઅ અન્હુમ." હે અલ્લાહ ! તેઓ પરથી અઝાબ ઉઠાવી લે !

**અહલે-જુરશનો ઇસ્લામ-સ્વીકાર**——————એ પછી બંને જુરશી એલચીઓ મદીનહથી રૂખ્સત થઈને પોતાની કૌમ તરફ ઊપડી ગયા. ત્યાં જઈને માલૂમ પડ્યું કે હઝરત સુરદ બિન અબ્દુલ્લાહએ જુરશના ઘણા માણસોને રહેંસી નાખ્યા હતા અને તેઓની કતલનો તેજ દિવસ હતો જે દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બંનેને સમાચાર આપ્યા હતા અને તેજ સમય હતો જે સમયે આપે બંનેને એની માહિતી આપી હતી.

એ પછી જુરશવાસી કબીલાઓનું એક મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થઈને મુસલમાન બની ગયું. એ પછી આપે તેઓના શહેરની આજુબાજુની એક વિશાળ જમીન તેઓના ઢોરોની ચરાગાહ માટે નક્કી કરી દીધી જેમાં તેઓના ઘોડાઓ, સવારીના ઊંટો અને ખેતી માટે હળમાં જોડાનારા બળદો માટે અલગ-અલગ જગાઓ ફાળવવામાં આવી. આ જમીનની સલામતી માટે આપે તેઓને એક લખાણ પણ લખાવી દીધું કે, આજ પછી આ ચરાગાહમાં અહલે-જુરશ વગર કોઈ બીજાનું જાનવર ચરતું જોવામાં આવશે તો તેને જપ્ત કરી લેવામાં આવશે અને તેનો દાવો ફોગટ જશે.

---

## હિમ્યરી બાદશાહોના રાજદૂતો

સંપાદકની નોંધ : અરબના હિમ્યરી વંશના બાદશાહોએ મુલ્કે-યમન પર સદીઓ સુધી રાજસત્તાની હાક ગજાવી હતી. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીના યુગમાં હિમ્યરી બાદશાહોની મરકઝી બાદશાહતનો અંત આવી ગયો હતો. યમનના વિવિધ

ઈલાકાઓ, પ્રાંતો અને જિલ્લાઓના ઉપરી અમલદારો અને અમીર ઉમરાવોએ ખુદમુખ્તારીનો દાવો કરીને પોતાના અલગ-અલગ રાજ્યોની એટલે નાના-નાના રજવાડાઓની સ્થાપના કરી લીધી હતી. તે સમયે મુલ્કે-યમન પર જિસકી લાઠી ઉસકી ભેંસ જેવી અરાજકતાનો અંધારપાટ પ્રસરેલો હતો. બની બેઠેલા બાદશાહો, રાજાઓ, નવાબો ફકત નામ પૂરતા "મુલૂકે-હિમ્યર" એટલે હિમ્યરના બાદશાહો કહેવાતા હતા. અરબીમાં એમનો લકબ "ઝૂ" એટલે માલિક અથવા સાહેબ અને "કૈલ" એટલે સરદાર હતો. એટલે નાનકડા રજવાડાઓના રાજા-નવાબો.[1] (ગુજરાતી સંપાદક)

**હિમ્યરી બાદશાહોના રાજદૂતો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં તબૂક તરફના પ્રદેશોથી હિમ્યરી બાદશાહોના કાગળો પણ આવ્યાં અને એ બાદશાહોના ઈસ્લામ-સ્વીકારના સમાચાર પાઠવવા માટે તેઓના એલચીઓ કે રાજદૂતો પણ આપના દરબારમાં હાજર થયા. એ બાદશાહો તરફથી આવેલા એલચીઓના નામો આ છે : (૧) હારિસ બિન અબ્દે-કુલાલ (૨) નુઐમ બિન અબ્દે-કુલાલ (૩) નુઅમાન અમીરે ઝૂ-રઐન (૪) મઆફિર (૫) હમદાન (૬) ઝુરઅહ બિન સૈફ ઝી-યઝન.

બાદશાહો તરફથી આવેલા એલચીઓ પણ પોતાના પ્રદેશો કે કબીલાઓના રાજાઓ, નવાબો જેવા આગેવાનો હતા. એ બધાએ મદીનહ આવીને શાહી કાગળો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં રજૂ કર્યા અને તેઓના ઈસ્લામ સ્વીકારના આપને સમાચાર પાઠવ્યા. અને ઝુરઅહ ઝૂ-યઝન નામના બાદશાહે માલિક બિન મુર્રહ રહાવી નામે રાજદૂતને કાગળ આપીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં મોકલ્યા. ઝુરઅહ ઝૂ-યઝન બાદશાહે કાગળમાં લખ્યું હતું કે મેં અને મારા પૂરા કબીલાએ કુફ્રો-શિર્કથી તોબા કરી છે. મૂર્તિપૂજાનો ત્યાગ કર્યો છે અને સાચા દિલથી કલિમો પઢીને અમે બધા મુસલમાન બની ગયા છીએ. અને મૂર્તિપૂજકો સાથેના સંબંધો તોડી નાખ્યા છે.

તેઓના જવાબમાં રસૂલુલલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે કાગળ લખાવ્યો તેનું લખાણ આ પ્રમાણે છે :

---

૧. પુફ્કે-અરબ બારગાહે-નબવીમેં પેજ ૧૪૦ "૬"

## રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક કાગળ

### હિમ્યરના બાદશાહોને નામે

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના રસૂલ મુહંમદ નબી તરફથી

હારિસ બિન અબ્દે-કુલાલ, નુઐમ બિન અબ્દે-કુલાલ, નુઅમાન અમીર ઝૂ-રઐન, મઆફિર અને હમદાનને નામે.

''હું તમારા તરફથી તે એક અલ્લાહની હમ્દ અને પ્રશંસા કરું છું જેના સિવાય કોઈ મઅબૂદ નથી. એ પછી તમારો તે કાગળ જે મુલ્કે-રૂમથી અમારા નામે મોકલવામાં આવ્યો છે. અમને મળી ગયો છે. આ કાગળ અમને મદીનહમાં મળ્યો. તમે જે પયગામ લખી મોકલ્યો તે તમારા કાગળથી જાણવા મળ્યો. વળી આથી પહેલાં જે કંઈ બની ચૂક્યું તે ઉપરાંત તમારા મુસલમાન બનવાની અને મુશરિકોને કતલ કરવાની ખબર પણ અમને મળી. અલ્લાહ તઆલા તમને હિદાયતના રસ્તા પર મક્કમ રાખે !

''અગર તમે સુધારો કરતા રહેશો અને અલ્લાહ તથા તેના રસૂલના તાબેદાર બની રહેશો, નમાઝ કાયમ કરશો, ઝકાત આપતા રહેશો, ગનીમતના માલમાંથી અલ્લાહનો પાંચમો ભાગ અને રસૂલુલ્લાહનો વાજબી હિસ્સો આપતા રહેશો અને જમીનોની પૈદાવારનો, મુસલમાનો પર ફર્ઝ કરવામાં આવેલો સદકો અદા કરતા રહેશો અર્થાત્ જે જમીનોને ઝરણા અને વરસાદના પાણીથી સીંચવામાં આવી હોય તેના ઉત્પાદનનો દસમો ભાગ અને જે જમીનોને કૂવાઓ વગેરેથી, ડોલ વગેરેથી, પોતાની મહેનતના પાણીથી સીંચવામાં આવી હોય તેની પૈદાવારનો વીસમો ભાગ આપતા રહેશો.

અને ઊંટોની ઝકાતની વિગત આ છે : ૪૦ ઊંટો પર એક બિન્તે-લબૂન [૧] અને ૩૦ ઊંટોમાંથી એક ઇબ્ને-લબૂન [૨] અને દરેક પાંચ ઊંટો પર એક બકરી અને ૧૦ ઊંટો પર બે બકરીઓ ઝકાત તરીકે આપવી ફર્ઝ છે.

અને ગાયોની ઝકાતની વિગત આ છે : દરેક ૪૦ ગાયોમાંથી એક તબીઅ [૩] અથવા જઝઅ કે જઝઅહ [૪] (ઝકાત તરીકે આપવો વાજિબ છે.)

અને દરેક ૪૦ ચરનારી બકરીઓમાંથી એક બકરી (ના હિસાબ મુજબ ઝકાત કાઢવામાં આવશે.) આ બધું અલ્લાહ તઆલાએ મુસલમાનો પર ફર્ઝ કરી દીધું છે. જે માણસ એનાથી વધારે આપશે એ તેના હકમાં બેહતર થશે. અને જે માણસે આ ફર્ઝો પૂરેપૂરાં

૧. બિન્તે-લબૂન : ઊંટનું એવું માદા બચ્ચું જે બે વરસ પૂરા કરીને ત્રીજા વરસમાં પ્રવેશી ચૂક્યું હોય.

૨. ઇબ્ને -લબૂન : ઊંટના એવા જ નર બચ્ચાંને કહે છે.

૩. તબીઅ : ગાયનું વાછરડું જે હઝરત ઇમામ માલિકના મસલક મુજબ બે વરસનું થઇ ચૂક્યું હોય.

૪. જઝઅ અથવા જઝઅહ : નર અથવા માદા વાછરડું જે ચાર વરસ પુરા કરીને પાંચમા વરસમાં દાખલ થઇ ગયું હોય.

અદા કર્યા અને પોતાના ઇસ્લામની ગવાહી આપી દીધી અને મુશરિકો વિરૂધ્ધ મુઅમિનોની મદદ કીધી તે ઇમાનવાળાઓમાં ગણાશે. તેના તેજ હકો હશે જે મુઅમિનોના હશે. અને તેના પર વાજિબાત તેજ હશે જે બીજા મુઅમિનો પર હશે. [૧] આવા માણસ માટે અલ્લાહ અને તેના રસૂલનો ઝિમ્મો છે. [૨]

અને જે યહૂદી કે ખ્રિસ્તી ઇસ્લામ ગ્રહણ કરશે તે મુઅમિનોમાં ગણાશે. તેના તેજ હકો હશે જે મુઅમિનોના હશે. અને તેના પર વાજિબાત તેજ હશે જે બીજા મુઅમિનો પર હશે. અને જે માણસ પોતાના યહૂદી ધર્મ કે પોતાના ખ્રિસ્તી ધર્મ પર કાયમ રહેશે તેને તેના યહૂદી ધર્મ કે ખ્રિસ્તી ધર્મથી હટાવવામાં નહિ આવશે. પરંતુ તેની ઉપર જિઝયહ (એટલે ટેકસ આપવો) વાજિબ ઠરશે; ચાહે તે પુરૂષ હોય કે સ્ત્રી, આઝાદ હોય કે ગુલામ, હર હાલમાં તેના પર પૂરો એક દીનાર વાજિબ ઠરશે. [૩] જો તેની પાસે દીનાર ન હોય તો તેટલી કિંમતનું યમની અથવા બીજું કાપડ તેણે આપવું પડશે. માટે જે માણસ અલ્લાહના રસૂલને આ જિઝયો અદા કરશે તેના માટે અલ્લાહ અને તેના રસૂલનો ઝિમ્મો હશે અને જે માણસ નહિ આપશે તેને અલ્લાહ અને તેના રસૂલનો દુશ્મન ગણવામાં આવશે.''

### ઝુરઅહ ઝૂ-યઝનના નામે કાગળ

''અમ્મા બઅદુ : અલ્લાહના રસૂલ મુહંમદ નબી તરફથી ઝુરઅહ ઝૂ-યઝનને લખવાનું કે તમારા લોકો પાસે જ્યારે અમારા એલચીઓ : મુઆઝ બિન જબલ, અબ્દુલ્લાહ બિન ઝૈદ, માલિક બિન ઉબાદહ, ઉકબહ બિન નમર અને માલિક બિન મુર્રહ અને એમના સાથીઓ આવી લાગે તો હું તમને તેઓ પ્રત્યે ભલાઇનો વર્તાવ કરવાની નસીહત કરૂં છું અને આ લખું છું કે તમારા જિલ્લાઓની જે ઝકાત કે કરવેરો તમારી પાસે હોય તેને ભેગો કરીને મારા આ એલચીઓ સુધી પહોંચાડી દેશો. વળી મારા આ એલચીઓના અમીર મુઆઝ બિન જબલ છે. એમને ખુશ કરીને જ મારી પાસે પાછા મોકલાવશો.

વધુમાં લખવાનું કે મુહંમદ આ વાતની ગવાહી આપે છે કે એક અલ્લાહ વગર કોઇ હસ્તી બંદગીને લાયક નથી. વળી આ વાતની ગવાહી કે મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. (તમારા એલચી) માલિક બિન મુર્રહ રહાવીએ મને બતાવ્યું છે કે તમે મુસલમાન બની ગયા છો અને તમે હિમ્યરના પહેલા મુસલમાન છો. વળી તમે મુશરિકોને કતલ કર્યા છે તો તમને ભલાઇ અને સફળતાની ખુશખબર હો ! અને હું તમને હિમ્યરમાં નેકી તથા ભલાઇના કામોનો હુકમ કરૂં છું. તમારે ખિયાનત કે બેઇમાની નહિ કરવી. આપસમાં એકમેકના સહકારથી હળીમળીને રહેવું અને એકબીજાને નિરાધાર હાલતમાં નહિ છોડી દેવું. તો અલ્લાહના રસૂલ તમારા બધાના, ભલે તે માલદાર હોય કે ગરીબ,

૧. એટલે ઇસ્લામી શરીઅતના જે નિયમો કે કાનૂનો બીજા મુસલમાનોને લાગુ પડે તે એને પણ લાગુ પડશે. ''હ''

૨. એટલે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એના બેલી ગણાશે. ''હ''

૩. દીનાર : સોનાનો સાડા ત્રણ માશાનો એક સિક્કો (બયાનુલ-લિસાન પા. ૨૫૯) સોનાનો એક સિકકો જે આસરે અઢી રૂપિયાભાર હોય છે. (કામૂસુલ-કુર્આન પા. ૨૨૧)

દરેકના રક્ષક અને બેલી છે.

અને વધુમાં આ વાત જાણી લો કે સદકો (ઝકાત વગેરે) મુહંમદ માટે અને મુહંમદના અહલે-બૈત માટે હલાલ નથી અને સદકો તો તે ઝકાત (માલની ચોખ્ખાઈ) છે જે મુસ્લિમ હાજતમંદો અને મુસાફિરોને આપવામાં આવે છે.

અને જાણી લો કે માલિક બિન મુર્રહ રહાવીએ તમારો કાગળ મને પહોંચાડી દીધો અને ભેદની વાતો છાની રાખી અને હું તમને બધાને એમની સાથે ભલાઈ તથા સદ્‌વર્તનનો હુકમ આપું છું અને જુઓ, હું તમારી પાસે મારા રફીકોમાંથી નેક, દીનદાર અને અહલે-ઈલ્મ લોકોને મોકલી રહ્યો છું. એમની સાથે પણ ભલાઈ તથા હમદર્દીનો વર્તાવ કરવાનો હું તમને હુકમ આપું છું.એજ તેઓને છાજે તેવું છે.''

——————વસ્સલામુ અલૈકુમ વ રહમતુલાહિ વ બરકાતુહ.

**હઝરત મુઆઝ બિન જબલને વસીયત**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રએ બયાન કર્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુઆઝ બિન જબલને યમનના ગવર્નર બનાવ્યા. ઊપડતી વેળા આપે તેમને વસીય્યત ફરમાવી અને તેનું વચન લીધું અને પછી ફરમાવ્યું :

''લોકો સાથે નરમી કે નમ્રતાથી વર્તજો. તેઓ સાથે સખ્તી કે કરડાકીનો વર્તાવ ન કરજો. ખુશ કરનારી વાતો કરજો. નફરત કે ધિક્કાર જન્માવનારી વાતો ન કરજો. તમે અહલે-કિતાબ (ખ્રિસ્તી-યહૂદી)ના અમુક લોકો પાસે જઈ રહ્યા છો, તેઓ તમને પૂછશે કે, જન્નતની કૂંચી શું છે ? તમે કહેજો, જન્નતની કૂંચી ''લા ઈલાહ ઈલ્લલ-લાહુ વહદહૂ લા શરીક લહૂ''ની ગવાહી આપવી છે.'' [૧]

આ શિખામણ સાથે હઝરત મુઆઝ મદીનહથી રવાના થઈને યમન પહોંચી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે શિખામણો એમને આપી હતી તેની ઉપર મક્કમ રહ્યા. અહીં એક સ્ત્રી એમની પાસે આવી. તેણે એમને પૂછ્યું, ''હે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાથી ! મારા સવાલનો જવાબ આપો. બીબી પર તેના ખાવિન્દનો શું હક છે ?''

હઝરત મુઆઝે ફરમાવ્યું, ''તારું ભલું થાય, સ્ત્રીમાં એટલી તાકત જ નથી કે તે પોતાના ધણીનો હક અદા કરી શકે. સાંભળી લે, જેટલી તારામાં તાકત હોય તે મુજબ તેનો હક અદા કરવા માટે પોતાને તકલીફમાં નાખી દે અને બસ.''

સ્ત્રીએ જવાબ આપતાં કહ્યું, ''અલ્લાહના સોગંદ, અગર તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા સાથી હોત તો તમને ખબર હોત કે, સ્ત્રી પર ખાવિન્દના કેટલા હકો છે !''

હઝરત મુઆઝે ફરમાવ્યું, ''તારું બૂરું થાય હે બહેન ! જો તું અહીંથી ઊઠીને તારા ઘરે જાય અને ત્યાં જઈને જુએ કે તારા ખાવિન્દના બંને નસકોરામાંથી પરૂ અને લોહી વહી રહ્યું છે અને તું તેને ત્યાં સુધી ચૂસતી રહે કે તે વહેતું બંધ થઈ જાય તો પણ તું તારા ખાવિન્દનો પૂરો હક અદા કરી શકતી નથી.''

૧. એટલે આ વાતની સાક્ષી આપવી કે એક અલ્લાહ સિવાય કોઈ હસ્તી બંદગીને લાયક નથી. તે એક છે. કોઈ તેનો ભાગીદાર કે સમોવડિયો કે હરીફ નથી. ''હ''

## હઝરત ફુરવહ બિન અમ્રનો ઈસ્લામ

ઈબ્ને ઈસ્હાક કહે છે : ફુરવહ બિન અમ્ર નાફિરહ જઝામી નફફાસી નામે ગૃહસ્થ બહુ મોટા શાઈર અને રાજકારણના અઠંગ અભ્યાસી હતા. શાઈરી અને રાજનીતિમાં દૂર-દૂર સુધી એમની કીર્તિ પ્રસરેલી હતી. રોમના શહેનશાહ તરફથી અરબના આજુબાજુના વિસ્તારોમાં વસેલા અરબ કબીલાઓ પર એમને ગવર્નર તરીકે નીમવામાં આવ્યા હતા. એમની ગવર્નરીનો ઈલાકો મુલ્કે-શામમાં મુઆન અને તેની આજુબાજુનો વિસ્તાર હતો.

પછી જ્યારે ઈસ્લામની કીર્તિ આ ગવર્નર સાહેબના દરબાર સુધી પહોંચી તો પોતે તહકીક તપાસ કરવા પછી ખરા અંતઃકરણથી કલિમો પઢીને મુસલમાન બની ગયા. પોતાના ઈસ્લામના સમાચાર આપવા માટે એમણે પોતાના દરબારી એલચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં મોકલ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે એક સફેદ ખચ્ચર પણ નઝરાણા તરીકે રવાના કર્યો.

એ પછી રોમના શહેનશાહને જ્યારે હઝરત ફુરવહ બિન અમ્રના ઈસ્લામના સમાચાર મળ્યા તો તેણે એમને ગિરિફતાર કરીને જેલભેગા કરી દીધા. એજ કેદની હાલતમાં હઝરત ફુરવહએ એક કાવ્ય રચ્યું જેનો એક શેઅર આ છે :

**ફ - લઇન હલક - તુ લતફ - કિદુન્ન અખાકુમ • વ - લઇન બકીતુ લતઅ - રિફુન્ન મકાની.**

અગર હું હલાક થઈ ગયો અથવા તમે મને મારી નાખ્યો તો તમે મારા ભાઈને ઢૂંઢતા ફરશો અને જો હું જીવતો રહી ગયો તો જગતમાં મારૂં શું "સ્થાન" છે તેની તમને અવશ્ય જાણ થઈ જશે.

**ઈસ્લામના વકિ મળેલી શૂળી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ફલસ્તીનના ઈલાકામાં "અફરાઅ" નામે એક ઝરણું કે કૂવો હતો. રોમના ખ્રિસ્તી પાદરીઓએ હઝરત ફુરવહ બિન અમ્રને શૂળીએ લટકાવી દેવાનો ફતવો જારી કરી દીધો તો જાનની કટોકટીના સમયે પણ હઝરત ફુરવહ જરાયે ગભરાયા નહિ કે ઈસ્લામથી ડગ્યા નહિ. બલકે આ ગંભીર પળોમાં પણ તેમણે પૂરી શાંતિથી એક શાનદાર કસીદો રચી નાખ્યો.

ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીનું બયાન છે : જ્યારે શહેનશાહના હુકમથી રોમના ઈસ્લામ-દુશ્મન ખ્રિસ્તીઓ હઝરત ફુરવહ બિન અમ્રને કતલ કરવા માટે શૂળી પાસે લઈ ગયા તો તેમણે પોતાના કસીદાનો આ શેઅર ઊંચા સાદે લલકાર્યો :

**બલ્લીગ સરાતલ મુસ્લેમીન બિઅન-નની • સલ્મુન લિ-રબ્બી અઅઝુમી વ મકામી.**

દોસ્તો ! મુસલમાનોના સરદાર કે સરતાજ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સંદેશો અવશ્ય મારા તરફથી પહોંચાડી દેશો કે, મારી જાન તો શું, મારા શરીરની હડ્ડીઓ અને મારા શરીરનું પૂરૂં માળખું સુધ્ધાં મારા પાલનહારને હવાલે છે.

એ પછી હઝરત ફરવહ બિન અમ્રની ગરદન તલવારથી ઉડાવી દેવામાં આવી અને એમના પવિત્ર શરીરને અફરાઅ નામે ઝરણાને કિનારે શૂળી પર લટકાવી દેવામાં આવ્યું, કે જેથી રૈયતના લોકો એમની લાશથી ધડો લે અને કોઈ માણસ ઈસ્લામ કબૂલ કરવાનું સાહસ નહિ કરે.

## બનૂ હારિસ઼ના લોકો ઇસ્લામના ચરણોમાં

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ૧૦ હિજરીના રબીઉલ-આખિર અથવા જમાદિલ-ઊલામાં હઝરત ખાલિદ બિન વલીદને નજરાનની ભૂમિમાં વસનારા બનૂ હારિસ઼ બિન કઅબના કબીલામાં જવાનો હુકમ ફરમાવ્યો. [૧]

હઝરત ખાલિદ બિન વલીદ જ્યારે પોતાના જવાનો સાથે જવા માટે તૈયાર થયા તો આપે તેમને હિદાયત આપતાં ફરમાવ્યું, "જુઓ બનૂ હારિસ઼ના લોકો સાથે ત્રણ દિવસ સુધી લડાઈ નહિ કરવી. પૂરા ત્રણ દિવસ સુધી ઈન્તેઝાર કરવો. એ દરમિયાન તેઓને ઈસ્લામ કબૂલ કરી લેવાનું આમંત્રણ આપ્યા કરવું. જો તેઓ તમારૂં આમંત્રણ સ્વીકારી લે તો તમારે પણ તેઓના ઈસ્લામનો સ્વીકાર કરી લેવો અને જો તેઓ તમારા આમંત્રણ પર લબ્બૈક નહિ કહે તો તેઓ સાથે લડાઈ કરવી.

હઝરત ખાલિદ રવાના થઈને નજરાન પહોંચી ગયા અને પોતાના સવારોને ચારે તરફ દોડાવી દીધા. આ સવારો ત્યાંના લોકોને ઈસ્લામનું આમંત્રણ આપતાં કહેતા હતા, "લોકો ! મુસલમાન બની જાવ સલામત બની જશો." લોકો તેમની દઅવત પર લબ્બૈક કહીને ઈસ્લામમાં દાખલ થઈ ગયા. હઝરત ખાલિદ તેઓની વસતિમાં રહીને તેઓને ઈસ્લામ તથા અલ્લાહની કિતાબનું શિક્ષણ આપતા રહ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હઝરત ખાલિદને એજ હુકમ હતો કે બનૂ હારિસવાળા ઈસ્લામ કબૂલ કરી લે અને જંગ ન કરે તો તેઓને ઈસ્લામની કેળવણી આપવામાં આવે.

## હઝરત ખાલિદનો કાગળ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં

એ પછી હઝરત ખાલિદ બિન વલીદએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં આ કાગળ લખી મોકલ્યો :

ખાલિદ બિન વલીદ તરફથી :

અસ્સલામુ અલૈકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.

"હું આપની સામે તે એક અલ્લાહની હમ્દો-સ઼ના કરૂં છું જેના વગર કોઈ હસ્તી પૂજાપાત્ર નથી. એ પછી યા રસૂલલ્લાહ ! આપની ઉપર અલ્લાહની રહમતો નાઝિલ થાય. આપે મને બનૂ હારિસ઼ તરફ મોકલાવ્યો હતો અને હિદાયત ફરમાવી હતી કે અગર તેઓ ઈસ્લામ કબૂલ કરી લે તો હું તેઓની સાથે રહી પડું અને તેઓના ઈસ્લામને માની લઉં અને તેઓને ઈસ્લામનું, અલ્લાહની કિતાબનું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સુન્નતોનું શિક્ષણ આપું અને જો તેઓ ઈસ્લામ કબૂલ ન કરે તો તેઓની સાથે જંગ કરૂં.

હું અહીં આવ્યો. ત્રણ દિવસ સુધી તેઓને ઈસ્લામની દઅવત આપી જેમકે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને હુકમ ફરમાવ્યો હતો. મેં તેઓની વસતિમાં

૧. સન ૧૦ હિજરીનો રબીઉલ-આખિર મહિનો ઇસ્વી સન ૬૩૧થી શરૂ થયો અને જમાદિલ-ઊલા મહિનો ૫ ઓગસ્ટ ૬૩૧થી શરૂ થયો. (ઇબ્ને હિશામનો હાશિયો.)

મારા સવારો દોડાવ્યા જેઓ આ પોકાર ગજાવતા હતા કે, "હે બનૂ હારિસ઼ ! ઈસ્લામ લઈ આવો, સલામત થઈ જશો." તેઓ ઈસ્લામ લઈ આવ્યા. જંગ અને મુકાબલો નહિ કર્યો. હવે હું તેઓની વચ્ચે રહી પડયો છું. હું તેઓને તેજ હુકમ આપું છું જેનો હુકમ અલ્લાહ તેઓને આપે છે. તેજ વાતોથી તેઓને રોકું છું અને મના કરૂં છું જેનાથી અલ્લાહ તઆલાએ રોકયા છે અને મના ફરમાવી છે.

હું આ લખાણની પળ સુધી તેઓને ઈસ્લામની અને સુન્નતે-નબીની તઅલીમ આપી રહ્યો છું.

વસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ ! વ રહમતુલ્લાહિ વ બરકાતુહ."

## રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ ખાલિદના નામે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ખાલિદને લખાવ્યું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના રસૂલ મુહંમદ નબી તરફથી ખાલિદ બિન વલીદના નામે :

"સલામુન અલૈક ! હું તમારી આગળ તે એક અલ્લાહની હમ્દો-સના કરૂં છું જેના સિવાય કોઈ હસ્તી ઈબાદતને લાયક નથી.

અમ્મા બઅદ : તમારો મકતૂબ (પત્ર) કાસિદના હાથે મારી પાસે પહોંચ્યો. તમે મને સમાચાર આપ્યા છે કે બનૂ હારિસ઼ બિન કઅબના લોકોએ, તમે તેઓની સાથે જંગ કરો તે પહેલાં ઈસ્લામ કબૂલ કરી લીધો છે અને તમે તેઓને ઈસ્લામની જે દઅવત આપી હતી તેની ઉપર તેઓએ લબ્બૈક કહી છે અને આ વાતનો ઈકરાર કરી લીધો છે કે એક અલ્લાહ સિવાય કોઈ હસ્તી ઈબાદતને લાયક નથી અને આ વાત કે મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે અને આ વાત કે અલ્લાહ તઆલાએ તેઓને પોતાની હિદાયતનો રસ્તો દેખાડી દીધો છે.

હવે તેઓને ખુશખબરી સંભળાવો બંને જહાનની કામયાબીઓની અને ડરાવો તેઓને ગુનાહોના પરિણામોથી. હવે તમે પાછા આવી જાવ અને તમારા સંગાથે બનૂ હારિસ઼ બિન કઅબનું મંડળ પણ આવવું જોઈએ.

વસ્સલામુ અલૈક વ રહમતુલ્લાહિ વ બરકાતુહ."

હઝરત ખાલિદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયા. એમના સંગાથે બનૂ હારિસ઼ બિન કઅબનું મંડળ પણ હાજર થયું. મંડળ નીચે મુજબના સભ્યોનું બનેલું હતું :

(૧) કૈસ બિન હુસિન ઝુલ-ગુઝઝહ (૨) યઝીદ બિન અબ્દુલ-મદાન (૩) યઝીદ બિન મુહજ્જલ (૪) અબ્દુલ્લાહ બિન કરાદ ઝિયાદી (૫) શદ્દાદ બિન અબ્દુલ્લાહ કુનાફી (૬) અમ્ર બિન ઝબાબી.

બનૂ હારિસ઼ના મંડળ સાથે વાતચીત——————બનૂ હારિસ઼ના મંડળના સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. આપે તેઓને જોયા તો ફરમાવ્યું, ''મિન હાઉલાઇલ-કવમિલ-લઝીન કઅન્નહુમ રિજાલુલ-હિન્દ.'' આ કઈ કૌમના લોકો છે જેઓ હિન્દુસ્તાનના લોકો જેવા લાગી રહ્યા છે ?

આપને કહેવામાં આવ્યું, ''યા રસૂલલ્લાહ ! એ બનૂ હારિસ બિન કઅબના લોકો છે.''

મંડળના સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં આવીને બોલ્યા તો તેઓએ આપને સલામ કરીને કહ્યું, ''નશહદુ ઇન્નક રસૂલુલ્લાહિ, અન્નહૂ લા ઇલાહ ઇલ્લલ-લાહુ.'' અમે આ વાતનો ઇકરાર કરીએ છીએ કે બેશક આપ અલ્લાહના રસૂલ છો અને આ વાતનો ઇકરાર કે એક અલ્લાહ વગર કોઇ મઅબૂદ નથી.

આપે ફરમાવ્યું, ''હું પણ ગવાહી આપું છું કે એક અલ્લાહ સિવાય કોઇ મઅબૂદ નથી અને આ વાતની ગવાહી કે હું અલ્લાહનો રસૂલ છું.''

એ પછી આપે ફરમાવ્યું, ''શું તમે તે લોકો નથી જેઓને જ્યારેય પડકારવામાં આવતા તો પીછેહટ કરવાને બદલે તેઓ હિંમતથી આગળ વધીને બહાદુરીથી મુકાબલો કરતા ?''

આ સાંભળીને મંડળના સભ્યો ખામોશ રહ્યા. કોઇએ કંઇ જવાબ આપ્યો નહિ. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજી વાર આ વાક્ય દોહરાવ્યું. છતાં યે કોઇ કંઇ બોલ્યું નહિ. આપે ત્રીજીવાર સવાલનું પુનરાવર્તન કર્યું તોયે કોઇએ કંઇ જવાબ નહિ આપ્યો. ચોથીવાર આપે એમ જ ફરમાવ્યું તો યઝીદ બિન અબ્દુલ-મદાન નામે સભ્ય બોલ્યા,

''હા યા રસૂલલ્લાહ ! અમે તેજ લોકો છીએ જેઓને જ્યારેય પડકારવામાં આવતા તો હિંમતથી આગળ વધીને બહાદુરીથી મુકાબલો કરતા.'' યઝીદે પણ આ વાક્ય ચાર વખત દોહરાવ્યું.

આપે ફરમાવ્યું, ''અગર ખાલિદ મને આમ ન લખતે કે તમે મુસલમાન બની ગયા છો અને જંગથી આઘા રહ્યા છો તો હું તમારાં માથાંઓને તમારા પગો તળે બિછાવી દેતે !''

યઝીદ બિન અબ્દુલ-મદાન બોલ્યા, ''અલ્લાહના સોગંદ અમે ન આપના વખાણ કર્યા ન ખાલિદના.''

''ત્યારે તમે કોના વખાણ કર્યા ?'' આપે પૂછયું.

''અમે તે મહાનતર અને ઉચ્ચતર અલ્લાહના વખાણ કર્યા જેણે આપની મારફતે અમને હિદાયત આપી, હે અલ્લાહના રસૂલ !''

આપે ફરમાવ્યું, ''તમે સાચું કહ્યું છે.''

એ પછી આપે ફરમાવ્યું, ''વારૂ જાહિલિયતના યુગમાં જે લોકો તમારી સાથે લડાઇ કરતા હતા તેઓની ઉપર તમે જીત કેવી રીતે મેળવી લેતા હતા ?''

તેઓ બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! અમે તો કોઇની ઉપર જીત મેળવતા ન હતા.''

આપે ફરમાવ્યું, ''કેમ નહિ ? તમારી સાથે જે લોકો લડતા હતા તેઓની ઉપર તમે જ જીત મેળવી લેતા હતા.''

હવે તેઓ બોલ્યા, ''ખરેખર યા રસૂલલ્લાહ ! જે લોકો અમારી સાથે જંગ ખેલતા, અમે તેઓની ઉપર

જીત મેળવી લેતા હતા. કારણ કે અમે લોકો સંપીલા અને સંગઠિત થઇ જતા હતા. અમારામાં ફાટફૂટ બિલકુલ પડતી ન હતી. કોઇની ઉપર ઝુલમ કરવામાં અમે પહેલ કરતા ન હતા."

આપે ફરમાવ્યું, "તમે સાચું કહ્યું છે."

એ પછી આપે મંડળના એક સભ્ય કૈસ બિન હુસિનને, બનૂ હારિસ બિન કઅબના અમીર તરીકે મુકર્રર કરી દીધા. એ પછી આ મંડળ શવ્વાલમાં અથવા ઝી-કઅદહની શરૂઆતમાં પોતાની કૌમ તરફ પાછું ચાલ્યું ગયું. અને ચાર મહિનાની મુદ્દત વીતી હતી ત્યાં તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ ગઇ. અલ્લાહ આપ પર રહમ ફરમાવે અને બરકતો આપે અને રાજી થાય અને નેઅમતો આપે !

## અમ્ર બિન હઝમ માટે રસૂલુલ્લાહ (સલ.)નું લખાણ

આ મંડળના ચાલ્યા જવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન હઝમને પોતાના એલચી બનાવીને બનૂ હારિસ બિન કઅબ તરફ મોકલાવી આપ્યા કે જેથી ત્યાં જઇને તેઓમાં દીનની સમજણ જન્માવે અને તેઓને સુન્નતે-રસૂલ તથા ઇસ્લામીયાતની તઅલીમ આપે. વળી સદકાત, ઝકાત વગેરેની ઉઘરાણીની વ્યવસ્થા કરે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્રને તેઓની વસતિમાં મોકલતી વેળા એક વસીયત નામું લખાવી આપ્યું અને તે મુજબ અમલ કરવાનું તેમની પાસેથી વચન લીધું. એનું લખાણ આ પ્રમાણે છે :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

"આ લખાણ અલ્લાહ અને તેના રસૂલ તરફથી ચોખવટ છે મુસલમાનો માટે આ વાતની કે : "યા ઐયુહલ-લઝીન આમનૂ અવફૂ બિલ-ઉકૂદ." હે ઇમાનવાળાઓ! પોતાના વચનોને પૂરા કરો. [૧]

અલ્લાહના રસૂલ મુહંમદ નબીએ અમ્ર બિન હઝમ માટે આ લખાણ કરાવી આપ્યું અને એના પાલનની તેમની પાસેથી કબૂલાત લીધી તે સમયે જ્યારે કે તેમને યમન મોકલવામાં આવ્યા. [૨]

રસૂલુલ્લાહએ તમામ મામલાઓમાં એમને અલ્લાહથી ડરતા રહેવાની હિદાયત ફરમાવી: "ફઇન-નલ્લાહ મઅલ-લઝીનત-તકવ વલ્લઝીન હુમ મુહસિનૂન." અલ્લાહ તઆલા એવા લોકોની સાથે છે જેઓ અલ્લાહથી ડરે છે અને એવા લોકોની સાથે છે જેઓ ઉપકાર કરનારા છે.

વળી રસૂલુલ્લાહએ એમને હિદાયત ફરમાવી કે અલ્લાહના હુકમ મુજબ લોકો પાસેથી હક વસૂલ કરીને જ જંપે. અને આ વાત કે લોકોને નેકી અને ભલાઇના કામોની ખુશખબરી

૧. ઉકૂદ : એનું એકવચન અકદ જેના અર્થ ઇકરાર કરવો, કબૂલાત આપવી. કોલકરાર કરવા, વચન આપવું વગેરે.........."હ"

૨. હઝરત અમ્ર બિન હઝમ રદિયલ્લાહુ અન્હુ મદીનહના અન્સાર સહાબામાંથી અને બનૂ નજ્જાર ખાનદાનમાંથી [illegible] હતા. "હ"

સંભળાવે અને લોકોને ભલાઇના કામો કરવાનો હુકમ આપે અને લોકોને કુર્આનની તઅલીમ આપે અને કુર્આનના અર્થો તથા રહસ્યોને જાણવાની તેઓમાં સમજબુધ્ધિ પેદા કરે. અને તેઓને બતાવે કે કુર્આનને તેજ માણસ હાથ લગાડી શકે જે પાક-સાફ હોય. [૧]

અને લોકોના જે હકો અને અધિકારો એકબીજા પર છે તેનાથી દરેકને જાણકાર કરે અને હકના મામલામાં લોકો સાથે નરમાશનો વર્તાવ કરે. પણ ઝુલ્મ અને બેઇન્સાફી (કે બેઇમાની)ના મામલામાં તેઓ પર સખ્તી કરે. કેમકે ઝુલ્મ અલ્લાહ તઆલાને નાપસંદ છે અને અલ્લાહ તઆલાએ તેની મના ફરમાવી છે જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે: ''અલા લઅ-નતુલ્લાહિ અલઝ-ઝાલિમીન.'' ખબરદાર ! ઝુલ્મ કરનારાઓ પર અલ્લાહની લઅનત છે.

અને લોકોને જન્નત તથા જન્નતના કામોની બશારત આપે અને દોઝખ તથા દોઝખના કામોથી ડરાવે. લોકોને પોતાની તરફ પ્રેમથી આકર્ષી લે કે જેથી તેઓમાં દીનની સમજણ કેળવી શકાય. અને લોકોને હજજના શઆઇર, હજજની સુન્નતો, વાજિબાત તથા ફરાઇઝ શું છે તે સમજાવે. [૨] અને હજજે-અકબર મોટો હજજ છે અને હજજે-અસગર નાનો હજ્જ છે જેને ઉમ્રહ કહે છે. [૩]

અને લોકોને ફકત એક જ નાનકડું કપડું પહેરીને નમાઝ પઢવાથી અટકાવે. કપડું એવું હોવું જરૂરી છે જેના બંને છેડા બંને ખભાઓ પર આવી જાય. અને એવું જ નાનકડું કપડું કમરે વીંટાળેલું હોય તો તેઓને અટકાવે, કે બેસતી વેળા બેપર્દગી ન થવા પામે. [૪] અને લોકોને પોતાના વાળોના લટિયાં ગરદન પર બાંધવાથી અટકાવે. અને લોકોમાં જ્યારે ઝનૂન, જુસ્સો કે ઉશ્કેરાટ હોય તે વેળા કબીલાઓ કે જૂથોના નામો લઇને બૂમો ન પાડે, ફકત મહાન અને ઉચ્ચતર અલ્લાહનું જ નામ લે જે વહદહૂ લા શરીક લહૂ છે. માટે જે લોકો બીજા લોકોને અલ્લાહ તરફ નહિ બોલાવે અને કબીલાઓ કે જૂથો તરફ બોલાવે તેઓને તલવારોથી કાપી નાખવા જોઇએ ત્યાં સુધી કે તેઓની મદદ માટેની હાકલ ફકત અલ્લાહ વહદહૂ લા શરીક લહૂને માટે જ ખાસ થઇ જાય. [૫]

---

૧.એટલે જે મુસલમાન સ્ત્રી-પુરૂષ પર જનાબતનો ગુસલ ફર્ઝ હોય અને જેણે વુઝૂ ન કર્યો હોય એ માણસ પાકસાફ ગણાય નહિ, એવો પુરૂષ કે સ્ત્રી કુર્આને-કરીમને હાથ અડાડી શકે નહિ. ''હ''

૨. શઆઇર એટલે નિશાનીઓ, ઇબાદતો, હજજની કુરબાનીઓ, ક્રિયાઓ વગેરે. કુર્આનમાં ''શઆઇરુલ્લાહ'' એટલે એવી વસ્તુઓ જેને અલ્લાહની મહાનતા કે અઝમતની નિશાની ઠરાવવામાં આવી હોય જેમકે ખાનએ-કઅબહ, મસ્જિદો. આકાશી કિતાબો અને એવી વસ્તુઓ જેની ઉપર નજર પડતાં જ અલ્લાહની અઝમત યાદ આવી જાય છે. (કામૂસુલ-કુર્આન પા. ૨૭૫) ''હ''

3. હજજના બે પ્રકાર છે : હજ્જ અને ઉમ્રહ. હજ્જ વરસમાં એક વખત આવે છે અને તેની તારીખો નક્કી થયેલી હોય છે. એને હજ્જે-અકબર કહે છે. જયારે ઉમ્રહ માટેની કોઇ તારીખ નક્કી હોતી નથી. વરસના કોઇ પણ દિવસે થઇ શકે છે. એને હજ્જે-અસગર એટલે નાની હજ્જ કહે છે. ''હ''

૪. મર્દ માટે ડૂંટીથી ઘૂંટણની નીચે સુધી બદન છુપાવવું ફર્ઝ છે અને ઓરતો માટે હથેલીઓ, ઘૂંટી સુધી પગો તથા ચેહરા સિવાય પૂરૂં બદન ઢાંકવું ફર્ઝ છે. નમાઝની અંદર હોય કે બહાર, હર હાલમાં એ ફર્ઝ છે. ઓરત માટે નમાઝમાં મોં ઢાંકવું ફર્ઝ નથી તેમ છતાં ખુલ્લા ચેહરે પરાયા પુરૂષો સામે આવવું તેના માટે હરામ છે. ''હ''

૫. કેમકે એ ફિત્નો છે અને ફિત્નો ખૂનથી વધારે સખત કે ખતરનાક છે જેમકે કુર્આનમાં છે : ''વલ ફિત્નતુ અશદ્દુ મિનલ-કત્લ. એટલે ફિત્નો ખૂનથી વધારે આકરો છે. ''હ''

અને લોકોને વુઝૂમાં ચેહરો ધોવાની, અને કોણીઓ સુધી હાથો ધોવાની, અને ઘૂંટીઓ સુધી પગોને પૂરા પૂરા ધોવાની હિદાયત કરે અને માથાનો મસહ કરે જેમકે અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે; અને નમાઝ તેના સમયે પઢવામાં આવે; રૂકૂઅ અને સિજદાઓ મુકમ્મલ રીતે અદા કરે અને પૂરેપૂરી નમ્રતા તથા તલ્લીનતા સાથે નમાઝ પઢવાની તાકીદ કરે.

વળી ફજરની નમાઝ અંધારામાં અને ઝુહરની નમાઝ સૂરજ ઢળવા પર પઢે, અને અસરની નમાઝ એવા સમયે પઢે જયારે સૂરજ જમીન તરફ જઈ રહ્યો હોય, અને મગરિબની નમાઝ ત્યારે પઢે જયારે રાત શરૂ થાય; તેને એટલી મોડી નહિ પઢે કે આસમાન પર સિતારા જાહેર થઈ જાય, અને ઈશાની નમાઝ અવ્વલ રાતમાં પઢે, અને જુમ્આની નમાઝ અઝાન થવા પછી પઢે, અને જુમ્આની નમાઝ માટે જવા પહેલાં ગુસલ કરી લેવામાં આવે.

અને હુકમ આપવામાં આવ્યો કે ગનીમતના માલોમાંથી અલ્લાહનો પાંચમો ભાગ લઈ લેવામાં આવે. અને જમીનોની પૈદાવારનો તે સદકો (ઝકાત) વસૂલ કરે જે મુઅમિનો પર ફર્ઝ કરવામાં આવ્યો છે. અર્થાત : જે જમીનોને ઝરણાઓ અને વરસાદના પાણીથી સીંચવામાં આવી હોય તેની પૈદાવારનો દસમો ભાગ અને જે જમીનોને પોતાની મેહનતથી સીંચવામાં આવી હોય તેની પૈદાવારનો વીસમો ભાગ લેવામાં આવે.

અને ઊંટોની ઝકાત એવા ધોરણે વસૂલ કરવામાં આવે કે દરેક દસ ઊંટો પર બે બકરાં અને દરેક વીસ ઊંટો પર ચાર બકરાં લેવામાં આવે. અને ગાયોની ઝકાત એવા ધોરણે વસૂલ કરવામાં આવે કે દરેક ચાલીસ ગાયો પર એક ગાય અને દરેક ત્રીસ ગાયો પર એક તબીઅ; એક જઝઅ અથવા જઝઅહ અને દરેક ચાલીસ બકરીઓ-જે જંગલમાં ચરીને ખાનારી હોય, નહિ કે ઘરમાં ઊભી રહીને ખાનારી હોય——પર એક બકરી વસૂલ કરવામાં આવે. અલ્લાહ તઆલાએ મુસલમાનો પર આ ફર્ઝ ઠરાવેલું છે પણ જે માણસ એનાથી વધારે આપશે તે તેના માટે બેહતર લેખાશે.

અને જે યહૂદી અથવા નસરાની પોતાની ખુશીથી અંતઃકરણથી મુસલમાન બની જાય અને ઈસ્લામને પોતાનો દીન બનાવી લે તે મુઅમિનોમાંથી ગણાશે. તેના માટે તેવા જ હકો હશે જેવા મુઅમિનોના હકો છે. અને તેના માટે તેજ વાજિબાત હશે જેવા મુઅમિનો પર હશે. અને જે પોતાની યહુદીયત કે નસરાનીયત પર કાયમ રહેશે તેને તેની યહૂદીયત કે નસરાનીયતથી વટલાવવામાં નહિ આવશે. પરંતુ હર હાલમાં ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી, આઝાદ હોય કે ગુલામ, તેની પાસેથી પૂરો એક દીનાર લેવામાં આવશે, અથવા તેને બદલે કપડું લેવામાં આવશે. માટે જે યહૂદી અથવા નસરાની એની અદાયગી કરતો રહેશે તેના માટે અલ્લાહ અને તેના રસૂલનો ઝિમ્મો હશે અને જે એની અદાયગીથી ઈન્કાર કરશે તેને અલ્લાહનો, અને તેના રસુલનો અને તમામ મુઅમિનોનો દુશ્મન સમજવામાં આવશે.''

અલ્લાહના દુરૂદો અને સલામ હો મુહંમદ પર અને અલ્લાહની રહમતો અને બરકતો હો!

# પ્રકરણ ૧૫૩

# અરબના મંડળોની પરંપરા

રિફાઅહ બિન ઝૈદનો કબીલો • હઝરત રિફાઅહ દરબારે-નબવીમાં • હમદાન કબીલાનું મંડળ • મંડળના સભ્યો દરબારે-નબવીમાં • માલિક બિન નમતનું પ્રવચન • હમદાન માટે દસ્તાવેજી લખાણ • હઝરત માલિકના શેઅરો • મુસૈલિમહ કઝ્ઝાબ અને અસવદ અન્સી • મુસૈલિમહ કઝ્ઝાબનો કાગળ • મુસૈલિમહના કાગળનો જવાબ • દજ્જાલો અને પેશીનગોઈ • ઝકાત-સદકાત ઉઘરાવનારા અમલદારો.

## રિફાઅહ બિન ઝૈદનો કબીલો

**હઝરત રિફાઅહ દરબારે-નબવીમાં**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : જંગે-ખયબર પહેલાં હુદૈબિયહની સુલેહ પ્રસંગે રિફાઅહ બિન ઝૈદ ખુઝાઈ-દૈબી નામે ગૃહસ્થ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા હતા અને એક ગુલામ પણ ભેટ તરીકે લાવ્યા હતા અને અંતઃકરણથી કલિમો પઢીને મુસલમાન બની ગયા હતા. પછી એમનો ઈસ્લામ બહુ ઉમદા અને પુખ્તા બની ગયો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક કાગળ એમની કૌમ માટે લખાવી આપ્યો હતો જેનું લખાણ આ પ્રમાણે હતું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

મુહંમદ રસૂલુલ્લાહ તરફથી

રિફાઅહ બિન ઝૈદને નામે આ લખાણ છે :

"મેં એમને એમની સમગ્ર કૌમ તરફ અને એમની કૌમમાં દાખલ હોય એવા લોકો તરફ એમને અમીર બનાવીને રવાના કર્યા છે. રિફાઅહ એ બધાને અલ્લાહ અને તેના રસૂલ તરફ આવવાનું આમંત્રણ આપશે. જે માણસ આ આમંત્રણ કબુલ કરી લેશે તેને અલ્લાહ અને તેના રસૂલની જમાઅતમાં ગણવામાં આવશે અને જે એનાથી પૂઠ ફેરવશે તેને બે મહિનાનો સમય આપવામાં આવશે."

એ પછી હઝરત રિફાઅહ બિન ઝૈદ (રદિયલ્લાહુ અન્હુ) જયારે પોતાની કૌમમાં પહોંચ્યા તો કૌમના બધા લોકો એમની હાકલ પર લબ્બૈક પોકારીને મુસલમાન બની ગયા. એ પછી મુસલમાન બનેલા કૌમના

બધા લોકો ત્યાંથી ચાલીને "હર્રહ-રંજલાઅ" સ્થળે આવી ગયા અને કાયમ માટે અહીં જ વસી ગયા.

---

## હમદાન કબીલાનું મંડળ

**મંડળના-સભ્યો દરબારે-નબવીમાં**————ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હમદાન કબીલાનું મંડળ પણ હાજર થયું જેમકે પ્રમાણિક માહિતગારોએ મને, અમ્ર બિન અબ્દુલ્લાહ બિન ઉઝૈનહ અબ્દીના વાસ્તાથી અબૂ ઇસ્હાક સુબૈઇની રિવાયત કહી સંભળાવી.

તેઓએ મને કહ્યું કે હમદાનનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયું એમાં માલિક બિન નમત, અબૂ સૌર એટલે ઝુલ-મશઆર, માલિક બિન અયફાઅ, ઝિમામ બિન માલિક સલમાની અને ઉમૈરહ બિન માલિક ખારફી જેવા અગ્રેસરો શામિલ હતા. એ લોકો તબૂકના પ્રદેશથી આવીને આપની તહેનાતમાં હાજર થયા હતા. એ બધાએ સીવેલી ધારીદાર યમની ચાદરોનો પોશાક પહેરેલો હતો. સરો પર અદનની સુંદર પાઘડીઓ સજેલી હતી. અને "અલમૈસ" નામે કીમતી લાકડાની પાલખીઓમાં બેસીને "મહરી"તથા "અરહબી" ઊંટો પર સવાર થઈને ભારે ઠાઠથી આવ્યા હતા. [૧]

માલિક બિન નમત અને એમની સાથેના એક ગૃહસ્થ ભેગા સ્વરે આ શેઅરો લલકારતા હતાઃ

**હમદાનુ ખયરુન સૂકતિંવ વ અકયાલુ • લયસા ફીલ-આલમીન અમ્સાલુ.**

હમદાનના લોકો સૌથી શ્રેષ્ઠ બાદશાહો અને નવાબો છે. જગતમાં એમનો દાખલો મળે એમ નથી.

**મલિહ-લુહલ અબદુ વ મિન્હલ - અબ્તાલુ • લહા અતાબા - તુન બિહા વ આકાલુ.**

એમનું સ્થાન બહુ ઊંચું છે અને તેઓમાં મોટા-મોટા બહાદુર લોકો છે જેઓને માટે, તેઓના ઊંચા સ્થાનને કારણે ધરખમ આવકવેરો અને નઝરાણા છે.

**માલિક બિન નમતનું પ્રવચન**————એ પછી માલિક બિન નમત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં ઊભા થયા અને પ્રવચન કરતાં બોલ્યા :

> "યા રસૂલલ્લાહ ! હમદાનના ચુનંદા લોકો, શહેરો અને ગામડાંઓમાંથી ઝડપી ગતિની જવાન ઊંટણીઓ પર બેસીને આપના દરબારમાં હાજર થયા છે કે જેથી તેઓ ઇસ્લામની દોરડીઓથી જકડાઈ જાય.
>
> એમને અલ્લાહના મામલામાં કોઇ ઠપકો આપનારના ઠપકાની મુદ્દલ પરવા નથી. એ લોકો કબીલએ-ખારિફ, કબીલએ-યામ અને કબીલએ-શાકિરના ગામોમાંથી આવેલા છે. એ બધા ઊંટોવાળા અને ઘોડાઓ વાળા છે. એમણે અલ્લાહના રસૂલની દઅવત પર લબ્બૈક પોકારી છે. જૂઠા દેવતાઓ અને લેભાગુ ભગવાનોને તરછોડી કાઢયા છે. એમના કોલકરાર તૂટવાના નથી જ્યાં સુધી કે "લઅલઅ" પહાડ પોતાની જગાએ અડીખમ

---

૧. મહરહ : યમનના એક કબીલાનું નામ. આ કબીલાના ઊંટો અણીશુધ્ધ નસલના હોવાથી અરબભરમાં પંકાયેલા હતા. હદ્રમૌતના એક ઇલાકાનું નામ પણ મહરહ છે. ઘણું કરીને આ કબીલાનું એજ વતન હતું. અરહબ હમદાનમાંથી નીકળેલો એક કબીલો જેના ઊંટો પણ ઉત્તમ કોટિના ગણાતા હતા. "ઇ"

છે અને જ્યાં સુધી કે "સલઅ" જંગલના હરણો ઠેકડા મારતા રહેશે." (એટલે ઇસ્લામ પર મક્કમ રહેવાના એમના કોલકરાર અતૂટ છે.)

## હમદાન માટે દસ્તાવેજી લખાણ

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હમદાન કબીલા માટે એક લખાણ કરાવી આપ્યું જેમાં લખ્યું હતું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના રસૂલ મુહંમદ તરફથી આ લખાણ છે :

"ખારિફ કબીલાના શહેર માટે, અને ઊંચાણ ભૂમિમાં વસનારાઓ માટે, અને રેગિસ્તાની જમીનવાળાઓ માટે; જેઓની સાથે તેઓના મંડળના લોકો એટલે ઝુલ-મશઆર, માલિક બિન નમત અને તે બધા જેઓ એમની કોમમાંથી મુસલમાન બની ગયા છે. એ બધાનો એમાં સમાવેશ છે.

આ લખાણ આ વાતનું છે કે જ્યાં સુધી એ લોકો નમાઝ કાયમ રાખે અને ઝકાત આપતા રહે, એમની ઊંચી જમીનો અને નીચી જમીનો એમના જ માટે છે. એ જમીનના ફળો એ લોકો ખાય અને એ જમીનનું ઘાસ પોતાના જાનવરોને ખવાડે. એમના માટે અલ્લાહનું આ કરારનામું છે અને અલ્લાહના રસૂલની ઝિમ્મેદારી છે. એમની દેખભાલ માટે મુહાજિર અને અનસાર છે."

**હઝરત માલિકના શેઅરો**————આ પ્રસંગને અનુસરીને હઝરત માલિક બિન નમતએ એક કાવ્ય રચ્યું નીચે મુજબ :

**ઝકર-તુ રસૂલુલ્લાહિ ફી ફહ-મતદ - દુજા • વ નહનુ બિ-અઅલા રહ-રહાનિ વ સલ-દદિ.**

મેં કાળાં અંધારાંઓની સિયાહીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તે સમયે યાદ કર્યા જ્યારે અમે રહરહાન અને સલદદના સ્થળોએ હતા.

**વ હુન્ન બિના ખૂસુન તલાઇહા તફ-તલી • બિ-રૂકબા - બિહા ફીલ અહિબિન મુત-મદ-દે દિ.**

અને અમને તે ઊંટાણીઓ એક ધોરી અને લાંબી કેડી પર લઇ જઇ રહી હતી, જે ચાલતાં ચાલતાં લોથપોથ થઇ ગઇ હતી અને જેઓની આંખો અંદર ધસી ગઇ હતી.

**અલા કુલ્લે ફત્લાઇલ - લઝી ઐન જસ-રતિન • તુમુર્રુ બિના મર્રલ - હિજફ - ફિલ - ખફૈ - દદિ.**

અમે લોકો એવી ઊંટાણીઓ પર સવાર હતા જે લાંબા-લાંબા ડગ ભરનારી, બહુ ઝડપી ગતિની હતી. અને અમને એવી રીતે લઇને ભાગી રહી હતી જેવી રીતે મોટા મોટા શુતુરમુર્ગ ભાગે છે.

**બિ - અન્ન રસૂલલ્લાહિ ફીના મુસદ - દકુન • રસૂલુન અતા મિન ઇન્દે ઝીલ-અર્શે મુહતદી.**

(અમને કહેવામાં આવ્યું કે) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ-- જેઓ અમારામાં બિરાજમાન

એકદમ સાચા રસૂલ છે. અમારામાં આપની સચ્ચાઈનો સ્વીકાર કરવામાં આવશે. આપ યકીની રીતે તેજ રસૂલ છે જે સીધો રસ્તો દેખાડનારા છે અને અર્શના માલિક તરફથી મોકલવામાં આવેલા છે.

ફમા હમલત મિન નાકતિન ફૌકા રહલિહા • અશદ્દ અલા અઅદા - એહી મિમ મુહમ્મદિ.

કોઈ ઊંટાણીએ પોતાની કાઠી પર, મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી વધુ, અલ્લાહના દુશ્મનો પર પ્રચંડ હુમલો કરનારો જોયો નથી.

વ અઅતા ઈઝા મા તાલિબુલ-ઉર્ફુ જાઅહ • વ અમ્દા બિ - હદ - દિલ મશરિફિલ - મુહન્નદિ.

અને જ્યારે કોઈ ઈનામનો તલબગાર આપની તહેનાતમાં આવી લાગે તો આપથી વધુ બેહિસાબ આપનારો બીજો કોઈ નથી અને ન મશરિકી કે હિન્દી તલવાર આપથી વધુ તેજ છે.

---

## મુસૈલિમહ કઝ્ઝાબ અને અસવદ અન્સી

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં બે નંગ ''કઝ્ઝાબુન-અઝીમ''એટલે બે મહાન જુઠ્ઠાઓ પ્રગટ થયા હતા. યમામહમાં બનૂ હનીફહ કબીલાનો એક શખ્સ જેનું નામ મુસૈલિમહ બિન હબીબ હતું અને બીજો સનઆમાં અસવદ બિન અન્સી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન અબ્દુલ્લાહ કુસ્બતે, અતા બિન યસાર અથવા એમના ભાઈ સુલૈમાન બિન યસારે વર્ણવેલી હઝરત અબૂ સઈદ ખુદરીની આ રિવાયત કહી સંભળાવી કે એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખુત્બો બયાન ફરમાવી રહ્યા હતા તો, ખુત્બહ દરમિયાન મેં આપને આમ ફરમાવતાં સાંભળ્યાઃ

> ''હે લોકો ! મેં શબે-કદ્રમાં એક ખ્વાબ જોયો હતો પણ બાદમાં મને એ ખ્વાબ ભુલાવી દેવામાં આવ્યો હતો. ખ્વાબમાં મેં જોયું હતું કે મારા હાથોમાં સોનાના બે કંગન છે. પણ મને એ ગમ્યાં નહિ. મેં તેની ઉપર ફૂંક મારી તો બંને કંગન ઊડી ગયાં. ખ્વાબની તઅબીરમાં મને સમજાયું કે છેલ્લા દરજ્જાના બે જૂઠા માણસો છે. એમાંનો એક યમનવાળો અને બીજો યમામહવાળો.''

**મુસૈલિમહ કઝ્ઝાબનો કાગળ**————મુસૈલિમહ કઝ્ઝાબ બિન હબીબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ પ્રમાણે કાગળ લખ્યો હતો :

> અલ્લાહના રસૂલ મુસૈલિમહ બિન હબીબ તરફથી,
>
> અલ્લાહના રસૂલ મુહંમદના નામે :
>
> સલામુન અલૈક અમ્મા બઅદ :
>
> ''કોઈ પણ જાતના સંદેહ કે શંકા વગર મને આ (પયગમ્બરીના) મામલામાં તમારો ભાગીદાર બનાવી લેવામાં આવ્યો છે જેથી અર્ધી જમીન અમારા માટે હોવી જોઈએ અને અર્ધી જમીન કુરૈશ માટે; જો કે કુરૈશ એવી કૌમ છે જે હદ ઓળંગી જનારી છે.''

મુસૈલિમહનો આ કાગળ તેના બે એલચીઓ લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં

આવ્યા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અશજઅ ખાનદાનના એક શૈખ સાહેબે, સલમા બિન નુએમ બિન મસઊદ અશજઈના વાસ્તાથી તેમના બાપ નુએમની આ રિવાયત બયાન કરી. નુએમે કહ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ કાગળ મળ્યો તો મેં આપને, મુસૈલિમહના પેલા બે એલચીઓને આમ ફરમાવતાં સાંભળ્યાં હતાઃ "તમે બંનેજણ આ મામલા અંગે શું કહો છો ?"

બંને એલચીઓ બોલ્યા, "જે કંઈ તે કહે છે તેજ અમે પણ કહીએ છીએ."

આ જવાબ સાંભળીને આપે ફરમાવ્યું, "અલ્લાહના સોગંદ ! અગર એલચીઓને કતલ કરવાનો કાનૂન ન હોત તો હું તમારા બંનેની ગરદનો તલવારથી ઉડાવી દેત !"

**મુસૈલિમહના કાગળનો જવાબ**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલમએ મુસૈલિમહના કાગળનો જવાબ લખાવ્યો આ પ્રમાણે :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

| | |
|---|---|
| મિમ મુહમ્મદિર રસૂલિલ્લાહિ | અલ્લાહના રસૂલ મુહંમદ તરફથી, |
| ઈલા મુસૈલિમતિલ - કઝઝાબ. | હડહડતું જૂઠાણું બોલનારા મુસૈલિમહ તરફ. |
| અસ્સલામુ અલા | અલ્લાહના સલામ હો એવા લોકો પર, |
| મનિત - તબઅલ - હુદા. | જેઓ હિદાયતની પેરવી કરે છે. |
| અમ્મા બઅદ. | એ પછી લખવાનું કે, |
| ફઈન્નલ - અર્દ લિલ્લાહિ | જમીન તો બેશક અલ્લાહની છે. |
| યૂરિસુહા મંય યશાઉ | તે ચાહે તેને વારિસ બનાવે છે; |
| મિન ઈબાદિહી. | પોતાના બંદાઓમાંથી. |
| વલ-આકિબતુ લિલ-મુત્તકીન. | અને અંજામ અલ્લાહથી ડરનારાઓ માટે છે. |

આ સન ૧૦ હિજરીનો બનાવ છે.

**દજ્જાલો અંગે પેશીનગોઈ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને પ્રમાણિક અને વિશ્વાસપાત્ર માહિતગારોએ હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આમ ફરમાવતાં સાંભળ્યા :

"કિયામત ત્યાં સુધી કાયમ થવાની નથી જ્યાં સુધી કે ત્રીસ દજ્જાલો જાહેર ન થઈ જાય અને એમાંનો દરેક દજ્જાલ પયગમ્બરીનો દાવો કરશે."

---

## ઝકાત-સદકાત ઉઘરાવનારા અમલદારો

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે નીમેલા અમીરો (ગવર્નરો) અને ઝકાત-સદકાતની વસૂલી કરનારા અમલદારો (કલેક્ટરો)ને આપે એવા તમામ શહેરો કે વિસ્તારોમાં મોકલાવી આપ્યા જે ઈસ્લામની સત્તા હેઠળ આવી ગયા હતા.

એ અમલદારોમાંથી હઝરત મુહાજિર બિન અબૂ ઉમૈયહ બિન મુગીરહને આપે યમનના સનઆ શહેરમાં ઝકાત-સદકાતની વસૂલી માટે મોકલી આપ્યા. હઝરત મુહાજિર ત્યાં જ પોતાના ઓહદે બિરાજેલા હતા એ દરમિયાન અલ્લાહના દુશ્મન અસવદ અન્સીએ બળવાનો ઝંડો બુલંદ કરી દીધો. (પયગમ્બરીનો દાવો કરી દીધો.)

અન્સારમાંથી બનૂ બયાદહ બિરાદરીના હઝરત ઝિયાદ બિન લુબૈદને આપે હદરમૌત વિસ્તારના ગવર્નર બનાવીને મોકલી આપ્યા. ગવર્નરી ઉપરાંત ઝકાત-સદકાતની વસૂલી પણ એમના ઝિમ્મે લગાવી દીધી.

હઝરત અદી બિન હાતિમને તૈય કબીલાના પ્રદેશના ગર્વનર બનાવ્યા અને ઝકાત-સદકાતનું ખાતું પણ એમના હવાલે કરી દીધું. ઉપરાંત બનૂ સઅદ કબીલાના પ્રદેશના અમીર તરીકે પણ એમની નિમણુંક કરી દીધી.

હઝરત માલિક બિન નવૈરહ યરબૂઈને બનૂ હન્ઝલહ કબીલાના ઝકાત-સદકાત વસૂલ કરવા માટે ગવર્નર બનાવીને રવાના કર્યા. ઇબ્ને હિશામના કથન મુજબ બનૂ સઅદ કબીલાના ઝકાત-સદકાતની વસૂલીનું કામ એજ કબીલાના બે ગૃહસ્થોને વહેંચી આપ્યું. જેમકે હઝરત ઝબરકાન બિન બદ્રને બનૂ સઅદના એક વિભાગના અમલદાર બનાવ્યા અને હઝરત કૈસ બિન આસિમને બીજા વિભાગના અમલદાર બનાવ્યા.

અને હઝરત અલાઅ બિન હદ્રમીને ઝકાત-સદકાતની વસૂલી માટે બહરૈન પ્રદેશના ગવર્નર બનાવીને મોકલાવી આપ્યા.

અને હઝરત અલી બિન અબી તાલિબને નજરાનવાસીઓના અમીર બનાવીને મોકલાવી આપ્યા કે જેથી તેઓ નજરાનની પ્રજા પાસેથી ઝકાત-સદકાત તેમ રક્ષાગવેરાનો માલ ઉઘરાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં મોકલાવતા રહે.

---

# પ્રકરણ ૧૫૪

# હજ્જતુલ-વદાઅ

## (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનની આખેરી હજ્જ)

હજ્જ માટેની તૈયારી ● હઝરત બીબી આઇશહનો મામલો ● યમનથી હઝરત અલીની હાજરી ● હઝરત અલી વિરૂધ્ધ શિકાયત ● હજ્જતુલ-વદાઅનો ખુત્બો ● વ્યાજ અને ખૂનનો મામલો ● શયતાનની પૂજા અને તાબેદારી ● મહિનાઓની ખરી ગણતરી ● સ્ત્રીઓના શું હકો છે? ● ઇસ્લામી બિરાદરીનું મહત્વ ● રસૂલુલ્લાહ (સલ.)નો બીજો ખુત્બો ● વારસા, વંશ અને ગુલામ ● બીજી કેટલીક વાતોનું શિક્ષણ ● હજ્જતુલ-વદાઅનું વિગતવાર બયાન.

**હજ્જ માટેની તૈયારી**——ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે ઝી-કઅદહનો મહિનો બેઠો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હજ્જના સામાનની તૈયારી કરવા માંડી અને લોકોને પણ હુકમ ફરમાવી દીધો કે તેઓ હજ્જની તૈયારી કરે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુર્રહમાન બિન કાસિમે પોતાના પિતાજી કાસિમ બિન મુહંમદના વાસ્તાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત આઇશહ (રદિયલ્લાહુ અન્હા)ની રિવાયત સંભળાવી કે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સન ૧૦ હિજરીના ઝી-કઅદહની ૨૫ તારીખે હજ્જ માટે મદીનહથી રવાના થયા. [૧]

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની જગાએ મદીનહના ગવર્નર તરીકે હઝરત અબૂ દુજાનહ સાઇદીની નિમણુંક કરી. બીજી રિવાયત મુજબ હઝરત સબાઅ બિન અર્ફતહ ગિફારીની નિમણુક કરી.

**હઝરત બીબી આઇશહનો મામલો**——ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુર્રહમાન બિન કાસિમે પોતાના બાપાજી કાસિમ બિન મુહંમદના વાસ્તાથી હઝરત બીબી આઇશહની આ રિવાયત કહી સંભળાવી. હઝરત આઇશહ ફરમાવે છે :

"હજ્જ માટેની સફરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની સાથે કુરબાનીના જાનવરો પણ લઇ ગયા હતા. એવી જ રીતે બીજા માનવંતા ગૃહસ્થો પણ કુરબાની માટેના જાનવરો પોતાની સાથે લઇ

---

૧. તા. ૨૨ ફેબ્રુઆરી ૬૩૨ ઇ.સ. (ઇબ્ને હિશામ)

ગયા હતા. જ્યારે હજ્જનો કાફલો "સરિફ"મુકામે પહોંચ્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો, "જે લોકો પોતાની સાથે કુરબાનીના જાનવરો નથી લાવ્યા તેઓ ઉમ્રહથી પરવારીને પોતાના એહરામ ખોલી નાખે." [૧]

હઝરત બીબી આઇશહ ફરમાવે છે : "અને એજ દિવસે મને માસિક રૂતુ બેસી ગઇ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારી પાસે પધાર્યા ત્યારે હું રડી રહી હતી.

"આઇશહ ! શું થયું ?" આપે ફરમાવ્યું. શાયદ તમને માસિક રૂતુ લાગુ પડી છે !"

મેં અરજ કરી, "જી હા યા રસૂલલ્લાહ ! કાશ, આ વરસે આ સફરમાં હું આપના સંગાથે નહિ આવતે!"

આપે ફરમાવ્યું, "આઇશહ ! આમ બોલવાની જરૂર નથી. તમે હજ્જની તે બધી ક્રિયાઓ કરી શકો છો જે બીજા હાજીઓ કરે છે. ફકત બૈતુલ્લાહનો તવાફ નહિ કરવો."

હઝરત બીબી આઇશહ વધુમાં ફરમાવે છે : "મતલબ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસલમાનોના કાફલા સાથે મક્કહ શહેરમાં દાખલ થયા. જે લોકો પાસે કુરબાનીના જાનવર નહિ હતાં તેઓએ ઉમ્રહની ક્રિયાઓથી પરવારીને પોતાના એહરામ ખોલી નાખ્યા. પછી જ્યારે કુરબાની કરવાનો દિવસ આવ્યો એટલે ઝીલ-હજ્જની દસમી તારીખ તો મારા માટે ગાયનું ઘણું બધું ગોશ્ત લાવવામાં આવ્યું અને એ બધું મારા ઘરમાં (અથવા તંબૂમાં) મૂકી દેવામાં આવ્યું.

મેં પૂછ્યું, "આ બધું શું છે ?"

લોકોએ મને કહ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની બીબીઓ તરફથી ગાયની કુરબાની કરી છે."

હઝરત આઇશહ ફરમાવે છે : "એ પછી જ્યારે "રમીએ-જિમાર" (એટલે શયતાનને કાંકરા મારવાની ક્રિયા)ની રાત આવી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારા ભાઇ અબ્દુર્રહમાનના સંગાથે મને કરી દીધી. અને મારો જે ઉમ્રહ (માસિક રૂતુને કારણે) છૂટી ગયો હતો તેની જગાએ મારા ભાઇએ મને "તનઇમ" સ્થળેથી ઉમ્રહ કરાવી દીધો."

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબનું બયાન છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની પાક બીબીઓને ફરમાવ્યું, "તમે ઉમ્રહથી પરવારીને એહરામ ખોલી નાખો."

જવાબમાં પાક બીબીઓએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અમારી સાથે આપને એહરામ ખોલવામાં કઇ વસ્તુ આડે આવે છે ?"

આપે ફરમાવ્યું, "હું કુરબાનીના જાનવરો સાથે લઇ આવ્યો છું અને મેં "કલબીદ"કરેલી છે જેથી હું ત્યાં સુધી એહરામ નહિ ખોલી શકું જ્યાં સુધી કુરબાની નહિ કરી લઉં." [૨]

**યમનથી હઝરત અલીની હાજરી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબી

---

૧. સરિફ : મદીનહ અને મક્કહ વચ્ચે આવેલું એક સ્થળ. મક્કહથી વધારે નજીક છે. કેટલાકના કથન મુજબ મક્કહથી દસ-બાર માઇલના અંતરે આવેલું છે. અને એહરામ, હજ્જ તથા ઉમ્રહ માટેનો ખાસ પોશાક જેમાં બે ચાદરો હોય છે.

૨. કલબીદ : ગુંદરના પ્રકારની એક વસ્તુ જેને લગાડવાથી વાળો ચોંટી રહે છે અને વિખેરાવા પામતા નથી.

નુજૈહએ માહિતી આપતાં કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબી તાલિબને ઝકાત-સદકાતની વસૂલી માટે અમીર બનાવીને નજરાનના ઈલાકામાં મોકલાવ્યા હતા. ત્યાંથી પાછા ફરીને હઝરત અલી, મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એહરામની હાલતમાં મળ્યા અને એજ એહરામની હાલતમાં અહીંથી પોતાના પાક બેગમબીબી ફાતિમહ બિન્તે રસૂલિલ્લાહ પાસે પહોંચી ગયા. અંદર જઈને જોયું તો બીબી ફાતિમહએ એહરામનો પોશાક ઉતારીને સાદા કપડાં પહેરી લીધાં હતાં.

હઝરત અલીએ પૂછયું, "હે રસૂલુલ્લાહના બેટી ! તમને શું થયું છે ?"(એહરામ કેમ ઉતારી નાખ્યો?)

હઝરત બીબી ફાતિમહ બોલ્યાં, "અમને સ્ત્રીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો હતો કે, અમે ઉમ્રહ કરીને પોતપોતાના એહરામ ઉતારી નાખીએ."

આ જવાબ સાંભળીને હઝરત અલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને નજરાન તથા સફરનો અહવાલ વિગતથી આપને કહી સંભળાવ્યો. પૂરી વિગત સાંભળી લીધા પછી આપે ફરમાવ્યું, "હે અલી ! જાવ જઈને બૈતુલ્લાહનો તવાફ કરો અને પોતાનો એહરામ ઉતારી નાખો જેવી રીતે તમારા સાથીઓએ ઉતારી નાખ્યો છે."

હઝરત અલીએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મેં પણ તેવોજ એહરામ બાંધ્યો છે જેવો આપ નામદારે બાંધ્યો છે." (આપે કેમ પોતાનો એહરામ ઉતાર્યો નથી ?)

જવાબમાં આપે તેમ જ ફરમાવ્યું, "અલી ! જાવ જઈને બૈતુલ્લાહનો તવાફ કરો અને પોતાનો એહરામ ઉતારી નાખો જેવી રીતે તમારા સાથીઓએ ઉતારી નાખ્યો છે."

હઝરત અલીએ અરજ કરી, "સાંભળો યા રસૂલલ્લાહ ! જે સમયે મેં એહરામ બાંધ્યો હતો તો તે વેળા મેં નિય્યત કરતાં આ શબ્દો કહ્યા હતા :

"હે અલ્લાહ ! હું પણ તેવો જ એહરામ બાંધું છું જેવો તારા નબી, તારા બંદા, તારા રસૂલ મુહંમદે બાંધ્યો છે."

આપે ફરમાવ્યું, "અલી ! શું તમારી સાથે કુરબાનીનું કોઈ જાનવર છે ?"

હઝરત અલીએ જવાબ આપ્યો, "નહિ યા રસૂલલ્લાહ !"

ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીને પોતાની કુરબાનીના જાનવરમાં ભાગીદાર બનાવી લીધા અને હઝરત અલીએ આપની સાથે-સાથે પોતાનો એહરામ બાંધેલો રાખ્યો ત્યાં સુધી કે આપ અને હઝરત અલી હજ્જથી પરવારી ગયા. આપે હઝરત અલી તરફથી પણ જાનવરની કુરબાની કરી.

**હઝરત અલી વિરૂધ્ધ શિકાયત**——ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહયા બિન અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન બિન અબૂ અમ્રહએ, યઝીદ બિન તલહા બિન યઝીદ બિન રૂકાનહની રિવાયત ટાંકતાં કહ્યું કે, હઝરત અલી જયારે યમનથી પોતાના લશ્કર સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા મક્કહ ઊપડયા તો ઊપડવામાં બહુ ઉતાવળથી કામ લીધું. જેમ બને તેમ જલદી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઈને આપની મુલાકાત અને આપના દીદારની અધીરાઈ લાગી હતી. આ કારણે હઝરત અલીએ પોતાના લશ્કરને પાછળ છોડી દીધું અને તેઓમાંથી જ એક માણસને પોતાના નાયબ

તરીકે તેઓનો ઉપરી બનાવી દીધો. આ ઉપરી અધિકારીએ શું કર્યું કે હઝરત અલીના જવા પછી બૈતુલ-માલના ભંડારમાંથી યમનની બનાવટનું ઉત્તમ પ્રકારનું કીમતી કાપડ કાઢીને લશ્કરના દરેક સિપાહીને વહેંચી આપ્યું કે એને શાલ તરીકે પોતાના અંગ પર સજાવી લો.

જ્યારે આ લશ્કર મૂલ્યવાન રેશમનો ભપકાદાર પોશાક સજીને મક્કહ નઝદીક આવ્યું તો હઝરત અલી પોતાના લશ્કરને મળવા મક્કહથી બહાર પધાર્યા. શું જુએ છે કે બધાએ યમનની બનાવટનો સુંદર પોશાક સજેલો છે. આપે નારાજ થઇને ઉપરીને પૂછ્યું, ''તારૂં બુરૂં થાય હે ભાઇ ! હું આ શું જોઉં છું ?''

ઉપરી બોલ્યો, ''હા સાહેબ ! આ પોશાક તો બધાને મેં પહેરાવ્યો છે.''

''પણ કેમ પહેરાવ્યો છે ?'' હઝરત અલીએ નારાજીથી પૂછ્યું.

તે બોલ્યો, ''એટલા માટે કે આપણા લશ્કરના સિપાહીઓ બીજા લોકોની સામે જાય તો તેઓની નજરમાં રૂપાળા લાગે. લોકો એમનો ભપકો જોઇને ખુશ થઇ જાય.''

હઝરત અલીએ ફરમાવ્યું, ''તારૂં બુરૂં થાય, સાંભળી લે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા પહેલાં બધાએ આ પોશાક ઉતારી નાખવો પડશે.''

રાવીનું કથન છે : છેવટે પણ હઝરત અલીએ તેઓ પાસેથી આ પોશાક ઉતારાવી લીધો અને તેને પાછો મેળવીને માલે-ગનીમતના ભંડારમાં જમા કરાવી દીધો. રાવીનું કહેવું છે કે લશ્કરના સિપાહીઓને હઝરત અલીની આ વર્તણૂંક ગમી નહિ. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં જઇને હઝરત અલીની શિકાયત કરી દીધી.

આપે તેઓને ફરમાવ્યું, ''હે લોકો ! અલીની શિકાયત ન કરો. અલ્લાહના સોગંદ ! અલી અલ્લાહના મામલામાં, અલ્લાહના રસ્તામાં એટલા બધા સાવચેત છે કે તે અંગે શિકાયત થઇ શકે નહિ.''

## હજ્જતુલ-વદાઅનો ખુત્બો

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હજ્જની અદાયગીની શરૂઆત ફરમાવી. આપે લોકોને હજ્જના ''મનાસિક'' બતાવ્યા. [1] હજ્જની સુન્નતો શું છે તેની વિગતવાર સમજૂતી આપી. હજ્જના નિયમો અને તેના ધારાધોરણોના બયાન બાદ આપે લોકોને સંબોધીને ખુત્બો બયાન ફરમાવ્યો અને ખુત્બહમાં કહેવા જેવી દરેક વાતનું વિગતથી બયાન ફરમાવ્યું.

ખુત્બહની શરૂઆત કરતાં પ્રથમ આપે અલ્લાહ તઆલાની હમ્દો-સના તેની સર્વોચ્ચ શાનને શોભે તેવા શબ્દોમાં બયાન કરી અને પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| ઐયુહન-નાસ ઇસ્મઊ કવલી | હે લોકો ! સાંભળી લો ધ્યાનથી મારી વાત. |
| ફ - ઇન્ની લા અદરી | કેમકે હું નથી જાણતો કે |
| લઅલ્લી અલ્કા - કુમ | કદાચ હું મળી શકું તમને |

૧. મનાસિક એટલે હજ્જના અમલો, ક્રિયાઓ, વિધિઓ, હજ્જના સ્થળો, હજ્જની કુરબાની, ઇબાદત અને દુઆની જગાઓ વગેરે. એનું એકવચન મન્સક. (કામૂસુલ-કુર્આન પા. ૫૩૬) ''હ''

| | |
|---|---|
| બઅદા આમી હાઝા | આ વરસ પછી |
| બિ-હાઝલ મવકિફે અબદા. | આ સ્થળે ફરીવાર.[1] અથવા કાયમ માટે. |

એ પછી આપે ફરમાવ્યું :

"ઐયુહન-નાસ ! હે લોકો સાંભળી લો, તમે પોતાના પાલનહારના દરબારમાં જઈને ઊભા થાવ ત્યાં સુધી, તમારૂં લોહી અને તમારો માલ, એકબીજા પર એવી જ રીતે આદરમાનને લાયક છે જેવી રીતે આજનો દિવસ અને આ મહિનો તમારા માટે આદરમાનને પાત્ર છે.[2]

"અને જુઓ, તમે મરવા પછી બહુ જલદી તમારા પાલનહારના દરબારમાં ઊભા થવાના છો. તે તમને તમારી કરણી કે તમારા અમલો વિષે સવાલ કરશે અને હું દરેક અમલને લગતા હુકમો તમને પહોંચાડી ચૂક્યો છું. માટે જેની પાસે કોઈની અમાનત પડેલી હોય અને અમાનત મૂકી જનાર પોતાની વસ્તુ માગે કે તરત જ એ વસ્તુ તેના માલિકને હવાલે કરી દો."

## વ્યાજ અને ખૂનનો મામલો

"ઐયુહન-નાસ ! હે લોકો સાંભળી લો, દરેક પ્રકારનું વ્યાજ નાબૂદ કરી નાખવામાં આવ્યું છે. અલબત્ત તમારો "રઅસુલ-માલ" (એટલે મૂળ મુડી અથવા અસલ રકમ) તમારા માટે છે. એમાં ન તમે ઝિયાદતી કરશો અને ન તમારી સાથે ઝિયાદતી કરવામાં આવશે.[3] અલ્લાહ તઆલાએ ફેસલો કરી દીધો છે કે હવેથી કોઈ વ્યાજ, વ્યાજ રહ્યું નથી. અને અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબનું ચૂકતે વ્યાજ જતું કરવામાં આવ્યું છે.[4]

"જાહિલિયતના યુગના જેટલાં ખૂનો બાકી રહ્યાં છેતેનો પણ ખાતિમો કરી નાખવામાં આવ્યો છે. (હવે તેનું વેર નહિ લેવામાં આવશે.) અને સૌથી પહેલું ખૂન જેનો હું ખાતિમો બોલાવું છું તે ઈબ્ને રબીઅહ બિન હારિસ બિન અબ્દુલ-મુત્તલિબનું ખૂન છે. ઈબ્ને રબીઅહએ બનૂ લૈસમાં દૂધ ધાવ્યું હતું. હુઝૈલના લોકોએ ઈબ્ને રબીઅહનું ખૂન કર્યું હતું.

૧. એટલે હે લોકો ! આ સ્થળે આવતા વરસે તમારી સાથે ફરીવાર મારી મુલાકાત થશે કે કેમ તે હું કહી શકતો નથી. બનવા જોગ છે આ સ્થળે તમારી સાથે મારી આ છેલ્લી મુલાકાત હોય. માટે હું જે કંઈ કહું તેને પૂરા ધ્યાનથી સાંભળી લો.

આ શબ્દોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને પોતાની વફાતની અગમચેતી ફરમાવી દીધી.

૨. એટલે મુસલમાનના જાન અને માલનું અલ્લાહની નજરમાં એટલું જ મૂલ્ય અને મહત્વ છે જેટલું આજના મહિના અને આજના દિવસનું છે. મુસલમાન મરે ત્યાં સુધી તેના માટે એકબીજાનું ખૂન કરવું. એકબીજાનો માલ પચાવી પાડવો, એકબીજાની ઇઝ્ઝત-આબરૂ લેવી મુત્લક હરામ છે. "હ"

3. એટલે વ્યાજે ધીરેલા નાણાનું વ્યાજ જતું કરીને તેમાંથી ફક્ત મૂળ રકમ જ લેવાનો અધિકાર છે. આ મામલામાં બંને પક્ષે કોઈની સાથે અન્યાય નહિ થશે. "હ"

૪. જાહિલિયતના યુગમાં વ્યાજુ ધંધો પરંપરાથી ઊતરી આવતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) મક્કહમાં વ્યાજુ ધંધો કરતા હતા અને કેટલાક લોકો પર તેમના વ્યાજુ નાણા નીકળતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ નાણા ફોગટ કરીને વ્યાજના હરામ હોવાની શરૂઆત પોતાના ખાનદાનથી ફરમાવી. "હ"

આ ખૂન જાહિલિયતના ખૂનોમાંથી પહેલું ખૂન છે જેની માફીની હું શરૂઆત કરૂં છું.''[૧]

## શયતાનની પૂજા અને તાબેદારી

''લોકો ! એ પછી મારી આ વાત સાંભળો, શયતાન હવે આ વાતથી નિરાશ થઇ ચૂકયો છે કે તમારી આ ભૂમિમાં કદી તેની પૂજા કરવામાં આવશે ! પણ જો તેની પૂજા કરવામાં આવે તો તે, તમારાં તે કામો હશે જેને તમે નજીવાં, તુચ્છ કે હકીર સમજો છો. (જેમકે હસદ, ગીબત, નિંદા, અદેખાઇ, કીનો, તકબ્બુર, અભિમાન, રિયાકારી, બિદઅત વગેરે.) તો તમારાં આ કામોથી પણ શયતાન રાજી-રાજી થઇ જશે. માટે હે લોકો ! દીનના મામલામાં સાવચેત રહેશો. શયતાનને રાજી કરવાથી બચતા રહેશો. શયતાનને ખુશ કરવાથી ડરતા રહેશો.''

(મતલબ આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશગોઇ મુજબ અરબની ભૂમિમાં મૂર્તિપૂજાના રૂપમાં શયતાનની પૂજા કરવામાં આવે તે વાતથી શયતાન છેક નિરાશ થઇ ચૂકયો છે. પણ અમુક એવાં ગોઝારાં અને નાપાક કામો છે જેને મુસલમાન લોકો છેક નજીવાં, તુચ્છ અને મામૂલી સમજે છે જેમકે હસદ, કીનો, ગીબત, મુનાફેકત, બિદઅત, રિયાકારી, અભિમાન વગેરે તો એનાથી શયતાન નિરાશ થયો નથી. તેને આ વાતનો સંતોષ રહેશે કે મુસલમાન લોકો મૂર્તિપૂજાના રૂપમાં ભલે મારી ઇબાદત નહિ કરશે પણ હસદ, ગીબત, અદાવત, બિદઅત જેવાં નાપાક કામોથી તેઓ જરૂર મને ખુશ કરતા રહેશે. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના ખુતબામાં ચેતવણી આપી કે તમે આ કામોને મામૂલી કે તુચ્છ સમજીને કર્યા કરશો પણ શયતાન એનાથી રાજી-રાજી થતો રહેશે. જો કે આ કામો મામૂલી કે તુચ્છ નથી બલકે બેહદ ખતરનાક અને દીનો-ઇમાનને મૂંડી નાખનારાં છે જેમકે અસ્તરો વાળોને મૂંડી નાખે છે. માટે હે મુસલમાનો! દીનના મામલામાં તમે શયતાનથી ચેતીને રહેશો. એવું ન થાય કે તમે અલ્લાહની ઇબાદત સાથે શયતાનની ગુલામી પણ કરતા રહો.)

## મહિનાઓની ખરી ગણતરી

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો ખુતબો ચાલુ રાખતાં ફરમાવ્યું :

''અને સાંભળો હે લોકો ! ''નસીઅ'' તો કુફ્રમાં ઓરભી વધારો કરે છે. એનાથી તે લોકો ઓરભી ગુમરાહ થાય છે જેઓ કુફ્રના કામો કરનારા છે. આવા કાફિર લોકો એક વરસે તેને હરામ ઠરાવી દે છે અને બીજા વરસે તેને હલાલ બનાવી લે છે. આ કાફિર લોકો હરામ મહિનાને હલાલ એટલા માટે બનાવી લે છે કે અલ્લાહ તઆલાએ નક્કી કરેલા મહિનાઓની ગણતરી પૂરી કરી લે.

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબના મોટા પુત્રનું નામ હારિસ હતું જેણે ઝમઝમનો કૂવો ખોદવામાં બાપની મદદ કરી હતી. એ હારિસના એક પુત્રનું નામ રબીઅહ હતું જેના બેટાનું ખૂન કરવામાં આવ્યું હતું. આપે એ ખૂન માફ કરીને વેરની પ્રથાનો અંત પોતાના જ ખાનદાનથી આણી દીધો. ''હ''

"આ રીતે આ કાફિર લોકો અલ્લાહ તઆલાની હરામ કરેલી વાતોને હલાલ બનાવી લે છે અને અલ્લાહ તઆલાની હલાલ કરેલી વાતોને હરામ બનાવી લે છે.

"અને હે લોકો ! આ વાત પણ સાંભળી લો કે જમાનો ઘૂમીફરીને પાછો તેજ સ્થળે આવી ગયો છે જ્યારે કે અલ્લાહ તઆલાએ જમીન અને આસમાનનું સર્જન કર્યું હતું અને ૧૨ મહિનાઓની ક્રમવાર ગોઠવણી કરી દીધી હતી. તો હે લોકો ! જાણી લો આ વાત કે અલ્લાહ કને મહિનાઓની ગણતરી ૧૨ની સંખ્યામાં છે. એમાં ૪ મહિના હુરમતવાળા છે (એટલે માનપાનવાળા છે જેમાં લડાઈ-ઝગડો, મારામારી-કાપાકાપી વગેરે હરામ છે.) આ ચાર મહિનામાં ત્રણ મહિના લગાતાર આવે છે. (એટલે ઝુલ-કઅદહ, ઝુલ-હિજ્જહ અને મુહર્રમ.) અને ચોથો મહિનો રજબ છે. જે જુમાદલ-આખિર અને શઅબાનની વચ્ચે છે."

## સ્ત્રીઓના શું હકો છે ?

"અને હે લોકો ! સાંભળો, તમારી સ્ત્રીઓના તમારી ઉપર ઘણા હકો છે. તો તમારા હકો પણ તમારી સ્ત્રીઓ પણ ઘણા છે. તમારો હક તમારી સ્ત્રીઓ પર આ છે કે તમારી સ્ત્રીઓ, તમારી પથારી, કોઈ પણ એવા પુરૂષ માટે નહિ પાથરે જેને તમે નાપસંદ કરો છો.[૧]

અને તમારી સ્ત્રીઓ બે-શર્મી, બે-હયાઈ કે નફ્ફટાઈનું કોઈ કામ હરગિઝ નહિ કરે. પાછી જો તમારી સ્ત્રીઓ એવું કોઈ કામ કરે તો તમને પૂરો અધિકાર છે કે તમારી સ્ત્રીઓની પથારી અલગ કરી નાખો. આ ચેતવણી છતાં તમારા સ્ત્રીઓ નહિ માને તો તમારી સ્ત્રીઓને એવો માર મારો જે સખત કે આકરો ન હોય.

એ પછી જો તમારી સ્ત્રીઓ સુધરી જાય તો ખાણીપીણીના મામલામાં અને કપડાંલત્તાના મામલામાં તમારી સ્ત્રીઓ તમારી ઉદારદિલીની અને તમારી પ્રેમભર્યા વર્તાવની ખરી હકદાર છે.

વળી તમારી સ્ત્રીઓ સાથે તમે ભલાઈનો, તથા દયા-માયાનો, તથા હમદર્દી ભરેલી લાગણીનો ઉદાર વર્તાવ કરતા રહો અને તમારી સ્ત્રીઓને નેકીના તથા ભલાઈના કામો કરવાની શિખામણ આપતા રહો. કેમકે તમારી સ્ત્રીઓ તમારી પાસે તમારા ઘરમાં કેદીઓ જેવી હોય છે. પોતાની જાત માટે તમારી સ્ત્રીઓ કોઈ વસ્તુની માલિક હોતી નથી. તમે તમારી સ્ત્રીઓને તમારા ઘરમાં અલ્લાહની અમાનત તરીકે વસાવેલી હોય છે. અને તમે તમારી સ્ત્રીઓને અલ્લાહએ બતાવેલા નિકાહના કલિમાત સાથે પોતાને માટે હલાલ બનાવેલી હોય છે.

૧. મુસલમાનોમાં કોણ એવો બાયલો કે નફ્ફટ મરદ હોય શકે જે પોતાની ગેરહાજરીમાં પારકા પુરૂષોને પોતાના ઘરમાં આવવાની છૂટછાટ પોતાની ઔરતોને આપી દે !

માટે હે લોકો ! તમે મારી વાતને સમજવાની કોશિશ કરો. જુઓ, મેં તો અલ્લાહનો દરેક હુકમ તમારા સુધી પહોંચાડી દીધો છે. અને સાંભળી લો, મેં તમારી પાસે બે એવી વસ્તુઓ છોડી છે કે, જો તમે તેને મજબૂતીથી પકડી રાખશો તો કદી ગુમરાહ નહિ થશો.

સાંભળો, એ બે વસ્તુઓ બિલકુલ ખુલ્લી છે : એક કિતાબુલ્લાહ બીજી સુન્નતે-રસૂલિલ્લાહ !''

## ઈસ્લામી બિરાદરીનું મહત્વ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો ખુતબો ચાલુ રાખતાં ફરમાવ્યું:

''હે લોકો ! તમે મારી વાત ધ્યાનથી સાંભળો અને સાંભળીને વિચાર કરો અને ખૂબ સમજી લો કે દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે અને યાદ રાખો, દુનિયાના તમામ મુસલમાનો આપસમાં ભાઈ-ભાઈ છે. માટે કોઈ પણ મુસલમાન માટે પોતાના ભાઈની કોઈ પણ વસ્તુ હલાલ નથી; સિવાય કે તે પોતે પોતાની રાજીખુશીથી તે વસ્તુ તેને આપી દે !

માટે તમે લોકો આપસમાં એકબીજા પર ઝુલ્મ ના ગુજારજો !''

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકોને સંબોધીને સવાલ રૂપે ફરમાવ્યું :

''હે લોકો ! જવાબ આપો, મેં તબલીગનો હક અદા કરી દીધો ?''

''અલ્લાહુમ્મ નઅમ, નઅમ ! યકીનન, યકીનન !''

લોકોના જવાબ રૂપી શબ્દો વાતાવરણમાં ગુંજી રહ્યા. આ જવાબ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

''અલ્લાહુમ્મ અશહદ !'' હે અલ્લાહ ! તું ગવાહ રહેજે !

## રસૂલુલ્લાહ (સલ.)નો બીજો ખુત્બો

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરએ પોતાના પિતા અબ્બાદની રિવાયત બયાન કરી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અરફાત મુકામે ખુત્બો બયાન ફરમાવતા હતા અને જે સહાબી આપની મુબારક વાતો અરફાતમાં બુલંદ અવાજે પોકારીને લોકો સુધી પહોંચાડતા હતા તેમનું નામ રબીઅહ બિન ઉમૈયહ બિન ખલફ હતું.

અબ્બાદનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત રબીઅહ બિન ઉમૈયહને સંબોધીને ફરમાવ્યું, ''હે રબીઅહ ! લોકોને બુલંદ અવાજે પોકારીને કહો :

''લોકો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પૂછે છે, શું તમને ખબર છે, આ કયો મહિનો છે ?''

હુકમ મળતાં હઝરત રબીઅહ બિન ઉમૈયહએ ઘાંટો ગજાવીને લોકોને એજ શબ્દો કહ્યા.

લોકોએ જવાબ આપ્યો, "આ હરામ મહિનો છે."[1]

આપે હઝરત રબીઅહને ફરમાવ્યું, "લોકોને કહી દો કે :

"અલ્લાહ તઆલાએ તમારા ખૂનોને અને તમારા માલોને એકબીજા પર, પોતાના પાલનહારને જઈ મળો ત્યાં સુધી, એવી જ રીતે કાબિલે-એહતેરામ ઠરાવી દીધા છે જેવી રીતે તમારા માટે આ મહિનો કાબિલે-એહતેરામ ઠરાવ્યો છે."

પછી આપે હઝરત રબીઅહને ફરમાવ્યું, "લોકોને કહો :

"લોકો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પૂછે છે, શું તમને ખબર છે, આ કયું શહેર છે ?"

હઝરત રબીઅહએ બુલંદ અવાજે પોકારીને આ શબ્દો કહ્યા.

લોકોએ જવાબ આપ્યો, "આ બલદે-હરામ છે." (માનપાનવાળું શહેર છે.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત રબીઅહને ફરમાવ્યું, "લોકોને કહો :

"અલ્લાહ તઆલાએ તમારા ખૂનો અને તમારા માલોને એકબીજા પર, તમારા પાલનહારને મળવા સુધી, કાબિલે-એહતેરામ ઠેરવી દીધા છે જેવી રીતે તમારા માટે, તમારૂં આ શહેર કાબિલે-એહતેરામ છે."

પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હે રબીઅહ ! લોકોને કહો :

"લોકો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પૂછે છે : "શું તમને ખબર છે, આ કયો દિવસ છે ?"

હઝરત રબીઅહએ બુલંદ અવાજે પોકારીને આ શબ્દો દોહરાવી દીધા.

લોકોએ ભેગા સ્વરે જવાબ આપ્યો, "આ હજ્જે-અકબરનો દિવસ છે." આપે ફરમાવ્યું, "હે રબીઅહ ! એમને કહો :

"અલ્લાહ તઆલાએ તમારા ખૂનોને અને તમારા માલોને, તમે મરીને પોતાના પાલનહારના દરબારમાં ઊભા થાવ ત્યાં સુધી, એવી જ રીતે આદરમાનને પાત્ર ઠરાવી દીધા છે જેવી રીતે તમારા માટે તમારો આ દિવસ આદરમાનને પાત્ર ઠેરવી દીધો છે."

## વારસા, વંશ અને ગુલામ

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને લૈસ બિન અબૂ સલીમે, શહર બિન હવસબના વાસ્તાથી હઝરત અમ્ર

૧. એટલે હજ્જનો માનપાનવાળો અઝીમુશ શાન મહિનો જેમાં લડાઇ હરામ છે. "હ"

બિન ખારિજહની આ રિવાયત કહી સંભળાવી. હઝરત અમ્ર બિન ખારિજહ ફરમાવે છે :

"મને અત્તાબ બિન ઉસૈદે એક જરૂરી કામ અંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મોકલ્યો. [1] તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અરફાતમાં પધારેલા હતા. [2] હું આપની તહેનાતમાં પહોંચીને આપની ઊંટણી પાસે એવી રીતે ઊભો થઇ ગયો કે ઊંટણીના મોઢાનું ફીણ મારા માથા પર પડવા લાગ્યું. એ સમયે મેં આપને આમ ફરમાવતાં સાંભળ્યા :

"હે લોકો ! અલ્લાહ તઆલાએ દરેક હકદારને (વારસામાં) તેનો હક આપી દીધો છે. હવે કોઇએ પોતાના વારસદારો માટે વસિય્યત કરી જવાની જરૂર નથી.

અને સાંભળો, બાળકનો વંશ તેના બાપ સાથે જોડવામાં આવશે અને વ્યભિચારી માટે પથ્થર છે. [3] અને જે માણસે પોતાના બાપને છોડીને પોતાનો વંશ કોઇ બીજાની સાથે જોડયો, અને કોઇ ગુલામે પોતાના માલિકને છોડીને કોઇ બીજાને પોતાનો માલિક બનાવ્યો, તેની ઉપર અલ્લાહની, ફરિશ્તાઓની અને તમામ ઇન્સાનોની લઅનત છે. તેની કોઇ નેકી અલ્લાહ તઆલા ન વધારા સાથે કબૂલ કરશે ન નેકી જેવી બીજી કોઇ વસ્તુ કબૂલ કરશે."

## બીજી કેટલી વાતોનું શિક્ષણ

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન નુજૈહએ કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અરફાતના મેદાનમાં થોભેલા હતા તે વેળા આપ જે પહાડ પર મવજૂદ હતા તેના વિષે ફરમાવ્યું:

"આ વુકૂફની જગા છે અને અરફાતનું પૂરૂં મેદાન વુકૂફની જગા છે."[4]

અને જે સમયે સવારના પહોરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુઝદલિફહના "કુઝહ" નામે પહાડ પર ઊભેલા હતા તે વેળા આપે ફરમાવ્યું

"આ વુકૂફની જગા છે અને પૂરૂં મુઝદલિફહ વુકૂફની જગા છે."

પછી જયારે આપે મિના નામે મેદાનમાં કુરબાનીના જાનવરો ઝબહ કર્યા તો ફરમાવ્યું :

---

૧. હઝરત અત્તાબ બિન ઉસૈદ (રદિયલ્લાહુ અન્હુ) મક્કહના ગવર્નરનું નામ. ફત્હે-મક્કહ બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને મક્કહના ગવર્નર બનાવ્યા હતા. "હ"

૨. અરફાત : એક મેદાનનું નામ. મક્કહથી લગભગ ૯ ગાઉના અંતરે આવેલું છે. અરફહના દિવસે એટલે ઝીલ-હજજની નવમી તારીખે હાજીઓ અહીં આવીને થોભે છે. લબ્બૈક પોકારે છે, નમાઝો પઢે છે, દુઆઓ માગે છે. એજ મેદાનમાં ઝુહર અને અસરની નમાઝો પઢીને બધા હાજીઓ મુઝદલિફહ તરફ રવાના થાય છે. અરફાતના મેદાનમાં થોભવું એ હજજનું અનિવાર્ય અંગ ગણાય છે. એ છૂટી જાય તો હજજ નહિ થાય. (કામૂસુલ-કુર્આન. પા. ૩૩૭) "હ"

૩. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક શબ્દો આ પ્રમાણે છે :

| | |
|---|---|
| અલ-વલદુ લિ-ફિરાશ. | બાળક તેનું છે જેની પથારી પર પેદા થયું (નિકાહી બાપથી.) |
| વ લિલ-આહિરિલ-હજર. | અને ઝિનાખોર માટે પથ્થર છે. (ગુનાહ સાબિત થતાં સંગસાર) |
| વ હિસાબુ-હુમ અલલ્લાહ. | અને હિસાબ તેઓનો અલ્લાહના દરબારમાં થશે. "હ" |

૪. વુકૂફ એટલે થોભવું, ઊભા રહેવું, ઉતારો લેવો, કિયામ કરવો, પડાવ નાખવો. "હ"

"આ જાનવરો ઝબહ કરવાની જગા છે અને પૂરૂં મિના જાનવરો ઝબહ કરવાની જગા છે." [૧]

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના આ અઝીમુશ-શાન ખુત્બહમાં હજ્જને લગતી તમામ વાતોનું મુસલમાનોને શિક્ષણ આપ્યું. જેમકે અરફાત અને મુઝદલિફહના મેદાનોમાં કયાં વુકૂફ કરવો, મિનામાં કયા સ્થળે જાનવરોની કુરબાની કરવી, રમીએ-જિમાર એટલે ત્રણે શયતાનોને કેવી રીતે કાંકરીઓ મારવી, બૈતુલ્લાહનો કેવી રીતે તવાફ કરવો. વળી હજ્જમાં કઇ વાતો હલાલ છે, કઇ વાતો હરામ છે (હજ્જના ફરાઇઝ, વાજિબાત, હજ્જના પ્રકાર વગેરે) એ તમામ વાતોનું આપે મુસલમાનોને શિક્ષણ આપ્યું.

એટલે જ આ હજ્જનું નામ "હજ્જતુલ-બલાગ" પણ છે અને "હજ્જતુલ-વદાઅ"પણ છે. એનું કારણ આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ હજ્જ પછી બીજી હજ્જ નહિ કરી. [૨]

---

**સંપાદકની નોંધ :** હજ્જતુલ-વદાઅ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની ઉમ્મતને સંબોધીને બયાન ફરમાવેલા અઝીમુશ-શાન ખુત્બહની મુખ્તસર વિગત આ છે :

ખુત્બહની ઇસ્લામી તારીખ : ૯ ઝીલ-હજ્જ સન ૧૦ હિજરી.

ખુત્બહની ઇસ્વી તારીખ : ૬ માર્ચ સન ૬૩૨ ઇસ્વી.

ખુત્બહનો દિવસ : શુક્રવાર એટલે જુમઅહનો મુબારક દિવસ.

ખુત્બહનો સમય : ઝવાલ એટલે સૂરજ ઢળવા પછી.

ખુત્બહનું સ્થળ : અરફાતનું મેદાન.

હાજીઓની સંખ્યા : ૧ લાખ ૨૫ હજારથી વધારે. એટલે એમાં મક્કહના શહેરીઓ અને મક્કહની આજુબાજુના વિસ્તારોમાં વસનારા લોકો અને મુલ્કે-યમનથી હજ્જ માટે આવેલા લોકોની સંખ્યા તે ઉપરાંત હતી.

અરફાતનું આખું મેદાન તંબૂઓ અને હાજીઓથી ચિક્કાર હતું. ખુત્બહમાં ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક અવાજ દૂર દૂર સુધી પહોંચતો હતો. આપની બાજુમાં હઝરત રબીઅહ બિન ઉમૈયહ ઊભેલા હતા. અને મેદાનમાં ચારે તરફ બીજા ગૃહસ્થો પણ ઠેર ઠેર ઊભેલા હતા જેઓ માટે "મુકબ-બિર"નો શબ્દ આવેલો છે. હઝરત રબીઅહ ખુત્બહના શબ્દો બુલંદ અવાજે દોહરાવતા હતા અને મુકબ-બિર ગૃહસ્થો એટલે અવાજ-પ્રસારકો તેને સાંભળીને ખુત્બહનો એક એક શબ્દ લોકોના કાનો સુધી પહોંચાડી દેતા હતા.

---

૧. એટલે પુરા મિનામાં કોઇ પણ જગાએ કુરબાની કરી શકાય અને ઉપરના મેદાનોમાં કોઇપણ જગાએ વુકૂફ કરી શકાય. "હ"

૨. હજ્જતુલ-બલાગ : બલાગના અર્થ પહોંચાડી દેવું, તબલીગ કરવી. આ હજ્જ પ્રસંગે હજ્જના કાયદા-કાનૂનની તઅલીમ આપવામાં આવી અને ઇસ્લામી અહકામની તબલીગ કરવામાં આવી જેથી એને હજ્જતુલ-બલાગ કહે છે અને હજ્જતુલ-વદાઅ એટલે તે હજ્જ જેના પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ જગતથી અને પોતાની ઉમ્મતથી રૂખ્સત થયા. "હ"

# હજજતુલ-વદાઅનો વિગતવાર અહવાલ

## ગુજરાતી સંપાદકની નોંધ

અલ્લામા ઇબ્ને હિશામની સીરતુન-નબીમાં હજજતુલ-વદાઅના પ્રકરણમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના સૌથી પહેલા અને સૌથી આખેરી હજજની પૂરી વિગતો ટાંકેલી નથી. સહીહ હદીસોમાં બયાન થયેલી હજજની ઘણીખરી વાતો રહી જવા પામી છે. એવી જ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અઝીમુશ-શાન ''ખુત્બએ-અરફાત''ની કેટલીક મહત્વની વાતો પણ છૂટી જવા પામી છે. કદાચ લંબાણ વિવેચનથી વાંચકોને કંટાળો ન આવે તેવી બીકે અલ્લામા ઇબ્ને હિશામે ઇખ્તેસારની કળાથી કામ લીધું હોય તો નવાઇ જેવું નથી. જેમકે એના દાખલા આ કિતાબમાં મવજૂદ છે.

અમે પ્રમાણભૂત સીરત-ગ્રંથોને આધારે ''હજજતુલ-વદાઅ''નું વિગતવાર અને તારીખવાર બયાન અત્રે રજૂ કરીએ છીએ. હથુરણી

## હજજનો ઇરાદો અને તૈયારી

- શનિવાર તા. ૨૫ ઝુલ-કઅદ સન ૧૦ હિજરી
- મુતાબિક ૨૨ ફેબ્રુઆરી ૬૩૨ ઇસ્વી
- ઉંમર મુબારક : ૬૨ વરસ ૯ મહિના ૧૭ દિવસ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા તે પછી આપે પોતાના મુબારક જીવનમાં ફક્ત એક જ વાર કઅબહનો હજજ કર્યો છે. આપના આ પહેલા કે છેલ્લા હજજને ''હજજતુલ-વદાઅ'' કહે છે. અલ્લાહ તઆલા તરફથી સને ૯ હિજરીમાં મુસલમાનો પર હજજ ફર્ઝ કરવામાં આવ્યો જેમકે કુર્આને-મજીદમાં છે : વ લિલ્લાહિ અલન-નાસિ હિજજુલ-બયતિ મનિસ-તતાઅ ઇલૈહિ સબીલા. એટલે અલ્લાહ તઆલાને માટે લોકો પર ખાનએ-કઅબહનો હજજ ફર્ઝ કરવામાં આવ્યો એવા માણસ પર જે ત્યાં સુધી જવા આવવાની શકિત ધરાવતાં હોય.

હજજ ફર્ઝ થવા પહેલાં એજ વરસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુની આગેવાની હેઠળ ૩૦૦ સહાબાની એક જમાઅતને હજજ માટે રવાના કરી હતી.આ હજજમાં અરબભરમાંથી આવેલા મુશરિકો કે મૂર્તિપૂજકોએ પોતાની અલગ વ્યવસ્થા હેઠળ હજજ કર્યો હતો અને

મુસલમાનોએ પોતાની અલગ વ્યવસ્થા હેઠળ હજ્જ કર્યો હતો.[૧]

હજ્જ ફર્ઝ થવા પછી સન ૧૦ હિજરીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે મુસલમાનોની એક મોટી જમાઅત સાથે બૈતુલ્લાહના હજ્જ માટે તશરીફ લઈ ગયા. હજ્જની ફર્ઝિયત પછી એ મુસલમાનોનો સૌથી પહેલો હજ્જ હતો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પણ સૌથી પહેલા હજ્જની સાથે, સૌથી આખેરી હજ્જ હતો. એજ હજ્જનો સવિગત અહવાલ અહીં રજૂ કરીએ છીએ.

**મદીનહથી રવાનગી**————૧૦ હિજરીના ઝુલ-કઅદનો મહિનો શરૂ થયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હજ્જની અદાયગી માટે મક્કહ જવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો. મદીનહમાં વસનારા માનવંતા સહાબાને આપના આ મુબારક ઈરાદાની જાણ થઈ તો તેઓની ખુશીનો પાર ન રહ્યો. ઉમંગ અને ઉત્સાહભેર તેઓ હજ્જની તૈયારીમાં લાગી ગયા. બીજી તરફ મદીનહની આજુબાજુના વિસ્તારો અને દૂરદરાઝના ઈલાકાઓમાં વસનારા કબીલાઓ તરફ કાસિદો કે એલચીઓને રવાના કરવામાં આવ્યા કે જેથી તમામ મુસલમાનોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઈરાદાની જાણ કરવામાં આવે. જેમ જેમ સમાચાર ફેલાતા ગયા, લોકો આપના નૂરાની સાયા અને બા-બરકત સંગતમાં હજ્જની અદાયગીની તૈયારીઓ કરવા લાગ્યા. અને પછી તો જોતજોતામાં ચારે દિશાએથી લોકોના આગમનનો સિલસિલો લાગી ગયો.

આશિકાને-રસૂલના ટોળેટોળાં અને શમ્એ-નુબુવ્વતના પરવાનાઓના કાફલાના કાફલા ઊલટભેર મદીનહમાં ઊમટી પડ્યા. એટલા બધા લોકો આવી આવીને ભેગા થઈ ગયા કે જેનો કોઈ શુમાર જ ન હતો. મદીનહની બજારો, મહોલ્લાઓ અને ગલીકૂચીઓ માનવ મહેરામણથી છલકાવા લાગી. આપની ડાબી જમણી, આગળ પાછળ નજર પહોંચે ત્યાં સુધી આદમી જ આદમી દેખાતા હતા.

મદીનહથી ઊપડવાના એક દિવસ પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુમ્અહની નમાઝ વેળા ખુત્બો ઈરશાદ ફરમાવ્યો જેમાં અહરામનો પોશાક કેવી રીતે પહેરવો, અહરામની હાલતના નીતિનિયમો શું છે, હજ્જના ફરાઈઝ, વાજિબાત તથા સુન્નતો શું છે એ બધી વાતોની લોકોને-તઅલીમ આપવામાં આવી.

ઝુલ-કઅદની ૨૫ તારીખ અને શનિવારનો દિવસ મદીનહથી રવાનગીનો દિવસ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગુસલ ફરમાવ્યાં. મુબારક સરમાં તેલ લગાડીને કાંસકીથી વાળોની સજાવટ ફરમાવી. ધોયેલો સ્વચ્છ પોશાક સજીને તેને મુશ્કની ખુશ્બૂથી મહેકાવ્યો અને ઝુહરની પૂરી નમાઝ પોતાની મસ્જિદમાં અદા કરીને, ઝુહર તથા અસરના વચગાળાના સમયે મુસલમાનોની જમાઅત સાથે આપ મદીનહથી રવાના થયા.

મદીનહથી રવાના થવા પહેલાં આપે પોતાના નાયબ એટલે મદીનહના ગવર્નર તરીકે હઝરત અબૂ દુજાનહ સાઈદી અન્સારીની નિમણૂક કરી જેમનું અસલ નામ દહહાક બિન ખરશહ હતું. બીજી રિવાયત મુજબ હઝરત સબાઅ બિન અર્ફતહને આપે પોતાની જગાએ મદીનહના હાકિમ બનાવ્યા.

હજ્જની આ મુબારક સફરમાં આપની સાથે હજ્જમાં શામિલ થવા માટે જેટલા લોકો આવ્યા હતા તેઓની સંખ્યા એક રિવાયત મુજબ ૯૦ હજારની હતી. બીજી રિવાયત મુજબ એક લાખ ૧૪ હજારની હતી.

---

૧. હજ્જ શબ્દનો પ્રયોગ ઉર્દૂ ભાષામાં પુલ્લિંગ એટલે નરજાતિમાં થાય છે જેમકે હજ્જ કર્યો, હજ્જ થયો. આપણી ગુજરાતી બોલચાલમાં આ શબ્દ સ્ત્રીલિંગ એટલે નારીજાતિ તરીકે વપરાય છે જેમકે હજ્જ થઈ. હજ્જ કરી. એ નિયમ કરીને અમે ઉર્દૂ નિયમ અપનાવ્યો છે. ''હ''

મક્કહ તરફ જતાં રસ્તામાં જેટલા લોકો શામિલ થતા ગયા અને મક્કહમાં વસનારા લોકોમાંથી જેટલા શામિલ થયા અને મુલ્કે-યમનથી સીધા મક્કહ આવેલા લોકોની સંખ્યા તે ઉપરાંત હતી.

આ મુબારક સફરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર હરમમાંથી આપના ૯ પાક બેગમો, આપના લાડલાં સાહબઝાદી ખાતૂને-જન્નત બીબી ફાતિમહ, આપના ખાસ કુટુંબીજનો, અને આપના ખાદિમો કે આપના આઝાદ ગુલામો પણ આપના સંગાથે હતા. હઝરત અલી આપના દામાદ તે વેળા મુલ્કે-યમનમાં હતા અને ત્યાંનું વહીવટી તંત્ર સંચલાવતા હતા, તેઓ મુસલમાનોની જમાઅત સાથે યમનથી સીધા મક્કહ આવીને આપની તહેનાતમાં હાજર થઇ ગયા.

મદીનહથી ઊપડતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ કુરબાની માટેના ઊંટો પણ સાથે લીધાં હતાં. ઊંટો કુલ ૧૦૦ ની સંખ્યામાં હતાં અને કુરબાનીની નિશાની તરીકે ઊંટોના ગળામાં પટ્ટા પહેરાવી દીધા હતા. મક્કહમાં હજ્જ અને ઉમ્રહનો એહરામ ખોલવા બાદ એમાંના ૬૩ ઊંટો આપે પોતાના મુબારક હાથે ઝબહ કર્યા હતાં. ૬૩ ની સંખ્યા આપની મુબારક ઉંમરના પ્રમાણમાં હતી. બાકીના ઊંટો હઝરત અલીએ ઝબહ કર્યા.

**હજ્જ અને ઉમ્રહનો એહરામ**————મદીનહથી રવાના થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ "ઝુલ-હુલૈફહ" મુકામે પહોંચી ગયા. હજારો મુસલમાનોનો વિરાટ કાફલો આપના સંગાથે હતો. મદીનહથી આ સ્થળ ૬ માઇલના અંતરે આવેલું છે. અહીં પહોંચીને આપે કાફલા સાથે પડાવ નાખી દીધો.અસરની નમાઝનો સમય થઇ ગયો હતો. અઝાન પોકારવામાં આવી. અહીં તમામ મુસલમાનો સાથે આપે અસરની નમાઝ કસર કરીને અદા કરી એટલે સફરની હાલતમાં હોવાથી ફર્ઝ નમાઝની ચાર રકઅતને બદલે બે રકઅત નમાઝ પઢી. મગરિબ અને ઇશાની નમાઝો પણ અહીં જ પઢવામાં આવી. આજની રાત આપે પૂરા કાફલા સાથે અહીં જ પસાર કરી. બીજા દિવસે ફજર અને ઝુહરની નમાઝો પણ ઝુલ-હુલૈફહમાં જ અદા કરી.

ઝુહરની નમાઝ પહેલાં આપે એહરામની નિય્યતે ગુસલ કર્યો. ગુસલથી પરવારીને એહરામના પોશાકની બે ચાદરો પરિધાન કરી. પછી મુસલ્લા પર પધારીને ઝુહરની બે રકઅત નમાઝ અદા કરી. તમામ મુસલમાનોએ પણ આપની ઇમામતમાં ઝુહરની નમાઝ પઢી. નમાઝથી ફારિગ થઇને આપે મુસલ્લા પર જ હજ્જ અને ઉમ્રહની ભેગી નિય્યતે અલ્લાહની હમ્દો-સના બયાન કરી.એક જ એહરામમાં હજ્જ અને ઉમ્રહની ભેગી નિય્યત હોય તો આ પ્રકારના હજ્જને "હજ્જે-કિરાન" કહે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ 'ઝુલ-હુલૈફહ મુકામે હજ્જ અને ઉમ્રહનો એહરામ બાંધી લીધો તો આપના અનુકરણમાં તમામ મુસલમાનોએ પણ એહરામ બાંધી લીધો. એજ દિવસથી આ સ્થળ મદીનહવાસીઓનું "મીકાત" બની ગયું. મીકાત એટલે હજ્જ અથવા ઉમ્રહ માટેનો એહરામ બાંધવાની જગા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "હજ્જે-કિરાન"ની નિય્યતે અલ્લાહની હમ્દો-સના બયાન કરીને તરત જ બુલંદ અવાજે "તલબિયહ" એટલે "લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક !" નો પોકાર ચાલુ કર્યો આ રીતે :

| | |
|---|---|
| લબ્બૈક ! | અમે હાજર છીએ. |
| અલ્લાહુમ્મ લબ્બૈક ! | હે અલ્લાહ ! અમે હાજર છીએ. |

| | |
|---|---|
| લબ્બૈક ! | અમે હાજર છીએ, |
| લા શરીક લકા લબ્બૈક ! | કોઈ તારો ભાગીદાર નથી, અમે હાજર છીએ. |
| ઈન્નલ-હમ્દ | બેશક બધા વખાણ કે ગુણગાન તારા જ માટે છે. |
| વન-નિઅમત લકા વલ-મુલ્ક. | અને દરેક નેઅમત તથા આખું જગત તારૂં જ છે. |
| લા શરીક લક ! | જેમાં કોઈ તારો શરીક કે ભાગીદાર નથી. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અનુકરણમાં તમામ મુસલમાનોએ પણ લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! નો પોકાર ચાલુ કર્યો. એ પછી આપ પોતાની કુસવા નામે ઊંટણી પર બિરાજમાન થયા. જેવી જ ઊંટણી ઊભી થઈ કે આપે ફરીવાર બુલંદ અવાજે લબ્બૈકનો પોકાર કર્યો અને મુસલમાનોને સંબોધીને ફરમાવ્યું, "હે લોકો ! જિબ્રીલ મારી પાસે આવ્યા છે. ફરમાવે છે કે બુલંદ અવાજે લબ્બૈકનો પોકાર કરો. માટે તમે બધા પણ બુલંદ અવાજે લબ્બૈક ! અલ્લાહુમ લબ્બૈક !....નો પોકાર કરો."

હજારો સહાબાના લબ્બૈકના પોકારોથી વાતાવરણ ગુંજી રહ્યું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝુલ-હુલૈફહ મુકામે બિરાજમાન હતા એ દરમિયાન એક બનાવ બની ગયો. હઝરત અબૂબક્ર સિદ્દીકના માનવંતા બેગમ હઝરત અસમા બિન્તે ઉમૈસ ઉમ્મીદથી હતાં. એજ સ્થળે પોતાના તંબૂમાં એમને ત્યાં મુહંમદ બિન અબૂબક્ર સિદ્દીક નામે પુત્રનો જન્મ થયો. હઝરત અબૂબક્રે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂછયું, યા રસૂલલ્લાહ ! અસમાએ શું કરવું જોઈએ ?"

આપે ફરમાવ્યું, "ગુસલ કરીને કપડું બાંધી લે અને એહરામ પહેરી લે."

ઝુલ-હુલૈફહથી હજ્જતુલ-વદાઅનો મુબારક કાફલો આગળ બઢયો. સફર દરમિયાન જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી ટેકરા પર ચઢતી યા ટેકરાની બુલંદીથી નીચે ઊતરતી તો આપ ઊંચા અવાજે લબ્બૈક પોકારતા અને આપના અનુકરણમાં હજારો સહાબા પણ લબ્બૈકના નૂરાની પોકારોથી વાતાવરણ ગજાવતા હતા.

હજ્જતુલ-વદાઅની આ સફરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "હુદી-ખ્વાની"માટે બે ગ્રહસ્થોની નિમણૂક કરેલી હતી. હુદી-ખ્વાની એટલે સફરમાં ઊંટોને તેજીથી ભગાવવા માટેનું ગીત. જ્યારે રેગિસ્તાનના સન્નાટામાં સુમધુર સ્વરે આ હુદી-ગીત લલકારવામાં આવે છે તો ઊંટો, બેખુદીની મસ્તીમાં મસ્ત થઈને ઝૂમતા-ડોલતા ખૂબ તેજીથી દોડવા લાગે છે. મર્દોના ઊંટો માટે આપે હઝરત બરાઅ બિન માલિકની અને ઓરતોના ઊંટો માટે હઝરત અન્જશહ અસવદ હબશીની નિમણુંક કરી હતી. બંને ગૃહસ્થો આ ગીતકળાના નિષ્ણાત હતા. હઝરત અન્જશહ વધારે ખુશઈલ્હાન કે મધુર-કંઠી હતા. ખાતૂનોમાં આપનાં પાક બેગમો અને બેટી ફાતિમહ ઉપરાંત હઝરત અનસના અમ્માંજી હઝરત બીબી ઉમ્મે સુલૈમ પણ શામિલ હતાં.

હઝરત અન્જશહ જ્યારે દિલકશ સ્વરે હુદી-ગીત લલકારતા તો ખાતૂનોના ઊંટો મસ્ત થઈને ખૂબ તેજીથી ભાગવા લાગતા. આ મામલો દેખીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "અન્જશહ ! જરા ધીરેથી, આટલી તેજીથી નહિ. જુઓ ઊંટો પર નાજુક કાચ જેવી નાજુક નારીઓ કે ફૂલની કોમળ પાંખડીઓ બેઠેલી છે. હા, આહિસ્તગીથી, નરમીથી ચલાવો."

બીજી રિવાયતમાં છે, "અન્જશહ ! જુઓ નાજુક કાચને ઠેસ ન લાગી જાય !" એનાથી આપના

ઇશારો નાજુક જાતિ તરફ હતો કે હવ્વાની બેટીઓ તો આયના જેવી કે ફૂલની પાંખડી જેવી નાજુક હોય છે જેમકે સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં છે. અલ્લામા ઇબ્ને અસીરે "ઉસ્દુલ-ગાબહ"માં લખ્યું છે કે ખાતૂનોને લગતો આ બનાવ હજ્જતુલ-વદાઅના પ્રવાસમાં મક્કહ જતાં બનેલો છે. [1]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણીની પીઠ પર ન કોઇ કાઠી હતી ન ગાદી હતી ન અંબાડી હતી. આપ બહુ જ સાદગીથી પોતાની ઊંટણીની પીઠ પર બિરાજીને મઝાથી સફર કરતા હતા અને આ રીતે આપની ઊંટણી રસ્તાની મંઝિલો વટાવતી હતી. સાથે આપની મુબારક જીભ પર થોડીથોડી વારે તલબિયહ એટલે લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! નો પોકાર જારી હતો. રસ્તામાં લોકો આવી આવીને હજ્જના કાફલામાં ભળી જતા હતા. માનવ મેદની એટલી ચિક્કાર હતી કે નજરની હદ સુધી આદમી જ આદમી દેખાતા હતા. ફત્હે-મક્કહથી વાપસી વેળા મદીનહ સુધી આપે જ્યાં જ્યાં નમાઝો પઢી હતી તે બધા સ્થળોએ તબર્રૂક તરીકે સહાબાએ મસ્જિદો બનાવી લીધી હતી. આ સફર દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એ મસ્જિદોમાં નમાઝ અદા ફરમાવતા હતા.

**હઝરત આઇશહનો મામલો**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી પ્રવાસની મંઝિલો વટાવતી જ્યારે "સરિફ"મુકામે પહોંચી તો અહીં વિસામો લેવા માટે આપ થોભી ગયા. સરિફ સ્થળ મદીનહથી મક્કહ જતાં રસ્તામાં પડે છે. મક્કહથી છ, સાત કે નવ માઇલ છેટું છે. કેટલાકે ૧૨ માઇલનું અંતર દર્શાવેલું છે. અહીં પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના પાક બીબી હઝરત આઇશહને જોયાં કે તેઓ બેહદ ગમગીન છે, ઉદાસ ચેહરે બેઠેલાં છે, આંખોમાં આંસુ તરી રહ્યા છે.

તઅજ્જુબથી પૂછ્યું, "આઇશહ ! શું મામલો છે ? ઉદાસ કેમ છો, રડવાનું શું કારણ ? શાયદ માસિક ૠતુ આવેલી લાગે છે ?"

"જી હા, યા રસૂલલ્લાહ! કદાચ મારા હજ્જમાં ખલલ પડશે કે અધૂરો રહી જશે એ વિચારે પરેશાન છું. મને રડવું આવે છે."

"મુદ્દલ પરેશાન થવાની કે રડવાની જરૂર નથી. એ તો એક કુદરતી નિયમ છે જે અલ્લાહ તઆલાએ હવ્વાની બેટીઓના નસીબમાં લખી દીધો છે."

પછી આપે એ સમસ્યાનો ફિકહી ઉકેલ લાવતાં ફરમાવ્યું, "જુઓ તમે હજ્જની તે બધી જ ક્રિયાઓ કરો જે બીજા હાજીઓ કરે છે. ફક્ત કઅબહનો તવાફ નહિ કરવો કેમકે કઅબહ મસ્જિદે-હરામમાં આવેલો છે અને ચાલુ હાલતમાં હૈઝવાળી સ્ત્રીએ મસ્જિદમાં દાખલ થવું હરામ છે."[2]

હઝરત બીબી આઇશહએ બીજી પાક બીબીઓ પેઠે ફક્ત ઉમ્રહનો એહરામ બાંધેલો હતો જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "હજ્જે-કિરાન"નો એહરામ બાંધેલો હતો. કિરાનનો એહરામ બાંધનારને "કારિન"કહે છે અને કારિન એવો હાજી જે એક જ સળંગ એહરામથી ઉમ્રહ પણ કરે છે અને હજ્જ પણ કરે છે. કારિન ઉમ્રહ કરવા પછી હજ્જનો પોશાક ઉતારી શકતો નથી. તેના માટે હજ્જના પોશાકમાં રહેવું

---

૧. અહદે-નુબુવ્વત કે માહ-વ-સાલ. ઉર્દૂ તરજુમો : હઝરત મવલાના મુહંમદ યૂસુફ લુધયાનવી પેજ ૩૫૭ "હ"

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ હુકમ દુનિયાની દરેક મસ્જિદને લાગુ પડે છે ત્રણ વ્યક્તિઓએ મસ્જિદમાં દાખલ થવુ હરામ છે : (૧) હૈઝની હાલતમાં (૨) નિફાસની હાલતમાં (૩) જનાબતની હાલતમાં. "હ"

જરૂરી છે. પછી ઝીલ-હજ્જની દસમી તારીખે કુરબાની કરીને વાળો મૂંડાવવા કે કતરાવવા પછી તે એહરામથી બહાર આવે છે. એથી વિરૂધ્ધ ઉમ્રહની નિય્યતે બાંધેલો એહરામ ઉમ્રહની અદાયગી પછી ખતમ થઇ જાય છે. એ પછી હજ્જ માટે તેણે બીજીવાર એહરામ બાંધવો પડે છે.

ઉમ્રહનો એહરામ અલગ હોય અને હજ્જનો એહરામ અલગ હોય એવા હજ્જને "હજ્જે-તમત-તુઅ" કહે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કારિન હતા જેથી આપે હઝરત આઇશહને ફરમાવ્યું, "તમે ગુસલ કરીને હજ્જની નિય્યતે એહરામ બાંધી લેજો."

ઔરતનો એહરામ આ છે કે માથા પર કપડું એવી રીતે બાંધી લે કે માથાના તમામ વાળો ઢંકાઇ જાય. કોઇ વાળ બિલકુલ દેખાવા ન પામે અને માથાનું એ કપડું ચેહરા પર ન લાગવા પામે. બાકીનો પોશાક રાબેતા મુજબનો હોય છે.

હઝરત બીબી આઇશહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમ મુજબ ઉમ્રહનો એહરામ તોડીને હજ્જનો એહરામ બાંધી લીધો અને એજ એહરામમાં હજ્જથી પરવારીને પછી એહરામથી બહાર આવ્યાં. ખેદ આ વાતનો દર્શાવતાં હતાં કે બીજા લોકો તો હજ્જ અને ઉમ્રહની બબ્બે ઇબાદતો લઇને પોતાના ઘરે સિધાવશે ત્યારે હું ફકત હજ્જની એક જ ઇબાદત લઇને જઇશ. બાદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એનો ઉકેલ પણ સૂચવી દીધો જેનું બયાન આગળ જતાં આવશે.

## રસૂલુલ્લાહ (સલ.)ની મક્કહ પધરામણી

- તા. ૪ ઝીલ-હજ્જ સન ૧૦ હિજરી
- મુતાબિક ૧ માર્ચ સન ૬૩૨ ઇસ્વી
- ઉંમર મુબારક : ૬૨ વરસ ૯ મહિના ૨૬ દિવસ

**મક્કહમાં પધરામણી**————હજ્જ-પ્રવાસના નવમા દિવસે એટલે ઝીલ-હજ્જની ચોથી તારીખની સવારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝી-તુવા સ્થળે પધાર્યા. એ મક્કહની કોરેમોરે આવેલી એક ખુલ્લી જગા હતી. અહીં હજારો હાજીઓના વિરાટ કાફલા સાથે આપે ફજરની નમાઝ પઢી. મક્કહ શહેરમાં દાખલ થવા પહેલાં આપે ગુસલ ફરમાવ્યો અને સૂરજ ઊંચે ચઢી જવા પછી આપ મક્કહ તરફ રવાના થયા. મક્કહમાં "હજૂન" નામે એક લત્તો છે જ્યાં મક્કહનું મશહૂર કબ્રસ્તાન "જન્નતુલ-મુઅલ્લા"આવેલું છે. એજ તરફના રસ્તે થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં દાખલ થયા. આગળ જતાં ખાનએ-કઅબહના દર્શન થયાં. ખાનએ-કઅબહ પર નજર પડતાં જ આપે આ દુઆ કરી :

| | |
|---|---|
| અલ્લાહ હુમ્મ અન્તસ - સલામ. | હે અલ્લાહ ! તારા માટે સલામતી છે. |
| વ મિન્કસ - સલામ. | અને સલામતી તારા તરફથી છે. |
| હૈયિના રબ્બના બિસ-સલામ. | અમને જીવતા રાખ હે અમારા પાલનહાર ! સલામતીની સાથે. |
| અલ્લા હુમ્મ ઝિદ હાઝલ-બૈત | હે અલ્લાહ ! વધારો કર આ ઘરની |
| તશરીફંવ - વ તઅઝીમંવ | પ્રતિષ્ઠામાં અને અઝમતમાં, |
| વ તકરીમંવ - વ મહાબહ. | અને આબરૂમાં અને જાહોજલાલીમાં. |

| | |
|---|---|
| વ ઝિદ મન હજ્જહૂ વઅ-તમરહૂ | અને વધારો કર હજ્જ કરનાર અને ઉમ્રહ કરનારની |
| તકરીમંવ વ તશરીફંવ - વ તઅઝીમા. | આબરૂમાં અને પ્રતિષ્ઠામાં અને માનપાનમાં. |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હરમે-કઅબહમાં એટલે મસ્જિદે-હરામમાં દાખલ થયા. અહીં આપે "તહિય્યતુલ-મસ્જિદ"ની નફિલ નમાઝ નહિ પઢી બલકે તવાફના ઇરાદે કઅબહ પાસે પધાર્યા. કઅબહનો તવાફ કરવો નમાઝનો હુકમ ધરાવે છે અને તવાફ કરવો એજ મસ્જિદે-હરામની તહિય્યત છે.

## તવાફે-કુદૂમની શરૂઆત

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હજરે-અસ્વદ પાસે પધારીને એવી રીતે ઊભા થયા કે ખાનએ-કઅબહ આપની ડાબી તરફ હતો. પ્રથમ આપે હજરે-અસ્વદનો "ઇસ્તિલામ" કર્યો એટલે હજરે-અસ્વદને બોસો આપ્યો. પછી "બિસ્મિલ્લાહિ વલ્લાહુ અકબર" કહીને તવાફ શરૂ કર્યો. હજ્જનો આ તવાફ "તવાફે-કુદૂમ" કહેવાય છે. તવાફ દરમિયાન જ્યારે આપ "રૂકને-યમાની"[1] પાસે પહોંચતા તો હઝરત અબૂ હુરૈરહની રિવાયત મુજબ આ દુઆ પઢતા :

| | |
|---|---|
| અલ્લા-હુમ્મ ઇન્ની અસ-અલુકલ- | હે અલ્લાહ ! હું યાચના કરૂં છું તારી પાસે |
| -અફ્વ વલ - આફિયહ | માફીની અને સલામતીની, |
| ફિદ-દીન વદ - દુન્યા વલ-આખિરહ. | દીનમાં અને દુનિયામાં અને આખેરતમાં. |

અને જ્યારે તવાફમાં આપ હજરે-અસ્વદ તરફ બઢતા તો આ દુઆ પઢતા :

| | |
|---|---|
| રબ્બના આતિના ફિદ-દુન્યા હસનહ | હે અલ્લાહ ! અમને અર્પણ કર ભલાઇ દુનિયામાં |
| વફિલ-આખિરતિ હસનહ. | અને અર્પણ કર ભલાઇ આખેરતમાં. |
| વ કિના અઝાબન-નાર. | અને બચાવી લે અમને આગના અઝાબથી. |
| વ અદ્ખિલ-નલ-જન્નત | અને દાખલ કર અમને જન્નતમાં, |
| મઅલ-અબરાર. | નેક લોકોની સાથે. |
| યા અઝીઝો યા ગફ્ફારો | હે જોરાવર ! હે ક્ષમાદાતા ! |
| યા રબ્બલ-આલમીન. | હે આખા જગતના પાલનહાર ! |

અને જ્યારે આપ હજરે-અસ્વદ પાસે પહોંચી જતા તો તેનો "ઇસ-તિલામ" કરતા. ઇસ્તિલામના ત્રણ તરીકા હતા. કદી આપ હજરે-અસ્વદનો, મુબારક હાથથી સ્પર્શ કરીને પોતાના હાથને ચુમી લેતા હતા. કદી પોતાની મુબારક પેશાની હજરે-અસ્વદ પર મૂકીને પવિત્ર હોઠોથી તેને બોસો આપતા હતા અને કદી પોતાની "મેહજન"થી હજરે-અસ્વદ તરફ ઇશારો કરીને મેહજનના છેડાને ચુમી લેતા હતા. મેહજન આપની હાથમાં રાખવાની લાકડીનું નામ હતું જેનો છેડો વાંકો વળેલો હતો.

હજરે-અસ્વદ પર તવાફનો પહેલો ફેરો પૂરો કરીને આપ બીજો ફેરો શરૂ કરી દેતા. તવાફના પહેલા ત્રણ ફેરાઓમાં આપે "રમલ" કર્યો. એટલે પહેલવાનો પેઠે સીનો તાણીને, નાના નાના ડગલાં ભરીને, ઝડપી

૧. રૂકને-યમાની : ખાનએ-કઅબહનો તે ખૂણો જે યમનની દિશાએ આવેલો છે અને જેના પછી હજરે-અસ્વદ આવે છે.

ચાલે તવાફ કર્યો. સાથે એહરામની ચાદરને જમણી બગલથી કાઢીને ડાબા ખભા પર મૂકી રાખેલી.[1]

તવાફના સાત ફેરાઓથી ફારિગ થઈને આપ "મકામે-ઈબ્રાહીમ" પાસે પધાર્યા. આ સ્થળ ખાનએ-કઅબહના દરવાજાની સામે આવેલું છે. અહીં તે પથ્થર મૂકેલો છે જેની ઉપર અલ્લાહના પયગમ્બર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પગલાંના નિશાન બનેલાં છે. એજ પથ્થર પર ઊભા થઈને હઝરત ઈબ્રાહીમે અલ્લાહના હુકમ મુજબ ખાનએ-કઅબહનું ચણતર કર્યું હતું. જેથી એ પથ્થરને "મકામે-ઈબ્રાહીમ" કહે છે.

મકામે-ઈબ્રાહીમ પાસે આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ આયત પઢી : "વત-તખિઝૂ મિમ-મકામિ ઈબ્રાહીમ મુસલ્લા."એટલે મકામે-ઈબ્રાહીમને સિજદહનું સ્થળ બનાવો. કિંવા તવાફથી પરવારીને અહીં નમાઝ પઢો. અહીં ઊભા થઈને આપે તવાફની બે રકઅત નમાઝ પઢી. પહેલી રકઅતમાં આપે "કુલ યા ઐયુહલ-કાફિરૂન"ની સુરત પઢી અને બીજી રકઅતમાં "કુલ હુવલ્લાહુ અહદ"ની સૂરત પઢી. નમાઝ ખતમ કરીને આપ હજરે-અસ્વદ પાસે પધાર્યા અને તેનો ઈસ્તિલામ કર્યો એટલે તેને બોસો આપ્યો.

**સફા-મર્વહની સઅી**————એ પછી આપ મસ્જિદે-હરામના બાબે-સફાથી નીકળીને સફા પહાડ પાસે પધાર્યા. આપના સંગાથે તવહીદના પરસ્તારોની હકડેઠઠ મેદની હતી. સફાની ટેકરી પર પધારીને આપે કુર્આને-મજીદની આ આયત પઢી : "ઈન્નસ-સફા વલ-મર્વત મિન શઆ - ઈરિલ્લાહ." એટલે સફા અને મર્વહ અલ્લાહની નિશાનીઓમાંથી છે.

સફા પહાડની ટેકરીથી જ્યારે ખાનએ-કઅબહ પર આપની નજર પડી તો જોરથી અલ્લાહુ અકબર કહીને કંઈક બુલંદ અવાજે આપે ફરમાવ્યું.

| | |
|---|---|
| લા ઈલાહ ઈલ્લલ-લાહુ. | અલ્લાહ વગર કોઈ મઅબૂદ નથી. |
| વહદહૂ લા શરીક લહૂ. | તે એક છે કોઈ તેનો શરીક નથી. |
| લહુલ-મુલ્કુ વલહુલ-હમ્દુ. | સત્તા અને વખાણ તેને જ શોભે છે. |
| યુહયી વ યુમીતુ. | તેજ જીવન આપે છે તેજ મૃત્યુ આપે છે. |
| વહુવ અલા કુલ્લિ શૈઈન કદીર. | અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવનારો છે. |
| લા ઈલાહ ઈલ્લલ-લાહુ વહદહૂ | અલ્લાહ સિવાય કોઈ પૂજાપાત્ર નથી અને તે એક છે |
| વ સદક્ વઅદહૂ | અને તેણે પોતાનો વાયદો પૂરો કર્યો. |
| વ નસર અબ્દહૂ | અને તેણે પોતાના બંદાની મદદ ફરમાવી. |
| વ હઝમલ-અહઝાબ વહદહૂ. | અને તેણે એકલાએ આખા ટોળાંને શિકસ્ત આપી. |

સફા પહાડની ટેકરી પર ઊભા રહીને અને કઅબહ તરફ મુખ કરીને, ઉપરના કલિમાત પઢી આપે બારગાહે-ઈલાહીમાં આ દુઆ માગી :

| | |
|---|---|
| અલ્લા-હુમ્મ ઈન્ના નસ-અલુક | હે અલ્લાહ ! અમે સવાલ કરીએ છીએ તુજથી |
| મૂજિબાતિ રહ-મતિક. | તારી રહમતને વાજિબ કરનારા કામોનો ! |
| વ અઝાઈમ મગ-ફિર-તિક. | અને તારી માફીને પાકી બનાવનારી આદતોનો ! |

૧. તવાફમાં રમલની વિગત અમે "ઉમ્રતુલ-કઝા"ના પ્રકરણમાં દર્શાવી આવ્યા છીએ. "હ"

| | |
|---|---|
| વ ઇસ્મત મિન કુલ્લે ઝંબિન. | અને દરેક ગુનાહથી હિફાઝતનો ! |
| વ ગનીમત મિન કુલ્લે બિર્રિન. | અને દરેક નેકીથી નેઅમતનો ! |
| વસ - સલામત, | અને સલામત રહેવાનો; |
| મિન કુલ્લે ઇસ્મિન. | દરેક નાફરમાનીથી ! |
| લા તદઅ લના ઝમ્બન, | હે અલ્લાહ ! અમારો કોઇ એવો ગુનોહ ન રહેવા દે; |
| ઇલ્લા ગફર - તહૂ. | જેને તું માફ ન કરી દે ! |
| વલા હમ્મન, | અને અમારો કોઇ એવો ગમ ન રહેવા દે; |
| ઇલ્લા ફર્રજ - તહૂ. | જેને તું દૂર ન કરી દે ! |
| વલા હાજતન, | અને અમારી કોઇ એવી હાજત |
| હિયા લકા રિદન, | જે તારી મરજી મુજબની હોય, |
| ઇલ્લા કદૈતહા. | તેનં પૂરી કર્યા વગર ન છોડજે ! |
| યા અર-હમર - રાહિમીન. | હે દયાળુઓના દયાળુ ! |

આ દુઆ ખતમ કરીને આપે ત્રણ વાર આ કલિમાત દોહરાવ્યા :

| | |
|---|---|
| લા ઇલાહ ઇલ્લલ-લાહુ. | અલ્લાહ વગર કોઇ પૂજાપાત્ર નથી, |
| વહદહૂ લા શરીક લહૂ. | તે એક છે તેનો કોઇ શરીક નથી, |
| લહુલ-મુલ્કુ વ લહુલ-હમ્દુ. | સત્તા અને વખાણ તેને જ શોભે છે, |
| યુહયી વ યુમીતુ | તેજ જીવન આપે છે તેજ મૃત્યુ આપે છે. |
| વ હુવા અલા કુલ્લે | અને તે દરેક વસ્તુ પર |
| શૈઇન કદીર. | સર્વ શકિતમાન છે. |

એ પછી આપે સફા-મર્વહની સઅી શરૂ કરવા પહેલાં આ શબ્દો ફરમાવ્યા :

| | |
|---|---|
| અબ્દઉ બિમા | હું શરૂઆત કરૂં છું તેજ વાતથી |
| બ-દ-અલ્લાહુ બિહી. | જેનાથી અલ્લાહ તઆલાએ શરૂઆત કરી. |

આમ ફરમાવીને આપ સફા પર્વતની ટેકરીથી નીચાણ તરફ ઊતરીને મર્વહ પહાડ તરફ જવા લાગ્યા. ધીમી ગતિથી ચાલતા આપ આગળ વધ્યા અને જ્યારે "મૈલૈનલ-અખ્દરૈન" ના પહેલા થાંભલા પાસે પહોંચી ગયા તો અહીંથી આપ કંઇક ઝડપી ચાલે દોડવા લાગ્યા ત્યાં સુધી કે આપ એજ નામના બીજા થાંભલા સુધી પહોંચી ગયા.

"મૈલૈનલ-અખ્દરૈન" લીલા રંગના બે થાંભલાંઓને કહે છે. સફા-મર્વહની રાહદારીમાં લીલા રંગના એ બે થાંભલાં આવે છે. સઅી કરનારાઓને બંનેની વચ્ચે કંઇક ઝડપી ચાલે દોડવું પડે છે. કારણ એમ છે કે અહીં અલ્લાહના પયગમ્બર હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામના પાક બીબી હઝરત હાજિરહ અલૈહસ-સલામ પોતાના ધાવણા બાળક હઝરત ઇસ્માઇલને ઝમઝમના કૂવાને સ્થળે મૂકીને પાણીની તલાશમાં, સફા-મર્વહની પહાડીઓ વચ્ચે દોડ્યાં હતાં. લીલા નિશાનવાળા થાંભલા વચ્ચેની જમીન નીચાણમાં હોવાથી હઝરત ઇસ્માઇલ નજરથી ઓઝલ થઇ જતા હતા જેથી બીબી હાજિરહ ઝડપી ગતિએ દોડવા લાગતાં હતાં. જેટલી

જમીનમાં દોડયાં હતાં ત્યાં લીલા થાંભલાના નિશાન કરી દેવામાં આવ્યાં છે.

એજ લીલા નિશાનવાળા બીજા થાંભલા પાસે પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની ચાલ ધીમી કરી નાખી અને એજ ચાલે ચાલતા આપ મર્વહ પહાડની સામી ટેકરી પર પહોંચી ગયા. અહીં ઊભા રહીને આપે પોતાનો મુબારક ચેહરો કઅબહ તરફ કરી લીધો અને અલ્લાહુ અકબર કહીને તેજ કલિમાત સાથે તેજ દુઆ માગી જે સફા પર્વતની ટેકરી પર માગી હતી.

આ રીતે સફાથી મર્વહ સુધીનો એક ફેરો પૂરો થયો. બીજા ફેરાની શરૂઆત કરતાં આપ મર્વહની ટેકરી પરથી ઊતરીને સફા તરફ રવાના થયા. આ પ્રમાણે આપે સફા-મર્વહના સાત ફેરા કર્યા. આ સાત ફેરાઓને સફા-મર્વહની સઅી કહે છે. સાતમે ફેરે મર્વહની ટેકરી પર પહોંચીને આપે પોતાની સઅી પૂરી કરી.

સફા-મર્વહની સઅીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ગણ્યા ગણાય નહિ એટલા સહાબા જોડાયા હતા. આપની જમણી-ડાબી, આગળ-પાછળ આદમી જ આદમી હતા. સફાથી મર્વહ સુધીની રાહદારી માનવ મહેરામણથી ચિકકાર હતી. બધા ગંભીર ચાલે ચાલતા, અલ્લાહના ગુણગાન કરતા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની મુખડાના દીદારથી પોતાની આંખોને ઠંડી કરતા હતા. હજારો પરદેશી હાજીઓ એવા હતા જેઓ જીવનમાં પ્રથમવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની મુખડાના દીદારથી પાવન થતા હતા. આપના નૂરાની મુખડા પર નજર પડતાં જ તેઓ નિરંકુશ રીતે પોકારી ઊઠતા, ''હાઝા મુહંમદ ! હાઝા રસૂલુલ્લાહ ! હાઝા નબીય્યુલ્લાહ !''

સફા-મર્વહની સઅીથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં ટેકરી પર જ બિરાજમાન રહ્યા. હવે શું કરવું તે માટે લોકો આપના હુકમની રાહ જોતા હતા. એટલામાં આપે લોકોને સંબોધીને ફરમાવ્યું:

> ''જે લોકો પોતાની સાથે કુરબાનીના જાનવર નથી લાવ્યા તેઓ વાળ મૂંડાવીને કે કતરાવીને હલાલ થઈ જાય (એટલે એહરામનો પોશાક ઉતારી નાખે.) અને જે લોકો પોતાની સાથે કુરબાનીના જાનવર લાવ્યા હોય તેઓ એહરામની હાલતમાં જ રહે.''

હલાલ થવાના અર્થ આ છે કે એહરામના પોશાકમાં જે વાતો હરામ હતી, એહરામ ઉતારી નાખવા પછી એ બધી વાતો તેના માટે હલાલ થઈ ગઈ. જેમકે સીવેલાં કપડાં પહેરવાં, ખુશ્બૂ લગાડવી, પત્ની સમાગમ વગેરે.

જે લોકો હજ્જ અને ઉમ્રહની ભેગી નિય્યતે આવેલા હતા પણ કુરબાનીના જાવનર લાવેલા ન હતા એ બધા આપનાં હુકમ સાંભળીને વિચારમાં પડી ગયા. પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! અમારે શું કરવું ?''

ફરમાવ્યું, ''એહરામ ઉતારીને હલાલ થઈ જાવ. હજ્જના દિવસોમાં ફરીવાર હજ્જની નિય્યતે એહરામ બાંધી લેજો. અગર હું કુરબાનીના જાનવર સાથે લાવ્યો ન હોત તો હું પણ એહરામ ઉતારીને હલાલ થઈ જાત!''

આમ ફરમાવીને આપ પોતાની ઊંટણી પર બિરાજમાન થઈ ગયા. જે તરફથી આપની ઊંટણી પસાર થતી લોકોના ટોળેટોળાં આપના દર્શન માટે ભેગા થઈ જતાં. આપના નૂરાની ચેહરાના દર્શન થતાં જ તેઓ આનંદમાં આવીને બે-ઇખ્તેયાર પોકારી ઊઠતા : ''હાઝા રસૂલુલ્લાહ ! હાઝા મુહંમદ !''

આપના ફરમાન મુજબ એહરામમાંથી નીકળી આવવા માટે કેટલાક લોકોએ પોતાના માથાં અસ્તરાથી

એકદમ મૂંડાવી નાખ્યાં અને કેટલાક લોકોએ અસ્તરો ફેરવવાને બદલે કાતરથી પોતાના વાળો કપાવી લીધા. જેટલા લોકોએ માથાં મૂંડાવી નાખ્યાં હતાં એ બધા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક વાર નહિ, ત્રાણવાર આ શબ્દોમાં દુઆ ફરમાવી :

| | |
|---|---|
| અલ્લા - હુમ્મર - હમિલ | હે અલ્લાહ ! રહમ ફરમાવજે |
| મુહલ-લિકીન. | મૂંડન કરાવનારાઓ પર ! |

એથી વિરૂધ્ધ જે લોકોએ વાળો કાતરથી કપાવ્યા હતા તેઓ માટે ફકત એક જ વાર દુઆ ફરમાવી.

**યમનથી હઝરત અલીનું આગમન**————ઊંટાણીની પીઠ પર બિરાજમાન રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઉતારે તશરીફ લઇ ગયા. એટલામાં આપના કાકાભાઇ અને દામાદ હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુ કુરબાનીના જાનવર સાથે લઇને યમનથી સીધા આપની તહેનાતમાં હાજર થયા. આપે હઝરત અલીને યમનના ગવર્નર અથવા મહસૂલ ખાતાના મંત્રી બનાવીને યમન મોકલ્યા હતા. લોકોને ઇસ્લામનું શિક્ષાણ પાણ આપતા હતા અને બૈતુલ-માલનું વહીવટીતંત્ર પાણ ચલાવતા હતા. બીજા શબ્દોમાં કહીએ તો હઝરત અલીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુલ્કે-યમનના નાણા પ્રધાન બનાવીને મોકલ્યા હતા. હજ્જના નિર્ણય પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીને સીધા મક્કહ આવી જવાની કહેણ મોકલાવી દીધી હતી.

સલામ કલામ બાદ આપે તેમને પૂછ્યું, "અલી ! એહરામ બાંધતી વેળા શું નિય્યત કરી છે ?"

અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મેં આ પ્રમાણે એહરામની નિય્યત કરી છે :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ ઇન્ની ઉહિલ્લુ | હે અલ્લાહ ! હું તેજ વાતનો એહરામ બાંધું છું |
| બિમા અહલ્લ બિહી રસૂલુક. | જેનો એહરામ તારા રસૂલે બાંધ્યો છે. |

આ સાંભળીને આપે ફરમાવ્યું, "અલી ! તમે પાણ મારા જ જેવો એહરામ બાંધ્યો છે. હું પાણ હજ્જે-કિરાનની નિય્યતે એહરામ બાંધીને કુરબાનીના જાનવર લઇ આવ્યો છું. તમારે પાણ હજ્જ પૂરી થાય ત્યાં સુધી એહરામમાં જ રહેવું."

મુલ્કે-યમનના સમાચાર આપીને અને બીજી વાતો કરીને હઝરત અલી પોતાના માનવંતા બેગમ ખાતૂને-જન્નત હઝરત બીબી ફાતિમહ રદિયલ્લાહુ અન્હાની મુલાકાત માટે ગયા. જોયું તો બીબી ફાતિમહ એહરામમાં ન હતાં. કંગી-ચોટી કરીને, ખુશ્બૂ લગાડીને, રંગીન કપડાંમાં હતાં. નારાજીથી પૂછ્યું, "ફાતિમહ! આમ કેમ? એહરામનું શું થયું ?"

ખાતૂને-જન્નત બોલ્યાં, "એહરામ ઉતારી નાખ્યો છે. મારા બાપા અલ્લાહના રસૂલે અમને એજ હુકમ આપ્યો છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બીબીઓમાંથી હઝરત આઇશહ વગર બધી બીબીઓએ પાણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી એહરામ ઉતારી નાખ્યો હતો. એ પછી હઝરત અલીએ ખાનએ-કઅબહનો તવાફ કર્યો અને સફા-મર્વહની સઅીથી પરવારીને હજ્જના અંત સુધી એહરામના પોશાકમાં જ રહ્યા.

મુલ્કે-યમનથી હઝરત અલી પોતાનું લશ્કર લઇને મક્કહ આવવા નીકળ્યા હતા. જેમ બને તેમ જલદી

મક્કહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમની મુલાકાત અને દીદારથી મુશર્રફ થવાની તમન્ના દિલમાં ઉછાળા મારતી હતી. લશ્કરને પાછળ છોડીને મારતી સવારીએ હઝરત અલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયા હતા. નકકી થયેલા દિવસે લશ્કર મક્કહ આવી લાગ્યું હતું. ઉમ્રહથી પરવારીને હઝરત અલી પોતાના લશ્કરને મળવા ગયા. શું જુએ છે કે યમનના કીમતી કાપડથી બનેલો મૂલ્યવાન પોશાક પહેરીને લશ્કરના બધા માણસો ઊભેલા છે. આ પોશાક યમનના વેપારીઓ તરફથી આવકવેરા કે રક્ષાણવેરા તરીકે મળેલો હતો અને હઝરત અલીએ તેને રાજ્યના બૈતુલ-માલના ભંડારખાનામાં મૂકાવી દીધો હતો. લશ્કરના ઉપરીએ પોતાની સત્તાનો ઉપયોગ કરીને કે પછી લાંચ યા ધાકધમકીથી બૈતુલ-માલના કર્મચારી પાસેથી એ પોશાક મેળવીને લશ્કરમાં વહેંચી દીધો હતો.

અસલ હકીકતની ખબર ન હોવાથી હઝરત અલીએ લશ્કરના ઉપરીને પૂછ્યું, ''આ પોશાક કેવો?''

તેણે ઠાવકા મુખે જવાબ આપતાં કહ્યું, ''હઝરત ! આ પોશાક લશ્કરના તમામ માણસોને મેં પહેરાવ્યો છે. કારણ આટલું કે આપણા લશ્કરના માણસો લોકોની સામે જાય તો દેખાવે તેઓ રૂડા-રૂપાળા લાગે અને નોખા તરી આવે.''

આ કોઈ મકબૂલ જવાબ ન હતો. હઝરત અલી નારાજ થઈ ગયા. ફરમાવ્યું, ''એથી પહેલાં કે તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થાવ, આ પોશાક તમારે ઉતારી નાખવો પડશે.''

હઝરત અલીના હુકમનું પાલન કરવામાં આવ્યું. બધાએ પોશાક પરત કરી દીધો અને હઝરત અલીએ તેને યમનના બૈતુલ-માલના ભંડારખાનામાં જમા કરાવી દીધો. પણ હઝરત અલીના આ કડક વલણથી લશ્કરીઓના દિલોમાં ઓછું આવી ગયું. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઈને હઝરત અલીની ફરિયાદ કરી તો આપે ફરમાવ્યું, ''અલીથી અન્યાય થાય તે હું માનું નહિ. અલી અલ્લાહના મામલામાં બહુ સાવચેત અને સખત છે. અલી વિરૂધ્ધ કોઈ ફરિયાદ થઈ શકે નહિ.'' [૧]

## મુબારક સવારી મિના તરફ

- ૮ ઝીલ-હજ્જ ૧૦ હિજરી
- ૫ માર્ચ ૬૩૨ ઈસ્વી.
- ઉંમર મુબારક : ૬૨ વરસ ૯ મહિના
- જુમેઅરાત - (ગુરુવાર)

**મિનામાં પધરામણી અને કિયામ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ચાર દિવસો—રવિવાર, સોમવાર, મંગળ, બુધ—સુધી મક્કહ મુકર્રમહમાં બિરાજમાન રહ્યા. ઝીલ-હજ્જની ૮ તારીખે, જુમેઅરાતના દિવસે, ચાશતના સમયે એટલે સૂરજ ખાસો ઊંચે ચઢી ગયો તો આપ પોતાની કુસવા નામે ઊંટણીની પીઠ પર બિરાજમાન થઈને મિના તરફ રવાના થઈ ગયા. હજારો સહાબામાંથી જે લોકોએ ઉમ્રહ કરીને એહરામના પોશાક ઉતારી નાખ્યો હતો તેઓ પણ નવેસરથી એહરામનો સાદો-સફેદ પોશાક સજીને,

૧. હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુની રિવાયતથી સીરત-ગ્રંથોમાં આ બનાવ ટાંકેલો છે. ''હ''

લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! ના નૂરાની નઅરા ગજાવતા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક સવારી સાથે મિના તરફ રવાના થઇ ગયા. તવહીદના પરસ્તારો અને શમ્એ-નુબુવ્વતના પરવાનાઓનું એક ધસમસ્તુ પૂર હતું જે એહરામના સફેદ પોશાકમાં સજ્જ થઇને, મક્કહની બજારો અને ગલીકૂચીઓમાંથી, લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! ના નૂરાની નઅરા લલકારતું મિનાના મેદાન તરફ ધસી રહ્યું હતું. [૧]

મિના પહોંચીને હાલ જે સ્થળે મસ્જિદે-ખૈફ આવેલી છે એજ જગાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની સવારી થોભાવી દીધી. ઊંટણી પરથી ઊતરીને આપે આ ખૈફ નામે સ્થળે કિયામ કરી લીધો. પહાડીની ઊંચી કે બુલંદ ટેકરીને અરબીમાં ખૈફ કહે છે. આપના અનુકરણમાં હજારો મુસલમાનોએ પણ ખૈફની આજુબાજુના મેદાનમાં તંબૂઓ ઠોકીને પડાવ નાખી દીધો. આજે મસ્જિદે-ખૈફના પ્રાંગણમાં મસ્જિદનો જે ગુંબદ બનેલો છે એજ ગુંબદની જગાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તંબૂ હતો જેમાં આપે ઉતારો લીધો હતો અને પૂરી રાત આપ એમાં જ બિરાજમાન રહ્યા હતા.

મિનામાં પોતાના તંબૂમાં કિયામ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હજારો મુસલમાનો સાથે ઝુહર અને અસરની નમાઝો અદા કરી. એ પછીની બાકી નમાઝો પણ તેના સમયે અહીં જ અદા કરવામાં આવી. અને પૂરી રાત મિનાના એજ મેદાનમાં આપે પોતાના સહાબા સાથે અલ્લાહની યાદમાં વીતાવી દીધી. એ આવતી કાલની જુમઅહની મુબારક રાત હતી અને આવતી કાલનો દિવસ અર્ફહનો મુબારક દિવસ હતો.

**ગુફામાંથી નીકળેલો સાપ**————અર્ફહની એજ રાતે જ્યારે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના તંબૂમાં બિરાજમાન હતા એક અજીબ બનાવ બની ગયો. બન્યું એમ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના તંબૂને અડીને આવેલી ગુફા પાસે બેસીને અલ્લાહની યાદમાં લીન હતા એટલામાં હઝરત જિબ્રીલ (અલૈ.)ની પધરામણી થઇ. તેમણે અલ્લાહ તઆલા તરફથી આપની ઉપર કુર્આને-મજીદની સૂરએ-મુર્સલાત ઉતારી. હઝરત જિબ્રીલના જવા પછી આપે સહાબાને બોલાવ્યા અને તેઓની સામે તરત ઊતરેલી તાઝી સૂરતની તિલાવત શરૂ કરી. એટલામાં બાજુની ગુફામાંથી એક સાપ નીકળી આવ્યો. થોડે દૂર થોભીને તે પણ આપની નૂરાની જીભથી સૂરએ-મુર્સલાતની તિલાવત સાંભળવા લાગ્યો. સાપ એક મૂઝી જાનવર હોવાથી સહાબા તેને મારવા દોડ્યા એટલામાં સાપ નજરથી ગાયબ થઇ ગયો. આ જોઇને આપે ફરમાવ્યું, ''સાપ તમારા ત્રાસથી બચી ગયો જેવી રીતે તમે તેના ત્રાસથી બચી ગયા.'' [૨]

## અરફાતના મેદાનમાં

- ઝીલ-હજ્જ ૧૦ હિજરી - ૯ માર્ચ ૬૩૨ ઇસ્વી.
- જુમઅહ મુબારક - ૫વમે - અર્ફહ.
- ઉંમર મુબારક : ૬૨ વરસ ૯ મહિના ૧ દિવસ.

---

૧. મિના : મક્કહથી ચાર પાંચ માઇલના અંતરે આવેલું મેદાન. એનું મિના નામ એટલા માટે પડયું કે, જન્નતમાંથી જમીન પર ઊતરવા બાદ હઝરત આદમ (અલૈ.)ને હઝરત જિબ્રીલ (અલૈ.)એ પૂછયું, ''કહો શું તમન્ના છે ?''જવાબમાં હઝરત આદમે કહ્યું, ''જન્નત.'' આ વાતચીતનાં ''તમન્ના''શબ્દમાંથી મિના શબ્દ નીકળેલો છે. મિનાના બીજા અર્થ વહાવવું, રેડવું વગેરે થાય છે. હજ્જ પ્રસંગે એ મેદાનમાં કુરબાનીના જાનવરોનું લોહી વહાવવામાં આવે છે જેથી એનું નામ મિના પડયું. વલ્લાહુ અઅલમ. (અસિહ-હુસ-સિયર પેજ ૪૯૬) ''હ''

૨. અહદે-નુબુવ્વત કે માહ-વ-સાલ. પેજ ૩૬૨ ''હ''

**અરફાત તરફ રવાનગી**——————આજે ઝીલ-હજ્જની નવમી તારીખ અને શુક્રવાર એટલે જુમઅહનો મુબારક દિવસ છે. આજની નવમી તારીખને યવમુલ-અર્ફહ એટલે અર્ફહનો દિવસ કહે છે. ગઈકાલની ચાર નમાઝો અને આજની ફજરની નમાઝ-કુલ પાંચ નમાઝો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મિનામાં અદા ફરમાવી.

આજની ફજરની નમાઝથી ફારિગ થવા પછી જ્યારે આફતાબે-આલમતાબ એટલે જગતને પ્રકાશિત કરનાર સૂર્યનો ઉદય થયો તો આપે હાજીઓના વિરાટ કાફલાને મિનાથી અરફાત તરફ કૂચ કરવાનો હુકમ ફરમાવ્યો. આપના ફરમાનથી આપની ઊંટણીને હાજર કરવામાં આવી. અલ્લાહનું નામ લઈને આપ ઊંટણીની પીઠ પર સવાર થયા અને આપની મુબારક સવારી, મિનાના ખૈફ મુકામેથી કૂચ કરીને અરફાતના મેદાન તરફ રવાના થઈ. આપના નૂરાની છત્રછાયા હેઠળ તવહીદના પૂજારીઓનો વિરાટ કાફલો અરફાતના મેદાન તરફ રવાં-દવાં હતો. નજર પહોંચે ત્યાં સુધી ગણ્યા ગણાય નહિ એટલા ઈન્સાનો હોવા છતાં ન દુનિયવી વાતોનો શોરબકોર હતો, ન ચીખ-પોકારનો કોલાહલ હતો. હા વિરાટ કાફલામાંથી કોઈની જીભ પર અલ્લાહુ અકબરનો નઅરો હતો તો કોઈ મોટેથી લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! પોકારતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બધું સાંભળતા હતા પણ કંઈ ફરમાવતા ન હતા. મકસદ દરેકનો અલ્લાહના યશોગાન કે અલ્લાહના કીર્તન વગર કશો ન હતો. અલબત્ત હજ્જના પ્રસંગને અનુસરીને લબ્બૈક! ના નૂરાની શબ્દો વધારે બંધબેસતા હતા જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ એજ શબ્દોથી પોતાના પાલનહારના દરબારમાં પોતાની હજરી પૂરાવતા હતા.

અરફાતના મેદાનમાં પ્રવેશીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી જ્યારે "નમિરહ" નામની જગાએ પહોંચી તો આપે ઊંટણીનો અછોડો ખેંચી લીધો. અહીં આપ ઊંટણીની પીઠ પરથી ઊતરી પડયા. નમિરહ છૂટીછવાઈ વસતિવાળું એક નાનકડું ગામડું હતું જે અરફાતના મેદાનમાં પૂર્વ દિશાએ આવેલું હતું. એજ નમિરહ સ્થળે આપના માટે એક તંબૂ ઊભો કરી દેવામાં આવ્યો. એમાં જ બિરાજમાન થઈને આપ અલ્લાહની યાદમાં લીન થઈ ગયા.

સૂરજ ઢળવા સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નમિરહ સ્થળે પોતાના તંબૂમાં બિરાજમાન રહ્યા. એ પછી આપે સવારી હાજર કરવાનો હુકમ ફરમાવ્યો. કુસવા સાંઢણીને આપની તહેનાતમાં હાજર કરવામાં આવી. આપ તેની પીઠ પર બિરાજમાન થઈને અરફાતના મેદાનની મધ્યમાં પહોંચી ગયા. આજે ઝીલ-હજ્જની નવમી તારીખ અને જુમઅહનો મુબારક દિવસ હતો. આખું મેદાન આ છેડાથી તે છેડા સુધી માનવંતા હાજીઓની હકડેઠઠ મેદનીથી ભરચક હતું. નજર પહોંચે ત્યાં સુધી માનવ મહેરામણ મોજાં મારતો હતો. દરેકની જીભ પર અલ્લાહ રબ્બુલ-ઈઝઝતના યશોગાનનું રટણ હતું. અત્યારે લાખ, સવા લાખ બલકે તેથી વધુ હાજીઓનો વિરાટ સમૂહ પોતાના પાલનહારના દરબારમાં તેના આદેશોનું પાલન કરવા નખશિખ આતુર હતો.

## અરફાતનો અઝીમુશ-શાન ખુત્બો

કુસવા સાંઢણીની પીઠ પર બિરાજમાન રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક ટેકરી પર પધાર્યા અને પછી આપે પોતાનાં તે અઝીમુશ-શાન ખુત્બો બયાન ફરમાવ્યો જેના બોલેબોલમાં આખા જગતની

માનવજાતિનો ઉધ્ધાર રહેલો છે. પોતાની છટાદાર અને નૂરાની વાણીનું એક વાકય બયાન ફરમાવીને આપ થોભી જતા. આપના પડખે હઝરત રબીઅહ બિન ઉમૈયહ બિન ખલફ ઊભેલા હતા. તેઓ આપના વાકયને બુલંદ અવાજે દોહરાવી દેતા. મેદાનમાં ઠેરઠેર ''મુકબ-બિર'' ગૃહસ્થો ઊભેલા હતા. તેઓ હઝરત રબીઅહના મુખેથી સાંભળીને ખુત્બહના શબ્દો બુલંદ અવાજે દોહરાવી દેતા હતા. આ રીતે આપના ખુત્બહનો બોલેબોલ લોકોના કાનો સુધી પહોંચી જતો હતો અને હજારો હાજીઓની આખી જમાઅતે આપનો પૂરો ખુત્બો પૂરી તવજ્જોહથી સાંભળીને ઝહેન-નશીન કરી લીધો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખુત્બહનો આરંભ કરતાં અલ્લાહ તઆલાની હમ્દો-સના બાદ ફરમાવ્યું :

| | |
|---|---|
| ઐયુહન-નાસુ ઇસ્મઊ કવલી. | લોકો ! મારી વાત સારી રીતે સાંભળી લો, |
| ફઇન્ની લા અદરી લઅલ્લી | કેમકે મને ખબર નથી કે કદાચ |
| લા અલ્કા કુમ બઅદ આમી હાઝા | હું તમને મળી શકું આ વરસ પછી |
| બિ-હાઝલ મવકિફિ. | આ સ્થળે કાયમ માટે. [૧] |

એ પછી આપે જાહિલિયતના તમામ બેહૂદા રિવાજો તથા ઊંચનીચ અને કાળા-ધોળાના તમામ ભેદો મિટાવી દેતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| અલા કુલ્લુ શૈઇમ મિન અમ્રિલ-જાહિલિય્યહ | હા, જાહિલિય્યતના તમામ રિવાજો |
| તહત કદમી મવદૂઉન. | મારા પગની એડી હેઠળ છે. |
| ઐયહન્નાસ અલા ઇન્ન રબ્બકુમ વાહિદુન. | હે લોકો ! જુઓ, તમારો પાલનહાર એક છે. |
| વઇન્ન અબાકુમ વાહિદુન | અને બેશક તમારો બાપ એક છે. |
| લા ફદ્‌લ લિ-અરબી અલા અજમી | કોઈ શ્રેષ્ઠતા નથી કોઈ અરબીને અજમી પર [૨] |
| વલલ અજમી અલા અરબી. | અને ન કોઈ અજમીને અરબી પર. |
| વલા લિ-અહમર અલા અસ્વદ | અને ન કોઈ રાતાને કાળા પર |
| વલા લિ-અસ્વદ અલા અહમર. | અને ન કોઈ કાળાને રાતા પર. |
| ઇલ્લા બિત-તકવા. | અલબત્ત તકવાને ધોરણે. |

પછી આપે કુર્આને મજીદની આ આયત તિલાવત ફરમાવી જેનો ગુજરાતી તરજુમો આ છે :

''હે લોકો ! અમે તમને એક જ પુરૂષ અને એક જ સ્ત્રીથી પૈદા કર્યા અને અમે તમને બિરાદરીઓ અને કબીલાઓમાં વહેંચી દીધા કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક તમારામાં સૌથી વધુ પ્રતિષ્ઠાવાન અલ્લાહની નજરમાં તે છે જે સૌથી વધુ અલ્લાહથી ડરનારો હોય.''પછી ફરમાવ્યું :

''લોકો ! ઇન્સાન તો બધા જ આદમની અવલાદ છે અને આદમની હકીકત એ સિવાય

---

૧. એટલે આ સ્થળે આવતા વરસે કદાચ કાયમ માટે હું તમને નહિ મળી શકું. આ શબ્દોમાં આપે પોતાની વફાત શરીફની પેશીનગોઇ ફરમાવી દીધી.

૨. અરબ ખંડથી બહાર વસનારા બધા લોકો અજમી કહેવાય છે.

શી છે કે તેમને મટોડીથી પૈદા કરવામાં આવ્યા. હવે શ્રેષ્ઠતા કે મોટાઇના બધા દાવા, ખૂન અને માલના તમામ ખટલા અને વેરના દરેક મામલા મારા પગની એડી તળે કચડી નાખવામાં આવ્યા છે. હા બૈતુલ્લાહનું મુતવલ્લીપણું અને હાજીઓને પાણી પીવાડવાની સેવા રાબેતા મુજબ ચાલુ રહેશે.''

પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| ઐયુહન્નાસ ઈસ્મઊ કવલી. | હે લોકો ! મારી વાત ધ્યાનથી સાંભળો. |
| અન્ન કુલ્લ મુસ્લિમિન અખુલ-લિ-મુસ્લિમ. | દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઇ છે. |
| વ ઈન્નલ-મુસ્લિમીન ઈખ્વતુન. | અને બધા મુસલમાનો આપસમાં ભાઇ ભાઇ છે. |
| ફલા યહિલ્લુ લિ-ઈમ્રઈમ મિન અખીહિ. | કોઇના માટે પોતાના ભાઇનો માલ લેવો હલાલ નથી. |
| ઈલ્લા મા અઅતાહુ અન તીબ નફસિન. | હા જે કંઇ તે પોતાની રાજીખુશીથી આપી દે. |
| અરિક્કા-ઉકુમ! અરિક્કા - ઉકુમ ! | તમારા ગુલામો ! તમારા નોકરો ચાકરો ! |
| અત્ઈમૂ હુમ મિમ્મા તઅ-કુલૂન | ખવાડો તેઓને જે કંઇ તમે ખાઓ છો, |
| વકસૂહુમ મિમ્મા તલ-બિસૂન. | અને પહેરાવો તેઓને જે કંઇ તમે પહેરો છો. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો ખુત્બો ચાલુ રાખતાં ફરમાવ્યું :

''જાહિલિયતના તમામ રિવાજો મેં મારા પગો તળે કચડી નાખ્યા છે. જાહિલિયતના બધાં ખૂનો હવે રદ-બાતિલ છે. સૌથી પહેલાં હું મારા ખાનદાનમાંથી ખૂનનું વેર જતું કરૂં છું. રબીઅહ બિન હારિસના ધાવણા બાળકનું ખૂન જેને બનૂ હુઝૈલે મારી નાખ્યો હતો, તેનું વેર ખતમ કરૂં છું.''

''જાહિલિયતનું દરેક પ્રકારનું વ્યાજ પણ હવે નાબૂદ કરવામાં આવે છે. હા તમે મૂળ મૂડીના હકદાર છો. ન તમે કોઇના ઉપર ઝૂલ્મ કરો ન તમારા ઉપર ઝુલ્મ કરવામાં આવે. અલ્લાહ તઆલાએ વ્યાજને નાબૂદ કરી નાખવાનો હુકમ ફરમાવી દીધો છે. સૌથી પહેલાં હું મારા ખાનદાનમાંથી અબ્દુલ-મુત્તલિબના બેટા અબ્બાસનું, બીજાઓ પર નીકળતું વ્યાજ ખતમ કરૂં છું.''

''લોકો ! અલ્લાહ તઆલાએ દરેક હકદારને પોતે તેનો હક આપી દીધો છે. હવે કોઇએ પોતાના વારિસ માટે વસિયત કરવાની જરૂર નથી.

''સાંભળો, બાળક તેનું છે જેના બિસ્તર પર તે પૈદા થયું અને ઝિનાકાર માટે પથ્થર છે. અને તેઓનો હિસાબ-કિતાબ અલ્લાહના દરબારમાં થશે.

''જે અવલાદ પોતાના બાપને છોડીને કોઇ બીજાના વંશથી હોવાનો દાવો કરે અને જે ગુલામ પોતાના માલિકને તરછોડીને કોઇ બીજાને પોતાનો માલિક ઠરાવે તેની ઉપર અલ્લાહની લઅનત છે.

''દેણની ચૂકવણી જરૂરી છે. ઉછીની લીધેલી વસ્તુ પાછી ફેરવવી જોઇએ. ભેટ-સોગાતનો બદલો વાળવો જોઇએ. જામિન બનનાર તે વસ્તુની અદાયગીનો જવાબદાર

છે.

"લોકો ! પોતાની ઔરતોના મામલામાં અલ્લાહથી ડરતા રહો. જેવી રીતે તમારા હકો તમારી ઔરતો પર છે તેવી રીતે તમારી ઔરતોના હકો તમારા પર છે. તમારો હક આ છે કે તમારી ઔરત કોઇ પરાયા મર્દને-જેને તમે નાપસંદ કરતા હો- તમારા ઘરમાં ન આવવા દે અને તમારી ઔરત દરેક બેહયાઇના કામોથી બિલકુલ અલગ રહે. પછી જો તે કોઇ બેહયાઇનું કામ કરે તો અલ્લાહ તઆલાએ તમને છૂટ આપી છે કે તેની પથારી અલગ કરી નાખો અને તેને મામૂલી રીતે શારીરિક શિક્ષા આપો જેનાથી તેને વધુ તકલીફ ન થાય. પછી જો તમારી ઔરત પોતાને સુધારી લે તો તમારા પર તેનો હક છે કે, તમે તેને સારી રીતે ખવાડો, સારી રીતે પીવાડો, તેની સાથે લાગણી ભરેલો નેક વર્તાવ કરો. તમારી ઔરત તમારી મદદગાર છે અને તમારી ઓશિયાળી છે. પોતાની જાત માટે વધુ અધિકારો ધરાવતી નથી. તમે તેને અલ્લાહના નામે (નિકાહના બંધનથી) મેળવેલી છે અને અલ્લાહના નામે જ તમે તેની જાતને પોતાને માટે હલાલ બનાવેલી છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખુત્બો ચાલુ રાખતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| અૈયુહન-નાસ ! ફઇન્ની કદ્ તરક-તુ ફીકુમ | લોકો ! હું તમારી પાસે એવી વસ્તુઓ છોડું છું |
| મા ઇનિઅ-તસમ - તુમ બિહી | કે તમે મજબૂતીથી તેને પકડી રાખશો |
| ફલન તુદિલ્લૂ અબદન. | તો કદી ગુમરાહ નહિ થશો. |
| અમ્રમ બૈયિનનઃ | એ ખુલ્લી વસ્તુઓ છે : |
| કિતાબલ્લાહિ વ સુન્નત રસૂલિહી. | અલ્લાહની કિતાબ અને સુન્નત તેના રસૂલની. [1] |
| અલ્લાહુમ્મ હલ બલ્લગતુ. | હે અલ્લાહ ! મેં તારો પયગામ પહોંચાડી દીધો. |

એ પછી લોકોને સંબોધીને આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્તુમ મસ-ઊલૂન. અન્ની | તમને મારા વિષે અલ્લાહને ત્યાં પૂછવામાં આવશે. |
| ફમા અન્તુમ કાઇલૂન. | તમે શું જવાબ આપશો ? |

બધા લોકોએ ભેગા સ્વરે જવાબ આપ્યો, "યા રસૂલલ્લાહ ! અમે કહીશું કે આપે અલ્લાહનો પયગામ સાંગોપાંગ અમારા સુધી પહોંચાડી દીધો.

આપે શહાદતની આંગળી આકાશ તરફ ઉઠાવી અને ફરમાવ્યું, "અલ્લાહુમ અશહિદ." હે અલ્લાહ! તું ગવાહ રહેજે !

"અલ્લાહુમ્મ અશ્હદ." હે અલ્લાહ ! તું ગવાહ રહેજે !

"અલ્લાહુમ્મ હશ્હદ." હે અલ્લાહ ! તું ગવાહ રહેજે !

---

૧. સુન્નત એટલે તરીકો, રસ્તો, ચીલો, આદત, કાનૂન, અમલ. સુન્નતનું બહુવચન સુનન. સુન્નતે-રસૂલથી મુરાદ તે રસ્તો અને તે કાનૂન જેની ઉપર આપ ચાલતા રહ્યા અને જેનું આપ અનુસરણ કરતા રહ્યા. હદીસને સુન્નત આ કારણે કહે છે કે એનાથી એ કાનૂન અને એ રસ્તાનું માર્ગદર્શન મળે છે. (કામૂસુલ-કુર્આન પા. ૨૭૦) મુસલમાન લોકો કુર્આનની સાથે સુન્નતે-રસૂલ પર અમલ કરે તો કાયમ માટે જગત પર રાજ કરતા રહે. "હ"

# જબલે-રહમત પાસે પધરામણી

ખુત્બો ખતમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ટેકરા પરથી નીચે પધાર્યા. ઊંટણીને બેસાડીને તેની પીઠ પરથી ઊતરી પડયા અને હઝરત બિલાલને અઝાન પોકારવાનો હુકમ ફરમાવ્યો. એ દરમિયાન બધા લોકોએ નમાઝની તૈયારી કરી લીધી. અઝાન પછી આપના હુકમથી ઈકામત પોકારવામાં આવી અને આપે તમામ મુસલમાનો સાથે અહીં બે રકઅત ઝુહરની નમાઝ ધીમી કિરાઅતથી અદા કરી. ઝુહરમાં ફર્ઝની ચાર રકઅત છે પણ આપ સફરની હાલતમાં હતા. ચારને બદલે કસર કરીને બે રકઅત પઢી.

જો કે આજે જુમઅહનો મુબારક દિવસ હતો પણ આપે જુમઅહની નમાઝ નહિ પઢી અને તેને બદલે ઝુહરની નમાઝ પઢી. ઝુહરની નમાઝ ખતમ થઇ તો આપના હુકમથી બીજીવાર ઈકામત પોકારવામાં આવી અને આપે અસરની બે રકઅત નમાઝ પણ તમામ મુસલમાનો સાથે એજ જગાએ પઢી લીધી. આ રીતે ઝીલ-હજ્જની નવમી તારીખે એટલે અર્ફહને દિવસે અરફાતના મેદાનમાં ઝુહર અને અસરની નમાઝોને ભેગી રીતે એક અઝાન અને બે ઈકામત સાથે પઢવાને ''જમ્એ-તકદીમ'' કહે છે. [૧]

સૂરજ પળે-પળે પોતાની મંઝિલ વટાવતો મગરિબ તરફ બઢી રહ્યો હતો. દરેક વસ્તુના પડછાયા લાંબા થઇ રહ્યા હતા. ઝુહર અને અસરની નમાઝોથી ફારિગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની ઊંટણી પર બિરાજમાન થયા. અહીંથી આપની નૂરાની સવારી તે દિશાએ રવાના થઇ જે તરફ જબલે-રહમત આવેલો છે. અરફાતના મેદાનમાં જે પહાડ આવેલો છે તેને જબલે-રહમત કહે છે. અહીં પહાડની તળેટીમાં કાળા રંગની તોતિંગ ચટાણો ઊભેલી છે. એની પાસે એક જગા આવેલી છે જેને ''મહબિતે-આદમ'' કહે છે. મહબિત એટલે ઊતરવાની જગા, દાખલ થવાની જગા. અલ્લાહના સૌથી પહેલા પયગમ્બર અને દુનિયાના સૌથી પહેલા ઈન્સાન હઝરત આદમ અલૈહિસ-સલામ જન્નતમાંથી નીકળીને જમીન પર આવ્યા તો જબલે-રહમત પાસેની આ જગા પર તેઓ ઊતર્યા હતા.

ઊંટણીની પીઠ પર બિરાજમાન રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ સ્થળે પધાર્યા. ઊંટણીને થોભાવીને આપે પોતાનો નૂરાની ચેહરો કિબ્લહ તરફ કરી લીધો અને પછી આપ તનમન સાથે અલ્લાહની યાદમાં તન્મય બની ગયા. આપે અલ્લાહની હમ્દો-સના, તેની શાનને શોભે તેવી છટાદાર શૈલી અને જાજરમાન શબ્દોમાં બયાન ફરમાવી. એ પછી આપ ભારે નમ્રતા, એકાગ્રતા, દીનતા અને સંવેદના સાથે બારગાહે-ઈલાહીમાં દુઆ માગવામાં મશગૂલ થઇ ગયા. દુઆ વેળા આપના મુબારક હાથો આપના નૂરાની સીના સુધી ઊંચા થઇ ગયા હતા. આપ રડી-કરગરીને અલ્લાહની બારગાહમાં એવી રીતે દુઆ માગતા હતા જેમ ફકીર ભીખ માગતી વેળા પોતાના હાથ ફેલાવે છે. આપ સૂર્યાસ્ત સુધી એજ એકાગ્રતા, એજ લીનતા, એજ દીનતાથી દુઆ માગવામાં મશગૂલ રહ્યા.

દુઆ માગવા પહેલાં આપે ફરમાવ્યું હતું, ''હે લોકો! સાંભળો, આજના દિવસે મારી કને અને બીજા પયગમ્બરો કને અલ્લાહની શાનમાં પઢવાની સૌથી ઉત્તમ દુઆ આ છે :

---

૧. એજ દિવસે સાંજે સૂરજ આથમવા પછી મુઝ-દલિફહના મેદાનમાં મગરિબ અને ઇશાની નમાઝો એક અઝાન અને બે ઇકામત સાથે ભેગી રીતે પઢવામાં આવે છે જેને ''જમ્એ-તાખીર'' કહે છે. ''ઇ''

| | |
|---|---|
| લા ઈલાહ ઈલ્લલ-લાહુ | અલ્લાહ વગર કોઈ મઅબૂદ નથી. |
| વહદહૂ લા શરીક લહૂ | તે એક છે તેનો કોઈ શરીક નથી. |
| લહુલ-મુલ્કુ - વ - લહુલ - હમ્દુ | સત્તા તેના માટે છે અને વખાણ તેના માટે છે. |
| વહુવ અલા કુલ્લે શૈઈન કદીર. | અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવનારો છે. |

આપે એમ પણ ફરમાવ્યું હતું, "લોકો ! આજના દિવસે અરફાતના મેદાનમાં આ સ્થળે આપણે વુકૂફ કર્યો છે પણ જુઓ, અરફાતનું આખું મેદાન વુકૂફની જગા છે." (ગમે ત્યાં થોભી શકાય છે.)[1]

## "અલ-યવમ અક-મલ્તુ લકુમ"ની આયત

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના પાલનહારના દરબારમાં મુબારક સીના સુધી હાથો ઉપાડીને દુઆ માગતા હતા. આપના અનુકરણમાં હજારો હાજીઓના લાખો હાથો પણ આકાશ તરફ ઊંચા થઈ ગયા હતા અને તેઓ પણ ખરા અંતઃકરણથી બારગાહે-ઈલાહીમાં રજૂ થઈને પૂરી એકાગ્રતા સાથે રડી કરગરીને દુઆઓ માગવામાં તલ્લીન બની ગયા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની ઊંટણી પર બિરાજમાન થઈને જ્યારે જબલે-રહમત તરફ પધારી રહ્યા હતા તો રસ્તામાં ચાલતાં-ચાલતાં અચાનક ઊંટણીની ચાલ ધીમી પડી ગઈ. પછી તે એવી થંભી ગઈ કે એક ડગલું આગળ વધી શકી નહિ. કોઈ અસહ્ય ભારથી તેની પીઠ નમી-નમી જવા લાગી. અલ્લાહના માનવંતા ફરિશ્તા હઝરત જિબ્રીલ આકાશી વહી લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા હતા. આકાશી વહી વેળા અગર આપ ઊંટણીની પીઠ પર બિરાજમાન હોતા તો ઊંટણીની એજ દશા થઈ પડતી હતી. એટલે વહીના ભારથી ઊંટણીની કમર લચકી-લચકી જતી હતી. ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની પેશાની પર વહીના ભારથી પરસેવાના બિન્દુ બાઝી જતા હતા. હઝરત જિબ્રીલે એજ સ્થળે પધારીને, દીને-ઈસ્લામના મુકમ્મલ થઈ જવાની કે ઈસ્લામના "સર્વાંગ સંપૂર્ણ" બની જવાની વધામણી આપતી, કુર્આન શરીફની આ આયત નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| અલ-યવમ અક-મલ્તુ | આજે મેં મુકમ્મલ કરી દીધો, |
| લકુમ દીન-કુમ. | તમારા માટે તમારો દીન. |
| વ અત-મમ્તુ | અને પૂરી કરી દીધી મેં, |
| અલૈકુમ નિઅમતી. | તમારા માટે મારી નેઅમતો. |
| વ રદીતુ | અને પસંદ કરી લીધો મેં, |
| લકુમુલ-ઈસ્લામ દીના. | તમારા માટે દીને-ઈસ્લામને. [2] |

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કિયામત સુધી દુનિયામાં જન્મ લેનારા

૧. અરફાત : અરબીના "તઆરુફ" શબ્દમાંથી નીકળેલો શબ્દ છે. હઝરત આદમ અને બીબી હવ્વા (અલૈ.)જન્નતમાંથી જમીન પર આવ્યાં તો સૌથી પહેલાં આ મેદાનમાં તેઓનો મેળાપ થયો. અહીં જ બંનેએ એકબીજાને ઓળખ્યાં. ઓળખાણ કે પરિચયને અરબીમાં તઆરુફ કહે છે. (અસિહ-હુસ સિયર પેજ ૪૯૬) "૯"

૨. પારહ ૬ સુરએ-માઈદહ આયત ૩

તમામ ઇન્સાનો માટે પયગમ્બર બનાવીને મોકલ્યા હતા. આપના પછી જગતના અંત સુધી ન કોઇ નવા પયગમ્બર પધારવાના છે ન કોઇ નવી આકાશી કિતાબ આવવાની છે ન કોઇ નવો ધર્મ આવવાનો છે. અલ્લાહ તઆલાએ ઇસ્લામને પસંદ કરીને પોતાના બંદાઓની કામયાબીના તમામ કાયદા કાનૂનો એમાં દર્શાવી દીધા છે. જાહેરી વાત છે કે "ઇકમાલે-દીન" અને "ઇત્મામે-નેઅમત" એટલે દીન અને નેઅમતની પરિપૂર્ણતા પછી એમાં ન કોઇ ફેરફાર થઇ શકે છે ન ઘટાડો કે વધારો થઇ શકે છે.

કુર્આને-મજીદની આ આયત વિષે હકીમુલ-ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી પોતાની તફસીરમાં લખે છે :

> આ આયત સન ૧૦ હિજરીમાં, હજ્જતુલ-વદાઅ પ્રસંગે, અરફાતના મેદાનમાં, જુમઅહના દિવસે ઊતરી. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણીની આજુબાજુમાં સવા લાખથી વધુ માનવંતા સહાબાનો વિરાટ સમુદાય હતો."

વળી આ આયતમાં ઇશારો છે આ વાત તરફ કે અલ્લાહ તઆલાએ જે હેતુની સિદ્ધિ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને રહમતુલ-લિલ-આલમીન બનાવીને આ જગતમાં મોકલ્યા હતા, એ હેતુ પૂરો થઇ ગયો છે. અને માનવજાતિની બંને જગતની કામયાબી માટે અલ્લાહ તઆલાના જે આદેશો કે અહકામ આવવાના હતા એ બધા આવી ચૂકયા છે. હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બહુ જલદી આ ફાની જગતથી કૂચ કરીને અલ્લાહ તઆલાની મુલાકાત માટે જન્નતમાં પધારવાના છે અને હકીકત પણ એજ હતી. કેમકે આ આયત ઊતરી તે પછી ફકત ૮૧ દિવસો સુધી આપ આ ફાની દુનિયામાં બિરાજમાન રહ્યા.

મેદાને-અરફાતના વુકૂફ દરમિયાન એક સહાબી આપની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! એહરામ માટે કયા કયા કપડાં પહેરી શકાય ?"

આપે ફરમાવ્યું, "ન કમીસ ન શલવાર, ન દસ્તાર ન ટોપી ન મોજાં. હા કોઇની પાસે પગરખાં ન હોય તો મોજાંને ઘૂંટીથી નીચે સુધી કાપીને પહેરી લે. એવું કપડું પણ ન પહેરે જેમાં ઝાફરાન કે વર્સ (નામના ઘાસ)નો રંગ લાગેલો હોય."

એજ અરફાતના મેદાનમાં એજ તારીખે એજ દિવસે એક સહાબી પોતાના ઊંટની પીઠ પરથી ગબડી પડયા. ગરદન તૂટી ગઇ અને વફાત પામી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "એમને ગુસલ આપો. પહેરેલા એહરામનું જ કફન બનાવો. માથું અને ચેહરો ખુલ્લો રાખો. ખુશ્બૂ ન લગાડો. કિયામતને દિવસે એજ હાલતમાં એ લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! પોકારતા ઊભા થશે."

## મુઝ-દલિફહ તરફ રવાનગી

સૂરજ આથમવા સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જબલે-રહમત પાસે પોતાની સવારી પર બિરાજમાન રહીને પોતાના પાલનહારના દરબારમાં દુઆઓ માગવામાં તલ્લીન રહ્યા. સૂરજ જયારે પોતાના સોનેરી કિરણો, તવહીદના પરસ્તારો પર નિછાવર કરીને ગુરૂબ થઇ ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હાજીઓને મુઝદલિફહના મેદાન તરફ કૂચ કરવાનો હુકમ ફરમાવ્યો. સાથે જ હાજીઓના વિરાટ

સમૂદાયમાંથી લબ્બૈક ! નો પોકાર બુલંદ થયો અને આખું મેદાન લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! લા શરીક લક્ લબ્બૈક !.....ના નૂરાની પોકારોથી ગુંજી ઊઠયું. સવા લાખથી વધારે હાજીઓનો માનવ મહેરામણ મુઝ-દલિફહના મેદાન તરફ મોજાં મારવા લાગ્યો.

જબલે-રહમત પાસે સૂરજ આથમી ગયો હતો અને મગરિબની નમાઝનો સમય થઇ ગયો હતો. તેમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અહીં ન અઝાન પોકારવાનો હુકમ ફરમાવ્યો ન મગરિબની નમાઝ અદા કરી. બલકે કુસવાની પીઠ પર બિરાજમાન રહીને આપ મુઝદલિફહના મેદાન તરફ રવાના થઇ ગયા. અહીંથી ઊપડતી વેળા આપે હઝરત ઉસામહ બિન ઝૈદ નામના યુવકને પોતાની સાથે ઊંટાણીની પીઠ પાછળ બેસાડી લીધા. હઝરત ઉસામહ આપના આઝાદ કરેલા ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહના ચંચળ અને બહાદુર બેટા હતા. વીસેક વરસના તરૂણ યુવક હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બેહદ વહાલા હતા. એમના માનવંતા બાપા હઝરત ઝૈદ બિન હારિસહ જંગે-મૂતહમાં ખ્રિસ્તીઓ સાથેના યુધ્ધમાં, હઝરત જઅફર અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા સાથે શહીદ થઇ ગયા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મેદાને-અરફાતના ઐતિહાસિક ખુત્બહમાં ઈસ્લામી સમાનતા અને દીની ભાઇચારાના જે સોનેરી ઉસૂલો બયાન ફરમાવ્યા હતા તેનો જીવંત દાખલો કે બોલતો પુરાવો, પોતાના ગુલામઝાદાને પોતાની સાથે પોતાની સવારી પર બેસાડીને પૂરો પાડયો હતો. હજજતુલ-વદાઅના કાફલામાં આપના અહલે-બૈત ઉપરાંત નિકટના સગાં સ્નેહીઓ પણ હતાં. મગર આપની પસંદગીની નજર આપના આઝાદ ગુલામના આઝાદ ફરઝંદ પર ઠરી. ઊંચ અને નીચના તમામ ભેદો, હજારો મુસલમાનોની આંખો સામે કાયમ માટે મટી ગયા હતા.

મુઝ-દલિફહની કૂચ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટાણીની ચાલ ન બહુ ઝડપી હતી ન બહુ ધીમી. બિલકુલ મધ્યમ ચાલે ચાલતી હતી. ચઢાણ વેળા આપ તેની નાથ ઢીલી મૂકી દેતા હતા અને ઉતરાણ વેળા ખેંચી રાખતા હતા અને આપ ફરમાવતા હતા, ''લોકો ! ધીરેથી, આરામથી, શાંતિથી ચાલો. તેજીથી, ઝડપથી કે ઉતાવળથી ચાલવામાં કોઇ નેકી નથી.''

માનવંતા હાજીઓના મુબારક કાફલાની રવાનગી સૂરજ આથમવા પછી થઇ હતી. રસ્તામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લગાતાર લબ્બૈક ! નો પોકાર ફરમાવતા હતા પણ આપનો નુરાની અવાજ કદી વધારે ઊંચો થયો નહિ. રસ્તામાં એક સ્થળે થોભીને આપ કુદરતી હાજતથી ફારિગ થયા: તે વેળા દૂર આવેલી એક ઝાડી પાછળ આપ ચાલ્યા ગયા હતા. ત્યાંથી આવીને આપે વુઝૂ પણ કરી લીધો. મગરિબની નમાઝ આપની સાથે કોઇએ પઢી ન હતી. આપને વુઝૂ કરતા જોઇને ઊંટાણી પર બેઠેલા હઝરત ઉસામહ બિન ઝૈદે પૂછયું, ''યા રસૂલલ્લાહ ! શું મગરિબની નમાઝ પઢવાનો આપનો ઇરાદો છે ?''

આપે ફરમાવ્યું, ''નહિ મગરિબ અને ઇશાની નમાઝની જગા આગળ જતાં આવે છે.''

આપ ફરીવાર પોતાની ઊંટાણીની પીઠ પર બિરાજમાન થયા. મધ્યમ ગતિએ ચાલતી આપની સવારી જયારે મુઝ-દલિફહના મેદાનમાં દાખલ થઇ તો આપે અહીં જ કિયામ કરવાનો હુકમ ફરમાવી દીધો.

## મુઝ-દલિફહના મેદાનમાં

અરફાત અને મિના વચ્ચે આવેલા આ મેદાનનું નામ મુઝ-દલિફહ છે. અરફાતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તંબૂ નમિરહ ની ખીણમાં હતો. એ ખીણની એક તરફ અરફાત અને બીજી તરફ મુઝ--દલિફહ આવેલું છે. જાહિલિયતના યુગમાં હજ્જ વેળા મક્કહના કુરૈશી મુશરિકો અરફાતને બદલે મુઝ-દલિફહમાં કિયામ કરતા હતા. આ સ્થળ હરમની હદમાં આવેલું હોવાથી તેઓ દલીલ કરતા હતા કે અમે હજ્જમાં હરમની હદ ઓળંગતા નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહના હુકમ મુજબ તેઓના આ નિયમ વિરૂધ્ધ નમિરહની ખીણમાં કિયામ ફરમાવ્યો હતો.

મુઝ-દલિફહના મેદાનમાં કિયામ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરીવાર તાજો વુઝૂ કર્યો. એ પછી આપે અઝાન પોકારવાનો હુકમ ફરમાવ્યો. હઝરત બિલાલે પોતાના દિલકશ અને સુમધુર કંઠે એવી તો અઝાન લલકારી કે આજુબાજુના પહાડો અલ્લાહુ અકબરના નૂરાની નાદોથી ગુંજી ઊઠયા. હઝરત બિલાલ મદીનહમાં મસ્જિદે-નબવીમાં મુઅઝ-ઝિન હતા. દિલકશ કંઠે અઝાન પોકારતા તો સમયની ગતિ જાણે થંભી જતી. દિલ ધડકવાનું ચૂકી જતું અને વાતાવરણમાં સોપો પડી જતો. અઝાન ખતમ થતાં ઈકામત પોકારવામાં આવી અને હજારો હાજીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઈમામતમાં નમાઝનો કોલ બાંધીને અલ્લાહના દરબારમાં ઊભા થઇ ગયા.

મગરિબની નમાઝ પહેલાં ઊંટોની પીઠ પરથી માલ-સામાન ઉતારવામાં આવ્યો ન હતો. નમાઝની અદાયગી પછી માલ-સામાન ઉતારી લેવામાં આવ્યો અને ઊંટોને આરામ માટે આરામથી બેસાડી દેવામાં આવ્યાં. એ પછી બીજી ઇકામત પોકારીને ઇશાની નમાઝ અદા કરવામાં આવી. ઇશાની નમાઝ માટે નવી અઝાન નહિ પોકારવામાં આવી, ન મગરિબ કે ઇશાની નમાઝો વચ્ચે કોઈ બીજી નમાઝ પઢવામાં આવી. એક અઝાન અને બે ઇકામતથી મગરિબ તથા ઇશાની નમાઝો અદા કરવામાં આવી. આ રીતે મુઝ-દલિફહમાં પઢેલી મગરિબ અને ઇશાની ભેગી નમાઝોને ''જમ્એ-તાખીર''કહે છે. જેમકે આજે બપોરે અરફાતમાં પઢેલી ઝુહર અને અસરની ભેગી નમાઝોને ''જમ્એ-તકદીમ''કહે છે.

**મુઝ-દલિફહની મુબારક રાત**————ઇશાની નમાઝથી નિવૃત્ત થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના ઉતારામાં આરામ ફરમાવ્યો. તમામ હાજીઓ પણ પોતાની જરૂરિયાતથી પરવારીને પોતાના ઉતારે આરામ કરવા લાગ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખાસ સાથીદારો અને ખાદિમો આપની તહેનાતમાં હાજર હતા. થોડીવાર તેઓની સાથે વાતચીત કરી. એજ દરમિયાન આપે જમણ લીધું. અલ્લાહની જે કંઇ નેઅમતો હાજર હતી તેને ખાયને અલ્લાહનો શુક્ર અદા કર્યો. પછી પથારી પર પધારીને આરામથી લેટી ગયા.

રોજના નિયમ વિરૂધ્ધ આજની રાતે તહજ્જુદની નમાઝ માટે આપ જાગ્યા નહિ. આજની એક જ રાત એવી હતી જેમાં આપે તહજ્જુદની નમાઝ નહિ પઢી. રાતના પાછલા પ્રહરે સુબ્હે સાદિક થવા પહેલાં બેદાર થઇને નમાઝે-ફજરની તૈયારી કરવા લાગ્યા. થોડીવારે સુબ્હે-સાદિક થતાં અઝાન પોકારવામાં આવી. આથી પહેલાં તમામ હાજીઓ સફબંદી કરીને ફજરની નમાઝ માટે તૈયાર હતા. હઝરત બિલાલે ઇકામત પોકારી અને સારાયે જગતના ઇમામ, અલ્લાહના આખેરી નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલ્લા પર પધારીને નમાઝની ઇમામત ફરમાવી. આજની ફજરની નમાઝ પરોઢના અવ્વલ સમયે અંધારામાં અદા કરવામાં

આવી.

ફજરની નમાઝથી ફારિગ થઇને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની કુસવા ઊંટણી પાસે પધાર્યા. આપની સવારી માટે ઊંટણીને અગાઉથી તૈયાર રાખવામાં આવી હતી. આપ તેની પીઠ પર બિરાજમાન થઇને "મશ-અરિલ-હરામ"સ્થળે પધાર્યા. [1] અહીં પધારીને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો નૂરાની ચેહરો કિબ્લહ તરફ કરી લીધો અને તનમન કે અંતઃકરણથી અલ્લાહની યાદમાં તન્મય બની ગયા. અલ્લાહની હમ્દો-સના તે અખિલ જગતના પાલનહારની શાનને શોભે તેવા અલંકૃત શબ્દોમાં બયાન કરી અને નમ્રતા તથા દીનતાના ગદ્‌ગદ ભાવો સાથે ઝિક્રો-ફિક્રમાં ગરકાવ થઇ ગયા. પછી અનુકંપા કે દયા ઉપજાવે તેવી લાગણીથી ગળગળા થઇને પોતાની પૂરી ઉમ્મત માટે માફીની, ક્ષમાની, મગફેરતની દુઆઓ માગી. આપે ફરમાવ્યું, "મારી જે દુઆઓ અરફાતના મેદાનમાં કબૂલિયતનું માન નહિ મેળવી શકી તે મશ-અરિલ હરામ સ્થળે બારગાહે-ઈલાહીમાં મકબૂલ થઇ ગઇ."

**શયતાનની ચીખપુકાર**————એજ મશ-અરિલ-હરામ મુકામે દુઆ માગતી વેળા એક પળ એવી આવી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની મુખડા પર મંદ ગુલાબી હાસ્ય ફરકી ગયું. આ ગુલાબી મુસ્કુરાહટથી આપનો નૂરાની ચેહરો ઓરભી ફૂલગુલાબી બની ગયો. તે વેળા હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર ફારૂક અને બીજા માનવંતા સહાબા ત્યાં આપની તહેનાતમાં હાજર હતા. અલ્લાહના બારગાહમાં હાજરી અને દુઆના ગંભીર પ્રસંગે આપના નૂરાની હોઠો પર હાસ્ય ફરકતું જોઇને બધા નવાઈ પામી ગયા.

પૂછ્યું, "હે અલ્લાહના રસૂલ ! અમારાં માબાપ આપની ઉપર કુરબાન ! દુઆના આ ગંભીર સમયે આપના નુરાની હોઠો પર હાસ્ય કેવું ?"

ફરમાવ્યું, "અલ્લાહનો દુશ્મન ઈબલીસ મારા જોવામાં આવ્યો. એ શયતાને-મરદૂદને જયારે ખાતરી થઇ ગઇ કે અલ્લાહ તઆલાએ મારી ઉમ્મતના હકમાં મારી દુઆ કબૂલ કરી લીધી છે અને મારી ઉમ્મતને બખ્શી દીધી છે તો એ મરદૂદ, પોતાના માથા પર ધૂળ ઉડાડીને ચીખ-પુકાર કરવા લાગી ગયો. તેનો આ કલ્પાંત કે ચીખપુકાર જોઇને મને હસવું આવી ગયું."

**હજજે-બદલનો સવાલ**————આજે ઝુલ-હજજની દસમી તારીખ છે. શનિવારનો દિવસ અને પ્રભાતનો સોહામણો સમય છે. પૂર્વના આકાશની કિનારીથી આફતાબે-આલમતાબની દબદબાભરી સવારી નીકળવાની તૈયારીમાં છે. મેદાને-મુઝ-દલિફહના મશ-અરિલ-હરામ મુકામે અલ્લાહના લાડલા અને આખેરી નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના હજારો માનવંતા સહાબા સાથે બારગાહે-ઈલાહીમાં દુઆઓ માગવામાં તન્મય છે. અચાનક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની દુઆઓ ખતમ ફરમાવીને હાજીઓના કાફલાને મયદાને-મિના તરફ કૂચ કરવાનો હુકમ ફરમાવ્યો. સૂરજ હજુ તુલૂઅ થયો ન હતો પણ તુલૂઅ થવાની તૈયારીમાં હતો. આપનો હુકમ મળતાં હાજીઓનો કાફલો મિના તરફ રવાના થયો. દરેકની જીભ પર અલ્લાહની મહાનતા, અલ્લાહની કીર્તિ

---

૧. મશ-અરિલ-હરામ : મુઝ - દલિફહના મેદાનમાં આવેલું તે સ્થળ જયાં હાજીઓ અરફાતથી વાપસ થઇને મગરિબ અને ઇશાની નમાઝો ભેગી રીતે પઢે છે. ઝીલ-હજજની ૧૦ તારીખે ફજરની નમાઝ પછી દુઆઓ માગવાનું ખાસ સ્થળ છે. હાજીઓ રાત અહીં જ પસાર કરે છે. ફજરની નમાઝ અંધારામાં અદા કરે છે અને દુઆઓ માગીને મિના તરફ પાછા વળે છે. "હ"

અને અલ્લાહના દરબારમાં અલ્લાહના અદના ગુલામ તરીકેની હાજરીનું રટણ હતું. અર્થાત : દરેક હાજી લબ્બૈક! અલ્લાહુમ્મ લબ્બૈક ! ના નમ્ર અને નૂરાની પોકારોથી પોતાના પાલનહારના ભવ્ય દરબારમાં પોતાની હાજરી પુરાવી રહ્યો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ પોતાની સવારી પર બિરાજમાન રહીને મિના તરફ રવાના થયા. અહીંથી ઊપડતી વેળા આપે પોતાના માનવંતા કાકા હઝરત અબ્બાસના યુવાન ફરઝંદ હઝરત ફઝલ બિન અબ્બાસને પોતાની પાછળ ઊંટણીની પીઠ પર બેસાડી લીધા. આપના આઝાદ ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહના લાડલા પુત્ર હઝરત ઉસામહ આપની સવારી સાથે ચાલવાની અને આપના નૂરાની દીદારથી પાવન થવાની લહાણી માણતા હતા.

આપની સવારી મધ્યમ ગતિએ આગળ બઢી રહી હતી. હઝરત ફઝલ બિન અબ્બાસ આપની સવારી પાછળ બેઠેલા હતા. હઝરત ઉસામહ બિન ઝૈદ આપની સવારી સાથે ચાલી રહ્યા હતા. આપના ખાસ સાથીઓ આપની જોડે જ હતા અને બધા લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! નો કંઈક મંદ સ્વરે પોકાર કરતા મિના તરફ બઢી રહ્યા હતા. એટલામાં ખસ્અમ કબીલાના એક માનવંતા ખાતૂન (નામ જાણી શકાયું નહિ) આપની તહેનાતમાં હાજર થયાં.

"અસ્સલામુ અલૈકુમ યા રસૂલલ્લાહ !" ખાતૂને અરજ કરી, "હું એક વાત પૂછવા આપની તહેનાતમાં હાજર થઈ છું."

"કહો હે અલ્લાહની બંદી ! તમારે શું પૂછવું છે." આપે ફરમાવ્યું.

"હે અલ્લાહના રસૂલ ! અમારાં માબાપ આપની ઉપર કુરબાન ! અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ પર બૈતુલ્લાહની હજ્જ ફર્ઝ ઠરાવી છે. હજ્જનાં ફર્ઝ હોવાનો હુકમ મારા બાપાએ પણ સાંભળ્યો છે પણ તેઓ એટલા વયોવૃધ્ધ અને અશકત છે કે સવારી પર બેસી શકતા નથી.સવાલ આ છે કે શું હું તેમના તરફથી હજ્જ અને ઉમ્રહ કરી શકું છું ?"

"હા હે અલ્લાહની બંદી ! "આપે ફરમાવ્યું, "તમે તમારા બાપા તરફથી હજ્જ અને ઉમ્રહ કરી લો."

**કાંકરા ઉપાડો-બિદઅતોથી બચો**————અહીંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક સવારી મધ્યમ ગતિથી ચાલતી આગળ બઢી. થોડે દૂર જઈને આપે પોતાના કાકાના બેટા હઝરત ફઝલને ફરમાવ્યું, "હે અબ્બાસના બેટા ! સવારી પરથી નીચે ઊતરો અને રમીએ-જિમાર માટેના કાંકરા અહીંથી વીણી લો. જુઓ, ચણાથી મોટા અને બદામથી નાના હોય એવા કાંકરા વીણજો."

મિનાના આ મેદાનમાં અલ્લાહના પયગમ્બર હઝરત ઈબ્રાહીમ અલૈહિસ-સલામ પોતાના લાડલા બેટા હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામને અલ્લાહના હુકમથી અલ્લાહના રાહમાં કુરબાન કરવા લઈ જતા હતા. તે વેળા હઝરત ઈસ્માઈલ કિશોર વયના બાળક હતા. શયતાને બહુરૂપીનો વેશ સજીને બાપ-બેટાને બહેકાવવાની ઘણી કોશિશ કરી પણ પોતાના દાવમાં તે ફાવ્યો નહિ. બાપ-બેટા સમજી ગયા કે એ શયતાન છે જે બહુરૂપીના વેશમાં આવ્યો છે.

બંનેએ અલ્લાહના નામથી પથ્થરના કાંકરા ઝીંકીને તેને એવા ફટકાર્યો કે અલ્લાહનો દુશ્મન ઊભી પૂછડીએ ભાગી છુટ્યો. શયતાને મિનામાં ત્રણ જગાએ આ ચેષ્ટા કરી હતી જેથી એ ત્રણે સ્થળોએ આ બનાવની યાદગાર તરીકે ત્રણ થાંભલાં ગોઠવી દેવામાં આવ્યાં છે. પહેલા થાંભલાને ''જમ્રએ-ઊલા'' કહે છે. બીજા થાંભલાને ''જમ્રએ-વુસ્તા'' અને ત્રીજાને ''જમ્રએ-ઉકબા'' કહે છે. એટલે મોટો શયતાન, વચલો શયતાન, નાનો શયતાન. મોટા શયતાનને ''જમ્રએ-કુબરા'' અથવા ''શયતાને-બુઝુર્ગ'' પણ કહે છે. એજ બનાવની યાદગાર તરીકે હાજીઓ અહીંથી કાંકરા ઉપાડીને ત્રણે શયતાનોને સાત-સાત કાંકરા મારવાની ક્રિયા કરે છે. ઝીલ-હજ્જની ૧૦ તારીખે જમ્રએ-કુબરાને સાત કાંકરા મારવામાં આવે છે. બાકીના બે દિવસે ત્રણે શયતાનોને સાત-સાત કાંકરા મારવામાં આવે છે. કાંકરા મારવાની આ ક્રિયાને ''રમીએ-જિમાર'' કહે છે. રમ્ય-રમ્યુન એટલે મારવું-ફેંકવું અને જિમાર એટલે કાંકરા-કાંકરીઓ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ મળતાં હઝરત ફઝલ બિન અબ્બાસે ઊંટાણી પરથી ઊતરીને આપની સૂચના મુજબના સાત કાંકરા વીણી લીધા અને ઊભા થઇને આપની સેવામાં પેશ કરી દીધા. આપે એ કાંકરાને પોતાના મુબારક હાથથી સાફ કરીને પોતાના હાથમાં રાખી લીધા અને લોકોને સંબોધીને ફરમાવ્યું :

> ''હે લોકો સાંભળો ! જેવા કાંકરા અમે ઉપાડયા છે તમે પણ એવા જ અને એટલા જ કાંકરાઓથી રમીએ-જિમાર કરો અને ''ગુલૂ ફિદ-દીન''થી બચો. (એટલે દીનના કામોમાં કોઇ નવી વાત ઉપજાવી કાઢવાથી બચો. દીનમાં નવી વાત ઉપજાવી કાઢવાને બિદઅત કહે છે.)

એ પછી ફરમાવ્યું :

> ''સાંભળો, તમારાથી પહેલાંની કૌમો ''ગુલૂ ફિદ-દીન''ને કારણે તબાહ થઇ ગઇ.''

મતલબ આ છે કે કાંકરાને બદલે પથ્થર, ચંપલ કે ખાસડું અને સાતને બદલે આઠ કાંકરા શયતાનને મારવાથી બચો કેમકે એનું જ નામ ગુલૂ ફિદ-દીન છે. અને ગુલૂ ફિદ-દીનથી કૌમો તબાહ થઇ જાય છે.[1]

## હજ્જનો બીજો દિવસ

### રમીએ-જિમાર અને કુરબાની

- ૧૦ ઝીલ-હજ્જ ૧૦ હિજરી
- ૭ માર્ચ ૬૩૨ ઇસ્વી
- શનિવાર

રમીએ-જિમાર માટે કાંકરા ઉપાડી લેવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની સવારી અહીંથી આગળ બઢી. આજે સવારે સૂરજ ઊગવા પહેલાં આપ મુઝ-દલિફહથી પોતાની ઊંટાણી પર બિરાજમાન

૧. ગુલૂ ફિદ-દીન : અરબી લુગત મુજબ ગુલૂ શબ્દના અર્થ વધારો કરવો, ઉમેરો કરવો, હદ ઓળંગવી વગેરે થાય છે. કોઇ હાજી વિચાર કરે કે શયતાનને સાત કાંકરા મારવાથી સવાબ મળે છે તો આઠ કાંકરા મારવાથી વધારે સવાબ મળશે. એનું જ નામ ગુલૂ ફિદ-દીન છે જેને બિદઅત કહે છે. બિદઅત સવાબનું નહિ, અલ્લાહના અઝાબને નોતરવાનું કામ છે. જેનાથી કૌમો તબાહ થઇ જાય છે. ''હ''

થઈને મિના તરફ રવાના થયા હતા. આપના કાકાના ફરઝંદ હઝરત ફઝલ બિન અબ્બાસ આપની સવારી પાછળ બેઠેલા હતા. આપના આઝાદ ગુલામના ફરઝંદ હઝરત ઉસામહ બિન ઝૈદ આપની સવારી સાથે ચાલી રહ્યા હતા. હજારો હાજીઓનો તોતિંગ કાફલો ''તલ-બિયહ''એટલે લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! ના પોકાર કરતો આપની સાથે મિના તરફ બઢી રહ્યો હતો. કેટલાક પોતપોતાની સવારીઓ પર બિરાજેલા હતા ત્યારે કેટલાક પગપાળા પોતાની મંઝિલો કાપતા હતા. આગળ જતાં ''મુહસ-સિર'' નામની એક ખીણ આવી. જેવી જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી મુહસ-સિરની ખીણમાં દાખલ થઈ કે તરત આપે ઊંટણીને તેજીથી હંકારી મૂકી. આપની ઊંટણીના ઝપાટો જોઈને તમામ મુસલમાનોએ પણ આપના અમલનું અનુસરણ કર્યું. હજારો ઊંટો અને ઊંટણીઓ ઝપાટાભેર આ ખીણ પસાર કરવા લાગી. પેદલ ચાલનારાઓએ પણ પોતાની ઝડપ વધારી દીધી.

**મુહસ-સિરની મનહૂસ ખીણ**——————મુહસ-સિરની ખીણ મુઝ-દલિફહ અને મિનાની વચ્ચે આવેલી જમીનનું નામ છે. જમીનનો આ ટુકડો ન મુઝદલિફહમાં દાખલ છે ન મિનામાં. આ નોખો ટુકડો એક તરફ મુઝદલિફહને અડીને આવેલો છે અને બીજી તરફ મિનાને અડીને આવેલો છે. મુહસ-સિર નામની આ ખીણ એક મનહૂસ ખીણ ગણાય છે. એજ ખીણમાં ''અસહાબે-ફીલ'' એટલે હાથીવાળાઓ પર અલ્લાહનો અઝાબ તૂટી પડયો હતો.

મુખ્તસર વિગત એમ છે કે જે વરસે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક જન્મ થયો એ વરસે મુલ્કે-યમનનો હબશી બાદશાહ પોતાના લાવલશ્કર અને હાથીઓની ફોજ સાથે ખાનએ-કઅબહને ઊખેડી નાખવાના નાપાક હેતુએ મક્કહ પર ચઢી આવ્યો. યમનના આ બાદશાહનું નામ અબ્રહા હતું. એ ભારે તુમાખીખોર અને અભિમાની બાદશાહ હતો. મક્કહ પાસે આવીને તેણે પોતાના લાવલશ્કર સાથે મુહસ-સિરની આ ખીણમાં પડાવ નાખી દીધો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા હઝરત અબ્દુલ-મુત્તલિબ મક્કહના સૌથી મોટા સરદાર હતા. મક્કહના લોકો અબ્રહાના જંગી લશ્કર અને તેના હાથીઓનો મુકાબલો કરી શકે એમ ન હતા. પોતાના ઘરોને તાળાં મારીને બધા જંગલો અને પહાડોમાં ચાલ્યા ગયા. આ તરફ અલ્લાહ તઆલાએ અબાબીલ એટલે ચકલીઓના ટોળેટોળાં મોકલી આપ્યાં. ચકલીઓની ચાંચો અને પંજાઓમાં નાનાં-નાનાં કાંકરા હતા. આકાશ પરથી તડાતડ બંદૂકની ગોળીઓ પેઠે કાંકરા વરસવા લાગ્યા. લશ્કરી કે હાથી જેને કાંકરો લાગતો એ ઢગલો થઈને, પ્રાણીએ ચાવેલા ભૂંસા જેવો થઈ પડતો. આ રીતે અલ્લાહ તઆલાના ગૈબી લશ્કરોમાંથી એક નજીવા લશ્કરે અભિમાની અબ્રહાના બળવાન લશ્કરને એજ મુહસ-સિરની ખીણમાં હતું ન હતું કરી નાખ્યું. એનું બયાન કુર્આને-મજીદની સૂરતુલ-ફીલમાં થયેલું છે : અલમ તર કયફ ફઅલ રબ્બુક બિ-અસ્હાબિલ-ફીલ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે જ્યારેય આપ પ્રવાસમાં કોઈ એવા સ્થળે પધારતા જ્યાં વસનારી કોઈ કૌમ પર અલ્લાહનો અઝાબ તૂટી પડયો હોય તો આપ પોતાના નૂરાની ચેહરા પર કપડું નાખીને ઝપાટાભેર ત્યાંથી પસાર થઈ જતા. એનું એક ઉદાહરણ આપણે જંગે-તબૂકના પ્રકરણમાં વાંચી આવ્યા છીએ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હાજીઓના ગંજાવર કાફલા સાથે ઝપાટાભેર મુહસ-સિરની ખીણ વટાવતા મિનામાં દાખલ થઈ ગયા. આપની મુબારક સવારી મિનામાં પ્રવેશી તે વેળા ચાશ્તનો સમય હતો. મિનામાં પ્રવેશીને આપે તે રસ્તો ગ્રહણ કર્યો જે મેદાનની વચ્ચેથી થઈને જમ્રએ-કુબરા (મોટા શયતાન) પાસે જતો હતો.

અહીં પધારીને આપે ખીણની નીચાણની જમીન પર કિયામ ફરમાવ્યો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના અહલે-બૈતમાંથી કમજોરો, અશકતો, બીમારો અને બાળકોને રાતની વેળા જ મુઝદલિફહથી મિના મોકલાવી આપ્યા હતા. હઝરત ઇબ્ને અબ્બાસ પણ એમની જ સાથે ગયા હતા. પાક બીબીઓમાંથી હઝરત સવદહ પણ એમના સંગાથે ગયાં હતાં. બાકીનાં બધાં પાક બીબીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે હતાં. રવાના કરતી વેળા આપે તેઓને તાકીદ ફરમાવી હતી કે સૂરજ ઊગવા પહેલાં રમીએ-જિમાર કરવી નહિ.

જમ્રએ-કુબરા પાસે પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એવી રીતે ઊભા થઇ ગયા કે ખાનએ-કઅબહ આપના ડાબા હાથે હતો. મિનાનું મેદાન જમણા હાથે હતું. અને જમ્રએ-કુબરા આપના નૂરાની ચેહરાની સામે હતો. ઊંટાણીની પીઠ પર બિરાજમાન રહીને આપે સાત કાંકરા એક-એક કરીને જમ્રએ-કુબરાને માર્યા. દરેક કાંકરો મારતી વેળા આપ અલ્લાહુ અકબર ! ફરમાવતા હતા. સાત કાંકરા પર સાત વાર અલ્લાહુ અકબર ફરમાવ્યું.

રમીએ-જિમારની આ ક્રિયા આપે ઝીલ-હજજની દસમી તારીખે, શનિવારની સવારે સૂરજ સારી રીતે ઊંચે ચઢી ગયો ત્યારે કરી. અને જયારે આ ક્રિયાથી પરવારી ગયા તો તરત જ ''તલ-બિયહ'' પઢવાનું એટલે લબ્બૈક! અલ્લાહુમ્મ લબ્બૈક ! પોકારવાનું મવકૂફ કરી દીધું.

રમીએ-જિમારની ક્રિયા વેળા હઝરત ઉસામહ બિન ઝૈદ અને હઝરત બિલાલ આપની તહેનાતમાં હાજર હતા. એમાંના એક ગૃહસ્થે આપની ઊંટાણીનો આછોડો પકડી રાખ્યો હતો અને બીજા ગૃહસ્થે પોતાની ચાદરથી આપની ઉપર સાયો કરેલો હતો. કેમકે સૂરજના તડકામાં તેજી આવી ગઇ હતી.

## બીજો અઝીમુશ-શાન ખુત્બો

- શનિવાર તા. ૧૦ ઝીલ-હજજ ૧૦ હિજરી
- મુતાબિક : ૭ માર્ચ ૬૩૨ ઇસ્વી.
- મુકામ : મિના.
- હાઝેરીનની સંખ્યા : સવા લાખથી વધારે.

જાણીતા સીરત લેખક અબુલ-બરકાત મવલાના અબ્દુર-રઊફ કાદરી દાનાપૂરી સાહેબ પોતાની કિતાબ ''અસિહહુસ-સિયર''માં લખે છે :

> ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હજજતુલ-વદાઅ વેળા ઝીલ-હજજની ૧૦ તારીખે મિનામાં તે સ્થળે કિયામ ફરમાવ્યો જયાં મસ્જિદે-ખૈફ આવેલી છે. અહીં જ આપે રમીએ-જિમારથી ફારિગ થઇને એક અઝીમુશ-શાન ખુત્બો બયાન ફરમાવ્યો. આ ખુત્બહ વેળા આપનો એક મુઅજિઝો જાહેર થયો. અબ્દુર્રહમાન બિન મુઆઝ તમીમીથી અબૂ દાવૂદ અને નસાઇ નામે હદીસ-ગ્રંથોમાં એક રિવાયત ટાંકવામાં આવેલી છે. તેઓ ફરમાવે છે કે રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ ખુત્બહ વેળા મિનાનું આખું મેદાન હાજીઓથી ચિક્કાર હતું. આ છેડાથી તે છેડા સુધી માણસો જ માણસો દેખાતા હતા. આમ છતાં આપના ખુત્બહનો અવાજ આ ખૂણાથી તે ખૂણા સુધી સાફ રીતે પહોંચી રહ્યો હતો. દૂર-નઝદીકના તમામ લોકો સરખી રીતે પોતપોતાની જગાએ ખુત્બહનો બોલેબોલ સાંભળી રહ્યા હતા. અલ્લાહ તઆલાએ દરેકના કાન સતેજ કરી દીધા હતા. વલ્લાહુ અઅલમ." [૧]

**ખુત્બહની શરૂઆત**————જમ્રએ-કુબરાની રમીએ-જિમારથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મસ્જિદે-ખૈફ પાસે આવેલા પોતાના ઉતારે પધાર્યા. અહીં આપે એક અઝીમુશ્શાન અને ફસીહો-બલીગ ખુત્બો ઈર્શાદ ફરમાવ્યો. અલ્લાહની હમ્દો-સનાથી ખુત્બહની શરૂઆત કરતાં આપે ફરમાવ્યું:

| | |
|---|---|
| ઐયુહન-નાસ અન્નહૂ | હે લોકો ! બેશક |
| લા નબીય્ય બઅદી. | મારી પછી કોઈ નવા નબી નથી. |
| વલા ઉમ્મત બઅદ્દુ-કુમ. | અને તમારા પછી કોઈ નવી ઉમ્મત નથી. |
| અલા ફઅબુદૂ રબ્બકુમ. | સાંભળો ! પોતાના પાલનહારની બંદગી કરો. |
| વ સલ્લૂ ખમ્સ કુમ. | અને પાંચ વખતની નમાઝ પઢો. |
| વ સૂમૂ શહ્કુમ. | અને રમઝાનના રોઝહ રાખો. |
| વ અદ્દૂ ઝકાત અમવાલ કુમ. | અને પોતાના માલની ઝકાત આપો, |
| અન તીબે નફસિમ મિન્હુ. | પોતાના મનની રાજીખુશીથી. |
| વ તહુજ્જૂન બૈત રબ્બે-કુમ. | અને પોતાના રબના ઘરનો હજ્જ કરો. |
| વ અતીઊ ઊલાતિ અમ્રેકુમ. | અને પોતાના હાકિમોના હુકમનું પાલન કરો. |
| તદખુલૂ જન્નત રબ્બે-કુમ. | તમે દાખલ થઈ જશો તમારા રબની જન્નતમાં. |

અત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની આંખો સામે લાખ, સવા લાખ કે તેથી વધુ હાજીઓની ગંજાવર મેદની આપની તહેનાતમાં હાજર હતી. એક અલ્લાહના પૂજારીઓનું આ વિરાટ ટોળું આપની ૨૩ વરસોની તનતોડ કોશિશો અને આપના અવિરત સંઘર્ષોનું ફળ હતું. હવે એક નવી શરીઅત, એક નવા જીવન-તંત્ર, એક નવા જગત અને નવા યુગનો આરંભ થઈ ચૂક્યો હતો. એટલે જ આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન્નઝ - ઝમાન | બેશક ઝમાનો ઘૂમીફરીને |
| કદિસ - તદાર | તેજ સ્થળે આવી ગયો છે |
| કહેઅતિ યવમ | તે રૂપમાં જે દિવસે |
| ખલકલ-લાહુસ | સર્જન કર્યું હતું અલ્લાહ તઆલાએ |
| સમાવાતે વલ-અર્દ. | આકાશો અને ધરતીનું. |

એ પછી વરસના કેટલા મહિના અલ્લાહ તઆલાએ નક્કી કર્યા છે તેનું વર્ણન કરતાં ફરમાવ્યું:

૧. અસિહ - હુસ - સિયર પેજ ૫૦૨નો હાશિયો.

| | |
|---|---|
| ઈન્ન ઈદ્દતશ-શુહૂરિ | બેશક મહિનાઓની ગણતરી |
| ઈન્દલ્લાહ ઈસ્ના અશર શહરન | અલ્લાહ કને ૧૨ મહિના છે. |
| મિન્હા અર-બઅતુન હુરુમ. | એમાંના ૪ મહિના માનપાનવાળા છે. |
| સુલાસતુ મુતવા-લિયતુન | એમાં ૩ મહિના લગાતાર આવે છે. |
| વ રજબુમ મુફરદ. | અને એક રજબ મહિનો નોખો છે; |
| અલ્લઝી બૈન જુમાદી વ શઅબાન. | તે જુમાદલ-આખિર અને શઅબાનની વચ્ચે છે. |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હાજીઓના વિરાટ સમૂહને ઉદ્દેશીને પૂછ્યું, "લોકો! આજે કયો દિવસ છે ?"

"અલ્લાહ અને તેના રસૂલ બેહતર જાણે છે." લોકોએ જવાબ આપ્યો.

આપે ફરીવાર ગંભીર સ્વરે પૂછ્યું, "લોકો ! શું આજે કુરબાનીનો દિવસ છે ?"

"બેશક હે અલ્લાહના રસૂલ !" લોકોએ અદબથી જવાબ આપ્યો.

આપે પૂછ્યું, "લોકો ! આ કયો મહિનો છે ?"

"અલ્લાહ અને તેના રસૂલ બેહતર જાણે છે." લોકો અદબથી બોલ્યા.

આપે પૂછ્યું, "લોકો ! શું આ ઝીલ-હજ્જ નથી ?"

"હા બેશક હે અલ્લાહના રસૂલ !" લોકોએ બાઅદબ જવાબ આપ્યો.

આપે પૂછ્યું, "લોકો ! આ કયું શહેર છે ?"

જવાબમાં લોકો ખામોશ રહ્યા.

આપે ફરમાવ્યું, "લોકો ! શું આ બલ-દતુલ-હરામ નથી ?" (માનપાનવાળું મક્કહ શહેર નથી ?)

"હા બેશક હે અલ્લાહના રસૂલ !" લોકોએ સવિનય જવાબ આપ્યો.

લોકોને વારંવાર આ વાતો સવાલ રૂપે પૂછવાથી આપનો મકસદ આ હતો કે જે વાતો આપ પૂછી રહ્યા છે એ કોઈ મામૂલી નહિ બલકે બેહદ જરૂરી અને અગત્યની વાતો છે. આપ ચાહતા હતા કે પૂછેલી વાતોનું મહત્વ લોકોના દિલો પર કોતરાઈ જાય. જ્યારે મુસલમાનોના દિલો પર આજના દિવસની અઝમત, આ મુબારક મહિનાનો મહિમા, અને માનપાનવાળા શહેરની મહત્તાનું ચિત્ર અંકિત થઈ ગયું અને લેશ પણ સંદેહ વિના તેઓને ખાતરી થઈ ગઈ કે આજના દિવસે, આ સ્થળે, આ મહિના અને આ શહેરમાં લડાઈ-ઝઘડો, મારામારી, કાપાકાપી વગેરે મુત્લક હરામ છે તો આપે તેઓને સંબોધીને ફરમાવ્યું

"લોકો ! અલ્લાહ તઆલાએ તમારા પોકળ અભિમાનના મૂળિયાં ખોદી કાઢ્યાં છે. બાપદાદાઓના કારનામાઓ કે પરાક્રમો પર અભિમાન લેવાની હવે કોઈ ગુંજાઈશ રહી નથી.

"હવે તમારી જાનો, તમારો માલ, તમારી ઈઝ્ઝત-આબરૂ એકબીજા પર કિયામત સુધીના માટે હરામ ઠરાવી દેવામાં આવ્યાં છે. જૂઓ, આ વસ્તુઓનું એટલું જ મહત્વ

છે જેટલું તમારા આ દિવસનું, તમારા આ સ્થળનું, તમારા આ મહિનાનું અને તમારા આ શહેરનું છે.

"ખબરદાર હે લોકો ! મારા પછી ગુમરાહ ના થઈ જશો. ન થાય કે તમે આપસમાં જ એકબીજાની ગરદનો મારવા લાગી જાવ !

"લોકો ! તમારે બહુ જલદી અલ્લાહના દરબારમાં હાજર થવાનું છે અને પોતાની કરણીનો હિસાબ આપવાનો છે. ખબરદાર અને સાવધાન ! મારા પછી દીનથી ફરી ના જશો. સીધા રસ્તેથી ભટકી ના જશો. કુફ્ર તરફ પલટી ના જશો. એકબીજાની ગરદનના મારશો.

"જાણી લો કે જે કોઈ અલ્લાહના હકમાં અને તેના બંદાઓના હકમાં બેઈમાની કરે છે તે પોતાના જ હકમાં બેઈમાની કરે છે. એવું ન થાય કે તમે ગુનાહોની ગાંસડી લઈને અલ્લાહના દરબારમાં ઊભા થાવ અને બીજા લોકો નેકીઓના સામાન સાથે હાજર થાય! યાદ રાખો, એવું થાય તો હું અલ્લાહના દરબારમાં તમારા કંઈ કામમાં નહિ આવી શકું. બદકાર પોતાની બદીઓનો પોતે જવાબદાર છે. બાપના પાપનો બેટો જવાબદાર નથી અને બેટાનો પાપનો બાપ જવાબદાર નથી.

"લોકો ! કોઈ નકટો હબશી ગુલામ પણ તમારો અમીર હોય અને તે તમને અલ્લાહની કિતાબના કાનૂન મુજબ ચલાવે તો તમે તેના હુકમની તાબેદારી કરજો.

"હવે તમારા આ શહેરમાં શયતાનની પૂજા કરવામાં આવે એ વાતથી શયતાન કાયમ માટે નિરાશ થઈ ચૂકયો છે. અલબત્ત આ વાત બનવા જોગ છે કે નાની-નાની વાતોમાં- - જેને તમે મામૂલી કે નજીવો ગુનાહ સમજો, તેવા હલકા કામોમાં તમે તેની તાબેદારી કરવા લાગો. તો, તમારી એટલી જ વાતથી શયતાન રાજીનો રેડ થઈ જશે.

"લોકો ! હમેશા અલ્લાહની કિતાબની તિલાવત કરતા રહેજો. દીન અને શરીઅતનો વિરોધ ના કરજો. ઈસ્લામ વિરૂધ્ધ કોઈ વાત ના બોલજો. પોતાના પાલનહારની બંદગી કરજો. પાંચ વખતની નમાઝો તેના સમયે અદા કરજો. રમઝાનના રોઝહ રાખજો. પોતાના અમીરની તાબેદારી કરજો. તમે તમારા પાલનહારની જન્નતમાં દાખલ થઈ જશો.

"લોકો ! મેં તમારા પાલનહારના તમામ હુકમો તમારા સુધી પહોંચાડી દીધા છે. હે અલ્લાહ ! ગવાહ રહેજે !"

ખુત્બો ખતમ ફરમાવતાં આપે લોકોને સંબોધીને ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્તુમ તસ-અલૂન | તમને પૂછવામાં આવશે. |
| અન્ની | મારા વિષે (અલ્લાહના દરબારમાં) |
| ફમા અન્તુમ કાઈલૂન. | તો તમે શું જવાબ આપશો ? |

લોકોને ભેગા સ્વરે જવાબ આપ્યો :

| | |
|---|---|
| નશહદુ અન્નકા | અમે ગવાહી આપીશું કે આપે |
| કદ બલ્લગ - તા. | અલ્લાહના અહકામ અમને પહોંચાડી દીધા. |

| | |
|---|---|
| વ અદ-દય - તા | અને આપે પયગમ્બરીનો હક અદા કરી દીધો. |
| વ નસહ - તા. | અને આપે અમને ખરાખોટાની નસીહત ફરમાવી દીધી. |

આ જવાબ સાંભળીને આપે પોતાની શહાદતની મુબારક આંગળી આકાશ તરફ ઉઠાવી અને તેને લોકો તરફ ઝુકાવતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ અશહદ ! | હે અલ્લાહ ! ગવાહ રહેજે ! |
| અલ્લાહુમ્મ અશહદ ! | હે અલ્લાહ ! ગવાહ રહેજે ! |
| અલ્લાહુમ્મ અશહદ ! | હે અલ્લાહ ! ગવાહ રહેજે ! |

એ પછી આપે ફરમાવ્યું : ''ફલ-યુબલ - લિગુશ-શાહિદુલ-ગાઇબ.'' જે લોકો અત્રે હાજર છે તેઓ મારી વાતોને એવા લોકો સુધી પહોંચાડી દે જેઓ અત્રે હાજર નથી.

એ પછી આપે ફરમાવ્યું :

> ''હે મુસલમાનો ! જાણી લો, ત્રણ વાતો સીનાને પાકસાફ બનાવે છે : (૧) અમલમાં ઇખ્લાસ (૨) મુસલમાન ભાઈ-બહેનોની ખૈરખાહી (૩) મુસલમાનોમાં સંપ અને સંગઠન.''

આ ખુત્બહ પછી આપે લોકોને ''અલ-વદાઅ''નો સંદેશ પાઠવ્યો. એજ કારણે સીરતકારોના મંતવ્ય મુજબ તમામ સહાબા આ હજ્જને હજ્જતુલ-વદાઅ કહેવા લાગ્યા.

## એક સો ઊંટોની કુરબાની

ખુત્બહથી ફારિગ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુરબાનગાહ પાસે પધાર્યા. આ સ્થળ મિનાના બજારમાં આવેલું હોવાનું કહેવાય છે. અહીં પધારીને આપે લોકોને ફરમાવ્યું, ''કુરબાની માટે મિનાનું મેદાન જરૂરી નથી. મિનામાં અને મક્કહની ગલીએ ગલીમાં કુરબાની કરી શકાય છે.''

આપે અને હઝરત અલીએ આણેલા ઊંટોની સંખ્યા ૧૦૦ હતી. કુરબાનગાહમાં આપે પૂરાં ૬૩ ઊંટો પોતાના મુબારક હાથથી ઝબહ કર્યાં. આ ૬૩ ની સંખ્યા આપની મુબારક ઉમરના ૬૩ વરસો જેટલી હતી. બાકી રહેલાં ઊંટો માટે હુકમ થયો કે હઝરત અલી પોતાના હાથે તેને ઝબહ કરે. ઝબહ કરાયેલા દરેક ઊંટમાંથી આપના ફરમાન મુજબ થોડું થોડું ગોશ્ત લઈને એક તપેલામાં પકાવવામાં આવ્યું. તૈયાર થતાં હઝરત અલી સાથે આપે તેમાંથી ગોશ્ત અને શોરબાનું જમણ લીધું. તે વેળા આપે હઝરત અલીને ફરમાવ્યું,

> ''કુરબાનીનું ગોશ્ત, કુરબાનીના ચામડાં, નાથ, પખાલ બધું ગરીબો, મિસ્કીનોને દાન કરવામાં આવે. જાનવરના ચામડાં છોલનારા કે ગોશ્તના ટુકડા કરનારાઓને એમાંથી મઝદૂરી તરીકે કંઈ ન આપવામાં આવે.તેઓની મઝદૂરીનું મહેનતાણું અલગ રીતે ચૂકવવામાં આવે.''

હઝરત જાબિરની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની પાક બીબીઓ તરફથી ગાયોની કુરબાની કરી. અને બીજી રિવાયતો મુજબ કેટલાંક બકરાં પણ કુરબાની તરીકે ઝબહ કર્યાં.

કુરબાનીથી ફારિગ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "હલ્લાક" એટલે વાળો કાપનાર (હજામ)ને હાજર થવાનો હુકમ ફરમાવ્યો.

**મુબારક વાળોની વહેંચણી————** સહીહ બુખારીની રિવાયત મુજબ હઝરત મઅમર બિન અબ્દુલ્લાહ બિન હન્ઝલહ બિન ઔફ (રદિયલ્લાહુ અન્હુ) અસ્તરો લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયા.

આપે રમૂજમાં તેમને ફરમાવ્યું, "હે મઅમર ! અલ્લાહ તઆલાએ તમને તેના પયગમ્બરના કાનની બૂટ પર કાબૂ આપી દીધો. અને તે પણ એવી હાલતમાં કે તમારા હાથમાં ખુલ્લો અસ્તરો છે !"

હઝરત મઅમરે મસ્તક નમાવીને અદબથી કહ્યું, "હે અલ્લાહના રસૂલ ! અહીં આપના પવિત્ર ચરણોમાં હાજર થઈને આપના દરબારમાં મારૂં ઊભા રહેવું અને આપના મુબારક કાનની બૂટ પર મને કાબૂ આપવો એ ખરેખર અલ્લાહ તઆલાનો મુજ પર મહાન ઉપકાર અને તેની બહુ મોટી નેઅમત છે."

આપે ફરમાવ્યું, "મઅમર ! તમે ઠીક કહો છો. ખરેખર એ અલ્લાહની નેઅમતોમાંથી એક અઝીમ નેઅમત છે."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ હઝરત મઅમરે પ્રથમ જમણી તરફથી આપના મુબારક વાળનું મૂંડન શરૂ કર્યું. પછી એ તરફના બધા વાળો આપે તે માનવંતા સહાબાને વહેંચી આપ્યા જેઓ અગાઉથી જ આપના મુબારક વાળોની મહામૂલી નેઅમતને મેળવવાની ઉત્સુકતાથી રાહ જોઈને ઊભેલા હતા.

એ પછી હઝરત મુઅમરને ઈશારો થયો કે મુબારક સરની ડાબી તરફના વાળો પર અસ્તરો ચલાવે. હુકમનું પાલન કરતાં તેમણે એ તરફના ભાગ પર અસ્તરો ચલાવ્યો. આ વેળાના બધા મુબારક વાળો આપે હઝરત અબૂ તલહા અન્સારીને ઈનાયત ફરમાવ્યા. આ મહામૂલી નેઅમત મેળવીને હઝરત અબૂ તલહાની સાથે બધા નસીબદારો ન્યાલ ન્યાલ થઈ ગયા.

હઝરત અનસની રિવાયત મુજબ જમણી તરફના થોડાક મુબારક વાળો પણ હઝરત અબૂ તલહા અન્સારીના ભાગે આવ્યા હતા. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ડાબી તરફના મુબારક વાળો હઝરત અબૂ તલહાને આપ્યા હતા અને સાથે ફરમાવ્યું હતું કે, હાઝિરીને-મજલિસમાં એને વહેંચી આપો.

હઝરત અબૂ તલહા અનસારી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર ખાદિમ હઝરત અનસ બિન માલિકના સાવકા વાલિદ થતા હતા. એટલે હઝરત અનસના માનવંતા અમ્માંજી બીબી ઉમ્મે સુલૈમના બીજા ખાવિન્દ હતા.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બાકીના મુબારક વાળો અને પવિત્ર નખો કપાવીને હાઝિરીને-મજલિસમાં વહેંચી આપ્યા. વાળ મૂંડનમાં માનવંતા સહાબાએ પણ આપના અમલનું અનુસરણ કર્યું. માનવંતા સહાબામાં મોટા ભાગના ગૃહસ્થોએ પોતાના વાળો મૂંડાવી નાખ્યા ત્યારે કેટલાક ગૃહસ્થોએ મૂંડનને બદલે કેંચીથી કપાવી નાખ્યા.

મુબારક વાળો અને પવિત્ર નખોની સફાઈ બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગુસલ ફરમાવ્યો. ગુસલથી પરવારીને આપ પોતાની કુસવા સાંઢણી પર બિરાજમાન થયા અને તવાફે-ઝિયારત માટે મક્કહ

જવા રવાના થયા.

**તવાફે-ઝિયારતની અદાયગી**——————મક્કહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બૈતુલ્લાહ શરીફનો તવાફ કર્યો. તવાફના સાત ફેરા આપે પોતાની સવારી પર બિરાજમાન રહીને પૂરા કર્યા. અને આ તવાફમાં આપે રમલ પણ નહિ કર્યો. આ તવાફ આપે બપોરના સમયે ઝુહર પહેલાં કર્યો. આજની ૧૦ તારીખના આ તવાફને ''તવાફે-ઝિયારત'' કહે છે. દરેક હાજી પર આ તવાફ ફર્ઝ હોય છે. એને તવાફે-સદ્ર, તવાફે-રૂકન અને તવાફે-ઈફાદહ પણ કહે છે. આ તવાફ પછી આપે સફા-મર્વહની સઅી પણ નહિ કરી અને આ તવાફ પછી આજના દિવસે આપે બીજો તવાફ નહિ કર્યો. આજની ઝુહરની નમાઝ આપે મિનામાં પધારીને અદા કરી.

તવાફે-ઝિયારતથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝમઝમના કૂવા પાસે પધાર્યા. સિકાયહ એટલે હાજીઓને પાણી પીવાડવાનો વહીવટ હઝરત અબ્બાસ અને તેમની અવલાદના હાથોમાં હતો. તેઓ આ માનદ સેવા ભારે ચીવટ અને ખંતથી ખડે પગે બજાવી રહ્યા હતા. હઝરત અબ્બાસના બેટાઓએ કૂવામાંથી ડોલ ભરીને ઝમઝમનું પવિત્ર પાણી આપની સેવામાં પેશ કર્યું અને આપે કિબ્લહ તરફ મુખ કરીને ઊભા-ઊભા એ પાણી પીધું અને ફરમાવ્યું, ''હે અબ્બાસના પુત્રો ! અગર મને આ વાતની ધાસ્તી ન હોત કે લોકો મારા અનુકરણમાં કૂવા પર ધસારો કરી દેશે- પોતે પાણી ઉલેચવાની પડાપડી કરશે તો હું પોતે તમારી સાથે જોડાઇને આ સેવા બજાવતે!''

ઝમઝમના પવિત્ર પાણીના ગુણો દર્શાવતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું:

> ''તમે જે હેતુની સિધ્ધિ માટે એ પાણી પીશો, તમારો એ હેતુ પૂરો થશે. બીમારીથી શિફા માટેની નિય્યત કરશો તો અલ્લાહ તઆલા તમને એ બીમારીથી શિફા આપી દેશે. કોઈ મુસીબત કે સંકટને ટાળવા માટે પીશો તો અલ્લાહ તઆલા તમારી એ મુસીબત કે સંકટને ટાળી દેશે. કોઈ દુશ્મનથી રક્ષણ મેળવવા પીશો તો અલ્લાહ તઆલા તમને એ દુશ્મનથી રક્ષણ આપી દેશે. અગર તમે પોતાની પ્યાસ બુઝાવવા માટે પીશો તો અલ્લાહ તઆલા તમારી પ્યાસ બુઝાવી દેશે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિદ્વાન સહાબી હઝરત ઇબ્ને અબ્બાસ ઝમઝમનું પાણી પીતી વેળા આ દુઆ માગતા :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ ઇન્ની અસ-અલુક | હે અલ્લાહ ! હું સવાલ કરૂં છું તને, |
| ઇલ્મન - નાફિઅંવ | લાભકારક ઇલ્મનો, |
| વ રિઝકંવ - વાસિઅંવ | અને વિશાળ રોજીનો, |
| વ શિફાઅમ મિન કુલ્લે દાઅ. | અને દરેક બીમારીથી શિફાનો. |

તવાફે-ઝિયારત અને ઝમઝમના પાણીથી ફારિગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એજ દિવસે મક્કહથી મિના વાપસ તશરીફ લઇ ગયા અને બાકીનો દિવસ તથા પૂરી રાત આપે મિનામાં પોતાના તંબૂમાં પસાર કરી.

આજના દિવસે એટલે ઝીલ-હજ્જની ૧૦ તારીખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાર્યક્રમ આ પ્રમાણે રહ્યો :

- સૂર્યોદય પહેલાં મુઝ-દલિફહથી લબ્બૈકના પોકાર સાથે મિના તરફ રવાના થયા.
- મુહર-સિરની ખીણમાંથી પસાર થતાં ઊંટણીને તેજીથી હંકારી મૂકી.
- મિનામાં પધારીને જમ્રએ-કુબરાને રમીએ-જિમાર કર્યો.
- રમીએ-જિમાર પછી તલ-બિયહ એટલે લબ્બૈકનો પોકાર મવકૂફ કર્યો.
- અઝીમુશ-શાન ખુત્બો બયાન ફરમાવ્યો.
- એક સો ઊંટોની કુરબાની કરી. ચામડાં ઉતારાવ્યાં. ગોશ્તના ટુકડા કરાવ્યા. બધામાંથી થોડું થોડું પકાવીને જમાણ લીધું.
- કુરબાની પછી મુબારક માથાનું મૂંડન કરાવ્યું. મુબારક નખો કપાવ્યા અને સહાબામાં આ તબર્રૂકની વહેંચણી કરી.
- મિનાથી મક્કહ પધારીને બૈતુલ્લાહનો તવાફે-ઝિયારત કર્યો.
- તવાફથી ફારિગ થઈને ઝમઝમના કૂવા પાસે પધાર્યા અને ઝમઝમનું પવિત્ર પાણી નોશ ફરમાવ્યું.
- એજ દિવસે મક્કહથી વાપસ થઈને મિના તશરીફ લઈ ગયા.

## જમરાતની રમી

- ૧૧ ઝીલ-હજ્જ ૧૦ હિજરી.
- મુતાબિક ૮ માર્ચ ૬૩૨ ઈસ્વી. રવિવાર

**ત્રણે જમરાતની રમી**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગઈ રાતે મિનામાં પોતાના ઉતારે આરામ ફરમાવ્યો. આજના દિવસનું પ્રભાત થતાં આપે તમામ મુસલમાનો સાથે ફજરની નમાઝ અદા કરી. એ પછી બીજાં કામોથી પરવારીને આપ ઝવાલના સમયનો ઈન્તેઝાર ફરમાવવા લાગ્યા. ગઈકાલે કુરબાની, તવાફે-ઝિયારત વગેરે હજ્જની મહત્વની ક્રિયાઓથી આપ ફારિગ થઈ ગયા હતા. આજે ઝવાલના સમય સુધી આપે પોતાની કિયામગાહ પર જ આરામ ફરમાવ્યો. એ દરમિયાન લોકો પોતાના કામો, હજ્જના મસાઈલ તેમ આપના દર્શનથી પાવન થવા માટે આપની તહેનાતમાં આવજાવ કરતા રહ્યા.

જ્યારે સૂરજ માથે આવીને નમી ગયો એટલે ઝવાલનો સમય પૂરો થયો તો ઝુહરની નમાઝ પહેલાં આપ પોતાના મુબારક પગે ચાલતા જમ્રએ-ઊલા તરફ તશરીફ લઈ ગયા. આ જમ્રહ મસ્જિદે-ખૈફ તરફ આવેલો છે. જમ્રએ-ઊલા પાસે પધારીને આપ ઊભા થઈ ગયા અને એક પછી એક કરીને તેને સાત કાંકરા માર્યા. દરેક કાંકરો મારતી વેળા આપ અલ્લાહુ અકબર ફરમાવતા હતા. એ પછી જમ્રહ તરફ થોડેક આગળ વધીને આપ કિબ્લહરૂખ ઊભા થઈ ગયા અને મુબારક હાથો આકાશ તરફ ઉઠાવીને રબ્બુલ-આલમીનની બારગાહમાં દુઆઓ માગવા લાગ્યા. અહીં આપે બહુ લાંબી દુઆ માગી. એટલી લાંબી જેનું પ્રમાણ સૂરએ-બકરહ જેટલું હતું.સૂરએ-બકરહ પહેલા પારહથી શરૂ થઈને ત્રીજા પારહમાં ખતમ થાય છે. એ કુર્આને-મજીદની બહુ લાંબી સુરત છે. એના ૪૦ રૂકૂઅ અને ૨૮૬ આયતો છે.

જમ્રએ-ઊલા પર દુઆ ખતમ ફરમાવીને આપ જમ્રએ-વુસ્તા એટલે વચલા શયતાન પાસે પધાર્યા. ઉપરની ક્રિયા મુજબ આ શયતાનને સાત કાંકરા માર્યા અને થોડેક આગળ પધારીને બારગાહે-ઇલાહીમાં દુઆ માટે હાથ ફેલાવી દીધા. એ પછી આપે જમ્રએ-અકબહ પાસે પધારીને એને પણ નિયમ મુજબ સાત કાંકરા માર્યા. આ ત્રીજા શયતાનને કાંકરા મારવા પછી આપે ન તો દુઆ માટે હાથ ઉપાડયા અને ન કોઇ દુઆ માગી. જમ્રએ-અકબહનું બીજું નામ જમ્રએ-કુબરા કે શયતાને-બુઝુર્ગ એટલે મોટો શયતાન છે. એની રમીથી પરવારીને આપ પોતાના ઉતારે તશરીફ લઇ ગયા અને બાકીના સમયે આપે પોતાના ઉતારામાં આરામ ફરમાવ્યો.

સહીહ રિવાયતો મુજબ હજ્જતુલ-વદાઅમાં ૬ સ્થળોએ દુઆ કરવાનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી સાબિત છે. એ સ્થળોના નામ આ પ્રમાણે છે : (૧) સફા (૨) મર્વહ (૩) અરફાત (૪) મુઝ-દલિફહ (૫) જમ્રએ-ઊલા (૬) જમ્રએ-વુસ્તા.

## બારમી તારીખની રમીએ-જિમાર

- ૧૨ ઝુલ-હિજ્જહ ૧૦ હિજરી.
- મુતાબિક ૯ માર્ચ ૬૩૨ ઇસ્વી. સોમવાર

**હજ્જનો ચોથો દિવસ**————આજે હજ્જનો ચોથો દિવસ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે હજારો હાજીઓએ મિનામાં કિયામ કરીને પોતપોતાનાં તંબૂમાં આરામ ફરમાવ્યો. રાત અલ્લાહની ઇબાદતમાં અને આરામ કરવામાં પસાર થઇ ગઇ. પ્રભાત થતાં અઝાન પોકારવામાં આવી અને જ્યારે ઇકામત પોકારવામાં આવી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઇમામતમાં અલ્લાહના હજારો બંદાઓ પોતાના માલિકના દરબારમાં હાથ બાંધીને ઊભા થઇ ગયા. ફજરની નમાઝથી ફારિગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના તંબૂમાં પધાર્યા. અહીં જ અલ્લાહની ઇબાદતમાં લાગેલા રહીને આપ ઝવાલના સમયનો ઇન્તેઝાર ફરમાવતા રહ્યા. એ દરમિયાન આપની તહેનાતમાં લોકોના આવવા જવાનો સિલસિલો કાયમ રહ્યો. દેશ દેશાવરથી લોકો હજ્જ માટે આવેલા હતા. કોઇ હજ્જના મસઅલા પૂછતો હતો. કોઇ પોતાની અંગત જરૂરિયાત રજૂ કરતો હતો તો કોઇ પોતાના કબીલા કે વસતિની સમસ્યા અંગે આપની સલાહ લેતો હતો. આપની મુલાકાત અને દીદારનો આ સિલસિલો ઝવાલના સમય સુધી ચાલુ રહ્યો.

ઝવાલનો સમય ખતમ થતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થઇને તંબૂમાંથી બહાર પધાર્યા અને રમીએ-જિમાર માટે તે તરફ તશરીફ લઇ ગયા જે તરફ ત્રણે જમ્રાઓ આવેલા હતા. અહીં પધારીને આપે વારાફરતી ત્રણે જમ્રાઓને રાબેતા મુજબ કાંકરા માર્યા. તમામ મુસલમાનોએ પણ આપના આ અમલનું અનુકરણ કર્યું.

હવે માનવંતા હાજીઓની, મિનાથી મક્કહ-વાપસીનો સિલસિલો શરૂ થઇ ગયો. કેટલાક પાયદળ તો કેટલાક સવારીઓ પર બેસીને મક્કહ તરફ રવાના થવા લાગ્યા. પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મિનાથી નીકળી જવાની ઉતાવળ નહિ કરી બલકે એ રાતે પણ આપ મિનામાં જ બિરાજમાન રહ્યા.

# બૈતુલ્લાહનો તવાફે-વદાઅ

• મંગળવાર તા. ૧૩ ઝીલ-હજ્જ ૧૦ હિજરી.

• મુતાબિક ૧૦ માર્ચ ૬૩૨ ઈસ્વી.

• ઉંમર મુબારક : ૬૨ વરસ ૯ મહિના ૫ દિવસ

**મિનાથી મક્કહ વાપસી**————કેટલીક રિવાયતો મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝીલ-હજ્જની ૧૩ તારીખે એટલે ઐયામે-તશરીકના છેલ્લા દિવસે [1] ઝવાલના સમય પછી રમીએ-જિમારની ક્રિયાથી પરવારીને મિનાથી રવાના થયા અને મક્કહ આવે તે પહેલાં "વાદીએ-મુહસ-સિબ" નામે મુકામે પહોંચીને થોભી ગયા. આ એક ખીણનું નામ છે. એને અબતખ, અબતહ કે ખૈફે-કિનાનહ પણ કહે છે. આ તે સ્થળ છે જ્યાં પયગમ્બરીની શરૂઆતના ઝમાનામાં કુરૈશના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના તમામ લોકોનો બૉયકોટ કરીને અને બધાને શહેરથી તડીપાર કરીને વાડામાં ગોંધી દીધા હતા, જેનું નામ "શિઅબે-અબી તાલિબ" હતું. તે સમયે કુરૈશે એકમતે ઠરાવ્યું હતું કે જ્યાં સુધી એ લોકો મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ને અમારે હવાલે નહિ કરી દે ત્યાં સુધી એમની સાથે રોટી-બેટીનો, લેણદેણનો, બોલચાલનો તમામ વહેવાર બંધ રહેશે. આ આંદોલનનો સૂત્રધાર કે અગ્રેસર અબૂ જહલ હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, "મુહસ-સિબ" કે "અબતહ" મુકામે પધારીને થોભી ગયા તેનું કારણ એમ બન્યું કે આપના ખાદિમે-ખાસ હઝરત અબૂ રાફિઅએ, આપના પહોંચવા પહેલાં, અહીં પહોંચીને, પોતાની મરજીથી આપના માટે તંબૂ ઊભો કરી દીધો હતો. આપનો બધો માલસામાન એમની જ દેખરેખમાં હતો. આપે અહીં કિયામ ફરમાવીને ઝુહર, અસર, મગરિબ અને ઈશાની નમાઝો અહીં જ અદા કરી. ઈશાની નમાઝથી ફારિગ થઈને આપ અહીં જ સૂવા માટે પોતાની પથારી પર લેટી ગયા. થોડોક સમય આરામ લઈને આપ રાતે જ ઊઠી ગયા અને રાતના જ સમયે આપ મક્કહ પહોંચી ગયા.

સહીહ બુખારીની રિવાયત મુજબ મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત બીબી આઈશહએ માસિક રુતુને કારણે હજ્જ પહેલાં ઉમ્રહ અદા કર્યો ન હતો જેનો એમને બેહદ ખેદ હતો. કહ્યા કરતાં, "અફસોસ! લોકો બબ્બે ઈબાદતો લઈને ઘેર જશે. હું કુદરતી નિયમોને આધારે એક ઈબાદતમાં પાછળ પડી ગઈ."

હઝરત આઈશહએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મારા ઉમ્રહનું શું ?"

આપે એજ વેળા એમના ભાઈ હઝરત અબ્દુર્રહમાન બિન અબૂબક્રને બોલાવીને ફરમાવ્યું, "તમારા બહેનને "તનઈમ" મુકામે લઈ જાવ અને ત્યાંથી એમનો ઉમ્રહ પૂરો કરાવી દો."

હઝરત બીબી આઈશહ ખુશ થઈ ગયાં. ઉમ્રહ છૂટી જવાનો દિલ પર જે ભાર હતો તે ઊતરી ગયો. પોતાના ભાઈ સાથે તનઈમ સ્થળે ગયાં. ત્યાંથી ઉમ્રહની નિય્યતે મક્કહ આવ્યાં. બૈતુલ્લાહનો તવાફ કર્યો. સફા-મર્વહની સઅી કરી અને પોતાના ભાઈ સાથે ઉમ્રહથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયાં.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તવાફે-વદાઅ માટે બૈતુલ્લાહ શરીફ પાસે પધાર્યા. નિયમ

---

૧. ઝીલ-હજ્જની ૯ તારીખથી ૧૩ તારીખ સુધીના પાંચ દિવસોને ઐયામે-તશરીક કહે છે. "હ"

એવો છે કે મક્કહવાસીઓ વગર બીજા શેહરો કે બીજા દેશોથી આવનારા હાજીઓ માટે હજ્જ પછી ખાનએ-કઅબહનો ''તવાફે-વદાઅ''કરવો વાજિબ છે. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મિનાથી મક્કહ પધારીને ખાનએ-કઅબહનો તવાફે-વદાઅ કર્યો. આ તવાફમાં આપે રમલ નહિ કર્યો. અલબત્ત તવાફ પૂરો કરીને મકામે-ઇબ્રાહીમ પાસે પધાર્યા અને અહીં તવાફની બે રકઅત નમાઝ અદા કરી. નમાઝ ખતમ કરીને આપ ''મુલ્તઝમ''પાસે પધાર્યા. અહીં ઊભા રહીને આપે બારગાહે-ઇલાહીમાં દુઆઓ માગી. ખાનએ-કઅબહના દરવાજા અને હજરે-અસવદના દરમિયાની હિસ્સાને મુલ્તઝમ કહે છે. અહીં એક જગાએ ઊભા રહીને આપે ફરમાવ્યું :

> ''કોઇ ઇન્સાન એવો નથી જે ''મુલ્તઝમ'' પાસે આવીને ઊભો રહે, દુઆ માગે, પોતાની હાજત બારગાહે-ઇલાહીમાં રજૂ કરે અને તે પૂરી ન થાય !''

તવાફે-વદાઅ, બે રકઅત નમાઝ, અને મુલ્તઝમ પાસેની દુઆ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝમઝમના કૂવા પાસે પધાર્યા. ખુદ પોતાના મુબારક હાથે ડોલ કૂવામાં નાખીને ખેંચી, ઝમઝમના પવિત્ર જળનું અમૃતપાન કર્યું અને બાકીનું પાણી કૂવામાં રેડી દીધું. એ પછી આપે ખાનએ-કઅબહથી વિદાયગીરી લીધી. વિદાયગીરી લેતા વેળા નૂરાની મુખ કઅબહ તરફ કર્યું અને ઊલટા કદમે કે પાછલા પગે ચાલીને આપ બહાર નીકળ્યા. એટલે વિદાયગીરી લેતી વેળા આપે પોતાની મુબારક પીઠ કઅબહ તરફ નહિ થવા દીધી. આ રીતે કઅબહથી વિદાયગીરી લેતી વેળા આપના નૂરાની ચેહરા પર ખેદ, ગમગીની અને ઉદાસીની ગેહરી રેખાઓ પ્રસરેલી હતી અને નૂરાની આંખોમાંથી દડદડ આંસુઓના મોતી ટપકતાં હતાં. બૈતુલ્લાહની જુદાઇ કે અલ્લાહના ઘરનો વિયોગ એટલો ગમનાક, હૃદયદ્રાવક અને રોમાંચકારી હોય છે !

**મક્કહથી હાજીઓની રવાનગી**————હજ્જના પાંચ દિવસો અપૂર્વ શાંતિ, અપૂર્વ સલામતી અને ખૈરો-ખૂબીની સાથે પૂરા થઇ ગયા. દેશ વિદેશના એક લાખ ૨૫ હજાર કે તેથી વધારે સંખ્યાના ખુશનસીબ હાજીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની છત્રછાયા હેઠળ, આપની બા-બરકત સંગતમાં, હજ્જતુલ-વદાઅની અદાયગીનું અભૂતપૂર્વ માન મેળવી લીધું હતું. હવે બધા માનવંતા હાજીઓ પોતપોતાના વતન તરફ રવાના થવા લાગ્યા. અરબના નજ્દ પ્રદેશથી આવેલા હાજીઓના કાફલા નજ્દ તરફ ઊપડયા. તિહામહ વિસ્તારના હાજીઓ તિહામહની ભૂમિ તરફ રવાના થયા. એવી જ રીતે યમન, હઝરમૌત અને અન્ય ઇલાકાઓના હાજીઓએ પોતપોતાના વતનનો રસ્તો લીધો. આ તરફ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના અહલે-બૈત ઉપરાંત મદીનહના અન્સાર, મક્કહના મુહાજિર અને બીજા સાથીઓ સાથે પોતાના પ્યારા વતન મદીનહ તરફ રવાના થયા.

## ગદીરે-ખુમ્મનો ઐતિહાસિક ખુત્બો

**હઝરત અલી : મુસલમાનોના મવલા**————હજ્જતુલ-વદાઅથી નિવૃત્ત થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ તરફ રવાના થયા. આપના સંગાથે આપના કુટુંબીજનો અને આપના અન્સાર તથા મુહાજિર સહાબા ઉપરાંત દેશ વિદેશના મુસલમાનોની બહુ મોટી સંખ્યા હતી. કેટલાક તો લોકો હતા જેઓ આપના મુબારક કાફલા સાથે મદીનહ જવાના હતા અને બહુ મોટી સંખ્યા એવા મુસલમાનોની હતી જેઓ થોડે દૂર સુધી આપને વળાવવા કે અલ-વદાઅ કહેવા આપના કાફલાના સંગાથે થઇ ગયા હતા.

જયારે આપ પોતાના સહાબાના જંગી કાફલા સાથે હુજફહથી ત્રણ માઈલના વિસ્તારે આવેલા "ગદીરે-ખુમ્મ" નામે સ્થળે પહોંચ્યા તો અહીં સવારી પરથી ઊતરીને આપે પડાવ નાખી દીધો. આ સ્થળ મક્કહ અને મદીનહના રસ્તે આવેલું છે. ગદીર અરબીમાં તળાવને કહે છે અને ખુમ્મ એટલે ખાડો. અહીં એક તળાવ આવેલું હતું જેથી એ સ્થળનું નામ ગદીરે-ખુમ્મ પડી ગયું.

અહીં પહોંચવા પહેલાં હઝરત બુરૈદહ અસલમી નામે માનવંતા સહાબીએ હઝરત અલી વિરૂધ્ધ કોઈ શિકાયત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં રજૂ કરી. હઝરત અલીએ શિકાયત ખોટી હોવાનું દાખલા દલીલથી સમજાવી દીધું. સહીહ બુખારીની રિવાયતમાં છે કે મુલ્કે-યમનના વહીવટી તંત્ર અંગે અથવા માલે-ગનીમતની વહેંચાણી અંગે હઝરત બુરૈદહ અસલમીની સમજફેર થઈ ગઈ હતી. હઝરત અલી પોતાને સોંપાયેલા મુલકી ખાતાના કાયદા કાનૂનના પૂરી રીતે જાણકાર હતા. દાખલા દલીલથી શિકાયત ખોટી હોવાનું સમજાવી દીધું હતું. શિકાયત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરા પર અણગમા કે નારાજીની રેખાઓ ઊપસી આવી. આપે હઝરત બુરૈદહને ફરમાવ્યું :

| | |
|---|---|
| યા બુરૈદહ ! અલસ્તુ અવલા બિલ- | હે બુરૈદહ ! શું હું મુસલમાનો માટે |
| -મુઅમિનીન મિન અન્ફુસિ હિમ ? | તેઓની જાનોથી વધારે નિકટ નથી ? |

હઝરત બુરૈદહએ બા-અદબ કહ્યું, "બલા યા રસૂલલ્લાહ !" હા બિલકુલ સાચી વાત છે હે અલ્લાહના રસૂલ !

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| મન કુન્તુ મવલાહુ | જેનો હું મવલા છું તો |
| ફ-અલીય્યુન મવલાહુ. | અલી પણ તેનો મવલા છે. |

ગદીરે-ખુમ્મ પાસે થોભીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તમામ મુસલમાનો સાથે ઝુહરની નમાઝ અદા કરી અને નમાઝ પછી મુસલમાનોના વિરાટ સમૂહને સંબોધીને એક ખુત્બો ઈર્શાદ ફરમાવ્યો. આપનો આ ખુત્બો પણ અરફાત અને મિનાના ખુત્બાઓ પેઠે એક ઐતિહાસિક અને યાદગાર ખુત્બો છે. સહીહ મુસ્લિમમાં હઝરત ઝૈદ બિન અરકમની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાની હમ્દો-સનાથી ખુત્બહની શરૂઆત કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| "અલા ઐયુહન-નાસ | સાંભળી લો હે લોકો ! |
| ઈન્નમા અન બશરુન | હું પણ એક બશર કે ઈન્સાન છું. |
| યૂશકુ અંય-યઅતિ-યની | કદાચ આવી લાગે મારી પાસે જલદી |
| રસૂલ રબ્બી | મારા પાલનહારનો એલચી. |
| ફ-ઉજીબુ. | તો હું તેનો સંદેશો કબૂલ કરી લઉં ! |

જુઓ, હું તમારી પાસે બે નક્કર કે ભારે વસ્તુઓ છોડું છું :

એમાંની પહેલી વસ્તુ અલ્લાહની કિતાબ છે.

એમાં હિદાયત અને નૂર છે.

તમે એ કિતાબને મજબૂતીથી પકડી રાખજો.

અને એજ કિતાબથી દલીલ લેતા રહેજો.

બીજી વસ્તુ મારા અહલે-બૈત છે.

હું તમને મારા અહલે-બૈત વિષે અલ્લાહની યાદ અપાવું છું.''

હઝરત ઝૈદ બિન અરકમ અને હઝરત બરાઅ બિન આઝિબની રિવાયત મુજબ તે વેળા હઝરત અલી બિન અબૂ તાલિબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બાજુમાં ઊભેલા હતા. આપે તેમનો હાથ પકડી લેતાં મુસલમાનોને સંબોધીને ફરમાવ્યું :

''અ-લસ્તુમ તઅ-લમૂન અન્ની અવલા બિલ-મુઅમિનીન મિન અન્ફુસિ-હિમ ?'' એટલે હે લોકો ! શું તમે જાણતા નથી કે હું મુસલમાનોની જાનો કરતાં પણ તેઓથી વધારે નિકટ છું ?

લોકો બોલ્યા, ''બલા યા રસૂલલ્લાહ !''હે અલ્લાહના રસૂલ ! અમે એ વાત જાણીએ છીએ. આપ બિલકુલ સાચું ફરમાવો છો. આપ અમારી જાનોથી પણ વધારે અમારાથી નઝદીક છો.

આપે ફરમાવ્યું : ''અ-લસ્તુમ તઅ-લમૂન અન્ની અવલા બિ-કુલ્લે મુઅ-મિનિમ મિન નફસિહી ?'' એટલે હે લોકો ! શું તમે નથી જાણતા કે હું દરેક મુઅમિનને તેની જાનથી પણ વધારે વહાલો કે વધારે મહબૂબ છું ?

લોકો બોલ્યા, ''બલા યા રસૂલલ્લાહ !'' હે અલ્લાહના રસૂલ ! અમે ચોકકસ રીતે આ વાત જાણીએ છીએ. આપ બિલકુલ સાચું ફરમાવો છો. બેશક આપ દરેક મુઅમિનને તેની જાનથી પણ વધારે વહાલા, વધારે મહબૂબ છો.

આ જવાબ સાંભળીને આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ ! મન કુન્તુ મવલાહુ | હે અલ્લાહ ! જેનો હું મવલા છું. |
| ફ - અલીય્યુન મવલાહુ. | તો અલી પણ તેનો મવલા છે. |
| અલ્લાહુમ્મ ! વાલિમ | હે અલ્લાહ ! જે અલીને દોસ્ત રાખે |
| મંવ વાલાહુ. | તેને તું પણ દોસ્ત રાખ. |
| વ આદિમ | અને જે અલી સાથે અદાવત રાખે |
| મન આદાહુ. | તેની સાથે તું પણ અદાવત રાખ. |

હઝરત બરાઅ બિન આઝિબ અને હઝરત ઝૈદ બિન અરકમથી રિવાયત છે કે, ખુત્બો ખતમ થતાં જ હઝરત ઉમર ફારૂક ઘસારાભેર હઝરત અલી પાસે ગયા અને તેમને વધામણી આપતાં બોલ્યા, ''ધન્યવાદ હો હે અબૂ તાલિબના બેટા ! ખુશ થઈ જાવ હે અલી ! તમે દરેક મુસલમાન સ્ત્રી-પુરૂષના મવલા બની ગયા. હવે તમારી સવાર-સાંજ, દરેક મુસલમાનના મવલા હોવાની હાલતમાં પસાર થશે.''

એટલે તમે અમારા પણ મવલા બની ગયા અને કિયામત સુધી પાકનારા તમામ મુસલમાન મર્દો અને તમામ મુસલમાન ઔરતોના પણ મવલા બની ગયા. હઝરત ઉમરે હઝરત અલીને આ અનુપમ માન મળવા બદલ ધન્યવાદ અને મુબારકબાદથી વધાવી લીધા.

આ ખુત્બહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હેતુ મુસલમાનોને આ વાત બતાવવાનો હતો કે હઝરત અલી દસેક વરસના કિશોર હતા ત્યારથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન લાવીને મુસલમાન બની ગયા હતા. અને બાળકોમાં સૌથી પહેલાં મુસલમાન બનવાનું માન ખાટનારા હતા. આજ સુધી આપના પડખે રહીને ઈસ્લામ માટે દરેક પ્રકારનો ભોગ આપનારાઓમાંથી હતા. આપના કાકાના બેટા હતા. આપના અહલે-બૈતમાંથી હતા. આપના દામાદ હતા. આપના મહબૂબ હતા. અલ્લાહના પણ મહબૂબ બંદા હતા. દિલોજાનથી અલ્લાહ અને તેના રસૂલની તાબેદારી કરનારા હતા. આ કારણે હઝરત અલી અને અહલે-બૈત સાથે મહબ્બત રાખવી ઈમાનનો અનિવાર્ય તકાઝો છે અને હઝરત અલી તથા અહલે-બૈત સાથે અદાવત રાખવી ઈમાનની બરબાદી કે દીનની તબાહી છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ ખુત્બહથી હઝરત બુરૈદહ અસલમીની સમજફેરનું પણ સંપૂર્ણ રીતે સમાધાન થઈ ગયું. ખુત્બો ખતમ થતાં તેઓ બેહદ પસ્તાવો કરતા અને શયતાની વસવસા બદલ બારગાહે-ઈલાહીમાં પનાહ માગતા હઝરત અલી પાસે ગયા અને ગદ્‌ગદ ભાવે બોલ્યા, "અલી ! આજથી તમે મારી નજરમાં સૌથી વધારે મહબૂબ બની ગયા છો.ખરેખર મારી ભૂલ હતી. જેની હું માફી માગું છું."

સહીહ રિવાયતોમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગદીરે-ખુમ્મ સ્થળે આવેલા એક ઝાડ તળે બિરાજમાન થઈને આ ખુત્બો ઈર્શાદ ફરમાવ્યો હતો અને તેમાં એમ પણ ફરમાવ્યું હતું:

> "મારા દયાળુ અને સર્વજ્ઞાતા પાલનહારે મને ખબર આપી છે કે દરેક નબીની ઉંમર તેનાથી પહેલાના નબીની ઉંમરથી અર્ધી હોય છે. જેથી મારૂં માનવું છે કે બહુ જ જલદી મને બોલાવી લેવામાં આવશે."

એ પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| ઐયુહન-નાસ ! | હે લોકો ! |
| ઈન્નલ્લાહ મવલાય. | બેશક અલ્લાહ મારો મવલા છે. |
| વ અના મવલલ-મુઅમિનીન- | અને હું મુઅમિનોનો મવલા છું. |
| વ અના અવલા બિહિમ | અને હું સૌથી વધારે નિકટ કે મહબૂબ છું; |
| મિન અન્ફુસિ હિમ. | તેઓની જાનોથી. |
| ફમન કુન્તુ મવલાહુ | તો જેનો હું મવલા છું |
| ફ-અલીય્યુન મવલાહુ. | તો અલી તેનો મવલા છે. [1] |

૧. અરબી લુગાત મુજબ મવલા શબ્દના અર્થ : માલિક, આકા, સ્વામી, દોસ્ત, સાથી, મદદગાર, મુરબ્બી, બેલી, સરદાર, પાડોશી, સ્નેહી, મુહિબ્બ (પ્રેમ કરનાર) મહબૂબ (જેને પ્રેમ કરવામાં આવે) અને એવો ગુલામ જેને તેના માલિકે આઝાદ કરી દીધો હોય. મવલા શબ્દનું બહુવચન મવાલી. (બયાનુલ-લિસાન પેજ ૭૭૪) "૬"

| | |
|---|---|
| અલ્લાહુમ્મ વાલ | હે અલ્લાહ ! મહબૂબ રાખ તેને |
| મંવ વાલાહુ. | જે મહબૂબ રાખે અલીને |
| વ આદ | અને હે અલ્લાહ ! દુશ્મન રાખ તેને |
| મન આદાહુ. | જે દુશ્મન રાખે અલીને ! |

ગદીરે-ખુમ્મ સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ખુત્બો ખતમ થતાં મક્કહથી આવેલા હાજીઓ આપના નૂરાની દીદાર અને મુલાકાતથી મુશર્રફ થઇને મક્કહ તરફ રવાના થયા. એવી જ રીતે દૂર-નઝદીક કે દેશ-વિદેશથી આવેલા હાજીઓ આપથી રૂખ્સત થઇને પોતપોતાના વતન તરફ ઊપડયા. આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ મદીનહના કાફલા સાથે મદીનહ તરફ રવાના થયા. આપ કાફલાની પહેલી હરોળમાં પોતાની સવારી પર બિરાજેલા હતા અને આપનો નૂરાની ચહેરો ચઊદમીના ચાંદ પેઠે ખીલેલો હતો.

**મદીનહ મુનવ્વરહમાં પધરામણી**————ગદીરે-ખુમ્મથી કૂચ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહના કાફલા સાથે મંઝિલો વટાવતા "ઝુલ-હુલૈફહ" મુકામે પહોંચી ગયા. આપના હુકમથી અહીં જ પડાવ નાખી દેવામાં આવ્યો. રાત અલ્લાહની યાદમાં આપે અહીં જ પસાર કરી. પરોઢ થતાં અવ્વલ સમયે અઝાન અને ઇકામતથી ફજરની નમાઝ અદા કરવામાં આવી. નમાઝથી ફારિગ થઇને આપની નૂરાની સવારી મદીનહ તરફ બઢી તો એક દિશાએથી આકાશી સૂર્યની સવારી નીકળી અને બીજી દિશાએથી પયગમ્બરીના સૂર્યની શાનદાર સવારી મદીનહમાં પ્રવેશી. મદીનહ પર નજર પડતાં જ આપની મુબારક જીભ પર આ નૂરાની શબ્દો જારી થઇ ગયા :

| | |
|---|---|
| લા ઇલાહ ઇલ્લલ-લાહુ. | કોઇ પૂજાપાત્ર નથી અલ્લાહ વગર. |
| વહદહૂ લા શરીક લહૂ. | તે એક છે તેનો કોઇ શરીક નથી. |
| લહુલ-મુલ્કુ | મુલ્ક અને સત્તા તેના જ માટે છે. |
| વ લહુલ-હમ્દુ. | અને બધા વખાણ તેને જ શોભે છે. |
| વ હુવા અલા કુલ્લે | અને તે દરેક વસ્તુ પર |
| શૈઇન કદીર. | સર્વશકિતમાન છે. |
| આઇબૂન, | અમે પ્રવાસેથી આવી જનારા છીએ. |
| તાઇબૂન, | અમે ભૂલોથી તોબા કરનારા છીએ. |
| આબિદૂન, | અમે અમારા રબની બંદગી કરનારા છીએ. |
| સાજિદૂન, | અમે અમારા રબને સિજદા કરનારા છીએ. |
| સાઇહૂન, | અમે અમારા રબ માટે પ્રવાસ કરનારા છીએ. |
| લિ-રબ્બૈના હામિદૂન. | અમે અમારા રબના વખાણ કરનારા છીએ. |
| સદકલ્લાહુ વઅ-દહૂ, | અલ્લાહએ પોતાનો વાયદો સાચો કરી દેખાડયો. |
| વ નસર અબ્દહૂ, | અને તેણે પોતાના બંદાની મદદ ફરમાવી. |
| વ હઝમલ-અહઝાબ | અને શત્રુઓના સૈન્યને હરાવી દીધું; |
| વહ-દહૂ. | તેણે એકલાએ. |

મદીનહમાં પધરામણી થતાં મદીનહના સ્ત્રી-પુરૂષો, બાળકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની ઝિયારત, મુલાકાત, અને દીદારથી મુશર્રફ થવા આપની તહેનાતમાં હાજર થવા લાગ્યાં. હઝરત અબૂ સિનાનના બેગમ હઝરત ઉમ્મે-સિનાન હાજર થયાં તો આપે તેમને પૂછયું, ''બીબી ! તમે કેમ અમારી સાથે હજજમાં નહિ આવ્યાં ?''

બીબી ઉમ્મે-સિનાને પોતાની લાચારી દર્શાવતાં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! મારી પાસે હજજની સફર માટે સવારી નહિ હતી.''

આપે ફરમાવ્યું, ''વારૂ સવારીનો બંદોબસ્ત કરીને રમઝાનમાં ઉમ્રહ કરી લેજો. રમઝાનનો ઉમ્રહ હજજ બરાબર હોય છે.'' બીજી રિવાયતમાં છે : ''રમઝાનનો ઉમ્રહ મારી સાથે હજજ કરવા બરાબર છે.'' આ બંને રિવાયતો સહીહ બુખારીમાં મવજૂદ છે.

હજજતુલ-વદાઅથી ફરાગત મેળવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પધાર્યા તો હિજરતનું દસમું વરસ ખતમ થવાની તૈયારીમાં હતું.

નોટ :- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હજજતુલ-વદાઅનું બયાન અને એની વિગતો હેઠળ દર્શાવેલી ઉર્દૂ સીરત-કૃતિઓ પરથી લેવામાં આવી છે;

(૧) મવલાના હકીમ અબ્દુર્રઊફ કાદરી દાનાપૂરી કૃત : અસ્સિહ-હુસ-સિયર પેજ ૪૮૨ થી ૫૧૩

(૨) મવલાના અબ્દુલ-અઝીઝ ઉર્ફી કૃત : જમાલે-મુસ્તફા જિલ્દ ૪ પેજ ૪૩૪ થી ૪૬૩

(૩) જનાબ રાજા મુહંમદ શરીફ કૃત : હયાતે-રિસાલત મઆબ પેજ ૫૩૦ થી ૫૪૭ હજજતુલ-વદાઅની તારીખો પણ એજ કિતાબમાંથી દર્શાવવામાં આવી છે.

(૪) અહદે-નુબુવ્વત કે માહ-વ-સાલ. અરબી લેખક : અલ્લામા મખદૂમ મુહંમદ હાશિમ સિન્ધી. ઉર્દૂ તરજુમો : મવલાના મુહંમદ યુસૂફ લુધયાનવી પેજ ૩૫૫ થી ૩૬૩ —— હથુરાણી

નોટ : - અહીંથી ફરીવાર ઈબ્ને હિશામની સીરતુન-નબીના બાકીના ભાગનો તરજુમો શરૂ થાય છે.

## પ્રકરણ ૧૫૫

# રસૂલુલ્લાહ (સલ.)ના એલચીઓ બાદશાહોના દરબારોમાં

વફાત પહેલાંનું આખેરી લશ્કર ● ઈસ્લામી લશ્કરના સરસેનાપતિ ● એલચીઓ બાદશાહોના દરબારોમાં ● એલચીઓના મુબારક નામો ● ઈબ્ને હબીબની રિવાયત ● ઈસા બિન મરયમના એલચીઓ ● રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળોનું વધુ બયાન.

### વફાત પહેલાનું આખેરી લશ્કર

**ઈસ્લામી લશ્કરના સરસેનાપતિ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હજ્જતુલ-વદાઅથી પરવારીને મદીનહ વાપસ પધાર્યા તે પછી ઝુલ-હિજ્જહના બાકીના દિવસો ઉપરાંત મુહર્રમ અને સફરના મહિનાઓમાં આપ મદીનહમાં જ બિરાજમાન રહ્યા. એ દરમિયાન આપે મુલ્કે-શામ પર ચઢાઈ માટે એક મોટું લશ્કર તૈયાર કર્યું. અને આ જંગી લશ્કરના સરસેનાપતિ તરીકે પોતાના આઝાદ ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહના ફરઝંદ હઝરત ઉસામહ બિન ઝૈદની આપે નિમણૂક કરી. હઝરત ઝૈદ જંગે-મૂતહમાં ખ્રિસ્તીઓના હાથે શહીદ થઈ ગયા હતા. હઝરત ઉસામહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એજ આઝાદ ગુલામના આઝાદ બેટા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉસામહ બિન ઝૈદને ઈસ્લામી લશ્કરના સરસેનાપતિ બનાવીને હુકમ ફરમાવ્યો કે તેઓ મુલ્કે-શામના બલકા અને રોમના પ્રદેશ પર લશ્કર સાથે જઈને ચઢાઈ કરી દે અને આક્રમણખોર ખ્રિસ્તીઓના ફિત્નાનો પ્રતિકાર કરે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ મળતાં હઝરત ઉસામહ બિન ઝૈદ સફરમાં જવાની તૈયારીમાં લાગી ગયા અને આપના ફરમાન મુજબ મદીનહના અન્સાર ઉપરાંત મક્કહના મુહાજિરીનમાંથી પ્રથમ હરોળના નામચીન સહાબા પણ હઝરત ઉસામહના લશ્કરમાં જોડાઈને જિહાદ માટે એકત્ર થવા લાગ્યા.

**ગુજરાતી સંપાદકની નોંધ**————રોમન સામ્રાજ્યના ખ્રિસ્તીઓ મુસલમાનોના કટ્ટર દુશ્મન હતા. છાશવારે મદીનહ પર ચઢાઈ કરવાના કાવતરાં કર્યા કરતા હતા. ''જંગે-મૂતહ''થી એમની સાથે યુદ્ધનું

મંડાણ થયું હતું. આ યુધ્ધમાં હઝરત ઉસામહના અબ્બાજી હઝરત ઝૈદ બિન હારિસહ તેમ હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકાભાઈ હઝરત જઅફર બિન અબૂ તાલિબ જેવા નામચીન વીરનરો શહીદ થઈ ગયા હતા. બાકીના લશ્કરને હઝરત ખાલિદ બિન વલીદ સહીહ-સલામત દુશ્મનની ભીંસમાંથી કાઢી લાવ્યા હતા. એજ દિવસથી ખ્રિસ્તીઓના દિલો પર ઈસ્લામના લશ્કરી બળની ધાક બેસી ગઈ હતી.

હજ્જતુલ-વદાઅથી વાપસી પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે ખ્રિસ્તીઓ જંગી તૈયારી સાથે મોટું લાવલશ્કર લઈને મદીનહ પર ચઢાઈ માટે આવી રહ્યા છે. તેઓને રસ્તામાં જ રોકવા માટે આપે એક લશ્કર તૈયાર કર્યું જેમાં હઝરત અબૂબક્ર, હઝરત ઉમર, હઝરત ઉસ્માન, હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુમ)જેવા મહાન સહાબા ઉપરાંત પ્રથમ હરોળના મુહાજિર તથા અન્સાર સહાબા શામિલ હતા.

મૂતહનું ઐતિહાસિક યુધ્ધ જ્યાં ખેલાયું હતું એ બલકાની ભૂમિમાં ઉબના, ઉમના કે યુબના નામે એક સ્થળ આવેલું હતું જ્યાં હઝરત ઉસામહના પિતા હઝરત ઝૈદ પોતાના સાથીઓ સાથે શહીદ થઈ ગયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉસામહને બોલાવીને ફરમાવ્યું, ''મેં તમને આ લશ્કરના અમીર બનાવ્યા. તમે ઉબના સ્થળે જાવ, એ તમારા બાપનું કતલખાનું છે. ઝડપભેર ત્યાં પહોંચીને તમારા બાપના ખૂનીઓ પર તૂટી પડજો !'' (અસિહ-હુસ-સિયર પા. ૫૧૬) હઝરત ઉસામહના લશ્કરની વધુ વિગત આગળ આવશે. ગુ.સંપાદક.

---

## એલચીઓ બાદશાહોના દરબારોમાં

**સહાબાને હવારીયાનો દાખલો**————ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબામાંથી કેટલાક મુત્સદ્દી અને રાજનીતિજ્ઞ ગ્રહસ્થોને પોતાના એલચી કે રાજદૂત બનાવીને વિદેશી બાદશાહોના દરબારોમાં મોકલ્યા અને એ બાદશાહોને નામે કાગળો લખાવીને એલચીઓને આપ્યા. આ કાગળોમાં બાદશાહોને ઈસ્લામનું આમંત્રણ આપવામાં આવ્યું હતું.

ઈબ્ને હિશામ કહે છે : મને વિશ્વાસપાત્ર માહિતગારોએ અબૂબક્ર હુઝલીની રિવાયતથી એવી પ્રમાણભૂત માહિતી આપી કે જે દિવસોમાં ''સુલ્હે-હુદૈબિયહ''નો પ્રસંગ સર્જાયો હતો——જેમાં મક્કહના કુરૈશી મુશરિકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અને આપના સાથીઓને મક્કહમાં પ્રવેશીને ઉમ્રહ કરવાથી અટકાવી દીધા હતા અને સુલેહનામાને આધારે ઉમ્રહ વગર પાછા જવું પડયું હતું——તે વેળા એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા પાસે પધાર્યા અને તેઓને સંબોધીને ફરમાવ્યું :

> ''હે લોકો ! અલ્લાહ તઆલાએ મને આ જગતના તમામ ઈન્સાનો માટે રહમ બનાવીને મોકલ્યો છે. માટે તમે દીનના મામલામાં આપસમાં એવી રીતે મતભેદની વાતો ન કરજો જેવી રીતે અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા સંબંધી તેમના હવારીયોએ આપસમાં

મતભેદની વાતો કરી હતી.''[૧]

માનવંતા સહાબાએ સવાલ કર્યો, ''યા રસૂલલ્લાહ ! હઝરત ઈસાના હવારીયોએ આપસમાં કેવા મતભેદની વાતો કરી હતી ?''[૨]

આપે ફરમાવ્યું, ''અલ્લાહના પયગમ્બર ઈસાએ પોતાના હવારીયોને તેજ વસ્તુનું આમંત્રણ આપ્યું હતું જેનું મેં તમને આમંત્રણ આપ્યું છે. [૩] હઝરત ઈસાએ પોતાના હવારીઓમાંથી જે લોકોને આજુબાજુના પ્રદેશોમાં મોકલ્યા તેઓ એમનાથી બહુ ખુશ રહ્યા અને દરેક કામ સારી રીતે કરતા રહ્યા. પણ જે લોકોને દૂર-દરાજના સ્થળોએ જવાનું ફરમાવ્યું તેઓએ ત્યાં જવાનું પસંદ નહિ કર્યું અને જવામાં ગલ્લાં-તલ્લાં કરતા રહ્યા. ત્યારે હઝરત ઈસાએ એની ફરિયાદ અલ્લાહના દરબારમાં રજૂ કરી. નતીજો એ નીકળ્યો કે ગલ્લાં-તલ્લાં કરનારાઓમાંથી દરેક આદમી તેજ પાપીઓની ભાષા બોલવા લાગી ગયો જેઓની પાસે જવામાં તેણે વાંધાવચકા કે બહાના કાઢયાં હતાં.'' [૪]

**એલચીઓના મુબારક નામો**————સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબામાંથી કેટલાક ગૃહસ્થોને પોતાના એલચી બનાવીને અને ઈસ્લામના આમંત્રણના કાગળો આપીને બાદશાહોના દરબારોમાં રવાના કર્યા. એ એલચીઓના મુબારક નામ આ છે :

૧—— હઝરત દિહયહ બિન ખુલૈફહ કલ્બી (રદિયલ્લાહુ અન્હુ) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને રોમના બાદશાહ કયસરના દરબારમાં પોતાના રાજદૂત બનાવીને મોકલ્યા.

૨—— હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ સહમી (રદિયલ્લાહુઅન્હુ) એમને ફારિસ એટલે મુલ્કે-ઈરાનના બાદશાહ કિસરાના દરબારમાં રવાના કર્યા.

૩—— હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી (રદિયલ્લાહુ અન્હુ) એમને હબશહના બાદશાહ નજાશીના દરબારમાં.

૪—— હઝરત હાતિબ બિન અબૂ બલ્તઅહ (રદિયલ્લાહુ અન્હુ) એમને ઈસ્કંદરિયાના બાદશાહ મકવ-કિસના દરબારમાં.

૫—— હઝરત અમ્ર બિન આસ સહમી (રદિયલ્લાહુ અન્હુ) એમને ઓમાનના નવાબો જૈફર અને ઈયાઝના દરબારમાં. એ બંને જુલન્દીના નબીરા અને અઝદી ખાનદાનમાંથી હતા.

૬—— હઝરત સુલૈત બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હુ) એમને યમામહ પ્રદેશના રાજવીઓ સુમામહ બિન

---

૧. એટલે તમે મારા કોઈ હુકમ સંબંધી વાંધાવચકા ન કાઢજો. આપસમાં મતભેદ ન જન્માવશે. મારા હુકમ પાલનમાં બહાના ન બનાવજો. જેવી રીતે હઝરત ઈસા (અલૈ.)ના હુકમ સંબંધી તેમના હવારીયોએ વાંધાવચકા કાઢીને આસપમાં મતભેદ જન્માવી દીધો હતો. ''હ''

૨. હવારીઃ કુર્આને-મજીદમાં હવારી શબ્દ હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓ કે સાથીઓ માટે આવ્યો છે. એના અર્થ સાથી, સહકારી, મદદગાર વગેરે થાય છે. હઝરત ઈસા (અલૈ.)ના ૧૨ હવારીઓ હતા જેઓએ સૌથી પહેલાં હઝરત ઈસા પર ઈમાન લાવીને તેમના દીની દઅવતનો સ્વીકાર કરી લીધો હતો. એક રિવાયત મુજબ આ ૧૨ સાથીઓ ધોબીનો ધંધો કરતા હતા. હઝરત ઈસાએ તેઓને ફરમાવ્યું, ''લોકોના મેલાં કપડાં શું ધૂઓ છો? આવો હું તમને મેલાં દિલો ધોવાનું શીખાડું !''(કામૂસુલ-કુર્આન પેજ ૧૯૯) ''હ''

૩. એટલે ઈસ્લામની તબલીગને લગતા મારા કાગળો લઈને બાદશાહોના દરબારોમાં જવાનું અને તે માટે દેશ-પરદેશનો લાંબો તથા આકરો પ્રવાસ ખેડવાનું આમંત્રણ. ''હ''

૪. એટલે હઝરત ઈસા (અલૈ.)ના જે હવારીયોએ બહાના કાઢયાં તેઓનો અંજામ બુરો આવ્યો તેઓ પર અલ્લાહની લઅનત ઊતરી અને તેઓ પાપીઓ કે કાફિરો જેવા બનીને તેઓના જ રંગમાં રંગાઈ ગયા. ''હ''

ઉસ્સાલ અને હવઝહ બિન અલીના દરબારમાં.

હઝરત સુલૈત બિન અમ્ર, બનૂ આમિર બિન લુઐયના ખાનદાનમાંથી હતા. અને સુમામહ તથા હવઝહ બનૂ હનીફહના કબીલાના ગૃહસ્થો હતા.

૭—— હઝરત અલા બિન હદ્રમી (રદિયલ્લાહુ અન્હુ) એમને બહરૈનના બાદશાહ મુનઝિર બિન સાવા અબ્દીના દરબારમાં

૮—— હઝરત શુજાઅ બિન વહબ અસદી (રદિયલ્લાહુ અન્હુ) એમને મુલ્કે-શામની સરહદો એટલે બલકા પ્રદેશના બાદશાહ હારિસ બિન અબૂ શિમ્ર ગસ્સાનીના દરબારમાં.

ઈબ્ને હિશામનું કહેવું છે કે હઝરત શુજાઅ બિન વહબ અસદીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હારિસના દરબારમાં નહિ બલકે જબલહ બિન ઐયમ ગસ્સાનીના દરબારમાં મોકલ્યા હતા.

૯—— અને હઝરત મુહાજિર બિન અબુ ઉમૈયહ મખઝૂમી (રદિયલ્લાહુ અન્હુ)ને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યમનના બાદશાહ હારિસ બિન અબ્દે કલાલ હિમ્યરીના દરબારમા મોકલ્યા.

**ઇબ્ને હબીબની રિવાયત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન હબીબ મિસરીએ કહ્યું કે, એમણે તે દસ્તાવેજી લખાણ જોયું હતું જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એલચીઓ કે રાજદૂતોના નામોનો ઉલ્લેખ થયેલો હતો. વળી જે મુલ્કોના બાદશાહો કે રાજવીઓ કે નવાબોના દરબારોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એલચીઓને મોકલવામાં આવ્યા હતા તેઓના નામો પણ એ દસ્તાવેજમાં લખેલાં હતાં. વળી પોતાના એલચીઓને રવાના કરતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને જે સુચનાઓ અને હિદાયતો ફરમાવી હતી તેનો પણ એ લખાણમાં ઉલ્લેખ હતો.

યઝીદ બિન હબીબનું કથન છે : મેં આ દસ્તાવેજી લખાણ મુહંમદ બિન શિહાબ ઝુહરીને દેખાડ્યું તો તેમણે જોતાં જ એ લખાણ ઓળખી કાઢ્યું અને તપાસ-તહકીકને અંતે એના અસલી હોવાનું સમર્થન કરી દીધું. એ દસ્તાવેજમાં લખ્યું હતું કે એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની મજલિસમાં પધાર્યા અને તેઓને સંબોધીને ફરમાવ્યું :

> "અલ્લાહ તઆલાએ મને સમગ્ર જગત માટે રહમતના પયગમ્બર બનાવીને મોકલ્યો છે. માટે હે લોકો ! તમે મારા તરફથી મારો પયગામ તેના બંદાઓ સુધી પહોંચાડી દેવાનો હક અદા કરો. અલ્લાહ તઆલા તમારા પર રહમ ફરમાવશે. અને જુઓ, મારા મામલા અંગે તમે આપસમાં એકબીજાનો વિરોધ ન કરજો જેમકે હવારીયોએ ઈસા બિન મરયમના મામલામાં એકબીજાનો વિરોધ કર્યો હતો."

આ સાંભળીને સહાબાએ સવાલ કર્યો, "યા રસૂલલ્લાહ ! હવારીઓનો વિરોધ કેવો હતો ?" જવાબમાં આપે ફરમાવ્યું.

> "ઈસા બિન મરયમે હવારીયોને તેજ વાતનું આમંત્રણ આપ્યું હતું જેનું મેં તમને આમંત્રણ આપ્યું છે. તેઓમાંથી જે લોકો ઈસાથી નઝદીક રહ્યા તેઓ તો ખુશ રહ્યા અને સારી

રીતે કામગીરી બજાવતા રહ્યા. પણ જે લોકો ઈસાથી દૂર-દરાજના સ્થળોએ ગયા તેઓને એ ગમ્યું નહિ. આગગમાથી બહાના અને વાંધા કાઢતા રહ્યા. ત્યારે ઈસા બિન મરયમે કંટાળીને એની ફરિયાદ અલ્લાહની બારગાહમાં રજૂ કરી. નતીજારૂપે તેઓની હાલત એવી બની ગઈ કે, એમાંનો એક એક માણસ તેજ કૌમની ભાષા બોલવા લાગી ગયો જેની તરફ તેને મોકલવામાં આવ્યો હતો.''

**ઈસા બિન મરયમના એલચીઓ**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમ (અલૈહિસ-સલામ)એ પોતાના હવારીયોમાંથી જે જે ગૃહસ્થોને, અને એ હવારીયો પછી એમના અનુગામીઓમાંથી જે જે ગૃહસ્થોને જુદા જુદા સ્થળોએ પોતાના એલચી બનાવીને મોકલ્યા હતા તેઓના નામો આ છે :

૧—— બુત્રુસ અલ-હવારી. એમની સાથે બુલુસ નામના ગૃહસ્થ પણ હતા. બુલુસ પોતે હઝરત ઈસાના હવારી ન હતા પણ એમના અનુયાયીઓમાંથી હતા. હઝરત ઈસાએ એમને પોતાના એલચી બનાવીને મુલ્કે-રોમ તરફ મોકલ્યા હતા.

૨—— અન્દ્રાઈસ અને મન્તા નામે બે ગૃહસ્થોને હઝરત ઈસાએ પોતાના એલચી બનાવીને એવા પ્રદેશ તરફ ઈસ્વી મઝહબના આમંત્રણ માટે મોકલ્યા જ્યાંના લોકો માનવભક્ષી ગણાતા હતા એટલે માણસોને મારીને ખાય જનારા હતા.

૩—— તૂમાસ નામના હવારીને મુલ્કે-બાબિલના પૂર્વ વિભાગના ઈલાકા તરફ મોકલવામાં આવ્યા.

૪—— ફૈબલિસ નામે હવારીને કર્તા-જન્નાહ એટલે મુલ્કે-આફરીકાના ઈલાકાઓ તરફ એલચી બનાવીને રવાના કરવામાં આવ્યા.

૫—— યુહન્નસ નામે હવારીને અફસૂસના ઈલાકા તરફ ધર્મના આમંત્રણ માટે એલચી બનાવીને રવાના કર્યા. આ પ્રદેશ અસહાબે-કહફની વસતિમાં આવેલો હતો.

૬—— યઅકૂબસ નામના હવારીને ઈલીયા તરફ એલચી બનાવીને મોકલ્યા. ઈલીયા બૈતુલ-મુકદ્દસનું શહેર છે.

૭—— ઇબ્ને સુલુમા નામે હવારીને મુલ્કે-અરબ એટલે હિજાઝની ભૂમિ તરફ એલચી બનાવીને રવાના કર્યા.

૮—— સીમન કે સૈમન નામે હવારીને બરબરની ધરતી તરફ મોકલવામાં આવ્યા.

૯—— યહૂઝા નામે ગૃહસ્થને જેઓ હવારીયોમાંથી ન હતા, તેમને યૂદસના સ્થાને નિયુક્ત કર્યા.

---

## ગુજરાતી સંપાદકની નોંધ

ઇબ્ને હિશામની સીરતુન-નબીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળોને લગતું લખાણ અહીં પૂરું થયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના નૂરાની યુગના વિદેશી શહેનશાહો, બાદશાહો, નવાબો અને રાજામહારાજાઓને

નામે ઈસ્લામના આમંત્રણ કે ઈસ્લામની તબલીગના જે મુબારક કાગળો લખાવીને પોતાના રાજદૂતો મારફતે મોકલ્યા હતા, અલ્લામા ઈબ્ને હિશામે એ મુબારક કાગળો કે તેનો અહેવાલ પોતાની કિતાબમાં દર્શાવ્યો નથી. કદાચ ટૂંકાણના હેતુએ તેમણે સીરતે-પાકનો આ મહત્વનો વિષય જતો કર્યો છે. અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કેટલાક મુબારક કાગળોનો અહવાલ સનદી સીરતગ્રંથોને આધારે અહીં સવિગત રજૂ કરીએ છીએ.——હથુરાણી.

## પયગમ્બરોના સરતાજ

**રહમતુલ-લિલ-આલમીન**————અલ્લાહ તઆલાએ જગતના મંડાણથી પોતાના બંદાઓની હિદાયત માટે પયગમ્બરીનો સિલસિલો કાયમ કરીને એક લાખ ૨૪ હજાર જેટલા માનવંતા પયગમ્બરોને બંદાઓની હિદાયત માટે આ દુનિયામાં મોકલ્યા. એમાં સૌથી પહેલા પયગમ્બર હઝરત આદમ અલૈહિસ્સલામ અને સૌથી છેલ્લા પયગમ્બર હઝરત મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ છે. અગાઉના તમામ પયગમ્બરોને તેઓની ખાસ કૌમની હિદાયત માટે મોકલવામાં આવ્યા હતા. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કોઈ ખાસ કૌમ કે અરબો માટે નહિ બલકે જગતના તમામ ઈન્સાનોની હિદાયત માટે મોકલવામાં આવ્યા હતા. આપનું આકાશી માર્ગદર્શન દુનિયામાં વસનારા તમામ ઈન્સાનો માટે આમ છે ચાહે તે ખ્રિસ્તી હોય, યહૂદી હોય, હિન્દુ હોય કે ઈસ્લામ વગર કોઈ પણ ધર્મનો અનુયાયી હોય. એટલે જ અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને "ખાતમુન-નબીય્યીન" અને "રહમતુલ-લિલ-આલમીન" (એટલે પયગમ્બરોના સિલસિલાને ખતમ કરનારા અને દુનિયાના લોકો માટે દયાના ભંડાર) જેવા વિશેષણોથી બિરદાવ્યા છે. હવે દુનિયામાં કિયામત સુધી પૈદા થનારા ઈન્સાનો માટે કોઈ નવા પયગમ્બરની જરૂરત રહી નથી. જેવી રીતે એકમાત્ર સૂરજ આખા જહાન માટે કાફી છે તેવી જ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો સૂરજ સારાયે જહાનના ઈન્સાનો માટે કાફી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી અંગે અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| કુલ યા ઐયુહન-નાસુ ઈન્ની રસૂલુલ્લાહિ<br>ઈલૈકુમ જમીઆ. અલ્લઝી લહૂ<br>મુલ્કુસ-સમાવાતિ વલ-અર્દ. | હે નબી કહી દો કે હે લોકો ! હું અલ્લાહનો રસૂલ છું<br>તમારા બધાને માટે, તે અલ્લાહ તરફથી જે<br>આકાશો અને ધરતીની બાદશાહીનો માલિક છે. [૧] |

સૂરએ-ફુર્કાન પારહ ૧૮ની આયત નંબર ૧માં ફરમાવ્યું છે :

| | |
|---|---|
| તબારકલ-લઝી નઝ-ઝલલ - ફુર્કાન<br>અલા અબદિહી લિ-યકૂન<br>લિલ-આલમીન નઝીરા. | અપાર બરકતવાળો છે તે અલ્લાહ જેણે ઉતાર્યું કુર્આન<br>પોતાના બંદા ઉપર કે જેથી તે બને<br>તમામ જગતજનો માટે ચેતવણી આપનારો. |

સૂરએ-સબા પારહ ૨૨ની આયત નંબર ૨૮માં ફરમાવ્યું છે :

---

૧. સૂરએ-અઅરાફ પારહ ૯ આયત નંબર ૧૫૮

| | |
|---|---|
| વમા અર-સલ-નાક ઈલ્લા | હે નબી ! અમે આપને મોકલ્યા છે |
| કાફ-ફતલ - લિન - નાસિ | જગતના તમામ ઈન્સાનો માટે |
| બશીરંવ વ નઝીરા. | બશીર અને નઝીર બનાવીને. [૧] |

સુરએ-અંબયિઅ પારહ ૧૭ ની આયત નંબર ૧૦૭ માં ફરમાવ્યું છે :

| | |
|---|---|
| વમા અર-સલનાક ઈલ્લા | હે નબી ! અમે આપને મોકલ્યા નથી પરંતુ; |
| રહમતલ-લિલ-આલમીન. | સમગ્ર જગત માટે રહમત બનાવીને. |

અલ્લાહના આખેરી નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે પણ સંખ્યાબંધ હદીસોમાં ફરમાવ્યું છે :

| | |
|---|---|
| વ કાનન-નબીય્યુ યુબઅસુ | અગાઉના દરેક નબીને મોકલવામાં આવતા હતા |
| ઈલા કવમિહી ખાસ્સતન. | ખાસ તેઓની પોતાની કૌમ તરફ. |
| વ બુઈસ્તુ | અને મને મોકલવામાં આવ્યો |
| ઈલન-નાસિ આમ્મતન. | તમામ ઈન્સાનો માટે. |
| બુઈસ્તુ ઈલલ -અહમરે | મને મોકલવામાં આવ્યો દરેક રાતા-ગોરા તરફ |
| વલ-અસ્વદ. | અને દરેક કાળા-શ્યામળા તરફ. |

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી કોઈ દેશ, કોઈ ખંડ, કોઈ કૌમ, કોઈ પ્રજા કે કોઈ કબીલા માટે ખાસ નથી. દુનિયામાં વસનારા દરેક હિન્દુ, દરેક ખ્રિસ્તી, દરેક યહૂદી, દરેક આસ્તિક કે નાસ્તિક કે બિનમુસ્લિમ માટે આમ છે અને પોતાના જ યુગ માટે નહિ, બલકે કિયામત સુધી આવનારા દરેક યુગ અને કિયામત સુધી પાકનારા દરેક ઈન્સાનો માટે છે.

**સિક્કા માટે ચાંદીની અંગૂઠી**——————એજ કારણ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાના હુકમ મુજબ ઈસ્લામની તબલીગ માટે આંતર રાષ્ટ્રીય ધોરણે તે યુગના બાદશાહોને નામે કાગળો લખાવ્યા અને તેને બાદશાહોના દરબારો સુધી પહોંચાડવા માટે જે સફીરો, કાસિદો, એલચીઓ કે રાજદૂતોની પસંદગી ફરમાવી એ બધા રાજકારણના પ્રખર અભ્યાસી કે મોટા મુત્સદ્દી પુરૂષો હોવા ઉપરાંત શાહી દરબારોના આદાબ, શિષ્ટાચાર અને રીતરિવાજોના પૂરી રીતે માહિતગાર હતા અને વાક્ચાતુરી કે હાજર જવાબીની કળાના પણ નિપુણાત હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સૂચનો અનુસાર બાદશાહોને નામે કાગળોના લખાણનો સિલસિલો ચાલુ હતો, એ દરમિયાન દરબારી નિયમોના જાણકાર સહાબામાંથી હઝરત સલમાન ફારસી વગેરેએ સલાહ આપતાં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! ઈરાન અને રોમના બાદશાહોનો દરબારી કાનૂન એવો છે કે જે કાગળ પર તેના લખનારની મુહરનો સિક્કો ન હોય તેને તેઓ સરકારી ધોરણે કે સત્તાવાર રીતે માન્યતા આપતા નથી. માટે આપ પણ પોતાના નામની મુહર તૈયાર કરાવીને છાપ મારવા પછી કાગળો મોકલાવો તે જરૂરી છે.''

૧. બશીર એટલે નેક કામોના ફળ રૂપે જન્નતના સુખની વધામણી આપનાર અને નઝીર એટલે બુરાં કામોના ફળ રૂપે જહન્નમના અઝાબની ચેતવણી આપનાર. ''ઙ''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સલાહ ગમી ગઈ. તે વેળા હઝરત યઅલા બિન ઉમૈયહ નામે સહાબી ધાતુ પર કોતરણીનો કસબ જાણતા હતા. આપના હુકમથી પ્રથમ તેમણે સોનાની એક અંગૂઠી બનાવી દીધી પણ અલ્લાહના ફરિશ્તા હઝરત જિબ્રીલએ આપની તહેનાતમાં હાજર થઈને કહ્યું, ''યા રસૂલલ્લાહ! અલ્લાહ તઆલાએ આપની ઉમ્મતના પુરૂષો માટે સોનાનો ઉપયોગ હરામ ઠરાવી દીધો છે.''

એજ વેળા આપે સોનાની અંગૂઠી ઉતારી નાખતાં ચાંદીની અંગૂઠી બનાવવાનો હુકમ ફરમાવ્યો. ત્યારે આપના માટે હઝરત યઅલા બિન ઉમૈયહએ, બાદશાહોને નામે લખેલા કાગળો પર સિક્કો મારવા માટે ચાંદીની અંગૂઠી બનાવી દીધી. આ અંગૂઠી પર જે નગીનો બેસાડવામાં આવ્યો તેની ઉપર ''મુહંમદ રસૂલુલ્લાહ''ના શબ્દોની કોતરણી કરીને, તેની એવી રીતે ક્રમવાર ગોઠવણી કરવામાં આવી કે, ઉપરની પહેલી લીટીમાં અલ્લાહ, નીચેની બીજી લીટીમાં રસૂલ અને તે પછી ત્રીજી લીટીમાં મુહંમદ કોતરેલું હતું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બાદશાહોને નામે લખાવેલા બધા મુબારક કાગળોમાંથી દરેક કાગળમાં બે શબ્દો નોખી રીતે તરી આવતા હતા. અથવા આપના કાગળોમાં એ બે શબ્દો નોખું-અનોખું કે આગવું સ્થાન ધરાવતા હતા. એ બે શબ્દો હતાઃ ''અસ્લિમ અને તસ્લિમ.''

ઉપલક નજરે આ બે શબ્દો તદ્દન સાદા કે મામૂલી લાગે છે પણ આ બે શબ્દોમાં અર્થો અને રહસ્યોનો ભંડાર ભરેલો પડયો છે. એ બંને શબ્દોના અર્થ છે : ઈસ્લામ સ્વકારી લો, સુરક્ષિત થઈ જશો અથવા મુસલમાન બની જાવ, સલામતી મેળવી લેશો. સહાબાએ કિરામનું મુબારક જીવન એનો ચકચકતો દાખલો છે.

અને ખ્રિસ્તી ધર્મ પાળનારા બાદશાહોને નામે લખાવેલા કાગળોમાં કુર્આને-મજીદની આ આયત ખાસ રીતે ટાંકવામાં આવતી હતી :

| | |
|---|---|
| યા અહલલ-કિતાબિ તઆલવ | હે અહલે-કિતાબ ! આવો |
| ઈલા કલિ-મતિન | એક એવી વાત તરફ જે |
| સવાઈમ બૈનના વ બૈનકુમ. | સરખી છે અમારી અને તમારી વચ્ચે. |
| અલ્લા નઅબુદ ઈલ્લલ્લાહ. | તે આ કે આપણે નહિ પૂજીએ કોઈને અલ્લાહ સિવાય. |
| વલા નુશરિકા બિહી શૈઅંવ | અને ન ભાગીદાર બનાવીએ કોઈને તેની સાથે. |
| વલા યત-તખિઝ | અને ન બનાવે; |
| બઅ-દુના બઅદન | આપણામાંથી કોઈ એકબીજાને, |
| અરબાબમ મિન દૂનિલ્લાહ. | પોતાનો ભગવાન અલ્લાહને છોડીને. |
| ફ-ઈન તવલ-લવ | તો જો તમે નથી માનતા (આ વાત) |
| ફ-કૂલુશ-હદૂ | તો તમે સાક્ષી રહેજો કે |
| બિઅન-નના મુસ્લિમૂન. | અમે બેશક માનનારા છીએ. [૧] |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળોમાં જે બાદશાહો, નવાબો અને રાજાઓને

૧. આલે-ઈમ્રાન પારહ ૩ આયત ૬૪

સંબોધન કરવામાં આવ્યું છે તેમાં ચાર પ્રકારના જુદા-જુદા ધર્મો પાળનારા લોકોનો સમાવેશ થાય છેઃ

૧—— ઈસાઈ એટલે ખ્રિસ્તી. જેઓ અહલે-કિતાબ હતા. (આકાશી કિતાબ ઈન્જીલવાળા.)

૨—— ઝુરતુશ્તી : જરથોસ્તી. આગની પૂજા કરનારા પારસી. (આકાશી કિતાબ વગરના)

૩—— મુશરિક એટલે બુત પરસ્ત કે મૂર્તિપૂજક. (આકાશી કિતાબ વગરના)

૪—— યહૂદી. જેઓ અહલે-કિતાબ હતા. (આકાશી કિતાબ તવરાતવાળા.)

ખ્રિસ્તીઓવાળા કાગળોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક નામ સાથે "અબ્દુલ્લાહ"ના શબ્દો લખાવ્યા એટલે હું અલ્લાહનો બંદો છું અલ્લાહનો બેટો નથી. એમાં ખ્રિસ્તીઓના મઝહબી અકીદાનું ખંડન હતું.તેઓનો અકીદો છે કે હઝરત ઈસા બિન મરયમ અલ્લાહના બેટા છે.

ઈરાની શહેનશાહ ખુસરૂ પરવેઝના કાગળમાં અલ્લાહની તવહીદ પર ખાસ ભાર મૂકવામાં આવ્યો. કેમકે અગ્નિપૂજકોના મઝહબમાં "યઝદાન" અને "અહરમન" નામે બે જુદા-જુદા ખુદાઓ છે. એમાં પારસીઓના અકીદા મુજબ યઝદાન નેકીના ખુદા છે અને અહરમન બદીનો ખુદા છે. તેઓને શિક્ષણ આપવાની જરૂર હતી કે અલ્લાહ એક છે અને બંદગીને લાયક તેજ છે. અખિલ જગતનું સર્જન તેણે જ કર્યું. આગનો સર્જક પણ તેજ છે જેથી આગની નહિ, આગના સર્જકની બંદગી કરવી જોઈએ.

અરબના મૂર્તિપૂજક મુશરિકોને લખેલા મુબારક કાગળોમાં પણ અલ્લાહની તવહીદ પર ખાસ ભાર મૂકવામાં આવ્યો અને એક અલ્લાહને છોડીને લેભાગુ ભગવાનોની બંદગીથી તેઓને રોકવામાં આવ્યા.

યહુદીઓને નામે લખેલા કાગળોમાં તેઓની આકાશી કિતાબ તવરાતના હવાલાઓથી પોતાની પયગમ્બરીની દલીલો કાયમ કરવામાં આવી. અને બધા મુબારક કાગળોનો ફકત એક જ સાર કે એક જ નિચોડ હતો : ઈસ્લામનું આમંત્રણ કે ઈસ્લામની તબલીગ.

---

# રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક કાગળો

## બાદશાહોના નામે

### મુબારક કાગળ શાહે-હબશને નામે

હબશ અથવા હબશહ નામનો દેશ અરબની દક્ષિણ દિશાએ પૂર્વ આફ્રીકામાં આવેલો છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીના નૂરાની યુગમાં મુલ્કે-હબશના બાદશાહી તખત પર અસ-હમહ બિન અબજર નામે બાદશાહ બિરાજમાન હતો. હબશની પ્રજાનો સરકારી ધર્મ ખ્રિસ્તી હતો અને બાદશાહ પોતે પણ ધર્મધુરંધર હોવા ઉપરાંત ખ્રિસ્તી ધર્મનો ચુસ્ત અનુયાયી હતો.

અસ્હમહ બિન અબજરનું ખાનદાન ચોથી સદી ઈસ્વીથી મુલ્કે-હબશ પર રાજ કરતું હતું. આથી પેહલાં એ ખાનદાનના લોકો મૂર્તિપૂજાનો ધર્મ પાળતા હતા. રોમન સામ્રાજ્યે મિસર મારફતે હબશમાં ખ્રિસ્તી ધર્મનો પાયો નાખ્યો. અસ્કંદરિયાના એક બિશપે અહીં ખ્રિસ્તી મિશનનું કેન્દ્ર સ્થાપ્યું. ઈસ્વી સન ૩૩૦ માં ઉઝીનહ નામે હબશી બાદશાહે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરી લીધો. પછી ધીરેધીરે આખા દેશની રૈયત મૂર્તિપૂજાનો ત્યાગ કરીને ખ્રિસ્તી બની ગઈ.

હબશ અરબી નામ છે યુનાનીમાં એને ઈત્હુપિયા કહે છે જેનાથી ઈથ્યોપિયા બન્યું. દુનિયાના વર્તમાન નકશામાં એને એબીસીનિયા નામ આપવામાં આવ્યું. હબશી ભાષામાં બાદશાહને નજૂસ કહે છે. નજાશી એજ નજૂસ શબ્દનું અરબી રૂપ છે. [૧]

મક્કહની વિશાળ ધરતી જ્યારે તવહીદના પરસ્તારો પર ''અલ્લાહુ અહદ'' કહેવાને વાંકે તંગ બની ગઈ અને કુરૈશી કાફિરોના આંતકવાદે માઝા મૂકી દીધી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પયગમ્બરીના પાંચમા વરસે ઈ.સ. ૬૧૪ માં લાચાર નિરાધાર મુસલમાનોને પરવાનગી આપી દીધી કે તેઓ મક્કહથી હિજરત કરીને હબશ ચાલ્યા જાય. ત્યાંના ખ્રિસ્તી બાદશાહથી આશા છે કે તે તમારી સાથે ભલાઈનો વર્તાવ કરશે.

મુહાજિરીનના પહેલા કાફલાના સાલાર હઝરત ઉસ્માન બિન અફ્ફાન રદિયલ્લાહુ અન્હુ હતા જેમનો લકબ ''ઝુન-નૂરૈન''હતો એટલે બે નૂરવાળા. નૂરના ટુકડા જેવી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનાં બે સાહબઝાદીઓ એક પછી એક હઝરત ઉસ્માનના નિકાહમાં આવ્યાં હતાં. હબશમાં હઝરત ઉસ્માનના સલામત રીતે પહોંચી જવા પછી હિજરતનાં સિલસિલો ચાલુ થઈ ગયો અને લગભગ એક સો જેટલા મુહાજિરો હબશમાં ભેગા થઈ ગયા. મુહાજિરોનો છેલ્લો કાફલો મદીનહની હિજરતના સાતમા વરસે ૬૨૮ ઈસ્વીમાં હબશથી વાપસ થયો.

---

૧. નજાશી અથવા નજ્જાશી : હબશના બાદશાહોનો લકબ છે જેવી રીતે ઈરાનના બાદશાહોનો કિસરા, રોમના બાદશાહોનો કૈસર, યમનના બાદશાહોનો તુબ્બઅ, રશિયાના બાદશાહોનો ઝાર, મિસરના બાદશાહોનો ફિરઔન. ''હ''

મુહાજિરોના બીજા કાફલામાં હઝરત અલી બિન અબી તાલિબના મોટા ભાઇ હઝરત જઅફર બિન અબી તાલિબ પણ શામિલ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ બીજા કાફલા સાથે એક કાગળ નજાશીને નામે લખાવીને મોકલ્યો. ઘણું કરીને મુબારક કાગળોમાં આ સૌથી પહેલો કાગળ છે. એ મુબારક કાગળનું લખાણ આ પ્રમાણે છે :

## મુબારક કાગળનું લખાણ

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના રસૂલ મુહંમદ તરફથી

હું તે અલ્લાહના કીર્તિગાન કરૂં છું જેના સિવાય કોઇ પૂજાપાત્ર નથી. જે અખિલ જગતનો સત્તાધારી છે. પાક છે, રક્ષણદાતા છે અને સલામત રાખનારો છે.

હું ઇકરાર કરૂં છું કે ઇસા બિન મરયમ અલ્લાહની રૂહ અને તેનો કલિમા છે જેમને, પવિત્ર અને બુરાઇથી સુરક્ષિત મરયમ બતૂલ તરફ નાખવામાં આવ્યા અને ઇસા, મરયમની કૂખથી બિરાજમાન થયા. અલ્લાહએ તેમને પોતાની રૂહ અને પોતાના દમથી તેવી જ રીતે પેદા કર્યા જેવી રીતે તેણે આદમને પોતાના હાથથી પૈદા કર્યા હતા.

હું આપને તે એકમાત્ર અલ્લાહ તરફ આમંત્રણ આપું છું જેનો કોઇ ભાગીદાર નથી. તેની ઉપર ઇમાન લઇ આવો. અલ્લાહની તાબેદારીમાં મારો સાથ આપો. મારી પેરવી ગ્રહણ કરો. અને મારી પયગમ્બરીનો સ્વીકાર કરી લો. કેમકે હું અલ્લાહનો પયગમ્બર છું.

મેં અલ્લાહનો પયગામ નિખાલસ ભાવથી આપને પહોંચાડી દેવામાં ખેરખાહી કરી છે. મારી હમદર્દી ભરેલી નસીહતને કબૂલ કરી લેવું આપનું કામ છે. હું આપની રૈયતને પણ એજ આમંત્રણ આપું છું.

હું મારા ચચેરા ભાઇ જઅફરને બીજા મુસલમાનો સાથે મોકલાવી રહ્યો છું. જ્યારે એ બધા આપની પાસે પહોંચે તો સત્તાની મગરૂરી અને બાદશાહીનું અભિમાન છોડીને તેઓની સાથે નમ્રતાનો વર્તાવ કરજો.

તેની ઉપર સલામતી હો જેણે રાહે-રાસ્તની પેરવી કરી ! [૧]

## હઝરત અમ્ર નજાશીના દરબારમાં

મદીનહની હિજરતના સાતમા વરસે માહે-મુહર્રમમાં ઇસ્વી સન ૬૨૮ માં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે દુનિયાના બાદશાહોના નામે મુબારક કાગળો લખાવીને રવાના કર્યા તો હબશના બાદશાહ નજાશીને નામે ફરીથી એક કાગળ લખીને મોકલાવ્યો. પહેલો કાગળ આજથી લગભગ ૧૫ વરસ પહેલાં લખાવીને

૧. તારીખે-તબરી જિલ્દ ૩ પેજ ૭૮૯ - ડૉક્ટર મુહંમદ હમીદુલ્લાહ કૃત : રસૂલે-અકરમ કી સિયાસી ઝિન્દગી પેજ ૧૦૬

હઝરત જઅફર સાથે મોકલ્યો હતો જેમાં પોતાનો ટુંક પરિચય અને મુસલમાનો માટેની ભલામણના શબ્દો હતા. આ બીજો મુબારક કાગળ ઇસ્લામના આમંત્રણ કે ઇસ્લામની તબલીગને લગતો હતો. પહેલા કાગળ પર આપની મુહરની છાપ ન હતી. આ બીજા કાગળ પર બા-કાયદા આપની સરકારી મુહરની છાપ મારવામાં આવી હતી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિદ્વાન સફીર હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી (રદિયલ્લાહુ અન્હુ)આ મુબારક કાગળ લઇને શાહે-હબશના દરબારમાં પહોંચ્યા તો મુબારક કાગળ બાદશાહની તહેનાતમાં રજૂ કરતાં તેમણે એક અસરકારક પ્રવચન કર્યું જે આ પ્રમાણે છે :

## હઝરત અમ્રનું છટાદાર પ્રવચન

"હે આલીજાહ બાદશાહ ! મારૂં કર્તવ્ય હક વાતની તબલીગ છે અને આપનું કર્તવ્ય હક વાતને સાંભળવું છે. અમને આપની જાતનો એટલો બધો વિશ્વાસ અને એટલો બધો સંતોષ છે કે અમે કોઇ પણ રીતે આપને અમારી જમાઅતથી અલગ નથી સમજતા.

હઝરત આદમ પયગમ્બરની પૈદાઇશ આપના માટે અમારા તરફથી એક નક્કર દલીલ છે. કુદરતના જે ચમત્કારી હાથોએ આદમને માબાપ વગર પૈદા કર્યા એજ ચમત્કારી હાથોએ ઇસા પયગમ્બરને વગર બાપે તેમની માતાની કૂખથી પૈદા કર્યા.

અમારી અને આપની વચ્ચે ઇન્જીલ કિતાબ સૌથી મોટી સાક્ષી છે. માટે રહમતના પયગમ્બર મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ની પેરવી ગ્રહણ કરી લેવી તે ખૈર અને બરકત તથા માન અને પ્રતિષ્ઠાનો ભંડાર ભરી લેવા જેવું છે.

હે આલીજાહ બાદશાહ ! અગર આપ નામદારે મુહંમદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ની તાબેદારી નહિ સ્વીકારી તો એ ઉમ્મી નબીનો ઇન્કાર આપના માટે તેવી જ રીતે જાનની જંજાળ બની જશે જેવી રીતે ઇસા પયગમ્બરનો ઇન્કાર યહૂદીઓ માટે જાનની જંજાળ બની ગયો.

હે જહાંપનાહ ! મારી પેઠે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) તરફથી કેટલાક બીજા ગૃહસ્થોને જુદા-જુદા બાદશાહોના દરબારોમાં ઇસ્લામના આમંત્રણ માટે એલચી બનાવીને મોકલવામાં આવ્યા છે. પરંતુ સરવરે-આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જે આશા આપની જાત તરફથી છે તેવી આશા બીજાઓ તરફથી નથી. આપના વિષે પૂરો સંતોષ છે કે આપ પોતાના અને અલ્લાહના મામલામાં, પોતાની અગાઉની નેકીઓ અને હવે પછીની નેક કરણીના ફળનો ખ્યાલ રાખશો."

નજાશી બાદશાહ પોતાના શાહી તખત પર બેસીને પૂરી ગંભીરતાથી હઝરત અમ્ર બિન ઉમૈયહની તકરીર સાંભળતો રહ્યો. આજથી લગભગ ૧૫ વરસ પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જઅફર સાથે મોકલેલો કાગળ એ વાંચી ચૂક્યો હતો. એ પછી એક પ્રસંગે હઝરત જઅફરે એના દરબારમાં ઇસ્લામના સિધ્ધાંતો અને શિક્ષણને લગતું ઐતિહાસિક પ્રવચન કર્યું હતું તે પણ એને યાદ હતું. આ બધી વાતોથી નજાશી

બાદશાહ મહદ અંશે ઈસ્લામનો પરિચય મેળવી ચૂકયો હતો. જેથી હઝરત અમ્ર બિન ઉમૈયહની પ્રેરણા લક્ષી તકરીરે તેના દિલમાં ઈમાનની જયોત પ્રકટાવી દીધી. હઝરત અમ્રની તકરીર ખતમ થતાં જ તે ઈમાની જુસ્સાથી બોલી ઊઠયો :

"હે અમ્ર ! અલ્લાહના સોગંદ ! હું ગવાહી આપું છું કે મુહંમદ અલ્લાહના તેજ ચુનંદા નબી છે જેમની પધરામણીની, અમે ઈસાઈઓ અને યહુદીઓ રાહ જોઈ રહ્યા છીએ. બેશક જેવી રીતે મૂસા નબીએ ઈસા બિન મરયમની બશારત આપી હતી તેવી જ રીતે ઈસા બિન મરયમે મુહંમદ પયગમ્બરની બશારત આપી છે બંને વચ્ચે બાલ બરાબર ફરક નથી.

"હે અમ્ર ! મુહંમદની પયગમ્બરીના મામલામાં મારી કને કાનથી સાંભળવું અને આંખથી જોવું સરખું જ છે. પરંતુ જરા થોભો. અત્યારે હબશમાં મારા તરફદાર અને સહકારી લોકો બહુ થોડા છે. માટે તમે મને એટલો સમય આપો કે હું મારી કોમમાં મારા ટેકેદારો અને સહકારીઓની સારી જેવી સંખ્યા એકઠી કરી લઉં અને હબશવાસીઓ માટે ઈસ્લામ-સ્વીકારનો માર્ગ મોકળો થઈ જાય !"

આમ કહીને નજાશી બાદશાહ શાહી તખત પરથી નીચે ઊતરી આવ્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળને હાથમાં ઉપાડીને આદરમાનથી આંખો સાથે લગાડયો અને દરબારી દુભાષિયાને બોલાવીને વાંચવાનો હુકમ આપ્યો. મુબારક કાગળમાં લખ્યું હતું :

## નજાશીના નામે બીજો મુબારક કાગળ

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

મુહંમદ રસૂલુલ્લાહ તરફથી હબશના બાદશાહ નજાશીના નામે.

સલામતી હો તેની ઉપર જે સીધો રસ્તો ગ્રહણ કરે ! લખવાનું કે સૌથી પહેલાં હું તે અલ્લાહના યશોગાન કરૂં છું જેના સિવાય કોઈ બંદગીને લાયક નથી. તેજ બાદશાહે-બરહક અને માલિકે-મુલ્ક છે. તમામ એબોથી પાક અને દરેક દૂષણથી પવિત્ર છે. દરેક પ્રકારની આફતો અને સંકટોથી સુરક્ષિત છે. તે પોતાની કુદરતથી પોતાના પયગમ્બરોનો મદદગાર અને સમર્થક છે. પોતાના બંદાઓને કિયામતના ઝંઝાવાતથી બચાવનારો અને તેઓને સલામત રાખનારો અને ઊંચા દરજ્જાઓ આપનારો છે. દરેક વસ્તુ પર અધિકાર ધરાવનારો, કાબૂ રાખનારો, શકિતશાળી અને મોટો જ્ઞાની છે.

હું સાક્ષી આપું છું કે ઈસા નબી, કુંવારી મરયમના બેટા છે. અલ્લાહની ખાસ રૂહ અને તેના કલિમા છે જેમને અલ્લાહએ કુંવારી અને પાકદામન મરયમને પ્રદાન કર્યા જેનાથી તે ગર્ભવતી થઈ. પછી અલ્લાહએ ઈસાને પોતાની ખાસ રૂહ અને ફૂંકથી પેદા કર્યા. જેવી રીતે તેણે આદમને પોતાની કુદરતના નિરાકાર હાથો અને નિરાકાર ફૂંકથી પેદા કર્યા હતા.

એ પછી હે બાદશાહ ! હું તને અલ્લાહ વહદહૂ લા શરીક તરફ બોલાવું છું. તું તેની ઉપર ઈમાન લઈ આવ. કાયમ માટે તેનો તાબેદાર બની જા અને મારૂં અનુકરણ ગ્રહણ

કરી લે. મારા શિક્ષણને અંતઃકરણથી માની લે કેમકે હું નિઃશંક અલ્લાહનો રસૂલ છું.

આથી પહેલાં હું મારા કાકાના બેટા જઅફર બિન અબી તાલિબને મુસલમાનોની એક જમાઅત સાથે તારા દેશમાં મોકલી ચૂકયો છું.

હે બાદશાહ ! અભિમાન કે અહંકારથી કામ લેવાની જરૂર નથી. સમજબુધ્ધિથી મારી વાતો પર વિચાર કરીને અલ્લાહની તાબેદારી કબૂલ કરી લે. હું તને અને તારા પૂરા લશ્કરને અલ્લાહ તરફ આવી જવાનું આમંત્રણ આપું છું.

મેં તને અલ્લાહનો પયગામ પહોંચાડી દીધો છે અને નસીહતોનો હક અદા કરી દીધો છે. તારે એને માની લેવું જોઇએ.

હિદાયતની પૈરવી કરનારાઓ પર અલ્લાહના સલામ હો ! [૧]

મુહંમદ રસૂલુલ્લાહ (મુબારક કાગળ પર મુહરનો સિકકો)

## નજાશી બાદશાહનો જવાબી કાગળ

નજાશી બાદશાહ તખતથી નીચે બેસીને મુબારક કાગળનું લખાણ સાંભળતો જતો હતો અને મસ્તક હલાવીને એકેક બોલનું સમર્થન કરતો જતો હતો. જેવું જ લખાણનું વાંચન પૂરૂં થયું. અકીદતના જુસ્સાથી મુબારક કાગળને ચુંબન આપીને માથે મૂકી લીધો. એ પછી તેણે આકાશી સચ્ચાઇની ગવાહી આપી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળનો જવાબ લખાવ્યો. આ પ્રમાણે

મુહંમદ રસૂલુલ્લાહના નામે અસ્હમહ બિન અબજર નજાશી તરફથી

અસ્સલામુ અલૈક યા નબીય્યલ્લાહ !

અલ્લાહની રેહમતો અને બરકતો હો આપ પર !

હું તે અલ્લાહના વખાણ કરૂં છું જેના વગર બીજો કોઇ બંદગીને લાયક નથી. તેજ છે જેણે મને ઇસ્લામનો રસ્તો દેખાડયો અને તેના સ્વીકારની મને સદ્‌બુધ્ધિ આપી.

એ પછી હે અલ્લાહના નબી ! મને આપના મુબારક કાગળની ઝિયારતનો શર્ફ હાસિલ થયો. અલ્લાહના નબી ઇસા બિન મરયમ બાબતે જે કંઇ આપે દર્શાવ્યું, સોગંદ છે જમીન અને આસમાનના પાલનહારના, ઇસા બિન મરયમ તેનાથી રતીભાર વધારે નથી. બેશક ઇસા બિન મરયમની તેજ શાન છે જેનું આપે વર્ણન ફરમાવ્યું છે.

હે અલ્લાહના નબી ! અલ્લાહ તરફથી જે દીન લઇને આપ પધાર્યા છો મેં, એ દીનનો સારો જેવો પરિચય મેળવી લીધો છે. આપના કાકાના બેટા અને તેમના સાથીઓનું સ્વાગત કરીને મેં તેઓની મેહમાનદારી કીધી. હવે તેઓ મારા માનીતા બની ગયા છે.

હું સાક્ષી આપું છું કે આપ અલ્લાહના સાચા પયગમ્બર છો અને તેનું સમર્થન પામેલા

---

૧. તબકાતે ઇબ્ને સઅદ જિલ્દ ૩ પેજ ૨૫

નબી છો. મેં આપના માટે આપના કાકાના બેટાના હાથ પર બૈઅત કરી લીધી છે અને એજ હાથ પર આખા જગતના પાલનહાર માટે ઈસ્લામ કબૂલ કરી લીધો છે.

હે અલ્લાહના નબી ! હું આપની તહેનાતમાં મારા બેટા અરહા બિન અસ્હમહને મોકલાવું છું. અગર આપ હુકમ ફરમાવો તો પોતે પણ આપના ચરણોમાં હાજર થવા તૈયાર છું.

હે અલ્લાહના નબી ! હું ગવાહી આપું છું કે આપે જે કંઈ ફરમાવ્યું તે બિલકુલ હક છે.

વસ્સલામુ અલૈક વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.[૧]

હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી નજાશી બાદશાહનો કાગળ લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને હબશના બનાવોથી આપને માહિતગાર કર્યા.

હઝરત અમ્રના હાથે કાગળ મોકલવા પછી હબશના બાદશાહ હઝરત નજાશીએ પોતાના બેટા અરહા બિન અસ્હમહને પોતાના ખાસ ૬૦ માણસોના કાફલા સાથે શાહી વહાણમાં સવાર કરાવીને અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે ભેટ-સોગાત આપીને મદીનહ રવાના કર્યો કે જેથી તેનો બેટો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને કદમ-બોસીનું માન મેળવે. પરંતુ કમનસીબીથી વહાણ તોફાને ચઢેલા સમુદ્રના ઝંઝાવાતમાં સપડાઈ ગયું અને કાફલાના બધા માણસો વહાણ સાથે ડૂબીને શહીદ થઈ ગયા.[૨]

## અસલી મુબારક કાગળની દસ્તયાબી

પ્રખ્યાત સીરતકાર ડૉક્ટર મુહંમદ હમીદુલ્લાહ પોતાના પુસ્તકમાં લખે છે : બીજી જગત-જંગની શરૂઆતમાં મિસરના મશહુર ''અલ-બલાગ''અખબારે હબશના પાટનગર અદીસ અબાબાના મુસ્લિમ અખબાર ''બુરહાને-ઈસ્લામ''ના હવાલાથી એવા સમાચાર છાપ્યા હતા કે એબીસીનિયાના શહેનશાહ હેલ સલાસીએ રાજ્યની તિજોરીમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ઉપર દર્શાવેલો મુબારક કાગળ કાઢીને મુસલમાનોના એક પ્રતિનિધિ મંડળને તેની ઝિયારત કરાવી હતી. આ મુબારક કાગળ એક ઝિલ્લી એટલે ચર્મપત્ર પર લખેલો છે. એ સાડા તેર ૧૩ ½ ઈંચ લાંબો અને ૯ ઈંચ ચોડો છે. મુબારક કાગળ પર મુહર ઉપરાંત ૧૬ લીટીઓનું લખાણ છે. આ લખાણ ભૂરી શાહીથી એટલે ગ્રે કલરની ઈન્કથી લખવામાં આવ્યું છે. લખાણ તે યુગની અરબી લિપીમાં છે. શબ્દો એકદમ ચોખ્ખા અને આસાનીથી વાંચી શકાય છે. ૩

## નજાશીના નામે ત્રીજો મુબારક કાગળ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરી (રદિ.)ને બીજીવાર મુબારક

---

૧. તારીખે-તબરી જિલ્દ ૩ પેજ ૮૯ - રસૂલે-અકરમકી સિયાસી ઝિન્દગી પેજ ૧૧૨

૨. સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૭૭ - સીરતુન-નબી જિ.૧ પા. ૪૭૦ - જમાલે-મુસ્તફા જિ.૪ પા. ૧૯૫

3. રસૂલે-અકરમ કી સિયાસી ઝિન્દગી પેજ ૧૧૪-૧૨૪

કાગળ આપીને હબશ જવાનો હુકમ ફરમાવ્યો. આ વેળા હેતુ આ હતો કે મક્કહના મુહાજિરોને મદીનહ વાપસ તેડાવી લેવામાં આવે. મુબારક કાગળમાં હઝરત નજાશીના ઈસ્લામ-અંગીકાર પર આનંદ જાહેર કરવામાં આવ્યો હતો. મુબારક કાગળમાં લખ્યું હતું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

આપ પર સલામતી હો ! આપે અમારી સાથે ભલાઈનો વર્તાવ કર્યો. આપ પર અમને પૂરો વિશ્વાસ છે. આપની જાતથી અમે જે આશા રાખી હતી તે પૂરી થઈ અને જે વાતની ધાસ્તી રાખી હતી તેનાથી આપ સલામત રહ્યા.

અને હિદાયતની સદ્‌બુધ્ધિ અલ્લાહ તરફથી મળે છે.

——————————મુહંમદ રસૂલુલ્લાહ (મુહર)

આ કાગળ લખવાનું માન હઝરત અલી (રદિ.)ને મળવા પામ્યું.

હઝરત નજાશી બાદશાહએ ભારે સાવચેતીથી બંને મુબારક કાગળોને હાથીદાંતની એક સુંદર પેટીમાં સુરક્ષિત કરી દીધા અને પોતાના દરબારીઓને સંબોધીને કહ્યું, "હબશની ભૂમિમાં જ્યાં સુધી આ બરકતવંતા નૂરાની દસ્તાવેજો સલામત રહેશે ત્યાં સુધી મને યકીન છે કે હબશની પ્રજા પણ સલામત રહેશે."

હઝરત નજાશીએ હઝરત અમ્ર બિન ઉમૈયહને શરૂઆતમાં કહ્યું હતું : "હબશના લોકોમાં અત્યારે મારા ટેકેદારોની સંખ્યા બહુ થોડી છે માટે મને સમય આપો કે હું મારા ટેકેદારોની સંખ્યા વધારી લઉં !"પણ હઝરત નજાશીને એની તક મળવા નહિ પામી અને હિજરી ૯ ના રજબમાં (ઈસ્વી સન ૬૩૦ માં) હઝરત નજાશીનો ઈન્તેકાલ થઈ ગયો.

એજ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વહી મારતફે હઝરત નજાશી (રદિયલ્લાહુ અન્હુ)ની વફાતના સમાચાર મળી ગયા અને આપે પોતાના સહાબાની જમાઅત સાથે હઝરત નજાશીના જનાઝહની ગાઈબાના નમાઝ પઢી.

## કૈસરના નામે મુબારક કાગળ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની યુગમાં રોમ અને ઈરાનના મહાપ્રતાપી સામ્રાજ્યોનો વિસ્તાર દૂરો-દરાજના પ્રદેશો સુધી ફેલાયેલો હતો. બંને બળવાન મુલ્કોના શહેનશાહોના દબદબાથી ભલભલા ચમરબંધી રાજા-મહારાજા કાંપતા હતા. તેઓની જાહોજલાલીનો અંદાજો આ વાતથી લગાવી શકાય કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં બંને મહારાજ્યો વચ્ચે જે યુધ્ધો ખેલાયાં તેની નોંધ કુર્આને-મજીદમાં પણ લેવામાં આવી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ બંને દેશોના શહેનશાહોના નામે પણ ઈસ્લામની તબલીગના કાગળો લખાવીને તેઓને ઈસ્લામ કબૂલ કરી લેવાનું આમંત્રણ પાઠવ્યું.

રોમના શહેનશાહના દરબારમાં જવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના રાજદૂત તરીકે હઝરત દિહયહ બિન ખુલૈફહ કલ્બી (રદિયલ્લાહુ અન્હુ)ની વરણી કરી. હઝરત દિહયહ મક્કહના મુહાજિરોમાંથી હતા. બેહદ હસીનો-જમીલ, આકર્ષક રૂપરેખાના અને પ્રભાવશાળી શખ્સીયતના માલિક હતા.

હદીસ-ગ્રંથોમાં છે કે અલ્લાહના અઝીમ ફરિશ્તા હઝરત જિબ્રીલ (અલૈહિસ-સલામ) ઘણું કરીને હઝરત દિહયહની શકલો-સૂરતમાં આકાશી વહી લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બારગાહમાં પધારતા હતા.

તે વેળા રોમન સામ્રાજ્યનું પાટનગર કુસ્તુન-તુનિયા શહેર હતું. યૂરોપના વિવિધ દેશો ઉપરાંત એશિયામાં મુલ્કે-શામ, ફલસ્તીન અને મુલ્કે-મિસર વગેરે પણ રોમન સામ્રાજ્યની સત્તા હેઠળ હતાં. રોમનો શહેનશાહ ''કૈસર''ના લકબે ઓળખાતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં જે કૈસર રોમની ગાદીએ બિરાજેલો હતો તેનું નામ હિરકલ-યૂસ; હરકયૂલસ; હિરકલ હતું. ખ્રિસ્તી ધર્મનો ચુસ્ત અનુયાયી હોવા ઉપરાંત આકાશી કિતાબો-તવરાત અને ઈન્જીલનો મોટો આલિમ હતો.

સાતમી સદી ઈસ્વીની શરૂઆતથી બંને સામ્રાજ્યો, રોમ અને ઈરાન વચ્ચે ભીષણ યુધ્ધ લગાતાર ખેલાતું આવ્યું હતું. શરૂઆતના થોડાક વરસો સુધી ઈરાનનું પલ્લું નમતું રહ્યું અને તેણે એશિયાના તમામ પ્રદેશો રોમ પાસેથી પડાવી લઈને પોતાના સંસ્થાનોમાં શામિલ કરી લીધા. પરંતુ ઈ.સ. ૬૧૬ પછી નસીબનું પાસું એવું પલટાયું કે ઈરાનને શિકસ્ત પર શિકસ્ત મળવા લાગી. છેવટે ઈ.સ. ૬૨૬માં બંને રાજ્યો વચ્ચે નેનવા સ્થળે ખૂંખાર યુધ્ધ જામ્યું જેમાં ઈરાની સૈન્યનો મુકમ્મલ પરાજય થયો અને હિરકલ શહેનશાહે તે બધા પ્રદેશો પાછા મેળવી લીધા જે ઈરાને તેની પાસેથી પડાવી લીધા હતા.

ખ્રિસ્તીઓ પાસે ઈન્જીલ નામની આકાશી કિતાબ હોવાથી તેઓ અહલે-કિતાબ ગણાતા હતા. આ કારણે મુસલમાનોને રોમના ખ્રિસ્તીઓ પ્રત્યે હમદર્દી કે સહાનુભૂતિની લાગણી હતી. એથી ઉલટું ઈરાનના લોકો આગના પૂજારી હોવાથી મુશરિક હતા અને મક્કહના કુરૈશ મૂર્તિઓના પૂજારી હોવાથી મુશરિક હતા. આ કારણે મઝહબી રીતે બંને એકબીજાના ભાઈબંધ હોવાથી કુરૈશની હમદર્દીનો ધોધ ઈરાનીઓ તરફ વહેતો હતો. [1] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિજરતના એક વરસ પહેલાં ઈ.સ. ૬૨૧માં ઈરાનીઓને વિજય મળ્યો તો મુસલમાનોને બેહદ સદમો થયો અને તેઓ ઉદાસ બની ગયા. એથી વિરૂધ્ધ રોમનોની હાર અને ઈરાનીઓની જીતથી મક્કહના કુરૈશ એટલા ગેલમાં આવી ગયા કે તેઓએ દિવાળીની ઉજવણી પેઠે ઘરઘરમાં દીવા કર્યા અને ખુશાલીની પ્રસાદી તરીકે મીઠાઈઓ વહેંચી.

આ પ્રસંગે અલ્લાહ તઆલાએ મુસલમાનોના દિલાસા માટે સૂરએ-રૂમની શરૂઆતની આયતો નાઝિલ ફરમાવી જેમાં તેઓને વાયદો આપવામાં આવ્યો કે રોમનું લશ્કર થોડા વરસોમાં ફરીવાર ઈરાનીઓ પર વર્ચસ મેળવી લેશે. એ આયતો આ પ્રમાણે છે :

| | |
|---|---|
| અલિફ-લામ-મીમ ગુલિ-બતિર રૂમુ | અલિફ - લામ-મીમ. રોમવાળા પરાજિત થઈ ગયા, |
| ફી અદનલ - અર્દિ. | બહુ નજીકના જ દેશમાં. |
| વહુમ મિમ બઅદિ ગ-લ-બિ-હિમ | પણ તેઓ આ પરાજય બાદ |
| સ-યગ - લિબૂન. | બહુ જલદી જીત મેળવી લેશે, |
| ફી બિદએ-સિનીન. | અમુક જ (ગણતરીના) વરસોમાં. |

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે : ''અલ-કુફ્રુ મિલ્લતુન-વાહિદહ.''એટલે કુફ્ર ઈસ્લામના મુકાબલામાં એક જ કૌમ છે. અર્થાત : ઈસ્લામના મુકાબલાની વાત આવે તો દુનિયાના તમામ બિનમુસ્લિમો—યહુદી, પારસી, ઇસાઇ, સિખ, હિન્દુ, કાદયાની, શીઆ રાફજી બધા આપસના ભેદભાવો કે દુશ્મની ભૂલીને એક થઇ જાય છે અને એક કૌમ પેઠે સંગઠિત થઇને મુસલમાનોને મારે છે. પોતાના ભાઇબંધોની દામે, દિરમે, સખૂને, કદમે મદદ કરે છે. ''હ''

| | |
|---|---|
| લિલ્લા - હિલ - અમ્રુ | અધિકાર કે સત્તા તો અલ્લાહના જ માટે છે, |
| મિન કબ્લુ વમિમ બઅ્દુ | આથી પહેલાં પણ અને આથી પછી પણ. |
| વયૌમ ઈઝિય્ - યફ્-રહુલ - મુઅમિનૂન. | તે દિવસે મુસલમાનો ખુશાલીમાં હશે, |
| બિ-નસ-રિલ્લાહ. | અલ્લાહની મદદથી. |
| યન્સુરુ મંય યશાઅ | તે ચાહે તેને મદદ કે વિજય આપે છે. |
| વ હુવલ-અઝીઝુર-રહીમ. | અને તે અતિ બળવાન-દયાળુ છે. |
| વઅ-દલ્લાહ. | એ અલ્લાહનો વાયદો છે |
| લા યુખ-લિફુલ્લાહુ વઅ-દહૂ. | અલ્લાહ ભંગ કરતો નથી પોતાના વાયદાનો. |
| વલાકિન્ન અક-સરન-નાસ | પણ મોટા ભાગના લોકો |
| લા યઅ-લમૂન. | જાણતા નથી એ વાત. |

આ આયતો નાઝિલ થઈ તો હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ અન્હુ) કુરૈશ પાસે ગયા અને કહેવા લાગ્યા, "ઈરાનીઓની જીતથી તમે મલકાઈ રહ્યા છો, ખુશાલી ઉજવો છો પણ તમારી આ ખુશાલી અને ઈરાનીઓની જીત આરઝી છે. અલ્લાહ તઆલાએ અમારા નબી મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બતાવ્યું છે કે રોમનું લશ્કર બહુ જલદી ઈરાનીઓ પર વર્ચસ મેળવી લેશે."

આ સાંભળીને ઉબય બિન ખલફ નામે આગેવાન ઊભો થઈ ગયો. આવેશથી બોલ્યો, "અબૂબક્ર! તમે જૂઠું બોલો છો."

"સૌથી મોટો જૂઠો તું પોતે છે." હઝરત અબૂબક્રએ ફરમાવ્યું, "ચાલ લાગી શરત, ત્રણ વરસની અંદર રોમન લોકો ઈરાનીઓ પર જીત ન મેળવે તો હું તને દસ ઊંટાણીઓ આપીશ અને જીત મેળવી લે તો દસ ઊંટાણીઓ તારે મને આપવી પડશે."

ઉબય બોલ્યો, "હા મને કબૂલ છે તમારી શરત."

આ શરત લગાવીને હઝરત અબૂબક્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. શરતનો બનાવ સાંભળીને આપે ફરમાવ્યું, "અબૂબક્ર ! મેં આમ ન હોતું કહ્યું કે રોમનવાળા ત્રણ વરસની અંદર જીત મેળવી લેશે. અલ્લાહની આકાશી વહીમાં "બિદ્અ-સિનીન"ના શબ્દો આવેલા છે. "બિદ્અ" શબ્દ ત્રણ વરસથી નવ વરસની મુદ્દત માટે બોલાય છે. માટે તમે ઉબય પાસે જઈને નવ વરસની મુદ્દત લંબાવી દો અને ઊંટોની સંખ્યા પણ વધારી દો."

આપના ફરમાન મુજબ હઝરત અબૂબક્ર એજ વેળા ઉબય બિન ખલફ પાસે ગયા. ઊંટોની સંખ્યા દસને બદલે એક સો કરી દીધી. અને શરતની મુદ્દત નવ વરસ સુધી લંબાવી દીધી.

જ્યારે મક્કહના મુસલમાનો આતંકવાદીઓના ત્રાસોથી કંટાળીને મદીનહની હિજરત કરવા લાગ્યા તો ઉબય બિન ખલફ હઝરત અબૂબક્ર પાસે દોડી ગયો અને બોલ્યો, "હે અબૂબક્ર ! કદાચ તમે પણ મદીનહ ચાલ્યા જાવ તો શરત મુજબના પેલા સો ઊંટોનું શું ?"

ફરમાવ્યું, "ક્યાં યે ગયા નથી. હું તમને આપી દઈશ. ખાતરી રાખો."

"એ નહિ બને."ઉબય બોલ્યો, "જવા પહેલાં કોઈ જામિન આપો જેની પાસેથી હું વસૂલ કરી શકું."

હઝરત અબૂબક્ર સિદ્દીકે પોતાના બેટા અબ્દુલ્લાહને જામિન બનાવીને તેમને મક્કહમાં જ રહેવાનો હુકમ ફરમાવી દીધો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિજરતના ત્રીજા વરસે કુરૈશ સાથે ઉહુદનું યુધ્ધ ખેલાયું તો ઉબય બિન ખલફ પણ લડાઈમાં ભાગ લેવા કુરૈશના લશ્કર સાથે જવા લાગ્યો. હઝરત અબૂબક્રના બેટા હઝરત અબ્દુલ્લાહને ખબર પડી તો ઉબય બિન ખલફ પાસે પહોંચી ગયા અને કહેવા લાગ્યા, "કાકા! હું તમને ત્યાં સુધી મક્કહથી બહાર જવા દેવાનો નથી જ્યાં સુધી કે તમે મને કોઈ જામિન નહિ આપો. આ હું એટલા માટે કહું છું કે તમે કદાચ લડાઈમાં માર્યા ગયા તો પેલા સો ઊંટોનું શું ?"

વાત વાજબીસરની કે ઈન્સાફની હોવાથી ઉબય બિન ખલફે જામિનનો બંદોબસ્ત કરી દીધો અને પોતે કુરૈશી લશ્કર સાથે જંગ માટે ચાલ્યો ગયો. લડાઈમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથે ભાલાથી જખ્મી થઈ ગયો અને મક્કહ વાપસી વેળા રસ્તામાં મરી ગયો.

ઈરાન પર મળેલા શાનદાર વિજયના આભાર તરીકે શહેનશાહ હિરકલે પગપાળા ચાલીને બૈતુલ-મુકદ્દસની ઝિયારત કરવાની મન્નત માની હતી. આ મન્નતના અમલીકરણ તરીકે તે પોતાની રાજધાનીથી પગે ચાલતો બૈતુલ-મુકદ્દસ પહોંચ્યો અને એવા દબદબાથી પહોંચ્યો કે તેના ચરણોમાં જમીન પર ગાલીચા પાથરવામાં આવ્યા અને ગાલીચા પર તેના ચરણોમાં પુષ્પો પાથરવામાં આવ્યાં. [1]

**હઝરત દિહયહ કૈસરના દરબારમાં**——————તે વેળા મુલ્કે-શામના ઈલાકા પર રોમન સામ્રાજ્યના ખંડિયા બાદશાહ તરીકે અરબના ગસ્સાની વંશનો હારિસ ગસ્સાની નામે બાદશાહ રાજગાદીએ બિરાજેલો હતો. તેનું પાયએ-તખત બુસરા શહેર હતું. હઝરત દિહયહ બિન ખુલૈફહ કલ્બી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઈને મદીનહથી રવાના થયા અને પ્રવાસની મંઝિલો વટાવતા પ્રથમ હારિસ ગસ્સાનીના દરબારમાં હાજર થયા. કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હુકમ હતો કે પ્રથમ બુસરાના દરબારમાં જવું, ત્યાંનો બાદશાહ તમને કૈસરના દરબારમાં પહોંચાડવાનો પ્રબંધ કરી દેશે.

હઝરત દિહયહ હારિસ ગસ્સાનીના દરબારમાં હાજર થયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી શુભેચ્છાઓ પાઠવીને પોતાના આગમનનો હેતુ દર્શાવ્યો. તેણે હઝરત દિહયહનો ભાવભીનો સત્કાર કરતાં કહ્યું, "હિરકલ શહેનશાહ અત્યારે પોતાની મન્નત પૂરી કરવા બૈતુલ-મુકદ્દસની ઝિયારતે ગયો છે. હું આપને તેના દરબારમાં પહોંચાડવાની વ્યવસ્થા કરી દઉં છું."

હારિસ ગસ્સાનીએ એલચી ખાતાના ખાસ માણસો સાથે હઝરત દિહયહ કલ્બીને બૈતુલ-મુકદ્દસ ગયેલા હિરકલની મુલાકાત માટે મોકલી આપ્યા. શહેનશાહના દરબારી કર્મચારીઓ હઝરત દિહયહને એક તરફ લઈ ગયા અને બાદશાહના દરબારમાં કેવી રીતે હાજર થવું અને શાહી દરબારના કેવા શિષ્ટાચાર કે આદાબ છે તેની સમજૂતી આપતાં કહેવા લાગ્યાં,

> "જુઓ દરબારમાં હાજર થવાનું માન મળે તો ધીમી ચાલે, નીચી મૂંડીએ હાજર થવું. આંખો ચાર નહિ થાય તેવી રીતે નજર નીચી રાખીને ચાલવું અને જ્યારે શાહી તખતની સામે પહોંચી જાવ તો શહેનશાહની સામે જમીન પર માથું મૂકીને દંડવત્ પ્રણામ

૧. તારીખે-તબરી જિ.૩ પેજ ૮૫

કરવું. એટલે તખત સામેની જમીન પર માથું મૂકીને બાદશાહના ચરણોમાં સિજદો કરવો.

તેઓએ વધુમાં ઉમેર્યું , "જુઓ, તમે મદીનહથી આવેલા એક અરબ છો અને એ ઇલાકામાં રહેનારા અરબો ગમારો જેવા હોવાથી શાહી દરબારના આદાબથી અજ્ઞાત હોય છે. જેથી અમારે તમને અહીંના શાહી દરબારના શિષ્ટાચારની સમજૂતી આપવી પડી છે."

તેઓની વાહિયાત વાતોની ઐસીતૈસી કરીને હઝરત દિહયહએ ફરમાવ્યું, "તમારી શિખામણ માટે તમારો આભાર પણ સાંભળો, અમે મુસલમાન અરબ છીએ અને મુસલમાનો એક અલ્લાહ સિવાય કોઇએ દંડવત્ કે સિજદો કરતા નથી. અમારા પયગમ્બર સાહેબે અમને એજ શિક્ષણ આપ્યું છે."

"ત્યારે તમે જાણો ને તમારૂં કામ." દરબારીઓ ખામોશ થઇ ગયા.

શહેનશાહનો દરબાર ભારે ઠાઠથી શણગારવામાં આવ્યો હતો. હિરકલ બાદશાહ શાનદાર વિજયની શાનદાર ઉજવણીમાં લાગેલો હતો. હઝરત દિહયહ નિયુક્ત સમયે દમામભેર ચાલતા હિરકલના દરબારમાં હાજર થયા. દંડવત્ કે સિજદો તો નહિ કર્યો પણ ઇસ્લામી આદાબ મુજબ પુરા વિવેકી વર્તન સાથે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ તેની તહેનાતમાં રજૂ કર્યો. મુબારક કાગળનું લખાણ વાંચીને તેનું મસ્તક ઝૂકી ગયું. વિચાર સાગરમાં મોડે સુધી ગોથાં ખાતો રહ્યો. જેમ જેમ વિચારતો ગયો, હકીકત ખુલતી ગઇ અને મામલાની ગંભીરતાનું ભાન થતું ગયું. પોતે પણ ખ્રિસ્તી ધર્મનો ચુસ્ત અનુયાયી હતો. છેવટે તેણે નિર્ણય લીધો કે મામલાની ઊંડી તહકીક કરવી જોઇએ. કેમકે કાગળ કોઇ બાદશાહ કે રાજા મહારાજાનો નથી બલકે એવી શખ્સીયતનો છે જેમનો દાવો છે કે તેઓ અલ્લાહના મોકલેલા પયગમ્બર છે. પયગમ્બરોની હકીકતથી બાદશાહ પોતે પૂરી રીતે જાણકાર હતો.

મામલાની ઊંડી તહકીકનો નિર્ણય લઇને હિરકલે હુકમ છોડયો, "મક્કહના સોદાગરોમાંથી કોઇ સોદાગર શહેરમાં આવેલો હોય તો તેને દરબારમાં હાજર કરવામાં આવે."

મુલ્કે-રોમના ખ્રિસ્તીઓ સાથે અરબોના વેપારી સંબંધો પ્રાચીન યુગથી ચાલ્યા આવતા હતા. કુરૈશના લોકો અરબના સૌથી મોટા અને ખ્યાતનામ વેપારી હતા. તેઓની વેપારી શાખ એશિયાના દૂરો-દરાઝના મુલ્કો સુધી કાયમ હતી. અલ્લાહનું કરવું એવું થયું કે હિરકલના હુકમ વેળા કુરૈશી લશ્કરનો સિપહસાલાર અબૂ સુફયાન બિન હર્બ કુરૈશના વેપારી કાફલા સાથે શહેરના ગઝઝહ નામે વેપારી લત્તામાં મવજૂદ હતો. હિરકલના હરકારા તલાશ કરતા કરતા ગઝઝહની ગુજરીમાં પહોંચી ગયા અને અબૂ સુફયાનને તેના સાથીઓ સાથે લાવીને હિરકલના દરબારમાં ઊભા કરી દીધા.

શહેનશાહ હિરકલ શાનો-શવકતથી દરબાર ભરીને, માથે શાહી તાજ સજીને, શાહી તખત પર આનબાનથી બિરાજમાન હતો. અમીર ઉમરાવો, લશ્કરના ઉપરી અમલદારો, દરબારીઓ અને ખ્રિસ્તી મઝહબના રાજગુરૂઓ કે દરબારી પાદરીઓ બાદશાહની તહેનાતમાં બા-અદબ બા-મુલાહિઝા બેઠેલા હતા. આખા દરબાર પર ચુપકીદીનો સન્નાટો પ્રસરેલો હતો.

બાદશાહે ચુપકીદીનો સન્નાટો તોડતાં અરબોને ઉદ્દેશીને પૂછયું, "તમારામાંથી કોઇ માણસ છે જે પયગમ્બરીના દાવેદારનો નિકટનો સ્નેહી હોય ?"

"હું છું જહાંપનાહ !" અબૂ સુફયાને આગળ વધીને અદબથી કહ્યું.

"વારૂ તો અહીં તખતની સામે આવો."

એ પછી હિરકલે અબૂ સુફયાનના સાથીઓને સંબોધીને કહ્યું, "તમે બધા આ ગૃહસ્થની પાછળ આવીને બેસી જાવ. હું એમને થોડાક સવાલો કરવા માગું છું. એમનો કોઇ જવાબ ખોટો હોય કે સત્યથી વેગળો લાગે તો બેધડક મને આંખનો ઈશારો કરી દેજો."

**હિરકલ અને અબૂ સુફયાનના સવાલ જવાબ**————અબૂ સુફયાન બિન હર્બનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીને લગતા સવાલોને ખાસ મહત્વ ન મળવા પામે તેવા વિચારે મેં હિરકલને ખુશામદરૂપે કહ્યું,"

"જહાંપનાહ ! આપની શહેનશાહીની શાન તો એટલી ઊંચી છે કે તેના ચિતાર માટે મારી પાસે શબ્દો નથી. મુહંમદની પયગમ્બરી તરફથી આપ નામદારે જરાયે પરેશાન થવાની જરૂર નથી. સાચું કહું તો તેમના જેટલાં વખાણ આપ નામદારે સાંભળ્યાં તેટલાં ઊંચા તો તેઓ હરગિઝ નથી જ........."

"નહિજી.........." હિરકલે મારી વાત કાપતાં કહ્યું, "તમે ખામોશ રહીને મારી વાતો સાંભળો. જે સવાલ હું પૂછું, તેનો જ જવાબ આપો."

મેં ઝટ વાતને સંકેલી લેતાં કહ્યું, "જી હા બાદશાહ સલામત ! આપ પૂછો હું જવાબ આપીશ."

એ પછી હિરકલ અને અબૂ સુફયાન વચ્ચે સવાલ જવાબની શરૂઆત થઈ. આ પ્રમાણે :

હિરકલ———પયગમ્બરીના દાવેદારનું ખાનદાન કેવું છે ?

અબૂ સુફયાન———તમામ કુરૈશમાં સૌથી ઊંચું. અરબભરમાં સૌથી ચઢિયાતું.

હિરકલ———આ ખાનદાનમાં આંથી પહેલાં કોઇએ પયગમ્બરીનો દાવો કર્યો છે ખરો ?

અબૂ સુફયાન———ના આજ સુધી કોઇએ નહિ.

હિરકલ———એ ખાનદાનમાં કોઈ બાદશાહ થયો છે ?

અબૂ સુફયાન———ના આજ સુધી નહિ.

હિરકલ———પયગમ્બરનો મઝહબ કબૂલ કરનારા સબળા લોકો છે કે નબળા ?

અબૂ સુફયાન———નબળા લોકો ગરીબો, નાદારો, કમજોરો, ગુલામો.

હિરકલ———પયગમ્બરને માનનારાઓની સંખ્યા વધે છે કે ઘટે છે ?

અબૂ સુફયાન———વધતી જ જઇ રહી છે.

હિરકલ———તેના કોઇ જૂઠાણોનો તમને કદી અનુભવ થયો છે ?

અબૂ સુફયાન———આજ સુધી નહિ.

હિરકલ———તેના વચન કે કરારભંગનો કોઇ દાખલો તમારી જાણમાં છે ?

અબૂ સુફયાન———આજ સુધી એવો કોઇ દાખલો બન્યો નથી. પણ હવે અમારી વચ્ચે હુદૈબિયહનો નવો શાંતિકરાર થયો છે. આ કરારનું તેઓ પાલન કરે છે કે નહિ, તે જોવાનું રહયું.

હિરકલ———તેઓની સાથે તમારી લડાઇઓ થઇ છે ?

અબૂ સુફયાન———લડાઈઓ ચાલ્યા જ કરે છે.

હિરકલ———તો નતીજો શું રહ્યો ?

અબૂ સુફયાન———કદી અમે જીતીએ છીએ કદી તે જીતે છે.

હિરકલ———તેનું શિક્ષણ શું છે ?

અબૂ સુફયાન———કહે છે કે એક અલ્લાહને માનો, કોઈને તેનો ભાગીદાર ન બનાવો, નમાઝો પઢો, પવિત્રતા અને સ્વચ્છતા જાળવો, સાચું બોલો, સગાંઓ સાથે ભલાઈથી વર્તો.

•————આ સવાલ પછી હિરકલે દુભાષિયા મારફતે અબૂ સુફયાનને ઉદ્દેશીને કહ્યું, "તમો કહો છો કે તેનું ખાનદાન બહુ ઊંચું છે તો સાંભળો, અમારી આકાશી કિતાબના જ્ઞાન મુજબ પયગમ્બર હમેશા ઊંચા ખાનદાનમાંથી પાકે છે.

•————તમે કહો છો, તેના ખાનદાનમાંથી કોઈએ પયગમ્બરીનો દાવો નથી કર્યો. આમ હોત તો હું માની લેત કે એ, તેના ખાનદાનની ખાસિયત છે.

•————તમે કબૂલ કરો છો કે તેના ખાનદાનમાંથી કોઈ બાદશાહ થયો નથી. આમ હોત તો હું સમજી લેત કે તેને બાદશાહતની હવસ છે. તે સત્તાનો ભૂખ્યો છે.

•————તમે કહો છો કે તે કદી જૂઠું બોલતો નથી. જે માણસ જૂઠને ધિક્કારે એ અલ્લાહ પર જૂઠાણું કેવી રીતે થોપી શકે ?

•————તમારૂં કહેવું છે કે સમાજના નબળા કે તરછોડાયેલા લોકો તેની પેરવી કરે છે તો સાંભળો, અમારા આકાશી જ્ઞાન મુજબ પયગમ્બરોના અનુયાયીઓ શરૂઆતમાં ગરીબ કે નબળા લોકો જ હોય છે.

•————તમે કહો છો કે તેનો મઝહબ તરક્કી કરતો જઈ રહ્યો છે તો સાચા મઝહબની એજ ખૂબી, એજ કમાલ, એજ રફતાર હોય છે.

•————તમે કહો છો, તેણે કદી કરારભંગ કર્યો નથી તો અલ્લાહના પયગમ્બરો કદી કરારભંગ કે સુલેહભંગ કરતા નથી. આ જે વાતો હું કહી રહ્યો છું એ બધી અલ્લાહની આકાશી કિતાબમાં લખેલી મવજૂદ છે. મારા દરબારી રાજગુરૂઓ એના સાક્ષી છે.

•————તમે કહો છો કે તે નમાઝ, સચ્ચાઈ, સ્વચ્છતા, સદાચાર અને સદ્‌વર્તનનું શિક્ષણ આપે છે, તમારી આ વાતો જો સાચી છે તો નક્કી માનજો, તે સમય દૂર નથી જયારે મારા આ તખત સુધી તેનો કબજો થઈ જશે. અમારી આકાશી કિતાબની આગાહી મુજબ આ વાત હું જાણું છું કે અલ્લાહના એક પયગમ્બર પધારવાના છે પણ તેઓ અરબની ભૂમિમાં જાહેર થશે તેની મને ખબર ન હતી. જો મારૂં નસીબ મને યારી આપતે, હું તેમના ચરણોમાં હાજર થઈ શકત તો યકીનથી માનો, હું તેમના મુબારક પગો ધોયા કરત ! [૧]

---

૧. આ બનાવ અને સવાલ જવાબની પૂરી વિગત સહીહ બુખારીના જુદા જુદા પ્રકરણોમાં પ્રસંગોચિત ટાંકવામાં આવી છે. અને સહીહ બુખારીના કિતાબુલ-જિહાદમાં એનો વિગતવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. (સીરતુન-નબી જિ.૧ પા. ૪૬૬) "હ"

## રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક કાગળનું લખાણ

એ પછી રોમના શહેનશાહ હિરકલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ ભરદરબારમાં વાંચી સંભળાવવાનો હુકમ ફરમાવ્યો :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

————મુહંમદ તરફથી જે અલ્લાહનો બંદો અને તેનો રસૂલ છે.

————આ કાગળ હિરકલના નામે છે જે રોમનો રઈસે-આઝમ છે.

————અલ્લાહના સલામ હો તેની ઉપર જે હિદાયતની પેરવી કરે !

એ પછી હું તને ઈસ્લામની દઅવત આપું છું. મુસલમાન બની જા, સલામતી મેળવી લેશે. અલ્લાહ તને બમણો અજર આપશે. પણ જો તેં નહિ માન્યું તો તમામ દેશવાસીઓનો ગુનાહ તારા માથે રહેશે.

હે અહલે-કિતાબ ! આવો આ વાત તરફ જે અમારી અને તમારી વચ્ચે સરખી છે. તે આ કે આપણે અલ્લાહ સિવાય કોઈની બંદગી નહિ કરીએ. અને આપણામાંથી કોઈ, અલ્લાહને છોડીને એકબીજાને પોતાનો પાલનહાર ન બનાવે.

જો તમે મારી આ વાત નહિ માનો તો ગવાહ રહેજો કે અમે એને માનીએ છીએ.

————મુહંમદ રસૂલુલ્લાહ (મુહરની છાપ) [૧]

**હઝરત દિહયહની તકરીર**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ હિરકલની તહેનાતમાં રજૂ કરવા પહેલાં હઝરત દિહયહએ તેની પરવાનગીથી દરબારમાં ઊભા થઈને ટૂંક પ્રવચન કર્યું હતું જેનો સાર આ છે :

હે બાદશાહ ! અલ્લાહના જે પયગમ્બરે મને આપના દરબારમાં પોતાનો એલચી બનાવીને મોકલ્યો તેઓ જગતના તમામ ઇન્સાનોમાં સૌથી ઊંચો દરજ્જો ધરાવે છે અને જે અલ્લાહએ તેમને પોતાના પયગમ્બર બનાવ્યા છે તે સારાયે આલમમાં સૌથી મહાનતર અને ઉચ્ચતર છે. માટે જે કંઇ હું વિનંતી રૂપે કહું તેને પૂરા ધ્યાનથી, શાંત ચિત્તે, દિલના કાનથી સાંભળશો અને સોચવિચાર પછી જવાબ આપશો. જો પુરા ધ્યાનથી મારી વાતો સાંભળવામાં નહિ આવે તો મુબારક કાગળના હાર્દ સુધી પહોંચવું સંભવિત નથી. પછી આપના જવાબમાં ન ઈન્સાફ હશે, ન સહાનુભૂતિ હશે, ન ઠરેલપણાનું ડહાપણ હશે.''

હઝરત દિહયહની આટલી વાતો સાંભળીને હિરકલે જવાબમાં કહ્યું, ''હે પયગમ્બરના રાજદૂત ! અમે પૂરા ધ્યાનથી તમારી વાતો સાંભળવા ઉત્સુક છીએ. કહો તમારે શું કહેવું છે ?''

હઝરત દિહયહએ પોતાનું પ્રવચન ચાલુ રાખતાં ફરમાવ્યું : ''હે બાદશાહ ! શું આપ જાણો છો કે મસીહ બિન મરયમ પોતાના પાલનહાર માટે નમાઝ પઢયા કરતા હતા ?''

---

૧. મુલ્કે-રોમના શહેનશાહ હિરકલના નામે લખેલો આ મુબારક કાગળ આજે પણ તુર્કીના ઇસ્તંબોલની લાઇબ્રેરીમાં મવજૂદ છે. (ડૉક્ટર હમીદુલ્લાહ કૃત : રસૂલે-અકરમ કી સિયાસતે-ખારિજહ પેજ ૩૫) ''હ''

હિરકલે કહ્યું, "હા બેશક મસીહ બિન મરયમ પોતાના પાલનહાર માટે નમાઝ પાબંદીથી પઢતા હતા."

આ સાંભળીને હઝરત દિહયહએ ફરમાવ્યું :

"તો હે બાદશાહ ! હું આપને તે અલ્લાહ તરફ બોલાવું છું જેના માટે મસીહ બિન મરયમ નમાઝો પઢતા હતા અને જેના આલીશાન દરબારમાં પોતાનું મસ્તક ટેકવતા હતા. એજ અલ્લાહએ પોતાની કુદરતથી મસીહ બિન મરયમને તેમના માતાના ગર્ભમાં વગર બાપે પેદા કર્યા. તો હું આપને તે ઉમ્મી નબી તરફ બોલાવું છું જેમની પધરામણીની, પ્રથમ મૂસા નબીએ બશારત આપી, અને પછી મસીહ બિન મરયમે બશારત આપી. આપ પોતાની આકાશી કિતાબ મારફતે એ બશારતની પૂરી જાણકારી ધરાવો છો.

"હે બાદશાહ ! અગર આપ મારા આમંત્રણનો સ્વીકાર કરી લો તો એ આપના માટે આ જગત અને તે જગતની કામયાબીની વધામણી છે. પણ જો આપ એનો સ્વીકાર નહિ કરો તો, આખેરત તો હાથથી સરકી જ ગઇ, દુનિયા પણ હાથથી સરકી જશે અને બીજા લોકો તેના માલિક બની જશે.

"જહાંપનાહ ! જેવી રીતે આપ આ દેશના માલિક છો તેવી જ રીતે આપનો પણ એક માલિક છે જે બહુ જોરાવર અને મોટો બળવાન છે જે પોતાના દ્રોહીઓને જોતજોતામાં હતા ન હતા કરી નાખે છે. કુલ જગતની સત્તા તેના જ હાથમાં છે. તે પોતાની નેઅમતોને (એટલે આ દુનિયાની હુકૂમતને) અદલતો-બદલતો રહે છે."

હિરકલ બાદશાહ પોતે તવરાત અને ઈન્જીલનો મોટો જ્ઞાની હોવાથી બંને કિતાબોની આગાહીઓથી સારી રીતે માહિતગાર હતો. હઝરત દિહયહના સંબોધન પછી તેણે પોતાના દરબારીઓ અને પાદરીઓને ભેગા કરીને કહ્યું, "તમારી ઇચ્છા હોય કે તમારો દેશ સલામત રહે અને તમારી જ પાસે રહે અને તમે કામયાબીઓ મેળવતા ચાલ્યા જાવ તો અરબના એ નબીની પેરવી ગ્રહણ કરી લો."

હિરકલની જીભથી નીકળેલા આ શબ્દો સાંભળતાં જ દરબારમાં ગંભીર પ્રકારનો સન્નાટો છવાઇ ગયો. લોકો ઊંચાનીચા થઇને એકબીજાનું મોં જોવા લાગ્યા. પાદરીઓ વિફરેલા આખલા પેઠે ગુસ્સે થઇને નસકોરાં ફુલાવવા લાગ્યા. અચાનક દરબારમાં ખળભળાટ મચી ગયો. લોકો શોરબકોર મચાવતા અને નફરતના સૂત્રો પોકારતા દરવાજા તરફ દોડી ગયા. હિરકલે અગાઉથી જ સમય સૂચકતા વાપરીને દરવાજા બંધ કરાવી દીધા હતા. લોકો ત્યાંથી પાછા વળીને પલટી આવ્યા. દરેકના ચેહરા પર નફરત કે ધિક્કારના ભાવો હતા. દરબારમાં ધમાચકડી મચેલી હતી. લોકો આક્રોશમાં ઉત્તેજિત દશાએ પોકાર પાડતા હતા, "હે બાદશાહ ! શું તું એમ ચાહે છે કે અમે બાપદાદાનો મઝહબ છોડી દઈએ ? શું અમે અરબના પયગમ્બરની પેરવી ગ્રહણ કરી લઈએ? સાંભળો, સાંભળી લો, એ કદી બનવાનું નથી."

દરબારીઓ અને પાદરીઓ અબૂ સૂફયાન સાથેના સવાલ જવાબથી જ ઉશ્કેરાયેલા હતા, બાદશાહની વાતથી ઓરભી ભડકી ઊઠયા હતા. બીજી બધી વાતો તો ઠીક, પણ મઝહબમાં દખલગીરીની વાત તેઓ સાંખી શકયા નહિ. બાદશાહ ઠંડા કલેજે અને શાંત ચેહરે આ તમાશો જોતો રહ્યો. કેમકે પોતાની વાતનો આ પ્રતિસાદ તેની ધારણા મુજબનો જ હતો. છતાં આ વાત તેની બાદશાહત માટે જબરદસ્ત ખતરાની ઘંટી સમાન હતી.

"હે લોકો ! શાંતિ ગ્રહણ કરો. મારી વાતને સમજવાની કોશિશ કરો. સાંભળો તો ખરા, હું શું કહેવા માગું છું !"

અને જ્યારે શોરબકોર શમી ગયો તો હિરકલે વાતને પલટાવતાં કહ્યું, "દર અસલ મઝહબના મામલામાં હું તમારી પરીક્ષા લેવા માગતો હતો. મારે જોવું હતું કે તમે પોતાના ઈસાઇ મઝહબ પર કેટલા મક્કમ છો. હવે મને સંતોષ થઇ ગયો છે."

પણ હકીકત એથી ઊલટી હતી. હિરકલને આકાશી કિતાબોની આગાહીઓ પર પૂરો વિશ્વાસ હતો. તેનું દિલ ગવાહી આપતું હતું કે આ તેજ પયગમ્બર છે જેમની બશારત હઝરત મૂસા અને હઝરત ઈસાએ આપી છે. માત્ર પોતાની ચમડી કે બાદશાહત બચાવવા માટે તેણે પરીક્ષાનું બહાનું કાઢ્યું હતું.દરબારીઓ તેની વાત સાંભળીને ખુશ થઇ ગયા. દરબારના નિયમ મુજબ તેને સિજદો કર્યો અને પોતપોતાને રસ્તે પડી ગયા.

આગળ જતાં એજ દરબારીઓ અને પાદરીઓએ જોઇ લીધું કે હિરકલે તેઓને જે નસીહતો કરી હતી અને ચેતવણીઓ પોકારી હતી તે કેટલી બધી સાચી અને ઇખ્લાસના ભાવોથી ભરેલી હતી. આ બનાવના થોડક જ વરસો પછી રોમન સામ્રાજ્યનો મૃત્યુઘંટ બજી ગયો અને અરબના ઘણાખરા ઈલાકાઓ પર ઇસ્લામી પરચમ લહેરાતો થઇ ગયો.

હિરકલ બાદશાહે દરબાર બરખાસ્ત કરીને હઝરત દિહયહને એકાંતમાં બોલાવીને કહ્યું, "અલ્લાહના સોગંદ ! મને યકીન છે કે મુહંમદ અલ્લાહના સાચા પયગમ્બર છે અને અલ્લાહના તેજ નબી છે જેમના પ્રગટ થવાની અમે રાહ જોતા હતા અને જેમના સંસ્કારોનું બયાન અમે આકાશી કિતાબોમાં વાંચતા હતા. જો હું તેમને માની લઉં તો મારી કૌમ મને સંકટમાં સપડાવી દેશે. મારી રાજગાદી પણ ચાલી જશે અને કદાચ તેઓ મને જાનથી પણ મારી નાખશે."

એ પછી હિરકલ બાદશાહે હઝરત દિહયહને ભેટ સોગાતો આપીને માનપાનથી રૂખ્સત કર્યા.

આ રીતે રોમન સામ્રાજ્યનો શહેનશાહ ઇસ્લામની તવહીદનું આમંત્રણ સ્વીકારીને અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ગુલામ બનવાથી બદનસીબ રહી ગયો. તેના દિલમા ઇમાનની રોશની પ્રકટી ઊઠી હતી પણ તાજ અને તખતના ગાઢ અંધારામાં એ રોશની વિલીન થઇ ગઇ.

**હિરકલ બાદશાહની આખેરી નસીહત**————તારીખે-તબરીમાં લખેલું છે કે હિરકલ શહેનશાહ જ્યારે મુલ્કે-શામથી રૂખ્સત થઇને પોતાની રાજધાની તરફ જવા લાગ્યો તો એકવાર ફરીથી તેણે પોતાના દરબારીઓને ભેગા કરીને કહ્યું :

> "તમે લોકો આ વાત સારી રીતે જાણો છો કે અરબના નબી મુહંમદનું વર્ણન આપણી આકાશી કિતાબોમાં મવજૂદ છે. એ નબીના જે ગુણો કે સંસ્કારો દર્શાવવામાં આવ્યા છે તેનાથી ચોખ્ખી રીતે માલૂમ પડે છે કે જે નબીની પધરામણીની આપણે રાહ જોતા હતા તે એજ નબી છે. મારા મત મુજબ બેહતર એજ છે કે આપણે તેમની પેરવી ગ્રહણ કરી લઇએ કે જેથી આપણી દુનિયા અને આખેરત બંને સુરક્ષિત થઇ જાય !"

દરબારીઓ બોલ્યા, "જહાંપનાહ ! એના એવા અર્થ થયા કે આપણે અરબોથી દબાઇને અને તેઓના ગુલામ બનીને તેઓને તાબે થઇ જઇએ. જો કે આપણી સલતનત દુનિયામાં સૌથી મહાન અને બળવાન સલતનત

છે. અમે જગતની સૌથી ઉત્તમ અને ચઢિયાતી કૌમ છીએ. અરબોના મુકાબલામાં આ નાનમ કે નામોશી અમે કેવી રીતે ગવારા કરી લઈએ ?''

''તો ભલે હે મારી કૌમ !'' હિરકલે ભારે ખેદથી કહ્યું, ''તે સમય દૂર નથી જ્યારે અરબોના મુકાબલામાં તમારે આ નાનમ કે નામોશી વેઠવી જ પડશે. તે સમયે અલ્લાહ તમારી મદદથી પોતાનો હાથ રોકી લેશે અને અરબો તમારી ભૂમિ પર છવાઈ જશે.''

હિરકલે ભારે નારાજીથી દરબાર બરખાસ્ત કરી દીધો અને પોતાની રાજધાની તરફ ઊપડતી વેળા તેણે મુલ્કે-શામની ધરતી પર હસરતની નજર નાખતાં કહ્યું, ''અલ-વદાઅ હે સૂરિયા ! હવે હું સદાને માટે તુજથી રૂખ્સત થાઉં છું !''[૧]

મુસ્નદે-ઈમામ હમ્બલમાં લખેલું છે કે શહેનશાહ હિરકલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કાગળ લખ્યો હતો અને જણાવ્યું હતું કે હું મુસલમાન બની ગયો છું. પરંતુ આકાશી ખબર મુજબ આપે ફરમાવ્યું, ''અલ્લાહનો દુશ્મન ખોટું બોલે છે. એ પોતાના નસારા ધર્મ પર કાયમ છે.''

## નામદાર પોપના નામે મુબારક કાગળ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના રાજદૂત હઝરત દિહયહ બિન ખુલૈફહ કલ્બી (રદિયલ્લાહુ અન્હુ)ને કાગળ આપીને હિરકલના દરબારમાં રવાના કર્યા હતા તો સાથે રોમના સૌથી વડા ધર્મગુરૂ નામદાર પોપના નામે પણ ઈસ્લામની તબલીગનો કાગળ લખાવીને આપ્યો હતો. આ પોપનું નામ દુગાતિર હતું. મુબારક કાગળનું લખાણ આ પ્રમાણે છે :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

મુહંમદ રસૂલુલ્લાહ તરફથી————રોમના અઝીમ પોપના નામે.

સલામ એવા શખ્સ પર જે એક અલ્લાહ પર ઈમાન લઈ આવ્યો. લખવાનું કે હું એવા અકીદા પર છું કે ઈસા બિન મરયમ અલ્લાહની રૂહ અને તેનો કલિમા છે. અલ્લાહએ તેમને પાકદામન કુંવારી મરયમ તરફ મોકલાવી દીધા.

હું અલ્લાહ પર અને તેની તમામ કિતાબો પર ઈમાન રાખું છું અને તે કિતાબના અહકામ પર ઈમાન રાખું છું જે મુજ પર નાઝિલ કરવામાં આવી અને જે ઈબ્રાહીમ, ઈસ્માઈલ, ઈસ્હાક, યઅકૂબ અને તેઓની અવલાદ પર ઉતારવામાં આવી. એવી જ રીતે તે કિતાબો પર પણ મારૂં ઈમાન છે જે મૂસા અને ઈસા અને બીજા નબીયોને તેઓના પાલનહાર તરફથી આપવામાં આવી છે .

અમે ઈમાન અને અકીદાના મામલામાં અલ્લાહના તમામ પયગમ્બરોને માનીએ છીએ. માનવાની બાબતમાં અમે કોઈ પયગમ્બર વચ્ચે કશો ભેદભાવ રાખતા નથી કારણ આ છે કે અમે ''મુસલમાન'' એટલે માની લેનારા અથવા અલ્લાહના હુકમ સામે માથું ઝુકાવી

૧. તારીખે-તબરી જિલ્દ ૩ પેજ ૮૮

દેનારા છીએ.

સલામ તેની ઉપર જે હિદાયતની પેરવી કરે ! [૧]

મુહંમદ રસૂલુલ્લાહ (મુહરનો સિક્કો)

**નામદાર પોપનો ઇસ્લામ સ્વીકાર**—————નામદાર પોપ અલ્લાહના નેક બંદા હતા. બહુ ધીરગંભીર પ્રકૃતિના અને સોચવિચાર પછી સત્યને પારખવાની બુધ્ધિ ધરાવનારા હતા. હઝરત મૂસા અને હઝરત ઈસા પર ઊતરેલી કિતાબોનું પૂર્ણ જ્ઞાન ધરાવતા હતા. મુબારક કાગળનું પૂરા ધ્યાનથી વાંચન કર્યું. સોચવિચારને અંતે તેમના દિલે ગવાહી આપી કે કાગળ સાચો છે અને કાગળ લખનાર પણ સાચો છે. એજ વેળા તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નુબુવ્વતનું સમર્થન કર્યું અને મોટેથી પોકારી ઊઠયા, ''બેશક એ નબીય્યે-બરહક છે.''

એ પછી નામદાર પોપે પોતાના અનુયાયીઓને દેવળમાં ભેગા થવાનો આદેશ આપ્યો. જયારે પાદરીઓ અને દેવળ સાથે સંકળાયેલા લોકો આવી ગયા તો તેઓને સંબોધીને નામદાર પોપે ફરમાવ્યું :

> ''હે મસીહ બિન મરયમના અનુયાયીઓ ! મારી પાસે અરબના પયગમબર અહમદનો કાગળ આવ્યો છે. હું ગવાહી આપું છું કે એક અલ્લાહ સ્વિાય કોઇ મઅબૂદ નથી અને અહમદ અલ્લાહના બંદા અને તેના સાચા રસૂલ છે. અરબના આ નબી અહમદે આપણને અલ્લાહના દીને-હકને કબૂલ કરી લેવાનું આમંત્રણ આપ્યું છે.'' [૨]

નામદાર પોપના મુખે હક અને સચ્ચાઇનું આ એલાન સાંભળતા જ આગનો ભડકો થઇ ગયો. લોકો ઉશ્કેરાઇને નામદાર પોપ પર તૂટી પડયા અને ઝનૂનમાં આવીને તેમને એવો ઢોર માર માર્યો કે ત્યાં જ તેમનું પ્રાણ પંખેરૂં ઊડી ગયું. [૩]

હઝરત દિહયહએ રોમથી વાપસ મદીનહ આવીને આ બંને બનાવો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહી સંભળાવ્યા તો આપે વહીની ભાષામાં આગાહી રૂપે ફરમાવ્યું :

> ''કૈસરનું પતન થવા પછી બીજો કૈસર પાકવાનો નથી. તે તરફ કિસરાનું પતન થતાં બીજો કિસરા આવવાનો નથી. સોગંદ છે તે અલ્લાહના જેના અધિકારમાં મારી જાન છે, તમે લોકો બંને રાજયોના ખજાના અલ્લાહના રસ્તામાં વાપરશો. [૪]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ પેશીનગોઇ હઝરત ઉમર ફારૂકના ખિલાફતકાળમાં પૂરી થઇ. બંને અઝીમુશ-શાન સલતનતો સહાબાના કદમો હેઠળ હતી.

---

૧. તબકાતે- ઇબ્ને સઅદ જિ.૩ પા. ૨૮ - તારીખે તબરી જિ.૩ પા. ૮૮

૨. તારીખે - તબરી જિ. ૩ પા. ૮૮

3. તારીખે-તબરી જિ.૩ પા. ૮૮

૪. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : અલફારૂક - ફુતૂહાતે- ઇરાન - વ - શામ

## મુબારક કાગળ કિસરાના નામે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં મુલ્કે-ફારિસ એટલે ઈરાનની રાજગાદી પર ખુસરૂ પરવેઝ નામે મહાપ્રતાપી શહેનશાહ બિરાજમાન હતો. એનું પૂરૂં નામ ખુસરૂ પરવેઝ બિન હુરમુઝ બિન નવશેરવાન હોવાનું કહેવાય છે. એ જરથોસ્ત ધર્મનો અનુયાયી હોવાથી આતિશ-પરસ્ત કે અગ્નિ-પૂજક હતો. એટલે આગને અલ્લાહ માનીને તેની પૂજા કરનારો મુશરિક હતો. ઈરાનના આગલા શહેનશાહો પેઠે એનો લકબ પણ કિસરા હતો અને "શહેનશાહે-ફારિસ"ના વિશેષણે જગતભરમાં પંકાયેલો હતો. પોતાના લશ્કરી બળ, લડાયત સાધન-સામગ્રી અને વિશાળ સત્તાના નશામાં ચકચૂર હોવાથી બેહદ મગરૂર અને છેલ્લા દરજ્જાનો અભિમાની શખ્સ હતો. એના વિરાટ સામ્રાજ્યની સરહદો એક તરફ સિંધ સુધી ફેલાયેલી હતી તો બીજી તરફ યમન, ઈરાક, બહરૈન, ઉમાન જેવા અરબ ખંડના પ્રદેશો પણ ઈરાનના તાબામાં હતા જ્યાંના અરબ બાદશાહો નિયમિત ઈરાની સલતનતને ખંડણી આપતા હતા.

સહીહ બુખારી શરીફમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈરાનના શહેનશાહ કિસરાને નામે ઈસ્લામના આમંત્રણનો કાગળ લખાવીને હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ સહમી રદિયલ્લાહુ અન્હુને ઈરાની દરબારમાં મોકલાવ્યા અને સાથે ફરમાવ્યું, "પ્રથમ તમે બહરૈનના બાદશાહ પાસે જાવ, તે તમને કિસરાના દરબારમાં પહોંચાડી દેવાની વ્યવસ્થા કરી દેશે."

## મુબારક કાગળનું લખાણ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ પ્રથમ બહરૈનના હાકિમ મુનઝિર બિન સાવા પાસે ગયા. તેણે એમને માનપાનથી આવકારીને કિસરાના દરબાર સુધી પહોંચાડી દીધા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કિસરાને નામે જે કાગળ લખ્યો હતો તેનો મઝમૂન આ પ્રમાણે છે :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

——————મુહંમદ રસૂલુલ્લાહ તરફથી

——————શાહે-ફારિસ કિસરાને નામે.

સલામ હો તે આદમી પર જે સીધા રાહનું અનુકરણ કરે અને ઈમાન લાવે અલ્લાહ પર અને અલ્લાહના રસૂલ પર અને ગવાહી આપે આ વાતની કે અલ્લાહ એક છે અને મુહંમદ તેના બંદા તથા તેના રસૂલ છે.

હું તને ઈસ્લામ તરફ આવી જવાનું આમંત્રણ પાઠવું છું. બેશક હું અલ્લાહનો પયગમ્બર છું. અલ્લાહએ મને જગતના તમામ ઈન્સાનો માટે પોતાનો પયગમ્બર બનાવીને મોકલ્યો છે કે જેથી હું દરેક "જીવંત" આદમીને [૧] અલ્લાહના અઝાબથી ડરાવું અને સચ્ચાઈના

૧. મુબારક કાગળમાં "જીવંત આદમી"માટે "મન કાના હય્યન"શબ્દો આવેલા છે. એટલે એવો માણસ જેનું દિલ જીવે છે અને જેનો અંતરાત્મા જાગે છે. મરેલા મનનો માણસ પથ્થર જેવો જડ હોવાથી કોઈ વાત તેના દિલ પર અસર કરતી નથી. વળી મુબારક કાગળમાં કિસરા માટે "યુઅતિ-કલ્લાહુ અજ્રક મર્રતૈન"(અલ્લાહ તને બમણો અજર આપશે)ના શબ્દો પણ લખાવેલા નથી. કેમકે ઈરાનીઓ કોઈ આકાશી કિતાબ ધરાવતા ન હોવાને કારણે કોઈ પયગમ્બરને માનતા ન હતા. આગને અલ્લાહ માનીને તેની પૂજા કરતા હોવાથી મુશરિક હતા. ખ્રિસ્તીઓ અને યહૂદીઓ અહલે-કિતાબ હોવાથી તેઓ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુબારક કાગળોમાં "અજ્રક મર્રતૈન" શબ્દો લખાવતા હતા. "હ"

ઈન્કારીઓ પર અલ્લાહની દલીલ કાયમ કરી દઉં. સચ્ચાઈના ઈન્કારીઓ વિષે અલ્લાહની વાત પૂરી થઈને રહેશે.

હે ફારિસના બાદશાહ ! તું ઈસ્લામ કબૂલ કરી લે, સલામત બની જશે. અગર ઈન્કાર કરશે તો તમામ મજૂસીઓનો વબાલ તારી ગરદન પર રહેશે. [૧]

——————મુહંમદ રસૂલુલ્લાહ. (મુહરની છાપ)

## કિસરાનો તુમાખીભર્યો વર્તાવ

ખુસરૂ પરવેઝ બહુ ઘમંડી શહેનશાહ હતો. આપખુદી, તુમાખી અને તૂંદમિઝાજી તેનો જન્મજાત સ્વભાવ હતો. હઝરત અબ્દુલ્લાહ તેના દરબારમાં પહોંચ્યા ત્યારે તે ભારે ઠાઠથી દરબાર સજાવીને, માથે શાહી મુગટ ધારણ કરીને તખત પર બિરાજેલો હતો. તેની આજુબાજુમાં લશ્કરી અમલદારો, અમીર - ઉમરાવો. આતિશકદાના ઉપરીઓ અને દરબારીઓ પોતપોતાના સ્થાને ગોઠવાયેલા હતા. હઝરત અબ્દુલ્લાહએ આગળ વધીને મુબારક કાગળ તેના તખત પર મૂકી દીધો. એજ વેળા બાદશાહે દુભાષિયાને બોલાવીને કાગળ વાંચી સંભળાવવાનો હુકમ ફરમાવ્યો.

ઈરાની દરબારના દસ્તૂર પ્રમાણે બાદશાહોને નામે લખાતા કાગળોમાં સૌથી પહેલાં જે તે બાદશાહનું નામ લખીને તે પછી લખનારનું નામ લખવામાં આવતું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળમાં સૌથી પહેલાં અલ્લાહનું પવિત્ર નામ હતું અને તે પછી અરબના દસ્તૂર પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું મુબારક નામ લખેલું હતું. મુબારક કાગળના શરૂઆતના જ શબ્દો સાંભળતાં બાદશાહના ચેહરાનો રંગ બદલાય ગયો. અણગમા, નફરત કે ધિક્કારના ભાવો સ્પષ્ટ રીતે તેની મુખમુદ્રા પર ઊપસી આવ્યા. નફરતનું બીજું કારણ આપસનો મઝહબી ઈખ્તેલાફ કે પૂર્વગ્રહ હતો. મુસલમાનો એક અલ્લાહને માનનારા હતા. તવહીદના પૂજારી હતા. ઈરાનીઓ આગને અલ્લાહ માનતા હતા. આગની પૂજા કરનારા મુશરિક હતા. યઝદાન અને અહરમન નામે બે ખુદાઓનો અકીદો ધરાવતા હતા. યઝદાનને નેકીનો સર્જક અને અહરમનને બદીનો સર્જક માનતા હતા. ઉપરાંત રોમન-ઈરાની લડાઈઓ વેળા મુસલમાનોની સંપૂર્ણ સહાનુભૂતિ રોમના ખ્રિસ્તીઓ સાથે હતી. તેઓ અહલે-કિતાબ હોવાથી મુસલમાનોથી વધારે નિકટ હતા. ખ્રિસ્તીઓનો પક્ષ લેવાની માહિતી બાદશાહને પોતાના જાસૂસો અને મક્કહના કુરૈશી કાફિરો તરફથી મળ્યા કરતી હતી. આ કારણે પણ કિસરા અને તેની પ્રજા અગાઉથી મુસલમાનોને ધિક્કારતી હતી. એમ પણ ઈરાનીઓ સૈકાઓથી બળવાન સલતનતના માલિક હતા. અરબ ખંડના મોટા ભાગ પર સત્તા ભોગવતા હતા. અરબના રાજામહારાજાઓ અને નવાબો, કિસરાને ખંડણી આપતા હતા. જેથી અરબોને તેઓ પોતાની પ્રજા કે ગુલામ તરીકે ગણીને તેઓને હલકટ કે તુચ્છ સમજતા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળનું વાંચન પૂરૂં થતાં જ ઈરાનનો શહેનશાહ ગુસ્સાથી પાગલ થઇ ગયો. તેને થયું કે કાગળ લખનાર અરબે મારા નામથી પહેલાં પોતાનું નામ લખીને મારૂં હડહડતું અપમાન કર્યું છે. ક્રોધથી રાતાચોળ ચેહરે તે બરાડી ઊઠ્યો, "મારો ગુલામ થઈને મને આમ લખે

૧. તારીખે-તબરી જિ.૩ પા. ૯૦ - રસૂલે-અકરમ કી સિયાસી ઝિન્દગી પા. ૧૯૯

છે ! મારી પ્રજા થઇને મારા નામથી પહેલાં પોતાનું નામ લખે છે !!"

એજ ક્રોધાવેશ કે ઉશ્કેરાટના ઝનૂનમાં તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળને ફાડીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા.

## ભરદરબારમાં સત્યનો પડકાર

શહેનશાહની હેંકડાઈનો આ શયતાની રંગ જોઇને હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ જરાયે ડર્યા નહિ. તેઓ કોઇ મામૂલી માણસના એલચી નહિ, અલ્લાહના આખેરી નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સત્તાવાર એલચી તરીકે પધાર્યા હતા. પોતે મર્દે-મુજાહિદ અને અલ્લાહના બહાદુર સિપાહી હતા. અલ્લાહ સિવાય કોઇથી ડરવાનું જાણતા ન હતા. ઈસ્લામ અને ઈમાનની તાકતે તમામ પ્રકારના ડરો તેમના દિલમાંથી કાઢી નાખ્યા હતા. કિસરાના ક્રોધથી આખા દરબાર પર સન્નાટો છવાયેલો હતો, પણ હઝરત અબ્દુલ્લાહને થયું કે તખત પર એક બિલાડો બેસીને દાંતિયાં કાઢી રહ્યો છે. એજ વેળા પોતાની જગાએથી ઊભા થઇ ગયા અને દરબારનો સન્નાટો તોડતાં દરબારીઓને સંબોધીને બોલ્યાઃ

> "હે ઈરાનના લોકો ! તમારૂં જીવન લાંબી મુદ્દતથી જહાલતના અંધકારમાં વીતી રહ્યું છે. તમારી પાસે ન અલ્લાહની કોઇ કિતાબ છે ન અલ્લાહના કોઈ પયગમ્બર તમારી પાસે આવેલા છે ન કોઇ આકાશી જ્ઞાન તમે ધરાવો છો. જે સત્તાના મદમાં તમે ચકચૂર છો અને જે ધરતી પર તમે રાજ કરો છો તે અલ્લાહની ધરતીનો એક નાનકડો ટુકડો છે. આ વિશાળ જગતમાં એથીયે મોટી સત્તાઓ આવેલી છે."

એ પછી બાદશાહને સંબોધીને ફરમાવ્યું :

> "હે શાહે-ફારિસ ! આપથી પહેલાં આ ધરતી પર ઘણા બાદશાહો થઇ ગયા છે. તેઓમાંથી જેણે પોતાના જીવનમાં આખેરતની કમાણી કરી તે આ દુનિયાથી બા-મુરાદ ગયો અને જેણે પોતાના જીવનમાં માત્ર દુનિયાની કમાણી કરી તે પોતાની આખેરતને બરબાદ કરીને આ જગતથી ના-મુરાદ ગયો.
>
> હે શાહે-ફારિસ ! હું આપના માટે આખેરતની કામયાબીનો પયગામ લઇને આવ્યો હતો પણ સદ અફસોસ ! કે આપે તેને હેંકડાઈથી ઠુકરાવી દીધો. આપ સારી રીતે જાણો છો કે આ પયગામ અલ્લાહના એવા પયગમ્બર તરફથી છે જેમનો ડર આપના દિલમાં મવજૂદ છે. યાદ રાખો, સચ્ચાઈનો અવાજ આપના ધિક્કારથી દબાઈ જવાનો નથી."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂતના આ પડકારથી શાહે-ફારિસ ઓરભી ભડકી ઊઠયો. તેની તૂંદમિઝાજીનો આ તમાશો જોઇને હઝરત અબ્દુલ્લાહ દરબારમાંથી નીકળીને મદીનહ તરફ રવાના થઇ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને બનેલી હકીકતથી આપને માહિતગાર કર્યા. પૂરી વિગત સાંભળીને આપે ગંભીરતાથી ફરમાવ્યું :

> "જેવી રીતે તેણે મારા કાગળના ટુકડે ટુકડા કરી નાખ્યા તેવી જ રીતે અલ્લાહ તઆલાએ તેની સલતનતના ટુકડે ટુકડા કરી નાખ્યા !"

# શહેનશાહની હેંકડાઇનો અંજામ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂતના જવા પછી ખુસરૂ પરવેઝે એજ ઝનૂનની હાલતમાં યમનના ગવર્નર બાઝાનને વટહુકમ છોડયો કે પોતાના બે વિશ્વાસુ અને બહાદુર ફોજીઓને મુલ્કે-અરબના હિજાઝ પ્રદેશમાં આવેલા મદીનહ શહેર મોકલવામાં આવે અને ત્યાંના જે અરબે પયગમ્બરીનો દાવો કર્યો છે અને જેણે મારા નામે ગુસ્તાખીભર્યો કાગળ લખ્યો છે તેને પકડી લેવામાં આવે. અગર તે રાજીખુશીથી તાબે થાય તો ઠીક, નહિતર બળજબરીથી તેને ગિરિફતાર કરીને અને તેના પગોમાં બેડીઓ નાખીને તેને મારા દરબારમાં હાજર કરવામાં આવે !

યમનના ગવર્નર બાઝાને પોતાના શહેનશાહના હુકમનું પાલન કરતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નામે એક કાગળ લખ્યો અને પોતાના બે વિશ્વાસુ બહાદુરોને તાબડતોડ મદીનહ તરફ દોડાવી દીધા. આ બહાદુર ફોજીઓમાંથી એકનું નામ બાબવૈહ અને બીજાનું નામ ખરખસરા હતું. [૧] અરબની ભૂમિમાં પ્રવેશીને પ્રથમ બંને જણ તાઇફ શહેર પહોંચ્યા. સંજોગજોગે અહીં મક્કહથી આવેલા અબૂ સુફયાન બિન હર્બ અને સફવાન બિન ઉમૈયહ સાથે બંનેનો ભેટો થઇ ગયો. અબૂ સુફયાન અને સફવાન મક્કહના મોટા સરદારો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાકા દુશ્મન હતા. વાતચીત દરમિયાન ઇસ્લામના આ દુશ્મનોને એ જાણીને બેહદ ખુશી થઇ કે બાઝાનના બહાદુર ફોજીઓ મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ને ગિરિફતાર કરવા જઇ રહ્યા છે અને મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)નો મામલો ઇરાનના શહેનશાહ સાથે ગૂંચવાયો છે જેથી હવે તેમની તબાહી યકીની છે જેમાં શંકાની ગુંજાઇશ નથી. બંનેએ બાઝાનના બહાદુરોને પાણી ચઢાવીને અને પૂરી વિગત સમજાવીને મદીનહ તરફ રવાના કરી દીધા.[૨]

મારતી સવારીએ વણથંભી કૂચ કરતા બંને બહાદુરો મદીનહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. પોતાનો પરિચય આપીને બાઝાન ગવર્નરનો ખત આપની સેવામાં પેશ કર્યો અને પોતાના આગમનનો હેતુ દર્શાવતાં બોલ્યા, ''ઇરાનના શહેનશાહે આપને તેના દરબારમાં હાજર થવાનો હુકમ ફરમાવ્યો છે. રાજીખુશીથી અમારી સાથે આવો તો ઠીક, નહિતર શહેનશાહ બળજબરીથી આપને પકડી મંગાવશે અને આપના મુલ્કને તબાહ કરી નાખશે.''

બાઝાનના બહાદુરોની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની હોઠો પર ગુલાબી હાસ્ય ફરકી ઊઠયું. આપે જોયું કે બંને ફોજીઓએ પોતાના હાથોમાં સોનાના કંગન પહેરેલાં છે. કીમતી રેશમનો પોશાક સજેલો છે. દાઢીઓ મૂંડાવેલી છે અને મૂછોના આંકડા ચઢાવેલા છે. બંને ઇરાની હતા અને મજૂસીઓ જેવા ઠાઠથી આવેલા હતા.

બંનેની ધમકી ભરેલી વાતો સાંભળીને અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસ્કુરાઇ પડયા. પછી આપે તેઓને ફરમાવ્યું, ''અફસોસ છે તમારી અક્કલ પર ! તમે આ કેવો પોશાક સજેલો છે અને કેવા બહુરૂપી જેવા લાગો છો. કોણે તમને દાઢી મૂંડાવવાનું કહ્યું અને કોણે તમને મૂંછોના આંકડા ચઢાવવાનો હુકમ આપ્યોથ?''

બંને ગર્વભેર કહેવા લાગ્યા, ''અમારા આકા અને અન્નદાતાનો હુકમ છે જે ફારિસનો શહેનશાહ અને પોતાની

---

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિલ્દ ૧ પાનું ૪૭૦

૨. સુલ્હે-હુદૈબિયહ પછી અને ફત્હે-મક્કહ પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ કાગળો લખાવીને મોકલાવ્યા હતા. ''હ''

રૈયતનો પાલનહાર છે.''

આપે ફરમાવ્યું, ''પણ મારા પાલનહારે મને દાઢી વધારવાનો અને મૂંછો કતરાવવાનો હુકમ ફરમાવ્યો છે.''

એ પછી આપે તેઓની આગળ ઈસ્લામની ખૂબીઓ બયાન ફરમાવીને તેઓને ઈસ્લામ કબૂલ કરી લેવાની દઅવત આપી. બંનેએ આપની વાત સાંભળી ન સાંભળી કરીને કહ્યું, ''હે મુહંમદ ! વાતો કરવાનું છોડો, ચાલો ઊઠો, સફરની તૈયારી કરો. અમે આપને શહેનશાહના દરબારમાં પહોંચાડી દઈએ. રાજીખુશીથી નહિ આવશો તો શહેનશાહ આપની ધરપકડ માટે લશ્કર મોકલાવશે. પછી તે કાં આપને કતલ કરશે કાં કેદમાં નાખશે.''

ફરીવાર આપના મુબારક હોઠો પર મુસ્કુરાહટ પ્રસરી ગઈ. આપે પ્રફુલ્લ વદને ફરમાવ્યું, ''વારૂ આજે તમે પોતાના ઉતારે જઈને આરામ કરો. કાલે પાછા મારી પાસે આવજો.''

બીજા દિવસે બાઝાનના બહાદુર ફોજીઓ ઠરવેલા સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયા. આપે તેઓને પોતાની પાસે બેસાડીને ગંભીરતાથી ફરમાવ્યું, ''જુઓ તમે બાઝાન પાસે પાછા જાવ. તેને મારા તરફથી સમાચાર આપો કે મારા પાલનહારે વીતેલી રાતે તેના શહેનશાહનો ભાર ઉતારી નાખ્યો છે. મારા પાલનહારે તેના બેટા શેરૂયાને [૧] તેના માથે સવાર કરી દીધો અને શેરૂયાએ તેના બાપ ખુસરૂ પરવેઝને કતલ કરી નાખ્યો અને પોતે રાજગાદી પર કબજો કરી લીધો.'' [૨]

બાઝાનના માણસોને આપે એમ પણ ફરમાવ્યું, ''તમે તમારા આકા બાઝાન પાસે જલદી જાવ. મેં કહેલી હકીકતના સમાચાર તેના કાને પહોંચાડો અને તેને એમ પણ કહી દેજો કે મારો દીન અને મારી સલતનત ત્યાં સુધી પહોંચી જશે જ્યાં સુધી કિસરાની સલતનત પહોંચેલી છે.''

એ પછી આપે બંનેને સંબોધીને ફરમાવ્યું, ''બાઝાનને તમે મારા તરફથી એમ પણ કહી દેજો કે, અગર તે મુસલમાન બની જાય તો યમનના જેટલા પ્રદેશ પર તેની હુકૂમત ચાલે છે તે તેની જ પાસે રહેવા દેવામાં આવશે અને ત્યાંની પ્રજાના સ્વતંત્ર હાકિમ તરીકે તેની નિમણૂંક કરવામાં આવશે.'' [3]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર મુખે આ આગોતરી કે ગૈબી બાતમી સાંભળીને બાઝાનના બંને ફોજીઓ દંગ થઈ ગયા. જાહોજલાલી વાળો શહેનશાહ કે જેના દબદબાથી રાજા મહારાજા કાંપતા હતા, પોતાના પુત્રના હાથે તેનું ખૂન થાય તે વાત તેઓના ગળે ઊતરતી ન હતી. એજ વેળા બંને મારતી સવારીએ બાઝાન પાસે પહોંચી ગયા. તેઓના મુખે આ હયરતજનક સમાચાર સાંભળીને યમનનો ગવર્નર પણ દંગ થઈ ગયો. પછી તે કહેવા લાગ્યો, ''મુહંમદની વાત નજૂમીઓ કે કાહિનોએ ઉચ્ચારેલા વર્તારા જેવી નથી. બેટો બાપનું ખૂન કરે તે માનવા જેવી વાત નથી છતાં સાચી હોય તો હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે મુહંમદ અલ્લાહના સાચા પયગમ્બર છે.''

એ પછી સત્તાવાર રીતે મળેલી માહિતીને આધારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશગોઈની

૧. કેટલાક સીરતગ્રંથોમાં શેરૂયા નામનો ઉચ્ચાર ''શીરવિયા'' તરીકે થયો છે. ફારસી લુગાતમાં શેરૂયા શબ્દના અર્થ મર્દ-દિલેર એટલે બહાદુર શખ્સ છે. એવી જ રીતે પરવેઝનો ઉચ્ચાર પરવીઝ છે જેના અર્થ ફતેહમંદ થાય છે. ખુસરૂ પરવેઝ ઇરાનના ખ્યાતનામ ઈન્સાફી બાદશાહ નવશીરવાનનો પૌત્ર હતો. (લુગાતે-કિશ્વરી પેજ ૮૪) ''હ''

૨. ખુસરૂ પરવીઝનું ખૂન થયું એ મંગળની રાત હતી અને સન ૭ હિજરીના જુમાદલ-ઊલાની દસ રાતો વીતેલી હતી. વધુ વિગત માટે જુઓ અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : અલ-ફારૂક ભાગ ૧. ''હ''

3. જમાલે-મુસ્તફા જિ.૪ પા. ૨૦૭

સચ્ચાઇનું સમર્થન થઇ ગયું તો યમનનો ગવર્નર બાઝાન મુસલમાન બની ગયો. એની સાથે એના કુટુંબીજનો ઉપરાંત મોટા ભાગના વઝીરો, અમીરો, દરબારીઓ અને યમનવાસીઓ પણ મુસલમાન બની ગયા.

કિસરાએ-અઝીમ એટલે શાહે-ફારિસ જેને ઇરાન જેવી મહાસત્તાની રાજગાદી તેના દાદા નવશીરવાન તરફથી વારસામાં મળી હતી, પોતાની તુમાખી કે સત્તાની ખુમારીને કારણે બરબાદ થઇ ગયો. તેના જ બેટાએ તેનું ખૂન કરી નાખ્યું. તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળના ટુકડે ટુકડા કરી નાખ્યા તો અલ્લાહ તઆલાએ તેની સલતનતના ટુકડે ટુકડા કરી નાખ્યા. વધુ સમય નહિ વીત્યો ત્યાં ઇસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ)ના યુગમાં આખા ઇરાન પર મુસલમાનોએ વિજય મેળવી લીધો.

---

## મુબારક કાગળ મિસરના બાદશાહને નામે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં મિસર અને ઇસ્કંદરિયાના વિશાળ પ્રદેશ પર ''મુકવ-કિસ'' નામે બાદશાહની સત્તા ચાલતી હતી. મિસર પ્રાચીન કાળથી જ જગતના ઇતિહાસમાં આગવું સ્થાન ધરાવે છે. અહીંના તાજદારો ''ફિરઓન''નો લકબ ધારણ કરીને રાજગાદીએ બિરાજતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં મુલ્કે-મિસરની રાજગાદીએ બિરાજેલા બાદશાહનું મૂળ નમ જુરૈહ બિન હિત્તી હતું અને મુકવ-કિસ તેનો લકબ હતો. તે સમયે મિસરમાં બે જાતની કૌમો વસેલી હતી. એક કિબ્તી જે ત્યાંની મૂળ વતની હતી. બીજી રોમન જેણે મિસરને પોતાનું સંસ્થાન બનાવી લીધું હતું. રોમન શાસકોના પ્રભાવથી કિબ્તીઓએ પણ ખ્રિસ્તી ધર્મ સ્વીકારી લીધો હતો. બાદશાહ પોતે મિસરના મશહૂર કિબ્તી ખાનદાનનો નબીરો હોવાથી પોતાને ''અઝીમુલ-કિબ્ત'' અને ''અઝીઝુલ-મિસર'' તરીકે ઓળખાવતો હતો. રોમન સામ્રાજ્યની આણ હેઠળ હોવાથી ખ્રિસ્તી ધર્મનો અનુયાયી હતો. બહુ જ્ઞાની અને મુત્સદ્દી હોવા ઉપરાંત આકાશી કિતાબ ઇન્જીલનો જાણીતો આલિમ હતો અને દિલ પણ દરિયા જેવું ધરાવતો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુકવ-કિસને નામે ઇસ્લામી તબલીગનો કાગળ લખાવીને પોતાના સહાબામાંથી હઝરત હાતિબ બિન અબી બલ-તઅહ રદિયલ્લાહુ અન્હુને પોતાના રાજદૂત તરીકે મુલ્કે-મિસર જવાનો હુકમ ફરમાવ્યો.

હઝરત હાતિબ બિન અબી બલ-તઅહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઇને મદીનહથી રવાના થયા અને જંગલો તથા પહાડોનો આકરો પ્રવાસ ખેડતા મિસર પહોંચી ગયા. પૂછવાથી જાણવા મળ્યું કે મુકવ-કિસ બાદશાહ મિસરના પાટનગર ઇસ્કંદરિયા ચાલ્યો ગયો છે. હઝરત હાતિબ પ્રવાસની મંઝિલો વટાવતા ઇસ્કંદરિયા પહોંચી ગયા. પૂછપરછથી ખબર પડી કે બાદશાહ સલામત અહીં મવજૂદ છે અને દરિયા કાંઠે આવેલા પોતાના શાહી મહેલમાં બિરાજે છે.

હઝરત હાતિબ સવારી આગળ બઢાવીને શાહી મહેલ પાસે પહોંચ્યા. જોયું તો બાદશાહ સલામત શાહી મહેલના ઝરૂખામાં બિરાજીને સમંદરના સાહિલ સાથે અથડાતાં મોજાંઓની મોજ માણી રહ્યા છે. હઝરત હાતિબે ઊંચા અવાજે સલામ કરીને પોતાનો કાગળવાળો હાથ ઊંચો કરી દીધો. આકાશી કિતાબના જ્ઞાની અને સંસ્કારી બાદશાહે એજ વેળા હઝરત હાતિબને મહેલમાં બોલાવી લીધા. તેની નહેનાતમાં હાજર થઇને શાહી આદાબની બજામણી બાદ હઝરત

હાતિબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ તેની સેવામાં પેશ કરી દીધો.

## મુબારક કાગળનું લખાણ

અલ્લાહના પયગમ્બરના કાગળની વાત જાણીને મુકવ-કિસ બાદશાહે માનઅદબની ભાવનાથી કાગળને પોતાના હાથમાં લીધો અને ભારે ઉત્સુકતાથી વાંચવા માંડયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળનો મઝમૂન આ પ્રમાણે હતો :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

——————મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ તરફથી.

——————મિસરના બાદશાહ મુકવ-કિસ અઝીમુલ-કિબ્તના નામે.

——————અલ્લાહના સલામ હો એવા શખ્સ પર જે હિદાયતનું અનુસરણ કરે !

એ પછી હું તને ઈસ્લામ કબૂલ કરી લેવાનું આમંત્રણ આપું છું. તું ઈસ્લામ સ્વીકારી લે, સલામતી મેળવી લેશે. અલ્લાહ તને બમણો અજ્ર આપશે. પણ જો તેં ઈસ્લામથી ઈન્કાર કર્યો તો તમામ કિબ્તીઓનો ગુનાહ પણ તારા માથે રહેશે.

હે અહલે-કિતાબ ! આવો એ વાત તરફ જે અમારી અને તમારી વચ્ચે સરખી છે. તે આ કે આપણે અલ્લાહ સિવાય કોઈની બંદગી નહિ કરીએ. અને કોઈને તેનો ભાગીદાર નહિ બનાવીએ. અને અલ્લાહને છોડીને આપણે આપણામાંથી કોઈને પોતાનો પાલનહાર ન બનાવીએ. પછી જો આ વાતથી મોઢું ફેરવી લેવામાં આવે તો તમારે જાણી લેવું જોઈએ કે અમે હર હાલમાં અલ્લાહના એક હોવાનો અકીદો ધરાવનારા છીએ. [૧]

——————મુહંમદ રસૂલુલ્લાહ (મુહરની છાપ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સફીર હઝરત હાતિબ બિન અબી બલ-તઅહનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાગળ વાંચીને મુકવ-કિસ બોલ્યો, "બેશક ઈન્જીલની પેશગોઈ મુજબ જે પયગમ્બરની પધરામણીની રાહ જોવાતી હતી તે સમય બેસી ગયો છે. મારૂં માનવું હતું કે એ પયગમ્બર મુલ્કે-શામમાં પાકશે. એમના સદગુણો અને સંસ્કારોની માહિતી, તવરાત અને ઈન્જીલ મારફતે મને મળવા પામી છે. તેઓ સદકાનો માલ નહિ ખાશે પણ હદિયો એટલે ભેટસોગાત સ્વીકારી લેશે. ગરીબો અને મિસ્કીનો તેમના સાથી સંગાતી હશે. તેમના બંને ખભાઓ વચ્ચે મુહરે-નુબુવ્વત હશે."

આમ કહીને તેણે પોતાના કર્મચારીઓને હુકમ ફરમાવ્યો, "આ મુબારક કાગળને હાથીદાંતના ડબ્બામાં સીલબંધ કરીને સરકારી તિજોરીમાં સુરક્ષિત કરી દેવામાં આવે."[૨]

---

૧. ઝાદુલ-મઆદ જિ. ૩ પા. ૬૧ - રસૂલે-અકરમ (સલ.)કી સિયાસી ઝિન્દગી પેજ ૧૩૭

૨. સીરતુલ-મુસ્તફા જિ. ૨ પા. ૩૮૧ - રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ મુબારક કાગળ આજે પણ મિસરના સંગ્રહાલયમાં તેની અસલી હાલતમાં મવજૂદ છે. (પ્રોફેસર મુહંમદ સિદ્દીક કુરૈશી કૃત : રસૂલે-અકરમ (સલ.)કી સિયાસતે-ખારિજહ પેજ ૩૫)

## મિસરના બાદશાહનો સવાલ

હઝરત હાતિબ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે : ''એ પછી મુકવ-કિસ બાદશાહે મને એક મકાનમાં શાહી મહેમાન તરીકે ઉતારો આપ્યો અને થોડા દિવસો પછી તેણે પોતાના વઝીરો, અમીરો અને દરબારીઓને ભેગા કરીને મને દરબારમાં બોલાવ્યો અને કહ્યું, ''મારે તમારી સાથે થોડીક વાતો કરવી છે. ખૂબ સોચી વિચારીને મારા સવાલનો જવાબ આપશો.''

મેં કહ્યું, ''ભલે જે પૂછવું હોય તે પૂછી લો.''

બાદશાહે કહ્યું, ''જે ગૃહસ્થનો તમે કાગળ લાવ્યા છો શું તે અલ્લાહના નબી નથી ?''

મેં કહ્યું, ''કેમ નહિ, બેશક તે અલ્લાહના સાચા નબી છે.''

બાદશાહ બોલ્યો, ''જો તે અલ્લાહના સાચા નબી છે તો આ શું વાત છે કે જ્યારે તેમની કૌમે તેમને મક્કહથી હાંકી કાઢ્યા તો તેમણે પોતાની કૌમ માટે બદ-દુઆ કેમ નહિ કરી કે જેથી હાંકી કાઢનારા બધા જ તબાહ થઈ જતે ?''

મેં કહ્યું, ''હે બાદશાહ ! શું આપ આ વાતની સાક્ષી નથી આપતા કે ઈસા બિન મરયમ અલ્લાહના સાચા નબી હતા ?''

બાદશાહે કહ્યું, ''બેશક હું સાક્ષી આપું છું કે ઈસા બિન મરયમ અલ્લાહના સાચા નબી હતા.''

મેં કહ્યું, ''ત્યારે આ શું વાત છે કે જે સમયે દુશ્મનોએ ઈસા બિન મરયમને શૂળીએ લટકાવવાની તૈયારી કરી તો તેમણે પોતાના દુશ્મનો માટે બદ-દુઆ કેમ નહિ કરી કે જેથી શૂળી આપનારા બધા જ તબાહ થઈ જતે?''

મારો જવાબ સાંભળીને બાદશાહ દંગ થઈ ગયો અને બોલ્યો, ''ધન્ય છે તમારી ચતુરાઈને. બેશક તમે એક જ્ઞાની પુરૂષ છો અને એક જ્ઞાની પુરૂષ પાસે આવેલા છો.''

''હઝરત હાતિબ ફરમાવે છે : મેં જોયું કે લોઢું તપી ગયું છે. તેને ઘાટ આપવાની આ તક ઝડપી લઈને મેં તેને કહ્યું :

> ''હે અઝીમુલ-કિબ્ત ! આપ જાણો છો કે આપના આ મુલ્કે-મિસરમાં ફિરઔન નામે એક અભિમાની શખ્સ થઈ ગયો છે જેનો દાવો હતો કે, ''અના રબ્બુકુ-મુલ-અઅલા'' (એટલે હે લોકો ! તમારો સૌથી મોટો અલ્લાહ હું પોતે છું.) અલ્લાહ તઆલાએ તેને ઢીલ આપી. અલ્લાહના નબી મૂસા અને હારૂન તેને સમજાવતા રહ્યા છતાં તે નહિ માન્યો. ત્યારે અલ્લાહ તઆલાએ તેને પકડી લીધો. ઈબ્રતનાક શિક્ષા આપીને તેને તબાહ કર્યો. હે બાદશાહ ! આપ તેનાથી ધડો લો. ન થાય કે દુનિયાના લોકો આપથી ધડો લે !
>
> ''હે અઝીમુલ-કિબ્ત ! સાંભળો, અમારો એક દીન છે જે તમારા દીનથી ચઢિયાતો છે. અમારા એ દીનનું નામ ઈસ્લામ છે. એના વિષે અલ્લાહનો વાયદો છે કે દુનિયાના તમામ દીનો પર એને ગાલિબ કરી દેશે અને બધા દીનો એની આગળ ઝાંખા પડી જશે.અલ્લાહના આખેરી નબીએ અરબમાં જાહેર થઈને લોકોને એ દીનની દઅવત આપી. એના સ્વીકારમાં

મક્કહના કુરૈશ સૌથી વધુ આકરા બન્યા. યહૂદ સૌથી મોટા દુશ્મન થયા અને નસારા સૌથી વધુ નિકટ સાબિત થયા.

"હે અઝીમુલ-કિબ્ત ! જેવી રીતે અલ્લાહના પયગમ્બર મૂસાએ અલ્લાહના પયગમ્બર ઈસા બિન મરયમના આગમનની બશારત આપી તેવી જ રીતે ઈસા બિન મરયમે અલ્લાહના આખેરી રસૂલ "અહમદ"ના આગમનની બશારત આપી છે. બંને બશારતો વચ્ચે રતીભારનો ફરક નથી. એવી જ રીતે અમે આપને કુર્આન તરફ આવવાનું આમંત્રણ આપીએ છીએ. અમારૂં આ આમંત્રણ એવું જ છે જેવું તમે તવરાતવાળાઓને ઈન્જીલ તરફ આવી જવાનું આમંત્રણ આપો છો. બંને વચ્ચે રતીભારનો ફરક નથી.

"સાંભળો, જે યુગમાં જે કૌમ જે નબીને મેળવે તે યુગમાં તે કૌમ તેજ નબીની ઉમ્મત ગણાય છે. પોતાના એજ નબી પર ઈમાન લાવવું અને તેના હુકમોનું પાલન કરવું એ કૌમ માટે જરૂરી હોય છે.

"હે બાદશાહ ! આપ પણ એવા જ લોકોમાંથી છો જેઓએ અરબમાં જાહેર થયેલા અલ્લાહના આખેરી નબીનો ઝમાનો મેળવ્યો છે. અમે આપને "દીને-મસીહ"ને છોડી દેવાની વિનંતી નથી કરતા બલકે હુકમ આપીએ છીએ કે આપ ઈસા બિન મરયમના હુકમનું પાલન કરો."

નોટ :- હઝરત હાતિબનો ઈશારો કુર્આને-મજીદની આ આયત તરફ છે : "મુબશ-શિરમ બિ-રસૂલિંય-યઅતી મિમ બઅદિસ-મુહૂ અહમદ." એટલે અલ્લાહના નબી હઝરત ઈસા બિન મરયમે પોતાના યુગના લોકોને બશારત આપતાં ફરમાવ્યું : "હે લોકો ! હું તમને વધામણી આપું છું એક રસૂલની જે મારા પછી પધારવાના છે અને જેમનું નામ અહમદ હશે."

હઝરત ઈસાએ પોતાના સમયના લોકોને આ બશારત આપીને હુકમ ફરમાવ્યો છે કે મારા પછી પધારનારા "અહમદ" પયગમ્બરને વધાવી લઈને તેમની ઉપર ઈમાન લઈ આવજો. આ રીતે અહમદ પયગમ્બર પર ઈમાન લાવવું તે હઝરત ઈસાના હુકમનું પાલન કરવું છે.

મિસરનો બાદશાહ મુકવ-કિસ બહુ ધ્યાનથી હઝરત હાતિબની વાતો સાંભળતો રહ્યો. પ્રવચન પૂરૂં થયું તો તે બોલ્યો, "હે હાતિબ ! મેં અરબના નબી વિષે કાફી સોચવિચાર કરી લીધો છે. મેં જાણી લીધું છે કે તે ભલાઈઓનો હુકમ ફરમાવે છે, બુરાઈઓથી અટકાવે છે, માનવપ્રકૃતિને બંધબેસતી વસ્તુઓ અપનાવે છે અને માનવપ્રકૃતિને માફક ન આવે તેવી વસ્તુઓને જતી કરે છે. તે ન શાઈર છે ન જાદૂગર છે, ન કાહિન છે ન નજૂમી છે. ન કદી અસત્ય ઉચ્ચારે છે. પયગમ્બરની તમામ ખૂબીઓ અને તમામ સંસ્કારો હું તેમની જાતમાં જોઈ રહ્યો છું. આમ છતાં તેમને અપનાવી લેવાની બાબતમાં મારે થોડો વધારે સોચવિચાર કરવાની જરૂર છે."

## મિસરના બાદશાહનો જવાબી કાગળ

એ પછી મિસરના બાદશાહ અઝીમુલ-કિબ્ત મુકવ-કિસે એક કાગળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક નામે લખીને હઝરત હાતિબને હવાલે કર્યો જેનું લખાણ આ પ્રમાણે હતું :

આ કાગળ મુહંમદ બિન અબ્દુલ્લાહના નામે છે.

મુકવ-કિસ અઝીમુલ-કિબ્ત તરફથી.

સલામ હો આપની ઉપર !

એ પછી મેં આપનો કાગળ વાંચ્યો. જે કંઇ તેમાં લખેલું છે અને જે વાતનું આપે આમંત્રણ આપ્યું છે તે હું સારી રીતે સમજી ગયો છું. હું યકીની રીતે આ માહિતી ધરાવું છું કે એક એવા નબીની પધરામણી થવાની છે જે ''ખાતમુલ-અંબિયા'' હશે. મારૂં માનવું હતું કે એ નબી સીરિયાની ભૂમિમાં જાહેર થશે. આપના એલચીને મેં ભાવભીનો આવકાર આપ્યો અને માનપાનથી વધાવી લીધા.

આ સાથે હું આપની સેવામાં મારિયહ અને સીરીનને ભેટ તરીકે મોકલાવું છું. મારી કૌમની બંને કન્યાઓ બહુ ઊંચા ખાનદાનની અને આબરૂદાર કુટુંબમાંથી છે. ઉપરાંત આપના માટે કેટલાક પોશાક અને ભેટની વસ્તુઓ અને આપની સવારી માટે દુલ્દુલ મોકલાવું છું.

————વસ્સલામ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ વાંચીને મુકવ-કિસ બાદશાહ મુસલમાન તો નહિ બન્યો પણ એક શરીફ, સંસ્કારી અને ખાનદાની ગૃહસ્થને શોભે તેવો વર્તાવ તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સફીર સાથે કર્યો. ઉપરાંત તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ભેટ સોગાત મોકલાવીને આપના પ્રત્યે પોતાની શુભેચ્છા કે દિલી અકીદતની લાગણી જાહેર કરી. તેણે તેજ રાજનીતિ અપનાવી જે રોમના શહેનશાહ કૈસરે અપનાવી હતી. તે સમયે મિસર રોમને તાબે હોવાથી બનવા જોગ છે આ રાજનીતિ તેણે કૈસરના કહેવાથી અપનાવી હોય. લોકો દરેક કામમાં પોતાના બાદશાહો તરફ જુએ છે. અરબીમાં કહેવત છે : ''અન્નાસુ અલા દીને-મુલૂકિ-હિમ'' લોકો પોતાના બાદશાહોના ચીલે ચાલે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એલચી હઝરત હાતિબ બિન અબી બલતઅહ ભેટસોગાતની વસ્તુઓ લઈને મદીનહ વાપસ થયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને તેમણે પૂરી વિગતથી આપને વાકિફ કર્યા. મુકવ-કિસના જવાબી કાગળનું લખાણ સાંભળીને આપે ફરમાવ્યું:

''બાદશાહતની લાલચે તેણે કંજૂસીથી કામ લીધું. જો કે તેની બાદશાહત વધુ સમય ટકવાની નથી. જાણતો નથી કે સત્તા એક નાપાયેદાર વસ્તુ છે.'' [૧]

૧. તબકાતે-ઇબ્ને સઅદ જિ.૩ પા. ૧૭

# મુકવ-કિસ બાદશાહની ભેટો

મુલ્કે-મિસરના અઝીમુલ્લ-કિબ્ત મુકવ-કિસ બાદશાહે પોતાના કાગળમાં ભેટસોગાતની વસ્તુઓમાં મારિયહ અને સીરીનના નામોનો ઉલ્લેખ કરીને લખ્યું છે કે બંને તેની કિબ્તી કૌમમાંથી છે અને ઊંચા ખાનદાનની આબરૂદાર કન્યાઓ છે. અન્ય સીરતગ્રંથો મુજબ બંને કન્યાઓ સગી બહેનો હતી અને મુકવ-કિસના એક દરબારી શમઊન કિબ્તી નામે સરદારની બેટીઓ હતી. મદીનહ જતી વેળા રસ્તામાં હઝરત હાતિબની હિકમતભરી તબલીગથી બંને બહેનો મુસલમાન બની ગઈ હતી.

મારિયહ નામની કન્યા સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નિકાહ કરીને તેમને પોતાના હરમમાં દાખલ કરી લીધાં. અલ્લામા શિબ્લી નુઅમાની સીરતુન-નબીમાં લખે છે.'' બંને બહેનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પહોંચવા પહેલાં હઝરત હાતિબની તબલીગથી ઈસ્લામ સ્વીકારી ચૂકી હતી. હવે તેઓ લોંડીઓ રહેવા પામી ન હતી. આ નજરે જોતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારિયહ સાથે નિકાહ કરીને તેમને પોતાના હરમમાં દાખલ કર્યાં હશે, નહિ કે લોંડી તરીકે.[૧]

હઝરત બીબી મારિયહ મિસરના શમઊન નામે સરદારની બેટી અને બાદશાહની કિબ્તી કૌમમાંથી હોવાથી મારિયહ કિબ્તીયહ નામે મશહૂર થયાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હરમમાં દાખલ થવાનું માન મેળવીને કિયામત સુધી પાકનારા તમામ મુસલમાનોના માનવંતા માતાજી બની ગયાં. એમની પવિત્ર કુખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલા ફરઝંદ હઝરત ઈબ્રાહીમનો જન્મ થયો જેઓ બચપનમાં જ વફાત પામી ગયા.

હઝરત મારિયહના બહેન હઝરત સીરીનને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહના જાણીતા શાઈર હઝરત હસ્સાન બિન સાબિતના નિકાહમાં આપી દીધાં જેમનાથી હઝરત હસ્સાનના ફરઝંદ હઝરત અબ્દુર્રહમાન બિન હસ્સાનનો જન્મ થયો.

ભેટસોગાતની વસ્તુઓમાં મિસરના બાદશાહે એક હજાર મિસ્કાલ સોનું, વીસ જોડી કિબાતી પોશાક, એક સફેદ ખચ્ચર, એક સફેદ ગધેડો, એક ઘોડો, એક ખસ્સી ગુલામ, એક કાચનો પ્યાલો અને શુધ્ધ શહદ પણ મોકલાવ્યું હતું. એમાં સફેદ ખચ્ચરનું નામ દુલદુલ હતું. એની જ પીઠ પર બિરાજીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-હુનૈનમાં પધાર્યા હતા. હદીસગ્રંથોમાં ઘણી જગાએ દુલદુલનું વર્ણન થયેલું છે. આ દુલદુલ હઝરત અમીર મુઆવિયહના યુગ સુધી જીવતું રહ્યું. સફેદ ગર્ધવનું નામ અફીર, ઘોડાનું નામ લઝાઝ અને ગુલામનું નામ માબૂર હતું. શહદ મિસરના બનહાન પ્રદેશનું વખણાયેલું, શુધ્ધ અને બેહદ લઝીઝ હતું. જે આપને બેહદ પસંદ પડયું. આપે તેમાંથી થોડુંક ખાધું અને આ પ્રમાણે દુઆ કરી, ''બારકલ્લાહુ અસલિન બનહાન.'' હે અલ્લાહ ! બનહાનના શહદમાં બરકત આપ !'' અરબીમાં શહદ એટલે મધને અસલ કહે છે. (ઐનથી) બાકીનું બધું શહદ આપે હરમની પાક

---

૧. તબકાતે-ઇબ્ને સઅદ જિ.૩ પા. ૧૭

૨. સીરતુન-નબી જિ.૧ પા. ૪૭૨ - બીજી રિવાયતોમાં છે કે મારિયહ અને સીરીન લોંડીઓ હતી. મિસરના બાદશાહે પોતાના કાગળમાં બંનેનો પરિચય આ શબ્દોમાં લખ્યો હતો : ''જારિયતૈન લહુમા મકાનુન ફીલ-કિબ્તે અઝીમ.''એટલે બે ''જારિયહ'' જે કિબ્તી કૌમમાં પ્રતિષ્ઠાનું ઊંચુ સ્થાન ધરાવે છે. અરબીમાં જારિયહ લોંડીને પણ કહે છે અને છોકરી કે કન્યાને પણ કહે છે. બંને લોંડીઓ હોય તો બાદશાહ તેઓની શાનમાં ઉપરના શબ્દો નહિ લખે. ''હ''

બીબીઓમાં વહેંચી આપ્યું. [૧]

## મુબારક કાગળ બહરૈનના બાદશાહના નામે

ઈરાની અખાતના મગરિબી કાંઠે આવેલો બહરૈનનો ઈલાકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક યુગમાં ઈરાની સત્તાની આણ હેઠળ હોવાથી ઈરાની સામ્રાજ્યનો એક ભાગ ગણાતો હતો. તે વેળા મુનઝિર બિન સાવા નામે સરદાર, કિસરાના ગવર્નર કે ખંડિયા બાદશાહ તરીકે બહરૈનની રાજગાદીએ બિરાજીને ઠાઠથી હુકૂમત ચલાવતો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુનઝિર બિન સાવાને નામે ઈસ્લામી તબલીગનો કાગળ લખાવીને પોતાના સહાબી હઝરત અલા બિન અલ હદ્રમી રદિયલ્લાહુ અન્હુને બહરૈન રવાના કર્યા. બહરૈનનો ઈલાકો અરબમાં આવેલો હોવાથી અરબના લોકો પણ મોટી સંખ્યામાં અહીં વસેલા હતા જેમાં અબ્દુલ-કૈસ, બક્ર બિન વાઈલ અને બનૂ તમીમના કબીલા મુખ્ય હતા. એ ઉપરાંત યહૂદીઓ, મજૂસીઓ અને મુશરિકોના કેટલાક કબીલા પણ વસેલા હતા.

હઝરત અલા બિન અલ-હદ્રમી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂત તરીકે મુબારક કાગળ લઈને મુનઝિર બિન સાવાના દરબારમાં પધાર્યા. તેણે હઝરત અલા અલ-હદ્રમીને હાથોહાથ લઈને માનપાનથી વધાવી લીધા અને માનઅદબની લાગણીથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઈને પોતે વાંચ્યો અને પછી દરબારીઓને પણ વાંચી સંભળાવ્યો.

મુબારક કાગળનું વાંચન પૂરું થયું તો હઝરત અલા અલ-હદ્રમી પોતાની જગાએથી ઊભા થઈ ગયા અને મુનઝિર બિન સાવાને સંબોધીને બોલ્યા :

> "હે બાદશાહ ! દુનિયાના મામલામાં આપ બેશક બાહોશ અને ચંચળબુધ્ધિના માલિક છો. આખેરતના મામલામાં એથીયે વધારે બાહોશી અને ચંચળતાની જરૂર છે. ઈરાનીઓનો મજૂસી ધર્મ કેવો ? કે જેમાં ઈન્સાન બુધ્ધિશાળી હોવા છતાં આગ જેવી વસ્તુને અલ્લાહ માનીને તેની પુજા કરે અને આગ પણ કેવી ? જેના સપાટામાં આવનાર દરેક વસ્તુને બાળીને ખાક કરી નાખે જે કિયામતના દિવસે પણ પોતાના પૂજારીઓને ભરખી જનારી છે. એના પૂજારીઓ એવી સ્ત્રીઓ સાથે લગ્ન કરે છે કે જેના વર્ણનથી શર્મો-હયા પણ મોઢું સંતાડે છે.
>
> "હે બાદશાહ ! આપના સર્જનહારે આપને સોચવા સમજવાની બુધ્ધિ આપી છે. વિચાર કરો જે પયગમ્બર કદી અસત્ય નહિ ઉચ્ચારે તેની સચ્ચાઈના સ્વીકારમાં આનાકાની કેવી ? જે કદી છેતરપિંડી નહિ કરે તેની પ્રમાણિકતાને માની લેવામાં ગડમથલ કેવી ? આ પયગમ્બર યકીની રીતે અલ્લાહના મોકલેલા સાચા નબી છે. એમની દરેક વાત, એમનો દરેક અમલ, એમનો દરેક હુકમ બુધ્ધિશાળીઓ અને અંતરજ્ઞાનીઓની ધારણા મુજબનો જ હોય છે."

---

૧. અસિહ-હુસ-સિયર પેજ ૪૦૦ - જમાલે-મુસ્તફા જિ.૪ પા. ૨૨૬

આટલું ફરમાવીને હઝરત અલા પોતાની જગાએ બેસી ગયા. મુનઝિર બિન સાવા બહુ ધ્યાનથી આ પ્રવચન સાંભળતો રહ્યો. પછી તેણે મસ્તક ઉપાડીને ગંભીરતાથી કહ્યું :

"હે અરબના માનવંતા નબીના માનવંતા રાજદૂત ! તારી લાગણીભરી વાતોથી મારૂં દિલ ગવાહી આપે છે કે જે મઝહબ પર હું છું તેના લાભો આ દુનિયા પૂરતા જ છે. આખેરતની ભલાઇ કે મરણ પછીના ઉધ્ધારનો એમાં કોઇ અંશ નથી. હે ભાઇ ! તારા નબીની વાતોનો વિચાર કરતાં મારૂં અંતર પોકાર પાડે છે કે તેમના અનુકરણમાં બંને જહાનના લાભો સમાયેલા છે. હવે તેમની પયગમ્બરીનો સ્વીકાર કરવામાં કોઇ વસ્તુ આડે આવી શકતી નથી. જેના સ્વીકારથી બંને જગતનું ભલું થતું હોય તેને હું કેમ કબૂલ નહિ કરૂં? આથી પહેલાં એને માનનારાઓની અક્કલ પર મને હસવું આવતું હતું. હવે એને નહિ માનનારાઓની અકકલ પર હસવું આવે છે."

એ પછી મુનઝિર બિન સાવાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નામે એક કાગળ લખ્યો જેનું લખાણ આ પ્રમાણે છે :

"હે અલ્લાહના રસૂલ ! મને આપનો કાગળ મળી ગયો. આથી પહેલાં હું આપનો તે કાગળ પણ જોઇ ચૂકયો છું જે આપે ઇસ્લામના આમંત્રણ અંગે બહરૈનના લોકોને લખ્યો હતો. હું મારી રાજીખુશીથી ઇસ્લામ કબૂલ કરૂં છું.

"મારા નામે લખેલો આપનો કાગળ મેં બહરૈનના લોકોને પણ વાંચી સંભળાવ્યો. ઘણા લોકોએ ઈસ્લામ પ્રત્યે પ્રેમ દર્શાવ્યો અને મારી સાથે એ બધા પણ મુસલમાન બની ગયા છે. કેટલાક એવા પણ છે જેઓ બાપદાદાના જૂના ધર્મને વળગી રહ્યા છે. તેઓએ ઈસ્લામને નાપસંદ કર્યો અને કબૂલ કરવાનો ઈન્કાર કરી દીધો. મારા રાજ્યમાં યહૂદીઓ અને મજૂસીઓ પણ વસેલા છે. એવા લોકો સાથે કેવો વર્તાવ કરવો તે માટે આપના હુકમની રાહ જોઉં છું." [૧]

હઝરત અલા બિન અલ-હઝ્રમી મુનઝિર બિન સાવાનો આ કાગળ લઇને મદીનહ વાપસ થયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને ત્યાંની વિગતથી આપને વાકિફ કર્યા તો આપે મુનઝિરના નામે બીજો કાગળ લખાવ્યો જેમાં હઝરત મુનઝિર બિન સાવાને બહરૈનની રાજગાદી પર કાયમ રાખ્યા અને જેમાં બિનમુસ્લિમો સાથે ઉદાર વર્તાવ કરવાનું ફરમાન હતું. આપના એ મુબારક કાગળનો મઝમૂન આ પ્રમાણે છે :

૧. તબકાતે - ઇબ્ને સઅદ જિ. ૩ પા. ૧૯

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

મુહંમદ રસૂલુલ્લાહ તરફથી.

મુનઝિર બિન સાવાને નામે.

અલ્લાહના સલામ હો તુજ પર !

હું તે અલ્લાહની હમ્દ બયાન કરૂં છું જે એક છે જેની સત્તામાં કોઇ ભાગીદાર નથી અને જેના સિવાય કોઇ મઅબૂદ નથી. હું અલ્લાહનો પયગમ્બર છું.

એ પછી હું તને અલ્લાહની યાદ અપાવું છું. જે શખ્સ નસીહત કબૂલ કરે છે અને વફાદારીથી વર્તે છે તે પોતાની જ જાત માટે નસીહત કબૂલ કરે છે અને પોતાની જ જાત સાથે વફાદારીથી વર્તે છે. અને જે કોઇ મારા એલચીઓનું અનુકરણ કરે છે અને તેઓના સૂચનો પર અમલ કરે છે તે હકીકતમાં મારૂં જ અનુકરણ કરે છે અને મારા જ સૂચનો પર અમલ કરે છે.

મારા એલચીઓએ તારા વર્તન અને તારી વફાદારીના વખાણ કર્યા.હું તને તારા ઓહદા પર રાબેતા મુજબ કાયમ રાખું છું. બહરૈન વાસીઓના મામલામાં હું તારી ભલામણનો સ્વીકાર કરૂં છું. તું તેઓની સાથે ઉદાર વર્તાવ કરજે. મુસલમાન બનેલા લોકોને ઈસ્લામનું શિક્ષણ આપજે. તઓને દીનની વાતો બતાવજે. તેઓની ભૂલો માફ કરજે. તેઓની ખતાઓથી દરગુજર કરજે. તેઓની તોબા કબૂલ કરજે ! હું પણ એજ નીતિ અપનાવીને તેનો અમલ કરૂં છું.

જ્યાં સુધી તું આ વાતો પર અમલ કરતો રહેશે અને અલ્લાહ તથા તેના રસૂલ સાથે વફાદારીથી કામ લેશે તો તારા ઓહદાથી તને બરતરફ નહિ કરવામાં આવશે.

બહરૈનના જે લોકો પોતાનો યહૂદી કે મજૂસી ધર્મ નહિ છોડવા માગે તેઓ પર કોઇ જાતનું દબાણ નથી. એવા લોકો પાસેથી વેરો વસૂલ કરજે ! [૧]

સહીહ બુખારીમાં હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે મસ્જિદે-નબવી પછી સૌથી પહેલાં જે મસ્જિદમાં જુમ્અહની નમાઝ પઢવામાં આવી તે બહરૈનની તે મસ્જિદ છે જે ''જુવાસા'' નામે શહેરમાં આવેલી હતી. [૨]

## મુબારક કાગળ ઉમાનના બાદશાહના નામે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની યુગમાં અરબની ભૂમિના ઉમાન પ્રદેશ પર જૈફર બિન જુલન્દી અને અબ્દ બિન જુલન્દી નામે બે સગા ભાઇઓ સત્તાના સિંહાસને બિરાજીને રાજકારભાર સંચલાવતા હતા. બંને જુલન્દી નામે ઉમાનના બાદશાહના લાયક ફરઝંદો હતા. બાપના મરણ પછી સત્તાના સુત્રો બંને પુત્રોએ

---

**૧.** સીરતુલ-મુસ્તફા જિ.૨ પા.૩૮૭ હવાલો ઝાદુલ-મઆદ જિ.૩ પા. ૬૧ ઝુરકાની જિ.૩ પા. ૩૫૧- જમાલે-મુસ્તફા જિ. ૪ પા. ૨૩૧

**૨.** રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કે મકતૂબાત - વ - મુઆહિદાત પા. ૧૧૧ હવાલો સહીહ બુખારી જિ.૧ કિતાબુલ જુમ્અહ.

સંભાળી લીધા હતા. રાજકારણ ઉપરાંત જગતના ધર્મોનું પણ સારૂં જેવું જ્ઞાન ધરાવતા હાતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજા બાદશાહો પેઠે એમના નામે પણ ઈસ્લામી આમંત્રણનો કાગળ લખાવીને પોતાના મશહૂર સહાબી હઝરત અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુને રાજદૂત તરીકે ઉમાનના દરબારમાં જવાનો હુકમ ફરમાવ્યો. જૈફર અને અબ્દના નામે લખાયેલા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળનું લખાણ આ પ્રમાણે હતું :

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના પયગમ્બર મુહંમદ બિન અબ્દુલ્લાહ તરફથી.

જુલન્દીના પુત્રો જૈફર અને અબ્દના નામે.

સલામતી હો તેઓ પર જેઓ હિદાયતનું અનુસરણ કરે !

એ પછી હું તમે બંનેને ઈસ્લામનું આમંત્રણ આપું છું. ઈસ્લામ કબૂલ કરી લો. એમાં જ સલામતી છે. અલ્લાહ તઆલાએ મને દુનિયાના તમામ લોકો માટે પોતાનો પયગમ્બર બનાવીને મોકલ્યો છે કે જેથી હું અલ્લાહના અઝાબથી એવા ઈન્સાનોને ડરાવું જેઓ જીવંત છે [૧] અને કાફિરો પર અલ્લાહની દલીલ પૂરી કરી દઉં.

અગર તમે ઈસ્લામ કબૂલ કરી લો તો તમારૂં રાજ્ય અને તમારો મુલ્ક રાબેતા મુજબ તમારી જ પાસે રહેવા દેવામાં આવશે. પણ જો તમે ઈસ્લામ કબૂલ નહિ કરો તો તમારો મુલ્ક અને તમારી સત્તા બહુ જલદી તમારા હાથમાંથી સરકી જશે. મારા સવારો તમારા શાહી મહેલના આગણ સુધી પહોંચી જશે અને મારી પયગમ્બરી તમારા રાજ્યના તમામ ધર્મો પર ગાલિબ આવી જશે.

————મુહંમદ રસૂલુલ્લાહ (મુહરની છાપ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ મુબારક કાગળ આપના સહાબી હઝરત ઉબય બિન કઅબ રદિયલ્લાહુ અન્હુએ આપના હુકમથી પોતાના હાથે લખ્યો. તેની ઉપર લખાણના અંતે આપની મુહરની છાપ મારી અને આપના સરકારી રાજદૂત હઝરત અમ્ર બિન આસ એને લઈને જુલન્દી બાદશાહના પુત્રોને પહોંચાડવા ઉમાનના દરબારમાં પહોંચી ગયા.

## હઝરત અમ્ર અને અબ્દની વાતચીત

શાહી દરબારમાં પહોંચવા પછીની કથા ખુદ દરબારે-નબવીના રાજદૂતને મુખે સાંભળો. હઝરત અમ્ર બિન આસનું બયાન છે :

"હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઈને પ્રવાસની મંઝિલો વટાવતો ઉમાન પહોંચી ગયો. પ્રથમ મેં અબ્દ બિન જુલન્દીની મુલાકાત લીધી. તેની સાથેની વાતચીતના નતીજારૂપે મેં તેને

૧. મરેલા દિલનો માણસ આંધળો, બહેરો, મૂંગો હોય છે. તેની આગળ હક વાત રજૂ કરવી તે ભેંસની આગળ ભૂંગળું વગાડવા સમાન છે. "હ"

બહુ મિલનસાર, નેક ખસલત, સહનશીલ અને ઠરેલ બુધ્ધિનો માણસ જોયો. મેં તેને કહ્યું, ''હે શાહઝાદા! હું અલ્લાહના પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો એલચી છું. તેમણે મને એક કાગળ આપીને આપ ભાઈઓના દરબારમાં મોકલ્યો છે.''

મારી વાત સાંભળીને જુલન્દીનો બેટો બોલ્યો, ''તમે ભલે પધાર્યા, હું તમને આવકારૂં છું પણ પ્રથમ તમે મારા ભાઈ જૈફરને મળો. તે મારા કરતાં મોટા છે અને આ દેશના અસલ બાદશાહ તેજ છે. હું તમને તેની પાસે પહોંચાડી દઈશ. કાગળ તમે તેની તહેનાતમાં રજૂ કરજો.''

''બહું સારૂં, જેવો આપનો હુકમ.'' મેં કહ્યું.

તે બોલ્યો, ''જરા કહો તો ખરા કાગળમાં શું લખેલું છે ? શું કોઈ ખાસ વાત છે ?''

મેં કહ્યું, ''જી હા અલ્લાહના પયગમ્બરે અલ્લાહના દીને-ઈસ્લામનું આપ ભાઈઓને આમંત્રણ આપ્યું છે. આપ લોકો બાપદાદાનો ધર્મ જતો કરીને ઈસ્લામ કબૂલ કરી લો.''

''વારૂ ઈસ્લામ શું શિક્ષણ આપે છે ?'' તેણે પૂછયું.

મેં કહ્યું, ''એક અલ્લાહની ઈબાદત કરો. મૂર્તિપૂજાનો ત્યાગ કરો. આ વાતની સાક્ષી આપો કે મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે.''

અબ્દ બિન જુલન્દી બોલ્યો, ''હે અમ્ર બિન આસ ! એક વાત પૂછું છું ખોટું ના લગાડશો. કહો તો ખરા, તમારા બાપ આસે શું કર્યું ? આ નવા ધર્મ અંગે તેણે શું પગલું લીધું ? અમે તો તમારા બાપને પગલે ચાલવા માગીએ છીએ.''

મેં કહ્યું, ''મારો બાપ તો મરી ગયો. મરતાં દમ સુધી તે અલ્લાહના રસૂલ પર ઈમાન નહિ લાવ્યો. હું દિલથી ચાહતો હતો કે તે મુસલમાન બની જાય પણ કુફ્ર પર મરવાનું તેના નસીબમાં લખાઇ ચૂકયું હતું. સાંભળો, હું પોતે મુદ્દત સુધી બાપના પગલે ચાલતો રહ્યો અને કુફ્રના અંધારામાં ભટકતો રહ્યો. છેવટે અલ્લાહની રહમત જોશમાં આવી ગઇ. દિલ પર પડેલો પર્દો હટી ગયો. મારી આંખે સત્યના દર્શન કરી લીધાં તો બાપના પગલે ચાલવાનું છોડી દઈને વિના વિલંબે મુસલમાન બની ગયો.''

''વારૂ તમે કયારે મુસલમાન બન્યા ?'' અબ્દે અધીરાઈથી પૂછયું.

''બસ થોડાક જ દિવસો થયા છે.''

''તમે કયાં અને કેવી રીતે મુસલમાન બન્યા ? જરા વિગતથી કહો.''

મેં કહ્યું, ''મક્કહના કેટલાક મુસલમાનો હબશહ દેશમાં હિજરત કરી ગયા હતા. કુરૈશના કહેવાથી હું તેઓને પાછા લાવવા હબશહ ગયો હતો. બસ ત્યાં જ નજાશી બાદશાહના હાથ પર મુસલમાન બની ગયો.''

''નજાશી બાદશાહના હાથ પર ? કેમ એનું શું કારણ બન્યું ?'' તેણે નવાઈથી પૂછયું.

''કેમકે નજાશી બાદશાહ પોતે મુસલમાન બની ગયો હતો.''

''વારૂ, તેનાં મુસલમાન બનવા પછી તેની કૌમે તેની સાથે કેવો મામલો કર્યો ?''

મેં કહ્યું, ''નજાશી સમજબુદ્ધિ ધરાવનારો ઈન્સાફી બાદશાહ છે. તેની કૌમે અગાઉ પેઠે તેને રાજગાદી પર

રહેવા દાવા અને બધા તેના તાબેદારીમાં લાગેલા રહ્યા."

"વારૂ તો તેના દરબારી "અસાકિફહ" અને "રુહબાન"એ શું કર્યું ?" [1]

મેં કહ્યું, "એ બધાએ પણ તેનું અનુસરણ કર્યું."

હે અમ્ર ! તમે આ શું બોલો છો ?" અબ્દ બિન જુલન્દીએ તઅજ્જુબથી કહ્યું.

મેં કહ્યું, "હા હું સાચું જ બોલું છું."

"જુઓ હે અમ્ર ! તમે એક સરદારના બેટા છો. જૂઠું બોલવું તમને છાજે નહિ કેમકે જૂઠથી વધીને બુરી ખસલત બીજી કોઈ નથી."

મેં કહ્યું, "હે શાહઝાદા ! મારે જૂઠું બોલવાની શી જરૂર ? બેશક જૂઠથી બુરી ખસલત બીજી કોઈ નથી. યકીનથી માનો, અમારા મઝહબમાં જૂઠું બોલવું હરામ છે."

તે બોલ્યો, "મારૂં માનવું છે કે રોમના કૈસરને નજાશીના ઈસ્લામની ખબર નથી."

મેં કહ્યું, "નહિજી કૈસરને નજાશીના ઈસ્લામની પૂરી ખબર છે."

"તમે કેવી રીતે જાણ્યું ?" અબ્દે નવાઈથી પૂછયું.

મેં કહ્યું, "નજાશી રોમના તાબે હોવાથી કૈસરને ખંડણી આપતો હતો. મુસલમાન બનવા પછી ખંડણી આપવાનો તેણે ઇન્કાર કરી દીધો. એમ પણ તેણે કહી દીધું કે, "અલ્લાહના સોગંદ ! કૈસર હવે એક દિરમ પણ માગે તો હું તેને નહિ આપું."નજાશીની આ વાત કૈસરના કાને પહોંચી ગઈ જેને સાંભળીને તે ખામોશ થઈ ગયો તો તેના ભાઈ નયાકએ નારાજીથી તેને કહ્યું, "શું તમે તમારા ગુલામને એમ જ જતો કરી દેશો? તે ખંડણી પણ નહિ આપે અને નવો ધર્મ પણ પાળે ?"

જવાબમાં કૈસરે કહી દીધું, "નજાશીને અધિકાર છે, તે ગમે તે ધર્મ પાળે. હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે, મને મારી રાજગાદીનો ખતરો ન હોત તો હું પણ એજ ધર્મ કબૂલ કરી લેત !"

અબ્દ બોલ્યો, "હે અમ્ર ! શું તમે અલ્લાહના સોગંદ ખાયને કહો છો કે આ બધી વાતો સાચી છે?"

મેં કહ્યું, "હા હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે આ બધી વાતો બિલકુલ સાચી છે."

તે બોલ્યો, "વારૂ બતાવો તમારા પયગમ્બર સાહેબ કઈ વાતોનો હુકમ આપે છે અને કઈ વાતોથી રોકે છે?"

મેં કહ્યું, "તેઓ એક અલ્લાહની બંદગીનો હુકમ ફરમાવે છે અને અલ્લાહની નાફરમાની કે ગુનાહોના કામોથી રોકે છે. સગાંસ્નેહીઓ સાથે ભલાઈથી વર્તવાનો હુકમ ફરમાવે છે અને અત્યાચાર, અન્યાય, બળજબરી, ઝિનાકારી, શરાબખોરી, બુતપરસ્તી, ક્રોસની પૂજા, અને વ્યાજ તથા જુગાર જેવી બદીઓથી અટકાવે છે."

"ત્યારે તો ધન્ય છે તમારા પયગમ્બરને ! વાહ તેઓ કેવાં રૂડાં-રૂપાળાં કામો તરફ લોકોને બોલાવે છે. સાચા ધર્મની એજ ખૂબી હોય છે. એના આકાશી ધર્મ હોવામાં કોઈ શંકા નથી. મારૂં દિલ પણ ગવાહી

---

૧. અસાકિ-ફહ : બહુવચન શબ્દ છે. એનું એકવચન "ઉસ્કુફ" છે. ખ્રિસ્તીઓના મઝહબી પેશવા એટલે પાદરી કે ધર્મનેતાને અરબીમાં ઉસ્કુફ કહે છે. એવી જ રીતે "રૂહબાન" બહુવચન શબ્દ છે. એનું એકવચન રાહિબ-છે. ખ્રિસ્તીઓના સંસારત્યાગી સાધુને અરબીમાં રાહિબ કહે છે એટલે સન્યાસી, દરવેશ વગેરે. "હ"

આપે છે કે ઈસ્લામ એક સાચો મઝહબ છે.''

અબ્દ બિન જુલન્દીએ પોતાની વાત ચાલુ રાખતાં ઉમેર્યું, ''હવે જો મોટા ભાઈની સંમતિ મળે તો અમે બંને ભાઈઓ મારતી સવારીએ મદીનહ ઊપડીએ, તેમના ચરણોમાં હાજર થઈએ, તેમની પયગમ્બરીનું સમર્થન કરીએ, તેમની ઉપર ઈમાન લઈ આવીએ !''

મેં કહ્યું, ''તે અલ્લાહના આભાર જેણે આપને સચ્ચાઈના સ્વીકારની સદ્‌બુધ્ધિ આપી.''

''જરા થોભો.'' અબ્દ બોલ્યો, ''મોટા ભાઈ પોતાની રાજગાદી બચાવવા કદાચ આનાકાની કરે પણ ખરા!''

મેં કહ્યું, ''જો તેઓ મુસલમાન બની જાય તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેમની રાજગાદી તેમની જ પાસે રહેવા દેશે અને તેમને હુકમ ફરમાવશે કે, તમારી કૌમના અમીરો, તવંગરો, માલદારો પાસેથી ઝકાત, સદકાત, ખયરાત વસૂલ કરીને તમારી જ કૌમના ગરીબો, નાદારો, મિસ્કીનો, હાજતમંદોને આપતો રહે.''

''એ તો બહુ સારી વાત છે.'' અબ્દ બોલ્યો, ''વારૂ બતાવો, ઝકાત-સદકાત શું છે ?''

જવાબમાં જુલન્દીના બેટાને મેં વિગતથી સમજાવ્યું કે રોકડ નાણા પર આટલી ઝકાત લાગુ પડે, સોના ચાંદી પર આટલી અને ઊંટ, ઘેટાં-બકરાં વગેરે પર આટલી. પછી મેં તેને કહ્યું, ''હે અબ્દ ! હવે તમે સમજી ગયા કે ઈસ્લામનો હેતુ કોઈની રાજગાદી પચાવવાનો નહિ બલકે બચાવવાનો છે.''

## હઝરત અમ્ર જૈફર બાદશાહના દરબારમાં

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાજદૂત હઝરત અમ્ર બિન આસનું બયાન છે : ''એ પછી અબ્દ બિન જુલન્દી મને તેના મોટા ભાઈ જૈફર બિન જુલન્દીની તહેનાતમાં લઈ ગયો. પ્રથમ મેં તેને ઈસ્લામી પ્રથા મુજબ સલામ કરી અને પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક મુહરવાળો સીલબંધ કાગળ તેની આગળ રજૂ કરી દીધો.તેણે પૂરો કાગળ વાંચીને પોતાના ભાઈને વાંચવા આપ્યો. પછી મને પૂછ્યું, ''તમારી કુરૈશ કૌમે તમારા પયગમ્બર સાથે કેવો મામલો કર્યો ?''

મેં કહ્યું, ''ગરીબ વર્ગના યુવકો રાજીખુશીથી મુસલમાન બની ગયા. વડીલોમાંથી બહુ ઓછા લોકોએ તાબેદારી કીધી. આટલું ચોક્કસ રીતે તેઓને સમજાઈ ગયું કે ઈસ્લામ પેહલાં તેઓ ગુમરાહીના અંધારામાં ભટકતા રહ્યા છે.''

જૈફર બોલ્યો, ''વારૂ આજે મને વિચાર કરી લેવા દો. કાલે હું તમને પાછા તેડાવીશ.''

જૈફર પાસેથી ઊઠીને હું બહાર નીકળ્યો. તેનો ભાઈ અબ્દ મારી પાછળ આવ્યો અને બોલ્યો, ''ભાઈ સાહેબના મુસલમાન બની જવાની પુરી આશા છે.''

બીજા દિવસે તેડું મળતાં હું ફરીવાર અબ્દ સાથે તેની તહેનાતમાં ગયો. મને જોતાં જ આવેશથી બોલ્યો, ''તમારા પયગમ્બરના આમંત્રણનો મેં વિચાર કરી લીધો છે. સાંભળો, જે કંઈ મારી પાસે છે એ બધું જ તેમને હવાલે કરી દેવામાં આવે તો મારા જેવો નામર્દ બીજો કોઈ નહિ. તેમના સવારો તો અહીં આવવાના નથી પણ આવી જાય તો મારે લડવું પડશે અને આ લડાઈ જેવી તેવી ન હશે.''

"તો ભલે કાલે હું અહીંથી ચાલ્યો જઇશ." મેં બેપરવાઈથી કહી દીધું.

મારા પાછા જવાનો જયારે બધાને યકીન થઇ ગયો તો અબ્દ ફરીવાર જેફરને મળ્યો અને વિનવણી રૂપે કહેવા લાગ્યો, "ભાઈ સાહેબ ! આ ભૂમિમાં હવે તમે જ રહી ગયા છો. બાકીના બધાએ તેમની તાબેદારી સ્વીકારી લીધી છે. ઈસ્લામ કબૂલ નહિ કરશો તો તેમના સવારો આવીને તમારી ધરતીને રગદોળી નાખશે. ઈસ્લામ સ્વીકારી લો તો સલામત રહેશો. તમારી રાજગાદી તમારી જ પાસે રહેશે."

અબ્દની આ વાતો તેના ગળે ઉતરી ગઈ. જેફરે ફરીવાર મને બોલાવ્યો અને થોડીક વાતચીતને અંતે બંને ભાઈઓ સંમત થઇ ગયા. તેઓએ મારી સામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો ઈકરાર કર્યો. બાદમાં બાકાયદા કલિમએ-શહાદત પઢીને તેઓએ પોતાના ઈસ્લામની જાહેરાત કરી દીધી. ઘણા દરબારીઓ અને પ્રજાજનો પણ પોતાના બાદશાહને પગલે ચાલીને મુસલમાન બની ગયા. જેઓ બાપદાદાના ધર્મને વળગી રહ્યા તેઓ પર ઈસ્લામી કાનૂન મુજબ રક્ષણવેરો લાદવામાં આવ્યો."[૧]

નોટ : સીરતકારોના મંતવ્ય મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક કાગળોની સંખ્યા અઢીસોથી ત્રણ સો જેટલી છે જે ઈતિહાસના પાને નોંધાયેલી છે. એમાંના કેટલાક કાગળોનું અસલી લખાણ હદીસગ્રંથોમાં ટાંકવામાં આવ્યું છે. ખરૂં જોતાં મુબારક કાગળોની સંખ્યા એથી વધારે હોવી જોઇએ કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઈસ્લામી રિયાસતનો વિસ્તાર ૧૦ લાખ ચોરસ માઈલના વિશાળ ક્ષેત્ર પર ફેલાયેલો હતો અને તેના વહીવટી તંત્રનું સંચાલન આપના જ મુબારક હાથમાં રહ્યું હતું.[૨]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલહિ વસલ્લમના મુબારક કાગળોની વધુ વિગત અને હવાલાઓ માટે જુઓ :

૧——અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૪૬૨-૪૭૩.
૨——મવાલના મુહંમદ ઈદરીસ કાંધલવી કૃત : સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૬૧-૩૯૧
૩——મવલાના હકીમ અબ્દુર્રઊફ દાનાપૂરી કૃત : અસિહ-હુસ-સિયર પા. ૩૯૭-૪૧૪
૪——મવલાના અબ્દુલ-અઝીઝ ઉરફી કૃત : જમાલે-મુસ્તફા જિ.૪. પા. ૨૦૯-૨૩૨
૫——પ્રોફેસર મુહંમદ સિદ્દીક કુરૈશી કૃત : રસૂલે-અકરમ (સલ.)કી સિયાસતે- ખારિજહ પા. ૩૩-૬૦
૬——ડૉક્ટર મુહંમદ હમીદુલ્લાહ કૃત : રસૂલે-અકરમ(સલ.)કી સિયાસી ઝિન્દગી પા. ૧૦૬-૨૦૮
૭——સૈયદ મહબૂબ રિઝવી કૃત : રસૂલુલ્લાહ (સલ.)કે મકતૂબાત - વ - મુઆહિદાત.
૮——પ્રોફેસર અબ્દુલ-મુતઆલ સઈદી કૃત : અહદે-નબવી કી ઈસ્લામી સિયાસત.

નોટ : ગુજરાતી સંપાદકનું લખાણ પૂરૂં થયું. હવે ઈબ્ને હિશામની સીરતુન-નબી (સલ.)નું પ્રકરણ ૧૫૬ વાંચો.

---

૧. સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૩૮૮ - અસિહ - હુસ - સિયર પા. ૪૧૧

૨. પ્રોફેસર મુહંમદ સિદ્દીક કુરૈશી કૃત : રસૂલે-અકરમ (સલ.)કી સિયાસતે-ખારિજહ પા. ૩૫

# પ્રકરણ ૧૫૬

# ગઝવાત અને સરાયા

—૧—

નાના-મોટા ગઝવાતની સંખ્યા • સરાયાની સંખ્યા • સરિય્યએ-ગાલિબની વિગત • બનૂ મુલવ્વેહની વસાહત પર છાપો • બાકી રહેલા સરાયા અને બુઉસ • હઝરત ઝૈદના સરાયાની વિગત • ઉમ્મે-કિર્ફહ અને તેની બેટીનો મામલો.

**નાના-મોટા ગઝવાતની સંખ્યા**——અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ કહે છે : મને ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઇએ મુહંમદ બિન ઇસ્હાક મુત્તલબીની આ રિવાયત બયાન કરી કે, જેટલા ગઝવાતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બ-નફસે-નફીસ એટલે જાતે ને પોતે ભાગ લીધો તેની સંખ્યા ૨૭ જેટલી છે. વિગત તેની આ પ્રમાણે છે :

૧——ગઝવએ-વુદ્દાન એનું બીજું નામ ગઝવએ-અબવાઅ.

મદીનહની હિજરત પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કટ્ટરવાદી, આતંકવાદી કે ત્રાસવાદી કાફિરો સાથે યુધ્ધની પરવાનગી મળતાં આપ અબવાઅ સ્થળે લશ્કરી ટુકડી સાથે પધાર્યા. દુશ્મન કબીલાના સરદાર મુખ્શી બિન અમ્ર દમરીએ આપની સાથે સુલેહ કરી લીધી. કોઇ લડાઇ કે ટક્કર નહિ થઇ. ઇસ્લામમાં આ સૌથી પહેલો ગઝવહ છે.[૧]

૨——ગઝવએ-બુવાત.

આ ગઝવહનો પ્રસંગ મુલ્કે-શામના રસ્તે જુહૈનહ પ્રદેશની પર્વતમાળાના રઝવી નામે વિસ્તારમાં મદીનહથી આસરે ૪૮ માઇલના અંતરે બુવાત નામે પહાડ પાસે સર્જાયો. કોઇ ટક્કર નહિ થઇ.

૩——ગઝવએ-ઝિલ-ઉશૈરહ.

બનૂ મુદલિજ કબીલાના માથાભારે તત્વોના મુકાબલા માટે આપ લશ્કરી ટુકડી લઇને યમ્બૂઅની ખીણમાં આવેલા ઝુલ-ઉશૈરહ સ્થળે પધાર્યા. દુશ્મને આપની સાથે સુલેહ કરી લીધી. કોઇ મુકાબલો નહિ થયો.

૧. ગઝવહ એવા ધર્મયુધ્ધ કે લશ્કરી હિલચાલને કહે છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બ-નફસે-નફીસ ભાગ લીધો હોય. એનું બહુવચન ગઝવાત છે. અને જેમાં આપે બ-નફસે-નફીસ ભાગ ન લીધો હોય તેને સરિય્યહ કહે છે જેનું બહુવચન સરાયા છે. આ પ્રકરણમાં અલ્લામા ઇબ્ને હિશામે ગઝવાત અને સરાયાના ફક્ત નામ અને સંખ્યા દર્શાવી છે. એનું વિગતવાર બયાન અગાઉના પ્રકરણોમાં થઇ ચૂક્યું છે. હક્કાની

૪———ગઝવએ-બદ્રે-ઊલા અથવા ગઝવએ-સફવાન.

કુર્ઝ બિન જાબિર ફિહરી નામે મક્કહના એક માથાભારે સરદારે પોતાની ટોળકી સાથે મદીનહની ચરાગહ પર છાપો માર્યો અને તેમાં ચરનારાં મુસલમાનોના ઊંટોને હંકારીને નાસી ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર મળતાં આપે સહાબા સાથે સફવાન નામના સ્થળ સુધી તેની પૂઠ પકડી. આ સ્થળ બદ્રના મેદાન પાસે આવેલું છે. કુર્ઝ ઊંટો સાથે સહીહ-સલામત છટકી ગયો.

૫———ગઝવએ-બદ્રે-કુબરા અથવા બદ્રનું મહાયુધ્ધ.

મદીનહથી આસરે ૮૦ માઇલના અંતરે આવેલા બદ્રના મેદાનમાં મક્કહના કુરૈશ અને મદીનહના મુસલમાનો વચ્ચે ખેલાયેલું સૌથી પહેલું મહાયુધ્ધ. એમાં કુરૈશના નામચીન સરદારો અને માનીતા બહાદુરોને અલ્લાહ તઆલાએ જહન્નમ રસીદ કરી દીધા.

૬———ગઝવએ-કરકરતુલ-કુદ્ર તથા ગઝવએ-બની સુલૈમ.

બદ્રના મહાયુધ્ધ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે બનૂ સુલૈમ અને બનૂ ગત્ફાનના લોકો મદીનહ પર ચઢાઇની તૈયારી કરી રહ્યા છે. આપ ૨૦૦ સહાબાની લશ્કરી ટુકડી લઇને કુદ્ર નામના સ્થળે પહોંચી ગયા. સુલૈમ અને ગત્ફાનના લોકો દુમ દબાવીને ભાગી ગયા. ગનીમતના માલમાં ૨૦૦ ઊંટો હાથ લાગ્યાં.

૭———ગઝવએ-સવીક.

બદ્રની શિકસ્ત પછી કુરૈશી સૈન્યના સિપહસાલાર અબૂ સુફયાન બિન હર્બએ માનતા લીધી કે બદ્રનું વેર નહિ લઉં ત્યાં સુધી જનાબતની નાપાકીનો ગુસલ નહિ ઉતારૂં. ૨૦૦ સવારોની ટુકડી સાથે મદીનહથી થોડે દુર ઘાતમાં બેસીને તકની રાહ જોવા લાગ્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળતાં તેના મુકાબલે પધાર્યા. અબૂ સુફયાન જીવ લઇને નાઠો. ખોરાક તરીકે સત્તૂના થેલા સાથે લઇને આવ્યા હતા. નાસતી વેળા બોજ હલકો કરવા સત્તૂના થેલા ફેંકતા ગયા. અરબીમાં સત્તૂને સવીક કહે છે. એટલે જ એનું નામ ગઝવએ-સવીક થયું.

૮———ગઝવએ-ગત્ફાન અથવા ગઝવએ-ઝી-અમર્ર.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે નજદના ઇલાકામાં વસનારા ગત્ફાન કબીલાના લોકો મદીનહ પર ચઢાઇની તૈયારી કરે છે. આપ ૪૫૦ સહાબા સાથે તેઓના મુકાબલા માટે ઝી-અમર્ર નામના સ્થળે પહોંચી ગયા. આપને જોતાં જ તેઓ પહાડોની ચોટીઓ પર ચઢીને પલાયન થઇ ગયા.

૯———ગઝવએ-બુહરાન અથવા ગઝવએ-ફુરૂઅ.

અરબના હિજાઝ ઇલાકાના ફુરૂઅ નામે જિલ્લામાં મદીનહથી ૯૬ માઇલ દૂર આવેલા બુહરાન સ્થળે બનૂ સલૈમના બળવાખોરો મદીનહ પર ચઢાઇ કરવા તૈયાર થઇ ગયા. તેઓના પ્રતિકાર માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ૩૦૦ સહાબાની ટુકડી સાથે બુહરાન પહોંચી ગયા. ઇસ્લામી લશ્કરને જોતાં જ બળવાખોરો છૂ થઇ ગયા.

૧૦———ગઝવએ-ઉહુદ.

હિજરી સન ૩ ના શવ્વાલ મહીનામાં મદીનહના મશહૂર ઉહુદ પહાડ પાસે કુરૈશી કુફ્ફાર સાથે ખેલાયેલું બીજું ખૂંખાર યુધ્ધ.

૧૧———ગઝવએ-હમરાઉલ-અસદ.

ગઝવએ-ઉહુદના બીજા દિવસે અબૂ સુફયાન પોતાના લશ્કર સાથે મક્કહ જતી વેળા રવહાઅ સ્થળે થોભી ગયો. અહીં તેને થયું કે મુસલમાનો પર ફતેહ મેળવ્યા વિના આપણે પાછા ચાલ્યા આવ્યા. આથી ફરીવાર મદીનહ પર ચઢાઈ કરવાનું તેણે નકકી કર્યું. આપ તેના મુકાબલા માટે હમરાઉલ-અસદ સ્થળે પહોંચી ગયા. અબૂ સુફયાન ડરનો માર્યો લશ્કર લઈને પલાયન થઈ ગયો.

૧૨———ગઝવએ-બનૂ નદીર.

સન ૪ હિજરીના રબીઉલ-અવ્વલમાં મદીનહના બનૂ નદીર કબીલાના યહૂદીઓને તેઓની ગદ્દારીને કારણે મદીનહથી તડીપાર કરવામાં આવ્યા. તેઓ ખૈબરમાં જઈને વસી ગયા.

૧૩———ગઝવએ-રિકાઅ.

નજદના ઈલાકામાં વસનારા ગત્ફાન કબીલાની શાખ- બનૂ મુહારિબ, બનૂ સઅલબા, બનૂ અન્મારના લોકો મદીનહ પર ચઢાઈની તૈયારી કરવા લાગ્યા. આપને સમાચાર મળ્યા. તેઓના મુકાબલા માટે ઈસ્લામી લશ્કરને લઈને આપ નજદના ઈલાકામાં પહોંચી ગયા. દુશ્મનના લોકો આપને જોઈને જંગલના પહાડો તરફ ફરાર થઈ ગયા.

૧૪———ગઝવએ-બદ્રે-સાની અથવા ગઝવએ-બદ્રે-આખિરહ.

જંગે-ઉહુદ પછી અબૂ સુફયાને મક્કહ જતી વેળા પડકાર ફેંકયો હતો કે આવતા વરસે બદ્રના મેદાનમાં ફરીવાર મુકાબલો થશે. ઠેરવેલી તારીખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સહાબાના લશ્કર સાથે મેદાને-બદ્રમાં પહોંચી ગયા. અબૂ સુફયાન પણ વાયદા મુજબ પોતાનું લશ્કર લઈને આવી લાગ્યો પણ ઈસ્લામી લશ્કરને જોતાં જ તેના હાંજા ગગડી ગયા. મોસમની ખરાબીનું બહાનું કાઢીને લશ્કર સાથે મક્કહ તરફ વળી ગયો.

૧૫———ગઝવએ-દૂમતુલ-જન્દલ.

દુમતુલ-જન્દલ મુલ્કે-શામના દમિશ્ક પાસે આવેલા એક કસબાનું નામ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે દુશ્મનો અહીં ભેગા થઈને મદીનહ પર ત્રાટકવા માગે છે. આપ એક હજારનું લશ્કર લઈને ત્યાં પહોંચી ગયા. દુશ્મનો પોતાના ઘેટાં-બકરા છોડીને ફરાર થઈ ગયા.

૧૬———ગઝવએ-ખન્દક અથવા ગઝવએ-અહઝાબ.

સન ૫ હિજરીના ઝિલ-કઅદહમાં મકકહના કુરૈશ અને મુસલમાનો વચ્ચે ખેલાયેલું મશહૂર યુધ્ધ જેનું બયાન કુર્આને-મજીદમાં પણ થયેલું છે. દુશ્મનના સંખ્યાબંધ કબીલા સંગઠિત થઈને મદીનહ પર ચઢી આવ્યા હતા જેથી કુર્આનમાં એનું નામ જંગે-અહઝાબ છે.

૧૭———ગઝવએ-બનૂ કુરૈઝહ.

મદીનહમાં વસનારા બનૂ કુરૈઝહ નામે કબીલાના ગદ્દાર યહૂદીઓને તેઓના વચનભંગ કે ગદ્દારીને કારણે સામૂહિક રીતે કતલ કરવામાં આવ્યા.

૧૮——ગઝવએ-બનૂ લિહયાન.

બનૂ લિહયાન કબીલાના નિર્દય લોકોએ ૧૦ જેટલા નિર્દોષ સહાબાને ઈસ્લામની તબલીગના બહાને પોતાના વતનમાં બોલાવીને ધોકાબાજીથી શહીદ કરી નાખ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખૂને-નાહકનો બદલો લેવા સહાબાના લશ્કર સાથે પહોંચી ગયા પણ દગલબાજ કાફિરો ઘરબાર છોડીને આજુબાજુના પહાડોમાં સંતાઈ ગયા.

૧૯——ગઝવએ-ઝી-કરદ.

ખૈબરના રસ્તે ગત્ફાન કબીલના પ્રદેશમાં ઝી-કરદ એક કૂવા કે ઝરણાનું નામ છે. મદીનહની બાજુમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંટોની ચરાગાહ હતી. ઉયૈનહ બિન હિસ્ન ફઝારી નામે ડાકૂ પોતાની ટોળકી સાથે છાપો મારીને બધાં ઊંટો હંકારી ગયો. આપ સહાબાનું લશ્કર લઈને ઝી-કરદ સુધી તેની પૂઠે તશરીફ લઈ ગયા.

૨૦——ગઝવએ-બનૂ મુસ્તલિક અથવા ગઝવએ-મુરૈસિઅ.

બનૂ ખુઝાઅહ કબીલાની એક શાખ બનૂ મુસ્તલિકના બંડખોરો સાથે મુરેસિઅ નામના તળાવ કે ઝરણા પાસે આ યુધ્ધ ખેલાયું. મુશરિક બંડખોરોનો મુકમ્મલ પરાજય થયો.

૨૧——ગઝવએ-હુદૈબિયહ.

ઈસ્લામી ઈતિહાસને પાને નોંધાયેલી મશહૂર ઘટના.

૨૨——ગઝવએ-ખૈબર.

૨૩——ઉમ્રતુલ-કઝા

૨૪——ગઝવએ-ફત્હે-મક્કહ.

૨૫——ગઝવએ-હુનૈન.

૨૬——ગઝવએ-તાઈફ.

૨૭——ગઝવએ-તબૂક.

આ કુલ ૨૭ ગઝવાત છે એમાંના ૯ ગઝવાત એવા છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તલવારનો ઉપયોગ કર્યો તે આ છે : (૧) બદ્ર (૨) ઉહુદ (૩) ખન્દક (૪) કુરૈઝહ (૫) મુસ્તલિક (૬) ખૈબર (૭) ફત્હે-મક્કહ (૮) હુનૈન (૯) તાઈફ. બાકીના ૧૮ ગઝવાતમાં તલવારના ઉપયોગની જરૂર નહિ પડી.[૧]

**સરાયાની સંખ્યા**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સરાયા અથવા બુઊસની સંખ્યા ૩૮ છે. એમાંના કેટલાક સરિય્યહ કહેવાય છે અને કેટલાક બઅસ કહેવાય છે.[૨] એની વિગત આ

---

૧. આ ૯ ગઝવાતમાં કુલ્લે ૧૦૪૮ માણસો માર્યા ગયા. એમાં ઇસ્લામ પક્ષે ૧૨૫ સહાબા શહીદ થયા. અને દુશ્મન પક્ષે ૯૨૩ મુશરિકો કતલ થયા. (સીરતે-અહમદે-મુજતબા જિ.૨ પા. ૧૭૧) ''હ''

૨. બઅસ એકવચન અને બુઊસ બહુવચન - બઅસ એવી લશ્કરી ટુકડી જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કોઈ દુશ્મન તરફ મોકલાવી હોય પણ હેતુ જંગ કે મારામારીનો ન હોય. એનું જ બીજું નામ સરાયા. બંનેના અર્થ યુદ્ધ કે ખુનરેઝી નહિ બલકે ત્રાસવાદી કાફિરો કે કિનાખોર દુશ્મનોના દિલો પર પોતાના બળની ધાક બેસાડવાની લશ્કરી હિલચાલ અથવા માથાભારે તત્વોના મગજમાંથી આક્રમણખોરીનો ધુમાડો કાઢી નાખવાનું અભિયાન. ''હ''

પ્રમાણે છે :

૧———સરિય્યએ-હઝરત ઉબૈદહ બિન હારિસ (રદિયલ્લાહુ અન્હુ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉબૈદહ બિન હારિસને ૬૦ સવારોની લશ્કરી ટુકડી સાથે સનિય્યહ ઝુલ-મુર્રહ સ્થળે રવાના કર્યા જયાં અબૂ સુફયાનના ૨૦૦ માણસો સાથે ભેટો થયો.[1]

૨———સરિય્યએ-હઝરત હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ (રદિયલ્લાહુ અન્હુ)

સમુદ્ર કાંઠે આવેલા ઈસ નામે સ્થળે આ બનાવ સર્જાયો. કેટલાકના મંતવ્ય મુજબ સરિય્યએ-હમઝહનો બનાવ સરિય્યએ-ઉબૈદહ પહેલાં બન્યો.

૩———સરિય્યએ-હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિયલ્લાહુ અન્હુ)

મુલ્કે-શામના વેપારી માર્ગે આવેલા ખર્રાર નામે સ્થળે બનેલો બનાવ.

૪———સરિય્યએ-હઝરત અબ્દુલ્લાહ બિન જહશ (રદિયલ્લાહુ અન્હુ)

મક્કહ અને તાઈફ વચ્ચેના નખ્લહ સ્થળે સર્જાયેલી ઘટના.

૫———સરિય્યએ-હઝરત ઝૈદ બિન હારિસહ (રદિયલ્લાહુ અન્હુ)

કર્વહ નામના સ્થળે બનેલો બનાવ.

૬———સરિય્યએ-હઝરત મુહંમદ બિન મસ્લમહ (રદિયલ્લાહુ અન્હુ)

એમાં યહૂદીઓના એક ગુસ્તાખ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં અપમાનજનક નિંદાકાવ્યો લખીને તેનો પ્રચાર કરનાર યહૂદી શાઈર કઅબ બિન અશરફને કતલ કરવામાં આવ્યો.

૭———સરિય્યએ-હઝરત મરસદ બિન અબી મરસદ ગનવી (રદિયલ્લાહુ અન્હુ)

રજીઅ સ્થળે બનેલી લોહિયાળ ઘટના.

૮———સરિય્યએ-હઝરત મુનઝિર બિન અમ્ર (રદિયલ્લાહુ અન્હુ)

બીરે-મઊનહ સ્થળે સર્જાયેલી લોહિયાળ ઘટના.

૯———સરિય્યએ-હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદિયલ્લાહુ અન્હુ)

ઈરાકના રસ્તે આવેલા ઝુલ-કસ્સહ મુકામે બનેલો બનાવ.

૧૦———સરિય્યએ-હઝરત ઉમર બિન ખત્તાબ (રદિયલ્લાહ અન્હુ)

બનૂ આમિર કબીલાની ભુમિ પર બનેલો બનાવ.

૧૧———સરિય્યએ-હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)

મુલ્કે-મયનની ભૂમિ પર બનેલો બનાવ.

૧૨———સરિય્યએ-હઝરત ગાલિબ બિન અબ્દુલ્લાહ કલ્બી (રદિયલ્લાહુ અન્હુ)

એટલે કલ્બે-લૈસ જેનો બનાવ કદીદ સ્થળે સર્જાયો જયાં બનૂ મુલવ્વેહની કતલ થઈ.

૧. ગઝવાત પેઠે સરાયાનું વિગતવાર બયાન પણ અગાઉના પ્રકરણોમાં થઇ ચૂકયું છે. અહીં ફકત સંખ્યા દર્શાવવાનો હેતુ છે. ''દ''

**સરિય્યએ-ગાલિબની વિગત**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત જુન્દુબ બિન મુકૈસ જુહનીની રિવાયત મુજબ આ બનાવની વિગત એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ગાલિબ બિન અબ્દુલ્લાહ કલ્બીને એક લશ્કરી ટુકડી આપીને બનૂ મુલવ્વેહની વસતિ તરફ રવાના કર્યા. અને સાથે તેઓ પર છાપો મારવાનો આપે તેઓને હુકમ ફરમાવ્યો.

હઝરત જુન્દુબ બિન મુકૈસનું બયાન છે : આ લશ્કરી ટુકડીમાં હું પણ શામિલ હતો. તે વેળા બનૂ મુલવ્વેહના લોકો કદીદ નામે સ્થળે [૧] ભેગા થયેલા હતા. અમે લોકો મદીનહથી ઊપડીને કદીદ મુકામ તરફ રવાના થયા. રસ્તામાં અમને હારિસ બિન માલિક એટલે ઈબ્ને બરસા લૈસી નામે શખ્સ મળ્યો. અમે તેને પકડી લીધો. તે બોલ્યો, ''હું તો મુસલમાન બનવા માગું છું. મારે ફકત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુલાકાત લેવી છે. મને પકડી લેવાની જરૂર નથી.''

અમે તેને કહ્યું, ''ભલે તું મુસલમાન બનવા માગતો હોય પણ એક રાત માટે તને પકડી લેવામાં વાંધો નથી. જો મામલો ઊલટો બને તો તારી સચ્ચાઈની ખાતરી થઈ જશે.''

અમે તેને દોરડીઓથી જકડી લઈને અમારા બીજા સાથીઓને હવાલે કરી દેતાં કહ્યું, ''જુઓ આ ઈબ્ને બરસા કોઈ અવળચંડાઈ કરે તો એનું માથું કાપી લેજો.''

એ પછી હું અને મારા સાથીઓ ત્યાંથી ઊપડીને સૂર્યાસ્ત સમયે કદીદ મુકામે પહોંચી ગયા. આજુબાજુમાં બનૂ મુલવ્વેહના લોકો વસેલા હતા. અમે એક ખીણને છેડે પહોંચીને ત્યાં થોભી ગયા. મારા સાથીઓએ મને ''તલીઅહ'' (લશ્કરની વ્યવસ્થા માટે લશ્કરથી આગળ જઈને તહકીક કરનાર) તરીકે આગળ મોકલાવી દીધો. હું સાવચેતીથી આગળ વધીને એક પહાડી પાસે પહોંચી ગયો. ત્યાં એક ઝરણા પાસે કેટલાક લોકો વસેલા મારા જોવામાં આવ્યા. હું પહાડી પર ચઢીને છેક તેની ટોચ પર પહોંચી ગયો અને ઊંધો સૂઈને તેઓની હિલચાલ જોવા લાગ્યો. એટલામાં શું જોઉં છું કે એક માણસ ઘરમાંથી નીકળ્યો અને પહાડીની ટોચ તરફ જોતાં પોતાની બીબીને કહેવા લાગ્યો, ''તને ટોચ પર કંઈ દેખાય છે ? મને તો એક માણસ ત્યાં દેખાય છે જેને મેં આથી પહેલાં જોયો નથી. જરા જો તો ખરી, આપણા ઘરના સરસામાનમાંથી કોઈ વસ્તુ ચોરાઈ તો નથી ગઈ ? કોઈ કૂતરૂં આપણી કઈ વસ્તુ ખેંચી તો નથી ગયું ?''

તેની બીબીએ દરેક વસ્તુની તપાસ કરીને ખાતરી કરી લીધી અને પછી કહ્યું, ''ના આપણી કોઈ વસ્તુ ગુમ થઈ નથી. બધું જેમનું તેમ છે.''

આ માણસે પોતાની બીબીને હુકમ કર્યો, ''જા ઘરમાંથી મારૂં તીર કામઠું ઉપાડી લાવીને મને આપ.''

તેની બીબીએ એ વસ્તુઓ ઉપાડી લાવીને તેના હાથમાં આપી દીધી. તેણે કામઠામાં તીર જોડીને મારો નિશાનો લઈને તીર છોડયું. અલ્લાહના સોગંદ તેનો નિશાનો બરાબર બેઠો અને તીર સનન કરતું મારા પડખાંમાં આવીને ખૂંપી ગયું. જરાયે હલનચલન વિના મેં મારા પડખાંમાંથી તીર કાઢીને બાજુએ મૂકી દીધું અને પોતાની જગાએ સ્થિર રહ્યો. એટલામાં તેનું બીજું તીર આવીને મારા ખભામાં પેવસ્ત થઈ ગયું એને પણ જરાયે હલનચલન વિના કાઢીને મેં બાજુએ મૂકી દીધું અને પોતાની જગાએથી સહેજ પણ ડગ્યો નહિ.

---

૧. કદીદનો ઉચ્ચાર કુદૈદ તરીકે પણ થયો છે. ''ઠ''

આ જોઈને તેણે પોતાની બીબીને કહ્યું, ''અગર આ કોઈ માણસ કે કોઈ જાસૂસ હોત તો હલનચલન જરૂર કરત. મારાં બંને તીર આબાદ નિશાના પર બેઠાં છતાં કોઈ હરકત જોવામાં નહિ આવી. તું સવારે જઈને બંને તીર શોધીને લઈ આવજે. કદાચ કૂતરાં આવી ચઢે તો તેને ચૂંથી નાખશે.''એ પછી એ માણસ પોતાના ઘરની અંદર ચાલ્યો ગયો.

**બનૂ મુલવ્વેહની વસાહત પર છાપો**——————હઝરત જુન્દુબ બિન મુકૈસનું બયાન છે : આ રીતે હું અને મારા સાથીઓ બનૂ મુલવ્વેહના લોકોને ઢીલ આપતા રહ્યા. તેઓના દિલને સંતોષ થતાં બધા મજાથી પોતપોતાના ઘરોમાં ઊંઘી ગયા અને રાત પસાર થતી રહી. જ્યારે પરોઢનો સમય થવા આવ્યો તો અમે અચાનક એ ગદ્દારોના ઘરો પર ઘોડા દોડાવી દીધા. જેઓના નસીબમાં કતલ થવાનું લખ્યું હતું તેઓને કતલ કર્યા અને તેઓના ઊંટો પણ હંકારી લાવ્યા. એ દરમિયાન તેઓની વસતિમાંથી એક માણસ નીકળી આવ્યો અને તેણે ઘાંટો ગજાવીને મદદ માટેની બૂમરાણ મચાવી દીધી. તેની બૂમરાણ સાંભળીને એક ગંજાવર ટોળું અમારા મુકાબલા માટે અમારી પૂઠે પડયું. અમારાથી તેઓનો મુકાબલો થાય એમ ન હોવાથી અમે ઊંટો હંકારતા દોડતા ચાલ્યા ગયા અને જ્યાં ઈબ્ને બરસા સાથે અમારા બીજા સાથીઓ થોભેલા હતા ત્યાં અમે પહોંચી ગયા. પછી તેઓને લઈને અમે ઝપાટાભેર આગળ વધી ગયા. અમારી પાછળ પેલું ગંજાવર ટોળું ધસારા ભેર આવતું હતું. છેવટે તેઓ અમારી બિલકુલ નઝદીક આવી લાગ્યા. એટલા નઝદીક કે અમારી અને તેઓની વચ્ચે માત્ર કદીદની ખીણ રહી જવા પામી.

હવે બીજી તરફ અલ્લાહની કુદરત જુઓ કે એજ વેળા પાણીનું એક ધસમસતું પૂર આવી લાગ્યું. હાલાં કે તે વેળા ન આકાશ પર વાદળ હતાં ન વરસાદ હતો. પૂરનો પ્રવાહ પણ એવો પ્રચંડ કે તેની ઉપર કોઈનો કાબૂ ચાલી શકે નહિ ન તેમાં ઝંપલાવાનું કોઈ સાહસ કરી શકે. પેલું ટોળું ત્યાં જ ઊભું-ઊભું અમને જોતું રહી ગયું અને અમે તેઓની આંખ સામે તેઓના ઊંટોને હંકારતા જઈ રહ્યા હતા. કોઈની મજાલ ન હતી કે પૂરને પાર કરીને અમને આંતરવાનું બીડું ઝડપે. સારાંશ કે અમે ઝડપભેર ઊંટોને હંકારતા અને તેઓથી સલામત રહીને હેમખેમ વાપસ આવી ગયા અને તેઓ અમને પકડી પાડવાનો કાબૂ મેળવી શકયા નહિ.

હઝરત જુન્દુબએ વધુમાં ફરમાવ્યું, ''છેવટે અમે તેઓના ઊંટોને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં સહીહ સલામત હાજર થઈ ગયા.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : અસ્લમહ કબીલાનાં એક ગૃહસ્થે મને એજ કબીલાના એક ગૃહસ્થનું કથન ટાંકતાં કહ્યું કે, આ ઘટનાની રાતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાની લશ્કરી ટુકડીનો શિઆર (એટલે એકબીજાની ઓળખનો સંકેત શબ્દ)'' અમિત ! અમિત !'' એટલે મારો-મારો હતો.

ઈબ્ને હિશામ કહે છે : આ મુજાહિદ ગાઝીઓની સાહસકથા પુરી થઈ. હવે ફરીવાર હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સરાયા-બુઊસની તફસીલ રજૂ કરૂં છું.

## બાકી રહેલા સરાયા અને બુઊસ

૧૩——સરિય્યએ-હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)

ખૈબર ઇલાકાના ફદક સ્થળે વસનારા અબ્દુલ્લાહ બિન સઅદ બિન બક્રના બંડખોર કબીલાના લોકો

સાથે બનેલો બનાવ.

૧૪——સરિય્યએ-હઝરત ઉક્કાશહ બિન મિહસન (રદિયલ્લાહુ અન્હુ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉક્કાશહ બિન મિહસનને ૪૦ સવારોની લશ્કરી ટુકડી સાથે ગમ્રહ નામના સ્થળે બનૂ સઅદ કબીલાના બંડખોરોના મુકાબલા માટે મોકલ્યા. બધા લોકો પોતાના ઘરો છોડીને પહાડોમાં ભરાઇ ગયા. ગનીમતમાં ૨૦૦ ઊંટો હાથ લાગ્યાં.

૧૫——સરિય્યએ-હઝરત અબૂલ-અવજાઅ સુલમી (રદિયલ્લાહુ અન્હુ)

બનૂ સુલૈમ કબીલાની વસતિમાં એનો બનાવ સર્જાયો. મદીનહ પર ચઢાઇની તૈયારી કરનારા બધા માર્યા ગયા.

૧૬——સરિય્યએ-હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ (રદિયલ્લાહુ અન્હુ)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદને કતન નામે ઝરણા તરફ ૧૫૦ સવારોની ટુકડી સાથે મોકલ્યા. આ ઝરણું નજદ પ્રદેશની સીમા પર આવેલું છે. આ સરિય્યહમાં હઝરત મસઊદ બિન ઉર્વહ નામે સહાબી ગદ્દારોના હાથે શહીદ થઇ ગયા.

૧૭——સરિય્યએ-હઝરત મુહંમદ બિન મસ્લમહ (રદિયલ્લાહુ અન્હુ)

હવાઝિન કબીલાની વસાહતમાં આવેલા કર્તહ મુકામે સર્જાયેલી ઘટના.

૧૮——સરિય્યએ-હઝરત બશીર બિન સઅદ (રદિયલ્લાહુ અન્હુ)

ખૈબર પ્રદેશની સીમા પર આવેલા ફદક સ્થળે વસનારા બનૂ મુર્રહ કબીલાના લોકો સાથે બનેલો બનાવ.

૧૯——સરિય્યએ-હઝરત બશીર બિન સઅદ (રદિયલ્લાહુ અન્હુ)

ખૈબર અને વાદીયુલ-કુરા પાસે વસેલા બનૂ ગત્ફાનના ત્રાસવાદીઓ સાથે આ બનાવ બન્યો.

૨૦——સરિય્યએ-હઝરત ઝૈદ બિન હારિસહ (રદિયલ્લાહુ અન્હુ)

મદીનહથી ૧૨ માઇલના અંતરે નખ્લહની ખીણમાં આવેલા જમૂમ મુકામે વસનારા બનૂ સુલૈમના ત્રાસવાદીઓ સાથે બનેલો બનાવ.

૨૧——સરિય્યએ-હઝરત ઝૈદ બિન હારિસહ (રદિયલ્લાહુ અન્હુ)

ખશીન પ્રદેશની ભૂમિમાં જુઝામ સ્થળે એની ઘટના સર્જાવા પામી. વિગત નીચે મુજબ છે.

## હઝરત ઝૈદના સરિય્યહની વિગત

આ બનાવની સંપૂર્ણ માહિતી ધરાવનારા જુઝામ કબીલાના કેટલાક વિશ્વાસપાત્ર ગૃહસ્થોએ એની વિગત દર્શાવતા મને કહ્યું કે, હઝરત રિફાઅહ બિન ઝૈદ જુઝામી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઇને પોતાની કૌમ પાસે ગયા. આ કાગળમાં એમની કૌમ - બનૂ જુઝામના લોકોને ઇસ્લામનું આંમત્રણ આપવામાં આવ્યું હતું. પૂરી કૌમે આમંત્રણનો સ્વીકાર કરીને ઇસ્લામ ધર્મ કબૂલ કરી લીધો. એ પછી વધુ સમય પસાર નહિ થયો એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત દિહયહ બિન ખુલૈફહ

કલ્બીને પોતાના એલચી બનાવીને રોમના શહેનશાહ કૈસરના દરબારમાં મોકલાવ્યા. આ પ્રવાસમાં હઝરત દિહયહ વેપારનો માલ પણ પોતાની સાથે લઇ ગયા હતા. કયસરના દરબારથી પાછા ફરતી વેળા રસ્તામાં હઝરત દિહયહ પોતાના સાથીઓ સાથે બનૂ જુઝામની "શનાર" નામે એક ખીણમાં પડાવ નાખીને થોભેલા હતા. એટલામાં હુનૈદ બિન ઔસ અને તેનો બેટો ઔસ બિન હુનૈદ અચાનક ચઢી આવ્યા અને હઝરત દિહયહ પર ઓચિંતો છાપો માર્યો. એ બંને બનૂ જુઝામની શાખ ઝલીઅના ખાનદાનમાંથી હતા. હઝરત દિહયહ પાસે જે કંઇ હતું બધું લૂંટીને લઇ ગયા.

આ લૂંટના સમાચાર દબીબ કબીલાના અમુક ગૃહસ્થોને મળવા પામ્યા જેઓ હઝરત રિફાઅહ બિન ઝૈદના ખાનદાનમાંથી હતા અને જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આમંત્રણને માન આપીને મુસલમાન બની ગયા હતા. સમાચાર મળતાં જ આ લોકો બનૂ દબીબના એક ગૃહસ્થ નુઅમાન બિન અબૂ જુઆલને લઇને હુનૈદ અને તેના બેટાના મુકાબલા માટે નીકળી પડયા. આ લોકોએ રસ્તામાં જ બંને બાપ-બેટાને આંતરી લીધા. બંને પક્ષે સખત મુકાબલો થયો. હુનૈદની ટોળીમાંથી કુરહ બિન અશકર દફાવી ઝલઅી નામના માણસે નુઅમાન બિન અબૂ જુઆલ તરફ એક તીર માર્યું અને સાથે જ પોકાર્યો, "અનબ્નુ લુબના" એટલે હું લુબનાનો બેટો છું. અને લુબના તેની માંનું નામ હતું.

કુરહ બિન અશકરનું તીર કમાનમાંથી નીકળીને સીધું હઝરત નુઅમાનના ઘૂંટણમાં ખૂપી ગયું ત્યારે કુરહ બિન અશકર ફરીવાર પોકારી ઊઠયો, "ખુઝહા વ અનબ્નુ લુબના." એટલે લેતો જા મારા તરફથી આ તીર હું લુબનાનો બેટો છું ! તેઓમાં હસ્સાન બિન મિલ્લહ દબીબી નામોના શખ્સ પણ હતો જેને હઝરત દિહયહ કલ્બીએ કુર્આનનું શિક્ષાણ આપ્યું હતું અને તે હઝરત દિહયહની સેવામાં રહી ચૂકયો હતો.

ઇબ્ને હિશામ કહે છે : એક રિવાયત મુજબ કુરહ બિન અશકર દફાવી નહિ, દફારી છે અને બીજાનું નામ હસ્સાન નહિ બલકે હય્યાન છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને નેકનામીમાં પંકાયેલા એક પ્રામાણિક ગૃહસ્થે બનૂ જુઝામના એક નેકદિલ શખ્સની રિવાયત ટાંકતા કહ્યું કે, આ મારામારીના નતીજા રૂપે હઝરત રિફાઅહ બિન ઝૈદના કબીલાના મુસલમાન બનેલા લોકોએ હુનૈદ અને તેની ટોળકીના કબજામાંથી લૂંટનો બધો માલ પાછો મેળવી લઇને હઝરત દિહયહને હવાલે કરી દીધો અને હઝરત દિહયહ, એ બધો માલ લઇને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં સહીસલામત પહોંચી ગયા. અને રસ્તામાં બનેલા બનાવની પુરી વિગત આપને કહી સંભળાવી અને છેલ્લે દરખાસ્ત કરી કે, "યા રસૂલલ્લાહ ! હુનૈદ અને તેના પુત્રને કતલ કરવાની વ્યવસ્થા કરવામાં આવે."

**હુનૈદ અને તેના બેટાનો અંજામ**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુનૈદના જથ્થા તરફ હઝરત ઝૈદ બિન હારિસહને રવાના કર્યા. અને આ રીતે ઉપરના બનાવને કારણે હઝરત ઝૈદને બનૂ જુઝામના લૂંટારાઓ સાથે લડવા માટે મોકલાવવામાં આવ્યા હઝરત ઝૈદને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક લશ્કરી ટુકડી આપી હતી.

જે સમયે હઝરત રિફાઅહ બિન ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાગળ લઇને પોતાની કૌમ બનૂ જુઝામ પાસે ગયા હતા તે વેળા બનૂ જુઝામના ગત્ફાન, બનૂ વાઇલ, બનૂ સલમાન અને બનૂ સઅ્દ બિન હુઝૈમ ખાનદાનના કેટલાક લોકો પોતાની વસતિમાંથી નીકળીને "હર્રહ રજલા" સ્થળે પહોંચી

ગયા હતા. હઝરત રિફાઅહ બિન ઝૈદ જ્યારે "કુરાઅ રિબ્બહ" સ્થળે પહોંચ્યા તો એમને ખબર ન હતી કે ગત્ફાન વગેરેના લોકો "હર્રહ રજલા"માં મવજૂદ છે. હઝરત રિફાઅહની સાથે બનૂ દુબૈબના કેટલાક માણસો પણ હતા. બાકીના બનૂ દુબૈબના લોકો હર્રહ પાસે આવેલી મદાન નામે ખીણમાં થોભેલા હતા. મદાનની ખીણમાં એક ઝરણું હતું જે પૂર્વ દિશાએ વહેતું હતું. હઝરત ઝૈદ બિન હારિસહનું લશ્કર "અવલાજ" તરફથી આવ્યું અને હર્રહની દિશાએથી માકિસમાં થોભેલા દુશ્મનો પર ઓચિંતું તૂટી પડયું. બધાને ઘેરી લીધા. પુષ્કળ માલસામાન અને કેદીઓ હાથ લાગ્યા. એ બધું એક સ્થળે ભેગું કર્યું. હુનૈદને, તેના બેટાને અને બનૂ અજનફ અથવા બનૂ અહનફના બે માણસોને કતલ કરવામાં આવ્યા.

(નોટ : આ જંગમાં પુરૂષ કેદીઓ ઉપરાંત સો જેટલાં સ્ત્રી-બાળકો પણ કેદ પકડાયાં એક હજાર ઊંટો અને પાંચ હજાર ઘેટાં-બકરાં હાથ લાગ્યાં. એમની સાથે હઝરત રિફાઅહ બિન ઝૈદની કૌમના લોકો પણ રહેતા હતા જેઓ મુસલમાન હતા. ભૂલથી એમના સ્ત્રી-બાળકો પણ પકડાઇ ગયાં. હઝરત રિફાઅહ બિન ઝૈદએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇને એમને છોડી મૂકવાની ભલામણ કરી. આપે તેમની ભલામણનો સ્વીકાર કરીને હઝરત અલી બિન અબી તાલિબને હુકમ ફરમાવ્યો કે ઝૈદ બિન હારિસહના લશ્કરમાં જઇને મારો સંદેશો પહોંચાડો અને રિફાઅહના તમામ માણસોને તેઓના માલ-સામાન સાથે છોડાવી લાવો. હઝરત અલી આપના ફરમાન મુજબ હઝરત ઝૈદ બિન હારિસહના લશ્કરમાં ગયા અને હઝરત રિફાઅહના તમામ માણસોને છોડાવી લાવ્યા.)

૨૨——સરિય્યએ-હઝરત ઝૈદ બિન હારિસહ (રદિયલ્લાહુ અન્હુ)

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઝૈદ બિન હારિસહના આ સરિય્યહનો બનાવ ઇરાકના રસ્તે આવેલા નખલિસ્તાનના કિનારે "તરફ" નામના સ્થળે સર્જાયો.

૨૩——સરિય્યએ-બની ફઝારહ.

હઝરત ઝૈદ બિન હારિસહનો આ તે સરિય્યહ છે જેની ઘટના વાદીયુલ-કુરા સ્થળે સર્જાવા પામી. અહીં હઝરત ઝૈદ બિન હારિસહએ બનૂ ફઝારહના ત્રાસવાદીઓ સાથે સાહસભરી ટક્કર લીધી. આ જંગમાં હઝરત ઝૈદના ઘણાખરા સાથીઓ શહીદ થઇ ગયા. હઝરત ઝૈદ પોતે પણ ગંભીર રીતે ઘવાઇને મરણ પામેલાઓના ઢગલામાં જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતા રહ્યા. વરદ બિન અમ્ર બિન મુદરશ નામનો એક યુવક પણ આ જંગમાં માર્યો ગયો. એ બનૂ સઅદ બિન હુઝૈલના એક અગ્રણી શખ્સ હતો. બનૂ બદ્રના એક માણસના હાથે માર્યો ગયા. ઈબ્ને હિશામના કથન મુજબ એ માણસ બનૂ સઅદ બિન હુઝૈમમાંથી હતો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઝૈદ બિન હારિસહ અલ્લાહની કૃપાથી સહીસલામત મદીનહ વાપસ થયા તો તેમણે સોગંદ લીધા કે જરૂર તેઓ બનૂ ફઝારહ સાથે જંગ કરશે. જ્યારે તેમના જખ્મો રૂઝાઇ ગયા અને તેઓ અગાઉ પેઠે ચપળ થઇ ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને લશ્કરી ટુકડી આપીને બનૂ ફઝારહ તરફ રવાના કરી દીધા.

હઝરત ઝૈદએ ફરીવાર એજ વાદીયુલ-કુરા સ્થળે પહોંચીને યુદ્ધનો પડકાર ફેંક્યો અને તેઓ પર વીજળી પેઠે ત્રાટકીને એવી કત્લે-આમ ચલાવી કે કુશ્તાઓના પુશ્તા લાગી ગયા. બીજી તરફ કૈસ બિન મુસહ-હર યઅમુરીએ મસ્અદહ બિન હિકમત બિન માલિક બિન હુઝૈફહ બિન બદ્રને કતલ કર્યો અને સાથે જ ઉમ્મે-

કિર્ફહ નામની સ્ત્રી જેનું મૂળ નામ ફાતિમહ બિન્તે રબીઅહ બિન બદ્ર હતું, જે માલિક બિન હુઝૈફહ બિન બદ્રની બૈરી હતી અને બુઢ્ઢી થઇ ગઇ હતી તેનેં અને તેની બેટીને અને અબ્દુલ્લાહ બિન મસ્અદહને ગિરિફતાર કરી લેવામાં આવ્યા. એ પછી હઝરત ઝૈદ બિન હારિસહએ કૈસ બિન મુસહ-હરને હુકમ ફરમાવ્યો કે તેઓ ઉમ્મે-કિર્ફહને કતલ કરી નાખે. તેમના આ હુકમનું પાલન કરવામાં આવ્યું અને ઉમ્મે-કિર્ફહને કતલ કરવામાં આવી. એ પછી હઝરત ઝૈદ પોતાની લશ્કરી ટુકડી સાથે, ઉમ્મે-કિર્ફહની બેટી અને અબ્દુલ્લાહ બિન મસ્અદહને લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મદીનહ પહોંચી ગયા.

**ઉમ્મે-કિર્ફહની બેટીનો મામલો**————ઉમ્મે - કિર્ફહની જવાન બેટીને હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅને હવાલે કરી દેવામાં આવી. તેમણે જ એને ગિરિફતાર કરી હતી. ઉમ્મે-કિર્ફહની બેટી તેની કૌમના આબરૂદાર ઘરાનાની કન્યા હતી. તેની મા ઉમ્મે-કિર્ફહ પોતે પણ એક જાજરમાન અને આબરૂદાર ખાતૂન તરીકે દૂર-દૂર સુધી પંકાયેલી હતી. અરબના લોકો તેનું નામ લઇને દાખલારૂપે કહ્યા કરતા, "જો તમે ઉમ્મે-કિર્ફહથી વધારે આબરૂદાર હોત તો યે તેની તોલે પહોંચી શકત નહિં ! (અથવા કાશ ! હું ઉમ્મે-કિર્ફહથી વિશેષ આબરૂદાર હોત !)

હઝરત સલમહ બિન અમ્ર બિન અકવઅએ ઉમ્મે-કિર્ફહની કન્યાને, પોતાને અર્પણ કરી દેવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી હતી અને આપે તેમની આ દરખાસ્ત વધાવી લીધી હતી. હઝરત સલમહએ પોતાને ભેટ તરીકે મળેલી ઉમ્મે-કિર્ફહની કન્યાને, પોતાના મામા હઝરત હઝન બિન વહબને ભેટ તરીકે આપી દીધી જેની કૂખથી અબ્દુર્રહમાન બિન હઝનનો જન્મ થયો.

---

# પ્રકરણ ૧૫૭

# ગઝવાત અને સરાયા

—૨—

બાકીના સરાયાની વિગત • સરિય્યએ-ઈબ્ને રવાહા • સરિય્યએ-ઈબ્ને અતીક • સરિય્યએ-ઈબ્ને ઉનૈસ • ઈસ્લામના દુશ્મનનું માથું • મુબારક લાકડીનો તોહફો • કેટલાક બીજા સરાયા • બનૂ અમ્બરના કેદીઓનું આગમન • સરિય્યએ-ગાલિબ • કલિમો પઢનારાને કતલ કરી શકાય ? • સરિય્યએ-ઈબ્ને આસ • રાફિઅ તાઈ ખ્રિસ્તીની આપવીતી • હઝરત અબૂબક્રની નસીહત • ખિલાફત પછીનો બનાવ • શંકાશીલ ઊંટનું ગોશ્ત.

## બાકીના સરાયાની વિગત

### ૧——સરિય્યએ-હઝરત ઈબ્ને રવાહા (રદિયલ્લાહુ અન્હુ)

મદીનહથી દેશનિકાલ થઈને ખૈબરમાં જઈ વસેલા યહૂદીઓના ઈલાકામાં હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાના સરીય્યહના બે પ્રસંગો સર્જાવા પામ્યા. એમાંથી એકમાં હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાએ યુસૈર બિન રિઝામ નામે યહૂદી સરદારને કતલ કર્યો. ઈબ્ને હિશામ કહે છે : એક રિવાયતમાં રિઝામને બદલે રાઝિમ નામ આવેલું છે.

યહૂદી સરદાર યુસૈર બિન રિઝામનો બનાવ એમ છે કે, એ માણસ મદીનહ પર ચઢાઈ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે જંગ ખેલવા માટે બનૂ ગત્ફાન કબીલાના લડવૈયાઓને ખૈબરમાં ભેગા કરી રહ્યો હતો. આપને એના સમાચાર મળી ગયા. આપે સહાબાની એક લશ્કરી ટુકડી તૈયાર કરી અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને તેના અમીર બનાવીને ખૈબર તરફ રવાના કરી દીધા. આ ટુકડીમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસ પણ શામિલ હતા.

હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા લશ્કરી ટુકડી લઈને ખૈબર પહોંચી ગયા અને યહૂદી સરદાર યુસૈર બિન રિઝામની મુલાકાત લઈને બોલ્યા, ''હે યહૂદી સરદાર ! જો તમે મારી સાથે મદીનહ આવો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને રૂબરૂમાં સુલેહની વાતચીત કરો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તમને માનપાનથી વધાવી લઈને ખૈબરના પૂરા ઈલાકાના ગવર્નર બનાવી દેશે.''

હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા અને તેમના સાથીઓ યહૂદી સરદારને બરાબર સમજાવતા અને મનાવતા

રહ્યા. છેવટે વાત તેના ધ્યાનમાં ઊતરી જતાં તે પોતાની એક લશ્કરી ટુકડી લઇને મુસલમાનો સાથે મદીનહ જવા રવાના થઇ ગયો. હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસએ યહુદી સરદારને પોતાના ઊંટ પર બેસાડી લીધો હતો.

યુસૈર બિન રિઝામ જયારે ખયબરથી છ માઇલના અંતરે આવેલા કરકરહ મુકામે પહોંચ્યો તો તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજરી આપવાનું નામોશી ભરેલું લાગ્યું. (પોતે સરદાર કે યહૂદીઓનો બાદશાહ છે, સામે ચાલીને જવાની નામોશી શા માટે વહોરવી એવો શયતાની વસવસો આવ્યો) એજ વેળા તેણે મિયાનમાંથી તલવાર ખેંચી કાઢી અને વાર કરે તે પહેલાં હઝરત અબ્દુલ્લાહ સમજી ગયા. પોતે પણ વિના વિલંબે તલવાર ખેંચી કાઢી. આ જોઇને યહૂદી સરદારે પોતાનો હાથ રોકી લીધો. બે વાર આમ બન્યું અને હઝરત અબ્દુલ્લાહએ દરગુજરની નીતિથી કામ લીધું. જયારે ત્રીજીવાર યહૂદી સરદારે એજ હરકત કરી તો હઝરત અબ્દુલ્લાહએ તલવારનો વાર કરીને તેનો પગ કાપી નાખ્યો. વળતામાં યહૂદી સરદારે શૂહત ઝાડની લાઠીનો ફટકો માર્યો જેનાથી હઝરત અબ્દુલ્લાહનું માથું ફાટી ગયું. હવે બંને પક્ષ એકબીજા સાથે બાખડી પડયા જેમાં દરેક સહાબીએ પોતાના યહૂદી સાથીને કતલ કરી નાખ્યો. અલબત્ત એક યહૂદી જાન બચાવીને નાસી છૂટવામાં કામયાબ થઇ ગયો. પછી જયારે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા પોતાની લશ્કરી ટુકડી સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસે માથાના ઘાને કારણે થોડુંક લોહી થૂંકયું. પણ બાદમાં ઘા રૂઝાઇ ગયો અને કોઈ તકલીફ નહિ થઈ.

**૨——સરિય્યએ-હઝરત ઇબ્ને અતીક (રદિયલ્લાહુ અન્હુ)**——————હઝરત અબ્દુલ્લાહ બિન અતીકના આ સરિય્યહની ઘટના ખયબરમાં સર્જાવા પામી. એમાં હઝરત અબ્દુલ્લાહ બિન અતીકે ખયબરના યહૂદીઓના સરદાર અબૂ રાફિઅ બિન અબુલ-હુકૈકને તેની ગુસ્તાખીઓ અને અવળચંડાઈઓને કારણે કતલ કરી નાખ્યો. એનું પૂરૂં નામ અબૂ રાફિઅ સલ્લામ બિન અબુલ-હુકૈક હતું.

**૩——સરિય્યએ-ઇબ્ને ઉનૈસ (રદિયલ્લાહુ અન્હુ)**——————આ સરિય્યહનો બનાવ નખ્લહ અથવા ઉરનહ સ્થળે બનવા પામ્યો. એમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસે ઇસ્લામના કટ્ટર શત્રુ ખાલિદ બિન સુફયાન બિન નુબૈહ હુઝલીને કતલ કર્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસને ખાલિદ બિન સુફયાન બિન નુબૈહ તરફ જવાનો હુકમ ફરમાવ્યો. તે વેળા ખાલિદ બિન સુફયાન નખ્લહ અથવા ઉરનહ સ્થળે મવજૂદ હતો. અહીં તે બીજા લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે લડવા માટે ભેગા કરી રહ્યો હતો. હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસે ત્યાં જઇને તેને કતલ કરી નાખ્યો.

**ઇસ્લામના દુશ્મનનું માથું**——————ઇબ્ને ઇસ્હાક કહે છે: મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે કહ્યું કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસે પોતાની કથા ટાંકતાં ફરમાવ્યું : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને બોલાવ્યો અને ફરમાવ્યું, ''જુઓ મને બાતમી મળી છે કે ખાલિદ બિન સુફયાન બિન નુબૈહ આપણા સાથે લડાઇ કરવા માટે લોકોને ભેગા કરી રહ્યો છે. અત્યારે તે નખ્લહ અથવા ઉરનહ સ્થળે લડાઇની ખટપટમાં લાગેલો છે. તમે તેની પાસે જાવ અને તેને કતલ કરી નાખો.''

મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મને તેની કંઇક ઓળખ બતાવો કે જેથી હું તેને ઓળખી શકું.''

આપે ફરમાવ્યું, ''તમે તેને જોશો તો તરત તમને શયતાન યાદ આવી જશે. બીજી નિશાની તમારી

અને તેની વચ્ચે આ છે કે તમે તેને જોશો તો તેના શરીર પર કંપારી પ્રસરેલી હશે.''

પછી હું તલવારથી સજ્જ થઈને પ્રવાસ કરતો તેની પાસે પહોંચી ગયો. તે વેળા તે ઊંટોની અંબાડીઓમાં બેઠેલી સ્ત્રીઓ વચ્ચે ઘેરાયેલા હતો અને તેણીઓના ઉતારા માટે જગ્યા શોધવાની ખટપટમાં હતો. અસરની નમાઝનો સમય થઈ ગયો હતો. મેં તેને જોયો તો તેના શરીર પર ધ્રુજારી પ્રસરેલી હતી જેની નિશાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને બતાવી હતી. હું ધીરે ધીરે તેની તરફ આગળ વધવા લાગ્યો, સાથે જ ડરી પણ રહ્યો હતો કે કયાંક મારી અસરની નમાઝ ન છૂટી જાય. તેની તરફ જતી વેળા ચાલતાં-ચાલતાં ઈશારાથી મેં મારી અસરની નમાઝ પૂરી કરી લીધી. જયારે હું નઝદીક પહોંચી ગયો તો તેણે મને પૂછયું, ''કોણ છે?''

મેં ઠાવકા મુખે જવાબ આપ્યો, ''હું અરબનો એક માણસ છું. મેં સાંભળ્યું છે કે તમે મદીનહ પર ચઢાઈ કરીને પેલા ગૃહસ્થ સાથે લડાઈ કરવા માગો છો અને તે માટે લોકોને ભેગા કરી રહ્યા છો. હું પણ એજ હેતુએ તમારી મદદ માટે અહીં આવ્યો છું.''

તે બોલ્યો, ''બહુ સારૂં, તું ભલે આવ્યો. હું પણ એજ ખટપટમાં લાગેલો છું.''

હું પડછાયા પેઠે તેની સાથે લાગેલો રહ્યો ત્યાં સુધી કે છેવટે મને તક મળી આવી. એક પળના વિલંબ વિના તલવારથી મેં તેનું ડોકું કાપી નાખ્યું અને પછી તેની સ્ત્રીઓને તેની લાશ પર વિલાપ કરતી છોડીને હું ત્યાંથી નીકળી નાઠો. જયારે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો તો મને જોઈને આપે ફરમાવ્યું, ''એનો ચેહરો બતાવે છે કે એ કામયાબ થઈને આવ્યો છે.''

મેં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! મેં તેને કતલ કરી નાખ્યો છે.''

આપે ફરમાવ્યું, ''સાચી વાત છે.''

**મુબારક લાકડીનો તોહફો**————પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મને પોતાના પવિત્ર ઘરમાં લઈ ગયા અને એક અસા (એટલે લાકડી) આપતાં મને ફરમાવ્યું, ''આ અસા તમારી પાસે રાખો.''

અસા હાથમાં લઈને હું લોકોમાં નીકળ્યો તો તેઓએ મને પૂછયું, ''આ કેવો અસા છે ?''

મેં જવાબ આપ્યો, ''એ અસા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ભેટ આપ્યો છે. એને હું મારી પાસે રાખીશ.''

લોકો બોલ્યા, ''શું આ વાજબી નહિ લેખાશે કે તમે પાછા જઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂછી લો કે આ અસા તમને શું કામ માટે આપ્યો છે ?''

હું વાપસ ગયો અને મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આપે આ અસા મને શું કામ માટે આપ્યો છે ?''

આપે ફરમાવ્યું, ''આ અસા કિયામતના દિવસે મારી અને તમારી વચ્ચે એક નિશાની રહેશે. તે દિવસે અસાનો ટેકો લેનારા ઓછા લોકો હશે.''

આ ઘટનાના રાવી મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે વધુમાં ઉમેર્યું : હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસે આ અસા મરતાં દમ સુધી પોતાની પાસે રાખ્યો અને જયારે તેમનો ઈન્તેકાલ થવા લાગ્યો તો વસિય્યત કરી

કે આ અસા મારા કફનમાં મૂકી દેજો. તેમની વસિય્યત મુજબ મુબારક અસાને તેમની સાથે દફન કરી દેવામાં આવ્યો.

ઇબ્ને હિશામ કહે છે : આ ઘટના પ્રસંગે હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસે એક કસીદો રચ્યો હતો. તેના કેટલાક શેઅર આ છે :

**તરક-તુબ્નુ સ્રવરિન કલ-હુવારિ વ હવ-લહૂ, • નવાઇહુ તફરી કુલ્લ જયબિન મુકદ-દદિ.**

હું પેલા બળદના બચ્ચાંને, જેં ઊંટણીના બચ્ચાં જેવો હતો, પછાડીને એવી દશામાં છોડી આવ્યો કે તેની ચારે તરફ વિલાપ કરનારી સ્ત્રીઓ રડી રડીને પોશાકનો પાલવ ફાડી રહી હતી.

**અફૂલુ લહૂ વસ- સયફુ યંઅજુમુ રઅ-સહૂ, • અનબ્નુ ઉનૈસિન ફારિસન ગયર કુઅ-દુદિ.**

જે પળે મારી તલવાર તેનું ડોકું કાપી રહી હતી, હું તેને કહેતો હતો કે હું ઉનૈસનો બેટો શાહસવાર છું. કોઈ નીચ કે હલકટ નથી.

**વ કુલ્તુ લહૂ ખુઝહા બિ-દરબતિ માજિદિન, • હનીફિન અલા દીનન - નબિય્યિ મુહમ્મદિ.**

અને મેં તેને કહ્યું, લેતો જા એક એવા સજ્જન પુરૂષનો ફટકો, જે મુહંમદ નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દીન પર સીધો કાયમ છે.

**વ કુન્તુ ઇઝા હમ્મન નબીય્યુ બિ-કાફિરિન, • સબક-તુ ઇલૈહિ બિલ-લિસાનિ વ બિલ-યદિ.**

અને હું તે છું કે જયારે નબીય્યે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કોઈ કાફિરને કતલ કરવાનો હુકમ ફરમાવે છે તો હું હાથ અને જીભ બંનેથી તેની ઉપર તૂટી પડું છું.

**કેટલાક બીજા સરાયા**————ઇબ્ને ઈસ્હાક કહે છે :

૪——એક સરિય્યહ તે હતો જે હઝરત ઝૈદ બિન હારિસહ, હઝરત જઅફર બિન અબી તાલિબ અને હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાએ મુલ્કે-શામમાં મૂતહના મુકામે કર્યો હતો અને જેમાં એ બધા શહીદ થઇ ગયા હતા.

૫——અને એક સરિય્યહ તે હતો જે હઝરત કઅબ બિન ઉમૈર ગિફારીએ મુલ્કે-શામમાં અત્લાહના મુકામે કર્યો હતો. અને તેમાં હઝરત કઅબ બિન ઉમૈર અને તેમના બધા સાથીઓ શહીદ થઇ ગયા હતા.

૬——અને એક સરિય્યહ તે હતો જે હઝરત ઉયૈનહ બિન હિસ્ન બિન હુઝૈફહ બિન બદ્રએ બનૂ તમીમની શાખ બનૂ અમ્બર સાથે કર્યો. તેની વિગત આ છે :

**સરિય્યએ હઝરત ઇબ્ને હિસ્ન (રદિયલ્લાહુ અન્હુ)**————એ બાબત એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉયૈનહ બિન હિસ્નને બનૂ અમ્બરની વસતિ તરફ રવાના કર્યા. એમણે ત્યાં પહોંચીને બનૂ અમ્બર પર છાપો માર્યો. તેઓમાંથી કેટલાકને કતલ કર્યા અને ઘણાને ગિરિફતાર કરી લીધા.[1]

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

૧. એનું કારણ એમ બન્યું કે બનૂ અમ્બરના મુસલમાનો પાસેથી ઝકાતની વસૂલી માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત બિશ્ર બિન સુફયાન અદવીને મોકલ્યા. અમુક લોકો ઝકાત આપવા તૈયાર થઇ ગયા પણ બીજા લોકોએ આડા ફાટીને પડકાર ફેંકયો, ''ખબરદાર અલ્લાહના સોગંદ, એક ઊંટ અહીંથી જઇ શકશે નહિ !'' ઘણી સમજાવટ છતાં તેઓ માન્યા નહિ ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉયૈનહને ૫૦ સવારો આપીને મોકલ્યા. મુકાબલો થતાં ૧૧ મરદો, ૨૧ ઓરતો અને ૩૦ બાળકો કેદ થયાં. બનૂ તમીમનું મંડળ પોતાના એજ કેદીઓને છોડાવવા આવ્યું હતું. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૭૪) ''હ''

વ સલ્લમના પાક બીબી હઝરત આઈશહએ વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! ઇસ્માઇલ અલૈહિસ-સલામની અવલાદમાંથી એક ગુલામને આઝાદ કરવો મુજ પર વાજિબ છે."

આપે ફરમાવ્યું, "બનૂ અમ્બરના કેદીઓ હમણા આવી લાગશે. તેમાંથી એક કેદી હું તમને આપી દઈશ, તેને આઝાદ કરી દેજો."

**બનૂ અમ્બરના કેદીઓનું આગમન**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે બનૂ અમ્બરના કેદીઓ આવ્યા તો બનૂ તમીમનું એક મંડળ પણ સવારીઓ પર બેસીને આપની તહેનાતમાં આવી લાગ્યું. એમાં આ ગૃહસ્થો શામિલ હતા :

(૧) રબીઅહ બિન રફીઅ (૨) સબ્રહ બિન અમ્ર (૩) કઅકાઅ બિન મઅબદ (૪) દાન બિન મુહરિઝ (૫) કૈસ બિન આસિમ (૬) માલિક બિન અમ્ર (૭) અકરઅ બિન હાબિસ (૮) ફરાસ બિન હાબિસ.

આ લોકોએ પોતાના કબીલાના કેદીઓ અંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાટાઘાટ કીધી. આપે કેટલાક કેદીઓને આઝાદ કરી દીધા અને કેટલાકને ફિદિયો લઇને છોડી મૂકયા. આ પ્રસંગે જંગમાં જે લોકો માર્યા ગયા તેઓમાં અબ્દુલ્લાહ અને તેના બે ભાઈઓ હતા. એ ત્રણે વહબના પુત્રો હતા. માર્યા ગયેલાઓમાં શદ્દાદ બિન ફરાસ અને હન્ઝલા બિન દારમ પણ હતા.

આ જંગમાં બનૂ અમ્બરની જે સ્ત્રીઓ કેદ પકડાઈને આવી તેમાં અસમા બિન્તે માલિક, કાસ બિન્તે અરી, નજવહ બિન્તે નહદ, જુમૈઅહ બિન્તે કૈસ અને અમ્રહ બિન્તે મતર શામિલ હતી.

**૭——સરિય્યએ - હઝરત ગાલિબ બિન અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)** ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ગાલિબ બિન અબ્દુલ્લાહ કલ્બીના આ સરિય્યહનો બનાવ બનૂ મુર્રહના ઇલાકામાં બનવા પામ્યો. ઝપાઝપી દરમિયાન મિરદાસ બિન નુહૈક નામનો માણસ માર્યો ગયો. આ માણસ બનૂ મુર્રહ કબીલાનો હલીફ હતો અને જુહૈનહ કબીલાની શાખ હુરકહ ખાનદાનનો એક સભ્ય હતો. એને હઝરત ઉસામહ બિન ઝૈદ અને એક અન્સારીએ કતલ કર્યો હતો.

**કલિમો પઢનારને કતલ કરી શકાય ?**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મિરદાસ બિન નુહૈકની કતલનો બનાવ વર્ણવતાં હઝરત ઉસામહ બિન ઝૈદ પોતે ફરમાવે છે : "મેં અને એક અન્સારીએ મિરદાસ બિન નુહૈકને ઘેરીને અમારા દાવમાં લીધો. જ્યારે અમે બંનેએ તેને મારવા પોતાની તલવારો ઉગામી તો તે જોરથી બોલી ઊઠયો, "અશહદુ અલ-લાઇહ ઇલ્લલ-લાહ." (એટલે હું ગવાહી આપું છું કે અલ્લાહ વગર કોઇ મઅબૂદ નથી.)

પરંતુ આ કટોકટીની પળે અમને તેના કલિમાનો વિશ્વાસ નહિ બેઠો. અમે ઉગામેલી તલવારો રોકી લેવાને બદલે અમે તેને કતલ કરી નાખ્યો. એ પછી અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને મિરદાસ બિન નુહૈકનો બનાવ આપને કહી સંભળાવ્યો. જેને સાંભળીને આપના દિલને સખત આઘાત લાગ્યો. આપે ભારે ખેદથી ફરમાવ્યું,

"હે ઉસામહ ! તમે લા ઇલાહ ઇલ્લલ-લાહના કલિમાની દરકાર નહિ કીધી. હવે એની જવાબદારીમાંથી કોણ તમને નિર્દોષ ઠરાવશે ?"

આ સાંભળીને મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આ કલિમો તેણે ફક્ત કતલથી બચવા માટે ઉચ્ચાર્યો હતો."

આપે ફરીવાર ફરમાવ્યું, "હે ઉસામહ ! લા ઈલાહ ઈલ્લલ-લાહની જવાબદારીમાંથી કોણ તમને નિર્દોષ ઠરાવશે ?" [૧]

હઝરત ઉસામહ બિન ઝૈદનું બયાન છે : કસમ છે તે અલ્લાહના જેણે આપને સચ્ચાઈની સાથે પોતાના પયગમ્બર બનાવીને મોકલ્યા, આપ લગાતાર એજ વાક્ય દોહરાવતા રહ્યા ત્યાં સુધી કે હું એક મુસલમાન તરીકે આજ સુધી જીવ્યો તેનો મને પસ્તાવો થવા લાગ્યો અને મારા મનમાં એવી તમન્ના જાગી કે, કાશ! હું આજે જ મુસલમાન બન્યો હોત ! અને આ વાત પણ કે, કાશ ! મેં તેને કતલ ન કર્યો હોત !

પછી મેં ગદગદ સ્વરે અરજ કરી, " યા રસૂલલ્લાહ ! મને એક મોકો અર્પણ કરો, હું તોબા કરૂં છું અને અલ્લાહ સાથે અહદ કરૂં છું કે હવે પછી લા ઈલાહ ઈલ્લલ-લાહ પઢનાર કોઈને પણ કતલ નહિ કરૂં."

આપે ફરમાવ્યું, "શું મારા પછી પણ એજ નિયમ પાળશો ?"

મેં અરજ કરી, "હા યા રસૂલલ્લાહ ! આપના પછી પણ એજ નિયમ પાળીશ."

૮——**સરિય્યએ હઝરત ઇબ્ને આસ (રદિયલ્લાહુ અન્હુ)**————હઝરત અમ્ર બિન આસના આ સરિય્યહની ઘટના બનૂ ઉઝરહની ભૂમિમાં આવેલા "ઝાતુસ-સલાસિલ" સ્થળે સર્જાવા પામી.

એની રિવાયત એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન આસને બનૂ ઉઝરહના કબીલા તરફ એવા હેતુએ મોકલ્યા કે ત્યાં જઈને લોકોને મુલ્કે-શામના જિહાદ માટે તૈયાર કરે અને મુલ્કે-શામના યુધ્ધ માટે તેઓના લશ્કરની વ્યવસ્થા કરે. આ કામ માટે હઝરત અમ્ર બિન આસને મોકલવાનું કારણ આ હતું કે આસ બિન વાઈલની મા એટલે હઝરત અમ્ર બિન આસની દાદી બલ્લી નામે કબીલામાંથી હતી. એટલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન આસને મોકલ્યા કે જેથી આ હેતુની સિધ્ધિ માટે તેઓની મદદ લેવામાં આવે.

હઝરત અમ્ર બિન આસ મદીનહથી રવાના થઈને જુઝામ પ્રદેશના એક ઝરણા પાસે પહોંચ્યા આ ઝરણાનું નામ સલસલ હતું. એજ નામ પરથી આ સરિય્યહનું "ઝાતુસ-સલાસિલ" નામ પડી ગયું. અહીં પહોંચવા બાદ હઝરત અમ્ર બિન આસને દુશ્મનો તરફથી ધાસ્તી પેઠી. એજ વેળા માણસને મોકલાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરવામાં આવી કે મદદ માટે વધુ કુમક મોકલવામાં આવે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ એજ વેળા હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ રદિયલ્લાહુ અન્હુની આગેવાની હેઠળ "મુહાજિરીને-અવ્વલીન"ની એક લશ્કરી ટુકડી મોકલાવી દીધી જેમાં હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ અને હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ જેવા ઉચ્ચ પાયાના પંકાયેલા વીરનરો પણ હતા (જેઓ હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહની સરદારી હેઠળ હતા.)

આ લશ્કરી ટુકડીને રવાના કરતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ ઉબૈદહને નસીહતરૂપે ફરમાવ્યું, "લા તખ-તલિફા." એટલે તમે અને અમ્ર બિન આસ સંપીને કાર્યવાહી કરજો અથવા

૧. એક રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમ પણ ફરમાવ્યું : "હલા શકક્ત કલ્બહૂ" એટલે તમે તેનું દિલ ચીરીને જોઇ કેમ નાહિ લીધું કે તે સાચા દિલથી કલિમો પઢે છે કે મોતના ડરથી ? (અહદે-નુબુવ્વત કે માહ-વ-સાલ પાનું ૧૦૪) "હ"

આપસમાં એકબીજાનો વિરોધ ન કરજો.

હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ પોતાની લશ્કરી ટુકડી સાથે મદીનહથી કૂચ કરીને હઝરત અમ્ર બિન આસ પાસે પહોંચી ગયા. એમને ભલે પધારો કહીને હઝરત અમ્ર બિન આસે પૂછ્યું, ''હે અબૂ ઉબૈદહ ! તમે તો મારા મદદગાર બનીને આવેલા છો જેથી મારા હાથ નીચે રહીને જ કામ કરશો ને?''

હઝરત અબૂ ઉબૈદહ બોલ્યા, ''નહિ જી હું મારા કામ પર નિર્માણ છું તમે તમારા કામ પર નિર્માણ છો.''

હઝરત અમ્ર બિન આસ બોલ્યા, ''નહિ બલકે તમે મારા હાથ નીચે છો. મારા તાબેદાર રહીને મારા મદદગાર તરીકે કામ કરશો.''

હઝરત અબૂ ઉબૈદહ બહુ નરમ તબીઅતના ગૃહસ્થ હતા. નરમાશથી બોલ્યા, ''હે અમ્ર ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને નસીહત ફરમાવી છે કે આપસમાં ઈખ્તેલાફ ન કરતાં સંપીને કામ કરજો. હવે તમે મારી વાત નથી માનતા તો હું તમારી તાબેદારી કે સરદારી કબૂલ કરૂં છું.''

હઝરત અમ્રે કહ્યું, ''હા જુઓ હું તમારો અમીર છું. તમે બધા મારી કુમક તરીકે જ આવેલા છો.''

હઝરત અબૂ ઉબૈદહ વિનયથી બોલ્યા, ''ઠીક છે, હું દરેક સેવા માટે હાજર છું.''

એ પછી હઝરત અમ્ર બિન આસે અમીર તરીકે ઈમામ બનીને લોકોને નમાઝ પઢાવી.

**રાફિઅ તાઇ ખ્રિસ્તીની આપવીતી**——————આ સરિય્યહને લગતો એક બનાવ રાફિઅ બિન અબી રાફિઅ નામના એક ખ્રિસ્તી ગૃહસ્થે સ્વમુખે વર્ણવ્યો છે. એમનું જ નામ રાફિઅ બિન ઉમૈરહ તાઇ છે. એ ખ્રિસ્તી ધર્મ ત્યાગીને મુસલમાન બની ગયા હતા.

એમનું પોતાનું બયાન છે કે હું ખ્રિસ્તી ધર્મ પાળતો હતો. મારૂં પૈદાઈશી ખ્રિસ્તી નામ સરજિસ હતું. જે ભૂમિમાં અમ્ર બિન આસનો સરિય્યહ સર્જાયો એ વિરાટ રેતીનું એક રણ હતું. આ રણપ્રદેશને લગતું મારૂં જ્ઞાન બીજાઓ કરતાં સવિશેષ હતું. એ રણના રસ્તાઓ, કેડીઓ અને પગદંડીઓનો હું સૌથી વધુ માહિતગાર હતો. મારા ઈસ્લામ પૂર્વેના અજ્ઞાન કાળમાં હું આ રણપ્રદેશના ખૂણા-ખાંચરામાં શુતુરમુર્ગ એટલે શાહમૃગના ઈંડાંઓમાં પાણી ભરીને રેતીમાં દાટી દેતો હતો. પછી પ્રવાસીઓના ઊંટો પર છાપો મારીને તેઓને લૂંટી લેતો હતો. જયારે તેઓના ઊંટોને હંકારીને રેતીના ઢગલાઓની વાંકીચૂકી ગલીઓમાં લઇ જતો તો તેઓ સંપૂર્ણ રીતે મારા કાબૂમાં આવી જતાં. પછી કોઇ પણ માણસ આ વિશાળ રણમાં મારી ભાળ મેળવી શકતો નહિ. ઊંટોને સુરક્ષિત સ્થળે બાંધી લેવા બાદ મઝાથી ચાલતો હું રેતીમાં દાટેલાં પેલા શાહમૃગના ઈંડાઓ પાસે પહોંચી જતો અને રેતીમાંથી ઈંડાં કાઢીને તેમાંનું પાણી પી લેતો.

એ પછી તે સમય આવ્યો જયારે હું ખ્રિસ્તી ધર્મ છોડીને મુસલમાન બની ગયો. મારા પાપી કૃત્યોથી મેં તોબા કરી લીધી હતી. એ પછી મને સમાચાર મળ્યા કે મુસલમાનોનું એક લશ્કર આ પ્રદેશમાં યુધ્ધ માટે આવેલું છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમ્ર બિન આસ નામે કુરૈશી સરદારને ઝાતુસ-સલાસિલ સ્થળે જિહાદ માટે મોકલ્યા છે. ખબર સાંભળીને હું પણ જિહાદમાં ભાગ લેવા તેઓની પાસે પહોંચી ગયો. લશ્કરમાં દાઢીવાળા નૂરાની ચેહરાઓ જોઈને હું દંગ થઇ ગયો. હું અજાણો અને એકલો હતો. મેં મનમાં

કહ્યું, "અલ્લાહના સોગંદ ! આ નૂરાની ચેહરાઓમાંથી મારે એક સાથીની જરૂર પસંદગી કરી લેવી જોઇએ!"

આમ નકકી કરીને જે સાથીની મેં પસંદગી કરી લીધી તેમનું નામ અબૂબક્ર હતું. બહુ ઉદાર મનના માયાળુ સાથી પુરવાર થયા. હું તેમના ઊંટની કાઠી પર તેમની જોડે સવાર થઇ ગયો. તેમના અંગ પર ફદકની બનેલી ચાદરનો પોશાક હતો. અમે સવારી પરથી ઊતરતા તો અબૂબક્ર એજ ચાદરને જમીન પર પાથરી લેતા અને જયારે સવાર થતા તો એજ ચાદરને પહેરી લેતા. પહેરી લેવા બાદ ચાદરમાં કાંટા ખોસીને બદન પર તેને ઠીકઠાક કરી લેતા. આ કારણે તેઓ "કાંટાની ચાદરવાળા"નામે જાણીતા થયા. પછી જયારે નજદ પ્રદેશના બંડખોર લોકો ઈસ્લામ ત્યાગીને મુર્તદ બની ગયા તો તેઓ કહેવા લાગ્યા, "શું અમે કાંટાની ચાદરવાળા માણસને અમારો અમીર માની લઈએ ? એના હાથ પર બૈઅત કરી લઈએ?"

**હઝરત અબૂબક્રની નસીહત**————રાફિઅ બિન અબૂ રાફિઅ પોતાનું બયાન ચાલુ રાખતાં ઉમેરે છે : જયારે વાપસીના પ્રવાસમાં અમે મદીનહના સીમાડે પહોંચ્યા તો મેં અબૂબક્રને કહ્યું, "હે અબૂબક્ર ! મેં આપને મારા સાથી બનાવી લીધા તેનાથી મારો હેતુ આટલો જ હતો કે અલ્લાહ તઆલા આપની જાતથી મને કંઈક લાભ પહોંચાડે. માટે મને કંઇ નસીહત કરો અને મને કંઈક શિક્ષણ આપો."

હઝરત અબૂબક્રે ફરમાવ્યું, "હે ભાઇ ! તમે મને આ સવાલ ન કરત તોયે આ કામ હું જરૂર અંજામ આપત!"

પછી ફરમાવ્યું, "જુઓ ભાઇ ! હું તમને નસીહત કરૂં છું કે અલ્લાહને એક માનો, કોઈને તેનો ભાગીદાર ન બનાવો, નમાઝ કાયમ કરો, ઝકાત આપતા રહો, રમઝાનના રોઝહ રાખો, બૈતુલ્લાહનો હજજ કરો, જનાબતની નાપાકીનો ગુસલ ઉતારો, કોઈ પણ મુસલમાન પર બળજબરીથી અમીર ન બનો."

આ સાંભળીને મેં કહ્યું, "હે અબૂબક્ર ! મને લાગેવળગે છે ત્યાં સુધી અલ્લાહના સોગંદ ! હું જરૂર અલ્લાહની સાથે કોઇને તેનો ભાગીદાર નહિ બનાવીશ. અલ્લાહએ ચાહ્યું તો નમાઝ પણ પાબંદીથી પઢીશ. અને જો મારી પાસે રૂપિયા-પૈસા આવ્યા તો ઝકાત પણ આપતો રહીશ. અને રમઝાનના રોઝહ પણ ઈન્શા અલ્લાહ હમેશા રાખ્યા કરીશ. એવી જ રીતે પૈસાપાત્ર બની જઇશ તો ઇન્શાઅલ્લાહ બૈતુલ્લાહનો હજજ પણ કરીશ. અને અલ્લાહએ ચાહ્યું તો જનાબતની નાપાકીનો ગુસલ પણ ઉતારતો રહીશ."

આ બધું હું એક શ્વાસમાં બોલી ગયો. પછી મેં કહ્યું, "હે અબૂબક્ર ! હવે રહી ગયો અમીર કે નેતા બનવાનો મામલો તો સાંભળો, જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં કે બીજા લોકોની મજલિસમાં અમીર કે નેતા બનવા વગર માન મળતું નથી તો મને શા માટે અટકાવો છો ? કહો આ સવાલનો શું જવાબ છે ?"

જવાબમાં હઝરત અબૂબક્રે ગંભીરતાથી ફરમાવ્યું, "હે મારા ભાઈ ! જુઓ, તમે આ સવાલ કરીને મને સંકટમાં નાખી દીધો છે. વાંધો નહિ, હું તમારે ખાતર આ સંકટ વેઠી લઈશ. હવે તમે તમારા સવાલનો જવાબ સાંભળો, જુઓ, અલ્લાહ તઆલાએ મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સાચો દીન આપીને અને પોતાના પયગમ્બર બનાવીને આ દુનિયામાં મોકલ્યા. આપે અલ્લાહના દીનને ફેલાવવા માટે પારાવાર તકલીફો અને ઝેહમતો વેઠી, ત્યાં સુધી કે લોકો રાજીખુશી કે નારાજીથી ઈસ્લામમાં દાખલ થયા અને જયારે દાખલ થઇ ગયા તો અલ્લાહની પનાહમાં આવી ગયા. અલ્લાહની પનાહ મળવા બાદ એ બધા સલામતીના

કિલ્લામાં દાખલ થઇ ગયા. સલામતીના કિલ્લામાં પહોંચી જવા બાદ અલ્લાહ પોતે એ બધાનો બેલી બની ગયો. દુનિયાના તમામ મુસલમાનો સાથે અલ્લાહનું અને તેના પયગમ્બરનું આ બંધારણ છે. એમાંની એક વાત આ છે કે, કોઇ મુસલમાન બળજબરીથી અમીર કે લીડર તરીકે કોઇના માથે સવાર ન થઇ જાય. માટે હે ભાઇ ! અલ્લાહ સાથેનું બંધારણ તોડવાથી અને તેની સલામતીના કિલ્લામાંથી નીકળી જવાથી તમારે બચવું જોઇએ. કેમકે એના નતીજા રૂપે અલ્લાહ તમારા પરથી હિફાઝત કે સલામતીની જવાબદારી ઉઠાવી લેશે.

જુઓ તમારો કોઇ પાડોશી હોય જેની સાથે તમે એક બીજાની સલામતીના કરાર કર્યા હોય. પછી તમે એ કરારનો અમલ નહિ કરો તો એ પાડોશી તમારાથી નારાજ થઇ જશે. પછી તેનું એક બકરૂં કે એક ઊંટ પણ માર્યું જાય તો તેનું મોં ફૂલી જશે. ગુસ્સાની ગરમીથી તેનું લોહી ઊકળી ઊઠશે. ત્યારે અલ્લાહ તઆલાને તો પોતાના પાડોશી માટે સૌથી વધારે ગુસ્સો આવી જશે.''

રાફિઅ બિન અબૂ રાફિઅ કહે છે : આટલી વાતચીત પછી અમે મદીનહ પહોંચીને એકબીજાથી અલગ થઇ ગયા.

**ખિલાફત પછીનો બનાવ**————રાફિઅ બિન અબૂ રાફિઅ કહે છે : પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ ગઇ અને હઝરત અબૂબક્રને મુસલમાનોના અમીર કે ખલીફા બનાવી દેવામાં આવ્યા તો હું હઝરત અબૂબક્રની તહેનાતમાં હાજર થયો. મેં તેમને સવાલ કર્યો, ''હે અબૂબક્ર ! શું તમે મને બળજબરીથી મુસલમાનોના અમીર બનવાથી રોક્યો નહિ હતો ?''

ફરમાવ્યું, ''કેમ નહિ, હું હજુ પણ તમને એનાથી રોકું છું.''

મેં પૂછયું, ''ત્યારે બતાવો કઇ વસ્તુએ આપને તૈયાર કર્યા કે આપ મુસલમાનોના અમીર બની ગયા?''

ફરમાવ્યું, ''એ સિવાય બીજો કોઇ રસ્તો મને દેખાયો નહિ. મને થયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉમ્મતમાં ફાટફૂટ પડી જશે. લાચારીએ મારે ખિલાફત કબૂલ કરવી પડી.''

**શંકાશીલ ઊંટનું ગોશ્ત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન અબૂ હબીબે આ માહિતી આપી અને તેમને હઝરત અવફ બિન માલિક અશજઇની આ રિવાયત મળી જેમાં હઝરત અવફ બિન માલિક ફરમાવે છે :

હું એ સરિય્યહમાં શામિલ હતો જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન આસને અમીર બનાવીને ઝાતુસ-સલાસિલ મુકામે મોકલ્યા હતા. હું હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરના સંગાથે હતો. રસ્તામાં અમે કેટલાક એવા લોકો પાસેથી પસાર થયા જેઓએ એક ઊંટ ઝબહ કર્યું હતું પણ તેના અવયવો છૂટા પાડવાનું તેઓ જાણતા ન હતા. આ કળામાં હું પારંગત હતો. મેં તેઓને કહ્યું, ''જો તમે આ ઝબહ થયેલા ઊંટમાંથી દસમો ભાગ મને આપો તો હું એના અવયવો છૂટા પાડીને તમારામાં એની વહેંચણી કરી દઉં.''

તેઓ મારી વાત માની ગયા. મેં બે છુરીઓ લીધી. ઝબહ થયેલા ઊંટનું ચામડું છોલીને તેના અવયવો છૂટા પાડી દીધા. એ દરમિયાન હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર ત્યાંથી આગળ નીકળી ગયા હતા. ઊંટના ગોશ્તનો એક કકડો ઉપાડીને હું તેને મારા સાથીઓ પાસે લઇ ગયો. અમે બધાએ મળીને ગોશ્ત પકાવ્યું અને સાથે બેસીને તેની ઉજાણી કરી. આ પ્રસંગે અચાનક હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરને કંઇક યાદ આવ્યું.

તેઓએ મને પૂછયું, "હે અવફ ! આ ગોશ્ત તમે કયાંથી લાવ્યા ?"

મેં તેઓને પૂરી વાત બતાવી દીધી. બંને ગૃહસ્થો બોલી ઊઠયા, "હે માલિકના બેટા ! અમને આ ગોશ્ત ખવાડીને તમે સારૂં કામ નહિ કર્યું."

લાગલા જ બંને ગૃહસ્થો શંકાશીલ ગોશ્તને પડતું મૂકીને ઊભા થઇ ગયા. એક ખૂણામાં જઇને ખાધેલા ગોશ્તની ઊલટી પર ઊલટી કરવા લાગ્યા ત્યાં સુધી કે બંનેને સંતોષ થઈ ગયો.

એ પછી બધા લોકો અહીંથી કૂચ કરીને જયારે મદીનહ પહોંચી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થનારાઓમાં મારો નંબર પહેલો હતો. હું હાજર થયો તે વેળા આપ પોતાના ઘરમાં નમાઝ પઢતા હતા. નમાઝ પૂરી થતાં મેં આપને સલામ કરી, "યા રસૂલલ્લાહ! અસ્સલામુ અલૈકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ."

સલામનો જવાબ આપતાં આપે ફરમાવ્યું, "કોણ અવફ બિન માલિક છે કે ?"

મેં અરજ કરી, "જી હા યા રસૂલલ્લાહ ! મારાં માબાપ કુરબાન હો આપની ઉપર !"

ફરમાવ્યું, "અરે તેજ ને જેણે ઊંટનું ચામડું છોલ્યું હતું ?"

બસ એથી વધુ મારી સાથે આપે કોઇ વાત નહિ કરી.

---

# પ્રકરણ ૧૫૮

# ગઝવાત અને સરાયા

—૩—

સરિય્યએ-હઝરત ઈબ્ને અબી હદરદ ● સલામ કરનારની કતલ ● મરનારની દિયતનો ખટલો ● હત્યારા માટે માફીની દુઆની દરખાસ્ત ● હત્યારાનો ઈબ્રતનાક અંજામ ● મરનારની દિયતનો વિખવાદ ● સરિય્યએ-હઝરત ઈબ્ને અબી હદરદ ● દુશ્મનો પર મેળવેલી જીત ● સરિય્યએ-હઝરત ઈબ્ને ઔફ ● અન્સારી યુવકના સવાલો ● તબાહી નોતરનારી પાંચ ખસલતો ● ઈબ્ને ઔફને રવાનગીનો હુકમ ● સરિય્યએ-હઝરત અબૂ ઉબૈદહ ● સમુદ્રની વિરાટકાય માછલી ● સરિય્યએ-હઝરત અમ્ર બિન ઉમૈયહ ● ઘોડાવાળા કુરૈશીની હત્યા ● બૂનબકના એક મુશરિકની કતલ ● સરિય્યએ-હઝરત ઝૈદ બિન હારિસહ.

## સરિય્યએ-હઝરત ઈબ્ને અબી હદરદ (રદિયલ્લાહુ અન્હુ)

**સલામ કરનારને કતલ કરી શકાય ?**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન અબ્દુલ્લાહ બિન કુસૈતએ, કઅકાઅ બિન અબ્દુલ્લાહ બિન અબી હદરદના મુખે સાંભળેલી, તેમના બાપા હઝરત અબ્દુલ્લાહ બિન અબી હદરદની રિવાયત કહી સંભળાવી. હઝરત અબ્દુલ્લાહ બિન અબી હદરદનું બયાન છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને મુસલમાનોની લશ્કરી ટુકડી સાથે ઈદમ નામના સ્થળ તરફ રવાના કર્યા. આ ટુકડીમાં હઝરત અબૂ કતાદહ હારિસ બિન રબઅી અન્સારી અને મુહલ-લિમ બિન જુસામહ બિન કૈસ લૈસી પણ શામિલ હતા. (આ મુહલ-લિમ બિન જુસામહનું ઈમાન શંકાશીલ હતું.) અમે બધા મદીનહથી ઊપડીને ઈદમની ખીણમાં પહોંચી ગયા. અમે ઈદમની ખીણમાં જ હતા એટલામાં આમિર બિન અઝબત અશજઈ નામનો શખ્સ અમારી સામેથી પસાર થયો. તે પોતાના ઊંટ પર સવાર હતો. કંઈક માલસામાન પણ તેના ઊંટ પર લાદેલો હતો જેમાં દૂધનું એક વાસણ હતું. જ્યારે તે અમારી પાસેથી પસાર થયો તો તેણે જોરથી અમને સલામ કરી. તેની આ સલામ ઈસ્લામી પ્રથા મુજબની જ હતી, નહિ કે જાહિલિયતની પ્રથા મુજબની.

તેની મુસલમાનો જેવી સલામ સાંભળીને અમે તેને જતો કર્યો પણ જેવો જ તે આગળ વધી ગયો કે મુહલ-લિમ બિન જુસામહએ અચાનક પાછળથી ધસી જઈને તેને કતલ કરી નાખ્યો. બાબત એમ હતી કે બંને વચ્ચે અગાઉનો કંઈ ખટરાગ હતો. મુહલ-લિમે તેને કતલ કરીને તેનો ઊંટ તથા માલસામાન પણ કબજે

કરી લીધો. પછી જયારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો બનેલા બનાવથી આપને માહિતગાર કર્યા. એજ વેળા અમારા આ મામલા અંગે કુર્આને-મજીદની આ આયત નાઝિલ થઇ :

| | |
|---|---|
| યા ઐયુલહલ-લઝીન આમનૂ | હે મુસલમાનો ! |
| ઇઝા દરબ-તુમ | જયારે તમે સફર કરો |
| ફી સબીલિલ-લાહિ | અલ્લાહના રસ્તામાં (જિહાદ માટે) |
| ફ-તબય-યનૂ | તો ખૂબ તપાસ-તહકીક કરી લો |
| વલા તકૂલૂ લિમન અલ્કા | અને એમ ન કહી દો તે માણસને જે |
| ઈલૈ-કુમુસ-સલામ | તમને સલામ કરે, કે : |
| લસ્ત મુઅમિના. | "તું મુસલમાન નથી !" |
| તબ્તગૂન અરદલ-હયાતિદ-દુન્યા. | દુન્યવી જીવનનો માલ મેળવવા ખાતર. [1] |

**મરનારની દિયતનો ખટલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઉર્વહ બિન ઝુબૈરે પોતાના દાદાની રિવાયત ટાંકતાં કહ્યું કે ઉપરની ઘટના, જંગે-હુનૈનના પ્રસંગે સર્જાવા પામી. ઉર્વહના બાપ અને દાદા બંને જંગે-હુનૈનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાથે હતા. તેમના દાદાનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-હુનૈનમાં અમને બધાને ઝુહરની નમાઝ પઢાવીને એક ઝાડના સાયામાં આરામ લેવા બિરાજમાન થયા એટલામાં હઝરત અકરઅ બિન હાબિસ અને હઝરત ઉયૈનહ બિન હિસ્ન લડતા-ઝગડતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. બંને વચ્ચે પેલા માર્યા ગયેલા આમિર બિન અઝબત અશજઈના નાહક ખૂનનો ઝગડો હતો. હઝરત ઉયૈનહ પેલા આમિરના ખૂનનો બદલો માગતા હતા કેમકે હઝરત ઉયૈનહ પોતાના ગત્ફાન કબીલાના સરદાર હતા જયારે હઝરત અકરઅ બિન હાબિસ પેલા ખૂની મુહલ-લિમ બિન જુસામહનો પક્ષ લઇને તેનો બચાવ કરતા હતા કે તેની પાસેથી લોહીનો દંડ વસૂલ કરવાની જરૂર નથી કેમકે હઝરત અકરઅ પેલા મુહલ-લિમના ખિન્દીફ ખાનદાનમાંથી હતા.

સારાંશ કે બંને સરદારોએ દિયત એટલે લોહીદંડની રકમનો આ ખટલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં રજૂ કર્યો. રાવીનું કથન છે કે લશ્કરના બધા લોકો ત્યાં ઊભા રહીને બંનેની વાતો સાંભળવા લાગ્યા. એટલામાં અમે હઝરત ઉયૈનહ બિન હિસ્નને આમ કહેતાં સાંભળ્યા :

"અલ્લાહના સોગંદ છે યા રસૂલલ્લાહ ! હું આ મુહલ-લિમ બિન જુસામહને ત્યાં સુધી છોડવાનો નથી જયાં સુધી કે હું એની બેગમને વિધવા બનાવી દેવાની મઝા નહિ ચખાડી દઉં, જેવી રીતે એણે મારા માણસની સ્ત્રીને વિધવા બનાવી દેવાની મઝા ચખાડી છે."

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "આમ નહિ બની શકે. સાંભળો, લોહીદંડ તરીકે હું સો ઊંટો આપું છું. એમાંના ૫૦ ઊંટો હમણા આપું છું અને બાકીના ૫૦ ત્યારે લેજો જયારે

૧. સૂરએ-નિસાઅ પા. ૫ આયત ૯૪. મતલબ આ છે કે જે માણસ તમને સલામ કરે, ઇસ્લામી પ્રથા મુજબ અસ્સલામુ અલૈકુમ કહીને તમને દુઆ આપે, તમારા પ્રત્યે સલામતીની શુભેચ્છા વ્યકત કરે કે તાબેદારીની લાગણી દર્શાવે તેને એમ કહી શકાય નહિ કે તું મુસલમાન નથી ! દરેક કામ કુર્આનના આદેશ મુજબ તપાસ-તહકીક પછી કરવું જોઇએ. "હ"

આપણે મદીનહ પહોંચીશું."

પરંતુ હઝરત ઉયૈનહ બિન હિસ્ન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ ફેસલા સાથે સંમત નહિ થયા અને બરાબર ઇન્કાર કરતા રહ્યા. એટલામાં બનૂ લૈસનો એક શખ્સ ઊભો થઇ ગયો. લોકો એને મુકૈસિર નામે બોલાવતા હતા. એ ઠીંગણા કદનો હતો. ઇબ્ને હિશામના કથન મુજબ એનું નામ મુકતૈલ હતું. તેણે ઊભા થઇને કહ્યું :

"યા રસૂલલ્લાહ ! સોગંદ છે અલ્લાહના, પેલા મરનારના શરૂઆતના ઇસ્લામનો દાખલો આબેહૂબ એવાં બકરાંઓ જેવો છે જે પાણી પીવાં આવ્યાં હોય. એમાંના પહેલા બકરાને તીરથી વીંધી નાખવામાં આવ્યો હોય તો તેને તરફડતો જોઇને બાકીના બકરાં જીવ લઇને નાઠાં હોય. માટે આ ઝગડાનો ચુકાદો તો અત્યારે અને આજે જ આપ સાદર ફરમાવી દો અને દંડનો મામલો આવતી કાલ પર લંબાવી દો."

રાવીનું કથન છે કે તેની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો મુબારક હાથ ઊંચો કરીને ફરમાવ્યું, "નહિ બલકે લોહીદંડના ૫૦ ઊંટો અહીં આ સફરમાં જ લઇ લો અને બાકીના ૫૦ ઊંટો ત્યારે મળશે જ્યારે આપણે અહીંથી કૂચ કરીને મદીનહ પહોંચીશું."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માર્યા ગયેલા આમિર બિન અઝબત અશજઇની હત્યાને "કત્લે-અમદ" નહિ એટલે જાણી જોઇને કરેલી હત્યા નહિ બલકે "કત્લે-ખતા" એટલે ભૂલથી કરેલી હત્યા ઠેરવી હતી (જેમાં દિયત એટલે લોહીદંડ વાજિબ થાય છે.)

**હત્યારા માટે માફીની દુઆની દરખાસ્ત**———એ પછી બંને પક્ષના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો દિયતનો ફેસલો કબૂલ કરી લીધો. મામલાનો સુખદ અંત આવતાં લોકોએ તેઓને કહ્યું, "અરે તમારો પેલો સાથી મુહલ-લિમ ક્યાં છે ? જેણે એક નિર્દોષની હત્યા કરીને આ ઝગડો ઊભો કર્યો છે. તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરો કે જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેના માટે અલ્લાહ પાસે માફીની દુઆ ફરમાવે."

એટલામાં એક આદમી ઊભો થઇ ગયો. તેનો રંગ ઘઉંવર્ણો હતો. હલકા-ફુલકા ઘાટનો અને ઊંચા કદનો હતો. તેણે લૂંગી બાંધીને શરીર પર ચાદર ઓઢેલી હતી. આ પહેરવેશમાં તેણે પેલા આમિર બિન અઝબતની હત્યા કરી હતી. આગળ વધીને એ આદમી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં બેસી ગયો. આપે તેને પૂછ્યું, "તારૂં નામ શું છે ?"

તે બોલ્યો, "હું મુહલ-લિમ બિન જુસામહ છું."

રાવીનું બયાન છે : તેનું નામ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથ ઊંચા કર્યા અને પછી આ શબ્દો ફરમાવ્યા :

"અલ્લા-હુમ્મ લા તગફિર મુહલ-લિમિબ્ને-જુસામહ !"

હે અલ્લાહ ! મુહલ-લિમ બિન જુસામહને માફ નહિ કરજે !

આપે ત્રણવાર આ શબ્દો ફરમાવ્યા. રાવીનું કથન છે : આ શબ્દો સાંભળીને તરત જ મુહલ-લિમ

ત્યાંથી ઊઠીને જવા લાગ્યો. તે રડતો હતો અને આંસુઓ પોતાની ચાદરના પાલવથી લૂંછતો જતો હતો.

રાવીએ વધુમાં ઉમેર્યું : "અમે આ બધું જોતા હતા અને આપસમાં વાતો કરતા હતા. અમે આશા તો એવી જ રાખતા હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેના માટે મગફિરત કે માફીની દુઆ જરૂર માગશે. મગર જે વાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી જાહેર થઈ તે ઉપર મુજબ હતી. એનો ભેદ અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણે.

**હત્યારાનો ઇબ્રતનાક અંજામ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને વિશ્વાસપાત્ર કે નિષ્ઠાવાન રાવીએ જાણીતા ધર્મજ્ઞાની હઝરત હસન બસરીની આ રિવાયત કહી સંભળાવી કે, જે વેળા હત્યારો મુહલ-લિમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે આવીને બેસી ગયો તો પ્રથમ આપે તેને આમ ફરમાવ્યું, "તેં આમિર બિન અઝબતને અલ્લાહના નામે રક્ષણનું વચન આપ્યું પછી વિશ્વાસઘાત કરીને તેને કતલ કેમ કરી નાખ્યો?"

એ પછી આપે તેના હકમાં બદ-દુઆ ફરમાવી જેના શબ્દો ઉપર ટાંકવામાં આવ્યા છે.

હઝરત હસન બસરીનું બયાન છે : આ બનાવને ફકત સાત જ દિવસ પસાર થયા હતા કે મુહલ-લિમ બિન જુસામહનું મરણ થઈ ગયું. કસમ છે તે અલ્લાહના જેના અધિકારમાં હસન બસરીના પ્રાણ છે, અલ્લાહની ધરતીએ મરનારને પોતાના પેટમાંથી કાઢીને બહાર ફગોટી દીધો. લોકોએ બીજીવાર તેની લાશને જમીનમાં દફનાવી દીધી અને જમીને ફરીવાર તેને પોતાના પેટમાંથી કાઢીને બહાર ફેંકી દીધો. ત્યારે લોકોએ ત્રીજીવાર તેને દાટી દીધો તો જમીને તેને કબૂલ નહિ કરતાં પુનઃ પોતાના પેટમાંથી બહાર કાઢી નાખ્યો. જયારે વારંવાર આમ બન્યું તો લોકો લાચાર થઈ ગયા. પછી તેઓએ તેની લાશને બે પહાડોની વચ્ચે લઈ જઈને સુવાડી દીધી અને પથરાઓથી તેને ઢાંકીને ત્યાંથી ચાલ્યા આવ્યા.

જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તેની લાશની કઢંગી દશાના સમાચાર મળ્યા તો આપે ફરમાવ્યું :

> "જમીન તો એનાથી યે મોટા પાપીઓને પોતાના પેટાળમાં સમાવી લે છે પણ આ મામલામાં અલ્લાહ તઆલા તમારા માટે ઇબ્રત કે બોધ લેવાનો એક દાખલો પૂરો પાડે છે. જેનાથી જાહેર થાય છે કે મુસલમાનોનું લોહી આપસમાં કેટલું સન્માનપાત્ર છે."
> (અને એક મુસલમાનના લોહીની અલ્લાહની નજરમાં કેટલી કિંમત છે !)

**મરનારની દિયતનો વિખવાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે હઝરત અકરઅ બિન હાબિસ અને હઝરત ઉયૈનહ બિન હિસ્ન વચ્ચે મરનારના લોહીદંડ અંગે ટપાટપી થઈ તો હઝરત અકરઅએ હઝરત ઉયૈનહના માણસોને એકાંતમાં બોલાવીને કહ્યું, "તમે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ફેસલો નથી માનતા તો શું તમને આ વાતનો ડર નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કદાચ તમારી ઉપર લઅનત વરસાવે અને આ લઅનતને કારણે અલ્લાહનો ગઝબ તમારી ઉપર તૂટી પડે ? સાંભળો, તમે બધા રાજીખુશીથી આ મામલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મરજી પર છોડી દો. આપને વાજબી લાગશે તે ફેસલો ફરમાવશે. હવે જો તમે નહિ માનો તો એવું બનશે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તમારા બનૂ તમીમ કબીલાના ૫૦ માણસોની સાક્ષી મેળવી લેશે. આ રીતે તમારો સાથી મુહલ-

લિમ એવા કાફિરની મોતે મરશે જેણે એક વખતની નમાઝ પણ ન પઢી હોય. પછી તેનું ખૂન પણ ફોગટ જશે અને તેની દિયત પણ વાજિબ નહિ ઠરશે.''

હઝરત અકરઅ બિન હાબિસની આ દલીલ સાંભળીને હઝરત ઉયૈનહ અને તેમના કબીલાના લોકોએ દિયતનો ફેસલો કાબૂલ કરી લીધો.

ઈબ્ને હિશામ કહે છે : મુહલ-લિમની વંશાવળી આ છે : મુહલ-લિમ બિન જુસામહ અથવા જુસ્સામહ બિન કૈસ લૈસી-ઈબ્ને ઈસ્હાકના કહેવા મુજબ તેનું નામ મુહલ-લિમ, મહિલ્લમ કે મહલિમ નહિ બલકે મુલજિમ હતું.

## સરિય્યએ-હઝરત ઈબ્ને અબી હદરદ (રદિયલ્લાહુ અન્હુ)

**નિકાહની મહરનો મામલો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબી હદરદ અસલમીનો તે સરિય્યહ જેનો પ્રસંગ ગાબહ નામના સ્થળે સર્જાયો. એનાં બનાવ અંગે એક ભરોસાદાર રાવીએ મને ખુદ હઝરત અબ્દુલ્લાહના મુખે સાંભળેલી કથા કહી સંભળાવી.

પોતાની કથા વર્ણવતાં હઝરત અબ્દુલ્લાહ બિન અબી હદરદ ફરમાવે છે : ''મેં મારી કૌમની એક કન્યા સાથે શાદી કરી લીધી જેમાં નિકાહની મહર તરીકે બસો દિરમની રકમ નકકી કરવામાં આવી. હવે નિકાહની મહરના પૈસા મારી પાસે હતા નહિ. શું કરવું, કયાંથી લાવવા તેની મુંઝવણમાં પડી ગયો. છેવટે મદદ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે ગયો. આપે પૂછયું, ''નિકાહની મહર તમે કેટલી નકકી કરી?''

મેં કહ્યું, ''બસો દિરહમ યા રસૂલલ્લાહ !''

આપે ફરમાવ્યું, ''સુબ્હાનલ્લાહ ! અગર તમે કોઈની પાસેથી કરજ લઈ લેત તો તેથીયે વધુ મેળવી લેત ! સાંભળો અલ્લાહના સોગંદ, અત્યારે તમારી મદદ માટે મારી પાસે કંઈ નથી.''

એ પછી થોડા દિવસો મેં એમ જ પસાર કરી નાખ્યા. એ દરમિયાન બનૂ જુશમ બિન મુઆવિયાનો એક આદમી જાહેરમાં આવ્યો. એનું નામ રિફાઅહ બિન કૈસ અથવા કૈસ બિન રિફાઅહ હતું. એ બનૂ જુશમ કબીલાના એક મોટા ખાનદાનનો બહુ મોટો માણસ હતો. એ પોતાના કેટલાક સાથીઓને લઈને ગાબહ નામે સ્થળે આવીને થોભી ગયો. એ પોતાની કૌમનો અગ્રણી અને માથાભારે માણસ હતો. ગાબહ મુકામે બનૂ કૈસનો કબીલો વસેલો હતો. રિફાઅહ બિન કૈસ આ કબીલાના લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ ઉશ્કેરીને લડાઈ માટે તૈયાર કરવા લાગ્યો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સમાચાર મળ્યા. આપે મને અને મારી સાથે બીજા બે મુસલમાનોને બોલાવીને ફરમાવ્યું, ''તમે પેલા માણસ તરફ જાવ અને ત્યાંની પરિસ્થિતિનો તાગ મેળવીને મને ખબર આપો.''

સાથે જ આપે અમને એક ઘરડી અને નબળી ઊંટણી આપી. આ નબળી-દુબળી ઊંટણી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લઈને ઊભી પણ થઈ શકતી ન હતી; જયાં સુધી કે લોકો એને પાછળથી

હડસેલા નહિ મારે. પરંતુ હવે એજ ઊંટણી પોતે ઝપાટાભેર ઊભી થઈ ગઈ; હાલાં કે તે ઊભી થવાને લાયક ન હતી. આપે ફરમાવ્યું, ''એજ ઊંટણી પર બેસીને જાવ અને વારાફરતી એની પીઠ પર સવારી કરજો.''

**દુશ્મનો પર મેળવેલી જીત**————હઝરત ઈબ્ને અબૂ હદરદ ફરમાવે છે : ''અમે લોકો ત્યાંથી રવાના થયા. અમારી પાસે તીરો પણ હતાં અને તલવારો પણ હતી. સૂરજ ગુરૂબ થવાના સમયે અમે તેઓના પડાવ પાસે પહોંચી ગયા. હું તેઓના લશ્કર પાસેના એક છુપા ખૂણામાં લપાઈને બેસી ગયો અને મારા બંને સાથીઓ બીજા ખૂણામાં સંતાઈ ગયા. મેં તેઓને કહી દીધું હતું કે જ્યારે તમે મને તકબીરનો નઅરો પોકારતાં અને ખૂણામાંથી નીકળીને દુશ્મનના લશ્કર પર હલ્લો કરતાં જુઓ તો તમારે પણ એજ પળે તકબીરનો નઅરો ગજાવીને દુશ્મન પર હલ્લો કરી દેવો.

અલ્લાહના સોગંદ, અમે એજ હાલતમાં દુશ્મનની ગફલતનો ઈન્તેઝાર કરતા રહ્યા અને સાથે દુશ્મન ચેતી જઈને અમને કંઈ નુકસાન ન પહોંચાડી દે તેની પણ સાવચેતી રાખતા રહ્યા. એટલામાં રાત શરૂ થઈ ગઈ અને ઈશાના સમયનો અંધકાર છવાઈ ગયો. તે વેળા એમ બન્યું કે દુશ્મનનો એક માણસ ઊંટો ચરાવવા નીકળી ગયો હતો અને તેને આવતાં મોડું થઈ ગયું તો લશ્કરના લોકો ફિકરમંદ બની ગયા. મેં જોયું કે તેઓનો નેતા રિફાઅહ બિન કૈસ ઊભો થયો. તેણે પોતાની તલવાર ગળે લટકાવી અને કહ્યું, ''અલ્લાહના સોગંદ, હું મારા એ સાથીની શોધમાં અવશ્ય જઈશ. મને લાગે છે કે એ કોઈ સંકટમાં સપડાયો છે.''

સાથીઓ બોલ્યા, ''ના ભાઈ તમે અમારા સરદાર છો, તમને અલ્લાહના સોગંદ છે, તમારે જવું નહિ. તમારે બદલે અમે જવા તૈયાર છીએ.''

''ના એ તમારૂં કામ નહિ, હું એકલો જઈશ.'' રિફાઅહ બોલ્યો.

''વારૂ તો અમે તમારા સંગાથે આવીએ છીએ.

''ના તમારામાંથી કોઈએ મારી પાછળ આવવું નહિ, હું એકલો બસ છું.'' રિફાઅહએ ભારપૂર્વક કહી દીધું.

રિફાઅહ ત્યાંથી નીકળીને મારી સામેથી પસાર થયો. જ્યારે એ મારા નિશાના પર આવી ગયો તો મેં એક તીર છોડયું. તીર સનન કરતું તેના દિલમાં ખૂપી ગયું. પછી તો અલ્લાહના સોગંદ, તે એક શબ્દ બોલી શકયો નહિ. હું લાગલો જ છલાંગ મારીને તેની ઉપર તૂટી પડયો અને મેં તેનું માથું કાપી લીધું. બીજી જ પળે અલ્લાહુ અકબરનો નઅરો લલકારીને મેં લશ્કરના એક ખૂણા પર હલ્લો કરી દીધો. મારા સાથીઓ પણ તકબીરનો નઅરો ગજાવતા ઘાતમાંથી નીકળીને લશ્કર પર તૂટી પડયા. નતીજો આ નીકળ્યો કે લશ્કરમાં જેટલા માણસો હતા, રાતના અંધારામાં ચિચિયારીઓ પાડતા અંધાધૂંધ નાસવા લાગ્યા. જેટલી સ્ત્રીઓ અને બાળકો હતાં, હાથમાં જે કંઈ હલકો-ફુલકો સામાન આવ્યો તે લઈને ફરાર થવા લાગ્યાં. અમે ત્રણે સાથીઓ મોટાં મોટાં ઊંટો અને બેશુમાર બકરાં હંકારતા લઈ આવ્યા. આ બધો ગનીમતનો માલ લઈને અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને રિફાઅહનું કપાયેલું માથું પણ સાથે લઈ આવ્યા હતા.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ ઊંટોમાંથી મારા નિકાહના મહર માટે ૧૩ ઊંટો અર્પણ કરીને મારી મદદ ફરમાવી. આ ઊંટો નિકાહના મહરમાં આપીને હું મારી દુલહનને મારા ઘરે લઈ આવ્યો.

## સરિય્યએ-હઝરત ઈબ્ને અવફ (રદિયલ્લાહુ અન્હુ)

**ઉચ્ચ પાયાના ધર્મધુરંધર સહાબા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને એક માન પામેલા પ્રામાણિક ગૃહસ્થે અતાઅ બિન અબૂ રબાહની રિવાયત કહી સંભળાવી. અતાઅ બિન અબૂ રબાહ પોતાનો અનુભવ વર્ણવતાં કહે છે : "મેં એક બસરી ગૃહસ્થને જોયો. તે બસરા શહેરથી મદીનહ આવેલો હતો. તેણે હઝરત ઉમર બિન ખત્તાબના વિદ્વાન ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરને પાઘડી માથે બાંધવા વિષે સવાલ કર્યો; એવી પાઘડી જેનો એક છેડો ખભા પાછળ લટકતો હોય.

હઝરત ઈબ્ને ઉમરે તેને ફરમાવ્યું, "હે ભાઈ ! હું તમને ઈન્શાઅલ્લાહ એને લગતી પૂરી માહિતી પૂરી પાડીશ."

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરનું બયાન છે : "હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે દસ સહાબામાંથી એક છું જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદની મજલિસમાં હાજર રહેતા હતા. હું તેઓમાંથી દસમો આદમી છું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એ નૂરાની મજલિસમાં હાજર રહેનારા ગૃહસ્થોના નામો આ છે :

(૧) હઝરત અબૂબક્ર સિદ્દીક (૨) હઝરત ઉમર બિન ખત્તાબ (૩) હઝરત ઉસ્માન બિન અફફાન (૪) હઝરત અલી બિન અબી તાલિબ (૫) હઝરત અબ્દુર્રહમાન બિન અવફ (૬) હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (૭) હઝરત મુઆઝ બિન જબલ (૮) હઝરત હુઝૈફહ બિન યમાન (૯) હઝરત અબૂ સઈદ ખુદરી (૧૦) હું પોતે. (રદિયલ્લાહુ અન્હુમ એટલે અલ્લાહ એ સૌથી રાજી હો !)

**અન્સારી યુવકના સવાલો**————હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ફરમાવે છે : "અમે બધા નિયમ મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની મજલિસમાં બેઠેલા હતા એટલામાં એક નવજવાન અન્સારી ગૃહસ્થ આવ્યા. તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સલામ કરી અને મજલિસમાં બેસી ગયા અને પછી અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા આપની ઉપર પોતાની રહમત ઉતારે! પૂછવાનું આટલું કે સૌથી શ્રેષ્ઠ મુસલમાન કોણ છે ?"

આપે ફરમાવ્યું, "અહસનુ-હુમ ખુલુકન." એટલે તમારામાં જેના અખ્લાક સારા હોય તે સૌથી શ્રેષ્ઠ મુસલમાન છે.

અન્સારી નવયુવકે બીજો સવાલ કર્યો, "ફ-ઐયિલ-મુઅમિનીન અકૈ-યિસુન ?" એટલે મુસલમાનોમાં સૌથી વધુ ચંચળ કે બુધ્ધિશાળી કોણ છે ?

આપે ફરમાવ્યું, "અકસરુ-હુમ ઝાકિરલ-લિલ-મવતે વ અહસનુ હુમ ઈસતિઅ-દાદન લહૂ કબ્લ અંય-

યુનઝ-ઝિલ બિહી.''

એટલે સૌથી વધુ ચંચળ કે બુધ્ધિશાળી તમારામાં તે મુસલમાન છે જે મોતને સૌથી વધારે યાદ કરનારો હોય અને મોત આવવા પહેલાં તેના માટે તૈયારી કરનારો હોય.

આ સાંભળીને અન્સારી યુવક ખામોશ થઇ ગયા. એ પછી આપે અમારી તરફ જોયું અને ફરમાવ્યું, ''હે મુહાજિરીનની જમાઅત ! સાંભળો, પાંચ ખસલતો એવી છે જે તમારામાં પ્રવેશી જાય તેથી હું અલ્લાહની પનાહ ચાહું છું.'' (તમારામાં એ ખસલતો કે કુટેવો પ્રવેશવી ન જોઇએ. કાયમ એનાથી આઘા રહેજો.)

**તબાહી નોતરનારી પાંચ ખસલતો**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''એ પાંચ ખસલતો આ છે :''

- ——કદી આમ નથી બન્યું કે કોઇ કૌમમાં ફવાહિશ (એટલે બેશર્મી, બેહયાઇ, બદકારી, નગ્નતા, વ્યભિચાર વગેરે)નો મામલો એટલી હદે પહોંચી જાય કે, લોકો ખુલ્લમ ખુલ્લા અને ઉઘાડે છોગે તેને આચરવા લાગે અને પછી તે કૌમમાં પ્લેગ, મરકી કે એવો રોગચાળો ફાટી ન નીકળે જે તેના બાપદાદાઓના જમાનામાં ન હતો.

- ——કદી આમ નથી બન્યું કે કોઇ કૌમ માપ-તોલમાં દગો-ફટકો કરવા લાગે અને પછી એ કૌમને દુકાળ, મોંઘવારી, ગધ્ધાવૈતરૂં અને સત્તાધારીઓના ત્રાસે કે ભ્રષ્ટાચારે પોતાની ભીંસમાં ન લઇ લીધા હોય.

- ——કદી આમ નથી બન્યું કે કોઇ કૌમે પોતાના માલમાંથી ઝકાત આપવાનું, દાન-ખૈરાત કરવાનું બંધ કરી દીધું હોય અને પછી તેને આકાશથી વરસનારા વરસાદથી મહરૂમ ન કરી દેવામાં આવી હોય. હા જો જાનવરો કે ચોપગાં પ્રાણીઓ ન હોય તો વરસાદને સદંતર બંધ કરી દેવામાં આવે.

- ——કદી આમ નથી બન્યું કે કોઇ કૌમે અલ્લાહના બંધારણને અને તેના રસૂલના બંધારણને તોડી નાખ્યું હોય અને પછી તેના માથે, પારકાઓને દુશ્મન બનાવીને સવાર ન કરી દેવામાં આવ્યા હોય. અને પછી માથે ચઢી બેઠેલો એ દુશ્મન તે કૌમની જમીન-જાગીર કે માલ-મિલ્કતનો અમુક ભાગ પડાવી નહિ લે.

- ——કદી આમ નથી બન્યું કે કોઇ કૌમના આગેવાનોએ, ધર્મનેતાઓએ અને માર્ગદર્શકોએ અલ્લાહની કિતાબના આદેશો મુજબ લોકોની દોરવણી નહિ કરી અને અલ્લાહના ઉતારેલા આદેશોને તરછોડીને પોતાની મરજી મુજબના હુકમો ચાલુ કરી દીધા અને પછી અલ્લાહ તઆલાએ તેઓમાં આપસના લડાઇ-ઝગડા, ખૂનામરકી અને ફાટફૂટ ન જન્માવી દીધી હોય.''

**ઇબ્ને ઔફને રવાનગીનો હુકમ**————હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરનું બયાન છે: એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબ્દુર્રહમાન બિન ઔફને એક લશ્કરી ટુકડીના અમીર બનાવીને, દૂમતુલ-જન્દલ સ્થળે ભેગા થયેલા અને મદીનહ પર ચઢાઇ કરવા માગતા દુશ્મનો તરફ જવા માટેની

તૈયારી કરવાનો હુકમ ફરમાવ્યો.

તૈયારીના હુકમને માથે ચઢાવીને હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ એક કાળા રંગના સુતરાઉ કપડાંની પાઘડી પોતાના માથે સજવા લાગ્યા. એમને પાઘડી બાંધતા જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને પોતાની પાસે બોલાવ્યા. એમની બાંધેલી પાઘડી આપે પોતાના મુબારક હાથે છોડી નાખી અને પછી પોતાના મુબારક હાથથી એ પાઘડી તેમના માથે બાંધવા લાગ્યા. પ્રથમ આપે પાઘડીના ચાર પાંચ વળ તેમના માથાના પાછલા ભાગથી બાંધ્યા પછી તેનો ચાર આંગળ કે તેટલો જ છેડો પીઠ પાછળ છોડી દીધો અને ફરમાવ્યું, "અબ્દુર્રહમાન ! જુઓ, પાઘડી આ રીતે બાંધ્યા કરો. આ તરીકો સૌથી ઉત્તમ અને સહેલો છે."

પછી આપે હઝરત બિલાલને હુકમ ફરમાવ્યો, "બિલાલ ! ઝંડો લાવીને મને આપો."

હઝરત બિલાલ ઝંડો લઈ આવ્યા. આપે અલ્લાહની હમ્દો-સના બયાન કરી. પછી પોતાની પવિત્ર જાત પર દુરૂદ શરીફ પઢયા અને પછી ફરમાવ્યું :

> "આ ઝંડો ઉપાડો. બધા મળીને અલ્લાહના રસ્તામાં જિહાદ કરો અને એવા દરેક માણસ સાથે જંગ કરો જે અલ્લાહનો ઈન્કારી હોય અને અલ્લાહ સાથે કુફ્ર કરનારો હોય. જુઓ, અમાનતમાં ખિયાનત ન કરજો. વચનભંગ કે કરારભંગ ન કરજો. સામેવાળાના હાથપગ કે શરીરના બીજા અવયવો ન બગાડજો. સ્ત્રીઓ અને બાળકોને કતલ ન કરજો. આ અલ્લાહનું બંધારણ છે અને તમારી જાતમાં અલ્લાહના પયગમ્બરના સંસ્કારો કે આદર્શો મવજૂદ છે."

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફએ આગળ વધીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથમાંથી ઝંડો લઈને સંભાળી લીધો.

ઈબ્ને હિશામ કહે છે : એ પછી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ પોતાની લશ્કરી ટુકડી સાથે દૂમતુલ-જન્દલ તરફ રવાના થઈ ગયા.

## સરિય્યએ-હઝરત અબૂ ઉબૈદહ (રદિયલ્લાહુ અન્હુ)

**સમુદ્રની વિરાટકાય માછલી**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઉબાદહ બિન વલીદ બિન ઉબાદહ બિન સામિતએ, પોતાના પિતાને મુખે સાંભળેલી, પોતાના દાદા હઝરત ઉબાદહ બિન સામિતની રિવાયત કહી સંભળાવી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક લશ્કરી ટુકડી "સીફુલ-બહ્ર" તરફ રવાના કરી અને હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહને એ લશ્કરી ટુકડીના અમીર બનાવ્યા. આ લશ્કરી ટુકડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ થોડીક ખજૂરો પણ આપી. આ લોકો સફરમાં એજ ખજૂરો ખાતા રહ્યા. ત્યાં સુધી કે ખજૂરોનો પુરવઠો ખતમ થવા આવ્યો અને નૌબત એટલે સુધી પહોંચી ગઈ કે છેલ્લી વહેંચણીમાં એક શખ્સના ભાગે એક પણ ખજૂર નહિ આવી. મામલો ભૂખમરા સુધી લંબાયો. જયારે અમને ભૂખની તકલીફ સતાવવા લાગી તો અલ્લાહ તઆલાએ અમારા માટે સમંદરમાંથી એક વિરાટકાય માછલી કિનારા પર ફેંકી

દીધી. અમે તેનું ગોશ્ત અને ચરબી મજાથી ખાતા રહ્યા. પૂરા વીસ દિવસ સુધી અમે માછલીના ખોરાક પર રહ્યા. હવે અમે લોકો ખૂબ જાડાતાજા કે તગડા થઇ ગયા હતા.

એક દિવસે અમારા અમીર સાહેબે આ માછલીની પાંસળી કે ઢાંચો ઉપાડીને રસ્તા પર ગોઠવી દીધો અને અમારા ઊંટોમાં જે સૌથી લાંબો, જાડો-તાજો ઊંટ હતો તેને મંગાવ્યો અને તેની પીઠ ઉપર અમારા સૌથી લાંબા-તાજા માણસને બેસાડયો અને કહ્યું કે પાંસળીના આ પુલ નીચેથી પસાર થાવ. જયારે તે પસાર થયો તો તેનું માથું સુધ્ધાં પાંસળી સાથે અથડાયું નહિ.

પછી જયારે અમે અમારૂં કામ પતાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા તો સફરમાં બનેલો પૂરો કિસ્સો અમે આપને કહી સંભળાવ્યો અને પૂછયું, ''યા રસૂલલ્લાહ ! અમે લોકોએ આ દરિયાઇ પ્રાણીનું ગોશ્ત ખાધું તો એ બારામાં આપનો શું અભિપ્રાય છે ?''

આપે ફરમાવ્યું, ''એ એક રોજી હતી જેને અલ્લાહ તઆલાએ તમારા ખોરાક માટે સમંદરમાંથી મોકલાવી આપી.''

## સરિય્યએ-હઝરત અમ્ર બિન ઉમૈયહ (રદિયલ્લાહુ અન્હુ)

**અબૂ સુફયાનની કતલનું ફરમાન**————ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જેટલા સરાયા કે બુઊસ માટે જેટલી લશ્કરી ટુકડીઓ મોકલાવી તેમાંથી અમુકના બનાવો ઇબ્ને ઇસ્હાકે પોતાના ગ્રંથમાં ટાંકયા નથી. એમાંથી એક સરિય્યએ-અમ્ર બિન ઉમૈયહ પણ છે.

મને પ્રામાણિક ગૃહસ્થોને મુખે મળેલી માહિતી મુજબ જયારે મક્કહના લોહી તરસ્યા ત્રાસવાદીઓએ હઝરત ખુબૈબ બિન અદી અને તેમના સાથીઓને દગાખોરીથી પકડી લઇને વિના વાંકે શહીદ કરી નાખ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને હુકમ ફરમાવ્યો કે મક્કહ જઇને અબૂ સુફયાન બિન હર્બને કતલ કરી નાખો. આપે હઝરત જબ્બાર બિન સખ્ર અન્સારીને પણ હઝરત અમ્ર બિન ઉમૈયહની સાથે કરી દીધા.

આ બંને ગૃહસ્થો સફરની મંઝિલો વટાવતા મક્કહ પહોંચી ગયા. પ્રથમ તેઓએ યાહિજ મુકામે પોતાના ઊંટોને પહાડોની એક ઘાટીમાં બાંધી દીધા અને રાતના સમયે તેઓ મક્કહમાં દાખલ થયા. આ પ્રસંગે હઝરત જબ્બારે પોતાના સાથીને કહ્યું, ''ચાલો પ્રથમ કઅબહનો તવાફ કરીને બે રકઅત નમાઝ પઢી લઇએ.''

હઝરત અમ્ર બોલ્યા, ''લોકો જમી પરવારીને કઅબહના ચોગાનમાં બેઠકો ગોઠવે છે. મોડી રાતે જયારે બધા પોતપોતાના ઘરોમાં ઠરીઠામ થઇ જશે તે વેળા જઇને તવાફ કરી લઇશું.''

હઝરત જબ્બાર બોલ્યા, ''ઇન્શા અલ્લાહ જરૂર જરૂર !''

હઝરત અમ્ર બિન ઉમૈયહ ફરમાવે છે : ''મોડી રાતે લોકો પોતપોતાના ઘરે સિધાવી ગયા તો અમે બંનેએ કઅબહનો તવાફ કર્યો. તવાફથી પરવારીને બે રકઅત નમાઝ પઢી અને પછી અમે અબૂ સુફયાનની તલાશમાં નીકળી પડયા. અમે ગલીઓમાંથી પસાર થતા હતા એટલામાં મક્કહના એક માણસની નજરે અમે

ચઢી ગયા. તરત તેણે મને ઓળખી લીધો અને ઊંચા સાદે કહ્યું, "અલ્લાહના સોગંદ ! આ માણસ જરૂર કોઇ બુરા ઈરાદે જ મક્કહ આવેલો લાગે છે."

મેં મારા સાથીને કહ્યું, "અન-નજાઅ !"એટલે પોતાના બચાવની ફિકર કરો.

અમે ભાગવાનું શરૂ કર્યું અને ભાગતા-ભાગતા એક પહાડ પર ચઢી ગયા. મક્કહના લોકો અમારી તલાશમાં નીકળી પડયા હતા. પણ જ્યારે અમે પહાડ પર ચઢી ગયા તો તેઓ માયૂસ થઈને ત્યાંથી પાછા ચાલ્યા ગયા. અમે પહાડ પર જઈને એક ગુફામાં ભરાઇ ગયા. ત્યાં જ અમે રાત પસાર કરી. મોટા મોટા પથ્થરોથી અમે પોતાને ઢાંકી લીધા હતા. પ્રભાતના અજવાળામાં અમે જોયું કે કુરૈશનો એક આદમી ઘોડો લઈને આવી રહ્યો છે. ઘોડાની પીઠ પર તેણે ગાંસડી લાદેલી હતી. એ કુરૈશી એકદમ અમારા માથે આવી લાગ્યો. અમે ગારમાં લપાઈને બેઠેલા હતા. મેં વિચાર્યું કે આ માણસ જો અમને જોઇ લેશે તો બૂમો પાડીને લોકોને બોલાવી લેશે અને તેઓ અમને બંનેને ઝડપી લઇને કતલ કરી નાખશે.

**ઘોડાવાળા કુરૈશીની હત્યા**————હઝરત અમ્ર બિન ઉમૈયહ બયાન કરે છે : "મારી પાસે એક ખંજર હતું. અબૂ સુફયાનને કતલ કરવા માટે મેં એને સાથે લીધું હતું. મેં એ ખંજર ખેંચી કાઢયું અને છલાંગ મારીને તેની છાતીમાં હુલાવી દીધું. તેણે એક ભયંકર ચીસ પાડી જેનો પડઘો મક્કહના લોકોના કાનો સુધી પહોંચી ગયો. હું ઉપરાછાપરી ઘા કરતો રહ્યો અને તે ચિલ્લાતો રહ્યો ત્યાં સુધી કે તેની ચીસો શમી ગઇ. એટલામાં લોકો દોડતા તેની પાસે આવી લાગ્યા. તેને પૂછયું, "તને કોણે માર્યો છે ?"

તે બોલ્યો, "મને અમ્ર બિન ઉમૈયહએ માર્યો છે."

આટલું કહેતાં જ તેની જાન નીકળી ગઈ. એજ સ્થળે તે મરી ગયો અને અમારા સંતાવાનું ઠેકાણું તે કોઇને બતાવી શકયો નહિ. લોકો તેની લાશને ઉપાડીને લઇ ગયા. મેં મારા સાથીને કહ્યું, "હવે સાંજ થવા આવી છે. આપણે પોતાના બચાવની ફિકર કરવી જોઈએ."

છેવટે રાત આવી લાગી અને અમે બંને મક્કહથી નીકળીને મદીનહના રસ્તે પડયા. હઝરત ખુબૈબ બિન અદીને મક્કહના લોકોએ ધોકાથી પકડીને શહીદ કરી નાખ્યા હતા. તેમની લાશ તેજ સ્થળે રહવા દીધી હતી જ્યાં તેમને શહીદ કર્યા હતા અને પહેરેગીરો તેમની લાશનો પહેરો ભરી રહ્યા હતા. જ્યારે અમે રાતના અંધારાંમાં પૂરી સાવચેતીથી પહેરેગીરો પાસેથી પસાર થવા લાગ્યા તો તેમાંનો એક પહેરેગીર પોતાના સાથીઓને કહેવા લાગ્યો, "અલ્લાહના સોગંદ ! આજની રાતે હું આબેહૂબ અમ્ર બિન ઉમૈયહની ચાલ જેવો પગરવ સાંભળી રહ્યો છું. જો તે મદીનહમાં ન હોત તો હું ચોકકસ કહી શકત કે, આ પગરવ અમ્ર બિન ઉમૈયહની ચાલ જેવો જ છે."

આમ કહીને એ પહેરેગીર ત્યાં જમીનમાં દાટેલા એક ખૂંટા તરફ જવા લાગ્યો. પરંતુ તે ત્યાં પહોંચે તે પહેલાં મારો સાથી છલાંગ મારીને ખૂંટા પાસે પહોંચી ગયો અને તેને ઉખાડીને દોડવા લાગ્યો. હું પણ તેની સાથે દોડી પડયો. એ લોકો પણ અમારી પાછળ દોડયા. અમે દોડતા-દોડતા યાજજ મુકામે પહોંચી ગયા. અહીં એક પહાડી નાળું હતું. મારા સાથીએ પેલું લાકડું તેમાં ફેંકી દીધું. અમારી પાછળ દોડનારા પહેરેગીરો એ લાકડાને તેમાંથી કાઢવાની વેતરાણમાં ગૂંથાયા ત્યારે મેં મારા સાથીને કહ્યું,"અન-નજાઅ ! અન-નજાઅ!"

બચવાની ફિકર કરો, બચવાની કોશિશ કરો. તમે પોતાના ઊંટ સુધી પહોંચો અને તેના પર બેસીને ઊપડી જાવ. હું આ લોકોનું ધ્યાન તમારા તરફથી હટાવું છું.''

**બનૂબક્રના એક મુશરિકની કતલ**————મારો સાથી જબ્બાર બિન સખ્ર ઊંટ પર બેસીને ઊપડી ગયો અને હું પણ ત્યાંથી ચાલી નીકળ્યો. જયારે મક્કહથી થોડે દૂર આવેલા દજનાન નામે પહાડ પાસે પહોંચ્યો તો બાજુમાં આવેલા બીજા એક પહાડની બખોલમાં ઘૂસીને આસરો લીધો. થોડીવાર થઇ એટલામાં એક બુઢ્ઢો આ ગુફા પાસે આવી લાગ્યો. એ બનૂ દૈલ કબીલાનો માણસ હતો. એની એક આંખ ફૂટેલી હતી. એની સાથે થોડાંક બકરાં પણ હતાં. મને જોઇને એ એક આંખવાળા બુઢ્ઢાએ પૂછયું, ''અલ્યા તું કોણ છે, અહીં શું કરે છે ?

મેં કહ્યું, ''બનૂ બક્રનો માણસ છું. વિસામો લેવા બેઠો છું.''

પછી મેં તેને પૂછયું, ''બડેમિયાં ! તમે કોણ છો ?''

તે બોલ્યો, ''હું પણ બનૂબક્રનો માણસ છું.''

મેં કહ્યું, ''તો ભલે પધારો, આવો આરામ કરો.''

બુઢ્ઢાએ આવતાં જ આ રાગ બુલંદ અવાજે આલાપવા માંડયો:

**વ લસ્તુ બિ-મુસ્લિમિન મા દુમ્તુ હય્યન, • વલા દાનિલ લિ-દીનિલ મુસ્લિ-મયના.**

અને હું જયાં સુધી જીવતો રહીશ, કદી પણ મુસલમાન નહિ બનું અને કોઇ કાળે હું મુસલમાનોનો મઝહબ ગ્રહણ નહિ કરૂં.

આ બુઢ્ઢો ઈસ્લામનો પાકો દુશ્મન હતો અને અંતઃકરણથી ઈસ્લામને ધિક્કારતો હતો. તે વારંવાર એજ ગાયન લલકારતો હતો અને હું મનમાં કહેતો હતો, ''ઠીક છે બુઢ્ઢા, હમણા તને ખબર પડી જશે !''

હું ધીરજથી કામ લઈને મોડે સુધી ટાળતો રહ્યો. જયારે તે ભરઊંઘમાં પડી ગયો તો મેં મારી કમાન ઉપાડી અને તેનો અણીદાર ખૂણો તેની સાજી આંખમાં ભોંકી દીધો. આ અણીદાર ખૂણો તેની આંખની અંદર ઊતરતો જ ચાલ્યો ગયો અને તેની ખોપરીની હાડકી સુધી પહોંચી ગયો.હવે મને પોતાના બચાવની ફિકર થઇ. ઝટપટ ત્યાંથી ઊપડીને ''અરિજ'' મુકામે પહોંચ્યો અને ત્યાંથી ''રકૂબહ''ની ભૂમિ વટાવતો ''નકીઅ'' સ્થળે જઇને થોભી ગયો.[૧]

અહીં મેં જોયું કે કુરૈશના બે મુશરિકો બેઠેલા છે. એમને મેં ઓળખી લીધા. બંને કુરૈશના જાસૂસ હતા. મુસલમાનોની હિલચાલની બાતમી મેળવીને મક્કહ જતા હતા. મેં તેઓને પડકાર્યા, ''તમે બંને મારા કેદી છો.''

તેઓએ કેદી બનવાનો ઇન્કાર કરી દીધો. મેં તેમાંના એકને તીર મારીને મારી નાખ્યો. આ જોઇને બીજાએ કેદી બનવાનું કબૂલ કરી લીધું.મેં તેને દોરડીઓથી જકડી લીધો અને કેદી તરીકે તેને મદીનહ લઇ આવ્યો.

---

૧. અરિજ : મક્કહના રસ્તે આવેલી એક મંઝિલનું નામ. રકૂબહ : હરમૈન વચ્ચે આવેલી એક ઘાટી. નકીઅ : મુઝૈનહ પ્રદેશમાં મદીનહથી બે મંઝિલના વિસ્તારે આવેલું એક સ્થળ.

## સરિય્યએ હઝરત ઝૈદ બિન હારિસ઼હ (રદિયલ્લાહુ અન્હુ)

**મદયન શહેરના કેદીઓ**————ઈબ્ને હિશામ કહે છે : હઝરત ઝૈદ બિન હારિસ઼હનો આ સરિય્યહ મદયન શહેરમાં સર્જાયો. એનું વર્ણન અબ્દુલ્લાહ બિન હસન બિન હસને પોતાના અમ્માંજી ફાતિમહ બિન્તે હુસૈન બિન અલીની રિવાયતથી કર્યું છે. (અલ્લાહ એ સૌથી રાજી હો !)

હઝરત ફાતિમહ બિન્તે હુસૈન બિન અલીનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઝૈદ બિન હારિસ઼હને લશ્કરી ટુકડી આપીને મદયન શહેર તરફ રવાના કર્યા. આ ટુકડીમાં હઝરત દુમૈરહ પણ હતા જેઓ હઝરત અલીના આઝાદ ગુલામ અને દીની ભાઈ હતા.

હઝરત ફાતિમહ બિન્તે હુસૈન બિન અલીનું બયાન છે : આ ઘટનામાં હઝરત ઝૈદ બિન હારિસ઼હએ મદયનના સમુદ્ર કાંઠે વસનારા ઘણા બંડખોર લોકોને કેદી તરીકે ગિરિફ્તાર કરી લીધા. એમાં જુદા-જુદા તબકાના લોકોનો સમાવેશ હતો. મુજાહિદોએ બધાને પકડી લઈને અને મદીનહ લઈ જઈને ગુલામ-લોંડી તરીકે અલગ અલગ વેચવાનું શરૂ કર્યું. આ વેચાણમાં અલગ-અલગ તબકાના માણસો એકબીજાથી વિખૂટા પડી જતા હતા. માંયો પોતાના બાળકોથી અલગ થઈ જતી હતી. આ કારણે બધા કેદીઓ પોક મૂકી મૂકીને રડવા લાગી ગયા. એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં પધાર્યા. જોયું તો કેદીઓએ રડારોળ મચાવેલી હતી. ફરમાવ્યું, ''એમને શું થયું છે ? બધા કેમ રડે છે ?''

કહેવામાં આવ્યું, ''યા રસૂલલ્લાહ ! કેદીઓમાં જુદાઈ થઈ ગઈ છે.''

ફરમાવ્યું, ''એમ નહિ, બધાનું ભેગી રીતે વેચાણ કરો.''

ઈબ્ને હિશામ કહે છે : આમ ફરમાવવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હેતુ આ હતો કે માંયો અને બાળકો વચ્ચે જુદાઈ કરાવવી નહિ.

---

# પ્રકરણ ૧૫૯

# ગઝવાત અને સરાયા

સરિય્યએ-હઝરત સાલિમ બિન ઉમૈર ● અબૂ અફક યહૂદીની કતલ ● સરિય્યએ-હઝરત ઉમૈર બિન અદી ● અસમાઅ બિન્તે મરવાન ● અસમાઅ શાઇરહનું નિંદા-કાવ્ય ● અસમાઅ શાઇરહની કતલ ● ખત્મહ કબીલાનો ઇસ્લામ સ્વીકાર ● સરિય્યએ-હઝરત મુહંમદ બિન મસ્લમહ ● સુમામહ બિન ઉસાલની ધરપકડ ● સુમામહનો ઇસ્લામ સ્વીકાર ● કાફિરના સાત આંતરડાં ● હઝરત સુમામહ મક્કહમાં ● સરિય્યએ-હઝરત અલ્કમહ ● રમૂજી તબીઅતના સહાબી ● સરિય્યએ-હઝરત કુર્ઝ બિન જાબિર ● મોટા પેટવાળા ગમારો ● ઉપકારનો બદલો અપકાર ● સરિય્યએ-હઝરત અલી.

## સરિય્યએ-હઝરત સાલિમ બિન ઉમૈર (રદિયલ્લાહુ અન્હુ)

**અબૂ અફક યહૂદીની કતલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત સાલિમ બિન ઉમૈરના આ સરિય્યહની ઘટના અબૂ અફક ઉપનામે પંકાયેલા એક યહૂદી બુઢ્ઢા શાઇરની હત્યા બાબતે બનવા પામી.

આ યહૂદી શાઇર અબૂ અફક નામે પંકાયેલો હતો અને બનૂ અમ્ર બિન ઔફની બિરાદરીમાંથી હતો. બનૂ અમ્ર બિન ઔફની બિરાદરી બનૂ ઉબૈદ કબીલાની એક શાખ હતી. અબૂ અફક બુઢ્ઢાના છુપા કપટ કે મુનાફિકપણાનો ભેદ ત્યારે ફુટયો જયારે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હારિસ બિન સુવૈદ બિન સામિતને તેની અવળચંડાઇઓને કારણે કતલ કરવાનો હુકમ ફરમાવ્યો.

હારિસ બિન સુવૈદની હત્યા પ્રસંગે બુઢ્ઢા શાઇર અબૂ અફકે એક નિંદા-કાવ્ય રચ્યું જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની શાનમાં સખત ગુસ્તાખીઓ કરીને આપનું ઉઘાડું અપમાન કરવામાં આવ્યું હતું અને સાથે મદીનહના અન્સાર મુસલમાનોને નામોશીભર્યો ઠપકો આપીને કહેવામાં આવ્યું હતું કે તેઓએ મુહંમદ જેવા એક પરદેશી અને બહારના આદમીને મદીનહમાં આસરો આપવાની બહુ મોટી ભૂલ કરી નાખી છે.

આ નિંદા કાવ્યથી યહૂદી શાઇરના મુનાફિકપણાનો ભેદ ફૂટી ગયો અને જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ આ નિંદા-કાવ્ય સાંભળ્યું તો ફરમાવ્યું, "મન લી બિ-હાઝલ-ખબીસ ?" એટલે મારી તરફથી મારી આબરૂના રક્ષણ કાજે કોણ આ દુષ્ટને દફે કરવા તૈયાર છે ?

આ સાંભળીને બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત સાલિમ બિન ઉમૈર ઊભા થઇ ગયા અને ઈમાની જુસ્સાથી બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! એ નાલાયક બુઢ્ઢો મારી જ બિરાદરીમાંથી છે. મેં અગાઉથી જ માનતા લીધી છે કે, કાં અબૂ અફકને કતલ કરીશ કાં પોતે કતલ થઈ જઈશ !''

હઝરત સાલિમ બિન ઉમૈર પોતાની તલવાર લઇને રવાના થયા. ગરમીની રાત હતી. અબૂ અફક ઘરના આંગણમાં ગફલતની ઊંઘમાં પડેલો હતો. મંદ પગલે તેના ઘરમાં દાખલ થઇને તલવારની અણી તેના જિગર પર મૂકી અને એટલા જોરથી દબાવી કે જિગરને ચીરતી બિસ્તર સુધી પહોંચી ગઇ. અલ્લાહના દુશ્મને ખોફનાક ચીખ મારી. ઘરના લોકો શું બન્યું તે જાણવા દોડી આવ્યા પણ તેટલી વારમાં અલ્લાહનો દુશ્મન જહન્નમ-રસીદ થઇ ચૂક્યો હતો. [૧]

એજ પ્રસંગ માટે ઈમામહ મુઝૈરૈયાએ આ શેઅરો કહ્યા :

**તુકઝ - ઝિબુ દીનલ્લાહે વલ-મર્અ અહમદન • લિ-અમ્રુલ-લઝી અમ્નાક ઈન્ન બિઅસ મા યુમ્ના.**

સોગંદ છે તે ગૃહસ્થની જાનના ! જેણે તારૂં લોહી રેડયું. લોહી રેડવાનું જે કારણ બન્યું તે બહુ ખરાબ કારણ છે. તેં અલ્લાહના દીનને અને અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીને જૂઠી ઠરાવી દીધી હતી.

**હબાક હનીફુન આખિરલ - લયલે તઅ-નતન • અબા અફકિન ખુઝહા અલા કિબરિસ-સિન્ને.**

એક નિખાલસ દિલના મુસલમાને, રાતના પાછલા પ્રહરે, તને તલવારના વારનું ઈનામ આમ કહીને આપી દીધું કે, ''લેતો જા હે અબૂ અફક ! તારા બુઢાપાનું આ ઈનામ !''

## સરિય્યએ-હઝરત ઉમૈર બિન અદી (રદિયલ્લાહુ અન્હુ)

**અસમાઅ બિન્તે મરવાન**————હઝરત ઉમૈર બિન અદી ખત્મીનો આ સરિય્યહ, અસમાઅ બિન્તે મરવાન નામે શાઈરહ સ્ત્રીને કતલ કરવા અંગે સર્જાયો. આ શાઈરહ સ્ત્રી, બનૂ ઉમૈયહ બિન ઝૈદના ખાનદાનમાંથી હતી. જયારે અબૂ અફક શાઈરને કતલ કરી નાખવામાં આવ્યો તો અસમાઅ બિન્તે મરવાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં ગુસ્તાખીઓ કરવાનું અને નિંદા-કાવ્યો રચવાનું શરૂ કરી દીધું કેમકે પોતે પણ એક પંકાયેલી શાઈરહ હતી. આ રીતે તેના દિલમાં છુપાયેલું મુનાફિકપણું જાહેર થવા લાગ્યું.

અબ્દુલ્લાહ બિન હારિસ બિન ફુસૈલએ પોતાના બાપની રિવાયત ટાંકતાં કહ્યું કે અસમાઅ બિન્તે મરવાન, બનૂ ખત્મહ ખાનદાનના એક શખ્સની બેગમ હતી. એના ખાવિન્દનું નામ યઝીદ બિન ઝૈદ બિન હિસ્ન ખત્મી હતું.

**અસમાઅ શાઈરહનું નિંદા-કાવ્ય**————અસમાઅ બિન્તે મરવાને રચેલા કાવ્યોમાંથી આ કાવ્ય એવું છે જેમાં તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર, ઈસ્લામ પર અને મુસલમાનો પર નુકતાચીની

---

૧. અબૂ અફક શાઈર ખખડધજ બુઢ્ઢો થઈ ગયો હતો. ૧૨૦ વરસની તેની ઉંમર હતી. ટાંટિયા કબરમાં લટકી ગયા હતા. છતાં ઈસ્લામની દુશ્મની તેના દિલમાંથી નીકળી ન હતી. કાયમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં નિંદા-કાવ્યો લખીને મગજનો ધુમાડો કાઢતો હતો અને લોકોનો ઉશ્કેર્યા કરતો હતો. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૧૬૨) ''હ''

કરી છે :

બાસતિ બની માલિકિંવ - વન નબીતિન • વ અવફિંવ વ બાસતિ બનિલ-ખઝરજિ.

બનૂ માલિક, બનૂ નબીત, બનૂ ઔફ અને બનૂ ખઝરજના મૂળ વંશ અને તેઓના વડદાદાના કસમ ખાઈને કહું છું :————

અતઅ-તુમ અતાવિય્ય મિન ગયરે - કુમ • ફલા મિમ - મુરાદિંવ - વલા મઝ-હિજિ.

તમે એક બહારથી આવી ચઢેલા અજાણ્યા માણસની તાબેદારી કબૂલ કરી લીધી જે ન તો તમારામાંથી છે ન મુરાદના કબીલામાંથી છે ન મઝહિજના કબીલામાંથી છે.

તુરજજૂ - નહૂ બઅદ કતલર - રઊસિ • કમાયુર-તજી મરકલ મુન-દજિ.

તમે લોકો, તમારા મોટા-મોટા સરદારોના કતલ થઈ જવાં છતાં આ માણસને એવી જ આશાઓ અપાવી રહ્યા છો જેમ રંધાયેલા શોરબાથી આશા રાખી શકાય છે.

અલા અન્કુ યબતગી ઈર-રતન • ફ-યક - તિઓ મિન અમલિલ - મુર - તજી.

શું તમારામાં કોઈ નાકવાળો નથી જે આ નાલાયક જમાઅત વિરૃધ્ધ ઊભો થઈ જાય અને આશા બાંધનારની આશાઓના ભૂકકા કરી નાખે ? [૧]

**અસમાઅ શાઈરહની કતલ**————જયારે અસમાઅ બિન્તે મરવાનના આ તરંગો કે નાપાક ઈચ્છાઓની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માહિતી મળી તો આપે ફરમાવ્યું, ''શું કોઈ મારા તરફથી મરવાનની બેટીને પકડમાં લેનારો છે ?''

હઝરત ઉમૈર બિન અદી ખત્મી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બાજુમાં જ હતા. આપની ફર્માઈશ સાંભળીને ઊભા થઈ ગયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! આપનો આ ગુલામ હાજર છે.''

સાંજ પડતાં એજ રાતે હઝરત ઉમૈર બિન અદી, અસમાઅ બિન્તે મરવાનના ઘરમાં ઘૂસી ગયા અને તલવારના એક જ ઝાટકે તેનું મસ્તક ઉડાવી દીધું અને સવાર પડતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈ ગયા અને અદબથી બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! મેં તેને કતલ કરી નાખી છે.''

આપે ફરમાવ્યું, ''ઉમૈર ! તમે અલ્લાહ અને તેના રસૂલની મદદ કરી.''

હઝરત ઉમૈરે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! શું એ અસમાઅની કતલ અંગે મારે કંઈ વેઠવું પડશે?''

આપે ફરમાવ્યું, ''ના તેની કતલ અંગે બે બકરાં પણ આપસમાં નહિ લડે.''

અર્થાત : તેની કતલના મામલામાં કોઈ અડચણ કે ગૂંચવણ ઊભી નહિ થાય. ન તેના ખૂનનો બદલો માગવામાં આવશે ન કોઈ સમસ્યા કે મુશ્કેલી ઊભી થશે.

**ખત્મહ કબીલાનો ઇસ્લામ સ્વીકાર**————હઝરત ઉમૈર બિન અદી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને પોતાની કૌમ એટલે ખત્મહ કબીલાના લોકો તરફ રવાના થયા. અસમાઅ

---

૧. તે સમયના અરબમાં શેઅર-શાઈરીનું એટલું જ મહત્વ હતું જેટલું આજે રેડિઓ, અખબારો અને બીજા પ્રચાર માધ્યમોનું છે. હોઠે નીકળેલી વાતને કોઠે પહોંચતાં વાર લાગતી ન હતી. ''હ''

બિન્તે મરવાનના પાંચ જવાન પુત્રો હતા. પોતાની સગી મા ની હત્યાના મામલે બેટાઓમાં ખળભળાટ મચેલો હતો. એથી વિરૂધ્ધ ખત્મહના લોકોમાં આનંદની લહેર પ્રસરેલી હતી. હઝરત ઉમૈરે તેઓને કહ્યું, "હે મારા ભાઈબંધો! મરવાનની બેટીને મેં મારી નાખી છે. હવે તમે બધા મળીને મારા બચાવની કોઈ તદબીર કરો. મોડું નહિ કરતાં ઉતાવળથી કામ લો."

લોકોએ ધરપત આપતાં કહ્યું, "ઉમૈર ! ગભરાવાની જરૂર નથી. ધીરજ રાખો."

આ પહેલો દિવસ હતો જયારે બનૂ ખત્મહના ઘરોમાં ઈસ્લામે માનભર્યું સ્થાન મેળવી લીધું. આથી પહેલાં જે કોઇ મુસલમાન બનતો, ડરનો માર્યો પોતાના ઈસ્લામને છુપાવતો હતો, કેમકે અસમાઅ બિન્તે મરવાનના દબદબાથી બધા દબાયેલા હતા.

બનૂ ખત્મહના લોકોમાં સૌથી પહેલાં ઈસ્લામ કબૂલ કરનારા હઝરત ઉમૈર બિન અદી હતા જેમનું બીજું નામ કારી હતું.એમના પછી હઝરત અબ્દુલ્લાહ બિન ઔસ હતા અને તેમના પછી હઝરત ખુઝૈમહ બિન સાબિત હતા. જે દિવસે અસમાઅ બિન્તે મરવાનને કતલ કરવામાં આવી, બનૂ ખત્મહના સંખ્યાબંધ માણસો મુસલમાન બની ગયા કેમકે તેઓએ પોતાની આંખે જોઈ લીધું કે ઈસ્લામ એક સાચો, વધાવી લેવા જેવો અને બળવાન મઝહબ છે.

## સરિય્યએ-હઝરત મુહંમદ બિન મસ્લમહ (રદિયલ્લાહુ અન્હુ)

**સુમામહ બિન ઉસાલની ધરપકડ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબૂ સઈદ મુકબિરીના મુખે હઝરત અબૂ હુરૈરહની આ રિવાયત મળી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુહંમદ બિન મસ્લમહની કમાન હેઠળ જે લશ્કરી ટુકડી "કુરતાઅ" સ્થળે મોકલાવી હતી ત્યાં લશ્કરી જવાનોએ યમામહ પ્રદેશના મશહૂર કબીલા બનૂ હનીફહના એક માણસને ગિરિફતાર કરી લીધો.લશ્કરી જવાનોને ખબર ન હતી કે એ કોણ માણસ છે અને તેનું નામ શું છે ?

જયારે તેને કેદી તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરવામાં આવ્યો તો આપે ફરમાવ્યું, "જાણો છો તમે કોને પકડીને લાવ્યા છો ? એ સુમામહ બિન ઉસાલ હનફી છે. યમામહના હનીફહ કબીલાનો સરદાર. એને સારી રીતે પકડી રાખો, અને જે કંઇ ખાવાનું તમારી પાસે હોય તે એને ખવાડયા કરો."

આમ ફરમાવીને આપ ઘરવાળાં પાસે તશરીફ લઇ ગયા અને ફરમાવ્યું, "જે કંઇ ખાવાનું ઘરમાં હાજર હોય તે ભેગું કરીને સુમામહ માટે મોકલાવી દો. સાથે ઊંટણીને દોહીને તેનું દૂધ પણ સવાર-સાંજ તેના માટે મોકલાવતા રહો."

સવાર-સાંજ જયારેય આપને તક મળતી, આપ અચૂક તેની પાસે પધારતા અને તેને ફરમાવતા, "હે સુમામહ ! ઈસ્લામ કબૂલ કરી લે."

જવાબમાં સુમામહ કહી દેતો, "છોડો ઈસ્લામની વાતને હે મુહંમદ ! હા મને કતલ કરવો હોય તો ભલે, પણ મારો લોહીદંડ તમારે ચૂકવવો પડશે. જો મને છોડી દેવો હોય તો છુટકારાના બદલામાં જેટલી રકમ

માંગો તે આપવા તૈયાર છું."

સારાંશ કે અલ્લાહ તઆલાએ ચાહ્યું ત્યાં સુધી સુમામહને મસ્જિદના થાંભલા સાથે બાંધી રાખવામાં આવ્યો. જમણ અને દૂધ સવાર-સાંજ તેના માટે આવતું રહ્યું. મસ્જિદમાં ઈસ્લામની કેવી પ્રવૃત્તિ ચાલે છે અને મુસલમાન લોકો એક અલ્લાહની કેવી રીતે બંદગી કરે છે તે સુમામહ પોતાની આંખે જોતો રહ્યો. એ પછી એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેની પાસે પધાર્યા અને લોકોને આપે ફરમાવ્યું, "સુમામહને આઝાદ કરી દો."

**સુમામહનો ઇસ્લામ સ્વીકાર**——————મુસલમાનોની કેદમાંથી આઝાદ થતાં જ સુમામહ બિન ઉસ઼ાલ સીધો "જન્નતુલ-બકીઅ" કબ્રસ્તાનની દિશાએ ઊપડી ગયો. ત્યાં પહોંચીને સારી રીતે ગુસલ કર્યો. ગુસલથી પરવારીને સાફસુથરો પોશાક પહેર્યો અને વિના વિલંબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો અને ખરા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયો.

મુસલમાન બનવા બાદ જયારે સાંજ પડી તો હઝરત સુમામહ બિન ઉસ઼ાલ (રદિયલ્લાહુ અન્હુ) માટે તેજ જમણ હજર કરવામાં આવ્યું જે આથી પહેલાં રોજ એમના માટે હાજર કરવામાં આવતું હતું. પરંતુ આ વેળા હઝરત સુમામહ બિન ઉસ઼ાલે તેમાંથી બહુ જ ઓછું ખાધું અને બાકીનું એમ જ રહેવા દીધું. એવી જ રીતે ઊંટણીનું દૂધ બહુ જ થોડું પીધું અને બાકીનું એમ જ રહેવા દીધું.

**કાફિરના સાત આંતરડાં**——————હઝરત સુમામહ બિન ઉસ઼ાલના જમવાની આ ગતિ જોઇને તમામ મુસલમાનો બેહદ નવાઇ પામી ગયા પરંતુ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં આ મામલો રજૂ થયો તો આપે ફરમાવ્યું :

"હે મુસલમાનો ! એમાં નવાઇ પામવા જેવું કંઇ નથી. આથી પહેલાંના દિવસોમાં સુમામહએ એક કાફિર તરીકેના આંતરડાંમાં ખાધું હતું અને મુસલમાન બનવા પછી એક મુસલમાન તરીકેના આંતરડાંમાં ખાધું છે. એક કાફિર પોતાના કુફ્રની હાલતમાં સાત આંતરડાંમાં ખાય છે જયારે એક મુસલમાન ઈસ્લામની હાલતમાં એક આંતરડીમાં ખાય છે."

**હઝરત સુમામહ મક્કહમાં**——————ઇબ્ને હિશામ કહે છે : મને આ રિવાયત મળી છે કે હઝરત સુમામહ બિન ઉસ઼ાલ મુસલમાન બનવા પછી ઉમ્રહ કરવાને ઈરાદે મક્કહ તરફ ઊપડી ગયા. મક્કહની ખીણમાં પહોંચીને એમણે "તલબિયહ" એટલે લબ્બૈક ! અલ્લાહુમ્મ લબ્બૈક ! નો પોકાર શરૂ કર્યો. એજ પોકાર સાથે સુમામહ મક્કહમાં દાખલ થયા.

મક્કહમાં દાખલ થવા પછી હઝરત સુમામહને લબ્બૈક પોકારતા જોઇને કુરૈશના લોકોએ એમને ગિરિફતાર કરી લીધા અને કહ્યું, "આ માણસ આપણો ધર્મ છોડીને અધર્મી બની ગયો છે. એને કતલ કરી નાખો !"

લોકો એમને હડસેલા મારતા આગળ લઇ જવા લાગ્યા કે જેથી તલવારથી એમની ગરદન ઉડાવી દેવામાં આવે. એટલામાં એક કુરૈશી ગૃહસ્થ ત્યાં આવી લાગ્યો અને બોલ્યો, "ખબરદાર હે લોકો ! આ માણસને છોડી મૂકો.તમે જાણતા નથી એ કોણ છે ? તમારે પોતાનું અનાજ લાવવા માટે યમામહ જવું પડે છે. એના વગર મક્કહનું અનાજ લાવવાનો બીજો રસ્તો નથી. માટે તરત એને છોડી મૂકો."

ઇબ્ને હિશામ કહે છે : મને કહેવામાં આવ્યું કે હઝરત સુમામહ બિન ઉસ઼ાલ કલિમો પઢીને મુસલમાન

બની ગયા તો એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું હતું, "યા રસૂલુલ્લાહ આજથી પહેલાં આપનો ચેહરો મને સૌથી વધુ નાપસંદ હતો. પણ હવે આપનો નૂરાની ચહેરો આ જગતમાં મને સૌથી વધુ મહબૂબ છે. ધર્મ અને વતનના મામલામાં આમ જ ચાલે છે."

એ પછી હઝરત સુમામહ ઉમ્રહ માટે મક્કહ પહોંચ્યા તો એમને લબ્બૈકનો પોકાર કરતા જોઇને કુરૈશે પૂછયું, "સુમામહ ! શું તમે સબાઈ બની ગયા છો ?"

હઝરત સુમામહ બોલ્યા, "ના રે હું તો મુસલમાન બન્યો છું. મેં એક સાચા અને સર્વશ્રેષ્ઠ ધર્મનો સ્વીકાર કર્યો છે એટલે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દીનની પેરવી કરી લીધી છે."

એ પછી હઝરત સુમામહએ કહ્યું, "સાંભળી લો હે કુરૈશ ! અલ્લાહના સોગંદ, આજ પછી તમને યમામહથી અનાજનો દાણો સરખો મળવાનો નથી જ્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી મને પરવાનગીનો હુકમ નહિ મળે."

ઉમ્રહની ક્રિયાઓથી પરવારીને હઝરત સુમામહ પોતાના વતન યમામહ તરફ ઊપડી ગયા અને કુરૈશને ઉચ્ચારેલી ધમકી મુજબ ત્યાં પહોંચીને તેમણે, યમામહથી મક્કહ જનારી દરેક વસ્તુ પર પ્રતિબંધ મૂકી દીધો. નતીજારૂપે મક્કહના લોકો બુરી તરહથી અનાજની તંગીના સંકટમાં સપડાઈ ગયા, ત્યાં સુધી કે ભૂખે મરવાનો વખત આવી લાગ્યો. ત્યારે લાચારીએ તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કાગળ લખ્યો અને તેમાં લખી જણાવ્યું :

> "હે મુહંમદ ! તમે તો લોકોને સગાં-સ્નેહીઓ સાથે ભલાઈથી વર્તવાનો હુકમ ફરમાવો છો જ્યારે કે તમે અમારી સાથેની સગાઈનો સંબંધ કાપી નાખ્યો છે. સાંભળો, અમારા બાપદાદાને તમે તલવારથી કતલ કર્યા અને તેઓની અવલાદને ભૂખની તલવારથી !"

આ કાગળ વાંચતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વિના વિલંબે યમામહ હઝરત સુમામહને કાગળ લખ્યો :

> "યમામહથી મક્કહવાસીઓ માટે સામાન અને અનાજ વગેરે લઇ જવા પરથી પાબંદી ઉઠાવી લો."

## સરિય્યએ-હઝરત અલ્કમહ (રદિયલ્લાહુ અન્હુ)

**રમૂજી તબીઅતના સહાબી**———————જ્યારે ઝી-કરદના સંગ્રામમાં હઝરત વકકાસ બિન મુજઝ-ઝિઝ મુદલિજીને શહીદ કરી નાખવામાં આવ્યા તો હઝરત અલ્કમહ બિન મુજઝ-ઝિઝ મુદલિજીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દરખાસ્ત કરી, "યા રસૂલલ્લાહ ! આપ મને એક લશ્કરી ટુકડી આપીને એ કૌમની પૂઠે મોકલાવો કે જેથી અમે ત્યાં જઈને તેઓથી અમારા ભાઈના ખૂનનો બદલો લઇ શકીએ."

હઝરત અબૂ સઈદ ખુદરીનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલ્કમહ બિન મુજઝ-ઝિઝને લશ્કરી ટુકડી સાથે રવાના કર્યા. હું પણ આ લશ્કરી ટુકડીમાં શામિલ હતો. જ્યારે અમે દુશ્મનની પૂઠે જંગલમાં તે સ્થળે પહોંચી ગયા જ્યાં તેઓ સંતાઈને છુપી મસલત કરતા હતા તો અમને જોતાં

જ તેઓ જીવ લઈને નાસી છૂટયા.

એ દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજી એક લશ્કરી ટુકડી અમારી મદદ માટે મોકલાવી આપી. એના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ સહમી નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી હતા. એ બહુ રમૂજી તબીઅતના ગૃહસ્થ હતા. એમની સાથે આવેલા કેટલાક સાથીઓ પાછળ પડી ગયા હતા અને સમયસર પહોંચી શકયા ન હતા.

હઝરત અબૂ સઈદ ખુદ્રીનું બયાન છે : મદીનહ પાછા ફરતાં રસ્તામાં એક સ્થળે અમે થોભેલા હતા. હઝરત અબ્દુલ્લાહ સહમીએ બધાના દેખતાં અહીંતહીંથી લાકડાં ભેગાં કર્યાં પછી તેમાં આગ ચાંપી દીધી અને જયારે બળતું ઊંચું થઈ ગયું તો પાછળ પડી ગયેલા સાથીઓને સંબોધીને કહ્યું, ''હે લોકો! શું હું તમારો અમીર નથી ?''

લોકો બોલ્યા, ''હા બેશક તમે અમારા અમીર છો.''

બોલ્યા, ''શું મારો હુકમ માનવો તમારા માટે જરૂરી નથી ?''

''હા બિલકુલ જરૂરી છે.'' તેઓએ જવાબ આપ્યો.

''ગમે તેવો હુકમ આપું તેનું પણ પાલન કરશો ?'' હઝરત અબ્દુલ્લાહએ પૂછયું.

હા અમે તેનું પણ પાલન કરવા બંધાયેલા છીએ. બસ આપ હુકમ ફરમાવો.''

''વારૂ તો સાંભળી લો.'' હઝરત અબ્દુલ્લાહએ કહ્યું, ''મને તમારા અમીર તરીકે જે સત્તા મળેલી છે તેના આધારે હું તમને હુકમ ફરમાવું છું કે તમે બધા આ ભડભડતી આગમાં કૂદી પડો.''

આ હુકમ સાંભળીને બધા એકબીજાનું મોં જોવા લાગી ગયા. એ દરમિયાન કેટલાક સાથીઓ પોતાના પહેરેલાં કપડાં સંભાળવા લાગ્યા જેનાથી બીજા લોકોએ માની લીધું કે આ લોકો હમણા આગમાં કૂદી પડશે કે અબઘડી કૂદી પડશે. તેઓની આ તૈયારી જોઈને હઝરત અબ્દુલ્લાહએ હસતાં-હસતાં ફરમાવ્યું, ''અરે બસ-બસ માંડી વાળો. આગમાં તે કંઈ કૂદવાનું હોય ? એવો હુકમ હું આપી શકું ખરો ? આ તો મેં ફકત તમારી સાથે ગમ્મત કરી હતી.''

મદીનહ વાપસી બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ કિસ્સાની જાણ કરવામાં આવી તો આપે ગંભીરતાથી ફરમાવ્યું :

> ''જો એ લોકો આગમાં કૂદી પડતે તો કદી આગમાંથી નીકળી શકતે નહિ. એટલે કાયમ માટે જહન્નમી બની જતે. હે લોકો ! સાંભળો, તમારામાંથી કોઈ માણસ એવો હુકમ આપે જેમાં અલ્લાહની નાફરમાની થતી હોય તો કદી તેનું પાલન કરવું નહિ.''

રાવીનું કથન છે : હઝરત અલ્કમહ બિન મુજઝ-ઝિઝ પોતાના બધા સાથીઓ સાથે મદીનહ આવી ગયા અને દુશ્મનો સાથે કોઈ મુકાબલો થયો નહિ.

## સરિય્યએ-કુર્ઝ બિન જાબિર ફેહરી (રદિયલ્લાહુ અન્હુ)

**મોટાં પેટવાળા ગમારો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કેટલાક વિશ્વાસપાત્ર જાણકારોએ મને મુહંમદ બિન તલહાના વાસ્તાથી ઉસ્માન બિન અબ્દુર્રહમાનની રિવાયત કહી સંભળાવી. ઉસ્માન બિન અબ્દુર્રહમાનનું બયાન છે : મુહારિબ અને બનૂ સઅલબાના સંગ્રામમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એક ગુલામ હાથ લાગ્યો હતો. ગુલામનું નામ યસાર હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ ગુલામને પોતાની દૂધાળી ઊંટણીઓના ગોવાળ તરીકે નીમી દીધો હતો. આ ઊંટણીઓ મદીનહથી બહારના જંગલમાં આવેલા "જમાર" નામે બીડમાં કિનારાઓ પર ચર્યા કરતી હતી.

પછી એક દિવસે અલ્લાહની કુદરતથી એવું બન્યું કે મદીનહથી દૂરના જંગલ વિસ્તારમાં વસનારા બજલિયહ કબીલાની શાખ કૈસ કુબ્તહના કેટલાક માણસો મદીનહ આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને મુસલમાન બની ગયા અને મદીનહમાં જ રહેવા લાગ્યા. થોડાક જ દિવસોમાં મદીનહની આબોહવા રાસ નહિ આવતાં બધા બીમાર પડી ગયા. પછી તો એ બધા જલંધર જેવા રોગમાં પટકાઈ પડયા. એમના પેટો માટલાં પેઠે ફૂલી ગયાં. ચેહરા પીળા પડી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને કહેવા લાગ્યા,

"યા રસૂલલ્લાહ ! અમારાં પેટો માટલાં પેઠે ફૂલી ગયાં છે. અમને કોઈ ઈલાજ બતાવો. અમારે શું કરવું?"

આપે પૂછયું, "તમે કોણ છો અને કયાંના રહેવાસી છો અને શું ધંધો કરતા હતા ?"

બોલ્યા, "અમે ફલાણા કબીલાના લોકો છીએ. અમે ઊંટ, ગાયબળદ, ઘેટાંબકરાં પાળનારા લોકો છીએ. જંગલમાં જ રહીને જાનવરોને ચરાવ્યા કરતા હતા. શહેરોમાં રહેવાને ટેવાયેલા નથી. અહીંની આબોહવા અમને રાસ નહિ આવી અને અમે બીમાર પડી ગયા."

આપે તેઓને ફરમાવ્યું, "જુઓ તમે લોકો પેલા બીડમાં ચાલ્યા જાવ. ત્યાં જ રહીને મારી ઊંટણીઓનું દૂધ અને પેશાબ પીતા રહો. એ તમારા હકમાં બેહતર થશે. પછી જયારે સારા થઈ જાવ તો મને આવીને ખબર કરશો."

**ઉપકારનો બદલો અપકાર**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ આ લોકો જમાર નામે બીડમાં ચાલ્યા ગયા. ઊંટણીઓનું દૂધ અને પેશાબ પીતા રહ્યા અને અને થોડાક જ દિવસોમાં તદ્દન સાજાસમા થઈ ગયા. જયારે દૂધ અને જંગલની આબોહવાથી ખૂબ તાજા અને તગડા બની ગયા તો તેઓના મસ્તકે શયતાન સવાર થઈ ગયો. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગોવાળ યસારને પકડી લીધો. તેની આંખોમાં કાંટા ભોંકીને તેની આંખો ફોડી નાખી અને તેના ગળા પર છુરી ફેરવીને તેને ઝબહ કરી નાખ્યો અને ઊંટણીઓને હંકારીને પોતાના વતન તરફ ફરાર થઈ ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની પૂઠે હઝરત કુર્ઝ બિન જાબિર ફેહરીને દોડાવ્યા. હઝરત કુર્ઝ બિન જાબિરે તેઓને પકડી પાડયા અને બધાને ગિરિફતાર કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં ઊભા કરી દીધા. તે વેળા આપ ઝી-કરદના ગઝવહથી વાપસ થઈને મદીનહ પધારેલા હતા. તેઓના આ જંગલી કે પાશવી ગુનાહની શિક્ષા રૂપે આપે એ જંગલી ગમારોના હાથો અને પગો કપાવી

નાખ્યા અને તેઓની આંખો ફોડાવી નાખી. [૧]

## સરિય્યએ-હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)

આ સરિય્યહનો બનાવ યમનમાં બન્યો અને બે વખત બનવા પામ્યો. ઈબ્ને હિશામ કહે છેઃ મને અબૂ અમ્ર મદનીએ માહિતી આપી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબી તાલિબને યમન રવાના કર્યા અને એ પછી હઝરત ખાલિદ બિન વલીદને બીજી લશ્કરી ટુકડી આપીને યમન મોકલ્યા અને તેમને ફરમાવ્યું કે જો તમારા બંનેની આપસમાં મુલાકાત થઇ જાય તો અલી બિન અબી તાલિબ તમારા બધાના અમીર રહેશે.

ઈબ્ને ઈસ્હાકે હઝરત અલીના આ સરિય્યહ સાથે હઝરત ખાલિદને મોકલવાનું વર્ણન કર્યું છે પણ એ બનાવને, લશ્કરી ટુકડીઓ મોકલાવવાના બનાવોમાં શામિલ નથી કર્યો, જેથી ઈબ્ને ઈસ્હાકની ગણત્રી મુજબ સરાયાની કુલ સંખ્યા ૩૯ થાય છે.

---

૧. મવલાના દાનાપૂરી સાહેબે ''અસિહ-હુસ-સિયર'' નામે સીરત-ગ્રંથમાં લખ્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત કુર્ઝ બિન જાબિર ફેહરીને ૨૦ સવારોની ટુકડીના અમીર બનાવીને આ જંગલી હત્યારાઓની પૂઠે દોડાવ્યા હતા અને સાથે દુઆ માગી હતી, ''યા અલ્લાહ ! તેઓનો રસ્તો તંગ કરી દેજે !'' દુઆ કબૂલ થઇ. તેઓ રસ્તો ભૂલીને જંગલમાં ભટકી ગયા અને ઝડપાઇ ગયા.

સાથે એમ પણ લખ્યું છે કે આ જંગલી ગમારો કે ભરવાડો અરબના ઉકલ અને ઉરૈનહ નામે બે કબીલાઓના માણસો હતા. ફત્હુલ-બારીમાં છે કે ઉકલ્ અને ઉરૈનહ અરબના બે મશહુર કબીલા હતા. જેઓ બનૂ અદનાન અને બનૂ કહતાનના વંશમાંથી ઊતરી આવતા હતા. સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં આ બનાવનો વિગતવાર ઉલ્લેખ થયેલો છે. (અસિહ-હુસ-સિયર પેજ ૧૬૫) ''હ''

# પ્રકરણ ૧૬૦

# રસૂલુલ્લાહ

## સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

# ની વફાત

—૧—

હઝરત ઉસામહ બિન ઝૈદનું લશ્કર • પવિત્ર જીવનનું છેલ્લું લશ્કર • બીમારીની શરૂઆત • જન્નતુલ-બકીઅમાં મગફેરતની દુઆ • હઝરત આઇશહ સાથે રમૂજી સંવાદ • પાક બીબીઓના મુબારક નામો • હઝરત ખદીજતુલ-કુબ્રા (રદિ.) • હઝરત આઇશહ સિદ્દીકહ (રદિ.) • હઝરત સવદહ (રદિ.) • હઝરત ઝૈનબ (રદિ.) • હઝરત ઉમ્મે સલમહ (રદિ.) • હઝરત હફસહ (રદિ.) • હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) • હઝરત જુવૈરિય્યહ (રદિ.) • હઝરત સફિય્યહ (રદિ.) • હઝરત મયમૂનહ (રદિ.) • હઝરત ઝૈનબ (રદિ.) • પાક બીબીઓની સંખ્યા અને ઘરસંસાર • કુરૈશ કબીલાની પાક બીબીઓ • અરબ અને બિનઅરબ પાક બીબીઓ.

## હઝરત ઉસામહ બિન ઝૈદનું લશ્કર

**પવિત્ર જીવનનું સૌથી છેલ્લું લશ્કર**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉસામહ બિન ઝૈદ બિન હારિસહને એક વિરાટ લશ્કર આપીને મુલ્કે-શામ તરફ જવાનો હુકમ ફરમાવ્યો અને હઝરત ઉસામહને આ જંગી લશ્કરના સરસાલાર બનાવીને ફરમાવ્યું કે, ફલસ્તીન પ્રદેશના બલકાઅ તથા એ વિસ્તારના રોમન સામ્રાજ્યની સરહદો પર જલદી પહોંચીને ચઢાઇ કરી દેવી.

લશ્કરના તમામ સૈનિકોએ આ યુધ્ધને લગતી પૂરી તૈયારી કરી લીધી. આ વિરાટ લશ્કરમાં હઝરત ઉસામહની સરસાલારી હેઠળ ''મુહાજિરીને-અવ્વલીન''માંથી પ્રથમ શ્રેણીના મોટા-મોટા નામચીન સહાબાએ વધુથી વધુ સંખ્યામાં ભાગ લીધો.

ઇબ્ને હિશામ કહે છે : આ સૌથી છેલ્લું લશ્કર છે જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક જીવનમાં તૈયાર કરીને રવાનગીનો હુકમ ફરમાવ્યો.

(સંપાદકની નોંધ : હઝરત ઉસામહ બિન ઝૈદ રદિયલ્લાહુ અન્હુ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહ રદિયલ્લાહુ અન્હુના બેહદ ચંચળ અને બહાદુર બેટા હતા. લશ્કરના સરસેનાપતિની પદવીએ નીમાયા તે વેળા એક રિવાયત મુજબ ૨૦ વરસના અને બીજી રિવાયત મુજબ ૧૮ વરસના ગભરૂ યુવક હતા. હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર ફારૂક, હઝરત ઉસમાન ગની, હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ, હઝરત સઅદ બિન અબી વક્કાસ, હઝરત કતાદહ બિન નુઅમાન (રદિયલ્લાહુ અન્હુમ) વગેરે જેવા મોટા પાયાના જલીલુલ-કદ્ર સહાબા એમની સરસાલારી હેઠળ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક હાથે ઝંડો તૈયાર કરીને એમને બલકાઅની ભૂમિમાં આવેલા ઉબના સ્થળે જવાનું ફરમાવ્યું હતું જયાં એમના માનવંતા પિતાજી હઝરત ઝૈદ અને હઝરત જઅફર વગેરેને ખ્રિસ્તીઓના લશ્કરે શહીદ કરી નાખ્યા હતા.

હઝરત ઉસામહ પોતાના વિરાટ લશ્કર સાથે મદીનહથી નીકળીને ત્રણ માઇલ દૂર આવેલા જુર્ફ મુકામે પહોંચ્યા ત્યાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની બીમારીના સમાચાર મળતાં લશ્કર થોભી ગયું. પછી એજ બીમારીમાં આપની વફાત થતાં આપના મુબારક જીવનમાં આ યુધ્ધ નહિ ખેલાયું. હઝરત અબૂબક્ર સિદ્દીકની ખિલાફતની ગાદીએ નિમણૂક થતાં જ સૌથી પહેલાં આપે આ લશ્કર રવાના કર્યું. વધુ વિગત એના સ્થળે આવશે.) ''હ''

**બીમારીની શરૂઆત**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉસામહનું લશ્કર તૈયાર થઇને મદીનહથી નીકળ્યું એ દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તે બીમારીની શરૂઆત થઇ જેમાં અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો-કરમના તકાઝાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના દરબારમાં બોલાવી લીધા.આપની બીમારીનો મામલો માહે-સફરના અંતમાં અથવા રબીઉલ-અવ્વલની શરૂઆતમાં બનવા પામ્યો.

મને મળેલી માહિતી મુજબ આ બીમારીની શરૂઆત એવી રીતે થવા પામી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અર્ધી રાતના સમયે પોતાના ઘરમાંથી નીકળીને ''બકીઉલ-ગરકદ''તરફ તશરીફ લઇ ગયા.[૧] અહીં પધારીને આપે અહલે-કુબૂર એટલે કબ્રસ્તાનવાસીઓ માટે મગફેરતની દુઆ ફરમાવી. એ પછી આપ કબ્રસ્તાનથી વાપસ થઇને પોતાના મકાને તશરીફ લઇ આવ્યા. પછી એ દિવસે સવારે આપ બેદાર થયા તો આપના સર મુબારકમાં દર્દ કે દુખાવાની શરૂઆત થઇ ગઇ હતી.

**જન્નતુલ-બકીઅમાં મગફેરતની દુઆ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામ હઝરત અબૂ મુવૈ-હબહ (રદિયલ્લાહુ અન્હુ)નું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને અર્ધી રાતના સમયે બોલાવ્યો અને ફરમાવ્યું, ''હે અબૂ મુવૈહબહ ! મને અલ્લાહ તઆલા તરફથી હુકમ મળ્યો છે કે, હું બકીઅમાં જઇને બકીઅના લોકો માટે મગફેરતની દુઆ માગું. માટે તમે મારી સાથે ચાલો.''

હું આપની સાથે ચાલી નીકળ્યો. જન્નતુલ-બકીઅમાં પધારીને આપ કબરોની વચ્ચે ઊભા થઇ ગયા

૧. બકીઉલ-ગરકદ : મદીનહ મુનવ્વરહનું મશહૂર કબ્રસ્તાન જેનું બીજું નામ જન્નતુલ-બકીઅ છે.

તો આપે ફરમાવ્યું :

●—"અસ્સલામુ અલૈકુમ યા અહલલ-મકાબિર ! એટલે સલામતી હો તુમ પર હે અહલે-કુબૂર !

●—જે હાલતમાં આ દુનિયાના લોકો પડેલા છે તેઓની એ હાલતને મુકાબલે; જે હાલતમાં તમે છો, તમારી એ હાલત તમને મુબારક હો !

●—ફિત્નાઓ એવી જ રીતે ધસમસતા આવી રહ્યા છે જેવી રીતે કે અંધારી રાતના ટુકડાઓ;

●—એમાંનો દરેક બીજો ટુકડો, પહેલા ટુકડાની પાછળ ધસમસી રહ્યો છે. અને બીજો ટુકડો, પહેલા ટુકડાથી વધુ ફિત્નાઓથી ભરેલો છે."

એ પછી આપે મારી તરફ જોયું અને ફરમાવ્યું :

●—"હે અબૂ મુવૈહબહ ! એક તરફ મને દુનિયાભરના ખઝાનાઓની ચાવીઓ આપી દેવામાં આવી અને દુનિયામાં જ કાયમ માટે રહેવાનો અધિકાર પણ આપી દેવામાં આવ્યો.

●—બીજી તરફ મને જન્નત આપવામાં આવી અને સાથે અલ્લાહ તઆલાની મુલાકાતનો ઈખ્તેયાર આપવામાં આવ્યો.

●—એ પછી મને કહેવામાં આવ્યું કે દુનિયાભરના ખઝાનાઓ સાથે દુનિયામાં જ રહેવું છે કે જન્નતમાં રહીને અલ્લાહની મુલાકાત કરવી છે ?

●—આ બંને વાતોમાંથી એકની પસંદગી કરી લેવાનો મને અધિકાર આપી દેવામાં આવ્યો છે."

આ સાંભળીને મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપની ઉપર કુરબાન ! આપ દુનિયાના ખઝાનાની ચાવીઓ સાથે કાયમ માટે દુનિયામાં રહેવાનું પણ પસંદ કરી લો અને તે પછી જન્નત પણ મેળવી લો !"

આપે ફરમાવ્યું, "નહિ હે અબૂ મુવૈહબહ ! અલ્લાહના સોગંદ, મેં મારા પાલનહારની મુલાકાત અને જન્નતની પસંદગી કરી લીધી છે."

હઝરત અબૂ મુવૈહબહનું બયાન છે : એ પછી આપે અહલે-બકીઅ માટે મગફેરતની દુઆ માગી. દુઆ ખતમ કરીને આપ પોતાના ઘરે વાપસ પધાર્યા. એ પછી આપના મુબારક સરમાં તે દુખાવો શરૂ થયો જેમાં અલ્લાહ તઆલાએ આપને પોતાની પાસે બોલાવી લીધા.

**હઝરત આઈશહ સાથે રમૂજી સંવાદ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઅકૂબ બિન ઉત્બહએ, મુહંમદ બિન મુસ્લિમ ઝુહરી તથા ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહ બિન મસઊદના હવાલાથી, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત બીબી આઈશહની આ રિવાયત કહી સંભળાવી. હઝરત આઈશહનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જન્નતુલ-બકીઅથી મારા ઘરમાં પાછા પધાર્યા તો આપે જોયું કે મારા માથામાં સખત દર્દ છે અને હું "વા રઅસાહ! વા રઅસાહ !" એટલે હાય મારૂં માથું ! હાય મારૂં માથું ! ના ઊંહકારા નાખી રહી છું."

મારા ઊંહકારા સાંભળીને આપે ફરમાવ્યું, "આઇશહ ! અલ્લાહના સોગંદ, અના વા રઅસાહ!" (એટલે સાચું કહું તો મારા માથામાં પણ દર્દ છે.)

એ પછી આપે ફરમાવ્યું, "આઇશહ ! એક વાત કહું છુ. જો તમે મારાથી પહેલાં મરી જાત તો તમારૂં શું બગડવાનું હતું ? હું તમને મારા હાથથી કફન પહેરાવતે. તમારા જનાઝહની નમાઝ પઢતે, તમને મારા હાથથી કબરમાં દફન કરતે !"

મેં જવાબમાં કહ્યું, "યા રસૂલલ્લાહ ! જો આમ બનતે તો આપ કબ્રસ્તાનેથી સીધા મારા આ ઘરમાં પધારતે અને મારા ઘરમાં જ પોતાની કોઇ બીજી બેગમને લાવીને બેસાડી દેતે !"

મારી આ વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની હોઠો પર મુસ્કુરાહટ પ્રસરી ગઇ. એ દરમિયાન આપના મુબારક માથાનો દુખાવો ઓર વધી ગયો. તે વેળા આપ પોતાની બેગમોના ઘરોમાં, તેઓ માટે બાંધી આપેલા વારા મુજબ વારાફરતી રહેવા જતા હતા. આપના માથાનું દર્દ પળેપળે વધતું જતું હતું. પછી તે સમય આવ્યો જ્યારે આપની હાલત ગંભીર બની ગઇ. તે વેળા આપ પોતાના બેગમ મૈમૂનહના મકાનમાં બિરાજમાન હતા. ત્યારે આપે પોતાની તમામ બેગમોને મૈમુનહના ઘરમાં તેડાવીને ફરમાવ્યું, "તમારી ખુશી હોય તો હું મારી બીમારીના દિવસો આઇશહના ઘરમાં પસાર કરૂં. શું તમે મને એની પરવાનગી આપો છો ?"

આપની ગંભીર હાતલ જોઇને તમામ બેગમોએ રાજીખુશીથી આપને મારા ઘરમાં રહેવાની પરવાનગી આપી દીધી."

## પાક બીબીઓના મુબારક નામો

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના "અઝવાજે-મુતહ-હરાત" એટલે માનવંતા પાક બેગમોની સંખ્યા નવ હતી જેઓના મુબારક નામો આ પ્રમાણે છે :

૧——હઝરત આઇશહ બિન્તે અબીબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હા.

૨——હઝરત હફસહ બિન્તે ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હા.

૩——હઝરત ઉમ્મે-હબીબહ બિન્તે અબૂ સુફયાન બિન હર્બ રદિયલ્લાહુ અન્હા.

૪——હઝરત ઉમ્મે-સલમહ બિન્તે અબૂ ઉમૈયહ બિન મુગીરહ રદિયલ્લાહુ અન્હા.

૫——હઝરત સવદહ બિન્તે ઝમ્અહ બિન કૈસ રદિયલ્લાહુ અન્હા.

૬——હઝરત ઝૈનબ બિન્તે જહશ બિન રિઆબ રદિયલ્લાહુ અન્હા.

૭——હઝરત મૈમૂનહ બિન્તે હારિસ બિન ખદન રદિયલ્લાહુ અન્હા.

૮——હઝરત જુવૈરિય્યહ બિન્તે હારિસ બિન અબૂ દિરાર રદિયલ્લાહુ અન્હા.

૯——હઝરત સફિય્યહ બિન્તે હુય્ય બિન અખ્તબ રદિયલ્લાહુ અન્હા.

આ માહિતી મને સંખ્યાબંધ માહિતગારો તરફથી મળવા પામી છે. (અલ્લાહ તઆલા એ સૌ પાક બીબીઓથી રાજી હો !)

**હઝરત ખદીજતુલ-કુબ્રા રદિયલ્લાહુ અન્હા**——ઈબ્ને હિશામ કહે છેઃ જે ખાતૂનો સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો લગ્ન-સંબંધ જોડાયો તેઓની સંખ્યા ૧૩ હતી. એમાં હઝરત ખદીજહ બિન્તે ખુવૈલિદ સાથે સૌથી પહેલાં આપનો લગ્ન-સંબંધ કાયમ થયો. એમની સાથે આપના નિકાહ એમના વાલિદ ખુવૈલિદ બિન અસદે, અને એક રિવાયતની રૂએ ખુવૈલિદના ભાઈ અમ્ર બિન ખુવૈલિદએ કરાવ્યા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નિકાહના મહરમાં ૨૦ જવાન ઊંટણીઓ આપી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પુત્ર હઝરત ઈબ્રાહીમ સિવાય આપની તમામ અવલાદ હઝરત ખદીજહથી જ પૈદા થઈ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ કરવા પહેલાં હઝરત ખદીજહ, અબૂ હાલહ બિન માલિકના નિકાહમાં હતાં જેઓ બનૂ ઉસૈદ બિન અમ્ર બિન તમીમ કબીલાના એક ગૃહસ્થ હતા અને બનૂ અબ્દે-દાર સાથે કરારથી જોડાયેલા હતા. અબૂ હાલહથી હઝરત ખદીજહને બે સંતાનો પૈદા થયાં. એક પુત્ર હતો અને બીજી પુત્રી હતી. પુત્રનું નામ હિન્દ બિન અબૂ હાલહ અને પુત્રીનું નામ ઝૈનબ બિન્તે અબૂ હાલહ હતું.

અબૂ હાલહથી પણ પહેલાં હઝરત ખદીજહ, અતીક બિન આબિદ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમના નિકાહમાં હતાં. એમનાથી હઝરત ખદીજહને એક છોકરો અબ્દુલ્લાહ નામે અને એક છોકરી પૈદા થઈ હતી.

ઈબ્ને હિશામ કહે છે : આ છોકરી સાથે સૈફી બિન અબૂ રિફાઅ નામના ગૃહસ્થે નિકાહ કર્યા હતા.

**સંપાદકની નોંધ**——ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજહ રદિયલ્લાહુ અન્હા સાથે નિકાહ વેળા હઝરત ખદીજહની ઉંમર ૪૦ વરસની અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ૨૫ વરસની હતી.

- હઝરત ખદીજહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી પર સૌથી પહેલાં ઈમાન લાવ્યાં.
- હઝરત ખદીજહને અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રીલ મારફતે સલામ પાઠવ્યાં. પાક બીબીઓમાંથી આ માન કોઈને નહિ મળ્યું.
- હઝરત ખદીજહની હયાતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજા નિકાહ નહિ કર્યા.
- હઝરત ખદીજહ મક્કહના શાહસોદાગર હતાં. મક્કહના અમીરઝાદી હતાં. નિકાહ પછી પોતાનું તન, મન, ધન બધું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર કુરબાન કરી દીધું.
- હઝરત ખદીજહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ૬ સંતાનો થયાં. બે પુત્રો હઝરત કાસિમ અને હઝરત અબ્દુલ્લાહ. કાસિમ નામથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ઉપનામ અબુલ-કાસિમ થયું. હઝરત અબ્દુલ્લાહને તાહિર અને તૈયિબ પણ કહે છે. બંને સાહબઝાદા બચપનમાં વફાત પામી ગયા. ચાર સાહબઝાદીઓ હતી : હઝરત ઝૈનબ, હઝરત રૂકૈયહ, હઝરત ઉમ્મે-કુલસુમ, હઝરત ફાતિમહ, સાહબઝાદીઓ મોટા થયાં, મુસલમાન બન્યાં. નિકાહ કર્યા, હિજરત કરી.અલ્લાહએ સૌથી રાજી હો !

• વફાત વેળા હઝરત ખદીજહની ઉંમર ૬૫ વરસની હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક ઉંમર ૫૦ વરસની હતી. ૨૫ વરસનો સંગાત રહ્યો. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૨૮૨) "હ"

**હઝરત આઇશહ સિદ્દીકહ રદિયલ્લાહુ અન્હા**————ઈબ્ને હિશામ કહે છે : હઝરત આઇશહ બિન્તે અબીબક્ર સિદ્દીક સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહમાં નિકાહ કર્યા. તે વેળા હઝરત આઇશહની ઉંમર સાત વરસની હતી અને મદીનહમાં રૂખ્સતી થઇ તે સમયે હઝરત આઇશહ નવ અથવા દસ વરસના હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત આઇશહ સિવાય કોઇ અન્ય કુંવારી કન્યા સાથે શાદી નહિ કરી. આ નિકાહ હઝરત આઇશહના વાલિદ હઝરત અબૂબક્ર સિદ્દીકે કરાવ્યા હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ૪૦૦ દિરમ મહરમાં આપ્યા હતા.

**સંપાદકની નોંધ**————ઉમ્મુલ-મુઅમિનીન હઝરત આઇશહ સિદ્દીકહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે:

• મારા સિવાય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કોઇ કુંવારી કન્યા સાથે શાદી નહિ કરી.

• મારા નિકાહ પહેલાં અલ્લાહના ફરિશ્તા મારી તસવીર લઇને આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એ તસવીર બતાવીને બોલ્યાં, "એ આપના બેગમ છે. અલ્લાહનો આપને હુકમ છે એમની સાથે નિકાહ કરી લેવાનો."

• રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના તમામ પાક બીબીઓમાં સૌથી વધુ મને ચાહતા હતા.

• દુનિયામાં જે ગૃહસ્થને આપ સૌથી વધુ ચાહતા હતા, હું તેમની લાડલી પુત્રી છું.

• મુનાફિકોએ મુજ પર જૂઠી તુહમત મૂકી તો અલ્લાહ તઆલાએ મારી નિર્દોષતાના પુરાવા રૂપે અનેક આયતો કુર્આન મજીદમાં નાઝિલ ફરમાવી.

• મેં હઝરત જિબ્રીલને મારી આંખે જોયા. પાક બીબીઓમાંથી આ માન કોઇને નહિ મળ્યું.

• હઝરત જિબ્રીલ આકાશથી વહી લઇને આવતા તે વેળા હું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક શૈયામાં હોતાં.

• રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ તે વેળા આપનું મુબારક સર મારા ખોળામાં હતું.

• રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત બાદ આપ મારા ઘરની ઓરડીમાં દફન થયા.

હઝરત ઇમામ ઝુહરીનું કથન છેઃ હઝરત આઇશહના દીની ઉલૂમ કે ધાર્મિક જ્ઞાનનો મુકાબલો દુનિયાની ઓરતો સાથે કરવામાં આવે તો હઝરત આઇશહનો ઇલ્મ સૌથી વધી જશે. (સીરતુલ-મુસ્તફા જિ.૩ પા. ૨૯૨) "હ"

**હઝરત સવદહ બિન્તે ઝમ્અહ રદિયલ્લાહુ અન્હા**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સવદહ બિન્તે ઝમ્અહ બિન કૈસ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લ બિન આમિર બિન લુઐય સાથે નિકાહ કર્યા. એમના નિકાહ હઝરત સલીત બિન અમ્રએ કરાવ્યા હતા. એક રિવાયતની રૂએ હઝરત અબૂ હાતિબ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લએ નિકાહ કરાવ્યા હતા. નિકાહના મહરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ૪૦૦ દિરહમ આપ્યા હતા.

ઇબ્ને હિશામ કહે છે :ઇબ્ને ઇસ્હાક આ રિવાયતનો વિરોધ કરતાં કહેતા હતા કે આ નિકાહ થયા તે વેળા હઝરત સલીત અને હઝરત અબૂ હાતિબ બંને હબશહ દેશમાં હતા અને નિકાહ પ્રસંગે મક્કહમાં હાજર ન હતા.

હઝરત સવદહ બિન્તે ઝમ્અહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવવા પહેલાં હઝરત સકરાન બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે -વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લના નિકાહમાં રહી ચૂક્યાં હતાં.

**હઝરત ઝૈનબ બિન્તે જહશ રદિયલ્લાહુ અન્હા**————અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઝૈનબ બિન્તે જહશ બિન રબાબ અસદિયહ સાથે નિકાહ કર્યા. આ નિકાહ હઝરત ઝૈનબના ભાઇ હઝરત અબૂ અહમદ બિન જહશએ કરાવ્યા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહના મહરમાં ૪૦૦ દિરહમ આપ્યા હતા. હઝરત ઝૈનબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવવા પહેલાં હઝરત ઝૈદ બિન હારિસહના નિકાહમાં રહી ચૂક્યાં હતાં. હઝરત ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દત્તકપુત્ર અને પછી આઝાદ કરેલા ગુલામ હતા. નિકાહ બાદ મિયાંબીબીમાં જામ્યું નહિ અને રોજની ટકટક ચાલતી રહી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત ઝૈનબને સમજાવતા રહ્યા અને હઝરત ઝૈદને તલાકથી વારતા રહ્યા પણ કોઇ રીતે મનમેળ બેઠો નહિ ત્યારે હઝરત ઝૈદે લાચારીએ બીબી ઝૈનબને તલાક આપી દીધી) એજ સિલસિલામાં અલ્લાહ તઆલાએ કુર્આન મજીદની આ આયત નાઝિલ ફરમાવી:

| | |
|---|---|
| ફ-લમ્મા કદા ઝૈદુમ | તો જયારે પૂરી કરી ચૂકયા ઝૈદ |
| મિન્હા વતરન | તેણીથી પોતાની હાજત (તેણીને તલાક આપી દીધી) |
| ઝવ-વજનાક - હા | તો હે નબી ! અમે તમારા નિકાહ કરાવી દીધા તેણી સાથે |
| લિ-કયલા યકૂન અલલ | કે જેથી ન રહે |
| મુઅમિનીન હરજુન | મુસલમાનો પર કોઇ તંગી નિકાહ કરવામાં |
| ફી અઝવાજિ અદ-ઈયા - ઇહિમ. | પોતાના દત્તક પુત્રોની પત્નીઓ સાથે. |

**સંપાદકની નોંધ**————હઝરત ઝૈનબ રદિયલ્લાહુ અન્હા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હકીકી ફોઇ ઉમૈમહ બિન્તે અબ્દુલ-મુત્તલિબના પુત્રી હતાં. પોતે કુરૈશના સૌથી ઊંચા ખાનદાનના હતાં. ત્યારે હઝરત ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ ગુલામ હતા. હઝરત ઝૈનબના મનમાંથી ખાનદાનની ઊંચાઇનો ખિયાલ નીકળી શકયો નહિ. રોજની ટકટક અને ઝકઝક ચાલતી રહી જેનો નતીજો તલાકના રૂપમાં નીકળ્યો. જાહિલિયતના અરબો દત્તક પુત્રોની પત્નીઓ સાથે નિકાહને હરામ ગણતા હતા. તેઓની આ ખોટી માન્યતાને તોડવા અલ્લાહ તઆલાએ પોતે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહ હઝરત ઝૈનબ સાથે તલાક બાદ કરાવી આપ્યા જેમકે આયતમાં દર્શાવ્યું છે : "ઝવ-વજનાક-હા." એટલે અમે આપના નિકાહ તેણી સાથે કરાવી દીધા, કેમકે દત્તક લેવાથી કોઇ સગો પુત્ર બની જતો નથી.

હઝરત ઝૈદ કેટલાક ભાગ્યશાળી અને ઊંચા પાયાના સહાબી કે કુર્આને-મજીદમાં એમનું નામ આવ્યું. હઝરત ઝૈદ વગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી કોઇનું નામ કુર્આને-મજીદમાં આવ્યું નથી. (આયતનો હવાલો - સૂરએ- અહઝાબ પા. ૨૨ આ. ૩૭) "હ"

**હઝરત ઉમ્મે સલમહ બિન્તે અબી ઉમૈયહ રદિયલ્લાહુ અન્હા** ———— રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમ્મે-સલમહ બિન્તે અબૂ ઉમૈયહ બિન મુગીરહ મખઝૂમિયહ સાથે નિકાહનો સંબંધ કાયમ કર્યો. એમનું અસલ નામ હિન્દ હતું.એમના નિકાહ એમના બેટા હઝરત સલમહ બિન અબૂ સલમહએ કરાવ્યા હતા. નિકાહના મહરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પાંદડાંઓથી ભરેલું એક પથરણું, એક પ્યાલું, એક લગન અને એક ઘંટી આપી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ કરવા પહેલાં હઝરત ઉમ્મે સલમહ, હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદના નિકાહમાં રહી ચૂક્યાં હતાં. હઝરત અબૂ સલમહનું અસલ નામ અબ્દુલ્લાહ હતું. એમનાથી બીબી ઉમ્મે-સલમહને સલમહ, ઉમર, ઝૈનબ અને રૂકૈયહ નામે ચાર સંતાનો હતા.

**હઝરત હફસહ બિન્તે ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હા** ———— રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત હફસહ બિન્તે ઉમર બિન ખત્તાબ સાથે નિકાહ કર્યા. એમના નિકાહ એમના માનવંતા પિતાજી હઝરત ઉમર બિન ખત્તાબએ કરાવ્યા. નિકાહના મહરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ૪૦૦ દિરહમ આપ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ કરવા પહેલાં હઝરત હફસહ હઝરત ખુનૈસ બિન હુઝાફહ સહમીના નિકાહમાં રહી ચૂક્યાં હતાં.

**હઝરત ઉમ્મે હબીબહ બિન્તે અબી સુફયાન રદિયલ્લાહુ અન્હા** ———— રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમ્મે-હબીબહ સાથે નિકાહ કર્યા. એમનું અસલ નામ રમલહ બિન્તે અબી સુફયાન બિન હર્બ હતું.એમના નિકાહ હઝરત ખાલિદ બિન સઈદ બિન આસએ કરાવ્યા હતા અને આ નિકાહ મુલ્કે-હબશહમાં થયા હતા જ્યારે કે બંને ત્યાં જ હતાં. નિકાહના મહરમાં હબશહના બાદશાહ હઝરત નજાશીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી ૪૦૦ દીનાર પોતે આપ્યા હતા અને નજાશી બાદશાહએ જ હઝરત ઉમ્મે-હબીબહને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી નિકાહનો પયગામ આપ્યો હતો. આથી પહેલાં હઝરત ઉમ્મે-હબીબહ, ઉબૈદુલ્લાહ બિન જહશ અસદીના નિકાહમાં રહી ચૂક્યાં હતાં. [1]

**હઝરત જુવૈરિય્યહ બિન્તે હારિસ રદિયલ્લાહુ અન્હા** ———— અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જુવૈરિય્યહ બિન્તે હારિસ બિન અબૂ દિરાર ખુઝાઈયહ સાથે નિકાહ કર્યા. હઝરત જુવૈરિય્યહ ખુઝાઅહના ખાનદાનમાંથી હતાં. એમના પિતા બનૂ મુસ્તલિકના સરદાર હતા. બનૂ મુસ્તલિક સાથે યુધ્ધ થયું તો પકડાયેલા કેદીઓમાં હઝરત જુવૈરિય્યહ પણ હતાં. કેદીઓની વહેંચણી થતાં હઝરત જુવૈરિય્યહ હઝરત સાબિત બિન કૈસ બિન શમ્માસ અનસારીને ભાગે આવ્યાં. હઝરત સાબિત બિન કૈસે એમની સાથે ''બદલે-કિતાબત'' (એટલે ઠેરવેલી રકમ ચૂકવીને ગુલામીથી આઝાદી મેળવી લેવા)નો મામલો કરી લીધો. આ મામલામાં મદદ મેળવવા માટે હઝરત જુવૈરિયહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયાં અને ''બદલે-કિતાબત''ની

---

૧. હઝરત ઉમ્મે-હબીબહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટર દુશ્મન, મક્કહના સરદાર અને કુરૈશી સૈન્યના સિપહસાલાર અબૂ સુફયાન બિન હર્બના પુત્રી અને હઝરત અમીર મુઆવિયહના બહેન હતાં. માતાનું નામ હિન્દહ હતું જેણે જંગે-ઉહુદમાં હઝરત હમઝહનું જિગર ચાવીને થૂંકી કાઢ્યું હતું. ખાનદાનના બીજા સભ્યો ફત્હે-મક્કહ વેળા મુસલમાન બન્યાં પણ હઝરત ઉમ્મે-હબીબહ ઈસ્લામની શરૂઆતમાં જ મુસલમાન બનીને પોતાના પતિ સાથે હિજરત કરીને હબશહ ચાલ્યા ગયાં હતાં. એમના પતિનું નામ ઉબૈદુલ્લાહ બિન જહશ અસદી હતું જે હબશહમાં ઈસ્લામ ત્યાગીને ખ્રિસ્તી બની ગયો અને હબશહમાં જ મરી ગયો. એનાથી એમને હબીબહ નામે એક પુત્રી હતી જેના નામથી એમનું ઉપનામ ઉમ્મે-હબીબહ થયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા તો આપે હબશહના બાદશાહ નજાશીને કહેણ મોકલાવી કે ઉમ્મે-હબીબહની ઈચ્છા હોય તો તમે મારા વકીલ તરીકે તેમની સાથે મારા નિકાહ કરાવી દો. ''હ''

ચૂકવણી માટે મદદની માગણી કરી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''જુવૈરિય્યહ ! શું તમે એથીયે ઉત્તમ વસ્તુ પસંદ કરશો?''

હઝરત જુવૈરિય્યહએ પૂછયું, ''તે શું યા રસૂલલ્લાહ ?''

આપે ફરમાવ્યું, ''હું તમારા તરફથી ''બદલે-કિતાબત'' ચૂકવી આપું તમે મારી સાથે નિકાહ કરી લો.''

હઝરત જુવૈરિય્યહએ પોતાની રઝામંદી દર્શાવી દીધી અને આપે તેમની સાથે નિકાહ કરી લીધા.

ઇબ્ને હિશામ કહે છે : આ રિવાયત હઝરત આઇશહની છે જે ઘણા માણસોના મુખે મારા સાંભળવામાં આવી અને બીજી રિવાયત એવી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ મુસ્તલિકના યુધ્ધથી નિવૃત્ત થઇને પાછા ફર્યા તો આપના સંગાથે હઝરત જુવૈરિય્યહ પણ હતાં. આપ લશ્કરની વ્યવસ્થામાં લાગેલા હતા જેથી આપે હઝરત જુવૈરિય્યહને, એક અન્સારીને અમાનત તરીકે સોંપીને સૂચના ફરમાવી કે એમની સારી રીતે દેખરેખ રાખવામાં આવે.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ વાપસ પધાર્યા તો આપની તહેનાતમાં હઝરત જુવૈરિય્યહના પિતા હારિસ઼ બિન દિરાર પોતાની બેટીને છોડાવવાનો ફિદયો લઇને હાજર થયા. ફિદયાની રકમ તરીકે તેઓ ઊંટો લઇને આવતા હતા ત્યારે રસ્તામાં અકીક નામે સ્થળે પહોંચતાં એમાંના બે ઊંટો પ્રત્યે એમનું મન લલચાઇ ગયું. બંને ઊંટો બહુ તાજાં અને સુંદર હતાં. એ બંને ઊંટોને તેમણે અકીકની ખીણની ઝાડીમાં છુપાવી દીધાં અને બાકીના ઊંટો લઇને મદીનહ આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને બોલ્યા, ''હે મુહંમદ ! તમે મારી દીકરીને પકડીને લઇ આવ્યા છો તેનો આ ફિદયો છે.''

આ સાંભળીને આપે ફરમાવ્યું, ''હા પણ પેલા બે ઊંટો કયાં છે ? શું તમે તેને અકીકની ફ્લાણી ઘાટીમાં છુપાવી નથી દીધાં ?''

હારિસ઼ હયરત પામીને બોલી ઊઠયા :

| | |
|---|---|
| અશહદુ અલ-લાઈલાહ ઈલ્લલ્લાહુ | હું સાક્ષી આપું છું કે અલ્લાહ વગર કોઇ મઅબૂદ નથી |
| વ ઈન્નક રસૂલુલ્લાહિ | અને બેશક આપ અલ્લાહના રસૂલ છો. |
| સલ્લલ-લાહુ અલૈક. | આપના ઉપર અલ્લાહની રહમત હો ! |
| ફ-વલ્લાહિ મા અત-તબઉ અલા ઝાલિક | અલ્લાહના સોગંદ, આ વાતની કોઇને જ ખબર ન હતી; |
| ઈલ્લલ-લાહ તઆલા. | અલ્લાહ તઆલા સિવાય ! |

આમ કહીને હારિસ઼ બિન દિરાર એજ પળે મુસલમાન બની ગયા. એમની સાથે એમના બે બેટાઓ અને એમની કૌમના કેટલાક બીજા લોકો પણ મુસલમાન બની ગયા. હવે હઝરત હારિસ઼ બિન દિરારે પોતાનો માણસ દોડાવીને પેલાં બે ઊંટો પણ મંગાવી લીધાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર ચરણોમાં ધરી દીધાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુવૈરિય્યહને તેમના પિતાને હવાલે કરી દીધાં મગર જુવૈરિય્યહ પોતે પણ તરત કલિમો પઢીને મુસલમાન બની ગયાં. હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના પિતાને નિકાહનો પયગામ આપ્યો અને એમના પિતાએ આપની સાથે એમના નિકાહ કરાવી દીધા. નિકાહના મહરમાં આપે

૪૦૦ દિરહમ આપ્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ કરવા પહેલાં હઝરત જુવૈરિય્યહ પોતાના કાકાના બેટા અબ્દુલ્લાહના નિકાહમાં રહી ચુકયાં હતાં.

ઇબ્ને હિશામ કહે છે : એક રિવાયત એવી પણ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જુવૈરિય્યહને, હઝરત સાબિત બિન કૈસ બિન શમ્માસ પાસેથી ખરીદી લઇને આઝાદ કરી દીધાં અને પછી તેમની સાથે નિકાહ કરી લીધા. મહરમાં આપે ૪૦૦ દિરહમ આપ્યા.

**હઝરત સફિય્યહ બિન્તે હુય્ય રદિયલ્લાહુ અન્હા**———— રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સફિય્યહ બિન્તે હુય્ય બિન અખ્તબ સાથે નિકાહ કર્યા. ઇસ્લામી લશ્કરે ખયબરના યુધ્ધમાં એમને ગિરિફતાર કર્યાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાને માટે એમને પસંદ કરી લીધાં. એમના નિકાહમાં આપે વલીમહની દઅવત કરી જેમાં ગોશ્ત વગેરે ન હતું ફકત ખજૂર અને સત્તુ હતાં.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ કરવા પહેલાં હઝરત સફિય્યહ કિનાનહ બિન રબીઅ બિન અબુલ-હુકૈકના નિકાહમાં રહી ચૂકયા હતાં.

હઝરત સફિય્યહનો બાપ હુય્ય બિન અખ્તબ હઝરત મૂસા (અલૈ.)ના ભાઇ હઝરત હારૂન (અલૈ.)ના ખાનદાનમાંથી ઉતરી આવતો હતો અને યહૂદીઓના બનૂ નદીર કબીલાનો સરમુખ્તયાર હતો. હઝરત સફિય્યહના પહેલા નિકાહ સલ્લામ બિન મિશ્કમ નામે યહૂદી સરદાર સાથે થયા હતા. તેનાથી છુટાછેડા મળતાં કિનાનહ બિન અબૂ હુકૈક સાથે નિકાહ કર્યા. કિનાનહ જંગે-ખયબરમાં માર્યો ગયો. મદીનહમાં બીબી સફિય્યહની ખૂબસુરતીની ચર્ચા થવા લાગી તો અન્સારી ખાતૂનો સાથે હઝરત આઇશહ પણ ચેહરા પર નિકાબ નાખીને એમને જોવા ગયાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પૂછ્યું, ''આઇશહ ! ત્યાં શું જોયું ?''

બોલ્યા, ''એક યહૂદણને જોઇ આવી.''

ફરમાવ્યું, ''એમ ના કહો, એ મુસલમાન છે અને એમનું ઇમાન બહુ પાકું છે.''

એક દિવસે બીબી સફિય્યહ રડતાં હતાં. પૂછ્યું, ''સફિય્યહ ! કેમ રડો છો ?''

બોલ્યા, ''આઇશહ અને સફિય્યહ મને છેડયા કરે છે. કહે છે, અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નજરમાં તારા કરતાં ઊંચા મરતબાના છીએ. અમે આપની બેગમો પણ છીએ અને આપના કાકીની પુત્રીઓ પણ છીએ.''

આપે ફરમાવ્યું, ''સફિય્યહ ! તમે જવાબમાં કેમ કહી ન દીધું કે, તમે મારા કરતાં ઊંચા મરતબાના કેવી રીતે હોય શકો ? કેમકે મારા ખાવિન્દ મુહંમદ છે. મારા બાપ હારૂન નબી છે. મારા કાકા મૂસા નબી છે.'' ''હ''

**હઝરત મયમૂનહ બિન્તે હારિસ રદિયલ્લાહુ અન્હા** ———— અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મયમૂનહ બિન્તે હારિસ બિન હઝન બિન બુહૈર બિન હઝમ બિન રૂવૈબહ બિન અબ્દુલ્લાહ બિન હિલાલ બિન આમિર બિન સઅસઆ સાથે નિકાહ કર્યા. આ નિકાહ આપના કાકા હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબે કરાવ્યા હતા અને હઝરત અબ્બાસે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી નિકાહના મહેરના ૪૦૦ દિરહમ આપ્યા હતા. હઝરત મયમૂનહ આથી પહેલાં અબૂ રુહમ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબૂ કૈસ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હુસ્લ બિન આમિર બિન લુઐયના નિકાહમાં રહી ચૂકયાં

હતાં.

એક રિવાયત એવી છે કે હઝરત મયમૂનહએ પોતાની જાતને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે ''હિબહ'' કરી દીધી હતી. (એટલે પોતાની જાત બખ્શી દીધી હતી) તે એવી રીતે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહનો પયગામ મળ્યો તે વેળા હઝરત મયમૂનહ પોતાના ઊંટ પર બેઠેલાં હતાં. પયગામ સાંભળતાં જ એમણે કહી દીધું કે, આ ઊંટ અને જે કંઇ એની ઉપર છે એ બધું અલ્લાહ અને તેના રસૂલનું છે; જે પર અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ ફરમાવી : ''વમ્રઅતમ-મુઅમિનતન ઈંવ-વહબત નફસહા લિન્નબીય્યિ.'' અને તે મુઅમિન ખાતૂન જેણે પોતાની જાતને નબી માટે હિબહ કરી દીધી.

એક રિવાયત એવી છે કે કે જે ખાતૂને પોતાની જાતને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે ભેટ ધરી દીધી હતી તે બીબી હઝરત ઝૈનબ બિન્તે જહશ હતાં અને એક રિવાયતની રૂએ તે બીબી હઝરત ઉમ્મે-શરીક હતાં. અને એક રિવાયત મુજબ તે બનૂ સામહ બિન લુઐય કબીલાના એક ખાતૂન છે જેનો મામલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુલતવી કરી દીધો હતો.

**હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમહ રદિયલ્લાહુ અન્હા** ———— અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમહ બિન હારિસ઼ બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અબ્દે-મનાફ બિન હિલાલ બિન આમિર બિન સઅસઆ સાથે નિકાહ કર્યા. એમનું ઉપનામ ''ઉમ્મુલ-મસાકીન'' (એટલે મિસ્કીનો, ગરીબો, નાદારોની માતા) હતું કેમકે મિસ્કીનો માટે એમના દિલમાં મોટી મહેરબાની અને લાગણી હતી. એમના નિકાહ હઝરત કુબૈસહ બિન અમ્ર હિલાલીએ કરાવ્યા હતા. મહરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને ૪૦૦ દિરહમ ઈનાયત કર્યા હતા. આપની સાથે નિકાહ કરવા પહેલાં બીબી ઝૈનબ, હઝરત ઉબૈદહ બિન હારિસ઼ બિન મુત્તલિબ બિન અબ્દે મનાફના નિકાહમાં હતાં અને હઝરત ઉબૈદહ બિન હારિસ઼થી પહેલાં જહમ બિન અમ્ર બિન હારિસ઼ના નિકાહમાં રહી ચૂકયાં હતાં જેઓ એમના કાકાના પુત્ર હતા.

**પાક બીબીઓની સંખ્યા અને ઘરસંસાર**————ઈબ્ને હિશામ કહે છે : જે પાક બીબીઓ સાથે નિકાહ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગૃહસ્થી જીવન કે ઘર સંસાર ચલાવ્યો તેઓની સંખ્યા ૧૧ છે. એમાંથી બે પાક બીબીઓ એટલે હઝરત ખદીજહ બિન્તે ખુવૈલિદ અને હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમહ આપની હયાતમાં વફાત પામી ગયાં. અને જયારે આપની વફાત થઈ તે વેળા ૯ પાક બીબીઓ હયાત હતાં જેઓનું વર્ણન આગળ ઉપર અમે કરી આવ્યા છીએ.

અને બે બીબીઓ એવાં છે જેઓની સાથે આપે એકાંત વાસ કે સહશયન નહિ ફરમાવ્યો. એમાંથી એક બીબી અસમાઅ બિન્તે નુઅમાન કિન્દીયા છે. એમની સાથે આપના નિકાહ થયા અને જયારે આપે એમના બદન પર કોઢની સફેદી જોઈ તો એમને આપે અમુક માલસામાન આપીને એમના ઘરે મોકલાવી દીધાં.

બીજી બીબી અમ્રહ બિન્તે યઝીદ કિલાબીયા છે જેમણે નવોસવો ઈસ્લામ સ્વીકાર્યો હતો એટલે એમના કુફ્રને વધુ મુદ્દત વીતી ન હતી. એ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે આવ્યાં તો આપથી પનાહ માગવા લાગ્યાં. આપે ફરમાવ્યું, ''એ બચવા માગે છે અને અલ્લાહની પનાહ ચાહે છે.''

આ કારણે આપે એમને એના ઘરવાળાઓ પાસે પાછા મોકલાવી દીધા.

**કુરૈશ કબીલાની પાક બીબીઓ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બીબીઓમાં

કુરૈશી ખાતૂનોની સંખ્યા ૬ હતી :

૧——હઝરત ખદીજહ બિન્તે ખુવૈલિદ બિન અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય. રદિયલ્લાહુ અન્હા.

૨——હઝરત આઇશહ બિન્તે અબીબક્ર બિન અબૂ કુહાફહ બિન આમિર બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ રદિયલ્લાહુ અન્હા.

૩——હઝરત હફસહ બિન્તે ઉમર બિન ખત્તાબ બિન નુફૈલ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન અબ્દુલ્લાહ બિન કુર્ત બિન રુબાહ બિન રિઝાહ બિન અદી બિન કઅબ બિન લુઐય. રદિયલ્લાહુ અન્હા.

૪——હઝરત ઉમ્મે-હબીબહ બિન્તે અબી સુફયાન બિન હર્બ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય. રદિયલ્લાહુ અન્હા.

૫——હઝરત ઉમ્મે સલમહ બિન્તે અબૂ ઉમૈયહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય. રદિયલ્લાહુ અન્હા.

૬——હઝરત સવદહ બિન્તે ઝમ્અહ બિન કૈસ અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન હસ્લ બિન આમિર બિન લુઐય રદિયલ્લાહુ અન્હા.

**અરબ અને બિન-અરબ પાક બીબીઓ**—————અને કુરૈશ સિવાય અરબી તેમ બિન-અરબી પાક બીબીઓની સંખ્યા ૭ છે નીચે મુજબ :

૧——હઝરત ઝૈનબ બિન્તે જહશ બિન રિઆબ (અથવા રબાબ) બિન યઅમુર બિન સબ્રહ બિન મુર્રહ બિન કબીર બિન ગનમ બિન દૂદાન બિન અસ્વદ બિન ખુઝૈમહ. રદિયલ્લાહુ અન્હા.

૨——હઝરત મયમૂનહ બિન્તે હારિસ બિન હઝન બિન બુહૈર બિન હઝમ બિન રૂવૈબહ બિન અબ્દુલ્લાહ બિન હિલાલ બિન આમિર બિન સઅસઆ બિન મુઆવિયહ બિન બક્ર બિન હવાઝિન બિન મનસૂર બિન ઇકરિમહ બિન ખસ્ફહ બિન કૈસ બિન અયલાન. રદિયલ્લાહુ અન્હા.

૩——હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમહ બિન હારિસ બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અબ્દે-મનાફ બિન હિલાલ બિન આમિર બિન સઅસઆ બિન મુઆવિયહ. રદિયલ્લાહુ અન્હા.

૪——હઝરત જુવૈરિયહ બિન્તે હારિસ બિન અબૂ દિરાર ખુઝાઇયહ મુસ્તલિકિયહ. રદિયલ્લાહુ અન્હા.

૫——હઝરત અસમાઅ બિન્તે નુઅમાન કિન્દીયહ રદિયલ્લાહુ અન્હા.

૬——હઝરત અમ્રહ બિન્તે યઝીદ કિલાબિયહ રદિયલ્લાહુ અન્હા.

૭——હઝરત સફિય્યહ બિન્તે હુય્ય બિન અખ્તબ. રદિયલ્લાહુ અન્હા. યહૂદીઓના બનૂ નદીર કબીલામાંથી.

## પ્રકરણ ૧૬૧

# રસૂલુલ્લાહ
### સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ
# ની વફાત

——————૨——————

હઝરત આઇશહના ઘરમાં કિયામ • સાત કૂવાઓના પાણીનો ગુસલ • બીમારીમાં મિમ્બર પર ખુત્બો • હઝરત અબૂબકની શાન • હઝરત ઉસામહની સરદારી પર ટીકા • મદીનહના અનસાર માટે વસીય્યત • દવા પિવડાવવાનો કિસ્સો • હઝરત ઉસામહ માટે દુઆ • પયગમ્બરોને મોતનો અધિકાર • હઝરત અબુબકને નમાઝનો હુકમ • નમાઝની ઇમામતની બીજી રિવાયત • વફાતના દિવસે તબીઅતમાં સુધારો • મસ્જિદમાં પધરામણી • હઝરત અબ્બાસ અને હઝરત અલી • વફાતથી થોડો સમય પહેલાં : મિસ્વાક • હઝરત ઉમરની ઉત્તેજિત દશા • હઝરત અબૂબકની ઠરેલ નીતિ • હઝરત અબુબકનો ખુત્બો.

**હઝરત આઇશહના ઘરમાં કિયામ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઅકૂબ બિન ઉત્બહએ, મુહમંદ બિન મુસ્લિમ ઝુહરી તથા ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહના મુખે સાંભળેલી, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત આઇશહની આ રિવાયત કહી સંભળાવી. હઝરત બીબી આઇશહનું બયાન છે :

"તમામ પાક બીબીઓ તરફથી મારા ઘરમાં રહેવાની પરવાનગી મેળવી લેવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના કુટુંબના બે ગૃહસ્થોનો સહારો લઇને, માથે પાટો બાંધીને, લથડતી ચાલે મારા ઘરમાં દાખલ થઇ ગયા. પોતાના કુટુંબના જે બે ગૃહસ્થોનો આપે સહારો લીધો હતો તેમાંના એક ફઝલ બિન અબ્બાસ હતા અને બીજા એક ગૃહસ્થ પણ હતા."

ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહનું બયાન છે કે મેં આ બનાવ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની આગળ રજૂ કર્યો તો તેમણે મને પૂછયું, "જાણો છો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સહારો આપનારા બીજા ગૃહસ્થ કોણ હતા ?"

મેં કહ્યું, "ના સાહેબ, મને ખબર નથી."

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ બોલ્યા, "એ અલી બિન અબી તાલિબ હતા."

**સાત કૂવાઓના પાણીનો ગુસલ**————પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર બીમારીનો પ્રચંડ ધસારો થયો અને દર્દ એકદમ વધી ગયું તો આ હાલતમાં આપે ફરમાવ્યું, "જુદા જુદા કૂવાઓનું સાત મશક પાણી લાવીને મુજ પર રેડો કે જેથી હું બહાર નીકળીને લોકોને મળી શકું અને તેઓ પાસેથી વચન લઇ શકું."

હઝરત આઇશહ ફરમાવે છે : "અમે લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બીબી હફસહ બિન્તે ઉમરના નહાવાના મોટા વાસણમાં બેસાડી દીધા અને પછી આપના પવિત્ર બદન પર પાણી રેડવા માડયું ત્યાં સુધી કે આપ ફરમાવવા લાગ્યા, બસ "આટલું કાફી છે હવે બસ કરો."

**બીમારીમાં મિમ્બર પર ખુત્બો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરીએ ઐયૂબ બિન બશીરની રિવાયત ટાંકતાં કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના મુબારક સર પર પટ્ટી બાંધીને હઝરત આઇશહના ઘરમાંથી બહાર પધાર્યા અને મસ્જિદના મિમ્બર પર જઇને બિરાજમાન થયા. મિમ્બર પર બેસી જવા પછી આપે જંગે-ઉહુદમાં શહીદ થયેલા સહાબા માટે દુઆ કરી. આપની આ દુઆ ખાસ્સી લાંબી હતી. એ પછી આપે ફરમાવ્યું:

| | |
|---|---|
| ઈન્ન અબ્દમ મિન ઈબાદિલ્લાહે | બેશક અલ્લાહના બંદાઓમાંથી એક બંદાને |
| ખય્યર-હુલ્લાહુ, | ઈખ્તેયાર આપી દીધો અલ્લાહ તઆલાએ; |
| બૈનદ - દુન્યા વ બૈન મા ઈન્દહૂ. | આ દુનિયા અને જે કંઇ અલ્લાહ પાસે છે તેની વચ્ચેનો. |
| ફખ્તાર મા ઈન્દલ્લાહ. | તો એ બંદાએ પસંદ કરી લીધું જે કંઇ અલ્લાહ પાસે છે. |

રાવીનું કથન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ અર્થપૂર્ણ વાકયનો મતલબ હઝરત અબૂબક્ર સિદ્દીક સિવાય કોઇ સમજી શકયું નહિ. તેઓ તરત પામી ગયા કે "ઈન્ન અબ્દન"એટલે એક બંદાથી મુરાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે છે અને આપ હવે આ ફાની જગતને છોડીને અલ્લાહના દરબારમાં જવાની વાતો ફરમાવે છે. આ ભેદ કળી જતાં જ હઝરત અબૂબક્ર સિદ્દીક નિરકુંશ રીતે રડવા લાગી ગયા અને લાગણીવશ થઇને બોલ્યા,

"નહિ નહિ યા રસૂલલ્લાહ ! અમે બધા અમારી જાનોને અને અમારી અવલાદોને આપની ઉપર કુરબાન કરી દેવા તૈયાર છીએ !"

આપે ફરમાવ્યું, "અબૂબક્ર ! ધીરજ અને સહૂલતથી કામ લો."

એ પછી આપે ફરમાવ્યું :

> "આ જેટલા દરવાજા મસ્જિદ તરફ ખુલનારા છે એ બધાને એક એક કરીને બંધ કરી દેવામાં આવે. અલબત્ત અબૂબક્રના ઘરનો દરવાજો બંધ ન કરો કેમકે હું કોઈ એવા માણસને નથી જાણતો જે મારા હાથ અને મારા બાહુ બનીને (એટલે મારા મદદગાર

બનીને) મારી સાથે ઊઠવા-બેસવામાં એમના કરતાં ચઢિયાતો હોય.''[1]

ઈબ્ને હિશામ કહે છે : એક રિવાયતમાં ''ઈલ્લા બાબ અબીબક્ર''શબ્દો આવેલા છે એટલે અબૂબકના દરવાજા સિવાય. એ દરવાજો બંધ ના કરજો. [2]

**હઝરત અબૂબકની શાન**————ઈબ્ને ઈસ્હાક કહે છે :મને અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહએ અબૂ સઈદ બિન મુઅલ્લાના અમુક કુટુંબીઓની આ રિવાયત બયાન કરી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ ખુત્બહમાં એમ પણ ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-ઈન્ની લવ કુન્તુ મુત-તખિઝમ | તો અગર હું બનાવી લેત |
| મિનલ ઈબાદે ખલીલન | બંદાઓમાંથી કોઈને ખલીલ |
| લઅત-તખઝ-તુ | તો હું બનાવી લેત |
| અબાબક્ર ખલીલા. | અબૂબકને મારો ખલીલ ! |
| વલાકિન સહબત | પરંતુ હવે મારા સંગાથનું માન |
| વ અખાઅ ઈમાનુન. | અને ઈમાનની ભાઈબંધીનો સંબંધ (સદા કાયમ રહેશે) |
| હત્તા યજ-મઅલ્લાહુ | ત્યાં સધી કે ભેગા કરી દે અલ્લાહ |
| બય-નના ઈન્દહૂ. | આપણને પોતાની પાસે. |

(એટલે અલ્લાહ તઆલા વગર તેના કોઈ બંદાને હું મારો ખલીલ કે દોસ્ત કે મહબૂબ બનાવતે તો તે અબૂબક્ર હતા. પણ ખલીલ કે દોસ્ત કે મહબૂબ અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી. અલબત્ત અબૂબક્ર સાથે મારી ઈમાની ભાઈબંધી અને મારા સંગાતનું માન કિયામત સુધી કાયમ રહેવાનું છે. ખલીલ એટલે સાચો પાકો દોસ્ત. જિગરજાન અને નિઃસ્વાર્થ મિત્ર ''હ'')

**હઝરત ઉસામહની સરદારી પર ટીકા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરએ, ઉર્વહ બિન ઝુબૈર તથા બીજા ધર્મજ્ઞાનીઓની આ રિવાયત બયાન કરી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ગંભીર માંદગીની આકરી પીડામાં વ્યાકુળ હતા ત્યાં આપને જાણવા મળ્યું કે ઉસામહના લશ્કરના મામલામાં લોકો આળસ અને ઢીલ કરી રહ્યા છે તો આપ ફરીવાર મુબારક માથા પર પટટી બાંધીને ઘરમાંથી બહાર પધાર્યા અને મસ્જિદના મિમ્બર પર જઈને બિરાજમાન થયા.

તે વેળા પરિસ્થિતિ એવી હતી કે કેટલાક લોકો હઝરત ઉસામહ બિન ઝૈદની નેતાગીરી કે સરસાલારી

---

૧: એટલે મારા સંગાથે લાગી રહીને અને તન, મન, ધનનો ભોગ આપીને જેટલી મદદ અબૂબક્રે મારી કરી છે તેની તોલે બીજું કોઈ પહોંચી શકતું નથી. ''હ''

૨. હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના મકાનનો આ દરવાજો આજે પણ મસ્જિદે નબવીની પશ્ચિમી દિશાએ મવજૂદ છે જેની ઉપર સોનેરી અક્ષરોએ આ લખાણ કરેલું છે :

| | |
|---|---|
| હાઝિહી ખવખતુ સૈયિદિના | આ દરવાજો આપણા સરદાર |
| અબીબક્રે - નિસ સિદ્દીક | અબૂબક્ર સિદ્દીકનો છે. |
| રદિયલ્લાહુ અન્હુ. | અલ્લાહ રાજી હો તેમનાથી ! |

ખવખહ એટલે રોશની માટે બનાવેલી નાની ખિડકી, મોટા દરવાજામાં ગોઠવેલું ફટકિયું.

(અલ્લામા મખ્દૂમ મુહંમદ હાશિમ કૃત : અહદે-નુબુવ્વત કે માહ-વ-સાલ પેજ ૩૭૯)

અંગે અણછાજતી ટીકાઓ કરી રહ્યા હતા. તેઓનું કહેવું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઊંચા પાયાના મોટા મોટા મુહાજિર તથા અન્સાર સહાબાને જતા કરીને ઊગતી વયના એક જુવાનિયા ગુલામને અમીર બનાવી દીધો !

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મિમ્બર પર બિરાજમાન થયા. પ્રથમ આપે અલ્લાહની શાનને છાજે તેવી અલ્લાહની હમ્દો-સના બયાન ફરમાવી અને પછી ફરમાવ્યું :

> "હે લોકો ! ઉસામહના લશ્કરને જલદી રવાના કરી દો !
>
> "હું કસમ ખાયને કહું છું કે, અગર તમે ઉસામહની સરસાલારી પર ટીકાઓ કરી છે તો આથી પહેલાં તમે તેના બાપની સરસાલારી પર પણ ટીકાઓ કરી ચૂકયા છો (જે છેવટે ખોટી પુરવાર થઇ છે.)
>
> "હે લોકો ! સારી રીતે સમજી લો, ઉસામહ દરેક રીતે સરદારી કે સરસાલારીને લાયક છે. અને તેનો બાપ પણ દરેક રીતે સરદારીને લાયક સાબિત થઇ ચૂકયો છે."

રાવીનું બયાન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મિમ્બર પરથી ઊતરી આવ્યા અને લોકોએ લશ્કરની રવાનગીની બહુ જ ઉતાવળે તૈયારી કરવા માંડી. બીજી તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બીમારીની તકલીફ પળેપળે વધતી જ જઇ રહી હતી. મતલબ કે હઝરત ઉસામહ નીકળ્યા અને તેમનું લશ્કર પણ રવાના થયું. એ બધા મદીનહથી નીકળીને એક ફરસખના અંતરે આવેલા જુર્ફ અથવા જુરુફ સ્થળે પહોંચીને થોભી ગયા.[1] પાછળ રહી ગયેલા બીજા લોકો પણ જુર્ફ મુકામે પહોંચીને લશ્કરના સંગાથે થઇ ગયા.

હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હાલત પળેપળે નાજુકથી નાજુકતર થઇ રહી હતી. આ કારણે હઝરત ઉસામહ અને લશ્કરના બધા લોકો જુર્ફ મુકામે જ થોભી રહ્યા કે, જોવું જોઇએ કે, અલ્લાહ તઆલા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે શું ફેસલો ફરમાવે છે !

**મદીનહના અન્સાર માટે વસીય્યત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુહંમદ બિન શિહાબ ઝુહરીએ હઝરત અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિકનું બયાન ટાંકતાં કહ્યું કે, જે દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીમારીની હાલતમાં મિમ્બર પર પધારીને, જંગે-ઉહુદના શહીદો પર દુરૂદ પઢીને, તેઓની મગફેરત માટે લાંબી દુઆ માગી અને લોકોને જે કંઇ આપ કહેવા માગતા હતા તે કહી દીધું તો પોતાના એજ ખુત્બહમાં આપે એમ પણ ફરમાવ્યું હતું :

> "હે મુહાજિરીનની જમાઅત ! મદીનહના અન્સાર કનેથી નેકીની, ભલાઇની નસીહતો કબૂલ કરતા રહેજો ! અન્સારની વાતો સાંભળજો. અન્સારનો ખ્યાલ રાખજો !
>
> "સામાન્ય રીતે લોકો (આપસના વ્યવહારૂ મામલાઓમાં) મુબાલેગો કે ઉમેરો કરતા રહે છે પણ અન્સારના લોકો, જેવું અને જેટલું બન્યું હોય, તેવું અને તેટલું જ કહે છે. તેમાં કોઇ ઉમેરો કરતા નથી. (મીઠું-મરચું ભભરાવીને વાત કરતા નથી.) જુઓ, અન્સારના

૧. ફરસખ : ત્રણ માઇલ અથવા બાર હજાર કદમનું અંતર (બયાનુલ-લિસાન પેજ ૫૭૫) જુર્ફ અથવા જુરુફ : ઉહુદ પહાડની પાછળ મદીનહથી ત્રણ માઇલના અંતરે આવેલું સ્થળ. "હ"

લોકો મારા એવા રાઝદાન (જાણભેદુ) છે જેઓની ઉપર હું ભરોસો કરૂં છું.

"માટે અન્સારમાંથી ભલાઇના કામો કરનારાઓ સાથે ભલાઇનો વર્તાવ કરજો અને જેઓથી કંઇ ભૂલચૂક થઇ જવા પામે તેઓની ખતાઓથી દરગુજર કરજો !"

હઝરત અબ્દુલ્લાહ બિન કઅબનું કથન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મિમ્બરથી ઊતરીને પોતાના ઘરમાં તશરીફ લઇ ગયા અને સાથે જ આપની બીમારીની તકલીફ એટલી બધી વધી ગઇ કે છેવટે આપની ઉપર બેહોશી છવાઇ ગઇ.

**દવા પિવડાવવાનો કિસ્સો**————હઝરત અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર બેહોશી છવાઇ જવા પછી આપના પાક બેગમોમાંથી હઝરત ઉમ્મે સલમહ અને હઝરત મૈમૂનહ આપની પાસે આવ્યાં અને એમની પાછળ કેટલીક મુસલમાન બેગમો પણ ત્યાં આવી લાગ્યાં. આ બેગમોમાં હઝરત અસમા બિન્તે ઉમૈસ પણ હતાં. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા કાકા હઝરત અબ્બાસ પણ ત્યાં હાજર હતા.

આપની બેહોશીની હાલત જોઇને બધાની સલાહથી નક્કી થયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક મુખ વાટે દવા આપના મુબારક પેટમાં પહોંચાડવામાં આવે.

હઝરત અબ્બાસ બોલ્યા, "દવા હું મારા હાથે પિવડાવીશ."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બેહોશી જેવી હાલતમાં હતા. એજ હાલતમાં આપના મુબારક મુખમાં દવા નાખવામાં આવી.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જ્યારે હોશ આવ્યા તો આપે પૂછ્યું, "મારી સાથે કોણે આમ કર્યું ?" (મારા હલકમાં દવા કોણે ટપકાવી ?)

હાજર લોકોએ અરજ કરી, "આપના કાકાએ યા રસૂલલ્લાહ !"

આપે ફરમાવ્યું, "આ દવા તો તે સ્ત્રીઓ લાવેલી હતી જે પેલા દેશથી પાછી ફરી હતી." (આમ ફરમાવીને આપે મુલ્કે-હશબહ તરફ હાથથી ઇશારો કર્યો.)

એ પછી આપે નારાજીથી ફરમાવ્યું, "તમે આમ શા માટે કર્યું ?"

હઝરત અબ્બાસે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અમે વિચાર્યું કે કયાંક આપને "ઝાતુલ-જમ્બ" (એટલે ન્યુમોનિયા) ન થઇ ગયો હોય !" [૧]

આ બીમારીનું સાંભળીને આપે ફરમાવ્યું, "એ એવી બીમારી છે જેમાં અલ્લાહ મને મોત નહિ આપશે. હવે જેટલા લોકો ઘરમાં હાજર હોય, મારા કાકાને છોડીને બધાને એ દવા પિવડાવવામાં આવે. કોઇ એમાંથી બાકાત ન રહે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ હુકમનો તરત અમલ કરવામાં આવ્યો. હઝરત અબ્બાસને છોડીને બધાને એ દવા પિવડાવવામાં આવી. એ દિવસે આપના પાક બેગમ હઝરત મૈમૂનહએ રોઝો રાખેલો

---

૧. પાંસળીઓમાં થનારોએક સોજો અથવા ફેફસાના સોજાથી આવતો એક તાવ એટલે ન્યુમોનિયાનો રોગ. અરબીમાં એને ઝાતુલ-જમ્બ કહે છે. "હ"

હતો છતાં તેમને પણ એ દવા પિવડાવવામાં આવી. (એ નફલી રોઝો હતો જેની કઝા તેઓ બાદમાં રાખી શકતાં હતાં.)

**ગુજરાતી સંપાદકની નોંધ**————સહીહ રિવાયતોમાં છે કે દવા પિવડાવવાના બનાવ વેળા હઝરત અબ્બાસ ત્યાં હાજર ન હતા અથવા હાજર હતા તો દવાના મામલામાં સંમત ન હતા જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને બાકાત રાખ્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હલકમાં જે દવા ટપકાવવામાં આવી તેનું અરબી નામ "કુસ્ત"છે. ઝૈતુનના તેલમાં ચંદનનું લાકડું ઘસીને બનાવેલી દવા. એ બે જાતની હોય છે. કડવી અને મીઠી. સહીહ બુખારીમાં છે કે બીમારીની પ્રચંડ પીડાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વારંવાર બેહોશીની હાલત છવાઇ જતી હતી. એજ દરમિયાન હાજર રહેલા લોકોએ માત્ર અનુમાનથી ન્યુમોનિયા રોગનું નિદાન કરીને આપને કુસ્ત દવાનો "લદૂદ" કરવાનું ઠરાવ્યું. લદૂદ કરવો એટલે દવાના ટીપાં બીમારના હલકમાં ટપકાવવાં અથવા મુખમાં બંને બાજુએ દવા લગાડવી.

હઝરત બીબી ઉમ્મે સલમહ અને હઝરત બીબી અસમા બિન્તે ઉમૈસ ઈસ્લામની શરૂઆતમાં હિજરત કરીને હબશહ ગયાં હતાં. હબશહમાં એમણે જોયું હતું કે ત્યાંના લોકો આ બીમારીમાં ચંદન અને ઝૈતૂનની દવાનો લદૂદ કરે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સારવાર કરનારા લોકો કોઇ કાયદેસરનું તબીબી જ્ઞાન ધરાવતા ન હતા. તેઓએ માત્ર અટકળ કે અનુમાનથી ન્યુમોનિયા સમજીને આપને આ દવા આપવા માંડી. આપે બેહોશીની ઘેનમાં ઈશારાથી ના પાડી કે મને દવા આપવી નહિ. પણ લોકો સમજ્યા કે માંદા માણસને દવા એમ પણ ક્યાં ગમતી હોય છે જેથી આપ મના ફરમાવે છે. અને તેઓએ આપને દવા પિવડાવી દીધી.

બાદમાં હોશમાં આવવા પછી આપે ફરમાવ્યું, "મારા ઈન્કાર છતાં કેમ મને દવા આપી ?"

"પોતાની બીમારીનું નામ સાંભળીને આપે ફરમાવ્યું, "ઝાતુલ-જમ્બ એક શયતાની બીમારી છે. મને અલ્લાહ તઆલાએ એનાથી મઅસૂમ કે મહફૂઝ રાખ્યો છે."

એ પછી બદલા તરીકે અથવા હુકમ ન માનવાની શિક્ષા તરીકે આપે હુકમ ફરમાવ્યો, "ઘરમાં જેટલા લોકો છે, અબ્બાસ સિવાય બધાને લદૂદ કરવામાં આવે." (સંપાદકની નોંધ પૂરી થઇ.)

**હઝરત ઉસામહ માટે દુઆ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને સઈદ બિન ઉબેદ બિન સબ્બાકએ, હઝરત મુહંમદ બિન ઉસામહના મુખે સાંભળેલી, તેમના પિતાજી હઝરત ઉસામહ બિન ઝૈદની આ રિવાયત બયાન કરી:

ઈસ્લામી લશ્કરના સિપહસાલાર હઝરત ઉસામહ બિન ઝૈદનું બયાન છે કે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તબીઅત વધારે લથડી ગઇ તો હું અને મારી સાથે લશ્કરના તમામ લોકો જુર્ફ મુકામેથી મદીનહ પાછા આવ્યા. હું સીધો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયો. તે વેળા આપ પર ખામોશી છવાયેલી હતી. આ કારણે આપનું વાતચીત કરવાનું બંધ હતું. મને જોતાં જ આપે પોતાના મુબારક હાથો આકાશ તરફ ઉઠાવ્યા અને આકાશ તરફ હાથો ઉઠાવી-ઉઠાવીને મુજ પર ફેરવવા લાગ્યા. હું સમજી ગયો કે આપ મારા માટે બારગાહે-ઈલાહીમાં દુઆ ફરમાવી રહ્યા છે.

**પયગમ્બરોને મોતનો અધિકાર**————ઈબ્ને શિહાબ ઝુહરીનું કથન છે : મને ઉબૈદ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહએ હઝરત આઈશહની આ રિવાયત બયાન કરી. હઝરત આઈશહ ફરમાવે છે:

"હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અમુક વાર આમ ફરમાવતાં સાંભળ્યા કરતી હતી કે, અલ્લાહ તઆલા પોતાના કોઈ પયગમ્બરની રૂહ ત્યાં સુધી કબઝ નથી કરતો જ્યાં સુધી કે તેને એનો ઇખ્તેયાર નહિ આપી દે. [૧]

હઝરત આઈશહએ એમ પણ ફરમાવ્યું :

"જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર સકરાતની પળો આવી લાગી તો છેલ્લા જે શબ્દો મેં આપની નૂરાની જીભથી સાંભળ્યા તે આ હતા :

"બલિર - રફીકીલ - અઅલા મિનલ-જન્નતિ !"

**નહિ, બલકે જન્નતના મહાન રફીક !**

હઝરત આઈશહ ફરમાવે છે : હું આપની તહેનાતમાં હાજર હતી. આપના આ શબ્દો સાંભળીને મારૂં હૈયું કાંપી ઊઠયું. મેં બેહદ દર્દભર્યા કરૂણ અવાજે કહ્યું :

યા રસૂલલ્લાહ ! અલ્લાહના સોગંદ છે, આપ તો અમારો સંગાથ છોડી રહ્યા છો! અમારા સંગાથને પસંદગી આપવાને બદલે, આપે તો જન્નતના "રફીકે-અઅલા"ના સંગાથને પસંદ કરી લીધો !" [૨]

હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : આપની નૂરાની જીભથી "રફીકે-અઅલા"ના શબ્દો સાંભળીને હું સમજી ગઈ કે આ તો ખરેખર તેવું જ થયું જેમકે આપ અમને ફરમાવ્યા કરતા હતા કે :

"અલ્લાહ તઆલા પોતાના કોઇ પયગમ્બરની રૂહ ત્યાં સુધી કબઝ નથી કરતાં જ્યાં સુધી કે રૂહને કબઝ કરવાનો અધિકાર પયગમ્બરના હાથમાં નહિ આપી દે."

મતલબ આ છે કે દરેક પયગમ્બરને પોતાની રૂહ વિષે અલ્લાહ તઆલા તરફથી આ હક મળેલો હોય છે કે જ્યાં સુધી પયગમ્બર પોતે પરવાનગી નહિ આપે ત્યાં સુધી મોતનો ફરિશ્તો તેમની રૂહ કબઝ કરી શકતો નથી. પયગમ્બરની પરવાનગી મળવા પછી જ ફરિશ્તો તેમની રૂહ કબઝ કરે છે.

**હઝરત અબૂબક્રને નમાઝનો હુકમ**————ઈબ્ને શિહાબ ઝુહરીનું બયાન છે : મને હમ્ઝહ બિન અબ્દુલ્લાહ બિન ઉમરે હઝરત આઈશહની આ રિવાયત કહી સંભળાવી.

હઝરત આઈશહ ફરમાવે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બીમારીનો મામલો જ્યારે ગંભીર બની ગયો અને મસ્જિદમાં જવાની પણ શકિત નહિ રહી તો આપે અમને હુકમ આપતાં ફરમાવ્યું:

---

**૧.** એટલે અલ્લાહ તઆલા તરફથી દરેક પયગમ્બરને તેમની રૂહનો અધિકાર મળેલો હોય છે કે, તેમને આ દુનિયામાં જ કાયમ માટે રહેવું છે કે પછી વફાત પામીને અલ્લાહ પાસે જવું છે ? પયગમ્બરની પરવાનગી મળવા પછી જ મોતનો ફરિશ્તો તેમની રૂહ કબઝ કરે છે. "હ"

**૨.** "રફીકે-અઅલા"થી મુરાદ અલ્લાહ તઆલા. અર્થાત : આ દુનિયામાં રહીને અમારો સંગાથ પસંદ કરવાને બદલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જન્નતમાં પોતાના રફીકે-અઅલાનો સંગાથ પસંદ કરી લીધો. "હ"

| | |
|---|---|
| મુરૂ અબા-બકરિન | તમે લોકો હુકમ આપો મારા તરફથી અબૂબક્રને |
| ફલ-યુસલ્લે બિન-નાસ. | કે તેઓ ઇમામ બનીને નમાઝ પઢાવે લોકોને ! |

આપનો આ હુકમ સાંભળીને મેં વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! આપ જાણો છો મારા બાપા જયારે કુર્આન પઢે છે તો તેમનું હૈયું ભરાઇ આવે છે. તેઓ ગદ્‌ગદ થઈ જાય છે. તેમનો અવાજ રૂંધાઇ જાય છે. બહુ રડવું આવે છે તેમને. ઇમામ બનીને નમાઝ કેવી રીતે પઢાવી શકશે ?"

આપે બીજીવાર હુકમ આપતાં એમ જ ફરમાવ્યું, "તમે લોકો હુકમ આપો અબૂબક્રને મારા તરફથી કે તેઓ ઇમામ બનીને નમાઝ પઢાવે લોકોને."

હઝરત આઇશહનું બયાન છે : "મેં બીજીવાર મારી પહેલી વિનંતી આપની સેવામાં રજૂ કરી તો આપે નારાજી જાહેર કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇન્ન કુન્ન સવાહિબે યૂસુફ | તમે બધી યૂસુફની સાથી સ્ત્રીઓ જેવી છો. જાવ |
| ફ-મુરૂહુ ફલ-યુસલ્લે બિન્નાસ. | હુકમ ફરમાવો તેમને કે નમાઝ પઢાવે લોકોને ! |

હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છે : "અલ્લાહના સોગંદ ! મેં મારા બાપાજીનો પક્ષ લઇને આ વિનંતી એટલા માટે કરી હતી કે મારા બાપાજી પરથી આટલી મોટી જોખમદારી હટાવી લેવામાં આવે. કેમકે હું જાણતી હતી કે, લોકો કદી આ વાત પસંદ કરવાના નથી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હયાતમાં બીજો કોઇ માણસ આપના મુસલ્લા પર ઊભો થઇને લોકોને નમાઝ પઢાવે. વળી લોકો આપની જગાએ અબૂબક્રને ઊભેલા જોઇને અપશુકન જેવું માનશે. જેથી હું ચાહતી હતી કે મારા બાપાજીને માથેથી આ જોખમદારી ટળી જાય તો સારૂં !"

**નમાઝની ઇમામતની બીજી રિવાયત**————ઇબ્ને શિહાબ ઝુહરી કહે છે : મને અબ્દુલ-મલિક બિન અબીબક્ર બિન અબ્દુર્રહમાન બિન હારિસ બિન હિશામે પોતાના પિતાજીના વાસ્તાથી, અબ્દુલ્લાહ બિન ઝમ્અહ બિન અસ્વદ બિન મુત્તલિબ બિન અસદની આ રિવાયત કહી સંભળાવી.

હઝરત અબ્દુલ્લાહ બિન ઝમ્અહનું બયાન છે: "હું મુસલમાનોની એક જમાઅત સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ગંભીર બીમારીની હાલતમાં હતા. એટલામાં હઝરત બિલાલે આપને નમાઝ માટે બોલાવ્યા. નમાઝનું સાંભળીને આપે ફરમાવ્યું, "જે કોઇ ત્યાં હાજર હોય તેને કહો કે તે નમાઝ પઢાવી દે !"

હઝરત અબ્દુલ્લાહ બિન ઝમ્અહ ફરમાવે છે : હું ત્યાંથી નીકળીને મસ્જિદ તરફ ગયો. ત્યાં હઝરત ઉમર લોકોમાં ઊભેલા મને દેખાયા પણ હઝરત અબૂબક્ર મારા જોવામાં નહિ આવ્યા. મેં હઝરત ઉમરને કહ્યું, "ઉમર ! આગળ બઢો. મુસલ્લા પર ઊભા થઇ જાવ. લોકોને નમાઝ પઢાવી દો."

હઝરત ઉમર આગળ બઢયા. મુસલ્લા પર ઊભા થયા. હઝરત બિલાલે તકબીર પોકારી અને હઝરત ઉમરે નમાઝની શરૂઆતમાં અલ્લાહુ અકબર ! કહ્યું તો એમનો અવાજ બુલંદ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ અવાજ સાંભળી લીધો તો તરત આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ - મૈન અબૂબક્ર ? | અબૂબક્ર ક્યાં છે ? |
| યઅબલ્લાહુ ઝાલિક વલ-મુસ્લિમૂન. | અલ્લાહ અને મુસલમાનો એને નથી માનતા. |
| યઅબલ્લાહુ ઝાલિક વલ-મુસ્લિમૂન. | અલ્લાહ અને મુસલમાનો એને નથી માનતા. |

હઝરત અબ્દુલ્લાહ બિન ઝમ્અહ વધુમાં ફરમાવે છે : "એ પછી હઝરત અબૂબક્રને બોલાવવામાં આવ્યા. અને જ્યારે તેઓ આવી ગયા તો તેમણે ઈમામ બનીને લોકોને નમાઝ પઢાવી."

હઝરત અબ્દુલ્લાહ બિન ઝમ્અહનું બયાન છે : "નમાઝ પૂરી થવા પછી હઝરત ઉમરે મને સંબોધીને ફરમાવ્યું, "હે ઝમ્અહના બેટા ! તારૂં બુરૂં થાય, તેં મારી સાથે આ શું કર્યું ? તેં જ્યારે મને નમાઝ પઢાવવાનું કહ્યું તો મેં ચોકકસ રીતે માની લીધું કે, આ હુકમ તને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યો છે. જો બાબત આમ ન હોત તો હું કદી નમાઝની ઈમામત માટે આગળ ના વધત !"

મેં જવાબમાં કહ્યું, "હે નામદાર ! અલ્લાહના સોગંદ, મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આપના માટે હુકમ નહિ ફરમાવ્યો હતો. પણ જ્યારે મેં અબૂબક્રને નહિ જોયા તો હાજર લોકોમાં આપને જ મેં સૌથી વધારે લાયક જોયા કે ઈમામ બનીને નમાઝ પઢાવી દે !"[1]

**વફાતના દિવસે તબીઅતમાં સુધારો**————હઝરત અનસ બિન માલિકનું બયાન છે : "પછી તે સોમવારનો દિવસ આવી લાગ્યો જેમાં અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે-અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પવિત્ર રૂહને પોતાની પાસે "અઅલા ઈલ્લીય-યીન" માં બોલાવી લીધી. [2]

"એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પવિત્ર તબીઅત સુધારા પર હતી. આપ હઝરત આઈશહના ઘરમાં બિરાજમાન હતા. પરોઢનો સમય હતો. મસ્જિદમાં લોકો ફજરની નમાઝ પઢી રહ્યા હતા. હઝરત અબૂબક્ર ઈમામ બનીને નમાઝ પઢાવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત આઈશહની ઓરડીનો પર્દો હટાવીને દરવાજો ખોલ્યો અને મસ્જિદને બારણે પધારીને ઊભા થઈ ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બારણે પધારેલા જોઈને મુસલમાનોમાં ખુશીની લહેર પ્રસરી ગઈ. લોકો એટલા આનંદમાં આવી ગયા કે નમાઝમાં ખલલ પડવાની ધાસ્તી ઊભી થઈ, એટલે સુધી કે લોકો નમાઝની જ હાલતમાં હટવા લાગ્યા. આ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈશારાથી સમજાવ્યું કે, "તમે લોકો પોતાની જગાએ કાયમ રહીને નમાઝ ચાલુ રાખો."

રાવીનું કથન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસલમાનોને નમાઝની હાલતમાં જોઈને એટલા બધા ખુશ થયા કે આપના નૂરાની ચેહરા પર ગુલાબી હાસ્ય ફરકી રહ્યું."

હઝરત અબ્દુલ્લાહ બિન ઝમ્અહ ફરમાવે છે : "એ સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક ચેહરા પર મેં જે નૂર, જે પ્રફુલ્લતા, જે આનંદ જોયો તે આથી પહેલાં મેં કદી નહિ જોયો." [3]

---

૧. એટલે હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ પછી આપથી વધીને મુસલમાનોના ઈમામ બનવાને લાયક બીજું કોઈ નથી. "હ"

૨. અઅલા ઈલ્લીય-યીન : આસમાનના સાતમા તબકા પર આવેલી સૌથી ઊંચી જન્નતનું નામ જેમકે જમીનના સાતમા તબકે આવેલી જહન્નમનું નામ સિજ્જીન છે. (કામૂસુલ-કુર્આન પાનું ૩૫૩) "હ"

૩. પોતાની લગાતાર ૨૩ વરસોની વણથંભી મેહનત અને ઝેહમતનું આ ફળ જોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અભૂતપૂર્વ આનંદ થયો. આપનો નૂરાની ચેહરો પૂર્ણિમાના ચાંદ પેઠે ખીલી ઊઠયો અને આપના મુબારક હોઠો પર મુસ્કુરાહટ મલકી ગઈ. "હ"

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરમાં વાપસ તશરીફ લઇ ગયા. લોકો પણ એમ સમજીને ચાલ્યા ગયા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બીમારીથી નજાત મળી ગઇ છે. હઝરત અબૂબક્ર પણ એમ જ સમજીને પોતાના ઘરવાળાં પાસે ચાલ્યા ગયા. એમનું એક મકાન મદીનહના "સુનહ"નામે લત્તામાં આવેલું હતું.

**મસ્જિદમાં પધરામણી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હઝરત અબૂબક્ર બિન મુલૈકહએ કહ્યું કે, જયારે સોમવારનો દિવસ થયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુબારક સર પર પટટી બાંધીને મસ્જિદમાં પધાર્યા. તે વેળા હઝરત અબૂબક્ર લોકોને નમાઝ પઢાવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મસ્જિદમાં પધારેલા જોઇને લોકોએ હટવાનું અને મોકળા થવાનું શરૂ કર્યું. હઝરત અબૂબક્ર સમજયા કે લોકોએ નમાઝમાં જે કંઇ કર્યું તે ફકત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે જ કર્યું છે. આ કારણે તેમણે પણ નમાઝ પઢાવવાની જગાએથી હટવાનું શરૂ કર્યું. પરંતુ એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનો મુબારક હાથ હઝરત અબૂબક્રની પીઠ પર મૂકયો અને ફરમાવ્યું, "સલ્લે બિન્નાસ." એટલે લોકોને નમાઝ પઢાવવાનું ચાલુ રાખો.

આમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે હઝરત અબૂબક્રના પેહલૂમાં બેસી ગયા અને આ રીતે ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્રના જમણા હાથ તરફ બેસીને હઝરત અબૂબક્રની ઇમામતમાં મુસલમાનોની જમાઅત સાથે નમાઝ પઢી. નમાઝથી ફારીગ થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લોકો તરફ તવજ્જોહ ફરમાવી અને પોતાનો અવાજ ઊંચો કરીને ફરમાવવા માંડયું. પછી તો આપનો અવાજ એટલો ઊંચો થયો કે મસ્જિદના દરવાજાની બહાર જવા લાગ્યો. આપ ફરમાવી રહ્યા હતા :

| | |
|---|---|
| ઐયુહન-નાસ સુઅ-ઇરતિન-નારુ | હે લોકો ! આગ ભડકાવી દેવામાં આવી છે, |
| વ અક-બલતિલ - ફિતન. | અને ફિત્નાઓ ધસધસતા આવી રહ્યા છે, |
| ક-કિત્ઇલ-લયલિલ-મુઝલિમ. | અંધારી રાતના ટુકડાઓ પેઠે. |
| વ ઇન્ની વલ્લાહિ મા તમસ-સકૂન | અલ્લાહના સોગંદ ! તમે લાદી નહિ શકો મુજ પર, |
| અલા લિ-શૈઇન. | કોઇ વસ્તુની જવાબદારી. |
| ઇન્ની લમ ઉહિલ્લ | મેં કોઇ વસ્તુ હલાલ કરી નથી; |
| ઇલ્લા મા અહલ-લલ-કુર્આન. | સિવાય કે જેને કુર્આને હલાલ કરી છે. |
| વમા ઉહર - રિમુ | અને મેં કોઇ વસ્તુ હરામ કરી નથી; |
| ઇલ્લા હર્રમલ - કુર્આન. | સિવાય કે જેને કુર્આને હરામ કરી છે. |

રાવીનું બયાન છે : પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની તકરીર ફરમાવી ચૂકયા તો હઝરત અબૂબક્રએ વિનંતી કરી, "હે અલ્લાહના નબી ! હું જોઉં છું કે હવે આપની ઉપર અલ્લાહનો ફઝલો-કરમ છે જેમકે અમારી ઇચ્છા હતી. યા રસૂલલ્લાહ ! આજનો દિવસ મારા માટે ખારિજહની બેટીનો દિવસ છે તો શું હું તેની પાસે ચાલ્યો જાઉં ?"

આપે ફરમાવ્યું, "હા ખુશીથી જઇ આવો."

આમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરમાં તશરીફ લઈ ગયા અને હઝરત અબૂબક્ર પોતાના બાલબચ્ચાં તરફ નીકળી ગયા જેઓ સુનહ યા સુન્હ નામે લત્તામાં રહેતાં હતાં.[1]

**હઝરત અબ્બાસ અને હઝરત અલી**——————મુહંમદ બિન શિહાબ ઝુહરી કહે છે : મને અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિકે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની આ રિવાયત કહી સંભળાવી : "એ દિવસે હઝરત અલી બિન અબી તાલિબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસથી ઊઠીને બહાર જવા નીકળ્યા તો લોકોએ એમને પૂછ્યું, "હે અબૂ હસન ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તબીઅત કેમ છે?"

હઝરત અલીએ જવાબ આપ્યો, "અલહમ્દુ લિલ્લાહ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તબીઅત સારી છે."

આ સાંભળીને હઝરત અબ્બાસે હઝરત અલીનો હાથ પકડી લીધો અને કહ્યું, "હે અલી ! વલ્લાહ ત્રણ દિવસ પછી તમે ગુલામ બની જશો. હું અલ્લાહના સોગંદ ખાઈને કહું છું કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરા પર મોતની નિશાનીઓ જોઇ લીધી છે જેમકે હું આપણા બનૂ મુત્તલિબ ખાનદાનના લોકોના ચેહરા જોઈને મોતની નિશાની ઓળખી લઉં છું. માટે તમે અમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે લઇ ચાલો. ત્યાં જઈને આપણે ખિલાફતના મામલાનો ખુલાસો કરી લઈએ. અગર ખિલાફતનો મામલો આપણા હકમાં છે તો આપણને તેની ખબર પડી જશે. પણ જો ખિલાફતનો મામલો બીજા લોકોના હકમાં હશે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એને લગતા જે કંઈ હુકમો ફરમાવશે તેનો આપણે અમલ કરીશું અને આપણા વિશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓને ભલામણ કે વસિય્યત ફરમાવી દેશે."

હઝરત અલીએ જવાબમાં હઝરત અબ્બાસને કહ્યું, "અલ્લાહના સોગંદ ! હું હરગિઝ આમ નહિ કરૂં, જો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આપણને ખિલાફતથી અટકાવી દીધા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી કોઈપણ આપણને ખિલાફત આપવાનું નથી."[2]

રાવીનું કથન છે : પછી એજ દિવસે ચાશ્તનો સમય વીતીને બપોર થયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઈ ગઈ.

**વફાતથી થોડો સમય પહેલાં : મિસ્વાક**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઅકૂબ બિન ઉત્બહએ, એમને મુહંમદ બિન શિહાબ ઝુહરીએ, એમને ઉર્વહએ, અને ઉર્વહએ હઝરત આઈશહની આ રિવાયત બયાન કરી. હઝરત આઈશહનું બયાન છે :

---

૧. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુના એક બેગમનું નામ હઝરત હબીબહ બિન્તે ખારિજહ બિન ઝૈદ હતું. આજે એમની વારી હતી. આ બેગમ સાહેબા હઝરત અબૂબક્રના સુનહ નામે લત્તામાં આવેલા મકાનમાં રહેતાં હતાં અને મસ્જિદે-નબવી પાસે આવેલા મકાનમાં હઝરત આઇશહના વાલિદહ સાહેબા હઝરત ઉમ્મે-રૂમાન રહેતાં હતાં. (અસિહ-હુસ-સિયર પા. ૫૫૩) "હ"

૨. ખિલાફતનો મામલો એક વિવાદાસ્પદ ઘટના છે જે સીરતગ્રંથોમાં "કિરતાસના બનાવ" તરીકે પંકાયેલો છે. ઉલમાએ-કિરામ અને માનવંતા સીરતકારોએ આ મામલા પર લાંબીચોડી બહેસો કરેલી છે પણ આટલું ચોક્કસ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચારેય માનવંતા ખલીફાઓમાંથી કોઇએ પણ પોતે આગળ વધીને ખિલાફતની ગાદી મેળવવાની ન કદી તમન્ના કરી છે ન કોશિશ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની મુબારક હયાતમાં હઝરત અબૂબક્રને આગ્રહપૂર્વક નમાઝના ઇમામ બનવાનો હુકમ ફરમાવ્યો તેના અર્થ એજ કે આપે પોતાની મુબારક હયાતમાં જ હઝરત આઇશહની નામરજી છતાં હઝરત અબૂબક્રને મુસલમાનોના અમીર કે ખલીફહ તરીકે નીમી દીધા હતા. "હ"

"એજ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મસ્જિદમાં નમાઝ અદા કરીને મારા ઘરમાં મારી પાસે તશરીફ લઈ આવ્યા અને મારા ખોળામાં પોતાનું મુબારક માથું મૂકીને લેટી ગયા. એ પછી અબૂબક્રના કુટુંબમાંથી એક ગૃહસ્થ ઘરમાં મારી પાસે આવ્યા. [1] તેમના હાથમાં એક લીલું મિસ્વાક (દાતણ) હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમની તરફ એવી નજર જોયું કે, હું સમજી ગઈ કે, આપને મિસ્વાકની ઈચ્છા છે. મેં પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! શું આપની ઈચ્છા છે કે એ મિસ્વાક હું એમની પાસેથી લઈને આપને આપું ?"

આપે ફરમાવ્યું, "હા."

મેં તેમની પાસેથી મિસ્વાક લીધું. મારા દાંતોથી ચાવીને તેને ખૂબ નરમ કરી દીધું અને પછી એ મિસ્વાક મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પેશ કર્યું. આપે એને પોતાના મુબારક હાથમાં લઈને એવી રીતે દાતણ કર્યું જેમ હું હમેશા આપને દાતણ કરતાં જોતી હતી. પછી આપે એ મિસ્વાક મૂકી દીધું. એ પછી મને એવું લાગ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા ખોળામાં ભારે થતા જઈ રહ્યા છે. હું આપના નૂરાની ચેહરા તરફ જોવા લાગી તો શું જોઉં છું કે આપની નૂરાની આંખો ચઢી ગઈ છે અને આપ ફરમાવી રહ્યા છેઃ

"બલિર - રફીકિલ-અઅલા મિનલ-જન્નહ."

ના, બલકે જન્નતના રફીકે-અઅલા.

આ જોઈને મેં મનમાં કહ્યું, "કસમ છે તે અલ્લાહના જેણે આપને સચ્ચાઈ સાથે મોકલ્યા , બેશક આપને દુનિયા કે જન્નત બેમાંથી એકનો અધિકાર આપી દેવામાં આવ્યો અને આપે જન્નતની પસંદગી ફરમાવી લીધી. એ પછી મેં જોયું તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુકદ્દસ રૂહ કબઝ થઈ ગઈ હતી.

હઝરત આઈશહ વધુમાં ફરમાવે છે : "રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત મારા ઘરમાં થઈ. વફાત વેળા આપનું મુબારક સર મારા ખોળામાં હતું. વફાત પછી મેં આપનું મુબારક સર તકિયા પર મૂકી દીધું. પછી હું ઊભી થઈ ગઈ અને સાથે જ મેં રડવાનું તથા મારા હાથો વડે મારા માથા પર ટપલા મારવાનું શરૂ કર્યું."

**હઝરત ઉમરની ઉત્તેજિત દશા**————મુહંમદ બિન શિહાબ ઝુહરી કહે છે : મને હઝરત સઈદ બિન મુસૈયબએ હઝરત અબૂ હુરૈરહની આ રિવાયત બયાન કરી : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતની વાત સાંભળતાં જ હઝરત ઉમર બિન ખત્તાબ (ઉત્તેજિત દશામાં) ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યાઃ

"કેટલાક મુનાફિકો કહી રહ્યા છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઈ ગઈ છે જો કે અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મરણ પામ્યા નથી.

"અલબત્ત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના પાલનહાર તરફ ગયા છે જેમકે મૂસા બિન ઈમ્રાન પોતાના પાલનહાર તરફ ગયા હતા. મૂસા બિન ઈમ્રાન ચાલીસ

---

૧. એ ગૃહસ્થ હઝરત આઈશહના ભાઈ હઝરત અબ્દુર-રહમાન બિન અબીબક્ર હતા. (સી.મુ.જિ.૩ પા. ૧૭૧)

રાતો સુધી પોતાની કૌમથી ગાયબ રહ્યા ત્યારે લોકોએ કહેવા માંડયું કે મૂસા બિન ઈમ્રાન મરી ગયા છે જો કે બાદમાં તેઓ પોતાની કૌમ પાસે પાછા આવી ગયા હતા.

''અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિં વ સલ્લમ પણ એવી જ રીતે પાછા આવી જશે જેવી રીતે મૂસા બિન ઈમ્રાન પાછા આવી ગયા હતા. રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાછા આવીને એવા લોકોના હાથપગ કાપી નાખશે જેઓ કહી રહ્યા છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મરણ પામી ગયા છે.''

**હઝરત અબૂબક્રની ઠરેલ નીતિ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ હુરૈરહનું બયાન છે: ''અને જયારે હઝરત અબૂબક્ર સિદ્દીકને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતના સમાચાર મળ્યા તો આપ તરત જ રવાના થયા અને મસ્જિદના બારણા પાસે આવીને ઊભા થઈ ગયા. તે વેળા હઝરત ઉમર ઉત્તેજિત દશામાં લોકોને લલકારી રહ્યા હતા. હઝરત અબૂબક્ર સિદ્દીકે તેમની વાતો તરફ મુદ્દલ ધ્યાન આપ્યું નહિ અને સીધા હઝરત આઈશહના ઘરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે અંદર ચાલ્યા ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક બદન ઘરના એક ગોશામાં જન્નત-નશીન હતું અને આપના નૂરાની બદન પર એક યમની ચાદર ઓઢાડેલી હતી. હઝરત અબૂબક્ર આગળ વધ્યા. અદબપૂર્વક ચાદર હટાવીને આપનો નૂરાની ચેહરો ખોલ્યો અને ઝૂકીને આપના નૂરાની ચેહરાને બોસો આપ્યો અને કહ્યું:

''યા રસૂલલ્લાહ ! આપ પર મારાં માબાપ કુરબાન ! જે મોત અલ્લાહ તઆલાએ આપના માટે લખેલી હતી તે આવી ચૂકી. હવે પછી આપ મોતની તકલીફ કયારેય નહિ ઉઠાવશો.''[૧]

એ પછી હઝરત અબૂબક્રએ આપના નૂરાની ચેહરા પર ચાદર ઢાંકી દીધી અને બહાર નીકળી આવ્યા. હઝરત ઉમર બરાબર તકરીર કરી રહ્યા હતા. હઝરત અબૂબક્રે ફરમાવ્યું, ''ઉમર ! શાંતિથી કામ લો. ખામોશી ઈખ્તેયાર કરો !''

મગર હઝરત ઉમર માન્યા નહિ અને તકરીર ચાલુ રાખી. હઝરત અબુબક્રે જોયું કે હઝરત ઉમર માનતા નથી, ખામોશ થતા નથી તો હઝરત અબૂબક્રે લોકોને સંબોધીને પોતે તકરીર ચાલુ કરી દીધી. જયારે લોકોએ હઝરત અબૂબક્રની તકરીરનો અવાજ સાંભળ્યો તો દરેકનું ધ્યાન એમના તરફ દોરાયું. લોકો હઝરત ઉમરને રહેવા દઈને હઝરત અબૂબક્ર તરફ આવી ગયા.

---

**૧.** હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હાની રિવયાતમાં છે : મારા બાપા હઝરત અબૂબક્ર સિદ્દીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરા પરથી ચાદર હટાવી અને પોતે ઝૂકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બંને નૂરાની આંખોની વચ્ચે બોસો આપ્યો અને કહ્યું :

''યા રસૂલલ્લાહ ! આપની ઉપર મારાં માબાપ કુરબાન ! હરગિઝ અલ્લાહ તઆલા બે મોતોને આપના માટે ભેગી નહિ કરશે. અલબત્ત એક જ મોત જે અલ્લાહ તઆલાએ આપના માટે લખી દીધી હતી.''

બે મોતોનો મતલબ આ કે જે એક મોત અલ્લાહ તઆલાએ આપના માટે લખી દીધી હતી તે આવી ચૂકી. હવે ફરીવાર અલ્લાહ તઆલા આપને નવજીવન બખ્શીને આ દુનિયામાં મોકલાવે અને બીજીવાર આપને મોત આપે એ બનવા જોગ નથી. કુર્આનમાં છે :

''ઈન્નક મૈયિતુંવ વ ઈન્નહુમ મૈયિતૂન.''

એટલે બેશક હે નબી ! આપ પણ વફાત પામી જવાના છો અને આ બધા લોકો પણ મરી જવાના છે. હઝરત અબૂબક્ર સિદ્દીકે આપની નૂરાની પેશાની પર બોસો આપ્યો તેની દલીલ આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ-અલૈહિ વ સલ્લમએ પણ પોતાના સહાબી હઝરત ઉસ્માન બિન મઝઊનના ઈન્તેકાલ પછી તેમનો ચેહરો ખોલીને તેમની પેશાની પર બોસો આપ્યો હતો. (અસિહ-હુસ-સિયર પેજ ૫૫૭. હવાલો બુખારી-તિરમિઝી) ''હ''

**હઝરત અબૂબક્રનો ખુત્બો**————હઝરત અબૂબક્ર સિદ્દીકએ પ્રથમ અલ્લાહ તઆલાની હમ્દો-સના બયાન કરી અને પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| ઐયુહન-નાસ ! અન્નહૂ મન | હે લોકો ! તમારામાંથી જે કોઇ |
| કાન્ યઅબુદુ મુહમ્મદન | મુહંમદની પૂજા કરનારો છે (તે સાંભળી લે કે) |
| ફ-ઈન્ન મુહમ્મદન કદ માત. | મુહંમદ તો વફાત પામી ચૂકયા છે. |
| વ મન કાન્ યઅબુદુલ્લાહ | અને જે કોઇ અલ્લાહની પૂજા કરનારો છે |
| ફઈન્નલ-લાહ હય્યુન લા યમૂત. | તો બેશક અલ્લાહ જીવતો છે કદી મરનારો નથી. |

એ પછી હઝરત અબૂબક્રએ કુર્આનની આ આયત પઢી સંભળાવી :

| | |
|---|---|
| વમા મુહમ્મદુન ઈલ્લા રસૂલ | અને નથી મુહંમદ મગર એક રસૂલ, |
| કદ ખલત મિન કબ-લિહિર રુસુલ. | થઇ ગયા છે એમનાથી પહેલાં પણ ઘણા રસૂલો. |
| અ-ફ-ઈમ માત અવ કુતિલન | તો શું જો તેઓ મરી જાય અથવા માર્યા જાય |
| કલબ - તુમ અલા અઅકાબિ-કુમ. | તો તમે વળી જશો ઊલટા પગે ? |
| વમંય યન્કલિબ અલા અકિબૈહ | અને જે કોઇ પણ વળી જશે ઊલટા પગે તો તે, |
| ફલંય - યદુર - રલ્લાહ શૈઆ. | કંઇ પણ બગાડી શકવાનો નથી અલ્લાહનું. |
| વ સયજ -ઝિલ્લાહુશ - શાકિરીન. | અને આપશે અલ્લાહ જલદી નેક અજર શુકર કરનારાઓને. |

હઝરત અબૂ હુરૈરહનું કથન છે : "અલ્લાહના સોગંદ ! લોકો હઝરત અબૂબક્રના મુખે આ આયત સાંભળીને એવા ચોંકી ઊઠયા જાણે તેઓને આથી પહેલાં ખબર જ ન હતી કે કુર્આનમાં આ આયત પણ મવજૂદ છે. હઝરત અબૂબક્રે એને પઢી સંભળાવી ત્યારે લોકોને આ આયતનું ભાન થયું. અને બધાએ હઝરત અબૂબક્રથી સાંભળીને એ આયત યાદ કરી લીધી. પછી તો ખાસ અને આમ, એ આયત દરેકની જીભે ચઢી ગઇ.

હઝરત અબૂ હુરૈરહ વધુમાં બયાન કરે છે કે, આ આયત સાંભળીને હઝરત ઉમર આગળ બઢયા અને કહેવા લાગ્યા :

"અલ્લાહના સોગંદ ! આ તે આયત છે કે મેં અબૂબક્રને જ એની તિલાવત કરતાં સાંભળ્યા. પછી તો દહેશત અને ડરથી મારા પગ જમીન પર મંડાતા જ ન હતા. માથાથી પગ સુધી મારૂં રૂંવેરૂવું થથરી રહ્યું હતું. મેં શું કર્યું અને હું શું બોલ્યો. હવે મને સમજાઇ ગયું કે સાચે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ ગઇ છે."

# પ્રકરણ ૧૬૨

# સકીફએ-બની સાઈદહ

ખિલાફતનો મામલો • સહાબામાં મતભેદ અને વિવાદ • અન્સારની મિટિંગમાં હાજરી • અન્સારના ખતીબનું પ્રવચન • હઝરત અબૂબક્રનું જવાબી પ્રવચન • હઝરત અબૂબક્રના હાથ પર બૈઅત • રસ્તામાં મળેલા બે અન્સારી ગૃહસ્થો • બૈઅતે-આમ અને હઝરત ઉમરનું પ્રવચન • હઝરત અબૂબક્રનો ખુત્બો • હઝરત ઉમરના ગુસ્સાનું કારણ.

## ખિલાફતનો મામલો

**સહાબામાં મતભેદ અને વિવાદ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુકદ્દસ રૂહ જન્નત-નશીન થઈ તો એક તરફ મદીનહના અન્સારનું એક જૂથ ''સકીફએ-બની સાઈદહ''માં ભેગું થયું. [1] મદીનહના અન્સારનું આ જૂથ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી હઝરત સઅદ બિન ઉબાદહ સાથે સંકળાયેલું હતું. હઝરત સઅદ બિન ઉબાદહ મદીનહના અન્સારની આ જમાઅતના અમીર, નેતા કે લીડર હતા.

બીજી તરફ હઝરત અલી બિન અબૂ તાલિબ અને હઝરત ઝુબૈર બિન અવ્વામ અને હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલાં બેટી ખાતૂને-જન્નત હઝરત ફાતિમહના મકાનમાં આવીને ભેગા થઈ ગયા.

ત્યારે ત્રીજી તરફ મક્કહના બાકીના બધા જ મુહાજિરીન સહાબા હઝરત અબૂબક્ર સિદ્દીકની તહેનાતમાં આવીને એકત્ર થઈ ગયા. એટલામાં અન્સારના હઝરત ઉસૈદ બિન હુદૈર પણ પોતાના અબ્દુલ-અશહલ કબીલાના ગૃહસ્થો સાથે આવીને તેઓની સાથે શામિલ થઈ ગયા.

થોડીક જ પળો વીતી હશે એટલામાં સામેથી એક ગૃહસ્થ આવી રહેલા દેખાયા. નઝદીક આવીને આ ગૃહસ્થ હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરની સામે થોભી ગયા. સલામ-કલામ બાદ આ ગૃહસ્થે, સકીફએ-બની સાઈદહમાં ખિલાફતની મંત્રણા માટે ભેગા થયેલા લોકોની બાતમી આપતાં હઝરત અબૂબક્ર તથા હઝરત

---

૧. ''સકીફ-એ-બની સાઈદહ'' એટલે બનૂ સાઈદહનો ચબૂતરો અથવા ઓટલો. બનૂ સાઈદહ મદીનહના અન્સારની એક બિરાદરીનું નામ અને સકીફહ એટલે ઘરનો ચબૂતરો યા ઓટલો યા પરસાળ અથવા ઘરનો આગલો ખંડ જ્યાં અત્યારે અન્સારના એક જૂથના માનવંતા ગૃહસ્થો, ખિલાફતની ચર્ચા-વિચારણા માટે, હઝરત સઅદ બિન ઉબાદહ રદિયલ્લાહુ અન્હુની નેતાગીરી હેઠળ એકઠા થયા હતા. આ સ્થળે કૌમના મહત્વના મામલાઓનો નિકાલ લાવવામાં આવતો હતો. ''હ''

ઉમરને કહ્યું,

"અન્સારના લોકોનું એ જૂથ સઅદ બિન ઉબાદહની નેતાગીરી હેઠળ, સકીફએ-બની સાઇદહમાં એકઠું થયું છે. માટે જો આપ સાહેબોને વાજબી લાગે તો, મામલો આગળ વધી જાય તે પહેલાં, તેઓને મળીને વાટાઘાટ કરી લો. હજુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વફાત પામીને પોતાના ઘરમાં જ લેટેલા છે. આપના ગુસલ અને કફન-દફનનો બંદોબસ્ત થયો નથી તે પહેલાં જ આપના ઘરવાળાંઓએ ઘરનો દરવાજો બંધ કરી લીધો છે."

(દરવાજો બંધ કરવાનું કારણ એ હતું કે વફાતના ગમનાક અને આઘાતજનક સમાચાર ફેલાતાં જ લોકોના ટોળેટોળાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઝિયારત માટે ધસીધસીને આવી રહ્યાં હતાં. લોકોના સતત ધસારાને લીધે ગુસલ અને કફનની વ્યવસ્થા એક સમસ્યા થઇ પડી હતી.)

બાતમી આપનાર ગૃહસ્થને હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરે જવાબમાં ફરમાવ્યું, "હે ભાઇ! તમે અમને એ અન્સારી ભાઇઓની સભામાં લઇ ચાલો. જોઇએ તો ખરા, તેઓ શું ઇચ્છે છે !"

**અન્સારની મિટિંગમાં હાજરી**————સકીફએ-બની સાઇદહના બનાવની વિગત દર્શાવતાં હઝરત ઉમર બિન ખત્તાબ ફરમાવે છે :

"આપણે બધા જાણીએ છીએ કે જ્યારે નબીયે-કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ તો અન્સારની એક જમાઅતે આપણો વિરોધ કર્યો અને તેઓ પોતાના મોવડીઓને લઇને સકીફએ-બની સાઇદહમાં ખિલાફતની ચર્ચા માટે ભેગા થઇ ગયા. આપણામાંથી અલી બિન અબી તાલિબ, ઝુબૈર બિન અવ્વામ અને એમના બીજા સાથીઓ અમારાથી પાછળ રહી ગયા. ત્યારે બીજા મુહાજિર ગૃહસ્થો અબૂબક્ર પાસે આવીને એકઠા થઇ ગયા. એજ વેળા મેં અબૂબક્રને કહ્યું, "હે અબૂબક્ર ! ચાલો આપણે એ અન્સારી ભાઇઓ પાસે જઇએ. જોઇએ તો ખરા, આપણા અન્સારી ભાઇઓ શું કહે છે અને શું ઇચ્છે છે !"

"અબૂબક્ર અને બીજા ગૃહસ્થોએ મારી વાત માની લીધી. અમે બધા ભેગા મળીને સકીફએ-બની સાઇદહ તરફ રવાના થયા. રસ્તામાં અમને અન્સારના બે માણસો મળ્યા. બંને બહુ ભલા અને નેક પુરૂષો હતા. તેઓએ અમને અન્સારની ખાનગી મિટિંગના સમાચાર આપ્યા અને મિટીંગમાં કયા મામલા પર બધા સંમત થઇ ગયા છે તેની પણ માહિતી આપી દીધી અને પછી અમને પૂછયું, "હે અમારા મુહાજિર ભાઇઓ! તમે આ તરફ કયાં ચાલ્યા અને તમારો શું ઇરાદો છે ?"

જવાબમાં અમે કહ્યું, "અમે અમારા એ અન્સારી ભાઇઓને મળવા માગીએ છીએ. અમારે જાણવું છે કે તેઓ શું ઇચ્છે છે ?"

બંને ગૃહસ્થો બોલ્યા, "નહિ નહિ હે અમારા મુહાજિર ભાઇઓ ! તમે એ અન્સાર પાસે નહિ જાવ. બલકે તમારા પોતાના મામલાનો તમે પોતે જ ફેંસલો કરી લો." (એટલે અન્સારે પોતાનો ખલીફા ચૂંટી લીધો છે. તમે મુહાજિર લોકો પોતાનો ખલીફા ચૂંટી લો.)

મેં ભારપૂર્વક કહ્યું, "નહિ અલ્લાહના સોગંદ ! અમે જરૂર તેઓને મળીશું."

**અન્સારના ખતીબનું પ્રવચન**————હઝરત ઉમરનું બયાન છે : "સારાંશ કે અમે લોકો સકીફએ-

બની સાઇદહમાં જઇને તેઓને મળ્યા. ત્યાં અમે જોયું કે તેઓની વચ્ચે એક શખ્સ ચાદરમાં લપેટાઇને બેઠેલો છે.

મેં પૂછયું, "ચાદરમાં લપેટાઇલો એ કોણ શખ્સ છે ?"

અન્સારના લોકો બોલ્યા, "એ સઅદ બિન ઉબાદહ છે."

મેં પૂછયું, "એમને શું થયું છે ?"

લોકો બોલ્યા, "તેઓ બીમાર છે."

"જયારે અમે તેઓની મજલિસમાં બેસી ગયા તો અન્સારનો ખતીબ બોલવા માટે ઊભો થઇ ગયો. સૌથી પહેલાં તેણે અલ્લાહની તવહીદનો ઇકરાર કર્યો. પછી તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીની ગવાહી આપી. એ પછી અલ્લાહની શાનને શોભે તેવી શૈલીમાં અલ્લાહની હમ્દો-સના બયાન ફરમાવી અને પછી તકરીરની શરૂઆત કરતાં તેણે કહ્યું :

"સાંભળો હે મુહાજિર ! અમે અલ્લાહના અન્સાર છીએ. અમે અલ્લાહનું લશ્કર છીએ. અમે અલ્લાહના સૈનિકો છીએ.

"અને હે મક્કહના મુહાજિરોની જમાઅત ! તમે અમારા લોકોમાંનું જ એક જૂથ છો. અમારા જ લશ્કરની તમે એક ટુકડી છો.

"તમારી મુહાજિર કૌમની એક જમાઅત મક્કહને છોડીને અને મક્કહથી ચાલીને અમારી પાસે આવી. અમે એ જમાઅતને અમારા મદીનહમાં આસરો આપ્યો.

"પણ હવે અમે શું જોઇએ છીએ ? તેઓનો ઇરાદો આ છે કે, તેઓ અમારાં મૂળિયાંથી કપાઇને અલગ થઇ જાય અને સત્તાની લગામ અમારી પાસેથી ઝૂંટવી લે !"

**હઝરત અબૂબકનું જવાબી પ્રવચન**————હઝરત ઉમર બિન ખત્તાબ ફરમાવે છે : "પછી જયારે અન્સારનો ખતીબ પોતાનું પ્રવચન પુરૂં કરીને બેસી ગયો તો મેં તેનો જવાબ આપવાનો વિચાર કર્યો. જવાબના શબ્દો તેન પ્રવચન દરમિયાન મેં મારા મનમાં ગોઠવી લીધા હતા. એટલો સચોટ જવાબ હતો કે તેના મને પોતાને તેનો આનંદ હતો. હું ચાહતો હતો કે અબૂબકની હાજરીમાં જ મારો આ જવાબ રજૂ કરી દઉં પણ તે માટે અબૂબકની પરવાનગી જરૂરી હતી. કેમકે હું તેમનું બેહદ માન જાળવતો હતો. હવે અબૂબક એક નમ્ર સ્વાભાવના, ઠરેલ બુધ્ધિના, શાંત પ્રકૃતિના ગૃહસ્થ હતા. તેમના મુકાબલે હું ઉગ્ર સ્વાભાવનો, તેજીલી તબીઅતનો, કડક વલણનો માણસ હતો. આમ છતાં મારી તેજીને નરમ કરીને અને મારી ઉગ્રતાને કાબૂમાં રાખીને અબૂબકને રાજી રાખવાનો મારો હંમેશાનો નિયમ હતો."

એજ વેળા અબૂબક મારો ઇરાદો પામી ગયા. ધીરેથી મને ફરમાવ્યું, "ઉમર ! ખામોશ રહો, ધીરજ ધરો, શાંતિથી કામ લો."

અબૂબકને નારાજ કરવાનું સાહસ હું ખેડી શકતો ન હતો. તેમના સૂચનથી હું ખામોશ થઇ રહ્યો કેમકે તેઓ મારા કરતાં વધારે જ્ઞાની, વધારે બુધ્ધિશાળી, વધારે પ્રતિષ્ઠાવાન હતા. તેમની વાતથી મેં મારા મનમાં જરાયે ઓછું આવવા દીધું નહિ.

એ પછી અબૂબક્રે પોતાની તકરીર શરૂ કરી દીધી અને તકરીર પણ કેવી ? એટલી છટાદાર, એટલી ભરપૂર કે અલ્લાહના સોગંદ, મેં મારી તકરીરના જે શબ્દો ભારે ઝેહમતથી ખૂબ આંજીમાંજીને મનમાં ગોઠવી રાખયા હતા અને જે સચોટ કે મુદ્દાસરના હોવાથી મને બેહદ પસંદ હતા, મારી આ તકરીરનો બોલેબોલ અને શબ્દે શબ્દ તેમણે પોતાની તકરીરમાં એવી ખૂબીથી દર્શાવી દીધો કે હું હયરત પામી ગયો. મને થયું કે તેમની તકરીરના મુકાબલે મારી તકરીર તો કશી વિસાતમાં જ નથી. વળી આ પૂરી તકરીર તેમણે કોઇ પણ જાતની તૈયારી વગર ફીલ-બદીહ ફરમાવી હતી.

પોતાની તકરીર ખતમ કરીને થોડીવાર અબૂબક્ર ખામોશ રહ્યા. એ પછી મજલિસમાં બેઠેલા તમામ અન્સાર ભાઈઓને સંબોધીને તેમણે ફરમાવ્યું :

''હે અમારા અન્સાર ભાઇઓ ! તમે પોતાની જે ખૂબીઓ અને જે વિશેષતાઓનું વર્ણન કર્યું છે, ખરેખર એ બધી ખૂબીઓ તમારામાં મવજૂદ છે. તમે એ ખૂબીઓને લાયક છો અને એ ખૂબીઓ તમને શોભે છે.

''પરંતુ અરબની ભૂમિના લોકો કુરૈશના ખાનદાન વગર કોઇ પણ વ્યકિતની ખિલાફત કે હુકૂમતને માન્યતા આપી શકશે જ નહિ અને કુરૈશના ખાનદાન વગર અરબનું બીજું કોઇ ખાનદાન ખિલાફત કે હુકૂમતને લાયક હોય શકતું નથી. કેમકે કુરૈશના લોકો પોતાના વંશ અને પોતાના શહેર (મક્કહ)ની દ્રષ્ટિએ સારાયે અરબમાં સૌથી શ્રેષ્ઠ અને સૌથી વધુ પ્રતિષ્ઠાવાન છે.

''હવે તમારા હિતમાં કે તમારા લાભમાં હું આ બે ગૃહસ્થોના નામો સૂચવું છું. એ બંનેમાંથી કોઇ એકના હાથ પર ખિલાફતની બૈઅત કરી લો !''

હઝરત ઉમરનું બયાન છે : ''આમ ફરમાવીને અબૂબક્રે એક તરફ મારો હાથ અને બીજી તરફ અબૂ ઉબૈદહ બિન જર્રાહનો હાથ ઝાલી લીધો. તે વેળા અબૂ ઉબૈદહ બિન જર્રાહ અમારી વચ્ચે બેઠેલા હતા. આથી પહેલાં અબૂબક્રે જે વાતો પોતાની તકરીરમાં દર્શાવી હતી તે મને બહુ ગમી ગઇ હતી પણ તેમની આ વાત મને મુદ્દલ ગમી નહિ કે, તેઓ જાતે ને પોતે મજલિસમાં હાજર હોવા છતાં, તેમણે ખિલાફત કે હુકૂમત માટે મારૂં નામ લઇને મારો હાથ પકડી લીધો. અલ્લાહના સોગંદ ! જે કૌમમાં અબૂબક્ર જેવા (મુત્સદ્દી) પુરૂષ મવજૂદ હોય તેમને જતા કરીને હું આગળ વધવાનું સાહસ ખેડી શકું ખરો ? આવી ગુસ્તાખી કે બેઅદબીનું પાપ વહોરવા કરતાં હજાર દરજ્જે બેહતર છે કે તલવારથી મારી ગરદન ઉડાવી દેવામાં આવે.''

**હઝરત અબૂબક્રના હાથ પર બૈઅત**——————હઝરત ઉમર બિન ખત્તાબ ફરમાવે છે : ''અબૂબક્રની વાત સાંભળીને અન્સારની મજલિસમાંથી એક અન્સારી ગૃહસ્થ ઊભા થઇ ગયા અને કહેવા લાગ્યા :

''સાંભળો હે લોકો ! હું મારી કૌમ અન્સાર માટે શાંતિ અને સલામતી બખ્શનારો એક સહારો છું. એક ટેકો છું. એવો સહારો અને ટેકો કે જેની સલાહ અને સૂચનો પર તેઓને પૂરો ભરોસો, પૂરો સંતોષ છે. અને જેની હાજરીથી તમામ અન્સાર રાહત અનુભવે છે.

''સાંભળો હે લોકો ! હું અન્સારના લોકોનું એવું ફળવાળું ઝાડ છું જેને ટેકો આપીને તેઓ ઊભા રહે છે.

"હે કુરૈશના લોકો ! સાંભળો, એક અમીર અમારામાંથી અને એક અમીર તમારામાંથી હોવો જોઇએ !"

હઝરત ઉમર બિન ખત્તાબનું બયાન છે : "એ અન્સારી ગૃહસ્થની વાત સાંભળતાં જ મજલિસમાં શોરબકોર મચી રહ્યો. બંને પક્ષે તૂતૂ-મેંમેં થવા લાગી. પછી તો એવા અવાજો બુલંદ થવા લાગ્યા કે મને ઝગડાનો અંદેશો પેદા થયો. એજ પળે મેં પોકાર પાડયો, "હે અબૂબક્ર ! બઢાવો પોતાનો હાથ !"

અબૂબક્રે પણ જોયું કે મામલો બગડી રહ્યો છે. મારો પોકાર સાંભળીને તેમણે પોતાનો હાથ લંબાવી દીધો. સૌથી પહેલાં મેં આગળ વધીને તેમના હાથ પર બૈઅત કરી લીધી. મને જોઇને અમારા મુહાજિર સાથીઓ ધસી ગયા અને તેઓએ અબૂબક્રના હાથ પર બૈઅત કરવા માંડી. મુહાજિરીનને જોઇને અન્સારના લોકો ઊભા થઇ ગયા અને તેઓએ પણ ટપોટપ અબૂબક્રના હાથ પર બૈઅત કરવા માંડી.

એ પછી અમે બધા તેઓના નેતા સઅદ બિન ઉબાદહ તરફ ધસી ગયા અને તેમને પીંદી નાખ્યા. તેઓમાંથી કોઇ બોલી ઊઠયું, "અરે તમે તો સઅદ બિન ઉબાદહને મારી જ નાખ્યા !"

મેં કહ્યું, "સઅદ બિન ઉબાદહને અલ્લાહ મારી નાખે !"

**રસ્તામાં મળેલા બે અન્સારી ગૃહસ્થો**————ઇબ્ને શિહાબ ઝુહરી કહે છે : મને ઉર્વહ બિન ઝુબૈરએ માહિતી આપી કે, સકીફએ બની સાઈદહ તરફ જતી વેળા હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરને રસ્તામાં જે બે અન્સારી ગૃહસ્થો મળ્યા હતા તેમાંના એક હઝરત ઉવૈમ બિન સાઈદહ હતા. અને બીજા બનૂ ઇજલાનવાળા હઝરત મઅન બિન અદી હતા. (અલ્લાહ એ સૌથી રાજી હો !)

હઝરત ઉવૈમ બિન સાઈદહ તે ગૃહસ્થ છે કે, એક રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂછવામાં આવ્યું, "યા રસૂલલ્લાહ ! તે કોણ લોકો છે જેઓના બારામાં અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| ફીહિ રિજાલુંય - યુહિબ્બૂન | એ (મસ્જિદે-તકવા)માં એવા લોકો છે જેઓ પસંદ કરે છે |
| અંય યત્-તહ-હરૂ | કે પોતે ખૂબ પાકસાફ અને સ્વચ્છ રહે. |
| વલ્લાહુ યુહિબ્બુલ | અને અલ્લાહ પસંદ કરે છે |
| મુત-તહ-હિરીન. | પાકસાફ રહેનારાઓને. [૧] |

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "તેઓમાંનો પહેલો આદમી ઉવૈમ બિન સાઈદહ છે." (જેમના વિષે ઉપરની આયત ઊતરી.)

અને હઝરત મઅન બિન અદી તે ગૃહસ્થ છે જેમના વિષે કહેવામાં આવ્યું કે, જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહ તઅલાએ વફાત આપીને પોતાની પાસે બોલાવી લીધા તો તમામ મુસલમાનો રડી-રડીને કહી રહ્યા હતા :

"કાશ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પહેલાં અમે મરી જાત!

"કાશ ! અમે મરી જાત તો કેવું સારૂં થાત ! કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

---

૧. સૂરએ-તવબહ પારહ ૧૧ આયત ૧૦૮

વ સલ્લમની વફાત બાદ ફિત્નામાં પડી જવાની અને સંકટમાં સપડાઇ જવાની અમને પૂરી ધાસ્તી છે.''

તમામ સહાબા રડી-રડીને આ વિચારો જાહેર કરતા હતા. એને સાંભળીને હઝરત મઅન બિન અદીએ જવાબમાં ફરમાવ્યું :

''હે મુસલમાનો ! અલ્લાહના સોગંદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પહેલાં મરી જવાનું મને બિલકુલ પસંદ નથી. (એટલે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી પણ જીવવાનું પસંદ કરૂં છું.) કારણ આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી પણ આપની પયગમ્બરીની ગવાહી આપવી, આપની પયગમ્બરીનો કાર્યક્રમ ચાલુ રાખવો અને લોકોમાં તેનો પ્રચાર કરવો તે મને સૌથી વધારે પસંદ છે. જેમકે આપની હયાતમાં પણ મારો રોજનો એજ નિયમ રહ્યો છે.''

એનાથી માલૂમ પડયું કે અન્સાર કૌમના આ બંને ગૃહસ્થો બહુ ઊંચા પાયાના સહાબી હતા. એમાંથી હઝરત મઅન બિન અદી હઝરત અબૂબક્ર સિદ્દીકના ખિલાફતકાળમાં, મુસૈલિમહ કઝઝાબ સાથે ખેલાયેલા જંગે-યમામહમાં શહીદ થયા.

**બૈઅતે-આમ અને હઝરત ઉમરનું પ્રવચન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઈબ્ને શિહાબ ઝુહરીએ હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુની રિવાયત કહી સંભળાવી કે : ''જયારે સકીફએ-બની સાઇદહમાં હઝરત અબૂબક્રની બૈઅત લેવામાં આવી અને તેનો બીજો દિવસ થયો તો હઝરત અબૂબક્ર મસ્જિદે-નબવીના મિમ્બર પર જઇને બિરાજમાન થયા અને હઝરત ઉમર મિમ્બર પાસે જઇને ઊભા થઇ ગયા. હઝરત અબુબક્ર પોતાનું પ્રવચન શરૂ કરે તે પહેલાં હઝરત ઉમરે પ્રવચન કર્યું. પ્રવચનની શરૂઆતમાં હઝરત ઉમરે, અલ્લાહની શાનને શોભે તેવી અલ્લાહની હમ્દો-સના બયાન કરી અને પછી ફરમાવ્યું :

''હે લોકો ! ગઇ કાલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતને લગતી જે વાતો મેં (જુસ્સામાં) તમારી સામે ઉચ્ચારી હતી, હું ઇકરાર કરૂં છું કે તેમાંની કોઇ પણ વાત અલ્લાહની કિતાબમાં લખેલી નથી અને મારી એ જોશીલી વાતો અંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ મને કશું ફરમાવ્યું ન હતું. (બસ જોશ અને જુસ્સાના ઉન્માદમાં એ વાતો મારા મુખેથી નીકળી ગઇ હતી.)

''અસલ બાબત એમ છે કે મારી માન્યતામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આપણા સૌથી કરતાં વધારે જીવીને આપણા મામલાઓની વ્યવસ્થા કરવી જોઇએ અને આપણા બધામાં સૌથી છેલ્લાં આપની વફાત થવી જોઇએ. (એટલે આપણા બધાના મરી જવા પછી છેલ્લે આપની વફાત થવી જોઇએ.એવું હું માનતો હતો.)

''હકીકત આ છે કે અલ્લાહ તઆલાએ આપણી વચ્ચે પોતાની તે કિતાબ બાકી રાખેલી છે જેની મારફતે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હિદાયત ફરમાવી છે. માટે જો આપણે એ કિતાબને મજબૂતીથી પકડી રાખીશું તો અલ્લાહ તઆલા આપણું પણ તેવું જ માર્ગદર્શન કરશે જેવું તેણે પોતાના નબીયે-કરીમ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમનું માર્ગદર્શન કર્યું હતું.

"હે લોકો ! હવે અલ્લાહ તઆલાએ આપણી ખિલાફતનો મામલો એક એવા ગૃહસ્થને સોંપ્યો છે જેઓ આપણામાં સૌથી શ્રેષ્ઠ છે. એ ગૃહસ્થ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એવા સહાબી છે કે જ્યારે મદીનહની હિજરત વેળા એ બંને ગૃહસ્થો (એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર પોતે) પહાડની ગુફામાં સંતાયેલા હતા તો અલ્લાહ તઆલાએ એ ગૃહસ્થને (એટલે હઝરત અબૂબક્રને) "સ઼ાની-ઇસ્નૈન" એટલે "બે ગૃહસ્થોમાં બીજા નંબરના ગૃહસ્થ" કહીને માનપાનથી વધાવી લીધા હતા.

"માટે હે લોકો ! હવે તમે બધા ઊભા થઇ જાવ અને આગળ વધીને એ ગૃહસ્થના હાથ પર ખિલાફતની બૈઅત કરી લો !"

હઝરત ઉમરની તકરીર પૂરી થતાં જ લોકો ઊભા થઇ ગયા અને તેઓએ એક પછી એક હઝરત અબૂબક્રના હાથ પર બૈઅત કરવા માડી.

સકીફએ-બની સાઇદહની પહેલી બૈઅત "બૈઅતે-ખાસ" હતી અને તે પછી આ બીજી બૈઅત "બૈઅતે-આમ" હતી.

**હઝરત અબૂબક્રનો ખુત્બો**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબની તકરીર પછી હઝરત અબૂબક્રએ તકરીર ફરમાવી. પ્રથમ અલ્લાહ તઆલાની શાનને શોભે તેવી અલ્લાહ તઆલાની હમ્દો-સ઼ના બયાન કરી. પછી ફરમાવ્યું :

"હે લોકો ! બેશક મને તમારો વાલી (એટલે અમીર કે ખલીફા) બનાવી દેવામાં આવ્યો છે અને હું તમારાથી કોઇ પણ રીતે ચઢિયાતો કે ઊંચો નથી. જો હું સારૂં કામ કરૂં તો તમે લોકો મારી મદદ કરજો અને જો બુરૂં કામ કરૂં તો તમે લોકો મને સીધો કરી દેજો.

"હે લોકો ! સચ્ચાઇ તમામ લોકો માટે એક અમાનત છે અને જૂઠ ખિયાનતનું બીજું નામ છે. તમારામાં જે કમજોર કે નિર્બળ લોકો છે તે મારી નજરમાં સૌથી વધુ બળવાન અને તાકતવાળા છે ત્યાં સુધી કે હું પૂરેપૂરા તેઓના હકો અપાવી નહિ દઉં. ઇન્શા અલ્લાહ(એ માટે હું મારા બનતા પ્રયત્નો કરી છુટીશ.)

"અને તમારામાં જે બળવાન અને તાકતવાન લોકો છે તે મારી નજરમાં કમજોર અને નિર્બળ બનેલા રહેશે ત્યાં સુધી કે હું પૂરેપૂરા હકો તેઓ પાસેથી પાછા નહિ મેળવી લઉં, ઇન્શાઅલ્લાહ. (એ માટે હું કોશિશ જરૂર કરીશ.)

"હે લોકો ! જે કૌમે પણ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાનું છોડી દીધું, અલ્લાહ તઆલાએ તેને ઝિલ્લત અને રૂસ્વાઇના ખાડામાં ધકેલી દીધી. અને જ્યારે ય કોઇ કૌમમાં બદકારી ફેલાઇ ગઇ, અલ્લાહ તઆલાએ આફતો અને બલાઓમાં એ કૌમને ઘેરી લીધી.

"હે લોકો ! તમે ત્યાં સુધી મારી તાબેદારી કરો જ્યાં સુધી હું અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તાબેદારી કરૂં અને જયારે હું અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નાફરમાની કરવા લાગું તો મારી કોઈ તાબેદારી તમારા માટે જરૂરી નથી.

"ચાલો હવે નમાઝ માટે ઊભા થઇ જાવ. અલ્લાહ આપણા ઉપર રહમ ફરમાવે!"

**હઝરત ઉમરના જુસ્સાનું કારણ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ પોતાનો અનુભવ ટાંકતા ફરમાવે છે : "અલ્લાહના સોગંદ ! હઝરત ઉમરના ખિલાફતકાળમાં એક વેળા હું તેમની સાથે જઇ રહ્યો હતો. ઉમરનું કંઇ કામ હોવાથી તેમણે મને પણ સાથે લીધો હતો. મારા સિવાય બીજું કોઈ તેમના સંગાથે ન હતું.

મેં જોયું કે હઝરત ઉમરના હાથમાં એક ચાબકો છે. આ ચાબકાને વારંવાર તેઓ પોતાના પગોના ઉપલા ભાગ પર મારી રહ્યા છે અને પોતાના મન સાથે કંઇ વાતો પણ કરી રહ્યા છે. અચાનક તેમણે મુખ ફેરવીને મારી તરફ જોયું અને ફરમાવ્યું, "હે અબ્બાસના બેટા ! તમે જાણો છો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત વેળા હું જે કંઇ બોલ્યો હતો તેનું કારણ શું હતું ? અને તે કઇ વસ્તુ હતી જેણે મને એવું બોલવા પર ઉશ્કેર્યો હતો ?"

મેં અદબથી કહ્યું, "હઝરત ! મને એના કારણની ખબર નથી."

ફરમાવ્યું, "સાંભળો જે વસ્તુએ મને ઉશ્કેર્યો હતો અલ્લાહના સોગંદ, તેનું કારણ કુર્આને-મજીદની આ આયત હતી જેને હું વારંવાર પઢયા કરતો હતો :

| | |
|---|---|
| વ કઝાલિક જઅલના - કુમ | અને એવી જ રીતે અમે બનાવી તમને |
| ઉમ્મતંવ - વસતલ | દરમિયાની ઉમ્મત |
| લિ-તકૂનૂ શુહદાઅ | કે જેથી બની જાવ તમે ગવાહી આપનારા; |
| અલન-નાસ. | દુનિયાના બીજા લોકો પર (બીજી કૌમો અને પ્રજાઓ પર) |
| વ તકૂનર રસૂલુ | અને બની જાય રસૂલ |
| અલૈકુમ શહીદા. | તમારા પર ગવાહી આપનારા. |

અલ્લાહના સોગંદ ! આ આયતને આધારે મારૂં એમ જ માનવું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની કૌમમાં ત્યાં સુધી જીવતા રહેશે જ્યાં સુધી કે (આપના છેલ્લા સહાબી ગુજરી નહિ જાય અને) આપ પોતાની ઉમ્મતના છેક છેલ્લા અમલોના મામલામાં ઉમ્મત પર ગવાહી આપી શકે.

બસ એજ તે વસ્તુ છે જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પ્રસંગે મને એવા શબ્દો બોલવાની પ્રેરણા આપી હતી."

# પ્રકરણ ૧૬૩

# રસૂલુલ્લાહ

## સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની

# તજહીઝ અને તકફીન

ગુસલ આપનારા લોકો • ગુસલ વેળા કપડાં ઉતારવાનો મામલો • મુબારક કફનના કપડાં • કબર શરીફનો મામલો • જનાઝહની નમાઝ અને તદફીન • વગર ઇમામે જનાઝહની નમાઝ • કબરમાં ઉતારનારા ગૃહસ્થો • કબરમાં રહેલા આખેરી શખ્સ • સૌથી છેલ્લા મુબારક શબ્દો • ઇરતિદાદનો ફિત્નો અને તેનું નિકંદન.

**ગુસલ આપનારા લોકો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી જ્યારે હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના હાથ પર ખિલાફતની બૈઅત કરી લેવામાં આવી અને લોકો આ કટોકટીના મામલાથી પરવારી ગયા તો મંગળના દિવસે તમામ સહાબા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તજહીઝ અને તકફીનની તૈયારીમાં લાગી ગયા. [૧]

મને આપણા ધર્મજ્ઞાનીઓમાંથી હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્ર તેમ હુસૈન બિન અબ્દુલ્લાહ વગેરે જેવા પ્રામાણિક માહિતગારોએ કહ્યું કે હઝરત અલી બિન અબી તાલિબ, હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ, હઝરત ફઝલ બિન અબ્બાસ, હઝરત કુસમ બિન અબ્બાસ, હઝરત ઉસામહ બિન ઝૈદ તથા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ ગુલામ હઝરત શુકરાન એવા નસીબવાન ગૃહસ્થો છે જેઓને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગુસલ આપવા માટે નીમવામાં આવ્યા. (અલ્લાહ એ સૌથી રાજી હો !)

ગુસલ માટે આ ગૃહસ્થોની નિમણૂક થયેલી જોઇને અન્સારના બનૂ ઔફ બિન ખઝરજના એક સભ્ય હઝરત અવસ બિન ખવલી અન્સારીએ હઝરત અલીને કહ્યું, "હે અલી ! હું તમને અલ્લાહના સોગંદ આપીને દરખાસ્ત કરૂં છું. જુઓ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગુસલમાં અમારો પણ ભાગ છે."

હઝરત અવસ બિન ખવલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી અને જંગે-બદ્રમાં આપની

---

૧. તજહીઝ એટલે દુલહન માટે, મુસાફિર માટે, લશ્કર કે ગાઝી માટે સામાન તૈયાર કરવો અથવા વફાત પામનાર માટે કફનના સામાનની તૈયારી કરવી અને તકફીન એટલે વફાત પામનારને કફન પહેરાવવું, મરણ પામનાર માટે કફન બનાવવું. "હ"

સાથે રહીને કુરૈશી કાફિરો સાથે લડનારા મુજાહિદોમાંથી હતા. હઝરત અલીએ તેમને કહ્યું, "વારૂ હે અવસ! અંદર આવી જાવ."

ઈજાઝત મળતાં હઝરત અવસ બિન ખવલી અંદર ચાલ્યા ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગુસલ આપવામાં છેલ્લે સુધી શામિલ રહ્યા.

એ પછી હઝરત અલીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના સીના સામે સહારો આપ્યો અને હઝરત અબ્બાસ, હઝરત ફઝલ, હઝરત કુસમ આ ત્રણ ગૃહસ્થો હઝરત અલી સાથે મળીને આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની બદનના પાસાં ફેરવતા રહ્યા અને હઝરત ઉસામહ બિન ઝૈદ તથા હઝરત શકરાન બંને ગૃહસ્થો આપના નૂરાની બદન પર પાણી રેડતા રહ્યા. આ રીતે હઝરત અલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના સીના સાથે લગાડીને ગુસલ આપી રહ્યા હતા.

ગુસલ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની બદન પર આપનું પોતાનું પહેરેલું કમીસ હતું.એ કમીસના ઉપરથી જ હઝરત અલી આપના નૂરાની બદનને પોતાના હાથથી એવી રીતે ચોળતા હતા કે એમનો હાથ આપના નૂરાની બદનને લાગતો ન હતો. ગુસલ આપતી વેળા હઝરત અલી કહેતા જતા હતા.

> "યા રસૂલલ્લાહ ! આપ પર મારાં માબાપ કુરબાન ! આપ પોતાના જીવનમાં પણ કેટલાક રૂડા-રૂપાળા કેટલા નૂરાની લાગતા હતા અને વફાત પછી પણ આપ કેટલા રૂડા-રૂપાળા કેટલા નૂરાની લાગી રહ્યા છો !"

મરણ પામનારા માણસના દેહમાં જે વસ્તુઓ સામાન્ય રીતે જોવામાં આવે છે તેવી કોઈ વસ્તુનો અંશ સરખો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની દેહમાં જોવામાં આવતો ન હતો.

**ગુસલ વેળા કપડાં ઉતારવાનો મામલો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરએ પોતાના બાપ અબ્બાદના વાસ્તાથી હઝરત આઈશહની આ રિવાયત બયાન કરી. હઝરત આઈશહ ફરમાવે છે :

"લોકોએ જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગુસલ આપવાનો વિચાર કર્યો તો ગુસલ વેળા આપના પહેરેલા કપડાં ઉતારી નાખવા કે નહિ તે બાબતે લોકોમાં મતભેદ પડી ગયો. લોકો કહેવા લાગ્યા, "અલ્લાહના સોગંદ ! આપણે નથી જાણતા કે ગુસલ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના કપડાં ઉતારી નાખવામાં આવે કે નહિ; જેમકે સામાન્ય રીતે મરણ પામનાર માણસના કપડાં આપણે ઉતારી નાખીએ છીએ ! અથવા તો પછી આપના પહેરેલા કપડાં સહિત આપને ગુસલ આપવામાં આવે ?"

હઝરત આઈશહ ફરમાવે છે : "જ્યારે લોકોમાં આ બાબતે મતભેદ પડી ગયો તો અલ્લાહ તઆલાએ તેઓ પર ઊંઘ નિર્માણ કરી દીધી. એજ વેળા બધા લોકો એવી રીતે ઊંઘવા લાગી ગયા કે તેઓમાંથી કોઇ એવો આદમી નહિ રહ્યો જેની દાઢી ઊંઘનાં દબાણથી તેના સીના સાથે ન લાગી ગઇ હોય."

હઝરત આઈશહ વધુમાં ફરમાવે છે : "જ્યારે એ લોકો ઊંઘમાંથી જાગ્યા તો તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એવી રીતે ગુસલ આપ્યો કે આપના પહેરેલા કપડાં આપના નૂરાની બદન પર જ રહ્યાં. તેઓ પહેરેલા કપડાં ઉપરથી જ પાણી રેડતા રહ્યા અને એવી રીતે આપનું પવિત્ર બદન ચોળતા રહ્યા કે કપડાં વચમાં આડ તરીકે રહ્યાં.

**મુબારક કફનના કપડાં**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને જઅફર બિન મુહંમદ બિન અલી બિન હુસૈનએ પોતાના બાપાના વાસ્તાથી પોતાના દાદા અલી બિન હુસૈનની આ રિવાયત બયાન કરી. અને ઈબ્ને શિહાબ ઝુહરીએ પણ અલી બિન હુસૈનની આ રિવાયત ટાંકેલી છે. અલી બિન હુસૈનનું બયાન છે :

"લોકો જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગુસલ આપીને ફારિગ થયા તો એ પછી આપને ત્રણ કપડાંઓનું કફન આપવામાં આવ્યું. એમાંના બે કપડાં સિહારી હતાં. (જે સિહાર નામે સ્થળના બનેલાં હતાં) અને એક હિબરી ચાદરનું કફન બનાવવામાં આવ્યું. આ ત્રણ કપડાંમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ને દફનાવવામાં આવ્યા.

**કબર શરીફનો મામલો**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હુસૈન બિન અબ્દુલ્લાહએ ઈકરિમહના વાસ્તાથી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસની રિવાયત બયાન કરી. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ફરમાવે છે :

"જ્યારે લોકો ગુસલ અને કફનથી પરવારી ગયા તો હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે કબર ખોદવાનો સવાલ ઊભો થયો. હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ મક્કહવાસીઓની ઢબે કબર ખોદવામાં પંકાયેલા હતા ત્યારે બીજી તરફ હઝરત તલહા ઝૈદ બિન સહલ અન્સારી હતા જેઓ મદીનહવાસીઓની ઢબે કબર ખોદવામાં પારંગત હતા. પહેલી કબર "બગલી"કહેવાતી હતી. બીજી કબર "લહદી" તરીકે જાણીતી હતી.

તે વેળા હઝરત અબ્બાસે બે આદમીઓને બોલાવ્યા. એકને ફરમાવ્યું, "તમે અબૂ ઉબૈદહ બિન જર્રાહ પાસે જાવ" અને પછી બીજા આદમીને ફરમાવ્યું, "તમે અબૂ તલહા પાસે જાવ. તેમને કહો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે કબરની પસંદગી કરવાની છે."

જે ગૃહસ્થ હઝરત અબૂ તલહા પાસે ગયા હતા તેમણે ત્યાં જઈને જોયું તો હઝરત અબૂ તલહાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ માટે લહદી કબર ખોદી રાખી હતી.

**જનાઝહની નમાઝ અને તદફીન**—————પછી જ્યારે મંગળના દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તજહીઝ અને તકફીનથી ફરાગત થઈ ગઈ તો આપને આપના ઘરમાં એક તખત પર લેટાવી દેવામાં આવ્યા. તે વેળા આપને દફન કરવાની બાબતે મુસલમાનોમાં મતભેદ પડી ગયો. એક ગૃહસ્થ કહેતા હતા, "અમે આપને આપની મસ્જિદમાં દફન કરીશું."

બીજા ગૃહસ્થ કહેતા હતા, "નહિ અમે આપને આપના સહાબા સાથે (જન્નતુલ-બકીઅ કબ્રસ્તાનમાં) દફન કરીશું."

આ સાંભળીને હઝરત અબૂબક્ર સિદ્દીકએ ફરમાવ્યું, "મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આમ ફરમાવતાં સાંભળ્યા છે : "મા કુબિઝ નબીય્યુ ઈલ્લા દુફિન હયસુ યુકબઝુ." એટલે જે નબીની રૂહ જે જગાએ કબઝ થઈ છે તેજ જગાએ તેમને દફનાવવામાં આવ્યા છે.

એ પછી જે પવિત્ર બિસ્તર પર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઈ હતી તેને ઉઠાવી લેવામાં આવ્યો અને તેજ જગાએ આપના માટે કબર ખોદવામાં આવી.

**વગર ઇમામે જનાઝહની નમાઝ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : કબર તૈયાર થઇ જવા બાદ મુસલમાન મર્દોની એક જમાઅત કમરામાં દાખલ થઇ. તેઓ જનાઝાની નમાઝ પઢીને બહાર નીકળી ગયા. એ પછી મર્દોની બીજી જમાઅત આવી અને બીજી જમાઅત પછી ત્રીજી અને ત્રીજી પછી ચોથી જમાઅત એમ તમામ મુસલમાન મર્દોએ અંદર આવી-આવીને જનાઝહની નમાઝ પઢી.

જયારે તમામ મર્દો જનાઝહની નમાઝથી ફારિગ થઇ ગયા તો તે પછી સ્ત્રીઓની જમાઅતોએ અંદર આવી-આવીને જનાઝહની નમાઝ એજ મુજબ પઢી. સ્ત્રીઓ પછી બાળકોને જનાઝહની નમાઝ માટે અંદર બોલાવવામાં આવ્યાં.

પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની જનાઝહની નમાઝ માટે ઇમામત કોઇએ નહિ કીધી. એટલે કોઇને ઇમામ બનાવ્યા વગર દરેકે પોતે વ્યકિતગત રીતે જનાઝહની નમાઝ પઢી લીધી. એ પછી બુધવારે અરધી રાતના સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કબરમાં દફન કરવામાં આવ્યા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રએ, પોતાના બેગમ ફાતિમહ બિન્તે ઉમારહ તથા અમ્રહ બિન્તે અબ્દુર્રહમાન બિન અસઅદ બિન ઝુરારહના વાસ્તાથી હઝરત આઇશહની રિવાયત બયાન કરી. હઝરત આઇશહ ફરમાવે છે :

> ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બુધવારે અરધી રાતના સમયે દફન કરવામાં આવ્યા.''

**કબરમાં ઉતારનારા ગૃહસ્થો**——————જે લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દફન કરવા માટે આપની કબર શરીફમાં ઊતર્યા તેઓમાં હઝરત અલી બિન અબી તાલિબ, હઝરત ફઝલ બિન અબ્બાસ, હઝરત કુસમ બિન અબ્બાસ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ ગુલામ હઝરત શુકરાન હતા. (અલ્લાહ એ સૌથી રાજી હો !)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કબરમાં ઉતારવાના પ્રસંગે પણ હઝરત અવસ બિન ખવલીએ હઝરત અલીને કહ્યું, ''હે અલી ! હું તમને અલ્લાહના સોગંદ આપીને દરખાસ્ત કરૂં છું. જુઓ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના દફનમાં અમારો પણ હિસ્સો છે.''

હઝરત અલીએ ફરમાવ્યું, ''હા બેશક તમે પણ કબરમાં ઊતરી આવો.''

હઝરત અવસ પણ કબર શરીફમાં ઊતરી પડયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દફનાવવામાં શામિલ રહ્યા.

હઝરત શુકરાનએ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કબરમાં લેટાવીને આપની કબર ઠીક કરવા માંડી અને આપની તે ચાદર પણ લઇને કબરમાં મૂકી દીધી જેને આપ પોતાના નૂરાની બદન પર ઓઢતા હતા અને પાથરણા તરીકે પણ જમીન પર પાથરતા હતા. ચાદરને કબરમાં મૂકતી વેળા હઝરત શુકરાને કહ્યું, ''અલ્લાહના સોગંદ ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પછી હવે કોઇ આ ચાદર પહેરવાનું નથી.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : ત્યારે એ ચાદરને પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહ અલૈહિ વ સલ્લમની સાથે કબરમાં

દફન કરી દેવામાં આવી.

**કબરમાં રહેલા આખેરી શખ્સ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંચા પાયાના સહાબી હઝરત મુગીરહ બિન શુઅબહ એવો દાવો કરે છે કે, હું એટલે મુગીરહ બિન શુઅબહ તે આદમી છું જે : "અહ-દસ્ન-નાસિ અહદન બિ-રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ." એટલે દુનિયાના લોકોમાં સૌથી વધુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના છેક છેલ્લામાં છેલ્લા હાલાતનો હું જાણકાર છું."

હઝરત મુગીરહ હમેશા લોકોને કહ્યા કરતા : "મેં મારી વીંટી આંગળીમાંથી કાઢીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કબરમાં નાખી દીધી અને પછી પોકારીને કહ્યું, "હે લોકો ! મારી વીંટી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કબરમાં પડી ગઇ છે."

જો કે વીંટી જાણી જોઇને મેં કબરમાં ફેંકી દીધી હતી કે જેથી હું કબરમાં ઉતરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની બદનનો સ્પર્શ કરી લઉં અને પછી લોકોમાં : "અહ-દસ્ન-નાસિ અહદન.........." તરીકે પંકાઇ જાઉં ! (એટલે લોકોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના છેલ્લામાં છેલ્લા હાલાતનો સૌથી વધુ જાણકાર.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન હારિસ બિન નવફલ પોતાની કથા વર્ણવતાં કહે છે : "હઝરત ઉમર યા હઝરત ઉસ્માનની ખિલાફત વેળા હું હઝરત અલી બિન અબી તાલિબ સાથે ઉમ્રહ કરવા માટે મક્કહ ગયો. મક્કહમાં હઝરત અલી પોતાના બહેન ઉમ્મે હાનીના ઘરમાં થોભ્યા. ઉમ્રહની ક્રિયાઓમાં હું હઝરત અલીના સંગાથે જ રહ્યો. જ્યારે અમે ઉમ્રહની ક્રિયાઓથી પરવારી ગયા તો હઝરત અલી નાહીધોઇને-રોજનો પોશાક પહેરીને તૈયાર થઇ ગયા એટલામાં તેમની પાસે ઇરાકના લોકોની એક જમાઅત આવી. તેઓએ હઝરત અલીને કહ્યું, "હે અબુલ-હસન ! અમે આપને એક મામલા અંગે સવાલ કરવા આવેલા છીએ. આપ એ મામલાની અમને જાણકારી આપો તો આપની મોટી મહેરબાની થશે."

હઝરત અલીએ ફરમાવ્યું, "મારૂં માનવું છે કે મુગીરહ બિન શુઅબહએ તમારી આગળ"અહ-દસ્ન -નાસિ અહદન" હોવાનો દાવો કર્યો છે, નહિ વારૂ ?"

ઇરાકી લોકો બોલ્યા, "જી હા હે અલી ! બિલકુલ એજ મામલો પૂછવા અમે હાજર થયા છીએ."

હઝરત અલીએ ફરમાવ્યું, "મુગીરહની વાત સાચી નથી. સાંભળો, અહ-દસ્ન-નાસિ અહદનનું માન ખાટનારા મુગીરહ નહિ બલકે કુસમ બિન અબ્બાસ છે."

**સૌથી છેલ્લા મુબારક શબ્દો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને સાલિહ બિન કૈસાનએ ઇબ્ને શિહાબ ઝુહરીના વાસ્તાથી ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉત્બહની રિવાયત બયાન કરી. એ રિવાયત મુજબ ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ કહે છે કે મને હઝરત આઇશહએ ફરમાવ્યું કે :

"જે સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બીમારીએ ગંભીર રૂપ લીધું અને આકરી તકલીફથી આપ સખત બેચેન થઇ ગયા તો તે વેળા આપના પવિત્ર બદન પર "ખમીસહ"એટલે કાળા રંગની ઊની ચાદર પડેલી હતી. એજ તાલાવેલીની દશામાં આપ એ ચાદરને કદી પોતાના ચેહરા પર નાખી લેતા હતા અને કદી ચેહરા પરથી ખસેડી લેતા હતા અને સાથે-સાથે ફરમાવતા જતા હતા :

| | |
|---|---|
| કાતલલ્લાહુ | સર્વનાશ બોલાવી દે અલ્લાહ |
| કવમ-નિત-ખતઝૂ | તે કૌમનો જેણે બનાવી લીધી |
| કુબૂર અંબિયા-ઈહિમ મસાજિદ. | પોતાના પયગમ્બરોની કબરોને મસ્જિદો. [૧] |

હઝરત આઈશહનું બયાન છે : "તે વેળા બીમારીના પ્રચંડ આક્રમણ અને પારાવાર તકલીફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વારંવાર બેહોશ થઈ જતા હતા અને જ્યારે હોશમાં આવતા હતા તો ઉપરના શબ્દો વારંવાર ફરમાવતા હતા. આ તાલાવેલીની દશામાં પણ આપને સૌથી મોટી ચિન્તા એજ વાતની હતી કે ક્યાંક મારી ઉમ્મત પણ કબરોને સિજદા ન કરવા લાગી જાય !

હઝરત આઈશહ વધુમાં ફરમાવે છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના જીવનની છેલ્લી પળોમાં જે વાત પાકે પાયે નકકી કરી લીધી હતી તે આ વાત હતી : "લા યુત્રકુ બિ-જઝીરતિલ-અરબ દીનાન." એટલે અરબના ટાપુમાં બે ધર્મો નહિ રહેવા પામે !

**ઈરતિદાદનો ફિત્નો અને તેનું નિકંદન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત તમામ મુસલમાનો માટે એક અઝીમ મુસીબત એટલે બહુ મોટી આફત કે બહુ મોટું ધર્મસંકટ હતું. મને મળેલી માહિતી મુજબ હઝરત આઈશહ ફરમાવ્યા કરતાં હતાં:

> "જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઈ તો અરબના લોકોએ મુર્તદ બનવાનું શરૂ કરી દીધું. યહૂદિયત અને નસરાનિયત માથું ઊંચકવા લાગી ગઈ. લોકોના દિલોમાં છુપાયેલો નિફાક કે કપટ જાહેર થવા લાગ્યો. પછી મુસલમાનોના હાલ એવાં બકરાં જેવા બની ગયા જે શિયાળાની રાતમાં તિત્તર-બિત્તર એટલે વેરવિખેર થઈ ગયાં હોય.
>
> "આ બધું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થવાને કારણે બનવા પામ્યું ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ બધા મુસલમાનોને અબૂબક્રના હાથ પર સંગઠિત કરી દીધા."

ઈબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહ અને બીજા માહિતગારોએ કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતના સમયે મક્કહવાસીઓની બહુમતીએ ઈસ્લામથી ફરી જવાનું નકકી કરી લીધું. પછી તો મામલો એટલો તંગ બની ગયો કે, મક્કહના ગવર્નર હઝરત અત્તાબ બિન અસીદ જાનના ડરથી સંતાઈ ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અત્તાબ બિન અસીદને પોતે મક્કહના ગવર્નર બનાવ્યા હતા. આપની વફાત વેળા પણ હઝરત અત્તાબ મક્કહના ગવર્નર હતા અને ગવર્નર તરીકે મક્કહ પર તેમની જ સત્તા ચાલતી હતી.

સારાંશ કે ઈસ્લામ વિરૂધ્ધ મક્કહના અમુક લોકોની આ ગદ્દારી જોઈને મક્કહના સરદાર અને પંકાયેલા શાઈર હઝરત સુહૈલ બિન અમ્ર તલવાર તાણીને ઊભા થઈ ગયા. તેમણે મક્કહના તમામ લોકોને એક સ્થળે

---

૧. એટલે પયગમ્બરોના મઝારો કે વલીઓની દરગાહો પર જઈને ત્યાં સિજદા કરનારા બિદઅતી લોકો પર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહની લઅનત ફરમાવી છે. વફાતની છેલ્લી પળોમાં અને બીમારીની આકરી તકલીફમાં પણ આપને સૌથી મોટી ચિન્તા

ભેગા કર્યા. તેઓને સંબોધીને એક જુસ્સાદાર પ્રવચન કર્યું. પ્રથમ અલ્લાહ તઆલાની હમ્દો-સના બયાન કરી અને પછી તલવાર તાણીને વીરહાક ગજાવતાં બોલ્યાઃ

"સાંભળો હે લોકો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાતથી ઈસ્લામના બળમાં ઘટાડો થયો નથી બલકે તેમાં ઓરભી વધારો થઈ ગયો છે. યાદ રાખો, જે કોઈ ઈસ્લામથી ફરી જશે, હું અને મારા સાથીઓ પોતાની તલવારોથી તેની ગરદન ઉડાવી દઈશું !"

હઝરત સુહૈલ બિન અમ્રના આ ખુલ્લા પડકારની લોકોના દિલો પર ધારેલી અસર થઈ. ગદ્દારોની હિંમતો પડી ભાંગી. બંડખોરોના ટાંટિયા ઢીલા થઈ ગયા. માથાભારે તત્વોના હાંજા ગગડી ગયા. મક્કહના ગવર્નર હઝરત અત્તાબ બિન અસીદ પાછા પ્રગટ થઈને સત્તાની ગાદીએ બિરાજી ગયા. ઈસ્લામથી ફરી જનારા લોકો ધીરેધીરે ફરીવાર ઈસ્લામમાં આવી ગયા. જે લોકો ફરી જવાની તૈયારીમાં હતા તેઓએ પોતાનો વિચાર બદલી નાખ્યો અને આ રીતે હઝરત સુહૈલ બિન અમ્રે ઈરતિદાદના ધખી ઊઠેલા ફિત્નાને પોતાના બુધ્ધિબળ કે બાહુબળથી શમાવી દીધો.

હઝરત સુહૈલ બિન અમ્રનું એજ તે પરાક્રમ કે સ્થાન છે જેના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમરને એક પ્રસંગે પેશગોઈ રૂપે ફરમાવ્યું હતું : "ઈન્નહૂ અસા અંય-યકૂમ મકામન લા તઝુમ-મુહૂ."

એટલે હે ઉમર ! તે સમય દૂર નથી જ્યારે આ સુહૈલ એવા સ્થાને ઊભા થશે (અને એવું પરાક્રમ કરી બતાવશે)કે તમે એને ઠપકો આપી શકશો નહિ.

(આ તે પ્રસંગ હતો જ્યારે સુહૈલ બિન અમ્ર કુફ્રની હાલતમાં હતા અને જંગે-બદ્રમાં કેદ પકડાયા હતા. ત્યારે હઝરત ઉમરે દરખાસ્ત કરી હતી, "યા રસૂલલ્લાહ ! સુહૈલના આગલા બે દાંતો તોડી પડાવો કે જેથી એની બોલવાની છટા નાશ પામે." જવાબમાં આપે હઝરત ઉમરને ઉપરના શબ્દો ફરમાવ્યા હતા.

હઝરત સુહૈલ મક્કહના મોટા સાહિત્યકાર, પંકાયેલા શાઈર અને પ્રખર પ્રવચનકાર હતા. કુફ્રની હાલતમાં ઈસ્લામના કટ્ટર શત્રુ હતા. હુદૈબિયહનું ઐતિહાસિક સુલેહનામું એમની જ આગેવાની હેઠળ થયું હતું. અલ્લાહ એમનાથી રાજી હો !

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશગોઈ મુજબ હઝરત સુહૈલ બિન અમ્રનું એજ તે સ્થાન (કે પરાક્રમ) છે જ્યાં પહોંચીને તેમણે ઈરતિદાદના ફિત્નાનું નિકંદન કાઢી નાખ્યું.

---

## પ્રકરણ ૧૬૪

# હઝરત હસ્સાનના માતમી શેઅરો

(ઈબ્ને હિશામની સીરતુન-નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું છેલ્લું પ્રકરણ.)

**હઝરત હસ્સાનનો પહેલો મરસિયા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ માતમી કાવ્ય રચેલું છે જેમાં તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પર વિલાપ અને રૂદન કરે છે જેમકે ઈબ્ને હિશામે અબૂ ઝૈદ અન્સારીની રિવાયત ટાંકેલી છે :

**બિ-તૈબત રસ્મુન લિર-રસૂલે વ મઅ-હદુ • મુનીરુન વકદ તઅ-ફવર - રસૂમુ વ તહ-મદુ**

મદીનહ તૈયિબહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલમની મંઝિલો અને મુકામોની, સદાયે રોશન રહેનારી નિશાનીઓ કોતરાઈ ગયેલી છે જયારે કે બીજા લોકોના નામો-નિશાન, જરીપુરાણા થઈને નેસ્તો-નાબૂદ થઈ જાય છે.

**વલા તમ-તહિલ આયાતુ મિન દારે હુર-મતિન • બિહા મિમ્બરલ-હાદીલ - લઝી કાના યુસ્અદુ**

પરંતુ મદીનહની, આદરમાનને પાત્ર સ્થળોની નિશાનીઓ કદી મટી શકતી નથી જેમાં હાદીએ-બરહક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો તે મિમ્બર મવજૂદ છે જેની ઉપર બિરાજમાન થઈને આપ ખુત્બો બયાન ફરમાવતા હતા.

**વ વાદિઉ આસારિંવ વ બાકી મઆ-લિમિન • વ રબ્ઉન લહૂ ફીહે મુસલ્લંવ વ મસ્જિદુ.**

એમાં આપની ઝળહળતી નિશાનીઓ અને આપની અમર યાદગારો છે. અને આપનું તે પવિત્ર ઘર છે જેમાં આપની નમાઝ પઢવાની જગા અને આપના સિજદહ કરવાની જગા છે.

**બિહા હુજુરાતુન કાના યન્ઝીલુ વસ્તહા • મિનલ્લાહે નૂરુન યસ-તદાઉ વ યૂકદુ.**

એમાં આપના તે મકાનો મવજૂદ છે જેની અંદર અલ્લાહનું નૂર ઊતરતું હતું અને એ નૂરને ધખાવીને ભરપૂર રોશની મેળવવામાં આવતી હતી.

**મઆરિફુ લમ તુત્મસા અલલ-અહદે ઐયુહા • અતાહલ-બલા ફલાયુ મિન્હા તજદ-દદુ.**

અહીં તે જ્ઞાન અને પ્રજ્ઞાનના ભંડારો ભરેલા હતા જેની નિશાનીઓને કદી મિટાવી શકાય એમ નથી. જયારેય એમાં ઝાંખપ જેવું લાગતું તો એ નિશાનીઓ અવનવા રૂપે પ્રગટ થવા લાગતી.

**અરફ-તા બિહા રસ્મર - રસૂલા વ અહ-દહૂ • વ કબ્રન બિહા વ અરાહુત - તુર્બે મુલ-હિદુ**

મેં મદીનહ તૈયિબહના એ સ્થળોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નિશાનીઓ અને યાદગારો જોઇ છે અને તેમાં તે કબર પણ જોઇ છે જેની માટીમાં, કબરમાં ઊતરનારાઓએ આપને છુપાવી દીધા છે.

ઝલલ્તુ બિહા અબિકિર - રસૂલુ ફઅસ-અદત • ઉયૂનુંવ વ મિસ્લાહા મિનલ - જુફને તુસ્ઇદુ.

હવે હું એ જગા પર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને રડી રહ્યો છું અને આંખોએ મારી મદદ કરી છે અને એ આંખોથી પણ બમણી પાપણો મારો સાથ આપી રહી છે.

અતાલબ વફૂફન તઝ-રિફુલ- ઐને જુહ-દહા • અલા તલ્લિલ-કબ્રીલ-લઝી ફીહે અહમદુ.

મારૂં હૃદય લાંબી મુદ્દતથી થંભી જઇને, એ કબરના નિશાન પર , પુરા બળ સાથે આંસુ વહાવી રહ્યું છે; તે કબર પર કે જેમાં અહમદે-મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દફનાવી દેવામાં આવ્યા છે.

ફ - બૂરિકતા યા કબ્રર - રસૂલ વ બૂરે - કત • બિલાદુન સવા ફીહ્ર રશીદુલ મુસદ - દદુ

હે કબ્રે-રસૂલ ! તને બરકત મળી ગઇ છે અને એ ભૂમિને પણ બરકત મળી ગઇ છે જેમાં, જગતજનોનું માર્ગદર્શન કરનાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉતારો લીધો છે.

વ બૂરેકા લહદુન મિન્કા દુમ્મેના તૈયિબન • અલૈહિ બિનાઉમ મિન સફીહે મુનસ-સદુ.

અને હે કબ્રે-રસૂલ ! તારી લહદ બરકતવંતી બની ગઇ છે; તે લહદ કે જેણે એક પાક-પવિત્ર હસ્તીને પોતાની અંદર લેટાવી લીધી છે અને તે લહદ કે જેને ચોડા-ચોડા કતારબંધ પથ્થરો મુકીને બનાવવામાં આવી છે.

તહીલા અલૈહિત-તુર્બ ઐદિંવ વ અઅ-યુનુન • અલૈહિ વ કદ ગારત બિ-ઝાલિક ઉસ-ઉદુ.

અને તે લહદ કે જેની ઉપર લોકોના હાથો મટોડું નાખી રહ્યા હતા અને આંખો તેની ઉપર ચોંટેલી હતી જયારે કે આ રીતે, દુનિયાભરની નેકબખ્તીઓ તેમાં દફન થઇ રહી હતી.

લકદ ગય્યબૂ હિલ્મન વ ઇલ્મન વ રહ-મતન • અશીય્યતા ગલલવ - હુસ - સરા લા યુવસ - સદુ.

તે વેળા લોકોએ દરગુજરની નીતિને, સહનીશલતાને, જ્ઞાનના ભંડારને, મઅરેફતને (એટલે અલ્લાહની ઓળખના જ્ઞાનને) અને રહમતને અને બરકતને તે રાતે કબરમાં ગાયબ કરી દીધાં ; જયારે કે લોકો આપની ઉપર મટોડાંનો ઢગલો વાળી રહ્યા હતા. તેમાં કોઇ પાથરણું સુધ્ધાં પાથરેલું ન હતું.

વ રાહૂ બિ-હુઝનિન લૈસ ફીહિમ નબીય્યુ - હુમ • વ કદ વહનત મિન્હુમ ઝુહુરુ વ અઅ-દદુ.

અને એ દુખિયારા-ઉદાસ લોકો એવી દશામાં મૂકાઇ ગયા કે હવે તેઓમાં તેઓના નબી નહિ હતા. હવે તેઓની કમ્મરો વાંકી વળી ગઇ છે અને બાહુઓ છેક ઢીલાં થઇ ગયાં છે.

યુબક - કૂના મિન તબકીસ - સમાવાતે યવ - મહૂ • વમન કદ બકત - હુલ - અર્દુ ફન્નાસુ અક-મદુ.

આ બધા લોકો તે નૂરાની હસ્તી પર રડી રહ્યા છે જેની ઉપર, તેની વફાતના દિવસે આસમાનો સુધ્ધાં રડી રહ્યા હતાં અને જમીન સુધ્ધાં રડી રહી હતી અને લોકો તેઓથી પણ વધારે ઉદાસ કે દુખિયારા હતા.

વ હલ અદ્લત યવમન રઝીતુ હાલિકિન • રઝીય્યતના યવમિન માતા ફીહે મુહમ્મદુ.

અને શું કોઇ પણ મરનારની મુસીબતનો દિવસ, એ દિવસની મુસીબતની બરાબર હોય શકે છે જેમાં

મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત થઇ છે ?

તકત-તઆ ફીહે મન્ઝલુલ - વહયે અન્હુમ • વ કદ કાના ઝા-નૂરિન યગૂરુ વ યન-જિદુ.

આ તે દિવસ હતો જેમાં દુનિયાના લોકો વચ્ચેથી તે ગૃહસ્થ અલોપ થઇ ગયા જેમની ઉપર આકાશથી વહી ઊતરતી હતી; તે વહી જેનું નૂર દરેક નીચા અને ઊંચા સ્થળોને ઝગમગાવી દેતું હતું.

યદુલ્લુ અલર - રહમાને મંય યકતદી બિહી • વ યુનકેઝુ મિન હવલિલ ખઝાયા વ યુર-શિદુ.

જે માણસ તેમના એ નૂરને અપનાવી લેતો હતો તેને તેઓ, અલ્લાહના રસ્તે લગાડી દેતા હતા અને તેને તેઓ, ઝિલ્લતો-ખ્વારી તથા રૂસ્વાઈઓના ખોફનાક અંધારાંથી કાઢીને, માન-આબરૂના રસ્તા પર ચાલતો કરી દેતા હતા.

ઈમામુન લહુમ બિ-હદયિહી - મુલ-હક્ક જાહિદન • મુઅલ-લિમુ સિદકીન ઇંય-યુતીઊ-હુ યુ સઇદુ.

તેઓ લોકોના એવા ઈમામ, એવા સાચા શિક્ષક, એવા માર્ગદર્શક હતા જેઓ પૂરા ઉત્સાહ અને ખંતથી લોકોને હકના રસ્તાની નિશાની દેખાડી દેતા હતા. અને તેઓ સચ્ચાઇનો પાઠ ભણાવનારા હતા. જે લોકો તેમનું અનુકરણ કરી લેતા એ બધાને નેકીઓ અને ભલાઇઓના ભંડાર બનાવી દેવામાં આવતા.

અફુવ-વુન અનિઝ - ઝલ્લાતે યકબિલુ ઉઝ-રહુમ • વ ઈંય યુહસિનુ ફલ્લાહે બિલ-ખયરે અજ-વદુ.

તેઓ લોકોની ભૂલોને માફ કરનારા અને તેઓના વાંધાવચકાઓને કબૂલ રાખનારા હતા. અગર લોકો નેકીના કામો કરવા લાગતા તો અલ્લાહ તેઓની સાથે ભલાઇ કરવામાં અતિ ઉદાર બની જતો હતો.

ફબૈના હુમ ફી ઝાલિકન - નૂરે ઇઝ ગદા • ઈલા નૂરેહિમ સ-હ-મ મિનલ - મવતે મુકસિદુ.

સારાંશ કે એજ દરમિયાન જ્યારે કે લોકો એ નખશિખ નૂરથી લાભ ઉઠાવી રહ્યા હતા, અચાનક મોતનું એક તીર એ નૂર પર આવીને ખૂપી ગયું.

ફ-અસ્બહા મહમૂદન ઈલલ્લાહે રાજિઅન • યુબક-કીહે હક્કુલ-મુર -સલાતે વ યુહ-મદુ.

ત્યારે એ નૂર લોકોની પ્રશંસાઓ અને વખાણો મેળવીને અલ્લાહના દરબાર તરફ પાછું વળી ગયું તે વેળા અલ્લાહના ફરિશ્તા એ નૂર પર રડી રહ્યા હતા અને એ નૂરના વખાણોના ગીત ગાવામાં તલ્લીન હતા.

વ અમ્સત બિલાદુલ-હરમે વહશન બકા - ઇહા • લિ-ગયબતે મા કાનત મિનલ-વહયે તુઅ-હદુ.

અને મક્કહ તથા મદીનહ અને આજુબાજુના તમામ સ્થળો સુનસાન થઈ ગયાં; તે વહીના ગાયબ થઇ જવાથી જેનાથી તેઓ ટેવાઇ ગયાં હતાં.

કિફારન સવા મઅમૂ-રતલ લહદે દાફેહા • ફકીદુન યુબક-કયહે બલાતુન વ ગરકદુ.

હવે એ બધા સ્થળો વેરાન થઇ ગયા છે ફકત તે આબાદ અને પ્રફુલ્લ કબર વગર, જેમાં અમારાથી વિખૂટા થઇને જનારા ગૃહસ્થ લેટેલા છે. એ ગૃહસ્થ પર પથ્થરો અને ઝાડો રડી રહ્યાં છે.

વ મસ્જિદુહૂ ફલ-મૂહેશાતે લિ-ફકદેહી • ખલાઉન લહૂ ફીહે મકામા વ મક-અદુ.

અને આપના ન હોવાથી એ બધાં બુરી રીતે વહશત અનુભવી રહ્યાં છે અને આપની મસ્જિદ આજે ખાલી છે જેમાં આપનું ઊઠવાનું-બેસવાનું થયા કરતું હતું.

વમા લકા લા તબકીન ઝન-નિઅમતલ- લતી • અલન-નાસે મિન્હા સાબિગુન યુતગમ - મદુ.

માટે હે આંખ ! તને શું થઇ ગયું છે કે તું આવી નેઅમતોના માલિક પર રડતી નથી ? એવી નેઅમતો કે જેનો એક હિસ્સો પણ લોકો માટે બસ થઈ પડતો હતો. તું એ નેઅમતોના માલિક પર રડ જેઓ હવે અદ્રશ્ય અને અલોપ થઈ ગયા છે.

ફ - બક્કીય રસૂલલ્લાહે યા ઐનુ ઇબ્રતન • વલા અઅરફ - નકદ - દહરા દમ્અક યજ-મદુ.

માટે હે આંખ ! તને શું થઈ ગયું છે ? તું એવી નેઅમતોવાળા અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર પોકેપોક રડ અને મોટાં-મોટાં આંસુઓ વહાવ. અને હે આંખ ! હું કદી જોવા નહિ પામું કે તારાં આંસુ સુકાઈ ગયાં છે.

ફ - જૂદી અલૈહે બિ-દમૂએ-અઅ-વલી • લ-ફક્દલ લઝી લા મિસ્લુહુદ-દહરા યૂજદુ.

માટે તું તેઓ પર આંસુઓની, મનમુકીને સખાવત કર અને એ નૂરાની હસ્તીના ગુમ થવા પર ચીસો પાડી-પાડીને રડ જેનો દાખલો ઝમાનાભરમાં મળી શકે એમ નથી.

વમા ફકદલ-માદૂના મિસ્લ મુહમ્મદિન • વમા મિસ્લુહૂ હત્તલ - કિયામતુ યુફ-કદુ.

અને પસાર થયેલી ઉમ્મતો કે પ્રજાઓમાંથી કોઈએ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેવી મહાન હસ્તી ગુમ કરી નથી. અને ન કિયામત સુધી એમના જેવી અઝીમ હસ્તીને ગુમ કરી શકાય છે.

વ અફ્ફા વ અવફા ઝિમ્મતન બઅદ ઝિમ્મતિન • વ અક-રબા મિન્હુ નાઇલન લા યુન્કદુ.

તેઓ નામદાર સૌથી મોટા અફીફ એટલે પાકબાઝ કે પાકદામન પુરૂષ હતા. તેઓ એક પછી એક પોતાની ઝિમ્મેદારીઓ પૂરી કરનારા સજ્જન હતા; તેઓ સૌથી બઢીચઢીને બખ્શીશો કરનારા વીરલા હતા; એવી બખ્શીશો જેનું કદી એહસાન જતાવવામાં નહિ આવતું હતું.

વ અબઝલ મિન્હુ લિત-તરીફે વ તાલેદિન • ઇઝા દન્ન મિઅતાઉન બિમા કાના યુત્લદુ.

અને એવા સમયે જ્યારે કે મોટાથી મોટો દાનવીર પણ બાપદાદાથી ઊતરી આવેલી વારસાગત્ જૂની દવલતને સંઘરી રાખીને, તેને વાપરવામાં કંજૂસાઈ કરતો હતો તો, તેવા સમયે પણ આપ પોતાના હાથની કમાણીની નવી દવલતને અને વારસામાં મળેલી જૂની દવલતને છુટ્ટા હાથે વાપરી નાખવામાં સૌથી આગળ હતા.

વ અકરમ સીતન ફીલ બુયૂતે ઇઝન - તમી • વ અકરમ જદ્દન અબ-તહિય્યન યુસવ - વદુ.

અને જ્યારે વંશ કે ખાનદાનની ચર્ચા થવા લાગતી તો, અરબના ખાનદાનોમાં શરાફત કે પ્રતિષ્ઠા કે માનઆબરૂના ધોરણે આપની જ ખ્યાતિ અને આપની જ કીર્તિ હતી.આપ પોતાના બાપદાદાઓ કે પૂર્વજોને ધોરણે સહુથી બઢીચઢીને શરીફ, સજ્જન, આબરૂદાર હતા; આપના તે પૂર્વજો કે જેઓ "બત્હાએ-મક્કહ"ના નિવાસી અને (અરબભરના) લોકોના માનવંતા સરદાર હતા. (બત્હાએ-મક્કહ એટલે મક્કહની પથરીલી ભૂમિ.)

રિબાહુ વલીદન ફઅસ - તમિમ્મ તમામુહ • અલા ઇક-રમલ-ખયરાતે રબ્બુન મુમજ - જદુ.

અને જગતના સર્વોચ્ચ-મહાન પાલનહારે આપના બચપનમાં જ આપનું સર્વશ્રેષ્ઠ લાલન-પાલન કર્યું હતું જેથી સર્વાંગી સદગુણો અને સંસ્કારોમાં આપ પરિપૂર્ણ અને મુકમ્મલ બની ગયા હતા.

તનાહત વસાતલ - મુસ્લિમીન બિ - કફ - - ફેહી • ફલલ - ઈલ્મુ મહબૂસુ વલર - રઅયે યુક - નદુ.

આપના મુબારક હાથથી મુસલમાનોનું સંગઠન નક્કર બની ગયું હતું જેથી ન તો આપનું જ્ઞાન અધૂરૂં હતું અને ન આપના કોઈ મત કે મંતવ્યમાં કશી ખામી હતી.

અફૂલુ વલા યુલ્કા લિ-કવલિયા આઇબુ • મિનન - નાસે લિ - આઝિબલ અકલુ મુબ-અદુ.

હું આ દાવો કરૂં છું અને લોકોમાં કોઇ પણ એવો માણસ મળશે નહિ જે મારા આ દાવાને ખોટો ઠરાવી શકે, સિવાય એવા માણસના જે બુધ્ધિનો બાંડો કે અક્કલનો ખાંડો હોય.

વ લૈસ હવાય નાઝિઅન અન સનાઈહી • લઅલ્લ બેહી ફી જન્નતિલ - ખુલ્દે અખ્લદુ.

હું આપના જે ભારોભાર વખાણો કરી રહ્યો છું તેમાં મારી કોઇ ગરજ કે સ્વાર્થનો કોઇ દખલ નથી. મને આશા છે, હું આપના આ વખાણોને કારણે ''જન્નતુલ-ખુલ્દ''માં હમેશા-હમેશા રહીશ.

મઅલ મુસ્તફા અરજૂ બિઝાકા જિવા-રહૂ • વ ફી નયલે ઝાકલ - યવમ અસ્આ વ અજહદુ.

હું મારા આ પ્રશસ્તિ-કાવ્યને કારણે મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પડોશમાં આપના સંગાતે રહેવાની આકાંક્ષા ધરાવું છું અને એજ સદ્ભાગ્યની સિધ્ધિ માટે હું આ બધી કોશિશો કે યત્નો-પ્રયત્નો કરી રહ્યો છું.

**હઝરત હસ્સાનનો બીજો મરસિયા**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો પણ કહ્યા છે જેમાં તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પર માતમ અને રૂદન કરે છે :

મા બાલ ઐનુકા લા તનામુ કઅન-નમા • કુહેલત મઆકીહા બિ-કુહલિલ અર-મદિ.

તારી આંખને શું થઇ ગયું છે કે એને ઊંઘ જ નથી આવતી ? જાણે કે એ આંખની કિનારીઓમાં તણખલાંઓનો સુરમો આંજી દેવામાં આવ્યો છે !

જઝઅન અલલ મહદીય્યે અસ્બહા સાવિયન • યા ખૈર મંવ-વતિઅલ - હસા લા તબ-અદિ.

ઊંઘ નહિ આવવાનું કારણ, એવા હાદી અને મહદી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર મારી આહો-ઝારી કે રડાકૂટ છે જેઓ, જન્નતમાં પોતાના ઠેકાણે સિધાવી ગયા છે. હે અલ્લાહના લાડલા હબીબ ! આપે આ જમીન પર ચાલીને વારંવાર તેને રગદોળી છે, આપ મારાથી અળગા ના થજો !

વજહિયા યકીકત - તુરબે લહફી લય-તની • ગુય્યબત કબ્લકા ફી બકીઇલ ગર-કદિ.

મારો ચેહરો માટીના સ્પર્શથી આપનું રક્ષણ કરે ! હાય અફસોસ ! કેવું સારૂં થાત કે આપથી પહેલાં જ મને ''બકીઉલ-ગરકદ''માં (એટલે મદીનહના કબ્રસ્તાનમાં) દફન કરી દેવામાં આવત !

બિ-અબી વ ઉમ્મી મન શહેદત વફાતહૂ • ફી યવમિલ ઇસ્નય-નિન નબીય્યલ મુહતદી.

એ હિદાયત પામેલા નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર મારાં માં-બાપ કુરબાન ! આપની વફાત સોમવારના દિવસે મારી આંખ સામે જ થઇ છે.

ફ - ઝલિલતુ બઅદ વફાતેહી મુતબલ્લ - લિદન • મુતલદ - દિદન યા લૈતની લમ ઊ-લદિ.

જેથી હવે હું આપની વફાત બાદ હયરાન - પરેશાન અને દિગમૂઢ છું અને એજ દશામાં અહીંતહીં રખડપટ્ટી કરી રહ્યો છું. એ કાશ ! હું પૈદા જ ન થયો હોત !

**અ-ઉકીમુ બઅદકા બિલ-મદીનતે બૈનહુમ • યા લૈતની સુબ્બહ-તુ સમ્મલ ઉસ્વદિ.**

શું હું આપના વગર મદીનહમાં લોકો વચ્ચે રહી શકીશ ? એ કાશ ! સવારના પહોરમાં જ મને કાળા નાગોનું ઝહેર પીવાડી દેવામાં આવત !

**અવ હલ્લ અમ્રુલ-લાહે ફીના આજિલન • ફી રવ-હતિન મિંય - યવમેના અવ મિન ગદિ.**

અથવા તો આજે સાંજે યા આવતી કાલે બનતી ઉતાવળે અલ્લાહનો હુકમ અમારા માટે આવી લાગે!

**ફ - તકૂમુ સા-અતિના ફ - નલકા તૈયબન • મહદા દરા-ઈનુહૂ કરીમલ મુહ-તદિ.**

પછી અમારો એ (મૃત્યુનો) સમય આવી લાગે અને પછી અમે એ પાક-પવિત્ર હસ્તીને જઈ મળીએ, તે પાક-પવિત્ર હસ્તી કે જેની પ્રકૃતિ એકદમ શુધ્ધ અને જેનું મૂળ તદ્દન સ્વચ્છ છે.

**યા બિક્ર આમિનતલ મુબારેકા બિક-રુહા • વલ્-દત્હુ મુહ-સનતુન બિ-સઅદિલ - ઉસ્વદિ.**

હે આમિનહના લાલ ! તે આમિનહ કે જેનો લાલ, મુબારક કે ભાગ્યશાળી પુરવાર થયો. અને આમિનહનો તે લાલ જેને હજાર નેકબખ્તીઓ સાથે એક પાકદામન અને કુળવાન માતાએ જણ્યો હતો.

**નૂરન દાઅ અલલ - બરીય - યતે કુલ્લેહા • મંય - યુહદા લિન - નૂરિલ-મુબારેકા યહ-તદિ.**

એ લાલ એક એવું નૂર હતું જેણે સારાયે જગતને ઝગમગાવી દીધું પછી જે કોઈના નસીબમાં એ મુબારક નૂરથી હિદાયતના રસ્તામાં આવવાનું લખાઈ ગયું હતું તે સીધા રસ્તા પર આવી ગયો.

**યા રબ્બે ફ-અજ મઅના મઅન વ નબીય્યના • ફી -જન્નતિન તુસ્ના ઉયૂનિલ હુસ-સદિ.**

હે અમારા પાલનહાર ! તું અમને બધાને અમારા નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જન્નતમાં એક સ્થળે ભેગા કરી દે ; એવી જન્નતમાં જેને હસદખોરોની આંખોથી હટાવી લેવામાં આવે.

**ફી જન્નતિલ - ફિરદૌસે ફક-તુબ્હા લના • યા ઝલ-જલાલે વ -ઝલ - ઓલા વસ-સૂદદિ.**

યા અલ્લાહ ! એજ જન્નતુલ-ફિરદૌસમાં અમને બધાને ભેગા કરી દે. પછી એ જન્નતુલ-ફિરદૌસને અમારા બધાના નસીબમાં લખી દે ! હે જલાલ અને દબદબાવાળા અલ્લાહ ! અને હે હકીકી બુલંદી તથા સરદારીના માલિક !

**વલ્લાહે અસ્મઊ મા બકૈતુ બેહા લકિન • અલા બકૈતુ અલન નબીય્યે મુહમ્મદિન.**

અલ્લાહના સોગંદ ! મારા જીવનમાં જયારે ય કદી હું કોઈ મરનારના સમાચાર સાંભળીશ તો મને અમારા નબીય્યે કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર રડવું આવતું રહેશે.

**યા વૈહ અન્સારન - નબીય્ય વ રહતેહી • બઅદલ મુગય - યબે ફી સવાઈલ મલ-હદિ,**

હઝરત નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના, લહદી કબરમાં દફન થઈ જવા બાદ આપના અન્સાર અને આપની જમાઅતના કેટલા બુરા હાલ થઈ ગયા છે !

દાકત બિલ અન્સારિલ બલાદે ફ-અસ-બહૂ • સૂદન વુજૂહુ-હુમ ક-લવનલ અસ-મદિ.

મદીનહના અન્સાર માટે બધાં જ શહેરો કે મુલ્કો તંગ થઇ ગયાં છે. એજ કારણે તેઓના ચેહરાઓ સુરમાના રંગ પેઠે કાળા પડી ગયા છે.

વલકદ્ વલદ - નાહુ વ ફીના કબ્રુહૂ • વ ફદૂલા નિઅ-મતેહી બિંના લમ નજ-હદિ.

અને બેશક આપનો મુબારક જન્મ અમારા અન્સારના લોકોમાં જ થયો છે (કેમકે આપના મામાઓ, આપના પરદાદી બીબી સલમા મદીનહના મશહૂર કબીલા બનૂ નજ્જારમાંથી હતાં.) અને આપની નૂરાની કબર પણ અમારા જ લોકોમાં બનેલી છે. અમારી ઉપર આપના જે મહાન અને સર્વશ્રેષ્ઠ ઉપકારો થયેલા છે અમે તેનો ઇન્કાર કરી શકતા નથી.

વલ્લાહે અક-રમ્ના બિહી વ હદય-બિહી • અન્સારહૂ ફી કુલ્લે સાઅતિન મશ-હદિ.

અને અલ્લાહ તઆલાએ આપની મારફતે અમને માનપ્રતિષ્ઠાથી વધાવી લીધા અને અલ્લાહ તઆલાએ આપની મારફતે મદીનહના અન્સારનું દરેક પ્રસંગે માર્ગદર્શન ફરમાવ્યું.

સલ્લલ - ઇલાહુ વમંય - યહુફફા બિ-અર-શિહી • વત - તૈયબૂન અલલ - મુબારિકે અહમદિ.

હઝરત અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બરકતવંતી હસ્તી પર અલ્લાહ તઆલા પોતાની રહમતો નાઝિલ ફરમાવે ! અને અલ્લાહના જે ફરિશ્તાઓ અલ્લાહના અર્શને ઘેરી વળેલા છે તેઓ તથા પાક-પવિત્ર લોકો આપના માટે રહમતની દુઆઓ કરતા રહે !

**હઝરત હસ્સાનનો ત્રીજો મરસિયા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો પણ કહ્યા છે જેમાં તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પર આહો-ઝારી કે વિલાપ-રૂદન કરે છે :

નબ્બલ-મસાકીન ઇન્નલ - ખૈરા ફઅર - કહુમ • મઅન-નબીય્ય તવલ્લા અન્હુમ સ-હ-રા.

મિસ્કીનો, ગરીબો, નાદારોને ખબર કરી દો કે ભલાઇ અને કામયાબી તેઓથી રૂખ્સત થઇ ગઇ, તે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે, જેમણે પ્રભાતના સમયે તેઓથી પોતાનો નૂરાની મુખડો ફેરવી લીધો છે.

મન ઝલ્લઝી ઇન્દહૂ રહલી વ રાહિ-લતી • વ રિઝકુ અહલી ઇઝા લમ યૂનિસુલ-મ-ત-રા.

હવે તે કોણ છે જેના માટે મારી સફરના સામાનથી મારી સવારીનો બંદોબસ્ત કરાવમાં આવશે? જેમની પાસેથી મારાં ઘરવાળાંઓને એવા સમયે રોજી-રોટી મળતી હતી જ્યારે લોકો દુકાળને કારણે વરસાદનો વિચાર સુધ્ધાં કરતા ન હતા.

અમ મિન નુઆતિબુ લા તખ્શા જના-દઅહૂ • ઇઝલ લિસાને અતાફીલ - કવલે અવ અ-સ-રા.

અથવા હવે તે કોણ છે, જેનાથી અગર અમે રૂઠી જઇએ, અને અમારી જીભેથી કોઇ અણછાજતો શબ્દ સરી પડે, અથવા અમારાથી કોઇ ભૂલ થઇ જાય, તો તેમની તરફથી અમને કોઇ તરહનું નુકસાન પહોંચવાની જરા જેટલી ધાસ્તી ન રહે ?

કાના ઝૈદાઅ વ કાનન-નૂરા નત - બઉહૂ • બઅદલ-ઇલાહે વ કાનસ - સમ્અ વલ-બ-સ-રા.

આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક રોશની હતા, એક એવું નૂર હતા કે અલ્લાહ તઆલા પાછી

અમે તેમનું અનુકરણ કરતા હતા. તેઓ અમારા કાન હતા. તેઓ અમારી આંખ હતા.

**ફ-લૈતના યવમ વ અરવ-હુ બિલ-મુલ-હિદિહી • વ ગય-યબૂહો વ અલ્કવ ફવ-કહુલ- મ-દ-રા.**

જે દિવસે લોકોએ આપને કબરમાં ઉતારનારની મારફતે જમીનમાં સંતાડી દીધા અને આપને અમારી નજરોથી ગાયબ કરી દીધા અને પછી આપની ઉપર મટોડું વાળી દીધું.........

**લમ યુત-રકીલ્લાહુ મિન્ના બઅ-દહૂ અ-હ-દ-ન • વલમ યુઅશે બઅ-દહૂ ઉન્સા વલા ઝ-ક-રા.**

એ કાશ ! એજ દિવસે અલ્લાહ તઆલા અમારામાંથી કોઈને પણ આપના પછી નહિ છોડતે અને અમારા સ્ત્રી-પુરૂષમાંથી કોઈને પણ જીવતું ન રહેવા દેત !

**ઝલ્લત રિકાબુ બનિન - નજ્જાર કુલ્લે-હિમ • વ કાના અમ્રન મિન અમ્રિલ્લાહે કદ - ક્રુ-દિ-રા.**

બનૂ નજ્જારના તમામ લોકોની ગરદનો એ દિવસે ઝુકી ગઈ અને એ, અલ્લાહ તઆલાનો એવો હુકમ હતો જે નસીબમાં લખાઈ ચૂકયો હતો.

**હઝરત હસ્સાનનો ચોથો મરસિયા**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ આ શેઅરો પણ કહ્યા જેમાં તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વિલાપ અને રૂદન કરે છેઃ

**આલૈતુ મા ફી જમીઇન - નાસે મુજ-તહિદન • મિન્ની ઈલૈહિ બર્રિન ગયરા ઈફ-નાદિ.**

જગતના તમામ લોકો પાસે જેટલી વસ્તુઓ પણ હોય એ બધી વસ્તુઓના મેં, એવા પાકા સોગંદ લીધા છે કે જેને, લેશ પણ આળસ વિના પૂરા કરવાનો મેં દ્રઢ સંકલ્પ કરી લીધો છે.

**તલ્લાહે મા હમલત ઉન્સા વલા વ-દ-અ-ત • મસ્લર રસૂલે નબીય-યિલ ઉમ્મતિલ હાદી.**

અલ્લાહના સોગંદ ! પોતાની ઉમ્મતની હિદાયત કરનારા નબી અને રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેવો વીરલો આજ સુધી કોઈ માતાએ ન તો જણ્યો છે અને ન એમના જેવું કોઈ બાળક તેની માતાના ગર્ભમાં રહ્યું છે.

**વલા બરલ્લાહુ ખલ્કમ મિમ - બરિય - યતેહી • અવફા બિ - ઝિમ્મતે જારિન અવ બિ-મીઆદિ.**

અને અલ્લાહ તઆલાએ પોતાની તમામ મખ્લૂકાતમાં આજ સુધી કોઈ એવો ઈન્સાન પૈદા નથી કર્યો જે પાડોશી પ્રત્યેની પોતાની જવાબદારી પૂરી કરવામાં અને જે પોતાના આપેલા વચનને પાળવામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ટપી જનારો હોય.

**મિનલ લઝી કાના ફીના યુસ-તદાઅ બેહી • મુબારિકલ - અમ્ર ઝા-અદલે વ ઈરશાદિ.**

આપ તે નબી હતા જેમની મારફતે રોશની મેળવવામાં આવતી હતી અને જેમનો દરેક મામલો બરકતોથી ભરપૂર હતો અને જેઓ અદલ ઈન્સાફ તથા હિદાયત કે માર્ગ દર્શનનું ઝરણું હતા.

**અમ્સા નિસાઅ - કિન અત્તલ-નલ-બુયૂતા ફમા • યદ - રિબ્ન ફવકા કફા સીતરીન બિ-અવતાદિ.**

આપના ''અઝવાજે-મુતહ - હરાત''એટલે પાક બેગમોએ પોતાના ઘરોને એમ જ છોડી દીધાં છે અને હવે તેઓ પોતાના પર્દાઓની પાછળ ખીલા મારતી નથી. (બધાં ગુમસુમ છે કે આ શું થઈ ગયું ?)

**મસ્લુર સ્વાહિબે ચલ-બસ્નલ મુબાઝિલા કદ • ઐકન્ના બિલ બુઉસે બઅદન નેઅમતિલ બાદી.**

હવે આપના આ પાક બેગમો સંસારત્યાગીઓ જેવા છેક મામૂલી અને જર્જરિત કપડાં પહેરે છે. નેઅમતના ચાલ્યા જવા બાદ તેઓએ જાહેરી મુસીબત પર ધીરજનો પાકો નિર્ણય કરી લીધો છે.

**યા અફઝલન - નાસુ ઇન્ની કુન્તુ ફી નહરે • અસ-બહતુ મિન્હુ ક-મસ્લિલ મુફ - રદિસ-સાદિ,**

હે તમામ ઈન્સાનોમાં સર્વશ્રેષ્ઠ હસ્તી ! આથી પહેલાં હું આબે-હયાત જેવી એક નદીની પાસે હતો અને હવે એ નદીથી એવા ઈન્સાન પેઠે દૂર થઈ ગયો છું જે એકલો-અટૂલો અને તરસ્યો હોય.

---

## ————તમ્મત - કિતાબ————

**અલ્લામા ઈબ્ને હિશામ રહમતુલ્લાહિ અલૈહિની લખેલી**

**સીરતુન-નબી કિતાબ**

**પૂરી થઈ.**

અલ-હમ્દુ લિલ્લાહ આજે આ સીરતે-પાકની લાજવાબ કિતાબના તરજુમાથી ફરાગત મળી. મારી દિલી દુઆ અને તમન્ના છે કે આ ગુજરાતી આવૃત્તિને પણ તેવી જ લોકપ્રિયતા મળે જેવી અરબી-ઉર્દૂ આવૃત્તિને મળી છે. આમીન !

અહમદ મુહંમદ હથુરાણી

જોહાનિસબર્ગ

૨૧ ઝિલ-હજ્જ ૧૪૧૭ હિજરી

૨૯ એપ્રિલ ૧૯૯૭ ઈસ્વી-મંગળ

:: ગુઝારિશ ::

**આ નૂરાની કિતાબના તરજુમા માટે એવા લેખકની જરૂર છે જે ગુજરાતી ભાષાના હિન્દી તરજુમાનો મહિર હોય.**

બ-હર કારે કે હિમ્મત બસ્તા ગરદદ
અગર ખારે બુવદ ગુલદસ્તા ગરદદ